## ધર્મમીમાંસા.

"यद्वै किञ्च मनुरवदत्तद्भेषजम्"

(છંદોગ બ્રાહ્મણ)

# મણિમનુસ્મૃતિ.


લેખક

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,

સ્થાપક તથા માલેક

આતંકનિગ્રહ ઔષધાલય.



પ્રકાશક

શંકરલાલ મણિશંકર જોશી, બી. એ.

ઑર્ડર ઑફ મેરીટ [જામનગર સ્ટેટ]

જામનગર.

સં. ૧૯૭૨ ઇ. સ. ૧૯૧૬

મૂલ્ય—રૂપિયા પાંચ.

'જસવંત' પ્રિન્ટિંગ પ્રેસમાં માલેક

પુનાતર દીપચંદ જેસંગભાઇએ

છાપી—જામનગર

# धर्मप्रभावः।

एक एव सुहृद्धर्मो निधनेऽप्यनुयाति यः
शरीरेण समं नाशं सर्वमन्यत्तु गच्छति ॥१

ब्रह्मचर्येण सत्येन तपसा च प्रवर्त्तते ॥
दानेन नियमेनापि क्षमाशौचेन वल्लभ ॥२

अहिंसया सुशान्त्या च अस्तेयेनापि वर्त्तते
एतैर्दशभिरङ्गैस्तु धर्ममेव प्रसूचयेत् ॥ ३

अद्रोहश्चाप्यलोभश्च दमो भूतदया तपः
ब्रह्मचर्यं ततः सत्यमनुक्रोशः क्षमा धृतिः
सनातनस्य धर्मस्य मूलमेतद्दुरासदम् ॥

धर्मसंरक्षक-

क्षत्रियवंशविभूषण



अखंडप्रौढप्रताप नामदार महाराजा जामश्री

रणजित्‌सिंहजी साहेब बहादुर,

के. सी. एस. आई.

जामनगर.

# અમારી અભ્યર્થના.

વસંતતિલકા.

સદ્ધર્મને સમજવા તજવા વિધર્મો,
વિજ્ઞાનભાવ ભજવા સજવા સુકર્મો;
આ શ્રેષ્ઠ સાધન મળ્યું મનમાંહિ રાચો,
શ્રદ્ધા ધરી મણિમનુસ્મૃતિ નિત્ય વાંચો.

# પ્રસ્તાવના.

---

પરમકૃપાળુ સર્વજ્ઞ પરમેશ્વર, પોતાની શક્તિરૂપ અનાદિ કાલચક્રથી ચાલના આ સંસારમાં પૂર્વસૃષ્ટિના પ્રલયવખતે ભોગવતાં બાકી રહેલા કર્મોની વાસનાવાળા સૂક્ષ્મરૂપથી પોતાની અંદર લીન થઈને રહેલા જીવાત્માઓને પછીની સૃષ્ટિમા, જ્યારે બાકી રહેલા કર્મો ભોગવવામાટે પ્રકટ કરેછે ત્યારે તેમને તેઓના કર્મને અનુસારે જૂદી જૂદી જાતના શરીરો ધારણ કરાવેછે. સૂક્ષ્મ કીટપતંગના શરીરોથી આરંભી ઉચ્ચકોટિના દેવશરીરોસધીમાં મનુષ્યશરીર સૌથી ઉત્તમ ગણાયછે. શ્રુતિ પણ એમજ સમજાવેછે કે—पुरुषत्वे चाविस्तरामात्मा स हि प्रज्ञानेन सम्पन्नतमो विज्ञातं वदति विज्ञातं पश्यति वेद श्वस्तनं वेद लोकालोकौ मर्त्येनामृतमीप्सतीत्येवं सम्पन्नोऽथेतरेषां पशूनामशनापिपासे एवाभिविज्ञानम् ॥ એટલે આત્માની પ્રકટતા મનુષ્યશરીરમા વિશેષ જણાયછે કારણ કે મનુષ્ય ઉત્કૃષ્ટબુદ્ધિથી યુક્ત હોવાને લીધે સમજીને નજર પહોંચાડેછે, થઈ ગયેલી વાતનું સ્મરણ રાખેછે, પ્રત્યક્ષ અને પરોક્ષને જાણી શકેછે અને નાશરહીત-એવા શરીરવડે પ્રયત્ન કરી મોક્ષ પામવાની ઇચ્છા કરેછે, આવા ગુણોથી યુક્ત છે જ્યારે બીજાં-પશુવગેરેને માત્ર ભૂખ તરસનુંજ ભાન હોયછે. સ્મૃતિ પણ એમજ સમજાવેછે જુઓ—

पुरुषत्वे च मां धीराः साङ्ख्ययोगविशारदाः ।
आवि[illegible]न्ति सर्वशक्त्युपबृंहितम् ॥

ભગવાન કહેછે કે મનુષ્યશરીર પ્રાપ્ત થયેથી ધીરપુરૂષો કે જેઓ સાંખ્ય કે યોગમા નિપુણ હોયછે તેઓ મને પ્રત્યક્ષ જોઈ શકેછે, કે જે હું મારી સર્વશક્તિવડે જગતમા વ્યાપીને રહેલો છું આની રીતે શ્રુતિપ્રમાણ અને સ્મૃતિપ્રમાણદ્વારા મનુષ્યશરીરની ઉત્તમતા સર્વાનુમતે પ્રમાણ છે કારણ કે મનુષ્યોમા બુદ્ધિબળ, ઇંદ્રિયોની પૂર્ણ સ્થિતિ, વિવેક અને ઉપદેશ ગ્રહણ કરવાની પાત્રતા છે ઉત્પત્તિ અને આકૃતિવગેરેથી સર્વ મનુષ્યોની સમાનતા છતા વર્ણ, આશ્રમ, ગુણ અને કર્મ એઓને લીધે તેઓની પરસ્પર સમાનતા નથી चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः । એ ભગવદ્ગીતાના વાક્યથી મનુષ્યોમા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એમ ચાર વર્ણોની

ગુણકર્મદ્વારા ભેદપ્રતિપાદક વ્યવસ્થા શ્રીકૃષ્ણ ભગવાને જણાવેલી છે. રીતે ચાર આશ્રમો કે જે બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ સંન્યાસાશ્રમ એવાં નામોથી પ્રસિધ્ધ છે તેની વ્યવસ્થા પણ અનેક શા જણાવવામાં આવેલી છે મનુષ્યે જે કાંઇ કરવાનું છે અને જે રહેવાનું છે કે જેનો ત્યાગ કરવાનો છે તેનો નિર્ણય ચાર વર્ણોની ચાર આશ્રમોની વ્યવસ્થાવગર થઇ શકતો નથી. સામાન્યરીતે તે તે માત્રથી ગણવામાં આવેલા તે તે વર્ણોમાં તે તે ગુણોની તથા તે તે હાજરી હોય તોજ તે બીજા કરતાં પોતાને વિશેષરૂપમાં દેખાડી એટલે ગુણકર્મદ્વારા વર્ણમાં વિશેષતા આવેછે પણ ગુણકર્મથીજ વર્ણ થાયછે એમ ગણવાતરફ શાસ્ત્રકારોની અભિરૂચિ જણાયેલી નથી. નિ આપનારા તે તે ગુણોનું આધાન તે તે યોગ્યસંસ્કારોથીજ થઇ રત્ન, મણિ તથા સુવર્ણજેવા ઉત્તમ પદાર્થોને પણ જ્યારે સરાણપર વવા, અગ્નિમાં મૂકી તપાવવું વગેરે સંસ્કારો દેવામાં આવેછે ત્યારેજ તેઓ અસાધારણ તેજવગેરે ગુણો પ્રકટ થાયછે. અને તેમ થવાથી તેઓમાં મ ષ્યોને ગ્રાહ્યબુધ્ધિ થાયછે. આની રીતે મનુષ્યોમાં પણ સંસ્કારોથી આત્મા ઉપાદેય અસાધારણ ગુણો પ્રકટ થાયછે અને તેમ થવાથીજ મનુષ્ય ધ અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થોને મેળવીને પોતાનો મનુષ્યજન્મ સફળ કરી શકછે.

મનુષ્યોમાં અસાધારણ ગુણોનુ આધાન કરનારા સંસ્કારો કેટલા છે કેવા છે? કેવી રીતે થાયછે? કયાં સાધનોથી થાયછે? કોનાથી થાયછે કોને માટે થઇ શકેછે? કયા દેશમાં થાયછે? કયાં [illegible] થાયછે અને ક કઇ અવસ્થાએ થાયછે? એવા પ્રકારનું યથાર્થ વિવેચન સર્વજ્ઞ ઇશ્વરવગ અન્ય કોઇથી થઇ શકતુ નથી. ઇશ્વર પોતે ઉત્પન્ન કરેલ જગતમાં તે મર્યાદાના સંરક્ષણ માટે—यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत । अभ्युत्थ नमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥ એ ભગવદ્‌ગીતાના વચન પ્રમાણે ધર્મ રૂપ ગણાતા સ્વતઃપ્રમાણ વેદોને પ્રકટ કરેછે અને તેમાં ઉપર જણાવે બાબતનો સંપૂર્ણ નિર્ણય આપેછે.

વેદોનું સ્વતઃપ્રામાણ્ય સર્વતસિદ્ધ છે. કારણકે તેઓ સર્વજ્ઞ ઇશ્વર વાણી રૂપછે તથા તેઓમાં ભ્રમ, પ્રમાદ, વિપ્રલિપ્સા અને કરણાપાટ એ દોષોનો અત્યંતાભાવ છે. જે વાક્ય કે જે વ્યવહારમાં ભ્રમવગેરે કો

પણ દોષ હોય તે વાક્ય કે તે વ્યવહારને પ્રમાણભૂત ગણી શકાતો નથી. એ દોષો ન હોવાથી તથા ઇશ્વરનીજ વાણીરૂપ હોવાથી વેદોને અપૌરુષેય કહેવામાં આવેછે. ભ્રમવગેરે મનુષ્યધર્મ હોવાથી અપૌરુષેય વેદમાં તેની સંભાવના થઇ શકતી નથી. પણ વેદના આધારવગર કોઇ પુરૂષ પોતે શાસ્ત્રપ્રણેતા થવાનો દાવો કરે તો તેના તે પ્રયત્નમાં ભ્રમવગેરે દોષો આવવાનો સંભવ છે. ભ્રમ એ એવો દોષ છે કે તે વિવેકનો નાશ કરાવી એવું કંઇ અકૃત્ય કરાવી દેછે કે જેના પરિણામમાં તે અકૃત્ય કરનારને અને તેને અનુસરનારને અનેક અસહ્ય દુઃખો ભોગવવાં પડેછે. પ્રમાદ નામનો દોષ જે અનવધાન અથવા અમુક વિષયમાં આસક્તિરૂપ છે તેનાથી ઘેરાયેલો માણસ પણ જે કાંઇ વાક્યપ્રયોગવગેરે વ્યવહાર કરેછે તે પ્રમાણરૂપ માની શકાતો નથી, વિપ્રલિપ્સા નામનો દોષ જે બીજાઓને છેતરી લેવાની ઇચ્છારૂપછે તે દોષમાં દબાયેલા માણસનો વ્યવહાર પણ અપ્રમાણજ મનાયછે. ભ્રમ તથા પ્રમાદમાં તો અમુક કારણોથી શુદ્ધબુદ્ધિઉપર કોઇ જાતનું આવરણ આવી ગયેલું હોયછે તેથી તેવી અયોગ્યબુદ્ધિદ્વારા થયેલું કાર્ય પ્રમાણ ગણાતું નથી પણ વિપ્રલિપ્સા દોષ તો જાણી જોઇને બીજાનું અહિત કરવાની પ્રવૃત્તિ કરાવનાર હોવાથી તે વિશેષ અનર્થકારક છે. ચોથો કરણાપાટવ નામનો દોષ જે, રોગાદિ અનેક કારણોથી ચક્ષુવગેરે ઇંદ્રિયોનું પોતપોતાનાં કાર્યોમાં અસામર્થ્ય અથવા અયોગ્ય સામર્થ્ય થઇજવારૂપ છે તેથી આકુળ થયેલ મનુષ્ય પણ વાક્યોચ્ચારણાદિ જે કંઇ વ્યવહાર કરેછે તે સત્ય ગણી શકાતો નથી. ન્યાયશાસ્ત્રપ્રમાણે ઇંદ્રિયોના તથા તેઓના વિષયોના સંનિકર્ષથી થતા પ્રત્યક્ષજ્ઞાનદ્વારા વાક્યોચ્ચારણવગેરે વ્યવહાર ઇંદ્રિયોની શક્તિ હ[illegible]થી-અથવા અયોગ્ય થઇ જવાથી બરાબર સંનિકર્ષને સ્વરૂપલાભ ન મળે તો તે પ્રમાણ ગણવામાં આવતો નથી. આ પ્રમાણે ચાર દોષોમાંનો કોઇપણ દોષ જે વાક્યાદિ વ્યવહારમાં હોય તે વાક્યાદિ વ્યવહાર અપ્રમાણજ ગણાયછે એટલામાટે પૂર્વમીમાંસાવગેરેમાં, વેદોમાં એ ચારે દોષોનો અત્યંતાભાવ છે એટલે તેમાં તે બિલકુલ નથીજ એમ સિદ્ધ કરવામાં આવ્યું છે અને તેમ કરી વેદોનું સ્વતઃપ્રામાણ્ય પણ સિદ્ધ કરેલું છે. શ્રી ભાગવતમાં પણ—

वेदप्रणिहितो धर्मो ह्यधर्मस्तद्विपर्ययः ।
वेदो नारायणः साक्षात् स्वयंभूरिति शुश्रुम ॥

એ શ્લોકથી વેદને ધર્મનું મૂળ તથા સ્વતઃપ્રમાણ કહેલછે.

ઇશ્વરની અનાદિ અને સિદ્ધ વાણી જેને વેદ કહેવામાં આવેછે તેમાં જેનું વિધાન કરવામાં આવ્યું હોય તે ધર્મ તથા તેમાં જેનો નિષેધ કરવામાં આવ્યો હોય તે અધર્મ. આ પ્રમાણે ધર્મનું અને અધર્મનું મુખ્ય લક્ષણ કહેલું છે પણ સર્વ મનુષ્યો વેદને જાણનારાં હોતાં નથી તેથી તેઓએ ધર્મ અને અધર્મને શાથી જાણવા? આવી શંકા ઉઠતાં તેઓને માટે એમ ઠરાવ્યું છે કે વેદવેત્તા પુરૂષોનાં સ્મરણો અને તેઓનો આચાર એ પણ ધર્મનું મૂળ છે અર્થાત્ તેઓ વેદમાં જેનું વિધાન કરવામાં આવેલું હોય એવા ધર્મરૂપ વિષયો યાદ કરીને કહે તે પણ ધર્મજ છે અને તેઓના આચાર પણ ધર્મમાં પ્રમાણ છે, કારણકે વેદને જાણનારા તથા આપ્તમહર્ષિઓ અધર્મનું આચરણ કદી કરેજ નહિ. આવીરીતે મનુ, યાજ્ઞવલ્ક્ય, પરાશર સરખા વેદતત્વને જાણનારા પુરૂષો સ્મૃતિરૂપે જે શાસ્ત્રો કહી ગયાછે તેપણ વેદની પેઠે ધર્મમાં પ્રમાણ ગણાયછે અને તેઓના પોતાના આચાર પણ ધર્મમાં પ્રમાણ છે.

આ જગતની ઉત્તમ વ્યવસ્થાનો આધાર ધર્મઉપરજ છે એમ ગણી ધર્મના સંબંધમાં વેદના આધારથી સૂક્ષ્મ વિચારો કરી તે ધર્મસંબંધી વિચારો ધર્મશાસ્ત્રોરૂપે આર્યપ્રજાને એક 'અમૂલ્ય' વારસો તેઓ આપી ગયાછે, જેના સંરક્ષણથી અને સદુપયોગથી દુઃખ તથા અશાંતિ દૂર રહેછે અને સુખ તથા શાંતિ મળેછે માટે ધર્મ અથવા બીજી રીતે કહીએ તો કર્તવ્યનું પાલન કરવામાં પ્રત્યેક મનુષ્યે અપ્રમત્ત રહેવું જોઇએ. વ્યાસ કહેછે કે કોઇપણ જાતના અભિલાષથી, કોઇપણ જાતના ભયથી કે કોઇપણ જાતના લોભથી પણ ધર્મને છોડવા તૈયાર થવું નહિ. વધારેતો શું પણ જીવિતઉપર આફત આવવાજેવો પ્રસંગ કે જેમાં સર્વેનો 'ત્યાગ' કરવા મનુષ્ય તૈયાર થાયછે તેમાં પણ ધર્મનો 'ત્યાગ કરવો નહિ.'' સુખ કે જેની લાલચથી મનુષ્ય ધર્મનો ત્યાગ કરવા તત્પર થાયછે અને દુઃખ કે જેના ભયથી મનુષ્ય ધર્મનો ત્યાગ કરવા તત્પર થાયછે તે બન્ને એટલે સુખ અને દુઃખ અનિત્યજ છે. તો તેવા અનિત્ય સુખ દુઃખને માટે નિત્ય અર્થાત્ આ લોકમાં અને પરલોકમાં પણ સાથે રહીને સંરક્ષણ કરે એવા ધર્મનો ત્યાગ કરવો એ મોહોટામાં મોહોટી મૂર્ખાઇ અને મોહોટામાં મોહોટી હાનિ છે એમ તત્વદર્શીઓનો સિદ્ધાંત છે. શ્રીકૃષ્ણ ભગવાને પણ કહ્યું છે કે મનુષ્ય પોતપોતાના ધર્મકર્મમાં પ્રીતિ રાખવાથીજ સિદ્ધિ મેળવી શકેછે. અર્થાત્ તે કર્તવ્યપાલનમાં તત્પર રહે તોજ સુખી થાયછે, પણ ઉપરઉપરથી

રમણીય જણાતા પણ પરિણામે દુઃખની ખાડમાં નાંખનારા વિષયોમાં તણાઇ કર્તવ્યને છોડી આપે તો તે પરિણામે જરૂર દુઃખીજ થાયછે. માટે પ્રત્યેક મનુષ્યે ધર્મ અથવા કર્તવ્ય સમજવાને એ ધર્મશાસ્ત્રોનો આદર કરવો જોઇએ.

દુનિયામાં પ્રાણીઓની જે કાંઇ સારી માઠી સ્થિતિઓ આપણા જોવામાં આવેછે તેનું મૂળકારણ તે તે પ્રાણીએ ભૂતકાળમાં કરેલ કર્તવ્યપાલન કે કર્તવ્યત્યાગજ છે. કર્તવ્યત્યાગ અથવા ધર્મત્યાગથી હીનદશાએ પહોંચાતું જવાય છે અને સંસારમાં અનંતભ્રમણ થાયછે ઘાંચીના બેલની પેઠે ચક્રમાં ચાલ્યાજ જવું પડેછે. દુર્દશાથી જન્મમરણના ફેરા ફર્યા કરવાજ પડેછે. ત્યારે તેની સામી બાજુ નજર કરીશું તો ધર્મપાલન કહો કે કર્તવ્યપાલન કહો તેનાથી ઉંચી સ્થિતિ પ્રાપ્ત થાયછે. એટલે ફળની ઇચ્છાથી કરેલાં ધર્મકર્મો સ્વર્ગાદિકસુખોને આપનાર થાયછે અને ફળની ઇચ્છાવગર કરેલાં ધર્મકર્મો અંતઃકરણની નિર્મળતા સાધીને આત્મજ્ઞાનના હેતુભૂત થઇને મોક્ષના સાધક બનેછે.

ધર્મનું સ્વરૂપ જાણવું અથવા તેનો નિર્ણય કરવો તે સહેલી વાત નથી. બુદ્ધિશાળી પુરૂષો પણ એમાં મુઝાઇ જાય તેવું છે અને તેથીજ ધર્મશાસ્ત્રો જાણવાની જરૂર છે ધર્મશાસ્ત્રો સમજી પછી તેનાપર વિચાર કરવો એ યોગ્યછે. પણ માત્ર સ્વતંત્ર વિચારોથીજ ધર્મને નક્કી કરવામાં પ્રયાસ કરવો એમાં સિદ્ધિ મળી શકતી નથી પોતે શાસ્ત્રકાર અથવા દર્શનપ્રણેતા હોવાનો દાવો રાખનારા ઘણા બુદ્ધિશાળી પુરૂષો એવી રીતે સનાતન સુપ્રતિષ્ઠિત શાસ્ત્રોને બાજુએ રાખી સ્વતંત્ર વિચારોથી એ વિષયમાં સિદ્ધાંતો ઘડવામાં [illegible] બીજી બાજુએ ચડી ગયા છે અને તેની પાછળના શાસ્ત્રાનુસાર વિચાર કરનારા પ્રતિભાશાલી પુરૂષોએ તેમના માનેલા સિદ્ધાંતોને અસિદ્ધાંતોની પંક્તિમાં મૂકવાને યોગ્ય દેખાડી તેની પાછળ તણાયેલાઓની દૃષ્ટિ ખરા સિદ્ધાંતો તરફ પાછી ખેંચેલી છે સ્થાપિત સિદ્ધાંતોના ટેકાવગર વ્યવહારના વમળમાં વીંટાયેલી બુદ્ધિ ધર્મમાર્ગના અદૃષ્ટ સૂક્ષ્મ વિષયનો નિર્ણય જૂદા જૂદા અધિકારીઓને માટે યોગ્ય માર્ગો ખુલ્લા કરી દેખાડે એ સંભવિત પણ નથી. કારણકે ઈશ્વરનો ઉદ્દેશ એક છતાં વિવિધ અધિકારીઓને માટે આરંભમાં તથા મધ્યમાં ધર્મનું સ્વરૂપ અનેક પ્રકારનું હોયછે. પોતાની અભિરૂચિની પાછળ ધર્મને ખેંચનારો પુરૂષ ધર્મનાં ને જૂદાં જૂદાં રૂપો જેમાં અનેક ગૂઢ હેતુઓ રહેલા હોયછે, ને સઘળાને પસંદ કરી

ત્રાકતો નથી અને જેને પસંદ કરતો નથી તેને ત્યાજ્ય ગણેછે અને જેને પસંદ કરેછે તેને તે ગ્રાહ્ય ગણી બેસેછે. કેમકે તે પોતાની અભિરૂચિને વશ થયેલો હોયછે. એ અભિરૂચિ જેમ ચલાવે તેમ તે ચાલનારો બની ગયો હોયછે. રૂચિની પાછળ ધર્મને તાણવો જોઇતો નથી અથવા રૂચિ એ ધર્મની માતા છે એમ માનીનના રાખવી જોઇતી નથી પણ ધર્મની પાછળ રૂચિને દોરવી જોઇએ છીએ. ધર્મની પાછળ દોરાયેલી રૂચિ પુરૂષને પરમાત્મપદમાં સ્થાપેછે અને ધર્મના નિયંત્રણવગરની રૂચિ સુખાણવગરની નૌકાની પેઠે પુરૂષને સંસારસાગરમાં ભ્રમણ કરાવેછે કે ડુબાડેછે, એ તેની દષ્ટિમર્યાદાની બહાર હોયછે. માટે વેદને અનુસારે જેમાં વિચાર કરવામાં આવેલ હોય તથા નિર્ણય આપવામાં આવેલ હોય એવાં, મનુ, યાજ્ઞવલ્કય વગેરેએ કહેલાં શાસ્ત્રોજ ધર્મનું સ્વરૂપ સમજાવી શકેછે.

મનુ અને યાજ્ઞવલ્કયની પેઠે અન્ય ઘણા મહર્ષિઓ જેઓ વેદવેત્તાઓ હતા તેઓએ પણ ધર્મવિષે નિરૂપણ કરેલુંછે. એ નિરૂપણ વેદમાં કહેલા ધર્મરૂપ અર્થનું તેઓએ સ્મરણમાત્રજ કરીને જૂદાં જૂદાં શાસ્ત્રરૂપે ગોઠવેલું હોવાથી તે તે મુનિના નામથી તે તે ધર્મશાસ્ત્ર સ્મૃતિ કહેવાય છે.

મનુસ્મૃતિ ૧ અત્રિસ્મૃતિ ૨ વિષ્ણુસ્મૃતિ ૩ હારીતસ્મૃતિ ૪ યાજ્ઞવલ્કયસ્મૃતિ ૫ ઉશનસ્સ્મૃતિ ૬ અંગિરઃસ્મૃતિ ૭ યમસ્મૃતિ ૮ આપસ્તંબસ્મૃતિ ૯ સંવર્તસ્મૃતિ ૧૦ કાત્યાયનસ્મૃતિ ૧૧ બૃહસ્પતિસ્મૃતિ ૧૨ પરાશરસ્મૃતિ ૧૩ વ્યાસસ્મૃતિ ૧૪ શંખસ્મૃતિ ૧૫ લિખિતસ્મૃતિ ૧૬ દક્ષસ્મૃતિ ૧૭ ગૌતમસ્મૃતિ ૧૮ શાતાતપસ્મૃતિ ૧૯ અને વસિષ્ઠસ્મૃતિ ૨૦ આ પ્રમાણે મુખ્યત્વે વીશ સ્મૃતિઓ છે. વૈયાકરણસિદ્ધાન્તકૌમુદીના કર્તા મહામહોપાધ્યાય શ્રીભટ્ટોજિદીક્ષિત તો ચોવીશ સ્મૃતિઓ માનેછે. જે ઉપરથી તેઓએ ધર્મશાસ્ત્રનો " ચતુર્વિંશતિમત " એ નામનો અતિઉત્તમગ્રંથ રચેલો છે. ઉપર બતાવેલી સઘળી સ્મૃતિઓમાં પહેલો નંબર મનુસ્મૃતિને મળેલો છે, તે યથાર્થ છે. કારણકે બીજી સર્વ સ્મૃતિઓ તેને અનુસરીનેજ પ્રવૃત્ત થયેલી છે. બૃહસ્પતિ કહેછે કે— मन्वर्थविपरीता तु या स्मृतिः सा न शस्यते ॥ મનુસ્મૃતિથી વિપરીત અર્થનો ઉપદેશ કરનાર કોઇપણ સ્મૃતિ પ્રમાણભૂત ગણાતી નથી. સ્મૃતિના સંબંધમાં ભગવાન શંકરાચાર્યે વ્યાસસૂત્રના બીજા અવિરોધાધ્યાયના આરંભમાં स्मृत्यनवकाशदोषप्रसंग इति चेन्नान्यस्मृत्यनवकाश-

दीपप्रसंगात्। એ સૂત્રઉપરના શારીરકભાષ્યવ્યાખ્યાનવગેરેમાં સ્મૃતિઓના બે વિભાગ જણાવેછે. એક કલૃપ્તશ્રુતિમૂલક સ્મૃતિ અને બીજી કલ્પ્યશ્રુતિમૂલકસ્મૃતિ. એટલે શ્રુતિના વાક્યને સાક્ષાત્ પદ્ધતિથી અવલંબીને રચવામાં આવેલી સ્મૃતિ એ પહેલા વિભાગમાં આવી શકેછે અને તેથી બીજા પ્રકારની સ્મૃતિ બીજા વિભાગમાં આવી શકેછે. મનુસ્મૃતિના સંબંધમાં તો વેદ પોતેજ સાક્ષાત્ શબ્દદ્વારા ભલામણ કરેછે કે—यद्वै किंच मनुरवदत्तद्भेषजम्। એટલે મનુએ જેજે ધર્મસબંધી ઉપદેશો કરેલા છે તેતે સર્વ પાપરૂપ રોગોનો નાશ કરવામાં દિવ્યઔષધસમાન છે. આમ જેની ઉત્તમતા સમજાવવાને માટે બ્રહ્મસ્વરૂપાત્મક વેદભગવાન્ પોતે યત્ન કરેછે તેની ઉત્તમતાવિષે જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડીજ છે. રચિત શાસ્ત્રોનું પ્રામાણ્ય તેઓના રચયિતા પુરુષવિશેષની ઉત્તમતાઉપર ઘણે ભાગે આધાર રાખેછે તેથી મનુભગવાનના સંબંધમાં ઉપદેશદ્વારા વેદભગવાનની ભલામણ આવી તેથી તે વિષયમાં પરાકાષ્ઠાપ્રાપ્ત પ્રામાણ્ય છે.

ઉપદેશો અનેક પ્રકારના હોયછે તેઓમાં વેદશાસ્ત્રોના સંબંધમાં વિચાર કરતાં વેદભગવાનનો ઉપદેશ પ્રભુસંમિતોપદેશ છે એટલે જેમ કોઇ દેશનો મહારાજા જે કંઇ હુકમ કરેછે તેને કશોપણ વિચાર કર્યાવગરજ અનુયાયિ લોકોને પ્રિય લાગે તેવો હોય અથવા તો અપ્રિય લાગે તેવો હોય તો પણ ઉઠાવવોજ પડેછે તે પ્રમાણે વેદ ભગવાનનો ઉપદેશાત્મક હુકમ પોતાને પ્રિય હોય કે ચહે તો અપ્રિય હોય તોપણ શિરોમાન્યતરીકે વધાવી લેવોજ પડેછે. તેમ શ્રીવેદવ્યાસપ્રણીત અઢાર પુરાણોએ કરેલો ઉપદેશ એ મિત્રસંમિતોપદેશ છે. એટલે જેમ કોઇ મિત્રમનુષ્ય પોતાના મિત્રમનુષ્યને હુકમતરીકે નહિ પણ "હિતના માર્ગથી ચાલનાર મનુષ્ય પરિણામમાં સુખનું પાત્ર થાયછે તથા અહિતના માર્ગથી ચાલનાર મનુષ્ય પરિણામમાં દુઃખનું પાત્ર થાયછે" એ પ્રમાણે યુધિષ્ઠિર તથા દુર્યોધનવગેરેના દૃષ્ટાદૃષ્ટ દાખલાદલીલો સમજાવવાને જરાપણ અપ્રિય ન લાગે તે પ્રમાણે તેઓ હિતાહિતના સંબંધમાં ઉપદેશ કરેછે કાલિદાસ, ભવભૂતિ, માઘકવિ, ભારવિકવિ, બાણભટ્ટ, શ્રીહર્ષ તથા મુરારિવગેરે મહાકવિઓએ રચેલા મહાકાવ્યોદ્વારા કરવામાં આવતો ઉપદેશ કાન્તાસંમિતોપદેશ છે. એટલે જેમ યથાશાસ્ત્ર પતિલીન પોતાના પતિને પરમેશ્વરબુદ્ધિથી સેવનારી સતીસ્ત્રી કોઇ તેના પ્રસંગની ઉપસ્થિતિમાં જે કંઇ રમણ્ય દેવારૂપ ઉપદેશ કરેછે તે જોરજુલમથી નહિ પણ સરસ, મધુર અને ચિત્તાકર્ષક રોચક

પદ્ધતિથી કરેછે, તે પ્રમાણે મહાકાવ્યો પણ શ્રોતૃવર્ગના ચિત્તમાંથી પ્રતર વિષયોના અથડાવાથી, જાગેલા વિક્ષેપોને વગરપ્રયાસે દૂર કરીનાખી ઘણી રમુજ રૂપથી હિતમાર્ગના આશ્રયથી થતા, અનંત આનંદના લાભનું તથા અહિત માર્ગથી થતા અનંત ક્લેશના દબાણનું ભાન કરાવેછે.

સ્મૃતિઓની આજ્ઞા પણ વેદની આજ્ઞાજેવીજ મનાયછે અને તેથી यावज्जीवमग्निहोत्रं जुहुयात्। એટલે અધિકારપ્રાપ્તિથી આરંભી અધિકારસમાપ્તિ-પર્યંતના જીવિતસુધી અગ્નિહોત્ર હોમવું તથા अहरहःसन्ध्यामुपासीत। એટલે યજ્ઞોપવીત સંસ્કારથી સંસ્કૃત થયેલ બ્રાહ્મણગણના દ્વિજવર્ગે હમેશાં ત્રણે કાલમાં સંધ્યોપાસન કરવું વગેરે વેદનો હુકમ, શામાટે અગ્નિહોત્ર હોમવું? શામાટે સન્ધ્યોપાસન કરવું? એવી શંકા ઉઠાવ્યાવગરજ માનવો પડેછે તે પ્રમાણે સ્મૃતિગ્રંથો કે જેઓ ધર્મશાસ્ત્રતરીકે પ્રસિદ્ધ છે તેઓનો સંસ્કાર-વિષયનો, શૌચવિષયનો અને શ્રાદ્ધાદિવિષયનો ઉપદેશ પણ શંકા ઉઠાવ્યાવગરજ ઉઠાવવો પડેછે. કારણ એજ છે કે ધર્મશાસ્ત્રો વેદોના સંગૃહીત સ્પષ્ટ અથવા કર્તવ્ય અર્થોના ઉલ્લેખનું સર્વમાન્ય સ્થાન છે વેદોનુ શબ્દાત્મક સ્વરૂપ मन्त्रब्राह्मणयोर्वेदनामधेयम् એ વાક્યથી સંહિતા ભાગ તથા બ્રાહ્મણ ભાગ છે અને સંસ્કારાદિવિષયોપદેશાત્મક અર્થસ્વરૂપ મન્વાદિ ધર્મશાસ્ત્રો છે. પ્રકારાં-તરથી વિચાર કરતાં કેટલાએક ઉપદેશો કેવલ મુખથીજ એટલે વાણીદ્વારાજ કરવામાં આવેછે તથા કેટલાએક ઉપદેશો લેખદ્વારા કરવામાં આવેછે. એ બન્નેમાં, લેખારૂઢ થયેલો ઉપદેશ વિશેષ સગવડવાળો ગણીશકાયછે, કારણકે મુખથી કરવામાં આવેલો ઉપદેશ પ્રત્યેક મનુષ્યને નહિ, પણ તે વખતે હાજર રહેલાં અમુક મનુષ્યોનેજ ઉપયોગી થઇ શકેછે. એટલું અથવા ઘણા ઉપદે-શકો પોતાના જીવિતપર્યંત પણ જગતમાંનાં તમામ મનુષ્યોને મુખથી કરેલા ઉપદેશનુ પાત્ર બનાવી શકતા નથી, તેમજ મુખથી કરવામાં આવેલો ઉપદેશ સર્વ પ્રદેશ અને સર્વ કાળમાં નહિ પણ અમુક પ્રદેશ અને અમુક સમયમાંજ હોવાને લીધે સર્વ સ્થળે અને સર્વદા ઉપયોગી થઇ શકતો નથી પણ આપ્તપુરૂષોદ્વારા પ્રથમ ગ્રંથરૂપે રચાએલો, અધ્યયન તથા અધ્યાપનદ્વારા પરંપરાથી જાળવી રાખવામાં આવેલો અને પાછળથી અલ્પમતિ વગેરે કારણોથી લેખારૂઢ થએલો ઉપદેશ, સર્વ શ્રેયઃસાધક અધિકારિ જનસમુદાયમાં સર્વકાલમાં તથા સર્વભૂમંડલમાં કાયમ રહેનાર હોવાથી હિતાવહ માર્ગને દેખાડવામા ઉપયોગી થાયછે. એ પ્રમાણે સ્મૃતિ ગ્રંથોના મૂલભૂત વેદાત્મક

ઉપદેશ, લેખાત્મક હોઇને એવો તો દૃઢ તથા નિત્ય છે કે જેનો અર્થ તો શું પણ જેની શબ્દસ્વરૂપ આનુપૂર્વી પણ કોઇ અગે કોઇપણ દેશમાં કે કોઇપણ કાળમા કોઇપણ અસાધારણપુરૂષથી પણ બદલાવી શકાતી નથી. કદાચ કોઇ તેવો મિથ્યાભિમાની જન, તેમ કરવા ધારે તો તે તુરતજ વેદબાહ્ય થઇ પાતિત્યનુ પાત્ર થઇ જાયછે એવા અપૂર્વ વેદાત્મકજ્ઞાનને આધારે સદ્ગ્રંથ થયેલા સ્મૃતિ ગ્રથો અર્થવચનો રૂપ હોવાથી વેદતુલ્ય આદરણીય છે, અને તેમા પણ મનુસ્મૃતિ વિશેષ આદરણીય અને પ્રતિષ્ઠિત છે.

મનુસ્મૃતિના મુખ્યકર્તા મનુ *ચૌદ મનુઓમાના સ્વાયભુવ મનુ છે, કારણ કે શ્રીમદ્‌ભાગવતતૃતીયસ્કધના બત્રીશમા અધ્યાયમા—' य पृष्टो मुनिभि प्राह धर्मान् नानाविधान् शुभान्। नृणा वर्ण श्रमाणा च सवभूतहित' सदा " ॥ સર્વ પ્રાણિઓના હિતચિંતક સ્વાયભુવ મનુએ મુનિઓના પૂછવાઉપરથી શ્રેય સાધક અનેક પ્રકાર॥ ધર્મો કે જે મનુષ્યોના વર્ણાશ્રમસબધી કહેવાયછે તેઓનો ઉપદેશ કરેલો છે એ વચનઉપરથી એ પ્રમાણેજ સિદ્ધ થાયછે. તેઓ બ્રહ્માવર્તદેશ કે જેનુ લક્ષણ મનુ અ ૨ શ્લો ૧૭ મા કહેવામા આવેલુ છે, તેમા આવેલી બર્હિષ્મતી નામની નગરીમા રાજધાની સ્થાપીને રહેતા હતા અને "ब्रह्मावर्त्तं याधिवसन् शास्ति सप्तार्णवा महाम्' એ ભાગવતના વચનપ્રમાણે ચક્રવર્તી રાજા હતા તેઓ પરમેશ્વરની ભક્તિમા તત્પર હતા અને પોતાના દિવસરાત્રિરૂપ સમયને અયાતયામ કરતા હતા એટલે નિષ્ફળ નહિ જવા દેતા હતા તેઓ મનુષ્યજાતિના પ્રથમ પુરૂષ છે એમ "मनोर्जातावञ्‌ यतौ षुक्‌च" ૪-૧-૧૬૧ એ પાણિનીય સૂત્રઉપરથી સિદ્ધ કરવામા આવેલા મનુષ્ય શબ્દ તથા માનુષ શબ્દથી જણાયછે એમની ઉત્પત્તિનો સમય, સૃષ્ટિના આરભમાંજ હોવાથી તથા તે સમયમા અર્વાચીન સમયની માફક સવતની તથા શકની કલ્પના ઉપલબ્ધ ન હોવાથી વિશેષ રૂપથી કહી શકાય તેમ નથી એ બ્રહ્માના પુત્ર મનુને શતરૂપાનામની સ્ત્રી હતી, પ્રિયવ્રત તથા ઉત્તાનપાદ એ નામના બે પુત્રો હતા અને આકૂતિ દેવહૂતિ તથા પ્રસૂતિ એ નામની ત્રણ પુત્રીઓ હતી એમ ભાગવતાદિ પુરાણોઉપરથી જણાયછે.

---

* સ્વાયભુવ ૧ સ્વારોચિષ ૨ ઉત્તમ ૩ તામસ ૪ રૈવત ૫ ચાક્ષુષ ૬ વૈવસ્વત ૭ સાવર્ણિ ૮ દક્ષસાવર્ણિ ૯ બ્રહ્મસાવર્ણિ ૧૦ ધર્મસાવર્ણિ ૧૧ રુદ્રસાવર્ણિ ૧૨ દેવસાવર્ણિ ૧૩ અને ઇન્દ્રસાવર્ણિ ૧૪

મનુભગવાનના વચનસંદર્ભરૂપ મનુસ્મૃતિનો અધિકારી મુખ્યત્વે બ્રાહ્મણ છે. કારણ કે આ ધર્મશાસ્ત્ર વર્ણાશ્રમધર્મોનું નિરૂપણ કરેછે. તેમાં પણ આશ્રમધર્મનું નિરૂપણ કરવામાં વર્ણધર્મ ગૌણરૂપ છે. પ્રથમ વર્ણ અને પછી આશ્રમ છે. વર્ણોમાં બ્રાહ્મણવર્ણ મુખ્ય છે. તેથી જે બ્રાહ્મણોનો ધર્મ બરાબર જળવાય અર્થાત્ બ્રાહ્મણો પોતાનું કર્તવ્ય બરાબર સમજે અને સમજીને તે પ્રમાણે વર્તે તો તે અન્યવર્ણવાળાઓને પોતપોતાનો વર્ણધર્મ પાળવામાં દાખલારૂપ થઇ પડે. વળી તેઓ અન્યવર્ણને તેના તેના ધર્મ સમજાવે અને તે પ્રમાણે વર્તવાની ભલામણ કરે. આશ્રમધર્મ પણ પાળવા પળાવવાનો આધાર બ્રાહ્મણના પોતાના વર્ણધર્મના યોગ્ય અનુષ્ઠાનપર વિશેષ છે. આમ હોવાથી બ્રાહ્મણોનું કર્તવ્ય, તે કર્તવ્યના પાલનથી થતી તેની શ્રેષ્ઠતા અને કર્તવ્યના ત્યાગથી થતી તેની હીનતા એવિષે સ્થળે સ્થળે, પછી ક્યાંય મુખ્યપણે અને ક્યાંય અન્યપ્રસંગને લઇને કહેલ છે. કારણ કે મનુએ તેની શ્રેષ્ઠતાઉપરજ જગતની શ્રેષ્ઠતા જળવાઇ રહેવાનો આધાર માન્યો છે અને તેથી પ્રથમાધ્યાયના ૧૦૩ મા શ્લોકમાં "विदुषा ब्राह्मणेनेदमध्येतव्यं प्रयत्नतः । शिष्येभ्यश्च प्रवक्तव्यं सम्यङ् नान्येन केनचित्." એમ આ માનવધર્મશાસ્ત્રનું અધ્યયન તથા અધ્યાપન બ્રાહ્મણને માટેજ છે એ પ્રમાણે સ્પષ્ટ કહેલું છે. તે ઉપરથી શબ્દાનુપૂર્વીયુક્ત સાર્થ અધ્યયનનો તથા તેવાજ પ્રકારના અધ્યાપનનો અધિકારી બ્રાહ્મણજ છે. તે બ્રાહ્મણ પણ સાધારણ નહિ પણ વ્યાકરણવગેરે ૭ અંગોને જાણનારો જોઇએ એટલામાટે "विदुषा" એ વિશેષણ આપેલું છે. આમ છતાં અધ્યયનવિષયમાં બ્રાહ્મણ શબ્દ દ્વિજમાત્રનો ઉપલક્ષક માનવયોગ્ય છે કારણ કે બીજા અધ્યાયના ૧૬ મા શ્લોકમાં "ગર્ભાધાનાદિ શાસ્ત્રીય સંસ્કારોથી સંસ્કૃત કરવા યોગ્ય કહેલા તથા તે પ્રમાણે સંસ્કૃત થયેલા દ્વિજોને આ ધર્મશાસ્ત્રના અધિકારીઓ કહેલા છે. પણ આ શાસ્ત્રનું અધ્યાપન તો માત્ર બ્રાહ્મણનેજ ઘટેછે. કારણ કે તેના સંબંધમાં "બીજાએ નજ ભણાવવું" એવો સ્પષ્ટ ઉલ્લેખ જોવામાં આવેછે. એટલે આ શાસ્ત્રના વક્તારૂપ તથા શ્રોતારૂપ બે પ્રકારના અધિકારીઓ મુખ્યતાથી દ્વિજ વર્ગજ છે. કેટલાએક વિદ્વાનો " अध्येतव्यम् તથા प्रवक्तव्यम् એ બન્ને શબ્દોમાં જે तव्य પ્રત્યય થએલો છે તે યોગ્ય અર્થમાં છે પણ વિધિ અર્થમાં નથી માટે બ્રાહ્મણની તે વિષયમાં યોગ્યતા દર્શાવી છે." એમ કહેછે પણ તેવી કલ્પના આદરણીય નથી. કારણ કે "स्वाध्यायोऽध्येतव्य." ઇત્યાદિ શ્રૌતવાક્યોમાં "तव्य" પ્રત્યય છે છતાં પણ ત્યાં તેનો વિધ્યર્થજ સર્વમાન્ય છે.

આ શાસ્ત્રનો મુખ્ય પ્રતિપાદ્ય વિષય ધર્મ છે કે જે ઉપરથી આ શાસ્ત્ર ધર્મશાસ્ત્ર કહેવાયછે મનુ ભગવાન્ પાસે જઇ મહર્ષિઓએ જે પ્રશ્ન કરેલો છે તેમાં મુખ્યત્વે "धर्मान्नो वक्तुमर्हसि" એ વાક્યમાં પ્રશ્ન પણ ધર્મસંબંધી જ્ઞાનમાટે છે ધર્મમાં ગર્ભાધાનાદિ સંસ્કારો, શ્રાદ્ધાદિ ક્રિયા, આશૌચવિચાર, રાજધર્મ, વર્ણધર્મ, આશ્રમધર્મ, સ્ત્રીધર્મ અને પ્રાયશ્ચિત્તવગેરે સમાયછે. આ ધર્મ શબ્દ, શાસ્ત્રવિધિપ્રમાણે સેવવામાં આવતા શરીરસંરક્ષણવગેરે કામને, શાસ્ત્રાજ્ઞાપ્રમાણે મેળવવામાં આવતા દ્રવ્યાત્મક અર્થને અને નિષ્કામપણાથી કહેલાં વિદિત શ્રૌતસ્માર્ત્ત કર્મદ્વારા ચિત્તશુદ્ધિજન્ય જ્ઞાનથી થતા મોક્ષને પોતાનામા અંતર્ભૂત કરેછે તેથી ટુંકામાં ધર્મશબ્દમાંજ સંગૃહીત થતું પુરૂષાર્થચતુષ્ટયનું સ્વરૂપપ્રતિપાદન આ શાસ્ત્રનો મુખ્ય વિષય છે તે મુખ્યવિષયને લગતા જે જે વિષયો છે તેઓ પણ ગૌણપણાથી આ શાસ્ત્રમા નિરૂપિત છે. એ ધર્મને તથા આ શાસ્ત્રને પ્રતિપાદ્યપ્રતિપાદક ભાવ નામનો સાક્ષાત્ સબંધ છે, એટલે આ શાસ્ત્ર ધર્મનુ પ્રતિપાદન કરનાર હોવાથી પ્રતિપાદક છે અને ધર્મ પ્રતિપાદ્ય છે તથા આ શાસ્ત્રના મૂલભૂત વેદની સાથે આ શાસ્ત્રોક્ત ધર્મને પરંપરાસંબંધ છે તેમ આ શાસ્ત્રને અને વેદને ઉપજીવ્ય ઉપજીવક ભાવ નામનો સંબંધ છે. મનુ તથા ભૃગુને અને મહર્ષિઓને વક્તૃશ્રોતૃભાવ નામનો સબંધ છે અને મહર્ષિઓને તથા ધર્મને જ્ઞાતૃજ્ઞેય ભાવ નામનો સબંવ છે. આ શાસ્ત્રનું પ્રયોજન, મુખ્યતાથી સકામ મનુષ્યોને આ લોકસંબંધી સુખ તથા પરલોકસંબંધી સ્વર્ગાદિ સુખની પ્રાપ્તિ થવી એ છે અને નિષ્કામ મનુષ્યોને ચિત્તશુદ્ધિદ્વારા અખંડ આનંદરૂપ મોક્ષની પ્રાપ્તિ થવી એ છે એ પ્રમાણે આ શાસ્ત્રના સબંધમાં અનુબંધચતુષ્ટય કલ્પી શકાયછે. આ શાસ્ત્ર ધર્મશાસ્ત્ર છતાં, રાજાવગેરે ઉત્તમ કક્ષાના પુરૂષોને વિષવગેરે ગુપ્ત પ્રયોગોથી બચાવી લેવામાટે અાયુર્વેદના અર્થને સંગૃહીત કરી ઉપદેશ કેમ કરેછે? (જુવો અધ્યાય ૭ શ્લો. ૨૧૭-૨૧૮) એવી શંકાને અવકાશ નથી કારણ કે દેશમાં ધર્મનુ સરક્ષણ થવું તેનો મુખ્ય આધાર રાજાઉપરજ છે અને તેની તેવી અગત્ય હોવાથીજ રાજધર્મ વિસ્તારથી કહેવામાં સાતમો, આઠમો, તથા નવમો એમ ત્રણ અધ્યાયો રોકવામાં આવ્યા છે.

સાંપ્રતકાલમાં વૈદિકધર્મના તાત્પર્યને ન જાણનારા કેટલાએક લોકો દેવપ્રતિમાની પૂજામાટે અત્યંત વિપ્રતિપત્તિ ઉઠાવે છે. પરંતુ તે વિષયમાં મનુ

ભગવાન્, "गृह्याश्च देवता."( અ ૩ શ્લો. ૧૧૭) એ વાક્યથી ઘરમાં શિવ-વિષ્ણુવગેરે દેવોનું તથા બીજાપણ પ્રદેશમાં જ્યાં જ્યાં દેવોની પ્રતિમા હોય ત્યાં ત્યાં પૂજન કરવાનું કહી દેવપ્રતિમાનું પૂજન સશાસ્ત્ર છે એમ સૂચવેછે અને મનુનાં વચનો સર્વથા આદરણીય છે. ભગવાન્ શંકરાચાર્ય પણ વ્યાસ-સૂત્રના વ્યાખ્યાનમાં—" सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि । समं पश्य-आत्मयाजी स्वाराज्यमधिगच्छति ॥ (અ. ૧૨-શ્લોક ૯૧) એ શ્લોકનો ઉલ્લેખ કરી મનુના વચનઉપર વિશ્વાસ રાખી બીજા લોકોને તેમનાં વચનોના આદરની સૂચના કરેછે. પ્રાચીન મહાત્માઓ કહેછે કે—" શ્રુતિ અને સ્મૃતિ એ બન્ને દ્વિજોનાં નેત્રો છે. તેઓમાં જે એકવગરનો હોય તે કાણો કહેવાયછે અને બન્નેવગરનો હોય તે અંધ કહેવાયછે. " તેથી દ્વિજોએ શ્રુતિ તથા સ્મૃતિ કે જે સર્વોત્તમપણાથી સિદ્ધ થએલી મનુસ્મૃતિ વગેરે છે તેઓનો અભ્યાસ કરવો જોઇએ, જેથી કંઇ આડે માર્ગે ચડી જવાય નહિ

હાલમાં બ્રાહ્મણો જેઓ પોતાનું મૂળ સ્વરૂપ ભૂલી ગયાછે અને નવીન-નવીન પ્રવાહોમાં તણાઇને શાસ્ત્રબળ ગુમાવી બેઠા છે તેઓનો પ્રભાવ પ્રાચીન સમયમાં કેવો હતો તે આ પુસ્તકમાં ઠેકાણેઠેકાણે જોવામાં આવેછે. જગતના કલ્યાણનો આધાર બ્રાહ્મણોઉપરજ હતો અને તેથી પહેલા અધ્યાયના ૯૩ આ શ્લોકથી ૧૦૧ શ્લોકસુધી તેની પ્રશંસા કરવામાં આવી છે તે પ્રત્યેક બ્રાહ્મણે વારંવાર વાંચી વિચારી પોતે તથા પોતાના વંશજો તેવા બની શકે તેટલા માટે તેમાં જણાવ્યાપ્રમાણે લાયક થવાને યત્નશીલ થવું જોઇએ. કારણકે ધર્મને જાણી બીજા વર્ણોને તેનો ઉપદેશ કરવાનો બોજો પણ બ્રાહ્મણોઉપરજ રાખવામાં આવ્યો છે.

આ જગતમાં અસંખ્ય પ્રાણીઓ છે તેઓમાં ઘણે ભાગે અન્ય-પ્રાણીઓનો આધાર મનુષ્યઉપર રહેલો છે મનુષ્યોમાં પણ બાળવર્ગોનો આધાર તેઓના કરતાં બુદ્ધિબળમાં ચડીયાતા શૂદ્રવગેરેપર છે. શૂદ્રવગેરેનો આધાર વિશેષે કરીને ત્રિવર્ણઉપર છે. ત્રિવર્ણમાં વૈશ્યોનું મુખ્યત્વે વ્યાવહારિક વ્યાપારકર્મ હોવાથી તેઓ પોતાના સંરક્ષણનેમાટે અન્યની અપેક્ષા રાખેછે. તેઓનું રક્ષણ કરવામાં બાહુબળના આધિક્યને લીધે ક્ષત્રિયોનો અધિકાર ગણાયેલો છે. બાહુબળના આધિક્યવાળા ક્ષત્રિયોની સંભાળનો બોજો બુદ્ધિબળના આધિક્યવાળા બ્રાહ્મણોઉપર રહેલો હતો અને તેથીજ

ક્ષત્રિયરાજાઓ બ્રાહ્મણોને મોટું માન આપતા હતા ઋષભદેવસરખા મનુથી ચોથી પહેડીએ થયેલા ઈશ્વિરાવતાર રાજાએ ન ब्राह्मणैस्तुल्यं भूतमन्यत्। એટલે કોઇપણ પ્રાણીને હું બ્રાહ્મણની બરાબર ગણતો નથી અર્થાત્ બ્રાહ્મણો સર્વથી શ્રેષ્ઠ છે એમ કહેલું છે કારણકે તેઓ વ્યવહારમા ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપના હતા અને પરમાર્થનો માર્ગ બતાવવામા પણ પરાયણ રહેતા હતા દુનિયદારીના નાનાવત સુખોની—મોજશોખની દરકાર ન રાખતા ખરૂ સુખ અને અનંત શાંતિ એઓના સાધનોઉપરજ દૃષ્ટિ રાખતા હતા અને તેથી બીજાઓને ધર્મને રસ્તે ચલાવવામા અને પોતે ધર્મને રસ્તે ચાલવામા તેઓ મજબૂત રહેતા હતા આમા ઠેકાણેઠેકાણે તેને ઉદ્દેશીનેજ વધારે કહેલું છે જેમ તેની પ્રશંસા વિશેષ કરીછે, તેની પ્રતિષ્ટા ગાવામાં વધારે હિસ્સો આપ્યો છે તેમ તેનાપર જોખમદારીઓ પણ વિશેષ મૂકવામા આવીછે આ દુનિયાની દેખીતી જાહોજલાલીમાંથી તેને દૂર રાખવાનો યત્ન કરવામા આવ્યો છે ધર્મકર્મોમાંજ પરાયણ રહી શરીરશોષણાદિક પ્રસંગોમા તેમને વધારે નિયંત્રિત કરવામા આવ્યા છે મનના અસહ્ય વેગને દબાવવા ખાતર તેમનાપર વધારે દબાણ મૂકવામા આવ્યું છે વગેરેવગેરે જોખમદારીઓને લઇને તેમની ઉત્તમત્તા ગાવામાં આવી છે જો આજે એ જોખમદારીઓ ઉઠાવવામા ન આવતી હોય તો એ ઉત્તમતાને ટકાવી રાખવામાટે બીજાં કોઇ સાધનો નથી માટે બ્રાહ્મણોએ એ જોખમદારીઓ ઉપાડી લેવાને સાવધાન થવું જોઇએ અને તેમા જાણીતા થવાને આવા શાસ્ત્રોના અભ્યાસી બનવું જોઇએ

ન્યાયશાસ્ત્ર, વૈશેષિકશાસ્ત્ર, સાંખ્યશાસ્ત્ર, યોગશાસ્ત્ર પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા/ એ પ્રમાણે કહેવાતા ૭ શાસ્ત્રોમા આ શાસ્ત્ર પૂર્વમીમાંસા તથા ઉત્તરમીમાંસામા ગણવા યોગ્ય છે કારણ કે શ્રૌતવિષય તથા સ્માર્ત વિષય મીમાંસાથીજ પ્રતિપાદ્ય છે યાજ્ઞવલ્કયસ્મૃતિવગેરે બીજી સ્મૃતિઓમા આચારાધ્યાય એટલે પવિત્રતાને જાળવવામા ઉપયોગી આચારનો વિચાર ગોઠવવામા આવ્યો છે ત્યારપછી વ્યવહારાધ્યાય એટલે રાજાએ પ્રજામા જાગેલી વારસા વગેરેની તકરારો, સાહસવગેરે અપરાધો અને બીજા તેવા અનીતિજન્ય વિક્ષેપોને શાંત કરી સલાહ સંપથી સર્વને ચલાવવા વગેરેનો વિચાર કરવામા આવેલો છે અને ત્યારપછી, પ્રાયશ્ચિત્તાધ્યાય એટલે જાણીને અથવા અજાણના થયેલા દુષ્કર્મોના પાપમાથી છૂ-

વાના વ્રતવગેરે ઉપાયોનું વિવેચન કરવામાં આવ્યું છે. એટલે સંક્ષેપથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષાત્મક પુરુષાર્થચતુષ્ટયનું સાધન કહેલું છે. આ મનુસ્મૃતિ કે જે સર્વ સ્મૃતિઓથી પ્રથમ હોવાને લીધે સર્વના મૂળભૂત છે તેમાં બાર અધ્યાયો છે. તેઓમાં પ્રથમાધ્યાયમાં " स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ।" એ શ્રુતિપ્રમાણે ઋષિઓએ મનુભગવાનની પાસે જઇ ધર્મનું સ્વરૂપ જાણવામાટે પ્રશ્ન કરેલો છે તેથી ધર્માચરણદ્વારા જેને પામવાનું છે તે પરમેશ્વરની અનંતશક્તિને દેખાડવામાટે મનુએ જગતની ઉત્પત્તિ વર્ણવેલી છે તે સાથે પોતાની ઉત્પત્તિ પણ વર્ણવેલી છે. ધર્મપ્રચારક ઋષિઓની ઉત્પત્તિ, કાળને માપમા લાવવામાટે પ્રમાણો, યુગાદિવ્યવસ્થા, એકએક મનુનો સમય, સત્યયુગવગેરે યુગોમાં ધર્મના પાદની વ્યવસ્થા, આયુષનો વિચાર, વર્ણવ્યવસ્થા અને બ્રાહ્મણજાતિની શ્રેષ્ઠતાવગેરે મુખ્ય વિષયોનો સમાવેશ કરેલો છે. આ અધ્યાયનો મુખ્ય વિષય યજુર્વેદના બ્રાહ્મણગ્રંથમાં આવતા બ્રાહ્મણોપનિષદ્રૂપ બૃહદારણ્યક ઉપનિષદ્ઉપરથી ઉલ્લેખિત થયો હોય એમ અનુમાન થઇ શકેછે

બીજા અધ્યાયમાં આ શાસ્ત્રના મુખ્યપ્રતિપાદ્ય ધર્મનું લક્ષણ, સકામવૃત્તિથી ધર્માચરણનો નિષેધ, ધર્મના વિષયમાં પ્રમાણો, ધર્મનું મૂળ વેદ, શ્રુતિ તથા સ્મૃતિ શબ્દનો અર્થ, નાસ્તિકની નિંદા, શ્રુતિસ્મૃતિના વિરોધનો પરિહાર ધર્મશાસ્ત્રને ભણવાનો મુખ્ય અધિકારી, બ્રહ્માવર્તદેશની મર્યાદા, બ્રહ્મર્ષિદેશની સીમા, મધ્યદેશનું સ્વરૂપ, આર્યાવર્ત દેશનું પ્રમાણ, યજ્ઞમાટે પવિત્ર દેશ, વર્ણધર્મ, સંસ્કારોની વ્યવસ્થા, સંસ્કારો ન થવાથી થતું પતિતપણું, બ્રહ્મચારીના ધર્મ, આચમનોમાટે તીર્થોનું સ્વરૂપ, વેદાધ્યયનની વ્યવસ્થા, ગુરુભક્તિ, ઓંકાર તથા ગાયત્રીની ઉત્પત્તિ, ગાયત્રી જપવાનું ફળ, તૃષ્ણાનો જય, સંધ્યાવંદનનું ફળ, આચાર્ય તથા ઉપાધ્યાયનું સ્વરૂપ, દ્વિજ શબ્દનો અર્થ, આપત્તિમાં વિદ્યાભ્યાસની વ્યવસ્થા ઇત્યાદિ વિષયો પ્રતિપાદિત કરેલા છે. તેઓમાં ઉપનયન કઠશાખાને આધારે, બ્રહ્મચર્ય છાંદોગ્ય ઉપનિષદ્ને અવલંબીને, બ્રહ્મચારીના ધર્મો તૈત્તિરીય ઉપનિષદ્માંથી, ઓંકારનું વર્ણન ગોપથ બ્રાહ્મણઉપરથી અને ગાયત્રીનું માહાત્મ્ય પ્રસાદિ આ અધ્યાયના મુખ્ય વિષયો સર્વ વેદમાંથી સંગૃહીત કરેલ છે એમ અનુમાન થઇ શકેછે.

ત્રીજા અધ્યાયમાં બ્રહ્મચર્યનો અવધિ, ગૃહસ્થાશ્રમના અધિકારી, વિવાહસંસ્કારમાટે વરની તથા કન્યાની વ્યવસ્થા, આઠ પ્રકારના વિવાહનું

લક્ષણ, તેઓમાં ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠની વ્યવસ્થા, સ્ત્રીસમાગમનો સમય, કન્યાવિક્રયની નિંદા, યોગ્ય સ્ત્રીને સન્માન, કુલની ધાર્મિક સ્થિતિ ભ્રષ્ટ થવાનાં કારણો, હમેશાં પંચમહાયજ્ઞનું વિધાન, અતિથિસત્કાર, ગૃહસ્થે ભોજન કરવાની મર્યાદા, પ્રત્યેક અમાવાસ્યાએ શ્રાદ્ધવિધાનથી ઘણો લાભ, શ્રાદ્ધની વ્યવસ્થા, પરિવેત્તા તથા પરિવિત્તિનું લક્ષણ, દિધિષૂ, કુંડ અને ગોલકનાં લક્ષણો, પિતૃઓનુ સ્વરૂપ, પિતૃઓની ઉત્પત્તિ, બ્રાહ્મણાદિવર્ણોના જુદાજુદા પિતૃઓ, શ્રાદ્ધની ઇતિકર્તવ્યતા, રજસ્વલા તથા શ્વાન વગેરે અધમ પ્રાણીઓની દૃષ્ટિથી થતો દોષ, શ્રાદ્ધના દેશ અને કાળ ઇત્યાદિ મુખ્ય વિષયો વર્ણવેલા છે. આ અધ્યાયમાં વિવાહનુ પ્રકરણ ઋગ્વેદમા વિસ્તારથી વર્ણવેલા ઉષાના પ્રકરણને આધારે ઉલ્લિખિત છે, દૈવવિવાહ શતપથ બ્રાહ્મણને અવલમ્બી કહેલો છે અને પંચમહાયજ્ઞોનુ તથા અમાવાસ્યા શ્રાદ્ધનું અથવા પિંડપિતૃયજ્ઞનુ પ્રતિપાદન બ્રાહ્મણગ્રંથોને અવલમ્બી સંગૃહીત કરેલુ છે એમ અનુમાન થાયછે.

ચોથા અધ્યાયમાં, આજીવિકાના ઉપાયો, બ્રાહ્મણમાટે સંતોષની આવશ્યકતા, સ્નાતકનાં વ્રતો, અવસ્થા તથા ઉદ્યોગ પ્રમાણે આચરણ, અગ્નિહોત્રાદિ કર્મ, ચાતુર્માસ્યાદિ યજ્ઞ, રજસ્વલાના સંગથી આયુષ્યનો નાશ, શૌચનો પ્રદેશવિશેષમાં નિષેધ, ઉચ્છિષ્ટ પદાર્થોનો ત્યાગ, કેટલાએક લોકહિતાવહ સદાચાર, પાપીને નરકત્રાસ, સવારે ક્યારે ઉઠવુ, ઉપાકર્મ તથા ઉત્સર્ગનો સમય, અનધ્યાયના સમયો, નિત્ય વેદાધ્યયનથી પૂર્વજન્મનું સ્મરણ, આચારની સ્તુતિ, અધર્મથી કુલ ખરાબ થાયછે, ગુરૂ વૃદ્ધ વગેરે સાથે વિવાદ ન કરવા વિષે, બકભક્ત ન થવું, પરલોકમાં એક ધર્મજ સહાયતા કરેછે, કોનું તથા કેવું અન્ન ખાવું નહિ, ત્રણ કરજમાંથી મુક્ત થવું, ઇત્યાદિ મુખ્ય વિષયો છે આમાં ભક્ષ્યાભક્ષ્યનો નિર્ણય બ્રાહ્મણગ્રંથોના દીક્ષિતપ્રકરણમાથી લીધેલો છે. અનધ્યાયનો વિષય પણ બ્રાહ્મણગ્રંથોમાંથી ઉલ્લિખિત છે અને બીજા કેટલાએક વિષયો આયુર્વેદમૂલક છે.

પાંચમા અધ્યાયમાં, બ્રાહ્મણોનું મરણ શા માટે થાય? એ પ્રશ્ન તથા તેનો ઉત્તર, અભક્ષ્ય પદાર્થો તથા તેની શુદ્ધિમાટે ઉપાય, અહિંસાથી સુખની પ્રાપ્તિ, માંસભક્ષણથી પાછું ફરવાથી ઘણો લાભ, માંસ શબ્દનો અર્થ, વૃદ્ધિસૂતકની તથા મૃત્યુસૂતકની વ્યવસ્થા, અસ્પૃશ્યના સ્પર્શમાંથી શુદ્ધિ, અંસ કર્મનો વિચાર, દ્રવ્યોની શુદ્ધિનો વિચાર, સ્ત્રીઓએ શી રીતે

વર્તવું, વિધવાના ધર્મો, પાતિવ્રત્યનું ફળ, ગૃહસ્થાશ્રમનો અવધિ ઈત્યાદિ મુખ્ય વિષયો વર્ણવેલા છે. તેમાં કેટલાએક સુક્તમૂલક તથા અનુભવસિદ્ધ છે અને કેટલાએક ઉચ્છિન્નશાખામૂલક છે એમ અનુમાન કરી શકાયછે.

છઠ્ઠા અધ્યાયમાં, પુત્રના મુખનુ દર્શન કરી ગૃહસ્થે વાનપ્રસ્થાશ્રનો સ્વીકાર, તેમાં પણ મુખ્યત્વથી પંચમહાયજ્ઞો, વાનપ્રસ્થના કેટલાએક નિયમોની, તપશ્ચર્યાઓની તથા નિવાસની વ્યવસ્થા, તે આશ્રમપછી સંન્યાસનો અધિકાર, ત્રણ ઋણોમાંથી મુક્ત થયાવિના સંન્યાસ લેવાય નહિ, સન્યાસાશ્રમના કેટલાએક વૈરાગ્યવગેરે ધર્મો, ભિક્ષાની વ્યવસ્થા, આત્મને વિચાર કરવો, પ્રાણાયામોની આવશ્યકતા, શરીરનુ અનિત્યત્વવગેરે મુખ્ય વિષયો પ્રતિપાદિત છે. આ વિષયો ઉપનિષદોમાથી તથા આરણ્યકોમાથી ઉદ્ધૃત કરેલો જણાયછે.

સાતમા અધ્યાયમાં, પ્રજાપાલક રાજાના ધર્મો કહેવાની પ્રતિજ્ઞા, આઠ લોકપાલોનું તેજ રાજામાં છે, રાજાની આવશ્યકતા, દંડ દેવામાટે વ્યવસ્થા, મૂર્ખ રાજા નીતિમાં નકામો, રાજાએ વિનય રાખવામાં તથા વિનયનો ત્યાગ કરવામાં દૃષ્ટાંત, મન્ત્રિવ્યવસ્થા, રાજ્યતંત્રના વિચારો, ચાર લોકોની વ્યવસ્થા, દેશમાં દુર્ગવ્યવસ્થા, પત્નીના પરિણય સંબંધી વિચાર, વિદ્વાન્ બ્રાહ્મણોનો રાજાતરફથી સત્કાર, યુદ્ધમાં પલાયન કરવું નહિ, દેશના સંરક્ષણમાં સામાદિ ઉપાયોની યોજના, અધિકારીઓ લાંચ લઇ પ્રજાને ન પીડે તેવી સાવચેતી, પ્રજાપરના કરની વ્યવસ્થા,' બાર રાજમંડળનો વિચાર, છ ગુણો, યુદ્ધના પ્રસંગમાં અનેક ગોઠવણો, રાજાએ કરવાના ભોજનની પરીક્ષા, શરીરની તંદુરસ્તી ન હોય ત્યારે કાર્યવ્યવસ્થા, ઇત્યાદિ વિષયો છે.

આઠમા અધ્યાયમાં, અઢાર જાતના વ્યવહારોની તકરાર, તેઓનો ન્યાય કરવામાં રાજાએ પોતે ધ્યાન આપવુ, પક્ષપાત કરી અયોગ્ય ન્યાય દેવામાં અન્યાય કરનારઉપર દોષ પડેછે, શૂદ્રને ન્યાયાધીશ નીમવો નહિ, દેશાદિની રૂઢિ પણ ન્યાયમાં ધ્યાનમાં રાખવી, લેણાનો તથા દેણાનો વિચાર, સાક્ષિઓની યોગ્યતા તથા અયોગ્યતા, જુઠું બોલવાથી હાનિ, કોઇ અસાધારણ પાપને અટકાવવામાટે જુઠું બોલવાની અનુજ્ઞા, સાક્ષી ન હોય તો સોગન ખવરાવવાની વ્યવસ્થા, વ્યાજ લેવાની વ્યવસ્થા,

ભોગવટાથી થતી માલેકી, જામીનગીરીની બાબત, બલાત્કારથી થયેલો ઠરાવ તથા લેખ રદ જાયછે, રાજાની ઉન્નતિના કારણો, થાપણની વ્યવસ્થા, પદાર્થવિક્રયની વ્યવસ્થા, યજ્ઞદક્ષિણાની વ્યવસ્થા, કપટથી દૂષણવાળી કન્યા આપી દે તેની વ્યવસ્થા, સપ્તપદી થયાપછી વિવાદનો નિશ્ચય, પશુસબંધી વ્યવહારની વ્યવસ્થા, સીમાનો નિર્ણય અયોગ્ય શબ્દોથી દુઃખ દેનારને શિક્ષા, રાજાને ધર્મમાંથી તથા અધર્મમાંથી છટ્ઠો ભાગ મળેછે, ચોરી કરનારને દંડ, ધર્મનો નાશ થતો હોય તો બ્રાહ્મણે પણ શસ્ત્ર ધરવા, વ્યભિચારીના દંડની વ્યવસ્થા, માતા, પિતા વગેરેનો ત્યાગ કરનારનો દંડ, બજારભાવનો રાજાએ તપાસ કરવો, સમુદ્રયાનના સંબંધમાં ભાડુ લેવાની વ્યવસ્થા, દાણચોરીનો તપાસ ઇત્યાદિ મુખ્ય વિષયો પ્રતિપાદિત છે તે વિષયો, વાજસનેય સંહિતાના બાવીશમા અધ્યાયમાંથી ઉલ્લિખિત છે તથા કેટલાએક વિષયો પ્રસક્તોપપત્તિ તથા અનુમાનોપપત્તિથી સિદ્ધ છે

નવમા અધ્યાયમા સ્ત્રીધર્મ તથા પુરૂષધર્મનું લક્ષણ, સ્ત્રી જાયા શામાટે કહેવાયછે, સ્ત્રીઓનો સ્વભાવ, સ્ત્રીઓને પાતિવ્રત્ય પળાવવાથી પ્રજાની ઉત્તમતા, ત્રણ બાબત એકવારજ થઇ શકેછે પુરૂષે એક સ્ત્રી ઉપર બીજી સ્ત્રી ક્યારે કરવી, ધર્મકાર્યમા સવર્ણા સ્ત્રી ઉપયોગી છે, સવેલી કન્યા લેવી નહિ, જુદા થવાનુ કારણ, વડીલભાઇના હકવિષે, બેલડાના પુત્રોમા નાના તથા મોટાની વ્યવસ્થા, પુત્રીના પુત્રને દીકરાતરીકે લેવા-વિષે પુત્ર શબ્દનો અર્થ, દત્તક પુત્રના હકની વ્યવસ્થા, ૭ દાયાદ બાંધવો, ૭ અદાયાદ બાંધવો, કુપુત્રની નિંદા, ઘણા ભાઇઓમા એકનેજ પુત્ર હોય તોપણ સર્વે પુત્રવાળા ગણાયછે, રાજા કોનો અને ક્યારે વારસ થઇ શકેછે, સ્ત્રીધનની વ્યવસ્થા, નપુંસક પોતે અન્નવસ્ત્રનોજ હકદાર છે, ચાર મહાપાતકી, તેઓને દંડ દેવાની વ્યવસ્થા, રાજાએ સજ્જનોનું સંરક્ષણ થાય તેવી ગોઠવણ કરવી, જલાશય, દેવ તથા દેવમંદિર વગેરેને તોડનારનો દંડ, જેવો રાજા તેવો યુગ વર્ત્તનાવિષે, બ્રાહ્મણો તથા ક્ષત્રિયો ઐકમત્યથી વર્ત્તે તો જગતની ઉન્નતિ થાયછે, શૂદ્રના ધર્મો વગેરે મુખ્ય વિષયો કહેવામા આવેછે તેઓ હાલમા અનુપલબ્ધ વેદશાખાઓના આધારે મનુએ પોતે અલૌકિક વિજ્ઞાન-દ્વારા પ્રતિપાદિત કરેલા છે એમ અનુમાન થાયછે

દશમા અધ્યાયમા વેદાધ્યયનનો અધિકાર, ચારે વર્ણોમા બ્રાહ્મણવર્ણનુ શ્રેષ્ઠત્વ, મૂળ ચાર વર્ણોમાથી વર્ણસંકર જાતિઓની ઉત્પત્તિ, અંબષ્ઠ તથા

આરરાર જાતિની વ્યવસ્થા, અનુલોમ તથા પ્રતિલોમ જાતિની વ્યવસ્થા, આપ બ્રાહ્મણના સંરક્ષણમાટે શરીરનો ત્યાગ કરનાર વર્ણસંકરનો ભવિષ્ય જન્મમાં ઉત્તમ અવતાર, ચારે વર્ણના સાધારણ ધર્મ, સંસ્કારથી થતું યોગ્ય પ્રજાનું લક્ષણ, બ્રાહ્મણના ૭ કર્મો, બીજા વર્ણોનાં ત્રણ કર્મો, આપદ્ધર્મ, પ્રતિગ્રહની નિંદા, શિલોઞ્છવૃત્તિની પ્રશંસા, દાનના, પદાર્થોમાં સદોષ નિર્દોષની વ્યવસ્થા, ધન મેળવવાના સાત ઉપાયો, આપત્તિમા દશ જીવનના ઉપાયો, રાજાને માટે આપદ્ધર્મ, શૂદ્રને વેદોક્ત સસ્કારો નથી ઇત્યાદિ મુખ્ય વિષયો વર્ણવવામાં આવેલા છે, તેઓમા જાતિઓ રુદ્રાધ્યાયમાથી ઉદ્ધૃત કરેલ છે અને બીજા વિષયો ઉચ્છિન્નશાખામૂલક છે એમ અનુમાન થયછે.

અગિઆરમા અધ્યાયમા, નવ પ્રકારના સ્નાતકો, વિદ્વાન સ્નાતકોને દાન દેવાથી ઉત્તમ ફલ, વેદ ભણેલાને દાન દેવાથી ઉત્તમ ફલ, સોમયાગના અધિકારી, કુટુંબ સીદાતુ હોય છતા બીજાને દાન દેવાનો નિષેધ, યજ્ઞ અધુરો રહી જાતો હોય તો શૂદ્ર પાસેથી પણ ધન લેવું, ત્રણ દિવસ સુધી અન્ન ન મળે તો બ્રાહ્મણે ગમે તે પ્રકારે પવિત્ર અન્ન મેળવવું, યજ્ઞાદિમા વપરાતા ધનની સ્તુતિ, દેવસ્થાન તથા બ્રાહ્મણનુ ધન હરનારને દોષ, શૂદ્રના ધનથી અગ્નિહોત્ર કરવામા દોષ, તેતે પાપનુ પ્રાયશ્ચિત્ત, પાપીનો પ્રાયશ્ચિત કર્યા પહેલા સસર્ગ કરવો નહિ, અમુક પાપથી અમુક રોગો થાયછે, બ્રહ્મહત્યાવગેરે મહાપાપો, ઉપપાતકો, મદિરાપાનનુ પ્રાયશ્ચિત્ત, બીજા સાધારણ પાપોનુ પ્રાયશ્ચિત્ત, અભક્ષ્ય ભોજન વગેરેનું પ્રાયશ્ચિત્ત, અગમ્યાગમનનુ પ્રાયશ્ચિત્ત, બ્રાહ્મણને મારવવગેરેનુ પ્રાયશ્ચિત્ત, પ્રાજાપત્યવ્રત, સાતપનકૃચ્છ્ર, અતિકૃચ્છ્ર, તપ્તકૃચ્છ્ર, પરાક, ચાન્દ્રાયણવગેરેનુ લક્ષણ, આપત્કાલમા પ્રાયશ્ચિત્તનો પ્રકાર, તપશ્ચર્યાનુ માહાત્મ્ય, ગુપ્ત પાપનુ પ્રાયશ્ચિત્ત, વેદવેત્તા, બ્રાહ્મણની વ્યાખ્યા ઇત્યાદિ મુખ્ય વિષયોનું વર્ણન કરેલું છે એ વિષયો શતપથ બ્રાહ્મણમાથી ઉદ્ધૃત કરેલ છે એમ જણાયછે.

બારમા અધ્યયમા ત્રણ જાતના કર્મો, કર્મનુ પ્રવર્ત્તક મન છે, માનસિક, વાચિક તથા શારીરકર્મોના પ્રકાર અને તેઓના ફલ, ક્ષેત્રજ્ઞ અને જીવનુ લક્ષણ, નિગશરીરનુ સ્વરૂપ, ઇશ્વરનુ લક્ષણ, ઇશ્વરથી ઉત્પત્તિ, યમલોકમા પાપફલ ભોગવનાર કયુ શરીર? ધર્મનું ફલ, અધર્મનુ ફલ, ત્રણ ગુણોનો પ્રપચ, તે તે ગુણોથી થનારી ગતિઓ, કર્મવિપાક, તે તે

પછી થતી ગતિ, મોક્ષનાં સાધનો, આત્મજ્ઞાનનું પ્રાધાન્ય, વૈદિક કર્મની શ્રેષ્ઠતા, પ્રવૃત્ત તથા નિવૃત્ત કર્મનાં લક્ષણ, વેદાભ્યાસની શ્રેષ્ઠતા, વેદબાહ્ય શાસ્ત્રોની અપ્રમાણતા, મીમાંસાદિમાં કહેલ તર્કોથી ધર્મવિચાર, દશ વિદ્વાન્ બ્રાહ્મણોની ધર્મનિર્ણયમાં પરિષદ્, તેના ગૌણપક્ષો, ભગવાન્ મનુનું માહાત્મ્ય, ઐકાત્મ્યદર્શનથી મોક્ષ, આ મનુસ્મૃતિને જાણનાર અધિકારીને ઉત્તમ ફળ ઇત્યાદિક મુખ્ય વિષયો પ્રતિપાદિત છે. તે વિષયો ઉપનિષદોમાંથી ઉલ્લિખિત છે, એમ અનુમાન થાયછે.

એ પ્રમાણે આ શાસ્ત્રમાં પ્રતિપાદન કરવામાં આવેલા વિષયોમાં પણ પૂર્વમીમાંસાપ્રમાણે તેને વાક્યોનુ સ્વરૂપ જાણવુ આવશ્યક છે. કારણ કે વાક્યોનું સ્વરૂપ જાણ્યાવગર વાક્યાર્થની હેયોપાદેયરૂપ યથાર્થ વ્યવસ્થા થઇ શકતી નથી. વાક્યો અપૂર્વ વિધિવાક્ય, નિયમ વિધિવાક્ય અને પરિસંખ્યા વિધિવાક્ય એ પ્રમાણે ત્રણ પ્રકારનાં છે. અને "विधिरत्यन्तमप्राप्तौ नियमः पाक्षिके सति । तत्र चान्यत्र च प्राप्तौ परिसंख्या विधीयते ॥" એ પૂર્વમીમાંસાવિષયક ધર્મદીપિકાગ્રંથપ્રમાણે તેઓનુ લક્ષણ છે. આ શાસ્ત્રમાં હમેશાં સંધ્યાવંદન કરવું વગેરે જે ઉપદેશો છે, એ અપૂર્વવિધિ છે. કારણકે શાસ્ત્રવગર બીજા કોઇ રાગ તથા ન્યાયવગેરે કારણોથી સંધ્યાવંદન પ્રાપ્ત નથી. તેનુ શાસ્ત્રદ્વારા વિધાન કરેલું છે. એ વિધિ નિત્ય, નૈમિત્તિક અને કામ્યવગેરે ભેદોથી અનેક પ્રકારનો છે. તે પ્રમાણે આ શાસ્ત્રમા ઋતુમાં સ્વભાર્યાગમન કહેલું છે, તે નિયમવિધિરૂપ છે, કારણ કે વિષય ભાર્યાગમનની રાગથી પ્રાપ્તિ છે અને જેને રાગ ન હોય તેને તેની અપ્રાપ્તિ છે, છતા પણ ઋતુમાં ભાર્યાગમનને અવશ્ય પ્રાપ્ત કરનાર આ શાસ્ત્રવાક્ય છે. ઇત્યાદિક બીજાં વાક્યોમાં પણ ઊહ કરી લેવાનો છે. તેમ "प्रोक्षितं भक्षयेन्मांसं" ઇત્યાદિક માંસભક્ષણના વિષયમા જે ઉપદેશ છે તે પરિસંખ્યાવિધિરૂપ છે, પણ અપૂર્વવિધિ કે નિયમવિધિરૂપ નથી કારણ કે એ વાક્યમા વિધેય જે માંસભક્ષણ છે તેની રાગથી પ્રાપ્તિ થાયછે, છતા પ્રોક્ષિતાદિ વિશેષણ બતાવીને છેવટે સર્વથા માંસના ભક્ષણથી નિવૃત્તિ કરાવવામાં આ શાસ્ત્રનું તાત્પર્ય છે એથીજ "निवृत्तिस्तु महाफला" એમ છેવટમાં કહેલું છે આવી રીતે વાક્યોના ઉપરઉપરથીજ દેખાતા અર્થઉપર નિશ્ચય નહિ કરતાં વાક્યસ્વરૂપના વિચારપૂર્વક જે અર્થ નિકળે તેનેજ હેયોપાદેયકોટિમાં સ્થાપવો જોઇએ. કેમકે તેમ કરતાં ધર્મસરખી જણાતી અધર્મની પાંચ શાખાઓ જેન્દ્રિ

સમજ શ્રીભાગવતમાં આપી છે, તેનાથી પણ ચેતતા રહેવું, એ અધર્મની પાંચ શાખાઓમાં પહેલી શાખા વિધર્મ છે, કે જેમાં સત્યધર્મનો બાધ થતો હોયછે. બીજી શાખા પરધર્મ કે જે બીજા ક્ષત્રિયવગેરે વર્ણને માટે કહેલો હોય, તે બ્રાહ્મણવગેરે અન્ય વર્ણને માટે ન હોવાથી તેઓમાટે અધર્મરૂપ થઇ જાયછે. ત્રીજી શાખા ઉપધર્મ કે જે બીજા શબ્દમાં પાખંડ કહેવાયછે પાશબ્દ રક્ષણાર્થે પાધાતુ ઉપરથી થાયછે અને તેનો અર્થ સત્યધર્મ એવો થાયછે, તેનું જેથી ખંડન થતું હોય એવો મત પાખંડ કહેવાયછે ચોથી શાખા છળધર્મ છે કે જે શબ્દભેદદ્વારા કપટથી અથવા અનેક પ્રકારનાં બહાના દેખાડી ધર્મતરીકે કહેવામાં આવેછે. અને પાંચમી શાખા આભાસધર્મ છે કે જે મનુષ્યોએ વૈદિક શાસ્ત્રને આધારે નહિ પણ કેવળ વૈદિક ધર્મઉપર દ્વેષ વિગેરે કારણોને લીધે મનઃકલ્પિત ધર્મ કલ્પી કાઢેલ હોયછે એ પાંચે પ્રકારોને બરોબર ઓળખી લઇ એઓનો ત્યાગ કરવો જોઇએ સાંપ્રત સમયમાં જોઇશું તો શુદ્ધ શ્રૌતસ્માર્તધર્મ બહુજ ઓછા પ્રમાણમાં પ્રવૃત્ત છે અને અધપરંપરાથી પ્રવૃત્ત થયેલા ધર્માભાસો ઘણા મહોટા પ્રમાણમાં પ્રવૃત્ત થતા જાયછે. આધુનિક કાલમા શ્રૌતસ્માર્ત ધર્મનાં તત્વોઉપર અથવા તો ઉપદેશો ઉપર ઘણા લોકો ઉપપત્તિની માગણી કરેછે, એટલે અમુક ધાર્મિક કૃત્ય શામાટે કરવા કહેલું છે તથા અમુક ધર્મવિરુદ્ધ કૃત્ય શામાટે નિષિદ્ધ કરેલું છે? એવા કુતર્કવિતર્ક કરેછે પણ એ વિષયમાં કહ્યું છે કે "पुराणं मानवो धर्मः साङ्गो वेदश्चिकित्सितम्। आज्ञासिद्धानि चत्वारि न हन्तव्यानि हेतुभिः॥" એટલે પુરાણો, મનુસ્મૃતિમા કહેલો ધર્મ; સાંગ વેદ અને ચિકિત્સાશાસ્ત્ર એ ચાર વિષયોઉપર કુતર્કો કરવાના નથી, કારણ કે રાગદ્વેષવગરના પ્રાચીન મહર્ષિઓ કે જેઓ સત્ય વાત દેખાડી અસત્ય વાતઉપરથી લોકોને ખેચી લેવામાટે પરોપકારપ્રધાન વૃત્તિથીજ નિષ્પક્ષપાતઃ બુદ્ધિવડે વિચાર કરતા હતા તે મહાત્માઓ કદીપણ અસત્ય અથવા નિરર્થક ઉપદેશ કરેજ નહિ તેઓએ જે કંઇ વેદાર્થને આધારે કહ્યું છે તે સર્વે યથાર્થ છે. તર્ક કરવાનો સર્વથા નિષેધ નથી કર્યો પણ નાસ્તિક લોકોની પદ્ધતિથી કુતર્ક કરવાનો નિષેધ કરેલો છે એટલાજ માટે "आर्षं धर्मोपदेशं च वेदशास्त्राविरोधिना। यस्तर्केणानुसंधत्ते स धर्मं वेद नेतरः॥" એ વચનથી યોગ્ય તર્ક કરવામાટે સ્પષ્ટ છૂટ આપેલી છે આ સઘળુ ધર્મનિર્ણયકર્તાની બાબતમાં ધ્યાનમા રાખવાની જરૂર છે.

પ્રાચીન -શ્રૌતસ્માર્ત્તમાર્ગાનુસારી મહાત્મા બ્રાહ્મણોની, પદ્ધતિ એવી છે કે ધાર્મિક વિષયમાં પૂર્વપૂર્વે મુનિઓનાં વાક્યોવગર જરાપણ કપોલકલ્પિત નિર્ણય કરવો નહિ. જ્યારે ધાર્મિક નિર્ણયના સંબંધમાં કોઇ વખત તકરાર ઉભી થાયછે ત્યારે જે મતમાં આર્ષવાક્યનું અધિક પ્રમાણ મળી આવેછે, તે મતજ યથાર્થ ગણી શકાયછે. વાક્ય મળી આવ્યા છતાં પણ એ વાક્ય કેવું છે? એ પ્રમાણે વાક્યના સ્વરૂપનો વિચાર કરવો એ ગંભીર બાબત છે., કેટલાંએક વાક્યો ઉત્સર્ગરૂપ હોયછે એટલે સામાન્ય નિયમજેવાં હોયછે, તેઓનો અર્થ તે વાક્યોના ઉપર કોઇ અપવાદ વાક્યો હોય તેઓને ધ્યાનમાં લીધાવગરજ પકડી લેવામાં આવે તો તે અર્થ પ્રમાણ ગણાતો નથી કારણ કે અપવાદવાક્ય એ ઉત્સર્ગવાક્યના અર્થનો અમુક અંશે સંકોચ કરી અન્યકાર્યના વિધાનમાટે પ્રવર્ત્તેલું હોયછે માટે અપવાદવાક્યને ધ્યાનમાં લઇને તેને જરા પણ બાધ ન આવે તેમ ઉત્સર્ગવાક્યનો વિચાર કરવો જોઇએ અને એવીજ રીતે કારણપૂર્વક કરવામાં આવેલા નિષેધવાક્યને ધ્યાનપર લીધાવગર વિધિવાક્યનોજ માત્ર વિચાર કરવામાં આવે તોપણ નકામો છે માટેજ ધર્મશાસ્ત્રોમાં આ સઘળો વિચાર કરવો તેને ગંભીર બાબત ગણેલ છે વાક્યાર્થવિચારમાં ઘણી વખત અંતઃકરણની અપવિત્રતા પણ આડે રસ્તે દોરી જાયછે. જેમકે त्र्यवरान् भोजयेद्विप्रान्। જેનો સરલ અર્થ એવો છે કે પિતકાર્યના ઉદ્દેશથી ઓછામાં ઓછા ત્રણ બ્રાહ્મણોને જમાડવા, પણ આગ્રહઆદિથી આવેલી અપવિત્રતાવાળા અંતઃકરણને લીધે વ્યાકરણના બળથી કોઇ વિદ્વાન તેનો એવો અર્થ સમજાવવા પણ તૈયાર થાય કે વધારેમાં વધારે ત્રણ બ્રાહ્મણોનેજ જમાડવા અથવા એથી ઓછાને જમાડવા, પણ વધારેને તો નહિજ. કારણ કે આ વાક્યમાં લેવાલાયક બહુવ્રીહિ સમાસને છોડી દઇને તે પોતાના આગ્રહની સિદ્ધિને માટે બહુવ્રીહિગર્ભ કર્મધારય સમાસ કરી તે અર્થને વ્યાકરણસિદ્ધ ગણાવી શકેછે. પણ વાક્યાર્થવિચારમાં કેવળ વ્યાકરણના બળઉપર દોડવું કામનું નથી. તેમાં પૂર્વાપર સંબંધઉપર નજર રાખીનેજ નિર્ણય કરી શકાયછે અને તેથીજ આ ધર્મશાસ્ત્રમાં છેવટ જણાવવામાં આવ્યું છે કે ધર્મનિર્ણયમાટે એક પરિષદ નિમવી જોઇએ, જેમાં ઓછામાં ઓછા દશ વિદ્વાનો અને તેટલા પણ ન મળી શકે તો છેવટ ત્રણ મહાસમર્થ વિદ્વાનો હોવા જોઇએ. જેથી આગ્રહવગેરે કારણેથી તેમાંના કોઇનું અંતઃકરણ અપવિત્ર હોય અને તે અયથાર્થ નિર્ણય કરવાતરફ દોરાય તોપણ બીજાઓ તેને ફાવવા દેતા નથી અને યથાર્થ નિર્ણય થઇ શકેછે.

ધર્મશાસ્ત્રમાં જે જે વિષયો ઉપાદેયરૂપે તથા હેયરૂપે ઉપદિષ્ટ છે, તેઓના આચરણમાં તથા ત્યાગમાં મનુષ્યો સ્વતંત્ર છે કે પરતંત્ર છે, એ વિષયનો સંદેહ થતાં જો સર્વથા તમામ શુભાચરણોમાં તથા અશુભાચરણોમાં મનુષ્યોને પરતંત્રજ ગણવામાં આવે, સમજણવગરની પામરલોકોની રૂઢિપ્રમાણે એટલે જે કાંઇ થવાનું હોયછે તેજ થાયછે, આપણી બુદ્ધિ તેમાં કશું કામ કરી શકતીજ નથી, વગેરે જે બહુભાગે લોકો કહેછે તે પ્રમાણે જો નિશ્ચય કરવામાં આવે તો ધર્મશાસ્ત્રોનો અમુક કાર્ય કરવું તથા અમુક કાર્ય ન કરવું ઇત્યાદિ જે વિધિનિષેધ છે તે વ્યર્થ જશે કારણ કે સર્વથા પરતંત્રને ઉપદેશ શું કહી શકાય? એટલામાટે સંચિતકર્મ, પ્રારબ્ધકર્મ અને ક્રિયમાણકર્મ એ પ્રમાણે ત્રણ પ્રકારનાં કર્મોમાં જીવાત્મા સંચિત કર્મોના સંબંધમાં તથા પ્રારબ્ધ કર્મોના સંબંધમાં સર્વથા પરતંત્ર છે એમ માનવું એ યોગ્ય છે અને ક્રિયમાણ કર્મો કે જે વર્તમાનસમયમાં આપણે કરીએ છીએ તેઓના સંબંધમાં જીવાત્માને સ્વાતંત્ર્ય આપવું એજ યોગ્ય છે અને તેના ઉદ્દેશથીજ ધર્મશાસ્ત્રો ઉપદેશ કરેછે ધર્મમાર્ગનાં આચરણ કરવાથી શુભફલ થાયછે તથા અધર્મના આચરણથી અશુભફલ થાયછે એમ સ્પષ્ટ બતાવી તેઓ કહેછે કે ધર્મમાર્ગે ચાલવું એ જીવાત્માનાજ હાથમાં છે માટે સત્સંગતિ, શાસ્ત્રશ્રવણ તથા તેવા પ્રકારનાં બીજાં પણ ધર્મમાં પ્રવૃત્તિ કરાવનાર સાધનોના આશ્રયથી જીવાત્મા ઉત્તરોત્તર અનંત સુખનું પાત્ર થાયછે અને નીચલોકોની સંગતિ, પાખંડીઓના કુશાસ્ત્રો અને તેવાં બીજાં પણ અધર્મમાં પ્રવૃત્તિ કરાવનારાં સાધનોના આશ્રયથી જીવાત્મા ઉત્તરોત્તર અનંત દુ:ખોનુ પાત્ર થાયછે એમ જાણી આ ધર્મશાસ્ત્રનો અભ્યાસ તથા શ્રવણ મનન અને નિદિધ્યાસન કરવુ એ મનુષ્યોનું મુખ્ય કર્તવ્ય છે. એટલાજ માટે અમોએ આ માનવધર્મશાસ્ત્રના ગુર્જર ભાષાંતરનો યત્ન કરી સર્વ જીવાત્માઓના કલ્યાણમાટે પરમેશ્વરપાસે પ્રાર્થના કરીએ છીએ કે મનુષ્યો વેદવિરુદ્ધ કપોલકલ્પિત અધર્મમાં ધર્મબુદ્ધિથી નહિ ફસાતાં આમાં કહેલા શુદ્ધ ધર્મને સેવીને કૃતાર્થ થાય.

આ શાસ્ત્રની ભાષા પ્રસાદગુણવાળી હોવા છતાં વિષય ધર્મસંબંધી હોવાને લીધે ઘણો ગંભીર છે અને તેથીજ તેની ખરી મતલબ સમજાવવાને માટે સંસ્કૃતમાં તેનાપર જૂદીજૂદી અનેક ટીકાઓ લખવામાં આવી છે. તેઓમાં વિશેષે કરીને દિવાકર ભટ્ટના પુત્ર કુલ્લૂક ભટ્ટની લખેલી મ-

ન્વર્થમુક્તાવલી નામની ટીકા વધારે પ્રખ્યાતિમાં આવેલી છે, કારણ કે તે જેમ અસાધારણ બુદ્ધિશાળાઓને આનંદ આપનારી છે તેમ સરલતાને લીધે સાધારણ બુદ્ધિવાળાઓને પણ સારી રીતે સમજાવી શકનારી છે. વીરસ્વામીના પુત્ર ધુરંધર મીમાંસક પંડિત મેધાતિથિનું કરેલું મનુભાષ્ય સમુદ્રની પેઠે મોહોટા વિસ્તારવાળું અને ગંભીર છે. તેમાં તેની પ્રખર વિદ્વત્તા દેખાયછે. સાધારણ બુદ્ધિવાળાઓનો તેમાં સુગમતાથી પ્રવેશ થઇ શકે તેવું પણ નથી, એ ભાષ્ય ઘણું પ્રાચીન ગણાયછે અને તે અખંડ ઉપલબ્ધ પણ નથી. કારણ કે પ્રથમ તો તે લુપ્તપ્રાયજ હતું પણ સહારણના પુત્ર મદન નામના કોઇ રાજાએ અન્ય દેશોમાંથી તેની પ્રતોનો શોધ કરાવી મગાવી બન્યો તેટલો તેનો જીર્ણોદ્ધાર કરેલો છે એમ તે વ્યાખ્યાનના છેવટના શ્લોક ઉપરથી જણાયછે જુઓ—

માન્યા કાપિ મનુસ્મૃતિસ્તદુચિતા વ્યાખ્યા હિ મેધાતિથેઃ
સા લુપ્તૈવ વિધેર્વશાત્ ક્વચિદપિ પ્રાપ્યં ન તત્પુસ્તકમ્ ।
ક્ષોણીન્દ્રો મદનઃ સહારણસુતો દેશાન્તરાદાહૃતૈ-
ર્જીર્ણોદ્ધારમચીકરત્તત ઇતસ્તત્પુસ્તકૈર્લેખિતૈઃ ॥

અર્થ—અત્યંત માન્ય એવી મનુસ્મૃતિઉપર તેને યોગ્ય એવીજ મેધાતિથિની વ્યાખ્યા હતી, પણ દૈવને લીધે લુપ્તજ થઇ હતી, કદાચ પણ તેનું પુસ્તક મળી શકે તેમ ન હતું, પણ તે પછી સહારણના પુત્ર મદન નામના રાજાએ દેશાતરોમાંથી અહીંતહીંથી તેની પ્રતો ભેળી કરાવી તેનો જીર્ણોદ્ધાર કર્યો છે. કુલ્લૂક મેધાતિથિ અને ગોવિંદરાજ એ બન્ને ટીકાકારોના કેટલાક હવાલા પોતાની ટીકામાં લેછે અને તેમાં પોતાની તરફના જોઇતા સુધારાઓ પણ મૂકેછે તે મેધાતિથિને વધારે અનુસરેછે અને ગોવિંદરાજની સામે ઘણે સ્થળે પોતાની તરફનો સપ્રમાણ વિરોધ દર્શાવેછે. માધવાચાર્ય, ધરણીધર, શ્રીધર, રૂચિદત્ત, વિશ્વરૂપ, ભોજદેવ અને ભારૂચિવગેરે પણ, જૂદા જૂદા ગ્રંથોના આધારથી આ મનુસ્મૃતિના વ્યાખ્યાનકારો ગણાયછે પરંતુ, તેમના વ્યાખ્યાનો પૂરી રીતે જાહેરમાં આવવા પામ્યા નથી. સર્વજ્ઞનારાયણનું મન્વર્થનિબંધ નામનું વ્યાખ્યાન અને રાઘવાનંદનું મન્વર્થચંદ્રિકા નામનું વ્યાખ્યાન સ્થળે સ્થળે બુદ્ધિવૈભવ દેખાડતાં જણાયછે. સર્વજ્ઞ નારાયણ વિશેષે કરીને મેધાતિથિને અનુસરેછે અને રાઘવાનંદ વિશેષે કરીને કુલ્લૂકને અનુસરેછે. નંદનકૃત મનુવ્યાખ્યાન નામની ટીકા તથા રામચંદ્રકૃત

મનુભાવાર્થચંદ્રિકા નામની ટીકા એ બન્ને લગભગ સંક્ષિપ્ત ટિપ્પણજેવી છે.
તેઓમાં શંકાસમાધાનની કડાકૂટોમાં ઉંડે ઉતરવામાં આવ્યું નથી. પણ
તેની સરલ મતલબ ટુંકામાં જણાવવાનું વધારે ધ્યાન દેવામાં આવ્યું છે.

સામાન્ય લેખોની ઉપર વ્યાખ્યાન થવાની જરૂર હોતી નથી પણ
અતિ ગંભીર અને અગત્યનાં શાસ્ત્રો હોય તેના ઉપરજ વ્યાખ્યાન કરવામાટે
વિદ્વાન લોકો પ્રવૃત્ત થાયછે મનુસ્મૃતિ જેવા પ્રાચીન ગ્રંથઉપર આપણી
દૃષ્ટિમાં નહિ આવેલાં પણ અન્ય સંસ્કૃત વ્યાખ્યાનો હોવાનો પણ સંભવ છે.
કારણકે આ શાસ્ત્ર, સર્વપુરૂષાર્થોની સિદ્ધિના ઉપાયરૂપ છે અને તેવાં શાસ્ત્ર
ઉપર બુદ્ધિમાન પુરૂષો પરોપકારબુદ્ધિથી વિશેષ પ્રવૃત્ત થાય એ દેખીતુંજ છે

પ્રાચીન ઘણા શાસ્ત્રગ્રંથોના પેઠે આ મનુસ્મૃતિના શ્લોકોની સંખ્યામાં
પણ કાંઇ વધઘટ જોવામાં આવે છે. કોઇ ટીકાકારે કોઇ શ્લોકને મૂળમાં
ગણેલો છે તો કોઇએ તેને ક્ષેપકતરીકે ગણેલો છે, પણ આજસુધીમાં જે જે
ટીકાઓ જાહેરમાં આવી છે તેમાં એવી રીતે લેવાયેલા શ્લોકોની સંખ્યા જુજ
છે, પણ એ સિવાય મનુના નામથી એવા સંખ્યાબંધ શ્લોકો બીજા ગ્રં-
થોમાં પ્રમાણતરીકે લેવામાં આવ્યા છે અને તે શ્લોકો હાલ મનુસ્મૃતિમાં
જોવામાં આવતા નથી. જેમકે **ધર્માબ્ધિસારમાં** માતાને રજોદર્શન હોય
ત્યારે તેના સંતાનનો વિવાહ, જનોઇ અને ચૌલ થઇ શકતાં નથી એવા
અભિપ્રાયવાળો એક શ્લોક, **સ્મૃતિચંદ્રિકામાં** વ્યવહારકાંડની અંદર ક્ષમા,
સાક્ષી, ઋત્વિજો, વિભાગ અને ગાયત્રીની પ્રશંસાના સંબંધમાં નવ શ્લોકો
અને આહ્નિકના વિષયમાં પૂર્વકલ્પમાં કન્યાઓને પણ જનોઇ દેવાતી હતી
વગેરે વિષયોને લગતા ત્રેવીશ શ્લોકો, **દાનહેમાદ્રિમાં** ઇષ્ટાપૂર્તના સંબં-
ધમાં કેવા કેવા બ્રાહ્મણો દાન દેવાને માટે યોગ્ય છે તથા અયોગ્ય છે? કે-
ટલા પ્રસંગોમાં મૌન રાખવું અને સ્મૃતિકારો આધાર છે એ વિષયને લગતા
અગિયાર શ્લોકો, **વ્રતહેમાદ્રિમાં** વર્જનીય પદાર્થોસંબંધી એક શ્લોક,
**શ્રાદ્ધહેમાદ્રિમાં** વૃદ્ધિશ્રાદ્ધના વિષયમાં, સપિંડીકરણ થયાપછી પિંડદાનની
વ્યવસ્થામાં, પ્રતિપદથી આરંભી પ્રત્યેક તિથિમાં શ્રાદ્ધ કરવાથી થતા ફલ-
વિશેષોમાં, એકોદિષ્ટ, વૈદિક, પાર્વણ અને વૃદ્ધિશ્રાદ્ધના સમયવિશેષની વ્યવ-
સ્થામાં, અતિથિપૂજનવિષે અને માંસભક્ષણના અધર્મજનકપણામાં એકત્રીશ
શ્લોકો, **સ્મૃતિરત્નાકરમાં** બૈડાલવ્રત, સાત અંત્યજ જાતિ, કદર્ય, વેદવિક્રય,
જ્ઞાનપૂર્વક કર્મ, રાત્રિસ્નાન, 'સતીઓના ધર્મ,' સ્વશાખાનું કર્મ છોડી દઇ

પરશાખાનું કર્મ કરવામાં દોષ, અનિદાન, અમુક પ્રાણીની હિંસામાં પ્રાયશ્ચિત્ત અને દિવસે તથા રાત્રિએ ખાવામાટે લાન્ય પદાર્થોના સંબધમાં ત્રેપન શ્લોકો, **શુદ્રકમલાકર**માં સ્ત્રીઓને તથા શૂદ્રોને માટે અમુક જપાદિનો નિષેધવગેરે વિષયના સંબધમાં બાદ શ્લોક, **પરાશરમાધવ**માં સત્સની પ્રશંસા, અસત્સમાં તત્પર રહેનાર પુત્રવગેરેનો ત્યાગ, સૃષ્ટિવિરુદ્ધ કર્મ કરનારને દંડ, કાલી ચંદશવગેરેમાં યમરાજાની પૂજા, તર્પણ, સૂતકસંબંધી નિર્ણય, પ્રાયશ્ચિત્ત અને દેશ, કુલ તથા જાતિવગેરે ઉપરથી કેટલોક વ્યવહારનિર્ણય એઓના સંબધમાં સડતાલીશ શ્લોકો, **નિર્ણયસિંધુ**માં ઉપવાસવાળાથી શું શું થઇ શકેછે? શ્રાદ્ધવિષય તથા બ્રહ્મચારી પણ માતાપિતાની ઉત્તરક્રિયા કરી શકે વગેરે વિષયોના સબધમા પદર શ્લોકો, **મિતાક્ષરાકાર** વિજ્ઞાનેશ્વર પંડિતે દેખાડેલ અમેધ્ય પદાર્થનિષેધ, દિવ્ય કરાવવાની કેટલીએક બાબત તથા બ્રાહ્મણના વધમા દંડનિષેધ વગેરે વિષયોમા તેર શ્લોકો, **સંસ્કાર કૌસ્તુભ**માં ઉપનયન સંસ્કારના સમયવિષે, નાહાનામોહોટા સહોદરના વિવાહવિષે, અભક્ષ્યભક્ષણના પ્રાયશ્ચિત્તવિષે તથા આદિવિવાહોમા શ્રેષ્ઠતા અને અશ્રેષ્ઠતાની વ્યવસ્થાવિષે ૭ શ્લોકો, **પ્રયોગરત્ન**મા જાતકર્માદિસંસ્કારો યોગ્ય સમયસર ન થયા હોય તો ચૌલસંસ્કારથી પહેલા પ્રાયશ્ચિત્ત કરીને કરવા એ વિષયમા બે શ્લોકો, **વિવાદભંગાર્ણવ**મા પોષ્યવર્ગનુ પોષણ, પિતૃઓના કરજમાથી મુક્ત થવુ, વ્યાજનો વિષય, પતિનો દ્વેષ કરનારી સ્ત્રીનો દંડ, પતિવ્રતાની પ્રશંસા અને ભૂખ્યા લોકોને રાજાએ દેવાનુ દાન એ વિષયમાં સત્તર શ્લોકો, **વ્યવહારતત્વ**મા અધમ બ્રાહ્મણના લક્ષણનો અર્ધ શ્લોક, **દાયક્રમસંગ્રહ**મા પતિત, નપુંસક, પંગુ, ઉન્મત્ત, જડ, જન્માંધ અને અસાધ્યરોગી એઓ જીવતાસૂધી માત્ર અન્ન, વસ્ત્ર અને નિવાસનાજ હકદાર છે એવા અભિપ્રાયવાળા બે શ્લોક, **દાયતત્વ**માં પોતાની માલેકીની જમીનમાં પણ ખોદતા નિકળેલા ધનના ભંડારમાથી રાજાએ બીજા વર્ણવાળાથી છઠ્ઠો ભાગ લેવો પણ બ્રાહ્મણપાસેથી કંઇ લેવુ નહિ એ વિષયના બે શ્લોકો, **શ્રીભાગવત**ના તૃતીયસ્કંધના પ્રથમાધ્યાયના છત્રીશમા શ્લોકની શ્રીધરસ્વામીએ કરેલી ટીકામાં "જે પરમેશ્વરે હંસોને શ્વેતવર્ણવાળા, પોપટોને નીલા રંગવાળા અને મયૂરોને અનેક વિચિત્ર રંગવાળા બનાવ્યા છે તે તારા યોગક્ષેમને ચલાવશે" એવા અભિપ્રાયવાળો એક શ્લોક, **શંકરવિજય**ના પ્રથમ પ્રકરણમાં "બ્રાહ્મણોએ મહાદેવની, ક્ષત્રિયોએ વિષ્ણુની, વૈશ્યોએ બ્રહ્માની અને શૂદ્રોએ ગણપતિની મુખ્યત્વે હમેશાં પૂજા કરવી."

સ્વસ્તિવિષયવાળા બે શ્લોકો, સંસ્કારમયૂખમાં સસ્કાર વિષયમાં પાંચ શ્લોકો, આચારમયૂખમાં પવિત્રતામાટે રોગાદિકારણને લીધે જલસ્નાન ન થઇ શકે તો મત્રસ્નાનવગેરે પ્રતિનિધિસ્નાનોવિષે, જમણા હાથથી જપ કરતાં તેને વસ્ત્રાદિકથી આચ્છાદિત કરવાવિષે તથા બ્રહ્મચર્યવિષે આઠ શ્લોકો, શ્રાદ્ધમયૂખમાં શ્રાદ્ધમાં કેવું અન્ન વાપરવું? એ વિષયમાં બે શ્લોકો, વ્યવહારમયૂખમાં દત્તક તથા ક્રીતવગેરે પુત્રોને ભાગ મળવાના સબંધમાં તથા સ્ત્રીધનની વ્યવસ્થામાં બે શ્લોકો અને પ્રાયશ્ચિત્તમયૂખમાં જેની અર્દ્ધાંગના મદિરાપાન કરેછે તે પુરુષ પણ અર્ધપતિત ગણાવાવિષે, પાણી ન મળે તેવા સ્થાનમાં શૌચ થવાની વ્યવસ્થા વિષે અને અસત્પ્રતિગ્રહ કરનારવગેરેની શુદ્ધિવિષે દશ શ્લોકો મનુના નામથી લેવામાં આવ્યા છે, તેમ સ્મૃતિચંદ્રિકામાં પ્રતિજ્ઞા કરીને જે બદલી જાયછે તેના દંડવિષે તથા ભાગવગેરેની તકરારવિષે અઠ્યાવીસ શ્લોકો વૃદ્ધમનુના નામથી લીધેલા છે તો આ સઘળા શ્લોકો મનુના હોવા છતાં પાછળથી આ ધર્મશાસ્ત્રમાંથી નિકળી ગયા હશે કે તે શ્લોકો મનુના ન હોવા છતાં મનુના નામથી પ્રમાણુની યોગ્યતાખાતર ગોઠવી દેવામાં આવ્યા હશે? એમ શંકા ઉભી થાયછે, પરંતુ મનુ ભગવાને તથા તેની આજ્ઞાથી ભૃગુમુનિએ મહર્ષિઓને જેમ અમુક સમયમાં અને અમુક પ્રદેશમાં ઉપદેશ કર્યો તેમ તે પછીના જૂદા જૂદા સમયમાં તે પ્રદેશમાં અથવા અન્યપ્રદેશમાં બીજા વિવિદિષુ મહાત્માઓએ જે પ્રશ્ન કરેલા હોય અને તેના જે કાંઇ ખુલાસા આપેલા હોય તે ખુલાસાઓ પ્રથમના પ્રસંગમાં અપાયેલા ખુલાસાઓકરતા કંઇ વિશેષ રૂપમાં હોય અથવા કેટલાએક તાજા ખુલાસાઓ હોય અને તે પ્રથમના મહર્ષિઓપ્રતિના ઉપદેશસંદર્ભરૂપ મનુસ્મૃતિમાં સંગૃહીત થયેલા ન હોય છતાં તે મનુના વાક્યો સંભવી શકેછે અને પ્રચલિત ગ્રંથમાં જે કાંઇ ન્યૂન વધઘટ છે તેનું કારણુ એ જણાયછે કે પ્રથમના સમયમાં સર્વ વિદ્યાઓ મુખપાઠજ ધારણ કરવાનો સંપ્રદાય હતો, તે પછી જેમ જેમ લોકોનું બુદ્ધિબળ, આયુર્બલ, શરીરબળ, ઉત્સાહબળ અને પરોપકારવૃત્તિ વેદાદિવિદ્યાના સબંધમાં ન્યૂન થવા લાગ્યા તેમ તેમ તે વિદ્યાઓ લેખારૂઢ થવા લાગી અને જેમ જેમ એક લેખકપરથી બીજા લેખો થતા ગયા તેમ તેમ લેખક લોકોના પ્રમાદ, દૃષ્ટિદોષ તથા અમુક વિષય અથવા અમુક ગ્રંથકર્ત્તાઉપર દ્વેષવૃત્તિ તથા રાગવૃત્તિ તથા અર્થબોધ ન હોવાવગેરે અનેક કારણોથી કેટલાએક ગ્રંથોના મૂલ સ્વરૂપમાં કોઇ કોઇ જગાએ અમુક અંશે ફેરફાર થવાનો સંભવ ઉભો

થતો ગયો. તે પ્રમાણે આ પુસ્તકમાં કંઇ વધઘટ થઇ હોય, કે કોઇએ મૂળ--માના કોઇ શ્લોકને લેખકના પ્રમાદને અનુસરીને ક્ષેપક ગણી દીધો હોય. કે તેવા કોઇ ક્ષેપક શ્લોકને કોઇએ મૂળમાં ગણી લીધો હોય. પણ મેધાતિથિ, ગોવિંદરાજ અને કુલ્લૂક જેવા સમર્થ ટીકાકારોએ સંકલન કરી લીધા પછી તેવા કોઇ પ્રકારની વધઘટનો સંભવ નાશ પામ્યો અને તેની પહેલાં પણ તેઓની સંશોધકપણાની શક્તિને લીધે વધઘટની સંખ્યા કંઇ રહી ગઇ હોય તો તે પણ નહિ જેવીજ હોવી જોઇએ અને તેથી આ સઘળા ટીકાકારોમાં વિશેષભાગે જે શ્લોકોને મૂળતરીકે સ્વીકારેલા છે તે સઘળા શ્લોકો આ પુસ્તકમાં મૂળતરીકે લેવામાં આવ્યા છે જે સંખ્યા ૨૬૮૪ની થાયછે.

આ ગ્રંથમાં પ્રત્યેક શ્લોકનું તેની યોગ્યતા પ્રમાણે અવતરણ આપવામાં આવ્યું છે અને શ્લોકનો અર્થ આપ્યાપછી તેનુ વ્યાખ્યાન લખવામા આવ્યું છે, જેની અંદર મૂળમાંના કઠિન શબ્દો કે કઠિન વાક્યરચનાનુ વિવેચન કરવાની સાથે ટીકાકારોના ઉચિત આશયો ધ્યાનમા રાખી શ્લોકનો લક્ષ્યર્થ સમજાવેલ છે અને તેમ કરતાં અન્યશાસ્ત્રોના પ્રમાણની જ્યા જ્યાં જરૂર પડી છે ત્યાં ત્યાં તેપણ આપવામા આવ્યા છે અને આવશ્યક પ્રસંગોમા શંકાસમાધાન પણ આપવામાં આવ્યાં છે આ મનુસ્મૃતિ કે જેનું બીજુ નામ માનવધર્મશાસ્ત્ર કહેવાયછે તેમાં મનુષ્યમાત્રના કર્તવ્યનો નિર્ણય કરવામાં આવેલ હોવાથી તેના શ્લોકોના માત્ર વાચ્યાર્થથીજ કાર્યસિદ્ધિ થઇ શકતી નથી એટલે તે દરેકને ઉપયોગી થઇ શકતુ નથી અને તેથી તેનાપર આવા એક ગુજરાતી વ્યાખ્યાનની જરૂર હતી જે જરૂર આ વ્યાખ્યાને પૂરી પાડી છે એમ વિદ્વાન વાંચનારાઓના મનમા થોડે અંશે પણ આવશે તો મારી આ શાસ્ત્રીય પ્રવૃત્તિ હમેશને માટે મારા અંતરાત્માને સંતોષપ્રદ થશે

છેવટ પરમાત્માની પાસે મારી એજ પ્રાર્થના છે કે આ પુસ્તક યોગ્ય અધિકારીઓના હાથમાં જઇ એમની પુરૂષાર્થસિદ્ધિ કરે તથા તેઓ બીજાઓની પુરૂષાર્થસિદ્ધિ થાય એવી રીતે તેઓને ધર્મમાર્ગની પ્રેરણા કરનારા થાય અને એવી રીતે સમગ્ર સંસાર કલ્યાણપર પરાઓને અનુભવે. તથાસ્તુ.

કર્તા.

# આ ગ્રંથકર્ત્તાનાં લખેલાં આજસૂધી બહાર પડેલાં પુસ્તકો.

| પુસ્તક. | કિંમત. |
|---|---|
| **ગુજરાતીભાષા.** | |
| ૧ ચિકિત્સાબ્ધિ......(વૈદ્યક)... | ...૨-૦-૦ |
| ૨ આર્ય નાર્ય ઔષધ... ,, | ...૨-૦-૦ |
| ૩ આયુર્વેદ માર્ગોપદેશિકા ,, | ...૦-૮-૦ |
| ૪ પાંડવ અને કૌરવ ( સાહિત્ય ) | ...૩-૦-૦ |
| ૫ રામ અને રાવણ ,, | ...૧-૦-૦ |
| ૬ પાંડવાશ્વમેધ ,, | ...૨-૦-૦ |
| ૭ શ્રીકૃષ્ણચરિત્ર ,, | ...૨-૦-૦ |
| ૮ સંક્ષિપ્તકાદંબરી ,, | ...૦-૮-૦ |
| ૯ મુક્તા ,, | ...૩-૦-૦ |
| ૧૦ ગુજરાતી ગ્રંથકારો અને ગ્રંથો ,, | ...૧-૮-૦ |
| ૧૧ શારીરિક, માનસિક અને નીતિસંબંધી સાદાં અને સત્ય વચનો... | ૧-૮-૦ |
| ૧૨ શ્રીમદ્ભગવદ્ગીતા ( ધર્મ-જ્ઞાન ) વ્યાખ્યાનસહિત ... | ...૪-૦-૦ |
| ૧૩ શ્રીમદ્ભગવદ્ગીતા ,, મૂળ તથા ભાષાંતર | ...૧-૦-૦ |
| ૧૪ વ્રતોત્સવ ,, | ...૧-૦-૦ |
| ૧૫ મણિમનુસ્મૃતિ ,, | ...૫-૦-૦ |
| **મરાઠીભાષા.** | |
| ૧૬ ચિકિત્સાબ્ધિ (વૈદ્યક) | ...૩-૦-૦ |
| ૧૭ મુક્તા (સાહિત્ય) | ...૪-૦-૦ |
| **હિંદીભાષા.** | |
| ૧૮ રામ અને રાવણ (સાહિત્ય) | ...૨-૦-૦ |
| ૧૯ આયુર્વેદ માર્ગોપદેશિકા (વૈદ્યક) ... | ...૦-૫-૦ |

**આતંકનિગ્રહ ઔષધાલય.**

જામનગર—કાઠિયાવાડ.

નાર આ પુસ્તકની અંદર પાંડવો અને કૌરવોના જન્મથી આરંભી છેવટના મહાયુદ્ધપછી ધર્મરાજ યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક થતાં સુધીની તમામ હકીકત ઉત્તમ વર્ણનશૈલીથી સમાવવામાં આવી છે. કદ ડેમી આઠપેજી, ૭૬ ફાર્મ, કિંમત-રૂા. ૩-૦-૦ ત્રણ.

. ૫ રામ અને રાવણ—(સૂર્યવંશનો દેદીપ્યમાન ઇતિહાસ) વિશુદ્ધ નીતિમય શ્રીરામચંદ્રજીનું પવિત્ર ચરિત્ર આખી દુનિયામાં પ્રખ્યાત છે. દુષ્ટ રાક્ષસોનો સંહાર કરનાર શ્રીરામચંદ્રનું નામ કોના મુખમાં નથી રમી રહ્યું? આ પુસ્તક વાંચો. તમારૂં ઘર, તમારી પુસ્તકશાળા અને તમારૂં અંતઃકરણ પવિત્ર કરો. કદ ડેમી આઠપેજી, ૫૫ ફારમ, કિંમત-રૂા. ૧-૦-૦.

૬ પાંડવાશ્વમેધ—(પ્રાચીનસમયમાં વીર ક્ષત્રિયોની જાહોજલાલી) મહામુનિ વ્યાસ ભગવાનના ઉપદેશથી યુધિષ્ઠિર રાજાએ અશ્વમેધ યજ્ઞ કર્યો તેની પૂર્ણ વિગત આ પુસ્તકમાં સમાવવામાં આવી છે. કુરૂક્ષેત્રના ૧૮ દિવસના યુદ્ધમાં પણ જોવામાં નહિ આવેલી એવી ક્ષત્રિયોની વીરતાનો અનુભવ, અશ્વરક્ષક અર્જુનને થયો છે. અને તે વાંચનારાઓનાં રોમાંચ ખડાં કરેછે. કદ ડેમી આઠપેજી, ૩૫ ફારમ, પાકું પૂઠું, કિંમત-રૂા. ૨-૦-૦.

૭ શ્રીકૃષ્ણચરિત્ર—(શ્રીકૃષ્ણ ભગવાનનાં દિવ્ય ચરિત્રોનો સંગ્રહ)-તમોએ શ્રીભાગવત વાંચી કદાચ શ્રીકૃષ્ણભગવાનનું ચરિત્ર જાણેલું હશે. પણ આ પુસ્તક વાંચવાથી તેકરતાં તેમનાં ઘણાં વિશેષ ચરિત્રો તમારા જાણવામાં આવશે અને તમો ભક્તિભાવમાં લીન થશો. કદ ડેમી આઠપેજી, ૫૭ ફારમ, કિંમત-રૂા. ૨-૦-૦ બે.

૮ સંક્ષિપ્ત કાદંબરી—મહાકવિ બાણભટ્ટે કાદંબરીને જાહેરમાં મૂકી અને એ કાદંબરીએ બાણભટ્ટની કીર્તિને અમર કરી એ હકીકત સાહિત્યપ્રેમીઓની જાણબહાર નથી. મૂળ કાદંબરી એ વર્ણનાત્મક મહાસાગર છે ત્યારે આ સંક્ષિપ્ત કાદંબરી સુસબદ્ધ વાર્તાના મિષ્ટરસથી ભરેલું સુંદર સરોવર છે મહાસાગરમાં મુંઝાવું પડેછે અને સરોવરનો સુખકારક ઉપયોગ થાયછે. કદ ડેમી આઠપેજી, ૧૨ ફારમ કિંમત-આના આઠ.

૯ મુક્તા-(એક અપૂર્વ વાર્તાગ્રંથ) અલંકાર અને ભાષાના ચિત્તાકર્ષકપણાથી મહાકાવ્યની ગણનામાં પણ ઉંચી પદવીપર આવતું આ પુસ્તક ગુર્જર ભાષાના સાહિત્યમંડપને સુવર્ણના સિંહાસનની પેઠે શોભાવનારૂં છે. રસજ્ઞ માર્મિક અનેક વિદ્વાનોએ એને માટે ઉત્તમ અભિપ્રાયો આપેલા છે. આનંદ, ઉપદેશ અને વિદ્વત્તા આપનાર આ પુસ્તકનું કદ ડેમી આઠપેજી, ૫૮ ફારમ, પૂંઠું પાકું, કિંમત-રૂા. ૩-૦-૦ ત્રણ.

**૧૦ ગુજરાતી ગ્રંથકારો અને ગ્રંથો**—ચાલુ જમાનાના ૬૯ ગ્રંથકારોનાં જીવનચરિત્ર તથા તેમનાં ૬૧૧ પુસ્તકોનું વિવેચન આ પુસ્તકની અંદર આપવામાં આવેલું છે, જેથી વિવિધ વિષયોની માહિતી અને અનેક પ્રકારનો બોધ મળે છે. ક્રાઉન સોળ પેજી, ૪૧ ફારમ,—કિંમત રૂ. ૧-૮-૦ દોઢ.

**૧૧ શારીરિક, માનસિક અને નીતિસંબંધી સાદાં અને સત્ય વચનો**—મનુષ્યજીવનને ઉત્તમ માર્ગે દોરનાર અને આરોગ્ય, શાંતિ અને વિશુદ્ધનીતિને જાળવવાનો ઉપદેશ આપનાર બ્રહ્મચર્યવગેરે જરૂરી વિષયો આ પુસ્તકની અંદર અતિ ઉત્તમરીતે લખવામાં આવ્યા છે ક્રાઉન સોળ પેજી ૪૯ ફારમ, કિંમત-રૂ. ૧-૮-૦ દોઢ.

**૧૨ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ભાષાંતર**—(તત્ત્વવિષયનું અપ્રતિમ શાસ્ત્ર) સુંદર મોહોટા સ્પષ્ટ અક્ષરોથી મૂળ શ્લોક આપીને તેની નીચે તેનું શુદ્ધ તથા સરળ ભાષાંતર ક્રાઉન સોળ પેજી, ૫ ફારમ, કિંમત-રૂ. ૧-૦-૦.

**૧૩ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા વ્યાખ્યાન**—(તત્ત્વવિષયની નિઃસંશય સમજ આપનાર અપ્રતિમ શાસ્ત્ર) ગીતાના પ્રત્યેક શ્લોકની પહેલા તેનું અવતરણ, તેની નીચે સુંદર મોહોટા સ્પષ્ટ અક્ષરોથી મૂળ શ્લોક, તેપછી તેનો શુદ્ધ અને સરળ અર્થ તથા ત્યારબાદ તે શ્લોકનું સંપૂર્ણ વ્યાખ્યાન આપેલું છે ક્રાઉન સોળ પેજી, ૮૦ ફારમ, પૂંઠું પાકું, કિંમત-રૂ. ૪-૦-૦ ચાર.

**૧૪ વ્રતોત્સવ**—(ધાર્મિક વ્રતો અને ઉત્સવની માહિતી આપનાર અપૂર્વ ગ્રંથ) સનાતન આર્યધર્મમાં પ્રાચીનસમયથી ચાલતા વિવિધ વ્રતો અને ઉત્સવોના સ્વરૂપ, તેના વિધિ, તેનું ફળ તથા તેને લગતા અસરકારક ઇતિહાસો એ સઘળું આ પુસ્તકમાં ઉત્તમ ગોઠવણથી આપેલું છે. દરેક મનુષ્યને અતિશય ઉપયોગી છે ક્રાઉન સોળ પેજી, ૪૩ ફારમ, કિંમત-રૂ. ૧.

**૧૫ મણિમનુસ્મૃતિ**—(આર્યધર્મનો શિરોમાન્ય સર્વોત્તમ ગ્રંથ) મૂળ શ્લોક અને તેનું સંપૂર્ણ વ્યાખ્યાન આપેલ છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર તથા બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી, સધવા સ્ત્રીઓ તથા વિધવા સ્ત્રીઓ પ્રત્યેકના કર્તવ્ય અને રાજ્ય તથા તેના અંગ એ પ્રત્યેકની વ્યવસ્થા તથા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ પ્રત્યેકનું વિવરણ તથા તત્વના સિદ્ધાંતો એ સંપૂર્ણ સમજવામાટે આ પુસ્તક પ્રત્યેક મનુષ્યે અવશ્ય વાંચવું જોઇએ ક્રાઉન સોળ પેજી, ૧૬૦ ફાર્મ, પૂંઠું પાકું કિંમત-રૂ. ૫.

**આતંકનિગ્રહઔષધાલય,**
**જામનગર-કાઠિયાવાડ.**

**મણિશંકર ગોવિંદજી,**
**વૈદ્યશાસ્ત્રી.**

# પ્રકાશકતરફના થોડાએક શબ્દો.



આર્યધર્મશાસ્ત્રોમાં મોહોટી પ્રતિષ્ઠા ધરાવતું આ પુસ્તક કે જેને તેનું ગુજરાતી વ્યાખ્યાન લખનાર મારા સદ્‌ગત પૂજ્યપિતાશ્રીનું નામ જોડી "મણિમનુસ્મૃતિ" એ નામ આપવામાં આવ્યું છે તેની મહત્તા તથા ઉપયોગિતાવિષે પ્રસ્તાવનાની અંદર જોઈતું લખવામાં આવેલ છે. આ પુસ્તક એઓશ્રીની હયાતીમાંજ છપાવું શરૂ થયું હતું છતાં એમનાં સ્થાપિત આતંકનિગ્રહ ઔષધાલયની બોહોળી વ્યવસ્થાને પહોંચી વળવાની સાથે એ કામ ચાલતું હોવાથી તે આજ લાંબી મુદતે જનસમાજની સેવામાં મુકવાની તક આવી છે. પ્રુફ તપાસવામાં જોઈતી કાળજી રાખવામાં આવી છે તોપણ દૃષ્ટિદોષઆદિને લઈને કંઈ ભૂલો રહી જવા પામી હોય તો નીરક્ષીરન્યાયને અનુસરી વિવેકી વાંચનારાઓ તેનેમાટે ક્ષમા આપશે એવી આશા છે.

જામનગર<br>
સંવત્ ૧૯૭૨<br>
ચૈત્ર સુદિ ૨

**શંકરલાલ મણિશંકર જોશી,**<br>
**બી. એ.**



# मणिमनुस्मृति

## અધ્યાય ૧ લો

**मनुमेकाग्रमासीनमभिगम्य महर्षयः ॥**
**प्रतिपूज्य यथान्यायमिदं वचनमब्रुवन् ॥ १ ॥**

મનુ જે એકાગ્રવૃત્તિથી બેઠેલા હતા તેની પાસે જઈ, મહર્ષિઓએ શાસ્ત્રની મર્યાદાપ્રમાણે તેની પૂજા કરી અને પ્રશ્ન કરવાની રીતિને અનુસરી નીચે પ્રમાણે નું (પ્રશ્ન કર્યા) ૧

સર્વે શાસ્ત્રોના આરંભમાં મંગળાચરણ કરવું એવી પ્રાચીનકાળથી ચાલી આવતી શિષ્ટમર્યાદા છે મહાકવિશ્રી દંડી કહે છે કે आशीर्नमस्क्रिया वस्तुनिर्देशो वापि तन्मुखम् એટલે આશીર્વાદ દેવાદિકને નમસ્કાર અને વસ્તુનો નિર્દેશ એટલે પ્રથમ જે વિષય લેવાનો હોય તેને અનુકૂળ પડતો આરંભ આવી રીતે ત્રણ પ્રકારે મંગળાચરણ થાય છે અહીં ત્રીજા પ્રકારનું મંગળાચરણ છે મંગળાચરણમાં મુખ્યત્વે શબ્દ તથા તેનો અર્થ એ બન્ને પ્રશસ્ત હોવા જોઈએ અહીં ઈશ્વરાવતાર ગણાતા મનુ કે જેઓએ સંસારસ્થિતિને જાળવી રાખે એવો સર્વોત્તમ વિચારોનો સંગ્રહ સર્વ મનુષ્યોને પોતાનાતરફથી કિંમતી વારસારૂપે આપેલો છે, તથા એ કિંમતી વારસાને લોકોમાં પ્રસિદ્ધ કરવાનું પરોપકારી કાર્ય કરનારા મહર્ષિઓ એ બન્ને શબ્દો પરમ પ્રશસ્ત હોવાથી મંગળરૂપ છે વળી તેના અર્થમાં પણ એકાગ્રવૃત્તિથી બેઠેલા પૂજા કરી જેમ ઘટે તેવી રીતે વગેરે મનુ તથા મહર્ષિઓનો જે આચાર દેખાડ્યો છે તે પણ પ્રશસ્ત હોવાથી મંગળરૂપ છે કહ્યું છે કે—

प्रशस्ताचरणं नित्यमप्रशस्तविवर्जनम् ।
एतद्धि मंगलं प्रोक्तं ऋषिभिस्तत्वदर्शिभिः ॥

પ્રશસ્તનું આચરણ અને અપ્રશસ્તનો ત્યાગ એનેજ સદા તત્વદર્શી મુનિઓએ મંગલ કહેલું છે માટે આ ગ્રંથમાં મંગલાચરણ કેમ જણાતું નથી એવી કોઇને શંકા થાય, તો તેનું સમાધાન ઉપરના ઉલ્લેખથી થઇ જાયછે આ મનુસ્મૃતિનું બીજું નામ ઘણાં વિદ્વાનોએ માનવધર્મશાસ્ત્ર એ પ્રમાણે જણાવેલુ છે, અને તે નામ તેને બરાબર બંધબેસતુંજ છે કારણકે મનુએ ધર્મનું જે કાંઇ સ્વરૂપ જણાવ્યું છે તે, સર્વ મનુષ્યોને માટે પરમ કલ્યાણનું મુખ્યદ્વાર છે. આવા ઉત્તમ ધર્મશાસ્ત્રની રચના કરવી એ અસાધારણ કાર્ય છે અને એવું અસાધારણ કાર્ય કોઇ અસાધારણ શક્તિવાળા પુરૂષથીજ બની શકે મનુ એ શબ્દનો અર્થજ તેની અસાધારણ શક્તિ સૂચવેછે કહ્યુ છે કે वेदार्थादिमननान्मनुः વેદના અર્થ અને અભિપ્રાય વગેરેનું મનન એટલે તેનો નિરંતર વિચાર કરવાથી તેઓ મનુ કહેવાયા છે તેઓ વેદની ઘણી શાખાઓનું અધ્યયન કરનારા, તેનું તત્વ જાણનારા તથા તેમાં બતાવેલા સદાચારને અનુસરનારા સ્મૃતિપરંપરાથી પ્રસિદ્ધ છે આવા અસાધારણ પુરૂષથીજ ધર્મનો ઉપદેશ થઇ શકેછે આટલું છતાં પણ જો તેઓની વૃત્તિ વિષયાંતરના વિચારોથી વિક્ષેપ પામેલી હોય, તો તેમના મગજમાંથી ધર્મના ખુલાસાઓ કરવાનું સામર્થ્ય ખસી જાયછે; એ સિદ્ધાંત દેખાડવાને આવા ઈશ્વરાવતાર મનાતા પુરૂષમાટે[1] પણ એકાગ્રવૃત્તિથી બેઠેલા એવું વિશેષણ આપ્યુ છે. રૂઢિવૃત્તિથી એકાગ્રતા એટલે નિશ્ચલતા કહેવાયછે. એ નિશ્ચલતા અહીં મનનીજ સમજવી. કારણકે વૃત્તિઓની બહિર્મુખતા અટકી અંતર્મુખતા થવાથી રાગદ્વેષાદિક દોષોનો સંસર્ગ મટેછે, તેથી વિકલ્પોની નિવૃત્તિ થાયછે અને વિકલ્પોની નિવૃત્તિ થતાં પરમતત્વનો વિચાર કરવામાં મન સ્થિરતા એટલે નિશ્ચલતા પામેછે. એવી નિશ્ચલતાવાળા પુરૂષોજ બીજાઓને સત્ય સમજાવી શકેછે. કામક્રોધાદિક આધ્યાત્મિક ક્લેશો, સ્ત્રીપુત્રાદિક તથા શત્રુમિત્રાદિક વેરીવળી વખતોવખત પ્રધાન કર્તવ્યના વિચા-

---

૧ ધર્મસંબંધી ખુલાસાઓ આપવા એ કાર્ય કલિકાલના માહાત્મ્યને લીધે આજકાલ તો જાણે બાળચેષ્ટાજેવું થઇ પડ્યું છે. શાસ્ત્રજ્ઞાનવગરના, અનેક વિષયના વિચારોમાં આમતેમ ખેંચાતી વૃત્તિઓવાળા, દુર્માર્ગો તથા કુતર્કોમાં દોડાદોડ કરતા અને દેવીસંપત્તિવગરના પુરૂષો પણ ઘેર ઘેર ધર્મસંબંધી ઉપદેશો તથા ખુલાસાઓ આપવા મંડી ગયા છે એ, શું દેશનું કાંઇ નાનુંસૂનું દુર્ભાગ્ય છે? ઇશ્વર આવા દુર્ભાગ્યથી હવે દેશને તરતમાં બચાવો.

રથી ચુનવી હેરાન કરે તે આધિભૌતિક ક્લેશો, અને અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ કે ટાઢ તડકો વગેરે આધિદૈવિક ક્લેશો, એઓની નડતર ન થાય તેવા પવિત્ર અને એકાંત દેશમાં તથા પ્રાતઃકાળ આદિ શાંતિના સમયમાં સ્થિરપણે બેસવામાં ન આવે, તો વૃત્તિ એકાગ્ર થઇ શકતી નથી, એટલામાટે શ્લોકમાં एकाग्रम् એની સાથે આસીન (બેઠેલા) એ પદ પણ મૂકવામાં આવ્યું છે અને એથીજ ધર્મ શાસ્ત્રનું પ્રવચન કરવામાં તેમનું સમર્થપણું પણ સિદ્ધ થાયછે આવી રીતે એકાગ્રવૃત્તિથી શાંતપણે બેઠેલા હોય તેનુંજ મન, ધર્મસરખા ગંભીર વિચારમાં સાવધાન રહી શકેછે એટલુંજ નહિ પણ ધર્મરૂપ દીવો જેની આજુબાજુ સ ... રૂપ સંદેહરૂપ પતંગીયાઓ જેસબંધ ઝઝુમ્યા કરેછે, અને વખતપર તેને બુઝાવી પણ દેછે તેને તેના ખરારૂપમાં પ્રકાશિત રાખવાનું તથા સંદેહોને પોતાનાતરફ આવતા અટકાવવાનું અને બીજાઓને પણ બુઝાવી દેતા અટકાવવાનું સામર્થ્ય તેવા સમાહિત પુરૂષોમાંજ હોયછે મનુને માટે આવો સમાહિત અર્થ પણ एकाग्र એ વિશેષણમાંથીજ નિકળેછે કારણકે एकस्मिन् એટલે વિચારવાના કે ગ્રહણ કરવાના વિષયમાંજ अग्रम् એટલે વિષયો ગ્રહણ કરવામાં ઇંદ્રિયગણની આગળ ચાલનાર હોવાથી અગ્ર કહેવાતું મન अस्य એટલે આનું છે તેથી તે एकाग्र કહેવાય આવો વિગ્રહ પણ થઇ શકેછે વળી एकेषु એટલે ધર્મના પ્રધાનવક્તાઓમાં અગ્ર એટલે પહેલા તથા શ્રેષ્ઠ અર્થાત્ ધર્મશાસ્ત્રનો ઉપદેશ આપનારા જે જે મહાત્માઓ થઇ ગયા છે તે સર્વમાં મનુ પહેલા છે અને શ્રેષ્ઠ પણ છે આથી સર્વ ધર્મશાસ્ત્રોમાં मनुस्मृति એ શિરોમણિરૂપ છે એમ પણ અર્થાત્ સિદ્ધ થાયછે અને તેથી તેમાં ધર્મસંબંધી પ્રશ્નો અને તેના પ્રત્યુત્તરો પણ સર્વોત્તમ જ હોવા જોઇએ એ અનુમાન આગળ જતાં સહજ જણાઇ રહેછે ધર્મસંબંધી પ્રશ્ન કરવો એ પણ કાંઇ સાધારણ વાત નથી એવો પ્રશ્ન કરવા માટે તપ સ્વાધ્યાય વગેરેથી પૂર્ણ યોગ્યતા સંપાદન કરી હોય તોજ અધિકારી બની શકાયછે આમાં મનુને પ્રશ્ન કરનાર કોઇ સાધારણ મનુષ્યો નહિ તેમ કાંઇ સાધારણ ઋષિઓ પણ નહિ પરંતુ મહર્ષિઓજ છે અને તે પણ કોઇ ધનવાન માણસ કે ઇ વિદ્વાનને પોતાને ઘેર બોલાવી શંકા સમાધાન કરી કામ પાર પાડી લે તેમ નહિ પણ આદરપૂર્વક તેમની કૃપાદૃષ્ટિ પોતાના તરફ થાય તેમ નમ્રભાવથી ગુણવિશિષ્ટપણે તેમને ત્યાં પગે ચાલતા જાયછે એ અર્થ જણાવનારાં महर्षय તથા अभिगम्य એ બે પદો આ શાસ્ત્રનો વિષય, પ્રશ્ન કરનાર તથા પ્રવચન કરનાર એ ત્રણેનું ગૌરવ સૂચવેછે न ह्यकुशलं प्रतिवचनं यत्नेन पृच्छ्यते કોઇ પણ વિષયનો ખુલાસો મેળવવામાં અકુશલ માણસને યત્નપૂર્વક પૂછવામાં આવતું નથી અને અહીં ધર્મસરખા ગહનવિષય સંબંધે મહર્ષિઓવડે યત્નપૂર્વક પૂછવામાં આવ્યા તેપરથી ધર્મવિષયમાં મનનું

કુશલપણું તેમજ પ્રામાણ્ય સિદ્ધ થાયછે. ઋષિ એવું વેદનું નામ છે અને વેદનું અધ્યયન, વેદાર્થવિજ્ઞાન અને વેદબોધિત અર્થોનું અનુષ્ઠાન ઘણી સારીરીતે કરનારા પુરૂષને માટે પણ ઋષિ શબ્દ વપરાયછે આવા પુરૂષો અધ્યયન વિજ્ઞાનાદિ ગુણના અતિશય યોગવાળા થાય અથવા અતિશય તપના યોગવાળા થાય ત્યારેજ મહર્ષિ કહેવાયછે. શિષ્યોએ ગુરૂને કંઇ પણ પૂછવા જતી વખતે તેમનું પાદાભિવંદનઆદિ પૂજન કરવું જોઇએ, એ જેમ શાસ્ત્રમર્યાદા છે તેમ, બ્રાહ્મણોથી ક્ષત્રિયોનું પાદાભિવંદન ન થાય એ પણ શાસ્ત્રમર્યાદા છે. આ બન્ને મર્યાદાઓને દેખાડનારો યથાન્યાય શબ્દ મૂળ શ્લોકમાં આપીને દેખાડયું છે કે, બ્રાહ્મણ મહર્ષિઓ જો કે શિષ્યભાવથી પ્રશ્ન કરવા આવ્યા છે અને મનુ ગુરૂસ્થાનાપન્ન છે તોપણ ક્ષત્રિય હોવાથી તે મહર્ષિઓએ તેમને પાદાભિવંદન ન કરતાં ભક્તિ અને આદરબુદ્ધિ દેખાડી તેનાતરફ પૂજ્યવૃત્તિ જણાવી છે. આમ કરીને જાતિસિદ્ધ પૂજ્યતાકરતાં ગુણસિદ્ધ પૂજ્યતા કંઇ ઉતરતી નથી એમ પણ જણાવ્યુ છે. તેમ ગુણસિદ્ધપૂજ્યતાપાસે જાતિસિદ્ધ પૂજ્યતા નબળી ન પાડી દેવામાટે શાસ્ત્રમર્યાદા બાંધનારા મનુએ પોતેજ શિષ્યભાવથી આવેલા છતા તે મહર્ષિઓ બ્રાહ્મણ હોવાને લીધે આવકાર અને આસન આદિથી તેઓનો સત્કાર કર્યો છે તે, શ્લોકમાં સાક્ષાત્ જણાવેલ નથી પણ **પ્રતિપૂજ્ય** એ પદમાં **પ્રતિ** ઉપસર્ગ મૂકેલો છે તેપરથી સમજાયછે. એટલે મહર્ષિઓ આવ્યા ત્યારે બ્રાહ્મણ જાણીને મનુએ પ્રથમ તેમનો સત્કાર કર્યો અને પછી મહર્ષિઓએ ગુરૂ જાણીને મનુતરફ ભક્તિ તથા આદરબુદ્ધિ દર્શાવી છે શ્લોકમાંનો યથાન્યાય શબ્દ જેમ 'પૂજા કરીને' એ પદની સાથે જોડી તેનો અર્થ 'શાસ્ત્રની મર્યાદા પ્રમાણે' એમ કરવામાં આવ્યો છે તેમ 'નીચે પ્રમાણે કહ્યુ' એ વાકયની સાથે પણ તેને જોડવામાં આવેછે અને તે વખતે તેનો અર્થ 'પ્રશ્ન કરવાની રીતિને અનુસરી' એવો કરવામાં આવ્યો છે. નમ્રભાવ, ભક્તિ અને અતિશય શ્રદ્ધાથીજ ગુરૂપાસે પ્રશ્ન કરવો જોઇએ એવી શાસ્ત્રે સૂચવેલી પ્રશ્ન કરવાની રીતિ છે આ રીતિમાંથી બે વાત નિકળેછે એક તો ગુરૂપાસેથી કાંઇ પણ જાણવામાટે પ્રશ્ન કરવોજ જોઇએ. કારણકે **नापृष्टः कस्यचिद् ब्रूयात्** એટલે પૂછયાવગર કોઇને બોધ દેવો નહિ એવી શાસ્ત્રની સહેતુક આજ્ઞા છે. વળી બીજું એ કે પ્રશ્ન કરવો તે પણ નમ્રભાવ, ભક્તિ અને અતિશય શ્રદ્ધાથીજ કરવો જોઇએ કારણકે **न चान्यायेन पृच्छते** એટલે અન્યાયથી-ગેરરસ્તે અર્થાત્ અભિમાનીપણે, હલકા પાડવાની ઢબથી કેવળ શુષ્કપણે કે પરીક્ષા લેવાના ગુપ્ત અભિપ્રાયથી પ્રશ્ન કરતો હોય તેને કશો જવાબ દેવોજ નહિ એવી પણ શાસ્ત્રની સહેતુક આજ્ઞા છે.

**મહર્ષિઓએ શું કહ્યું તે જણાવેછે—**

**भगवन्सर्ववर्णानां यथावदनुपूर्वशः ॥
अंतरप्रभवाणां च धर्मान्नो वक्तुमर्हसि ॥ २ ॥**

હે ભગવન્! સર્વવર્ણોના અને સંકીર્ણજાતિના ધર્મો યથાર્થપ્રકારથી તથા અનુક્રમપૂર્વક અમારીપાસે કહેવાને આપ યોગ્ય છો. ૨

ધર્મશાસ્ત્રનું પ્રવચન કરનારરૂપે પહેલા શ્લોકમા મનુની સંપૂર્ણ યોગ્યતા તેને માટે વપરાયેલા પદોઉપરથી જણાવી છે મહર્ષિઓનો તેનાતરફ પૂજ્યભાવ દેખાડીને પણ એ યોગ્યતામા ઉમેરો કરવામા આવ્યો છે હવે આ શ્લોકમાં મહર્ષિઓના મુખથી નિકળેલા भगवत् શબ્દથી પણ તેમા વિશેષ ઉમેરો થાયછે. કારણકે—

ऐश्वर्यस्य समग्रस्य वीर्यस्य यशसः श्रियः ।
ज्ञानवैराग्ययोश्चैव षण्णां भग इतींगना ॥

સમગ્ર ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એ છ પદાર્થોની भग એવી સંજ્ઞા છે એ શબ્દઉપર યુક્ત એવા અર્થમા मतुप् પ્રત્યય લાગી भगवत् શબ્દ થાયછે અને અહીં એ શબ્દના સંબોધનમા મનુને માટે भगवन् એવું પદ વાપર્યું છે તેથી મનુમા એ છ દૈવીગુણોની સંપત્તિ દેખાડી તેની યોગ્યતા પ્રદર્શિત કરી છે કેટલાએક વિદ્વાનો વર્ણ શબ્દમા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણનોજ સમાવેશ કરેછે તેથી અહીં શૂદ્રોને પણ સાથે લઇ લેવામાટે 'સર્વ વર્ણોના' એમ કહેવામાં આવ્યુ છે ઉત્તમ વર્ણના પુરૂષથી હીનવર્ણની સ્ત્રીમા જન્મ પામનાર અનુલોમજાતિ અને હીનવર્ણના પુરૂષથી ઉત્તમવર્ણની સ્ત્રીમા જન્મ પામનાર પ્રતિલોમ જાતિ કહેવાયછે આ અનુલોમ અને પ્રતિલોમ જાતિવાળાઓને તેમના પિતાના વર્ણના કે માતાના વર્ણના ગણવામા આવતા નથી પણ એક સંકીર્ણજાતિ ગણવામા આવેછે અશ્વજાતિની માદામા ખરજાતિના નરથી જન્મ પામનાર અશ્વ પણ ગણાતો નથી, ખર પણ ગણાતો નથી પણ ખચ્ચર કહેવાયછે તેમ આવા અનુલોમ પ્રતિલોમ જાતિવાળાઓ પોતપોતાનાં માતાપિતાની જાતિનો સંબંધ નહિ પામતા સંકીર્ણજાતિજ ગણાયછે સંકીર્ણજાતિ એ શબ્દજ દેખાડી દેછે કે, તેમા ઉત્તમતા નથી પણ હીનતાજ છે, અને એ હીનતાનુ મુખ્ય કારણ બીજ અથવા ક્ષેત્ર એ બેમાંથી એક જે હીન હોયછે તે, બીજુ જે ઉત્તમ હોય તેના સંબંધથી ઉત્તમ બનતુ નથી પણ તે પોતે તો હીનજ રહેછે અને બીજુ જે ઉત્તમ હોયછે તેને પણ હીન બનાવી દેછે તેજ છે. અને તેથીજ હીન ક્ષેત્ર અથવા હીન બીજથી ઉત્પત્તિ પામેલ એ સંકીર્ણજાતિની, તેને પર્ણસંકર કહી

શ્રીમદ્ભગવદ્ગીતા માં પણ संकरो नरकायैव એટલે કુળમાં વર્ણસંકર થવાથી કુળને નરકવાસ પ્રાપ્ત થાયછે, એ પ્રમાણે નિંદા કરી છે. સંકીર્ણજાતિના જૂદા જૂદા ભેદોનું વર્ણન આ ગ્રંથના દશમા અધ્યાયમાં આવશે તેથી અહીં આપતા નથી. વર્ણોના ધર્મો પૂછ્યા તેમાં આ સંકીર્ણજાતિનો સમાવેશ ન થવાથી તેને માટે જૂદું પૂછવું પડેલ છે, અને આવી રીતે સંકીર્ણજાતિસુધીના ધર્મોમાટેનો પણ પ્રશ્ન હોવાથી આ શાસ્ત્ર સર્વનો ઉપકાર કરનાર છે એમ સિદ્ધ થાયછે. શ્લોકમાંના यथावत् શબ્દનો અર્થ યથાર્થ પ્રકારથી એવો કરવામા આવ્યો છે તેથી ધર્મ શબ્દની સાથે સંબંધ ધરાવતાં નિત્યકર્મો, કામ્ય કર્મો, અંગભૂત કર્મો, પ્રધાન કર્મો, દ્રવ્ય, દેશ, કાળ અને કર્તા વગેરેના નિયમોનું પણ સૂચન કરવામાં આવ્યું છે. ધર્મના નિર્વચનમાં કર્તાનું સૂચન પણ આવી જતુ હોવાથી કર્તૃશબ્દ જેમ વર્ણોની અપેક્ષા રાખેછે તેમ આશ્રમોની પણ અપેક્ષા રાખેછે અર્થાત્ ધર્મનો કર્તા જેમ બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય વગેરે હોઇ શકે તેમ બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી પણ હોઇ શકે તેથી આ શ્લોકમાં આશ્રમ શબ્દ જો કે સાક્ષાત્ ગ્રહણ કરેલો નથી તોપણ यथावत् એ શબ્દના સંબંધથી તેનું ગ્રહણ થઇ શકેછે અને તેમ થતાં વર્ણધર્મોની પેઠે આ શાસ્ત્રમાં આશ્રમધર્માદિકનું પ્રશ્ન પણ સાથેજ થયેલ છે અનુક્રમપૂર્વક એમ કહ્યુ છે તેથી પ્રથમ બ્રાહ્મણોના ધર્મ, પછી ક્ષત્રિયોના ધર્મ ઇત્યાદિ વર્ણાદિકનો ક્રમ અને તેની સાથે પ્રથમ જાતકર્મ પછી ચૌલ, તે પછી મૌઞ્જીબંધન ઇત્યાદિ ધર્મકર્મોનો ક્રમ પણ લેવાયછે અદૃષ્ટપ્રયોજનવાળાં કર્તવ્ય તથા અકર્તવ્યરૂપ વિધિ તથા પ્રતિષેધ તેમજ તેસંબંધી ક્રિયામાં ધર્મ શબ્દનો પ્રયોગ થાયછે. જેમકે अष्टकाः कर्त्तव्याः । એટલે અષ્ટકાઓ (પોષ, માઘ તથા ફાલ્ગુનના કૃષ્ણપક્ષની અષ્ટમીઓ) કરવી (તે દિવસે પિતૃઓનું યજન કરવું) આમાં અષ્ટકાઓ કરવારૂપ વિધિ તથા તેસંબંધી કર્તવ્યતા એ બન્ને, તેમ न कलंज भक्षयेत् (અર્થાત્ કલંજ એટલે વિષવાળાં હથિયારથી મારેલા મૃગ કે પક્ષીના માંસનું ભક્ષણ ન કરવું) એમાં કલંજભક્ષણ ન કરવારૂપ પ્રતિષેધ તથા તેસંબધી અકર્તવ્યતા એ બન્ને તેમજ તે વિધિપ્રતિષેધને લગતી ક્રિયા પણ ધર્મ કહેવાયછે. ધર્મના સ્વરૂપનો જ્યારે ઉપદેશ કરવામાં આવે ત્યારે તેનાથી જે ઉલટું હોય તે અધર્મ કહેવાય એ અર્થાત્ સિદ્ધ થાયછે, અને તેથી અષ્ટકાઓ કરવારૂપ અને બ્રહ્મહત્યા ન કરવારૂપ અનુક્રમે વિધિ તથા પ્રતિષેધ સ્વરૂપવાળો ધર્મ તેમજ અષ્ટકાઓ ન કરવારૂપ અને બ્રહ્મહત્યા કરવારૂપ અનુક્રમે પ્રતિષેધ તથા વિધિસ્વરૂપવાળો અધર્મ એ બન્ને આ શાસ્ત્રનો વિષય થઇ શકેછે પણ બ્રહ્મહત્યાદિક સ્વરૂપવાળો જે અધર્મ પણ કહ્યો છે તે પ્રાયશ્ચિત્તના વિધિરૂપ ધર્મના વિષયપણાને લીધે છે, સ્વતંત્રપણાથી નથી તેથી મહર્ષિઓએ માત્ર ધર્મનોજ

? પ્રશ્ન -રેલ છે તે યોગ્ય છે પ્રશ્નના છેડામા ' અમારી પાસે કહેવાને આપ યોગ્ય છો" એમ કહી મનુનુ ધર્મપ્રવચનમા સામર્થ્ય જણાવેલ છે એવા સામર્થ્યને લઇનેજ તેમને ધર્મપ્રવચનના અધિકારી ગણવામા આવ્યા છે यो यत्राधिकृतस्तत्तेन कर्त्तव्यम् (જે પુરૂષ જે વિષયમા અધિકાર પામેલ હોય તે તેણે કરવુ જોઇએ) એ ન્યાયને અનુસરી મહર્ષિઓએ ધર્મપ્રવચનમા મનુનુ અધિકારીપણુ જોઇનેજ આ પ્રશ્ન પૂછ્યો છે એમ પણ ' આપ યોગ્ય છો ' એમ કહ્યુ છે તેપરથી સમજાયછે

આ ઉપરાત—

जरायुजाण्डजाना च तथा सस्वदजाद्भिदाम् ।
भूतग्रामस्य सर्वस्य प्रभव प्रलय तथा ॥

જરાયુજ (કોથળીમા ઉત્પન્ન થનાર) અંડજ (અંડમાથી થનાર) સ્વેદજ (પરસેવાથી થનાર) અને ઉદ્ભિજ્જ (પૃથ્વી ભેદીને બહાર આવનાર) એ સર્વ ભૂત પ્રાણી માત્રની ઉત્પત્તિ તથા તેઓનો વિનાશ (પણ કહો)

आचाराश्चव सवषा कार्याकार्यविनिर्णयम् ।
यथाकाम यथायोग वक्तुमर्हस्यशेषत ॥

વળી સર્વ વર્ણો વગેરેના આચાર અને તેઓના કાર્ય તથા અકાર્યનો વિશેષ નિર્ણય આપ ઇચ્છાનુસાર યથાર્થ અને પૂર્ણરીતે કહેવાને યોગ્ય છો

આ બે શ્લોકો પણ પ્રશ્નરૂપેજ જોવામા આવેછે પણ તેઓને ક્ષેપક ગણવામા આવ્યા છે ગ્રથની સગતિ તપાસતા જરાયુજાદિની ઉત્પત્તિ તથા તેમના વિનાશ વગેરેનુ વર્ણન આગળ જતા આવેછે તે આ પ્રશ્નના પ્રત્યુત્તરરૂપેજ હોવુ જોઇએ, અને એમ જોતા આમાના પહેલા શ્લોકને ક્ષેપક ગણી શકાય તેમ નથી માત્ર લેખકનો પ્રમાદ કે તેવા કોઇ બીજા કારણથી મૂળ ગ્રથમાથી તે કેટલાક સમયસુધી પઠનપાઠનના પ્રચારમાથી નિકળી ગયેલ હશે અને તે અરસામા થયેલી ટીકાઓમા પણ તેને સ્થાન નહિ મળ્યુ હોય તેથી આગળ જતા બીજી પ્રતિઓમા તેને મૂળ ગ્રથમા જોતા છતા પણ ક્ષેપકરૂપ ગણી કહાડેલ હશે એમ જણાયછે બીજો શ્લોક ઉપરઉપરથી જોતા ખરેખર ક્ષેપક હોય એમ માની શકાયછે કારણકે મહર્ષિઓના પ્રશ્નના આરભમાજ સર્વ વર્ણ તથા સકીર્ણજાતિના ધર્મ પૂછી લીધેલા છતા ફરીને સર્વના આચાર અને કાર્યાકાર્યના વિશેષ નિર્ણયને પૂછવો તે પુનરુક્તિરૂપ જણાયછે અને તેવી પુનરુક્તિ આવા સુગ્રથિત ગ્રથમા ન હોવી જોઇએ પણ તે ભૂલ આ શ્લોકમા થયેલા પાઠફેરને લીધે થવા પામેછે તેમા यथाकाम શબ્દ છે તે યોગ્ય નથી કારણકે નિર્ણય યથાર્થ રીતે માગવામા આવેછે તો પછી તેમા ઇચ્છાનુસાર એમ કહેવુ ઘટતુ

નથી, યથાર્થ વર્ણન કરવુ તેમા વક્તાએ પોતાની ઇચ્છાને નહિ પણ વસ્તુસ્થિતિનેજ અનુસરવુ જોઇએ, માટે કેટલેક ઠેકાણે યથાकाम એને બદલે યથाकाल એવો પાઠ છે તે ખરો હૃદયગમ જણાયછે, કારણ કે આચાર અને કાર્યાકાર્યનો નિર્ણય કાળને અનુસરીને જૂદા જૂદા પ્રકારનો હોઇ શકેછે જેમકે દેવકાર્ય પૂર્વાહ્ણમા તથા પિતૃકાર્ય અપરાહ્ણકાળમા, ચાતુર્માસ્યાદિ અમુક અમુક યજ્ઞો અમુક અમુક ઋતુઓમા તથા અગ્નિહોત્રાદિ ઘણાએક ધર્મકર્મો કર્તાના અવસ્થા વિશેષરૂપ અમુક અમુક કાળમા થાયછે અને આમ હોવાથી યથाकाम એ પાઠ કરતા યથाकाल એ પાઠજ બરાબર છે યથाकाल નો અર્થ સમયને અનુસરીને એવો થાયછે અને તે પ્રમાણે આ શ્લોકનો અર્થ કરતા પુનરૂક્તિનો ભાસ ઉડી જવાથી તેને પણ ક્ષેપક ગણી શકાશે નહિ કારણકે વર્ણધર્મો પૂછ્યા પછી ફરી સર્વવર્ણના આચાર તથા કાર્યાકાર્યનો નિર્ણય કાળને અનુસરી કેવો હોવો જોઇએ એ વાત પૂછવી રહી જવાથી આ પ્રશ્ન કર્યો જણાયછે સત્ય ત્રેતા, દ્વાપર અને કલિ યુગમા ધર્મ જૂદા જૂદા હોયછે એમ ઘણા સ્મૃતિકારોનુ કહેવુ છે તે પ્રમાણે અહીં પણ મુનિઓના પ્રશ્નમાથી એવો અભિપ્રાય યથाकाल એ શબ્દઉપરથી નિકળેછે, અને તેથી આપણે એમ પણ જાણી શકીએ કે, મુનિઓના આ પ્રશ્નને અનુસરીને મનુએ તેઓને જે ધર્મોપદેશ આપ્યો તે યથाकाल એટલે તે કાળઉપર નજર રાખીનેજ આપેલો છે, જો કે મનુના ધર્મોપદેશમા એવી ખુબી રહી છે કે, ઘણો ઘણો સમય બદલાઇ જવા છતા તેનુ મહત્ત્વ ઓછું થઇ શકે તેવુ નથી, તોપણ કાળને અનુસરી કઇ કઇ તે સમયને માટે નિયત થયેલા નિયમોમા ફેરફાર કરવો આવશ્યક છે, એવા કેટલાએક અર્થસૂચક બીજોનો તેમણે ક્યાય ક્યાય સન્નિવેશ કરી મૂક્યો છે જેનો અમે તે તે સ્થળે ઉલ્લેખ કરીશુ તેથી યથाकाल એ પાઠ ઉત્તમ છે તથા એ શબ્દને લીધે આ શ્લોક ક્ષેપક નહિ પણ મૂળનોજ હોય એમ આપણુ અંતઃકરણ કહેછે

સર્વ ધર્મો કહેવામાટે મનુની યોગ્યતાનું વિશેષ કારણ બતાવેછે—

त्वमेको ह्यस्य सर्वस्य विधानस्य स्वयंभुवः ॥
अचिंत्यस्याप्रमेयस्य कार्यतत्त्वार्थवित्प्रभो ॥ ३ ॥

(કારણકે) હે પ્રભો! અપૌરુષેય અપ્રમેય અને તેથીજ અચિંત્ય આ સમગ્ર વેદના કાર્ય નિત્ય અને તત્ત્વ વિધાનને જાણનાર તમે એકજ છો

મહર્ષિઓએ પૂછેલા સર્વ ધર્મો કહેવામાટે મનુ ક્યા કારણને લઇને યોગ્ય છે તે આ શ્લોકથી બરાબર સમજાયછે કારણકે સર્વ ધર્મોનુ મૂળ વેદ છે એ

વેદ અપૌરૂષેય એટલે કોઇપણ પુરૂષનો બનાવેલ નહિ પણ ઇશ્વરપ્રેરિત છે તે અપ્રમેય છે એટલે ઘણી શાખાઓમા વહેચાઇ ગએલ હોવાથી આટલોજ છે એમ માપી શકાય તેમ નથી અને તેથીજ એટલે ઇશ્વરપ્રેરિત તથા બહુ વિસ્તારવાળો હોવાથી અચિંત્ય છે એટલે મીમાંસાઆદિ શાસ્ત્રોની મદદવગર તેનો પ્રતિપાદ્ય વિષય જાણી શકાય તેમ નથી[1] આવા અપૌરૂષેય અપ્રમેય અને અચિંત્ય એવા સમગ્ર એટલે પ્રત્યક્ષ જણાતા તથા સ્મૃતિઆદિ શાસ્ત્રોથી અનુમાન કરવામા આવતા વેદથી પ્રતિપાદન કરાતો કાર્યવિષય એટલે કર્મકાંડ જેમા અગ્નિહોત્રાદિ કર્મો આવેછે તથા તત્વવિચાર એટલે જ્ઞાન કાંડ જેમા તત્વરૂપ બ્રહ્મજ્ઞાન આવેછે તેને જાણનારા તમે એકજ છો એટલે કોઇની મદદવગરજ તમે જાણોછો તથા તમારાસરખો જાણનારા બીજો કોઇપણ નથી આમ કહેવાથી જે ધર્મોનુ મૂળ વેદ છે તેને સર્વારો તમો ઉત્તમ રીતે જાણોછો તો પછી તે ધર્મોને કહેનાર તમારાજેવો બીજો કોઇ મળે તેમ નથી તેથી તે કહેવામાટે તો તમેજ સર્વ રીતે યોગ્ય છો એમ જણાવેલુ છે અને એટલામાટે આરંભમા મનુને માટે હે પ્રભો! (હે સમર્થ!) એવુ સંબોધન વાપરેલુ છે જે ઉપરથી ધર્મ તથા અધર્મની વ્યવસ્થા કરવામા મનુનુ સામર્થ્ય પ્રકટ થાયછે મૂળ શ્લોકમા अस्य सर्वस्य विधानस्य એ પ્રમાણે છે તેનો અર્થ કેટલાએક આ સમગ્ર કાર્ય એટલે ઉદ્ભિજ સ્વેદજ અંડજ અને જરાયુજ એ ચાર પ્રકારના ભૂતસમૂહના કાર્ય તત્વવિચારને જાણનારા છો એમ કરેછે પણ તે ઉપર જણાવેલા અર્થના જેવો સુસંગત નથી

આવી રીતે મહર્ષિઓએ ધર્મો પૂછવાથી મનુ તેનો પ્રત્યુત્તર આપવાનો પ્રારંભ કરેછે—

**स तैः पृष्टस्तथा सम्यगमितौजा महात्मभिः ॥**
**प्रत्युवाचार्च्य तान्सर्वान्महर्षीञ्छ्रूयतामिति ॥४॥**

---

૧ શબ્દો અપ્રમેયના જે અર્થ કરવામા આવ્યા છે તે અચિંત્યને માટે તથા અચિંત્યનો જે અર્થ કરવામા આવ્યો છે તે અપ્રમેયને માટે છે એમ કેટલાક લખેછે પણ શબ્દાર્થ જોતા તે વાસ્તવિક જણાતો નથી તેમજ આ પ્રકરણમા વેદ પૌરૂષેય છે કે અપૌરૂષેય છે એ તકરારનુ સ્થાન આપવુ તે પણ યોગ્ય નથી કારણ કે આ શાસ્ત્રમા વેદનુ અપૌરૂષેયત્વજ સિદ્ધ ગણેલુ છે

૨

મોહોટા મનવાળા તે મહર્ષિઓએ ઉપર કહેલા પ્રકારથી પૂછાયેલા અપરિમિત તેજવાળા મનુએ તે સઘળા મહર્ષિઓની પૂજા કરી તેઓને સારી રીતે "સાંભળો" એમ પ્રત્યુત્તર આપ્યો. ' ૪.

શ્લોકમાં તથા એ પદ લીધેલું છે તેપરથી મહર્ષિઓએ નમ્રભાવ, ભક્તિ અને અતિશય શ્રદ્ધાથી પ્રશ્ન કર્યો એવા પ્રકારનું સ્મરણ આપ્યું છે, અથવા પૂછવાના વિષયોનો જે પ્રશ્નવિધિ છે તેનો, પ્રકારને કહેનારા આ તથા શબ્દમાં સમાવેશ થાયછે અથવા તથા પૃષ્ટ: એટલે તે ધર્મસંબંધી પ્રશ્ન કરાયેલા એમ પણ અર્થ થાયછે અથવા તથા એટલે એવી રીતે અર્થાત્ ઉપરના શ્લોકમાં જણાવ્યું તેમ પૃષ્ટ: એટલે પૂછાયેલા. આથી એમ નિકળેછે કે, મુનિઓના મનમાં પૂછવાના વિષયરૂપે જે ધર્મ ઉપસ્થિત થયો હતો તેજ ધર્મ મનુના મનમાં પ્રત્યુત્તરના વિષયરૂપે ઉપસ્થિત થયો અને તેણે શ્રૂયતામ્ એટલે સાંભળો એમ કહી તે પ્રત્યુત્તરનો આરંભ કર્યો, માત્ર પૃષ્ટ: એટલાઉપરથી પણ પૂર્વ શ્લોકમાંના પ્રશ્નપ્રકારનો પરામર્શ થઇ શકત અને ઉપર પ્રમાણે અર્થ નિકળી શકત આમ ગણીએ તે વખતે તથા શબ્દ શ્લોકપૂર્તિને માટેજ જણાયછે પ્રત્યુત્તરના પ્રારંભને સૂચવનાર શ્રૂયતામ્ એ પદના વિશેષણરૂપે સમ્યક્ પદ મૂકી જણાવ્યું છે કે, મહર્ષિઓના પ્રશ્નથી ધર્મસંબંધી ખુલાસાઓ કરવાનો આવો મોટો બોજો પોતાના ઉપર આવવા છતાં મનુના મનમાં મહર્ષિઓપર કંઇ ક્રોધ કે અણગમો ન થયો પણ મહર્ષિઓની પ્રેરણાથી પોતે આ પરમલોકોપકારક કાર્યમાં પ્રવૃત્ત થયા તેનેમાટે એમનું મન પ્રસન્ન થયું સમર્થ ગુરૂઓ શિષ્યના અને સમર્થ વિદ્વાનો હરકોઇના અતિ કઠિન પ્રશ્નથી પણ પ્રસન્નજ થાયછે. કારણ કે તેના પ્રશ્ન કરનારાઓ સૂક્ષ્મબુદ્ધિવાળા હોયછે અને તેથી તેઓ, તેમના જે હૃદયગમ ખુલાસાઓ આપેછે તેને બરાબર સમજી શકેછે ઘણા મહાત્માઓ અને ખરા વિદ્વાનો એજ ખેદ કરેછે કે, તેમને યોગ્ય પ્રશ્ન કરનારાજ કોઇ મળતા નથી. ભૂલવું નહિ જોઇએ કે, અયોગ્ય પ્રશ્ન કરનારાઓ તો જ્યાં ત્યાં આડંબરજ કરેછે, પણ તેઓ તેમના ખુલાસાઓ સમજી શકતા નથી અને ઉલટા તેમને ખેદ કરે એવા આડા માર્ગમાં વગરસમજના પ્રશ્નો કરેછે એવાઓથી તો પ્રશ્ન કરનારા ન હોય તેજ સારૂં જો પ્રશ્ન કરનારા યોગ્ય મળે, તો મહાત્માઓ અને વિદ્વાનો પોતે પ્રસન્ન થઇનેજ બેસી રહેતા નથી પણ તે પ્રસન્નતાને, તેઓ અમલમાં મૂકેછે; અર્થાત્ તેવા પ્રશ્ન કરનારાઓનો ઘણો સત્કાર કરેછે અહીં પણ તે સર્વની પૂજા કરીને અર્થાત્ વાણીથી "તમે આ ઘણોજ સારો પ્રશ્ન કર્યો, આ પ્રશ્ન લોકોનું કલ્યાણ કરનાર છે" વગેરે અભિપ્રાયવાળા વચનોથી તેમનો સત્કાર કરીને અર્થાત્ વખાણ કરીને પોતે બોલવાનો આરંભ કર્યો અહીં મહર્ષિઓની સાક્ષાત્ પૂજા કરીને બોલવાનો

આરંભ કર્યો એ અર્થ લેવો વધારે યોગ્ય છે; કારણ કે મહર્ષિઓ પોતે ધર્મને જાણનારા છતાં મનુનો પ્રમાણુભાવ વિશેષ જાણી તેદ્વારા કહેવાએલો ધર્મ લોકોમાં વિશેષ પ્રમાણભૂત થશે એવા ઉંચા વિચારથી પુછવા આવ્યા છે તેથી કંઇ સાધારણ શિષ્યોરૂપ તે ગણાય નહિ, તેમ મનું પોતે ક્ષત્રિય અને મહર્ષિઓ બ્રાહ્મણ છે તેથી તેમની સાક્ષાત્ પુજા કરી એ અર્થ લેવોજ યોગ્ય છે. પહેલા શ્લોકમા મહર્ષિઓની પુજા કરવાનો જે અભિપ્રાય છે તે તેઓ પોતાને ત્યાં આવ્યા માટે તેમનું સ્વાગત કરવારૂપ છે અને આ વખતે તેમણે ધર્મસંબધી પ્રશ્ન કર્યો માટે તેમનો સત્કાર કરવારૂપ તથા પ્રથમ મહાત્માઓની પુજા કર્યાપછીજ ધર્મનુ વ્યાખ્યાન કરવું જોઇએ એવો શિષ્ટસંપ્રદાય જાળવવારૂપ છે આ છેલ્લો અભિપ્રાય, आङ् ઉપસર્ગપૂર્વક ल्यप् પ્રત્યયાત अर्चू ધાતુનું આર્ચ્ય એવુ રૂપ શ્લોકમા વાપર્યુ છે જેનો અર્થ પુજા કરીને એમ કર્યો છે, તે ઉપરથી નિકળેછે આવો ધર્મસબધી પ્રશ્ન કરનારા મહર્ષિઓને માટે મોહોટા મનવાળા એ અર્થને જણાવનાર महात्मानि એ પદ મૂકીને જણાવ્યુ છે કે, જેઓ બીજાઓનું પણ કલ્યાણ કરે એવી પ્રવૃત્તિમા જોડાયેલા રહે તેઓજ મહાત્મા કહેવાયછે જેઓ મહર્ષિ હોય તેઓને ધર્મસબધી કઇ જ્ઞાન ન હોય અથવા તેઓને ધર્મવિષે કંઇ સદેહ હોય એવો સભવ નથી છતા ધર્મથી અજાણની પેઠે ધર્મસબધી પ્રશ્ન કરવો તેમા "આવા મહર્ષિઓ છતાં ધર્મ સંબધી કઇ નહિ સમજતા હોય કે શુ?" એવા લોકાપવાદના ભયને બાજુ રાખી, ઇશ્વરાવતારરૂપ ગણાતા મહાત્માના નામથી જે ધર્મોપદેશ પ્રકટ થાય તે ઉપરજ લોકો વિશેષ શ્રદ્ધા રાખી, વિશેષ કલ્યાણને પામે એવી મનની મોહોટાઇથી તેઓ લોકોપકારમા પ્રવૃત્ત થયા અને ધર્મસબધી પ્રશ્ન કરી, મહાત્મા મનુના તરફથી ધર્મના ખુલાસા પ્રસિદ્ધિમા મુકાવનારા તે મહાત્માઓને પ્રત્યુત્તર આપવો તે પૂર્ણ અભિધાનસામર્થ્ય એટલે બોલવાની શક્તિ હોય તોજ બની શકે તેવું છે કંઈ નહિ સમજનારા ઘણા માણસો સામે બેઠેલા હોય તેના સમયમા यद्वातद्वा સરખુ બોલવા જતા પણ કેટલાક માણસો ક્ષોભ પામી બોલી શકતા નથી તોપછી પ્રખ્યાત મહર્ષિમડળની સામે ધર્મસબધી અતિકઠિન બાબતમા બોલવુ એ તો છાતીએ ભરપૂર જોર હોય તોજ બોલાય એને માટે મનુ સપૂર્ણ યોગ્ય હતા એમ મૂળ શ્લોકમા "અપરિમિત તેજવાળા" એવા અર્થને જણાવનાર अमितौजा એ પદ મૂકીને જણાવ્યુ છે જે અપરિમિત તેજવાળા હોય તે કદાપિ પણ કોઇપણ પ્રસગે ક્ષોભ પામતા નથી વળી "અક્ષીણ વાગ્વિભવવાળા અથવા ન ખૂટે એવા ઓજ એટલે ધર્મ અને જ્ઞાનનું તત્વ કહેવાના સામર્થ્યવાળા" એવો અર્થ પણ अमितौजा એ પદમાથી નિકળી શકેછે

પોતે પૂર્વ શ્લોકમાં કહ્યાપ્રમાણે આ મોહોટા પ્રયોજનવાળા શાસ્ત્રનો આરંભ કરેછે—

**आसीदिदं तमोभूतमप्रज्ञातमलक्षणम् ।**
**अप्रतर्क्यमविज्ञेयं प्रसुप्तमिव सर्वतः ॥ ५ ॥**

આ જગત્ ઉત્પત્તિથી પહેલાં પ્રકૃતિમાં લીન થયેલું, પ્રત્યક્ષ પ્રમાણથી નહિ જણાતું, અનુમાન પ્રમાણથી પણ જાણવામાં નહિ આવી શકે એવું, તર્કમાં નહિ આવે તેવું, અવિજ્ઞેય એટલે શબ્દપ્રમાણથી પણ નહિ જાણી શકાય તેવું અને ચોતરફથી જાણે સુષુપ્તિ અવસ્થામાં પડેલુ હોય તેવું હતું. ૫.

મહર્ષિઓએ ધર્મસંબંધી પ્રશ્ન કરેલો છે અને મનુ આ શ્લોકમાં જગત્‌ની પ્રલય અવસ્થા વર્ણવેછે એ તો "ક્યાં કેંકયા અને ક્યાં ગઝા" અથવા "આંબાની વાત પૂછી ત્યાં આમલીની વાત આદરી" એના જેવું થાયછે. આવી શંકાથી વાંચનાર અહીંથીજ મંદાદર બની જાય એમ ધારી, તેનું સમાધાન કરવું આવશ્યક છે કે "બ્રહ્માથી માંડી સ્થાવરસુધીની સઘળી ગતિ ધર્મ કે અધર્મથીજ થાયછે. આ શાસ્ત્રમાંજ આગળપર જણાવવામાં આવ્યુ છે કે 'એ સઘળી ગતિ વિચિત્ર ફળ આપનાર તથા કર્મના કારણરૂપ અને તમોગુણથી વ્યાપ્ત છે' વળી પણ 'આ જીવને ધર્મથી તથા અધર્મથી આ સઘળી ગતિ થાયછે એમ વિચારીને હમેશા ધર્મમાં ચિત્ત રાખવું' આથી સર્વોત્તમ ઐશ્વર્યનો હેતુ ધર્મ છે અને તેથી વિપરીત અધર્મ છે" આવી રીતે ધર્માધર્મનું સ્વરૂપ જણાવવાનોજ આ ઉપક્રમ છે. તેથી "કંઇ પૂછવું અને કંઇ કહેવા માંડ્યુ" એવું આમાં કશું નથી બીજું સમાધાન એવું છે કે, જગત્‌ના કારણપણાથી બ્રહ્મનું પ્રતિપાદન કરવાનો આરંભ એ પણ ધર્મનુંજ કથન છે. તેથી અહીં ધર્મસંબંધી પ્રશ્નમાં ધર્મસંબંધી પ્રત્યુત્તર કેમ ન આવ્યો એવી શંકાને અવકાશજ નથી બ્રહ્મજ્ઞાન-આત્મજ્ઞાન પણ ધર્મરૂપજ છે મનુ પોતેજ ધર્મનાં દશ લક્ષણો આગળપર જણાવેછે (જુવો અધ્યાય ૬ શ્લોક ૯૨) તેમાં એક લક્ષણરૂપે વિદ્યાને ગણેછે અને ત્યાં વિદ્યાનો અર્થ આત્મજ્ઞાન થાયછે. મહાભારતમાં પણ આત્મજ્ઞાનને ધર્મરૂપેજ ગણ્યું છે અને યોગીશ્વર યાજ્ઞવલ્ક્યે પણ આત્મદર્શનને પરમધર્મરૂપ ગણેલ છે સકળ પ્રાણીઓના પરમકલ્યાણરૂપ મહા પ્રયોજનવાળાં આ શાસ્ત્રના આરંભમાં મનુના મુખથી આત્મદર્શન-બ્રહ્મદર્શનરૂપ પરમધર્મનું કથન થાય એજ યોગ્ય છે. જ્યાં બ્રહ્મનું પ્રતિપાદન કરવામાં આવે ત્યાં પ્રથમ તેના લક્ષણરૂપે તેનું જગત્‌નું કારણપણું આદિ વર્ણવાયછે બ્રહ્મસૂત્રમીમાંસામાં વ્યાસ મુનિએ अथातो ब्रह्मजिज्ञासा એમ આરંભ કરતાં તરતજ

બીજા સૂત્રથી "જેનાથી આ જગતના જન્માદિક થાયછે" એમ બ્રહ્મનુ લ-ક્ષણ જણાવેલુ છે વળી શ્રુતિ પણ કહેછે કે "જેનાથી આ સઘળા ભૂતો જન્મે-છે, જન્મ પામ્યા પછી જેનાથી જીવેછે અને પ્રલય પામીને જેમા પ્રવેશ કરેછે તેને તુ જાણવાની ઇચ્છા કર તેજ બ્રહ્મ છે" આવી રીતે બ્રહ્મજ્ઞાન-આત્મ-જ્ઞાનરૂપ પરમધર્મના જ્ઞાનમાટે આ પ્રથમ અધ્યાય કહીને પછી સસ્કારાદિરૂપ બીજા ધર્મો તેના અંગપણાથી કહેવામા આવશે ઉત્પત્તિથી પહેલા આ જગત્‌ની કેવી સ્થિતિ હતી એ વિષયમા મન્ત્રાર્થવાદ તથા સામાન્યતોદૃષ્ટ અનુમાન પ્રમા-ણરૂપ છે "ચુલ, ઘટ તથા અગ્નિવગેરે બાહ્ય તથા આભ્યન્તર પ્રત્યગ્-પદાર્થો જ્યારે મહાપ્રલયમા નષ્ટ થાયછે, ત્યારે કેવળ તમ (અજ્ઞાન) કહેછે અને તે તમ સમ્-સૂક્ષ્મરૂપ તમથી ઘેરાયેલુ હતુ' આ પ્રમાણે મન્ત્રનો અર્થવાદ પ્રમાણરૂપે છે અને "જે પદાર્થનો એક દેશ નાશ પામતો હોય તે પદાર્થ સઘળો પણ નાશ પામે જે ગામનો એક ભાગ બળેલો દેખાય તે ગામ કોઇપણ વખત આખુ બળી જાય એમ બની શકે તેમ જગત્‌ના પ્રત્યેક પદાર્થો નાશ પામતા જોવામાં આવેછે તો કોઇ વખત સઘળુ જગત્ પણ નાશ પામેછે આ જગત્ ઇશ્વરરૂપ કર્તાએ બનાવેલુ છે, કોઇ નાનાસરખા પદાર્થ પણ કર્તાવગર થતો નથી તો પછી સર્વ પદાર્થના સમૂહરૂપ આ જગત્ કર્તાવગર બનેજ નહિ અને જે, જ્યાથી ઉત્પન્ન થાય તેનો ઘડાવગેરેની પેઠે કાળે કરીને જરૂર નાશ પણ થાય કાર્ય કારણનુ રૂપ છોડી કારણમા મળી જાય તે, કાર્યનો નાશ થયો એમ કહેવાય અને કારણમાથી રૂપાતર પામી બહાર દેખાય એટલે તે, કાર્ય ઉત્પન્ન થયુ એમ કહેવાય જગત્ પણ જ્યારે પોતાનુ રૂપ છોડી કારણ પ્રકૃતિમા લીન થઇ જાયછે ત્યારે તેનો નાશ-પ્રલય થયો કહેવાયછે અને તે કારણમાથી ગણોના પ્રભાવને લીધે રૂપાતર પામી ઉત્થિત થાયછે ત્યારે તેની ઉત્પત્તિ કહેવાયછે આવીરીતે એટલે ઉત્પત્તિપછી વિનાશ અને વિનાશપછી ઉત્પત્તિ એમ જ-ગતના ઉત્પત્તિવિનાશનો ક્રમ અનાદિકાળથી ચાલ્યાજ કરેછે તેમા આ સમય દેખાતા જગત્‌ની ઉત્પત્તિની પેહેલા તેનો વિનાશ એટલે તેનુ પ્રકૃતિમા લીનપણુ હોવુજ જોઇએ" એ સામાન્યતોદૃષ્ટ અનુમાન પ્રમાણરૂપે છે વર્તમાન કાળમા સર્વ જનને પ્રત્યક્ષપણે ભાસતુ આ જગત ઉત્પત્તિથી પહેલા એટલે પ્રલય અ-વસ્થામા પ્રકૃતિમાં લીન થયેલુ હતુ આનેમાટે શ્લોકમા તમોભૂતમ્ એવું પદ છે તેનો વાચ્યાર્થ અધકારમય-અધકારથી ઘેરાયેલુ એવો થાય પણ અહીં તમસ્ એ શબ્દનો અર્થ સમાનધર્મને લીધે પ્રકૃતિ-મૂળ કારણ એવો કર્યા છે જેમ અધકારમા લીન થયેલા પદાર્થો પ્રત્યક્ષ દેખાતા નથી તેમ પ્રકૃતિમા લીન થયેલા પદાર્થો પણ પ્રત્યક્ષ દેખાતા નથી એ અધકાર અને પ્રકૃતિનુ સરખાપણુ છે તેથી તમોભૂતમ્ એનો અર્થ 'પ્રકૃતિમાં લીન થયેલુ' એવો કરવામાં આવ્યો છે સર્વ

પ્રમાણોમા મુખ્યતા ધરાવનારા પ્રત્યક્ષ પ્રમાણનો વિષય પ્રજ્ઞાત કહેવાયછે એ સમયે બ્રહ્મસ્વરૂપથી અવ્યાકૃત પ્રકૃતિમા લીન હોવાને લીધે જગત્ અપ્રજ્ઞાત હતુ એટલે પ્રત્યક્ષ પ્રમાણના વિષયરૂપ ન હતુ વિશેષ ભાવવાળા વિકારોજ પ્રત્યક્ષ પ્રમાણથી જાણી શકાયછે અને આ સમયે વિશેષ ભાવવાળા વિકારો હોતાજ નથી જેનાથી પદાર્થ જાણવામા આવે તે લક્ષણ કહેવાય આ લક્ષણને ન્યાય શાસ્ત્રમા અનુમાન પ્રમાણનુ સાધક લિગ કહેછે જેમ પ્રત્યક્ષ નહિ દેખાતા અગ્નિનુ અનુમાન કરવામા પ્રત્યક્ષ દેખાતો ધૂમાડો લિગ અથવા લક્ષણ કહેવાયછે અને તે હોય તોજ તે સ્થળે નહિ દેખાતો છતા પણ અગ્નિ હોવો જોઇએ એવુ અનુમાન થાયછે તેમ અહી કોઇ વિશેષ ભાવવાળા વિકારો કે જેઓ પ્રત્યક્ષ થઇ શકે તેઓ તો હતાજ નહિ તેથી લક્ષણ અથવા લિગના અભાવને લીધે જગત જે પ્રકૃતિમા લીન હોવાને લીધે અસ્પષ્ટ હતુ તેનુ અનુમાન પણ થઇ શકે તેવુ ન હતુ તેથી તે અલક્ષણ હતુ અર્થાત્ અનુમાન પ્રમાણથી પણ જાણવામા નહિ આવી શકે તેવુ હતુ તેમ જે કાઇ થોડુ ઘણુ જાણવાના આવ્યુ હોય તેનાપર તર્ક એટલે ઊહાપોહ થઇ શકે પણ પ્રલય દશામા જગત પ્રકૃતિ-અવિદ્યા-અજ્ઞાનથી આવૃત હતુ એટલે જ્ઞાનના વિષય ન હોવાને લીધે તે સબધી કાઇપણ જાણવામા આવે તેમ ન હતુ અને તેથી તે અપ્રતર્ક્ય હતુ અર્થાત્ તર્કમા નહિ આવે તેવુ હતુ અને તે સમયે અર્થને કહેનારા સ્થૂલ શબ્દ ન હોવાથી તે અવિજ્ઞેય હતુ એટલે શબ્દ પ્રમાણથી પણ ન જાણી શકાય તેવુ હતુ આવીરીતે કોઇપણ પ્રમાણના વિષયરૂપ ન હોવાથી તે સમય જગત હતુજ નહિ એમ શકા થાય તો તેની નિવૃત્તિ કરવામાટે છેવટ કહ્યુ છે કે ચોતરફથી જાણે સુષુપ્તિ અવસ્થામા પડેલુ હોય તેવુ હતુ, એટલે તે વખતે આ જગત અવ્યાકૃત હતુ અર્થાત્ નામરૂપને નહિ પામેલુ હતુ

ઉપર પ્રમાણે જગતની ઉત્પત્તિથી પહેલાંની અવસ્થાનુ વર્ણન કરી હવે સ્રષ્ટા, સ્રજ્ય (જગત) અને સ્રજ્યનુ ઉપાદાન કારણ એ ત્રણેનુ સક્ષેપથી વર્ણન કરેછે—

तत: स्वयंभूर्भगवानव्यक्तो व्यञ्जयन्निदम् ॥
महाभूतादि वृत्तौजा: प्रादुरासीत्तमोनुद: ॥ ६ ॥

તે પછી બાહ્ય ઇન્દ્રિયોથી ન જાણી શકાય એવા અપ્રતિહત સૃષ્ટિસામર્થ્યવાળા અને પ્રકૃતિને પ્રેરણા કરનાર ઐશ્વર્યાદિરૂપ ભગવાન્ સ્વયભૂ આ મહાભૂતાદિ જગતને સ્થૂલાવસ્થામા ઉન્મુખ દેખાડતા પ્રકટ થયા ૬

આ જગત જે ઉત્પત્તિથી પહેલાં પ્રકૃતિમાં લીન તથા કોઇપણ પ્રમાણથી જાણવામાં ન આવે એવું અને ચોતરફથી જાણે સુષુપ્તિમાં પડેલું હોય એવું હતુ તેને પ્રકાશ આપતા સ્વયંભૂ ભગવાન્ પ્રકટ થયા. આમ કહી જગત્નું કાર્યપણું અને ઇશ્વરનું કર્તાપણું તથા કર્તાવગર કાર્ય થઇ શકતુંજ નથી એમ જણાવેલ છે જગતને જેમ ઇશ્વરે સર્જ્યું તેમ ઇશ્વરને કોણે સરજ્યા? એ શંકાને દૂરથીજ પાછી વાળવામાટે ઇશ્વરનો વાચક સ્વયંભૂ શબ્દ આપેલો છે, એટલે તેને કોઇ બીજો પ્રકટ કરતો નથી, તે પોતાની મેળેજ પ્રકટ થાયછે. અર્થાત્ તે સર્વેનો કર્તા છે પણ તેનો કોઇ કર્તા નથી કોઇ પણ કાર્ય કરવામાટે તેના કર્તામાં જ્ઞાન, ઇચ્છા અને કૃતિ એ ત્રણ ગુણો હોવા જોઇએ પરમાત્માના નિર્ગુણ સ્વરૂપમા જગત્સૃષ્ટિની કલ્પના અવકાશ મેળવી શકે એમ ન હોવાથી તેમના સગુણ સ્વરૂપની અભિવ્યક્તિ એજ સ્વયંભૂ ભગવાનનું પ્રકટ થવુ ગણાયછે જગતરૂપ કાર્ય કરવામાટે તેમનામા જ્ઞાન છેજ. કારણ કે તે સર્વજ્ઞ છે, एकोऽहं बहु स्याम् ઇત્યાદિ શ્રુતિઓથી જગતરૂપ કાર્ય કરવામાટે તેમની ઇચ્છા પણ સુનિશ્ચિતજ છે છેવટ કૃતિ જોઇએ, તો તે કૃતિને યોગ્ય શરીરનુ ગ્રહણ પણ હોવું જોઇએ તેથી સ્વયંભૂ ભગવાન પ્રકટ થયા એટલે તેમણે પોતાનીજ ઇચ્છાથી જગત્સૃષ્ટિમાટે શરીર ગ્રહણ કર્યું સંસારી જીવોની માફક કર્મની પરતંત્રતાથી નહિ એટલે બીજા જીવોની માફક કર્મજન્ય દેહને વશ્ય નહિ પણ પોતાની ઇચ્છાથી શરીરનુ ગ્રહણ કરે તે સ્વયંભૂ કહેવાયછે તેઓ નિત્ય હોવાને લીધે આની પહેલા પણ હતાજ, પરન્તુ તે સમય અવ્યક્ત એટલે બાહ્ય-ઇન્દ્રિયોથી ન જાણી શકાય એવા હતા. તે સમયનુ તેમનુ સ્વરૂપ ધ્યાનયોગના અભ્યાસીઓસિવાય બીજા કોઇના જાણવામા આવે એવુ ન હતુ તેઓ પ્રકટ થયા તેની સાથે તેમનીજ કૃતિથી આ જગત્ જે પોતાના કારણરૂપ પ્રકૃતિમા લય પામી ગયેલુ હતુ અને તેને લીધે જાણી શકાતુ ન હતુ તે સ્થૂલરૂપે દેખાવા લાગ્યુ પ્રજાપતિવગેરેના સૃષ્ટિસામર્થ્ય ઇશ્વરેચ્છાથી પ્રતિહત થઇ જાયછે પણ ઇશ્વરનું સૃષ્ટિસામર્થ્ય તેમનાથી બીજો કોઇ વિશેષ શક્તિવાળો ન હોવાને લીધે સર્વદા અપ્રતિહતજ છે ઇશ્વરનુ સામર્થ્ય અપ્રતિહત હોવાથીજ કહેવાયછે કે, कर्त्तुमकर्त्तुमन्यथाकर्त्तुं समर्थ । એટલે ઇશ્વર કઇપણ કરવાને, થતુ અટકાવવાને, અને કઇ બીજીજ રીતે કરવાને પણ સમર્થ છે પોતાના અપ્રતિહત સૃષ્ટિસામર્થ્યને લીધે પ્રકૃતિ જે જડ છે તેને, જાણે તે ક્રિયા કરતી હોય તેમ દેખાડેછે, અથવા પ્રકૃતિના સત્વગુણ, રજોગુણ અને તમોગુણની સામ્યાવસ્થામા પ્રક્ષોભ કરેછે એ ત્રણ ગુણોની સામ્યાવસ્થા એજ પ્રલય ગણાયછે અને તેની સામ્યાવસ્થાને તોડવી તે પ્રલયનો અંત કર્યો ગણાયછે મૂળ શ્લોકમાં પ્રકૃતિને પ્રેરણા કરનાર એને માટે तमोनुद એવો શબ્દ છે, તેનો અર્થ પ્રલયાવસ્થાનો નાશ

જ્યાંસુધી ઇશ્વરની પ્રેરણા ન હતી ત્યાંસુધી તે પ્રલયાવસ્થામાંજ હતા અને તેથી મૂળશ્લોકમાં મહાભૂતાદિ એ પદ જે જગત્‌ને માટે છૂટું હતું તેને ઇશ્વરના વૃત્તૌજાઃ (અપ્રતિહત સૃષ્ટિસામર્થ્યવાળા) એ વિશેષણની સાથે સમાસથી જોડી દઇ મહાભૂતાદિવૃત્તૌજાઃ એવું એકજ પદ ગણી ઇશ્વરના વિશેષણરૂપે તેનો એવો અર્થ પણ કરવામાં આવેછે કે "મહાભૂતાદિ એટલે ચોવીસ તત્વોમાં જેનું વીર્ય એટલે સૃષ્ટિસામર્થ્ય પ્રાપ્ત થયેલ છે એવા" મહાભૂતાદિ, જગત્‌ના ઉપાદાન કારણરૂપ હોવાથી જગત્ કહેવાયછે. તેને બનાવતા એમ ન કહેતા બહાર દેખાડતા એમ કહેલ હોવાથી જગતનું સ્થૂલરૂપ મટી જાયછે ત્યારે પણ તે સૂક્ષ્મરૂપે નિત્ય ગુણાની પ્રકૃતિમાં લીન રહેછે એમ જણાવ્યુ છે એટલે જગત્‌ને સ્થૂલરૂપમાં લાવવું એ તેની ઉત્પત્તિ અને તેનુ સૂક્ષ્મરૂપે લીન થવુ—નહિ દેખાવુ એ તેનો પ્રલય ગણાયછે.

આ સઘળું જે કાંઇ દેખાયછે, જણાયછે તે વસ્તુસ્વરૂપે ઇશ્વરરૂપજ છે એમ કહેછે—

**योऽसावतीन्द्रियग्राह्यः सूक्ष्मोऽव्यक्तः सनातनः ॥**
**सर्वभूतमयोऽचिन्त्यः स एव स्वयमुद्बभौ ॥ ७ ॥**

મનથી ગ્રહણ કરી શકાતા, સૂક્ષ્મ, અવયવરહિત, નિત્ય, સર્વ ભૂતમય તથા અચિંત્ય એવા જે આ પરમાત્મા તેજ પોતે પ્રકટ થયા ૭

ઇશ્વર શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિવ્હા અને ઘ્રાણ એ ઇંદ્રિયોથી ગ્રહણ કરી શકાતા નથી પણ તેનાથી ઉંચી કોટિમા ગણાતુ શુદ્ધ મન તેને ગ્રહણ કરી શકેછે એકકરતા વધારે જ્ઞાન એકસાથે નથી થતા તેથી ઇંદ્રિયોકરતા પર મન નામના એક જૂદા તત્વને માનવુ પડેછે. કારણકે ઇંદ્રિયો સ્વતંત્રરીતે જ્ઞાન મેળવનાર એટલે પોતપોતાના વિષયોનુ ગ્રહણ કરનાર હોય તો તેઓ એક સમયે પણ પોતપોતાનુ જ્ઞાન મેળવી શકે એવો અનુભવ થવો જોઇએ પણ તેમ થતુ નથી તેથી અવશ્ય માનવુજ પડેછે કે, એ ઇંદ્રિયોને એની ઉપરના કોઇપણ તત્વનો સંબંધ થાયછે ત્યારેજ તેઓ પોતપોતાનુ જ્ઞાન મેળવી શકેછે. એ તત્વ એકજ હોવાથી એક ઇંદ્રિયથી છૂટું પડે ત્યારે અન્ય ઇંદ્રિયની સાથે જોડાઇ શકેછે અને તેથીજ એકકરતા વધારે જ્ઞાન એકસાથે થઇ શકતા નથી આવીરીતે ઇંદ્રિયોથી જે તત્વને પર ગણવું પડેછે તેજ મન છે, એ મન રાગદ્વેષાદિકથી કલુષિત હોય ત્યાંસુધી ઇશ્વરને જાણી શકતુ નથી પણ જ્યારે શુદ્ધ હોય ત્યારે ઇશ્વરને જાણી શકેછે ભગવાન્ વ્યાસમુનિ કહેછે કે—

नैवासौ चक्षुषा ग्राह्यो न तु शिष्टैरपीन्द्रियैः ।
मनसा तु प्रयत्नेन गृह्यते सूक्ष्मदर्शिभिः ॥

આ ઇશ્વર ચક્ષુ ઇંદ્રિયથી ગ્રહણ નથીજ કરી શકાતો તથા બાકીના ઇંદ્રિયોથી પણ ગ્રહણ નથીજ થઇ શકતો, પણ સૂક્ષ્મદર્શી પુરૂષો તેને શુદ્ધ મનથી ગ્રહણ કરી શકેછે, એટલે જાણી શકેછે ઈશ્વર સૂક્ષ્મ હોવાથી તેને સૂક્ષ્મદર્શી પુરૂષોસિવાય બીજા કોઇ જાણી શકતા નથી સૂક્ષ્મ એટલે સૂક્ષ્મ પદાર્થની પેઠે અગ્રાહ્ય કારણકે સ્થૂલપદાર્થોનુજ જ્ઞાન મેળવી શકતા ઇંદ્રિયો તેનુ ગ્રહણ કરી શકતા નથી, શાસ્ત્રમા તેને માટે કહેવામા આવેછે કે अणोरणीयान् । એટલે અણુથી પણ તે અણુરૂપ છે, આમ હોવાથીજ તે અવ્યક્ત એટલે વ્યક્તિરહિત અર્થાત્ નિરવયવ છે, સનાતન એટલે નિત્ય અર્થાત્ આદિ અને અંતથી રહિત છે સર્વે ભૂતપ્રાણીમાત્રના આત્મારૂપ છે તેથી તથા જે જેની દૃઢ ભાવના કરે તે તન્મય કહેવાયછે તેમ મારે સર્વ ભૂત ઉત્પન્ન કરવા છે એવી દૃઢ ભાવનાથી તેણે સર્વેને ઉત્પન્ન કર્યા છે તેથી પણ તે સર્વ ભૂતમય કહેવાયછે ઇશ્વરને વિષે આવી રીતે જે ભૂતમયપણુ કહેવામા આવેછે તે ઔપચારિક છે વાસ્તવિક રીતે પણ ઇશ્વર સર્વ ભૂતમય ઘટી શકે છે કારણકે ઉર્મિઓ જેમ સમુદ્રના વિવર્તરૂપ છે તેમ ચેતનઅચેતન સર્વે ભૂતો પરમાત્માનાજ વિવર્તરૂપ છે તેથી તેનાથી ભિન્ન નથી પરમાત્મા, સ્વરૂપે ઇંદ્રિયોથી અગ્રાહ્ય છે પણ આવીરીતે વિવર્ત અવસ્થામા ગ્રાહ્ય પણ થાયછે આમ હોવાથી તે અચિંત્ય છે એટલે એમા કેવળ તર્ક કશુ કામ કરી શકતા નથી અર્થાત્ તેની ઇયત્તા નિશ્ચિત કરી શકાતી નથી, નિરતિશય સત્વઆદિ કલ્યાણ ગુણોથી યુક્ત ઇશ્વરને આ જગજ્જાળ પાથરવાની તરખટ કેમ કરવી પડી? એવા વિચારમા કોઇએ ફેગટ થવુ નહિ, કારણકે ઇશ્વરની પ્રવૃત્તિ અચિંત્ય એટલે જાણી શકાય તેવી નથી તેમ તેનુ નિશ્ચયાત્મક કઇ નિરૂપણ પણ થઇ શકતુ નથી મૂળમા 'જે આ પરમાત્મા' એમ કહ્યુ છે તેમા 'જે' એમ કહેવાથી સમગ્ર વેદ પુરાણ ઇતિહાસાદિ શાસ્ત્રોમા તેનુ પ્રસિદ્ધપણુ બતાવ્યુ છે અને 'આ' એમ કહેવાથી આ સઘળુ જગત્ ઇશ્વરનાજ વિવર્તરૂપ છે એમ દેખાડ્યુ છે આ સઘળુ જગત્ ઇશ્વરનાજ વિવર્તરૂપ હોવાથી પરોપકારઆદિ પ્રવૃત્તિથી જગત્નુ આરાધન કરવુ તે પણ ઇશ્વરનુજ આરાધન છે અને તેટલાજ માટે ભૂતપ્રાણીમાત્રતરફ વિષમ દૃષ્ટિના વ્યવહારને વિદ્વાનો નિરંતર વખોડતા આવ્યા છે અને સમાનદૃષ્ટિના વ્યવહારને વખાણતા આવ્યા છે, કારણકે એ સ્વયંપ્રકાશ સર્વેશ્વર પોતેજ પોતાની ઇચ્છાથી મહદ્ વાદિ મહરૂપે પ્રકટ થયા છે

આવી રીતે પ્રકટ થયેલા પરમાત્માએ સૃષ્ટિ કેવીરીતે અને કેવા ક્રમથી કરી તે હવે જણાવેછે—

**सोऽभिध्याय शरीरात्स्वात्सिसृक्षुर्विविधाः प्रजाः ॥**
**अप एव ससर्जादौ तासु बीजमवासृजत् ॥ ८ ॥**

અનેક પ્રકારની પ્રજાને ઉત્પન્ન કરવાની ઇચ્છાવાળા તે પરમાત્માએ સૃષ્ટિની પહેલાં વિચારપૂર્વક પોતાના શરીરમાંથી જળ ઉત્પન્ન કર્યું અને તેમાં બીજનું આરોપણ કર્યું ૮

અને પ્રકારની પ્રજાને સૃજવાની ઇચ્છાવાળા તે પરમાત્માએ પોતાના કાર્યવિષય બ્રહ્માંડની સૃષ્ટિથી પહેલાં વિચારપૂર્વક એટલે જળ ઉત્પન્ન થાઓ એવા વિચાર માત્રથી જ તેણે જળ ઉત્પન્ન કર્યું વિચારથી સૃષ્ટિ ઉત્પન્ન કરી" આમ કહ્યું તેથી જણાય છે કે સાંખ્યમતની પેઠે અચેતન અને પરાધીન એવી પ્રકૃતિ જગત્‌રૂપે પરિણામ પામે છે એ મત મનને અભીષ્ટ નથી પણ બ્રહ્મ પોતેજ અવ્યાકૃત શક્તિરૂપે જગતનું કારણ છે એમ નિશ્ચિત જાણવાવાળા માને છે તેજ મત તેને અભીષ્ટ છે પંચ મહાભૂત જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો પ્રાણ મન કર્મ અવિદ્યા અને વાસનાઓ જે સૂક્ષ્મરૂપે અભિન્નરૂપપણાથી રહેલ છે તે અવ્યાકૃત હોવાયજ શ્રીભગવદ્ભાસ્કરના સિદ્ધાન્તમાં પ્રકૃતિનેજ અવ્યાકૃત કહેલ છે આ અવ્યાકૃત એજ પરમાત્માનું શરીર છે પ્રકૃતિજ જગતરૂપે પરિણામ પામતી નથી પણ બ્રહ્મજ અવ્યાકૃત શક્તિદ્વારા જગતનું કારણ થાય છે એમ કહેવાથી સૃષ્ટિમાં પ્રકૃતિનું સ્વાતંત્ર્ય દૂર થાય છે છાંદોગ્ય ઉપનિષદમાં તે પરમાત્માએ વિચાર કર્યો કે હું અનેકરૂપે થાઉં આમ કહેલું છે અને અનુસરતા શ્રીવ્યાસમુનિએ પણ ईक्षतेर्नाशब्दम्। એ સૂત્રમાં 'ઈક્ષણ (વિચાર) કર્યું એમ શ્રુતિમાં સંભળાય છે તેથી પ્રધાન (પ્રકૃતિ) જગતનું કારણ નથી એવો સિદ્ધાન્ત કર્યો છે પરમાત્માએ પોતાના શરીરમાંથી જળ ઉત્પન્ન કર્યું એટલે અવ્યાકૃતમાંથી પ્રથમ જળની સૃષ્ટિ કરી આમ કહેવાથી મહત્તત્ત્વ અહંકાર, તન્માત્રાઓનો ક્રમ ઉડી ગયો એમ સમજવાનું નથી પણ સૃષ્ટિના કામનો જાણવાયોગ્ય આરંભ જળની સૃષ્ટિથીજ થાય છે એમ બતાવવા પ્રથમ જળની સૃષ્ટિ કહી છે એ જળમાં પરમાત્માએ શક્તિરૂપ બીજને આરોપિત કર્યું તે વખતે પૃથ્વીવગેરેનો અભાવ હોવાથી આધારવગર જળ કેમ રહી શકે? એવી શંકા કરવાની નથી કારણકે પરમાત્માની કર્તૃશક્તિ આપણી કર્તૃશક્તિકરતાં વિલક્ષણ અને ઐશ્વર્યના અતિશયવાળી છે તેથી તેને પ્રાકૃતધર્મનું સાદૃશ્ય આપી શકાતું નથી જો તેને પ્રાકૃતધર્મનું સાદૃશ્ય આપી શકાતું હોત તો આપણે જેમ આધારવગર રહી શકતા નથી તેમ પરમાત્મા પણ આધારવગર કેમ રહી શકે? તથા આપણે જેમ કોઇ ચીજ બનાવતી વખતે અનેક સાધનોની અપેક્ષા રાખીએ છીએ તેમ

પરમાત્માને પણ જગત્ બનાવવામાં અનેક સાધનોની જરૂર પડવી જોઈએ" એવી શંકાઓના વમળમાં ડૂબીજ જવું પડત. પણ પરમાત્માની શક્તિ અચિંત્ય છે., માટે જલના આધારવિષે પણ પરમાત્માની અચિંત્ય શક્તિથીજ વ્યવસ્થા કરી લેવી યોગ્ય છે

**જલમાં આરોપિત કરેલ તે બીજમાં શો વિશેષ થયો તે જણાવેછે—**

**तदंडमभवद्धैमं सहस्रांशुसमप्रभम् ॥**
**तस्मिञ्जज्ञे स्वयं ब्रह्मा सर्वलोकपितामहः ॥ ९ ॥**

તે બીજ સૂર્યસમાન કાંતિવાળું અને સુવર્ણસદૃશ ઇંડારૂપ થયું. તેમાં પોતે પરમાત્મા સર્વ લોકના પિતામહ એવા બ્રહ્મારૂપે ઉત્પન્ન થયા. ૯.

પરમાત્માએ જલ સજી તેમાં નાખેલું બીજ ઇંડાની આકૃતિનું થયું તેની કાંતિ સૂર્યના જેવી દેખાવા લાગી અને તે સુવર્ણની પેઠે ચળકવા લાગ્યું, મૂળ શ્લોકમાં ઇંડાનું વિશેષણ हैमम् એ પ્રમાણે છે તેનો અર્થ સુવર્ણનુંજ અથવા સુવર્ણમય એમ પણ થઈ શકેછે પણ અહીં તેવો અર્થ કરી શકાય તેમ નથી. કારણકે આગળપર આવશે કે તે અંડના ઉપરના ભાગથી સ્વર્ગને અને નીચેના ભાગથી પૃથ્વીને રચી તો અંડના નીચેના અધ ભાગમાથી થયેલી આ પૃથ્વી કંઈ સુવર્ણમય નથી માટે हैम એ પદનો અર્થ સુવર્ણનુંજ કે સુવર્ણમય એમ નહિ પણ "સુવર્ણસદૃશ" એ પ્રમાણે કરવો એજ યોગ્ય છે, પરમાત્મા પોતે બ્રહ્મારૂપે એ સુવર્ણસદૃશ ઇંડાની અંદર ઉત્પન્ન થયા અને તેથીજ બ્રહ્મા હિરણ્યગર્ભ કહેવાયછે સર્વ લોકની રચના બ્રહ્માએ કરેલી હોવાથી તે સર્વ લોકના પિતામહ પણ કહેવાયછે સર્વ લોકના પિતા એમ કહીએ તોપણ ચાલે પરંતુ પિતાકરતાં પણ પિતામહ વધારે માનપાત્ર છે તેથી અથવા સૃષ્ટિપરંપરા ચાલતાં પિતામહ કહેવું એજ વધારે યોગ્ય છે તેથી સર્વ લોકના પિતામહ, કહેલા છે પૂર્વજન્મમા જેણે "હું હિરણ્યગર્ભ છું" એવી ભેદ અને અભેદ ભાવનાવડે ઇશ્વરની ઉપાસના કરી હોય એવા લિંગશરીરાવચ્છિન્ન જીવાત્મામાં પેસી પોતે એટલે પરમાત્માજ બ્રહ્મારૂપે ઉત્પન્ન થયા, અથવા જેમ પિતા પુત્રરૂપે ઉત્પન્ન થાયછે તેમ પરમાત્મા બ્રહ્મારૂપે ઉત્પન્ન થયા

**હવે નારાયણ શબ્દ જે આગમમાં પ્રસિદ્ધ છે તેના અર્થના વ્યાખ્યાનથી ઉપર કહેલા અર્થને દૃઢ કરેછે—**

**आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः ॥**
**ता यदस्यायनं पूर्वं तेन नारायणः स्मृतः ॥ १० ॥**

આપ (જલ) એ નારા શબ્દથી કહેવાયેલ છે. કારણકે તે નરમાંથી ઉત્પન્ન થયેલ છે. તે નારા (જલ) પ્રથમ આ પરમાત્માના આશ્રયરૂપ છે માટે તે (પરમાત્મા) નારાયણ કહેવાયેલ છે. ૧૦

કર્તૃશક્તિ તથા જ્ઞાનશક્તિના યોગથી નારાયણ શબ્દ આપીને જે પુરુષને શાસ્ત્રમાં બતાવેલ છે તેજ પુરુષ આ સ્થળે કહેલ છે. કારણકે શબ્દભેદથી અર્થભેદ થતો નથી અને તેથી બ્રહ્મા, નારાયણ અને મહેશ્વર એ ત્રણે શબ્દો એક દેવનેજ કહેછે એ એકજ દેવની જૂદેજૂદે નામે ઉપાસના થાયછે તોપણ ઉપાસનાના ભેદથી કાંઇ વસ્તુભેદ થતો નથી લોકમા પણ એકજ પુરુષનું અધિકારથી જૂદેજૂદે નામે અને જૂદેજૂદે પ્રકારે આરાધન થતુ જોવામા આવેછે. બ્રહ્માની ઉત્પત્તિપહેલા અહીં જે જલની ઉત્પત્તિ કહી છે તે જલને શાસ્ત્રમા નારા એ શબ્દથી કહેલ છે કારણકે પરમાત્મા નર કહેવાયછે જલની ઉત્પત્તિ તેનાથી હોવાથી तस्येदम् ।૪।૩।૧૨૦। એ પાણિનિસૂત્રવડે नर શબ્દઉપર अण् પ્રત્યય થતા नार એવુ રૂપ થઇ સ્ત્રીલિંગનો દ્યોતક टाप् પ્રત્યય થયો એટલે नारा શબ્દ થાયછે જો કે अण् પ્રત્યય થયાપછી વ્યાકરણના નિયમપ્રમાણે લૌકિક શબ્દોને સ્ત્રીલિંગમા टाप् પ્રત્યય થાયછે પણ સ્મૃતિઓમા વૈદિકવ્યવહારનુ પ્રાધાન્ય હોવાને લીધે सर्वे विधयः छन्दसि विकल्प्यन्ते (બધા વિધિઓ વેદમા વિકલ્પ પામેછે) એવા, વ્યાકરણ શાસ્ત્રમા પ્રચલિત નિયમપ્રમાણે અહીં પણ ङीप् વિકલ્પે થાય તેથી જે વખત ङीप् પ્રત્યય ન થાય તે વખત સામાન્ય લક્ષણથી એટલે अजाद्यतष्टाप् ।૪।૧।૪। એ સૂત્રથી टाप् પ્રત્યય થઇ શકે માટે नारा એ શબ્દ જલના વાચક થાયછે તે नारा પ્રથમ આ પરમાત્માનુ अयन એટલે આશ્રય હોવાથી તે नारायण કહેવાયછે કેટલાએક नारायण શબ્દની વ્યુત્પત્તિ એવા પ્રકારથી પાડેછે કે, જેમ વસિષ્ઠ, બભ્રુ, મધુ અને લોમશ એ શબ્દો પિતાના વાચક હોવા છતા અભેદોપચારથી પુત્રના વાચક પણ થાયછે, કારણકે શાસ્ત્રમા પુત્રને પિતાની મૂર્તિજ ગણેલી છે તેમ નરથી ઉત્પન્ન થયેલ જલ પણ नर શબ્દથીજ કહેવાયછે, અને તે જલ જેનો આશ્રય થયુ તે नरायण અને તેમ થયા પછી अन्येषामपि दृश्यते ।૬।૩।૧૩૭। એ સૂત્રથી દીર્ઘ થઇ नारायण એ શબ્દ થાયછે પરંતુ આનાકરતા ઉપર જણાવેલી વ્યુત્પત્તિ વધારે સરલતાવાળી છે नारायण શબ્દ શાસ્ત્રમા જેમ વિષ્ણુને માટે

વપરાયછે તેમ બ્રહ્માને માટે પણ વપરાયેલો જોવામા આવેછે વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે ब्रह्मा नारायणाख्योसौ कल्पादौ भगवान् पुरा । પૂર્વે કલ્પના આદિ સમયમા નારાયણ એ નામથી ઓળખાતા ભગવાન્ બ્રહ્મા હતા

જે નારાયણ તેજ બ્રહ્મા કહેવાયછે એમ જણાવેછે—

**यत्तत्कारणमव्यक्तं नित्यं सदसदात्मकम् ॥**
**तद्विसृष्टः स पुरुषो लोके ब्रह्मेति कीर्त्यते ॥ ११ ॥**

જે તે અવ્યક્ત, નિત્ય અને સદસદાત્મક સર્વના કારણરૂપ પરમાત્મા છે તેણે ઉત્પન્ન કરેલ તે પુરૂષ લોકમા બ્રહ્મા એમ કહેવાયછે ૧૧

જે અને તે એ બન્ને સર્વનામોથી લોક અને વેદવગેરેમા પરમાત્માની પ્રસિદ્ધતા જણાવી છે એ પરમાત્મા સર્વના કારણરૂપજ છે, પણ કોઇના કાર્યરૂપ નથી તે બાહ્યઇન્દ્રિયોથી જાણી શકાય તેમ ન હોવાથી અવ્યક્ત કહેવાયછે અને ઉત્પત્તિ તથા વિનાશથી રહિત હોવાને લીધે નિત્ય કહેવાયછે તે વેદાંતસિદ્ધ સત્સ્વભાવવાળા છે અને પ્રત્યક્ષાદિ પ્રમાણોના વિષયરૂપ નહિ હોવાથી જાણે અસત્સ્વભાવવાળા જણાયછે અથવા સત્ એટલે ભાવ પદાર્થ અને અસત્ એટલે અભાવપદાર્થ એ સર્વના અધિષ્ઠાનરૂપ છે અથવા બહિર્દૃષ્ટિવાળા લોકોને આત્માની ઉપલબ્ધિ થતી નથી કેમકે તેમા સત્તાવ્યવહાર દેખાતો નથી માટે તે અસત્ કહેવાયછે અને આગમમા આત્મા સર્વનુ કારણ છે એમ કહેલુ છે તેથી તે સત્ પણ કહેવાયછે આમ પ્રતિપત્તા એટલે જોનારના ભેદથી સદ્રૂપ તથા અસદ્રૂપ એ બન્ને જાતના વ્યવહાર પરમાત્મામા ઘટેછે એ પરમાત્માએ ઉત્પન્ન કરેલ તે પુરૂષ સર્વત્ર બ્રહ્મા એ નામથી બોલાવાયછે

પછી બ્રહ્માએ શી પ્રવૃત્તિ કરી તે જણાવેછે—

**तस्मिन्नण्डे स भगवानुषित्वा परिवत्सरम् ॥**
**स्वयमेवात्मनो ध्यानात्तदण्डमकरोद्द्विधा ॥ १२ ॥**

તે અંડમા તે બ્રહ્માએ સંવત્સરસુધી રહીને પોતે પોતાના ધ્યાનથી તે અંડના બે વિભાગ કર્યા ૧૨

તે અંડમા બ્રહ્મા એક સંવત્સરપર્યંત રહ્યા અહીં મનુષ્યગણનાનો સંવત્સર નહિ પણ બ્રહ્માની કાળગણનાપ્રમાણેનો સંવત્સર સમજવો સંવત્સર

પછી બ્રહ્માની કાંઇ પણ શારીરિક ક્રિયાથી નહિ પણ ધ્યાનમાત્રથીજ એટલે "હું આમાંથી બહાર નિકળું" એવી ઇચ્છા થતાંજ તે અંડના બે વિભાગ થયા.

અંડના બે વિભાગોનું શું થયું તે જણાવેછે—

तोभ्यां स शकलाभ्यां च दिवं भूमिं च निर्ममे ॥
मध्ये व्योम दिशश्चाष्टावपां स्थानं च शाश्वतम् १३

બ્રહ્માએ તે બે વિભાગોવડે સ્વર્ગ અને પૃથ્વીનુ નિર્માણ કર્યું, અને તે બન્નેની વચમાં આકાશ, આઠ દિશાઓ અને હમેશ સ્થિતિવાળા સમુદ્ર એઓનુ નિર્માણ કર્યું ૧૩.

તે અંડના ઉપરના વિભાગથી સ્વર્ગ કર્યું અને નીચેના વિભાગથી પૃથ્વી કરી, એ બન્નેની વચમા આકાશ આઠ દિશાઓ, અને સમુદ્ર નામનું જલને રહેવાનુ સ્થિર સ્થાન એઓને કર્યા

આ પ્રમાણે તરત ધ્યાનમાં આવે એવું સૃષ્ટિનું સ્થૂલદર્શન કરાવી હવે મહત્તત્વઆદિના ક્રમથીજ જગત્‌ની રચના થઇ છે એમ દેખાડવામાટે મહત્તત્વવગેરે પદાર્થોની સૃષ્ટિ કહેછે—

उद्बबर्हात्मनश्चैव मनः सदसदात्मकम् ॥
मनसश्चाप्यहंकारमभिमन्तारमीश्वरम् ॥ १४ ॥

બ્રહ્માએ પરમાત્માથીજ સદસદ્રૂપ મનને ઉત્પન્ન કર્યું અને મનથી પહેલાં અભિમાનરૂપ કાર્ય કરનાર સમર્થ અહંકારને ઉત્પન્ન કર્યા ૧૪

અહીં તત્વોની ઉત્પત્તિ પ્રતિલોમ ક્રમથી કહેછે. કારણ- અહંકારની ઉત્પત્તિ પ્રથમ અને મનની ઉત્પત્તિ પછી હોવા છતા મનની ઉત્પત્તિમાટે પ્રથમ લખ્યુ છે. આ મન શ્રુતિસિદ્ધ હોવાથી અને સઘળા ઇંદ્રિયાથી એકસામટું જ્ઞાન થતુ નથી એ હેતુથી સત્ કહેવાયછે અને પ્રત્યક્ષ દેખાતુ નથી તેથી અસત્ પણ કહેવાયછે ત્રણ ગુણોની સામ્યાવસ્થારૂપ પ્રધાનથી મનની ઉત્પત્તિ ન માનવામાટે તેને પરમાત્મામાથીજ ઉત્પન્ન કર્યું એમ જણાવ્યુ છે. एतस्माज्जायते प्राणो मन सर्वेन्द्रियाणि च। खं वायुर्ज्योतिरापश्च पृथ्वी विश्वस्य धारिणी ॥ " પ્રાણ, મન, સઘળા ઇંદ્રિયો, આકાશ, વાયુ, તેજ, જલ અને જગત્‌ને ધારણ કરનારી

પૃથ્વી એ સઘળુ પરમાત્માથી ઉત્પન્ન થાયછે" એ શ્રુતિમા પણ મનની ઉત્પત્તિ પ્રધાનથી નહિ પણ પરમાત્માથીજ કહેલી છે મનની પણ પહેલા અહંકારને ઉત્પન્ન કરેછે, જે અહંકાર હું એવી રીતના અભિમાનકાર્યથી યુક્ત થાયછે અને પોતાનુ કાર્ય કરવામા સમર્થ છે એ અહંકાર નામના તત્વને અવલબીનેજ વિશ્વનો સઘળો ભેદવ્યવહાર ચાલુ થાયછે

**લીધેલા પ્રતિલોમક્રમને અનુસરી હવે અહંકારની પહેલાં કોની ઉત્પત્તિ થઇ તે બતાવેછે તથા પછી પ્રતિલોમ ક્રમ મૂકી અનુલોમ ક્રમને અનુસરી એ પછી શું શું થયું તે પણ જણાવેછે—**

**महान्तमेव चात्मानं सर्वाणि त्रिगुणानि च ॥**
**विषयाणां ग्रहीतॄणि शनैः पञ्चेन्द्रियाणि च ॥१५॥**

અહંકારની પહેલા આત્માને સૃષ્ટિમા સાથ કરનાર મહત્ત્વ ઉત્પન્ન કર્યું આ સઘળા તત્વો ત્રણ ગુણમય છે પછી શબ્દાદિ વિષયોને ગ્રહણ કરનાર પાચ જ્ઞાનેંદ્રિયો તથા પાચ કર્મેદ્રિયોને અનુક્રમે ઉત્પન્ન કર્યા ૧૫

અવ્યાકૃત શક્તિરૂપ પ્રકૃતિથી યુક્ત પરમાત્મામાથી મહત્તત્વને અહંકારની પહેલાજ ઉત્પન્ન કર્યું કે જે મહત્તત્વ સૃષ્ટિકાર્યમા સહાયક થઇને આત્માનો ઉપકાર કરવાને લીધે અથવા આત્માથી ઉત્પન્ન થયેલ હોવાથી આત્મા એ નામથી પણ બોલાવાયછે મહત્તત્વ, અહંકાર અને મન એ સઘળા તત્વો સત્વગુણ, રજોગુણ અને તમોગુણરૂપ ઉપાદાન કારણવાળા છે અર્થાત્ ઓછા વધતા માપવાળા એ ત્રણગુણોની ભેળસેળથીજ તેઓની રચના થઇ છે આ મુખ્ય તત્વો પછી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાચ વિષયો જે તન્માત્રા એવા નામથી પણ ઓળખાયછે તેઓને ગ્રહણ કરનાર શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, જિહ્વા અને ઘ્રાણ એ પાચ જ્ઞાનેંદ્રિયોને ઉત્પન્ન કર્યા અને કર્મેદ્રિયોને પણ ઉત્પન્ન કર્યા તૈત્તિરીય ઉપનિષદ્મા "તે આ આત્મામાથી આકાશ થયો, આકાશથી વાયુ, વાયુથી અગ્નિ અગ્નિથી જળ અને જળથી પૃથ્વી થઇ" એ સૃષ્ટિનો ક્રમ વર્ણવ્યો છે અને અહીં તો મહત્તત્વાદિ ક્રમથી સૃષ્ટિનુ નિરૂપણ કરવામા આવ્યુ તેથી વેદાંતસિદ્ધાંતમા બતાવવામા આવતો સૃષ્ટિક્રમ મનુને માન્ય નહિ હોય એવી શંકા કરવાનેઉ નથી કારણકે પરમાત્માની અવ્યાકૃત શક્તિનુ સૃષ્ટિમા ઉન્મુખપણુ તેજ મહત્તત્વ અને "હુ એક અનેક પ્રકારે થાઉ" એવા પ્રકારના અભિમાનરૂપ ઇક્ષણભાવની સાથે અવ્યાકૃતશક્તિને સંબંધ થયો, તે અહંકારતત્વ અને અહંકારમાથી આકાશાદિ પચમહાભૂતોના સૂક્ષ્મરૂપ

પંચ તન્માત્રાઓ અને તન્માત્રાઓમાંથી પંચમહાભૂતો ઉત્પન્ન થયાં આવી રીતે અહીં તત્ત્વોનાં સૂક્ષ્મરૂપોની સૃષ્ટિ પણ વર્ણવવામાં આવી છે અને ત્યા તત્વોના સ્થૂલરૂપોનીજ સૃષ્ટિમાત્ર વર્ણવેલી છે પ્રથમ સૂક્ષ્મ અને પછી સ્થૂલ એવા ક્રમથીજ કાર્યની ઉત્પત્તિ થતી જોવામા આવેછે તેથી માત્ર સ્થૂલતત્વોની ઉત્પત્તિ વર્ણવવામા આવી હોય તોપણ તેની પહેલા તેના સૂક્ષ્મરૂપભૂત તત્વોની ઉત્પત્તિ હોવીજ જોઇએ એ સિદ્ધ હોવાથી વેદાન્ત સિદ્ધાન્તમા આપેલુ વર્ણન અને મનુના વચનોમા વાસ્તવરીતે કશો વિરોધ નથી

અહંકારમાં ઇંદ્રિયોનો તથા પંચતન્માત્રાઓમાં પંચમહાભૂતોનો સમાવેશ કરવાને લીધે મુખ્ય એ છ તત્વોથી આ સઘળું જગત ઉત્પન્ન કરવામાં આવ્યું એમ જણાવેછે—

तेषां त्ववयवान्सूक्ष्मान् षण्णामप्यमितौजसाम् ॥
सन्निवेश्यात्ममात्रासु सर्वभूतानि निर्ममे ॥ १६ ॥

અત્યન્ત પ્રભાવવાળા એ છ તત્વોના સૂક્ષ્મ અવયવોને તેની પોતાની માત્રાઓમા એટલે વિકારરૂપ કાર્યોમા જોડીને જગત પ્રાણીમાત્રનુ નિર્માણ કરવામા આવ્યુ ૧૬

મુખ્ય તત્વોને ઉત્પન્ન કરનાર એજ પરમાત્માએ, એ છ તત્વોના સૂક્ષ્મ અવયવોની તેઓના વિકારરૂપ કાર્યોમા યોજના કરીને દેવ મનુષ્ય પશુપક્ષી, વૃક્ષ પર્વત વગેરે સઘળા સ્થાવર જંગમ પદાર્થોની રચના કરી ઇંદ્રિયો અહંકારના વિકારરૂપ માન્યાં છે તથા પંચમહાભૂતો તે પંચતન્માત્રાના વિકારરૂપ કાર્યો છે અનંત કાર્યોને બનાવવાને લીધેજ એ છ તત્વોના અવયવોને અત્યંત પ્રભાવવાળા કહ્યા છે અથવા ૧ મહત્તત્વ ૨ અહંકાર, ૩ મન, ૪ તન્માત્રાઓ, ૫ જ્ઞાનેંદ્રિયો અને ૬ કર્મેંદ્રિયો આ પ્રમાણે અત્યંત પ્રભાવવાળા છ તત્વોના સૂક્ષ્મ અવયવોને આત્મમાત્રાઓ એટલે પરમાત્માના અંશરૂપ જીવાત્માઓની સાથે જોડી દેવમનુષ્ય વગેરેનુ નિર્માણ કર્યું એમ પણ આ શ્લોકનો અર્થ કરવામા આવેછે

આ સઘળી રચના શરીરપ્રધાન હોવાથી શરીર શબ્દની વ્યાખ્યા આપેછે—

यन्मूर्त्यवयवाः सूक्ष्मास्तस्येमान्याश्रयन्ति षट् ॥
तस्माच्छरीरमित्याहुस्तस्य मूर्त्तिं मनीषिणः ॥ १७ ॥

તે સપ્રકૃતિક બ્રહ્મની મૂર્તિના અવયવરૂપ એ છ સૂક્ષ્મતત્વો, ભૂતો તથા ઇંદ્રિયોનો આશ્રય કરેછે તેથી તેની મૂર્તિને વિદ્વાનલોકો શરીર એ પ્રમાણે કહેછે. ૧૭.

અહંકાર તથા પંચ તન્માત્રાઓરૂપ છ સૂક્ષ્મ તત્વો જે સપ્રકૃતિક બ્રહ્મની મૂર્તિના અવયવરૂપ છે એટલે પોતે અવયવોરૂપ બની બ્રહ્મની મૂર્તિને સંપાદન કરનારાં છે તેઓ પોતાનાં કાર્યપણાંથી પંચ મહાભૂતો તથા મન, પાંચ જ્ઞાનેંદ્રિયો અને પાચકર્મેંદ્રિયો એઓનો આશ્રય કરતાં હોવાથી શ્રયણાચ્છરીરમ્ એવી વ્યુત્પત્તિ કરી વિદ્વાન્ લોકો એ સપ્રકૃતિક બ્રહ્મની મૂર્તિને શરીર એ પ્રમાણે કહેછે ભૂત અને ઇંદ્રિયો, એ ઉપર જણાવેલાં છ સૂક્ષ્મ તત્વોનાં કાર્યરૂપજ છે કારણ કે અહંકારમાંથી પાચ જ્ઞાનેંદ્રિયો, પાચ કર્મેંદ્રિયો તથા મનની ઉત્પત્તિ થઇ છે, અને પાચ તન્માત્રાઓમાંથી પંચમહાભૂતોની ઉત્પત્તિ થઇ છે

**સપ્રકૃતિક બ્રહ્મની મૂર્તિના અવયવરૂપ તન્માત્રાઓ તથા અહંકારથી તેઓનાં કાર્યરૂપ ભૂત તથા ઇંદ્રિયોનાં ઉપલક્ષણરૂપ મનની ઉત્પત્તિ જણાવેછે—**

## તદાવિશન્તિ ભૂતાનિ મહાન્તિ સહ કર્મભિઃ ॥
## મનશ્ચાવયવૈઃ સૂક્ષ્મૈઃ સર્વભૂતકૃદવ્યયમ્ ॥ ૧૮ ॥

અહંકાર તથા તન્માત્રાઓ જેની મૂર્તિના અવયવો છે તે બ્રહ્મમાંથી કર્મોસહિત મહાભૂતો ઉત્પન્ન થયાં અને સૂક્ષ્મ અવયવોસહિત મન જે સર્વની ઉત્પત્તિ કરનાર તથા અવિનાશિ છે તે ઉત્પન્ન થયું. ૧૮.

પાંચ તન્માત્રાઓ જે બ્રહ્મની મૂર્તિના અવયવરૂપજ છે તેમાંથી આકાશવગેરે મહાભૂતો પોતપોતાનાં કાર્યની સાથે ઉત્પન્ન થાયછે એટલે અવકાશ આપવારૂપ પોતાના કાર્યની સાથે આકાશ, વ્યૂહન એટલે પદાર્થોને ભેળા કરવા જે વિન્યાસ એટલે સ્થાપનરૂપ છે તે પોતાના કાર્યની સાથે વાયુ, પાકરૂપ પોતાના કાર્યની સાથે અગ્નિ, સંગ્રહણ એટલે પિંડરૂપ કરી દેવું તેવા પોતાના કાર્યની સાથે જળ અને ધારણ કરવારૂપ પોતાના કાર્યની સાથે પૃથ્વી ઉત્પન્ન થાયછે તથા અહંકાર જે બ્રહ્મની મૂર્તિના અવયવરૂપ છે તેમાંથી મન જે સર્વની ઉત્પત્તિના નિમિત્તરૂપ તથા અવિનાશિ છે તે પોતાના સૂક્ષ્મ અવયવો એટલે બાહ્ય ઇંદ્રિયોથી ગ્રહણ ન થઇ શકે એવા શુભાશુભ સંકલ્પોની સાથે ઉત્પન્ન થાયછે અહીં એકલું મન કહેલું છે તે સર્વ ઇંદ્રિયોના ઉપલક્ષણરૂપ સમજી લેવું; અર્થાત્ એ અહંકારમાંથી મન તથા ઇંદ્રિયો એ સઘળાં ઉત્પન્ન થયાં એમ જા-

એઓમા પૂર્વ પૂર્વ તત્વના ગુણને ઉત્તર ઉત્તર તત્વ પ્રાપ્ત થાયછે અને એઓમા જે જે પદાર્થ જેટલી સખ્યાવાળો હોય તે તે પદાર્થ તેટલા ગુણવાળો જાણવો ૨૦

એ પચમહાભૂત જેઓની ઉત્પત્તિ આકાશાદિ ક્રમથી છે તથા શબ્દાદિક તેઓના ગુણો છે એમ આગળપર કહેવામા આવશે તેઓમા પ્રથમ પ્રથમના આકાશાદિ તત્વોના શબ્દવગેરે ગુણોને પછી પછીના વાયુવગેરે તત્વો પામેછે અટલે એઓમા જે જે તત્વ, જે જે સખ્યાવાળુ હોય, તે તે તત્વ તેટલા તેટલા ગુણવાળુ સમજવુ જેમકે આકાશ એ પહેલુ તત્વ છે તો તેનો શબ્દ એ એકજ ગુણ છે વાયુ બીજુ તત્વ છે તો તેમા આકાશનો શબ્દગુણ તથા પોતાનો સ્પર્શગુણ એમ બે ગુણો છે તેજ એ ત્રીજુ તત્વ છે તેમા પહેલા બે તત્વોના શબ્દ તથા સ્પર્શ એ બે ગુણો અને પોતાનો રૂપગુણ એમ ત્રણ ગુણો છે. જલ ચોથુ તત્વ છે તેમા તેની પહેલાના તત્વોના શબ્દ સ્પર્શ અને રૂપ એ ત્રણ ગુણો તથા પોતાનો રસગુણ એમ ચાર ગુણો છે તથા પૃથ્વી પાચમુ તત્વ છે તેમા તેની પહેલાના તત્વોના શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ ચાર ગુણો તથા પોતાનો ગધગુણ એમ પાચ ગુણો છે આવીરીતે શબ્દગુણ આકાશ, વાયુ તેજ, જલ અને પૃથ્વી એ પાચે ભૂતોમા સ્પર્શગુણ વાયુ તેજ, જલ અને પૃથ્વી એ ચાર ભૂતોમા રૂપગુણ તેજ, જલ અને પૃથ્વી એ ત્રણભૂતોમા, રસગુણ જલ અને પૃથ્વી એ બે ભૂતોમા તથા ગધગુણ માત્ર પૃથ્વી એ એકજ ભૂતમા સમન્વિત થાયછે મૂળ શ્લોકમા ' પૂર્વપૂર્વ તત્વના ' એ અર્થને કહેનારૂ आद्याद्यस्य એવુ પષ્ઠ્યત પદ છે ત્યા તો કે नित्यवीप्सयोः ।८।१।४। એ સૂત્રપ્રમાણે દ્વિત્વથી आद्यस्य आद्यस्य એમ થવુ જોઇએ પણ સ્મૃતિગ્રથો વેદસમાનવિષયવાળા હોવાથી અહીં વૈદિક-પ્રક્રિયાને અનુસારે सुपां सुलुक् ।७।१। એ સૂત્રથી પ્રથમના आद्य શબ્દની વિભક્તિનો લુક થયો છે તેથી आद्याद्यस्य એ રૂપ ઉપરઉપરથી અશુદ્ધ જણાતા છતા અશુદ્ધ નથી

હવે તે પરમાત્માથી ઉત્પન્ન થયેલાં આ સઘળાં ભૂતવિશેષોનાં જુદાં જુદાં નામ તથા કર્મ વગેરે જોવામાં આવેછે તે ક્યાંથી થયાં એ જણાવેછે—

सर्वेषां तु स नामानि कर्माणि च पृथक् पृथक् ॥
वेदशब्देभ्य एवादौ पृथक् संस्थाश्च निर्ममे ॥२१॥

તે પરમાત્માએ સર્વના નામો, જુદા જુદા કર્મો અને જુદી વ્યવસ્થાઓ સૃષ્ટિના આરંભમા વેદના શબ્દોઉપરથીજ કરેલી છે ૨૧

હિરણ્યગર્ભરૂપ તે પરમાત્મા એટલે બ્રહ્માએ ગોજાતિનું ગો, અશ્વજાતિનું અશ્વ એવી રીતે સર્વેનાં નામો તથા બ્રાહ્મણનાં અધ્યયનવગેરે અને ક્ષત્રિયનાં પ્રજારક્ષણવગેરે એમ સર્વેનાં કર્મો જે જૂદાં જૂદાં પૂર્વેની સૃષ્ટિમાં હતાં તે વ્યવસ્થાથી સૃષ્ટિના આદિમાં વેદશબ્દોથીજ જાણીને રચ્યાં ભગવાન્ વેદવ્યાસે પણ ઉત્તરમીમાંસામાં વેદપૂર્વકજ જગતની સૃષ્ટિ સિદ્ધ કરેલી છે, તેમાં જણાવ્યું છે કે—

शब्द इति चेन्नात प्रभवात्प्रत्यक्षानुमानाभ्याम् ।

દેવતાઓને શરીરવાળા માનવામાં વેદમાં આવતા દેવાદિ શબ્દો શરીરવાળા દેવોને લાગુ પાડવાથી વિરોધ આવેછે કારણકે તેમ માનવાથી વેદ ઉત્પત્તિયુક્ત થઇ જાયછે, આ પ્રમાણે શંકા થતાં સમાધાન કરેછે કે, તે વિરોધ નથી, કેમકે વેદશબ્દથીજ જગતની ઉત્પત્તિ થાયછે પ્રલયના સમયમાં પણ સૂક્ષ્મરૂપે પરમાત્મામાં વેદ રહેલા હોયછે, જેથી કલ્પના આદિમાં પરમાત્માની આદિ મૂર્તિરૂપ બ્રહ્માના મનમાં અવસ્થાંતરને નહિ પામેલા તે વેદ જેમ નિદ્રામાંથી જાગ્રત થયેલને પ્રથમની વાત સ્મૃતિમાં આવેછે તેમ પ્રકટ થાયછે અને તેથી દીવાની પેઠે પ્રકાશ કરનારા તે વેદની સહાયતાથી બ્રહ્મા દેવ, મનુષ્યવગેરે ભેદોથી વિભક્ત આ જગત્ જે તે તે શબ્દોના અર્થરૂપ છે તેને રચેછે. આ બાબત કેમ જણાય એ પ્રશ્નનુ ઉત્તર દેછે કે प्रत्यक्षानुमानाभ्याम् । એટલે પ્રત્યક્ષથી તથા અનુમાનથી અર્થાત્ શ્રુતિથી તથા સ્મૃતિથી જણાયછે શ્રુતિ એ પ્રત્યક્ષ પ્રમાણ છે, કારણકે તે સ્વતંત્ર છે અને સ્મૃતિ એ અનુમાન પ્રમાણ છે, કારણકે તેને અનુમાન કરાતી શ્રુતિની અપેક્ષા રહેછે પ્રત્યક્ષ એટલે શ્રુતિ પણ એમજ કહેછે જેમકે--

एत इति वै प्रजापतिर्देवानसृजतासृग्रमिति मनुष्यानिन्दव इति पितृंस्तिरः पवित्रमिति ग्रहानाशव इति स्तोत्रं विश्वानीति शस्त्रमभिसौभगेत्यन्या. प्रजा' ॥

બ્રહ્માએ एत શબ્દઉપરથી દેવોને સર્જ્યા, असृग्र શબ્દઉપરથી મનુષ્યોને ઉત્પન્ન કર્યા, इन्दव શબ્દઉપરથી પિતૃઓને, तिर. पवित्र શબ્દઉપરથી ગ્રહોને, आशव શબ્દઉપરથી સ્તોત્રને, विश्वानि શબ્દઉપરથી શસ્ત્રને અને अभिसौभग શબ્દઉપરથી બીજી પ્રજાઓને એમ ઉત્પન્ન કર્યા અનુમાન એટલે સ્મૃતિ પણ એમ કહેછે જેમ કે અહીંજ सर्वेषां तु स नामानि એ મનુસ્મૃતિનુંજ વચન આવીજ રીતે બીજાં સ્મૃતિવાક્યો પણ સમજવાં જૂદી જૂદી વ્યવસ્થાઓ કરી એટલે કુંભારે ઘટ બનાવવો, વણકરે પટ બનાવવો ઇત્યાદિ વિભાગથી યોજના કરી, અથવા અમુક કર્મ બ્રાહ્મણેજ કરવાનું છે અને તે અમુક કાળમાંજ કરવાનું છે તથા અમુક ફળમાટે કરવાનું છે એવી વ્યવસ્થા કરી, અથવા વ્યવ-

સ્થાને માટે મૂળ શ્લોકમાં સંસ્થા શબ્દ છે તેનો અર્થ તેણે લોકની સ્થિતિ વગેરેની જૂદી જૂદી મર્યાદાઓ બાંધી, એવો પણ થાયછે.

સોળમા શ્લોકમાં "ભૂતપ્રાણીમાત્રનું નિર્માણ કરવામાં આવ્યું" એમ સામાન્ય રીતે કહી હવે વિરાટ્સૃષ્ટિરૂપે તેનું વિશેષ વિવેચન કરેછે—

**कर्मात्मनां च देवानां सोऽसृजत्प्राणिनां प्रभुः ॥**
**साध्यानां च गणं सूक्ष्मं यज्ञं चैव सनातनम् ॥२२॥**

તે પ્રભુએ પ્રાણિદેવો (ઇંદ્રાદિક) ના સમહને, કર્મ સ્વભાવવાળા અપ્રાણિદેવોના ગણને, સૂક્ષ્મ એવા સાધ્ય દેવોના ગણને તથા સનાતન યજ્ઞને ઉત્પન્ન કર્યો. ૨૨.

ઇંદ્રાદિક દેવતાઓ પ્રાણિદેવ ગણાયછે કર્મ સ્વભાવવાળા એટલે યજ્ઞના કર્મમાં જેઓ દેવતરીકે ગણાયછે તે યક્ષ, ગ્રાવ વગેરે અપ્રાણિદેવ ગણાયછે તથા યજ્ઞમાં હવિષ્‌ના ભાગી નહિ પણ કેવલ સ્તુતિનાજ ભાગી દેવનો ગણ સાધ્ય કહેવાયછે; જે રૂદ્ર, અંગિરસ્ વગેરે દેવતાઓથી સૂક્ષ્મ છે. આ સર્વ દેવસમૂહ તથા કલ્પાતરમાં પણ અનુમાનથી સિદ્ધ થવાને લીધે સનાતન એટલે નિત્ય જ્યોતિષ્ટોમ વગેરે યજ્ઞને તે સમર્થ પ્રજાપતિએ ઉત્પન્ન કર્યો. આ શ્લોકનો અર્થ બીજી રીતે એવો પણ થાયછે કે "કર્મ સ્વભાવવાળા એટલે સગુણ બ્રહ્મની ઉપાસનામા પ્રીતિવાળા અને પુત્ર તથા પશુ વગેરે સ્વર્ગની ઇચ્છાવાળાં હોવાથી કર્મ કરવામાં તત્પર મનુષ્યોને માટે સનાતન યજ્ઞને ઉત્પન્ન કર્યો તથા યજ્ઞની સિદ્ધિને માટે ઇંદ્રાદિ દેવોના તથા સૂક્ષ્મ એવા સાધ્યદેવોના ગણને ઉત્પન્ન કર્યા." કેટલાએક દેવો યજ્ઞ કર્મમાં તથા સ્વરૂપથી પણ ઇતિહાસમાં સંભળાયછે જેમકે ઇંદ્ર, રૂદ્ર તથા વિષ્ણુવગેરે અને કેટલાએક દેવોનું તો કેવળ યજ્ઞમાંજ દેવપણું હોયછે પણ સ્વરૂપથી હોતુ નથી જેવાકે યક્ષ અને ગ્રાવ વગેરે મહાભારતમાં ઇંદ્રાદિ દેવોનું વૃત્રાસુરવગેરેની સાથે યુદ્ધ વગેરે કર્મનું વર્ણન આવેછે તેવી રીતે યક્ષગ્રાવવગેરેનું વર્ણન આવતુ નથી. એટલે ઇંદ્રવગેરે દેવોને પુરૂષજેવા શરીરવાળા અને પ્રાણવાળા ગણેલા છે; પણ યક્ષગ્રાવ વગેરેને તેવા ગણેલા નથી તેથી ઇંદ્રવગેરે પ્રાણિદેવ કહેવાયછે અને યક્ષગ્રાવ વગેરે અપ્રાણિદેવ કહેવાયછે. દેવગણનો આવા પ્રકારનો વિભાગ નિરૂક્તમાં પણ જણાવેલો છે.

યજ્ઞના મૂળરૂપ વેદોની અભિવ્યક્તિ કેમ કરવામાં આવી તે જણાવેછે—

**अग्निवायुरविभ्यस्तु त्रयं ब्रह्म सनातनम् ॥**
**दुदोह यज्ञसिद्ध्यर्थमृग्यजुःसामलक्षणम् ॥ २३ ॥**

બ્રહ્માએ અગ્નિ વાયુ અને સૂર્યમાથી યજ્ઞસિદ્ધિને માટે સનાતન એવા ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એ નામવાળા ત્રણ વેદોનુ દોહન કર્યું ૨૩

બ્રહ્માએ ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એ ત્રણ વેદોને યજ્ઞની સિદ્ધિવાસ્તે અગ્નિ, વાયુ તથા સૂર્યમાથી લીધા વેદને સનાતન એવુ વિશેષણ આપવાથી વેદ અપૌરુષેય છે એ પન મનુને અભીષ્ટ છે એમ સિદ્ધ થાયછે એટલે પૂર્વકલ્પમા જે વેદો હતા તેજ વેદો પરમાત્માની મૂર્તિરૂપ બ્રહ્મા જે સર્વજ્ઞ છે તેની સ્મૃતિમા આરૂઢ થયા અને તેઓનેજ તેણે સૃષ્ટિના આદિમા અગ્નિ, વાયુ અને સૂર્યમાથી લીધા "अग्नेर्ऋग्वेदो वायोर्यजुर्वेद आदित्यात्सामवेद । એટલે અગ્નિથી ઋગ્વેદ, વાયુથી યજુર્વેદ અને સૂર્યથી સામવેદ લીધો' આ શ્રુતિ પણ ઉપરના અર્થનેજ સિદ્ધ કરેછે અહીં दुहि ધાતુ આકર્ષણ અર્થમા છે તેથી વ્યાકરણના નિયમપ્રમાણે અગ્નિ, વાયુ અને રવિને अकथित च ।૧।૪।૫૧॥ એ સૂત્રથી અકથિતકર્મપણુ નહિ પણ અપાદાનપણુજ હોવાથી अग्निवायुरविभ्य એ પ્રમાણે મૂળમા પચમી વિભક્તિ થયેલ છે યજ્ઞની સિદ્ધિમાટે વેદોનુ દોહન કર્યું એમ કહેવાથી જણાવ્યુ છે કે યજ્ઞો વેદત્રયીથીજ કરી શકાયછે સ્તનમા રહેલા દૂધની પેઠે વિદ્યમાન એવાજ વેદોની અભિવ્યક્તિ દેખાડવામાટે આકર્ષણ અર્થ વાચક ગૌણ दुहि ધાતુની અહીં યોજના કરી છે 'ઋગ્વેદના આરભમા અગ્નિ સબધી મત્રો હોવાથી તેની અભિવ્યક્તિ અગ્નિથી જણાવી છે યજુર્વેદના આરભના મત્રમા इष् શબ્દ અન્નનો વાચક છે અને અન્નને અતરિક્ષમા રહેલો વાયુ વર્ષાદાનથી ઉત્પન્ન કરેછે તથા ऊर्ज शબ્દ પ્રાણનો વાચક છે તે પ્રાણ પોતે વાયુરૂપજ છે તેમજ યજ્ઞમા બ્રહ્મા હોતા અને ઉદ્ગાતા એ ત્રણે એકજ ઠેકાણે બેસી રહેનારા હોયછે પણ અધ્વર્યુ જે યજુર્વેદી જ હોયછે તેને કેટલીએ- લેવાદેવાની તથા બેસવાઉઠવાની ક્રિયાઓ કરવી પડેછે અને એમ ઘણા પ્રકારની ક્રિયાની ચેષ્ટાઓ વાયુને લીધે થાયછે તેથી યજુર્વેદની અભિવ્યક્તિ વાયુથી જણાવી છે અને અનધિકારી હોય તેનાથી સામગાયન થતુ નથી માટે સામગાયન ઉત્તમ છે અને સૂર્ય પણ ઉત્તમ સ્થાનમા છે તેથી સામવેદની અભિવ્યક્તિ સૂર્યથી જણાવી છે" આમ પણ કહેવાયછે

આ સઘળી પ્રજાને સૃજવાના આરભમાં કેવો સૃષ્ટિક્રમ લીધો તે જણાવેછે—

कालं कालविभक्तीश्च नक्षत्राणि ग्रहांस्तथा ॥
सरितः सागराञ्शैलान् समानि विषमाणि च ॥२४॥
तपो वाचं रतिं चैव कामं च क्रोधमेव च ॥
सृष्टिं ससर्ज चैवेमां स्रष्टुमिच्छन्निमाः प्रजाः ॥२५॥

આ પ્રજાઓને ઉત્પન્ન કરવાને ઇચ્છતા બ્રહ્માએ કાળને, કાળના અવયવોને, નક્ષત્રોને તેમજ ગ્રહોને, નદીઓને, સમુદ્રોને, સમસ્થાનોને, વિષમસ્થાનોને, તપને, વાણીને, પ્રીતિને, ઇચ્છાને અને ક્રોધને એવી રીતે આ સૃષ્ટિને ઉત્પન્ન કરી ૨૪. ૨૫

આ પ્રજાઓને ઉત્પન્ન કરવાની ઇચ્છા કરતા બ્રહ્માએ તેઓના વિવિધ વ્યવહાર વગેરેના સાધનરૂપ આ બધી સૃષ્ટિ પ્રથમથી કરી એટલે પોતે જે પ્રજાને ઉત્પન્ન કરવા ધારી છે તેના ઉપયોગમાટે તેના વ્યવહારના સાધનોને તેણે પ્રથમ ઉત્પન્ન કર્યા તેમાં પહેલા કાળને ગણેલ છે કારણકે સર્વ વ્યવહારનું સામાન્ય અધિષ્ઠાન કાળજ છે કાળવગર કોઇ પણ વ્યવહાર થવો સભવતોજ નથી એ કાળ વૈશેષિક મતમા દ્રવ્યરૂપ અને બીજાઓના મતમા સૂર્યવગેરેની ગતિઉપરથી જણાતો તથા આવૃત્તિવાળો ગણાયછે માસ, ઋતુ, અયન અને સવત્સર વગેરે કાળના અવયવો છે એવી રીતે કાળ, કાળના અવયવો, કૃત્તિકા તથા રોહિણી આદિ નક્ષત્રો, ચદ્રાદિ ગ્રહો, નદીઓ, સમુદ્રો, પર્વતો, સરખા અને સપાટ પ્રદેશો અને ઉંચાનીચા પ્રદેશો, પ્રાજાપત્યાદિ તપ, વાણી, પ્રીતિ એટલે મનનો સતોષ, કામ એટલે ઇચ્છા-અભિલાષ તથા ક્રોધ એ સર્વને ઉત્પન્ન કર્યા મૂળ શ્લોકમા सृष्टि શબ્દ છે તેનો અર્થ सृज्यते इति सृष्टि એવા વિગ્રહથી 'જે સર્જાય તે' એ પ્રમાણે થાયછે અહીં सृज् ધાતુઉપર કર્મ અર્થમાં क्तिन् થઇ सृष्टि એ શબ્દ થયેલો હોવાથી તેનો એવી રીતે અર્થ થયો છે 'આ સૃષ્ટિને ઉત્પન્ન કરી' એ વાક્યમાટે મૂળમાં सृष्टिं ससर्ज એવો પ્રયોગ છે જે પુનરુક્તજેવો જણાયછે કારણકે सृष्टि એ કર્મ તથા ससर्ज એ ક્રિયાપદ એ બન્નેમા सृज् ધાતુ આવેછે પણ તેવા આવી અગવડ આવે ત્યા 'સઘળા ધાતુઓ करोति એ ક્રિયાપદના મૂળ ધાતુ डुकृञ् નો અર્થ, કરવુ એવો થાયછે એજ અર્થને કહેનારા પણ થાયછે' એ ધન્નો આશ્રય લઇ પરિહાર કરી લેવામા આવેછે અને તેવા પ્રયોગોને ચલાવી લેવામા આવેછે

સુખદુઃખના હેતુભૂત ધર્મ તથા અધર્મનો વિવેક કહેછે—

कर्मणां च विवेकार्थं धर्माधर्मौ व्यवेचयत् ॥
द्वन्द्वैरयोजयच्चेमाः सुखदुःखादिभिः प्रजाः ॥ २६ ॥

કર્મોના વિભાગમાટે ધર્મ તથા અધર્મને જૂદા જૂદા કહ્યા તથા આ સઘળી પ્રજાને સુખદુઃખાદિક દ્વંદ્વોથી (પરસ્પર વિરૂદ્ધ બબ્બે પદાર્થોથી) સંયુક્ત કરી. ૨૬.

યજ્ઞાદિક જે ધર્મ કહેવાયછે તે કર્તવ્ય છે તથા બ્રહ્મહત્યાદિક જે અધર્મ કહેવાયછે તે કરવાયોગ્ય નથી. એમ કરવાયોગ્ય અને ન કરવાયોગ્ય કામો જૂદાં જૂદાં જણાઇ આવે એટલામાટે ધર્મ અને અધર્મનું વિવેચન કર્યું અર્થાત્ તેને એકબીજાથી ભિન્નરૂપે જણાવ્યા. ધર્મનું ફળ સુખ છે અને અધર્મનું ફળ દુઃખ છે. જેથી ધર્મનું સેવન કરનાર સુખથી જોડાયછે અને અધર્મનો આશ્રય કરનાર દુઃખથી જોડાયછે. એવીજ રીતે જય તથા પરાજય અને લાભ તથા અલાભ આદિ દ્વંદ્વધર્મોથી આ સઘળી પ્રજા ધર્માધર્મના કારણથી જોડાયેલી છે.

આ સૃષ્ટિ, તત્વની અપેક્ષા રાખ્યાસિવાય પણ કદી થતી હશે કે કેમ? એવી શંકાને દૂર કરવામાટે સિદ્ધાંત જણાવેછે—

अण्व्यो मात्रा विनाशिन्यो दशार्धानां तु याः स्मृताः॥
ताभिः सार्द्धमिदं सर्वं संभवत्यनुपूर्वशः ॥ २७ ॥

પાંચ મહાભૂતોની સૂક્ષ્મ અને પરિણામ પામનારી જે માત્રાઓ કહેલી છે તેઓની સાથે આ સમગ્ર જગત્ અનુક્રમથી થાયછે. ૨૭

પાંચ મહાભૂતોની જે સુક્ષ્મ પાચ તન્માત્રાઓ પાચ મહાભૂતરૂપે પરિણામ પામનારી છે તેની સાથે આ સઘળુ એટલે અગાઉ કહેવાઇ ગયેલ તથા હવે પછી પણ કહેવાશે એવું જગત્ અનુક્રમથી એટલે સૂક્ષ્મથી સ્થૂલ અને સ્થૂલથી અતિસ્થૂલ એ પ્રમાણે ઉત્પન્ન થાયછે.

જેના વિભાગમાટે ધર્મ તથા અધર્મનું વિવેચન કરવામાં આવ્યું છે તે કર્મોજ આ સંસાર પ્રવાહનું મૂળ છે અને આદિથી અંતસુધી પ્રાણીને તે લાગેલાંજ રહેછે એમ બતાવેછે—

यं तु कर्मणि यस्मिन्स न्ययुङ्क्त प्रथमं प्रभुः ।
स तदेव स्वयं भेजे सृज्यमानः पुनःपुनः ॥ २८

તે પરમાત્માએ જે પ્રાણીને જે કર્મમા સૃષ્ટિના આદિમા જોડયો તે પ્રાણી વાર વાર ઉત્પન્ન થતો પોતાની મેળેજ તે કર્મને કરતો હતો ૨૮

તે પ્રજાપતિએ જે જાતિવિશેષને એટલે વાઘવગેરે પ્રાણિજાતિને જે ચામા એટલે મૃગને મારવાવગેર કર્મમા સૃષ્ટિના આદિમા જોડેલી હતી જાતિવિશેષ વારવાર ઉત્પત્તિને પામી પોતાના કર્મના વશ્યપણાથી તે હિ તેજ કરતો હતો આથી એમ જણાવ્યુ કે પ્રાણીઓના કર્મપ્રમાણે ઉત્તમ મ મજાતિની ઉત્પત્તિ બ્રહ્માએ કરી છે પણ રાગદ્વેષથી નથી કરી આગળપર કહેશે કે બ્રહ્માએ તપોયોગથી કર્મપ્રમાણે સ્થાવર જગમ ઉત્પન્ન યુ કે બ્રહ્મા સૃષ્ટિમા પોતાની ઇચ્છાપ્રમાણે સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરી શકે છે છ તોપણ તે જીવની સૃષ્ટિમા થયેના કર્મોની અપેક્ષા રાખ્યાવગર પ્રાણીઓ સૃષ્ટિ કરતા નથી એટલે પૂર્વકલ્પમા જેણે જેવુ કર્મ કરેલુ હોય તે કર્મપ્રમા પ્રાપ્ત થવા યોગ્ય જાતિમા તેને જન્મ આપેછે શુભ કર્મો કર્યા હોય તો સુ ળવાનો ભોગ લઇ શકાય એવી દેવજાતિ કે મનુષ્યજાતિમા જન્મ દેછે અ અશુભ કર્મો કર્યા હોય તો પશુપક્ષીઓનો કે પ્રેતવગેરેનો અવતાર આપે જેમ સૃષ્ટિના આદિમા પ્રકૃતિમા રહેલા ભૂતો ઇન્દ્રિયો અને ગુણો ઉત્પન્ન થાયછે તેમ પ્રલયાવસ્થામા પ્રકૃતિમા રહેલા કર્મો પણ સૃષ્ટિના આરંભમા ફરી ઉત્પન્ન થાયછે એટલે તેઓ પોતપોતાના કર્મના શેષભાગ ભોગવવા પડે પ્રજાપતિ માત્ર તે તે કર્મશેષની સાથે તેનો તેનો સબંધ જોડી આપેછે અ પછી તે પ્રાણી પોતાને મળેલા અવતારમા પૂર્વના કર્મફળો ભોગવવાની સા જેવા જેવા નવા કર્મ કરેછે તેવા તેવા તેના ફળને ભોગવવા યોગ્ય જાતિમ અવતાર લેછે જેમ કોઇ મનુષ્યઆદિના અવતારમાથી સિંહવગેરે હિંસ્ર જા તિમા જાયછે અને કોઇ સિંહવગેરે હિંસ્રજાતિમાથી છૂટીને મનુષ્યવગે પ્રશસ્ત જન્મને પણ પામેછે અને તે તે જાતિમા પૂર્વજાતિનુ તેને વિસ્મરણ થઇ પ્રાપ્ત થયેલી જાતિનો સ્વભાવ લાગુ પડેછે તથા કર્મ પણ તે જાતિને માટે જેવા નિર્માણ થયા હોય તેવા કરવાનુ સૂઝેછે

આ બાબતનુજ વિશેષ વિવેચન કરેછે—

हिंस्राहिंस्रे मृदुक्रूरे धर्माधर्मावृतानृते ॥
यद्यस्य सोऽदधात्सर्गे तत्तस्य स्वयमाविशत् ॥२९॥

હિંસાત્મક કર્મ, અહિંસાત્મક કર્મ, મૃદુ કર્મ, ક્રૂર કર્મ, ધર્મ, અધર્મ, સત્ય અને અસત્ય એઓમાં જે કર્મ જેને સૃષ્ટિના આરંભમાં બ્રહ્માએ તેના કર્મપ્રમાણે આપ્યું હતું તે કર્મ તે પ્રાણીને પોતાની મેળેજ પ્રાપ્ત થાયછે ૨૯

હાથીને મારવાનગેરે સિંહાદિકનું હિંસાત્મક કર્મ છે, મૃગવગેરેનું અહિંસાત્મક કર્મ છે, બ્રાહ્મણવગેરેનું દયાપ્રધાન મૃદુ કર્મ છે, ક્ષત્રિયવગેરેનું યુદ્ધઆદિ ક્રૂર કર્મ છે, બ્રહ્મચારીએ ગુરુની સેવાવગેરે ધર્મ છે, બ્રહ્મચારીએ માંસમૈથુન સેવવું વગેરે અધર્મ છે, દેવતાઓમાં રહેલું ઘણે ભાગે સત્ય હોયછે અને મનુષ્યમાં રહેલું ઘણે ભાગે અસત્ય હોયછે શ્રુતિ પણ કહેછે કે "सत्यवाचो देवा अनृतवाचो मनुष्या । દેવતાઓ સત્યવાણીવાળા હોયછે અને મનુષ્યો અસત્ય વાણીવાળા હોયછે" આ સર્વમાં જે કર્મ પ્રજાપતિએ સૃષ્ટિના આદિમાં તેના પૂર્વકર્મને અનુસરી જે જાતિને આપ્યું તે કર્મ તે સૃષ્ટિના ઉત્તર કાળમાં તે જાતિમાં ગયેલો પ્રાણી પોતાની મેળેજ અનુસરેછે અર્થાત્ કોઇના પણ ઉપદેશવગરજ તે તે જાતિનો ધર્મ તેનામાં દાખલ થાયછે

એ વિષયમાં દૃષ્ટાંત કહેછે—

## यथर्तुलिङ्गान्यृतवः स्वयमेवर्त्तुपर्यये ॥
## स्वानि स्वान्यभिपद्यन्ते तथा कर्माणि देहिनः ॥३०॥

જેમ ઋતુઓ પોતપોતાના ચિહ્નને ઋતુ બદલવાના સમયમાં પોતાની મેળેજ પ્રાપ્ત થાયછે તેમ પ્રાણીઓ પણ કર્મને પ્રાપ્ત થાયછે ૩૦

જેમ વસંતાદિ ઋતુઓ આંબાને મોર આવવાવગેરે પોતપોતાના ચિન્હોને પ્રથમની ઋતુ ઉતરી જવા પછી પોતાના કાર્યના અવસરમાં પોતાની મેળેજ પ્રાપ્ત થાયછે તેમ પ્રાણીઓ પણ પોતપોતાની જાતિના કર્મોને પોતાની મેળેજ અનુસરેછે ઋતુઓરૂપ ચેતનવગરના પદાર્થો પણ જેમ ઇશ્વરે બાંધેલી મર્યાદાથી વર્તેછે તેમ ચેતન પદાર્થો પણ પુરૂષકૃત કર્મની સહાયતાથી ઇશ્વરે બાંધેલી મર્યાદાનું ઉલ્લંઘન કરતા નથી એટલે જેઓ જે જાતિમાં થયેલ હોય તેઓ તે જાતિને અનુકૂળ કર્મ કરેછે, ઇચ્છા થાય તોપણ ઘણે ભાગે તેઓ તેથી બીજી રીતે વર્તી શકતા નથી ઉપર જણાવ્યું છે તે પ્રમાણે વસંતવગેરે ઋતુઓ પત્ર, પુષ્પ, ફળ, શીત અને ઉષ્ણતાવગેરે પોતપોતાના ચિન્હોને પોતાની મેળેજ ધારણ કરેછે તેમાં પુરૂષપ્રયત્નની અપેક્ષા રાખતા નથી. એવો કોઇપણ પદાર્થ નથી કે જે કર્મની અપેક્ષા ન રાખે જેમ વર્ષા ઋતુનો સ્વભાવ છે કે વરસાદ લાવવો. રાજાનો અથવા દેશનો કોઇ મોટો દોષ હોય તો વર્ષાવૃષ્ટિનો અટકાવ

થાય આ બન્ને દાખલાઉપરથી જણાયછે કે, દૈવશક્તિને કોઇપણ પ્રકારથી ખસેડી શકાય તેમ નથી.

હવે વેદવગેરેમાં અધિકારને માટે જન્મના સ્થાનને લીધે પ્રાપ્ત થતી તે તે વર્ણની ચડતી ઉતરતી સ્થિતિ બતાવેછે—

लोकानां तु विवृद्ध्यर्थं मुखबाहूरुपादतः ॥
ब्राह्मणं क्षत्रियं वैश्यं शूद्रं च निरवर्त्तयत् ॥ ३१ ॥

તે બ્રહ્માએ લોકોની વૃદ્ધિને માટે મુખમાંથી બાહુમાંથી, સાથળમાંથી અને પગમાંથી બ્રાહ્મણને, ક્ષત્રિયને, વૈશ્યને અને શૂદ્રને ઉત્પન્ન કર્યા ૩૧

પૃથ્વીવગેરે લોકોની અભિવૃદ્ધિમાટે મુખથી બ્રાહ્મણને, બાહુથી ક્ષત્રિયને, સાથળથી વૈશ્યને અને પગથી શૂદ્રને ઉત્પન્ન કર્યા બ્રાહ્મણવગેરે ચારે વર્ણો હોય તોજ ત્રણે લોકોની વૃદ્ધિ થાયછે કેમકે બ્રાહ્મણવગેરે લોકોએ કરેલા યજ્ઞાદિ કર્મોને આધારે દેવોનું જીવન છે માટે તેઓએ કરેલુ કર્મ બન્ને લોકોને વૃદ્ધિ પમાડેછે પુરૂષના કર્મથી પ્રેરણા પામેલા દેવો आदित्याज्जायते वृष्टिः । એ ન્યાયથી યજ્ઞદ્વારા પૂજિત થઇ વૃષ્ટિવગેરેથી લોકોની વૃદ્ધિ કરેછે વર્તમાનસમયમાં તો સર્વ લોકોની ઉત્પત્તિ મૈથુનદ્વારા તત્ત્વોથી થાયછે એમ જોવામાં આવેછે માટે પરમાર્થથી વિચાર કરતા આ વાક્ય વર્ણોના ઉત્તમ અધમપણાને જણાવવામાટે સ્તુતિરૂપ હોય એમ જણાયછે. એટલે સર્વ પ્રાણીઓમાં પ્રજાપતિ શ્રેષ્ઠ છે અને પ્રજાપતિના અંગોમાં પણ મુખ શ્રેષ્ઠ છે તેમ બ્રાહ્મણ પણ સર્વમાં શ્રેષ્ઠ છે માટે ઉત્તમતારૂપ સાદૃશ્યથી બ્રહ્માના મુખમાથી બ્રાહ્મણ થયા એમ કહેવાયછે અથવા મુખથી બની શકે એવા અધ્યાપનવગેરે કર્મોના આધિક્યથી બ્રાહ્મણ મુખથી ઉત્પન્ન થયા એમ પણ કહેવાયછે તે પ્રમાણે ક્ષત્રિયનુ પણ બાહુથી કરવામા આવતુ યુદ્ધરૂપ કર્મ હોવાથી, વૈશ્યનું સાથળના બળથી કરવામાં આવતુ પશુઓનું રક્ષણ ચરતી ગાયોની પાછળ ફરવું અને વ્યાપારમાટે જળમાર્ગમા તથા સ્થળમાર્ગમા જવુ ઇત્યાદિ કર્મ હોવાથી અને શૂદ્રનુ સેવાવગેરે પગનું કર્મ હોવાથી તેઓની તે તે અંગોથી ઉત્પત્તિ કહેલી છે

ઉપર પ્રમાણે સૃષ્ટિનો સામાન્ય ક્રમ કહી હવે મન્વાદિદ્વારા મિથુનીભાવથી ઉત્પત્તિને પામેલી આ સૃષ્ટિનો ક્રમ કહી બતાવેછે—

द्विधा कृत्वाऽऽत्मनो देहमर्द्धेन पुरुषोऽभवत् ॥
अर्द्धेन नारी तस्यां स विराजमसृजत्प्रभुः ॥ ३२ ॥

બ્રહ્મા પોતાના દેહના બે વિભાગ કરીને અર્ધ ભાગથી પુરૂષ અને અર્ધ ભાગથી સ્ત્રી થયા અને તે સ્ત્રીમાં તે પ્રભુએ વિરાટ્ પુરૂષને ઉત્પન્ન કર્યો. ૩૨.

બ્રહ્માએ પોતાના દેહના બે વિભાગ કરીને અર્ધ ભાગથી પુરૂષનું રૂપ અને અર્ધ ભાગથી સ્ત્રીનું રૂપ લીધું અને તેમાં મૈથુનધર્મથી વિરાટ્ નામના પુરૂષને ઉત્પન્ન કર્યો. શ્રુતિ પણ કહેછે કે "ततो विराडजायत—તેથી વિરાટ્ પુરૂષ ઉત્પન્ન થયો"

એ વિરાટ્ પુરૂષે શું કર્યું તે જણાવેછે—

**तपस्तप्त्वासृजद्यं तु स स्वयं पुरुषो विराट् ॥**
**तं मां वित्तास्य सर्वस्य स्रष्टारं द्विजसत्तमाः ॥ ३३ ॥**

તે વિરાટ્ પુરૂષે તપશ્ચર્યા કરીને જે પુરૂષને ઉત્પન્ન કર્યો તે હે ઉત્તમ બ્રાહ્મણો ! હું છું એમ જાણો કે જે હું આ સમગ્ર જગતનો સ્રજનાર છું. ૩૩.

તે વિરાટ્ પુરૂષે તપ કરીને જે પુરૂષને ઉત્પન્ન કર્યો તે હું એટલે મનુ છું, આમ કહી મનુએ તે બ્રાહ્મણોને પોતાના જન્મનો ઉત્કર્ષ બતાવ્યો છે, અને હું આ સમગ્ર જગતનો સ્રજનાર છું એમ કહી પોતાના સામર્થ્યનું આધિક્ય કહેલું છે, કારણ કે જન્મના ઉત્કર્ષવાળા અને સામર્થ્યના આધિક્યવાળા પુરૂષઉપર જ સર્વ કોઇને વિશ્વાસ આવેછે અને તેવો પુરૂષ જ બીજાઓને ઉપદેશ આપવાને યોગ્ય છે

"હું આ સમગ્ર જગતનો સ્રજનાર છું" એમ જે પોતે કહેલું છે તે વાતને વધારે સ્પષ્ટ કરેછે—

**अहं प्रजाः सिसृक्षुस्तु तपस्तप्त्वा सुदुश्चरम् ॥**
**पतीन्प्रजानामसृजं महर्षीनादितो दश ॥ ३४ ॥**
**मरीचिमत्र्यङ्गिरसौ पुलस्त्यं पुलहं क्रतुम् ॥**
**प्रचेतसं वसिष्ठं च भृगुं नारदमेव च ॥ ३५ ॥**

હું કે જે પ્રજાને સ્રજવાની ઇચ્છા ધરાવતો હતો તેણે, મોહોટા પરિશ્રમથી થઇ શકે એવું તપ કરી આરંભમાં મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, પ્રચેતા, વસિષ્ઠ ભૃગુ અને નારદ એ દશ મહર્ષિ પ્રજાપતિઓને સ્રજ્યા. ૩૪, ૩૫

સર્વે મોટામોટા કાર્યોની સિદ્ધિ તપવડે જ થઇ શકેછે સૃષ્ટિરૂપ અસાધારણ કાર્યની સિદ્ધિમાટે તપશ્ચર્યા પણ અસાધારણ જ હોવી જોઇએ એ દેખાડવામાં મોટામોટા પરિશ્રમથી થઇ શકે એવું તપ કર્યું એમ જણાવ્યુ છે એવા તપને પરિણામે મનુ એવા દશ મહર્ષિઓને ઉત્પન્ન કરી શકયા કે જેઓએ મનુના જેવું જ સામર્થ્ય પ્રાપ્ત કર્યું અને તેથી જ તેઓ પ્રજાને સરજનારા થઇ પ્રજાપતિ કહેવાયા મનુએ અસાધારણ તપશ્ચર્યા કરી એવા સામર્થ્યવાન મહર્ષિઓને ઉત્પન્ન કર્યા કે જેઓએ વિશેષ સૃષ્ટિરચના કરવાનું મનુનું કામ પોતે જ ઉપાડી લીધુ અને તેથી મનુએ માત્ર આ દશ મહર્ષિઓને ઉત્પન્ન કર્યા છતા તેને સમગ્ર જગતના સરજનાર કહેવ છે તે પણ યોગ્ય જ છે

એ મહર્ષિઓએ કરેલી સૃષ્ટિ કહી બતાવેછે—

एते मनूंस्तु सप्तान्यानसृजन्भूरितेजसः ॥
देवान्देवनिकायांश्च महर्षींश्चामितौजसः ॥ ३६ ॥
यक्षरक्षःपिशाचांश्च गन्धर्वाप्सरसोसुरान् ॥
नागान्सर्पान्सुपर्णांश्च पितॄणां च पृथग्गणान् ॥३७॥
विद्युतोशनिमेघांश्च रोहितेन्द्रधनूंषि च ॥
उल्कानिर्घातकेतूंश्च ज्योतींष्युच्चावचानि च ॥३८॥
किन्नरान्वानरान्मत्स्यान्विविधांश्च विहङ्गमान् ॥
पशून्मृगान्मनुष्यांश्च व्यालांश्चोभयतोदतः ॥ ३९ ॥
कृमिकीटपतङ्गांश्च यूकामक्षिकमत्कुणम् ॥
सर्वं च दंशमशकं स्थावरं च पृथग्विधम् ॥ ४० ॥

એ દશ પ્રજાપતિઓએ અપરિમિત તેજવાળા બીજા સાત મનુઓને, દેવોને, દેવોને રહેવાના સ્થાનોને મોટી શક્તિવાળા મહર્ષિઓને, યક્ષોને, રાક્ષસોને પિશાચોને ગંધર્વોને અપ્સરાઓને, અસુરોને, નાગોને, સર્પોને,

રૂદ્રોને, પિતૃઓના જૂદા જૂદા ગણોને, વીજળીઓને, અશનિને, મેઘોને, કડાકાર જ્નેને, ઇંદ્રધનુષને, ઉલ્કાને, નિર્ઘાતને, કેતુઓને, નાનામોહોટા પ્રકાશોને, કિન્નરોને, વાનરોને, મચ્છોને, અનેક પ્રકારનાં પક્ષીઓને, પશુઓને, મૃગોને, મનુષ્યોને, ઉપર તથા નીચે દાંતવાળાં સિંહાદિક પશુઓને, કૃમિઓને, કીટોને, પતંગોને, જૂઓને, માંખીઓને, માંકડોને, સઘળી જાતનાં ડાંસોને તથા મસલાંઓને અને જૂદા જૂદા પ્રકારનાં સ્થાવરને ઉત્પન્ન કર્યા. ૩૬, ૩૭, ૩૮, ૩૯, ૪૦.

મરીચિવગેરે દશ પ્રજાપતિઓએ મહા તેજસ્વી બીજા સાત મનુઓને, કેટલાએક દેવોને તથા દેવોને રહેવાનાં સ્વર્ગાદિક સ્થાનોને અને મહર્ષિઓને ઉત્પન્ન કર્યા. આ શ્લોકમાં આવેલો મનુ શબ્દ તે તે અધિકારપર આવનારા પુરૂષને કહેનારો છે. ચૌદ મન્વંતરોમા જેનો જે સમયે સૃષ્ટિવગેરેનો અધિકાર હોય તે, એ મન્વંતરમાં સ્વાયંભુવ, સ્વારોચિષ વગેરે નામોથી મનુ એમ કહેવાયછે. કુબેર અને તેના અનુચરો યક્ષ કહેવાયછે, રાવણવગેરે રાક્ષસો કહેવાયછે, યક્ષ તથા રાક્ષસોકરતાં પણ અતિ નીચ ક્રૂર જાતિના પિશાચો કહેવાયછે કે જેઓ નિર્જલ પ્રદેશમા નિવાસ કરનારા મનાયછે દેવોના અનુચર તથા ગીત નૃત્ય કરનારા ચિત્રરથવગેરે ગંધર્વો કહેવાયછે દેવોની ગણિકાઓ -મા, ઉર્વશીવગેરે અપ્સરાઓ કહેવાયછે વૃત્ર, વિરોચન, હિરણ્યાક્ષવગેરે દેવ શત્રુઓ અસુર કહેવાયછે વાસુકિ તથા તક્ષકવગેરે નાગો કહેવાયછે નાગોથી ઉતરતી જાતિના અલગર્દાદિક સર્પો કહેવાયછે ગરૂડવગેરે પક્ષિવિશેષ સુપર્ણ કહેવાયછે તથા પોતાના સ્થાનમા દેવોની પેઠે વર્તનારા સોમપા અને આજ્યપા વગેરે પિતૃઓ કહેવાયછે વાદળાઓમા અચાનક પ્રકાશ પામતુ લાંબા આકારવાળુ તેજ વિદ્યુત્ એટલે વીજળી કહેવાયછે વાદળાઓમાથી જે નિકળતું જે તેજ વૃક્ષોવગેરેઉપર પડી તેનો નાશ કરેછે તે અશનિ કહેવાયછે મેઘો પ્રસિદ્ધ છે કડાકાર તેજ આકાશમા અનેક વર્ણવાળુ દેખાયછે, એજ તેજ જ્યારે વાંકું થઇ જાયછે ત્યારે ઇંદ્રધનુષ કહેવાયછે સંધ્યાવખતે તથા પ્રદોષવખતે ઉત્પાતસૂચક જે તેજ દિશાઓમા ફેલાયછે તે ઉલ્કા કહેવાયછે પૃથ્વીમા તથા અંતરિક્ષમાં જે ઉત્પાતસૂચક શબ્દ થાયછે તે નિર્ઘાત કહેવાય છે. અશુભની ચેતવણી આપનારા આકાશમાં દેખાતા શિખાવાળા તેજ કેતુ કહેવાયછે બીજા નાનામોટા પ્રકાશો એટલે અગસ્ત્ય, ધ્રુવ અને અરૂંધતી વગેરેના નાનામોટા તારાઓ વગેરે સમજવા ઘોડાજેવા મુખવાળી હિમાલયવગેરે પ્રદેશોમાં ફરનારી દેવજાતિ કિન્નર કહેવાયછે તથા વાનરોવગેરે આદીનાં પ્રસિદ્ધ છે. કૃમિ કાંઇ નાનાં હોયછે અને કીટ તેનાકરતા કાંઇ મોટા હોયછે અને વૃક્ષ,તથા પર્વત વગેરે સ્થાવર કહેવાયછે

આ પ્રમાણે સૃષ્ટિરૂપ અસાધારણ કાર્યની નિર્વિઘ્ન સિદ્ધિ એ વડિલની આજ્ઞા પાળવાનું તથા તપોબળનું જ ફળ છે એમ સૂચવેછે—

**एवमेतैरिदं सर्वं मन्नियोगान्महात्मभिः ॥**
**यथाकर्म तपोयोगात्सृष्टं स्थावरजङ्गमम् ॥ ४१ ॥**

એ પ્રમાણે એ મરીચિવગેરે મહાત્માઓએ મારી આજ્ઞાથી તપોયોગના બળવડે સર્વના કર્મને અનુસાર આ સઘળું સ્થાવર જંગમ જગત્ ઉત્પન્ન કર્યું. ૪૧

એ પ્રમાણે એટલે ઉપર કહેલા પ્રકારથી મરીચિવગેરે મહર્ષિઓએ આ સર્વ સ્થાવર જંગમ ઉત્પન્ન કર્યું. કાંઇ પણ પ્રકારના નિયમવગર જેમ મનમાં આવ્યું તેમ ઉત્પત્તિ કરી દીધી એમ ન સમજવું. કારણ કે જગતના અવાંતર કાર્યો પણ નિયમની પ્રણાલીવગર સારી રીતે સિદ્ધ થઇ શકતા નથી તો પછી જગતની ઉત્પત્તિરૂપ મહાકાર્ય તો નિયમની પ્રણાલીવગર કેમ જ સિદ્ધ થાય? એ બતાવવામાટે કહ્યું - સર્વના કર્મને અનુસાર આ સઘળું ઉત્પન્ન કર્યું. કર્મને અનાદિ માનવામાં આવેછે અને તેથી અગાઉથી જેના જેના જેવા જેવા કર્મો હતા તે પ્રમાણે ચઢતી ઉતરતી કક્ષાથી તેઓની ઉત્પત્તિ કરવામાં આવી. આવી સુવ્યવસ્થાથી સૃષ્ટિનું સામર્થ્ય તપોયોગના બળવડે જ એ મહર્ષિઓમાં આવ્યાનું સૂચવ્યું છે અને તપ સ્વરૂપ ખરૂં સાધન હાથ કરવાનો નિશ્ચય થવો એ વડિલની આજ્ઞા પાળવાનું પરિણામ જણાવ્યું છે. જેઓ ગુરૂજનની આજ્ઞાપર ધ્યાન નથી આપતા તેઓની બુદ્ધિ કાર્યસિદ્ધિના સત્ય સાધનોતરફ નહિ વળતાં સાધનજેવા જણાતા અસાધનોમાં જ ગોથાં ખાવા કરેછે એ પ્રત્યક્ષ છે.

ઉપરના શ્લોકમાં જણાવ્યું કે "સર્વનાં કર્મને અનુસાર આ સઘળું સ્થાવર જંગમ જગત ઉત્પન્ન કર્યું," તો હવે તેની ઉત્પત્તિનો ક્રમ બતાવવાની પ્રતિજ્ઞા કરેછે અને કર્મસંબંધે અગાઉ થોડું કહેલું છે. તેનું સ્મરણ આપેછે—

**येषां तु यादृशं कर्म भूतानामिह कीर्त्तितम् ॥**
**तत्तथा वोभिधास्यामि क्रमयोगं च जन्मनि ॥४२॥**

આ સમાજમાં જે જનપ્રાણીઓનું જેવું કર્મ પૂર્વાચાર્યોએ કહેલું છે તે તેવી રીતે હું તમોને કહીશ, તેમજ તેઓના જન્મમાં ક્રમનો યોગ પણ કહીશ ૪૨

પહેલાના આચાર્યોતરફથી પ્રાણીમાત્રની ઉત્પત્તિ સ્થિતિ વગેરેના સાર સ્વરૂપ ક્રમ જે કહેવામાં આવેલું છે તે તેમજ હું તમોને કહીશ તે કર્મને અનુસાર જ તેઓને સારો માઠો જન્મ મળેછે અને તેઓ ની માઠી સ્થિતિ બોલાયછે તથા બીજા પણ સારા માઠા નવા કર્મોમાં જોડાય છે માઠી નાની જાતિમાં જન્મ મળવાથી પણ તેના કર્મોવિષે ખાત્રી થાય તેથી જન્માદિ ક્રમનો યોગ એટલે જરાયુજાદિ જન્મનો ભેદ કહેવાની પણ પ્રતિજ્ઞા કરી છે

પ્રતિજ્ઞાપ્રમાણે જરાયુજવગેરે જન્મના ભેદ કહેછે—

**पशवश्च मृगाश्चैव व्यालाश्चोभयतोदतः ॥**
**रक्षांसि च पिशाचाश्च मनुष्याश्च जरायुजाः ॥४३॥**

પશુઓ મૃગો બંનતરફ દાંતવાળા સિંહાદિક રાક્ષસો પિશાચો અને મનુષ્યો એઓ જરાયુજ છે ૪૩

જરાયુ એટલે ગર્ભ ઉપર વીંટાયેલું સૂક્ષ્મ ચર્મપટ તેમાં પશુઓવગેરે ઉત્પન્ન થાયછે અને પાછળથી તે ચર્મ ઉપરથી છુટા પડી જન્મ પામેછે તેથી જરાયુજ કહેવાયછે

અંડજ પ્રાણીઓની ઓળખાણ આપેછે—

**अण्डजाः पक्षिणः सर्पा नक्रा मत्स्याश्च कच्छपाः ॥**
**यानि चैवं प्रकाराणि स्थलजान्यौदकानि च ॥४४॥**

પક્ષીઓ સર્પો મગરમચ્છો માછલાં કાચબાઓ અને સ્થલઉપર ઉત્પન્ન થનારા તથા જળમાં ઉત્પન્ન થનારા બીજા પણ જે એવા પ્રકારના પ્રાણીઓ હોય તે અંડજ કહેવાયછે ૪૪

પ્રથમ જેઓ ઇંડામાં થાયછે અને પછી જન્મ પામેછે તે અંડજ કહેવાયછે પક્ષીઓ સ્થળઉપર ઉત્પન્ન થયેલ અંડજ છે અને મત્સ્યો તથા મગરમત્સ્યો વગેરે જળમાં ઉત્પન્ન થતા અંડજ છે

સ્વેદજ પ્રાણીઓ ગણાવેછે—

स्वेदजं दंशमशकं यूकामक्षिकमत्कुणम् ॥
ऊष्मणश्चोपजायन्ते यच्चान्यत्किञ्चिदीदृशम् ॥४५॥

ડાંસો, મચ્છરો, જૂઓ, માખીઓ અને માકણ એઓ સ્વેદજ કહેવાયછે અને જેઓ એના જેવા બીજા પ્રાણી હોયછે તે પણ સ્વેદના હેતુરૂપ તાપથી થાયછે. ૪૫

પૃથ્વીમાંથી થતાં દ્રવ્યોને અગ્નિના તથા સૂર્યના તાપથી થતો ક્લેદ તે સ્વેદ એટલે પરસેવો કહેવાયછે. તેમાંથી થતા ડાંસ અને મસલા વગેરે સ્વેદજ કહેવાયછે. વળી પરસેવાના કારણરૂપ તાપથી પણ ડાંસજેવા બીજા તથા ભમરી વગેરે જે પ્રાણીઓ થાયછે તે પણ સ્વેદજ કહેવાયછે.

ઉદ્ભિજ્જ પદાર્થો ઓળખાવેછે—

उद्भिज्जाः स्थावराः सर्वे बीजकाण्डप्ररोहिणः ॥
ओषध्यः फलपाकान्ता बहुपुष्पफलोपगाः ॥ ४६ ॥

સઘળાં સ્થાવર કે જેઓ બીજ તથા શાખાઓથી ઉત્પન્ન થાયછે તેઓ ઉદ્ભિજ્જ છે. ફળ પાકતાં સુધી રહે તે ઓષધિ કહેવાયછે; જે ઘણાં પુષ્પો તથા ફળોથી સંયુક્ત હોયછે. ૪૬

બીજને તથા પૃથ્વીને ભેદીને ઉંચી ગતિ કરે તે ઉદ્ભિજ્જ કહેવાયછે, જેમાં કેટલાએક બીજથી થાયછે અને કેટલાએક શાખાઓથી થાયછે એટલે શાખાઓ વાવેલી હોયછે તે વૃક્ષપણાને પામે. ઓષધિવગેરે ઉદ્ભિજ્જનાજ ભેદ હોવાથી તેનું વિશેષ વર્ણન આપેછે કે નીચે, યવવગેરે જે ફળનો પાક થતાં નષ્ટ થાયછે તે ઓષધિ કહેવાયછે અને તે સંભવપ્રમાણે પુષ્પો તથા ફળોવાળી હોયછે. જો કે પુષ્પ તથા ફળ એ બન્ને જેમાં હોય તે વૃક્ષ કહેવાય એમ આગળઉપર કહેવામાં આવશે તેથી અહીં એમ સમજવું કે પુષ્પ તથા ફળ હોય છતાં ફળનો પાક થતાં જેનો નાશ થાય તે ઓષધિ અને એવી રીતે જેનો નાશ ન થાય તે વૃક્ષ.

જે ઉદ્ભિજ્જમાં પુષ્પવગર ફળોની ઉત્પત્તિ થાયછે તથા જેમાં પુષ્પો આવ્યાપછી ફળોની ઉત્પત્તિ થાયછે તેનું લક્ષણ કહેછે—

अपुष्पाः फलवन्तो ये ते वनस्पतयः स्मृताः ॥
पुष्पिणः फलिनश्चैव वृक्षास्तूभयतः स्मृताः ॥४७॥

જેઓ પુષ્પો ઉત્પન્ન થયાસિવાય ફળવાળાં થાયછે તે વનસ્પતિ કહેવાયછે અને જેમાં પ્રથમ પુષ્પો આવીને પછી ફળ થતાં હોય તે વૃક્ષ કહેવાયછે અથવા બન્ને વૃક્ષ પણ કહેવાયછે. ૪૭.

પુષ્પ થયાવગર જેઓમાં ફળ થાયછે તે વનસ્પતિ અને પુષ્પ આવ્યા પછી જેઓમા ફળ થાયછે તે વૃક્ષ કહેવાયછે. જો કે મુખ્ય લક્ષણ આ પ્રમાણે છે તોપણ કોઇ ઠેકાણે એ બન્ને ભેદને વૃક્ષ શબ્દથી પણ ઓળખવામાં આવેછે ચાલતુ પ્રકરણ શબ્દકોષની પેઠે શબ્દોના અર્થ બતાવવામાટેનું નથી પણ પદાર્થોના ઉત્પત્તિક્રમ બતાવવામાટે છે તેથી ચાહે તો વૃક્ષ શબ્દથી ઓળખાય કે ચાહે તો વનસ્પતિ શબ્દથી ઓળખાય પણ તાત્પર્ય એ છે કે, એ નામવાળા કેટલાએક ઉદ્ભિજ્જ એવા છે કે જેમા ફળોની ઉત્પત્તિ પુષ્પો આવ્યાવગર જ થાયછે તથા કેટલાએક ઉદ્ભિજ્જ એવાં છે કે જેમાં પુષ્પો આવીને ફળોની ઉત્પત્તિ થાયછે.

ગુચ્છ. ગુલ્મ વગેરે નામોથી ઓળખાતાં ઉદ્ભિજ્જો જણાવેછે—

**गुच्छगुल्मं तु विविधं तथैव तृणजातयः ॥**
**बीजकाण्डरुहाण्येव प्रताना वल्ल्य एव च ॥४८॥**

અનેક પ્રકારના ગુચ્છ ગુલ્મ તેમજ તૃણની જાતિઓ તથા પ્રતાનો અને વેલો એઓ બીજથી તથા ગાંઠાથી થનારાં છે ૪૮.

જેઓમા મૂળથી જ લતાનો સમૂહ થતો હોય અને દૃઢ શાખાઓ ન થતી હોય તે મલ્લિકાવગેરે ગુચ્છ કહેવાયછે એક મૂળવાળા અને સમૂહથી થયેલાં કાંસ અને શેરડી વગેરે ગુલ્મ કહેવાયછે દર્ભ, દુર્વા વગેરે તૃણ કહેવાયછે. પૃથ્વીમા રહેલા લાંબા તૃણના તાંતણાઓ પ્રતાન કહેવાયછે અને પૃથ્વીથી ઉત્પન્ન થઇને વૃક્ષવગેરે ઉંચા પદાર્થોઉપર ચઢનાર ગળોવગેરે વેલ કહેવાયછે. આ બધામાં કેટલાક બીજથી ઉત્પન્ન થનારા છે અને કેટલાક શાખાથી પણ ઉત્પન્ન થનારા છે

હાલતાં ચાલતાં સઘળાં પ્રાણીઓ જેમ સંજ્ઞાવાળાં તથા પોતપોતાનાં કર્મપ્રમાણે સુખદુઃખને ભોગવેછે તેમ આ સઘળાં ઉદ્ભિજ્જો પણ અંદર સંજ્ઞાવાળાં તથા પોતપોતાનાં કર્મપ્રમાણે સુખદુઃખને ભોગવનારાં છે એમ જણાવેછે—

**तमसा बहुरूपेण वेष्टिताः कर्महेतुना ॥**
**अन्तःसंज्ञा भवन्त्येते सुखदुःखसमन्विताः ॥ ४९ ॥**

ઘણાં રૂપવાળા તથા કર્મથી પ્રાપ્ત થયેલા તમોગુણવડે એ વૃક્ષાદિકો વ્યાપ્ત છે અને તેથી અંદરના ભાગમાં ચૈતન્યવાળા અને સુખ તથા દુઃખથી યુક્ત હોયછે. ૪૯.

એ વૃક્ષાદિકો વિચિત્ર દુઃખરૂપ ફલ આપનાર અને અધર્મકર્મને લીધે પ્રાપ્ત થતા તમોગુણથી વ્યાપ્ત છે અને તેઓને મનુષ્યાદિકની પેઠે બાહ્યસંજ્ઞા ન હોતા અંદરખાને સંજ્ઞા હોયછે જેથી મનુષ્યાદિકની પેઠે ભવિષ્યનાં સુખદુઃખો કે સૂક્ષ્મ સુખદુઃખોની અસર તેમનાપર ન થતાં સ્થૂલ સુખદુઃખોની અસર થાયછે. જેમકે ઘણો તાપ પડવાથી કરમાઇ જાયછે અને જોઇતુ પાણી મળવાથી પ્રફુલ્લિત થાયછે. આવી રીતે અંદરના ભાગમાં તેઓને ચૈતન્ય હોવાથી બીજાં પ્રાણીઓની પેઠે સુખદુઃખનો ભોગ છે, માત્ર ફક્ત બાહ્ય વ્યાપાર નથી. વૃક્ષાદિકોમાં જો કે ત્રણે ગુણો હોયછે તો પણ તમોગુણ વિશેષ હોવાથી તેઓને તમોગુણથી વ્યાપ્ત ગણેલાં છે, કારણ કે બીજા ગુણો તેમાં બહુ થોડા છે અને તેથી જ નિદ્રામા, મદમાં અને મૂર્છામા રહેલાં પ્રાણીઓને તમોગુણના આધિક્યથી જેમ સ્થૂલ સુખદુઃખોની જ માત્ર પ્રતીતિ થાયછે તેમ વૃક્ષાદિકોને પણ સ્થૂલ સુખદુઃખોની જ માત્ર પ્રતીતિ થાયછે.

પાંચમા શ્લોકથી આરંભેલા સૃષ્ટિના વર્ણનનો ઉપસંહાર કરેછે—

**एतदन्तास्तु गतयो ब्रह्माद्याः समुदाहृताः ॥**
**घोरेऽस्मिन्भूतसंसारे नित्यं सततयायिनि ॥ ५० ॥**

નિત્ય ભયંકર અને નિરંતર ચાલુ રહેવાના સ્વભાવવાળા આ પ્રાણીઓના જન્મમરણાત્મક સંસારમાં બ્રહ્માથી માંડી સ્થાવરસુધીની ગતિઓ કહેવામાં આવી. ૫૦.

ઉપર કહેલી વેલની ગતિ સર્વનાં છેલ્લી છે અને બ્રહ્માની ગતિ સર્વમાં પહેલી છે. કરેલાં કર્મોના ફલોપભોગમાટે જીવને કોઇ પણ શરીરમાં અવતાર લેવો પડે તે ગતિ કહેવાયછે. બ્રહ્માનો અવતાર ઉત્તમમાં ઉત્તમ છે અને સ્થાવરનો અવતાર અધમમા અધમ છે, અને એવા અવતારો ધર્મથી તથા અધ-

ઐથી પ્રાપ્ત થાયછે કે જે ધર્માધર્મનું નિરૂપણ આ શાસ્ત્રમાં કરવામાં આવેછે. અધમમાં અધમ સ્થાવરના અવતારમાંથી પણ ધર્મના ઉત્કર્ષને લીધે બ્રહ્માની ગતિસુધી ચઢી શકાય તથા ઉત્તમમાં ઉત્તમ બ્રહ્માના અવતારમાંથી પણ અધર્મનો વધારો થવાથી નાય તો સ્થાવરની ગતિસુધી ઉતરી પડાય. એવી આ સંસારની સ્થિતિ છે. સંસારમાં પ્રમાદનું બલ વિશેષ હોવાથી ધર્મસેવન ઓછું થવાનો અને અધર્મનો આદર વિશેષ થવાનો સંભવ છે, તેથી ઉચ્ચ ગતિએ ચડવું બહુ મુશકેલ અને નીચગતિએ ઉતરી પડવું એ અયત્નસાધ્ય છે. સંસારમાં અપ્રમત્ત પુરૂષો બહુજ વિરલ હોયછે અને પ્રમત્ત ઘણા હોયછે તેથી પ્રમત્ત પુરૂષોને ઇષ્ટ વસ્તુના વિયોગથી તથા અનિષ્ટ વસ્તુની પ્રાપ્તિથી આ સંસાર નિત્ય ભયંકર છે. અથવા જીવોને જન્મ મરણ આપનાર હોવાથી તથા દેવયોગે જાતિમાં અવતાર મળે તોપણ કાળના ભયથી છુટાતું નથી માટે નિત્ય ભયંકર છે અને તેવી જ સ્થિતિમાં તે અવિચ્છિન્ન પ્રવાહથી ચાલ્યો જાયછે. જેઓ અધર્મની આંગળીએ વળગેછે તેઓ એ પ્રવાહમાં નિરંતર ધમડાતા જ રહેછે અને જેઓ ધર્મનું સેવન કરેછે તેઓ એ પ્રવાહમાંથી નિકળી જ્ઞાનસાધનથી મુક્તિના ભાગી થાયછે; માટે ધર્મનું ગ્રહણ તથા અધર્મનો ત્યાગ કરવા ધર્મ તથા અધર્મને ઓળખવા જોઇએ અને તેઓને ઓળખવામાટે ધર્માધર્મનો વિવેક કરનારા શાસ્ત્રોનો અભ્યાસ સૌ કોઇએ અવશ્ય કરવો જોઇએ

આવી રીતે ટૂંકામાં જગતની ઉત્પત્તિ તથા સ્વરૂપ કહીને પછી પરમાત્માએ શું કર્યું તે જણાવેછે—

**एवं सर्वं स सृष्ट्वेदं मां चाचिन्त्यपराक्रमः ॥**
**आत्मन्यन्तर्दधे भूयः कालं कालेन पीडयन् ॥५१॥**

એવી રીતે અચિંત્ય પ્રભાવવાળા તે પરમાત્મા, આ સકળ જગતને તથા મને સર્જીને, કાળને કાળથી દબાવતા કરીને પોતામાં લીન થયા. ૫૧.

જેનો વિચાર કરવામાંજ મોટા મોટા મુનિવરો પણ મુંઝાઇ જાયછે એવા આ જગતને ઇચ્છામાત્રથી સર્જવાની શક્તિવાળા હોવાને લીધે પરમાત્માનો પ્રભાવ ખરેખર અચિંત્ય જ છે બીજા શબ્દોમાં કહીએ તો તેનું ઐશ્વર્ય અતર્ક્ય છે. કારણ કે કેવી ઇચ્છાથી, કેવા શરીરથી, કેવા ઉપાયથી, કયે ઠેકાણે બેસીને અને કઇ કઇ વસ્તુઓ ભેળી કરીને તે આ જગતને બનાવેછે એ વાતનો વિચાર કરતાં બૃહસ્પતિજેવાની બુદ્ધિ પણ કંઇ કામ કરી શકતી નથી; અને એ સંબંધી ટૂંકેથી જે કાંઇ નિર્ણય આપી દેવામાં આવેછે તે અનિર્ણયની પંક્તિમાંથી છુટી પડી શકે તેવો હોતો નથી માટે પરમાત્મા અચિંત્ય પરાક્રમવાળા છે તેઓ

આ સઘળું જગત્ સર્જ્યું તથા તેની સ્થિતિ તેમજ વૃદ્ધિનેમાટે મને પણ સર્જ્યો અને એવી રીતે કાળથી કાળને દબાવતા અર્થાત્ પ્રથમ જે પ્રલયકાળ હતો તેને સૃષ્ટિકાળથી દૂર કરતા, અથવા હાલનો જે સૃષ્ટિકાળ છે તેને ધીમે ધીમે નજીક આવવાની ગતિમાં પડી ચૂકેલા પ્રલયકાળથી ઘેરતા આવતા, અથવા સૃષ્ટિ અને પ્રલય વારંવાર થયા કરતા હોવાથી વારવાર સૃષ્ટિકાળને પ્રલયકાળથી તથા પ્રલયકાળને સૃષ્ટિકાળથી મટાડતા તે પોતામાંજ લીન થયા; અર્થાત્ સૃષ્ટિવ્યાપારથી નિવૃત્ત થયા. અથવા પોતે યોગશક્તિથી સૃષ્ટિરચનાને અનુકૂળ જે શરીર ધારણ કર્યું હતું તે શરીરને તેણે છોડી દીધું. અથવા મનુ તથા પ્રજાપતિ વગેરેદ્વારા સૃષ્ટિ સરખા ક્રમથી ચાલવા લાગતાં પોતે એ ચિંતાને છોડી દીધી. અથવા જગતની ઉત્પત્તિ કહી, મનુવર્ગોના વર્ણનથી સ્થિતિ કહેવામા આવી અને છેવટ જગતનો પ્રલય કહેવામાં આવેછે કે, આ સઘળું કરી છેવટ પૂર્વ પૂર્વ કાળને ઉત્તર ઉત્તર કાળથી દબાવતા એટલે જગતને તેની પ્રકૃતિમાં પાછુ લીન કરતા પોતે પોતાના જ લીન થયા જગત્ જેમ પોતાની પ્રકૃતિ એટલે મૂળરૂપ મહત્તત્વાદિકમાં લીન થતા છેવટ ઇશ્વરમાં લય પામેછે તેમ ઇશ્વરની કોઇ જૂદી પ્રકૃતિ અથાત્ તનુ કોઇ જૂદું મૂળ નથી કે જેમાથી તેની ઉત્પત્તિ થઇ હોય, તેથી તે પોતામા જ લીન થયા એમ કહેલું છે

**આ જગત્ સ્વતંત્ર ચેષ્ટાવાળું નથી પણ તે પરમાત્માની ચેષ્ટાને જ અધીન છે એમ બતાવેછે—**

**यदा स देवो जागर्त्ति तदेदं चेष्टते जगत् ॥**
**यदा स्वपिति शान्तात्मा तदा सर्वं निमीलति ॥५२॥**

જ્યારે તે દેવ જાગેછે ત્યારે આ જગત્ ચેષ્ટા કરેછે અને જ્યારે શાંત આત્માવાળા તે દેવ શયન કરેછે ત્યારે તે સઘળું લય પામેછે. ૫૨.

જ્યારે તે બ્રહ્મા જાગેછે એટલે સૃષ્ટિ તથા સ્થિતિને ઇચ્છેછે ત્યારે આ જગત શ્વાસપ્રશ્વાસ અને આહાર વગેરે ચેષ્ટાને પામેછે અને જ્યારે શયન કરેછે એટલે નિવૃત્તિ પામેલી ઇચ્છાવાળા થાયછે ત્યારે શાંત આત્માવાળા એટલે ઉપસંહાર કરવામાં મનવાળા થાયછે અને ત્યારે આ જગત્ લય પામેછે.

“તે દેવ શયન કરેછે ત્યારે સઘળું લય પામેછે” એમ કહ્યું તેને વધારે સ્પષ્ટ કરેછે—

**तस्मिंस्वपति सुस्थे तु कर्मात्मानः शरीरिणः ॥**
**स्वकर्मभ्यो निवर्त्तन्ते मनश्च ग्लानिमृच्छति ॥ ५३ ॥**

નિવૃત્ત થયેલા તે દેવ જ્યારે શયન કરેછે ત્યારે કર્માધીન શરીરવાળા શરીરાભિમાની જીવો પોતાના કર્મોથી નિવૃત્ત થાયછે અને મન ગ્લાનિને પામેછે. ૫૩

તે દેવ જ્યારે શયન કરેછે એટલે નિવૃત્ત ઇચ્છાવાળા થાયછે અને તેથી દેહનો અને મનનો વ્યાપાર સમેટી લેછે ત્યારે, કર્મથી પ્રાપ્ત થયેલા શરીરને ધરનારા જીવાત્માઓ પોતાનાં કર્માથી એટલે દેહ ગ્રહણ કરવા વગેરે બાહ્યવ્યાપારોથી નિવૃત્તિ પામેછે અને સર્વ ઇંદ્રિયોસહિત મન પણ ગ્લાનિરહિત થાયછે; અર્થાત્ જેમ બાહ્ય વ્યાપાર બંધ પડેછે તેમ આંતર વ્યાપાર પણ બંધ પડેછે

પ્રસંગને લીધે મહાપ્રલયનું સ્વરૂપ બતાવેછે—

**युगपत्तु प्रलीयन्ते यदा तस्मिन्महात्मनि ॥**
**तदायं सर्वभूतात्मा सुखं स्वपिति निर्वृतः ॥ ५४ ॥**

જ્યારે તે પરમાત્મામાં સર્વ પ્રાણીઓ એકદમ લય પામેછે ત્યારે સર્વ પ્રાણીઓના આત્મારૂપ આ દેવ નિર્વૃત થઇ સુખે શયન કરેછે. ૫૪

એ જ કાળમાં જ્યારે તે પરમાત્મામાં સર્વ પ્રાણીઓ પ્રલય પામેછે ત્યારે આ સર્વ ભૂતોના આત્મા નિર્વૃત થઇ એટલે જેનો જાગૃતિવ્યાપાર તથા સ્વપ્નવ્યાપાર બંધ પડયો છે એવા થઇ સુખે શયન કરેછે એટલે સુષુપ્ત જેવા થાયછે જો કે નિત્યજ્ઞાનસ્વરૂપ તથા આનંદસ્વરૂપ પરમાત્મામાં સુષુપ્તિ હોય નહિ તો પણ અહીં જીવધર્મનો ઉપચાર કરવામાં આવ્યો છે

પ્રલયના પ્રસંગને લીધે જીવોનું ઉત્ક્રમણ એટલે એક દેહમાંથી બીજા દેહમાં જવું તે પણ બે શ્લોકોથી કહેછે—

**तमोयं तु समाश्रित्य चिरं तिष्ठति सेन्द्रियः ॥**
**न च स्वं कुरुते कर्म तदोत्क्रामति मूर्त्तितः ॥ ५५ ॥**

જ્યારે આ જીવ પોતાના ઇંદ્રિયોસહિત ઘણા કાળપર્યંત અજ્ઞાનથી વ્યાપ્ત થઇને રહેછે અને પોતાનાં કર્મને કરતો નથી ત્યારે દેહમાંથી ઉત્ક્રમણ કરેછે. ૫૫

આ જીવ તમસ્ એટલે અજ્ઞાનને પામીને ઘણો કાળ ઇંદ્રિયાદિસહિત રહેછે અને શ્વાસપ્રશ્વાસ વગેરે પોતાનું કર્મ કરતો નથી ત્યારે તે દેહથી ઉત્ક્રમણ કરેછે એટલે પ્રાણ તથા ઇંદ્રિયોસહિત એક દેહ છોડી બીજા દેહમાં

થાયછે બૃહદારણ્યક ઉપનિષદ્‌માં કહ્યું છે કે "तमुत्क्रामन्त प्राणोनूत्क्रामति प्राण-मनूत्क्रामन्त सर्वे प्राणा अनूत्क्रामन्ति"— તે જીવ જ્યારે ઉત્ક્રમણ કરછે ત્યારે તેની પાછળ પ્રાણ ગતિ કરેછે અને એવી રીતે ગતિ કરતા પ્રાણની પાછળ સઘળા ઇંદ્રિયો ગતિ કરછે

**જીવ કેવી રીતે અને કયારે બીજા દેહને ગ્રહણ કરેછે તે જણાવેછે—**

**यदाणुमात्रिको भूत्वा वीजं स्थास्नु चरिष्णु च ॥**
**समाविशति संसृष्टस्तदा मूर्त्तिं विमुञ्चति ॥ ५६ ॥**

જ્યારે જીવ અણુમાત્રિક એટલે પાંચ મહાભૂત, ઇંદ્રિયો, મન બુદ્ધિ, વાસના કર્મ પ્રાણ અને અવિદ્યા સાથે મળેલો થઇને સ્થાવર તથ જંગમ બીજમાં એ પાંચ મહાભૂતો વગેરેથી યુક્તપણે પ્રવેશ કરેછે ત્યારે બીજા દેહને ગ્રહણ કરેછે ૫૬,

અણુમાત્રાઓ એટલે ૧ પાંચ મહાભૂત, ૨ ઇંદ્રિયો, ૩ મન, ૪ બુદ્ધિ, ૫ વાસના, ૬ કર્મ, ૭ પ્રાણ અને ૮ અવિદ્યા એ આઠ પુરી અર્થાત્ શાસ્ત્રપ્રસિદ્ધ પુર્યષ્ટકવાળો થાય ત્યારે જીવ અણુમાત્રિક કહેવાયછે જ્યારે એક દેહ છોડી જીવ બીજા દેહમાં પ્રવેશ કરેછે ત્યારે તેનો પ્રથમનો સ્થૂલ દેહ તો છુટી ગયો હોયછે અને તેથી તે વખતે માત્ર આ પુર્યષ્ટકરૂપ સૂક્ષ્મદેહ તેની સાથ રહેછે બ્રહ્મપુરાણમાં કહ્યું છે "पुर्यष्टकेन लिङ्गेन प्राणाद्येन स युज्यते । तेन बद्धस्य वै बन्धो मोक्षो मुक्तस्य तेन तु ॥ પ્રાણવગેરે આઠ પદાર્થોરૂપ પુર્યષ્ટક શબ્દથી કહેવાતા લિંગ શરીરથી જીવ જોડાયછે તેથી બદ્ધ હોય ત્યારે બંધ કહેવાયછે અને તેથી મુક્ત થાય ત્યારે મોક્ષ કહેવાયછે" જીવ આવી રીતે અણુમાત્રિક થઇને સ્થાવર બીજ કે જે વૃક્ષાદિ ના કારણરૂપ છે તેમાં અથવા જંગમ બીજ જે મનુષ્યાદિ ના કારણરૂપ છે તેમાં પ્રવેશ કરેછે ત્યારે બીજો સ્થૂલ દેહ જે પોતાના કર્મપ્રમાણે પ્રાપ્ત થાયછે તેને ગ્રહણ કરછે મુળ શ્લોકમાં मूर्त्तिं विमुञ्चति। છે તેનો અર્થ દેહને છોડેછે એવો થાયછે અને ઘણા ટીકાકારોએ "જ્યારે જીવ અણુમાત્રિક એટલે મનની પેઠે અણુ પરિમાણવાળો અને સંસૃષ્ટ એટલે લિંગદેહસહિત સ્થાવર અને જંગમ બીજ એટલે વૃક્ષાદિ ના બીજો અથવા વીર્ય અને રજ એમાં પ્રવેશ કરેછે અર્થાત્ પ્રવેશ કરવાની તૈયારીમાં આવેછે ત્યારે પૂર્વ દેહને છોડી દેછે અથવા "અણુમાત્રિક એટલે પુર્યષ્ટકવાળો થઇને તે જીવ પોતાના પૂર્વ અદૃષ્ટથી જોડાએલો સ્થાવર અથવા જંગમ બીજ એટલે સ્થાવ-

રમા કે જંગમમા અવતાર આવવાની કર્મવાસનાઓમા પ્રવેશ કરેછે ત્યારે પૂર્વના શરીરને છોડી દેછે" આવા અર્થો કરેલા છે પણ પૂર્વશરીરના ત્યાગનું વર્ણન તો આની પહેલાના શ્લોકમાં આવી ગયેલ છે તેથી અને પ્રકરણના બળથી મેધાતિથિ તથા કુલ્લૂક જેવા સમર્થ ટીકાકારોએ मूर्त्ति विमुञ्चति એ વાક્યનો અર્થ मूर्त्ति आत्मप्नाति शरीर गृह्णाति એ પ્રમાણે કરેલ હોવાથી અહી પણ એજ અર્થને અનુસરવામા આવ્યુ છે

પ્રસંગોપાત્ત જીવનું ઉત્ક્રમણ કહીને હવે પ્રસ્તુત વિષયનો ઉપસંહાર કરેછે—

**एवं स जाग्रत्स्वप्नाभ्यामिदं सर्वं चराचरम् ॥**
**संजीवयति चाजस्रं प्रमापयति चाव्ययः ॥ ५७ ॥**

એ પ્રમાણે અવિનાશી પરમાત્મા, સદા પોતાની જાગ્રત અવસ્થાથી આ સઘળા ચરાચર જગત્‌ને જીવાડેછે અને સ્વપ્નાવસ્થાથી સહારેછે ૫૭

ઉપર કહેલા પ્રકારથી પરમાત્મા કે જે પોતે અવિનાશી છે એટલે જગત્‌ની પેઠે નાશધર્મવાળા નથી તે પોતાની જાગ્રત અવસ્થાથી આ સઘળા ચરાચર જગત્‌ને જીવાડેછે અને સ્વપ્નાવસ્થાથી સહારેછે અને આ પ્રમાણે જગત્‌નો પ્રવાહ ચાલ્યાજ કરેછે એમ બતાવવામાટે જીવાડવાનો તથા સહારવાનો વ્યવહાર સદા થાયછે એવુ જણાવેલુ છે

જેના રચનાર તથા અધ્યયન કરનાર પ્રતિષ્ઠિત હોય તે શાસ્ત્રના જ શ્રવણ તથા અધ્યયનવગેરેમાં લોકો પ્રવૃત્ત થાયછે તેથી અથવા 'આ શાસ્ત્ર ગુરૂપરંપરાથી પ્રાપ્ત થયેલ છે, કાંઇ મેંજ કલ્પનામાત્રથી તૈયાર કરેલુ નથી.' એમ બતાવવાને આ ધર્મશાસ્ત્રના રચનાર તથા અધ્યયન કરનારની પરંપરા બતાવેછે—

**इदं शास्त्रं तु कृत्वासौ मामेव स्वयमादितः ॥**
**विधिवद्ग्राहयामास मरीच्यादींस्त्वहं मुनीन् ॥५८॥**

બ્રહ્માએ આ શાસ્ત્ર રચીને પ્રથમ મનેજ (મનુનેજ) ભણાવ્યુ અને મેં (મનુએ) મરીચિવગેરે મુનિઓને ભણાવ્યુ. ૫૮

બ્રહ્માએ આ શાસ્ત્ર રચીને પ્રથમ એટલે સૃષ્ટિના આદિકાળમા અથવા સૌની પહેલા મનેજ ભણાવ્યુ આમ કહેવાથી આગમ એટલે શાસ્ત્રનો અવિભ્રંશ જણાવેલો છે, કારણકે જે શાસ્ત્ર જેણે રચેલુ હોય તે શાસ્ત્ર તે જ પુરૂષ બીજાને પ્રથમ ભણાવે ત્યારે તેમા કંઇપણ ફેર આવતો નથી અને પ્રથમકરપાસેથી એ. માણસ ભણીને તે બીજાને ભણાવે ત્યારે તેમા ગ્રથના અવિચ્છેદમાટે જોઇએ તેવો યત્ન રહેતો નથી એટલુ જ નહિ પણ ગ્રથ કર્તા પોતે પણ પ્રથમ કેટલાએ શિષ્યોને ભણાવી મારો ગ્રથ પ્રતિષ્ઠિત થઇ ગયો છે એમ ધારી પાછળના વખતમા જ્યારે બીજાઓને ભણાવે ત્યાર પ્રમાદ કે આલસ્યવગેરેમા રહે તો તે ગ્રથનો ભ્રશ થવા સભવ રહેછે એટલામાટે જ ' સૌની પહેલા મને જ ભણાવ્યુ" એમ મનુએ જણાવેલ છે અહીં ભણાવ્યુ એટલે "વિધિ તથા પ્રતિષેધરૂપ શાસ્ત્રાર્થ શિખવ્યો" એમ સમજવુ એથી એ શાસ્ત્રાર્થનુ પ્રતિપાદન કરનાર આ ગ્રથ તો મનુનો કરેલો છે એવી માનવધર્મશાસ્ત્ર" વગેરે નામોથી ચાલતી પ્રસિદ્ધિને બાધ આવતો નથી અને જો એમ ન સમજીએ તો આ ગ્રથ બ્રહ્માના નામથી પ્રસિદ્ધ હોવો જોઇએ પણ તેમ નથી અથવા શાસ્ત્રાર્થને બદલે આ ગ્રથ જ બ્રહ્માએ મનુને ભણાવ્યો એમ માનીએ તોપણ નીચેની યુક્તિઓને અનુસરવાથી કશી અડચણ આવતી નથી જેમ વેદો અપૌરૂષેય છે એટલે કોઇ પુરૂષના બનાવેલા નથી તોપણ કઠકાદિ વ્યપદેશનીપેઠે એટલે કઠ નામના ઋષિએ જે વેદભાગ અધ્યયનઅધ્યાપનદ્વારા પરિચિત કરાયેલ હોય તે કઠ કહેવાયછે તેમ આ શાસ્ત્રને પણ બ્રહ્માએ કરેલ હોવાછતા મનુએ અધ્યયનઅધ્યાપનદ્વારા પ્રકાશિત કરેલ હોવાથી બ્રહ્માએ રચેલ છતા પણ આ ગ્રથ મનુના નામથી પ્રસિદ્ધ છે તે કાઇપણ રીતે અયોગ્ય નથી જ અથવા બ્રહ્માએ લાખ શ્લોકનો ગ્રથ કરીને મનુને ભણાવેલો હતો અને તે પછી તેમાથી મનુએ પોતાના વચનથી સક્ષેપમા રચીને શિષ્યોને ભણાવ્યો એમ હોવાથી પણ આ શાસ્ત્ર મનુનો સ્વતત્ર લેખ છે એમ માનવાને પણ અડચણ નથી "शतसाहस्रोय ग्रन्थ " આ ધર્મશાસ્ત્રનો ગ્રથ એ લાખ શ્લોકનો હતો' એમ નારદસ્મૃતિના લખ્યુ છે તેપરથી પણ મનુએ એનો સક્ષેપ કરી પોતાના નામથી આ ગ્રથ પ્રસિદ્ધ કર્યો એમ માનવુ યોગ્ય છે હુ આ ગ્રથ બ્રહ્માની પાસેથી ભણ્યો છું અને મારી પાસેથી મરીચિવગેરે મુનિઓ ભણેલા છે એમ જણાવવાથી મનુએ આ શાસ્ત્રનુ આદિથી અતસુધી અવશ્ય અધ્યયન કરવાયોગ્યપણુ સિદ્ધ કર્યુ છે કારણકે જે શાસ્ત્ર મહાપુરૂષે રચેલુ હોય તથા જેનુ અધ્યયન મહાપુરૂષોએ કરેલુ હોય તે આદિથી અતપર્યત અવશ્ય અધ્યયન કરવાયોગ્ય હોય એ સિદ્ધ જ છે

ઉપર પ્રમાણે આ શાસ્ત્રની ઉત્તમતા સાંભળી સઘળા મુનિઓને તે સંપૂર્ણ શાસ્ત્રના શ્રવણમાં ઉત્સુક થયેલા જોઈ

"તમોને તે સઘળું આ ભૃગુમુનિ સંભળાવશે" એમ કહેવાની સાથે "ભૃગુમુનિમાં તે સંભળાવવાની પૂર્ણ યોગ્યતા છે" એમ પણ જણાવેછે—

**एतद्वोयं भृगुः शास्त्रं श्रावयिष्यत्यशेषतः ॥**
**एतद्धि मत्तोधिजगे सर्वमेषोखिलं मुनिः ॥ ५९ ॥**

તમોને આ ભૃગુમુનિ આ શાસ્ત્ર પૂરેપૂરૂ સંભળાવશે, કારણ કે એ મારી પાસેથી આ સમગ્ર શાસ્ત્ર સાંગોપાંગ ભણેલ છે. ૫૯.

ભૃગુમુનિ તમોને આ શાસ્ત્ર પૂરેપૂરૂ સંભળાવશે. કારણકે તેણે મારી પાસે આ શાસ્ત્રનો આદિથી અંતપર્યંત એવો અભ્યાસ કરેલો છે કે જેથી તેનું રહસ્ય તે સંપૂર્ણરીતે જાણેછે. ગુરૂ જે ગ્રંથ ભણાવે તે. ઉપરછલ્લી રીતે ઉપરઉપરથી સમજી લઇ હાએ હા કરી તત્વસ્પર્શ કર્યાવગર ઉપર ઉપરથી તરી પાર થયેલા હોય તેઓ બીજાઓને તે ગ્રંથ યોગ્ય રીતે ભણાવી શકતા નથી પણ જેઓ તત્વસ્પર્શ કરી એટલે ગુરૂમુખથી તેનું રહસ્ય બરાબર સમજી આદિથી અંતસુધી બરાબર ભણ્યા હોય તેઓજ તે ગ્રંથ બીજાને ભણાવવાને યોગ્ય ગણાયછે. મૂળ શ્લોકમાં "મારી પાસેથી" એ અર્થનું વાચક मत्तः એવું પદ છે તેમાં અપાદાન અર્થમાં તસિ પ્રત્યય થઇ એ રૂપ થયેલું છે તે ઉપરથી જાણે વિદ્યા, ગુરૂના મુખમાંથી નિકળતી હોય અને શિષ્ય ગ્રહણ કરતો હોય એવો ભાવાર્થ પ્રતીત થાયછે.

ઉપર પ્રમાણે મનુએ આ શાસ્ત્ર સર્વ મુનિઓને શ્રવણ કરાવવાની આજ્ઞા કરી તેથી ભૃગુમુનિએ પ્રસન્ન થઇ તેવી પ્રવૃત્તિ કરી તે જણાવેછે—

**ततस्तथा स तेनोक्तो महर्षिर्मनुना भृगुः ॥**
**तानब्रवीदृषीन्सर्वान्प्रीतात्मा श्रूयतामिति ॥ ६० ॥**

તે પછી તે મનુએ આજ્ઞા કરાયેલા ને પ્રસન્ન અંતઃકરણવાળા મહર્ષિ ભૃગુએ તે સર્વ ઋષિઓને 'સાંભળો' એમ કહ્યું. ૬૦

'તમોને આ ભૃગુમુનિ આ શાસ્ત્ર પૂરેપૂરૂ સંભળાવશે કારણકે એ મારી પાસેથી આ સમગ્ર શાસ્ત્ર સાંગોપાંગ ભણેલ છે' એમ મનુએ આજ્ઞા કરાયેલા તે મહર્ષિ ભૃગુએ પ્રસન્ન થઇ તે સર્વ મુનિઓને કહ્યું કે, ભલે સાંભળો:

અર્થાત્ ગુરૂએ આ શાસ્ત્ર તમોને સંભળાવવાનું મારાપર રાખ્યું તો હું તૈયાર છું માટે તમે પણ સાવધાન થાઓ આમાં ધર્મશાસ્ત્રનું શ્રવણ કરાવવારૂપ મોટો બોજો ઉપાડવાને ભૃગુ સમર્થ છે એમ બતાવવાને મહર્ષિ પદ મૂકેલું છે અને "ઘણા મુનિઓની વચમાં ગુરૂએ મને આવું ઉત્તમ કામ સોપ્યું કે જેનાથી પ્રતિષ્ઠામાં અભિવૃદ્ધિ થાય" એમ જાણી તેમજ "ગુરૂની મારા ઉપર પ્રીતિ છે તથા મારા સામર્થ્યમાટે ગુરૂના મનમા સારો વિચાર આવ્યો છે" એમ જોઇ ભૃગુમુનિ રાજી થયા એ દેખાડવામાટે શ્લોકમાં પ્રીતાત્મા એ પદ મૂકેલું છે

મુનિઓએ પ્રથમ જ્યારે મનુને ધર્મવિષેનો પ્રશ્ન કર્યો હતો ત્યારે તેણે ધર્મના ઉપક્રમરૂપે જગત્‌ની ઉત્પત્તિવગેરે કહેવા માંડયું હતું. તે પ્રમાણે તેના શિષ્ય ભૃગુમુનિએ પણ મનુએ કહેલા વિષયની બાકી રહેલી બાબત વર્ણવવાનો આ પ્રમાણે આરંભ કર્યો—

**स्वायम्भुवस्यास्य मनोः षड्वंश्या मनवोपरे ॥**
**सृष्टवन्तः प्रजाः स्वाः स्वा महात्मानो महौजसः॥६१॥**

આ સ્વાયંભુવ મનુના વંશમાં થયેલા બીજા છ મનુઓ કે જેઓ મહાત્મા અને મોહોટી શક્તિવાળા હતા તેઓએ પોતપોતાની પ્રજાઓને સરજી. ૬૧.

બ્રહ્માના પુત્ર આ સ્વાયંભુવ મનુના વંશમા થયેલા બીજા છ મનુઓ છે. તે સર્વેને બ્રહ્માએ સરજેલા છે તોપણ તેઓ એક વંશમાં હોવાથી તેના વંશ્ય કહેવાયછે, અથવા એક કાર્યમાં જેઓની યોજના હોય તેઓ પણ વંશ્ય એટલે એક વંશના કહેવાયછે. જેમ કે द्वौ मुनी व्याकरणस्य वंश्यौ એટલે વ્યાકરણ કરવારૂપ એક કર્મના સંબંધથી સૂત્રકાર તથા વાર્તિકકાર એ બે મુનિઓ વંશ્ય કહેવાયછે જે જે મન્વંતરમા જે જે મનુનો અધિકાર હોયછે તે તે મનુ પૂર્વ મન્વંતરમાં વિનષ્ટ થયેલી પ્રજાને ઉત્પન્ન કરેછે અને તેનું પાલન કરેછે તેથી જે મનુ જે પ્રજાને ઉત્પન્ન કરેછે તે પ્રજા તેની પોતાની કહેવાયછે.

એ છ મનુઓનાં નામ કહી સ્વાયંભુવસહિત તે સાતે મનુઓનું પ્રજાપાલનરૂપ કાર્ય કહેછે—

**स्वारोचिषश्चोत्तमश्च तामसो रैवतस्तथा ॥**
**चाक्षुषश्च महातेजा विवस्वत्सुत एव च ॥ ६२ ॥**

**स्वायम्भुवाद्याः सप्तैते मनवो भूरितेजसः ॥**
**स्वे स्वेन्तरे सर्वमिदमुत्पाद्यापुश्चराचरम् ॥ ६३ ॥**

સ્વારોચિષ, ઉત્તમ, તામસ, રૈવત, ચાક્ષુષ અને મહાતેજસ્વી વૈવસ્વત, ઘણા તેજવાળા સ્વાયંભુવ આદિ એ સાત મનુએ એ પોતપોતાના સમયમાં આ સર્વ ચરાચર ઉત્પન્ન કરી તેનું પાલન કર્યું ૬૨, ૬૩

જેઓના નામનો નિર્દેશ કરવામાં આવ્યો છે એવા આ સાતે મહાતેજસ્વી મનુઓએ પોતપોતાના મન્વંતરમાં સચરાચર જગત્‌ને ઉત્પન્ન કરીને તેનું પાલન કર્યું 'પાલન કર્યું' એમ ભૂતકાળ વાપરવાથી જગતનો પ્રવાહ અનાદિકાળથી ચાલ્યા જ કરે છે એમ જણાવ્યું છે

ઉપર કહેલા મન્વંતર, સૃષ્ટિ અને પ્રલયવગેરે કાળનું પરિમાણ જણાવવામાટે કહેછે—

**निमेषा दश चाष्टौ च काष्ठा त्रिंशत्तु ताः कला ॥**
**त्रिंशत्कला मुहूर्त्तः स्यादहोरात्रं तु तावतः ॥ ६४ ॥**

અઢાર નિમેષ થાય ત્યારે એક કાષ્ઠા નામનો કાળ થાયછે એવી ત્રીસ કાષ્ઠા થાય ત્યારે એક કળા કહેવાય ત્રીશ કળા થાય ત્યારે એક મુહૂર્ત્ત થાય અને ત્રીશ મુહૂર્ત્ત થાય ત્યારે એક દિવસરાત્રિ થાય ૬૪

નેત્રની પાંપણના સ્વાભાવિક થતા ઉન્મેષની સહાય કરનાર કાળ નિમેષ કહેવાયછે, અથવા જેટલા સમયમાં એક હ્રસ્વ સ્વર બોલાય તે નિમેષ કહેવાયછે, આવા અઢાર નિમેષ થતા એક કાષ્ઠા ત્રીશ કાષ્ઠા થતા એક કળા, ત્રીશ કળા થતા એક મુહૂર્ત્ત અને ત્રીશ મુહૂર્ત્ત થતા એક અહોરાત્ર થાયછે

મનુષ્યલોકનાં દિવસરાત્રિ તથા દેવલોકનાં દિનરાત્રિનો વિભાગ સૂર્યથી થાયછે એમ બતાવેછે—

**अहोरात्रे विभजते सूर्यो मानुषदैविके ॥**
**रात्रिः स्वप्नाय भूतानां चेष्टायै कर्मणामहः ॥ ६५ ॥**

મનુષ્યસંબંધી તથા દેવસંબંધી દિવસ અને રાત્રિને સૂર્ય જૂદા પાડેછે રાત્રિ પ્રાણીઓને નિદ્રામાટે છે તથા દિવસ કર્મની ચેષ્ટામાટે છે ૬૫

સૂર્ય મનુષ્યલોકમાં તથા દેવલોકમાં દિવસરાત્રિનો વિભાગ કરેછે, એટલે ઉદય પામેલા સૂર્યમાં જ્યાંસુધી કિરણો દેખાયછે ત્યાંસુધી દિવસ કહેવાયછે અને સૂર્યનો અસ્ત થયા પછી તેનો ફરીને ઉદય થતાં સુધીમાં રાત્રિ કહેવાયછે. આ લક્ષણ મનુષ્યલોકનાં દિવસરાત્રિનું છે, પણ દેવલોકનાં દિવસરાત્રિનો વિભાગ ઉત્તરાયણ તથા દક્ષિણાયનરૂપથી થાયછે, એટલે સૂર્ય ઉત્તરાયણના હોય ત્યારે દેવલોકનો દિવસ ગણાયછે અને સૂર્ય દક્ષિણાયનના હોય ત્યારે દેવલોકની રાત્રિ ગણાયછે રાત્રિ સર્વ પ્રાણીઓને નિદ્રામાટે છે એટલે વિશ્રાંતિ લેવામાટે છે તથા દિવસ કર્મની ચેષ્ટામાટે છે. આ શ્લોકના ઉત્તરાર્દ્ધનો એવો અર્થ પણ કરવામાં આવેછે કે, જ્યાં સૂર્યનો પ્રકાશ નથી એવા સ્વયંપ્રકાશ લોકોમાં જ્યારે ચેષ્ટાનો આરંભ થાય ત્યારે દિવસ સમજવો અને જ્યારે નિદ્રાથી ચેષ્ટા ન થાય ત્યારે રાત્રિ સમજવી. જેમ ઓષધિઓનો પ્રાદુર્ભાવ નિયમિત કાળથી જ થયા કરેછે તેમ કર્મની ચેષ્ટા તથા નિવૃત્તિ એ પણ કાળના સ્વભાવથી નિયમિત થયા કરેછે તેથી તેના સ્વયંપ્રકાશ લોકોમા કર્મની ચેષ્ટા તથા કર્મની નિવૃત્તિથી દિવસરાત્રિ સમજાયછે

પિતૃદેવનાં દિવસરાત્રિનું લક્ષણ કહેછે—

**पित्र्ये राज्यहनी मासः प्रविभागस्तु पक्षयोः ॥**
**कर्मचेष्टास्वहः कृष्णः शुक्लः स्वप्नाय शर्वरी ॥६६॥**

મનુષ્યસંબંધી માસ થાય ત્યારે પિતૃઓનું એક દિવસરાત્ર થાય. બન્ને પક્ષમાં વિભાગ આ પ્રમાણે છે કે કૃષ્ણપક્ષ દિવસ છે તેમાં પિતૃઓ કર્મચેષ્ટા કરેછે અને શુક્લપક્ષ તેઓની રાત્રિરૂપ છે તે નિદ્રામાટે છે. ૬૬.

મનુષ્યોનો એક માસ થાય ત્યારે પિતૃઓનું એક અહોરાત્ર થાયછે કૃષ્ણપક્ષ તેઓનો દિવસ છે અને શુક્લપક્ષ તેઓની રાત્રિ છે અને દિવસ કર્મચેષ્ટામાટે તથા રાત્રિ નિદ્રામાટે છે

દેવતાઓનાં દિવસરાત્રનું લક્ષણ કહેછે—

**दैवे रात्र्यहनी वर्षं प्रविभागस्तयोः पुनः ॥**
**अहस्तत्रोदगयनं रात्रिः स्याद्दक्षिणायनम् ॥ ६७.॥**

મનુષ્યોનું એક વર્ષ થાય ત્યારે દેવનાં દિવસરાત્રિ થાય. તેનો વિભાગ આ પ્રમાણે છે કે તેમાં ઉત્તરાયણ એ દિવસ છે તથા દક્ષિણાયન એ રાત્રિ છે. ૬૭.

મનુષ્યોનું એક વર્ષ એટલે બાર માસ થાય ને દેવોનું એક અહોરાત્ર ગણાયછે મકર, કુંભ, મીન, મેષ, વૃષ અને મિથુન એ છ સંક્રાંતિઓરૂપ ઉત્તરાયણ કે જેમાં સૂર્ય પૂર્વ દિશાના ઉત્તર ભાગતરફ ઉદય પામી ગતિ કરેછે તે કાળ દેવોના દિવસ કહેવાયછે તેમા ઘણેભાગે દેવસંબંધી કર્મોનું અનુષ્ઠાન થાયછે કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક અને ધન એ છ સંક્રાંતિઓરૂપ દક્ષિણાયન કે જેમા સૂર્ય પૂર્વ દિશાના દક્ષિણ ભાગતરફ ઉદય પામી ગતિ કરેછે તે કાળ દેવોની રાત્રિ ગણાયછે

હવે બ્રહ્માનાં રાત્રિદિવસ તથા યુગોનું પ્રમાણ સાંભળવામાં ઋષિઓને ઉન્મુખ કરેછે—

**ब्राह्मस्य तु क्षपाहस्य यत्प्रमाणं समासतः ॥**
**एकैकशो युगानां तु क्रमशस्तन्निबोधत ॥ ६८ ॥**

બ્રહ્માનાં રાત્રિદિવસનું તથા પ્રત્યેક યુગનું જે પ્રમાણ છે તે સંક્ષેપથી ક્રમવાર સાંભળો ૬૮

બ્રહ્માના એટલે બ્રહ્માના લોકમાં જે દિવસરાત્રિ થાયછે તેનું તથા સત્યયુગવગેરે યુગોનું પ્રમાણ સંક્ષેપમાં ક્રમવાર સાંભળો પ્રકૃત એટલે ચાલતા ભૂતવિભાગના વર્ણનમાં બ્રહ્માના રાત્રિદિવસ તથા યુગનું પ્રમાણ જણાવવામાટે શ્રવણ કરનારાઓનું ખાસ ધ્યાન ખેંચ્યુ તે એમ જણાવવાને કે બ્રહ્માનો કાલ જાણવાથી પુણ્યફળ થાયછે

ઉપરના શ્લોકમાં કહેવાપ્રમાણે પ્રથમ યુગનું પ્રમાણ જણાવેછે—

**चत्वार्याहुः सहस्राणि वर्षाणां तु कृतं युगम् ॥**
**तस्य तावच्छती सन्ध्या सन्ध्यांशश्च तथाविधः ॥६९॥**

ચાર હજાર વર્ષ થાય ત્યારે સત્યયુગનો કાળ પૂર્ણ થાયછે એ સત્યયુગની સંધ્યા ચારસો વર્ષની છે અને તેનો સંધ્યાંશ પણ તેટલો જ એટલે ચારસો વર્ષનો છે ૬૯

દેવસંબંધી વિષય ચાલુ હોવાથી અહીં જે વર્ષો લખેલા છે તે વર્ષો દેવતાના સમજવાં વિષ્ણુપુરાણમા આ પ્રમાણે કહ્યુ છે કે—

दिव्यैर्वर्षसहस्रैस्तु कृतत्रेतादिसंज्ञितम् ।
चतुर्युगं द्वादशभिस्तद्विभागं निबोध मे ॥

'દેવતાઓના બારહજાર વર્ષ થાય તેમાં સત્ય ત્રેતાદિ નામોથી કહેવાતા ચાર યુગો થઇ જાયછે તેનો વિભાગ મારી પાસેથી સાંભળો" આ ઉપરથી પણ અહીં દેવતાના વર્ષજ લેવા એને ચારહજાર દિવ્ય વર્ષો તે સત્યયુગનો માન છે એ સત્યયુગની સંખ્યા તથા સંધ્યાંશ ચારસો ચારસો વર્ષના છે યુગનો પ્રથમનો ભાગ સંધ્યા તથા પાછળનો ભાગ સંધ્યાંશ કહેવાયછે વિષ્ણુ પુરાણમાં કહ્યું છે કે—

तत्प्रमाणैः शतैः सन्ध्या पूर्वा तत्राभिधीयते ।
सन्ध्यांशकश्च तत्तुल्यो युगस्यानन्तरो हि यः ॥
सन्ध्यासन्ध्यांशयोरन्तर्यः कालो मुनिसत्तम ।
युगाख्यः स तु विज्ञेयः कृतत्रेतादिसंज्ञकः ॥

"યુગનું પરિમાણ જેટલા હજાર વર્ષનું હોય તેટલા સો વર્ષના પરિમાણવાળો તે યુગના પ્રથમ ભાગ સંધ્યા કહેવાયછે અને સંધ્યાંશ પણ તેટલા પરિમાણવાળો જ છે કે જે, તે યુગ ઉતરતી વખતે આવેછે હે મુનિસત્તમ' સંધ્યા તથા સંધ્યાંશના મધ્ય ભાગમાં જે કાળ હોય તે સત્ય, ત્રેતાવગેરે નામોથી પ્રસિદ્ધ યુગ નામનો કાળ જાણવો

ત્રેતાવગેરે બીજા યુગોનાં પરિમાણ કહેછે—

## इतरेषु ससन्ध्येषु ससन्ध्यांशेषु च त्रिषु ॥
## एकापायेन वर्त्तन्ते सहस्राणि शतानि च ॥ ७० ॥

સંધ્યા તથા સંધ્યાંશસહિત બીજા ત્રણ યુગોમાં એક એક ઓછી કરતી હજારની તથા નાની સંખ્યા હોયછે ૭૦

સંધ્યા તથા સંધ્યાંશસહિત બીજા ત્રણ યુગોમાં એટલે ત્રેતાયુગ દ્વાપરયુગ અને કલિયુગમાં એક એક ઓછી કરેલી હજારની તથા એક એક ઓછી કરેલી સોની સંખ્યા હોયછે અર્થાત્ ત્રેતાયુગનું પરિમાણ દિવ્ય ત્રણહજાર વર્ષોનું તથા તેની સંધ્યાના ત્રણસો વર્ષ અને સંધ્યાંશના પણ ત્રણસો વર્ષ હોયછે એવીજરીતે દ્વાપરયુગ બેહજાર દિવ્ય વર્ષનો અને તેની સંધ્યા તથા સંધ્યાંશ એ બન્ને બસો બસો વર્ષના હોયછે તથા કલિયુગ એકહજાર દિવ્ય વર્ષનો અને તેની સંધ્યા તથા સંધ્યાંશ એ બન્ને એકસો એકસો વર્ષના હોયછે આવી રીતે પૂર્વ પૂર્વ યુગકરતા હુતા ઉત્તર યુગમાં એક એક હજાર વર્ષની ન્યૂનતા થતી જાયછે એટલે સત્યયુગ

ચાર હજાર વર્ષનો, ત્રેતાયુગ ત્રણ હજાર વર્ષનો, દ્વાપરયુગ બે હજાર વર્ષનો અને કલિયુગ એક હજાર વર્ષનો છે, એમજ પૂર્વ પૂર્વ યુગકરતાં ઉત્તર ઉત્તર યુગની સંધ્યા તથા તેના સંધ્યાંશમાં પણ એકસો એકસો વર્ષની ન્યૂનતા થતી જાયછે. જેમકે સત્યયુગની સંધ્યા તથા તેનો સંધ્યાંશ એ બન્ને ચારસો ચારસો વર્ષનાં છે ત્યારે ત્રેતાયુગનાં તે ત્રણસો ત્રણસો વર્ષનાં, દ્વાપરયુગનાં બસો બસો વર્ષનાં અને કલિયુગનાં એકસો એકસો વર્ષનાં છે આવી રીતે ચારે યુગ તથા તેઓની સંધ્યા અને તેઓના સંધ્યાંશ એ સઘળું મળીને બાર હજાર દિવ્ય વર્ષો થાયછે.

દેવતાઓનો યુગ કહેછે—

**यदेतत्परिसंख्यातमादावेव चतुर्युगम् ॥**
**एतद्द्वादशसाहस्रं देवानां युगमुच्यते ॥ ७१ ॥**

દેવસંબંધી બારહજાર વર્ષમાં મનુષ્યોના ચાર યુગો થાયછે એ બાબત જે પ્રથમ કહેલી છે, તે પ્રમાણે મનુષ્યોના ચાર યુગો થાય ત્યારે દેવોનો એક યુગ કહેવાયછે ૭૧

પહેલાં જે મનુષ્યસંબંધી ચાર યુગો ગણવામાં આવ્યા તે ચાર યુગો થાય ત્યારે દેવોનો એક યુગ થાય એમ કહેવાયછે ચાર યુગ કહેવાથી તેમાં તેની સંધ્યા તથા સંધ્યાંશ પણ આવી જ જવા જોઇએ એમ સમજાવવામાટે બાર હજાર વર્ષની સંખ્યા આપેલી છે કારણકે સંધ્યા તથા સંધ્યાંશના વર્ષો મેળવવામાં આવે ત્યારે જ ચાર યુગના બાર હજાર વર્ષો પૂરા થાયછે

અડસઠમા શ્લોકમાં કહ્યા પ્રમાણે બ્રહ્માના રાત્રિદિવસનું પરિમાણ કહેછે—

**दैविकानां युगानां तु सहस्रं परिसंख्यया ॥**
**ब्राह्ममेकमहर्ज्ञेयं तावतीं रात्रिमेव च ॥ ७२ ॥**

દેવતાના યુગોની એક હજાર સંખ્યા થતાં બ્રહ્માનો એક દિવસ જાણવો અને તેની રાત્રિ પણ તેવડી જ સમજવી ૭૨.

દેવતાના એક હજાર યુગ એટલે મનુષ્યના ચાર હજાર યુગનો બ્રહ્માનો એક દિવસ જાણવો અને બ્રહ્માની રાત્રિ પણ તેવડી જ એટલે દેવતાના એક હજાર યુગજેવડી સમજવી

બ્રહ્માના અહોરાત્ર જાણવાનું ફળ કહેછે—

**तद्वै युगसहस्रान्तं ब्राह्मं पुण्यमहर्विदुः ॥**
**रात्रिं च तावतीमेव तेहोरात्रविदो जनाः ॥ ७२ ॥**

હજાર યુગથી પૂર્ણ થતા તે પવિત્ર બ્રાહ્મ એટલે બ્રહ્માના દિવસને તથા તેટલા જ પરિમાણવાળી તેની રાત્રિને જે લોકો જાણેછે તેઓ જ દિવસરાત્રિને જાણનારા છે એમ સમજવું. ૭૨.

તે બ્રહ્માનો દિવસ કે જેની દિવ્ય એક હજાર યુગવડે સમાપ્તિ થાયછે તેને તથા તેવડી જ તેની રાત્રિને જેઓ જાણેછે તેઓ જ દિવસ રાત્રિને જાણનારા છે. આ પ્રમાણે તે જાણનારાઓની સ્તુતિ કરેલી હોવાથી બ્રહ્માનાં અહોરાત્ર જાણવાં જ જોઇએ એવો સાર નિકળેછે અને તે જાણવાથી પુણ્ય થાયછે એમ સૂચવવા તેને પુણ્ય એટલે પવિત્ર ગણેલ છે.

પોતાના અહોરાત્રને અંતે બ્રહ્મા અવાંતર સૃષ્ટિ કરેછે તે જણાવેછે—

**तस्य सोहर्निशस्यान्ते प्रसुप्तः प्रतिबुद्ध्यते ॥**
**प्रतिबुद्धश्च सृजति मनः सदसदात्मकम् ॥ ७४ ॥**

યોગનિદ્રાને અધીન થયેલા તે બ્રહ્મા તે અહોરાત્રને અંતે જાગેછે અને જાગીને સત્સદાત્મક એટલે કાર્યકારણાત્મક મનને સરજેછે. ૭૪.

પોતાના અહોરાત્રની સમાપ્તિમાં જાગેલા બ્રહ્મા પોતાના મનને સરજેછે એટલે ભૂર્લોકવગેરે ત્રણ લોકની સૃષ્ટિમાટે મનને સમાહિત કરેછે. અહીં સરજેછે એનો અર્થ, ઉત્પન્ન કરેછે એમ કરવાનો નથી કારણકે મહાપ્રલય પછી મનની ઉત્પત્તિ તો કહેવામા આવી છે અને અવાંતર પ્રલય જેમાં ભૂર્લોક-વગેરે ત્રણ લોકનો જ નાશ થાયછે તેમાં મનનો નાશ થતો નથી તેથી અવાંતર પ્રલયપછીની આ અવાતર સૃષ્ટિમાં મનની ઉત્પત્તિ ઘટતી નથી પણ તેને સૃષ્ટિ કરવામાં જોડવું જ ઘટેછે. પુરાણનાં સૃષ્ટિપ્રકરણમાં કહેવામા આવેછે કે— "मनः सिसृक्षया युक्तं सर्गाय नियुंक्ते पुनः । એટલે સરજવાની ઇચ્છાથી યુક્ત મનને ફરીથી સૃષ્ટિમાટે જોડ્યું." અથવા અહીં મન એટલે મહત્તત્વ સમજવું કારણકે મન, મહાન્, મતિ, બુદ્ધિ એ બધા શબ્દો મહત્તત્વને કહેનારા છે. જો કે મહત્તત્વ મહાપ્રલયપછી જ તરત ઉત્પન્ન થયું છે અને महान्तमेव चात्मानं० । એ આ અધ્યાયના પંદરમા શ્લોકથી મહત્તત્વની સૃષ્ટિ પણ કહેલી છે, તોપણ ભૂતોની

ઉત્પત્તિનો ક્રમ અને તેઓના (ભૂતોના) ગુણો જે પ્રથમ કહેલ નથી તે કહેવા-માટે અહીં મહત્તત્વાદિની સૃષ્ટિનો અનુવાદ કરેછે એમ સમજવું

મન એટલે મહત્તત્વથી આકાશની ઉત્પત્તિ અને આકા-શનો ગુણ જણાવેછે—

**मनः सृष्टिं विकुरुते चोद्यमानं सिसृक्षया ॥**
**आकाशं जायते तस्मात्तस्य शब्दं गुणं विदुः ॥७५॥**

સૃજવાની ઇચ્છાથી પ્રેરણા કરાતું મન એટલે મહત્તત્વ સૃષ્ટિને કરેછે, એટલે તે મહત્તત્વથી આકાશ ઉત્પન્ન થાયછે તે આકાશનો ગુણ શબ્દ છે એમ મન્વાદિકો જાણેછે ૭૫

પરમાત્માની સૃજવાની ઇચ્છાથી પ્રેરણા કરાયેલું તે મહત્તત્વ સૃષ્ટિ કરેછે ત્યારે તેથી આકાશ ઉત્પન્ન થાયછે તે આકાશ પ્રથમ કહેલ પ્રકારના અનુસારથી અહંકાર તથા તન્માત્રાના ક્રમથી થય છે એમ જાણવું આકાશનો ગુણ શબ્દ છે એમ મન્વાદિ જાણેછે, ગુણ હોય તે આશ્રિત હોયછે તેથી શબ્દરૂપ ગુણનો આશ્રય આકાશ છે. એટલે આકાશવિના શબ્દનો સંભવ નથી

આકાશથી વાયુની ઉત્પત્તિ અને વાયુનો ગુણ જણાવેછે—

**आकाशात्तु विकुर्वाणात्सर्वगन्धवहः शुचिः ॥**
**बलवाञ्जायते वायुः स वै स्पर्शगुणो मतः ॥ ७६ ॥**

વિકાર પામતા આકાશમાંથી સઘળા ગંધોનું વહન કરનાર, પવિત્ર અને બળવાન્ વાયુ ઉત્પન્ન થાયછે તે વાયુ સ્પર્શ ગુણવાળો મનાયેલો છે ૭૬.

વિકાર પામતા આકાશથી વાયુ ઉત્પન્ન થાયછે તે પવિત્ર તથા અપવિત્ર એ સઘળા ગંધોનું વહન કરનાર છતા પોતે તો પવિત્ર જ રહેછે, અથવા પવિત્ર એટલે બીજાને શુદ્ધ કરનાર સમજવો કહ્યું છે કે—"पन्थानश्च विशुध्यन्ति सोम-सूर्यांशुमारुतैः । એટલે ચંદ્ર તથા સૂર્યના કિરણો અને વાયુવડે માર્ગોની શુદ્ધિ થાય-છે" એ વાયુ બળવાન્ છે કારણકે જે કાંઇ ચેષ્ટા થાયછે તે વાયુનું જ કર્મ છે જેમ, આક્ષેપ, ઉંચું, નીચું અને આડું જવું ઇત્યાદિ જે કાંઇ ચલન તથા સ્પંદન છે તે સર્વે વાયુના બળમાં જ છે, એમ દેખાડવામાટે બલવાન એ વિશેષણ વા-યુને આપેલું છે જેઓ એક ભૂતમાંથી બીજા ભૂતની ઉત્પત્તિ માનતા નથી પણ સર્વે ભૂતોની ઉત્પત્તિ મહત્તત્વથી જ થાયછે એમ માનેછે તેઓ આ પ્રકરણના અર્થની

એવી યોજના કરેછે કે, આકાશ થયાપછી વિકાર પામેલ એટલે સ્પર્શ તન્માત્રાના ભાવને પામેલ મહત્તત્વથી વાયુ થયો અગ્નિ, જળ તથા પૃથ્વીની ઉત્પત્તિમા પણ એવા પ્રકારની જ યોજના કરેછે જેમકે વાયુ થયાપછી વિકારને પામેલ એટલે રૂપ તન્માત્રાના ભાવને પામેલ મહત્તત્વથી તેજ થયુ, તેજ થયા પછી વિકારને પામેલ એટલે રસ તન્માત્રાના ભાવને પામેલ મહત્તત્વથી જલ થયુ અને જલ થયાપછી વિકારને પામેલ એટલે ગંધ તન્માત્રાના ભાવને પામેલ મહત્તત્વથી પૃથ્વી થઇ પણ આ પ્રકરણના બીજા સઘળા વ્યાખ્યાનકારોને એવી યોજના ઇષ્ટ હોય એમ જોવામા આવતુ નથી

વાયુથી તેજની ઉત્પત્તિ અને તેજનો ગુણ કહેછે—

**वायोरपि विकुर्वाणाद्विरोचिष्णु तमोनुदम् ॥**
**ज्योतिरुत्पद्यते भास्वत्तद्रूपगुणमुच्यते ॥ ७७ ॥**

વિકાર પામતા વાયુથી પણ પરને પ્રકાશ આપનાર, અંધકારનો નાશ કરનાર અને પોતે પ્રકાશનાર તેજ ઉત્પન્ન થાયછે, તેજનો ગુણ રૂપ છે એમ કહેવાયછે ૭૭

વિકાર પામેલા વાયુથી ઉત્પન્ન થયુ તેજ અંધકારનો નાશ કરનાર છે તથા તે બીજાને પ્રકાશિત કરેછે અને પોતે પોતાનીમેળે જ પ્રકાશેછે તેનો ગુણ રૂપ છે

તેજથી જલની ઉત્પત્તિ તથા જલથી પૃથ્વીની ઉત્પત્તિ અને તેના ગુણો કહેછે—

**ज्योतिपश्च विकुर्वाणादापो रसगुणाः स्मृताः ॥**
**अद्भ्यो गन्धगुणा भूमिरित्येषा सृष्टिरादितः ॥७८॥**

વિકાર પામતા તેજથી જળ ઉત્પન્ન થયુ કે જે જળ રસ નામના ગુણવાળુ ગણ્યુ છે જળથી ગંધ ગુણવાળી પૃથ્વી થઇ એ પ્રમાણે આદિથી આ સૃષ્ટિ થાયછે ૭૮

મધુરનગેરે રસ એ જળનો ગુણ છે અને સુરભિ તથા અસુરભિ ગંધ એ પૃથ્વીનો ગુણ છે આકાશથી પૃથ્વીસૂધીમા પ્રત્યેક ભૂતનો જે એક એક ગુણ કહેવામાં આવ્યો તે તે ગુણ તે તે ભૂતનો સાંસિદ્ધિક ગુણ છે એમ સમજવું પૂર્વ પૂર્વ ભૂતનો ગુણ ઉત્તર ઉત્તર ભૂતમાં આવવાથી ઉત્તર ઉત્તર ભૂતમાં જે એક

એક યુગનો વધારો થતો જાયછે તે તો આ અધ્યાયના ત્રીજના શ્લોકમાં બ તાવવાના આવેલ છે

ઉપર પ્રમાણે બ્રહ્માનાં અહોરાત્રસુધીનું પરિમાણ કહીને તથા તે પ્રસંગને લઇને અવાંતર સૃષ્ટિના આરંભનું વર્ણન કરીને હવે મન્વંતરનું પરિમાણ કહેછે—

यत्प्राग्द्वादशसाहस्रमुदितं दैविकं युगम् ॥
तदेकसप्ततिगुणं मन्वन्तरमिहोच्यते ॥ ७९ ॥

પ્રથમ જે દિવ્ય બાર હજાર વર્ષનો દેવતાઓનો યુગ કહ્યો છે તેનાથી એ કોતેરગણો એક મન્વંતર આ શાસ્ત્રમાં કહેવાયછે ૭૯

બાર હજાર દિવ્ય વર્ષ તે મનુષ્યના ચાર યુગ અને દેવતાઓનો એક યુગ કહેવાયછે એ પ્રમાણે દેવતાઓના એકોતેર યુગ તે એક મન્વંતર કહેવાયછે એક મન્વંતરમાં એક મનુનો સૃષ્ટિ વગેરેનો અધિકાર હોયછે

આવા અસંખ્ય મન્વંતરો થવા, અસંખ્ય સૃષ્ટિઓ થવી અને અસંખ્ય પ્રલયો થવા એ સઘળું પ્રજાપતિને ક્રીડા માત્ર છે અર્થાત્ તે કરવામાં તેને કંઇ શ્રમ વગેરે નથી એમ તેની અચિંત્યશક્તિ જણાવેછે—

मन्वन्तराण्यसङ्ख्यानि सर्गः संहार एव च ॥
क्रीडन्निवैतत्कुरुते परमेष्ठी पुनः पुनः ॥ ८० ॥

મન્વંતરો અસંખ્ય છે તેમ સૃષ્ટિ તથા સંહાર પણ અસંખ્ય છે અને એ સઘળું બ્રહ્મા જાણે ક્રીડા કરતા હોય તેમ વારંવાર કરેછે ૮૦

મહિનાઓની સંખ્યા બારની હોવા છતાં તેઓની ફરી ફરીને આવૃત્તિ થયા કરતી હોવાથી અસંખ્ય મહિનાઓ ચાલ્યા ગયા છે એમ કહેવામાં જેમ કશો બાધ નથી તેમ શાસ્ત્રોમાં મન્વંતરની સંખ્યા ચૌદની હોવા છતાં તેઓની ફરી ફરીને આવૃત્તિ થયા કરતી હોવાથી અસંખ્ય મન્વંતરો કહેવામાં કશો વિરોધ નથી એવી રીતે સૃષ્ટિ અને સંહાર પણ આવૃત્તિને લીધે અસંખ્ય છે કારણ કે બ્રહ્મા જાણે ક્રીડા કરતા હોય તેમ આ સઘળું વારંવાર કર્યા કરેછે સુખને માટે થતી પ્રવૃત્તિ ક્રીડા કહેવાયછે અને બ્રહ્મા તો પોતે પૂર્ણકામ હોવાથી તેને સુખને માટે પ્રવૃત્તિ કરવી ઘટતી નથી તેથી જ જાણે ક્રીડા કરતા

હોય' એમ કહી ખરેખર ક્રીડા કરતા નથી એમ જણાવ્યું છે પૂર્ણકામને આ પ્રકારની પ્રવૃત્તિ જ કેમ ઘટે? એવી શંકાનું સામાધાન એ છે કે તે તેની પ્રવૃત્તિ લીલાથી એટલે એના પ્રકારના સ્વભાવથી થાયછે કોઇ પણ પ્રકારની કામનાથી કે પ્રયોજનથી એ પ્રવૃત્તિ નથી વ્યાસસૂત્ર પણ એ પ્રમાણે જ કહેછે કે ' लोकवत्तु लीलाकैवल्यम्' એટલે 'પરમાત્મા લોકની માફક કેવળ લીલાથી પ્રવૃત્તિ કરેછે લોકની માફક એટલે રાજા વગેરે જેમ લીલાથી એટલે હેતુ વિના પણ પ્રવૃત્તિ કરેછે તેમ ઇશ્વર પણ કરેછે

બ્રહ્માના અહોરાત્ર તથા મન્વતરના પરિમાણ જણાવવા માટે વચમા જે યુગોના પરિમાણ જણાવ્યા તે યુગોમા ધર્મની સ્થિતિ કેના પ્રકારની હોયછે તે જણાવેછે અને તેમા પ્રથમ સત્ય યુગમા ધર્મની સ્થિતિ કેવી હોયછે તે કહેછે—

**चतुष्पात्सकलो धर्मः सत्यं चैव कृते युगे ॥**
**नाधर्मेणागमः कश्चिन्मनुष्यान्प्रति वर्त्तते ॥ ८१ ॥**

સત્યયુગમા સઘળો ધર્મ સંપૂર્ણ હતો અને સત્ય પણ અખંડ હતું મનુષ્યોને કોઇ પણ વસ્તુની પ્રાપ્તિ અધર્મથી થતી ન હતી ૮૧

સત્યયુગમા સઘળો ધર્મ સંપૂર્ણ એટલે ચતુષ્પાદ્ અર્થાત્ સર્વ અંગોથી પૂર્ણ હતો ધર્મ એ કોઇ આકૃતિવાળો પદાર્થ નથી તેથી તેમા ચતુષ્પાદ્ એટલે મુખ્ય અંગના ચાર પાદ ન સમજવા 'वृषो हि भगवान्धर्म' એટલે ભગવાન્ ધર્મ વૃષ છે ઇત્યાદિ શાસ્ત્રમા ધર્મને વૃષપણાથી કહેલો છે તેથી તેના ચારે પાદ સમજવા એટલે તે ધર્મ સત્યયુગમા સર્વ અંગોથી પૂર્ણ હોયછે આમ આ ઠેકાણે ચતુષ્પાદ્ શબ્દ સંપૂર્ણ અર્થનો વાચક છે અથવા આગળઉપર પ્રત્યેક યુગમા તપવગેરની પ્રધાનતા કહેલી છે તે પ્રકરણમા લીધેલ તપ જ્ઞાન યજ્ઞ અને દાન એ ચારને ધર્મના ચાર પાદ ગણી સત્યયુગમા તે ચાર સમગ્ર છે એવો અર્થ પણ કરી શકાયછે અથવા યજ્ઞ જ્યારે પ્રયોગાવસ્થ હોય એટલે ચાલતો હોય ત્યારે તેમા હોતા ઉદ્‌ગાતા અધ્વર્યુ અને બ્રહ્મા એવા ચાર બ્રાહ્મણો મુખ્ય હોયછે સત્યયુગમા વેદોક્ત યજ્ઞરૂપ ધર્મ આ ચાર અંગથી પૂર્ણ હતો અર્થાત્ કોઈ પણ તેનું અંગ વૈગુણ્ય ન હતુ અથવા ધર્મને પાળનારા ચાર વર્ણ છે તેથી પણ ધર્મના ચાર પાદ કહેવાય અથવા ચાર આશ્રમો છે તેથી પણ ધર્મના ચાર પાદ કહેવાય ટૂંકામા એટલે વેદમા જે જે પ્રકારે ધર્મ કહેલો છે તે સંપૂર્ણ તે કાળમા તો કોઇપણ અંગથી ન્યૂન ન હતો વળી ધર્મના દરેક કારણમા ઘણું

કરીને ચાર અંગો હોયછે. દાખલાતરીકે દાનરૂપ ધર્મના કારણમાં દાતા, દ્રવ્ય, પાત્ર અને શ્રદ્ધા; આમ બીજામા પણ સમજી લેવું. તેથી પણ ધર્મને ચાર પાદવાળો કહ્યો છે સારાંશ એજ કે સત્યયુગમાં ધર્મ સંપૂર્ણ હોયછે. એ પ્રમાણે સત્ય પણ સંપૂર્ણ હોયછે જો કે ધર્મમાં સત્ય આવી જાયછે તોપણ ધર્મમાં સત્યની પ્રધાનતા જણાવવામાટે અથવા સત્ય એ ધર્મનો મુખ્ય હેતુ છે તેથી તેને જુદું લખેલું છે, તેથી સમજવું એમ કે, ધર્માનુષ્ઠાનનું મુખ્ય કારણ સત્ય છે એટલે સત્યને છોડી જે કાંઇ ધર્માનુષ્ઠાન કરવામા આવે તે નિષ્ફળ જ છે. આવી રીતે ધર્મ અને સત્ય સંપૂર્ણ હોવાને લીધે સત્યયુગમાં વિદ્યા ધનવગેરેની પ્રાપ્તિ અધર્મથી કોઇ ઇચ્છતુ જ નથી અર્થાત્ હાલમાં કીર્તિ કે પૈસાના ઉદ્દેશથી જ જેમ વિદ્યા ભણવામાં આવેછે અને એ બેમાંથી એકની અથવા મુખ્યત્વે પૈસાની જ પ્રાપ્તિ થયેથી વિદ્યા ભણવાના શ્રમને સફળ ગણવામા આવેછે તેમ સત્ય યુગમા હોતુ નથી તે સમયમાં તો મુખ્યત્વે ધર્મના ઉદ્દેશથી જ વિદ્યા મેળવવામાં આવેછે તથા ધન પણ આજકાલ ધર્માધર્મના વિચારને બાજુપર મૂકી ગમે તે રસ્તેથી મેળવવાની તડામાર ચાલી રહી છે તેમ સત્યયુગમા હોતું નથી તે સમયમાં તો ધર્મને અનુસરીને અને ધર્મને વાસ્તે જ ધન મેળવવામા આવેછે

પાછળના યુગોમાં એ ધર્મનો હ્રાસ કેવી રીતે થાયછે તે જણાવેછે—

## इतरेष्वागमाद्धर्मः पादशस्त्ववरोपितः ॥
## चौरिकानृतमायाभिर्धर्मश्चापैति पादशः ॥ ८२ ॥

બીજા યુગોમા અધર્મથી ધનવગેરે પદાર્થો મેળવવાથી યજ્ઞાદિ ધર્મ એક એક ચતુર્થાંશથી ઓછો થાયછે અને ધન વિદ્યાદિથી જે ધર્મ થયો હોય તે પણ ચોરી, અસત્ય અને કપટ એઓથી એક એક પાદે ન્યૂન થઇ જાયછે. ૮૨

બીજા યુગોમાં એટલે ત્રેતા, દ્વાપર અને કલિ એ ત્રણ યુગોમા અધર્મથી વિદ્યા તથા ધનવગેરેનું ઉપાર્જન થવા લાગવા યજ્ઞવગેરે વેદોક્ત ધર્મ પ્રત્યેક યુગમાં એક એક ચતુર્થાંશથી ન્યૂન થાયછે. એટલે સત્યયુગમા સોળે અંગથી યુક્ત રહેનારો ધર્મ ત્રેતાયુગમા બાર અંગવાળો થાયછે, દ્વાપરયુગમા આઠ અંશવાળો થાયછે અને કલિયુગમાં ચાર અંગવાળો થઇ તેમા પણ ધીમે ધીમે ઘસાતો જાયછે. તેમજ ધન વિદ્યાવગેરેથી મેળવેલો જે ધર્મ છે તે પણ ચોરી, અસત્ય અને કપટ એઓથી પ્રત્યેક યુગમાં એક એક ચતુર્થાંશે ઘટતો જાયછે. અહીં ચોરી, અસત્ય અને કપટ એ ત્રણને ત્રેતા, દ્વાપર અને કલિ એ ત્રણ યુગોની સાથે ક્રમપ્રમાણે જોડી ત્રેતાયુગમાં ચોરીથી, દ્વાપરમાં અસત્યથી અને કલિયુગમાં

કપટથી ધર્મનો એક એક પાદ ઓછો થાયછે એવો અર્થ કરવો નહિ કારણકે ચોરી અસત્ય અને કપટ એ ત્રણે ત્રેતાવગેરે ત્રણે યુગોમા દેખાયછે તેથી એવો અર્થ કરવો ચોરી અસત્ય અને કપટ એઓના ચાર અંશ માત્ર ત્રેતાયુગમા હોયછે દ્વાપરયુગમા આઠ અંશ હોયછે અને કલિયુગમા બાર અંશ થઇ તેપણ દિવસે દિવસે વધતા જાયછે અને તેથીજ જેમ જેમ તેઓના અંશ વધતા જાયછે તેમ તેમ ધર્મના અંશો ઘટતા જાયછે અથવા આ શ્લોકમા आगम શબ્દ છે તેનો અર્થ વેદ પણ થાયછે તેથી એવો અર્થ પણ નિકળે કે સત્યયુગમા જેને ધર્મ માનવામા આવતો તે સોળે અંશથી વેદોક્ત જ હતો પણ તે પછી ત્રેતાયુગમા પળાતો ધર્મ વેદથી ચાર અંશ દૂર થાયછે અને બાર અંશ તેને અનુસરતો રહેછે દ્વાપરમા પળાતો ધર્મ વેદથી આઠ અંશ દૂર થાયછે અને આઠ અંશ તેને અનુસરતો રહેછે તથા કલિયુગમા મનાતો ધર્મ વેદથી બાર અંશ દૂર થાયછે અને ચાર અંશ તેને અનુસરતો રહેછે અને તે પણ દિવસે દિવસે વધારે વધારે અંશ દૂર થતો જાયછે અને એ પ્રમાણે વેદથી દૂર થવાનુ કારણ એ છે કે તે ચોરી, અસત્ય અને કપટના વિગેરે વિશેષ અંશોથી દિવસે દિવસે દબાવાતો જાયછે

સત્યયુગમાં જેમ ધર્મ સંપૂર્ણ હોયછે અને પછી ત્રેતા વગેરે યુગોમા ઘટતો જાયછે તેમ મનુષ્યોનુ આયુષ પણ સત્યયુગમાં સંપૂર્ણ હોયછે અને પછી ત્રેતા વગેરે યુગોમા ક્રમે ક્રમે ઘટતું જાયછે એમ જણાવેછે—

## अरोगाः सर्वसिद्धार्थाश्चतुर्वर्षशतायुषः ॥
## कृते त्रेतादिषु ह्येषामायुर्ह्रसति पादशः ॥ ८३ ॥

સત્યયુગમા સર્વ સિદ્ધ અર્થવાળા અને રોગરહિત મનુષ્યો ચારસો વર્ષના આયુષ્યવાળા હોયછે એઓનાં આયુષ્ય ત્રેતાવગેરે યુગોમા એક એક ચતુર્થાંશથી ઘટતું જાયછે ૮૩

અધર્મ કે જે રોગના કારણરૂપ તથા ઇષ્ટસિદ્ધિનો પ્રતિબંધ કરનાર છે તેના અભાવથી સત્યયુગમા મનુષ્યો રોગરહિત તથા જેઓના ધારેલા સર્વ કાર્ય સિદ્ધ થતા આવે એવા હોવાથી ચારસો વર્ષનુ આયુષ ભોગવનારા હોયછે જેઓના શરીર રોગથી ઘેરાય તથા જેઓના મન ઇષ્ટવ્યાઘાત તથા નૈરાશ્ય આદિ કારણોથી ખુંદાય તેઓ પૂરૂ આયુષ ભોગવી શકતા નથી પણ જેઓના શરીર રોગરહિત રહે તથા જેઓના મન ઇષ્ટસિદ્ધિથી સંતોષ અને આનંદમા રહે

તેઓ અર્થાત્ જેઓના શરીર અને મન કંઇ પણ આઘાત નથી પામતાં અથવા આઘાતને ન ગણનારે એવું બળ ધરાવતાં હોયછે તેઓ વિશેષ આયુષ ભોગવેછે એવો વૈદ્યકશાસ્ત્રનો સિદ્ધાંત છે જેમ રોગ તથા અનિષ્ટપ્રાપ્તિનું કારણ અધર્મ છે તેમ, આરોગ્ય તથા ઇષ્ટપ્રાપ્તિનું કારણ ધર્મ છે ધર્મરૂપ કારણનું વિશેષ સેવન થાય તો આરોગ્ય તથા ઇષ્ટપ્રાપ્તિરૂપ કાર્યની પ્રાપ્તિ પણ વિશેષ થાયછે અને આરોગ્ય તથા ઇષ્ટપ્રાપ્તિરૂપ કારણની વિશેષ પ્રાપ્તિ થાય તો તેથી દીર્ઘજીવિતરૂપ કાર્યની વિશેષ પ્રાપ્તિ થાયછે તેથી ધર્મના સેવનમાં જેટલી દૃઢતા તેટલી દીર્ઘજીવિતની વિશેષ પ્રાપ્તિ અને ધર્મના સેવનમા જેટલી શિથિલતા તેટલો જીવિતનો સંકોચ થાયછે સત્યયુગમાં ચારસો વર્ષનું આયુષ કહ્યુ એ સામાન્ય વચન છે જેથી વિશેષ ધર્મશીલ પુરૂષો તેનાથી વિશેષ આયુષ ભોગવેછે એમ માનવામા પણ કશો બાધ નથી સત્યયુગ પછી ત્રેતાવગેરે ત્રણ યુગોમા ધર્મનો એક એક પાદ ઓછો થતો ગયો તેને લીધે મનુષ્યોના આયુષનો પણ એક એક ચતુર્થાંશ ઓછો થતો ગયો અર્થાત્ ત્રેતાયુગમા ત્રણસો વર્ષનું, દ્વાપરમા બસો વર્ષનુ અને કલિયુગમા એકસો વર્ષનું આયુષ હોયછે આ ઉપરથી એમ ન સમજવુ કે, એથી વિશેષ આયુષ કોઇ ભોગવી શકે નહિ દીર્ઘજીવિતના કારણોની વિશેષ હાજરી હોય તો બાકીના યુગોમા પણ સત્યયુગ જેટલું આયુષ ભોગવી શકાયછે એના દૃષ્ટાંતરૂપે દ્વાપરયુગના અંતમા પણ ભીષ્મ અને દ્રોણસરખા મહાપુરૂષો ચારસો ચારસો વર્ષનુ આયુષ ભોગવી શકયા હતા એ વાત આપણે આપણા ધ્યાનપર લેવી જોઇએ

સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ એ ચાર યુગોમાં પૂર્વ પૂર્વ કરતાં ઉત્તર ઉત્તર યુગમાં ધર્મનો આદર ઘટતો જવાથી આયુષ વગેરે પણ તે તે યુગમાં તે તે યુગને અનુસરતાં જ હોયછે એમ જણાવેછે—

वेदोक्तमायुर्मर्त्यानामाशिषश्चैव कर्मणाम् ॥
फलं त्वनुयुगं लोके प्रभावश्च शरीरिणाम् ॥ ८४ ॥

વેદમાં કહેલુ મનુષ્યોનુ આયુષ, ઇષ્ટપ્રાપ્તિ, કર્મોના ફળ તથા લોકમાં બ્રાહ્મણાદિકના શાપ તથા અનુગ્રહ વગેરે પ્રભાવ એ સઘળુ તે તે યુગને અનુસરતુ હોયછે ૮૪

शतायुर्वै पुरुष । એટલે "મનુષ્ય શતાયુ છે" એ વેદવાક્યમા મનુષ્યોનું જે આયુષ બતાવ્યુ છે તે પણ તે તે યુગને અનુસરતુ સમજવુ. એટલે સત્યયુ-

યતો ગયો તેમ તેમ તેમાં અધર્મના અંશો વધતા જવાથી ધર્મના અંશો ઓછા થતા ગયા અને તેથી સત્યયુગમાં ધર્મ જાળવવામાટે જે સાધનો કામે લગાડવામાં આવતાં તેના કરતાં ત્રેતાયુગમાં ધર્મસેવનમાટે તેનાં અન્ય સાધનોનો આશ્રય લેવો પડેછે કારણ કે સત્યયુગમાં જે સાધનો અનુકૂળ હોય એ જ સાધનો ત્રેતાયુગમાં અનુકૂળ હોતાં નથી. સત્યયુગમાં મનુષ્યોના આયુષ વગેરે જે પ્રકારનાં હોયછે તેનાકરતાં ત્રેતાયુગમાં તેનો પ્રકાર જૂદો હોયછે એ પણ સાધનો ફરી જવાનું કારણ છે અને એવી જ રીતે દ્વાપરયુગમાં ધર્મનાં સાધન જૂદાં હોયછે એટલે ત્રેતાયુગમાં જે સાધનો હોયછે તેનાથી અન્યપ્રકારનાં હોયછે અને કળિયુગમાં ધર્મના સાધનો વળી તેથી જૂદા પ્રકારનાં હોયછે અથવા સત્યયુગમાં ધર્મ પૂર્ણ અંશોવાળો હોયછે, ત્રેતાયુગમાં તેથી ઓછા અંશોવાળો, દ્વાપરયુગમાં તેથી ઓછા અને કળિયુગમાં તેથી પણ ઓછા અંશોવાળો હોયછે, અને તેથી વધારે વધારે ઓછાપણાને લીધે તે તે યુગમાં જૂદો જૂદો એટલે ઓછાઓછાપણાવાળો હોયછે ધર્મ શબ્દ પદાર્થોના ગુણોનો પણ વાચક હોવાથી આ શ્લોકનો એવો અર્થ પણ થાયછે કે, તે તે યુગમાં તે તે યુગના હ્રાસપ્રમાણે વૃક્ષાદિ- પદાર્થોના ધર્મ એટલે ગુણો ભિન્ન ભિન્ન પ્રકારના હોયછે એટલે પૂર્વ પૂર્વકરતા ઉત્તર ઉત્તર યુગમાં ઉતરતા પ્રકારના હોયછે

**ક્યા ક્યા યુગમાં ક્યા ક્યા ધર્મસાધનની પ્રધાનતા છે તે જણાવેછે—**

## तपः परं कृतयुगे त्रेतायां ज्ञानमुच्यते ॥
## द्वापरे यज्ञमेवाहुर्दानमेकं कलौ युगे ॥ ८६ ॥

સત્યયુગમાં તપ શ્રેષ્ઠ છે ત્રેતાયુગમાં જ્ઞાન શ્રેષ્ઠ કહેવાયછે, દ્વાપરયુગમાં યજ્ઞને જ મુખ્ય કહેછે અને કળિયુગમાં દાનને મુખ્ય કહેછે ૮૬

જો કે તપ, જ્ઞાન, યજ્ઞ અને દાન એ ચારે ધર્મસાધનો ચારે યુગમાં અનુષ્ઠાન કરવાયોગ્ય છે તોપણ સત્યયુગમાં તપની, ત્રેતાયુગમાં શાસ્ત્રજ્ઞાનની, દ્વાપરયુગમાં યજ્ઞકર્મની અને કળિયુગમાં દાનની પ્રધાનતા છે કારણકે સત્યયુગમાં મનુષ્યોનું આયુષ વિશેષ હોવાથી વિશેષ સમય અનુષ્ઠાન કરવાયોગ્ય તપ નિર્વિઘ્ને અને નિશ્ચિંતપણે થઇ શકે છે ત્રેતાયુગમાં તેથી ઓછું આયુષ હોવાને લીધે તપકરતા ઓછા સમયથી અને ઓછા શ્રમથી સાધ્ય શાસ્ત્રજ્ઞાનને ધર્મનું મુખ્ય સાધન ઠરાવવામાં આવેલ છે, દ્વાપરયુગમાં એથી પણ ઓછું આયુષ હોવાથી શાસ્ત્રજ્ઞાનમાં જોઇતા સમયકરતા ઓછા સમયથી અને ઓછા શ્રમથી સાધ્ય યજ્ઞાદિ-કર્મોને ધર્મના મુખ્ય સાધનતરીકે ગણ્યાં છે અને કળિયુગમાં એથી પણ

વેદાધ્યયન કરવું વેદાધ્યયન કરાવવું યજ્ઞ કરવા યજ્ઞ કરાવવા અને દાન દેવું તથા દાન લેવું એ છ કર્મ બ્રાહ્મણોના નક્કી કરવામાં આવ્યાં ૮૮

મુખરૂપ ઉચ્ચ સ્થાનથી ઉત્પત્તિને પામેલા બ્રાહ્મણોના કર્મ પણ અતિ ઉચ્ચ પ્રકારનાં નક્કી કરવામાં આવ્યાં તેમાં વેદાધ્યયન કરવું યજ્ઞ કરવા તથા દાન દેવું એ ત્રણ કર્મો તેના પોતાના કલ્યાણમાટે તથા બીજાના કલ્યાણ કરવાની યોગ્યતા મેળવવામાટેનાં છે વેદાધ્યયન કરાવવું, યજ્ઞ કરાવવા તથા દાન લેવું એ ત્રણ કર્મો બીજાના કલ્યાણમાટે છે એ ત્રણમાં પણ વેદાધ્યયન કરાવવું એ અવશ્ય આદર કરવાયોગ્ય છે, યજ્ઞ કરાવવા એ મધ્યમ પક્ષે આદર કરવાયોગ્ય છે અને દાન લેવું એ તેને પોતાનેમાટે બહુ આદર કરવાયોગ્ય નથી આ સૃષ્ટિના પ્રકરણમાં અધ્યયનાદિકોનું કથન સૃષ્ટિવિશેષપણાને લીધે છે તેઓનો વિધિ તો આગળઉપર કહેવામાં આવશે

ક્ષત્રિયના કર્મો કહેછે—

# प्रजानां रक्षणं दानमिज्याध्ययनमेव च ॥
# विषयेष्वप्रसक्तिश्च क्षत्रियस्य समासतः ॥ ८९ ॥

પ્રજાઓનું રક્ષણ દાન દેવું યજ્ઞ કરવા વેદાધ્યયન કરવું અને વિષયોમાં આસક્તિ ન રાખવી એ સંક્ષેપથી ક્ષત્રિયનાં કર્મ છે ૮૯

પ્રજાઓનું રક્ષણ કરવું વગેરે કર્મો ક્ષત્રિયને માટે કહેલાં છે વિષયોમાં આસક્તિ ન રાખવી એટલે ગીત નૃત્ય સ્ત્રીઓનો ઉપભોગ ઇત્યાદિના સેવનમાં ફસી રહેવું નહિ કારણ કે તેમાં ફસી રહેનારાઓથી પ્રજાઓનું રક્ષણ કરવું દાન દેવું યજ્ઞ કરવા અને વેદાધ્યયન કરવું એ કાંઈ પણ બનતું નથી પણ તેથી ઉલટી રીતે તેઓ પ્રજાઓનું ભક્ષણ કરવાથી પણ પાછા હઠતા નથી વિધિપૂર્વક પાત્રે દાન કરવાને બદલે અવળે માર્ગે પૈસા ઉડાવવાસારૂ પ્રજાને વધારે વધારે ચુસતા રહેછે યજ્ઞો કરવાને બદલે અગ્નિને ક્રિયપણાથી હિંસા અને વ્યભિચાર આદિ પાપ નાટક તથા વેદનું અધ્યયન કરવાને બદલે વિષયપ્રપંચાદિકની વાતો સાંભળ્યા કરેછે

વૈશ્યનાં કર્મો કહેછે—

# पशूनां रक्षणं दानमिज्याध्ययनमेव च ॥
# वणिक्पथं कुसीदं च वैश्यस्य कृषिमेव च ॥ ९० ॥

પશુઓનું સંરક્ષણ, દાન દેવું, યજ્ઞ કરવા, વેદનું અધ્યયન કરવું, વ્યાપાર કરવો, વ્યાજનો ધંધો કરવો તથા ખેડ કરવી; એ વૈશ્યનાં કર્મો છે. ૯૦.

પશુઓનું સંરક્ષણ કરવું વગેરે કર્મો વૈશ્યનેમાટે નક્કી કરેલાં છે દાન દેવું, યજ્ઞ કરવા તથા વેદનું અધ્યયન કરવું એ ત્રણ કર્મો પારલૌકિક કલ્યાણમાટે છે અને પશુઓનું રક્ષણ, જળમાર્ગે તથા સ્થલમાર્ગે પ્રવાસ કરી વેપાર કરવો, એક ઠેકાણે સ્થિતિ કરી વ્યાજનો ધંધો કરવો તથા ખેડ કરવી એ ચાર કર્મો આ લોકમાં સુખ મેળવવાના મૂળરૂપ ધનધાન્યની અભિવૃદ્ધિ કરનારાં છે, જે ધનધાન્યરૂપ સાધનથી તેઓ પોતે સુખી રહી, બીજા લોકોને ઉપયોગી તથા લાભ કરનારા થાયછે.

શૂદ્રનાં કર્મો કહેછે—

**एकमेव तु शूद्रस्य प्रभुः कर्म समादिशत् ॥**
**एतेषामेव वर्णानां शुश्रूषामनसूयया ॥ ९१ ॥**

ગુણની અનિંદાપૂર્વક એ ત્રણે વર્ણોની સેવા કરવી એ એક જ કર્મ બ્રહ્માએ શૂદ્રોનેમાટે બનાવેલું છે. ૯૧.

દ્વેષબુદ્ધિથી કોઇના પણ ગુણઉપર આક્ષેપ ન કરતા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણની સેવા કરવી એ જ એક કર્મ શૂદ્રોનેમાટે મુખ્યત્વે નિર્માણ કરવામાં આવ્યું છે. આસિવાય તેઓ બીજું કંઇ કર્મ ન જ કરી શકે એમ સમજવું નહિ કારણ કે પંચયજ્ઞ વગેરે બીજાં પણ કેટલાંક કર્મો શાસ્ત્રમાં તેને માટે વિહિત છે જેમકે "पञ्चयज्ञविधानं तु शूद्रस्यापि विधीयते ॥" એટલે પંચયજ્ઞનું વિધાન શૂદ્રનેમાટે પણ વિહિત ગણવામાં આવેછે. તેમ જ "शूद्रस्य द्विजशुश्रूषा सर्वशिल्पानि चाप्यथ ॥" એટલે "ત્રણે વર્ણની સેવા અને સર્વ પ્રકારની કારીગિરી વગેરે શૂદ્રનાં કર્મ છે" ઇત્યાદિ શાસ્ત્રવચનો મળી આવેછે.

ઉપરપ્રમાણે તે તે વર્ણનાં ધર્મકર્મો કહીને હવે પ્રધાનપણાથી જગતની રક્ષા કરનાર બ્રાહ્મણ હોવાથી તેમ જ આ શાસ્ત્રમાં બ્રાહ્મણને મુખ્ય ગણીને ધર્મનું કથન હોવાથી તથા આ શાસ્ત્રનું પ્રવચન કરવાનો અધિકાર બ્રાહ્મણનો જ હોવાથી બ્રાહ્મણની શ્રેષ્ઠતા બતાવવાનો ઉપક્રમ કરેછે—

**ऊर्ध्वं नाभेर्मेध्यतरः पुरुषः परिकीर्त्तितः ॥**
**तस्मान्मेध्यतमं त्वस्य मुखमुक्तं स्वयंभुवा ॥ ९२ ॥**

પુરુષને નાભિથી ઉપરના ભાગમા અત્યન્ત પવિત્ર કહેલો છે અને તેમા પણ એનુ મુખ વિશેષ પવિત્ર છે, એમ બ્રહ્માએ કહેલુ છે

નાભિથી ઉપરના ભાગમા પુરુષની પવિત્રતા અત્યત છે એમ કહેવાથી તેના સમગ્ર શરીરની સામાન્ય પવિત્રતા છે એમ અર્થાત્ સિદ્ધ થાય. નાભિથી ઉપરના ભાગમા પણ મુખ વિશેષ પવિત્ર છે બ્રાહ્મણોની શ્રેષ્ઠતા દર્શાવવાના પ્રકરણમા મુખની પવિત્રતાનુ વર્ણન અસગત છે એમ સમજવુ નહિ કારણ કે ૮૭ મા શ્લોકમા કરેલ સૂચનપ્રમાણે બ્રાહ્મણ વર્ણની ઉત્પત્તિ વિરાટ્ પુરુષના મુખથી ગણેલી હોવાથી આ શ્લોકમા આપેલુ મુખની પવિત્રતાનુ વર્ણન બ્રાહ્મણોની શ્રેષ્ઠતાના પ્રકરણના પાયારૂપ છે

બ્રાહ્મણજાતિ સર્વકરતાં શ્રેષ્ઠ છે એમ તેનાં કારણોસહિત જણાવેછે—

**उत्तमाङ्गोद्भवाज्ज्यैष्ठ्याद्ब्रह्मणश्चैव धारणात् ॥**
**सर्वस्यैवास्य सर्गस्य धर्मतो ब्राह्मणः प्रभुः ॥ ९३ ॥**

મુખમાથી ઉત્પન્ન થવાને લીધે ક્ષત્રિયાદિથી પ્રથમ ઉત્પન્ન થવાને લીધે તથા વેદનુ ધારણ કરવાને લીધે બ્રાહ્મણ આ સકળ જગતનો ધર્મથી પ્રભુ છે ૯૩

મનુષ્યની શ્રેષ્ઠતા અને એ શ્રેષ્ઠતાને લઇને માનપાત્રતાના મુખ્ય રે જન્મની વિશુદ્ધતા, વયોવૃદ્ધતા અને જ્ઞાનવૃદ્ધતા એ ત્રણ કારણો હોયછે બ્રાહ્મણ વર્ણની ઉત્પત્તિ વિરાટ્પુરુષના સર્વ અગોમા અતિ પવિત્ર ગણાતા મુખથી થયેલ હોવાને લીધે તેઓની જન્મની વિશુદ્ધતા ક્ષત્રિયાદિ કરતા વિશેષ છે સર્વ વર્ણો કરતા તેની ઉત્પત્તિ પ્રથમ થયેલ હોવાથી તે સર્વ વર્ણોકરતા વયોવૃદ્ધ પણ ઇશ્વરના વરથી જ નિર્માણ થયેલ છે અને તેથી અન્યવર્ણના પુરુષો વૃદ્ધ હોય તો પણ બ્રાહ્મણ વર્ણપ્રતિ બાળકજેવા છે અને બ્રાહ્મણ વર્ણના પુરુષો બાળક હોય તો અન્ય વર્ણપ્રતિ વૃદ્ધજેવા છે, અર્થાત્ અન્ય વર્ણના વૃદ્ધ પુરુષોને પણ બ્રાહ્મણ વર્ણનો બાળક પુરુષ પણ નમન કરવાયોગ્ય ગણાયછે આવી રીતે તેનામા વયોવૃદ્ધતા પણ છે અને સર્વ શાસ્ત્રોના મૂળરૂપ વેદનુ ધારણ કરવાથી તેઓમા જ્ઞાનવૃદ્ધતા પણ છે આ ત્રણ કારણોને લીધે બ્રાહ્મણ આખા સસારનો ધર્મથી પ્રભુ છે એટલે જેઓ ધર્મને અનુસરનારા હોય તેઓએ બ્રાહ્મણને પ્રભુ એટલે ઇશ્વરતુલ્ય માનવી નજરથી જોવા માત્ર વ્યવહાર દૃષ્ટિથી એટલે બાહ્ય-સ્થૂળ દૃષ્ટિથી બ્રાહ્મણવર્ણની પ્રભુતા ધ્યાનમા આવે નહિ કારણકે બ્રાહ્મણની પ્રભુતા વ્યવહારને લઇને નથી પણ તે

એની પ્રભુતા તો ધર્મને લઇને છે એટલે આંતર-સૂક્ષ્મ દૃષ્ટિથી ધ્યાનમાં આવે તેમ છે. બ્રાહ્મણ વર્ણની પ્રભુતાનાં ત્રણ કારણો જણાવ્યાં છે તેમાં પણ છેલ્લું કારણ મુખ્ય છે. કુલીન તથા વયોવૃદ્ધ છતાં પણ મૂર્ખ માણસો અકુલીન અને નાનાં બાળકની પેઠે અપમાન તથા અનાદરનું પાત્ર થાયછે એવો પ્રચલિત વ્યવહાર જોવાથી પૂર્વનાં બન્ને કારણોમાં કાંઇક અરુચિ થાયછે તેથી જ જ્ઞાનશ્રેષ્ઠતાનું સાધક આ ત્રીજું કારણ વિશેષ ધ્યાન આપવાયોગ્ય છે

**ઉચ્ચયત્નથી અને ઉચ્ચ હેતુથી બ્રાહ્મણોની ઉત્પત્તિ થઇ છે એમ બતાવેછે—**

**तं हि स्वयंभूः स्वादास्यात्तपस्तप्त्वादितोऽसृजत् ॥**
**हव्यकव्याभिवाह्याय सर्वस्यास्य च गुप्तये ॥ ९४ ॥**

હવ્ય તથા કવ્યનું અભિવહન કરવામાટે તથા આ સમગ્ર જગત્‌ની રક્ષામાટે બ્રહ્માએ તપ કરી પોતાના મુખથી પ્રથમ બ્રાહ્મણને સર્જેલ છે ૯૪.

હવ્ય એટલે દેવોનું અન્ન તથા કવ્ય એટલે પિતૃઓનું અન્ન તેને તેને એટલે દેવોને તથા પિતૃઓને પહોંચાડવાને માટે અર્થાત્ દેવલોકનો પણ ઉપકાર કરવામાટે અને દેવલોકનો ઉપકાર કરે ત્યારે પછી મનુષ્ય લોકનો ઉપકાર કરે તેમાં તો શી જ નવાઇ? એમ ગણી કહ્યું કે, આ સમગ્ર જગત્‌ની એટલે આ મનુષ્યલોકની રક્ષામાટે અથવા દેવ તથા પિતૃઓને હવ્યકવ્ય પહોંચાડવામાટે અને તેથી જ એટલે તે કર્મદ્વારા આ જગત્‌ની રક્ષા કરવામાટે બ્રહ્માએ બ્રાહ્મણને પોતાના મુખથી સર્જેલ છે. બ્રહ્મા પોતાના મુખથી વેદાધ્યયન કરનારા છે અને બ્રાહ્મણની ઉત્પત્તિ તેના મુખથી કહી તેથી એમ જણાવ્યું કે, વેદાધ્યયન કરવું એ જ બ્રાહ્મણનું મુખ્ય લક્ષણ છે. વળી બ્રહ્માએ તપ કરીને બ્રાહ્મણને સર્જેલ છે એમ કહેવાથી જણાવ્યું કે, તપને પરિણામે પ્રથમ બ્રાહ્મણની જ ઉત્પત્તિ હોવાથી તે સર્વકરતાં શ્રેષ્ઠ છે અથવા બ્રાહ્મણો પરમ પ્રભાવવાળા તથા મોહોટા માહાત્મ્યવાળા થાય એવી ઇચ્છાથી તેની ઉત્પત્તિપહેલા તેણે તપ કર્યું છે

**હવ્ય તથા કવ્યના અભિવહનથી બ્રાહ્મણની ઉત્તમતા સિદ્ધ કરેછે—**

**यस्यास्येन सदाश्नन्ति हव्यानि त्रिदिवौकसः ॥**
**कव्यानि चैव पितरः किं भूतमधिकं ततः ॥ ९५ ॥**

દેવતાઓ જેના મુખથી હવ્યોનુ ભોજન કરેછે તથા પિતૃઓ કવ્યોનુ ભોજન કરેછે તેનાથી જગત્માં બીજુ કોણ ઉત્તમ હોય? ૯૫

સ્વર્ગમા રહેનારા દેવો બ્રાહ્મણે ઉપભોગમા લીધેલા અન્નનો સ્વીકાર કરેછે તેમજ પિતૃઓ પણ બ્રાહ્મણદ્વારા જ ભોજનનો સ્વીકાર કરેછે, એટલે શ્રાદ્ધ-વર્ગમા દેવતાઓ તથા પિતૃઓ કાઇ પ્રત્યક્ષ આવતા નથી પણ બ્રાહ્મણોને ભોજન કરાવવાથી દેવતાઓને તથા પિતૃઓને તૃપ્ત થયેલા ગણવામા આવેછે; માટે જેઓદ્વારા દેવતાઓ તથા પિતૃઓને તૃપ્તિ મળેછે તેઓના કરતા જગત્મા બીજા કોને ઉત્તમ ગણવો?

બ્રાહ્મણવર્ણની ઉત્તમોત્તમતાને વર્ણવેછે—

**भूतानां प्राणिनः श्रेष्ठाः प्राणिनां वुद्धिजीविनः ॥**
**वुद्धिमत्सु नराः श्रेष्ठा नरेषु ब्राह्मणाः स्मृताः ॥९६॥**

સ્થાવર જગમ ભૂતોમા પ્રાણીઓ એટલે પ્રાણવાળા શ્રેષ્ઠ છે, પ્રાણવાળાઓમા બુદ્ધિવાળા હોઇ જીવનારા ઉત્તમ છે બુદ્ધિવાળાઓમા મનુષ્યો ઉત્તમ છે અને મનુષ્યોમા પણ બ્રાહ્મણો ઉત્તમ છે ૯૬

સ્થાવર જગમ ભૂતો એટલે વૃક્ષવગેરે સ્થાવર ભૂતો તથા કૃમિકીટવગેરે જગમભૂતો આ સઘળામા જેઓ પ્રાણધારી હોય તેઓ શ્રેષ્ઠ ગણાયછે, પ્રાણધારીઓમા પણ જેઓ પોતાના હિતાહિતનો વિચાર કરી પ્રવૃત્તિ કરે એવા બુદ્ધિવાળા હોય તે શ્રેષ્ઠ છે આવા ઘણા પશુઓને પણ આપણે જોઇએ છીએ કે તેઓ જ્યારે તડકાથી હેરાન થાયછે ત્યારે છાયા શોધી ત્યા બેસેછે અને ટાઢથી પીડાયછે ત્યારે તડકે બેસેછે અથવા પવન ન આવે તેવો કઇ ઓથ શોધેછે તથા જ્યા આહાર ન મળે તેવું સ્થાન છોડી દેછે. આવા બુદ્ધિવાળા પ્રાણીઓમા પણ મનુષ્યો શ્રેષ્ઠ છે, કારણ કે તેઓને ઉત્તમ જ્ઞાનનો સબધ છે અને મનુષ્યોમા બ્રાહ્મણો શ્રેષ્ઠ છે, કારણકે તેઓ સર્વને પૂજ્ય છે અને તેઓમા મોક્ષના અધિકારની યોગ્યતા છે

બ્રાહ્મણે પોતાની જાતિની શ્રેષ્ઠતાઉપર જ અટકી રહેવાનું નથી પણ તેણે તેથી પણ ઘણે આગળ વધવાનું છે એમ જણાવવા કહેછે કે—

**ब्राह्मणेषु च विद्वांसो विद्वत्सु कृतवुद्धयः ॥**
**कृतवुद्धिषु कर्त्तारः कर्तृषु ब्रह्मवेदिनः ॥ ९७ ॥**

બ્રાહ્મણોમાં પણ વિદ્વાનો શ્રેષ્ઠ છે, વિદ્વાનોમાં પણ શાસ્ત્રોક્ત કર્મમાં કર્તવ્યબુદ્ધિવાળા શ્રેષ્ઠ છે, શાસ્ત્રોક્ત કર્મમાં કર્તવ્યબુદ્ધિવાળાઓમાં પણ તે કર્મો કરનારા શ્રેષ્ઠ છે અને કર્મ કરનારાઓમાં પણ બ્રહ્મવેત્તા પુરૂષો શ્રેષ્ઠ છે ૯૭

બ્રાહ્મણોમાં પણ જેઓ વિદ્વાન હોય તેઓ શ્રેષ્ઠ છે, કારણકે ઉત્તમ ફળ દેનાર યજ્ઞ કર્મમા તેઓને અધિકાર છે વિદ્વાનોમાં પણ શાસ્ત્રોક્ત યજ્ઞાદિ કર્મો કરવા એ આપણું કર્તવ્ય છે એવી બુદ્ધિવાળા અર્થાત્ એ પ્રમાણે સમજનારા હોય તેઓ શ્રેષ્ઠ છે આવા પુરૂષોને કૃતબુદ્ધિ કહેવામાં આવેછે. આવા કૃતબુદ્ધિ પુરૂષોમા પણ એટલે શાસ્ત્રોક્ત યજ્ઞાદિ કર્મો કરવા એ આપણું કર્તવ્ય છે એવું સમજનારાઓમા પણ જેઓ શાસ્ત્રોક્ત યજ્ઞાદિ કર્મોનું અનુષ્ઠાન કરનારા હોય તેઓ શ્રેષ્ઠ છે, કારણકે તેઓ વિહિત કર્મ કરવાથી અને નિષિદ્ધ કર્મના ત્યાગથી દુર્ગતિમા જતા નથી અને શાસ્ત્રોક્ત કર્મોનું અનુષ્ઠાન કરનારાઓમાં પણ જે પુરૂષો અંતઃકરણશુદ્ધિદ્વારા બ્રહ્મવેત્તા થાયછે, તેઓ શ્રેષ્ઠ છે; કારણકે તેઓને મોક્ષનો લાભ થાયછે

બ્રાહ્મણની ઉત્પત્તિ ધર્મના રક્ષણનેમાટે જ છે એમ બતાવેછે–

**उत्पत्तिरेव विप्रस्य मूर्त्तिर्धर्मस्य शाश्वती ॥**
**स हि धर्मार्थमुत्पन्नो ब्रह्मभूयाय कल्पते ॥ ९८ ॥**

બ્રાહ્મણની ઉત્પત્તિ જ ધર્મની શાશ્વતી મૂર્ત્તિ છે. કારણ કે તે ધર્મને માટે ઉત્પન્ન થયેલ છે અને મોક્ષને માટે કલ્પાયછે ૯૮.

બ્રાહ્મણનુ શરીર જન્મથી જ ધર્મની અવિચ્છિન્ન મૂર્ત્તિરૂપ છે, કારણકે બીજા જન્મરૂપ ગણાતા ઉપનયન સંસ્કારથી સંસ્કૃત થયેલો બ્રાહ્મણ ધર્મને માટે જ ઉત્પન્ન થયો છે અને ધર્મથી અનુગ્રહ કરાયેલા આત્મજ્ઞાનથી તે મોક્ષને માટે કલ્પાયછે

બ્રાહ્મણ જન્મેછે ત્યારથી જ તે સર્વ વર્ણોના અધિષ્ઠાતારૂપ તથા આગળઉપર ધર્મનો રક્ષક ગણાયછે એમ જણાવેછે—

**ब्राह्मणो जायमानो हि पृथिव्यामधिजायते ॥**
**ईश्वरः सर्वभूतानां धर्मकोशस्य गुप्तये ॥ ९९ ॥**

બ્રાહ્મણ જન્મ પામતા જ પૃથ્વીમા સૌથી શ્રેષ્ઠ ગણાયછે અને સર્વ પ્રાણીઓના ધર્મભંડારની રક્ષા કરવામાટે સમર્થ મનાયછે ૯૯

બ્રાહ્મણ જન્મથી જ સર્વવર્ણોમા શ્રેષ્ઠ ગણાયછે, જ્યારે બીજા વર્ણો જે કાઇ શ્રેષ્ઠતા પ્રાપ્ત કરેછે તે અમુક કાળે અને અમુક કાર્યાદિકની અપેક્ષાએ હોયછે સર્વવર્ણોમા બ્રાહ્મણની શ્રેષ્ઠતા ગણાવાનુ મુખ્ય કારણ એ છે કે, તે સર્વ મનુષ્યોના ધર્મરૂપ ભંડારનુ રક્ષણ કરવામા સમર્થ છે, એટલે શાસ્ત્રાભ્યાસથી યોગ્યતા મેળવી સર્વને સત્ય ધર્મનો ઉપદેશ કરી ધર્મને રસ્તે ચલાવવામા શક્તિમાન છે

સર્વ મનુષ્યોના ધર્મભંડારનું રક્ષણ કરવારૂપ શ્રેષ્ઠતમ કાર્ય કરનાર હોવાને લીધે આ સમગ્ર જગત બ્રાહ્મણનુ કરજદાર છે અને તેથી જગતમાં જે કાંઇ ધન છે તે બ્રાહ્મણનુ જ છે એમ મુનિમાટે કહેછે—

सर्वं स्वं ब्राह्मणस्येदं यत्किञ्चिज्जगतीगतम् ॥

श्रैष्ठ्येनाभिजनेनेदं सर्वं वै ब्राह्मणोऽर्हति ॥ १०० ॥

પૃથ્વીમા જે કાંઇ ધન છે તે સઘળુ બ્રાહ્મણનુ છે શ્રેષ્ઠપણાથી અને અભિજનપણાને લીધે એટલે જન્મની ઉત્તમતાને લીધે આ સર્વ ધનને બ્રાહ્મણ જ લાયક છે ૧૦૦

પૃથ્વીમા જે કાઇ ધન છે તે સઘળુ બ્રાહ્મણનુ છે, આ સ્તુતિવાક્ય હોવાથી બીજાનુ ધન પણ પોતાનુ જ ગણી તેની રજાવગર બ્રાહ્મણથી લઇ શકાય નહિ, એટલે આ વાક્યનો ભાવાર્થ શ્લોકના ઉત્તરાર્દ્ધથી સ્પષ્ટ કરેલો છે કે, બ્રાહ્મણ સર્વવર્ણમા શ્રેષ્ઠ હોવાથી અને અભિજન હોવાથી એટલે બ્રહ્માના મુખમાથી ઉત્પન્ન થયેલા હોવાથી એ સર્વ લેવા ભોગવવાને લાયક છે, અર્થાત્ મનુષ્યોને ઉત્તમમા ઉત્તમ વિનિયોગ કરવામાટે બ્રાહ્મણના જેવુ બીજુ કોઇ ઉત્તમ પાત્ર નથી જેઓમા જન્મની શ્રેષ્ઠતા ન હોય પણ વિદ્યા તથા ધન વગેરેથી આગંતુ શ્રેષ્ઠતા પ્રાપ્ત થઇ હોય તેઓ ખરી પરીક્ષાનાં પ્રસંગપર અર્થાત્ પોતે બલથી અથવા બીજાઓને ઉતરવાની ઇચ્છાથી અયોગ્ય પક્ષ પકડેલો હોય અને તે પક્ષને કોઇ ખુલ્લારૂપમા મૂકવા લાગે ત્યારે તેને ઢાંકી દઇ ગુપ્ત રાખવામાટેના સમયમા અને કોઇ મોટી વિષયલાલસાવગેરે સિદ્ધ કરવાના સમયમા તરત જ ઉન્માર્ગગામી બની જાયછે પણ જેઓમા જન્મથી શ્રેષ્ઠતા હોય તેઓ કદાચ સાધારણ પ્રસંગોમા પોતાનુ સર્વશ્રેષ્ઠપણુ ન જાળવી શક્તા હોય તોપણ ખરે ટાણે તેઓ ઉન્માર્ગગામી થઇ જતા નથી, કારણકે તેઓના અંતઃકરણમા વંશપરંપરાની શ્રેષ્ઠતાનો વારસો જડાયેલો હોયછે, જે કેટલીક વખત મૂર્ખતા, કુસંગ વગેરે આવરણોથી ઢંકાઇ જાયછે પણ જેમા અંતઃકરણ ઉઘડી જાય એવા પ્રસંગપર તો તે વારસો પ્રકાશિત થયાવગર

રહેતો નથી આવા પ્રકારની શ્રેષ્ઠતા જન્મથી જ બ્રાહ્મણમા રહી છે તથા ધર્માદિના સેવન અને પરિપાલનથી પણ તેઓની શ્રેષ્ઠતા હોવાથી તેમને જે કાઇ આપવામા આવે તે ઉત્તમ કાર્યમા જ ઉપયોગી થાયછે, માટે સાધારણ ધનથી લઈ રાજ્યસુધીની સંપત્તિ પણ બ્રાહ્મણને આપવાથી આ લોકમા સુખી થવાયછે અને પરલોકમા સારી ગતિ મળેછે માટે જ કહેવામા આવ્યુ કે "આ સર્વ ધનને બ્રાહ્મણ જ લાયક છે"

"બ્રાહ્મણને કાંઇ પણ આપી કોઇએ અભિમાન ન કરવું કે આપણે બ્રાહ્મણને નિભાવી દીધેલ છે. કારણ કે બ્રાહ્મણને જે કાંઇ આપવું તે, બ્રાહ્મણ જે ઉપકાર કરેછે તેતરફ જોતાં કંઇ હિસાબમાં જ નથી" એમ સમજાવવા કહેછે—

**स्वमेव ब्राह्मणो भुङ्क्ते स्वं वस्ते स्वं ददाति च ॥**
**आनृशंस्याद्ब्राह्मणस्य भुञ्जते हीतरे जनाः ॥१०१॥**

બ્રાહ્મણ જે કાઇ ભોજન કરેછે તે તેનુ પોતાનુ જ છે, જે કાંઇ પહેરેછે તે પણ તેનુ પોતાનુ જ છે અને જે કાઇ આપેછે તે પણ તેનુ પોતાનુ જ છે, બ્રાહ્મણોની દયાથી જ બીજા મનુષ્યો ભોજનાદિકનો ઉપભોગ કરી શકેછે ૧૦૧

બ્રાહ્મણ બીજાને ત્યા જમેછે, બીજાએ આપેલુ વસ્ત્ર પહેરેછે તથા બીજાએ આપેલી વસ્તુ પોતે કોઇ બીજાને દેછે તે સર્વમા એમ જ સમજવાનુ છે કે, તે સર્વમા મૂળથી જ તેની માલેકી છે, કારણકે બીજા લોકો પોતાનુ માનીને જે કાઇ ખાયછે કે પહેરેછે તે માત્ર બ્રાહ્મણની દયાને લીધે જ છે, અર્થાત્ બ્રાહ્મણે આપેલા ધર્મોપદેશથી તેઓ સન્માર્ગે ગતિ કરી સુખી થાયછે, એટલે એ પ્રતાપ અને એ ઉપકાર બ્રાહ્મણનો જ છે જો તેઓ બ્રાહ્મણની દયાની અપેક્ષા ન રાખે તો ધર્મભ્રષ્ટ બની ઉન્માર્ગગામી થઇ ખાવાના કે પહેરવાના સાસાવાળી દુખી સ્થિતિ ભોગવે માટે બ્રાહ્મણની દયાથી જ જે ધનવગેરે ટકી રહે તે ભલે બીજાના કબજામા હોય તોપણ તે બ્રાહ્મણનુ જ કહેવાય અને જેનો કબજો છે તે પણ બ્રાહ્મણની દયાથી જ પોતાનુ ભોગવેછે એમ કહેવાય ઉપરના દશ શ્લોકોનુ મુખ્ય તાત્પર્ય એ જ છે કે, બ્રાહ્મણપણુ મોટા પ્રભાવવાળુ અને ઉત્તમોત્તમ છે, માટે બ્રાહ્મણોએ પોતાનુ બ્રાહ્મણપણુ જરા પણ ઓછુ ન થવા દેવુ જોઇએ

ઉપર પ્રમાણે બ્રાહ્મણની ઉત્તમતા કહેવાયાપછી હવે આ શાસ્ત્ર મુખ્યત્વે બ્રાહ્મણકર્મનુ અને તે પછી ક્ષત્રિયાદિકનાં કર્મનું અભિધાયક હોવાથી તેની પ્રશંસાનો ઉપક્રમ કરવામાં આવેછે—

तस्य कर्मविवेकार्थं शेषाणामनुपूर्वशः ॥
स्वायंभुवो मनुर्धीमानिदं शास्त्रमकल्पयत् ॥ १०२ ॥

બ્રાહ્મણને તથા ક્ષત્રિયાદિને ક્રમપ્રમાણે પોતપોતાના કર્મનું જ્ઞાન થવા માટે બ્રહ્માના પુત્ર બુદ્ધિમાન મનુએ આ શાસ્ત્ર રચેલું છે ૧૦૨

આ શાસ્ત્ર એવા પ્રકારની મહત્તાવાળું છે, કે, જે, સર્વોત્તમ મહિમાવાળા હોવાથી શ્રેષ્ઠ ગણાતા બ્રાહ્મણોને પણ અમુક કર્મો કરવાના છે અને અમુક કર્મો છોડવાના છે એ પ્રમાણે કર્મનો વિવેક બતાવેછે તથા બાકીના એટલે ક્ષત્રિય વગેરેને પણ બ્રાહ્મણને પ્રધાન કરી કર્મનો વિવેક બતાવેછે

આ શાસ્ત્ર ભણવા ભણાવવાનો અધિકાર કોને છે? તે બતાવેછે—

विदुषा ब्राह्मणेनेदमध्येतव्यं प्रयत्नतः ॥
शिष्येभ्यश्च प्रवक्तव्य सम्यङ्नान्येन केनचित्॥१०३॥

વિદ્વાન્ બ્રાહ્મણે આ શાસ્ત્ર પ્રયત્નથી અધ્યયન કરવાયોગ્ય છે તથા શિષ્યોને પણ સારી રીતે અધ્યાપન કરાવવાયોગ્ય છે બીજા કોઇપણ વર્ણે કરાવવું નહિ ૧૦૩

વિદ્વાન્ બ્રાહ્મણે, એટલે આ શાસ્ત્રના અધ્યયનવગેરેનું મોટું ફળ છે એમ જાણનાર અથવા વેદ તથા વેદના અંગો એટલે શિક્ષા કલ્પ વ્યાકરણ નિરુક્ત જ્યોતિષ અને છંદ શાસ્ત્રને જાણનાર અથવા તર્ક મીમાંસાવગેરે જાણનાર બ્રાહ્મણે આ શાસ્ત્ર પ્રયત્નથી અધ્યયન કરવાયોગ્ય છે તથા શિષ્યોને પણ સારીરીતે અધ્યાપન કરાવવાયોગ્ય છે તે વ્યાકરણ તથા મીમાંસાવગેરે અન્ય શાસ્ત્રોના જ્ઞાનથી અંતઃકરણને સંસ્કાર ન લાગ્યો હોય તો આ શાસ્ત્રનું અધ્યયનઅધ્યાપન જોઇએ તેવું થઇ શકતું નથી પ્રયત્નપૂર્વક અધ્યયન કરવું એટલે તે સાવધાનપણે ભણવું પોતાની મેળે વાર્તાગ્રંથોની પેઠે વાંચી જવાથી કંઇપણ સમજાતું નથી અને તેવું કશું પણ ફળ નથી તેમ અધ્યાપન પણ સારીરીતે કરાવવું એટલે શિષ્યને વિધિપૂર્વક ધ્યાન દઇ તે બરાબર સમજે તેમ ભણાવવા વિદ્વાન્ બ્રાહ્મણે આ શાસ્ત્રનું અધ્યયન કરવાયોગ્ય છે એમ કહેવાથી ક્ષત્રિયાદિકનો નિષેધ થતો નથી કારણ ક્ષત્રિય અને વૈશ્યને વેદાધ્યયન કરવાની પણ છૂટ છે તો પછી સ્મૃતિના અધ્યયનની આટલી વાત શામાટે હોય? છતાં વિદ્વાન્

બ્રાહ્મણે આ શાસ્ત્ર અધ્યયન કરવાયોગ્ય છે" એમ કહ્યું છે તે "આ ચોખા તો રાજા-બાદશાહથી જ જમી શકાય એવા છે" એ વાક્યનો અભિપ્રાય જેમ 'એ ચોખા રાજા અને બાદશાહ જ ખાય અને બીજા ન જ ખાય" એવો ન હોતાં "એ ચોખા રાજા-બાદશાહજેવા જમે એવા ઉંચા છે માટે જેની શક્તિ હોય તેણે તે જરૂર જમવાજેવા છે" એવા પ્રકારનો છે તેમ અહીં પણ આ શાસ્ત્ર બ્રાહ્મણવગર બીજા કોઇથી ભણાય નહિ" એવો અભિપ્રાય નથી પણ "વિદ્વાન બ્રાહ્મણે આ શાસ્ત્ર પ્રયત્નથી ભણી શકાય એવું ગહન તાત્પર્યવાળું છે માટે ક્ષત્રિયાદિક તે ભણવામાટે પૂરી યોગ્યતાવાળા તથા સાવધાનતાવાળા થવું જોઇએ" એવો અભિપ્રાય છે શ્લોકના ચોથા ચરણમાં "બીજા કોઇપણ વડે નહિ' એ અર્થને જણાવનાર नान्येन केनचित् એ વાક્યનો સંબંધ પૂર્વાર્દ્ધસાથે છે જ નહિ પણ ઉત્તરાર્દ્ધમાં જ છે, એટલે "આ શાસ્ત્રનું અધ્યાપન બ્રાહ્મણ સિવાય બીજો કોઇ કરાવી શકે નહિ" એવો અર્થ નિકળેછે

એ પ્રમાણે મુખ્યત્વે બ્રાહ્મણને માટે હોવાથી આ શાસ્ત્ર સ્તુત્ય છે એમ સંબંધદ્વારા આ શાસ્ત્રની સ્તુતિ કરીને હવે સાક્ષાત્ સ્તુતિ કરેછે—

**इदं शास्त्रमधीयानो ब्राह्मणः शंसितव्रतः ॥**
**मनोवाग्देहजैर्नित्यं कर्मदोषैर्न लिप्यते ॥ १०४ ॥**

આ શાસ્ત્રને ભણનારો બ્રાહ્મણ નિત્ય પ્રશસ્તવ્રતવાળો થઇ મન, વાણી અને દેહથી ઉત્પન્ન થતા કર્મદોષોથી લિપ્ત થતો નથી ૧૦૪

આ માનવધર્મશાસ્ત્રનું અધ્યયન કરી તેનું તત્વ સમજનારો બ્રાહ્મણ નિત્ય પ્રશસ્તવ્રતવાળો રહેછે એટલે આ શાસ્ત્રનું જ્ઞાન થવાથી "વિહિત કર્મોના ત્યાગ અને કીધે પ્રત્યવાય લાગેછે" એમ જાણી પરિપૂર્ણરીતે યમ એટલે બ્રહ્મચર્ય, દયા, ક્ષમા, ધ્યાન, સત્ય વગેરે તથા નિયમ એટલે સ્નાન, સ્વાધ્યાય, ગુરૂશુશ્રૂષા વગેરેને પાળનારો થાયછે અને તેથી તે કોઇને મારવાની ઇચ્છા, અન્યના ગુણો વગેરેની અસહનતા તથા વિપરીત આગ્રહ એ મનથી ઉત્પન્ન થતા પાપોથી તથા ચાડી કરવી, કોઇને બહુ માઠું લાગે તેવું બોલવું ખોટું બોલવું અને સંબંધવગરનું બોલ્યા કરવું એ વાણીથી ઉત્પન્ન થતા પાપોથી તેમ જ હિંસા, ચોરી અને વ્યભિચાર એ શરીરથી થતા પાપોથી દૂર જ રહેછે જેથી તેમાના કોઇ પાપનો તેને લેપ થતો નથી

આ શાસ્ત્રના અધ્યયનનું વિશેષ ફળ કહેછે—

पुनाति पङ्क्तिं वंश्यांश्च सप्त सप्त परावरान् ॥
पृथिवीमपि चैवेमां कृत्स्नामेकोपि सोर्हति ॥ १०५ ॥

વળી તે પંક્તિને તથા પોતાની પહેલાંના અને પછીના સાત સાત વંશ-જોને પવિત્ર કરેછે અને તે એક જ આ સમગ્ર પૃથ્વીને ભોગવવામાટે યોગ્ય છે. ૧૦૫

અનુક્રમથી બેઠેલા સમૂહને પંક્તિ કહેછે. આ શાસ્ત્રનું અધ્યયન કરનાર એવો પંક્તિમાં જઇને બેસે એટલે તે આખી પંક્તિ તેના સંસર્ગને લઇને પાવન થાયછે અર્થાત્ તેમાં કોઇ અપવિત્ર મનુષ્ય બેઠેલ હોય તો તે આવા બ્રાહ્મણના સંસર્ગથી પવિત્ર થાયછે અને બીજા પવિત્ર મનુષ્યો પણ વિશેષ પુણ્યશાળી બનેછે. એના સંબંધથી જેમ પંક્તિ પાવન થાયછે, તેમ એવો પુરૂષ જે વંશમાં ઉત્પન્ન થયો હોય તે વંશના તેના પિતા વગેરે પૂર્વની સાત પેઢીઓ તથા તેના પુત્રવગેરે પછીની સાત પેઢીઓ પણ પવિત્ર થાયછે અર્થાત્ દુર્ગતિ પામતી નથી. વધારે તો શું પણ તે પુરૂષ આખી પૃથ્વીના આધિપત્યને યોગ્ય ગણાયછે અર્થાત્ ચક્રવર્ત્તી રાજા કરતા પણ તે વિશેષ માનને પાત્ર છે. આ તો ઐહિક ફળ કહેવામાં આવ્યું પણ આ શાસ્ત્રના અધ્યયનનું પારલૌકિક ફળ પણ મોટું છે. કારણકે વેદત્રયીના અધ્યયનની સાથે તેની તુલના થઇ ગઇછે. કહેવામાં આવ્યું છે કે—

यथा त्रिवेदाध्ययन धर्मशास्त्रमिद तथा ।
अध्येतव्य ब्राह्मणेन नियत स्वर्गमिच्छता ॥

સ્વર્ગની ઇચ્છા રાખનારા બ્રાહ્મણે વેદત્રયીના અધ્યયનની પેઠે આ ધર્મશાસ્ત્રનું અધ્યયન પણ અવશ્ય કરવા યોગ્ય છે.

આ શાસ્ત્રનો પ્રભાવ વર્ણવેછે—

इदं स्वस्त्ययनं श्रेष्ठमिदं बुद्धिविवर्द्धनम् ॥
इदं यशस्यमायुष्यमिदं निःश्रेयसं परम् ॥ १०६ ॥

આ શાસ્ત્ર ઉત્તમ કલ્યાણનું સ્થાન છે, આ શાસ્ત્ર બુદ્ધિને વધારનાર છે, આ શાસ્ત્ર યશ આપનાર અને આયુષ આપનાર છે તથા આ શાસ્ત્ર પરમ મોક્ષ આપનાર છે. ૧૦૬.

અભીષ્ટ વસ્તુનો નાશ ન થવો તે કલ્યાણ કહેવાયછે. આ શાસ્ત્ર તેવાં કલ્યાણના ઉત્તમ સ્થાનરૂપ છે. જપ હોમાદિક પણ કલ્યાણના સ્થાનરૂપ છે તેના કરતાં વિશેષતા દેખાડવામાટે આ શાસ્ત્રને કલ્યાણના ઉત્તમ સ્થાનરૂપ કહેલ છે વળી તે બુદ્ધિની અભિવૃદ્ધિ કરનારૂં છે કારણકે શાસ્ત્રના વારંવાર સેવનને લીધે તેના તાત્પર્યનું જ્ઞાન થતા બુદ્ધિમાં રહેલી ગ્રંથિઓ છૂટી જવાથી બુદ્ધિની અભિવૃદ્ધિ થાયછે. વિદ્વત્તાથી, ઔદાર્યથી અને એવાં બીજાં કારણોથી જે પ્રસિદ્ધિ થાયછે તે યશ કહેવાયછે, આ શાસ્ત્રને જાણનારો પુરૂષ, સંશયવાળા પુરૂષોના સંશયોનો નાશ કરવાને લીધે પ્રસિદ્ધિને મેળવેછે તેથી આ શાસ્ત્ર યશ આપનાર છે તથા આયુષને કાપનાર અધર્મતરફથી અટકાવીને ધર્મમાં પ્રવૃદ્ધિ કરાવનાર હોવાથી આ શાસ્ત્ર મોક્ષ આપનાર પણ છે.

ઉપરપ્રમાણે શાસ્ત્રનો ઉત્તમ પ્રભાવ હોવાનું કારણ જણાવેછે—

**अस्मिन्धर्मोऽखिलेनोक्तो गुणदोषौ च कर्मणाम् ॥**
**चतुर्णामपि वर्णानामाचारश्चैव शाश्वतः ॥ १०७ ॥**

આ શાસ્ત્રમાં ધર્મ સમગ્રપણાથી કહેલો છે તેમ જ કર્મોના ગુણ અને દોષ તથા ચારે વર્ણોનો પરંપરાથી પ્રાપ્ત આચાર પણ કહેલો છે. ૧૦૭.

આ શાસ્ત્રમાં ધર્મ સમગ્રપણાથી કહેલો છે. આ વાક્ય શાસ્ત્રનું પ્રાધાન્ય બતાવેછે. વળી તેમાં કર્મોના ગુણ અને દોષ પણ કહેલા છે એટલે યજ્ઞાદિક વિહિત કર્મ કરવાથી શુભ ફળ પ્રાપ્ત થાયછે અને બ્રહ્મહત્યાવગેરે નિષિદ્ધ કર્મ કરવાથી અશુભ ફળ પ્રાપ્ત થાયછે એ જણાવ્યું છે તથા ચારે વર્ણોનો પરંપરાથી પ્રાપ્ત આચાર પણ કહેલો છે. ધર્મમાં આચાર આવી જાયછે તોપણ આચારને જુદો પાડીને બતાવ્યો તે આચારનું પ્રધાનપણું જણાવવામાટે છે.

આચારનું પ્રધાનપણું સ્પષ્ટ કરેછે—

**आचारः प्रथमो धर्मः श्रुत्युक्तः स्मार्त्त एव च ॥**
**तस्मादस्मिन्सदा युक्तो नित्यं स्यादात्मवान्द्विजः॥१०८**

શ્રુતિમાં તથા સ્મૃતિમાં કહેલો આચાર એ જ મુખ્ય ધર્મ છે. માટે સર્વદા પોતાના કલ્યાણને ઇચ્છનારા દ્વિજે એમાં નિરંતર યત્નવાન્ રહેવું. ૧૦૮.

શ્રુતિ એટલે વેદ તથા સ્મૃતિ એટલે ધર્મશાસ્ત્ર એમાં બતાવેલો આચાર એ જ મુખ્ય ધર્મ છે. કારણકે આચારવગર અન્યધર્મોની યોગ્યતા જ પ્રાપ્ત થતી નથી "आचारहीन न पुनन्ति वेदाः—આચારહીનને વેદો પવિત્ર કરતા નથી" એ શિષ્ટવાક્ય પણ એમ જ જણાવેછે કે, આચારવગર અન્યધર્મોની યોગ્યતા જ પ્રાપ્ત થતી નથી. માટે સર્વદા પોતાના કલ્યાણની ઇચ્છા રાખનાર દ્વિજે એટલે બ્રાહ્મણે, નિરંતર એમાં એટલે આચારમાં અથવા આચારનું સ્વરૂપ જણાવનાર આ શાસ્ત્રમાં યત્નવાળા રહેવું. અન્યવર્ણો પોતપોતાના આચારને બ્રાહ્મણદ્વારા જાણી શકેછે માટે અહીં તેઓનાં નામ આપેલાં નથી.

આચારભ્રષ્ટને થતી હાનિ તથા આચાર પાળનારને થતું ફળ કહેછે—

**आचाराद्विच्युतो विप्रो न वेदफलमश्नुते ॥**
**आचारेण तु संयुक्तः संपूर्णफलभाग्भवेत् ॥ १०९ ॥**

આચારથી ભ્રષ્ટ થયેલો બ્રાહ્મણ વેદના ફળને પામી શકતો નથી અને જે આચારથી સહિત હોય, તો સંપૂર્ણ ફળોનો ભોગવનાર થાયછે. ૧૦૯.

આચારથી ભ્રષ્ટ થયેલો એટલે આચારવગરનો પુરૂષ વેદોક્ત કર્મના અનુષ્ઠાનથી થતા ફળને પામી શકતો નથી એટલે વેદમાં કહેલા કર્મો કરતો હોય તોપણ જે આચારથી ભ્રષ્ટ હોય, તો તે ઇષ્ટફળને પામતો નથી. આ પ્રમાણે આચારભ્રષ્ટને થતી હાનિ દેખાડી આચારની સ્તુતિ કરી હવે આચાર પાળનારને થતો લાભ બતાવી આચારની સ્તુતિ કરેછે કે, આચાર પાળનારો સંપૂર્ણ ફળોનો ભોગવનાર થાયછે એટલે સમગ્ર અભીષ્ટ ફળોને પામેછે

આચારમાં શિષ્ટ પુરૂષોની પ્રવૃત્તિ બતાવેછે—

**एवमाचारतो दृष्ट्वा धर्मस्य मुनयो गतिम् ॥**
**सर्वस्य तपसो मूलमाचारं जगृहुः परम् ॥ ११० ॥**

એ પ્રમાણે આચારથી ધર્મની પ્રાપ્તિ જાણીને મુનિઓએ સર્વ તપના મૂળરૂપ ઉત્તમ આચારને ગ્રહણ કર્યો. ૧૧૦.

પ્રાણાયામ, મૌન, યમ, નિયમ, કૃચ્છ્રચાંદ્રાયણ અને અનશનવગેરે સર્વ તપના ફળનું મૂળ આચાર છે. એટલામાટે તપના ફળની ઇચ્છાવાળા મુનિઓએ આચારથી જ ધર્મની પ્રાપ્તિ છે એમ જાણીને ઉત્તમ આચારને ગ્રહણ કરેલો છે.

આ પ્રથમ અધ્યાયમાં અહીંસુધી આ મનુશાસ્ત્રના ઉપોદ્ઘાતરૂપે જગત્‌ની ઉત્પત્તિઆદિ વિષયો કહી હવે ભણનારની સુગમતામાટે આ શાસ્ત્રમાંના સર્વ વિષયોનો અનુક્રમ કહેછે—

जगतश्च समुत्पत्तिं संस्कारविधिमेव च ॥
व्रतचर्योपचारं च स्नानस्य च परं विधिम् ॥ १११॥
दाराधिगमनं चैव विवाहानां च लक्षणम् ॥
महायज्ञविधानं च श्राद्धकल्पश्च शाश्वतः ॥ ११२॥
वृत्तीनां लक्षणं चैव स्नातकस्य व्रतानि च ॥
भक्ष्याभक्ष्यं च शौचं च द्रव्याणां शुद्धिमेव च ॥११३॥
स्त्रीधर्मयोगं तापस्यं मोक्षं संन्यासमेव च ॥
राज्ञश्च धर्ममखिलं कार्याणां च विनिर्णयम् ॥११४॥
साक्षिप्रश्नविधानं च धर्मं स्त्रीपुंसयोरपि ॥
विभागधर्मं द्यूतं च कण्टकानां च शोधनम् ॥११५॥
वैश्यशूद्रोपचारं च संकीर्णानां च संभवम् ॥
आपद्धर्मं च वर्णानां प्रायश्चित्तविधिं तथा ॥११६॥
संसारगमनं चैव त्रिविधं कर्मसंभवम् ॥
निःश्रेयसं कर्मणां च गुणदोषपरीक्षणम् ॥ ११७ ॥
देशधर्माञ्जातिधर्मान्कुलधर्मांश्च शाश्वतान् ॥
पाखण्डगणधर्मांश्च शास्त्रेस्मिन्नुक्तवान्मनुः ॥ ११८ ॥

જગતની ઉત્પત્તિ, સંસ્કારોનો વિધિ, વ્રતચર્યા, ગુરુસેવા સ્નાનનો ઉત્તમ વિધિ, વિવાહ વિવાહોના લક્ષણો, મહાયજ્ઞોનું વિધાન શાશ્વત એટલે પરંપરાથી

ચાલનો શ્રાદ્ધનો વિધિ, વૃત્તિઓ એટલે આજીવિકાના ઉપાયોનું લક્ષણ, સ્નાતક ગૃહસ્થનાં વ્રતો, ભક્ષ્ય વસ્તુ, અભક્ષ્ય વસ્તુ, આશૌચ જવાથી શુદ્ધિ, દ્રવ્યોની શુદ્ધિ, સ્ત્રીધર્મયોગ, વાનપ્રસ્થનો ધર્મ, મોક્ષોપયોગિ યતિધર્મ, સંન્યાસ, રાજાનો સકળધર્મ, કાર્યોનો તત્ત્વનિર્ણય, સાક્ષિઓને પ્રશ્ન કરવાનો પ્રકાર, સ્ત્રી અને પુરૂષનો ધર્મ, વિભાગનો ધર્મ, જુગારનું વર્ણન, કંટકોનું શોધન, વૈશ્યોનો તથા શૂદ્રોનો ધર્મ, વર્ણસંકર લોકોની ઉત્પત્તિ, વર્ણોનો આપત્તિના સમયનો ધર્મ, પ્રાયશ્ચિત્તનો વિધિ, ત્રણ પ્રકારનું કર્મપ્રમાણે થતું એક દેહથી બીજા દેહમાં જવું, આત્મજ્ઞાન અને કર્મોના ગુણ તથા દોષોની પરીક્ષા, દેશના ધર્મો, જાતિના ધર્મો, સનાતન કુલના ધર્મો, પાખંડીઓના ધર્મો તથા વૈશ્યવગેરે સમૂહના ધર્મો મનુએ આ શાસ્ત્રમાં કહેલા છે. ૧૧૧, ૧૧૨, ૧૧૩, ૧૧૪, ૧૧૫, ૧૧૬, ૧૧૭, ૧૧૮.

જગતની ઉત્પત્તિ એ પહેલા અધ્યાયનો વિષય છે એમા કાળનું પ્રમાણ, તત્વોનો ભેદ અને બ્રાહ્મણની સ્તુતિ એ વિષયો અંતર્ગત થાયછે જાતકર્મવગેરે સંસ્કારોનો વિધિ, વ્રતચર્યા એટલે બ્રહ્મચારીનું વ્રતાચરણ અને ઉપચાર એટલે ગુરૂને અભિવાદન તથા તેની ઉપાસના કરવી તે; એ વિષયો બીજા અધ્યાયમાં આવેછે. સ્નાનનો ઉત્તમ વિધિ એટલે ગુરૂકુલથી વિદ્યાભ્યાસ કરી પાછા ફરેલા પુરૂષને સ્નાનપ્રધાન જે સમાવર્તન નામનો સંસ્કાર કરવામા આવેછે તેનું ઉત્તમ વિધાન, વિવાહ, બ્રાહ્મઆદિ વિવાહોના લક્ષણો, વૈશ્વદેવાદિ પંચમહાયજ્ઞોનો વિધિ તથા શાશ્વત એટલે પરંપરાથી ચાલતો અર્થાત્ કોઈએ પાછળથી ગોઠવી કહાડેલો નહિ એવો શ્રાદ્ધનો વિધિ, એ સઘળા ત્રીજા અધ્યાયના વિષયો છે વૃત્તિ એટલે જીવનના ઉપાયો કે જેઓ ઋતવગેરે છે તેઓનું લક્ષણ તથા સ્નાતક ગૃહસ્થ એટલે વેદાધ્યયન પૂર્ણ કરી ગુરૂની આજ્ઞા લઇ પોતાને ઘેર આવ્યાબાદ ગૃહસ્થાશ્રમી થયેલા પુરૂષે પાળવાના નિયમો; એ વિષયો ચોથા અધ્યાયમાં કહેલા છે ભક્ષ્ય એટલે ભક્ષણ કરવાયોગ્ય વસ્તુ, અભક્ષ્ય એટલે ભક્ષણ નહિ કરવાયોગ્ય વસ્તુ, આશૌચ જવાથી શુદ્ધિ એટલે મરણાદિકમાં બ્રાહ્મણવગેરેને દશવગેરે દિવસો પૂરા થતાં પ્રાપ્ત થતી પવિત્રતા, જલાદિકથી થતી દ્રવ્યોની શુદ્ધિ તથા સ્ત્રીધર્મયોગ એટલે સ્ત્રીઓને ધર્મનો સંબંધ, એ વિષયો પાંચમા અધ્યાયમા છે તપશ્ચર્યાપ્રધાન વાનપ્રસ્થનો ધર્મ, મોક્ષના કારણરૂપ યતિ એટલે સંન્યાસીનો ધર્મ તથા સંન્યાસનુ રૂપ, એ વિષય છઠ્ઠા અધ્યાયમાં કહેલ છે વિધિપ્રમાણે અભિષેક કરાયેલા રાજાનો દૃષ્ટફળ તથા અદૃષ્ટફળ, એ પ્રમાણે સકળ ધર્મ સાતમા અધ્યાયમાં સમાવેલો છે. ઋણવગેરે કાર્યો કે જે અર્થિ એટલે વાદી તથા પ્રત્યર્થિ એટલે પ્રતિવાદી એઓએ સમર્પિત

હોયછે અર્થાત્ પોતપોતાના લાભના, મુદ્દાઓ પોતપોતાની બાજુતરફ ઢળતી ગતિવાળા કરી મૂકેલા હોયછે તેઓનો વિચારપૂર્વક તત્વનિર્ણય એટલે યથાર્થ નિર્ણય તથા સાક્ષીઓને પ્રશ્ન કરવાનો વિધિ,-આ વિષયો આઠમા અધ્યાયમાં કહેલ છે. સાક્ષીઓને પ્રશ્ન કરવાના પ્રકારનો સમાવેશ જો કે કાર્યોના તત્વનિર્ણયમાં થઇ જાયછે તોપણ તેનું જૂદું ગ્રહણ કર્યું છે તે માત્ર તેની પ્રધાનતા બતાવવા એટલે નિર્ણય કરવામાં સાક્ષીઓતરફથી જે પ્રત્યુત્તરો મળે તેઉપર મોટો આધાર હોવાથી તેના પ્રત્યુત્તરો યથાર્થ મળવામાટે તેઓને જે પ્રકારથી પ્રશ્નો પૂછવા જોઇએ તે પ્રકાર બહુ અગત્યનો છે એમ જણાવવામાટે છે એક દેશમા રહેલાં તથા પ્રવાસઆદિ કારણથી જૂદાં રહેલાં દંપતીનો ધર્મ એટલે તેઓએ કેમ વર્ત્તવું તે, વિભાગનો ધર્મ એટલે અવિભક્ત દ્રવ્યની વહેંચણી કરી લેવાનો પ્રકાર, જુગારનું વર્ણન એટલે જુગારનું સ્વરૂપ, તેથી થતી હાનિ તથા તેનો નાશ કરવાની રાજાને સખત ભલામણ, કંટકોનું શોધન એટલે ચોર તથા બારવટીયાવગેરેને દેશમાથી દૂર કરવાની ક્રિયા અને વૈશ્યોનો તથા શૂદ્રોનો ધર્મ, એ વિષયો નવમા અધ્યાયમા કહેલા છે. વર્ણસંકર એટલે અનુલોમજ અને પ્રતિલોમજોની ઉત્પત્તિ તથા વર્ણોનો આપત્તિસમયનો ધર્મ, એ વિષયો દશમા અધ્યાયમાં કહેલા છે પ્રાયશ્ચિત્તનો વિધિ અગિયારમા અધ્યાયમા છે. જીવાત્માનું એક દેહમાંથી બીજા દેહમાં જવું કે જે ઉત્તમ, મધ્યમ અને અધમ ભેદથી ત્રણ પ્રકારનાં શુભાશુભ કર્મોવડે થાયછે તે તથા મોક્ષના ઉપાયરૂપ આત્મજ્ઞાન અને કર્મોના ગુણદોષની પરીક્ષા, આ વિષયો બારમા અધ્યાયમાં કહેલા છે. આવી રીતે આ શાસ્ત્રમાં દેશના ધર્મો એટલે અમુક દેશમા અમુક ધર્મ પાળવા, જાતિના ધર્મો એટલે બ્રાહ્મણવગેરે જાતિમાં નિયમિત કરેલા ધર્મો, પરંપરાથી પળાતા હોય એવા કુળના ધર્મો તથા વેદથી વિરૂદ્ધ કુશાસ્ત્રના આશ્રયવાળા પ્રતિષિદ્ધ આચાર પાળનારા પાખંડીઓના ધર્મો એટલે કહેવાના નામમાત્ર ધર્મો અને વૈશ્યવગેરે સમૂહના ધર્મો મનુએ કહેલા છે. આ છેલ્લા શ્લોકનો અર્થ આમ પણ થઇ શકેછે કે "દેશધર્મ એટલે દેશ પ્રત્યે પોતાની ફરજ જેમકે બ્રાહ્મણે આખા દેશનું ભલુ થાય તે પ્રમાણે શાસ્ત્રોપદેશ કરવો, ક્ષત્રિયે હથિયાર બાંધી તેનું રક્ષણ કરવું, વૈશ્યે વ્યાપાર કરી દેશને સમૃદ્ધ રાખવો તથા શૂદ્રે ઉપરના ત્રણે વર્ણોને તેના કામમા મદદ દેવી અથવા અમુક અમુક પ્રસંગે સાથે મળી પોતાનું કર્તવ્ય હાથ ધરવું તે. એવી જ રીતે જાતિધર્મ એટલે પોતપોતાની જાતિતરફ દરેક મનુષ્યનું કર્તવ્ય તથા જાતિરૂપ આખા સમૂહનું અમુક અમુક પ્રસંગે જે કર્તવ્ય હોય તે તેમ જ પારંપરિક એવા કુલધર્મો એટલે પોતાના કુલપ્રત્યે દરેક મનુષ્યનું કર્તવ્ય અને કુલરૂપ આખા સમૂહનું અમુક અમુક પ્રસંગે જે કર્તવ્ય હોય તે આમા પણ બુદ્ધિના ન્યૂનપણાથી સમયની હીનતાની માઠી અસર લાગવાને લીધે કલ્પી લીધેલા માયાવગરનાં કર્તવ્ય ન હોવાં જોઇએ એમ

# ॥ શ્રીમદ્ભગવદ્ગીતા ॥

**(શુદ્ધ ભાષાંતર ઉપરાંત તાત્વિક બોધમાટે પુષ્કળ વ્યાખ્યાન સહિત.)**

ઘણા વિદ્વાનોએ ઈશ્વરનો નિર્ણય કર્યો છે, કે ધર્મનાં પુસ્તકોનો પાઠમાત્ર ફલદાયી નથી પણ પાઠની સાથે તેનો અર્થ તથા તાત્પર્ય પૂરેપૂરો સમજાય તોજ તે ફલદાયી નિવડે છે. આ પ્રમાણે ગીતા પુસ્તક તેના વાંચનારને પૂરેપૂરૂં ફલદાયી નિવડે એવા હેતુથી તે મૂળ, ભાષાંતર તથા પૂરેપૂરા વ્યાખ્યાનસહિત અમોએ બહાર પાડ્યું છે. મૂળ તથા ભાષાંતરસહિત ગીતાનાં પુસ્તકો તો ઘણાં બહાર પડ્યાં છે પણ ખરાં વ્યાખ્યાનવાળાં ગીતાનાં પુસ્તકો થોડાં જ બહાર પડ્યાં છે અને જે બહાર પડ્યાં છે તેમાં પણ ઘણે ઠેકાણે જૂદી જૂદી ખામીઓ જોવામાં આવે છે. અમો નિશ્ચયપૂર્વક જાહેર કરીએ છીએ કે, અમારા તરફથી બહાર પડેલ આ ગીતા પુસ્તકમાં તેવી ખામી બિલકુલ નજરે નહિ પડે. શ્રીશંકરાચાર્યવાળું ભાષ્ય તથા શંકરાનંદ, નીલકંઠ, અને શ્રીધર વગેરે પંડિતોનાં વ્યાખ્યાનોઉપર નજર રાખીને તત્વવિષયનો એક પણ અંશ ન જવા દઇ આ સ્વતંત્ર વ્યાખ્યાનવાળું પુસ્તક અમોએ પ્રસિદ્ધ કર્યું છે. વિવેકી વાંચનારાઓ, બીજા વિદ્વાનોતરફથી બહાર પડેલાં ગીતાનાં બીજાં પુસ્તકો તથા આ પુસ્તકવચ્ચેનો તફાવત પ્રત્યક્ષ જોઇ શકશે. આત્મશ્લાઘાથી નહિ પણ સત્ય વાત પ્રસિદ્ધિમાં મૂકવાના આશયથી અમારે કહેવું જ પડે છે કે, શાસ્ત્રીયવિષયોમાં બિલકુલ નહિ ખેડાયેલી ગુજરાતી ભાષામાં આજસુધી ગીતાશાસ્ત્રના ગૂઢ વિષયમાં પ્રવેશ કરાવે એવું આ સિવાય બીજું એકે ગીતાનું પુસ્તક બહાર પડ્યું નથી.

આ પુસ્તકમાં પ્રત્યેક શ્લોકના અર્થની સાથે વ્યાખ્યાનમાં તે અર્થનું વિશદીકરણ, તેમાં આવતા આક્ષેપોનાં સરલ અને સચોટ સમાધાનો તથા ઉંડા ભાવાર્થો આપવામાં આવેલ છે, જેમાં પ્રસંગોપાત્ત યોગશાસ્ત્રની પદ્ધતિ તથા ન્યાયશાસ્ત્રના અનુમાનાદિ વિષયો પણ સમજાવેલા છે, એટલુંજ નહિ પણ જે જે શાસ્ત્રના વિષય જ્યાં જ્યાં આવેલા છે ત્યાં ત્યાં તે ઉપયુક્ત અંશથી ગોઠવેલા છે. આટલું છતાં તેની વાક્યરચના ઘણી સરલ હોવાથી વાંચનારને તેમાં બિલકુલ કંટાળો આવે તેવું નથી. ટૂંકામાં ગીતા પુસ્તકના દરેક અધિકારીએ આ પુસ્તક રાખવા જેવું અને મનન કરવા જેવું છે. ક્રા. ડેમી આઠપેજી લગભગ ૮૦ ફારમનો મોટો ગ્રંથ. કિંમત—ટપાલખર્ચસહિત રૂ. ૪–૫–૦.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,
જામનગર–કાઠિયાવાડ.



# मणिमनुस्मृति.

## અધ્યાય ૨ જો.

પ્રથમ અધ્યાયમાં સર્વોત્તમ પરમાત્મજ્ઞાનરૂપ ધર્મના જ્ઞાનનેમાટે જગત્‌ના કારણરૂપ બ્રહ્મસ્વરૂપનું પ્રતિપાદન કરીને હવે બ્રહ્મજ્ઞાનના અંગભૂત સંસ્કારવગેરે સ્વરૂપવાળા ધર્મનું પ્રતિપાદન કરવાની ઇચ્છા ધરાવતા ભૃગુમુનિ પ્રથમ ધર્મનુ સામાન્ય લક્ષણ કહેછે અથવા તો જે ધર્મરૂપ વિષય કહેવામાટે પ્રથમ અધ્યાયમાં પ્રતિજ્ઞા કરી હતી તે વિષય જગતની સૃષ્ટિવગેરેના વર્ણનને લીધે દૂર પડી જવાથી વિસ્મૃત થયો હશે એમ ધારી ફરીથી તે વિષયના અનુસંધાનમાટે ભૃગુમુનિ શ્રવણ કરનાર મુનિઓને "તમો જે ધર્મને સાંભળવાની ઇચ્છા રાખોછો તે ધર્મ હું કહુંછું માટે સાવધાન થઇ શ્રવણ કરો" એમ પ્રતિબુદ્ધ કરેછે અથવા एवमाचारतो दृष्ट्वा धर्मस्य मुनयो गतिम् ઇત્યાદિ શ્લોકોવડે પ્રથમાધ્યાયમાં ધર્મનું અવતરણ કરેલ છે અને હવે એ ધર્મનું પાલન કરનારાઓને ઉદ્દેશીને તેનું અનુષ્ઠેયપણું કહેવાનો આરંભ કરેછે તેમાં પ્રથમ, ધર્મની ઉત્તમતા અને સપ્રમાણતા બતાવેછે—

विद्वद्भिः सेवितः सद्भिर्नित्यमद्वेषरागिभिः ।
हृदयेनाभ्यनुज्ञातो यो धर्मस्तं निबोधत ॥ १ ॥

સર્વદા રાગદ્વેષરહિત વેદ જાણનારા સત્પુરુષોએ સેવેલો અને હૃદયે સ્વીકારેલો જે ધર્મ છે-તેને તમો-સાંભળોઃ- ૧.

ભિન્નભિન્ન રૂચિવાળા લોકોથી ભરપૂર આ સંસારમાં કોઇ કોને ધર્મ કહેછે અને કોઇ કોને ધર્મ કહેછે એમ અવ્યવસ્થા ચાલી રહી છે. જેને એક પક્ષવાળા ધર્મ કહે તેને સામા પક્ષવાળા અધર્મ ગણાવે ત્યારે જે મનુષ્યને એવા કોઇ પક્ષસાથે લાગતું વળગતું ન હોય તેણે કોને ધર્મ ગણવો? તથા જેઓ અવળે માર્ગે ચડી ગયા તેઓને કેમ ઠેકાણે લાવવા? તેનો નિર્ણય આ શ્લોકથી કરવામાં આવેછે કે રાગદ્વેષરહિત વેદવેત્તા સત્પુરુષોએ સર્વદા સેવેલો અને હૃદયે સ્વીકારેલો જે ધર્મ છે તેને તમે સાંભળો. એટલે હું તમોને એવો સત્ય ધર્મ જ સંભળાવીશ. હું તમોને જે ધર્મ સંભળાવવાનો છું તે મારી કલ્પનાથી કે કોઇની પણ કલ્પનાથી ગોઠવાયેલો નથી પણ પૂર્વકાળથી જ રાગદ્વેષરહિત વેદવેત્તા સત્પુરુષો તેનું સેવન કરતા આવેછે માટે તે સપ્રમાણ છે અને અમારાં હૃદયે તે કબુલ કરેલો છે માટે શ્રદ્ધા રાખવાયોગ્ય છે ધર્મનું પ્રતિપાદન મુખ્યત્વે વેદમાં જ કરેલું હોવાથી વેદવેત્તા પુરુષ જેનું સેવન કરતા હોય તે ધર્મ હોવો જોઇએ એમ આપણે સાધારણ રીતે માનવું જોઇએ પણ વેદવેત્તા થયા છતાં તેનામાંથી રાગ અને દ્વેષ ન ગયા હોય તો તે સત્યધર્મનું પાલન કરી શકે નહિ અને તેથી તેની વર્તણુકપર જો બીજા આધાર રાખે તો અવશ્ય ભુલાવો જ ખાય; માટે વેદવેત્તા છતાં પણ તે રાગદ્વેષરહિત હોવો જોઇએ. જો તેનામાં રાગ હોય તો તે રાગપ્રાપ્ત વિષયનું સેવન કરે પછી તે વિષય ધર્મરૂપ હોય કે અધર્મરૂપ હોય તેનો તેને કશો વિચાર રહે નહિ. તેમ દ્વેષને લીધે પણ યોગ્ય વિષયનું સેવન છોડી અયોગ્ય વિષયના સેવનમાં તેને ફસાવાનો સંભવ છે માટે રાગદ્વેષરહિત અને તેથી જ સત્પુરુષ એવા વેદવેત્તાએ સેવેલ હોય તેને તથા જેમાં હૃદયનું સ્વાભાવિક વલણ થતું હોય તેને ધર્મ ગણવો જોઇએ. આથી ટૂંકામાં એમ જણાવ્યું કે, જેમાં સરલ મનના શાસ્ત્રજ્ઞ પુરુષોની પ્રવૃત્તિ જોવામાં આવે તથા જેને આપણું યોગ્ય મન પણ કબુલ કરે તે ધર્મ કહેવાય માત્ર આપણું મન જ કબુલ કરતું હોય પણ તેવો શિષ્ટાચાર ન હોય તો તે કામ આવે નહિ પણ વેદ જાણનારા અને જાણીને ધર્માચરણ કરનારા જેઓ રાગદ્વેષવગરના હોય તેઓએ તે ધર્મ સેવેલો હોવો જોઇએ. ધર્મના નિર્ણયમાં હૃદયનો સ્વીકાર એ કાંઇ સ્વતંત્ર પ્રમાણ નથી પણ જે સ્થળે ધર્મના બે પ્રકાર બતાવી તેમાંથી ગમે તે લેવા જણાવ્યું હોય ત્યાં બેમાંથી એકનું ગ્રહણ કરવામાં હૃદયનો સ્વીકાર એ સ્વતંત્ર પ્રમાણ છે. વેદ જાણનારા સત્પુરુષોએ સેવેલો એમ કહીને જણાવ્યું છે કે, કલ્યાણસંબંધી સાધનોના જ્ઞાનમાં મુખ્ય કારણ, બાહ્મણો વેદ જ છે. "ખરૂં ધારણ કરનારા પુરુષે અમુક

માંણસને માર્યો" એ વાકયમાં મારવામાં જેમ ખડ્ગની જ પ્રધાનતા છે, તેમ વેદ જાણનારા સત્પુરૂષોએ સેવેલ ધર્મ એમ કહેવાથી ધર્મના જ્ઞાનમાં વેદની જ પ્રધાનતા છે એમ નક્કી થાયછે; અને તેથી "વેદ જેનું પ્રમાણ હોય એવું જે શ્રેયઃસાધન તે ધર્મ" આ પ્રમાણે ધર્મનું લક્ષણ કહેવામાં આવેછે આ લક્ષણ મનુના અભિપ્રાયને જ અનુસરેછે. કારણકે "વેદ જાણનારાઓએ સેવેલો" એમ કહી મનુએ પ્રકટ કર્યું છે કે "ધર્મ વેદથી જ જણાયેલો છે," તથા "હૃદયે સ્વીકારેલો" એમ નિર્દેશ કરતા મનુએ ધર્મની શ્રેયઃસાધનતા પ્રકટ કરી છે, કારણકે જે શ્રેયઃસાધન હોય તેમાં હૃદય અભિમુખ થઇ તેને સ્વીકારેછે આવી રીતે મનુના અભિપ્રાયને અનુસરીને જ મુનિઓએ "વેદ જેનું પ્રમાણ હોય એવું જે શ્રેયઃસાધન તે ધર્મ" એ પ્રમાણે ધર્મનું લક્ષણ કહેલુ છે એટલામાટે જ હારીતઋષિ પણ કહેછે કે "अथातो धर्मं व्याख्यास्याम । હવે અમો ધર્મનુ વ્યાખ્યાન કરીશુ श्रुतिप्रमाणको धर्मः । શ્રુતિ જેનું પ્રમાણ હોય તે ધર્મ શ્રુતિ બે પ્રકારની છે વૈદિકી અને તાન્ત્રિકી" ભવિષ્યપુરાણમા કહ્યુ છે કે—

"धर्मः श्रेयः समुद्दिष्टं श्रेयोऽभ्युदयलक्षणम् ।
स तु पञ्चविधः प्रोक्तो वेदमूलः सनातनः ॥
अस्य सम्यगनुष्ठानात्स्वर्गो मोक्षश्च जायते ।
इह लोके सुखैश्वर्यमतुलं च खगाधिप ॥

ધર્મ એટલે કલ્યાણ કહેલુ છે અને કલ્યાણનું લક્ષણ અભ્યુદય છે, એ ધર્મ પાચ પ્રકારનો છે, તે વેદમૂલક અને તેમ હોવાથી સનાતન છે, હે પક્ષિરાજ' આ ધર્મનું સારી રીતે અનુષ્ઠાન કરવાથી સ્વર્ગ અને મોક્ષ પ્રાપ્ત થાયછે તથા આ લોકમા ઘણુ સુખ અને ઐશ્વર્ય પણ મળેછે" અભિપ્રાય એ છે કે "વેદમૂલક શ્રેયસાધન તે ધર્મ" જૈમિનિમુનિએ પણ ધર્મનું લક્ષણ આ પ્રમાણે ગોઠવેલુ છે કે ' चोदनालक्षणोऽर्थो धर्मः " એટલે "વેદમા જેનુ વિધાન કરવામા આવતુ હોય એવો અર્થ તે ધર્મ" વેદમા તો ઇષ્ટસાધન જ્યોતિષ્ટોમાદિનુ જેમ વિધાન છે તેમ અનિષ્ટસાધન શત્રુમારણના હેતુભૂત શ્યેનયાગવગેરેનુ પણ વિધાન છે, પણ શ્યેનયાગવગેરે અનર્થ હોવાથી તેને ધર્મ ગણી શકાય નહિ કારણકે વેદમાં જેનું વિધાન કરવામાં આવતું હોય એવો અર્થ તે ધર્મ એમ કહેલુ છે તેથી સૂત્રનો અર્થ *એવો થાયછે કે, વેદમૂલક ઇષ્ટસાધન જ્યોતિષ્ટોમાદિ- અર્થરૂપ ઘર્મ તે જ ધર્મ* ગણાય સ્મૃત્યાદિ ગ્રંથો પણ વેદમૂલક હોવાનેલીધે જ ધર્મમાં પ્રમાણ છે ઘણા ટોની લોકો શરીરપર લગાવેલ કે ધારણ કરેલ વિચિત્ર વસ્તુઓરૂપ બાહ્યચિહ્નોથી જ પોતાને ધર્મવાળા મનાવી પોતાનો સ્વાર્થ સાધેછે વળી ઘણા મૂર્ખ લોકો માત્ર દેખાદેખીથી ગમે તે વિષયને ધર્મ માની તેમા દોડાદોડ કરતા હોયછે તેવા

યથાર્થધર્મમા જ થાયછે, અયથાર્થધર્મમાં કદી પણ થતું નથી, તેમા તો હૃદય પુરૂષને અટકાવવાનો જ યત્ન કરેછે

ઉપરના શ્લોકમાં જેને ધર્મ કહેવામાં આવ્યો તે ધર્મ વેદમૂલક છે, માટે વેદ જાણવો તથા વૈદિક કર્મો કરવાં પણ તેમાં કર્ત્તવ્યબુદ્ધિને બદલે ફળના અભિલાષથી પ્રવૃત્ત થવું તે ઉત્તમ નથી એમ જણાવેછે—

कामात्मता न प्रशस्ता न चैवेहास्त्यकामता ॥
काम्यो हि वेदाधिगमः कर्मयोगश्च वैदिकः ॥ २ ॥

ફળોની ઇચ્છા રાખવી એ ઉત્તમ નથી, તેમ સર્વથા ઇચ્છાનો ત્યાગ કરવો તે અહીં બને તેવું નથી, કારણકે વેદાધિગમ એટલે અધ્યયનદ્વારા વેદની પ્રાપ્તિ તથા વેદોક્ત કર્મયોગ એઓ ઇચ્છાના વિષયરૂપ છે ૨

ફળોની ઇચ્છા રાખવી એ ઉત્તમ નથી કારણકે તે બન્ધના હેતુરૂપ છે જેમ કે સ્વર્ગાદિ ફળોની ઇચ્છાથી કરવામા આવતા કામ્ય કર્મો પુનર્જન્મ દેનારા થાયછે, અને તેવી ઇચ્છાવગરના નિત્યનૈમિત્તિક કર્મો આત્મજ્ઞાનમા સહકારી હોવાથી મોક્ષ દેનારા થાયછે આ પ્રમાણે ફળોની ઇચ્છાના નિષેધથી માત્ર ઇચ્છાનો નિષેધ સમજવાનો નથી, કારણકે સર્વથા ઇચ્છાનો ત્યાગ કરવો એ આ સંસારમા બની શકે તેવું નથી ધર્મના મૂળરૂપ વેદનુ અધ્યયન અને વેદોક્ત કર્મોરૂપ ધર્મનો સંબંધ એ પણ ઇચ્છાનો જ વિષય છે તેથી સર્વથા ઇચ્છાનો ત્યાગ થઇ શકે તેવુ નથી આ ઉપરથી એમ જણાવછે કે, સૌર્યવગેરે સઘળા કામ્યકર્મોનો આ નિષેધ છે. કારણ એ જ છે કે, જે કઇ ક્રિયાનુ અનુષ્ઠાન ફળની ઇચ્છાથી થાયછે તેમાથી સ્વરૂપનો લાભ થતો નથી અહીં શંકા એ થશે કે ફળની ઇચ્છા રાખવી એ ઉત્તમ નથી અને કોઇ પણ ક્રિયા ફળવગરની હોતી નથી તો પછી શુ કાઇ પણ કર્મ ન કરતા હાથપગ બાંધી બેસી રહેવુ? અને જો એમ થશે તો લૌકિક તથા વૈદિક કર્મ એ બન્ને વ્યવહારો બિલકુલ ચાલશે નહિ આનુ સમાધાન એ છે કે, આ ધર્મનું પ્રકરણ હોવાથી અહીં લૌકિક વ્યવહારનો વિચાર જ નથી તેથી લૌકિક કર્મોમાં ફળોની ઇચ્છાનો આ નિષેધ નથી, માત્ર વૈદિક કર્મોમા ફળોની ઇચ્છાનો નિષેધ છે, અને તે નિષેધ પણ તેની ઉત્તમતા જણાવવાદ્વારા અમુક અધિકારીઓને માટે જ છે તેથી કોઇએ પણ કામ્યકર્મો ન જ કરવા એ સિદ્ધાંત થતો નથી જો એવો સિદ્ધાંત થતો હોય તો કામ્યકર્મોને કહેનારી શ્રુતિઓ વિફળ થાય આ ઉપરથી ઉચ્ચ અધિકારીઓએ ફળોની ઇચ્છાવાળા

કર્મો ન કરવાં એટલું જ કહેછે. આ શ્લોકનો અર્થ એમ પણ થઇ શકેછે કે " મનમાં અભિલાષો રાખવા એ શ્રેષ્ઠ નથી તેમ અભિલાષ છેક છૂટી પણ શકતો નથી. માટે વેદની પ્રાપ્તિમાં અને વૈદિક ધર્મકર્મોમાં અભિલાષ રાખવો અર્થાત્ તેની ઇચ્છા કરવી "

કેવળ ઇચ્છાનો ત્યાગ થઇ શકે તેમ નથી એ વિષયને વધારે દૃઢ કરેછે—

**संकल्पमूलः कामो वै यज्ञाः संकल्पसंभवाः ॥**
**व्रतानि यमधर्माश्च सर्वे संकल्पजाः स्मृताः ॥ ३ ॥**

કામ ( ઇચ્છા ) સંકલ્પથી ઉત્પન્ન થાયછે, યજ્ઞો પણ સંકલ્પથી થાયછે. તથા વ્રતો અને સઘળા યમધર્મો પણ સંકલ્પથી ઉત્પન્ન થાયછે એમ કહ્યું છે. ૩.

અમુક કર્મથી અમુક ઇષ્ટફળ સિદ્ધ કરાયછે એવા પ્રકારની બુદ્ધિ તે સંકલ્પ કહેવાયછે અથવા આ ફળ મને સંપાદન થાઓ એવો ફલાભિલાષ અથવા કર્મના અનુષ્ઠાનનો નિશ્ચય અથવા આ કર્મથી આ ફળ મારે મેળવવું એવો નિશ્ચય તે સંકલ્પ કહેવાયછે ખરી રીતે કર્મમા પ્રવૃત્તિ કરાવનાર પહેલી સ્ફુરણા તે જ સંકલ્પ છે અને કર્મ કરવાનો નિશ્ચયવગેરે તે પછીના મનોવ્યાપાર છે સંકલ્પ થયાપછી તે કર્મ ઇષ્ટવસ્તુનું સાધન છે એમ જાણવામાં આવેછે ત્યારે તેમા ઇચ્છા થાયછે અને ઇચ્છા થયા પછી તે કર્મ કરવાનો પ્રયત્ન થાયછે આવી રીતે પાકયજ્ઞ, હવિર્યજ્ઞ, સોમયજ્ઞ તથા જપયજ્ઞવગેરે યજ્ઞો પણ સંકલ્પથી થાયછે જો કે જેમ ક્ષુધાવાળો પુરૂષ પ્રથમ ભોજનક્રિયાને દેખેછે, પછી "હુ ભોજન કરૂ' એવી ઇચ્છા કરેછે, તે પછી બીજા વ્યાપારોથી નિવૃત્ત થઇ ભોજનના નિશ્ચયપર આવેછે અને તે પછી ભોજનને લગતી ક્રિયા કરેછે તેમ પ્રથમ પદાર્થના સ્વરૂપવિષેનું જ્ઞાન થાયછે એટલે અમુક પદાર્થ અમુક ક્રિયાને સિદ્ધ કરશે એવા જ્ઞાનરૂપ સંકલ્પ થાયછે, તે પછી તેને સિદ્ધ કરૂ તો ઠીક એવી ઇચ્છા થાયછે, એ ઇચ્છા થયા પછી તે મારે સિદ્ધ કરવું જ એવો નિશ્ચય થાયછે અને નિશ્ચય થયા પછી તે કર્મમા પ્રવૃત્તિ થાયછે આવી રીતે સંકલ્પ, ઇચ્છા અને નિશ્ચય એ ત્રણેથી યજ્ઞાદિ કર્મોમાં પ્રવૃત્તિ થાયછે તો પણ એ સર્વમા મૂળ કારણ સંકલ્પ જ હોવાથી "યજ્ઞો પણ સંકલ્પથી થાયછે" એમ કહેવાયછે વ્રતો અને યમરૂપ ધર્મો જે ચતુર્થાધ્યાયમા કહેવામાં આવશે તે સઘળા પણ સંકલ્પથી જ થાયછે આમા યજ્ઞો એટલે ગૃહસ્થના ધર્મો, વ્રતો એટલે બ્રહ્મચારીના ધર્મો અને યમધર્મ એટલે વાનપ્રસ્થ અને સંન્યાસીના ધર્મો

એમ પણ ગણવામાં આવેછે. અથવા જેમાં પ્રવૃત્તિ કરવામાં આવે તેવો ધર્મ તે વ્રતો અને હિંસા આદિ નિષિદ્ધ કર્મથી અટકવારૂપ અહિંસા આદિ ધર્મ તે યમધર્મ આ સઘળું એટલે કામ, યજ્ઞો, વ્રતો, યમધર્મો અને શાસ્ત્રની બીજી બાબતો પણ સંકલ્પથી જ થાયછે અર્થાત્ સંકલ્પપૂર્વક ઇચ્છા અને નિશ્ચયથી જ તેઓની ઉત્પત્તિ છે આથી નક્કી કર્યું કે, ઇચ્છા માત્રનો સર્વથા ત્યાગ થઇ શકતો નથી

પૂર્વ શ્લોકથી શાસ્ત્રીય પ્રવૃત્તિ તથા નિવૃત્તિ સંકલ્પને અધીન જણાવીને હવે લૌકિક પ્રવૃત્તિ તથા નિવૃત્તિ પણ સંકલ્પને અધીન છે એમ બતાવેછે—

**अकामस्य क्रिया काचिद्दृश्यते नेह कर्हिचित् ॥**
**यद्यद्धि कुरुते किञ्चित्तत्तत्कामस्य चेष्टितम् ॥ ४ ॥**

આ જગતમાં ઇચ્છાવગરના માણસની કોઇ પણ ક્રિયા કોઇ પણ સમયે જોવામાં આવતી નથી તે જે જે કંઇ ક્રિયા કરેછે તે તે સઘળી કામ એટલે ઇચ્છાનું જ કાર્ય છે

આ લોકમાં ભોજનાદિક જે જે ક્રિયા થાયછે તે ઇચ્છાપૂર્વક દેખાયછે ઇચ્છા નહિ કરતા માણસની કોઇ પણ ક્રિયા કદી પણ દેખાતી નથી; એટલે મારે અમુક કાર્ય કરવું છે એવા સંકલ્પવગર કોઇ પણ ક્રિયા થતી નથી ટુંકામાં એટલું જ કે લોકસંબંધી તથા વેદસંબંધી જે જે કર્મ પુરૂષ કરેછે તે તે સઘળું કામ એટલે ઇચ્છાની જ ચેષ્ટા છે અને તે કામનું મૂળ સંકલ્પ છે આવી રીતે સઘળી પ્રવૃત્તિ તથા નિવૃત્તિ સંકલ્પને જ અધીન હોવાનું નક્કી થાયછે

ઉપરપ્રમાણે જે કંઇ ક્રિયા થાયછે તેનું કારણ કામ જ છે એમ સિદ્ધ થયું, અને આ અધ્યાયના બીજા શ્લોકમાં "कामात्मता न प्रशस्ता એટલે ફળોની ઇચ્છા રાખવી તે ઉત્તમ નથી" એમ કહ્યું છે, તો પછી ફલેચ્છાવગર કર્મો થશે જ કેમ? એનો ખુલાસો કરેછે અથવા પ્રથમ કહેવાયેલ ફળની ઇચ્છા રાખવાના નિષેધનો નિયમ કરેછે—

**तेषु सम्यग्वर्त्तमानो गच्छत्यमरलोकताम् ॥**
**यथा संकल्पितांश्चेह सर्वान्कामान्समश्नुते ॥ ५ ॥**

તે શાસ્ત્રોક્ત કર્મોમાં સારી રીતે વર્ત્તનાર મનુષ્ય મોક્ષને પામેછે અને આ લોકમા સંકલ્પ ઇચ્છાપ્રમાણે સર્વ કામોને પામેછે ૫

જેથી બંધન થાય એવા ફળોની ઇચ્છાવિના શાસ્ત્રોક્ત કર્માના અનુષ્ઠાન કરવામા સારી રીતે વર્ત્તનાર મનુષ્ય મોક્ષને પામેછે આમા ઇચ્છાનો નિષેધ નથી પણ શાસ્ત્રોક્ત કર્મામા સમ્યગ્વૃત્તિ રાખવી એટલે સારી રીતે વર્ત્તવુ એમ વિધિ કરેલો છે શાસ્ત્રોક્ત કર્મોમા સારી રીતે વર્ત્તનાર મનુષ્ય આ લોકમા પણ સર્વ ઇષ્ટ પદાર્થોને પામેછે છાંદોગ્ય ઉપનિષદ્‌મા કહ્યુ છે કે, स यदा पितृलोककामो भवति सङ्कल्पादेवास्य पितरः समुत्तिष्ठन्ति । એટલે તે પુરુષ જ્યારે પિતૃલોકની ઇચ્છાવાળો થાયછે ત્યારે તેના સંકલ્પથી જ પિતૃઓ પ્રાપ્ત થાયછે આવી રીતે તે સર્વ ઇષ્ટ પદાર્થોને પામેછે શાસ્ત્રોક્ત કર્મોમા સારી રીતે વર્ત્તવુ એટલે જે કર્મ જેવા પ્રકારથી કરવાનુ કહેલુ છે તે કર્મ તેવા પ્રકારથી જ કરવુ, જેમકે નિત્યકર્મોમા ફલાભિલાષ કરવો નહિ, કારણકે તેઓમા ફલનુ શ્રવણ જ નથી તેથી નિત્યકર્મોમા ફલાભિલાષ નિષિદ્ધ ગણાય પણ કામ્યકર્મોમા ફલાભિલાષનો નિષેધ નથી, કારણકે કામ્યકર્મો તો ફલના સાધન છે એમ ધારીને જ કહેલા હોય એમ તેઓના વિધિથી જણાયછે માટે જેને ફલની ઇચ્છા ન હોય તેને કામ્ય કર્મનુ અનુષ્ઠાન કરવાની જરૂર નથી, પણ નિત્યકર્મો તો ફલની ઇચ્છાવગર જ કરવા જોઇએ નિત્યકર્મોમા ફલની ઇચ્છા કરવી એ તો એક વ્યામોહ જ છે કારણકે નિત્યકર્મો ફલના સાધન નથી એમ શાસ્ત્રથી જણાયાછતા તેઓમા ફલની ઇચ્છા કરવામા આવે તોપણ ફળની પ્રાપ્તિ થાય નહિ આવી રીતે શાસ્ત્રોક્ત કર્મોમા સારી રીતે એટલે વિવેકથી વર્ત્તનાર મનુષ્ય દેવલોકમા જાયછે અથવા મોક્ષ પામેછે ફલાભિલાષવાળા કર્મોનુ ફળ દેવલોક વગેરે છે અને ફલાભિલાષરહિત કરવામા આવતા નિત્યકર્માથી તો મોક્ષ જ મળેછે ફળની ઇચ્છાથી કર્મ કરે તો બંધન થાયછે પણ નિષ્કામ થઇ ઇશ્વરાર્પણ બુદ્ધિથી કરે તો મુક્ત થાયછે માટે જ શ્રીકૃષ્ણપરમાત્માએ અર્જુનને ઉપદેશ આપેલો છે કે मा कर्मफलहेतुर्भूः । એટલે તુ કર્મના ફળની ઇચ્છા કરીશ નહિ વળી આમ પણ કહ્યુ છે —

साधनानामकृत्स्नत्वान्मौर्ख्यात्कर्मकृतस्तथा ।
फलस्य चाभिसन्धानादपवित्रो विधिः स्मृतः ॥

એટલે પૂરતા સાધનો ન હોવાથી, કર્મ કરનારની મૂર્ખાઇથી અને ફળની ઇચ્છા રાખવાથી વિધિ અપવિત્ર થાયછે એમ કહ્યુ છે આવી રીતે કર્મોમા ઇચ્છા માત્રનો નિષેધ નથી પણ મુખ્યત્વે નિત્યકર્મોમા ફળની ઇચ્છાનો નિષેધ છે ધનેચ્છા કે માનેચ્છાવગેરેના ઉપાધિવગર જ માત્ર ધર્મબુદ્ધિથી જ કર્મોનુ અનુષ્ઠાન કરનાર પુરુષ અંતઃકરણની શુદ્ધિદ્વારા મોક્ષને પામેછે, પણ કામનાઓથી દબાયેલા

અંતઃકરણવાળો પુરુષ સમગ્ર કર્મોને માત્ર સ્વર્ગના જ સાધનરૂપ માની મુખ્ય નજર ફળઉપર જ રાખી બધાં કર્મો કરતો રહે તો તે કર્મોમાં સારી રીતે નહિ પણ ખરાબ રીતે વર્ત્યો ગણાય અને શાસ્ત્રોક્ત કર્મોમાં અયોગ્ય રીતે વર્તવાનું ફળ બંધન અને દુર્ગતિ જ છે, માટે શાસ્ત્રોક્ત કર્મો સારી રીતે કરવાં એટલે ધર્મબુદ્ધિથી અથવા કર્તવ્યબુદ્ધિથી કરવાં એ જ ઉત્તમ છે

ઉપરના ચાર શ્લોકોથી જણાવ્યું કે વેદવિહિત કર્મો કરવામાં ફલાભિલાષથી પ્રવર્તવું એ ઉત્તમ નથી પણ તે કર્તવ્યબુદ્ધિથી અથવા ધર્મબુદ્ધિથી કરવાં એ જ શ્રેષ્ઠ છે. હવે આ શ્લોકથી ધર્મનાં પ્રમાણો કહે છે—

**वेदोऽखिलो धर्ममूलं स्मृतिशीले च तद्विदाम् ॥**
**आचारश्चैव साधूनामात्मनस्तुष्टिरेव च ॥ ६ ॥**

સમગ્ર વેદ, વેદ જાણનારાઓની સ્મૃતિ અને તેઓનું શીલ, સત્પુરુષોનો આચાર અને અંતઃકરણની પ્રસન્નતા એઓ ધર્મનાં મૂળ છે

સમગ્ર વેદ એટલે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એ ચાર વેદ ધર્મનું મૂળ છે એટલે ધર્મમાં પ્રમાણ છે ધર્મમાં વેદની પ્રમાણતા પ્રથમ ન હતી અને હાલ મનુના કહેવાથી થાયછે એમ નથી પણ ધર્મમાં વેદની પ્રમાણતા તો પ્રથમથી જ અને સ્વયંસિદ્ધ છે તેનો આ સ્થળે અનુવાદમાત્ર કર્યો છે કારણ કે આ પછી તરત જ કહેલું છે કે, વેદ જાણનારાઓની સ્મૃતિ અને તેઓનું શીલ પણ ધર્મમાં પ્રમાણ છે માટે પ્રથમ તો વેદ એ જ ધર્મમાં મુખ્ય પ્રમાણ છે એમ સ્વીકારવું જોઇએ વેદ શબ્દથી વિધિ અર્થવાદ અને મંત્ર એ સઘળું આવી જાયછે અર્થવાદોનું ધર્મમાં પ્રમાણપણું વિધિવાક્યોની સાથે તેઓની એકવાક્યતા થવાથી જ થાયછે અને તેથી જ જૈમિનિમુનિએ કહ્યું છે કે विधिना त्वेकवाक्यत्वात्स्तुत्यर्थेन विधीनां स्युः । એટલે વિધિવાક્યોની સાથે એકવાક્યતાથી વિધિવાક્યોની સ્તુતિમાટે હોવાને લીધે અર્થવાદો પણ ધર્મમાં પ્રમાણ છે મંત્રસંબંધી અર્થવાદોનું પણ વિધિવાક્યોની સાથે એકવાક્યતાથી જ ધર્મમાં પ્રમાણપણું છે એ અર્થવાદો પ્રયોગ કરતી વખત અનુષ્ઠાન કરવાયોગ્ય વસ્તુનું સ્મરણ આપનારા છે વિધિ એટલે જેમાં મંત્રોના વિનિયોગો બતાવેલા છે એવો બ્રાહ્મણ ભાગ જેમ કે ઋગ્વેદનું કૌષીતકી બ્રાહ્મણ, યજુર્વેદનું શતપથ બ્રાહ્મણ, સામવેદના તાંડ્યવગેરે આઠ બ્રાહ્મણો તથા અથર્વવેદનું ગોપથ નામનું બ્રાહ્મણ છે મંત્ર એટલે સંહિતા ભાગ અને એમાં કરવા યોગ્ય કર્મના સ્વરૂ-

પની, સાધનની અથવા ફળની સ્તુતિ કરીને તેમાં રૂચિ ઉપજાવનારાં અને નહિ કરવાયોગ્ય કર્મનાં સ્વરૂપની, સાધનની અથવા ફલની નિંદા કરીને તેતરફ અરૂચિ ઉપજાવનારાં જે વેદવાક્યો તે અર્થવાદ કહેવાયછે. આ પ્રમાણે વેદ શબ્દમાં મંત્રભાગ અને બ્રાહ્મણભાગ એ બન્ને આવી જાયછે પણ ગૃહ્યસૂત્રકાર ગૃહ્યસૂત્રાદિ સ્મૃતિઓને પણ વેદ શબ્દમાં જ ગણાવવા માગેછે તે મનુને અભીષ્ટ નથી અને તેથી જ તેણે વેદવેત્તાઓની સ્મૃતિને ધર્મના પ્રમાણરૂપે જૂદી જણાવી છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એઓના સમુદાયમાં જેમ વેદ શબ્દ વપરાયછે તેમ તેઓના અવયવરૂપ એક એક મંત્ર, ઋચા કે વાક્યમાં પણ વેદ શબ્દ વપરાયછે કારણકે સમુદાયને લાગુ પડતા શબ્દો સમુદાયના અવયવમાં પણ લાગુ પડેછે જેમકે મકાનોનો સમુદાય તે ગામ કહેવાયછે, તેમાં અવયવરૂપ થોડા મકાનો શોભતા હોય તોપણ દૂરથી જોનારા લોકો બોલેછે કે ગામ શોભેછે વેદ શબ્દની વ્યુત્પત્તિ આવી રીતે કરવામાં આવેછે કે विदन्त्यनन्यप्रमाणवेद्यं धर्मलक्षणमर्थमस्मादिति वेदः । એટલે બીજાં પ્રમાણોથી ન જાણી શકાય એવો ધર્મરૂપ અર્થ, લોકો આથી જાણી શકેછે માટે જાણવાના અર્થવાળા विद् ધાતુઉપરથી વેદ શબ્દ થયો એ ધર્મરૂપ અર્થ વેદમાંના છૂટાં છૂટા વાક્યોવગેરેથી પણ જણાયછે માટે તે વાક્યોવગેરે પણ વેદ કહેવાય આથી એક અડચણ એ આવેછે કે, વેદમાંના થોડા વાક્યોવગેરે ભણી પોતે વેદ ભણેલ છે એમ જો કોઇ માની બેસે તો તે યોગ્ય ગણાય નહિ અને તેથી કશી સિદ્ધિ પણ નહિ. આ અડચણને દૂર કરવામાટે જ આજ્ઞા કરવામા આવી છે કે સમગ્રવેદ ભણવો. ઋગ્વેદવગેરે એક એક વેદ પણ સમગ્રવેદ કહી શકાયછે એટલે ચારે નહિ પણ પોતપોતાનો એક એક વેદ પૂરો ભણનાર "સમગ્રવેદ ભણવો" એ આજ્ઞા પાળી ગણાયછે વેદત્રયીવગેરે શબ્દોના વ્યવહારઉપરથી કેટલાએક લોકો કહેછે કે આશ્વલાયન તથા ઐતરેયવગેરે એકવીશ શાખાઓવાળો ઋગ્વેદ, કાઠક તથા વાજસનેયવગેરે એકસો શાખાઓવાળો યજુર્વેદ અને સાત્યમુગ્રિ તથા રાણાયની વગેરે એક હજાર શાખાઓવાળો સામવેદ એઓનુજ વેદ શબ્દથી ગ્રહણ થાયછે પણ મોદક અને પૈપ્પલકવગેરે નવ શાખાઓવાળા અથર્વવેદનુ વેદ શબ્દથી ગ્રહણ થઇ શકે નહિ પણ આમ કહેવુ યોગ્ય નથી કારણકે *अपौरुषेयत्वे सत्यनुष्ठेयार्थावबोधकत्वाद्विपर्ययाभावाच्च वेदत्वम्* । એટલે કોઇ પણ પુરૂષે બનાવેલ ન હોય, કર્તવ્ય અર્થનો ઉપદેશ કરતો હોય અને જેમાં વિપર્યયપણુ ન હોય તે વેદ આ વેદનુ લક્ષણ અથર્વવેદમા પણ લાગુ પડેછે એ અથર્વવેદમાં બધી ઋચાઓ જ હોવાથી ઘણાએક લોકો તેને ઋગ્વેદની સાથે ગણી લઇ વેદત્રયી વગેરે શબ્દોનો વ્યવહાર કરેછે એટલાઉપરથી જ અથર્વવેદને વેદતરીકે ન માનવો એમ બને જ નહિ આવી રીતે સમગ્ર એટલે ચારે વેદ

વિશેષ જ્ઞાનવગરના લોકોને શાસ્ત્રનો ભાવાર્થ સમજાવવામાટે પદપદાર્થની યોજના કરી ગ્રંથ રચનારા ધર્મશાસ્ત્રકારો જેમ અષ્ટકાવગેરે કર્મો કર્તવ્ય છે, એમ વેદથી જાણી બીજા લોકોના ઉપકારને માટે પોતાનાં ધર્મગ્રંથમાં લખી જણાવેછે તેમ સ્વતઃસિદ્ધ વેદની ધર્મમૂલતાવગેરે વિષયને પણ કહી બતાવેછે. સર્વ રોગોનું મૂળ અજીર્ણ છે એ વાત વૈદ્યકશાસ્ત્રથી સિદ્ધ છતા પણ જેમ ઘણા લોકો બીજાઓને કહેછે કે અજીર્ણ હોય ત્યારે ભોજન કરશો નહિ કારણકે સર્વ રોગોનું મૂળ અજીર્ણ છે તેઓનું આ કહેવું અનુપયોગી ગણાતુ નથી પણ ઉપયોગી જ ગણાયછે. તેમ વેદની ધર્મમૂલતા અથવા ધર્મમાં પ્રમાણતા સ્વતઃસિદ્ધ છતા પણ મનુએ અહીં કહી તે અનાવશ્યક નહિ પણ આવશ્યક જ છે. પુરુષકર્તવ્ય તથા શ્રેયઃસાધનરૂપ ધર્મ વેદમાં કયાંય બ્રાહ્મણગ્રંથનાં વાકયોથી અને કયાંય મંત્રવાકયોથી જણાયછે. તેમા "બ્રહ્મતેજની કામનાવાળાએ સૌર્ય એટલે સૂર્ય દેવતાને ઉદ્દેશીને પકાવેલા ચરુનો હોમ કરવો" તેમ જ "ગ્રામની કામનાવાળાએ વૈશ્વદેવી સાગ્રહિણીનો હોમ કરવો" વગેરે ધર્મને લગતા વાકયો તેવા તેવા પ્રકારની કામનાવાળાઓમાટે જ છે અને "જીવતાં લગી અગ્નિહોત્ર હોમવુ," વગેરે ધર્મના વાકયો કામનાવગરનાઓને માટે છે, કારણકે તેવા વાકયોમાં કશી કામના જોવામા આવતી નથી, એટલે એવા ધર્મકર્મો કરવાં તે કોઇપણ ફળ મેળવવામાટે નહિ પણ તે કર્મો ન કરવાથી વેદની આજ્ઞાના ઉલ્લંઘનનો દોષ લાગેછે તે દોષ ન લાગે તેટલામાટે છે, તેમજ "બ્રાહ્મણને મારવો નહિ" "સુરાપાન કરવું નહિ" એવી વેદાજ્ઞાથી નિષિદ્ધ કર્મોનો ત્યાગ કરવામાં આવેછે તે પણ કોઇ ફળ મેળવવામાટે નહિ પણ જો એ નિષિદ્ધ કર્મોનો ત્યાગ કરવામા ન આવે તો મોટો પ્રત્યવાય લાગેછે તે પ્રત્યવાયથી છૂટવામાટે છે વેદના, કેટલાક વાકયો ધર્મને સાક્ષાત્ જણાવનારાં છે અને કેટલાક વાકયો ધર્મને પરંપરાથી જણાવનારા છે. જેમ કે સ્વાધ્યાયવગેરેની આજ્ઞા કરનારા વાકયો ધર્મને સાક્ષાત્ જણાવનારા છે અને અગ્નિહોત્રવગેરેના સ્વરૂપને કહેનારા વાકયો ધર્મને પરંપરાથી જણાવનારા છે

' સમગ્ર વેદ જેમ ધર્મમૂલ એટલે ધર્મમા પ્રમાણભૂત છે તેમ વેદ જાણનારા મનુવગેરેની સ્મૃતિ પણ ધર્મમા પ્રમાણભૂત છે "વેદ જાણનારા" એવું વિશેષણ આપવાથી જણાવ્યુ છે કે સ્મૃતિવગેરેની પ્રમાણતા વેદને લઇને જ છે અનુભવેલા અર્થનું જ્ઞાન સ્મૃતિ અથવા સ્મરણ કહેવાયછે એ સ્મૃતિ વેદરૂપ પ્રમાણથી જાણેલી બાબતોનો અનુવાદ કરેછે, એટલે સ્મૃતિગ્રંથના પ્રવર્તકોએ પોતે જે જે બાબતો જણાવી છે તે તે તેઓએ પ્રથમ વેદમાં અનુભવેલી છે. કેટલાએક સ્માર્ત ધર્મો હાલ વેદમાં જોવામાં આવતા નથી તેઓનું મૂળ પણ વેદ જ છે, પણ એ ધર્મો વેદમાં ઉપલબ્ધ ન થવાનું કારણ વેદની એવી અનેક શાખાઓ કે જેમાં

આવા સ્માર્તધર્મો હોવા જ જોઇએ તેનો ઉચ્છેદ થયો છે તે જ છે. ગબ્દગ્રહઆદિ શબ્દોથી નારાયણરૂપ મનાતા વેદમાં પરમશ્રદ્ધાવાળા સ્મૃતિકારો પોતે જણાવેલા ધર્મો વેદમૂલક હોવાનું કહી પછી તેમાં જેઓનું મૂળ વેદમાં ન હોય એવા કલ્પિત ધર્મો ઘુસાડી દે એમ કદી બનેજ નહિ, કારણકે તેઓ આપ્ત એટલે યથાર્થવક્તા હતા એમ વિવેકી વિદ્વાનોએ સ્વીકાર કરેલો છે, આવો સ્વીકાર કરવામાં કદાચ સાધારણ માણસો ભૂલ કરે એ સંભવે પણ સત્યાસત્યનો નિર્ણય કરવામાં સામર્થ્ય ધરાવતી બુદ્ધિવાળાઓ ભૂલ કરે એ સંભવે નહિ કદી તેવાઓ પણ ભૂલ કરે એમ આગળ વધી માનીએ તો તેવા કોઇ કોઇ વિદ્વાનો ભૂલ કરી જાય પણ તેવા બધા વિદ્વાનો કદીપણ ભૂલ કરે નહિ એ સિદ્ધાંત છે. માટે મન્વાદિ સ્મૃતિકારો યથાર્થવક્તા હતા એ નિશ્ચય છે અને તેને લઇને તેઓએ કહેલા ધર્મો પણ વેદમૂલક છે એ પણ નિશ્ચય છે અને તેથીજ તેપણ ધર્મવિષયમાં વેદની પેઠે પ્રમાણભૂત છે; કારણકે સ્મૃતિઓ કાંઇ કલ્પિત ગાથાઓજેવા નથી. પોષ, માઘ, ફાલ્ગુન તથા આશ્વિનમાસની કૃષ્ણપક્ષની અષ્ટમીઓ જે અષ્ટકા કહેવાયછે તેમાં શ્રાદ્ધ કરવું, એ ધર્મ માત્ર સ્મૃતિઓમાં જ જોવામા આવેછે પણ શ્રુતિઓમાં જોવામાં આવતો નથી, એવી જ રીતે બીજા પણ કેટલાએક ધર્મો જે સ્મૃતિઓમા જોવામાં આવેછે અને શ્રુતિઓમાં જોવામા નથી આવતા તેઓને સ્માર્તધર્મો કહેવામાં આવેછે, એ સ્માર્તધર્મોવાળી જે વેદશાખાઓ હાલ આપણને અનુમાનગમ્ય છે તે મનુવગેરે સ્મૃતિકારોને પ્રત્યક્ષ ઉપલબ્ધ હતી તેથી એવા ધર્મોને સ્માર્ત એવું વિશેષણ આપવાકતા પણ તેઓની વેદમૂલકતા મટી શકતી નથી. કેટલાએક સ્માર્તધર્મો વેદની ચાલુ શાખાઓમાં હોવા છતા તેઓના દ્રવ્ય, દેવતા તથા મંત્રવગેરે અંગો વીખાઇને છુટા છુટા પડી ગયા હોવાથી અર્થાત્ કોઇ શાખામા એવાં ધર્મકર્મની ઉત્પત્તિ, કોઇ શાખામા દ્રવ્ય, કોઇ શાખામાં દેવતા અને કોઇ શાખામાં મંત્ર એમ સઘળુ વીખાઇ ગયેલ હોવાથી તેમા તેઓ સંબદ્ધપણે જોવામા આવતા નથી અને સ્મૃતિકારોએ તે વીખાઇ ગયેલા અંગોને ભેળા કરી સરખીરીતે ગોઠવવાનેલીધે તે ધર્મો સ્મૃતિઓમા સંબદ્ધપણે જોવામાં આવેછે.

આવી રીતે વેદ જાણનારાઓની સ્મૃતિ જેમ ધર્મમા પ્રમાણભૂત છે તેમ તેઓનું શીલ પણ ધર્મમાં પ્રમાણભૂત છે શ્રુતિ તથા સ્મૃતિ જ્ઞાપકપણાથી એટલે જણાવનારપણાથી જેમ ધર્મમાં પ્રમાણભૂત છે તેમ વેદ જાણનારાઓનું શીલ નિર્વર્તકપણાથી એટલે ઉત્પન્ન કરનાર હોવાનેલીધે ધર્મમાં પ્રમાણભૂત છે. કારણકે રાગદ્વેષના ત્યાગરૂપ શીલથી ધર્મ ઉત્પન્ન થાયછે. કલ્યાણના સાધનરૂપ યજ્ઞાદિકર્મોને જેમ ધર્મ શબ્દ લાગુ પાડવામાં આવેછે તેમ યજ્ઞાદિકર્મોથી ઉત્પન્ન થતો અપૂર્વ નામનો પદાર્થ જે ફલની પ્રાપ્તિ કરાવનાર છે તેપણ ધર્મ કહેવાયછે. યજ્ઞાદિક્રિયા જે અમુક દિવસોમાંજ સમાપ્ત થઇ જાયછે તે અને તેનાં સ્વર્ગાદિક

ફ્લ જે દેહ છૂટી ગયાપછી પ્રાપ્ત થાયછે તે, એ બેની વચ્ચે ઘણું મોટું અંતર પડવાને લીધે એ ફળની પ્રાપ્તિ કરાવનાર વચમાં કાયમ રહેનારો જે ધર્મ તે અપૂર્વ કહેવાયછે આ અપૂર્વરૂપ ધર્મને ઉદ્દેશીનેજ વ્યવહાર ચાલેછે કે एक एव सुहृद्धर्मो निधनेप्यनुयाति यः । એટલે ધર્મ એજ મુખ્ય સગા છે કે જે મરણપછી પણ પાછળ ચાલેછે વેદજ્ઞ પુરૂષોનું શીલ વિહિતકર્મોદ્વારા આવા ધર્મને ઉત્પન્ન કરનાર હોવાથી તેપણ ધર્મમાં પ્રમાણભૂત છે. શ્રુતિસ્મૃતિમા વિહિત સર્વ વિષયો ધર્મનું મૂલ છે, તેઓમાં શીલ પણ આવી જાયછે, છતાં શીલનું જૂદું ગ્રહણ કર્યું તે વિશેષ આદરને માટે છે. કારણકે સર્વ કર્મોના અનુષ્ઠાનમાં શીલ ઉપયોગનું છે એ સર્વ વર્ણો તથા સર્વ આશ્રમોમા વખાણેલું છે, અથવા શીલનો અર્થ મનની એકાગ્રતા કે મનનું વિક્ષેપરહિતપણુ આવો અર્થ કરવાથી ભાવાર્થ એમ નિકળેછે કે વેદ જાણનારાઓની સ્મૃતિ અને તેની સાથે મનની એકાગ્રતા એ બન્ને સાથે હોઇ ધર્મમા પ્રમાણભૂત છે, એટલે વેદ જાણનારાઓની પણ ચિત્તવૃત્તિ વિક્ષેપરહિત હોય ત્યારેજ થયેલી તેઓની સ્મૃતિ પ્રમાણભૂત છે વેદનો અર્થ જાણતા હોય તોપણ વિક્ષેપને લીધે જેઓનું અંતઃકરણ શાસ્ત્રોક્તવિષયમાં યથાર્થ તત્પર ન હોય તેવા લોકોની સ્મૃતિ ધર્મમાં પ્રમાણ ગણાય નહિ, કેમકે વિદ્વાનોને પણ ચિત્તના વિક્ષેપસમયે ભ્રાંતિ થવાનો સંભવ છે, અથવા શીલવાળા એટલે ગુરૂપાસેથી વિદ્યા મેળવનારા, મેળવેલી વિદ્યાના અભ્યાસમા તત્પર રહેનારા અને તે પ્રમાણે અનુષ્ઠાન કરનારા લોકોની સ્મૃતિ ધર્મમાં પ્રમાણભૂત છે મનુવગેરે મહાત્માઓમાં એ સઘળું હતુ અને એજ કારણથી તેઓના ગ્રંથોના શિષ્ટપુરૂષોની ઉપાદેયબુદ્ધિ થઇછે અને થાયછે જે કારણોથી મનુવગેરેનાં વચનોમા ઉપાદેયબુદ્ધિ થાયછે તે કારણોની હાજરી હોય તો બીજા મહાત્માઓના વચનો પણ ગ્રાહ્ય ગણાયછે, અને તેથીજ વિષ્ણુ, યમ, અંગિરા, દેવીનસી, બૌધાયન અને પ્રચેતાવગેરે મહાત્માઓને પણ શિષ્ટ પુરૂષોએ મનુવગેરેના જેવા ગણેલા છે પ્રાયશ્ચિત્તવગેરેના નિર્ણયમાં પણ તેવા ગુણવાળા વિદ્વાનોની પરિષદ્ પ્રમાણ ગણાયછે, અને એજ અભિપ્રાયથી આ ગ્રંથમાંજ છેવટ કહેવામા આવશે કે

एकोपि वेदविद्धर्मं य व्यवस्येद् द्विजोत्तम. ।
स विज्ञेय. परो धर्मो नाज्ञानामुदितोयुतैः ॥

અર્થ વેદ જાણનાર એકજ ઉત્તમ બ્રાહ્મણ પણ જેને નક્કી ઠરાવે તે શ્રેષ્ઠ ધર્મ સમજવો પણ હજારો કે લાખો અજ્ઞાન માણસો કહેતા હોય તે પ્રમાણ ગણાય નહિ આવી રીતે શીલવાળા મહાત્માઓનું આચરણ ધર્મમાં પ્રમાણભૂત છે બ્રાહ્મણોતરફ સારી લાગણી, દેવ તથા માતાપિતાની ભક્તિ, શાંત સ્વભાવ, મન, વચન તથા કાયાથી કોઇનું પણ બુરૂ ન કરવું તે, બીજાઓના ગુણમાં

દોષનો આરોપ ન કરવો તે, બીજાનું દુઃખ જરાપણ સહન ન થઇ શકે તેવી વૃત્તિ, કરૂણા, સર્વેતરફ મિત્રભાવ, પ્રિય વચન બોલનારપણું, કૃતજ્ઞપણું તથા શરણે આવેલનું રક્ષણ કરવામાં તત્પરતાવગેરે ગુણોને પણ શીલ કહેવામા આવેછે. વેદ જાણનાર પુરૂષના આવા ગુણો પણ ધર્મનું મૂળ છે. સમગ્રવેદ, વેદ જાણનારાઓની સ્મૃતિ તથા તેઓનું શીલ એઓ જેમ ધર્મનું મૂળ છે તેમ સત્પુરૂષોનો આચાર અને તેઓનાં અંતઃકરણની પ્રસન્નતા એ પણ ધર્મનું મૂળ ગણાયછે વલ્કલવગેરે ધારણ કરવાં, વિવાહાદિકમાં માંગલિક કંકણબંધન કરવું તથા ચોવટાવગેરેની પૂજા કરવી તે આચાર કહેવાયછે, આચાર એટલોબધો વિસ્તીર્ણ છે કે તેનું પરિગણન કરવું બહુ મુશ્કેલ છે. દેશ, જાતિ અને સ્વભાવવગેરેના ભેદથી આચારો ભિન્ન ભિન્ન હોયછે. તેમા ઉત્તમ દેશ, ઉત્તમ જાતિ અને ઉત્તમ સ્વભાવના સંબંધવાળા આચારો જે સત્પુરૂષોએ સ્વીકારેલ હોય તેજ ધર્મમાં પ્રમાણભૂત ગણાયછે, પણ સ્વાર્થ સાધવા દંભી લોકો જે કાંઇ બાહ્યવેષવગેરે વિસ્તારતા હોય તે પ્રમાણભૂત ગણાય નહિ એવી જ રીતે સત્પુરૂષોના અંતઃકરણની પ્રસન્નતા એટલે વિહિતકર્મતરફ ઉન્મુખતાના હેતુરૂપ પ્રીતિ તે પણ ધર્મમાં પ્રમાણભૂત છે, કારણ કે નોળિયો જે જે ઔષધીનો દંશ કરે તે તે ઔષધી વિષને હણનારીજ હોયછે તેમ સત્પુરૂષોનું અંતઃકરણ જે જે કર્મતરફ પ્રીતિવાળું થાય તે તે કર્મ ધર્મરૂપ જ હોયછે અર્થાત્ વિષને હણનારી ઔષધીસિવાય નોળિયો જેમ બીજી ઔષધીઓપર દંશ કરતો નથી તેમ ધર્મરૂપ કર્મસિવાય બીજા કર્મોતરફ સત્પુરૂષોના અંતઃકરણની પ્રસન્નતા થતી જ નથી અને તેટલામાટે જ તેઓના અંતઃકરણની પ્રસન્નતા ધર્મમા પ્રમાણભૂત છે. અથવા જ્યા ધર્મના એક કરતા વધારે પ્રકાર બતાવ્યા હોય ત્યા જે પ્રકારમાં અંતઃકરણ વળતુ હોય તે પ્રકાર ગ્રાહ્ય સમજવો કહ્યુછે કે—
**वैकल्पिक आत्मतुष्टिः प्रमाणम्।** એટલે ધર્મવિષયસંબંધે જ્યા વિકલ્પ હોય અર્થાત્ આમ પણ થઇ શકે, એમ એક કરતા વધારે રસ્તા બતાવ્યા હોય તેમા કયો રસ્તો લેવો તેના નિર્ણયને માટે અંતઃકરણની પ્રસન્નતા જ પ્રમાણભૂત છે, અથવા તપવગેરે ધર્મકર્મો ત્યારે જ યોગ્ય રીતે કરાયા ગણાય કે જ્યારે અંતઃકરણને સંતોષ થાય અથવા ધર્મકર્મો કરતી વખતે ક્રોધ, મોહ, શોક વગેરેનો ત્યાગ કરી અંતઃકરણની પ્રસન્નતા રાખવી એમ પણ સમજાયછે ધર્મકર્મોમાં અંતઃકરણની પ્રસન્નતા માત્ર શ્રદ્ધાવાળા આસ્તિક સત્પુરૂષોને જ હોયછે નાસ્તિક પુરૂષોને ધર્મકર્મોમા અંતઃકરણની પ્રસન્નતા થતી જ નથી તેઓ કદી લોકલજ્જાથી ધર્મકર્મ કરવા બેસે તોપણ શ્રદ્ધાના અભાવથી તેમા તેઓના અંતઃકરણની સ્થિરતા થતી નથી, પણ અતિશય મુઝાયા કરેછે અને તેમાથી તુરત છુટવાની રાહ જોયા કરેછે માટે આસ્તિક સત્પુરૂષોના અંતઃકરણની પ્ર

સન્નતા જ ધર્મમાં પ્રમાણભૂત સમજવી. આવી રીતે વેદ, વેદ જાણનારાઓની સ્મૃતિ, તેઓનું શીલ, સત્પુરૂષોનો આચાર અને તેઓનાં અંતઃકરણની પ્રસન્નતા એઓને ધર્મવિષયમાં પ્રમાણ ગણાવી એમ પણ સૂચન કર્યું કે ધર્મવિષયમાં જ્યાં પ્રત્યક્ષ શ્રુતિ ઉપલબ્ધ ન થતી હોય ત્યાં સ્મૃતિને મુખ્ય પ્રમાણ તરીકે ગણવી, સ્મૃતિ પણ ઉપલબ્ધ ન થતી હોય ત્યાં વેદવેત્તાઓના શીલને પ્રમાણ ગણવું, જ્યાં તેઓનું શીલ પણ ઉપલબ્ધ ન થતું હોય ત્યાં આસ્તિક સત્પુરૂષોના આચારને પ્રમાણ ગણવો અને જ્યાં તેવો આચાર પણ જોવામાં ન આવતો હોય તેવું કામ ધર્મરૂપ હશે કે અધર્મરૂપ હશે એવી શંકાના નિર્ણયને માટે પોતાના શ્રદ્ધાળુ અંતઃકરણની પ્રસન્નતા જ પ્રમાણભૂત ગણવી. ધર્મનાં આ પાંચ પ્રમાણોમાં પૂર્વપૂર્વ પ્રમાણ વિશેષ બળવાન છે અને પાછળ પાછળનું પ્રમાણ પૂર્વપૂર્વના પ્રમાણને અનુસરતુ અથવા અનુકૂળ પડતુ હોવું જોઇએ.

**સ્મૃતિઆદિ શાસ્ત્રોની પ્રમાણતા વેદરૂપ મૂલપ્રમાણને લીધે જ છે એ વાત ઉપર નક્કી થઇ ગઇ. હવે આ મનુસ્મૃતિની વેદમૂલકતા વિશેષે કરીને છે એમ જણાવી ધર્મવિષયના પ્રામાણ્યમાં તેનું શ્રેષ્ઠપણું દેખાડેછે—**

**यः कश्चित्कस्यचिद्धर्मो मनुना परिकीर्त्तितः ॥**
**स सर्वोऽभिहितो वेदे सर्वज्ञानमयो हि सः ॥ ७ ॥**

મનુએ બ્રાહ્મણવર્ગેનો જે કાંઇ ધર્મ કહેલો છે તે સમગ્ર ધર્મ વેદમાં કહેલો છે, કારણ કે મનુ સર્વજ્ઞ છે. ૭

શ્રવણ કરતા સર્વે ઋષિઓને ભૃગુમુનિ કહેછે કે વર્ણનો, આશ્રમનો, સંસ્કારનો, સામાન્ય તથા વિશેષ જે કાંઇ ધર્મ કહેલો છે તે સમગ્ર ધર્મ વેદમાં કહેલો છે. ઉચ્છિન્ન થઇ ગયેલ, આગળ પાછળ થવાને લીધે વીંખાઇ ગયેલ અને જે ભણવામાં ચાલેછે તે સઘળી વેદશાખાઓમાં જણાવેલા ધર્મોને સારી રીતે જાણી લઇને મનુએ પોતાની સ્મૃતિમાં જણાવેલા છે, મનુ પોતે સર્વજ્ઞ હોવાથી વેદની સમગ્ર શાખાઓમાના ધર્મને સારી રીતે જોઇ શકે એમાં જરા પણ અસંભવિત જેવું નથી, તેમ મનુસરખા પ્રતિષ્ઠિત મહાત્માએ કહેલા ધર્મો બધા વેદમાં હોય એમાં પણ કાંઇ શંકા જેવું નથી કારણ કે વેદ સર્વે અદૃષ્ટવિષયક જ્ઞાનોનો હેતુ છે. વેદોના એટલુ સામાન્ય વિશેષણ ધરાવનારની સ્મૃતિ પણ ધર્મવિષયમાં પ્રમાણભૂત નાણી છે તો પછી સર્વજ્ઞ એટલે સર્વવેદાર્થના ઉત્કૃષ્ટ જ્ઞાનવાળા એવું વિશેષણ ધરાવનાર મનુની સ્મૃતિ ધર્મવિષયમાં બીજાં શાસ્ત્રોકરતાં વિશેષ પ્રમાણભૂત હોય જ, એવો આ શ્લોકનો અભિપ્રાય છે.

બધી સ્મૃતિઓની વેદમૂલકતા હોવાછતાં પણ મનુસ્મૃતિ વિશેષે કરી વેદમૂલક છે તેથી તે સઘળાં ધર્મશાસ્ત્રોમાં ઉત્કૃષ્ટ છે માટે વિદ્વાન્ મનુષ્યે તે સારીરીતે સમજી સ્વધર્મમાં રહેવું એમ જણાવેછે. અથવા છઠ્ઠા શ્લોકમાં કહેલાં ધર્મનાં પાંચ પ્રમાણોમાં પહેલાં બે પ્રમાણો એટલે શ્રુતિ અને સ્મૃતિ, તેની પાછળનાં પ્રમાણોકરતાં બળવાન છે માટે શ્રુતિના પ્રામાણ્યથી આ સ્મૃતિને સારીરીતે સમજી સ્વધર્મમાં સ્થિતિ કરવી એમ કહેછે—

सर्वं तु समवेक्ष्येदं निखिलं ज्ञानचक्षुषा ॥
श्रुतिप्रामाण्यतो विद्वान्स्वधर्मे निविशेत वै ॥ ८ ॥

વિદ્વાન્ મનુષ્યે આ સમગ્ર શાસ્ત્રને જ્ઞાનરૂપ ચક્ષુથી સંપૂર્ણ રીતે વેદના પ્રમાણપણાથી વિચારીને નિશ્ચયથી પોતાના ધર્મમાં રહેવું ૮.

વિદ્વાન મનુષ્યે એટલે શાસ્ત્રસંસ્કારયુક્ત અંતઃકરણવાળા અને તેથીજ પોતાના ખરા હિતને ચાહનારા વિવેકી પુરૂષે આ આખા માનવધર્મશાસ્ત્રને તર્ક, વ્યાકરણ, નિરૂક્ત અને મીમાંસાવગેરે શાસ્ત્રોના શ્રવણમનનાદિરૂપ ચક્ષુથી સંપૂર્ણ રીતે વેદના પ્રમાણપણાથી જોવું એટલે વિચારવું તર્ક, વ્યાકરણ, નિરૂક્ત અને મીમાંસાવગેરે શાસ્ત્રો આ ધર્મશાસ્ત્રના ખરા અર્થને દેખાડનારા હોવાથી તે શાસ્ત્રોના જ્ઞાનને ચક્ષુનું રૂપક આપેલ છે એટલે જેમ ચક્ષુથી રૂપ જોવામાં આવેછે તેમ તે શાસ્ત્રોના જ્ઞાનથી આ ધર્મશાસ્ત્રનો ખરો અર્થ જાણવામાં આવેછે એ અર્થ જણાયાપછી તેને વેદના પ્રમાણપણાથી વિચારવો એટલે વેદમાં તેનું મૂળ જોવું અથવા મનુસરખા સર્વજ્ઞ મહાત્માએ લખેલા ધર્મોનું મૂળ વેદમાં ન હોય એમ બનેજ નહિ એવો શ્રદ્ધાયુક્ત નિશ્ચય કરવો અને પછી એમાં કહ્યાપ્રમાણે પોતાના ધર્મમાં સ્થિતિ કરવી અર્થાત્ તેમાં બતાવવાપ્રમાણે ધર્માનુષ્ઠાન કરવું અને બીજાઓને સમજાવીને તેઓને ધર્મનું અનુષ્ઠાન કરાવવું શ્રદ્ધા અને નિશ્ચયવગર ધર્મમાં બુદ્ધિની સ્થિરતા થઇ શકતી નથી માટે જ્ઞાનરૂપ ચક્ષુથી જોવાછતાં પણ વેદના પ્રામાણ્યથી વિચાર કરવાનું કહ્યું છે કે જેથી વેદ સર્વ શાસ્ત્રોના મૂળરૂપ હોવાનેલીધે તેના પ્રામાણ્યવાળા અર્થમાં શ્રદ્ધા અને નિશ્ચય તરત થાયછે શ્રદ્ધા અને નિશ્ચયવગર યોગ્યરીતે ધર્માનુષ્ઠાન થઇ શકતુંજ નથી

શ્રુતિ અને સ્મૃતિના પ્રમાણવાળા ધર્મનું અનુષ્ઠાન કરવાનું ફળ કહેછે અથવા જે પુરૂષ નાસ્તિકપણાથી ધર્મકર્મો નિષ્ફળ છે એવા વ્યામોહમાં પડી તે કર્મોનું અનુષ્ઠાન ન કરતો હોય તેને

પતિત થતો બચાવી લેવામાટે ધર્મકર્મોમાં તેની પ્રવૃત્તિ કરાવવા હિતેચ્છુ બની તેને ધર્માનુષ્ઠાનથી થતા ઇષ્ટફલની પ્રાપ્તિ દેખાડેછે—

**श्रुतिस्मृत्युदितं धर्ममनुतिष्ठन् हि मानवः ॥**
**इह कीर्त्तिमवाप्नोति प्रेत्य चानुत्तमं सुखम् ॥ ९ ॥**

શ્રુતિ તથા સ્મૃતિમાં કહેલા ધર્મનું અનુષ્ઠાન કરતો મનુષ્ય અવશ્ય આ લોકમાં કીર્ત્તિ પામેછે તથા પરલોકમાં સર્વોત્તમ સુખ પામેછે. ૯.

શ્રુતિ તથા સ્મૃતિમાં કહેલા ધર્મને પાળતો મનુષ્ય આ લોકમાં ધાર્મિકપણાથી પોતાના ફળરૂપ કીર્ત્તિને પામેછે, તેથી સર્વ લોકો તેનાતરફ માનની નજરથી જુએછે અને પરલોકમાં ઉત્કૃષ્ટ સ્વર્ગાદિ સુખને પામેછે. આ સ્તુતિય થાર્ય હોવાથી શ્રુતિસ્મૃતિમાં કહેલો ધર્મ અવશ્ય કરવો એમ વિધિ કલ્પાવછે.

ઉપરના શ્લોકમાં શ્રુતિ અને સ્મૃતિ શબ્દ લીધા તેનું સ્પષ્ટીકરણ કરેછે અથવા એ શ્રુતિ અને સ્મૃતિ ધર્મવિષયમાં તુલ્ય માન આપવાલાયક છે અને તેમાં કરેલી આજ્ઞાઓ સિદ્ધજ છે એમ જણાવેછે—

**श्रुतिस्तु वेदो विज्ञेयो धर्मशास्त्रं तु वै स्मृतिः ॥**
**ते सर्वार्थेष्वमीमांस्ये ताभ्यां धर्मो हि निर्बभौ ॥१०॥**

શ્રુતિ એટલે વેદ સમજવો અને સ્મૃતિ એટલે ધર્મશાસ્ત્ર જાણવું. તે શ્રુતિ તથા સ્મૃતિ અને તેમાં જણાવેલા સર્વ વિષયોમાં તર્કવિતર્કો કરવાયોગ્ય નથી. કારણકે ધર્મ તેઓથીજ પ્રકાશેલો છે. ૧૦.

શ્રુતિ શબ્દથી વ્યવહાર કરાતો વેદ અને સ્મૃતિ શબ્દથી વ્યવહાર કરાતું ધર્મશાસ્ત્ર એઓમાં જે જે કાંઇ આજ્ઞા કરવામાં આવી છે તે કલ્યાણના સાધનરૂપે એટલીબધી નિશ્ચિત થયેલી છે કે તેના યોગ્યાયોગ્યપણાનો વિચાર કરવાની જરૂર જ રહી નથી, અથવા વેદમાં કહેલી બાબતો ઇશ્વરની આજ્ઞારૂપ હોવાથી તે સર્વ પ્રકારે કલ્યાણરૂપ જ હોય એટલે તે કલ્યાણરૂપ હશે કે નહિ અથવા કલ્યાણરૂપ કેમ હોઇ શકે એવો વિચાર કરવાને મનુષ્યજાતિ કે જે અલ્પજ્ઞ છે તેને કશો અધિકાર જ નથી. એ આજ્ઞાઓ કેવાં કારણોથી કરવામાં આવી છે ત્યાંસુધી તેઓ પહોંચી શકે જ નહિ, અને ધર્મશાસ્ત્રમાં કહેલી બાબતો વેદમાંથી જ લીધેલી હોવાથી અને પોતાના ધર્મગ્રંથમાં તે બાબતોને ગોઠવનારા મહા-

ત્માઓ રાગદ્વેષથી રહિત હોવાનેલીધે તેઓ જે કાંઇ કહે તે પૂર્ણવિચારથી નિશ્ચિત થયેલુ સર્વના કલ્યાણરૂપ જ કહે એમ માનવું યોગ્ય તથા આવશ્યક હોવાથી અને તે પછીના મહાત્માઓ કે જેઓ યોગ્યાયોગ્ય, સારાસાર તથા સત્યાસત્યનો નિર્ણય કરવામાં વિવેકબુદ્ધિવાળા હતા તેઓએ માનપૂર્વક તેનો સ્વીકાર કરેલો હોવાથી અને તેજ બાબતો પોતાના પ્રિયશિષ્યોને સમજાવેલ હોવાથી તેઓમાં પણ કોઇને કશી શંકા કરવાજેવું નથી. અથવા પોતાનું પાંડિત્ય બતાવવાને તેનાપર વિરૂદ્ધ તર્ક નહિ કરવા અથવા તો બુદ્ધિના વિપર્યયથી અહિતને હિત ગણી જે ખરી રીતે હિતરૂપ છે તેને અહિતરૂપ મનાવવા તત્પર ન થવું. કારણકે એમ કરવાથી ધર્માનુષ્ઠાન મૂકાઇને અકલ્યાણ થાયછે આટલામાટેજ મહાભારતમાં કરૂણાબુદ્ધિથી કહેવામાં આવ્યું છે કે—

पुराण मानवो धर्म. साङ्गो वेदश्चिकित्सितम् ।
आज्ञासिद्धानि चत्वारि न हन्तव्यानि हेतुभि ॥

એટલે પુરાણ, મનુએ કહેલ ધર્મશાસ્ત્ર, અંગોસહિત વેદ અને વૈદ્યકશાસ્ત્ર એ ચાર સિદ્ધ આજ્ઞાવાળાં સમજી તર્કાદિવડે તેનુ ખંડન કરવુ નહિ આમ કહેવામા હેતુ એ જ છે કે ઉપર કહેલા શાસ્ત્રોમા જે કાઇ જણાવ્યુ છે તે તો નિશ્ચિત જ છે અને તર્ક કરીને જે વાદ નક્કી કરવામા આવેછે તે નિશ્ચિત હોતુ નથી, કારણકે માત્ર તર્કઉપર જ આધાર રાખનારાઓ ગમે તેવા સાવધાનપણાથી તર્કો કરતા હોય તોપણ બુદ્ધિમા મહેલાઇથી પ્રવેશ કરનારા વ્યગ્રતાવગેરે દોષોથી કદી કદી ખોટા તર્કો પણ કરી નાખેછે અને તેથી જ શાસ્ત્રવિચારમા કેવળ તર્કની પ્રતિષ્ઠા ગણી નથી સુકાણવગરનુ વહાણુ જેમ ખરાબે અથડાઇ અંદર બેઠેલાઓને ડુબાવી દે એમ બનવુ અસંભવિત નથી તેમ શાસ્ત્રની અનુકૂળતાવગરનો તર્ક અયોગ્ય નિશ્ચય કરી તેવા તર્ક કરનારને પુરૂષાર્થથી ભ્રષ્ટ કરે એમ બનવુ પણ અસંભવિત નથી; માટે પરમકલ્યાણરૂપ શ્રુતિ તથા સ્મૃતિની આજ્ઞાઓ, માનવાને યોગ્ય હશે કે નહિ એવા સંશયમા પડવુ નહિ કારણ કે ધર્મનો પ્રકાશ કોઇ બીજા કારણથી નહિ પણ શ્રુતિસ્મૃતિથી જ થયો છે જો શ્રુતિસ્મૃતિની આજ્ઞાઓ તર્કવગેરેથી માનવાલાયક છે કે નહિ તે નક્કી કરવાનુ પાછળ રહ્યુ હોત તો તેઓનાથી ધર્મનો પ્રકાશ કદી પણ થાત જ નહિ માટે શ્રુતિસ્મૃતિની આજ્ઞાઓને માનવામા કશા તર્કો કરવા નહિ પણ એ આજ્ઞા માનીને અંતઃકરણમાં તેની દૃઢતા થવામાટે અનુકૂલ એટલે મીમાંસાદિ પ્રતિષ્ઠિત શાસ્ત્રોને અનુસરતા યોગ્ય તર્કો કરવાનો પ્રતિષેધ નથી એટલામાટેજ કહેવામાં આવ્યુ છે કે-

आर्षं धर्मोपदेशं च वेदशास्त्राविरोधिना ।
यस्तर्केणानुसन्धत्ते स धर्मं वेद नेतरः ॥

એટને વેદ અને ધર્મશાસ્ત્રને તેનાથી અવિરૂદ્ધ એવા તર્કથી અર્થાત્ મીમાંસાવગેરે ન્યાયથી જે વિચારી શકેછે તે જ ધર્મને બરોબર જાણી શકેછે અર્થાત્ તેના અંતઃકરણમાં ધર્મની દૃઢતા થાયછે અને તે ધર્મ તે બીજાને બરોબર સમજાવી શકેછે બીજો માણસ એના જેટલું જાણી શકતો નથી અને બીજાને સમજાવી શકતો નથી આ શ્લોકથી એમ પણ જણાવ્યું છે કે ધર્મવિષયમાં લૌકિક આચાર વગેરેથી શ્રુતિ અને સ્મૃતિનું બળવાનપણું છે અને તેથી જ આચાર શ્રુતિ સ્મૃતિથી વિરૂદ્ધ હોય તેનો ત્યાગ કરવો આ શ્લોકનું બીજું ચરણ તે સર્વાર્થેષ્વમીમાસ્યે એમ છે તેને બદને તે સર્વાર્થેષુ મીમાસ્યે એવો પાઠ કલ્પી તેનો એન અર્થ કરવામાં આવેછે કે તે શ્રુતિ અને સ્મૃતિમાંની બધી બાબતો પણ વિચાર કરવાને યોગ્ય છે અથવા અવશ્ય વિચાર કરવાને યોગ્ય છે એટલે ગુરૂપાસે તેનો વિધિપર્વક અભ્યાસ કરી વારવાર આવર્તનો કરવાને યોગ્ય છે કારણ ધર્મ એ અતિ સૂક્ષ્મ બાબત છે અને શ્રુતિ તથા સ્મૃતિ એઓ ધર્મને સમજાવનારા શાસ્ત્રો હોવાથી ઉપરઉપર તરનારા વિદ્વાનો તેનું તત્વ સમજી શકતા નથી પણ નિરંતર વિચારનારા વિદ્વાનો જ તનસ્પર્શ કરી તેનું તત્વ સમજી શકેછે બન્ને પાઠોનું તાત્પર્ય આ જ છે કે એમાં કહેલી બાબતોમાં કશી શંકા કરવી નહિ અને શ્રદ્ધાથી તે બધી બાબતો સદા અંતઃકરણમાં તાજી રાખી તે પ્રમાણે વર્તન

ઉપર જણાવ્યાપ્રમાણે ધર્મવિષયમાં મુખ્ય પ્રમાણભુત શ્રુતિ અને સ્મૃતિને, પ્રતિકૂળ તર્કાવગેરેનો આશ્રય કરીને માને નહિ તથા તેની નિંદા કરે તેને યોગ્ય માણસોએ પોતાના સહવાસમાં આવતા અટકાવવો જોઇએ એમ કહેછે—

**योऽवमन्येत ते मूले हेतुशास्त्राश्रयाद् द्विजः ॥**

**स साधुभिर्बहिष्कार्यो नास्तिको वेदनिन्दकः ॥११॥**

જે દ્વિજ એટલે બ્રાહ્મણ ક્ષત્રિય કે વૈશ્ય ધર્મના મૂળભૂત તે શ્રુતિસ્મૃતિનો નાસ્તિક તર્કશાસ્ત્રોના આશ્રયથી અનાદર કરે તે વેદનિંદક નાસ્તિક પુરુષને સત્પુરુષોએ પોતાના મંડળથી દૂર કરવો ૧૧

અવળે રસ્તે ચડાવનારા, નાસ્તિક લોકોએ ગોઠવેલા તર્કશાસ્ત્રો એટલે જેના વેદવિરૂદ્ધ વાતો કરી છે તથા અદૃષ્ટમાં અવિશ્વાસ ઉપજાવવાને બને તેટલી મે હેનત લેવામાં આવી છે તેમાં વિશ્વાસ રાખી શ્રુતિની તથા સ્મૃતિની અવજ્ઞા કરતો હોય અર્થાત્ તેમાં જે કર્મો કરવાનું કહ્યું હોય તે કર્મો ન કરતો હોય અને જે કર્મોથી અટકવાનું કહ્યુ હોય તે કર્મોથી અટકતો ન હોય તથા પોતાના દુરાચારને યોગ્ય આચારરૂપે મનાવવા તે આચારની યોગ્યતા પ્રતિપાદન કરવાનું

તો બની શકતું નથી પણ માત્ર વેદની નિંદા કરી સંતોષ પામતો હોય અને પોતે મોહથી સ્વીકારેલા અસત્તર્કોના શાસ્ત્રોને આખો વાંચી વળગી રહેતો હોય તેવા નાસ્તિક પુરૂષને સત્પુરૂષોએ પોતાના સંસર્ગમાં આવતો અટકાવવો જોઇએ, કારણ કે ધર્મના મૂલભૂત શ્રુતિસ્મૃતિપરનો વિશ્વાસ ઉઠી જવાથી તેના અંતઃકરણમાંથી ધર્મના બીજ નિકળી જઇ તેને ઠેકાણે અધર્મના બીજ પડેછે અને તેઉપર નાસ્તિકતર્કરૂપ જલસિંચન થયા કરવાથી તે અંકુરિત થઇ ફલિત થાયછે તેથી તેવાઓના અયોગ્ય વિચારોરૂપ ઝેરી હવા જનસમાજમાં ફેલાઇ બીજાઓને પણ પુરૂષાર્થભ્રષ્ટ ન કરે એવી પરમાર્થબુદ્ધિથી સત્પુરૂષોએ તેને પોતાના સંબંધથી દૂર કરી લોકોને બતાવી આપવું જોઇએ કે અવળેમાર્ગે ચાલનારાઓની સાથે સંબંધ રાખવો એ શ્રેયસ્કર નથી વળી એવો પુરૂષ વેદની નિંદા કરનાર હોવાથી પતિત થવાને લીધે ધર્મકર્મ કરવામાં તેનો અધિકાર બંધ થાયછે અને તેથી તેવા અનધિકારીને ધાર્મિક પ્રસંગોમાં પોતાની સાથે ભળવા દેવો નહિ અને તેના અયોગ્ય વિચારોની અસર પોતાનામાં ફેલાવા ન પામે માટે વ્યાવહારિક પ્રસંગોમાં પણ પોતાની સાથે તેને ભેળવવો નહિ અથવા ભળવા દેવો નહિ

ધર્મવિષયમાં વેદમૂલતા એજ મુખ્ય છે. એ સિવાય બીજાં પ્રમાણો એ વેદમૂલતાને અવલંબીને જ છે અને તેથી તેની અમુક સંખ્યાજ હોવી જોઇએ એવો નિશ્ચય નથી એમ બતાવેછે અથવા છઠ્ઠા શ્લોકમાં પોતે જે ધર્મનાં પ્રમાણો જણાવ્યાં છે તે જ પ્રમાણે બીજા મહાત્માઓ પણ કહેછે એમ બતાવેછે અથવા ધર્મનાં પ્રમાણોવિષે ફરીને સ્મરણ આપી એ વિષયની સમાપ્તિ કરેછે—

**वेदः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः ॥**
**एतच्चतुर्विधं प्राहुः साक्षाद्धर्मस्य लक्षणम् ॥ १२ ॥**

વેદ, સ્મૃતિ, સદાચાર અને પોતાના આત્માને પ્રિય લાગે તે, એ ચાર પ્રકારનું ધર્મનું સાક્ષાત્ લક્ષણ એટલે પ્રમાણ વિદ્વાનો કહેછે ૧૨

ધર્મનું મુખ્ય પ્રમાણ વેદ છે તે વેદ કેટલાએક વિષયોમાં પ્રત્યક્ષ છે અને કેટલાએક વિષયોમાં સ્મૃતિવગેરેઉપરથી અનુમાન કરાયેલો છે એમ બતાવવામાં આ શ્લોકનું તાત્પર્ય છે, પણ ધર્મના પ્રમાણોની સંખ્યા બતાવવામાં તાત્પર્ય નથી, અને તેથી જ છઠ્ઠા શ્લોકમાં પ્રમાણોની સંખ્યા પાંચની બતાવી, નવમા શ્લોકમાં શ્રુતિ અને સ્મૃતિ એ બે જ ગ્રહણ કર્યાં તથા આ શ્લોકમાં ચારની

સખ્યા લીધી તેથી દેખાડવાનુ એ જ છે કે મુખ્ય પ્રમાણ તો વેદ જ છે અને બાકીના પ્રમાણો સ્વતત્ર નથી પણ વેદને લીધે જ છે અથવા ઉપરના શ્લોકમા વેદનિંદકને સમાજથી દૂર કરવો એમ જણાવ્યુ તે ઉપરથી કોઇ એમ શકા કરે કે સ્મૃતિવગેરેની અવજ્ઞા કરનારને સમાજથી દૂર કરવો કે નહિ તેની તે શકા મટાડવામાટે ધર્મના પ્રમાણોતરીકે સ્મૃતિ સદાચાર અને આત્મતુષ્ટિને પણ ગણીને જણાવ્યુ કે વેદાનુકૂલ સ્મૃતિવગેરેની અવજ્ઞા કરનાર પણ વેદનિંદક જ ગણાયછે ધર્મના પ્રમાણરૂપે અગાઉ શીલને પણ ગણ્યુ છે તે શીલ અહીં સદાચારની સાથે સમજી લેવાનુ છે પ્રથમ ધર્મના પાચ પ્રમાણ લઇને પછી શ્રુતિ અને સ્મૃતિ એ બેનુ જ ગ્રહણ કર્યુ તેથી કોઇને શકા પડે કે બાકીના પ્રમાણોપર ગ્રથકારને અરૂચિ થઇ હશે કે શું? એ શકા મટાડવામાટે આ શ્લોક છે એમ પણ કલ્પના થઇ શકેછે અને તેમા બાકીના પ્રમાણો જણાવી તે પણ આવશ્યક છે એમ સૂચન કર્યુ છે ધર્મવિષયમા શ્રુતિ અને સ્મૃતિ એઓ જેટલા નિ:શ પ્રવૃત્તિના હેતુરૂપ છે તેટલે દરજ્જે આચાર અને આત્મતુષ્ટિ નિ:શકપ્રવૃત્તિના હેતુરૂપ નથી, એમ બતાવવાને આની પહેલાના શ્લોકોમા શ્રુતિ અને સ્મૃતિની સાથે આચાર તથા આત્મતુષ્ટિનુ સાક્ષાત્ ગ્રહણ કરવામા આવ્યુ નથી પણ તેઓ સુપરીક્ષિત હોય તો ધર્મવિષયમા અવશ્ય પ્રમાણભૂત છે એ નક્કી કરવા આ શ્લોકમા તેઓનુ ફરીને ગ્રહણ કરવામા આવ્યુ છે એટલે સ્વાર્થ સાધવા કોઇએ ઘુસાડી દીધેલ કે મડળના મૂઢપણાને લીધે ઘુસી આવેલા હાનિકારક કે કદીપણ સારા ફળવગરના ચાલો જનસમાજમા ચાલ્યા કરતા હોય તે ધર્મવિષયમા પ્રમાણભૂત ગણાય નહિ પણ નિ:સ્વાર્થ બુદ્ધિવાળા પરોપકારમા પ્રીતિવાળા, શાસ્ત્રજ્ઞ અને યોગ્યાયોગ્યની તુલના કરી શકનારા પુરૂષોનુ કલ્યાણકારી વર્તન હોય તે જ ધર્મવિષયમા પ્રમાણભૂત ગણાયછે કારણકે એઓના વર્તનમા શ્રુતિ તથા સ્મૃતિની અવિરૂદ્ધતાનો કદી પણ ઉચ્છેદ થયેલો હોતો નથી તેમ જે આત્મતુષ્ટિ શ્રુતિ, સ્મૃતિ તથા સદાચાર એઓથી અવિરૂદ્ધ હોય તે જ ધર્મમા પ્રમાણ ગણાયછે સસ્કારરહિત ક્ષુદ્ર અતઃકરણોની પ્રસન્નતા તો હિંસા વ્યભિચાર વગેરેમા પણ થાયછે તેવી આત્મતુષ્ટિ તો અધર્મનુ જ મૂળ છે મૂળમા ધર્મના પ્રમાણભૂત આત્મતુષ્ટિને બતાવનાર स्वस्य आत्मनः प्रियम् એ ત્રણ પદો છે તેમા પહેલા બે પદની વચમા મૂળ શ્લોકમાનો च અવ્યય જોડવીને પોતાના જ્ઞાતિજનોનું અને મનનુ પ્રિય અર્થાત્ સબધીઓની પ્રસન્નતાસહિત અતઃકરણની પ્રસન્નતા ધર્મમા પ્રમાણ છે” એવો અર્થ કરવામા આવેછે તે પણ યોગ્ય જણાયછે, કારણકે ચપળ અતઃકરણ કદી અધર્મની પ્રવૃત્તિમા પ્રસન્ન થતુ હોય પણ સઘળા સબધીઓ તેની અધર્મપ્રવૃત્તિમા પ્રસન્ન થતા નથી માટે એ બન્નેની પ્રસન્નતા જ ધર્મવિષયમા પ્રમાણભૂત છે

ધર્મને જાણવા ઇચ્છનારાઓને માટે શ્રુતિ એ ઉત્કૃષ્ટ પ્રમાણ છે અને અર્થ તથા કામવિષે આસક્તિનો અભાવ હોય તોજ ધર્મ જાણવાના અધિકારી થઇ શકાયછે એમ બતાવેછે—

**अर्थकामेष्वसक्तानां धर्मज्ञानं विधीयते ॥**
**धर्मं जिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः ॥ १३ ॥**

અર્થ અને કામમા આસક્તિ રહિતનાઓને માટે ધર્મનું જ્ઞાન વિધાન કરેલું આવેછે અને ધર્મને જાણવાની ઇચ્છાવાળાઓને પરમ પ્રમાણ શ્રુતિ છે. ૧૩

અર્થ એટલે પૃથ્વી પશુ તથા સુવર્ણવગેરે ધન અને કામ એટલે વિષયભોગ એઓમા આસક્તિ નહિ રાખનારા પુરુષો આ ધર્મજ્ઞાનના અધિકારી છે અર્થાત્ તેઓજ ધર્મને જાણી શકેછે અર્થમા આસક્તિ ધરાવનારાઓ ખેતી તથા વેપાર વગેરેની ખટપટમા ડુબ્યા પડ્યા હોયછે તથા કામમા આસક્તિવાળાઓ સ્ત્રી અને ગીતનૃત્યાદિના સેવનમા લીન હોયછે જેથી તેઓ મહાગંભીર અર્થવાળા વેદની સામે નજર પણ કરી શકતા નથી અને કદી ધર્મ જાણવાની ઇચ્છાથી વેદ ભણવાની કે જાણવાની ઇચ્છા કરે તોપણ અન્યવ્યાપારોમા લાગી ગયેલા હોવાથી અવકાશ મેળવી શકતા નથી અને કદી પરાણે અવકાશ મેળવે તોપણ અર્થ અને કામના વિક્ષેપોનેલીધે મનને એકાગ્ર તથા તત્પર કરી શકતા નથી તેથી વેદ કે જે પૂર્ણ અવકાશ અને મનની એકાગ્રતા તથા તત્પરતા હોય તોજ ભણી કે જાણી શકાયછે તે ભણવાની કે જાણવાની તેઓની ઇચ્છા પૂર્ણ થતી નથી, અને ધર્મ જાણવાનુ સર્વોત્કૃષ્ટ મૂળ વેદ જ છે, તેથી અર્થ અને કામની આસક્તિ વાળા હોય તેઓ ધર્મજ્ઞાનના અધિકારી થઇ શકતા નથી પણ જેઓમા એ આસક્તિ નથી હોતી તેઓજ ધર્મ જાણવાના અધિકારી થઇ શકેછે કારણ કે ધર્મના પરમપ્રમાણરૂપ વેદને તેઓજ પૂર્ણ અવકાશ અને મનની એકાગ્રતા તથા તત્પરતાથી ભણી અને જાણી શકે વેદને પરમપ્રમાણરૂપ કહીને જણાવ્યુ છે કે જે વિષયમા શ્રુતિ તથા સ્મૃતિવચ્ચે વિરોધ આવતો હોય ત્યા સ્મૃતિને છોડી શ્રુતિમા કહેલ હોય તેજ કરવુ રાખવુ અને એટલામાટે જ જાબાલમુનિએ કહ્યુ છે કે—

श्रुतिस्मृतिविरोधे तु श्रुतिरेव गरीयसी ।
अविरोधे सदा कार्यं स्मार्त्तं वैदिकवत्सता ॥

એટલે જ્યા શ્રુતિ અને સ્મૃતિમા વિરોધ આવે ત્યા શ્રુતિ જ બળવાન ગણાયછે અને વિરોધ ન હોય ત્યારે તો રાગદ્વેષરહિત પુરુષે સ્મૃતિમા કહેલ કર્મ પણ સદા વૈદિક કર્મના જેટલા આદરથી જ કરવુ ભવિષ્યપુરાણમા પણ કહ્યુ

છે કે, શ્રુતિની સાથે વિરોધ આવે ત્યારે સ્મૃતિનો બાધ થાયછે અને જૈમિનિ પણ કહેછે કે, શ્રુતિની સાથે વિરોધ આવે ત્યારે સ્મૃતિનું વાક્ય અપ્રમાણ ગણાયછે. આવી રીતે ધર્મવિષયમાં વેદ સર્વોત્કૃષ્ટ પ્રમાણરૂપ હોવાથી તે ભણવા જાણવાની પૂર્ણ આવશ્યકતા છે. ધન તથા સ્ત્રીવગેરેમાં આસક્ત હોય તે વેદ તો શું પણ બીજી સાધારણ વિદ્યાઓ પણ બરોબર ભણી જાણી શકતા નથી અને એટલામાટે જ કહ્યુ છે કે—

यॊऽहेरिव धनाद्भीतो मिष्टान्नाच्च विषादिव ।
राक्षसीभ्य इव स्त्रीभ्यः स विद्यामधिगच्छति ॥

એટલે જે પુરુષ સર્પથી જેમ, તેમ ધનથી, વિષની પેઠે મિષ્ટાન્નથી અને રાક્ષસીઓથી જેમ, તેમ સ્ત્રીઓથી ભય પામી દૂર રહેતો હોય તે વિદ્યાને પ્રાપ્ત કરી શકેછે વિચાર કરો, બ્રાહ્મણોમાથી વિદ્યાનો લોપ થવાનું બીજું કયુ કારણ છે? જેમ જેમ તેઓ ધન, મિષ્ટાન્ન અને સ્ત્રીઓમાં લીન તથા દીન થતા ગયા તેમ તેમ વિદ્યા તેઓમાંથી વિદાય થતી ગઇ, કંઇ પણ નહિ સમજવા છતાં ધર્મ સબધી ધેલકાભરી વાતો કરનારા આજના બ્રાહ્મણોએ આ શ્લોક વાંચી સમજી પોતાના વર્તનસામે નજર કરવી જોઇએ અને જાણવું જોઇએ કે ધર્મ જાણવાનો અધિકાર પ્રાપ્ત થવામાટે આદિ પુરુષ મનુ શુ કહેછે? આ શ્લોકનો પ્રમાનાતરથી એવો અર્થ પણ કરવામા આવેછે કે જે પુરુષ શાસ્ત્રમા કહેલ ઉત રવાથી કટાળતો હોય તે પણ અનુષ્ઠાન કરે ત્યારે ધર્મને સ્પષ્ટ રીતે જાણી શકે, માટે અહીં ધર્મજ્ઞાનનો અર્થ ધર્મનુ અનુષ્ઠાન એવો કરવો અને એ ધર્મનું અનુષ્ઠાન જેઓ અર્થ તથા કામરૂપ પ્રત્યક્ષ ફળની ઇચ્છાવાળા હોય તથા પૂજા, પ્રખ્યાતિ, લોકપ્રીતિવગેરે દષ્ટફળની ઇચ્છાથી કર્મ કરતા હોય તેઓને માટે વિધાન કરવામા આવતુ નથી પણ જેઓ દષ્ટફળની ઇચ્છાવગરના હોયછે તેઓને માટે જ વિધાન કરવામા આવેછે જો કે ધર્માનુષ્ઠાનથી અર્થ કામવગેરે દષ્ટ ફળ પણ થાયછે તોપણ એ જ ઉદ્દેશથી તેમા પ્રવર્તવું એ યોગ્ય નથી પણ શાસ્ત્રની આજ્ઞા છે માટે તે કર્મ કરવું જ જોઇએ એવી નિરપેક્ષ વૃત્તિથી પ્રવર્તવુ એ યોગ્ય છે અને એમ કરતા કોઇ દષ્ટફળ થાય તો કશી અડચણ નથી કહ્યુ છે કે—

यद्वदिक्षुहेतोरिह सेचितं पयस्तृणानि वल्लीरपि च प्रसिञ्चति ।
तथा नरो धर्मपथेन सञ्चरन्यशश्च कामाश्च वसूनि चाश्नुते ॥

એટલે અહીં શેરડીનેમાટે સીંચેલુ જળ જેમ ખડ તથા વેલાને પણ સિંચનરૂપ થઇ તેને પણ ઉત્પન્ન કરેછે તેમ પુરુષ ધર્મમાર્ગે સચરતાં યશ, કામ અને ધનને પણ પ્રાપ્ત થાયછે આમા જળસેચન જેમ ખડ અને વેલાના ઉદ્દેશથી નહિ પણ શેરડીના ઉદ્દેશથી કરવુ એજ યોગ્ય છે તેમ ધર્મસેવન પણ યશ, કામ અને ધન રૂપ દષ્ટફળના ઉદ્દેશથી કરવુ એ યોગ્ય નહિ પણ શાસ્ત્રાજ્ઞા પાળવી એ આપણું

કર્તવ્ય છે એવા ઉદ્દેશથી કરવું એ જ યોગ્ય છે. કદી કોઇ એમ શંકા કરે કે ગમે તે ઉદ્દેશથી શાસ્ત્રોક્ત કર્મ કરવામાં આવે તોપણ તે પોતાના સ્વભાવપ્રમાણે જ જે ફળને આપતુ હશે તે જ ફળને આપશે, આપણે કઇ બીજો ઉદ્દેશ રાખીશુ તેથી તેનો સ્વભાવ ફરી જશે નહિ ઝેર ભયે જીવવાના ઉદ્દેશથી ખાવામા આવે તોપણ તેમાંથી મરણ જ થાયછે એ શંકાના સમાધાનમાટે કહેછે કે, ધર્મ જાણવાની ઇચ્છાવાળાઓમાટે આવા યુક્તિવાદો પ્રમાણ નથી પણ વેદ જ સર્વોત્કૃષ્ટ પ્રમાણ છે આવાર્થ એ છે કે દૃષ્ટફળમા અટકી એનનારાઓ અદૃષ્ટ ફળ મેળવવાને લાય-નથી રહેતા અને વેદ અદૃષ્ટફળને જ પ્રધાનતા આપેછે વળી દૃષ્ટફળના વા લચુ લોભે વેદે પ્રતિષિદ્ધ વસ્તુનું સેવન પણ કરે એવો સભવ રહેછે માટે જ તેઓ ધર્મજ્ઞાનના અધિકારી નથી ગણાતા

ધર્મને જાણવાની ઇચ્છાવાળાઓમાટે શ્રુતિ એ પરમ પ્રમાણ છે એમ કહ્યું તો જે ધર્મવિષયમાં બે શ્રુતિઓ પરસ્પર વિરુદ્ધ અર્થને કહેતી હોય તેમાં કઇ શ્રુતિને પ્રમાણ ગણવી? અથવા શ્રુતિ અને સ્મૃતિના વિરોધમાં સ્મૃતિને પડતી મૂકવી એમ આગાઉ જણાવેલું છે પણ બન્ને શ્રુતિનોજ વિરોધ હોય તો કઇ શ્રુતિને ગ્રહણ કરવી અને કઇ શ્રુતિને પડતી મકવી એ શંકાનું સમાધાન કરેછે—

**श्रुतिद्वैधं तु यत्र स्यात्तत्र धर्मावुभौ स्मृतौ ॥**
**उभावपि हि तौ धर्मौ सम्यगुक्तौ मनीषिभिः ॥१४॥**

જે વિષયમાં બે પ્રસગની શ્રુતિ જોવામા આવે ત્યા શ્રુતિએ કહેલા બન્ને પ્રકારો ધર્મરૂપ સમજવા એમ મનુએ કહેલ છે કારણકે પૂર્વના વિદ્વાનોએ તે બન્ને પ્રકારોને યોગ્ય ધર્મો કહેલા છે ૧૪

જે વિષયમા બે શ્રુતિ પરસ્પરથી વિરૂદ્ધ અર્થ કહેતી હોય ત્યા એ બન્ને અર્થ ધર્મરૂપ છે, પણ એમાનો એક ધર્મ અને બીજો અધર્મ એમ ગણવું નહિ કારણ કે બન્ને શ્રુતિઓનુ બળ સમાન ગણાયછે અને તેથી ત્યાં *तुल्यबलविरोधे विकल्प.* । એટલે તુલ્ય બળવાળા બે વાક્યોનો વિરોધ હોય ત્યાં વિકલ્પ કરવો એ જૈનમઋષિના ન્યાયને અનુસરીને વિકલ્પ કરવો યોગ્ય છે અર્થાત્ પહેલી શ્રુતિમા કહ્યા પ્રમાણે કરે તોપણ ચાલે અને બીજી શ્રુતિમાં કહ્યા પ્રમાણે કરે તોપણ ચાલે અથવા એક શ્રુતિમા કહેલો અર્થ અમુક શાખાવાળાઓને ધર્મરૂપ અને બીજી શ્રુતિમા કહેલો અર્થ અમુક શાખાવાળાઓને

ધર્મરૂપ એમ પણ તેની વ્યવસ્થા થઇ શકેછે. મનુ પોતે એમ માનેછે અને તેનું એ માનવું બરાબર છે એમ બતાવવાને બીજા વિદ્વાનોની પણ એમાં સંમતિ જણાવી છે. સમાનબળરૂપ જે હેતુથી શ્રુતિઓમાં સામસામે આવતા અર્થની વ્યવસ્થા કરી તે જ હેતુથી એક જ વિષયમાં પરસ્પર વિરૂદ્ધ અર્થવાળાં બે સ્મૃતિવાક્યો આવતાં હોય તો તેની વ્યવસ્થા પણ એ પ્રમાણે જ કરવી અર્થાત્ એ બન્ને અર્થ ધર્મરૂપ હોઇ જે અર્થને અનુસરે તેને અનુસરાય અથવા એ- અર્થ અમુક શાખાવાળામાટે અને બીજો અર્થ અમુક શાખાવાળામાટે એમ પણ વ્યવસ્થા કરાયછે

આ વિષયમાં દૃષ્ટાંત કહેછે—

**उदितेनुदिते चैव समयाध्युषिते तथा ॥**
**सर्वथा वर्त्तते यज्ञ इतीयं वैदिकी श्रुतिः ॥ १५ ॥**

સૂર્યનો ઉદય થાય ત્યારે, સૂર્યનો ઉદય ન થયો હોય ત્યારે એટલે સૂર્ય ન દેખાતા હેય તથા કોઇ કોઇ નક્ષત્ર દેખાતાં હોય ત્યારે અને સૂર્ય તથા નક્ષત્ર બન્ને ન દેખાતા હોય ત્યારે; એ સર્વ પ્રકારે યજ્ઞ થાયછે એમ આ વૈદિકી શ્રુતિ છે. ૧૫

અગ્નિહોત્રના હોમમાટે સૂર્યનો ઉદય થાય ત્યારે, સૂર્યનો ઉદય ન થયો હોય ત્યારે એટલે સૂર્ય ન દેખાતા હોય તથા કોઇ કોઇ નક્ષત્ર દેખાતાં હોય ત્યારે અને સૂર્ય તથા નક્ષત્ર બન્ને ન દેખાતા હોય ત્યારે એમ પરસ્પર વિરૂદ્ધ ત્રણ સમય જુદી જુદી શ્રુતિઓમા બતાવ્યા છે, તો તેમા એક સમય સાચો અને બાકીના ખોટા એમ ગણાય નહિ પણ ત્રણે સમય વિકલ્પથી અગ્નિહોત્રના હોમનેમાટે ખરા ગણાયછે એટલે એ ત્રણ કાળમાંથી ગમે તે એક કાળમાં અવશ્ય હોમ કરવો અને તેમ કરવાથી તે અગ્નિહોત્રીએ શાસ્ત્રની આજ્ઞા સંપૂર્ણ પાળી ગણાયછે. મૂળના યજ્ઞ શબ્દ છે તે હોમનમાટે સમજવાનો છે. આમાં કર્મ મુખ્ય છે અને કાળ ગૌણ છે, એકજ કર્મપ્રયોગમા ત્રણે કાળનો સંભવ નથી, તેમ તે તે કાળને અનુસરીને કર્મની આવૃત્તિ કરવી એ પણ યોગ્ય નથી, કારણકે અંગને અનુસરીને પ્રધાનકર્મની આવૃત્તિ થતી નથી. તેથી શ્રુતિઓ કે જે તુલ્યબળવાળી છે તેઓએ બતાવેલા જુદા જુદા કાળ વિકલ્પથી લેવાના છે એટલે તેઓમાથી ગમે તે કાળમા હોમ થઇ શકેછે અથવા જુદા જુદા અધિકારીઓને માટે આ જુદા જુદા કાળ છે; જેમકે બૌધાયન, આપસ્તંબ અને આશ્વલાયન શાખાવાળાઓએ સૂર્યનો ઉદય થાય ત્યારે હોમ કરવો અને માધ્યંદિન વાજસનેય શાખાવાળાઓએ સૂર્યના ઉદયની પહેલાં હોમ કરવો

પ્રથમ અધ્યાયના ૧૦૩ શ્લોકમાં કહ્યું કે विदुषा ब्राह्मणेनेदमध्येतव्य प्रयत्नतः । એટલે વિદ્વાન બ્રાહ્મણે આ શાસ્ત્ર પ્રયત્નપૂર્વક ભણવું. પણ તેમાં પતિત થયેલો બ્રાહ્મણ જેણે શાસ્ત્રોક્ત સંસ્કારો મેળવ્યા-વગર માત્ર વિદ્યાઓ ભણી વિદ્વત્તા મેળવી હોય તેને આ શાસ્ત્રમાં અધિકાર નથી તથા જેને શાસ્ત્રોક્ત સંસ્કાર થયા હોય એવા ક્ષત્રિય અને વૈશ્યને પણ આ શાસ્ત્રના અધ્યયનનો અધિકાર છે એમ જણાવે છે—

**निषेकादिश्मशानान्तो मन्त्रैर्यस्योदितो विधिः ॥**
**तस्य शास्त्रेधिकारोस्मिञ्ज्ञेयो नान्यस्य कस्यचित् ॥१६॥**

જેને ગર્ભાધાનથી આરંભીને શ્મશાનપર્યંતનો વિધિ મંત્રોથી કહેલો હોય તેને આ શાસ્ત્રમાં અધિકાર છે એમ જાણવું, બીજા કોઇને પણ નથી. ૧૬.

જેને માટે ગર્ભાધાનથી માંડી અંત્યેષ્ટિસુધીની ક્રિયાઓ વેદમંત્રોથી કરવાનું કહ્યુ હોય તેઓને એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોને આ માનવધર્મશાસ્ત્ર ભણવામા તથા સાભળવામા અધિકાર છે પણ બીજાને એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એઓમા જેઓ પતિત કે ભ્રષ્ટ થવાથી વેદમંત્રોવડે ક્રિયા થવાના અધિકારી ન રહ્યા હોય તેઓને અને શૂદ્રવગેરેને આ શાસ્ત્ર ભણવાનો કે સાંભળવાનો અધિકાર નથી સૌએ પોતપોતાના અધિકારપ્રમાણે આ શાસ્ત્રનું સેવન કરવાનું છે જેમકે અધ્યયન તથા શ્રવણ ક્ષત્રિય અને વૈશ્યો કરી શકે પણ અધ્યાપન એટલે ભણાવવુ તથા પ્રવચન એટલે વ્યાખ્યાન તેઓ કરી શકે નહિ એ તો બ્રાહ્મણોએ જ કરવાનુ છે એ વાત પ્રથમ અધ્યાયમાં विदुषा ब्राह्मणेनेदम्० એ શ્લોકના ઉત્તરાર્દ્ધથી નક્કી કરેલી છે મારૂ આ કર્તવ્ય છે એવું જ્ઞાન થવું તે અધિકાર કહેવાયછે

ધર્મનું સ્વરૂપ, પ્રમાણ અને પરિભાષા કહીને હવે ધર્મનું અનુષ્ઠાન કરવાને યોગ્ય દેશ જણાવેછે—

**सरस्वतीदृषद्वत्योर्देवनद्योर्यदन्तरम् ॥**
**तं देवनिर्मितं देशं ब्रह्मावर्त्तं प्रचक्षते ॥ १७ ॥**

સરસ્વતી અને દૃષદ્વતી એ બે દેવનદીઓની વચ્ચેનો દેશ જે દેવોએ નિર્માણ કર્યો છે તેને શિષ્ટપુરુષો બ્રહ્માવર્ત્ત કહેછે. ૧૭.

સીમા બનાવનારી નદીઓને દેવનદી કહી તથા મુખ્ય પ્રદેશને દેવોએ નિર્માણ કરેલો છે એમ કહ્યું તે બ્રહ્માવર્ત્ત દેશની પવિત્રતા અને ઉત્તમતા બતાવેછે.

એ દેશમાં આચારની ઉત્તમતા જણાવેછે—

**तस्मिन्देशे य आचारः पारम्पर्यक्रमागतः ॥**
**वर्णानां सान्तरालानां स सदाचार उच्यते ॥१८॥**

તે દેશમાં પરંપરાના ક્રમથી પ્રાપ્ત થયેલો સંકીર્ણ જાતિસહિત વર્ણોનો જે આચાર છે તે સદાચાર કહેવાયછે. ૧૮.

એ દેશમાં ઘણે ભાગે શિષ્ટજનો રહેછે તેથી બ્રાહ્મણવગેરે વર્ણો અને સંકીર્ણ એટલે જુદાજુદા વર્ણનાં સ્ત્રીપુરૂષોથી ઉત્પન્ન થયેલી પ્રજા એઓમાં પોતાની કુળપરંપરાથી, ગુરૂપરંપરાથી કે શિષ્યપરંપરાથી જે આચાર ચાલતો આવતો હોય તે સદાચાર કહેવાયછે. એ દેશમાં શિષ્ટજનોનો નિવાસ વિશેષ હોવાને લીધે સામાન્ય રીતે દેશને પ્રધાનતા આપી છે, પણ એથી એ દેશમાંના હલકા લોકોની ખરાબ ચાલચલગતને પણ સદાચારરૂપે ગણી લેવાની ભૂલ કરવી નહિ. બીજા દેશોની સરખામણીમાં મામાની દીકરીને પરણવીવગેરે વિરૂદ્ધ આચાર એ દેશમાં લગભગ નહિ હોવાને લીધે એ દેશમાંના આચારને સામાન્યરીતે સદાચાર ગણ્યો છે.

બ્રહ્માવર્ત્ત પછીના બીજા યોગ્ય દેશો પણ ગણાવેછે—

**कुरुक्षेत्रं च मत्स्याश्च पञ्चालाः शूरसेनकाः ॥**
**एष ब्रह्मर्षिदेशो वै ब्रह्मावर्त्तादनन्तरः ॥ १९ ॥**

કુરૂક્ષેત્ર, મત્સ્યદેશ, પાંચાલદેશ અને શૂરસેનદેશ; એ બ્રહ્મર્ષિદેશ કહેવાયછે, તે બ્રહ્માવર્ત્તદેશથી કાંઇક ન્યૂન ગણાયછે. ૧૯.

કુરૂક્ષેત્ર કે જેમાં સ્યમંતપંચકવગેરે તીર્થો પ્રસિદ્ધ છે તે, મત્સ્યદેશ, પાંચાલ એટલે કાન્યકુબ્જદેશ અને શૂરસેન એટલે મથુરાપ્રાંતના દેશો આ સઘળા સાથે મળી બ્રહ્મર્ષિદેશ કહેવાયછે. બ્રહ્માવર્તને દેવનિર્મિતદેશ ગણ્યોછે અને આને બ્રહ્મર્ષિદેશ કહ્યો માટે આ દેશ બ્રહ્માવર્ત્તકરતાં કાંઇક ન્યૂન ગણાયછે એમ જણાવ્યું છે.

ઉપર જણાવેલા દેશોમાંના બ્રાહ્મણોના આચારની પ્રશંસા કરેછે—

एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः ॥
स्वं स्वं चरित्रं शिक्षेरन् पृथिव्यां सर्वमानवाः ॥२०॥

ઉપર કહેલા દેશોમાં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણપાસેથી પૃથ્વીમાં સર્વ મનુષ્યોએ પોતપોતાનો આચાર શિખવો જોઇએ ૨૦

ઉપર જણાવેલા બ્રહ્માવર્ત્ત અને બ્રહ્મર્ષિદેશમાં જન્મેલા બ્રાહ્મણપાસેથી પૃથ્વીમાં સર્વ મનુષ્યોએ પોતપોતાનો આચાર શિખવો જોઇએ કારણકે દેવતાઓ અને બ્રહ્મર્ષિઓના સંબંધથી એ દેશો એવા પ્રભાવવાળા છે કે તેમાં જન્મતા મનુષ્યો ઘણેભાગે ધર્મઉપર શ્રદ્ધાવાળાં, શાસ્ત્રીયસંસ્કારોથી વિભૂષિત અને બુદ્ધિશાળી હોયછે અને તેમાં પણ બ્રાહ્મણો પોતાના કર્ત્તવ્યમાં વિશેષ કુશળ હોયછે તેથી બીજા દેશવાળાઓકરતાં તેઓ લોકોને ખરો ધર્મ ઉચી શૈલીથી સમજાવી શકેછે

બ્રહ્માવર્ત્ત તથા બ્રહ્મર્ષિદેશકરતાં ઉતરતા. ધર્મિષ્ઠજનોએ રહેવું હોય તો રહી શકાય તથા ધર્મકર્મો કરી શકાય એવા બીજા દેશો પણ બતાવેછે—

हिमवद्विन्ध्ययोर्मध्यं यत्प्राग्विनशनादपि ॥
प्रत्यगेव प्रयागाच्च मध्यदेशः प्रकीर्त्तितः ॥ २१ ॥
आसमुद्रात्तु वै पूर्वादासमुद्रात्तु पश्चिमात् ॥
तयोरेवान्तरं गिर्योरार्यावर्त्तं विदुर्बुधाः ॥ २२ ॥

હિમવાન્પર્વત અને વિંધ્યપર્વતનો મધ્યભાગ તથા વિનશન એટલે પૃથ્વીમાં અદૃશ્ય ગતિ કરતી સરસ્વતીનદીના પ્રદેશથી પૂર્વતરફનો અને પ્રયાગથી પશ્ચિમતરફનો દેશ છે તે મધ્યદેશ કહેવાયછે અને પૂર્વ સમુદ્રથી પશ્ચિમ સમુદ્રસુધી તથા ઉપર જણાવેલા તેજ બે પર્વત એટલે હિમાલયપર્વત અને વિંધ્યપર્વત એઓની વચ્ચેના દેશને વિદ્વાનો આર્યાવર્ત્ત કહેછે ૨૧, ૨૨

ઉત્તરમાં હિમાલયસુધી, દક્ષિણમાં વિંધ્યાચલસુધી, પૂર્વમાં ગુપ્ત સરસ્વતીપર્યંત તથા પશ્ચિમપ્રયાગ કે જ્યાં ગંગાયમુનાના સંગમ થાયછે ત્યાંસુધીનો દેશ મધ્યદેશ કહેવાયછે પૃથ્વીની વચ્ચે હોવાથી મધ્યદેશ કહેવાયછે એમ નહિ પણ અતિ ઉત્તમ નહિ તેમ અધમ પણ નહિ તેથી મધ્યમપણાનેલીધે મધ્ય-

દેશ કહેવાયછે. તથા આર્યાવર્ત્ત તેને કહેવામાં આવેછે કે જ્યાં મ્લેચ્છોના હુમલાઓછતાં આર્યોની ફરીફરીને સત્તા જામેલી છે, એ દેશ પૂર્વપશ્ચિમમાં સમુદ્રપર્યંત અને ઉત્તરદક્ષિણમાં હિમાલય તથા વિંધ્યાચલપર્યંત ગણાયછે. બ્રહ્માવર્ત્ત, બ્રહ્મર્ષિદેશ, મધ્યદેશ અને આર્યાવર્ત્ત એઓમાં પૂર્વપૂર્વ દેશ ધર્મકર્મોમાટે વિશેષ ઉત્તમ છે

યજ્ઞાદિ ધર્મકર્મોમાટે યોગ્યતાવાળા દેશો નામ તથા સીમાથી બતાવીને હવે એ દેશોમાં પણ યજ્ઞ કરવાની વિશેષ યોગ્યતાવાળા અથવા એ દેશોસિવાય પણ યજ્ઞ થઇ શકે એવા પ્રદેશનું લક્ષણ કહી ઉપરના દેશોસિવાયનો તથા અહીં બતાવેલા લક્ષણવાળા પ્રદેશસિવાયનો દેશ યજ્ઞાદિ ધર્મકર્મોમાટે યોગ્ય નથી એમ સૂચવેછે—

**कृष्णसारस्तु चरति मृगो यत्र स्वभावतः ॥**
**स ज्ञेयो यज्ञियो देशो म्लेच्छदेशस्त्वतः परः ॥२३॥**

જે દેશમા કાળિયાર મૃગ સ્વભાવથીજ ફરતો હોય તે દેશ યજ્ઞ કરવા યોગ્ય જાણવો, આ સિવાયનો મ્લેચ્છ દેશ જાણવો ૨૩.

કાળિયારમૃગને પકડીને પાળ્યો હોય અને પછી જેમ કોઇ પોતાની જન્મભૂમિ છોડી ગમે તે દેશમાં વસતો હોય તેવી રીતે તે મૃગ ગમે તે દેશમાં ફરતો હોય તો તે દેશને યજ્ઞ કરવાયોગ્ય ગણાય નહિ પણ જ્યાં કાળિયાર મૃગ સ્વાભાવિકરીતે *જ ફરતો હોય અર્થાત્ ત્યાં જ જન્મ્યો હોય અને ત્યાં* જ રહેતો હોય તે દેશ યજ્ઞ કરવાને યોગ્ય જાણવો એવા દેશમાં દર્ભ, ખાખરો તથા ખેરવગેરે યજ્ઞનાં સાધનો ઘણે ભાગે હોય જ છે તથા યજ્ઞના અધિકારી ત્રણ વર્ણના લોકો પણ ઘણે ભાગે એવા પ્રદેશોમા વસેછે એ સિવાયનો બીજો દેશ મ્લેચ્છદેશ છે એટલે બ્રહ્માવર્ત્ત, બ્રહ્મર્ષિદેશ, મધ્યદેશ અને આર્યાવર્ત્ત તથા આવાં લક્ષણોવાળો જે પ્રદેશ હોય તે સિવાયના બીજા દેશોમાં ઘણે ભાગે મ્લેચ્છો અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર સિવાયની જાતો જેમાં પ્રતિલોમજ એટલે ઉત્કૃષ્ટવર્ણની સ્ત્રીઓમાં નિકૃષ્ટવર્ણના પુરુષોથી ઉત્પન્ન થયેલી પ્રજાવગેરેનો સમાવેશ થાયછે તેઓ વસેછે. યજ્ઞાદિકને નહિ માનનારા, તેની શ્રેષ્ઠતા નહિ સમજનારા તથા પોતાના રાજસ અને તામસ સ્વભાવને લીધે તેમા હરકતો કરનાર લોકોની ઘણી વસતીમાં થોડા ત્રૈવર્ણિક રહેતા હોય તેઓ યોગ્યરીતે યજ્ઞાદિ કરી શકે નહિ તેથી તેવા દેશો યજ્ઞ કરવાને યોગ્ય ગણાતા નથી. આથી એમ પણ નક્કી થાયછે કે યજ્ઞ કરવાને યોગ્ય ગણાવેલા દેશોને

-ઝની લઇ તેમાં યજ્ઞાદિકને દરકત કરનારા લોકોની વસ્તી વધી પડે, ધર્મસાધનોની સંપત્તિ ઘટી જાય અને દેશની પવિત્રતા મટી જાય તો તે દેશ પણ યજ્ઞ કરવાને યોગ્ય રહેતો નથી અને ગણાવેલા દેશોસિવાયના કોઇપણ દેશમાં યજ્ઞાદિકના અધિકારવાળી ત્રૈવર્ણિક પ્રજા કોઇપણ કારણથી જાઇ નિવાસ કરનારી થાય, યજ્ઞાદિમાં દરકત કરનારા લોકો આડે આવી શકે નહિ, ધર્મસાધનોની સંપત્તિ વધતી જાય અને દેશની પવિત્રતા વધતી જાય તો તેવો દેશ પણ યજ્ઞ કરવાને યોગ્ય ગણાયછે અર્થાત્ કોઇપણ દેશ પોતાથી જ યોગ્ય કે અયોગ્ય નથી પણ તેમાં વસતી પ્રજાના યોગ્યાયોગ્યપણાથી તથા યોગ્ય સાધનોની સગવડ અગવડથી જ યોગ્ય કે અયોગ્ય ગણાયછે આ શ્લોકથી એમ પણ જણાવ્યું કે જેમ અમાવાસ્યાવગેરે કાળ યજ્ઞનું અંગ છે તેમ જેમાં કાળિયાર મૃગ ફરતો હોય એવો પવિત્ર દેશ પણ યજ્ઞનું અંગ છે.

**બ્રહ્માવર્ત્તથી માંડી આર્યાવર્ત્તસૂધીના દેશો તથા જેમાં કાળિયારમૃગ ફરતો હોય તે દેશ યજ્ઞાદિ ધર્મકર્મને યોગ્ય હોવાથી ઉત્તમ મનુષ્યોએ બનતાંસુધી ત્યાં જ વસવું જોઇએ એમ જણાવેછે—**

**एतान्द्विजातयो देशान्संश्रयेरन्प्रयत्नतः ॥**
**शूद्रस्तु यस्मिन्कस्मिन्वा निवसेद्वृत्तिकर्शितः ॥ २४ ॥**

દ્વિજોએ પ્રયત્નપૂર્વક આ દેશોમાં નિવાસ કરવો. અને આજીવિકા ન ચાલવાથી અગવડ ભોગવતા શૂદ્રે તો ગમે તે કોઇપણ દેશમાં વસવું ૨૪.

બીજા દેશોમાં ઉત્પન્ન થયેલા દ્વિજોએ એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે પણ યજ્ઞોનેમાટે અને અદૃષ્ટાર્થ ધર્મનેમાટે ઉપર જણાવેલા દેશોમાં પ્રયત્નપૂર્વક વસવું અર્થાત્ બીજા દેશોમાં આજીવિકાની સગવડ હોય તો તેથી નહિ લોભાતાં કે આ દેશોમા આજીવિકાની કાંઇ અગવડ હોય તો તેથી નહિ મુંઝાતા ધૈર્ય રાખી ધર્મપાલનનેમાટે આ પવિત્ર દેશોમા જ રહેવું. શૂદ્રોએ પણ ત્રૈવર્ણિકોની સેવામાટે અને તેદ્વારા પોતાના કલ્યાણનેમાટે આ દેશોમા જ સ્થિતિ કરવી, પણ કદાચ ત્યા તેઓની આજીવિકા ન ચાલે તો પછી આજીવિકા ચલાવવાખાતર તેઓ બીજા દેશોમાં જઇને વસે તેમા અડચણ નથી, પણ બ્રાહ્મણવગેરેએ તો આવા પવિત્ર દેશો છોડી બીજા દેશોમાં વસવું એ ઉચિત નથી ગંગાદિતીર્થોમાં સ્નાન કરવું એ જેમ પવિત્ર કરનાર છે તેમ આવા પ્રદેશોમાં નિવાસ કરવો એ પણ પવિત્ર કરનાર છે. કારણકે ત્યાં ઉત્તમવૃત્તિનાં મનુષ્યોના સંબંધથી તથા ઉત્તમ કાર્યોના અનુષ્ઠાનથી મનોવૃત્તિ નિર્મળ રહેછે, વળી બીજા દેશવાળાઓએ પણ પ્રયત્નપૂર્વક આ દેશોમા વસવું તો પછી આ દેશમાં વસનારા-

એએ બીજા દેશમાં વસવા જવું નહિ એ તો એની મેળે જ સમજાયછે, આ સઘળું કહી આ દેશો ધર્મના અનુષ્ઠાનમાટે બહુ ઉત્તમ છે એમ જણાવ્યું છે. આ સિવાયના દેશોમાં ધર્મનાં અનુષ્ઠાનો પૂરતી રીતે ન થઇ શકે એવી કાંઇ કાંઇ અગવડો હોયછે. દાખલાતરીકે અત્યંત શીતવાળા કાશ્મીરવગેરે દેશમાં શીતથી પીડાયેલા લોકો બહારના પ્રદેશમાં બેસી સંધ્યોપાસનવગેરે કરવામાં અધિકારી થઇ શકતા નથી તેમ ગામથી નિકળી પૂર્વમાં અથવા ઉત્તરમાં વિધિપ્રમાણે સ્વાધ્યાય પણ થઇ શકતો નથી અને હેમંત તથા શિશિરઋતુમાં પ્રત્યેક દિવસે નદીમાં સ્નાન પણ થઇ શકતું નથી, અને બ્રહ્માવર્તાદિદેશોમાં તેવી કશી અગવડ આવતી નથી.

ટૂંકામાં ધર્મ સમજવામાટે તેનાં પ્રમાણ, અધિકાર અને જ્યાં ધર્મ સારી રીતે પાળી શકાય એવા દેશ કહીને હવે વર્ણધર્મો કહેવાની પ્રતિજ્ઞા કરેછે—

**एषा धर्मस्य वो योनिः समासेन प्रकीर्त्तिता ॥**
**संभवश्चास्य सर्वस्य वर्णधर्मान्निबोधत ॥ २५ ॥**

આ ધર્મનું કારણ તમોને સંક્ષેપથી કહ્યું અને આ સઘળા જગતની ઉત્પત્તિ પણ કહી છે, હવે વર્ણધર્મો સાંભળો. ૨૫.

ભૃગુમુનિ બીજા સૌને કહેછે કે આ પ્રમાણે ધર્મનું કારણ એટલે ધર્મનાં પ્રમાણ, ધર્મનો અધિકાર અને ધર્મને યોગ્ય દેશ એ બધું મેં તમને ટૂંકામાં કહ્યું તેમ જેમાં ભોગવાની સારી માઠી ગતિઓના મૂળરૂપ ધર્મ તથા અધર્મ છે એવા આ જગતની ઉત્પત્તિ પણ પહેલા અધ્યાયમાં કહી છે, પણ એ સઘળું સામાન્યરૂપથી ટૂંકામા કહ્યુ હવે વિશેષરૂપથી વર્ણધર્મોવગેરે કહેવા જોઇએ. અહીં વર્ણધર્મ એ શબ્દ વર્ણધર્મ, આશ્રમધર્મ, વર્ણાશ્રમધર્મ, ગુણધર્મ અને નૈમિત્તિક ધર્મ એ પાંચેના ઉપલક્ષણરૂપ છે અને તેથી આ શાસ્ત્રમાં એ બધા ધર્મોનું વર્ણન આવી જશે એમ સમજવું, વર્ણધર્મવગેરેનાં લક્ષણો ભવિષ્યપુરાણમાં આ પ્રમાણે બતાવવામાં આવેલ છે કે, ઉપનયનવગેરે જે ધર્મ માત્ર વર્ણનેજ ઉદ્દેશીને કહેલ હોય તે વર્ણધર્મ, ભિક્ષા તથા દંડધારણવગેરે જે ધર્મ માત્ર આશ્રમને જ ઉદ્દેશીને કહેલા હોય તે આશ્રમધર્મ, મૌઞ્જી અથવા મેખલાધારણ કરવારૂપ જે ધર્મ વર્ણ તથા આશ્રમ એ બન્નેને ઉદ્દેશીને કહેલ હોય તે તથા તેવા બીજા જે હોય તે વર્ણાશ્રમધર્મ, મૂર્દ્ધાભિષિક્ત એટલે જેને મસ્તકપર અભિષેક થયેલ હોય એવા રાજાએ પ્રજાઓનું પાલન કરવું એ પ્રમાણે અમુક ગુણના આશ્રયથી જે ધર્મ પ્રવર્તતા હોય તે ગુણધર્મ અને પ્રાયશ્ચિત્તનો વિધિવગેરે જે ધર્મો અમુક નિમિત્તનો આશ્રય કરીને પ્રવર્તતા હોય તે નૈમિત્તિક ધર્મ કહેવાયછે.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણોમાંના પહેલા ત્રણ વર્ણ જે દ્વિજ કહેવાયછે તેઓને વૈદિક મંત્રોથી ગર્ભાધાનવગેરે સંસ્કારો કરવા જોઇએ એમ જણાવેછે—

वैदिकैः कर्मभिः पुण्यैर्निषेकादिर्द्विजन्मनाम् ॥
कार्यः शरीरसंस्कारः पावनः प्रेत्य चेह च ॥ २६ ॥

દ્વિજોને વેદમંત્રોચ્ચારસહિત પવિત્ર ઇતિકર્તવ્યતાવડે ગર્ભાધાનઆદિ શરીરના સંસ્કારો કરવા; કે જે સંસ્કારો પરલોકમાં તથા આ લોકમાં પાપનો ક્ષય કરનારા છે. ૨૬.

દ્વિજોને એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને વેદમંત્રોચ્ચારસહિત પવિત્ર ઇતિકર્તવ્યતાથી ગર્ભાધાનવગેરે શરીરના સંસ્કારો કરવા. સંસ્કાર કરવામાં મંત્ર ભણવા તથા હોમ કરવો વગેરે અંગોવાળી ઇતિકર્તવ્યતા સાધન છે અને સંસ્કાર એ સાધ્ય છે. શરીરમાં થતો એક જાતનો ગુણવિશેષ તે સંસ્કાર કહેવાયછે અને કર્મના આરંભથી સમાપ્તિસૂધીની તમામ ક્રિયા ઇતિકર્તવ્યતા કહેવાયછે. એ સંસ્કારો પાપનો ક્ષય કરીને પુરૂષને બન્ને લોકમા ઉચ્ચગતિનો અધિકારી બનાવેછે. એટલે પરલોકમા તેને યાગવગેરેના ફળનો સંબંધ થાયછે અને આ લોકમાં વેદાધ્યયનાદિકની સંપૂર્ણ યોગ્યતા મળેછે

પાપ ક્યાંથી લાગુ પડેછે કે જેથી એ સંસ્કારો પાપક્ષયના હેતુ થાયછે એવી શંકા થતાં અથવા કયા સંસ્કારોથી કયાં પાપ ટળેછે તે કહેછે—

गार्भैर्होमैर्जातकर्मचौडमौञ्जीनिबन्धनैः ॥
बैजिकं गार्भिकं चैनो द्विजानामपमृज्यते ॥ २७ ॥

ગર્ભની શુદ્ધિમાટે કરવામાં આવતા હોમોથી તથા જાતકર્મ, ચૌલ અને મૌઞ્જીબંધન એટલે ઉપનયન; એ સંસ્કારોથી દ્વિજોનુ બીજસંબંધી તથા ગર્ભસંબંધી પાપ દૂર થાયછે. ૨૭.

ગર્ભની શુદ્ધિમાટે કરવામાં આવતા હોમથી એટલે જેમાં હોમવગેરે આવેછે એવા, સંસ્કારોથી અર્થાત્ ગર્ભાધાન, પુંસવન અને સીમંતોન્નયનથી તથા જાતકર્મવગેરે સંસ્કારોથી દ્વિજોનું બીજસંબંધી અને ગર્ભસંબંધી પાપ ટળેછે, શાસ્ત્રપ્રતિષિદ્ધ મૈથુનનો સંકલ્પ કરવાવગેરેથી તથા પિતાના વીર્યદોષથી

થયેલું પાપ બીજસંબંધી પાપ કહેવાયછે, અથવા શુક્ર અને શોણિત એ બન્ને બીજ કહેવાયછે તેથી તેસંબંધી જે કાંઇ દોષ તે બીજસંબંધી પાપ કહેવાયછે તથા ગર્ભને રહેવાનું સ્થાન જે અપવિત્ર છે તેનાસંબંધથી થયેલી અપવિત્રતા તે ગર્ભસંબંધી પાપ કહેવાયછે. આ બન્ને જાતનાં પાપો અદૃષ્ટ દુઃખનાં કારણરૂપ છે અને તે, સંસ્કારોથી નાશ પામેછે. મૃત્તિકા તથા જળથી જેમ શરીરશુદ્ધિરૂપ દૃષ્ટ ફળ થાયછે તેમ સંસ્કારોથી તેનું દૃષ્ટ ફળ થાયછે એમ સમજવાનું નથી પણ સંસ્કારો અદૃષ્ટ ફળના હેતુ થાયછે એટલે મંત્રથી પવિત્ર કરેલું ઘી જ જેમ હોમમાં ઉપયોગી થાયછે તેમ સંસ્કારોથી પવિત્ર થયેલો પુરૂષ જ શ્રૌતસ્માર્ત્ત કર્મોમાં અધિકારી થઇ શકેછે. આમ કહેવાથી અહીં એક એવી શંકા થશે કે સંસ્કારોથી પવિત્ર થયેલો પુરૂષ જ શ્રૌતસ્માર્તકર્મોનો અધિકારી થઇ શકેછે એમ કહ્યું તેથી શ્રૌતસ્માર્ત્ત પ્રધાનકર્મોમા સંસ્કારો અંગરૂપ કર્મો થયાં, તોપણ પ્રધાન કર્મોના પ્રકરણમાં કયાંય પણ તેઓનો અંગરૂપે વિનિયોગ હોવો જોઇએ, પણ તેમ કયાંય જોવામાં આવતુ નથી. આ શંકાનું સમાધાન એ જ છે કે સંસ્કારો એ કોઇપણ પ્રધાનકર્મના અંગરૂપ નથી પણ ઉપકારક છે. ઉપકારક કર્મનો પ્રધાનકર્મની સાથે વિનિયોગ હોવાનો કશો નિયમ નથી. આહવનીયવગેરેની ઉત્પત્તિદ્વારા અગ્ન્યાધાન તથા અર્થના જ્ઞાનદ્વારા સ્વાધ્યાયવિધિ યજ્ઞમાં ઉપયોગી છે પણ તે યજ્ઞના અંગરૂપ કર્મ નથી તે તેનું ઉપકારકકર્મ છે અને તે ઉપકારકકર્મનો તે પ્રધાનકર્મના પ્રકરણમાં વિનિયોગ હોતો નથી જેને ગર્ભાધાનાદિ સંસ્કાર થયા હોય તેને અધ્યયનવિધિ થાયછે. અધ્યયનવિધિ કર્યાપછી વિવાહ થાય, વિવાહ પછી અગ્નિનું આધાન લેવાય અને અગ્નિના આધાનપછી યજ્ઞાદિકર્મોમાં અધિકાર મળેછે, આવી રીતે શ્રૌતસ્માર્તકર્મોમાં ઉપયોગી હોવાથી સંસ્કારો ઉપકારકકર્મ છે. સંસ્કારો કરવામાં મુખ્યત્વે પિતા અધિકારી છે. પિતા ન હોય તો પિતાને ઠેકાણે માનવાયોગ્ય મોટોભાઇ વગેરે અથવા ગુરૂવગેરે જે હોય તેને સંસ્કારો કરવાનો અધિકાર છે. સંસ્કાર કરનાર તથા જેનો સંસ્કાર થતો હોય એ બન્નેનો સંસ્કારકર્મથી ઉપકાર થાયછે પુત્રની ઉત્પત્તિથી પિતૃઓનું ઋણ છુટવાનેલીધે સંસ્કાર કરનાર પિતાનો ઉપકાર થાયછે અને બીજસંબંધી તથા ગર્ભસંબંધી પાપ નાશ પામવાનેલીધે જેનો સંસ્કાર થાયછે તેનો ઉપકાર થાયછે.

ઉપરના શ્લોકમાં ઉપનયનસુધીના સંસ્કારોનું ફળ બતાવ્યું, હવે આ શ્લોકથી તે પછીના સંસ્કારોનું ફળ કહેછે—

**स्वाध्यायेन व्रतैर्होमैस्त्रैविद्येनेज्यया सुतैः ॥**
**महायज्ञैश्च यज्ञैश्च ब्राह्मीयं क्रियते तनुः ॥ २८ ॥**

वेदाध्ययन, व्रतो, होमो त्रण वेद भणानासुधी पाळवामा आवतु व्रत देव ऋषि अने पितृओनी पूजा पुत्रनी उत्पत्ति, पाच महायज्ञो अने यज्ञोथी आ शरीरब्राह्मीक आत्मा मोक्षप्राप्तिनेमाटे योग्य कराय छे   २८

उपनयन संस्कार थयापछी वेदनु अध्ययन करवाथी व्रतोथी एटले मदिरा अने मासनो त्याग इत्यादि नियमोथी अथवा ब्रह्मचारीए करवाना सावित्रवगेरे व्रतोथी अथवा प्राजापत्य व्रतोथी के प्राजापत्यवगेरे व्रतोथी ब्रह्मचारीए साजसवार करवामा आवता होमोथी त्रणवेद भणता सुधी पाळवामा आवता व्रतथी अथवा वेदना अर्थना ज्ञानथी देव ऋषि अने पितृओनी पूजाथी अथवा मूळ श्लोकमा इज्या शब्द छे तेनो अर्थ पाठ्यन करवो थाय छे तेथी पुत्रनी उत्पत्तिथी, ब्रह्मयज्ञवगेरे पाच महायज्ञोथी अने ज्योतिष्टोम वगेरे श्रौतयज्ञोथी आ शरीर एटले शरीरावच्छिन्न आत्मा मोक्षप्राप्तिने माटे योग्य कराय छे आमा पुत्रोनी उत्पत्तिथी एम कह्यु छे तेथी समावर्तन संस्कार अने विवाह संस्कार उपलक्षित थाय

संस्कारोनु फळ बतावीने संस्कारोनो समय तथा स्वरूपवगेरे बताववाना छे ए तेथी अहीं गर्भाधान, पुंसवन अने सीमंतोन्नयन ए त्रण संस्कारो संतानोने जन्म आपनारी स्त्रीने लगता होवाथी तेओने छोडी जन्मनार बाळकने लगता जातकर्मादिक संस्कारोमाना प्रथम संस्कार जातकर्मनो समय अने तेनु स्वरूप कहे छे—

प्राङ्नाभिवर्द्धनात्पुंसो जातकर्म विधीयते ॥
मन्त्रवत्प्राशनं चास्य हिरण्यमधुसर्पिषाम् ॥ २९ ॥

नाभिना छेदनथी पहेला पुरुषनो जातकर्म संस्कार करवामा आवे छे अने ए वखत ए बाळकने मंत्रपूर्वक सुवर्ण मध अने घृतनु भक्षण कराववु   २९

नाभिमाना नाळनु छेदन न कर्यु होय ते वखते पुरुषने जातकर्मनामना संस्कार कराय छे ए संस्कारमा पोताना गृह्यसूत्रमा जणावेला मंत्रोथी बाळकने सुवर्ण मध अने घीनु प्राशन कराववु ए क्रिया मुख्य छे आमा पुंस शब्द छे ते एम बतावे छे के स्त्रीजातिना बाळकने आ संस्कार मंत्रपूर्वक थइ शकतो नथी मूळमा मंत्रपूर्वक एटलु ज कह्यु छे तेउपरथी ए मंत्रो पोतपोताना गृह्यसूत्रमाथी लेइ लेवा एम अनुमान करवु पडे छे पण आश्वलायनवगेरे गृह्य

સૂત્રો ઘણાં છે અને તે અમુક અમુક શાખાવાળાઓને માટે હોયછે. પુરુષની સાથે જેમ તેના ગોત્ર તથા પ્રવરનો નિયત સંબંધ છે તેમ તેની શાખાનો નિયત સંબંધ નથી. કારણકે

वेदानधीत्य वेदौ वा वेदं वापि यथाक्रमम् ।
अविप्लुतब्रह्मचर्यो गृहस्थाश्रमम् विशेत् ॥

અર્થ ને ક્રમપ્રમાણે એક બે કે ત્રણે અથવા ચારે વેદ ભણીને અખંડ બ્રહ્મચર્યવાળા પુરુષે ગૃહસ્થાશ્રમમાં જવું. આમાં એક વેદ ભણવો કે વેદ ભણવા કે ત્રણ અથવા ચાર વેદ ભણવા એ પુરુષની પોતાની ઇચ્છાઉપર રાખેલું છે તેથી પોતાના પિતાવગેરે એક જ શાખાનું અધ્યયન કરનારી તે શાખાવાળા કહેવાતા હોય છતાં કોઇ પુરુષ વિશેષ સમયસુધી બ્રહ્મચર્ય રાખીને વિશેષ શાખાઓનું અધ્યયન કરે તો તેને કઇ બહુશાખાધ્યાયી શાખાવાળો વિશેષ નામો લાગુ પડેછે. એવા પુરુષે કઇ શાખાના ગૃહ્યસૂત્રનો આશ્રય કરવો? એવી શંકા થાય ખરી. પણ એ શંકાનું સમાધાન આટલાઉપરથી જ થઇ જાયછે કે સઘળાં ગૃહ્યસૂત્રોમાં આવા સંસ્કારકર્મોનો પ્રકાર ઘણેભાગે એક જ હોયછે. પણ જો કોઇ ગૃહ્યસૂત્રમાં કોઇનું અંગ ઉપાંગ વધારે હોય તો તેટલું તેણે વધારે કરવું અને પોતાની અધીત શાખાઓના જૂદાં જૂદાં ગૃહ્યમંત્રોમાં કોઇ એકાદ અંગસંબંધે ભિન્ન ભિન્ન પ્રકાર જોવામાં આવે તો ત્યાં વિકલ્પ ગણીને ગમે તે કોઇ એક પ્રકાર સ્વીકારવો. જે પુરુષ એક જ શાખા ભણેલો હોય તેને બીજી શાખાનાં અંગ વધારે કરવાની કે વિકલ્પ સમજવાની કશી જરૂર જ નથી. કેમકે તેણે તો પોતાની જે એક નિયતશાખાનું સૂત્ર હોય તે પ્રમાણે જ કરી શકે. વળી આવો એક નિયમ જોવામાં આવેછે કે જે સ્વસૂત્રનો ત્યાગ કરી પરસૂત્રથી કર્મ કરેછે તેને ફળ થતું નથી. અર્થાત પોતાની અધીત શાખાના ગૃહ્યસૂત્રને છોડી અન્યશાખાના ગૃહ્યસૂત્રપ્રમાણે કર્મ કરે તેને પોતાની શાખાના ત્યાગનો દોષ લાગેછે. પણ જે પુરુષ પોતે બીજી શાખા ભણેલ હોય છતાં તે છોડી પોતાના પિતાવગેરે જે શાખા ભણ્યા હોય તે શાખાના સૂત્રથી કર્મ કરે તેને શાખાત્યાગનો દોષ લાગતો નથી. નિયમ એવો છે કે પ્રથમ પોતાની શાખાનું અધ્યયન થઇ રહ્યાબાદ ઇચ્છા અને સગવડ હોય તો બીજી શાખાઓનું પણ અધ્યયન કરવું. અને એ વાત ઉપનીત બટુના પિતાએ ધ્યાનમાં રાખવાની છે. એ જોખમ કોઇ પણ પ્રકારે બાળક બ્રહ્મચારીઉપર નથી. પિતા ન હોય તો ગુરુએ પણ એ વાત ધ્યાનમાં રાખવાની છે અને પોતાની મેળે આચાર્યનો આશ્રય કરવા આવેલા એવા બટુકને येनास्य पितरो याता । એટલે જે માર્ગથી આના પિતૃઓ ચાલ્યા છે તે જ માર્ગથી આ બટુકને ચલાવવો જોઇએ એવા શાસ્ત્રીય નિયમથી તેને તેના પિતાવગેરેની શાખાનો જ પ્રથમ

અભ્યાસ કરાવનો તેઇએ એટલે મુખ્યત્વે તે પરંપરાપ્રાપ્ત શાખાના ગૃહ્યસૂત્રમાં બતાવવાપ્રમાણે જાતકર્મ વગેરે સર્વ કર્મો કરવાં અને પોતાની શાખાઉપરાંત જેણે વિશેષ શાખાઓનું અધ્યયન કર્યું હોય તેણે તે વિશેષ શાખાના ગૃહ્યસૂત્રમાં જે કાંઇ વિશેષ હોય તેનો સમુચ્ચય કરવો તથા એક જ વિષયમાં બિન્નાભિપ્રાય હોય તેનો વિકલ્પ કરવો એ ફલિતાર્થ છે. આ શ્લોકમાં કહેલ પુરૂષ શબ્દમાટે કોઇ કોઇના એવો પણ મત છે કે એ શબ્દ સામાન્યરીતે મનુષ્યવાચક છે અને તેથી જેમ ज्वरित उदकमुपस्पृश्य दिनान्ते भोजयेन्नरम् । એટલે તાવવાળા કે તાવથી છૂટા થયેલા પુરૂષને નિયમને અંતે ભોજન કરાવવું એમાં પુરૂષ કહેલ છતાં પણ તાવવાળી કે તાવથી છૂટી થયેલી સ્રીનું ગ્રહણ પણ થઇ શકેછે તેમ અહીં પણ સ્રીજાતિનું ગ્રહણ થઇ શકે પણ આ મત ઉચિત નથી કારણકે સ્રીજાતિને મંત્રપૂર્વક સંસ્કાર થઇ શકતો નથી એ વાત ઉપર જણાવેલી જ છે, તથી મંત્રપૂર્વક સંસ્કાર કરવાનું વિધેય હોવાથી પુરૂષજાતિ છતાં ગર્ભપુરૂષનું પણ ગ્રહણ થઇ શકતું નથી.

નામકરણ સંસ્કારનો સમય કહેછે—

## नामधेयं दशम्यां तु द्वादश्यां वास्य कारयेत् ॥
## पुण्ये तिथौ मुहूर्ते वा नक्षत्रे वा गुणान्विते ॥३०॥

જન્મથી દશમે દિવસે અથવા બારમે દિવસે અથવા પવિત્ર તિથિમાં, પવિત્ર મુહૂર્તમાં કે ગુણયુક્ત નક્ષત્રમાં બાળકનું નામ પાડવું.

પૂર્વના શ્લોકથી જન્મની વાત ચાલુ જ તેથી જન્મના દિવસથી દશમે દિવસે કે બારમે દિવસે બાળકનું નામ પિતાએ પાડવું પિતાથી ન બની શકે તો એ કામ બીજાપાસે કરાવવું કારણકે મૂળ શ્લોકમાં कारयेत એ પ્રેરકપ્રયોગ છે. आशौचे तु व्यतिक्रान्ते नामकर्म विधीयते । એટલે આશૌચ ઉતરી જાય ત્યારે નામકર્મ કરવું એમ શંખમુનિનું વચન છે તથા एकादशेऽहन्यपि नाम कुर्यात् । એટલે જન્મથી અગિયારમે દિવસે પણ નામ પાડવું. એમ શ્રુતિ પણ કહેછે, તેથી જન્મપછી દશ દિવસ પૂરા થાય એટલે અગિયારમે દિવસે કે બારમે દિવસે નામ પાડવું એમ પણ અર્થ કરવામાં આવેછે, અને કેટલાએકનો એવો મત છે કે ભલે આશૌચ હોય તોપણ દશમે દિવસે નામકર્મ થઇ શકે ગૃહ્યસૂત્રમાં કહ્યું છે કે दशम्यामुत्थाप्य पिता नाम करोति । એટલે જન્મથી દશમે દિવસે બાળકને તેડીને પિતાએ નામકર્મ કરવું, કોઇ આમ પણ કહેછે કે ક્ષત્રિયે દશમી રાત્રિ વીત્યાપછી, ક્ષત્રિયે બારમી રાત્રિ વીત્યાપછી અને વૈશ્યે પંદરમી રા-

વીત્યાપછી નામકર્મ કરવું, અને તેમ કરવાનું કારણ ત્યાસુધી આશૌચ વીતી જવાનું બતાવવામાં આવેછે, પણ બ્રાહ્મણભોજનવગેરે કૃત્યમાં આશૌચની હરકત માની છે તેમ આ કૃત્યમાં આશૌચની હરકત માની નથી તેથી વર્ણપરત્વે સમયની યોજના માન્ય રાખવાજેવી નથી એવી રીતે તો આમજ છે કે જન્મથી દશમે દિવસે નામકર્મ કરવું, તે દિવસે સગવડ ન આવે તો બીજી સ્મૃતિઓને અનુસારે અગિયારમે દિવસે કરવામાં પણ અડચણ નથી, તે દિવસે પણ સગવડ ન હોય તો બારમે દિવસે નામકર્મ કરવું આ દિવસો યોગ્ય ગુણોવાળા ન હોય તો અથવા બીજા કંઇ કારણોને લીધે તે દિવસોમાં નામકર્મ ન થઇ શકે તો પછી જ્યોતિ શાસ્ત્રમાં બતાવ્યાપ્રમાણે કોઇ પણ પુણ્યતિથિમાં કે ગુણયુક્ત નક્ષત્રમાં સારા મુહૂર્તમાં તે કરવું બીજ, પાંચમવગેરે પુણ્યતિથિઓ ગણાયછે અને નવમી ચતુર્દશીવગેરે રિક્તાતિથિ અપુણ્ય ગણાયછે, પાપગ્રહના સંબંધ વગરના નક્ષત્રો ગુણયુક્ત કહેવાયછે અને જેને ગુરૂ તથા શુક્રવગેરે શુભગ્રહ દેખતા હોય તથા અશુભ ગ્રહોનો સંબંધ ન હોય એવા કમલનવગેરે સારા મુહૂર્ત ગણાયછે ભાવાર્થ આવો છે જન્મથી દશમા કે બારમા દિવસમાં નામકર્મ ન થાય તોપછી જે દિવસ શુભ મુહૂર્ત હોય તે દિવસે ૩૦

કોનું કેવા અર્થને જણાવનારૂં નામ હોવું જોઇએ તે કહેછે—

**मङ्गल्यं ब्राह्मणस्य स्यात्क्षत्रियस्य बलान्वितम् ॥**
**वैश्यस्य धनसंयुक्तं शूद्रस्य तु जुगुप्सितम् ॥ ३१ ॥**

બ્રાહ્મણનું નામ કલ્યાણવાચક શબ્દથી યુક્ત, ક્ષત્રિયનું નામ બલવાચક શબ્દથી યુક્ત, વૈશ્યનું નામ ધનવાચક શબ્દથી યુક્ત અને શૂદ્રનું નામ હલકા ઉતરતા અર્થને બતાવનારા શબ્દવાળું હોવું જોઇએ ૩૧

બ્રાહ્મણનું નામ કલ્યાણવાચક શબ્દવાળું એટલે શુભશર્મા, વિષ્ણુમિત્ર એવી જાતનું ક્ષત્રિયનું નામ બલવાચક શબ્દવાળું ઉદારવીર, પરંતપ, નૃસિંહવર્મા એવી જાતનું, વૈશ્યનું નામ ધનવાચક શબ્દથી યુક્ત એટલે વસુમાન્, નિધિપાલ ધનપતિ એવી જાતનું તથા શૂદ્રનું નામ હલકા ઉતરતા અર્થને બતાવનાર એટલે દૈત્યક, દ્વિજદાસ એવી જાતનું હોવું જોઇએ મતલબ કે જેમાં કલ્યાણની પ્રતીતિ થતી હોય એવા નામ બ્રાહ્મણને માટે, જેમાં બલપરાક્રમની પ્રતીતિ થતી હોય એવા નામ ક્ષત્રિયને માટે, જેમાં ધન સમૃદ્ધિની પ્રતીતિ થતી હોય એવા નામ વૈશ્યને માટે તથા જેમાં સેવાચાકરી જેવા કામોની પ્રતીતિ થતી હોય તેવા નામ શૂદ્રને માટે યોગ્ય છે

નામના મૂળ શબ્દની સાથે જોડવાના ઉપપદનો નિયમ જણાવેછે—

**शर्मवद्ब्राह्मणस्य स्याद्राज्ञो रक्षासमन्वितम् ॥**
**वैश्यस्य पुष्टिसंयुक्तं शूद्रस्य प्रेष्यसंयुतम् ॥ ३२ ॥**

બ્રાહ્મણનુ નામ શર્મશબ્દવાળુ, ક્ષત્રિયનુ નામ રક્ષાવાચક શબ્દથી યુક્ત, વૈશ્યનુ નામ પુષ્ટિવાચક શબ્દથી યુક્ત અને શૂદ્રનુ નામ દાસત્વને કહેનારા શબ્દથી યુક્ત કરવુ ૩૨

બ્રાહ્મણના નામના મૂળ શબ્દની સાથે શર્મશબ્દ જોડવો, જેમકે વિષ્ણુશર્મા, ક્ષત્રિયના નામના મૂળ શબ્દની સાથે રક્ષાવાચક શબ્દ જોડવો, જેમકે બલવર્મા વૈશ્યના નામના મૂળ શબ્દની સાથે પુષ્ટિવાચક શબ્દ જોડવો, જેમકે વસુભૂતિ અને શૂદ્રના નામના મૂળ શબ્દની સાથે દાસત્વને કહેનારો શબ્દ જોડવો જેમકે દીનદાસ ઉપપદ જોડવામાટે યમ આ પ્રમાણે કહેછે કે 'બ્રાહ્મણને શર્મ તથા દેવશબ્દ ક્ષત્રિયને વર્મ તથા ત્રાતાશબ્દ, વૈશ્યને ભૂતિ તથા દત્તશબ્દ અને શૂદ્રને દાસશબ્દ જોડવો" વિષ્ણુપુરાણમા પણ કહ્યુ છે કે શર્મયુક્ત બ્રાહ્મણનુ વર્મયુક્ત ક્ષત્રિયનુ, ગુપ્તયુક્ત વૈશ્યનુ અને દાસયુક્ત શૂદ્રનુ નામ સારૂ ગણાયછે"

સ્ત્રીજાતિના નામનો નિયમ કહેછે—

**स्त्रीणां सुखोद्यमक्रूरं विस्पष्टार्थं मनोहरम् ॥**
**मङ्गल्यं दीर्घवर्णान्तमाशीर्वादाभिधानवत् ॥ ३३ ॥**

સ્ત્રીઓનુ નામ સહેલાઇથી બોલી શકાય તેવુ, જેમા ક્રૂરતાની પ્રતીતિ ન થતી હોય એવુ, સુસ્પષ્ટ અર્થવાળુ, મનોહર મંગળવાચી છેડે દીર્ઘસ્વરવાળુ અને આશીર્વાદવાચક શબ્દવાળુ હોવુ જોઇએ ૩૩

સ્ત્રીઓનુ નામ સ્ત્રીઓ તથા બાળકો પણ સુખેથી બોલી શકે એવું રાખવુ જોઇએ કારણકે સ્ત્રીઓને બાળકો અને સ્ત્રીઓ સાથે વિશેષ વ્યવહાર હોયછે અને બાળકો તથા સ્ત્રીઓ ઉચ્ચારણમા અગવડવાળુ નામ સહેલાઇથી બોલી શકતા નથી સુશ્લિષ્ટાંગીવગેરે નામો બાળકો અને સ્ત્રીઓ સહેલાઇથી બોલી શકે નહિ પણ મંગળદેવી, સુવદના વગેરે નામો તેઓ સહેલાઇથી બોલી શકે વળી જેમા ક્રૂરતાની પ્રતીતિ થતી હોય એવાં ડાકિની

વગેર નામ પણ રાખવા નહિ તેમ જેનો અર્થ વ્યાખ્યાનવગર ન સમજી શકાય એવા કામનિધા કે કારીષગંધ્યા જેવા નામો પણ ન રાખવા કામનિધા એટલે કામનો નિધિ હોય તેવી તથા કારીષગંધાની પુત્રી તે કારીષગંધ્યા એવા નામોમા વ્યાખ્યાનની જરૂર રહેછે મનને સુંદર લાગે એવુ શ્રેયસી વગેરે નામ રાખવુ પણ કાનાથી જેના નામ ન રાખવા વળી શબ્દની રૂદ્રવતીવગેર મંગલકારી નામ રાખવા પણ અભાગા મંદભાગાવગેરે અમંગલ નામ ન રાખવા અને જેને છેડે દીર્ઘસ્વર આવતો હોય એવુ આશીર્વાદાત્મક નામ રાખવુ જેમકે સુભદ્રા યશોદાવગેરે

નિષ્ક્રમણ અને અન્નપ્રાશનનો સમય બતાવેછે—

**चतुर्थे मासि कर्त्तव्यं शिशोर्निष्क्रमणं गृहात् ॥**
**षष्ठेन्नप्राशनं मासि यद्वेष्टं मङ्गलं कुले ॥ ३४ ॥**

ચોથે માસે બાળકનુ ઘરથી નિષ્ક્રમણ કરવુ અને છઠ્ઠે માસે અન્નપ્રાશન કરવુ અથવા પોતાના કુળમા પરંપરાથી જે માસે કરાવવુ મંગલરૂપ મનાતુ હોય તે માસે કરવુ ૩૪

બાળકને ચોથે માસે નિષ્ક્રમણસંસ્કાર કરવો અને છઠ્ઠે માસે અન્નપ્રાશનસંસ્કાર કરવો નિષ્ક્રમણસંસ્કાર પહેલા બાળકને ઘરની બહાર તેડી જવુ નહિ પણ નિષ્ક્રમણસંસ્કાર જેમા મુખ્યત્વે બાળકને ઘરની બહાર તેડી જઇ સૂર્યદર્શન કરાવાયછે તે થયાપછી તેને ઘરની બહાર તેડી જવામા હરકત નથી ચાર માસસૂધી બાળક ઘરમા જ રહેવાનેલીધે સૂર્યનુ તેજ ન પડવાથી તેની દૃષ્ટિ પરિપક્વ થાયછે આજકાલ તો એક બે માસના બાળકને ઘરની બહાર ફેરવવામા આવેછે જેથી સૂર્યના તેજને સહન નહિ કરી શકવાથી તેની દૃષ્ટિ એ અવસ્થાથી જ મંદ પડી જાયછે અન્નપ્રાશનસંસ્કાર છઠ્ઠા માસનબદલે પોતાના કુળમા કોઈ બીજા સમયમા કરવાની રીત હોય તો તેમ પણ થઇ શકે પોતાના કુળની રીતપ્રમાણે કરવાની છૂટ અત્ર મથી અન્નપ્રાશનસુધીના બધા સંસ્કારોને પણ લાગુ પાડવામા આવેછે નિષ્ક્રમણસંસ્કાર ત્રીજે માસે કરવાનો પણ બીજા સ્મૃતિકારોના મત છે નિષ્ક્રમણસંસ્કાર નામકરણસંસ્કારના શેષરૂપ ગણાયછે નિષ્ક્રમણસંસ્કાર થયા પહેલા જેમ બાળકને ઘરની બહાર તેડી જવુ નહિ તેમ અન્નપ્રાશનસંસ્કાર થયા પહેલા બાળકને કઇપણ અન્ન ખવરાવવુ પણ દૂધઉપર જ રાખવુ આ શ્લોકના ચોથા ચરણ (यद्वेष्टं मङ्गलं कुले) નો એવો અર્થ પણ કરવામા આવેછે કે "કુળમા મંગળકારી મનાતુ હોય એવુ બીજુ પણ ઇષ્ટકર્મ થતુ હોય તે પણ છઠ્ઠા માસમા કરવુ"

ચૌલકર્મનો સમય કહેછે—

**चूडाकर्म द्विजातीनां सर्वेषामेव धर्मतः ॥**
**प्रथमेऽब्दे तृतीये वा कर्त्तव्यं श्रुतिचोदनात् ॥३५॥**

સર્વ દ્વિજોને ધર્મથી ચૌલકર્મ શ્રુતિમાં કહેલ છે તેથી પહેલે વર્ષે અથવા ત્રીજે વર્ષે કરવું. ૩૫

સર્વ દ્વિજોને ધર્મથી એટલે કુળધર્મની રીતે પહેલા કે ત્રીજાવર્ષમાં ચૌલસંસ્કાર કરવો અહીં જણાવેલા બધા કર્મો શ્રુતિરૂપ મૂલથી જ આદરણીય છે તોપણ ચૌલકર્મમાં "શ્રુતિમાં કહેલ છે તેથી" એમ કહી વિશેષ આદર બતાવ્યો છે અથવા यत्र बाणाः सम्पतन्ति कुमारा विशिखा इव । એ શ્રુતિમાં શિખા-વગરના કે વિશિષ્ટ અર્થાત્ વિશેષ રચનાવાળી શિખાવાળા કુમારો એવા અર્થને કહેનારાં कुमाराः विशिखा. એ બે પદો કુમારના ચૌલસંસ્કારનું સૂચન કરેછે અને અરમ્યાતુ સૂચન પણ શ્રુતિમાંથી જ થાયછે કે બાણ જેમ વેગથી જાયછે તેમ વેગથી દોડવાની ચેષ્ટા કરવી એનો આરંભ પહેલા વર્ષમાં થાયછે અને ત્રીજા વર્ષમાં તે બરાબર થઇ શકેછે તેથી ચૌલકર્મ પહેલા કે ત્રીજાવર્ષમાં કરવું એટલે આ બે સમય બતાવ્યા. તેમાંથી જે સમયે ગ્રહોનો સારો યોગ હોય ત્યારે કરવું અથવા પોતાના કુળમાં જે વર્ષે ચૌલસંસ્કાર કરવાનો રીવાજ હોય તે વર્ષે કરવો. આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં પણ કહ્યુ છે કે तृतीये वर्षे चौलं यथा कुलधर्मं वा। એટલે ચૌલસંસ્કાર ત્રીજાવર્ષમાં અથવા કુળધર્મપ્રમાણે કરવો. કુળધર્મપ્રમાણે સમય લેવો એટલું જ નહિ પણ ચૌલસંસ્કારમાં કેશની રચના પણ કુળની રીતિપ્રમાણે રાખવી જેમ કે ચૂડા એટલે શિખા વસિષ્ઠગોત્રવાળાઓને મસ્તકમાં જમણી બાજુ રખાયછે, ભરદ્વાજ ગોત્રવાળાઓને ડાબી બાજુ રખાયછે અને કાશ્યપગોત્રવાળાઓને બન્ને બાજુ રખાયછે

ઉપનયન સંસ્કારનો સમય જણાવેછે—

**गर्भाष्टमेऽब्दे कुर्वीत ब्राह्मणस्योपनायनम् ॥**
**गर्भादेकादशे राज्ञो गर्भात्तु द्वादशे विशः ॥ ३६ ॥**

બ્રાહ્મણને ગર્ભથી આઠમે વર્ષે ઉપનાયન એટલે ઉપનયન સંસ્કાર કરવો. એ સંસ્કાર ક્ષત્રિયને ગર્ભથી અગિયારમે વર્ષે અને વૈશ્યને ગર્ભથી બારમે વર્ષે કરવો. ૩૬.

अन्येषामपि दृश्यते । એ પાણિનિસૂત્રના નિયમથી પહેલા નકારમાંના અ-કારને દીર્ઘ થઇ ઉપનાયન શબ્દ થયો છે, અને તે શ્લોકમાં- છંદોભંગ ન થવામાટે ઉપનયનશબ્દને બદલે જ વાપરેલો છે. વેદાધ્યયનમાટે બટુકને આચાર્યની પાસે તેડી જવાનું શાસ્ત્રીયકર્મ ઉપનયન કહેવાયછે. આ ઉપનયનસંસ્કાર મૌંજીબંધન એવા નામથી પણ પ્રસિદ્ધ છે. આ સંસ્કારનો સમય ચૌલસંસ્કારની પેઠે ત્રણે વર્ણમાટે એકસરખો નથી પણ જૂદો જૂદો છે એટલે બ્રાહ્મણને, ક્ષત્રિયને અને વૈશ્યને ગર્ભથી અર્થાત્ ગર્ભ રહે ત્યાંથી અનુક્રમે આઠમે, અગિયારમે અને બારમે વર્ષે કરવાનો છે. જન્મ પછી આઠમે, અગિયારમે કે બારમે વર્ષે એવો અર્થ પણ કોઇ કોઇ કરેછે. કારણકે ગૃહ્યકાર સામાન્ય રીતે જ કહેછે કે अष्टमे वर्षे ब्राह्मणमुपनयेदेकादशे क्षत्रिय द्वादशे वैश्यम् । એટલે બ્રાહ્મણને આઠમે વર્ષે, ક્ષત્રિયને અગિયારમે વર્ષે અને વૈશ્યને બારમે વર્ષે ઉપનયન સંસ્કાર કરવો. ઉપનયન પિતાએ કરવાનું છે, તે ન હોય તો તેની વતી બીજાએ કરવું નામકર્મવગેરેનો સમય જન્મથી ગણવાનો છે પણ આ સંસ્કારનો સમય મુખ્યત્વે ગર્ભ રહે ત્યાંથી ગણવાનો છે અહીં વર્ષની સંખ્યા બતાવવામાં આવી પણ અભિપ્રાય નિકળેછે કે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એઓ ગાયત્રી, ત્રિષ્ટુપ્ અને જગતી એ છંદોની માફક જન્મેછે અને તેથી તે તે છંદના ચરણના અક્ષરની સંખ્યાપ્રમાણે તેઓના ઉપનયનસંસ્કારમાટેનાં વર્ષોની સંખ્યા લેવામાં આવી છે ગાયત્રીછંદના ચરણના અક્ષરો આઠ છે, - ત્રિષ્ટુપ્છંદના ચરણના અક્ષરો અગિયાર છે અને જગતીછંદના ચરણના અક્ષરો બાર હોયછે.

કામનાપરત્વે ઉપનયનના સમયમાં ફેરફાર બતાવેછે—

**ब्रह्मवर्चसकामस्य कार्यं विप्रस्य पञ्चमे ॥**
**राज्ञो बलार्थिनः षष्ठे वैश्यस्येहार्थिनोऽष्टमे ॥ ३७ ॥**

બ્રહ્મતેજની ઇચ્છાવાળા બ્રાહ્મણને પાંચમે વર્ષે ઉપનયન કરવું તથા બળની ઇચ્છાવાળા ક્ષત્રિયને છઠ્ઠે વર્ષે અને ધનવગેરેની ઇચ્છાવાળા વૈશ્યને આઠમે વર્ષે કરવું ૩૭.

વેદાધ્યયન તથા વેદના અર્થનું જ્ઞાનવગેરેના પ્રકર્ષથી થતુ બ્રહ્મતેજ આસ પુત્રને પ્રાપ્ત થાય તો ઠીક એવી ઇચ્છાવાળા બ્રાહ્મણ પિતાએ બટુકને પાંચમે વર્ષે ઉપનયન કરવું પોતાનો પુત્ર બળવાન, પરાક્રમી અને સૈન્યવગેરેથી મોટી સત્તાવાળો થાય એવી ઇચ્છાવાળા ક્ષત્રિયે પોતાના પુત્રને છઠ્ઠે વર્ષે ઉપનયન કરવું અને પોતાનો પુત્ર વેપારવગેરેમાં ખૂબ આગળ પડતો થાય એવી ઇચ્છાવાળા

વૈશ્યે તેને આઠમે વર્ષે ઉપનયન કરવું ઉપરના શ્લોકમા વર્ષની ગણના ગર્ભથી દરેલી છે તેથી અહીં પણ વર્ષની ગણના ગર્ભથી થઇ શકે‍છે પાચ, છ અને આઠ વર્ષના બાળકને ઉપર જણાવેલી કઇ ઇચ્છા હોતી નથી પણ તે બાળકના સબધમા તેવી ઇચ્છાઓ તેના પિતાવગેરે વડિલવર્ગને જ હોયછે પોતે નહિ પણ બીજાએ કરેલ કર્મનુ ફળ બીજાને મળે તેને શાસ્ત્રમા અકૃતાભ્યાગમ એટલે નહિ કરેલ કર્મના ફળની પ્રાપ્તિ એ નામનો દોષ કહેછે અહીં પણ બ્રહ્મતેજવગેરેની ઇચ્છા પિતાવગેર ને છે અને તે ઇચ્છાનુ ફળ બાળકને મળેછે તેથી અહીં અકૃતાભ્યાગમ દોષની શકા થાય તેવુ છે પણ ખરી રીતે તેમ નથી કારણકે ઇચ્છા કરનારની ઇચ્છા સિદ્ધ થવી એ ફળ તેને પોતાને જ મળ્યુ ગણાયછે પુત્રને આરોગ્ય થવાથી જેમ પિતા પોતાને મોટો લાભ થયો માનેછે તેમ પુત્ર બ્રહ્મતેજવાળો, બળવાન કે વેપારવગેરે ઉદ્યમોમા આગળ પડતો થાય તે ફળ પણ પિતાને જ થયુ ગણાય

છેવટમાં છેવટ કેટલાં વર્ષસુધી ઉપનયનસંસ્કાર થઇ શકે? એ અવધિ જણાવેછે—

**आषोडशाद्ब्राह्मणस्य सावित्री नातिवर्त्तते ॥**
**आद्वाविंशात्क्षत्रबन्धोराचतुर्विंशतेर्विशः ॥ ३८ ॥**

બ્રાહ્મણને સોળ વર્ષપર્યન્ત સાવિત્રી અતિક્રમ પામતી નથી એટલે ગાયત્રીના ઉપદેશમાટે ઉપનયનનો કાળ ગયો ગણાતો નથી, એવી જ રીતે બાવીશ વર્ષપર્યન્ત ક્ષત્રિયને અને ચાવીશ વર્ષપર્યન્ત વૈશ્યને ઉપનયનનો સમય વહી ગયો ગણાતો નથી ૩૮

આની પહેલાના બે શ્લોકોથી ઉપનયનસસ્કારના મુખ્ય તથા કામ્ય સમય બતાવ્યા છે અને આ શ્લોકથી એમ બતાવેછે કે પિતાના અભાવથી અથવા રોગવગેરે દર તથી ઉપર જણાવેલા બે સમયમાથી એકે સમયમા એ સસ્કાર ન થઇ શકયો હોય તો છેવટમા છેવટ ઉપનયનમાટે મુખ્ય સમયરૂપે જે વર્ષો જણાવ્યા છે તે વર્ષોને બમણા કરતા સુધી પણ એ સસ્કાર થઇ શકેછે એટલે બ્રાહ્મણને આઠથી બમણા એટલે સોળ વર્ષસુધી, ક્ષત્રિયને અગિયારથી બમણા એટલે બાવીશ વર્ષસુધી અને વૈશ્યને બારથી બમણા એટલે ચોવીશ વર્ષ સુધી એ અધિકાર રહેછે અહીં સાવિત્રી એટલે તેના અર્થાત્ ગાયત્રીના ઉપદેશમા સાધનરૂપ ઉપનયનકર્મ સમજવુ બ્રાહ્મણને ગાયત્રીથી એટલે ગાયત્રી છન્દવાળી ઋચાના ઉપદેશમાટે ઉપનયન કરવુ ક્ષત્રિયને ત્રિષ્ટુભથી અને વૈશ્યને જગતીથી

ઉપનયન કરવુ એવો નિયમ છે તેમા ગાયત્રી છદના પાદના આઠ અક્ષર છે તેથી બ્રાહ્મણને આઠમા વર્ષમા, ત્રિષ્ટુભ છદના પાદના અગિયાર અક્ષર છે તેથી ક્ષત્રિયને અગિયારમા વર્ષમા અને જગતી છદના પાદના બાર અક્ષર છે તેથી વૈશ્યને બારમા વર્ષમા ઉપનયન થાય તે મુખ્ય સમય ગણાયછે અને તે તે છદવાળા મત્રો તેને બરાબર ફલીભૂત થાયછે એ છદોવાળા તે તે વર્ણની ગાયત્રીરૂપ ગણાતા મત્રો પોતાના ઉપાસનના અધિકારવાળા બટુકને મુખ્યસમયમા ઉપનયન ન થાય તો પછી પોતાના બીજા પાદથી રાહ જોવા માટેજ તે બીજા પાદ સમાપ્ત થાય ત્યાસુધી રાહ જુવેછે એટલે બ્રાહ્મણની રાહ બીજા આઠ વર્ષ જોવાયછે, ક્ષત્રિયની રાહ બીજા અગિયાર વર્ષ જોવાયછે અને વૈશ્યની રાહ બીજા બાર વર્ષ જોવાયછે કારણ કે તે તે છદના બીજા પાદના તેટલા તેટલા અક્ષરો હોયછે જો તેટલા સમયમા તેને તેને ઉપનયન થાય તો તે તે છદો પોતાના બીજા પાદસુધી બળવાળા રહેવાને લીધે પોતાના આશ્રયરૂપ તે બટુકને છાડી દેતા નથી પણ મનુષ્ય જેમ પોતાની અવસ્થાના બે તૃતીયાશ નિકળી જતા વૃદ્ધ અને શક્તિહીન ગણાય છે તેમ તે તે છદો પણ પોતાના બે પાદ પૂરા થતા ત્રીજા પાદના આરભથી રસવગરના વૃદ્ધ બની ન્યૂન સામર્થ્યવાળા થઇ જાયછે અને આ પુરુષે આપણી ઉપાસના કરી નહિ એમ જોઇ નિરાશપણે તેને છોડી આપેછે

છેવટ બતાવેલા સમયસુધી પણ જેને ઉપનયનસસ્કાર ન થાય તેનુ પતિતપણુ જણાવેછે—

## अत ऊर्ध्वं त्रयोऽप्येते यथाकालमसंस्कृताः ॥
## सावित्रीपतिता व्रात्या भवन्त्यार्यविगर्हिताः ॥ ३९ ॥

સોળ, બાવીસ અને ચોવીશ વર્ષપર્યંત જેઓને ઉપનયનસસ્કાર ન થયો હોય તેઓ એટલે તેવા બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય પોતાના ઉપનયન સસ્કારનો સમય ગયાપછી સાવિત્રીથી પતિત થાયછે, વ્રાત્ય એવા નામથી પ્રસિદ્ધ થાયછે અને આર્યજનોએ નિંદિત થાયછે ૩૯

છેવટમા છેવટનો સમય બતાવ્યો ત્યાસુધી પણ જો ઉપનયન ન થાય તોપછી તેઓ શૂદ્રજેવા ગણાયછે પ્રથમ ઉંચે પગથીયે હોય અને પછી નીચે પગથીયે જાય તે ભ્રષ્ટ અથવા પતિત કહેવાયછે ગાયત્રીના ઉપદેશનો અધિકાર ધરાવનાર વર્ણમા જન્મી તે અધિકાર ખોઇ બેસવાને લીધે પતિત થયો ગણાયછે, અને શાસ્ત્રમા તેનો વ્રાત્યશબ્દથી વ્યવહાર કરવામા આવેછે જેમ મનુ-

ઓની નજરમાં એવો વ્રાત્ય, શાસ્ત્રીયસંસ્કારથી ભ્રષ્ટ થયેલ હોવાથી નિંદિત જીવનવાળો ગણાઇ સંબંધમાં આવવાને અયોગ્ય મનાયછે

**વ્રાત્યની સાથે સગપણવગેરેના સંબંધમાં ન આવવાની ભલામણ કરેછે—**

## नैतैरपूतैर्विधिवदापद्यपि हि कर्हिचित् ॥
## ब्राह्मान्यौनाँश्च सम्बन्धानाचरेद्ब्राह्मणैः सह ॥४०॥

વિધિપ્રમાણે સંસ્કાર ન પામેલા એ વ્રાત્યોની સાથે બ્રાહ્મણોએ કદીપણ આપત્તિના સમયમાં પણ વેદસંબંધી તથા કન્યાદાનસંબંધી વ્યવહાર કરવા નહિ. ૪૦

વિધિપ્રમાણે સંસ્કાર ન પામેલા એટલે જેને ઉપનયન સંસ્કાર થયો નથી અને તેથી વખત વીતી જતાં વ્રાત્યપણું પ્રાપ્ત થયું છે તથા વ્રાત્યપણું પ્રાપ્ત થયાપછી પ્રાયશ્ચિત્ત ન કર્યું હોય ત્યાંસુધી તેઓની સાથે ત્રૈવર્ણિકોએ અધ્યયન તથા વિવાહાદિકનો કશો વ્યવહાર કરવો નહિ, તેમા પણ વિશેષે કરીને બ્રાહ્મણોએ તો તેવો વ્યવહાર નહિ જ કરવો આપત્તિમા પણ તેઓએ તેવા વ્રાત્યોની સાથે સબંધ નહિ રાખવો વ્રાત્ય પણ જો પ્રાયશ્ચિત્ત કરે એટલે વ્રાત્યસ્તોમ નામનો યજ્ઞ કરે તોપછી તેને ઉપનયન થઇ શકેછે પોતાને વ્રાત્યપણુ લાગુ ન પડે તેટલામાટે કદી પિતા ન હોય તો સમજણવાળા બટુકે પોતાની મેળે જ આચાર્યની પાસે જઇ પોતાનો એ સંસ્કાર કરાવવો. પોતાના કુળમાં કોઇ વ્રાત્ય ન થાય તેમાટે કુળના વડિલોએ પણ કાળજી રાખવી જોઇએ, અને એટલામાટે જ કહ્યુ છે કે—

पितैवोपनयेत्पुत्रांस्तदभावे पितामहः ।
तदभावे पितृव्यः स्यात्तदभावे तु सोदरः ॥

એટલે પહેલે દરજ્જે તો પિતાએ જ પુત્રોને ઉપનયનસંસ્કાર કરવો, પિતા ન હોય અને પિતામહ હોય તો તેણે, પિતામહ પણ ન હોય તોપછી પિતૃવ્ય એટલે કાકાએ અને તે પણ ન હોય તોપછી સોદર એટલે સગાભાઇએ એ સંસ્કાર કરવો મતલબ કે બટુક અનુપનીત એટલે ઉપનયન સંસ્કારવગરનો રહે તેમ ન થવા દેવું છેવટ બટુકે પોતે જ આચાર્યની પાસે પહોચી જવું એ ઉપર કહેવાયુ છે

**ઉપનયનસંસ્કાર થયાપછી બ્રહ્મચર્ય પાળતા બટુકે શાથી-શરીર ઢાંકવું તે જણાવેછે—**

**कार्ष्णरौरवबास्तानि चर्माणि ब्रह्मचारिणः ॥**
**वसीरन्नानुपूर्व्येण शाणक्षौमाविकानि च ॥ ४१ ॥**

બ્રહ્મચારીઓએ અનુક્રમથી કૃષ્ણમૃગનુ, રૂરૂમૃગનુ અને બકરાનુ ચર્મ તેમ જ શાણ એટલે શણમાથી બનાવેલુ ક્ષૌમ એટલે અળસીના છોડના રેસાઓથી બનાવેલુ તથા આવિક એટલે ઘેટાની ઉનમાથી બનાવેલુ વસ્ત્ર ધારણ કરવુ ૪૧

બ્રાહ્મણ બ્રહ્મચારીએ શણનુ વસ્ત્ર પહેરવુ અને કૃષ્ણમૃગ એટલે કાળિયાર મૃગનુ ચર્મ ઓઢવુ ક્ષત્રિય બ્રહ્મચારીએ અળસીના છોડના રેસાઓથી બનાવેલુ વસ્ત્ર જેને ક્ષૌમ અથવા દુકૂલ કહેવામા આવેછે તે પહેરવુ અને રૂરૂનામના મૃગનુ ચર્મ ઓઢવુ અને વૈશ્ય બ્રહ્મચારીએ ઘેટાની ઉનમાથી બનાવેલ વસ્ત્ર પહેરવુ તથા બકરાનુ ચામડુ ઓઢવુ મૂળમા કઇ પહેરવા ઓઢવાનો ભેદ કહેલો નથી પણ વસ્ત્ર પહેરવાની જ સગવડ આવે અને ચર્મ ઓઢવાની જ સગવડ આવે તેમ વળી આપસ્તબ મુનિનુ વચન છે કે अजिन त्वचोत्तरम् । એટલે ચર્મ તો ઉપરના ભાગમા જ અર્થાત્ ઉત્તરીયતરીકે જ ધારણ કરવાનુ છે શરીર ઉપર ચટ્ટાજેવા ચાટણાવાળો મૃગ રૂરૂમૃગ કહેવાયછે

જૂદા જૂદા વર્ણના બ્રહ્મચારીઓમાટે મેખલાનો નિયમ કહેછે–

**मौञ्जी त्रिवृत्समा श्लक्ष्णा कार्या विप्रस्य मेखला ॥**
**क्षत्रियस्य तु मौर्वी ज्या वैश्यस्य शणतान्तवी ॥४२॥**

બ્રાહ્મણને માટે મેખલા મુન્જનામના તૃણની ત્રવડી સરખી અને સુખકારક સ્પર્શવાળી કરવી ક્ષત્રિયમાટેની મેખલા મૂર્વાના રેસાઓથી બનાવેલી ધનુષની દોરીમાથી કરવી અને વૈશ્યમાટેની મેખલા શણના તતુઓમાથી કરવી ૪૨

બ્રાહ્મણ બટુકની કેડે બાધવાની મેખલા એટલે કે મુન્જનામના ખડમાથી બનાવેલી હોવી જોઇએ તે ત્રેવડી કરેલી સરખી એટલે ક્યાય જાડી ને ક્યાય પાતળી એવી નહિ પણ એકસરખી અથવા વધુઘટુ પ્રમાણમા નહિ પણ સરખી રીતે ત્રેવડી કરેલી અને સુખકારક સ્પર્શવાળી અર્થાત્ બટુકની ચામડીને ન ખુચે એવી લીસી અને કોમળ હોવી જોઇએ ક્ષત્રિયના બટુકમાટેની મેખલા ધનુષની દોરીને જ ત્રેવડી કરીને બનાવેલી હોવી જોઇએ કે જે ધનુષની દોરી મૂર્વા નામની વનસ્પતિના રેસાઓથી બનેલી હોય એટલા જ માટે ધનુષની

દોરી પણ મૌર્વી કહેવાયછે કેટલાકનો મત એવો છે કે ધનુષની દોરીની મેખલા કરવાનું કહ્યુ છે તેથી તેને ત્રેવડી કરવાની જરૂર નથી, પણ પ્રચેતાનામના ધર્મશાસ્ત્રકારે બધી મેખલાઓને ત્રેવડી કરવાનું જણાવેલુ છે તેથી ઘણાઓનો મત આને પણ ત્રેવડી કરવાનો છે અને વૈશ્યના બટુ-માટે શણના તંતુઓથી બનાવેલી મેખલા હોવી જોઇએ

ઉપર જણાવેલી મેખલાઓના અભાવમાં ચાલી શકે તેવી બીજી જાતની મેખલાઓ જણાવેછે—

**मुञ्जालाभे तु कर्त्तव्याः कुशाश्मन्तकवल्वजाः ॥**
**त्रिवृता ग्रन्थिनैकेन त्रिभिः पञ्चभिरेव वा ॥ ४३ ॥**

મુંજવગેરે પદાર્થો ન મળે તો કુશ, અશ્મંતક અને બલ્વજમાથી તૈયાર કરેલા દોરાને ત્રેવડો કરી એક, ત્રણ અથવા પાચ ગાંઠ આપીને મેખલાઓ કરવી ૪૩

મેખલાઓમાટે મુંજવગેરે મુખ્ય પદાર્થો ન મળે તો બ્રાહ્મણને માટે કુશ એટલે દર્ભમાથી, ક્ષત્રિયને માટે અશ્મંતક એટલે આમોહરાના રેસાઓથી અને વૈશ્યને માટે બલ્વજ એટલે બરૂને લગતી ખડની જાતના રેસાઓથી મેખલા કરવી મેખલા કરવામા મૂળ દોરાને ત્રેવડો કરવો અને પછી પોતપોતાના કુળના આચાર પ્રમાણે તેમા એક, ત્રણ અથવા પાચ ગાંઠ દેવી

યજ્ઞોપવીતવિષે કહેછે—

**कार्पासमुपवीतं स्याद्विप्रस्योर्ध्ववृतं त्रिवृत् ॥**
**शणसूत्रमयं राज्ञो वैश्यस्याविकसौत्रिकम् ॥ ४४ ॥**

ત્રેવડુ કરી જમણી બાજુ વળ દઇ વણેલુ ઉપવીત એટલે જનોઇ બ્રાહ્મણને માટે કપાસ એટલે રૂના દોરાથી બનાવેલુ ક્ષત્રિયને માટે શણના દોરાનુ અને વૈશ્યને માટે ઘેટાની ઉનના દોરાથી બનાવેલુ હોવુ જોઇએ ૪૪

દોરાને ત્રણગણો કરી જમણીતરફ વળ દઇ જનોઇ તેયાર કરવુ એ ત્રણે વર્ણને સમાન છે જો કે મનુએ નથી કહ્યુ તોપણ બીજી સ્મૃતિઓના અનુસારથી એ ત્રણગણા દોરાને વળ દઇ ફરીથી ત્રણગણો કરવો દેવલસ્મૃતિમા કહ્યુ છે કે यज्ञोपवीतं कुर्वीत सूत्राणि नव तन्तव ॥ એટલે નવ તાતણાવાળા સૂત્રોનુ યજ્ઞોપવીત કરવુ વળી છંદોગપરિશિષ્ટમા આમ કહ્યુ છે કે—

ऊर्ध्वं तु त्रिगुणं कार्यं तन्तुत्रयमधोवृतम् ।
त्रिवृत चोपवीतं स्यात्तस्यैको ग्रन्थिरिष्यत ॥

એટલે ત્રણ તંતુઓને ઉર્ધ્વવૃત કરી અર્થાત્ જમણીતરફ વળ દઇને પછી તેવાં ત્રણ તંતુઓને અધોવૃત કરી એટલે ડાબીતરફ વળ દઇને તેવાં ત્રણ સૂત્ર સાથે કરવાં એટલે તે ઉપવીત થયું કહેવાય અને તે ઉપવીતને એક ગ્રંથિ આપવી.

ક્યા ક્યા વર્ણના બ્રહ્મચારીએ કઇ કઇ જાતનો દંડ ધારણ કરવો તે કહેછે—

**ब्राह्मणो बैल्वपालाशौ क्षत्रियो वाटखादिरौ ॥**
**पैलवौदुम्बरौ वैश्यो दण्डानर्हन्ति धर्मतः ॥ ४५ ॥**

બ્રાહ્મણ બીલીના અથવા ખાખરાના, ક્ષત્રિય વડના અથવા ખેરના અને વૈશ્ય પીલુના અથવા ઉંબરાના દંડને ધર્મથી ધારણ કરવાને યોગ્ય છે. ૪૫.

મૂળ શ્લોકમાં એક એક વર્ણમાટે દ્વંદ્વસમાસથી સાથે બબ્બે જાતના દંડો જણાવેલા છે તોપણ હવે પછીના केशान्तिको ब्राह्मणस्य० એ શ્લોકમાં દંડમાટે એક વચન જ વાપરેલું છે તેથી બ્રહ્મચારીએ બબ્બે દંડ ન લેવા પણ જણાવેલા બેમાંથી એક દંડ લેવો અને તે કુળપરંપરાથી જે લેવાતો હોય તે લેવો અથવા જે પોતાને ઠીક પડે તે લેવો. એટલે બ્રાહ્મણે-બીલીનો અથવા તો ખાખરાનો દંડ ધારણ કરવો, ક્ષત્રિયે વડનો અથવા ખેરનો દંડ ધારણ કરવો અને વૈશ્યે પીલુનો અથવા ઉંબરાનો દંડ ધારણ કરવો. આ દંડધારણ ધર્મથી એટલે ધર્મશાસ્ત્રથી પ્રાપ્ત છે અથવા હોમાદિક ધર્મકાર્યવખતે આવશ્યક છે. શ્લોકનું ત્રીજુ ચરણ पैप्पलौदुम्बरौ वैश्यो એમ પણ ભણવામાં આવેછે ત્યાં તેનો અર્થ વૈશ્યે પીંપળાનો અથવા ઉંબરાનો દંડ ધારણ કરવો એમ થાયછે. શ્લોકમાં धर्मतः એ પદ છે તેનો અર્થ એમ પણ કરવામાં આવેછે કે તે તે વર્ણના બ્રહ્મચારીએ સમાન ધર્મનેલીધે તે તે જાતના દંડનું ધારણ કરવું જેમકે બ્રાહ્મણ બ્રહ્મવર્ચસ એટલે બ્રહ્મતેજના અધિકરણ અર્થાત્ રહેવાના ઠેકાણારૂપ છે અને असावादित्यो यतो-जायत ततो बिल्व उदतिष्ठत् सयोन्येव ब्रह्मवर्चसमवरुन्धे । એટલે જેનાથી આ સૂર્ય ઉત્પન્ન થયેલ છે તેનાથી બિલ્વ પણ ઉત્પન્ન થયેલ છે એટલે સમાન ઉત્પત્તિસ્થાનને લીધે બિલ્વ બ્રહ્મવર્ચસ એ નામને ધારણ કરેછે. એ શ્રુતિથી બિલ્વમાંથી થયેલો દંડ બ્રહ્મવર્ચસના વિકારરૂપ છે. એવી રીતે બ્રાહ્મણ અને બીલીનો દંડ એ બન્નેમાં બ્રહ્મવર્ચસપણારૂપ સમાનધર્મ રહ્યો છે એવી જ રીતે બ્રાહ્મણ અને ખાખરાનો દંડ એ બન્નેમાં ગાયત્રપણારૂપ ધર્મ સમાન છે. કારણકે બ્રા-

-બ્રાહ્મણ ગાયત્રીનો ઉપાસક હોવાથી ગાયત્ર કહેવાયછે અને ખાખરાનું નામ પણ ગાયત્ર છે. કહ્યુ છે કે गायत्रो वै ब्राह्मणः गायत्रो पर्णः । એટલે બ્રાહ્મણ ગાયત્ર છે તેમ ખાખરો પણ ગાયત્ર છે ક્ષત્રિય અને વડનું એકવર્ણપણાથી સમાનધર્મત્વ છે ઐતરેય બ્રાહ્મણમા કહ્યુ છે કે क्षत्र वा एतद्वनसपतीनां यन्न्यग्रोधः क्षत्र वै राजन्यः । એટલે વનસ્પતિઓમાં વડ છે તે ક્ષત્ર છે અને ક્ષત્રિય પણ ક્ષત્ર કહેવાયછે માટે ક્ષત્રિયે વડનો દંડ ધારણ કરવો અથવા ખેરનો દંડ ધારણ કરવો કારણકે તેઓમા બલિષ્ઠપણાનું સમાનત્વ છે. સર્વ વર્ણોમા ક્ષત્રિયો વિશેષ બળવાન ગણાયછે અને સર્વ વનસ્પતિઓમાં ખેર વિશેષ મજબૂત ગણાયછે. વૈશ્ય અને પીપળાનો ઓજની સાથે સંબધ સમાન છે શ્રુતિ છે કે—

मरुतो वा एतदोजो यदश्वत्थ । मरुतो वै देवाना विश । .

એટલે મરુત્ નામના દેવો અને પીપળો એઓ ઓજરૂપ છે અને મરુત્ નામના દેવો, દેવતાઓમા વૈશ્યજાતિરૂપ છે ઓજરૂપ એટલે ઓજવાળા છે ઓજ એટલે ઉદ્યોગનો ઉત્સાહ પીપળો એવો ઉત્સાહ આપનાર છે અને વૈશ્ય એવો ઉત્સાહ ધરાવનાર છે, માટે ઓજવાળાપણારૂપ સમાનધર્મથી વૈશ્યે પીપળાનો દંડ ધારણ કરવો અથવા ઉબરાનો દંડ ધારણ કરવો વૈશ્ય જેમ પશુઓનુ પાલન કરવાદ્વારા પશુસાથે સબધ ધરાવેછે તેમ ઉબરો પણ પશુવિહારરૂપ છાણ વગેરેને ખાતરરૂપે ગ્રહણ કરવાદ્વારા પશુસાથે સબધ ધરાવેછે અને તેથી તે બન્નેનો પશુસબધ ધર્મ સમાન છે

બ્રહ્મચારીઓએ ધારણ કરવાના દંડનું માપ કહેછે—

**केशान्तिको ब्राह्मणस्य दण्डः कार्यः प्रमाणतः ॥**
**ललाटसंमितो राज्ञः स्यात्तु नासान्तिको विशः॥४६॥**

બ્રાહ્મણમાટેનો દંડ તેના કેશસુધી પહોચે એવા પ્રમાણથી કરવો, ક્ષત્રિયમાટેનો દંડ તેના લલાટપર્યંત માપવાળો તથા વૈશ્યમાટેનો દંડ તેની નાસિકાસુધી માપવાળો હોવો જોઇએ ૪૬.

બ્રાહ્મણને પગથી કેશપર્યંત પહોચે એવી લબાઇવાળો દંડ, ક્ષત્રિયને લલાટપર્યંત પહોચે એવી લબાઇવાળો દંડ અને વૈશ્યને નાસિકાપર્યંત પહોચે એવી લબાઇવાળો દંડ જોઇએ

એ સઘળા દંડો સામાન્યરીતે કેવા હોવા જોઇએ તે જણાવેછે—

**ऋजवस्ते तु सर्वे स्युरव्रणाः सौम्यदर्शनाः ॥**
**अनुद्वेगकरा न्दृणां सत्वचोनग्निदूषिताः ॥ ४७ ॥**

એ સર્વ દંડો સરલ, છિદ્રનગરના સારા દેખાવવાળા, મનુષ્યોને ઉદ્વેગ ન કરે તેવા ઉપરની છાલસહિત અને અગ્નિથી નહિ બળેલા એવા હોવા જોઇએ ૪૭

બ્રહ્મચારીએ ધારણ કરવાના દંડો વાંકાચુંકા છિદ્રવાળા, ખરાબ દેખાવના, માણસોને ભય ઉત્પન્ન કરે એવા, ઉપરની છાલ છોલી નાખેલા અને અગ્નિથી બળેલા ન હોવા જોઇએ

**ઉપનયન સંસ્કાર થયાપછી ધારણ કરવાનાં અજિન, મેખલા, બ્રહ્મસૂત્ર અને દંડ એઓનુ વર્ણન કરીને હવે બ્રહ્મચારીના આચાર કહેછે તેમાં પ્રથમ ભિક્ષાસબંધે જણાવેછે—**

**प्रतिगृह्येप्सितं दण्डमुपस्थाय च भास्करम् ॥**
**प्रदक्षिणं परीत्याग्निं चरेद्भैक्षं यथाविधि ॥ ४८ ॥**

પોતાને અભીષ્ટ હોય તેવો દંડ લઇને સૂર્યનુ ઉપસ્થાન કરીને અને અગ્નિને પ્રદક્ષિણા કરીને વિધિપ્રમાણ ભિક્ષા માગવા જવુ ૪૮

પોતાને માટે ઉપર જણાવેલા દંડોમાથી જે દંડ પોતાને પસંદ પડે તે દંડ ધારણ કરીને પછી યથાવિધિ ભિક્ષાચરણ કરવુ પણ ભિક્ષામાટે ફરવા નિકળવા પહેલા સૂર્યનુ ઉપસ્થાન કરવુ એટલે સૂર્યની સામે ઉભીને બન્ને હાથો ઉચા કરી સૂર્યદેવતાક વેદમંત્રો ભણવા અને અગ્નિને પ્રદક્ષિણા કરવી આ ભિક્ષાચરણને કેટલાએક લોકો ઉપનયનના અંગરૂપ ગણેછે અને કેટલાએક બ્રહ્મચારીના નિત્ય આચારરૂપે પણ ગણેછે ઉપનયનના અંગરૂપે ગણવામા પણ દંડ ગ્રહણ થઇ ગયાપછી તેણે સૂર્યનુ ઉપસ્થાન કરવુ તે પછી અગ્નિને પ્રદક્ષિણા કરવી અને તે પછી ભિક્ષાચરણ કરવુ એ ક્રમ લેવો અને નિત્ય આચારરૂપે ગણવામા પણ એ જ ક્રમ લેવો એટલે નિત્યકર્મમા સંધ્યાની સાથે સૂર્યોપસ્થાન થયાપછી અગ્નિમા હોમ કરી તેને પ્રદક્ષિણા કરી તે પછી ભિક્ષા માગવા નિકળવુ ખરી રીતે જોતા અહીં તો ઉપનયન સંસ્કારના અંગોનો જ ક્રમ બતાવેલો છે સ્વલ્પ પ્રમાણવાળુ અનાદિક ભિક્ષા કહેવાયછે આથી એમ પણ બતાવ્યુ કે બ્રહ્મચારીએ દંડનુ ગ્રહણ કરવુ તે કોઇને ઉપદ્રવ કરવામાટે નહિ પણ ધર્મમાટે જ છે

ભિક્ષા માગવા જતાં કેવા શબ્દોનો પ્રયોગ કરવો તે બતાવેછે—

**भवत्पूर्वं चरेद्भैक्षमुपनीतो द्विजोत्तमः ॥**
**भवन्मध्यं तु राजन्यो वैश्यस्तु भवदुत्तरम् ॥ ४९ ॥**

ઉપનીત થયેલા બ્રાહ્મણે ભવતી શબ્દ પ્રથમ બોલીને ભિક્ષા માગવી અને ક્ષત્રિયે ભવતી શબ્દ વચમાં બોલીને તથા વૈશ્યે ભવતી શબ્દ અંતમાં લાવીને ભિક્ષા માગવી ૪૯

શ્લોકમાં ભવત્ શબ્દ લખેલો છે પણ હવે પછીના શ્લોકથી જણાશે કે ભિક્ષા માગવામાટે સ્ત્રીજાતિપાસે જવાનું છે માટે એ શબ્દ સ્ત્રીલિંગે વાપરવો જોઇએ એટલે ભવત્ નહિ પણ ભવતી શબ્દ વાપરવો જોઇએ અને તેનું સંબોધનમાં એકવચન લેવું જોઇએ એટલે ભવતિ એ પદ ભિક્ષા માગવાના વાક્યમાં કયે ઠેકાણે ગોઠવવું તેનો નિયમ આ શ્લોકથી જણાવ્યો છે કે ભિક્ષા માગવાના વાક્યમાં બ્રાહ્મણે એ પદ આરંભમાં લેવું, ક્ષત્રિયે વચમાં લેવું અને વૈશ્યે છેડે લેવું એટલે બ્રાહ્મણે भवति भिक्षां देहि, ક્ષત્રિયે भिक्षां भवति देहि અને વૈશ્યે भिक्षां देहि भवति એ પ્રમાણે બોલવું ઉપનયનના અંગભૂત ભિક્ષામાં તથા નિત્ય કરવાની ભિક્ષામાં પણ બ્રહ્મચારીએ આ પ્રમાણેજ બોલવાનું છે ઉપરના શ્લોકમાં વિધિ પ્રમાણે ભિક્ષા માગવા જવું' એમ કહ્યું હતું તેથી આ શ્લોકમાં આવા વાક્યો બોલીને ભિક્ષા માગવી એમ વિધિ દેખાડ્યો છે

સૌથી પહેલાં કોની પાસે ભિક્ષા માગવી તે જણાવેછે—

**मातरं वा स्वसारं वा मातुर्वा भगिनीं निजाम् ॥**
**भिक्षेत भिक्षां प्रथमं या चैनं नावमानयेत् ॥ ५० ॥**

માતા બહેન અથવા માતની સગી બેહન કે જે ભિક્ષા આપવાની ના કહેવારૂપ તિરસ્કાર ન કરે તેની પાસે પ્રથમની ભિક્ષા માગવી ૫૦

પ્રથમની ભિક્ષા એટલે ઉપનયન સંસ્કારના અંગભૂત ભિક્ષા માતા બહેન અથવા માશી એની પાસે માગવી આ ભિક્ષા બીજી કોઇ સ્ત્રીપાસે માગવામાં આવે અને તે ભિક્ષા આપવાની ના કહી બટુકને પાછો વાળે તો તે તેવા અપમાનને લીધે બ્રહ્મચર્યવ્રત પાળવામાં અસ્થિર ચિત્તવૃત્તિવાળો બની જાય, માટે જે સ્ત્રી તેને ભિક્ષા આપવાની ના ન કહે એટલું જ નહિ પણ કંઇ આનાકાની ન કરતાં તેને નિરાશ પણ ન કરતાં પ્રેમપૂર્વક ભિક્ષા આપે તેની પાસે જ બટુકે

ભિક્ષા માગવી એવી રીતે ભિક્ષા આપનારતરીકે તો પહેલો ભરોસો માતાઉપર જ રહે, માતા ન હોય તો બીજે નંબર બેહેનઉપર અને બેહેન પણ ન હોય તો તે પછી સગી માશીઉપર એવો ભરોસો રહે. કારણ કે બેહેન અને માશી પણ માતાના જેવોજ પ્રેમ રાખે કે માટે પહેલે દરજ્જે બટુકે માતાની પાસે જ ભિક્ષા માગવી, માતા ન હોય તો બેહેનની પાસે ભિક્ષા માગવી અને બેહેન પણ ન હોય તો માશીની પાસે ભિક્ષા માગવી ભિક્ષા આપવાની ના ન કહેવારૂપ મુખ્ય ઉદ્દેશ હોવાથી માતાવગેરે ત્રણેની ગેરહાજરીમાં જે સ્ત્રી ભિક્ષા આપવાની ના નહિ જ કહે એવો ભરોસો હોય તેની પાસે પણ ભિક્ષા માગવી નિત્યની ભિક્ષામાટે આ નિયમ સમજવાનો નથી

લાવેલી ભિક્ષાનો ઉપયોગ કેવી રીતે કરવો તે કહેછે—,

समाहृत्य तु तद्भैक्षं यावदन्नममायया ॥
निवेद्य गुरवेऽश्नीयादाचम्य प्राङ्मुखः शुचिः ॥५१॥

ભિક્ષામાં આવેલું તે સઘળું અન્ન લાવી કંઇ પણ કપટવગર ગુરૂને નિવેદન કરીને પવિત્ર થઇ આચમન કરી ઉગમણે મોઢે બેસીને ભોજન કરવું. ૫૧.

ભિક્ષામા ભેળું થયેલું અન્ન સઘળું ગુરૂને નિવેદન કરી દેવું, નિવેદન કરવામાં કંઇ પણ કપટ કરવું નહિ એટલે અમુક ભાગ પોતે સંતાડી રાખવો અને અમુક ભાગ ગુરૂને દેખાડવો એમ નહિ કરવું અથવા સારા પદાર્થોને ખરાબ પદાર્થોનાથી ઢાંકી દઇને ગુરૂને દેખાડવું કે જેથી ખરાબ જોઇ ગુરૂ માઇ લે જ નહિ એમ પણ ન કરવું પણ જે કાંઇ આવ્યું હોય તે સઘળું જેમનુ તેમ શ્રદ્ધાપૂર્વક ગુરૂને નિવેદન કરવું, અને એમાંથી ગુરૂ જેટલુ આપે તેટલું લઇ પવિત્ર થઇ અર્થાત્ મુખ તથા હાથ પગ ધોઇ, આચમન કરી ઉગમણે મોઢે બેસીને તે જમવું. ભિક્ષા ગુરૂને નિવેદન કરવી અને તે આપે તેટલુ જ પોતે લઇને જમવું એમા ગુરૂનું માન જળવાય તથા બ્રહ્મચારીની પ્રકૃતિ અતિભોજન તથા અલ્પ ભોજન વગેરે કારણોથી ન બગડે એ બે હેતુ મુખ્ય છે

ઉગમણે મોઢે બેસીને જમવું એ નિષ્કામપણાથી કહ્યું, પણ હવે સકામપણે અમુક અમુક દિશાસામે બેસી જમવાનો નિયમ જણાવેછે—

आयुष्यं प्राङ्मुखो भुङ्क्ते यशस्यं दक्षिणामुखः ॥
श्रियं प्रत्यङ्मुखो भुङ्क्ते ऋतं भुङ्क्ते ह्युदङ्मुखः ५२

પૂર્વ દિશામાં મુખ રાખીને ભોજન કરેછે તેનું આયુષ વધેછે, દક્ષિણમાં મુખ રાખીને ભોજન કરેછે તેનું યશ વધેછે, પશ્ચિમમાં મુખ રાખીને ભોજન કરેછે તેની લક્ષ્મી વધેછે તથા ઉત્તરમાં મુખ રાખીને જમેછે તે સત્યને પામેછે. ૫૨.

આયુષ વધવાની ઇચ્છાવાળાએ પૂર્વતરફ, યશ વધવાની ઇચ્છાવાળાએ દક્ષિણતરફ, લક્ષ્મી વધવાની ઇચ્છાવાળાએ પશ્ચિમતરફ અને સત્યની ઇચ્છાવાળાએ ઉત્તરતરફ મુખ રાખીને જમવું. બ્રહ્મચારીના પ્રકરણમાં કહેલો આ વિષય ગૃહસ્થના સંબંધમાં પણ સમાન છે

ભોજનના આદિમાં અને અંતમાં આચમન કરવાસંબંધે કહેછે—

**उपस्पृश्य द्विजो नित्यमन्नमद्यात्समाहितः ॥**
**भुक्त्वा चोपस्पृशेत्सम्यगद्भिः खानि च संस्पृशेत् ५३**

દ્વિજે નિત્ય આચમન કરી સાવધાન થઇને અન્નનું ભક્ષણ કરવું અને ભોજન કર્યાપછી પણ વિધિપ્રમાણે આચમન કરવું અને જળથી છિદ્રિયોનો સ્પર્શ કરવો ૫૩

જો કે ૫૧ મા શ્લોકમાં ભોજનથી પહેલાં આચમનનો વિધિ થઇ ગયો છે તોપણ અહીં ભોજન કર્યાપછી પણ આચમન કરવું અને જળથી ઇંદ્રિયોનો સ્પર્શ કરવો એના વિધાનની સાથે ભોજનથી પહેલાના આચમનનો અનુવાદ કરવામાં આવ્યો છે દ્વિજે નિત્ય એટલે બ્રહ્મચર્યાશ્રમપછી પણ આચમન કર્યાપછી અન્ન જમવું જમતી વખતે મન સાવધાન એટલે અવ્યગ્રતાવાળું રાખવું કારણકે મન વ્યગ્ર હોય અથવા બીજો કાઇ વિચાર કરતા હોય તો તે અન્નના ગુણદોષ તથા ન્યૂનાધિકપણુ જાણી શકાય નહિ વિધિપ્રમાણે આચમન કરવું એટલે જળ ત્રણવાર પીવું વગેરે બીજી સ્મૃતિઓમા કહેલુ વિધાન સમજવું જળથી ઇંદ્રિયોનો સ્પર્શ કરવો એમ કહ્યુ છે તેમા મસ્તકના ભાગમાનાં નાસિકા, ચક્ષુ અને શ્રોત્ર એઓના મળીને છ છિદ્રો છે તે સમજવા. કારણ કે "મસ્તકમા રહેલા છિદ્રોનો સ્પર્શ કરવો" એમ ગૌતમનું વચન છે "આચમન કરવું અને જળથી ઇંદ્રિયોનો સ્પર્શ કરવો" એમ જૂદું વિધાન કરવાથી જળથી ઇંદ્રિયોનો સ્પર્શ કરવો તે આચમનના અંગરૂપ નથી પણ ભોજનની સમાપ્તિ બતાવેછે. આચમનના અંગરૂપ ઉપસ્પર્શ તો ૬૦ મા શ્લોકમા કહેવામાં આવશે તેથી અહીં બતાવવામા આવેલો ઉપસ્પર્શ ભોજનના અંગરૂપ જ સમજવો. ભોજનની પહેલાંના આ-

ચમનનો આ શ્લોકમા અનુવાદ કરવાથી એમ પણ સૂચન થાયછે કે આચમન અને ભોજન એની વચ્ચે બીજો કાઇ વ્યાપાર કરવો નહિ એટલે આચમન કરીને ભોજન કરવા જ બેસવુ લક્ષ્મીએ વિષ્ણુને કહ્યુ છે કે पञ्चार्द्रो भुञ्जते नित्यं तेषु वत्स्याम्यहं हरे । એટલે હે હરિ જેઓ બે હાથ, બે પગ અને એક મુખ એ પાચ અગો આર્દ્ર (જળથી ભીના) હોય અને ભોજન કરેછે તેઓમા હુ હમેશા વસુછુ આચમનપછી બીજો કશો વ્યાપાર ન કરતા ભોજન કરવા જ બેસવામા આવે તો જ આ પાચે અગોની આર્દ્રતા રહેછે નહિ તો તે સુકાઇ જાયછે

અન્નતરફ અપ્રસન્નતાવગેરે ન રાખવાની ભલામણ કરેછે—

**पूजयेदशनं नित्यमद्याच्चैतदकुत्सयन् ॥**
**दृष्ट्वा हृष्येत्प्रसीदेच्च प्रतिनन्देच्च सर्वशः ॥ ५४ ॥**

હમેશા અન્નની પૂજા કરવી અને નિંદા નહિ કરતા એ જમવુ એને જોઇને હર્ષ પામવો અને પ્રસન્ન થવુ તથા સર્વ અન્નને નંદન કરવુ ૫૪

હમેશા અન્નની પૂજા કરવી એટલે અન્ન પ્રાણનો આધાર છે એમ ધ્યાન કરવુ આદિત્યપુરાણમા આ પ્રમાણે અન્નનુ જ વચન છે કે "પ્રાણનેમાટે સદા મારૂ ધ્યાન કરવુ અને મારી પૂજા કરવી" एषा वै परमा देवता यदन्नम् । એટલે અન્ન એ મોહોટા દેવરૂપ છે કારણકે સર્વ પ્રાણીઓની સૃષ્ટિના તથા સ્થિતિના હેતુરૂપ છે, એવી માન્યબુદ્ધિથી જોવુ તેજ અન્નની પૂજા છે અથવા આ અન્ન હોય તો જ પ્રાણની સ્થિતિ થાયછે એવી ભાવના કરવી અથવા અન્નનુ નમસ્કારાદિકથી સત્કાર કરવુ એજ અન્નની પૂજા છે નિંદા નહિ કરતા અન્ન જમવુ એટલે સસ્કારોની ખામીવગેરેને લીધે કદી અન્ન ખરાબ હોય તોપણ તેની નિંદા કરવી નહિ ખરાબ અન્ન કદી ખાવુ નહિ પણ નિંદા કરતા કરતા ખાવુ એમ તો કરવુ જ નહિ પ્રવાસથી આવેલ પુત્રવગેરે ઇષ્ટજનને જોઇને જેમ પ્રસન્ન થઇએ છીએ તેમ અન્નને જોઇને પ્રસન્ન થવુ બીજા કારણોથી ચિત્તમા કાઇ ખેદ હોય તોપણ અન્નને જોઇને એ ખેદ છોડી દેવો અને આનંદમા રહેવુ અને આ અન્નથી જ આપણે નિરંતર ઉદ્યોગમા રહીએ છીએ એવા આદરથી તેની પ્રશસા કરવી શ્લોકના ચોથા ચરણમા प्रतिनन्देत् એ પદ છે તેનો અર્થ વંદન કરવુ એવો કરવામા આવ્યો છે, કારણકે સર્વદા અમોને આ અન્ન મળ્યા કરજો એ પ્રમાણે કરીને વંદન કરવુ તે આ ઠેકાણે પ્રતિનંદન કહેવાયછે, અથવા प्रतिनन्देत् એટલે અન્નરૂપરની પ્રીતિ જણાવનારા વચનો બોલવા

અન્નતરફની આદરબુદ્ધિ અને અનાદરબુદ્ધિનું ફળ કહેછે—

पूजितं ह्यशनं नित्यं बलमूर्जं च यच्छति ॥
अपूजितं तु तद्भुक्तमुभयं नाशयेदिदम् ॥ ५५ ॥

પૂજિત અન્ન સદા બળ અને પુષ્ટિ આપેછે તથા તે અન્ન જો અપૂજિત જમવામા આવે તો એ બન્નેનો નાશ કરેછે ૫૫

અન્નને તરછોડતા ખાવું એ કેવીરીતે જ આરોગ્યની હાનિ કરનાર છે, કારણકે એ વખતે ક્રોધવૃત્તિ કે ઇર્ષ્યાવૃત્તિ ઉભરી નિકળી હોયછે તેથી ખાધેલા અન્નનો સારો પરિપાક થતો જ નથી, માટે શાંત અને પ્રસન્ન ચિત્તે પ્રેમપૂર્વક જમવું જેથી બળ અને પુષ્ટિનો લાભ થાય ભોજન કરવું એ ધર્મશાસ્ત્રની રીતે વૈશ્વાનરની ઉપાસના ગણાયછે અને તેથી તેમા પ્રસન્નચિત્ત રહેવું એ જ યોગ્ય છે ભોજન કરવારૂપ વૈશ્વાનરની ઉપાસના નિત્યકર્મરૂપ જ છે અને જે નિત્યકર્મ હોય તેના કશું ફળ હોય નહિ તેમ છતા અહીં ફળનુ શ્રવણ તે કર્મની સ્તુતિને માટે છે એટલે ભોજનના પદાર્થોમા પૂજ્યબુદ્ધિ રાખવી તેઉપર જણાવેલા ફળોની આશાથી નહિ પણ એ પૂજ્યબુદ્ધિ રાખવામા ન આવે તો પ્રત્યવાય લાગે એ પ્રત્યવાયમાથી બચવામાટે છે ફળની ઇચ્છા ન હોય તોપણ અન્નમા પૂજ્યબુદ્ધિ રાખવી જોઇએ શરીર કૃશ છતા પણ ભાર ઉપાડવા વગેરેની શક્તિ તે બળ કહેવાયછે અને અંગોની વૃદ્ધિથી શરીર મોહોટુ થાય તે પુષ્ટિ કહેવાયછે જેનેમાટે મૂળ શ્લોકમા ऊर्ज શબ્દ વાપરેલો છે, અથવા ऊर्ज् એટલે ઉત્સાહ કહેવાયછે

ભોજનમાં અપવિત્રતા તથા અતિયોગથી દૂર રહેવાની ભલામણ કરેછે—

नोच्छिष्टं कस्यचिद्द्यान्नाद्याच्चैवतथान्तरा ॥
न चैवात्यशनं कुर्यान्न चोच्छिष्टः क्वचिद्व्रजेत् ॥५६॥

ઉચ્છિષ્ટ અન્ન કોઇને આપવુ નહિ વચમા જમવુ નહિ અતિશય જમવુ નહિ અને ઉચ્છિષ્ટપણે કયાય જવું નહિ. ૫૬

ઉચ્છિષ્ટ અન્ન કોઇને પણ આપવુ નહિ તે એટલેસુધી કે શૂદ્રને પણ ન દેવુ મુખના સ્પર્શથી દૂષિત થયેલુ પાત્રમા બાકી રહેલુ અન્ન ઉચ્છિષ્ટ કહેવાયછે પ્રાતઃકાળ તથા સાયંકાળ એ બે ભોજનના મુખ્ય સમય છે તેઓની વચમા જમવુ નહિ અત્યંત એટલે પ્રમાણથી અધિક જમવુ નહિ કારણકે તેથી રોગ થાયછે, માત્રાપ્રમાણે ખાવાથી જ આરોગ્ય સચવાયછે ઉચ્છિષ્ટપણે એટલે એઠે

મોટે ક્યાંય પણ જવું નહિ પણ ભોજન થઇ રહ્યાપછી મુખશુદ્ધિવગેરે કરીને જ પછી બીજે જ્યાં જવું હોય ત્યાં જવું, કોઇને ઉચ્છિષ્ટ ન આપવું તથા ઉચ્છિષ્ટપણે ક્યાંય જવું નહિ એ અપવિત્રતાની નિવૃત્તિને માટે છે અને સવારસાંજના ભોજનની વચમાં જમવું નહિ તથા બહુ જમવું નહિ એ અતિયોગ કે જે ઘણા રોગોનું મૂળ છે તેની નિવૃત્તિને માટે છે.

અતિભોજનમાં દોષ કહેછે—

**अनारोग्यमनायुष्यमस्वर्ग्यं चातिभोजनम् ॥**
**अपुण्यं लोकविद्विष्टं तस्मात्तत्परिवर्जयेत् ॥ ५७ ॥**

અતિ ભોજન રોગ કરનાર છે, આયુષને ક્ષીણ કરનાર છે, સ્વર્ગની પ્રાપ્તિથી ભ્રષ્ટ કરનાર છે, પુણ્યનો નાશ કરનાર છે અને લોકોતરફથી નિંદા કરાવનાર છે તેથી તેનો ત્યાગ કરવો. ૫૭.

અતિ ભોજન અજીર્ણદ્વારા જ્વર, વિશુચિકા અને છેવટ મરણસુધીનું પણ કારણ છે, વળી તે સ્વર્ગની પ્રાપ્તિથી ભ્રષ્ટ કરાવનાર છે એટલે સ્વર્ગના કારણરૂપ યજ્ઞવગેરેનું વિરોધી છે, કારણકે મિતાહારી જ શાંત ચિત્તે કોઇપણ કામ કરી શકેછે, ધર્મના કામોમાં ચિત્તની શાંતિ અથવા એકાગ્રવૃત્તિની મુખ્ય જરૂર છે વળી અતિભોજન પુણ્યનો નાશ કરનાર છે એટલે પ્રકૃતિ બગડવાને લીધે નિત્યકર્મોમાં નિયમિત નથી રહી શકાતું તેમજ બીજાં પણ આવશ્યક ધર્મકર્મો બજાવી શકાતાં નથી તેથી પ્રથમનું સંચિત પુણ્ય ખવાતું જાયછે અને નવું ઉત્પન્ન થતું નથી, તથા લોકોતરફથી નિંદા કરાવનાર છે એટલે અતિ ભોજન કરનારને માટે લોકો પ્રેત વગેરે તિરસ્કાર દર્શાવનારા શબ્દો વાપરેછે, માટે અતિ ભોજન સર્વથા ત્યાગ કરવાયોગ્ય જ છે

ભોજનના આદિમાં અને અંતમાં આચમન કરવું એમ કહેલું છે. એ આચમન કેવીરીતે કરવું તે જણાવેછે અથવા આચમનના અંગરૂપ તીર્થોનાં નામ કહી તેદ્વારા આચમન કરવાનો વિધિ નિષેધ કહેછે—

**ब्राह्मेण विप्रस्तीर्थेन नित्यकालमुपस्पृशेत् ॥**
**कायत्रैदशिकाभ्यां वा न पित्र्येण कदाचन ॥ ५८ ॥**

બ્રાહ્મણે સર્વદા બ્રહ્મતીર્થથી આચમન કરવું અથવા પ્રજાપતિતીર્થથી કે દેવતીર્થથી આચમન કરવું, પણ કદી પિતૃતીર્થથી આચમન કરવું નહિ. ૫૮.

જમણા હાથની હથેળીમાં જળ લઈને આચમન કરાવછે તેથી અહીં જણાવેલાં તીર્થો તે હથેળીને લગતા જ અમુક અમુક પ્રદેશ છે, તે તે પ્રદેશની પવિત્રતાને લીધે તેને તીર્થ એવું નામ આપ્યું છે અને તેની સાથે બ્રહ્મા, પ્રજાપતિ, દેવ અને પિતૃનાં નામ જોડેલાં છે તે તેની ઉત્તમતા તથા ધર્મકર્મમાં ઉપયોગિતા દર્શાવવામાટે છે બ્રહ્મતીર્થથી, પ્રજાપતિતીર્થથી કે દેવતીર્થથી આચમન કરવું પણ પિતૃતીર્થથી આચમન કરવું નહિ. तारणाय तिष्ठतीति तीर्थम् । એટલે તારણને માટે અર્થાત્ પાપથી છોડાવવામાટે હોવછે તેથી તીર્થ કહેવાયછે અથવા तरन्त्यनेनेति तीर्थम् । એટલે આ સાધનથી મનુષ્યો તરેછે માટે તીર્થ કહેવાયછે. શ્લોકમાં ફક્ત બ્રાહ્મણ શબ્દ છે તોપણ ક્ષત્રિય અને વૈશ્યને માટે પણ આચમનનો આ પ્રકાર સમજવો. કારણકે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણને કહેનારા દ્વિજશબ્દથી ૫૩ મા શ્લોકમા વ્યવહાર કર્યો છે કે જેમાં ભોજનના આદિમા અને અંતમાં આચમન કરવાનું કહ્યુ છે આચમન કરવામાં બ્રહ્મતીર્થ મુખ્ય છે, એ સ્થળે ત્રણવગેરે વ્યાધિ થયેલ હોવ તો પ્રજાપતિ તીર્થ કે દેવતીર્થથી આચમન કરવું પણ પિતૃતીર્થથી આચમન ન જ કરવુ

બ્રહ્મતીર્થ વગેરેનાં સ્થળ બતાવેછે—

अङ्गुष्ठमूलस्य तले ब्राह्मं तीर्थं प्रचक्षते ॥
कायमङ्गुलिमूलेऽग्रे दैवं पित्र्यं तयोरधः ॥ ५९ ॥

અંગુઠાના મૂળની નીચે બ્રહ્મતીર્થ કહેવાયછે, આગળીઓના મૂળમાં પ્રજાપતિતીર્થ છે, આંગળીઓના અગ્રમાં દેવતીર્થ છે અને અંગુઠો તથા તર્જની આંગળી એ એની નીચેના ભાગમાં પિતૃતીર્થ છે ૫૯

જમણા હાથના અંગુઠાના મૂળની નીચેનો ભાગ બ્રહ્મતીર્થ કહેવાયછે, જોકે આંગળીઓના મૂળમાં એમ સામાન્ય કહ્યુ છે તો પણ કનિષ્ઠિકા એટલે ટચલી આંગળીના મૂળમાં પ્રજાપતિ તીર્થ સમજવું સઘળી આંગળીઓના અગ્રભાગમા દેવતીર્થ ગણાયછે અને તર્જની આગળીની નીચે તથા અંગુઠાની પણ નીચે એટલે એ બેની વચ્ચેના ભાગમા પિતૃતીર્થ કહેલુ છે. યાજ્ઞવલ્ક્યે કહ્યુ છે કે—

कनिष्ठादेशिन्यङ्गुष्ठमूलान्यग्रं करस्य च ।
प्रजापतिपितृब्रह्मदेवतीर्थान्यनुक्रमात् ॥

એટલે ટચલી આંગળીનું મૂળ, તર્જની આંગળીનું મૂળ, અંગુઠાનું મૂળ અને હાથનો અગ્રભાગ એઓ અનુક્રમથી પ્રજાપતિતીર્થ, પિતૃતીર્થ, બ્રહ્મતીર્થ અને દેવતીર્થ કહેવાયછે.

મોઢે ક્યાંય પણ જવું નહિ પણ ભોજન થઇ રહ્યાપછી મુખશુદ્ધિવગેરે કરીને જ પછી બીજે જ્યાં જવું હોય ત્યાં જવું, કોઇને ઉચ્છિષ્ટ ન આપવું તથા ઉચ્છિષ્ટપણે ક્યાંય જવું નહિ એ અપવિત્રતાની નિવૃત્તિને માટે છે અને સવારસાંજના ભોજનની વચમાં જમવું નહિ તથા બહુ જમવું નહિ એ અતિયોગ કે જે ઘણા રોગોનું મૂળ છે તેની નિવૃત્તિને માટે છે.

અતિભોજનમાં દોષ કહેછે—

**अनारोग्यमनायुष्यमस्वर्ग्यं चातिभोजनम् ॥**
**अपुण्यं लोकविद्विष्टं तस्मात्तत्परिवर्जयेत् ॥ ५७ ॥**

અતિ ભોજન રોગ કરનાર છે, આયુષને ક્ષીણ કરનાર છે, સ્વર્ગની પ્રાપ્તિથી ભ્રષ્ટ કરનાર છે, પુણ્યનો નાશ કરનાર છે અને લોકોતરફથી નિંદા કરાવનાર છે તેથી તેનો ત્યાગ કરવો. ૫૭.

અતિ ભોજન અજીર્ણદ્વારા જ્વર, વિસૂચિકા અને છેવટ મરણસુધીનું પણ કારણ છે, વળી તે સ્વર્ગની પ્રાપ્તિથી ભ્રષ્ટ કરાવનાર છે એટલે સ્વર્ગના કારણરૂપ યજ્ઞવગેરેનું વિરોધી છે, કારણકે મિતાહારી જ શાંત ચિત્તે કોઇપણ કામ કરી શકેછે, ધર્મના કામોમા ચિત્તની શાંતિ અથવા એકાગ્રવૃત્તિની મુખ્ય જરૂર છે. વળી અતિભોજન પુણ્યનો નાશ કરનાર છે એટલે પ્રકૃતિ બગડવાને લીધે નિત્યકર્મોમાં નિયમિત નથી રહી શકાતું તેમજ બીજાં પણ આવશ્યક ધર્મકર્મો જાળવી શકાતાં નથી તેથી પ્રથમનું સંચિત પુણ્ય ખવાઇ જાયછે અને નવું ઉત્પન્ન થતું નથી, તથા લોકોતરફથી નિંદા કરાવનાર છે એટલે અતિ ભોજન કરનારને માટે લોકો પ્રેત વગેરે તિરસ્કાર દર્શાવનારા શબ્દો વાપરેછે, માટે અતિ ભોજન સર્વથા ત્યાગ કરવાયોગ્ય જ છે

ભોજનના આદિમાં અને અંતમાં આચમન કરવું એમ કહેલું છે. એ આચમન કેવીરીતે કરવું તે જણાવેછે અથવા આચમનના અંગરૂપ તીર્થોનાં નામ કહી તેદ્વારા આચમન કરવાનો વિધિ નિષેધ કહેછે—

**ब्राह्मेण विप्रस्तीर्थेन नित्यकालमुपस्पृशेत् ॥**
**कायत्रैदशिकाभ्यां वा न पित्र्येण कदाचन ॥ ५८ ॥**

બ્રાહ્મણે સર્વદા બ્રહ્મતીર્થથી આચમન કરવું અથવા પ્રજાપતિતીર્થથી કે દેવતીર્થથી આચમન કરવું, પણ કદી પિતૃતીર્થથી આચમન કરવું નહિ. ૫૮.

જળ ગરમ ન હોવું જોઇએ તેમ ફીણવાળું પણ ન હોવું જોઇએ "કોઇ કારણ હોય તો ઉષ્ણજળથી પણ આચમન કરવું." એમ આપસ્તંબમુનિનો મત હોવાથી રોગાદિક કારણમા ઉષ્ણજળથી પણ આચમન કરવામા દોષ નથી ગ્રીષ્મઋતુને લીધે અથવા સ્વાભાવિકરીતે ઉષ્ણ જણાતા જળનો નિષેધ નથી બ્રાહ્મવગેરે તીર્થરૂપે જણાવેલા હથેળીના પ્રદેશથી જ આચમન કરવું એ પવિત્રતાનુ સાધક છે એમ જણાવવામાટે અગાઉ જણાવી ગયેલ છતા અહીં પણ તીર્થશબ્દનુ ગ્રહણ કરેલુ છે. "પવિત્રતાની ઇચ્છાવાળા પુરૂષે" એમ કહેવાથી જણાવ્યુ છે કે આચમન પવિત્રતાનું સાધન છે અને તેથી અહીં જો કે ભોજનનુ પ્રકરણ છે તોપણ મૂત્રાદિજન્ય અપવિત્રતાના સમયમાં પણ આચમન કરવાનું છે એમ સમજવું, આચમનવિધિનો વિશેષ પ્રકાર શાસ્ત્રાંતરથી જાણી લેવો એમ બતાવવામાટે આચમન કરનારને "ધર્મને જાણનાર" એ વિશેષણ આપેલુ છે

આચમનના જલનું પ્રમાણ કહેછે—

हृद्गाभिः पूयते विप्रः कण्ठगाभिस्तु भूमिपः ॥
वैश्योद्भिः प्राशिताभिस्तु शूद्रःस्पृष्टाभिरन्ततः ॥६२॥

બ્રાહ્મણ હૃદયમા પ્રાપ્ત થયેલા જળથી પવિત્ર થાયછે, ક્ષત્રિય કંઠમાં પ્રાપ્ત થયેલા જળથી પવિત્ર થાયછે, વૈશ્ય મુખમા જ રહેનાર જળથી પવિત્ર થાયછે અને શૂદ્ર હોઠ તથા જીભનો સ્પર્શ થાય તેટલા જળથી જ પવિત્ર થાયછે ૬૨.

બ્રાહ્મણ હૃદયમા પહોચે તેટલા જળવાળા આચમનથી, ક્ષત્રિય કંઠમાં પહોચે તેટલા જળવાળા આચમનથી, વૈશ્ય કંઠસુધી નહિ પણ મુખમા જ પહોચે તેટલા જળવાળા આચમનથી અને શૂદ્ર જીભ તથા હોઠના છેડાસુધી પહોચે તેટલા જળવાળા આચમનથી શુદ્ધ થાયછે એટલે તે તે વર્ણે આચમનમા તેટલુ તેટલુ જળ લેવું તેથી ઓછું જળ હોય તો શુદ્ધિ થઇ ગણાતી નથી યાજ્ઞવલ્ક્યમુનિ શૂદ્રનેમાટે જે પ્રમાણે આચમન કરવાનુ કહ્યુ છે તે પ્રમાણે સ્ત્રીને માટે પણ જણાવેછે પુરૂષધર્મપણાથી સર્વે કેકાણે જમણા હાથનુ જ વિધાન છે માટે આચમનમા પણ જમણો હાથ જ સમજવો

આચમન કરતી વખતે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે ઉપવીતી રહેવું જોઇએ. માટે ઉપવીતીનું લક્ષણ કહેછે અને પ્રસંગને લીધે પ્રાચીનાવીતી તથા નિવીતીનું લક્ષણ પણ જણાવેછે—

उद्धृते दक्षिणे पाणावुपवीत्युच्यते द्विजः ॥
सव्ये प्राचीनआवीती निवीती, कण्ठसज्जने ॥६३॥

સામાન્યરીતે બતાવેલ આચમનના અનુષ્ઠાનનો ક્રમ કહેછે અથવા આચમનપ્રયોગનું સ્વરૂપ બતાવેછે—

**त्रिराचामेदपः पूर्वं द्विःप्रमृज्यात्ततो मुखम् ॥**
**खानि चैव स्पृशेदद्भिरात्मानं शिर एव च ॥ ६० ॥**

પ્રથમ ત્રણવાર જળનું આચમન કરવું, તે પછી બે વાર મુખનું પ્રમાર્જન કરવું અને તે પછી ઇંદ્રિયોનો, હૃદયનો તથા મસ્તકનો જળથી સ્પર્શ કરવો. ૬૦.

પ્રથમ બ્રાહ્મવગેરે હરકોઇ તીર્થથી જલનાં ત્રણ આચમન કરી પછી ઉપરના તથા નીચેના એ બન્ને હોઠને ભેગા કરી બે વખત અંગુઠાના મૂળથી સંમાર્જન કરવું દક્ષે આમજ કહેલું છે કે "બન્ને હોઠ સાથે રાખી અંગુઠાના મૂળથી મુખનું બે વાર સમાર્જન કરવું" તે પછી ઇંદ્રિયોનો જળથી સ્પર્શ કરવો. અહીં મુખના ભાગના જ ઇંદ્રિયો લેવાનાં છે કારણ કે આ પ્રકરણમાં ગોતમે કહેલું છે કે "મસ્તકના ભાગમા રહેલા ઇંદ્રિયોનો સ્પર્શ કરવો" મુખના ભાગનાં ઇંદ્રિયો તે ચક્ષુ, શ્રોત્ર અને નાસિકા સમજવાં. શ્લોકમા આત્માનો જલથી સ્પર્શ કરવાનું કહ્યુ છે તેમા આત્મશબ્દનો અર્થ હૃદય એ પ્રમાણે સમજવો કારણ કે "હૃદયમા અંતર્જ્યોતિપુરુષ છે" એમ ગોતમ કહેછે. વળી "આત્મા હૃદયદેશમાં છે" એવું શ્રવણ ઉપનિષદોમાં થાયછે. તેથી હૃદયનો સ્પર્શ કરવો તે ક્ષેત્રજ્ઞ આત્માનો જ સ્પર્શ છે. કેમકે નિરાકાર આત્માનો બીજે પ્રકારે સ્પર્શ થઇ શકતો નથી હૃદયનો જળથી સ્પર્શ કરીને મસ્તકનો પણ જળથી સ્પર્શ કરવો હાથ ભીનો હોય તો પણ વારંવાર જળ લઇને જ તે તે સ્થાનનો સ્પર્શ કરવો.

આચમનમાટે જળ કેવું હોવું જોઇએ તથા કઇ દિશાસામે બેસી આચમન કરવું તે જણાવેછે—

**अनुष्णाभिरफेनाभिरद्भिस्तीर्थेन धर्मवित् ॥**
**शौचेप्सुः सर्वदाचामेदेकान्ते प्रागुदङ्मुखः ॥ ६१ ॥**

ધર્મ જાણનાર તથા પવિત્રતાની ઇચ્છાવાળા પુરૂષે સર્વદા એકાંતમાં પૂર્વાભિમુખ અથવા ઉત્તરાભિમુખ બેસી, ગરમ નહિ કરેલ તથા ફીણવગરના જળથી ઉપર જણાવેલા તીર્થવડે આચમન કરવું. ૬૧.

ધર્મને જાણનાર તથા પવિત્રતાને ઇચ્છનાર પુરૂષે મનુષ્યોથી રહિત પવિત્ર પ્રદેશમાં પૂર્વાભિમુખ અથવા ઉત્તરાભિમુખ બેસી આચમન કરવું. આચમન કરવાનું

જળ ગરમ ન હોવુ જોઇએ તેમ ફીણવાળુ પણ ન હોવુ જોઇએ "કોઇ મરણ હોય તો ઉષ્ણજળથી પણ આચમન કરવુ" એમ આપસ્તમ્બમુનિનો મત હોવાથી રોગાદિક મરણમા ઉષ્ણજળથી પણ આચમન કરવામા દોષ નથી ગ્રીષ્મઋતુને લીધે અથવા સ્વાભાવિકરીતે ઉષ્ણ જણાતા જળનો નિષેધ નથી બ્રાહ્મવગેરે તીર્થરૂપે જણાવેલા હથેળીના પ્રદેશથી જ આચમન કરવુ એ પવિત્રતાનુ સાધક છે એમ જણાવવામાટે અગાઉ જણાવી ગયેલ છતા અહીં પણ તીર્થશબ્દનુ ગ્રહણ કરેલુ છે 'પવિત્રતાની ઇચ્છાવાળા પુરૂષે' એમ કહેવાથી જણાવ્યુ છે કે આચમન પવિત્રતાનુ સાધન છે અને તેથી અહીં જો કે ભોજનનુ પ્રકરણ છે તોપણ મૂત્રાદિજન્ય અપવિત્રતાના સમયમા પણ આચમન કરવાનુ છે એમ સમજવુ, આચમનવિધિનો વિશેષ પ્રકાર શાસ્ત્રાન્તરથી જાણી લેવો એમ બતાવવામાટે આચમન કરનારને 'ધર્મને જાણનાર" એ વિશેષણ આપેલુ છે

આચમનના જલનુ પ્રમાણ કહેછે—

**हृद्गाभिः पूयते विप्रः कण्ठगाभिस्तु भूमिपः ॥**
**वैश्योऽद्भिः प्राशिताभिस्तु शूद्रः स्पृष्टाभिरन्ततः ॥६२॥**

બ્રાહ્મણ હૃદયમા પ્રાપ્ત થયેલા જળથી પવિત્ર થાયછે ક્ષત્રિય કંઠમા પ્રાપ્ત થયેલા જળથી પવિત્ર થાયછે, વૈશ્ય મુખમા જ રહેનાર જળથી પવિત્ર થાયછે અને શૂદ્ર હોઠ તથા જીભનો સ્પર્શ થાય તેટલા જળથી જ પવિત્ર થાયછે ૬૨

બ્રાહ્મણ હૃદયમા પહોચે તેટલા જળવાળા આચમનથી ક્ષત્રિય કંઠમા પહોચે તેટલા જળવાળા આચમનથી વૈશ્ય કંઠસુધી નહિ પણ મુખમા જ પહોચે તેટલા જળવાળા આચમનથી અને શૂદ્ર જીભ તથા હોઠના છેડાસુધી પહોચે તેટલા જળવાળા આચમનથી શુદ્ધ થાયછે એટલે તે તે વર્ણે આચમનમા તેટલુ તેટલુ જળ લેવુ તેથી ઓછુ જળ હોય તો શુદ્ધિ થઇ ગણાતી નથી યાજ્ઞવલ્ક્યમુનિ શૂદ્રનેમાટે જે પ્રમાણે આચમન કરવાનુ કહ્યુ છે તે પ્રમાણે સ્ત્રીને માટે પણ જણાવેછે પુરૂષધર્મપણાથી સરખે ઠેકાણે જમણા હાથનુ જ વિધાન છે માટે આચમનમા પણ જમણો હાથ જ સમજવો

આચમન કરતી વખતે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે ઉપવીતી રહેવુ જોઇએ. માટે ઉપવીતીનુ લક્ષણ કહેછે અને પ્રસગને લીધે પ્રાચીનાવીતી તથા નિવીતીનુ લક્ષણ પણ જણાવેછે—

**उद्धृते दक्षिणे पाणावुपवीत्युच्यते द्विजः ॥**
**सव्ये प्राचीनआवीती निवीती कण्ठसज्जने ॥६३॥**

જમણો હાથ જનોઇથી ઉંચો અથવા બહાર રહે એટલે જનોઇ ડાબા ખભાઉપર હોય ત્યારે દ્વિજ ઉપવીતી કહેવાયછે. એમજ ડાબો હાથ જનોઇથી ઉંચો અથવા બહાર રહે એટલે જનોઇ જમણા ખભાઉપર રહે ત્યારે તે પ્રાચીનાવીતી કહેવાયછે અને જનોઇ કંઠમાં ધારણ કરે ત્યારે તે નિવીતી કહેવાયછે. ૬૩.

ઉપવીતવગર કરેલુ આચમન ન કર્યાબરોબર જ છે એટલુ જ નહિ પણ તેથી દોષ લાગેછે માટે ઉપવીતીપણે એટલે જનોઇ ડાબે ખભે રહેલ હોય અને જમણી કેડતરફ જમણા હાથની નીચે હોય એવી સ્થિતિમાં દ્વિજે આચમન કરવું આ પ્રમાણે જનોઇ રાખવુ તે સવ્ય પણ કહેવાયછે એથી ઉલટુ અપસવ્ય કહેવાયછે જેને અહીં પ્રાચીનાવીત કહેલ છે એટલે જમણા ખભાઉપર અને ડાબી કેડતરફ ડાબા હાથની નીચે જનોઇ રાખનારો પ્રાચીનાવીતી કહેવાયછે પિતૃકાર્યો પ્રાચીનાવીતીપણામા જ થઇ શકેછે અને કંઠમાં માળાની પેઠે બન્ને ખભાઉપર જનોઇ લટકતુ હોય ત્યારે તે નિવીત કહેવાયછે અને તેમ ધારણ કરનારો પુરૂષ નિવીતી કહેવાયછે ઉપवीत देवाना निवीत मनुष्याणा प्राचीनावीत पितॄणाम् । એટલે દેવકાર્યમા ઉપવીત જોઇએ, મનુષ્યકાર્યમા નિવીત જોઇએ અને પિતૃકાર્યમાં પ્રાચીનાવીત જોઇએ એવી શ્રુતિ હોવાથી દ્વિજે દેવકર્મમાં ઉપવીતી રહેવું, મનુષ્યકૃત્યમા નિવીતી રહેવું અને પિતૃકૃત્યમા પ્રાચીનાવીતી રહેવું જોઇએ આ પ્રકરણમા જો કે પ્રાચીનાવીતી અને નિવીતીનો પ્રસંગ નથી તોપણ ઉપવીતીનું લક્ષણ કહેવાનો પ્રસગ આવેલો હોવાથી તેના સબધને લીધે પ્રાચીનાવીતી તથા નિવીતીના લક્ષણ પણ કહેલા છે

અગાઉ કહેવામાં આવ્યું છે કે અજિન અને મેખલા વગેરે ધારણ કરવાં, પણ તેમાં જ્યારે જીર્ણતા વગેરે થાય ત્યારે શું કરવું? તેનું સમાધાન કરેછે—

**मेखलामजिनं दण्डमुपवीतं कमण्डलुम् ॥**
**अप्सु प्रास्य विनष्टानि गृह्णीतान्यानि मन्त्रवत् ॥६४॥**

છિન્નભિન્ન થઇ ગયેલા મેખલા, મૃગચર્મ, દંડ, ઉપવીત (જનોઇ) અને કમંડલુ એઓને જળમાં પધરાવી મંત્રપૂર્વક બીજા ધારણ કરવાં. ૬૪.

મેખલા, મૃગચર્મ, દંડ વગેરે ઉપનયનસંસ્કાર વખતે ધારણ કરવાનાં છે તે એ કર્મની સમાપ્તિ પછી પણ બ્રહ્મચર્યની સમાપ્તિપર્યંત ચાલુ રાખવાનાં છે અને જ્યારે જ્યારે તે છિન્ન ભિન્ન થાય ત્યારે પોતાના ગૃહ્યસૂત્રમા જણાવેલા મંત્રોવડે તે તે નવા ધારણ કરવાં

બ્રહ્મચારીને કેશાંત સંસ્કારનો સમય બતાવેછે—

**केशान्तः षोडशे वर्षे ब्राह्मणस्य विधीयते ॥**
**राजन्यबन्धोर्द्वाविंशे वैश्यस्य द्व्यधिके ततः ॥ ६५ ॥**

કેશાંત નામનો સંસ્કાર બ્રાહ્મણનો સોળમે વર્ષે, ક્ષત્રિયને બાવીશમે વર્ષે અને વૈશ્યને તેથી બે વધારે એટલે ચોવીશમે વર્ષે કરવામાં આવેછે. ૬૫

કેશાંત નામનો સંસ્કાર જેને કેટલીક જગાએ ગોદાનસંસ્કાર પણ કહેલો છે અને જેમાં સર્વે કેશનું વપન કરવામાં આવેછે તે બ્રાહ્મણને સોળમે, ક્ષત્રિયને બાવીશમે અને વૈશ્યને ચોવીશમે વર્ષે થાયછે. બોધાયન કહેછે કે આ વર્ષો ગર્ભથી જ ગણવાં.

જાતકર્માદિ સંસ્કાર કન્યાઓને કેવી રીતે કરવા તે જણાવેછે—

**अमन्त्रिका तु कार्येयं स्त्रीणामावृदशेषतः ॥**
**संस्कारार्थं शरीरस्य यथाकालं यथाक्रमम् ॥ ६६ ॥**

ઉપર કહેલા જાતકર્મવગેરે સઘળા સંસ્કાર સ્ત્રીઓને શરીરના સંસ્કાર માટે સમય પ્રમાણે અને ક્રમ પ્રમાણે મંત્રવગર કરવા. ૬૬

સ્ત્રીજાતિને જાતકર્મવગેરે સંસ્કારો મંત્રવગર કરવાના છે પણ તેમાં સમય અને ક્રમ તો જે પ્રમાણે કહ્યા છે તે જ સમજવાનો છે.

સ્ત્રીજાતિના બધા સંસ્કારો મંત્રવગર કરવા પણ તેમાં પુરુષને જેમ ઉપનયન સંસ્કાર મુખ્ય છે તેમ સ્ત્રીને વિવાહસંસ્કાર પણ તેવો જ મુખ્ય છે એમ કહી તે સંસ્કાર મંત્રસહિત થવો જોઇએ એમ સૂચવેછે અને તેની સાથે એ સંસ્કારની પુરુષના ઉપનયનસંસ્કારની સાથે કેવી સરખામણી કરેછે—

**वैवाहिको विधिः स्त्रीणां सस्कारो वैदिकः स्मृतः ॥**
**पतिसेवा गुरौ वासो गृहार्थोऽग्निपरिक्रिया ॥ ६७ ॥**

સ્ત્રીઓને વિવાહસંબંધી વિધિ વૈદિક ઉપનયનસંસ્કારને સ્થાને ગણાયછે અને પતિની સેવા તે ગુરુકુલવાસ છે તથા ગૃહનું કામ તે તેના સાયંપ્રાતર્હોમરૂપ છે. ૬૭

પુરૂષમાટે ઉપનયન નામનો જે વૈદિકસંસ્કાર કહ્યો તેને ઠેકાણે સ્ત્રીઓને માટે વિવાહસંસ્કાર છે. ઉપનયનસંસ્કારપછી ગુરૂકુલવાસ તથા અગ્નિનું પરિચરણ આવેછે તો સ્ત્રીઓને માટે પતિની આરાધના એ જ ગુરૂકુલવાસ છે અને ઘરસંબંધી રસોઇ તથા સ્વચ્છતા રાખવી વગેરે કાર્યો જે નવમા અધ્યાયમાં કહેવામાં આવશે તે અગ્નિના પરિચરણને સ્થાને છે

અહીંસુધી મુખ્યત્વે ઉપનયનસંસ્કારની પહેલાંના સંસ્કારો ટૂંકામાં વર્ણવી તથા ઉપનયનસંસ્કારસંબંધે વિશેષ વર્ણન કરી અને તેને અંગે બીજું પણ કેટલુંએક કહી હવે બ્રહ્મચારીમાટે વેદાભ્યાસવગેરે કર્મોનું પ્રકરણ ચલાવવા ઋષિઓને તેના શ્રવણમાં સાવધાન કરેછે—

**एष प्रोक्तो द्विजातीनामौपनायनिको विधिः ॥**
**उत्पत्तिव्यञ्जकः पुण्यः कर्मयोगं निबोधत ॥ ६८ ॥**

દ્વિજોને ઉત્પત્તિ (બીજો જન્મ) પ્રકટ કરનાર અને પવિત્ર આ ઉપનયનસંબંધી વિધિ કહ્યો. હવે ઉપનીતને કયાં કર્મો કરવાનાં છે તે તમે સાંભળો. ૬૮.

ઉપનયનસંસ્કાર માતાપિતાથી થયેલી ઉત્પત્તિનો પ્રકાશ કરનાર છે એટલે જન્મને ગુણયુક્ત કરનાર છે. જન્મેલો હોય પણ ઉપનયન ન થયુ હોય ત્યાંસુધી વેદાભ્યાસવગેરેના અધિકારના અભાવથી પુરૂષ નહિ જન્મેલાજેવો જ ગણાયછે આવી રીતે બીજા સંસ્કારોથી ઉપનયનસંસ્કારની પ્રધાનતા પ્રતિપાદન કરી છે.

ઉપનયન થયાપછી બ્રહ્મચારીને ગુરૂએ આરંભમાં શું શિખવવું તે કહેછે—

**उपनीय गुरुः शिष्यं शिक्षयेच्छौचमादितः ॥**
**आचारमग्निकार्यं च सन्ध्योपासनमेव च ॥ ६९ ॥**

ગુરૂએ ઉપનયનનો સંસ્કાર કરી શિષ્યને પ્રથમ શૌચ, આચાર, અગ્નિકાર્ય અને સંધ્યોપાસન શિખવવું. ૬૯.

ગુરૂએ શિષ્યને ઉપનયનસંસ્કાર કરી પ્રથમ તો શૌચવગેરે શિખવવું. મૂત્રોત્સર્ગવગેરેમાં મૃત્તિકા અને જલથી શુદ્ધિ તથા સ્નાન, આચમન વગેરે શૌચ કહેવાયછે. ગુરૂવગેરે માન્ય પુરૂષોની સામે ઉઠી ઉભા થવું, તેમને આ-

સન આપવું, તેમનો આદર કરવો વગેરે આચાર કહેવાયછે સવારસાંજ અગ્નિમાં સમિધનો હોમ કરવો તે અગ્નિ કાર્ય કહેવાયછે અને સન્ધ્યામાં આદિત્યના સ્વરૂપની ભાવનારૂપ ઉપાસન કરવું તે સન્ધ્યોપાસન કહેવાયછે

હવે અધ્યયનના નિયમો કહેછે—

अध्येष्यमाणस्त्वाचान्तो यथाशास्त्रमुदङ्मुखः ॥
ब्रह्माञ्जलिकृतोध्याप्यो लघुवासा जितेन्द्रियः ॥७०॥

શાસ્ત્રપ્રમાણે આચમન કરનાર ઉત્તરાભિમુખ બેસનાર બ્રહ્માંજલિ કરનાર પવિત્ર વસ્ત્ર ધારણ કરનાર અને ઇંદ્રિયોને જીતનાર થઇ જે ભણવામાટે તૈયાર થયો હોય તેવા શિષ્યને ભણાવવો ૭૦

ભણવામાટે તૈયાર થયેલ એટલે ભણવાની ઇચ્છા રાખનાર શિષ્યને ઉત્તરાભિમુખ બેસાડવો ગૌતમ સ્મૃતિમાં શિષ્યને પૂર્વાભિમુખ બેસાડી આચાર્યે તેની સામે બેસી તેને ભણાવવો એમ કહેલું છે તેથી શિષ્ય પૂર્વાભિમુખ પણ બેસી શકે ભણાવતાપહેલાં તેને આચમન કરાવવું તથા બ્રહ્માંજલિ પણ કરાવવો બ્રહ્માંજલિ કોને કહેછે તે હવે પછીના શ્લોકમાં કહેશે અધ્યયન વખતે શિષ્યે પવિત્ર વસ્ત્ર પહેરેલું હોવું જોઇએ વગર ધોયેલું મેલું વસ્ત્ર પહેરનાર શિષ્ય ભણાવવાને લાયક ગણાતો નથી કારણકે અપવિત્રપણે વેદાધ્યયન થાય નહિ અને બીજી રીતે જોઇએ તો ખરાબ વસ્ત્ર પહેરેલ હોય અને તેમાનો મેલ તથા મેલને લીધે લાગેલા જંતુઓ શરીરને અસર કરતા હોય તેથી તે ભણવામાં ધ્યાન રાખી શકે નહિ માટે ધોવાથી હલકું થયેલું સ્વચ્છ વસ્ત્ર પહેરેલું હોવું જોઇએ અધ્યયનસમયે શિષ્યને જિતેંદ્રિય રહેતાં શિખવવું જોઇએ એટલે એ વખતે તેણે મનમાં કશો વિચાર ન કરવો જોઇએ તેમજ બીજું પણ અડું કાંઇ જોવું સાંભળવું ન જોઇએ કે જેમાં મન રોકાઇ અધ્યયનમાં વિઘ્ન આવે

પૂર્વશ્લોકમાં આવેલ "બ્રહ્માંજલિ" નું લક્ષણ કહેછે—

ब्रह्मारम्भेवसाने च पादौ ग्राह्यौ गुरोः सदा ॥
संहत्य हस्तावध्येयं स हि ब्रह्माञ्जलिः स्मृतः ॥७१॥

વેદાધ્યયનના આરંભમાં તથા અંતમાં સદા ગુરુના બંને ચરણોનું સંગ્રહણ કરવું અને હાથ જોડીને ભણવું તે બ્રહ્માંજલિ કહેવાયછે ૭૧

હમેશાં ગુરૂની પાસે વેદાધ્યયન કરવા બેસતી વખતે તથા અધ્યયન સમાપ્ત થતાં ઉઠતી વખતે તેમનું પાદોપસંગ્રહણ કરવું તથા ભણતી વખતે હાથ જોડી રાખવા તે બ્રહ્માંજલિ કહેવાયછે. ગુરૂનું પાદોપસંગ્રહણ એ ગુરૂને પ્રસન્ન કરવામાટે છે.

ગુરૂનું પાદોપસંગ્રહણ કેમ કરવું તે સમજાવેછે—

**व्यत्यस्तपाणिना कार्यमुपसंग्रहणं गुरोः ॥**
**सव्येन सव्यः स्प्रष्टव्यो दक्षिणेन च दक्षिणः ॥७२॥**

વ્યત્યસ્ત એટલે ઉપરનીચે કરેલા હાથથી ગુરૂનું પાદોપસંગ્રહણ કરવું અર્થાત્ ડાબા હાથથી ડાબા ચરણનો અને જમણા હાથથી જમણાનો સ્પર્શ કરવો. ૭૨.

બન્ને હાથ સવળા રાખી પ્રથમ પોતાના ડાબા હાથથી ગુરૂના ડાબા ચરણને કોમળતાથી ગ્રહણ કરવો તથા પછી પોતાના જમણા હાથથી ગુરૂના જમણા ચરણને કોમળતાથી ગ્રહણ કરવો. આમાં ડાબો હાથ નીચે રહે અને જમણો હાથ ઉપર રહે એમ થવું જોઇએ કોમળતાથી ગ્રહણ કરવાનો હેતુ એ છે કે તેથી ગુરૂના ચરણમાં કંઇ વ્યથા ન થાય, નહિ તો કોઇ જડ શિષ્ય ગુરૂના ચરણનું ગ્રહણ બલપૂર્વક કરી તેમા વ્યથા પણ કરે, માટેજ સ્પર્શ કરવો એમ મૂળમાં કહ્યુ છે. એટલે ગ્રહણ એવું કરવું કે જેમાં સ્પર્શ માત્ર થાય હાથ સવળા રાખવાનું જો કે અહીં કશુ કહેલું નથી તોપણ સ્મૃત્યંતરમાં તેવું જણાવેલ છે. પૈઠીનસિ કહેછે કે "उत्तानभ्यां हस्ताभ्यां दक्षिणेन दक्षिण सव्य सव्येन पादावभिवादयेत् ।" એટલે "ઉત્તાન અર્થાત્ સવળા હાથથી પાદસ્પર્શ કરવો, તેમાં જમણા હાથથી જમણા પગનું અને ડાબા હાથથી ડાબા પગનું ગ્રહણ કરવું" આમા જમણો હાથ ઉપર રાખવો તે શિષ્ટાચારથી સિદ્ધ છે, જો ગુરૂ પલાંઠી વાળીને બેઠા હોય તો શિષ્યને પોતાના હાથ ઉપરનીચે કરવાની જરૂર પડતી નથી

વેદાધ્યયનના આરંભ અને વિરામવિષે ગુરૂએ કેમ આજ્ઞા કરવી ? તે જણાવેછે—

**अध्येष्यमाणं तु गुरुर्नित्यकालमतन्द्रितः ॥**
**अधीष्व भो इति ब्रूयाद्विरामोऽस्त्विति चारमेत् ॥७३॥**

કેવો પુરૂષ ઓંકારનું ઉચ્ચારણ કરવામાટે યોગ્ય છે તે બતાવેછે—

## प्राक्कूलान्पर्युपासीनः पवित्रैश्चैव पावितः ॥
## प्राणायामैस्त्रिभिः पूतस्तत ओङ्कारमर्हति ॥ ७५ ॥

પૂર્વાભિમુખ અગ્રવાળા દર્ભઉપર બેઠેલો, અને હાથમાં દર્ભ રાખવાથી પવિત્ર થયેલો અને ત્રણ પ્રાણાયામોથી પવિત્ર પુરૂષ ઓંકારના ઉચ્ચારણમાટે યોગ્ય થાયછે. ૭૫.

મુખ તથા નાસિકામાં ફરનારો વાયુ પ્રાણ કહેવાયછે, તેનો નિરોધ કરવો એટલે શરીરમાં-જ પકડી રાખવો પણ બહાર ન નિકળવા દેવો તે પ્રાણાયામ કહેવાયછે. પ્રાણાયામનું લક્ષણ આ પ્રમાણે કહેવામાં આવ્યું છે કે-

प्रतिप्रणवसयुक्तां गायत्रीं शिरसा सह ।
त्रिर्जपेदायतप्राणः प्राणायामः स उच्यते ॥

એટલે પ્રાણવાયુને નિયમમાં રાખી ભૂઃ ભુવઃ સ્વઃ વગેરે સાતે વ્યાહુતિઓમાં ઓંકારસહિત અને આપોજ્યોતિ૦ એ શિરોમંત્રસહિત ગાયત્રીમંત્રનો ત્રણ વખત જપ કરવો તે પ્રાણાયામ કહેવાયછે. અહીં આવી શંકા ઉઠયાવગર રહેતી નથી કે પુરૂષ પ્રાણાયામ કરવાથી ઓંકારના ઉચ્ચારણને યોગ્ય થાયછે અને અહીં તો પ્રાણાયામમા પ્રથમ જ ઓંકારની જરૂર પડેછે. તો શાસ્ત્રમા કહેવાતો અન્યોન્યાશ્રય દોષ આ પ્રકરણમા આવેછે પણ તેમ નથી પ્રાણાયામમાં ઓંકારનો ઉચ્ચાર તે તો માત્ર માનસવ્યાપાર જ છે અહીં વાણીના વ્યાપારરૂપ સાક્ષાત ઓંકારના ઉચ્ચારણમાટે પ્રાણાયામથી યોગ્યતા મેળવવાની છે તેથી અન્યોન્યાશ્રય દોષ નથી. જો કે ઘણા જપ વાણીના વ્યાપારથી થાયછે પણ પ્રાણાયામમાં કરવાનો જપ વાણીના વ્યાપારથી નહિ પણ માનસવ્યાપારથી જ થાયછે. ઓંકારના ઉચ્ચારણની યોગ્યતા મેળવવામાટે આ શ્લોકમાં કહેલો વિધિ અધ્યયનમાં પ્રથમ સમયને માટે જ છે કારણ કે એમ હમેશ કરતા રહેવું એવું કઈ જણાવ્યુ નથી

પ્રણવ એટલે ઓંકાર ત્રણે વેદના સારરૂપ છે અને વ્યાહૃતિઓ પણ તેવીજ છે એમ કહેછે—

## अकारं चाप्युकारं च मकारं च प्रजापतिः ॥
## वेदत्रयान्निरदुहद्भूर्भुवः स्वरितीति च ॥ ७६ ॥

બ્રહ્માએ ત્રણ વેદોમાંથી અકાર, ઉકાર અને મકાર એ ત્રણ વર્ણોનું તેમજ ભૂ ભુવ અને સ્વ એ ત્રણ વ્યાહૃતિઓનું દોહન કરેલું છે ૭૬

દહીંમાંથી જેમ માખણને કહાડવામાં આવે તેમ બ્રહ્માએ ઓંકારના અવયવરૂપ અકારને ઋગ્વેદમાંથી ઉકારને યજુર્વેદમાંથી અને મકારને સામવેદમાંથી કહાડેલ છે, એટલુંજ નહિ પણ ભૂ ભુવ અને સ્વ એ વ્યાહૃતિઓને પણ અનુક્રમે ઋગ્વેદ યજુર્વેદ અને સામવેદમાંથી જ કહાડેલ છે

ગાયત્રીમંત્ર પણ ત્રણેવેદના સારરૂપ છે એમ જણાવેછે—

त्रिभ्य एव तु वेदेभ्यः पादं पादमदूदुहत् ॥
तदित्यृचोस्याः सावित्र्याः परमेष्ठी प्रजापतिः ॥ ७७ ॥

સર્વોત્તમ સ્થાનમાં રહેનાર બ્રહ્માએ ત્રણે વેદમાંથી જ તત્ એવા પદથી આરંભાતા આ ગાયત્રીમંત્રના એક એક પાદનું દોહન કરેલું છે ૭૭

ગાયત્રીમંત્રના ત્રણ ચરણ છે અને તે એક એક ચરણ બ્રહ્માએ ક્રમથી ઋગ્વેદ યજુર્વેદ અને સામવેદ એઓમાંથી દોહન કરેલ છે અર્થાત્ તત્ પદથી આરંભતા ગાયત્રીમંત્રનું એક એક ચરણ તે તે વેદના સારરૂપ છે

પ્રણવ અને વ્યાહૃતિપૂર્વક ગાયત્રીમંત્રના જપનું ફળ કહેછે—

एतदक्षरमेतां च जपन्व्याहृतिपूर्व्विकाम् ॥
सन्ध्ययोर्वेदविद्विप्रो वेदपुण्येन युज्यते ॥ ७८ ॥

વેદ જાણનારો વિપ્ર બન્ને સંધ્યામાં ઓંકારને તથા ત્રણ વ્યાહૃતિસહિત ગાયત્રીને જપે તો વેદાધ્યયનથી થતા પુણ્યને પ્રાપ્ત થાયછે ૭૮

એ ઉપર બતાવેલ ઓંકારરૂપ અક્ષરને અને વ્યાહૃતિસહિત આ ત્રિપદા સાવિત્રીને બન્નેવારસાંજ જપતો બ્રાહ્મણ ત્રણે વેદ ભણવાથી જે પુણ્ય થાય તે પુણ્યને પામેછે માટે સંધ્યાસમયે ઓંકાર તથા વ્યાહૃતિસહિત સાવિત્રી એટલે ગાયત્રીનો જપ કરવો એવો વિધિ કલ્પાયછે આ શ્લોકનો આવો અર્થ પણ થઇ શકેછે કે બન્ને સંધ્યોપાસનથી જે પુણ્ય કહ્યું છે તે પુણ્ય પ્રણવ અને વ્યાહૃતિસહિત ગાયત્રી જપનારને જ થાયછે, પણ કેવળ ગાયત્રી જપનારને થતુ નથી આમાં જે વ્યાહૃતિઓ કહેલછે તે ભૂ ભુવ અને સ્વ એ ત્રણજ લેવાની છે પણ પ્રાણાયામમાં જેમ સાત વ્યાહૃતિ આવેછે તેમ અહીં સાત લેવાની નથી

ગાયત્રીમંત્રના વિશેષ જપનું વિશેષ ફળ કહેછે—

**सहस्रकृत्वस्त्वभ्यस्य बहिरेतत्त्रिकं द्विजः ॥**
**महतोप्येनसो मासात्त्वचेवाहिर्विमुच्यते ॥ ७९ ॥**

દ્વિજ ગામથી બહારના પ્રદેશમાં ઓંકાર અને વ્યાહૃતિસહિત સાવિત્રીનો હજારવાર જપ કરે તો, સર્પ જેમ કાંચળીથી મૂકાઇ જાય તેમ એક માસમાં મોહોટા પાપથી પણ મૂકાઇ જાયછે. ૭૯.

સંધ્યામાં તેમજ બીજે વખતે પણ આ ત્રણનો એટલે ઓંકાર, ત્રણ વ્યાહૃતિ તથા સાવિત્રી એટલે ગાયત્રીમંત્રની ગામથી બહાર નદીને કાંઠે અથવા અરણ્યવગેરે એકાંત પ્રદેશમાં હજારવાર આવૃત્તિ કરવાથી એક માસમાં જ દ્વિજ મોહોટા એટલે અજાણતાં થઇ ગયેલ બ્રાહ્મણવધવગેરે પાપથી પણ મૂકાયછે, સર્પ જેમ પોતાની કાંચળીથી છૂટો થઇ જાય તેમ માથે પાપનું પડ જામી ગયેલ હોય તેનાથી પણ આવીરીતે ગાયત્રીજપ કરનાર પુરૂષ છૂટો થઇ જાયછે

પોતાના કર્ત્તવ્યરૂપ જપાદિકથી વિમુખ રહેનારની અયોગ્યતા જણાવેછે—

**एतयर्चा विसंयुक्तः काले च क्रियया स्वया ॥**
**ब्रह्मक्षत्रियविड्योनिर्गर्हणां याति साधुषु ॥ ८० ॥**

બન્ને સંધ્યામાં એ સાવિત્રીનો જપ ન કરતો અને વિહિતસમયમાં પોતાની હોમાદિ ક્રિયા પણ ન કરતો બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય સત્પુરૂષોમાં નિંદાપાત્ર થાયછે. ૮૦.

બન્ને સંધ્યામા તથા અન્યસમયમા સાવિત્રીથી રહિત એટલે સાવિત્રીનો જપ નહિ કરનાર અને વિહિતસમયે એટલે પ્રાતઃકાળે અને સાયંકાળે હોમરૂપ પોતાની ક્રિયાથી પણ રહિત બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય સજ્જનોમાં નિંદાયછે. માટે સાવિત્રીનો જપ તથા હોમાદિક ક્રિયા છોડવી નહિ છેવટમાં છેવટ બ્રાહ્મણને સોળવર્ષસુધી, ક્ષત્રિયને બાવીસવર્ષસુધી અને વૈશ્યને ચોવીસવર્ષસુધી ઉપનયન ન થયું હોય તો ગાયત્રીજપ, સંધ્યા અને સ્વાધ્યાયવગેરે ન થઇ શકવાથી તે વ્રાત્ય બની જાયછે અને તેથી નિંદાપાત્ર થાયછે તથા સમયસર ઉપનયન થયા છતાં પણ ગાયત્રીજપ અને સંધ્યાવગેરે ન કરતો હોય તો પણ તે ભ્રષ્ટ ગણાયછે.

અને તે દોષયુક્ત થવાને લીધે યોગ્ય મનુષ્યો તેનો ત્યાગ જ કરેછે અર્થાત્ કોઇ પણ વ્યવહારમાં તેની સાથે જોડાતા નથી.

ઓંકાર તથા વ્યાહૃતિઓસહિત સાવિત્રીમંત્રના જપની વિશેષ આવશ્યકતા જણાવવા તે વેદના મુખરૂપ છે એમ કહેછે—

**ओंकारपूर्विकास्तिस्रो महाव्याहृतयोऽव्ययाः ॥**
**त्रिपदा चैव सावित्री विज्ञेयं ब्रह्मणो मुखम् ॥ ८१ ॥**

ઓંકારપૂર્વક અવ્યય એવી ત્રણ મહાવ્યાહૃતિઓ અને ત્રણપાદવાળી સાવિત્રી એ વેદનું મુખ છે એમ જાણવું ૮૧.

ઓંકાર જેઓમાં પ્રથમ આવેછે એવી ભૂ ભુવઃ સ્વ એ ત્રણ મહાવ્યાહૃતિઓ અને ત્રિપદા સાવિત્રી એઓ વેદનું મુખછે એટલે આદિમા બોલવાનાં છે. કારણકે તે પ્રથમ બોલીને પછી વેદાધ્યયનનો આરંભ થાયછે અથવા તે પરમાત્માની પ્રાપ્તિનું દ્વાર છે કારણકે એના જપાદિકથી પાપરહિત થયેલા દ્વિજને બ્રહ્મજ્ઞાનના પ્રકર્ષથી મોક્ષની પ્રાપ્તિ થાયછે ઘણા દીર્ઘકાળસુધી ટકી રહે એવા ફળને આપનાર હોવાથી અથવા અક્ષર બ્રહ્મની પ્રાપ્તિરૂપ ફળ આપનાર હોવાથી વ્યાહૃતિઓને અવ્યય એટલે અવિનાશી કહેલ છે

પરબ્રહ્મની પ્રાપ્તિરૂપ છેવટમાં છેવટનું અને ઉંચામાં ઉંચું ફળ પણ એથી પ્રાપ્ત થતું જણાવેછે—

**योऽधीतेऽहन्यहन्येतां त्रीणि वर्षाण्यतन्द्रितः ॥**
**स ब्रह्म परमभ्येति वायुभूतः खमूर्त्तिमान् ॥ ८२ ॥**

જે દ્વિજ આળસ્યવગરનો થઇ પ્રતિદિવસ ત્રણ વર્ષપર્યંત ઓંકાર તથા વ્યાહૃતિસહિત એ ગાયત્રીમંત્રનો જપ કરેછે તે વાયુની પેઠે કામચારી અને બ્રહ્મસ્વરૂપ થઇને પરબ્રહ્મને પામેછે. ૮૨.

જે કોઇ બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય ત્રણવર્ષસુધી જરાપણ આળસ રાખ્યાવગર હમેશ ઓંકાર તથા વ્યાહૃતિસહિત એ ગાયત્રીમંત્રનો જપ કરેછે તે વાયુની પેઠે કામચારી થાયછે અર્થાત્ એની ગતિ ક્યાંય ન અટકે એવા પ્રભાવવાળો થાયછે અને આકાશની પેઠે સર્વવ્યાપક અર્થાત્ બ્રહ્મસ્વરૂપ થાયછે અને એવીરીતે તે પરબ્રહ્મને પામેછે ટૂંકામા એટલુ જ કે ગાયત્રીજપના પ્રભાવથી ઉંચા

પ્રકારની સિદ્ધિવાળો થાયછે અને તેમ છતાં તે સિદ્ધિમાં જ ન અટકી રહેતાં છેવટ તેને પરબ્રહ્મની પ્રાપ્તિ પણ થાયછે; કે જે પરબ્રહ્મમાં, પવનથી ઉછળતા સમુદ્રમાં ઊર્મિઓની પેઠે આ સઘળા ક્ષેત્રજ્ઞો એટલે જીવો રહેલા છે, તેઓ જેમ પ્રશાંત થયેલા સમુદ્રમાં ઊર્મિઓ તદ્રૂપ થઇ જાયછે તેમ તદ્રૂપ થઇ જાયછે. આ શ્લોકનો એવો અર્થ પણ થાયછે કે "જે દ્વિજ આલસ્યવગરનો થઇ ત્રણ વર્ષપર્યંત પ્રતિદિવસ ઓંકાર તથા વ્યાહૃતિસહિત એ ગાયત્રીમંત્રનો જપ કરેછે તે પ્રથમ વાયુભૂત થાયછે એટલે હિરણ્યગર્ભની પદવીને પામેછે "वायुर्वै गौतम तत्सूत्रम्। હે ગૌતમ! વાયુ છે તે સૂત્ર એટલે હિરણ્યગર્ભ છે" આ શ્રુતિથી અહીં વાયુભૂત એ પદનો અર્થ હિરણ્યગર્ભની પદવીને પામેલો એ પ્રમાણે કરવામાં આવેછે આવી રીતે હિરણ્યગર્ભની પદવીને પામેલો અને આકાશની પેઠે દેહવગેરેના સંબંધવગરનો તે પરબ્રહ્મને પામેછે" આ પ્રમાણે આ અર્થમાં ગાયત્રીમંત્રનાજપથી ક્રમમુક્તિ વર્ણવવામાં આવેછે.

બ્રહ્મપ્રાપ્તિનો આ સર્વોત્કૃષ્ટ ઉપાય છે એમ જણાવેછે—

**एकाक्षरं परं ब्रह्म प्राणायामाः परं तपः ॥**
**सावित्र्यास्तु परं नास्ति मौनात्सत्यं विशिष्यते ॥८३॥**

એક અક્ષરરૂપ ઓંકાર એ પરબ્રહ્મરૂપ છે, પ્રાણાયામો કરવા એ સર્વોત્તમ તપ છે, સાવિત્રીથી અધિક કોઇ પણ મંત્ર નથી અને મૌન કરવાથી સત્ય વચન બોલવું એ અધિક છે. ૮૩.

ઓંકાર પરબ્રહ્મરૂપ છે એમ કહી તેને પરબ્રહ્મની પ્રાપ્તિના ઉત્તમ હેતુરૂપ જણાવેલ છે. ઓંકારના જપથી તથા ઓંકારના અર્થરૂપ પરબ્રહ્મની ભાવનાથી પરબ્રહ્મની પ્રાપ્તિ થાયછે ઓંકાર, વ્યાહૃતિ અને શિરોમંત્ર સહિત ગાયત્રીમંત્રની ત્રણ આવૃત્તિવડે કરવામાં આવતા પ્રાણાયામો ચાંદ્રાયણવગેરે બીજાં તપોથી સર્વોત્તમ છે. પ્રાણાયામ શબ્દ બહુવચનાંત લખવાથી ત્રણ પ્રાણાયામો તો અવશ્ય કરવાના છે એમ સમજવું મુનિયાજ્ઞવલ્ક્યે પ્રાણાયામનું લક્ષણ આ પ્રમાણે કહેલું છે કે—

गायत्रीं शिरसा सार्द्धं जपेद्व्याहृतिपूर्विकाम् ।
प्रतिप्रणवसंयुक्तां त्रिरयं प्राणसंयमः ॥

એટલે આદિમાં પ્રણવ તથા વ્યાહૃતિસહિત અને અંતમાં શિરોમંત્રસહિત ગાયત્રીમંત્રનો ત્રણ વખત જપ કરવો એ પ્રાણસંયમ એટલે પ્રાણાયામ કહેવાયછે સાવિત્રીથી અધિક કોઇ પણ મંત્ર નથી અને મૌન કે જે વાણીને બંધ કરવારૂપ

છે તેથી જે ફળ થાયછે તેનાકરતાં સત્યવચન બોલવામાં વિશેષ ફળ થાયછે કારણકે સત્ય બોલવાથી અસત્યનો અટકાવ અને સત્યનો આદર એ બન્ને સધાયછે અને મૌન રાખવાથી માત્ર અસત્યનો અટકાવ જ થાયછે. તેથી મૌનકરતાં સત્યભાષણ વધી જાયછે. આ શ્લોકનો અર્થ આમ પણ કરવામાં આવેછે કે "એકાક્ષર એટલે ઓંકાર પરબ્રહ્મરૂપ છે. ઉપનિષદ્‌માં કહેલુ છે કે ओमिति ब्रह्म । એટલે ઓંકાર બ્રહ્મરૂપ છે પ્રાણાયામ એ પરમતપરૂપ છે અર્થાત્ પરમ તપનાં સાધનભૂત છે અહીં પ્રાણાયામ શબ્દથી ત્રણ વ્યાહૃતિઓ લેવાની છે. ગાયત્રીમંત્રકરતાં અધિક બીજો કોઇ મંત્ર નથી. માટે મૌનથી સત્ય વધેછે. મૌન એટલે સમાધિ અને સત્ય એટલે સત્યરૂપ હોવાને લીધે જપ અર્થાત્ ઓંકાર, વ્યાહૃતિ અને ગાયત્રી એ-ઓનો જપ સમાધિકરતા પણ વધેછે"

પ્રણવની વિશેષ પ્રશંસા કરેછે—

**क्षरन्ति सर्वा वैदिक्यो जुहोतियजतिक्रियाः ॥**
**अक्षरं त्वक्षरं ज्ञेयं ब्रह्म चैव प्रजापतिः ॥ ८४ ॥**

હોમરૂપ તથા યાગરૂપ સઘળી વૈદિક ક્રિયાઓ નાશ પામી જાયછે પણ ઓંકારરૂપ અક્ષર અવિનાશી છે એમ જાણવું કારણકે તે બ્રહ્મ અને પ્રજાપતિનું રૂપ છે. ૮૪.

વેદવિહિત હોમરૂપ અગ્નિહોત્રાદિ તથા યાગરૂપ જ્યોતિષ્ટોમાદિ સઘળી ક્રિયાઓ સ્વરૂપથી તથા ફળથી પણ વિનાશવાળી છે પણ ઓંકારરૂપ જે અક્ષર છે તે તો અવિનાશી છે કારણ કે તે બ્રહ્મ એટલે વેદનુ જ રૂપ છે અથવા બ્રહ્મ એટલે પરમાત્માનું જ રૂપ છે વળી તે પ્રજાપતિ એટલે હિરણ્યગર્ભબ્રહ્માનુ રૂપ છે બ્રહ્મ એ પરસ્વરૂપ છે અને હિરણ્યગર્ભ એ અપર સ્વરૂપ છે અથવા પ્રજાના પતિરૂપ જે બ્રહ્મ તેનુ સ્વરૂપ એજ આકાર છે આમ કહીને જણાવ્યુ છે કે જપ સમયમા બ્રહ્મરૂપે અથવા બ્રહ્મના પ્રતિપાદકરૂપે ઉપાસના કરાયેલો ઓંકાર મોક્ષનો હેતુ છે શ્લોકમાંના जुहोतियजतिक्रिया । એ બીજા ચરણનો અર્થ "जुहोति એટલે અગ્નિહોત્ર વગેરે હોમો, यजति એટલે જ્યોતિષ્ટોમાદિક યાગો અને क्रिया એટલે તે સિવાયની બીજી દાનાદિક ક્રિયાઓ" એમ પણ થાયછે જો કે क्रिया એ શબ્દમાં દાનાદિક ક્રિયાની સાથે હોમરૂપ તથા યાગરૂપ ક્રિયાઓ પણ આવી જાયછે તોપણ પ્રધાનપણું દર્શાવવાને તેને જૂદી પાડેલી છે શ્લોકના ઉત્તરાર્દ્ધમાં "ઓંકાર બ્રહ્મ તથા પ્રજાપતિનું રૂપ છે" એમ જણાવી તેની સ્તુતિ કરેલી છે અને તે સ્તુતિ તેના જપવિધાનને માટે છે ઓંકાર "બ્રહ્મનું રૂપ છે"

એમ કહી તેની નિરાકાર ઉપાસનામાં તથા "પ્રજાપતિનું રૂપ છે" એમ કહી તેની સાકાર ઉપાસનામાં એમ સર્વ રીતે આવશ્યકતા દેખાડી છે. ઉપાસના એટલે ઓંકારના માનસજપરૂપ ભાવના સમજવી.

માનસજપની શ્રેષ્ઠતા જણાવેછે—

**विधियज्ञाज्जपयज्ञो विशिष्टो दशभिर्गुणैः ॥**
**उपांशुः स्याच्छतगुणः साहस्रो मानसः स्मृतः ॥८५॥**

વિધિયજ્ઞથી જપયજ્ઞ દશગણો અધિક છે, એ જપયજ્ઞ જો ઉપાંશુ એટલે બીજો મનુષ્ય ન સાંભળી શકે તેમ થતો હોય તો સોગણો અને માનસ એટલે મનમાં જ થતો હોય તો હજારગણો અધિક છે. ૮૫.

વેદમાં વિધિથી બતાવેલ અર્થાત્ વિધિના વિષયવાળા દર્શપૌર્ણમાસ-વગેરે યજ્ઞો વિધિયજ્ઞ કહેવાયછે. એ વિધિયજ્ઞકરતા ઓંકાર વગેરેના જપરૂપ યજ્ઞ દશગણો અધિક છે. બીજાઓ પણ સાંભળી શકે એવા અક્ષરોના સ્પષ્ટ ઉચ્ચારવાળો જપ અર્ધો લેવો. પણ જો જપ ઉપાંશુ હોય અર્થાત્ પાસે બેઠેલો માણસ પણ ન સાંભળી શકે તેવા ઉચ્ચારણવાળો હોય તે તો સોગણો અધિક છે અને જેમા જીભ તથા હોઠ જરાપણ ન હલે એવો માનસજપ છે તે તો હજારગણો અધિક છે. આ શ્લોક માનસજપની સ્તુતિમાટે છે પણ વિધિયજ્ઞોની નિંદામાટે નથી અને તેથી વેદવિહિત દર્શપૌર્ણમાસાદિ યજ્ઞો ઉતરતી પંક્તિના છે એમ સમજવાનું નથી. पूर्णाहुत्या सर्वान्कामानव्याप्नोति । એટલે પૂર્ણાહુતિથી સર્વ કામનાઓને પામેછે. એ વાક્યથી જેમ પૂર્ણાહુતિની પ્રશંસામાત્ર છે પણ યજ્ઞનાં બીજાં અંગો નકામા છે એમ સમજવાનું નથી તેમ અહીં પણ જપયજ્ઞને દશગણો, સોગણો અને હજારગણો અધિક કહી તેની પ્રશંસા કરેલી છે જો ખરેખર તેની પાસે વિધિયજ્ઞ નકામા જ હોય તોપછી શરીર અને ધનનો પરિક્ષય કરનારા શ્રૌતયાગો કરવાનો વિચાર પણ કોણ કરે? પણ જપ કરવો બહુ જરૂરનો છે એમ નક્કી કરાવવાને જ તેના પોતાના પ્રકરણમાં મુખ્ય યજ્ઞોકરતાં પણ તેની શ્રેષ્ઠતા જણાવી છે, જે વિશેષે કરી કર્મજડોનેમાટે તો ઘણી જ ઉપયોગી છે.

ઉપરના શ્લોકમાં કહેલા વિષયને વધારે દૃઢ કરેછે—

**ये पाकयज्ञाश्चत्वारो विधियज्ञसमन्विताः ॥**
**सर्वे ते जपयज्ञस्य कलां नार्हन्ति षोडशीम् ॥ ८६ ॥**

વિધિયજ્ઞસહિત જે ચાર પાકયજ્ઞો છે તે સઘળા જપયજ્ઞની સોળમી કળાને પણ યોગ્ય નથી ૮૬.

વિધિયજ્ઞ એટલે દર્શપૌર્ણમાસ વગેરે યજ્ઞ તથા ચાર પાકયજ્ઞ એટલે વૈશ્વદેવ હોમ, બલિકર્મ, નિત્યશ્રાદ્ધ અને અતિથિભોજનરૂપ મહાયજ્ઞો એ આ જપાત્મકયજ્ઞના સોળમા ભાગે પણ તુલ્ય નથી

જપાત્મક યજ્ઞ બ્રાહ્મણને માટે તો વિશેષે કરીને પરમધર્મરૂપ છે એમ બતાવેછે—

**जप्येनैव तु संसिद्ध्येद्ब्राह्मणो नात्र संशयः ॥**
**कुर्यादन्यन्न वा कुर्यान्मैत्रो ब्राह्मण उच्यते ॥ ८७ ॥**

બ્રાહ્મણ જપથી જ સિદ્ધિને પામેછે એ વિષયમા સશય નથી પછી તે બીજું કર્મ કરે અથવા ન કરે, કારણ બ્રાહ્મણ સર્વ પ્રાણીનો મિત્ર છે એમ કહેવાયછે ૮૭

બ્રાહ્મણ ઓંકારાદિકના જપથી જ સદેહવગર સિદ્ધિ પામેછે એટલે મોક્ષપ્રાપ્તિને યોગ્ય થાયછે પછી તે યજ્ઞાદિક બીજા કર્મ કરે કે ન કરે તેની કશી અડચણ નહિ, કારણ કે બ્રાહ્મણ મૈત્ર એટલે સર્વ પ્રાણીનો મિત્ર કહેવાયછે યજ્ઞમા પશુવધવગેરે થવાથી તેનુ મિત્રપણુ જોઇએ તેવુ જળવાતુ નથી પણ જપમાં પરાયણ બ્રાહ્મણનુ મિત્રપણુ તો બરાબર જળવાયછે અર્થાત્ જપપરાયણ બ્રાહ્મણ યજ્ઞાદિ ન કરે તોપણ તરી જાયછે શ્લોકમા મૈત્ર શબ્દ છે તેનો અર્થ મિત્ર એવું સૂર્યનું નામ હોવાથી સૂર્યને ઉપાસક એમ પણ થાયછે તેથી આ શ્લોકનો એવો અર્થ પણ થાયછે કે "બ્રાહ્મણ સૂર્યોપાસનના અર્થવાળા ગાયત્રી મત્રનો જપ કરવાથી જ નિ સશય સિદ્ધિને પામેછે કારણ કે શાસ્ત્રમા બ્રાહ્મણને મૈત્ર એટલે સૂર્યોપાસક એવુ નામ જ આપેલુ છે અને તેથી તે બીજુ કાઇ કરે કે ન કરે પણ માત્ર ગાયત્રીમત્રનો જપમાત્ર જ કર્યા કરતો હોય તો તેટલાથી જ તરી જાયછે" આમા જપની પ્રશસા સમજવી પણ યજ્ઞાદિકનો નિષેધ સમજવો નહિ

ઇંદ્રિયો કબજામાં હોય તો જ વ્યગ્રતાવગર જપ થઇ શકે છે, તેમાટે સર્વવર્ણોએ કરવાયોગ્ય તથા સઘળા પુરૂષાર્થોમાં ઉપયોગી ઇંદ્રિયસંયમની આવશ્યકતા બતાવેછે—

इन्द्रियाणां विचरतां विषयेष्वपहारिषु ॥
संयमे यत्नमातिष्ठेद्विद्वान् यन्तेव वाजिनाम् ॥ ८८॥

ઘોડાઓને નિયમમાં રાખવામાં સારથિની પેઠે વિદ્વાન્ પુરૂષે, પોતાની તરફ ખેંચનારા વિષયોમાં વિચરતાં ઇંદ્રિયોને વશ્ય કરવામાં યત્ન કરતા રહેવું. ૮૮.

ઘોડાઓને સારથિ પોતાના કબજામાં રાખવા યત્નવાળો ન રહે તો તેઓ જેમ મોટી હાનિ કરેછે તેમ મનુષ્ય પણ ઇંદ્રિયોને વશ્ય રાખવામાં યત્નવાળો ન રહે તો તેઓ પણ મોટી હાનિ કરેછે ઇંદ્રિયો પોતાની મેળે જ જેમ વિષયો તરફ ખેંચાયછે તેમ વિષયો પણ ઇંદ્રિયોને ખેંચનારા છે; માટે વિદ્વાને એટલે નાશાત્મકતાવગેરે વિષયદોષને જાણતા પુરૂષે ઇંદ્રિયોને વશ્ય રાખવામાં યત્નવાળા રહેવુ કારણ કે એ કામ સહેલુ નથી

ઇંદ્રિયોનો સંયમ કરવાનું કહ્યું તો પછી તેની સંખ્યા, નામ-વગેરે સઘળું જણાવવું જોઇએ. માટે પ્રથમ તેની સંખ્યા કહેછે—

एकादशेन्द्रियाण्याहुर्यानि पूर्वे मनीषिणः ॥
तानि सम्यक्प्रवक्ष्यामि यथावदनुपूर्वशः ॥ ८९ ॥

પૂર્વના વિદ્વાનોએ જે અગિયાર ઇંદ્રિયો કહેલાં છે તે સારી રીતે અનુક્રમથી યથાવત્ કહીશ ૮૯.

જે અગિયાર ઇંદ્રિયો પૂર્વના વિદ્વાનોએ કહેલાં છે તે સારી રીતે અનુક્રમથી જેમ છે તેમ કહીશ આમ કહીને જણાવ્યું કે ઇંદ્રિયોની ગણના હાલ તાર્કિક લોકોએ કંઇ નવી નથી કરી, એ તો પૂર્વથી જ ચાલી આવેછે એ ઇંદ્રિયોની સંખ્યા, નામ તથા કર્મ ન જાણતો હોય તેણે કાંઇ શાસ્ત્ર જોયેલ જાણેલ નથી એમ લોકો તેની હાસી કરેછે, માટે આ શાસ્ત્રપ્રસિદ્ધ પદાર્થો અવશ્ય જાણવા જોઇએ કે તેઓના નામ તથા કામ પણ શું છે?

અગિયારમાંથી પહેલાં દશ ઇંદ્રિયોનાં નામ કહેછે—

श्रोत्रं त्वक् चक्षुषी जिह्वा नासिका चैव पञ्चमी ॥
पायूपस्थं हस्तपादं वाक्चैव दशमी स्मृता ॥ ९० ॥

શ્રોત્ર, ત્વક, ચક્ષુ, જિવ્હા અને પાંચમી નાસિકા; તથા પાયુ, ઉપસ્થ, હસ્ત, પાદ અને દશમી વાણી કહેલી છે ૯૦.

શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા અને નાસિકા એ પાંચ ઇંદ્રિયો તથા પાયુ એટલે ગુદા, ઉપસ્થ એટલે જનનેંદ્રિય, હાથ, પગ અને વાણી એ પાંચ ઇંદ્રિયો એમ બન્ને પાંચ પાંચના સમૂહ મળી દશ ઇંદ્રિયો થયાં.

ઉપર જણાવેલાં ઇંદ્રિયોના જે બે પાંચ પાંચના સમૂહ કહ્યા તેનાં પ્રસિદ્ધ નામો કહેછે—

बुद्धीन्द्रियाणि पञ्चैषां श्रोत्रादीन्यनुपूर्वशः ॥
कर्मेन्द्रियाणि पञ्चैषां पाय्वादीनि प्रचक्षते ॥ ९१ ॥

એઓમાં અનુક્રમથી શ્રોત્રવગેરે પાંચને જ્ઞાનેંદ્રિયો અને એઓમાંનાં પાયુવગેરે પાંચને કર્મેંદ્રિયો કહેછે. ૯૧.

શબ્દાદિજ્ઞાનના સાધનરૂપ હોવાથી જ્ઞાનેંદ્રિયો કહેવાયછે અને મલોત્સર્ગવગેરે કર્મના સાધનરૂપ હોવાથી કર્મેંદ્રિયો કહેવાયછે

અગિયારમા ઇંદ્રિયની ઓળખાણ આપેછે અને તેને કબજે રાખવાની જરૂરિયાત દેખાડેછે—

एकादशं मनो ज्ञेयं स्वगुणेनोभयात्मकम् ॥
यस्मिञ्जिते जितावेतौ भवतः पञ्चकौ गणौ ॥ ९२ ॥

અગિયારમું ઇંદ્રિય મન જાણવું કે જે પોતાના ગુણથી જ્ઞાનેંદ્રિયરૂપ તેમ જ કર્મેંદ્રિયરૂપ પણ છે; જે મનને જીતવાથી પાંચ જ્ઞાનેંદ્રિયો તથા પાંચ કર્મેંદ્રિયો એ બન્ને જીતાઇ ગયાં જ ગણાયછે. ૯૨.

મન એ અગિયારમું ઇંદ્રિય છે તેને અંતરિંદ્રિય કહેવામાં આવેછે. તે સંકલ્પ કરનારૂપ પોતાના ગુણથી બન્ને જાતના ઇંદ્રિયોને પ્રવર્ત્તાવનાર છે અને તેથી જેમ નાયક જીતાતાં સાધારણ સૈનિકો કાંઇપણ પરાક્રમ નહિ કરી શકતાં જીતાઇ જાયછે તેમ મન જીતાતા બાકીના દશ ઇંદ્રિયો કંઇપણ વિશેષ પ્રયાસવગર જ જીતાઇ જાયછે, અર્થાત્ મન કબજે થતાં બધા ઇંદ્રિયો પણ કબજે થઇ જાયછે.

ઇંદ્રિયોના સંયમથી થતું ફળ કહેછે—

इन्द्रियाणां प्रसङ्गेन दोषमृच्छत्यसंशयम् ॥
संनियम्य तु तान्येव ततः सिद्धिं नियच्छति ॥९३॥

. ઇંદ્રિયોના પ્રસંગથી જરૂર દોષને પામેછે, પણ તેઓને જ નિયમમાં રાખીને તે પછી સિદ્ધિને પામેછે. ૯૩.

પુરૂષ ઇંદ્રિયોના પ્રસંગથી એટલે વિષયોમાં ઇંદ્રિયોની તત્પરતા થાય અર્થાત્ ઇંદ્રિયો નિરંકુશપણે વિષયમાં લાગ્યાં રહે તેથી દૃષ્ટદોષને તેમ જ અદૃષ્ટદોષને પણ પામેછે. એમાં કશો સંશય નથી. દૃષ્ટદોષ એટલે આ લોકમાં રોગ, ધનહાનિ તથા અપકીર્તિવગેરે અને અદૃષ્ટદોષ એટલે પરલોકમાં નરકદુઃખાદિક સમજવાં. એ જ ઇંદ્રિયોને જો સારી રીતે કબજે રાખવામાં આવે તો શાસ્ત્રોક્ત સત્કર્મો કરી મોક્ષવગેરે પુરૂષાર્થની યોગ્યતારૂપ સિદ્ધિને પણ થાયછે. માટે ઇંદ્રિયોનો સંયમ કરવો.

ઇંદ્રિયો વિષયસેવનથી તૃપ્ત થતાં એની મેળે નિવૃત્ત થશે એમ ધારી કોઇ ઇંદ્રિયસંયમતરફ અનાદરબુદ્ધિ કરે તો તેને ચેતવણી દેછે—

**न जातु कामः कामानामुपभोगेन शाम्यति ॥**
**हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्द्धते ॥ ९४ ॥**

કદી પણ વિષયોના ભોગવવાથી ઇચ્છા શાંત થતી નથી. પણ ઘી હોમવાથી જેમ અગ્નિ વૃદ્ધિ પામેછે તેમ ઇચ્છા ફરી ફરી વધતી જાયછે. ૯૪

વિષયોનો અભિલાષ વિષયો ભોગવવાથી નિવૃત્તિ પામતો નથી, પણ ઘીથી અગ્નિની પેઠે અધિક અધિક વધેછે. વિષય ભોગવતા મનુષ્યને પ્રતિદિન તેની અધિક અધિક ઇચ્છામાં ફસાતા આપણે જોઇએ છીએ. વિષ્ણુપુરાણમાં યયાતિરાજાનું વચન છે કે "પૃથ્વીમાં જે કાંઇ ત્રીહિ, યવ, સુવર્ણ, પશુઓ અને સ્ત્રીઓવગેરે છે તે સઘળું એક માણસનેમાટે પણ પૂરૂં પડી શકે તેમ નથી, અર્થાત્ તે સઘળું મળે તોપણ તેને તેથી વિશેષની ઇચ્છા થાયછે. માટે અભિલાષનો ત્યાગ જ કરવો જોઇએ, મેં સંપૂર્ણ હજારવર્ષસુધી ચિત્તને વિષયોમાં આસક્ત રાખ્યું તોપણ પ્રતિદિન તેઓની તૃષ્ણા થયા જ કરેછે." માટે ઇંદ્રિયોને વિષયસેવનથી દૂર રાખવા એ જ ઉત્તમ છે.

વિષયોના ભોગકરતાં વિષયોનો ત્યાગ કરવો એ જ શ્રેષ્ઠ છે એમ જણાવેછે—

**यश्चैतान्प्राप्नुयात्सर्वान्यश्चैतान्केवलांस्त्यजेत् ॥**
**प्रापणात्सर्वकामानां परित्यागो विशिष्यते ॥ ९५ ॥**

જે મનુષ્ય એ સર્વ વિષયોને મેળવે અને જે એ સર્વ વિષયોનો ત્યાગ કરી આપે, એ બન્નેમાં સર્વ વિષયોની પ્રાપ્તિ કરનાર મનુષ્યકરતાં વિષયોનો ત્યાગ કરનાર શ્રેષ્ઠ મનાયછે. ૯૫

વિષયોની પ્રાપ્તિકરતાં વિષયોની ઉપેક્ષા કરવી તે જ પ્રશંસાપાત્ર છે, કારણકે વિષયોમાં લુબ્ધ માણસને વિષયોનાં સાધનવગેરે મેળવવામાટે કષ્ટ થવાનો સંભવ છે અને વિષયોનો કદાચ નાશ થાય ત્યારે પણ મનમાં મોહોટું દુઃખ થાયછે, પરંતુ વિષયોમાં વિરક્ત હોય તેને કોઇ પ્રકારે કષ્ટ થતું નથી આથી સિદ્ધ થાયછે કે વિષયભોક્તા માણસકરતા વિષયોનો ત્યાગ કરનાર માણસ અત્યંત શ્રેષ્ઠ અને અધિક સુખી છે

હવે ઇંદ્રિયોનો સંયમ કરવાનો ઉપાય કહેછે—

**न तथैतानि शक्यन्ते संनियन्तुमसेवया ॥**
**विषयेषु प्रजुष्टानि यथा ज्ञानेन नित्यशः ॥ ९६ ॥**

વિષયોમા આસક્તિ પામેલા ઇંદ્રિયો જેનીરીતે નિરંતર જ્ઞાનવડે કરીને વશ્ય થાયછે તેવીરીતે એ ઇંદ્રિયો તેઓના વિષય નહિ આપવાથી વશ્ય થતાં નથી ૯૬

ઇંદ્રિયોને વિષયોતરફથી હઠપૂર્વક માત્ર અટકાવીજ રાખવા એ ઇંદ્રિયસંયમનો ખરો ઉપાય નથી, પણ જ્ઞાનદૃષ્ટિથી તેઓ તેતરફ તણાય જ નહિ એવા તેને કરી દેવા એ જ ખરો ઉપાય છે ક્ષણિકતા તથા દુઃખદાયિતાવગેરે વિષયોના દોષોનો વિચાર કરતા રહેવાથી મનનો વિષયતરફનો વેગ ભાગી જાયછે અને જ્યારે મનતરફથી ટેકો નથી મળતો ત્યારે ઇંદ્રિયો પોતાનીમેળે વિષયથી વિમુખ રહેછે જ્યાં વિષયોનો સંબંધ જ ન થાય એવા અરણ્યાદિસ્થાનોમા રહેવાથી ઇંદ્રિયસંયમ થયો ગણાતો નથી કારણકે તે ઇંદ્રિયોનો વિષયતરફ તણાવાનો વેગ નાશ પામ્યો ન હોય અથવા વિષયો તેને ખેંચે તે વખતે તેતરફ ન ખેંચાતા પોતાની શાંતસ્થિતિ ટકાવી રાખવાનુ સામર્થ્ય તેઓમા ન આવ્યુ હોય તો જ્યારે જ્યારે તેઓને વિષયોનો સંબંધ થવા પામેછે ત્યારે કાં તો તેઓ પોતાનીમેળે જ વિષયોતરફ દોરી જાયછે અથવા તો વિષયો તેને તાણી જાયછે, માટે ઇંદ્રિયોની વિષયાસક્તિના વેગને રોકવો તથા પોતાની શાંતસ્થિતિ ટકાવી રાખવાનુ સામર્થ્ય તેઓમા દાખલ કરવુ એ જ ઇંદ્રિયસંયમનો ખરો ઉપાય છે, અને તે ઉપાય જ્ઞાનસિવાય બીજો કોઇ નથી અહીં જ્ઞાન એટલે વિવેકપૂર્વક વિચાર સમજવો કારણકે વિવેકપૂર્વક વિચાર કરવાથી આપાતરમ

ણીય વિષયોના સેવનમાં પરિણામે જે જે મોટી મોટી આફતો રહેલી છે તે સધળી સ્પષ્ટ જોવા જાણવામાં આવેછે, અને તેથી તેઓતરફની આસક્તિ છૂટી જ જાયછે અને મન તથા ઇંદ્રિયો પરમશાંતિને પામેછે.

આ પ્રમાણે જો ઇંદ્રિયસંયમ ન થાય તો કંઇપણ સત્કર્મ સિદ્ધ થતાં નથી એમ જણાવેછે—

वेदास्त्यागश्च यज्ञाश्च नियमाश्च तपांसि च ॥
न विप्रदुष्टभावस्य सिद्धिं गच्छन्ति कर्हिचित् ॥९७॥

વેદાધ્યયન, દાન, યજ્ઞો, નિયમો અને તપશ્ચર્યા એઓ વિષયાસક્ત અંતઃકરણવાળાને કદીપણ સિદ્ધ થતાં નથી. ૯૭.

સત્કર્મમાં પ્રવૃત્તિ કરતી વખતે ઇંદ્રિયો જ્યાં ત્યાં દોડ્યા કરે તથા મન અસ્થિર હોય તો દેખીતુ છે કે તે સત્કર્મ સેરખીરીતે થઇ જ શકે નહિ, અને તેમ થાય તોપછી તે સફળ પણ શું થાય? વિષયાસક્તિથી દુષ્ટ અંતઃકરણવાળો માણસ યોગ્યરીતે વેદાધ્યયન કેમ કરી શકે? યોગ્યરીતે દાન કેમ દઇ શકે? યોગ્યરીતે યજ્ઞો કેમ કરી શકે? સ્નાનાદિક યોગ્ય નિયમો કેમ પાળી શકે! અને સ્થિરપણે તપસ્યા પણ ક્યાથી કરી શકે? વિષયાસક્તિ બીજું કંઇપણ સુજવા દેતી જ નથી તેમ છતા પણ જો દેખાડાનેમાટે ઉપર જણાવેલુ સઘળુ કરવામાં આવેછે તો તે આંધળા માણસે કરેલા કામનીપેઠે ફારસરૂપ થાયછે પણ એથી કાંઇ જે સિદ્ધિ મળવી જોઇએ તે સિદ્ધિ મળતી નથી વેદાધ્યયનવગેરે સત્કર્મો કરવાના સમયમાં બીજા સર્વ વિચારો છોડી માત્ર તેમાં જ તત્પર રહેવું જોઇએ. દાનનેમાટે મૂળમા ત્યાગ શબ્દ છે તેનો અર્થ સન્યાસ પણ થાયછે, એટલે સંન્યાસી થાય પણ જો ઇંદ્રિયસંયમ ન હોય તો તેનો સંન્યાસ વ્યર્થ છે નિયમ એટલે શૌચ તથા ગંગોપવગેરે અને તપ એટલે કૃચ્છ્ર તથા અતિકૃચ્છ્રવગેરે વ્રતો સમજવાં. અથવા વેદશબ્દથી બ્રહ્મચારીના ધર્મો, યજ્ઞશબ્દથી ગૃહસ્થના ધર્મો, તપશબ્દથી વાનપ્રસ્થના ધર્મો અને ત્યાગશબ્દથી સંન્યાસીના ધર્મો સમજવા. આથી એમ સમજાવવામાં આવ્યુ કે ઇંદ્રિયસંયમ અમુક આશ્રમવાળાને જ નહિ પણ બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી એ ચારે આશ્રમવાળાઓને જરૂરનો છે

ઇંદ્રિયસંયમવાળો પુરૂષ જિતેંદ્રિય કહેવાયછે, તેથી હવે જિતેંદ્રિયનું સ્વરૂપ કહેછે—

**श्रुत्वा स्पृष्ट्वा च दृष्ट्वा च भुक्त्वा घ्रात्वा च यो नरः ॥**
**न हृष्यति ग्लायति वा स विज्ञेयो जितेन्द्रियः ॥९८॥**

જે પુરૂષ સાંભળીને, સ્પર્શ કરીને, જોઇને, ભોજન કરીને અને સુંઘીને પ્રસન્ન પણ ન થાય તેમ ખેદ પણ ન પામે તેને જિતેંદ્રિય જાણવો ૯૮.

અનુકૂળ વિષયથી હર્ષ ન પામે અને પ્રતિકૂળ વિષયથી ખેદ ન પામે તેને જિતેંદ્રિય સમજવો જોઇએ. ચાહે તો ગીતવાદ્ય સાંભળવમા આવે કે ચાહે તો ગધેડાં કૂતરાંના ઉગ્રશબ્દો સંભળાય તેથી અથવા કોઇ સ્તુતિ કરે કે કોઇ નિંદા કરે તો તે સાંભળીને તેને હર્ષ પણ નથી થતો અને ખેદ પણ નથી થતો તેમ જ કોમળસ્પર્શથી કે પ્રખરસ્પર્શથી, સ્ત્રીનું મુખકમળ, સુંદર ચિત્રો અને નાટકવગેરે જોવાથી કે ભયાનક અને બીભત્સવગેરે પદાર્થો જોવાથી, સ્વાદવાળા પદાર્થોનું ભોજન કરીને કે સ્વાદવગરના પદાર્થોનું ભોજન કરીને તથા સુગંધિ પદાર્થ સુંઘવાથી કે દુર્ગંધિ પદાર્થ સુંઘવાથી પણ તે હર્ષમાં પણ નથી ખેંચાતો અને ખેદમાં પણ નથી ખેંચાતો આવા પુરૂષમાં જ ઇંદ્રિયોનો ખરો સંયમ છે એમ જાણવું, કારણકે તેનાં ઇંદ્રિયોમાથી અનર્થના બીજરૂપ આસક્તિનો દાહ જ થઇ ગયેલો હોયછે. ઇંદ્રિયસંયમમા મુખ્યત્વે મનોવિકાર ટળવાની જ જરૂર છે,

એકાદ ઇંદ્રિય પણ જો વશ્ય ન રહે તો તેપણ અનર્થકારક છે એ વાત સમજાવેછે—

**इन्द्रियाणां तु सर्वेषां यद्येकं क्षरतीन्द्रियम् ॥**
**तेनास्य क्षरति प्रज्ञा दृतेः पादादिवोदकम् ॥ ९९ ॥**

સર્વ ઇંદ્રિયોમાં જો એક ઇંદ્રિય પણ વિષયોમા દોડી જાય તો દૃતિ એટલે ચામડાની મશકના છિદ્રમાથી જેમ સઘળું જળ સ્રવી જાયછે તેમ ઇંદ્રિયના ક્ષરણથી પુરૂષની બુદ્ધિ પણ ધીમે ધીમે નાશ પામી જાયછે ૯૯

"બધાં ઇંદ્રિયોને વશ રાખવામા આવે અને તેમાંથી એકાદ ઇંદ્રિય વિષયસેવન કરે તો તેથી શી હાનિ થાય' એવું પુરૂષના એકાદ દોષ હોય તો તે દબાઇ જાયછે એ વાત સૌ કોઇ જાણે છે અહીં પણ દાખલાતરીકે બ્રહ્મચારી સ્ત્રીસંગઆદિ બીજા વિષયોથી દૂર રહે પણ સારાં સારાં સ્વાદિષ્ટ ભોજનમાં આસક્તિ રાખે તો તેથી તેના બ્રહ્મચર્યને શી અડચણ આવી જાય!" આમ ઉંધા વિચારપર ચડી જવાય તો તેમા મોટી હાનિ છે એ સમજવામાટે જાણવું

જરૂરનું છે કે જો એકપણ ઇંદ્રિય સ્વતંત્રપણાથી વિષયોમાં પ્રવર્તેલું હોય તો તેથી પુરૂષની બુદ્ધિ એટલે બીજાં ઇંદ્રિયોને કબજે રાખવાનું તેનું ધૈર્ય પણ, ચર્મની મશકમાંથી તે મશકના બધા પાદ બંધ હોય અને માત્ર એક જ પાદ ખુલ્લો હોય તો પણ જેમ સઘળું જળ સવી જાયછે તેમ ધીમે ધીમે નાશ પામી જાયછે. જ્ઞાનના અભ્યાસથી પુષ્ટ થયેલું સમ્યક્‌જ્ઞાન ધૈર્ય કહેવાયછે, વિષયોની લાલચથી વિષયોમાં જ જેનું ચિત્ત ફરતું હોય તેવા માણસને યુક્તિથી તથા શાસ્ત્રથી જણાતા અર્થો યથાર્થ રીતે ભાસતા નથી.

ઇંદ્રિયસંયમનું પ્રકરણ સમાપ્ત કરતાં તેની સર્વ પુરૂષાર્થોમાં હેતુતા જણાવેછે—

**वशे कृत्वेन्द्रियग्रामं संयम्य च मनस्तथा ॥**
**सर्वान्संसाधयेदर्थानक्षिण्वन्योगतस्तनुम् ॥ १०० ॥**

ઇંદ્રિયોના સમૂહને વશ્ય કરી તેમ જ મનને પણ કબજામાં રાખી ઉપાયોથી શરીરને જાળવનો પુરૂષ સર્વ પુરૂષાર્થોને સાધેછે. ૧૦૦.

મનસહિત સઘળાં ઇંદ્રિયોને કબજામાં રાખી ખાવાપીવાવગેરે સઘળા વ્યવહારને જરૂર જેટલો તથા અતિ સરલ અને સાદા રૂપમાં સેવનારૂપ ઉપાયોથી શરીરને જાળવનારો પુરૂષ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થોને સાધી શકેછે આ શ્લોકનો અર્થ બીજી રીતે એમ પણ કરવામાં આવેછે કે "મનસહિત ઇંદ્રિયોને કબજે રાખી ધર્મવગેરે સર્વ પુરૂષાર્થોને બાધ ન આવે તેમ પ્રાણધારણમાં જરૂરજેટલા ખાનપાનાદિરૂપ યોગથી શરીરને ટકાવવું." આ ઉપરથી શરીરના ટકાવમાં પણ ઇંદ્રિયસંયમની જ જરૂર દેખાયછે, કારણકે ઇંદ્રિયસંયમ છોડી ગમે તે ખાનપાનાદિ માત્ર સ્વાદવૃત્તિને વશ રહી લેવામાં આવે તો તેમાં પરિણામે રોગોત્પત્તિ થઇ શરીર વહેલું શિથિલ બની વીખાઇ જાયછે

સાવિત્રીજપના પ્રભાવને અંગે ઇંદ્રિયસંયમનું વર્ણન કરીને હવે એ જપ કરવાનો સમય તથા તેની રીતિ જણાવેછે—

**पूर्वां संध्यां जपंस्तिष्ठेत्सावित्रीमार्कदर्शनात् ॥**
**पश्चिमां तु समासीनः सम्यगृक्षविभावनात् ॥१०१॥**

પ્રાતઃકાળની સંધ્યામાં ઉભા રહીને સૂર્યનું દર્શન થાય ત્યાંસુધી અને સાયંસંધ્યામાં બેસીને સારી રીતે નક્ષત્રો દેખાય ત્યાંસુધી ગાયત્રીનો જપ કરવો ૧૦૧.

પ્રાતઃસંધ્યામાં સૂર્યદર્શનપર્યંત ઉભા ઉભા અને સાયંસંધ્યામાં નક્ષત્રદર્શનપર્યંત બેઠા બેઠા ગાયત્રીજપ કરવો આમાં સ્થાન તથા આસન અંગભૂત છે અને જપ પ્રધાન છે કારણકે ફળ જપ કરવાથી જ થાયછે આકાશમાં પ્રકાશ હોય અને પૃથ્વીપર અંધકાર હોય અર્થાત્ જે સમયમાં રાત્રિ તથા દિવસ એ બન્નેના ધર્મો એટલે અંધકાર અને પ્રકાશ સાથે દેખાય તે સંધ્યાનો સમય કહેવાયછે સંધ્યાનો સમય મુહૂર્તમાત્ર છે, તેવિષે યોગી યાજ્ઞવલ્કયે કહ્યુંછે કે "દિવસોનો હ્રાસ તથા વૃદ્ધિ અનુક્રમે થયા કરેછે પણ હ્રાસ અને વૃદ્ધિમાં પણ સંધ્યા તો મુહૂર્તમાત્ર જ કહેલી છે"

બન્ને સંધ્યામાં જપ કરવાનું ફળ કહેછે—

पूर्वां सन्ध्यां जपंस्तिष्ठन्नैशमेनो व्यपोहति ॥
पश्चिमां तु समासीनो मलं हन्ति दिवाकृतम् ॥१०२॥

પ્રાતઃસંધ્યામાં ઉભો રહી જપ કરતો પુરુષ રાત્રિમાં થયેલા પાપનો નાશ કરેછે તથા સાયંસંધ્યામાં બેસીને જપ કરતો પુરુષ દિવસમાં કરેલા પાપનો નાશ કરેછે ૧૦૨

પ્રાતઃસંધ્યાથી તથા સાયંસંધ્યાથી જે રાત્રિના તથા દિવસના પાપો નાશ પામવાનું જણાવ્યું છે તે પાપો અજ્ઞાનકૃત હોવા જોઇએ કારણકે યાજ્ઞવલ્ક્યમુનિ એમ જ કહેછે કે "દિવસમાં અથવા રાત્રિમાં જે પાપ અજ્ઞાનથી કરેલું હોય તે સઘળું ત્રણ કાળની સંધ્યા કરવાથી નષ્ટ થાયછે એટલે રાત્રિમાં સૂતેલા હોય ત્યારે શય્યામાં પડખું ફેરવવાવગેરેથી સૂક્ષ્મ પ્રાણીઓના વધવગેરે પાપ થાયછે તેના પ્રાયશ્ચિત્તરૂપ પ્રાતઃસંધ્યામાંનો જપ છે તથા દિવસે સ્ત્રીસામે જોવાવગેરેથી થયેલા મનોવિકારરૂપ દોષવગેરેના પ્રાયશ્ચિ તેમાં અન સંધ્યામાંનો જપ છે જો આવા પાપનો સંચય થતો આવે માર્જનાવગેરે અ દિવસે અપવિત્ર થતો જાયછે એજ અભિપ્રાયથી કહેવામાં અતેવાળા સ્વા થાય

सर्वदेवात्प्रशुचिरयं सन्ध्योपासनवर्जितः । રે નિરંતર ચાલતુ

એટલે 'સંધ્યોપાસનવગરના પુરુષને સર્વદા અપવિત્ર રનથી પણ આ બ્રહ્મ જો તેનો વિચ્છેદ થાય ઉપટના ભાગમાં નક્ષત્ર દેખાતા હોય તે સમય પ્રાત રની આહુતિથી હોમ થાયછે દિવસના ઉપરના ભાગમાં સૂર્ય દેખાતો હોય તે સં હોમ છે ધાતુઓના અનેક અર્થ ગણાયછે

સંધ્યોપાસન નહિ કરનાર દ્વિજની અયોગ્યતા દર્શાવેછે—

**न तिष्ठति तु यः पूर्वां नोपास्ते यश्च पश्चिमाम् ॥**
**स शूद्रवद् बहिष्कार्यः सर्वस्माद् द्विजकर्मणः ॥१०३॥**

જે દ્વિજ પ્રાતઃસંધ્યા કરતો નથી અને જે સાયંસંધ્યા પણ કરતો નથી તે સઘળાં દ્વિજસંબંધી કર્મોથી શૂદ્રની પેઠે દૂર કરવાયોગ્ય છે. ૧૦૩.

જે દ્વિજ પ્રાતઃસંધ્યા તથા સાયંસંધ્યા ન કરે તે, દ્વિજસંબંધી સઘળાં કર્મોથી એટલે અતિથિસત્કારવગેરેથી દૂર રાખવાયોગ્ય થાયછે. આમ કહી સંધ્યોપાસન નિત્યકર્મ છે એમ સમજાવ્યું છે. કામ્ય અને નૈમિત્તિક કર્મો જરૂર પડે ત્યારે જ અથવા અમુક સમયે જ કરવાનાં છે. પણ નિત્યકર્મ તો સૂતકાદિપ્રતિબંધસિવાયના સમયમાં અવશ્ય કરવાં જ જોઇએ, તેમ છતાં જો ન કરવામાં આવે તો પ્રત્યવાય લાગેછે.

બ્રહ્મયજ્ઞ એટલે વેદાધ્યયનરૂપ સ્વાધ્યાય કર્મ અશક્તિ વગેરે કારણથી ન થઇ શકે તો ગાયત્રીમાત્રના અધ્યયનથી પણ સ્વાધ્યાય થયો ગણાયછે એમ બતાવેછે—

**अपां समीपे नियतो नैत्यकं विधिमास्थितः ॥**
**सावित्रीमप्यधीयीत गत्वारण्यं समाहितः ॥ १०४॥**

અરણ્યવગેરે એકાંત સ્થળમાં જઇને નદીવગેરેના જળની પાસે ઇંદ્રિયો વશ્ય કરી એકાગ્રમન રાખી બ્રહ્મયજ્ઞરૂપ નિત્યવિધિ કરવા ઇચ્છતા દ્વિજે સાવિત્રીનો પણ જપ કરવો. ૧૦૪.

ઇંદ્રિયસંયમ... વેદાધ્યયનની શક્તિ ન હોય તો પ્રણવ અને ત્રણ વ્યાહૃતિયુક્ત
તો તેમા પરિ... કરવો. એટને ઘણાં સૂક્તોનો, અનુવાકોનો અને અધ્યાયોનો
શકે તો છેવટ ગાયત્રીનો પણ સ્વાધ્યાય કરવો. તેમાં આ
**સાવિત્રી**જો બુદ્ધિ રાખવી ગુરૂની પાસે વેદાધ્યયન કરવામા આવે તે
હવે એ જપ ક... કહેવાયછે. એ સ્વાધ્યાયનો વિધિ પ્રકૃતિરૂપ છે. ભણ્યા-
મેળે જે વેદાધ્યયન કરવામા આવે તે કેવળ સ્વાધ્યાય
**पूर्वां संध्यां जपं**...યાયનું પ્રકરણ છે આ સ્વાધ્યાય વિકૃતિરૂપ છે, તો
...લાએક ધર્મોનું ગ્રહણ કરેછે, જેથી વેદોચ્ચાર
**पश्चिमां तु समासीन** પ્રાગગ્રદર્ભ એટલે પૂર્વતરફ અગ્રવાળા દર્ભોનું

આસનવગેરે ધર્મો આમાં પણ લેવાના છે. ઉપનયનપછી તરતમાં બ્રહ્મચારી બટુકથી સ્વાધ્યાયરૂપે વિશેષ વેદાધ્યયન થઇ શકતુ નથી. કારણકે હજુ તો તેણે ગુરૂપાસે ભણવાનો આરંભજ કર્યો હોયછે તેથી તેણે બ્રહ્મયજ્ઞરૂપ નિત્યકર્મ ગાયત્રીમંત્રના જપમાત્રથી જ કરવુ એવો આશય પણ આ શ્લોકમાં રહેલો છે.

સ્વાધ્યાયવગેરેમાં અનધ્યાયો પાળવા કે કેમ? એ શંકાનું સમાધાન કરેછે—

वेदोपकरणे चैव स्वाध्याये चैव नैत्यके ॥
नानुरोधोस्त्यनध्याये होममन्त्रेषु चैव हि ॥ १०५ ॥

વેદના અંગરૂપ શિક્ષાવગેરેમાં, નિત્ય કરવાયોગ્ય સ્વાધ્યાયમાં અને હોમસંબધી મંત્રોમાં અનધ્યાયસંબધી અટકાયત નથી ૧૦૫

શિક્ષા તથા કલ્પવગેરે વેદના અંગરૂપ ગણાતાં શાસ્ત્રોના અધ્યયનમાં, નિત્ય કરવાના વેદાધ્યયનરૂપ સ્વાધ્યાયમાં તથા હોમનેમાટે બોલવાના મંત્રોમાં ચતુર્દશીવગેરે અનધ્યાયોનો બાધ ગણાતો નથી વેદાધ્યયનરૂપ સ્વાધ્યાય એટલે બ્રહ્મયજ્ઞ સમજવો

ઉપરના શ્લોકમાં કહેલા વિષયને જ દૃઢ કરેછે—

नैत्यके नास्त्यनध्यायो ब्रह्मसत्रं हि तत्स्मृतम् ॥
ब्रह्माहुतिहुतं पुण्यमनध्यायवषट्कृतम् ॥ १०६ ॥

નિત્ય કરવાયોગ્ય સ્વાધ્યાયયજ્ઞમાં અનધ્યાય નથી કારણકે તે નિરંતર થાયછે તેથી બ્રહ્મસત્ર કહેલ છે વેદરૂપ આહુતિના જેમાં હોમ થાયછે એવા પુણ્યહેતુ સ્વાધ્યાયયજ્ઞમાં અનધ્યાય વષટ્કારને ઠેકાણે છે ૧૦૬

નિત્ય કરવાના સ્વાધ્યાયને મનુવગેરેએ બ્રહ્મસત્ર કહેલ છે તેમાં અનધ્યાયની અડચણ નથી કારણકે અનધ્યાયના કારણરૂપ મેઘગર્જનાવગેરે અથવા અનધ્યાયમાં અધ્યયન થાય તે તો વેદાધ્યયનરૂપ આહુતિવાળા સ્વાધ્યાયયજ્ઞમાં વષટ્કારને ઠેકાણે ગણાયછે જેમ સહસ્રસંવત્સરવગેરે નિરંતર ચાલતા સત્ર વચમાં કોઇ દિવસ વિચ્છેદ પામતુ નથી તેમ વેદાધ્યયનથી થતુ આ બ્રહ્મસત્ર પણ અનધ્યાયરૂપ કારણથી વિચ્છેદ પામતુ નથી જો તેનો વિચ્છેદ થાય તો તે સત્ર ન કહેવાય બીજા સત્રમાં જેમ સોમની આહુતિથી હોમ થાયછે તેમ આ બ્રહ્મસત્રમાં વેદાધ્યયનરૂપ આહુતિથી હોમ છે ધાતુઓના અનેક અર્થ

થાયછે તેથી મુખ્યત્વે હોમ અર્થને જણાવનાર હૂ ધાતુનો અહીં બ્રહ્મસત્રસંબંધે અનિવૃત્તિ એટલે અનધ્યાયમાં પણ નહિ અટકવું એવો અર્થ કરવામાં આવેછે. બ્રહ્મસત્ર એ શબ્દમાં સ્વાધ્યાયને સત્રનું રૂપક આપવામાં આવ્યું છે જેમ સ્વાધ્યાયમાં અનધ્યાયનો બાધ નથી તેમ નિત્ય કરવાના જપમાં પણ અનધ્યાયનો બાધ નથી કારણકે તે પણ સ્વાધ્યાય અને હોમવગેરેની પેઠે આવશ્યક છે

સંવત્સર માત્ર પણ સ્વાધ્યાયમાં પ્રવૃત્ત રહે તો તેને સર્વ પુરૂષાર્થનો લાભ થાયછે તોપછી જીવતાંલગી એ વિધિ ચાલુ રાખે તેને તો શું અલભ્ય રહે? એવા અભિપ્રાયથી, સંવત્સરપર્યંત કરાતા સ્વાધ્યાયનું ફળ દર્શાવેછે—

**यः स्वाध्यायमधीतेऽब्दं विधिना नियतः शुचिः ॥**
**तस्य नित्यं क्षरत्येष पयो दधि घृतं मधु ॥ १०७ ॥**

જે પુરૂષ ઇંદ્રિયોને વશ્ય કરી પવિત્ર થઇ વિધિપૂર્વક એક વર્ષપર્યંત સ્વાધ્યાય કરેછે તેને આ સ્વાધ્યાય નિત્ય દૂધ, દહીં, ઘી અને મધ આપેછે. ૧૦૭

જે પુરૂષ એક વર્ષપર્યંત પવિત્રપણે અને જિતેંદ્રિયપણે સ્વાધ્યાય કરેછે તેને એ સ્વાધ્યાયરૂપ જપયજ્ઞ દુધવગેરે પદાર્થોની સંપત્તિ આપેછે જેથી તે દેવ તથા પિતૃઓને તૃપ્ત કરેછે અને તૃપ્ત થયેલા તે દેવ તથા પિતૃઓ જપયજ્ઞ કરનારને સર્વ ઇચ્છિત ફળોથી તૃપ્ત કરેછે યાજ્ઞવલ્ક્ય પણ કહેછે કે "જે દ્વિજ પ્રતિદિન વેદાધ્યયન કરેછે તે મધથી તથા દૂધથી દેવોને તૃપ્ત કરેછે અને મધથી તથા ઘીથી પિતૃઓને તૃપ્ત કરેછે" આગળ ચાલતાં વળી કહેછે કે "ચાર વેદોનો અને પુરાણોનો જપ દેવ તથા પિતૃઓને તૃપ્ત કરેછે" છેવટમાં કહેછે કે "તૃપ્ત થયેલા દેવ તથા પિતૃઓ સ્વાધ્યાય કરનારને સર્વ શુભ ઇષ્ટ ભોગોથી તૃપ્ત કરેછે." સ્વાધ્યાય એ નિત્ય કર્તવ્ય છે અને નિત્ય કર્તવ્યમાં જે ફળનું શ્રવણ હોય તે અર્થવાદ કહેવાયછે માટે અહીં સ્વાધ્યાયનું જે ફળ કહેલું છે તે અર્થવાદ છે, અધ્યયન કરતો હોય તેને લોકોની રૂચિ થવાથી પ્રતિગ્રહાદિકથી ગાય મળવાને લીધે દુધની પ્રાપ્તિ થાયછે, અથવા શુદ્ધિરૂપ સમાનધર્મથી દૂધ એટલે ધર્મ, પુષ્ટિના હેતુથી દહીં એટલે અર્થ, સ્નેહ (ચીકાશ તથા પ્રેમ) રૂપ સામાન્ય ધર્મથી ઘી એટલે કામ અને સર્વરસોના અંતથી મધુ એટલે મોક્ષ સમજવો સંવત્સરપર્યંત વેદાધ્યયનથી પણ આ પ્રમાણે ચારે પુરૂષાર્થોની પ્રાપ્તિ થાયછે તો પછી ઘણા કાળસુધી વેદાધ્યયન કરે તેને સર્વે પુરૂષાર્થોની પ્રાપ્તિ થાય તેમાં આશ્ચર્ય શું?

સંધ્યાવગેરે કેટલાએક બ્રહ્મચારિના ધર્મો એવા કહેવામાં આવ્યા કે જે તેપછીના આશ્રમવાળાઓએ પણ પાળવાના છે. હવે આ શ્લોકમાં બ્રહ્મચારીએ પોતાના સમાવર્ત્તનસંસ્કારપર્યંત પાળવાના કેટલાએક ધર્મો બતાવેછે—

अग्नीन्धनं भैक्षचर्यामधःशय्यां गुरोर्हितम् ॥
आसमावर्त्तनात्कुर्यात्कृतोपनयनो द्विजः ॥ १०८ ॥

થએલ ઉપનયનવાળો દ્વિજ બ્રહ્મચારીએ સમાવર્ત્તનપર્યંત સાયંપ્રાતર્હોમ, ભિક્ષાચરણ, પૃથ્વીઉપર શય્યા અને ગુરુની સેવા એ સઘળું કરવું. ૧૦૮.

ઉપનયન સંસ્કાર થયાપછી બ્રહ્મચર્ય પાળી ગુરુને ત્યાં વિદ્યાભ્યાસમાટે રહેતા દ્વિજે સવારસાંજ અગ્નિમાં સમિધનો હોમ કરવો. ભિક્ષા માગી લાવવી, ભોંયપર પથારી કરીને સૂવું અને જળ ભરી લાવી દેવા વગેરે ગુરુની સેવા કરવી. આ સઘળું તેણે સમાવર્ત્તનપર્યંત એટલે વેદાધ્યયન પૂર્ણ કરી ગુરુના ઘરથી પાછા ફરતી વખતે જે સમાવર્ત્તનસંસ્કાર કરવામા આવેછે ત્યાસૂધી કરવાનું છે. ગુરુને ઘેર રહીને જે ગુરુનું કામ કરવું તે સમાવર્ત્તનપર્યંત છે, પરંતુ તેપછી પણ ગુરુતરફ માનવૃત્તિ અને ગુરુની આજ્ઞાનું પાલન એ તો જીવિતપર્યંત સમજવાનું છે

કેવા શિષ્યને ભણાવવો અથવા વિદ્યાદાનનાં પાત્ર કોને ગણવાં તે કહેછે—

आचार्यपुत्रः शुश्रूषुर्ज्ञानदो धार्मिकः शुचिः ॥
आप्तः शक्तोर्थदः साधुः स्वोध्याप्या दश धर्मतः॥१०९॥

આચાર્યનો પુત્ર, ગુરુભક્તિ કરનાર, પોતાપાસે ન હોય તેવી વિદ્યા દેનાર, ધર્મ જાણનાર, પવિત્ર, બાંધવ, ભણીને ધારણ કરવામા સમર્થ, ધન દેનાર, હિતેચ્છુ અને પોતાનો જ્ઞાતિ એ દશને ધર્મથી ભણાવવા. ૧૦૯.

सर्वेषामेव दानाना ब्रह्मदान विशिष्यते । એટલે સઘળાં દાનોમાં વિદ્યાદાન અધિક છે, એમ કહ્યું તો તેમાં કેવા શિષ્યને વિદ્યા દેવી તે જણાવવા પાત્રલક્ષણમાટે બ્રહ્મચારિધર્મના પ્રસંગથી આ અધ્યાપનવિધિ કહેલો છે ગુરુભક્તિ કરનાર એટલે શક્તિપ્રમાણે શ્રદ્ધાપૂર્વક ગુરુના ઘરનું કામકાજ કરનારો તથા ગુરુની પગચંપી

વગેરે શારીરસેવા કરનારો, પોતપાસે ન હોય તેવી વિદ્યા દેનાર એટલે કોઇ ગ્રંથ ગુરૂના જાણવામાં ન હોય અને શિષ્ય જાણતો હોય તેવો ગ્રંથ ગુરૂને સમજાવે અને પોતે ગુરૂની પાસેથી ભણે તે, ધર્મ જાણનાર એટલે અગ્નિહોત્રાદિ કર્મોના અનુષ્ઠાનમાં ધર્મબુદ્ધિવાળો, પવિત્ર એટલે મૃત્તિકાથી તથા જળથી શારીર શુદ્ધિવાળો અને દ્રવ્યશુદ્ધિવાળો અથવા પવિત્ર મનોવૃત્તિવાળો તેમ જ આચાર્યનો પુત્ર, બાંધવ અર્થાત્ નજીકના સંબન્ધવાળો, ભણીને ધારણ કરવામાં સમર્થ, ધન આપી ઉપકાર કરનાર, હિતેચ્છુ અને પોતાનો જ્ઞાતિ અથવા તો પોતાના જ્ઞાતિને માટે મૂળમાં સ્વ શબ્દ કહેલો છે તેનો અર્થ પુત્ર તથા પોતે અથવા બીજાએ જેને ઉપનયન સંસ્કાર કરેલ હોય તે એવો થાયછે તેથી તેઓ; એ સૌ ધર્મથી ભણાવવા યોગ્ય છે. એઓને ભણાવવાથી ધર્મ થાયછે અથવા ધર્મનું અતિક્રમણ થતુ નથી.

અપાત્રે વિદ્યાદાન ન કરવાવિષે કહેછે—

## नापृष्टः कस्यचिद् ब्रूयान्न चान्यायेन पृच्छतः ॥
## जानन्नपि हि मेधावी जडवल्लोक आचरेत् ॥ ११० ॥

પૂછ્યાવગર કોઇને કહેવું નહિ, તેમ અન્યાયથી પૂછે તેને પણ કહેવું નહિ, એવે સમયે બુદ્ધિમાન મનુષ્યે જાણતાં છતાં પણ લોકમાં જડની પેઠે વ્યવહાર કરવો. ૧૧૦.

બીજો કોઇ માણસ ખોટા અક્ષરવાળું કે સ્વરવગરનું અથવા એવી જ રીતે બીજા કાંઇ દોષવાળું ભણતો હોય તેને તે પૂછ્યાવગર કાંઇ પણ કહેવા જવું નહિ. પણ પોતાનો શિષ્ય જો એવી રીતે કાંઇ ખોટું ભણતો હોય તો તેને તો કહેવું જ તેમાં પૂછવાવાર જોવી નહિ. શિષ્યવગર કોઇ બીજો માણસ પણ વિનયપૂર્વક ખરા ભાવથી ખુલાસો પૂછવા આવે તો તેને કહેવું. પણ કોઇ ભક્તિથી અને શ્રદ્ધાથી પૂછવાને બદલે અન્યાયથી એટલે લુચ્ચાઇવગેરેથી પૂછે તો તેને કંઇ કહેવું નહિ કારણકે તેને કહેવું તે સફળ નથી એટલુ જ નહિ પણ તે લુચ્ચાઇથી પૂછતો હોવાને લીધે ઉંધે રસ્તે ચાલી એ વિષયમાં નાયાકુડ કરાવેછે તથા યોગ્યશાસ્ત્રને તથા યોગ્ય વચનને પણ ઉંધે રસ્તે ઉપાડી જઇ જેમ સર્પ અમૃતરૂપ દૂધને વિષ બનાવી દેછે તેમ તેનો અવળો ઉપયોગ કરેછે, માટે તેવાઓ પૂછે તો પણ જડ અને મુંગાની પેઠે વર્તવું અર્થાત્ તેમને કશો જવાબ જ ન દેવો. પૂછ્યાવગર ન જ કહેવું આ નિષેધ શાસ્ત્રવિષયક છે પણ વ્યવહારસંબંધે તો આગળ કહેવામાં આવશે કે "પૂછેલું અથવા ન પૂછેલું હોય તોપણ ધર્મજ્ઞ હોય તેણે યથાર્થ કહેવું."

"પૂછયાવગર કોઇને કહેવું નહિ તેમ અન્યાયથી પૂછે તેને પણ કહેવું નહિ." એ પ્રમાણે કહેલા એ નિષેધનું ઉલ્લંઘન કરવાથી થતી હાનિ જણાવેછે—

अधर्मेण च यः प्राह यश्चाधर्मेण पृच्छति ॥
तयोरन्यतरः प्रैति विद्वेषं वाधिगच्छति ॥ १११ ॥

જે અધર્મથી કહેછે અને જે અધર્મથી પૂછેછે તે એમાંથી કોઇ પણ મૃત્યુ પામેછે અથવા વિદ્વેષ પામેછે. ૧૧૧

જે અધર્મથી કહેછે એટલે પૂછયાવગર ન કહેવું તથા અન્યાયથી પૂછનારને ન કહેવું એ આજ્ઞાનું ઉલ્લંઘન કરેછે તથા જે અધર્મથી પૂછેછે એટલે ભક્તિ અને શ્રદ્ધાવગર સ્વેચ્છાઇથી પૂછેછે તેમાં જે મર્યાદાનું ઉલ્લંઘન કરનાર હોય તેના આયુષની હાનિ થાયછે, અથવા તેઓમા પરસ્પર દ્વેષ થાયછે કે તેઓ લોકોના દ્વેષનું પાત્ર થાયછે अधर्मेण च य. प्राह એનો અર્થ "જે ખોટું કહેતો હોય" એવો પણ થઇ શકેછે અને તેથી જેઓને ધર્મથી ભણાવવા યોગ્ય ગણ્યા છે તેઓને ઉંધુ સમજાવનાર પણ પોતાના આયુષની હાનિ કરેછે અને લોકોના તથા દેવના દ્વેષનુ પાત્ર થાયછે અર્થાત્ અપયશને અને અસદ્‌ગતિને પામેછ

કોને વિદ્યા ન દેવી તે સ્પષ્ટતાથી જણાવેછે—

धर्मार्थौ यत्र न स्यातां शुश्रूषा वापि तद्विधा ॥
तत्र विद्या न वक्तव्या शुभं बीजमिवोषरे ॥ ११२ ॥

જેમ ઉત્તમ બીજ ખારી ભોયમાં ન વાવવું તેમ જે શિષ્યને ભણાવવાથી ધર્મ કે અર્થ સિદ્ધ ન થતાં હોય અથવા જે યોગ્ય રીતે ગુરૂસેવા પણ ન કરતો હોય તેવા શિષ્યને વિદ્યા આપવી નહિ ૧૧૨.

જેને ભણાવવાથી ધર્મ ન થાય, જેને ભણાવવાથી ધનવગેરેનો કાંઇ લાભ પણ ન થાય તથા જે ગુરૂસેવા ન કરતો હોય તેવા શિષ્યને વિદ્યા દેવી નહિ કારણ કે ખારી ભોંયમાં વાવેલા બીજની પેઠે તેને દીધેલી વિદ્યા નિષ્ફળ થાયછે પૈસા લેવાનો ઠરાવ કરીને ભણાવે તેને તો "તે શ્રાદ્ધભોજનમાં અપવિત્ર ગણાયછે" વગેરે વચનોથી નિંધ જ જણાવેલ છે અહીં જે કાંઇ ધનવગેરેનો લાભ જણાવ્યો છે તે તો ગુરૂએ ઠરાવેલ ન હોય પણ શિષ્ય ભક્તિભાવથી

ગુરૂને જે કાંઇ અન્નવસ્ત્ર કે ધન અર્પણ કરે તેજ છે. विद्यते ज्ञायते यया सर्वोऽर्थः सा विद्या (જેનાથી સર્વ બાબત જણાયછે તે વિદ્યા) એવી વ્યુત્પત્તિથી પાઠ તથા અર્થ એ બન્ને અર્થ કહેવાયછે સારા ક્ષેત્રમાં શ્રેષ્ઠ બીજની પેઠે વિદ્યાનું આધાન પણ સુપાત્રમાં જ કરવું જોઇએ

પાત્રવગર વિદ્યાનું દાન નહિ જ કરવું એમ જણાવેછે—

**विद्ययैव समं कामं मर्त्तव्यं ब्रह्मवादिना ॥**
**आपद्यपि हि घोरायां न त्वेनामिरिणे वपेत् ॥११३॥**

વેદ જાણનારા પુરૂષે વિદ્યાસહિત જ ભલે મરવું પણ ઘોર આપત્તિમાં પણ એને ખારી ભોંયમાં વાવવી નહિ ૧૧૩.

વેદવિદ્યા જાણનાર પુરૂષ બીજાઓને તેનું અધ્યયન કરાવે તેમાં તેને મોટું પુણ્ય છે તેથી તેને વધારે વધારે શિષ્યોને ભણાવવાનો ઉત્સાહ રહે એ સંભવિત છે પ્રાચીન સમયમાં ઘણા ઋષિમુનિઓ એ જ ઉદ્દેશથી સેંકડો અને હજારો શિષ્યોને પોતાના તરફથી જમાડતા અને અધ્યયન કરાવતા, જેમાં ઘણી જ મોટી સંખ્યા ધરાવનારા કુલપતિ એવા નામથી પણ ઓળખાતા આથી શિષ્યને વિદ્યા દેવી એ જ ઉત્તમ છે. તેમ છતાં ખારી ભોંયમાં બી વાવવું એમાં જેમ કાંઇ ફળ નથી તેમ જે શિષ્યને વિદ્યા ભણાવવી નિષ્ફળ છે તેને વિદ્યા દેવી જ નહિ ગમે તેવી ભયંકર આપત્તિ આવી પડી હોય અને તેવા અપાત્ર શિષ્યતરફથી ગમે તેવા લાભની આશા હોય તોપણ તેને વિદ્યા આપવી નહિ. તેના કરતાં તો પોતાની પાસે એમને એમ રહી જીર્ણ થયેલી એ વિદ્યાને સાથે લઇને જ મરવું એ વધારે ઠીક છે છાંદોગ્ય બ્રાહ્મણમાં કહ્યુ છે કે विद्यया सार्द्धं म्रियेत न विद्यामूषरे वपेत् । એટલે વિદ્યા સાથે મરવું પણ ખારી જમીનસમાન કુપાત્રને વિદ્યા આપવી નહિ. વળી કે—

यो हि विद्यामधीत्यार्थिने न ब्रूयात्स कार्यहा स्यात् । श्रेयसो द्वारमपावृणुयात् ॥
એટલે જે પુરૂષ વિદ્યા ભણીને, તે વિદ્યા બીજાને બણાવે નહિ તે પોતાના કાર્યને હણનારો થાયછે અને કલ્યાણનાં દ્વારને બંધ કરેછે. વળી—

अध्यापयेन्महदेतद्यशस्यं वाचोऽधिकारं कवयो वदन्ति ।
अस्मिन्योगे सर्वमिदं प्रतिष्ठितं एव विदुरमृतास्ते भवन्ति ॥

એટલે વાણીના અધિકારરૂપ વિદ્યા બીજાને ભણાવવી એ મોટાઇ યશને આપનારૂં કામ છે એટલું જ નહિ પણ આ યોગની અંદર આ સઘળું વૈદિક તથા પારે

આર્થિક કલ્યાણ પ્રતિષ્ઠાને પામેછે એમ જ્ઞાની પુરૂષો કહેછે. જેઓ એવી રીતે જાણેછે તેઓ મૃત્યુથી દૂર રહેછે. આ શ્રુતિઓપ્રમાણે ભણ્યાપછી અવશ્ય ભણાવવું જોઇએ અને જો ભણાવે નહિ તો દોષપાત્ર થાયછે. તોપણ ખારી જમીનસમાન કુપાત્રને વિદ્યા આપવી નહિ, અને એવી રીતે વિદ્યા ન આપવાથી દોષપાત્ર થવાતું નથી. યોગ્ય શિષ્ય મળ્યા છતાં તેને ભણાવવામાં ન આવે તો દોષપાત્ર થાયછે પણ યોગ્ય શિષ્ય ન મળે તોપછી બીજા કોઇને ન ભણાવે તેમાં દોષ-પાત્ર થતો નથી.

અપાત્રે વિદ્યાદાન કરવાના નિષેધને તેવા પ્રકારની શ્રુતિના અનુવાદથી વધારે મજબૂત કરેછે—

**विद्या ब्राह्मणमेत्याह शेवधिष्टेऽस्मि रक्ष माम् ॥**

**असूयकाय मां मादास्तथा स्यां वीर्यवत्तमा ॥११४॥**

વિદ્યાદેવીએ બ્રાહ્મણપાસે આવીને કહ્યું કે હું તારો ભંડાર છું, મારી રક્ષા કર અસૂયાવાળા શિષ્યને મારો ઉપદેશ કરીશ નહિ, તેમ કરવાથી હું અત્યંત પ્રભાવવાળી થઇશ ૧૧૪

વિદ્યાની અધિષ્ઠાત્રી દેવીએ કોઇ અધ્યાપક બ્રાહ્મણપાસે આવીને કહ્યું છે કે હું તારો ભંડાર છું માટે તું મારી રક્ષા કર ગુણોમાં દોષ પ્રકટ કરવા વગેરે દોષથી યુક્ત શિષ્યને તું મારૂં દાન કરીશ નહિ અર્થાત્ તેઓને વિદ્યા ભણાવીશ નહિ, તેમ કરવાથી હું અત્યંત પ્રભાવવાળી થઇશ આ અર્થની શ્રુતિ આ પ્રમાણે છે કે—

विद्या ह वै ब्राह्मणमाजगाम गोपाय मा शेवधिष्टेऽहमस्मि ।
असूयकायानृजवेऽयताय न मा ब्रूया वीर्यवती तथा स्याम् ॥

એટલે વિદ્યાએ બ્રાહ્મણપાસે આવીને કહ્યું કે મારૂં પાલન કર હું તારા નિધિરૂપ છું અસૂયાવાળા, અસરલ અને અસાવધાન એઓને મારો ઉપદેશ કરીશ નહિ આ નિયમપ્રમાણે વર્તવામાં આવશે તો હું પ્રભાવવાળી થઇશ છાન્દોગ્ય બ્રાહ્મણમાં પણ કહ્યું છે કે—विद्या ह वै ब्राह्मणमाजगाम तव हमस्मि त्वं मां पालयानर्हते मानिने नैव मादा गोपाय मा श्रेयसी तथाऽहमस्मि । એટલે વિદ્યાએ બ્રાહ્મણની પાસે આવીને કહ્યું કે, હું તારી છું તું મારૂં પાલન કર અયોગ્ય અને અભિમાનીને મારૂં દાન કરીશ નહિ પણ મારી રક્ષા કરજે તેમ કરવાથી હું કલ્યાણ કરનારી થઇશ

વિદ્યાદાનનું પાત્ર બતાવેછે—

**यमेव तु शुचिं विद्यान्नियतं ब्रह्मचारिणम् ॥**
**तस्मै मां ब्रूहि विप्राय निधिपायाप्रमादिने ॥ ११५ ॥**

જેને પવિત્ર, જિતેંદ્રિય અને બ્રહ્મચારી જાણ તે બ્રાહ્મણને મારો ઉપદેશ કરજે કે જે નિધિનું રક્ષણ કરનાર અને અપ્રમાદી પણ હોય. ૧૧૫

અપાત્રને મારૂં દાન કરીશ નહિ, એવા પ્રકારની ભલામણ કરી હવે વિદ્યાદેવી, પાત્રને દાન કરવાની છૂટ દેછે, અને તેની સાથે પાત્રની પણ ઓળખાણ દેછે કે જે શિષ્ય પવિત્ર, જિતેંદ્રિય અને બ્રહ્મચારી છે એમ તારા જાણવામાં આવે તેને મારો ઉપદેશ કરજે પવિત્રપણું, જિતેંદ્રિયપણું અને બ્રહ્મચારીપણું એ ગુણોની સાથે તેનામાં નિધિપત્વ એટલે હું જે તેના ભંડારરૂપ થાઉં તેનું પાલન કરી શકનારપણું તથા સાવધાનપણું કે તત્પરતા એ ગુણો અવશ્ય હોવા જ જોઇએ એ બાબતનું વિશેષ ધ્યાન રાખજે આ અર્થને જણાવનારી શ્રુતિ આ પ્રમાણે છે કે—

यमेव विद्याः शुचिमप्रमत्त मेधाविनं ब्रह्मचर्योपपन्नम् ।
यस्ते न द्रुह्येत्कतमच्च नाहतस्तस्मै मा ब्रूया निधिपाय ब्रह्मन् ॥

એટલે હે બ્રાહ્મણ ! જેને તું પવિત્ર, પ્રમાદરહિત, ગ્રહણ તથા ધારણ કરવામાં શક્તિવાળો અને બ્રહ્મચર્યથી યુક્ત જાણે તથા જે તારો દ્રોહ ન કરે અને જેનું શરીર તથા મન અવિકલ હોય તે નિધિપ એટલે નિધિરૂપ એવી હું તેનું પાલન કરી શકનારને મારો ઉપદેશ કરજે

ગુરૂની અનુજ્ઞાવગર ગ્રહણ કરેલી વેદવિદ્યાનું અનિષ્ટ પરિણામ કહેછે—

**ब्रह्म यस्त्वननुज्ञातमधीयानादवाप्नुयात् ॥**
**स ब्रह्मस्तेयसंयुक्तो नरकं प्रतिपद्यते ॥ ११६ ॥**

જે પુરૂષ અભ્યાસમાટે ભણતો હોય તેપાસેથી અથવા બીજાને ભણાવતો હોય તેપાસેથી તેની આજ્ઞાવગર વેદનું ગ્રહણ કરી લે તે પુરૂષ વેદની ચોરી કરનાર હોવાને લીધે નરકમાં પડેછે ૧૧૬

વિધિપ્રમાણે વેદાધ્યયન ન કરતાં જે પુરૂષ, વેદવેત્તા પુરૂષ વેદપાઠ કરતો હોય તેની પાસેથી તેના તરફ શિષ્યભાવ સ્વીકાર્યાવગર અને તેની રજા મેળવ્યાવગર તેમાંનો માત્ર ઢબ યાદ રાખી તે પ્રમાણે બોલેછે તે સ્વરાદિસહિત શુદ્ધ

મંત્રપાઠ કરી શકતો નથી જેથી તેમાં વૈગુણ્ય થવાને લીધે વેદપાઠનું ઉત્તમ ફળ ન મેળવતાં માત્ર વૈગુણ્યના ફળરૂપ નરકનો અધિકારી થાયછે

ગુરૂને નમન કરવું એ વિદ્યાગ્રહણનું પૂર્વ અંગ હોવાથી તે-વિષે ઉપદેશ કરેછે—

लौकिकं वैदिकं वापि तथाध्यात्मिकमेव च ॥
आददीत यतो ज्ञानं तं पूर्वमभिवादयेत् ॥ ११७ ॥

લોકસંબંધી તથા વેદસંબંધી અને આત્માસંબંધી જ્ઞાન જેપાસેથી લિધું હોયએ તેને પ્રથમ અભિવાદન કરવું ૧૧૭

અર્થશાસ્ત્રવગેરે લૌકિક જ્ઞાન, વેદના અર્થનું જ્ઞાન અને બ્રહ્મજ્ઞાન જેની પાસેથી ગ્રહણ કર્યું હોય તે ગુરૂનુ અભિવાદન સર્વકરતા એટલે પોતાના વડિલ-વગેરે બીજા પૂજ્ય પુરૂષોકરતા પ્રથમ કરવુ તેમા પણ લૌકિકજ્ઞાન દેનાર ગુરૂ કરતા વૈદિકજ્ઞાન દેનાર ગુરૂ વિશેષ માન્ય ગણાયછે અને તે બન્ને ગુરૂઓ કરતા આત્મજ્ઞાન આપનાર ગુરૂ વિશેષ માન્ય ગણાયછે લૌકિકજ્ઞાનમા લોકાચાર, ગીતવાદિત્રકળા, કામકળા, ચિત્રકળા, વૈદ્યક, નીતિ, ખેડવગેરેનો સમાવેશ થાયછે વેદસંબંધી જ્ઞાનમા વેદના અર્થજ્ઞાનઉપરાંત વેદના અંગો તથા સ્મૃતિસંબંધી જ્ઞાન પણ આવી જાયછે ગુરૂને પ્રથમ અભિવાદન કરવુ એટલે ગુરૂ આપણને બોલાવે તેપછી આપણે તેને અભિવાદન કરીશુ એમ શાહ ન જોતા શિષ્યે પ્રથમ જ ગુરૂને અભિવાદન કરવુ એમ પણ સમજાય છે

અભિવાદનવગેરે આચારવિધિની સ્તુતિ કરેછે અથવા વેદ-વેત્તા છતાં પણ આચારહીન હોય તો તે શ્રેષ્ઠ નથી અને સમગ્ર વેદને બદલે ભલે માત્ર ગાયત્રીમંત્ર જ જાણતો હોય પણ જો સદાચારી હોય તો તે શ્રેષ્ઠ છે એમ જણાવેછે—

सावित्रीमात्रसारोपि वरं विप्रः सुयन्त्रितः ॥
नायन्त्रितस्त्रिवेदोपि सर्वाशी सर्वविक्रयी ॥ ११८ ॥

શાસ્ત્રના નિયમપ્રમાણે ચાલનારો બ્રાહ્મણ માત્ર ગાયત્રીમંત્ર જ જાણેલો હોય તોપણ તે ઉત્તમ છે પણ કદી ત્રણે વેદને જાણનારો હોય પણ શાસ્ત્રપ્રમાણે ન ચાલતો હોય એટલે નિષિદ્ધ ભોજન તથા નિષિદ્ધ વિક્રયવગેરે કરનાર હોય તો તે બ્રાહ્મણ શ્રેષ્ઠ નથી ૧૧૮.

शास्त्रविहित कर्मो करे तथा शास्त्रनिषिद्ध कर्मोथी दूर रहे तेवो ब्राह्मण कदी विशेष न जाणतो होय अने मात्र गायत्रीमंत्र ज जाणतो होय तोपण ते अशास्त्रीय आचारवाळा वेदपाठीथी पण दरज्जे उत्तम छे आवार्थ एवो छे के वेदवगेरे मात्र भणी लेवाथी सिद्धि नथी पण तेमा जे आज्ञा करी होय तेप्रमाणे वर्तवाथी सिद्धि छे अने श्रेष्ठता पण तेज छे पूर्ण विद्वान न होय पण शास्त्रोक्त आचारप्रमाणे वर्त्ततो होय तो ते "पोथीमाना रींगणा" वाळा विद्वानोकरता वधारे श्रेष्ठ छे माटे अभिवादनवगेरे आचार पाळवामा प्रमादी न थवु

गुरुवगेरे वडिलोतरफ केवा आचारवाळा थवुं तेनुं दिग्दर्शन करावेछे—

## शय्यासनेध्याचरिते श्रेयसा न समाविशेत् ॥
## शय्यासनस्थश्चैवैनं प्रत्युत्थायाभिवादयेत् ॥ ११९ ॥

विद्यावृद्ध अने गुरुवगेरे पोताथी श्रेष्ठ पुरुषे जे शय्या तथा जे आसननो उपभोग करेल होय एटले ते जे शय्याउपर सूतेल होय तथा जे आसनउपर बेठेल होय ते शय्या तथा आसनउपर पोते बेसवु नहि तथा पोते शय्या के आसनउपर होय अने गुरुवगेरे आवे तो तेने उठीने अभिवादन करवु ११९

गुरुवगेरेना शय्या तथा आसनउपर गुरुना देखता, गुरुनी साथे के पाछळथी पण बेसवु नहि अने गुरु तथा कोइ वृद्ध आवे त्यारे पोते शय्या के आसनउपर होइए तो तेना मानार्थे तेनी सामे उठीने उभा थवु अने अभिवादन करवु

वृद्ध आवे त्यारे प्रत्युत्थान तथा अभिवादन करवाथी थतुं फळ कहेछे—

## ऊर्ध्वं प्राणा ह्युत्क्रामन्ति यूनः स्थविर आयति ॥
## प्रत्युत्थानाभिवादाभ्यां पुनस्तान्प्रतिपद्यते ॥ १२० ॥

वृद्ध पुरुष ज्यारे आवेछे त्यारे तेथी अल्प अवस्थावाळा पुरुषना प्राणो देहथी बहार निकळवामाटे उभा थायछे ए वखते वृद्धने प्रत्युत्थान तथा अभिवादन करवाथी ते प्राणोने युवा पुरुष फरीथी प्राप्त थायछे १२०

પૂજ્ય પુરૂષોનું પ્રત્યુત્થાન તથા અભિવાદન ન કરવું તે આયુષને અલ્પ કરનાર તથા એ આચાર પાળવો તે આયુષને વધારનાર છે

વૃદ્ધોનું માન જાળવવાનું વિશેષ ફળ કહેછે—

अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः ॥
चत्वारि तस्य वर्द्धन्ते आयुर्विद्या यशो बलम् ॥१२१॥

નિત્ય અભિવાદન કરવાની ટેવવાળાનાં તથા વૃદ્ધ પુરૂષની સેવા કરનારનાં આયુષ, વિદ્યા, યશ અને બળ એ ચાર અભિવૃદ્ધિને પામેછે. ૧૨૧.

પોતાનું કર્તવ્ય જ સમજીને જે પુરૂષ અભિવાદન કરવાયોગ્યને અભિવાદન કરવાની ટેવવાળો હોય તથા પ્રિયવચન, યથાશક્તિ ઉપકાર તથા અનુકૂળ વર્તનવગેરે સેવા કરી વૃદ્ધોને પ્રસન્ન રાખતો હોય તેઓને ગુરૂ તથા વૃદ્ધવગેરેના આશીર્વાદથી આયુષ, વિદ્યા, યશ અને બળની વિશેષ પ્રાપ્તિ થાયછે

અભિવાદનનો વિધિ કહેછે—

अभिवादात्परं विप्रो ज्यायांसमभिवादयन् ॥
असौ नामाहमस्मीति स्वं नाम परिकीर्त्तयेत् ॥१२२॥

વૃદ્ધનું અભિવાદન કરતા વિપ્રે અભિવાદન કર્યું એમ બોલ્યાપછી અમુક નામવાળો હું છું એપ્રમાણે પોતાનું નામ બોલવું ૧૨૨

વૃદ્ધને અભિવાદન કરતા વિપ્રે અભિવાદનને અંતે પોતાનું નામ જોડવું, જેમકે अभिवादये देवदत्तोऽहं भोः । આ વાક્યમાં દેવદત્તનામના કોઇ પુરૂષે अभिवादये એ પદથી અભિવાદન કરી પછી "હું દેવદત્ત" એમ પોતાનું નામ જણાવ્યું છે, ઉપર भोः એ પદ છે તેનેમાટે હવે પછીના શ્લોકમાં આજ્ઞા કરશે બીજાનું લક્ષ પોતાનીતરફ ખેંચી પોતાને બીજાતરફથી આશીર્વાદ મળે અને કુશળપ્રશ્ન થાય એવી યોજનાવાળું વાક્ય અભિવાદન કહેવાયછે અભિવાદનમાં નામ જોડવાની જરૂર એટલામાટે છે કે નામ જાણ્યાવગર ગુરૂ કે વૃદ્ધપુરૂષ પ્રત્યભિવાદમાં કોને આશીર્વાદ આપે? આ અભિવાદનના પ્રકરણમાં માત્ર વિપ્રશબ્દ જ લખ્યો છે પણ તેમાં વિપ્રવગેરે એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણેને લેવા

**કોને અભિવાદન કરવામાં નામ બોલવાની જરૂર નથી તે જણાવેછે—**

नामधेयस्य ये केचिदभिवादं न जानते ॥
तान्प्राज्ञोहमिति ब्रूयात् स्त्रियः सर्वास्तथैव च ॥१२३

જે કોઇ નામનું ઉચ્ચારણ કર્યા છતાં પણ અભિવાદનના અર્થને ન જાણી શકતા હોય તેવા મનુષ્યોપ્રતિ સમજુ મનુષ્યે પોતાના નામને ઠેકાણે માત્ર એટલુ જ બોલવુ અને સર્વ સ્ત્રીઓને કરવાના અભિવાદનમાં પણ એજ પ્રમાણે બોલવુ ૧૨૩

અભિવાદનાઅર્થને નહિ સમજી શકનારા વૃદ્ધવગેરેને અભિવાદન કરવામાં નામ ન બોલતા હુ એટલુ જ બોલવું અર્થાત् अभिवादयेऽहम् । એટલે હુ અભિવાદન કરૂછું એપ્રમાણે પ્રયોગ કરવો ગુરૂપત્નીવગેરે સ્ત્રીઓને અભિવાદન કરતી વખતે પણ આટલુ જ બોલવું અભિવાદનના અર્થને ન સમજી શકનારા લોકો નિયમસર પ્રત્યભિવાદનનુ વાક્ય બોલી શકતા નથી, માટે તેમને અભિવાદન કરવામા પોતાનુ નામ બોલવાની જરૂર નથી अभिवादये अहम् । એટલું પણ સમજી શકે તોપછી તે જેવીરીતે સમજી શકે તેવીરીતે લૌકિક અપભ્રંશ શબ્દે ગોઠવીને પણ અભિવાદન કરવું, એ વાત જણાવવામાટે અભિવાદન કરનારને અહીં 'સમજુ મનુષ્ય' એવુ વિશેષણ આપેલું છે प्रत्यभिवादेऽशूद्रे ।८।२।८३। એ પાણિનિસૂત્રમા બતાવેલા નિયમપ્રમાણે પ્રત્યભિવાદનના વાક્યમાં નામને અંતે પ્લુત કરવો જોઇએ જેઓ વાક્યના અર્થને ન સમજી શકતા હોય તેઓ વ્યાકરણથી જ જાણી શકાય એવા પ્લુતવિધિને તો ક્યાંથી જાણી શકે? અને જાણ્યાવગર તેનો પ્રયોગ પણ કેમ કરી શકે? વ્યાકરણ મહાભાષ્યકાર ભગવાન પતંજલિએ પસ્પશાનામના આહ્નિકમાં વ્યાકરણના પ્રયોજનના ઉપન્યાસપ્રસંગે જણાવેલુ છે કે—

अविद्वांस. प्रत्यभिवादे नाम्नो ये न प्लुतिं विदुः ।
कामं तेषु तु विप्रोष्य स्त्रीष्विवायमहं वदेत् ॥

એટલે જે અવિદ્વાનપુરૂષો પ્રત્યભિવાદમા નામની પ્લુતિને નથી જાણતા તેમના તરફ વિદેશથી આવેલા માણસે અભિવાદ કરવામાં "આ હુ" એટલું જ બોલવું કે જેમ સ્ત્રીઓને અભિવાદ કરતી વખતે બોલવામાં આવેછે આઉપરથી એમ નક્કી થાયછે કે "જેઓ નિયમસર પ્રત્યભિવાદન ન કરી જાણતા હોય તેઓને અભિવાદન કરતું નહિ" એમ જે કેટલાકનો મત છે તે આદર આપવાયોગ્ય નથી.

અભિવાદનવાક્યનો શેષ કહેછે—

**भोः शब्दं कीर्त्तयेदन्ते स्वस्य नाम्नोभिवादने ॥**
**नाम्नां स्वरूपभावो हि भोभाव ऋषिभिः स्मृतः ॥१२४॥**

અભિવાદન વાક્યમાં પોતાનું નામ બોલ્યાપછી भोः એવો શબ્દ બોલવો. કારણકે ઋષિઓએ भो એ શબ્દનુ ઉચ્ચારણ અભિવાદ્યના નામનુ સ્વરૂપ છે એમ કહેલુ છે. ૧૨૪.

અભિવાદનમાં પોતાનું નામ બોલાઇ ગયાપછી भोः શબ્દ જોડવો કેવીરીતે જોડવો તે આની પહેલા ૧૨૩ મા શ્લોકના વ્યાખ્યાનમા દેખાડેલુ છે એ શબ્દ જોડવાનું કારણ એ જ છે કે જેને અભિવાદન કરવાનુ છે તેના નામનુ સ્વરૂપ બતાવનારો તે છે એટલે તેના નામને ઠેકાણે-નામને બદલે જોડાયછે જેમ સબોધનવાળુ નામ બોલવાથી કોઇ માણસનુ લક્ષ આપણાતરફ ખેચાયછે તેમ भो. એ શબ્દ પણ સબોધનને ઠેકાણે વપરાતો હોવાથી જેને ઉદ્દેશીને તેનુ ઉચ્ચારણ કરવામા આવે તેનુ લક્ષ આપણાતરફ ખેચાયછે માટે જેને અભિવાદન કરતા હોઇએ તેનુ લક્ષ ખેચાય તે માટે અભિવાદનવાક્યમા છેવટ એ શબ્દ જોડવાની જરૂર છે

પ્રત્યભિવાદનનું સ્વરૂપ બતાવેછે—

**आयुष्मान् भव सौम्येति वाच्यो विप्रोभिवादने ॥**
**अकारश्चास्य नाम्नोन्ते वाच्यः पूर्वाक्षरः प्लुतः ॥१२५॥**

અભિવાદનપછી વૃદ્ધપુરુષે પ્રત્યભિવાદનના વાક્યમા બ્રાહ્મણવગેરે દ્વિજને आयुष्मान् भव सौम्य એપ્રમાણે કહેવુ અને તેના નામને અતે અકારવગેરે જે સ્વર હોય તેને પ્લુત કરવો કે જે આકારવગેરે સ્વરની પહેલા કોઇ પણ વ્યજન હોય ૧૨૫

અભિવાદન થયાપછી પ્રત્યભિવાદન કરનારા વૃદ્ધે અભિવાદન કરનારને आयुष्मान् भव सौम्य । એ વાક્ય કે જેનો અર્થ "અમારી આખોને ઠડક આપનાર' લાગી આવરદાવાળો થા" એ પ્રમાણે થાયછે તે બોલવુ આને બદલે आयुष्मानेधि, दीर्घायुर्भूया , चिरजीव ઇત્યાદિ શિષ્ટાચારપ્રયુક્ત એટલે શિષ્ટ લોકોએ વાપરેલા વાક્યો પણ બોલી શકાયછે પ્રત્યભિવાદનવાક્યમા પ્રત્યભિવાદ્યનુ જે નામ હોય તેના છેડાના અકારવગેરે સ્વરને પ્લુત કરવો જેનો ઉચ્ચાર કરવામાં હ્રસ્વસ્વર કરતા ત્રણગણો સમય જાય તે સ્વર પ્લુત કહેવાયછે તેથી પ્રત્યભિ

વાદન કરનારે નામના છેડાના સ્વરનો તેવો લાંબો ઉચ્ચાર કરવો નામમાં છેવટ વ્યંજન હોય તોપણ તે વ્યંજનની પહેલાનો સ્વર છેડાનો સ્વર ગણાયછે શ્લોકના ચોથા ચરણમાં पूर्वाक्षर એ પદ છે તે અકારવગેરે સ્વરનું વિશેષણ છે તેથી તેનો અર્થ એવો થાયછે કે એ અકારવગેરે સ્વર પૂર્વાક્ષર હોવો જોઇએ અર્થાત્ તેની પહેલાં કોઇ પણ વ્યંજન હોવો જોઇએ, એમ હોય તો જ તેનો યોગ્ય ઉચ્ચાર થઇ શકે પ્રત્યભિવાદના નામના છેલ્લા સ્વરને प्रत्यभिवादेऽशूद्र ।८।२।८३। એ પાણિનિસૂત્રથી પ્લુત થાયછે તેમાં ટિને પ્લુત થાય એમ કહેલ હોવાથી નામને છેડે જે સ્વર હોય તેને અથવા નામને છેડે વ્યંજન હોય તો વ્યંજનથી પહેલાના સ્વરને પ્લુત થાય કારણ કે अचोऽन्त्यादि टि ।१।१।६४ ॥ એ સૂત્રમાં કહ્યાપ્રમાણે છેડેનો સ્વર અથવા છેડે જો વ્યંજન હોય તો તે વ્યંજનસહિત તેની પહેલાનો સ્વર ટિ કહેવાયછે આથી आयुष्मान् भव दवदत्त । આ સ્વરાંતવાળા નામમાં છેવટ તકારપછી અકાર છે તેને પ્લુત થાયછે તથા आयुष्मान् भव सोमशर्मन् । આ વ્યંજનાંત નામમાં છેવટના નકારની પહેલાં જે અકાર છે તેને પ્લુત થાયછે ક્ષત્રિય અને વૈશ્યના નામને છેડેના સ્વરને પ્લુતનો વિકલ્પ છે તથા શૂદ્રના નામને છેડેના સ્વરને પ્લુત કરવાનો નિષેધ જ છે સ્ત્રીના નામમાપણ પ્લુત ન કરવો એમ વાર્તિકકાર કાત્યાયને નિષેધ કરેલો છે

પ્રત્યભિવાદનને નહિ જાણનારા દ્વિજની હીનતા દેખાડેછે—

**यो न वेत्त्यभिवादस्य विप्रः प्रत्यभिवादनम् ॥**
**नाभिवाद्यः स विदुषा यथा शूद्रस्तथैव सः ॥ १२६ ॥**

જે વિપ્ર અભિવાદનપછી કરવામાં આવતા પ્રત્યભિવાદનને જાણતો ન હોય તેને વિદ્વાન પુરુષે અભિવાદન કરવું નહિ કારણકે તે શૂદ્રજેવો જ છે ૧૨૬

જેણે જે રીતિથી અભિવાદન કર્યું હોય તેને તે રીતિથી પ્રત્યભિવાદન કરવું અભિવાદન કરનારે પોતાનું નામ લીધું હોય તો પ્રત્યભિવાદનમાં પણ તેનું નામ લાવવું જોઇએ અને અભિવાદન કરનારે તેમાં પોતાનું નામ લીધું ન હોય તો પ્રત્યભિવાદનમાં તેનું નામ ન લેવું વળી નામના છેડાના સ્વરને પ્લુત કરવો આમ યોગ્ય રીતે પ્રત્યભિવાદન ન કરી જાણનાર દ્વિજને વૃદ્ધની રીતિથી અભિવાદન કરવું નહિ કારણકે તે શૂદ્રના જેવો છે અને તેથી તેને ૧૨૩ મા શ્લોકમાં જણાવ્યા પ્રમાણે અભિવાદન કરવામાં અડચણ નથી પ્રત્યભિવાદ ન જાણનારા અને તેથી શૂદ્રસરખા ગણાતા વૃદ્ધાવસ્થાવાળા દ્વિજને પોતાનું નામ લીધાવગર તથા પાદસંગ્રહણ કર્યાવગર અભિવાદન થઇ શકેછે

અભિવાદન કરનારને તથા પ્રત્યભિવાદન કરનારને પરસ્પર સૌહાર્દ થવાથી કુશલાદિકની જિજ્ઞાસાને લીધે કરવામાં આવતા પ્રશ્નમાં જેનું કુશલાદિક પૂછાય તેની જાતિપ્રમાણે પ્રશ્નના કુશલાદિક શબ્દનો નિયમ કહે છે—

**ब्राह्मणं कुशलं पृच्छेत्क्षत्रबन्धुमनामयम् ॥**
**वैश्यं क्षेमं समागम्य शूद्रमारोग्यमेव च ॥ १२७ ॥**

સમાગમ થયાપછી બ્રાહ્મણને કુશળ, ક્ષત્રિયને અનામય, વૈશ્યને ક્ષેમ અને શૂદ્રને આરોગ્ય પૂછવું. ૧૨૭

સમાગમ થાય ત્યારે અભિવાદન કરનાર ન્યૂનઅવસ્થાવાળો તથા અભિવાદન નહિ કરનાર પણ સમાનઅવસ્થાવાળો હોય તેમાં જો તે બ્રાહ્મણ હોય તો કુશળ, ક્ષત્રિય હોય તો અનામય, વૈશ્ય હોય તો ક્ષેમ અને શૂદ્ર હોય તો આરોગ્ય પૂછવું. આ રીતે મેધાતિથિ આ પ્રમાણે જ કહે છે—कुशलमवरवयसं समानवयसं वा विप्रं पृच्छेदनामयं क्षत्रियं क्षेमं वैश्यमारोग्यं शूद्रम् । એટલે ન્યૂનઅવસ્થાવાળા કે સમાનઅવસ્થાવાળા બ્રાહ્મણને કુશળ પૂછવું, ક્ષત્રિયને અનામય પૂછવું, વૈશ્યને ક્ષેમ પૂછવું અને શૂદ્રને આરોગ્ય પૂછવું. અનામય અને આરોગ્યશબ્દનો અર્થ તેમજ કુશળ અને ક્ષેમશબ્દનો અર્થ સરખો હોવા છતાં શબ્દો જૂદા જૂદા લીધા છે તેથી એક જ અર્થવાળા હોવાથી ક્ષત્રિયનેમાટે આરોગ્ય અને શૂદ્રને માટે અનામય તથા બ્રાહ્મણનેમાટે ક્ષેમ અને વૈશ્યનેમાટે કુશળ એમ વાપરીએ તોપણ ચાલે એમ ન ગણતાં જે વર્ણનેમાટે જે શબ્દ નક્કી કરવામાં આવેલ છે તે જ શબ્દ વાપરવો. કારણકે કુશળ એટલે સ્વાધ્યાયવગેરેનું નિર્વિઘ્ન સેવન, અનામય એટલે શરીર કુશળ તથા દેશમાં સુખવાળી સ્થિતિ, ક્ષેમ એટલે ખેતી તથા વેપારવગેરેની સારી જાળવણ અને આરોગ્ય એટલે ત્રિવર્ણની શુશ્રૂષા કરવામાં રોગરહિત રહેવાથી શરીરનું સામર્થ્ય. આપ્રમાણે આ ચાર શબ્દોની મતલબ હોવાથી તે તે વર્ણનેમાટે તે તે શબ્દ વાપરવો એ જ ઉચિત છે.

પ્રત્યભિવાદનમાં તથા બીજા સમયમાં પણ દીક્ષિતને કેમ બોલાવવા તેની સમજણ આપે છે—

**अवाच्यो दीक्षितो नाम्ना यवीयानपि यो भवेत् ॥**
**भोभवत्पूर्वकं त्वेनमभिभाषेत धर्मवित् ॥ १२८ ॥**

ન્યૂન અવસ્થાવાળો હોય પણ દીક્ષિત થયેલો હોય તેને તેના નામથી બોલાવવો નહિ, પણ ધર્મ જાણનાર પુરૂષે भो શબ્દપૂર્વક તથા भवत् શબ્દપૂર્વક તેને બોલાવવો ૧૨૮.

પ્રત્યભિવાદનમાં તેમ જ બીજા સમયમાં પણ દીક્ષિતને એટલે જેણે યજ્ઞમાં દીક્ષા લીધી હોય તેને તે કનિષ્ઠઅવસ્થાવાળો હોય તોપણ, દીક્ષણીયા ઇષ્ટિથી આરંભીને અવભૃથસ્નાનપર્યંત નામ લઇને ન બોલાવવો. પણ भो શબ્દપૂર્વક કે भवत् શબ્દપૂર્વક બોલાવવો. જેમકે भो दीक्षित । અથવા भवता यजमानेन इद क्रियताम् । વગેરે દીક્ષિત હોય તે ભલે નાની અવસ્થાવાળો હોય તોપણ તેને નામ લઇ બોલાવાય નહિ એમ કહેવાથી એવી મતલબ જણાવી છે કે જેનાતરફ વધારે માનવૃત્તિ બતાવવી હોય તેને નામ લઇને બોલાવાય નહિ. તોપછી મોહોટી અવસ્થાવાળા દીક્ષિત ન હોય તોપણ તેને નામ લઇને ન બોલાવવા એમ પણ અર્થાત્સિદ્ધ થાયછે, કારણકે તેનાતરફ તેઓ વૃદ્ધ હોવાને લીધે હમેશ માનવૃત્તિ હોય જ છે

જરૂર પડતાં પરસ્રીઓની સાથે બોલવું પડે ત્યારે કેમ બોલવું તે જણાવેછે—

**परपत्नी तु या स्त्री स्यादसम्बन्धा च योनितः ॥**
**तां ब्रूयाद्भवतीत्येवं सुभगे भगिनीति च ॥ १२९ ॥**

જે સ્ત્રી પરની પત્ની હોય અને જેની સાથે બેહેનવગેરેનો સંબંધ ન હોય તેવી ત્રાહિત સ્ત્રીને બોલાવવાના પ્રસંગમાં भवति, सुभगे અથવા भगिनि એવા શબ્દોથી બોલાવવી. ૧૨૯

પરસ્રીને બોલાવવાના પ્રસંગમા भवति, सुभगे, भगिनिवगेरे તેનાતરફ માનસૂચક તથા પોતાના શુદ્ધભાવને જણાવનારા શબ્દો વાપરવા પરસ્રી એવો શબ્દ હોવાથી કન્યાને બોલાવવામાં આ શબ્દો વાપરવાના નથી જણાવેલા શબ્દો જે અર્થને કહેનારા છે તેવા અર્થને કહેનારા બેહેનવગેરે બીજા શબ્દો પણ આ શબ્દોને બદલે વાપરી શકાયછે, બેહેનવગેરેના જેવા શબ્દોથી બોલાવવી તે હવેપછી જણાવવામાં આવશે.

પોતાના કરતાં નાની અવસ્થાવાળા મામા અને કાકાવગેરે માન્યપુરૂષોને કેવી રીતે માન આપવું તે કહેછે—

मातुलांश्च पितृव्यांश्च श्वशुरानृत्विजो गुरून् ॥
असावहमिति ब्रूयात्प्रत्युत्थाय यवीयसः ॥ १३० ॥

પોતાથી ન્યૂન અવસ્થાવાળા માતુલ, પિતૃવ્ય, શ્વશુર, ઋત્વિજ અને ગુરૂ એઓની સામે ઉઠી અમુક નામવાળો હું છુ એમ કહેવું. ૧૩૦.

માતુલ એટલે મામા, પિતૃવ્ય એટલે કાકા, શ્વશુર એટલે સસરો તથા કાકાજી, ઋત્વિજ એટલે યજ્ઞમાં હોતા, ઉદ્ગાતા, યજ્ઞા અને અધ્વર્યુ એ ચાર સિવાય જેનું વરણ કરવામાં આવ્યુ હોય તે બ્રાહ્મણ તથા ગુરૂ એટલે જ્ઞાનથી કે તપથી મોહોટા એઓ જ્યારે આવે ત્યારે તેમની સામે ઉભા થવું અને પોતાનું નામ બોલીને તેઓને મળવું

ગુરૂપત્નીતુલ્ય પૂજ્ય સ્ત્રીઓનો નિર્દેશ કરેછે—

मातृष्वसा मातुलानी श्वश्रूरथ पितृष्वसा ॥
संपूज्या गुरुपत्नीवत्समास्ता गुरुभार्यया ॥ १३१ ॥

માશી, મામી, સાસુ અને ફોઈ એઓને ગુરૂપત્નીનીપેઠે અભિવાદન કરવુ કારણ કે તે સર્વ ગુરૂપત્નીતુલ્ય છે ૧૩૧

ગુરૂપત્નીતરફ જેવો પૂજ્યભાવ રાખવો તેવો જ પૂજ્યભાવ માશીવગેરે માન્ય સ્ત્રીઓતરફ રાખવો એટલે પ્રત્યુત્થાન, અભિવાદન તથા આસનવગેરેથી તેઓનું માન જાળવવું

મોહોટા ભાઇવગેરેની સ્ત્રીઓતરફ કેમ વર્તવું તે જણાવેછે—

भ्रातुर्भार्योपसङ्ग्राह्या सवर्णाहन्यहन्यपि ॥
विप्रोष्य तूपसङ्ग्राह्या ज्ञातिसम्बन्धियोषितः ॥१३२॥

સમાનજાતિવાળી ભાઇની સ્ત્રીને પ્રતિદિવસ અભિવાદન કરવુ અને જ્ઞાતિની તથા સંબંધીઓની સ્ત્રીઓને તો પ્રવાસમાંથી આવીને અભિવાદન કરવું. ૧૩૨.

' ભાઇની સ્ત્રી જે પોતાની જ જાતિવાળી હોય તેને હમેશ પગમાં પડીને અભિવાદન કરવું, આ વિધિ મોહોટાભાઇની સ્ત્રીનેમાટે જ સમજવો મોહોટા ભાઇની સ્ત્રી પણ જો અવસ્થામા નાની હોય તો તેને અભિવાદન માત્ર કરવું

પણ પગમાં પડવું નહિ. કારણકે આ અધ્યાયમાં આગળઉપર ગુરૂપત્ની પણ યુવાનઅવસ્થાવાળી હોય તો તેને પગમાં પડી અભિવાદન કરવાનો નિષેધ કરશે, સો તે ન્યાય અહીં પણ લાગુ પડેછે પિતાના પક્ષવાળા એટલે કાકાવગેરે જ્ઞાતિ કહેવાયછે અને માતાના પક્ષના એટલે મામાવગેરે તેમજ સ્ત્રીના પક્ષના એટલે શ્વશુરવગેરે સંબંધી કહેવાયછે તેઓની સ્ત્રીઓને હમેશા નહિ પણ પરદેશથી આવીને જ પગમાં પડીને અભિવાદન કરવું. તેઓ પણ અવસ્થાથી નાની હોય તો પગમાં ન પડતાં માત્ર અભિવાદન જ કરવું.

માતાનું ગૌરવ કહેછે તથા માતાતુલ્ય બીજી સ્ત્રીઓનું પરિગણન કરી તેનાતરફ માતાતુલ્ય માનથી વર્ત્તવાની ભલામણ કરેછે—

पितुर्भगिन्यां मातुश्च ज्यायस्यां च स्वसर्यपि ॥
मातृवद्वृत्तिमातिष्ठेन्माता ताभ्यो गरीयसी ॥१३३॥

પિતાની બ્હેન, માતાની બ્હેન અને પોતાની મોટેરી બ્હેન એઓમાં માતાજેવી વૃત્તિ રાખવી. અને તે સઘળીકરતાં પણ માતા અધિક પૂજ્ય છે. १३३.

ફોઇ, માશી અને મોહોટી બ્હેન એમનાતરફ પણ માતા જેટલો જ પૂજ્યભાવ રાખવો તથા માતા જેટલી જ સ્નેહવૃત્તિ રાખવી એ સૌકરતાં માતા વિશેષ છે એટલે આ શ્લોકમાં તથા ગયા १३१ મા શ્લોકમાં જે જે સ્ત્રીઓતરફ પૂજ્યભાવ બતાવ્યો તે સર્વેના કરતાં માતાતરફ વિશેષ પૂજ્યભાવ રાખવો અને આમ કહેવાથી એમ પણ જણાવ્યું કે ગુરૂપત્ની અને માતાતુલ્ય વર્તન રાખવાયોગ્ય સ્ત્રીઓતરફથી અને માતાતરફથી એક જ વખતે કંઇ આજ્ઞા થાય તો તેમાં માતાએ કરેલી આજ્ઞા પ્રથમ અને વિશેષ આદર કરવાલાયક છે.

જેઓને મિત્રપંક્તિમાં ગણી શકાય તેઓને અભિવાદન નહિ પણ અભ્યુત્થાનથી આદર આપવો જોઇએ એ સૂચવવામાટે પોતાથી અવસ્થામાં કેટલે વર્ષે મોહોટા હોય ત્યાંસુધી તેઓને મિત્ર ગણવા? તે જણાવેછે—

दशाब्दाख्यं पौरसख्यं पञ्चाब्दाख्यं कलाभृताम् ॥
त्र्यब्दपूर्वं श्रोत्रियाणां स्वल्पेनापि स्वयोनिषु ॥१३४॥

એક પુરમાં વસનારા લોકોમાં કોઇ માણસ દશ વર્ષે મોહોટો હોય તોપણ તેની સાથે સખ્ય એટલે મિત્રના કહેવાયછે. તેમ જ કળા જાણનારાઓમાં પાંચ

વર્ષે મોહોટો અને શ્રોત્રિયોમાં ત્રણ વર્ષે મોહોટો હોય તેની સાથે મિત્રભાવ ગણાયછે અને પોતાના સપિંડોમાં મોહોટાઈવિષે ન જ સ્વલ્પ સમયનો અંતર હોય તેને જ મિત્ર ગણી શકાયછે ૧૩૪

કુટુંબીઓમાં લગભગ સમાન અવસ્થાવાળાની સાથે અથવા કંઈ મોહોટાની સાથે મિત્રપણું ગણાય પણ એકાદ વર્ષના ફેરથી જે મોહોટો હોય તેની સાથે મિત્રભાવ ન ગણતા તેને પોતાના વડિલરૂપ જ ગણવો જોઈએ શ્રોત્રિય એટલે વેદવેત્તા બ્રાહ્મણ પોતાથી ત્રણ વર્ષની અંદર મોહોટો હોય તો તેની સાથે મિત્રપણું ગણાયછે પણ તેથી વિશેષ મોહોટો હોય તો મિત્રપણું ગણવું ઉચિત નથી પણ વૃદ્ધવ્યવહાર કરવો જ ઉચિત છે કળા જાણનારા કારીગરો વગેરે પાંચ વર્ષવગી મોહોટા હોય ત્યાંસુધી અને એક જ શહેર કે એક જ ગામમાં રહેનારા બીજા માણસો દશ વર્ષ મોહોટા હોય ત્યાંસુધી તેઓ મિત્રપંક્તિમાં ગણાયછે પણ તેથી વિશેષ વર્ષનો અંતર હોય તો તેઓને વૃદ્ધના સંબંધી મા ન્યપંક્તિમાં ગણવા વૃદ્ધ આવે ત્યારે તેની સામે ઉભા થવું એ વાત અગાઉ કહેલી છે માટે પોતાથી અવસ્થામાં કેટલા વર્ષ મોહોટો હોય તેને વૃદ્ધ ગણવો તેને માટે આ શ્લોકથી ખુલાસો કર્યો છે કારણ કે લોકમાં તો ગોળાગોળ જાણે વૃદ્ધ ગણવામાં આવેછે માટે આવા શાસ્ત્રીય ખુલાસાની જરૂર હતી

અવસ્થાનેલીધે લેખાતી વૃદ્ધતાકરતાં ઉત્કૃષ્ટ જાતિનેલીધે મનાતી વૃદ્ધતા વિશેષ માનપાત્ર છે એમ દેખાડેછે—

ब्राह्मणं दशवर्षं तु शतवर्षं तु भूमिपम् ॥
पितापुत्रौ विजानीयाद्ब्राह्मणस्तु तयोः पिता ॥१३५॥

બ્રાહ્મણ દશ વર્ષની અવસ્થાવાળો હોય તથા ક્ષત્રિય સો વર્ષની અવસ્થાવાળો હોય તોપણ તેઓને પિતાપુત્ર જાણવા એમને એ બેમાંથી બ્રાહ્મણ પિતારૂપ છે ૧૩૫

જાતિની ઉત્કૃષ્ટતાપાસે અવસ્થાની ઉત્કૃષ્ટતા કંઈ ગણનામાં જ નથી ક્ષત્રિય ભલે એકસો વર્ષની અવસ્થાએ પહોંચ્યો હોય અને બ્રાહ્મણ ભલે માત્ર દશવર્ષની જ અવસ્થાવાળો હોય તોપણ ક્ષત્રિયે બ્રાહ્મણને અભ્યુત્થાન અને અભિવાદનથી માન આપવું જ્યારે ક્ષત્રિયે બ્રાહ્મણતરફ આ પ્રમાણે વર્તવું એમ કહ્યું ત્યારે પછી વૈશ્યે અને શૂદ્રે પણ તેનાતરફ પૂર્ણ માનવૃત્તિ રાખવી એ અર્થાત્ સિદ્ધ જ છે

ધન, બંધુ, અવસ્થા તથા કર્મવાળો પુરૂષ વિદ્યાવાળાકરતાં પણ માન્ય છે એક જ જાતનો ગુણ ધરાવનારા બે પુરૂષોમાં જેનો ગુણ વિશેષ ઉત્કૃષ્ટતાવાળો હોય તે વિશેષ માન્ય છે જેમકે બન્ને ધનવાનોમા જે વિશેષ ધનવાન અથવા બન્ને વિદ્વાનોમા જે વિશેષ વિદ્વાન હોય તે વિશેષ માનપાત્ર ગણાય પ્રથમના અનેક ગુણોકરતાં પણ પાછળનો એક ગુણ પણ જો ઘણા ઉત્કર્ષવાળો હોય તો પ્રથમનાં અનેક ગુણોની બરાબર ગણાયછે આ સઘળી વ્યવસ્થા ત્રૈવર્ણિક એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એઓનેમાટે છે શૂદ્રનેમાટે નથી. છતાં શૂદ્ર પણ જો દશમી અવસ્થાએ પહોચ્યો હોય એટલે નેવુંકરતા વધારે વર્ષની અતિવૃદ્ધ અવસ્થાએ પહોચ્યો હોય તો તે પણ બીજાઓથી માન પામવાને યોગ્ય છે, મનુષ્યનું આયુષ એકસો વર્ષનું ગણાયછે અને તેથી તેના દશદશ વર્ષના વિભાગકરતા દશમી અવસ્થા તે નેવુ વર્ષની ઉપરની અવસ્થાને ગણવી જોઇએ

માન આપવું એટલે આદરબુદ્ધિ બતાવવી. આદરબુદ્ધિ થવાનાં બીજાં પણ ઘણાં કારણો હોયછે. કયાંય જરૂરિયાતનેલીધે, કયાંય દયાનેલીધે, કયાંય ઉત્તેજનનેમાટે, કયાંય પોતાની કુશળતાનેમાટે તથા કયાંય કોઇના આનંદમંગળમાં ભંગ ન થવામાટે પણ તેનાતરફ આદરબુદ્ધિ દર્શાવવી પડછે. એવી આદરબુદ્ધિ દર્શાવવાનો એક પ્રકાર કહેછે—

चक्रिणो दशमीस्थस्य रोगिणो भारिणः स्त्रियाः ॥
स्नातकस्य च राज्ञश्च पन्था देयो वरस्य च ॥१३८॥

ગાડા, ગાડી કે રથવાળાને, દશમી અવસ્થાવાળાને, રોગીને, ભારવાળાને, સ્ત્રીને, સ્નાતકને, રાજાને તથા વરને માર્ગ દેવો અર્થાત્ એમાંથી કોઇપણ સામેથી આવતું હોય તો તેઓ તરીને ચાલશે એમ ન ગણતા પોતે જ તરીને ચાલવું ૧૩૮.

આપણે ચાલ્યા જતા હોઇએ અને સામેથી અથવા પાછળથી ગાડી કે ગાડું આવે તો તેને સીધે રસ્તે ચાલવા દેવું અને આપણે માર્ગની બાજુપર થઇ જવું અતિવૃદ્ધ, રોગી અને માથે બોજો ઉઠાવીને કોઇ મજુર આવતો હોય તોપણ તેને સીધે રસ્તે જ ચાલવા દેવા, કારણકે અતિ વૃદ્ધ અને રોગી અશક્તિનેલીધે તથા બોજાવાળો દબાઇ રહેલ હોવાનેલીધે તેઓને તરીને ચાલવું બહુ મુશ્કેલીવાળું થાયછે, તથા સ્ત્રી, સ્નાતક, રાજા અને જેનો વિવાહ થતો હોય એવો વર એઓના માનખાતર તેઓને માર્ગ આપવો.

જેઓને માર્ગ દેવાલાયક ગણ્યા તેઓમાં અંદર અંદર એક બીજા સામા મળે તો તેમાંથી કોણે કોને માર્ગ આપી માન દેવું તે જણાવેછે—

**तेषां तु समवेतानां मान्यौ स्नातकपार्थिवौ ॥**
**राजस्नातकयोश्चैव स्नातको नृपमानभाक् ॥१३९॥**

માર્ગ આપવાયોગ્ય ગણેલા પુરુષો જ્યાં પરસ્પર મળે ત્યાં તે સર્વમાં સ્નાતકબ્રાહ્મણ અને રાજા એ બે વિશેષ માન આપવાયોગ્ય છે તથા રાજા અને સ્નાતક એઓમાં સ્નાતકબ્રાહ્મણ રાજાતરફના માનને ભોગવનારો છે ૧૩૯

જે મનુષ્યોને માર્ગ આપવાલાયક ગણ્યા તેઓમાં રાજા અને સ્નાતક એઓ વધારે માનપાત્ર છે તથા એ બન્નેમાં પણ સ્નાતક રાજાતરફથી માન પામવાને યોગ્ય ગણાયછે, એ સિવાય બીજાઓ પરસ્પર મળે ત્યારે તેઓએ જરૂરિયાતના પ્રમાણમાં એકબીજાને માર્ગ દેવારૂપ માન દેવું જેમકે અતિવૃદ્ધ અને રોગી એઓ સામસામે મળતા બેમાથી જે વધારે અશક્ત હોય તેને સામા માણસે માર્ગ દેવો

બ્રહ્મચારીએ આચાર્ય ગુરુવગેરેતરફ માનથી વર્તવું તથા તે સિવાય પણ બીજે જ્યાં જ્યાં સામા માણસને માન આપી ચાલવું જોઇએ તેવિષે જણાવી હવે આચાર્ય, ઉપાધ્યાય, ગુરુ વગેરે શબ્દોની વ્યાખ્યા દેવાનો આરંભ કરેછે તેમાં પ્રથમ આચાર્ય કોને કહેવાય તે જણાવેછે—

**उपनीय तु यः शिष्यं वेदमध्यापयेद्द्विजः ॥**
**सकल्पं सरहस्यं च तमाचार्यं प्रचक्षते ॥ १४० ॥**

જે બ્રાહ્મણ શિષ્યને ઉપનયનસંસ્કાર કરી કલ્પ તથા રહસ્યસહિત વેદ ભણાવે તેને આચાર્ય કહેછે ૧૪૦

રહસ્ય એટલે બ્રહ્મવિદ્યા અને રહસ્ય ઉપનિષદ્ કહેવાયછે, જો કે ઉપનિષદ્ વેદમાં આવી જાયછે તોપણ તેની પ્રધાનતા જણાવવા જૂદો નિર્દેશ કર્યો છે કલ્પ એટલે કલ્પવગેરે એમ ગણી તેમાં વેદના છ અંગોને પણ લઇ શકાયછે અને રહસ્ય એટલે વેદના મંત્રોનો અર્થ એમ પણ કહેવામાં આવેછે, એને જ અનુસરીને विवृणोति च मन्त्रार्थान् चार्यः सोऽभिधीयते । એટલે વેદમંત્રોના અર્થનુ

વિવરણ કરે તે આચાર્ય કહેવાયછે એમ અભિધાનકોશવાળો પણ જણાવેછે, અથવા કલ્પ એટલે કર્મવિદ્યા અને રહસ્ય એટલે અધ્યાત્મવિદ્યા એમ પણ ગણેલ છે

ઉપાધ્યાયનું લક્ષણ કહેછે—

**एकदेशं तु वेदस्य वेदाङ्गान्यपि वा पुनः ॥**
**योध्यापयति वृत्त्यर्थमुपाध्यायः स उच्यते ॥ १४१ ॥**

જે બ્રાહ્મણ વેદના એક ભાગને અથવા વેદના અંગોને આજીવિકાનેમાટે ભણાવે તે ઉપાધ્યાય કહેવાયછે ૧૪૧

વેદના એક દેશને એટલે મંત્રભાગને અથવા બ્રાહ્મણભાગને અથવા વેદના અંગોને એટલે શિક્ષા, કલ્પ, વ્યાકરણવગેરેને જે પોતાની આજીવિકાનેમાટે ભણાવે તે આચાર્ય ન કહેવાય પણ ઉપાધ્યાય કહેવાયછે

ગુરૂનું લક્ષણ કહેછે—

**निषेकादीनि कर्माणि यः करोति यथाविधि ॥**
**संभावयति चान्नेन स विप्रो गुरुरुच्यते ॥ १४२ ॥**

જે બ્રાહ્મણ યથાવિધિ ગર્ભાધાનવગેરે સંસ્કારકર્મો કરે તથા અન્નથી પોષણ કરે તે ગુરૂ કહેવાયછે ૧૪૨

આ શ્લોકમા જણાવેલો ગુરૂ શબ્દ પિતાને માટે જ છે એટલે પિતાએ ગર્ભાધાનવગેરે સંસ્કારો કરવા જોઇએ તથા સંતાનોનું પોષણ કરવું જો એ બે સંસ્કારો ન કરે તથા પોષણ ન કરે તે કેવળ પિતાજ કહેવાય, પણ તેને ગુરૂ શબ્દ જોડી શકાય નહિ કેવળ પિતાનું પણ માન તો ગણવું જ જોઇએ વ્યાસસ્મૃતિ કહેછે—

प्रभु शरीरप्रभव प्रियकृत्प्राणदो गुरु ।
हितानामपदेष्टा च प्रत्यक्ष दैवत पिता ॥

એટલે સમર્થ, શરીરની ઉત્પત્તિના કારણરૂપ, પ્રિય કરનાર, પ્રાણ દેનાર, ગુરૂરૂપ તથા હિતનો ઉપદેશ કરનાર પિતા પ્રત્યક્ષ દેવ છે આ શ્લોકમા બ્રાહ્મણ શબ્દ છે તે બ્રાહ્મણવગેરેને માટે સમજવો.

ઋત્વિજનું લક્ષણ કહેછે—

अग्न्याधेयं पाकयज्ञानग्निष्टोमादिकान्मखान् ॥
यः करोति वृतो यस्य स तस्यर्त्विगिहोच्यते ॥१४३॥

વગરૂ કરાયેલો જે બ્રાહ્મણ જેની વતી અગ્ન્યાધેય, પાકયજ્ઞો અને અગ્નિષ્ટોમવગેરે યજ્ઞો કરેછે તે આ શાસ્ત્રમા તેનો ઋત્વિજ કહેવાયછે ૧૪૩

આહવનીયવગેરે અગ્નિને ઉત્પન્ન કરનારૂ કર્મ તે અગ્ન્યાધેય કર્મ અને અષ્ટકાવગેરે પાકયજ્ઞો કહેવાયછે એ અગ્ન્યાધેય, પાકયજ્ઞો અને અગ્નિષ્ટોમવગેરે યજ્ઞો જે બ્રાહ્મણ જેને ત્યા વરણ પામી તેની વતી કરે તે તેનો ઋત્વિજ કહેવાયછે બ્રહ્મચારીના ધર્મમા ઋત્વિજના લક્ષણનુ પ્રયોજન ન હતુ તોપણ આચાર્યવગેરેની પેઠે ઋત્વિજનુ માન્યપણુ દેખાડવામાટે પ્રસગ હોવાથી એ લક્ષણ કહેવામા આવ્યુ છે

વેદ ભણાવનારની મહત્તા તથા તેનાતરફ આપણુ વર્તન કેવું હોવું જોઈએ તે કહેછે—

य आवृणोत्यवितथं ब्रह्मणा श्रवणावुभौ ॥
स माता स पिता ज्ञेयस्तं न द्रुह्येत्कदाचन ॥१४४॥

જે મન કાનને યથાર્થરીતે વેદથી ભરપૂર કરી આપે તે જ માતા તથા પિતા છે એમ સમજવુ કદી પણ તેનો દ્રોહ કરવો નહિ ૧૪૪

જે પુરૂષ વર્ણ તથા સ્વરસબધી દોષરહિત સત્યરૂપે વેદથી આપણા બન્ને કાનને પૂર્ણ કરેછે એટલે કે સભળાવેછે ભણાવેછે તે માતાપિતાતુલ્ય છે મોહોટો ઉપકાર કરનાર હોવાથી માતાપિતાતુલ્ય ગણેલ છે એની પાસે અધ્યયન ચાલતુ હોય ત્યારે તેમજ અધ્યયન પૂરૂ થઇ ગયા પછી પણ કદી તેનો દ્રોહ કરવો નહિ તેનાતરફ કશા પણ વિરૂદ્ધ વિચાર ન કરવા વિદ્યા ભણાવી ઉપકાર કરનાર બીજા સર્વે ઉપકાર કરનારાઓથી શ્રેષ્ઠ ગણાયછે ગરૂપાસેથી ભણીને ગુરૂનો આદર ન કરનારા એટલુ જ નહિ પણ તેનુ અપમાન કરનારા પાપીઓ ગુરૂને સતોષ આપનારા નથી થતા એ તો ઠીક પણ તેઓને પોતાને પણ કોઇ વાતનો કદી કઇ સતોષ નથી થતો વળી શાસ્ત્રશ્રવણ તેઓના કાનમા ટકી શકતુ નથી અને તેથી તેવા પુરૂષો અવિદ્ધકર્ણ કહેવાયછે આ શ્લોકની મૂળભૂત શ્રુતિ આ પ્રમાણે છે—

य आतृणत्त्यवितथेन कर्णावदुःखं कुर्वन्नमृतं सम्प्रयच्छन् ॥
तं मन्येत पितरं मातरं च तस्मै न द्रुह्येत्कतमच्चनाह ॥

એટલે વેદજ્ઞાનરૂપ અમૃત આપતો અને સંસારદુઃખનો નાશ કરતો જે પુરૂષ સ્વર તથા વર્ણના દોષવગરની વાણીવડે શિષ્યના કાનના પડદા ભેદેછે તેને માતાપિતારૂપ માનવો તથા કોઇપણ દિવસ તેનાતરફ દ્રોહબુદ્ધિ કરવી નહિ.

અગાઉ જણાવવામાં આવેલ ગુરૂજનોની માનપાત્રતાસંબંધે તારતમ્ય કહેછે—

**उपाध्यायान्दशाचार्य आचार्याणां शतं पिता ॥**
**सहस्रं तु पितॄन्माता गौरवेणातिरिच्यते ॥ १४५ ॥**

દશ ઉપાધ્યાય કરતાં આચાર્ય અને સો આચાર્ય કરતાં પિતા ગૌરવથી અધિક છે અને માતા તો પિતા કરતાં હજાર દરજ્જે ગૌરવમાં વધી જાયછે. ૧૪૫.

અહીં લીધેલ આચાર્ય શબ્દનો "ઉપનયનપૂર્વક ગાયત્રીમાત્ર ભણાવનાર" એટલો જ અર્થ સમજવો કારણકે ઉપનયનપૂર્વક સમગ્ર વેદનું અધ્યયન કરાવનાર જેનું લક્ષણ ૧૪૦ મા શ્લોકમા કહેવામાં આવ્યુ છે તે મુખ્ય આચાર્ય તો જન્મ આપનાર પિતા કરતાં પણ વિશેષ માન્ય છે એમ હવેપછીના શ્લોકમાં કહેવામાં આવશે અને તેથી આ શ્લોકમાંનો આચાર્યશબ્દ ઉપર જણાવેલા અર્થને જ કહેનાર છે એ આચાર્ય ઉપાધ્યાયકરતાં દશગણા માનને યોગ્ય છે, આચાર્યકરતાં પિતા સોગણા માનને યોગ્ય છે તથા પિતાકરતાં માતા હજારગણા માનને યોગ્ય છે આમાં દશ, સો અને હજાર એ સંખ્યાઓ જણાવવામાં માત્ર આધિક્યની જ વિવક્ષા છે અને તેથી તે સર્વ જ્યા સાથે હોય ત્યાં સર્વથી પ્રથમ માતાને વંદન કરવું, તેપછી પિતાને, તેપછી આચાર્યને અને તેપછી ઉપાધ્યાયને વંદન કરવું

મુખ્યઆચાર્ય તથા સંસ્કારકર્ત્તા એ બન્ને હાજર હોય ત્યાં મુખ્યઆચાર્યને વિશેષ માન્ય ગણવા એમ કહેછે—

**उत्पादकब्रह्मदात्रोर्गरीयान् ब्रह्मदः पिता ॥**
**ब्रह्मजन्म हि विप्रस्य प्रेत्य चेह च शाश्वतम् ॥१४६॥**

જન્મ આપનાર પિના તથા વેદાધ્યયન કરાવનાર પિતા એ બન્નેમાં વેદાધ્યયન કરાવનાર પિતા અધિક પૂજ્ય છે. કારણકે વિપ્રને બ્રહ્મજન્મ એ આ લોક તથા પરલોકમાં શાશ્વત છે. ૧૪૬.

જનક તથા આચાર્ય એ બન્ને પિતા કહેવાયછે એ બન્નેમાં આચાર્યરૂપ પિતા અધિક પૂજ્ય છે કારણકે તે બ્રાહ્મણને બ્રહ્મજન્મ એટલે વેદાધ્યયનને માટે

ઉપનયનસંસ્કારરૂપ જન્મ આપનાર છે અને એ જ જન્મ શાશ્વબ્રહ્મ તથા પરબ્રહ્મની પ્રાપ્તિના કારણરૂપ હોવાથી આ લોકમા અને પરલોકમા પણ નિત્ય ઉપકારક ગણાયછે માટે પિતા તથા આચાર્ય એક જ સ્થળે હોય ત્યા આચાર્યને પ્રથમ વંદન કરવુ

માતાપિતા જે જન્મ આપેછે તે આચાર્યે અપાતા બ્રહ્મજન્મકરતાં નિકૃષ્ટ છે એમ સમજાવેછે—

**कामान्माता पिता चैनं यदुत्पादयतो मिथः ॥**
**संभूतिं तस्य तां विद्याद्योनावभिजायते ॥ १४७ ॥**

એ બાળ ને માતા અને પિતા પરસ્પર કામથી જે ઉત્પન્ન કરેછે અને તે માતાના ઉદરમા વૃદ્ધિ પામેછે તે તેની કેવળ ઉત્પત્તિ છે એમ જાણવુ ૧૪૭

માતાપિતા જે એ બાળ ને પરસ્પર કામસુખની અભિલાષાથી ઉત્પન્ન કરે છે તે તેનુ ઉત્પન્ન થવુ પશુજનોરેની સાથે સાધારણ છે માટે માતાના ઉદરમા જે અંગ પ્રત્યંગની પ્રાપ્તિરૂપ ઉત્પત્તિ છે તે કંઇ બહુ મહત્ત્વવાળી નથી ઉત્તર કાળમા અવશ્ય નાશવાળી એ ઉત્પત્તિ આચાર્યતરફથી બ્રહ્મજન્મરૂપ જે બહુ મહત્ત્વવાળી અવિનાશી ફળને આપનારી ઉત્પત્તિ થાયછે તેની પાસે કશા હિસાબમા નથી એટલુ જ નહિ પણ તે તો માતાપિતાના સંયોગના હેતુરૂપ પણ થાયછે વિચાર કરતા એ ખરી ઉત્પત્તિ નથી, કે જેની પાછળ વડપણ અને મૃત્યુ તો લાગેલ જ છે

આચાર્યતરફથી થતી બ્રહ્મજન્મરૂપ ઉત્પત્તિનો ઉત્કર્ષ વર્ણવેછે—

**आचार्यस्त्वस्य यां जातिं विधिवद्वेदपारगः ॥**
**उत्पादयति सावित्र्या सा सत्या साजरामरा ॥१४८॥**

વેદના પારને પામેલા આચાર્ય તો વિધિપ્રમાણે એ બાળકની જાતિને એટલે જન્મને સાવિત્રી એટલે ગાયત્રીના ઉપદેશથી ઉત્પન્ન કરેછે, તે જાતિ સત્ય છે, અજર છે અને અમર છે ૧૪૮

વેદ જાણનારા આચાર્ય તો એ બાળકની જે જાતિને વિધિપ્રમાણે સાવિત્રીથી એટલે અંગસહિત ઉપનયનપૂર્વક ગાયત્રીના ઉપદેશથી ઉત્પન્ન કરેછે તે જાતિ સત્ય, અજર અને અમર છે, કારણકે બ્રહ્મપ્રાપ્તિરૂપ ફળ દેનાર છે આ વાત શાસ્ત્રસિદ્ધ છે કે ઉપનયનપૂર્વક વેદાધ્યયન, વેદાર્થનુ જ્ઞાન અને તે પ્રમાણે

અનુષ્ઠાન એઓથી નિષ્કામ મનુષ્યને મોક્ષનો લાભ થાયછે. સત્યવગેરે શબ્દોનો ભાવાર્થ એક જ છે તોપણ માતાથી થતા જન્મ કરતાં આ ઉપનયનદ્વારા થતો જન્મ શ્રેષ્ઠ છે એમ સમજાવવામાટે એકને બદલે વધારે શબ્દો વાપર્યા છે.

થોડુંઘણું પણ ભણાવનારને તે તે વિષયમાં ગુરૂ સમજવા એમ કહેછે—

अल्पं वा बहु वा यस्य श्रुतस्योपकरोति यः ॥
तमपीह गुरुं विद्याच्छ्रुतोपक्रियया तया ॥ १४९ ॥

જે પુરૂષ શ્રુતથી એટલે શબ્દજ્ઞાનથી અલ્પ અથવા વિશેષ જેનો ઉપકાર કરેછે તે પુરૂષને પણ તે શબ્દજ્ઞાન આપવારૂપ ઉપકાર કરવાથી તેનો ગુરૂ જાણવો. ૧૪૯.

થોડો ઘણો શાસ્ત્રોપદેશ કરનારને પણ ગુરૂ ગણવા એટલે વેદવિષયના અથવા તર્કકલાદિ શાસ્ત્રવિષયના થોડા ભાગ ભણાવવાથી પણ જે ઉપકાર કરે તેમાં ગુરૂબુદ્ધિ કરવી. અથવા અવસ્થાથી વૃદ્ધને આપણે સામાન્યરીતે ગુરૂજન કહીએ છીએ પણ ખરા ગુરૂ તો તેને જ ગણવા જોઇએ કે જેઓ થોડી ઘણી પણ વિદ્યા ભણાવે.

વિદ્યાગુરૂ બાળક હોય તોપણ વૃદ્ધજનના પિતાતુલ્ય ગણાયછે એમ જણાવેછે—

ब्राह्मस्य जन्मनः कर्त्ता स्वधर्मस्य च शासिता ॥
बालोपि विप्रो वृद्धस्य पिता भवति धर्मतः ॥१५०॥

બ્રાહ્મજન્મનો કર્ત્તા અને સ્વધર્મનો ઉપદેશ કરનાર બ્રાહ્મણ અવસ્થાએ બાળક હોય તોપણ ધર્મથી વૃદ્ધનો પિતા ગણાયછે. ૧૫૦.

બ્રાહ્મજન્મનો કર્ત્તા એટલે ઉપનયનસંસ્કાર કરનાર તથા સ્વધર્મનો ઉપદેશ કરનાર એટલે વેદના અર્થનું વ્યાખ્યાન કરનાર બ્રાહ્મણ અવસ્થાએ બાળક હોય તો પણ વૃદ્ધ એટલે અવસ્થાએ મોહોટા હોય તેનો પિતા ગણાયછે અર્થાત્ તેનાતરફ પિતાતુલ્ય માન્યબુદ્ધિ રાખવી યોગ્ય છે

ઉપરના શ્લોકમાં કહેલા અર્થની પુષ્ટિનેમાટે ઇતિહાસરૂપ અર્થવાદ કહેછે—

अध्यापयामास पितॄन् शिशुराङ्गिरसः कविः ॥
पुत्रका इति होवाच ज्ञानेन परिगृह्य तान् ॥ १५१॥
ते तमर्थमपृच्छन्त देवानागतमन्यवः ॥
देवाश्चैतान्समेत्योचुर्न्याय्यं वः शिशुरुक्तवान् ॥१५२॥

બાળક છતા પણ વિદ્વાન અંગિરાના પુત્રે પોતાના પિતાતુલ્ય કાકા વગેરેને વેદાધ્યયન કરાવ્યુ હતુ તેથી જ્ઞાન દેવાને લીધે તેઓને પોતાના શિષ્યરૂપ ગણી હે પુત્રો ! એમ કહી બોલાવ્યા હતા આથી કોપાયમાન થયેલા તે કાકાવગેરેએ આ બાબત દેવોને પૂછી અને દેવોએ સાથે મળી તેઓને કહ્યુ કે તમોને એ બાળકે જે કહ્યુ તે યોગ્ય જ છે ૧૫૧, ૧૫૨

ઉપર કહેલા બાવ ૨કમા પિતૃબુદ્ધિના વિધિનો આ પરકૃતિ નામનો અર્થવાદ છે કે અંગિરામુનિના પુત્ર બાળક છતા પણ વિદ્વાન હતા તેણે પોતાના પિતાતુલ્ય કાકાઓવગેરેને ભણાવતા હે પુત્રો ! એમ મનમા શિષ્યભાવ લાવી બોલાવતા તેઓએ કોપાયમાન થઇ એ વિષયમા દેવોને પ્રશ્ન કર્યા કે 'આ બાળકે અમોને પુત્ર શબ્દથી બોલાવ્યા તે યોગ્ય છે ?" તેઓના પ્રશ્નઉપરથી સાથે મળેલા દેવોએ એકમત કરી તેઓને કહ્યુ કે "તે બાળકે તમોને પુત્ર શબ્દથી બોલાવ્યા તે યોગ્ય છે"

ખરી રીતે બાળક કોણ કહેવાયછે અને પિતા કોણ કહેવાયછે તે જણાવેછે—

अज्ञो भवति वै बालः पिता भवति मन्त्रदः ॥
अज्ञं हि बालमित्याहुः पितेत्येव तु मन्त्रदम् ॥१५३॥

જે અજ્ઞ હોય તે નિશ્ચયથી બાળક કહેવાયછે અને જે મંત્ર એટલે વેદ ભણાવનાર હોય તે પિતા કહેવાયછે કારણ કે પ્રાચીન મુનિઓએ અજ્ઞને બાળ કહેલો છે અને મંત્ર આપનારને પિતા કહેલો છે ૧૫૩

વૃદ્ધ છતા મૂર્ખ હોય તે બાળક ગણાય અને વેદ તથા વેદના અર્થનુ જ્ઞાન આપે તે બાળક હોય તોપણ પિતાબરોબર ગણાય છાંદોગ્યમા શૈશવ નામનુ બ્રાહ્મણ છે તેનો આશય આ શ્લોકમા લીધેલો છે

વેદવેત્તા જ શ્રેષ્ઠ છે એમ કહેછે—

न हायनैर्न पलितैर्न वित्तेन न बन्धुभिः ॥
ऋषयश्चक्रिरे धर्मं योनूचानः स नो महान् ॥१५४॥

વર્ષોથી, વાળ ધોળા થવાથી, ધનથી કે બંધુઓથી મહત્ત્વ ગણાતું નથી પણ ઋષિઓએ એવો ધર્મ સ્થાપેલો છે કે જે સાંગ વેદ જાણતો હોય તે આપણામાં મોહોટો છે. ૧૫૪.

ઘણાં વર્ષો થવાથી કેવળ વૃદ્ધ હોય તે પૂજામાટે યોગ્ય થતો નથી. તેમ કેશ ધોળા થવાથી અથવા વિશેષ ધન હોવાથી અને પુત્રપૌત્રાદિક તથા અન્ય સગાસંબંધીઓના સમૂહથી પણ માણસ મોહોટો ગણાય એમ સમજવાનું નથી તેમ એ સઘળું સાથે હોય તો તેથી પણ પૂજ્યત્વ થાય એવું નથી. પણ માત્ર વિદ્યાથી જ પૂજ્યત્વ થાયછે કારણકે ઋષિઓ એટલે નિઃશેષ વેદાર્થને જાણનારા વિદ્વાનોએ એવો નિર્ણય કરેલો છે કે આપણામાં એટલે બ્રાહ્મણોમાં જે વ્યાકરણાદિ અંગોસહિત વેદને જાણનાર હોય તેને જ મોહોટો ગણવો એ યોગ્ય છે.

ચારે વર્ણની શ્રેષ્ઠતાનાં જૂદાં જૂદાં કારણ દર્શાવેછે—

विप्राणां ज्ञानतो ज्यैष्ठ्यं क्षत्रियाणां तु वीर्यतः ॥
वैश्यानां धान्यधनतः शूद्राणामेव जन्मतः ॥१५५॥

બ્રાહ્મણોનું જ્ઞાનથી, ક્ષત્રિયોનું પરાક્રમથી, વૈશ્યોનું ધનધાન્યથી અને શૂદ્રોનું જન્મથી જ મહત્ત્વ ગણાયછે. ૧૫૫.

બ્રાહ્મણમાં જેમ શાસ્ત્રજ્ઞાન વિશેષ તેમ તે વિશેષ માનનું પાત્ર ગણાયછે. ક્ષત્રિયમાં પ્રજારક્ષણ તથા ચોરલૂટારાઓ અને દુશ્મનોનો દોર તોડવાનું પરાક્રમ જેમ વિશેષ હોય તેમ તે વિશેષ મોહોટો ગણાયછે, વૈશ્યમાં જેમ ધનધાન્યની સંપત્તિ વિશેષ તેમ તે વધારે સરસ ગણાયછે અને શૂદ્રમાં જન્મથી જ મોહોટાઇ ગણાયછે એટલે પછી જન્મેલાઓકરતાં પ્રથમ જન્મેલો હોય તે વધારે માનપાત્ર ગણાયછે.

બ્રાહ્મણે માનપાત્રતા મેળવવામાટે વૃદ્ધતાવગેરેપર આધાર ન રાખતાં વિદ્યાધ્યયનઉપર જ આધાર રાખવો એમ જણાવવા, હવે કોને વૃદ્ધ ગણેછે તે કહેછે—

न तेन वृद्धो भवति येनास्य पलितं शिरः ॥
यो वै युवाप्यधीयानस्तं देवाः स्थविरं विदुः ॥१५६॥

આ પુરૂષનું મસ્તક ધોળા કેશવાળું થઇ ગયું તેથી તે વૃદ્ધ થયો એમ સમજવું નહિ પણ જે યુવાન છતાં વેદાધ્યયન કરતો હોય તેને દેવતાઓ વૃદ્ધ સમજેછે. ૧૫૬.

વેદાધ્યયન કરવામાં પ્રવૃત્ત થયો હોય તેને પણ જો વૃદ્ધતુલ્ય ગણવો તોપછી જેણે વેદાધ્યયન સારી રીતે કરી લીધુ હોય તેને વૃદ્ધતુલ્ય માનપાત્ર ગણવો એમાં શી નવાઇ! સારાંશ એ જ છે કે અવસ્થાથી થતી વૃદ્ધતા વેદાધ્યયનથી ગણાતી વૃદ્ધતાપાસે કંઇ હિસાબમાં જ નથી

વેદાધ્યયનવગરનો બ્રાહ્મણ માત્ર નામધારી બ્રાહ્મણ જ છે એમ કહેછે—

यथा काष्टमयो हस्ती यथा चर्ममयो मृगः ॥
यश्च विप्रोनधीयानस्त्रयस्ते नाम बिभ्रति ॥ १५७ ॥

જેમ કાષ્ઠથી બનાવેલો હાથી, જેમ ચર્મથી બનાવેલો મૃગ અને જે વિદ્યા નહિ ભણેલો બ્રાહ્મણ તે ત્રણે કેવળ નામધારક જ છે ૧૫૭

જેમ કાષ્ટમાંથી બનાવેલો હાથી શત્રુવધવગેરે કાર્યં નહિ કરી શકવાથી નિષ્ફળ છે અને જેમ ચામડાનો મૃગ પણ નકામો જ છે તેમ અભણ બ્રાહ્મણ પણ નકામો જ છે લાકડાનો હાથી અને ચામડાનો મૃગ જેમ હાથી તથા મૃગ એ નામમાત્રને ધારણ કરેછે તેમ વેદાધ્યયનવગરનો બ્રાહ્મણ પણ બ્રાહ્મણ એવા નામમાત્રને જ ધારણ કરનારો છે પણ બ્રાહ્મણપણાને લીધે તેનામા જે પૂજ્યતા, દાનપાત્રતાવગેરે હોવી જોઇએ તે બિલકુલ હોતી નથી અર્થાત્ આ ત્રણે નામ ધારી છે પણ અર્થધારી નથી

બ્રાહ્મણપણાથી મેળવવાનું ફળ વેદાધ્યયનવગરના બ્રાહ્મણને સિદ્ધ થતું નથી તેથી વેદાધ્યયનવગરના બ્રાહ્મણનો જન્મ નિષ્ફળ છે એમ જણાવેછે—

यथा पण्ढोफलः स्त्रीषु यथा गौर्गवि चाफला ॥
यथा चाज्ञेफलं दानं तथा विप्रोनृचोफलः ॥ १५८ ॥

જેમ નપુંસકપુરૂષ સ્ત્રીઓમાં નિષ્ફળ છે, જેમ ગાય ગાયમાં નિષ્ફળ છે અને જેમ મૂર્ખને આપેલું દાન અફળ છે તેમ વેદાધ્યયનવગરનો બ્રાહ્મણ પણ નિષ્ફળ છે ૧૫૮

જેમ ધાતી સ્ત્રીઓ છતાં પણ નપુંસક પુરૂષ પ્રજોત્પાદનમાં અસમર્થ હોવાથી નકામો છે ગાય ગાયની સાથે રહે તેમાં પણ ગર્ભધારણરૂપ ફળ ન હોવાથી તે તેનું રહેવું જેમ નકામું છે અને મૂર્ખને આપેલું દાન જેમ ઉની નિકળતું નથી તેમ વેદાધ્યયનવગરનો બ્રાહ્મણ પણ નકામો છે અર્થાત્ ઉત્તમ બ્રાહ્મણજન્મ મળ્યા પણ તે વેદાધ્યયનવગર નિષ્ફળ છે

વેદાધ્યયનની પ્રશંસા કરીને હવે વેદાધ્યયન કરાવનાર ગુરૂએ શિક્ષણ આપવામાં ઉગ્ર ન થવું એમ કહેછે—

**अहिंसयैव भूतानां कार्यं श्रेयोनुशासनम् ॥**
**वाक्चैव मधुरा श्लक्ष्णा प्रयोज्या धर्ममिच्छता ॥१५९॥**

ધર્મને ઈચ્છનારા પુરૂષે શિષ્યોને કલ્યાણમાટે જે શિક્ષણ આપવું તે તેઓને પીડા ન થાય તેવી જ રીતે આપવું એટલુંજ નહિ પણ વાણી બોલવી તે પણ મીઠી અને મમતા બોલવી ૧૫૯

ધર્મબુદ્ધિવાળા ગુરૂએ શિષ્યોને તેમના કલ્યાણમાટે જે અનુશાસન કરવું તે તેઓનું મન ન કચવાય તેમ કરવું આમ કહેવાની મતલબ એજ છે કે ગુરૂએ વગર કારણે કે નાનાસરખા કારણથી ઉગ્રપણે દંડ ન આપવો પણ જરૂર પડે તો रज्ज्वा वेणुदलेन वा એટલે દોરીથી કે વાંસની લાકડીથી થોડી શિક્ષા કરવી એમ છૂટ આપવામાં આવી છે વળી ખાલી ધમધમાટથી શિષ્યને દબાવી ન દેતાં અધ્યયનમાં તેનું અંતઃકરણ અભિમુખ થવામાટે વાણી બોલવી તે પણ કોમળ અને મીઠી જ હોવી જોઇએ આથી ગુરૂતરફ શિષ્યોનો ભક્તિભાવ પણ ટકી રહેછે સ્ત્રી પુત્ર દાસ અને સહોદરવગેરને સામાન્ય શિક્ષણ આપવામાં પણ આવો જ ક્રમ રાખવો કારણ કે માત્ર દંડ આપવાથી કે ધમકાવ્યા કરવાથી તેઓ પોતાના કલ્યાણને ન સમજતા હોવાથી ગુરૂતરફ ભક્તિવગરના અને ધીમે ધીમે દ્વેષબુદ્ધિવાળા પણ બનવાનો સંભવ રહેછે

ક્ષોભનું કારણ છતાં પણ જે પુરૂષ પોતાની વાણીને અને પોતાના મનને વશ રાખી શકે તે જ વખાણવાલાયક છે એમ સૂચવી ગુરૂપદ ધારણ કરનારમાં તો તે ગુણ અવશ્ય હોવો જોઇએ એમ અર્થાત્સિદ્ધ કરેછે—

यस्य वाङ्मनसी शुद्धे सम्यग्गुप्ते च सर्वदा ॥
स वै सर्वमवाप्नोति वेदान्तोपगतं फलम् ॥ १६० ॥

જે પુરૂષના વાણી તથા મન સર્વદા શુદ્ધ તથા સારીરીતે વશ્ય કરેના હોય તે વેદાનમા કહેલા સર્વ ફળને પામેછે ૧૬૦,

ઉત્તમ બણાવનાર એ નહિ પણ બીજા પણ જે કોઇ પુરૂષના વાણી અને મન ક્ષોભનુ કારણ છતા પણ ક્ષોભને એટલે ક્રોધવગેર વિકારને પામે નહિ અને કદી તેવો વિકાર થાય તો પણ વાણી અને મનને કબજે રાખે એટલે કોઇને કશાપણ પ્રકારની પીડા કરવાનો વિચાર કરે નહિ તેમ કદી તેવો વિચાર આવી જાય તો પણ તેને અનુસરનો વ્યાપાર કરે નહિ તેજ પુરૂષ વેદાંત એટલે વેદસિદ્ધાંતમા જે જે સત્કર્મનાં જે જે ફળ કહ્યા છે તે સર્વે ફળને પામેછે આથી એમ પણ જણાવ્યું કે વાણી તથા મનને વશ્ય નહિ રાખી શકનારો પુરૂષ વેદોક્તઆદિકર્મોના યથાર્થ ફળને પામી શકતો નથી વેદાંતમા કહેલા સર્વે ફળને પામેછે એમ કહેવાથી આમ પણ સમજવુ કે તે પુરૂષ વેદાંતમા કહેલુ સર્વે ફળ જે સર્વજ્ઞપણુ અને સર્વેનુ ઇશ્વરપણુ વગેરે છે તેને મોક્ષનો લાભ થવાથી પામેછે માધુર્યવગેરેથી વાણીની શુદ્ધિ તથા અક્રોધવગેરેથી મનની શુદ્ધિ ગણાયછે ,

કોઇનાં મર્મસ્થાનને પીડા કરે એવી વાણી ન બોલવી એ મનુષ્યમાત્રનો ધર્મ છે એમ જણાવેછે—

नारुन्तुदः स्यादार्त्तोऽपि न परद्रोहकर्मधीः ॥
ययास्योद्विजते वाचा नालोक्यां तामुदीरयेत् ॥ १६१ ॥

પીડામા આવી પડેના પુરૂષે પણ કોઇના મર્મસ્થળને દુ ખ થાય તેવુ કાઇ કરવુ નહિ તેમ બીજાનો દ્રોહ થાય તેવુ કર્મ તથા બુદ્ધિ પણ કરવા નહિ અને આ પુરૂષની જે વાણીથી કોઇ ઉદ્વેગ પામે તેવી સ્વર્ગાદિક લોકને નષ્ટ કરનારી વાણી પણ બોલવી નહિ ૧૬૧

બીજાનો દ્રોહ થાય તેવુ કર્મ તથા બુદ્ધિ કરવા નહિ અથવા બીજાના દ્રોહરૂપ કર્મમાં બુદ્ધિ કરવી નહિ વળી પોતાને કોઇ [illegible] પીડા આવી પડી હોય તેવા પ્રસંગમા પણ કોઇના મર્મસ્થળને પીડા થાય તેવુ કાઇ પણ ભાષણ કે આચરણ કરવું નહિ અને હાસ્યપ્રસંગવગેરમાં પણ જેથી બીજાને

ઉદ્વેગ થાય તેવી વાણી બોલવી નહિ કારણ કે તેવી વાણી સ્વર્ગાદિ લોકનો પ્રતિબંધ કરેછે.

અધ્યયન કરનારા બ્રહ્મચારીઓ વખતપર ગુરૂ રોષ કરે તો તેથી પોતાનું અપમાન થયેલું ગણવું નહિ, તેમ કદી બીજાઓ માન ન આપે કે અપમાન કરે તેથી પણ ક્ષોભ ન પામવો અને માનના ભૂખ્યા ન રહેવું. કારણ કે માનના ભૂખ્યાઓ હોયછે તેઓ અધ્યયન કરી શકતા નથી તેમ જ સ્વધર્મમાં પરાયણ રહી શકતા નથી પણ જેઓ માનની આશાથી દૂર રહી અપમાનને સહન કરવાની શક્તિ ધરાવતા હોય તેઓ જ અધ્યયનરૂપ કાર્યને સારીરીતે સાધી શકેછે તથા સ્વધર્મમાં પરાયણ રહી શકેછે માટે બનતાં સુધી સૌએ અને તેમાં પણ વિશેષે કરી બ્રાહ્મણે કે જેનાપર સર્વ વર્ણના કલ્યાણનો આધાર છે તેણે માનના ભૂખ્યા ન રહેતાં અપમાન સહન કરવાની પોતાની શક્તિને ખીલવવી જોઇએ એમ કહેછે—

संमानाद्ब्राह्मणो नित्यमुद्विजेत विषादिव ॥
अमृतस्येव चाकांक्षेदवमानस्य सर्वदा ॥ १६२ ॥

બ્રાહ્મણે સર્વદા વિષથી જેમ ઉદ્વેગ પામવો તેમ સન્માનથી ઉદ્વેગ પામવો અને જેમ અમૃતની આકાંક્ષા કરવી તેમ સર્વદા અપમાનની આકાંક્ષા રાખવી ૧૬૨.

બ્રાહ્મણે સન્માનથી ઝેરની માફક સર્વદા ઉદ્વેગ પામવો એટલે સન્માનમાં પ્રીતિ કરવી નહિ પણ અમૃતની પેઠે અપમાનની ઇચ્છા કરવી એટલે કોઈ અપમાન કરે તોપણ તે ઉપર ક્ષમા રાખવી અને પોતે ખેદ કરવો નહિ આ વાક્યથી માન તથા અપમાનને સહન કરવા એવું વિધાન કરવામાં આવેછે અને તે માત્ર બ્રહ્મચારીમાટે જ નહિ પણ સર્વ આશ્રમવાળાઓમાટે છે એમ 'સર્વદા' એ પદથી સૂચન થાયછે

અપમાન સહન કરવાના સામર્થ્યનું ફળ કહેછે—

सुखं ह्यवमतः शेते सुखं च प्रतिबुद्ध्यते ॥
सुखं चरति लोकेस्मिन्नवमन्ता विनश्यति ॥ १६३ ॥

અપમાન સહન કરનારો પુરૂષ સુખે સુવેછે, સુખે જાગેછે અને આ લોકમાં સુખે ફરેછે. પણ જે અપમાન કરનાર છે તે જ નષ્ટ થાયછે. ૧૬૩.

અપમાન થયા છતાં ખેદ નહિ કરનાર પુરૂષ જ સુખેથી સુવેછે, સુખેથી જાગેછે અને લોકમા સુખેથી હરેફરે છે, પણ જો અપમાનને લીધે ખેદ કરતો હોય તો તેને સુખે નિદ્રા ન આવે, જાગતી વખતે પણ દુઃખ જ થયા કરેછે અને હરતા ફરતા પણ મન બળ્યા કરેછે, માટે અપમાનને સહન કરવાનું સામર્થ્ય ધરાવવુ એ જ ઉત્તમ છે અપમાન પામનારને જો અપમાન સહન કરવાનું સામર્થ્ય હોય તો કઇ જ હાનિ નથી પણ અપમાન કરનારને જ હાનિછે. કારણકે બીજાનુ અપમાન કરવુ તે પાપ છે અને પાપ કરનાર પુરૂષ પરિણામમાં અવશ્ય નષ્ટ થાયછે "અપમાન પામનારો પુરૂષ સુખે સુવે જાગેછે" એમ કહ્યુ તેથી કોઇ એવુ સમજી બેસે કે "જ્યારે અપમાન પામેલ સુખી થાયછે ત્યારે આપણે બીજાનુ અપમાન કરવુ કારણકે તેથી તે સુખી જ થશે" આવી ગેરસમજ ન થાય એટલામાટે શ્લોકના ચોથા ચરણથી જણાવ્યુ છે કે "બીજાનુ અપમાન કરે તે તો નષ્ટ જ થાયછે"

ઉપર જે કાંઇ કહેવામાં આવ્યું તે સઘળું અધ્યયનના અંગરૂપ છે એટલે એ પ્રમાણે વર્તવામાં આવતું હોય તો જ અધ્યયન સારીરીતે થઇ શકેછે એમ જણાવવામાટે ઉપસંહારમાં પણ એજ ભલામણ કરેછે—

अनेन क्रमयोगेन संस्कृतात्मा द्विजः शनैः ॥
गुरौ वसन्संचिनुयाद् ब्रह्माधिगमिकं तपः ॥१६४॥

ઉપનયન પામેલા દ્વિજે ગુરૂને ઘેર રહી અનુક્રમપૂર્વક કહેવામા આવેલા આ સઘળા યોગોથી વેદની પ્રાપ્તિના ઉપાયભૂત બ્રહ્મચર્યરૂપ તપ ધીમે ધીમે વધારતા જવુ ૧૬૪

સિત્તેરમા શ્લોકથી ઉપરના શ્લોકસુધી બ્રહ્મચારીને માટે જે કાઇ કહેવામા આવ્યુ તે તેના બ્રહ્મચર્યરૂપ તપની ધીમે ધીમે અભિવૃદ્ધિ કરનારૂ છે અને બ્રહ્મચર્યરૂપ તપ વેદની પ્રાપ્તિના ઉપાયભૂત છે માટે તે સઘળા નિયમો પૂર્ણ ધ્યાન દઇને પાળવા

આ સઘળા નિયમો પાળવાનો મુખ્ય ઉદ્દેશ વેદાધ્યયન કરવું એજ છે. માટે તેમાં બરાબર પ્રવૃત્ત રહેવાની ભલામણ કરેછે—

**तपोविशेषैर्विविधैर्व्रतैश्च विधिचोदितैः ॥**
**वेदः कृत्स्नोधिगन्तव्यः सरहस्यो द्विजन्मना ॥१६५॥**

દ્વિજે અનેક પ્રકારના તપોથી અને વિધિથી બતાવેલા વ્રતોવડે રહસ્ય સહિત સમગ્ર વેદ ભણવો જોઈએ ૧૬૫

દ્વિજ એટલે બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યે ઉપવાસ તથા પ્રાણાયામ વગેરે અનેક પ્રકારના તપોથી અને વિધિથી બતાવેલા એટલે પોતપોતાના ગૃહ્યસૂત્રમા જણાવેલા મહાનામ્નીવગેરે વ્રતોના આચરણથી અર્થ તથા ભાવાર્થસહિત મંત્ર બ્રાહ્મણાત્મક સમગ્ર વેદ ભણવો જોઈએ રહસ્ય એટલે ઉપનિષદ્ એમ પણ કહેવામા આવેછે જો કે સમગ્રવેદ એમ કહેવાથી તેમા ઉપનિષદ્નો પણ સમાવેશ થઇ જાયછે તોપણ ઉપનિષદોનુ મહત્ત્વ બતાવવામાટે તેનુ સ્વતંત્ર નામ ગ્રહણ કરેલુછે અથવા રહસ્ય એટલે ઉપાસના ભાગ એમ પણ કહેવાયછે

પરમ કલ્યાણનો ઉપદેશ તો વારંવાર કરવો જોઈએ માટે ફરીને પણ એજ ભલામણ કરેછે—

**वेदमेव सदाभ्यस्येत्तपस्तप्यन् द्विजोत्तमः ॥**
**वेदाभ्यासो हि विप्रस्य तपः परमिहोच्यते ॥ १६६ ॥**

તપ કરવા ઇચ્છતા ઉત્તમ દ્વિજે સર્વદા વેદાભ્યાસ જ કરવો, કારણ કે બ્રાહ્મણવગેરે દ્વિજને વેદાભ્યાસ તે એજ પરમ તપ કહેવાયછે ૧૬૬

વરદાન તથા શાપ દેવાના સામર્થ્યરૂપ તપની પ્રાપ્તિને ઇચ્છનાર દ્વિજે સદા વેદાભ્યાસમા જ પ્રવૃત્ત રહેવુ જોઇએ કારણકે તેઓને માટે મોટામામોટુ તપ તો વેદાભ્યાસ જ છે તેથી તેની પ્રાપ્તિ થતા સઘળુ પ્રાપ્ત થાયછે આથી એમ પણ સૂચવ્યુ કે વેદાભ્યાસનુ વિરોધિ થાય એવુ તપ કરવુ નહિ, કારણકે મુખ્ય તપ તો વેદાભ્યાસ જ છે અને તે જ મોટામા મોટુ સામર્થ્ય આપેછે

બીજા નિયમમાં કંઇ ભૂલ ચુક થાય તોપણ વેદાભ્યાસ કરનાર પરમ તપસ્વી જ ગણાયછે એમ કહેછે—

**आहैव स नखाग्रेभ्यः परमं तप्यते तपः ॥**
**यः स्रग्व्यपि द्विजोधीते स्वाध्यायं शक्तितोन्वहम् १६७**

જે દ્વિજ પુષ્પોની માળા ધારણ કરીને પણ શક્તિપ્રમાણે પ્રતિદિન વેદાધ્યયન કરેછે તે પગના નખ પર્યંત એટલે અંગ દેહવ્યાપિ પરમ તપ કરેછે એમ મનુએ નિશ્ચયથી કહ્યું છે. ૧૬૭.

બ્રહ્મચારીએ પુષ્પમાળા ધારણ ન કરવી એમ છે છતા કદી તે પુષ્પની માળા ધારણ કરીને પણ હમેશ શક્તિપ્રમાણે વેદાધ્યયનમાં પ્રવૃત્ત રહેતો હોય તો તે સર્વાંગવ્યાપિ સર્વોત્તમ તપ કરેછે એમ મનુએ માનેલુ છે અને શરીરમા નખ એ નિર્જીવ અવયવ છે તેમા પણ તેના તપનો પ્રભાવ પડેછે એમ જણાવેલુ છે બીજા નિયમનો ત્યાગ છતા પણ વેદાધ્યયન આવા ઉત્તમ ફળવાળુ છે એમ કહી વેદાધ્યયનની આવશ્યકતા બતાવી છે પણ તેથી બીજા નિયમને નાખી દેઇને છોડી આપવા એમ સમજવુ નહિ

વેદના ત્યાગથી થતુ અનિષ્ટ ફળ બતાવેછે—

योनधीत्य द्विजो वेदमन्यत्र कुरुते श्रमम् ॥
स जीवन्नेव शूद्रत्वमाशु गच्छति सान्वयः ॥ १६८॥

જે દ્વિજ વેદ ભણ્યાવગર બીજા શાસ્ત્રોમા શ્રમ કરેછે તે જીવતા જ પોતાના પુત્રપરિવારસહિત તુરત શૂદ્રપણુ પામેછે ૧૬૮

જે દ્વિજ વેદને નહિ ભણી અર્થશાસ્ત્રવગેરે બીજા શાસ્ત્રોમા શ્રમ કરેછે તે બીજા જન્મમા નહિ પણ એજ જન્મમા અને તેમા પણ તુરત જ પોતાના પુત્રપૌત્રાદિ પરિવારસહિત શૂદ્રપણાને પામેછે શંખસ્મૃતિમા કહેછે કે न वेदमनधीत्यान्या विद्यमधीयीतान्यत्र वदाङ्गस्मृतिभ्य । એટલે વેદ ભણ્યાવગર બીજી વિદ્યા ભણવી નહિ વેદના અંગો તથા સ્મૃતિ વેદ ભણ્યાવગર પણ ભણે તેમા દોષ નથી પણ તર્કવગેરે બીજા શાસ્ત્રો જો વેદ ભણ્યાવગર જ ભણે તો તેમા દોષ છે માટે પ્રથમ વેદનુ અધ્યયન કરવુ અને તે પછી જ બીજા શાસ્ત્રોનુ અધ્યયન કરવુ

માતાના ઉદરથી જન્મ થવો એમાં તો શૂદ્ર અને પશુવગેરેની સમાનતા રહી છે. પણ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એઓના ઉત્તમ પ્રકારના જીવિતનો આરંભ તો વેદાધ્યયનના અધિકારથી તથા તેને લીધે થઇ શકતા વૈદિક કર્મોનાં અનુષ્ઠાનથી જ થાયછે એ બતાવેછે—

मातुरग्रेऽधिजननं द्वितीयं मौञ्जिबन्धने ॥
तृतीयं यज्ञदीक्षायां द्विजस्य श्रुतिचोदनात् ॥ १६९ ॥

માતાના ઉદરથી ઉત્પન્ન થવું એ દ્વિજનો પહેલો જન્મ ગણાયછે, વેદની આજ્ઞાથી તેને ઉપનયન સંસ્કાર થાય એ તેનો બીજો જન્મ ગણાયછે અને યજ્ઞદીક્ષામાં તેનો ત્રીજો જન્મ ગણાયછે ૧૬૯.

ઉપનયન સંસ્કાર પછી વેદાધ્યયન કરેલ હોય તેને જ યજ્ઞદીક્ષાનો અધિકાર પ્રાપ્ત થાયછે માટે ઉપનયન સંસ્કારથી થતા બીજા જન્મથી જ વિશેષ મહત્તા છે અને એ ઉદ્દેશથી જ શાસ્ત્રમાં ત્રિજ નહિ પણ દ્વિજ એ શબ્દનો જ વ્યવહાર થાયછે મૌઞ્જી શબ્દ છેડામાં દીર્ઘસ્વરવાળો છતાં પણ આ શ્લોકના બીજા ચરણમાં છંદોભંગરૂપ દોષ ટાળવામાટે તેને હ્રસ્વસ્વરવાળો કરી ગોઠવ્યો છે તે જો કે ઉપર ઉપરથી જોતાં વિરૂદ્ધ જણાયછે પણ ङ्यापोः संज्ञाछन्दसोर्बहुलम् । ૬।૩।૬૩॥ એ પાણિનિ સૂત્રાનુસાર હોવાથી તેમાં કશો વિરોધ નથી.

ઉપનયનસંસ્કારથી થતો બીજો જન્મ એ બ્રહ્મજન્મ કહેવાય છે, એ બ્રહ્મજન્મમાં માતાપિતા કોને સમજવાં તે જણાવેછે—

तत्र यद्ब्रह्मजन्मास्य मौञ्जीबन्धनचिह्नितम् ॥
तत्रास्य माता सावित्री पिता त्वाचार्य उच्यते ॥१७०॥

ત્રણે જન્મોમાં પુરૂષનો મૌઞ્જીબંધનના ચિહ્નવાળો ઉપનયનસંસ્કારરૂપ જે જન્મ છે તેમાં સાવિત્રી તેની માતા છે અને આચાર્ય તેના પિતા કહેવાયછે. ૧૭૦.

તે ત્રણ જન્મોમાં મુંજની મેખલાના ચિહ્નવાળો જે બ્રહ્મજન્મ એટલે ઉપનયનસંસ્કારરૂપ બીજો જન્મ છે તેમાં બટુકની માતા સાવિત્રી છે કેમકે સાવિત્રીના ઉચ્ચારણથી તે જન્મ થાયછે. આ વાક્યથી ઉપનયનમાં સાવિત્રી એટલે ગાયત્રીમંત્રનું અધ્યયન જ પ્રધાન છે એમ સૂચવેલું છે. કારણકે સાવિત્રીના અધ્યયનમાટે જ બટુકને આચાર્યની પાસે લઇ જવામાં આવેછે. આ બ્રહ્મજન્મમાં જેમ સાવિત્રી માતા છે તેમ આચાર્ય તેના પિતા છે જન્મ માતાપિતાથી જ થાયછે માટે રૂપકઅલંકારના પ્રકારથી આ બીજા જન્મમાં આચાર્ય તથા સાવિત્રી પિતામાતા છે એમ કહ્યું છે.

આચાર્યને પિતા ગણવાનું કારણ કહેછે—

वेदप्रदानादाचार्यं पितरं परिचक्षते ॥
नह्यस्मिन्युज्यते कर्म किञ्चिदामौञ्जिबन्धनात् ॥१७१॥

વેદાધ્યયન કરાવેછે તેથી આચાર્ય પિતારૂપ છે એમ મનુવગેરે કહેછે. કારણ કે ઉપનયનસંસ્કાર થયા પહેલાં એ બટુકને કોઇપણ શ્રૌતસ્માર્ત્ત કર્મનો અધિકાર થતો નથી. ૧૭૧

સમગ્ર વેદનું અધ્યયન કરાવેછે તેથી આચાર્ય પિતારૂપ છે એમ મનુવગેરે ધર્મશાસ્ત્રકારો કહેછે. આચાર્ય પિતા ન થાય એટલે ઉપનયનસંસ્કાર કરી વેદાધ્યયન ન કરાવે ત્યાંસુધી દ્વિજપણું પ્રાપ્ત થતું નથી અને દ્વિજપણું પ્રાપ્ત ન થાય ત્યાંસુધી શ્રૌતસ્માર્ત્તકર્મનો અધિકાર થતો નથી માટે બ્રહ્મજન્મમાં આચાર્યને પિતારૂપ ગણવામાં આવેછે તે ઉચિત જ છે, આચાર્યરૂપ પિતાની કૃપાથી જ પુરૂષ સઘળા જાતિધર્મોમાં અને પુરૂષધર્મોમાં અધિકારી બનેછે યોગ્ય થયેલો પુત્ર જેમ પિતાને નરકથી બચાવેછે તેમ પિતા પુત્રને તેના બાળકપણામાં પાપથી બચાવેછે. વેદ ભણવાથી દૂર રહેવું એ પાપ છે અને એ પાપથી આચાર્ય બચાવેછે માટે આચાર્ય પિતા છે. કર્મ શરીરથી જ થઇ શકતું હોવાથી નહિ જન્મેલાથી જેમ કાંઇ કર્મ કરી શકાતું નથી તેમ ઉપનયન સંસ્કાર નહિ પામેલાથી કાંઇ શાસ્ત્રીય શ્રૌતસ્માર્ત્ત કર્મ કરી શકાતું નથી પણ જન્મેલાથી જેમ સામાન્ય કર્મો કરી શકાયછે તેમ ઉપનયન સંસ્કાર પામેલાથી શ્રૌતસ્માર્ત્ત કર્મો કરી શકાયછે. આવી રીતે ઉપનયન સંસ્કારનું જન્મની સાથે સાધર્મ્ય હોવાથી તે બ્રહ્મજન્મનામે બીજો જન્મ કહેવાયછે અને તે જન્મ આચાર્યથી જ થાયછે માટે તેનું પિતાપણું બરાબર છે

ઉપનયનસંસ્કારની પહેલાં બટુકના મુખથી વેદમંત્રનો ઉચ્ચાર ન થવા દેવો એવી ભલામણ કરેછે—

नाभिव्याहारयेद्ब्रह्म स्वधानिनयनादृते ॥
शूद्रेण हि समस्तावद्यावद्वेदे न जायते ॥ १७२ ॥

ઉપનયન થયાપહેલાં શ્રાદ્ધમાં આવતા મંત્રોસિવાય બટુકના મુખથી બીજા વેદમંત્રો બોલાવવા નહિ કારણ કે જ્યાંસુધી તેનો બ્રહ્મજન્મ નથી થયો ત્યાંસુધી તે શૂદ્ર જેવો છે. ૧૭૨

બટુકના પિતાને અથવા બીજો જે કોઇ તેના પિતાને ઠેકાણે તેનું પાલન કરતો હોય તેને ભલામણ આપવામાં આવેછે કે બ્રહ્મજન્મ થયાપહેલા બટુકના

મુખથી વેદમંત્રનું ઉચ્ચારણ કરાવવું નહિ. પિતા ઉપનયન પહેલાં પણ તેને વ્યાકરણવગેરે બીજા વિષયનું કંઇ કંઇ અધ્યયન ધીમે ધીમે કંઇ કંઇ સંસ્કાર જામતા જાય તેટલામાટે કરાવે એ સંમતિ છે અને તેમ કરતા કરતાં તે આ ગામ ઉપર ગુરૂપાસે વેદ ભણતી વખતે બટુકને સહેજ થાય એટલામાટે વખતે વેદમંત્ર પણ ધીમે ધીમે ભણાવવા લાગે એવી આશંકાથી કહેછે કે વેદમંત્રનું ઉચ્ચારણ તેના મુખથી કરાવવું નહિ અથવા હુશિયાર બટુક પોતાની મેળે બીજાને વેદ ભણતા જોઇ વેદનું ઉચ્ચારણ કરવામાં પ્રવૃત્ત થાય તો તેને અટકાવવો કારણકે શૂદ્રને જેમ વેદમંત્રનો ઉચ્ચાર કરવાનો નિષેધ છે તેમ જેને ઉપનયનસંસ્કાર ન થયો હોય તેને પણ વેદમંત્રનો ઉચ્ચાર કરવાનો નિષેધ છે. તેથી પોતાનુ હિત અને શાસ્ત્રની આજ્ઞાથી અજ્ઞાન બટુકને ઉપનયનસંસ્કાર પહેલાં ભલે ને કામચાર એટલે પોતાની મરજી પ્રમાણે હરી ફરી શકે એવો તથા કામભક્ષ એટલે પોતાની મરજીપ્રમાણે ખાઇ પી શકે એવો કહેલ છતાં પણ તેને જેમ મદ્યપાનવગેરેથી અટકાવવો જોઇએ તેમ વેદમંત્રનુ ઉચ્ચારણ કરતા પણ અટકાવવો જોઇએ આવા સામાન્ય નિષેધમા આવશ્યકતાને અનુસરતી થોડી છૂટ મૂકવામા આવેછે કે કદી જરૂર પડે તો શ્રાદ્ધમા આવતા મંત્રોનું ઉચ્ચારણ ઉપનયનસંસ્કાર પહેલા પણ કરી શકાય; એટલે પિતા કે માતા પરલોકવાસી થતાં શ્રાદ્ધ કરવામાં જનોઇ નહિ દીધેલા પુત્રને જ બેસવુ પડે એવો પ્રસંગ આવે તો શુન્ધન્તાં પિતરઃ વગેરે મંત્રો બોલવામા અડચણ નથી કારણકે ઉદકદાન તથા નવશ્રાદ્ધવગેરે પિતાનું પારલૌકિક કાર્ય અનુપનીત બાલકથી પણ થઇ શકેછે. પાર્વણવગેરે શ્રાદ્ધો તેનાથી થઇ શકતા નથી

ઉપનયનસંસ્કારવાળાને જ વ્રતોમાં તથા વેદાધ્યયનમાં યોગ્યતા પ્રાપ્ત થાયછે એમ દેખાડેછે—

**कृतोपनयनस्यास्य व्रतादेशनमिष्यते ॥**
**ब्रह्मणो ग्रहणं चैव क्रमेण विधिपूर्वकम् ॥ १७३ ॥**

જેને ઉપનયનસંસ્કાર થયો હોય તેને જ વ્રતાદેશ કહેલો છે અને ક્રમેથી વિધિપૂર્વક વેદાધ્યયન પણ કહેલુ છે. ૧૭૩

समिधमाधेहि એટલે સમિદાધાન કર તથા दिवा मा स्वप्सी- એટલે દિવસનુ શયન કરીશ નહિ ઇત્યાદિ વ્રતનો આદેશ તથા મંત્રબ્રાહ્મણના ક્રમથી વેદાધ્યયનો ઉપદેશ જેને ઉપનયન થયુ હોય તેને જ કહેલ છે, માટે ઉપનયનવગરનાએ વેદમંત્રોનો ઉચ્ચાર ન કરવો જોઇએ વ્રતાદેશ શબ્દનો આવો અર્થ પણ

કરવામાં આવેછે કે વ્રત એટલે ભક્ષણાદિકનું નિયમન તથા આદેશ એટલે ચાંદ્રાયણવગેરે પ્રાયશ્ચિત્તનો ઉપદેશ અથવા વ્રતાદેશ એટલે વેદવ્રતનો ઉપદેશ સમજવો.

બ્રહ્મચારીએ કરવાનાં વ્રતોમાં ચર્મ, સૂત્ર, મેખલાવગેરે કેવાં ધારણ કરવાં તેનો ખુલાસો કરેછે—

**यद्यस्य विहितं चर्म यत्सूत्रं या च मेखला ॥**
**यो दण्डो यच्च वसनं तत्तदस्य व्रतेष्वपि ॥ १७४ ॥**

જે બ્રાહ્મણવગેરે બ્રહ્મચારીને માટે જે ચર્મ, જે સૂત્ર, જે મેખલા, જે દંડ, અને જે વસ્ત્ર કહેલા છે તે તે, એ પુરૂષને માટે વ્રતોમાં પણ વિહિત છે. ૧૭૪.

બ્રહ્મચારીને માટે વ્રતનામના કર્મો કહેલાં છે એટલે સંવત્સરપર્યંત અથવા કોઇ વેદભાગને ગ્રહણ કરે ત્યાંસુધી તેણે આ યમનિયમાદિ વ્રતો કરવાના છે. તેમા પૂર્વવ્રતની સમાપ્તિ થાય અને બીજા વ્રતનો આરંભ થાય ત્યારે ઉપનયનમાં જે વિધિઓ કરવાના છે તેવા જ એ વ્રતાદેશમા પણ કરવાના છે અને તે વખતે પ્રથમના દંડવગેરેને જળમા પધરાવી નવા લેવા અને તેમા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને માટે દંડ, ચર્મ, મેખલાવગેરે જેવા જેવા પ્રકારના ઉપનયનસંસ્કારવખતે લેવાનુ કહ્યુ છે તેવા જ તે તે વર્ણના બ્રહ્મચારીને માટે લેવાં.

હવે પછી કહેવાના નિયમો સાવધાનપણે સેવવાની ગુરૂગૃહવાસી બ્રહ્મચારીને ભલામણ કરેછે—

**सेवेतेमांस्तु नियमान्ब्रह्मचारी गुरौ वसन् ॥**
**सन्नियम्येन्द्रियग्रामं तपोवृद्ध्यर्थमात्मनः ॥१७५॥**

ગુરૂને ત્યાં વસતા બ્રહ્મચારીએ ઇંદ્રિયોના સમુદાયને વશ્ય કરી પોતાની તપોવૃદ્ધિમાટે આ એટલે હવે કહીએ છીએ તે નિયમો સેવવા ૧૭૫.

પોતાની તપોવૃદ્ધિમાટે એટલે સ્વાધ્યાયવિધિના અનુષ્ઠાનથી થતા આત્મસંસ્કારમાટે ગુરૂગૃહવાસી બ્રહ્મચારીએ જિતેંદ્રિયપણે નીચેના સઘળા આવશ્યક નિયમો પાળવામા તત્પર રહેવુ

બ્રહ્મચારીએ સેવવાના નિયમો કહેછે—

**नित्यं स्नात्वा शुचिः कुर्याद्देवर्षिपितृतर्पणम् ॥**
**देवताभ्यर्चनं चैव समिदाधानमेव च ॥ १७६ ॥**

સર્વદા સ્નાન કરી પવિત્ર થઇ દેવ, ઋષિ અને પિતૃઓનું તર્પણ કરવું, દેવતાઓની પૂજા કરવી અને સમિદાધાને એટલે સવારસાંજ અગ્નિમાં હોમ કરવો. ૧૭૬.

પ્રતિદિન સ્નાનદ્વારા અપવિત્રતાનો ત્યાગ કરી દેવોનું, ઋષિઓનું અને પિતૃઓનું તર્પણ કરવું. આનંદવિનોદમાટે સ્નાન કરવાનું નથી, તેથી જળાશયમાં ખૂબ તરવું કે કૂદકા મારવા વગેરે બ્રહ્મચારીએ કરવું નહિ. પણ તેણે તો દંડની પેઠે જળમાં પડી તરત જ બહાર નીકળવું. અંદર પડી મોજમજા કરવી નહિ. સ્નાનથી પવિત્ર થઇનેદેવોનું, ઋષિઓનું અને પિતૃઓનું તર્પણ કરવું. આ તર્પણ માત્ર જળથી જ કરવાનું છે. તર્પણમાં ગૃહ્યકારોએ અગ્નિ, પ્રજાપતિ અને બ્રહ્મા વગેરે દેવો કહ્યા છે. તેઓનું તર્પણ એટલે અન્નાદિકથી તૃપ્તિ નહિ પણ તેઓના ઉદ્દેશથી ઉદકનો અંજલિ આપવો. એટલો જ તર્પણનો અર્થ છે એટલા-માટે જેમા ઉદકરૂપ દ્રવ્ય છે એવો આ તર્પણરૂપ યાગ સમજવો. જો એને યાગ ગણવામાં ન આવે તો જેનેમાટે તે તર્પણ કરવામાં આવેછે તેઓમા દેવતાપણું જ ન સંભવે, કારણ કે यागसंप्रदानं हि सा એટલે યાગનું સંપ્રદાન અર્થાત્ દાનપાત્ર હોય તે દેવતા; એવું સ્મૃતિવચન છે. માટે આ તર્પણ જે, દેવને ઉદ્દેશીને કરવાનું છે તેને યાગ ગણવો તે ઉચિત છે. દેવોપછી ઋષિઓનું તર્પણ કરવાનું આવેછે જે જેના આર્ષેય એટલે ગોત્રપ્રવર્તક તથા પ્રવર હોય તે તેના ઋષિઓ કહેવાય જેમકે પરાશર ગોત્રવાળામાટે વાસિષ્ઠ, શાક્ત અને પારાશર્ય પ્રવર છે. તેથી તે ગોત્રવાળાઓએ તેઓનું તર્પણ કરવું ગૃહ્યકારોએ મંત્રદ્રષ્ટાઓ ઋષિઓ કહેવાયછે તેઓનું જ તર્પણ કરવું એમ જણાવેલ છે તેથી મધુચ્છંદસ્, ગૃત્સમદ અને વિશ્વામિત્રવગેરે ઋષિઓનું તર્પણ કરવું એમ ઠરેછે. આ શ્લોકની અંદર કયા ઋષિઓ લેવા તેનું કઇ વિશેષ સૂચન નથી તેથી ગોત્રપ્રવર્તક ઋષિઓ અને મંત્રદ્રષ્ટા ઋષિઓ એ બન્ને પ્રકારના ઋષિઓનું ગ્રહણ કરવું કેટલાએક એમ પણ કહેછે કે માત્ર મંત્રદ્રષ્ટા ઋષિઓનું જ ગ્રહણ કરવું. પિતૃઓ એટલે પરલોકમાં ગયેલા પિતા, પિતામહ, સપિંડ અને સમાનોદકસુધીના સમજવા તેઓનું તર્પણ કરવું જેનો વિસ્તાર આ ગ્રંથના ત્રીજા અધ્યાયની અંદર શ્રાદ્ધવિધિમાં જોવામાં આવશે. દેવતાઓની પૂજા કરવી તથા સવારસાંજ અગ્નિમાં યજ્ઞિય કાષ્ઠોનો હોમ કરવો.

બ્રહ્મચારીએ ત્યાગ કરવાની વસ્તુઓ તથા ક્રિયાઓ જણાવેછે—

वर्जयेन्मधु मांसं च गन्धं माल्यं रसान् स्त्रियः ॥
शुक्तानि यानि सर्वाणि प्राणिनां चैव हिंसनम् १७७
अभ्यङ्गमञ्जनं चाक्षणोरुपानच्छत्रधारणम् ॥
कामं क्रोधं च लोभं च नर्त्तनं गीतवादनम् ॥ १७८ ॥
द्यूतं च जनवादं च परिवादं तथानृतम् ॥
स्त्रीणां च प्रेक्षणालम्भमुपघातं परस्य च ॥ १७९ ॥

મધ, માંસ, સુગંધી પદાર્થો પુષ્પો, રસો, સ્ત્રીઓ, સઘળા શુક્તો પ્રાણીઓની હિંસા તૈલમર્દન, આંખોમાં અંજન પગરખાં પહેરવાં, છત્રધારણ, કામ, ક્રોધ, લોભ, નૃત્ય, ગાવું, વાદિત્રો બજાવવાં, જુગાર, લોકો સાથે વાદ, પરની નિંદા, અસત્ય ભાષણ, સ્ત્રીઓપર અભિલાષવાળી દૃષ્ટિ તથા તેઓનું આલિંગન, અને બીજાનું અપમાન એ સર્વનો બ્રહ્મચારીએ ત્યાગ કરવો ૧૭૭, ૧૭૮, ૧૭૯.

સુગંધી પદાર્થોનો ત્યાગ કરવો એટલે ચંદનના લેપનવગેરેનો ત્યાગ કરવો રસોનો ત્યાગ કરવો એટલે ખાસ સ્વાદમાટે બનાવવામાં આવતા તીખા તમતમાવગેરે ભોજનોનો ત્યાગ કરવો બાકી ભોજનમાત્રમાં હરકોઇ જાતનો રસ તો હોય છે જ માત્ર બહુ સ્વાદવાળા શાકાદિક તથા મિષ્ટાન્ન વગેરેમાં આસક્તિ રાખવી નહિ કહ્યું છે કે—

योहेरिव धनाद्भीतो मिष्टान्नाच्च विषादिव ॥
राक्षसीभ्य इव स्त्रीभ्यः स विद्यामधिगच्छति ॥

એટલે જે પુરૂષ સર્પથી જેમ ત્રાસ પામીને દૂર રહે તેમ ધનથી પણ ભય પામીને દૂર રહે, વિષની પેઠે મિષ્ટાન્નથી પણ દૂર રહે અને રાક્ષસીઓથી જેમ તેમ સ્ત્રીઓથી પણ ભય પામી દૂર રહે તેજ પુરૂષ વિદ્યાને પામી શકેછે અધિક સમયને લીધે તથા બીજા દ્રવ્યના સંબંધને લીધે સ્વાભાવિક સ્વાદને છોડીને અમ્લતાને પામેલા પદાર્થો શુક્ત કહેવાયછે, તેનો પણ ત્યાગ કરવો અથવા શુક્તજેવી અમ્લ વાણી એટલે જે સાંભળતાં બીજાનું મન બગડી જાય તેવી વાણી બોલવી નહિ એમ પણ કેટલાએક કહેછે બ્રહ્મચારી બાળક હોવાને લીધે વખ-

ત્પર મુસલાંવગેરે નાના જીવોને મારવા પ્રવૃત્ત થાય તો તેને માટે "પ્રાણીઓની હિંસા ન કરવી" એવો નિષેધ છે. બાકી પ્રાણીઓની હિંસાનો નિષેધ તો સર્વનેમાટે પ્રાપ્ત છે. અથવા તો પ્રાણીહિંસાના નિષેધથી એમ બતાવ્યું છે કે હિંસા જેમ પુરૂષાર્થપ્રાપ્તિમાં આડે આવનારી છે તેમ અધ્યયનવિધિમાં પણ તે પાછળ પાડનારી છે.

વીર્યસ્ખલન એ બ્રહ્મચર્યના ભંગનું મોટામાંમોટું કારણ હોવાથી વીર્યસંરક્ષણની ભલામણ આપેછે—

एकः शयीत सर्वत्र न रेतः स्कन्दयेत्कचित् ॥
कामाद्धि स्कन्दयन् रेतो हिनस्ति व्रतमात्मनः॥१८०॥

સર્વ સ્થળે એકલાએજ સૂવું. ક્યાંય પણ જાણીજોઇને વીર્યપાત કરવો નહિ કારણ કે ઇચ્છાથી વીર્યપાત કરનાર બ્રહ્મચારી પોતાના વ્રતનો નાશ કરેછે. ૧૮૦.

"સર્વ ઠેકાણે એટલે જ્યાં સૂવું પડે ત્યાં પથારીમાં એકલાએ જ સૂવું. સ્ત્રીની સાથે અથવા બીજા કોઇની પણ સાથે શયન કરવું નહિ અથવા બીજા કોઇને પોતાના શયનમાં સાથે સુવા દેવું નહિ આમ કહેવાની મતલબ એજ છે કે બ્રહ્મચારી બાળકને એકલા જ સુવાનો નિયમ ન કર્યો હોય તો તેને ઘણે ભાગે પોતાના જેવડી અવસ્થાના કાચીસમજવાળા બાળકોસાથે સૂવાનો પ્રસંગ આવતાં હસ્તમૈથુન કે ગુદમૈથુનનો મહાઅનર્થ પોતાના કબજામાં લેછે અથવા તેમ ન થાય તો તેની વૃત્તિ સ્ત્રીપ્રસંગતરફ કે છેવટ ગમે તેવા નિંદ્ય પ્રસંગતરફ તણાયછે માટે મનુજીએ ભલામણ આપી છે કે તેણે એકલાએ જ સૂવું, અને જાણી જોઇને કદી પણ વીર્યપાત કરવો નહિ કારણ કે વીર્યપાતથી તેનું શરીર અને બુદ્ધિ બન્ને નિર્બળ થાયછે અને તેથી તે પોતાનું બ્રહ્મચર્યવ્રત જાળવી શકતો નથી જ.

વગર ઇચ્છાએ કદી વીર્યપાત થઇ જાય તો તેનું પ્રાયશ્ચિત્ત કહેછે—

स्वप्ने सिक्त्वा ब्रह्मचारी द्विजः शुक्रमकामतः
स्नात्वार्कमर्चयित्वा त्रिः पुनर्मामित्यृचं जपेत् ॥१८१॥

દ્વિજ બ્રહ્મચારીએ પોતાની ઇચ્છાવગર સ્વપ્નમાં વીર્યપાત થઇ જાય તો સ્નાન કરી સૂર્યની પૂજા કરી पुनर्मामैत्विन्द्रियम् । એ ઋચાનો ત્રણવાર જપ કરવો ૧૮૧

પોતાની વગર ઇચ્છાએ સ્વપ્નમા વીર્યપાત થઇ જાય તો તેના પ્રાયશ્ચિત્તતરીકે સ્નાન કરી ચદન વગેરે અનુલેપન તથા પુષ્પ ધૂપ આદિ પદાર્થોથી સૂર્યપૂજન કરી पुनर्मामैत्विन्द्रियम् । એ વેદ મત્રનો ત્રણવાર જપ કરવો

બ્રહ્મચારીએ ગુરૂના ઘરનું કામકાજ કરવાનું પણ જણાવેછે—

**उदकुम्भं सुमनसो गोशकृन्मृत्तिकाकुशान् ॥**
**आहरेद्यावदर्थानि भैक्षं चाहरहश्चरेत् ॥ १८२ ॥**

જળનો ઘડો, પુષ્પો, ગોમય, મૃત્તિકા અને દર્ભ એ પદાર્થો આચાર્યને જેટલા જોઇતા હોય તે પ્રમાણે લાવવા અને પ્રતિદિન ભિક્ષાથી પ્રાપ્ત અન્ન પણ લાવવુ ૧૮૨

ગુરૂને પ્રયોજન હોય તે પ્રમાણે જળકુભઆદિ પદાર્થો લાવી આપવા અહીં બતાવેલ વસ્તુઓ તો દિગ્દર્શનરૂપ છે એટલે એથી બીજુ પણ ગુરૂના ઘરનુ સઘળુ અનિદિત કાર્ય શ્રદ્ધાપૂર્વક કરવુ વળી ભિક્ષા એકઠી કરી ગુરૂને નિવેદન કરી પછી તેમાથી ગુરૂ આપે તેટલુ લઇ તેનું ભોજન કરવુ ભિક્ષા હમેશ હમેશની નવી લાવવી પણ એક દિવસ ઘણી ભિક્ષા લાવી પછી એક દિવસ આળસુ પડી રહી તેની તે ખાવાનો વિચાર મનમા ન લાવવો

બ્રહ્મચારીએ કોને ત્યાંથી ભિક્ષા માગી લાવવી તે જણાવેછે—

**वेदयज्ञैरहीनानां प्रशस्तानां स्वकर्मसु ॥**
**ब्रह्मचार्याहरेद्भैक्षं गृहेभ्यः प्रयतोऽन्वहम् ॥ १८३ ॥**

બ્રહ્મચારીએ વેદ તથા યજ્ઞો સહિત અને પોતાના કર્મામા કુશળ હોય એવા ગૃહસ્થોના ઘરોથી સાવધાનપણે પ્રતિદિન ભિક્ષા માગી લાવવી ૧૮૩

૧ જેઓ વેદાધ્યયન કરનારા તથા યજ્ઞઆદિ સત્કર્મો કરનારા હોય એવા વિશુદ્ધવૃત્તિવાળા ગૃહસ્થોને ઘેરથી જ હમેશા ભિક્ષા લાવવામા બ્રહ્મચારીએ સાવધાન રહેવુ કારણ કે જો અશાસ્ત્રીય આચારવાળાઓના ઘરનુ અન્ન ઉદરમા જાય તો પરિણામે તે બ્રહ્મચારીની બુદ્ધિમા બગાડ થવાથી તે શાસ્ત્રીય આચારપર ટકી શકતો નથી

ઉપરના ગુણોથી યુક્ત છતાં પણ કોને કોને ત્યાં ભિક્ષા ન માગવી તથા તેઓને ત્યાં ભિક્ષા માગવી તો કેવે પ્રસગે માગવી તે કહેછે—

गुरोः कुले न भिक्षेत न ज्ञातिकुलबन्धुषु ॥
अलाभे त्वन्यगेहानां पूर्वं पूर्वं विवर्जयेत् ॥ १८४ ॥

ગુરુના સપિંડોમાં, જ્ઞાતિ કુળમાં અને બંધુઓમાં ભિક્ષા માગવા જવું નહિ પણ બીજા ઘરથી ભિક્ષા ન મળે તો પૂર્વપૂર્વનો ત્યાગ કરી પછીપછીનાં ઘરોથી ભિક્ષા માગવી. ૧૮૪.

ગુરુના સપિંડોમાં ભિક્ષા માગવી નહિ તેમ જ જ્ઞાતિકુળમાં એટલે પિતૃપક્ષના કુળમાં અને બંધુઓમાં એટલે માતાતરફના સબંધીઓમાં પણ ભિક્ષા માગવા જવું નહિ પણ ગામ જ એવું હોય કે એઓના સિવાય બીજું કોઇ ભિક્ષા આપનાર હોય નહિ તો પ્રથમ માતાતરફના સબંધીઓમાં ભિક્ષા માગવી, તે ન હોય તોપછી પિતૃપક્ષના કુળમાં ભિક્ષા માગવી અને તે પણ ન હોય તોજ છેવટ ગુરુના કુળમાં ભિક્ષા માગવી. પણ જ્યાં સુધી બીજા ઘરોથી ભિક્ષા મળે તેવું હોય ત્યાં સુધી ગુરુકુળમાં તથા માતાપિતાના સબંધીઓમાં ભિક્ષા માગવી નહિ ગુરુકુળમાં ભિક્ષા ન માગવાનો હેતુ એ જ છે કે જ્યાં કાંઇ દેવું જોઇએ ત્યાંથી લેવું એ યોગ્ય જણાતું નથી, અને માતાપિતાના સબંધીઓમાં ભિક્ષા માગવાની ના કહીછે તેમાં હેતુ એવો છે કે તેઓ સ્નેહને લીધે વિવિધપ્રકારના સ્વાદિષ્ટ રાજસ ભોજનો દેવામાં દોરાયછે, વિદ્યાભ્યાસ કરતા બ્રહ્મચારીને માટે તે બિલકુલ અનુકૂળ નથી.

ભિક્ષા માગવાને યોગ્ય ઘરોની ગેરહાજરીમાં સાધારણ ઘરોથી પણ ભિક્ષા માગવાની છૂટ આપેછે—

सर्वं वापि चरेद्ग्रामं पूर्वोक्तानामसम्भवे ॥
नियम्य प्रयतो वाचमभिशस्तांस्तु वर्जयेत् ॥ १८५ ॥

પ્રથમ કહેલ ભિક્ષા માગવાયોગ્ય ગૃહસ્થોના ઘરો ન હોય તો આખા ગામમાં ફરી ભિક્ષા માગવી તેમાં વાણીને નિયમમાં રાખવી, સાવધાન રહેવું તથા મહાપાપી અને ભ્રષ્ટ લોકોના ઘરો છોડી દેવાં. ૧૮૫.

ઉપર જણાવ્યા તેવા એટલે વેદાધ્યયન કરનારા તથા યજ્ઞઆદિ સત્કર્મો કરનારા યોગ્ય લોકો જ્યાં ન હોય ત્યાં ઉવટ સામાન્ય ગણાતાં ઘરોથી પણ ભિક્ષા માગવી, તેમાં પણ ધ્યાન એ રાખવું કે જેઓ મહાપાપી ગણાતા હોય તથા પતિત થયા હોય તેઓના ઘરપર ભિક્ષા માગવા જવું નહિ, અને મૌનપણે તથા સાવધાનપણે પોતાનું કાર્ય પૂરૂં થતાં તરત જ ગુરૂની પાસે આવવું.

હવે અગ્નિપરિચરણનાં સાધનો લાવવા, સાચવવા તથા તેનો ઉપયોગ કરવાનો ઉપદેશ આપેછે—

**दूरादाहृत्य समिधः संनिदध्याद्विहायसि ॥**
**सायं प्रातश्च जुहुयात्ताभिरग्निमतन्द्रितः ॥ १८६ ॥**

દૂર દિશાઓમાંથી સમિધો લાવી ઉંચે અધર રાખવી અને આલસ્ય નહિ રાખતાં તે સમિધોથી સાયંકાળે તથા પ્રાતઃકાળે અગ્નિમાં હોમ કરવો. ૧૮૬.

દૂર દિશાઓમાંથી એટલે ગામની નજીકનાં વૃક્ષોવગેરેઉપર કોઇ કોઇનું સ્વામિત્વ હોયછે તેથી અન્યના સ્વામિત્વવગરના દૂરના પ્રદેશમાથી સમિધ લાવી દોરીથી બાંધી અધર લટકાવી રાખવા અથવા ખોરડાઉપર કે વંડીઉપર મૂકી રાખવાં, આમ કરવાથી એ સમિધો સારીરીતે સૂકાઇ હોમને લાયક થાયછે. એ સમિધોથી સાંજસવાર અગ્નિમાં હોમ કરવો એમાં આળસ રાખવું નહિ. દૂર દિશાઓમાંથી સમિધ લાવવાં એમ કહેવામાં આ હેતુ પણ સમાયેલો છે કે ગામની નજીકના પ્રદેશો અપવિત્રતાવગેરે દોષયુક્ત હોવાનો સંભવ છે, વળી સમિધો લાવી તેને ક્યાંય અધર મૂકી રાખવાં એમ કહેવામા બીજો હેતુ એ પણ છે કે પૃથ્વીપર મૂકી રાખવાથી તેને પૃથ્વીપરનાં જંતુઓ ચડે તથા વખતે રજસ્વલાવગેરે અસ્પૃશ્યનો સ્પર્શ પણ થઇ જાય.

સ્વસ્થ છતાં ભૈક્ષચરણ તથા અગ્નિપરિચરણમાં આળસ રાખનારને માટે પ્રાયશ્ચિત્ત કહેછે—

**अकृत्वा भैक्षचरणमसमिध्य च पावकम् ॥**
**अनातुरः सप्तरात्रमवकीर्णिव्रतं चरेत् ॥ १८७ ॥**

ભિક્ષાચર્યા અને સાયં પ્રાત અગ્નિ હોમ એ બન્ને કર્મ, રોગી નહિ છતાં પણ સાત રાત્રિસુધી નહિ કરનાર બ્રહ્મચારીએ અવકીર્ણિવ્રત કરવું જોઇએ. ૧૮૭.

રોગી નહિ છતાં જો બ્રહ્મચારી સાત દિવસસુધી ભિક્ષાચરણ તથા સમિદાધાન ન કરે તો તેણે અવકીર્ણી નામનું પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. આ પ્રાયશ્ચિત્ત કેમ કરવું તે વિષે અગિયારમા અધ્યાયમાં કહેવામાં આવશે.

બ્રહ્મચારીનેમાટે ભિક્ષાચરણની જ આવશ્યકતા બતાવેછે—

**भैक्षेण वर्त्तयेन्नित्यं नैकान्नादी भवेद्व्रती ॥**
**भैक्षेण व्रतिनो वृत्तिरुपवाससमा स्मृता ॥ १८८ ॥**

બ્રહ્મચારીએ નિત્ય ભિક્ષાથી પ્રાપ્ત થયેલા અન્નવડે વૃત્તિ ચલાવી લેવી. એકના ઘરથી જ અન્ન લઇને ખાવું નહિ કારણ કે ભિક્ષાના અન્નથી બ્રહ્મચારીની વૃત્તિ ઉપવાસતુલ્ય કહેલી છે. ૧૮૮.

બ્રહ્મચારીએ ભિક્ષાથી જ વૃત્તિ ચલાવવી, પણ એકને ત્યાંથી જ અન્ન લઇ ભોજન કરવું નહિ કેવળ ભિક્ષાન્નથી જ બ્રહ્મચારીની વૃત્તિ ઉપવાસસમાન ગણાયછે

નિમિત્તવિશેષમાં ભિક્ષાવૃત્તિનો અપવાદ કહેછે—

**व्रतवद्देवदैवत्ये पित्र्ये कर्मण्यथर्षिवत् ॥**
**काममभ्यर्थितोऽश्नीयाद्व्रतमस्य न लुप्यते ॥ १८९ ॥**

અભ્યર્થના કરાયેલા બ્રહ્મચારીએ દેવસંબંધી કર્મમાં વ્રતથી વિરુદ્ધ ન થાય એવું મધુમાંસાદિરહિત અન્ન ઇચ્છાપ્રમાણે ખાવું તેમજ પિતૃસંબંધી કર્મમાં પણ સંન્યાસીની પેઠે ભોજન કરવું. અને તેમ કરવાથી આ બ્રહ્મચારીનું વ્રત લોપાતું નથી ૧૮૯.

બ્રહ્મચારીનેમાટે પ્રથમ એકનું અન્ન જે નિષિદ્ધ કરેલું છે તેનો આ પ્રતિપ્રસવ છે જે વસ્તુ એકવાર નિષિદ્ધ કરેલ હોય તેના ઉપયોગની કોઇ કારણથી આજ્ઞા આપવી તે પ્રતિપ્રસવ કહેવાયછે દેવકર્મમા દેવના ઉદ્દેશથી પ્રાર્થના કરાયેલા બ્રહ્મચારીએ વ્રતવિરુદ્ધ ગણાતા મધુમાંસવગેરે પદાર્થો છોડી દઇ એકનું પણ અન્ન ઇચ્છાપ્રમાણે ખાવું એવી જ રીતે પિતૃકર્મમા પણ અભ્યર્થના કરાયેલા બ્રહ્મચારીએ સમ્યગ્દર્શનયુક્ત હોવાથી સંન્યાસીની પેઠે મધુમાંસરહિત એકના ઘરનું અન્ન પણ યથેપ્સિત જમવું અને તેમાં ભિક્ષાઉપર વૃત્તિ ચલાવવારૂપ બ્રહ્મચારીના વ્રતનો લોપ થતો નથી, દેવકર્મ કે પિતૃકર્મમાં પણ સામો માણસ માગણી કરે તો જ જમવા જવું પણ બ્રહ્મચારીએ પોતે તે બાબતની યાચના કરવી નહિ.

ઉપરના શ્લોકમાં આપેલી છૂટ ક્ષત્રિય તથા વૈશ્યજાતિના બ્રહ્મચારીઓમાટે નથી એમ જણાવેછે—

## ब्राह्मणस्यैव कर्मैतदुपदिष्टं मनीषिभिः ॥
## राजन्यवैश्ययोस्त्वेव नैतत्कर्म विधीयते ॥ १९० ॥

વિદ્વાનોએ બ્રાહ્મણ બ્રહ્મચારીને માટે જ ઉપર કહેલુ એકાન્નભોજન ઉપદિષ્ટ છે પણ ક્ષત્રિય તથા વૈશ્ય બ્રહ્મચારીને એ કર્મ કરવાનુ વિધાન નથી ૧૯૦

દેવકર્મ તથા પિતૃકર્મમા એકના ઘરનુ અન્ન જમવાનો પ્રતિપ્રસવ કરવામા આવ્યો છે તે બ્રાહ્મણસિવાય એટલે ક્ષત્રિય તથા વૈશ્યજાતિના બ્રહ્મચારીને માટે નથી માટે તેઓએ કોઇ પણ વખતે એકના ઘરનુ અન્ન લઇ ચલાવીલેવુ નહિ, જો કે દેવકર્મ તથા પિતૃકર્મમા બ્રાહ્મણસિવાય ક્ષત્રિય કે વૈશ્યને કોઇ જમવાનુ કહે નહિ તો પણ એ કર્મોમા જ્ઞાતિસબધથી તેઓને કોઇ જમવાનુ કહે તો તેમા પણ તેઓએ જવુ નહિ એમ જણાવવામાટે આ નિષેધ છે

અધ્યયન તથા ગુરુસેવામાં આચાર્યના કહેવાની રાહ જોઇ બેસી ન રહેતાં તેમાં તો સદા તત્પર જ રહેવું એવી ભલામણ દેછે—

## चोदितो गुरुणा नित्यमप्रचोदित एव वा ॥
## कुर्यादध्ययने यत्नमाचार्यस्य हितेषु च ॥ १९१ ॥

આચાર્ય પ્રેરણા કરી હોય અથવા ન કરી હોય તો પણ સર્વદા અધ્યયનમા તથા આચાર્યના હિતમા યત્ન કરવો ૧૯૧

ગુરુમુખથી અધીત પાઠના આવર્તનો કરવામા તેના કહેવાની રાહ ન જોવી તેમ જ જલકુભ લાવવો તથા ગુરુ શ્રાત હોય ત્યારે તેના પગ ચાપવા બેસવુ વગેરેમા પણ ગુરુના કહેવાની વાટ ન જોવી, પણ તેમા તો પોતાની મેળે જ લાગી જવુ

ગુરુની પાસે જઇને અથવા ગુરુ આવે ત્યારે કેવી રીતે ઉભવુ તે જણાવેછે—

शरीरं चैव वाचं च बुद्धीन्द्रियमनांसि च ॥
नियम्य प्राञ्जलिस्तिष्ठेद्वीक्षमाणो गुरोर्मुखम् ॥ १९२ ॥

દેહ, વાણી, બુદ્ધિ, ઇંદ્રિયો અને મન એઓને નિયમમાં રાખી હાથ જોડી ગુરૂના મુખસામે જોઇ ઉભા રહેવું. ૧૯૨.

ગુરૂ આવે ત્યારે બેઠા રહેવું નહિ કે ઉભા હોઇએ તો બેસી જવું નહિ. તેમ ગુરૂપાસે જઇને પણ તરત બેસી જવું નહિ તેની સામે હલીને હાથપગ- વગેરે હલાવવારૂપ કઇ વ્યર્થ ચેષ્ટા કરવી નહિ. હસવું નહિ, અને વગર પ્રયોજનનું કાંઇ બોલવું નહિ ગુરૂની સામે જોવું એમ કહેવાથી ચક્ષુનો વ્યાપાર તો બીજા પદાર્થોતરફ અટકે જ છે પણ તે સિવાય બીજાં ઇંદ્રિયો, મન અને બુદ્ધિનો વ્યાપાર પણ બીજીતરફ થતો અટકાવવો, અર્થાત્ તેઓને તે સમયે બીજા કોઇ વ્યાપારમા જોડવા નહિ

ગુરૂની સમક્ષમાં કેમ વર્ત્તવું તેનો જ વિશેષ કહેછે—

नित्यमुद्धृतपाणिः स्यात्साध्वाचारः सुसंयतः ॥
आस्यतामिति चोक्तः सन्नासीताभिमुखं गुरोः॥१९३॥

સર્વદા જમણો હાથ ઉત્તરીય વસ્ત્રથી બહાર રાખવો, આચાર ઉત્તમ રાખવો, દેહને વસ્ત્રથી આવૃત એટલે ઢાંકેલો રાખવો અને "તુ બેસી જા" એ પ્રમાણે ગુરૂ કહે ત્યારે ગુરૂની સામે બેસવુ ૧૯૩.

જમણા હાથને કેવળ જનોઇથી જ નહિ પણ ઓઢેલા વસ્ત્રથી પણ બહાર રાખવો વાણીનો વ્યવહાર અનિંદિત કરવો, શરીરે ઉઘાડા ન રહેવું. કારણ કે મોહોટાઓની સમક્ષમા એ દેખાવ જ અવિવેકભરેલો છે. અને ગુરૂની આજ્ઞા થતા તેની સામે વિનયથી બેસવુ આ સઘળો વ્યવહાર બ્રહ્મચર્યઆશ્રમસિવાય ગૃહસ્થાશ્રમમા પણ ગુરૂની પાસે જવાના સમયમા અથવા ગુરૂ આવે ત્યારે જાળવવો જોઇએ એમ દેખાડવામાટે આરભમા જ "સર્વદા" એમ જણાવેલ છે

ગુરૂની સમક્ષમાં દરેકરીતે સાવધાની તથા વિનય રાખવાની ભલામણ કરેછે—

हीनान्नवस्त्रवेषः स्यात्सर्वदा गुरुसन्निधौ ॥
उत्तिष्ठेत्प्रथमं चास्य चरमं चैव संविशेत् ॥ १९४ ॥

સર્વદા ગુરૂની સન્નિધિમાં ગુરૂકરતાં ન્યૂન અન્ન, વસ્ત્ર અને વેષવાળું થવું, ગુરૂની પહેલાં ઉઠવું અને ગુરૂ શયન કરે તે પછી સુવું. ૧૯૪.

ગુરૂની પાસે ન્યૂન અન્નનું ભોજન કરવું. ન્યૂનપણું કોઇ ઠેકાણે પ્રમાણથી અને કોઇ ઠેકાણે સંસ્કારથી લેવું જો ભિક્ષામાં ઘીના સંસ્કારવાળું અને ક્ષીરવગેરેનું ભક્ષ્ય મળેલ હોય અને ગુરૂએ તેવું ખાવેલું ન હોય, ગુરૂની સાથે એક જ સમયમાં ભોજન કરવાનું હોય તેમ જ ગુરૂના ઘરમાં તેવું અન્ન તૈયાર ન હોય તો બ્રહ્મચારીએ તે અન્ન ગુરૂને દેવું અને ગુરૂ તેમાથી આપે તો પણ પોતે ઘણું જ ઓછુ લેવું અને ગુરૂને માટે વિશેષ રહે તેમ કરવું તેમ જ ગુરૂએ ઉનનું વસ્ત્ર પહેર્યું હોય તો શિષ્યે સુતાઉવસ્ત્ર પહેરવું નહિ, તેમ જ આભરણમંડનાદિ વેષ પણ ગુરૂકરતાં ન્યૂન રાખવો આ વાક્ય ગૃહસ્થાશ્રમનેમાટે સમજવું, કારણકે બ્રહ્મચર્યમાં આભરણમંડનાદિ હોય નહિ અથવા બ્રહ્મચારીએ કે ગૃહસ્થે કોઇએ પણ ગુરૂની સમક્ષ ટાપટીપથી બનીઠની પોતાનું ઉદ્ધતપણુ દેખાડવું નહિ, પરોઢિયે ગુરૂથી પહેલા ઉઠવું અને આગલી રાત્રિએ ગુરૂ શયન કરે તેપછી જ પોતે શયન કરવું

ગુરૂએ કરેલી આજ્ઞાનું સ્વીકારવચન તથા બીજું પણ જે કાંઇ બોલવું તેમાં અવિવેક ન દેખાડવાનું કહેછે—

**प्रतिश्रवणसंभाषे शयानो न समाचरेत् ॥**
**नासीनो न च भुञ्जानो न तिष्ठन्न पराङ्मुखः ॥१९५॥**

સુતાં સુતાં, બેઠાં બેઠાં, ભોજન કરતા કરતા અને અવળે મુખે ગુરૂની આજ્ઞાનો સ્વીકાર તથા સંભાષણ કરવા નહિ ૧૯૫

આજ્ઞાના અંગીકારનું વચન તથા બીજી પણ કાંઇ વાતચિત ગુરૂની સાથે કરવાની હોય તે સુતાસુતાં, બેઠાબેઠા, ભોજન કરતા કરતા અને અવળે મુખે કરાય તો તે મોટો અવિવેક દેખાયછે માટે તેમ કરવુ નહિ

ત્યારે કેમ વિવેક જાળવવો તે જણાવેછે—

**आसीनस्य स्थितः कुर्यादभिगच्छंस्तु तिष्ठतः ॥**
**प्रत्युद्गम्य त्वाव्रजतः पश्चाद्धावंस्तु धावतः ॥१९६॥**

આસનઉપર બેઠેલા ગુરૂ આજ્ઞા કરે તો પોતે ઉભા રહીને આજ્ઞા સ્વીકારવી, ગુરૂ ઉભા રહીને આજ્ઞા કરે તો સામે થોડાં પગલાં ચાલીને તેનો સ્વીકાર

કરવો, ગુરૂ સામેથી આવતા હોય અને આજ્ઞા કરે અથવા કાંઇ વાતચિત કરે તો તે સામેથી પોતાની નજીક આવતા હોય છતાં પોતે ચાલીને તેની વિશેષ નજીક જઇને તેની આજ્ઞાનો સ્વીકાર કરવો તથા વાતચિત કરવી અને ગુરૂ ઉતાવળે જતાં જતાં કાંઇ આજ્ઞા કરે કે વાતચિત કરે તો તેની પાછળ પોતે ઉતાવળે દોડીને તેનો સ્વીકાર કરવો તથા વાતચિત કરવી. ૧૯૬.

આ સઘળું ગુરૂવાક્યમાં પૂર્ણ આદરબુદ્ધિ દર્શાવવામાટે છે. કારણકે જેઓ ગુરૂવાક્યમાં પૂર્ણ આદરબુદ્ધિવાળા હોયછે તેઓ જ ભણીને પાર ઉતરેછે.

એજ વિષયમાં વિશેષ કહેછે—

**पराङ्मुखस्याभिमुखो दूरस्थस्यैत्य चान्तिकम् ॥**
**प्रणम्य तु शयानस्य निदेशे चैव तिष्ठतः ॥ १९७ ॥**

આજ્ઞા કરતી વખતે કે કાંઇ કહેતી વખતે ગુરૂનું મુખ બીજી બાજુ હોય તો તેની સન્મુખમાં જઇને, ગુરૂ દૂર હોય તો તેની નજીક જઇને, સુતેલા હોય તો નીચા નમી પ્રણામ કરીને અને સમીપમાં હોય તો પણ નમ્ર થઇને આજ્ઞાસ્વીકાર તથા સંભાષણ કરવાં. ૧૯૭.

આ સઘળું અતિશય વિનય સૂચવવામાટે છે

ગુરૂની સમક્ષ આસનનો નિયમ બતાવેછે—

**नीचं शय्यासनं चास्य सर्वदा गुरुसन्निधौ ॥**
**गुरोस्तु चक्षुर्विषये न यथेष्टासनो भवेत् ॥ १९८ ॥**

ગુરૂની સમીપમાં સર્વદા બ્રહ્મચારીએ શય્યા તથા આસન નીચા રાખવાં અને ગુરૂની દૃષ્ટિ પડતી હોય ત્યાં પોતાની ઇચ્છા પ્રમાણે આસન કરી બેસવું નહિ. ૧૯૮

શય્યા તથા આસન ગુરૂકરતાં ઉંચાં ન રાખવાં અને ગુરૂની નજરે કદી પણ લાંબા પગ કરી બેસવું વગેરે યથેષ્ટ ચેષ્ટા કરવી નહિ.

પરોક્ષમાં પણ ગુરૂની અવમાનનાના આભાસસરખું પણ કાંઇ ન કરવું એમ કહેછે—

**नोदाहरेदस्य नाम परोक्षमपि केवलम् ॥**
**न चैवास्यानुकुर्वीत गतिभाषितचेष्टितम् ॥ १९९ ॥**

પરોક્ષમાં પણ ગુરૂનું નામ માત્ર એકલું જ એટલે સાથે કંઇ માનદર્શક ઉપપદવગર બોલવું નહિ, તથા ગુરૂની ગતિ, તેનું ભાષણ તથા તેની બીજી કંઇ પણ ચેષ્ટા એઓનું અનુકરણ કરવું નહિ. ૧૯૯.

ઉપાધ્યાય, આચાર્યવગેરે પૂજ્યવાચક ઉપપદોવગરનું ગુરૂનું એકલું નામમાત્ર જ ગુરૂની ગેરહાજરીમાં પણ ઉચ્ચારવું નહિ. તેમ ગુરૂ જેમ ચાલતા હોય, જેમ બોલતા હોય તથા બીજી જે કાંઇ ક્રિયા કરતા હોય તેનું અનુકરણ કરવું નહિ એટલે તેમનો ઉપહાસ કરવો નહિ

બ્રહ્મચારીએ પોતે ગુરૂનું અપમાનસરખું કાંઇપણ ન કરવું એટલું જ નહિ પણ બીજા કોઇ તેવું કાંઇ કરતા હોય તો તેવું તેણે જોવું સાંભળવુંપણ નહિ એમ કહેછે—

**गुरोर्यत्र परीवादो निन्दा वापि प्रवर्त्तते ॥**
**कर्णौ तत्र पिधातव्यौ गन्तव्यं वा ततोन्यतः ॥२००॥**

જે સ્થળે ગુરૂનો પરીવાદ થતો હોય અથવા નિંદા થતી હોય ત્યાં પોતાના કાન હાથથી બંધ કરી દેવા અથવા ત્યાંથી બીજે સ્થળે ચાલ્યા જવું. ૨૦૦.

વિદ્યમાન દોષો કહેવા તે પરીવાદ અને અવિદ્યમાન દોષો કહેવા તે નિંદા કહેવાયછે. ગુરૂનો પરીવાદ થતો હોય કે નિંદા થતી હોય તે સાંભળવાં નહિ એટલે કાનઆડે હાથ દઇ દેવા અથવા તે ઠેકાણેથી બીજે ઠેકાણે ચાલ્યા જવું.

ગુરૂનો પરીવાદવગેરે જો શિષ્ય કરે તો તે શિષ્યની કેવી માઠી દશા થાયછે તે જણાવેછે—

**परीवादात्खरो भवति श्वा वै भवति निन्दकः ॥**
**परिभोक्ता कृमिर्भवति कीटो भवति मत्सरी ॥२०१॥**

ગુરૂનો પરીવાદ કરનાર ગધેડો થાયછે, ગુરૂની નિંદા કરનાર શ્વાન થાયછે, ગુરૂનું ધન ભોગવનાર કૃમિ થાયછે અને ગુરૂઉપર મત્સર કરનાર કીટ થાયછે. ૨૦૧.

નાના કીડા કૃમિ કહેવાયછે અને તેથી કંઇ મોટા તે કીટ કહેવાયછે અથવા પગવગરના જીવડા તે કૃમિ કહેવાયછે અને પગવાળા જીવડા કીડા કહેવાયછે ગુરૂનો પરીવાદવગેરે કરવાથી બીજા અવતારમાં પ્રાપ્ત થનારૂં આ અધમ ફળ વર્ણવ્યું છે.

પૂજન કરવામાં કંઇ પણ અનાદર જણાય તેવા પ્રકારથી દૂર રહેવાની ભલામણ કરેછે તથા-અભિવાદન કરવાનો પણ વિવેક શિખવેછે—

**दूरस्थो नार्चयेदेनं न क्रुद्धो नान्तिके स्त्रियाः ॥**
**यानासनस्थश्चैवैनमवरुह्याभिवादयेत् ॥ २०२ ॥**

શિષ્યે દૂર રહીને ગુરૂની પૂજા કરવી નહિ, પોતે ક્રોધવાળો હોય ત્યારે પણ ગુરૂની પૂજા કરવી નહિ તથા સ્ત્રીની સમીપમાં પણ પૂજા કરવી નહિ પોતે વાહનઉપર બેઠેલો હોય અથવા આસનઉપર બેઠેલો હોય અને ગુરૂ આવે તો વાહન અથવા આસનઉપરથી ઉતરીને ગુરૂને અભિવાદન કરવું. ૨૦૨.

દૂર રહેલા શિષ્યે બીજા મનુષ્યપાસે વસ્ત્રાદિકથી ગુરૂની પૂજા ન કરાવતાં પોતે જ કરવી પણ શિષ્ય પોતે વિદેશ હોવાવગેરે કારણથી કોઇ રીતે પહોંચી શકે તેમ ન હોય તો પછી બીજાની મારફત પૂજા કરાવે તેમાં દોષ નથી. પોતે ક્રોધમાં હોય તથા ગુરૂ સ્ત્રીની પાસે બેઠા હોય ત્યારે શિષ્યે પોતે પણ પૂજા કરવી નહિ શિષ્ય વાહનઉપર બેઠો હોય તથા આસનઉપર બેઠો હોય તો વાહન તથા આસનઉપરથી નીચે ઉતરીને અભિવાદન કરવું આ સઘળો પ્રકાર ગુરૂને પ્રસન્ન કરવામાટે છે.

બેસવાની તથા બોલવાની ક્રિયામાં પણ ગુરૂનું માન જાળવવાવિષે કહેછે—

**प्रतिवातेनुवाते च नासीत गुरुणा सह ॥**
**असंश्रवे चैव गुरोर्न किञ्चिदपि कीर्त्तयेत् ॥ २०३ ॥**

પ્રતિવાતમાં તથા અનુવાતમાં ગુરૂની સાથે બેસવું નહિ અને જ્યાં ન સાંભળી શકે ત્યાં કંઇ પણ બોલવું નહિ. ૨૦૩.

જે દિશામાં ગુરૂ બેઠા હોય ત્યાંથી શિષ્ય બેઠો હોય તે પ્રદેશમાં વાયુ આવે તે પ્રતિવાત અને શિષ્ય બેઠો હોય ત્યાંથી ગુરૂ બેઠા હોય ત્યાં વાયુ આવે તે અનુવાત. આ બન્નેપ્રકારે ગુરૂની સાથે બેસવું નહિ. પણ ગુરૂના તિર્યગ્વાયુને એટલે સીધા નહિ પણ તિરછાવાયુને સેવવો. જ્યાં ગુરૂ સ્પષ્ટતાથી સમજી શકે નહિ પણ શિષ્યના હોઠ હલતા હોય તેથી જાણે કે આ કાંઇ બોલેછે, તેવા પ્રકારે ગુરૂના વિષયમા કે બીજાના વિષયમાં પણ બોલવું નહિ.

ક્યાં ક્યાં ગુરૂની સાથે બેસી શકાય તે જણાવેછે—

गोश्वोष्ट्रयानप्रासादस्त्रस्तरेषु कटेषु च ॥
आसीत गुरुणा सार्द्धं शिलाफलकनौषु च ॥२०४॥

બળદ ઘોડા કે ઉંટ જોડેલ વાહનમા, અગાશીઉપર, ઉનના આસનઉપર, સાદડીઉપર, શિલાઉપર, પાટઉપર તથા વહાણમા ગુરૂની સાથે બેસવુ  २०४

ઉપર જણાવેલ વાહનવગેરેમા ગુરૂની સાથે બેસાય તો તેમા કશો દોષ નથી

ગુરૂસિવાય અન્યપૂજ્યજનોતરફ કેમ વર્તવુ તે કહેછે—

गुरोर्गुरौ सन्निहिते गुरुवद्वृत्तिमाचरेत् ॥
न चानिसृष्टो गुरुणा स्वान्गुरूनभिवादयेत् ॥२०५॥

ગુરૂના ગુરૂ નજીક હોય ત્યારે તેમા પણ ગુરૂની પેઠે વર્તવુ અને પોતાના માતાપિતાવગેરે ગુરૂજનોને ગુરૂની આજ્ઞાવગર અભિવાદન કરવુ નહિ  २०५

ગુરૂને ઘેર વસતા બ્રહ્મચારીએ ત્યા પોતાના ગુરૂના ગુરૂ આવે ત્યારે તેના તરફ અભિવાદનવગેરેમા ગુરૂના જેવી જ વૃત્તિ રાખવી તથા પોતાના માતા પિતાવગેરે ગુરૂજનોને ગુરૂની આજ્ઞાવગર નહિ પણ ગુરૂની આજ્ઞા લઇને જ અભિવાદન કરવા જવુ અર્થાત્ તેઓને ત્યા આવેલા સાંભળી ગુરૂની આજ્ઞાવગર જ ત્યાથી બહાર દોડવુ નહિ પણ તેઓ ગુરૂને ત્યા જ આવે તે વખતે ગુરૂની આજ્ઞાવગર પણ તેઓને અભિવાદન કરવામા બાધ નથી

ગુરૂનાતરફ જેવી વર્તણુક રાખવામા આવે તેવી જ વર્તણુક કોના કોનાતરફ રાખવી તે જણાવેછે—

विद्यागुरुष्वेतदेव नित्या वृत्तिः स्वयोनिषु ॥
प्रतिषेधत्सु चाधर्मान् हितं चोपदिशत्स्वपि ॥२०६॥

વિદ્યાગુરૂઓમા પોતાના કાકાવગેરેમા અને અધર્મનો નિષેધ કરનાર તથા કલ્યાણનો ઉપદેશ કરનાર પુરૂષોમા ગુરૂના જેવી જ વૃત્તિ રાખવી  २०६

ઉપનયનસંસ્કારપૂર્વે વેદાધ્યયન કરાવનાર મુખ્યગુરૂસિવાય વિદ્યા ભણાવનારા ઉપાધ્યાયવગેરે વિદ્યાગુરૂઓ કહેવાયછે તેઓમા પણ સદા મુખ્ય ગુરૂના જેવો ભાવ રાખી મુખ્ય ગુરૂતરફ જેમ વર્તવામા આવે તેમ વર્તવુ કાકા મોટાભાઇવગેરેના તરફ પણ ગુરૂભાવ રાખવો પરસ્ત્રીગમનવગેરે અધર્મથી અટકા

વનારા મિત્રો કે જેઓને ગુપ્તરીતિથી પાપ કરનારા મિત્રને કેશગ્રહણપર્યંત અટવવાનો હક કહેલો છે તેઓ સમાન અવસ્થાવાળા હોય અથવા ન્યૂન અવસ્થાવાળા હોય તો પણ તેઓનાતરફ ગુરૂજેવી વૃત્તિ રાખવી અને ધર્મતત્વનો ઉપદેશ કરનારા પુરૂષોમાં પણ ગુરૂજેવી જ વૃત્તિ રાખવી.

ગુરૂભાવ રાખવાયોગ્ય બીજાં પાત્રો પણ બતાવેછે—

**श्रेयस्सु गुरुवद्वृत्तिं नित्यमेव समाचरेत् ॥**
**गुरुपुत्रेषु चार्येषु गुरोश्चैव स्वबन्धुषु ॥ २०७ ॥**

સર્વદા વિદ્યા તથા તપથી વૃદ્ધ પુરૂષોમાં, સમાન જાતિવાળા ગુરૂપુત્રોમાં અને ગુરૂના કાકાવગેરે બંધુઓમાં ગુરૂની પેઠે વૃત્તિ રાખવી. ૨૦૭.

પોતાના કરતા જેઓ વિદ્યા તથા તપવગેરેથી અધિક હોય તેઓમાં સંભવપ્રમાણે અભિવાદન તથા પ્રત્યુત્થાનાદિ ગુરૂજેવી વૃત્તિ કરવી સમાન જાતિવાળા પોતાથી અવસ્થાએ અધિક હોય એવા ગુરૂપુત્રોમા અને ગુરૂઓના બંધુઓમા પણ ગુરૂભાવ રાખવો.

ગુરૂપુત્રમાં ગુરૂભાવ રાખવાની વ્યવસ્થા કહેછે—

**बालः समानजन्मा वा शिष्यो वा यज्ञकर्मणि ॥**
**अध्यापयन्गुरुसुतो गुरुवन्मानमर्हति ॥ २०८ ॥**

બાળક, સમાન અવસ્થાવાળો અથવા શિષ્ય એવો પણ ગુરૂનો પુત્ર વેદ ભણી તૈયાર થયેલો હોવાથી વેદાધ્યયન કરાવવા સમર્થ હોય તે યજ્ઞકર્મના દર્શનમાટે આવ્યો હોય ત્યારે ગુરૂની પેઠે માન દેવાલાયક છે. ૨૦૮

ગુરૂનો પુત્ર અવસ્થાએ પોતાથી નાનો હોય અથવા સરખી અવસ્થાવાળો હોય તે વેદ ભણી તૈયાર થયો હોય અને વેદાધ્યયન કરાવી શકે તેવા સામર્થ્યવાળો થયો હોય, પછી તે બીજી કોઇ વિદ્યામાં ભલે પોતાનો શિષ્ય હોય તો પણ જ્યારે યજ્ઞના દર્શનમાટે આવ્યો હોય ત્યારે તે ગુરૂની પેઠે પૂજ્યનું પાત્ર ગણાયછે યજ્ઞમાં તે ઋત્વિજ હોય કે ન હોય તે વાત અહીં ધ્યાનમાં લેવાની નથી. આ શ્લોકનો અર્થ બીજી રીતે એવો પણ કરવામા આવેછે કે યજ્ઞકર્મમાં જે ઋત્વિજ હોય તે બાળક હોય, સમાન અવસ્થાવાળો હોય કે ભલે અંગાધ્યયનવગેરેમાં પોતાનો શિષ્ય હોય તો પણ ગુરૂની પેઠે માનનું પાત્ર છે તેમ જે ગુરૂપુત્ર કંઇ થોડું ઘણું પણ ભણાવતો હોય તે પણ ગુરૂની પેઠે માનનું પાત્ર છે.

ગુરૂપુત્રને ગુરૂની પેઠે માનનું પાત્ર કહી તેની શુશ્રૂષા તથા ગુરૂની શુશ્રૂષામાં જે કાંઇ ફરક રાખવાનો છે તે બતાવેછે—

**उत्सादनं च गात्राणां स्नापनोच्छिष्टभोजने ॥**

**न कुर्याद्गुरुपुत्रस्य पादयोश्चावनेजनम् ॥ २०९ ॥**

ગુરૂપુત્રના ગાત્રોનુ ઉદ્વર્તન, સ્નાપન, તેનુ ઉચ્છિષ્ટ ભોજન તથા પાદપ્રક્ષાલન એ કરવા નહિ ૨૦૯

ઉદ્વર્તન એટલે તૈલાદિથી અભ્યંગ કરેલું હોય તેને ચોળીને સાફ કરવું તે, સ્નાપન એટલે નવરાવવુ તથા તેના ઉચ્છિષ્ટનુ ભોજન અને પાદપ્રક્ષાલન એ ગુરૂપુત્રના ન કરવા એમ કહેવાથી જો કે અગાઉ કહેલ નથી તો પણ ગુરૂના સંબંધમા એ સઘળુ કરવુ એ અર્થાત્ સિદ્ધ થાયછે.

ગુરૂસ્રીપ્રતિ માનવૃત્તિનો પ્રકાર કહેછે—

**गुरुवत्प्रतिपूज्याः स्युः सवर्णा गुरुयोषितः ॥**

**असवर्णास्तु संपूज्याः प्रत्युत्थानाभिवादनैः ॥ २१० ॥**

સમાનવર્ણવાળી ગુરૂની સ્રીઓ ગુરૂની પેઠે જ પૂજ્યયોગ્ય છે અને સમાનવર્ણવાળી ન હોય એવી ગુરૂસ્રીઓ પ્રત્યુત્થાન તથા અભિવાદનથી માન આપવાયોગ્ય છે ૨૧૦

ગુરૂની સ્રીઓ જે સમાનવર્ણવાળી એટલે સમાનજાતિવાળી હોય તે ગુરૂની પેઠે પૂજાયોગ્ય છે અને સમાનજાતિવાળી ન હોય તે બીજી રીતે નહિ પણ માત્ર પ્રત્યુત્થાન એટલે સામે ઉઠી ઉભા થવુ તથા અભિવાદનવગેરેથી પૂજાયોગ્ય છે આમા પણ પોતાકરતાં ઉતરતા વર્ણવાળી ગુરૂની સ્રીપ્રતિ પ્રત્યુત્થાનમાત્ર જ કરવુ પણ અભિવાદન કરવુ નહિ

ગુરૂપત્નીની શુશ્રૂષામાં વર્જવાના પ્રકાર બતાવેછે—

**अभ्यञ्जनं स्नापनं च गात्रोत्सादनमेव च ॥**

**गुरुपत्न्या न कार्याणि केशानां च प्रसाधनम् ॥ २११ ॥**

ગુરૂપત્નીનુ અભ્યંજન એટલે શરીરે તૈલમર્દન કરવુ નહિ, તેમને નવરાવવાં નહિ, તેમના ગાત્રોનુ ઉદ્વર્તન કરવુ નહિ તથા તેમના કેશોનુ પ્રસાધન પણ કરવું નહિ. ૨૧૧

જેમાં શરીરનો સ્પર્શ થાય એવી કોઇ પણ ક્રિયા ગુરૂપત્નીની કરવી નહિ એમ અભિપ્રાય છે કેશોનુ પ્રસાધન એટલે સિંદૂરથી અથવા કેસરથી સેંથાન રચના તે તો દિગ્દર્શનમાત્ર છે, તેથી ચંદનનું અનુલેપન વગેરે અન્ય પણ દેહપ્રસાધનો કરવાં નહિ

ગુરૂપત્ની યુવાવસ્થાવાળી હોય અને બ્રહ્મચારી પણ યુવાવસ્થાવાળો હોય તો તેણે ઘણી જ મર્યાદા જાળવવાની છે એ જણાવેછે—

**गुरुपत्नी तु युवतिर्नाभिवाद्येह पादयोः ॥**
**पूर्णविंशतिवर्षेण गुणदोषौ विजानता ॥ २१२ ॥**

સંપૂર્ણ વીશવર્ષની અવસ્થાવાળો શિષ્ય જે, ગુણ તથા દોષને જાણેછે તેણે યુવાવસ્થાવાળી ગુરૂપત્નીને પગમાં પડીને અભિવાદન કરવું નહિ. ૨૧૨.

શિષ્યની વીશવર્ષની અવસ્થા જણાવી છે તે તેની યુવાવસ્થાનો પ્રદર્શમાત્ર જ દેખાડવાને છે, તેથી કદી એ વર્ષ નાનો હોય કે પાચદશવર્ષે મોટો હોય તો પણ તેણે યુવાવસ્થાવાળી ગુરૂપત્નીના ચરણને સ્પર્શ કરી અભિવાદન કરવું નહિ કારણ કે તેમા ગુણકરતાં દોષ મોટો છે. માટે ગુણદોષ સમજી બ્રહ્મચારીએ તેમ કરવું નહિ ગુરૂને ત્યાં વિદ્યાભ્યાસ કરનારા બ્રહ્મચારીમાં એ વિચાર પરંપરાના નિરીક્ષણથી તથા પોતાથી અવસ્થાએ મોહોટા ગુરૂભાઇઓના સમજાવવાવગેરેથી હોવો જ જોઇએ. યુવાવસ્થાવાળા શિષ્યે તો દૂરથી ભૂમિપર નમીને એવી ગુરૂપત્નીને અભિવાદન કરવું એમ આગળપર કહેશે.

ગુરૂપત્ની જે, માતાતુલ્ય છે તે પણ જો યુવાવસ્થાવાળી હોય તો તેની શુશ્રૂષામાં અપ્રમત્ત રહેવાની, ઉપર જે ભલામણ આપી તેનું સામાન્ય કારણ જણાવેછે—

**स्वभाव एष नारीणां नराणामिह दूषणम् ॥**
**अतोर्थान्न प्रमाद्यन्ति प्रमदासु विपश्चितः ॥ २१३ ॥**

પુરૂષોને દૂષણયુક્ત કરવા એ સ્ત્રીઓનો સ્વભાવ હોયછે. એટલામાટે ડાહ્યા પુરૂષો સ્ત્રીઓમાં પ્રમાદ કરતા નથી. ૨૧૩.

પોતાની શૃંગારચેષ્ટાથી મોહ ઉત્પન્ન કરી પુરૂષોને ધૈર્યથી ભ્રષ્ટ કરવા એ સ્ત્રીઓનો સ્વભાવ જ છે. સ્વભાવ જ છે એમ કહેવાથી એમ પણ સૂચવ્યું કે

પુરૂષને મોહિત કરવાની સ્ત્રીને ઇચ્છા ન હોય તો પણ તેના સૌંદર્યવગેરે ગુણો પુરૂષને મૂઢ બનાવી દેછે. માટે પોતાના હિતને સમજનારા પુરૂષો દૂરથી જ સ્ત્રીઓનો ત્યાગ કરેછે સ્ત્રીઓના સંબંધમા આવવાનો પ્રમાદ કરતા નથી એટલે તેનો સ્પર્શાદિક કરતા નથી કારણકે સ્ત્રીના સ્પર્શાદિકથી ચિત્તમા ક્ષોભ થાય એ સ્વાભાવિક છે. તેમા પણ યુવાવસ્થાવાળા પુરૂષને ચિત્તમાં ક્ષોભ થવાનો વધારે સંભવ છે માટે ઉપરના શ્લોકમાં તેનો ખાસ નિષેધ કરેલો છે. તેથી બાળક બ્રહ્મચારી યુવાવસ્થાવાળી ગુરૂપત્નીના પગમાં પડીને પણ અભિવાદન કરે તો કશી અડચણ નથી. કારણકે તેના ચિત્તમા ક્ષોભ થવાનો સંભવ નથી.

"મારૂં મન ચલાયમાન થાય તેવું નથી" એવા ભરોંસાથી સ્ત્રીઓના સંબંધમાં આવવું તે પણ ડહાપણ નથી એમ દર્શાવેછે—

**अविद्वांसमलं लोके विद्वांसमपि वा पुनः ॥**
**प्रमदा ह्युत्पथं नेतुं कानक्रोधवशानुगम् ॥ २१४ ॥**

લોકમાં કામક્રોધને વશ થયેલા અવિદ્વાન તેમ જ વિદ્વાનને પણ અવળે માર્ગે લઇજવાને સ્ત્રીઓ સમર્થ જ છે ૨૧૪

જેણે ઇદ્રિયોને વશ કરેલ હોય તથા જે ગુરૂપત્નીસામે કુદષ્ટિથી જોવામાં મોટું પાપ લાગેછે એમ જાણતો હોય તે, યુવતી ગુરૂપત્નીના પગને સ્પર્શ કરી અભિવાદન કરે તો દોષ નહિ. એમ માનવાનુ નથી કેમકે એવા દોષોને જાણતો હોય અને ન જાણતો હોય એ બન્ને સ્ત્રીના વિષયમા સમાન છે એમા વિદ્વત્તાનું જોર ચાલતુ નથી કારણકે કામક્રોધને વશ થયેલા ગમે તેવા પુરૂષને શાસ્ત્રવિરૂદ્ધ માર્ગમા લઇજવામાટે સ્ત્રીઓ સમર્થ છે "કામક્રોધને વશ થયેલા" એ વિશેષણ મુખ્યત્વે યુવાવસ્થા અને તેમા પણ કાચા અપરિપક્વ મનવાળા પુરૂષનો જ નિર્દેશ કરેછે તેથી અત્યત બાળક, અત્યત વૃદ્ધ, મહાયોગી તથા સંસારધર્મનો સર્વથા નાશ કરનારા પુરૂષને તેમા લેવાના નથી તે સિવાય કોઈ પણ પુરૂષ એવો નથી કે જે સ્ત્રીમા મોહ ન પામે વસિષ્ઠે કહ્યું છે કે

रोगार्तिरङ्गना तृष्णा गम्भीरमपि मानवम् ।
उत्तानता नयन्त्याशु सूर्यांशव इवाम्बुजम् ॥

સૂર્યનાં કિરણો જેમ કમળને ચત્તુ કરી નાખેછે તેમ રોગપીડા, સ્ત્રી અને તૃષ્ણા એઓ ગભીર માણસને પણ ચત્તોપાટ પછાડી દેછે તેથી તેને પોતાનું ભાન પણ રહેતુ નથી.

ઉપર જણાવવાપ્રમાણે સ્ત્રીજાતિમાં સ્વભાવ તથા સામર્થ્ય હોવાથી કોઇ પણ સ્ત્રીની સાથે એકાંત ન સેવવાની મજબૂત ભલામણ કરેછે—

मात्रा स्वस्रा दुहित्रा वा न विविक्तासनो भवेत् ॥
बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥ २१५ ॥

માતા, બહેન કે પુત્રીસાથે પણ એકાંતમાં બેસવું નહિ. કારણકે ઇંદ્રિયોનો સમૂહ એવો તો બળવાન છે કે વિદ્વાનને પણ પરવશ કરી દેછે. ૨૧૫.

ઇંદ્રિયોનો સમૂહ અત્યંત અવિશ્વસનીય છે અને તેથી કોઇ પણ સ્ત્રીની સાથે એકાંત સેવવો નહિ. માતા, બહેન અને પુત્રી એ શબ્દનું ગ્રહણ અન્ય સ્ત્રીઓની સાથે એકાંતમાં બેસવાના અત્યંત નિષેધને માટે છે.

આમ હોવાથી યુવાવસ્થાવાળી ગુરૂપત્નીને અભિવાદન કરવાનો અન્યપ્રકાર બતાવેછે—

कामं तु गुरुपत्नीनां युवतीनां युवा भुवि ॥
विधिवद्वन्दनं कुर्यादसावहमिति ब्रुवन् ॥ २१६ ॥

યુવાવસ્થાવાળા શિષ્યે "આ હું છું" એપ્રમાણે બોલી યુવાવસ્થાવાળી ગુરૂપત્નીને વિધિપ્રમાણે પૃથ્વીપર વંદન કરવું. એમાં કશી અડચણ નથી ૨૧૬.

अभिवादयेऽमुकशर्माहं भोः આ વાક્યમાં અમુક શબ્દને ઠેકાણે પોતાનું નામ ગોઠવી તે વાક્ય બોલી દૂરથી પૃથ્વીપર નમી યુવાન શિષ્યે યુવતી ગુરૂપત્નીને વિધિપ્રમાણે અભિવાદન કરવું એમાં કશી હરકત નથી. જો બ્રહ્મચારી બાળક હોય અને ગુરૂપત્ની વૃદ્ધ હોય તો પાદોપસંગ્રહણ કરવામાં દોષ નથી

હમેશાં દૂરથી પૃથ્વીપર નમીને અભિવાદન કરવું પણ પ્રવાસથી આવીને તો ગુરૂપત્નીનું પાદોપસંગ્રહણ કરવું એવી છૂટ આપેછે—

विप्रोष्य पादग्रहणमन्वहं चाभिवादनम् ॥
गुरुदारेषु कुर्वीत सतां धर्ममनुस्मरन् ॥ २१७ ॥

શિષ્ટ પુરૂષોના ધર્મને જાણનાર પુરૂષે પ્રવાસમાંથી આવીને ગુરૂપત્નીનું પાદોપસંગ્રહણપૂર્વક તથા પ્રતિદિન પૃથ્વીઉપર અભિવાદન કરવું ૨૧૭.

પ્રવાસમાંથી આવીને યુવાવસ્થાવાળાએ પણ ગુરૂપત્નીને ડાબા હાથથી ડાબા પગને અને જમણા હાથથી જમણા પગને એમ સ્પર્શ કરી અભિવાદન કરવું આવો શિષ્ટ લોકોનો આચાર છે એમ ધારી એ કરવાનું છે, બાકી હમેશ તો પૃથ્વીઉપર જ અભિવાદન કરવું

ઉપર કહેલ ગુરૂશુશ્રૂષાના વિધિનું ફળ કહેછે—

**यथा खनन् खनित्रेण नरो वार्यधिगच्छति ॥**
**तथा गुरुगतां विद्यां शुश्रूषुरधिगच्छति ॥ २१८ ॥**

જેમ કોદાળીથી ખોદનો પુરૂષ જળને પામેછે તેમ ગુરૂની શુશ્રૂષા કરનાર પુરૂષ ગુરૂમાં જે વિદ્યા હોય તેને પામેછે ૨૧૮.

ગુરૂનું આરાધન કરી સ્વાધ્યાયને સિદ્ધ કરવો એ જ સર્વપ્રકારની સેવાનું ફળ છે જેમ પુરૂષ કોદાળીવગેરે સાધનથી પૃથ્વીને ખોદવારૂપ ક્લેશને સહન કરે તો જ જળને પામેછે તે પ્રમાણે શિષ્ય પણ ગુરૂશુશ્રૂષાનો બોજો બરાબર ઉઠાવે અને તેમા કંટાળે નહિ તો જ ગુરૂપાસેની વિદ્યાને પૂરી રીતે મેળવી શકેછે

બ્રહ્મચારીના ત્રણ પ્રકાર કહેછે—

**मुण्डो वा जटिलो वा स्यादथवा स्याच्छिखाजटः ॥**
**नैनं ग्रामेभिनिम्लोचेत्सूर्यो नाभ्युदियात्कचित्॥२१९॥**

બ્રહ્મચારીએ મુંડ રહેવુ એટલે મસ્તકઉપર સર્વ કેશોનુ મુંડન કરાવવું, અથવા જટિલ રહેવુ એટલે સર્વ કેશોની જટા રાખવી અથવા શિખાજટ રહેવું એટલે શિખાવગર બીજા કેશોનુ મુંડન કરાવી શિખાની જ જટા રાખવી આ બ્રહ્મચારીને કદી પણ ગામમા સૂર્યાસ્ત કે સૂર્યોદય ન થવો જોઇએ ૨૧૯

બ્રહ્મચારી મસ્તકઉપર સમગ્રમુંડન કરાવે, શિખા રાખી બાકીનુ મુંડન કરાવે અથવા જટા રાખે એટલે આ ત્રણ પ્રકારમાથી હરકોઇ પ્રકાર તેણે રાખવો તેને કદી પણ ગામમા સૂર્યાસ્ત કે સૂર્યોદય ન થવો જોઇએ એટલે પ્રાત સંધ્યા તથા સાયસંધ્યા તેણે અરણ્યમા જઇને કરવી પણ બાલ બ્રહ્મચારીઓ ઠી એમ અરણ્યમાં જવાનો બોજો ઉઠાવાય નહિ તેથી આ વાક્યની એવી મતલબ કઢાવવામાં આવેછે કે ગામમાં એટલે ગ્રામ્યધર્મને સૂચવનારી નિદ્રામા સૂર્યાસ્ત કે સૂર્યોદય ન થવો જોઇએ, અર્થાત્ તેણે સૂર્યાસ્ત સમયે કે સૂર્યોદય સમયે કદી પણ નિદ્રા કરવી નહિ તાત્પર્ય એ જ છે કે તે વખતે તેણે કદી પણ શયન નહિ જ કરવું

કંઇ પણ રોગાદિક બાધાસિવાય સૂર્યોદય કે સૂર્યાસ્ત સમયે બ્રહ્મચારી સૂતો રહે તો તેને દોષ લાગેછે એટલામાટે તેનું પ્રાયશ્ચિત્ત કહેછે—

**तं चेदभ्युदियात्सूर्यः शयानं कामचारतः ॥**
**निम्लोचेद्वाप्यविज्ञानाज्जपन्नुपवसेद्दिनम् ॥ २२० ॥**

બ્રહ્મચારી સૂતો હોય અને સૂર્યોદય થઇ જાય અથવા સૂર્યનો અસ્ત થઇ જાય, પછી તે ભલે જાણતો હોય કે ન જાણતો હોય તો પણ તેણે આખો દિવસ ઉપવાસ કરવો અને જપ કરવો ૨૨૦.

સૂર્ય ઉગે તથા આથમે તે વખતે તે જાણીને સૂતો રહે અથવા તેને ખબર ન રહેવાથી સૂતો હોય તો પણ સંધ્યોપાસનના સમયનુ ઉલ્લંઘન થવાને લીધે તેણે પ્રાયશ્ચિત્તરૂપે આખો દિવસ ઉપવાસ કરવો તથા ગાયત્રીનો જપ કરવો કારણકે તેને માટે ગાયત્રીમંત્રનું જ પ્રાધાન્યછે, અને તેથી જ ગૌતમે આ પ્રાયશ્ચિત્તના પ્રકરણમાં ગાયત્રીમંત્રનો જપ કરવો એમ ચોખ્ખુ કહ્યુ છે બ્રહ્મચારી સૂતો હોય અને સૂર્યોદય થઇ જાય તો તે જ દિવસ જપ કરતાં ઉપવાસ કરવો અને જો સૂર્યાસ્ત થઇ જાય તો બીજે દિવસે જપ કરતાં ઉપવાસ કરવો.

પ્રાયશ્ચિત્ત ન કરવાથી થતી હાનિ દર્શાવેછે—

**सूर्येण ह्यभिनिर्मुक्तः शयानोऽभ्युदितश्च यः ॥**
**प्रायश्चित्तमकुर्वाणो युक्तः स्यान्महतैनसा ॥ २२१ ॥**

બ્રહ્મચારી સૂતો હોય અને સૂર્યનો અસ્ત થઇ જાય અથવા સૂર્યનો ઉદય થઇ જાય છતા પ્રાયશ્ચિત્ત કરે નહિ તો તે મોટા પાપથી યુક્ત થાયછે ૨૨૧.

પ્રાયશ્ચિત્ત ન કરે તો મોટુ પાપ લાગેછે, જે પાપ નરકનો હેતુ છે. માટે પ્રાયશ્ચિત્ત અવશ્ય કરવુ એમ તાત્પર્ય છે

સવારસાંજ સૂતો રહી સંધ્યોપાસનનો સમય ગુમાવે તો તેને પ્રાયશ્ચિત્ત કરવું પડેછે અને પ્રાયશ્ચિત્ત ન કરે તો મોટું પાપ લાગેછે માટે તે સમયે સંધ્યોપાસન કરવામાં સાવધાન રહેવાની ભલામણ કરેછે—

आचम्य प्रयतो नित्यमुभे सन्ध्ये समाहितः ॥
शुचौ देशे जपञ्जप्यमुपासीत यथाविधि ॥ २२२ ॥

સર્વદા આચમન કરી પવિત્ર થઇ એકાગ્રમનથી પવિત્ર દેશમાં ગાયત્રી-મંત્રનો જપ કરતાં વિધિપ્રમાણે બન્ને સંધ્યાનું ઉપાસન કરવું. ૨૨૨.

ઉપર જણાવ્યાપ્રમાણે બન્ને સંધ્યાના સમયમાં ગમનથી મોટો દોષ લાગેછે માટે આચમન કરી પવિત્ર થઇ સાવધાનપણે પવિત્ર દેશમાં ગાયત્રી-મંત્રનો જપ કરતાં બન્ને સંધ્યાનું ઉપાસન કરવું એટલે બન્ને સંધ્યાના સમયમાં ભગવાન સૂર્યનારાયણની ઉપાસના કરવી.

જે કર્મનો શાસ્ત્રમાં ઉપદેશ કરવામાં ન આવ્યો હોય પણ માત્ર લોકમાં જ પરંપરાથી ચાલતું હોય તે પણ જો શાસ્ત્રથી વિરૂદ્ધ ન હોય તો તે સ્ત્રી કે શૂદ્રનો દાખલો જોઇને અથવા તે કહે તેમ પણ કરવામાં અડચણ નથી, જોવાનું એટલું જ છે કે તે કલ્યાણકારી હોવું જોઇએ, કે જેમાં મન પણ સંતોષ પામે. તો તેવાં આચરણની છૂટ આપેછે—

यदि स्त्री यद्यवरजः श्रेयः किञ्चित्समाचरेत् ॥
तत्सर्वमाचरेद्युक्तो यत्र वास्य रमेन्मनः ॥ २२३ ॥

જો સ્ત્રી અથવા શૂદ્ર પણ કંઇ શ્રેયનું આચરણ કરે તો તે સઘળું વિદ્વાને કરવું, અથવા તેનું મન શાસ્ત્રથી અનિષિદ્ધ જે બાબતમાં રમણ કરે તે પણ કરવું. ૨૨૩.

આચાર્યની સ્ત્રી તથા આચાર્યથી કનિષ્ઠભ્રાતાવગેરે આચાર્યની પાસેથી શીખીને જે કંઇ ત્રિવર્ગસંબંધી કાર્ય કરતા હોય તે પણ કરવું, કેમકે તેઓને આચાર્યના સંગથી કલ્યાણમાર્ગનું જ્ઞાન હોયછે, અથવા શૂદ્ર પણ જો ઉપદેશ કરે કે મૃત્તિકાથી તથા જલથી આપ્રમાણે શુદ્ધિ કરાયછે, હાથ બરાબર ધોવા. મૃત્તિકા તથા જળથી શુદ્ધિ કરવાનો ક્રમ તમને વિસ્મૃત થયો જણાયછે, તમારા આચાર્ય જલવગેરેથી જે શુદ્ધિ કરેછે તે અનેકવાર મારા જોવામાં આવેલ છે. આવીરીતે આચાર્યની પત્ની આચમનની રીતવગેરે શિખવે તે સઘળું કરવું, તેને સ્ત્રીનો કે શૂદ્રનો ઉપદેશ ગણી તેનું અપમાન નહિ કરવું, પણ તેના કહેવાપ્રમાણે તે કાર્ય શ્રદ્ધાથી કરવું, કારણકે આચાર્યના ઘરમાં આચાર્યની સ્ત્રી તથા

કંઇ પણ રોગાદિક બાધાસિવાય સૂર્યોદય કે સૂર્યાસ્ત સમયે બ્રહ્મચારી સૂતો રહે તો તેને દોષ લાગેછે એટલામાટે તેનું પ્રાયશ્ચિત્ત કહેછે—

तं चेदभ्युदियात्सूर्यः शयानं कामचारतः ॥
निम्लोचेद्वाप्यविज्ञानाज्जपन्नुपवसेद्दिनम् ॥ २२० ॥

બ્રહ્મચારી સૂતો હોય અને સૂર્યોદય થઇ જાય અથવા સૂર્યનો અસ્ત થઇ જાય, પછી તે ભલે જાણતો હોય કે ન જાણતો હોય તો પણ તેણે આખો દિવસ ઉપવાસ કરવો અને જપ કરવો ૨૨૦.

સૂર્ય ઉગે તથા આથમે તે વખતે તે જાણીને સૂતો રહે અથવા તેને ખબર ન રહેવાથી સૂતો હોય તો પણ સંધ્યોપાસનના સમયનું ઉલ્લંઘન થવાને લીધે તેણે પ્રાયશ્ચિત્તરૂપે આખો દિવસ ઉપવાસ કરવો તથા ગાયત્રીનો જપ કરવો કારણકે તેને માટે ગાયત્રીમંત્રનું જ પ્રધાન્યછે, અને તેથી જ ગૌતમે આ પ્રાયશ્ચિત્તના પ્રકરણમા ગાયત્રીમંત્રનો જપ કરવો એમ ચોખ્ખું કહ્યું છે. બ્રહ્મચારી સૂતો હોય અને સૂર્યોદય થઇ જાય તો તે જ દિવસ જપ કરતાં ઉપવાસ કરવો અને જો સૂર્યાસ્ત થઇ જાય તો બીજે દિવસે જપ કરતા ઉપવાસ કરવો

પ્રાયશ્ચિત્ત ન કરવાથી થતી હાનિ દર્શાવેછે—

सूर्येण ह्यभिनिर्मुक्तः शयानोभ्युदितश्च यः ॥
प्रायश्चित्तमकुर्वाणो युक्तः स्यान्महतैनसा ॥ २२१ ॥

બ્રહ્મચારી સૂતો હોય અને સૂર્યનો અસ્ત થઇ જાય અથવા સૂર્યનો ઉદય થઇ જાય છતાં પ્રાયશ્ચિત્ત કરે નહિ તો તે મોટા પાપથી યુક્ત થાયછે ૨૨૧.

પ્રાયશ્ચિત્ત ન કરે તો મોટું પાપ લાગેછે, જે પાપ નરકનો હેતુ છે. માટે પ્રાયશ્ચિત્ત અવશ્ય કરવું એમ તાત્પર્ય છે

સવારસાંજ સૂતો રહી સંધ્યોપાસનનો સમય ગુમાવે તો તેને પ્રાયશ્ચિત્ત કરવું પડેછે અને પ્રાયશ્ચિત્ત ન કરે તો મોટું પાપ લાગેછે માટે તે સમયે સંધ્યોપાસન કરવામાં સાવધાન રહેવાની ભલામણ કરેછે—

आचार्यश्च पिता चैव माता भ्राता च पूर्वजः ॥
नार्त्तेनाप्यवमन्तव्या ब्राह्मणेन विशेषतः ॥ २२५ ॥

પીડા પામેલા પુરૂષે પણ આચાર્ય, પિતા, માતા અને મોહોટો ભાઇ એઓનું અપમાન કરવું નહિ. બ્રાહ્મણે તો વિશેષે કરી એ વાત ધ્યાનમાં રાખવાની છે. ૨૨૫.

કોઇ બીજાનું પણ અપમાન કરવું નહિ અને તેમાં પણ આચાર્યવગેરેનું અપમાન તો નહિ જ કરવું એમ જણાવવાને માટે પીડિતે પણ તેનું અપમાન ન કરવું એવી આજ્ઞા કરી છે આ આજ્ઞાનું પાલન બ્રાહ્મણનેમાટે તો અતિશય આવશ્યક છે કારણકે તે સર્વથી શ્રેષ્ઠ જાતિ હોવાથી બીજાઓ તેનો દાખલો તરત લેછે.

આચાર્યવગેરેનો અનાદર ન કરવાનું બહુ ધ્યાન આપવાનું યોગ્ય કારણ કહેછે—

आचार्यो ब्रह्मणो मूर्त्तिः पिता मूर्त्तिः प्रजापतेः ॥
माता पृथिव्या मूर्त्तिस्तु भ्राता स्वो मूर्त्तिरात्मनः २२६

આચાર્ય પરમાત્માની મૂર્તિ છે, પિતા બ્રહ્માની મૂર્તિ છે, માતા પૃથિવીની મૂર્તિ છે અને પોતાનો ભાઇ ક્ષેત્રજ્ઞ-આત્માની મૂર્તિ છે ૨૨૬.

આ સઘળા ઉપકારક હોવાથી તેઓનો અનાદર કરવામાં મોટું પાપ લાગેછે તે ઉપરાંત શાસ્ત્રની આજ્ઞાનો ભંગ કર્યાનું પાપ લાગેછે અને તેથી પણ વિશેષમાં તેઓનું અપમાન કરવાથી તે તે દેવનું અપમાન કરવાનું પાપ લાગેછે. માટે તેઓનું કદીપણ અપમાન કરવું નહિ

માતાપિતાની શુશ્રૂષામાં વિશેષ આદર કરાવવામાટે તેઓ સંતાનનેમાટે જે મોટા ક્લેશને સહન કરેછે તેનું સ્મરણ આપેછે—

यं मातापितरौ क्लेशं सहेते संभवे नृणाम् ॥
न तस्य निष्कृतिः शक्या कर्त्तुं वर्षशतैरपि ॥ २२७ ॥

મનુષ્યોની ઉત્પત્તિમાં માતા અને પિતા જે ક્લેશને સહન કરેછે તેનો બદલો સેંકડો વર્ષે પણ વાળી શકાય તેમ નથી ૨૨૭.

તેના નોકરચાકરને હમેશાના પરિચયથી તેવો કેટલોક અનુભવ હોયછે. જો કે તેઓ વેદ જાણનાર નથી હોતાં, તોપણ તેઓને વેદ જાણનારનો સંબંધ હોયછે તેથી તેઓનો કેટલોક આચાર પ્રમાણરૂપ ગણવાની આજ્ઞા કરી છે એ આચાર શ્રેયરૂપ હોવો જોઇએ એ તો કહેવાઇ જ ગયું છે. આ આચાર્યવચનના પ્રામાણ્યનો અનુવાદ છે. એટલે આચાર્યે કહેલો ઉપદેશ સ્ત્રી તથા શૂદ્રદ્વારા મળે તો તે પણ પ્રમાણ છે તો પછી આચાર્ય પોતે કહે તે પ્રમાણ હોય તેમાં તો શું જ નવાઇ? તેમ જ જે શાસ્ત્રથી અનિષિદ્ધ બાબતમાં મનને સંતોષ થાય તે પણ આચરવાયોગ્ય છે. આ વાત आत्मनस्तुष्टिरेव च એ અગાઉના વાક્યથી સિદ્ધ હોવા છતાં કલ્યાણની વાત ફરી ફરીને યાદ આપવી જોઇએ એ નિયમને અનુસરીને અહીં ફરીથી કહી છે.

સ્ત્રીશૂદ્રવગેરે પણ શ્રેયનું આચરણ કરતાં હોય તે આચરણ ગ્રાહ્ય છે એમ જણાવ્યું તો પછી શ્રેય એટલે શું તે સમજાવવાની જરૂર જણાતાં કહેછે—

**धर्मार्थावुच्यते श्रेयः कामार्थौ धर्म एव च ॥**
**अर्थ एवेह वा श्रेयस्त्रिवर्ग इति तु स्थितिः ॥ २२४ ॥**

ધર્મ તથા અર્થ એ જ શ્રેય છે એમ કેટલાએક આચાર્ય માનેછે, કામ તથા અર્થ એ જ શ્રેય છે એમ કેટલાએક માનેછે, ધર્મ છે તે જ શ્રેય છે એમ કેટલાએક માનેછે અને અર્થ છે તે જ આ લોકમાં શ્રેય છે એમ કેટલાએક માનેછે. પણ સિદ્ધાંત એવો છે કે ધર્મ, અર્થ અને કામ એ ત્રણે જે ત્રિવર્ગ કહેવાયછે તે જ શ્રેય છે. ૨૨૪.

કેટલાએકનો એવો મત છે કે કામના હેતુ હોવાથી ધર્મ તથા અર્થ એ જ શ્રેય છે બીજો મત એવો છે કે સુખના કારણરૂપ હોવાથી અર્થ તથા કામ શ્રેયરૂપ છે કેટલાએક એમ માનેછે કે અર્થ તથા કામના ઉપાયરૂપ હોવાને લીધે ધર્મ જ શ્રેય છે અને કેટલાએક એમ પણ માનેછે કે ધર્મ તથા કામનું સાધન હોવાથી અર્થ જ શ્રેય છે. પણ ખરી વાત એ છે કે ધર્મ, અર્થ તથા કામ એ ત્રણે શ્રેયરૂપ છે. પરમ શ્રેય તો મોક્ષ જ છે એ આગળઉપર કહેવામાં આવશે.

આચાર્યવગેરે પૂજ્યજનોનો અનાદર કરવાથી એ શ્રેયનો પ્રતિઘાત થાયછે માટે તેઓનો અનાદર ન કરવાની મજબૂત ભલામણ કરેછે—

आचार्यश्च पिता चैव माता भ्राता च पूर्वजः ॥
नार्त्तेनाप्यवमन्तव्या ब्राह्मणेन विशेषतः ॥ २२५ ॥

પીડા પામેલા પુરૂષે પણ આચાર્ય, પિતા માતા અને મોહોટો ભાઇ એઓનુ અપમાન કરવુ નહિ બ્રાહ્મણે તો વિશેષે કરી એ વાત ધ્યાનમાં રાખવાની છે ૨૨૫

કોઇ બીજાનુ પણ અપમાન કરવુ નહિ અને તેમા પણ આચાર્યવગેરેનુ અપમાન તો નહિ જ કરવુ એમ જણાવવાને માટે પીડિતે પણ તેનુ અપમાન ન કરવુ એવી આજ્ઞા કરી છે આ આજ્ઞાનુ પાલન બ્રાહ્મણનેમાટે તો અતિશય આવશ્યક છે કારણકે તે સર્વથી શ્રેષ્ઠ જાતિ હોવાથી બીજાઓ તેનો દાખલો તરત લેછે

આચાર્યવગેરેનો અનાદર ન કરવાનુ બહુ ધ્યાન આપવા-યોગ્ય કારણ કહેછે—

आचार्यो ब्रह्मणो मूर्त्तिः पिता मूर्त्तिः प्रजापतेः ॥
माता पृथिव्या मूर्त्तिस्तु भ्राता स्वो मूर्त्तिरात्मनः २२६

આચાર્ય પરમાત્માની મૂર્તિ છે પિતા બ્રહ્માની મૂર્તિ છે માતા પૃથિવીની મૂર્તિ છે અને પોતાનો ભાઇ ક્ષેત્રજ્ઞ-આત્માની મૂર્તિ છે ૨૨૬

આ સઘળા ઉપકારક હોવાથી તેઓનો અનાદર કરવામા મોટુ પાપ લાગેછે તે ઉપરાત શાસ્ત્રની આજ્ઞાનો ભગ કર્યાનુ પાપ લાગેછે અને તેથી પણ વિશેષમા તેઓનુ અપમાન કરવાથી તે તે દેવનુ અપમાન કરવાનુ પાપ લાગેછે માટે તેઓનુ કદીપણ અપમાન કરવુ નહિ

માતાપિતાની શુશ્રૂષામાં વિશેષ આદર કરાવવામાટે તેઓ સંતાનનેમાટે જે મોટા કલેશને સહન કરેછે તેનુ સ્મરણ આપેછે—

यं मातापितरौ क्लेशं सहेते संभवे नृणाम् ॥
न तस्य निष्कृतिः शक्या कर्त्तुं वर्षशतैरपि ॥ २२७ ॥

મનુષ્યોની ઉત્પત્તિમા માતા અને પિતા જે કલેશને સહન કરેછે તેનો બદલો સેકડો વર્ષે પણ વાળી શકાય તેમ નથી ૨૨૭

સંતાનોની ઉત્પત્તિમા માતા તથા પિતા જે કલેશ સહન કરેછે તેનો બદલો કદીપણ વાળી શકાય તેમ નથી માતાને પ્રથમ તો ઉદરમા ધારણ કરવાનું જ દુ ખ છે તથા પ્રસવ સમયે પણ પ્રાણાત કષ્ટ થાયછે અને જન્મ થયા પછી પણ જાળવવામા અને ઉછેરવામા તેને ઘણી ઘણી હેરાનગતિ ભોગવવી પડેછે તેમ પિતાને પણ ઉપનયનથી આરભીને તેને ભણાવી આગળ વધારવામાં જે ચિંતા, મેહેનત અને કલેશ ભોગવવો પડેછે તે પણ વર્ણવી શકાય તેમ નથી તેથી અસખ્ય ધન દેવાથી અથવા મોહોટી આપત્તિમાથી ઉદ્ધાર કરવાથી પણ મા તાપિતાના ઋણમાથી છુટાય તેવુ તો નથી જ, તોપણ પોતાથી જેટલી બની શકે તેટલી શુશ્રૂષા કરવામા જરા પણ પછાત ન રહેવુ એ પુત્રનુ આવશ્યક કર્તવ્ય છે

માતા, પિતા તથા આચાર્ય એઓ મોહોટો ઉપકાર કરેછે તે માટે તેઓનું પ્રિય કરવું તેમ આપણા પોતાના દૃષ્ટ લાભમાટે પણ તેઓનું પ્રિય કરવાની આવશ્યકતા જણાવેછે—

**तयोर्नित्यं प्रियं कुर्यादाचार्यस्य च सर्वदा ॥**
**तेष्वेव त्रिषु तुष्टेषु तपः सर्वं समाप्यते ॥ २२८ ॥**

સર્વદા માતાપિતાનુ તથા આચાર્યનુ પ્રિય કરવુ કારણકે એ ત્રણે પ્રસન્ન થાય ત્યારે સઘળા તપોનુ ફળ મળેછે ૨૨૮

માતા, પિતા તથા આચાર્ય જેમ રાજી રહે તેમ જીવતાસુધી કર્યા કરવુ એક બે વાર તેઓને રાજી રાખી પછી તેમનાતરફ લક્ષ ન અપાય તો અડચણ નહિ એમ સમજવુ નહિ કારણકે જીવતાસુધી નિરતર જ માતાપિતા તથા ગુરુનુ પ્રિય કરવુ જ જોઇએ જો તેઓ પ્રસન્ન થાય તો ચાદ્રાયણઆદિ સઘળા તપોનુ ફળ સહજમા મળેછે અને તેઓની અપ્રસન્નતા હોય તો બીજા ગમે તેવા તપો કરવામા આવે તે નિષ્ફળ જ સમજવા

માતાપિતા તથા આચાર્યની શુશ્રૂષા કરવી એ ઉત્કૃષ્ટ તપ છે એમ સમજાવેછે—

**तेषां त्रयाणां शुश्रूषा परमं तप उच्यते ॥**
**न तैरभ्यननुज्ञातो धर्ममन्यं समाचरेत् ॥ २२९ ॥**

માતા, પિતા અને આચાર્યની શુશ્રૂષા એજ પરમ તપ કહેવાયછે, તેઓની આજ્ઞાવગર બીજો કોઇપણ ધર્મ કરવો નહિ ૨૨૯

માતાવગેરેની સેવા એજ પરમ તપ છે માટે તેઓની સેવામા વિઘ્ન આવે એવો કોઇપણ ધર્મ કરવા દેવડુ નહિ તીર્થ, વ્રત, ઉપવાસવગેરે ધર્મો તેમની આજ્ઞા લઇને કરવા એજ યોગ્ય છે

જેની પ્રાપ્તિ અથવા જેના સેવનની સંસ્કારયુક્ત અંતઃકરણવાળાં મનુષ્યને ઇચ્છા થાય તે સઘળાંનો માતાપિતા તથા આચાર્યમાં જ સમાવેશ થઇ જાયછે એમ દર્શાવેછે—

**त एव हि त्रयो लोकास्त एव त्रय आश्रमाः ॥**
**त एव हि त्रयो वेदास्त एवोक्तास्त्रयोऽग्नयः ॥ २३० ॥**

માતા, પિતા અને આચાર્ય એ જ ત્રણ લોકો છે, તેઓ જ ત્રણ આશ્રમો છે, તેઓ જ ત્રણ વેદો છે અને તેઓ જ ત્રણ અગ્નિ કહેલા છે ૨૩૦

માતા, પિતા અને આચાર્ય એ જ ત્રણ લોક છે કારણકે ત્રણે લોકની પ્રાપ્તિના હેતુરૂપ છે એટલે તે તે લોકના કલ્યાણની પ્રાપ્તિના ઉપાયરૂપ છે તેઓ જ ત્રણ આશ્રમોરૂપ છે એટલે તે તે આશ્રમોમા રહીને કરવાના સત્કર્મોના ફળને દેનારા છે તેઓ જ ત્રણ વેદોરૂપ છે એટલે ત્રણે વેદોના જપનુ જે ફળ છે તેના ઉપાયરૂપ છે અને તેઓ જ ત્રણ અગ્નિરૂપ છે એટલે ત્રણ અગ્નિથી સપાદ્ય જે યજ્ઞવગેરેનુ ફળ છે તેને દેનાર છે માતા જન્મભૂમિરૂપ હોવાતેથીવે પૃથ્વીલોકરૂપ છે, ઉત્પત્તિ આપનાર હોવાથી પિતા અતરિક્ષલોકરૂપ છે અને સ્વર્ગપ્રાપ્તિના ઉપાયરૂપ વેદનો ઉપદેશ આપનાર હોવાથી આચાર્ય સ્વર્ગનો રૂપ છે જન્મ આપનારપણારૂપ સમાનતાથી માતા બ્રહ્મચર્યઆશ્રમરૂપ છે કારણકે બ્રહ્મચર્ય આશ્રમ બીજો જન્મ આપનાર ગણાયછે સુખભોગના હેતુરૂપ હોવાથી પિતા ગૃહસ્થાશ્રમરૂપ છે અને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિના ઉપાયરૂપ હોવાથી આચાર્ય સન્યાસાશ્રમરૂપ છે વાનપ્રસ્થાશ્રમમા જ્યારે સાથે સ્ત્રી હોય ત્યારે તેનો ગૃહસ્થાશ્રમમા અને જ્યારે સાથે સ્ત્રી ન હોય ત્યારે તેનો સન્યાસાશ્રમમા સમાવેશ થાયછે માતા ઋગ્વેદરૂપ છે કારણકે ઋચાઓ સ્ત્રીજાતિ છે, શરીરની ઉત્પત્તિ સ્ત્રીજાતિથી જ છે અને ऋग्भ्यो जाता सर्वशो मूर्तिमान् (સર્વ પ્રકારે આકૃતિ ઋચાઓથી ઉત્પન્ન થયેલ છે) એમ શ્રુતિ પણ કહેછે તેથી ઋચાઓની સાથે સ્ત્રીઓની સમાનતા છે વિધાન કરવાની સમાનતાથી પિતા યજુર્વેદરૂપ છે અને બ્રાહ્મણપણાના હેતુપણાની સમાનતાથી આચાર્ય સામવેદરૂપ છે કારણ કે सामवेदो ब्राह्मणानां प्रसूतिः એટલે સામવેદ બ્રાહ્મણોની ઉત્પત્તિ કરનાર છે એવી શ્રુતિ જોવામા આવેછે

ઉપરના શ્લોકમાં માતા પિતા તથા આચાર્યને અગ્નિરૂપે કહેલ છે તેનું અર્થવાદરૂપે આ શ્લોકથી વિવરણ કરેછે—

**पिता वै गार्हपत्योऽग्निर्माताग्निर्दक्षिणः स्मृतः ॥**
**गुरुराहवनीयस्तु साग्नित्रेता गरीयसी ॥ २३१ ॥**

પિતા ગાર્હપત્ય અગ્નિ છે, માતા દક્ષિણાગ્નિ છે અને ગુરૂને આહવનીય અગ્નિ ગણેલ છે. આ ત્રણ અગ્નિઓ સર્વથી શ્રેષ્ઠ છે. ૨૩૧.

આ ત્રણે અગ્નિઓની શુશ્રૂષાથી પણ પિતા, માતા અને ગુરૂની શુશ્રૂષા અધિક ફળ આપનારી છે એમ જણાવ્યું.

તેઓની શુશ્રૂષાનું મોહોટું ફળ દેખાડેછે—

**त्रिष्वप्रमाद्यन्नेतेषु त्रींल्लोकान्विजयेद्गृही ॥**
**दीप्यमानः स्ववपुषा देववद्दिवि मोदते ॥ २३२ ॥**

એ ત્રણેમાં કોઇ જાતનો પ્રમાદ ન કરતો ગૃહસ્થાશ્રમી પુરૂષ ત્રણે લોકોને જીતેછે અને પોતાના શરીરથી દેદીપ્યમાન થઇ દેવોની પેઠે સ્વર્ગમાં આનંદ પામેછે. ૨૩૨.

એ ત્રણેમાં અપ્રમત્ત રહેતો ગૃહસ્થ પણ એટલે બ્રહ્મચારી તો ઠીક જ પરંતુ ગૃહસ્થ પણ ત્રણે લોકોને જીતેછે એટલે ત્રણે લોકોમા આધિપત્ય મેળવેછે. તેમજ સૂર્યાદિ દેવોની પેઠે પ્રકાશમાન શરીરવાળો થઇને સ્વર્ગમા આનંદ પામેછે. પુરૂષ જ્યારે ગૃહસ્થાશ્રમી થાય ત્યારે માતા, પિતા તથા આચાર્ય વૃદ્ધ થવા આવેછે તેથી તે સમય તો વળી તેમની સેવામાં બહુ સાવધાન રહેવું એમ જણાવવામાટે અહીં ગૃહસ્થાશ્રમીનું ગ્રહણ કર્યું છે.

માતા, પિતા અને આચાર્યની સેવામાં સાવધાન રહેનારો પુરૂષ ત્રણે લોકને જીતેછે એમ કહ્યું તેને વધારે સ્પષ્ટ કરેછે—

**इमं लोकं मातृभक्त्या पितृभक्त्या तु मध्यमम् ॥**
**गुरुशुश्रूषया त्वेवं ब्रह्मलोकं समश्नुते ॥ २३३ ॥**

માતાની ભક્તિવડે આ લોકને, પિતાની ભક્તિવડે મધ્યમ લોકને તથા એવીરીતે ગુરૂની શુશ્રૂષાવડે બ્રહ્મલોકને પામેછે. ૨૩૩.

આ લોક એટલે પૃથ્વી ભાર સહન કરવારૂપ સામાન્યધર્મથી માતાસમાન છે તેથી માતાની ભક્તિવડે પુરૂષ આ લોકના સુખને પામેછે મધ્યમલોક એટલે અંતરિક્ષલોકમા પ્રજાપતિ દેવતા રહેછે તે મેઘદ્વારા પ્રજાનુ પાલન કરેછે એ પ્રમાણે પાલન કરવારૂપ સમાનધર્મથી પિતાની ભક્તિવડે અંતરિક્ષલોકની પ્રાપ્તિ થાયછે અને ગુરૂની શુશ્રૂષાવડે બ્રહ્મલોકને પામેછે કારણકે ગુરૂ બ્રહ્મની પ્રાપ્તિ કરાવનારા છે

હજુ પણ ગુણદોષ વર્ણવી એ ત્રણેમાં વિશેષ આદરબુદ્ધિ કરાવેછે—

**सर्वे तस्यादृता धर्मा यस्यैते त्रय आदृताः ॥**
**अनादृतास्तु यस्यैते सर्वास्तस्याफलाः क्रियाः ॥२३४॥**

જેણે એ ત્રણેનો આદર કર્યો તેણે સર્વ ધર્મોનો આદર કર્યો સમજવો અને જેણે એઓનો અનાદર કર્યા તેની સઘળી ક્રિયાઓ નિષ્ફળ થાયછે ૨૩૪

જેણે માતા, પિતા અને આચાર્યનો સત્કાર કર્યો એટલે તેઓની સેવા કરી તેને પ્રસન્ન કર્યા તેણે સઘળા ધર્મો કર્યા એમ સમજવુ કારણકે સઘળા ધર્મોનુ પરિપૂર્ણ ફળ તેને મળેછે, પણ જેઓ તેઓનો અનાદર કરેછે તેની શ્રૌતસ્માર્ત્ત સઘળી ક્રિયાઓ નિષ્ફળ થાયછે કારણકે તે ગમે તેટલા બીજા ધર્મો કરે પણ માતા, પિતા અને આચાર્યનુ સેવન ન કરવારૂપ અધર્મ તેના ધર્માના ફળનો અટકાવ કરેછે

એ ત્રણેની શુશ્રૂષામાં વિઘ્ન આવે એવુ બીજુ કાંઇ પણ ન કરવુ એટલે સુધી કહેછે—

**यावत्त्रयस्ते जीवेयुस्तावन्नान्यं समाचरेत् ॥**
**तेष्वेव नित्यं शुश्रूषां कुर्यात्प्रियहिते रतः ॥ २३५ ॥**

જ્યા સુધી માતા પિતા અને આચાર્ય એઓ જીવતા હોય ત્યા સુધી બીજો ધર્મ કરવો નહિ માત્ર તેઓના પ્રિયમાં તથા હિતમા પ્રીતિ રાખી સર્વદા તેઓની જ સેવા કરવી ૨૩૫

એ ત્રણે જ્યાસુધી જીવતા હોય ત્યાસુધી સ્વતંત્રતાથી બીજે દૃષ્ટાર્થ કે અદૃષ્ટાર્થ કોઇ પણ ધર્મ કરવાની જરૂર નથી માત્ર તેઓના જ પ્રિયમા અને હિતમા આસક્ત રહી તેઓની સેવા કરવી જેથી તેઓ રાજી થાય તે તેઓનુ પ્રિય કહેવાય અને પરિણામમા જે ઇષ્ટનુ સાધન હોય તે હિત કહેવાય

પોતે જે કાંઇ સત્કર્મ કરવું તે સઘળું તેઓને નિવેદન કરવું એમ ભલામણ કરેછે—

**तेषामनुपरोधेन पारत्र्यं यद्यदाचरेत् ॥**
**तत्तन्निवेदयेत्तेभ्यो मनोवचनकर्मभिः ॥ २३६ ॥**

તેઓની સેવામાં વિરોધ ન આવે તે પ્રમાણે જે જે પરલોકસંબંધી કર્મ મનથી, વચનથી તથા કર્મથી કરે તે તે તેઓને નિવેદન કરવું. ૨૩૬.

તેઓની સેવામાં વિરોધ ન આવે એવી રીતે તેઓની આજ્ઞાથી પરલોકમા ફળ દેનાર જે જે કર્મ મન, વચન અને કર્મથી કર્યું હોય તે તે, મેં અમુક કર્મ કર્યું એમ તે કર્મ થઇ રહ્યા પછી તેઓને નિવેદન કરવું.

માતા, પિતા અને આચાર્યની સેવાથી જ પુરૂષ કૃતકૃત્ય થાયછે એમ જણાવેછે—

**त्रिष्वेतेष्वितिकृत्यं हि पुरुषस्य समाप्यते ॥**
**एष धर्मः परः साक्षादुपधर्मोन्य उच्यते ॥ २३७ ॥**

પુરૂષનાં કર્તવ્યરૂપ શ્રૌતસ્માર્ત્ત સઘળાં કર્મો એ ત્રણેની સેવા કરવાથી જ સંપૂર્ણ થયાં ગણાયછે. કારણ કે એઓની સેવા એજ સાક્ષાત્ સર્વોત્તમ ધર્મ છે. તે વગરનો ધર્મ ઉપધર્મ છે. ૨૩૭

પુરૂષનું જે કઇ કર્તવ્ય છે તે સઘળું માતાવગેરે ત્રણેની સેવા કરવાથી સંપૂર્ણ થયુ ગણાયછે કારણકે માતા વગેરેની સેવા એ સર્વોત્તમ ધર્મ છે. તે વગરનો ધર્મ ઉપધર્મ છે.

ઉપર પ્રમાણે માતા પિતા તથા આચાર્યની અનન્યભક્તિ કરવી એમ કહી હવે બ્રાહ્મણ ગુરૂના અભાવમાં ઉતરતી જાતિના ગુરૂથી પણ વિદ્યા ગ્રહણ કરવી પણ બ્રહ્મચારીએ વિદ્યાગુરૂના ઘેરજ રહેવું નહિ એમ દૃષ્ટાંતોસહિત સૂચના કરેછે—

**श्रद्दधानः शुभां विद्यामाददीतावरादपि ॥**
**अन्त्यादपि परं धर्मं स्त्रीरत्नं दुष्कुलादपि ॥ २३८ ॥**

શ્રદ્ધાયુક્ત પુરુષે ઉતરતી જાતિવાળા પાસેથી પણ શુભ વિદ્યા ગ્રહણ કરવી, નીચમાં નીચની પાસેથી પણ ઉત્તમ ધર્મ જાણી લેવો અને ખરાબ કુળમાંથી પણ સ્ત્રીરત્ન ગ્રહણ કરવું. ૨૩૮.

બ્રહ્મચારીએ પોતાથી ઉતરતા વર્ણવાળા ગુરૂપાસેથી પણ વિદ્યા મેળવવામાં સંકોચ ન રાખવો. પણ ઉતરતા વર્ણને ગુરૂ કરી તેની પાસેથી જો કાંઇ નમાલી વિદ્યા શિખે તો તે મૂર્ખાઇ જ છે. પણ શુભ ઉજ્વળ વિદ્યા સંપાદન કરવામાટે કદી ઉતરતા વર્ણવાળા પુરૂષને ગુરૂ કરવો પડે તોપણ અડચણ નહિ એવી છૂટ છે. આની સાથે લોકસિદ્ધ બે દૃષ્ટાંતો આપી પોતાના તરફથી તેની પણ છૂટ દેછે કે હલકામાં હલકા વર્ણવાળો ગણાતો હોય તોપણ તે કોઇ પૂર્વના સંસ્કારથી ઉત્તમ ધર્મને જાણતો હોય તો તેની પાસેથી તે ધર્મ જાણવો, કે જેમ થતુ આવેછે. પોતાના ઉચ્ચપણાના ગુમાનમાં ને ગુમાનમાં રહેલાં કેટલાંએક મૂર્ખ મનુષ્યો એવી જ ગાંઠ વાળી બેઠા હોયછે કે પોતાથી ઉતરતી પંક્તિવાળાનાં મોહોડાંમાંથી ગમે તેવાં શ્રેષ્ઠ વચનો નિકળે પણ તે તેવાં હલકાં માણસનાં મોહોડાંના સંબંધને લીધે જાણે અભડાઇ ગયાં હોય તેમ તેને ગ્રહણ જ નથી કરતાં. તેઓને આ ધર્મશાસ્ત્ર કેવો ચાબુક લગાવેછે તે વિચારવાનું છે. તેમ કુળનાં અભિમાની મનુષ્યો હલકા કુળની કન્યા ગમે તેવી ગુણવાળી હોય તોપણ લેવી નહિ એવા દુરાગ્રહમા ડૂબ્યા હોય તેને પણ આ મનુશાસ્ત્ર સમજાવેછે કે ખરાબ કુળની કન્યા પણ જો રત્નસરખી એટલે ઉંચા ગુણોવાળી હોય તો તે લેવામાં કશો બાધ નથી કારણ કે તે જે કુળમાં જાયછે તે કુળને પોતાના ગુણોવડે શોભાવેછે આ શ્લોકમાં આપેલી છૂટપ્રમાણે ઉતરતા વર્ણના ગુરૂપાસેથી જે વિદ્યા મેળવવી તે ન્યાય સાહિત્ય વગેરે સમજવા. પણ વેદવિદ્યા તો બ્રાહ્મણસિવાય બીજા પાસેથી લેવાની છૂટ સમજવી નહિ. કારણ કે હીનવર્ણવાળા ગુરૂ પાસેથી વેદ વિદ્યા શિખવાની છૂટ માત્ર આપત્કાળને માટે હવે તરતમાં આપશે. હલકામા હલકા માણસ પાસેથી પણ ધર્મ શિખવો તે ધર્મ લૌકિક ધર્મ સમજવો એમ કેટલાએક પ્રતિષ્ઠિત વિદ્વાનોનો મત છે એટલે કે કોઇ અતિશય હલકો માણસ પણ ખરી વાત જણાવે કે "આ પ્રદેશમાં તમારે બેસવાજેવું નથી અથવા આ જળાશયમાં તમારે નહાવું યોગ્ય નથી અથવા તો આ ગામના લોકોની કે રાજાની આવી મર્યાદા છે." આ સઘળું માની તે પ્રમાણે વર્તવું જોઇએ પણ આ વાત તો આવા હલકા માણસે કહી તે આપણાથી કેમ મનાય? એવો વગરહદાપણનો વિચાર લાવવો નહિ.

ઉપરના શ્લોકમાં કહેલા અર્થને વિશેષ દૃષ્ટાંતોથી સિદ્ધ કરેછે—

**विषादप्यमृतं ग्राह्यं बालादपि सुभाषितम् ॥**
**अमित्रादपि सद्वृत्तममेध्यादपि काञ्चनम् ॥ २३९ ॥**

વિષમાંથી પણ અમૃત ગ્રહણ કરવું, બાલકપાસેથી પણ હિતવચન સાંભળવું, શત્રુપાસેથી પણ સદાચાર શિખવો અને અપવિત્રમાંથી પણ સુવર્ણ ગ્રહણ કરવું ૨૩૯.

ડાહ્યા માણસો અસત્પદાર્થમાંથી પણ સત્પદાર્થને ખેંચી લેછે એ ન્યાયને અનુસરીને વિષમા પણ અમૃત હોય તો તે લઇ લેવું જેમ હંસપક્ષી જળ અને દૂધ ભેળાં હોય તેમાથી જળ છોડીને દૂધને ગ્રહણ કરેછે, અશિક્ષિત માણસો પણ જેમ ઘઉં તથા કાકરામાથી કાકરા છોડીને માત્ર ઘઉં જ લઈ લેછે તેમ ચતુર મનુષ્યે ભેળસેળ થયેલી સારી અને ખરાબ બાબતમાથી ખરાબ બાબતને છોડીને સારી બાબત ગ્રહણ કરી લેવી બાળક પણ જે કઇ સારૂ વચન બોલે તથા પરદેશ જવાના સમયમા કોઇ માગલિક શબ્દ બોલે તો તેનું પણ ગ્રહણ કરવું અમિત્ર હોય તેથી પણ સદાચારનું ગ્રહણ કરવું પણ તે શત્રુ છે માટે તેના ઉત્તમ આચારને પણ આપણાથી ગ્રહણ કરાય નહિ એવો ટૂંકો વિચાર ન રાખવો તેમ અસત્ પદાર્થમાથી કે અસત્ આશ્રયમાથી પણ સુવર્ણ લેવુ આવી રીતે બ્રાહ્મણ ન હોય તેવા પાસેથી પણ ન્યાયવગેરે વિદ્યાનું અધ્યયન કરવુ

કહેલા અર્થને જ પ્રકારાંતરથી વિશેષ સ્થાપિત કરેછે—

**स्त्रियो रत्नान्यथो विद्या धर्मः शौचं सुभाषितम् ॥**
**विविधानि च शिल्पानि समादेयानि सर्वतः ॥२४०॥**

સ્ત્રીઓ, રત્નો, વિદ્યા, ધર્મ, શૌચ, હિતવચન અને વિવિધ કારીગિરીઓ એ, સર્વપાસેથી ગ્રહણ કરવા ૨૪૦

જેમ હલકા કુળમાથી પણ ઉત્તમ કન્યા લેવી તેમ હલકી જાતવાળાપાસેથી માણેકવગેરે રત્નો પણ લઇ શકાય કારણકે તે ગમે તેની પાસે હોય તો પણ હલકા થતા નથી કે બગડતા નથી વિદ્યાવગેરેને માટે પણ તેમ જ સમજવું ભૃગુમુનિદ્વારા મનુની આ આજ્ઞા પ્રાચીનસમયમા મુનિઓના વિચારો ધર્મ તથા પવિત્રતાસબંધે કેવા ઉચા, ઉદાર અને મજબૂતપાયાવાળા હતા તે બહુ સારી રીતે જણાવેછે ધર્મ અને પવિત્રતાસબંધે જેમ જેમ સાકડા વિચારો તેમ તેમ પીડાના પ્રસંગો હમેશ વધતા જ જાયછે

બ્રાહ્મણસિવાય બીજા વર્ણના પુરૂષની પાસેથી વેદાધ્યયન કરવાનો તથા તેની સેવાનો નિયમ બતાવેછે—

**अब्राह्मणादध्ययनमापत्काले विधीयते ॥**

**अनुव्रज्या च शुश्रूषा यावदध्ययनं गुरोः ॥ २४१ ॥**

આપત્તિના સમયમાં ક્ષત્રિય અથવા વૈશ્યપાસેથી પણ અધ્યયન કરવું અને જ્યાંસુધી અધ્યયન ચાલતુ હોય ત્યાંસુધી ગુરૂની અનુવ્રજ્યા (ગુરૂની પાછળ ચાલવુ)રૂપ સેવા કરવી ૨૪૧

બ્રહ્મચારીએ બ્રાહ્મણ ભણાવનાર ન મળે તો ક્ષત્રિયની પાસે અને ક્ષત્રિય ન મળે તો વૈશ્યની પાસે અધ્યયન કરવુ પણ આ વિધાન માત્ર આપત્કાળને માટે જ છે એટલે બ્રાહ્મણગુરૂ કોઇપણ રીતે ન મળતો હોય તેવા સમયને માટે જ છે અને અન્યવર્ણવાળા ગુરૂની અનુવ્રજ્યાવગેરે ગુરૂસેવા બ્રહ્મચારી જ્યાંસુધી તેની પાસે ભણતો હોય ત્યાંસુધી જ તેણે કરવાની છે, ગુરૂનુ પાદપ્રક્ષાલન તથા ઉચ્છિષ્ટભોજનરૂપ જે ગુરૂની સેવા છે તે તેવા ગુરૂની કરવી નહિ, તેમાટે જ અનુવ્રજ્યા કહેલ છે વ્યાસમુનિ કહેછે કે—

मन्त्रद क्षत्रिया विप्रे शुश्रूषानुगमादिना ।

प्राप्तविद्यो ब्राह्मणस्तु पुनस्तस्य गुरु स्मृत ॥

એટલે મંત્ર ભણાવનાર ક્ષત્રિય, વિપ્રે અનુગમ એટલે પાછળ ચાલવુ તેવગેરેથી સેવા કરવાયોગ્ય છે અને બ્રાહ્મણ જ્યારે ભણી રહે ત્યારે તે ફરીને તેનો ગુરૂ કહેવો છે જો કે મૂળ શ્લોકમા અબ્રાહ્મણ પદ છે તે ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ત્રણેનું વાચક છે તોપણ તેથી શૂદ્રનુ ગ્રહણ થઇ શકતુ નથી, કારણકે શૂદ્રને ભણાવવાનો અધિકાર નથી તેથી આપત્તિના સમયમા ક્ષત્રિય કે વૈશ્યની પાસેથી અધ્યયન કરવુ એમ કહ્યુ છે

નૈષ્ઠિક બ્રહ્મચારીને ક્ષત્રિય તથા વૈશ્ય ગુરૂને ત્યાં નિવાસનો નિષેધ કરેછે—

**नाब्राह्मणे गुरौ शिष्यो वासमात्यन्तिकं वसेत् ॥**

**ब्राह्मणे चाननूचाने कांक्षन् गतिमनुत्तमाम् ॥२४२॥**

મોક્ષની ઇચ્છાવાળા બ્રહ્મચારીએ બ્રાહ્મણવગરના ક્ષત્રિયવગેરે ગુરૂને ત્યાં જન્મપર્યંત નિવાસ કરવો નહિ એટલુંજ નહિ પણ બ્રાહ્મણ હોય તે પણ જો અનૂચાન (સાંગવેદ જાણનાર) ન હોય તો તેને ત્યા પણ વાસ કરવો નહિ. ૨૪૨-

જે પ્રમાણે તે ગુરૂ કહેવાય તેથી અબ્રાહ્મણ ગુરૂને ત્યાં નૈષ્ઠિકબ્રહ્મચારીએ જીવિતપર્યંત નિવાસ કરવો કે કેમ? એવી શંકાની નિવૃત્તિનેમાટે આ નિષેધ છે, તેમજ અંગોસહિત વેદ ન જાણતો હોય તેને ત્યાં પણ આત્યંતિક એટલે જીવિતપર્યંત નિવાસ કરવાનો નિષેધ છે.

અબ્રાહ્મણ ગુરૂને ત્યાં જીવિતપર્યંત નિવાસનો નિષેધ કરી બ્રાહ્મણગુરૂને ત્યાં જે જીવિતપર્યંત નિવાસની ઇચ્છા થાય તો કેમ વર્તવું તે જણાવેછે—

**यदि त्वात्यन्तिकं वासं रोचयेत गुरोः कुले ॥**
**युक्तः परिचरेदेनमाशरीरविमोक्षणात् ॥ २४३ ॥**

જે ગુરૂના કુલમાં આત્યંતિક એટલે જીવિતપર્યંત નિવાસની ઇચ્છા કરે તો શરીર રહે ત્યાંસુધી સાવધાન થઇ ગુરૂની સેવા કરવી, ૨૪૩.

ગૃહસ્થાશ્રમની ઇચ્છા છોડીને જીવિતપર્યંત બ્રહ્મચર્ય જ પાળવું અને ગુરૂને ત્યાં જ રહેવું એમ જેની રૂચિ થાય તેણે પોતાનું શરીર છૂટી જાય ત્યાંસુધી સાવધાનપણે ગુરૂની સેવામાં જ રહેવું. આપ્રમાણે જીવિતપર્યંત બ્રહ્મચર્ય પાળનારને ગૃહસ્થાશ્રમના ત્યાગથી પિતૃઓનું ઋણ રહેછે એમ સમજવું નહિ કારણ કે સ્મૃતિની આ આજ્ઞા પણ શ્રુતિમૂલક હોવાનેલીધે તેના નૈષ્ઠિક બ્રહ્મચર્યના પ્રભાવથી જ તેના સઘળાં ઋણો છૂટી જાયછે.

ઉપર જણાવેલા નૈષ્ઠિક બ્રહ્મચર્યનું ફળ કહેછે—

**आसमाप्तेः शरीरस्य यस्तु शुश्रूषते गुरुम् ॥**
**स गच्छत्यञ्जसा विप्रो ब्रह्मणः सद्म शाश्वतम् ॥२४४॥**

જે બ્રાહ્મણ, શરીરના નાશપર્યંત ગુરૂની સેવા કરેછે તે અનાયાસથી શાશ્વત બ્રહ્મપદને પામેછે. ૨૪૪.

જે બ્રાહ્મણ શરીરની સમાપ્તિપર્યંત ગુરૂની સેવા કરેછે તે બ્રાહ્મણ મોક્ષને પામેછે કે જેમાં બીજા જન્મનું વ્યવધાન પણ આવતુ નથી અને તેથી તે અનાયાસથી જ પામેછે એમ કહ્યુ છે.

બ્રહ્મચારીએ સમાવર્તનની પહેલાં ગુરૂને દક્ષિણા આપવાનો નિષેધ કરેછે તથા સમાવર્તનપછી ગુરૂની આજ્ઞાપ્રમાણે શક્તિને અનુસરી ગુરૂને જે કાંઇ આપવું હોય તે આપવાની છૂટ દેછે—

**न पूर्वं गुरवे किञ्चिदुपकुर्वीत धर्मवित् ॥**
**स्नास्यंस्तु गुरुणाज्ञप्तः शक्त्या गुर्वर्थमाहरेत् ॥२४५॥**

ધર્મ જાણનાર બ્રહ્મચારીએ પ્રથમ કદીપણ ગુરૂને આપવું નહિ પણ જ્યારે વેદાધ્યયન સમાપ્ત કરી સમાવર્તન સ્નાન કરે ત્યારે ગુરૂની આજ્ઞા પ્રમાણે શક્તિને અનુસરી તેણે ગુરૂને દક્ષિણા આપવી. ૨૪૫

આ વિધિ ઉપકુર્વાણ બ્રહ્મચારીનો છે, કારણકે નૈષ્ઠિક બ્રહ્મચારીને તો સમાવર્તન સ્નાનનો સંભવ નથી. ધર્મજ્ઞ બ્રહ્મચારીએ સમાવર્તનની પહેલાં ગાય, વસ્ત્ર, ધનવગેરે કાંઇપણ ગુરૂદક્ષિણારૂપ દાન ગુરૂને આપવું નહિ. કારણકે જો એમ આપવામાં આવે તો ગુરૂઉપર ધનવગેરે લેઇને ભણાવવાનો દોષ આવે, પણ વિદ્યા ભણી રહ્યા પછી પોતાને ઘેર જતી વખતે પોતાની પાસેથી અથવા બીજે ક્યાંયથી માગી લાવીને પણ યથાશક્તિ ગુરૂદક્ષિણા આપે તે સમયે દોષનો પ્રસંગ રહેતો નથી. સમાવર્તનની પહેલાં જેમ હમેશાં ભિક્ષા ગુરૂને નિવેદન કરે તેમ બીજું પણ કાંઇ પોતાને અનાયાસે મળી જાય તે ગુરૂને નિવેદન કરી દે તેમાં અડચણ નથી. આપસ્તંબે કહ્યું છે કે यदन्यानि द्रव्याणि यथालाभमुपहरति दक्षिणा एव ताः स एव ब्रह्मचारिणो यज्ञो नित्यव्रतमिति ॥ એટલે ભિક્ષાવગેરે જે કાંઇ અન્ય દ્રવ્યો અનાયાસ મળે તે ગુરૂને આપે તે જ ગુરૂને દક્ષિણારૂપ છે. અર્થાત્ પોતાતરફથી બ્રહ્મચારીએ તે સમયે કાંઇ આપવાની જરૂર નથી. બ્રહ્મચારીએ અથવા બીજાને પોતાને જે કાંઇ મળે તે ગુરૂને નિવેદન કરવું તે જ તેને માટે યજ્ઞ છે અને તે જ તેનું નિત્યવ્રત છે.

ગુરૂને ગુરૂદક્ષિણામાં શું આપવું તે કહેછે—

**क्षेत्रं हिरण्यं गामश्वं छत्रोपानहमासनम् ॥**
**धान्यं शाकं च वासांसि गुरवे प्रीतिमावहेत् ॥२४६॥**

ક્ષેત્ર, સુવર્ણ, ગાય, અશ્વ, છત્ર, ઉપાનહ, આસન, ધાન્ય, શાક અને વસ્ત્રો ગુરૂને આપીને તેને પ્રસન્ન કરવા. ૨૪૬

શક્તિને અનુસરીને ગુરૂદક્ષિણા આપવી એમ આગલી પહેલાના શ્લોકમાં જણાવેલું છે તેથી આ બધી વસ્તુઓ ગુરૂને આપવી એમ સમજવું નહિ. આમાંથી જે આપી શકાય તે આપવી. છેવટ ધાન્ય કે શાક સરખું આપીને પણ ભક્તિભાવથી જ ગુરૂને પ્રસન્ન કરવા. કારણકે ગુરૂએ કરેલા ઉપકારનો પૂરેપૂરો બદલો આપવાને તો કોઇપણ સમય નથી. લઘુહારીત કહેછે કે—

एकमप्यक्षरं यस्तु गुरुः शिष्ये निवेदयेत् ।
पृथिव्यां नास्ति तद्द्रव्यं यद्दत्वा चानृणी भवेत् ॥
એટલે જે ગુરૂ શિષ્યને એકપણ અક્ષર ભણાવેછે તેનેમાટે પૃથ્વીમાં એવું કોઇપણ દ્રવ્ય નથી કે જે દઇને તે ભણનાર તેના કરજથી મુક્ત થઇ શકે.

ઉપકુર્વાણ બ્રહ્મચારીએ ગુરૂદક્ષિણા દઇને પોતાને ઘેર જવાનું છે પણ નૈષ્ઠિકબ્રહ્મચારીએ તો જીવિતપર્યંત ગુરૂને ઘેર રહી ગુરૂની સેવા કરવાની છે. પણ જ્યારે ગુરૂ જીવતા ન હોય ત્યારે તેણે શું કરવું તે જણાવેછે—

आचार्ये तु खलु प्रेते गुरुपुत्रे गुणान्विते ॥
गुरुदारे सपिण्डे वा गुरुवद्वृत्तिमाचरेत् ॥ २४७ ॥

આચાર્ય મૃત્યુ પામી જાય ત્યારે વિદ્યાવગેરે ગુણોથી યુક્ત ગુરૂના પુત્રની, તે ન હોય તો ગુરૂપત્નીની અને તે પણ ન હોય તો ગુરૂના સપિંડ કાકાવગેરેની ગુરૂની પેઠે સેવા કરવી. ૨૪૭

વૈયાકરણો સ્ત્રીવાચક દાર શબ્દને બહુવચનમાં જ વાપરેછે પણ સ્મૃતિકારો એકવચનમાં પણ વાપરેછે તેના દાખલારૂપે આ શ્લોકમાં गुरुदारे એ સપ્તમીના એકવચનવાળું પદ છે આચાર્ય જીવતા ન હોય તો નૈષ્ઠિકબ્રહ્મચારીએ તેના પુત્રની, તે ન હોય તો આચાર્યની સ્ત્રીની અને તે પણ ન હોય તો તેના ભાઇ, કાકાવગેરે જે હોય તેની સેવામાં રહેવું.

ગુરૂ ન હોય તેમ ગુરૂપુત્રવગેરે પણ કોઇ ન હોય તો નૈષ્ઠિકબ્રહ્મચારીએ શું કરવું તે કહેછે—

एतेष्वविद्यमानेषु स्नानासनविहारवान् ॥
प्रयुञ्जानोऽग्निशुश्रूषां साधयेद्देहमात्मनः ॥ २४८ ॥

ઉપર કહેલા ગુરૂપુત્રવગેરે પણ અવિદ્યમાન હોય તો આચાર્યના અગ્નિની સમીપમાં સ્નાન, આસન અને વિહાર કરનાર તથા અગ્નિની સેવા કરનાર બ્રહ્મચારીએ પોતાના દેહનું સાધન કરવું એટલે દેહાવચ્છિન્ન આત્માનું સાધન કરવું. ૨૪૮.

જેના આચાર્યં વિદ્યમાન ન હોય તથા આચાર્યપત્ની આચાર્યપુત્રવગેરે પણ વિદ્યમાન ન હોય તે નૈષ્ઠિક બ્રહ્મચારીએ આચાર્યના અગ્નિની જ સેવા કરવી એટલે અગ્નિશાલાનો ઉપલેપ, અગ્નિનો અવિચ્છેદ અને સવારસાંજ સમિધોનો હોમ, એમ કરી પોતાનુ જીવિત પૂરૂ કરવુ, કે જેથી બ્રહ્મપ્રાપ્તિ થઇ શકે

નૈષ્ઠિક બ્રહ્મચારીને આ પ્રમાણે કરવાનુ પરમફલ દર્શાવેછે—

एवं चरति यो विप्रो ब्रह्मचर्यमविप्लुतः ॥
स गच्छत्युत्तमस्थानं न चेहाजायते पुनः ॥ २४९ ॥

એ પ્રમાણે અખંડિત વ્રતવાળો જે બ્રાહ્મણ બ્રહ્મચર્યનુ આચરણ કરેછે તે ઉત્તમ સ્થાનને પામેછે અને ફરીથી આ સંસારમા જન્મ પામતો નથી ૨૪૯

आगमास्त शरीरस्य० એ ૨૪૪મા શ્લોકથી જણાવ્યુ છે કે જીવતાસૂધી આચાર્યની સેવા કરવાથી મોક્ષરૂપ ફળ મળેછે આ શ્લોકથી જણાવેછે કે આચાર્ય વિદ્યમાન ન હોય તોપણ ઉપર કહેલા વિધિપ્રમાણે આચાર્યના પુત્રથી માંડી આચાર્યના અગ્નિસૂધીની સેવા કરનાર જે નૈષ્ઠિક બ્રહ્મચારી અખંડિત બ્રહ્મચર્યનુ પાલન કરેછે તે, બ્રહ્મમા આત્યંતિક લયરૂપ ઉત્તમ સ્થાનને પામેછે અને તેથી તેને આ સંસારમા ફરીને જન્મવુ પડતુ નથી આ શ્લોકમા બ્રાહ્મણપદ લીધુ છે તે, એવુ જણાવવાને કે નૈષ્ઠિક બ્રહ્મચારી થવાનો અધિકાર માત્ર બ્રાહ્મણને જ છે



# રામ અને રાવણ.



ઈશ્વરાવતાર **શ્રીરામચંદ્ર** અને સતી **સીતા**ના નામથી કોણ અજાણ્યું હશે? એમની કથા વાંચનાર સાંભળનારને કોને ધરાઈ નહિ થતી હોય? લંકાના રાક્ષસરાજ **રાવણ** પંચવટીમાંથી **રામ** અને **લક્ષ્મણ**ની ગેરહાજરીમાં **સીતા**ને હરી ગયો અને તેના પરિણામમાં અંતે મરણ પામ્યો એ વાત પવિત્ર સ્ત્રીઓના **મહિમારૂપ** છે.

દેવમુનિ **નારદ**ના ઉપદેશથી મહર્ષિ **વાલ્મીકિ**એ આ આદિ કાવ્ય સંસ્કૃત ભાષામાં તૈયાર કરી વનવાસમાં જ ઉછરેલા **લવ** અને **કુશ** એ નામના **શ્રીરામચંદ્રજી**ના બ્રહ્મચારિપુત્રોને શિખવ્યું, તે તેઓએ અશ્વમેધયજ્ઞના પ્રસંગમાં **શ્રીરામચંદ્રજી**ની સમક્ષમાં જ ગાઈ સંભળાવ્યું, એ આદિકાવ્યઉપરથી જ ગુજરાતી ભાષામાં સુંદર નોવેલના રૂપમાં આ પવિત્ર અને રસિક પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે.

નીતિનો આબેહૂબ ચિતાર, શૃંગારરસનો નમુનો, દુષ્ટસ્ત્રીનો દુરાગ્રહ, પવિત્ર પુત્રોનું આચરણ, સતીનો પ્રભાવ, સેવકનો ધર્મ અને ટૂંકામાં શ્રીરામચંદ્રજીના ગુણ અને પરાક્રમનું સંપૂર્ણ વર્ણન વાંચવા દરેક ગૃહસ્થે આ પુસ્તક પોતાની ખાનગી લાયબ્રેરીમાં અવશ્ય રાખવું જોઈએ.

ક્રા. ડેમી આઠપેજી ૫૫ ફારમ, **કિંમત—માત્ર રૂપિયો ૧ એક.**

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,**

જામનગર—કાઠિયાવાડ.



# मणिमनुस्मृति.

## અધ્યાય ૩ જો.

બીજા અધ્યાયમાં આગામાં સરસ્વ૦ એ ૨૪૮ મા શ્લોકમાં નૈષ્ઠિક બ્રહ્મચર્યનો અવધિ શરીરની સમાપ્તિપર્યંત જણાવ્યો. પણ ઉપકુર્વાણ- બ્રહ્મચારીએ કેટલોસમય બ્રહ્મચર્ય પાળવું તે કંઇ જણાવેલ નથી તે આ શ્લોકથી જણાવેછે—

**षट्त्रिंशदाब्दिकं चर्यं गुरौ त्रैवेदिकं व्रतम् ॥**
**तदर्धिकं पादिकं वा ग्रहणान्तिकमेव वा ॥ १ ॥**

બ્રહ્મચારીએ ગુરૂને ઘેર રહીને ત્રણ વેદનું વ્રત છત્રીશ વર્ષપર્યંત પાળવું અથવા અઢાર વર્ષપર્યંત, નવ વર્ષપર્યંત કે વેદાધ્યયન આવે ત્યાંસુધી પાળવું ૧

ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એ ત્રણ વેદોસબંધી વ્રત જે પોતાના ગૃહ્યસૂત્રમા કહેલા નિયમોના સમુદાયરૂપ છે તે ગુરૂને ઘેર રહી છત્રીશ વર્ષસુધી પાળવુ આમા સમ સ્યાદશ્રતત્વાત્ એટલે જ્યા વિશેષનુ શ્રવણ ન થતુ હોય ત્યા સમાન વિભાગ કરવા એ મીમાંસ સૂત્રરૂપ ન્યાયથી પ્રત્યેક વેદમા બાર બાર વર્ષસુધી વ્રત પાળવુ અથવા તેનુ અર્દ્ધ એટલે પ્રત્યેક વેદમા છ છ વર્ષ કરી કુલ અઢાર વર્ષોલગી એ વ્રત પાળવુ અથવા તેનુ ચાર્ધ એટલે પ્રત્યેક વેદમા ત્રણ ત્રણ વર્ષોસુધી એ વ્રત પાળવુ એટલે બધા મળી નવ વર્ષ થાશે અથવા ન્યૂન સમયમા કે અધિક સમયમા જ્યાસુધી વેદાધ્યયન પૂર્ણ થાય ત્યાસુધી પાળવુ આવી રીતે નિયમની સાથે અધ્યયન કરવામા આવે એટલે બ્રહ્મચર્ય પાળીને જે અધ્યયન

કરવામા આવે તે મોહોટા પ્રભાવવાળું થાયછે. બ્રહ્મચર્યનું ગ્રહણ વેદાધ્યયનમાટે કરવામા આવેછે, તેથી વેદાધ્યયન પૂર્ણ થાય ત્યાંસુધી બ્રહ્મચર્ય પાળવું એ બરોબર છે, તેમ છતા છત્રીશવર્ષ, અઢારવર્ષ અને નવવર્ષનો પક્ષ પણ કહ્યો તેથી એમ જણાવ્યુ કે તેથી ટૂંકાસમયમાં કદી વેદાધ્યયન કરી લેવામા આવે તોપણ તેટલાં વર્ષોસુધી બ્રહ્મચર્ય પાળવુ અને વેદાધ્યયન પછી તેનાં અંગોવગેરેનુ વિશેષ અધ્યયન કરવુ; પણ વહેલુ અધ્યયન થઇ રહે તો વહેલુ બ્રહ્મચર્ય છોડીને તરત ગૃહસ્થાશ્રમ માંડી દેવો એવી ઉતાવળ કરવી નહિ ऋग्वेद यजुर्वेद सामवेदमथर्वाण चतुर्थम् । એ સામવેદના છાંદોગ્ય ઉપનિષદ્‌ના વાક્યમા અથર્વવેદને ચોથો વેદ કહેલો છે તેમજ વિષ્ણુપુરાણવગેરેમા પણ તેને જૂદો ગણેલો છે છતા અહીં ત્રણ વેદો જ કહ્યા છે તેનુ કારણ એ છે કે અથર્વવેદ મૂળમા ઋગ્વેદના જ અંશરૂપ છે વળી તેનો ઉપયોગ ઘણુંકરીને અભિચારવગેરે[1] કામા થાયછે અને યજ્ઞવિધામા તે ઉપયોગી નથી યજ્ઞવિધામા ઉપયોગી તો વિશેષે કરીને ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ જ છે, જેમકે હોતાનું કર્મ ઋગ્વેદથી; અધ્વર્યુનું કર્મ યજુર્વેદથી અને ઉદ્‌ગાતાનુ કર્મ સામવેદથી સાધી શકાયછે આનીરીતે અહીં ત્રણવેદની વ્રતચર્યાનુ વિધાન કર્યું તેથી કાંઇ અથર્વવેદની વ્રતચર્યાનો નિષેધ સમજવો નહિ. કારણકે બીજી સ્મૃતિઓમા સર્વવેદની વ્રતચર્યા કહેલી છે તેથી અથર્વવેદનુ પણ ગ્રહણ કરી શકાયછે પ્રત્યેક વેદના અધ્યયનમા બાર, છ અને ત્રણવર્ષના વ્રતનો જે નિયમ કહ્યો તેમા બારવર્ષવાળો પક્ષ શ્રેષ્ઠ, છવર્ષવાળો પક્ષ સાધારણ અને ત્રણવર્ષવાળો પક્ષ કનિષ્ઠ સમજવો કારણકે બ્રહ્મચર્ય જેમ વિશેષ પળાય તેમ વિશેષ ફળ છે એ દેખીતુ જ છે બતાવેલા વર્ષપ્રમાણે વ્રતપાલનનો અવધિ પૂર્ણ થયે સંપૂર્ણ વેદનુ અધ્યયન નહિ પણ એકાદશાખાનુ અધ્યયન કરી સમાવર્ત્તન કરે તે વ્રતસ્નાતક કહેવાય અને વ્રતપાલનના અવધિરૂપ વર્ષોની અપેક્ષા ન રાખતાં વેદાધ્યયન પૂર્ણ થતા સમાવર્ત્તન કરે તે વિદ્યાસ્નાતક કહેવાય, અને સંપૂર્ણ વેદાધ્યયન કરીને તથા વ્રતપાલનનો અવધિ પણ પૂર્ણ કરીને સમાવર્ત્તન કરે તે ઉભયસ્નાતક કહેવાય

ગૃહસ્થાશ્રમની પહેલાં અખંડ બ્રહ્મચર્યપૂર્વક ત્રણ, બે કે છેવટ એક પણ વેદનું અધ્યયન કરી તે પછી જ ગૃહસ્થાશ્રમ કરવો એવી ભલામણ દેછે—

**वेदानधीत्य वेदौ वा वेदं वापि यथाक्रमम् ॥**
**अविप्लुतब्रह्मचर्यो गृहस्थाश्रममावसेत् ॥ २ ॥**

અખંડિત બ્રહ્મચર્યવાળા પુરુષે ત્રણ વેદો, બે વેદો અથવા એક વેદ ક્રમપ્રમાણે ભણીને ગૃહસ્થાશ્રમમાં વસવું ' ૨.

દ્વિજે પોતાની શાખાના અધ્યયનપૂર્વક વેદોની ત્રણ શાખાને, બે શાખાને કે એક શાખાને મંત્ર બ્રાહ્મણના ક્રમથી ભણીને ગૃહસ્થમાટે શાસ્ત્રમા કહેલ કર્મોના સમુદાયરૂપ ગૃહસ્થાશ્રમ ધર્મનું અનુષ્ઠાન કરવું જેણે સ્ત્રીનો પરિગ્રહ કરેલો હોય તે ગૃહસ્થ કહેવાયછે કારણ કે ગૃહશબ્દ સ્ત્રીને કહેનાર છે "અખંડિત બ્રહ્મચર્યવાળો" એ વિશેષણ પ્રથમ વિધાન કરવામા આવેલ બ્રહ્મચર્ય જે સ્ત્રીસયોગ તથા મધુમાસભક્ષણના ત્યાગરૂપ છે તેના અનુવાદરૂપે છે તે અનુવાદ "બ્રહ્મચર્ય વેદા યયનુ મુખ્ય અંગ છે" એ વાત જણાવવામાટે છે પુરુષની શક્તિના પ્રમાણમાં એક શાખા, બે શાખા અને ત્રણ શાખા ભણવાનો વિકલ્પ છે જેમ ઉપનીતને બ્રહ્મચર્યાશ્રમ છે તેમ એક, બે કે ત્રણ શાખાઓનુ અધ્યયન કરી સમાવર્તનસંસ્કાર થયાપછી કૃતવિવાહને ગૃહસ્થાશ્રમ છે અધ્યયન કરીને પછી ગૃહસ્થ થવું એવો ક્રમ છે પણ તેમા અધ્યયન સમાપ્ત થયુ કે તરતજ ગૃહસ્થ થવું એવુ કશુ બંધન નથી, માટે સ્વા થાય તથા વિવાહના મધ્યસમયમા વ્યાકરણવગેરે શાસ્ત્રોનુ સેવન કરવુ જેથી વેદનો અર્થ સુગમ થાય જેમ અધ્યયનવિધિમા મૂર્ખને અધિકાર નથી તેમ ગૃહસ્થાશ્રમમા પણ મૂર્ખને અધિકાર નથી પણ વિદ્વાનને જ અધિકાર છે જો કે બાલ્યાવસ્થામા પશુસરખો બાલક પોતાના કર્તવ્યને જાણતો નથી તોપણ તે સમયે પિતા અથવા આચાર્ય તેને શિક્ષણ આપેછે તેને શિક્ષણ આપવાનો અધિકાર તે બેનેજ છે વિધિનુ તથા નિષેધનું સ્વરૂપ સમજાવવુ તે શિક્ષણ કહેવાયછે જે શિક્ષણ આપ્યાછતા પણ સમજે નહિ તેને જેમ અંધનો હાથ ઝાલી ચલાવવામા આવે તેમ હાથ ઝાલી કર્તવ્ય કરાવવુ જેમ કોઈ અગ્નિમા કે કુવામા પડતો હોય તેને હાથ ઝાલી પકડી રખાયછે તેમ જે મદ્યપાનવગેરે દોષમા પડતો હોય તેને પણ પકડી રાખવો અથવા જેમ ઇચ્છા ન હોય તોપણ ઔષધપાન કરાવવામા આવેછે તેમ શાસ્ત્રીયપદાર્થોમા પણ સમજી લેવુ બહુધા જો કાઇપણ બુદ્ધિમાન હોય તો તેને અમુક અમુક કાર્યો કરવા એમ કહેવુ, કારણકે તે કહેવામાત્રથી જ પોતાનીમેળે કરી શકેછે એમ કરતા જ્યારે વેદાધ્યયન પૂર્ણ થાય ત્યારે તેને બોધ કરવો કે તમે વેદાધ્યયન પૂર્ણ કર્યુ માટે હવે વેદના અર્થને જાણવામા અધિકારી થયા છો માટે વેદનાં અંગોનુ શ્રવણ કરો આવુ થાય ત્યારે પિતાનો અપત્યોત્પાદન અધિકાર નિવૃત્ત થાયછે માટે વેદાધ્યયનપછી વેદના અર્થનું જ્ઞાન મેળવ્યાબાદ વિવાહ થાય એ જ યોગ્ય છે.

પુરુષને બ્રહ્મચર્યાશ્રમમાંથી ગૃહસ્થાશ્રમમાં લાવતાં આરંભમાં શું કરવું તે જણાવેછે—

અપ હોય પરણવું અર્થાત્ વિવાહસંસ્કાર એ દૃષ્ટ પુરૂષાર્થ તથા અદૃષ્ટ એ બંનેમા ઉપયોગી છે વિષયાભિલાષથી પુરૂષની પ્રવૃત્તિ સર્વસ્ત્રીઓમા થતા કન્યાનો તથા પરસ્ત્રીનો નિષેધ હોવાથી પોતાની સ્ત્રીમા જ પ્રવૃત્તિ એ વિવાહસંસ્કારનું દૃષ્ટ પુરૂષાર્થમા એટલે કામમા ઉપયોગીપણું છે તથા તે સાથે રહી સત્કર્મો કરવા એ તેનું અદૃષ્ટ પુરૂષાર્થમા એટલે ધર્મમા ઉપયોગીપણું છે

ઉપરના શ્લોકમાં જણાવ્યું કે પોતાની સમાનજાતિવાળી તથા શુભલક્ષણોવાળી કન્યા પરણવી. હવે સમાનજાતિમા વિશેષ નિયમન કરેછે—

**असपिण्डा च या मातुरसगोत्रा च या पितुः ।
सा प्रशस्ता द्विजातीनां दारकर्मणि मैथुने ॥ ५**

જે કન્યા માતાની સપિંડ હોય નહિ તથા જે પિતાની સગોત્ર હોય નહિ તે દ્વિજોને દારકર્મ એટલે વિવાહમા તથા સ્ત્રીસંબંધમા શ્રેષ્ઠ ગણાયછે ૫

જે કન્યા માતાની સપિંડ ન હોય એટલે માતાના પિતા જે માતામહ કહેવાયછે તેની પાંચપેઢીમાની ન હોય તથા જે પિતાની સગોત્ર ન હોય એટલે પિતાના સમાનગોત્રવાળી ન હોય તેની સાથે વિવાહ થવો જોઇએ સ્ત્રીઓના વિષયમા પાંચપેઢીએ જ સપિંડપણું સમાપ્ત થાયછે એવું ગૌતમનું વચન છે કેટલાએકનો એવો મત છે માતૃપક્ષની સગાંઇ એટલે સમાનગોત્રવાળી કન્યા પણ પરણવી નહિ વળી કેટલાએક એમ પણ કહેછે કે માતૃપક્ષની સમાનગોત્રવાળી કન્યા પરણવી નહિ તેમા પણ જો વંશપરંપરા બરાબર મળી રહેતી ન હોય એટલે એ પરંપરાની ખબર ન હોય તો માતૃપક્ષની સમાન ગોત્રવાળી કન્યા પરણવામા અડચણ નથી સપિંડ શબ્દ બંધુના ઉપલક્ષણરૂપે ગણેલો હોવાથી માતાના સંબંધને લઇને મામીની કન્યા તથા પિતાના સંબંધને લઇને ફઇની કન્યા પણ પરણી શકાય નહિ જેની સાથે વિવાહ થાય તેની સાથે જ સ્ત્રીસંબંધ થાય એમ છતા પણ વિવાહમા તથા સ્ત્રીસંબંધમા એ બે શબ્દો જૂદા જૂદા લખ્યા છે તે એમ બતાવવાને છે કે જે શાસ્ત્રનું ઉલ્લંઘન કરી પરસ્ત્રીગમનનું પાપ કરે તેમા પણ બીજી સ્ત્રીઓ કરતા માતાની સપિંડ તથા પિતાની સગોત્ર સ્ત્રીસાથે સંબંધમા આવનારને અધિક પ્રાયશ્ચિત્ત છે

વિવાહ કરવામાં મોટી સમૃદ્ધિવાળાં કુળ હોય પણ બીજી રીતે ગુણહીન હોય તો તેને છોડી દેવાની ભલામણ કરેછે—

महान्त्यपि समृद्धानि गोजाविधनधान्यतः ॥
स्त्रीसम्बन्धे दशैतानि कुलानि परिवर्जयेत् ॥ ६ ॥

સ્ત્રીસબધમા એટલે વિવાહમા આ એટલે નીચેના શ્લોકમાં કહેવાશે
ળા તેવા દશ કુળો મોહોટા ગણાતા હોય અને ગાય, બળદ, બકરા, ગાડર અને
પૂ ધનધાન્યથી સમૃદ્ધિવાળા હોય તોપણ છોડી દેવા ૬

પરપરાથી ઉચા કહેવાતા હોય તેમજ બીજીરીતે ઘણા સમૃદ્ધિયુક્ત છતા
હોય તો હોય તો તેવા કુળોની કન્યા પરણવી નહિ અથવા કન્યાનો સબધ
બ્રહ્મચર્યની તેવા કુળો છોડી દેવા એટલે તેમા કન્યા દેવી નહિ
આચાર્ય પૂ
ભાન લેન ઉપરના શ્લોકમાં સૂચિત કરેલાં દશ કુળોનું પરિગણન કરેછે—

हीनक्रियं निष्पुरुषं निश्छन्दो रोमशार्शसम् ॥
क्षय्यामयाव्यपस्मारि श्वित्रकुष्ठि कुलानि च ॥ ७ ॥

જે કુળ વૈદોક્તક્રિયાથી રહિત હોય, પુત્રીઓની જ ઉત્પત્તિવાળુ હોય, વેદાધ્યયનથી રહિત હોય, શરીરમા વિશેષે રોમવાળુ હોય અર્શનામના રોગવાળુ હોય, ક્ષયરોગવાળુ હોય, મદાગ્નિરોગથી યુક્ત હોય, વાઇનારોગથી યુક્ત હોય, છેદવાળી શ્વેતતાવાળુ હોય અને કોઢવાળુ હોય તેનો ત્યાગ કરવો ૭

આના ત્યાજ્યકુળોની કન્યામા પણ શારીરિક તથા માનસિકધર્મો તેવા ઉતરેલા હોયછે તેથી તે તે દોષો પરણનારના કુળમા દાખલ થાયછે વેદોક્તક્રિયાથી રહિત તથા વેદાધ્યયનથી રહિત કુળની કન્યામા ઉચ્ચ માનસિક સંસ્કારો હોતા નથી તેથી તેના ઉદરથી થયેલ સતતિમા પણ તેવા સસ્કારોનો અભાવ હોયછે, તથા જે કુળમા હરસવગેરે રોગો ચાલતા હોય તેવા કુળની કન્યાના શરીરમા પણ તે રોગોના બીજ હોયછે કારણકે વૈદ્ય શાસ્ત્રના મતપ્રમાણે એ સઘળા પેઢીદરપેઢી ઉતરનારા છે, તેથી તેવા કુળની કન્યા કે જેના શરીરમા તેવા કોઇપણ રોગનુ બીજ હોય તે પરણવાથી પરણનારના કુળમા પણ તે રોગ દાખલ થાયછે જો કે આવા રોગો પેઢીદરપેઢી ઉતરેછે એમ કાઇ વેદમા નથી તોપણ તે દૃષ્ટાર્થ ગણાતા વૈદ્ય શાસ્ત્રમા કહેલ છે તેથી તે માની તેપ્રમાણે વર્તવુ જ જોઇએ મીમાસાભાષ્યકાર શબરસ્વામીએ સ્મૃત્યધિકરણમા કહેલુ છે કે જે વિષયો દૃષ્ટાર્થ છે તેમા બીજા પ્રમાણની જરૂર નથી પણ જે અદૃષ્ટાર્થ છે તેમા વૈદિકપ્રમાણની અપેક્ષા રાખવી જેમ આવા કુળની કન્યા લેવી નહિ તેમ આવા કુળમા કન્યા દેવી પણ નહિ કારણકે એથી કન્યા દુખી

થાયછે કન્યા દેવાના વિચારમા શ્લોકમાંના निष्पुरुष એ વિશેષણનો અર્થ "જેમા પુરૂષોની ઉત્પત્તિ બહુ જ ઓછી થતી હોય" એવો પણ કરવામા આવેછે

ઉપરનો નિષેધ કુળવિષે હતો. હવે કન્યાના સ્વરૂપવિષે નિષેધ કહેછે—

**नोद्वहेत्कपिलां कन्यां नाधिकाङ्गीं न रोगिणीम् ॥**
**नालोमिकां नातिलोमां न वाचाटां न पिङ्गलाम् ॥८॥**

કપિલ કેશવાળી, અધિક અંગવાળી, રોગવાળી, રૂવાડાવગરની, અસત રૂવાડાવાળી, કઠોરવચન બોલનારી અને પીંગળા નેત્રવાળી કન્યા પરણવી નહિ ૮

કપિલકેશવાળી એટલે ખરાબરંગના અથવા સોનાજેવાવર્ણના કેશવાળી, શરીરના કોઇપણ અધિક અવયવવાળી, કોઇ અસાધ્ય રોગવાળી, બિલકુલ રૂવાડાવગરની કે અતિશય રૂવાડાવાળી, કઠોર વચન બોલનારી અથવા બહુ બોલનારી અને પીંગળી આંખોવાળી કન્યા પરણવી નહિ, કારણકે તેનો સ્વભાવ ઘણેભાગે તેવા શારીરિક અને વાચિક લક્ષણોને અનુસરતો હોયછે

અમુક અમુક શારીરિક તથા વાચિક દોષોવાળી કન્યાને પરણવાનો નિષેધ કરી હવે અમુક અમુક પ્રકારનાં નામવાળી કન્યાને પણ ન પરણવી એવો નિષેધ કરેછે—

**नर्क्षवृक्षनदीनाम्नीं नान्त्यपर्वतनामिकाम् ॥**
**नपक्ष्यहिप्रेष्यनाम्नीं न च भीषणनामिकाम् ॥ ९ ॥**

નક્ષત્રના નામવાળી, વૃક્ષના નામવાળી, નદીના નામવાળી, મ્લેચ્છજાતિના નામવાળી, પર્વતના નામવાળી પક્ષિના નામવાળી, સર્પના નામવાળી, દાસના નામવાળી અને ભયાનક નામવાળી કન્યા પણ પરણવી નહિ ૯

આર્દ્રા, રેવતી, જ્યેષ્ઠાવગેરે કોઇ નક્ષત્રના નામવાળી, આમલકીવગેરે વૃક્ષના નામવાળી, ગંગા, યમુનાવગેરે નદીના નામવાળી, બબરી, શબરી, માતંગીવગેરે મ્લેચ્છ કે અન્ત્યજાતિને જણાવનારા નામવાળી, વિન્ધ્યા હિમા, મલયાવગેરે પર્વતસરખા નામવાળી, સારિકાવગેરે પક્ષિસરખા નામવાળી, ભુજંગીવગેરે સર્પના નામવાળી, દાસી, ચેટીવગેરે દાસનામવાળી અને ડાકિની તથા શાકિનીવગેરે ભયજનકનામની કન્યા પણ પરણવી નહિ આ નિષેધ દૃષ્ટાર્થ નહિ પણ અદૃષ્ટાર્થ છે

કેવી સ્ત્રીની સાથે વિવાહ કરવો યોગ્ય છે તે જણાવેછે—

**अव्यङ्गाङ्गीं सौम्यनाम्नीं हंसवारणगामिनीम् ॥**
**तनुलोमकेशदशनां मृद्वङ्गीमुद्वहेत् स्त्रियम् ॥ १० ॥**

સંપૂર્ણ અંગોવાળી, સૌમ્ય નામવાળી, હંસ તથા હાથીની પેરે ચાલનારી, જેના રૂંવાડાં, કેશ અને દાંત અતિસ્થૂલ ન હોય એવી તથા કોમળ અંગવાળી સ્ત્રી પરણવી ૧૦

જેનું કોઇ અંગ ઓછું ન હોય, જેનું કોઇ અંગ વિશેષ ન હોય તથા જેનું કોઇ અંગ ખરાબ કે વાંકુંચુંકું ન હોય એવી, ગંગિકાવગેરે સુંદર નામવાળી, હંસ તથા હાથીનીપેઠે સુંદર ગતિ કરનારી, જેના શરીરપરના રૂંવાડાં, માથાપરના કેશ અને દાંત બહુ સ્થૂલ એટલે એ સઘળાં બહુ જાડાં ન હોય એવી તથા કોમળઅંગોવાળી સ્ત્રી પરણવી

ઉપર જણાવેલા ગુણવાળી છતાં પણ ભાઇવગરની કે અજાણ્યાકુળની કન્યા પરણવી નહિ એમ કહેછે—

**यस्यास्तु न भवेद्भ्राता न विज्ञायेत वा पिता ॥**
**नोपयच्छेत तां प्राज्ञः पुत्रिकाधर्मशङ्कया ॥ ११ ॥**

ડાહ્યા પુરૂષે જે કન્યાનો ભાઇ ન હોય તથા જેનો પિતા જાણવામાં ન આવતો હોય તે કન્યાને પુત્રિકાની શંકાથી તથા અધર્મની શંકાથી પરણવી નહિ ૧૧

આ કન્યાનો પુત્ર મારો પિંડદાતા થશે એવો પ્રથમથી ઠરાવ કરી કન્યાનો પિતા કન્યાને પરણાવે તે પુત્રિકા અથવા પુત્રિકાધર્મ કહેવાયછે જેને પુત્ર ન હોય તેને જ આવો ઠરાવ કરવાની જરૂર પડેછે માટે જે કન્યાનો ભાઇ ન હોય તેવી કન્યાને પરણવી નહિ તેમ જ જેનો પિતા જણાતો ન હોય તેને પણ પરણવી નહિ કારણકે તેની ઉત્પત્તિ, વખતે અધર્મથી પણ થઇ હોય અથવા તે કોઇ બીજી જાતિની હોય એમ પણ બને કન્યાનો ભાઇ ન હોય પણ કન્યાનો પિતા પુત્રિકાધર્મના ઠરાવવગર જ કન્યા આપતો હોય તો તે લેવામાં અડચણ નહિ એમ જણાવવાને પુત્રિકાધર્મની શંકામાં ભાઇનું ન હોવું અને પિતાનું ન જણાવું એ બન્નેને કારણરૂપ પણ માનવામાં આવેછે પિતા ન જણાતો હોય પણ ભાઇ હોય તો તેનાથી ખાત્રી મળેછે અને ભાઇ ન હોય

પણ પિતા હોય તો તેનાથી પુત્રિકાધર્મ હોવા ન:હોવાની ખાત્રી થાયછે. "જેનો પિતા જાણવામાં ન આવતો હોય" એ વાક્યનો અભિપ્રાય એવો પણ નિકળેછે કે "જેનો પિતા ખરો વિચાર જણાવતો ન હોય એમ દેખાય અર્થાત્ ખરી વાતને છુપાવતો હોય ને કન્યા પણ પરણવી નહિ"

સમાનજાતિની કન્યાસાથે વિવાહ કરવો એમ આગળ ઉપર કહ્યુંછે અને તેથી અસમાનજાતિની કન્યાસાથે વિવાહ કરવો યોગ્ય નથી તોપણ ઉતરતી કક્ષાએ એટલે ધર્મપ્રધાનતાથી નહિ પણ કામપ્રધાનતાથી અસમાનજાતિની કન્યાસાથે પણ વિવાહ થવાનો વ્યવહાર છે એમ જણાવેછે—

सवर्णाग्रे द्विजातीनां प्रशस्ता दारकर्मणि ॥
कामतस्तु प्रवृत्तानामिमाः स्युः क्रमशोऽवराः ॥१२॥

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને પ્રથમના વિવાહમાં પોતાની જાતિની કન્યા શ્રેષ્ઠ છે, અને કામથી પ્રવૃત્તિ કરતા તેઓને પોતાની જાતિથી ઉતરતી જાતિની આ નીચે કહેવામાં આવેછે એવી કન્યાઓમાંથે પણ પરણી શકાયછે ૧૨.

સ્ત્રી એકજ પરણવી તથા સમાનજાતિવાળી જ પરણવી, છતાં તેમાં પ્રીતિ ન થાય કે સંતાન ન થાય તો કામહેતુક પ્રવૃત્તિમાટે હવેના શ્લોકમાં જણાવવામાં આવેછે તેવી સ્ત્રીઓમાંથે પણ પરણી શકાયછે

કામને લીધે પોતાથી ઉતરતી જાતિની કન્યાસાથે પણ પરણી શકાય એવા અપ્રધાન વ્યવહારનો પણ નિર્દેશ કર્યો તેથી એકંદર દરેક વર્ણ કઇ કઇ જાતિની કન્યાસાથે પરણી શકે તે સમજી શકાય તેવું છે તોપણ વિશેષ સ્પષ્ટતામાટે ચોખ્ખા શબ્દોથી કહી બતાવેછે—

शूद्रैव भार्या शूद्रस्य सा च स्वा च विशः स्मृते ॥
ते च स्वा चैव राज्ञश्च ताश्च स्वा चाग्रजन्मनः ॥१३॥

શૂદ્ર તો શૂદ્ર જાતની સ્ત્રીને જ પરણી શકેછે. વૈશ્ય પોતાની જાતની સ્ત્રી ઉપરાંત શૂદ્ર જાતની સ્ત્રીઓમાંથે પણ પરણી શકે, ક્ષત્રિય પોતાની જાતની સ્ત્રી ઉપરાંત વૈશ્ય અને શૂદ્ર એ બન્ને જાતની સ્ત્રીઓને પરણી શકે અને બ્રાહ્મણ પોતાની જાતની સ્ત્રી ઉપરાંત ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ત્રણેજાતની સ્ત્રીઓને પરણી શકે. ૧૩.

આવો વ્યવહાર જોઆવ્યાથી નક્કી કર્યું કે ક્ષત્રિયથી બ્રાહ્મણની કન્યાસાથે, વૈશ્યથી ક્ષત્રિય અને બ્રાહ્મણ એ બન્ને વર્ણની કન્યાસાથે તથા શૂદ્રથી વૈશ્ય, ક્ષત્રિય અને બ્રાહ્મણ એ ત્રણે વર્ણની કન્યાસાથે પરણી શકાય નહિ.

આ પ્રમાણે વ્યવહારનો અનુવાદ કરી મનુનો પોતાનો મત શું છે તે જણાવેછે—

**न ब्राह्मणक्षत्रिययोरापद्यपि हि तिष्ठतोः ॥**
**कस्मिंश्चिदपि वृत्तान्ते शूद्रा भार्योपदिश्यते ॥ १४ ॥**

બ્રાહ્મણ તથા ક્ષત્રિય આપત્તિમાં આવી પડેલા હોય તોપણ તેણે શૂદ્ર જાતિની સ્ત્રી કરવી એમ તેને ઉપદેશ કરવામાં આવતો નથી કોઇપણ ઇતિહાસમાં તેવો ઉપદેશ કરેલો જોવામા આવતો નથી ૧૪

બ્રાહ્મણ સર્વે વેદમય છે અને ક્ષત્રિય સર્વ દેવમય છે, તેઓએ આપત્તિ હોય તોપણ એટલે કન્યા ન મળવાથી પુત્રના અભાવનેલીધે પિતૃવગેરેના ઋણમાથી ન છુટી શકાતુ હોય તોપણ હીનસંબંધ કરવો નહિ, કારણકે તેમ કરવાથી બ્રાહ્મણનુ બ્રહ્મતેજ જાયછે અને ક્ષત્રિયમાંથી દેવાશ જતો રહેછે આ ઉપરથી ધર્મશાસ્ત્રકારો તેઓને કદી શૂદ્રજાતિની સ્ત્રીમાં પરણવાનો ઉપદેશ આપતા નથી તેમ અગાઉના બનાવોમા પણ કોઇને તેવો ઉપદેશ અપાયેલો હોય તેમ બન્યું નથી, કેટલાએક એમ પણ માનેછે કે બ્રાહ્મણ તથા ક્ષત્રિયને કામથી શૂદ્રાસાથે પરણવાનુ પ્રથમ કહેલુ છે તેથી આ નિષેધ પહેલા વિવાહને માટે છે એટલે પ્રથમના વિવાહમા શૂદ્રજાતિની સ્ત્રીસાથે પરણવું નહિ. પણ તે માનવું બરાબર નથી વ્યવહારમૂઢ ઘણી વખત લોકો પોતાનીમેળે ગમેતેમ ચલાવી લેછે, અને બ્રાહ્મણ તથા ક્ષત્રિય પણ શાસ્ત્રપ્રધાનતા છોડી વ્યવહારપ્રધાનતામા પડી કામથી શૂદ્રજાતિની સ્ત્રીને પરણેછે એમ બનેછે પણ ધર્મશાસ્ત્રકારોની જો તેમા સમતિ માગવામા આવે તો તેઓ તેવી સમતિ કદીપણ આપે નહિ એમ આ તેરમા તથા ચૌદમા શ્લોકનો અભિપ્રાય છે વળી યાજ્ઞવલ્ક્યે પણ યદુચ્યતે દ્વિજાતીના शूद्रादारोपसंग्रह ॥ नैतन्मम मतम् ॥ એટલે ત્રૈવર્ણિકે શૂદ્રજાતિની સ્ત્રીસાથે પણ પરણવું એમ જે કહેવામા આવેછે તેમાં મારો મત નથી, એમ કહી પોતાનાતરફથી એનો નિષેધ કર્યો છે

શૂદ્રજાતિની સ્ત્રી પરણવાથી ત્રૈવર્ણિકને થતી હાનિ બતાવેછે—

**हीनजातिस्त्रियं मोहादुद्वहन्तो द्विजातयः ॥**
**कुलान्येव नयन्त्याशु ससन्तानानि शूद्रताम् ॥ १५ ॥**

મોહથી [illegible] સંતતિસહિત પોતાનાં કુળોને તરતજ શુદ્રપણું પમાડે છે. ૧૫

સમાનજાતિની સ્ત્રીને નહિ પરણતાં શુદ્ર જાતિની સ્ત્રીને પરણતાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એઓ તેમાં ઉત્પન્ન થએલા પુત્રપૌત્રવગેરે ક્રમથી સંતતિસહિત પોતાનાં કુળોને શુદ્રપણું પમાડે છે તેઓ આ કામ શાસ્ત્રને નહિ જાણવાને લીધે કરેછે અથવા તો શાસ્ત્ર જાણ્યા છતાં પણ કામાંધપણે રૂપવગેરેમાં મોહ પામીને કરેછે. તેથી તેમનું તે કાર્ય સ્વરૂપથી પણ અયોગ્ય અને અયોગ્ય પરિણામવાળું છે વૈશ્યને પણ શુદ્ર જાતિની સ્ત્રીસાથે પરણવાનો આ શ્લોકથી નિષેધ કર્યો બ્રાહ્મણ તથા ક્ષત્રિયને તો ઉપરના શ્લોકથી જ નિષેધ છે છતાં આ શ્લોકમાં પણ તેનું ગ્રહણ કર્યું તે તેઓને માટે આ કામ વિશેષ નિંદિત છે એમ બતાવેછે શુદ્રજાતિની સ્ત્રી મંસ્કારથી રહિત હોયછે અને ત્રૈવર્ણિક પુરુષો મંત્રયુક્ત જાતકર્માદિસંસ્કારવાળા હોયછે તેથી તેઓના સંબંધમાં ત્રૈવર્ણિકોનું પતિતપણું જ થાયછે

શૂદ્રજાતિની સ્ત્રી પરણનાર ત્રૈવર્ણિકપુરુષ પતિત થાય [illegible] વિષયમાં જૂદા જૂદા મુનિઓના મત જણાવેછે—

**शूद्रावेदी पतत्यत्रेरुतथ्यतनयस्य च [illegible]**
**शौनकस्य सुतोत्पत्त्या तदपत्यत[illegible] १६ ॥**

અત્રિ તથા ગૌતમમુનિનો એવો [illegible] પુરુષ શુદ્રજાતિની સ્ત્રી પરણે એટલે પતિત થાયછે [illegible] છે કે જ્યારે શુદ્રજાતિની સ્ત્રીમાં પુત્રની ઉત્પત્તિ થાય [illegible] થાયછે અને ભૃગુમુનિનો એવો મત છે કે શુદ્રજાતિની [illegible] ઉત્પત્તિ હોય તે તે પુરુષ પતિત થાયછે. ૧૬.

॥

શુદ્ર[illegible] પરણવી અને પરણવાથી [illegible] એ મુખ્ય વાન છે [illegible] ક્યારે થવાયછે એવિષે જૂદા [illegible] મુનિઓના મત [illegible] અત્રિ [illegible] અને ઉતથ્યના પુત્ર ગૌતમમુનિનો [illegible] છે કે ત્રૈવર્ણિક [illegible] જાતિની સ્ત્રીને પરણવામાત્રથી જ પતિત [illegible] ગણાયછે શૌનક [illegible] એમ છે કે પરણવામાત્રથી પતિત થતો નથી પણ જ્યારે તેનામાં [illegible] ઉત્પત્તિ થાય ત્યારે પતિત થાયછે એટલે તેના મતમાં એમ થયું કે [illegible] કદી હીનજાતિની સ્ત્રીસાથે વિવાહ થઇ જાય તોપણ ઋત [illegible]

આવો વ્યવહાર દેખાડવાથી નક્કી કર્યું કે ક્ષત્રિયથી બ્રાહ્મણની કન્યાસાથે, વૈશ્યથી ક્ષત્રિય અને બ્રાહ્મણ એ બન્ને વર્ણની કન્યાસાથે તથા શૂદ્રથી વૈશ્ય, ક્ષત્રિય અને બ્રાહ્મણ એ ત્રણે વર્ણની કન્યાસાથે પરણી શકાય નહિ.

આ પ્રમાણે વ્યવહારનો અનુવાદ કરી મનુનો પોતાનો મત શું છે તે જણાવેછે—

**न ब्राह्मणक्षत्रिययोरापद्यपि हि तिष्ठतोः ॥**
**कस्मिंश्चिदपि वृत्तान्ते शूद्रा भार्योपदिश्यते ॥ १४ ॥**

બ્રાહ્મણ તથા ક્ષત્રિય આપત્તિમાં આવી પડેલા હોય તોપણ તેણે શૂદ્ર જાતિની સ્ત્રી કરવી એમ તેને ઉપદેશ કરવામાં આવતો નથી. કોઇપણ ઇતિહાસમાં તેવો ઉપદેશ કરેલો જોવામાં આવતો નથી. ૧૪.

બ્રાહ્મણ સર્વે વેદમય છે અને ક્ષત્રિય સર્વે દેવમય છે, તેઓએ આપત્તિ હોય તોપણ એટલે કન્યા ન મળવાથી પુત્રના અભાવનેલીધે પિતૃવગેરેના ઋણમાંથી ન છુટી શકાતુ હોય તોપણ હીનસંબંધ કરવો નહિ, કારણકે તેમ કરવાથી બ્રાહ્મણનું બ્રહ્મતેજ જાયછે અને ક્ષત્રિયમાંથી દેવાંશ જતો રહેછે આ ઉપરથી ધર્મશાસ્ત્રકારો તેઓને કદી શૂદ્રજાતિની સ્ત્રીસાથે પરણવાનો ઉપદેશ આપતા નથી તેમ અગાઉના બનાવોમાં પણ કોઇને તેવો ઉપદેશ અપાયેલો હોય તેમ બન્યું નથી, કેટલાએક એમ પણ માનેછે કે બ્રાહ્મણ તથા ક્ષત્રિયને કામથી શૂદ્રાસાથે પરણવાનુ પ્રથમ કહેલુ છે તેથી આ નિષેધ પહેલા વિવાહને માટે છે એટલે પ્રથમના વિવાહમાં શૂદ્રજાતિની સ્ત્રીસાથે પરણવું નહિ પણ તે માનવું બરાબર નથી વ્યવહારમાં ઘણી વખત લોકો પોતાનીમેળે ગમેતેમ ચલાવી લેછે, અને બ્રાહ્મણ તથા ક્ષત્રિય પણ શાસ્ત્રપ્રધાનતા છોડી વ્યવહારપ્રધાનતામાં પડી કામથી શૂદ્રજાતિની સ્ત્રીને પરણેછે એમ બનેછે પણ ધર્મશાસ્ત્રકારોની જો તેમાં સંમતિ માગવામાં આવે તો તેઓ તેવી સંમતિ કદીપણ આપે નહિ એમ આ તેરમા તથા ચૌદમા શ્લોકનો અભિપ્રાય છે વળી યાજ્ઞવલ્ક્યે પણ यदुच्यते द्विजातीनां शूद्राद्दारोपसंग्रहः ॥ नैतन्मम मतम् ॥ એટલે ત્રૈવર્ણિકે શૂદ્રજાતિની સ્ત્રીસાથે પણ પરણવું એમ જે કહેવામાં આવેછે તે મારો મત નથી, એમ કહી પોતાનાતરફથી એનો નિષેધ કર્યો છે

શૂદ્રજાતિની સ્ત્રી પરણવાથી ત્રૈવર્ણિકને થતી હાનિ બતાવેછે—

**हीनजातिस्त्रियं मोहादुद्वहन्तो द्विजातयः ॥**
**कुलान्येव नयन्त्याशु ससन्तानानि शूद्रताम् ॥१५॥**

શૂદ્રજાતિની સ્રીને સાથે રાખીને હોમવગેરે જે કાંઇ દૈવકર્મ કરવામાં આવે તેને દેવો ગ્રહણ કરતા નથી, શ્રાદ્ધવગેરે જે કાંઇ પિતૃસંબંધી કર્મ કરવામાં આવે તેનો પિતૃઓ સ્વીકાર કરતા નથી અને અતિથિભોજનવગેરે જે કાંઇ અતિથિકર્મ કરવામાં આવે તેને પરિણામે સ્વર્ગ મળતું નથી.

શૂદ્રજાતિની સ્રીના સંબંધથી થતા દોષનું કશું નિવારણ જ નથી એમ જણાવી તેમાં અરૂચિ કરાવેછે—

**वृषलीफेनपीतस्य निःश्वासोपहतस्य च ॥**
**तस्यां चैव प्रसूतस्य निष्कृतिर्न विधीयते ॥ १९ ॥**

શૂદ્રજાતિની સ્રીનું અધરપાન કરનાર, તેના નિઃશ્વાસથી ઉપહત થયેલ તથા તેમાં અપત્યદ્વારા ઉત્પન્ન થયેલા પુરૂષની શુદ્ધિ થતી નથી ૧૯.

શૂદ્રજાતિની સ્રીમાં અપત્યદ્વારા ઉત્પન્ન થયેલા પુરૂષની શુદ્ધિ થતી નથી એમ કહેવાથી ઋતુકાલમાં ગમન કરવાનો એકદમ પ્રતિષેધ સમજવો. તેનું અધરપાન કરનાર એમ કહેવાથી ઋતુસમયસિવાય બીજા સમયમાં પણ તેની સાથે જોડાવાનો નિષેધ છે અને તેના નિ.શ્વાસથી ઉપહત થયેલ એમ કહેવાથી તેની સાથે શારીરિકસંબંધમા કદી ન આવે તોપણ કામનાથી તેથી સાથે બે સવા ઉઠવાનો પણ નિષેધ કર્યો સમજવો.

વિવાહમાં કેવી સ્રીસાથે પરણવું તથા કેવી સ્રીસાથે ન પરણવું તેવિષે વિચાર કરી હવે વિવાહના પ્રકાર બતાવવાનો આરંભ કરેછે—

**चतुर्णामपि वर्णानां प्रेत्य चेह हिताहितान् ॥**
**अष्टाविमान्समासेन स्त्रीविवाहान्निबोधत ॥ २० ॥**

ચારે વર્ણોને પરલોકમાં તથા આ લોકમાં કલ્યાણકારક તથા અકલ્યાણકારક આ આઠ પ્રકારના વિવાહો સંક્ષેપથી સાંભળો. ૨૦.

ભાષ્ય[illegible] કારણરૂપ આ એટલે હવે પછી તરત જ કહેવામાં આવેછે તે આઠ પ્ર[illegible] સાંભળો કે જેમાંના કેટલાએક ચારેવર્ણોને આ લોકમાં તથા પરલોક [illegible] છે તથા કેટલાએક અકલ્યાણકારક છે. અથવા આ-લોક અને [illegible] એક બધા વર્ણોને હિત છે અને કેટલાએક અહિત

સમયમાં તેના સંબંધમાં આ... તે પતિત થતો નથી. અને ભૃગુમુનિ એમ કહેછે કે પોતાની સમાનજાતિની સ્ત્રીને કંઇ સંતાન ન હોય અને શૂદ્રજાતિની સ્ત્રીનાં જ સંતાન હોય તો તે પુરૂષ પતિત થાયછે. કારણ કે શૂદ્રજાતિની સ્ત્રીના પુત્રથી તેને શ્રાદ્ધાદિક ક્રિયાનું ફળ પહોંચતુ નથી એટલે પોતાની સમાનજાતિની સ્ત્રીને પુત્ર ન હોતાં શૂદ્રજાતિની સ્ત્રીને પુત્ર થાય એટલે તે પતિત થાયછે. પતિત થાયછે એટલે કલ્યાણનાં સાધનભૂત વેદોક્ત સત્કર્મો કરવાના અધિકારથી ભ્રષ્ટ થાયછે. આ ત્રણે મતો બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણેમાટે નહિ પણ તેમાનો એક એક મત એક એક વર્ણમાટે છે. એટલે પહેલો મત એટલે અત્રિ અને ગૌતમનો મત બ્રાહ્મણમાટે છે, બીજો મત એટલે શૌનકનો મત ક્ષત્રિયમાટે છે અને ત્રીજો મત એટલે ભૃગુનો મત વૈશ્યમાટે છે.

શૂદ્રજાતિની સ્રીસાથે બ્રાહ્મણે સંબંધ બાંધવો એ તો અત્યંત હાનિકારક છે એમ જણાવેછે—

**...द्रां शयनमारोप्य ब्राह्मणो यात्यधोगतिम् ॥**
**...त्वा सुतं तस्यां ब्राह्मण्यादेव हीयते ॥ १७ ॥**

...નિની સ્ત્રીનું શયનમાં આરોપણ કરવાથી બ્રાહ્મણ અધોગતિને પામેછે અને તેમાં ...ઉત્પત્તિ કરવાથી તો બ્રાહ્મણપણાથી જ ભ્રષ્ટ થાયછે. ૧૭.

શૂદ્રજાતિની ...માત્રથી બ્રાહ્મણ પતિત થાયછે એટલે સત્કર્મોનો અધિકારી નહિ રહેવાથી ...ી થાયછે તોપણ તે ઉતરતો બ્રાહ્મણ એમ તો કહેવાયછે પણ ... ઉત્પત્તિ કરેછે ત્યારે તો તે તેવો બ્રાહ્મણપણાંથી પણ ભ્રષ્ટ ... બ્રાહ્મણ પણ કહેવાતો નથી.

શૂદ્રજાતિની સ્રીને સા... ...ને ઉદ્દેશી કરેલાં ... નિષ્ફળ થવાવિષે કહેછે—

**दैवपित्र्यातिथेयानि तत्प्रधानानि ...॥**
**नाश्नन्ति पितृदेवास्तन्न च स्वर्गं स गच्छति ॥ १८ ॥**

જે પુરૂષ શૂદ્રજાતિની સ્રીને સાથે રાખીને દેવસંબંધી ... અને ... અતિથિસંબંધી કર્મો કરેછે તેમાં તેણે આપેલાં હવ્ય તથા ક... પિતૃઓ ગ્રહણ કરતા નથી અને તે સ્વર્ગે પણ જતો નથી. ૧૮

શૂદ્રજાતિની સ્રીને સાથે રાખીને હોમવગેરે જે કાંઇ દૈવકર્મ કરવામાં આવે તેને દેવો ગ્રહણ કરતા નથી, શ્રાદ્ધવગેરે જે કાંઇ પિતૃસંબંધી કર્મ કરવામાં આવે તેનો પિતૃઓ સ્વીકાર કરતા નથી અને અતિથિભોજનવગેરે જે કાંઇ અતિથિકર્મ કરવામાં આવે તેને પરિણામે સ્વર્ગ મળતું નથી

શૂદ્રજાતિની સ્રીના સંબંધથી થતા દોષનું કશું નિવારણું જ નથી એમ જણાવી તેમાં અરૂચિ કરાવેછે—

## वृषलीफेनपीतस्य निःश्वासोपहतस्य च ॥
## तस्यां चैव प्रसूतस्य निष्कृतिर्न विधीयते ॥ १९ ॥

શૂદ્રજાતિની સ્રીનું અધરપાન કરનાર તેના નિઃશ્વાસથી ઉપહત થયેલ તથા તેમાં ગર્ભદ્વારા ઉત્પન્ન થયેલા પુરુષની શુદ્ધિ થતી નથી ૧૯

શૂદ્રજાતિની સ્રીમાં અપત્યદ્વારા ઉત્પન્ન થયેલા પુરૂષની શુદ્ધિ થતી નથી એમ કહેવાથી ઋતુકાલમાં ગમન કરવાનો એમ઼્મ પ્રતિબંધ સમજવો તેનું અધરપાન કરનાર એમ કહેવાથી ઋતુસમયસિવાય બીજા સમયમાં પણ તેની સાથે જોડાવાનો નિષેધ છે અને તેના નિઃશ્વાસથી ઉપહત થયેલ એમ કહેવાથી તેની સાથે શારીરિકસંબંધમાં કદી ન આવે તોપણ કામનાથી તેથી સાથે બેસવા ઉઠવાનો પણ નિષેધ થયો સમજવો

વિવાહમાં કેવી સ્રીમાથે પરણવું તથા કેવી સ્રીસાથે ન પરણવું તેનિરે વિચાર કરી હવે વિવાહના પ્રકાર બતાવવાનો આરંભ કરેછે—

## चतुर्णामपि वर्णानां प्रेत्य चेह हिताहितान् ॥
## अष्टाविमान्समासेन स्त्रीविवाहान्निबोधत ॥ २० ॥

ચારે વર્ણોને પરલોકમાં તથા આ લોકમાં કલ્યાણકારક તથા અકલ્યાણકારક આ આઠ પ્રકારના વિવાહો સંક્ષેપથી સાંભળો ૨૦

આઠ [illegible] કારણરૂપ આ એટલે હવે પછી તરત જ કહેવામાં આવેછે તે આઠ પ્ર[illegible] સાંભળો કે જેમાંના કેટલાએક ચારેવર્ણોને આ લોકમાં તથા પરલોક[illegible]કારક છે તથા કેટલાએક અકલ્યાણકારક છે અથવા આ લોક અને પરલો[illegible]એક બધા વર્ણોને હિત છે અને કેટલાએક અહિત

છે તેમ જ કેટલાએક અમુક અમુક વર્ણને જ હિત અહિત છે. વિવાહ એટલે કન્યાનો તેને સ્ત્રી કરવામાટે કરવામાં આવતો સપ્તર્ષિઓના દર્શનપર્યંત ઇતિકર્તવ્યતાસહિત સંસ્કારવિશેષ સમજવો. ઇતિકર્તવ્યતા એટલે આરંભથી સમાપ્તિપર્યંત મુખ્ય કર્મ સાંગોપાંગ પાર ઉતરે એટલામાટે કરવામાં આવતી નાની મોટી સઘળી ક્રિયાઓની પદ્ધતિ સમજવી.

આઠે વિવાહોનો પ્રથમ નામમાત્રથી નિર્દેશ કરેછે—

**ब्राह्मो दैवस्तथैवार्षः प्राजापत्यस्तथासुरः ॥**
**गान्धर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमोधमः ॥ २१ ॥**

બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને આઠમો અધમ પૈશાચ એમ આઠ પ્રકારના વિવાહો છે. ૨૧.

બ્રાહ્મવગેરે તથા રાક્ષસવગેરે નામો શાસ્ત્રવ્યવહારમાટે તથા તે તે વિવાહની ઉત્તમતા અને અધમતા બતાવવામાટે છે, તે તે વિવાહના તે તે દેવ છે એમ સમજવું નહિ પણ બ્રહ્માના વિવાહ સરખો થાયછે માટે બ્રાહ્મ, રાક્ષસના વિવાહ સરખો થાયછે માટે રાક્ષસ અથવા જે વિવાહને લીધે થયેલી સંતતિથી બ્રહ્મલોકની પ્રાપ્તિ થાયછે તે બ્રાહ્મ, જે વિવાહને લીધે થયેલ સંતતિથી રાક્ષસ જેવી સ્થિતિએ પહોંચાયછે તે રાક્ષસ; એમ બીજા વિવાહોમાટે પણ સ્તુતિ અને નિંદા સમજવી છેવટના પૈશાચ વિવાહને અધમ વિશેષણ આપ્યું છે તે રાક્ષસ વિવાહથી પણ તે અતિશય નિંદાપાત્ર છે એમ બતાવવામાટે છે.

કયો વિવાહ કોને કરવો યોગ્ય છે વગેરે વર્ણન હવે કરવાનું છે તે સાંભળવામાં મુનિઓનું ધ્યાન ખેંચેછે—

**यो यस्य धर्म्यो वर्णस्य गुणदोषौ च यस्य यौ ॥**
**तद्वः सर्वं प्रवक्ष्यामि प्रसवे च गुणागुणान् ॥ २२ ॥**

જે વર્ણને જે વિવાહ ધર્મયુક્ત ગણાયછે અને જે વિવાહના જે ગુણદોષ છે તથા તે તે વિવાહોથી ઉત્પન્ન થયેલાં સંતાનોમાં જે ગુણદોષ છે તે સઘળું તમોને કહુંછું. ૨૨.

વિવાહના ગુણદોષ એટલે સારાં નઠારાં ફળો સ[illegible]

જે જે વર્ણથી જે જે વિવાહ ક[illegible] [illegible] સમજ

આપેછે—

**षडानुपूर्व्या विप्रस्य क्षत्रस्य चतुरोवरान् ॥**
**विट्शूद्रयोस्तु तानेव विद्याद्धर्म्यानराक्षसान् ॥२३॥**

બ્રાહ્મણોને પહેલા ૭ વિવાહો અનુક્રમથી ધર્મયુક્ત છે, ક્ષત્રિયને છેવટના ચાર વિવાહો ધર્મયુક્ત જાણવા અને વૈશ્ય તથા શૂદ્રને રાક્ષસવિવાહવગરના એજ વિવાહો ધર્મયુક્ત છે એમ જાણવું ૨૩

ધર્મયુક્ત છે એટલે તે કરી શકાયછે, તેથી તેઓએ અધર્મ કર્યો એમ ગણાતું નથી તે તે વર્ણને જેટલા જેટલા વિવાહ બતાવ્યા તે બધા જ શ્રેષ્ઠ છે એમ સમજવાનું નથી બ્રાહ્મણથી બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર અને ગાંધર્વ એ છ વિવાહોમાંથી હરકોઇ થઇ શકે પણ તે અનુક્રમથી ધર્મયુક્ત છે એટલે પૂર્વપૂર્વના જેવા [illegible] પણ તેથી ઉતરતા ઉતરતા છે, એવી જ રીતે ક્ષત્રિયથી પાછળના ચાર [illegible] આસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ એમાંનો હરકોઇ વિવાહ [illegible] છે તેમા પણ પૂર્વપૂર્વથી પાછળનો વિવાહ ઉતરતો છે અને વૈશ્ય [illegible] આસુર, ગાંધર્વ અને પૈશાચ એમાંનો હરકોઇ વિવાહ કરી શકાય [illegible] પણ પૂર્વપૂર્વથી પાછળપાછળનો વિવાહ ઉતરતો છે આથી અગાઉ [illegible] વિવાહને જે "અધમ" એવું વિશેષણ આપ્યું છે તે બરાબર સાર્થક [illegible]

બ્રાહ્મણ, ક્ષત્રિય [illegible] અને શૂદ્રમાટે વખાણવાજોગ કયા વિવાહ કહેવાય તે —

**चतुरो ब्राह्मणस्य [illegible] प्रशस्तान्कवयो विदुः ॥**
**राक्षसं क्षत्रियस्य [illegible] सुरं वैश्यशूद्रयोः ॥ २४ ॥**

પ્રથમના ચાર [illegible] બ્રાહ્મણને માટે શ્રેષ્ઠ છે, [illegible] એક રાક્ષસ વિવાહ શ્રેષ્ઠ છે અને વૈ[illegible] શૂદ્રને માટે આસુર [illegible] શ્રેષ્ઠ છે એમ વિદ્વાનોનું સમજવું છે.

તે તે વર્ણથી ક[illegible] એવા વિશેષ વિ[illegible] બતાવી પછી તેમાથી શ્રેષ્ઠ વિવાહોને છુટા પ[illegible] બાકીના વિવાહો તેને શ્રેષ્ઠ નથી એમ જણાવ્યું તેથી જે પહેલા ચાર [illegible] કોઇપણ વિવાહ થઇ શકતો ન હોય તો જ બ્રાહ્મણે [illegible] વાહ કરવો એમ જ ક્ષત્રિય તથા વૈશ્ય અને શૂદ્રના વિવાહ[illegible] [illegible]વું.

બ્રાહ્મણને મુશ્કેલીના વખતમાં અને ક્ષત્રિયવગેરેને માટે પાછળના પાંચ વિવાહોમાંથી ક્યા વિવાહ કરવા ઠીક છે અને ક્યા વિવાહ કરવા ઠીક નથી તે બતાવેછે—

**पञ्चानां तु त्रयो धर्म्या द्वावधर्म्यौ स्मृताविह ॥**
**पैशाचश्चासुरश्चैव न कर्त्तव्यौ कदाचन ॥ २५ ॥**

આજાપ્રત્યવગેરે પાંચ વિવાહોમાં ત્રણ વિવાહો ધર્મયુક્ત છે અને બે વિવાહ અધર્મયુક્ત કહેલા છે. તે બે એટલે પૈશાચ તથા આસુર વિવાહ કદી પણ કરવા નહિ. ૨૫.

બ્રાહ્મણ કદી આપત્તિને લઇને ક્ષત્રિયવૃત્તિ [illegible] વર્તવાની સ્થિતિમાં આવી પડ્યો હોય તો જો કે બ્રાહ્મણથી આસુર [illegible] ી શકાય એમ કહેવાય ગયુ છે તો પણ તે તો કદી કરવો જ ન [illegible] શું પણ ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રે પણ કરવો નહિ. પૈશાચવિવાહ [illegible] થી જ અધમ કદી કી- ધેલો છે તેથી તે તો વળી બિલકુલ નહિ [illegible] આવી થાયછે કે બ્રાહ્મણને છ વિવાહો અગાઉ કહેલા છે [illegible] બ્રાહ્મવિવાહ છે, દૈવ તથા પ્રાજાપત્ય તેથી ન્યૂન છે, આર્ષવિવ [illegible] ન્યૂન છે અને ગાંધ- ર્વવિવાહ તેથી પણ ઉતરતો છે અને આ [illegible] તો અતિશય હીન જ છે, આ બ્રાહ્મણ જ્યારે ક્ષત્રિયવૃત્તિ ધરીને [illegible] ત્યારે રાક્ષસવિવાહ પણ કરી શકેછે. બ્રાહ્મણને કોઇપણ રીતે પૈશા [illegible] મ જ નથી, ક્ષત્રિયને માટે આસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ [illegible] ાહ કરવાની છૂટ આપી પાછળથી તેને માટે રાક્ષસવિવાહની શ્રેષ્ઠતા [illegible] આસુર અને પૈશાચ- વિવાહ ન કરવાની ભલામણ દીધી તેથી તે [illegible] ાહ કરવામાં કશો બાધ નથી, આસુર અને પૈશાચવિવાહ તેથી હી [illegible] પણ તે ન કરવા જેવા જ છે, ગાંધર્વવિવાહ કરવામાં કશી અ [illegible] ને વખતે તે પ્રાજાપ- ત્યવિવાહ કરે તોપણ તેનાથી કરી શકાય. [illegible] શ્લોકથી એ વિવાહની પણ તેને છૂટ આપવામાં આવી છે, વ [illegible] માટે પ્રથમ આસુર, ગાંધર્વ તથા પૈશાચ એ ત્રણે વિવાહોની [illegible] માટે આસુરવિવાહ ઠીક ગણ્યો છતાં આ શ્લોકમાં આસુર [illegible] નિંદી કહાડ્યો અને પૈશાચ તો પ્રથમથી નિંદિત જ છે તેથી [illegible] આસુરવિવાહ કરે તો ઠીક છે પણ બનતાં સુધી તેપણ ન કરતાં [illegible] વાહ કરે તેમાં અડચણ નહિ. એમ છતાં આ શ્લોકથી તેઓને પણ [illegible] ણી છે તેથી તેપણ તેઓ કરી શકે. એટલે એક વખત [illegible] ... ૨૫૪ ે

અસ્પષ્ટ નિષેધ કર્યો હોય તેનો વિકલ્પ ગણી શકાય તથા પ્રથમથી છૂટ ન આપતાં પાછળથી છૂટ આપવામાં આવે તેનો પણ વિકલ્પ ગણવો યોગ્ય છે. નિશ્ચય એટલો જ છે કે બ્રાહ્મણથી પૈશાચવિવાહ ન જ થઇ શકે અને ક્ષત્રિયો વગેરેથી બ્રાહ્મ, દૈવ અને આર્ષવિવાહ ન થઇ શકે, ઘણાએકનું માનવું એવું છે કે આ શ્લોકમાં બતાવેલો મત મનુનો પોતાનો નથી પણ "આવી રીતે પણ બીજાઓ કહેછે" એમ તેણે મતાંતર બતાવેલ છે તેઓની એ માનીનતા વધારે ઠીક છે.

ક્ષત્રિયનેમાટે ગાંધર્વ અને રાક્ષસ એ બન્ને વિવાહો ધર્મયુક્ત છે એમ કહેછે—

पृथक्पृथग्वा मिश्रौ वा विवाहौ पूर्वचोदितौ ॥
गान्धर्वो राक्षसश्चैव धर्म्यौ क्षत्रस्य तौ स्मृतौ ॥ २६ ॥

જૂદા જૂદા અથવા મિશ્ર થયેલા ગાંધર્વ તથા રાક્ષસ વિવાહ જે પ્રથમ વિહિત છે તે બન્ને ક્ષત્રિયને માટે ધર્મયુક્ત કહેલા છે ૨૬

જ્યારે સ્ત્રીપુરૂષને પરસ્પર પ્રેમપૂર્વક ઠરાવ થઇ ગયા બાદ પરણનાર પુરૂષ યુદ્ધાદિકથી જીતીને તે સ્ત્રીને પરણે ત્યારે તે ગાંધર્વ તથા રાક્ષસ વિવાહ મિશ્ર થયા એમ ગણાય, કે જેમ શ્રીકૃષ્ણ રૂક્મિણીને પરણ્યા હતા

હવે ઉપર જણાવેલા આઠ જાતના વિવાહનાં સ્વરૂપ કહેછે તેમાં પ્રથમ બ્રાહ્મવિવાહનું સ્વરૂપ બતાવેછે—

आच्छाद्य चार्चयित्वा च श्रुतिशीलवते स्वयम् ॥
आहूय दानं कन्याया ब्राह्मो धर्मः प्रकीर्तितः ॥ २७ ॥

વિદ્યા તથા સદાચારવાળા વરને પોતે જ બોલાવી વર તથા કન્યા એ બન્નેને ઉત્તમ વસ્ત્રો પહેરાવી તે બન્નેનુ પૂજન કરી વરને કન્યાદાન આપવું તે બ્રાહ્મવિવાહ કહેવાયછે. ૨૭

વિદ્વાન અને સદાચારી વરને તેની અથવા તેના તરફથી બીજા કોઇની આગણીની રાહ ન જોતા કન્યાનો પિતા પોતે જ તેને પોતાને ત્યાં બોલાવીને ઉત્તમ વસ્ત્ર પહેરાવી પૂજન કરી તથા તેની જ રીતે કન્યાને પણ શ્રેષ્ઠ વસ્ત્રાલંકાર પહેરાવી પૂજન કરીને વરને એ કન્યાનું દાન કરે તે બ્રાહ્મવિવાહ કહેવાયછે.

દૈવવિવાહનું સ્વરૂપ કહેછે—

**यज्ञे तु वितते सम्यगृत्विजे कर्म कुर्वते ॥**
**अलंकृत्य सुतादानं दैवं धर्मं प्रचक्षते ॥ २८ ॥**

યજ્ઞ ચાલતો હોય તેમાં કર્મ કરનાર ઋત્વિજને, વિધિપ્રમાણે શણગારીને કન્યાદાન દેવું તેને મુનિઓ દૈવવિવાહ કહેછે. ૨૮.

વસ્ત્રાલંકારથી શણગારીને કન્યાનું દાન કરવું એ સામાન્ય વિધિ છે. યજ્ઞમાં પોતાનું ઋત્વિજપણું કરનારને કન્યા આપવી તે કાંઇક પણ ઉપકારના બદલા જેવું છે અને એટલો પણ ઉપકારનો સંબંધ હોવાથી આ દૈવવિવાહ બ્રાહ્મવિવાહકરતાં કાંઇક ન્યૂન ગણાયછે કારણ કે બ્રાહ્મવિવાહમાં તો કોઇપણ જાતના ઉપકારના સંબંધવગર જ કન્યાનું દાન કરવામાં આવેછે દેવકાર્યમાં જોડાયેલા વરને કન્યાદાન દેવામાં આવેછે તેથી આ દૈવવિવાહ કહેવાયછે.

આર્ષવિવાહનું લક્ષણ કહેછે—

**एकं गोमिथुनं द्वे वा वरादादाय धर्मतः ॥**
**कन्याप्रदानं विधिवदार्षो धर्मः स उच्यते ॥ २९ ॥**

ધર્મમાટે વરની પાસેથી એક ગોમિથુન અથવા બે ગોમિથુન લઇને વિધિપ્રમાણે કન્યાદાન કરવું તે આર્ષવિવાહ કહેવાયછે. ૨૯.

ગાય તથા વૃષભ એ ગોમિથુન કહેવાય. તે ગોમિથુન એક અથવા બે, મૂલ્યતરીકે નહિ પણ યજ્ઞવગેરેમાટે અથવા કન્યાદાન દેવામાટે વરપાસેથી લઇને શાસ્ત્રપ્રમાણે કન્યાદાન દેવામાં આવે તે આર્ષવિવાહ કહેવાયછે. વરપાસેથી એક અથવા બે ગોમિથુન લઇ પોતાના ઉપયોગમાં લે અથવા પોતાના દરજવગેરેમાં ભરે તો તે કદી પણ આર્ષવિવાહ કહેવાય નહિ

પ્રાજાપત્ય વિવાહનું લક્ષણ કહેછે—

**सहोभौ चरतां धर्ममिति वाचानुभाष्य च ॥**
**कन्याप्रदानमभ्यर्च्य प्राजापत्यो विधिः स्मृतः ॥३०॥**

તમો બન્ને સાથે રહી ધર્માચરણ કરજો એમ ભાષણનાં વચનો કહીને પૂજનપૂર્વક જે કન્યાદાન દેવામાં આવે તે પ્રાજાપત્ય વિવાહ કહેવાયછે. ૩૦.

ધર્માદિક કાર્યમા તમારે આ સ્રીને જ સાથે રાખવી એમ ભલામણ દઇને અથવા એવું નિયમન કરીને કન્યાનુ દાન કરવામા આવેછે તે પ્રાજાપત્યવિવાહ કહેવાયછે આ વિવાહમા આવી જાતનો ઠરાવ કરવાને લીધે સ્વાર્થ દેખાઇ રહેછે તથા કન્યાને શણગારીને દેવી એવુ કશુ જણાતુ નથી તેથી તે બ્રાહ્મ તથા દૈવ વિવાહકરતા ઉતરતો છે અને વરપાસેથી ધર્મમાટે પણ કશુ દ્રવ્ય લેવામા આવતુ નથી માટે આર્ષવિવાહ કરતા ચડતો છે દૈવવિવાહમા પણ પોતાના યજ્ઞની સિદ્ધિરૂપ [illegible] સ્વાર્થ તો કે રહેલો છે તોપણ તે દૈવકર્મસબંધી હોવાથી આર્ષ અને પ્રાજાપત્યવિવાહ કરતા ચડતા પ્રકારનો ગણાયેલ છે

આસુરવિવાહનું લક્ષણ કહેછે—

**ज्ञातिभ्यो द्रविणं दत्त्वा कन्यायै चैव शक्तितः ॥**
**कन्याप्रदानं स्वाच्छन्द्यादासुरो धर्म उच्यते ॥ ३१ ॥**

કન્યાના પિતા વગેરેને અને કન્યામાટે શક્તિ પ્રમાણે ધન આપી પોતાની ઇચ્છાથી કન્યાનો સ્વીકાર કરવો તે આસુરવિવાહ કહેવાયછે ૩૧

આર્ષવિવાહમા વરપાસેથી ગોમિથુનરૂપ જે દ્રવ્ય લેવામા આવેછે તે ધર્મને માટે તથા તેની અમુક હદ જ બાધી છે તે પ્રમાણે તે લેવાયછે અને આ આસુરવિવાહમા તો કન્યાના માવતરને તેમની ઇચ્છાપ્રમાણે ધન દેવામા આવેછે વળી કન્યાને માટે સ્રીધનનો પણ ઠરાવ કરવામા આવેછે તેથી આ આસુરવિવાહ બ્રાહ્મણોને માટે તો યોગ્ય નથી જ

ગાંધર્વવિવાહનું લક્ષણ કહેછે—

**इच्छयान्योन्यसंयोगः कन्यायाश्च वरस्य च ॥**
**गान्धर्वः स तु विज्ञेयो मैथुन्यः कामसंभवः ॥ ३२ ॥**

કન્યા તથા વરની પરસ્પર ઇચ્છાથી વિષયાભિલાષને લીધે ધર્મના ઉદ્દેશવાળો નહિ પણ ગાન્ધર્વધર્મના જ ઉદ્દેશવાળો જે સયોગ થાય તે ગાંધર્વવિવાહ કહેવાયછે ૩૨

સ્રીકામા વૈ ગન્ધર્વા । એટલે ગધર્વો સ્રીની કામનાવાળા હોયછે એવી શ્રુતિ છે તેમ જ [illegible] વાલ્મીકિમુનિ પણ કહેછે કે तीक्ष्णकामास्तु गन्धर्वाः । એટલે ગધર્વો તીવ્ર વિષયાભિલાષવાળા હોયછે ગધર્વની પેઠે તીવ્ર વિષયાભિ-

લાય હોય ત્યારે જ હોમાદિક આવશ્યક વિધિને પાછળ મૂકીને સ્ત્રીપુરૂષ પ્રથમ જ સંબંધમાં આવેછે, તેથી જ આ વિવાહને ગાંધર્વવિવાહ એવું નામ આપ્યુ છે.

રાક્ષસવિવાહનું લક્ષણ કહેછે—

हत्वा छित्त्वा च भित्त्वा च क्रोशन्तीं रुदतीं गृहात्॥
प्रसह्य कन्याहरणं राक्षसो विधिरुच्यते ॥ ३३ ॥

કન્યાના પક્ષવાળાને મારી, છેદી તથા ભેદી, ચીસો પાડતી અને રોતી કન્યાનું બલાત્કારથી તેના ઘરથી હરણ કરવું તે રાક્ષસવિવાહ કહેવાયછે. ૩૩.

કન્યાના પક્ષવાળાને મારવા જ જોઇએ તો જ રાક્ષસવિવાહ કહેવાય એમ સમજવાનું નથી, પણ બુમો મારતી અને રોતી કન્યાને પરાણે ઉપાડી જતી વખતે જો તેઓ કોઇ આડે આવે તો તેઓને મારીને કે છેદીભેદીને પણ કન્યાને લઇ જવી તે રાક્ષસવિવાહ ગણાય. કન્યાને પરાણે ઉપાડી જવી અને જે કોઇ આડે આવે તેઓને મારી નાખવા કે તેના હાથપગ છેદી નાખવા, કિલ્લાવગેરે તોડી પાડવા એ સઘળું આવા માંગલિક પ્રસંગમાં કરવું એ રાક્ષસના સ્વભાવને અનુસરતુ દેખાતુ હોવાથી તેને આપેલું રાક્ષસવિવાહ એ નામ બંધબેસતુ જ છે.

છેલ્લા પૈશાચ વિવાહનું લક્ષણ કહેછે—

सुप्तां मत्तां प्रमत्तां वा रहो यत्रोपगच्छति ॥
स पापिष्ठो विवाहानां पैशाचः प्रथितोधमः ॥ ३४ ॥

નિદ્રામાં સુતેલી, મદ્યથી મત્ત થયેલી, અથવા શીલરક્ષણથી રહિત કન્યાને એકાંતમા પ્રાપ્ત થાય ને સર્વવિવાહોમાં પાપિષ્ટ તથા અધમ પૈશાચવિવાહ કહેવાયછે ૩૪.

પાપિષ્ઠ અને અધમ એ બન્ને વિશેષણો આપી આ પૈશાચવિવાહ એકદમ નિંદાપાત્ર છે એમ બતાવ્યુ છે

બ્રાહ્મણોને માટે કન્યાદાનનો ઉત્તમ પ્રકાર દેખાડેછે—

अद्भिरेव द्विजाग्र्याणां कन्यादानं विशिष्यते ॥
इतरेषां तु वर्णानामितरेतरकाम्यया ॥ ३५ ॥

જલથી જ કરવામાં આવતું કન્યાદાન બ્રાહ્મણોને માટે શ્રેષ્ઠ ગણાયછે અને બીજા વર્ણોને તો પરસ્પરની ઇચ્છાથી કન્યાદાન થાયછે. ૩૫.

જેમ ગાય તથા સુવર્ણવગેરેના દાનમાં કોઇપણ જાતનો ઠરાવ કરવામાં આવતો નથી કે આ ગાયને આવીરીતે રાખવી તથા આ સુવર્ણનો આવીરીતે ઉપયોગ કરવો તેમ કન્યા પણ કશા ઠરાવવગર માત્ર જલ લઇ સંકલ્પ કરીને જ દેવી. વાણીથી બીજો કશો ઠરાવ કરવો નહિ. એ જ બ્રાહ્મણને માટે શ્રેષ્ઠ છે. બીજા વર્ણવાળાઓ એકબીજાની ઇચ્છાથી વાણીવડે કંઇ ઠરાવ કરીને પણ કન્યાદાન કરી શકે અને કેવળ જળ લઇ સંકલ્પ કરીને નિરપેક્ષપણે પણ કન્યાદાન કરી શકે. અર્થાત્ તેઓ બીજી રીતે પણ કરી શકેછે પણ બ્રાહ્મણોએ નિરપેક્ષતાથી જ દાન કરવું એ અતિશય ઉત્તમ છે. આવીરીતે દાન કરવું એ બ્રાહ્મવિવાહમાં મુખ્ય છે માટે જ બ્રાહ્મવિવાહને સર્વથી શ્રેષ્ઠ ગણેલો છે

તે તે વિવાહનાં યોગ્યાયોગ્ય પરિણામોતરફ ભૃગુમુનિ સર્વ સાંભળનારાઓનું લક્ષ ખેંચેછે—

**यो यस्यैषां विवाहानां मनुना कीर्तितो गुणः ॥**
**सर्वं शृणुत तं विप्राः सर्वं कीर्त्तयतो मम ॥ ३६ ॥**

હે બ્રાહ્મણો! ઉપર કહેલા વિવાહોમા મનુએ જે વિવાહનો જે ગુણ કહેલો છે તે સઘળો હુ કહુછુ તેથી મારી પાસેથી તે સઘળુ તમે સાંભળો ૩૬.

ગુણ એટલે તે વિવાહ કરનારની તથા તેના વંશની પુત્રોત્પત્તિદ્વારા જે સારી માઠી ગતિ થાયછે તે સમજવી

બ્રાહ્મ વિવાહનું પરિણામ દેખાડેછે—

**दश पूर्वान्परान्वंश्यानात्मानं चैकविंशकम् ॥**
**ब्राह्मीपुत्रः सुकृतकृन्मोचयत्येनसः पितॄन् ॥ ३७ ॥**

બ્રાહ્મ વિવાહથી પરણેલી સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો પુણ્યશાળી પુત્ર પૂર્વના દશ વંશજોને, પાછળના દશ વંશજોને અને એકવીશમા પોતાને નરકથી છોડાવેછે. ૩૭.

દેખાવમાત્રથી નહિ પણ ખરાં અંતઃકરણથી કરેલાં સારાં કામોનું પરિણામ સારૂં જ આવતું નહિ એ સિદ્ધાંતપ્રમાણે બ્રાહ્મવિવાહથી પરણેલી સ્ત્રીમાં

થયેલો પુત્ર સત્કર્મો કરીને પોતાની થઇ ગયેલી દશ પેઢીઓને સદ્ગતિ આપેછે, પોતે સદ્ગતિ પામેછે અને તેનાં સત્કર્મોની અસર તેની પાછળ દશ પેઢીસની અવિચ્છિન્ન ચાલુ રહી તે પેઢીઓને પણ સદ્ગતિ આપેછે એમ તે પુત્ર એકવીશ પેઢીઓને તારનાર થાયછે. એકવીશ પેઢીઓની સંખ્યા આમ પણ ગણાયછે કે પ્રથમના દશ વંશજો એટલે પોતાના મોસાળ પક્ષની દશ પેઢીને, પાછળના દશ વંશજો એટલે પિતાના પક્ષની દશ પેઢીને અને એકવીશમા પોતાને તરો પુત્ર તારેછે. જન્મ આપનારતરીકે માતાનું પ્રાધાન્ય હોવાથી માતૃપક્ષના અર્થાત્ મોસાળપક્ષના વંશજોને પ્રથમના ગણ્યા છે અને પિતાના પક્ષના વંશજોને પાછળના ગણ્યા છે

દૈવ, આર્ષ તથા પ્રાજાપત્ય વિવાહનાં પરિણામો દેખાડેછે—

**दैवोढाजः सुतश्चैव सप्त सप्त परावरान् ॥**
**आर्षोढाजः सुतस्त्रींस्त्रीन् षट् षट् कायोढजः सुतः ३८**

દૈવવિવાહથી પરણેલી સ્ત્રીનો પુત્ર પ્રથમના સાત વંશજોનો તથા પાછળના સાત વંશજોનો ઉદ્ધાર કરેછે, આર્ષવિવાહથી પરણેલી સ્ત્રીનો પુત્ર પ્રથમના તથા પાછળના ત્રણ ત્રણ વંશજોનો ઉદ્ધાર કરેછે, અને પ્રાજાપત્યવિવાહથી પરણેલી સ્ત્રીનો પુત્ર પ્રથમના તથા પાછળના ૭ ૭ વંશજોનો ઉદ્ધાર કરેછે. ૩૮

ન્યૂનફળવાળો વિવાહ, વિશેષફળવાળા વિવાહની પાછળ લખવા જોઇએ તેમછતા આમા વિશેષફળવાળો પ્રાજાપત્યવિવાહ, અલ્પફળવાળા આર્ષવિવાહની પાછળ લખ્યો છે તેનું કારણ એજ છે કે पञ्चाना तु त्रयो धर्म्या० એ ૨૫ મા શ્લોકમાં પાછળના પાચ વિવાહોમા પ્રાજાપત્યવિવાહ ગણાવવાનો હોવાથી પ્રથમથી એવો ક્રમ રાખ્યો છે, જે ક્રમને આ સ્થળે પણ અનુસરવું પડ્યુ છે

ગયા ૨૨ મા શ્લોકમાં જણાવ્યું છે કે "તે તે વિવાહથી ઉત્પન્ન થયેલાં સંતાનોમાં જે જે ગુણદોષ છે તે સઘળું તમોને કહીશું." એ પ્રતિજ્ઞાને અનુસરીને પ્રથમ બ્રાહ્મ વગેરે ચાર વિવાહોવડે થયેલા પુત્રોના ગુણો જણાવેછે—

**ब्राह्मादिषु विवाहेषु चतुर्ष्वेवानुपूर्वशः ॥**
**ब्रह्मवर्चस्विनः पुत्रा जायन्ते शिष्टसंमताः ॥ ३९ ॥**

रूपसत्वगुणोपेता धनवन्तो यशस्विनः ॥
पर्याप्तभोगा धर्मिष्ठा जीवन्ति च शतं समाः ॥ ४० ॥

અનુક્રમથી બ્રાહ્મ વગેરે ચાર વિવાહોમાં બ્રહ્મતેજવાળા, શિષ્ટપુરૂષોને પ્રિય, રૂપ, સત્વ અને ગુણોથી યુક્ત, ધનવાળા, યશવાળા, સંપૂર્ણ ભોગવાળા અને ધર્મિષ્ટ પુત્રો થાયછે અને તેઓ સોવર્ષ જીવેછે. ૩૯, ૪૦.

પહેલા ચારવિવાહો જેને ઉત્તમ ગણવામા આવ્યા છે તેમાથી થતા પુત્રો ઘણા શ્રેષ્ઠ થાયછે, આથી નક્કી થાયછે કે જેમ જેમ હલકા દરજ્જાનાં લગ્નો થતાં જાયછે તેમ તેમ પ્રજા હલકી થતી જાયછે અને જેમ જેમ શ્રેષ્ઠપ્રકારના લગ્નો થાયછે તેમ તેમ પ્રજા શ્રેષ્ઠ થતી જાયછે ઉત્તમપ્રકારનાં લગ્નોમા સાત્વિક વિચારોનું વિશેષ પાલન થાયછે અને સાત્વિકવૃત્તિનેલીધે ધર્મ તથા આયુષની અભિવૃદ્ધિ થાયછે એ પણ દેખીતુ જ છે

છેવટના ચાર વિવાહોને લીધે પ્રજા કેવી થાયછે તે જણાવેછે—

इतरेषु तु शिष्टेषु नृशंसानृतवादिनः ॥
जायन्ते दुर्विवाहेषु ब्रह्मधर्मद्विषः सुताः ॥ ४१ ॥

બ્રાહ્મ વગેરે ચાર વિવાહો સિવાય બીજા ખરાબ વિવાહોમા ઉત્પન્ન થયેલા પુત્રો ક્રૂર કર્મવાળા, અસત્ય બોલનાર અને વેદ તથા ધર્મનો દ્વેષ કરનારા થાયછે ૪૧

પાછળના ચારવિવાહો પૂર્વના ચારવિવાહોની અપેક્ષાએ ખરાબ ગણાયછે તેમા પણ જે વિવાહ જે વર્ણનેમાટે ઠીકઠીક ગણ્યો છે તે તે વર્ણમાટે તે વિવાહનુ અનિષ્ટફળ ઓછુ જાણવુ અને જે વર્ણનેમાટે જે વિવાહ કનિષ્ઠપક્ષમાં ગણ્યો હોય અથવા વધારે નિંદા કરી તે વિવાહ તેણે નહિ કરવો એમ જણાવ્યુ હોય તેવો વિવાહ તે વર્ણ કરે તો તેનુ અનિષ્ટફળ તેનેમાટે વિશેષ જાણવું

વિવાહનાં ફલપ્રકરણનો ઉપસંહાર કરતાં તેનો સઘળો અર્થ સંક્ષેપમાં બતાવેછે—

अनिन्दितैः स्त्रीविवाहैरनिन्द्या भवति प्रजा ॥
निन्दितैर्निन्दिता नृणां तस्मान्निन्द्यान्विवर्जयेत् ४२

મનુષ્યોની અનિંદિત સ્ત્રીવિવાહોથી ઉત્પન્ન થયેલી પ્રજા પણ અનિંદિત થાયછે અને નિંદિત વિવાહોથી ઉત્પન્ન થયેલી પ્રજા નિંદિત થાયછે માટે નિંદિત વિવાહોનો ત્યાગ કરવો. ૪૨.

જે વર્ણને જે વિવાહની પૂરતી છૂટ આપી છે તે વિવાહ તેનેમાટે અનિંદિત સમજવો અને જે વિવાહ વખોડેલો હોય તે વિવાહ નિંદિત સમજવો.

**પોતાની તથા અન્યજાતિની સ્ત્રી પરણવાવિષે ગુણદોષ કહ્યા તેમ જ વિવાહનું સ્વરૂપ અને તેનાં પરિણામ પણ જણાવ્યાં. હવે પરણતી વખતે જૂદા જૂદા વર્ણમાં શો ફરક રાખવો તે કહેછે—**

**पाणिग्रहणसंस्कारः सवर्णासूपदिश्यते ॥**

**असवर्णास्वयं ज्ञेयो विधिरुद्वाहकर्मणि ॥ ४३ ॥**

**शरः क्षत्रियया ग्राह्यः प्रतोदो वैश्यकन्यया ॥**

**वसनस्य दशा ग्राह्या शूद्रयोत्कृष्टवेदने ॥ ४४ ॥**

સવર્ણા કન્યાના વિવાહમાં તેનો હાથ ગ્રહણ કરવો એવો વિધિ છે. અને અસવર્ણા કન્યાના વિવાહમાં આ વિધિ જાણવો કે પોતાની ઉત્કૃષ્ટ જાતિના પુરુષને પરણતી વખતે ક્ષત્રિયની કન્યાએ પુરુષે હાથમાં લીધેલ બાણને ગ્રહણ કરવુ, વૈશ્યની કન્યાએ વરના હાથમાં રહેલ લાકડી વગેરેને ગ્રહણ કરવી તથા શૂદ્રજાતિની કન્યાએ વરના વસ્ત્રના છેડાનું ગ્રહણ કરવુ. ૪૩, ૪૪.

પોતાની જાતિવાળી કન્યાસાથેના વિવાહમા પાણિગ્રહણ થાયછે, કે જે પોતાના ગૃહ્યસૂત્રમા કહેલ પાણિગ્રહણસંસ્કાર એ નામથી પ્રસિદ્ધ છે પણ બ્રાહ્મણ ક્ષત્રિયજાતિની કન્યા પરણતો હોય તો પાણિગ્રહણ થઇ શકતું નથી, પણ તેણે પોતાના હાથમાં બાણ રાખવુ અને તે બાણને ક્ષત્રિયકન્યા પકડી રાખે એવો વિધિ છે, બ્રાહ્મણ કે ક્ષત્રિય વૈશ્યની કન્યાસાથે પરણતા હોય તો તેઓએ પોતાના હાથમા સાધારણ લાકડી રાખવી અને તેને વૈશ્યકન્યાએ પકડી રાખવાની છે, તથા બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય એઓમાંથી કોઇ શૂદ્રની કન્યાની સાથે પરણતો હોય તો શૂદ્રની કન્યાએ માત્ર વરના વસ્ત્રના છેડાને ધારણ કરી રાખવો એવો વિધિ છે. આમ પણ કહેવામાં આવેછે કે પોતાથી ઉત્કૃષ્ટજાતિના પુરુષની સાથે પરણતી વખતે ક્ષત્રિયજાતિની સ્ત્રીએ હાથમાં બાણ રાખવું, વૈશ્યજાતિની સ્ત્રીએ હાથમાં પશુને હાંકવાની લાકડી રાખવી અને શૂદ્રજાતિની સ્ત્રીએ પોતાના વસ્ત્રનો છેડો ધરી રાખવો જેને પરણનાર પુરુષ પકડી રાખે.

વિવાહ થયાપછી પુરૂષે સ્ત્રીસમાગમસંબંધે પાળવાનો નિયમ જણાવેછે—

**ऋतुकालाभिगामी स्यात्स्वदारनिरतः सदा ॥**
**पर्ववर्जं व्रजेच्चैनां तद्व्रतो रतिकाम्यया ॥ ४५ ॥**

સદા ઋતુકાલમાં સ્ત્રીગમન કરવું, પોતાની સ્ત્રીમાં જ રુચિ રાખવી અને પોતાની સ્ત્રીમાં પ્રીતિ રાખવી તેને જ વ્રત ગણી તેનું પાલન કરનાં પર્વતિથિનો ત્યાગ કરી રતિસુખની કામનાથી તેની પાસે જવું ૪૫

રજોદર્શનથી જાણી શકાતો ગર્ભ ધારણની યોગ્યતાવાળો સ્ત્રીઓનો અવસ્થાવિશેષ ઋતુકાલ કહેવાયછે. એ ઋતુકાળનું પ્રમાણ હવેના શ્લોકમાં કહેશે. પુરૂષે ઋતુકાળમાં સ્ત્રીગમન કરવું. ગૃહ્યકારોએ પણ ऊर्ध्वमक्षारलवणाशिनौ ब्रह्मचारिणावधःशायिनौ स्यातां त्रिरात्रं द्वादशरात्रं संवत्सरं वा ॥ એટલે વિવાહપછી સ્ત્રીપુરૂષે ત્રણ રાત્રિ, બાર રાત્રિ અથવા એક વર્ષપર્યંત ક્ષારવગરના અને લવણવગરના અન્નનું ભક્ષણ કરવું, બ્રહ્મચર્ય પાળવું તથા પૃથ્વીઉપર શયન કરવું આપ્રમાણે કહેલું છે. આમા ત્રણ રાત્રિ, બાર રાત્રિ અને સંવત્સરનો જે વિકલ્પ બતાવ્યો છે તેનેમાટે એમ સમજવું કે કામી મનોવૃત્તિવાળાઓ જે ધૈર્ય ન રાખી શકે તેઓએ આ વ્રત ત્રણ રાત્રિ અથવા બાર રાત્રિ પાળવું અને જેઓ ધૈર્યવાળાં હોય તેઓએ એકવર્ષપર્યંત પાળવું અને તેટલા સમયમા ઋતુકાલ આવે તો પણ ગમન કરવું નહિ એમ કરવાથી ગૃહ્યસૂત્રની આજ્ઞા પાળી ગણાયછે અને તેટલા સમય પછી ઋતુ ન આવે ત્યાંસુધી ગમન કરવું નહિ એમ કરવાથી મનુની આજ્ઞા પાળી ગણાયછે અને એ બન્ને આજ્ઞાઓ વચ્ચે કશો વિરોધ રહેતો નથી. સદા ઋતુકાળમા સ્ત્રીગમન કરવું એ આજ્ઞાઉપર આમ વિચાર કરવામાં આવેછે કે આ વાક્યને નિયમવાક્યગણી "ઋતુકાલમા ગમન કરવુ જ જોઇએ" એવો અર્થ કરવો કે પરિસંખ્યા વાક્ય ગણી "ઋતુકાળ આવે ત્યારે જ ગમન કરવું" એવો અર્થ કરવો' મીમાંસાશાસ્ત્રમા નિયમવાક્ય તેને કહેવામાં આવેછે કે જે કાર્ય, વખતે થાય અને વખતે નહિ પણ થાય, તેને "નક્કી કરવું" એવું વિધાન કરતું હોય તથા પરિસંખ્યા વાક્ય તેને કહેવામા આવેછે કે જે કાર્ય બન્ને રીતે થઇ શકતું હોય તેને એક જ રીતે કરવાનું વિધાન કરતું હોય અહીં ઋતુકાળમાં ગમન થાય પણ ખરું અને વખતે ઇચ્છાનો અભાવ કે એવું કાંઇ કારણ હોય તો નહિ પણ થાય. તો તેનેમાટે "ઋતુકાલમાં ગમન કરવું જ જોઇએ" એવી આજ્ઞા કરી તેથી તે નિયમવાક્ય થયુ અને ઋતુકાળમાં જેમ ગમન થાય તેમ ઋતુકાળસિવાયના સમયમાં પણ ગમન થાય એમ છે તો તેનેમાટે "ઋતુકાળ આવે ત્યારે જ

એ સોળ રાત્રિઓમાં ગમન કરવાને યોગ્ય રાત્રિઓનો નિર્દેશ કરેછે—

**तासामाद्याश्चतस्रस्तु निन्दितैकादशी च या ॥**
**त्रयोदशी च शेषास्तु प्रशस्ता दश रात्रयः ॥ ४७ ॥**

તે સોળ રાત્રિઓમાં પ્રથમની ચાર રાત્રિઓ, અગિયારમી રાત્રિ અને તેરમી રાત્રિ ગમનમાં નિંદિત છે બાકીની દશ રાત્રિઓ શ્રેષ્ઠ છે ૪૭

રજોદર્શનથી આરંભી પહેલી ચાર તથા અગિયારમી અને તેરમી એ છ રાત્રિઓ ગમનને માટે નિંદિત છે તેમાં પણ પહેલી ત્રણ રાત્રિઓ તો સ્પર્શ માટે પણ નિષિદ્ધ છે એ જતાં બાકીની દશ રાત્રિઓ ગમનને માટે યોગ્ય ગણેલી છે

એ દશ રાત્રિઓમાં પણ જૂદા જૂદા બે વિભાગ પાડી તેનું જૂદું જૂદું ફળ કહેછે—

**युग्मासु पुत्रा जायन्ते स्त्रियोयुग्मासु रात्रिषु ॥**
**तस्माद्युग्मासु पुत्रार्थी संविशेदार्त्तवे स्त्रियम् ॥४८॥**

ગણનામાં બેકીની રાત્રિઓમાં ઋતુગમન કરવાથી પુત્રો ઉત્પન્ન થાય છે અને એકીની રાત્રિઓમાં પુત્રીઓ ઉત્પન્ન થાયછે માટે પુત્રની ઇચ્છાવાળા પુરૂષે ઋતુમાં બેકીની રાત્રિઓમાં સ્ત્રીગમન કરવું ૪૮

ઋતુની સોળ રાત્રિઓમાં પહેલી ચાર, અગિયારમી તથા તેરમી રાત્રિ નિંદિત હોવાથી બાકીની રાત્રિઓમાં ગમન કરવાનું પ્રાપ્ત થતાં તે રાત્રિઓમાં બેકીની રાત્રિઓ એટલે છઠ્ઠી, આઠમી, દશમી બારમી ચૌદમી અને સોળમી એ છ રાત્રિઓમાં ગમન કરતાં પુત્રોની ઉત્પત્તિનો સંભવ છે અને પાંચમી, સાતમી, નવમી અને પંદરમી એ ચાર રાત્રિઓમાં ગમન કરવાથી પુત્રીઓની ઉત્પત્તિનો સંભવ છે માટે પુત્રની ઇચ્છાવાળા પુરૂષે છઠ્ઠી, આઠમી વગેરે બેકીની રાત્રિઓમાં ગમન કરવું

પુત્રપુત્રીઓની ઉત્પત્તિમાં ઉપર પ્રમાણે માત્ર રાત્રિઓની જ વ્યવસ્થા એજ એક કારણ છે એમ નથી પણ તે સિવાય બીજું પણ કારણ છે, અને તે બતાવેછે—

**पुमान्पुंसोधिके शुक्रे स्त्री भवत्यधिके स्त्रियाः ॥**
**समेपुमान् पुंस्त्रियौ वा क्षीणेल्पे च विपर्ययः ॥ ४९ ॥**

પુરૂષનુ વીર્ય અધિક હોય તો પુત્ર થાયછે, સ્ત્રીનું વીર્ય અધિક હોય તો પુત્રી થાયછે અને પુરૂષ તથા સ્ત્રીનુ વીર્ય સમાન હોય તો નપુંસક થાયછે અથવા પુત્રપુત્રીનું જોડું જન્મેછે બન્નેનું વીર્ય નિઃસાર તથા અલ્પ હોય તો ગર્ભ થતો જ નથી. ૪૯.

સ્ત્રીના બીજથી પુરૂષનુ વીર્ય અધિક હોય તો એકીની રાત્રિમા પણ પુત્ર થાયછે અને પુરૂષના વીર્યથી સ્ત્રીનું બીજ અધિક હોય તો એકીની રાત્રિમાં પણ પુત્રી થાયછે વીર્ય અને રજની સમાનતામાં બે ભાગ પડી જાય તો વીર્યની વિશેષતાવાળા ભાગથી પુત્ર અને રજની વિશેષતાવાળા ભાગથી પુત્રી એમ પુત્ર-પુત્રીનું જોડલુ થાયછે અને બે ભાગ ન પડતાં સાથે મળેલ જ રહેલ હોય તો તેવા સમાનતાવાળા વીર્ય અને રજથી નપુંસકસંતાનની ઉત્પત્તિ થાયછે ક્ષીણ અને અલ્પ વીર્યથી ગર્ભ રહેવાનો જ સંભવ નથી

ઋતુકાલમાં પણ સ્ત્રીગમનની બહુ જ થોડી છૂટ લેનાર પુરૂષ બ્રહ્મચારીજેવો જ ગણાયછે એમ કહેછે—

**निन्द्यास्वष्टासु चान्यासु स्त्रियो रात्रिषु वर्जयन् ॥**
**ब्रह्मचार्येव भवति यत्र तत्राश्रमे वसन् ॥ ५० ॥**

નિંદિત ગણેલી છ રાત્રિઓમાં તેમજ બીજી આઠ રાત્રિઓમાં સ્ત્રીગમનનો ત્યાગ કરનાર પુરૂષ ભલે ગૃહસ્થાશ્રમમાં વસતો હોય તોપણ બ્રહ્મચારી ગણાયછે. ૫૦.

ઋતુકાલની કુલ સોળ રાત્રિઓ છે તેમાથી છ નિંદિત રાત્રિઓ બાદ કરી બાકી દશ રાત્રિઓમાં ગમનની અનુજ્ઞા આપેલી છે તે પ્રમાણે વર્ત્તનાર કોઇરીતે દોષપાત્ર કે નિંદાપાત્ર નથી જ તોપણ એ દશ રાત્રિમાંથી પણ માત્ર બે રાત્રિ જ ગમન કરનાર પુરૂષ ગૃહસ્થાશ્રમી છતાં પણ બ્રહ્મચારીજેવો ગણાયછે ગૃહસ્થાશ્રમસિવાય બીજા આશ્રમમાં સ્ત્રીગમન પ્રાપ્ત જ નથી કારણ કે બ્રહ્મચર્યઆશ્રમમાં અને સંન્યાસાશ્રમમાં સ્ત્રી હોવી જ નથી અને વાનપ્રસ્થાશ્રમમાં સાથે સ્ત્રી હોયછે ખરી પણ તે માત્ર તપશ્ચર્યામાં સહાયભૂત થવામાટે હોયછે એટલે વાનપ્રસ્થાશ્રમમાં બ્રહ્મચર્ય પાળવું એ મુખ્ય છે તોપણ કેટલા-

એમનું એવું માનવું છે કે વંશનો ઉચ્છેદ થવાજેવી આફતમાં વાનપ્રસ્થાશ્રમ, પણ ઋતુસ્નાનની સોળ રાત્રિમાંથી યોગ્ય બે રાત્રિમાં સ્ત્રીગમન કરે તો તેથ તેનું બ્રહ્મચર્ય ખંડિત ગણાતું નથી

વિવાહના પ્રકરણમાં કન્યાદાન લેનાર સંબંધે આવશ્યક વિષય વર્ણવી કન્યાદાન દેનારે પોતાની ઉત્તમતા જાળવી રાખવામાટે ધ્યાનમાં રાખવા યોગ્ય જરૂરની વાત જણાવેછે—

न कन्यायाः पिता विद्वान् गृह्णीयाच्छुल्कमण्वपि ॥

गृह्णञ्छुल्कं हि लोभेन स्यान्नरोऽपत्यविक्रयी ॥५१॥

ધન લેવાના દોષને જાણનાર કન્યાના પિતાએ કન્યાનું જરાપણ મૂલ્ય લેવું નહિ, કારણ કે લોભથી મૂલ્યનું ગ્રહણ કરનાર પુરુષ સંતાનનો વિક્રય કરનાર ગણાયછે ૫૧

વિવાહની પહેલા ઠરાવ કરીને કન્યાના મૂલ્યરૂપે લેવામાં આવતું ધન જેને શાસ્ત્રમાં શુલ્ક એવું નામ આપ્યું છે તે ભલે થોડા પ્રમાણમાં લે તોપણ તે પુરુષ પોતાના સંતાનને વહેચનારો ગણાયછે જે પોતાના સંતાનને વહેચવાનું નીચ કર્મ કરે તેના પાપનો પાર હોય જ નહિ અને તેથી હાલ દેશમાં ઉચ્ચપણાના અભિમાનવાળી જ્ઞાતિઓમાં પણ જે વખતોવખત કન્યાવિક્રય ચાલેછે અને તેવું ઘોર પાપ કર્મ કરનારાઓ સાથેનો જનસમાજમાં વગરસંકોચે સંબંધ પણ ચાલુ રહેછે તે દેશની કેવી અધોગતિ કરનાર છે તે વિચારવું જરા પણ મુશ્કેલ નથી

કન્યાવિક્રય કરનાર એટલે કન્યાનું મૂલ્ય પોતાને માટે ઠરાવપૂર્વક ગ્રહણ કરનાર જેમ પાપી છે તેમ કન્યાને માટે સ્ત્રીધનતરીકે મળેલ ઘરેણાં વસ્ત્ર વગેરે પોતાના ઉપયોગમાં લેનાર કન્યાનાં માવતર કે તેનાં સગાંસંબંધીઓ પણ નરકના અધિકારી છે એમ જણાવેછે—

स्त्रीधनानि तु ये मोहादुपजीवन्ति बान्धवाः ॥

नारीयानानि वस्त्रं वा ते पापा यान्त्यधोगतिम् ॥५२॥

જે બાંધવો મોહને લીધે સ્ત્રી-વાહન તથા વસ્ત્ર વગેરે પદાર્થો જે સ્ત્રીધનરૂપ હોય તેઓનો ભોગવટો લેછે તેઓ પાપી હોવાને લીધે નરકગતિને પામેછે. ૫૨.

કન્યાદાનમાં વરપાસેથી કન્યામાટે લેવામાં આવતું ધન ઓપન કહેવાયછે. પતિ તથા પિતાવગેરે જે બાંધવો દાસી, વાહન તથા વસ્ત્રવગેરે ઓપનરૂપ ગણાતું કંઇપણ પોતાના ઉપયોગમાં લેછે તેઓ નરકમાં જાયછે.

વરની પાસેથી કન્યાનાં માવતરે કંઇપણ લેવું એ મોહોટો અધર્મ છે એમ સિદ્ધ થયું તોપછી આર્ષવિવાહમાં એક બળદ તથા એક ગાય લેવાનું કહેલ છે છતાં આર્ષવિવાહને ધર્મરૂપ કેમ ગણાય? એ શંકાનો ખુલાસો કરેછે—

**आर्षे गोमिथुनं शुल्कं केचिदाहुर्मृषैव तत् ॥**
**अल्पोप्येवं महान्वापि विक्रयस्तावदेव सः ॥ ५३ ॥**

આર્ષવિવાહમાં લેવામાં આવતુ ગોમિથુન શુલ્કરૂપ છે એમ જેઓ કહેછે તે અસત્ય છે. જો તેને શુલ્કરૂપ ગણવામાં આવે તોપછી તે ધન ભલે ઝાઝું હોય કે થોડું હોય તોપણ તે વિક્રય જ થઇ ચૂક્યો. ૫૩.

આર્ષવિવાહ કે જેને ધર્મરૂપ ગણવામાં આવ્યો છે તથા જેથી થનારી સંતતિ ત્રણ ત્રણ પેઢીને તારનાર ગણેલ છે તેમાં કન્યાનાં માવતર, વરપાસેથી ગોમિથુન એટલે એક ગાય અને એક બળદ એવું એક ગોમિથુન અથવા એવાં બે ગોમિથુન લેછે, તે શુલ્કરૂપ છે એટલે કન્યાના મૂલ્યરૂપે લેવામાં આવતું ધન છે એમ જે કેટલાએક કહેછે તે યોગ્ય નથી જો એમ જ હોય તો પછી તે નાહાનો કે મોહોટો કન્યાવિક્રય જ થયો ગણાય પણ આર્ષવિવાહમાં કન્યા-વિક્રયનો ગંધ પણ નથી. એમાં તો માત્ર કન્યાદાનનું ધર્મકર્મ કરી શકાય તેટલામાટે જ તે લેવામા આવેછે. લોભને લીધે પોતાના ઉપયોગસારૂ લેવામાં આવતુ નથી. જેને શક્તિ ન હોય તે એ પ્રમાણે લઇ કન્યાદાન આપી દે તેમાં કન્યાવિક્રય કર્યો બિલકુલ ન કહેવાય જો શક્તિ હોય અને એ પણ ન લે તો તે વળી અતિ ઉત્તમ છે. અને એટલામાટે જ જેમાં કંઇપણ નથી લેવાતુ એવા બ્રાહ્મ, દૈવ અને પ્રાજાપત્ય વિવાહનાં ફળ આર્ષવિવાહકરતાં વિશેષ બતાવેલાં છે એટલે કે આર્ષવિવાહથી ઉત્પન્ન થયેલો પુત્ર જ્યારે ત્રણ ત્રણ પેઢીને તારેછે ત્યારે પ્રાજાપત્ય વિવાહથી ઉત્પન્ન થયેલો પુત્ર છ છ પેઢીને તારેછે, દૈવવિવાહથી ઉત્પન્ન થયેલો પુત્ર સાત સાત પેઢીને તારેછે અને બ્રાહ્મવિવાહથી ઉત્પન્ન થયેલો પુત્ર દશ દશ પેઢીને તારેછે આવી રીતે એક બીજાથી વિશેષ ઉત્તમ વિવાહો છે તોપણ તેટલા ઉપરથી આર્ષવિવાહને તે ઉત્તમ નથી એમ તો કહી જ ન શકાય. કારણ કે એમા વિવાહની અધમતા જણાવનારાં વિક્રય, સ્વચ્છંદતા

તથા પિશાચવૃત્તિરૂપ લક્ષણોમાંનું એક પણ લક્ષણ નથી જ. જો એ વિવાહ, વિક્રયના કંઇપણ અંશવાળો હોત તો તેને આર્ષ એવું નામ જ અપાત નહિ કારણ કે ઋષિઓ જે વિવાહ કરેછે તે આર્ષ કહેવાયછે. અને ઋષિઓ કદીપણ અધર્મયુક્ત વિવાહ કરે જ નહિ.

આર્ષવિવાહમાં લેવામાં આવતું ગોમિથુન, શુલ્ક એટલે કન્યાના મૂલ્યરૂપ નથી એમ કહેવાયું. હવે કન્યાને પોતાને માટે જે ધન લેવું તે પણ શુલ્કરૂપ નથી એમ કહેછે—

**यासां नाददते शुल्कं ज्ञातयो न स विक्रयः ॥**
**अर्हणं तत्कुमारीणामानृशंस्यं च केवलम् ॥ ५४ ॥**

જે કન્યાઓના પિતા વગેરે જ્ઞાતિઓ કન્યાના મૂલ્યરૂપે ધન ગ્રહણ કરે નહિ પણ જે કન્યામાટે જ ધન લેવામાં આવે તે પણ વિક્રય કહેવાય નહિ તે તો કન્યાઓનું પૂજન છે અને કેવળ અનુકંપારૂપ છે ૫૪

કન્યાનાં માવતર કન્યાના મૂલ્યરૂપે નહિ પણ કન્યાને પોતાને જ માટે જે આભૂષણ તથા વસ્ત્રવગેરે લેછે તે પણ વિક્રય નજ ગણાય કારણ કે તે તો કન્યાના જ સત્કારને માટે છે અને કન્યાઉપરની દયાને લીધે જ તે લેવાયછે, જ્યારે વિક્રયમાં તો પોતાના સ્વાર્થમાટે જ લેવાયછે અને કન્યાઉપરની દયાને તો દરિયાપાર જ કરવામાં આવેછે તથા વર મૂર્ખ કે વૃદ્ધ ગમે તેવો હોય તે કંઇ જોવાતું નથી તેમ જ કન્યાના સુખદુઃખનો પણ કશો વિચાર કરવામાં આવતો નથી

સ્ત્રીઓ સદા સત્કારનું પાત્ર છે એમ બતાવેછે—

**पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा ॥**
**पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभिः ॥५५॥**

ઘણાં કલ્યાણની ઇચ્છાવાળા પિતા, ભાઇ, પતિ અને દિયર એઓએ વિવાહિત સ્ત્રીઓનો સત્કાર કરવો તથા તેઓને વિભૂષિત રાખવી. ૫૫.

સ્ત્રીઓ પરણે ત્યારે તથા પછી પણ જેઓ પોતાનું ઘણું કલ્યાણ ઇચ્છતા હોય તે પિતા, ભાઇ, પતિ અને દિયર વગેરેએ વચનાદિકથી તેઓનો સત્કાર કરવો અને આભૂષણ વસ્ત્ર વગેરેથી તેને વિભૂષિત રાખવી.

કચવાયેલી વહુદીકરીઓ જે ઘરોને માટે ખરાબ સંકલ્પો કરેછે તે ઘરોની દુર્દશા જણાવેછે—

जामयो यानि गेहानि शपन्त्यप्रतिपूजिताः ॥
तानि कृत्याहतानीव विनश्यन्ति समन्ततः ॥ ५८ ॥

જે ઘરોને નહિ પૂજતયેલી વહુદીકરીઓ અભિશાપ આપેછે તે ઘરો અભિચારથી જેમ નષ્ટ થાય તેમ સર્વ પ્રકારથી નષ્ટ થઇ જાયછે. ૫૮.

અભિચાર એટલે મારણ પ્રયોગથી જેમ સમૂલ નષ્ટ થાય તેમ જે ઘરને દુઃખી વહુ દીકરીઓના અભિશાપ લાગતા હોય તે ઘર સમૂલ નષ્ટ થાયછે

સ્ત્રીઓના અસત્કારનું બહુ બુરૂં ફળ છે માટે તેઓનો સત્કાર કરવાની ભલામણ કરેછે—

तस्मादेताः सदा पूज्या भूषणाच्छादनाशनैः ॥
भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च ॥ ५९ ॥

માટે સંપત્તિની ઇચ્છાવાળા પુરૂષોએ અન્ય અંગધીઓના સત્કારસમયમાં તથા વિવાહાદિ ઉત્સવોમાં આભરણો, વસ્ત્રો અને ખાવાના પદાર્થોથી એઓનો સર્વદા અવશ્ય સત્કાર કરવો ૫૯.

સંપત્તિની ઇચ્છાવાળા પુરૂષોએ પોતાના ઘરમાં વહુ દીકરીઓને વિવાહાદિ પ્રસંગોમાં આભૂષણ વગેરે આપી સંતુષ્ટ રાખવી કારણ કે તેમ થવાથી તેણી મમતાપૂર્વક ઘરની જાળવણ કરેછે અને ઘરની આબરૂ વધે તેવું દરેક પ્રકારનું આચરણ કરવામાં તત્પર રહેછે

સ્ત્રીપુરૂષનો પરસ્પર સંતોષ એ કલ્યાણનું મુખ્ય દ્વાર છે એમ સૂચવેછે—

सन्तुष्टो भार्यया भर्त्ता भर्त्रा भार्या तथैव च ॥
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥ ६० ॥

જે કુળમાં સર્વદા ભાર્યાથી તેનો ભર્ત્તા સંતુષ્ટ રહે તથા ભર્ત્તાથી તેની ભાર્યા સંતુષ્ટ રહે તે કુળમાં નિશ્ચલ કલ્યાણ રહેછે. ૬૦.

જે કુળમાં સ્ત્રીથી તેનો પતિ પ્રસન્ન રહેતો હોય એટલે બીજી સ્ત્રીની ઇચ્છા ન કરતો હોય અને પતિથી સ્ત્રી પ્રસન્ન રહેતી હોય તે કુલમાં લાંબા સમય સુધી કલ્યાણ રહેછે કુળ શબ્દ વાપરવાથી કેવળ સ્ત્રીપુરૂષ જ નહિ પણ પુત્રપૌત્રાદિ સંતતિ પણ કલ્યાણવાળી થાયછે

સ્ત્રીતરફની અરૂચિને લીધે થતી હાનિ બતાવેછે—

यदि हि स्त्री न रोचेत पुमांसं न प्रमोदयेत् ॥
अप्रमोदात्पुनः पुंसः प्रजनं न प्रवर्त्तते ॥ ६१ ॥

જો સ્ત્રી વસ્ત્રાદિકથી શોભાવાળી ન હોય અને તેથી પુરૂષને હર્ષાયમાન ન કરે તો આનંદના અભાવથી સ્વામીથી તે સ્ત્રીને ગર્ભધારણ ન થાય ॥ ૬૧ ॥

સારા વસ્ત્રાભૂષણવગરની સ્ત્રીના દેખાવથી પુરૂષને આનંદ થતો નથી અને આનંદવગરની સ્થિતિ રહેવાને લીધે તેનાથી સંતતિ થવાનો સંભવ બહુ ઓછો રહેછે સ્ત્રીતરફની અરૂચિને લીધે થતી વંશના ઉચ્છેદરૂપ આ મોટામાં મોટી હાનિ છે

કુળના શોભવાનો કે નહિ શોભવાનો આધાર સ્ત્રીના શોભવા કે નહિ શોભવાઉપર છે એમ કહેછે—

स्त्रियां तु रोचमानायां सर्वं तद्रोचते कुलम् ॥
तस्यां त्वरोचमानायां सर्वमेव न रोचते ॥ ६२ ॥

જો સ્ત્રી શોભાવાળી હોય તો સઘળું કુળ શોભેછે અને જો તે શોભાવાળી ન હોય તો સઘળું કુળ શોભા પામતું નથી ॥ ૬૨ ॥

વસ્ત્રાભૂષણથી સ્ત્રી શોભાવાળી હોય તો તેના ઉપર પતિનો સ્નેહ થવાથી અન્ય પુરૂષનો સંગ નહિ થવાને લીધે તે કુળ શોભે છે અને જો સ્ત્રી શોભાવગરની હોય તો પતિના દ્વેષને લીધે પરપુરૂષના સંગથી સઘળું કુળ મલિન થઇ જાયછે

કુળની હીનતા થવાનાં મુખ્ય કારણો કહેછે—

कुविवाहैः क्रियालोपैर्वेदानध्ययनेन च ॥
कुलान्यकुलतां यान्ति ब्राह्मणातिक्रमेण च ॥ ६३ ॥

નિંદિત વિવાહોથી, શાસ્ત્રીય ક્રિયાના લોપથી, વેદ નહિ ભણવાથી અને બ્રાહ્મણોની પૂજા નહિ કરવાથી સારાં કુળો પણ હીનપણું પામી જાયછે. ૬૩.

આસુર, રાક્ષસ વગેરે નિંદિત વિવાહોથી, કર્તવ્યકર્મ નહિ કરવાથી, વેદોનું અધ્યયન નહિ કરવાથી તથા બ્રાહ્મણોનો સત્કાર નહિ કરવાથી સારાં ગણાતાં કુળો પણ હીનપણુ પામી જાયછે આથી એમ બતાવ્યુ કે કુળવાનપણું ઉત્તમ પ્રકારના વિવાહોથી, જાતકર્મ વગેરે શાસ્ત્રોક્ત કર્મો કરતા રહેવાથી, વેદનું અધ્યયન કરવાથી અને બ્રાહ્મણોનો સત્કાર કરવાથી જ જળવાઇ રહેછે

કુળની શ્રેષ્ઠતા નાશ પામવાના વિશેષ હેતુઓ કહેછે—

**शिल्पेन व्यवहारेण शूद्रापत्यैश्च केवलैः ॥**
**गोभिरश्वैश्च यानैश्च कृष्या राजोपसेवया ॥ ६४ ॥**
**अयाज्ययाजनैश्चैव नास्तिक्येन च कर्मणाम् ॥**
**कुलान्याशु विनश्यन्ति यानि हीनानि मन्त्रतः ॥६५॥**

શિલ્પથી, વ્યવહારથી, કેવલ શૂદ્રજાતિની સ્ત્રીના સંતાનોથી, બળદ અશ્વ વગેરે વાહનોના વેપારથી, ખેતી કરવાથી, રાજ્યની નોકરી કરવાથી, યજ્ઞ કરાવવાને અયોગ્ય હોય તેઓને યજ્ઞ કરાવવાથી, શાસ્ત્રોક્ત કર્મોમા નાસ્તિકપણું રાખવાથી અને વેદાધ્યયનના અભાવથી ઉત્તમ કુળો પણ નીચ થઇ જાયછે ૬૪, ૬૫

શિલ્પ એટલે ચિત્રકળા આદિ કારીગિરી તથા વ્યવહાર એટલે વ્યાજ વટાવ આદિ વેપાર સમજવો કારીગિરીમા લાગી રહેલાઓ, વેપારનો કુટવટાવ કરનારાઓ, બળદ, અશ્વવગેરેની લેવડદેવડ કરનારાઓ, ખેતી કરનારાઓ અને રાજ્યની નોકરી કરનારાઓ ઇચ્છા છતા પણ સમયસર ધર્મકર્મો કરી શકતા નથી કેવળ શૂદ્રાના સંતાનવાળા પુરૂષના વંશમા શ્રાદ્ધાદિક વેદોક્ત ક્રિયાઓ ચાલુ રહી શકતી નથી વટલી ગયેલાઓ વગેરેને તેઓને અધિકાર ન છતાં લોભમાં પડી વેદોક્ત યજ્ઞાદિક ક્રિયાઓ કરાવવાથી દોષ લાગેછે શાસ્ત્રોક્ત કર્મો કરવા છતાં પણ તેમાં નાસ્તિકપણું રાખવાથી ફળ મળતું તો બાજુ રહ્યુ પણ ઉલટો દોષ લાગેછે અને વેદ નહિ ભણવાથી તો વેદના ત્યાગરૂપ મહાદોષ લાગેછે આવી રીતે દૂષિત થવાને લીધે કુળ નીચું થઇ જાયછે. કુલીનપણાનું અભિમાન રાખનારાઓએ વિચારી જોવું જોઇએ કે અકુલીનતા કરનારા આ દોષોમાંના ક્યા ક્યા દોષના આપણે ભોગ બનેલા છીએ જો કે આ વિવાહનું પ્રકરણ છે તોપણ

કુલહીનતા કરનારા નિન્દિત વિવાહોની સાથે સમાન પરિણામને લીધે ક્રિયાલોપ વગેરે તથા શિલ્પ વગેરેની પણ નિંદા કરીને એમ દેખાડ્યું છે એ સઘળાથી જરૂર દૂર રહેવું જ યોગ્ય છે કુલહીનતાના કારણોમાં વેદના અનભ્યાસને બીજી વાર જણાવેલો છે અને ખાસ ધ્યાન ખેંચ્યું છે કે કુલહીનતા થવાનું મોટામાં મોટું કારણ વેદનો અનભ્યાસ જ છે એજ કારણને લીધે ઘણેભાગે બાકીના કારણો હયાતીમાં આવેછે

કુળની શ્રેષ્ઠતાનું મુખ્ય કારણ જણાવેછે—

**मन्त्रतस्तु समृद्धानि कुलान्यल्पधनान्यपि ॥**
**कुलसंख्यां च गच्छन्ति कर्षन्ति च महद्यशः ॥ ६६ ॥**

વેદાધ્યયનથી સમૃદ્ધ કુળો અલ્પ ધનવાળાં છતાં પણ ઉત્કૃષ્ટ કુળની ગણનાને પામેછે અને મોહોટા યશને મેળવેછે ૬૬

ભલે ગરીબ સ્થિતિ હોય પણ જો વેદાભ્યાસવિભૂષિત હોય તો તે કુળ શ્રેષ્ઠ જ ગણાય અને જરૂર શ્રેષ્ઠ લોકોને તેને માન આપવું પડેછે તથા તે મોહોટી વિખ્યાતિ મેળવેછે

વિવાહ પ્રકરણ પૂર્ણ થયું. હવે વિવાહ સમયના અગ્નિમાં કરવાયોગ્ય મહાયજ્ઞ વગેરેનું વિધાન કહેછે—

**वैवाहिकेऽग्नौ कुर्वीत गृह्यं कर्म यथाविधि ॥**
**पञ्चयज्ञविधानं च पक्तिं चान्वाहिकीं गृही ॥ ६७ ॥**

ગૃહસ્થે વિવાહસંબંધી અગ્નિમાં વિધિપ્રમાણે ગૃહ્યસૂત્રમાં કહેલું કર્મ કરવું પંચયજ્ઞનું વિધાન કરવું તથા પ્રતિદિન કરવાયોગ્ય પાક કરવો ૬૭

જે અગ્નિમાં વિવાહસંબંધી હોમાદિ કર્મ કર્યું હોય તેમાં અગ્નિસાધ્ય અષ્ટકા તથા પાર્વણ શ્રાદ્ધહોમ વગેરે ગૃહ્યસૂત્રોક્ત કર્મો કરવા પંચયજ્ઞ સંબંધી અનુષ્ઠાન એટલે વૈશ્વદેવસંબંધી હોમ પણ તેમાં જ કરવો પ્રતિદિન કરવાની પાકક્રિયા એટલે રસોઈ પણ તેમાં જ કરવી

પંચયજ્ઞ કરવાનું કારણ જણાવેછે—

**पञ्च सूना गृहस्थस्य चुल्ली पेषण्युपस्करः ॥**
**कण्डनी चोदकुम्भश्च बद्ध्यते यास्तु वाहयन् ॥६८॥**

तासां क्रमेण सर्वासां निष्कृत्यर्थं महर्षिभिः ॥
पञ्च क्लृप्ता महायज्ञाः प्रत्यहं गृहमेधिनाम् ॥ ६९ ॥

ગૃહસ્થને ચૂલો, ઘંટી, સાવરણી, ખાંડણીયો અને જળપાન એ પાંચ પદાર્થો હિંસાના સ્થાનો છે. જેઓને ચલાવતો ગૃહસ્થ તે બંધનને પામેછે માટે તે પાંચે હિંસાઓમાંથી મુક્ત થવાને અનુક્રમથી મહર્ષિઓએ ગૃહસ્થોમાટે પ્રતિદિન કરવાના પાંચ મહાયજ્ઞો કહેલા છે ૬૮, ૬૯

પાંચ મહાયજ્ઞો પ્રતિદિન કરવાના જણાવેલ હોવાથી તે પણ સંધ્યાની પેઠે નિત્ય સ્વરૂપ છે

પંચયજ્ઞનાં નામ તથા તેનું સ્વરૂપ કહેછે—

अध्यापनं ब्रह्मयज्ञः पितृयज्ञस्तु तर्पणम् ॥
होमो दैवो वलिर्भौतो नृयज्ञोतिथिपूजनम् ॥ ७० ॥

વેદાધ્યયન કરાવવું તે બ્રહ્મયજ્ઞ, તર્પણ કરવું તે પિતૃયજ્ઞ, હોમ કરવો તે દેવયજ્ઞ, બલિદાન દેવું તે ભૂતયજ્ઞ અને અતિથિપૂજન કરવું તે મનુષ્યયજ્ઞ કહેવાયછે ૭૦

જો કે અહીં વેદાધ્યયન કરાવવું તે બ્રહ્મયજ્ઞ છે એમ જણાવેછે તોપણ પોતે સ્વાધ્યાય કરવો તે પણ બ્રહ્મયજ્ઞ ગણાયછે કારણ કે આગળઉપર जपोऽहुतम् એટલે જપ છે તે અહુતયજ્ઞ છે એમ કહેવાશે આગળ ઉપર અન્ન વગેરેથી અથવા જળથી જે તર્પણ કહેવાશે તે પિતૃયજ્ઞ ગણાયછે અગ્નિમાં હોમ કરવાનું કહેવાશે તે દેવયજ્ઞ ગણાયછે આની જ રીતે ભૂતોને બલિ દેવા તે ભૂતયજ્ઞ અને અતિથિનો સત્કાર કરવો તે મનુષ્યયજ્ઞ ગણાયછે

પંચયજ્ઞનું ફળ કહેછે—

पञ्चैतान्यो महायज्ञान्न हापयति शक्तितः ॥
स गृहेपि वसन्नित्यं सूनादोषैर्न लिप्यते ॥ ७१ ॥

જે પુરુષ શક્તિ પ્રમાણે એ પાંચ મહાયજ્ઞોને છોડતો નથી તે પુરુષ ગૃહમાં વસતો હોય તો પણ પ્રતિદિન થતા પાંચ સૂનાના દોષોથી લેપાતો નથી ૭૧

ઘર વસાવીને રહેનારને એ ૬૮મા શ્લોકમાં કહેલી પાંચ હિંસાઓ જો કે ચાલુ છે તોપણ જો તે હમેશાં પંચમહાયજ્ઞોને પોતાની શક્તિ અનુસાર ચાલુ રાખે તો તે દોષ પામતો નથી. રસોઇ કરવામાં, દળવામાં, ઘર સાફસુફ કરવામાં, ખાંડવામાં અને પાણી ભરવા-ઢોળવાવગેરેમાં નાનામોટાં જંતુઓની કાંઇ નહિ ને કાંઇ હિંસા થતી જ રહેછે, સંભાળ રાખવામાં આવે તોપણ જેઓ આપણી નજરે ન ચડે તેવાં જંતુઓ ત્યાં પેદા થાયછે અને મરી પણ જાયછે. જ્યાં કાંઇ કાંઇ જંતુઓનો નાશ થતો રહે તેવા સ્થાનને શાસ્ત્રમાં સૂના એવું નામ આપેલું છે. એ સૂનાના દોષ પુરૂષનો પોતાનો અપરાધ ન છતાં પણ હમેશાં લાગતા જ રહેછે. તેની નિવૃત્તિને માટે હમેશાં પોતાની શક્તિ પ્રમાણે થઇ શકે તેટલા સ્વાધ્યાયથી તથા શિષ્યને ભણાવવામાં બને તેટલો શ્રમ કરવાથી તેમજ જે કોઇ અતિથિ આવી ચડે તેને પોતાને ત્યાં જે કાંઇ અન્નપાન તૈયાર હોય તેવડે તૃપ્ત કરવાથી અને એવી જ રીતે તર્પણ, હોમ અને બલિદાનમાં પણ તત્પરતા રાખવાથી એ અદૃષ્ટ દોષોનો લેપ તેને થતો નથી. એટલે કે નિત્ય પ્રાપ્ત થતા એ દોષો નિત્યકર્મરૂપ પાંચ મહાયજ્ઞોમાં તત્પર રહેનારથી તરત તરત જ નિવૃત્ત થઇ જાયછે

લોભ કે મૂઢતાને લીધે પંચયજ્ઞાદિકથી પરાઙ્મુખ રહેનારના જીવિતની નિંદ્યતા જણાવેછે—

**देवतातिथिभृत्यानां पितृणामात्मनश्च यः ॥**
**न निर्वपति पञ्चानामुच्छ्वसन्न स जीवति ॥ ७२ ॥**

જે પુરૂષ દેવતા, અતિથિ, પોષણ કરવાયોગ્ય માતાપિતા વગેરે, પિતૃઓ અને પોતાનો આત્મા એ પાંચેનું પોષણ નથી કરતો તે જીવતાં છતાં પણ મુવા બરોબર છે. ૭૨.

દેવતાશબ્દથી ભૂતોનું પણ ગ્રહણ કરી લેવું. કારણકે બલિ આપવાથી તેઓનું પણ દેવતાપણું છે. દેવતા વગેરે પાંચેનું પોષણ નહિ કરનાર જીવતો છતાં પણ જીવતાપુરૂષનું કામ નહિ કરવાને લીધે નથી જીવતો એમ જ માનવાનું છે. કારણકે તે જીવિતનું કાંઇ પણ કાર્ય કરી શકતો ન હોવાથી તેનું જીવિત નિષ્ફળ છે. આ શ્લોકનો આવો અર્થ પણ થાયછે કે "દેવતાને માટે દાન નહિ દેનાર એટલે હોમરૂપ દેવયજ્ઞ નહિ કરનાર, અતિથિનું પોષણ નહિ કરનાર એટલે મનુષ્યયજ્ઞ નહિ કરનાર, ભૂતોને નહિ દેનાર એટલે બલિ દેવારૂપ ભૂતયજ્ઞ નહિ કરનાર, પિતૃઓનું પોષણ નહિ કરનાર એટલે તર્પણરૂપ પિતૃયજ્ઞ નહિ

કરનાર તથા પોતાનાં આત્માનું પોષણ નહિ કરનાર એટલે આત્માનું કલ્યાણ કરનારા બ્રહ્મયજ્ઞનો આદર નહિ કરનાર પુરૂષ ધમણની પેઠે શ્વાસોચ્છ્વાસ લેતો છતાં પણ જીવતો ગણાતો નથી."

અહીં બ્રહ્મયજ્ઞઆદિ નામથી નિર્દેશ કરેલા પંચયજ્ઞોનાં શાસ્ત્રવેત્તાઓમાં ચાલતાં બીજાં નામો પણ કહેછે—

अहुतं च हुतं चैव तथा प्रहुतमेव च ॥
ब्राह्मं हुतं प्राशितं च पञ्चयज्ञान्प्रचक्षते ॥ ७३ ॥

અહુત, હુત, પ્રહુત, બ્રાહ્મહુત તથા પ્રાશિત એ પાંચ યજ્ઞો છે એમ વિદ્વાનો કહેછે ૭૩.

અહુત વગેરે શબ્દો પાચ મહાયજ્ઞોનાં જ નામ છે કોઇ જૂદાં કર્મોના નામ નથી.

અહુત વગેરે નામો કોને કોને માટે છે તે જણાવેછે—

जपोहुतो हुतो होमः प्रहुतो भौतिको बलिः ॥
ब्राह्मं हुतं द्विजाग्र्यार्चा प्राशितं पितृतर्पणम् ॥ ७४ ॥

જપ તે અહુતયજ્ઞ છે, હોમ તે હુતયજ્ઞ છે, ભૂતબલિ તે પ્રહુતયજ્ઞ છે, ઉત્તમ બ્રાહ્મણનું પૂજન તે બ્રાહ્મહુતયજ્ઞ છે અને પિતૃતર્પણ તે પ્રાશિતયજ્ઞ છે ૭૪

અહુતશબ્દથી બ્રહ્મયજ્ઞનામનો જપ, હુતશબ્દથી દેવયજ્ઞનામનો હોમ, પ્રહુતશબ્દથી ભૂતયજ્ઞનામનો ભૂતબલિ, બ્રહ્મહુતશબ્દથી મનુષ્યયજ્ઞનામે અતિથિનું પૂજન તથા પ્રાશિતશબ્દથી પિતૃયજ્ઞનામનુ નિત્યતર્પણ કહેવાયછે

પંચમહાયજ્ઞોમાં પણ બ્રહ્મયજ્ઞ તથા દેવયજ્ઞમાં તો વિશેષ તત્પર રહેવું એમ જણાવેછે—

स्वाध्याये नित्ययुक्तः स्याद्दैवे चैवेह कर्मणि ॥
दैवकर्मणि युक्तो हि बिभर्तीदं चराचरम् ॥ ७५ ॥

વેદાધ્યયનમાં નિત્ય ઉદ્યમવાન થવું અને દેવસંબંધિ કર્મમાં પણ ઉદ્યુક્ત રહેવું. કારણ કે દેવકર્મમાં ઉદ્યુક્ત પુરૂષ ચરાચર જગતને ધારણ કરેછે. ૭૫.

જો કદાચિત્ દરિદ્રપણાવગેરે દોષથી અતિથિભોજનવગેરે ન બની શકે તોપણ બ્રહ્મયજ્ઞમાં તો નિત્ય તત્પર રહેવું અને અગ્નિહોમરૂપ દૈવકર્મ પણ કદી ન છોડવું. કારણકે દૈવકર્મમાં પરાયણ રહેનાર પુરૂષ સચરાચર જગતને ધારણ કરતો ગણાયછે અર્થાત્ આ સ્થાવરજંગમ જગતના કલ્યાણના મોટા આધારરૂપ બની રહેછે

દૈવકર્મ એટલે અગ્નિમાં હોમ કરનાર પુરૂષ ચરાચર જગતને કયા પ્રકારથી ધારણ કરનાર થાયછે તે જણાવેછે—

**अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते ॥**
**आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥ ७६ ॥**

સારી રીતે અગ્નિમાં નાખેલી આહુતિ સૂર્યને પ્રાપ્ત થાયછે, સૂર્યથી વૃષ્ટિ થાયછે, વૃષ્ટિથી અન્ન થાયછે અને અન્નથી પ્રજા ઉત્પન્ન થાયછે. ૭૬.

યજમાને વિધિપ્રમાણે અગ્નિમાં હોમેલી આહુતિ સૂર્યને પ્રાપ્ત થાયછે કારણકે સૂર્ય રસમાત્રને ખેંચનાર છે એ આહુતિરસ સૂર્યમાંથી પાછો વૃષ્ટિરૂપે પૃથ્વીપર આવેછે તેથી અન્ન ઉત્પન્ન થાયછે અને અન્નથી પ્રજા થાયછે તેથી અગ્નિમાં હોમ કરનાર યજમાન સર્વ જગતનો અનુગ્રહ કરેછે

ગૃહસ્થે મહાયજ્ઞોનું અનુષ્ઠાન અવશ્ય કર્ત્તવ્ય છે. કારણ કે બીજા બધા આશ્રમોવાળાઓ, ગૃહસ્થઉપર જ મોટો આધાર રાખેછે. એ અભિપ્રાયથી કહેછે—

**यथा वायुं समाश्रित्य वर्त्तन्ते सर्वजन्तवः ॥**
**तथा गृहस्थमाश्रित्य वर्त्तन्ते सर्व आश्रमाः ॥ ७७ ॥**

જેમ વાયુનો આશ્રય કરીને સર્વ પ્રાણીઓ વર્ત્તેછે તેમ ગૃહસ્થાશ્રમનો આશ્રય કરીને સઘળા આશ્રમો પોતાનો નિર્વાહ ચલાવેછે. ૭૭

જેમ પ્રાણ વાયુના આશ્રયથી દેવ તથા ઋષિઓ વગેરે સૌ કોઇ જીવેછે તેમ ગૃહસ્થના જ આશ્રયથી બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સંન્યાસ એ ત્રણે આશ્રમવાળાઓ આજીવિકા ચલાવેછે. અશક્ત ગૃહસ્થાશ્રમીઓ પણ યોગ્ય ગૃહસ્થના આશ્રયથી જ પોતાનો નિર્વાહ ચલાવેછે. એટલે ગૃહસ્થ જ સર્વ આશ્રમવાળાઓના પ્રાણતુલ્ય છે. માટે તેણે સર્વના ઉપકારમાં પ્રવૃત્ત રહેવું. વિધિપુરઃસર

મહાયજ્ઞોનું અનુષ્ઠાન કરવું એના જેવો સર્વેનો ઉપકાર કરવાનો બીજો એક પણ નિશ્ચયવાળો માર્ગ નથી. માટે ગૃહસ્થે મહાયજ્ઞોનું અનુષ્ઠાન અવશ્ય કર્તવ્ય છે એ કર્ત્તવ્યમાં પાછળ પડનારો ગૃહસ્થ માત્ર પોતાને જ પાછળ પાડેછે એમ સમજવાનું નથી. પણ તે પોતે દુઃખી થવાની સાથે બીજાઓને નિર્વાહવગરના બનાવેછે. કહ્યુછે કે—

यथा नदीनदाः सर्वे समुद्रे यान्ति संस्थितिम् ।
एवमाश्रमिणः सर्वे गृहस्थे यान्ति संस्थितिम् ॥

જેમ નદીઓ અને નદો વગેરે સઘળા જળાશયો કોઇ સાક્ષાત્ તો કોઇ અન્યદ્વારા એટલે પરપરાસંબંધથી સમુદ્રમા જ સ્થિતિને પામેછે તેમ બધા આશ્રમવાળાઓ ગૃહસ્થમા જ સ્થિતિને પામેછે તો સર્વની સ્થિતિના મૂળભૂત ગૃહસ્થ જો પોતાના ધર્મમાં ન રહે તો તેનાપર આધાર રાખનારા બીજાઓ પણ રખડી જાયછે.

ગૃહસ્થ સૌથી મોહોટા આશ્રમવાળો ગણાયછે, તે જણાવેછે—

**यस्मात्त्रयोप्याश्रमिणो ज्ञानेनान्नेन चान्वहम् ॥**
**गृहस्थेनैव धार्यन्ते तस्माज्ज्येष्ठाश्रमो गृही ॥ ७८ ॥**

ગૃહસ્થ પ્રતિદિન વેદનુ વ્યાખ્યાન કરવાથી તથા અન્નદાનથી બીજા ત્રણે આશ્રમવાળાઓનો ઉપકાર કરેછે તેથી ગૃહસ્થાશ્રમી સર્વથી મોહોટા આશ્રમવાળો છે. ૭૮.

બ્રહ્મચારી વેદાર્થનું જ્ઞાન કોઇને આપી શકતો નથી કારણ કે એ આશ્રમમાં તો તેને પોતાને જ અભ્યાસ કરવાનો હોયછે તેમ તે બીજાને ત્યાંથી ભિક્ષા માગી લાવીને પોતાનો નિર્વાહ ચલાવેછે સંન્યાસી જો કે વેદાર્થનું જ્ઞાન બીજાને આપી શકેછે પણ તેનાથી કોઇને અન્નદાન થઇ શકતુ નથી તે પોતે જ ગૃહસ્થાશ્રમીઓઉપર આધાર રાખેછે અને વાનપ્રસ્થ વેદાર્થનું જ્ઞાન બીજાને આપી શકેછે અને પોતે તપસ્વીપણાને લીધે બીજાને અન્નદાન આપી શકતો નથી પણ પોતે બીજા તરફથી થોડી અપેક્ષા રાખેછે છતા પણ પ્રસગે પ્રસગે તેને ગૃહસ્થથી અન્નાદિકની મદદની જરૂર પડેછે. અને ગૃહસ્થ તો એ બધાઓને જ્ઞાનનું તથા અન્નનું એ બન્ને પ્રકારનું સાહાય્ય આપેછે માટે તે વિશેષ મનાવાનો અથવા વિશેષ મહત્તાવાળો છે

ગૃહસ્થાશ્રમની વિશેષ મહત્તા બતાવીને હવે તે બરાબર જાળવવાની ભલામણ આપેછે—

स संधार्यः प्रयत्नेन स्वर्गमक्षयमिच्छता ॥
सुखं चेहेच्छता नित्यं योधार्यो दुर्बलेन्द्रियैः ॥७९॥

અક્ષય સ્વર્ગની તથા આ લોકમાં નિત્ય સુખની ઇચ્છા રાખનાર પુરૂષે યત્નપૂર્વક તે ગૃહસ્થાશ્રમનું ધારણ કરવું, કે જે ગૃહસ્થાશ્રમ ઇંદ્રિયોને વશ નહિ રાખી શકનાર પુરૂષોએ ધારણ કરી શકાતો નથી. ૭૯

અક્ષય સ્વર્ગની તથા આ લોકમાં સુખની ઇચ્છાવાળાએ ગૃહસ્થાશ્રમનું શ્રેષ્ઠ પ્રકારે પાલન કરવામાં અપ્રમત્ત રહેવું જોઇએ. કારણકે તે મનની દુર્બળતાને લીધે ઇંદ્રિયોને કાબુમાં નહિ રાખી શકનારા લોકોથી જાળવી શકાય તેવો નથી એટલે સ્ત્રીસંભોગ તથા સ્વાદિષ્ટ અન્નાદિકમાં આસક્ત રહેનારથી તે આશ્રમ જળવાતો નથી. ગૃહસ્થાશ્રમમાં પણ ઋતુવગર સ્ત્રીગમન ન કરવું, પરસ્ત્રીનો ત્યાગ કરવો તથા અતિથિવગેરેના શેષ અન્નનું ભક્ષણ કરવું વગેરે મોહોટા ઇંદ્રિયસંયમથી સાધ્ય નિયમો પાળવાના છે. અને તેથી જ જણાવ્યું કે મનની દુર્બળતાને લીધે ઇંદ્રિયોને કાબુમાં નહિ રાખી શકનારા લોકોથી ગૃહસ્થાશ્રમ જાળવી શકાતો નથી. એવો હોવાને લીધે સાવધાનપણે તેને જાળવવામાં યત્નવાન રહેવું.

જો ગૃહસ્થ પંચયજ્ઞાદિક કર્તવ્યમાં પ્રમત્ત રહે તો તે ઋષિઓ અને દેવોવગેરેને નિરાશ કરેછે એના અભિપ્રાયથી કહેછે—

ऋषयः पितरो देवा भूतान्यतिथयस्तथा ॥
आशासते कुटुम्बिभ्यस्तेभ्यः कार्यं विजानता ॥८०॥

ઋષિઓ, પિતૃઓ, દેવો, ભૂતો અને અતિથિઓ ગૃહસ્થાશ્રમીપાસેથી આશા રાખેછે તેમાટે વિદ્વાન પુરૂષે તેઓને માટે પોતાનું કર્તવ્ય કરવામાં તત્પર રહેવું. ૮૦

ઋષિવગેરે, ગૃહસ્થોપાસેથી આશા રાખેછે એટલે પોતાના અર્ચનદ્વારા તેઓના કલ્યાણની ઇચ્છા રાખેછે. અર્ચનની આશા તેઓ પોતાના ઉપકારમાટે નહિ, પણ અર્ચન કરનારના ઉપકારમાટે જ રાખેછે. એટલામાટે શાસ્ત્રસ્થિતિને જાણનારા પુરૂષે એઓને માટે (ઋષિઓવગેરેને માટે) જે હોમાદિ કર્તવ્યકર્મ કહેલું છે તે કરવું. પ્રાકૃત પુરૂષ પણ કંઇ આશા રાખતો હોય તેની આશા નિષ્ફળ કરવી યોગ્ય નથી તોપછી ઋષિઓ અને દેવોવગેરે જે કાંઇ આશા રાખતા હોય તે નિષ્ફળ કરવી એ કોઇપણ રીતે યોગ્ય નથી.

કયા કયા કર્મથી કોનું કોનું અર્ચન કરવું તે કહેછે—

**स्वाध्यायेनार्चयेतर्षीन्होमैर्देवान्यथाविधि ॥**
**पितॄञ्श्राद्धैश्च नॄनन्नैर्भूतानि बलिकर्मणा ॥ ८१ ॥**

યથાવિધિ વેદાધ્યયનથી ઋષિઓની પૂજા કરવી, હોમોથી દેવોની પૂજા કરવી, શ્રાદ્ધોથી પિતૃઓની પૂજા કરવી, અન્નોથી મનુષ્યોની પૂજા કરવી તથા બલિદાનથી ભૂતોની પૂજા કરવી ૮૧

સ્વાધ્યાય કરવો, હોમ કરવો, શ્રાદ્ધ કરવું, અન્નદાન દેવું તથા બલિદાન દેવું એ જ ઋષિ, દેવ, પિતૃ, મનુષ્ય અને ભૂત એઓનું પૂજન છે

પિતૃયજ્ઞવિધિ કહેછે—

**कुर्यादहरहः श्राद्धमन्नाद्येनोदकेन वा ॥**
**पयोमूलफलैर्वापि पितृभ्यः प्रीतिमावहन् ॥ ८२ ॥**

પ્રતિદિન પિતૃઓને પ્રીતિ ઉત્પન્ન કરવામાટે અન્ન વગેરે પદાર્થોથી અથવા જળ, દૂધ, મૂળ અને ફળોથી શ્રાદ્ધ કરવું ૮૨

પિતૃઓને પ્રસન્ન કરવામાટે નિત્યશ્રાદ્ધ કરવું અને તેમાં અન્નવગેરે જે પદાર્થોની પોતાને સગવડ હોય તે પદાર્થો વાપરવા કહ્યું છે કે—यदन्न पुरुषो राजस्तदन्ना पितृदेवता । એટલે પુરુષને જે અને જેવું અન્ન મળતું હોય તે અને તેવું અન્ન તેના પિતૃઓને અને દેવતાઓને મળેછે. આથીજ શ્રીરામચંદ્રે વનવાસમાં દશરથરાજાના શ્રાદ્ધમાં હીંગોળિયાના ગર્ભના પિંડ મૂક્યા હતા એમ સાંભળવામાં આવેછે દૂધ, જળ અને ફળમૂળસરખા સુલભ પદાર્થોથી પણ શ્રાદ્ધ થઇ શકેછે તાત્પર્ય એજ છે કે તેણાંને વિશેષ કરવા જતાં શ્રદ્ધા ચુકી જાય એમ કરવામાં આવે તો તે શ્રાદ્ધ જ ગણાતું નથી, કારણકે જે શ્રદ્ધાથી થાય તે જ શ્રાદ્ધ કહેવાયછે જો કે શાસ્ત્રવિહિત સઘળાં કર્મો શ્રદ્ધાથી જ કરવાનાં છે તોપણ પિતૃકર્મને શ્રાદ્ધ એવું નામ આપવાથી તેમાં તો ખાસ શ્રદ્ધા રાખવી એમ સૂચવ્યું છે

**શ્રાદ્ધમાં મુખ્યત્વે બ્રાહ્મણભોજન આવેછે, તો આ નિત્યશ્રાદ્ધમાં કેટલા બ્રાહ્મણ જમાડવા તેનો ખુલાસો કરેછે—**

एकमप्याशयेद्विप्रं पित्रर्थे पाञ्चयज्ञिके ॥
न चैवात्राशयेत्कञ्चिद्वैश्वदेवं प्रति द्विजम् ॥ ८३ ॥

પંચયજ્ઞોમા આવતા પિતૃયજ્ઞમાં એક પણ બ્રાહ્મણને ભોજન કરાવવું. આમા વૈશ્વદેવમાટે કોઈપણ બ્રાહ્મણને જમાડવાની જરૂર નથી ૮૩.

પંચયજ્ઞોમા આવતા પિતૃયજ્ઞનું શ્રાદ્ધશબ્દથી વિધાન કર્યું માટે પાર્વણ શ્રાદ્ધઆદિમા થતી સર્વ ક્રિયા તેમા પણ પ્રાપ્ત થતા આમાં મુખ્ય શુ કરવાનું છે અને શુ કરવાનું નથી તે જણાવેછે કે આમાં વિશ્વદેવાનિમિત્ત બ્રાહ્મણ જમાડવાની જરૂર નથી, જે બીજાં શ્રાદ્ધોમાં જમાડવામા આવેછે, તથા પિતૃનિમિત્ત ત્રણ બ્રાહ્મણોને બદલે એક બ્રાહ્મણ પણ જમાડી શકાય, વળી આમા અર્ઘપાત્ર તથા હોમાદિ ઇતિકર્તવ્યતા નથી તેમ બ્રહ્મચર્યપાલન તથા સ્વાધ્યાયનિષેધ એ પણ આમા નથી

વૈશ્વદેવ કેવીરીતે કરવો તે કહેછે—

वैश्वदेवस्य सिद्धस्य गृह्येऽग्नौ विधिपूर्वकम् ॥
आभ्यः कुर्याद्देवताभ्यो ब्राह्मणो होममन्वहम् ॥८४॥

બ્રાહ્મણે સર્વ દેવતામાટે યોગ્ય રાંધેલ અન્નનો આવસથ્યાગ્નિમાં વિધિપૂર્વક આ એટલે હવેના શ્લોકમા કહેવામા આવશે તે દેવતાઓને અર્થે પ્રતિદિન હોમ કરવો ૮૪

વિધિપૂર્વક એટલે પોતાના ગૃહ્યસૂત્રમાં કહેલ પર્યુક્ષણવગેરે ઇતિકર્તવ્યતા પૂર્વક હોમ કરવો, સર્વ દેવતામાટે યોગ્ય એટલે ક્ષાર, લવણવગેરેથી રહિત અન્ન સમજવુ

જે દેવતાઓને માટે હોમ કરવાનો છે તેઓનાં નામ કહેછે—

अग्नेः सोमस्य चैवादौ तयोश्चैव समस्तयोः ॥
विश्वेभ्यश्चैव देवेभ्यो धन्वन्तरय एव च ॥ ८५ ॥
कुह्वै चैवानुमत्यै च प्रजापतय एव च ॥
सह द्यावापृथिव्योश्च तथा स्विष्टकृतेऽन्ततः ॥ ८६ ॥

પ્રથમ અગ્નિને, સોમને, અગ્નિ તથા સોમ એ બન્નેને સાથે, વિશ્વેદેવાને, ધન્વંતરિને, કુહૂને, અનુમતિને, પ્રજાપતિને તથા દ્યાવાપૃથિવી એ બન્નેને સાથે અને છેવટ સ્વિષ્ટકૃત્ અગ્નિને એમ આહુતિઓ આપવી. ૮૫. ૮૬.

જે દેવને આહુતિ આપવી હોય તેના નામને ચોથી વિભક્તિ લગાડી અંતે સ્વાહા એમ કહી અગ્નિમાં હોમનો પદાર્થ નાખવો તે હોમ કહેવાય તેથી વૈશ્વદેવમાં આપ્રમાણે બોલીને આહુતિઓ આપવાની છે કે—૧ अग्नये स्वाहा, २ सोमाय स्वाहा, ३ अग्नीषोमाभ्यां स्वाहा, ४ विश्वेभ्यो देवेभ्यः स्वाहा, ५ धन्वन्तरये स्वाहा, ६ कुह्वै स्वाहा, ७ अनुमत्यै स्वाहा, ८ प्रजापतये स्वाहा, ९ द्यावापृथिवीभ्यां स्वाहा અને १० अग्नये स्विष्टकृते स्वाहा કુહૂ એટલે અમાવાસ્યા અને અનુમતિ એટલે પૌર્ણમાસી સમજવી.

હોમપછી બલિકર્મવિધિ કહેછે—

**एवं सम्यग्घविर्हुत्वा सर्वदिक्षु प्रदक्षिणम् ॥**
**इन्द्रान्तकाप्पतीन्दुभ्यः सानुगेभ्यो बलिं हरेत् ॥८७॥**

એપ્રમાણે વિધિપૂર્વક હવિનો હોમ કરીને સઘળી દિશાઓમાં પ્રદક્ષિણ રીતે ઇંદ્ર, અંતક, વરુણ અને ઇંદુ એઓને માટે તેઓના અનુચરસહિત બલિ દેવો. ૮૭

ઉપર કહેલા પ્રકારથી દેવતાના ધ્યાનમાં તત્પર થઇ હોમ કરી પૂર્વવગેરે સઘળી દિશાઓમાં પ્રદક્ષિણ રીતે અનુચરસહિત ઇંદ્રવગેરે દેવોમાટે બલિ આપવો, તે આ પ્રમાણે કે પૂર્વમાં इन्द्राय नमः । इन्द्रपुरुषेभ्यो नमः ॥ દક્ષિણમાં यमाय नमः । यमपुरुषेभ्यो नमः ॥ પશ્ચિમમાં वरुणाय नमः । वरुणपुरुषेभ्यो नमः ॥ અને ઉત્તરમાં सोमाय नमः । सोमपुरुषेभ्यो नमः ॥

દ્વારવગેરેમાં મૂકવાના બલિનેમાટે કહેછે—

**मरुद्भ्य इति तु द्वारे क्षिपेदप्स्वद्भ्य इत्यपि ॥**
**वनस्पतिभ्य इत्येवं मुसलोलूखले हरेत् ॥ ८८ ॥**

મરુતને માટે દ્વારમાં બલિ દેવો, અપને માટે જળમાં બલિ દેવો, અને મુસલ તથા ઉલૂખલ બન્નેને સાથે જ વનસ્પતિમાટે બલિ દેવો. ૮૮.

मरुद्भ्यो नम । એમ કહી દ્વારમા બલિ મૂકવો, अद्भ्यो नम । એમ કહી જળમા એટલે જળના સ્થાનમા અર્થાત્ પાણીયારાપાસે બલિ મૂકવો અને वनस्पतिभ्यो नम । એમ કહી મુસલ એટલે સાબેલુ તથા ઉલખલ એટલે ખાંડણીયો હોય ત્યા બલિ મૂકવો

**ઘરમાં વાસ્તુપુરૂષના મસ્તકઆદિ વિભાગમાં મૂકવાના બલિને માટે કહેછે—**

**उच्छीर्षके श्रिये कुर्याद्भद्रकाल्यै च पादतः ॥**
**ब्रह्मवास्तोष्पतिभ्यां तु वास्तुमध्ये बलिं हरेत् ॥८९॥**

શિર પ્રદેશમા શ્રીને માટે, પગના પ્રદેશમા ભદ્રકાલીને માટે અને બ્રહ્માને માટે તથા વાસ્તોષ્પતિને માટે ગૃહના મધ્યમા બલિ આપવો ૮૯

श्रियै नम । એમ કહીને વાસ્તુ પુરૂષના મસ્તકના ભાગમા એટલે ઈશાન ખુણામા બલિ આપવો भद्रकाल्यै नम । એમ કહીને તે વાસ્તુ પુરૂષના પગના પ્રદેશમા એટલે નૈઋત્ય ખુણામા બલિ આપવો તથા ब्रह्मणे नम । वास्तोष्पतये नम એમ કહીને ઘરના મધ્યભાગમા બલિ મૂકવા

**અંતરિક્ષમાં ફેંકવાના બલિવિષે કહેછે—**

**विश्वेभ्यश्चैव देवेभ्यो बलिमाकाश उत्क्षिपेत् ॥**
**दिवाचरेभ्यो भूतेभ्यो नक्तंचारिभ्य एव च ॥९०॥**

સર્વ દેવોને માટે આકાશમા બલિ ફેંકવો એવી જ રીતે દિવસના ફરનાર ભૂતોને માટે દિવસના તથા રાત્રિમા ફરનાર ભૂતોને માટે રાત્રિએ આકાશતરફ બલિ ફેંકવો ૯૦

विश्वेभ्यश्चैव देवेभ्यो नम । એમ કહી આકાશતરફ બલિ ફેંકવો दिवाचरेभ्यो भूतेभ्यो नम । એમ કહી દિવસે—અને नक्तंचारिभ्यो भूतेभ्यो नम । એમ કહી રાત્રિએ આકાશતરફ બલિ ફેંકવો દિવસ રાત્રિની વ્યવસ્થા ઋગ્વેદીના ગૃહ્યસૂત્રપરથી કરવામા આવેછે

**અનાશીઉપર અથવા પાછળના ઘરમાં મૂકવાના બલિવિષે તથા પિતૃઓને આપવાના બલિવિષે કહેછે—**

**पृष्ठवास्तुनि कुर्वीत बलिं सर्वात्मभूतये ॥**
**पितृभ्यो बलिशेषं तु सर्वं दक्षिणतो हरेत् ॥ ९१ ॥**

ઘરની ઉપરની ભૂમિમા અથવા પોતાની પાછળના ભૂપ્રદેશમા સર્વાત્મભૂતિને બલિ દેવો તથા બાકી રહેલ સર્વ બલિ દક્ષિણ દિશાના મુખ રાખી પિતૃઓને માટે આપવો ૯૧

सर्वात्मभूतये नम । એમ કહીને ઘરની ઉપરની ભૂમિ એટલે અગાશીમા અથવા ઘરના ઉપર બલિ આપવો તે પછી બાકી રહેલુ અન્ન દક્ષિણ દિશામા મુખ રાખીને स्वधा पितृभ्य । એમ કહીને બલિરૂપે આપવુ પિતૃઓને આપવાનો આ બલિ પ્રાચીનાવીતી થઈને એટલે જનોઈ અપસવ્ય કરીને દેવો કારણકે स्वधा पितृभ्य इति प्राचीनावीती शेष दक्षिणा निनयत । એવુ અન્ય ગૃહ્યસૂત્ર છે

પોતાથી વિશેષ હોવાને લીધે માનવૃત્તિથી જેઓને બલિ આપવા જોઈએ તેઓને બલિ આપવાનુ કહીને હવે પોતાથી નિકૃષ્ટ સ્થિતિનાં પ્રાણીઓ જેઓને દયાવૃત્તિથી બલિ આપવાની જરૂર છે તેના વિષે કહેછે—

**शुनां च पतितानां च श्वपचां पापरोगिणाम् ॥**
**वायसानां क्रमीणां च शनकैर्निर्वपेद्भुवि ॥ ९२ ॥**

શ્વાન પતિત, ચાંડાલ પાપરોગી કાગડા તથા કીડા । એઓને માટે ધીરેથી પૃથ્વીઉપર બલિ દેવો ૯૨

બીજુ અન્ન પાત્રમા રાખીને શ્વાન તથા પતિતવગેરેને ધીરેથી પૃથ્વીપર દેવુ એટલે કૂતરાના મોહોડામા પરબારૂ પડે તેમ કરવુ નહિ તથા ચંડાલ વગેરેના હાથમા પણ દેવ નહિ પણ ધીમેથી પૃથ્વીપર મૂકવુ, ધીમે મૂકવાનુ કારણ એ છે કે તેમ કરવાથી રજવગેરેથી બગડે નહિ વળી કીડી મકોડી વગેરે જીવો જ્યા હોય ત્યા અન્ન એવી રીતે નાખવુ કે જેથી તેઓ દબાઇ કચરાઇ જાય નહિ પાપરોગી એટલે કોઢ કે ક્ષયના રોગવાળો સમજવો

**ઉપર પ્રમાણે અન્નદાન વગેરે કરનાર બ્રાહ્મણને મળતુ ઉત્તમ ફળ જણાવેછે—**

एवं यः सर्वभूतानि ब्राह्मणो नित्यमर्चति ॥
स गच्छति परं स्थानं तेजोमूर्त्तिपथर्जुना ॥ ९३ ॥

એ પ્રમાણે જે બ્રાહ્મણ પ્રતિદિન સર્વ પ્રાણિઓનું પૂજન કરેછે તે અર્ચિરાદિ સરલ માર્ગથી પ્રકાશમય પરમપદને પામેછે. ૯૩

સર્વે પ્રાણીઓનુ પૂજન કરેછે એટલે જેઓ શ્રેષ્ઠ છે તેનો સત્કાર કરેછે અને નિકૃષ્ટ છે તેઓનો અનુગ્રહ કરેછે તે અર્ચિરાદિ સરલમાર્ગવડે પરમપદને પામેછે એટલે દેવયાનમાર્ગવડે પ્રથમ અગ્ન્યભિમાની દેવના લોકમાં, ત્યાંથી જ્યોતિરભિમાની એટલે પ્રકાશાભિમાની દેવના લોકમાં, ત્યાંથી દિવસાભિમાની દેવના લોકમાં, ત્યાંથી શુક્લપક્ષાભિમાની દેવના લોકમાં, ત્યાથી ઉત્તરાયણાભિમાની દેવના લોકમાં, ત્યાંથી સંવત્સરાભિમાની દેવના લોકમાં, ત્યાંથી સૂર્યાભિમાની દેવના લોકમાં, ત્યાંથી ચંદ્રાભિમાની દેવના લોકમા, ત્યાંથી વિદ્યુદભિમાની દેવના લોકમાં અને ત્યાથી બ્રહ્મલોકમાં જાયછે શાસ્ત્રનો અતિક્રમ ન કરે તેથી પાપસંબંધના અભાવને લીધે શુદ્ધતા થાય અને તેથી દુ.ખનગરના પરમ ધામને પમાય એ યોગ્ય છે

બલિકર્મ કર્યાપછી અતિથિને ભોજન દેવાની તથા બ્રહ્મચારીવગેરેને ભિક્ષા દેવાની ભલામણ કરેછે—

कृत्वैतद्बलिकर्मैवमतिथिं पूर्वमाशयेत् ॥
भिक्षां च भिक्षवे दद्याद्विधिवद्ब्रह्मचारिणे ॥९४॥

એ પ્રમાણે બલિકર્મ કરી પ્રથમ અતિથિને ભોજન કરાવવું અને વિધિપ્રમાણે સન્યાસીને તથા બ્રહ્મચારીને ભિક્ષા આપવી ૯૪.

ઉપર કહેલા પ્રકારથી બલિકર્મ કરીને બીજા સાથી પહેલા અતિથિને જમાડવો અને સંન્યાસીને તથા બ્રહ્મચારીને વિધિપ્રમાણે એટલે स्वस्ति એમ કહેવરાવીને ભિક્ષા દેવી ग्रासमात्रा भवेद्भिक्षा એ શાતાતપમુનિના વચન પ્રમાણે ભિક્ષાનું પ્રમાણ એક ગ્રાસ જેટલું છે. સંપત્તિને અનુસારે વિશેષ આપવામાં અડચણ નથી. પણ એક ગ્રાસ જેટલું અન્ન તો અવશ્ય આપવું એવો અભિપ્રાય છે

ભિક્ષા આપવાનું ફળ કહેછે—

**यत्पुण्यफलमाप्नोति गां दत्त्वा विधिवद्गुरोः ॥**
**तत्पुण्यफलमाप्नोति भिक्षां दत्त्वा द्विजो गृही ॥९५॥**

વિધિપ્રમાણે ગુરુને ગોદાન દેવાથી જે ફળ થાયછે તે પુણ્યફળ, ભિક્ષા આપવાથી ગૃહસ્થ દ્વિજ પામેછે. ૯૫

આ ભિક્ષા આપવાની પ્રશંસા છે

યોગ્ય પાત્રને અવશ્ય કંઈપણ આપવાવિષે કહેછે—

**भिक्षामप्युदपात्रं वा सत्कृत्य विधिपूर्वकम् ॥**
**वेदतत्त्वार्थविदुषे ब्राह्मणायोपपादयेत् ॥ ९६ ॥**

વેદ તથા વેદાર્થને જાણનાર બ્રાહ્મણને માટે ભિક્ષા અથવા છેવટ જલપાત્ર પણ સત્કારયુક્ત કરીને વિધિથી આપવું ૯૬

દાનને માટે વેદવેત્તા બ્રાહ્મણ એ અતિ ઉત્તમ પાત્ર ગણાયછે જો તે મળે તો તેને પુષ્કળ આપવું જોઇએ પુષ્કળ અન્ન ન અપાય તો ગ્રાસમાત્ર ભિક્ષા આપવી પણ તે ભિક્ષા ગાય વગેરે સહિત આપવી, એ ભિક્ષા સત્કારયુક્ત થયેથી ગણાયછે આ પ્રમાણે કરવાથી શ્રદ્ધા અને સત્કાર સાથે તે દીધેલુ ગણાયછે એટલી ભિક્ષા દેવાની પણ શક્તિ ન હોય તો છેવટ ફળફુલસાથે જળ પણ આપવુ વિધિથી આપવુ એટલે સ્વસ્તિ કહેવરાવીને આપવુ અભિપ્રાય એ છે કે વેદવેત્તા બ્રાહ્મણને શ્રદ્ધા તથા સત્કારપૂર્વક પોતાની શક્તિપ્રમાણે કંઈપણ અવશ્ય આપવુ જ જોઇએ કહ્યુ છે કે—

एकोऽपि ब्रह्मविद्भुक्ते जगत्तर्पयतेऽखिलम् ।
तस्माद्ब्रह्मविदे देयं यदस्ति वसु किञ्चन ॥

એટલે એકપણ વેદવેત્તા બ્રાહ્મણ ભોજન કરેછે તે સમગ્ર જગતને તૃપ્તિ આપેછે માટે જો કાંઇપણ સંપત્તિ હોય તો વેદવેત્તાને અવશ્ય આપવુ, અને તે પણ તેની યાચનાવગર જ આપણે સામે જઇને દેવું તે શ્રેષ્ઠ છે

પાત્રપણારહિતને આપવું તે નિષ્ફળ છે એમ જણાવેછે—

**नश्यन्ति हव्यकव्यानि नराणामविजानताम् ॥**
**भस्मीभूतेषु विप्रेषु मोहाद्दत्तानि दातृभिः ॥ ९७ ॥**

મોહને લીધે પાત્રાપાત્રને નહિ જાણનારા મન યોમાના દાતા પુ ોએ, વેદાધ્યયનના અભાવથી ભસ્મતુલ્ય બ્રાહ્મણને આપેલા હવ્ય તથા ક્વ્ય નષ્ટ થાયછે ૯૭

જેમ પ્રજ્વલિત અગ્નિમા આપેલી આહુતિ સફળ થાયછે અને નાશ રાખમા હેતુ વી નિષ્ફળ ગણાયછે તેમ બ્રહ્મતેજવાળા બ્રાહ્મણને આપેલા હવ્ય એટલે દેવના ઉદ્દેશવાળા અન્ન તથા કવ્ય એટલે પિતૃના ઉદ્દેશવાળા અન્ન સફળ થાયછે અને બ્રહ્મતેજવગરના અને તેથી જ ભસ્મ એટલે રાખતરખા બ્રાહ્મણોને આપેલા હવ્ય તથા કવ્ય નિષ્ફળ ગણાયછે મોહને લીધે પાત્રાપાત્રને નહિ જાણનારા માણસોમાના દાતા પુરૂષો તેવા બ્રાહ્મણોને દેવ તથા પિતૃના કર્મમા જે કાઇ આપે તે તેનુ નિષ્ફળ થાયછે આમ કહેવાથી બીજા પ્રસંગોમા તેને દેવાનો પ્રતિષેધ થતો નથી

વિદ્વાન અને તપસ્વી બ્રાહ્મણને અન્નાદિક દેવાનુ મોહોટુ ફળ જણાવેછે—

**विद्यातपःसमृद्धेषु हुतं विप्रमुखाग्निषु ॥**

**निस्तारयति दुर्गाच्च महतश्चैव किल्बिषात् ॥ ९८ ॥**

વિદ્યા અને તપની સમૃદ્ધિવાળા બ્રાહ્મણોના મુખ રૂપ અગ્નિમા હોમેલુ હવ્ય કવ્યાદિ અન્ન ભયથી તથા મોહોટા પાપથી તારેછે ૯૮

વિદ્યા અને તપના તેજથી સમૃદ્ધ બ્રાહ્મણોના મુખો હોમના આધાર પણાથી અગ્નિરૂપ છે તેઓમા જે કાઇ હવ્યકવ્ય હોમેલુ હોય તે આ લોકમા દુસ્તર વ્યાધિ શત્રુ અને રાજપીડા વગેરે ભયથી તથા મોહોટા પાપથી એટલે પરલોકના નરકથી રક્ષા કરછે બ્રાહ્મણોના મુખમા હોમ એટલે ભોજન સમજવુ હોમ જેમ મોહોટા ફળવાળો છે તેમ બ્રાહ્મણભોજન પણ મોહોટા ફળવાળુ છે એમ બતાવ્યુ છે કહ્યુ છે કે—

काले न्यायागत पात्रे विधिवत्प्रतिपादितम ।

ददाति परम सौख्यामह लोके परत्र च ॥

એટલે ન્યાયથી આવેલુ ધન સમયસર વિધિપ્રમાણે પાત્રને દેવામા આવે તો તે આ લોક અને પરલો મા પરમસુખ આપેછે બ્રાહ્મણે શુદ્ધ પ્રતિગ્રહથી મેળવ્યુ હોય, ક્ષત્રિયે શસ્ત્રથી મેળવ્યુ હોય અને વૈશ્યે વેપારથી મેળવ્યુ હોય તે ધન ન્યાયથી આવેલુ ગણાયછે [1]

[1] प्रतिग्रहेण शुद्धेन शस्त्रेण क्रयविक्रयात् । यथाक्रम द्विजातीनां धन न्यायादुपागतम् ॥

અતિથિના પૂજનનો પ્રકાર કહેછે—

**संप्राप्ताय त्वतिथये प्रदद्यादासनोदके ॥**
**अन्नं चैव यथाशक्ति सत्कृत्य विधिपूर्वकम् ॥ ९९ ॥**

પોતાની મેળે આવી ચડેલા અતિથિને માટે વિધિપૂર્વક આસન, જળ અને યથાશક્તિ અન્ન આપવાં. ૯૯.

વગર નિમંત્રણે આવી ચડે તે અતિથિ કહેવાય અતિથિને શાસ્ત્રવિધિપ્રમાણે આસન, જળ અને પોતાની શક્તિ પ્રમાણે અન્ન અવશ્ય આપવું

અતિથિનું પૂજન ન કરવામાં થતો દોષ કહેછે—

**शिलानप्युञ्छतो नित्यं पञ्चाग्नीनपि जुह्वतः ॥**
**सर्वं सुकृतमादत्ते ब्राह्मणोनर्चितो वसन् ॥ १०० ॥**

આવી ચડેલો અતિથિ બ્રાહ્મણ, સત્કાર ન પામે તો, તે સત્કાર નહિ કરનાર પુરૂષ ભલે શિલોંછવૃત્તિવાળો અને પચાગ્નિ હોમતો હોય તોપણ તેનાં સઘળાં પુણ્યને લઇ જાયછે ૧૦૦

ખેડુતો સઘળુ લઇ ગયા બાદ ખેતરમા વેરણાઇ રહેલ અન્ન ભેગુ કરી લાવી તેથી આજીવિકા ચલાવનારો બ્રાહ્મણ શિલવૃત્તિ કહેવાયછે અને ગામમાં દાણાના વેપારીઓ પોતાની દુકાન બંધ કરી ચાલ્યા ગયા પછી તેની દુકાનો પાસે વેરણાઇ રહેલા દાણાઓ વીણી લાવી તેથી પોતાની આજીવિકા ચલાવનારો બ્રાહ્મણ ઉછવૃત્તિ કહેવાયછે અને એ બન્ને રીતે પોતાની આજીવિકા ચલાવતો હોય તે શિલોછવૃત્તિ કહેવાયછે બ્રાહ્મણોને માટે શાસ્ત્રમા આ વૃત્તિ ઘણી જ પવિત્ર ગણવામા આવી છે આવી વૃત્તિથી રહેતો હોય તથા પંચાગ્નિ હોમતો હોય એટલે આહવનીય, ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ, આવસથ્ય અને સભ્ય એ પાંચ અગ્નિઓમા હોમ કરતો હોય અર્થાત્ અગ્નિહોત્રી હોય તેનું પુણ્ય ઘણું પ્રબળ હોયછે એમ છતા પણ જો તેને ઘેર આવેલો અતિથિ બ્રાહ્મણ યથાશક્તિ પૂજા ન પામે તો તેનું પુણ્ય તે પૂજા નહિ પામેલો અતિથિ લઇ જાયછે આ ઉપરથી એમ પણ જણાવ્યું કે અત્યંત દરિદ્ર હોય તેણે પણ યથાશક્તિ અતિથિસત્કાર કરવામાં પ્રમાદ રાખવો નહિ વળી એમ પણ જણાવ્યું કે બ્રાહ્મણને શિલોછવૃત્તિપણું તથા અગ્નિહોત્રીપણુ અત્યંત શ્રેષ્ઠ છે

'સજ્જનોને ત્યાં અતિથિસત્કારનો કદીપણ ઉચ્છેદ થતો નથી એમ કહેછે—'

तृणानि भूमिरुदकं वाक्चतुर्थी च सूनृता ॥
एतान्यपि सतां गेहे नोच्छिद्यन्ते कदाचन ॥१०१॥

તૃણ, ભૂમિ, જળ અને ચોથી પ્રિયવાણી એટલી વસ્તુઓ સત્પુરૂષોના ઘરમાં કોઇ સમયે પણ ઉચ્છેદ પામતી નથી. ૧૦૧.

અશક્ત હોય તેણે તૃણવગેરેથી પણ અતિથિનો સત્કાર કરવો, તૃણ શબ્દથી પાથરવાના સર્વે પદાર્થો અને ભૂમિ શબ્દથી આસન શયન વગેરે સમજવાં. આ બધું સત્પુરૂષોના ઘરમાં અતિથિને માટે અવશ્ય હોયછે. અતિથિસત્કારવિષે આ શ્લોકનો આવો અભિપ્રાય પણ નીકળેછે કે ઘરમાં એટલી બધી દરિદ્રતા હોય કે અતિથિ આવે તેને બેસવા દેવાને કંઇ આસન પણ ન હોય તો છેવટ દર્ભતૃણજેવું પણ નાખી તે ઉપર તેને બેસાડવો. તેને સૂવા દેવાને ગાદલું ગોદડું કંઇ ન હોય તો છેવટ ઉખરડી ભોંયની પણ તેને સગવડ આપવી. પણ અમારે ત્યાં સગવડ નથી માટે બીજે જાઓ એમ કહેવું નહિ પગ ધોવામાટે જળ આપવું તથા પીવામાટે પવિત્ર અને શીતળ જળ આપવું એમાં કશું ખર્ચ નથી તથા ભોજનનું ખર્ચ ખમી શકાય તેમ ન હોય તો છેવટ પ્રિયવાણી બોલવી એટલે તેના પધારવાથી પોતાની પ્રસન્નતા જણાવવી.

અતિથિ શબ્દનો અર્થ પ્રસિદ્ધ ન હોવાથી તેનું લક્ષણ કહેછે—

एकरात्रं तु निवसन्नतिथिर्ब्राह्मणः स्मृतः ॥
अनित्यं हि स्थितो यस्मात्तस्मादतिथिरुच्यते ॥१०२॥

એક રાત્રિ બીજાના ઘરમાં વસનાર બ્રાહ્મણ અતિથિ કહેવાયછે. આમ તેનું રહેવું નિત્ય નથી માટે તે અતિથિ કહેવાયછે. ૧૦૨.

બીજાને ઘેર આવી એક રાત્રિપર્યંત નિવાસ કરનાર બ્રાહ્મણ અતિથિ કહેવાયછે. તેનું વસવું નિત્ય નથી તેથી "જેને રહેવામાટે બીજી તિથિ નથી" તેને અતિથિ સમજવો. એક જ ગામમાં બીજે દિવસ કહાડે તો તે અતિથિ ન ગણાય અતિથિપણું બ્રાહ્મણને જ ઘટેછે બીજા વર્ણવાળો કોઇ આવે તે અતિથિ ગણાતો નથી "નિત્ય રહેનાર નહિ" એવા અર્થને જણાવનારાં अनित्य स्थितः એ બે પદોમાંના अनित्य એ પદમાંથી અકાર, તકાર અને ઇકાર લીધો તથા स्थित એ પદમાંથી થકાર અને ઇકાર લીધો એટલે अतिथि શબ્દ થયો આમ પણ કોઇએ અતિથિશબ્દની ઉત્પત્તિ જણાવીછે પણ તેનાકરતાં જેને રહેવામાટે બીજી તિથિ નથી તે અતિથિ એમ એ શબ્દને ઉપજાવવો વધારે સારૂં દેખાયછે.

ઉપર કહેલાં લક્ષણથી રહિત હોય તે અતિથિ ગણાય નહિ એમ જણાવેછે—

**नैकग्रामीणमातिथिं विप्रं सांगतिकं तथा ॥**
**उपस्थितं गृहे विद्याद्भार्या यत्राग्नयोऽपि वा ॥१०३॥**

એક ગામમાં વસનાર તથા આજીવિકાના પ્રયોજનવાળો બ્રાહ્મણ ભાર્યા તથા અગ્નિવાળા ગૃહસ્થને ઘેર આવ્યો હોય તોપણ તે અતિથિ કહેવાય નહિ ૧૦૩

એક ગામમા રહેનાર તથા લોકમા વિચિત્ર હાસી અને કથા વગેરેથી સંગતિ મેળવી વૃત્તિના પ્રયોજનવાળો હોય તેવો બ્રાહ્મણ સ્ત્રી તથા અગ્નિયુક્ત ગૃહસ્થને ઘેર વૈશ્વદેવના વખતમાં આવ્યો હોય તોપણ તેને અતિથિ જાણવો નહિ આથી એમ પણ જણાવ્યુ કે પ્રવાસમા હોવાથી જેની સાથે સ્ત્રી તથા અગ્નિ ન હોય એવો ગૃહસ્થ અતિથિસત્કાર ન કરી શકે તેમા દોષ નથી પણ પુરૂષ પોતે પરદેશ ગયો હોય તોપણ પાછળથી સ્ત્રીએ અતિથિને ભોજન આપવું જોઇએ

અતિથિનો ભોજનાદિકથી સત્કાર કરવો જ જોઇએ એમ હોવાથી કોઇ ગૃહસ્થ આવશ્યકતાવગર માત્ર લોભ અને લાલચથી જ બીજાને ત્યાં અતિથિ થવાનો વિચાર કરે તો તેને તેમ કરતો અટકાવવામાટે કહેછે—

**उपासते ये गृहस्थाः परपाकमबुद्धयः ॥**
**तेन ते प्रेत्य पशुतां व्रजन्त्यन्नादिदायिनाम् ॥१०४॥**

જે બુદ્ધિહીન ગૃહસ્થો બીજાના અન્નની આશા રાખી અતિથિ થાયછે તેઓ પરાન્નભોજનને લીધે મૃત્યુ પામ્યા પછી અન્નાદિ દેનાર પુરૂષોના પશુરૂપે અવતરેછે ૧૦૪.

જે ગૃહસ્થ અતિથિસત્કારના લોભથી બીજે ગામ જઇને પરાન્નનું ઉપાસન કરેછે એટલે તેમા ખૂબ લાગ્યો રહેછે તે બીજા જન્મમાં અન્ન દેનારને ત્યાં પશુ થઇને રહેછે આવા પુરૂષો બુદ્ધિહીન ગણાયછે કારણ કે તેઓ પરાન્નસેવનના દોષને જાણતા નથી, પરાન્નસેવન કરનાર ગૃહસ્થને જે મોટી હાનિ થાયછે તે આ પ્રમાણે છે કે—

परपाकान्नपुष्टस्य सततं गृहमेधिनः ।
दत्तमिष्टं तपोऽधीतं यस्यान्नं तस्य तद्भवेत् ॥

એટલે બીજાને ત્યાં તૈયાર થયેલ ભોજનથી સદા પુષ્ટ રહેતા ગૃહસ્થનું દાન, ઇષ્ટ, તપ અને વેદાધ્યયનવગેરેનું ફળ જેનું અન્ન તેના ઉદરમાં જતું હોય તેને મળેછે.

ગૃહસ્થે કોઇને ત્યાં અતિથિ ન થતાં પોતાને ત્યાં ગમે ત્યારે જે અતિથિ આવે તેનો સત્કાર કરવામાં જ સ્થિર રહેવું જોઇએ તથા સાંજ વખતે આવનાર અતિથિને તો કદી પાછો વાળવો નહિ એમ જણાવેછે—

अप्रणोद्योऽतिथिः सायं सूर्योढो गृहमेधिना ॥
काले प्राप्तस्त्वकाले वा नास्यानश्नन्गृहे वसेत् ॥१०५॥

સાંજ વખતે આવેલો અતિથિ કે જેનાપર બીજે ગામથી ચાલીને આવેલ હોવાથી સૂર્યનો તાપ પડેલો હોય તેને ગૃહસ્થે પાછો વાળવો નહિ. કારણ કે અતિથિ સમયસર આવ્યો હોય અથવા સમયવગર આવ્યો હોય તોપણ તેને જમાડ્યાવગર ઘરમા રહેવું નહિ. ૧૦૫.

જો કોઇ એમ ધારતા હોય કે વૈશ્વદેવ થયાપછી તરત આવે તે જ અતિથિ અને તેનો જ સત્કાર કર્યો એટલે બસ છે અને તે પછી કોઇ આવે તો તેને પાછો વાળવામા કે નિરાશ કરવામાં અડચણ નહિ. તો તેમનું તે ધારવું ભૂલભરેલું છે કારણ કે સાંજ વખતે આવેલા અતિથિને તો કદી ના કહેવી જ નહિ. તે બિચારો ચાલી ચાલીને આવેલો હોય, વળી તેના પર સૂર્યનો તડકો પડેલો હોય એટલે તેનું આશ્વાસન તો વિશેષ કરવું જોઇએ એવા પ્રકારનું ઘર માંડીને વસવું અર્થાત્ એવા પ્રકારનો ગૃહસ્થાશ્રમ ભોગવવો તે નહિ ભોગવવા જેવો જ છે કે જેમા કોઇ પણ અતિથિ તેના મુખ્યસમયઉપર એટલે વૈશ્વદેવ પછી તરત આવ્યો હોય અથવા તેવા મુખ્યસમયવગર ગમે ત્યારે આવ્યો હોય તોપણ તેનો ભોજનાદિકથી સત્કાર કરવામાં ન આવે વિષ્ણુપુરાણમાં કહ્યુ છે કે—

दिवाऽतिथौ तु विमुखे गते यत्पातकं नृप ।
तदेवाष्टगुणं प्रोक्तं सूर्योढे विमुखे गते ॥

એટલે હે રાજા! દિવસના આવેલા અતિથિને પાછો વાળવામાં જે પાપ લાગે તેના કરતાં આઠગણું પાપ સૂર્યનો તડકો ખમીને સાંજ વખતે આવેલા અતિથિને પાછો વાળવામાં લાગેછે 'એ' વખતે તો ગમે તેવો ઉત્તમ કે સાધારણ.

અતિથિ આવે તેનો પણ સત્કાર કરવો. પોતાને ત્યાં સાયંકાળનું ભોજન થઇ રહ્યુ હોય તોપણ તેવા અતિથિને જમાડવો અને કદી કંઇ અન્ન અવશેષ ન રહ્યુ હોય તો નવી રસોઇ કરીને પણ તેને જમાડવો જોઇએ

અતિથિપૂજન અતિ આવશ્યક છે એમ દેખાડેછે—

**न वै स्वयं तदश्नीयादतिथिं यन्न भोजयेत् ॥**

**धन्यं यशस्यमायुष्यं स्वर्ग्यं वातिथिपूजनम् ॥१०६॥**

જે અન્ન અતિથિને જમાડેલુ ન હોય તે અન્ન ગૃહસ્થે પોતે ખાવું નહિ. કારણ કે અતિથિપૂજન ધન આપનાર, યશ આપનાર, આયુષ આપનાર અને સ્વર્ગ આપનાર છે ૧૦૬

અતિથિને સાધારણ વસ્તુ જમાડવી અને પોતે તેથી જુદી ઉત્તમ વસ્તુ જમવી એમ ગૃહસ્થે કદી પણ કરવુ નહિ કારણ કે સાચા ભાવથી અતિથિનો સત્કાર કરવામા આવે તો ધન, યશ, આયુષ અને અંતે સ્વર્ગ મળેછે

એકસાથે વધારે અતિથિઓ આવ્યા હોય તો તેઓના સત્કારનો પ્રકાર કહેછે—

**आसनावसथौ शय्यामनुव्रज्यामुपासनम् ॥**

**उत्तमेषूत्तमं कुर्याद्धीने हीनं समे समम् ॥ १०७ ॥**

આસન, વિશ્રામસ્થાન, શય્યા, અનુવ્રજ્યા અને ઉપાસના એઓ ઉત્તમ પુરૂષોને માટે ઉત્તમ કરવા, હીનમાટે હીન એટલે તેથી ઉતરતા પ્રકારના કરવાં અને સમાન માટે સમાન કરવા ૧૦૭

ઘેર એકકરતા વધારે અતિથિઓ આવે ત્યારે તેઓમા જેઓ ઉત્તમ હોય તેઓને માટે આસન, ઉતારાની જગા, સૂવાના સાહિત્યો, તેઓ જાય તે વખતે તેમને વળાવવા જવુ અને તેઓ રહે ત્યા સુધી તેમની પાસે બેસવું અને તેમને પ્રસન્ન રાખવા, આ સઘળુ ઉત્તમ પ્રકારે કરવું અને જેઓ તેમનાથી ઉતરતી કક્ષાના હોય તેમને માટે તે સઘળુ તેમનાથી ઉતરતુ એટલે તેમનાથી કાંઇક ઓછું તથા તેમની પછી કરવું અને જેઓ સમાન હોય તેમને માટે તે સઘળુ તેમના બરોબર જ કરવુ

પાછળથી આવેલા કોઇ અતિથિને માટે બીજી વખત રાંધવું પડે તો તે રસોઇમાંથી બલિહરણવગેરે કરવાની જરૂર નથી એમ જણાવેછે—

**वैश्वदेवे तु निर्वृत्ते यद्यन्योऽतिथिराव्रजेत् ॥**
**तस्याप्यन्नं यथाशक्ति प्रदद्यान्न बलिं हरेत् ॥१०८॥**

વૈશ્વદેવ વગેરે સઘળું પૂરૂં થઈ ગયા પછી પણ જો બીજો અતિથિ આવે તો તેને પણ યથાશક્તિ અન્ન આપવું પણ પછી બલિહરણ કરવું નહિ. ૧૦૮.

બીજો અતિથિ એમ લખ્યું તેથી અતિથિભોજનસુધી વૈશ્વદેવ થઈ ગયેલ હોય ત્યાર બીજો અતિથિ આવે તો તેને માટે ફરીથી રસોઈ કરીને પણ તેને અન્ન આપવું પણ પછી જે રસોઈ થાય તેમાંથી બલિદાન દેવાની જરૂર નથી, બલિદાનના નિષેધની સાથે સમગ્ર વૈશ્વદેવનો જ નિષેધ સમજવો બીજી વખત અતિથિને જમાડવો પણ બીજી વખત બલિહરણ કરવું નહિ આમ કહેવાથી ભૂતયજ્ઞ વગેરે કરતા મનુષ્યયજ્ઞની શ્રેષ્ઠતા અને આવશ્યકતા બતાવી છે.

પ્રસંગ હોવાથી અતિથિને ઉપદેશ કરેછે—

**न भोजनार्थं स्वे विप्रः कुलगोत्रे निवेदयेत् ॥**
**भोजनार्थं हि ते शंसन् वान्ताशीत्युच्यते बुधैः ॥१०९॥**

બ્રાહ્મણે ભોજનમાટે પોતાના કુલ તથા ગોત્ર કહેવા નહિ કારણ ભોજન માટે કુલ તથા ગોત્રને પ્રસિદ્ધ કરનાર બ્રાહ્મણને વિદ્વાનો વાન્તાશી કહેછે. ૧૦૯.

અતિથિએ ભોજનના લોભથી પોતાના કુળ તથા ગોત્ર કહેવા નહિ એટલે હું અમુકનો પુત્ર છું અને અમુક કુળનો છું તથા હું અમુક ગોત્રનો છું કે અમુક મારૂં નામ છે, એમ કહેવું નહિ. પિતા તથા પિતામહ વગેરે અભિજનો કુળ કહેવાયછે તથા ગર્ગ, ભારદ્વાજ વગેરે ગોત્રો કહેવાયછે અથવા પોતાનું નામ પણ ગોત્ર કહેવાયછે એમ નામને બદલે બીજું નામ લેવાઈ જતા તેને ગોત્રસ્ખલન થયું કહેવામાં આવેછે તેમાં ગોત્રનો અર્થ સ્પષ્ટરીતે નામ છે જે પુરૂષ ભોજન માટે એઓને જાહેર કરેછે અને તેની પ્રશંસા કરેછે તેને શાસ્ત્રજ્ઞ પુરૂષો વાન્તાશી એટલે વમેલાનું ભક્ષણ કરનારા કહેછે અર્થાત્ વમેલાનું ભક્ષણ કરનારના જેવો તે પાપી થાયછે.

ઘેર અતિથિની પેઠે આવેલા છતાં કોને અતિથિ ન ગણવા તે કહેછે—

**न ब्राह्मणस्य त्वतिथिर्गृहे राजन्य उच्यते ॥**
**वैश्यशूद्रौ सखा चैव ज्ञातयो गुरुरेव च ॥ ११० ॥**

બ્રાહ્મણને ઘેર ક્ષત્રિય આવેલો હોય તો તે અતિથિ ગણાતો નથી તેમ જ વૈશ્ય, શૂદ્ર, મિત્ર, જ્ઞાતિ અને ગુરુ એઓ પણ અતિથિ ગણાતા નથી ૧૧૦.

ક્ષત્રિયવગેરે બ્રાહ્મણના અતિથિ ગણાતા નથી કારણ કે ક્ષત્ર વગેરેથી બ્રાહ્મણ ઉત્તમ જાતિવાળો છે મિત્ર તથા જ્ઞાતિઓ આત્મસબન્ધી છે જમવા ન્યસ તો પ્રભુતુલ્ય છે, તે પણ કાઇ અતિથિ ગણાય નહિ તેથી બ્રાહ્મણને ઘેરો પાક અતિથિના લક્ષણવાળો જ બ્રાહ્મણ આવે તેજ અતિથિ ગણાયછે એવી જ રહેલ્ય ક્ષત્રિયને ત્યા બ્રાહ્મણ તથા ક્ષત્રિય એઓ જ અતિથિ થઇ શકેછે પણ વૈશ્ય અને શૂદ્ર આવે તે અતિથિ ગણાતો નથી અને વૈશ્યને ત્યા બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય એઓ જ અતિથિ ગણાય, પણ શૂદ્ર આવે તે અતિથિ ગણાતો નથી "બ્રાહ્મણને ઘેર" એમ કેહ્યુ હોવાથી અરણ્યમા તો જે કોઇ આવે તેને અતિથિ ગણવા જોઇએ કારણ કે ત્યા તરત અન્ય શરણ મળતુ નથી

બ્રાહ્મણને ત્યાં ક્ષત્રિય અતિથિધર્મવડે આવે તો તેનો સત્કાર કેવી રીતે કરવો તે કહેછે—

## यदि त्वतिथिधर्मेण क्षत्रियो गृहमाव्रजेत् ॥
## भुक्तवत्सु च विप्रेषु कामं तमपि भोजयेत् ॥१११॥

જો કદાચ ક્ષત્રિય અતિથિના ધર્મથી બ્રાહ્મણને ઘેર આવે તો અતિથિરૂપે આવેલા બ્રાહ્મણો ભોજન કરી રહે ત્યાર પછી ઇચ્છાનુસાર તેને પણ ભોજન કરાવવુ ૧૧૧

સાથે કાઇ ખાવાની વસ્તુ ન હોય બીજા ગામમા જવુ તથા જેને ત્યા જવું તેને ત્યા ભોજનની તૈયારીના સમયમા પહોચવુ એ અતિથિના ધર્મ છે આવા અતિથિના ધર્મથી જો ક્ષત્રિય બ્રાહ્મણને ઘેર આવ્યો હોય તો પહેલા બ્રાહ્મણ અતિથિને જમાડીને તેને પણ જમાડવો બ્રાહ્મણ અતિથિની બીજી જે કાઇ સેવા કરવાનુ કહ્યુ છે તે સેવા ક્ષત્રિયાદિકની કરવાની નથી પ્રિયવચના દિકસત્કાર તો સર્વ અતિથિને માટે છે

વૈશ્ય અને શૂદ્ર અતિથિધર્મવડે આવે તો તેઓને કેવી લાગણીથી ક્યારે જમાડવા તે કહેછે—

## वैश्यशूद्रावपि प्राप्तौ कुटुम्बेऽतिथिधर्मिणौ ॥
## भृत्यैस्तावानृशंस्यं प्रयोजयन् ॥११२॥

તેઓને અતિથિથી પહેલા જમાડવાની સંપૂર્ણ છૂટ આપી છે એમ સમજવુ જેનો પિતા તથા સસરો જીવતા હોય એવી સંતાનવાળી સ્ત્રી પણ સુવાસિની કહેવાયછે अतिथिभ्योऽग्र एवैतान् એને બદલે अतिथिभ्योऽन्वगेवैतान् એવો પાઠ પણ ચાલેછે અને તેમા એવો અર્થ કરવામા આવેછે કે અતિથિઓ જમવા બેસે કે તે પછી તરત જ તેઓને જમાડવા कुमारींश्च ને બદલે कुमाराश्च એવો પાઠ પણ ચાલેછે તેથી પાંચવર્ષથી નાહાના બાળક પુત્રોને પણ અતિથિની પહેલા જમાડી લેવાની છૂટ સમજાયછે કારણ કે યાજ્ઞવલ્ક્ય અતિથિભોજનની પહેલાં બાળકોને જમાડવાની પણ છૂટ આપી છે

અતિથિવગેરેની પહેલાં ભોજન કરનાર ગૃહસ્થની નિંદા કરેછે—

अदत्त्वा तु य एतेभ्यः पूर्वं भुङ्क्तेऽविचक्षणः ॥
स भुञ्जानो न जानाति श्वगृध्रैर्जग्धिमात्मनः ॥११५॥

જેપરને નહિ જાણનાર જે પુરુષ એ સર્વાઓને અન્ન આપ્યાવગર પ્રથમ પોતે ભોજન કરેછે તે શ્વાન તથા ગૃધ્રવગેરે પોતાને ખાશે એમ જાણતો નથી ૧૧૫

અતિથિવગેરેને આપ્યાવગર ભોજન કરનાર પુરુષ પાછળથી પોતાની કેવી દુર્દશા થશે તેને જાણતો નથી, જેથી તે અવિચક્ષણ એટલે મૂઢ ગણાયછે

હવે ગૃહસ્થ અને તેની સ્રીને ભોજન કરવાનો સમય કહેછે—

भुक्तवत्स्वथ विप्रेषु स्वेषु भृत्येषु चैव हि ॥
भुञ्जीयातां ततः पश्चादवशिष्टं तु दम्पती ॥११६॥

અતિથિઓ, સગાંવાહાલાંઓ અને નોકરવગેરે ભોજન કરી રહે તે પછી સ્ત્રી પુરુષે બાકી રહેલ અન્નનું ભોજન કરવુ ૧૧૬

ગૃહસ્થ તથા તેની પત્નીએ આ સઘળા પોષ્યવર્ગને પ્રથમ જમાડીને જ પછી પોતે જમવુ કારણ કે પ્રથમથી જમનારને માટે ઉપરના શ્લોકમા દોષ જણાવેલો છે

પંચ મહાયજ્ઞો કર્યાપછી જ ગૃહસ્થે અવશિષ્ટ અન્ન જમવું એમ કહેછે—

देवानृषीन्मनुष्यांश्च पितॄन्गृह्याश्च देवताः ॥
पूजयित्वा ततः पश्चाद्गृहस्थः शेषभुग्भवेत् ॥११७॥

દેવોને, ઋષિઓને, મનુષ્યોને, પિતૃઓને અને ઘરના દેવોને પૂજીને તે પછી ગૃહસ્થે અવશેષ રહેલું અન્ન જમવું. ૧૧૭.

ગૃહસ્થે પંચમહાયજ્ઞનું અવશેષ અન્ન જમવું એજ યોગ્ય છે. ગૃહસ્થ પદમાં ઘરનાં મુખ્ય સ્ત્રીપુરૂષ બન્ને સમજી લેવાં કારણ કે ઉપરના શ્લોકમાં સ્ત્રીપુરૂષ બન્નેને અતિથિવગેરે જમતાં અવશિષ્ટ રહેલ અન્ન જમવાની આજ્ઞા કરવામા આવી છે

દેવાદિકના ઉદ્દેશને છોડી માત્ર પોતાના ઉદ્દેશથી જ તૈયાર કરેલું અન્ન જમનાર દોષિત થાયછે એમ કહેવાની સાથે દેવાદિકના ઉદ્દેશથી તૈયાર કરેલું અને તેઓને માટે ઉપયોગ કરતાં બાકી રહેલું અન્ન જ ગૃહસ્થોને માટે યોગ્ય છે એમ જણાવેછે—

**अघं स केवलं भुङ्क्ते यः पचत्यात्मकारणात् ॥**
**यज्ञशिष्टाशनं ह्येतत्सतामन्नं विधीयते ॥ ११८ ॥**

જે પુરૂષ પોતાને માટે અન્નપાક કરી ભોજન કરેછે તે કેવળ પાપનું ભોજન કરેછે. યજ્ઞો કરતાં અવશેષ રહેલું જે અન્ન હોય તેજ સત્પુરૂષોનું અન્ન છે એમ વિધાન કરવામાં આવેછે. ૧૧૮.

જે પુરૂષ પોતાને માટે જ અન્ન રાંધીને જમેછે એટલે દેવવગેરેને અર્પણ કરતો નથી તે પાપના હેતુપણાથી કેવળ પાપનું જ ભોજન કરેછે, અન્નનું ભોજન કરતો નથી એમ સમજવું. શ્રુતિપણ કહેછે કે "केवलाघो भवति केवलादी" કેવળ પોતામાટે જ રસોઇ કરી જમેછે તે કેવળ પાપનું જ ભોજન કરેછે કારણ કે પાકયજ્ઞથી અવશેષ રહેલુ જે અન્ન છે તેજ સાધુપુરૂષોનું અન્ન છે એમ ઉપદેશ કરેલો છે અભિપ્રાય એ છે કે જ્યોતિષ્ટોમવગેરે યજ્ઞનું અવશિષ્ટ અન્ન જેવું ઉત્તમ ફળ આપેછે તેવું જ ઉત્તમ ફળ શાસ્ત્ર પ્રમાણે ચાલનારા ગૃહસ્થે અતિથિવગેરેના અવશિષ્ટ અન્નનું ભક્ષણ કરવું તે આપેછે.

પોતાને જે વસ્તુ પ્રિય હોય તે પ્રથમ પોતાના ઉપયોગમાં ન લેતાં તેનું પાત્રે દાન કરવાથી જ તેની અક્ષય પ્રાપ્તિ થાય એમ જણાવેછે—

**यद्यदिष्टतमं लोके यच्चास्य दयितं गृहे ॥**
**तत्तद्गुणवते देयं तदेवाक्षयमिच्छता ॥ ११९ ॥**

ગૃહસ્થને લોકમાં જે જે કાંઇ અતિ ઇષ્ટ હોય તથા ઘરમાં પણ જે પ્રિય હોય તેની પોતાને અક્ષય પ્રાપ્તિ થાય એવી ઇચ્છા ધરાવનાર તેણે તે તે વસ્તુનું ગુણવાનને દાન કરવું જોઇએ. ૧૧૯.

જે ભોજનાદિક વસ્તુઉપર પોતાની વિશેષ ઇચ્છા રહેતી હોય તેવી વસ્તુ. પોતાને અક્ષય મળે એવી ઇચ્છા સફળ થવામાટે તે પ્રથમ અતિથિવગેરે ગુણવાન પાત્રને જરૂર આપવી જોઇએ

અતિથિસત્કારના પ્રસંગને લીધે રાજાવગેરેની પૂજાનો પ્રકાર પણ કહેછે—

**राजर्त्विक्स्नातकगुरून्प्रियश्वशुरमातुलान् ॥**
**अर्हयेन्मधुपर्केण परिसंवत्सरात्पुनः ॥ १२० ॥**

રાજા, ઋત્વિજ, સ્નાતક, ગુરૂ, જમાઇ, શ્વશુર અને માતુલ એઓનું મધુપર્કથી પૂજન કરવું ફરીને વર્ષપછી આવે તો ત્યારે પણ તેજ પ્રમાણે પૂજન કરવું ૧૨૦

રાજા એટલે પટ્ટાભિષેક પામેલો ક્ષત્રિય, ઋત્વિજ એટલે યજ્ઞ-મેમા યજમાનથી વરણ પામેલો બ્રાહ્મણ, સ્નાતક એટલે વિદ્યા તથા વ્રતની પૂર્ણતામા થતા શાસ્ત્રોક્ત સંસ્કારને પામેલો, જમાઇ એટલે જેને પોતાની કન્યાનું દાન કર્યું હોય તે તથા શ્વશુર એટલે સસરો અને માતુલ એટલે મામો, એઓ પોતાને ત્યાં આવે ત્યારે ગૃહ્યસૂત્રમા કહ્યાપ્રમાણે તેઓનું મધુપર્કથી પૂજન કરવુ એક વખત આવી રીતે પૂજન થયા પછી તેજ વર્ષમા બીજી વખત આવે તો મધુપર્કથી પૂજન કરવાનુ નથી પણ એક વર્ષ થઇ ગયા પછી આવે તો તે વખતે મધુપર્કથી પૂજન કરવુ જોઇએ

હવે રાજા તથા સ્નાતકની પૂજાના સંકોચમાટે કહેછે—

**राजा च श्रोत्रियश्चैव यज्ञकर्मण्युपस्थितौ ॥**
**मधुपर्केण संपूज्यौ न त्वयज्ञ इति स्थितिः ॥१२१॥**

રાજા તથા શ્રોત્રિય બ્રાહ્મણ એઓ યજ્ઞકર્મમાં આવ્યા હોય ત્યારે જ મધુપર્કથી પૂજન કરવામાટે યોગ્ય છે, પણ યજ્ઞવગર નહિ: એવી મર્યાદા છે ૧૨૧.

'રાજા' તથા શ્રોત્રિય એટલે સ્નાતક બ્રાહ્મણ એ બન્ને વર્ષ પછી પણ યજ્ઞકર્મમાં આવેલા હોય તોજ મધુપર્કથી પૂજા કરવાયોગ્ય છે પણ યજ્ઞ વગર નહિ-

જમાઇવગેરે તો વર્ષ પછી યજ્ઞવગર પણ મધુપર્કથી પૂજ્ય છે. વર્ષની વચમાં તો સઘળાઓને માટે યજ્ઞ તથા વિવાહમાં જ મધુપર્ક કરવો. ગૌતમ કહેછે કે "ઋત્વિજ, આચાર્ય, શ્વશુર, કાકા અને મામો એઓ વર્ષ થઇ ગયા પછી આવેલા હોય ત્યારે મધુપર્કથી તેઓનું પૂજન કરવું અને વર્ષની વચમાં યજ્ઞ અને વિવાહમાં પૂજન કરવું. તેમજ રાજાનું તથા શ્રાત્રિયનું પૂજન પણ યજ્ઞમાં જ કરવું" યજ્ઞરૂપ નિમિત્તને લીધે વર્ષ પૂરૂં થયા પહેલાં આવે તોપણ મધુપર્કની પ્રાપ્તિને માટે આ વિધિ છે

પ્રાતઃકાલના પાકસંબંધી કહીને હવે સાયંકાલના પાકસંબંધી કહેછે—

**सायं त्वन्नस्य सिद्धस्य पत्न्यमन्त्रं वलिं हरेत् ॥**
**वैश्वदेवं हि नामैतत्सायं प्रातर्विधीयते ॥ १२२ ॥**

ગૃહસ્થની પત્નીએ સાયંકાળે તૈયાર કરેલા અન્નનુ બલિ મંત્રવગર આપવું કારણ કે એ વૈશ્વદેવનામનુ કર્મ સાયંકાળે તથા પ્રાતઃકાળે કરવાનો વિધિ છે ૧૨૨

પ્રાતઃકાળે થતા વૈશ્વદેવમાંનુ જેટલુ અન્નસાધ્ય કર્મ છે તે સાયંકાળે પણ કરવાનું છે, અને તે પત્નીએ મંત્રવગર જ કરવાનું છે

પ્રતિદિનના કર્તવ્યરૂપ પંચમહાયજ્ઞો કહ્યા, હવે પ્રતિમાસે અમાવાસ્યામાં કર્તવ્યરૂપ શ્રાદ્ધના વિધિનો ઉપદેશ કરતાં પ્રથમ અગ્ન્યાધાનવાળાને માટે વિશેષ જણાવેછે—

**पितृयज्ञं तु निर्वर्त्य विप्रश्चेन्दुक्षयेऽग्निमान् ॥**
**पिण्डान्वाहार्यकं श्राद्धं कुर्यान्मासानुमासिकम्॥१२३**

આગ્નિકબ્રાહ્મણે પ્રતિમાસે અમાવાસ્યાને દિવસ પિંડપિતૃયજ્ઞ નામનુ કર્મ કરીને પિંડાન્વાહાર્યક નામનુ શ્રાદ્ધ કરવુ ૧૨૩.

અગ્નિહોત્ર તથા આવસથ્યવાળા બ્રાહ્મણે અમાવાસ્યાને દિવસે પિંડપિતૃયજ્ઞ નામનુ કર્મ કરી લીધાપછી શ્રાદ્ધ કરવું, આ શ્રાદ્ધ પિંડાની પછી કરવામાં આવેછે માટે પિંડાન્વાહાર્યક કહેવાયછે

ઉપર જણાવેલ અમાવાસ્યામાં કરવાના શ્રાદ્ધનો પ્રયોગવિધિ કહેછે—

**पितॄणां मासिकं श्राद्धमन्वाहार्यं विदुर्बुधाः ॥**
**तच्चामिषेण कर्त्तव्यं प्रशस्तेन प्रयत्नतः ॥ १२४ ॥**

પંડિતો પ્રતિમાસે કરવામાં આવતા પિતૃઓના શ્રાદ્ધને અન્વાહાર્ય કહેછે, અને તે સર્વપ્રકારે ઉત્તમ માંસથી કરવું એમ કહેછે. ૧૨૪.

આ પ્રતિમાસે કરવાયોગ્ય શ્રાદ્ધ ઉપર જણાવવાપ્રમાણે પિતૃયજ્ઞપિંડોની પાછળ કરવામાં આવેછે તેથી પંડિતો તેને પિંડાન્વાહાર્યક કહેછે, એ શ્રાદ્ધ દુર્ગંધાદિરહિત માંસથી કરવાનું છે. આ શ્રાદ્ધનું પ્રકરણ બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય એ ત્રણેનેમાટે હોવાછતાં ઉપરના એટલે ૧૨૩ મા શ્લોકમાં કેવળ બ્રાહ્મણનેમાટે લખી આ શ્લોકથી તેને છૂટો પાડી જણાવ્યુ છે કે માંસથી શ્રાદ્ધ કરવું તે બ્રાહ્મણને માટે નહિ પણ ક્ષત્રિય અને વૈશ્યને માટે છે, અને એટલા માટે જ પુલસ્ત્યમુનિ કહેછે કે मुन्यन्नं ब्राह्मणस्योक्तं मांसं क्षत्रियवैश्ययोः । એટલે બ્રાહ્મણના શ્રાદ્ધમાં શ્યામાકવગેરે મુનિને યોગ્ય અન્ન તથા ક્ષત્રિય અને વૈશ્યનેમાટે માંસ કહેલું છે

શ્રાદ્ધમાં કેવા અને કેટલા બ્રાહ્મણોને ક્યા અન્નથી જમાડવા વગેરે કહેવાની પ્રતિજ્ઞા કરેછે—

**तत्र ये भोजनीयाः स्युर्ये च वर्ज्या द्विजोत्तमाः ॥**
**यावन्तश्चैव यैश्चान्नैस्तान्प्रवक्ष्याम्यशेषतः ॥ १२५ ॥**

હે મુનિઓ! તેમાં જે બ્રાહ્મણો જમાડવાયોગ્ય છે, જેઓ છોડી દેવાયોગ્ય છે, જેટલી સંખ્યાવાળા જેઓ અને જે અન્નથી જમાડવા જોઇએ તે સઘળુ હું કહુંછું. ૧૨૫

તેમાં એટલે પિંડપિતૃયજ્ઞમાં તથા પાર્વણશ્રાદ્ધ એટલે અમાવાસ્યાના શ્રાદ્ધમાં કેવા બ્રાહ્મણો કામ આવે અને કેવા બ્રાહ્મણો કામ ન લાગે તેમજ કેટલા બ્રાહ્મણો જોઇએ અને તેઓને કેવાપ્રકારનું અન્ન જમાડવું જોઇએ તે પણ અવશ્ય જાણવું જોઇએ, કારણકે શ્રાદ્ધનો વિધિ તોજ સાંગોપાંગ થયો ગણાયછે

આ સ્થળમાં ઉદ્દેશના ક્રમપ્રમાણે જમાડવાયોગ્ય બ્રાહ્મણો કહેવા જોઇએ, તોપણ થોડું કહેવાનું હોવાથી પ્રથમ બ્રાહ્મણોની સંખ્યાવિષે કહેછે—

द्वौ दैवे पितृकार्ये त्रीनेकैकमुभयत्र वा ॥
भोजयेत्सुसमृद्धोऽपि न प्रसज्जेत विस्तरे ॥ १२६ ॥

અત્યંત સમૃદ્ધિવાળા ગૃહસ્થે પણ શ્રાદ્ધમાં દેવકાર્યમાં બે બ્રાહ્મણોને અને પિતૃકાર્યમાં ત્રણ બ્રાહ્મણોને જમાડવા અથવા બન્નેમાં એક એક બ્રાહ્મણ જમાડવો. વિસ્તારમાં પડવું નહિ. ૧૨૬

શ્રાદ્ધમાં દેવકાર્યમાં એટલે વિશ્વેદેવાના નિમિત્તથી બે બ્રાહ્મણ જમાડવા કારણકે વિશ્વેદેવા બે હોય છે તથા પિતૃકાર્યમાં ત્રણ બ્રાહ્મણ જમાડવા કારણકે પિતા, પિતામહ અને પ્રપિતામહ એમ ત્રણ પુરુષ પૂજ્ય હોય છે અથવા તો વિશ્વેદેવાના નિમિત્તથી એક જ બ્રાહ્મણ જમાડવો અને પિતૃના નિમિત્તથી પણ એક જ બ્રાહ્મણ જમાડવો. વિશેષ શક્તિ ન હોય તો આ રીતિએ ઓછામાં ઓછા બે બ્રાહ્મણ જમાડવા અને શક્તિ હોય તો ઉપર જણાવવાપ્રમાણે બે દેવનિમિત્ત અને ત્રણ પિતૃનિમિત્ત એમ પાંચ બ્રાહ્મણો જમાડવા પણ તેથી વધારે નહિ.

શ્રાદ્ધમાં બ્રાહ્મણોનો વિસ્તાર ન કરવો તેનું કારણ કહે છે—

सत्क्रिया देशकालौ च शौचं ब्राह्मणसंपदः ॥
पञ्चैतान्विस्तरो हन्ति तस्मान्नेहेत विस्तरम् ॥१२७॥

શ્રાદ્ધમાં વિસ્તાર કરવાથી સત્ક્રિયા, દેશ, કાળ, શૌચ અને બ્રાહ્મણોનો લાભ એ પાંચનો નાશ થાય છે માટે વિસ્તાર કરવો નહિ. ૧૨૭

સત્ક્રિયા એટલે નિમંત્રિત બ્રાહ્મણોનું પૂજન, દેશ એટલે દક્ષિણમાં નમતો પ્રદેશ, કાળ એટલે અપરાહ્ણનો સમય, શૌચ એટલે શ્રાદ્ધ કરનારની, જમવા આવેલા બ્રાહ્મણોની તથા પાક કરનાર વગેરે બીજા ઉપયોગી માણસોની પવિત્રતા અને બ્રાહ્મણોનો લાભ એટલે હવે કહેવાશે તેવી યોગ્યતાવાળા બ્રાહ્મણોનું શ્રાદ્ધના કામમાં આવવું એ પાંચે બાબત વિસ્તાર કરતાં એટલે ઘણા બ્રાહ્મણોને ભોજન કરાવવા જતાં વીંખાઈ જાય છે માટે વિસ્તાર ન કરવાનું કાંઈ અદૃષ્ટફળ નથી પણ દૃષ્ટફળ છે, તેથી એ ઉપરની પાંચ બાબતો ન વીંખાઈ જાય એવી સગવડ કરવાની પોતાની શક્તિ હોય તો વિશેષ બ્રાહ્મણો જમાડવામાં પણ અડચણ નથી. જેમકે પિતૃકાર્યમાં પિતાના ઉદ્દેશથી ત્રણ, પિતામહના ઉદ્દેશથી ત્રણ અને પ્રપિતામહના ઉદ્દેશથી ત્રણ એમ કુલ નવ બ્રાહ્મણો અથવા એકીની સંખ્યામાં તેથી વિશેષ પણ જમાડી શકાય છે. સૂર્યના ઉદયથી અસ્તસુધીના સમયના પાંચ વિભાગ કરી પછી તેમાંનો જે ચોથો વિભાગ આવે તે અપરાહ્ણ સમય કહેવાય છે.

વિસ્તાર ન કરવાનું વિશેષ કારણ કહેછે—

**प्रथिता प्रेतकृत्यैषा पित्र्यं नाम विधुक्षये ॥**
**तस्मिन्युक्तस्यैति नित्यं प्रेतकृत्यैव लौकिकी ॥१२८॥**

અમાવાસ્યાને દિવસ પિતૃના ઉદ્દેશથી કરવામા આવતુ શ્રાદ્ધકર્મ કે જે પ્રેતકૃત્ય એવા નામથી પ્રસિદ્ધ છે તેમા તત્પર મનુષ્યને સ્મૃતિપ્રતિપાદિત એ પ્રેતકૃત્યા ઉત્તમ ફળ આપેછે ૧૨૮

प्र ઉપસર્ગની સાથે ગત્યર્થ इण्‌ધાતુનુ ભૂતકૃદન્તરૂપ इत શબ્દ મેળવવાથી प्रेत શબ્દ થાયછે, એટલે તે શબ્દનો અર્થ એવો થાયછે કે આ લોકમાથી અસ્ત ગયેલો અર્થાત્ મરણ પામેલા તે પ્રેત કહેવાયછે અને તેનેમાટે જે ક્રિયા કરવામા આવે તે પ્રેતકૃત્યા સમજવી અમાવાસ્યાને દિવસે કરવામા આવતુ શ્રાદ્ધ મૃત પિતૃઓના ઉપકારમાટે હોવાથી તે પણ પ્રેતકૃત્યા એ નામથી પ્રસિદ્ધ છે એ પ્રેતકૃત્યા કે જેનુ ધર્મશાસ્ત્રોમા પ્રતિપાદન કરવામા આવ્યુ છે તે પિતૃકર્મમા તત્પર મનુષ્યને સારા ગુણવાળા પુત્રપૌત્ર અને ધનવગેરે ઉત્તમ ફળો આપનાર છે, આવા ઉત્તમ ફળવાળી ક્રિયા પ્રતિમાસે અવશ્ય કરવાની છે, જો શ્રાદ્ધમા વિસ્તાર કરવામા આવે તો તેવા વિસ્તારવાળી ક્રિયા દોષ આગમા ન થાય એમ પણ બને, માટે વિસ્તારમા ન ફસાતા આવશ્યક જેટલુજ બ્રહ્મભોજન રાખી તે ક્રિયા નિયમસર જાળવવી એવુ તાત્પર્ય છે

શ્રાદ્ધમાં કેવો બ્રાહ્મણ જોઇએ તે જણાવેછે—

**श्रोत्रियायैव देयानि हव्यकव्यानि दातृभिः ॥**
**अर्हत्तमाय विप्राय तस्मै दत्तं महाफलम् ॥ १२९ ॥**

દાતાઓએ હવ્ય તથા કવ્ય અન્ન શ્રોત્રિય બ્રાહ્મણને જ આપવા કારણ કે અત્યન્ત યોગ્ય તે બ્રાહ્મણને આપેલુ હોય તે મોટા ફળવાળુ થાયછે ૧૨૯

દેવના ઉદ્દેશથી કે પિતૃના ઉદ્દેશથી જે કાઇ અન્નાદિક આપવુ હોય તે વેદવેત્તા બ્રાહ્મણને જ આપવુ કારણ કે શાસ્ત્રશ્રવણ, સદાચાર અને તપવગેરેથી અત્યન્ત યોગ્યતાવાળા તે બ્રાહ્મણને જે દાન આપવામા આવે તેનુ ફળ ઘણુ જ મોટુ છે

**આવા યોગ્ય બ્રાહ્મણો વિશેષ ન મળે તો છેવટ દેવકર્મ અને પિતૃકર્મમાં એક એક જ પણ તેવા બ્રાહ્મણનો સત્કાર કરવો આવશ્યક છે એ બતાવેછે—**

**एकैकमपि विद्वांसं दैवे पित्र्ये च भोजयेत् ॥**
**पुष्कलं फलमाप्नोति नामन्त्रज्ञान्बहूनपि ॥ १३० ॥**

દેવકાર્યમા અને પિતૃકાર્યમા વિદ્વાન એક એક બ્રાહ્મણને પણ જમાડવો, જેમ કરવાથી જમાડનાર પુષ્કળ ફળ પામેછે વેદ નહિ જાણનારા ઘણા બ્રાહ્મણોને જમાડવામા આવે તોપણ વિશેષ ફળ થતુ નથી ૧૩૦

વેદને જાણનાર તે વિદ્વાન કહેવાય તેવો બ્રાહ્મણ એક એક જમાડેલ હોય તોપણ પુષ્કળ ફળ મળેછે અને વેદ નહિ જાણનારા ઘણાને જમાડવામા આવે તોપણ તેથી ઉત્તમ ફળ થતુ નથી

શ્રાદ્ધમાં જમાડવામાટે બ્રાહ્મણની યોગ્યતા જાણવાની જરૂર સૂચવેછે—

**दूरादेव परीक्षेत ब्राह्मणं वेदपारगम् ॥**
**तीर्थं तद्धव्यकव्यानां प्रदाने सोऽतिथिः स्मृतः॥१३१॥**

દૂરથીજ વેદના પારને પામેલા બ્રાહ્મણની પરીક્ષા કરવી કારણકે તેવો બ્રાહ્મણ હવ્ય તથા કવ્ય અન્ન આપવાનુ તીર્થ છે અને દાન દેવામા અતિથિ કહેલો છે ૧૩૧

દૂરથી એટલે પિતા પિતામહ વગેરે અભિજન શુદ્ધ છે કે કેમ એ પ્રમાણે સમગ્ર શાખા જાણનાર બ્રાહ્મણની પરીક્ષા કરવી તેવો બ્રાહ્મણ હવ્યાદિ અન્નોનુ તીર્થ એટલે પાત્ર છે અને દાન દેવામા પણ તે અતિથિ છે કારણ કે તેથી મહાફળ થાયછે, જળાશયમા ઉતરવાનો આરો તીર્થ કહેવાયછે જેમ જળની પ્રાપ્તિ તીર્થદ્વારા જ થાયછે તેમ દેવ અને પિતૃઓને હવ્ય તથા કવ્યની પ્રાપ્તિ આવા તીર્થરૂપ ઉત્તમ બ્રાહ્મણદ્વારા જ થાયછે દાન દેવામા વેદવેત્તા બ્રાહ્મણ અતિથિ છે એટલે એવો બ્રાહ્મણ જ્યારે આવે ત્યારે દાન દેવાનો તથા શ્રાદ્ધનો કાળ સમજવો આવા બ્રાહ્મણનો લાભ થયા પછી બીજી કાંઈ તિથિ જોવાની જરૂર નથી તેથી તે અતિથિ કહેવાયછે

વેદવેત્તા બ્રાહ્મણનો પ્રભાવ કહેછે—

**सहस्रं हि सहस्राणामनृचां यत्र भुञ्जते ॥**
**एकस्तान्मन्त्रवित्प्रीतः सर्वानर्हति धर्मतः ॥ १३२॥**

જે શ્રાદ્ધમા વેદ નહિ જાણનારા દશ લાખ બ્રાહ્મણો જમે અને જે ફળ થાય તે ફળ, પ્રસન્ન થયેલો વેદ જાણનાર એક જ બ્રાહ્મણ ધર્મોત્પાદનથી આપેછે ૧૩૨

વેદાર્થને જાણનાર એક બ્રાહ્મણને પણ ભોજનથી તૃપ્ત કર્યો હોય તો તે પોતાની યોગ્યતાથી હજારો બ્રાહ્મણોને જમાડ્યાજેટલુ ફળ આપેછે આ પ્રશસા વેદ નહિ જાણનારની નિદામાટે છે

શ્રાદ્ધમાં વિદ્વાનને જ જમાડવાની ભલામણ કરેછે—

**ज्ञानोत्कृष्टाय देयानि कव्यानि च हवींषि च ॥**

**नहि हस्तावसृग्दिग्धौ रुधिरेणैव शुद्ध्यतः ॥१३३॥**

વિદ્યાથી અધિક બ્રાહ્મણને હવ્ય તથા કવ્ય અન્ન આપના કારણ કે રુધિરથી ખરડાયેલા હાથ રુધિરથી જ શુદ્ધ થતા નથી ૧૩૩

હવ્ય તથા કવ્ય એટલે શ્રાદ્ધમા દેવ તથા પિતૃઓના ઉદ્દેશથી અપાતા અન્ન વિદ્વાન બ્રાહ્મણને જ આપવા મૂખને આપવા નહિ રૂધિરથી ખરડાયેલા હાથ રૂધિરથી ચોખ્ખા થતા નથી પણ નિર્મળ જળથી જ ચોખ્ખા થાયછે તેમ મૂર્ખને જમાડવાથી દરાજ થયેલા પાપન ભોજન કરાવેલા મૂખ માણસ હણી શકતો નથી પણ વિદ્વાન હણી શકેછે અથવા રૂધિરથી ખરડાયેલા હાથ રૂધિરથી જ શુદ્ધ થતા નથી એટલે શ્રાદ્ધ ન કરવાથી લાગતા પ્રત્યવાયને વેદ નહિ જાણવાને લીધે પ્રત્યવાયવાળો બ્રાહ્મણ મટાડી શકતો નથી

મૂર્ખની નિંદાથી વિદ્વાનને જ દાન આપવાનુ કહ્યુ તેમ કરવાની પ્રકારાંતરથી પ્રશંસા કરેછે—

**यावतो ग्रसते ग्रासान्हव्यकव्येष्वमन्त्रवित् ॥**

**तावतो ग्रसते प्रेत्य दीप्तशूलर्ष्ट्ययोगुडान् ॥ १३४ ॥**

વેદને નહિ જાણનાર બ્રાહ્મણ હવ્ય તથા કવ્ય અન્નના જેટના ગ્રાસ ખાયછે તેટના જ બળતા શૂલર્ષ્ટિનામના આયુધસબધી લોઢાના ગોળાઓ પરલોકમા ગયાપછી તેને ગળવા પડેછે ૧૩૪

એટલા ગ્રાસો હવ્ય તથા કવ્યઅન્નના વેદ નહિ જાણનાર બ્રાહ્મણ ગળેછે તેટલા જ બળતા શૂલર્ષ્ટિ નામના આયુધસબધી લોઢાના ગોળાઓ શ્રાદ્ધ કર-

નારને પરલોકમા ગળવા પડેછે શૂલર્ષ્ટિ'નામનું આયુધ એટલે જેમા ગોફણ વગેરેની પેઠે લોઢાના ગોળાઓ ફકી શકાય એવું ત્રિશૂળ તથા તરવારના આકારનું હથિયાર સમજવું આ અનિષ્ટ ફળ ભોજન કરનારને પોતાને થાય એમ કેટલાક માનેછે પણ ઘણો ભાગ એમ માનેછે કે આ અનિષ્ટ ફળ શ્રાદ્ધ કરનારને થાયછે આગ પણ શ્રાદ્ધ કરનારને આ ફળ ભોગવવુ પડેછે એમ માનેછે જેમકે—

प्रसते यावत पिण्डान् यस्य वै हविषोनृच ।
प्रसते तावत शूलान् गत्वा वैवस्वतक्षयम् ॥

એટલે વેદ નહિ જાણનારાઓ જેના હવિના જેટલા ગ્રાસ ગળેછે તેને યમપુરીમા જઇને તેટના શૂલના ગ્રાસ ગળવા પડેછે

પિતૃકર્મ અને દેવકર્મમાં કેવા બ્રાહ્મણોને જમાડવાયોગ્ય છે તે જણાવેછે—

**ज्ञाननिष्ठा द्विजाः केचित्तपोनिष्ठास्तथाऽपरे ॥**
**तपःस्वाध्यायनिष्ठाश्च कर्मनिष्ठास्तथाऽपरे ॥ १३५ ॥**

કેટલાએક બ્રાહ્મણો જ્ઞાનનિષ્ઠ હોયછે, બીજા તપોનિષ્ઠ હોયછે, કેટલાએક તપ તથા સ્વાધ્યાય બન્નેમા નિષ્ઠાવાળા હોયછે અને બીજા કેટલાએક કર્મનિષ્ઠ હોયછે ૧૩૫,

જ્ઞાનનિષ્ઠ એટલે આત્મજ્ઞાનમા તત્પર, તપોનિષ્ઠ એટલે પ્રાજાપત્યવગેરે તપ કરવામા તત્પર, તપ અને સ્વાધ્યાયમા નિષ્ઠાવાળા એટલે તપની સાથે વેદાધ્યયનમા સદા તત્પર તથા કર્મનિષ્ઠ એટલે અગ્નિહોત્રવગેરે કર્મોમા તત્પર અથવા તો જ્ઞાનનિષ્ઠ એટલે સન્યાસી, તપોનિષ્ઠ એટલે વાનપ્રસ્થ, તપ તથા સ્વાધ્યાય બન્નેમા નિષ્ઠાવાળા એટલે બ્રહ્મચારીઓ અને કર્મનિષ્ઠ એટલે ગૃહસ્થ બ્રાહ્મણો ગણાયછે

શ્રાદ્ધમાં જ્ઞાનનિષ્ઠને મુખ્યત્વે જમાડવાની ભલામણ કરેછે—

**ज्ञाननिष्ठेषु कव्यानि प्रतिष्ठाप्यानि यत्नतः ॥**
**हव्यानि तु यथान्यायं सर्वेष्वेव चतुर्ष्वपि ॥ १३६ ॥**

જ્ઞાનમા નિષ્ઠાવાળા બ્રાહ્મણોને યત્નથી કવ્ય અન્ન આપવા અને હવ્ય અન્ન તો ન્યાયપ્રમાણે ચારે પ્રકારના બ્રાહ્મણોને આપવા ૧૩૬.

મિત્રતાવગેરેના ઉદ્દેશથી શ્રાદ્ધમાં બ્રાહ્મણોને જમાડનારના પિતૃઓને તે શ્રાદ્ધનું ફળ થતું નથી અને તેને પોતાને આ લોકમાં આયુષવગેરે ફળોનો લાભ થતો નથી એટલું જ નહિ પણ તેમ કરનાર પોતે સ્વર્ગ મેળવવાના અધિકારથી પણ ભ્રષ્ટ થાયછે એમ કહેછે—

यः सङ्गतानि कुरुते मोहाच्छ्राद्धेन मानवः ॥
स स्वर्गाच्च्यवते लोकाच्छ्राद्धमित्रो द्विजाधमः ॥१४१॥

જે પુરુષ મોહને લીધે શ્રાદ્ધદ્વારા મિત્રપણું કરેછે તે શ્રાદ્ધથી મિત્રપણું કરનાર અધમ દ્વિજ સ્વર્ગલોકથી ભ્રષ્ટ થાયછે. ૧૪૧

મોહથી શ્રાદ્ધના અર્થને નહિ જાણનાર જે મનુષ્ય શ્રાદ્ધભોજનદ્વારા મિત્રતા કરેછે તે સ્વર્ગથી ભ્રષ્ટ થાયછે એટલે સ્વર્ગમાં જઇ શકતો નથી કારણકે શ્રાદ્ધ કરવાનો શ્રેષ્ઠ ઉદ્દેશ તે વિસારી મૂકેછે માટે અધમતામાં આવી પડેછે

એવા પ્રકારનું શ્રાદ્ધ પિતૃઓને પહોંચતું નથી એમ બતાવેછે—

संभोजनी साभिहिता पैशाची दक्षिणा द्विजैः ॥
इहैवास्ते तु सा लोके गौरन्धेवैकवेश्मनि ॥ १४२ ॥

શ્રાદ્ધમાં સર્વ સાથે મળી ભોજન કરાવવારૂપ દાનક્રિયાને દ્વિજોએ પિશાચસંબંધી દક્ષિણા કહેલી છે તે દક્ષિણાનું ફળ, જેમ આંધળી ગાય એકજ ઘરમાં બેસી રહેછે તેમ આ લોકમાં જ રહેછે. ૧૪૨

શ્રાદ્ધમાંની તે દાનક્રિયા જે મિત્રાદિકોની સાથે મળીને ભોજન કરાવવારૂપ હોવાથી ગોઠી એટલે ગોઠજેવી છે તે પિશાચલોકોના ધર્મરૂપ હોવાથી તેને મનુવગેરેએ પૈશાચીદક્ષિણા કહેલી છે, તે દક્ષિણા પરલોકમાં પહોંચી શકતી નથી પણ જેમ આંધળી ગાય બીજે કયાંય નહિ જઇ શકતાં એક જ ઘરમાં રહી શકેછે તેમ તે દક્ષિણા પણ આ લોકમાં જ રહેછે એટલે મિત્રોને માટે જ કામ લાગે છે પણ પિતૃઓનેમાટે કામ લાગતી નથી શ્રાદ્ધરૂપ નિમિત્તથી મિત્રોનો સંગ્રહ કરવો તેને પિશાચોની એટલે અત્યંત કંગાલ મનના લોકોની રીતિ જણાવી છે.

શ્રાદ્ધમાં વેદહીનને દેવાનું પણ કશું ફળ નથી એમ કહેછે—

---

**यथेरिणे बीजमुप्त्वा न वप्ता लभते फलम् ॥**
**तथाऽनृचे हविर्दत्त्वा न दाता लभते फलम् ॥१४३॥**

જેમ ખારી જમીનમા બીજ વાવવાથી વાવનાર પુરુષને તેનુ ફળ મળતુ નથી તેમ વેદ નહિ ભણનાર બ્રાહ્મણને હવિ આપવાથી આપનારને ફળ મળતુ નથી ૧૪૩

ખારી જમીનમા બીજ વાવનારો ખેડૂત જેમ તેના ફળને પામતો નથી તેમ શ્રાદ્ધમા વેદહીનને ભોજન આપનારો શ્રાદ્ધકર્તા પિતૃતૃપ્તિરૂપ ફળને પામતો નથી

શ્રાદ્ધમા વેદવેત્તાને જે દેવાય તેનો પ્રભાવ કહેછે—

**दातॄन्प्रतिग्रहीतॄंश्च कुरुते फलभागिनः ॥**
**विदुषे दक्षिणां दत्त्वा विधिवत्प्रेत्य चेह च ॥१४४॥**

વિદ્વાન બ્રાહ્મણને વિધિપ્રમાણ આપેલી દક્ષિણા દેનારને તથા લેનારને આ લોકમા તથા પરલોકમા ફળના ભાગી કરેછે ૧૪૪

વિદ્વાન એટલે વેદવેત્તા બ્રાહ્મણને શાસ્ત્રવિધિપ્રમાણ આપેલુ દાન દેનારને તથા લેનારને પણ બન્ને લોકમા ફળદાયક થાયછે જ્યારે લેનારને પણ આ બન્ને ફળો મળે ત્યારે દેનારને તે બન્ને ફળો થાય તેમા તો નવાઇ જ શી આયુ ધનની અભિવૃદ્ધિવગેરે આ લોકનુ ફળ છે લેનાર પુરુષ એવા ન્યાયગત ધનવડે જે દાન યજ્ઞાદિક કરેછે તે તેને પારલૌકિક ફળ આપનાર થાયછે અન્યાયથી ધન આવ્યુ હોય તેનાથી થતા સત્કર્મો પારલૌકિક ફળ આપી શકતા નથી

બીજુ કોઇ પાત્ર ન મળે તો છેવટ મિત્રનુ પૂજન કરવું પણ શત્રુને શ્રાદ્ધમાં લેવો નહિ એમ ભલામણ કરેછે—

**कामं श्राद्धेऽर्चयेन्मित्रं नाभिरूपमपि त्वरिम् ॥**
**द्विषता हि हविर्भुक्तं भवति प्रेत्य निष्फलम् ॥१४५॥**

શ્રાદ્ધમા ભલે મિત્રને જમાડવો એ શ્રેષ્ઠ છે પણ વિદ્વાન હોય છતા શત્રુ હોય તો તેને જમાડવો નહિ કારણ કે જો શત્રુ શ્રાદ્ધ જમેછે તો તે શ્રાદ્ધ પરલોકમા નિષ્ફળ થાયછે ૧૪૫

ગુણવાન બ્રાહ્મણને અભાવે ગુણવાન મિત્રને જમાડવો પણ શત્રુ વિદ્વાન હોય તોપણ તેને જમાડવો નહિ. કારણકે જે શ્રાદ્ધનું ભોજન શત્રુ કરેછે તે શ્રાદ્ધ પરલોકમાં ફળ આપનાર થતું નથી.

श्रोत्रियायैव देयानि० એ આ અધ્યાયના ૧૨૮મા શ્લોકથી કેવળ મંત્રરૂપ વેદ ભણેલો હોય તેવો શ્રોત્રિય તો શ્રાદ્ધમાં આવશ્યક છે, પણ હવે અધિક ફળની પ્રાપ્તિમાટે મંત્રબ્રાહ્મણાત્મક સમગ્ર વેદશાખા ભણેલો હોય તેવા શ્રોત્રિય બ્રાહ્મણને દાન દેવામાટે કહેછે—

**यत्नेन भोजयेच्छ्राद्धे बह्वृचं वेदपारगम् ॥**
**शाखान्तगमथाध्वर्युं छन्दोगं तु समाप्तिगम् ॥१४६॥**

શ્રાદ્ધમાં વેદના પારને પામેલા ઋગ્વેદી, શાખાના પારને પામેલા યજુર્વેદી તથા સમ્પૂર્ણ વેદ ભણનાર સામવેદી બ્રાહ્મણને યત્નથી જમાડવો. ૧૪૬

વેદના પારને પામેલા, શાખાના પારને પામેલા અને સંપૂર્ણ વેદ ભણનાર એમ જૂદા જૂદા શબ્દોથી કહેવાનું એ જ છે કે મંત્રબ્રાહ્મણાત્મક સમગ્ર વેદશાખા ભણનાર બ્રાહ્મણ જોઇએ

ઉપર જણાવેલા બ્રાહ્મણને ભોજન કરાવવામાં અધિક ફળ કહેછે—

**एषामन्यतमो यस्य भुञ्जीत श्राद्धमर्चितः ॥**
**पितॄणां तस्य तृप्तिः स्याच्छाश्वती साप्तपौरुषी ॥१४७॥**

ઉપર કહેલા બ્રાહ્મણોમાંનો કોઇ પણ બ્રાહ્મણ પૂજા પામીને જેના શ્રાદ્ધને જમે છે તેના પિતૃઓને સાત પુરૂષપર્યંત નિત્ય તૃપ્તિ થાયછે. ૧૪૭.

મંત્રબ્રાહ્મણાત્મક સમગ્ર શાખાનું અધ્યયન કરનાર ઉપર જણાવેલાં બ્રાહ્મણોમાંથી હરકોઇ વેદવાળાને તેનું પૂજન કરી શ્રાદ્ધમાં જમાડવામાં આવે તો પિતૃઓને તેની તૃપ્તિ સાત પેઢી પર્યંત એટલે શ્રાદ્ધ કરનારની ભવિષ્યમાં સાત પેઢી થાય ત્યાં સુધી રહેછે અને તેપણ અવિચ્છિન્ન રહેછે. "સાત પુરૂષપર્યંત નિત્ય તૃપ્ત થાયછે." એ વાક્યનો અર્થ એવો પણ થાયછે કે થઇ ગયેલા ત્રણ પુરૂષો, થવાના ત્રણ પુરૂષો અને સાતમો પોતે કે જે શ્રાદ્ધ કરનાર છે તે

સાત પુરૂષોને એ અન્નથી તૃપ્તિ થાયછે. થઇ ગયેલા ત્રણ પુરૂષોને તો તેની તૃપ્તિ તરત થાયછે અને બાકીના ચાર પુરૂષોને ભવિષ્યમાં તે તૃપ્તિ થાયછે

મુખ્ય પક્ષના અભાવમાં સામાન્ય પક્ષ હવે પછીના શ્લોકમાં જણાવવાનું કહેછે—

## एष वै प्रथमः कल्पः प्रदाने हव्यकव्ययोः ॥
## अनुकल्पस्त्वयं ज्ञेयः सदा सद्भिरनुष्ठितः ॥ १४८ ॥

હવ્ય તથા કવ્ય અન્નના દાનમાં ઉપર કહેલો વિધિ મુખ્ય કલ્પ છે. હવે સર્વદા સત્પુરૂષોએ અનુષ્ઠાન કરેલો અનુકલ્પ નીચે પ્રમાણે જાણવો. ૧૪૮.

ઉપર કહેલો એટલે હવ્ય અને કવ્ય એ બન્નેનું દાન સંબંધવગરના શ્રોત્રિયવગેરે બ્રાહ્મણોને દેવું એ વિધિ મુખ્ય છે મુખ્યના અભાવમાં ચાલતો શિષ્ટાચાર નીચે પ્રમાણે છે મુખ્યના અભાવમાં કરવામાં આવે તે, પ્રતિનિધિન્યાયથી અનુકલ્પ કહેવાયછે

અનુકલ્પ કહેછે—

## मातामहं मातुलं च स्वस्रीयं श्वशुरं गुरुम् ॥
## दौहित्रं विट्पतिं बन्धुमृत्विग्याज्यौ च भोजयेत् १४९॥

માતામહ, માતુલ સ્વસ્રીય, શ્વશુર, ગુરૂ, દૌહિત્ર, જમાના, બંધુ, ઋત્વિજ અને શિષ્ય એઓને ભોજન કરાવવું ૧૪૯

માતામહ એટલે માતાનો પિતા, માતુલ એટલે મામો, સ્વસ્રીય એટલે બહેનનો દીકરો અર્થાત્ ભાણેજ, ગુરૂ એટલે વિદ્યાગુરૂ તથા આચાર્ય વગેરે આમાંથી હરકોઇને જો મુખ્ય શ્રોત્રિયવગેરે ન મળે તો જમાડી શકાયછે

પિતૃકર્મમાં બ્રાહ્મણની પરીક્ષા કરવાની ભલામણ કરેછે—

## न ब्राह्मणं परीक्षेत दैवे कर्मणि धर्मवित् ॥
## पित्र्ये कर्मणि तु प्राप्ते परीक्षेत प्रयत्नतः ॥ १५० ॥

ધર્મજ્ઞ પુરૂષે દૈવકર્મમાં પ્રયત્નથી બ્રાહ્મણની પરીક્ષા કરવી આવશ્યક નથી. પણ પિતૃઓના કર્મમાં તો પ્રયત્નથી બ્રાહ્મણની પરીક્ષા કરવી. ૧૫૦.

દૈવકર્મમાં લોકપ્રસિદ્ધિકપરથી જે શ્રેષ્ઠ ગણાતો હોય તેવા બ્રાહ્મણને જમાડવામાં અડચણ નથી અર્થાત્ પ્રયત્નપૂર્વક તેની પરીક્ષા કરવાની જરૂર નથી. પણ પિતૃકર્મમાં તો પ્રયત્નથી એટલે તેના પિતા, પિતામહઆદિ અભિજનવગેરેની પરીક્ષા કરવી. એટલે તે કર્મમાં અયોગ્ય બ્રાહ્મણ ન આવવો જોઇએ. તથા પંક્તિને પાવન કરે તેવા બ્રાહ્મણોને નિમંત્રણ કરવું પણ પંક્તિને દૂષિત કરે તેવા બ્રાહ્મણોને નિમંત્રણ દેવાની ભુલ ન થાય તે માટે કાળજી રાખવી જોઇએ.

શ્રાદ્ધમાં કેવા બ્રાહ્મણોને જમાડવા નહિ જોઇએ? એ પ્રકરણનો આરંભ કરેછે—

**ये स्तेनपतिताः क्लीबा ये च नास्तिकवृत्तयः ॥**
**तान्हव्यकव्ययोर्विप्राननर्हान्मनुरब्रवीत् ॥ १५१ ॥**

જેઓ ચોર હોય, પતિત હોય, નપુંસક હોય તેમ જ જેઓ નાસ્તિકવૃત્તિવાળા હોય તે બ્રાહ્મણોને મનુએ હવ્ય તથા કવ્યમા અયોગ્ય કહ્યા છે. ૧૫૧.

સુવર્ણસિવાય બીજા પદાર્થો ચોરનારને અહીં ચોર કહેલ છે તથા સુવર્ણની ચોરી કરનારનો તો પતિત એટલે મહાપાપીમા સમાવેશ થાયછે કારણ કે સુવર્ણની ચોરીને મહાપાપ ગણેલુ છે પરલોકને નહિ માનનાર તથા કર્મનું ફળ નથી એમ માનનાર નાસ્તિક કહેવાયછે આવા બ્રાહ્મણો પિતૃકર્મમા અયોગ્ય છે તેમ દેવકર્મમાં પણ અયોગ્ય છે

બ્રહ્મચારીવગેરેનો નિષેધ કરેછે—

**जटिलं चानधीयानं दुर्बलं कितवं तथा ॥**
**याजयन्ति च ये पूगांस्तांश्च श्राद्धे न भोजयेत् ॥१५२॥**

વેદાધ્યયનરહિત બ્રહ્મચારી, ખરાબ ચર્મવાળો, દ્યૂત રમનાર અને જેઓ ઘણા લોકોને યાગાદિ કરાવના હોય તેઓને શ્રાદ્ધમાં જમાડવા નહિ ૧૫૨.

જેને ઉપનયનસંસ્કાર થયો હોય પણ વેદાદેશ ન થયો હોય એવો બ્રહ્મચારી, કુષ્ઠઆદિરોગનો લીધે ખરાબ ચામડીવાળો, જુગાર રમનારો તથા ઘણા લોકોને યજન કરાવનાર; આવા પુરુષો શ્રાદ્ધમાં જમાડવાયોગ્ય નથી,

વૈદ્યવગેરેનો નિષેધ કરેછે—

**चिकित्सकान् देवलकान् मांसविक्रयिणस्तथा ॥**
**विपणेन च जीवन्तो वर्ज्याःस्युर्हव्यकव्ययोः॥१५३॥**

વૈદ્ય, દેવની પૂજા કરી આજીવિકા ચલાવનાર, માંસને વેચનાર અને વેપાર કરી જીવનાર એઓ હવ્ય તથા કવ્યમાં છોડી દેવા યોગ્ય છે ૧૫૨

લોકોને જેની અવશ્ય જરૂર પડે છે એવા વૈદ્યને શ્રાદ્ધમાં ભોજન કરાવવું નહિ કારણ કે શ્રાદ્ધમાં જમનારથી સમાધિપર્યંત અધવચ ઉઠવાનું કે ઉતાવળ કરવાનું બની શકતું નથી અને ઘણી વખત એવા પ્રસંગ આવેછે કે વૈદ્યે પોતાના બીજા કામને મૂકીને પણ દરદીને જોવા કે તેની સારવાર કરવા જરાપણ સમય ગુમાવ્યાસિવાય એકદમ હાજર થવું પડેછે તેથી શ્રાદ્ધભોજન માટે વૈદ્ય યોગ્ય નથી જે આજીવિકામાટે દેવપૂજા કરતો હોય તેને પણ શ્રાદ્ધમાં જમાડવો નહિ ધર્માર્થ દેવપૂજા કરનારને માટે આ નિષેધ નથી કારણ કે देवकोशोपभोजी च नाम्ना देवलको भवेत् । એટલે જે દેવભંડારનું દ્રવ્ય ખાતો હોય તે દેવલક કહેવાયછે એવું દેવલ ઋષિનું વચન છે એક વાર પણ જેણે માંસવિક્રય કર્યો હોય તે પણ શ્રાદ્ધમાં ભોજન કરાવવાને યોગ્ય નથી કારણ કે માંસવિક્રય કરનાર તો તરત જ પતિત થાયછે એમ ગણેલું છે વેપાર કરી આજીવિકા ચલાવનારાઓ પણ શ્રાદ્ધભોજનમાં યોગ્ય નથી

હવે ગામતરફની આજીવિકાવાળા વગેરેનો નિષેધ કરેછે—

प्रेष्यो ग्रामस्य राज्ञश्च कुनखी श्यावदन्तकः ॥
प्रतिरोद्धा गुरोश्चैव त्यक्ताग्निर्वार्धुषिस्तथा ॥ १५४ ॥

ગામનો તથા રાજાનો ચાકર ખરાબ નખવાળો કાળા દાંતવાળો ગુરુથી પ્રતિકૂળ ચાલનાર શ્રૌતસ્માર્તઅગ્નિનો ત્યાગ કરનાર તથા વ્યાજનો ધંધો કરી આજીવિકા ચલાવનાર શ્રાદ્ધમાં ત્યાજ્ય છે ૧૫૪

ગામનો ચાકર એટલે અમુક પગાર લઇને ગામતરફનું કામ કરનાર અર્થાત્ ગામોટ રાજાની નોકરી કરનારો ખરાબ નખવાળો કાળા દાંતવાળો વાણીના વ્યવહારમાં તેમજ બીજા પ્રસંગોમાં ગુરુથી વિરુદ્ધપણે વર્તનાર આવસથ્યાગ્નિ વગેરેમાંથી કોઇનો પણ ત્યાગ કરનાર તથા વ્યાજનો ધંધો કરનાર એ સઘળા શ્રાદ્ધમાં જમવાને યોગ્ય નથી કર્મવિપાકપ્રમાણે પૂર્વજન્મમાં જેણે સુવર્ણની ચોરી કરી હોય તે કુનખી થાયછે તથા મદિરાપાન કર્યું હોય તે કાળાદાંતવાળો થાયછે તેથી તેઓનો પ્રતિષેધ કર્યો છે બીજાઓના પ્રતિષેધના કારણો દેખીતા જ છે કે ગામોટ તથા રાજાનો નોકર સ્વતંત્ર ન હોવાથી સમય જાળવી શકતા નથી, ગુરુનું અપમાન કરનાર તથા અગ્નિનો ત્યાગ કરનાર પાપી થાયછે તથા વ્યાજનો ધંધો કરનાર સ્થિર ચિત્તવાળો નથી હોતો

ક્ષય રોગીવગેરેનો નિષેધ કરેછે—

**यक्ष्मी च पशुपालश्च परिवेत्ता निराकृतिः ॥**
**ब्रह्मद्विट् परिवित्तिश्च गणाभ्यन्तर एव च ॥१५५॥**

ક્ષયરોગી, આજીવિકામાટે પશુઓનું પાલન કરનાર, પરિવેત્તા, પંચયજ્ઞો નહિ કરનાર, બ્રહ્મદ્વેષી, પરિવિત્તિ અને ગણાભ્યંતર એઓ શ્રાદ્ધમાં ત્યાજ્ય છે. ૧૫૫.

ક્ષયરોગ થવો એ મોહોટા પાપનું પરિણામ છે તેથી ક્ષયરોગીને શ્રાદ્ધમાં જમાડવો નહિ આજીવિકામાટે પશુઓનું પાલન કરનો હોય તેનામાં ધર્મબુદ્ધિ હોતી નથી અને હોયછે તો બહુ થોડે ભાગે હોયછે મોહોટો ભાઇ કુવારો અને અગ્નિહોત્રરહિત છતા નહાનો ભાઇ પરણે તથા અગ્નિહોત્ર લે તો તે નહાનો ભાઇ પરિવેત્તા કહેવાયછે અને તે મોહોટો ભાઇ પરિવિત્તિ કહેવાયછે નિરાકૃતિ પદ છે તેનો અર્થ પંચયજ્ઞો નહિ કરનાર એમ કરેલો છે તે ઉપરાંત જે બ્રાહ્મણ વેદ ભણીને ભૂલી ગયો હોય તેપણ નિરાકૃતિ કહેવાય એવો દેવલમુનિનો મત છે વળી કાત્યાયન મુનિનો એવો મત છે કે અગ્નિનું આધાન કરીને આલસ્યથી દેવાદિનું યજન ન કરે તે દેવાદિનું અપમાન કરનાર હોવાને લીધે નિરાકૃતિ કહેવાયછે ખરાબ આકૃતિવાળો હોય તેપણ નિરાકૃતિ કહેવાયછે બ્રાહ્મણોનો કે વેદોનો દ્વેષ કરે તે બ્રહ્મદ્વેષી કહેવાયછે બ્રહ્મ એવું વેદનું પણ નામ છે અમુક મંડળના ઉપયોગમાટે કોઇએ રાખેલ ધનનો પોતે ઉપયોગ કરે તે ગણાભ્યંતર કહેવાયછે

નટનર્તકઆદિનો નિષેધ કરેછે—

**कुशीलवोऽवकीर्णी च वृपलीपतिरेव च ॥**
**पौनर्भवश्च काणश्च यस्य चोपपतिर्गृहे ॥ १५६ ॥**

નૃત્યવગેરે કરી આજીવિકા ચલાવનાર, સ્ત્રીસંગ કરી બ્રહ્મચર્યને ભ્રષ્ટ કરનાર, શૂદ્રાનો પતિ, પુનર્ભૂનો પુત્ર, કાણો અને જેના ઘરમાં સ્ત્રીનો રાખેલ પતિ રહેતો હોય તેઓ શ્રાદ્ધમાં ત્યાજ્ય છે ૧૫૬.

નૃત્યવગેરે એટલે નાચવું, ગાવું, બીજાઓની ખોટી પ્રશંસા કરવી વગેરેથી આજીવિકા ચલાવનાર, બ્રહ્મચર્યવ્રતનો ભંગ કરનાર, બ્રાહ્મણ છતાં શૂદ્રા સ્ત્રીસાથે પરણ્યો હોય તે, પતિએ છોડી દીધેલી અથવા મરણ પામેલા પતિવાળી પોતાની ઇચ્છાવડે અન્યની સ્ત્રી થાય તે પુનર્ભૂ કહેવાય. તેવી પુનર્ભૂ સ્ત્રીનો પુત્ર, કાણો

એટલે એ આખની જોવાની ગતિવગરનો અને જેના ઘરમા સ્ત્રીનો રાખેલ પતિ રહેતો હોય તેઓ શ્રાદ્ધમા જમાડવાને યોગ્ય નથી જેણે પૂર્વજન્મમા બીજાની આખ ફાડી હોય તે બીજા જન્મમા કાણો થાય એવો કર્મવિપાક હોવાથી તેના પૂર્વેના પાપીપણાને લીધે તેને જમાડવાનો નિષેધ છે બીજાઓના નિષેધનુ કારણ તેઓનો આ જન્મમા ખરાબ ધંધો ખરાબ ઉત્પત્તિ તથા ખરાબ વૃત્તિ છે

પગાર લઈને અધ્યયન કરાવનારવગેરેનો નિષેધ કરેછે—

भृतकाध्यापको यश्च भृतकाध्यापितस्तथा ॥
शूद्रशिष्यो गुरुश्चैव वाग्दुष्टः कुण्डगोलकौ ॥१५७॥

પગાર લઈને ભણાવનાર પગાર આપીને ભણાવેલ વ્યાકરણાદિમા શૂદ્રનો ગુરૂ તથા શૂદ્રનો શિષ્ય કઠોરભાષી કુંડ અને ગોલક એઓ શ્રાદ્ધમા લાયક નથી ૧૫૭

પગારનો ઠરાવ કરીને ભણાવનાર પગાર દઈને ભણાવેલ શૂદ્રને ભણાવનાર તથા શૂદ્રપાસે ભણનાર મર્મભેદક વાણી બોલનારો કુંડ એટલે જીવતા પતિવાળી સ્ત્રીઓના વ્યભિચારથી ઉત્પન્ન થયેલો અને ગોલક એટલે મરણ પામેલા પતિવાળી સ્ત્રીના વ્યભિચારથી ઉત્પન્ન થયેલો પુરૂષ એઓ શ્રાદ્ધમા જમાડવાને યોગ્ય નથી

વિના કારણ માતાપિતાનો ત્યાગ કરનાર તથા દુરાચારવાળાનો નિષેધ કરેછે—

अकारणपरित्यक्ता मातापित्रोर्गुरोस्तथा ॥
ब्राह्मैर्यौनैश्च संबंधैः संयोगं पतितैर्गतः ॥ १५८ ॥

કારણવગર માતા પિતા તથા ગુરૂનો ત્યાગ કરનાર અને પતિત લોકોની સાથે વિદ્યાર્થી તથા કન્યાદાનવગેરેસબંધોથી જોડાનાર એઓ પણ શ્રાદ્ધમા જમાડવાને યોગ્ય નથી ૧૫૮

વગર કારણે એટલે માતાપિતામા પતિતપણાદિ દોષો ન હોય તો પણ તેનો ત્યાગ કરનાર અર્થાત્ તેની શુશ્રૂષા નહિ કરનાર પુરૂષ પાપી બનેછે માટે તે શ્રાદ્ધમા જમાડવાને લાયક નથી શુશ્રૂષા નહિ કરવી એજ માતાપિતાનો ત્યાગ ગણાયછે ગુરૂ ભણાવવાને સમર્થ છતા તેનો ત્યાગ કરે તેપણ શ્રાદ્ધમા

જમાડવાને લાયક નથી. તેમ જે પુરૂષ પતિત લોકોની સાથે ભણવા ભણાવવાનો સંબંધ રાખે તેપણ શ્રાદ્ધમાં જમાડવાને અયોગ્ય છે

દુષ્કર્મ અને હીનધંધા કરનારાઓનો નિષેધ કરેછે—

## अगारदाही गरदः कुण्डाशी सोमविक्रयी ॥
## समुद्रयायी वन्दी च तैलिकः कूटकारकः ॥ १५९॥

અગારદાહી, ગરદ, કુંડાશી, સોમવિક્રયી સમુદ્રયાયી, બંદી, તૈલિક અને કૂટકારક એઓ પણ શ્રાદ્ધમાં ત્યાજ્ય છે. ૧૫૯.

अगारदाही स ज्ञेयः प्रेतदग्धा धनेन यः ।
स चाप्यगारदाही स्याद्विद्वेषाद्विस्मदाहकः ॥

એટલે અગારદાહી તેને જાણવો કે જે પૈસા લઇને શબને બાળવાનો ધંધો કરતો હોય. અથવા તે પણ અગારદાહી કહેવાય કે જે પ્રબળ દ્વેષને લીધે બીજાનું ઘર બાળી નાખે ગરદ એટલે બીજાને ઝેર આપનાર કુંડાશી એટલે કુંડ અને ગોલક નામના જારપુત્રનું અન્ન જમનારા દેવલસ્મૃતિમાં કહ્યુ છે કે—

अमृते जारजः कुण्डो मृते भर्तरि गोलकः ।
यस्तयोरन्नमश्नाति स कुण्डाशीति कीर्त्यते ॥

એટલે પતિ જીવતાં જારથી ઉત્પન્ન થયેલો પુત્ર કુંડ કહેવાયછે તથા પતિ મરણ પામ્યા પછી જારથી ઉત્પન્ન થયેલો પુત્ર ગોલક કહેવાયછે એ કુંડ અને ગોલકનું અનાજ જે ખાય તે કુંડાશી એ પ્રમાણે કહેવાયછે અથવા બત્રીસ ચાલીશ તોલા જેટલા ચોખાનો આહાર કરી જતો હોય એવો બહુભાશી પણ કુંડાશી કહેવાયછે સોમવિક્રયી એટલે સોમવલ્લીનો વિક્રય કરનાર સમુદ્રયાયી એટલે સમુદ્રપારની મુસાફરીઓ કરનાર બંદી એટલે કેદખાને પડેલો અથવા બીજાનાં ખોટાં વખાણ કરીને આજીવિકા ચલાવનારો, તૈલિક એટલે ઘાણીનો ધંધો કરનાર તથા કૂટકારક એટલે ખોટી સાક્ષી પૂરનાર આ સઘળા શ્રાદ્ધમાં જમાડવાને યોગ્ય નથી

પિતાની સામે ક્લેશ કરનારવગેરેનો નિષેધ કરેછે—

## पित्रा विवदमानश्च कितवो मद्यपस्तथा ॥
## पापरोग्यभिशस्तश्च दाम्भिको रसविक्रयी ॥ १६०॥

પિતાની સાથે વિવાદ કરનાર કિતવ મદ્યપાન કરનાર પાપરોગી અભિશસ્ત દાંભિક અને રસનો વિક્રય કરનાર એઓ પણ શ્રાદ્ધમાં જમાડવાને યોગ્ય નથી ૧૬૦

જે પિતાની સાથે વિવાદ કરે તથા મ્હોટા બોલ તેમજ ધનવગેરેના કામને માટે રાજદ્વારમાં વાદી પ્રતિવાદીની રીતથી સામે થાય તે કિતવ એટલે ભય આદિકથી પોતે જુગાર ન રમતાં બીજાને રમાડે તે અથવા બીજાઓને છેતરનાર મદ્યપાન કરનાર એટલે સુરા સિવાય બીજા મદ્યોનું પાન કરે તે કારણ કે સુરાપાન કરનાર તો પતિતમાં આવી જાયછે અને પતિતનો સંસર્ગ કરે તેનો પણ અગાઉ નિષેધ કરવામાં આવેલો છે પાનસ દ્રાક્ષ માધ્વીક ખાર્જૂર, તાલ ઐક્ષવ મા ધ્વીક ટાંક માદ્વિ મૈરેય નારિકેલજ અને સુરા એ પ્રમાણે મદ્યના બાર ભેદ ગણેલા છે તેઓમાં સુરા નામનો છેલ્લો ભેદ છે તે સૌથી અતિશય અધમ છે તેથી અહીં સુરાસિવાયના બીજા મદ્યપાન કરનારને લેવો પાપરોગી એટલે ક્ષય મધુમેહ અને ભગંદર સરખા નિંદિતરોગવાળો અભિશસ્ત એટલે વગર નિશ્ચયે જેનાપર કઇ પણ પાપ કરવાનું લાંછન બાનું ચોંટેલ હોય તે દાંભિક એટલે કપટથી ધર્મ કરનાર પોતાનું ધર્મિષ્ઠપણું બતાવી લોકોને છેતરી પોતાનો ફાયદો કહાડનાર જેને શાસ્ત્રમાં ધર્મધ્વજ કહેવામાં આવેછે તે અને રસનો વિક્રય કરનાર એટલે ઝેરનો વેપાર કરનાર જો કે રસનો વિક્રય કરનાર અટલે ગોળ ઘી વેચનાર એમ સામાન્યરીતે ગણવામાં આવેછે તોપણ ઝેર દેનારને શાસ્ત્રમાં રસદ એટલે રસ દેનાર જણાવેલ છે તે પ્રમાણે અહીં પણ ઝેરનો વિક્રય કરે તે રસવિક્રયી કહેવાય એ વિશેષ ઠીક જણાયછે આ સઘળા પુરુષો શ્રાદ્ધમાં ત્યાજ્ય છે ત્યામાં કિતવને બદલે કેસર અવો પણ પાઠ છે આથી દ્રષ્ટિથી જાનાર કર કહેવાયછે

હથિયાર બનાવનારવગેરેનો નિષેધ કરેછે—

**धनुःशराणां कर्त्ता च यश्चाग्रेदिधिषूपतिः ॥**
**मित्रध्रुग्द्यूतवृत्तिश्च पुत्राचार्यस्तथैव च ॥ १६१ ॥**

ધનુષ તથા બાણ બનાવનાર જે અગ્રેદિધિષૂનો પતિ હોય તે અથવા પોતે દિધિષપતિ હોય તે મિત્ર દ્રોહી જુગારઉપર ગુજરનાર અને પુત્રપાસે ભણનાર પિતા એઓ પણ શ્રાદ્ધમાં ત્યાગ કરવા યોગ્ય છે ૧૬૧

ધનુષ તથા બાણ હથિયાર માત્રના ઉપલક્ષણ છે તેથી જેનાથી જીવહિંસા થાય એવા હથિયારમાંથી હરકોઇ હથીયાર બનાવનાર હોય તે મોહોટી બેહેન કુંવારી હોય ત્યાં નાહાની બેહેન પરણે તો તે નાહાની બેહેન

-અગ્રેદિધિષૂ કહેવાય અગ્રેદિધિષૂનો પતિ, અથવા પોતે દિધિષૂપતિ એટલે નિ-યોગધર્મથી પોતાની સાથે જોડાયેલી મરણ પામેલા મોટા ભાઇની સ્ત્રીમાં નિ-યોગધર્મની હદ છોડી કામનાથી આસક્ત રહેતો હોય તે, મિત્રનો દ્રોહ કરનાર, જુગારઉપર આજીવિકા ચલાવતો હોય તે તથા પુત્ર એજ જેનો આચાર્ય હોય એવો પિતા; આ સઘળા શ્રાદ્ધમાં જમાડવાને યોગ્ય નથી.

અપસ્માર રોગી વગેરેનો નિષેધ કરેછે—

**भ्रामरी गण्डमाली च श्वित्र्यथो पिशुनस्तथा ॥**
**उन्मत्तोऽन्धश्च वर्ज्याः स्युर्वेदनिन्दक एव च ॥१६२॥**

વાઇના રોગવાળો, ગંડમાળવાળો, શ્વેતકુષ્ઠવાળો, ચાડીઓ, ઉન્માદવાળો, અંધ અને વેદનિંદક એઓ, પણ શ્રાદ્ધમાં ત્યાજ્ય છે. ૧૬૨

એકસોપચ્ચાવનમા શ્લોકમાં બ્રહ્મદ્વિષ્ શબ્દ આવેલો છે તેમાં વેદનિંદકનો સમાવેશ થઇ શકેછે એમ ગણવું નહિ. કારણકે ત્યાં વેદનો દ્વેષ કરનારો એવો અર્થ થાયછે. દ્વેષ એ ચિત્તનો ધર્મ છે અને અપ્રીતિને લીધે ખરાબશબ્દો બોલવા તે નિંદા કહેવાયછે. માટે વેદનિંદકશબ્દનું અહીં જૂદું ગ્રહણ કરેલું છે.

પશુઓને અંકુશમાં રાખનારવગેરેનો નિષેધ કરેછે—

**हस्तिगोश्वोष्ट्रदमको नक्षत्रैर्यश्च जीवति ॥**
**पक्षिणां पोषको यश्च युद्धाचार्यस्तथैव च ॥ १६३ ॥**

હાથી, બળદ, અશ્વ અને ઉંટને ચલાવનાર, જ્યોતિશાસ્ત્રથી જીવનાર પક્ષીઓનું પોષણ કે જે તેઓને બંધનમાં રાખીને કરવામાં આવેછે તે કરનાર અને યુદ્ધશાસ્ત્રનો ઉપદેશ કરનાર શ્રાદ્ધમાં ત્યાજ્ય છે. ૧૬૩

હાથી, બળદ, અશ્વ તથા ઉંટવગેરેને ગતિ શિખવવામાટે તેઓનું દમન કરનાર, જ્યોતિ શાસ્ત્રઉપરજ આજીવિકા ચલાવનાર, મૃગયાવગેરેમાટે પક્ષીઓનું પોષણ કરનાર અથવા ક્રીડામાટે પોતાને ત્યાં બંધનમાં રાખી પક્ષીઓનું પોષણ કરનાર અથવા વહેંચવામાટે પક્ષીઓને ઉછેરનાર, તથા યુદ્ધશાસ્ત્રનો ઉપદેશ કર-નાર એટલે લડતાં શિખવનાર; એ સઘળા બ્રાહ્મણો શ્રાદ્ધમાં જમાડવાને યોગ્ય નથી

જલપ્રવાહને ભેદનારવગેરેનો નિષેધ કરેછે—

**स्रोतसां भेदको यश्च तेषां चावरणे रतः ॥**
**गृहसंवेशको दूतो वृक्षारोपक एव च ॥ १६४ ॥**

જલના પ્રવાહને ભેદનાર, જલની ગતિને રોકનાર, ઘર બનાવીને જીવનાર, દૂત અને વૃક્ષો વાવીને જીવનાર હોય તે શ્રાદ્ધમાં લાગ કરવા યોગ્ય છે ૧૬૪

જળના સેતુને તોડી ધાન્યમાટે દેશાતરમાં જલ લઇ જનાર, જલની ઉત્પત્તિના પ્રદેશમાંથી આડે બંધ બાંધી જલને રોકનાર, ઘરની રચના જે વાસ્તુશાસ્ત્રમાં છે તેઉપર જીવનાર અર્થાત્ કડીયાકામ કરી આજીવિકા ચલાવનાર, દૂતપણું કરનાર તથા પૈસા લઇને વૃક્ષો વાવવાનો ધંધો કરનાર, એઓ સઘળા શ્રાદ્ધમાં જમાડવાને કામ લાગતા નથી

દ્યૂતગંએ સાથે ક્રીડા કરનારવગેરેનો નિષેધ કરેછે—

**श्वक्रीडी श्येनजीवी च कन्यादूषक एव च ॥**
**हिंस्रो वृषलवृत्तिश्च गणानां चैव याजकः ॥ १६५ ॥**

ક્રીડામાટે શ્વાનનું પોષણ કરનાર, શ્યેનપક્ષિના ક્રયવિક્રયથી જીવનાર, કન્યાનું ગમન કરનાર હિંસામાં પ્રીતિવાળો, શૂદ્રોની આજીવિકા ખાનાર, અને વિનાયક વગેરે ગણદેવોનું યજન કરનાર એઓ પણ શ્રાદ્ધમાં લાન્ય છે ૧૬૫

ક્રીડામાટે શ્વાનનું પોષણ કરનાર, શ્યેનપક્ષી કે જે બીજા પક્ષીઓને પકડી પાડવામાં બહુ ઝટપવાળું અને દુરિવાર ગણાયછે તેને વેચાતું લે અથવા વેચે તે, કન્યાને કન્યાપણાથી ભ્રષ્ટ કરનાર, હિંસા કરવાના સ્વભાવવાળો, શૂદ્રોની સેવા કરીને આજીવિકા ચલાવનાર અથવા વૃષલવૃત્તિને બદલે વૃષલપુત્ર એવો પાઠ પણ ચાલેછે તેથી જેને માત્ર શૂદ્રા સ્ત્રીનાજ સંતાનો હોય એવો પુરૂષ અને વિનાયકવગેરે ગણદેવોનું યજન કરનાર અથવા અનિશ્ચિત આજીવિકાઉપર જીવનાર લોકોના સમૂહને યાગ કરાવતો હોય તે, એઓ સઘળા શ્રાદ્ધમાં વર્જ્ય ગણાયછે

આચારહીનવગેરેનો નિષેધ કરેછે—

**आचारहीनः क्लीबश्च नित्यं याचनकस्तथा ॥**
**कृषिजीवी श्लीपदी च सद्भिर्निन्दित एव च ॥१६६॥**

આચારભ્રષ્ટ, નપુંસક એટલે ધર્મકર્મમાં નિરુત્સાહ નિત્યયાચક ખેતી કરી આજીવિકા ચલાવનાર, શ્લીપદરોગવાળો અને સત્પુરૂષોએ નિંદિત એઓ પણ શ્રાદ્ધમાં વર્જ્ય છે ૧૦૦

ગુરૂ તથા અતિથિ આવે ત્યારે ઉઠીને ઉભા થવું વગેરે આચારને નહિ જાળવનાર, કર્ત્તવ્યકર્મના ઉદ્યોગમાં ઉત્સાહવગરનો, સદા યાચના કરી બીજાઓને ઉદ્વેગ આપનાર, બીજીરીતે આજીવિકા ચાલવાનો સંભવ છતાં પણ ખેતી કરીને આજીવિકા ચલાવનાર, જેનાથી પગ બહુ જ જાડો થઇ જાયછે તે શ્લીપદરોગવાળો અને સજ્જનોએ જેને નિંદા કહાડયો હોય તેવો પુરૂષ; એઓ સઘળા શ્રાદ્ધમાં ભોજન કરાવવાને યોગ્ય નથી

ઘેટાંનો વેપાર કરનારવગેરેનો નિષેધ કરેછે—

**औरभ्रिको माहिषिकः परपूर्वापतिस्तथा ॥**
**प्रेतनिर्यातकश्चैव वर्जनीयाः प्रयत्नतः ॥ १६७ ॥**

ઘેટાં તથા પાડા ઉપર આજીવિકા ચલાવનાર, પુનર્ભૂનો પતિ અને શબને સ્મશાનમાં પહોંચાડવાનો ધંધો કરનાર એઓને શ્રાદ્ધમાં પ્રયત્નપૂર્વક છોડી દેવા ૧૬૭

ઘેટાં તથા પાડાઓથી આજીવિકા ચલાવનાર એટલે ઘેટાઓનો વેપાર કરે અથવા ઘણાં ઘેટાં રાખી તેના દૂધ વગેરેનો વેપાર કરે તે તેમજ પાડાઓ રાખીને ગાડામાં જોડે અથવા તેનાપર પખાલ નાખે અને તેમ કરીને પોતાની આજીવિકા ચલાવે તે, જેનો પૂર્વે એક પતિ થયો હોય એવી સ્રીનો પતિ તથા ધન-લઇને શબને સ્મશાનમાં પહોંચાડવાનો ધંધો કરનાર, એઓને શ્રાદ્ધમાં નિમ-ત્રણ ન દેવાનું ધ્યાન રાખવું શબને સ્મશાનમાં પહોંચાડવા બદલ ધન લેતો હોય તેજ નિંદિત છે, બાકી ધર્મબુદ્ધિથી શબને સ્મશાનમાં પહોંચાડે તેને તો ઘણુ પુણ્ય થાયછે શ્રુતિ કહેછે કે एतद्वै परमं तपो यत्प्रेतमरण्यं नयन्ति । એટલે પ્રેતને અરણ્યમાં લઇ જાયછે એ મોહોટું તપ છે આથી ધર્માર્થ પ્રેતવહન તો અવશ્ય કરવાનું જણાવ્યું છે

અયોગ્ય બ્રાહ્મણોને શ્રાદ્ધમાં નહિ જમાડવાના પ્રકરણનો ઉપસંહાર કરેછે—

**एतान्विगर्हिताचारानपाङ्क्तेयान्द्विजाधमान् ॥**
**द्विजातिप्रवरो विद्वानुभयत्र विवर्जयेत् ॥ १६८ ॥**

ઉપર કહેલા નિંદિત આચારવાળા અને પંક્તિમાં બેસવામાટે અયોગ્ય અધમ બ્રાહ્મણોને વિદ્વાન બ્રાહ્મણે બન્નેમાં એટલે દેવ તથા પિતૃનાં એમ બન્ને કાર્યમાં છોડી દેવા ૧૬૮.

પૂર્વજન્મના નિંદિત કર્મોને લીધે આ જન્મમા કુષ્ઠઆદિ રોગવાળા કે કાણત્વાદિ દોષોવાળા થયેલા તથા આ જન્મમા ચૌર્યઆદિ નિંદિત કૃત્ય કરનારા અધમ બ્રાહ્મણો કે જેઓ પંક્તિદૂષક હોવાને લીધે પંક્તિમા બેસવાને યોગ્ય નથી તેઓને વિદ્વાન બ્રાહ્મણે એટલે નિંદિતઆચારવાળાની સાથે એક પંક્તિમા બેસનારા બીજા પણ દૂષિત થાયછે એમ જાણનારા બ્રાહ્મણે દેવના કાર્યમા તેમજ પિતૃકાર્યમા લેવા નહિ

વેદવેત્તા બ્રાહ્મણ જ શ્રેષ્ઠ ગણાયછે તેથી વેદવિહીનને આપવું એ શ્રેષ્ઠ નથી એમ જણાવેછે—

**ब्राह्मणस्त्वनधीयानस्तृणाग्निरिव शाम्यति ॥**
**तस्मै हव्यं न दातव्यं नहि भस्मनि हूयते ॥ १६९ ॥**

તૃણના અગ્નિની પેરે વેદાધ્યયનરહિત બ્રાહ્મણ તેજ વગરનો હોયછે માટે તેને હવ્ય આપવું નહિ કારણ કે ભસ્મમા હોમ થતો નથી ૧૬૯

જેમ તૃણના અગ્નિ હવિને પચાવી શકતો નથી અને હોમ પછી તરત જ ઠરી જાયછે તેથી તેમા કરેલા હોમનું ફળ મળતું નથી અથવા તૃણનો અગ્નિ તરત જ ઠરી ભસ્મરૂપ થઇ જાયછે તેથી [illegible] ભસ્મમા હોમ થતો નથી— [illegible] થતું નથી, તેમ વેદાધ્યયનરહિત બ્રાહ્મણ પ્રભાવરહિત હોવાને લીધે તેને દેવોના ઉદ્દેશથી ભોજન કરાવવું નકામું છે પિતૃકર્મમા ત્યાગ કરવા [illegible] [illegible]વાદિ દોષવાળો બ્રાહ્મણ વેદવેત્તા હોય અને દુરાચારી ન હોય તો [illegible] તેને દેવકર્મમા લેવો પણ વેદવિહીનને લેવો નહિ વસિષ્ઠ કહેછે કે—

अथ च मनावधत्त शारीरे पङ्क्तिदूषणे ।
अदूष्य त यम प्राह पङ्क्तिपावन एव स ॥

એટલે શરીરસંબંધી પંક્તિના દૂષણરૂપ કાણત્વાદિ દોષોથી યુક્ત છતા પણ જો તે વેદવેત્તા હોય તો તેને અદૂષ્ય અને પંક્તિપાવન ગણવો એમ યમનો મત છે આ ઉપરથી કેવળ અવિદ્વાન અને નિંદિત આચારવાળો એઓનો દેવકાર્ય અને પિતૃકાર્ય એ બન્નેમા ત્યાગ કરવો એમ સિદ્ધ થયું

પંક્તિમાં બેસવામાટે અયોગ્ય હોય તેને હવ્ય કવ્ય આપનારનું શું ફળ થાયછે તે કહેવાની પ્રતિજ્ઞા કરેછે—

**अपाङ्क्तदाने यो दातुर्भवत्यूर्ध्वं फलोदयः ॥**
**दैवे हविषि पित्र्ये वा तत्प्रवक्ष्याम्यशेषतः ॥१७०॥**

દેવસંબંધી અન્ન તથા પિતૃસંબંધી અન્ન, પંક્તિને અયોગ્ય બ્રાહ્મણને દેનાર પુરુષને પછી જે ફળ થાયછે તે સઘળું કહ્યું. ૧૭૦.

બ્રાહ્મણોની ભોજનપંક્તિમાં બેસવાને અયોગ્ય બ્રાહ્મણને દ્રવ્ય કવ્ય આપવાથી શું પરિણામ આવેછે તે સઘળું હવે કહેવામાં આવેછે

અયોગ્ય બ્રાહ્મણોને આપેલ અન્નનું મુખ્ય પરિણામ તો એજ છે કે તે દેવ અને પિતૃઓને નહિ મળતાં રાક્ષસોને જ મળેછે. તે બતાવેછે—

**अव्रतैर्यद्द्विजैर्भुक्तं परिवेत्रादिभिस्तथा ॥**
**अपाङ्क्तेयैर्यदन्यैश्च तद्वै रक्षांसि भुञ्जते ॥ १७१ ॥**

જે અન્ન વ્રતવગરના, પરિવેત્તાવગેરે તથા પંક્તિને અયોગ્ય બીજા બ્રાહ્મણોએ ખાધેલું હોય તેને રાક્ષસો ખાયછે ૧૭૧

વેદગ્રહણમાટે કરવામાં આવતા વ્રતોથી રહિત અથવા શાસ્ત્રીયઆચારવગરના, સ્વેચ્છાચારી અથવા સ્નાતકઆદિ વ્રતવગરના, પરિવેત્તાવગેરે અને કાણા, શ્લીપદવાળા, ચોરવગેરે બીજા પણ અપાંક્તેય ગણાતા પંક્તિને અયોગ્ય, બ્રાહ્મણોને જે જમાડવામાં આવેછે તે દેવો કે પિતૃઓને તૃપ્તિ આપનાર નથી થતું પણ તેથી તો રાક્ષસોને તૃપ્તિ થાયછે એટલે તે શ્રાદ્ધ નિષ્ફળ થાયછે પરિવેત્તાવગેરે શાસ્ત્રીય આચારવગરના જ હોયછે તોપણ તેનું જુદું ગ્રહણ કર્યું છે તે વિશેષ દોષ જણાવવામાટે છે

પરિવેત્તા તથા પરિવિત્તિ કોને કહેવા તે સમજાવેછે—

**दाराग्निहोत्रसंयोगं कुरुते योऽग्रजे स्थिते ॥**
**परिवेत्ता स विज्ञेयः परिवित्तिस्तु पूर्वजः ॥ १७२ ॥**

જે પુરુષ, પોતાનો મોહોટો ભાઇ સ્ત્રી તથા અગ્નિહોત્રથી રહિત છતાં પોતે સ્ત્રી તથા અગ્નિહોત્રનો સ્વીકાર કરે તે પરિવેત્તા કહેવાયછે અને મોહોટો ભાઇ પરિવિત્તિ કહેવાયછે ૧૭૨.

મોહોટો ભાઇ પરણેલ ન હોય તથા તેણે અગ્નિહોત્રનો સ્વીકાર ન કર્યો હોય તો નાહાના ભાઇને પરણતાં તથા અગ્નિહોત્રનો સ્વીકાર કરતાં દોષ લાગેછે. પણ તે મોહોટો ભાઇ પોતાનો સહોદર હોવો જોઇએ એટલું જ નહિ પણ ઉન્મત્ત, પાપી, કોઢિયો, ભ્રષ્ટ, નપુંસક તથા ક્ષયરોગવાળો ન હોવો જોઇએ. કહ્યું છે કે—

पितृव्यपुत्रान्मापत्नान्परनारीसुतास्तथा ।
दाराग्निहोत्रसयोगे न दोषः परिवेदने ॥

એટલે કાકાના પુત્રો, શોકયમાતાના પુત્રો, અને પરસ્ત્રીના પુત્રો સ્ત્રી તથા અગ્નિહોત્રવગરના હોવા છતાં નાહાનો ભાઇ સ્ત્રી તથા અગ્નિહોત્રનો સ્વીકાર કરે તો તેમાં દોષ લાગતો નથી વળી પણ—

उन्मत्तः किल्बिषी कुष्ठी पतितः क्लीब एव च ।
राजयक्ष्मामयावी च न योग्य. स्यात्प्रतीक्षितुम् ॥

એટલે મોહોટો ભાઇ ઉન્માદવાળો, પાપી, કોઢરોગવાળો, પતિત થયેલો, નપુંસક અને ક્ષયરોગવાળો હોય તો તે પરણે તે પછી જ પોતે પરણવું અથવા તે અગ્નિહોત્ર લે તે પછી જ પોતે અગ્નિહોત્ર લેવું, એમ, નાહાના ભાઇએ તેની રાહ જોવી નહિ કારણ કે તે રાહ જોવાને યોગ્ય નથી

પ્રસંગને લીધે પરિવેદનના સંબંધવાળા સર્વને અનિષ્ટ ફળ થાયછે તે જણાવેછે—

**परिवित्तिः परीवेत्ता यया च परिविद्यते ॥**
**सर्वे ते नरकं यान्ति दातृयाजकपञ्चमाः ॥ १७३ ॥**

પરિવિત્તિ, પરિવેત્તા, પરિવેદન કરનારી કન્યા, કન્યાદાન દેનાર અને પરણાવનાર બ્રાહ્મણ એ પાંચ નરકમાં પડેછે. ૧૭૩

પરિવેદન થતાં પરિવિત્તિવગેરે પાંચે નરકમાં જાયછે માટે મોહોટા ભાઇએ નાહાના ભાઇને વિઘ્ન ન થાય તેમ વર્તવું, નાહાના ભાઇએ મોહોટાભાઇની રાહ જોવી, કન્યાએ જેનો મોહોટો ભાઇ પરણેલો ન હોય તેની સાથે પરણવું નહિ, કન્યાદાન દેનારે પોતાની કન્યા એવી રીતે આપવી નહિ તથા બ્રાહ્મણે તેવા વિવાહમાં કર્મ કરવા જવું નહિ અથવા તેવી રીતે કોઇ અગ્નિહોત્રનો સ્વીકાર કરતો હોય તો તેમાં પણ ભાગ લેવો નહિ

દિધિષૂપતિ કોને કહેવો તે જણાવેછે—

**भ्रातुर्मृतस्य भार्यायां योऽनुरज्येत कामतः ॥**
**धर्मेणापि नियुक्तायां स ज्ञेयो दिधिषूपतिः ॥१७४॥**

મૃત્યુ પામેલા ભાઇની સ્ત્રી જે વક્ષ્યમાણ ધર્મથી નિયોગને પામેલી હોય તેમાં ધર્મમાર્ગથી જે પુરુષ કામથી પ્રેમ રાખે તેને દિધિષૂપતિ જાણવો ૧૭૪.

મરણપામેલા ભાઇની સ્ત્રી પોતાને નિયોગધર્મથી પ્રાપ્ત થઇ હોય એમાં નિયોગધર્મે જે પ્રત્યેક ઋતુએ એકવાર ગમન કરવું ઇત્યાદિરૂપ છે તેની દઢ આજ્ઞાને તેમાં કામવશપણાથી વિશેષ આસક્ત થાય તે દિધિષૂપતિ કહેવાયછે કે જેનો શ્રાદ્ધમાં નિષેધ કરેલો છે.

શ્રાદ્ધમાં નિષિદ્ધ ગણેલા કુંડ તથા ગોલકનું લક્ષણ કહેછે—

परदारेषु जायेते द्वौ सुतौ कुण्डगोलकौ ॥
पत्यौ जीवति कुण्डः स्यान्मृते भर्त्तरि गोलकः ॥१७५॥

કુંડ તથા ગોલક એ બે પુત્રો પરસ્ત્રીમાં ઉત્પન્ન થાયછે. પતિ જીવતો છતાં પરસ્ત્રીમાં ઉત્પન્ન થયેલો પુત્ર કુંડ કહેવાયછે તથા પતિ મરણ પામ્યા પછી પરસ્ત્રીમાં ઉત્પન્ન થતો પુત્ર ગોલક કહેવાયછે ૧૭૫

જીવતા પતિવાળી પરસ્ત્રીમા ઉત્પન્ન થયેલો પુત્ર કુંડ કહેવાયછે અને મરણ પામેલા પતિવાળી સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો પુત્ર ગોલક કહેવાયછે

કુંડ તથા ગોલકનું ગર્હાપણું કહેછે—

तौ तु जातौ परक्षेत्र प्राणिनौ प्रेत्य चेह च ॥
दत्तानि हव्यकव्यानि नाशयेते प्रदायिनाम् ॥१७६॥

પરસ્ત્રીમાં ઉત્પન્ન થયેલા તે બે પ્રાણીઓ પરલોકમાં તથા આ લોકમાં, દાન દેનાર પુરુષોનાં હવ્ય તથા કવ્યોને નિષ્ફળ કરવાથી નષ્ટ કરેછે. ૧૭૬.

પરસ્ત્રીમાં ઉત્પન્ન થયેલા જે કુંડ તથા ગોલક નામના પુત્રો કશા સત્કર્મમાં ઉપયોગી નહિ હોવાથી પ્રાણી શબ્દ વાપરી તેઓની તુચ્છતા દર્શાવી છે દાતા લોકોએ આપેલા હવ્ય તથા કવ્યો જેનુ ફળ આ લોકમા કીર્તિ અને પરલોકમાં પિતૃઓને તૃપ્તિ છે તે મળે નહિ થાપવાથી તેઓ હવ્ય કવ્યોને નષ્ટ કરનારા ગણાયછે

અપાંક્તેય એટલે પંક્તિમાં બેસવાને અયોગ્ય બ્રાહ્મણ ભોજનપંક્તિસમયે હાજર પણ ન હોવો જોઇએ એમ જણાવવામાટે તેની તે વખતની હાજરીથી થતી હાનિ કહી બતાવેછે—

अपाङ्क्त्यो यावतः पाङ्क्त्यान्भुञ्जानाननुपश्यति ॥
तावतां न फलं तत्र दाता प्राप्नोति बालिशः ॥१७७॥

પંક્તિમાં બેસવામાટે અયોગ્ય પુરૂષ પંક્તિમાં બેસીને ભોજન કરતા જેટલા પુરૂષોને દેખેછે તેટલા પુરૂષોના ભોજન કરવાથી પરલોકમાં થતુ ફળ મૂર્ખદાતાને થતુ નથી ૧૭૭

પંક્તિમાં બેસવામાટે અયોગ્ય ચોરવગેરે પુરૂષ, પંક્તિને યોગ્ય બ્રાહ્મણો જમતા હોય તે વખતે તેઓમાથી જેટલાઓને નજરે દેખેછે તેટલા બ્રાહ્મણોને જમાડવાનુ ફળ મૂર્ખ દાતાપુરૂષને થતુ નથી દાતાપુરૂષને મૂર્ખ એવુ વિશેષણ એટલામાટે જ આપેલુ છે કે પંક્તિને અયોગ્ય પુરૂષને પણ તે ત્યા આવવા દેછે અને હાથે કરીને પોતાના કલ્યાણની હાનિ કરેછે માટે અપાંક્ત પુરૂષની નજર ન પડે એવી ગોઠવણથી જ યોગ્ય બ્રાહ્મણોને જમાડવા

**ભોજનપંક્તિમધ્યે અપાંક્ત એટલે પંક્તિને અયોગ્ય બ્રાહ્મણની હાજરીથી થતા દોષની ન્યૂનાધિકતા દર્શાવેછે—**

## वीक्ष्यान्धो नवतेः काणः षष्टेः श्वित्री शतस्य तु ॥
## पापरोगी सहस्रस्य दातुर्नाशयते फलम् ॥ १७८ ॥

દાતા પુરૂષોના નેવુ બ્રાહ્મણભોજનના ફળને સમીપમાં આવેલો અંધ નષ્ટ કરેછે એવી જ રીતે કાણાની નજર પડે તો સાઠ બ્રાહ્મણભોજનનુ ફળ, શ્વેત કોઢવાળાની નજર પડે તો સો બ્રાહ્મણભોજનનુ ફળ અને પાપરોગીની નજર પડે તો હજાર બ્રાહ્મણભોજનનુ ફળ નષ્ટ થાયછે ૧૭૮

આંધળો દેખી શકતો નથી, તોપણ જેટલા પ્રદેશમા દેખતા માણસની નજર પડે તેટલા પ્રદેશમા તે નજીક આવે તો તેના આવવાને લીધે, નેવુ બ્રાહ્મણોને ભોજન કરાવવાનુ ફળ દાતાપુરૂષ ખોઈ બેસેછે એવી જ રીતે કાણો પુરૂષ આવીને જુવે તો સાઠ બ્રાહ્મણોને જમાડવાનુ ફળ નાશપામે, શ્વેતકુષ્ઠવાળો પુરૂષ જો દેખે તો એ સો બ્રાહ્મણોને જમાડવાના ફળને નષ્ટ કરેછે અને પાપરોગી એટલે કોઢ, મધુમેહ અને ભગંદર સરખા નિંદિતરોગવાળો જો દેખે તો એક હજાર બ્રાહ્મણોને જમાડવાના ફળને નષ્ટ કરેછે દોષની ન્યૂનાધિકતા તે પ્રાયશ્ચિત્તની ન્યૂનાધિકતાને માટે છે જો કે વૈદ્યકમા મહારોગ નામના રોગને જ પાપરોગ એવુ નામ આપેલ છે તોપણ અગાઉ અપાંક્ત પ્રકરણમા આવેલા પાપરોગી શબ્દનો અર્થ ધર્મશાસ્ત્રવેત્તાઓએ કોઢ, મધુમેહ અને ભગંદર સરખા નિંદિતરોગવાળો એ પ્રમાણે લીધેલો છે તેથી અહીં પણ એજ અર્થ લેવામાં આવ્યો છે

શૂદ્રોને યજન કરાવનાર બ્રાહ્મણ પંક્તિમાં આવવાથી કેટલી હાનિ કરેછે તે જણાવેછે—

**यावतः संस्पृशेदङ्गैर्ब्राह्मणाञ्छूद्रयाजकः ॥**

**तावतां न भवेद्दातुः फलं दानस्य पौर्त्तिकम् ॥१७९॥**

શૂદ્રોને યજન કરાવનાર બ્રાહ્મણ પોતાનાં અંગોથી જેટલા બ્રાહ્મણોને સ્પર્શ કરેછે તેટલા બ્રાહ્મણોને દાન દેનાર પુરૂષને શ્રાદ્ધસંબંધી ફળ થતું નથી ૧૭૯.

શૂદ્રના યજ્ઞાદિકમાં ઋત્વિજ થયેલો બ્રાહ્મણ જેટલા બ્રાહ્મણોને સ્પર્શ કરેછે એટલે જેટલા બ્રાહ્મણોની પંક્તિના સંબંધમાં આવેછે તેટલાબ્રાહ્મણોસંબંધી શ્રાદ્ધજન્ય ફળ દાતાને થતું નથી અહીં શરીરથી સ્પર્શ સમજવો નહિ કારણ કે ભોજનપંક્તિમાં એક બીજાને શરીરથી સ્પર્શ થવાનો સંભવ જ નથી એક બીજાને સ્પર્શ ન થાય તેમ જ બેસવાનું છે

પ્રકરણ નહિ પણ પ્રસંગ હોવાને લીધે શૂદ્રોને યજન કરાવનાર બ્રાહ્મણપાસેથી પ્રતિગ્રહ કરવાનો નિષેધ કરેછે—

**वेदविच्चापि विप्रोऽस्य लोभात्कृत्वा प्रतिग्रहम् ॥**

**विनाशं व्रजति क्षिप्रमामपात्रमिवांभसि ॥ १८० ॥**

વેદ જાણનાર બ્રાહ્મણ પણ લોભને લીધે શૂદ્રયાજક બ્રાહ્મણપાસેથી દાનપ્રતિગ્રહ કરે તો માટીનું કાચું પાત્ર જેમ જળમાં નષ્ટ થાય તેમ તરત વિનાશને પામેછે. ૧૮૦

વેદવેત્તા બ્રાહ્મણને પ્રતિગ્રહ બહુ તે દોષ નથી કરતો તોપણ જો તે લોભને લીધે શૂદ્રયાજકની પાસેથી પ્રતિગ્રહ કરવા માંડે તો દોષ ન થવાના હેતુભૂત પોતાના પ્રભાવને ખોઈ બેસવાથી નષ્ટભ્રષ્ટજેવો થઈ જાયછે જ્યારે સમર્થ વેદવેત્તા પણ શૂદ્રયાજકપાસેથી પ્રતિગ્રહ કરવાને લીધે નષ્ટભ્રષ્ટ થાયછે ત્યારે બીજા સાધારણ બ્રાહ્મણોની તેથી દુર્દશા થાય તેના તો વિસ્મય જ શો? આથી જણાય કે શૂદ્રયાજકને દેવું એ જેમ નિષ્ફળ છે તેમ શૂદ્રયાજકની પાસેથી પ્રતિગ્રહ કરવો એ પ્રતિગ્રહ કરનારને બ્રાહ્મણજાતિના ઉત્તમપણાથી ભ્રષ્ટ કરનાર છે

સોમવિક્રય કરનાર વગેરેને આપેલું ભોજન દેવો અને પિતૃઓ કેવું હીન ગણીને ગ્રહણ કરતા નથી તે જણાવેછે—

**सोमविक्रयिणे विष्टा भिषजे पूयशोणितम् ॥**
**नष्टं देवलके दत्तमप्रतिष्ठं तु वार्द्धुषौ ॥ १८१ ॥**

સોમવલ્લી વેચનાર બ્રાહ્મણને આપેલુ શ્રાદ્ધનુ ભોજન વિષ્ટારૂપ, વૈદ્યને આપેલુ હોય તે પરૂ અને રૂધિરરૂપ, દેવપૂજા કરી આજીવિકા ચલાવનારને આપેલુ હોય તે બગડી ગયેલરૂપ અને વ્યાજનો ધંધો કરીને આજીવિકા ચલાવનારને આપેલુ હોય તે અપ્રતિષ્ઠ એટલે નહિ પચી શકનારરૂપ ગણાયછે ૧૮૧.

દેવો તથા પિતૃઓને તૃપ્ત કરવામાટે શ્રાદ્ધમા બ્રાહ્મણોને ભોજન કરાવવામા આવેછે એ બ્રાહ્મણો જો અયોગ્ય હોય તો પિતૃઓને તૃપ્તિ થતી તો એક બાજુ રહી પણ શ્રાદ્ધ કરનારના ઉપર તેઓની અપ્રસન્નતા થાયછે અને શ્રાદ્ધ કરનારને તેનું માઠુ ફળ ભોગવવું પડેછે રાજા વગેરેનું આરાધન કરતાં તેઓને યોગ્ય ચીજને બદલે અયોગ્ય ચીજ ધરવામા આવે અથવા પ્રથમ ભલે યોગ્ય હોય પણ પાછળથી કેરા, નાશ કે અન્ય વસ્તુના સસર્ગને લીધે બગડી ગયેલી ચીજ ધરવામા આવે તો તેનો તે સ્વીકાર ન કરે એટલુ જ નહિ પણ તેનાથી જે ઉત્તમ ફળની આશા રાખવામા આવી હોય તે ઉડી જાયછે અને તેને બદલે દડાદિક અનિષ્ટ ફળ આવી પડેછે તેમ દેવ તથા પિતૃઓને તૃપ્તિ આપવાના કર્મમા પણ અસાવધાનીથી કાઇ અયોગ્ય થાય તો અનિષ્ટ ફળ મળેછે એટલે સોમવલ્લીનો વિક્રય કરનાર બ્રાહ્મણને આપેલુ ભોજન વિષ્ટારૂપ, વૈદ્યને આપેલુ ભોજન પરૂ તથા રૂધિરરૂપ, દેવપૂજા કરી આજીવિકા ચલાવનાર એટલે દેવદ્રવ્ય ખાનારને આપેલુ ભોજન બગડી ગયેલરૂપ તથા વ્યાજ ખાનારને આપેલુ ભોજન પ્રતિષ્ઠા ન પામી શકે એવું અર્થાત્ ખાધા પછી પચે નહિ અને ઉલટી હેરાન કરનારરૂપ ને પામેછે, જેના દેવ તથા પિતૃઓ ત્યાગ કરેછે અને ક્રુદ્ધ થાયછે તેથી તેઓને ભોજન આપનારને બીજા જન્મમા તેવા તેવા પદાર્થો ખાનારી પશુઆદિ જાતિમા અવતરી તેવા પરિણામને પામેલા તે પદાર્થો ઉપભોગમા લેવા પડેછે આ સઘળો નિંદારૂપ અર્થવાદ એટલુ જ તાત્પર્ય બતાવેછે કે અયોગ્ય બ્રાહ્મણોને આપેલ ભોજન દેવ તથા પિતૃઓ ગ્રહણ કરતા નથી અને તેથી દેવ તથા પિતૃઓને તૃપ્ત કરવાનો કર્મનો હેતુ સિદ્ધ થતો નથી

વેપાર કરીને જીવનાર બ્રાહ્મણવગેરેને આપેલુ પણ નિષ્ફળ છે એમ કહેછે—

**यत्तु वाणिजके दत्तं नेह नामुत्र तद्भवेत् ॥**
**भस्मनीव हुतं हव्यं तथा पौनर्भवे द्विजे ॥ १८२ ॥**

જે દાન, વ્યાપાર કરી જીવનાર બ્રાહ્મણને આપેલું હોય તેનું ફળ આ લોક તથા પરલોકમાં થતું નથી તેમજ પુનર્ભૂ સ્ત્રીના પુત્રને આપેલું હોય તે પણ ભસ્મમાં હોમેલા હવ્ય જેવું છે. ૧૮૨.

વ્યાપાર કરીને જીવનાર તથા પૌનર્ભવને આપેલું પણ ભસ્મમાં હોમેલ દ્રવ્યની પેઠે નિષ્ફળ જ છે.

**બીજા પણ અપાંક્તપુરૂષોને અપાતાં અન્નનું નિંદ્યપણું દેખાડેછે—**

## इतरेषु त्वपाङ्क्त्येषु यथोद्दिष्टेष्वसाधुषु ॥
## मेदोसृङ्मांसमज्जास्थि वदन्त्यन्नं मनीषिणः ॥१८३॥

ઉપર કહેવા પ્રમાણે બીજા પણ પંક્તિને અયોગ્ય અસાધુપુરૂષોને આપેલું હોય તે અન્નને વિદ્વાનપુરૂષો મેદ, રૂધિર, માંસ, મજ્જા અને અસ્થિરૂપ કહેછે. ૧૮૩

જેઓનું વિશેષ ફળ નથી કહેલું એવા બાકીના અપાંક્ત એટલે પંક્તિને માટે અયોગ્યપુરૂષોને આપેલ અન્ન મેદ, રૂધિર, માંસ, મજ્જા અને અસ્થિરૂપ ગણાયછે, જેને દેવો અને પિતૃઓ ગ્રહણ કરતા નથી અને તેથી તેવી નિંદ્ય વસ્તુનો ઉપયોગ કરનારી જાતિમાં તે દાતાપુરૂષને જન્મી તેનો ઉપયોગ કરવો પડેછે આ નિંદારૂપ અર્થવાદનું પર્યવસાન તેવા અયોગ્ય બ્રાહ્મણોની નિંદામાં જ છે.

**પંક્તિદૂષક બ્રાહ્મણોનું પ્રકરણ સમાપ્ત કરીને હવે દૂષિત થયેલી પંક્તિને પણ પાવન કરે તેવા ઉત્તમ બ્રાહ્મણો બતાવવાનો ઉપક્રમ કરેછે—** પંક્તિ

## अपाङ्क्त्योपहता पङ्क्तिः पाव्यते यैर्द्विजोत्तमैः ॥
## तान्निबोधत कार्त्स्न्येन द्विजाग्र्यान् पङ्क्तिपावनान् ॥१८४

પંક્તિમાં બેસવામાટે અયોગ્ય લોકાથી જે પંક્તિ અપવિત્ર થઇ હોય તેને જે ઉત્તમ બ્રાહ્મણો પવિત્ર કરેછે તેવા પંક્તિપાવન ઉત્તમ બ્રાહ્મણોને સમગ્રપણાથી સાંભળો. ૧૮૪.

જેમ દુષ્ટ બીજાઓને દૂષિત કરેછે તેમ પંક્તિપાવન બ્રાહ્મણ પોતાના ગુણોથી બીજાઓને પવિત્ર કરેછે માટે તેને શોધીને અવશ્ય જમાડવો. એવો અભિપ્રાય છે.

પંક્તિપાવન બ્રાહ્મણોનાં લક્ષણ કહેછે—

**अग्र्याः सर्वेषु वेदेषु सर्वप्रवचनेषु च ॥**
**श्रोत्रियान्वयजाश्चैव विज्ञेयाः पङ्क्तिपावनाः ॥१८५॥**

ચારે વેદમાં આગળ પડતા તેમ જ વ્યાકરણઆદિ વેદાંગોમાં પણ પ્રવીણ અને શ્રોત્રિયના વંશમાં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણોને પંક્તિપાવન જાણવા. ૧૮૫

ચારે વેદમાં આગળ પડતા એટલે તેનું સારી રીતે અધ્યયન કરનારા તેમજ વેદના અંગોમાં પ્રવીણ એટલે તેનુ વ્યાખ્યાન કરી બીજાને સમજાવી શકનારા તથા શ્રોત્રિય એટલે વેદપાઠી બ્રાહ્મણોના વંશમાં ઉત્પન્ન થયેલા હોય તેઓ પંક્તિને પવિત્ર કરનારા છે ભૃગુએ કહ્યુ છે કે દશપુરૂષપર્યંત અવિચ્છિન્ન વેદાધ્યયન કરનાર બ્રાહ્મણોના વંશજોને પંક્તિપાવન જાણવા.

અમુક વ્રતાચરણ તથા અમુક જ્ઞાનથી સંપન્ન બ્રાહ્મણોનું પંક્તિપાવનત્વ કહેછે—

**त्रिणाचिकेतः पञ्चाग्निस्त्रिसुपर्णः षडङ्गवित् ॥**
**ब्रह्मदेयात्मसन्तानो ज्येष्ठसामग एव च ॥ १८६ ॥**

ત્રિણાચિકેત, પંચાગ્નિ, ત્રિસુપર્ણ, ષડંગવિત્, બ્રાહ્મવિવાહથી પરણેલી સ્ત્રીનો પુત્ર અને જ્યેષ્ઠસામગ એઓ પંક્તિપાવન ગણાયછે. ૧૮૬.

ત્રિણાચિકેત એ નામનો યજુર્વેદનો એક ભાગ તથા તેનું વ્રત પણ એજ નામથી કહેવાયછે તેના યોગથી પુરૂષ પણ ત્રિણાચિકેત કહેવાયછે નચિકેતસ્ નામે મુનિપુત્રના ત્રણ પ્રશ્નસંબંધી કઠવલ્લી ઉપનિષદ્‌માં જે અનુવાક ભણાયછે તેનો પાઠ કરનાર તથા તેનું અર્થજ્ઞાન ધરાવનાર હોય તેપણ ત્રિણાચિકેત કહેવાયછે.' રાગદ્વેષવગરનો હોય, જે પુરૂષ જગતને તૃણની પેઠે ગણી તેમાં સર્વરીતે સ્પૃહાવગરનો રહે તે ગૃહસ્થ પણ ત્રિણાચિકેત કહેવાયછે. બ્રહ્મપુરાણમાં એજ પ્રમાણે કહ્યુ છે કે—

आचिकेतीति यो विश्वं तृणवत्सर्वनिःस्पृहः ।
त्रिणाचिकेतः स गृही रागद्वेषविमत्सरः ॥

પંચાગ્નિ એટલે પાંચ અગ્નિઓમાં હોમ કરનાર. હારીત કહેછે કે—

पवनः पावनस्त्रेता यस्य पञ्चाग्नयो गृहे ।
सायं प्रातः प्रदीप्यन्ते स विप्रः पङ्क्तिपावनः ॥

એટલે પવન, પાવન, ગાર્હપત્ય, આહવનીય અને દક્ષિણાગ્નિ એ પાંચ અગ્નિઓ જેના ઘરમાં સાંજ સવાર પ્રદીપ્ત થતા હોય તે બ્રાહ્મણ પંક્તિપાવન ગણાયછે. પવન એટલે આવસથ્યાગ્નિ અને પાવન એટલે સભ્યાગ્નિ કે જે શીત દૂર કરવાવગેરેમાટે ઘણા ઓરડામાં રાખવામાં આવેછે અથવા પંચાગ્નિવિદ્યા એ નામની આથર્વણ ઉપનિષદ્ છે, તેનું અધ્યયન કરનાર પુરૂષ પણ પંચાગ્નિ કહેવાયછે ત્રિસુપર્ણ એ નામનો ઋગ્વેદનો ભાગ જપે તથા તે નામનું વ્રત આચરે તે પુરૂષ પણ ત્રિસુપર્ણ કહેવાયછે. ષડંગવિત્ એટલે શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદઃશાસ્ત્ર અને જ્યોતિષ એ છ શાસ્ત્રોને જાણનો હોય તે અને છ અંગસહિત વેદને જાણનાર, બ્રાહ્મવિવાહથી પરણેલી સ્ત્રીનો પુત્ર અને આરણ્યકમાં ગવાતાં જ્યેષ્ઠ સામને ગાઇ જાણનાર; એઓ સઘળા પંક્તિપાવન કહેવાયછે.

વિશેષ પંક્તિપાવનોનું પરિગણન કરેછે—

**वेदार्थवित्प्रवक्ता च ब्रह्मचारी सहस्रदः ॥**

**शतायुश्चैव विज्ञेया ब्राह्मणाः पङ्क्तिपावनाः ॥१८७॥**

વેદનો અર્થ જાણનાર, વેદનો અર્થ વ્યાખ્યાન આપનાર બ્રહ્મચારી, હજાર ગોદાન દેનાર અને સો વર્ષની અવસ્થાવાળો, એ બ્રાહ્મણો પંક્તિપાવન છે એમ જાણવું ૧૮૭

વેદના અંગોને ભણ્યાવગર પણ ગુરૂના ઉપદેશથી જ વેદનો અર્થ જાણનાર, વેદના અર્થનું વ્યાખ્યાન કરનાર, બ્રહ્મચર્યવ્રત પાળનાર, હજાર ગોદાન કરનાર અથવા હજાર બ્રાહ્મણોને ભોજન આપનાર અથવા હજાર સુવર્ણનું દાન કરનાર અને સો વર્ષની અવસ્થાવાળો એટલે અતિવૃદ્ધ; એ સઘળા બ્રાહ્મણો પંક્તિપાવન ગણાયછે મનુષ્ય અતિવૃદ્ધ થવાથી પરિપક્વકષાયપણાને લીધે પાવન પણું પામેછે.

શ્રાદ્ધમાં કેવા બ્રાહ્મણો યોગ્ય છે તથા કેવા અયોગ્ય છે તે કહેવાઇ ગયું એટલે હવે યોગ્ય બ્રાહ્મણોને શ્રાદ્ધ નિમિત્ત નિમંત્રણ ક્યારે કરવું તે જણાવેછે—

**पूर्वेद्युरपरेद्युर्वा श्राद्धकर्मण्युपस्थिते ॥**

**निमन्त्रयेत त्र्यवरान्सम्यग्विप्रान्यथोदितान् ॥१८८॥**

શ્રાદ્ધ કર્મ પ્રાપ્ત થાય ત્યારે પૂર્વ દિવસે અથવા શ્રાદ્ધને દિવસે ઉત્તમ પ્રકારથી ઉપર કહેલા ગુણવાળા ઓછામાં ઓછા ત્રણ બ્રાહ્મણને નિમંત્રણ કરવું. ૧૮૮.

પંક્તિપાવન બ્રાહ્મણોનાં લક્ષણ કહેછે—

**अग्र्याः सर्वेषु वेदेषु सर्वप्रवचनेषु च ॥**
**श्रोत्रियान्वयजाश्चैव विज्ञेयाः पङ्क्तिपावनाः॥१८५॥**

ચારે વેદમાં આગળ પડતા તેમ જ વ્યાકરણઆદિ વેદાંગોમાં પણ પ્રવીણ અને શ્રોત્રિયના વંશમાં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણોને પંક્તિપાવન જાણવા. ૧૮૫

ચારે વેદમાં આગળ પડતા એટલે તેનું સારી રીતે અધ્યયન કરનારા તેમજ વેદનાં અંગોમાં પ્રવીણ એટલે તેનું વ્યાખ્યાન કરી બીજાને સમજાવી શકનારા તથા શ્રોત્રિય એટલે વેદપાઠી બ્રાહ્મણોના વંશમાં ઉત્પન્ન થયેલા હોય તેઓ પંક્તિને પવિત્ર કરનારા છે ભૃગુએ કહ્યુ છે કે દશપુરૂષપર્યંત અવિચ્છિન્ન વેદાધ્યયન કરનાર બ્રાહ્મણોના વંશજોને પંક્તિપાવન જાણવા.

અમુક વ્રતાચરણ તથા અમુક જ્ઞાનથી સંપન્ન બ્રાહ્મણોનું પંક્તિપાવનત્વ કહેછે—

**त्रिणाचिकेतः पञ्चाग्निस्त्रिसुपर्णः षडङ्गवित् ॥**
**ब्रह्मदेयात्मसन्तानो ज्येष्ठसामग एव च ॥ १८६ ॥**

ત્રિણાચિકેત, પંચાગ્નિ, ત્રિસુપર્ણ, ષડંગવિત્, બ્રાહ્મવિવાહથી પરણેલી સ્ત્રીનો પુત્ર અને જ્યેષ્ઠસામગ એઓ પંક્તિપાવન ગણાયછે. ૧૮૬

ત્રિણાચિકેત એ નામનો યજુર્વેદનો એક ભાગ તથા તેનું વ્રત પણ એજ નામથી કહેવાયછે તેના યોગથી પુરૂષ પણ ત્રિણાચિકેત કહેવાયછે નચિકેતસ્ નામે મુનિપુત્રના ત્રણ પ્રશ્નસંબંધી કઠવલ્લી ઉપનિષદ્‌મા જે અનુવાક ભણાયછે તેનો પાઠ કરનાર તથા તેનું અર્થજ્ઞાન ધરાવનાર હોય તેપણ ત્રિણાચિકેત કહેવાયછે.' રાગદ્વેષવગરનો હોઇ, જે પુરૂષ જગતને તૃણની પેઠે ગણી તેમાં સર્વરીતે સ્પૃહાવગરનો રહે તે ગૃહસ્થ પણ ત્રિણાચિકેત કહેવાયછે બ્રહ્મપુરાણમાં એજ પ્રમાણે કહ્યુ છે કે—

आचिकेतीति यो विश्वं तृणवत्सर्वतोनिःस्पृहः ।
त्रिणाचिकेतः स गृही रागद्वेषविमत्सरः ॥

પંચાગ્નિ એટલે પાંચ અગ્નિઓમાં હોમ કરનાર હારીત કહેછે કે—

पवनः पावनस्त्रेता यस्य पञ्चाग्नयो गृहे ।
सायं प्रातः प्रदीप्यन्ते स विप्रः पङ्क्तिपावनः ॥

એટલે પવન, પાવન, ગાર્હપત્ય, આહવનીય અને દક્ષિણાગ્નિ એ પાંચ અગ્નિઓ જેના ઘરમાં સાંજ સવાર પ્રદીપ્ત થતા હોય તે બ્રાહ્મણ પંક્તિપાવન ગણાયછે. પવન એટલે આવસથ્યાગ્નિ અને પાવન એટલે સભ્યાગ્નિ કે જે શીત દૂર કરવાવગેરેમાટે ઘણા લોકોમા રાખવામાં આવેછે અથવા પંચાગ્નિવિદ્યા એ નામની આથર્વણ ઉપનિષદ્ છે, તેનું અધ્યયન કરનાર પુરુષ પણ પંચાગ્નિ કહેવાયછે ત્રિસુપર્ણ એ નામનો ઋગ્વેદનો ભાગ જાણે તથા તે નામનું વ્રત આચરે તે પુરુષ પણ ત્રિસુપર્ણ કહેવાયછે ષડંગવિત્ એટલે શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદઃશાસ્ત્ર અને જ્યોતિષ એ છ શાસ્ત્રોને જાણનો હોય તે અને છ અંગસહિત વેદને જાણનાર, બ્રાહ્મવિવાહથી પરણેલી સ્ત્રીનો પુત્ર અને આરણ્યકમાં ગવાતાં જ્યેષ્ઠ સામને ગાઈ જાણનાર; એઓ સઘળા પંક્તિપાવન કહેવાયછે.

વિશેષ પંક્તિપાવનોનું પરિગણન કરેછે—

**वेदार्थवित्प्रवक्ता च ब्रह्मचारी सहस्रदः ॥**
**शतायुश्चैव विज्ञेया ब्राह्मणाः पङ्क्तिपावनाः ॥१८७॥**

વેદનો અર્થ જાણનાર, વેદનો અર્થ વ્યાખ્યાન કરનાર બ્રહ્મચારી, હજાર ગોદાન દેનાર અને સો વર્ષની અવસ્થાવાળો. એ બ્રાહ્મણો પંક્તિપાવન છે એમ જાણવું. ૧૮૭

વેદના અંગોને ભણ્યાવગર પણ ગુરુના ઉપદેશથી જ વેદનો અર્થ જાણનાર, વેદના અર્થનું વ્યાખ્યાન કરનાર, બ્રહ્મચર્યવ્રત પાળનાર, હજાર ગોદાન કરનાર અથવા હજાર બ્રાહ્મણોને ભોજન આપનાર અથવા હજાર સુવર્ણનું દાન કરનાર અને સો વર્ષની અવસ્થાવાળો એટલે અતિવૃદ્ધ; એ સઘળા બ્રાહ્મણો પંક્તિપાવન ગણાયછે મનુષ્ય અતિવૃદ્ધ થવાથી પરિપક્વકષાયવાળાને લીધે પાવનપણું પામેછે.

શ્રાદ્ધમાં કેવા બ્રાહ્મણો યોગ્ય છે તથા કેવા અયોગ્ય છે તે કહેવાઇ ગયું એટલે હવે યોગ્ય બ્રાહ્મણોને શ્રાદ્ધ નિમિત્ત નિમંત્રણ ક્યારે કરવું તે જણાવેછે—

**पूर्वेद्युरपरेद्युर्वा श्राद्धकर्मण्युपस्थिते ॥**
**निमन्त्रयेतत्र्यवरान्सम्यग्विप्रान्यथोदितान् ॥१८८॥**

શ્રાદ્ધ કર્મ પ્રાપ્ત થાય ત્યારે પૂર્વ દિવસે અથવા શ્રાદ્ધને દિવસે ઉત્તમ પ્રકારથી ઉપર કહેલા ગુણવાળા ઓછામાં ઓછા ત્રણ બ્રાહ્મણોને નિમંત્રણ કરવું. ૧૮૮.

અમાવાસ્યા કે ત્રયોદશીઆદિ જે દિવસે શ્રાદ્ધ કરવાનું હોય તેને આગલે દિવસે અથવા તેજ દિવસે ઉત્તમ પ્રકારથી એટલે સન્માનપૂર્વક ઓછામા ઓછા ત્રણ બ્રાહ્મણોને શ્રાદ્ધમા ભોજનનું નિમંત્રણ કરવું એક વિશ્વેદેવાને સ્થળે, એક પિતૃને સ્થાને અને એક માતામહપક્ષને સ્થાને બેસાડવામાટે એમ ત્રણ બ્રાહ્મણો એ આ ટૂંકામા ટૂંકો પક્ષ છે શક્તિ હોય તો એકીની સંખ્યાવાળા વિશેષ બ્રાહ્મણોને કહે તેમા પણ અડચણ નથી પણ એટલો વિસ્તાર નહિ કરવો કે જેમા શાસ્ત્રીય કર્મ જળવાય નહિ અને વ્યવહારનામા અશાસ્ત્રીય કડાકૂટમા જ ફસાઇ રહેવુ પડે નિમંત્રિત થયાપછી બ્રહ્મચર્યઆદિ જે નિયમો પાળવાની હવે આજ્ઞા કરશે તે નિયમો પાળી શકવાની ખાત્રી હોય તો બ્રાહ્મણોને આગલે દિવસે નિમંત્રણ કરવુ અને તેવી બરાબર ખાત્રી ન હોય તો પછી જે દિવસે શ્રાદ્ધ હોય તે દિવસે જ નિમંત્રણ કરવુ

શ્રાદ્ધમાં જેને નિમંત્રણ થયુ હોય તેણે તથા શ્રાદ્ધકર્તાએ પાળવાના નિયમોવિષે કહેછે—

**निमन्त्रितो द्विजः पित्र्ये नियतात्मा भवेत्सदा ॥**
**न चच्छन्दांस्यधीयीत यस्य श्राद्धं च तद्भवेत् ॥१८९॥**

પિતૃકાર્યમા નિમંત્રણ પામેલા બ્રાહ્મણે સર્વદા ઇંદ્રિયોને વશ્ય રાખવા અને વેદાધ્યયન કરવુ નહિ શ્રાદ્ધ કરનારે પણ તે પ્રમાણે વર્તવુ ૧૮૯

પિતૃકર્મમા નિમંત્રિત થયેલા બ્રાહ્મણે સર્વદા ઇંદ્રિયોને વશ્ય રાખવા એટલે બ્રહ્મચર્ય તથા યમનિયમો પાળવા અને કામ, ક્રોધ તથા અશુચિપણાથી રહિત રહેવુ તેમજ સંધ્યોપાસનના જપવગર બીજુ કશુ વેદાધ્યયન પણ કરવુ નહિ નિમંત્રિત બ્રાહ્મણની પેઠે શ્રાદ્ધ કરનાર પોતે પણ આ નિયમો પાળવાના છે શ્રાદ્ધ કર્તાએ બ્રાહ્મણોને નિમંત્રણ કરવાનો મંત્ર જ આ પ્રમાણે છે કે—

अक्रोधनैः शौचपरैः सततं ब्रह्मचारिभिः ।
भवितव्यं भवद्भिश्च मया च श्राद्धकारिणा ।

એટલે "તમારે ક્રોધરહિત, પવિત્ર અને બ્રહ્મચર્યવાળા થવુ અને શ્રાદ્ધ કરનાર હું પણ તેવો જ થઇશ"

નિમંત્રિત બ્રાહ્મણોએ નિયમો પાળવાનો હેતુ કહેછે—

**निमन्त्रितान् हि पितर उपतिष्ठन्ति तान् द्विजान् ॥**
**वायुवच्चानुगच्छन्ति तथासीनानुपासते ॥ १९० ॥**

શ્રાદ્ધમાં નિમંત્રણ પામેલા તે બ્રાહ્મણોમાં પિતૃઓ આવીને નિવાસ કરેછે. વાયુની પેઠે તેઓની પાછળ જાયછે અને તેઓ બેઠા હોય ત્યારે તેઓની સમીપમાં તેઓ બેસેછે. ૧૯૦.

નિમંત્રિત બ્રાહ્મણોમાં પિતૃઓ અદૃશ્યરૂપે આવીને વસેછે માટે સાવધાન રહેવું શારીરિક કે માનસિક અપવિત્રતામાં ફસાવું નહિ.

નિમંત્રિત બ્રાહ્મણ નિષિદ્ધાચરણ કરે તો તેનું ફળ કહેછે—

**केतितस्तु यथान्यायं हव्यकव्ये द्विजोत्तमः ॥**
**कथंचिदप्यतिक्रामन् पापः सूकरतां व्रजेत् ॥१९१॥**

હવ્ય તથા કવ્યમાં શાસ્ત્રોક્તરીતે નિમંત્રણ પામેલો બ્રાહ્મણ જો કોઇપણ રીતે તેને લગતા નિયમોનુ અતિક્રમણ કરે તો તે પાપી સૂકરનો અવતાર પામેછે ૧૯૧

દૈવ તથા પિત્ર્ય કર્મમા શાસ્ત્રીય પ્રકારથી નિમંત્રિત થયેલો બ્રાહ્મણ જો બ્રહ્મચર્યાદિ નિયમો પાળે નહિ અથવા લોભવગેરેથી બીજાનું નિમંત્રણ કબુલ રાખી તેને ત્યા ભોજન કરવા જાય નહિ તો તે પાપથી તે બીજા જન્મમાં સૂકર થાયછે

નિષિદ્ધાચરણનું જ વિશેષ ફળ કહેછે—

**आमन्त्रितस्तु यः श्राद्धे वृषल्या सह मोदते ॥**
**दातुर्यद्दुष्कृतं किञ्चित्तत्सर्वं प्रतिपद्यते ॥ १९२ ॥**

શ્રાદ્ધમાં આમંત્રણ કરાયલો જે બ્રાહ્મણ શૂદ્રાસાથે રમણ કરેછે તેને, દાતાનુ જે કંઇ પાપ હોય તે સઘળુ પ્રાપ્ત થાયછે ૧૯૨

શ્રાદ્ધમાં નિમંત્રણ કરાયલા જે બ્રાહ્મણ શૂદ્રાની સાથે રમણ કરેછે અથવા શૂદ્રાને માટે મૂળ શ્લોકમા વૃષલી શબ્દ છે તેનો અર્થ "પોતાના પતિની મનોવૃત્તિને હરકેરનારી" એવો પણ થતો હોવાથી જે બ્રાહ્મણ શ્રાદ્ધને દિવસે પોતાની બ્રાહ્મણીસ્ત્રીસાથે રમણ કરે તે પણ શૂદ્રાની સાથે રમણ કરનારો કહેવાય. આવી રીતે શ્રાદ્ધના નિમંત્રણથી પ્રાપ્ત થયેલ આવશ્યક નિયમરૂપ બ્રહ્મચર્યનો ભંગ કરનારો બ્રાહ્મણ દાતા પુરૂષના સઘળા પાપનો ભોક્તા થાયછે અર્થાત્ એવા બ્રાહ્મણને જમાડવાથી શ્રાદ્ધમા જે કાંઇ વૈગુણ્ય થાયછે તેનું અનિષ્ટ ફળ શ્રાદ્ધકર્તાને નથી થતુ પણ તે બ્રાહ્મણને જ થાયછે

ઉપર જણાવેલા પિતૃઓ ક્યા ક્યા મુનિના પુત્રો છે તે કહેછે—

**सोमपास्तु कवेः पुत्रा हविष्मन्तोऽङ्गिरःसुताः ॥**
**पुलस्त्यस्याज्यपा पुत्रा वसिष्ठस्य सुकालिनः ॥१९९॥**

સોમપા નામના પિતૃઓ ભૃગુના પુત્રો છે, હવિર્ભુજ નામના પિતૃઓ અંગિરાના પુત્રો છે, આજ્યપાનામના પિતૃઓ પુલસ્ત્યના પુત્રો છે અને સુકાલિન નામના પિતૃઓ વસિષ્ઠના પુત્રો છે ૧૯૯

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એઓના મુખ્યત્વે જે પિતૃઓને ઉપર જણાવેલા છે તેઓ ક્રમથી ભૃગુ, અંગિરા, પુલસ્ત્ય અને વસિષ્ઠના પુત્રો છે

બ્રાહ્મણોએ આરાધ્ય પિતૃઓનો વિશેષ નિર્દેશ કરેછે—

**अग्निदग्धानग्निदग्धान्काव्यान्बर्हिषदस्तथा ॥**
**अग्निष्वात्तांश्च सौम्यांश्च विप्राणामेव निर्दिशेत्॥२००॥**

અગ્નિદગ્ધ અનગ્નિદગ્ધ, કાવ્ય, બર્હિષદ અગ્નિષ્વાત્ત અને સૌમ્ય એ સર્વ પિતૃઓ પણ બ્રાહ્મણોના જ ૨૦૦

મૂળ શ્લોકમાના एव પદનો અર્થ બ્રાહ્મણોની સાથે જોડીને ' આ સઘળા પિતૃઓ બ્રાહ્મણોના જ છે ' એમ વાક્યાર્થ કરવામા આવે તો પૂર્વનિર્દિષ્ટ અર્થની સાથે વિરોધ આવેછે કારણ કે અગ્નિષ્વાત એઓ દેવોના પિતૃઓ છે તથા બર્હિષદ્ એઓ દૈત્યવગેરેના પિતૃઓ છે એમ આગળ કહેવાયેલુ છે માટે અહીં એવો અર્થ કરવો કે આ સઘળા પિતૃઓ પણ બ્રાહ્મણોએ આરાધ્ય છે અથવા બ્રાહ્મણોના પિતૃઓ આ સઘળા નામોથી પણ કહેવાયછે અગ્નિથી પાક થતા ચરૂપુરોડાશવગેરેથી જેઓનુ યજન થાય તે અગ્નિદગ્ધ અને જેઓને અગ્નિથી પાક નથી કરવા પડતા એવા સોમવગેરેથી જેનુ યજન થાય તે અનગ્નિદગ્ધ કહેવાયછે

પિતૃઓનુ આનંત્ય કહેછે—

**य एते तु गणा मुख्याः पितॄणां परिकीर्त्तिताः ॥**
**तेषामपीह विज्ञेयं पुत्रपौत्रमनन्तकम् ॥ २०१ ॥**

જે આ પિતૃઓના મુખ્ય ગણો કહેલા છે તેઓના પણ આ જગતમાં પુત્રો તથા પૌત્રો અનંત છે એમ જાણવું ૨૦૧

જે આ મુખ્ય પિતૃગણો કહેવામા આવ્યા તેઓના પુત્રપૌત્રો પણ અનંત છે અને તેપણ આ જગતમા પિતૃ કહેવાયછે માર્કંડેયપુરાણમા વર, વરેણ્ય આદિ બીજા પિતૃઓ પણ કહેવામા આવ્યા છે તેઓનો અહીં જેઓના નામ સૂચવવામા નથી આવ્યા એવા મુખ્ય પિતૃગણોના પુત્રપૌત્રાદિકમા સમાવેશ થાયછે

પિત્ર્યકર્મ દૈવકર્મથી ન્યૂન નથી પણ પ્રધાનભૂત છે. કારણ કે પિતૃઓ દેવોથી જન્મમાં જ્યેષ્ઠ છે એમ દેખાડવા થોડો સૃષ્ટિક્રમ બતાવેછે—

**ऋषिभ्यः पितरो जाताः पितृभ्यो देवमानवाः ॥**
**देवेभ्यस्तु जगत्सर्वं चरं स्थाण्वनुपूर्वशः ॥ २०२ ॥**

ઋષિઓથી પિતૃઓ ઉત્પન્ન થયા છે પિતૃઓથી દેવ તથા મનુષ્યો થયેલ છે અને દેવોથી તો અનુક્રમે સ્થાવરજંગમ સઘળુ જગત ઉત્પન્ન થયેલુ છે ૨૦૨

મરીચિવગેરે ઋષિઓથી ઉપર કહેલા ક્રમ પ્રમાણે પિતૃઓ ઉત્પન્ન થયા છે પિતૃઓથી દેવ તથા મનુષ્યો થયા છે અને દેવોથી અનુક્રમે સ્થાવર જંગમ જગત થયુ છે એવી રીતે સોમપાવગેરે પિતૃઓથી આપણા પિતા, પિતામહ તથા પ્રપિતામહ ઉત્પન્ન થયા છે તેથી તેઓના શ્રાદ્ધમા સોમપાવગેરેનુ પૂજન કરવુ

પિતૃઓનુ યજન કરવામાં પાત્રો કેવા જોઇએ તે કહેછે—

**राजतैर्भाजनैरेषामथो वा राजतान्वितैः ॥**
**वार्यपि श्रद्धया दत्तमक्षयायोपकल्पते ॥ २०३ ॥**

એ પિતૃઓને રૂપાના પાત્રોથી અથવા રૂપાથી મિશ્ર અન્ય પાત્રોથી શ્રદ્ધાપૂર્વક આપેલુ જળ પણ અક્ષયસુખમાટે થાયછે ૨૦૩

સંસ્કારવાળુ અન્ન તો એકતરફ રહો પણ જો રૂપાના પાત્રમા જળ દેવામા આવે તોપણ તે રૂપાના ગુણને લીધે અક્ષય તૃપ્તિકારક થાયછે

દૈવકાર્ય પિતૃકાર્યના અંગભૂત છે એમ જણાવવાને દૈવકાર્ય કરતાં પિતૃકાર્યની વિશિષ્ટતા કહેછે—

**देवकार्याद्द्विजातीनां पितृकार्यं विशिष्यते ॥**
**दैवं हि पितृकार्यस्य पूर्वमाप्यायनं स्मृतम् ॥२०४॥**

દ્વિજોને દેવકાર્યકરતાં પિતૃકાર્ય અધિક ગણાયછે, કારણ કે પિતૃકાર્યની પૂર્વે કરવામા આવતું દેવકાર્ય પિતૃકાર્યનું પૂરક છે એમ કહેલુ છે. ૨૦૪

દેવોના ઉદ્દેશથી જે કાર્ય કરવામાં આવેછે તે દેવકાર્ય કહેવાયછે દ્વિજોએ એ દેવકાર્યથી વિશેષપણે પિતૃકાર્ય કરવાનુ છે કારણ કે દેવકાર્ય પ્રથમ થાયછે તોપણ તે પિતૃકાર્યનુ પૂર- હોવાથી તેના અંગરૂપ છે પણ તે પ્રધાન થઈ નથી

દેવકાર્ય પિતૃકાર્યના અંગરૂપ હોવા છતાં તે પ્રથમ કરવાની સકારણ આવશ્યકતા જણાવેછે—

**तेषामारक्षभूतं तु पूर्वं दैवं नियोजयेत् ॥**
**रक्षांसि हि विलुम्पन्ति श्राद्धमारक्षवर्जितम् ॥२०५॥**

પિતૃઓની રક્ષામાટે દેવકાર્ય પ્રથમ કરવામા આવેછે કારણ કે રક્ષણ કરનારવગરના શ્રાદ્ધને રાક્ષસો અસાધ્ધાગથી લઇ જાયછે ૨૦૫

પિતૃપૂજનની નિર્વિઘ્નતામાટે વિશ્વેદેવાનુ પૂજન તેની પહેલા કરવુ કારણ કે તે દેવો પિતૃકાર્યની રક્ષા કરનારા છે જો તેઓનુ પૂજન પ્રથમ ન થયુ હોય તો પિતૃઓના ઉદ્દેશથી થતા પૂજનને રાક્ષસો લઇ જાયછે માટે દૈવ એટલે વિશ્વેદેવાના બ્રાહ્મણને પ્રથમ નિમંત્રણ કરવુ

રક્ષા આગળ તથા પાછળ એમ બન્ને પ્રકારે કરવી જોઇએ. માટે દૈવકાર્ય જેમ પ્રથમ કરવું તેમ પિતૃકાર્યની પછી પણ કરવું એમ જણાવેછે અને એવી રીતે ન થાય તો તેનું અનિષ્ટ ફળ દેખાડેછે—

**दैवाद्यन्तं तदीहेत पित्र्याद्यन्तं न तद्भवेत् ॥**
**पित्र्याद्यन्तं त्वीहमानः क्षिप्रं नश्यति सान्वयः॥२०६॥**

દેવકર્મ જેના આદિઅંતમાં છે એવુ શ્રાદ્ધ કરવુ પણ પિતૃકર્મ જેના આદિ તથા અંતમા છે એવુ શ્રાદ્ધ થવુ નથી પિતૃકર્મ જેના આદિ તથા અંતમા છે એવુ શ્રાદ્ધ કરે તો સંતાનસહિત નાશ પામેછે ૨૦૬

પિતૃઓના આવાહનવગેરેની પહેલા દેવોનુ આવાહનવગેરે કરવુ અને પિતૃઓના વિસર્જન પછી દેવોનુ વિસર્જન કરવુ એ પ્રકારે થવુ શ્રાદ્ધ યોગ્ય ગણાયછે પણ તેથી ઉલટીરીતે એટલે પિતૃઓનું આવાહન પહેલા અને દેવોનુ

આવાહન પછી તથા દેવોનુ વિસર્જન પહેલા અને પિતૃઓનુ વિસર્જન પછી, આવીરીતે શ્રાદ્ધ કરવામા આવે તો તે અયોગ્ય ગણાયછે અને તેમા પિતૃઓ પ્રસન્ન થતા નથી એટલુ જ નહિ પણ અપ્રસન્ન થાયછે તેથી તેનુ અનિષ્ટ ફળ થાયછે

શ્રાદ્ધમાટે દેશની યોગ્યતા બતાવેછે—

शुचिं देशं विविक्तं च गोमयेनोपलेपयेत् ॥
दक्षिणाप्रवणं चैव प्रयत्नेनोपपादयेत् ॥ २०७ ॥

પવિત્ર તથા એકાતવાળા શ્રાદ્ધભૂમિના પ્રદેશને ગોમયથી ઉપલિપ્ત કરવો તથા દક્ષિણ દિશામા નમતો રહે તેમ પ્રયત્ન કરવુ ૨૦૭

અસ્થિઆદિ અપવિત્ર પદાર્થવગરનો અને મનને વિક્ષેપ કરનારી કાઇ પણ ગડબડ જ્યા ન થતી હોય તવો પ્રદેશ શ્રાદ્ધ કરવામા પસદ કરવો એ પ્રદેશ દક્ષિણ દિશામા નમતો હોવો જોઇએ સ્વાભાવિ રીતે તેવો ન હોય તો પ્રયત્નથી તેવો કરવો અને તેને ગાયના છાણથી લીંપીને શુદ્ધ કરવો

યોગ્યપ્રદેશમાં શ્રાદ્ધ કરવાથી પિતૃઓ પ્રસન્ન થાયછે એમ કહેછે—

अवकाशेषु चोक्षेषु नदीतीरेषु चैव हि ॥
विविक्तेषु च तुष्यन्ति दत्तेन पितरः सदा ॥२०८॥

સ્વભાવથી જ પવિત્ર અરણ્યવગેરે પ્રદેશમા તથા નદીના કિનારાઓઉપર અને નિર્જન પ્રદેશોમા આપેલા શ્રાદ્ધથી સર્વદા પિતૃઓ સતુષ્ટ થાયછે ૨૦૮

સ્વાભાવિકરીતે સ્વચ્છતાવાળા નદીતીરવગેરે પ્રદેશોઉપર ગોમયના ઉપલેપ-વગર જ માત્ર જળના પ્રોક્ષણથી પણ ચાલેછે એમ "સ્વભાવથી પવિત્ર" એવા શબ્દો વડીને જણાવ્યુ છે

શ્રાદ્ધમાં બ્રાહ્મણોને બેસાડવાનો પ્રકાર કહેછે—

आसनेषूपक्लृप्तेषु बर्हिष्मत्सु पृथक् पृथक् ॥
उपस्पृष्टोदकान्सम्यग्विप्रांस्तानुपवेशयेत् ॥ २०९ ॥

દર્ભયુક્ત જૂદા જૂદા આસનોઉપર સ્નાન તથા આચમન કરનાર તે બ્રાહ્મણોને સારીરીતે બેસાડવા ૨૦૯

આની પહેલાના શ્લોકમાં જણાવેલા ગુણવાળા એવા પણ દેશમાં દર્ભ સહિત જૂદાં જૂદાં ગોઠવેલા આસનોઉપર પ્રથમથી આમંત્રણ કરાયેલા તથા સ્નાન આચમન કરનારા બ્રાહ્મણોને સારીરીતે એટલે ભક્તિભાવથી બેસાડવા શ્રાદ્ધમાં વિશ્વેદેવાના બ્રાહ્મણોના આસનઉપર બબ્બે દર્ભ મૂકવા અને પિતૃઓના બ્રાહ્મણોના આસનઉપર દક્ષિણદિશામાં અગ્રભાગ રહે તે પ્રમાણે એક એક દર્ભ મૂકવો દેવલ ઋષિ કહે છે કે "પ્રથમ નિમંત્રણ કરેલા વિશ્વદેવાના બ્રાહ્મણોના આસનો બે દર્ભોથી યુક્ત તથા પૂર્વાભિમુખ સ્થાપવાં અને પિતૃઓના આસનો દક્ષિણાભિમુખ તથા દક્ષિણમાં અગ્રભાગ એક એક દર્ભથી યુક્ત અને તિલ તથા જળથી પ્રોક્ષણ કરેલાં સ્થાપવાં

બ્રાહ્મણોનાં પૂજનનો પ્રકાર કહે છે—

**उपवेश्य तु तान्विप्रानासनेष्वजुगुप्सितान् ॥**
**गन्धमाल्यैः सुरभिभिरर्चयेद्देवपूर्वकम् ॥ २१० ॥**

તે અનિંદિત બ્રાહ્મણોને આસનઉપર બેસાડીને વિશ્વેદેવાના બ્રાહ્મણપૂર્વક ગંધ પુષ્પ અને ધૂપાદિકોથી તેઓનું પૂજન કરવું ૨૧૦

બ્રાહ્મણોને બેસાડ્યાપછી તેઓનું ગંધપુષ્પાદિકથી પૂજન કરવું ચંદન, પુષ્પ, અને ધૂપાદિકથી પૂજન કરવામાં વિશ્વેદેવાના બ્રાહ્મણોથી આરંભ કરવો કારણ કે દેવકાર્યનું પ્રાથમ્ય કહેવાઇ ગયું છે

અગ્નૌકરણ કર્મનો ઉપક્રમ કહે છે—

**तेषामुदकमानीय सपवित्रांस्तिलानपि ॥**
**अग्नौ कुर्यादनुज्ञातो ब्राह्मणो ब्राह्मणैः सह ॥२११॥**

બ્રાહ્મણોનું અર્ઘોદક અને પવિત્રસહિત તિલો એઓને એકત્ર કરી પછી બધા બ્રાહ્મણોએ સાથે જ અનુજ્ઞા આપેલા શ્રાદ્ધકર્તા બ્રાહ્મણે અગ્નૌકરણ કર્મ કરવું ૨૧૧

બ્રાહ્મણોનું અર્ઘોદક અને પવિત્ર તથા તિલ એઓને મિશ્ર કરી સઘળા બ્રાહ્મણોએ સાથે જ અનુજ્ઞા આપેલા બ્રાહ્મણે અગ્નિમાં વક્ષ્યમાણ હોમ કરવો અનુજ્ઞા લેવાનું કહ્યું છે તેથી પ્રાર્થના પણ પ્રથમ કરવાની છે તે પ્રાર્થના પોતાના ગૃહ્યસૂત્રના અનુસારે કરૂં, કરીશ ઇત્યાદિક જાણવી તેમજ અનુજ્ઞા પણ ઓમ્ એ પ્રકારે અથવા કરો એ પ્રમાણે સમજવી

અગ્નૌકરણનો પ્રકાર કહેછે—

**अग्नेः सोमयमाभ्यां च कृत्वाप्यायनमादितः ॥**
**हविर्दानेन विधिवत्पश्चात्संतर्पयेत्पितॄन् ॥ २१२ ॥**

પ્રથમ અગ્નિને, સોમને અને યમને વિધિપ્રમાણે હવિર્દાનથી તૃપ્ત કરી પછી પિતૃઓને તૃપ્ત કરવા ૨૧૨

અગ્નિનુ, સોમનુ અને યમનુ પર્યુક્ષણવગેરે વિધિથી આપેલા આહુતિરૂપ હવિર્દાનદ્વારા પ્રથમ પ્રીણન કરી પછી અન્નાદિકથી પિતૃઓને તૃપ્ત કરવા.

અગ્ન્યાધાન ન હોય તો આ આહુતિઓ ક્યાં આપવી તે જણાવેછે—

**अग्न्यभावे तु विप्रस्य पाणावेवोपपादयेत् ॥**
**यो ह्यग्निः स द्विजो विप्रैर्मन्त्रदर्शिभिरुच्यते ॥२१३॥**

જો કદાચ અગ્નિ ન હોય તો બ્રાહ્મણના હાથમા જ આહુતિઓ આપવી કારણ કે જે અગ્નિ છે તે બ્રાહ્મણ છે એમ વેદ જાણનાર બ્રાહ્મણોએ કહ્યુ છે ૨૧૩

અગ્નિને અભાવે બ્રાહ્મણના હાથમા જ અગ્નિ, સોમ અને યમને માટે ઉપર કહ્યા પ્રમાણે ત્રણ આહુતિઓ આપવી કારણ કે જે અગ્નિ છે તેજ બ્રાહ્મણ છે, એમ વેદજ્ઞ બ્રાહ્મણોએ કહેલુ છે જે ઉપનયનવગરનો હોય તેને અગ્નિનો અભાવ હોયછે અથવા ઉપનયનસંસ્કારવાળાને પણ સમાવર્તનસંસ્કાર પછી અને વિવાહની પહેલાંના સમયમા અગ્નિનો અભાવ હોયછે તેમજ વિવાહ પછી પણ ભાર્યાનુ મૃત્યુ થઇ ગયુ હોય તોપણ અગ્નિનો અભાવ હોયછે એટલે તેને અગ્નિહોત્ર હોતુ નથી

બ્રાહ્મણોના હાથમાં આહુતિઓ આપવી તેને માટે બ્રાહ્મણોની યોગ્યતા દર્શાવેછે—

**अक्रोधनान्सुप्रसादान्वदन्त्येतान्पुरातनान् ॥**
**लोकस्याप्यायने युक्तान् श्राद्धदेवान् द्विजोत्तमान् ॥ २१४ ॥**

ક્રોધવર્ગના, સારીરીતે પ્રસન્ન, પુરાતન અને લોકની વૃદ્ધિમાં તત્પર બ્રાહ્મણો શ્રાદ્ધના દેવતા છે એમ મન્વાદિ મહાત્માઓ કહેછે. ૨૧૪.

ક્રોધથી રહિત, પ્રસન્નમુખવાળા, પ્રવાહના અનાદિપણાથી પુરાતન અને अग्नौ प्रास्ताहुति. सम्यगादित्यमुपतिष्ठते० । એટલે અગ્નિમાં યોગ્યરીતે દેવામાં આવેલી આહુતિ સૂર્યને પ્રાપ્ત થાયછે, તેથી વૃષ્ટિ થાયછે, વૃષ્ટિથી અન્ન થાયછે અને અન્નથી પ્રજા થાયછે એ ન્યાયવડે યજ્ઞાદિક કરનારા હોવાથી લોકોની અભિવૃદ્ધિમાટે પ્રયત્નવાળા બ્રાહ્મણો શ્રાદ્ધના દેવતા છે એટલે શ્રાદ્ધના પાત્રભૂત છે એમ મન્વાદિકોએ કહેલું હોવાથી બ્રાહ્મણના હાથમાં શ્રાદ્ધ દેવું પ્રથમ આપેલા વિધિનો આ અનુવાદ છે

પિતૃકાર્યમાં હસ્તમુદ્રાનું લક્ષણ કહેછે—

**अपसव्यमग्नौ कृत्वा सर्वमावृत्य विक्रमम् ॥**
**अपसव्येन हस्तेन निर्वपेदुदकं भुवि ॥ २१५ ॥**

અગ્નિમાં સઘળો હોમાનુષ્ઠાનક્રમ દક્ષિણસંસ્થ કરીને અપસવ્ય એટલે જમણા હાથથી પૃથ્વીઉપર જળ છાંટવું ૨૧૫

અગ્નિમાં આહુતિઓ આપવાવગેરે સઘળું દક્ષિણસંસ્થ કરવું ઉત્તરથી દક્ષિણતરફ લઇ જે કાંઇ કરવું તે દક્ષિણસંસ્થ કહેવાયછે અને અપસવ્ય પણ તેને જ કહેવામાં આવેછે સવ્ય એટલે ડાબું અને અપસવ્ય એટલે જમણું અને તેથી ડાબા ખભાપર જનોઇ રાખી હોય તો તે સવ્ય કહેવાયછે અને જમણા ખભાપર જનોઇ રાખી હોય તો તે અપસવ્ય કહેવાયછે પિતૃકાર્ય સઘળું અપસવ્યથી થાયછે અને તેથી આ અગ્નૌકરણ પણ અપસવ્યથી કરવું અગ્નૌકરણ થઇ ગયા પછી પિંડ રાખવામાટે પૃથ્વીપર જળ છાંટવું અને તે પણ અપસવ્યથી જ છાંટવું

અગ્નૌકરણના અવશિષ્ટ અન્નની વ્યવસ્થા કહેછે—

**त्रींस्तु तस्माद्धविःशेषात्पिण्डान्कृत्वा समाहितः ॥**
**औदकेनैव विधिना निर्वपेद्दक्षिणामुखः ॥ २१६ ॥**

અગ્નૌકરણ કરતાં શેષ રહેલા અન્નમાંથી ત્રણ પિંડો કરી સાવધાન થઇ દક્ષિણમાં મુખ રાખી જમણા હાથથી પિંડદાન કરવું ૨૧૬

અગ્નિવગેરે દેવોના ઉદ્દેશથી હોમ કરતાં અવશેષ રહેલ હવિષ્યાન્નમાંથી ત્રણ પિંડો કરી દક્ષિણાભિમુખ થઇ જમણા હાથથી દર્ભોપર તે મુકવા હવે પછીના શ્લોકમાં દર્ભ લખેલો છે તેથી અહીં દર્ભ ન હોવા છતા પણ દર્ભઉપર પિંડ મૂકવાનું સમજી લેવું

મુખ્ય પિંડદાન પછી લેપભાગીને પણ આપવાનું કહેછે—

न्युप्य पिण्डांस्ततस्तांस्तु प्रयतो विधिपूर्वकम् ॥
तेषु दर्भेषु तं हस्तं निमृज्याल्लेपभागिनाम् ॥२१७॥

સાવધાન થઇ વિધિપૂર્વક પિંડદાન કર્યા પછી તે દર્ભોમા લેપભાગી પિતૃઓને માટે હાથ ઘસવો ૨૧૭

વિધિપૂર્વક એટલે પોતાના ગૃહ્યસૂત્રમા કહેલા વિધિપ્રમાણે દર્ભોઉપર પિંડદાન કરીને તે પછી दर्भमूलेषु करावघर्षणम् એ વિષ્ણુના વચનને અનુસરીને દર્ભોના મૂળ પ્રદેશોમા પ્રપિતામહના પિતાથી માંડી ત્રણ પુરૂષો કે જેઓ લેપભાગી છે તેઓની તૃપ્તિને માટે હાથને ઘસીને લેપવગરનો કરવો

પિંડદાન થઇ ગયા પછી નમસ્કારનો વિધિ કહેછે—

आचम्योदक्परावृत्त्य त्रिरायम्य शनैरसून् ॥
षड्ऋतूंश्च नमस्कुर्यात्पितृनेव च मन्त्रवित् ॥२१८॥

તે પછી ઉત્તરમા મુખ રાખી આચમન કરી ધીરે ધીરે ત્રણવાર પ્રાણાયામ કરી મંત્ર જાણનાર પુરૂષે ૬ ઋતુઓને તથા પિતૃઓને નમસ્કાર કરવા ૨૧૮.

પિંડદાન થયાબાદ ઉત્તરાભિમુખ આચમન કરી બેસી ધીમે ધીમે ત્રણ પ્રાણાયામ કરી वसन्ताय नमस्तुभ्यम् । ઇત્યાદિ પ્રકારથી ૬ ઋતુઓને નમસ્કાર કરવા અને नमो वः पितर ઇત્યાદિક મંત્રથી યુક્ત દક્ષિણદિશામા મુખ રાખીને પિતૃઓને નમસ્કાર કરવા आमिपर्यावृत्य એવું ગૃહ્યકારનું વચન છે તેથી જો કે પિતૃઓને નમસ્કાર કરતી વખતે દક્ષિણાભિમુખ બેસવાનું અહીં કહેલું નથી તો-પણ ગૃહ્યસૂત્રના આચારને અનુસરીને એ વખતે દક્ષિણાભિમુખ બેસવું

પિંડપાસે જલદાન તથા પિંડનું આઘ્રાણ કરવા વિષે કહેછે—

उदकं निनयेच्छेषं शनैः पिण्डान्तिके पुनः ॥
अवजिघ्रेच्च तान्पिण्डान्यथान्युप्तान्समाहितः ॥२१९॥

અવશેષ રહેલું જળ પિંડોની પાસે પુનઃ અર્પણ કરવું. અને તે પછી જેવી રીતે સ્થાપેલા છે તે અનુક્રમથી તે પિંડોને સુંઘવા. ૨૧૯.

પિંડદાનથી પહેલાં પિંડોને સ્થાપવાના પ્રદેશમાં છાંટવામાટે જે પાત્રમાંથી જળ લીધેલું હોય તે પાત્રમાં શેષ રહેલું જળ પિંડપાસે અર્પણ કરવું અને જે ક્રમથી તે પિંડો મૂકેલા હોય તે ક્રમથી સાવધાન મન રાખી ઉપાડી તેને સુંઘવા.

મૂકેલા પિંડાનો થોડો થોડો ભાગ બ્રાહ્મણને જમાડવો એમ કહેછે—

**पिण्डेभ्यस्त्वल्पिकां मात्रां समादायानुपूर्वशः ॥**
**तानेव विप्रानासीनान्विधिवत्पूर्वमाशयेत् ॥ २२० ॥**

પિંડામાંથી અનુક્રમે થોડો થોડો ભાગ લઇ તે ભાગથી, ત્યાં બેઠેલા બ્રાહ્મણોને વિધિપ્રમાણે પ્રથમ જમાડવા ૨૨૦.

પિંડોના ક્રમ પ્રમાણે તેમાનો થોડો થોડો ભાગ પિતાવગેરેના બ્રાહ્મણોના ભોજનસમયે તેઓને મુખ્ય ભોજનની પહેલાં જમાડવો. વિધિપ્રમાણે એટલે જે પિંડ પિતાના ઉદ્દેશથી આપેલ હોય તેમાનો ભાગ પિતાના બ્રાહ્મણને જમાડવો તથા પિતામહના પિંડનો ભાગ પિતામહના બ્રાહ્મણને જમાડવો અને પ્રપિતામહના પિંડનો ભાગ પ્રપિતામહના બ્રાહ્મણને જમાડવો અથવા વિધિપ્રમાણે એટલે આચમનવગેરે કરાવીને તે ભાગ જમાડવો

શ્રાદ્ધ કરનારના પિતા જીવતા હોય તો તેણે પિંડદાન કેવી રીતે આપવું તે જણાવેછે—

**ध्रियमाणे तु पितरि पूर्वेषामेव निर्वपेत् ॥**
**विप्रवद्वापि तं श्राद्धे स्वकं पितरमाशयेत् ॥ २२१ ॥**

જો શ્રાદ્ધ કરનારનો પિતા જીવતો હોય તો મૃત્યુ પામેલા પિતામહવગેરેને માટે પિંડદાન કરવું અથવા બ્રાહ્મણને ઠેકાણે શ્રાદ્ધમાં પોતાના પિતાને બેસાડીને ભોજન કરાવવું. ૨૨૧.

પિતા જીવતો હોય તો મૃત્યુ પામેલા પિતામહવગેરે ત્રણ પુરૂષોનું શ્રાદ્ધ કરવું. અથવા પિતાના બ્રાહ્મણને ઠેકાણે તે પિતાને જ બેસાડી જમાડવો અને પિતામહ તથા પ્રપિતામહના બે બ્રાહ્મણો જમાડવા અને બે પિંડોનું દાન કરવું

પિતા મરણ પામેલ હોય પણ પિતામહ જીવતા હોય તો તેણે કેમ કરવું તે કહેછે—

पिता यस्य निवृत्तः स्याज्जीवेच्चापि पितामहः ॥
पितुः स नाम संकीर्त्य कीर्त्तयेत्प्रपितामहम् ॥२२२॥

જેનો પિતા મૃત્યુ પામેલ હોય અને પિતામહ જીવતા હોય તેણે પિતાનું શ્રાદ્ધ કરી પછી પ્રપિતામહનું શ્રાદ્ધ કરવું. ૨૨૨.

પિતા જીવતા ન હોય પણ પિતામહ જીવતા હોય તોપણ પિતા અને પ્રપિતામહ એ બેનું જ શ્રાદ્ધ કરવું, વિષ્ણુસ્મૃતિમા એમ પણ કહ્યું છે કે પિતામહ જીવતા હોય તો પિતા, પ્રપિતામહ અને વૃદ્ધ પ્રપિતામહ એઓનું શ્રાદ્ધ કરવું.

અન્ય ધર્મશાસ્ત્રકારોકરતાં આ વિષયમાં મનુનો વિશેષ અભિપ્રાય શું છે તે કહેવામાં આવેછે—

पितामहो वा तच्छ्राद्धं भुञ्जीतेत्यब्रवीन्मनुः ॥
कामं वा समनुज्ञातः स्वयमेव समाचरेत् ॥ २२३ ॥

અથવા પિતામહને જ બ્રાહ્મણને ઠેકાણે બેસાડી ભોજન કરાવવું, એ પ્રમાણે મનુએ કહેલું છે અથવા પિતામહની અનુજ્ઞાથી પોતાને ઇચ્છામા આવે તેમ કરવું ૨૨૩.

જે પ્રમાણે જીવતા પિતાને જમાડવા તે પ્રમાણે પિતામહના બ્રાહ્મણને ઠેકાણે જીવતા પિતામહને જમાડવા અને પિતા તથા પ્રપિતામહના બ્રાહ્મણો જમાડવા અને પિંડદાન પણ દેવું અથવા જીવતા પિતામહે "તમે રુચિ પ્રમાણે કરો" એમ આજ્ઞા આપી હોય તો પોતાની રુચિપ્રમાણે કરવું

પિંડદાનપછી બ્રાહ્મણભોજન કરાવવું તેમાં બ્રાહ્મણોની વ્યવસ્થા કહી. હવે ભોજનનો ક્રમ કહેછે—

तेषां दत्त्वा तु हस्तेषु सपवित्रं तिलोदकम् ॥
तत्पिण्डाग्रं प्रयच्छेत स्वधैषामस्त्विति ब्रुवन् ॥२२४॥

તે બ્રાહ્મણોના હાથમાં દર્ભસહિત તિલોદક આપી પ્રથમ કહેલો પિંડનો એક એક ભાગ સ્વધાસ્તુ પિત્રે ઇત્યાદિક બોલીને આપવો. ૨૨૪.

આથી પિંડનો થોડો થોડો ભાગ આપવાનો સમય તથા દાનનો વિધિ બતાવ્યો

પિંડમાંનો થોડો ભાગ આપ્યાપછી પીરસવાનો પ્રકાર કહેછે—

**पाणिभ्यां तूपसंगृह्य स्वयमन्नस्य वर्द्धितम् ॥**
**विप्रान्तिके पितॄन् ध्यायञ्शनकैरुपनिक्षिपेत् ॥२२५॥**

અન્નથી પરિપૂર્ણ પાત્રને બન્ને હાથથી પકડી પિતૃઓનુ ધ્યાન કરતા શ્રાદ્ધ કરનારે તે પાત્ર બ્રાહ્મણોની પાસે ધીમેથી સ્થાપવું. ૨૨૫.

રસોઇના સ્થાનમાંથી બન્ને હાથવડે અન્નનું પાત્ર લઇ બ્રાહ્મણભોજનના સ્થાનમા લાવવું અને તે લાવતી વખતે આમાનું અન્ન પિતૃઓના ઉપયોગને માટે જ છુ લઇ જાઉછું એવી ભાવના રાખવી

અન્નપાત્ર બન્ને હાથથી ઉપાડવાની સહેતુક આવશ્યકતા દેખાડેછે—

**उभयोर्हस्तयोर्मुक्तं यदन्नमुपनीयते ॥**
**तद्विप्रलुम्पन्त्यसुराः सहसा दुष्टचेतसः ॥ २२६ ॥**

બન્ને હાથમાં નહિ પકડેલું જે અન્ન લાવવામાં આવેછે તેને દુષ્ટ ચિત્તવાળા અસુરો તુરત લઇ જાયછે. ૨૨૬.

બન્ને હાથથી અન્નપાત્ર લાવવું તે જેના નિમિત્તથી લાવવામા આવેછે તેનાતરફ આદર બતાવવામાટે તથા પાત્રમાં રહેલા અન્નની રક્ષામાટે છે આ તેનું દષ્ટફળ છે માટે અન્નપાત્ર બે હાથથી લાવવાને બદલે એક હાથે કે બીજી રીતે લાવવું નહિ

મુખ્ય અન્નમાં રૂચિના સાધનભૂત શાકવગેરે પદાર્થો પણ અન્યપાત્રોમાં તે ઢોળાય નહિ કે બગડે નહિ તેમ સાવધાનીથી તે પણ ત્યાં જ લાવી મૂકવા એમ કહેછે—

**गुणांश्च सूपशाकाद्यान् पयो दधि घृतं मधु ॥**
**विन्यसेत्प्रयतः पूर्वं भूमावेव समाहितः ॥ २२७ ॥**

દાળ તથા શાકવગેરે રૂચિસાધક પદાર્થો અને દૂધ, દહીં, ઘી અને મધવગેરે પદાર્થો સાવધાન રહી પ્રથમથી પૃથ્વીઉપર જ સ્થાપવા ૨૨૭

દાળ તથા શાકવગેરે પદાર્થો સાવધાન રહી એટલે જેમ પડી ન જાય તેમ એકાગ્ર મન રાખી પૃથ્વીપર જ જૂદાં પાત્રોમાં મૂકવા પણ કાષ્ટના પાટલાવગેરેપર મૂકવા નહિ

પૃથ્વીપર જ પાત્રોની અંદર સંભાળથી મૂકવાના બીજા પદાર્થો પણ જણાવેછે—

भक्ष्यं भोज्यं च विविधं मूलानि च फलानि च ॥
हृद्यानि चैव मांसानि पानानि सुरभीणि च ॥२२८॥

વિવિધ પ્રકારના ભક્ષ્ય, ભોજ્ય, મૂળ, ફળ, મનોહર માંસો અને સુગંધી પીવાના પદાર્થો પણ પૃથ્વીપર જ સ્થાપવા ૨૨૮

ખાવા લાયક કઠિનતાવાળા પદાર્થો ભક્ષ્ય કહેવાયછે અને દૂધપાકવગેરે ભોજ્ય કહેવાયછે

ભોજનના સર્વ પદાર્થો બ્રાહ્મણોની પાસે લાવીને મૂક્યા પછી તે પદાર્થો તેઓને પીરસવાનું જણાવેછે—

उपनीय तु तत्सर्वं शनकैः सुसमाहितः ॥
परिवेषयेत प्रयतो गुणान्सर्वान्प्रचोदयन् ॥ २२९ ॥

તે સર્વ અન્નાદિક લાવી પવિત્ર તથા એકાગ્ર મનવાળા પુરૂષે અન્નના ગુણોનું વર્ણન કરતા કરતા ધીમે ધીમે પરિવેષણ કરવું ૨૨૯.

એ અન્નાદિક પદાર્થો બ્રાહ્મણોની પાસે લાવી પવિત્રપણે તથા તે કાર્યમાં જ તત્પરપણે આ પદાર્થ મધુર છે, આ અમ્લ છે એમ માધુર્યાદિ ગુણોનું વર્ણન કરતા કરતા બ્રાહ્મણોની રૂચિપ્રમાણે તે તે પદાર્થો પીરસવા

શ્રાદ્ધકર્ત્તાએ પીરસતી વખતે ત્યાગ કરવાની બાબતો જણાવેછે—

नास्रमापातयेज्जातु न कुप्येन्नानृतं वदेत् ॥
न पादेन स्पृशेदन्नं न चैतदवधूनयेत् ॥ २३० ॥

તે સમયમાં અશ્રુપાત કરવો નહિ, કોપ કરવો નહિ, અસત્ય વચન બોલવું નહિ, પગથી અન્નનો સ્પર્શ કરવો નહિ અને અન્નને ઉછાળવું નહિ. ૨૩૦.

ઘણું કરીને પ્રેતશ્રાદ્ધાદિમાં ઇષ્ટવિયોગજનિત દુઃખથી અશ્રુપાત થાયછે. તોપણ આ સમયે અશ્રુપાત નહિ જ કરવો, અકસ્માત્ આનંદાશ્રુપાત થાય તો દોષ નથી પણ અશ્રુપાત તો કરવો નહિ. તેમ ક્રોધ પણ કરવો નહિ, અસત્ય બોલવાનો પુરૂષાર્થપણાથી જે નિષેધ કર્યોછે તેનો આ કર્માર્થ નિષેધ છે. ઉચ્છિષ્ટ તથા અનુચ્છિષ્ટ અન્નનો પગથી સ્પર્શ કરવો નહિ તેમ તેને પાત્રથી કે હાથથી ઉછાળવું નહિ

અશ્રુપાતવગેરે થાય તો શ્રાદ્ધ પિતૃઓને પહોંચતું નથી એમ કહેછે—

**अस्त्रं गमयति प्रेतान्कोपोऽरीननृतं शुनः ॥**
**पादस्पर्शस्तु रक्षांसि दुष्कृतीनवधूननम् ॥ २३१ ॥**

અશ્રુપાત કરે તો શ્રાદ્ધના અન્નને પ્રેતો લઇ જાયછે, કોપ કરે તો શત્રુઓ લઇ જાયછે, અસત્ય વચન બોલે તો શ્વાન લઇ જાયછે, પગથી સ્પર્શ કરે તો રાક્ષસો લઇ જાયછે અને ઉછાળે તો પાપી લોકો લઇ જાયછે. ૨૩૧.

અશ્રુપાતઆદિ કારણોથી શ્રાદ્ધને પ્રેતપિશાચાદિ તાણી જાયછે, એટલે તે શ્રાદ્ધથી પિતૃઓનો કશો ઉપકાર થતો નથી, માટે એ સમયે અશ્રુપાત આદિ નહિ જ કરવાં

બ્રાહ્મણોને જે જે પદાર્થની રૂચિ થાય તે તે પદાર્થ તેઓને શ્રદ્ધાથી પીરસવા અને અયોગ્ય કે અનાવશ્યક વાતો નહિ કરવી એમ જણાવેછે—

**यद्यद्रोचेत विप्रेभ्यस्तत्तद्दद्यादमत्सरः ॥**
**ब्रह्मोद्याश्च कथाः कुर्यात्पितॄणामेतदीप्सितम् ॥२३२॥**

મત્સરનો ત્યાગ કરી જે જે પદાર્થો બ્રાહ્મણોને રૂચિકર હોય તે તે પદાર્થો આપવા અને પરમાત્માનું નિરૂપણ કરનારી કથાઓ કરવી. કારણ કે એ પિતૃઓને અત્યંત પ્રિય છે. ૨૩૨.

બ્રાહ્મણોની રૂચિપ્રમાણે ભક્તિભાવપૂર્વક તેઓને જમાડવા અને તેઓ જમતા હોય ત્યારે નકામી કે હલકી કંઇ વાતો ન કરતાં શાસ્ત્રની પવિત્ર વાતો કરવી અથવા જેમાં પરમાત્માનું નિરૂપણ આવતું હોય એવા વેદ ભાગનો પાઠ કરવો અથવા અધ્યાત્મશાસ્ત્રની વાતો કરવી કારણકે તે પિતૃઓને અત્યંત પ્રિય છે.

**શ્રાદ્ધમાં બેઠેલા બ્રાહ્મણોને શું સંભળાવવું જોઇએ તેની વિશેષ સ્પષ્ટતા કરેછે—**

**स्वाध्यायं श्रावयेत्पित्र्ये धर्मशास्त्राणि चैव हि ॥**
**आख्यानानीतिहासांश्च पुराणानि खिलानि च ॥२३२**

શ્રાદ્ધમાં વેદ, ધર્મશાસ્ત્રો, આખ્યાનો, ઇતિહાસો, પુરાણો અને પરિશિષ્ટ ભાગો બ્રાહ્મણોને શ્રવણ કરાવવા ૨૩૩.

શ્રાદ્ધમાં તે બ્રાહ્મણોને વેદનું શ્રવણ કરાવવું તેમ જ ધર્મશાસ્ત્રો એટલે સ્મૃતિગ્રંથો, આખ્યાનો એટલે સૌપર્ણ મૈત્રાવરણવગેરે પ્રસિદ્ધ આખ્યાનો અથવા વેદના બ્રાહ્મણ ભાગમાની હરકોઇ કથાઓ, ઇતિહાસો એટલે મહાભારતવગેરે ગ્રંથો, પુરાણો એટલે સૃષ્ટિવગેરેના વર્ણનરૂપ વ્યાસમુનિપ્રણીત ભાગવત આદિ ગ્રંથો અને પરિશિષ્ટ ભાગોરૂપ શ્રીસૂક્ત અને શિવસંકલ્પઆદિનું પણ શ્રવણ કરાવવું

**ભોજન કરવા બેઠેલા બ્રાહ્મણો જેમ પ્રસન્ન રહે તેમ જ વર્તવાની ભલામણ આપેછે—**

**हर्षयेद्ब्राह्मणांस्तुष्टो भोजयेच्च शनैः शनैः ॥**
**अन्नाद्येनासकृच्चैतान्गुणैश्च परिचोदयेत् ॥ २३४ ॥**

પોતે પ્રસન્ન થઇ બ્રાહ્મણોને પ્રસન્ન કરવા, ધીમે ધીમે જમાડવા અને વારંવાર પાયસાન્નવગેરેથી તથા તેઓના ગુણવર્ણનથી ભોજનમાં પ્રેરણા કરવી ૨૩૪.

પોતે પ્રસન્ન થઇ પ્રિયવચનાદિકથી બ્રાહ્મણોને સંતોષયુક્ત કરવા અને ઉતાવળ કર્યાવગર અન્ન જમાડવું અને તેપણ અન્ન તેમની પાસે ધરીને તથા તેના ગુણનું વર્ણન કરીને તેઓની રૂચિને વારંવાર ઉત્તેજિત કરવી, શ્રાદ્ધસમયે પોતાના મરણ પામેલા સંબંધીનું સ્મરણ થાય અને તેથી અંતઃકરણમાં

દુઃખ થાય એ ખરૂ છે તોપણ બ્રાહ્મણો જમતા હોય તે વખતે મુખ બગાડીને કે નિસાસા મૂકીને તે દુઃખ બહાર દેખાડવું નહિ કારણકે તેથી બ્રાહ્મણોને ભોજનપર અરૂચિ થાયછે અને તેમ થવાથી પિતૃઓને પ્રસન્ન તથા તૃપ્ત કરવાનો ઉદ્દેશ સફળ થતો નથી.

**શ્રાદ્ધભોજનમાં દૌહિત્રની અને તેની સાથે બીજી બે વસ્તુઓની પણ જરૂર દેખાડેછે—**

**व्रतस्थमपि दौहित्रं श्राद्धे यत्नेन भोजयेत् ॥**
**कुतपं चासने दद्यात्तिलैश्च विकिरेन्महीम् ॥२३५॥**

દીકરીનો દીકરો બ્રહ્મચર્યાશ્રમમાં રહેલો હોય તોપણ શ્રાદ્ધમાં તેને અવશ્ય જમાડવો. આસનમાં કુતપ એટલે નેપાલદેશથી આવતુ ઊર્ણવસ્ત્ર આપવું તથા પૃથ્વીપર તલ વેરણવા. ૨૩૫

દીકરીના દીકરાને શ્રાદ્ધમા અવશ્ય જમાડવામાટે આ વચન છે, બ્રાહ્મણોને ઉનનું બનાવેલુ આસન આપવું તથા પૃથ્વીપર તલ વેરણવા એ પણ શ્રાદ્ધમાં આવશ્યક છે

**દૌહિત્રાદિક ત્રણની આવશ્યકતા ફરીને સૂચવેછે તથા તેની સાથે બીજા ત્રણ ગુણની પણ આવશ્યકતા દેખાડેછે—**

**त्रीणि श्राद्धे पवित्राणि दौहित्रः कुतपस्तिलाः ॥**
**त्रीणि चात्र प्रशंसंति शौचमक्रोधमत्वराम् ॥२३६॥**

દૌહિત્ર, કુતપ અને તિલ એ ત્રણ પદાર્થ શ્રાદ્ધમાં પવિત્ર ગણાયછે, તેમ જ પવિત્રતા, ક્રોધનો ત્યાગ અને ઉતાવળા ન થવું એ ત્રણે પ્રશંસાપાત્ર ગણાયછે ૨૩૬.

ઉપરના શ્લોકમા દૌહિત્ર, કુતપ અને તિલ એ ત્રણની જરૂર કહી છે તેથી અહીં તેનું ગુણકથન કર્યુંછે, અથવા દૌહિત્ર એટલે ગેંડાના અવયવમાંથી બનાવેલુ કોઇપણ પાત્ર શ્રાદ્ધમા વાપરવું તેને પવિત્ર ગણ્યુ છે, તેમ કુતપ એટલે દિવસનો આઠમા મુહૂર્તનો ભાગ કહેવાયછે અર્થાત્ તે સમય શ્રાદ્ધનેમાટે યોગ્ય છે; કુતપ એટલે દર્ભ પણ કહેવાયછે તેથી શ્રાદ્ધમાં દર્ભની પણ આવશ્યકતા ગણી છે, વળી પવિત્ર રહેવું, ક્રોધનો ત્યાગ કરવો અને ઉતાવળ ન કરવી એ ગુણોની પણ શ્રાદ્ધમા જરૂર છે

બ્રાહ્મણોને ગરમ રસોઇ પીરસવી તથા બ્રાહ્મણોએ જમતી વખત મૌન રાખવું એવી સૂચના દેછે—

अत्युष्णं सर्वमन्नं स्याद्भुञ्जीरंस्ते च वाग्यताः ॥
न च द्विजातयो ब्रूयुर्दात्रा पृष्टा हविर्गुणान् ॥२३७॥

સઘળું અન્ન યોગ્યરીત ઉષ્ણ હોવું જોઇએ અને બ્રાહ્મણોએ મૌન રાખી ભોજન કરવું તથા શ્રાદ્ધકર્તા પૂછે તોપણ અન્નના ગુણોનું વર્ણન કરવું નહિ ૨૩૭

સઘળું અન્ન યોગ્યરીતે ઉષ્ણ હોવું જોઇએ, એટલે જે ઉષ્ણ ભોજન યોગ્ય ગણાય તે જ ઉષ્ણ આપવું પણ ફળાદિ પણ ઉષ્ણ આપવા એમ નમજવું નહિ શંખસ્મૃતિમાં ચોખ્ખું લખેછે કે ફળ, મૂળ અને પાનવગર બ્રાહ્મણોને શ્રદ્ધાથી ઉષ્ણ ભોજન આપવું બ્રાહ્મણોએ જમતી વખતે બોલવું નહિ એટલે પીરસનાર પૂછે તોપણ અન્નવગેરેનું વર્ણન કરવાની પ્રવૃત્તિ કરવી નહિ

અન્નની ઉષ્ણતા, ભોજન કરનારનું મૌન તથા અન્નના ગુણ-વર્ણનની અપ્રવૃત્તિ એઓનું કારણ કહેછે—

यावदुष्णं भवत्यन्नं यावदश्नन्ति वाग्यताः ॥
पितरस्तावदश्नन्ति यावन्नोक्ता हविर्गुणाः ॥२३८॥

જ્યાં સુધી અન્ન ઉષ્ણ હોયછે, જ્યાં સુધી બ્રાહ્મણો વાણી બંધ રાખી ભોજન કરેછે અને જ્યાં સુધી અન્નના ગુણો કહેલા નથી ત્યાં સુધી પિતૃઓ ભોજન કરેછે ૨૩૮

આ ઉપરથી એમ સૂચવ્યું કે અન્ન ઠંડું પડી જાય, બ્રાહ્મણો જમતા બોલ્યા કરે અને ખાવાના પદાર્થોના વખાણ કરે તો તેનો પિતૃઓ ત્યાગ કરેછે

ભોજન કરનારે ત્યાગ કરવાની બાબતો તેના દોષકથનની સાથે બતાવેછે—

यद्वेष्टितशिरा भुङ्क्ते यद्भुङ्क्ते दक्षिणामुखः ॥
सोपानत्कश्च यद्भुङ्क्ते तद्वै रक्षांसि भुञ्जते ॥२३९॥

વસ્ત્રથી મસ્તકને વીંટીને જે અન્ન ખાવામાં આવેછે દક્ષિણદિશામાં મુખ રાખીને જે અન્ન ખાવામાં આવેછે અને ઉપાનહ પહેરીને જે અન્ન ખાવામાં આવેછે તે અન્નને રાક્ષસો ખાઇ જાયછે ૨૩૯

દુઃખ થાય એ ખરૂં છે તોપણ બ્રાહ્મણો જમતા હોય તે વખતે મુખ બગાડીને કે નિસાસા મૂકીને તે દુઃખ બહાર દેખાડવું નહિ. કારણકે તેથી બ્રાહ્મણોને ભોજનપર અરૂચિ થાયછે અને તેમ થવાથી પિતૃઓને પ્રસન્ન તથા તૃપ્ત કરવાનો ઉદ્દેશ સફળ થતો નથી.

શ્રાદ્ધભોજનમાં દૌહિત્રની અને તેની સાથે બીજી બે વસ્તુઓની પણ જરૂર દેખાડેછે—

**व्रतस्थमपि दौहित्रं श्राद्धे यत्नेन भोजयेत् ॥**
**कुतपं चासने दद्यात्तिलैश्च विकिरेन्महीम् ॥ २३५ ॥**

દીકરીનો દીકરો બ્રહ્મચર્યાશ્રમમાં રહેલો હોય તોપણ શ્રાદ્ધમાં તેને અવશ્ય જમાડવો. આસનમાં કુતપ એટલે નેપાલદેશથી આવતું ઊર્ણાવસ્ત્ર આપવું તથા પૃથ્વીપર તલ વેરણવા. ૨૩૫

દીકરીના દીકરાને શ્રાદ્ધમા અવશ્ય જમાડવામાટે આ વચન છે, બ્રાહ્મણોને ઉનનુ બનાવેલુ આસન આપવું તથા પૃથ્વીપર તલ વેરણવા એ પણ શ્રાદ્ધમાં આવશ્યક છે.

દૌહિત્રાદિક ત્રણની આવશ્યકતા ફરીને સૂચવેછે તથા તેની સાથે બીજા ત્રણ ગુણની પણ આવશ્યકતા દેખાડેછે—

**त्रीणि श्राद्धे पवित्राणि दौहित्रः कुतपस्तिलाः ॥**
**त्रीणि चात्र प्रशंसंति शौचमक्रोधमत्वराम् ॥ २३६ ॥**

દૌહિત્ર, કુતપ અને તિલ એ ત્રણ પદાર્થ શ્રાદ્ધમાં પવિત્ર ગણાયછે, તેમ જ પવિત્રતા, ક્રોધનો ત્યાગ અને ઉતાવળા ન થવુ એ ત્રણે પ્રશંસાપાત્ર ગણાયછે ૨૩૬.

ઉપરના શ્લોકમા દૌહિત્ર, કુતપ અને તિલ એ ત્રણની જરૂર કહી છે તેથી અહીં તેનું ગુણકથન કર્યુંછે, અથવા દૌહિત્ર એટલે ગેંડાના અવયવમાથી બનાવેલુ કાઇપણ પાત્ર શ્રાદ્ધમા વાપરવુ તેને પવિત્ર ગણ્યુ છે, તેમ કુતપ એટલે દિવસનો આઠમા મુહૂર્તનો ભાગ કહેવાયછે અર્થાત્ તે સમય શ્રાદ્ધનેમાટે યોગ્ય છે કુતપ એટલે દર્ભ પણ કહેવાયછે તેથી શ્રાદ્ધમાં દર્ભની પણ આવશ્યકતા ગણી છે, વળી પવિત્ર રહેવું, ક્રોધનો ત્યાગ કરવો અને ઉતાવળ ન કરવી એ ગુણોની પણ શ્રાદ્ધમા જરૂર છે.

બ્રાહ્મણોને ગરમ રસોઇ પીરસવી તથા બ્રાહ્મણોએ જમતી વખત મૌન રાખવું એવી સૂચના દેછે—

अत्युष्णं सर्वमन्नं स्याद्भुञ्जीरंस्ते च वाग्यताः ॥
न च द्विजातयो ब्रूयुर्दात्रा पृष्टा हविर्गुणान् ॥२३७॥

સઘળું અન્ન યોગ્યરીતે ઉષ્ણ હોવું જોઇએ. અને બ્રાહ્મણોએ મૌન રાખી ભોજન કરવું તથા શ્રાદ્ધકર્તા પૂછે તોપણ અન્નના ગુણોનું વર્ણન કરવું નહિ. ૨૩૭.

સઘળું અન્ન યોગ્યરીતે ઉષ્ણ હોવું જોઇએ, એટલે જે ઉષ્ણ ભોજન યોગ્ય ગણાય તે જ ઉષ્ણ આપવું પણ કદાહિ પણ ઉષ્ણ આપવા એમ સમજવું નહિ શંખસ્મૃતિમા ચોખ્ખુ લખેછે કે ફળ, મૂળ અને પાનવગર બ્રાહ્મણોને શ્રદ્ધાથી ઉષ્ણ ભોજન આપવું બ્રાહ્મણોએ જમતી વખતે બોલવું નહિ એટલે પીરસનાર પૂછે તોપણ અન્નવગેરેનું વર્ણન કરવાની પ્રવૃત્તિ કરવી નહિ

અન્નની ઉષ્ણતા, ભોજન કરનારનું મૌન, તથા અન્નના ગુણ-વર્ણનની અપ્રવૃત્તિ એઓનું કારણ કહેછે—

यावदुष्णं भवत्यन्नं यावदश्नन्ति वाग्यताः ॥
पितरस्तावदश्नन्ति यावन्नोक्ता हविर्गुणाः ॥२३८॥

જ્યા સૂધી અન્ન ઉષ્ણ હોયછે, જ્યા સૂધી બ્રાહ્મણો વાણી બધ રાખી ભોજન કરેછે અને જ્યાં સુધી અન્નના ગુણો કહેવા નથી ત્યાં સૂધી પિતૃઓ ભોજન કરેછે. ૨૩૮

આ ઉપરથી એમ સૂચવ્યુ કે અન્ન ઠંડુ પડી જાય, બ્રાહ્મણો જમતા બોલ્યા કરે અને ખાવાના પદાર્થોના વખાણ કરે તો તેનો પિતૃઓ ત્યાગ કરેછે

ભોજન કરનારે ત્યાગ કરવાની બાબતો તેના દોષકથનની સાથે બતાવેછે—

यद्वेष्टितशिरा भुङ्क्ते यद्भुङ्क्ते दक्षिणामुखः ॥
सोपानत्कश्च यद्भुङ्क्ते तद्वै रक्षांसि भुञ्जते ॥२३९॥

વસ્ત્રથી મસ્તકને વીંટીને જે અન્ન ખાવામા આવેછે, દક્ષિણદિશામાં મુખ રાખીને જે અન્ન ખાવામાં આવેછે અને ઉપાનહ પહેરીને જે અન્ન ખાવામાં આવેછે તે અન્નને [illegible] ખાય છે [illegible]

માથાપર પાઘડી પહેરીને, દક્ષિણદિશામાં મુખ રાખીને અથવા પગરખાં પહેરેલા હોય તોપણ જે ભોજન કરવામાં આવેછે તે ભોજન પિતૃઓને પ્રાપ્ત થતુ નથી પણ રાક્ષસોને જ પ્રાપ્ત થાયછે આમ નિંદા કરી તેવીરીતે નહિ જ જમવુ એમ જણાવ્યુ છે

બ્રાહ્મણો ભોજન કરતા હોય તે વખતે ત્યાં ચાંડાલવગેરેની દૃષ્ટિ પડે એમ ન થવા દેવાની ભલામણ કરેછે—

**चाण्डालश्च वराहश्च कुक्कुटः श्वा तथैव च ॥**
**रजस्वला च पण्ढश्च नेक्षेरन्नश्नतो द्विजान् ॥२४०॥**

ચાંડાલ, ભૂંડ, કૂકડો, શ્વાન, રજસ્વલા સ્ત્રી અને નપુંસક એઓ ભોજન કરતા બ્રાહ્મણોને દેખે નહિ તેમ કરવું  ૨૪૦.

ચાંડાલવગેરેની દૃષ્ટિ ન પડે તેમ કરવું એટલે તેઓને નજીકમા ન આવવા દેવા જો કે આગળઉપર ભૂંડ સુંઘવાથી અને કૂકડો પોતાની પાંખના પવનથી શ્રાદ્ધને હણેછે એમ આવશે તોપણ સુંઘવુ અને પાંખ ફડફડાવી તેનો પવન પહોંચાડવો એ પણ તેઓ નજરે જોઇ નજીકમા આવીને કરી શકેછે માટે તેઓની નજર ન પડે તેમ તેઓને દૂરથી જ અટકાવવા

ચાંડાલવગેરેની દૃષ્ટિ પડે તેની અયોગ્યતા કહેછે—

**होमे प्रदाने भोज्ये च यदेभिरभिवीक्ष्यते ॥**
**दैवे कर्मणि पित्र्ये वा तद्गच्छत्ययथातथम् ॥२४१॥**

હોમમા, દાનમા, બ્રાહ્મણભોજનમા, તેમ જ દૈવકર્મમાં તથા પિત્ર્યકર્મમાં જો ચાંડાલવગેરેની દૃષ્ટિ પડે તો તે સઘળુ વ્યર્થ જાયછે  ૨૪૧.

અગ્નિહોત્રવગેરે હોમમા, ગાય તથા સુવર્ણવગેરેના દાનમા, પોતાના અભ્યુદયમાટે કરાતા બ્રાહ્મણભોજનમા, દર્શપૌર્ણમાસઆદિ દૈવવિધિમા અને શ્રાદ્ધવગેરે પિતૃકર્મમા જો એ ચાંડાલવગેરેની દૃષ્ટિ પડી જાય તો જે ઉદ્દેશથી તે કર્મ કરાતુ હોય તે ઉદ્દેશ સિદ્ધ ન થતા તે કર્મ નિષ્ફળ થાયછે

ભૂંડ, કૂકડાવગેરેને દૂર રાખવાનુ વિશેષ કારણ કહેછે—

**घ्राणेन सूकरो हन्ति पक्षवातेन कुक्कुटः ॥**
**श्वा तु दृष्टिनिपातेन स्पर्शेनावरवर्णजः ॥ २४२ ॥**

ભૂંડ ગંધ લેવાથી, કૂકડો પાંખના પવનથી, શ્વાન દૃષ્ટિ પડવાથી અને શૂદ્ર સ્પર્શથી શ્રાદ્ધના ફળને હણી નાખેછે. ૨૪૨

ભૂંડ શ્રાદ્ધમાંના અન્નાદિકના ગંધને ગ્રહણ કરવાથી કર્મને નિષ્ફળ કરેછે, માટે જેટલા પ્રદેશમાં તે ગંધ લઇ શકે તેટલા પ્રદેશમાંથી તો તેને અવશ્ય દૂર કરવો. કૂકડો પાંખોના પવનથી અન્નાદિકને અપવિત્ર કરી કર્મને નિષ્ફળ કરેછે, માટે જેટલા પ્રદેશમાં રહી તે પોતાની પાંખના પવનવડે અન્નાદિકને અપવિત્ર કરી શકે તેટલા પ્રદેશમાંથી તેને અવશ્ય દૂર રાખવો અને કૂતરો પોતે નજર કરી શકે અથવા ભોજન કરનાર બ્રાહ્મણવગેરેની કૂતરાની ઉપર નજર પડે તેટલા પ્રદેશમાંથી કૂતરાને દૂર કરવો. કારણકે કૂતરાની નજર શ્રાદ્ધમાંના અન્નાદિકની ઉપર પડવાથી અથવા ભોજન કરનારવગેરેની નજર કૂતરાની ઉપર પડવાથી શ્રાદ્ધ કર્મ નિષ્ફળ થાયછે અને જો કોઇ શૂદ્ર શ્રાદ્ધમાંના અન્નાદિકનો સ્પર્શ કરે તો તેથી પણ બ્રષ્ટતા થાયછે માટે તેને પણ દૂર રાખવો.

અયોગ્ય અંગવાળાવગેરે અન્યને પણ શ્રાદ્ધપ્રદેશથી દૂર કરવાની ભલામણ કરેછે—

**खञ्जो वा यदि वा काणो दातुः प्रेष्योपि वा भवेत् ॥**
**हीनातिरिक्तगात्रो वा तमप्यपनयेत्पुनः ॥ २४३ ॥**

પગમાં ખોડવાળો, કાણો, શ્રાદ્ધમાં દાન દેનારનો દાસ તથા ઓછાં અંગવાળો હોય અથવા અધિક અંગવાળો હોય તેઓને પણ દૂર કરવા. ૨૪૩

પગ તથા નેત્રની ખોટવાળો અને જેનું આંગળીવગેરે કોઇ અંગ ઓછું અથવા વધારે હોય તેવો પુરૂષ તથા શ્રાદ્ધ કરનારનો પગાર લઇ નોકરી કરતો હોય તેવો તેનો દાસ એઓને પણ શ્રાદ્ધના સ્થાનથી દૂર રાખવા. મૂળ શ્લોકમાં દાસ અર્થને કહેનાર પ્રેષ્યશબ્દની પાસે "પણ" એવા અર્થનો વાચક અપિશબ્દ છે તેથી વગરનિમંત્રણે અનાયાસ આવી ચઢેલ અન્યમનુષ્યને પણ ત્યાંથી દૂર કરવા.

શ્રાદ્ધસમયે ભોજનની ઇચ્છાથી આવેલા બ્રાહ્મણ કે બ્રહ્મચારીવગેરેને નિરાશ કરી ત્યાંથી નહિ કહાડવા પણ તેઓનો તો સત્કાર કરવો એમ જણાવેછે—

**ब्राह्मणं भिक्षुकं वापि भोजनार्थमुपस्थितम् ॥**
**ब्राह्मणैरभ्यनुज्ञातः शक्तितः प्रतिपूजयेत् ॥ २४४ ॥**

બ્રાહ્મણ અથવા ભિક્ષુક જે ભોજનમાટે આવેલ હોય તેનો, બ્રાહ્મણોની આજ્ઞા લઇ યથાશક્તિ સત્કાર કરવો. ૨૪૪.

શ્રાદ્ધસમયે અતિથિપણાથી આવેલ ભિક્ષુક બ્રાહ્મણ અથવા સન્યાસી કે બ્રહ્મચારીને, નિમંત્રિત બ્રાહ્મણોની આજ્ઞા લઇને ભોજન કરાવવું અથવા શક્તિપ્રમાણે ભિક્ષા આપવી સંન્યાસીને તો ભોજન કરાવવું અને બ્રાહ્મણ અથવા બ્રહ્મચારીને ભોજન કરાવવું અથવા ભિક્ષા પણ આપી શકાય

શ્રાદ્ધમાં નિમંત્રિત બ્રાહ્મણો જમી રહ્યા પછીનું કૃત્ય કહેછે—

**सार्ववर्णिकमन्नाद्यं सन्नीयाप्लाव्य वारिणा ॥**
**समुत्सृजेद्भुक्तवतामग्रतो विकिरन् भुवि ॥ २४५ ॥**

સર્વ પ્રકારનું અન્નવગેરે એકઠું કરી જળ છાંટી, જમી રહેલા બ્રાહ્મણોની આગળ પૃથ્વીપર વેરણી દેવું ૨૪૫

અમો તૃપ્ત થયા છીએ, એમ બોલેલા બ્રાહ્મણોની આગળ સર્વપ્રકારનું એટલે શાકવગેરેસહિત મુખ્ય અન્ન એ બધું એકઠું કરી તેનાપર જળ છાંટી તે સઘળું કોઇ પાત્રમાં નહિ પણ પૃથ્વીપર વેરણી દેવું અહીં માત્ર પૃથ્વીપર વેરણી દેવાનું કહ્યું છે તોપણ હવે પછીના શ્લોકમાં દર્ભેષુ એ પદ હોવાથી પૃથ્વીપર પાથરેલા દર્ભોનીઉપર તે નાખવું

દર્ભઉપર નાખેલો આ ભાગ તથા બાકીનું ઉચ્છિષ્ટ કોને માટે છે? તે જણાવેછે—

**असंस्कृतप्रमीतानां त्यागिनां कुलयोषिताम् ॥**
**उच्छिष्टं भागधेयं स्याद्दर्भेषु विकिरश्च यः ॥ २४६ ॥**

અગ્નિસંસ્કારને અયોગ્ય બાળકો તથા કુલસ્ત્રીઓનો ત્યાગ કરનાર પુરૂષો એઓને માટે, બ્રાહ્મણોનું ઉચ્છિષ્ટ તથા દર્ભઉપર મૂકેલ વિકિર ભાગરૂપ ગણાયછે ૨૪૬.

બ્રાહ્મણો જમી રહ્યાપછી તેઓના પાત્રમાં બાકી રહેલું ઉચ્છિષ્ટ તેમજ દર્ભઉપર વેરણી દીધેલું અન્ન એ, મરણ પામેલા બાળકો કે જેઓનો અગ્નિસંસ્કાર થતો નથી તેઓનો તેમજ પોતાના કુળના મરણ પામેલા જે પુરૂષો વગરદોષે પોતાની સ્ત્રીઓને કહાડી મૂકનારા થઇ દીનગતિને પામ્યા હોય તેઓનો ભાગ

બ્રાહ્મણ અથવા ભિક્ષુક જે ભોજનમાટે આવેલ હોય તેનો, બ્રાહ્મણોની આજ્ઞા લઈ યથાશક્તિ સત્કાર કરવો. ૨૪૪

શ્રાદ્ધસમયે અતિથિપણાથી આવેલ ભિક્ષુક બ્રાહ્મણ અથવા સન્યાસી કે બ્રહ્મચારીને, નિમંત્રિત બ્રાહ્મણોની આજ્ઞા લઈને ભોજન કરાવવું અથવા શક્તિ પ્રમાણે ભિક્ષા આપવી. સન્યાસીને તો ભોજન કરાવવું અને બ્રાહ્મણ અથવા બ્રહ્મચારીને ભોજન કરાવવું અથવા ભિક્ષા પણ આપી શકાય.

શ્રાદ્ધમાં નિમંત્રિત બ્રાહ્મણો જમી રહ્યા પછીનું કૃત્ય કહેછે—

**सार्ववर्णिकमन्नाद्यं सन्नीयाप्लाव्य वारिणा ॥**
**समुत्सृजेद्भुक्तवतामग्रतो विकिरन् भुवि ॥ २४५ ॥**

સર્વપ્રકારના અન્નવગેરે એકઠું કરી જળ નાખી જમી રહેલા બ્રાહ્મણોની આગળ પૃથ્વીપર વેરણી દેવું. ૨૪૫

જમી તૃપ્ત થયા છીએ એમ બોલેલા બ્રાહ્મણોની આગળ સર્વપ્રકારનું એટલે શાકવગેરેસહિત મુખ્ય અન્ન એ બધું એકઠું કરી તેનાપર જળ નાખી તે અધણું કોઈ પાત્રમાં નહિ પણ પૃથ્વીપર વેરણી દેવું. અહીં માત્ર પૃથ્વીપર વેરણી દેવાનું કહ્યું છે તોપણ હવે પછીના શ્લોકમાં દર્ભેષુ એ પદ-હોવાથી પૃથ્વીપર પાથરેલા દર્ભોનીઉપર તે નાખવું.

દર્ભઉપર નાખેલો આ ભાગ તથા બાકીનું ઉચ્છિષ્ટ કોને માટે છે? તે જણાવેછે—

**असंस्कृतप्रमीतानां त्यागिनां कुलयोषिताम् ॥**
**उच्छिष्टं भागधेयं स्याद्दर्भेषु विकिरश्च यः ॥ २४६ ॥**

અગ્નિસંસ્કારને અયોગ્ય બાળકો તથા કુલસ્ત્રીઓનો ત્યાગ કરનાર પુરૂષો એઓને માટે બ્રાહ્મણોનું ઉચ્છિષ્ટ તથા દર્ભઉપર મૂકેલ વિકિર ભાગરૂપ ગણાયછે. ૨૪૬

બ્રાહ્મણો જમી રહ્યાપછી તેઓના પાત્રમાં બાકી રહેલું ઉચ્છિષ્ટ તેમજ દર્ભઉપર વેરણી દીધેલું અન્ન એ, મરણ પામેલા બાળકો કે જેઓનો અગ્નિસંસ્કાર થતો નથી તેઓનો તેમજ પોતાના કુળના મરણ પામેલા જે પુરૂષો વગરદોષે પોતાની સ્ત્રીઓને કહાડી મૂકનારા થઈ હીનગતિને પામ્યા હોય તેઓનો ભાગ

સમજાયછે મૂળમાંનાં ત્યાગિનામ્ તથા કુલયોષિતામ્ એ બન્ને પદોને પરસ્પર અપેક્ષારહિત માની તેનો સ્વતંત્ર અર્થ આમ પણ કરવામાં આવેછે કે ગુરૂવગેરેનો ત્યાગ કરનારા પુરૂષો મરણ પામ્યા હોય તેઓને તથા પરણ્યાવગર મરણ પામેલી કન્યાઓને એ ભાગ મળેછે અથવા ત્યાગીશબ્દનો અર્થ ખરાબરીતે પ્રાણત્યાગ કરનાર એવો પણ કરવામા આવેછે વળી ત્યાગિના કુલયોષિતામ્ એ પદનો સહયુક્ત સમાસ એ પાણિનીય વ્યાકરણના સૂત્રનો દાખલો લઇ સામાન્યરૂપક્રમથી પોતાના કુળનો ત્યાગ કરી ગયેલી અને તેથી મરણપછી હીનગતિને પામેલી સ્ત્રીઓનો એવો અર્થ પણ કરાયછે

બ્રાહ્મણોના ભોજનપાત્રમાંના ઉચ્છિષ્ટની વ્યવસ્થા કહી. હવે પૃથ્વીપર પડેલું ઉચ્છિષ્ટ એ કોનો ભાગ છે તે કહેછે—

**उच्छेषणं भूमिगतमजिह्मस्याशठस्य च ॥**
**दासवर्गस्य तत्पित्र्ये भागधेयं प्रचक्षते ॥ २४७ ॥**

પૃથ્વીપર પડેલું ઉચ્છિષ્ટ એ આડી રીતે નહિ વર્તનાર તથા આળસવગરના દાસવર્ગનો શ્રાદ્ધમાંનો ભાગ છે એમ ધર્મજ્ઞો કહેછે. ૨૪૭

સરળતાવાળા તથા આળસરહિતપણે કામ કરનારા દાસવર્ગને પૃથ્વીપર પડેલો એ ઉચ્છિષ્ટભાગ આપવો એ પણ શ્રાદ્ધના અંગરૂપ છે.

સપિંડીકરણ થયું ન હોય ત્યાં સુધીના શ્રાદ્ધમાં બ્રાહ્મણભોજન તથા પિંડદાનની વ્યવસ્થા બતાવેછે—

**आसपिण्डक्रियाकर्म द्विजातेः संस्थितस्य तु ॥**
**अदैवं भोजयेच्छ्राद्धं पिण्डमेकं तु निर्वपेत् ॥२४८॥**

મૃત્યુ પામેલા દ્વિજનું સપિંડીકરણ ન થયું હોય ત્યાંસુધી વિશ્વેદેવાના બ્રાહ્મણભોજનરહિત શ્રાદ્ધ કરવું અને એક પિંડનું દાન કરવું ૨૪૮

જેનું સપિંડીકરણ શ્રાદ્ધ ન થયું હોય તેના શ્રાદ્ધમાં તેના એકના ઉદ્દેશથીજ એક બ્રાહ્મણ જમાડવો. વિશ્વેદેવાના નિમિત્તના બ્રાહ્મણો જમાડવા નહિ તથા પિંડ પણ એકજ આપવો. પિતામહ તથા પ્રપિતામહ એઓના પિંડ આપવા નહિ. બીજી સ્મૃતિઓમાં આથી પણ વિશેષ એ કહ્યું છે કે આવાહન તથા અગ્નૌકરણ પણ ન કરવું

**श्राद्धभुग्वृषलीतल्पं तदहर्योऽधिगच्छति ॥**
**तस्याः पुरीषे तं मासं पितरस्तस्य शेरते ॥ २५१ ॥**

શ્રાદ્ધ ભોજન કરનાર જે પુરૂષ શ્રાદ્ધને દિવસે પોતાની સ્ત્રીનુ ગમન કરે છે તે પુરૂષના પિતૃઓ એક માસસુધી તે સ્ત્રીની વિષ્ઠામા પડે છે ૨૫૧

મૂળ શ્લોકમા વૃષલી શબ્દ જો કે શૂદ્રસ્ત્રીનો વાચક છે તોપણ આ ઠેકાણે તે સામાન્ય સ્ત્રીનો વાચક જ થાયછે वृषस्यन्तीं भर्त्तार इति वृषली । અથાત્ પતિને કામસુખમાટે ચપળ કરે તે વૃષલી આવો અર્થ નિરૂક્તકારે કર્યોછે આથી શ્રાદ્ધ ભોજન કરનારે પોતાની સ્ત્રીના સંયોગથી પણ દૂર રહી બ્રહ્મચર્ય પાળવાની આ સૂચના છે બીજી સ્મૃતિમા કહ્યુ છે કે तदहर्ब्रह्मचारी स्यान्नियत । અથાત્ શ્રાદ્ધ ભોજન કર્યુ હોય તે દિવસે અશિથિલપણે—મનમૂ। મનથી બ્રહ્મચર્ય પાળવુ શ્રાદ્ધમા ભોજન કરનાર પુરૂષને તે દિવસે બીજી વખત જમવાનો પણ આ પ્રમાણે નિષેધ છે કે—

श्राद्धभुक् पुनरश्नाति तदहर्या द्विजाधम ।
प्रयाति शूकरीं योनिं कृमिर्वा नात्र संशयः ॥

શ્રાદ્ધમા ભોજન કરનાર જે પુરુષ તે દિવસે બીજી વખત જમેછે તે અધમ બ્રાહ્મણ શુકરની યોનિને પામે છે અથવા કૃમિ થાયછે એમા સંશય નથી

બ્રાહ્મણો ભોજન કરી તૃપ્ત થાય તે વખતે શ્રાદ્ધકર્તાએ શું કરવાનુ છે તે જણાવેછે—

**पृष्ट्वा स्वदितमित्येवं तृप्तानाचामयेत्ततः ॥**
**आचान्तांश्चानुजानीयादभितो रम्यतामिति ॥२५२॥**

ભોજન કરી તૃપ્ત થએના બ્રાહ્મણોને स्वदितम् (સારીરીતે જમ્યા ?) એમ પૂછી તે પછી આચમન કરાવવુ અને આચમન કરી રહ્યા પછી તમો અહીં અથવા તમારે ઘેર વિરામ પામો, એમ કહી અનુજ્ઞા આપવી ૨૫૨

આચમનના સમયસુધી અન્નપાન આપી છેવટ स्वदितम्! એવો પ્રશ્ન કરવો બીજી સ્મૃતિથી હાથમા અન્ન લઇને પૂછવાનુ કહ્યુ છે કેમકે કોઇનો એવો પણ સ્વભાવ હોય કે અન્ન જો પાસે હોય તો માગે અને પાસે ન હોય તો ઇચ્છા છતા પણ માગે નહિ स्वदितम् એ પ્રશ્નનો જવાબ બ્રાહ્મણોતરફથી

સુસ્વદિતમ્ એ પ્રમાણે મળતાં પછી તેઓને તેઓની ઇચ્છા પ્રમાણે ત્યાં બેસવાની કે જવાની રજા આપવી આ શ્રાદ્ધસમાપ્તિનું અંગ છે

શ્રાદ્ધકર્ત્તાએ અનુજ્ઞા આપ્યાપછી બ્રાહ્મણોએ તેને કયા શબ્દથી આશીર્વાદ આપવો તે કહેછે—

**स्वधास्त्वित्येव तं ब्रूयुर्ब्राह्मणास्तदनन्तरम् ॥**
**स्वधाकारः परा ह्याशीः सर्वेषु पितृकर्मसु ॥ २५३ ॥**

અનુજ્ઞા મળ્યાપછી બ્રાહ્મણોએ શ્રાદ્ધકર્ત્તાને સ્વધાસ્તુ એ પ્રમાણે કહેવું; કારણ કે શ્રાદ્ધ તર્પણવગેરે સર્વ પિતૃકર્મોમા સ્વધા શબ્દનુ ઉચ્ચારણ એ ઉત્કૃષ્ટ આશીર્વાદરૂપ છે ૨૫૩

જમી રહ્યાપછી ઘેર જવામાટે જ્યારે શ્રાદ્ધકર્ત્તાતરફથી પોતાને અનુજ્ઞા મળે ત્યારે બ્રાહ્મણોએ તેને સ્વધાસ્તુ એમ બોલી આશીર્વાદ આપવો. કારણકે સમગ્ર પિતૃકાર્યામા સ્વધાશબ્દજ મુખ્ય અને શ્રેષ્ઠ આશીર્વાદરૂપ ગણાયછે

શેષ અન્નની યોજનાવિષે કહેછે—

**ततो भुक्तवतां तेषामन्नशेषं निवेदयेत् ॥**
**यथा ब्रूयुस्तथा कुर्यादनुज्ञातस्ततो द्विजैः ॥ २५४ ॥**

તે પછી ભોજન કરી રહેલા બ્રાહ્મણો પાસે બાકી રહેલ અન્નવિષે જણાવવુ અને બ્રાહ્મણો જેમ કહે તેમ તેઓનાથી અનુજ્ઞા પામેલા શ્રાદ્ધકર્ત્તાએ તેની વ્યવસ્થા કરવી ૨૫૪

સ્વધાશબ્દનું ઉચ્ચારણ થયાપછી તે ભોજન કરી રહેલા બ્રાહ્મણોપાસે હજુ અવશેષ અન્ન છે એમ નિવેદન કરવું અને તે બ્રાહ્મણોએ અવશેષ રહેલા અન્નને માટે તમારા કુટુંબ વીઆવગેરેને જમાડો વગેરે જે કાંઇ કહે તેપ્રમાણે તેની વ્યવસ્થા કરવી

પ્રસંગ હોવાથી બીજાં શ્રાદ્ધોમાં વિશેષ વિધિ કહેછે—

**पित्र्ये स्वदितमित्येव वाच्यं गोष्ठे तु सुश्रुतम् ॥**
**संपन्नमित्यभ्युदये दैवे रुचितमित्यपि ॥ २५५ ॥**

પિતૃકર્મમાં સ્વદિતમ્ એમ કહેવુ, ગોષ્ઠશ્રાદ્ધમા સુશ્રુતમ્ એમ કહેવું, વૃદ્ધિશ્રાદ્ધમાં સંપન્નમ્ એમ કહેવું અને દેવકાર્યમાં રુચિતમ્ એ પ્રમાણે કહેવુ. ૨૫૫.

એકોદ્દિષ્ટ અને પાર્વણ એ બન્નેપ્રકારના શ્રાદ્ધમા તૃપ્તિપ્રશ્નમાટે સ્વદિતમ્ એવો શબ્દ બોલવો. ગોભિલ અને સાંખ્યાયન કહેછે કે સ્વદિતમ્ એ શબ્દ તૃપ્તિપ્રશ્નમાટે છે, વિશ્વામિત્રે ગણાવેલ ગોષ્ઠશ્રાદ્ધમાં સ્વદિતમ્ નહિ પણ સુશ્રુતમ્ એવો શબ્દ બોલવો. વિવાહવગેરે માંગલિકપ્રસંગપર થતા વૃદ્ધિશ્રાદ્ધમા સંપન્નમ્ એમ માણે કહેવું અને દેવતાના ઉદ્દેશથી કરવામા આવતા શ્રાદ્ધમા રુચિતમ્ એમ કહેવું ભવિષ્યપુરાણમા દૈવશ્રાદ્ધ આપ્રમાણે કહ્યુ છે કે—

देवानुद्दिश्य यच्छ्राद्ध तत्तु दैविकमुच्यते ।
हविष्येण विशिष्टन सप्तम्यादिषु यत्नवत् ॥

એટલે દેવોના ઉદ્દેશથી શ્રાદ્ધ તે દૈવિકશ્રાદ્ધ કહેવાયછે કે જે શ્રેષ્ઠ હવિષ્યાદિ પદાર્થોથી સપ્તમીવગેરે તિથિઓમા થાયછે

શ્રાદ્ધસંપત્તિ કોને કહેવાય તે જણાવેછે—

**अपराह्णस्तथा दर्भा वास्तुसंपादनं तिलाः ॥**
**सृष्टिर्मृष्टिर्द्विजाश्चाग्र्याः श्राद्धकर्मसु सम्पदः ॥२५६॥**

અપરાહ્ણકાળ, દર્ભ શ્રાદ્ધદેશની પવિત્રતા, તિલ, કૃપણતાવગર દાન, અન્નાદિનો સંસ્કાર અને ઉત્તમ બ્રાહ્મણો એઓ શ્રાદ્ધક્રિયામા સંપત્તિઓ છે ૨૫૬

અમાવાસ્યાશ્રાદ્ધ પ્રકૃત હોવાનેલીધે તેનેમાટે આ અપરાહ્ણકાળ કહેલો છે કારણકે प्रातर्वृद्धिनिमित्तकम् । ઇત્યાદિ વચનોથી વૃદ્ધિશ્રાદ્ધ વગેરેમાટે બીજી સ્મૃતિઓમા પ્રાતઃકાલનુ પણ વિધાન કરેલ છે, માટે અપરાહ્ણકાળ સર્વ શ્રાદ્ધોમાટે સમજવાનો નથી, બપોર પછીનો સમય અપરાહ્ણકાળ કહેવાયછે વિષ્ટરવગેરેમાટે દર્ભો ગોમયવગેરેથી શ્રાદ્ધપ્રદેશની શુદ્ધિ, વિકિરણમાટે તિલ, કૃપણતાના ત્યાગપૂર્વક શ્રદ્ધાથી અન્નાદિકનુ દાન, અન્નાદિકનો યોગ્ય સંસ્કાર તથા પંક્તિને પવિત્ર કરે એવા યોગ્ય બ્રાહ્મણો, આ સઘળુ શ્રાદ્ધની સંપત્તિરૂપ ગણાયછે

પિતૃકર્મની સંપત્તિ કહ્યા પછી હવે પ્રસંગને લીધે દેવકર્મની પણ સંપત્તિ કહેછે—

**दर्भाः पवित्रं पूर्वाह्णो हविष्याणि च सर्वशः ॥**
**पवित्रं यच्च पूर्वोक्तं विज्ञेया हव्यसंपदः ॥ २५७ ॥**

દર્લી, પવિત્ર, પૂર્વાહ્ણ, સઘળાં હવિઓ અને જે પ્રથમ પવિત્ર વસ્તુઓ-કહી છે તે હવ્યની સંપત્તિ છે એમ જાણવું. ૨૫૭.

પવિત્ર એટલે મંત્રો સમજવા. પ્રથમ કહેલી પવિત્રવસ્તુઓ એટલે પ્રદેશની શુદ્ધિ તથા ઉત્તમ બ્રાહ્મણોવગેરે સમજવા. હવ્ય શબ્દ દૈવકર્મના ઉપલક્ષણરૂપ છે, પવિત્ર એટલે શુદ્ધ જવ અને યવવગેરે પણ ગણાયછે અને બપોરની પહેલાંનો વખત તે પૂર્વાહ્ણ કહેવાયછે.

હવિષ્ કોને કહેવાં તે જણાવેછે—

मुन्यन्नानि पयः सोमो मांसं यच्चानुपस्कृतम् ॥
अक्षारलवणं चैव प्रकृत्या हविरुच्यते ॥ २५८ ॥

મુનિધાન્યો, દૂધ, સોમવલ્લીનો રસ, નહિ બગડેલું માંસ, અને સૈંધવ એ પદાર્થો સ્વભાવથી જ હવિષ્ કહેવાયછે. ૨૫૮

નાનવી, સામોવગેરે મુનિધાન્યો, દૂધ, સોમવલ્લીનો રસ, નહિ બગડેલું અથવા મસાલાના સંસ્કારવગરનું માંસ અને સૈંધવ એઓ સ્વભાવથી હવિષ્ કહેવાયછે દૂધ કહેવાથી દૂધની વિકૃતિઓરૂપ દહીં તથા ઘીવગેરે પણ હવિષ્-રૂપ જ સમજવા

તૃપ્તિપ્રશ્નમાટે જૂદાં જૂદાં શ્રાદ્ધોમાં બોલાતા સ્વદિતમ્ વગેરે શબ્દોની સમજ તથા પિતૃકર્મ અને દૈવકર્મની સંપત્તિ તેમજ હવિષ્ કયા કયા પદાર્થોને કહેવાય એ સઘળું પ્રસંગને લીધે કહીને હવે ફરીને પ્રસ્તુતવિષયનો ક્રમ લેછે—

विसृज्य ब्राह्मणांस्तांस्तु नियतो वाग्यतः शुचिः ॥
दक्षिणां दिशमाकांक्षन्याचेतेमान्वरान्पितॄन्॥२५९॥

તે બ્રાહ્મણોને રજા આપી એકાગ્ર મન રાખી, વાણીનું નિયમન કરી, પવિત્રપણે દક્ષિણ દિશા સામે દૃષ્ટિ રાખી પિતૃઓ પાસે આ વરદાનો માગવાં. ૨૫૯.

જમેલા બ્રાહ્મણોને યથેચ્છવિહારની અનુજ્ઞા આપીને તેપછી અભિલાષસહિત દક્ષિણદિશાસામે નજર કરી પિતૃઓ પાસે નીચે પ્રમાણે માગણી કરવી.

પિતૃઓપાસે કઇ કઇ માગણી કરવી તે જણાવેછે—

दातारो नोभिवर्द्धन्तां वेदाः सन्ततिरेव च ॥
श्रद्धा च नो मा व्यगमद्बहु देयं च नोस्त्विति ॥२६०॥

અમારા કુળમા દાતા પુરૂષોની વૃદ્ધિ થજો, વેદોની વૃદ્ધિ થજો, સતતિની વૃદ્ધિ થજો, અમારી શ્રદ્ધા નાશ નહિ પામજો અને અમારી પાસે દાન કરવામાટે ઘણુ દ્રવ્ય થજો ૨૬૦

ભણવુ ભણાવવુ, અર્થજ્ઞાન અને યજ્ઞાદિના અનુષ્ઠાનદ્વારા વેદોની વૃદ્ધિ થાયછે એટલે કુળમા તેનો ઘણો પ્રચાર ચાલુ રહેછે કુળમા દાતાપુરૂષોને બદલે જો કૃપણપુરૂષો હોય તો પોતાની પાસે સપત્તિ છતા પણ તેમ શ્રદ્ધા હોય તો પણ લોભને લીધે શ્રાદ્ધાદિ કરી શકતા નથી મન ઉદાર હોય અને ધન પણ હોય છતા શ્રદ્ધા ન હોય તો ધર્મકર્મમા પ્રવૃત્તિ થવાને બદલે અયોગ્ય આચરણમા પ્રવૃત્તિ થાયછે મન ઉદાર હોય અને શ્રદ્ધા પણ હોય છતા દેવાનું કાઇ ન હોય તો શ્રાદ્ધના મુખ્ય અગરૂપ બ્રાહ્મણભોજન આદિ શાથી થઇ શકે? આ સઘળાની સાથે પિતૃપૂજનનો મુખ્ય આધાર વશવૃદ્ધિપર જ છે એમ દેખાડવામાટે સતતિની અભિવૃદ્ધિની યાચના છે ઉપરની માગણીઓની સાથે આ પ્રમાણે વિશેષ માગણી પણ કરવામા આવેછે કે—

अन्नं च नो बहु भवेदतिथींश्च लभेमहि ।
याचितारश्च न सन्तु मा च याचिष्म कञ्चन ॥

એટલે અમારી પાસે અન્ન ઘણુ થાય, અમો અતિથિઓને પામીએ અર્થાત્ અમારે ત્યા ઘણા અતિથિઓ આવે, અમારી પાસે યાચના કરનારાઓ હો અને અમો કોઇની પાસે યાચના ન કરીએ

પિંડપ્રદાનનો વિષય પૂરો કરતાં પાછળ એ પિંડાની શી વ્યવસ્થા કરવી તે કહેછે—

एवं निर्वपणं कृत्वा पिण्डांस्तांस्तदनन्तरम् ॥
गां विप्रमजमग्निं वा प्राशयेदप्सु वा क्षिपेत् ॥२६१॥

એ પ્રમાણે પિંડદાન કરી તે પછી તે પિંડો ગાયને બ્રાહ્મણને કે બકરાને ખવરાવવા અથવા અગ્નિમા કે જળમા પધરાવવા ૨૬૧

પિંડપ્રદાનમા પિતૃઓની પાસે વરદાનો માગી રહ્યાપછી તે પિંડો ગાયને, બ્રાહ્મણને અથવા બકરાને ખવરાવવા અથવા અગ્નિમા પધરાવવા કે જળમા પધરાવી દેવા

કેટલાએક પ્રકારાંતરથી પિંડદાન કરેછે તથા પિંડાની વ્યવસ્થા કરેછે તે પણ જણાવેછે—

**पिण्डानिर्वपणं केचित्परस्तादेव कुर्वते ॥**
**वयोभिः खादयन्त्यन्ये प्रक्षिपन्त्यनलेऽप्सु वा ॥२६२॥**

કેટલાએક વિદ્વાનો બ્રાહ્મણભોજન પછી પિંડપ્રદાન કરેછે કેટલાએક વિદ્વાનો પક્ષિઓને પિંડ ખવરાવી દેછે અથવા અગ્નિ કે જળમાં નાખેછે. ૨૬૨.

કેટલાએક બ્રાહ્મણભોજનપછી પિંડપ્રદાન કરેછે એમ કહેવાથી બ્રાહ્મણભોજનની પહેલા પિંડદાન કરવું એ પક્ષ મુખ્ય જણાવ્યો છે

પિંડો ગાયવગેરેને ખવરાવી દેવા અથવા જળ કે અગ્નિમાં નાખવા એમ કહેવાઇ ગયું છે તેમાં વિશેષવિધિ કહેછે—

**पतिव्रता धर्मपत्नी पितृपूजनतत्परा ॥**
**मध्यमं तु ततः पिण्डमद्यात्सम्यक्सुतार्थिनी ॥२६३॥**

પિતૃઓના પૂજનમાં તત્પર અને પતિવ્રતા એવી શ્રાદ્ધકર્ત્તાની ધર્મપત્નીએ જો પુત્રની ઇચ્છા હોય તો યોગ્યરીતે મધ્યમપિંડનુ ભક્ષણ કરવું. ૨૬૩.

ધર્મ, અર્થ અને કામમા મન, વાણી અને કાયાથી પતિની જ સેવા કરવારૂપ વ્રત પાળનારી સ્ત્રી પતિવ્રતા કહેવાયછે અને પ્રથમ પરણેલી સવર્ણા સ્ત્રી ધર્મપત્ની કહેવાયછે શ્રાદ્ધકર્ત્તાની તે ધર્મપત્ની જો પુત્રની ઇચ્છાવાળી હોય તો તેણે પિતૃઓપરની શ્રદ્ધાપૂર્વક મધ્યમપિંડનુ ભક્ષણ કરવું યોગ્યરીતે એટલે આચમનાદિ વિધિથી અથવા आधत्त पितरो गर्भम् એ ગૃહ્યસૂત્રના મંત્રથી ભક્ષણ કરવુ

મધ્યમપિંડના ભક્ષણથી ધર્મપત્નીને થતું ફળ કહેછે—

**आयुष्मन्तं सुतं सूते यशोमेधासमन्वितम् ॥**
**धनवन्तं प्रजावन्तं सात्त्विकं धार्मिकं तथा ॥२६४॥**

ધર્મપત્ની તે પિંડનું ભક્ષણ કરવાથી આયુષ્યવાળા, યશસ્વી, બુદ્ધિમાન, ધનવાન, પ્રજાવાન, સત્વગુણી અને ધર્મનિષ્ઠ પુત્રને જન્મ આપેછે ૨૬૪.

ધર્મનિષ્ઠ અને સત્વગુણી એ બન્ને વિશેષણ આપવાથી નિષ્કામવૃત્તિથી અથવા માત્ર કર્ત્તવ્યબુદ્ધિથી જ ધર્મકર્મો કરનારપણુ બતાવ્યુ છે.

પિંડની વ્યવસ્થાપછીનું કર્ત્તવ્ય કહેછે—

**प्रक्षाल्य हस्तावाचम्य ज्ञातिप्रायं प्रकल्पयेत् ॥**
**ज्ञातिभ्यः सत्कृतं दत्त्वा बान्धवानपि भोजयेत् ॥२६५॥**

હાથ ધોઇ આચમન કરી જ્ઞાતિઓને જમાડવા અને સત્કારપૂર્વક જ્ઞાતિઓને જમાડી બાન્ધવોને જમાડવા ૨૬૫.

સમાન ગોત્રવાળા લોકો જ્ઞાતિ કહેવાયછે અને મોસાળપક્ષના તથા શ્વશુર પક્ષના લોકો બાન્ધવ કહેવાયછે

ઉચ્છિષ્ટની કંઇપણ વ્યવસ્થા ક્યાંસુધી ન કરવી તથા વૈશ્વદેવવગેરે ક્યારે કરવાં તે જણાવેછે—

**उच्छेपणं तु तत्तिष्ठेद्यावद्विप्रा विसर्जिताः ॥**
**ततो गृहबलिं कुर्यादिति धर्मो व्यवस्थितः ॥ २६६ ॥**

બ્રાહ્મણોનું ઉચ્છિષ્ટ અન્ન ત્યાં સુધી નાખવું કે જ્યાં સુધી બ્રાહ્મણોનું વિસર્જન થાય, તે પછી ગૃહબલિ કરવો એ પ્રમાણે ધર્મની વ્યવસ્થા છે ૨૬૬

તે બ્રાહ્મણોનું ઉચ્છિષ્ટ જ્યાંસુધી બ્રાહ્મણોનું વિસર્જન થાય ત્યાંસુધી રાખવું બ્રાહ્મણો જાય કે તુરત માર્જન કરવું તેપછી શ્રાદ્ધકર્મ સંપૂર્ણ થવાને લીધે ગૃહબલિ કરવો. ગૃહબલિ શબ્દને ઉપલક્ષણરૂપ ગણી વૈશ્વદેવ અને અતિથિભોજનવગેરે નિત્યકર્મ સમજી લેવાં, એટલામાટે મત્સ્યપુરાણમાં કહ્યું છે કે—

निर्वर्त्य प्रतिपत्त्यर्थं पर्युक्ष्याग्निं स मन्त्रवत् ।
वैश्वदेवं प्रकुर्वीत नैत्यकं विधिमेव च ॥

એટલે શ્રાદ્ધકર્મથી નિવૃત્ત થઇ દેવકર્મની ક્રિયામાટે વેદવેત્તાએ અગ્નિનું પર્યુક્ષણ કરી વૈશ્વદેવ કરવો તથા નિત્યનો વિધિ કરવો

જે અન્નોથી પિતૃઓ તૃપ્ત થાયછે એ વિષય પ્રથમ કહેલો છે, તોપણ વચમાં ઘણું વ્યવધાન થઇ જવાથી કદાચ બુદ્ધિમાં રહેલો ન હોય તો શિષ્યને સુખથી સમજાવવામાટે ફરીથી કહેવાની પ્રતિજ્ઞા કરેછે—

**हविर्यच्चिररात्राय यच्चानन्त्याय कल्पते ॥**
**पितृभ्यो विधिवद्दत्तं तत्प्रवक्ष्याम्यशेषतः ॥ २६७ ॥**

પિતૃઓને વિધિપ્રમાણે આપેલુ જે હવિષ્ દીર્ઘકાલપર્યંત તૃપ્તિકારક થાયછે તથા જે હવિષ અનંત તૃપ્તિ આપનાર થાયછે તે બધાનુ હુ તમોને કહીશ ૨૬૭.

દીર્ઘ-કાલપર્યંત એટલે માસથી માંડી બારવર્ષસુધીમાટે તૃપ્તિકારક તથા અનંત તૃપ્તિ આપનાર એટલે હમેશને માટેની તૃપ્તિ આપનાર જે જે હવિષ છે તે હવે પછી કહેવામા આવેછે

એક માસપર્યંત તૃપ્તિ આપનારાં હવિષ્ કહેછે—

**तिलैर्व्रीहियवैर्माषैरद्भिर्मूलफलेन वा ॥**
**दत्तेन मासं तृप्यन्ति विधिवत्पितरो नृणाम् ॥२६८॥**

વિધિપ્રમાણે તિલથી, વ્રીહિથી, યવથી, અડદથી, જળથી, મળથી અથવા ફળથી મનુષ્યોના પિતૃઓ એકમાસપર્યંત તૃપ્ત રહેછે ૨૬૮

તિલવગેરેનુ ગ્રહણ બીજા ધાન્યોના નિષેધમાટે નથી પણ તિલવગેરેનો વિશેષ પ્રભાવ દેખાડવામાટે છે कृष्णा माषास्तिलाश्चैव । એ વરાહપુરાણના વચનથી તિલ તથા અડદ કાળા સમજવા

બે, ત્રણ, ચાર અને પાંચમાસપર્યંત તૃપ્તિ આપનાર હવિષ્ કહેછે—

**द्वौ मासौ मत्स्यमांसेन त्रीन्मासान् हारिणेन तु ॥**
**औरभ्रेणाथ चतुरः शाकुनेनाथ पञ्च वै ॥ २६९ ॥**

મત્સ્યના માસથી બે માસસુધી પિતૃઓને તૃપ્તિ રહેછે મૃગના માસથી ત્રણ માસસુધી તૃપ્તિ રહેછે, મેષના માસથી ચાર માસસુધી તૃપ્તિ રહેછે અને પક્ષીના માસથી પાચ માસસુધી તૃપ્તિ રહેછે ૨૬૯

પાચ માસની તૃપ્તિના વિષયમા પક્ષી એવો સામાન્ય નિર્દેશ કર્યો છે તોપણ શાસ્ત્રમા જે પક્ષીઓને ભક્ષ્ય ગણ્યા છે તેજ પક્ષીઓ આ સ્થળે સમજવા

છ, સાત, આઠ અને નવ માસપર્યંત તૃપ્તિ આપનાર હવિષ્ કહેછે—

**षण्मासांश्छागमांसेन पार्षतेन च सप्त वै ॥**
**अष्टावेणस्य मांसेन रौरवेण नवैव तु ॥ २७० ॥**

બકરાના માંસથી ૭ માસપર્યંત, ચિત્રમૃગના માસથી સાત માસપર્યંત, એણમૃગના માસથી આઠ માસપર્યંત અને રૂરૂમૃગના માસથી નવ માસપર્યંત તૃપ્તિ રહેછે. ૨૭૦.

ચિત્ર, એણ તથા રૂરૂ એ મૃગજાતિના ભેદ છે

દશ અને અગિયાર માસસૂધી તૃપ્તિ આપનાર પદાર્થવિષે કહેછે—

**दश मासांस्तु तृप्यन्ति वराहमहिषामिषैः ॥**
**शशकूर्मयोस्तु मांसेन मासानेकादशैव तु ॥ २७१ ॥**

વરાહ અને મહિષના માંસથી દશ માસપર્યંત તૃપ્ત રહેછે તથા શશલા અને કાચબાના માસથી અગિયાર માસસૂધી તૃપ્ત રહેછે ૨૭૧

પિતૃઓને માટે એક વર્ષ અને બાર વર્ષસૂધીની તૃપ્તિ આપનારા પદાર્થો કહેછે—

**संवत्सरं तु गव्येन पयसा पायसेन च ॥**
**वार्ध्रीणसस्य मांसेन तृप्तिर्द्वादशवार्षिकी ॥ २७२ ॥**

ગાયના દૂધથી તથા દૂધપાકથી પિતૃઓને એક વર્ષપર્યંત તૃપ્તિ રહેછે અને વાર્ધ્રીણસના માસથી બાર વર્ષપર્યંત તૃપ્તિ રહેછે ૨૭૨

નદીવગેરેમા જળ પીવા વખતે જેના બન્ને કાનો પણ જળને સ્પર્શ કરતા હોય તથા જેના ઇંદ્રિયો ક્ષીણ પડી ગયા હોય એવા ધોળા ઘરડા બકરાને વાર્ધ્રીણસ કહેછે કાળી ડોકવાળા, રાતા મસ્તકવાળા અને ધોળી પાંખવાળા પક્ષીને પણ વાર્ધ્રીણસ કહેવામા આવેછે શ્રાદ્ધમા માસનો ઉપયોગ કરવો એ આદરણીય ન હોવાથી આ સ્થળે વાર્ધ્રીણસ શબ્દથી પશુ લેવો કે પક્ષી લેવો તે નક્કી કરવાની કશી જરૂર નથી શ્રાદ્ધમા માસ આપવુ એ પક્ષ મનુએ ચાલતા રીવાજથી લોકમાનીનતાને અનુસરી જણાવ્યો છે અને તેથી તે અવશ્યવિહિત છે એમ સમજવુ નહિ ઉત્તરોત્તર પદાર્થથી વિશેષ વિશેષ તૃપ્તિ બતાવી પૂર્વપૂર્વ પદાર્થપર પિતૃઓની અરૂચિ દર્શાવી છે અને તેથી તે સઘળા માસો ગ્રાહ્ય નથી જ એમ સૂચવ્યુ છે છેવટ ગાયના દૂધથી અને દૂધપાકથી વર્ષપર્યંતની તૃપ્તિ જણાવી છે એજ સર્વોત્તમ છે એની પછી વાર્ધ્રીણસના માસથી બાર વર્ષની તૃપ્તિ દેખાડી છે તે પણ ચાલતો રીવાજ દેખાડવામાટે છે, જો પિતૃઓને બાર વર્ષની તૃપ્તિ થઇ જાય તો પછી પુત્રથી બાર વર્ષવચ્ચે વચમાં શ્રાદ્ધ થઇ શકે નહિ કારણ કે તૃપ્તિ હોય અને વચમા શ્રાદ્ધ કરવામા આવે તો તે શ્રાદ્ધ કરનાર પુત્ર પિતૃ-

જો સઘળું કાર્ય હાથીની છાયામાં બેસીને થઇ શકે તો તે તેમજ કરવું. અહીં ત્રયોદશી તથા હસ્તિચ્છાયા એ બન્નેને જૂદાં બતાવેલાં છે પણ મઘાનક્ષત્રવાળી કૃષ્ણપક્ષની ત્રયોદશી એ જ ગજચ્છાયા કે હસ્તિચ્છાયા નામનો યોગ છે એમ પણ કટલેક ઠેકાણે જણાવેલું છે, તેમ જ અમાવાસ્યાને દિવસ બપોર પછીનો વખત તેને પણ ગજચ્છાયા કહેલ છે[1].

પદાર્થ તથા કાળ કરતાં પણ વિધિ અને શ્રદ્ધા એઓ શ્રાદ્ધમાં પિતૃઓને અક્ષય અને અનંત તૃપ્તિ થવાના હેતુભૂત છે એમ જણાવેછે—

यद्यद्ददाति विधिवत्सम्यक् श्रद्धासमन्वितः ॥
तत्तत्पितृणां भवति परत्रानन्तमक्षयम् ॥ २७६ ॥

પુરૂષ, શ્રદ્ધાથી યુક્ત થઇ યોગ્ય વિધિથી જે જે પદાર્થો આપેછે તે તે પદાર્થો પરલોકમાં પિતૃઓની તૃપ્તિને માટે અનંત તથા અક્ષય થાયછે. ૨૭૬.

શ્રદ્ધાયુક્ત પુરૂષ શાસ્ત્રવિધિપ્રમાણે જે જે પદાર્થ એટલે જે જે યોગ્ય અન્ન પિતૃઓના ઉદ્દેશથી આપેછે તે પિતૃઓની તૃપ્તિમાટે અનંત તથા અક્ષય થાયછે. અનંત શબ્દ કાળના અવધિનો નિષેધ કરેછે અને અક્ષય શબ્દ આપેલું અન્ન ખૂટતું નથી એમ જણાવેછે

શ્રાદ્ધમાટે શ્રેષ્ઠ તિથિઓ કહેછે—

कृष्णपक्षे दशम्यादौ वर्जयित्वा चतुर्दशीम् ॥
श्राद्धे प्रशस्तास्तिथयो यथैता न तथेतराः ॥२७७॥

કૃષ્ણપક્ષમાં દશમીથી આરંભી ચતુર્દશીવગરની તિથિઓ શ્રાદ્ધમાં જેવી શ્રેષ્ઠ છે તેવી બીજી તિથિઓ નથી. ૨૭૭

દશમીવગેરે શ્રેષ્ઠ જણાવેલી તિથિઓમાં પણ શ્રાદ્ધનું વિશેષ ફળ છે બીજી તિથિઓમાં પણ શ્રદ્ધા હોય તો શ્રાદ્ધ કરવું પણ ચતુર્દશી તો નિષિદ્ધ છે એ તિથિમાં તો માત્ર શસ્ત્રથી હણાયા હોય તેઓનુ જ શ્રાદ્ધ થઇ શકેછે યાજ્ઞવલ્ક્ય કહેછે કે—ज्ञातिश्रैष्ठ्यं सर्वकामानाप्नोति श्राद्धदः सदा ॥ प्रतिपत्प्रभृतिष्वेका वर्जयित्वा

१ अमावास्या गते सोमे छाया या प्राङ्मुखी भवेत् ।
गजच्छाया तु सा प्रोक्ता तत्र श्राद्धं प्रकल्पयेत् ॥ (मलमासतत्व).

चतुर्दशीम् ॥ शस्त्रेण तु हता ये वै तेभ्यस्तत्र प्रदीयते ॥ એટલે એક ચતુર્દશીને છોડીને પ્રતિપદ્‌વગેરે તિથિઓમાં સદા શ્રાદ્ધ આપનારો પુરુષ જ્ઞાતિમાં શ્રેષ્ઠતા-વગેરે સર્વ મનોરથોને પામેછે, જેઓ શસ્ત્રથી હણાયા હોય તેઓને ચતુર્દશીને દિવસે દેવામાં આવેછે, સર્વજ્ઞનારાયણ કહેછે કે—चतुर्दशीवर्जमशस्त्रहतानाम् । એટલે જેઓ શસ્ત્રથી હણાયા ન હોય તેઓના શ્રાદ્ધમાં ચતુર્દશીને છોડી દેવી.

એકીની ગણનામાં આવતાં તિથિનક્ષત્રોમાં શ્રાદ્ધ કરવાનું ફળ તથા એકીની ગણનામાં આવતાં તિથિનક્ષત્રોમાં શ્રાદ્ધ કરવાનું ફળ કહેછે—

युक्षु कुर्वन्दिनर्क्षेषु सर्वान्कामान्समश्नुते ॥
अयुक्षु तु पितॄन्सर्वान्प्रजां प्राप्नोति पुष्कलाम् ॥२७८॥

બેકીની તિથિઓમાં તથા બેકીના નક્ષત્રોમાં શ્રાદ્ધ કરવાથી સઘળા ઇચ્છિત પદાર્થોને પામેછે અને એકીની તિથિઓ તથા નક્ષત્રોમાં પિતૃઓનું શ્રાદ્ધ કરવાથી પુષ્કળ પ્રજાને પામેછે ૨૭૮

બીજ તથા ચોથવગેરે બેકીની તિથિઓ અને ભરણી તથા રોહિણીવગેરે બેકીનાં નક્ષત્રોમાં શ્રાદ્ધ કરનાર પુરુષ સઘળા ઇષ્ટપદાર્થોને પામેછે અને પડવો તથા ત્રીજવગેરે એકીની તિથિઓ તથા અશ્વિની અને કૃત્તિકાવગેરે એકીના નક્ષત્રોમા શ્રાદ્ધ કરનાર પુરુષ ધન તથા વિદ્યાથી યુક્ત પુત્રાદિ સતતિ પામેછે

પિતૃકર્મમાં કૃષ્ણપક્ષની પેઠે અપરાહ્ણ સમય વધારે શ્રેષ્ઠ છે એમ કહેછે—

यथा चैवापरः पक्षः पूर्वपक्षाद्विशिष्यते ॥
तथा श्राद्धस्य पूर्वाह्णादपराह्णो विशिष्यते ॥२७९॥

શ્રાદ્ધને માટે જેમ પૂર્વપક્ષથી કૃષ્ણપક્ષ અધિક ગણાયછે તેમ પૂર્વાહ્ણથી અપરાહ્ણ પણ અધિક ગણાયછે. ૨૭૯

પૂર્વપક્ષ એ અહીં શુક્લપક્ષનો જ પર્યાય છે, કારણકે "ચૈત્રમાસના શુક્લપક્ષથી માસોનો આરંભ થાયછે" એવું જ્યોતિષશાસ્ત્રનું વચન છે, તેથી પૂર્વપક્ષ તે શુક્લપક્ષ જ છે અને અપરપક્ષ તે કૃષ્ણપક્ષ છે, कृष्णपक्षे दशम्यादौ એ શ્લોકમા શ્રાદ્ધને માટે કૃષ્ણપક્ષની શ્રેષ્ઠતા કહી છે તેથી અહીં તે જ દાખલો

એને અજીર્ણ કરનાર થઇ પિતૃઓની પ્રસન્નતાને બદલે તેના ક્રોધનુ પાત્ર થઈ પડે તેથી વાઘ્રાણસના માસથી જે બાર વર્ષની તૃપ્તિ દેખાડી તે, મોહથી તેવા રીવાજમા ફસેલાઓની માનીનતા દર્શાવી છે વળી શાસ્ત્રોની આ પણ એક ચાલુ પદ્ધતિ છે કે જે નુકશાનકારક રીવાજ લોકોની રૂચિનુ પાત્ર થઇ પડેલો હોય તેવા રીવાજને એકદમ દરેકરીતે છોડવાની તેમા આજ્ઞા કરવામા આવતી નથી પણ તેવા રીવાજને યુક્તિપૂર્વક સંકોચવામા આવેછે યુક્તિપૂર્વક સંકોચવામા આવેછે એટલે તેવો રીવાજ હમેશ ચાલુ રાખવામા દોષ બતાવી અમુક અમુક પ્રસંગ જ ચાલુ રાખવાનુ ફળ જણાવવામા આવેછે આથી તેવા રીવાજમાથી પુરૂષની પ્રવૃત્તિ ઓછી થઇ અમુક અમુક પ્રસંગે રહેછે તે પછી તેવા પ્રસંગોમા તે રીવાજ ચાલુ રાખવામા પણ તેની અરૂચિ થાય તેવુ કાઇ બતાવેછે તેમા પણ એકદમ અરૂચિ કરાવવા જતા પણ અધિકારી ન બનેલ માણસ અશ્રદ્ધાળુ બની કરી પતિત થઇ જવાનો પણ ભય રહેછે તેથી અરૂચિ કરાવતા વચમા જરા રૂચિ રાખી તેના મનની તપાસ લઇ લે અને છેવટ પૂર્ણ અરૂચિ કરાવી પૂર્ણ શુદ્ધ અને હિતરૂપ રીવાજપર તેને સ્થિતિવાળો કરી દેછે આવી જ રીતે અહીં પણ માસભક્ષણના જંગલી રીવાજને હમેશમાથી ખેંચી પિતૃઓના શ્રાદ્ધના પ્રસંગમા જ લઇ લીધો તેમા પણ મૂળ ફળ જેવા ઉત્તમ પદાર્થોકરતા મત્સ્યવગેરેના માસનુ વિશેષ ફળ વર્ણવ્યુ અને એમ કરીને બીજા દિવસોમા નહિ પણ શ્રાદ્ધપ્રસંગમા જ માસભક્ષણના રીવાજને લાવી મૂક્યો પછી અમુક અમુક પ્રાણીના માસનુ વધતુ ઓછુ ફળ જણાવી સઘળા પ્રકારના માસભક્ષણમા કઇ કઇ અરૂચિનુ બીજ રોપી દીધુ છેવટ ગાયના દૂધ અને દૂધપાકપર પિતૃઓની તૃપ્તિ વિશેષ છે એમ લાવી મૂક્યુ પણ તે પછી વળી વાઘ્રાણસના માસની વાત મૂકી સ્થૂણાખનનન્યાયથી માસરૂચિ જે દબાઇ ગઇ હતી તેને વિશેષ નબળી પાડવાના હેતુથી ફરી ઉથલાવી આગળ કરી અને હવે પછીના શ્લોકમા અનંત તૃપ્તિ આપનારા બીજા પદાર્થો ગણાવી તેને પણ છેવટ ઉડાવી દીધી છે

શ્રાદ્ધમાં પિતૃઓને અનંત તૃપ્તિ આપનારા ક્યા પદાર્થો છે તે જણાવેછે—

**कालशाकं महाशल्काः खड्गलोहामिषं मधु ॥**
**आनन्त्यायैव कल्पन्ते मुन्यन्नानि च सर्वशः ॥२७२॥**

કાનસા મહાશલ્ક નામના મત્સ્ય ગેંડો અને રાતારંગવાળો બકરો એઓનુ માસ, મધ અને સઘળા મુન્યન્ન પિતૃઓને અનંત તૃપ્તિ આપેછે ૨૭૨.

કાલશાકનુ બીજુ નામ શ્રાદ્ધશાક છે અને ગુજરાતીમા તેને કરમી કહેછે, મહાશલ્કનુ બીજુ નામ ચિંગડ મત્સ્ય છે મુનિલોકોના ઉપયોગમા આવતા નીવાર એટલે નાનવીવારે મુન્યન્ન કહેવાયછે આ શ્લોકમા પણ અનંત તૃપ્તિ આપનારા પદાર્થોમા ઉપર મુન્યન્ન જે કાઇ પણ પ્રકારની હિંસાના દોષના સંબંધવગરના જ છે તેઓને લઇ તેઓનુ સર્વથી શ્રેષ્ઠપણુ સૂચવ્યુ છે

હવે અક્ષય તૃપ્તિનો હેતુભૂત કાલ બતાવેછે—

**यत्किञ्चिन्मधुना मिश्रं प्रदद्यात्तु त्रयोदशीम् ॥**
**तदप्यक्षयमेव स्याद्वर्षासु च मघासु च ॥ २७४ ॥**

વર્ષાકાળમા મઘા નક્ષત્રયુક્ત ત્રયોદશીને દિવસે મધથી યુક્ત કરેલુ જે કાઇ યોગ્ય અન્ન પિતૃઓને આપે તે પણ અક્ષય થાય છે ૨૭૪

વર્ષાઋતુ મઘા નક્ષત્ર અને ત્રયોદશી આ ત્રણ યોગ સાથે હોય ત્યારે મધ અને ઘી મેળવેલ યોગ્ય અન્ન પિતઆના ઉદ્દેશથી આપવામા આવે તેપણ પિતૃઓને અક્ષય તૃપ્તિ આપનાર છે

ઉપર જણાવેલા યોગની વિશેષ પ્રશસા કરેછે અને તેની સાથે ગજચ્છાયાશ્રાદ્ધની પણ પ્રશસા કરેછે—

**अपि नः स कुले जायाद्यो नो दद्यात्त्रयोदशीम् ॥**
**पायसं मधुसर्पिर्भ्यां प्राक्छाये कुञ्जरस्य च ॥२७५॥**

પિતૃઓ આશા રાખેછે કે અમારા કુળમા એવો કાઇ પુત્ર ઉત્પન્ન થશે કે જે ત્રયોદશીને દિવસે તથા બીજી તિથિમા હાથીની છાયા પૂર્વદિશામા પડતી હોય તેમા અમોને મધ તથા ઘીમિશ્રિત દૂધપાક આપે ૨૭૫

વર્ષાકાળમા મઘાયુક્ત ત્રયોદશી જે પ્રથમના શ્લોકમા કહેલી છે તે જ અહીં લેવાની છે તેમા પણ ભાદ્રપદમાસની પૂર્ણિમા ગયા પછી મઘાનક્ષત્રયુક્ત ત્રયોદશીને દિવસે મધસહિત દૂધપાકથી શ્રાદ્ધ કરવુ એવુ શંખસ્મૃતિનુ વચન છે તેથી આ સ્થળે તેમ જ પ્રથમના શ્લોકમા ભાદરવામાસના કૃષ્ણપક્ષની ત્રયોદશી લેવાની છે હાથીની પૂર્વદિશામા ગયેલી છાયામા એટલે અપરાહ્ણ પછીના કાળમા યોગ્ય દિવસ રહે ત્યારે હાથીની છાયા પૂર્વદિશામા ઘણી વિસ્તીર્ણ હોયછે તેમા બ્રાહ્મણોને જમાડે તેની પહેલાનુ કર્મ હાથીની છાયામા ન થઇ શકે તો તે તેની પાસેના બીજા પ્રદેશમા કરવુ કેમકે તે અંગકાર્ય છે

થઇ કહેછે કે શ્રાદ્ધ કરવામાં જેમ શુક્લપક્ષકરતાં કૃષ્ણપક્ષ શ્રેષ્ઠ છે તે જ રીતે શ્રાદ્ધ કરવામાં દિવસના પૂર્વભાગકરતાં અપરભાગ શ્રેષ્ઠ છે, કૃષ્ણપક્ષ અને અપરાહ્ણકાળની વિશેષ પ્રશંસા કરી તેથી સુચવ્યું છે કે શુક્લપક્ષ અને પૂર્વાહ્ણકાળમાં પણ શ્રાદ્ધ થઇ શકે ખરૂં, સર્વજ્ઞનારાયણ કહેછે કે—अपरपक्षेऽपराह्णे-चासम्भवे पूर्वपक्षे पूर्वाह्णे च कार्यमिति लभ्यते । એટલે આ પ્રકરણમાં એમ સમજી શકાયછે કે કૃષ્ણપક્ષ અને અપરાહ્ણકાળમાં શ્રાદ્ધ કરવાનું ન બને તો શુક્લપક્ષ અને પૂર્વાહ્ણમા પણ કરી શકાયછે, પેણ પિતૃઓને માટે પહેલે દરજ્જે અપરાહ્ણ કાળ જ યોગ્ય છે શ્રુતિ પણ છે કે—अपराह्णः पितॄणाम् । એટલે પિતૃઓનેમાટે અપરાહ્ણ કાળ છે.

શ્રાદ્ધનેમાટે બીજા પણ આવશ્યક નિયમો કહેછે—

**प्राचीनावीतिना सम्यगपसव्यमतन्द्रिणा ॥**
**पित्र्यमानिधनात्कार्यं विधिवद्दर्भपाणिना ॥ २८० ॥**

જમણા ખભાઉપર યજ્ઞોપવીત રાખી, આલસ્યનો ત્યાગ કરી, પિતૃતીર્થથી હાથમાં દર્ભ રાખી શાસ્ત્રપ્રમાણે સમાપ્તિપર્યંત પિતૃસંબંધિ કર્મ કરવું. ૨૮૦.

મૂળમા आनिधनात् પદ છે જેનો શ્રાદ્ધની સમાપ્તિપર્યંત એપ્રમાણે અર્થ કરવામા આવ્યો છે તેનો "પિતૃકર્મ મૃત્યુપર્યંત કરવું" એવો અર્થ પણ કરવામાં આવેછે પિતૃતીર્થ જેને કહેલું તે બીજા અધ્યાયના પ૯ મા શ્લોકમાં જણાવેલ છે

શ્રાદ્ધમાં નિષિદ્ધ સમયોનો નિર્દેશ કરેછે—

**रात्रौ श्राद्धं न कुर्वीत राक्षसी कीर्त्तिता हि सा ॥**
**सन्ध्ययोरुभयोश्चैव सूर्ये चैवाचिरोदिते ॥ २८१ ॥**

રાત્રિમાં શ્રાદ્ધ કરવું નહિ, કારણકે રાત્રિને રાક્ષસીરૂપ કહેલી છે તેમ જ બન્ને સંધ્યામા અને સૂર્યના ઉદયને વિશેષ સમય ન થયો હોય ત્યારે પણ શ્રાદ્ધ કરવું નહિ ૨૮૧.

રાત્રિમાં શ્રાદ્ધ કરવું નહિ કારણકે શ્રાદ્ધને નષ્ટ કરનારા રાક્ષસોના યોગથી મન્વાદિકોએ રાત્રિને રાક્ષસીરૂપ કહેલી છે તેમજ બન્ને સંધ્યામાં પણ શ્રાદ્ધ કરવું નહિ, વળી સૂર્યના ઉદયને અધિક વખત ન થયો હોય તે સમય એટલે સૂર્યોદયથકી ત્રણ મુહૂર્તસુધીનો પ્રાતઃકાળ કહેવાયછે. તેમાં પણ શ્રાદ્ધ કરવું નહિ. વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે "સૂર્યની રેખા દેખાય ત્યાંથી ત્રણ મુહૂર્તસુધી સૂર્ય

આકાશમાં ચઢે તે સમય પ્રાતઃકાલ કહેવાયછે, કે જે, દિવસનો પાચમો ભાગ છે" અહીં કેટલાએક શંકા કરેછે કે આ શ્લોકમાં રાત્રિવગેર સમયોનો શ્રાદ્ધમાટે નિષેધ કર્યો છે પણ શ્રાદ્ધમાં રાત્રિવગેર કાળની પ્રાપ્તિજ નથી અને પ્રાપ્તિવગર નિષેધ ઘટે નહિ. તોપછી આ શ્લોકને વગર જરૂરનો શામાટે નહિ ગણવો જોઇએ? આ શંકાનું સમાધાન એ છે કે આ નિષેધ જ નથી પણ અહીં તો પર્યુદાસ છે, જ્યાં નિષેધવાચક નકાર પોતાના ઉત્તરપદસાથે અન્વય પામતો હોય ત્યાં પર્યુદાસ કહેવાયછે, નિષેધ તો રાગપ્રાપ્તનો અથવા વિધિપ્રાપ્તનો જ થાયછે. અહીં રાગપ્રાપ્તનો નિષેધ કહેવાય તેમ નથી કારણકે રાગથી નિત્યદર્શશ્રાદ્ધની પ્રાપ્તિ નથી તેમ અહીં વિધિપ્રાપ્તનો નિષેધ પણ મનાય તેમ નથી કારણકે તેમ માનવા જઇએ તો "ષોડશિનું ગ્રહણ કરવું અને ષોડશિનું ગ્રહણ ન કરવું" એ વાક્યની પેઠે અહીં વિકલ્પ પ્રાપ્ત થાય, માટે આ વાક્યને પર્યુદાસરૂપે ગણવું એજ ઉચિત છે એરીતે પર્યુદાસ કરાયેલ રાત્રિવગેરેથી બીજા કાળમાં શ્રાદ્ધ કરવું એવો અર્થ નિકળેછે જેમ અનુયાજથી બીજા યજતિમાં "ये यजामहे" એ મંત્રની પ્રવૃત્તિ થાયછે તેમ અહીં રાત્રિવગેરેથી બીજા કાળમાં શ્રાદ્ધની પ્રવૃત્તિ થાયછે.

આ અધ્યાયના ૧૨૩ મા શ્લોકમાં છેવટ कुर्यान्मासानुमासिकम् । એ વચનથી પિંડાન્વાહાર્યક શ્રાદ્ધ પ્રત્યેક મારો કરવાનું છે પણ જો તેમ ન બની શકે તો છેવટ એક વર્ષમાં ત્રણ સમય તો કરવું જોઇએ; તે ત્રણ સમય બતાવેછે—

**अनेन विधिना श्राद्धं त्रिरब्दस्येह निर्वपेत् ॥**
**हेमन्तग्रीष्मवर्षासु पाञ्चयाज्ञिकमन्वहम् ॥ २८२ ॥**

ઉપર કહેલા વિધિથી વર્ષમાં ત્રણવાર એટલે હેમંત, ગ્રીષ્મ અને વર્ષામાં શ્રાદ્ધ કરવું અને પંચયજ્ઞસંબંધિ શ્રાદ્ધ પ્રત્યેક દિવસે કરવું ૨૮૨

પિંડાન્વાહાર્યક શ્રાદ્ધ જે પ્રત્યેક મારો કરવાનું છે તેનો જ અહીં, સંવત્સરમાં ત્રણ વખત કરવાનો વિકલ્પ કર્યો છે

પિતૃયજ્ઞનો અંગભૂત હોમ લૌકિક યજ્ઞમાં ન થઇ શકતો હોવાથી અગ્ન્યાધાનવાળા બ્રાહ્મણથી અમાવાસ્યાસિવાય બીજી તિથિમાં શ્રાદ્ધ ન થઇ શકવાનું જણાવેછે—

**न पैतृयाज्ञियो होमो लौकिकेऽग्नौ विधीयते ॥**
**न दर्शेन विना श्राद्धमाहिताग्नेर्द्विजन्मनः ॥ २८३ ॥**

શ્રાદ્ધસંબંધી હોમ લૌકિક અગ્નિમાં કરવામાં આવતો નથી અને જેણે અગ્નિનું આધાન કરેલું છે એવા દ્વિજને અમાવાસ્યાવગર બીજું શ્રાદ્ધ કરવાનું નથી. ૨૮૩.

अग्नेः सोमयमाभ्या च । (અ૦ ૩ શ્લો૦ ૨૧૨) એ પ્રમાણે પ્રથમ આવી ગયેલા વાક્યથી વિધાન કરવામાં આવેલો શ્રાદ્ધસંબંધી હોમ શ્રૌતસ્માર્તસિવાયના લૌકિક અગ્નિમા કરવામાટે શાસ્ત્રમાં કહેલું નથી તેથી લૌકિક અગ્નિમાં અગ્નૌકરણનો હોમ કરવો નહિ નિરગ્નિક દ્વિજે તો अग्न्यभावे तु विप्रस्य पाणावेवोपपादयेत् (અ૦ ૩ શ્લો૦ ૨૧૩) એ વચનથી બ્રાહ્મણના હાથમાં અગ્નૌકરણ કરવાનું છે તેથી અગ્ન્યાધાનવાળા બ્રાહ્મણને જ અમાવાસ્યાવગર કૃષ્ણપક્ષમાં દશમીવગેરે તિથિઓમાં શ્રાદ્ધ કરવાનું કહેલું નથી. પણ પિતાની મરણતિથિનું શ્રાદ્ધ તો અવશ્યકર્તવ્ય હોવાને લીધે બીજી તિથિઓમા પણ નિષિદ્ધ નથી.

"પંચયજ્ઞસંબંધિ શ્રાદ્ધ પ્રત્યેક દિવસે કરવું." એમ અગાઉ કહેવામાં આવ્યું છે તે ન બની શકે તો પિતૃઓના જલતર્પણમાત્રથી પણ સિદ્ધિ કહેછે—

**यदेव तर्पयत्यद्भिः पितृन्स्नात्वा द्विजोत्तमः ॥**
**तेनैव कृत्स्नमाप्नोति पितृयज्ञक्रियाफलम् ॥ २८४ ॥**

બ્રાહ્મણ સ્નાન કરીને જળથી જે પિતૃઓનું તર્પણ કરેછે તેથી જ સઘળું પિતૃયજ્ઞક્રિયાનું ફળ પામેછે. ૨૮૪.

આથી નિત્યતર્પણની આવશ્યકતા બતાવી છે.

શ્રાદ્ધના ઉદ્દેશ્ય પિતૃઓની દેવરૂપતા જણાવેછે—

**वसून्वदन्ति तु पितॄन् रुद्रांश्चैव पितामहान् ॥**
**प्रपितामहांस्तथादित्याञ् श्रुतिरेषा सनातनी ॥ २८५ ॥**

પિતૃઓને વસુ કહેછે, પિતામહોને રૂદ્ર કહેછે અને પ્રપિતામહોને આદિત્ય કહેછે. આ સનાતન શ્રુતિ છે ૨૮૫

મનુવગેરે મહાપુરૂષો પિતૃઓને વસુદેવતા. પિતામહોને રૂદ્ર દેવતા અને પ્રપિતામહોને આદિત્ય દેવતા કહેછે. માટે શ્રાદ્ધમાં પિતા, પિતામહ અને પ્રપિતામહનું વસુ, રૂદ્ર અને આદિત્યરૂપે ધ્યાન કરવું. એટલા માટે જ પૈઠીનસિ

કહેછે કે—य एव विद्वान् पितृन्यजते वसवो रुद्रा आदित्याश्चास्य प्रीता भवन्ति । એટલે જે એ પ્રમાણે જાણીને પિતૃઓનુ યજન કરેછે તેને વસુઓ, રૂદ્રો અને આદિત્યો પ્રસન્ન થાયછે

નિત્ય ઉત્તમોત્તમ ગણાતાં ભોજનવાળા થવું તેની ભલામણ કરેછે—

**विघसाशी भवेन्नित्यं नित्यंचामृतभोजनः ॥**
**विघसो भुक्तशेषं तु यज्ञशेषं तथाऽमृतम् ॥ २८६ ॥**

નિત્ય વિઘસનુ ભોજન કરનાર થવુ અને નિત્ય અમૃતનુ ભોજન કરનાર થવુ વિપ્રાદિકના ભોજન પછી જે વધેલુ હોય તે વિઘસ કહેવાયછે અને યજ્ઞનુ શેષ અમૃત કહેવાયછે ૨૮૬

સર્વદા વિઘસનુ ભોજન કરવુ અને સર્વદા અમૃતનુ ભોજન કરવું, આ પ્રકરણમા વાપરેલા વિઘસ તથા અમૃતશબ્દના અર્થ અપ્રસિદ્ધ હોવાથી જણાવેછે કે વિપ્રાદિકનુ ભુક્તશેષ વિઘસ કહેવાય તથા દર્શ પૌર્ણમાસવગેરે યજ્ઞોનુ જે પુરોડાશવગેરે શેષ હોય તે અમૃત કહેવાય

આ અધ્યાયનો ઉપસંહાર કરવાની સાથે હવે પછીના અધ્યાયના આરંભમાં આવનાર પ્રકરણનું સૂચન કરેછે—

**एतद्वोऽभिहितं सर्वं विधानं पाञ्चयज्ञिकम् ॥**
**द्विजातिमुख्यवृत्तीनां विधानं श्रूयतामिति ॥२८७॥**

આ પંચમહાયજ્ઞસંબધી સઘળુ વિધાન તમોને કહ્યુ હવે બ્રાહ્મણોની વૃત્તિસંબધી વિધાન સાંભળો ૨૮૭

પાર્વણશ્રાદ્ધસંબધી ઇતિકર્તવ્યતા કહેવાને લીધે આ અંતરામા પંચયજ્ઞ ઘણા દૂર રહી ગયા છે તોપણ અહીં પંચયજ્ઞનુ ગ્રહણ કરીને જે ઉપસંહાર કર્યો તે પંચયજ્ઞોની પ્રધાનતા દર્શાવવામાટે છે

આવીરીતે આ અધ્યાયમાં મુખ્યત્વે વિવાહ, પંચયજ્ઞ અને શ્રાદ્ધનુ વર્ણન આપવામાં આવ્યું છે.



# मणिमनुस्मृति

## અધ્યાય ૪ થો.

પહેલા અધ્યાયના છેવટ ભાગમાં આ શાસ્ત્રના વિષયોનો અનુક્રમ આપતાં શ્રાદ્ધકલ્પ પછી ૧૧૩ મા શ્લોકમાં वृत्तीना लक्षणं चैव એ વાક્યથી પ્રતિજ્ઞા કરેલ હોવાથી અને ગૃહસ્થાશ્રમની સ્થિતિ વૃત્તિને અધીન છે તેથી ગૃહસ્થાશ્રમપછી તરત જ વૃત્તિઓ કહેવી જોઇએ તોપણ ગૃહસ્થપણું બ્રહ્મચર્યપછી થાયછે તેથી અહીં પ્રથમ બ્રહ્મચર્ય અને ગૃહસ્થાશ્રમનો સમય બતાવેછે—

**चतुर्थमायुषो भागमुषित्वाऽद्यं गुरौ द्विजः ॥**
**द्वितीयमायुषो भागं कृतदारो गृहे वसेत् ॥ १ ॥**

દ્વિજે આયુષના પ્રથમના ચોથા ભાગ પર્યંત ગુરૂને ઘેર રહી આયુષના બીજા ભાગમા સ્ત્રીને પરણી ગૃહસ્થાશ્રમમા રહેવુ ૧

સામાન્ય રીતે शतायुर्वै पुरुषः । એ વચન પ્રમાણે પુરૂષનુ આયુષ સો વર્ષનુ ગણાયછે તેના ચાર વિભાગ કરવા એટલે એક એક વિભાગ પચ્ચીશ પચ્ચીશ વર્ષનો થાય જો કે બ્રહ્મચર્ય કેટલા વર્ષ પાળવુ તેની સ્પષ્ટ વિગત ત્રીજા અધ્યાયના આરંભમા આપી છે તોપણ અહીં ફરીથી સ્મરણ આપ્યુ છે કે લગભગ આયુષનો પહેલો ચતુર્થાંશ ગુરૂને ત્યા રહી બ્રહ્મચર્ય પાળી વિદ્યાભ્યાસ કરવો અને તે પછી બીજો ચતુર્થાંશ ગૃહસ્થાશ્રમી થઇને રહેવું આવી રીતે આ વાક્ય સાધારણ અનુવાદ માત્ર હોવાથી પ્રથમ સમયનુ જે સ્પષ્ટ વિધાન કરવામા આવ્યુ છે તેને કઇપણ વિરોધ આવેછે એમ ગણવુ નહિ

બ્રાહ્મણ ગૃહસ્થે કેવી વૃત્તિ રાખવી તેનો સામાન્ય નિર્દેશ કરેછે—

**अद्रोहेणैव भूतानामल्पद्रोहेण वा पुनः ॥**
**या वृत्तिस्तां समास्थाय विप्रो जीवेदनापदि ॥२॥**

બ્રાહ્મણે આપત્તિવગરના સમયમાં સર્વ પ્રાણિઓનો દ્રોહ કર્યાવગર અને તેમ ન બની શકે તો થોડા દ્રોહથી જે આજીવિકા ચાલે તેનો આશ્રય કરી જીવિત ચલાવવું. ૨.

બીજાંઓને કંઇપણ પીડા ન થાય તેવી રીતે શિલોંછ તથા અયાચન-વગેરે જે વૃત્તિ છે તે અદ્રોહ કહેવાય કેવળ હિંસા જ દ્રોહ કહેવાય એમ નથી. કારણકે હિંસાનો તો નિષેધ કરેલો છે. અદ્રોહથી અથવા તેમ ન બની શકે તો અલ્પદ્રોહથી જે આજીવિકાનો ઉપાય હોય તેનો આશ્રય કરી સ્ત્રીવગેરે પોષ્યવર્ગથી તથા પંચયજ્ઞના અનુષ્ઠાનથી યુક્ત બ્રાહ્મણે આપત્તિવગરના સમયમાં વૃત્તિ ચલાવવી. પણ ક્ષત્રિયવગેરે લોકોએ તેમ કરવું નહિ. આપત્તિના સમયમાં વૃત્તિનો પ્રકાર દશમા અધ્યાયમાં કહેવાશે. અહીં માત્ર આપત્તિવગરના સમયમાં કેવી વૃત્તિ રાખવી તેનો નિર્દેશ છે કે બ્રાહ્મણે તેવા સમયમાં યાચના કરી લોકોને સંતાપવા નહિ કારણકે યાચના કરી કરીને લોકોના મનમા ખેદ ઉત્પન્ન કરવો તે દ્રોહ કહેવાયછે. એટલે પહેલે દરજ્જે યાચનાવગર જ ગુજરાન ચલાવવું એ શ્રેષ્ઠ છે. પણ કદી યાચનાવગર ગુજરાન ન ચાલે તો અલ્પદ્રોહથી એટલે થોડી યાચના કરીને પણ ગુજરાન ચલાવવું એવી છૂટ છે. વૃત્તિના પ્રકરણનો આ સામાન્ય ઉપદેશ યજ્ઞ કરાવવો, ભણાવવું તથા અત્યંત શુદ્ધ પ્રતિગ્રહ કરવો એટલે દાન લેવું તેના સંગ્રહને માટે છે.

ઉપરના શ્લોકથી પ્રતિદિન આજીવિકાનો ઉપાય કહ્યો અને આ શ્લોકથી ધનસંચયમાટે નિયમ કહેછે—

**यात्रामात्रप्रसिद्ध्यर्थं स्वैः कर्मभिरगर्हितैः ॥**
**अक्लेशेन शरीरस्य कुर्वीत धनसंचयम् ॥ ३ ॥**

કેવળ નિર્વાહને માટે અનિંદિત પોતાનાં કર્મોથી અને શરીરને ક્લેશ પડે નહિ તેવી રીતે ધનનો સંચય કરવો. ૩.

ભોગમાટે નહિ પણ નિર્વાહમાટે ધનસંચય કરવો. શાસ્ત્રોક્ત વિધિપ્રમાણે કુટુંબનું પોષણ તથા નિત્યકર્મના અનુષ્ઠાનપૂર્વક પ્રાણસ્થિતિ નિર્વાહ કહેવાયછે-

એ' નિર્વાહમાટે ધનસંચય કરવો તે પણ હવે કહેવામા આવનાર ઋતવગેરે સાધનોથી શરીરને ક્લેશ આપ્યાવગર જ કરવો.

આજીવિકાનાં સાધનો જણાવેછે—

ऋतामृताभ्यां जीवेत्तु मृतेन प्रमृतेन वा ॥
सत्यानृताभ्यामपि वा न श्ववृत्त्या कदाचन ॥ ४ ॥

ઋતથી, અમૃતથી, મૃતથી, પ્રમૃતથી અથવા સત્યાનૃતથી પણ આજીવિકા ચલાવવી પણ શ્વાનવૃત્તિથી કદીપણ આજીવિકા ચલાવવી નહિ ૪

આમાં પૂર્વપૂર્વનું સાધન પાછળના સાધનકરતા ઉત્તમ છે અને તેથી પૂર્વપૂર્વના સાધનના અભાવમા જ પાછળના સાધનમા પ્રવૃત્તિ કરવી તે તે સાધનનું પ્રશસ્તપણું અને નિંદિતપણું તેના તેના નામઉપરથી જ જણાઇ રહેછે. છેવટના સત્યાનૃત નામના સાધનની પાસે 'પણ' એ અવ્યય મૂકી તેમાં વિશેષ અરૂચિ બતાવી છે અને શ્વાનવૃત્તિનો તો ચોખ્ખો નિષેધ જ કરેલો છે.

ઋતવગેરે શબ્દો પ્રસિદ્ધ ન હોવાથી તેઓનો અર્થ જણાવેછે—

ऋतमुञ्छशिलं ज्ञेयममृतं स्यादयाचितम् ॥
मृतं तु याचितं भैक्षं प्रमृतं कर्षणं स्मृतम् ॥ ५ ॥

ઉંછ તથા શિલ ઋત કહેવાયછે, યાચનાવગર જે મળે તે અમૃત કહેવાયછે, યાચના કરીને મેળવેલા ભિક્ષાન્નને મૃત કહેલું છે અને ખેતી કરવી તેને પ્રમૃત કહેલ છે ૫

જના જવાની અડચણ ન હોય એવા ધાન્યના ખેતરખળાવગેરે પવિત્ર સ્થળોમાથી બે આંગળાવડે એકએક દાણો વીણી લેઇને ધાન્ય એકઠું કરવું તે ઉંછવૃત્તિ અને ધાન્યના છુટા ડૂંડા એકઠા કરવા તે શિલવૃત્તિ કહેવાયછે આ બન્ને વૃત્તિઓ સત્યલોકની પ્રાપ્તિના હેતુરૂપ હોવાથી ઋત એવા નામથી પ્રસિદ્ધ છે. યાચનાવગર જે મળે તે અમૃતની પેઠે સુખનું કારણ છે માટે અમૃત કહેવાયછે. પ્રાર્થના કરવાથી મળેલો ભિક્ષાસમૂહ મરણને શરણે જવાજેવી પીડા ઉત્પન્ન કરનાર હોવાથી મૃત કહેવાયછે, સાગ્નિકગૃહસ્થે માગવાની એ ભિક્ષા નહિ રાધેલા ચાખાવગેરેની સમજવી, પણ રાંધેલા અન્નની સમજવી નહિ કારણકે તેનાથી બીજાના અગ્નિમા પાકેલા અન્નવડે પોતાના અગ્નિમા હોમ થઇ શકતો નથી પૃથ્વીમાં રહેલ અનેક પ્રાણીઓના મરણનું કારણ હોવાથી તથા ઘણા કષ્ટના કારણરૂપ હોવાથી ખેતી વિશેષે કરી મૃતજેવી છે તેથી પ્રમૃત કહેવાયછે

સત્યાનૃત તથા શ્વવૃત્તિનો અર્થ કહુંછે તથા તેની અયો-ગ્યતા દર્શાવેછે—

**सत्यानृतं तु वाणिज्यं तेन चैवापि जीव्यते ॥**
**सेवा श्ववृत्तिराख्याता तस्मात्तां परिवर्जयेत् ॥ ६ ॥**

વાણિજ્ય સત્યાનૃત કહેવાયછે તેનાથી પણ આજીવિકા ચલાવી શકાયછે પણ સેવા કરવી તે શ્વવૃત્તિ કહેલી છે માટે તેનો ત્યાગ કરવો ૬

ઘણું કરી સત્ય તથા અસત્યવ્યવહારની ભેળસેળથી થઇ શકેછે માટે અથવા સત્ય એટલે પોતાનું ધન અને અનૃત એટલે પારકું ધન એ બેના યોગથી થઇ શકેછે માટે વાણિજ્ય એટલે વેપાર સત્યાનૃત કહેવાયછે આ ઉપરથી વાણિજ્યમાં સત્ય તથા અસત્યનો ઉપયોગ કરવાની શાસ્ત્રની આજ્ઞા છે એમ સમજવું નહિ પણ શાસ્ત્રે તો વાણિજ્યમાં ઘણે ભાગે ચાલતા વ્યવહારનું સ્વરૂપ બતાવ્યું છે એમ સમજવું તેન चैवापि जीव्यते । એ વાક્યમાં ચકારનું ગ્રહણ કર્યું છે તેથી વાણિજ્યની સાથે કુસીદવૃત્તિને પણ ગ્રહણ કરવી વ્યાજનો ધંધો કરી આજીવિકા ચલાવવી તે કુસીદવૃત્તિ કહેવાયછે આ સત્યાનૃતવૃત્તિથી પણ વખતપર આજીવિકા ચલાવવી પણ શ્વવૃત્તિ કે જેનો અર્થ સેવા છે તેથી તો આજીવિકા ચલાવવી જ નહિ કારણ કે સેવામાં દીનદૃષ્ટિથી જોવું અને સ્વામિના તિરસ્કાર ખમવા વગેરે ક્રિયા તથા શ્વાનના સમાનપણાથી શ્વાનવૃત્તિજેવી હોવાને લીધે શ્વવૃત્તિ કહેવાયછે, તેથી તેનો ત્યાગ જ કરવો

ભોગમાટે ધનસંચયનો કલેશ ખમવાનો નથી પણ પોતાના અને કુટુંબના નિર્વાહમાટે યોગ્યવૃત્તિથી ધનસંચયની અનુજ્ઞા આપી અને હવે ધનસંચયનું પરિમાણ બતાવેછે—

**कुसूलधान्यको वा स्यात्कुम्भीधान्यक एव वा ॥**
**त्र्यहैहिको वापि भवेदश्वस्तनिक एव वा ॥ ७ ॥**

કુસૂલધાન્યક થવું અથવા કુંભીધાન્યક થવું અથવા ત્ર્યહૈહિક થવું અથવા અશ્વસ્તનિક જ થવું ૭

જે ગૃહસ્થને ત્યાં નિત્યનૈમિત્તિક કર્મકૃત્યમાટે તથા પોષ્યવર્ગના પોષણમાટે ત્રણ વર્ષ અથવા તેથી પણ અધિક સમયસુધી ચાલે તેટલો કોઠાર ભરેલો હોય તે કુસૂલધાન્યક કહેવાયછે એવી જ રીતે એક વર્ષપર્યંતના નિર્વાહસાધનવાળો

હોય તે કુંભીધાન્યક કહેવાયછે ત્રણ દિવસ પહોચે તેટલા ધાન્યવગેરેનો સંગ્રહ કરનાર ત્ર્યહૈહિક કહેવાયછે અને આવતી કાલસુધી પણ નહિ અર્થાત્ એક જ દિવસ ચાલે તેટલા ધાન્યનો સંગ્રહ કરનાર અશ્વસ્તનિક કહેવાયછે કેટલાએક એમ પણ માનેછે કે બાર દિવસ, છ દિવસ, ત્રણ દિવસ અને એક દિવસ ચાલે તેટલો સંગ્રહ કરનાર અનુક્રમે કુસૂલધાન્યક, કુંભીધાન્યક, ત્ર્યહૈહિક અને અશ્વસ્તનિક કહેવાયછે

ઉપર પ્રમાણે ચાર પ્રકારના સંગ્રહ કરનારાઓ કહ્યા તેઓમાં શ્રેષ્ઠશ્રેષ્ઠતા બતાવેછે—

**चतुर्णामपि चैतेषां द्विजानां गृहमेधिनाम् ॥**
**ज्यायान्परः परो ज्ञेयो धर्मतो लोकजित्तमः ॥ ८ ॥**

ઉપર કહેલા કુસૂલધાન્યવગેરે ચારે પ્રકારના ગૃહસ્થ બ્રાહ્મણોમા પણ પાછળપાછળના બ્રાહ્મણને શ્રેષ્ઠ જાણવો કારણ કે તે ઉત્તમ લોકોને પ્રાપ્ત કરનાર છે ૮

કુસૂલધાન્યકકરતા કુંભીધાન્યક શ્રેષ્ઠ છે, પહેલા એ બન્ને કરતા ત્ર્યહૈહિક શ્રેષ્ઠ છે અને પહેલા ત્રણે કરતા છેલ્લે જણાવેલ અશ્વસ્તનિક શ્રેષ્ઠ છે કારણ કે તે વૃત્તિના સંકોચરૂપ ધર્મથી સ્વર્ગાદિક લોકોને મેળવનારા પુરુષોમા શ્રેષ્ઠ છે જે સંચય અલ્પકાળ ચાલે તેને અધિક ધર્મવાળો ગણ્યો છે અને ધર્મના આધિક્યથી ફળનુ પણ આધિક્ય છે વ્યવસ્થા આવી છે કે જે મોહોટા પરિગ્રહવાળો, ઘણા સંતાનવાળો, પુત્ર થવાની આશાવાળો અથવા અસંવિભક્ત પુત્રવાળો અને કન્યાઓનો વિવાહ કરનારો જેને પાછળ હોય તેણે કુસૂલધાન્યક થવુ કારણ કે તેને તેવા વિશેષસંચયની જરૂર પડેછે અને જે વૃદ્ધ હોય, પુત્રવાળો અને કૃતકૃત્ય હોય તેણે બાકીના ત્રણ પક્ષમાથી જેમા પોતાના મનની સ્થિરતા રહે તે પક્ષનો આશ્રય કરવો અહીં ચાર પ્રકારના ગૃહસ્થ બ્રાહ્મણોમા "પણ" એ અવ્યય મૂકીને સૂચવ્યુ છે પ્રથમ કહેલી છ પ્રકારની આજીવિકાઓમા પણ જે આજીવિકા વિશેષ સંકોચવાળી અને પરિગ્રહસંચયના દોષથી વિશેષ દૂર હોય તે વિશેષ શ્રેષ્ઠ છે

ઉપર જણાવેલા ચાર પ્રકારના સંગ્રહ કરનારાઓમાં પાછળપાછળનાને શ્રેષ્ઠ જણાવ્યો તેનું વૃત્તિસંકોચરૂપ કારણ સમજાવેછે—

**षट्कर्मैको भवत्येषां त्रिभिरन्यः प्रवर्त्तते ॥**
**द्वाभ्यामेकश्चतुर्थस्तु ब्रह्मसत्रेण जीवति ॥ ९ ॥**

એ ગૃહસ્થ બ્રાહ્મણોમાં કોઇ બ્રાહ્મણ છ કર્મોથી આજીવિકા ચલાવનાર હોયછે, બીજો ત્રણ કર્મોથી નિર્વાહ ચલાવેછે, કોઇ બે કર્મોથી અને ચોથા પ્રકારનો, બ્રહ્મસત્રથી જીવેછે ૯.

એ ચાર પ્રકારના બ્રાહ્મણોમા પહેલો એટલે કુસૂલધાન્યક છ કર્મોથી આજીવિકા ચલાવેછે એટલે ઋત, અયાચિત, ભૈક્ષ, કૃષિ, વાણિજ્ય અને કુસીદ એ છએ ઉપાયો લેછે બીજો એટલે કુંભીધાન્યક હોયછે તે યાજન, અધ્યાપન અને પ્રતિગ્રહ એ ત્રણ ઉપાયોથી આજીવિકા ચલાવેછે ત્રીજો એટલે ત્ર્યહૈહિક પ્રતિગ્રહને શ્રેષ્ઠ ગણેલો નથી તેથી યાજન અને અધ્યાપન એ બે ઉપાયોથી વર્તેછે અને ચોથો એટલે અશ્વસ્તનિક તે તો માત્ર બ્રહ્મસત્ર એટલે અધ્યાપનરૂપ એક જ ઉપાયથી પોતાનો નિર્વાહ ચલાવેછે કેટલાએક શિલોઞ્છવૃત્તિને પણ બ્રહ્મસત્ર કહેછે અને પોતાનો માત્ર એક જ દિવસનો નિર્વાહ ચાલે તેટલું અનાજ એક એક માણસની પાસેથી દશ દશ બાર બાર કણ જેટલું લઇ ભેળુ કરે તે શિલવૃત્તિ તથા તેથી પણ થોડુ લઇ ભેળુ કરે તે ઉંછવૃત્તિ એમ કહેછે

બ્રાહ્મણને માટે સર્વોત્તમ વૃત્તિ બતાવેછે—

**वर्त्तयंश्च शिलोञ्छाभ्यामग्निहोत्रपरायणः ॥**
**इष्टीः पार्वायनान्तीयाः केवला निर्वपेत्सदा ॥ १० ॥**

શિલોઞ્છવૃત્તિથી આજીવિકા ચલાવનાર બ્રાહ્મણે અગ્નિહોત્રમા જ તત્પર થવું અને કેવળ પર્વો તથા અયનોના અંતમા કરવામા આવતી ઇષ્ટિ સર્વદા કરવી ૧૦.

શિલોઞ્છવૃત્તિથી જીવતા બ્રાહ્મણે ધનસાધ્ય બીજા કર્મો કરવાનુ સામર્થ્ય નહિ હોવાથી અગ્નિહોત્રમા જ તત્પર થવુ તથા પર્વ અને અયનના અંતમાં કરવામા આવતી અર્થાત્ દર્શ પૌર્ણમાસ અને આગ્રયણરૂપ ઇષ્ટિઓ કરવી

પવિત્ર વૃત્તિનું વિશેષ સ્વરૂપ કહેછે—

**न लोकवृत्तं वर्त्तेत वृत्तिहेतोः कथंचन ॥**
**अजिह्मामशठां शुद्धां जीवेद्ब्राह्मणजीविकाम् ॥११॥**

બ્રાહ્મણે આજીવિકામાટે કોઇપણ પ્રકારે પામરલોકોની પદ્ધતિપ્રમાણે વર્તવું નહિ પણ પાપરહિત, દોષરહિત અને શુદ્ધ બ્રાહ્મણવૃત્તિનો જ આશ્રય કરવો ૧૧

આજીવિકામાટે પામરલોકોનુ વર્તન, જે અસત્ય છતા પ્રિય લાગે તેવું બોલવારૂપ તથા વિચિત્ર પરિહાસ અને ચાતુરીરૂપ છે તેનો આશ્રય નહિ

કેરનાં બ્રાહ્મણવૃત્તિ જે પાપવગરની એટલે અસત્યાદિક દોષોવગરની, ડોળવગરની એટલે દંભકપટવગરની અને શુદ્ધ એટલે વૈશ્યવગેરેની વૃત્તિના મિશ્રણવગરની છે તેનો જ આશ્રય કરવો

સંતોષની સુખમૂલતા સમજાવેછે—

संतोषं परमास्थाय सुखार्थी संयतो भवेत् ॥
संतोषमूलं हि सुखं दुःखमूलं विपर्ययः ॥ १२ ॥

સુખની ઇચ્છાવાળા બ્રાહ્મણે પરમ સંતોષનો આશ્રય કરી નિયમમાં રહેવું કારણ કે સુખનુ મૂળ સંતોષ છે અને દુઃખનુ મૂળ અસંતોષ છે ૧૨.

સંભવપ્રમાણે ભૃત્યોનું તથા પોતાનું પોષણ અને અવશ્યકર્તવ્ય પંચયજ્ઞોનું અનુષ્ઠાન એઓમા જોઇએ તેટલા ધનથી અધિક ધનની ઇચ્છા ન રાખવી તે સંતોષ કહેવાયછે એ અત્યંત સંતોષનો આશ્રય કરીને ચંચળ મન જે વિશેષ ધન મેળવવામાં દોડતું હોય તેને કબજે રાખવુ કારણ કે સુખનો હેતુ સંતોષ છે સંતોષથી મન શાંત રહેછે અને શાંત મનવડે વિહિતકર્મો કરવાને લીધે સ્વર્ગાદિ સુખ મળેછે અને અસંતોષથી દુઃખ થાયછે કારણ કે વિશેષ ધન મેળવવાનો પ્રયાસ કરવામા દુઃખ થાયછે તેમજ તેટલો પ્રયાસ કરવા છતા ધન ન મળે તો નિષ્ફળતા થવાને લીધે મનમા ક્લેશ થાયછે

ઉપર પ્રમાણે યોગ્ય વૃત્તિથી વર્તનારને હવે પછી કહેવાનાં વ્રતો ધારણ કરવાની ભલામણ કરેછે—

अतोन्यतमया वृत्त्या जीवंस्तु स्नातको द्विजः ॥
स्वर्ग्यायुष्ययशस्यानि व्रतानीमानि धारयेत् ॥ १३ ॥

ઉપર બતાવેલી વૃત્તિઓમાની કોઇ પણ વૃત્તિથી પોતાની આજીવિકા ચલાવનાર સ્નાતક બ્રાહ્મણે સ્વર્ગ, આયુષ અને યશ આપનારા આ વ્રતો ધારણ કરવાં ૧૩

શાસ્ત્રવિહિત અમુક કાર્ય મારે કરવુ એવો મનનો સંકલ્પ વ્રત કહેવાયછે

હવે પછી કહેવાનાં વેદવિહિતકર્મોના અનુષ્ઠાનનું ફળ કહેછે—

वेदोदितं स्वकं कर्म नित्यं कुर्यादतन्द्रितः ॥
तद्धि कुर्वन्यथाशक्ति प्राप्नोति परमां गतिम् ॥१४॥

આલસ્યનો ત્યાગ કરી સર્વદા વેદોક્ત પોતાનું કર્મ કરવું, કારણ કે યથાશક્તિ વેદોક્ત કર્મ કરનાર પુરૂષ સર્વોત્તમ ગતિને પામેછે ૧૪

વેદમા કહેલું તથા સ્મૃતિમા કહેલુ કર્મ પણ વેદમૂલક હોવાથી વેદોક્ત કહેવાયછે આવુ વેદોક્ત જે કર્મ પોતાના આશ્રમમાટે કહેલુ હોય તે, આલસ્યનો ત્યાગ કરીને કરવુ કારણકે પોતાના સામર્થ્યપ્રમાણે વેદોક્ત કર્મ કરનાર પુરૂષ મોક્ષરૂપ ઉત્તમ ગતિ પામેછે એટલે પોતાના નિત્યકર્મના અનુષ્ઠાનથી પાપોનો નાશ થતા નિષ્પાપ અંતઃકરણથી તેને બ્રહ્મનો સાક્ષાત્કાર થાયછે મહાભારતમાં મોક્ષધર્મની અંદર કહેલ છે કે પુરૂષોના પાપોનો ક્ષય થવાથી તેને જ્ઞાન ઉત્પન્ન થાયછે અને તે દર્પણસમાન પોતાના નિર્મળ અંતઃકરણમા આત્મતત્વને અનુભવેછે

શાસ્ત્રવિહિત અમુક કાર્ય મારે કરવું એવો મનનો સંકલ્પ વ્રત કહેવાયછે. શાસ્ત્રવિહિત કાર્ય કરવાના મનના નિશ્ચયને બીજાં બધાં વિઘ્નોકરતાં ધનની લાલચરૂપ વિઘ્ન બહુ ત્વરાથી ત્રોડી નાખેછે. કારણ કે એવી લાલચ શાસ્ત્રવિહિત કર્મોનો ત્યાગ કરાવીને તથા તેથી વિરૂદ્ધ કર્મોથી પણ ધન મેળવવાની પ્રવૃત્તિમાં જોડેછે. માટે મનના સંકલ્પને દૃઢ રાખી તેવી લાલચથી દૂર રહેવાને ભલામણ કરેછે—

**नेहेतार्थान्प्रसङ्गेन न विरुद्धेन कर्मणा ॥**
**न विद्यमानेष्वर्थेषु नार्त्यामपि यतस्ततः ॥ १५ ॥**

ગીતવાદિત્રાદિ ઉપાયોથી દ્રવ્યસંપાદન કરવુ નહિ વિરૂદ્ધ કર્મથી દ્રવ્યનો લાભ લેવો નહિ પોતાની પાસે દ્રવ્ય છતા દ્રવ્યના લોભમા પડવુ નહિ અને આપત્તિમા પણ જ્યાં ત્યાંથી ધન મેળવવુ નહિ ૧૫

જેમા પુરૂષ આસક્ત થઇ પોતાના સંધ્યાદિ ભૂલી જાય તેવા ગીતવાદિત્રાદિ ઉપાયોથી ધન મેળવવામા પડવુ નહિ કારણ તેમ કરવાથી શાસ્ત્રીય આચાર જાળવવાનુ મનોબળ ઘટી જાયછે વળી યજ્ઞ કરાવવાયોગ્ય ન હોય એવા પુરૂષોને યજ્ઞ કરાવવાઆદિ શાસ્ત્રવિરૂદ્ધ કર્મોથી તથા કુળની પ્રતિષ્ઠાને ન છાજે તેવા લોકવિરૂદ્ધ કર્મોથી પણ ધન મેળવવાની ઇચ્છા ન રાખવી પિતાવગેરેથી ધન મળેલુ હોય અને તે નિર્વાહમાટે પૂરતુ હોય તો પછી વિશેષ લોભ રાખવો નહિ કારણકે બ્રાહ્મણને માટે જરૂરનો સંતોષ ગુણ એથી છૂટી જાયછે અને દુઃખના મૂળરૂપ અસંતોષનુ બળ જામેછે તથા જેની તેની પાસેથી એટલે જેનો

પ્રતિગ્રહ લેવો યોગ્ય ન હોય તેની પાસેથી તેમજ પાપયુક્ત અને પતિતવગેરેની પાસેથી ધન લેવું નહિ. ધન બીજી રીતે મળી શકતું હોય તેવા સમયમાં અથવા પોતાનું સામર્થ્ય હોય તેવા સમયમાં તો શું પણ આપત્તિના સમયમાં એટલે ખાવાને ન મળતું હોય અને ભૂખ્યા રહેવું પડે તેવી સ્થિતિ પ્રાપ્ત થઇ હોય તેવા સમયમાં પણ તેવાઓ પાસેથી ધન મેળવવું નહિ.

દ્રવ્યની આસક્તિથી દૂર રહેવાની પેઠે વિષયાસક્તિથી પણ દૂર રહેવામાં મનને મજબૂત રાખવાની ભલામણ કરેછે—

**इन्द्रियार्थेषु सर्वेषु न प्रसज्येत कामतः ॥**

**अतिप्रसक्तिं चैतेषां मनसा सन्निवर्त्तयेत् ॥ १६ ॥**

સઘળા ઇંદ્રિયોના વિષયોમા ભોગમાટે આસક્તિ કરવી નહિ અને અતિ આસક્તિને મનથી નિવૃત્ત કરવી ૧૬.

૩૫, રસવગેરે ઇંદ્રિયોના વિષયોમા અત્યંત આસક્તિ કરવી નહિ આ સ્ત્રીઓ મનોહર છે, આ ગીત સુન્દર છે, આ રસ સ્વાદિષ્ટ છે, આ કર્પૂરાદિકનો ગંધ શ્રેષ્ઠ છે એવી આસક્તિથી તેઓનુ અત્યત સેવન કરવું નહિ અને તેમાં થતી અતિ આસક્તિને મનથી નિવૃત્ત કરવી મનમા વિચાર કરવો કે પ્રથમ તો વિષયો મેળવવા એ જ મોહોટુ કષ્ટ છે, કદાચ મળ્યા તો ભોગવ્યાપછી ક્ષણમાત્રમા વિરસતા થાયછે અને નાશ પામવો એ તો તેઓનો સ્વભાવ છે વળી શાસ્ત્રવિરૂદ્ધ આચરણને લીધે મોક્ષ અને સ્વર્ગમા વિઘ્નરૂપ બની નરકગતિ આપનારા છે આવી ભાવનાવડે મન ઇંદ્રિયોને વિષયોમાથી અટકાવી શકેછે

સ્વાધ્યાયતત્પરતા એજ બ્રાહ્મણને માટે શ્રેષ્ઠ હોવાનું જણાવેછે—

**सर्वान्परित्यजेदर्थान् स्वाध्यायस्य विरोधिनः ॥**

**यथातथा यापयंस्तु सा ह्यस्य कृतकृत्यता ॥ १७ ॥**

સ્વાધ્યાયમા વિરોધ કરનારા સઘળા પદાર્થોને છોડી દેવા અને જેમ તેમ પોતાનો નિર્વાહ ચલાવવો કારણકે સ્નાતક બ્રાહ્મણની એજ કૃતકૃત્યતા છે ૧૭

સમર્થપુરૂષને ઘેર જવું, ખેતી કરવી વગેરે જેટલી જેટલી ચેષ્ટાઓ સ્વાધ્યાય એટલે વેદાધ્યયનમાં વિરોધ કરનારી હોય તે સઘળી છોડી દેવી અને તે છોડી દેવાને લીધે નિર્વાહ ચલાવવામા કાંઇપણ સંકોચ થાય તો તે પણ ચલાવી લેવું કારણકે સ્વાધ્યાયમાં કંઇ વિરોધ ન આવે અને તેમા તત્પર રહેવાય એ જ સ્નાતક બ્રાહ્મણનુ કૃતાર્થપણુ છે

ગર્વપ્રકારે યોગ્ય આચારવિચારથીજ રહેવાની ભલામણ કરેછે—

**वयसः कर्मणोऽर्थस्य श्रुतस्याभिजनस्य च ॥**
**वेषवाग्बुद्धिसारूप्यमाचरन्विचरेदिह ॥ १८ ॥**

અવસ્થા કર્મ, ધન શાસ્ત્રશ્રવણ અને કુળ, એઓને ઉચિત વેષ, વાણી અને બુદ્ધિ, એઓને ધારણ કરી લોકમા વિચરવુ ૧૮

વેષ, વાણી અને વિચારો અવસ્થા, કર્મ, ધન, શાસ્ત્રશ્રવણ અને કુળને અનુસરતા હોય તો જ શોભેછે અને લોકવ્યવહારમા અનુકૂળપણે તે પુરૂષ વર્ત્યો એમ ગણાયછે, વૃદ્ધ અવસ્થામા બાલ્યાવસ્થાજેવો વેષ રાખે, બાલ્યા વસ્થામા કોઇ વૃદ્ધ કોઇને શિખામણ કે ઠપકો આપતો હોય તેવા પ્રકારના વચનો બોલવા કે જેને લોકમા નાને મોહોડે મોહોટી વાતો કરવાનુ કહેવામા આવેછે તે તેમ જ કર્મ, ધન શાસ્ત્રશ્રવણ તથા કુળને ન ઘટે તેવા ઉદ્ધત અથવા અનાગર વેષ તેવી વાણી અને તેવા વિચારોવાળો પુરૂષ લોકોમા દ્વેષ કે પરિ હાસનુ પાત્ર થાયછે એટલુ જ નહિ પણ પોતાના કર્તવ્ય વગેરેથી પણ ચૂકેછે, પણ જે પુરૂષ અવસ્થાવગેરેને અનુસરતા વેષવગેરેથી વર્ત્તેછે તે લોકમા પ્રતિષ્ઠાને પામેછે તથા પોતાના કર્તવ્યમા પણ શિથિલ ન થવાને લીધે પારલૌકિક કલ્યા ણને પણ પામેછે

કલ્યાણની અનુકૂલતાવાળો લોકવ્યવહાર રાખવાની સાથે નિરંતર શાસ્ત્રાવલોકનમાં તત્પર રહેવાની પણ ભલામણ કરેછે—

**बुद्धिवृद्धिकराण्याशु धन्यानि च हितानि च ॥**
**नित्यं शास्त्राण्यवेक्षेत निगमांश्चैव वैदिकान् ॥१९॥**

સત્વર તીવ્રપણાની બુદ્ધિની વૃદ્ધિ કરનારા ધનની પ્રાપ્તિ કરાવનારા અને પ્રત્યક્ષ હિત કરનારા શાસ્ત્રોનો વિચાર કરવો તથા વેદનો અર્થ સમજાવનારા નિગમોનો પણ વિચાર કરવો ૧૯

બુદ્ધિની અભિવૃદ્ધિ કરનારા વ્યાકરણ મીમાસા, સ્મૃતિ પુરાણ અને ન્યાયવગેરે શાસ્ત્રોનો ધનમાટે હિતકારી બૃહસ્પતિ તથા શુક્રાચાર્યે કહેલા અર્થ શાસ્ત્રોનો પ્રત્યક્ષરીતે ઉપકાર કરનારા વૈદ્યક અને જ્યોતિષવગેરે શાસ્ત્રોનો તથા બીજા પણ વેદાર્થ સમજાવનારા પ્રસિદ્ધ ગ્રંથોનુ સર્વદા પરિશીલન કરતા રહેવુ.

શાસ્ત્રપરિશીલનનો પ્રભાવ જણાવેછે—

**यथा यथा हि पुरुषः शास्त्रं समधिगच्छति ॥**
**तथा तथा विजानाति विज्ञानं चास्य रोचते ॥२०॥**

પુરુષ જેમ જેમ શાસ્ત્રનો અભ્યાસ કરેછે તેમ તેમ વિશેષ જ્ઞાનવાળો થાયછે અને એનુ વિજ્ઞાન ઉજ્જ્વળ થાયછે ૨૦

શાસ્ત્રના ચાલુ અભ્યાસથી પુરૂષ વિશેષ વિશેષ જાણતો જાયછે અને તેનુ જ્ઞાન સંશયરહિત અને મજબૂત થતુ જાયછે આ શ્લોકમાના રોचते એ ક્રિયાપદના મૂળધાતુ रुच્નો અર્થ અહીં અભિલાષ નહિ પણ દીપ્તિરૂપ થતો હોવાથી रुच्यर्थानां प्रीयमाणः । એ સૂત્રથી સંપ્રદાનસંજ્ઞા નથી થઇ તેથી अस्य એ છઠ્ઠી વિભક્તિ વ્યાકરણના નિયમથી વિરૂદ્ધ નથી

પંચમહાયજ્ઞોમ બધી તૃતીયાધ્યાયમાં કહેવાઇ ગયેલ છે તેઓનુ અહીં કર્ત્તવ્યવ્રતરૂપે સ્મરણ આપેછે—

**ऋषियज्ञं देवयज्ञं भूतयज्ञं च सर्वदा ॥**
**नृयज्ञं पितृयज्ञं च यथाशक्ति न हापयेत् ॥ २१ ॥**

ઋષિયજ્ઞ દેવયજ્ઞ ભૂતયજ્ઞ મનુષ્યયજ્ઞ અને પિતૃયજ્ઞ એઓને યથાશક્તિ છોડવા નહિ ૨૧

યથાશક્તિ એમ કહેનાથી જણાવ્યુ છે કે આ યજ્ઞો પકવાન્નથી તેમજ રાંધ્યા વગરનાથી પણ થઇ શકેછે આ પંચમહાયજ્ઞો તૃતીયાધ્યાયમા કહેવા છે તો પણ આ ઠેકાણે હવે પછી જે વિશેષ વિધાન કરવાનુ છે તેને માટે તથા તેઓ સ્નાતકના વ્રતરૂપછે એમ સમજાવવામાટે પણ બતાવવામા આવ્યા છે

બાહ્યચેષ્ટાઓથી નિવૃત્ત થયેલા પુરૂષોના યજ્ઞપ્રકાર બતાવેછે—

**एतानेके महायज्ञान्यज्ञशास्त्रविदो जनाः ॥**
**अनीहमानाः सततमिन्द्रियेष्वेव जुह्वति ॥ २२ ॥**

યજ્ઞશાસ્ત્રોને જાણનારા અને સ્વાધ્યાયના જ્ઞાનવગેરે ચેષ્ટાથી રહિત કેટલાએક પુરુષો માત્ર ઇંદ્રિયોમા જ એ પંચમહાયજ્ઞોનુ સંપાદન કરેછે ૨૨

બાહ્ય તથા અંદરના યજ્ઞાનુષ્ઠાનોના શાસ્ત્રોને જાણનારા કેટલાએક પુરુષો બ્રહ્મજ્ઞાનના પ્રકર્ષથી બાહ્યયોગનો ત્યાગ કરી પાંચ રૂપજ્ઞાનવગેરેના સંયમથી પાંચ જ્ઞાનેંદ્રિયોમાં એ પાંચ મહાયજ્ઞોનું સંપાદન કરેછે અહીં જુહ્વતિ ધાતુનો અર્થ સંપાદન છે કારણ કે યજ્ઞોનો હોમ સંભવતો નથી ગૃહસ્થવ્યાપારનો ત્યાગ કરી ધનને માટે યત્ન નહિ કરનારા દેહસાન્યાસિની પેઠે શિલોંછવૃત્તિવાળાને તેમજ પંગુવગેરે અપાંગોને પણ આ વિધિ લાગુ પડેછે કારણ કે તેઓ ધનના અભાવથી કેવળ પોષણ માત્ર મેળવી શકેછે પણ કર્માનુષ્ઠાનમાં જોઇએ તેટલી સાધનસંપત્તિવાળા હોતા નથી આમ હોવાથી તથા બાહ્ય વ્યાપારમાં લુબ્ધ ન હોવાથી તેઓ શબ્દાદિક વિષયોનો શ્રોત્રાદિક ઇંદ્રિયોમાં હોમ કરેછે અર્થાત્ ઇંદ્રિયોનો વિષયોમાંથી પ્રત્યાહાર કરી, વિષયોના વિયોગથી ઇંદ્રિયો ઇંધણવગરના અગ્નિની પેઠે પોતાની મેળે લીન થઇ જતાં સમાધિ માની લેછે અથવા શબ્દાદિક વિષયોને શ્રોત્રાદિ ઇંદ્રિયોમાં હોમેછે એટલે ઇંદ્રિયોને સ્વદા છૂટી મૂકી વિષયભોગ આપતા નથી

કેટલાએક પ્રાણાયામ અને સ્વાધ્યાય કરવામાં જ યજ્ઞોનું સંપાદન કરેછે એમ જણાવેછે—

**वाच्येके जुह्वति प्राणं प्राणे वाचं च सर्वदा ॥**
**वाचि प्राणे च पश्यन्तो यज्ञनिर्वृत्तिमक्षयाम् ॥२३॥**

વાણીમાં તથા પ્રાણમાં કરવામાં આવતી યજ્ઞક્રિયા અક્ષય ફળવાળી છે એમ જાણનારા કેટલાએક પુરુષો સર્વદા વાણીમાં પ્રાણને અને પ્રાણમાં વાણીને હોમેછે ૨૩

કેટલાએક બ્રહ્મજ્ઞાનવાળા ગૃહસ્થો વાણીમાં તથા પ્રાણવાયુમાં કરવામાં આવતી યજ્ઞક્રિયા અક્ષય ફળવાળી જાણતા હોવાથી નિરંતર વાણીમાં પ્રાણને તથા પ્રાણમાં વાણીને હોમેછે કૌષીતકીરહસ્ય બ્રાહ્મણમાં કહેછે કે પુરુષ જેટલા સમયસુધી સ્વાધ્યાય કરતો હોય ત્યાં સુધી પ્રાણવૃત્તિ ચલાવી શકતો નથી એટલે તે સમયે તે પ્રાણને વાણીમાં હોમેછે અને જે સમયે પ્રાણવૃત્તિ ચલાવેછે એટલે પ્રાણાયામ કરેછે તે સમયે તે બોલી શકતો નથી એટલે તે સમયે વાણીને પ્રાણમાં હોમેછે એ બન્ને અનંત તથા અમૃતરૂપ આહુતિઓને જાગ્રદવસ્થાવાળો તથા સુષુપ્તિ અવસ્થાવાળો પુરુષ નિરંતર હોમેછે

કેટલાએક બ્રહ્મનિષ્ઠ પુરુષો જ્ઞાનયજ્ઞ કરેછે તે જણાવેછે—

ज्ञानेनैवापरे विप्रा यजन्त्येतैर्मखैः सदा ॥
ज्ञानमूलां क्रियामेषां पश्यन्तो ज्ञानचक्षुषा ॥ २४ ॥

બીજા બ્રાહ્મણો સર્વદા જ્ઞાનથી જ એ યજ્ઞોએ કરી યજન કરેછે કારણ કે જ્ઞાનચક્ષુથી એઓની ક્રિયા, જ્ઞાનમૂલક છે એમ જાણેછે ૨૪

બીજા બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણો બ્રહ્મજ્ઞાનવડે જ એ યજ્ઞોથી યજન કરેછે એટલે એ યજ્ઞોનું અનુષ્ઠાન કરેછે એ શીરીતે? એમ પ્રશ્ન થતાં કહેછે કે જ્ઞાન એટલે બ્રહ્મ કે જે सत्यं ज्ञानमनन्तम् । ઇત્યાદિ શ્રુતિઓમાં પ્રસિદ્ધછે તે સર્વે યજ્ઞોનું મૂળ છે એમ તેઓ જ્ઞાનરૂપ ચક્ષુથી એટલે सर्वं खल्विदं ब्रह्म तज्जलान् । ઇત્યાદિ શ્રુતિઓથી જાણેછે એટલે તે પ્રમાણે ધ્યાન કરવાથી તે યજ્ઞોનું સંપાદન કરેછે અર્થાત્ તે પંચયજ્ઞોના ફળને પામેછે કારણ કે દ્રવ્યમયયજ્ઞથી જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે

પ્રાસંગિક યજ્ઞોનું વર્ણન કરી પ્રકૃતવિષયને અનુસરતાં અગ્નિહોત્રીનાં વ્રતો કહેછે—

अग्निहोत्रं च जुहुयादाद्यन्ते द्युनिशोः सदा ॥
दर्शेन चार्धमासान्ते पौर्णमासेन चैव हि ॥ २५ ॥

પ્રાતઃકાળમાં અને સાયંકાળે સર્વદા અગ્નિહોત્ર હોમવું અને કૃષ્ણપક્ષને અંતે દર્શયાગથી તથા શુક્લપક્ષને અંતે પૌર્ણમાસ્ય યાગથી યજન કરવું ૨૫

આશ્વલાયનવગેરેના ઉદિત હોમના પક્ષમાં દિવસના આદિમાં તથા દિવસના અંતમાં અને સાખ્યાયનવગેરેના અનુદિત હોમના પક્ષમાં રાત્રિના આદિમાં તથા રાત્રિના અંતમાં અગ્નિમાં હોમ કરવો આ અગ્નિહોત્રાદિ શબ્દો શ્રુતિમાં અને ગૃહ્યસૂત્રોમાં કર્મવિશેષના વાચકપણાથી પ્રસિદ્ધ છે અને તેમાં ઇતિકર્તવ્યતા સહિત વિહિત કરેલા છે અહીં તો તેનો માત્ર અનુવાદ હોવાથી દ્રવ્ય તથા દેવતાવગેરેનો નિર્દેશ કરેલો નથી આ સાયંપ્રાતર્હોમ જીવતાસુધી કરવાનો છે

આગ્રયણેષ્ટિવગેરેનું કાળસાથે વિધાન કરેછે—

सस्यान्ते नवसस्येष्ट्या तथर्त्वन्ते द्विजोऽध्वरैः ॥
पशुना त्वयनस्यादौ समान्ते सौमिकैर्मखैः ॥ २६ ॥

બ્રાહ્મણે પ્રથમના ધાન્યના અંતમાં નવીન ધાન્યની ઇષ્ટિથી એટલે આગ્રયણેષ્ટિથી, તેમજ ઋતુને અંતે ચાતુર્માસ્યયજ્ઞોથી, અયનના આદિમાં પશુયાગથી અને વર્ષને અંતે સોમસાધ્ય યજ્ઞોથી યજન કરવું ૨૬

બ્રાહ્મણે પ્રથમ મેળવેલા ધાન્યની સમાપ્તિ થાય ત્યારે અથવા शरदि नवानाम् । એ સૂત્રકારના વચનથી પ્રથમના ધાન્યની સમાપ્તિ ન થઇ હોય તો પણ નવીન ધાન્યોની ઉત્પત્તિ થાય ત્યારે આગ્રયણેષ્ટિથી યજન કરવું ધાન્યના ક્ષયનો સમય કાંઇ નિશ્ચિત નથી કારણ કે ધનવાળાઓને ઘણાં વર્ષ ચાલે તેટલા ધાન્યના સંગ્રહનો પણ સંભવ છે માટે ધાન્યના અંતમાં એટલે નવીન ધાન્યોની ઉત્પત્તિ થાય ત્યારે એમ સમજવું નવીન ધાન્યોની ઉત્પત્તિ તો નિયત જ છે વળી ચાર ચાર માસે એક ઋતુ થાયછે એવો પણ મત છે તે મતપ્રમાણે ઋતુને અંતે ચાતુર્માસ્યનામના યજ્ઞોથી યજન કરવું, દક્ષિણાયનના તથા ઉત્તરાયણના આદિમાં પશુયાગ કરવો જ્યોતિ શાસ્ત્રમાં ચૈત્રમાસના શુક્લપક્ષની પ્રતિપદ્થી વર્ષનો આરંભ ગણાયછે તેથી શિશિર ઋતુથી વર્ષની સમાપ્તિ થઇ જાય ત્યારે એટલે વસંતમાં સોમરસથી સાધ્ય અગ્નિષ્ટોમાદિ યજ્ઞોથી યજન કરવું

આગ્રયણેષ્ટિ અને પશુયાગની આવશ્યકતા જણાવેછે—

**नानिष्ट्वा नवसस्येष्ट्या पशुना चाग्निमान् द्विजः ॥**
**नवान्नमद्यान्मांसं वा दीर्घमायुर्जिजीविषुः ॥ २७ ॥**

દીર્ઘ આયુષ્યની ઇચ્છાવાળા અગ્નિહોત્રી બ્રાહ્મણે નવીન ધાન્યસંબંધિ આગ્રયણેષ્ટિથી યજન કર્યાવગર નવું અન્ન ખાવું નહિ તથા પશુયાગ કર્યાવગર માંસ ખાવું નહિ ૨૭

આથી અગ્નિહોત્રીને માટે આગ્રયણેષ્ટિ તથા પશુયાગનું ફળ દીર્ઘજીવિત છે એમ બતાવ્યું

આગ્રયણેષ્ટિ અને પશુયાગ નહિ કરવાથી અગ્નિહોત્રીને થતી હાનિ બતાવેછે—

**नवेनानर्चिता ह्यस्य पशुहव्येन चाग्नयः ॥**
**प्राणानेवात्तुमिच्छन्ति नवान्नामिषगर्धिनः ॥ २८ ॥**

નવીન ધાન્યથી તથા પશુરૂપ હવ્યથી અર્ચન કરાયેલા નહિ હોવાથી નવું અન્ન તથા માંસની અભિલાષાવાળા અગ્નિઓ યજમાનના પ્રાણોને ખાવા ઇચ્છેછે ૨૮.

આથી આગ્રયણેષ્ટિ તથા પશુયાગની નિત્યતા બતાવી છે

અતિથિના સત્કારવિષે કહે છે—

**आसनाशनशय्याभिरद्भिर्मूलफलेन वा ॥**
**नास्य कश्चिद्वसेद्गेहे शक्तितोनर्चितोतिथिः ॥ २९ ॥**

પોતાની શક્તિપ્રમાણે આસનથી, ભોજનથી, શય્યાથી, જળથી મૂળથી અને ફળથી જે ગૃહસ્થને ત્યાં સત્કાર થાય નહિ તેના ઘરમાં કોઈ પણ અતિથિએ રહેવું નહિ ૨૯

આથી જણાવ્યું કે કોઈપણ ગૃહસ્થના ઘરમાં યથાશક્તિ અતિથિનો સત્કાર ન થાય એમ નહિ જ બનવું જોઈએ

પણ અતિથિઓનો સત્કાર કરવો પણ ધૂર્તોનો તો જરા પણ સત્કાર નહિ કરવો એમ ભલામણ દે છે—

**पाखण्डिनो विकर्मस्थान् वैडालव्रतिकाञ्छठान् ॥**
**हैतुकान् बकवृत्तींश्च वाङ्मात्रेणापि नार्चयेत् ॥३०॥**

પાખંડીઓને વિકર્મ કરનારાઓને બિલાડાના જેવા વ્રતવાળાઓને શઠોને હેતુવાદીઓને અને બકવૃત્તિવાળાઓને વાણીથી પણ આદર આપવો નહિ ૩૦

વેદશાસ્ત્રને ન માનનાર પુરૂષ પાખંડી કહેવાય છે આપત્તિ વગર વર્ણાંતરની વૃત્તિઉપર જીવનારો એટલે બ્રાહ્મણ હોય તે ક્ષત્રિયવગેરેની વૃત્તિથી જીવે, ક્ષત્રિય હોય તે વૈશ્યવગેરેની વૃત્તિથી જીવે વગેરે પોતાના વર્ણ કે આશ્રમવિરુદ્ધ વર્તન કરે તે વિકર્મ કરનાર કહેવાય છે સ્વધર્મશ્રદ્ધાથી નહિ પણ લોકોને વશ્ય કરી તેમાંથી પોતાનો સ્વાર્થ સાધવા માટે દેખાવને જ માટે શાસ્ત્રોક્ત અગ્નિહોત્રાદિ કર્મો કરે તેઓ બૈડાલવ્રતિક એટલે દાંભિક અથવા ઢોંગી કહેવાય છે જેના હૃદયમાં બીજું હોય અને વાણીમાં બીજું હોય તથા પોતાનું કામ કઢાવી લેવામાટે કોઈના ઉપકાર કરવાની પ્રતિજ્ઞા કરી પાછળથી તેનો તિરસ્કાર કરે તે શઠ કહેવાય છે નાસ્તિકપણાથી વેદવિરુદ્ધ તર્કો કરનારો હેતુવાદી કહેવાય છે અને સ્વાર્થ સાધવામાં તત્પર હોઈ નિષ્ઠુર છતાં મિથ્યાવિનયવાળો અને નમ્રતા તથા શાંતપણું બતાવવાને નીચી દૃષ્ટિથી રહેનારો પુરૂષ બકવૃત્તિવાળો કહેવાય છે આ સઘળાઓનો વાણીથી પણ સત્કાર કરવો નહિ એટલે કે એઓનો બીજો સત્કાર કરવો નહિ પણ તેઓને અન્ન દેવાનો નિષેધ નથી न पृच्छेज्जन्म न श्रुतम्। એટલે અન્ન દેવામાં જાતિ

કે વિદ્વત્તા કાંઇ નક્કી કરવાની જરૂર નથી એવું વ્યાસનું વચન છે અને તેથી અન્નદાનમાં પાત્રાપાત્ર જોવાની જરૂર નથી

સત્કારપૂર્વક અન્નદાનમાં પાત્ર જણાવેછે—

**वेदविद्याव्रतस्नाताञ्छ्रोत्रियान् गृहमेधिनः ॥**
**पूजयेद्धव्यकव्येन विपरीतांश्च वर्जयेत् ॥ ३१ ॥**

વિદ્યાસ્નાતક વ્રતસ્નાતક, ઉભયસ્નાતક અને શ્રોત્રિય ગૃહસ્થ એઓને હવ્યથી તથા કવ્યથી પૂજવા અને તેથી વિપરીત હોય તેઓનો ત્યાગ કરવો ૩૧

વેદોની સમાપ્તિ કરીને અને વ્રતોની સમાપ્તિ કર્યાવગર સમાવર્તન કરે તે વિદ્યાસ્નાતક, વ્રતોની સમાપ્તિ કરીને અને વેદોની સમાપ્તિ કર્યાવગર સમાવર્તન કરે તે વ્રતસ્નાતક અને વેદો તથા વ્રતો એ બન્નેની સમાપ્તિ કરીને સમાવર્તન કરે તે ઉભયસ્નાતક અથવા વિદ્યાવ્રતસ્નાતક કહેવાયછે તેઓ તથા વેદ જાણનારા ગૃહસ્થો પણ શાંતિયોગ્ય દેવસંબંધી કર્મમાં હવ્યથી તથા શ્રાદ્ધાદિ પિતૃસંબંધી કર્મમાં કવ્યથી સત્કાર કરવા યોગ્ય છે એઓનાથી વિપરીત એટલે અસ્નાતકો હોય તેઓને છોડી દેવા

પોતાના હાથથી રસોઇ નહિ કરનારા બ્રહ્મચારીવગેરેને પણ યથાશક્તિ અન્નદાન દેવાનું કહેછે—

**शक्तितोपचमानेभ्यो दातव्यं गृहमेधिना ॥**
**संविभागश्च भूतेभ्यः कर्त्तव्योनुपरोधतः ॥ ३२ ॥**

ગૃહસ્થે અન્નનો પાક નહિ કરનારા બ્રહ્મચારીવગેરેને શક્તિ પ્રમાણે અન્ન આપવું અને બીજા પ્રાણીઓને પણ પોતે કમાઇ રહેવું ન પડે તેવી રીતે અન્નાદિનો વિભાગ દેવો ૩૨

અન્નનો પાક નહિ કરનારા એટલે પોતાના હાથથી રસોઇ નહિ કરનારા બ્રહ્મચારી તથા સંન્યાસી સમજવા અતિ દરિદ્ર અને માત્ર ભિક્ષાઉપર જ જીવનારાઓ જેઓને બીજી કશી સગવડ ન હોય તેઓ પણ રાંધેલા અન્નનું દાન દેવામાટેની યોગ્યતા ધરાવનારા વર્ગમાં આવી જાયછે પોતે ઉપવાસ રહેવું ન પડે એવી રીતે અર્થાત્ પોતાની શક્તિને અનુસરીને જ બીજા પ્રાણીઓને પણ અન્નવસ્ત્રવગેરેની મદદ આપવી

સ્નાતકબ્રાહ્મણને ઘણી જરૂરના વખતમાં પણ કોની કોની પાસેથી ધન લેવાની છૂટ છે તે જણાવેછે—

**राजतो धनमन्विच्छेत्संसीदन्स्नातकः क्षुधा ॥**
**याज्यान्तेवासिनोर्वापि न त्वन्यत इति स्थितिः ॥३३॥**

ક્ષુધાથી પીડાતા સ્નાતકે રાજાપાસેથી ધન લેવુ અથવા યજમાનપાસેથી કે શિષ્યપાસેથી લેવુ પણ બીજાઓપાસેથી લેવુ નહિ એવી શાસ્ત્રમર્યાદા છે ૩૩

આજીવિકા ન ચાલતી હોય તેવા જરૂરના સમયમા સ્નાતકબ્રાહ્મણે રાજાપાસેથી ધન મેળવવુ અહીં ક્ષત્રિય રાજા જ સમજવો કારણ કે આગળપર આ અધ્યાયના જ ૮૪ મા શ્લોકમા ક્ષત્રિયજાતિવગરના રાજાપાસેથી પ્રતિગ્રહ કરવાનો નિષેધ કરશે બીજાઓને પીડા ન થાય એવી રીતે આજીવિકા મેળવવી એ જરૂરનુ છે ને સાધારણ માણસોપાસે માગે તો તેઓ પોતાનુ ગુજરાન ચાલે તેટલા ધન વાળાજ હોવાથી જરા કચવાઇને આપે અને આપ્યા પછી કદાચ મુઝાઇ પણ રહે પણ રાજાપાસેથી ધન મેળવવામા તેમ કશું થતુ નથી અને યજમાન તથા શિષ્યને ઉપકાર કરેલો હોયછે તેથી તેઓ તે સ્નાતકબ્રાહ્મણને ધન આપવામા રૂચિ અને શ્રદ્ધાવાળા હોયછે એટલે તેઓની પાસેથી લેવામા પણ અડચણ નથી આ સિવાય બીજા કોઇ પાસેથી લેવુ નહિ આ છૂટ જેની આજીવિકા ન ચાલતી હોય તેવા સ્નાતકમાટે છે પણ જેને પિતાવગેરેનુ ધન મળેલુ હોય તેને માટે આ છૂટ નથી આ પ્રકરણ આપત્તિવગરના સમયનુ જ છે તેથી આ આપત્તિના સમયનુ કર્તવ્ય છે એમ સમજવુ નહિ ધનનો અભાવ એજ આપત્તિ ગણાતી નથી પણ ધનનો અભાવ હોય અને તેની સાથે શાસ્ત્રવિહિત ઉપાયનો સભવ ન હોય ત્યારે જ આપત્તિ ગણાયછે

**શક્તિ છતાં સ્નાતકબ્રાહ્મણે સીદાવુ નહિ તથા દરિદ્રતા દેખાડવી નહિ એવી ભલામણ કરેછે—**

**न सीदेत्स्नातको विप्रः क्षुधा शक्तः कथंचन ॥**
**न जीर्णमलवद्वासा भवेच्च विभवे सति ॥ ३४ ॥**

સમર્થ સ્નાતકબ્રાહ્મણે કોઇપણ રીતે ક્ષુધાથી સીદાવુ નહિ અને વૈભવ છતા જીર્ણ અને મેલા વસ્ત્રો પહેરવા નહિ ૩૪

વિદ્યાવગેરેના યોગથી પ્રતિગ્રહમા સમર્થ હોય એવા સ્નાતકબ્રાહ્મણે આળસુ પણે પડી રહી ક્ષુધાથી સીદાવુ નહિ કારણ કે તેમ સીદાયા કરે તેને ધીમેધીમે ધર્મમા અવિશ્વાસ આવતો જાયછે વળી સપત્તિ હોય તો લોભી બનીને ફાટેલા તુટેલા કે મેલા વસ્ત્રો પણ પહેરવા નહિ કારણ કે તેવા વેષપર લોકોને સામાન્ય રીતે અરૂચિ જ થાયછે

સુઘડ, સહનશીલ, સ્વચ્છ, શાસ્ત્રતત્પર અને સાવધાન રહેવાનો ઉપદેશ આપેછે—

**क्लप्तकेशनखश्मश्रुदान्तः शुक्लाम्बरः शुचिः ॥**
**स्वाध्याये चैव युक्तः स्यान्नित्यमात्महितेषु च ॥३५॥**

કેશ, નખ, શ્મશ્રુ, (દાઢીમૂછ) એ મર્યાદા કરતા વિશેષ રાખવા નહિ, તપનો ક્લેશ સહન કરવો, શ્વેત વસ્ત્રો ધારણ કરવા પવિત્ર રહેવુ અને સ્વાધ્યાયમા તથા પોતાના હિતમા તત્પર થવુ ૩૫

શિખાસિવાય દીર્ઘ કેશ, નખ અને શ્મશ્રુનુ નિયમસર છેદન કરાવવુ, તપશ્ચર્યાના ક્લેશને સહન કરવો શ્વેત વસ્ત્રો પહેરવા, બાહ્ય તથા આભ્યંતર શુદ્ધિ રાખવી, વેદાધ્યાયમા તત્પર રહેવુ અને કઇ શારીર વ્યાધિ થાય તો ઔષધાદિના ઉપચારથી તથા સ્વસ્થપણામા પણ હિતમિતભોજનાદિ થી શરીરનુ હિત તેમજ જ્ઞાનોપદેશના શ્રવણમનનાદિકથી આત્માના હિતમા સાવધાન રહેવુ

ધારણ કરવાના પદાર્થો કહેછે—

**वैणवीं धारयेद्यष्टिं सोदकं च कमण्डलुम् ॥**
**यज्ञोपवीतं वेदं च शुभे रौक्मे च कुण्डले ॥ ३६ ॥**

વાસની લાકડી જળથી ભરેલ કમંડલુ યજ્ઞોપવીત, દર્ભમુષ્ટિ તથા સુંદર સુવર્ણના કુંડલ ધારણ કરવા ૩૬

આમાના કેટલાએક પદાર્થો ધારણ કરવાનુ દૃષ્ટ પ્રયોજન પણ છે જેમકે લાકડી શ્રાંતાવસ્થામા ટેકો આપેછે અને સામે કોઇ ઘાતક પ્રાણી આવે તો તેને અટકાવેછે જળથી ભરેલુ કમંડલુ પણ શુદ્ધિને માટે છે સ્વસ્થ માણસ મુહૂર્તમાત્ર પણ અશુદ્ધ ન રહેવુ એવી શાસ્ત્રની આજ્ઞા છે અને જળવગર શુદ્ધિ થતી નથી માટે જળથી ભરેલ કમંડલુ રાખવાની આજ્ઞા આપી છે

અમુક અમુક સમયે સૂર્યદર્શનનો નિષેધ કહેછે—

**नेक्षेतोद्यन्तमादित्यं नास्तं यान्तं कदाचन ॥**
**नोपसृष्टं न वारिस्थं न मध्यं नभसोगतम् ॥३७॥**

ઉદયને પામતા અસ્તને પામતા, ગ્રહણથી યુક્ત, જળમા પ્રતિબિંબિત અને આકાશના મધ્યમા ગયેલા સૂર્યની સામે જોવુ નહિ ૩૭

આ નિષેધ પણ અદૃષ્ટપ્રયોજનની પેઠે દૃષ્ટપ્રયોજનવાળો પણ છે કારણ કે એ પાંચ અવસ્થાઓમાની કોઇપણ અવસ્થામાં સૂર્યની સામે નજર માંડવાથી કોઇપણ પ્રકારનો નેત્રદોષ લાગુ પડી જવાનો સંભવ રહેછે

બાળચેષ્ટાસરખી ચેષ્ટાનો નિષેધ કરેછે—

न लङ्घयेद्वत्सतन्त्रीं न प्रधावेच्च वर्षति ॥
न चोदके निरीक्षेत स्वं रूपमिति धारणा ॥ ३८ ॥

વાછડા બાંધવાની દોરીનું ઉલ્લંઘન કરવું નહિ, વરસાદ પડતો હોય ત્યારે દોડવું નહિ અને જળમાંપોતાનું સ્વરૂપ જોવું નહિ, એવી શાસ્ત્રની મર્યાદા છે ૩૮

વાછડા ચપળ તથા ભડકવાના સ્વભાવવાળા હોયછે તેથી તેને બાંધવાની દોરીનું ઉલ્લંઘન કરતી વખતે જો તેઓ ભડકી ઉભા થઇ જાય તો ઉલ્લંઘન કરનારને પાડી દે અથવા દોરી વિશેષ તણાય તો તેમની કોમળ ડોકપર દૂ પો આવી જાય, વરસાદ વરસતી વખતે દોડવા જતા પગ લપસી પડી જવાનો ભય રહેછે અને જળમા પોતાનું રૂપ જોતા તેનો જળની અસ્થિરતાથી તેમજ તરંગોના નીચા ઉંચા થવાથી વિચિત્ર દેખાવ નજરે પડી અણગમો થાયછે, માટે આ ત્રણે બાબતથી દૂર રહેવું એવી શાસ્ત્રની આજ્ઞા છે

જમણે પડખે થઇને જવા યોગ્યનું પરિગણન કરેછે—

मृदं गां दैवतं विप्रं घृतं मधु चतुष्पथम् ॥
प्रदक्षिणानि कुर्वीत प्रज्ञातांश्च वनस्पतीन् ॥ ३९ ॥

માટીને, ગાયને દેવની પ્રતિમાને, બ્રાહ્મણને, ઘૃતને, મધને ચોવટાને અને પ્રસિદ્ધ વૃક્ષોને પોતાની જમણીતરફ રાખીને ચાલવું ૩૯

ઢગલો કરીને રાખેલી મૃત્તિકા, ગાય, દેવની પ્રતિમા, બ્રાહ્મણ, ઘી, મધ અને પ્રસિદ્ધ વૃક્ષો એટલે દેવનિવાસવગેરે નિમિત્તે અહીં લોકો જેને પૂજતા હોય તેવા મોહોટા વૃક્ષો એઓને જમણી બાજુ રાખીને તેમજ ચોવટામા પણ જમણી તરફ ચાલવું

રજસ્વલા સ્ત્રીના સમાગમનો નિષેધ કરેછે—

नोपगच्छेत्प्रमत्तोपि स्त्रियमार्त्तवदर्शने ॥
समानशयने चैव न शयीत तया सह ॥ ४० ॥

કામાતુર પુરૂષે પણ રજોદર્શનના સમયમાં સ્ત્રીનું ગમન કરવું નહિ. એટલું જ નહિ પણ એક શય્યામાં તેની સાથે શયન પણ કરવું નહિ. ૪૦.

કામવ્યથાથી પીડાયેલા પુરૂષે પણ સ્ત્રીને રજોદર્શન હોય ત્યાંસુધી એટલે સ્પર્શમાટે નિષેધ કરેલા ત્રણ દિવસોમાં તેનું ગમન કરવું નહિ, અને તેની સાથે શયન પણ કરવું નહિ. રજસ્વલા સામાન્યરીતે અસ્પૃશ્ય છતાં શયનનો જૂદો નિષેધ કર્યો તે તેનું જૂદું વિશેષ પ્રાયશ્ચિત્ત હોવાને લીધે છે.

રજસ્વલાનું ગમન કરવાથી થતી હાનિ જણાવેછે—

रजसाभिप्लुतां नारीं नरस्य ह्युपगच्छतः ॥
प्रज्ञा तेजो वलं चक्षुरायुश्चैव प्रहीयते ॥ ४१ ॥

રજોદર્શનવાળી સ્ત્રીનું ગમન કરનાર પુરૂષનાં બુદ્ધિ, તેજ, બળ, ચક્ષુ અને આયુષનો ક્ષય થાયછે. ૪૧.

રજસ્વલાનું ગમન કરનારની બુદ્ધિનો ક્ષય થાયછે તેથી તે આ લોકમાં પ્રતિષ્ઠાથી અને પરલોકમાં સારી ગતિથી ભ્રષ્ટ થાયછે અને શરીરમાં અનેક ઉપદ્રવો લાગુ પડવાથી અલ્પજીવિતવાળો બનેછે.

રજસ્વલાના ગમનથી દૂર રહેનારને થતો લાભ જણાવેછે—

तां विवर्जयतस्तस्य रजसा समभिप्लुताम् ॥
प्रज्ञा तेजो वलं चक्षुरायुश्चैव प्रवर्द्धते ॥ ४२ ॥

રજસ્વલા સ્ત્રીનું ગમન નહિ કરનાર પુરૂષનાં બુદ્ધિ, તેજ, બળ, ચક્ષુ અને આયુષ એઓ વૃદ્ધિ પામેછે. ૪૨.

માંસાદિકના ભક્ષણની નિવૃત્તિની પેઠે રજસ્વલાગમનની નિવૃત્તિ પણ શ્રેષ્ઠફળ આપનાર છે એમ દર્શાવ્યું

પોતાની સ્ત્રીસાથે જમવાનો તથા અમુક અમુક અવસ્થાઓમાં તેની સામે જોવાનો પણ નિષેધ કરેછે—

नाश्नीयाद्भार्यया सार्द्धं नैनामीक्षेत चाश्नतीम् ॥
क्षुवतीं जृम्भमाणां वा न चासीनां यथासुखम् ॥४३॥

**नाञ्जयन्तीं स्वके नेत्रे न चाभ्यक्तामनावृताम् ॥**
**न पश्येत्प्रसवन्तीं च तेजस्कामो द्विजोत्तमः॥४४॥**

તેજની ઇચ્છાવાળા બ્રાહ્મણે ભાર્યાની સાથે ભોજન કરવું નહિ, અને એને ભોજન કરતી જોવી નહિ. તેમજ છીંક ખાતી હોય, બગાસુ ખાતી હોય અને યથાસુખ બેઠી હોય ત્યારે પણ તેને જોવી નહિ. વળી તે પોતાનાં નેત્રો આંજતી હોય ત્યારે તેને જોવી નહિ, તૈલમર્દન કરતી હોય ત્યારે પણ જોવી નહિ, વસ્ત્રવગરની જોવી નહિ અને બાળકને ધવરાવતી હોય ત્યારે પણ તેને જોવી નહિ ૪૩, ૪૪

બ્રહ્મતેજની ઇચ્છાવાળા બ્રાહ્મણે પોતાની સ્ત્રીસાથે એક પાત્રમા ભોજન કરવું નહિ તેમ તે ભોજન કરતી હોય ત્યારે પણ તેને જોવી નહિ કેમકે તે વખતે મુખને ઉઘાડવાને લીધે વિકૃત થયેલા મુખના રૂપને જોવાથી પતિને સ્ત્રીઉપર અરૂચિ થાયછે છીંક ખાતીવખતે પણ મુખની આકૃતિ બગડી જાયછે અને બગાસું ખાતીવખતે પણ તેમજ થાયછે તેથી તે સમયોમા પણ તેને જોવી નહિ વળી તે યથાસુખ એટલે પોતાના અગપ્રત્યગોને પ્રસારીને બેઠી હોય કે છુટા કેશવાળી થઇ પૃથ્વીપર સુતી હોય ત્યારે પણ તેને જોવી નહિ પોતાના નેત્ર આંજતી હોય ત્યારે પણ તેના મુખની આકૃતિ શોભતી નથી પરતુ બીજાના નેત્રો આંજતી હોય તે વખતે તે શોભેછે, સ્તનઆદિ અગોમા વસ્ત્રવગરની સ્ત્રી સારી લાગતી નથી માટે તેવી સ્થિતિમા તેને જોવી નહિ અને બાળકને ધવરાવતી હોય ત્યારે પણ જોવી નહિ મૂળશ્લોકમા प्रसवन्तीम् એને બદલે प्रसवन्तीम् એવો પણ પાઠ છે અને તેનો અર્થ સ્ત્રી પ્રસવ પામતી હોય ત્યારે તેને જોવી નહિ એવો અર્થ થાયછે

ભોજન, સ્નાન અને મલમૂત્રોત્સર્ગમાં નિયમ કહેછે—

**नान्नमद्यादेकवासा न नग्नः स्नानमाचरेत् ॥**
**न मूत्रं पथि कुर्वीत न भस्मनि न गोव्रजे ॥ ४५ ॥**

એક વસ્ત્રથી ભોજન કરવું નહિ, નગ્ન થઇ સ્નાન કરવુ નહિ તથા માર્ગમાં, ભસ્મ એટલે રાખઉપર અને ગાયના વાડામાં મૂત્રોત્સર્ગ કરવો નહિ ૪૫.

એકજ વસ્ત્ર પહેરી ભોજન કરવું નહિ, નગ્નપણે સ્નાન કરવું નહિ તથા લોકોની આવજાવનો રસ્તો, રાખ અને ગાયોને બેસવાના સ્થળમાં મૂત્રોત્સર્ગ કરવો નહિ મૂત્રોત્સર્ગની સાથે અહીં મલોત્સર્ગમાં પણ એ નિયમ સમજી લેવો.

મલમૂત્રોત્સર્ગમાં વિશેષ નિયમ કહેછે—

न फालकृष्टे न जले न चित्यां न च पर्वते ॥
न जीर्णदेवायतने न वल्मीके कदाचन ॥ ४६ ॥
न ससत्वेषु गर्त्तेषु न गच्छन्नापि च स्थितः ॥
न नदीतीरमासाद्य न च पर्वतमस्तके ॥ ४७ ॥
वाय्वग्निविप्रमादित्यमपः पश्यंस्तथैव गाः ॥
न कदाचन कुर्वीत विण्मूत्रस्य विसर्जनम् ॥ ४८ ॥

હળથી ખેડેલ ખેતરમાં, જળમાં, અગ્નિમાટે કરેલા છાણાના સમહુમાં, પર્વતમાં, જીર્ણદેવાલયમાં અને રાફડાઉપર કદીપણ મલમૂત્રનો ઉત્સર્ગ કરવો નહિ તેમ વળી જેમાં કોઇપણ પ્રાણી હોય એવા ખાડાઓમાં, ચાલતાં, ઉભા રહીને, નદીના કિનારાપર જઇને, પર્વતના શિખરઉપર અને વાયુ, અગ્નિ, બ્રાહ્મણ, સૂર્ય, જળ અને ગાયો ; એઓને જોતાં જોતાં કદીપણ મળમૂત્રનો ત્યાગ કરવો નહિ. ૪૬, ૪૭, ૪૮.

પર્વતના નિષેધથી પર્વતના શિખરનો પણ નિષેધ થઇ જાયછે છતાં કરીથી શિખરનો નિષેધ કરેલો છે તે શિખરવગર બીજા પર્વતપ્રદેશમાં વિકલ્પમાટે છે એટલે અત્યંત પીડિત હોય તેને શિખરવગર પર્વતના બીજા પ્રદેશોમાં મળમૂત્રનો ત્યાગ કરવામા દોષ નથી, વાયુનું રૂપ ન હોવાથી તેને જોવાનું સંભવતું નથી તેથી વાયુને લીધે ઉડતા તૃણપર્ણનો આ નિષેધ સમજવો, પર્વતશબ્દથી તેમાંનાં વનો તથા બગીચાઓ પણ આવી જાયછે

મલમૂત્રના ત્યાગનો યોગ્યપ્રકાર બતાવેછે—

तिरस्कृत्योच्चरेत्काष्ठलोष्टपत्रतृणादिना ॥
नियम्य प्रयतो वाचं संवीताङ्गोवगुण्ठितः ॥ ४९ ॥

કાઠ, માટીનુ ઢેકું, પાદડાં અને ખડવગેરેથી જમીનને ઢાંકી અનુચ્છિષ્ટ સ્થિતિમા, વાણીને બંધ રાખી, અંગોને આચ્છાદિત કરી અને મસ્તકને વસ્ત્રથી વીંટીને મલમૂત્રનો ત્યાગ કરવો. ૪૯.

જમીનને ઢાંકવામાં પાદડાંવગેરે મૂકેલા લેવા કારણકે "સૂકેલા તૃણ, કાષ્ઠ, વાસના દળ અને મૃત્તિકાના પાત્ર એઓથી પૃથ્વીને અંતર્હિત કરી મળમૂત્રત્યાગ કરવો." એવું વાયુપુરાણનું વચન છે

મલમૂત્રના ત્યાગ સમયે દિવસ રાત્રિવગેરેના ભેદથી અમુક અમુક દિશા સામે મુખ રાખવાનો નિયમ કહેછે—

**मूत्रोच्चारसमुत्सर्गं दिवा कुर्यादुदङ्मुखः ॥**
**दक्षिणाभिमुखो रात्रौ सन्ध्ययोश्च यथा दिवा ॥५०॥**

દિવસે ઉત્તરદિશામાં મુખ રાખીને રાત્રિમાં દક્ષિણદિશાતરફ મુખ રાખીને અને બન્ને સંધ્યા સમયે દિવસની પેઠે ઉત્તરદિશામાં મુખ રાખીને મલમૂત્રનો ત્યાગ કરવો ૫૦

ઉપર પ્રમાણે તે તે દિશામાં મુખ રાખવાનું કરી મળમૂત્રના ત્યાગમાં સૂર્ય તથા બીજા તેજસ્વી ગ્રહોની સામે બેસવાનું નિવારણ કર્યું છે

મલમૂત્રના ત્યાગમાં ગમે તે દિશાએ મુખ રાખવાને યોગ્ય સમય તથા સ્થિતિ કહેછે—

**छायायामन्धकारे वा रात्रावहनि वा द्विजः ॥**
**यथासुखमुखः कुर्यात्प्राणबाधाभयेषु च ॥ ५१ ॥**

બ્રાહ્મણે રાત્રિમાં અને દિવસમાં પણ છાયામાં કે અંધકારમાં તેમજ પ્રાણની બાધામાં અને ભયમાં જેમ અનુકૂળ આવે તેમ મુખ રાખી મલમૂત્રનો ત્યાગ કરવો ૫૧

રાત્રિ કે દિવસમાં ભીંતવગેરેની છાયામાં અથવા સ્વાભાવિક ઝાકળ વગેરેથી થયેલા અંધકારમાં જેમ અનુકૂળ આવે તેમ ગમે તે દિશાતરફ મુખ રાખી મલમૂત્રનો ત્યાગ કરવો તેમજ રોગયુક્ત સ્થિતિમાં અને કોઇ રણ જાતનો ભય હોય તે વખતે પણ મલમૂત્રોત્સર્ગમાં ગમે તે દિશાતરફ મુખ રાખી શકાય

અગ્નિવગેરેની સામે મલમૂત્રોત્સર્ગ કરવાથી થતી હાનિ દર્શાવેછે—

**प्रत्यग्निं प्रतिसूर्यं च प्रतिसोमोदकद्विजान् ॥**
**प्रतिगां प्रतिवातं च प्रज्ञा नश्यति मेहतः ॥ ५२ ॥**

અગ્નિ, સૂર્ય, ચંદ્ર, જળ, બ્રાહ્મણ, ગાય અને વાયુ એઓની સામે મલમૂત્રનો ત્યાગ કરનારની બુદ્ધિ નાશ પામેછે. ૫૨.

વાયુ, અગ્નિવગેરેને જોતાં જોતાં મલમૂત્રનો ત્યાગ કરવો નહિ એમ આ અધ્યાયના ૪૮ મા શ્લોકમાં નિષેધ કરેલો છે. આ શ્લોકથી, એઓને જોતો ન હોય તોપણ જો તેઓની સામે મલમૂત્રનો ત્યાગ થાય તો તે પણ નિષિદ્ધ છે એમ બતાવ્યું શ્લોકમાંના सोम એ શબ્દના અર્થમાં ચંદ્રને બદલે સોમલતા પણ કેટલાએક વિદ્વાનોએ જણાવેલ છે.

સ્ત્રી અને અગ્નિના સંબંધમાં જાળવવાના નિયમ કહેછે—

**नाग्निं मुखेनोपधमेन्नग्नां नेक्षेत च स्त्रियम् ॥**
**नामेध्यं प्रक्षिपेदग्नौ न च पादौ प्रतापयेत् ॥ ५३ ॥**

અગ્નિને મુખથી ધમવો નહિ, નગ્ન સ્ત્રીને જોવી નહિ, અગ્નિમાં અપવિત્ર વસ્તુ નાખવી નહિ તેમજ પગ તપાવવા નહિ. ૫૩.

મુખથી અગ્નિને ફૂંકવો નહિ પણ વીંજણાથી ધમવો "મૈથુનવગરના સમયમાં સ્ત્રીને નગ્ન જોવી નહિ" એવું સાંખ્યાયનસ્મૃતિનું પણ વચન છે. અગ્નિમાં અપવિત્ર પદાર્થો નાખવા નહિ અને પગને અગ્નિસામે ધરીને તપાવવા નહિ.

અગ્નિસંબંધી જ વિશેષ નિયમ કહેછે—

**अधस्तान्नोपदध्याच्च न चैनमभिलङ्घयेत् ॥**
**न चैनं पादतः कुर्यान्न प्राणाबाधमाचरेत् ॥ ५४ ॥**

અગ્નિને પોતાની નીચે રાખવો નહિ, તેનું ઉલ્લંઘન કરવું નહિ, તેને પગતરફ રાખવો નહિ અને પ્રાણાપત્તિ આવી પડે તેમ અગ્નિ સળગાવવો નહિ ૫૪.

પોતે ખાટલાવગેરેપર બેસી અગ્નિભરેલી સગડીને નીચે રાખવી નહિ, અગ્નિને ઓળંગવો નહિ, જેતરફ પોતે પગ રાખી બેઠેલ હોય તેતરફ અગ્નિ રાખવો નહિ અને કોઇને કે પોતાને સળગી જવાનો ભય રહે તેવીરીતે અગ્નિ સળગાવવો નહિ અથવા તેવા કોઇ સ્થાનમાં રાખવો નહિ. અથવા અગ્નિનો સંબંધ શ્લોકના ત્રીજા ચરણસુધી રાખી અને છેવટના ચરણનો વિષયજ છૂટો પાડી તેનો એવો પણ અર્થ કરવામાં આવેછે કે કોઇનાં પ્રાણને પીડા થાય એવું કાંઇપણ કર્મ કરવું નહિ કે પોતાનાં પ્રાણને પીડા થાય એવાં અતિશ્રમવગેરે કર્મો કરવાં નહિ

સંધ્યાસમયમાં નિષિદ્ધ કર્મવગેરે કહેછે—

**नाश्नीयात्सन्धिवेलायां न गच्छेन्नापि संविशेत् ॥**
**न चैव प्रलिखेद्भूमिं नात्मनोपहरेत्स्रजम् ॥ ५५ ॥**

સંધ્યાકાલે ભોજન, ગ્રામાંતરગમન અને શયન કરવાં નહિ. પૃથ્વી ખોતરવી નહિ અને ધારણ કરેલી માળા પોતે ઉતારવી નહિ. ૫૫.

સંધ્યાસમયે જમવું નહિ, ક્યાંય જવું નહિ અને સુવું પણ નહિ, પૃથ્વીને પગના નખવગેરેથી ખોતરવી નહિ અને ધારણ કરેલી પુષ્પમાલા પોતે ઉતારવી નહિ અર્થાત્ ઉતારવી હોય ત્યારે બીજા પાસે ઉતરાવવી

જળમાં કંઇપણ ખરાબ વસ્તુ નાખવાનો નિષેધ કરેછે—

**नाप्सु मूत्रं पुरीषं वा ष्ठीवनं वा समुत्सृजेत् ॥**
**अमेध्यलिप्तमन्यद्वा लोहितं वा विषाणि वा ॥५६॥**

મૂત્ર, મળ, થુંક, અપવિત્ર વસ્તુથી લેપાયેલી બીજી વસ્તુ, રુધિર તથા વિષ; એવો કોઇપણ પદાર્થ જળમા નાખવો નહિ ૫૬

જળ લોકોને પીવાવગેરેના કામમા લાગેછે, જીવનરૂપ છે અને જળ સર્વ દેવતારૂપ છે એવા અર્થને "દેનારી आपो वै सर्वा देवता । એવી શ્રુતિ છે તેથી તેમા કંઇપણ ખરાબ પદાર્થ નાખવો નહિ

શરીર, કલ્યાણ, પવિત્રતા તથા પ્રતિષ્ઠા જાળવવામાટે જરૂરના નિષેધો કહેછે—

**नैकः सुप्याच्छून्यगेहे श्रेयांसं न प्रबोधयेत् ॥**
**नोदक्ययाभिभाषेत यज्ञं गच्छेन्नचावृतः ॥ ५७ ॥**

શૂન્ય ઘરમા એકલાએ શયન કરવુ નહિ, પોતાથી શ્રેષ્ઠ હોય તેને જગાડવા નહિ, રજસ્વલાની સાથે બોલવું નહિ અને વરણવગર યજ્ઞમાં જવું નહિ ૫૭

ઉજડ ઘરમા એકલાએ સૂવુ નહિ કારણકે તેમા શરીરને કંઇપણ પીડા થવાનો સંભવ રહેછે પોતાથી શ્રેષ્ઠ હોય તેને નિદ્રામાથી જગાડવા નહિ કારણકે તેથી તેને ખેદ અથવા ક્રોધ થાયછે અને પોતાથી શ્રેષ્ઠ હોય તેને ખેદ અથવા ક્રોધ થાય તેના નિમિત્તભૂત માણસના કલ્યાણમા હાનિ થાયછે રજસ્વલા સ્ત્રીની સાથે બોલવું નહિ કારણકે તેથી અપવિત્રતા થાયછે અને આત-

દબાણથી યજમાનતરફથી આમંત્રણ યથાવસર કે વરણ યથાવસર યજ્ઞમાં જવું નહિ. કારણકે તેથી પ્રતિષ્ઠા ઘટેછે.

જેમાં જમણા હાથને ઉત્તરીય વસ્ત્રથી બહાર રાખવો જોઇએ. એવાં સ્થાન તથા એવા સમય જણાવેછે—

अग्न्यगारे गवां गोष्टे ब्राह्मणानां च सन्निधौ ॥
स्वाध्याये भोजने चैव दक्षिणं पाणिमुद्धरेत् ॥५८॥

અગ્નિશાળામાં, ગાયોના ગોષ્ઠમાં, બ્રાહ્મણોની સમીપમાં તથા સ્વાધ્યાયના અને ભોજનના સમયમાં જમણા હાથને બહાર રાખવો. ૫૮.

અગ્નિહોત્રની શાળામા, ગાયો બેસતી હોય તે સ્થાનમાં, બ્રાહ્મણોની નજીકમાં અને વેદાધ્યયન તથા ભોજન કરતીવખતે જમણો હાથ ખભાસૂધી ઉત્તરીયવસ્ત્રથી બહાર રાખવો શ્લોકના ચતુર્થચરણ दक्षिण पाणिमुद्धरेत् । એનો અર્થ જનોઇ સવ્ય રાખવું એમ પણ કરવામાં આવેછે કારણકે તેમાં જનોઇ ડાબા ખભાપર અને જમણાહાથની નીચે રાખતા જમણાહાથને ઉંચો કરવો પડેછે.

ગાયના સંબંધમાં તથા ઇંદ્રધનુપસંબંધે ધ્યાનમાં રાખવાનો નિયમ કહેછે—

न वारयेद्गां धयन्तीं न चाचक्षीत कस्यचित् ॥
न दिवीन्द्रायुधं दृष्ट्वा कस्यचिद्दर्शयेद्बुधः ॥ ५९ ॥

ડાહ્યા માણસે ધાવતી ગાયને વારવી નહિ, ધાવી જાયછે એમ કોઇને કહેવું પણ નહિ અને આકાશમા ઇંદ્રધનુષ જોઇ કોઇને દેખાડવુ નહિ ૫૯.

ધવરાવતી ગાયને વારવી નહિ તથા ગાય જળ કે દૂધ પીતી હોય તો તેને અટકાવવી નહિ એવો પણ અર્થ થાયછે આ નિષેધ ગાયના દોહનકાળસિવાય બીજા કાળમાટે ગણવામાં આવેછે ગાય ધવરાવતી હોય તથા પોતે જળ પીતી હોય કે દૂધ પીતી હોય તે બીજાને કહેવું પણ નહિ અને પોતે આકાશમાં ઇદ્રધનુષ જોયાપછી તે કોઇ બીજાને જોવાનુ કહેવુ નહિ

નિવાસ તથા પ્રવાસને લગતા નિયમ જણાવેછે—

नाधार्मिके वसेद्ग्रामे न व्याधिबहुले भृशम् ॥
नैकः प्रपद्येताध्वानं न चिरं पर्वते वसेत् ॥ ६० ॥

જે ગામમાં અધર્મિલોકો વસતા હોય તેમાં વસવું નહિ, જેમાં રોગો વિશેષ રહેતા હોય તેમાં પણ ઘણું રહેવું નહિ, એકલાએ પ્રવાસ કરવો નહિ અને વધારે સમયસુધી પર્વતમાં વસવું નહિ. ૬૦.

જે ગામમાં પાપીલોકો ઘણા વસતા હોય તે ગામમાં નિવાસ કરવો નહિ કારણકે ત્યાં નિવાસ કરવાથી પાપસંસર્ગ થાયછે એજ શરદીવગેરેનેલીધે જ્યાં લોકો બહુ માંદાં પડી આવતાં હોય તથા હવાપાણી બગડવાનેલીધે મરકીજેવા રોગો ચાલતા હોય ત્યાં પણ વિશેષ રહેવું નહિ કારણકે તેવા સ્થાનમાં વિશેષ રહેવાથી વખતે પ્રાણ ખોવાં પડેછે. એકલાએ પ્રવાસ કરવો નહિ. સાથે જો કોઇ બીજુ માણસ હોય તો ભય તથા અસ્વાસ્થ્યવગેરેમાં કામ લાગેછે અને ન હોય તો વખતે ઘણી હાનિ ભોગવવી પડેછે તેમજ લાંબાસમયસુધી પર્વતમાં વસવું નહિ કારણકે ત્યાં હિંસકપ્રાણીવગેરેનો ભય રહેછે.

નિવાસને લગતો વિશેષ નિષેધ જણાવેછે—

न शूद्रराज्ये निवसेन्नाधार्मिकजनावृते ॥
न पाखण्डिगणाक्रान्ते नोपसृष्टेऽन्त्यजैर्नृभिः ॥ ६१ ॥

શૂદ્ર રાજાના રાજ્યમાં રહેવું નહિ, જે ગામની બહાર ફરતા પ્રદેશોમાં અધર્મિલોકો રહેતા હોય તે ગામમાં રહેવું નહિ તથા પાખંડિલોકોએ દબાવેલા અને અંત્યજ લોકોએ ઉપદ્રવમાં નાખેલા ગામમાં પણ રહેવું નહિ ૬૧

આવા ગામમાં ધર્મનું રક્ષણ થઇ શકતું નથી એમ સૂચવ્યું

ભોજનસંબંધી આવશ્યક નિષેધો જણાવેછે—

न भुञ्जीतोद्धृतस्नेहं नातिसौहित्यमाचरेत् ॥
नातिप्रगे नातिसायं न सायं प्रातराशितः ॥ ६२ ॥

જેમાંથી રસ કહાડી લીધો હોય તેવી વસ્તુ ખાવી નહિ, અતિ ભોજન કરવું નહિ સૂર્યોદયના સમયમાં તેમજ સૂર્યાસ્તના સમયમાં જમવું નહિ અને પ્રાતઃકાળે અતિશય ભોજન કરેલું હોય તો સાયંકાળે ભોજન કરવું નહિ ૬૨.

જેમાંથી રસ કહાડી લેવામાં આવ્યો હોય એવા ખોળવગેરે પદાર્થો ખાવા નહિ અતિ ભોજન કરવું નહિ કારણ કે "અન્નથી ઉદરનો અર્ધભાગ પૂરવો, એક ભાગ જળથી પૂરવો અને વાયુના પ્રચારમાટે ચોથો ભાગ ખાલી રાખવો." એવું વિષ્ણુપુરાણનું વચન છે અને દેખાતું જ છે કે અતિ ભોજનથી અજીર્ણ-

આદિ ઉપદ્રવો થાયછે અર્થેનો ઉદય થાય કે તરત જ ભોજન કરવું નહિ એક પ્રહર ગયા પછી પૂર્વાહ્‌ણકાળમા દુર્બળ લોકોએ અને મધ્યાન્હકાળમા બીજા લોકોએ ભોજન કરવું સૂર્યાસ્તસમયે પણ જમવું નહિ અને વળી સવારમા એવું ભોજન ન કરવું કે જેથી સાંજના ભોજનની રુચિ ન રહે તેમ સવારના ભોજનથી બરોબર તૃપ્તિ થઇ હોય અને સાજના ભોજનની બરોબર રુચિ ન હોય તો તે વખતનું ભોજન કરવું નહિ અભિપ્રાય એ છે કે બન્ને સમયમા અતિ તૃપ્ત થવું નહિ યાજ્ઞવલ્ક્ય કહેછે કે સાયકાળે સ્વલ્પ ભોજન કરવું

વૃથાચેષ્ટાવગેરેનો નિષેધ કરેછે—

न कुर्वीत वृथा चेष्टां न वार्यञ्जलिना पिबेत् ॥
नोत्सङ्गे भक्षयेद्भक्ष्यान्न जातु स्यात्कुतूहली ॥६३॥

પ્રયોજનવગર ચેષ્ટા કરવી નહિ અંજલિથી જલપાન કરવું નહિ ખોળામા ભક્ષ્યપદાર્થ રાખી ખાવા નહિ અને ક્યારેય કુતૂહલયુક્ત થવું નહિ ૬૩

જલતાડનસરખી વૃથા ચેષ્ટા કરવી નહિ અથવા જેનું દૃષ્ટફળ કે અદૃષ્ટફળ કંઇ ન હોય એવો કંઇ વ્યાપાર કરવો નહિ ખોબાથી જલપાન કરવું નહિ. લાડુ વગેરે ખોળામા મૂકીને ખાવા નહિ અને પ્રયોજનવગર કોઇપણ ક્રિયા વગેરેમા સ્વચ્છંદ એટલે આથડેલની સાથે ઉતાવળા થવું નહિ

નૃત્યવગેરેનો નિષેધ કરેછે—

न नृत्येदथवा गायेन्न वादित्राणि वादयेत् ॥
नास्फोटयेन्न च क्ष्वेडेन्न च रक्तो विरावयेत् ॥६४॥

નૃત્ય કરવું નહિ ગાયન કરવું નહિ વાદિત્રો વગાડવા નહિ ખભા ઠોકવા નહિ દાંતોના અસ્પષ્ટ શબ્દોરૂપ કચકાટ કરવો નહિ અને અનુરાગસહિત પોકાર કરવો નહિ ૬૪

દાતોના અસ્પષ્ટ શબ્દેરૂપ કચકાટ કરવો નહિ એટલે દાતોની કડકડાટી બોલાવવી નહિ અને અનુરાગસહિત વિરાવ એટલે કંઇ વિકૃતિવાળો શબ્દ કરવો નહિ પશુઓના જેવા શબ્દો કરવા તે વિકૃતિવાળા શબ્દો સમજવા અને પોતાના સ્વાભાવિક શબ્દે ઉચ્ચાર કરતા બીજી જાતનો ઉચ્ચાર કરવો તેને પણ વિકૃતિવાળા શબ્દો સમજવા અનુરાગસહિત એમ લખેલ હોવાને લીધે કંઇ રોગ ક્રિની વેદના બલવગેરેથી ચીસો નખાઇ જાય તેમા દોષ લાગતો નથી

કાંસ્યપાત્રમાં પગ નહિ ધોવાનો તથા ભોજનપાત્રનો નિયમ જણાવેછે—

**न पादौ धावयेत्कांस्ये कदाचिदपि भाजने ॥**
**न भिन्नभाण्डे भुञ्जीत न भावप्रतिदूषिते ॥ ६५ ॥**

કદી પણ કાંસ્યપાત્રમાં પગ ધોવા નહિ ફૂટેલા પાત્રમાં ભોજન કરવું નહિ અને મનને અશક પડે કે ગમે નહિ તેવા પાત્રમાં પણ ભોજન કરવું નહિ ૬૫

કાંસાના પાત્રમાં કદીપણ પગ ધોવા નહિ અને ફુટેલા વાસણમાં કે જેને જોઇને મનમાં કાંઇ સંશય આવે અથવા મન પ્રસન્ન ન થાય તેવા પાત્રમાં ભોજન કરવું નહિ પૈઠીનસિ કહેછે કે ' ભોજન કરવામાં ત્રાંબાનું, રૂપાનું કે સુવર્ણનું પાત્ર ભાંગેલું હોય કે નહિ ભાંગેલું હોય તે કંઇ જોવાની જરૂર નથી " આથી આ ત્રણ ધાતુઓ સિવાયની બીજી ધાતુઓનું પાત્ર ફૂટેલું હોય તો તેમાં ભોજન કરવાનો આ નિષેધ સમજવો આ સ્થળે श्रीकामो वर्जयेन्नित्यं मृण्मये चैव भोजनम् । એટલે લક્ષ્મીની ઇચ્છાવાળાએ મૃત્તિકાના પાત્રમાં કદીપણ ભોજન કરવું નહિ એટલો અધિક પાઠ પણ જોવામાં આવેછે

બીજાએ ધારણ કરેલ ઉપાનહવગેરે ધારણ નહિ કરવાનું કહેછે—

**उपानहौ च वासश्च धृतमन्यैर्न धारयेत् ॥**
**उपवीतमलङ्कारं स्रज करकमेव च ॥ ६६ ॥**

બીજાએ ધારણ કરેલા ઉપાનહ વસ્ત્ર ઉપવીત અલંકાર માળા અને કમંડલું ધારણ કરવા નહિ ૬૬

પ્રથમ ધારણ કરનારના સાંસર્ગિક રોગ આવા સાધનદ્વારા બીજી વખત ધારણ કરનારને લાગુ પડેછે એમ વૈદ્ય નો મત છે એ આ નિષેધનું દૃષ્ટ પ્રયોજન છે ગૌતમ કહેછે કે અશક્તિને લીધે બીજાએ ધારણ કરેલા ઉપાનહવગેરે પોતાને ધારણ કરવા જ પડે તેમ હોય તો જળથી શુદ્ધ કરી પછી ઉપયોગમાં લેવા

અયોગ્ય વાહનના ત્યાગવિષે કહેછે—

**नाविनीतैर्व्रजेद्धुर्यैर्न च क्षुद्व्याधिपीडितैः ॥**
**न भिन्नशृङ्गाक्षिखुरैर्न वालधिविरूपितैः ॥ ६७ ॥**

તોફાન કરનારા, ભૂખ કે રોગથી પીડાયેલા, ભાંગી ગયેલ શીંગડાં કે ખરીવાળા, ફૂટી ગયેલ આંખવાળા અને બગાડી દીધેલ પૂંછડાવાળા બળદો જોડેલ અથવા એવા પ્રકારના જ અયોગ્ય ઘોડાઓ જોડેલ વાહનમાં બેસી ક્યાંય જવું નહિ. ૬૭.

આવા ઘોડા કે બળદ જોડેલ ગાડી કે આદું શોભતું નથી, બહુ ધીમે ચાલેછે કે બહુ ઉતાવળું ચાલવાથી વખતે ઉધું પણ વળેછે.

યોગ્ય વાહનની અનુજ્ઞા આપેછે—

विनीतैस्तु व्रजेन्नित्यमाशुगैर्लक्षणान्वितैः ॥
वर्णरूपोपसंपन्नैः प्रतोदेनातुदन्भृशम् ॥ ६८ ॥

વિનીત, તુરત ચાલનારા, શુભ લક્ષણોવાળા તથા રંગ અને રૂપથી સંપન્ન એવા વૃષભાદિ જોડેલા વાહનથી, તેઓને તાડન કરવાના દંડવડે અત્યંત પ્રહાર નહિ કરતાં ગમન કરવું. ૬૮.

વિનીત એટલે સારીરીતે ગિખવી કબજે કરેલા, તુરત ચાલનારા, શ્રેષ્ઠ આવર્તવગેરે લક્ષણોવાળા, સુંદરરંગવાળા અને કાનવગેરેની શોભાવાળા વૃષભવગેરે જોડેલ વાહનથી જવું પશુઓને અત્યંત પીડવા નહિ કારણ કે દંડવગેરેથી બહુ પીડવામા આવે તો દષ્ટ અને અદષ્ટ બન્ને પ્રકારની હાનિ છે વખતે તોફાન કરી ગાડીવગેરેને ઉંધી નાખી દે એ દષ્ટ હાનિ છે અને દોષ લાગે એ અદષ્ટ હાનિ છે.

ઉગતા સૂર્યનો તડકો લેવાવગેરેનો નિષેધ કરેછે—

बालातपः प्रेतधूमो वर्ज्यं भिन्नं तथासनम् ॥
नच्छिन्द्यान्नखलोमानि दन्तैर्नोत्पाटयेन्नखान् ॥६९॥

ઉદયકાળના સૂર્યનો તડકો, શબનો દાહ કરતા થતો ધૂમાડો અને ભાંગેલું આસન એઓનો ત્યાગ કરવો. નખ તથા લોમનો છેદ કરવો નહિ તેમ દાંતથી નખ કાપવા નહિ ૬૯.

સૂર્યોદયથી ત્રણ મુહૂર્તસુધી તડકો લેવો નહિ અથવા શરદ્‌ઋતુમાં સૂર્યનો તડકો લેવો નહિ, એમ પણ કેટલાએક કહેછે કારણ કે शारदं न गृह्णीयात् । એટલે શરદ્‌ઋતુના આકરા તડકાને ન લેવો એવું સ્મૃતિવચન પણ છે મૂળમાં बालातप છે તેનો અર્થ કન્યારાશિના સૂર્યનો તડકો થાય એમ પણ માનવામાં આવેછે પરંતુ સામાન્યરીતે ઉદયકાળના સૂર્યનો તડકો ન લેવો એ વિશેષ યોગ્ય

જે પુરૂષ માટીનાં ઢેફાંનું મર્દન કરનાર, તૃણનું છેદન કરનાર, અને નખોને દાંતથી ત્રોડનાર હોય તેમજ ચાડી કરનાર તથા અપવિત્ર રહેતો હોય તે તુરત વિનાશને પામેછે. ૭૧.

વિનાશને પામેછે એટલે આ જન્મમાં અને થોડા સમયમાં જ ધનાદિકના વિયોગથી તથા રોગવગેરેથી પાયમાલ થાયછે

વિરોધ ઉપજાવનારી વાતોવગેરેના ત્યાગની ભલામણ દેછે—

न विगृह्य कथां कुर्याद्बहिर्माल्यं न धारयेत् ॥
गवां च यानं पृष्ठेन सर्वथैव विगर्हितम् ॥ ७२ ॥

આગ્રહપૂર્વક કોઇ વાત કરવી નહિ, બહારના ભાગમાં પુષ્પ ધરવાં નહિ અને વૃષભની પીઠઉપર બેશીને કયાંય જવું નહિ કેમકે તે સર્વથા નિંદિત છે. ૭૨.

આગ્રહપૂર્વક એટલે આ વાત આમ ન હોય તો હું અમુક ધનવગેરે આપું કે હઠ એવા અભિનિવેશથી શાસ્ત્રીયવિષયમા કે લૌકિકવિષયમા કોઇ વાત કરવી નહિ વસ્ત્રથી બહાર કંઠમાની પુષ્પમાળા ધરવી નહિ અને બળદની પીઠપર બેસવું નહિ, કેમકે તે સર્વથા નિંદિત છે તેથી તેમ કરવાથી દૂર જ રહેવું

ગામવગેરેમાં પ્રસિદ્ધ દ્વારથી જ પ્રવેશ કરવાની તથા રાત્રિના વૃક્ષના મૂળપાસે નહિ જવાની સૂચના કરેછે—

अद्वारेण च नातीयाद्ग्रामं वा वेश्म वा वृतम् ॥
रात्रौ च वृक्षमूलानि दूरतः परिवर्जयेत् ॥ ७३ ॥

વાડ કે કિલાવાળા ગામમાં તથા ભીંત કે વંડીથી વીંટાયેલા ઘરમાં દ્વાર-વગરના માર્ગથી જવું નહિ અને રાત્રિસમયે ઝાડના મૂળને દૂરથી છોડવાં ૭૩.

ગામમા તથા ઘરમાં મુખ્યદ્વાર સિવાયના માર્ગથી પ્રવેશ કરવો નહિ. કારણ કે "છીંડીએ ચડયો તે ચોર" એ કહેવતપ્રમાણે તેવી રીતે પ્રવેશ કરનાર માણસ ચોરવગેરેની ગણનામા આવી જાયછે અને રાત્રિના વૃક્ષના મૂળથી દૂર રહેવુ કારણ કે ત્યાં સર્પ, વીંછીવગેરે જંતુઓનો ભય રહેછે તેમ એ વખતે વૃક્ષોમાંથી નુકશાનકારક બાફ પણ નિકળતી હોયછે જે શરીરને નુકશાન કરેછે

પાસાની રમતવગેરેનો નિષેધ કરેછે—

नाक्षैः क्रीडेत्कदाचित्तु स्वयं नोपानहौ हरेत् ॥
शयनस्थो न भुञ्जीत न पाणिस्थं न चासने ॥७४॥

કદીપણ પાસાથી રમવુ નહિ, પોતાના હાથથી પગરખા ઉપાડવા નહિ, શય્યામા બેસી ભોજન કરવુ નહિ, હાથમા લઇ બીજે હાથે ખાવુ નહિ અને આસનઉપર પાત્ર મૂકીને પણ જમવુ નહિ ૭૪

કદીપણ એટલે મૂઠવગર પરિહાસથી પણ પાસાથી રમવુ નહિ કારણ કે પરિણામે કઇપણ કલહ થાય એવા પ્રકારની જ એ રમત ગણાયછે કે જેમા વિનોદને બદલે વિપત્તિ આવી પડેછે ચામડાના પગરખા પોતે હાથથી ઉપાડવા નહિ આ નિષેધ ગુરુવગેરે માન્યજનોના પગરખા ઉપાડવામા નથી શયનમા બેસીને, હાથમા રાખીને તથા આસનપર ભોજનપાત્ર મૂકીને પણ જમવુ નહિ

સૂર્યાસ્ત પછી અમુક ચીજ નહિ ખાવી વગેરે નિષેધ કરેછે—

**सर्वं च तिलसंबद्धं नाद्यादस्तमिते रवौ ॥**
**न च नग्नः शयीतेह न चोच्छिष्टः क्वचिद्व्रजेत् ॥७५॥**

સૂર્યનો અસ્ત થયા પછી તિલથી મિશ્રિત સઘળી વસ્તુ ખાવી નહિ નગ્ન થઇ સૂવુ નહિ અને ઉચ્છિષ્ટ અવસ્થામા ક્યાય જવુ નહિ ૭૫

સૂર્યાસ્ત પછી તેલી કારણ ચીજ ખાવી નહિ કે જેમા તિલનો કાઇપણ સબધ આવતો હોય વળી નગ્ન શામા અગર કાઇપણ વસ્ત્ર પહેર્યાવગર શયન કરવુ નહિ તેમજ જમ્યા પછી મુખશુદ્ધિવગર ક્યા પહેલા ક્યાય જવુ નહિ

જમતી વખતે પગ ધોવાની ભલામણ કરેછે—

**आर्द्रपादस्तु भुञ्जीत नार्द्रपादस्तु संविशेत् ॥**
**आर्द्रपादस्तु भुञ्जानो दीर्घमायुरवाप्नुयात् ॥ ७६ ॥**

જમતી પગો આર્દ્ર કરી ભોજન કરવુ પણ આર્દ્ર પગે શયન કરવુ નહિ આર્દ્ર પગે ભોજન કરનાર મનુષ્ય દીર્ઘ આયુષ્યને પામે છે ૭૬

સૂવાની પહેલા પગ ધોવા અને લૂછી નાખવા પરતુ જમવાની પહેલા પગ ધોવા ખરા પણ લૂછી નાખવા નહિ ભીના જ રાખવા કારણ કે ભીના પગ હોય અને જમનાર માણસ લાબી આવરદા ભોગવેછે

નહિ જોયેલ અથવા નહિ જોઇ શકાતા વિષમ પ્રદેશમા જવાવગેરેનો નિષેધ કરેછે—

**अचक्षुर्विषयं दुर्गं न प्रपद्येत कर्हिचित् ॥**
**न विण्मूत्रमुदीक्षेत न बाहुभ्यां नदीं तरेत् ॥७७॥**

જે પુરૂષ માટીનાં ઢેફાંનું મર્દન કરનાર, તૃણનું છેદન કરનાર, અને નખોને દાંતથી ત્રોડનાર હોય તેમજ ચાડી કરનાર તથા અપવિત્ર રહેતો હોય તે તુરત વિનાશને પામેછે. ૭૧.

વિનાશને-પામેછે એટલે આ જન્મમાં અને થોડા સમયમાં જ ધનાદિકના વિયોગથી તથા રોગવગેરેથી પાયમાલ થાયછે

વિરોધ ઉપજાવનારી વાતોવગેરેના ત્યાગની ભલામણ કરેછે—

न विगृह्य कथां कुर्याद्बहिर्माल्यं न धारयेत् ॥
गवां च यानं पृष्ठेन सर्वथैव विगर्हितम् ॥ ७२ ॥

આગ્રહપૂર્વક કોઇ વાત કરવી નહિ, બહારના ભાગમાં પુષ્પ ધરવાં નહિ અને વૃષભની પીઠઉપર બેસીને ક્યાંય જવું નહિ. કેમકે તે સર્વથા નિંદિત છે. ૭૨.

આગ્રહપૂર્વક એટલે આ વાત આમ ન હોય તો હુ અમુક ધનવગેરે આપું કે લઉં એવા અભિનિવેશથી શાસ્ત્રીયવિષયમાં કે લૌકિકવિષયમા કોઇ વાત કરવી નહિ વસ્ત્રથી બહાર કંઠમાની પુષ્પમાળા ધરવી નહિ અને બળદની પીઠપર બેસવું નહિ, કેમકે તે સર્વથા નિંદિત છે તેથી તેમ કરવાથી દૂર જ રહેવું

ગામવગેરેમાં પ્રસિદ્ધ દ્વારથી જ પ્રવેશ કરવાની તથા રાત્રિના વૃક્ષના મૂળપાસે નહિ જવાની સૂચના કરેછે—

अद्वारेण च नातीयाद्ग्रामं वा वेश्म वा वृतम् ॥
रात्रौ च वृक्षमूलानि दूरतः परिवर्जयेत् ॥ ७३ ॥

વાડ કે કિલાવાળા ગામમાં તથા ભીંત કે વંડીથી વીંટાયેલા ઘરમાં દ્વારવગરના માર્ગથી જવું નહિ અને રાત્રિસમયે વૃક્ષનાં મૂળને દૂરથી છોડવાં ૭૩.

ગામમા તથા ઘરમા મુખ્યદ્વાર સિવાયના માર્ગથી પ્રવેશ કરવો નહિ કારણ કે "છીંડીએ ચડયો તે ચોર" એ કહેવતપ્રમાણે તેવી રીતે પ્રવેશ કરનાર માણસ ચોરવગેરેની ગણનામા આવી જાયછે અને રાત્રિનાં વૃક્ષના મૂળથી દૂર રહેવું કારણ કે ત્યા સર્પ, વીંછીવગેરે જંતુઓનો ભય રહેછે તેમ એ વખતે વૃક્ષોમાંથી નુકશાનકારક બાફ પણ નિકળતી હોયછે જે શરીરને નુકશાન કરેછે

પાસાની રમતવગેરેનો નિષેધ કરેછે—

नाक्षैः क्रीडेत्कदाचित्तु स्वयं नोपानहौ हरेत् ॥
शयनस्थो न भुञ्जीत न पाणिस्थं न चासने ॥७४॥

કદીપણ પાસાથી રમવું નહિ, પોતાના હાથથી પગરખાં ઉપાડવાં નહિ, શય્યામાં બેઠાં ભોજન કરવું નહિ, હાથમાં લઇ બીજે હાથે ખાવું નહિ અને આસનઉપર પાત્ર મૂકીને પણ જમવું નહિ ૭૪

કદીપણ એટલે મુહવગર પરિહાસથી પણ પાસાથી રમવું નહિ કારણ કે પરિણામે ક્યપણ કલહ થાય એવા પ્રકારની જ એ રમત ગણાવછે કે જેમાં વિનોદને બદલે વિપત્તિ આવી પડેછે થાગડાના પગરખા પોતે હાથથી ઉપાડવા નહિ આ નિષેધ ગુરૂવગેરે માન્યજનોના પગરખા ઉપાડવામા નથી શયનમાં બેસીને, હાથમા રાખીને તથા આસનપર ભોજનપાત્ર મૂકીને પણ જમવું નહિ

સૂર્યાસ્ત પછી અમુક ચીજ નહિ ખાવી વગેરે નિષેધ કરેછે—

सर्वं च तिलसंबद्धं नाद्यादस्तमिते रवौ ॥

न च नग्नः शयीतेह न चोच्छिष्टः क्वचिद्व्रजेत् ॥७५॥

સૂર્યનો અસ્ત થયા પછી તિલથી મિશ્રિત સઘળી વસ્તુ ખાવી નહિ, નગ્ન થઇ શયન કરવું નહિ અને ઉચ્છિષ્ટ અવસ્થામા કયાંય જવું નહિ ૭૫

સૂર્યાસ્ત પછી તેલી ગાળણ ચીજ ખાવી નહિ કે જેમા તિલનો કાઇપણ સબંધ આવતો હોય વળી નગ્નાવસ્થામા એટલે કાઇપણ વસ્ત્ર પહેર્યાવગર શયન કરવું નહિ તેમજ જમ્યા પછી મુખશુદ્ધિવગેર કર્યા પહેલા કયાય જવું નહિ

જમતી વખતે પગ ધોવાની ભલામણ કરેછે—

आर्द्रपादस्तु भुञ्जीत नार्द्रपादस्तु संविशेत् ॥

आर्द्रपादस्तु भुञ्जानो दीर्घमायुरवाप्नुयात् ॥ ७६ ॥

ભીની પગને આર્દ્ર કરી ભોજન કરવું પણ આર્દ્ર પગે શયન કરવું નહિ આર્દ્ર પગે ભોજન કરનાર મનુષ્ય દીર્ઘ આયુષ્યને પામે છે ૭૬

સુવાની પહેલા પગ ધોવા અને લૂછી નાખવા પરંતુ જમવાની પહેલા પગ ધોવા ખરા પણ લૂછી નાખવા નહિ, ભીના જ રાખવા કારણ કે ભીના પગ હોય અને જમનાર માણસ લાંબી આવરદા ભોગવેછે

નહિ જોયેલ અથવા નહિ જોઇ શકાતા વિષમ પ્રદેશમાં જવાવગેરેનો નિષેધ કરેછે—

अचक्षुर्विषयं दुर्गं न प्रपद्येत कर्हिचित् ॥

न विण्मूत्रमुदीक्षेत न बाहुभ्यां नदीं तरेत् ॥७७॥

કદીપણ નેત્રથી નહિ જોયેલા અથવા અંધકારઆદિ કારણોથી નહિ જોઇ શકાતા વિષમ પ્રદેશમાં જવું નહિ, વિષ્ટા તથા મૂત્રને જોવાં નહિ અને હાથથી નદી તરવી નહિ. ૭૭.

કદીપણ નહિ જોયેલાં ઉજડ જંગલઆદિ વિષમપ્રદેશમાં જવું નહિ અથવા વૃક્ષાદિકની આડથી કે અંધકારથી જેમાં દૃષ્ટિ કાંઇ કામ કરી શકતી ન હોય તેવાં, પર્વતની ગુફાવગેરે વિષમ સ્થળોમાં જવું નહિ કારણ કે તેમ જવામાં સર્પાદિકનો ભય રહેછે. વિષ્ટા તથા મૂત્રની સામે નજર કરવી નહિ કારણ કે તેથી મન ઉછળી જાયછે અને હાથથી નદી તરવી નહિ કારણ કે તેથી નદીના આવર્તવગેરેમાં કદીપણ પ્રાણસંકટનો સંભવ રહેછે

કેશવગેરેઉપર નહિ બેસવાનું કહેછે—

**अधितिष्ठेन्न केशांस्तु न भस्मास्थिकपालिकाः ॥**
**न कार्पासास्थि न तुषान्दीर्घमायुर्जिजीविषुः ॥७८॥**

દીર્ઘકાલપર્યંત જીવિતની ઇચ્છા કરનાર પુરૂષે કેશ, ભસ્મ, અસ્થિ, ભાંગેલાં મૃત્તિકાપાત્રના કટકાઓ, કપાસીયા અને ફોતરાં એઓની ઉપર બેસવું નહિ. ૭૮.

આ સઘળાંની ઉપર બેસવું એ કંઇ કંઇ દ્રવ્યહાનિ કરનારૂં હોવાથી પણ તેનો ત્યાગ કરવો

પતિતવગેરે લોકોના સંસર્ગથી દૂર રહેવાનું કહેછે—

**न संवसेच्च पतितैर्न चाण्डालैर्न पुल्कसैः ॥**
**न मूर्खैर्नावलिप्तैश्च नान्त्यैर्नान्त्यावसायिभिः ॥७९॥**

પતિત, ચાંડાલ, પુલ્કસ, મૂર્ખ, ગર્વિષ્ઠ, અંત્ય, અને અંત્યાવસાયી; એ લોકોની સાથે વાસ કરવો નહિ. ૭૯.

બીજા ગામમાં વસનારા પણ પતિતવગેરે લોકોની સાથે વસવું નહિ એટલે એક વૃક્ષની છાયાવગેરે પ્રદેશમાં સમીપમાં પણ રહેવું નહિ. આમ હોવાથી અગાઉ આવી ગયેલ नाधार्मिके वसेद्ग्रामे० (આ અધ્યાયનો શ્લોક ૬૦ મો) એ શ્લોકથી આ શ્લોકનો વિષય જૂદો પડેછે. નિષાદથી શૂદ્રામાં જન્મેલો પુરૂષ પુલ્કસ કહેવાયછે અંત્ય એટલે રજકવગેરે અંત્યજ લોકો સમજવા. ચાંડાલથી નિષાદસ્ત્રીમાં ઉત્પન્ન થયેલો પુરૂષ અંત્યાવસાયી કહેવાયછે. અહીં વિશેષ પણ કહેવામાં આવેછે કે—

न कृतघ्नैरनुयुक्तैर्न महापातकान्वितैः ।
न दस्युभिनाशुचिभिर्नामित्रैश्च कदाचन ॥

એટલે કૃતઘ્ન, અનુયોગી, મહાપાપી, ચોર, અપવિત્ર અને શત્રુ એઓનો પણ કદી સંસર્ગ રાખવો નહિ

શૂદ્રને ઉપદેશ આપવાવગેરેનો નિષેધ કરેછે—

न शूद्राय मतिं दद्यान्नोच्छिष्टं न हविष्कृतम् ॥
न चास्योपदिशेद्धर्मं न चास्य व्रतमादिशेत् ॥८०॥

શૂદ્રને બુદ્ધિ આપવી નહિ, ઉચ્છિષ્ટ તથા હવિશેષ પણ આપવું નહિ અને ધર્મોપદેશ તથા વ્રતોપદેશ પણ આપવો નહિ ૮૦

શૂદ્રને બુદ્ધિ એટલે દૃષ્ટાર્થનો ઉપદેશ આપવો નહિ દાસવગરના શૂદ્રને ઉચ્છિષ્ટ આપવું નહિ જે શૂદ્ર દાસ હોય તેને ઉચ્છિષ્ટ દેવામાં દોષ નથી કારણકે उच्छिष्टमन्नं दातव्यं (અધ્યાય ૧૦ શ્લોક ૧૨૫) એવું વાક્ય હ્હેવાશે તેમાં દેવાની આજ્ઞા કરીછે હોમવાના પદાર્થનો હોમ થતાં બાકી રહેલો ભાગ હવિશેષ કહેવાયછે તે ભાગ શૂદ્રને આપવો નહિ શૂદ્રને ધર્મનો ઉપદેશ કરવો નહિ તેમ તેને પ્રાયશ્ચિત્તરૂપ વ્રતનો સાક્ષાત્ ઉપદેશ કરવો નહિ બ્રાહ્મણને વચમાં રાખી ઉપદેશ કરવામાં અડચણ નથી અંગિરા મુનિ કહેછે કે "શૂદ્રને પ્રાપ્ત થઇ સર્વદા ધર્મને પુરઃસર કરી વચમાં બ્રાહ્મણને રાખી તે દ્વારા પ્રાયશ્ચિત્ત બતાવવું ' આ ઠેકાણે પ્રાયશ્ચિત્ત શબ્દ સર્વે ધર્મોપદેશને સૂચવનારો છે

ઉપરના નિષેધને નહિ ગણકારનારની થતી દુર્ગતિ જણાવેછે—

यो ह्यस्य धर्ममाचष्टे यश्चैवादिशति व्रतम् ॥
सोऽसंवृतं नाम तमः सह तेनैव मज्जति ॥ ८१ ॥

જે પુરુષ એ શૂદ્રને ધર્મોપદેશ દેનાર હોય તે તથા જે શૂદ્રને વ્રત કહેનાર હોય તે, એ બન્ને તે શૂદ્રની સાથે અસંવૃત નામના નરકમાં પડેછે ૮૧.

જે પુરુષ શૂદ્રને ધર્મનો ઉપદેશ દેછે અને જે તેને પ્રાયશ્ચિત્ત બતાવેછે તે બન્ને તે શૂદ્રની સાથે અસંવૃત નામના નરકમાં પડેછે આથી ધર્મ અને પ્રાયશ્ચિત્તનું શ્રવણ કરનાર તથા શ્રવણ કરાવનાર એ બન્નેની દુર્ગતિ દેખાડી

બન્ને હાથથી મસ્તક ખજવાળવાવગેરેનો નિષેધ કરેછે—

**न संहताभ्यां पाणिभ्यां कण्डूयेदात्मनः शिरः ॥**
**न स्पृशेच्चैतदुच्छिष्टो न च स्नायाद्विना ततः ॥८२॥**

બન્ને હાથ ભેળા કરી પોતાનું મસ્તક ખજવાળવું નહિ, ઉચ્છિષ્ટપણામાં એ મસ્તકનો સ્પર્શ કરવો નહિ અને મસ્તક કોરૂં રહે તેમ સ્નાન કરવું નહિ. ૮૨.

મસ્તક કોરૂં રહે તેમ સ્નાન નહિ કરવું એટલે મસ્તક અવશ્ય ભિંજવવું જ જોઇએ એ વાત નિત્ય નૈમિત્તિક સ્નાનમાટે સમજવી પણ પસીનાવગેરે કારણથી સ્નાન કરવામાં આવે અને તેમાં મસ્તક કોરૂં રહે તો અડચણ નહિ. નિત્ય નૈમિત્તિક સ્નાનમાં પણ સમર્થને માટે તેમ છે, પણ અશક્ત હોય અને કદાચ મસ્તક કોરૂં રહે તેમ સ્નાન કરે તોપણ અડચણ નથી. કારણકે "મસ્તક ભિંજાવીને સ્નાન કરવાની અશક્તિ હોય તો કર્મનિષ્ઠ પુરૂષોને મસ્તક કોરૂં રહે તેમ સ્નાન કરવામાં પણ અડચણ નથી." એમ જાબાલિનું વચન છે, યાજ્ઞવલ્ક્ય પણ કહેછે કે—

अशिरस्कं भवेत्स्नानं स्नानाशक्तौ तु कर्मिणाम् ।
आर्द्रेण वाससा वापि दैहिकं मार्जनं विदुः ॥

એટલે કર્મનિષ્ઠ પુરૂષોને સશિરસ્ક સ્નાનની અશક્તિમાં અશિરસ્ક સ્નાન પણ થઇ શકેછે અને છેવટ ભીનાં વસ્ત્રવડે દેહનું માર્જન કરવાની પણ ધર્મજ્ઞ પુરૂષોએ છૂટ જાણેલી છે

કેશગ્રહવગેરેનો ત્યાગ કરવાનું જણાવેછે—

**केशग्रहान्प्रहारांश्च शिरस्येतान्विवर्जयेत् ॥**
**शिरःस्नातश्च तैलेन नाङ्गं किंचिदपि स्पृशेत् ॥८३॥**

મસ્તકના કેશનું ગ્રહણ તથા મસ્તકઉપર પ્રહાર કરવા નહિ તથા મસ્તક ભિંજવીને સ્નાન કર્યા પછી શરીરના કોઇપણ ભાગને તૈલસ્પર્શ કરવો નહિ. ૮૩.

ક્રોધ તથા શોકના આવેશથી મસ્તકના કેશ પકડવા નહિ તેમ મસ્તકમાં પ્રહારપણ કરવા નહિ અને મસ્તક ભિંજવીને નાહ્યાપછી શરીરના કોઇપણ ભાગમાં તેલ લગાવવું નહિ.

અક્ષત્રિય રાજાવગેરેની પાસેથી પ્રતિગ્રહનો નિષેધ કરેછે—

**न राज्ञः प्रतिगृह्णीयादराजन्यप्रसूतितः ॥**
**सूनाचक्रध्वजवतां वेशेनैव च जीवताम् ॥ ८४ ॥**

ક્ષત્રિયજાતિવિગરનો રાજા, હિંસા કરી માંસ વેચનાર, ઘાણી ફેરવી જીવનાર, મદિરા વેચનાર અને વેશ્યાનો પગાર લઈ જીવનાર; એઓપાસેથી પ્રતિગ્રહ કરવો નહિ ૮૪.

આવો પ્રતિગ્રહ કરવો અત્યંત ગર્હિત છે એ હવે પછી બતાવવામાં આવશે, માટે તેનો અવશ્ય ત્યાગ કરવો

જેઓપાસેથી પ્રતિગ્રહ લેવો યોગ્ય નથી તેઓનું પરિગણન ઉપરના શ્લોકમાં કરાવવામાં આવ્યું, હવે આ શ્લોકથી એઓમાં પણ કોનો કોનો પ્રતિગ્રહ વિશેષ વિશેષ નિંદિત છે તે દેખાડેછે—

**दशसूनासमं चक्रं दशचक्रसमो ध्वजः ॥**

**दशध्वजसमो वेशो दशवेशसमो नृपः ॥ ८५ ॥**

દશ સૂનાતુલ્ય ચક્ર છે, દશ ચક્રસમાન ધ્વજ છે, દશ ધ્વજસમાન વેશ છે અને દશ વેશસમાન રાજા છે ૮૫

સૂના એટલે પ્રાણીઓનું વધસ્થાન, ચક્ર એટલે ઘાણી, ધ્વજ એટલે મદ્યસ્થાન તથા વેશ એટલે વેશ્યાપાસેથી મેળવતી આજીવિકા આ બધા શબ્દો પોતપોતાના સબંધવાળા મનુષ્યને કહેનારા છે એટલે વધસ્થાનવાળો, ઘાણીવાળો, મદ્ય વહેચનારો અને વેશ્યાપાસેથી આજીવિકા લેનારો આથી અર્થ એવો છે કે પશુઓનો વધ કરી તેનું માસ વેચનાર દશ પુરૂષોમા જેટલો દોષ હોય તેટલો દોષ ઘાણી ફેરવનાર એક પુરૂષમા હોય ઘાણી ફેરવનાર દશ પુરૂષોમાં જેટલો દોષ હોય તેટલો દોષ મદ્યવિક્રય કરનાર એક પુરૂષમા હોય મદ્યવિક્રય કરનાર દશ પુરૂષમા જેટલો દોષ હોય તેટલો દોષ વેશ્યાની આજીવિકા ખાનાર એક માણસમા હોય અને વેશ્યાની આજીવિકા ખાનાર દશ માણસમા જેટલો દોષ હોય તેટલો દોષ એક પ્રતિષિદ્ધ રાજામા હોય પ્રતિગ્રહવિષયનુ પ્રકરણ હોવાથી અભિપ્રાય એછે કે પૂર્વપૂર્વના દશ દશ માણસોપાસેથી પ્રતિગ્રહ કરતાં જેટલો દોષ લાગેછે તેટલો તેટલો દોષ પછીપછીના એક એક માણસપાસેથી પ્રતિગ્રહ કરતા લાગેછે

ઉપરની ગણનાને અનુસરીને રાજાપાસેથી પ્રતિગ્રહ કરવો તેની ભયંકરતા સ્પષ્ટપણે કહેછે—

**दशसूनासहस्राणि यो वाहयति सौनिकः ॥**

**तेन तुल्यः स्मृतो राजा घोरस्तस्य प्रतिग्रहः ॥८६॥**

જે સૌનિક દશહજાર વધસ્થાન ચલાવતો હોય તેના સમાન રાજાને કહેલો છે. માટે રાજાનો પ્રતિગ્રહ ઘોર છે. ૮૬.

જ્યાં પ્રાણીઓનો વધ કરવામાં આવતો હોય તે સ્થાનનો માલેક સૌનિક કહેવાય न राज्ञः प्रतिगृह्णीयादराजन्यप्रसूततः એ ૮૪ મા શ્લોકનું પૂર્વાર્દ્ધ તથા यो राज्ञः प्रतिगृह्णाति लुब्धस्योच्छास्त्रवर्तिनः ॥ એ હવે પછીના શ્લોકનું પૂર્વાર્દ્ધ તેમજ राजतो धनमन्विच्छेत्संसदिन्स्नातकः क्षुधा ॥ એ આ અધ્યાયના ૩૩ મા શ્લોકનું પૂર્વાર્દ્ધ; એ સર્વની આ શ્લોકસાથે સંગતિ મેળવતાં અક્ષત્રિય અને અધર્મી રાજાનો પ્રતિગ્રહ કરવો તેજ અતિ દોષરૂપ છે એમ આ પ્રકરણનો અભિપ્રાય છે.

લુબ્ધ અને શાસ્ત્રવિરૂદ્ધ વર્ત્તનાર બ્રાહ્મણને લાગતા દોષનું ફળ કહેછે—

यो राज्ञः प्रतिगृह्णाति लुब्धस्योच्छास्त्रवर्त्तिनः ॥
स पर्यायेण यातीमान्नरकानेकविंशतिम् ॥ ८७ ॥
तामिस्रमन्धतामिस्रं महारौरवरौरवौ ॥
नरकं कालसूत्रं च महानरकमेव च ॥ ८८ ॥
संजीवनं महावीचिं तपनं संप्रतापनम् ॥
संहातं च सकाकोलं कुड्मलं प्रतिमूर्त्तिकम् ॥८९॥
लोहशङ्कुमृजीपं च पन्थानं शाल्मलीं नदीम् ॥
असिपत्रवनं चैव लोहदारकमेव च ॥ ९० ॥

લુબ્ધ તથા શાસ્ત્રથી વિરૂદ્ધ ચાલનાર રાજાપાસેથી જે પુરૂષ પ્રતિગ્રહ કરેછે તે, ક્રમથી તામિસ્ર, અંધતામિસ્ર, મહારૌરવ, રૌરવ, કાલસૂત્રનરક, મહાનરક, સંજીવન, મહાવીચિ, તપન, સંપ્રતાપન, સંહાત, કાકોલ, કુડ્મલ, પ્રતિમૂર્તિક, લોહશંકુ, ઋજીષ, પંથાન, શાલ્મલી, વૈતરણી નદી, અસિપત્રવન અને લોહદારક; આ એકવીશ નરકોમાં પડેછે. ૮૭, ૮૮, ૮૯, ૯૦.

લુબ્ધ એટલે ધનનો જ લોભી તથા શાસ્ત્રવિરૂદ્ધ વર્ત્તનાર એટલે અયોગ્ય રીતે દંડ, પરસ્રીહરણવગેરે અધર્મવર્ત્તન ચલાવનાર રાજાની પાસેથી પ્રતિગ્રહ કરનાર બ્રાહ્મણ નરકગામી થાયછે.

ઉપરપ્રમાણે જાણનારા બ્રાહ્મણો રાજાપાસેથી પ્રતિગ્રહ કરતા નથી એવી શિષ્ટમર્યાદા દેખાડેછે—

**एतद्विदन्तो विद्वांसो ब्राह्मणा ब्रह्मवादिनः ॥**
**न राज्ञः प्रतिगृह्णन्ति प्रेत्य श्रेयोभिकांक्षिणः ॥९१॥**

એ પ્રતિગ્રહના દોષને જાણનારા અને પરલોકમા કલ્યાણની ઇચ્છાનાળા બ્રહ્મવાદી વિદ્વાન બ્રાહ્મણો રાજાપાસેથી પ્રતિગ્રહ કરતા નથી ૯૧

પ્રતિગ્રહ અનેક નરકપ્રાપ્તિનો હેતુ છે એમ જાણતા કલ્યાણની ઇચ્છાવાળા તથા વિદ્વાન એટલે ધર્મશાસ્ત્રાદિક જાણનારા વેદપાઠી બ્રાહ્મણો રાજાપાસેથી પ્રતિગ્રહ કરતા નથી રાજાના પ્રતિગ્રહથી અત્યંત પ્રત્યવાય લાગે એમ દેખાડવામાટે બ્રાહ્મણને વિદ્વાન અને બ્રહ્મવાદી એ બન્ને વિશેષણો આપેલા છે સાધારણ પ્રતિગ્રહો तस्मादविद्वान् बिभियात् । વગેરે વાક્યો પ્રમાણે અવિદ્વાનને નડેછે પણ વિદ્વાન કે જે પોતાના કર્મમા કુશળ હોય તેને નડતા નથી પણ આ પ્રતિગ્રહ તો વિદ્વાનને પણ નડે એવો છે એમ બતાવ્યુ છે અને તેથી જ તે પ્રતિગ્રહને ઘોર કહેવામા આવ્યો છે

હવે સંક્ષેપથી નિત્યકર્ત્તવ્ય બતાવતાં નિદ્રાત્યાગનો સમય અને તે સમયનુ કર્ત્તવ્ય જણાવેછે—

**ब्राह्मे मुहूर्त्ते बुद्ध्येत धर्मार्थौ चानुचिन्तयेत् ॥**
**कायक्लेशांश्च तन्मूलान्वेदतत्त्वार्थमेव च ॥ ९२ ॥**

બ્રાહ્મમુહૂર્ત્તમા જાગવુ અને તે સમયે ધર્મ તથા અર્થસબંધી વિચાર કરવો તેમ ધર્માર્થમાટે થતા કાયાના કલેશોનો તથા વેદના તત્ત્વાર્થનો પણ વિચાર કરવો ૯૨

રાત્રિનો છેલ્લો પ્રહર બ્રાહ્મમુહૂર્ત્ત કહેવાયછે બ્રાહ્મી એટલે સરસ્વતીના પ્રબોધનો હેતુ હોવાથી તે સમય બ્રાહ્મમુહૂર્ત્ત કહેવાયેલ છે અહીં મુહૂર્ત્ત શબ્દ માત્ર કાલવાચક છે તે બ્રાહ્મમુહૂર્ત્તમા જાગવુ દક્ષનુ વચન છે કે પ્રદોષનો પ્રહર તથા રાત્રિનો છેલ્લો પ્રહર વેદાભ્યાસથી વ્યતીત કરનાર અને વચ્ચેના બે પ્રહર નિદ્રા કરનારો પુરૂષ બ્રહ્મસ્વરૂપને પામેછે એ સમયે જાગીને ધર્મ તથા અર્થના અનુષ્ઠાનનો અને ધર્મ તથા અર્થનુ અનુષ્ઠાન કરવામા કાયાને થતા કલેશોનો પણ વિચાર કરવો ધર્મ સ્વલ્પ થતો હોય તથા તેમાં શારીર કલેશ વિશેષ થતો

પોતાના ગુણો બીજાઓના ધ્યાનમાં આવે તે યશ કહેવાયછે અને પોતાના ગુણો બીજાઓથી ગવાય તે કીર્તિ કહેવાયછે.

ઉપાકર્મવિધિ કહેછે—

**श्रावण्यां प्रौष्टपद्यां वाप्युपाकृत्य यथाविधि ॥**
**युक्तश्छन्दांस्यधीयीत मासान्विप्रोर्धपञ्चमान् ॥९५॥**

બ્રાહ્મણે શ્રાવણમાસની પૌર્ણમાસીને દિવસે અથવા ભાદ્રપદમાસની પૌર્ણમાસીને દિવસે યથાવિધિ ઉપાકર્મ કરી પ્રયત્નપૂર્વક સાડાચાર માસપર્યંત વેદાધ્યયન કરવું ૯૫

શ્રાવણ અથવા ભાદ્રપદમાસ એમ વિકલ્પ કર્યોછે તે વિકલ્પની વ્યવસ્થા આમ છે કે ઋગ્વેદી અને યજુર્વેદી એઓ શ્રાવણમાસમાં ઉપાકર્મ કરે અને સામવેદીઓ ભાદ્રપદમાસમાં ઉપાકર્મ કરે.

ઉત્સર્ગવિધિ કહેછે—

**पुष्ये तुच्छन्दसां कुर्याद्बहिरुत्सर्जनं द्विजः ॥**
**माघशुक्लस्य वा प्राप्ते पूर्वाह्णे प्रथमेहानि ॥९६॥**

બ્રાહ્મણે સાડાચારમાસપછી પુષ્યનક્ષત્ર આવે ત્યારે ગામ બહાર જઈ વેદનો ઉત્સર્ગ કરવો અથવા માઘમાસના શુક્લપક્ષને પહેલે દિવસે પૂર્વાહ્ણ સમયમાં ઉત્સર્ગ કરવો ૯૬

જેઓએ શ્રાવણમાસમાં ઉપાકર્મ કરેલ હોય તેઓ પૌષમાસમાં પુષ્ય નક્ષત્રને દિવસે અને જેઓએ ભાદ્રપદમાસમાં ઉપાકર્મ કરેલ હોય તેઓ માઘમાસના શુક્લપક્ષને પહેલે દિવસે ઉત્સર્ગ કરે ઉપાકર્મ અને ઉત્સર્ગનો વિધિ પોતાના ગૃહ્ય સૂત્રમાં કહેલો હોય તે સમજવો

ઉત્સર્ગ કર્યાપછી અધ્યયનના વિરામનો અવધિ બતાવેછે—

**यथाशास्त्रं तु कृत्वैवमुत्सर्गं छन्दसां बहिः ॥**
**विरमेत्पक्षिणीं रात्रिं तदेवैकमहर्निशम् ॥ २७ ॥**

શાસ્ત્રપ્રમાણે ગામની બહાર જઈ એરીતે ઉત્સર્ગ કર્મ કરી પક્ષિણી રાત્રિપર્યંત અથવા તેજ એક અહોરાત્રપર્યંત અનધ્યાય પાળવો. ૯૭

હોય તેમ તે ધર્મ બીજા ધર્મોનો વિરોધી હોય તો તેનો ત્યાગ કરવો. વ' જે અર્થ સેવાવગેરે અત્યંત ક્લેશ આપનારો હોય તેનો પણ ત્યાગ કરવો કેમ "सर्वत एवात्मानं गोपायेत् । એટલે સર્વરીતે આત્માનું સંરક્ષણ કરવું" એ' શ્રુતિની આજ્ઞા છે. નિશ્ચય કર્યાવગર કોઇ કર્મ કરવું નહિ તેમ મનોરાજ્યવગે સંકલ્પો કરવા નહિ પુરૂષોનો એવો સ્વભાવ હોયછે કે જ્યારે બાહ્યવ્યાપાર' હોય ત્યારે તેને પરદ્રવ્યની ઇચ્છાવગેરે માનસસંકલ્પો થાયછે તેની નિવૃ' પૂર્વક પુરૂષાર્થમાટે આ વાક્ય છે તે સમયે વેદના તત્વાર્થનો વિચાર કરવો તે' વેદાંતવિધિથી આત્મજ્ઞાનનો અભ્યાસ કરવો અથવા કર્મકાંડમાં જે વેદનો અ છે તેનો વિચાર કરવો એટલે આ વિધિ છે, આ તેનો અર્થ છે, તેમા આ ક' છે, આ પ્રમાણે તેનું રૂપ છે, આ દેવતા છે, આ દ્રવ્ય છે, આ અધિકારી ' અને આ પ્રમાણે ઇતિકર્તવ્યતા છે ઇત્યાદિવિષયનો પોતાની બુદ્ધિથી વિચાર કર' નિશ્ચય કરવો તેમ વેદનું વ્યાખ્યાન કરનારા વિદ્વાનોના મતભેદથી હેતુપૂર્વ વિચાર કરવો કે અમુક વ્યાખ્યાન કરનારનું કહેવું યોગ્ય છે અને અમુક વ્યાખ્યા' કરનારની ભ્રાંતિ છે.

શયનના ત્યાગ પછી કરવાનાં આવશ્યક કર્મો કહેછે—

**उत्थायावश्यकं कृत्वा कृतशौचः समाहितः ॥**
**पूर्वां सन्ध्यां जपंस्तिष्ठेत्स्वकाले चापरां चिरम् ॥९३॥**

શયનમાંથી ઉઠી મૂત્રપુરીષોત્સર્ગ કરી શૌચ કરવુ તેપછી સાવધાનપણે પ્રાતઃસંધ્યામાં દીર્ઘકાલસુધી જપ કરવો અને પોતાના કાળમા સાયંસંધ્યામાં પણ ચિરકાલપર્યંત જપ કરવો ૯૩.

પ્રાતઃસંધ્યામા ગાયત્રીનો જપ સૂર્યોદય પછી પણ વિશેષ સમય સુધી કરવો અને સાયંસંધ્યામાં પણ ગાયત્રીનો જપ સૂર્યાસ્ત પછી તારાઓ દેખાય તે પછી પણ કરવો

સંધ્યામાં વિશેષસમયસુધી ગાયત્રીનો જપ કરવાથી દીર્ઘાયુ- વગેરેનો લાભ મળેછે એ વિષે દૃષ્ટાંત કહેછે—

**ऋषयो दीर्घसन्ध्यत्वाद्दीर्घमायुरवाप्नुयुः ॥**
**प्रज्ञां यशश्च कीर्त्तिं च ब्रह्मवर्चसमेव च ॥ ९४ ॥**

સંધ્યામાં દીર્ઘકાલપર્યંત ગાયત્રીનો જપ કરવાથી ઋષિઓ દીર્ઘઆયુષ, બુદ્ધિ, યશ, કીર્ત્તિ અને બ્રહ્મતેજને પામેલા છે. ૯૪.

પોતાના ગુણો બીજાઓના ધ્યાનમાં આવે તે યશ કહેવાયછે અને પોતાના ગુણો બીજાઓથી ગવાય તે કીર્તિ કહેવાયછે

ઉપાકરણવિધિ કહેછે—

श्रावण्यां प्रौष्ठपद्यां वाप्युपाकृत्य यथाविधि ॥
युक्तश्छन्दांस्यधीयीत मासान्विप्रोऽर्धपञ्चमान् ॥९५॥

બ્રાહ્મણે શ્રાવણમાસની પૌર્ણમાસીને દિવસે અથવા ભાદ્રપદમાસની પૌર્ણમાસીને દિવસે યથાવિધિ ઉપાકર્મ કરી પ્રયત્નપૂર્વક સાડાચાર માસપર્યંત વેદાધ્યયન કરવું ૯૫

શ્રાવણ અથવા ભાદ્રપદમાસ એમ વિકલ્પ કર્યોછે તે વિકલ્પની વ્યવસ્થા આમ છે કે ઋગ્વેદી અને યજુર્વેદી એઓ શ્રાવણમાસમાં ઉપાકર્મ કરે અને સામવેદીઓ ભાદ્રપદમાસમાં ઉપાકર્મ કરે,

ઉત્સર્ગવિધિ કહેછે—

पुष्ये तुच्छन्दसां कुर्याद्बहिरुत्सर्जनं द्विजः ॥
माघशुक्लस्य वा प्राप्ते पूर्वाह्णे प्रथमेऽहनि ॥ ९६ ॥

બ્રાહ્મણે માગશરમાસપછી પુષ્યનક્ષત્ર આવે ત્યારે ગામ બહાર જઈ વેદનો ઉત્સર્ગ કરવો અથવા માઘમાસના શુકલપક્ષને પહેલે દિવસે પૂર્વાહ્ણસમયમાં ઉત્સર્ગ કરવો ૯૬

જેઓએ શ્રાવણમાસમાં ઉપાકર્મ કર્યું હોય તેણે પોષમાસના પુષ્યનક્ષત્રને દિવસે અને જેઓએ ભાદ્રપદમાસમાં ઉપાકર્મ કર્યું હોય તેઓ માઘમાસના શુકલપક્ષને પહેલે દિવસે ઉત્સર્ગ કરે ઉપાકર્મ અને ઉત્સર્ગનો વિધિ પોતાના ગૃહ્યસૂત્રમાં કહેલો હોય તે સમજવો

ઉત્સર્ગ કર્યાપછી અધ્યયનના વિરામનો અવધિ બતાવેછે—

यथाशास्त्रं तु कृत्वैवमुत्सर्गं छन्दसां बहिः ॥
विरमेत्पक्षिणीं रात्रिं तदेवैकमहर्निशम् ॥ ९७ ॥

શાસ્ત્રપ્રમાણે ગામની બહાર જઈ એરીતે ઉત્સર્ગ કર્મ કરી પક્ષિણી રાત્રિપર્યંત અથવા તેજ એક અહોરાત્રપર્યંત અનધ્યાય પાળવો ૯૭

જે રાત્રિની આગળનો દિવસ તથા પાછળનો દિવસ પણ સાથેજ ગણવામાં આવે તે રાત્રિ પક્ષિણી કહેવાયછે, એટલે પહેલા દિવસના સૂર્યોદયથી માંડીને બીજા દિવસના સૂર્યાસ્તસુધીનો સમય તે પક્ષિણી રાત્રિ સમજવી અને અહોરાત્ર એટલે પહેલા દિવસના સૂર્યોદયથી બીજા દિવસના સૂર્યોદયસુધીનો સમય સમજવો.

ઉત્સર્ગપછી અધ્યયનના વિરામનો અવધિ પૂરો થયા બાદ અધ્યયનનો નિયમ જણાવેછે—

अत ऊर्ध्वं तु छन्दांसि शुक्लेषु नियतः पठेत् ॥
वेदाङ्गानि च सर्वाणि कृष्णपक्षेषु संपठेत् ॥ ९८ ॥

ઉત્સર્ગના અનધ્યાય પછી નિયતપણે શુકલપક્ષમાં વેદાધ્યયન કરવું અને કૃષ્ણપક્ષમાં વેદનાં અંગોનુ અધ્યયન કરવું. ૯૮.

જેમ પુરુષના હાથપગવગેરે અંગ ગણાયછે તેમ વેદરૂપ પુરુષના છંદઃશાસ્ત્રઆદિ અંગ ગણાયછે, જેમકે છંદઃશાસ્ત્ર વેદના ચરણરૂપ, કલ્પ તેના હસ્તરૂપ, જ્યોતિષ તેના ચક્ષુરૂપ, નિરુક્ત તેના શ્રોત્રરૂપ, શિક્ષા તેના ઘ્રાણરૂપ અને વ્યાકરણશાસ્ત્ર તેના મુખરૂપ કહેવાયછે

વેદાધ્યયન કેવીરીતે અને ક્યારે ન કરવું વગેરે જણાવેછે—

नाविस्पष्टमधीयीत न शूद्रजनसन्निधौ ॥
न निशान्ते परिश्रान्तो ब्रह्माधीत्य पुनः स्वपेत् ॥९९॥

અસ્પષ્ટપણે અને શૂદ્રના સન્નિધિમાં અધ્યયન કરવું નહિ અને રાત્રિના પાછલા પ્રહરમાં વેદાધ્યયન કરી પરિશ્રમને લીધે પુનઃશયન કરવું નહિ. ૯૯.

સ્વરો તથા વ્યંજનોની સ્પષ્ટતાવગરનું અધ્યયન કરવું નહિ. તેમજ શૂદ્રના સન્નિધિમા પણ અધ્યયન કરવું નહિ પરોઢિયે જાગી અધ્યયન કરતાં કરતાં કંટાળી પાછા સુઇ જવું નહિ.

મંત્રભાગ અને બ્રાહ્મણભાગનું અધ્યયન વિધિપૂર્વક કરવાની ભલામણ કેછે—

यथोदितेन विधिना नित्यं छन्दस्कृतं पठेत् ॥
ब्रह्मच्छन्दस्कृतं चैव द्विजो युक्तो ह्यनापदि ॥१००॥

આપ્રમાણે યથોક્ત વિધિથી સર્વ મંત્રાત્મક વેદોનુ અધ્યયન કરવું અને આરોગ્યાદિની અનુકૂળતા હોય તો પ્રયત્નપૂર્વક બ્રાહ્મણ તથા સંહિતા એ બન્નેનુ અધ્યયન કરવું ૧૦૦.

ઉપર કહેલા વિધિપ્રમાણે સર્વદા મંત્રાત્મકવેદો એટલે સંહિતાભાગનું અધ્યયન કરવું અને વિશેષ બની શકે તો બ્રાહ્મણભાગ અને સંહિતા એ બન્નેનું અધ્યયન કરવું આમ કહીને સંહિતાભાગનું અધ્યયન વિશેષ આવશ્યકતાવાળું દેખાડ્યુ છે કારણ કર્મોમા અંતરંગસંબંધ સંહિતામાના મંત્રોનો જ હોયછે. ઉપદેશમાત્રમા ઉપયોગી હોવાથી બ્રાહ્મણભાગનો બહિરંગ સંબંધ છે

અનધ્યાય વર્જવાનું કહેછે—

**इमान्नित्यमनध्यायानधीयानो विवर्जयेत् ॥**
**अध्यापनं च कुर्वाणः शिष्याणां विधिपूर्वकम् ॥१०१॥**

અધ્યયન કરનાર પુરૂષે તથા વિધિપૂર્વક શિષ્યોને અધ્યાપન કરાવનાર પુરૂષે વક્ષ્યમાણ અનધ્યાયો મર્યા છોડી દેવાના છે ૧૦૧

વાયુવિપત્તિથી થતા અનધ્યાય કહેછે—

**कर्णश्रवेनिले रात्रौ दिवा पांसुसमूहने ॥**
**एतौ वर्षास्वनध्यायावध्यायज्ञाः प्रचक्षते ॥ १०२ ॥**

વર્ષાઋતુમા રાત્રિએ કાનથી સંભળાય એવો વાયુ વાતો હોય ત્યારે તથા દિવસના ધૂળને ઉડાવે એવો વાયુ વાતો હોય ત્યારે એટલે એ બન્ને સમયોને, અધ્યાપનવિધિ જાણનારા અનધ્યાય કહેછે ૧૦૨

આ બન્ને અનધ્યાયો તાત્કાલિક છે એટલે જેટલા સમયસધી તેવો વાયુ વાતો હોય તેટલા સમયસધીને માટે જ છે

વીજળીવગેરેના નિમિત્તથી થતા અનધ્યાયો જણાવેછે—

**विद्युत्स्तनितवर्षेषु महोल्कानां च संप्लवे ॥**
**आकालिकमनध्यायमेतेषु मनुरब्रवीत् ॥ १०३ ॥**

વીજળી, ગર્જના અને વરસાદ એ ત્રણે સાથે થાય ત્યારે અને મોટાટા ઉલ્કાપાત થાય એઓમા મનુએ આકાલિક અનધ્યાય કહેલો છે ૧૦૩

આમાંનું કાંઇપણ નિમિત્ત જે સમયે થાય ત્યાંથી સાઠ ઘડીસુધી ગણાતો એટલે બીજે દિવસે તે સમયસુધી ગણાતો અનધ્યાય આકાલિક કહેવાયછે.

ઉપરના શ્લોકમાં જણાવેલ અનધ્યાયનો સંકોચ તથા મેઘદર્શનના અનધ્યાયની વ્યવસ્થા બતાવેછે—

एतांस्त्वभ्युदितान्विद्याद्यदा प्रादुष्कृताग्निषु ॥
तदा विद्यादनध्यायमनृतौ चाभ्रदर्शने ॥ १०४ ॥

ઉપર કહેલાં વીજળીવગેરે અનધ્યાયનાં કારણો જો વર્ષાઋતુમાં જ્યારે અગ્નિ પ્રકટ કરવામાં આવે તે સમયે થયાં હોય તો અનધ્યાય કરવો અને વર્ષાઋતુવગર તે સમયમાં મેઘદર્શન થાય ત્યારે પણ અનધ્યાય જાણવો. ૧૦૪.

હોમનો અગ્નિ પ્રકટ કરવાનો નિયમિત સમય સંધ્યાકાળ છે તો તે વખતે જો વર્ષાઋતુમાં વીજળીવગેરે અનધ્યાયનાં કારણો, સાથે જ થાય તો અનધ્યાય ગણવો અને બીજી ઋતુઓમાં તે સમયે એટલે સંધ્યાસમયે માત્ર મેઘદર્શન થાય તોપણ અનધ્યાય ગણવો વર્ષાઋતુમાં માત્ર મેઘદર્શનથી જ અનધ્યાય ગણવો નહિ

બીજા પણ આકાલિક અનધ્યાયો કહેછે—

निर्घाते भूमिचलने ज्योतिषां चोपसर्जने ॥
एतानाकालिकान्विद्यादनध्यायानृतावपि ॥ १०५ ॥

અંતરિક્ષમાં કડાકા થાય ત્યારે, ભૂકંપ થાય ત્યારે અને સૂર્યવગેરેને કંઇ પીડા થાય ત્યારે વર્ષાઋતુમાં તથા બીજા સમયોમાં પણ એ આકાલિક અનધ્યાયો જાણવા. ૧૦૫.

ગ્રહોની પરસ્પર અથડામણ એ સૂર્યવગેરેને પીડા થતી સમજવી.

સંધ્યાસમયમાં અનધ્યાયના હેતુભૂત વીજળીવગેરે ત્રણે નિમિત્તો ન થતાં જો તેમાંના વરસાદવગર બાકી બે થયાં હોય તો તે અનધ્યાયની આકાલિકતા મટી જતી દેખાડેછે—

प्रादुष्कृतेष्वग्निषु तु विद्युत्स्तनितनिःस्वने ॥
सज्योतिः स्यादनध्यायः शेषे रात्रौ यथा दिवा ॥१०६॥

અગ્નિ પ્રગટ કરેલ હોય ત્યારે એટલે સધ્યાસમયમા જો વીજળી તથા ગર્જનાનો શબ્દ થતો હોય તો મ ગોનિ અનધ્યાય કરવો અને જો સાથે વરસાદ પણ થતો હોય તો જેમ દિવસના તેમ રાત્રિનો પણ અનધ્યાય થાયછે ૧૦૬.

વીજળી અને ગર્જના એ બન્ને સાથે થયા હોય તો સજ્યોતિ અનધ્યાય થાય એટલે પ્રાતસધ્યામા એ નિમિત્ત થયેલ હોય તો આખો દિવસ એટલે સૂર્યાસ્તપર્યન્ત અને સાયસધ્યામા એ નિમિત્ત થયેલ હોય તો આખી રાત્રિ એટલે નક્ષત્ર તારાઓનુ દેખાતુ બધ થતાસુધી અનધ્યાય સમજવો પણ જો વીજળી અને ગર્જના એઓની સાથે વરસાદ પણ હોય તો પ્રથમ કહેવા પ્રમાણે આકાલિક એટલે રાત્રિદિવસ એ બન્ને પૂરા થાય ત્યા સુધીનો અનધ્યાય સમજવો

નિત્ય અનધ્યાયનાં હેતુભૂત સ્થળો કહેછે—

**नित्यानध्याय एव स्याद्ग्रामेषु नगरेषु च ॥**
**धर्मनैपुण्यकामानां पूतिगन्धे च सर्वदा ॥ १०७ ॥**

ધર્મમા નિપુણપણાની ઇચ્છાવાળા પુરુષોને ગ્રામ તથા નગરોમા નિત્ય અનધ્યાય થાયછે અને જ્યા સર્વદા દુર્ગંધ આવતો હોય ત્યા પણ નિત્ય અનધ્યાય થયછે ૧૦૭

જે શિષ્યો ગ્રહણ કરેલા વેદના અભ્યાસથી થતા અદૃષ્ટધર્મની ઇચ્છાવાળા હોય તેઓ ધર્મસબધિ નિપુણપણાવાળા ગણાયછે આ ઉપરથી કેવળ વિદ્યાસબધિ નિપુણપણાવાળાઓમાટે ગામ અને નગરનો નિષેધ સમજવાના નથી

અનધ્યાયના નિમિત્તભૂત બીજા સ્થળો પણ કહેછે—

**अन्तर्गतशवे ग्रामे वृषलस्य च सन्निधौ ॥**
**अनध्यायो रुद्यमाने समवाये जनस्य च ॥ १०८ ॥**

જેમા શબ પડેલુ હોય એવા ગામમા અધાર્મિક જનના સનિધિમા તથા જ્યા લોકો સમુદાય રુદન કરતો હોય ત્યા પણ અનધ્યાય સમજવો ૧૦૮

ઉપરના શ્લોકમા સામાન્યરીતે ગામનો નિષેધ કરવામા આવ્યો છે છતા આ જેની અદર શબ પડેલુ હોય એવા ગામનો નિષેધ કર્યો તે ઉપરથી ઉપરનો નિષેધ કઇ શિથિલ થઇ ગયો એમ નિકળેછે કે વખતપર ગામમા અધ્યયન થઇ શકેછે તોપણ જ્યારે તેમા કોઇ શબ પડેલુ હોય ત્યારે તો ત્યા અધ્યયન થઇ શકે જ નહિ થોડી વસતીવાળુ હોય તે ગામ કહેવાયછે આ અનધ્યાયના

૯૯ મા શ્લોકમા શૂદ્રની નજીકમા અધ્યયનનો નિષેધ થયેલો છે તેથી આ સ્થળે શ્લોકમાના વૃષલ શબ્દનો અર્થ શૂદ્ર નહિ પણ ‘અધાર્મિકજન’ એવો કરવામા આવેછે શ્લોકમાના રુધ્યમાને એ પદને બદલે કેટલાએક લોગ રુધ્યમાને એમ પણ બોલેછે ત્યા એવો અર્થ થાયછે કે લોકસમૂહને રાજાના માણસોએ રોકી મૂક્યા હોય કે ધાડપાડુ લોકોએ ઘેરી અટકાવેલ હોય ત્યા પણ અનધ્યાય જ સમજવો

વેદનુ મનથી પણ ચિંતન ન થાય એવાં નિમિત્તો બતાવેછે—

**उदके मध्यरात्रे च विण्मूत्रस्य विसर्जने ॥**
**उच्छिष्टः श्राद्धभुक्चैव मनसापि न चिन्तयेत् ॥१०९॥**

જળના મધ્યમા, મધ્યરાત્રે, મળમૂત્રના ત્યાગ સમયમા, મુખ ઉચ્છિષ્ટ હોય ત્યારે અને શ્રાદ્ધમા ભોજન કરનારાએ મનથી પણ વેદનુ ચિંતન કરવુ નહિ ૧૦૯

* જળના મધ્યમા એ નિષેધ જળમા થતા અઘમર્ષણ મંત્રજપના સંબંધમા સમજવો નહિ

ત્રણ દિનસપર્યંતના અનધ્યાયના હેતુ કહેછે—

**प्रतिगृह्य द्विजो विद्वानेकोद्दिष्टस्य केतनम् ॥**
**त्र्यहं न कीर्त्तयेद्ब्रह्म राज्ञो राहोश्च सूतके ॥११०॥**

વિદ્વાન બ્રાહ્મણે એકોદ્દિષ્ટ શ્રાદ્ધનુ નિમંત્રણ સ્વીકારેલ હોય ત્યાથી ત્રણ દિનસપર્યંત વેદાધ્યયન કરવુ નહિ એવી જ રીતે ક્ષત્રિય રાજાને ત્યા પુત્રજન્મનુ સૂતક હોય ત્યારે તથા સૂર્ય કે ચંદ્રનુ ગ્રહણ હોય ત્યારે ત્રણ દિનસપર્યંત અનધ્યાય પાળવો ૧૧૦

જેમા એકનો જ ઉદ્દેશ હોય તે શ્રાદ્ધ એકોદ્દિષ્ટ કહેવાયછે

એકોદ્દિષ્ટશ્રાદ્ધથી થતા અનધ્યાયનો વિશેષ પ્રકાર બતાવેછે—

**यावदेकानुदिष्टस्य गन्धो लेपश्च तिष्ठति ॥**
**विप्रस्य विदुषो देहे तावद्ब्रह्म न कीर्त्तयेत् ॥१११॥**

જ્યા સુધી એકોદ્દિષ્ટ શ્રાદ્ધનો ગંધ તથા લેપ વિદ્વાન બ્રાહ્મણના દેહમા રહે ત્યા સુધી તેણે વેદાધ્યયન કરવુ નહિ ૧૧૧

શ્રાદ્ધમાં ભોજન કરતી વખતે ચંદન કરેલ હોય તે બીજે દિવસે સ્નાન કરે ત્યારે શરીરપરથી જાય એટલે બીજે દિવસ સ્નાન કર્યા પછી વેદાધ્યયન કરવું. ગંધ અને લેપ એ બે શબ્દોને ઉપલક્ષણરૂપ ગણી એમ કહેવામાં આવેછે કે ગંધ અને લેપ ન હોય તોપણ તેણે ભોજન કર્યું હોય તે પચેલું ન હોય ત્યાં સુધી અધ્યયન કરવું નહિ.

શરીરની કઢંગી સ્થિતિમાં તેમજ અપવિત્રભોજન લીધું હોય ત્યારે અધ્યયન કરવાનો નિષેધ કરેછે—

शयानः प्रौढपादश्च कृत्वा चैवावसक्थिकाम् ॥

नाधीयीतामिषं जग्ध्वा सूतकान्नाद्यमेव च ॥११२॥

સૂતાં સૂતાં, પગઉપર પગ ચડાવીને કે લાંબા પગ કરીને તથા વસ્ત્રવડે બન્ને ગોઠણ બાંધીને બેસવાની સ્થિતિમાં તેમજ માંસભક્ષણ કર્યું હોય ત્યારે અને સૂતકીનું અન્ન ખાધુ હોય ત્યારે વેદાધ્યયન કરવું નહિ. ૧૧૨.

વેદાધ્યયન તો ઠીક પણ બીજું દરકોઇ અધ્યયન ઉપરની કોઇપણ સ્થિતિમાં કદીપણ સારીરીતે થઇ શકતું નથી

અનધ્યાયના વિશેષ સમયો કહેછે—

नीहारे बाणशब्दे च सन्ध्ययोरेव चोभयोः ॥

अमावास्याचतुर्दश्योः पौर्णमास्यष्टकासु च ॥११३॥

ઝાકળથી થયેલો અંધકાર હોય ત્યારે, બાણનો શબ્દ થતો હોય ત્યારે, બન્ને સંધ્યાસમયમાં તથા અમાવાસ્યા, ચતુર્દશી, પૌર્ણમાસી અને અષ્ટમીને દિવસ પણ અનધ્યાય સમજવો. ૧૧૩.

બાણ એટલે તીર કે કરાનો શબ્દ થતો હોય ત્યારે અથવા કેટલાએક બાણનો અર્થ વીણા પણ કરેછે અને તેથી જ્યારે વીણાનો શબ્દ થતો હોય ત્યારે પણ અનધ્યાય ગણવો. અષ્ટમી અને ચતુર્દશી બન્ને પક્ષની સમજવી.

અમાવાસ્યાવગેરે નિષિદ્ધતિથિઓમાં અધ્યયન કરવા કરાવવાથી થતી હાનિ જણાવેછે—

अमावास्या गुरुं हन्ति शिष्यं हन्ति चतुर्दशी ॥

ब्रह्माष्टकापौर्णमास्यौ तस्मात्ताः परिवर्जयेत् ॥११४॥

અમાવાસ્યા ગુરૂને હણેછે, ચતુર્દશી શિષ્યનો નાશ કરેછે અને અષ્ટમી તથા પૂર્ણિમા વેદને હણેછે માટે તે તિથિઓમા વેદાધ્યયન કરવુ નહિ ૧૧૪.

અમાવાસ્યાને દિવસે વેદાધ્યયન કરાવવામા આવે તો ગુરૂના આયુષમા હાનિ થાયછે, ચતુર્દશીને દિવસ વેદાધ્યયન કરવામા આવે તો શિષ્યના આયુષમા હાનિ થાયછે અને અષ્ટમી તથા પૂર્ણિમાને દિવસે વેદાધ્યયન કરવામા આવે તો વેદ પોતે જ પ્રભાવહીન થાયછે અથવા ભણનારને તે યાદ રહેતો નથી

જે કારણો દેખીતીરીતે જ અધ્યયનમાં વિઘ્નરૂપ છે તે જણાવેછે—

**पांसुवर्षे दिशां दाहे गोमायुविरुते तथा ॥**
**श्वखरोष्ट्रे च रुवति पङ्क्तौ च न पठेद्द्विजः ॥११५॥**

ધૂળનો વરસાદ થતો હોય, દિશાઓનો દાહ જણાતો હોય અને શિયાળ, શ્વાન, ગર્દભ તથા ઉંટ એઓ શબ્દ કરતા હોય ત્યારે તેમજ જેઓ પંક્તિમા બેસવાને અયોગ્ય હોય તેઓની પંક્તિમા બેસીને બ્રાહ્મણે વેદાધ્યયન કરવુ નહિ ૧૧૫

પંક્તિમા બેસવાને અયોગ્ય બ્રાહ્મણોનુ પરિગણન ત્રીજા અધ્યાયના શ્રાદ્ધ પ્રકરણમા કરવામા આવેલુ છે શ્લોકમાનુ पङ्क्तौ એ પદ સ્વતંત્ર નહિ રાખતા કેટલાએક લોકો આ શ્લોકનો એમ પણ અર્થ કરેછે કે ' ધૂળ વરસતી હોય, દિશાઓનો દાહ જણાતો હોય શિયાળનો શબ્દ થતો હોય તથા કુતરા હારો હાર ઉભી ભસતા હોય કે ગધેડા હારોહાર ઉભી ભુંકતા હોય તેમજ ઉંટો ગાંગરતા હોય ત્યારે બ્રાહ્મણે વેદાધ્યયન કરવુ નહિ

સ્મશાનવગેરેની સમીપમાં તેમજ અશુદ્ધપણે અધ્યયન કરવાનો નિષેધ કરેછે—

**नाधीयीत श्मशानान्ते ग्रामान्ते गोव्रजेऽपि वा ॥**
**वसित्वा मैथुनं वासः श्राद्धिकं प्रतिगृह्य च ॥११६॥**

સ્મશાનની સમીપમા, ગામની સમીપમા, ગાયના ગોષ્ઠમા મૈથુનસમયે ધારણ કરેલું વસ્ત્ર ધારણ કરીને તથા શ્રાદ્ધમા પ્રતિગ્રહ કરીને વેદાધ્યયન કરવુ નહિ ૧૧૬

શ્રાદ્ધમા પ્રતિગ્રહ કરીને એટલે શ્રાદ્ધ કરનારની દક્ષિણાઆદિ લઇને પણ અનધ્યાય પાળવો

શ્રાદ્ધમાં દાન લેવું એ અનધ્યાયનો હેતુ હોવામાં સ્પષ્ટ કારણ જણાવેછે—

प्राणि वा यदि वाप्राणि यत्किञ्चिच्छ्राद्धिकं भवेत् ॥
तदालभ्याप्यनध्यायः पाण्यास्यो हि द्विजः
स्मृतः ॥ ११७ ॥

પ્રાણિ તથા અપ્રાણિ જે કાંઇ શ્રાદ્ધોપયોગી વસ્તુ હોય તેનો હાથથી પ્રતિગ્રહ કરીને અનધ્યાય કરવો કારણ કે બ્રાહ્મણ હાથરૂપીમુખવાળો છે એમ કહેલું છે ૧૧૭

શ્રાદ્ધમા કેવળ ભીહિત રૂપ સરખા અન્નનો પ્રતિગ્રહ જ અનધ્યાયનો હેતુ છે એમ સમજવુ નહિ પણ ગાયવગેરે પ્રાણી અને વસ્ત્રવગેરે અપ્રાણી પદાર્થ એઓને પણ પ્રતિગ્રહના સમયમા હાથથી સ્પર્શ થાય એ ટે પછી અનધ્યાય પાળવો કારણ કે શ્રાદ્ધમા પ્રતિગ્રહસમયે તેઓના હાથથી સ્પર્શ કરવો એજ ભોજનતુલ્ય ગણાયછે બ્રાહ્મણનો હાથ એજ તેના મુખબરોબર છે એટલે તે જેમ ભોજન કરવાથી દૂષિત થાયછે તેમ પ્રતિગ્રહ કરવાથી પણ દૂષિત થાયછે અને એરીતે દૂષિતપણામા વેદોચ્ચાર કરવા તે અયોગ્ય ગણાયછે

અપાધારી આપત્તિસરખા સમયમા પણ અનધ્યાય જણાવેછે—

चौरैरुपप्लुते ग्रामे संभ्रमे चाग्निकारिते ॥
आकालिकमनध्यायं विद्यात्सर्वाद्भुतेषु च ॥ ११८ ॥

ચોરલોકોએ ગામને ઉપદ્રવ કર્યા હોય લાગે તથા અગ્નિથી ભય થયો હોય ત્યારે તેમજ સઘળા અદ્ભુતોના દેખાવોમા આકાલિક અનધ્યાય થાયછે ૧૧૮

આકાશ તથા પૃથ્વીવગેરેમા તારાઓ ખરવાવગેરે થતા ઉત્પાતો અદ્ભુત દેખાવોમા ગણાયછે

ઉપાકર્મવગેરેમા પણ અનધ્યાય જણાવેછે—

उपाकर्मणि चोत्सर्गे त्रिरात्रं क्षेपणं स्मृतम् ॥
अष्टकासु त्वहोरात्रमृत्वन्तासु च रात्रिषु ॥ ११९ ॥

ઉપાકર્મમાં તથા ઉત્સર્ગમાં ત્રણ રાત્રિસુધી અનધ્યાય કહેલો છે અને અષ્ટકાઓમાં તથા ઋતુઓના અંતની રાત્રિઓમાં અહોરાત્રનો અનધ્યાય કહેલો છે. ૧૧૯.

આ અધ્યાયના ૯૭ મા શ્લોકમાં ઉત્સર્ગપછી પક્ષિણીરાત્રિ અથવા એક અહોરાત્રનો અનધ્યાય કહ્યા છતાં અહીં ત્રણ રાત્રિનો અનધ્યાય કહ્યો તે વિશેષ ધર્મની ઇચ્છાવાળાને માટે છે. માર્ગશીર્ષની પૂર્ણિમાપછી કૃષ્ણપક્ષની ત્રણ અષ્ટમીઓ અષ્ટકા કહેવાયછે. જો કે સર્વે અષ્ટમીઓમાં અનધ્યાય કહેલ છે તોપણ અષ્ટકા એ નામથી ઓળખાતી અષ્ટમીઓમાં પૂર્ણ અહોરાત્ર અનધ્યાય ગણાયછે અને બીજી અષ્ટમીઓમાં જેટલી ઘડી અષ્ટમી હોય તેટલી ઘડી અનધ્યાય પાળે તોપણ ચાલે અને અષ્ટકાઓમાં તેમ ચાલે નહિ.

કોઇપણ વાહનવગેરેપર બેસીને અધ્યયન કરવાનો નિષેધ કહેછે—

**नाधीयीताश्वमारूढो न वृक्षं न च हस्तिनम् ॥**
**न नावं न खरं नोष्ट्रं नेरिणस्थो न यानगः ॥१२०॥**

અશ્વ, વૃક્ષ, હાથી, વહાણ, ગધેડો, ઉંટ અને ગાડુ વગેરે એઓની ઉપર બેસીને તેમજ ખારી જમીનમાં બેસીને અધ્યયન કરવુ નહિ. ૧૨૦.

અધ્યયન કરવામાં અટકાયત કરે એવાં બહારનાં તથા શરીરસબંધી કારણો કહેછે—

**न विवादे न कलहे न सेनायां न सङ्गरे ॥**
**न भुक्तमात्रे नाजीर्णे न वमित्वा न शुक्तके ॥१२१॥**
**अतिथिं चाननुज्ञाप्य मारुते वाति वा भृशम् ॥**
**रुधिरे च स्रुते गात्राच्छस्त्रेण च परिक्षते ॥ १२२ ॥**

વિવાદ થતો હોય ત્યારે, કલહ થતો હોય ત્યારે, સેના ઉભી હોય ત્યારે, યુદ્ધ ચાલતુ હોય ત્યારે, ભોજન કરીને તરત જ, અજીર્ણમાં, વમન થયા પછી, ઉદ્ગાર આવતા હોય ત્યારે, અતિથિ આવેલ હોય તેની રજા લીધાવગર, પવન અત્યંત ફૂંકતો હોય ત્યારે, શરીરમાંથી રુધિર નિકળતુ હોય ત્યારે અને શસ્ત્રથી શરીર કાંઈપણ છેદાયુભેદાયું હોય ત્યારે અધ્યયન કરવું નહિ. ૧૨૧, ૧૨૨.

આક્રોશપૂર્વક વિવાદમાં, દંડાદિકથી પરસ્પરને મારવારૂપ કલહમાં, હાથી, ઘોડા, રથ અને પ્યાદારૂપ સેનામાં અને સંગ્રામમાં અધ્યયન કરવું નહિ. ભોજન કરીને તરત જ એટલે હાથ હજી ભીના જ હોય ત્યાં, અજીર્ણ હોય તે વખતે, ઓડકાર આવતા હોય તે વખતે, તથા અતિથિ આવેલ હોય તેને જણાવ્યાવગર એટલે તેનું માન જાળવવા તેની રજા લીધાવગર પણ અધ્યયન કરવું નહિ. અહીં અતિથિશબ્દને ઉપલક્ષણરૂપ ગણી શિષ્ટનું પણ ગ્રહણ કરવું, એટલે કોઇ શિષ્ટપુરૂષ કોઇ વખતે આવે તો તે વખતે અનધ્યાય ગણવો. કારણ કે તેનો આદરસત્કાર કરવામાં રોકાવું જ જોઇએ. આ અધ્યાયના ૧૦૨ મા શ્લોકમાં કાનથી સંભળાય એવો વાયુ વાતો હોય ત્યારે જે અનધ્યાય કહેલો છે તે વર્ષાઋતુને માટે છે અને અહીં બહુ વાયુ વાતો હોય ત્યારે જે અનધ્યાય કહ્યો તે વર્ષાઋતુસિવાયના વખતમાટે પણ સમજવાનો છે. અથવા मारुते वाति वा भृशम् । એનો અર્થ "ભણનાર વિદ્યાર્થીને ભણતાં ભણતાં જ્યારે શ્વાસ ભરાઇ આવ્યો હોય ત્યારે" એમ પણ કરવામાં આવેછે.

અમુક વેદ ભણાતો હોય ત્યારે બીજા વેદવાળાઓએ સ્વાધ્યાય કરવો નહિ તથા વેદના અમુક અમુક પ્રકરણ પછી અનધ્યાય પાળવો; તે વિષે સ્પષ્ટ સમજાવેછે—

सामध्वनावृग्यजुषी नाधीयीत कदाचन ॥
वेदस्याधीत्य नाप्यन्तमारण्यकमधीत्य च ॥ १२३ ॥

સામવેદનો શબ્દ થતો હોય ત્યારે કદીપણ ઋગ્વેદ તથા યજુર્વેદ ભણવા નહિ. તેમ વળી વેદની સમાપ્તિ કરીને તથા આરણ્યક વેદભાગ ભણીને અનધ્યાય કરવો. ૧૨૩.

સામવેદનું શ્રવણ થતું હોય ત્યાં ઋગ્વેદ તથા યજુર્વેદના મંત્રભાગનું અધ્યયન કરવું નહિ. પણ એ વેદોના બ્રાહ્મણભાગનું અધ્યયન કરવાનો નિષેધ નથી એમ કેટલાએકનું માનવું છે. શ્લોકના ત્રીજા ચરણનો અર્થ "ઉપનિષદ્‌ભાગનું અધ્યયન કરીને પછી મંત્રભાગનો સ્વાધ્યાય કરવો નહિ" એમ પણ થાયછે.

સામવેદનો ધ્વનિ થતો હોય ત્યાં ઋગ્વેદ કે યજુર્વેદનો અનધ્યાય કરવો તેનું કારણ કહેછે—

ऋग्वेदो देवदैवत्यो यजुर्वेदस्तु मानुषः ॥
सामवेदः स्मृतः पित्र्यस्तस्मात्तस्याशुचिर्ध्वनिः १२४

ઋગ્વેદના દેવતા દેવો છે, યજુર્વેદના દેવતા મનુષ્યો છે અને સામવેદના દેવતા પિતૃઓ છે તેથી સામવેદનો શબ્દ અપવિત્ર છે. ૧૨૪.

પિતૃસંબંધી કર્મ કરી જલનો ઉપસ્પર્શ કરવામાં આવેછે, એવું સ્મૃતિવચન છે માટે પિતૃદેવતાક સામવેદનો શબ્દ અપવિત્રજેવો ગણ્યો છે અપવિત્રજેવો છે પણ અપવિત્ર જ છે એમ સમજવું નહિ, ઋચાઓમા વિશેષ સ્તુતિભાગ હોવાથી ઋગ્વેદને દેવદૈવત્ય ગણ્યો છે, મનુષ્યો કર્મપ્રધાન છે અને યજુર્વેદમા ઘણુ કરીને કર્મોનો ઉપદેશ છે. તે સમાનતાને લીધે યજુર્વેદ માનુષ કહેવાયછે અને સામવેદ કાપણ પિતૃશબ્દના સંબંધથી શ્રૂયમાણ છે તેથી પિતૃદૈવત્ય કહેવાયછે શ્રાદ્ધમાં પ્રતિગ્રહ કરનારને અધ્યયનનો નિષેધ કરેલ હોવાથી પિતૃદૈવત્યનું અપવિત્રત્વ ગણી સામવેદ પણ પિતૃદૈવત્ય હોવાથી તેનો ધ્વનિ થતો હોય ત્યા બીજા વેદનું અધ્યયન કરવું નહિ આ અધ્યયનનુ પ્રકરણ હોવાથી સામધ્વનિ થતો હોય ત્યારે ઋગ્યજુષના અધ્યયનનો નિષેધ છે પણ યજ્ઞપ્રયોગમા નિષેધ નથી

અધ્યયનનો ઉપક્રમ કેમ થાયછે તે જણાવેછે—

**एतद्विदन्तो विद्वांसस्त्रयीनिष्कर्षमन्वहम् ॥**
**क्रमतः पूर्वमभ्यस्य पश्चाद्वेदमधीयते ॥ १२५ ॥**

ઉપર જણાવેલી વાતને જાણનારા વિદ્વાનો સર્વદા વેદત્રયીના સારરૂપ પ્રણવ, વ્યાહૃતિ અને ગાયત્રીને પ્રથમ અનુક્રમથી ભણીને પછી વેદ ભણવાનો આરંભ કરેછે ૧૨૫

ઉપરપ્રમાણે ત્રણે વેદોના દેવ, મનુષ્ય અને પિતૃદેવતાપણાને જાણતા શાસ્ત્રજ્ઞપુરૂષો ત્રણે વેદના સારરૂપ પ્રણવ, વ્યાહૃતિઓ અને સાવિત્રી એઓનું અનુક્રમથી ઉચ્ચારણ કરી પછીથી વેદ ભણેછે આનો અર્થ ગોઠવીને એમ પણ થાયછે કે ઉપરપ્રમાણે વેદોમાં ઉત્તરોત્તરતા પૂર્વની શ્રેષ્ઠતાને જાણનારા પુરૂષો પ્રથમ પૂર્વનું અધ્યયન કરીને પછી તે પછીનાનું અધ્યયન કરેછે એટલે જેઓને અનેક શાખાઓનું અધ્યયન કરવાનું હોયછે તેઓ પ્રથમ ઋગ્વેદનો, પછી યજુર્વેદનો અને પછી સામવેદનો સ્વાધ્યાય કરેછે જેઓને એકજ શાખાનું અધ્યયન કરવાનુ હોયછે તેઓને માટે આ વિષયજ નથી અથવા જૂદા જૂદા વેદવાળા સ્વાધ્યાય કરવા બેસે તે વખતે પ્રથમ ઋગ્વેદવાળાઓ, પછી યજુર્વેદવાળાઓ અને તે પછી સામવેદવાળાઓ ભણેછે

અધ્યયનસમયે ગુરૂશિષ્યની વચ્ચે પશુઓવગેરે નિકળે તો અનધ્યાય કહેછે—

प्रशुमण्डूकमार्जारश्वसर्पनकुलाखुभिः ॥
अन्तरागमने विद्यादनध्यायमहर्निशम् ॥ १२६ ॥

ગુરૂ તથા શિષ્યની વચ્ચે પશુ મંડૂક, માર્જાર, શ્વાન, સર્પ, નોળિયુ અને ઉંદર નિકળી જાય તો અહોરાત્રસુધી અનધ્યાય થાયછે ૧૨૬

અનધ્યાયના આવા પ્રકારના નિમિત્તમા ગૌતમે તો ત્રણ દિવસનો ઉપવાસ પણ કહેલ છે

હવે વિદ્યાસંબંધી નિપુણતાની ઇચ્છાવાળા પુરૂષને માટે પ્રથમ કહેલા અનધ્યાયોનો વિકલ્પ કહેછે—

द्वावेव वर्जयेन्नित्यमनध्यायौ प्रयत्नतः ॥
स्वाध्यायभूमिं चाशुद्धामात्मानं चाशुचिं द्विजः १२७

બ્રાહ્મણે સ્વાધ્યાયની ભૂમિ અશુદ્ધ હોય ત્યારે તથા પોતાનો દેહ અપવિત્ર હોય ત્યારે એ પ્રમાણે બે અનધ્યાયનો તો નિત્ય પ્રયત્નપૂર્વક ત્યાગ કરવો ૧૨૭

અગાઉ જે જે અનધ્યાયોની નિત્યતા જણાવવામા આવી છે તે સિવાયના બીજા અનધ્યાયો, વિદ્યા મેળવવાના વિશેષ ઉત્સાહને લીધે કદી ન પાળે તો ચાલી શકે પણ સ્વાધ્યાયના સ્થાનની ઉચ્છિષ્ટાદિકથી અપવિત્રતા હોય ત્યારે તથા પોતાના શરીરની અપવિત્રતા હોય ત્યારે, એપ્રમાણે બે અનધ્યાયો તો અવશ્ય પાળવા જ જોઇએ

અનધ્યાયનુ પ્રકરણ પૂર્ણ થતાં ફરીને સ્નાતકનાં અન્યવ્રતો કહેવા માંડેછે અને તેમાં ગૃહસ્થ છતાં પણ અમુક અમુક તિથિઓમાં અવશ્ય બ્રહ્મચર્ય પાળવાની આજ્ઞા કરેછે—

अमावास्यामष्टमीं च पौर्णमासीं चतुर्दशीम् ॥
ब्रह्मचारी भवेन्नित्यमप्यृतौ स्नातको द्विजः ॥ १२८ ॥

સ્નાતક બ્રાહ્મણે ઋતુપ્રસંગ હોય તોપણ અમાવાસ્યા, અષ્ટમી, પૂર્ણિમા અને ચતુર્દશી એ તિથિઓમા સદા બ્રહ્મચારી થવુ ૧૨૮

જો કે ઋતુસમયના ચારદિવસોપછી પોતાની સ્ત્રીના સંબંધમા આવવુ એમ ઋતુકાલાભિગામી स्यात् (અધ્યાય ૩ જો, શ્લોક ૪૫ મો) એ વાક્યથી આજ્ઞા કરેલી છે, વળી ઋતુકાળમાં અભિગમન નહિ કરનારને માટે દોષ પણ કહેલો છે

છતાં તેવા પ્રસંગમાં પણ અમાવાસ્યા, અષ્ટમી, પૌર્ણમાસી અને ચતુર્દશી એ ચાર તિથિઓ તો અવશ્ય છોડવી એટલે તેમાં બ્રહ્મચર્ય પાળવું જ જોઈએ. આ પ્રસંગમાં જ વિશેષ વચન છે કે—

षष्ठ्यष्टम्यौ त्वमावास्यामुभयत्र चतुर्दशीम् ।
वर्जयेत्पौर्णमासीं च तैलमांसे भगे क्षुरे ॥

એટલે તૈલમર્દન, માંસભક્ષણ મૈથુન અને ક્ષૌર એ કર્મોમાં અમાવાસ્યા, પૂર્ણિમા તથા બન્ને પક્ષની ષષ્ઠી, અષ્ટમી અને ચતુર્દશી એ તિથિઓનો ત્યાગ કરવો.

સ્નાનસંબંધે નિષેધ કહેછે—

**न स्नानमाचरेद्भुक्त्वा नातुरो न महानिशि ॥**
**न वासोभिः सहाजस्रं नाविज्ञाते जलाशये ॥१२९॥**

સર્વદા જમ્યાપછી મધ્યરાત્રિએ અને ઘણાં વસ્ત્રો પહેરી સ્નાન કરવું નહિ, રોગીએ સ્નાન કરવું નહિ અને અજાણ્યા જળાશયમાં પણ સ્નાન કરવું નહિ. ૧૨૯

* જમ્યાપછી સ્નાન ન કરવું એ નિષેધ સ્વેચ્છાથી કરવામાં આવતા સ્નાનને માટે છે, કારણકે જમ્યાપછી નિત્ય સ્નાનની પ્રાપ્તિ નથી અને ચાંડાલાદિકનો સ્પર્શ થઈ ગયો હોય તો તેને માટે સ્નાન કરવામાં વિલંબ કરી શકાતો નથી કેમકે એક ક્ષણમાત્ર પણ અશુચિ ન રહેવું એવી આજ્ઞા છે, તેથી ગરમી થવાવગેરે કારણોથી ઇચ્છાનુકૂલ્યમાટે થતા સ્નાનનો આ પ્રતિષેધ છે. મધ્યરાત્રિએ સ્નાન કરવું નહિ. દેવલમુનિ કહેછે કે ' મધ્યરાત્રિથી એક પ્રહર પ્રથમનો તથા એક પ્રહર પછીનો એ બન્ને પ્રહર મધ્યરાત્રિ ગણાયછે તેમાં કામ્ય તથા નૈમિત્તિકવગરના બીજા સ્નાન કરવાં નહિ' ઘણાં વસ્ત્રો ધારણ કરી સ્નાન કરવું નહિ પણ જો ચાંડાલાદિકનો સ્પર્શ થયો હોય તો ઘણાં વસ્ત્રો સાથે પણ સ્નાન કરવું જોઈએ, રોગીએ નૈમિત્તિકસ્નાન પણ ન કરવું, તથા અજાણ્યા જળાશયમાં પણ સ્નાન કરવું નહિ, કેમકે તેમાં ગ્રાહવગેરે હોય તો પ્રાણભય રહેછે અને ચાંડાલઆદિના વપરાશનો તે જળાશય હોય તો અપવિત્રતા થાયછે.

છાયા નહિ ઓળંગવાનો નિયમ કહેછે—

**देवतानां गुरो राज्ञः स्नातकाचार्ययोस्तथा ॥**
**नाक्रामेत्कामतश्छायां बभ्रुणो दीक्षितस्य च ॥१३०॥**

દેવતાઓની, ગુરૂની, રાજાની, સ્નાતકની, આચાર્યની તેમજ બભ્રુની અને દીક્ષિતની છાયાનું ચાટીને ઉલ્લંઘન કરવું નહિ. ૧૩૦.

પાષાણવગેરેમાંથી બનાવેલી દેવતાઓની પ્રતિમાની, પિતાવગેરે ગુરૂજનની, રાજાની, સ્નાતકની, આચાર્યની, બભ્રુ એટલે પીંગળાવર્ણવાળા પ્રાણીની અને યજ્ઞની દીક્ષા લીધેલ હોય તે પુરૂષની છાયાનું ઇચ્છાપૂર્વક ઉલ્લંઘન કરવું નહિ. શ્લોકમાં ઉત્તર ચ અન્વય છે તેથી ચાંડાલવગેરેની છાયાનું પણ ઉલ્લંઘન કરવું નહિ ઇચ્છાપૂર્વક એમ કહેલ હોવાથી એઓની છાયાનું અજાણપણે ઉલ્લંઘન થઇ જાય તો દોષ નથી ગુરૂ એ શબ્દમાં જ આચાર્યનું ગ્રહણ થઇ શકે એમ છતા જૂદો નિર્દેશ કરીને આચાર્યની પ્રધાનતા બતાવી છે બભ્રુ શબ્દથી પીંગળાવર્ણવાળુ પ્રાણીસિવાયનુ બીજુ કઇ દ્રવ્ય પણ લઇ શકાયછે વેદમાં બભ્રુ-શબ્દથી પીંગળાવર્ણવાળી ગાય કહેવામાં આવેછે તથા સોમવલ્લીને પણ બભ્રુ-શબ્દથી ઓળખવામા આવેછે

ચોવટામાં બેસવાઉભવાનો નિષેધ કરેછે—

**मध्यन्दिनेऽर्द्धरात्रे च श्राद्धं भुक्त्वा च सामिषम् ॥**
**सन्ध्ययोरुभयोश्चैव न सेवेत चतुष्पथम् ॥ १३१ ॥**

મધ્યાહ્નસમયમા, અર્ધરાત્રિએ, માંસસહિત શ્રાદ્ધભોજન કરીને અને પ્રાતઃસન્ધ્યામા તથા સાયંસન્ધ્યામાં ચોવટાનુ સેવન કરવુ નહિ ૧૩૧

ચોવટાનું સેવન કરવુ નહિ એટલે ત્યા લાંબા વખતસુધી બેસવુઉભવુ નહિ

ખરાબ જગાપર બેસવાઉભવાનો નિષેધ કરેછે—

**उद्वर्त्तनमपस्नानं विण्मूत्रे रक्तमेव च ॥**
**श्लेष्मनिष्ठ्यूतवान्तानि नाधितिष्ठेत्तु कामतः ॥१३२॥**

શરીરપરથી મર્દન કરીને કહાડી નાખેલા પદાર્થપર, સ્નાનના જળઉપર, વિષ્ટામૂત્રઉપર, રુધિરઉપર તથા કફ, થુંક અને વમનઉપર, ઇચ્છાપૂર્વક બેસવું કે ઉભવુ નહિ ૧૩૨

શરીરપરથી મર્દન કરીને કહાડી નાખેલી વસ્તુ એટલે પીઠીવગેરે સમજવી. ઇચ્છાપૂર્વક કહ્યુ છે તેથી અજાણતા પગ પડી જાય તો તરત શુદ્ધિ કરી લેવી પણ તેમા કાંઇ દોષ લાગતો નથી શ્લોકમાના અપસ્નાનમ્ એ પદનો અર્થ કેટલાએક કોઇનું મરણ સાંભળી કરેલ સ્નાનના જળઉપર એવો પણ કરેછે

શસ્ત્રવગેરેનું સેવન નહિ કરવાની આજ્ઞા કહેછે—

**वैरिणं नोपसेवेत सहायं चैव वैरिणः ॥**
**अधार्मिकं तस्करं च परस्यैव च योपितम् ॥ १३३ ॥**

શત્રુનું, શત્રુનો સહાય હોય તેનું, અધાર્મિકનું, તસ્કરનું અને પરસ્ત્રીનું સેવન કરવું નહિ. ૧૩૩.

જો કે અધાર્મિકમાંજ તસ્કરનો સમાવેશ થઇ શકેછે તોપણ તેનાથી વિશેષ સાવચેત રહેવામાટે તેનું જૂદું ગ્રહણ કરેલુ છે. સેવન કરવું નહિ એટલે તેમને કશી ભેટ મોકલવી નહિ, તેમની સાથે એક સ્થળમાં બેસવું નહિ તથા તેમને પોતાને ત્યાં તેડાવીને માન અર્પવું નહિ તેમજ તેમની સાથે વાતચિતનો પણ પ્રસંગ રાખવો નહિ

સર્વકરતાં પરસ્ત્રીનું સેવન તો અત્યંત હાનિકારક છે એમ જણાવેછે—

**नहीदृशमनायुष्यं लोके किञ्चन विद्यते ॥**
**यादृशं पुरुषस्येह परदारोपसेवनम् ॥ १३४ ॥**

આ લોકમાં કંઇપણ એવું અનાયુષ્ય નથી કે જેવું પુરૂષને પરસ્ત્રીસેવન છે. ૧૩૪.

અજીર્ણમાં ભોજનવગેરે દૃષ્ટદોષરૂપે આયુષનો ક્ષય કરનાર છે અને સુવર્ણની ચોરીવગેરે અદૃષ્ટદોષરૂપે આયુષનો ક્ષય કરનાર છે, પણ પુરૂષને માટે પરસ્ત્રીનુ સેવન દૃષ્ટદોષરૂપે તથા અદૃષ્ટદોષરૂપે પણ જેવુ આયુષનો ક્ષય કરનાર છે તેવુ આયુષનો ક્ષય કરનાર તો આ લોકમા બીજુ કંઇપણ નથી માટે પરસ્ત્રીસેવનથી તો અત્યત દૂર રહેવુ.

ક્ષત્રિયાદિકનું અપમાન નહિ કરવાની ભલામણ દેછે—

**क्षत्रियं चैव सर्पं च ब्राह्मणं च वहुश्रुतम् ॥**
**नावमन्येत वै भूष्णुः कृशानपि कदाचन ॥ १३५ ॥**

વૃદ્ધિ પામવાની ઇચ્છાવાળા પુરૂષે ક્ષત્રિય, સર્પ અને બહુશ્રુત બ્રાહ્મણ એઓ અસમર્થ જેવામાં આવતા હોય તોપણ કદી તેઓનું અપમાન કરવું નહિ. ૧૩૫.

ક્ષત્રિય, સર્પ અને વિદ્વાન બ્રાહ્મણ એઓ અસમર્થ જણાતા હોય તોપણ તેઓનું અપમાન કે અનાદર કરવાથી દૂર રહેવું. તેઓ અસમર્થ દેખાતા

હોય તે સમયે પણ તેઓમા છુપીરીતે સામર્થ્ય રહેલુ જ હોયછે અને તેથી જ્યારે સમય આવેછે ત્યારે તેમો બદલો વાળી મારી દેછે

એઓનું અપમાન કરવાથી થતી હાનિ સ્પષ્ટપણે દેખાડેછે—

**एतत्त्रयं हि पुरुषं निर्दहेदवमानितम् ॥**
**तस्मादेतत्त्रयं नित्यं नावमन्येत बुद्धिमान् ॥ १३६ ॥**

અપમાન પામેલા એઓ ત્રણે, અપમાન કરનાર પુરુષને બાળી દેછે માટે બુદ્ધિમાન પુરુષે એ ત્રણનુ કદીપણ અપમાન કરવુ નહિ ૧૩૬

એ ત્રણે અપમાન પામે તો અપમાન કરનારને નાશ પમાડેછે એટલે ક્ષત્રિય તથા સર્પ એ બન્ને પ્રત્યક્ષશક્તિથી જ મારછે અને બ્રાહ્મણ અભિચાર પ્રયોગદ્વારા અદૃષ્ટશક્તિથી મારેછે માટે કલ્યાણની ઇચ્છાવાળા પુરુષે એ ત્રણેનુ અપમાન કરવુ નહિ

પુરુષે અનુત્સાહ કે નિરાશપણાથી પોતાના આત્માનો તિરસ્કાર નહિ કરવાવિષે જણાવેછે—

**नात्मानमवमन्येत पूर्वाभिरसमृद्धिभिः ॥**
**आमृत्योः श्रियमन्विच्छेन्नैनां मन्येत दुर्लभाम् १३७**

પ્રથમના સમયમા જો કદાચ સમૃદ્ધિ ન હોય તો તેથી પોતાના આત્માનુ અપમાન કરવુ નહિ મૃત્યુસુધી લક્ષ્મીની ઇચ્છા રાખવી અને એને દુર્લભ માનવી નહિ ૧૩૭

ખેતીવગેરેથી ધનપ્રાપ્તિના સમયમા ધનાદિકનો લાભ ન થવો તે અસમૃદ્ધિ છે કદી પ્રથમ આવી અસમૃદ્ધિનો પ્રસગ આવી પડે તો હવે પછી પણ આપણને લાભ નહિ મળે એમ અનુત્સાહ તથા નિરાશપણાથી હુ મદભાગ્યવાળો છુ પુણ્યરહિત છુ એવા વિચારો કરી પોતાના આત્માનુ અપમાન કરવુ નહિ પણ જીવતાસુધી ઉત્સાહમા રહી લક્ષ્મીની પ્રાપ્તિને માટે ઉદ્યોગ કર્યા કરવો અને લક્ષ્મી તો દુર્લભ છે તે આપણને ક્યાથી મળે? એમ માની ઉત્સાહરહિત તથા નિરાશ બની જવુ નહિ

સત્ય અને પ્રિય બોલવાવિષે કહેછે—

**सत्यं ब्रूयात्प्रियं ब्रूयान्न ब्रूयात्सत्यमप्रियम् ॥**
**प्रियं च नानृतं ब्रूयादेष धर्मः सनातनः ॥ १३८ ॥**

સત્ય બોલવું, પ્રિય બોલવું, સત્ય છતાં પણ અપ્રિય લાગે તેવું બોલવું નહિ અને પ્રિય છતાં પણ અસત્ય બોલવું નહિ, એ સનાતન ધર્મ છે. ૧૩૮.

જે પ્રમાણે દૃષ્ટ હોય તથા શ્રુત હોય તેવું સત્ય બોલવું તથા પ્રીતિ ઉત્પન્ન કરે તેવું બોલવું, જેમકે 'તમારે ઘેર પુત્રજન્મ થયો,' તે પ્રીતિ ઉત્પન્ન કરનાર છે દૃષ્ટ અને શ્રુત સત્ય છતાં 'તમારો પુત્ર મૃત્યુ પામ્યો' વગેરે અપ્રિય બોલવું નહિ તેમજ પ્રિય લાગે તેવું હોય પણ અસત્ય હોય તો બોલવું નહિ. વેદમૂલકપણાથી આ સનાતન ધર્મ છે.

વૃથા વૈરવગેરેના કારણરૂપ હોવાથી ખરાબને માટે પણ ખરાબશબ્દનો ઉચ્ચાર ન કરવા તથા સારૂં જ બોલવાવગેરેની ભલામણ કરેછે—

**भद्रं भद्रमिति ब्रूयाद्भद्रमित्येव वा वदेत् ॥**
**शुष्कवैरं विवादं च न कुर्यात्केनचित्सह ॥ १३९ ॥**

અભદ્રપદાર્થને પણ ભદ્ર છે એપ્રમાણે કહેવું અથવા ભદ્ર હોય તેમાં ભદ્રશબ્દ બોલવો, અને કોઇ સાથે શુષ્કવૈર તથા વિવાદ કરવો નહિ. ૧૩૯.

શ્લોકમાંનો પહેલો ભદ્રશબ્દ અભદ્રશબ્દ ગણાતો આવ્યો છે કારણ કે તેની પહેલાંના અકારનો લોપ થયેલ માન્યો છે, તેથી જે અભદ્ર હોય તેને પણ અભદ્ર નહિ કહેતાં ભદ્ર કહેવું. એટલે ખરાબને માટે ખરાબ શબ્દ જ નહિ વાપરતાં સારો શબ્દ વાપરવો, આ વિષયને લગતી ગુજરાતીમાં એક સાધારણ કહેવત બોલવામા આવેછે કે "આંધાને અંધો કહો, કડવાં લાગે વેણ; ધીમે ધીમે પૂછિયે, કેમ ગયાં તમ નેણ" આમાં અભદ્રને અભદ્ર નહિ કહેતાં ભદ્ર શબ્દો કહેવાની સૂચના કરી છે આપસ્તબ મુનિ કહેછે કે—नाभद्रमभद्रं ब्रूयात्पुण्य प्रशस्तमिति ब्रूयाद्भद्रमित्येव । એટલે અભદ્ર હોય તેને અભદ્ર કહેવું નહિ પણ પુણ્ય, પ્રશસ્ત, ભદ્ર, એમ જ કહેવું જ્યારે અભદ્રને પણ અભદ્ર ન કહેવુ તોપછી ભદ્ર એટલે જે કલ્યાણકારક-સારૂ હોય તેને તેવું કહેવું એમાં તો આશ્ચર્ય જ શું! ખરાબ માણસને ખરાબ શબ્દ કહેવાથી તે ખરાબ સુધરી જતુ નથી ખરાબને સારા શબ્દો કહેવાથી જ વખતપર તે સુધરેછે, પણ જો ખરાબ શબ્દ જ બોલવામાં આવેછે તો તે ખાલી વેર જ બાંધેછે માટે ખરાબ શબ્દ બોલવાવગેરે કારણથી કોઇની સાથે ખાલી વૈર કરવું નહિ તેમજ કોઇની સાથે નિષ્ફળ વિવાદ પણ નહિ કરવો.

બહાર જવાવિષે નિયમ કહેછે—

नातिकल्यं नातिसायं नातिमध्यन्दिने स्थिते ॥
नाज्ञातेन समं गच्छेन्नैको न वृपलैः सह ॥ १४० ॥

પ્રાતઃકાળમાં, સાયંકાળમાં, મધ્યાહ્નસમયે કોઈ અજાણ્યાની સાથે, એકલાએ તથા શૂદ્રોની સાથે બહાર જવું નહિ ૧૪૦

પ્રાતઃકાળ, સાયંકાળ અને મધ્યાહ્નસમય એઓ ધર્મકર્મમાં પરાયણ રહેવાના સમય છે તેથી તે સમયે બહાર જવાથી તેમાં વિઘ્ન આવે અને અજાણ્યા એટલે જેના કુળ શીલવગેરે જાણવામાં ન હોય તેની સાથે તથા એકલા જવાથી કંઈ ભય ઉત્પન્ન થાય તેમજ શૂદ્રોની સાથે જવાથી હીનપ્રસંગનું ફળ મળવાનો સંભવ રહે છે

ખોડખાંપણવાળાવગેરેનો તિરસ્કાર નહિ કરવાવિષે કહે છે—

हीनाङ्गानतिरिक्ताङ्गान्विद्याहीनान्वयोऽधिकान् ॥
रूपद्रव्यविहीनांश्च जातिहीनांश्च नाक्षिपेत् ॥१४१॥

હીનઅંગવાળા, અધિકઅંગવાળા, વિદ્યાવગરના, અવસ્થાથી અધિક, રૂપ અને ધનથી રહિત અને હીનજાતિવાળાઓનો તિરસ્કાર કરવો નહિ ૧૪૧

કાણા, કૂબડાવગેરે હીન અંગવાળાઓનો, હાથીપગાવગેરે અધિક અંગવાળાઓનો, મૂર્ખાઓનો, વૃદ્ધોનો, ચીબા તથા આડી આંખોવાળાવગેરે કુરૂપોનો, દરિદ્રીઓનો તથા કુંડ ગોલકવગેરે હલકી જાતિવાળાઓનો તિરસ્કાર કરવો નહિ એટલે કાણાકુબડાવગેરે શબ્દોથી તેઓનું અપમાન કરવું નહિ કારણ કે તેમ કરવું તે મોટી હલકાઈ જ ગણાય છે અને ખાલી કલેશ થાય છે એ દેખીતું નુકસાન છે

અપવિત્રપણે ગાયવગેરેનો સ્પર્શ કરવાનો તથા સૂર્યવગેરેનું દર્શન કરવાનો નિષેધ કહે છે—

न स्पृशेत्पाणिनोच्छिष्टो विप्रो गोब्राह्मणानलान् ॥
न चापि पश्येदशुचिः सुस्थो ज्योतिर्गणान्दिनि १४२

બ્રાહ્મણે ઉચ્છિષ્ટ અવસ્થામાં પોતાના હાથથી ગાય, બ્રાહ્મણ અને અગ્નિને સ્પર્શ કરવો નહિ અને સ્વસ્થતામાં અપવિત્રપણે આકાશમાં સૂર્યાદિક જ્યોતિર્ગણોને જોવા નહિ ૧૪૨

ભોજન કર્યાપછી મુખશુદ્ધિવગેરે ન કરી હોય ત્યાંસુધી તથા મલમૂત્રનો ત્યાગ કરીને પવિત્રતા ન કરી હોય ત્યાં સુધી બ્રાહ્મણે હાથવગેરે અવયવથી ગાય, બ્રાહ્મણ અને અગ્નિને સ્પર્શ કરવો નહિ અને સ્વસ્થપણામાં અપવિત્રપણે આકાશમાં સૂર્યવગેરેને પણ જોવા નહિ સ્વસ્થતામાં એમ કહેલું હોવાથી આ નિષેધ રોગીને માટે નથી અને આકાશમાં એમ કહેલું હોવાથી જળવગેરેમાં તે જોવાય તો કશો દોષ નથી

અપવિત્રપણે ગાયવગેરેનો સ્પર્શ થાય તો તેનું પ્રાયશ્ચિત્ત કહેછે—

**स्पृष्ट्वैतानशुचिर्नित्यमद्भिः प्राणानुपस्पृशेत् ॥**
**गात्राणि चैव सर्वाणि नाभिं पाणितलेन तु ॥१४३॥**

અપવિત્ર સ્થિતિમાં કદાચ ગાયવગેરેનો સ્પર્શ થઈ જાય તો નિરંતર આચમન કરી હાથમાં ગ્રહેલા જળથી ઇંદ્રિયોને, સઘળા ગાત્રોને તથા નાભિને સ્પર્શ કરવો ૧૪૩

આ પ્રાયશ્ચિત્તનું પ્રકરણ નથી તોપણ પ્રાયશ્ચિત્ત કહ્યું તે લાઘવમાટે છે શ્લોકમાં પ્રાણશબ્દ છે તેનો અર્થ ઇંદ્રિયો કરવામાં આવેલ છે કારણ કે વેદમાં પ્રાણસંવાદ ઉપનિષદ્‌ની અંદર પ્રાણશબ્દ ચક્ષુવગેરેનો વાચક દેખાયછે અને વળી મુખ્ય પ્રાણનો સાક્ષાત્ ઉપસ્પર્શ સંભવતો પણ નથી

સ્વસ્થતામાં વગરનિમિત્તે નેત્ર નાસિકાવગેરેનો સ્પર્શ ન કરવો એમ કહેછે—

**अनातुरः स्वानि खानि न स्पृशेदनिमित्ततः ॥**
**रोमाणि च रहस्यानि सर्वाण्येव विवर्जयेत् ॥१४४॥**

સ્વસ્થસ્થિતિમાં કારણવગર પોતાના ઇંદ્રિયોના છિદ્રોને સ્પર્શ કરવો નહિ અને સઘળા ગુહ્યસ્થાનોનાં રોમોનો સ્પર્શ કરવાનો પણ ત્યાગ કરવો ૧૪૪

સ્વસ્થસ્થિતિમાં અને કારણવગર એમ કહેલ હોવાથી અસ્વસ્થસ્થિતિમાં અને ખજવાળવગેરે કારણથી સ્પર્શ કરવામાં આવે તો કશો દોષ નથી

મર્યાદા જાળવવાયોગ્ય સદાચાર બતાવેછે—

**मङ्गलाचारयुक्तः स्यात्प्रयतात्मा जितेन्द्रियः ॥**
**जपेच्च जुहुयाच्चैव नित्यमग्निमतन्द्रितः ॥ १४५ ॥**

સર્વદા મગન તથા આચારમાં તત્પર થવું, બાહ્ય તથા આભ્યંતર પવિત્રતા રાખવી, જિતેંદ્રિય થવું, જપ કરવો અને આલસ્યનો ત્યાગ કરી અગ્નિમાં હોમ કરવો ૧૪૫

ઇષ્ટ આયુષ્યની તથા ધનવગેરેની સિદ્ધિ તે મંગળ કહેવાયછે અને ગુરૂવગેરેની સેવા કરવી તે આચાર કહેવાયછે સ્નાનાદિકથી બાહ્યપવિત્રતા રાખવી તથા સાત્વિકવૃત્તિથી આભ્યંતર પવિત્રતા રાખવી જિતેંદ્રિય શબ્દની વ્યાખ્યા બીજા અધ્યાયના ૯૮ મા શ્લોકમા આપવામા આવી છે ગાયત્રીનો જપ કરવો અને વૈશ્વદેવાદિક કર્મમા અગ્નિમા હોમ કરવો તેમા આળસ્ય ન રાખવું ગોરોચનનું તિલક, સારા ફળોનો સ્પર્શ, દર્શીવગેરેનું વદન, શ્વેતવસ્ત્રનું દર્શન તથા દક્ષિણતરફ ચોળુ તેતર બોલતું હોય અને એજ દિશાતરફ ફળવાળા વૃક્ષમાં બેઠેલો મામરો બોલતો હોય તે સઘળુ તેમજ સુવર્ણ, ચદન તથા રત્નનું ધારણ, પંચગવ્યનું પ્રાશન, સરરાવ તથા મધ એઓ પણ મંગલ કહેવાયછે મંગળ અને આચાર એ બે પદોને જૂદા ન પાડતા 'પાપ અને અલક્ષ્મીના નાશના હેતુરૂપ આચરણ તે મંગનાચાર' એમ પણ કહેવામા આવેછે

ઉપરના શ્લોકમાં બતાવેલા સદાચારનું ફળ કહેછે—

**मङ्गलाचारयुक्तानां नित्यं च प्रयतात्मनाम् ॥**
**जपतां जुह्वतां चैव विनिपातो न विद्यते ॥ १४६ ॥**

મંગળ તથા આચારથી યુક્ત, સર્વદા પવિત્ર અને જપ તથા હોમ કરનારા પુરુષોનો વિનિપાત થતો નથી ૧૪૬

રોગ, ધનનાશ, ઇષ્ટજનનો વિયોગ અને પારલૌકિક દુર્ગતિ એ સઘળુ વિનિપાત કહેવાયછે મંગળ, આચાર, પવિત્રતા, જપ તથા હોમમા પરાયણ રહેનાર પુરૂષોના તેવો વિનિપાત કદીપણ થતો નથી

સર્વોત્તમધર્મરૂપ સ્વાધ્યાયનું સદૈવ સેવન કરતા રહેવાની ભલામણ આપેછે—

**वेदमेवाभ्यसेन्नित्यं यथाकालमतन्द्रितः ॥**
**तं ह्यस्याहुः परं धर्ममुपधर्मोन्य उच्यते ॥ १४७ ॥**

આલસ્યનો ત્યાગ કરી, સમયનું ઉલ્લંઘન ન થાય તેમ સર્વદા વેદનો જ અભ્યાસ કરવો કારણ કે બ્રાહ્મણને વેદાભ્યાસ એજ પરમ ધર્મ કહેલો છે અને તેથી બીજો ધર્મ તે ઉપધર્મ કહેવાયછે ૧૪૭

આલસ્યનો ત્યાગ કરી નિત્યકર્મના સમયમાં પ્રણવ તથા ગાયત્ર્યાદિક વેદનો જ અભ્યાસ કરવો કારણ કે મન્વાદિક મહાત્માઓએ બ્રાહ્મણને માટે વેદાભ્યાસને જ શ્રેષ્ઠ ધર્મ કહેલો છે તે સિવાય બીજો સઘળો ઉપધર્મ એટલે ગૌણધર્મ કહેવાયછે

નિરંતર થતા વેદાભ્યાસવગેરેથી પૂર્વજાતિના સ્મરણરૂપ ફળ પણ મળવાનું કહેછે—

**वेदाभ्यासेन सततं शौचेन तपसैव च ॥**

**अद्रोहेण च भूतानां जातिं स्मरति पौर्विकीम् ॥१४८॥**

સર્વદા વેદાભ્યાસથી, પવિત્રતાથી, તપશ્ચર્યાથી અને પ્રાણીઓના અદ્રોહથી પોતાના પૂર્વજન્મનુ સ્મરણ થાયછે ૧૪૮

કોઇનુ કઇ ખરાબ નહિ કરવું તથા મનમા તેવો વિચાર પણ નહિ કરવો તે પ્રાણીઓનો અદ્રોહ કહેવાયછે

પૂર્વજન્મના સ્મરણથી થતું પરમ ફળ દેખાડેછે—

**पौर्विकीं संस्मरञ्जातिं ब्रह्मैवाभ्यसते पुनः ॥**

**ब्रह्माभ्यासेन चाजस्रमनन्तं सुखमश्नुते ॥ १४९ ॥**

પૂર્વજન્મની જાતિનુ સ્મરણ થવાથી ફરીથી પણ વેદનો જ અભ્યાસ કરેછે અને નિરંતર વેદાભ્યાસથી અનંત અવિચ્છિન્ન સુખને પામેછે ૧૪૯

પૂર્વેના અનેક જન્મસંબધી સ્મરણ થતા તેઓમા ગર્ભ, જન્મ, જરા અને મરણસંબધી થયેલા દુઃખો ધ્યાનમા આવવાથી સંસારમા વૈરાગ્ય થાયછે અને તેથી પુરૂષ ફરીને વેદાભ્યાસમા જ પ્રવૃત્ત રહેછે, જે પ્રવૃત્તિને લીધે તેને છેવટ મોક્ષસુખ મળેછે કે જે મોક્ષસુખનો વચમા જરાપણ ઉચ્છેદ થતો નથી અને કદી અંત પણ આવતો નથી

હોમ તથા પિતૃપૂજનનો આવશ્યક સમયની સાથે નિર્દેશ કરેછે—

**सावित्रान् शान्तिहोमांश्च कुर्यात्पर्वसु नित्यशः ॥**

**पितृंश्चैवाष्टकास्वर्चेन्नित्यमन्वष्टकासु च ॥ १५० ॥**

પર્વતિથિઓમા સર્વદા સાવિત્ર હોમ તથા શાંતિ હોમ કરવો અને અષ્ટકા તથા અન્વષ્ટકાતિથિઓમા નિત્ય પિતૃઓનુ પૂજન કરવુ ૧૫૦

અમાવાસ્યા તથા પૌર્ણમાસીને દિવસે સાવિત્ર તથા શાંતિ હોમ કરવા સવિતાદેવતા એટલે સૂર્યદેવના ઉદ્દેશથી થતો હોમ સાવિત્ર કહેવાયછે અને સાવિત્રીના ઉદ્દેશથી થતો હોમ પણ સાવિત્ર કહેવાયછે માર્ગશીર્ષમાસની પૂર્ણિમા પછી કૃષ્ણપક્ષની ત્રણ અષ્ટમી અષ્ટકા કહેવાયછે અને એજ અષ્ટમીઓ પછીની નવમીઓ અન્વષ્ટકા કહેવાયછે અષ્ટકાને દિવસ થતા અષ્ટકાશ્રાદ્ધથી અને અન્વષ્ટકાને દિવસ થતા અન્વષ્ટકાશ્રાદ્ધથી પિતૃપૂજન કરવુ

મૂત્રત્યાગ, પાદપ્રક્ષાલનવગેરે, અગ્નિગૃહથી દૂર કરવાવિષે કહેછે–

## दूरादावसथान्मूत्रं दूरात्पादावसेचनम् ॥
## उच्छिष्टान्ननिषेकं च दूरादेव समाचरेत् ॥ १५१ ॥

મૂત્રોત્સર્ગ અગ્નિગૃહથી દૂર કરવો, પગ પણ દૂર જ ધોવા અને ઉચ્છિષ્ટ અન્ન તથા તેનાદિથી યુક્ત ત્રેલ સ્નાનનુ જળ એ પણ દૂર જ નાખવા ૧૫૧

"नैर्ऋत्यामिषुविक्षेपमतीत्य॰ એટલે નૈર્ઋત્યકોણ તરફ, ફેકેલુ બાણ જાય તેટલો ભાગ ઓળગીને," આવા પ્રકારના વિષ્ણુપુરાણના વચનથી, ફેકેલુ બાણ પહોચે તેટલો ભાગ ઓળગીને આગળ વધલુ તે દૂર કહેવાયછે

દેવપૂજાઆદિ પૂર્વાહ્ણમાં જ કરવાની ભલામણ કરેછે—

## मैत्रं प्रसाधनं स्नानं दन्तधावनमञ्जनम् ॥
## पूर्वाह्ण एव कुर्वीत देवतानां च पूजनम् ॥ १५२ ॥

પુરીષોત્સર્ગ દેહનુ પ્રસાધન, સ્નાન દંતધાવન અંજન અને દેવોનુ પૂજન એ પૂર્વાહ્ણમા જ કરવા ૧૫૨

કેશરચનાવગેરે દેહનુ પ્રસાધન કહેવાયછે અહીં સ્નાન એટલે પ્રાતઃકાળનુ મુખ્ય સ્નાન સમજવુ શ્લોકમાના મૈત્ર એ શબ્દનો અર્થ પાયુ ઇંદ્રિયના દેવતા મિત્ર હોવાથી પુરીષોત્સર્ગ એમ કર્યો છે પણ મિત્ર એવુ સૂર્યનુ પણ નામ હોવાથી મૈત્રનો અર્થ સૂર્યોપસ્થાન પણ થઇ શકેછે આમા જે જે ક્રમનો નિર્દેશ જે ક્રમથી લીધો છે તે તે ક્રમમા તે ક્રમ લેવાનો નથી પણ યોગ્યતા પ્રમાણે ક્રમ લેવાનો છે જેમકે અહીં પ્રથમ સ્નાન અને પછી દંતધાવન એમ પદો લીધા છે પણ યોગ્યતાપ્રમાણે પ્રથમ દંતધાવન અને પછી સ્નાન જોઇએ સૂર્યોદય પહેલા જ સ્નાન કરી લેવુ જોઇએ અને દંતધાવન તો તેથી પણ પહેલા કરવુ જોઇએ તેમા પણ દંતધાવન તો અવશ્ય સૂર્યોદય પહેલા જ કરવુ જોઇએ કહ્યુ છે કે—

उदिते पद्मिनीनाथे यः कुर्याद्दन्तधावनम् ।
स निर्लज्जः कथं ब्रूयात्पूजयामि जनार्दनम् ॥

એટલે સૂર્ય ઉગ્યા પછી જે દાતણ કરે તે નિર્લજ્જ મનુષ્ય કેવીરીતે કહી શકે કે હું પરમેશ્વરની પૂજા કરૂંછું અર્થાત્ તે પરમાત્માને પ્રસન્ન કરવામાટે પોતાનાં નિત્યકર્મોના સમયને પહોંચી શકતો નથી.

પર્વોમાં દેવાદિકને નમન કરવા જવાની આજ્ઞા કરેછે—

**दैवतान्यभिगच्छेत्तु धार्मिकांश्च द्विजोत्तमान् ॥**
**ईश्वरं चैव रक्षार्थं गुरूनेव च पर्वसु ॥ १५३ ॥**

અમાવાસ્યાવગેરે પર્વોમાં દેવતાઓનું, ધાર્મિક બ્રાહ્મણોનું, રક્ષણમાટે રાજાનું અને ગુરૂનું દર્શન કરવામાટે જવું ૧૫૩.

ગુરૂશબ્દથી પિતાવગેરે વડિલજનો તથા વિદ્યા ભણાવનાર આચાર્યવગેરેનું ગ્રહણ કરવું રાજાની પાસે રક્ષામાટે એટલે યોગક્ષેમને માટે જવું. ધનાદિકનો લાભ મેળવવો તે યોગ અને મળેલાને સાચવવું તે ક્ષેમ કહેવાયછે. આ યોગ અને ક્ષેમ એ બન્ને રાજાની કૃપા હોય તોજ થાયછે.

અભિવાદનઆદિથી વૃદ્ધોનો સત્કાર કરવાનું કહેછે—

**अभिवादयेद्वृद्धांश्च दद्याच्चैवासनं स्वकम् ॥**
**कृताञ्जलिरुपासीत गच्छतः पृष्ठतोन्वियात् ॥१५४॥**

વૃદ્ધ લોકોને અભિવાદન કરવું, પોતાનુ આસન આપવું, હાથ જોડીને પાસે ઉભવુ અને જાય ત્યારે પાછળ જવુ, ૧૫૪

પોતાને ત્યાં આવેલા ગુરૂજનોને અભિવાદન કરવું, તેમને બેસવામાટે પોતાનુ આસન આપવું અને પોતે હાથ જોડીને તેમની પાસે ઉભા રહેવું તથા તેઓ જાય તે વખતે પોતે થોડે સુધી તેમની પાછળ ચાલી વળાવવા જવું અથવા ક્યાય સાથે જતી વખતે પોતે તેની પાછળ ચાલવું વૃદ્ધશબ્દથી વિદ્યાવૃદ્ધ, વયોવૃદ્ધવગેરે સમજવા

ધર્મના મૂળરૂપ સદાચારનું સેવન કરવાની ભલામણ કરેછે—

**श्रुतिस्मृत्युदितं सम्यङ्निबद्धं स्वेषु कर्मसु ॥**
**धर्ममूलं निषेवेत सदाचारमतन्द्रितः ॥ १५५ ॥**

બરોબર શ્રુતિસ્મૃતિમાં કહેલા, પોતાનાં કર્મોમાં સંબદ્ધ તથા ધર્મના મૂળરૂપ સદાચારને વગર આળસે સેવવો. ૧૫૫.

વેદ તથા સ્મૃતિઓએ સારીરીતે કહેલ હોય, પોતાનાં અધ્યયનવગેરે કર્મોમાં અંગપણાથી સંબંધવાળો હોય તથા ધર્મના મૂળરૂપ હોય એવા સાધુપુરૂષોના આચારની સેવા નિરંતર આલસ્યનો ત્યાગ કરીને કરવી. સદાચાર એ ધર્મનું મૂળ છે એ વાત आचारप्रभवो धर्मः । ઇત્યાદિ વાક્યોથી શાસ્ત્રમાં બીજે સ્થળે પણ જણાવેલી છે.

આચારપાલનનું ફળ કહેછે—

**आचाराल्लभते ह्यायुराचारादीप्सिताः प्रजाः ॥**
**आचाराद्धनमक्षय्यमाचारो हन्त्यलक्षणम् ॥ १५६ ॥**

આચારથી આયુષનો લાભ થાયછે, આચારથી ઇચ્છેલી પ્રજાનો લાભ થાયછે, આચારથી અખૂટ ધન મળેછે અને આચાર ખરાબ લક્ષણનો નાશ કરેછે. ૧૫૬.

સદાચાર પાળવાથી વેદમાં કહેલા આયુષનો લાભ થાયછે शतायुर्वै पुरुषः । એટલે પુરૂષ ઓછામાં ઓછી સો વર્ષની આવરદાવાળો તો છેજ આ વચનપ્રમાણે આચાર પાળનારો પુરૂષ પૂરાં એકસો વર્ષ અથવા તેથી વધારે પણ જીવેછે પોતાને ઇષ્ટ પુત્ર, પૌત્ર, દુહિતાવગેરે પ્રજાનો તથા અખૂટ ધનનો લાભ પણ આચારથી જ થાયછે અને અશુભ ફળને સૂચવનારાં દેહમાના ખરાબ લક્ષણને આચાર નિષ્ફળ કરી દેછે કારણ કે આચાર પાળવાથી નિંદિતલક્ષણના અશુભ ફળનો નાશ થાયછે

ખરાબ આચારવાળા પુરૂષને થતી હાનિ કહેછે—

**दुराचारो हि पुरुषो लोके भवति निन्दितः ॥**
**दुःखभागी च सततं व्याधितोल्पायुरेव च ॥१५७॥**

દુષ્ટ આચારવાળો પુરૂષ લોકમાં નિંદાપાત્ર, દુ:ખભાગી, સર્વદા રોગી અને અવશ્ય અલ્પાયુ થાયછે ૧૫૭

ખરાબ આચારથી ખરાબ ફળ થાયછે માટે અવશ્ય સદાચારનું સેવન કરવું

સદાચારથી આયુષનો લાભ થવાનું એક વખત કહેવાઇ ગયું છે છતાં સદાચારથી એ ફળ અવશ્ય મળેછે એમ બતાવવાને એ ફળનો કંઇ જૂદા પ્રકારવડે ફરીને નિર્દેશ કરેછે—

सर्वलक्षणहीनोपि यः सदाचारवान्नरः ॥
श्रद्दधानोनसूयश्च शतं वर्षाणि जीवति ॥ १५८ ॥

જે પુરૂષ સઘળાં લક્ષણોથી રહિત હોવા છતાં પણ જો શ્રદ્ધાવાળો અને બીજાના દોષ નહિ જોનાર હોવાની સાથે સદાચારવાળો હોય તો તે સો વર્ષ જીવેછે. ૧૫૮.

દીર્ઘાયુને સૂચવનારાં હસ્તરેખાવગેરે સર્વ લક્ષણોથી રહિત હોવા છતાં પણ જે પુરૂષ બીજાના દોષ નહિ જોનાર હોઇ શ્રદ્ધાથી સદાચારમાં તત્પર હોય તે પૂરૂં આયુષ ભોગવેછે.

આચારમાં અંતરાયરૂપ થતાં પરાધીનકર્મના ત્યાગની અને સ્વાધીનકર્મના સેવનની ભલામણ કરેછે—

यद्यत्परवशं कर्म तत्तद्यत्नेन वर्जयेत् ॥
यद्यदात्मवशं तु स्यात्तत्तत्सेवेत यत्नतः ॥ १५९ ॥

જે જે કર્મ પરાધીન હોય તે તે કર્મનો યત્નથી ત્યાગ કરવો અને જે જે કર્મ સ્વાધીન હોય તે તે કર્મનું યત્નથી સેવન કરવું. ૧૫૯.

પરની પ્રાર્થના કરવાથી થતું જે જે પરાધીન કર્મ છે તે તે કર્મનો યત્નપૂર્વક ત્યાગ કરી દેવો અને જે જે સ્વાધીન કર્મ જેવાં કે પરમાત્માસંબંધી વિચારવગેરે તેનું તેનું યત્નથી સેવન કરવું બીજાની પ્રાર્થના કરીને જે પોતાનું હિત કરવામાં આવે તે પરવશ અથવા પરાધીન કર્મ કહેવાયછે, તેનો ત્યાગ કરવો, પણ વૃત્તિસાધ્ય ઋત્વિજપણાવગેરેનો ત્યાગ કરવો નહિ નિત્યકર્મ બરોબર ન થતું હોય તથા કુટુંબનું પોષણ થાય તેટલું ધન ન હોય તો ઉપાયાંતરના અભાવમા યાચના પણ કરવી પડેછે, પણ દાસપણુ તો સર્વથા કરવું નહિ જો યોગ્યરીતે નિર્વાહ ચાલતો હોય તો બીજાપર આધાર ન રાખતાં તથા પરાધીનપણું ન ભોગવતાં જે કાઇ સ્વાધીનપણે થોડું ઘણું મળે તેટલાથી જ સંતોષમા રહી સ્વાધ્યાયઆદિ સ્વધર્મમાં પરાયણ રહેવું અને સદાચારનું પાલન કરવું.

ધન હોય તો જ સુખ કહેવાય અને ધન ન હોય તે મહાદુઃખ છે માટે પરાધીનતા વેઠીને પણ ધન મેળવવું જોઇએ એવી પામરમનુષ્યોની માનીનતામાં નહિ ફસાવામાટે સ્નાતક પુરૂષને સુખદુઃખનું સત્ય લક્ષણ સમજાવેછે—

सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् ॥
एतद्विद्यात्समासेन लक्षणं सुखदुःखयोः ॥ १६० ॥

પરાધીન સઘળું દુઃખરૂપ છે અને સ્વાધીન સઘળું સુખરૂપ છે. સંક્ષેપથી સુખદુઃખનું લક્ષણ એજ જાણવું ૧૬૦.

અસંતોષને લીધે યાચના કરવી પડે અને તેથી જે કાંઇ લાભ મેળવવો તે પરાધીન હોવાથી દુઃખરૂપ છે કારણ કે તેમાં બીજાના મુખસામે જોઇ બેસી રહી રાહ જોવી પડેછે અને તેથી સહૃદય પુરૂષોનું હૃદય યાચનાના સંકલ્પને પણ સહન કરી શકતું નથી તેઓ તો સ્વાધીનપણાના મૂળરૂપ સંતોષને જ ધરી સુખી રહેછે. અને તેથી ટુંકામાં સુખદુઃખનું લક્ષણ જ એવું જાણવું કે સ્વાધીન છે તે સઘળું સુખરૂપ છે અને પરાધીન છે તે સઘળું દુઃખરૂપ છે

જેમાં અંતઃકરણને ક્લેશ ન થતાં સંતોષ રહે તેવું કર્મ કરવાની જ ભલામણ કરેછે—

यत्कर्म कुर्वतोऽस्य स्यात्परितोषोऽन्तरात्मनः ॥
तत्प्रयत्नेन कुर्वीत विपरीतं तु वर्जयेत् ॥ १६१ ॥

પુરૂષનો અંતરાત્મા જે કર્મ કરવાથી સંતોષ પામતો હોય તે કર્મ તેણે કરવું અને તેથી વિપરીત કર્મનો ત્યાગ કરવો ૧૬૧

જે કર્મમાટે શાસ્ત્રમાં વિધાન કરેલું ન હોય તથા નિષેધ પણ કરેલો ન હોય તેવા કર્મના વિષયમાં તથા જે કર્મમાટે શાસ્ત્રમાં વિકલ્પ બતાવેલો હોય તે વિષયમાં આ શ્લોકનો અર્થ લાગુ પાડવાનો છે બીજા અધ્યાયના છઠ્ઠા શ્લોકમાં धर्मनिरूपणप्रसंगे आत्मनस्तुष्टिरेव च । એ વાક્યથી પોતાના અંતઃકરણના સંતોષને જે ન્યાયથી ધર્મના મૂળરૂપ ગણેલ છે તેજ ન્યાય અહીં પણ લેવાનો છે શાસ્ત્રસંસ્કારરહિતના અમે અમારો માર્ગ ચાલનારા મૂર્ખલોકો આપાતરમણીય અને પરિણામમાં મોટી પીડાના હેતુભૂત વ્યભિચારઆદિ અધર્મમાં પોતાના મનનો સંતોષ બતાવી તે પ્રયત્નથી કરવા માગે તો તેને માટે આ શ્લોકથી લેશ પણ અનુજ્ઞા મળતી નથી

જો કે ઉપરના શ્લોકમાં આપેલો "અંતરાત્માને સંતોષ થાય તે કર્મ પ્રયત્નપૂર્વક કરવું અને તેથી ઉલટું હોય તે છોડવું" એ ઉપદેશ સત્પુરૂષને માટે જ છે, અસત્પુરૂષને માટે નથી જ, કારણ કે અસત્પુરૂષના મનને સંતોષ તો અવળે રસ્તે જ થાયછે અને વળી

પ્રકરણ પણ સદાચારનું જ છે, તોપણ એ ઉપદેશવાક્યને કોઈ સ્વચ્છંદચારીપણામાં ઉતારવાનું સાહસ કરવા તૈયાર થાય તો તે તેનું સાહસ માત્ર જ છે એમ બતાવવાને તુરત જ આચાર્યઆદિ માન્ય જનો કે જેઓ પોતાના શિષ્યઆદિની અધર્મપ્રવૃત્તિને લેશ પણ સહન કરી શકતા નથી એટલું જ નહિ પણ તેનું કંઈપણ તેનું અયોગ્ય વર્તન જુએ તો એકદમ કચવાઇ જ જાય; તેઓને દુભાવવા નહિ, વગેરે સદાચારનું સ્મરણ આપેછે—'

## आचार्यं च प्रवक्तारं पितरं मातरं गुरुम् ॥

## न हिंस्याद्ब्राह्मणान् गाश्च सर्वांश्चैव तपस्विनः ॥१६२॥

આચાર્ય પ્રવક્તા, પિતા, માતા, ગુરુ, બ્રાહ્મણ ગાય અને સઘળા તપસ્વીઓ એઓની હિંસા કરવી નહિ ૧૬૨

ઉપનયનપૂર્વક વેદાધ્યયન કરાવનાર હોય તે આચાર્ય કહેવાયછે વેદાર્થનું વ્યાખ્યાન કરનાર હોય તે પ્રવક્તા કહેવાયછે અહીં હિંસાશબ્દનો અર્થ કોઈપણ જાતના પ્રતિકૂળ આચરણેથી તેઓના મનને દુખ ઉપજાવવું એવો થાયછે એટલે એ આચાર્યવગેરેની હિંસા કરી નહિ અર્થાત્ તેઓથી પ્રતિકૂળ આચરણ કરી તેઓના મનને દુખ ઉપજાવવું નહિ

આચાર્યઆદિ ગુરુજનોના મનને ન કચવાવવું એ તો દંભથી પણ બની શકે એટલે દંભથી માત્ર તેનું બાહ્ય આચરણ રાખે અને અંતઃકરણમાં અયોગ્ય માર્ગપર પ્રીતિ રાખે, તો તે પણ અવશ્ય અકલ્યાણકારક હોવાથી તેવી અયોગ્ય વૃત્તિનો પણ ત્યાગ કરવાનું કહેછે—,

## नास्तिक्यं वेदनिंदां च देवतानां च कुत्सनम् ॥

## द्वेषं दम्भं च मानं च क्रोधं तैक्ष्ण्यं च वर्जयेत् ॥१६३॥

નાસ્તિકપણાનો, વેદની નિંદાનો, દેવતાઓની નિંદાનો દ્વેષનો, દંભનો અભિમાનનો, ક્રોધનો અને ક્રૂરપણાનો ત્યાગ કરવો. ૧૬૩

જેમા વેદ પ્રમાણ હોય એવા પરલોકઆદિ વિષયના મિથ્યાપણાનો નિશ્ચય કરવો તે નાસ્તિ પણું કહેવાયછે વેદના વાક્યો પરસ્પર વિરુદ્ધ છે તેથી તેમા સત્યતા નથી, એવા આક્ષેપથી જોવવું તે વેદની નિંદા કહેવાયછે પણ વેદમાં

જેનું વિધાન કર્યું હોય તેને સ્થૂણાખનન ન્યાયથી વિશેષ દૃઢ કરવામાટે પૂર્વપક્ષના રૂપમા બોલવુ તે વેદની નિંદા કહેવાની નથી અગ્નિવગેરે દેવતાઓના સંબધમા ખરાબ બોલવુ તે દેવતાઓની નિંદા કહેવાયછે માત્સર્યાદિકને લીધે થતી અપ્રીતિ દ્વેષ કહેવાયછે અંદરખાને નાસ્તિકપણુ છતા ઉપરથી આસ્તિકપણાનો આડબર રાખવો તે દંભ કહેવાયછે બીજાઓને પોતાનાથી ઉતરતા ગણવાની સાથે પોતાનામા સર્વોત્તમપણુ સમજવુ અને તેમ સમજી બીજાઓની અવગણના કરવી તેવી વૃત્તિ અભિમાન કહેવાયછે

કોઇને પણ તાડન કરવાસંબધી નિયમ કહેછે—

परस्य दण्डं नोद्यच्छेत्क्रुद्धो नैव निपातयेत् ॥
अन्यत्र पुत्राच्छिष्याद्वा शिष्टयर्थं ताडयेत्तु तौ ॥१६४॥

પુત્ર તથા શિષ્ય વગર બીજાઓને મારવામાટે ક્રોધ પામીને દંડ ઉગામવો નહિ અને તેના શરીરઉપર મારવો પણ નહિ પુત્ર તથા શિષ્યને માટે જે તાડનની છૂટ છે તે શિક્ષણમાટે સમજવી ૧૬૪

પરને મારવામાટે ક્રોધયુક્ત થઇ દંડવગેરે ઉગામવુ નહિ તેમ તે ઉગામેલ દંડવગેરે તેના શરીરપર મારવુ નહિ પણ પુત્ર અને શિષ્યને શિક્ષણ આપવામાટે જરૂર પડે તો તેઓને તાડન કરવુ

તાડનનો સામાન્ય નિષેધ કરીને બ્રાહ્મણના સંબધમાં તો તેનો અત્યંત નિષેધ, બ્રાહ્મણના તાડનમાટે તૈયાર થવાનું પણ અતિશય બૂરૂં પરિણામ દેખાડવાદ્વારા જણાવેછે—

ब्राह्मणायावगुर्यैव द्विजातिर्वधकाम्यया ॥
शतं वर्षाणि तामिस्रे नरके परिवर्त्तते ॥ १६५ ॥

બ્રાહ્મણ ક્ષત્રિય કે વૈશ્ય એમાનો કોઇપણ પુરુષ બ્રાહ્મણને મારવાની ઇચ્છાથી દંડાદિકને ઉગામે તોપણ તામિસ્ર નરકમા ભમેછે ૧૬૫

બ્રાહ્મણને મારવાની ઇચ્છાથી તેની સામ ત્રિવર્ણમાના કોઇ પણ પુરુષે દંડ ઉગામવો નહિ તો પછી શકે નો નહિ જ ઉગામવા જોઇએ એ અર્થાત્સિદ્ધ છે.

બ્રાહ્મણના તાડનથી થતો દોષ કહેછે—

ताडयित्वा तृणेनापि संरम्भान्मतिपूर्वकम् ॥
एकविंशतिमाजातीः पापयोनिषु जायते ॥ १६६ ॥

ક્રોધને લીધે બુદ્ધિપૂર્વક, બ્રાહ્મણને તૃણથી પણ જો પ્રહાર કરે તો તે એક-વીશ જન્મપર્યંત પાપયોનિઓમાં જન્મેછે. ૧૬૬.

પાપયોનિ એટલે કૂતરાં, ભૂંડવગેરેની નિંઘજાતિમાં તેનો જન્મ થાયછે કે જે, બ્રાહ્મણને અન્ય આયુધ તો ઠીક પણ તૃણમાત્રથી પણ પ્રહાર કરેછે.

યુદ્ધસિવાય બીજા કોઇપણ પ્રસંગમાં બ્રાહ્મણને તાડન કરી તેના શરીરમાંથી રૂધિર કહાડનારની વિશેષ દુર્ગતિ વર્ણવેછે—

अयुध्यमानस्योत्पाद्य ब्राह्मणस्यासृगङ्गतः ॥
दुःखं सुमहदाप्नोति प्रेत्याप्राज्ञतया नरः ॥ १६७ ॥

યુદ્ધમાં ભાગ નહિ લેનાર બ્રાહ્મણના શરીરમાંથી કોઇપણ પુરૂષ મૂર્ખપણાને લીધે રૂધિર કહાડે તો પોતે મરણ પામ્યા પછી મહાદુઃખ પામેછે. ૧૬૭.

દ્રોણાચાર્યવગેરેની પેઠે ક્ષાત્રધર્મવડે યુદ્ધ કરતા બ્રાહ્મણના શરીરમાંથી આયુધ લાગતાં રૂધિર નીકળે તો તે રૂધિર કહાડનારને માટે આ શ્લોકમાં બતાવેલ દુર્ગતિ સમજવાની નથી. કારણ કે યુદ્ધમાં ભાગ નહિ લેનારને પ્રહાર કરી રૂધિર કહાડે તેને માટે જ એ દુર્ગતિ જણાવી છે.

બ્રાહ્મણને રૂધિર કહાડનારની દુર્ગતિ વિશેષરૂપમાં જણાવેછે—

शोणितं यावतः पांसून्संगृह्णाति महीतलात् ॥
तावतोब्दानमुत्रान्यैः शोणितोत्पादकोद्यते ॥१६८॥

બ્રાહ્મણના શરીરમાંથી નિકળેલા રૂધિરથી પૃથ્વીપર જેટલા રજકણો ભીંજાયછે તેટલાં વર્ષોસુધી પરલોકમાં, તે રૂધિર કહાડનાર પુરૂષ બીજાં પ્રાણીઓથી ખવાયછે. ૧૬૮.

બ્રાહ્મણનું રૂધિર પૃથ્વીપર પડીને જેટલા રજકણોને ભીંજવેછે તેટલાં વર્ષપર્યંત, તેને રૂધિર કહાડનાર મનુષ્ય નરકમાં કૂતરાં અને શિયાળવગેરે પ્રાણીઓથી ભક્ષણ કરાતો રહેછે.

બ્રાહ્મણને મારવા તૈયાર થવાનું કે મારવાનું ખરાબ પરિણામ બતાવનારા પ્રકરણનો ઉપસંહાર કરેછે—

न कदाचिद्द्विजे तस्माद्विद्वानवगुरेदपि ॥
न ताडयेत्तृणेनापि न गात्रात्स्रावयेदसृक् ॥ १६९ ॥

તે માટે વિદ્વાન પુરૂષે કદીપણ બ્રાહ્મણને મારવા શસ્ત્ર ઉગામવું નહિ, તૃણથી પણ પ્રહાર કરવો નહિ અને તેના શરીરમાંથી રૂધિર કહાડવું નહિ ૧૬૯.

બ્રાહ્મણપર શસ્ત્ર ઉગામવાનું, તેને તૃણથી પણ પ્રહાર કરવાનું અને શસ્ત્રાદિકથી રૂધિર કહાડવાનું તેના કરનારને માટે ઘણુ જ માઠું પરિણામ છે માટે કદીપણ એટલે આપત્તિમા પણ તેમ કરવું નહિ

આવીરીતે અધર્મનો ત્યાગ કરવાની સામાન્ય ભલામણ આપી. હવે અહીં કેવળ પરલોકના ભયથી જ અધર્મ છોડવો એમ નહિ પણ આ લોકમાં પણ અધર્મનું ફળ મળેછે એમ સમજી અધર્મ છોડવો જોઇએ એમ કહેછે—

**अधार्मिको नरो यो हि यस्य चाप्यनृतं धनम् ॥**
**हिंसारतश्च यो नित्यं नेहासौ सुखमेधते ॥ १७० ॥**

જે પુરૂષ અધાર્મિક હોય, અસત્ય બોલવારૂપ જ જેનુ ધન હોય અને જે નિત્ય હિંસામા પ્રીતિવાળો હોય તે પુરૂષ આ લોકમા સુખ પામતો નથી ૧૭૦.

શાસ્ત્રપ્રતિષિદ્ધ અગમ્યાગમનાદિક અધર્મનુ આચરણ કરે તે અધાર્મિક કહેવાય સાક્ષી આપતી વખતે તથા વ્યવહારનિર્ણયવર્ગોમા જે અસત્ય વચન બોલે અથવા ધન મેળવવાના ઉપાયમા અસત્ય બોલે તે તેમજ હિંસામા પ્રીતિવાળો હોય તે આ લોકમા સુખી થતો નથી અથવા અધાર્મિક એટલે માનસિક દોષવાળો, અનૃતધનવાળો એટલે વાચિકદોષવાળો અને હિંસારત એટલે કાયિકદોષવાળો પુરૂષ અર્થાત્ કાયિક, વાચિક અને માનસિક પાપ કરનારો પુરૂષ પરલોકમા તો દુખી થાય જ છે પણ આ લોકમા પણ તેને સુખ મળતુ નથી માટે આ લોકના ભયથી પણ અધર્મ છોડવો જોઇએ

આપત્તિમાં પણ અધર્મનું આચરણ તો શું પણ અધર્મમાં મનને પણ ન જવાદેવાની ભલામણ કરેછે—

**न सीदन्नपि धर्मेण मनोधर्मे निवेशयेत् ॥**
**अधार्मिकाणां पापानामाशु पश्यन्विपर्ययम् ॥१७१॥**

અધર્મથી વર્તનાર પાપી મનુષ્યોને તુરત વિપરીત ફળ થાયછે એમ જોનાર મનુષ્યે ધર્મથી વર્તતા છતા કદાચ દુખ આવે તોપણ મનને અધર્મમા જવા દેવુ નહિ ૧૭૧

ધર્મ એટલે શાસ્ત્રમર્યાદાને અનુસરીને વર્તતા કદી સીદાવું પડે તોપણ મનોવૃત્તિને અધર્મમાં જવા દેવી નહિ જો કે ચોરીથી, લાચવગેરેથી અને છલથી અધર્મ લોકો ધનવાન દેખાયછે તોપણ તેઓને તુરત જ ધનનાશઆદિ વિપર્યય પણ થતો દેખાયછે માટે અધર્મમાં બુદ્ધિ રાખવી નહિ પરિણામમાં સુખ આપનાર આત કનિષ્ઠ ગોળીઓસરખાં ઔષધની પેઠે ધર્મનુ સેવન કરતાં આરંભમાં કઇ કડવુ લાગે તોપણ, તરતમા જ સારા લાગનાર પણ પરિણામે મોહોટી વિપત્તિ આપનાર લોભાગુ લોકોએ જાહેર કરેલા ઔષધસરખા અધર્મનુ સેવન કરવામા બુદ્ધિને નહિ જ જવા દેવી જે એ પ્રત્યક્ષ જોવામા આવેછે કે જેઓ તેમા ફસાયછે તેઓ દુ ખી જ થાયછે

અધર્મનું વિપરીત ફળ દેખાડેછે—

**नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ॥**
**शनैरावर्त्तमानस्तु कर्त्तुर्मूलानि कृन्तति ॥ १७२ ॥**

લોકમા આચરણ કરેલો અધર્મ પૃથ્વીની પેઠે તુ ત ફળ દેતો નથી પણ ધીમે ધીમે ફળોન્મુખ થઇ કર્તાના મૂળોનો પણ નાશ કરેછે ૧૭૨

પૃથ્વી જેમ બીજ નાખ્યાપછી તરત જ ધાન્યવગેરે ફળ આપતી નથી પણ ધીમે ધીમે આપેછે તેમ અધર્મ પણ તરત જ માઠુ પરિણામ દેખાડતો નથી પણ ધીમે ધીમે તે અધર્મીનો એવો મૂળોચ્છેદ કરછે કે ફરીને કોઇ કાળે પણ તેને સુખી થવા સમય આવતો નથી જેમ વૃક્ષનો મૂળોચ્છેદ થતા તેની પુનર્વૃદ્ધિ થતી નથી તેમ અધર્મી પુરૂષનો પણ મૂળોચ્છેદ થતા તેની પુનર્વૃદ્ધિ થતી નથી અધમ ધીમે ધીમે પોતાનુ ફળ આપેછે એ વિષયમા પૃથ્વીનુ દૃષ્ટાંત સમાનધર્મથી આપેલુ છે કોઇપણ વિષયમા વિરૂદ્ધધર્મથી પણ દૃષ્ટાંત અપાયછે અહીં પૃથ્વીનો વાચક મૂળ શ્લોકમા ગૌ શબ્દ છે તેનો બીજો અર્થ ગાય લેઇ વૈધર્મ્ય દૃષ્ટાંતથી એવી વ્યાખ્યા પણ કરવામા આવેછે કે ગાયની સેવા કરવાથી તે જેમ સવારસાંજ દૂધ દેવારૂપ ફળ તુરત તુરત આપેછે તેમ અધર્મના સેવનથી તુરત ફળ કદાચ નથી દેખાતુ પણ ધીમે ધીમે તે તો એવી પાયમાલી કરછે કે જેમાંથી ફરીને સુખી થવાનો સમય આવતો જ નથી એટલે અધર્મથી ધન તથા દેહનો પણ નાશ થાયછે

ઘણા અધર્મી લોકોને જીવતાંલગી તેનું કંઇપણ માઠું પરિણામ થતું જોવામાં નથી આવતું એમ પણ બનેછે. તેપરથી અધર્મનું ફળ કોઇ ઠેકાણે નથી પણ થતું એમ માનવાથી દૂર રહેવાની સૂચના દેછે—

**यदि नात्मनि पुत्रेषु न चेत्पुत्रेषु नप्तृषु ॥**
**न त्वेव तु कृतोधर्मः कर्त्तुर्भवति निष्फलः ॥१७३॥**

અધર્મ જે કર્તાને પોતાને ફળ આપે નહિ તો તેના પુત્રોને ફળેછે અને જો પુત્રોને નથી ફળતો તો પૌત્રોને તેનુ ફળ મળેછે., પણ કરેલો અધર્મ કોઇ-પણ પ્રકારથી, કરનારના સંબંધમાં નિષ્ફળ થતો નથી ૧૭૩.

જો કે આ અધર્મનું ફળ દેખાડવાનું પ્રકરણ છે તોપણ શ્લોકના ત્રીજા ચરણમાં કૃતો ધર્મઃ એ ઠેકાણે વ્યાકરણસંધિના નિયમ પ્રમાણે અધર્મ તથા ધર્મ એ બન્ને પદો નિકળી શકેછે, તેથી જેમ અધર્મ તેના કરનારને-તેનુ પૂર્વજન્મનું કોઇ સુકૃત બચાવ કરતું હોયાને લીધે પોતાનું ફળ આપી શકે નહિ તો તેના પુત્રોમાં કે પૌત્રોમાં પણ પોતાનુ પરિણામ પ્રકટ કરેછે, તેમ ધર્મ પણ પોતાનું સેવન કરનારને તેના પૂર્વજન્મના કુકર્મોથી કદાચ ઉત્તમ ફળ ન આપી શકે તો છેવટ તેના પુત્રોને કે પૌત્રોને પણ સુખી કરવારૂપ ઉત્તમ ફળ આપ્યા-વગર રહેતો નથી એમ સમજવું

જેમ કોઇ નીચ માણસ પોતાનું સેવન કરનારને ખૂબ ઉંચે ચડાવી છેવટમાં એવો પછાડેછે કે જેમાં નામ નિશાન પણ રહેવા પામતું નથી; તેમજ અધર્મ પણ કરેછે એમ દેખાડેછે—

**अधर्मेणैधते तावत्ततो भद्राणि पश्यति ॥**
**ततः सपत्नाञ्जयति समूलस्तु विनश्यति ॥१७४॥**

અધર્મથી આરંભમાં અભિવૃદ્ધિ પામેછે, પછી કલ્યાણ જુએછે, પછી શત્રુઓને જીતેછે પણ છેવટ તો તે અધર્મ કરનાર સમૂલ વિનાશ પામેછે ૧૭૪

મનુષ્ય પરદ્રોહવગેરે અધર્મ કરવાથી પ્રથમ તો ગામ તથા ધનવગેરેથી ચડતીમા આવેલો દેખાયછે, તેપછી ચાકરો અને ગજ્યોવગેરેની સંપત્તિરૂપ કલ્યાણને પણ જુવેછે, પોતાથી હીનસ્થિતિના શત્રુઓને જીતેછે પણ અંતે રાવણ તથા દુર્યોધનાદિકની પેઠે સમૂલ એટલે દેહ, ધન અને પુત્રોવગેરેસહિત વિનાશ પામેછે સુખ ધર્મથી જ મળે એ સિદ્ધાંત છે પણ મૂર્ખ મનુષ્ય તેથી ઉલટુ સમજેછે પૂર્વના કોઇ મોહોટા ધર્મના ફળરૂપે પોતે આ જન્મમા અધર્મ કરવાના સમયમાં પણ સુખ ભોગવેછે તેથી તે ધારી લેછે કે મારી હાલની પ્રવૃત્તિને પરિણામે મને સુખ થયું છે આવી ઉંધી સમજને લીધે તે અધર્મને વળગી રહેછે. તેથી જ્યારે પૂર્વના ધર્મનું ફળ ભોગવાઇ રહેછે અને હાલ કરેલા અધર્મનો પરિપાક પ્રાપ્ત થાયછે ત્યારે તુરત જ તેનો સમૂલ વિનાશ થઇ જાયછે.

અધર્મથી સમૂલ વિનાશ થાયછે માટે કેવીરીતે વર્ત્તવું તે કહેછે—

**सत्यधर्मार्यवृत्तेषु शौचे चैवारमेत्सदा ॥**

**शिष्यांश्च शिष्याद्धर्मेण वाग्बाहूदरसंयतः ॥ १७५ ॥**

સત્ય, ધર્મ, સદાચાર અને પવિત્રતામાં સર્વદા પ્રીતિ રાખવી. શિક્ષણ આપવાલાયક પુત્રવગેરેને ધર્મથી શિક્ષણ આપવું તથા વાણી, બાહુ અને ઉદર એઓને નિયમમાં રાખવાં. ૧૭૫.

જેવું અનુભવેલું હોય તેવુંજ કહેવું તે સત્ય અને શ્રુતિમાં કહેલા વિધિ તથા પ્રતિષેધ તે ધર્મ. જો કે સત્ય પણ ધર્મમા આવી જાયછે તોપણ તેની વિશેષ આવશ્યકતા દેખાડવામાટે જૂદો નિર્દેશ કરેલો છે. એટલે સત્યમાં, ધર્મમાં, સદાચારમાં તથા પવિત્રતામા સદા પ્રીતિ રાખવી શિષ્ય, પુત્રવગેરેને શિક્ષણ આપવું તથા વાણીવગેરેને નિયમમાં રાખવાં અસત્ય નહિ બોલવું તે વાણીનો નિયમ કહેવાયછે, કોઇને પ્રહાર ન કરવો તે બાહુનો નિયમ કહેવાયછે અને ભોજન પવિત્ર, હિતકારી અને માપવાળું કરવું અથવા જેટલું મળે તેટલામાં સંતોષ રાખવો તે ઉદરનો નિયમ કહેવાયછે

ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગ જો કે સેવન કરવાયોગ્ય છે તોપણ તે જો અયોગ્ય હોય તો તેનો પણ ત્યાગ કરવાનું કહેછે—

**परित्यजेदर्थकामौ यौ स्यातां धर्मवर्जितौ ॥**

**धर्मं चाप्यसुखोदर्कं लोकविक्रुष्टमेव च ॥ १७६ ॥**

જેઓ ધર્મથી રહિત હોય, એવા અર્થ તથા કામનો અને પરિણામમાં દુઃખદાયક થાય તથા લોકોથી નિંદિત હોય એવા ધર્મનો પણ ત્યાગ કરવો ૧૭૬.

ચોરીવગેરેથી ધન મેળવવું તથા યજ્ઞદીક્ષાને દિવસે યજમાને પત્નીનો સંગ કરવો એ બન્નેથી અનુક્રમે જો કે અર્થ તથા કામની સિદ્ધિ જણાયછે તોપણ તે અર્થ અને કામ ધર્મથી વિરૂદ્ધ છે માટે જરૂર તેનો ત્યાગ કરવો એટલે તેમ કરવાથી દૂર રહેવું તેમજ પુત્રવગેરે પોષ્યવર્ગ છતાં પોતાનું સર્વસ્વ દાન કરી દેવું વગેરે ધર્મ જે ઉત્તરકાળમાં દુઃખદાયક થાય તેમજ કોઇ પુરૂષ અનાથ સુંદરતરૂણીપર દયા આવવાથી તેના ભરણપોષણમાટે તથા સંભાળમાટે તેને ત્યાં આવતો જતો હોય તેપરથી લોકો અવળે રસ્તે દોરવાઇ તેનાપર ખોટી શંકા લઇ જઇ તેની નિંદા કરે તો અનાથની સંભાળ લેવામાટે તેને ત્યાં જવું એ જો કે ધર્મરૂપ છે તોપણ લોકનિંદિત થયું તેથી તેવા લોકનિંદિત-

ધર્મનો ત્યાગ કરવો એટલે તેની બીજા કોઇ વૃદ્ધમનુષ્યદ્વારા સભાળ રાખવી અને મદદ આપવી તેમજ બીજા મનુષ્યોની હાજરીમા તેને ત્યા જવુ પણ પોતે એકલાએ રાત્રિસમયે તેમજ એકાતમા તેને મળવુ નહિ આવી રીતે જ મરણ પામેલ ભાઇની સ્ત્રીમા, પોતાના કુલના ઉચ્છેદને પ્રસગે કુટુબમાના મુખ્ય પુરૂષની આજ્ઞાથી અમુક નિયમપ્રમાણે પ્રજા ઉત્પન્ન કરવી તે જો કે ધર્મરૂપે નિયોગ ધર્મ કહેવાયછે તોપણ કલિયુગમા તે લોકનિંદિત થવાથી ત્યાગ કરવાયોગ્ય છે સ્મૃત્યતરમા પણ કહ્યુ છે કે असवर्ग्यं लोकविद्विष्टं धर्ममप्याचरेन्नहि । એમજ શ્યેનયાગવગેરે સ્વર્ગની પ્રાપ્તિમા અટકાયત નાખનાર કર્મ અને ઉપર જણાવ્યા છે તેવા લોકનિંદિત કર્મ ભલે ધર્મરૂપ ગણાતા હોય તોપણ તેનો ત્યાગ કરવો

અગ, વાણી અને અંતઃકરણથી અયોગ્ય પ્રવૃત્તિ નહિ કરવાનુ જણાવેછે—

## न पाणिपादचपलो न नेत्रचपलोनृजुः ॥
## न स्याद्वाक्चपलश्चैव न परद्रोहकर्मधीः ॥ १७७ ॥

હાથપગની ચપળતા તથા નેત્રની ચપળતા કરવી નહિ કુટિલ થવુ નહિ વાણીની ચપળતા કરવી નહિ અને પરના દ્રોહમાટે ચેષ્ટા તથા બુદ્ધિ કરવી નહિ ૧૭૭

ઉપયોગવગરની વસ્તુનુ ગ્રહણ કરવુ વગેરે હાથની ચપળતા, પ્રયોજન વગર ભ્રમણ કરવુ વગેરે પગની ચપળતા પરસ્ત્રીસામે જોવુ વગેરે નેત્રની ચપળતા અને બીજાની નિંદા કરવી વગેરે વાણીની ચપળતા કહેવાયછે કુટિલ નહિ બનવુ અને બીજાનો દ્રોહ કરવાની પ્રવૃત્તિ નહિ કરવી એટલુ જ નહિ પણ તેવો વિચાર પણ નહિ કરવો

પોતાના પરપરાથી ચાલ્યા આવતા શ્રેષ્ઠમાર્ગને નહિ છોડવાની ભલામણ કરેછે—

## येनास्य पितरो याता येन याताः पितामहाः ॥
## तेन यायात्सतां मार्गं तेन गच्छन्न रिष्यते ॥ १७८ ॥

જે માર્ગથી આ પુરૂષનો પિતૃવર્ગ ચાલેલ હોય જે માર્ગથી પિતામહો ચાલેલા હોય તે માર્ગથી સત્પુરૂષોનુ અનુસરણ કરવુ કારણ કે તેમ ચાલતો પુરૂષ અધર્મથી હણાતો નથી ૧૭૮

કોઇ વિષયમાં શાસ્ત્રવચનો ઘણા પ્રકારનાં જોવામાં આવતાં હોય તો તેવા વિષયમાં પોતાના પિતા તથા પિતામહવગેરેએ જે માર્ગનો આશ્રય કર્યો હોય તે માર્ગનો આશ્રય કરવો. પણ તે માર્ગ સત્પુરૂષોનું અનુસરણ કરવારૂપ હોય તોજ તે માર્ગે ચાલવું પિતા તથા પિતામહવગેરે ભૂલથી કોઇ એવા માર્ગ પર ચાલી ગયા હોય કે જે માર્ગ નુકશાનકારક હોય, તો તેવા માર્ગે ચાલવું નહિ એટલામાટે જ પરંપરાથી ચાલ્યો આવતો હોવા છતાં તે માર્ગ સન્માર્ગ હોવો જોઇએ એમ સૂચવ્યુ છે આવી રીતે અર્થ પણ થઇ શકેછે કે જે ધર્મ પોતાના પિતાવગેરેએ અનુષ્ઠિત હોય, જેઓની સાથે તેઓને પ્રીતિ હોય, જેઓની સાથે તેઓએ કન્યાવિવાહાદિ કરેલ હોય અને જે વેદશાખાનું અધ્યયન કરેલું હોય તે ધર્મ તથા તેઓનો તે માર્ગ આશ્રયણીય છે. તે પ્રમાણે કરનાર પુરૂષ લોકોમાં નિંદા પામતો નથી અથવા અવિદ્વાન લોકોને અહિંસાવગેરે ધર્મોમાં લઇ જવાનો આ ઉપાય છે, કે જેમ અભણ પ્રજાને જાણીતી કરવા રાજ્યતરફથી ઢંઢેરાવડે કેટલાએક જરૂરના નિયમો જાહેર કરવામાં આવેછે કેટલાએક એમ પણ કહેછે કે જો પોતાના પિતાવગેરેએ નિર્મૂળ ધર્મ સ્વીકારેલો હોય તો તેને ધર્મ જ કેમ માનવો? અને જેનું મૂળ હોય એવા ધર્મને તો પુત્રાદિક પોતાની મેળે પણ ગ્રહણ કરી શકશે; તો પછી આ શ્લોકની કશી જરૂર જ નહતી પણ તેનું સમાધાન એજ છે કે જેઓ ધર્મના મૂળને ન જાણતા હોય તેઓને પરંપરાના ધર્મનું ભાન આપી રસ્તે દોરવા એ બહુ આવશ્યક હોવાથી આ શ્લોક પણ આવશ્યક છે. આમ માનવું પણ યોગ્ય છે કે જે ધાર્મિક વિષયમાં પૂરતો યત્ન કર્યાછતાં પણ સંદેહનિવૃત્તિ ન થતી હોય અને બન્ને પ્રકારે વાકયાર્થ ઘટી શકતો હોય ત્યા, પિતાવગેરેએ જે માર્ગ લીધેલો હોય તે માર્ગ લેવામાટે આ વાકય છે.

ઋત્વિજવગેરેની સાથે વિવાદ નહિ કરવાનું કહેછે—

ऋत्विक्पुरोहिताचार्यैर्मातुलातिथिसंश्रितैः ॥
बालवृद्धातुरैर्वैद्यैर्ज्ञातिसम्बन्धिबान्धवैः ॥ १७९ ॥
मातापितृभ्यां जामीभिर्भ्रात्रा पुत्रेण भार्यया ॥
दुहित्रा दासवर्गेण विवादं न समाचरेत् ॥ १८० ॥

ઋત્વિજ, પુરોહિત, આચાર્ય, માતુલ, અતિથિ, અનુજીવી, બાળક, વૃદ્ધ, રોગી, વૈદ્ય, કુટુંબી, સંબંધી, બાંધવ, માતા, પિતા, ભગિની અને પુત્રવધૂવગેરે, ભાઇ, પુત્ર, ભાર્યા, પુત્રી અને દાસલોકો એઓની સાથે વિવાદ કરવો નહિ. ૧૭૯, ૧૮૦.

સાળાવગેરે સંબંધી કહેવાયછે તથા માતાના પક્ષવાળાઓ બાંધવ કહેવાયછે.

ઋત્વિજવગેરેની સાથે વિવાદનો ત્યાગ કરવાનું ફળ કહેછે—

एतैर्विवादान्संत्यज्य सर्वपापैः प्रमुच्यते ॥
एभिर्जितैश्च जयति सर्वाँल्लोकानिमान्गृही ॥ १८१ ॥

એ લોકોની સાથે વિવાદ નહિ કરવાથી ગૃહસ્થ સર્વ પાપોથી મુક્ત થાયછે અને વિવાદ નહિ કરવાને લીધે એ લોકો છતાઇ જાયછે અને તેથી ગૃહસ્થ આ વક્ષ્યમાણ લોકોને પણ છતેછે ૧૮૧

એઓની સાથે વિવાદ કરવાથી પાપ લાગેછે, પણ જો વિવાદ છોડી દેવામા આવે તો તે પાપ તેમજ બીજા પણ સઘળા પાપોથી છૂટાયછે એટલુ જ નહિ પણ વિવાદ ન થવાથી એ લોકો વશ્ય થાયછે અને તેથી ગૃહસ્થાશ્રમી બ્રહ્મલોક-વગેરે લોકોનો જય મેળવેછે અર્થાત્ તે લોકો તેને દુષ્પ્રાપ્ય રહેતા નથી

સર્વ લોકોનો જય થવાનું કારણ આચાર્યવગેરે છે એ બરાબર બતાવી તેઓની સાથે વિવાદ નહિ કરવાના પ્રકરણનો ઉપસંહાર કરેછે—

आचार्यो ब्रह्मलोकेशः प्राजापत्ये पिता प्रभुः ॥
अतिथिस्त्विन्द्रलोकेशो देवलोकस्य चर्त्विजः ॥१८२॥
जामयोऽप्सरसां लोके वैश्वदेवस्य बान्धवाः ॥
सम्बन्धिनो ह्यपां लोके पृथिव्यां मातृमातुलौ ॥१८३॥
आकाशेशास्तु विज्ञेया बालवृद्धकृशातुराः ॥
भ्राता ज्येष्ठः समः पित्रा भार्या पुत्रः स्वका तनुः ॥१८४॥
छाया स्वो दासवर्गश्च दुहिता कृपणं परम् ॥
तस्मादेतैरधिक्षिप्तः सहेतासंज्वरः सदा ॥ १८५ ॥

આચાર્ય બ્રહ્મલોકના સ્વામી છે, પિતા પ્રજાપતિલોકના સ્વામી છે, અતિથિ ઇંદ્રલોકનો સ્વામી છે, ઋત્વિજ દેવલોકનો સ્વામી છે, ભગિની અને પુત્રવધૂનું અપ્સરાલોકઉપર સ્વામિત્વ છે, બાંધવો વૈશ્વદેવલોકના સ્વામી છે, સંબંધીઓ

વરૂણલોકના સ્વામી છે, માતા તથા માતુલનું પૃથ્વીલોકઉપર સ્વામિત્વ છે, બાળક, વૃદ્ધ, કૃશ અને રોગી એઓ આકાશલોકના સ્વામી છે, મોહોટોભાઇ પિતાતુલ્ય છે, ભાર્યા અને પુત્ર પોતાના શરીરરૂપ છે, દાસવર્ગ પોતાની છાયારૂપ છે અને પુત્રી પરમ કૃપાનું પાત્ર છે; તેથી તેઓ તિરસ્કાર કરે તોપણ સર્વદા મનમાં ક્ષોભ પામ્યાવગર તેનું સહન કરવું. ૧૮૨, ૧૮૩, ૧૮૪, ૧૮૫.

આચાર્યવગેરે તે તે લોકના સ્વામી છે એમ કહેવાથી, આચાર્યવગેરે પ્રસન્ન થાય તો તે તે લોકની પ્રાપ્તિ થાયછે એમ સમજવું. મોહોટોભાઇ પિતાતુલ્ય છે એમ કહ્યુ તેથી તેપણ પ્રજાપતિલોકનો સ્વામી છે અને તેની પ્રસન્નતાથી પણ પ્રજાપતિલોકની પ્રાપ્તિ થાયછે. સ્ત્રી અને પુત્ર તો પોતાના શરીરરૂપ જ છે અને તેથી પોતે પોતાની સાથે વિવાદ કરવો એ ઘટે જ નહિ અને તેથી એમ પણ સૂચવ્યુ કે જે લોકઉપર પોતાનું સ્વામિત્વ છે તેજ લોકઉપર તેઓનું પણ સ્વામિત્વ છે જો તેઓને કચવાવવામાં આવે તો પોતાના સ્વામિત્વવાળા લોકની પ્રાપ્તિમાં અડચણ આવેછે. દાસવર્ગનું પણ એજ પ્રમાણે સમજવું અને પુત્રી પરમ કરૂણાનું પાત્ર હોવાથી કરૂણાવડે જે લોક પામી શકાયછે તે લોકઉપર પુત્રીનું સ્વામિત્વ ગણાયછે

સ્નાતક બ્રાહ્મણને માટે વિવાદનું નિયમન કહી, વિવાદ જેમ સારા લોકોની પ્રાપ્તિમાં અટકાયતરૂપ છે તેમ પ્રતિગ્રહ પણ સારા લોકોની પ્રાપ્તિમાં અટકાયતરૂપ છે એવી સમાનતાને લીધે વિવાદપછી તુરત જ પ્રતિગ્રહનું નિયમન કહેછે—

**प्रतिग्रहसमर्थोऽपि प्रसङ्गं तत्र वर्जयेत् ॥**
**प्रतिग्रहेण ह्यस्याशु ब्राह्मं तेजः प्रशाम्यति ॥ १८६ ॥**

પ્રતિગ્રહ કરવામાં સમર્થ હોય તેણે પણ તેમાં પ્રસંગ રાખવો નહિ. કારણ કે પ્રતિગ્રહવડે બ્રહ્મતેજ તુરત જ નષ્ટ થાયછે ૧૮૬.

વિદ્યા, તપ અને સદાચારથી યુક્ત હોવાને લીધે પ્રતિગ્રહ કરવામાં એટલે દાન લેવામા અધિકારી હોય તેણે પણ તેમાં વારંવાર પ્રવૃત્તિ કરવી નહિ. કારણ કે બ્રહ્મતેજ ના ટલે વેદાધ્યયનવગેરેથી થએલો પ્રતાપ પ્રતિગ્રહને લીધે તુરત નાશ પામેછે

પ્રતિગ્રહના ધર્મયુક્ત વિધિને જાણ્યાવગર પ્રતિગ્રહ નહિ જ કરવાની ભલામણ દેછે—

**न द्रव्याणामविज्ञाय विधिं धर्म्यं प्रतिग्रहे ॥**
**प्राज्ञः प्रतिग्रहं कुर्यादवसीदन्नपि क्षुधा ॥ १८७ ॥**

સુધાથી પીડાતાં છતાંપણ બ્રાહ્મણે પ્રતિગ્રહમાં ધર્મયુક્ત વિધિને જાણ્યા-વગર કોઈનો પ્રતિગ્રહ કરવો નહિ. ૧૮૭.

ગ્રહણ કરવાયોગ્ય વસ્તુ, તેની દેવતા તથા પ્રતિગ્રહનો મંત્ર એ સઘળું જાણ્યાવગર કદીપણ પ્રતિગ્રહ કરવો નહિ બીજીરીતે આજીવિકા ચાલતી હોય ત્યારે તો પ્રતિગ્રહ નહિ કરવો પણ કદી ભૂખે મરવું પડતું હોય તો તેવી સ્થિતિમાં પણ પ્રતિગ્રહ નહિ જ કરવો અને તેજ ડહાપણ ગણાયછે

પ્રતિગ્રહવિધિને નહિ જાણનારો મૂર્ખ બ્રાહ્મણ પ્રતિગ્રહ કરે તે તો તેને અત્યંત હાનિકારક છે, એ જણાવેછે—

**हिरण्यं भूमिमश्वं गामन्नं वासस्तिलान् घृतम् ॥**
**प्रतिगृह्णन्नविद्वांस्तु भस्मीभवति दारुवत् ॥ १८८ ॥**

અવિદ્વાન બ્રાહ્મણ જો સુવર્ણનો, પૃથ્વીનો, અશ્વનો, ગાયનો, અન્નનો, વસ્ત્રનો તિલનો અને ઘૃતનો પ્રતિગ્રહ કરે તો તે કાષ્ઠની પેઠે ભસ્મ થઇ જાયછે. ૧૮૮.

પ્રતિગ્રહના વિધિને નહિ જાણનાર અથવા શાસ્ત્રશ્રવણ તથા વેદાધ્યયનથી રહિત મૂર્ખ બ્રાહ્મણ જો સુવર્ણવગેરેનો પ્રતિગ્રહ કરેછે તો અગ્નિના સંયોગથી જેમ કાષ્ઠ બળી ભસ્મ થાયછે તેમ તેનું બ્રાહ્મણત્વ નાશ પામી જાયછે

કઇ વસ્તુના પ્રતિગ્રહથી કઇ હાનિ થાયછે તે જણાવેછે—

**हिरण्यमायुरन्नं च भूर्गौश्चाप्योषतस्तनुम् ॥**
**अश्वश्चक्षुस्त्वचं वासो घृतं तेजस्तिलाः प्रजाः ॥१८९॥**

સુવર્ણ તથા અન્નનો પ્રતિગ્રહ આયુષને, પૃથ્વી તથા ગાયનો પ્રતિગ્રહ શરીરને, અશ્વનો પ્રતિગ્રહ ચક્ષુને, વસ્ત્રનો પ્રતિગ્રહ ત્વચાને, ઘૃતનો પ્રતિગ્રહ તેજને અને તિલનો પ્રતિગ્રહ પ્રજાને બાળેછે અર્થાત્ નષ્ટ કરેછે. ૧૮૯

અવિદ્વાન છતા પ્રતિગ્રહ કરનારનાં આયુષ, શરીર, ચક્ષુ, ત્વચા, તેજ અને પ્રજા એઓ તેવા તેવા પ્રકારના પ્રતિગ્રહથી નષ્ટ થાયછે

અમુક અમુક વસ્તુના પ્રતિગ્રહથી અવિદ્વાનને થતી હાનિ બતાવી. હવે અવિદ્વાનને માટે પ્રતિગ્રહનો સામાન્યપણે નિષેધ સમજાવવા, તેણે પ્રતિગ્રહમાં રૂચિ પણ નહિ રાખવી જોઇએ એમ તેનું ખરાબ પરિણામ બતાવવાદ્વારા સૂચવેછે—

**अतपास्त्वनधीयानः प्रतिग्रहरुचिर्द्विजः ॥**
**अम्भस्यश्मप्लवेनेव सह तेनैव मज्जति ॥ १९० ॥**

તપશ્ચર્યાવગરનો તથા વેદાધ્યયનવગરનો જે બ્રાહ્મણ પ્રતિગ્રહ કરવામાં રૂચિવાળો હોય તે, જળમાં પથ્થરની નૌકામાં બેસનાર તે નૌકાની સાથે જેમ ડૂબી જાય તેમ, દાન દેનારની સાથે નરકમાં પડેછે. ૧૯૦.

જે તપશ્ચર્યા કરતો ન હોય તથા વેદાધ્યયન પણ કરતો ન હોય; એ પ્રમાણે બન્ને ગુણોથી ભ્રષ્ટ હોય છતાં પ્રતિગ્રહ કરવામાં ઇચ્છાવાળો હોય તે દાતાની સાથે અધોગતિ પામેછે. પણ જેમાં તપ તથા વિદ્યા એ બે ગુણો હોય તે પ્રતિગ્રહનો અધિકારી હોવાથી તેની અધોગતિ થતી નથી.

પ્રતિગ્રહનો દોષ બતાવવાનું પ્રકરણ પૂરૂં કરેછે—

**तस्मादविद्वान्बिभियाद्यस्मात्तस्मात्प्रतिग्रहात् ॥**

**स्वल्पकेनाप्यविद्वान् हि पङ्के गौरिव सीदति ॥ १९१ ॥**

તેમાટે અવિદ્વાન્ પુરૂષે જે તે પ્રતિગ્રહથી પણ ભય રાખવો. કારણ કે અવિદ્વાન્ સ્વલ્પપ્રતિગ્રહથી પણ પંકમાં ગાયની પેઠે સીદાયછે. ૧૯૧.

હિરણ્યવગેરેના પ્રતિગ્રહસિવાય બીજા સાધારણ પ્રતિગ્રહથી પણ અવિદ્વાને તો ભય પામી દૂર જ રહેવું કારણ કે કાદવમાં ચાલતી ગાય જેમ દુઃખી થાયછે તેમ નાનાસરખા પ્રતિગ્રહ લેનાર હોય તોપણ અવિદ્વાન બ્રાહ્મણ તો દુઃખી જ થાયછે.

દાન લેનારે જેમ વિચાર કરવાની જરૂર છે તેમ દાન દેનારે પણ વિચાર કરીને દાન દેવાની જરૂર છે તેવિષે જણાવેછે—

**न वार्यपि प्रयच्छेत्तु बैडालव्रतिके द्विजे ॥**

**न बकव्रतिके विप्रे नावेदविदि धर्मवित् ॥ १९२ ॥**

ધર્મ જાણનાર પુરૂષે બૈડાલવ્રતિક બ્રાહ્મણને, બકવ્રતિક બ્રાહ્મણને અને વેદ નહિ જાણનાર બ્રાહ્મણને જળ પણ આપવું નહિ ૧૯૨.

જળ પણ આપવું નહિ એમ કહેવાથી ધનવગેરે તો નહિજ આપવું એમ વિશેષ નિષેધ સમજવો. ધનવગેરેના નિષેધની દૃઢતાને માટે જ જલનું ગ્રહણ છે તેથી તેવાઓને જળ આપવાનો મુખ્ય નિષેધ સમજવાનો નથી. કારણ કે જળ તો કરૂણાથી સર્વ કોઇને આપી શકાયછે. બૈડાલવ્રતિક તથા બકવ્રતિકનાં લક્ષણ હવે પછી તુરતમાં કહેશે

બૈડાલવ્રતિક, બકવ્રતિક અને વેદ નહિ જાણનાર એઓને દાન દેવામાં આવે તો તેથી ધન જાય એ દૃષ્ટહાનિ છે અને કાંઇ

સારૂં ફળ ન થાય એ અદૃષ્ટહાનિ છે એટલું જ નહિ પણ તેવા- ઓને દાન દેવું એ પ્રતિષિદ્ધ આચરણ હોવાથી તેથી તો પાપ લાગી પરલોકમાં પીડા ઉપજેછે એમ જણાવેછે—

त्रिष्वप्येतेषु दत्तं हि विधिनाप्यर्जितं धनम् ॥
दातुर्भवत्यनर्थाय परत्रादातुरेव च ॥ १९३ ॥

ન્યાયથી મેળવેલું ધન પણ જો ઉપર કહેલા ત્રણ પ્રકારના બ્રાહ્મણોને આપવામાં આવે તો તે પરલોકમાં, દેનારને તથા લેનારને અનર્થ આપનારૂ થાયછે ૧૯૩

અનર્થ આપનારૂ એટલે નરકદુઃખરૂપ દુર્ગતિ આપનારૂ થાયછે

દાન દેનાર તથા લેનાર એ બન્ને મૂર્ખ હોય તો તેની દુર્ગતિ દૃષ્ટાંતસાથે દેખાડેછે—

यथा प्लवेनौपलेन निमज्जत्युदके तरन् ॥
तथा निमज्जतोधस्तादज्ञौ दातृप्रतीच्छकौ ॥ १९४ ॥

જેમ પાષાણની નૌકાથી તરવા જતો પુરૂષ જલમા ડૂબી જાયછે તેમ મૂર્ખ દાતા તથા દાન લેનાર એ બન્ને અધોગતિને પામેછે. ૧૯૪.

अतपास्त्वनधीयान । એ આ અધ્યાયના ૧૯૦ મા શ્લોકમા દાન લેનારના પ્રાધાન્યથી નિંદા છે અને અહીં દાન દેનારના પ્રાધાન્યથી નિંદા કરેલી છે તેથી પુનરૂક્તિ નથી

૧૯૨ મા શ્લોકમાં દાન દેવામાટે નિષિદ્ધ ગણેલા બૈડાલવ્રતિક બ્રાહ્મણનું લક્ષણ કહેછે—

धर्मध्वजी सदा लुब्धश्छाद्मिको लोकदम्भकः ॥
वैडालव्रतिको ज्ञेयो हिंस्रः सर्वाभिसन्धकः ॥ १९५ ॥

જે ધર્મધ્વજી હોય, સદા લોભી હોય, કપટી હોય, લોકોને ઠગનાર હોય, હિંસક હોય અને સર્વેનો આક્ષેપ કરનાર હોય તેને બૈડાલવ્રતિક જાણવો ૧૯૫.

જે ઘણા લોકોની સમક્ષ ધર્માચરણ કરતો હોય અને પોતાથી તથા પર- દ્વારા જગતમા પોતાની ધાર્મિક પ્રવૃત્તિની પ્રસિદ્ધિ કરાવતો હોય તેનો ધર્મ, ધ્વજ એટલે ચિન્હની પેઠે થયો માટે તે ધર્મધ્વજી કહેવાયછે. આમ લોભ, કપટ,

દંભ, હિંસા તથા વંચનાવગેરેથી બિલાડાની પેઠે માત્ર સ્વાર્થની રૂચિથી જે બહારનો દેખાવ સારો કરેછે અને અંદરખાને હિંસામાં જ રૂચિવાળો હોવાથી તે પુરૂષ બૈડાલવ્રતિક કહેવાયછે. આવો પાઠ પણ છે કે--

यस्य धर्मध्वजो नित्य सुरध्वज इवोच्छ्रितः ।
प्रच्छन्नानि च पापानि वैडाल नाम तद्व्रतम् ॥

દેવમ દિરના ધ્વજની પેઠે જેનો ધર્મરૂપ ધ્વજ બહાર દેખાવમાં ઘણો ઉંચો હોય અને છુપી રીતે પાપો થતાં હોય તે બૈડાલ નામનું વ્રત કહેવાયછે

બકવ્રતિક બ્રાહ્મણનું લક્ષણ કહેછે—

**अधोदृष्टिर्नैष्कृतिकः स्वार्थसाधनतत्परः ॥**
**शठो मिथ्याविनीतश्च बकव्रतचरो द्विजः ॥ १९६ ॥**

નીચી દૃષ્ટિ રાખનાર, કઠોરતાથી વર્તનાર, સ્વાર્થ સાધવામાં તત્પર, શઠ અને મિથ્યા વિનય દેખાડનાર બ્રાહ્મણ બકવ્રતચર કહેવાયછે. ૧૯૬.

પોતાનો સ્વાર્થ સાધવામાટે નિરંતર નીચી દૃષ્ટિ રાખનાર, સ્વાર્થ સાંધતી વખતે મહા કઠોર બની જનાર, શઠ એટલે વક્રબુદ્ધિવાળો અને મિથ્યા વિનય બતાવનારો બ્રાહ્મણ બકવ્રતિક કહેવાયછે. કારણ કે તેનું વ્રત બગલાના જેવું છે બગલો જેમ જલાશયના કિનારાપર બેસી જલચર પ્રાણીઓની સામે જાણે નજર પણ ન કરતો હોય એવો દેખાવ કરેછે પણ લાગ આવતાં તેઓને પકડી મારી નાખતાં ચુકતો નથી તેમ આવો દભી બ્રાહ્મણ પણ વર્ત્તેછે માટે તે બકવ્રતી કહેવાયછે બકવ્રતિક અને બૈડાલવ્રતિકમાં ફેર એજ છે કે બકવ્રતિક પુરૂષ ગમે તેમ કરીને પણ સ્વાર્થની સિદ્ધિઉપર જ નજર રાખેછે અને બૈડાલ વ્રતિક પુરૂષ વખતપર સ્વાર્થવગર પણ મત્સરને લીધે બીજાનું બૂરૂ કરેછે

બકવ્રતી અને બિડાલવ્રતીની અધોગતિ દર્શાવેછે—

**ये बकव्रतिनो विप्रा ये च मार्जारलिङ्गिनः ॥**
**ते पतन्त्यन्धतामिस्रे तेन पापेन कर्मणा ॥ १९७ ॥**

જે બ્રાહ્મણો બગલાના જેવા વ્રતવાળા હોય તથા જેઓ માર્જારજેવા વ્રતવાળા હોય તેઓ તે પાપકર્મથી અંધતામિસ્ર નરકમાં પડેછે. ૧૯૭.

બગલાના જેવા વ્રતવાળા કહેવાથી કપટપ્રધાન અને માર્જારજેવા વ્રતવાળા કહેવાથી હિંસાપ્રધાનપણાને લીધે તેવા બ્રાહ્મણો દુષ્ટબુદ્ધિવાળા અને બ્રાહ્મણોમાં અધમ અને અધોગતિના ભોગવનાર મનાયછે અને તેથી તેઓને આપેલું તેપણ કુપાત્રને આપેલું મનાયછે

ધર્મના નામથી કોઈને પણ નહિ છેતરવાની ભલામણ કરેછે—

**न धर्मस्यापदेशेन पापं कृत्वा व्रतं चरेत् ॥**
**व्रतेन पापं प्रच्छाद्य कुर्वन् स्त्रीशूद्रदम्भनम् ॥१९८॥**

પાપકર્મ કરી, વ્રતથી પાપને ઢાંકી સ્ત્રી તથા શૂદ્રોને મોહ પમાડતા ધર્મના બહાનાથી, તે પાપના નિવારણમાટેનું પ્રાયશ્ચિત્ત વ્રત કરવું નહિ ૧૯૮

પાપ કરવું હોય તેની નિવૃત્તિમાટે પ્રાજાપત્યાદિક પ્રાયશ્ચિત્તવ્રત કરતો હોય અને લોકોમાં કહે કે હું તો કેવળ ધર્મને માટે જ વ્રત કરૂંછું આવી રીતે વ્રતવડે પાપને દબાવી ધર્મનું બહાનું દઈ સ્ત્રીશૂદ્રો અને મૂર્ખોને છેતરવા નહિ કેમકે પ્રાયશ્ચિત્તવ્રત પ્રગટરીતે જ કરવાં જોઈએ

આવા કપટી બ્રાહ્મણો નિંદાપાત્ર થાયછે અને તેઓ જે કાંઈ કપટથી વ્રતાદિક કરેછે તેનું ફળ રાક્ષસોને મળેછે એમ જણાવેછે—

**प्रेत्येह चेदृशा विप्रा गर्ह्यन्ते ब्रह्मवादिभिः ॥**
**छद्मना चरितं यच्च व्रतं रक्षांसि गच्छति ॥ १९९ ॥**

એવા બ્રાહ્મણો આ લોક સંબંધી તથા પરલોકસંબંધી જે કાંઈ કર્મ કરેછે તેમાં બ્રહ્મવાદિઓથી નિંદાયછે અને કપટથી જે કાંઈ વ્રત કરવામાં આવેલ હોય તે રાક્ષસોને જાયછે ૧૯૯

પદાર્થના સ્વભાવથી જ અન્ય ઉદ્દેશથી કરેલ છતાં કેટલાંક કર્મમાંથી બીજું ફળ વધારાનું ફળ પણ થાયછે જેમ ગુરૂની આજ્ઞામાં પ્રવૃત્ત થયેલો પુરૂષ કામનાના હેતુથી નહિ પણ ધર્મના ઉદ્દેશથી જ તે પ્રવૃત્તિ કરેછે તોપણ તેમાંથી શુભ કર્મ ઉત્પન્ન થાયછે તેમ કોઈ એમ માની બેસે કે પાપોની નિવૃત્તિમાટે પ્રાયશ્ચિત્તરૂપ કરવામાં આવતાં વ્રતોથી પણ જગતમાં તપસ્વીપણાની પ્રસિદ્ધિ અને પાપોની નિવૃત્તિ થશે તો તેની તે માનીનતા ખોટી છે એમ દેખાડવામાટે અહીં કહ્યું કે કપટથી કરવામાં આવતું વ્રત રાક્ષસોને જાયછે, એટલે તે વ્રત પાપોની નિવૃત્તિ નહિ કરી શકતાં નિષ્ફળ જ થાયછે તેઓનું તે વ્રત નિષ્ફળ જાયછે એટલું જ નહિ પણ શિષ્ટલોકમાં તેવો પુરૂષ નિંદાપાત્ર પણ થાયછે

કપટભરેલા આચરણથી થતી દુર્ગતિ દેખાડેછે—

**अलिङ्गी लिङ्गिवेषेण यो वृत्तिमुपजीवति ॥**
**स लिङ्गिनां हरत्येनस्तिर्यग्योनौ च जायते ॥२००॥**

જે પુરુષ બ્રહ્મચારીવગેરે નહિ છતા બ્રહ્મચારીવગેરેના વેષથી આજીવિકા ચલાવે તે, એના બ્રહ્મચારીવગેરેના પાપનો ભાગી થઇ પશુપક્ષીની જાતિમા અવતાર પામેછે ૨૦૦

જે બ્રાહ્મણ બ્રહ્મચારી નહિ છતા બ્રહ્મચારીના ચિહ્નરૂપ મેખલા, મૃગચર્મ અને દંડવગેરે ધારણ કરી ભિક્ષાભ્રમણવગેરેથી આજીવિકા ચલાવે તે, ખરા બ્રહ્મચારીનુ જે કાંઇ પાપ હોય તેને પોતાના ઉપર લઇ લેછે અને શ્વાનવગેરેની જાતિમા જન્મ પામેછે આ રીતે બીજા આશ્રમોના ચિહ્નમાટે પણ સમજવુ

સ્નાનવિધિનુ પ્રકરણ લેતાં આરંભમાં, બીજાની માલેકીવાળા જળાશયમાં સ્નાન નહિ કરવાનું કહેછે—

**परकीयनिपानेषु न स्नायाच्च कदाचन ॥**
**निपानकर्त्तुः स्नात्वा तु दुष्कृतांशेन लिप्यते ॥२०१॥**

અન્યના જળાશયમા કદીપણ સ્નાન કરવુ નહિ જો તેમા સ્નાન કરે તો જળાશય કરનારના પાપના અંશથી લેપાયછે ૨૦૧

બીજાએ કરાવેલા વાવવગેરે જળાશયમા કદીપણ સ્નાન કરવુ નહિ કારણ કે તેમા સ્નાન કરનાર પુરુષ તે જળાશય કરાવનારના પાપના અંશથી લિપ્ત થાયછે કદી સ્વાભાવિક જળાશય એટલે નદીવગેરે ન હોય તોપછી બીજાએ કરાવેલ જળાશય જેનો તેના સ્વામીએ ઉત્સર્ગ ન કર્યો હોય એટલે સર્વ મનુષ્યોના ઉપયોગમાટે તેપરથી પોતાનુ સ્વામિત્વ ઉઠાવી લીધેલુ ન હોય ત્યા સુધી તે જળાશયમા નહાવુ પડે તો પ્રથમ પાચ અંજલી જળ બહાર કહાડીને પછી તેમા નહાવુ યાજ્ઞવલ્ક્ય કહેછે કે "પરકૃત જળાશયમા પાચ અંજલી જળ બહાર કહાડ્યાવગર સ્નાન કરવુ નહિ"

બીજાનાં વાહનવગેરેનો પણ ઉપભોગ નહિ કરવાનું કહેછે—

**यानशय्यासनान्यस्य कूपोद्यानगृहाणि च ॥**
**अदत्तान्युपभुञ्जान एनसः स्यात्तुरीयभाक् ॥ २०२ ॥**

પરના વાહન, શય્યા, આસન કૂપ, ઉદ્યાન અને ગૃહ કે જેઓ પોતાને માટે આપેલા ન હોય તે છતા જો તેઓને ભોગવે તો તેના પાપનો ચોથો ભાગ ભોગવનો પડેછે ૨૦૨

બીજાના વાહનવગેરે પદાર્થો કે જે પોતાને માટે આપેલ ન હોય તેઓનો ઉપભોગ કરનાર, તે વાહનાદિના સ્વામીના પાપનો ચતુર્થાશ પામેછે આપેલ ન હોય એ શબ્દોનો અભિપ્રાય "રજા આપેલ ન હોય" એ પ્રમાણે છે

બીજાના સ્વામિત્વવગરના કેવા જલાશયોમાં સ્નાન કરવું જોઇએ? તે જણાવેછે—

**नदीषु देवखातेषु तडागेषु सरःसु च ॥**
**स्नानं समाचरेन्नित्यं गर्त्तप्रस्रवणेषु च ॥ २०३ ॥**

નદીઓમાં, દેવખાનોમાં, તળાવોમાં, સરોવરોમાં, ગર્ત્તામાં અને પ્રસ્રવણોમાં નિત્ય સ્નાન કરવું. ૨૦૩.

મનુષ્યોએ નહિ ખોદાવેલ જળાશય દેવખાત કહેવાયછે, મનુષ્યોએ ખોદાવેલાં હોય તે તળાવ કહેવાયછે, ઋષિઓથી સેવિત હોય તેવાં અથવા વિધ્યાચળસરખાં સ્થળોમાં ચારે બાજુથી સરખા મોહોટાં તળાવો હોય તે સરોવર કહેવાયછે. બત્રીસ હજાર હાથકરતા વધારે લાંબા ન હોય તેવા નદીસરખા જળાશયો ગર્ત્ત કહેવાયછે કે જેને વોકળાઓ કહેવામા આવેછે અને ઝરણાઓને પ્રસ્રવણ કહેવામાં આવેછે. નદીવગેરેમા સદા સ્નાન કરવું. નદીવગેરેમાં સ્નાન કરવાના વિધિથી જ બીજાના જલાશયમા સ્નાનનો નિષેધ થઇ જાયછે છતાં બીજાના જલાશયમાં સ્નાન કરવાનો જૂદો નિષેધ કહેલો છે તે પોતાના ઉત્સર્ગ કરેલા એટલે સાર્વજનિક ઉપયોગમાટે પોતાનું સ્વામિત્વ છોડી આપેલા જલાશયમાં સ્નાનની આજ્ઞામાટે છે; તેમા પણ નદીવગેરે જલાશયનો સંભવ ન હોય તોજ સ્નાન કરવું.

સ્નાતક બ્રાહ્મણને જો કે યમ અને નિયમ એ બન્નેની જરૂર છે તોપણ યમની તો વિશેષ આવશ્યકતા છે, તે જણાવેછે—

**यमान्सेवेत सततं न नित्यं नियमान्बुधः ॥**
**यमान्पतत्यकुर्वाणो नियमान्केवलान्भजन् ॥२०४॥**

વિદ્વાન પુરુષે નિરંતર યમોનુ સેવન કરવુ પણ નિત્ય નિયમોનુ જ સેવન કરવુ આવશ્યક નથી. કેવળ નિયમોનુ સેવન કરતો હોય પણ યમોનુ સેવન કરે નહિ તો પતન પામેછે. ૨૦૪

નિયમની અપેક્ષાથી યમનુ અનુષ્ઠાન અધિક છે એવા અભિપ્રાયમાટે આ વાક્ય છે, પણ નિયમોના નિષેધને માટે નથી. કારણ કે યમ તથા નિયમ એ બન્ને શાસ્ત્રોક્ત છે. યમ તથા નિયમનો વિભાગ મુનિજનોએ જ કરેલો છે. યાજ્ઞવલ્ક્ય કહેછે કે "બ્રહ્મચર્ય, દયા, ક્ષાંતિ, ધ્યાન, સત્ય, અશાઠ્ય, અહિંસા, અસ્તેય, માધુર્ય અને દમ એ દશ યમ કહેવાયછે. સ્નાન, મૌન, ઉપવાસ, યજન, સ્વાધ્યાય, ઇંદ્રિયનિગ્રહ, ગુરુસેવા, શૌચ, અક્રોધ અને અપ્રમાદ એ દશ

નિયમ કહેવાયછે. અથવા અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અદંભ અને અસ્તેય એ પાંચ યમ કહેવાયછે અને અક્રોધ, ગુરુશુશ્રૂષા, શૌચ, આહારલાઘવ તથા અપ્રમાદ એ પાંચ નિયમ કહેવાયછે. યમનિયમના સ્વરૂપને જાણનાર પુરુષે સ્નાનવગેરે સઘળા નિયમોના ત્યાગથી પણ અહિંસાદિરૂપ યમનું અનુષ્ઠાન કરવું "નિયમોનું સેવન કરતો હોય પણ યમોનું સેવન કરે નહિ તો પતન પામેછે". એ વાક્ય યમની પ્રશંસામાટે છે આનો અર્થ પણ કરવામાં આવેછે કે "વિદ્વાનપુરુષે યમ એટલે નિત્યકર્મોનું નિરંતર સેવન કરવું પણ નિયમ એટલે કામ્ય કર્મોનું નિત્ય સેવન ન કરવું કેવળ કામ્યકર્મોનું જ સેવન કરનારો અને નિત્ય કર્મો નહિ કરનારો પતિત થાયછે" અહિંસા, સત્ય, અસ્તેય, અપરિગ્રહ અને ઇંદ્રિયનિગ્રહવગેરે જેઓ શરીરમાત્રથી જ સાધી શકાય તેવા અને નિત્યકર્તવ્યરૂપ છે તે યમ અને તપ તથા સ્વાધ્યાયવગેરે અધિક સાધનની અપેક્ષાવાળા નિયમ; એમ મોહોટે ભાગે માનવામાં આવેછે અથવા હિંસાઆદિના પ્રતિષેધરૂપ યમ અને વેદાધ્યયનઆદિના અનુષ્ઠાનરૂપ નિયમ; એમ પણ કહેવામાં આવેછે

કેટલાએક જરૂરના પ્રતિષેધના પ્રકરણનો પ્રારંભ કરેછે—

**नाश्रोत्रियतते यज्ञे ग्रामयाजिकृते तथा ॥**
**स्त्रिया क्लीवेन च हुते भुञ्जीत ब्राह्मणः क्वचित् ॥२०५॥**

જે યજ્ઞ વેદ નહિ ભણેલા બ્રાહ્મણે આરંભેલો હોય, ઘણા લોકોને યજન કરાવનાર બ્રાહ્મણે કરેલો હોય અને સ્ત્રી તથા નપુંસક જેમાં હોમ કરતા હોય તે યજ્ઞમાં બ્રાહ્મણે કદીપણ ભોજન કરવું નહિ ૨૦૫.

છાંદોગ્યમાં ગૃહ્યસ્મૃતિકારોએ અગ્નિહોત્રમાં સ્ત્રીઓથી પણ હોમ થાય એમ કહેલું છે અને તેથી સ્ત્રી જેમાં હોમ કરતી હોય તેવા યજ્ઞમાં બ્રાહ્મણે ભોજન કરવું નહિ એમ કહેલું છે અથવા જે યજ્ઞમાં સ્ત્રી પ્રધાન હોય અને તેણીનો પતિ દારિદ્ર્યવગેરે રોગોથી ઉપહત હોય તથા સ્ત્રી પણ પોતાને પહેરામણી વગેરેમાં મળેલા ધનથી તેમજ પિયરિયાંના બળથી ગર્વવાળી હોય તો તેવા યજ્ઞમાં ભોજન કરવાનો આ પ્રતિષેધ છે

ઉપરના પ્રતિષેધનું કારણ બતાવેછે—

**अश्लीकमेतत्साधूनां यत्र जुह्वत्यमी हविः ॥**
**प्रतीपमेतद्देवानां तस्मात्तत्परिवर्जयेत् ॥ २०६ ॥**

જેમાં ઉપર કહેલા લોકો હોમ કરતા હોય તે કર્મ સત્પુરુષોની લક્ષ્મીનો નાશ કરનાર છે અને દેવતાઓને પણ પ્રતિકૂળ છે માટે તેનો ત્યાગ કરવો. ૨૦૬.

મૂળમાં અશ્રીક પદ છે તેમાં રકારને ઠેકાણે લકાર છે એમ જાણી અશ્રીક પદ માન્ય અને પછી તેનો અર્થ, લક્ષ્મીનો નાશ કરનાર એમ કર્યો છે પણ કેટલાએક એ ઠેકાણે અશ્લીલ એવો પાઠ પણ ભણેછે અને તેનો અર્થ વખાણવાને અયોગ્ય અથવા પાપકારી એવો કરેછે

કોનું કોનું અને કેવું કેવું અન્ન ખાવું નહિ તે જણાવેછે—

मत्तक्रुद्धातुराणां च न भुञ्जीत कदाचन ॥
केशकीटावपन्नं च पदा स्पृष्टं च कामतः ॥ २०७ ॥
भ्रूणघ्नावेक्षितं चैव संस्पृष्टं चाप्युदक्यया ॥
पतत्रिणावलीढं च शुना संस्पृष्टमेव च ॥ २०८ ॥
गवा चान्नमुपाघ्रातं घुष्टान्नं च विशेषतः ॥
गणान्नं गणिकान्नं च विदुषां च जुगुप्सितम् ॥२०९॥
स्तेनगायनयोश्चान्नं तक्ष्णो वार्धुषिकस्य च ॥
दीक्षितस्य कदर्यस्य बद्धस्य निगडस्य च ॥ २१० ॥
अभिशस्तस्य षण्ढस्य पुंश्चल्या दाम्भिकस्य च ॥
शुक्तं पर्युषितं चैव शूद्रस्योच्छिष्टमेव च ॥ २११ ॥
चिकित्सकस्य मृगयोः क्रूरस्योच्छिष्टभोजिनः ॥
उग्रान्नं सूतिकान्नं च पर्याचान्तमनिर्दशम् ॥ २१२ ॥
अनर्चितं वृथामांसमवीरायाश्च योषितः ॥
द्विषदन्नं नगर्यन्नं पतितान्नमवक्षुतम् ॥ २१३ ॥
पिशुनानृतिनोश्चान्नं क्रतुविक्रयिणस्तथा ॥
शैलूषतुन्नवायान्नं कृतघ्नस्यान्नमेव च ॥ २१४ ॥

कर्मारस्य निषादस्य रङ्गावतारकस्य च ॥
सुवर्णकर्तुर्वेणस्य शस्त्रविक्रयिणस्तथा ॥ २१५ ॥
श्ववतां शौण्डिकानां च चैलनिर्णेजकस्य च ॥
रञ्जकस्य नृशंसस्य यस्य चोपपतिर्गृहे ॥ २१६ ॥
मृष्यन्ति ये चोपपतिं स्त्रीजितानां च सर्वशः ॥
अनिर्दशं च प्रेतान्नमतुष्टिकरमेव च ॥ २१७ ॥

મત્ત, ક્રોધી અને રોગીનું અન્ન, કેશ તથા કીટવાળું અન્ન, ઈચ્છાપૂર્વક પગવડે સ્પર્શ કરેલું, બ્રહ્મહત્યા કરનારે જોયેલું, રજસ્વલાએ સ્પર્શ કરેલું, પક્ષીએ ખાધેલું, કૂતરાએ અડકેલું, ગાયે સુંઘેલું અન્ન, વિશેષે કરીને પોકાર કરાવેલું, સમુદાયનું, વેશ્યાનું, વિદ્વાનપુરુષોએ નિંદિત, ચોરનું, ગાયન કરનારનું, સુતારનું, વ્યાજઉપર આજીવિકા ચલાવનારનું, દીક્ષિતનું, કદર્યનું, નિગડથી બાંધેલાનું, મહાપાતકીઓના કલંકવાળાનું, નપુંસકનું, વ્યભિચારિણી સ્ત્રીનું, દાંભિકનું અન્ન, શુક્ત, પર્યુષિત, શૂદ્રનું અન્ન, ઉચ્છિષ્ટ, ચિકિત્સકનું, મૃગયા કરનારનું, ક્રૂરનું, ઉચ્છિષ્ટ ખાનારનું, દારુણ કર્મ કરનારનું, દશ દિવસની અંદર સુવાવડીના નિમિત્તથી થયેલું, પર્યાચાન્ત, અવજ્ઞાથી આપેલું, વૃથા માંસ, પતિ-પુત્રવગરની સ્ત્રીનું, શત્રુનું અન્ન, નગરીનું અન્ન, પતિતનું અન્ન, જેના પર કોઈએ છીંક ખાધેલી હોય એનું, ચાડી કરનારનું, અસત્યભાષીનું, યજ્ઞનો વિક્રય કરનારનું, નટનું, દરજીનું, કૃતઘ્નનું, લુહારનું, ભિલનું, રંગભૂમિમાં વાજાં વગાડવા-વગેરેથી આજીવિકા ચલાવનારનું, સોનીનું, વાંસઉપર આજીવિકા ચલાવનારનું, શસ્ત્રોનો વિક્રય કરનારનું, મૃગયામાટે કૂતરા ઉછેરનાર અને તેઓનું પોષણ કરનારાઓનું, મદ્યનો વિક્રય કરનારાઓનું, ધોબીનું, રંગારાનું, નિર્દયનું, જેના ઘરમાં તેની સ્ત્રીનો જાર રહેતો હોય તેનું, પોતાની સ્ત્રીના જારને જાણતા છતાં સહન કરતા હોય તેઓનું, સર્વપ્રકારે સ્ત્રીથી જીતાયેલા હોય તેઓનું, દશ દિવસની અંદર મરી ગયેલના નિમિત્તથી અપાતું અન્ન અર્થાત્ સૂતકીનું અન્ન અને જેથી સંતોષ ન થાય તેવું અન્ન કદીપણ ખાવું નહિ ॥ ૨૦૮, ૨૦૯, ૨૧૦, ૨૧૧, ૨૧૨, ૨૧૩, ૨૧૪, ૨૧૫, ૨૧૬, ૨૧૭

માદક પદાર્થોના સેવનથી મત્ત રહેતો હોય, ક્રોધયુક્ત સ્વભાવવાળો હોય તથા રોગી હોય તેઓનું અન્ન ખાવું નહિ કેશ અથવા કીડવાળું અન્ન પણ ખાવું નહિ અન્નમાં મક્ષિકા તથા ગૃહગોધાવગેરે પડી મરણ પામી તે અન્નને બગાડેછે એટલું જ નહિ પણ ઝેરી બનાવી દેછે કેશ એટલું જ કહ્યું છે પણ તેની સાથે નખ રૂંવાડાંવગેરે પણ સમજવાં. તેઓના પડવાથી પણ અન્ન બગડેછે, ગર્ભહત્યા કરનાર એ મહાપાપો કરનારના ઉપલક્ષણરૂપ હોવાથી કોઇપણ મહાપાપીની નજર પડી હોય તેનું અન્ન પણ દૂષિત ગણાયછે. રજસ્વલા, પક્ષી તથા કુતરૂ અડકી જાય તો અને ગાય સુંઘે તો તે અન્ન દૂષિત થાયછે "કોણ ભોજન કરનાર છે?" એમ પોકાર કરી અન્નસત્રવગેરે સ્થળોમાં જે અન્ન આપવામાં આવેછે તેનો વિશેષથી ત્યાગ કરવો સમુદાયનું એટલે જેનાપર વધારે લોકોની એકસરખી માયેકી હોય એવું અન્ન ખાવું નહિ તેમ વેશ્યાનું અન્ન ખાવું નહિ અને વિદ્વાનપુરૂષો જેની નિંદા કરતા હોય તેનું અન્ન પણ ખાવું નહિ ચોરી કરી જીવનાર-તથા ગાયન કરી જીવનાર તથા સુતારનું અન્ન ખાવું નહિ તેમજ યજ્ઞમાં જેણે દીક્ષા લીધી હોય તેનુ અન્ન, અગ્નિષોમીય કર્મથી પ્રથમના સમયમાં ખાવું નહિ, વળી કૃપણનું અને કેદ થયેલાનુ અન્ન તેમજ લોકોમા આ મહાપાપી છે એમ જેનાપર કલંક આવેલુ હોય તેનુ, વ્યભિચારિણી સ્ત્રીનું, દાંભિકનું એટલે કપટથી ધર્માચરણ કરનાર બૈડાલવ્રતિકવગેરેનું અન્ન પણ ખાવું નહિ. જે વસ્તુ સ્વભાવથી મધુર છતા દહીંવગેરે ખાટા પદાર્થોના સંસર્ગથી ખાટી પડી ગઇ હોય તે શુક્ત કહેવાયછે રાત્રિનું વાસી અન્ન હોય તે પર્યુષિત કહેવાયછે ઉચ્છિષ્ટ અન્નનો સર્વથા નિષેધ છે પણ ગુરૂનું ઉચ્છિષ્ટ ખાવાની છૂટ છે બીજાનું ઉચ્છિષ્ટ જેમ ન ખાવું તેમજ બીજાનુ ઉચ્છિષ્ટ ખાતો હોય તેનું અનાજ પણ ન ખાવું એક પંક્તિમા બેઠેલા અન્ય લોકો ભોજન કરતા હોય ત્યાં તેઓનું અપમાન કરી કોઇ આચમન કરે એટલે ભોજન કરી વચમાથી ઉઠી જાય તો મહતું તે ભોજન પર્યાચાન્ત કહેવાયછે, આવું પર્યાચાંત ભોજન પણ કરવું નહિ દેવતાના ઉદ્દેશવગર માત્ર પોતાના જ ઉદ્દેશથી બનાવેલું હોય તે વૃથામાંસ કહેવાયછે તેનું અન્ન પણ ખાવુ નહિ

કેટલાંએક વિશેષે કરી ત્યાજ્ય અન્નો તેના ત્યાગના હેતુસહિત જણાવેછે—

**राजान्नं तेज आदत्ते शूद्रान्नं ब्रह्मवर्चसम् ॥**
**आयुः सुवर्णकारान्नं यशश्चर्मावकर्त्तिनः ॥ २१८ ॥**

ખાવામાં આવેલુ રાજાનું અન્ન તેજનો નાશ કરેછે, શૂદ્રનુ અન્ન બ્રહ્મતેજનો નાશ કરેછે, સુવર્ણકારનું અન્ન આયુષ્યનો નાશ કરેછે અને ચર્મકારનું અન્ન યશનો નાશ કરેછે. ૨૧૮.

અહીં કહેલાઓમાંથી જેઓનો પ્રતિષેધ પ્રથમ આવેલો ન હોય અને માત્ર અહીં જ, તેઓનું અન્ન લેવાનો દોષ બતાવેલો હોય તેઓના અન્નના દોષના શ્રવણની સાથે જ પ્રતિષેધ સમજી લેવો.

પ્રજા. બળ તથા સારી ગતિને હરનારાં અન્નો ગણાવેછે—

**कारुकान्नं प्रजां हन्ति बलं निर्णेजकस्य च ॥**
**गणान्नं गणिकान्नं च लोकेभ्यः परिकृन्तति ॥२१९॥**

કારુકનું અન્ન પ્રજાનો નાશ કરેછે. ધોબીનું અન્ન બળનો નાશ કરેછે અને ગણનુ તથા વેશ્યાનું અન્ન સ્વર્ગાદિલોકનો નાશ કરેછે. ૨૧૯

સૂપડાં બનાવનારવગેરે કારીગરોનું અન્ન પ્રજા એટલે સંતાનનો નાશ કરેછે અર્થાત્ સંતાનોત્પત્તિનો અટકાવ કરેછે ધોબીનું અન્ન શરીરને સત્તાહીન કરેછે તથા સમુદાયની માલેકીવાળું તેમજ વેશ્યાનું અન્ન સ્વર્ગાદિલોકનો નાશ કરેછે એટલે તેનાથી ઉત્તમ લોકાની પ્રાપ્તિ થાય તેવું કર્મ કરવાની બુદ્ધિ રહેતી નથી.

વૈદ્યવગેરેનું અન્ન લેવામાં દોષ દેખાડેછે—

**पूयं चिकित्सकस्यान्नं पुंश्चल्यास्त्वन्नमिन्द्रियम् ॥**
**विष्टा वार्द्धुषिकस्यान्नं शस्त्रविक्रयिणो मलम् ॥२२०॥**

વૈદ્યનું અન્ન પૂયસમાન છે, પુંશ્ચલીનુ અન્ન વીર્યસમાન છે, વાર્ધુષિકનું અન્ન વિષ્ટાતુલ્ય છે અને શસ્ત્રવિક્રય કરનારનું અન્ન મલસમાન છે. ૨૨૦.

વૈદ્યનું અન્ન પૂય એટલે પરસમાન છે એટલે તેના ભક્ષણસમાન દોષ આપનારૂં છે અથવા તેને લીધે તે એવી જાતિમાં જાયછે કે જેમા પૂયભક્ષણ કરનાર થાયછે વ્યભિચારિણીનું અન્ન વીર્યભક્ષણસમાન દોષ આપનારૂં છે વાર્દ્ધુષિક એટલે વ્યાજઉપર જીવનારનું અન્ન વિષ્ટાભક્ષણસમાન દોષ આપનારૂં છે વાર્દ્ધુષિક શબ્દનો અર્થ પરની નિંદા કરનાર અને પોતાની પ્રશંસા કરનાર એ પ્રમાણે પણ કેટલાએક કરેછે તથા હથિયાર વેચનારનું અન્ન શરીરના મેલનું ભક્ષણ કરવાસરખા દોષને આપનારૂં છે

અવશેષ રહેલા અભોજ્ય અન્નવાળાઓ કે જેઓનું પરિગણન પૂર્વે થઇ ગયેલું છે તેઓના અન્નની નિંદા કરેછે—

**य एतेन्ये त्वभोज्यान्नाः क्रमशः परिकीर्त्तिताः ॥**
**तेषां त्वगस्थिरोमाणि वदन्त्यन्नं मनीषिणः ॥२२१॥**

જેઓના અન્નનું અહીં ફળ બતાવવામાં આવ્યું તેવગરના બીજા જેઓ ક્રમથી અભોજ્યાન્ન કહેલા છે તેઓના અન્નને વિદ્વાનો ત્વચા, અસ્થિ અને રોમસમાન કહેછે. ૨૨૧.

ઉપર તો ઘણાઓના અન્નનો નિષેધ કરવામાં આવ્યો છે અને અહીં તો થોડાએકના અન્નનો દોષ બતાવવામાં આવ્યો. તો અવશેષ રહેલાઓના અન્ન નિર્દોષ સમજવાં કે શું? એવી શંકાને મટાડવામાટે કહેછે કે આ સિવાયના અભોજ્ય એટલે નહિ ખાવાયોગ્ય અન્નવાળા જેને જેને ગણાવેલા છે તે સહુનાં અન્નો ત્વચા, અસ્થિ અને રોમસમાન છે અર્થાત્ ત્વચાવગેરેનું ભક્ષણ કરવાસરખા દોષને આપનારાં છે.

નિષેધ કરેલા અન્નનું ભક્ષણ કરનારમાટે પ્રાયશ્ચિત્ત બતાવેછે—

**भुक्त्वातोन्यतमस्यान्नममत्या क्षपणं त्र्यहम् ॥**

**मत्या भुक्त्वाचरेत्कृच्छ्रं रेतोविण्मूत्रमेव च ॥२२२॥**

જેઓનું અન્ન અભોજ્ય કહેલુ છે તેઓમાંના કોઇનુ પણ અન્ન જો અજ્ઞાનથી ખવાઇ જાય તો ત્રણ ઉપવાસ કરવા અને જાણીને ખાધેલુ હોય તો કૃચ્છ્રવ્રત કરવું અને વીર્ય, પુરીષ તથા મૂત્રના ભક્ષણમાં પણ એ પ્રમાણે જ પ્રાયશ્ચિત્ત સમજવું. ૨૨૨

બીજી સ્મૃતિઓસાથે એકવાક્યતા કરતા કૃચ્છ્રવ્રત એટલે તપ્તકૃચ્છ્રવ્રત સમજવું. હમેશાં એક વખત સ્નાન કરી નિયમસર ત્રણ દિવસ માત્ર ઉષ્ણજળ, ત્રણ દિવસ માત્ર ઉષ્ણ દૂધ, ત્રણ દિવસ માત્ર ઉષ્ણ ઘૃત, અને ત્રણ દિવસ માત્ર ઉષ્ણ વાયુનું પાન કરવુ એવીરીતે બાર દિવસ રહેવું તે તપ્તકૃચ્છ્રવ્રત કહેવાયછે. તે તે દિવસે પીવામાટેના જળ, દૂધ અને ઘીના પ્રમાણમાટે પરાશરમુનિ આ પ્રમાણે કહેછે કે—

षट्पलं तु पिबेदम्भस्त्रिपलं तु पयः पिबेत् ।
पलमेकं पिबेत्सर्पिस्तप्तकृच्छ्रं विधीयते ॥

એટલે છ પળ જળ પીવું, ત્રણ પળ દૂધ પીવું અને એક પળ ઘી પીવું. એ પ્રમાણે તપ્તકૃચ્છ્ર થાયછે. પળ એટલે ચાર તોલાભાર સમજવું. આ પ્રાયશ્ચિત્તનું પ્રકરણ નહિ છતાં અહીં જ પ્રાયશ્ચિત્ત કહી દીધુ તે, એ નિષિદ્ધ અન્નો અતિશય નિંદાપાત્ર છે એમ દેખાડવાને માટે છે

પ્રથમ સામાન્ય પ્રકારથી શૂદ્રના અન્નનો નિષેધ કરેલો છે તે વિષયમાં વિશેષ દેખાડેછે—

नाद्याच्छूद्रस्य पक्कान्नं विद्वानश्राद्धिनो द्विजः ॥
आददीताममेवास्मादवृत्तावेकरात्रिकम् ॥ २२३ ॥

વિદ્વાન બ્રાહ્મણે શ્રાદ્ધવગેરે પંચયજ્ઞોગરહિત શૂદ્રનું પકવ અન્ન ખાવું નહિ પણ જો બીજાપાસેથી ન મળવાને લીધે ચાલે જ નહિ તો પછી એક રાત્રિ નિર્વાહ ચાલે તેટલું કાચું અન્ન જ શૂદ્રની પાસેથી લેવું ૨૨૩

શ્લોકમાં अश्राद्धिनः પદ છે તે ઠેકાણે अश्राद्धिनः એવો પાઠ પણ ચાલેછે અને તેના પાઠમાં શ્રદ્ધાવગરના શૂદ્રનું પકવઅન્ન ખાવું નહિ એવો અર્થ થાયછે

અન્નદાનમાં શ્રદ્ધાપૂર્વક ઉદારભાવની ઉત્તમતા દેખાડેછે—

श्रोत्रियस्य कदर्यस्य वदान्यस्य च वार्द्धुषेः ॥
मीमांसित्वोभयं देवाः सममन्नमकल्पयन् ॥ २२४ ॥

શ્રોત્રિય છતાં લોભી હોય તેના અન્નનો તથા વૃદ્ધિજીવી છતાં ઉદાર હોય તેના અન્નનો વિચાર કરી દેવોએ બન્ને અન્નો સમાન છે એવો નિર્ણય કર્યો છે ૨૨૪

શ્રોત્રિય એટલે વેદપાઠી બ્રાહ્મણનું અન્ન ઉત્તમ છે છતાં તેનામાં કૃપણતારૂપ દોષ આવવાને લીધે તેનું અન્ન ઉત્તમતાના પગથીયાપરથી કઇ નીચે ઉતર્યું અને વૃદ્ધિજીવી એટલે બીજાના ધંધાપર આજીવિકા ચલાવનારનું અન્ન નિંદ્ય છે છતાં તેનામાં ઉદારતારૂપ ગુણ આવવાને લીધે તે અન્ન નિંદ્યતાના પગથીયાથી કાંઇ ઉંચે ચડયું એટલે એ બન્ને અન્નો સમાનપંક્તિના થયા એમ દેવોએ નિર્ણય કર્યો છે જો ગુણવાન છતાં તેમાં દોષ આવી મળે તો તેનું અન્ન અગ્રાહ્યતાની હદઉપર આવી જાયછે અને જાતે દોષયુક્ત છતાં તેમાં ગુણ આવી મળે તો તેનું અન્ન ગ્રાહ્યતાની હદઉપર આવી જાયછે આ પ્રસંગ પ્રત્યક્ષ દેખાડેછે કે મૂળ શાસ્ત્રકારોએ ન્યાય દબશીભૂત બાંધેલી નથી જ તેઓ ગુણદોષના આધારપર પણ ઉદાર અભિપ્રાયવાળા જ રહેલા છે

અન્નની ગ્રાહ્યતામાં શ્રદ્ધાને મુખ્ય કારણ જણાવેછે—

तान्प्रजापतिराहैत्य मा कृध्वं विषमं समम् ॥
श्रद्धापूतं वदान्यस्य हतमश्रद्धयेतरत् ॥ २२५ ॥

તે દેવોપાસે બ્રહ્માએ આવી કહ્યું કે તમો વિષમને સમાન કરવો નહિ કારણ કે દાતાપુરૂષનું અન્ન શ્રદ્ધાથી પવિત્ર છે અને લોભીનું અન્ન અશ્રદ્ધાને લીધે અપવિત્ર છે ૨૨૫

વેદપાઠી છતા કૃપણ હોય અને વૃદ્ધિજીવી છતા ઉદાર હોય તે બન્નેના અન્નને દેવોએ એકરૂપ ક્રિમા મૂક્યુ એટલે કૃપણ વેદપાઠીના અન્નને તદ્દન નહિ ઉતારી પાડતા થોડુ નીચ ઉતાર્યુ અને ઉદાર વૃદ્ધિજીવીના અન્નને પૂરતી રીતે ઉત્તમ ન ઠરાવતા થોડુ ઉચ્ચ ચડાવ્યું તેથી સંતોષ ન થવાને લીધે બ્રહ્માએ તેઓને કહ્યુ કે વિષમ એટલે બેઓવચ્ચે ઘણો અંતર છે તેઓને એકરૂપ ક્રિમાં મૂકવારૂપ ભૂલ કરો નહિ આવાવાકપરથી કોઇ એમ સમજી બેસે કે ગમે તેવા ગુણવાન છતા વૃદ્ધિજીવીનુ અન્ન હલકુ જ ગણાય અને ગમે તેવા દોષયુક્ત જો શ્રોત્રિયનુ અન્ન ઉત્તમ જ ગણાય એવો બ્રહ્માનો અભિપ્રાય હશે પણ તેમ ન સમજાય તેટલામાટે સ્પષ્ટ કહેછે કે ભલે વૃદ્ધિજીવી હોય પણ દાતા પુરૂષનુ અન્ન શ્રદ્ધાને લીધે પવિત્ર છે અને ભલે શ્રોત્રિય હોય પણ અશ્રદ્ધાને લીધે તેનુ અન્ન અપવિત્ર છે તો પવિત્ર અને અપવિત્રને એકરૂપ ક્રિમા ગણવાની ભૂલ ન થવી ૨૨૫

ધર્મકૃત્યો શ્રદ્ધાથી જ કરવાની ભલામણ કરેછે—

**श्रद्धयेष्टं च पूर्त्तं च नित्यं कुर्यादतन्द्रितः ॥**
**श्रद्धाकृते ह्यक्षये ते भवतः स्वागतैर्धनैः ॥ २२६ ॥**

મનુ નિરઆળસ ઇષ્ટ અને પૂર્ત્ત કર્મ શ્રદ્ધાથી કરવા કારણ કે તે બન્ને કર્મ સારીરીતે આવેના ધનવડે શ્રદ્ધાથી કરવામા આવે તો અક્ષય થાયછે ૨૨૬

વેદીની અંદર કરવામા આવતુ યજ્ઞાદિકર્મ ઇષ્ટ કહેવાયછે અને વાવ, કૂવા, પાણીના પરબ તથા બગીચા કરવા વગેરે કર્મ પૂર્ત્ત કહેવાયછે આ બન્ને જાતના ધર્મકૃત્યો ન્યાયવડે મેળવેલા ધનથી અને શ્રદ્ધાથી કરવા કારણ કે જો તેમ કરેલા હોય તોજ તે અક્ષયફળ આપનારા અર્થાત્ મોક્ષના હેતુભૂત થાયછે ધન ઘણા પ્રકારથી મેળવી શકાયછે પણ તેમા સારા પ્રકારથી મેળવેલા ધનવડે કરેલા ધર્મકૃત્યો જ અક્ષય ફળ આપનારા થાયછે વિદ્યાપ્રવીણપણાને લીધે તેમજ તપસ્વીપણાને લીધે મળેલુ યજ્ઞ કરાવવાથી તેમજ વિદ્યા ભણાવવાથી મળેલ, પિતાપિતામહાદિ તરફથી વારસામા મળેલુ પરણની વખતે ન્યાનક પિતાતરફથી મળેલુ તથા ક્ષત્રિયને શૌર્યને લીધે મળેલુ, આ સઘળા ધનો ઉત્તમ પ્રકારના ગણાયછે તેમજ ખેતી કરવાથી મળેલુ કોઇની ઇચ્છાપ્રમાણે અનુસરવાથી તેના ખુશી થવાને લીધે મળેલુ, કોઇનો ઉપકાર કરવાને લીધે તેના તરફથી મળેલુ કારીગિરીથી મળેલુ અને વ્યાજનો ધંધો ખેતી તથા વેપાર એઓથી મળેલુ ધન મધ્યમ પ્રકારનુ ગણાયછે લાંચથી, જુગારથી ચોરીથી બીજાને પીડા કરવાથી ધાડ પાડવાથી કે લૂંટવાથી પૈસા લઇને જમાન પડવાથી તથા વેપારમા કપટ કરવાથી મળેલુ ધન અધમ ગણાયછે આ સઘળામા ઉત્તમ પ્રકારના ધનથી કરેલા ધર્મકૃત્યોને જ શ્રેષ્ઠ કહેલા છે

ઇષ્ટકર્મમાં તેમજ પૂર્તકર્મમાં સત્પાત્ર મળતાં, દાનધર્મના સેવનની ભલામણ કરેછે—

**दानधर्मं निषेवेत नित्यमैष्टिकपौर्त्तिकम् ॥**
**परितुष्टेन भावेन पात्रमासाद्य शक्तितः ॥ २२७ ॥**

સ૦, સત્પાત્ર મળે ત્યારે પરિતુષ્ટ અંતઃકરણથી શક્તિપ્રમાણે ઇષ્ટસંબંધી તથા પૂર્તસંબંધી દાનધર્મનું સેવન કરવું. ૨૨૭

વિદ્યા તથા તપશ્ચર્યાથી યુક્ત બ્રાહ્મણ સત્પાત્ર કહેવાયછે. જે બ્રાહ્મણ પાત્રભૂત છતાં પણ પ્રતિગ્રહથી મેળવેલા ધનનો ખરાબ લોકોને દેવામાં ઉપયોગ કરતો હોય તેમજ ચારે બાજુથી પ્રતિગ્રહ કરી કરીને તેનો સંચય કર્યા કરે પણ ધર્મના કામમાં તે ન વાપરે તેને પણ દાન દેવું નહિ. એમ ઘણા શાસ્ત્રકારો ભલામણ કરેછે. જુઓ—

पात्रभूतो हि यो विप्रः प्रतिगृह्य प्रतिग्रहम् ।
असत्सु विनियुञ्जीत तस्मै देयं न किञ्चन ॥
सञ्चयं कुरुते यस्तु प्रतिगृह्य समन्ततः ।
धर्मार्थं नोपयुङ्क्ते च न तं तस्करमर्चयेत् ॥

દાનની આવશ્યકતા જણાવવા જે કોઇ યાચના કરે તેને પોતાની શ્રદ્ધા અને શક્તિપ્રમાણે કંઇ કંઇ દાન દેવાની ભલામણ કરેછે—

**यत्किञ्चिदपि दातव्यं याचितेनानसूयया ॥**
**उत्पत्स्यते हि तत्पात्रं यत्तारयति सर्वतः ॥ २२८ ॥**

કોઇપણ મનુષ્ય યાચના કરે ત્યારે અસૂયાનો ત્યાગ કરી જે કાંઇ હાજર હોય તે તેને આપવું. કારણ કે તેમ કરતાં એવું કોઇ પાત્ર મળી જાયછે કે જે સર્વ પાપોમાંથી તારેછે. ૨૨૮

જે કોઇ યાચના કરે તેને કાંઇ પણ દીધાવગર રહેવું નહિ. જો કે સઘળા યાચના કરનારા સત્પાત્ર હોતા નથી પણ યાચના કરનાર સર્વને કાંઇ કાંઇ દાન દેવાના નિયમવાળો હોય તેને કોઇ વખત તેઓમાં યાચના કરનાર એવું સત્પાત્ર આવેછે કે જે દાન દેનારને તમામ પાપો તથા દુઃખોથી તારી દેછે. એટલામાટે જ વેદમાં પણ આજ્ઞા કરી છે કે ह्रिया देयं भिया देयं श्रद्धया देयं अश्रद्धया देयम् ॥ એટલે લાજથી દેવું, ભયથી દેવું, શ્રદ્ધાથી દેવું અને અશ્રદ્ધાથી પણ દેવું અર્થાત્ ગમે તેમ પણ કંઇ કંઇ દાન કરવાનો નિયમ અવશ્ય રાખવો.

મુખ્ય મુખ્ય દાનનાં ફળ કહેછે—

वारिदस्तृप्तिमाप्नोति सुखमक्षय्यमन्नदः ॥
तिलप्रदः प्रजामिष्टां दीपदश्चक्षुरुत्तमम् ॥ २२९ ॥
भूमिदो भूमिमाप्नोति दीर्घमायुर्हिरण्यदः ॥
गृहदोऽग्र्याणि वेश्मानि रूप्यदो रूपमुत्तमम् ॥२३०॥
वासोदश्चन्द्रसालोक्यमश्विसालोक्यमश्वदः ॥
अनडुहः श्रियं पुष्टां गोदो ब्रध्नस्य विष्टपम् ॥ २३१ ॥
यानशय्याप्रदो भार्यामैश्वर्यमभयप्रदः ॥
धान्यदः शाश्वतं सौख्यं ब्रह्मदो ब्रह्मसार्ष्टिताम् ।२३२।

જળનું દાન દેનાર તૃપ્તિને પામેછે, અન્ન આપનાર અક્ષય સુખ પામેછે, તિલદાન કરનાર અભીષ્ટ પ્રજાને પામેછે અને દીપદાન કરનાર ઉત્તમ ચક્ષુને પામેછે. એવી જ રીતે ભૂમિનું દાન કરનાર ભૂમિને, સુવર્ણનું દાન કરનાર દીર્ઘાયુને, ગૃહદાન કરનાર ઉત્તમ ગૃહોને, રૂપાનું દાન કરનાર ઉત્તમ રૂપને, વસ્ત્રનું દાન કરનાર ચંદ્રના સરખા લોકને, અશ્વનું દાન કરનાર અશ્વિનીકુમારના લોકને, વૃષભનું દાન કરનાર પૂર્ણ લક્ષ્મીને, ગાયનું દાન કરનાર સૂર્યના લોકને, વાહન તથા શય્યાનું દાન કરનાર ભાર્યાને, અભયદાન આપનાર ઐશ્વર્યને, ધાન્ય દેનાર શાશ્વત સુખને તથા બ્રહ્મદાન કરનાર બ્રહ્મસમાન ગતિને પામેછે ૨૨૯, ૨૩૦, ૨૩૧, ૨૩૨.

ક્ષુધાથી તથા તૃષાથી પીડા ન થાય તે તૃપ્તિ કહેવાય એ તૃપ્તિ સંપત્તિવાળાને તથા રોગરહિતને થાયછે, તેથી જળ દાનનું ફળ બહુ ધનવાળાપણું તથા રોગરહિતપણું સમજવું બ્રહ્મદાન કરનાર એટલે વેદ ભણાવનાર તથા વેદનું વ્યાખ્યાન કરનાર સમજવા

સર્વ દાનોમાં કયા દાનની શ્રેષ્ઠતા છે તે કહેછે—

सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते ॥
वार्यन्नगोमहीवासस्तिलकाञ्चनसर्पिषाम् ॥ २३३ ॥

જલ, અન્ન, ગાય, પૃથ્વી, વસ્ત્ર, તિલ, સુવર્ણ અને ઘૃતવગેરેનાં સઘળાં દાનોમાં વેદનુ દાન અધિક છે ૨૩૩.

વેદનું દાન એટલે વેદ ભણાવવો અથવા તેનુ વ્યાખ્યાન કરી બીજાઓને સમજાવવા મૂળમા બ્રહ્મદાન એવું પદ છે તેનો અર્થ તત્વજ્ઞાન આપવુ એવો પણ થાયછે

દાનમાં ભાવની પ્રધાનતા દેખાડેછે—

**येन येन तु भावेन यद्यद्दानं प्रयच्छति ॥**
**तत्तत्तेनैव भावेन प्राप्नोति प्रतिपूजितः ॥ २३४ ॥**

જે જે દાન જે જે ભાવથી આપેછે તે તે દાનનુ ફળ તેજ ભાવથી પૂજિત થયેલ તે મનુષ્ય પામેછે ૨૩૪

સકામવૃત્તિથી કે નિષ્કામવૃત્તિથી જે દાન દેવામા આવેછે તેનુ ફળ તેવી તેવી વૃત્તિને અનુસરતુ જ મળેછે અથવા જેવા ભાવથી એટલે પ્રસન્ન ચિત્તથી, શ્રદ્ધાથી અને આદરથી દાન આપેછે તો તેના જ ભાવથી તેના ફળને પામેછે અને જે અશ્રદ્ધાથી તથા અવજ્ઞાથી કિલષ્ટ થઇને આપેછે તો તે તેવી રીતે પામેછે અથવા જેવા જેવા સાત્વિક, રાજસ કે તામસભાવથી દેવામા આવે તેવા પ્રકારથી જ તેનું ફળ મળેછે

જે કાંઇ સત્કારપૂર્વક દેવામાં આવે તેજ દેનાર લેનાર બન્નેને કલ્યાણ આપનાર થાયછે એમ જણાવેછે—

**योऽर्चितं प्रतिगृह्णाति ददात्यर्चितमेव च ॥**
**तावुभौ गच्छतः स्वर्गं नरकं तु विपर्यये ॥ २३५ ॥**

જે દાતા સત્કારપૂર્વક દાન આપેછે અને જે દાન લેનાર સત્કારપૂર્વક દાન ગ્રહણ કરેછે તે બન્ને સ્વર્ગલોકને પામેછે અને તેથી વિપરીત થાય તો નરકમા જાયછે ૨૩૫

સત્કારપૂર્વક આપવુ અને સત્કારપૂર્વક લેવુ દાન અવજ્ઞાપૂર્વક કદી પણ દેવુ નહિ એમ અભિપ્રાય છે શ્રીમદ્ભગવદ્ગીતામા તે દાનને તામસદાન ગણેલ છે કે જે દાન સત્કારવગર અને અવજ્ઞાથી દેવામા આવે

દાન કરીને તેનું પરિકીર્તન નહિ કરવાનું કહેવાની સાથે બીજી પણ જરૂરની ભલામણો કરેછે—

**न विस्मयेत तपसा वदेदिष्ट्वा च नानृतम् ॥**
**नार्त्तोऽप्यपवदेद्विप्रान्न दत्त्वा परिकीर्त्तयेत् ॥ २३६ ॥**

તપવડે અભિમાન કરવું નહિ, યજ્ઞ કરીને અસત્ય બોલવું નહિ, પીડિત અવસ્થામાં પણ બ્રાહ્મણોની નિંદા કરવી નહિ અને દાન આપીને તેનું પરિકીર્તન કરવું નહિ. ૨૩૬.

ચાંદ્રાયણવગેરે તપ કરી મેં આ દુષ્કર કર્મ કર્યું એમ મનમાં અભિમાન કરવું નહિ અને યજ્ઞ કરીને અસત્ય બોલવું નહિ, પુરૂષાર્થપણાથી જો કે અસત્યવચનનો સામાન્યરીતે નિષેધ થઇ ગયો છે તોપણ અસત્યનો ત્યાગ કરવો એ યજ્ઞનું અંગ છે એમ જણાવવામાટે ફરીને નિષેધ કરવામાં આવ્યો છે. તેથી જો અસત્ય બોલવામાં આવે તો કરેલા યજ્ઞો અંગહીન થયેલા ગણાયછે. બ્રાહ્મણોએ કંઇ પીડા કરી હોય તેની અવસ્થામાં પણ તેઓની નિંદા કરવી નહિ. અને કંઇપણ દાન કરીને તેનું પરિકીર્તન કરવું નહિ એટલે પોતાની કીર્તિ થવા તે બીજાઓને કહી બતાવવું નહિ

ઉપર કહેલા નિષેધોને ધ્યાનમાં ન લેતાં તેથી ઉલટી રીતે વર્ત્તવાનું ખરાબ ફળ કહેછે—

**यज्ञोनृतेन क्षरति तपः क्षरति विस्मयात् ॥**
**आयुर्विप्रापवादेन दानं च परिकीर्त्तनात् ॥ २३७ ॥**

અસત્ય બોલવાથી યજ્ઞ નિંફળ થાયછે, અભિમાન કરવાથી તપશ્ચર્યા નિષ્ફળ થાયછે, બ્રાહ્મણોની નિંદા કરવાથી આયુષ્યનો ક્ષય થાયછે અને પરિકીર્ત્તન કરવાથી દાન નિષ્ફળ થાયછે. ૨૩૭.

આથી જણાવ્યું કે અસત્યરૂપ દોષ યજ્ઞના ફળને, અભિમાનરૂપ દોષ તપના ફળને, બ્રાહ્મણોની નિંદારૂપ દોષ આયુષની ગતિને અને પરિકીર્તનરૂપ દોષ દાનના ફળને અટકાવી દેછે.

મોહોટા દાનમાં, મોહોટા તપમાં કે મોહોટા જ્યોતિષ્ટોમાદિ યજ્ઞો કરવામાં અસમર્થ હોય તેણે પણ ઉદાસીન નહિ રહેતાં ધીમે ધીમે પણ ધર્મનો સંચય કરવામાં પરાયણ રહેવું જોઇએ એવી ભલામણ દેછે—

**धर्मं शनैः संचिनुयाद्वल्मीकमिव पुत्तिकाः ॥**
**परलोकसहायार्थं सर्वभूतान्यपीडयन् ॥ २३८ ॥**

જેમ એક જાતની કીડીઓ ધીમે ધીમે વલ્મીકનો સંચય કરેછે એટલે મોહોટો રાફડો બાંધેછે તેમ પરલોકમાં સહાયતા આપે એટલામાટે મનુષ્યે કોઇ પણ પ્રાણીને પીડા ન કરતાં ધીમે ધીમે ધર્મનો સંચય કરવો. ૨૩૮.

ક્રીડીસરખાં ક્ષુદ્રજંતુ પણ ચાલુ ઉત્સાહ અને ઉદ્યોગથી નાના નાના રજકણોને એક સ્થળે નાખતાં રહેવાને લીધે તેમાંથી મોહોટા રાફડા બંધાયછે કે જે ઉપરઉપરથી જોતાં તેવાં ક્ષુદ્રજંતુઓથી બનવા અશક્યજ જણાયછે. તેવીરીતે મનુષ્ય પણ ચાલુ ઉત્સાહ અને ઉદ્યોગથી હમેશા થોડો થોડો ધર્મ કરે તોપણ લાંબે વખતે તેનો ઘણો મોહોટો સંચય થઇ જાયછે. ધર્મસંચય કરવો આવશ્યક છે કારણકે પરલોકમાં મદદ આપનાર ધર્મજ છે. એ ધર્મનો સંચય કોઇપણ પ્રાણીને પીડા ન થાય એવીરીતે કરવો. અર્થાત् अहिंसा परमो धर्मः । એ મુખ્ય ધર્મસૂત્રને કદીપણ ન ભૂલતાં સત્કર્મમાં પરાયણ રહેવું.

પરલોકમાં સહાય કરનાર માત્ર ધર્મ જ છે એમ જણાવેછે—

**नामुत्र हि सहायार्थं पिता माता च तिष्ठतः ॥**
**न पुत्रदारा न ज्ञातिर्धर्मस्तिष्ठति केवलः ॥ २३९ ॥**

પરલોકમાં સહાયતા કરવામાટે માતા, પિતા, પુત્રો, સ્ત્રીઓ અને જ્ઞાતિ એ કોઇ ઉભતાં નથી. કેવળ ધર્મ જ ઉભો રહેછે. ૨૩૯.

માતાપિતાવગેરે સંબંધીઓ કદાચ આ લોકમા મદદ કરી શકેછે પણ પરલોકમા કે જન્માન્તરમાં મદદ કરી શકે એવો તો માત્ર એક ધર્મજ છે માટે ધર્મનું સેવન કરવામાં પ્રમાદવાળા રહેવું નહિ.

સ્ત્રીપુત્રાદિક સંબંધીઓને માટેજ ઘણેભાગે મનુષ્ય, ધર્મનો સંચય કરવામાં પ્રમાદયુક્ત બની અધર્મના પાશમાં ફસાયછે; એટલામાટે વાસ્તવરીતે તે સઘળા સંબંધોની અનિત્યતા બતાવતાં ધર્મઅધર્મનું ફળ એકલાનેજ ભોગવવું પડેછે એમ જણાવેછે—

**एकः प्रजायते जन्तुरेक एव विलीयते ॥**
**एकोऽनुभुङ्क्ते सुकृतमेक एव च दुष्कृतम् ॥ २४० ॥**

પ્રાણી એકલોજ જન્મેછે, એકલોજ મૃત્યુ પામેછે, એકલોજ સુકૃત ભોગવેછે અને એકલોજ દુષ્કૃત ભોગવેછે. ૨૪૦.

પ્રાણી એકલોજ ઉત્પન્ન થાયછે, પણ બાંધવોસાથે ઉત્પન્ન થતો નથી, તેમ તે, મરણ પણ એકલોજ પામેછે, તેમાં પણ કોઇ સાથી થતુ નથી, વળી સારાં કર્મોના ફળરૂપ સ્વર્ગાદિકને તથા પાપના ફળરૂપ નરકાદિકને પણ એકલોજ ભોગવેછે પણ બાંધવોની સાથે ભોગવતો નથી માટે બાંધવોની અપેક્ષાથી ધર્મનો ત્યાગ કરવો નહિ

પરલોકતરફ પ્રયાણવખતે બાંધવજનો નહિ પણ ધર્મ જ સહાયક બનેછે તે સ્પષ્ટપણે જણાવેછે—

**मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्टसमं क्षितौ ॥**
**विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति ॥२४१॥**

કાષ્ઠ તથા મૃત્તિકાના ઢેફાસરખા મૃતશરીરને પૃથ્વીઉપર છોડી દઈને બાંધવો વિમુખ થઈને ચાલ્યા જાયછે પણ એક ધર્મજ તેની પાછળ જાયછે ૨૪૧

મન તથા પ્રાણવિગેરેથી છૂટું પડેલું મૃતશરીર જે કાષ્ઠ તથા માટીના ઢેફાની માફક અચેતન છે તેને પૃથ્વીઉપર છોડી દઈ દાહાદિકસંસ્કાર કરી પરવારી પરાઙ્મુખ થએલા તેના બાંધવજનો ચાલ્યા જાયછે જીવાત્માની પાછળ કોઈ પણ ચાલતા નથી તેની પાછળ તો કેવળ ધર્મ જ સહાયક બની ચાલવા લાગેછે કહ્યું છે કે—

धनानि भूमौ पशवश्च गोष्ठे भार्या गृहद्वारि जनाः श्मशाने ।
देहश्चितायां परलोकमार्गे धर्मानुगो गच्छति जीव एकः ॥

પરલોકના માર્ગમાં જીવ પ્રયાણ કરેછે ત્યારે ધન પૃથ્વીમાં પડ્યા રહેછે, પશુઓ ગાયવગેરેમાં જ્યાં બાંધ્યા હોયછે ત્યાંજ રહેછે, સ્ત્રી ઘરના દ્વારમાંજ અટકી ઉભી રહેછે, સંબંધીઓ સ્મશાનસુધી આવી અટકી જાયછે અને શરીર ચિતામાં છૂટું પડેછે આ વખતે તો જીવાત્મા એકલોજ આગળ વધેછે અને ફક્ત ધર્મજ તેનું રક્ષણ કરવા તેની પાછળ ચાલેછે

ઉપર પ્રમાણે ધર્મની ઉપકારકતા બતાવી. હવે તેજ કારણથી તેનો સંચય કરતા રહેવાની ભલામણ કરેછે—

**तस्माद्धर्मं सहायार्थं नित्यं संचिनुयाच्छनैः ॥**
**धर्मेण हि सहायेन तमस्तरति दुस्तरम् ॥ २४२ ॥**

તેમાટે સહાયતામાટે સર્વદા ધીમે ધીમે ધર્મનો સંચય કરવો, કારણ કે ધર્મની સહાયતાથી દુસ્તર નરકાદિ દુઃખને પ્રાણી તરી જાયછે ૨૪૨.

નરકાદિ દુઃખ દુસ્તર છે પણ જેઓ ધર્મનો સંચય કરનારા હોયછે તેઓ ધર્મના પ્રભાવને લીધે તેનાથી છૂટી જ શકેછે એટલે એ દુઃખ તેમને ભોગવવું પડતું નથી માટે પોતાનો ઉગાર થવામાટે મનુષ્યે હમેશાં ધીમેધીમે પણ ધર્મનો સંગ્રહ કરતા રહેવું જોઈએ

ધર્મનું સદ્ગતિ આપનારપણું દેખાડેછે—

धर्मप्रधानं पुरुषं तपसा हतकिल्बिषम् ॥
परलोकं नयत्याशु भास्वन्तं खशरीरिणम् ॥ २४३ ॥

ધર્મપ્રધાન તથા તપશ્ચર્યાથી હણાઇ ગયેલ પાપોવાળા, દીપ્તિમાન બ્રહ્મસ્વરૂપ થયેલા જીવાત્માને ધર્મ જ તુરત સ્વર્ગાદિલોકમાં લઇ જાયછે. ૨૪૩.

દૈવયોગથી કદી પાપ લાગે તોપણ ધર્મતત્પર પુરુષ પ્રાણાયામાદિ પ્રાયશ્ચિત્તોથી પાપનો નાશ કરી દેછે અને તેથી તે તેજસ્વી જ રહેછે તેવા પુરુષનું શરીર છુટી જતાં ધર્મ જ તુરત સ્વર્ગાદિલોકમાં લઇ જાયછે. આવી રીતે ધર્મ પરલોકમાં શ્રેષ્ઠગતિ આપેછે માટે ધર્મનું જ અનુષ્ઠાન કરવું.

અધમ પ્રાણીઓનો સંબંધ છોડી ઉત્તમ પ્રાણીઓના સંબંધમાં આવતા જવાની ભલામણ કહેછે—

उत्तमैरुत्तमैर्नित्यं संबन्धानाचरेत्सह ॥
निनीषुः कुलमुत्कर्षमधमानधमांस्त्यजेत् ॥ २४४ ॥

પોતાના કુળને ઉત્કૃષ્ટ સ્થિતિએ પહોંચાડવાની ઇચ્છાવાળા પુરુષે ઉત્તમ ઉત્તમ લોકોસાથે સંબંધ કરવા અને નીચ નીચ લોકોને છોડી દેવા. ૨૪૪.

કુળના ઉત્કર્ષની ઇચ્છાવાળા પુરુષે વિદ્યા, સદાચાર અને જન્મવગેરે ગુણોથી ઉત્કૃષ્ટ લોકોની સાથે સર્વદા કન્યા દેવી વગેરે સંબંધો કરવા અને નીચસંબંધો છોડી દેવા. ઉત્તમ સંબંધોના વિધાનથી જ નીચ લોકોના સંબંધનો નિષેધ થઇ જાયછે તોપણ ફરીથી અધમસંબંધનો ત્યાગ કરવાનું કહ્યું તે, ઉત્તમ સંબંધનો સંભવ ન હોય તો જેઓ પોતાના સમાન હોય તેઓસાથે સંબંધ કરવો એવી છૂટ દેવાને માટે છે.

ઉત્તમ લોકોની સાથે સંબંધ કરનાર શ્રેષ્ઠપણાને પામેછે અને હીન લોકોની સાથે સંબંધ કરનાર હીનપણાને પામેછે એવિષે સ્પષ્ટપણાથી કહેછે—

उत्तमानुत्तमान् गच्छन् हीनान् हीनांश्च वर्जयन् ॥
ब्राह्मणः श्रेष्ठतामेति प्रत्यवायेन शूद्रताम् ॥ २४५ ॥

ઉત્તમ ઉત્તમ લોકોની સાથે સંબંધ બાંધતો તથા હીન હીન લોકોને છોડી દેતો બ્રાહ્મણ શ્રેષ્ઠપણાને પામેછે અને તેથી વિપરીત આચરણ કરે તો શૂદ્રપણાને પામેછે. ૨૪૫

બ્રાહ્મણનું ગ્રહણ ક્ષત્રિય તથા વૈશ્યના પણ ઉપલક્ષણરૂપ છે.

કેવા પુરૂષથી સ્વર્ગ મેળવી શકાયછે તે જણાવેછે—

दृढकारी मृदुर्दान्तः क्रूराचारैरसंवसन् ॥
अहिंस्रो दमदानाभ્યां जयेत्स्वर्गं तथाव्रतः ॥२४६॥

દૃઢ સંકલ્પવાળો, કોમળ સ્વભાવવાળો, જિતેંદ્રિય, ક્રૂર આચારવાળા લોકોની સાથે નહિ વસનાર અને કોઇને પણ પીડા નહિ કરનાર; આવા વ્રતવાળો પુરૂષ દમ તથા દાનથી સ્વર્ગને મેળવેછે ૨૪૬.

દૃઢ સંકલ્પવાળો એટલે આરંભેલાં કામને પૂર્ણ કરનાર, કોમળ સ્વભાવવાળો એટલે દુઃખી પ્રાણિને જોઇને દયાયુક્ત થનાર, જિતેંદ્રિય એટલે મન અને જિહ્વાવગેરેને વશ્ય રાખનાર તથા ક્રૂર લોકોથી દૂર રહેનાર અને કોઇને પણ પીડા નહિ કરનાર પુરૂષ દમ અને દાનના પ્રભાવથી સ્વર્ગને જીતેછે અર્થાત્ નિઃસંશય તેને મેળવેછે અને તેમા આધિપત્ય ભોગવેછે

ઉપરના શ્લોકમાં સ્વર્ગ મેળવવામાં દાનને સાધન ગણ્યું તો દ્રવ્યના અભાવમાં દાન થઇ શકે નહિ તેથી જે જે દ્રવ્યોનો પ્રતિગ્રહ આની પાસેથી થઇ શકેછે તે તે દ્રવ્યોનું પરિગણન કરાવેછે—

एधोदकं मूलफलमन्नमभ्युद्यतं च यत् ॥
सर्वतः प्रतिगृह्णीयान्मध्वथाभयदक्षिणाम् ॥२४७॥

કાષ્ઠ, જળ, મૂળ, ફળ, યાચનાવગર મળતુ અન્ન, મધ અને અભયદક્ષિણા એ સઘળુ સર્વની પાસેથી ગ્રહણ કરવુ ૨૪૭

કાષ્ઠ, જળ, મૂળ, ફળ, મધ અને માગ્યાવગર આવેલુ અન્ન એ પદાર્થો अन्यत्र कुलटाषण्ढपतितेभ्यस्तथा द्विषः । એ પ્રમાણે યાજ્ઞવલ્કયનું વચન હોવાથી કુલટા, નપુંસક, પતિત અને શત્રુ એઓને છોડી દઇને શૂદ્રવગેરે સર્વપાસેથી લઇ શકાયછે आममेवाददात । એવું વાકય હોવાથી શૂદ્રપાસેથી અપકવ અન્નનું જ ગ્રહણ કરવુ આત્મત્રાણરૂપ અભયદાન, પ્રીતિનો હેતુ હોવાથી દક્ષિણાતુલ્ય ગણાયછે અને એ અભયદાનરૂપ દક્ષિણા તો ચંડાળવગેરેપાસેથી લેવામાં પણ અડચણ નથી જેની પાસેથી ધન ન લઇ શકાય તેની પાસેથી પણ આ સઘળી વસ્તુઓ લેવામા કશો દોષ નથી

અનાયાસ આવેલી ભિક્ષા ભલે પાપીની હોય તો પણ તે લેવાની અનુજ્ઞા આપેછે—

आहृताभ्युद्यतां भिक्षां पुरस्तादप्रचोदिताम् ॥
मेने प्रजापतिर्ग्राह्यामपि दुष्कृतकर्मणः ॥ २४८ ॥

દેવાના સ્થલમાં લાવવામાં આવેલી, સન્મુખ સ્થાપેલી અને પ્રથમથી પ્રેરણાને લીધે નહિ તૈયાર કરેલી ભિક્ષા દુષ્કૃત કર્મ કરનારપાસેથી પણ લેવી એમ પ્રજાપતિએ માનેલું છે. ૨૪૮.

દાન દેવાના પ્રદેશમાં લાવવામાં આવેલી, સન્મુખ રાખવામાં આવેલી અને દાન લેનાર પોતે અથવા બીજા મનુષ્યદ્વારા પ્રથમ નહિ માગેલી તેમજ દાતએ પણ તમારે માટે આપીશ એ પ્રમાણે પ્રથમ કબુલાત નહિ અપાયેલી સુવર્ણવગેરે ભિક્ષા પતિતને છોડી દઇ બીજા પાપી લોકો પાસેથી પણ લેવી એમ બ્રહ્મા માનેછે અહીં કથિત અન્નરૂપ ભિક્ષા સમજવી નહિ કારણ અન્નભિક્ષા-માટે તો પહેલા શ્લોકમાં કહેવાઇ ગયેલ છે.

ઉપરના શ્લોકમાં જણાવેલી ભિક્ષા આવે ત્યારે તેનો અના-દર કરનારને થતું અનિષ્ટ ફળ કહેછે—

नाश्नन्ति पितरस्तस्य दश वर्षाणि पञ्च च ॥
न च हव्यं वहत्यग्निर्यस्तामभ्यवमन्यते ॥ २४९ ॥

જે પુરૂષ તે ભિક્ષાનો અનાદર કરેછે તેના પિતૃઓ પંદર વર્ષપર્યંત તેને ત્યાં ભોજન કરતા નથી અને તેણે આપેલા હવ્ય પદાર્થને અગ્નિ, દેવોને પહોંચાડતો નથી. ૨૪૯

પોતે ભિક્ષુક હોવાછતા આવી ભિક્ષાનો અનાદર કરી તે ભિક્ષા દેવા આવનારનું દિલ દુખાવેછે તેને ત્યાં શ્રાદ્ધાદિકમાં દેવ તથા પિતૃઓ આવતા નથી અર્થાત્ તેનું દેવ અને પિત્ર્ય કર્મ નિષ્ફળ થાયછે

અનાદર નહિ કરવાયોગ્ય અન્ય પદાર્થો પણ જણાવેછે—

शय्यां गृहान् कुशान्गन्धानपः पुष्पं मणीन्दधि ॥
धाना मत्स्यान्पयो मांसं शाकं चैव न निर्णुदेत् ॥२५०॥

શય્યા, ગૃહો, દર્ભ, સુગંધિપદાર્થો, જલ, પુષ્પ, મણિ, દહીં, શેકેલા ચોખા, મત્સ્ય, દૂધ, માંસ અને શાક એઓનો અનાદર કરવો નહિ ૨૫૦.

શય્યાવગેરે પદાર્થોનો સ્વીકાર કરવામાટે દાતા પોતે સામે આવી કહે ત્યારે તેનો અનાદર કરવો નહિ

પ્રતિગ્રહ કરવાનો ઉદ્દેશ સ્વાર્થરૂપ હલકો નહિ પણ બીજા ઘણાઓના પોષણરૂપ ઉંચા પ્રકારનો રાખવાનું સૂચવેછે—

**गुरून्भृत्यांश्चोज्जिहीर्षन्नर्चिष्यन्देवतातिथीन् ॥**
**सर्वतः प्रतिगृह्णीयान्न तु तृप्येत्स्वयं ततः ॥ २५१ ॥**

ગુરૂજનો અને ભૃત્યલોકોનુ પોષણ તથા દેવતા અને અતિથિઓનુ પૂજન કરવાની ઇચ્છાવાળા પુરૂષે સર્વ પાસેથી ધન લેવું તે ધનથી માત્ર પોતાનો જ નિર્વાહ ચલાવવો નહિ ૨૫૧.

સર્વપાસેથી પ્રતિગ્રહ કરવાની જે રજા આપી છે તે વૃદ્ધ માતાપિતા, સતી સ્ત્રી અને બાળ- પુત્રવગેરેના પોષણમાટે તેમજ દેવતા અને અતિથિનો સત્કાર કરી શકાય એટલામાટેજ છે તેમાથી પ્રતિગ્રહ કરનારે પોતે મોજમજાહ ભોગ વવી એવો હલકો ઉદ્દેશ તેમા નથીજ

માત્ર પોતાની જ આજીવિકામાટે પ્રતિગ્રહ કરનારે તો સંકોચમાં રહી યોગ્ય માણસોપાસેથી જ લેવું એમ કહેછે—

**गुरुषु त्वभ्यतीतेषु विना वा तैर्गृहे वसन् ॥**
**आत्मनो वृत्तिमन्विच्छन् गृह्णीयात्साधुतः सदा २५२**

માતાપિતાવગેરે ગુરૂજનો પરલોકમા પહોચ્યા હોય અથવા તેઓ જીવતાં છતા પોતે તેથી જૂદા ઘરમા રહેતો હોય તેણે પોતાની આજીવિકામાટે તો સાધુ પુરૂષોપાસેથી જ સર્વદા પ્રતિગ્રહ કરવો ૨૫૨

સર્વદા એમ કહ્યુ છે તેથી માત્ર પોતાની આજીવિકામાટે તો આપત્તિના સમયમાં પણ યોગ્ય માણસોપાસેથીજ પ્રતિગ્રહ કરવો એમ સૂચવ્યુ છે

આ અધ્યાયના ૨૧૧ મા શ્લોકમાં શૂદ્રના અન્નને અભોજ્ય ગણેલું છે છતાં તેઓમાં પણ જેઓનું અન્ન લઇ શકાય એવું છે તેઓનું પરિગણન કરેછે—

**आर्धिकः कुलमित्रं च गोपालो दासनापितौ ॥**
**एते शूद्रेषु भोज्यान्ना यश्चात्मानं निवेदयेत् ॥२५३॥**

શૂદ્રોમાં પણ અર્ધભાગથી ખેતી કરનાર, કુલમિત્ર, પોતાનો ગોવાળ, દાસ, નાપિત અને જેણે પોતાના આત્માનું અર્પણ કર્યું હોય એઓ ભોજ્ય અન્નવાળા ગણાયછે ૨૫૩.

જે પોતાની સાથે અર્ધભાગથી ખેતી કરનો હોય, જે પોતાના કુલનો મિત્ર હોય, જે પોતાની ગાયોનું પાલન કરનારો હોય, જે પોતાનો નાપિત એટલે વાલંદ હોય અને જેણે દાસપણાથી પોતાના આત્માનુ અર્પણ કર્યું હોય એટલે મારી આજીવિકાનો બીજો કોઇ ઉપાય નથી, હું તમારે ત્યા રહી તમારી સેવા કરીશ અને તમારેજ આધારે છુ એમ કહી પોતાનેજ ત્યા જે રહેલ હોય તે, આ સઘળા ભલે શૂદ્રો હોય તોપણ તેઓનું અન્ન લઇ શકાયછે

ઉપરના શ્લોકમાં જણાવેલ આત્માર્પણનો પ્રકાર જણાવેછે—

**यादृशोऽस्य भवेदात्मा यादृशं च चिकीर्षितम् ॥**
**यथा चोपचरेदेनं तथात्मानं निवेदयेत् ॥ २५४ ॥**

શૂદ્રનો જેવો આત્મા હોય, જેવુ કર્મ પોતાને કરવુ હોય અને જે પ્રમાણે પતિની સેવા કરવી હોય તે પ્રમાણે પોતાના આત્માનુ નિવેદન કરવુ ૨૫૪

શૂદ્રે પોતાનો આત્મા એટલે પોતાના કુલ તથા શીલવગેરે જેવુ રવરૂપ હોય, જે કાર્ય પોતાથી બની શકે તેવુ હોય અને જે પ્રકારથી સેવા કરવી હોય તેપ્રમાણે સઘળુ કહી બતાવવુ અને જેને ત્યા પોતે રહે તેના ઘરનુ જળ ભરી લાવવુ તેની પગચંપી કરવી વગેરે તે જે કાઇ કહે તે સઘળુ કામ વગરકપટે કરવુ તે આત્માર્પણ કર્યું કહેવાયછે

આત્માર્પણ કરવામાં અસત્ય બોલનાર અત્યંત પાપી ગણાયછે એમ કહેછે—

**योन्यथासन्तमात्मानमन्यथा सत्सु भाषते ॥**
**स पापकृत्तमो लोके स्तेन आत्मापहारकः ॥ २५५ ॥**

જે શૂદ્ર મનુષ્ય પોતાની જાત બીજી હોવા છતા સત્પુરુષોની પાસે તેથી અન્યથા બોલેછે તે મનુષ્ય, લોકમા અતિ પાપી, આત્માનો અપહાર કરનાર ચોર ગણાયછે ૨૫૫

પ્રકરણ શૂદ્રના આત્મનિવેદનનું હોવાછતા "અન્યથાભાષણ કરનાર અધમ છે" એ આ શ્લોકનો અભિપ્રાય સામાન્યરીતે સઘળા મનુષ્યોને લાગુ પડેછે પોતાની જાત છુપાવવી તે આત્માનો અપહાર કર્યા ગણાયછે બીજા દ્રવ્યોનો અપહાર કરનાર જેમ સામાન્યરીતે ચોર કહેવાયછે તેમ આત્મા કે જેનાકરતા વિશેષ પ્રીતિએ આવી શકે એવુ કોઇપણ દ્રવ્ય નથી તેનો અપહાર કરનાર તો મોહોટામાં મોહોટો ચોર ગણાયછે તાત્પર્ય કે અન્યથાભાષણ કરવું એ બહુ મોહોટુ પાપ છે

અસત્ય બોલનાર મોહોટામાં મોહોટો ચોર ગણાયછે એમ કારણસહિત જણાવેછે—

**वाच्यर्था नियताः सर्वे वाङ्मूला वाग्विनिःसृताः ॥**
**तां तु यः स्तेनयेद्वाचं स सर्वस्तेयकृन्नरः ॥ २५६ ॥**

સઘળા અર્થો વાણીમાં વાચ્યપણાથી રહેલા છે. વાણી એઓનું મૂળ છે તેઓ વાણીમાંથી ઉત્પન્ન થયા છે જે પુરૂષ તે વાણીની ચોરી કરે તેને સર્વ પદાર્થોની ચોરી કરનાર જાણવો ૨૫૬

સર્વ અર્થો વાણીમાં વાચ્યપણાથી નિત્યસંબંધવડે રહેલા છે. અર્થોની પ્રતિપત્તિમાં પ્રતીતિદ્વારા શબ્દોથીજ અર્થો જાણવામાં આવેછે એટલે અર્થોનું મૂળ શબ્દ અથાત્ વાણી છે અને શબ્દોઉપરથીજ જ્ઞાન થયાબાદ અર્થોનું અનુષ્ઠાન થાયછે માટે અર્થો વાણીમાંથી ઉત્પન્ન થયા છે એમ કહેવાયછે, એટલામાટેજ "वेदशब्देभ्य एवादौ" એ વાક્યથી બ્રહ્માની સૃષ્ટિ પણ વેદશબ્દપૂર્વિકા કહેલી છે, તેથી જે પુરૂષ તે વાણીને ચોરેછે અથાત્ તેના ખરા અર્થથી અન્યથા કરેછે તે પુરૂષ સર્વ વસ્તુની ચોરી કરનારના જેવોજ છે

ઉત્તમ બ્રાહ્મણથી કોની કોની પાસેથી અન્નાદિકનું ગ્રહણ થઇ શકે તે વિષયનો નિર્ણય કરતાં તેમાં હલકી જાતવાળા છતાં પણ સત્યવાદિત્વઆદિ ઉત્તમ ગુણવાળાઓની પ્રશંસા કરવાના પ્રસંગમાં અસત્યકથનની નિંદા કરી ફરી પ્રસ્તુત વિષયપર આવતાં ઉત્તમ બ્રાહ્મણે ગૃહસ્થાશ્રમમાં પણ છેવટ કેમ વર્તવું? તે દેખાડેછે—

**महर्षिपितृदेवानां गत्वानृण्यं यथाविधि ॥**
**पुत्रे सर्वं समासज्य वसेन्माध्यस्थ्यमाश्रितः ॥२५७॥**

પુરૂષે મહર્ષિઓ, પિતૃઓ અને દેવો એઓના કરજમાંથી વિધિપ્રમાણે મુક્ત થઇ, સઘળો કાર્યભાર પુત્રને સ્વાધીન કરી મધ્યસ્થપણાનું અવલંબન કરીને રહેવું ૨૫૭

સ્વાધ્યાય કરવાથી એટલે નિત્ય વેદપાઠ કરવાથી મહર્ષિઓના કરજમાંથી મુક્ત થવાયછે, પુત્રોત્પાદનથી પિતૃઓના કરજમાંથી મુક્ત થવાયછે અને યજ્ઞો કરવાથી દેવતાઓના કરજમાંથી મુક્ત થવાયછે આ પ્રમાણે ત્રણે કરજોથી મુક્ત થઇ કુટુંબસંબંધી સઘળો ભાર લાયક થયેલા પુત્રની ઉપર મૂકી પોતે મધ્યસ્થપણાનું અવલંબન કરીને રહેવું એટલે પુત્ર, સ્ત્રી અને ધન વગેરે પદાર્થોમાં મમતા છોડી દેવારૂપ વૃત્તિનો આશ્રય કરી બ્રહ્મબુદ્ધિથી સર્વમાં સમદૃષ્ટિવાળા થઇ

ઘરમાંજ રહેવું. સંન્યાસીના જેવી શાંતિ લેવાનો આ એક ગૃહસ્થને માટે પ્રકારાંતર છે. કારણ કે આ પણ કામોનો અને દુષ્ટ કર્મોનો એક પ્રકારનો સંન્યાસજ છે, અને તે ગૃહસ્થાશ્રમપછીના આશ્રમનું ગ્રહણ કરવામાં અસમર્થ ગૃહસ્થને માટે છે અથવા મુખ્ય સંન્યાસની પૂર્ણ યોગ્યતા મેળવવામાટે છે. કે જે સંન્યાસ તેણે પોતાની ઉત્તરાવસ્થામાં અવશ્ય લેવો જોઇએ

ગૃહસ્થાશ્રમમાંજ ઉપર જણાવ્યાપ્રમાણે કુટુંબચિંતાથી નિવૃત્ત થયા પછીનું કર્ત્તવ્ય જણાવે છે.—

**एकाकी चिन्तयेन्नित्यं विविक्ते हितमात्मनः ॥**
**एकाकी चिन्तयानो हि परं श्रेयोधिगंच्छति ॥२५८॥**

એકાકી થઇ એકાંતમાં નિત્ય આત્માના હિતનો વિચાર કરવો. કારણ કે એકાકી થઇને વિચાર કરનારો પુરૂષ પરમ કલ્યાણને પામેછે. ૨૫૮.

એકાંતમાં એટલે નિર્જન પ્રદેશમા બેસી આત્માના હિતનો વિચાર કરવો એટલે વેદાંતવિચારમાં પરાયણ રહેવું આમ કોઇના પણ સંસર્ગમાં ન આવતાં એકાકીપણે નિરંતર વેદાંત વિચાર કરવાથી પરમ કલ્યાણરૂપ મોક્ષની પ્રાપ્તિ થાય છે.

અધ્યાયનો ઉપસંહાર કરેછે—

**एषोदिता गृहस्थस्य वृत्तिर्विप्रस्य शाश्वती ॥**
**स्नातकव्रतकल्पश्च सत्ववृद्धिकरः शुभः ॥ २५९ ॥**

ગૃહસ્થ બ્રાહ્મણની આ નિત્યવૃત્તિ કહી. અને સત્વગુણની વૃદ્ધિ કરનાર સ્નાતકવ્રતોનો શ્રેષ્ઠ વિધિ પણ કહ્યો ૨૫૯.

ગૃહસ્થ બ્રાહ્મણમાટે ઋતઅમૃતવગેરે જે વૃત્તિ આ અધ્યાયમાં કહેલી છે તે નિત્ય છે, કારણકે આપત્તિમાં તો અનિત્ય વૃત્તિ પણ કહેવાનીછે આવરી વળી સ્નાતકવ્રતોનો જે શ્રેષ્ઠ વિધિ કહેવામાં આવ્યો છે તેપણ મુખ્યત્વે બ્રાહ્મણને માટેજ છે.

આવીરીતે શાસ્ત્રની આજ્ઞાપ્રમાણે વર્તનાર બ્રાહ્મણને મળતું ઉત્તમ ફળ દેખાડેછે—

**अनेन विप्रो वृत्तेन वर्त्तयन् वेदशास्त्रवित् ॥**
**व्यपेतकल्मषो नित्यं ब्रह्मलोके महीयते ॥ २६० ॥**

આ શાસ્ત્રોક્ત આચારથી વર્તનાર વેદશાસ્ત્રને જાણનાર બ્રાહ્મણ પાપોથી મુક્ત થઇ સર્વદા બ્રહ્મલોકમાં સર્વોત્કૃષ્ટ મહિમાને પામેછે.

આ અધ્યાયમાં મોક્ષોપાયચિંતનસુધીનો ગૃહસ્થ બ્રાહ્મણમાટે જે આચાર બતાવ્યો છે તે પ્રમાણે વર્તનાર બ્રાહ્મણ સર્વ પાપોથી દૂરજ રહી પરમગતિને પામેછે.



# मणिमनुस्मृति.

.............

## અધ્યાય ૫ મો.

.............

ગૃહસ્થ દ્વિજે ધર્મની હદથી બહાર ન જાય એવાં શ્રેષ્ઠ સાધનોવડે પોતાની આજીવિકા ચલાવવી અને સદાચારમાં તત્પર રહેવું એમ ગયા અધ્યાયમાં જણાવી હવે આ અધ્યાયમાં પણ તેને જ માટેનાં આપવાનાં આવશ્યક પ્રકરણોમાં પ્રથમ ભક્ષ્યાભક્ષ્યપ્રકરણ આપવાનો ઉપક્રમ કરેછે—

**श्रुत्वैतानृषयो धर्मान्स्नातकस्य यथोदितान् ॥**
**इदमूचुर्महात्मानमनलप्रभवं भृगुम् ॥ १ ॥**

સ્નાતકના એ યથોક્ત ધર્માને શ્રવણ કરીને ઋષિઓએ અગ્નિના પુત્ર મહાત્મા ભૃગુમુનિને આ વચન કહ્યું ૧

મરીચિવગેરે મુનિઓએ સ્નાતકના યથોક્ત ધર્માને શ્રવણ કરીને પરોપકારમાં તત્પર ભૃગુઋષિને નીચે પ્રમાણે પૂછ્યું જો કે ભૃગુની ઉત્પત્તિ આ શાસ્ત્રમાં મનુથી કહેલી છે તોપણ કલ્પભેદથી તેને અગ્નિના પુત્ર જણાવેલા છે. શ્રુતિ પણ તે પ્રમાણે કહેછે કે—तस्य यद्रेतस प्रथम देदीप्यते तदसावादित्योऽभवत् । यद् द्वितीयमासीद्भृगुरिति ॥ એટલે "તેના વીર્યથી જે પ્રથમ દેદીપ્યમાન થયો તે સૂર્ય થયા અને બીજો પદાર્થ તે ભૃગુ ઋષિ થયા" આમ વીર્યને જ અગ્નિરૂપ ગણેલ છે અથવા વરૂણના યજ્ઞમાં તેનું અગ્નિપુત્રપણું કહેલ છે

મહર્ષિઓએ જે પૂછ્યું તે દેખાડેછે—

एवं यथोक्तं विप्राणां स्वधर्ममनुतिष्ठताम् ॥
कथं मृत्युः प्रभवति वेदशास्त्रविदां प्रभो ॥ २ ॥

હે પ્રભો! એ પ્રમાણે શાસ્ત્રોક્ત સ્વધર્મનું અનુષ્ઠાન કરનારા અને વેદશાસ્ત્રને જાણનારા બ્રાહ્મણોને મૃત્યુ કેમ પ્રાપ્ત થાયછે? ૨.

શાસ્ત્રમાં કહ્યાપ્રમાણે સ્વધર્મનું આચરણ કરનારા વેદશાસ્ત્રસંપન્ન બ્રાહ્મણોઉપર, વેદમાં બતાવેલા આયુષની સમાપ્તિ થયાવગર મૃત્યુ કેમ આવેછે? આયુષનો ક્ષય કરનાર અધર્માચરણ છે અને તેનો તો બ્રાહ્મણોમાં અભાવ હોયછે. કયો આચાર છોડવાથી તથા કયા દોષના સંબંધથી તેઓનાઉપર અકાલમૃત્યુ ફાવી શકેછે?

ભૃગુમુનિ મહર્ષિઓને પ્રત્યુત્તર આપવાનો ઉપક્રમ કરેછે—

स तानुवाच धर्मात्मा महर्षीन्मानवो भृगुः ॥
श्रूयतां येन दोषेण मृत्युर्विप्रान् जिघांसति ॥ ३ ॥

મનુના પુત્ર ધર્માત્મા તે ભૃગુમુનિએ તે મહર્ષિઓને કહ્યું કે જે દોષવડે મૃત્યુ બ્રાહ્મણોને મારવા ઇચ્છેછે તે શ્રવણ કરો. ૩.

આયુષ પૂરૂં ન થયું હોય તેની પહેલા જ મૃત્યુ જે દોષને દેખી બ્રાહ્મણને મારવા ઇચ્છેછે તે દોષ સાંભળો

તેવા દોષ બતાવેછે—

अनभ्यासेन वेदानामाचारस्य च वर्जनात् ॥
आलस्यादन्नदोषाच्च मृत्युर्विप्राञ्जिघांसति ॥ ४ ॥

વેદોનો અભ્યાસ નહિ કરવાથી, પોતાના આચારને છોડી દેવાથી, આલસ્યથી અને અન્નના દોષથી મૃત્યુ બ્રાહ્મણોને મારવા ઇચ્છેછે. ૪.

વેદોનો અભ્યાસ નહિ કરવાથી એટલે મૂળથી જ તેનું અધ્યયન નહિ કરવાથી તથા ગુરૂપાસેથી શિખ્યા પછી તેને છોડી દેવાથી, મંગલપદાર્થોનો સ્પર્શઆદિ શિષ્ટાચારનો ત્યાગ કરવાથી, સામર્થ્ય છતાં અવશ્ય કરવાયોગ્ય કર્મો કરવામાં ઉત્સાહનો ત્યાગ કરવારૂપ આલસ્યથી તથા અન્નના દોષથી બ્રાહ્મણોને મારવામાટે મૃત્યુ ઇચ્છા કરેછે. એટલે કે એ સઘળા દોષો અધર્મને ઉત્પન્ન કરેછે અને તેથી આયુષનો ક્ષય થાયછે.

સર્વ દોષોનો મૂળરૂપ અન્નદોષ હોવાથી કેવા કેવા પદાર્થો બ્રાહ્મણોએ ન ખાવા જોઈએ તેનું પરિગણન કરાવતાં આરંભમાં જ લશુનવગેરેનો નિષેધ કરેછે—

**लशुनं गृञ्जनं चैव पलाण्डुं कवकानि च ॥**

**अभक्ष्याणि द्विजातीनाममेध्यप्रभवानि च ॥ ५ ॥**

લશુન, ગાજર, ડુંગળી, છત્રાક અને અપવિત્ર વસ્તુમાંથી થયેલા પદાર્થો દ્વિજોને ખાવાલાયક નથી. ૫

અપવિત્ર વસ્તુ એટલે વિષ્ટાદિકના ખરાબ ખાતર નાખી ઉપજાવેલા પદાર્થો સમજવા.

લાલ રંગવાળા ગુંદવગેરેનો નિષેધ કરેછે—

**लोहितान् वृक्षनिर्यासान् व्रश्चनप्रभवांस्तथा ॥**

**शेलुं गव्यं च पेयूषं प्रयत्नेन विवर्जयेत् ॥ ६ ॥**

લાલ રંગવાળા તથા છેદ કરવાથી ઉત્પન્ન થયેલા ગુંદ ગુંદા અને તરતમાં પ્રસવેલી ગાયનું ખીરૂ એઓનો યત્નથી ત્યાગ કરવો. ૬

કપૂર પણ એક જાતનો ગુંદ જ છે પણ તે લાલ રંગવાળો નથી તેમજ વૃક્ષનો છેદ કરવાથી તેની ઉત્પત્તિ નથી તેથી તેનો પ્રતિષેધ સમજવો નહિ. તૈત્તિરીય શ્રુતિ પણ આ પ્રમાણે છે કે अथो खलु य एव लोहितो यो वा व्रश्चना नियपाति तस्य नाद्य काममन्यस्य । એટલે વૃક્ષોનો જે રસ લાલ રંગવાળો હોય અથવા જે વૃક્ષોનો છેદ કરવાથી નિકળે છે તે અભક્ષ્ય છે બીજા રસો ભક્ષ્ય છે. આગળ જતાં अनिर्दशाया गोः क्षीरम् એ વાક્યથી વીયાએલી ગાયનું દશ દિવસની અંદરનું દૂધ પણ ત્યાજ્ય ગણશે છતાં અહીં જુદો નિષેધ કર્યો છે તે પ્રાય વિશેષનું ગૌરવ જણાવવામાટે છે.

જે ખાવાયોગ્ય પદાર્થો પણ દેવપ્રસાદરૂપ કરવામાં ન આવ્યા હોય તેઓની પણ ત્યાજ્યતા કહેછે—

**वृथा कृसरसंयावं पायसापूपमेव च ॥**

**अनुपाकृतमांसानि देवान्नानि हवींषि च ॥ ७ ॥**

કૃસર, સંયાવ, પાયસ, અપૂપ, અનુપાકૃત પશુનું માંસ, દેવાન્ન અને હવિરાદિ પદાર્થ એઓ વૃથા હોય તો ત્યાજ્ય છે. ૭

દેવતાવગેરેનો સંકલ્પ નહિ કરતાં કેવળ પોતામાટે જે રાંધવામાં આવે તે વૃથા કહેવાયછે. તલ અને ચોખાની ખીચડી કૃસર કહેવાયછે. છંદોગ પરિશિષ્ટમાં કહ્યુ છે કે तिलतण्डुलसंपक्वः कृसरः सोऽभिधीयते । એટલે "તલ અને ચોખાસાથે રાંધવામાં આવે તે કૃસર કહેવાયછે" ઘી, દૂધ, ગોળ અને ઘઉંનો લોટ એઓને પકાવીને તૈયાર કરેલો પદાર્થ સંયાવ અથવા તરકરિકા કહેવાયછે. દુધ અને ચોખાને સાથે પકાવીને તૈયાર કરેલો પદાર્થ પાયસ કહેવાયછે જેને દૂધપાક કહેવામાં આવેછે પુડલાવગેરે પિષ્ટવિકાર એટલે લોટની બનાવટ અપૂપ કહેવાયછે આ પદાર્થો વૃથા રાંધ્યા હોય તો તે ત્યાજ્ય જ છે. પશુયાગવગેરેમાં ઘણા મંત્રોથી કરવામાં આવતો પશુનો સ્પર્શ ઉપાકરણ કહેવાયછે તેવગરનો પશુ અનુપાકૃત ગણાયછે તેવા પશુનું માંસ પણ ત્યાજ્ય છે દેવમાટે રાંધેલું અન્ન દેવને ધર્યાપહેલા ખાવુ તે પણ નિષિદ્ધ છે અને પુરોડાશવગેરે હવિષ્યનો હોમની પહેલા ઉપયોગ કરવો તે પણ નિષિદ્ધ જ છે

ત્યાગ કરવાયોગ્ય દૂધવિષે કહેછે—

अनिर्दशाया गोः क्षीरमौष्ट्रमैकशफं तथा ॥
आविकं सन्धिनीक्षीरं विवत्सायाश्च गोः पयः ॥८॥

પ્રસવ થયાપછી દશ દિવસ પહેલાંનું ગાયનું દૂધ, ઉંટડીનુ દૂધ, એક ખરીવાળાં પશુનુ દૂધ, ઘેટીનુ દૂધ, ઋતુમતી થવાથી વૃષભની ઇચ્છાવાળી બનેલી ગાયનું દૂધ તથા વાછડાંવગરની ગાયનું દૂધ અભક્ષ્ય છે. ૮

પ્રસવ થયાપછી દશદિવસપહેલાનું ગાયનુ દુધ ન લેવું જેઓનું દુધ લઇ શકાયછે એવા ભેસ, બકરીવગેરેને માટે પણ ગાય એ શબ્દ ઉપલક્ષણરૂપ હોવાથી ભેસ બકરીવગેરેનું દૂધ પણ તેઓને પ્રસવ થયાપછી દશ દિવસની અંદર લેવું નહિ યમસ્મૃતિમાં સ્પષ્ટ કહેછે કે अनिर्दशाहं गोक्षीरमाजं माहिषमेव च । એટલે પ્રસવ થયાપછી દશ દિવસપહેલાનું ગાયનું, બકરીનું અને ભેસનું દૂધ લેવું નહિ એક ખરીવાળાં પશુ એટલે ઘોડીવગેરેનું દુધ અગ્રાહ્ય છે તેમજ વાછડાંવગરની ગાયનું દુધ પણ અગ્રાહ્ય છે સંતાનવગરની ગાય કહેલ હોવાથી સંતાનવગરની ભેંસ તથા બકરીનું દૂધ લેવામાં અડચણ નથી

ઉપર જણાવ્યાં તે ઉપરાંત બીજાં દૂધનો તથા શુક્તમાત્રનો નિષેધ કરેછે—

आरण्यानां च सर्वेषां मृगाणां माहिषं विना ॥
स्त्रीक्षीरं चैव वर्ज्यानि सर्वशुक्तानि चैव हि ॥ ९ ॥

ભેંસવગરે જંગલમાં રહેનારાં સઘળાં પશુઓનું દૂધ અને સ્ત્રીનું દૂધ એઓ વર્જ્ય છે તેમ સઘળા શુક્ત પદાર્થો પણ અભક્ષ્ય છે. ૯.

જંગલમાં રહેનારાં પશુઓમા ભેંસને બાદ કરી બાકી હાથણીવગેરેનું દૂધ અગ્રાહ્ય સમજવું સ્ત્રીનું દૂધ પણ વર્જ્ય છે જે પદાર્થો સ્વભાવથી મધુર રસવાળા હોય પણ સમય જતાં અને જળવગેરેના સંસર્ગથી ખાટા રસવાળા થઇ જાય તે શુક્ત કહેવાયછે. ચોથા અધ્યાયમાં શુક્તનો નિષેધ થઇ ગયો છે તોપણ અહીં ફરીને શુક્તનો નિષેધ કર્યો છે તે દહીંવગેરે પદાર્થોના પ્રતિપ્રસવ-માટે છે જેનો એકવાર નિષેધ કરવામાં આવ્યો હોય તેનો ફરીને વિધિ કરવો તે પ્રતિપ્રસવ કહેવાયછે

દહીંવગેરે પદાર્થોનો પ્રતિપ્રસવ કહેછે—

**दधि भक्ष्यं च शुक्तेषु सर्वं च दधिसंभवम् ॥**
**यानि चैवाभिषूयन्ते पुष्पमूलफलैः शुभैः ॥ १० ॥**

શુક્ત પદાર્થોમાં દહીં ભક્ષ્ય છે, તેમ દહીંમાંથી થયેલા છાશવગેરે પદાર્થો પણ ભક્ષ્ય છે. વળી વિકાર નહિ કરનારાં પુષ્પ, ફળ તથા મૂળનો આથો નાખવામાં આવેછે તે પણ ભક્ષ્ય છે ૧૦

વિકાર નહિ કરનારા પુષ્પ, ફળ તથા મૂળનો આથો ભક્ષ્ય છે એમ જણાવ્યું તેથી મદરૂપ વિકારને ઉત્પન્ન કરનારા પુષ્પવગેરેનો આથો અભક્ષ્ય છે. બૃહસ્પતિ એમ જ કહેછે કે अविकारि भवेद्भक्ष्यमभक्ष्यं तद्विकारकृत्। એટલે વિકાર નહિ કરનાર કંદમૂળવગેરેનું શુક્ત ભક્ષ્ય છે અને તે જો વિકાર કરનાર હોય તો અભક્ષ્ય છે

નિંદ્ય અન્નાદિકની અભક્ષ્યતાનો નિર્દેશ કરી હવે માંસની અભક્ષ્યતા દેખાડવાનો આરંભ કરેછે. તેમાં જે ક્રિયા રાગપ્રાપ્ત હોય તેનો એકદમ અટકાવ કરવા જતાં અટકાવવાનો યત્ન ઘણેભાગે નિષ્ફળ જાયછે તેથી પ્રથમ થોડાભાગઉપર અરૂચિ કરાવી થોડા ભાગની છૂટ આપી હોય તો જેનાપર અરૂચિ થઇ હોય તે ભાગ છૂટી જતાં પછી બાકીના ભાગપર અરૂચિ કરાવતાં તે ભાગ પણ છૂટી જાયછે. એ યુક્તિને અનુસરીને, જો કે સઘળાં માંસભક્ષણનો નિષેધ કરવાનો છે તોપણ શાસ્ત્રમાં જણાવેલા પરિસંખ્યા વિધિને અનુસરીને પ્રથમ તેમાંનાં અમુક અમુક માંસનો જ નિષેધ કરેછે—

**क्रव्यादान् शकुनीन्सर्वांस्तथा ग्रामनिवासिनः ॥**
**अनिर्दिष्टांश्चैकशफांष्टिट्टिभं च विवर्जयेत् ॥ ११ ॥**

કાચું માંસ ખાનારાં સઘળાં પક્ષીઓ, ગામમાં રહેનારાં પક્ષીઓ, નહિ બતાવેલાં એક ખરીવાળાં પશુઓ અને ટિટ્ટિભ પક્ષી એઓનો ત્યાગ કરવો ૧૧

ગીધવગેરે પક્ષીઓ કાચું માંસ ખાનારાં છે. પારેવાવગેરે પક્ષીઓ ગામમાં રહેનારાં છે. શ્રુતિમાં કેટલાએક એક ખરીવાળાં પશુઓ ભક્ષ્ય કહેલાં છે તેથી જેનો એવી રીતે ભક્ષ્યપણાથી નિર્દેશ કરવામાં ન આવ્યો હોય એવાં એક ખરીવાળાં પશુ જેવાં.કે ગધેડાવગેરે, તેઓનું માંસ પણ અભક્ષ્ય છે

જલાશયપાસે રહેનારાં કેટલાંએક પક્ષીઓનો નિષેધ કરેછે—

**कलविङ्कं प्लवं हंसं चक्राह्वं ग्रामकुक्कुटम् ॥**
**सारसं रज्जुवालं च दात्यूहं शुकसारिके ॥ १२ ॥**

કલવિંક, પ્લવ, હંસ, ચક્રવાક, ગ્રામકુક્કુટ, સારસ, રજ્જુવાલ, દાત્યૂહ, પોપટ અને મેના એઓ અભક્ષ્ય છે. ૧૨.

કલવિંક એટલે ચટક પક્ષી તે ગામ તથા અરણ્ય બન્નેમાં વસનાર છે પ્લવ એટલે જલકૂકડું, જલકાગડો અથવા એક જાતનો હંસ પણ કહેવાયછે રજ્જુવાલ એ કોઇપણ જલચર પક્ષી છે એમ કેટલાએકનું કહેવું છે અને કેટલાએક તેને વૃક્ષકુક્કુટ પણ કહેછે દાત્યૂહ એટલે બપૈયો હવેના શ્લોકમાં જાલપાદ પક્ષિઓનો નિષેધ આવશે તેઉપરથી જ હંસ તથા ચક્રવાકનો નિષેધ થઇ જાયછે છતાં તેનો જૂદો નિષેધ બતાવ્યો તે તેના ત્યાગની વિશેષ આવશ્યકતા જણાવવામાટે છે ૧

ચાંચથી ટોચીટોચીને ખાનારાં પક્ષીઓવગેરેનો નિષેધ કરેછે—

**प्रतुदाञ्जालपादांश्च कोयष्टिनखविष्किरान् ॥**
**निमज्जतश्च मत्स्यादान् सौनं वल्लूरमेव च ॥ १३ ॥**

પ્રતુદ, જાલપાદ, કોયષ્ટિ, નખવિષ્કિર અને જલમાં ડુબકી મારી મત્સ્યનું ભક્ષણ કરનારાં પક્ષીઓ તેમજ વધસ્થાનમાંનું માંસ અને શુષ્કમાંસ એઓનો ત્યાગ કરવો. ૧૩

ચાંચથી ટોચી ટોચીને ખાનારાં પક્ષીઓ પ્રતુદ કહેવાયછે જાલસરખા આકારયુક્ત પગવાળાં પક્ષીઓ કે જેમાં હંસવગેરેનો પણ સમાવેશ થાયછે તે

સઘળી જાતિઓ જાલપાદ કહેવાયછે. કોયષ્ટિ એટલે ટીટોડાં તથા નખથી છુંદું પાડીપાડીને ભક્ષણ કરનારાં તે નખવિષ્કિર કહેવાયછે.

બગલાવગેરેનો નિષેધ કરેછે—

**चकं चैव बलाकां च काकोलं खञ्जरीटकम् ॥**
**मत्स्यादान्विड्वराहांश्च मत्स्यानेव च सर्वशः ॥१४॥**

બગલો, બગલી, કાકોલ, ખંજરીટક, મત્સ્ય ખાનાર, વિડ્વરાહ અને સઘળી જાતના મત્સ્યો એઓનો ત્યાગ કરવો. ૧૪

કાકોલ એ કાગડાનીજ એક જાત છે. ખંજરીટકને ખંજન પક્ષી કહેછે. ઉકરડાપર રઝળતા ભૂંડણાને વિડ્વરાહ કહેવામા આવેછે. જે જલચરો જલની અંદર રહેનાર હોય અને ત્યાંજ મત્સ્યોનું ભક્ષણ કરનારા હોય તેઓને માટે આ શ્લોકમાં મત્સ્ય ખાનાર એમ કહી નિષેધ કર્યો છે. કારણ કે મત્સ્ય ખાનાર પક્ષીનો નિષેધ તો પ્રથમના શ્લોકમા થઇ ગયો છે.

મત્સ્યભક્ષણ સર્વથી ઘણુંજ ખરાબ છે એમ દેખાડેછે—

**यो यस्य मांसमश्नाति स तन्मांसाद उच्यते ॥**
**मत्स्यादः सर्वमांसादस्तस्मान्मत्स्यान् विवर्जयेत् ।१५।**

જે જેના માસને ખાયછે તે, તેના માસને ખાનારો કહેવાયછે. પણ મત્સ્યના માસનો ખાનાર સર્વના માસને ખાનાર કહેવાયછે માટે મત્સ્યોનો ત્યાગ કરવો. ૧૫

બીજાના માસને ખાનારો તેના તેના માસને ખાનારપણાથી કહેવાયછે જેમ કે નોળિયાને સર્પાદ કહેવાયછે અને બીલાડાને મૂષિકાદ કહેવાયછે. પણ જે મત્સ્યભક્ષણ કરનાર છે તે તો સર્વમાસાશી કહેવાયછે. માટે મત્સ્યભક્ષણ સર્વથા ત્યાજ્ય છે.

સઘળા મત્સ્યોની અભક્ષ્યતા બતાવી હવે પ્રતિપ્રસવથી કેટલાએક મત્સ્યોની ભક્ષ્યતા કહેછે—

**पाठीनरोहितावाद्यौ नियुक्तौ हव्यकव्ययोः ॥**
**राजीवान् सिंहतुण्डांश्च सशल्कांश्चैव सर्वशः ॥१६॥**

હવ્ય તથા કવ્યમા યોજેલા પાઠીન અને રોહિત જાતના મત્સ્યો ભક્ષ્ય છે. તેમ રાજીવ, સિંહતુંડ અને સઘળા સશલ્ક મત્સ્યો પણ ભક્ષ્ય છે. ૧૬.

પાઠીન મત્સ્યને સહસ્રદંષ્ટ્ર તથા રાજીવને શકલ પણ કહેવામા આવેછે સિંહસરખા મોહોડાંવાળા મત્સ્યો સિંહતુંડ અને વાંદરની પેઠે લટકતી ચામડીવાળા મત્સ્યો સશલ્ક કહેવાયછે

મત્સ્યની અભક્ષ્યતાના પ્રકરણમાં કેટલાંએકની ભક્ષ્યતા જણાવી. હવે પ્રકૃતાનુસરણ કરતાં અન્ય પ્રાણીઓની અભક્ષ્યતા દેખાડેછે—

**न भक्षयेदेकचरानज्ञातांश्च मृगद्विजान् ॥**
**भक्ष्येष्वपि समुद्दिष्टान् सर्वान् पञ्चनखांस्तथा ॥१७॥**

એકાકી ફરનારા પ્રાણીઓ, ભક્ષ્યપણાથી જણાવેલા પ્રાણીઓમા પણ નામ તથા જાતિથી નહિ જાણેલા મૃગો તથા પક્ષીઓ અને સર્વ પંચનખો અભક્ષ્ય છે ૧૭

• સર્પવગેર એકલા ફરનારા પ્રાણીઓનુ માસ અભક્ષ્ય છે તેમ નિષેધ નહિ કરવાને લીધે જેઓની ભક્ષ્યતા પ્રાપ્ત થતી હોય તેઓમા પણ નામ તથા જાતિથી અજાણ્યા મૃગો તથા પક્ષીઓ એઓ પણ અભક્ષ્ય છે અને પાચ નખવાળા વાનર શિયાળવગેર સઘળા પ્રાણીઓ અભક્ષ્ય છે

સઘળાં પાંચ નખવાળાં પ્રાણીઓની અભક્ષ્યતા કહી તે વિષયમાં પ્રતિપ્રસવ કહેછે—

**श्वाविधं शल्यकं गोधां खड्गकूर्मशशांस्तथा ॥**
**भक्ष्यान्पञ्चनखेष्वाहुरनुष्ट्रांश्चैकतोदतः ॥ १८ ॥**

ગેંડા, ગોળો, ઘો, ગેંડો, કાચબા અને શશલો એઓ પાચનખવાળા પ્રાણીઓમા ભક્ષ્ય છે અને ઉંટવગરના એક તરફ દાતવાળા ભક્ષ્ય છે એમ કહેછે ૧૮

પાચ નખવાળા સર્વ પ્રાણીઓનો નિષેધ કર્યાપછી વળી તેમાથી અમુક અમુકને ભક્ષ્ય કહેછે એમ જે જણાવ્યુ છે તે માત્ર વ્યવહારને અનુસરીને કહેલુ છે પોતાનો સિદ્ધાત તો પાચ નખવાળા સર્વ પ્રાણીઓ અભક્ષ્ય હોવાનો જ છે

છત્રાકવગેરે ૭ અભક્ષ્ય પદાર્થો જાણી જોઇને ખાવાથી થતી હાનિ જણાવેછે—

**छत्राकं विड्वराहं च लशुनं ग्रामकुक्कुटम् ॥**
**पलाण्डुं गृञ्जनं चैव मत्या जग्ध्वा पतेद् द्विजः ॥१९॥**

છત્રાક, ગ્રામસુઅર, લશુન, ગ્રામકુકડ, કુંભી અને ગાજર એ પદાર્થોને દ્વિજ જો જાણીને ખાય તો પતિત થાયછે ૧૯

છત્રાકવગેરે છ પદાર્થોમાંથી કોઈપણ પદાર્થ જાણી જોઈને ખાનારો બ્રાહ્મણ ક્ષત્રિય કે વૈશ્ય પતિત થાયછે એટલે પોતપોતાના બ્રાહ્મણપણાવગેરેથી ભ્રષ્ટ થાયછે પોતપોતાના અધિકારપ્રમાણે કરવાના ધર્મકર્મ કરવાનો અધિકાર ન રહે એજ પતિતપણાનું કે ભ્રષ્ટપણાનું લક્ષણ છે

અભક્ષ્ય પદાર્થોનું ભક્ષણ અજાણતાં થાય તો તેનું પ્રાયશ્ચિત્ત કહેછે—

अमत्यैतानि षड् जग्ध्वा कृच्छ्रं सान्तपनं चरेत् ॥
यतिचान्द्रायणं वापि शेषेषूपवसेदहः ॥ २० ॥

એ છ પદાર્થો જો અજ્ઞાનથી ખાવામાં આવે તો સાંતપન કૃચ્છ્ર કરવું અથવા યતિચાંદ્રાયણ કરવું અને તે શિવાયના બીજા પદાર્થોના ભક્ષણમાં એક દિવસ ઉપવાસ કરવો ૨૦

ઉપર કહેલા છત્રાકવગેરે છ પદાર્થો જો બુદ્ધિપૂર્વક ખાવામાં આવે તો સાંતપનકૃચ્છ્ર અથવા યતિચાંદ્રાયણ કરવું ગોમૂત્ર, ગાયનું છાણ, દૂધ, દહીં, ઘી અને દર્ભનું જળ આ સઘળું એકઠું કરી એક દિવસ માત્ર તેનુંજ ભક્ષણ કરવું અને બીજે દિવસે ઉપવાસ કરવો તે સાંતપનકૃચ્છ્ર કહેવાયછે એક માસસુધી મધ્યાહ્નસમયે ભોજનના માત્ર આઠ આઠ ગ્રાસ લઈનેજ ચલાવવું તે યતિચાંદ્રાયણ કહેવાયછે તેવપ્રકારના બીજા પદાર્થો એટલે લાલરસવાળા ગુંદવગેરે અભક્ષ્ય પદાર્થો અજાણતાં ખાવામાં આવે તો એક દિવસ ઉપવાસ કરવો

કદી અભક્ષ્યભક્ષણ થઈ જાય અને ધ્યાનમાં ન રહે એમ પણ બને, તો તેના દોષથી છૂટી જવામાટે વર્ષમાં એક વખત કૃચ્છ્રવ્રત કરવાનો નિયમ રાખવાની દ્વિજોને જરૂર છે એમ જણાવેછે—

संवत्सरस्यैकमपि चरेत्कृच्छ्रं द्विजोत्तमः ॥
अज्ञातभुक्तशुद्ध्यर्थं ज्ञातस्य तु विशेषतः ॥ २१ ॥

દ્વિજોએ અજ્ઞાનવસ્તુના ભક્ષણથી થતા દોષની શુદ્ધિને માટે એક સંવત્સરમાં એક પ્રાજાપત્ય કરવું જોઈયે અને જાણેલી વસ્તુના ભક્ષણની શુદ્ધિને માટે તો વિશેષથી પ્રાયશ્ચિત્ત કરવું જોઈયે ૨૧

પહેલા ત્રણ દિવસ દિવસના જમવું, બીજા ત્રણ દિવસ સાયંસંધ્યા વીતી ગયા પછી જમવું, ત્રીજા ત્રણ દિવસ અયાચિત અન્ન જમવું અને ચોથા ત્રણ દિવસ ઉપવાસ કરવા દિવસના ભોજનમાં છવ્વીશ કોળીઆ લેવા, રાત્રિના ભોજનમાં બત્રીશ કોળીયા લેવા અને અયાચિત ભોજનમાં ચોવીશ કોળીઆ લેવા. ભોજન હવિષ્ય હોવું જોઇએ. આ પ્રમાણે બાર દિવસે પૂરૂં થઇ શકતું વ્રત પ્રાજાપત્ય કૃચ્છ્ર કહેવાયછે.

હવે ભક્ષણ કરવાલાયક પદાર્થોનો પ્રસંગ હોવાથી યજ્ઞાદિકમાટે હિંસાની અનુજ્ઞા આપેછે—

**यज्ञार्थं ब्राह्मणैर्वध्याः प्रशस्ता मृगपक्षिणः ॥**
**भृत्यानां चैव वृत्त्यर्थमगस्त्यो ह्याचरत्पुरा ॥ २२ ॥**

બ્રાહ્મણોએ શાસ્ત્રમા બતાવેલા મૃગો તથા પક્ષીઓ યજ્ઞમાટે તથા પોષ્યવર્ગના પોષણમાટે વધ્ય છે. કારણ કે પૂર્વસમયમાં અગસ્ત્યમુનિએ તે પ્રમાણે કરેલુ છે. ૨૨.

યજ્ઞમાટે એટલે પાકયજ્ઞ, હવિર્યજ્ઞ અને સોમયજ્ઞની સિદ્ધિમાટે તેમજ દુષ્કાળ વગેરેના પ્રસંગમાં પોષ્યવર્ગનું બીજી કોઇ પણ રીતે પોષણ ન થઇ શકતુ હોય તો તે સમયે તેઓને માટે આ અનુજ્ઞા આપી છે

યજ્ઞોમાં પૂર્વે માંસપુરોડાશ થતા હતા એમ જણાવેછે—

**बभूवुर्हि पुरोडाशा भक्ष्याणां मृगपक्षिणाम् ॥**
**पुराणेष्वृषियज्ञेषु ब्रह्मक्षत्रसवेषु च ॥ २३ ॥**

પ્રાચીન કાલના યજ્ઞોમાં તથા બ્રાહ્મણ અને ક્ષત્રિય બન્નેએ મળીને કરેલા યજ્ઞોમાં ભક્ષ્ય મૃગોના તથા પક્ષીઓના માંસથી પુરોડાશ કરવામાં આવેલા છે. ૨૩.

ષટ્‌ત્રિંશત્સંવત્સર નામના સત્રમાં ભક્ષ્ય મૃગોનો તથા પક્ષીઓનો વધ કહેલો છે એમ ઋષિયજ્ઞો તથા બીજા પણ બ્રાહ્મણ અને ક્ષત્રિયે મળીને કરાતા યજ્ઞોમાં માંસમય પુરોડાશ કરાતા હતા. તેથી યજ્ઞને માટેની હિંસા નિર્દોષ જણાવી છે.

ભક્ષણ કરવા યોગ્ય પર્યુષિત એટલે જેનાપર રાત્રિ ગઇ હોય એવું અન્ન જણાવેછે—

**यत्किञ्चित्स्नेहसंयुक्तं भक्ष्यं भोज्यमगर्हितम् ॥**
**तत्पर्युषितमप्याद्यं हविःशेषं च यद्भवेत् ॥ २४ ॥**

જે કાંઇ અનિદિત ભક્ષ્ય તથા ભોજ્ય હોય તેઓઉપર રાત્રિ જવાથી તે પર્યુષિત થયેલ હોય તોપણ તેઓમા ઘૃતને મિશ્રિત કરી ખાવા અને હવિષ્નો શેષ ભાગ હોય તે પણ ખાવો ૨૪

મોદકવગેરે ભક્ષ્યપદાર્થો તથા પાયસવગેરે ભોજ્ય પદાર્થો રાત્રિ જવાથી પર્યુષિત થયેલ હોય તોપણ ઘીવગેરેથી મિશ્રિત કરી તે ખાઇ શકાયછે હવિષ્નો શેષભાગ જે ચરુ તથા પુરોડાશવગેરે હોયછે તે પર્યુષિત હોય તોપણ ઘૃતનું મિશ્રણ કર્યાવગરજ ખાવુ કારણ કે તેનો જૂદો ઉપદેશ કરેલો છે

ઘીવગેરેના સંબંધથી રહિત છતાં પણ ખાઇ શકાય એવું પર્યુષિત અન્ન કહેછે—

**चिरस्थितमपि त्वाद्यमस्नेहाक्तं द्विजातिभिः ॥**
**यवगोधूमजं सर्वं पयसश्चैव विक्रिया ॥ २५ ॥**

દ્વિજોએ યવ તથા ગોધૂમમાથી થયેલા સઘળા પદાર્થો અને દૂધમાથી થયેલા પદાર્થો સ્નેહથી યુક્ત ન હોય અને ઘણા દિવસો થઇ ગયા હોય તોપણ ખાવા ૨૫

જવ ઘઉ અને દૂધમાથી બનતી વસ્તુઓ એક કરતા વધારે રાત્રિ થઇ ગયા છતા તેમજ ઘીવગેરેના સંબંધથી રહિત હોય તોપણ તે ખાવાયોગ્ય ગણાયછે

ભક્ષ્યાભક્ષ્ય પ્રકરણનો ઉપસંહાર કરેછે અને હવે માંસના ભક્ષણમાં તથા વર્જનમાં વિધિ કહેવાની પ્રતિજ્ઞા કરેછે—

**एतदुक्तं द्विजातीनां भक्ष्याभक्ष्यमशेषतः ॥**
**मांसस्यातः प्रवक्ष्यामि विधिं भक्षणवर्जने ॥ २६ ॥**

દ્વિજોને માટેનુ આ સઘળુ ભક્ષ્યાભક્ષ્ય પ્રકરણ કહ્યુ હવે પછી માસના ભક્ષણમા તથા ત્યાગમા વિધિ કહીશ[1] ૨૬

ઉપરનુ પ્રકરણ દ્વિજોનેમાટે હતુ અને હવે જે પ્રકરણનો આરંભ થાયછે તે શૂદ્રોને માટે પણ છે અને તેથી માસના ત્યાગથી જે ફળ થાયછે તે ફળ શૂદ્રને પણ થાયછે

---

૧ આ પ્રકરણ વાચતી વખતે માસભક્ષણની ત્યાજ્યતાસંબંધી અધ્યાય ૩ ના શ્લોક ૨૭૨ ના વ્યાખ્યાનમા આપેલો ખુલાસો ખાસ લક્ષમા લેવાની જરૂર છે

પ્રથમ માંસના ભક્ષણમાં વિધિ કહેછે—

**प्रोक्षितं भक्षयेन्मांसं ब्राह्मणानां च काम्यया ॥**
**यथाविधि नियुक्तस्तु प्राणानामेव चात्यये ॥ २७ ॥**

પ્રોક્ષિત કરેલા માંસનું ભક્ષણ કરવું, બ્રાહ્મણોની ઇચ્છા થઇ હોય ત્યારે, વિધિપ્રમાણે શ્રાદ્ધાદિકમાં નિયુક્ત થયેલ હોય ત્યારે અને પ્રાણ જતા હોય ત્યારે માંસભક્ષણ કરવું ૨૭

અગ્નિષોમીય પશુનું માંસ હોમ્યાપછી અવશિષ્ટ રહે તે લક્ષણાવૃત્તિથી પ્રોક્ષિત કહેવાયછે, અહીં શંકા એવી થાય કે પ્રોક્ષિત શબ્દ તો સેચનાર્થક उक्ष ધાતુઉપરથી પ્રક્ષાલનક્રિયાનિમિત્તક હોવાથી યૌગિક છે તથા प्रोक्षणीरासादय, घृत प्रोक्षणीय, प्रोक्षणीभिरुद्धेनिता स्थ । ઇત્યાદિ સ્થળોમાં ક્રિયાથી જ પ્રવર્તેછે આવી રીતે પ્રોક્ષિત શબ્દ આસેચનના સાધનરૂપ છે તો પછી વૈદિક સંસ્કારના નિમિત્તને લઇને પશુવક્ષણાના દ્વારથી માંસમાં કયાથી પ્રવર્તે? વળી મુખ્ય અર્થને છોડી દઇ અહીં લક્ષણાવૃત્તિ શામાટે લેવી? અહીં તો એવો અર્થ જણાયછે કે ગમે તેવા માંસને જલવગેરેથી પ્રોક્ષણ કરી તેનું ભક્ષણ કરવું આ શંકાનું સમાધાન આ પ્રમાણે છે કે अनुपाकृतमांसानि (અધ્યાય ૫ શ્લોક ૭ મો) તથા असंस्कृतान्पशून्मन्त्रै (અધ્યાય ૫ શ્લોક ૩૬ મો) ઇત્યાદિ વાક્યો ગમે તે માંસના ભક્ષણમાં લાગુ પડતા હોય તો ગમે તેવા માંસને જલવગેરેથી પ્રોક્ષણ કરી તેનું ભક્ષણ કરવું એવો અર્થ થઇ શકે પણ તે વાક્યો હોમાવશિષ્ટ માંસના પ્રકરણને જ લાગુ પડેછે માટે અહીં પણ પ્રોક્ષિત એટલે હોમાવશિષ્ટ માંસ સમજવું એજ બરોબર છે આ સમાધાન કરતાં એમ નવી જ શંકા ઉઠેછે કે જો अनुपाकृतमांसानि એ વાક્યથી અહીં ધારેલ અર્થપ્રમાણે ઉપાકૃતમાંસ શબ્દથી હોમાવશિષ્ટ માંસનું ગ્રહણ થઇ જતું હોય તો પછી આ વાક્યની જરૂર નથી કારણ કે અપ્રોક્ષિતમાંસનું ભક્ષણ ન કરવું એમ કહેવાથી અર્થાત્ સિદ્ધ થાયછે કે પ્રોક્ષિતમાંસનું ભક્ષણ કરવું આનું સમાધાન એછે કે એ બાબતમાં આ શ્લોક અનુવાદરૂપ છે માંસની ઇચ્છાથી માંસભક્ષણનો આ વિધિ નથી કારણ કે ક્ષુધાનિવૃત્તિમાટે વિધિવગર પણ તેમાં પ્રવૃત્તિ થાયછે જેમાં દૃષ્ટ એટલે પ્રત્યક્ષ પ્રયોજનથી પુરુષની પ્રવૃત્તિ ન હોય તેવા यावज्जीवमग्निहोत्रं जुहुयात् । ઇત્યાદિમાં પ્રવૃત્તિ કરાવનાર વાક્ય તે વિધિ કહેવાયછે તેમાં અમુક કર્મ કરવાથી અમુક અભિમત કાર્ય થાયછે અને અમુક કર્મ ન કરવાથી અમુક અનર્થ થાયછે એ પ્રમાણે અન્વયવ્યતિરેકથી થતા વિષયમાં શાસ્ત્ર જ પ્રમાણ છે તથા શાસ્ત્રપ્રમાણે જ ચાલી શકાયછે જ્યાં બીજે પ્રકારે નહિ

જાણવાને લીધે કેવળ આગમૈકગોચર લોકોએ જ જાણેલો હોય તે વિધિ કહેવાયછે. આ માંસભક્ષણના વિષયમાં તો ભોજન કરવાથી પુષ્ટિ થાયછે વગેરે વાતને ઉપદેશવગર જ બાળકો પણ જાણી શકેછે માટે તે વિધિ નથી. યથાર્થરૂપ નહિં સમજવાથી આ વાક્ય નિયમ છે એવી કલ્પના પણ આવેછે તેમાં જો "પ્રોક્ષિત માંસ ખાવું જ જોઇએ" એવો નિયમ હોય તો કાલવિશેષ નહિ બતાવવાથી બીજા આહારનો અવકાશ જ નથી રહેતો અને નિરંતર માંસ ખાતા જ બેસી રહેવું એમ થાય, કે જે ન બની શકે એવા અર્થનો ઉપદેશ કર્યો ગણાય માટે આ વાક્યનો પરિસંખ્યાવિધિથી એવો અર્થ કરવો કે માસ પ્રોક્ષિત જ ખાવું એટલે અપ્રોક્ષિત માંસ તો નહિ જ ખાવું

પ્રાણ જતાં હોય ત્યારે માંસભક્ષણની આપેલી અનુજ્ઞાના મૂળ રૂપ બીજાઓનો મત દેખાડેછે—

**प्राणस्यान्नमिदं सर्वं प्रजापतिरकल्पयत् ॥**
**स्थावरं जङ्गमं चैव सर्वं प्राणस्य भोजनम् ॥ २८ ॥**

બ્રહ્માએ આ સઘળું પ્રાણ એટલે શરીરની અંદર રહેલા ભોક્તા જીવના અન્નરૂપજ કલ્પેલું છે સ્થાવર જંગમ જે કંઇ છે તે સર્વ જીવનુંજ અન્ન છે. ૨૮.

પ્રજાપતિએ આપત્તિમાં સ્થાવર જંગમ સર્વે કંઇ જીવના ભોજનરૂપ કલ્પેલું છે जीवो जावस्य जीवनम् । એટલે એક જીવ બીજા જીવના જીવનરૂપ છે વગેરે વાક્યો એજ મત દર્શાવેછે

ઉપરના વિષયનો જ વિસ્તાર કરેછે—

**चराणामन्नमचरा दंष्ट्रिणामप्यदंष्ट्रिणः ॥**
**अहस्ताश्च सहस्तानां शूराणां चैव भीरवः ॥ २९ ॥**

ચર પ્રાણીઓનું અન્ન અચર પ્રાણીઓ છે દાઢવાળાં પ્રાણીઓનું અન્ન દંષ્ટ્રાવગરનાં પ્રાણીઓ છે હાથવાળાંઓનું અન્ન હાથવગરનાં છે અને શૂરોનું અન્ન ભીરૂઓ છે. ૨૯

તૃણવગેરે સ્થાવર, મૃગવગેરે જંગમ પ્રાણીઓનું અન્ન છે મૃગવગેરે દાઢવગરનાં પ્રાણીઓ, વ્યાઘ્રવગેરે દાઢવાળા પ્રાણીઓનું અન્ન છે હાથવગરનાં મત્સ્યવગેરે, હાથવાળાં મનુષ્યવગેરેનું અન્ન છે અને હાથીવગેરે ભીરૂઓ સિંહવગેરે શૂરપ્રાણીઓના અન્નરૂપ છે.

ઉપરનો વિષય જ પ્રકારાંતરથી દર્શાવેછે—

नात्ता दुष्यत्यदन्नाद्यान् प्राणिनोहन्यहन्यपि ॥
धात्रैव सृष्टा ह्याद्याश्च प्राणिनोत्तार एव च ॥ ३० ॥

પ્રત્યેક દિવસમા પણ ભક્ષણયોગ્ય પ્રાણીઓનુ ભક્ષણ કરનાર, દોષપાત્ર થતો નથી કારણકે વિધાતાએ જ ભક્ષ્ય તથા ભક્ષક પ્રાણીઓ ઉત્પન્ન કર્યાં છે ૩૦.

પ્રાણ જતા હોય ત્યારે માસભક્ષણની અનુજ્ઞામા ઉપરપ્રમાણે લોકમત દર્શાવ્યો છે

હવે પ્રોક્ષિતમાંસના ભક્ષણના નિયમમાટે કહેછે—

यज्ञाय जग्धिर्मांसस्येत्येष दैवो विधिः स्मृतः ॥
अतोन्यथाप्रवृत्तिस्तु राक्षसो विधिरुच्यते ॥ ३१ ॥

યજ્ઞસ પત્તિમાટે માસનું ભક્ષણ આ દૈવવિધિ કહેલ છે એથી બીજે પ્રકારે માંસભક્ષણમા પ્રવૃત્તિ તો રાક્ષસવિધિ કહેવાયછે ૩૧

યજ્ઞની સ પત્તિને માટે યજ્ઞના અ ગભૂત જે માસભક્ષણ કરવામા આવેછે તે દૈવ અનુષ્ઠાન છે અને તેથી બીજે પ્રકારે એટલે પોતામાટે જ પશુવધ કરી તેના માસભક્ષણમા જે પ્રવૃત્તિ કરવામા આવેછે તે રાક્ષસોને છાજતુ અનુષ્ઠાન છે.

માંસભક્ષણના દૈવવિધિજેવો બીજો પ્રકાર બતાવેછે—

क्रीत्वा स्वयं वाप्युत्पाद्य परोपकृतमेव वा ॥
देवान्पितॄंश्चार्चयित्वा खादन्मांसं न दुष्यति ॥३२॥

ખરીદેના અથવા પોતે ઉત્પન્ન કરેલા અથવા બીજા કોઈએ આપેલા માંસથી દેવો તથા પિતૃઓનુ અર્ચન કરીને માસભક્ષણ કરનાર દૂષિત થતો નથી ૩૨.

ઉત્પન્ન કરેલ એટલે બ્રાહ્મણે યાચનાથી અને ક્ષત્રિયે મૃગયાથી મેળવેલું સમજવુ મૂળમા परोपकृतम् ને બદલે परोपहृतम् એવો પાઠ પણ ચાલેછે અને તેનો અર્થ બીજાએ લાવી આપેલ એમ થાયછે

વિધિવગરના માંસભક્ષણને પરિણામે થતી હાનિ જણાવેછે—

नाद्यादविधिना मांसं विधिज्ञोनापदि द्विजः ॥
जग्ध्वा ह्यविधिना मांसं प्रेत्य तैरद्यतेवशः ॥ ३३ ॥

વિધિ જાણનારા દ્વિજે આપત્તિવગરના સમયમાં વિધિનો ત્યાગ કરી માંસ ખાવું નહિ. જો વગરવિધિએ માંસ ખાય તો તે માંસ ખાનાર મરણ પામ્યાપછી પરવશપણે તે પશુઓથી ખવાયછે. ૩૩

વગરવિધિએ જે પશુઓનું માંસ જે માણસ ખાય તે માણસ જ્યારે મરણ પામે ત્યારે પરલોકમાં તે પશુઓ તે માણસને ખાયછે જેમાં તેની કોઇ પણ રક્ષા કરતું નથી અને તેનામાં પોતાના રક્ષણનું કશું સામર્થ્ય નથી હોતું.

વગરવિધિએ માંસ ખાનારની વિશેષ નિંદા કરેછે—

न तादृशं भवत्येनो मृगहन्तुर्धनार्थिनः ॥
यादृशं भवति प्रेत्य वृथामांसानि खादतः ॥ ३४ ॥

વૃથા માંસ ખાનારને પરલોકમાં જેવું પાપ થાયછે તેવું પાપ ધનની ઇચ્છાથી મૃગોના વધ કરનારને પણ થતું નથી. ૩૪

મૃગોનો વધ કરી જીવનાર પારાધી કે જે ધનને માટે મૃગોને મારેછે તેને પણ તેવું પાપ થતું નથી કે જેવું પાપ દેવપિતૃઓના શેષભૂત ન હોય તેવા માંસને ખાનાર મનુષ્યને પરલોકમાં થાયછે. કારણ કે પારાધી તો એ પ્રમાણે પોતાની આજીવિકાને માટે કરછે અને આ પુરુષ તો રાગથી માંસભક્ષણ કરેછે. માટે તેને વિશેષ દોષ લાગેછે.

ઉપરપ્રમાણે માંસભક્ષણનો નિષેધ કરીને શ્રાદ્ધવગેરેમાં તેનો પ્રતિપ્રસવ કરેછે—

नियुक्तस्तु यथान्यायं यो मांसं नात्ति मानवः ॥
स प्रेत्य पशुतां याति संभवानेकविंशतिम् ॥ ३५ ॥

ન્યાયપ્રમાણે નિયુક્ત થયેલ જે મનુષ્ય માંસ ખાતો નથી તે મરણ પામ્યાપછી એકવીશ જન્મપર્યંત પશુના અવતારને પામેછે. ૩૫

ન્યાયપ્રમાણે એટલે શાસ્ત્રોક્તરીતે શ્રાદ્ધ તથા મધુપર્કના પ્રસંગમાં જેની યોજના થઇ હોય તે માણસ જો તેવા માંસનું ભક્ષણ ન કરે તો તે મરણ પામ્યાપછી એકવીશજન્મ પશુના અવતારને પામેછે.

મંત્રસંસ્કારવગરના માંસભક્ષણનો દૃઢ નિષેધ કરેછે—

असंस्कृतान्पशून्मन्त्रैर्नाद्याद्विप्रः कदाचन ॥
मन्त्रैस्तु संस्कृतानद्याच्छाश्वतं विधिमास्थितः ॥३६॥

નિત્યવિધિનો આશ્રય કરનાર બ્રાહ્મણે કદીપણ મંત્રોથી સંસ્કાર નહિ કરેલાં પશુઓનું ભક્ષણ કરવું નહિ. પણ મંત્રોથી સંસ્કાર કરેલાંઓનું ભક્ષણ કરવું ૩૬.

વેદવિહિત મંત્રયુક્ત પ્રોક્ષણવગેરે સંસ્કારોથી રહિત પશુઓનું બ્રાહ્મણાદિ વર્ણોએ કદીપણ ભક્ષણ કરવું નહિ પણ પ્રવાહને લીધે અનાદિ અને નિત્ય જે પશુયાગાદિક વિધિ છે તેનો આશ્રય કરનાર બ્રાહ્મણાદિકે મંત્રોથી સંસ્કારયુક્ત કરેલાંઓનું ભક્ષણ કરવું. प्रोक्षित भक्षयेन्मासम् (અધ્યાય ૫ શ્લોક ૨૭) એ શ્લોકમાં આપેલી પ્રાણવિપત્તિવખતની છૂટનો જ આ અનુવાદ છે

આસક્તિમાત્રથી પશુહિંસા નહિ જ કરવી જોઇએ, એમ છતાં જેઓ અજિતેંદ્રિયપણાથી તેમ કર્યાવગર નહિ રહી શકતા હોય તેઓને પશુહિંસારૂપ પાપથી દૂર રાખવામાટે જૂદો પ્રકાર સૂચવેછે—

**कुर्याद् घृतपशुं सङ्गे कुर्यात्पिष्टपशुं तथा ॥**
**न त्वेव तु वृथा हन्तुं पशुमिच्छेत्कदाचन ॥ ३७ ॥**

આસક્તિ હોય તો ઘૃતનો પશુ કરવો અથવા પિષ્ટનો પશુ કરવો પણ કદી પણ પશુને વૃથા મારવાની ઇચ્છા કરવી નહિ ૩૭

સીતાયજ્ઞ, ખંજિકાયજ્ઞ અને ખંડિકાયાગવગેરે કે જેઓ પરંપરાના સમાચારરૂપ પ્રમાણવાળા છે તેઓમાં ફલની ઇચ્છાવાળાએ પશુવધ કરવો જ જોઇએ. કારણ પશુવધની માનતા કરવાથી ધાન્યસંપત્તિ ઘણી થાયછે આમ કોઇ માનતો હોય તો તેના નિષેધમાટે કહેછે કે આવા કારણથી પશુવધનો પ્રસંગ ન જ છૂટી શકે તો પછી તેમા પ્રત્યક્ષ પશુને બદલે ઘૃતપશુ અથવા પિષ્ટપશુથી કામ ચલાવવું પણ વૃથા એટલે વેદમા જેની આજ્ઞા નથી કરી એવી પશુહિંસા આવા પ્રસંગોમા કરવી નહિ

વૃથા પશુહિંસા કરનારની દુર્ગતિ દર્શાવેછે—

**यावन्ति पशुरोमाणि तावत्कृत्वो ह मारणम् ॥**
**वृथा पशुघ्नः प्राप्नोति प्रेत्य जन्मनि जन्मनि ॥ ३८ ॥**

વૃથા પશુહિંસા કરનાર પુરૂષ તે પશુના શરીરમાં જેટલાં રોમ હોયછે તેટલીવાર શાસ્ત્રપ્રસિદ્ધિપ્રમાણે મરણ પામ્યાપછી પ્રત્યેક જન્મમાં મારણ પામેછે ૩૮.

વેદમાં જેની આજ્ઞા કરવામાં ન આવી હોય તેવો પશુવધ કરનાર મૃત્યુ પામ્યા પછી પ્રત્યેક જન્મમા એટલા મારણો પામેછે કે જેટલાં તે પશુના શરીરમાં રૂવાડા હોય માટે વૃથા પશુવધ કરવો નહિ

યજ્ઞમાટે કરવામાં આવતા પશુવધમાં દોષ નથી એમ કહેછે—

यज्ञार्थं पशवः सृष्टाः स्वयमेव स्वयंभुवा ॥
यज्ञश्च भूत्यै सर्वस्य तस्माद्यज्ञे वधोऽवधः ॥ ३९ ॥

બ્રહ્માએ પોતે જ યજ્ઞમાટે પશુઓને ઉત્પન્ન કરેલા છે અને યજ્ઞ સર્વ જગત્‌ની અભિવૃદ્ધિમાટે છે તેથી યજ્ઞમા થતો પશુવધ હિંસારૂપ ગણાતો નથી ૩૯.

યજ્ઞની સિદ્ધિને માટે બ્રહ્માએ પોતેજ આદર પૂર્વક પશુઓને ઉત્પન્ન કરેલા છે. અને યજ્ઞ સઘળા જગતની અભિવૃદ્ધિના કારણરૂપ છે કહ્યુ છે કે अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते । आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥ એટલે યજ્ઞમાં વિધિપ્રમાણે અગ્નિમા હોમેલી આહુતિ સૂર્ય પાસે પહોચે છે સૂર્યથી વૃષ્ટિ થાય છે, વૃષ્ટિથી અન્ન થાયછે અને અન્નથી પ્રજા થાયછે, માટે યજ્ઞમા થતો પશુવધ અવધરૂપ છે કારણકે તેમા વધથી થતા દોષનો અભાવ છે

યજ્ઞમાં કામ આવનારા ઓષધિઓ વગેરે ઉચ્ચગતીને પામેછે એમ જણાવેછે—

ओषध्यः पशवो वृक्षास्तिर्यञ्चः पक्षिणस्तथा ॥
यज्ञार्थं निधनं प्राप्ताः प्राप्नुवन्त्युच्छ्रितीः पुनः ॥४०॥

ઓષધિઓ પશુઓ વૃક્ષો, તિર્યચો અને પક્ષિઓ એઓ યજ્ઞને માટે મૃત્યુ પામે તો ફરીથી ઉદય પામેછે ૪૦

યજ્ઞમા કામ આવનાર ઓષધિઓ, અને પશુ વગેરેનો અપકાર થતો નથી પણ ઉપકાર થાય છે એટલે તેઓ બીજા જન્મમા દેવાદિજાતીને પામેછે માટે યજ્ઞમા થતો વધ વધરૂપ ગણાતો નથી અર્થાત્ અન્યવધની પેઠે પાપરૂપ ગણાતો નથી વ્રીહિ, યવ, દર્ભ વગેરે ઓષધિઓ, છાગ વગેરે પશુઓ યજ્ઞમા યૂપ વગેરેના કામમા જેઓનુ લાકડુ આવેછે એવા ખેર વગેરે વૃક્ષો કૂર્મ વગેરે તિર્યચો અને કપિંજલ વગેરે પક્ષિઓ એઓ યજ્ઞમા મૃત્યુ પામવાને લીધે ઉચ્ચગતિને પામેછે એ તેઓનો ઉપકાર થાયછે

યજ્ઞાદિકમાંજ પશુ હિંસાનું નિયમન કરી બીજે સર્વસ્થળે તેનો નિષેધ દેખાડેછે—

मधुपर्के च यज्ञे च पितृदैवतकर्मणि ॥
अत्रैव पशवो हिंस्या नान्यत्रेत्यब्रवीन्मनुः ॥ ४१ ॥

મધુપર્કમાં, યજ્ઞમાં, પિતૃકર્મમાં અને દેવકર્મમાં એટલે ઠેકાણેજ પશુઓની હિંસા કરવી પણ બીજે ઠેકાણે હિંસા કરવી નહી; એમ મનુએ કહેલું છે. ૪૧.

આ અવેદવિહિતહિંસાનો પ્રતિષેધ છે પણ વેદવિહિતહિંસાની અભ્યનુજ્ઞા નથી.

મધુપર્કાદિકમાંની હિંસાના નિર્દોષપણાનું કારણ કહેછે—

एष्वर्थेषु पशून् हिंसन्वेदतत्त्वार्थविद् द्विजः ॥
आत्मानं च पशुं चैव गमयत्युत्तमां गतिम् ॥ ४२ ॥

એ મધુપર્કાદિકમાં પશુઓની હિંસા કરનાર વેદતત્વાર્થને જાણનારો દ્વિજ પોતાને તથા પશુને ઉત્તમ ગતિએ પહોચાડે છે ૪૨.

મધુ પર્ક વગેરેમા પશુ હિંસા કરનાર દ્વિજ પોતાને તથા પશુને સ્વર્ગાદિ ઉપભોગને યોગ્ય વિલક્ષણ દેહ તથા દેશાદિકનો સંબંધ થવા રૂપ ઉત્તમ ગતિમાં પહોંચાડેછે વેદતત્વાર્થને જાણનાર એટલે વેદના ખરા અર્થને જાણનાર એવુ વિશેષણ આમ દેખાડ્યુ છે કે તેવા દ્વિજનેજ એ પશુ હિંસામા અધિકાર છે કર્મનો અધિકારી બીજો હોય છતા અનધિકારી પશુ વગેરે પ્રાણીને સ્વર્ગ પ્રાપ્તિરૂપ ફળ શીરીતે થઇશકે? આ શંકાનું સમાધાન એ છે કે પ્રથમ તો આ વિષયમા શાસ્ત્રવચનજ પ્રમાણ છે વળી જેમ અધિકારીપણાથી પિતાએ કરવામા આવતા જાતકર્મ સંસ્કારમા અધિકારી નહિ છતાં પણ પુત્રને ફલપ્રાપ્તિ થાય છે તેમ આ વિષયમા પણ પશુ વગેરે અનધિકારી પ્રાણીઓને અધિકારી યજમાનના તેવા સંકલ્પને લીધે ફળ મળેછે યજમાન દયાને લીધે પશુને પણ ફળ મળે એવા સંકલ્પયુક્ત થઇ પોતાને માટે ફળની ઇચ્છા કરેછે. એટલામાટેજ કહ્યું કે " પોતાને તથા પશુને ઉત્તમ ગતિએ પહોંચાડેછે " એટલે યજમાનના વ્યાપારથીજ પશુને પણ ફલની પ્રાપ્તિ થાયછે

અવેદવિહિત હિંસા આપત્તિમાં પણ નહિ કરવાની ભલામણ દેછે—

गृहे गुरावरण्ये वा निवसन्नात्मवान् द्विजः ॥
नावेदविहितां हिंसामापद्यपि समाचरेत् ॥ ४३ ॥

ગૃહમાં, ગુરૂને ત્યાં અથવા વનમાં વસતા ઉત્તમ અંતઃકરણવાળા દ્વિજે આપત્તિના સમયમાં પણ અવેદવિહિત હિંસા કરવી નહિ ૪૩.

ગૃહમા વસતા એટલે ગૃહસ્થાશ્રમવાળા ગુરૂને ત્યાં વસતા એટલે બ્રહ્મચર્યાશ્રમવાળા તથા વનમા વસતા એટલે વાનપ્રસ્થાશ્રમવાળા ઉત્તમ અંતઃકરણવાળા અર્થાત્ વિવેક તથા દયા વગેરે સદ્ગુણોથી યુક્ત અંતઃકરણવાળા દ્વિજે આપત્તિમા પણ અવેદ વિહિત હિંસા કરવીજ નહિ

વેદવિહિત હિંસા હિંસાજ ગણાતી નથી એમ જણાવેછે—

**या वेदविहिता हिंसा नियतास्मिंश्चराचरे ॥**
**अहिंसामेव तां विद्याद्वेदाद्धर्मो हि निर्वभौ ॥ ४४ ॥**

સ્થાવરજંગમાત્મક આ જગતમા વેદવિહિત હોવાને લીધે જે હિંસા નિયતપણાથી થાયછે તેને અહિંસાજ જાણવી કારણ કે ધર્મ વેદથીજ પ્રકાશિત થયો છે ૪૪

સ્થાવરજંગમાત્મક આ જગતની અંદર કર્મવિશેષમા, દેશમા અને કાળાદિકમા નિયત કરવામા આવેલી વેદોક્ત હિંસા અહિંસાજ છે એમ જાણવું. કારણ કે તેમા હિંસાથી થતો દોષ ઉત્પન્ન થતો નથી વૈદિકી હિંસાનેપણ હિંસારૂપ સિદ્ધ કરવાને આવુ અનુમાન કરવામા આવેછે કે "યજ્ઞમા શાસ્ત્રોક્તવિધિથી સંસ્કારયુક્ત થયેલ પશુની હિંસા પણ અધર્મરૂપ છે કારણ કે તે પણ પ્રાણીની હિંસા છે જેમ બ્રાહ્મણની હિંસા અધર્મરૂપ છે તેમ " પણ એ અનુમાન આ વિષયમા ચાલી શકતુ નથી કેમકે તેવુ અનુમાન કરવા જતા ધર્માધર્મના ઉપજીવ્ય શાસ્ત્રનો એટલે જેના આશ્રયથી ધર્માધર્મની વ્યવસ્થા થાયછે એવા વેદશાસ્ત્રનો બાધ થઇ જાય છે અને અનુમાનમા દૃષ્ટાંતરૂપે દેખાડેલી બ્રાહ્મણની હિંસા અધર્મરૂપ હોવામા શાસ્ત્રવચનનોજ આધાર છે અને એ શાસ્ત્રનોજ જ્યારે બાધ થાય ત્યારે એ શાસ્ત્રવચન બ્રાહ્મણની હિંસાને પણ અધર્મરૂપ ક્યાથી ઠરાવી શકે? વળી જેમા બીજુ પ્રમાણ નથી એવો ધર્મ વેદથીજ સંપૂર્ણ પ્રકાશ પામેલો છે માટે વેદ જેને અધર્મરૂપ ન ગણે તેને અનુમાનાદિ પણ અધર્મરૂપ ઠરાવી શકે નહી વળી વેદવિહિત જે પ્રાણીવધ છે તે સ્થાવરજંગમાત્મક જગતમા અનાદિ છે અને તંત્રાદિશાસ્ત્રોમા જે પ્રાણીવધ કહેલોછે તે આધુનિક છે માટે વેદોક્ત હિંસા પારલૌકિક પ્રત્યવાયના અભાવથી અહિંસાજ છે હિંસાને અહિંસા કહેલી છે તે કાર્યથી કહેલી છે પણ સ્વરૂપથી કહેલી નથી હિંસાના સ્વરૂપમા જો ભેદ નથી તો પછી કાર્યમા ભેદ કેમ થાય? એ શંકાનુ સમાધાન એ છે કે આ ધર્મ છે અને આ અધર્મ છે એ વ્યવસ્થા વેદથીજ થયેલી છે બીજા શાસ્ત્રો તો પૌરૂષેય હોવાથી એ વ્યવસ્થામા સ્વતઃ પ્રમાણરૂપ નથી અને વેદ તો એ વ્યવસ્થામા સ્વતઃ પ્રમાણરૂપ હોઇ અભ્યુદયનો હેતુ છે વળી ખરી રીતે બન્ને હિંસાના સ્વરૂપમા અભેદ છે એમ પણ નથી કારણ કે એક યજ્ઞને માટે છે અને બીજી

પુરૂષના સ્વાદ માટે છે તેથી અભિપ્રાયના ભેદને લીરે સ્વરૂપમાં પણ ભેદ છે વળી હિંસાથી અધર્મ થાય છે એમાં જેમ વેદવાક્ય પ્રમાણ છે તેમ યજ્ઞમાં હિંસાથી ધર્મ થાય છે એમાં પણ વેદવાક્યજ પ્રમાણ છે માટે વૈદિકી હિંસા હિંસારૂપ નથી

પોતાને માટેજ હિંસા કરનાર પુરૂષ ક્યાંય પણ સુખી થતો નથી એમ કહેછે—

योहिंसकानि भूतानि हिनस्त्यात्मसुखेच्छया ॥
स जीवंश्च मृतश्चैव न क्वचित्सुखमेधते ॥ ४५ ॥

જે પુરૂષ પોતાને સુખ થવાની ઇચ્છાથી ઓઝની પણ હિંસા નહી કરનારાં પ્રાણીઓને મારે છે તે જીવતા કે મરણ પછી પણ ક્યાંય સુખી થતો નથી ૪૫.

શાસ્ત્રને બાજુ ઉપર મૂકી પોતાના સ્વાદને ખાતર ગરીબડાં નિરપરાધ દયાપાત્ર પ્રાણીઓની હિંસા કરનાર પુરૂષ જીવતા એટલે આ લોકમા અને મરણ પછી એટલે પરલોકમા ક્યાય સુખી થઇ શકતો નથી

હિંસા વગેરેથી દૂર રહેનારનું કલ્યાણ દર્શાવે છે—

यो बन्धनवधक्लेशान् प्राणिनां न चिकीर्षति ॥
स सर्वस्य हितप्रेप्सुः सुखमत्यन्तमश्नुते ॥ ४६ ॥

જે પુરૂષ પ્રાણીઓને બંધન અને મારણના ક્લેશ કરવા ઇચ્છતો નથી તે, સર્વ પ્રાણીઓના કલ્યાણની ઇચ્છાવાળો હોવાથી અત્યંત સુખ પામે છે. ૪૬

પ્રાણીઓને બંધનથી કે વધથી કાંઇપણ કલેશ નહિ દેનાના વિચારવાળો એટલે સર્વનું સારૂં ઇચ્છનારો પુરૂષ અનંત શાંતિસુખ પામે છે

પુરૂષ અહિંસાના પ્રભાવથી સિદ્ધસંકલ્પવાળો પણ થાય છે એમ દેખાડે છે—

यद्ध्यायति यत्कुरुते धृतिं बध्नाति यत्र च ॥
तदवाप्नोत्ययत्नेन यो हिनस्ति न किञ्चन ॥ ४७ ॥

જે પુરૂષ કોઇપણ પ્રાણીની હિંસા કરતો નથી તે, જે વસ્તુનું ધ્યાન કરે, જે કર્મ કરે અને જેમા ધારણા બાંધે તેને યત્નવિના પ્રાપ્ત થાય છે. ૪૭

જે પુરૂષ દશમશક આદિ કોઇ પણ પ્રાણીને મારતો નથી તે પુરૂષ જે ધર્મઆદિનુ ધ્યાન કરે, સર્વ કલ્યાણોના સાધનરૂપ જે કર્મ કરે અને પરમાર્થ વગેરે જે વિષયમા ધારણા બાંધે તે સઘળુ તેને અહિંસાના પ્રભાવથી વતનવિના અર્થાત્ કોઇપણ પ્રકારના શારીરિક કે માનસિક કલેશ વગરજ સિદ્ધ થાય છે.

માંસભક્ષણના પ્રસંગથી હિંસાના ગુણો તથા દોષો કહીને ફરીથી પ્રકરણોપાત્ત માંસભક્ષણના વિષયમાંજ તેના ત્યાગની ભલામણ કરે છે અથવા હિંસા કરીનેમાંસ ભક્ષણમાં ભક્ષણદોષ તથા હિંસાદોષ એ બન્ને દેખાડવામાં આવ્યા અને હવે પોતે હિંસા ન કરે પણ બીજે ક્યાંયથી માસ મેળવીને તેનું ભક્ષણ કરે તો તેમાં પણ ભક્ષણદોષની સાથે હિંસાના દોષ પણ લાગેછે એમ દર્શાવે છે—

**नाकृत्वा प्राणिनां हिंसां मांसमुत्पद्यते क्वचित् ॥**
**न च प्राणिवधः स्वर्ग्यस्तस्मान्मांसं विवर्जयेत् ॥४८॥**

કોઇ પણ સ્થળે અથવા કોઇ પણ કાળે પ્રાણીઓની હિંસા કર્યા વગર માસ ઉત્પન્ન થતુ નથી અને પ્રાણીનો વધ સ્વર્ગ દેનાર નથી માટે માસનો ત્યાગ કરવો ૪૮

પ્રાણીઓનો વધ સ્વર્ગ દેનાર નથી એટલુજ નહિ પણ તેથી ઉલટ નરકાદિ દુખને આપનાર છે

માંસ ભક્ષણની બધીરીતે ત્યાજ્યતા જણાવે છે.—

**समुत्पत्तिं च मांसस्य वधबन्धौ च देहिनाम् ॥**
**प्रसमीक्ष्य निवर्त्तेत सर्वमांसस्य भक्षणात् ॥ ४९ ॥**

માસની ઉત્પતિ ઉપર દષ્ટિ કરીને તેમજ પ્રાણીઓનુ બધન તથા મરણ જોઇને સઘળા માસ ભક્ષણથી નિવૃત્ત થવુ ૪૯

પુરૂષનુ વીર્ય તથાસ્ત્રીનુ રૂધીર એ બન્નેમાથી વિચાર કરતા જુગુપ્સા થાય એવીરીતે માસનીઉત્પતિ થાય છે એમ જાણીને ત્યા પ્રાણીઓની બધન સમયે તથા મરણ સમયે થતી ભયજનક બૂમાબૂમ વગેરે સામણી તેમજ તેરખતની તેની આંખો વગેરેની સ્થિતિ જોઇને શાસ્ત્રોક્ત માસ ભક્ષણથી પણ પાછુ હઠવુ જોઇએ તો પછી ચાલમા નકહેલ હોય એવા માસ ભક્ષણથી તોઅવશ્ય નિવૃત્ત થવુ જોઇએ.

અવિહિત માંસ ભક્ષણથી નિવૃત્તિ પામનાર પુરૂષને દૃષ્ટફળ પણ થાયછે એ વાતને સ્પષ્ટરીતે સમજાવે છે. —

**न भक्षयति यो मांसं विधिं हित्वा पिशाचवत् ॥**
**स लोके प्रियतां याति व्याधिभिश्च न पीड्यते ॥५०॥**

જે પુરૂષ વિધિનો ત્યાગ કરી પિશાચની પેઠે માંસ ભક્ષણ કરતો નથી તે, લોકમા પ્રિયપણાને પામે છે અને વ્યાધિઓથી પીડાતો નથી ૫૦.

જેઓ પિશાચની પેઠે વિધિવગર માસ ભક્ષણ નથી કરતા તેઓ સર્વને પ્રિય થાય છે અને રોગના પણ ભોગ બનતા નથી આથી એમ જણાવ્યું કે અવિધિથી ખાવામા આવતા માસથી લોકોની અપ્રીતિ થાય છે તથા રોગો પણ લાગુ પડેછે

પશુઘાતરૂપ પાપ એવું મોહોટું છે કે જે તેમાં નજીકનો કે દૂરનો ભાગ લેનાર આઠ પુરૂષોને પોતાના સપાટામાં લેછે એમ જણાવેછે—

**अनुमन्ता विशसिता निहन्ता क्रयविक्रयी ॥**
**संस्कर्त्ता चोपहर्त्ता च खादकश्चेति घातकाः ॥ ५१ ॥**

અનુમતિ આપનાર, અવયવોનો વિભાગ કરનાર, મારનાર, ખરીદનાર, વેચનાર, રાધનાર, પરીસનાર, અને ભક્ષણ કરનાર એ સઘળા ઘાતક ગણાય છે ૫૧

કોઇ પ્રાણીનો વધ થતો હોય તેમા આ કામ ઠીક થાયછે એમ અનુમતિ આપનાર, બીજાએ મારી નાખ્યા પછી પ્રાણીના અંગોને શસ્ત્રથી છૂટા પાડનાર પ્રાણીનો વધ કરનાર, માસ ખરીદ કરનાર, માસ વેચનાર, માસ રાધનાર, માસ પીરસનાર, અને માસનુ ભક્ષણ કરનાર, એ બધા લોકો ઘાતકજ ગણાયછે ભક્ષણ, સંસ્કાર તથા વિક્રય કરનાર વગેરે લોકો હિંસા નહિ કરનાર છતા તેઓમા હિંસા કરનારનો જે આ યારોપ કર્યો છે તે તેઓની નિંદા સૂચવવા માટેછે પણ ખરી રીતે તેઓ ઘાતક નથી લૌકિક વધક્રિયા કે જેમાથી પ્રાણત્યાગરૂપ ફલ થાયછે તેનો કર્તા તો એક ઘાતકજ છે તથા "હતા હોય તે સ્વતંત્રજ હોય છે" એ વિશેષ શાસ્ત્રથી પણ, પ્રાણીઓના પ્રાણનું હરણ કરે તેજ હિંસા કરનાર કહેવાય છે ક્રયવિક્રય વગેરે ક્રિયાઓ વધ ક્રિયાથી જૂદીજ છે અહીં એવી શંકા થાય કે આ શ્લોકમા અનુમતિ આપનાર તથા ક્રયવિક્રય વગેરે કરનારને પણ ઘાતક ગણ્યાછે માટે તે સઘળાઓને સ્વતંત્રપણે મુખ્યવૃત્તિથી ઘાતકજ ગણવા જોઇએ પણ આ શંકાનુ સમાધાન એ છે કે આ શાસ્ત્ર

ધર્માધર્મના વિચારમા પ્રમાણભૂત છે પણ અમુક શબ્દનો અમુક અર્થસાથે સબંધ કરવો એ વિષયમા તો ભગવાન્ પાણિનિ મુનિનુજ શાસ્ત્ર પ્રમાણભૂત છે મનુઆદિ આચાર્યો તો લોકપ્રસિદ્ધ પદાર્થોથી વ્યવહાર કરછે પણ શબ્દાર્થના સબંધવિષે વિચાર કરવા બેઠેલા નથી વળી તેઓ શબ્દોના પ્રયોક્તા છે પણ તેઓના સ્મર્તા નથી તેમજ તેઓએ ગૌણપ્રયોજનથી અર્થવાદપણાને લીધે બીજાઓને ઘાતકપણું કહેલુ છે એમ ગણી શકાય છે કેટલાએક કહેછે કે જો માસનો ભક્ષક કોઇપણ ન હોય તો હિંસક પણ ન હોય કારણ કે ભક્ષકની પ્રેરણાને લીધેજ હિંસક હિંસા કરછે, અને જે પ્રયોજક હોય તે પણ કર્તા કહેવાય છે તેથી ભક્ષકને ગૌણ નહિ પણ મુખ્ય ઘાત પણુંજ પ્રાપ્ત થાયછે તેથી જે ઘાતકને પ્રાયશ્ચિત્ત છે તેજ ભક્ષકે પણ કરવુ જોઇએ પણ તેમ નથી પ્રયોજકને કદીપણ મુખ્યકર્તાની સાથે ગણી શકાય નહિ હિંસક જે મુખ્ય કર્તા છે તે પોતાની આજીવિકામાટે માસનો વિક્રય કરી જીવીશ એમ ધારીને તેમા પ્રવર્તેછે પણ ભક્ષકની પ્રેરણાથી પ્રવર્તતો નથી માટે ભક્ષક તેમા પ્રયોજક પણ નથી મરણથી ત્રાસ પામતા પશુને પરવશ કરવો તથા ખડ્ગ વગેરે સાધનો કે જેનાવિના હિંસા થાય નહિ તે તેની પાસે હાજર કરવા વગેરે કામ કરનાર હોય તેજ પ્રયોજક કહેવાય અહી એવી પણ શંકા ઉઠાવવામા આવેછે કે હિંસક ભલે સ્વાર્થમાટે પ્રવૃત્તિ કરે છે તો પણ જો માસના ભક્ષક ન હોય તો તે હિંસા શા માટે કરે? જોમાસના ભક્ષક હોય તોજ તેઓ હિંસા કરેછે અને તેની હિંસા સફળ થાયછે અને ફળ છે તે પ્રયોજક છે તથા એફળ માસ ભક્ષકને આધીન છે એમ પરંપરાથી જોતા ભક્ષક પ્રયોજક થાયછે આ શંકાનુ સમાધાન એ છે કે જો એમ પરંપરાથી માનીએ તો અંતઃકરણમા દ્વેષ ઉત્પન્ન થયાસિવાય હિંસા થતીનથી અને જેની હિંસા કરવાની હોય તેને જોવાથી દ્વેષ ઉત્પન્ન થાયછે તેથી પરંપરા તપાસતા જેનો વધ થાયછે તેજ પ્રયોજક થયો અને તેને પણ હિંસકની પંક્તિમા મૂકવો જોઇએ વળી બ્રહ્મહત્યાના પાપમાથી મુક્ત થવામાટે સર્વસ્વનુ દાન કરવુ એમ કહેલુ છે તોદાનમા પાતક પ્રયોજક થશે એટલે તેદાનનો પ્રતિગ્રહ કરનારને પ્રત્યવાય લાગેછે પણ પરંપરાનો વિચાર કરીશુ તો દાતા વગર પ્રતિગ્રહ કરનારનો સંભવ નથી તેથી દાતાને પ્રયોજક ગણી પ્રતિગ્રહ કરનારને જેમ પ્રત્યવાય લાગે તેમ દાતાને પણ પ્રત્યવાય લાગે એમ ગણવુ પડશે વળી કોઇ રૂપવતી સ્ત્રીને જોઇને કામાતુર થયેલા રાગી પુરૂષે અત્યંત ઇચ્છા બતાવ્યા છતા પણ પોતાના શીલનુ સંરક્ષણ કરનારી તે સ્ત્રી પરપુરૂષને રાગોત્પત્તિ કરનાર હોવાથી પ્રયોજક થવાને લીધે પરંપરાથી અધર્મમા પણ પ્રયોજક થઇ પ્રત્યવાયવાળી ગણાશે માટે પરંપરા સંબંધથી પ્રયોજકનુ લક્ષણ કરવુ તે યોગ્ય નથી અહિંતો હિંસક અને ભક્ષક બન્ને સ્વાર્થ માટે પ્રવૃત્ત થઇ નષ્ટાશ્વ એટલે જેની પાસે રથ હોય પણ ઘોડા નાશ પામ્યા હોય તે પુરૂષ તથા દગ્ધરથ એટલે જેની પાસે ઘોડા

હોય પણ રથ બળી ગયો હોય તે પુરૂષની પેઠે એક બીજાના ઉપકારનો અનુભવ કરનાર છે પણ તેઓમાં કોઇ કોઇનો પ્રયોજક નથી.

રાગથી માંસ ભક્ષણ કરવું એ મોટું પાપછે એમ જણાવે છે.—

**स्वमांसं परमांसेन यो वर्द्धयितुमिच्छति ॥**
**अनभ्यर्च्य पितॄन्देवांस्ततोऽन्यो नास्त्यपुण्यकृत् ५२**

જે પુરૂષ પિતૃઓનું તથા દેવોનું અર્ચન કર્યાવગર પરપ્રાણીના માંસથી પોતાનું માસ વધારવા ઇચ્છે છે તેથી બીજો કોઇ અધિક પાપ કરનાર નથી. ૫૨.

સ્વાર્થ સરખા હલકા ઉદ્દેશથી હિંસા કરવાનું અધિક પાપછે એમ આથી જણાવ્યુ છે

હવે નિયત નહિ તેમજ પ્રસિદ્ધ નહિ એવા માંસ ભક્ષણથી નિવૃત્તિ કરવી તે ધર્મમાટે થાયછે એ વિષય દેખાડવાને કહેછે—

**वर्षे वर्षेऽश्वमेधेन यो यजेत शतं समाः ॥**
**मांसानि च न खादेद्यस्तयोः पुण्यफलं समम् ॥५३॥**

જે પુરૂષ સોવર્ષ પર્યંત પ્રત્યેક વર્ષે અશ્વમેધ યજ્ઞ કરે અને જે પુરૂષ માંસ ભક્ષણ ન કરે તે બન્નેને પુણ્યનું ફળ સમાન થાયછે. ૫૩.

અશ્વમેધનું ફળ જે મોહોટા પ્રયાસથી તથા ઘણા ધનવ્યયથી સાધ્ય છે તેની તુલ્યતા માંસભક્ષણની નિવૃત્તિના ફળ ને ઘટેછે કારણકે માંસભક્ષણનો સંયમ પણ અતિ કઠિન છે અને એટલા માટેજ આમપણ કહ્યુછે કે सदा यजति यज्ञेन सदा दानानि यच्छति स तपस्वी सदा विप्रो यश्च मांस विवर्जयेत् ॥ એટલે જે બ્રાહ્મણ માંસનો ત્યાગ કરેછે તે હમેશાં યજ્ઞો કરેછે, હમેશાં દાન દેછે અને હમેશાં તપ કરેછે એમ સમજવું

માંસત્યાગના ફળનો ઉત્કર્ષ પ્રકારાંતરથી દેખાડે છે—

**फलमूलाशनैर्मेध्यैर्मुन्यन्नानां च भोजनैः ॥**
**न तत्फलमवाप्नोति यन्मांसपरिवर्जनात् ॥ ५४ ॥**

માંસનો ત્યાગ કરવાથી જે ફળ પ્રાપ્ત થાયછે તેફળ, ફળ, મૂળ અને પવિત્ર મુન્યન્નોનાં ભોજનથી પણ થતું નથી. ૫૪.

આ શ્લોક ફલમૂલાદિકના ભોજનની નિરૂપના દેખાડવા માટે નથી પણ માંસત્યાગની ઉત્કૃષ્ટતા દેખાડવામાટે છે

નાનવી, શામો વગેરે મુન્યન્ન કહેવાયછે.

માંસભક્ષણનું અનિષ્ટ ફળ દેખાડવામાટે मांस શબ્દનો અર્થ કહેછે—

**मां स भक्षयितामुत्र यस्य मांसमिहाद्म्यहम् ॥**
**एतन्मांसस्य मांसत्वं प्रवदन्ति मनीषिणः ॥ ५५ ॥**

આ લોકમાં હું જે પ્રાણીના માંસનુ ભક્ષણ કરૂંછુ તે પ્રાણી પરલોકમાં મારૂં ભક્ષણ કરશે એવી રીતે વિદ્વાનો માંસનું માંસપણું કહેછે ૫૫

मां એટલે મને અને स એટલે તે પરલોકમા ભક્ષણ કરશે કે જેનું માંસ હું અહીં ખાઉછું આ રીતે मांस શબ્દમા જે અક્ષરો છે તેઓને છૂટા પાડવાથી અર્થ નિકળેછે અને એવા અર્થના વાચકજ તે બે વર્ણરૂપ એ શબ્દો ભેળા થવાથી मांस એ એક શબ્દ થયો છે એમ વિદ્વાનો કહેછે. માટે માંસનુ ભક્ષણ કરનારે માંસ શબ્દનો આ અર્થ ધ્યાનપર લેવો જોઇએ કે જેથી પરલોકમાં થનારી ગતિ ધ્યાનમા આવે

વિહિતમાંસભક્ષણાદિમાં જો કે શાસ્ત્રે દોષ ગણેલો નથી તોપણ તેથી નિવૃત્ત થવું તે પરમ કલ્યાણરૂપ મોહોટાં ફળને આપનાર છે એમ જણાવેછે—

**न मांसभक्षणे दोषो न मद्ये न च मैथुने ॥**
**प्रवृत्तिरेषा भूतानां निवृत्तिस्तु महाफला ॥ ५६ ॥**

વિહિત માંસભક્ષણમા દોષ નથી, મદ્યમા દોષ નથી અને મૈથુનમા પણ દોષ નથી કારણ કે પ્રાણીઓની એ સ્વાભાવિક પ્રવૃત્તિ છે પણ તેથી નિવૃત્ત થવુ એ મોહોટુ ફળ આપનાર છે ૫૬

ઉપકૃત માંસભક્ષણમા દોષ નથી તેમ સૌત્રામણીમા મદ્યપાનમાં દોષ નથી અને ધર્મપત્નીમા વિહિત સમયે સંગતિમા પણ દોષ નથી એમ જો કે છે તોપણ તેઓથી નિવૃત્ત થવાય તો પરમકલ્યાણરૂપ તેનુ મોહોટુ ફળ થાયછે. જેમાં પ્રાણીઓની સ્વાભાવિક પ્રવૃત્તિ છે તેમાથી તેઓને સંસ્કારે એકદમ

અટકાવી શકાતાં નથી તેથી શાસ્ત્રે અમુક અમુક પ્રસંગે છૂટ આપી છેવટ જણાવ્યું છે કે જો સર્વથા અટકી શકાય તો તેથી પરમ કલ્યાણ છે. આમ હોવાથી આ શ્લોકનો અર્થ આવીરીતે પણ કરવામાં આવે છે કે વિધિપ્રાપ્ત માંસભક્ષણમાં પણ અદોષ નથી એટલે દોષ છે તેમ મદ્યપાનમાં પણ અદોષ નથી પણ દોષ છે અને મૈથુનમાં પણ અદોષ નથી પણ દોષ છે. કારણ કે એ તો પ્રાણીઓની સ્વાભાવિક પ્રવૃત્તિ છે. માટે તેઓથી નિવૃત્ત થવામાં આવે તો મોહોટું ફળ મળે છે યમસ્મૃતિમાં આ પ્રમાણે સ્પષ્ટ કહ્યું છે કે सर्वेषामेव मांसाना महान्दोषस्तु भक्षणे । निवर्त्तने महत्पुण्यमिति प्राह पितामहः ॥ એટલે તમામ જાતનાં માંસના ભક્ષણમા મોહોટો દોષ છે અને તેથી દૂર રહેવામાં મોહોટું પુણ્ય છે એમ બ્રહ્માએ કહેલું છે. મહાભારતમાં પણ કહ્યું છે કે भक्षणस्य महान्दोषो निवृत्त्या पुण्यमुच्यते ॥ એટલે માંસના ભક્ષણનો મોહોટો દોષ છે. પણ તેની નિવૃત્તિથી પુણ્ય કહેલું છે.

માંસપ્રકરણની સમાપ્તિ થતાં હવે પ્રેતશુદ્ધિવગેરેના પ્રકરણનો ઉપક્રમ કરેછે—

**प्रेतशुद्धिं प्रवक्ष्यामि द्रव्यशुद्धिं तथैव च ॥**
**चतुर्णामपि वर्णानां यथावदनुपूर्वशः ॥ ५७ ॥**

ચારે વર્ણોમાટે મરણ પામેલ મનુષ્યના વિષયમાં કરવામાં આવતી શુદ્ધિ તથા પદાર્થોની શુદ્ધિ યથાર્થ રીતિથી અનુક્રમપૂર્વક કહીશ. ૫૭.

બ્રાહ્મણવગેરે ચારે વર્ણોમાટે મરણ પામેલ મનુષ્યના સંબંધીઓને કરવાની શુદ્ધિ યથાર્થરીતિથી એટલે બરાબર અને અનુક્રમથી એટલે બ્રાહ્મણાદિકને કેટલા કેટલા દિવસનું આશૌચ લાગે એ સઘળું ક્રમવાર હું તમોને કહીશ. આવીજરીતે સુવર્ણાદિક દ્રવ્યોની શુદ્ધિ પણ કહીશ.

શુદ્ધિ કહેવાની પ્રતિજ્ઞા કરી છે તેમાં શુદ્ધિને પ્રથમ અશુદ્ધિની અપેક્ષા હોવાથી પ્રેતશુદ્ધિના પ્રકરણમાં અશુદ્ધિનું નિરૂપણ કરેછે—

**दन्तजातेऽनुजाते च कृतचूडे च संस्थिते ॥**
**अशुद्धा बान्धवाः सर्वे सूतके च तथोच्यते ॥ ५८ ॥**

જેને દાંત આવેલા હોય, દાંત આવેલા ન હોય, ચૌલસંસ્કાર થયેલ હોય અને ઉપનયન સંસ્કાર થયો હોય એ ચારે પ્રકારના બાળકો મરણ પામે ત્યારે સર્વ બાંધવો અશુદ્ધ થાયછે અને જન્મસૂતકમાં પણ તેઓ અશુદ્ધ કહેવાયછે. ૫૮.

શ્લોકમાં જો કે ઉપનયનસંસ્કાર પામેલ બાળકનું ગ્રહણ નથી કર્યું તોપણ બીજાચરણમાં ચ અવ્યયના બળથી એ ગ્રહણ થઇ શકેછે સપિંડ તથા સમાનોદક જેઓનાં લક્ષણ હવેપછી તરતમાં કહેવામાં આવશે તેઓ બાંધવ ગણાયછે.

મૃતાશૌચવિષે કહેછે—

## दशाहं शावमाशौचं सपिण्डेषु विधीयते ॥
## अर्वाक् संचयनादस्थ्नां त्र्यहमेकाहमेव वा ॥ ५९ ॥

સપિંડ બાંધવોને મરણનું આશૌચ દશ અહોરાત્રનું લાગે છે અથવા અસ્થિસંચય પહેલાં એટલે ચાર અહોરાત્રનું, ત્રણ અહોરાત્રનું અથવા એક અહોરાત્રનું લાગેછે ૫૯

સાત પુરૂષ પર્યંત સપિંડપણું કહેવાયછે સપિંડોને શબસંબંધી આશૌચ દશ અહોરાત્રનું કહેલું છે આ વિષય બ્રાહ્મણવર્ણમાટેજ છે કારણ કે આગળપર "शुध्येद्विप्रो दशाहेन। એટલે બ્રાહ્મણ દશદિવસે શુદ્ધ થાયછે" એમ કહેશે તેથી દશદિવસનું આશૌચ બ્રાહ્મણમાટેજ છે અસ્થિસંચય ચોથે દિવસે કરવો એમ વિષ્ણુપુરાણમાં કહેલ હોવાથી અહીં અસ્થિસંચય પહેલા એમ કહ્યું એટલે ચાર અહોરાત્ર લીધેલ છે દશ અહોરાત્ર, ચાર અહોરાત્ર, ત્રણ અહોરાત્ર અને એક અહોરાત્ર એમ આશૌચકાળના ચાર વિકલ્પ કહ્યા તેની વ્યવસ્થા આ પ્રમાણે છે કે જે બ્રાહ્મણ શ્રોતાગ્નિ તથા વેદાધ્યયનથી યુક્ત હોય તે, એક અહોરાત્ર સૂતક પાળવાથીજ શુદ્ધ થાયછે ઉપરના બે ગુણોમાથી જેનામાં એકજ ગુણ હોય તે ત્રણ અહોરાત્ર સૂતક પાળવાથી શુદ્ધ થાયછે, જે માત્ર સ્માર્તાગ્નિ એટલે આવસથ્યવાળો હોય તે ચાર અહોરાત્ર સૂતક પાળવાથી શુદ્ધ થાયછે અને જેનામાં ઉપરનો કોઇપણ ગુણ ન હોય તેને દશ અહોરાત્રનું સૂતક લાગેછે કોઇ એમ પણ કહેછે કે જે બ્રાહ્મણ પોતાનેમાટે વિહિત છએ કર્મો કરી આજીવિકા ચલાવતો હોય તેને દશ દિવસનું, ત્રણ કર્મોથી આજીવિકા-

ચઢાવતો હોય તેને ચાર દિવસનું, બે કર્મોથી આજીવિકા ચલાવતો હોય તેને ત્રણ દિવસનું અને એ કર્મથી આજીવિકા ચલાવતો હોય તેને એક દિવસનું આશોચ લાગેછે

ઉપરના શ્લોકમાં સપિંડ બાંધવોને આશૌચનો અવધિ કહ્યો છે તો કેટલી પેઢીસુધી બાંધવો સપિંડ કહેવાય તે જણાવેછે અને તેની સાથે સમાનોદક પણ કયાં સૂધી ગણાય તે જણાવેછે—

**सपिण्डता तु पुरुषे सप्तमे विनिवर्त्तते ॥**
**समानोदकभावस्तु जन्मनाम्नोरवेदने ॥ ६० ॥**

સપિંડપણું સાતમા પુરુષમા નિવૃત્તિ પામેછે અને સમાનોદકપણું તો જન્મ તથા નામ જાણવામા આવે નહિ ત્યારે નિવૃત્તિ પામેછે ૬૦

જે પુરૂષના ઉદ્દેશથી નિરૂપણ કરાતું હોય તે પુરૂષના પિતા તથા પિતામહ વગેરે ૭ પુરૂષોનો અતિક્રમ કરી સાતમો પુરૂષ પ્રાપ્ત થાય ત્યારે સપિંડપણું નિવૃત્ત થાયછે પિંડના સબંધને લીધે સપિંડપણું હોયછે એટલે કે પિતા, પિતામહ અને પ્રપિતામહ એ ત્રણને પિંડદાન કરવામા આવેછે અને પ્રપિતામહના પિતા વગેરે ત્રણ પુરૂષોને પિંડલેપનો ભાગ દેવામા આવેછે એ છ પુરૂષોનો પૂર્વજ જે સાતમો પુરૂષ છે તેને પિંડનો કે પિંડલેપનો પણ સબંધ નથી તેથી તે સપિંડ કહેવાય નહિ જે પુરૂષના એ છ પુરૂષો સપિંડ કહેવાયછે તે પુરૂષ પોતે પણ એ છ પુરૂષોનો સપિંડ કહેવાયછે કારણ કે તે પિંડનો દાતા છે આ પ્રમાણે આ સાતપેઢીની સપિંડતા કહેવાયછે મત્સ્યપુરાણમા કહ્યું છે કે लेपभाजश्चतुर्थाद्या पित्राद्या पिण्डभागिन ॥ पिण्डद सप्तमस्तेषा सापिण्ड्य साप्तपौरुषम् ॥ એટલે વૃદ્ધ પ્રપિતામહથી આરભી ત્રણ પુરૂષો લેપભાગી છે, પિતાવગેરે ત્રણ પુરૂષો પિંડભાગી છે અને એ છ પુરૂષોને પિંડ આપનારો સાતમો પુરૂષ એરીતે સાપ્તપૌરુષ સાપિંડ્ય કહેવાયછે આ સપિંડપણું સગોત્રમાજ સમજવાનુ છે એટલામાટેજ વ્યાઘ્રસ્મૃતિમા કહ્યુંછે કે सपिण्डता तु सर्वेषा गोत्रत साप्तपौरुषी । એટલે એક ગોત્રમા થયેલા પુરૂષોને સાતપેઢીની સપિંડતા થાયછે આથી માતામહવગેરેની સાથે પિંડનો સબંધ હોવાછતા એક ગોત્ર ન હોવાને લીધે સપિંડપણું થતુ નથી સમાનોદકપણું તો આપણા કુળમા અમુક નામવાળો પુરૂષ થયો હતો એમ જન્મ તથા નામનુ જ્ઞાન હોય ત્યાસૂધી રહેછે અને જન્મ તથા નામનુ જ્ઞાન ન રહે ત્યારે સમાનોદકપણું નિવૃત્ત થાયછે

મૃતાશૌચની પેઠે સપિંડોએ જનનાશૌચ પણ પાળવું જોઇએ એમ સૂચના કરેછે—

# यथेदं शावमाशौचं सपिण्डेषु विधीयते ॥
# जननेऽप्येवमेव स्यान्निपुणं शुद्धिमिच्छताम् ॥ ६१ ॥

જે પ્રમાણે શબસબંધી આશૌચ સપિંડોમાં પાળવામાં આવેછે તે પ્રમાણે સમ્યક્ પ્રકારે શુદ્ધિની ઇચ્છાવાળા પુરુષોએ જન્મના સંબંધમાં પણ આશૌચ પાળવાનું છે ૬૧

જે પ્રમાણે મરણના વિષયમાં દશ અહોરાત્રવગેરે પમો. ષટ્કર્માદિક વૃત્તિની અપેક્ષાથી તથા સ્વાધ્યાયની અલ્પતામહત્તાની અપેક્ષાથી વ્યવસ્થિત કરેલા છે તે પ્રમાણે સપિંડોમાં જન્મવિષે આશૌચની વ્યવસ્થા સમજવી બન્ને પ્રકારના આશૌચમાં યજ્ઞ, સ્વાધ્યાય વગેરે થઇ શકતા નથી કહ્યું છે કે उभयत्र दशाहानि कुलस्यान्नं न भुज्यते । दानं प्रतिग्रहो यज्ञः स्वाध्यायश्च निवर्तते ॥ એટલે બન્ને પ્રકારના આશૌચમાં તે આશૌચવાળા કુલનું અન્ન દશ દિવસસુધી ખાઇ શકાતું નથી તેમ આશૌચવાળાથી દાન પ્રતિગ્રહ યજ્ઞ અને સ્વાધ્યાયપણ થઇ શકતો નથી જો કે અહીં દશ દિવસ કહેલા છે પણ તે આશૌચ માળના ઉપલક્ષણરૂપ હોવાથી જેને જેટલા દિવસનું આશૌચ લાગતું હોય તેટલા દિવસ સમજવા

બન્ને આશૌચમાં અસ્પૃશ્યતાનો ફેરક જણાવેછે—

# सर्वेषां शावमाशौचं मातापित्रोस्तु सूतकम् ॥
# सूतकं मातुरेव स्यादुपस्पृश्य पिता शुचिः ॥ ६२ ॥

મરણ સંબંધી આશૌચ સઘળા સપિંડોને સમાન છે પણ જન્મ સંબંધી અસ્પૃશ્યપણું તો માતા તથા પિતાનેજ લાગેછે તેમાં પણ જન્મ સંબંધી વિશેષ અસ્પૃશ્યપણું માતાને લાગેછે અને પિતાતો સ્નાન કરવાથી પવિત્ર થાયછે ૬૨.

મરણ સંબંધી અસ્પૃશ્ય લક્ષણ આશૌચ સઘળા સપિંડોને સમાન લાગેછે અને જન્મસબંધી આશૌચ તો માતાપિતાનેજ લાગેછે તેમાં આ પ્રમાણે વિશેષ છે કે જન્મસબંધી અસ્પૃશ્યપણું દશરાત્રિસુધી માતાનેજ રહેછે અને પિતા તો સ્નાન કરવાથી તરત સ્પર્શ કરવા યોગ્ય થાયછે આવિષે સંવર્ત-

શ્રુતિએ સ્પષ્ટરીતે જણાવેલું છે કે जाते पुत्रे पितुः स्नानं सचैलं तु विधीयते। माता शुद्धेद्दशाहेन स्नानात्तु स्पर्शनं पितुः ॥ એટલે પુત્રનો જન્મ થાય ત્યારે પિતાએ વસ્ત્રસહિત સ્નાન કરવું. દશ દિવસ થાય એટલે માતા શુદ્ધ થાયછે અને પિતા તો સ્નાન કરે એટલે તેનો સ્પર્શ થઇ શકેછે અર્થાત્ તે તો સ્નાનમાત્રથી તરતજ શુદ્ધ થાયછે.

**સ્નાનમાત્રથીજ શુદ્ધિ થાય એવો વિશેષ પ્રસંગ કહેછે અને તેની સાથે જનનાશૌચનોજ વિશેષ કહેછે—**

**निरस्य तु पुमाञ्छुक्रमुपस्पृश्यैव शुध्यति ॥**
**बैजिकादभिसम्बन्धादनुरुन्ध्यादघं त्र्यहम् ॥ ६३ ॥**

વીર્યપાત થાય ત્યારે સ્નાન કરવાથીજ પુરૂષ શુદ્ધ થાયછે અને પરસ્ત્રીમાં વીર્યપાતને લીધે સંતાનની ઉત્પત્તિ થાય ત્યારે બીજના સંબંધથી ત્રણ દિવસનું આશૌચ લાગેછે. ૬૩.

स्नानं मैथुनिनः स्मृतम्। એટલે મૈથુનપછી પુરૂષે સ્નાન કરવું એ આ અધ્યાયના હવેપછી આવનારા ૧૪૪ મા શ્લોકમાંના વાક્યથી મૈથુનપછીના સ્નાનનું વિધાન કરવામા આવશે તેથી અહીં એવો અર્થ કરવો કે મૈથુનવિના પણ જો કામનાથી વીર્યપાત થાય તો સ્નાન કરવાથી પુરૂષ શુદ્ધ થાયછે. કામનાવગર જો સ્વપ્નાદિકમાં વીર્યપાત થાય તો સ્નાનવગર પણ ગૃહસ્થને શુદ્ધિ થઇ જાયછે કારણ કે मूत्रवद्रेतस उत्सर्गे। એટલે વીર્યપાતમાં મૂત્રોત્સર્ગપ્રમાણે શુદ્ધિ કરવી એ પ્રમાણે આપસ્તંબનું વચન છે બીજા અધ્યાયના ૧૮૧ મા स्वप्ने सिक्त्वा ब्रह्मचारी० એ શ્લોકમાં બ્રહ્મચારીને માટે તો કામનાવગર સ્વપ્નમાં વીર્યપાત થાય તો પણ સ્નાન કરવાથીજ શુદ્ધિ થાયછે એમ કહ્યું છે. હવે જનનાશૌચમા બીજનો સંબંધ હોય એટલે પરસ્ત્રીમાં પોતાના બીજથી સંતાનનો જન્મ થાય તો પુરૂષને ત્રણ દિવસનું આશૌચ લાગેછે જેમ જન્મમાં ત્રણ દિવસનું આશૌચ લાગે તેમ મરણમાં પણ ત્રણ દિવસનું આશૌચ લાગેછે.

**દશ અહોરાત્ર કરતાં ઓછા સમય સુધી આશૌચમાં આવનારા સાગ્નિક વગેરે સપિંડ પુરૂષોને તથા જેઓને ત્રણ અહોરાત્રનું પણ આશૌચ ન લાગે એવા સમાનોદક પુરૂષોને શબના સ્પર્શમાં કેટલું કેટલું આશૌચ લાગે તે જણાવેછે—**

**अह्ना चैकेन रात्र्या च त्रिरात्रैरेव च त्रिभिः ॥**
**शवस्पृशो विशुध्यन्ति त्र्यहादुदकदायिनः ॥ ६४ ॥**

શબને સ્પર્શ કરનારા સપિંડો દશદિવસોથી શુદ્ધ થાયછે અને સમાનોદક લોકો ત્રણ દિવસોથી શુદ્ધ થાયછે ૬૪

શ્લોકની અંદર "એક દિવસથી, એક રાત્રિથી અને ત્રણ ત્રિરાત્રથી" એવા અર્થના વાચક પદોછે જેનો અર્થ "દશ દિવસોથી" એમ કરવામાં આવ્યોછે દશ અહોરાત્રને બદલે એક દિવસ, રાત્રિ અને ત્રણ ત્રિરાત્ર એમ લંબાણવાળી શબ્દરચના એ સંસ્કૃત કવિતાની કોઇ વખત વપરાશમાં લેવાની પદ્ધતિમાત્રજ છે કહેવામાં આવેછે કે वद्दीयसीं लघिष्ठां वा गिरं निर्मान्ति वाग्मिनः । न चावश्यत्वमनेषां लघूक्त्यैव नियम्यते ॥ એટલે "વિદ્વાનો કે જેઓ ઉત્તમ વાણી બોલી જાણેછે તેઓ વિસ્તારવાળી અથવા સંક્ષેપવાળી વાણી રચેછે પણ એ લોકોની સ્વતંત્રતાને સંક્ષેપવાળી ઉક્તિમાટેજ બાંધી લેવાતી નથી" સદાચાર તથા વેદાધ્યયન વગેરે ગુણોના યોગથી એક દિવસ વગેરેના આશૌચવાળા જે સપિંડો હોય તેઓ જો કદાચ સ્નેહસંબંધથી શબનો સ્પર્શ કરે તો દશ દિવસોથીજ શુદ્ધ થાયછે અને સમાનોદક લોકો ત્રણ દિવસોથી શુદ્ધ થાયછે શબનો સ્પર્શ કરનારાઓને દશ દિવસનું આશૌચ લાગવાનું આ જેવો માનું વચન તેના સપિંડોમાટે નહિ પણ જે બીજા લોકો મૂલ્ય લઇ શબનું વહન કરે તેઓને માટે છે જેઓ અનાથ શબનું ધર્મબુદ્ધિથી વહન કરેછે તેઓને આશૌચ લાગતુંજ નથી કહ્યું છે કે न तेषामशुभं किञ्चिन्नाशौचं शुभकारिणाम् । जलावगाहनात्तेषां सद्यः शौचं विधीयते ॥ એટલે અનાથ શબનું વહન કરવારૂપ શુભ કરનારા તે લોકોનું કાંઇ પણ અશુભકૃત્ય ગણાતું નથી તેમ તેઓને આશૌચ પણ લાગતું નથી તેઓને જળમાં સ્નાનમાત્રથી સદ્યઃ શૌચ થાયછે

ગુરૂની અન્ત્યેષ્ટિ ક્રિયા કરનાર શિષ્યને લાગતા આશૌચવિષે કહેછે—

**गुरोः प्रेतस्य शिष्यस्तु पितृमेधं समाचरन् ॥**
**प्रेतहारैः समं तत्र दशरात्रेण शुध्यति ॥ ६५ ॥**

મરણ પામેલા ગુરૂની અન્ત્યેષ્ટિ ક્રિયા કરનાર શિષ્ય તેમાં ગુરૂના સપિંડોની બરોબર દશ અહોરાત્રથી શુદ્ધ થાયછે ૬૫

શિષ્ય ને- પોતાના ગુરુ આચાર્ય વગેરે જેઓ પોતાના સપિંડ ન હોય તેઓની અંત્યેષ્ટિ ક્રિયા કરે તો તે પણ ગુરુ આચાર્યવગેરેના સપિંડોની પેઠે દશ અહોરાત્રના આશૌચમાં આવેછે બ્રહ્મચારી શિષ્યને પણ આ આશૌચનો નિયમ લાગુ પડેછે

ગર્ભસ્રાવ તથા રજોદર્શનમાં સ્ત્રી ક્યારે શુદ્ધ થાય તે જણાવેછે—

## रात्रिभिर्मासतुल्याभिर्गर्भस्रावे विशुध्यति ॥
## रजस्युपरते साध्वी स्नानेन स्त्री रजस्वला ॥ ६६ ॥

ગર્ભનો સ્રાવ થાય ત્યારે જેટલે મહિને સ્રાવ થયો હોય તેટલી રાત્રિએ સ્ત્રી શુદ્ધ થાયછે અને સાધ્વીસ્ત્રી જ્યારે રજસ્વલા થાય ત્યારે રજ દેખાતું બંધ થતા સ્નાન કરવાથી શુદ્ધ થાયછે ૬૬

ત્રીજા માસથી આરંભીને ગર્ભનો સ્રાવ થાય તો જેટલા માસનો ગર્ભ હોય તેટલા અહોરાત્રથી ચારે વર્ણોની સ્ત્રીએ શુદ્ધ થાય છે પણ તે છ માસ પર્યંત સમજવાનું છે આદિત્યપુરાણમા કહ્યુ છે કે षण्मासाभ्यन्तर यावद्गर्भस्रावो भवेद्यदि । तदा माससमैस्तासा दिवसैः शुद्धिरिष्यते ॥ अत ऊर्ध्वं तु जात्युक्तमाशौच तासु विद्यते ॥ એટલે છમાસની અંદર ગર્ભનો સ્રાવ થાય તો જેટલા માસનો ગર્ભ થયો હોય તેટલા દિવસોથી સ્ત્રીઓની શુદ્ધિ થાયછે અને છમાસ પછી જો ગર્ભનો સ્રાવ થાય તો પોતપોતાના વર્ણપ્રમાણે શાસ્ત્રમા કહેલ જનનાશૌચ પૂરેપૂરું તે તે વર્ણની સ્ત્રીઓને માટે ગણાય છે કેટલાએક સાતમાસસુધી પણ માસ પ્રમાણે દિવસોની ગણનાવડે ગર્ભસ્રાવમા શુદ્ધિ કહેછે પહેલા તથા બીજા માસમા ગર્ભસ્રાવ થાય તે ગર્ભસ્રાવમા નહિ પણ રજોદર્શનમા ગણાયછે અને તેથી તેમા રજોદર્શનપ્રમાણે શુદ્ધિ થાયછે હારીતમુનિ કહે છે કે गर्भस्रावे स्त्रीणा त्रिरात्र साधीयो रजोविशेषत्वात् । એટલે ગર્ભસ્રાવમા સ્ત્રીઓને ત્રણ રાત્રિ અસ્પૃશ્યતા પાળવાની છે કારણ કે પહેલા કે બીજા માસમા થતો ગર્ભસ્રાવ એપણ એક રજોવિશેષનુંજ દર્શન છે ગર્ભસ્રાવમા પિતા વગેરે સપિંડોને તો સદ્ય શૌચ છે સુમન્તુમુનિ કહેછે કે गर्भमासतुल्या दिवसा गर्भस्रवणे सद्य शौच वा भवति । એટલે ગર્ભસ્રાવમા જેટલા માસનો ગર્ભ થયો હોય તેટલા દિવસોથી સ્ત્રી પવિત્ર થાયછે અને પિતા વગેરે સપિંડોને સદ્ય શૌચ થાયછે સ્નાનથીજ શુદ્ધિ થાય તે સદ્ય શૌચ કહેવાયછે રજસ્વલા સ્ત્રી રજ દેખાતુ બંધ થાય ત્યારે શુદ્ધ

થાયછે, એટલે ત્રણ રાત્રિઓ ગયાપછી ચોથે દિવસે શુદ્ધ થાયછે અને સ્પર્શ કરવાને યોગ્ય ગણાયછે, પણ ધાર્મિક ક્રિયામાં તો પાચમે દિવસેજ તે યોગ્ય ગણાયછે યાજ્ઞવલ્ક્ય કહેછે કે शुद्धा भर्तुश्चतुर्थेऽह्नि स्नानेन स्त्री रजस्वला । दैवे कर्माणि पित्र्ये च पञ्चमेऽहनि शुध्यति ॥ એટલે રજસ્વલા સ્ત્રી પતિનેમાટે ચોથે દિવસે સ્નાનથી શુદ્ધ થાયછે પણ દેવ અને પિતૃના કર્મમાં તો તે પાચમે દિવસેજ શુદ્ધ ગણાયછે

બાલકના મરણમાં થતા આશૌચવિષે કહેછે—

**नृणामकृतचूडानां विशुद्धिर्नैशिकी स्मृता ॥**
**निर्वृत्तचूडकानां तु त्रिरात्राच्छुद्धिरिष्यते ॥ ६७ ॥**

ચૌલસંસ્કાર થયા પહેલાંજ બાળક મરણ પામે તેનું એક અહોરાત્રનું આશૌચ લાગેછે અને ચૌલસંસ્કાર થયેલા બાળકનું મરણ થાય તો ત્રણ રાત્રિથી શુદ્ધિ થાયછે ૬૭

સ્મૃત્યંતરમાં એમ પણ છે કે દાંત આવ્યાસુધી સ્નાનમાત્રથીજ શુદ્ધિ થાયછે તેપછી ચૌલસંસ્કારસુધી એક રાત્રિ અને તે સંસ્કારથી ઉપનયનસુધી ત્રણ રાત્રિનું આશૌચ લાગેછે

બે વર્ષ પુરાં ન થયાં હોય એવાં બાળકના પ્રેતકૃત્યવિષે કહેછે—

**ऊनद्विवार्षिकं प्रेतं निदध्युर्बान्धवा बहिः ॥**
**अलङ्कृत्य शुचौ भूमावस्थिसंचयनादृते ॥ ६८ ॥**

બે વરસ પૂરાં ન થયાં હોય એવો બાળક મરણ પામે ત્યારે તેને બાંધવોએ બહાર [illegible] ભૂષિત કરી અસ્થિસંચય શિવાય પૃથ્વીમાં સ્થાપવો ૬૮

જેને બે વર્ષ પૂરાં ન થયાં હોય તેને એટલે ચૌલસંસ્કાર થયાવગરનો બાળક મરણ પામે ત્યારે તેને માળાવગેરેથી અલંકૃત કરીને ગામની બહાર શુદ્ધ પૃથ્વીમાં બાંધવોએ દાટવો તેના દેહ શીર્ણ થતા [illegible] અસ્થિસંચય કરવો હોય તો બની શકે પણ તેનો અસ્થિસંચય કરવો નહિ આને માટે વિશ્વરૂપ એમ કહેછે કે यस्यां भूमावस्यास्थिसंचयनं न कृतं तस्यां निदध्युः । એટલે જે

ભૂમિમાં બીજાનો અસ્થિસંચય ન કરેલો હોય તે ભૂમિમા તેને દાટવો આમ કહેવાનો તેનો હેતુ એજ છે કે દાટ્યાવગર અસ્થિસંચયની પ્રાપ્તિજ નથી તેથી શ્લોકમા જે અસ્થિસંચયન શબ્દ છે તે બીજાના અસ્થિસંચયનના સંબંધમાંજ હોવો જોઇએ એટલે એનો અર્થ થાય કે બીજાના અસ્થિસંચયવગરની પૃથ્વીમા સ્થાપવો

ઉપરનાજ વિષયમાં વિશેષ કહેછે—

नास्य कार्योऽग्निसंस्कारो न च कार्योदकक्रिया ॥
अरण्ये काष्ठवत्त्यक्त्वा क्षपेयुस्त्र्यहमेव च ॥ ६९ ॥

બે વર્ષ પૂરા ન થયા હોય એવા મૃત બાલકને અગ્નિસંસ્કાર કરવો નહિ તથા ઉદકક્રિયા પણ કરવી નહિ અરણ્યમા તેનો કાષ્ઠની પેઠે ત્યાગ કરી ત્રણ રાત્રિનુ આશૌચ પાળવુ ૬૯

બે વર્ષની અંદરના મૃત બાળકને અગ્નિદાહ કરવો નહિ તેમ તેની ઉદકક્રિયા પણ કરવી નહિ શ્રાદ્ધવગેરે સઘળી પ્રેતક્રિયા ઉદકક્રિયા એ શબ્દથી ઉપલક્ષિત થાયછે કાષ્ઠના દૃષ્ટાંતથી શોક નહિ કરવો અથવા તે વખત ભણવાના મંત્રો નહિ ભણવા એમ સૂચવ્યુ છે બે વર્ષની અંદરનો ચૌલસંસ્કાર થયાવગરનો બાળક મરણ પામે ત્યારે અગાઉ એક દિવસનુ આશૌચ કહેવામા આવેલુ છે અને અહીં ત્રણ દિવસ કહ્યા તેથી બન્ને પક્ષનો વિકલ્પ સમજવો અને તેની વ્યવસ્થા એવી ગણવી કે સદાચાર અને સ્વાધ્યાય વગેરે ગુણવાળાને એક દિવસનુ આશૌચ લાગે અને બીજાઓને ત્રણ દિવસનુ આશૌચ લાગે અથવા જે સપિંડોએ તેનું નિખનન કર્યુ હોય તેને ત્રણ દિવસનુ આશૌચ લાગે અને બીજાઓને એક દિવસનુ આશૌચ લાગે

ઉક્ત મૃતબાલકના સંબંધમાં ઉદકક્રિયાનો વિકલ્પ કહેછે—

नात्रिवर्षस्य कर्त्तव्या बान्धवैरुदकक्रिया ॥
जातदन्तस्य वा कुर्युर्नाम्नि वापि कृते सति ॥७०॥

ત્રણ વર્ષની અંદરના મૃતબાલકની ઉદકક્રિયા તેના બાંધવોએ કરવી નહિ અથવા તેને દાંત આવેલા હોય કે નામ પાડેલુ હોય તો ઉદકક્રિયા કરવી ૭૦.

જેને ત્રીજુ વર્ષ બેઠેલુ ન હોય એવા મૃત બાળકની તેના પિતાવગેરે સપિંડોએ ઉદકક્રિયા કરવી નહિ એમ જો કે નિષેધ કરવામા આવ્યોછે તોપણ એવા બાળકને દાંત આવ્યા હોય અથવા તેનુ નામ પાડ્યુ હોય તો ઉદકક્રિયા

થઇ પણ ગયે ઉદકક્રિયાના સાહચર્યને લીધે અગ્નિસંસ્કારની પણ અનુજ્ઞા સમજવી. નામ પાડ્યા છતાં અને દાંત આવ્યા છતાં તેવા બાળકની ઉદકક્રિયા ન કરે તો તેથી કંઇ પ્રત્યવાય લાગતો નથી તોપણ જો કરે તો તેથી મરનારનો વિશેષ ઉપકાર થાયછે.

ગુરુભાઇના મરણનું આશૌચ વગેરે કહેછે—

**सब्रह्मचारिण्येकाहमतीते क्षपणं स्मृतम् ॥**
**जन्मन्येकोदकानां तु त्रिरात्राच्छुद्धिरिष्यते ॥७१॥**

સાથે વેદાધ્યયન કરનારો ગુરુભાઇ મૃત્યુ પામે ત્યારે એક દિવસનું આશૌચ લાગેછે. જન્મમાં સમાનોદક લોકોને ત્રણ રાત્રિથી શુદ્ધિ થાયછે. ૭૧.

એકજ ગુરુએ ઉપનયનસંસ્કારપૂર્વક વેદાધ્યયન કરાવેલા શિષ્યો એકબીજાના ગુરુભાઇ કહેવાયછે

કન્યાના મૃતાશૌચવિષે કહેછે—

**स्त्रीणामसंस्कृतानां तु त्र्यहाच्छुद्ध्यन्ति बान्धवाः ॥**
**यथोक्तेनैव कल्पेन शुध्यन्ति तु सनाभयः ॥७२॥**

વાગ્દાનથી આપેલી કન્યાના મરણમાં તેના પતિવગેરે બાંધવોને ત્રણ દિવસનું અને વિવાહ થયા પછી તેના પિતૃપક્ષને ત્રણ દિવસનું આશૌચ લાગેછે ૭૨.

વાગ્દાન થયા પછી મરણ પામેલી કન્યાનું આશૌચ તેના પતિવગેરે બાંધવોને ત્રણ દિવસનું લાગેછે. વાગ્દાન થયાવગર પતિપક્ષનો સંબંધ હોય નહિ, તેથી શ્લોકમાં વાગ્દાન કહેલું નથી તોપણ સમજી લેવાનું છે. વિવાહ થયો હોય તેવી પુત્રીના મરણમાં પિતૃપક્ષવાળાઓને ત્રણ દિવસનું આશૌચ લાગેછે. કહ્યું છે કે आजन्मनस्तु चूडान्तं यत्र कन्या विपद्यते । सद्यःशौचं भवेत्तत्र सर्ववर्णेषु नित्यशः ॥ ततो वाग्दानपर्यन्तं यावदेकाहमेव हि । अतः परं प्रवृद्धानां त्रिरात्रमिति निश्चयः ॥ वाग्दाने तु कृते तत्र ज्ञेयं चोभयतस्त्र्यहम् । पितुर्वरस्य च तत्र दत्तानां भर्तुरेव हि ॥ એટલે જન્મથી આરંભી ચૌલસુધી કન્યા મરણ પામે તો સર્વ વર્ણોમાં સ્નાનથીજ શુદ્ધિ થઇ જાયછે. તે પછી વાગ્દાનપર્યંત એક દિવસનું આશૌચ લાગેછે અને તે પછી વૃદ્ધિ પામેલી મૃતકન્યાઓનું ત્રણ

**विगतं तु विदेशस्थं श्रृणुयाद्यो ह्यनिर्दशम् ॥**
**यच्छेषं दशरात्रस्य तावदेवाशुचिर्भवेत् ॥७५॥**

જે પુરૂષ દશ દિવસના આશૌચકાલની અંદર હોય તે વિદેશમાં મૃત્યુ પામે તો, સાંભળનાર પુરુષે તેનું મરણ જાણ્યાપછી દશ દિવસમાં જે દિવસ અવશેષ હોય તેટલા દિવસનું આશૌચ પાળવું. ૭૫.

દશરાત્રનું આશૌચ બીજા આશૌચકાલના ઉપલક્ષણરૂપ હોવાથી જેને જેટલા દિવસનું આશૌચ લાગતું હોય તેમાથી જેટલા દિવસ બાકી રહ્યા હોય તેટલા દિવસ પરદેશમાં રહેલા માણસને આશૌચ પાળવાથી શુદ્ધિ થાયછે. જનનાશૌચમાં પણ એજ પ્રકાર છે બૃહસ્પતિ કહેછે કે–अन्यदेशमृत ज्ञातिं श्रुत्वा वा पुत्रजन्म च ॥ अनिर्गते दशाहे तु शेषाहोभिर्विशुध्यति ॥ એટલે વિદેશમા મરણ પામેલા સપિંડનું મરણ અથવા પુત્રજન્મ સાભળ્યા પછી દશદિવસમા જેટલા દિવસો બાકી રહ્યા હોય તેટલા દિવસોથી શુદ્ધિ થાયછે

વિદેશમાં રહેલા સંબંધીને આશૌચકાળ પૂર્ણ થયાપછી ખબર મળે તો તેની શુદ્ધિ કેવીરીતે થાય તે જણાવેછે—

**अतिक्रान्ते दशाहे च त्रिरात्रमशुचिर्भवेत् ॥**
**संवत्सरे व्यतीते तु स्पृष्ट्वैवापो विशुध्यति ॥७६॥**

દશદિવસ ગયાપછી સપિંડના મરણની ખબર પડે તો ત્રણ રાત્રિસુધી આશૌચ પાળવુ અને એક વર્ષ પછી ખબર પડે તો સ્નાન કરવાથીજ શુદ્ધ થાયછે. ૭૬

સપિંડના મરણના ખબર દશદિવસનુ આશૌચ ગયાપછી મળે તોપણ ત્રણ દિવસનું આશૌચ પાળવું જોઇએ પણ જો એક વર્ષ પછી એ ખબર મળે તો સ્નાનમાત્રથી શુદ્ધિ થાયછે શ્લોકમા જો કે આ વિષય મૃતાશૌચસંબંધી હોવાનું સ્પષ્ટ જણાય નથી તોપણ नाशौच 'प्रसवस्यास्ति व्यतीतेषु दिनेष्वपि । એટલે આશૌચના દિવસો નિકળી જવા પછી ખબર પડે તો જનનાશૌચ લાગતું નથી એ દેવલમુનિના વચનપ્રમાણે અહીં જનનાશૌચનો અવકાશજ નથી તેથી અર્થમાં મૃતાશૌચમાટેજ જણાવવામાં આવ્યું છે તે બરાબર છે. મૃતાશૌચનો કાલ વ્યતીત થયાપછી મરણના ખબર મળે તો ત્રણ રાત્રિનું

આશૌચ લાગવામાટેનું આ વાક્ય ચારેવર્ણોમાટે સમાન છે. આ અતિક્રાંત આશૌચના વિષયમાં સ્મૃત્યંતરમાં આ પ્રમાણે પણ કહેલુંછે કે મસત્રય ત્રિરાત્રં સ્યાત્ પણ્માસે પક્ષિણી તથા । अहस्तु नवमादर्वागूर्ध्वं स्नानेन शुध्यति ॥ पितरौ चेन्मृतौ स्यातां दूरस्थोपि हि पुत्रकः । श्रुत्वा तद्दिनमारभ्य दशाहं सूतकी भवेत् । એટલે આશૌચકાલ અતિક્રાંત થયાપછી સપિંડનું મરણ વિદેશમાં રહેલા પુરૂષને ત્રણ માસની અંદર સાંભળવામાં આવે તો તેને ત્રણરાત્રિનું આશૌચ, ત્રણ માસઉપર અને છ માસની અંદર સાંભળવામાં આવે તો આગળ પાછળના દિવસસહિત એક રાત્રિનું આશૌચ અને છ માસની ઉપર અને નવ માસની અંદર સાંભળવામાં આવે તો એક દિવસનું આશૌચ લાગેછે તથા તેટલો વખત ગયાપછી સાંભળવામાં આવે તો સ્નાનમાત્રથીજ શુદ્ધિ થાયછે. પુત્ર વિદેશમાં હોય અને તેને પોતાની માતાના મરણના કે પોતાના પિતાના મરણના ખબર જે દિવસે મળે તે દિવસથી આરંભી તેને દશ દિવસનું આશૌચ લાગેછે.

દશદિવસનું આશૌચ ગયાપછી સપિંડને ત્રણ દિવસનું આશૌચ પાળવું પડેછે. એ આશૌચ સંધ્યાવગેરે ધર્મકર્મ કરવામાં પ્રતિબંધ કરનારું છે. પણ તે સ્પર્શનો પ્રતિબંધ કરનાર નથી એમ જણાવવામાટે કહેછે—

## निर्दशं ज्ञातिमरणं श्रुत्वा पुत्रस्य जन्म च ॥
## सवासा जलमाप्लुत्य शुद्धो भवति मानवः ॥७७॥

દશદિવસ વ્યતીત થયાપછી સપિંડનું મરણ સાંભળવામાં આવે તેપછી તેમજ પોતાને ઘેર પુત્રનો જન્મ થયો એમ સાંભળીને વસ્ત્રસહિત સ્નાન કરીને મનુષ્ય શુદ્ધ થાયછે. ૭૭

દશ દિવસપછી સપિંડનું મરણ સાંભળવામાં આવે તો સ્નાન કરવાથી શુદ્ધ થાયછે એટલે સ્પર્શ કરવાને યોગ્ય ગણાયછે અથવા આ વાક્ય સમાનોદકને માટે છે એટલે કે સમાનોદકના મરણના ખબર દશ દિવસ પછી મળે તો સ્નાનમાત્રથીજ શુદ્ધિ થાયછે તેમાં કશું આશૌચ પાળવું પડતું નથી એટલે દશ દિવસનું નહિ પણ તેથી ઓછા દિવસોનું આશૌચ લાગતું હોય તેવાઓને દશ દિવસપછી મરણના ખબર મળે તો સ્નાનમાત્રજ કરવું પણ કશું આશૌચ પાળવાની જરૂર નથી. કેટલાએક એમ પણ માનેછે કે સપિંડ લોકો જેઓને દશરાત્રિનું આશૌચ લાગેછે તેઓને દશરાત્રિપછી મરણના ખબર મળે તો ત્રણ

थायछे के वचमा समानजातिनु आशौच पडयु होय ते पूर्वना आशौचनी साथे निवृत्त थायछे एटले मृताशौचमा मृताशौच तथा जननाशौचमा जननाशौच आवे ते पूर्वना मृताशौच के जननाशौचनी साथे समाप्त थायछे पण बीजाओ एम मानेछे के मृताशौचनी वचमा बीजु मृताशौच आव्यु होय ते जेम पूर्वना मृताशौचनी साथे निवृत्त थायछे तेम वचमा जननाशौच आव्यु होय ते पण मृताशौचनी साथे निवृत्त थइ जायछे पण जननाशौचनी वचमा आवेलु मृताशौच ए जननाशौचनी साथे निवृत्त थतु नथी मृताशौचमा पण माताना मरणथी थयेला आशौचमा पिताना मरणनु आशौच आवे तो ते पूर्वना आशौचनी साथे निवृत्त न थता पोतानो समय पूरो थाय त्यारेज निवृत्त थायछे

आचार्यवगेरेना संबंधनु आशौच कहेछे—

**त्रिरात्रमाहुराशौचमाचार्ये संस्थिते सति ॥**
**तस्य पुत्रे च पत्न्यां च दिवारात्रमिति स्थितिः ॥८०॥**

पोताना आचार्यनु मरण थाय त्यारे त्रण रात्रिनु आशौच लागेछे अने आचार्यनो पुत्र तथा स्त्री मरण पामे त्यारे अहोरात्रपर्यंत आशौच लागे एवी शास्त्रमर्यादा छे ८०

उपनयन संस्कार करी वेदाध्ययन करावनार पोताना आचार्यनु मरण थाय तो शिष्यने त्रण रात्रिनु आशौच लागेछे एज आचार्यनो पुत्र तथा स्त्री मरण पामे तो एक अहोरात्रनु आशौच पाळवु पडेछे

श्रोत्रिय वगेरेना मरणमां लागता आशौचविषे कहेछे—

**श्रोत्रिये तूपसंपन्ने त्रिरात्रमशुचिर्भवेत् ॥**
**मातुले पक्षिणीं रात्रिं शिष्यर्त्विग्बान्धवेषु च ॥८१॥**

समीपमा रहेनो वेदाध्ययन करनार ब्राह्मण मरण पामे त्यारे त्रण रात्रिनु आशौच लागे तथा मामो, शिष्य, ऋत्विज, अने बंधु मरण पामे त्यारे पक्षिणी(त्रिरात्रिसुधी) आशौच लागेछे ८१

मित्रतावगेरे कारणथी समीपमा रहेनार अथवा घरमा रहेनार वेदशास्त्रसंपन्न ब्राह्मण मृत्यु पामे त्यारे तेनो परिचित मनुष्य त्रण रात्रिथी शुद्ध थायछे मामो शिष्य, ऋत्विज अने बांधवो एटले मामाना, फइना तथा

માશીના પુત્રોમાંથી કોઇ મરણ પામે ત્યારે પક્ષિણીરાત્રિ એટલે આગળ પાછળના દિવસ સહિત એક રાત્રિનું આશૌચ લાગેછે.

રાજાવગેરેના આશૌચવિષે કહેછે—

प्रेते राजनि सज्योतिर्यस्य स्याद्विषये स्थितः ॥
अश्रोत्रिये त्वहः कृत्स्नमनूचाने तथा गुरौ ॥ ८२ ॥

બ્રાહ્મણવગેરે વર્ણ જેના દેશમાં રેહેતો હોય તે દેશનો રાજા મૃત્યુ પામે ત્યારે સજ્યોતિ આશૌચ લાગેછે અશ્રોત્રિય બ્રાહ્મણ જેના ઘરમાં મૃત્યુ પામે તેને કેવળ એક દિવસનું આશૌચ અને સાંગ વેદાધ્યયન કરાવનાર ગુરૂના મરણમાં પણ એક દિવસમાત્રનું આશૌચ લાગે ૮૨

જેના દેશમા બ્રાહ્મણવગેરે વર્ણો રહેતા હોય તે દેશનો ક્ષત્રિય રાજા કે જેને અભિષેક થયેલો હોય તે મરણ પામે ત્યારે તો સજ્યોતિ આશૌચ એટલે દિવસ હોય તો દિવસમા સૂર્ય દેખાતો હોય ત્યાસુધી અને રાત્રિ હોય તો તારા દેખાય ત્યાસુધી આશૌચ લાગેછે શ્રોત્રિય બ્રાહ્મણના મરણમાં ત્રણ રાત્રિનુ આશૌચ કહેવાયુ છે, પણ અશ્રોત્રિય બ્રાહ્મણ જેના ઘરમાં મરણ પામે તેને એક દિવસમાત્રનુ આશૌચ લાગેછે એટલે રાત્રિ થતાં તે આશૌચ નિવૃત્ત થાયછે જો એવું મરણ રાત્રિનુ થયુ હોય તો રાત્રિસુધીજ આશૌચ રહેછે ઉપનયન સંસ્કાર નહિ કરનારા પણ સાગવેદ ભણાવનારા ગુરૂના મરણમાં પણ એક દિવસમાત્રનુ આશૌચ લાગેછે

બ્રાહ્મણકરતાં ક્ષત્રિયવગેરે વર્ણને વિશેષ આશૌચ લાગેછે તે જણાવેછે.

शुध्येद्विप्रो दशाहेन द्वादशाहेन भूमिपः ॥
वैश्यः पञ्चदशाहेन शूद्रो मासेन शुध्यति ॥ ८३ ॥

બ્રાહ્મણ દશ દિવસોથી શુદ્ધ થાયછે તથા ક્ષત્રિય બાર દિવસોથી, વૈશ્ય પંદર દિવસોથી અને શૂદ્ર એક મહિને શુદ્ધ થાયછે. ૮૩.

સપિંડ મનુષ્યના મરણમા બ્રાહ્મણ દશ દિવસો પૂરા થાય ત્યારે શુદ્ધ થાયછે એવીજ રીતે ક્ષત્રિય બાર દિવસો પૂરા થાય ત્યારે, વૈશ્ય પંદર દિવસો પૂરા થાય ત્યારે અને શૂદ્ર એક માસ પૂરો થાય ત્યારે પવિત્ર થાયછે જનનાશૌચમા પણ એજ વ્યવસ્થા સમજવી

જેને જેટલા દિવસોનું આશૌચ લાગતું હોય તેનાકરતાં તેણે ધર્મકર્મમાં પ્રવૃત્ત થવાના આળસથી વધારે દિવસો આશૌચ પાળવું નહિ એમ કહેછે—

**न वर्द्धयेदघाहानि प्रत्यूहेन्नाग्निषु क्रियाः ॥**
**न च तत्कर्म कुर्वाणः सनाभ्योप्यशुचिर्भवेत् ॥ ८४ ॥**

આશૌચના દિવસો વધારવા નહિ, આશૌચમા શ્રૌતાગ્નિમા હોમક્રિયા બંધ કરવી નહિ આશૌચવાળો પુત્રવગેરે સપિંડ પણ અગ્નિહોત્રસંબંધી કર્મ કરે તો અપવિત્ર ગણાતો નથી ૮૪

જે બ્રાહ્મણ સદાચાર તથા વેદાધ્યયન વગેરે ગુણોવાળો હોય તેને अर्वाक्संचयनादस्थाम् ( અધ્યાય ૫ શ્લોક ૫૮ ) એ વાકયથી આશૌચનો સંકોચ કહેલો છે તે બ્રાહ્મણ કદાચ એમ ધારે કે આપણે થોડા દિવસનું સૂતક પાળવાનું છે તો પણ ઝાઝા દિવસનું પાળો, કે જેથી ઝાઝા દિવસોસૂધી કર્મનો ત્યાગ કરવાથી સુખે બેશી રહેશું આ પ્રમાણે ધારીને તેમ વર્તે તો તે ધર્મકર્મનો ત્યાગ થવાથી અયોગ્ય ગણાય માટે તેવા બ્રાહ્મણે, સંકોચના આશૌચના દિવસો વધારવા નહિ શ્રૌતઅગ્નિમા અગ્નિહોત્ર સંબંધી હોમ પોતે કરવો અને અશક્તિ હોય તો પુત્રવગેરેની પાસે કરાવવો કારણ કે અગ્નિહોત્રરૂપ કર્મ કરનાર પુત્રવગેરે સપિંડ આશૌચને લીધે અપવિત્ર ગણાતો નથી પારસ્કર કહે છે કે नित्यानि विनिवर्त्तन्ते वैतानवर्जम् । અર્થાત્ વૈતાન એટલે શ્રૌત હોમ વગર બીજા નિત્યકર્મો આશૌચમા કરવા નહિ શંખ અને લિખિત પણ કહે છે કે अग्निहोत्रार्थं स्नानोपस्पर्शनाच्छु चि । એટલે આશૌચ હોય તોપણ અગ્નિહોત્રમાટે સ્નાન તથા આચમનથી શુદ્ધિ થાયછે જાબાલમુનિ કહેછે કે जन्महानौ वितानस्य कर्मलोपो न विद्यते । એટલે જન્મ તથા મરણના આશૌચમા અગ્નિહોત્રનો લોપ થતો નથી છંદોગપરિશિષ્ટમા કહેલું છે કે सूतके कर्मणा त्यागः सन्ध्यादीनां विधीयते । होमः श्रौते तु कर्त्तव्यः शुष्कान्नेनैव वा फलैः ॥ એટલે બન્ને જાતના આશૌચમા સંધ્યાવગેરે કર્મો કરવા નહિ, પણ અગ્નિહોત્રનો હોમ શુષ્ક અન્નથી અથવા ફળોથી કરવો તે માટે સંકોચ કરેલું એક દિવસનું તથા ત્રણ દિવસનું જે આશૌચ છે તેમા સંધ્યાવગેરે કર્મો કરવા નહિ પણ શ્રૌત હોમ તો અવશ્ય કરવો અને શાસ્ત્રોક્ત સંકોચ કરવાથી એક દિવસનું તથા ત્રણ દિવસવગેરેનું આશૌચ ઉતરી જાય ત્યારે સંધ્યા અને પંચમહાયજ્ઞ વગેરે સર્વ કર્મો કરવા

ચાંડાલવગેરેનો સ્પર્શ થતાં સ્નાનમાત્રથીજ શુદ્ધિ જણાવેછે—

**दिवाकीर्तिमुदक्यां च पतितं सूतिकां तथा ॥**
**शवं तत्स्पृष्टिनं चैव स्पृष्ट्वा स्नानेन शुध्यति ॥८५॥**

ચાંડાલ, રજસ્વલા, પતિત, સુવાવડી સ્ત્રી, શબ અને શબનો સ્પર્શ કરનાર એઓનો સ્પર્શ થયાપછી સ્નાન કરવાથી મનુષ્ય શુદ્ધ થાયછે ૮૫

ચાંડાલ, રજસ્વલા સ્ત્રી, બ્રહ્મહત્યાઆદિ મહાપાપ કરનાર પતિત મનુષ્ય, દશદિવસની અંદરની પ્રસવવાળી સ્ત્રી, શબ અને શબનો સ્પર્શ કરનાર એઓનો સ્પર્શ થઇ જાય તો સ્નાન કરવાથી શુદ્ધિ થાયછે શ્લોકમા तत्स्पृष्टिनम् એ પદ છે તેનો સમન્વય માત્ર શબની સાથેજ ન કરતા ચાંડાલઆદિ સર્વની સાથે કરવો એમ પણ ઘણાએક વિદ્વાનો માનેછે તેથી એવો અર્થ થાયછે કે ચાંડાલ, રજસ્વલા, પતિત, સુવાવડી સ્ત્રી અને શબ એઓનો સ્પર્શ કરનાર જે મનુષ્ય હોય તેનો સ્પર્શ થાય તોપણ સ્નાન કરવું અને તેથી શુદ્ધિ થાયછે કેટલાએકનું માનવું એમ પણ છે કે માત્ર શબનો સ્પર્શ કરનાર હોય તેનો સ્પર્શ થઇ જાય તોજ સ્નાન કરવું બાકી ચાંડાલવગેરે બીજાઓનો સ્પર્શ કરનાર મનુષ્યનો સ્પર્શ થાયતો સ્નાન નહિ પણ આચમનથીજ શુદ્ધિ થાયછે ચાંડાલાદિના તો સાક્ષાત્ સ્પર્શમાજ સ્નાનની જરૂરછે પણ આ વિચારને ઘણાએ માન્ય કરતા નથી.

ચાંડાલવગેરે અપવિત્રના દર્શનથી થતી અશુદ્ધિને મટાડવાનો ઉપાય કહેછે—

**आचम्य प्रयतो नित्यं जपेदशुचिदर्शने ॥**
**सौरान्मन्त्रान्यथोत्साहं पावमानीश्च शक्तितः ॥८६॥**

ઉપર કહેલા ચંડાલઆદિ અપવિત્ર પ્રાણીઓ જોવામા આવે તો સાવધાન થઇ આચમન કરી સર્વદા ઉત્સાહપ્રમાણે સૂર્યદેવતાક મંત્રોનો અને શક્તિપ્રમાણે પાવમાની ઋચાઓનો જપ કરવો ૮૬

શ્રાદ્ધ તથા દેવપૂજનમાટે તૈયાર થએલ મનુષ્યને ચાંડાલવગેરે અપવિત્ર પ્રાણી જોવામાં આવે તો તે વખતે તેણે સાવધાનપણે उदुत्यं जातवेदसम् ॥ ઇત્યાદિ સૂર્યદેવતાક મંત્રોનો અને स्वादिष्ठया मदिष्ठया । ઇત્યાદિ ઋચાઓનો જપ કરવો ઉત્સાહપ્રમાણે તથા શક્તિપ્રમાણે એમ કહેવું કે તેમજ શ્લોકમા મંત્ર અને પાવમાની શબ્દને બહુવચનમાં લીધેલ છે તેથી ઓછામા ઓછા ત્રણ મંત્રો

અને ત્રણ પાવમાની ઋચાઓનો જપ કરવો. વધારે જપ કરવામાં તો જેવો પોતાનો ઉત્સાહ અને જેવી પોતાની શક્તિ હોય તે પ્રમાણે કરવું. જો અવકાશ હોય અને આવડતા હોય તો વિશેષ જપ કરવો. ઉપર કહેલાં અપવિત્ર પ્રાણિઓની સાથે કૂતરાંને પણ ગણવું, કારણ કે ગૌતમે આ પ્રકરણમાં તેની પણ ગણના કરી છે.

મનુષ્યના અસ્થિના સ્પર્શમાં કેવી રીતે શુદ્ધિ થાય તે કહેછે—

**नारं स्पृष्ट्वास्थि सस्नेहं स्नात्वा विप्रो विशुध्यति ॥**
**आचम्यैव तु निःस्नेहं गामालभ्यार्कमीक्ष्य वा॥८७॥**

મનુષ્યનું અસ્થિ જો આર્દ્ર હોય તો તેનો સ્પર્શ થયાપછી બ્રાહ્મણ સ્નાન કરીને શુદ્ધ થાયછે. અને એ અસ્થિ જો સુકાયેલું હોય તો તેના સ્પર્શપછી આચમન કરીને, ગાયનો સ્પર્શ કરીને અથવા સૂર્યનું દર્શન કરીને શુદ્ધ થવાયછે. ૮૭.

આર્દ્ર અસ્થિ એટલે માંસ મજ્જાવગેરેના શેષનો સંપર્ક રહી ગયેલું અર્થાત્ નહિ બળેલું કે નહિ સુકાયેલું સમજવું.

મરણ પામનારને બ્રહ્મચારીથી ઉદકદાન થાય કે નહિ ? તેનો ખુલાસો કરેછે—

**आदिष्टी नोदकं कुर्यादाव्रतस्य समापनात् ॥**
**समाप्ते तूदकं कृत्वा त्रिरात्रेणैव शुध्यति ॥ ८८ ॥**

વ્રતાદેશવાળા બ્રહ્મચારીએ વ્રતની સમાપ્તિ ન થઇ હોય ત્યાંસુધી મરણસંબંધી ઉદકદાન કરવું નહિ. પણ વ્રતની સમાપ્તિ થાય ત્યારે ઉદકદાન કરી ત્રણ રાત્રિપર્યંત આશૌચ પાળવાથી બ્રહ્મચારી શુદ્ધ થાયછે. ૮૮.

બ્રહ્મચારીને માટે આ નિષેધ માતા પિતા અને ગુરુ સિવાય બીજાના સંબંધમાં છે વસિષ્ઠ કહેછે કે ब्रह्मचारिणः शवकर्मणा व्रतान्निवृत्तिरन्यत्र मातापित्रोर्गुरोर्वा । એટલે બ્રહ્મચારી જો શબને ઉપાડે, દાહ કરે, ઉદકદાન કરે અને પિંડદાન તથા ષોડશશ્રાદ્ધવગેરે કરે તો તે પોતાના વ્રતથી ભ્રષ્ટ થાયછે પણ તેને પોતાનાં માતા, પિતા તથા ગુરુનું ઉત્તર કાર્ય કરવામાં કશો બાધ નથી. કારણ કે હવેપછી આ અધ્યાયના ૯૧ માં શ્લોકમાંજ બ્રહ્મચારીને માટે તેવી છૂટ આપવામાં આવી છે.

કોની કોની ઉદકક્રિયા કરવી નહિ તે જણાવેછે—

वृथासङ्करजातानां प्रव्रज्यासु च तिष्ठताम् ॥
आत्मनस्त्यागिनां चैव निवर्तेतोदकक्रिया ॥ ८९ ॥
पाखण्डमाश्रितानां च चरन्तीनां च कामतः ॥
गर्भभर्तृद्रुहां चैव सुरापीनां च योषिताम् ॥ ९० ॥

વૃથા જન્મવાળા, વર્ણસંકર, વેદવિરુદ્ધ પ્રવ્રજ્યામાં રહેનાર અને વિધિવગર દેહનો ત્યાગ કરનાર એઓની તેમજ પાખંડનો આશ્રય કરીને રહેનારી, ઇચ્છાપ્રમાણે ફરનારી, પોતાના સંતાન તથા પતિનો દ્રોહ કરનારી અને સુરાપાન કરનારી સ્ત્રીઓની પણ ઉદકક્રિયા કરવી નહિ. ૮૯—૯૦

પોતાના ધર્મથી વિમુખ રહેનારાઓ વૃથા જન્મવાળા કહેવાયછે હીનવર્ણના પુરુષથી ઉત્તમવર્ણની સ્ત્રીમાં થયેલાઓ વર્ણસંકર ગણાયછે વેદવિરુદ્ધ પ્રવ્રજ્યામાં રહેનાર એટલે પાખંડીરીતે સંન્યાસીવગેરેનો વેષ ધારણ કરીને ફરનારાઓ સમજવા અને વિધિવગર દેહનો ત્યાગ કરનારાઓ એટલે ઝેર ખાઇને કે ગળાટૂંપો ખાઇને મરનારા સમજવા આ સઘળાની તેમજ દુષ્ટ અને પાપી સ્ત્રીની પણ ઉદકક્રિયા એટલે જલાંજલી અને પિંડદાન એ કંઇ ક્રિયા કરવી નહિ ઉદકક્રિયાના નિષેધમાં બીજે સ્થળે પણ કહેવામાં આવેછે કે राजभिर्निहतानां च शृङ्गिदंष्ट्रिसरीसृपैः । आत्मनस्त्यागिनां चैव श्राद्धमेषां न कल्पयेत् ॥ उदकं पिण्डदानं च प्रेतेभ्यो यच्च दीयते । नोपतिष्ठति तत्सर्वमन्तरिक्षे विनश्यति ॥ એટલે જેને રાજાઓએ મારેલ હોય અથવા શીંગડાવાળા દાઢવાળા કે સર્પાદિક પ્રાણીઓથી જેનું મૃત્યુ થયું હોય તથા જેઓએ આત્મઘાત કરેલ હોય તેઓનું શ્રાદ્ધ કરવામાં આવતું નથી તેઓને જળ કે પિંડદાન જે દેવામાં આવેછે તે તેઓને ન મળતાં અધવચથીજ નાશ પામી જાયછે એવા લોકોનો અગ્નિદાહ કરનારની તે જ્યારે બે તપ્તકૃચ્છ્રવ્રત કરે ત્યારે શુદ્ધિ થાયછે તથા તેના શબની પાછળ ચાલે અને તેને માટે અશ્રુપાત કરે તેની શુદ્ધિ પણ તેવીજ પ્રકારથી થાય છે એમ બીજી સ્મૃતિઓમાં કહ્યું છે તેવાઓની ક્રિયા કરનારમાટે સંવર્તમુનિએ સાંતપન વ્રત કરવાનું પરાશરે તપ્તકૃચ્છ્ર વ્રત કરવાનું અને વસિષ્ઠે તપ્તકૃચ્છ્રસહિત ચાંદ્રાયણ કરવાનું કહેલું છે

બ્રહ્મચારી છતાં આચાર્યવગેરેનું ઉત્તરકાર્ય કરવા છતાં પણ તેના વ્રતનો લોપ નહિ થવાનું કહેછે—

आचार्यं स्वमुपाध्यायं पितरं मातरं गुरुम् ॥
निर्हृत्य तु व्रती प्रेतान्न व्रतेन वियुज्यते ॥९१॥

પોતાના આચાર્ય, ઉપાધ્યાય, પિતા, માતા અને ગુરૂ એઓનું પ્રેતકૃત્ય કરવાથી બ્રહ્મચારી પોતાના વ્રતથી ભ્રષ્ટ થતો નથી. ૯૧.

ઉપનયનપૂર્વક સંપૂર્ણ વેદશાખાનું અધ્યયન કરાવનાર આચાર્ય, વેદનો એક દેશ અથવા તેનું એક અંગ ભણાવે તે ઉપાધ્યાય અને એક વેદનું, એક કરતાં વધારે વેદોનું અથવા વેદના એક દેશનું વ્યાખ્યાન કરનાર હોય તે ગુરૂ કહેવાયછે તેઓનું, પિતાનું અને માતાનું દાહ, દશાહપિંડ તથા ષોડશ શ્રાદ્ધ વગેરે સઘળું પ્રેતકૃત્ય કરે તે છતાં બ્રહ્મચારી પોતાના વ્રતથી ભ્રષ્ટ થતો નથી પણ તે સિવાય બીજાનું પ્રેતકૃત્ય કરે તો વ્રતથી ભ્રષ્ટ થાયછે "પોતાના" એમ કહેલ હોવાથી ગુરૂના ગુરૂ પણ ગુરૂની પેઠેજ સેવા કરવા યોગ્ય છે પણ તેની ઉત્તર ક્રિયા બ્રહ્મચારીથી થઇ શકે નહિ

મરણ પામેલના શબને વર્ણપરત્વે ગામની કઇ કઇ દિશાના દ્વારથી શ્મશાનમાં લઇ જવું તે જણાવેછે—

दक्षिणेन मृतं शूद्रं पुरद्वारेण निर्हरेत् ॥
पश्चिमोत्तरपूर्वैस्तु यथायोगं द्विजन्मनः ॥९२॥

મરણ પામેલા શૂદ્રને ગામના દક્ષિણ દ્વારથી બહાર લઇ જવો અને દ્વિજોને અનુક્રમથી પશ્ચિમ, ઉત્તર અને પૂર્વદ્વારથી લઇ જવા ૯૨

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એવો વર્ણક્રમ હોવા છતાં અહીં વિષય અમંગલ હોવાને લીધે વર્ણક્રમ ઉલટો લીધોછે અને શૂદ્ર, વૈશ્ય, ક્ષત્રિય અને બ્રાહ્મણ એઓ મરણ પામતા તેમને અનુક્રમે ગામના દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર અને પૂર્વ દ્વારથી બહાર લઇ જવા

કોને કોને કયા કયા કારણથી આશૌચદોષ લાગતો નથી તે કહેછે—

न राज्ञामघदोषोस्ति व्रतिनां न च सत्रिणाम् ॥
ऐन्द्रं स्थानमुपासीना ब्रह्मभूता हि ते सदा ॥९३॥

રાજાઓને, વ્રતવાળાઓને અને સત્રવાળાઓને આશૌચનો દોષ લાગતો નથી કારણ કે રાજાઓ રાજ્યરૂપ ઇંદ્રસ્થાનને પામેલા છે. અને વ્રત તથા સત્રવાળા સદા બ્રહ્મરૂપ છે ૯૩.

રાજાઓ એટલે રાજ્યાસનપર અભિષેક પામેલા ક્ષત્રિયોને આશૌચનો દોષ લાગતો નથી કારણ કે તેઓ પ્રજાના અને દેશના અધિપતિપણાના કારણભૂત રાજ્યરૂપ ઇંદ્રસ્થાનને પામેલા છે અને વ્રતવાળા એટલે બ્રહ્મચારી તેમજ ચાંદ્રાયણઆદિ વ્રત કરનારાઓને તેમજ સત્રવાળા એટલે યજ્ઞમાં દીક્ષા લીધેલા અથવા સદાવ્રત દેનારાઓને પણ આશૌચદોષ લાગતો નથી કારણ કે તેઓ બ્રહ્મભૂત એટલે નિષ્પાપ છે ગૌતમ પણ કહેછે કે "ઋત્વિક્, દીક્ષિત અને બ્રહ્મચારીને આશૌચ નથી" વિષ્ણુસ્મૃતિમાં કહેછે કે आशौच न राज्ञा राजकर्मणि न व्रतिना व्रते न सत्रिणा सत्रे । એટલે વ્યવહારદર્શન તથા શાંતિ કર્મવગેરે રાજકર્મમાં રાજાઓને આશૌચ નથી, વ્રતવાળાઓને વ્રતમાં આશૌચ નડતું નથી અને સત્રવાળાઓને સત્રમાં આશૌચ આડે આવતું નથી

ઉપરના શ્લોકમાં કહેલો અર્થ રાજાના સંબંધમાં વિશેષ સ્ફુટ કરેછે—

**राज्ञो माहात्मिके स्थाने सद्यःशौचं विधीयते ॥**
**प्रजानां परिरक्षार्थमासनं चात्र कारणम् ॥९४॥**

રાજા કે જે રાજ્યપદરૂપ માહાત્મિક સ્થાનનો અધિકારી છે તેને સદ્ય શૌચ એટલે સ્નાનથીજ શુદ્ધિ થાયછે, કારણ કે પ્રજાની રક્ષાને માટે રાજાસનછે ૯૪.

પૂર્વજન્મમાં ઉત્તમ પુણ્યોથી જે મહાત્મા હોય તેજ રાજ્યપદ પામી શકેછે એટલે મહાત્માસબંધી હોવાને લીધે રાજ્યપદ માહાત્મિક સ્થાન કહેવાયછે જે ક્ષત્રિય આવા માહાત્મિક સ્થાનથી ભ્રષ્ટ થયો હોય તેનેમાટે આશૌચમાં સ્નાનમાત્રથી શુદ્ધિ સમજવી નહિ કારણ કે ન્યાય આપવાથી, દુકાળમાં અન્ન આપવાથી અને ઉત્પાતોમાં શાંતિહોમવગેરેથી પ્રજાપાલન કરવામાટેજ રાજ્યાસનપર બેસનારને આશૌચ નથી લાગતું તેથી જો કદી બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્રો પણ રાજાનું કામ કરતા હોય તો તેઓને પણ આશૌચ લાગતું નથી અહીં રાજાસનમાં જે આસન શબ્દ છે તે બેસવાનું આસન તથા શય્યા વગેરે લેવામાટે નથી, પણ રાજ્યપદને પામીને જે કર્તવ્ય કરવાનું છે તેનો વાચક છે.

અમુક અમુક પ્રકારના મરણવાળાઓના આશૌચમાં પણ સદ્યઃશુદ્ધિ બતાવેછે—

**डिम्बाहवहतानां च विद्युता पार्थिवेन च ॥**
**गोब्राह्मणस्य चैवार्थे यस्य चेच्छति पार्थिवः ॥ ९५ ॥**

રાજાવગરના યુદ્ધમાં હણાયેલા તેમજ વીજળી પડવાથી નશ પામેલા, રાજાએ મારેલા અને ગાય કે બ્રાહ્મણને વાસ્તે મરણ પામેલાનું સ્નાનમાત્ર કરવાથી શુદ્ધ થવાયછે અને જેને માટે રાજાની ઇચ્છા હોય તે પણ સ્નાનથીજ શુદ્ધ થાયછે ૯૫

શ્લોકમા डिम्बाहव પદ છે તેમાથી કેટલાએક ડિબ અને આહવ એ બન્ને શબ્દો છૂટા પાડી એવો પણ અર્થ કરેછે કે જેમા રાજા ન હોય એવું યુદ્ધ અર્થાત્ લોકોએ ઉઠાવેલો બળવો તથા જેમા રાજા હોય એવો ધોરણસર થતો સગ્રામ એ બન્નેમા જેઓ મૃત્યુ પામે તેનું વિશેષ આશૌચ નહિ પણ સ્નાન કરે એટલે શુદ્ધિ થઇ જાય એવીજ રીતે વીજળી પડવાથી મરણ પામેલા હોય, અપરાધના પરિણામમા રાજાએ દેહાતદડ દઇ મારેલા હોય, ગાય કે બ્રાહ્મણની રક્ષા કરવા જતાં મરણ પામ્યા હોય અને શ્લોકમાં चकार હોવાથી જેઓ જળમા ડૂબી, અગ્નિથી દાઝીને કે દાઢવાળા પ્રાણીઓથી મરણ પામ્યા હોય તેઓને માટે પણ સ્નાનથીજ શુદ્ધ થવાયછે તેમ જેને માટે રાજા ઇચ્છા કરે તે માણસ પણ સ્નાનમાત્રથીજ શુદ્ધ થઇ શકેછે. એટલે જેનું કાર્ય બીજા કોઇ કરી શકે તેમ ન હોય તેવા પુરોહિતવગેરેને કોઇપણ આશૌચ આવવાથી રાજાનું કાર્ય અટકતુ હોય અને તે વખતે રાજા તેની સ્નાનથીજ શુદ્ધિ કહે તો તેની સ્નાનમાત્રથીજ શુદ્ધિ થઇ ગણાયછે.

રાજાને આશૌચ નથી લાગતુ તથા રાજા જેનેમાટે ઇચ્છા કરે તેને પણ આશૌચ નથી લાગતુ તેના કારણમાં રાજાની અલૌકિકતા જણાવેછે—

**सोमाग्न्यर्कानिलेन्द्राणां वित्ताप्पत्योर्यमस्य च ॥**
**अष्टानां लोकपालानां वपुर्धारयते नृपः ॥ ९६ ॥**

ચદ્ર, અગ્નિ, સૂર્ય, વાયુ, ઇંદ્ર, કુબેર, વરણ અને યમ એ આઠ લોકપાલોનું શરીર રાજા ધારણ કરેછે. ૯૬.

લોકપાલોનું શરીર એટલે લોકપાલોનું તેજ ધારણ કરેછે.

રાજા લોકપાલોના તેજને ધારણ કરેછે તેનું ફળ કહેછે—

लोकेशाधिष्ठितो राजा नास्याशौचं विधीयते ॥
शौचाशौचं हि मर्त्यानां लोकेशप्रभवाप्ययम् ॥९७॥

રાજાના શરીરમાં લોકપાલોનું તેજ રહેલું છે તેથી રાજાને આશૌચ લાગતું નથી કારણ કે મનુષ્યોનાં શૌચ તથા આશૌચ એ બન્ને રાજાના સ્વતંત્રમાં છે. ૯૭.

લોકપાલોના અંશથી યુક્ત હોવાને લીધે રાજાને આશૌચ ન લાગવાનું શાસ્ત્રમાં કહેલું છે મનુષ્યોને શૌચ તથા આશૌચનો સંબંધ થવો તે લોકેશાધીન છે એટલે બીજા મનુષ્યને શૌચ કે આશૌચ કરવામાં જે લોકેશ સમર્થ છે તેને પોતાને શૌચ તથા આશૌચ કેમ લાગે? આ વાક્ય રાજાને માટે પ્રથમ જણાવેલા આશૌચના અભાવની સ્તુતિરૂપ છે

યુદ્ધમાં મરણ પામે તેના સંબંધમાં પણ સ્નાનમાત્રથી શુદ્ધિ હોવાનું જણાવેછે—

उद्यतैराहवे शस्त्रैः क्षत्रधर्महतस्य वा ॥
सद्यः संतिष्ठते यज्ञस्तथाशौचमिति स्थितिः ॥९८॥

યુદ્ધમા ઉગામેલા આયુધોથી ક્ષત્રિયધર્મપ્રમાણે મરણ પામેલ હોય તેને તરત યજ્ઞનું ફળ થાયછે અને તેનું આશૌચ પણ તરત નિવૃત્ત થાયછે એવી શાસ્ત્રમર્યાદા છે ૯૮

સામે પગલે ચાલી યુદ્ધમા મરણ પામનારને તુરતજ યજ્ઞનું ફળ મળેછે અને તેનું આશૌચ પણ તુરતજ નિવૃત્તિ પામેછે

આશૌચ પૂર્ણ થયાપછી કયા કયા વર્ણને કઇ કઇ ક્રિયા કરવાથી શુદ્ધિ થઇ ગણાયછે તે કહેછે—

विप्रः शुध्यत्यपः स्पृष्ट्वा क्षत्रियो वाहनायुधम् ॥
वैश्यः प्रतोदं रश्मीन्वा यष्टिं शूद्रः कृतक्रियः ॥९९॥

આશૌચને અંતે આશૌચ ઉતારવાની ક્રિયા કર્યાપછી બ્રાહ્મણ જલના સ્પર્શથી શુદ્ધ થાયછે, વાહન તથા આયુધનો સ્પર્શ કરવાથી ક્ષત્રિય શુદ્ધ થાયછે, પ્રતોદ અથવા રશ્મિનો સ્પર્શ કરવાથી વૈશ્ય શુદ્ધ થાયછે અને લાકડીના સ્પર્શથી શૂદ્ર શુદ્ધ થાયછે ૯૯

આશૌચ ઉતરવાની ક્રિયા કરવા પછી એટલે વપનપૂર્વક સ્નાન કરવા પછી બ્રાહ્મણ જળનો સ્પર્શ કરવાથી એટલે આચમન કરવાથી શુદ્ધ થાયછે, ક્ષત્રિય અશ્વાદિક વાહન અથવા ખડ્ગાદિક આયુધનો સ્પર્શ કરવાથી શુદ્ધ થાયછે, વૈશ્ય પ્રતોદ એટલે બળદને હાંકતી વખતે મારવાનો પરોણો અથવા રશ્મિ એટલે રાશને અડવાથી પવિત્ર થાયછે તથા શૂદ્ર લાકડીને અડવાથી પવિત્ર થાયછે ત્રિવર્ગની સેવા કરવી એ શૂદ્રનુ કામછે તેથી લાકડી કહી તે, શૂદ્રના ધંધાની નિશાની જણાવી છે

સપિંડ આશૌચના પ્રકરણની સમાપ્તિ તથા અસપિંડના આશૌચના પ્રકરણનો ઉપક્રમ કરેછે—

एतद्वोऽभिहितं शौचं सपिण्डेषु द्विजोत्तमाः ॥
असपिण्डेषु सर्वेषु प्रेतशुद्धिं निबोधत ॥१००॥

હે દ્વિજોત્તમો ! સપિંડ લોકોના મરણસંબંધમાં આ શુદ્ધિ તમોને કહી હવે સપિંડ ન હોય એવા લોકોના મરણસંબંધમાં શુદ્ધિ કહુંછું તે સાંભળો ૧૦૦.

શ્લોકનુ પૂર્વાર્દ્ધ પૂર્વવસ્તુના ઉપસંહારમાટે છે તથા ઉત્તરાર્દ્ધ ઉત્તર વસ્તુના ઉપપત્તિપૂર્વક ઉપન્યાસ માટેછે

અસપિંડ દ્વિજવગેરેનુ પ્રેતકૃત્ય કરનાર બ્રાહ્મણને લાગતા આશૌચનું પ્રમાણ કહેછે—

असपिण्डं द्विजं प्रेतं विप्रो निर्हृत्य बन्धुवत् ॥
विशुध्यति त्रिरात्रेण मातुराप्तांश्च बान्धवान् ॥१०१॥

પોતાનો સપિંડ ન હોય એવા દ્વિજની દાહમાટે શબને ઉપાડી જવાવગેરે ક્રિયા બંધુની પેઠે કરનાર બ્રાહ્મણ ત્રણ રાત્રિથી શુદ્ધ થાયછે માતાના નજીકના બાંધવોની પણ એવી ક્રિયા કરનારને ત્રણ રાત્રિનુ આશૌચ લાગેછે ૧૦૧

બંધુની પેઠે ક્રિયા કરનાર એટલે સ્નેહથી કે ધર્મબુદ્ધિથી ક્રિયા કરનાર સમજવો માતાના નજીકના બાંધવો એટલે મામા તથા માશી સમજવા

ઉપરના શ્લોકમાં જણાવેલા આશૌચનો વિશેષ કહેછે.—

यद्यन्नमत्ति तेषां तु दशाहेनैव शुध्यति ॥
अनदन्नन्नमह्नैव न चेत्तस्मिन्गृहे वसेत् ॥१०२॥

બન્ધુની પેઠે અસપિંડની દાનવહનવગેરે ક્રિયા કરનાર બ્રાહ્મણ જો તે મરણ પામનારના સપિંડ લોકોના ઘરનું અન્ન ખાય તો દશ દિવસેજ શુદ્ધ થાયછે. પરંતુ જો તેઓનું અન્ન ખાય નહિ તેમજ મરણ પામનારને ઘેર રહે નહિ તો એક દિવસેજ શુદ્ધ થાયછે ૧૦૨

અસપિંડનું પ્રેતકૃત્ય કરનાર બ્રાહ્મણ મરનારના ઘરનું અન્ન ખાય નહિ તથા તેને ઘેર રહે નહિ તો તેને એકજ દિવસનું આશૌચ, તેના ઘરનું અન્ન ખાય નહિ પણ તેના ઘરમાં રહે તો તેને પ્રથમ કહ્યાપ્રમાણે ત્રણ દિવસનું આશૌચ અને તેના ઘરનું અન્ન ખાય અને તેના ઘરમાં રહે પણ ખરો તો તેને દશ દિવસનું આશૌચ લાગેછે

શબની પાછળ ચાલનારની શુદ્ધિ જણાવેછે.

अनुगम्येच्छया प्रेतं ज्ञातिमज्ञातिमेव च ॥
स्नात्वा सचैलं स्पृष्ट्वाग्निं घृतं प्राश्य विशुध्यति ॥१०३॥

જ્ઞાતિ અથવા જ્ઞાતિબહારનો જે મનુષ્ય મરણ પામેલ હોય તેની પાછળ પોતાની ઇચ્છાથી જે મનુષ્ય ગયેલ હોય તે, વસ્ત્રસહિત સ્નાન કરવાથી અગ્નિનો સ્પર્શ કરવાથી અને ઘૃતનું ભક્ષણ કરવાથી શુદ્ધ થાય છે ૧૦૩

સ્નાનપછી અગ્નિનો સ્પર્શ અથવા ઘૃતનું ભક્ષણ કરે એમ નહિ પણ અગ્નિનો સ્પર્શ અને ઘૃતનું ભક્ષણ એ બન્ને કરવા જોઇએ

બ્રાહ્મણના શબને શૂદ્રથી ન ઉપડાવવાની સહેતુક આજ્ઞા કરેછે—

न विप्रं स्वेषु तिष्ठत्सु मृतं शूद्रेण नाययेत् ॥
अस्वर्ग्या ह्याहुतिः सा स्याच्छूद्रसंस्पर्शदूषिता ॥१०४॥

મરણ પામેલા બ્રાહ્મણને બ્રાહ્મણો હાજર હોય ત્યાંસુધી શૂદ્રપાસે ઉપડાવવો નહિ કારણકે શૂદ્રના સ્પર્શથી દૂષિત શરીરની આહુતિ સ્વર્ગ આપનારી થતી નથી ૧૦૪

અહીં બ્રાહ્મણ શબ્દને ત્રણે વર્ણના ઉપલક્ષણરૂપ ગણી એવો અર્થ કરવામાં આવેછે કે મરણ પામેલા બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યને પોતાની જાતિવાળા હાજર હોય ત્યાંસુધી તેના પુત્રાદિકોએ દાહમાટે શૂદ્રપાસે ઉપડાવવા નહિ કારણ કે શૂદ્રના સ્પર્શથી દૂષિત થવાને લીધે તે શરીરની આહુતિ તે મરણ પામેલને સ્વર્ગ આપનારી થતી નથી ' બ્રાહ્મણને બ્રાહ્મણો હાજર હોય ત્યાંસુધી

એમ કહેલુ છે તે પણ પોતપોતાની જાતિવાળા હાજર હોય ત્યાંસુધી શૂદ્ર પાસે ઉપડાવવા નહિ એ અર્થનું બોધન કરેછે. આથી બ્રાહ્મણના શબને ઉપાં ડવામાટે બ્રાહ્મણો હાજર ન હોય તો પછી ક્ષત્રિયની પાસે ઉપડાવવું, ક્ષત્રિય પણ હાજર ન હોય તો વૈશ્યોપાસે ઉપડાવવું અને વૈશ્યો પણ ન હોય તો છેવટ શૂદ્રપાસે ઉપડાવવામા પણ અટચણ નહિ કેટલાએક વિદ્વાનોનું માનવું એમ પણ છે કે શ્લોકમા વિપ્ર પદ છે તે કેવળ બ્રાહ્મણને માટેજ છે એટલે એ શબ્દ ઉપલક્ષણરૂપ નથી તેથી સમાનજાતિવાળા હાજર હોય તોપણ ક્ષત્રિય કે વૈશ્યના શબને શૂદ્રની પાસે ઉપડાવે તેમાં કશો દોષ નથી. બ્રાહ્મણો હાજર હોવા છતા બ્રાહ્મણના શબને શૂદ્ર ઉપાડે નહિ એટલુજ નહિ પણ દાહમાટે અગ્નિવગેરે શૂદ્ર લે તેમા પણ યમ આ પ્રમાણે મોહોટો દોષ જણાવેછે કે अस्थानयति शूद्रोऽग्निं तृणं काष्ठं हवींषि च । प्रेतत्वं हि सदा तस्य स चाधर्मेण लिप्यते ॥ એટલે જેને માટે અગ્નિ, તૃણ, કાષ્ઠ કે ઘી વગેરે શૂદ્ર ઉપાડે તે મરણ પામનારને સદા પ્રેતપણુ રહેછે અને તે અધર્મથી લિપ્ત થાયછે

શુદ્ધિનાં સાધનો કહેછે—

**ज्ञानं तपोऽग्निराहारो मृन्मनो वार्युपाञ्जनम् ॥**
**वायुः कर्मार्ककालौ च शुद्धेः कर्तॄणि देहिनाम् ॥१०५॥**

જ્ઞાન, તપ અગ્નિ, આહાર, મૃત્તિકા, મન, જલ, ઉપલેપ, વાયુ, કર્મ સૂર્ય, અને કાલ એ બાર પદાર્થો પ્રાણીઓની શુદ્ધિ કરનાર છે ૧૦૫

જ્ઞાનવગેરે પદાર્થો શુદ્ધિના સાધનો છે તેમા જ્ઞાન બુદ્ધિને શુદ્ધ કરનાર છે કહ્યુ છે કે बुद्धिर्ज्ञानेन शुध्यति । એટલે બુદ્ધિ જ્ઞાનથી શુદ્ધ થાયછે તપ પણ શુદ્ધિ કરનાર છે જેમ કે तपसा वेदवित्तमाः । એટલે શ્રેષ્ઠ વેદવેત્તાઓ તપથી શુદ્ધ થાયછે, અગ્નિ પણ શુદ્ધિનુ સાધન છે જેમ કે पुनः पाकेन मृण्मयम् । એટલે ફરીવાર અગ્નિમા નાખવાથી માટીનુ પાત્ર શુદ્ધ થાયછે આહાર પણ શુદ્ધિકારક છે. જેમ કે हविष्येण यवागवा वा । એટલે હવિ ખાવાથી અથવા યવાગ એટલે છ ગણા પાણીમા પકાવેલી ચોખાવગેરેની રાબથી શરીરની પવિત્રતા થાયછે મૃત્તિકા તથા જલ એ બન્ને પણ શુદ્ધિના કારણ છે જેમ કે मृद्वार्यादेयमर्थवत् । એટલે જેટલાની જરૂર હોય તેટલી મૃત્તિકા તથા જલ લઇ શુદ્ધિ કરવી મન પણ શુદ્ધિ કરનાર છે. જેમ કે मनःपूतं समाचरेत् । એટલે મનથી જે પવિત્ર જણવામાં આવે તેનું આચરણ કરવું મન સંકલ્પવિકલ્પાત્મક છે તથા બુદ્ધિ નિશ્ચયાત્મક છે એ પ્રમાણે મન તથા બુદ્ધિમાં ભેદ છે ઉપલેપ પણ શુદ્ધિ કરનાર છે જેમકે मार्जनोपाञ्जनैर्वेश्म । એટલે માર્જનથી તથા લીંપવાથી ઘર પવિત્ર થાયછે, કર્મ

પણ શુદ્ધિકારક છે જેમકે यजेत वाश्वमेधेन । એટલે બહ્મહત્યા જેવા પાપોના નાશમાટે અશ્વમેધથી યજન કરવું સુધે પણ શુદ્ધિ કરનાર છે જેમકે गामालभ्यार्कमीक्ष्य वा। એટલે ગાયનો સ્પર્શ કરવાથી અથવા સૂર્યનુ દર્શન સ્વાથી પવિત્ર થાયછે કાવ પણ શુદ્ધિ કરનાર છે જેમ કે शुध्येद्विप्रो दशाहेन । એટલે બ્રાહ્મણ દશ દિવસોથી શુદ્ધ થાયછે વાયુને શુદ્ધિ કરનારપણું મી નઓની સાથે બીજી સ્મૃતિમા કહ્યુ છે કે पन्थानश्च विशुध्यन्ति सोमसूर्यांशुमारुतैः । એટલે ચંદ્રના કિરણોથી, સૂર્યના કિરણોથી અને વાયુથી માગ પવિત્ર થાયછે અહીં જ્ઞાનાદિ પદાર્થો કાલશુદ્ધિના દષ્ટાંતપણાથી ગ્રહણ કરેલા છે કારણ કે મુખ્યવિષય નાવશુદ્ધિનો છે જ્ઞાનમા બ્રહ્મજ્ઞાન અને તપમા પ્રાણાયામ, ચાંદ્રાયણ વગેરે સમજવા

સર્વ પ્રકારની શુદ્ધિઓમાં ધનસંબંધી શુદ્ધિને શ્રેષ્ઠ જણાવેછે—

**सर्वेषामेव शौचानामर्थशौचं परं स्मृतम् ॥**
**योऽर्थे शुचिर्हि स शुचिर्न मृद्वारिशुचिः शुचिः ॥१०६॥**

સઘળી પવિત્રતાઓમા ધનની બાબતમા પવિત્રતાને શ્રેષ્ઠ કહેલ છે કારણકે જે મનુષ્ય ધનના વિષયમા પવિત્ર હોય તેજ પવિત્ર છે પણ મૃત્તિકા તથા જળથી પવિત્ર થાય તે પવિત્ર નથી ૧૦૬

સઘળી પવિત્રતાઓમા ધનસંબંધી પવિત્રતા એટલે અન્યાયથી પરધન લેવાની ઇચ્છાના ત્યાગને તથા ન્યાયથી ધનની ઇચ્છા રાખવારૂપ પવિત્રતાને મનુવગેરેએ અતિ ઉત્તમ ગણેલ છે કારણ કે જે મનુષ્ય ધનની બાબતમા શુદ્ધ હોય તેજ શુદ્ધ છે પણ મૃત્તિકા અને જળથી શુદ્ધિ કર્યા કરતો હોય અને ધનની બાબતમા અશુદ્ધ હોય અર્થાત્ અન્યાયથી ધન મેળવવામા પ્રવૃત્ત રહેતો હોય તો તે સર્વદા અશુદ્ધજ છે આ શ્લોકનો અર્થ એવોપણ કરવામા આવેછે કે અર્થશૌચ એટલે ઇંદ્રિયનિગ્રહ વગેરે માનસિક શૌચ અને શૌચમા ઉત્કૃષ્ટ છે ઇંદ્રિયનિગ્રહાદિકમા જે શુચિ એટલે શુદ્ધ હોય તેજ ખરો શુદ્ધ ગણાયછે માત્ર મૃત્તિકા અને જળ વાપર્યા કરતો હોય પણ ઇંદ્રિયોને વશ ન રાખી શકતો હોય તો તે પુરૂષ શુદ્ધ નથી ગણાતો.

શુદ્ધિના વિશેષ પ્રકારો કહેછે—

**क्षान्त्या शुध्यन्ति विद्वांसो दानेनाकार्यकारिणः ॥**
**प्रच्छन्नपापा जप्येन तपसा वेदवित्तमाः ॥१०७॥**

વિદ્વાન પુરૂષો ક્ષમાથી શુદ્ધ થાયછે, નહિ કરવા યોગ્ય કામ કરનારાઓ દાનથી શુદ્ધ થાયછે, પ્રચ્છન્ન પાપ કરનારાઓ જપથી શુદ્ધ થાયછે અને વેદવેત્તાઓ તપથી શુદ્ધ થાયછે. ૧૦૭.

બીજા લોકોએ અપકાર કર્યો હોય છતાં પણ તેઓનો અપકાર કરવાની બુદ્ધિ ન થાય તે ક્ષમા કહેવાયછે. તે ક્ષમાથી પંડિતો પવિત્ર થાયછે. યજ્ઞક્રિયા અને ક્ષમા એઓ પાપોનો તુરત નાશ કરનાર છે, એમ આગળઉપર કહેશે ખરા પંડિતો હોયછે તેઓ દ્વેષથી, ઇર્ષ્યાથી કે મત્સરથી ઘેરાતા નથી તેથી દુષ્કૃત થઇ જાય તોપણ ક્ષમાના પ્રભાવથી સદા શુદ્ધ રહેછે સર્વત્ર સમતારૂપ ચિત્તની સ્થિતિ તે પણ ક્ષમા કહેવાયછે અથવા પંડિતોથી અજાણતા કોઇ અકાર્ય થઇ ગયુ હોય તો ક્ષાંતિથી એટલે ક્લેશ સહન કરનારપણાથી તેઓ શુદ્ધ થાયછે. અથવા ક્ષાંતિ એટલે ઉપવાસાદિક શારીર કષ્ટ સમજવું અકાર્ય કરનારની શુદ્ધિ દાનથી થાયછે. આગળપર કહેવામાં આવશે કે વેદવેત્તા બ્રાહ્મણને સર્વસ્વ આપવાથી શુદ્ધિ થાયછે. અપ્રસિદ્ધ પાપવાળાઓ ગાયત્રીવગેરેનો જપ કરવાથી શુદ્ધ થાયછે તથા વેદવેત્તાઓ તપથી શુદ્ધ થાયછે. વેદવેત્તાને વેદાભ્યાસ તથા જ્ઞાન એજ તપ છે કૃચ્છ્રઆદિ વ્રતરૂપ તપ તો વેદવેત્તાઓનેજ નહિ પણ સર્વને માટે શુદ્ધિના હેતુરૂપ છે.

તે તે પદાર્થ માટે પવિત્રતાનાં જૂદાં જૂદાં સાધનો જણાવેછે—

**मृत्तोयैः शुध्यते शोध्यं नदी वेगेन शुध्यति ॥**
**रजसा स्त्री मनोदुष्टा संन्यासेन द्विजोत्तमः ॥१०८॥**

મલાદિકથી અપવિત્ર થયેલી શુદ્ધ વસ્તુ મૃત્તિકા તથા જલથી શુદ્ધ થાયછે, નદી વેગથી શુદ્ધ થાયછે, મનથી દુષ્ટ થયેલી સ્ત્રી રજોદર્શનથી શુદ્ધ થાયછે અને
1 બ્રાહ્મણ સંન્યાસથી શુદ્ધ થાયછે. ૧૦૮.

મલવગેરેથી બગડેલી વસ્તુ મૃત્તિકા અને જળવડે શુદ્ધ થાયછે શ્લેષ્મવગેરે અપવિત્ર પદાર્થોથી દૂષિત થયેલો જલનો પ્રવાહ વેગથી શુદ્ધ થાયછે. શારીર વ્યભિચારવાળી નહિ પણ કેવળ મનોદ્વારા પરપુરૂષના અનુચિંતનથી દૂષિત થયેલી સ્ત્રી રજોદર્શન થયે શુદ્ધ થાયછે તથા બ્રાહ્મણ સંન્યાસથી શુદ્ધ થાયછે. કારણ કે સંન્યાસ એ બ્રાહ્મણોને માટે અસાધારણ સંસ્કારરૂપ છે.

ગાત્રવગેરેની શુદ્ધિના પ્રકાર કહેછે—

**अद्भिर्गात्राणि शुध्यन्ति मनः सत्येन शुध्यति ॥**
**विद्यातपोभ्यां भूतात्मा बुद्धिर्ज्ञानेन शुध्यति ॥१०९॥**

શરીરના અવયવો જળથી શુદ્ધ થાયછે, મન સત્યથી શુદ્ધ થાયછે, જીવ વિદ્યા તથા તપથી શુદ્ધ થાયછે, અને બુદ્ધિ જ્ઞાનથી શુદ્ધ થાયછે ૧૦૯.

સ્વેદ વગેરેથી ઉપદ્રુત થયેલાં અંગો જળથી ક્ષાલિત કરાય ત્યારે શુદ્ધ થાયછે, નિષિદ્ધ વિચારોથી દૂષિત થયેલુ મન સત્ય બોલવાથી શુદ્ધ થાયછે, લિઙ્ગશરીરાવચ્છિન્ન આત્મા એટલે જીવાત્મા બ્રહ્મવિદ્યાથી શુદ્ધ થાયછે તેમજ પાપનો ક્ષય કરનાર તપથી પણ શુદ્ધ થાયછે અને શુદ્ધ થાયછે ત્યારે પરમાત્મરૂપે રહેછે અને વિપરીત જ્ઞાનથી ઉપદ્રુત થયેલી બુદ્ધિ યથાર્થ વિષયના જ્ઞાનથી શુદ્ધ થાયછે અહીં અમુકથી અમુકની શુદ્ધિ થાયછે એમ કહી છેવટ બતાવવાનું એ છે કે સત્યથી સર્વેની શુદ્ધિ થાયછે મન સત્યવડે શુદ્ધ થાયછે એમાં એમ પણ સમજાયછે કે તે અસત્સંકલ્પથી અશુદ્ધ થાયછે અને સત્સંકલ્પથી શુદ્ધ થાયછે બુદ્ધિજ્ઞાનથી શુદ્ધ થાયછે એટલે નહિ ભોગવેલા જન્માતરકૃત અશુભ કર્મના પાશમા પડેલી, વિવેકવગરની, ધનપુત્રાદિની આસક્તિવાળી અને અતિશય તૃષ્ણાવાળી બુદ્ધિ વેદાન્તશાસ્ત્રના અભ્યાસથી પ્રાપ્ત થયેલા જ્ઞાનવડે નિર્મળ થાયછે, અથવા અવિદ્યમાન અર્થના આકારને બનાવતી અને સ્વપ્ન વગેરેમા અસત્સિદ્ધાંતથીજ કલ્પેલા પદાર્થોમા અભિનિવેશને લીધે વસ્તુસ્વરૂપ આત્મામા તથા અન્ય પદાર્થોમા મિથ્યાભૂત ભેદનિશ્ચયથી દૂષિત થતી બુદ્ધિ સ્વપ્રકાશ આત્માના આશ્રયવાળી પ્રમાણ વ્યુત્પત્તિરૂપ જ્ઞાનથી શુદ્ધ થાયછે

શારીર શુદ્ધિનો ઉપસંહાર કરેછે અને તેની સાથે દ્રવ્યશુદ્ધિના પ્રકરણનો ઉપક્રમ કરેછે—

**एष शौचस्य वः प्रोक्तः शारीरस्य विनिर्णयः ॥**
**नानाविधानां द्रव्याणां शुद्धेः शृणुत निर्णयम् ॥११०॥**

આ શરીરસબંધી પવિત્રતાનો નિર્ણય તમોને કહ્યો હવે નાના પ્રકારનાં દ્રવ્યોની શુદ્ધિનો નિર્ણય શ્રવણ કરો ૧૧૦

ભૃગુમુનિ કહેછે કે શરીરસબધી પવિત્રતાનો નિર્ણય તમોને કહ્યો હવે નાના પ્રકારના દ્રવ્યોમા જે દ્રવ્યથી જે દ્રવ્યની શુદ્ધિ થાયછે તેનો નિર્ણય સાભળો

પાત્રદ્રવ્યોની શુદ્ધિ કહેછે—

**तैजसानां मणीनां च सर्वस्याश्ममयस्य च ॥**
**भस्मनाद्भिर्मृदा चैव शुद्धिरुक्ता मनीषिभिः ॥१११॥**

તૈજસ પદાર્થો, મણિ અને પાષાણમાંથી થયેલા સર્વ પદાર્થોની શુદ્ધિ ભસ્મથી, જળથી અને મૃત્તિકાથી વિદ્વાનોએ કહેલી છે ૧૧૧

અગ્નિના સંયોગથી ગળી જાય તેવા સોનું, રૂપું, ત્રાંબુ વગેરે પદાર્થો તૈજસ ક્હેવાયછે અને સ્ફટિકવગેરે મણિ કહેવાયછે તેઓ તથા પાષાણના પાત્રો વગેરેની શુદ્ધિ ભસ્મથી, જળથી અને મૃત્તિકાથી થાયછે .એમ વિદ્વાનોએ કહ્યુ છે લેપવગરના પદાર્થની શુદ્ધિ જલથી થાયછે એમ હવે પછી તુરતજ કહેવાશે, તેથી આ વાક્ય ઉચ્છિષ્ટ ઘૃતવગેરેથી લેપવાળા પદાર્થની શુદ્ધિને માટે છે. મૃત્તિકા જેમ ગંધ અને લેપને મટાડેછે તેમ ભસ્મ પણ ગંધ અને લેપને મટાડેછે માટે તેમાં વિકલ્પ સમજવો કે મૃત્તિ । અથવા ભસ્મ એ બેમાથી એકની જરૂર છે જળ તો મૃત્તિના હોય તોપણ જોઇએ અને ભસ્મ હોય તોપણ જોઇએ

ચીકાશવગરનાં પાત્રવગેરેની શુદ્ધિ કહેછે—

**निर्लेपं काञ्चनं भाण्डमद्भिरेव विशुध्यति ॥**
**अब्जमश्ममयं चैव राजतं चानुपस्कृतम् ॥११२॥**

લેપવગરનુ સુવર્ણનુ પાત્ર જલથીજ શુદ્ધ થાયછે તેમ જલમાથી ઉત્પન્ન થયેલ શંખ તથા મોતીવગેરે, પાષાણમય પાત્ર તથા કારીગિરીવગરનુ સાદુ રૂપાનુ પાત્ર એઓ પણ જલથી શુદ્ધ થાયછે ૧૧૨

તૈજસના વિશેષરૂપ સુવર્ણ તથા રૂપાના પાત્રો નિર્લેપ હોય તેઓની માત્ર જલથી શુદ્ધિ થાયછે પણ ત્રાબાવગેરેના પાત્રોને તો ઉચ્છિષ્ટ સ્પર્શમા દાટવગેરેના ભૂકાથી ધોવા જોઇએ આના પાત્રોમા લેપ અને ગંધ હોય તો જે વસ્તુથી લેપ તથા ગંધ મટે તે વસ્તુથી તે મટાડવો માત્ર ભસ્મ અને જલથીજ શુદ્ધિ કરવી એમ આગ્રહ પકડી રાખવો નહિ હારીતમુનિ કહેછે કે ઘઉં, મ , જવ, મગ તથા મસુરના લોટથી પણ શુદ્ધિ થાયછે શ્વાન, ચાડાલ તથા રજસ્વલા વગેરેના સ્પર્શમા તો પાત્ર નિર્લેપ હોય તો પણ તેને એકવીશ વખત માજવુ એમ હારીતમુનિ કહેછે શંખમુનિ કહેછે કે લાળ, રૂધિર, વીર્ય, મૂત્ર તથા પુરીષથી અશુદ્ધ થયેના તૈજસ પદાર્થોનુ આવર્ત્તન, ઉલ્લેખન તથા એકવીશવાર ભસ્મથી પરિમાર્જન કરવુ જે પાત્ર ઘણા કાળસુધી મૂત્રાદિથી વાસિત હોય તેનુ આવર્ત્તન કરવુ જોઇએ જૂની આકૃતિ તથા નામનો નાશ કરી નવી આકૃતિ તથા નામ કરવા તે આવર્ત્તન કર્યું ક્હેવાયછે અને ઉપર ઉપરના ભાગને માનગ વગેરેથી ઉખેડી નાખવો તે ઉલ્લેખન ક્હેવાયછે દાદથી પણ તૈજસ પદાર્થોની શુદ્ધિ ગાળી છે રાખવાને જો લેપવાળા હોય તો તેની

શુદ્ધિ ધોળા સરસવના કલ્ક થી, ગોમૂત્રથી, જળથી અને દુધથી કહેલી છે કારીગિરીવગરના સાદા રૂપાના પાત્રની શુદ્ધિ માત્ર જળથી કરીએ કારણ કે તેવું પાત્ર જો કારીગિરી એટલે કોતરકામવાળુ હોય તો તેમા મેલવગેરે ભરાઈ રહેનાથી તેની વિશેષ શુદ્ધિ કરવાની જરૂર પડેછે

સુવર્ણની અને રૂપાની શુદ્ધિમાં જલ તથા અગ્નિની મોહુતુક પ્રધાનતા કહેછે—

**अपामग्नेश्च संयोगाद्धैमं रौप्यं च निर्बभौ ॥**
**तस्मात्तयो: स्वयोन्यैव निर्णेको गुणवत्तर: ॥११३॥**

સુવર્ણ તથા રૂપુ એ બને જલ તથા અગ્નિના સયોગથી ઉત્પન્ન થયેલ છે, માટે તે બન્નેની શુદ્ધિ તેના ઉત્પતિસ્થાન જ જળથી તથા અગ્નિથી કરી એ શ્રેષ્ઠ છે ૧૧૩

अग्निर्वै वरुणानीरकामयत । આટલે અગ્નિએ ભાગબુદ્ધિથી વરૂણ દેવતાની કામના કરી, ઇત્યાદિ વચનો વેદમા શ્રવણ કરવામા આવેછે તેમજ अग्ने सुवर्णोमन्द्रिय वरुणानीना रेतम् । ઇત્યાદિ શ્રુતિઓમા અગ્નિ અને જળનો સંયોગ થવાથી સુવર્ણ તથા રૂપુ ઉત્પન્ન થયેલ છે તેથી તે સુવર્ણ તથા રૂપાની શુદ્ધિ પોતાના કારણરૂપ જળથી અને અત્યત અશુદ્ધ હોય તો અગ્નિથી થાય તે શ્રેષ્ઠ છે શ્લોકમાના स्वयोन्या એ પદનો અર્થ સમાન ઉત્પત્તિવાળી ભસ્મવડે એમ પણ થઇ શકેછે ભસ્મના ગ્રહણથી મૃત્તિકાનુ ગ્રહણ પણ થાયછે અથવા અગ્નિમા તપાવીને જળવડે ધોવાથી તે શુદ્ધ થાયછે

તામ્રવગેરેની શુદ્ધિ કહેછે—

**ताम्रायःकांस्यरैत्यानां त्रपुणः सीसकस्य च ॥**
**शौचं यथार्हं कर्त्तव्यं क्षाराम्लोदकवारिभिः ॥११४॥**

ત્રાબું, લોઢુ કાસુ પીતળ કથીર અને સીસુ એઓની શુદ્ધિ જેમ યોગ્ય જણાય તેમ ક્ષારથી ખાટાપાણીથી અને જલથી કરવી ૧૧૪

ત્રાબાવગેરેની શુદ્ધિ ક્ષારથી એટલે ભસ્મથી આમલીવગેરેના ખાટા જળથી તથા શુદ્ધ જળથી જેમ યોગ્ય લાગે તેમ કરવી બૃહસ્પતિ કહેછે કે अम्भसा हेमरौप्याय कांस्य शु यते भस्मना । अम्लैस्ताम्र च रैत्य च पुनःपाकेन

मृण्मयम् ॥ એટલે સોનાનું, રૂપાનું અને લોહનું પાત્ર જળથી શુદ્ધ થાયછે, કાંસાનું પાત્ર ભસ્મથી શુદ્ધ થાયછે, ત્રાંબાનું તથા પીતળનુ પાત્ર અમ્લ પદાર્થોથી શુદ્ધ થાયછે અને મૃત્તિકાનું પાત્ર પુનઃપાકથી શુદ્ધ થાયછે. કથીર અને સીસું છાણથી તથા ફેતરાંથી શુદ્ધ થાયછે.

દ્રવવગેરે પદાર્થોની શુદ્ધિ કહેછે—

**द्रवाणां चैव सर्वेषां शुद्धिराप्लवनं स्मृतम् ॥**
**प्रोक्षणं संहतानां च दारवाणां च तक्षणम् ॥११५॥**

સઘળા દ્રવપદાર્થોની શુદ્ધિ આપ્લવન કરવાથી થાયછે, સંહતપદાર્થોની શુદ્ધિ પ્રોક્ષણ કરવાથી થાયછે અને કાષ્ઠના પદાર્થોની શુદ્ધિ તેને છોલવાથી થાયછે. ૧૧૫.

ઘી તેલ વગેરે દ્રવ એટલે પ્રવાહી પદાર્થો કાગડા કે અન્ય જંતુઓથી અપવિત્ર થયેલ હોય તો અને બૌધાયનના વચનથી તે પ્રસૃતિ એટલે સોળ તોલા પ્રમાણવાળા હોય અથવા બીજાઓના મતપ્રમાણે પ્રસ્થ એટલે ચોસઠ તોલા પ્રમાણવાળા હોય તો પ્રાદેશમાત્ર એટલે તર્જની આંગળી અને અંગુઠાને વધારેમાં વધારે દૂર રાખતા તેઓ વચ્ચે જેટલું અંતર થાય તેટલા પ્રમાણવાળી દર્ભની બે સળીઓવડે તેમાથી થોડો ભાગ કહાડી નાખવારૂપ તેનું આપ્લવન કરવાથી તે પવિત્ર થાયછે એમ પણ કહેવામાં આવેછે કે તેજ જાતનો નવો પ્રવાહી પદાર્થ તે અપવિત્ર થયેલા પ્રવાહી પદાર્થના પાત્રમાં એટલો નાખવો કે પાત્ર ભરાઇજવાથી થોડો ભાગ બહાર નિકળી જાય, તે આપ્લવન કહેવાય. દુષિત થયેલો પદાર્થ બહુજ થોડો હોય તો તેનો ત્યાગજ કરી દેવો ઘીવગેરેના પાત્રને કંઇ ઉપઘાત થયો હોય તો પાત્ર બદલાવી નાખવાથીજ અંદરના પદાર્થની શુદ્ધિ થાયછે. ઉચ્છિષ્ટ સ્પર્શમાં તો તેલ, ઘીવગેરે જે ઉચ્છિષ્ટ થયેલ હોય તેના પાત્રને જળમાં રાખીને પવિત્ર નંત્રો જપવા. ઉનું કર્યાવગરના ઘીનો જેટલો ભાગ દુષિત થયેલો હોય તેટલો ભાગ કહાડી નાખવાથી બાકીનો ભાગ શુદ્ધ થયો જણાયછે. શય્યાવગેરે સંહત પદાર્થો જો ઉચ્છિષ્ટ વગેરેથી અપવિત્ર થયા હોય તો પ્રોક્ષણ કરવાથી શુદ્ધ થાયછે અને કાષ્ઠના પદાર્થોની શુદ્ધિ તેને છોલી નાખવાથી થાયછે.

યજ્ઞપાત્રોની શુદ્ધિ કહેછે—

**मार्जनं यज्ञपात्राणां पाणिना यज्ञकर्मणि ॥**
**चमसानां ग्रहाणां च शुद्धिः प्रक्षालनेन तु ॥११६॥**

યજ્ઞકર્મમાં ચમસ, ગ્રહ અને બીજાં યજ્ઞસંબંધી પાત્રોની, પ્રથમ હાથથી માર્જન કરવાથી અને પછી જળવડે પ્રક્ષાલન કરવાથી શુદ્ધિ થાયછે. ૧૧૬.

ચમસ તથા ગ્રહ એ યજ્ઞપાત્રોને પ્રયોગાંતરમાં ઉપયોગમાં લીધેલા હોય અને તે પછી બીજા કામમાં લેવા હોય તો પ્રથમના ઘૃત તથા હવિષ વગેરેનો લેપ મટાડવામાટે હાથથી સાફ કરી પછી જળથી શુદ્ધ કરવા યજ્ઞના ઉપયોગનું જલપાત્ર ચમસ કહેવાયછે તથા ષોડશીવગેરે સોમપાત્રો ગ્રહ કહેવાયછે

ચરૂવગેરેની શુદ્ધિ કહેછે—

**चरूणां स्रुक्स्रुवाणां च शुद्धिरुष्णेन वारिणा ॥**
**स्फ्यशूर्पशकटानां च मुसलोलूखलस्य च ॥११७॥**

ચરૂ, સ્રુક્, સ્રુવ સ્ફ્ય, શૂર્પ, શકટ, મુસલ અને ઉલૂખલ એઓની શુદ્ધિ ઉષ્ણજળથી થાયછે ૧૧૭

ઘીવગેરેથી ખરડાયેલા ચરૂવગેરે યજ્ઞના સાધનો ઉષ્ણજળવડે ધોવાથી શુદ્ધ થાયછે હોમવાના ચોખા જેમાં પકવવામાં આવે તે પાત્ર ચરૂ કહેવાયછે સ્રુક્ અને સ્રુવ એ બે હોમ કરવાના સાધન છે, હોમવખતે રાક્ષસવગેરેના ત્રાસમાટે હાથમાં રાખવામાં આવતો ખડ્ગની આકૃતિવાળો કાષ્ઠદંડ સ્ફ્ય કહેવાયછે શૂર્પ એટલે સુપડું, શકટ એટલે ગાડું, મુસલ એટલે સાંબેલું અને ઉલખલ એટલે ખાંડણીઓ એ સઘળા યજ્ઞના ઉપયોગમાં આવતા સાધનોની શુદ્ધિ પણ ઉષ્ણજળથીજ થાયછે

જળવડે પ્રોક્ષણ કરવાથી કોની શુદ્ધિ થાયછે તથા જળવડે પ્રક્ષાલન કરવાથી કોની શુદ્ધિ થાયછે તે જણાવેછે—

**अद्भिस्तु प्रोक्षणं शौचं बहूनां धान्यवाससाम् ॥**
**प्रक्षालनेन त्वल्पानामद्भिः शौचं विधीयते ॥११८॥**

ધાન્ય તથા વસ્ત્રો જો ઘણાં હોય તો જળવડે પ્રોક્ષણ કરવાથી શુદ્ધ થાયછે અને થોડાં હોય તેની શુદ્ધિ જળવડે પ્રક્ષાલન કરવાથી થાયછે ૧૧૮.

ચાંડાલવગેરેના સ્પર્શથી અપવિત્ર થયેલ ધાન્ય તથા વસ્ત્ર ઘણાં એટલે એક પુરૂષથી ઉપાડી શકાય નહિ એવાં હોય તો તેની શુદ્ધિ જળવડે માત્ર પ્રોક્ષણ કરવાથીજ થાયછે અને થોડાં હોય તો તેની શુદ્ધિ જળવડે પ્રક્ષાલન કરવાથી અર્થાત્ ધોવાથી થાયછે સવળે હાથે જળબિંદુઓ નાખવાં તે પ્રોક્ષણ કહેવાયછે ગૌતમીતંત્રમાં કહ્યું છે કે तिरश्चाभ्युक्षणं प्रोक्तं न्यञ्चताचोक्षणं मतम् ।

अप्तानेन तु हस्तेन प्रोक्षणं समुदाहृतम् ॥ એટલે આડા હાથવડે જલબિંદુઓ નાખવાં તે અભ્યુક્ષણ કહેવાયછે. અવળા હાથથી એટલે હથેળી નીચેના ભાગમાં આવે એમ હાથ કરી જલબિંદુઓ નાખવા તે અવોક્ષણ મનાયછે અને સવળા હાથવડે એટલે હથેળી ઉપરના ભાગમાં રહે તેમ હાથ રાખીને જલબિંદુઓ નાખવાં તે પ્રોક્ષણ કહેવાયછે.

ચર્મ તથા શાકમૂલવગેરેની શુદ્ધિ કહેછે—

**चैलवच्चर्मणां शुद्धिर्वैदलानां तथैव च ॥**
**शाकमूलफलानां च धान्यवच्छुद्धिरिष्यते ॥११९॥**

ચર્મ તથા વાંશમાંથી બનેલા પદાર્થો વસ્ત્રની પેઠે શુદ્ધ થાયછે અને શાક, મૂલ અને ફલ એઓની શુદ્ધિ ધાન્યની પેઠે થાયછે. ૧૧૯.

સ્પર્શ કરવાયોગ્ય પશુઓના ચર્મ અને વાંશવગેરેના દલમાંથી બનાવેલા પદાર્થો વસ્ત્રની શુદ્ધિમાં બતાવેલા પ્રકારથી શુદ્ધ થાયછે તથા શાક, મૂલ અને ફલની શુદ્ધિ ધાન્યની શુદ્ધિપ્રમાણે થાયછે

રેશમી વસ્ત્રવગેરેની શુદ્ધિ કહેછે—

**कौशेयाविकयोरूषैः कुतपानामरिष्टकैः ॥**
**श्रीफलैरंशुपट्टानां क्षौमाणां गौरसर्षपैः ॥१२०॥**

રેશમીવસ્ત્ર અને ગાડરવગેરેની ઉનમાથી થતાં વસ્ત્રોની શુદ્ધિ ક્ષારથી, નેપાલકંબલની શુદ્ધિ અરીઠાઓથી, અંશુપટ્ટની શુદ્ધિ બીલીનાં ફળોથી તથા ક્ષૌમની શુદ્ધિ ધોળા સરસવથી થાયછે. ૧૨૦.

કૃમિકોશમાથી ઉત્પન્ન થતા રેશમી વસ્ત્રો અને ગાડર વગેરેનાં રૂંવાડામાંથી બનાવવામાં આવતા ઉનનાં વસ્ત્રો ક્ષારથી અર્થાત્ આરાથી શુદ્ધ થાયછે, નેપાલદેશતરફ પર્વતોમાંનાં ઘેટાવગેરેની ઉનમાંથી બનાવવામાં આવતાં ઊંચા પ્રકારના વસ્ત્રો જે નેપાલકંબલ કહેવાયછે તેને ઘીવગેરેનો લેપ થવાથી તે બગડેલ હોય તો અરીઠાવડે શુદ્ધ થાયછે અંશુપટ્ટ એ પણ એક જાતનું ઉનનુંજ વસ્ત્ર છે કોઇ તેને એક જાતનું વલ્કલ પણ કહેછે. તે બીલાંના ગર્ભવડે ધોવાથી શુદ્ધ થાયછે. અને અતસીની છાલમાથી બનતું ક્ષૌમ નામનું વસ્ત્ર કે જે એક જાતનું શણ છે તે ધોળા સરસવના ભૂકાવડે શુદ્ધ થાયછે. ધોવામાં બધા પદાર્થોની સાથે જલ સમજી લેવું.

શંખ, શૃંગવગેરેની શુદ્ધિ જણાવેછે—

**क्षौमवच्छङ्खशृङ्गाणामस्थिदन्तमयस्य च ॥**
**शुद्धिर्विजानता कार्या गोमूत्रेणोदकेन वा ॥१२१॥**

શંખ, પશુઓનાં શૃંગ, અસ્થિ અને દાંતમાંથી થએલા પદાર્થોની શુદ્ધિ, શુદ્ધિના પ્રકારને જાણનારા પુરૂષે ગોમૂત્રની સાથે અથવા કેવળ જળની સાથે ક્ષૌમવસ્ત્રની શુદ્ધિ કરનારા ધોળા સરશવના ચૂર્ણને મેળવી તેનાથી કરવી. ૧૨૧.

ક્ષૌમ વસ્ત્ર જેમ ધોળા સરશવથી શુદ્ધ થાયછે તેમ શંખ, શૃંગ, અસ્થિ અને દાંતના પદાર્થો પણ ધોળા સરશવથી શુદ્ધ થાયછે વિશેષ એટલો કે એ ધોળા સરશવના ભૂકાને ગોમૂત્રમાં મેળવી તેનાથી તે પદાર્થો શુદ્ધ કરવા. સરશવનો ભૂકો કેવળ જળની સાથે મેળવી તેનાથી શુદ્ધિ કરે તો પણ થઇ શકે. આમાં શૃંગ કહ્યુ તે હાળિયર મૃગવગેરેનું, અસ્થિ અજવગેરેનું તથા દાંત કહેલ છે તે હાથી વગેરેના સમજવા અપવિત્ર ગધેડાવગેરેના અસ્થિ કે દાંત સમજવા નહિ. આ અધ્યાયના ૧૧૨ મા શ્લોકમાં જળમાંથી ઉત્પન્ન થતા પદાર્થરૂપે શંખની શુદ્ધિ કહેવાઇ ગઇ છે તોપણ અહીં ફરીને શુદ્ધિ કહી તે, વિશેષ મલિન પદાર્થના સંસર્ગથી તે અશુદ્ધ થયેલ હોય તો તેને માટે છે. ગોમૂત્ર તથા જળનો વિકલ્પ કર્યોછે તે, જો તે પદાર્થો વિશેષ બગડેલા હોય તો ધોળા સરશવનો ભૂકો ગોમૂત્રસાથે મેળવી તેનાથી ઘસીને સાફ કરવા અને પછી ધોવા તથા જો બહુ બગડેલા ન હોય તો ધોળા સરશવનો ભૂકો માત્ર જળમા મેળવી તેનાથી સાફ કરીને ધોવા એમ જણાવવામાટે છે

તૃણકાષ્ઠવગેરેની શુદ્ધિ કહેછે—

**प्रोक्षणात्तृणकाष्ठं च पलालं चैव शुध्यति ॥**
**मार्जनोपाञ्जनैर्वेश्म पुनःपाकेन मृण्मयम् ॥१२२॥**

તૃણ, કાષ્ઠ અને પરાળ એઓ જળના પ્રોક્ષણથી શુદ્ધ થાયછે. ઘર માર્જન તથા ઉપલેપથી શુદ્ધ થાયછે અને મૃત્તિકાનુ પાત્ર પુનઃપાકથી શુદ્ધ થાયછે. ૧૨૨.

ચાંડાલવગેરેના સ્પર્શથી દૂષિત થયેલ તૃણ, કાષ્ઠ અને પરાળ એટલે ત્રીહિવગેરે ધાન્યના સાંઠાવગેરેમાંથી બનાવેલું પાંથરવાનું સાધન એઓ પ્રોક્ષણથી શુદ્ધ થાયછે. અહીં કાષ્ઠનું ગ્રહણ છે તે તૃણ તથા પરાળની સાથે હોવાથી રસોઇ વગેરેમાં ઉપયોગી ઇંધન-કાષ્ઠમાટે છે. રજસ્વલા સ્ત્રીવગેરેના વસવાથી દૂષિત થયેલ ઘર માર્જન તથા ગોમયવગેરેના ઉપલેપથી શુદ્ધ થાયછે. ધૂમાડાને તથા.

અંધકારને દૂર કરવો તે વસ્તુ માર્જન કહેવાયછે જેથી કે છાણથી પૃથ્વીને લેપન કરવું તે ઉપલેપ કહેવાયછે અસ્પૃશ્યનો જેટલાભાગમાં સ્પર્શ થયો હોય તેટલા ભાગમાટે આ શુદ્ધિ કરવાની છે જો શબને લીધે ઉપઘાત થયો હોય તો ભીંતને છોલવી તથા તેમાં સૂર્યના કિરણોનો પ્રવેશ અને અગ્નિની જ્વાળાનો સ્પર્શ કરાવવો ઉચ્છિષ્ટવગેરેના સ્પર્શથી અશુદ્ધ થયેલું માટીનું પાત્ર ફરીથી અગ્નિમાં પકાવવાથી શુદ્ધ થાયછે

મદ્યાદિકથી દૂષિત થયેલું મૃત્તિકાનું પાત્ર પુનઃપાકથી પણ શુદ્ધ થતું નથી એમ જણાવેછે—

**मद्यैर्मूत्रैः पुरीषैर्वा ष्ठीवनैः पूयशोणितैः ॥**
**संस्पृष्टं नैव शुध्येत पुनःपाकेन मृण्मयम् ॥१२३॥**

મદ્ય, મૂત્ર, પુરીષ, ષ્ઠીવન, પૂય અને રુધિર એટલા પદાર્થોથી દૂષિત થયેલું મૃત્તિકાનું પાત્ર અગ્નિમાં ફરીવાર પાક કરવાથી પણ શુદ્ધ થતું નથી ૧૨૩

ષ્ઠીવન એટલે થુંક અને પૂય એટલે પરૂ, આના અતિશય દુષ્ટ ગણાતા પદાર્થોથી ઉપહત થયેલ મૃત્તિકાપાત્ર પુનઃ પાકથી પણ શુદ્ધ થતું નથી

પૃથ્વીની શુદ્ધિના પાંચ પ્રકાર કહેછે—

**संमार्जनोपाञ्जनेन सेकेनोल्लेखनेन च ॥**
**गवां च परिवासेन भूमिः शुध्यति पञ्चभिः ॥१२४॥**

સંમાર્જન કરવાથી, ઉપલેપથી, ગોમૂત્રવગેરે છાંટવાથી, ઉખેડી નાખવાથી અને ગાયોના નિવાસથી એપ્રમાણે પાંચ સાધનોથી પૃથ્વી શુદ્ધ થાયછે ૧૨૪.

પૃથ્વી ઉચ્છિષ્ટ થઇ હોય એટલે તેનાપર ચાંડાલવગેરે વસેલ હોય અથવા મૂત્રપુરીષથી તે દૂષિત થયેલ હોય તેનું સંમાર્જન કરવાથી એટલે તેપરનો કચરો કહાડી નાખવાથી, ઉપલેપથી એટલે છાણમાટીવડે લીંપવાથી, ગોમૂત્રવગેર છાંટવાથી, ઉપરનો ભાગ ઉખેડી નાખવાથી અને તે ઠેકાણે એક અહોરાત્રપર્યંત ગાયોને વસાવવાથી તે શુદ્ધ થાયછે દોષના ગૌરવમાં આ બધા પ્રકારો કામે લગાડવા અને તેના લાઘવમાં થોડા પ્રકારથી પણ શુદ્ધિ થઇ શકેછે

પક્વ અન્નની શુદ્ધિ કહેછે—

**पक्षिजग्धं गवा घ्रातमवधूतमवक्षुतम् ॥**
**दूषितं केशकीटैश्च मृत्प्रक्षेपेण शुध्यति ॥१२५॥**

પક્ષીઓએ ખાધેલુ, ગાયે સુઘેલુ, પગથી કચરેલુ, જેનાઉપર છીંક ખાધેલી હોય તથા કેશ અને કીટથી દૂષિત થયેલુ અન્નાદિક મૃત્તિકાના પ્રક્ષેપથી શુદ્ધ થાયછે. ૧૨૫

કાક તથા ગૃધ્રવગેરે નિંદ્ય પક્ષીઓસિવાયનાં બીજાં પક્ષીઓએ જેનો કોઇપણ ભાગ ખાવેલો હોય, ગાયે જેને સુઘેલુ હોય, જે પગથી કચરાયેલું હોય, જેનાપર કોઇએ છીંક ખાવેલી હોય તથા જે કેશ કે કીડાઓ પડવાથી દૂષિત થયેલુ હોય એવુ અન્ન તેમા જરા મૃત્તિકા નાખવાથી શુદ્ધ થાયછે મૃત્તિકા નાખીને પછી પ્રોક્ષણ કરવું એમ અન્ય સ્મૃતિકારો કહેછે ગૌતમ તો કહેછે કે निसमभोज्य केशकीटावपत्रम् । એટલે કેશ અને કીટથી દૂષિત થયેલું અન્ન નિત્ય અભોજ્ય થાયછે અન્નના મોહોટા ઢગલામા અપવિત્ર કીટવગેરેનો સસર્ગ છતા પણ જેટલા ભાગને સસર્ગ થયો હોય તેટલો ભાગ કહાડી નાખવાથી અવશિષ્ટની શુદ્ધિ જણાવેછે સ્મૃત્યન્તરમા કેશાદિકપડ્યાથી દૂષિતની શુદ્ધિમાટે જલસહિત કાચન, રજત, દર્ભ અને મણિનો સ્પર્શ વિહિત છે કોઇ ઠેકાણે અગ્નિથી જ્વાલન પણ કહ્યુ છે

દ્રવ્યશુદ્ધિનો એક સામાન્ય નિયમ બતાવેછે—

## यावन्नापैत्यमेध्याक्ताद्गन्धो लेपश्च तत्कृतः ॥
## तावन्मृद्वारि चादेयं सर्वासु द्रव्यशुद्धिषु ॥१२६॥

અપવિત્ર પદાર્થના લેપાયેલા દ્રવ્યમાથી જ્યાસુધી તેનો ગધ તથા લેપ જાય નહિ ત્યાસુધી મૃત્તિકા તથા જળથી તે દ્રવ્યને શુદ્ધ કર્યા કરવુ આ પ્રકાર બધી દ્રવ્યશુદ્ધિઓમા લેવાનો છે ૧૨૬

મદ્યાદિક અપવિત્ર પદાર્થના લેપવાળા દ્રવ્યને જ્યાસુધી તેમાથી તે અપવિત્ર પદાર્થનો ગધ તથા લેપ એ બન્ને નિકળી જાય ત્યાસુધી મૃત્તિકા અને જળથી શુદ્ધ કરવું જે દ્રવ્યનેમાટે જેટલી અને જેવી શુદ્ધિનો નિર્દેશ કરવામા આવ્યો હોય તેટલી અને તેવી શુદ્ધિ કર્યા છતા પણ તેમાથી ગધ અને લેપ ન જાય તો તે ગધ અને લેપ જાય ત્યાસુધી વારવાર મૃત્તિકા અને જળથી તેને શુદ્ધ કર્યા કરવુ પણ ગધ અને લેપ નહિ જેવા હોય અથવા ન હોય તોપણ જેટલી શુદ્ધિનો નિર્દેશ કરવામા આવ્યો હોય તેના કરતા ઓછી શુદ્ધિ તો કરવીજ નહિ અર્થાત્ નિર્દિષ્ટ શુદ્ધિ તો પૂરેપૂરી કરવી અને તેઉપરાત જરૂર પડે ત્યારે ગધ તથા લેપના નાશપર્યંત વિશેષ શુદ્ધિ કરવી

સર્વદ્રવ્યમાટે શુદ્ધિના સામાન્ય ત્રણ હેતુઓ કહેછે—

त्रीणि देवाः पवित्राणि ब्राह्मणानामकल्पयन् ॥
अदृष्टमद्भिर्निर्णिक्तं यच्च वाचा प्रशस्यते ॥१२७॥

જેનું અપવિત્રતાનું કારણ જોવામાં આવેલુ ન હોય તે અદૃષ્ટ, જળથી પ્રક્ષાલિત કરેલુ અને શુદ્ધ છે એ પ્રમાણે બ્રાહ્મણે જે વસ્તુમાટે કહેલુ હોય એ ત્રણ પદાર્થો દેવોએ બ્રાહ્મણોમાટે પવિત્ર કલ્પેલા છે. ૧૨૭.

કોઇપણ પ્રકારથી જેનું અપવિત્રતાનું કારણ જોવામા આવેલુ ન હોય તે અદૃષ્ટ કહેવાયછે અને તેને પવિત્ર ગણેલ છે આથી રક્ષકવગરના પ્રદેશમાં રહેલ વસ્તુ શ્વાન કે કાકવગેરેથી દૂષિત થયેલ છે એમ જોયેલ ન હોય તો પાછી તે પ્રદેશમાં તેને શ્વાન કે કાકવગેરેનો સ્પર્શ થયો હશે અને તેથી તે અપવિત્ર થયેલ હશે એવી પ્રમાણવગરની શંકા કરવી નહિ. કદાચ અપવિત્રતાની શંકા થાય તો ત્યાં જેને જળથી પ્રક્ષાલિત કરેલ હોય તેને પણ પવિત્ર ગણેલ છે હારીત કહેછે કે "જે જે પદાર્થમાટે અપવિત્રતાની શંકા થાય તે તે પદાર્થ જળથી પ્રક્ષાલિત કરવાથી શુદ્ધ થાયછે વળી અપવિત્રતાની શંકામાં બ્રાહ્મણ એમ કહે કે આ પદાર્થ શુદ્ધ છે ત્યારે પણ તે પદાર્થને શુદ્ધ ગણવામાં આવેછે આ શ્લોક અલ્પદોષની શંકા થઇ હોય તેવા પ્રસંગમાટેનો ગણાયછે.

પૃથ્વીઉપર રહેલા જળની શુદ્ધિ કહેછે—

आपः शुद्धा भूमिगता वैतृष्ण्यं यासु गोर्भवेत् ॥
अव्याप्ताश्चेदमेध्येन गन्धवर्णरसान्विताः ॥१२८॥

પૃથ્વીઉપર રહેલું જળ કે જે એક ગાયની તૃષા મટાડવાને પૂરતું હોય અને અપવિત્ર પદાર્થથી વ્યાપ્ત ન હોય તથા ગંધ, વર્ણ અને રસથી યુક્ત હોય તે પવિત્ર ગણાયછે ૧૨૮.

. જળને પૃથ્વીપર રહેલું એ પ્રમાણે વિશેષણ આપેલું છે તેથી પાષાણ તથા વાસણવગેરેના પાત્રમાં ભરેલું જળ તેનાજેવું પવિત્ર ગણાતું નથી એમ દેખાયછે. પ્રાચીન વિદ્વાનોએ કહ્યું છે કે જેમા ગાયની અલકંબલ ડૂબી જાય અને તેની તૃષામટે તેટલું પૃથ્વીપરનું જળ હોય તે શુદ્ધ છે. પૃથ્વીપરના જળનું આ ઓછામાં ઓછું માપ છે. મોહોટાં તળાવવગેરેના એક પ્રદેશમાં અપવિત્ર જળ હોય અને પ્રદેશાંતરમાં અંત્યાદિવગરનું હોય તો તે શુદ્ધ છે.

જેને કદીપણ અશુદ્ધ ન ગણી શકાય એવા પદાર્થો કહેછે—

**नित्यं शुद्धः कारुहस्तः पण्ये यच्च प्रसारितम् ॥**
**ब्रह्मचारिगतं भैक्ष्यं नित्यं मेध्यमिति स्थितिः ॥१२९॥**

કારૂ લોકોનો હાથ સર્વદા શુદ્ધ છે તેમ બજારમા વેચવા નાખેલું હોય તે તથા બ્રહ્મચારીને મળેલી ભિક્ષા એઓ પણ સર્વદા શુદ્ધ ગણાય એવી મર્યાદા છે ૧૨૯

માળી વગેરે કારૂ એટલે કારીગર લોકોનો હાથ સદા પવિત્ર છે દેવ તથા બ્રાહ્મણને માટે માળા બનાવવાના વખતમા તેનો હાથ દ્રવ્યપ્રયોજનની અપેક્ષાથી વિશેષ શુદ્ધિથી યુક્ત ન હોય તોપણ તે સર્વદા સ્વભાવથીજ શુદ્ધ છે એટલે તેને જન્મ કે મરણનું સૂતક હોય તોપણ તે નડતુ નથી બીજે ઠેકાણે પણ આમ જોવામા આવેછે કે न स्यात्सौच कारूणा कारुकर्मणि। એટલે કારૂ લોકોને પોતાના કામમા આશૌચ નડતુ નથી રસોઇઆ, વણકર અને વેપારી પણ કારીગરમાજ ગણાયછે તેથી તેઓ આશૌચમા પણ જે માલ રચે, વણે કે ધુવે તે તેના સ્પર્શથી અપવિત્ર થતુ નથી જે કાચુ અન્ન બજારમા વહેચવામાટે મૂકેલુ હોય તે, ખરીદવા આવનાર અનેક લોકોના હાથ અડે તોપણ અપવિત્ર ગણાતુ નથી "नापणनीयमन्नमश्नीयात् । એટલે બજારમાથી ખરીદેલુ અન્ન ખાવુ નહિ " એવો શંખસ્મૃતિનો જે નિષેધ છે તે પકાવેલા અન્નમાટેનો છે વળી બ્રહ્મચારીને મળેલુ સિદ્ધ અન્ન રસ્તામા ફરવા છતા પણ અપવિત્ર ગણાતુ નથી આવી શાસ્ત્રમર્યાદા છે

કાર્યવિશેષની અપેક્ષાથી પવિત્રતાવાળા પદાર્થોનો નિર્દેશ કરેછે—

**नित्यमास्यं शुचि स्त्रीणां शकुनिः फलपातने ॥**
**प्रसवे च शुचिर्वत्सः श्वा मृगग्रहणे शुचिः ॥१३०॥**

સ્ત્રીઓનુ મુખ સર્વદા પવિત્ર છે, ફળ પાડવામા પક્ષી પવિત્ર છે, દોહવાના વખતમા વાછડુ પવિત્ર છે અને મૃગને પકડવામા શ્વાન પવિત્ર છે ૧૩૦

પોતાને ગમ્ય સ્ત્રીનુ મુખ ચુંબનાદિમા સદા પવિત્ર છે અર્થાત્ તેથી ઉચ્છિષ્ટતા થતી ગણાતી નથી नाश्नीयाद्भार्यया सार्द्धम् । ( અધ્યાય ૪થા શ્લોક ૪૩ મો )એ નિષેધવચનથી રતિસંસર્ગમા ચુંબનાદિવિષેજ સ્ત્રીમુખની પવિત્રતા સમજવી પણ ભોજનાદિ સર્વ પ્રસંગોમા સમજવી નહિ પક્ષી પોતાની ચાંચ મારીને ફળને નીચે પાડી નાખે તો તેમા પક્ષીની ચાંચ લાગવાથી ફળ અપવિત્ર થઇ

ગયું એમ ગણવું નહિ. એટલે ફળ પાડવામાં ગમે તે પક્ષી પવિત્રજ ગણાયછે. વળી ગાય વગેરેને દોહોની વખતે પ્રથમ તેનું વાછડું વગેરે તેને ધાવે તે વખતે તે ધાવનારનું મુખ અડવાથી ગાય વગેરેના આંચળની અપવિત્રતા ગણાતી નથી; કારણકે વાછડાં વગેરેનું મુખ એ સમયે પવિત્રજ છે અને પવિત્રના સ્પર્શથી કદી પણ અપવિત્રતા થાયજ નહિ તેમ શ્વાન પોતે શુદ્ધ નથી પણ મૃગયામાં મૃગાદિને પકડવામા તેને શુદ્ધ ગણેલ છે.

માંસને જેઓ ઉપયોગમાં લેછે તેઓને માટે માંસ નિંદ્ય સંસર્ગવાળું છતાં પણ પવિત્ર છે, અર્થાત્ માંસ શુદ્ધાશુદ્ધ વિચારના એવા પગથીયાપર છે કે જ્યાંથી નિંદ્ય સંસર્ગવડે તેને વિશેષ અપવિત્રતા પ્રાપ્ત થઇ શકતી નથી, એવો મનુનો અભિપ્રાય જણાવેછે—

**श्वभिर्हतस्य यन्मांसं शुचि तन्मनुरब्रवीत् ॥**
**क्रव्याद्भिश्च हतस्यान्यैश्चण्डालाद्यैश्च दस्युभिः॥१३१॥**

શ્વાનથી હણાએલા મૃગાદિકનું જે માંસ છે, તે પવિત્ર છે એમ મનુએ કહેલું છે. તેમજ કાચા માંસને ખાનાર પ્રાણીઓએ તથા બીજા ચાંડાલાદિ વ્યાધોએ મારેલા મૃગાદિકનુ માંસ પણ પવિત્ર છે. ૧૩૧.

શ્વાને હણેલા મૃગાદિકનું માંસ શ્રાદ્ધવગેરેમાં પવિત્ર ગણેલ છે, તેમજ બીજાં માસ ખાનારા વાઘ તથા શ્યેન વગેરે પ્રાણીઓએ અને મૃગોને મારીને આજીવિકા ચલાવનારા વ્યાધ વગેરે લોકોએ મારેલા મૃગ વગેરેનું માંસ પણ પવિત્ર છે, એમ મનુએ કહેલું છે. અર્થાત્ શ્વાન તથા વ્યાધવગેરેના સ્પર્શથી તે દૂષિત થયેલું ગણાતું નથી

શારીર અવયવોની સ્વાભાવિક શુદ્ધાશુદ્ધતા દેખાડેછે—

**ऊर्ध्वं नाभेर्यानि खानि तानि मेध्यानि सर्वशः ॥**
**यान्यधस्तान्यमेध्यानि देहाच्चैव मलाश्च्युताः॥१३२॥**

નાભિથી ઉપરના ભાગમાં જે ઇંદ્રિયોનાં છિદ્રો છે તે સઘળાં પવિત્ર છે અને નાભિની નીચેના પ્રદેશનાં છિદ્રો અને દેહથી છુટા પડેલા દેહમાંના મળો અપવિત્ર છે ૧૩૨.

નાભિથી ઉપરના ભાગમાં નેત્ર, કર્ણ વગેરેનાં છિદ્રો પવિત્ર છે, એટલે તેના સ્પર્શમાં કશો દોષ નથી, પણ નાભિની નીચેનાં છિદ્રો અપવિત્ર છે એટલે તેઓના સ્પર્શથી અપવિત્રતા થાયછે તેમજ શરીરના તે તે ભાગમાં રહેલા શ્લેષ્મ

વગેરે મળો અપવિત્ર નથી પણ શરીરમાંથી જ્યારે તેઓ છૂટા પડે, ત્યારે તેઓ અપવિત્રજ છે.

અપવિત્રનો સ્પર્શ થતાં પણ જે પદાર્થોને અપવિત્ર ગણવામાં નથી આવતા તેનું પરિગણન કરેછે—

**मक्षिका विप्रुषश्छाया गौरश्वः सूर्यरश्मयः ॥**
**रजो भूर्वायुरग्निश्च स्पर्शे मेध्यानि निर्दिशेत् ॥१३३॥**

મક્ષિકા, મુખમાંથી પડતાં જલબિંદુઓ, છાયા, ગાય, અશ્વ, સૂર્યનાં કિરણો, રજ, પૃથ્વી, વાયુ અને અગ્નિ એઓ સ્પર્શમાં પવિત્ર છે એમ જાણવું. ૧૩૩

અપવિત્ર પદાર્થોનો સ્પર્શ કરનાર છતાં પણ મક્ષિકાઓ પવિત્ર છે તેમજ મુખમાંથી નીકળતાં જલબિંદુઓ, હીનસ્પર્શવાળા પતિતવગેરેની છાયા અને ગાય, અશ્વ, સૂર્યના કિરણો, રજ, પૃથ્વી, વાયુ તથા અગ્નિ એઓને ચાંડાલ વગેરેનો સ્પર્શ થયો હોય છતાં પણ તેઓ સ્પર્શમાં પવિત્ર ગણાયછે ગાયના ગ્રહણથી બકરી વગેરે, અશ્વના ગ્રહણથી હસ્તિ વગેરે તથા સૂર્યના ગ્રહણથી ચંદ્ર વગેરેનું પણ ગ્રહણ થાયછે સ્મૃત્યંતરમાં આપ્રમાણે પણ છે કે अजाश्वा मुखतो मेध्या गावो मेध्या मुखाद्दते । मार्जारनकुलौ स्पृश्यौ शुभाश्च मृगपक्षिण ॥ એટલે અજા અને અશ્વ વગેરે મુખથી પવિત્ર છે, ગાયો મુખ સિવાયના અંગોથી પવિત્ર છે, માર્જાર અને નકુલ સ્પર્શમાં પવિત્ર છે અને મૃગ તથા પક્ષીઓ પણ શુભ અર્થાત્ પવિત્ર છે

મલદ્વારોની શુદ્ધિનો પ્રકાર કહેછે—

**विण्मूत्रोत्सर्गशुध्यर्थं मृद्वार्यादेयमर्थवत् ॥**
**दैहिकानां मलानां च शुद्धिषु द्वादशस्वपि ॥१३४॥**

મલમૂત્રનો ઉત્સર્ગ કર્યા પછી તે બન્ને ઈંદ્રિયો શુદ્ધ થાય તેટલી મૃત્તિકા તથા જળથી શુદ્ધ કરવાં અને દેહમાંથી નિકળતા મળોનાં બાર સ્થાનોની જોઈતાં મૃત્તિકા અને જળથી શુદ્ધિ કરવી ૧૩૪

જે ઇંદ્રિયોથી મલ તથા મૂત્રનો ત્યાગ કરવામાં આવેછે તે પાયુવગેરે, ઇંદ્રિયો જેટલી મૃત્તિકા તથા જળથી શુદ્ધ થાય, તેટલી મૃત્તિકા તથા જળથી તેઓની શુદ્ધિ કરવી; તેમજ શરીરસંબંધી વસા વગેરે મલ જે હવેપછી તરતમાં કહેવામાં આવશે, તેઓનાં બાર સ્થાનોની શુદ્ધિમાટે પણ જોઇએ તે પ્રમાણે

મૃત્તિકા તથા જળનું ગ્રહણ કરવું કેટલાએક એમ પણ કહે છે કે પ્રથમનાં છ સ્થાનોમાં મૃત્તિકા તથા જળ એ બન્નેથી શુદ્ધિ કરવી અને પછીનાં છ સ્થાનોમાં કેવળ જળથી શુદ્ધિ કરવી બોધાયન પણ એજ મતને અનુસરેછે. તે કહેછે કે आददीत मृदोपश्च षट्सु पूर्वेषु शुद्धये । उत्तरेषु च षट्स्वद्भिः केवलाभिर्विशुध्यति ॥ એટલે કે પર્વના છ સ્થાનોમાં શુદ્ધિમાટે મૃત્તિકા તથા જળ એ બન્ને લેવાં તથા પાછળના છ સ્થાનોમા કેવળ જળથી શુદ્ધિ થાયછે કેટલાએક એમ પણ કહેછે કે દેવ અને પિતૃકાર્યમા બારે સ્થાનોની શુદ્ધિ મૃત્તિકા અને જળથી કરવી તથા તે સિવાયના કાર્યમા કેવળ જળથી શુદ્ધિ કરે તોપણ ચાલે

બાર મલોનો નિર્દેશ કરેછે—

**वसा शुक्रमसृङ्मज्जा मूत्रविड्घ्राणकर्णविट् ॥**
**श्लेष्माश्रु दूषिका स्वेदो द्वादशैते नृणां मलाः ॥१३५॥**

વસા, વીર્ય, રૂધિર, મજ્જા, મૂત્ર, વિષ્ઠા, નાસિકાનો મલ, કાનનો મલ, શ્લેષ્મ, અશ્રુ, નેત્રમલ અને સ્વેદ એ બાર, મનુષ્યના મલ છે. ૧૩૫

રજ, પરૂ, માંસ વગેરેનો આમા નિર્દેશ કરવામાં નથી આવ્યો તોપણ તેઓને આ વર્ગમા સમજી લેવાં.

મલોત્સર્ગ પછી શૌચનો પ્રકાર કહેછે—

**एका लिङ्गे गुदे तिस्रस्तथैकत्र करे दश ॥**
**उभयोः सप्त दातव्या मृदः शुद्धिमभीप्सता ॥१३६॥**

શુદ્ધિની ઇચ્છા કરનાર મનુષ્યે ગુહ્યેંદ્રિય ઉપર એક વખત, પાયુ ઉપર ત્રણ વખત, ડાબા હાથમાં દશ વખત અને બન્ને હાથ સાથે રાખી સાત વખત મૃત્તિકાવડે શુદ્ધિ કરવી ૧૩૬.

મૂત્ર તથા પુરીષના ત્યાગમાં શુદ્ધિની ઇચ્છાવાળા મનુષ્યે શરીરના તે તે ભાગની, ઉપરપ્રમાણે મૃત્તિકાવડે શુદ્ધિ કરવી દેવલમુનિ કહેછે કે "शौचविद्दक्षिणं हस्तं नाधः शौचे नियोजयेत् । तथैव वामहस्तेन नाभेरूर्ध्वं न शोधयेत् ॥ એટલે શૌચવિધિ જાણનાર પુરૂષે નાભિથી નીચેના ભાગના શૌચમાં જમણો હાથ ઉપયોગમાં લેવો નહિ અને નાભિથી ઉપરના ભાગના શૌચમાં ડાબો હાથ ઉપયોગમાં લેવો નહિ" માટે મલમૂત્રના ત્યાગમાં શૌચવખતે ઉપયોગમાં લેવાયેલા ડાબા હાથની શુદ્ધિમા દશ વખત મૃત્તિકા લેવાનું કહ્યું છે. જો કદી આ પ્રમાણે મૃત્તિકા લગાવવાથી પણ અપલેપ દૂર થાય નહિ તો આ અધ્યાયના

૧૨૬મા શ્લોકમાં કહ્યા પ્રમાણે જ્યાંસુધી ગંધ અને લેપ દૂર થાય ત્યાંસુધી મૃત્તિકા અને જળથી શુદ્ધિ કરવી. દરેક વખતે લેવાની મત્તિકાનું પ્રમાણ દક્ષ સ્મૃતિમાં આ પ્રમાણે કહેછે કે लिङ्गेपि मृत्समाख्याता त्रिपर्वी पूर्यते यया । द्वितीया च तृतीया च तदर्द्धार्द्धा प्रकीर्तिता ॥એટલે ત્રિપર્વી અર્થાત્ આગળીની ત્રણ રેખામાં સમાય તેટલી મૃત્તિકા એક વખત ગુહ્યેંદ્રિયપર લગાવવી, અને પછી બીજી વખત તેથી અર્ધ લેવી અને ત્રીજી વખત તેથી પણ અર્ધ લેવી આ રીતે પ્રમાણ સમજવું. જો કદાચ કહેલી સંખ્યાવાળી મૃત્તિકાથી થોડી મૃત્તિકા લગાવવાથીજ ગંધ તથા લેપ દૂર થઇ જાય તોપણ મૃત્તિકામાટે કહેલી સંખ્યા કરતાં ઓછી સંખ્યા ચાલી શકતી નથી.

ઉપર જણાવેલો શૌચનો પ્રકાર ગૃહસ્થમાટે છે. બ્રહ્મચારિવગેરેમાટે, તેથી જૂદો પ્રકાર જણાવેછે—

**एतच्छौचं गृहस्थानां द्विगुणं ब्रह्मचारिणाम् ॥**
**त्रिगुणं स्याद्वनस्थानां यतीनां तु चतुर्गुणम् ॥१३७॥**

ઉપર કહેલું શૌચ ગૃહસ્થોને માટેછે, બ્રહ્મચારિઓને માટે તેથી બમણું, વાનપ્રસ્થોને માટે ત્રણગણું અને સન્યાસીઓને માટે તેથી ચારગણું શૌચ છે. ૧૩૭

શૂદ્રને પણ ગૃહસ્થપણામાં અધિકાર છે માટે ઉપર જે શૌચવિધિ કહ્યો તે તેણે પણ પાળવો જોઇએ

આચમન તથા ઉપસ્પર્શનો પ્રસંગ આવતાં તેવિષે કહેછે—

**कृत्वा मूत्रं पुरीषं वा खान्याचान्त उपस्पृशेत् ॥**
**वेदमध्येष्यमाणश्च अन्नमश्नंश्च सर्वदा ॥१३८॥**

મૂત્ર પુરીષનો ઉત્સર્ગ કરી શૌચ કર્યા પછી આચમન કરવું તથા ઇંદ્રિયોનો ઉપસ્પર્શ કરવો, તેમજ વેદાધ્યયન કરતી વખતે તથા ભોજન કરતી વખતે સર્વદા આચમન તથા ઉપસ્પર્શ કરવાં ૧૩૮

મલમૂત્રનો ત્યાગ કરી યથોક્ત પવિત્રતા કર્યાપછી, આચમન કરી ઇંદ્રિયોનો ઉપસ્પર્શ કરવો વેદાધ્યયન તથા ભોજન કરતી વખતે પણ એ પ્રમાણે કરવું. ઇંદ્રિયોના ઉપસ્પર્શનું સ્વરૂપ કૂર્મ પુરાણમાં આ પ્રમાણે બતાવ્યું છે કે अङ्गुष्ठानामिकाभ्यां च स्पृशेन्नेत्रद्वयं ततः । तर्जन्यङ्गुष्ठयोगेन स्पृशेन्नासापुटद्वयम् ॥ कनिष्ठाङ्गुष्ठयोगेन श्रवणे च समं स्पृशेत् । सर्वासामथ योगेन हृदयं तु तलेन च । सस्पृ-

शौद्रै शिरस्त्वद्वदनुष्टेनाथवा द्वयम् ॥ એટલે અંગુષ્ઠ અને અનામિકા આંગળીવડે બન્ને સ્નેત્રનોપર્શ કરવો. તે પછી તર્જની આંગળી અને અંગુષ્ઠ સાથે રાખીને બન્ને નાસાપુટનો સ્પર્શ કરવો કનિષ્ઠિકા આંગળી અને અંગુષ્ઠના યોગથી બન્ને કાનનો સ્પર્શ કરવો પછી બધી આગળીઓથી અને હથેળીથી હૃદયનો સ્પર્શ કરવો, અને માત્ર અંગુષ્ઠથી મસ્તકનો સ્પર્શ કરવો: અથવા હૃદય અને મસ્તક એ બન્નેનો માત્ર અંગુષ્ઠથીજ સ્પર્શ કરવો. બીજા અધ્યાયમા વેદાધ્યયન તથા ભોજન પહેલાં આચમન કરવાનું કહેલુ છે તે વ્રતના અંગરૂપ છે અને અહીં પુરૂષાર્થ શૌચમાટે છે તેથી આ પુનરૂક્તિ નથી

આચમન કરવાનું જે કહ્યું છે તેમાં વિશેષ જણાવેછે—

त्रिराचामेदपः पूर्वं त्रिः प्रमृज्यात्ततो मुखम् ॥
शारीरं शौचमिच्छन् हि स्त्रीशूद्रस्तु सकृत्सकृत् ॥१३९॥

શરીરની પવિત્રતા ઇચ્છનાર પુરૂષે પ્રથમ ત્રણવાર જલનુ આચમન કરવું અને તે પછી બે વાર મુખનું માર્જન કરવું. સ્ત્રી અને શૂદ્રે તો આચમન તથા માર્જન એક એક વખત કરવું. ૧૩૯.

મુખનું માર્જન અંગુષ્ઠના મૂલવડે કરવું વાનપ્રસ્થ અને સંન્યાસીને બીજા શૌચમા જેમ આધિક્ય છે તેમ આ આચમનના વિષયમાં આધિક્ય નથી. આચમન તો તેઓને પણ બીજાઓની પેઠેજ છે.

ઉપરના શ્લોકમાં શૂદ્રે આચમન તથા માર્જન એક એક વખત કરવું એમ કહેવામાં આવ્યું તે પ્રસંગને લીધે શૂદ્રના સંબંધમાં બીજા ધર્મોસંબંધી પણ કહેછે—

शूद्राणां मासिकं कार्यं वपनं न्यायवर्त्तिनाम् ॥
वैश्यवच्छौचकल्पश्च द्विजोच्छिष्टं च भोजनम् ॥१४०॥

ન્યાયથી વર્તનારા શૂદ્રોએ પ્રત્યેક માસે વપન કરાવવું, મરણવગેરે આશૌચાદિકમાં વૈશ્ય પ્રમાણે શૌચ કરવું અને દ્વિજોના ઉચ્છિષ્ટનું ભોજન કરવું, ૧૪૦.

દ્વિજોના ઉચ્છિષ્ટનુ એટલે બ્રાહ્મણો જમી જતા જે રસોઇ અવશેષ રહેલે હોય તેનો ઉપયોગ તેઓ કરી શકેછે અને તેવા સચ્છૂદ્રોને શૌચનો પ્રકાર વૈશ્યની પેઠે કહ્યો એટલે તેઓને આશૌચમા પંદર દિવસેજ શુદ્ધિ થાયછે.

આગળ ઉપર, નિષ્ઠીવન કર્યા પછી આચમનનું વિધાન કરવામાં આવશે, તે વખતે એવી શંકા થવાનો સંભવ છે કે મુખમાંથી નિકળતા જલકણો પણ નિષ્ઠીવનરૂપ ગણી શકાશે. તો પછી આ-

ચમનથી કેટલીવાર શુદ્ધિ કર્યા કરવી! તેના સમાધાનમાં તેવા જલકણો ઉચ્છિષ્ટતાના હેતુરૂપ થતા નથી એમ જણાવેછે—

**नोच्छिष्टं कुर्वते मुख्या विप्रुषोऽङ्गे पतन्ति याः ॥**
**न श्मश्रूणि गतान्यास्यं न दन्तान्तराधिष्ठितम् ।१४१।**

મુખમાંથી નિકળતા જલબિન્દુઓ શરીર ઉપર પડે તોપણ તેઓથી અશુદ્ધપણું થતું નથી તેમ મુખમાં ગયેલ શ્મશ્રુ અને દાંતમાં ભરાઇ રહેલ અન્નાદિક પણ ઉચ્છિષ્ટપણું કરતા નથી ૧૪૧

મુખમાંથી નિકળતા જળના છાંટા શરીરઉપર પડે તોપણ શરીર ઉચ્છિષ્ટ ગણાય નથી, તેમજ દાઢીમુછના વાળ મુખમાં જાય તો તેથી, અને દાંતની પોલમાં અન્નાદિક રહી જાય, તો તેથી પણ ઉચ્છિષ્ટતા થતી નથી ગૌતમ કહેછે કે દાંતમાં લાગી રહેલા અન્નાદિકને જિહ્વાનો સ્પર્શ ન થયો હોય ત્યાંસુધી દાંતની માફક તે શુદ્ધ ગણાયછે કેટલાએક વિદ્વાનો કહેછે કે "દાંતમાં ભરાઇ રહેલું અન્ન દાંતમાંથી છુટું પડેલું નહોય ત્યાંસુધી ઉચ્છિષ્ટપણું કરતું નથી દાંતથી છુટું પડેલું અન્ન આહાર જેવું ગણાયછે, તેથી તેને તો ગળી જવાથીજ પુરૂષ પવિત્ર થાયછે " विप्रुषोऽङ्गं नयन्ति या । એવો પાઠ પણ ચાલેછે અને તેનો અર્થ એમ થાયછે કે બોલવાની વખત મુખમાંથી નિકળતા સૂક્ષ્મ છાંટા શરીરઉપર પડે નહિ એટલે બીજા પદાર્થઉપર પડે તો તેથી તે પદાર્થ અશુદ્ધ થતો નથી પણ શરીર તો અશુદ્ધ થાયછે જો શરીરપર પડે તો શરીરને ધોવાથી શુદ્ધિ થાયછે

આચમન કરતી વખતે આચમન કરનારના હાથમાંથી જે જલબિંદુઓ પગને અડે તેથી અશુદ્ધિ થાય કે કેમ? તે શંકાનું સમાધાન કરેછે—

**स्पृशन्ति बिन्दवः पादौ य आचामयतः परान् ॥**
**भौमिकैस्ते समा ज्ञेया न तैराप्रयतो भवेत् ॥१४२॥**

બીજા મનુષ્યને આચમન કરાવનારા મનુષ્યના પગ ઉપર જે જલના બિંદુઓ પડેછે, તે પૃથ્વીના જલબિંદુ જેવા છે તેથી મનુષ્ય અપવિત્ર થતો નથી ૧૪૨.

અન્ય મનુષ્યને આચમનમાટે જલ આપનાર મનુષ્યના જલધારાગેરે અંગ ઉપર નહિ પણ પગઉપર જે જલબિંદુઓ પડેછે, તેઓ શુદ્ધ પૃથ્વીપર રહેતા જલબિંદુઓ સમાન છે તેથી તેઓનો સ્પર્શ થતા શુદ્ધિમાટે આચમન કરવું પડતું નથી એટલે તેવા જલબિંદુઓ પડવા છતા પણ, તેને અશુદ્ધિ થઇ ગણાતી નથી.

હોમાદિકમાટે કંઇ વસ્તુ પોતાની પાસે હોય અને તે વખતે કોઇ ઉચ્છિષ્ટ મનુષ્યનો સ્પર્શ થઇ જાય તો તેની શુદ્ધિ કહેછે—

**उच्छिष्टेन तु संस्पृष्टो द्रव्यहस्तः कथंचन ॥**
**अनिधायैव तद्द्रव्यमाचान्तः शुचितामियात् ॥१४३॥**

પોતાની પાસે કોઇ જાતનું દ્રવ્ય હોય અને તે વખતે ઉચ્છિષ્ટ પદાર્થનો સ્પર્શ થાયતો તે દ્રવ્ય નીચે મૂક્યાવગર આચમન કરવાથી પોતે તથા તે દ્રવ્ય શુદ્ધ થાયછે. ૧૪૩.

મૂળશ્લોકમાં द्रव्यहस्त શબ્દ છે, તેઉપરથી હાથમાજ કોઇ દ્રવ્ય હોવું જોઇએ એવી વિવક્ષા નથી હાથમાંજ દ્રવ્ય હોવું જોઇએ એમ માનીએ તો આચમન થઇ શકે નહિ. વળી "કાંડાથી માડી હાથ ધોવા" એવું પણ વાક્ય છે માટે સ્કંધવગેરે અવયવઉપર કંઇ દ્રવ્ય હોય અને તે વખતે ઉચ્છિષ્ટ પદાર્થનો સ્પર્શ થાય તો તે દ્રવ્ય નીચે મૂક્યાવગરજ આચમન કરવાથી પોતે તથા સાથેનું દ્રવ્ય શુદ્ધ થાયછે જેમ મૂત્રોત્સર્ગાદિ કરીને શૌચ તથા આચમન ન કરેલ હોય ત્યાંસુધી અને જે અમેધ્યાદિના સ્પર્શથી દૂષિત હોય તે ઉચ્છિષ્ટ કહેવાયછે. તેમ પોતાની પાસે ભક્ષ્ય ભોજ્યાદિ અથવા દ્રવ્યવસ્ત્રાદિ કંઇ વસ્તુ હોય અને પોતાને કોઇ ઉચ્છિષ્ટ પદાર્થનો સ્પર્શ થાય તો તેથી પોતે તથા સાથેનું દ્રવ્ય પણ અપવિત્ર થયું ગણાયછે; અને તેથી એ વખતે આચમન કરે એટલે બન્નેની શુદ્ધિ થાયછે કદી હાથમાં કંઇ દ્રવ્ય હોય અને અશુદ્ધિ થાય તો તે દ્રવ્ય નીચે પૃથ્વી પર નહિ પણ પોતાના શરીરપરજ કોઇપણ ઠેકાણે રાખી આચમન કરવું જેમ આશૌચવાળા પુરૂષનું અન્ન પણ અશુચિ છે તેમ આ સ્થળે ઉચ્છિષ્ટ સ્પર્શવાળા પુરૂષની પાસે રહેલું દ્રવ્ય પણ અશુચિ ગણાયછે પાસેના દ્રવ્યને નીચે મૂક્યા વગરજ આચમન કરવાની બાબતમાં "द्रव्यहस्त उच्छिष्टो निधायाचामेत्। એટલે હાથમાં દ્રવ્ય હોય અને ઉચ્છિષ્ટ થાય તો તે પુરૂષે દ્રવ્ય નીચે મૂકી દઇ આચમન કરવું" એ ગૌતમના વચનને પણ સાથે લઇ કેટલાએક એવી વ્યવસ્થા કરેછે કે બહુ ભારવાળું કંઇ દ્રવ્ય હોય તો તે નીચે મૂકીને પણ આચમન કરવાથી શુદ્ધિ થઇ શકે છે અર્થાત્ પાસેનું દ્રવ્ય બહુ બોજાવાળું ન હોયતો નીચે મૂક્યા વગરજ એટલે પોતાની પાસે રાખીનેજ આચમન કરવું કેટલાએકનું એમ પણ માનવું છે કે અગ્નિપક્વ કઇપણ વસ્તુ પોતાની પાસે હોય અને તે વખતે ઉચ્છિષ્ટનો સ્પર્શ થાય તો તેને માટે આ શુદ્ધિ છે

વમન વિરેચનાદિકપછી કરવાની શુદ્ધિ કહેછે—

वान्तो विरिक्तः स्नात्वा तु घृतप्राशनमाचरेत् ॥
आचामेदेव भुक्त्वान्नं स्नानं मैथुनिनः स्मृतम् ॥१४४॥

વમન થયાપછી કે વિરેચન થયાપછી સ્નાન કરવું અને પછી ઘૃતપ્રાશન કરવું. ભોજનપછી વમન થાય તો આચમન કરવું અને મૈથુનપછી સ્નાન કરવું. ૧૪૪.

મૈથુનપછી સ્નાન કહ્યુ છે તે ઋતુમતી સ્ત્રીના પ્રસંગને માટે છે

માત્ર આચમનના આવશ્યક પ્રસંગો કહેછે—

सुप्त्वा क्षुत्वा च भुक्त्वा च निष्ठीव्योक्त्वानृतानि च ॥
पीत्वापोध्येष्यमाणश्च आचामेत्प्रयतोपि सन् ॥१४५॥

નિદ્રામાથી ઉઠયાપછી, છીક આવ્યાપછી, ભોજન કર્યાપછી, થુકયા પછી, મિથ્યા ભાષણ કર્યાપછી અને અધ્યયન કરવુ હોય ત્યારે, પવિત્રછતાં પણ આચમન કરવુ ૧૪૫

ભોજન કરીને આચમન કરવુ તથા અધ્યયન કરતા પહેલા આચમન કરવું, એ વાત અગાઉ બીજા અધ્યાયમા આવી ગયેલ છે, છતા અહીંપણ લીધી, તેનું કારણ એ છે કે ત્યા આચમન કહેવુ છે, તે વ્રતના અંગરૂપ છે, અને અહીં પુરૂષાર્થરૂપ છે અધ્યયનના અંગરૂપ આ આચમન ગૃહસ્થાદિકે પણ કરવાના છે

શૌચવિધિ તથા દ્રવ્યશુદ્ધિના પ્રકરણનો ઉપસંહાર કરવાની સાથે સ્ત્રીધર્મનો ઉપક્રમ કહેછે—

एष शौचविधिः कृत्स्नो द्रव्यशुद्धिस्तथैवच ॥
उक्तो वः सर्ववर्णानां स्त्रीणां धर्मान्निबोधत ॥१४६॥

સર્વ વર્ણોને માટે સઘળો પવિત્રતાનો વિધિ તથા દ્રવ્યોની શુદ્ધિનો વિધિ તમોને કહ્યો હવે સ્ત્રીઓના ધર્મો કહુછુ તે સાભળો ૧૪૬

જન્મમરણાદિકમા દશ રાત્રિવગેરેનું આશૌચાદિ, એ પવિત્રતાનો વિધિ તથા સુવર્ણ અને વસ્ત્રાદિકની જલાદિકથી શુદ્ધિ, એ દ્રવ્યોની શુદ્ધિ કહેવામાં આવી. હવે સ્ત્રીઓ કે જેઓના સદ્વર્તનપર સંસારની સુખી સ્થિતિનો સઘળો આધાર છે, તેઓના ધર્મસંબંધી કહેવામા આવેછે

સ્ત્રીઓએ સ્વચ્છંદપણે કાંઇપણ કાર્ય કરવું નહિ એવી ભલામણ કે છે—

**वालया वा युवत्या वा वृद्धया वापि योपिता ॥**
**न स्वातंत्र्येण कर्त्तव्यं किंचित्कार्यं गृहेष्वपि ॥१४७॥**

બાલ્યાવસ્થાવાળી, યુવાવસ્થાવાળી તથા વૃદ્ધાવસ્થાવાળી સ્ત્રીએ પણ ઘરસંબંધી પણ કંઇ કામ સ્વતંત્રપણાથી કરવું નહિ. ૧૪૭.

"ઘરસંબંધી પણ કાંઇ કામ સ્વતંત્રપણાથી કરવું નહિ" એમ કહેવાથી બહારનું કંઇ કામ સ્વતંત્રપણે કરવાનો તો અત્યંત નિષેધજ દર્શાવ્યો છે. અવસ્થાઓના વિભાગ કહેવાથી એમ જણાવ્યુ કે, તે તે અવસ્થામાં જે તેનું રક્ષણ કરનાર હોય તેની રજાસિવાય તેણે કંઇ પણ કાર્ય કરવું નહિ. ખરેખર અભિપ્રાય એવો છે, કે કુલને ખરાબ દેખાવમા મૂકી દે એવું કોઇ પણ સ્વચ્છંદતાવાળું પગલું સ્ત્રીએ ભરવું નહિ

સ્ત્રીએ કઇ કઇ અવસ્થામાં કોને કોને અનુસરીને રહેવું જરૂરનું છે તે જણાવેછે—

**वाल्ये पितुर्वशे तिष्ठेत्पाणिग्राहस्य यौवने ॥**
**पुत्राणां भर्त्तरि प्रेते न भजेत्स्त्री स्वतंत्रताम् ॥१४८॥**

સ્ત્રીએ બાલ્યાવસ્થામાં પિતાને આધીન રહેવું, યુવાવસ્થામાં પતિને આધીન રહેવું અને પતિનું મરણ થયા પછી પુત્રોને આધીન રહેવું, પણ સ્વતંત્રતા લેવી નહિ. ૧૪૮

પતિના મરણપછી પુત્રોને આધીન રહેવું, એમ કહ્યુંછે; પણ પુત્રો કદી ન હોય તો પછી સ્ત્રીએ પોતાના સપિંડોને આધીન રહેવું. સપિંડો ન હોય તો પિતૃપક્ષના અને પતિપક્ષ તથા પિતૃપક્ષમા પણ કોઇ ન હોય તો રાજાના રક્ષણ નીચે રહેવું નારદ કહેછે કે तत्सपिंडेषु वाऽसत्सु पितृपक्षः प्रभुः स्त्रियाः । पक्षद्वयावसाने तु राजा भर्त्ता स्त्रियो मतः ॥ એટલે તે પતિપુત્રવગરની સ્ત્રીના સપિંડો પણ ન હોય તો પિતૃપક્ષના આશ્રયનીચે તેણીએ રહેવું અને પતિપક્ષની પેઠે પિતૃપક્ષમાં પણ કોઇ ન હોય તો તે સ્ત્રીનું ભરણપોષણ કરનાર રાજા ગણાયછે. સ્વચ્છંદતાના અર્થમાં જતી સ્વતંત્રતા સ્ત્રીઓના શીલનો નાશ કરવામાં હેતુભૂત થતી હોવાથી કોઇ પણ રીતે સ્ત્રીએ તેવું સ્વાતન્ત્ર્ય ભોગવવું યોગ્ય નથી,

અને તેથી તેણે પિતા કે પતિપુત્રાદિકના રક્ષણનીચેજ રહેવું તથા વર્તવું જોઇએ. સ્વતંત્રતાથી બહિર્ગમન, દેશાટન કે વ્યવહારનિર્વાહ કરવો, એ તેનેમાટે સલાહકારક નથીજ, એમ મનુનું માનવું છે, અને તે યોગ્ય છે.

સ્વતંત્ર બની પિતા કે પતિપુત્રવગેરેથી દૂર રહેવામાં સ્ત્રીનું વર્તન હાનિકારક થાયછે, એમ જણાવી તેનાથી છૂટાં પડવાની ઇચ્છા ન કરવી એમ સ્ત્રીજાતિને ભલામણ કરેછે—

पित्रा भर्त्रा सुतैर्वापि नेच्छेद्विरहमात्मनः ॥
एषां हि विरहेण स्त्री गर्ह्ये कुर्यादुभे कुले ॥१४९॥

સ્ત્રીએ પોતાના પિતા, પતિ અને પુત્રોથી છૂટું થવાની ઇચ્છા કરવી નહિ, કારણકે એઓથી છૂટીપડેલી સ્ત્રી પિતા તથા પતિના એમ બન્ને કુલને નિંદાપાત્ર કરેછે. ૧૪૯.

બન્ને કુલને નિંદાપાત્ર કરેછે, એટલે સ્વાતંત્ર્યને લીધે તે કોઇ એવા અધમ આચરણમાં ફસી પડેછે કે જેને લીધે તેના પિતૃપક્ષ તથા પતિપક્ષના સંબંધિત મનુષ્યોને લોકનિંદાથી નીચું જોવું પડેછે

ગૃહસ્થાશ્રમમાં જોડાયેલી સ્ત્રીએ પોતાના ગૃહસ્થાશ્રમને શોભાવવા તથા ગૃહદેવીપદ મેળવવા સદ્ગુણી થવું જોઇએ. સ્ત્રીને તેનું પદ પ્રાપ્ત થવામાં વિઘ્નરૂપ ગણાતું સ્વતંત્રપણું કેવું હાનિકારક છે? એટલુંજ નહિ પણ જેનાપર ગૃહસ્થાશ્રમ ચલાવવાનો બોજો નથી હોતો તેવી સ્ત્રીને માટે પણ સ્વતંત્રપણું કેવું હાનિકારક છે! તે દર્શાવીને હવે તેણીએ પોતાનો ગૃહસ્થાશ્રમ દીપી નિકળે તથા આ લોકમાં કીર્ત્તિ અને પરલોકમાં સદ્ગતિનો લાભ થાય તેમાટે કેમ વર્ત્તવું? તે દેખાડેછે—

सदा प्रहृष्टया भाव्यं गृहकार्येषु दक्षया ॥
सुसंस्कृतोपस्करया व्यये चामुक्तहस्तया ॥१५०॥

સ્ત્રીએ હમેશાં પ્રસન્ન મુખથી રહેવું, ગૃહકાર્યોમાં ચતુર થવું, ગૃહોપયોગી પાત્ર તથા વસ્ત્રાદિક પદાર્થોને સ્વચ્છ, શોભાવાળા અને વ્યવસ્થિત રાખવા તથા ખર્ચ કરવામાં હાથ છૂટ નહિ મૂકી દેવો. ૧૫૦.

પતિ કોઇ વખત કંઇ ઠપકો આપે તોપણ સ્ત્રીએ મુખપર ખેદ કે ક્રોધ દર્શાવી તેનું અપમાન કરવું નહિ, પણ પ્રસન્નપણેજ તેના કહેવાનો સાર ગ્રહણ કરી લેવો જોઇએ. ઘરના કામોમાં ચતુરાઇ રાખવી એટલે જે કામ જે વખતે અને જેરીતે કરવું જોઇએ તે કામ તે વખતે અને તેરીતે થવુંજ જોઇએ. તેમ નહિ કરવાથી નુકશાન થાયછે. વળી સ્ત્રીઓ ઘરનાં કામની ગમે તે સ્થિતિ થાય તેની દરકાર ન કરતાં માત્ર પોતાનીજ ટાપટીપમાં તત્પર રહેછે, અથવા અમુક સ્ત્રીવર્ગમાં બેસી રહી અન્યની નિંદા કરવામાં કે નકામી વાતો કરવામાં વખત ગાળેછે અથવા આળસુ થઇ પડી રહેછે. તેઓને માટે આ શિખામણ બહુ જરૂરની છે; વળી ઘરમાની ઉપયોગી ચીજોની જો યોગ્ય સંભાળ ન રહે તો તે જોઇએ તે વખતે મળી શકતી નથી ઘરમાં આડે આવે તેમ વચ્ચોવચ્ચ પડી રહે તો ભાંગી તુટી જાયછે તથા ખૂણાવગેરેમાં નાખી મૂકી હોય તો સારી નવી ચીજો પણ જૂની પડી બગડી જઇ નકામી થાયછે; માટે તેવી સઘળી ચીજોને સ્વચ્છ રાખવી, શોભે તેમ ગોઠવવી અને વ્યવસ્થિત રાખવી એટલે જોઇએ તે વખતે તુરત મળી શકે, એવા નિયતસ્થાનપર મુકવાની ટેવ રાખવી. તેવી ચીજ ઉપયોગ કરવામાટે તેના સ્થાનપરથી લીધા પછી તેનો ઉપયોગ થઇ રહ્યાપછી જ્યાં ત્યાં રઝળતી નહિ મૂકી દેતાંતેજ સ્થાનપર પાછી મૂકવી જોઇએ વળી ઘરખર્ચ કરવામાં તેણીએ પોતાના હાથને છૂટ નહિ મૂકી દેવો જોઇએ. પતિ બહારથી કમાણી કરી ઘરમાં લાવે તેને યોગ કહેવામાં આવેછે અને ઘરમાં લાવેલી ચીજોને યોગ્ય રીતે સાચવવામાં આવે તે ક્ષેમ કહેવાયછે યોગકૃત્ય પુરૂષને માટે છે અને ક્ષેમકૃત્ય સ્ત્રીને માટે છે. સ્ત્રી જો ક્ષેમકૃત્ય કરવામાં ચતુર ન હોય તો લાવેલી ચીજો તુરત તુરત બગડી જવાથી તથા નાશ પામી જવાથી નવી નવી લેવી પડેછે; તેથી ખર્ચમાં હાથ છૂટ કરવો પડેછે. માટે તેણીએ ક્ષેમકૃત્યમા ચતુર રહી એટલે જોઇતી ચીજો બરાબર સાચવીને તથા જરૂર પડતી નવી ચીજો લેવામાં પણ પૂર્ણ વિચાર કરીને જોઇતુંજ ખર્ચ કરવું પરા, ધર્મ અને આવશ્યકતા એ ત્રણનો કોઈપણ રીતે વ્યાઘાત ન થાય તથા આવકના પ્રમાણમાં પાછળથી મુંઝાઇ રહેવું ન પડે, તેવી રીતે ખર્ચ કરવામાં હાથ લંબાવવો, તેનું નામ ખર્ચ કરવામાં ચતુરાઇ કહેવાયછે. ગૃહકાર્યની માલેકી તથા ઘર સાચવવાનો વિશેષ જોખમ યોગ્ય સ્ત્રીઉપરજ છે અને તેથી તેનામાં આ ચતુરાઇ અવશ્ય હોવી જોઇએ. સદા પ્રસન્નમુખથી રહેવાનો ઉપદેશ સ્ત્રીને તેની બધી અવસ્થામાટે છે

પતિભક્તિમાં તત્પર રહેવાની આજ્ઞા કરેછે—

**यस्मै दद्यात्पिता त्वेनां भ्राता वानुमते पितुः ॥**
**तं शुश्रूषेत जीवन्तं संस्थितं च न लंघयेत् ॥१५१॥**

પિતા અને પિતાની સમતિથી ભ્રાતા, સ્ત્રીનો જે પુરૂષની સાથે વિવાહ કરે તે પુરૂષ જીવતો હોય ત્યાસુધી સ્ત્રીએ તેની સેવા કરવી અને તે મરણ પામે તેપછી પણ તેનુ ઉલ્લઘન કરવુ નહિ ૧૫૧

જેમ પિતાની સમતિથી ભ્રાતા કન્યાનુ દાન કરી શકેછે તેમ સ્વતન્ત્ર ગણાતા પિતાને પણ પોતાની ભાર્યાની એટલે કન્યાની માતાની અનુમતિ લેવી આવશ્યક છે કારણકે એ કાર્યમા એ બન્નેને સહાધિકારછે અને પુત્રીમા માલેકી પણ સમાન છે કેમકે પુત્રી એ માતાપિતા બન્નેનુ સતાન છે, માટે તેના દાનમા પિતા જો કે મુખ્ય છે તોપણ તેણે એ કામમા કન્યાની માતાની અનુમતિ લેવી ન્યાય્ય છે વિવાહપછી સ્ત્રી પતિને સ્વાધીન થાયછે અને તેથી તેણે તેની સેવા કરવી તેના મરણપછી પણ સ્વતત્ર ન બનતા પોતે પરલોકસ્થ પતિની માલેકી નીચેજ છે એમ તેણીએ સમજવુ જોઇએ પરલોકસ્થ પતિનો સબધ સ્ત્રીતરફ ચાલુ રહેવાને લીધેજ, કોઇ ન હોય તો સ્ત્રીના ઉપર પતિનુ શ્રાદ્ધતર્પણવગેરે કરવાની ફરજ નાખેલી છે તે ફરજને તેણે તોડવી નહિ પતિના પારલૌકિક કૃત્યોનુ ખડન થાય તેવા અનાચારમા પડીજનારી વિધવા સ્ત્રીએ પોતાના પરલોકસ્થ પતિનુ ઉલ્લઘન કર્યુ ગણાયછે

સ્ત્રીપર પતિનુ સ્વામિત્વ જણાવેછે—

**मङ्गलार्थं स्वस्त्ययनं यज्ञश्चासां प्रजापतेः ॥**
**प्रयुज्यते विवाहेषु प्रदानं स्वाम्यकारणम् ॥१५२॥**

વિવાહમા સ્વસ્તિવાચન તથા પ્રજાપતિના ઉદ્દેશથી જે હોમ કરવામા આવેછે તે સ્ત્રીઓના મગળમાટે છે અને સ્વામિત્વનુ કારણ વાગ્દાન છે ૧૫૨

વાગ્દાનથીજ કન્યાઉપર વરનુ સ્વામિત્વ ચાલુ થાયછે વિવાહમા જે સ્વસ્તિવાચન તથા પ્રજાપતિના ઉદ્દેશથી હોમની ક્રિયા થાયછે ત્યાથી તે ચાલુ થાય છે એમ સમજવુ નહિ કારણકે એ ક્રિયા તો સ્ત્રીઓના મગળમાટે છે શાતિપ્રતિપાદક મત્રોનુ અનુવચન તે સ્વસ્તિવાચન કહેવાયછે સ્વામિત્વ છતા પણ વિવાહવગર ભાર્યાત્વ પ્રાપ્ત થતુ નથી અને तपा निष्ठा तु विज्ञेया विद्वद्भिः सप्तमे पदे । એ વાક્ય જે હવેપછી આવશે તે તો સ્વામિત્વવિષયક નહિ પણ સ્ત્રીના ભાર્યાત્વ સબધમાટેનુ છે માટે સપ્તપદીપછી સ્વામિત્વ ચાલુ થાયછે એમ એ વાક્ય પરથી સમજવાનુ નથી અને તેને લીધે વાગ્દાનવગર જો કોઇ પણ કન્યાનો બનાવટે વિવાહ સસ્કાર કરે તો તેથી તેનું તેનાપર સ્વામિત્વ થતુ નથી, કારણકે વિવાહ કેવળ મગલાર્થ છે અને સ્વામિત્વસાધક તો વાગ્દાન છે

વાગ્દાનથી સ્વામિત્વ એટલે માલિકી પ્રાપ્ત થાયછે; પણ તેનાથી ઉપભોગાર્હ ભાર્યાત્વ અથવા દારત્વ પ્રાપ્ત થતું નથી. તે ભાર્યાત્વ અથવા દારત્વ વિવાહ વખતે સપ્તપદીની ક્રિયા થઇ ગયા પછીજ પ્રાપ્ત થાયછે. સબળ કારણ બને તો કેવળ સ્વામિત્વ એક ઠેકાણેથી છૂટતાં બીજે ઠેકાણે જઇ શકેછે પણ ભાર્યાત્વ કે દારત્વની સાથે જોડાયેલું સ્વામિત્વ કદીપણ છૂટી કે જુદી શકતું નથી; અને તેથી વિવાહસંસ્કારપછી ગમે તેવું કારણ બને તોપણ સ્ત્રીના જીવિત-પર્યંત તેના જીવતા કે મૃતપતિનું તેનાપર સ્વામિત્વ રહેછે.

સ્ત્રીએ પતિભક્તિમાં તત્પર રહેવું જોઇએ. કારણકે તેનાપર પતિનું સ્વામિત્વ છે તથા આલોક અને પરલોકમાં સુખ આપનાર પણ પતિ છે. આમાં પહેલું કારણ ઉપરના શ્લોકથી જણાવ્યું; હવે તે પછીનું બીજું કારણ આ શ્લોકથી જણાવેછે—

## अनृतावृतुकाले च मन्त्रसंस्कारकृत्पतिः ॥
## सुखस्य नित्यं दातेह परलोके च योषितः ॥१५३॥

મંત્રસંસ્કારરૂપ વિવાહકર્તા પતિ સ્ત્રીને આ લોકમાં, ઋતુકાલમાં તથા ઋતુવગરના કાલમાં પણ હમેશાં સુખ આપનાર છે; અને પરલોકમાં પણ સુખ આપનાર છે. ૧૫૩.

વેદોક્તમંત્રોથી પાણિગ્રહણ કરનાર પતિ આ લોકનાં તથા પરલોકનાં સુખ આપનાર છે. ઋતુકાલ તથા ઋતુવગરના કાલમાં પણ રતિસુખ આપવાને લીધે તેમજ પ્રજોત્પત્તિઆદિથી આ લોકના સુખ આપનાર અને ધર્મક્રિયાઓમાં સાથે રાખવાને લીધે પરલોકનાં સુખ આપનાર કહેલ છે પતિનું સાહચર્ય પુત્રોત્પત્તિના હેતુરૂપ છે અને પુત્ર શ્રાદ્ધતર્પણાદિકથી પારલૌકિક કલ્યાણનો સાધક છે. આથી પણ પરલોકનાં સુખ આપનાર તરીકે મૂળ કારણ પતિજ છે. જે સ્ત્રી મોહનેલીધે ઉપપતિપરાયણ થાય છે તેના બન્ને લોક બગડેછે. આ લોક ખરી રીતે બગડે છે છતાં તે કદાચ મોહનેલીધે આ લોકમાં તેનાથી સુખ મળતું માને, તોપણ તેનાથી પરલોકમાં સુખ નથી મળતુ એ તો તેને પણ નિઃસંશયજ માનવું પડેછે. ખરો સિદ્ધાંત એજ છે કે પતિભક્તિવગર સ્ત્રીના બન્ને લોકનો વ્યાઘાત થાયછે

પતિ ગમેતેવો ગુણહીન હોય તોપણ તેની સેવા કરવી એ સાધ્વી સ્ત્રીનો ધર્મ છે, એમ દેખાડેછે—

**विशीलः कामवृत्तो वा गुणैर्वा परिवर्जितः ॥**
**उपचर्यः स्त्रिया साध्व्या सततं देववत्पतिः ॥१५४॥**

પોતાનો પતિ સદાચારહીન, સ્વચ્છંદચારી કે ગુણરહિત હોય તોપણ સાધ્વી સ્ત્રીએ હમેશાં તેની દેવતુલ્ય સેવા કરવી. ૧૫૪.

સ્ત્રીએ પતિનું દેવતુલ્ય આરાધન કરવું જોઇએ "તે સુશીલ, સન્માર્ગે ચાલનાર અને ગુણવાન હોય તોજ તેને અનુસરવું અને જેમ ન હોય તો તેને અનુસરાય નહિ તો અડચણ નહિ" એવા વિચારને સ્ત્રીએ કદીપણ મનમાં લાવવો નહિ વિવાહસંસ્કારથી જેની પોતે અર્દ્ધાંગના થાયછે તેનામા તેણે દેવબુદ્ધિજ રાખવી જોઇએ, અને તેમ વર્તનારી સ્ત્રીઓજ સાધ્વી, સતી કે પતિવ્રતા કહેવાયછે કેટલાએક વિદ્વાનો આની પછી આ શ્લોક પણ બોલેછે કે दानात्प्रभृति या तु स्याद्यावदायुः पतिव्रता। भर्तृलोकं न त्यजति यथैवारुन्धती तथा ॥ એટલે કન્યાદાનથી આરંભી પોતાના જીવિતપર્યંત સ્ત્રીએ પતિવ્રતા રહેવું અર્થાત્ પતિની સેવાને મુખ્ય વ્રત ગણવુ એ પ્રમાણે વર્તનારી સ્ત્રી અરૂધતી સતીની પેઠે જનમલોકમા પતિની સાથેજ રહેછે આકાશમા દેખાતી સપ્તર્ષિની સાત તારાઓમા સામસામે ખૂણાપર આવેલી ચાર તારાઓ છોડયાપછી બાજુમાની ત્રણ તારાઓની વચમા આવેલી તારા વસિષ્ઠની કહેવાયછે, અને એ તારાની બાજુ નજીકમા દેખાતી નાનીસરખી તારા અરૂધતીની છે વસિષ્ઠના પત્ની અરૂધતી જેઓ કર્દમમુનિના પુત્રી તથા સાંખ્યાચાર્ય કપિલમુનિના બેહેન થાય, તેઓ સતીઓમા શિરોમણિ ગણાયછે, અને પોતાના સતીત્વના પ્રભાવનેલીધે પતિની સાથેજ શોભેછે

સ્ત્રીઓને માટે પતિની સેવા એજ મુખ્ય કર્તવ્ય હોવાનું દર્શાવે છે—

**नास्ति स्त्रीणां पृथग्यज्ञो न व्रतं नाप्युपोषणम् ॥**
**पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते ॥१५५॥**

સ્ત્રીઓને માટે પતિવિના યજ્ઞ, વ્રત કે ઉપવાસ એ કાંઇ પણ નથી. જે સદ્ભાવવડે પતિની સેવા કરેછે તે સદ્ભાવથીજ તેણી સ્વર્ગમા (પણ) પૂજાય છે ૧૫૫

'યજ્ઞ, વ્રતવગેરે પતિની સાથે રહીનેજ સ્ત્રી કરી શકેછે પણ પતિથી જુદી પડીને તે સ્વતંત્રપણે કાંઇપણ યજ્ઞ કે વ્રતવગેરે કરી શક્તી નથી; કારણકે તે

તો વિનયવગેરેથી પતિની સેવા કરે તેથીજ તેને યજ્ઞ, વ્રત, ઉપવાસવગેરેનું ફળ, ને સ્વર્ગલોક મળવાં તથા ત્યાં માન મળવું, તે પ્રાપ્ત થાયછે. પતિ યજ્ઞ કરતો હોય તે વખતે તેની સહચારીણી રૂપે તેની બાજુમાં બેસવાથી સ્ત્રીને તે ફળ મળેછે. એટલે સ્ત્રીએ યજ્ઞઆદિમાં પતિની સહાયમાં રહીને જે કાંઇ કરવાનું કહ્યું હોય તે કરવું; પણ પતિની સેવા છોડીને તે યજ્ઞ, વ્રત કે ઉપવાસવગેરે કરે તો તેની પ્રવૃત્તિ નિષ્ફળજ થાયછે; એટલુંજ નહિ પણ પતિસેવા જે તેને માટે વિહિત કર્મ છે તેના ત્યાગથી તે પાપભાગી બનેછે. વ્રત કે ઉપવાસ કરવાનો કોઇ ખાસ પ્રસંગ આવે તો તે વખતે પતિની રજા લેવી અને તે રજા આપે તોજ સ્ત્રીથી તે થઇ શકે એની રજાસિવાય સ્ત્રી પોતાની સ્વતંત્રતાથી તે કરે તો તે પતિના આયુષને હરેછે અને પોતે નરકમાં પડેછે. કહ્યુંછે કે पत्यौ जीवति या तु स्त्री उपवासं व्रतं चरेत्। आयुष्यं हरते भर्तुर्नरकं चैव गच्छति॥ પતિ જીવતો છતાં જે સ્ત્રી ઉપવાસ કે બીજુ કાંઇ વ્રત કરેછે તે પતિના આયુષને ઓછુ કરેછે અને પોતે દુર્ગતિને પામેછે. માટે સ્ત્રીએ મુખ્યત્વે પતિસેવાપરજ પહેલું ધ્યાન આપવું અને તેપછી પતિની આજ્ઞાવડે બીજાં જે કાંઇ યોગ્ય કાર્યો કરવાં હોય તેમાં પ્રવૃત્ત થવું.

**પતિનું મન જરા પણ કચવાય નહિ તથા પરોક્ષમાં પણ પતિના નામને જરા પણ ખરાબ ન લાગે તેમજ વર્ત્તવા સ્ત્રીવર્ગને ભલામણ કરેછે—**

## पाणिग्राहस्य साध्वी स्त्री जीवतो वा मृतस्य वा ॥
## पतिलोकमभीप्सन्ती नाचरेत् किञ्चिदप्रियम् ।१५६।

પતિલોકની ઇચ્છા રાખનારી સતીસ્ત્રીએ પતિ જીવતો હોય ત્યારે તેમજ મરણ પામે તેપછી પણ તેનું કંઇ અપ્રિય કરવુ નહિ ૧૫૬.

પતિની સાથે રહી કરેલા ધર્માચરણથી જે સ્વર્ગાદિ ઉત્તમ લોક મળેછે, તેની ઇચ્છા રાખનારી સતીસ્ત્રીએ પોતાનો પતિ જીવતો હોય ત્યારે તથા મરણ પામ્યા પછી પણ તેનું કશું અપ્રિય કરવું નહિ. વ્યભિચારવગેરે દુરાચાર એ જીવતાં કે મરણપછી પતિનું અપ્રિય ગણાયછે. શ્રાદ્ધકર્મનો લોપવગેરે એ મરણપછીનું પતિનું અપ્રિય કહેવાયછે.

**પતિના મરણપછી સ્ત્રીએ કેમ વર્ત્તવું એટલે દેહવૃત્તિ તથા માનસવૃત્તિ કેવી રાખવી તે જણાવેછે—**

## कामं तु क्षपयेद्देहं पुष्पमूलफलैः शुभैः ॥
## न तु नामापि गृह्णीयात्पत्यौ प्रेते परस्य तु ॥१५७॥

અને પવિત્ર પુષ્પ, મૂળ અને ફળોના આહારથી દેહને ક્ષીણ કરવો પરંતુ પતિના મરણપછી સ્ત્રીએ પરપુરૂષનું નામપણ લેવું નહિ. ૧૫૭

પતિના મરણપછી સ્ત્રીએ આહારવિહારમાં જરા પણ રાજસવૃત્તિ રાખવી નહિ. મનમાં વિષયાભિલાષની વૃત્તિને ઉત્તેજન મળે એવા આહારથી દૂર રહી પ્રાણધારણમાં આવશ્યકતાજેટલો પુષ્પ મૂળ ફળસરખો સાત્વિક-આહાર લેવો. તથા મનને પણ એવું કબજે રાખવું કે પરપુરૂષનું નામપણ લેવાથી દૂર રહેવું. આજીવિકાની પૂરતી સગવડ હોય તો પણ મનને ઉશ્કેરે એવા આહા-રથી દૂર રહેવું અને આજીવિકાની મદદ પણ સગવડ ન હોય તો તેવા વખતમાં ભલે ભૂખમરો વેઠવા પડે, ફળમૂળજેવા આહારપર રહી દેહને ક્ષીણ કરવો પડે તો તેમ પણ થવા દેવું. પરંતુ સારા આહારની કે સારા કપડાવગેરેની લાલચથી એવા કોઇ પુરૂષનો આશ્રય ન લેવો કે જેમાં શીલભંગ થવાની જરા પણ શંકા રહેતી હોય.

વિધવાધર્મનું નિરૂપણ કરેછે—

## आसीतामरणात्क्षान्ता नियता ब्रह्मचारिणी ॥
## यो धर्म एकपत्नीनां कांक्षन्ती तमनुत्तमम् ॥१५८॥

સતી સ્ત્રીઓનો જે સર્વોત્તમ ધર્મ છે તેની ઇચ્છા કરનારી વિધવાસ્ત્રીએ મરણપર્યંત ક્ષમામાં, નિયમમાં અને બ્રહ્મચર્યમાં રહેવું. ૧૫૮

પતિવ્રતાઓના એ ઉત્તમ ધર્મને ઇચ્છતી વિધવાસ્ત્રીએ મરણપર્યંત ક્ષમાયુક્ત અથવા સહનશીલ રહેવું. આજીવિકાનો સંકોચવગેરે જે કલેશ સહેવા પડે તેમાં પણ મન શાન્ત રાખવું અથવા પતિને પરલોકમાં સુખ મળે એવી ઇચ્છાથી વ્રતોપવાસાદિમાં જે કાંઇ શારીર ક્લેશ થાય તેમાં સહનશીલ બનવું. નિયમમાં રહેવું એટલે આહારવિહારનો પણ સંયમ રાખવો. તાંબૂલભક્ષણવગેરે નિષિદ્ધ ક્રિયાથી દૂરજ રહેવું. કારણકે વિધવાસ્ત્રીઓને માટે તાંબૂલભક્ષણ માંસભક્ષણ તુલ્ય ગણેલું છે. તાંબૂલ કામોદ્દીપન કરનાર છે અને તેથી જેઓને કામોદ્દીપનથી

મોહોટી હાનિ છે, એવા બ્રહ્મચારી તથા યતિને માટે પણ તેનો નિષેધજ છે. વિધવાસ્ત્રીને માટે પણ એજ કારણથી નિષેધ છે. વિધવાસ્ત્રીએ પણ બ્રહ્મચર્ય પાળવાનું છે પુત્રવગર ગતિ નથી એવા ભ્રમમાં પડી પરપુરૂષસંસર્ગથી પુત્રોત્પત્તિ કરવાનો વિચાર તેણે કદાપિ ન કરતા બ્રહ્મચર્યપરાયણજ રહેવું જોઇએ; કારણકે પરપુરૂષથી ઉત્પન્ન થયેલ પુત્ર તેને સદ્ગતિ આપી શકતો નથી તેને માટે અત્યુત્તમ ગતિ આપનાર તો સતીધર્મજ છે, કે જે સતીધર્મ સાવિત્રીવગેરે સતીઓ પાળી ગઇ છે અને જેના પ્રભાવથી તેઓમાં વર આપવાનું તથા શાપ આપવાનું પણ સામર્થ્ય હતુ. માટે એ ઉત્તમધર્મની આકાંક્ષાથી તેણે સહનશીલ થવું, નિયમમાં રહેવું અને બ્રહ્મચર્ય પાળવું.

સંતતિકરતાં પણ બ્રહ્મચર્યપાલન એ સદ્ગતિનો શ્રેષ્ઠ ઉપાય છે એમ જણાવેછે—

अनेकानि सहस्राणि कुमारब्रह्मचारिणाम् ॥
दिवं गतानि विप्राणामकृत्वा कुलसंततिम् ॥१५९॥

કુમાર અવસ્થાથીજ બ્રહ્મચર્ય પાળનારા હજારો બ્રાહ્મણો કુલની વૃદ્ધિમાટે પ્રજાની ઉત્પત્તિ કર્યાવગર પણ સ્વર્ગમાં ગયેલા છે. ૧૫૯.

નારદ, સનક, વાલખિલ્ય, નરનારાયણ, દત્તાત્રેય, માર્કંડેયવગેરે હજારો બ્રાહ્મણો સંતતિવગર પણ કેવળ બ્રહ્મચર્યના પ્રભાવથી ઉત્તમગતિને પામ્યા છે. બ્રાહ્મણોનીપેઠે ભીષ્મઆદિ અનેક ક્ષત્રિયો તથા મનુષ્યથી ઇતર જાતિવાળા હનુમાનવગેરે પણ સંતતિ ન હોવા છતા બ્રહ્મચર્યને લીધે સદ્ગતિના ભોક્તા થયા છે.

ઉપરના દ્રષ્ટાંતનો વિધવાની સદ્ગતિમાં સમન્વય કરેછે—

मृते भर्त्तरि साध्वी स्त्री ब्रह्मचर्ये व्यवस्थिता ॥
स्वर्गं गच्छत्यपुत्रापि यथा ते ब्रह्मचारिणः ॥१६०॥

પતિના મરણપછી બ્રહ્મચર્ય પાળનારી પતિવ્રતા સ્ત્રી પુત્રવગરની હોય તોપણ તે બ્રહ્મચારી બ્રાહ્મણોની માફક સ્વર્ગમાં જાયછે. ૧૬૦.

પતિવ્રતા એટલે મનથી પણ વ્યભિચાર નહિ કરનારી વિધવાસ્ત્રી તે બ્રહ્મચારી બ્રાહ્મણોની માફક સંતતિવગર પણ બ્રહ્મચર્યના પ્રભાવથી સ્વર્ગને પામેછે.

સંતતિના લોભથી વ્યભિચાર કરનારી સ્ત્રીની થતી દુર્ગતિ-દેખાડેછે—

**अपत्यलोभाद्या तु स्त्री भर्त्तारमतिवर्त्तते ॥**
**सेह निन्दामवाप्नोति पतिलोकाच्च हीयते ॥१६१॥**

જે સ્ત્રી પુત્રપ્રાપ્તિના લોભથી પોતાના પતિનું ઉલ્લંઘન કરેછે તે સ્ત્રી આ લોકમાં નિંદા પામેછે અને પતિલોકથી ભ્રષ્ટ થાયછે. ૧૬૧.

'મને પુત્ર ઉત્પન્ન થાય તો હું સ્વર્ગને પામું' એવા લોભથી જે સ્ત્રી વ્યભિચાર કરેછે તેને સ્વર્ગ મળવું તો એક બાજુ રહેછે પણ તેના બદલામાં તેના આલોક તથા પરલોક એ બન્ને બગડેછે

અન્યપુરૂષથી ઉત્પન્ન થયેલી પ્રજા કાર્યસિદ્ધિમાં હેતુભૂત-થતી નથી તથા સાધ્વીસ્ત્રીમાટે અન્યપુરૂષનો સંસર્ગ તેના સાધ્વી-પણાનો નાશજ કરનાર છે, એમ જણાવેછે—

**नान्योत्पन्ना प्रजास्तीह न चाप्यन्यपरिग्रहे ॥**
**न द्वितीयश्च साध्वीनां क्वचिद्भर्त्तोपदिश्यते ॥१६२॥**

સ્ત્રીએ બીજા પુરૂષથી ઉત્પન્ન કરેલી પ્રજા તે એની ગણાતી નથી, તેમજ પુરૂષે બીજાની સ્ત્રીમાં ઉત્પન્ન કરેલી પ્રજા તે પુરૂષની ગણાતી નથી; માટેજ કોઇપણ ઠેકાણે સદાચારવાળી સ્ત્રીઓને બીજા પતિનો ઉપદેશ કરેલો નથી. ૧૬૨.

અન્ય પુરૂષથી ઉત્પન્ન કરેલી પ્રજા સ્ત્રીને પરલોકમા ગતિ આપનાર થતી નથી તેમ અન્યની સ્ત્રીમાં ઉત્પન્ન કરેલી પ્રજા પુરૂષને પણ પરલોકમા ગતિ આપનાર થતી નથી; તેમ સાધ્વી સ્ત્રીમાટે કોઇપણ શાસ્ત્રમાં અન્યપતિની આજ્ઞા કરેલી નથી તેથી સ્ત્રીએ પતિના મરણપછી બ્રહ્મચર્ય પાળવું, એ તેનેમાટે સર્વોત્તમ ગણેલુ છે

પોતાનો પતિ ગમે તેવો હીન હોય તોપણ તેના જીવતાં તથા મરણપછી પણ તેને અનુસરીનેજ રહેવું; એ સ્ત્રીઓને માટે શ્રેષ્ઠ છે અને અન્ય પુરૂષ ગમે તેવો ઉત્કૃષ્ટ હોય તોપણ તેની સાથે જોડાવું, એ સ્ત્રીઓનું નિંદાપાત્ર કાર્ય છે એમ જણાવેછે—

पतिं हित्वापकृष्टं स्वमुत्कृष्टं या निषेवते ॥
निंद्यैव सा भवेल्लोके परपूर्वेति चोच्यते ॥१६३॥

પોતાનો પતિ અપકૃષ્ટ હોય તોપણ તેનો ત્યાગ કરી જે સ્ત્રી બીજા ઉત્કૃષ્ટ પુરૂષને સેવેછે, તે સ્ત્રી લોકમા નિન્દિત થાય છે અને પરપૂર્વા એ પ્રમાણે કહેવાય છે ૧૬૩

પોતાનો પતિ અપકૃષ્ટ એટલે હીનજાતિ કે હીનગુણવાળો હોય તોપણ તેનો ત્યાગ કરવો ન જોઇએ અને અન્ય પુરૂષ ઉત્કૃષ્ટ એટલે ઉત્તમજાતિ કે ઉત્તમગુણવાળો હોય તોપણ તેના મોહમા પડવુ નહિ સ્ત્રીઓને માટે આ ઉત્તમધર્મ છે જે સ્ત્રી આ ઉત્તમધર્મને બાજુપર મૂકી અન્ય પુરૂષનો આશ્રય કરેછે તે પરપૂર્વા, પુનર્ભૂવગેરે હીનત્વસૂચક વિશેષણોને પામેછે અને લોકમા નિંદાયછે

વ્યભિચારથી સ્ત્રીને થતી હાનિ વિશેષરૂપમાં દેખાડેછે—

व्यभिचारात्तु भर्त्तुःस्त्री लोके प्राप्नोति निंद्यताम् ॥
शृगालयोनिं प्राप्नोति पापरोगैश्च पीड्यते ॥१६४॥

વ્યભિચાર કરવાથી સ્ત્રી લોકમા નિંદા પામેછે, મૃત્યુપછી શિયાળની જાતિમા અવતરેછે અને પાપરોગોથી પીડાયછે ૧૬૪

પરપુરૂષના સંસર્ગથી સ્ત્રી આ લોકમા અપકીર્તિનુ પાત્ર થાયછે, મરણ પછી સારી ગતિ કે સારો અવતાર પામતી નથી પણ શિયાળજેવી નિંદ્યજાતિમા અવતરેછે અને મનુષ્યાવતાર મળે તોપણ કોઢજેવા દુઃખદ તથા લોકતિરસ્કૃત નિંદ્યરોગોથી હેરાન થાયછે

ઉપર પ્રમાણે વ્યભિચારની નિંદા કરીને "તેનાથી દૂર રહેનારી તથા પતિનેજ સર્વથા અનુસરનારી સ્ત્રી સાધ્વી કહેવાયછે" એ સિદ્ધાંતનું તેના ઉત્તમ ફળસહિત પ્રતિપાદન કરેછે—

पतिं या नाभिचरति मनोवाग्देहसंयता ॥
सा भर्तृलोकमाप्नोति सद्भिः साध्वीति चोच्यते ॥१६५॥

જે સ્ત્રી મન, વાણી અને દેહનો સંયમ રાખી પતિસિવાય અન્યપુરૂષને સેવતી નથી, તે સ્ત્રી પતિલોકને પામેછે અને ઉત્તમ પુરૂષો તેને સાધ્વી એવુ નામ આપેછે ૧૬૫.

જે સ્ત્રી મનથી, વાણીથી અને દેહથી પતિવગર બીજાને સેવે નહિ, તે સ્ત્રી પતિસાથે રહી શુભકર્મોથી મેળવેલા ઉત્તમલોકને પામેછે. કારણકે તેનું મન, વાણી તથા દેહ પોતાના પતિમાંજ તત્પર હોયછે. વાણીથી તથા મનથી પણ પતિનો વ્યભિચાર કરવો નહિ, એ બાબતનું વિધાન કરવા માટે, દેહસંબંધી વ્યભિચારનો નિષેધ પ્રથમ કહેવાઇ ગયેલો છે તોપણ તેનો ફરીથી અહીં-અનુવાદ કરેલો છે. પરપુરૂષનું સ્મરણ પણ કરવું નહિ તે મનનો સંયમ, તેનાં વખાણ કરવાં નહિ એ વાણીનો સંયમ અને તેનો સ્પર્શ કરવો નહિ, એ દેહનો સંયમ કહેવાય છે.

સદાચારનાં શ્રેષ્ઠ ફળ વારંવાર વર્ણવીને પણ વાંચનારના પર તેની અસર મજબૂત કરવાની ઇચ્છાથી, ઉપરના શ્લોકમાં કહેલી બાબતનેજ વિશેષ વર્ણવે છે—

**अनेन नारीवृत्तेन मनोवाग्देहसंयता ॥**
**इहाग्र्यां कीर्त्तिमाप्नोति पतिलोकं परत्र च ॥१६६॥**

ઉપર કહેલા સદાચારથી મન, વાણી તથા દેહને નિયમમાં નાખનારી સ્ત્રી, આ લોકમાં ઉત્તમ કીર્તિ પામેછે તથા મરણપછી પતિના લોકને પામેછે. ૧૬૬.

પતિના લોકને પામેછે એટલે પતિની પરિચર્યાથી લભ્ય ઉત્તમ લોકને પામેછે.

આવી સદાચારવાળી સ્ત્રી પતિની પહેલાં મરણ પામે અને પતિ અગ્નિહોત્રી હોય, તો તે સ્ત્રીનો દાહસંસ્કાર કેવી રીતે કરવો તે જણાવેછે—

**एवंवृत्तां सवर्णां स्त्रीं द्विजातिः पूर्वमारिणीम् ॥**
**दाहयेदग्निहोत्रेण यज्ञपात्रैश्च धर्मवित् ॥१६७॥**

આવી રીતના સદાચારવાળી સ્ત્રી જે પ્રથમ મરણ પામે તો તેના દ્વિજજાતિવાળા ધર્મવેત્તા પતિએ અગ્નિહોત્રના અગ્નિથી તથા યજ્ઞપાત્રોથી તેનો દાહ કરવો ૧૬૭

દાહધર્મને જાણનારા પતિએ પોતાની સદાચારી સ્ત્રી પ્રથમ મરણ પામે તો અગ્નિહોત્રના અગ્નિથી યજ્ઞપાત્રોવડે પોતાના પુત્રના હાથથી, કે જેને તે સ્ત્રીની ઉત્તરક્રિયા કરવાનો અધિકાર હોય, તેના હાથથી તેનો દાહ કરાવવો; કારણકે પત્નીના મરણપછી અગ્ન્યાધાન રહેતું નથી.

સ્ત્રી મરણ પામ્યાપછી જો વાનપ્રસ્થ કે સંન્યાસી ન થવું હોય તો તે સ્ત્રીના પતિએ ફરીને અગ્ન્યાધાન લેવું જોઇએ અને અગ્ન્યાધાન લેવામાટે તેણે ફરીને વિવાહ પણ કરવો જોઇએ, તે જણાવેછે—

**भार्यायै पूर्वमारिण्यै दत्त्वाग्नीनन्त्यकर्मणि ॥**
**पुनर्दारक्रियां कुर्यात्पुनराधानमेव च ॥१६८॥**

પ્રથમ મૃત્યુ પામેલી સ્ત્રીના દાહમાટે અગ્નિહોત્રના અગ્નિઓ આપી દઇ, ફરીથી સ્ત્રી પરણવી અને અગ્નિહોત્ર પણ ફરીથી લેવું. ૧૬૮.

પ્રથમ મૃત્યુ પામેલી સ્ત્રીના અંત્યકર્મમા દાહ કરવામાટે અગ્નિહોત્રના અગ્નિઓ આપી દેવા અને તે પછી પુત્ર હોય કે ન હોય તોપણ ગૃહસ્થાશ્રમમાટે દ્વિજે ફરીને વિવાહ કરવો અને વિવાહપછી શ્રૌતાગ્નિનું એટલે અગ્નિહોત્રનું અથવા સ્માર્ત્તાગ્નિનું એટલે આવસથ્યનું ગ્રહણ કરવું. અગ્ન્યાધાનના પુનરધિકારમાટે આ વાકય છે. ગૃહસ્થાશ્રમમાં અગ્ન્યાધાનવગર ન રહેવું જોઇએ અને અગ્ન્યાધાનમાં સ્ત્રીની અગત્ય હોવાથી ફરીને પરણવામાટે કહેલુ છે. પણ વાનપ્રસ્થ કે સંન્યાસી થવું હોય તો આ વાકય પ્રમાણે ફરીને વિવાહ ન કરે તેમાં કશી દોષાપત્તિ નથી

ગૃહસ્થાશ્રમને લગતા આચારવિધિનો ઉપસંહાર કરેછે—

**अनेन विधिना नित्यं पंच यज्ञान्न हापयेत् ॥**
**द्वितीयमायुषो भागं कृतदारो गृहे वसेत् ॥१६९॥**

'આ વિધિથી સર્વદા પંચયજ્ઞોનો ત્યાગ કરવો નહિ અને આયુષના બીજા ભાગમાં સ્ત્રીની સાથે રહી ગૃહસ્થધર્મો પાળવા. ૧૬૯.

ત્રીજા અધ્યાયથી આરંભીને કહેલા વિધિપ્રમાણે હમેશાં પંચયજ્ઞો કરવા તેઓનો ત્યાગ નહિજ કરવો આ પંચયજ્ઞઆદિ ગૃહસ્થાશ્રમના સઘળા ધર્મો આયુષના બીજા ભાગમાં પોતાની પરિણીતા સ્ત્રીની સાથે રહીને કરવાના છે

ઉપર પ્રમાણે આ અધ્યાયમાં ભક્ષ્યાભક્ષ્યવિચાર, આશૌચવિચાર, દ્રવ્યશુદ્ધિ અને સ્ત્રીધર્મ એ પ્રકરણો મુખ્યત્વે ગૃહસ્થાશ્રમ ધર્મને અંગે કહેવામાં આવ્યાં.





# माणिमनुस्मृति.

## અધ્યાય ૬ ઠ્ઠો

બ્રહ્મચારી તથા ગૃહસ્થના ધર્મોનુ પ્રતિપાદન કરીને હવે વાનપ્રસ્થના ધર્મો કહેછે—

**एवं गृहाश्रमे स्थित्वा विधिवत्स्नातको द्विजः ॥**
**वने वसेत्तु नियतो यथावद्विजितेन्द्रियः ॥१॥**

સ્નાતક દ્વિજે ઉપર કહેના શાસ્ત્રોક્ત પ્રકારથી ગૃહસ્થાશ્રમમા રહી નિશ્ચય યુક્ત થઇ યથાયોગ્ય ઇંદ્રિયોને નિરોધથી વશ્ય કરી વાનપ્રસ્થાશ્રમમા જવુ ૧

ચારે આશ્રમ પાળવા તે સમુચ્ચયપક્ષ કહેવાયછે આશ્રમોના સમુચ્ચય પક્ષનો આશ્રય કરનાર દ્વિજે સમાવર્તન કર્યાપછી ઉપર કહેલા શાસ્ત્રીયપ્રકારથી ગૃહસ્થાશ્રમનુ અનુષ્ઠાન કરીને નિશ્ચયપૂર્વક વિધિપ્રમાણે વક્ષ્યમાણ ધર્મથી યથા યોગ્ય ઇંદ્રિયોને જીતી એટલે રાગાદિ કષાયોને પરિપક્વ કરી વાનપ્રસ્થાશ્રમનો આશ્રય કરવો સમુચ્ચયવગરના પક્ષમા તો બ્રહ્મચર્યાશ્રમમાથી પરબારૂ વાનપ્રસ્થાશ્રમમા જઇ શકાય છે ગોવિંદરાજ ના નિયત એ શબ્દનો અર્થ 'નિશ્ચયયુક્ત " કરવાને બદલે " તપ, સ્વાધ્યાયઆદિ નિયમોથી યુક્ત " એમ પણ કરવામા આવેછે

આયુષનો બીજો ભાગ ગૃહસ્થાશ્રમ ભોગવવો, એમ ગયા અધ્યાયની છેવટમાં સૂચન કરેલુ છે તેથી આયુષના ત્રીજા ભાગમાં વાનપ્રસ્થ થવુ, એ અર્થાત્પ્રાપ્ત થાયછે. એ સમયનો પ્રકારાંતરથી નિર્દેશ કરેછે—

**गृहस्थस्तु यदा पश्येद्वलीपलितमात्मनः ॥**
**अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रयेत् ॥२॥**

ગૃહસ્થે જ્યારે શરીરમાં ત્વચાનું શિથિલપણું અને કેશોની શ્વેતતા થાય ત્યારે અથવા પુત્રને ઘેર પુત્રનો જન્મ થયેલો જોવામાં આવે ત્યારે વનનો આશ્રય કરવો. ૨.

ગૃહસ્થાશ્રમપછી વાનપ્રસ્થાશ્રમમાં જવું. આયુષનો બીજો ભાગ પૂર્ણ થતાં ગૃહસ્થાશ્રમ પણ લગભગ પૂર્ણ થાયછે; કારણકે બ્રહ્મચર્યાશ્રમ પૂર્ણ કરી ગૃહસ્થાશ્રમનો આરંભ કરે ત્યાંસુધીમાં પચ્ચીશેક વર્ષની અવસ્થા તો થઇ હોય અને તે પછી પચ્ચીશેક વર્ષજેટલી મુદતસુધી ગૃહસ્થાશ્રમ ભોગવે તેટલામાં પુત્રને ત્યાં પુત્રોત્પત્તિનો સમય પણ સંભવી શકે અને પચ્ચાસ વર્ષની અવસ્થાએ હતરતું લોહી થતા શરીરપર કરચલી વળવા લાગેછે અને પળીયાં આવવાની પણ શરૂઆત થાયછે અને ત્યાંસુધીમાં વિષયવાસનાઓનું પણ પૂર્ણ શમન થવાની તૈયારી હોયછે અને તેથીજ તે વાનપ્રસ્થાશ્રમનો અધિકારી થાયછે.

વનમાં કેવીરીતે જવું તે જણાવેછે—

**संत्यज्य ग्राम्यमाहारं सर्वं चैव परिच्छदम् ॥**
**पुत्रेषु भार्यां निक्षिप्य वनं गच्छेत्सहैव वा ॥ ३ ॥**

ગ્રામસંબંધી આહારનો તથા ઘરનાં સઘળાં રાચરચીલાનો ત્યાગ કરી પોતાની સ્ત્રી હોય તો તેને પુત્રોના રક્ષણતળે સોંપીને અથવા સાથે લઇને વનમાં જવું. ૩.

ગ્રામ્યઆહાર એટલે ઘઉં, તલ, જવવગેરેને છોડીને તેમજ ઘરની સઘળી ચીજો અને પશુવગેરેનો પણ ત્યાગ કરીને વનમાં જવું. સ્ત્રી મરણ પામી હોય અને તે પછી વૈરાગ્ય ન થયો હોય તો ફરી વિવાહ કરી અગ્ન્યાધાન કરવું, એવું આગળ કહેવામાં આવ્યુંછે પણ જો વૈરાગ્ય થયો હોય તો ફરી વિવાહ ન કરતાં એકલાએજ વનમાં જવું અને સ્ત્રી જીવતી હોય તો તેને પુત્રોના રક્ષણનીચે રાખીને પોતે એકલા જવું અથવા વનમાં પોતાની સાથે તેને તેડી જવી સ્ત્રીની ઇચ્છા પુત્રવાત્સલ્યને લીધે વનમાં જવાની પૂર્ણ ન જણાતી હોય તો તેને પુત્રોની પાસેજ રાખવી અને જો પતિભક્તિને લીધે તે ઘેર રહેવા ખુશી ન હોય તો સાથે તેડી જવી. કેટલાએક એમ પણ કહેછે કે સ્ત્રી યુવાવસ્થાવાળી

હોવાથી વૈરાગ્યરહિત હોય તો તેને વનમા સાથે તેડી જવી નહિ; કારણકે ત્યા તપ, વ્રતવગેરેમા તે કદાચ વિઘ્નરૂપ થવાનો સભવ રહેછે અને જો સ્ત્રી પણ વૈરાગ્યવાળી ગઇ હોય તો તેને સાથે તેડી જવી, જેથી તે તપ, વ્રતવગેરેમાં મદદગાર થાયછે,

સ્ત્રી જીવતી હોવાને લીધે અગ્નિપરિચરણ ચાલુ હોય અને સ્ત્રીને પણ સાથે તેડી જવામાં આવતી હોય તો અગ્નિને સાથે લઇ જવાની ભલામણ કરેછે—

# अग्निहोत्रं समादाय गृह्यं चाग्निपरिच्छदम् ॥
# ग्रामादरण्यं निःसृत्य निवसेन्नियतेन्द्रियः ॥ ४ ॥

અગ્નિહોત્રના અગ્નિઓને, આવસથ્યના અગ્નિને અને અગ્નિનો જે કાંઇ ઉપસ્કર હોય, તેને સાથે લઇ ગ્રામમાથી અરણ્યમા જઇ ઇંદ્રિયોને વશ્ય કરીને વસવુ ૪

સ્રી સાથે આવતી હોય તો શ્રૌત કે સ્માર્ત અગ્નિ જે હોય તે સાથે લઇ જવા તથા સ્રુક, સ્રુવવગેરે તેના સાધનો પણ સાથે લેવા ગૃહસ્થતુલ્ય અને ભિક્ષુતુલ્ય એમ બે પ્રકારના વાનપ્રસ્થ થાયછે અહીં જણાવેલો વિધિ ગૃહસ્થ-તુલ્ય વાનપ્રસ્થમાટેનો છે

ગૃહસ્થાશ્રમમાં કરાતા પંચમહાયજ્ઞો વાનપ્રસ્થે વનમાં કેવી રીતે કરવા તે જણાવે છે—

# मुन्यन्नैर्विविधैर्मेध्यैः शाकमूलफलेन वा ॥
# एतानेव महायज्ञान्निर्वपेद्विधिपूर्वकम् ॥ ५ ॥

અનેક પ્રકારના પવિત્ર મુનિધાન્યોથી અથવા શાક, મૂળ અને ફળોથી વિધિપ્રમાણે, પ્રથમ કહેલા પચમહાયજ્ઞો કરવા ૫

ખેડવગરજ એટલે પોતાની મેળેજ ઉત્પન્ન થતા નીવાર, શ્યામાકવગેરે ધાન્યો, જેઓ મુનિઓના ઉપયોગમા લેવાતા હોય તે મુનિધાન્યો કહેવાય છે પચમહાયજ્ઞોમા દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, મનુષ્યયજ્ઞ, (અતિથિસત્કાર) અને ભૂતયજ્ઞ (બલિપ્રદાન), એ ચાર યજ્ઞો અન્નસાધ્ય છે પણ બ્રહ્મયજ્ઞ અન્નસાધ્ય નથી તોપણ પચમહાયજ્ઞો એ સામાન્યરીતે વૈશ્વદેવકર્મમાટે વપરાય છે, તેથી અહીં તેનો સામાન્ય નિર્દેશ કરેલો છે

વાનપ્રસ્થે શું ઓઢવું અને ક્યારે ક્યારે નહાવું, તેની તથા જટાવગેરેના ધારણની સૂચના દેછે—

**वसीत चर्म चीरं वा सायं स्नायात्प्रगे तथा ॥**
**जटाश्च बिभृयान्नित्यं श्मश्रुलोमनखानि च ॥ ६ ॥**

મૃગચર્મ અથવા વલ્કલ ઓઢવું, સવારે તથા સાંજે સ્નાન કરવું અને જટા તેમજ શ્મશ્રુ, લોમ અને નખો કાયમ રાખવા એટલે તે ઉતરાવવાં નહિ ૬.

મૃગચર્મ તથા વલ્કલઉપરાંત શણ ઓઢવાની તેમજ કુશ અને મુંજ નામની તૃણજાતિમાથી થતાં વસ્ત્રો ઓઢવાની પણ હારીતસ્મૃતિમાં અનુજ્ઞા આપેલી છે

વનમાં આશ્રમ બાંધીને રહ્યા પછી ત્યાં કોઇ ભિક્ષુકવગેરે આવે તો તેનો યથાશક્તિ સત્કાર કરવાનું કહેછે—

**यद्भक्ष्यं स्यात्ततो दद्याद्बलिं भिक्षां च शक्तितः ॥**
**अम्मूलफलभिक्षाभिरर्चयेदाश्रमागतान् ॥७॥**

પોતાના ભોજનમાટે જે પદાર્થ હોય તેમાંથી શક્તિપ્રમાણે બલિ દેવો તથા ભિક્ષા આપવી અને જલ, મૂળ તથા ફળ, એઓની ભિક્ષાથી પોતાના આશ્રમમા આવેલાઓનો સત્કાર કરવો ૭

આમા બલિ દેવો એમ કહેલ છે, તે વૈશ્વદેવના તથા નિત્યશ્રાદ્ધના પણ ઉપલક્ષણરૂપ છે; એટલે જે જાતના પદાર્થો પોતાના ખાવાના ઉપયોગમાં આવતા હોય તેજ જાતના પદાર્થોથી વૈશ્વદેવ કરવો, શ્રાદ્ધ પણ તેથીજ કરવું, માગવા આવનારને ભિક્ષા પણ તેવીજ જાતના પદાર્થોની દેવી અને આવેલા અતિથિનો સત્કાર પણ તેવાજ પદાર્થો એટલે જળ, મૂળ અને ફળવગેરેથી કરવો કહ્યુછે કે यदन्नः पुरुषो राजन्तदन्नास्तस्य देवताः ॥ એટલે હે રાજા ! પુરૂષ પોતે જે અન્ન વાપરતો હોય તેજ અન્નથી તેના ઇષ્ટદેવનો સત્કાર થઇ ગયેછે.

સ્વાધ્યાયવગેરેમાં સદા તત્પર રહેવાની આજ્ઞા કરેછે—

**स्वाध्याये नित्ययुक्तः स्याद्दान्तो मैत्रः समाहितः ॥**
**दाता नित्यमनादाता सर्वभूतानुकम्पकः ॥ ८ ॥**

સ્વાધ્યાયમાં નિરંતર તત્પર રહેવું, ટાઢ તથા તડકોવગેરે સહન કરવાં, સર્વનો ઉપકાર કરવો, મનને વશ રાખવું, દાન દેવું, કદીપણ દાન લેવું નહિ, અને સર્વ પ્રાણીઓ ઉપર દયા રાખવી ૮.

બ્રહ્મચર્યાશ્રમ તથા ગૃહસ્થાશ્રમની પેઠે વાનપ્રસ્થાશ્રમમા પણ વેદાભ્યાસમા તો તત્પરજ રહેવુ વાનપ્રસ્થાશ્રમમા આવવાથી તેની પૂર્વના આશ્રમના કેટલાએક નિયમોની પેઠે વેદાભ્યાસરૂપ નિયમની પણ નિવૃત્તિ સમજવી નહિ એ નિયમ તો ચાલુજ રાખવો જો વેદવિસ્મરણ થાય તો પ્રત્યવાય લાગેછે અને એ પ્રત્યવાય દરેક આશ્રમમા સમાન ગણાય છે સ્વાધ્યાયમા એટલે મંત્રજપમા નિરંતર તત્પર રહેવું, એવો અર્થ પણ કરવામા આવેછે

વૈતાનિક અગ્નિહોત્ર હોમવાવગેરેની આજ્ઞા કરેછે—

**वैतानिकं च जुहुयादग्निहोत्रं यथाविधि ॥**
**दर्शमस्कन्दयन्पर्व पौर्णमासं च योगतः ॥ ९ ॥**

વૈતાનિક અગ્નિહોત્ર વિધિપ્રમાણે હોમવુ તથા સમય પ્રાપ્ત થાય ત્યારે દર્શ તથા પૌર્ણમાસ પર્વ પણ ખાલી જવા દેવા નહિ ૯

ગાર્હપત્યકુંડમા રહેલા અગ્નિઓનો આહવનીય તથા દક્ષિણાગ્નિના કુંડમા વિહાર કરવો ( સ્થાપન કરવુ ) તે વિતાન કહેવાય છે, અને તેમા કરવામા આવતુ અગ્નિહોત્રકર્મ વૈતાનિક કહેવાય છે તે શાસ્ત્રવિધિપ્રમાણે કરતા રહેવુ અને શ્રૌતસ્માર્ત્ત પર્વરૂપ અમાવાસ્યા અને પૌર્ણમાસ, એઓ પણ તેના સમય પ્રમાણે કરવા પત્નીને ઘેર રાખીને વાનપ્રસ્થ આશ્રમનો સ્વીકાર કરેલો હોય તો તે વખતે, પત્ની રજસ્વલા હોય તે વખતે જેમ ગૃહસ્થાશ્રમમા પુરુષ એકલોજ અગ્નિહોત્રવગેરે કર્મ કરેછે, તેમ અહીં પણ એ કર્મો પોતે એકલો પણ કરી શકે છે

નક્ષત્રેષ્ટિવગેરે કર્મો કરવાની આજ્ઞા દે છે—

**ऋक्षेष्ट्याग्रयणं चैव चातुर्मास्यानि चाहरेत् ॥**
**तुरायणं च क्रमशो दाक्षस्यायनमेव च ॥ १० ॥**

નક્ષત્રેષ્ટિ, આગ્રયણેષ્ટિ, ચાતુર્માસ્ય, તુરાયણ અને દાક્ષાયણ, એ સર્વ યાગ કર્મો અનુક્રમપ્રમાણે કરવાં ૧૦

अग्निर्वा अकामयत, ઇત્યાદિ તૈત્તિરીયશ્રુતિમાં કહેલી કૃત્તિકાવગેરે નક્ષત્રોની ઇષ્ટિ, તે નક્ષત્રેષ્ટિ કહેવાય છે. નવાં ધાન્યો થતી વખતે કરવાની ઇષ્ટિ, તે આગ્રયણેષ્ટિ કહેવાય છે વૈશ્વદેવ, વરુણપ્રઘાસ, શાકમેધ અને શુનાસીર, એ ચાર કર્મો મળીને ચાતુર્માસ્ય કહેવાય છે તુરાયણ એ સંવત્સરસાધ્ય યજ્ઞવિશેષ છે અને દાક્ષાયણ એ દર્શેષ્ટિની વિકૃતિ છે. આ સઘળાં શ્રૌતકર્મો છે.

વાનપ્રસ્થે સઘળાં કર્મો પવિત્ર મુનિધાન્યોથીજ કરવાં એમ જણાવેછે—

**वासन्तशारदैर्मेध्यैर्मुन्यन्नैः स्वयमाहृतैः ॥**
**पुरोडाशांश्चरूंश्चैव विधिवन्निर्वपेत्पृथक् ॥ ११ ॥**

વસંતઋતુમા થયેલાં તથા શરદ્ઋતુમાં થયેલા, પોતે મેળવેલાં પવિત્ર મુન્યન્નોવડે જૂદા જૂદા પુરોડાશ અને ચરૂઓ વિધિપ્રમાણે કરવા. ૧૧

વસંત અને શરદ્ ઋતુમાં તૈયાર થતા નવા ધાન્યો પોતાની મેળેજ મેળવીને, તે નવા મુનિધાન્યોથીજ યજ્ઞમાના પુરોડાશો અને ચરૂઓ કરવા. વાનપ્રસ્થ થયાપછી ગ્રામ્યધાન્યોથી પુરોડાશો અને ચરૂઓ કરવા નહિ

એ મુનિધાન્યવગેરે પદાર્થો દેવતાઓને અર્પણ કર્યા પછીજ પોતાના ઉપયોગમાં લેવાનું કહેછે—

**देवताभ्यस्तु तद्धुत्वा वन्यं मेध्यतरं हविः ॥**
**शेषमात्मनि युञ्जीत लवणं च स्वयं कृतम् ॥ १२ ॥**

વનમાં થયેલ અને અત્યંત પવિત્ર, એ મુન્યન્નોમાંથી થયેલુ હવિષ્ દેવતાઓને અર્પણ કરવુ અને તેમાથી અવશેષ રહેલું તે અન્ન અને સ્વયંકૃત લવણ પણ પોતાના ઉપયોગમાં લેવું. ૧૨.

યજ્ઞનું શેષ અન્ન પોતે ખાવું તથા સ્વયંકૃત લવણ એટલે સૈંધવ પણ ખાઇ શકાય

વાનપ્રસ્થથી કેવીજાતનાં શાકવગેરે ખાઇ શકાય તે જણાવેછે—

**स्थलजौदकशाकानि पुष्पमूलफलानि च ॥**
**मेध्यवृक्षोद्भवान्यद्यात्स्नेहांश्च फलसंभवान् ॥ १३ ॥**

પૃથ્વીઉપર તથા જલમાં પેદા થતાં શાક તેમજ પવિત્રોપયોગી વૃક્ષોમાંથી પેદા થતાં પુષ્પ, મૂળ અને ફળ, તથા ફળોમાથી થતા સ્નેહો ભોજનના ઉપયોગમાં લેવા ૧૩.

ટાકાની અથવા બથવાની ભાજીવગેરે પૃથ્વીપર પેદા થતા શાકો છે અને બ્રાહ્મી કે હિલમોચિકાવગેરે જળમા પેદા થતા શાકો છે ઇંગોળિયાનું તેલવગેરે, ફળોમા થતા સ્નેહ ગણાય છે

વાનપ્રસ્થે નહિ ખાવાના પદાર્થોનું દિગ્દર્શન કરેછે—

**वर्जयेन्मधु मांसं च भौमानि कवकानि च ॥**
**भूस्तृणं शिग्रुकं चैव श्लेष्मातकफलानि च ॥ १४ ॥**

મધ, માસ, પૃથ્વીપર થતા ક્વકો, ભૂસ્તૃણ, શરગવો અને ગુંદાં એઓનો ત્યાગ કરવો ૧૪

કવકો એઓને છત્રાક અથવા મીંદડાના ટોપ કહેછે અને જે ત્ચરાવાળી તથા છાણવાળી ખરાબ જગામા ઉગેછે તે ખાવા નહિ આ ચીજો, જેમ પૃથ્વીપર ઉગેલી ખાવી નહિ, તેમ વૃક્ષવગેરેપર ઉગેલ હોય તે પણ ખાવી નહિ, કારણકે દ્વિજોને માટે તેનો સામાન્ય નિષેધ થઇજ ગયેલો છે અને અહીં વાનપ્રસ્થનેમાટે વિશેષ નિષેધ પ્રાયશ્ચિત્તવિશેષમાટે છે भौमानि અને कवकानि એ બે પદોને વિશેષણ વિશેષ્યરૂપે સાથે લેવાને બદલે જૂદા જૂદા લઇ ભૌમનો અર્થ ત્રોપાન્ધરી તથા કવકનો અર્થ સઘળી જાતના છત્રાક, એ પ્રમાણે પણ કરવામા આવેછે માળાજેવા આકારનુ જળમા થતુ એક જાતનુ ખડશાક ભૂસ્તૃણ કહેવાય છે

પૂર્વસંચિત ધાન્યવગેરેનો વાનપ્રસ્થે ક્યા સમયમાં ત્યાગ કરવો તે જણાવેછે—

**त्यजेदाश्वयुजे मासि मुन्यन्नं पूर्वसंचितम् ॥**
**जीर्णानि चैव वासांसि शाकमूलफलानि च ॥ १५ ॥**

આશ્વિનમાસ આવે ત્યારે પ્રથમ સચી રાખેલુ મુન્યન્ન, જીર્ણ થયેલાં વસ્ત્રો તથા શાક, મૂળ અને ફળો એઓનો ત્યાગ કરી દેવો. ૧૫

વાનપ્રસ્થે છમાસ પહોચે તેટલુ કે વર્ષસુધી પહોચે તેટલુ મુનિધાન્ય સચી રાખવું આ પ્રમાણે બે પક્ષ છે તેમાથી ગમે તે પક્ષપ્રમાણે સચી રાખેલ

હોય, તેનો ઉપયોગ કરતાં જ્યારે આશ્વિનમાસ આવે ત્યારે જે કાંઇ બાકી રહેલ હોય, તેનો ત્યાગ કરી દેવો. શરદ્ઋતુમાં કે વસંતઋતુમાં સંગ્રહ કરી રાખેલ તે પ્રથમ સંચી રાખેલું સમજવું. શાકવગેરે જેઓની સુકવણી કરી રાખી મૂકેલ હોય, તે પણ આ વખતે જે કાંઇ રહેલ હોય તે કહાડી નાખવાં

હળવડે ખેડ કરી પેદા કરેલ ધાન્ય તથા ગ્રામ્ય ફળમૂળનો ઉપયોગ નહિ કરવા વિષે કહેછે—

**न फालकृष्टमश्नीयादुत्सृष्टमपि केनचित् ॥**

**न ग्रामजातान्यार्त्तोपि मूलानि च फलानि च ॥१६॥**

હળથી ખેડ કરવાને લીધે ઉત્પન્ન થયેલું ધાન્ય, ભલે કોઇએ છોડી દીધેલુ હોય તોપણ તે લઇને ખાવું નહિ; તેમજ ક્ષુધાથી પીડિત અવસ્થામાં પણ ગામમાં ઉત્પન્ન થયેલાં મૂળ અને ફળો ખાવાં નહિ. ૧૬.

ખેડ કરીને ઉપજાવેલુ ધાન્ય, તેના માલેકે ઉપેક્ષાથી છોડી દીધેલુ હોય અથવા તે આવીને મૂકી ગયો હોય તોપણ તેવા ધાન્યનો ઉપયોગ કરવો નહિ. તેમ ગ્રામ્ય મૂળ અને ફળો, ભલે ખેડયાવગર ઉત્પન્ન થયેલાં હોય અને વળી પોતે ક્ષુધાથી પીડિત હોય એટલે બીજું કાંઇ ન મળ્યું હોય, તોપણ તે ખાવા નહિ વાનપ્રસ્થે મુનિધાન્યો ખાવા એમ કહેલુ છે તેમ છતાં તે મુનિધાન્યો જો ખેડ કરી નિપજાવવામાં આવ્યાં હોય, તો તે પણ ખાવાં નહિ એમ આ શ્લોકથી નિષેધ થાયછે

વાનપ્રસ્થની આહારવૃત્તિના જૂદા જૂદા પ્રકાર કહેછે—

**अग्निपक्वाशनो वा स्यात्कालपक्वभुगेव वा ॥**

**अश्मकुट्टो भवेद्वापि दन्तोलूखलिकोपि वा ॥१७॥**

વાનપ્રસ્થે અગ્નિપક્વાશન થવુ, કાલપક્વભુક્ થવું, અશ્મકુટ્ટ થવુ અથવા દન્તોલૂખલિક થવું. ૧૭.

નીવારવગેરે મુનિધાન્યોને અગ્નિમાં પકાવીને તેનો આહાર કરનાર અગ્નિપક્વાશન કહેવાય છે કાળથી પાકતાં ફળવગેરે પદાર્થો ખાઇને રહેનાર કાલપક્વભુક્ કહેવાય છે પથ્થરથી કચરેલા કે ખાંડેલા પદાર્થો ખાઇને જીવનાર અશ્મકુટ્ટ કહેવાયછે તથા ખાંડણી અને સાંબેલાથી જે કચરવાનું કાર્ય કરવું, તે કચરવાનું કાર્ય તેનાથી નહિ કરતાં, તેને બદલે પોતાના દાંતથીજ તે કાર્ય કરે અથવા

ખાવાના પદાર્થો માત્ર દાંતથીજ ચાવીને ખાઇ પોતાની આજીવિકા ચલાવે, તે દંતોલૂખલિક કહેવાયછે. વાનપ્રસ્થવાસ્તે પ્રાણધારણમાટેના આહારવિધિનું આ પ્રમાણે નિયમન કરેલું છે અભિપ્રાય એ છે કે આહારવિધાનમાટે સ્વાદવશ બની વિવિધ પ્રયત્નોના પાશમાં પડવું નહિ; કારણકે તેથી વાનપ્રસ્થ પોતાના અગત્યના અનુષ્ઠેય નિયમોનું પાલન કરવામા શિથિલ થતો જાય છે અને તેથીજ આહારવિધિના આ ચાર પ્રકારમા પછીપછીનો પ્રકાર વાનપ્રસ્થમાટે વિશેષ વિશેષ શ્રેષ્ઠ ગણેલો છે અને આમ કરવાથીજ તે પરિગ્રહથી પરાઙમુખ રહી શકેછે, કે જેમ કરવુ તેને માટે ઘણુ જરૂરનું છે.

ધાન્યસંચય ઓછામાં ઓછો અને વધારેમાં વધારે કેટલો કરવો તે જણાવેછે—

**सद्यःप्रक्षालको वा स्यान्माससंचयिकोपि वा ॥**
**षण्मासनिचयो वा स्यात्समानिचय एव वा ॥ १८ ॥**

વાનપ્રસ્થે સદ્યપ્રક્ષાલક થવુ, અથવા માસસંચયિક થવુ, અથવા ષણ્માસનિચય કે સમાનિચય થવુ ૧૮

એક દિવસજ પહોચે તેટલા ધાન્યનો સંગ્રહ કરનાર સદ્યપ્રક્ષાલ- કહે- વાયછે, કારણકે તેટલોજ સંગ્રહ કરવાને લીધે તે ભોજન કરી લીધા પછી ખાલી થયેલા વાસણને તુરત સાફ કરી નાખેછે એક માસ ચાલે તેટલો સંચય કરનાર માસસંચયિક, છમાસ ચાલે તેટલો સંચય કરનાર ષણ્માસનિચય અને વર્ષસુધી ચાલે તેટલો સંચય કરનાર સમાનિચય કહેવાયછે સંચયના આ ચારે પ્રકારમા પૂર્વપૂર્વનો પ્રકાર વાનપ્રસ્થની વિશેષ વિશેષ શ્રેષ્ઠતા બતાવનારો ગણાય છે. વર્ષકરતા વિશેષ સંચયની પ્રાપ્તિજ નથી, કારણકે આશ્વિનમાસમાં અવશિષ્ટના ત્યાગવિષે અગાઉ કહેવાઇ ગયેલ છે

ભોજનમાટે ભિન્નભિન્ન સમયોનો નિર્દેશ કરેછે—

**नक्तं चान्नं समश्नीयाद्दिवा वाहृत्य शक्तितः ॥**
**चतुर्थकालिको वा स्यात्स्याद्वाप्यष्टमकालिकः ॥ १९ ॥**

અન્નને લાવી શક્તિપ્રમાણે પ્રદોષકાળે ભોજન કરવુ અથવા દિવ- સમાં ભોજન કરવું અથવા એક દિવસ ઉપવાસ કરી બીજે દિવસે સાયંકાળે જમવુ અથવા ત્રણ ઉપવાસ કરી ચોથે દિવસે સાજે જમવું. ૧૯.

વાનપ્રસ્થે અન્ન લાવી પોતાની શક્તિને અનુસરીને પ્રદોષ વખતે જમવુ. મૂળમા નક્તભોજન લખેલુ છે તેનો અર્થ રાત્રિભોજન એમ થાયછે, પરંતુ नक्तभोजन શબ્દની વ્યાખ્યા શાસ્ત્રમા આ પ્રમાણે કરી છે કે " आत्मनो द्विगुणा छायामतिक्रामति भास्कर । त काल नक्तमित्याहु र्न नक्त निशिभोजनम् ॥ એટલે પોતાની બમણી છાયાને સૂર્ય ઓળગે એવે વખતે જમવુ, તે નકતભોજન કહેવાય રાત્રિભોજન તે નકતભોજન નહિ " આ ઉપરથી સાજ વખતે જમવુ એવો અર્થ પણ થાય છે, અથવા દિવસના હરકોઇ ભાગમા એક વખત જમવુ વાનપ્રસ્થાશ્રમમા શરીર દમ કરવો એ મુખ્ય હોવાથી જો બની શકે તો ચોથે ટકે જમવુ એટલે " सायप्रातर्मनुष्याणामशन देवनिर्मितम् ॥ અર્થાત્ મનુષ્યોને માટે સવારસાજ એમ બે વખત ભોજન કરવાનુ દેવોએ નિર્માણ કરેલુ છે " એ નિયમપ્રમાણે એક આખો દિવસ ઉપવાસ કરી બીજે દિવસે સાજે ભોજન કરવુ જેમા વચમા ત્રણ ટક ખાલી જાય ને ચોથે ટકે જમવુ ગણાય છે એથી પણ વધારે બની શકે તો આઠમે ટકે જમવુ એટલે ત્રણ ઉપવાસ પૂરા કરી ચોથે દિવસે સાજે જમવુ ગૃહસ્થપણામા બે વખત ભોજન વિહિત છે વાનપ્રસ્થ થયાપછી તેમા ક્રમતી કરતા જવુ એટલે પ્રથમ દિવસના એક વખત ભોજન કરવુ, પછી એક દિવસ ઉપવાસ અને બીજે દિવસે સાજે જમવુ અને ત્યારબાદ તેમા પણ આગળ વધી ત્રણત્રણ ઉપવાસ કરી ચોથે દિવસે સાજે જમવુ, એમ શરીરનુ દમન કરતા રહેવુ

શરીરનુ દમન કરવામાં ક્રમેક્રમે આગળ વધતા રહેવાની ભલામણ કરેછે—

चांद्रायणविधानैर्वा शुक्लकृष्णे च वर्त्तयेत् ॥
पक्षान्तयोर्वाप्यश्नीयाद्यवागूं क्वथितां सकृत् ॥ २० ॥

અથવા શુક્લપક્ષમા તથા કૃષ્ણપક્ષમા ચદ્રાયણ નામનુ વ્રત કરવુ, અથવા પૂર્ણિમાને દિવસે તથા અમાવાસ્યાને દિવસે ઉકાળેલી યવાગૂ એક વખત ખાવી ૨૦

અગિયારમા અધ્યાયમા ચાદ્રાયણ વ્રતસબધી કહેવામા આવશે તોપણ ચાદ્રાયણવ્રતનુ સ્વરૂપ ટૂકામા એ છે કે, શુક્લ પ્રતિપદાને દિવસે એક કોળીયો અન્ન ખાવુ અને પછી હમેશ એક એક કોળીયો વધારતા જવુ જેથી પૂર્ણિમાને દિવસે પદર કોળીયા થાય છે તે પછી કૃષ્ણપ્રતિપદાથી તેમા એક એક કોળીયો ઘટાડતા જવું, જેથી કૃષ્ણચતુર્દશીને દિવસે એક કોળીયો જમવાનુ થાય છે, અને

ત્યારબાદ અમાવાસ્યાને દિવસે ઉપવાસ કરવો. આ ચાંદ્રાયણવ્રત કરીને મહિનાઓ કહાડવા અથવા તેથી પણ આગળ વધી મહિનામાં માત્ર બેજ દિવસે એટલે પૂર્ણિમા તથા અમાવાસ્યાને દિવસે મુનિધાન્યોના લોટની ગવાગૂ એટલે ઘણા પાણીમાં પકાવેલી રાબ પીને રહેવું.

**અન્નને બદલે કેવળ પુષ્પમૂળવગેરેથીજ પ્રાણયાત્રા કરવાનું બની શકે તો તેમ પણ કરવાવિષે કહેછે—**

## पुष्पमूलफलैर्वापि केवलैर्वर्त्तयेत्सदा ॥
## कालपक्वैः स्वयंशीर्णैर्वैखानसमते स्थितः ॥२१॥

વૈખાનસમતમાં રહેલા વાનપ્રસ્થે કાળથી પાકેલા અને પોતાની મેળેજ ખરી પડેલા કેવળ પુષ્પ, મૂળ અને ફળથી સર્વદા વૃત્તિ ચલાવવી. ૨૧.

વિખનસ્ એટલે બ્રહ્માએ બનાવેલું વાનપ્રસ્થધર્મસૂત્ર વૈખાનસ શાસ્ત્ર કહેવાયછે તેને અનુસારે પોતાના ધર્મ પાળવામાં ચુસ્ત રહેતા વાનપ્રસ્થ આહારવૃત્તિના ઉપર કહેલા પ્રકારોથી આગળ વધતા, અન્નનો ત્યાગ કરીને કેવળ પુષ્પ, મૂળ અને ફળોથીજ પોતાનો નિર્વાહ ચલાવવો. તે પણ અગ્નિથી પકાવવા નહિ પણ તેઓ પોતાની મેળે કાળથીજ પાકી ગયેલા હોવા જોઇએ તથા તેને વૃક્ષ ઉપરથી તોડવા નહિ, પણ તે પોતાની મેળેજ ખરી પડેલા હોય તેજ વીણી લાવવા. એમાં પણ વિશેષ કહેવામાં આવેછે કે—
यत्र पत्रं समादद्यान्न तत्र पुष्पमाहरेत् । यत्र पुष्पं समादद्यान्न तत्र फलमाहरेत् ॥
એટલે પત્ર, પુષ્પ અને ફળ સઘળું એક ઠેકાણેથી ન લેવું જ્યાંથી પાંદડાં લેવાં ત્યાંથી પુષ્પ ન લેવાં અને જ્યાંથી પુષ્પ લેવાં ત્યાંથી ફળ લેવાં નહિ. અર્થાત્ જૂદે જૂદે ઠેકાણેથી તે વીણી વીણી લાવવાં.

**સામાન્ય શારીરતપ કરવાના જૂદા જૂદા પ્રકારો બતાવેછે—**

## भूमौ विपरिवर्त्तेत तिष्ठेद्वा प्रपदैर्दिनम् ॥
## स्थानासनाभ्यां विहरेत्सवनेषूपयन्नपः ॥२२॥

કેવળ પૃથ્વીઉપરજ પડ્યા રહેતા રહેવું, અથવા આખો દિવસ પગના અગ્રભાગપર ઉભા રહેવું, અથવા કદી ઉભાજ રહેવું અને કદી આસન વાળીને બેઠા રહેવું, તથા ત્રણે સવન સ્નાન કરવું. ૨૨.

સ્નાન તથા ભોજન સિવાયના સમયમાં કંઇપણ બિછાના વગરની પૃથ્વીપર આમતેમ પડખાં ફેરવતા રેહવું. એક પડખે થાક ચડે તો બીજે પડખે સ્થિતિ કરવી. એવી રીતે સમય ગાળવો અથવા પગના અગ્રભાગપર આખા શરીરનો ભાર આવે એમ ઉભા રહેવું આવી રીતે કોઇ વખતે બેસવું તથા કોઇ વખતે ઉભા પણ રહેવું. પરંતુ આળસથી સુઇ ન રહેવું અથવા ખાલી આંગ મારવા નહિ કે ભીંતને કે એવી કોઇ ચીજને અઢેલીને બેસવું નહિ આ પ્રમાણે શારીરતપ પરમશુદ્ધપણે કરવું; એટલે દિવસમાં ત્રણ વખત સ્નાન કરવાનો નિયમ રાખવો આ અધ્યાયના છઠ્ઠા શ્લોકમાં સવાર સાંજ એમ બે વખત સ્નાન કરવાનુ વિધાન કર્યું છે અને અહીં ત્રણ વખત સ્નાન કરવાનું વિધાન કર્યું તેથી જેમ જેમ વખત જાય તેમ તેમ વાનપ્રસ્થે તપ કરવામા આગળ વધતા રહેવું એમ સૂચન કર્યું છે.

ગ્રીષ્માદિ ઋતુઓમાં તપના જુદા જુદા પ્રકાર જણાવેછે—

**ग्रीष्मे पञ्चतपास्तु स्याद्वर्षास्वभ्रावकाशिकः ॥**
**आर्द्रवासास्तु हेमन्ते क्रमशो वर्द्धयंस्तपः ॥२३॥**

ગ્રીષ્મઋતુમા પંચતપા થવું, વર્ષાઋતુમાં ખુલ્લા પ્રદેશમા રહેવું અને હેમંતઋતુમા ભીનાં વસ્ત્રો ધારણ કરવાં આ પ્રમાણે વાનપ્રસ્થે ક્રમથી તપશ્ચર્યા વધારતા જવું. ૨૩.

ચાર બાજુ અગ્નિ પ્રજ્વલિત કરી તેની વચમાં બેસવાથી તે ચાર બાજુનો તાપ તથા ઉપરના ભાગમાં સૂર્યનો તાપ સહન કરે તે પંચતપા કહેવાયછે ગ્રીષ્મ શબ્દ સામાન્યરીતે ઉનાળાને માટે છે અને એવીજ રીતે વર્ષા શબ્દ ચોમાસાને માટે અને હેમંત શબ્દ શિયાળાને માટે છે વાનપ્રસ્થમાટેનો આ પ્રકાર સાંવત્સરિક નિયમ કહેવાયછે વાનપ્રસ્થે ક્રમે ક્રમે આવા તીવ્ર તપ ઉપર પહોંચવુ જોઇએ

સ્નાન તથા તર્પણની સાથે આથી પણ ઉગ્ર તપ કરવાનું કહેછે—

**उपस्पृशंस्त्रिषवणं पितॄन्देवांश्च तर्पयेत् ॥**
**तपश्चरंश्चोग्रतरं शोषयेद्देहमात्मनः ॥२४॥**

ત્રણે સમયમાં સ્નાન કરવું, પિતૃઓ તથા દેવોનેમાટે તર્પણ કરવું અને ઉગ્ર તપશ્ચર્યા કરતાં પોતાના દેહનુ શોષણ કરવુ. ૨૪.

ત્રણે સમયમાં સ્નાનમાટે અગાઉ કહેવાઇ ગયેલ છતાં પિતૃઓ તથા દેવોના તર્પણને અંગે અહીં તેનો અનુવાદ કરેલો છે. આવા નિયમો પાળતાં વધારેને વધારે ઉગ્ર તપશ્ચર્યા કરી દેહનું શોષણ કરવું, એ વાનપ્રસ્થમાટે જરૂરનું છે. યમસ્મૃતિમા પણ ઉગ્રતપશ્ચર્યારૂપે પંદર પંદર દિવસના અને એક એક માસના ઉપવાસ કરવાનું કહેલું છે.

વાનપ્રસ્થધર્મની પરાકાષ્ઠા દર્શાવેછે—

**अग्नीनात्मनि वैतानान्समारोप्य यथाविधि ॥**
**अनग्निरनिकेतः स्यान्मुनिर्मूलफलाशनः ॥२५॥**

વાનપ્રસ્થે મૌનવ્રત ધારણ કરી વિધિપ્રમાણે અગ્નિહોત્રના અગ્નિઓનું પોતાના આત્મામાં આરોપણ કરી અગ્નિનો તથા નિવાસસ્થાનનો પણ ત્યાગ કરી, મૂળ તથા ફળનું ભક્ષણ કરીને રહેવું ૨૫

ભસ્મપાનવગેરે વિધાનથી અગ્નિહોત્રના અગ્નિઓનું પોતાના આત્મામાં આરોપણ કરવું ઘણા કાળસુધી તપ કરે અને સિત્તેર વર્ષની અવસ્થા થઇ જાય ત્યારે વાનપ્રસ્થકતાજ અગ્નિનો તથા પર્ણકુટીનો ત્યાગ કરી કોઇ વૃક્ષ નીચેજ રહેવું, મૌન રાખવું તથા અન્ય જનો છોડી દઇને માત્ર મૂળ અને ફળોજ ખાવા વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કર્યાપછી કમતીમા કમતી છ માસસુધી તો આરંભમા કહેવા ધર્મ પાળવાપછીજ આ પ્રમાણે અગ્નિ તથા પર્ણકુટીનો ત્યાગ થઇ શકેછે વસિષ્ઠ કહેછે કે " ऊर्ध्वं षण्मासेभ्योऽप्युपरि अनग्निरनिकेत. ॥ એટલે છ માસપછી અનગ્નિ અને અનિકેત અર્થાત્ બાંધેલ નિવાસસ્થાન-વગરના થવું " ગૃહસ્થસમ વાનપ્રસ્થ મટી ભિક્ષુ વાનપ્રસ્થ થવામાટેનું આ વિધાન છે

દેહમાં પણ નિર્મમત્વ થઇ જાય તેમ વર્તવા ભલામણ કરેછે—

**अप्रयत्नः सुखार्थेषु ब्रह्मचारी धराशयः ॥**
**शरणेष्वममश्चैव वृक्षमूलनिकेतनः ॥२६॥**

સુખના સાધનોમાં યત્ન કરવો નહિ, બ્રહ્મચર્ય પાળવું, પૃથ્વીઉપર સુવું, રહેવાનાં સ્થાનોમા મમતાનો ત્યાગ કરવો અને વૃક્ષોના મૂળમાં વાસ કરવો ૨૬

સુખપ્રદ વસ્તુમાટે યત્ન કરવો નહિ, એટલે તડકાથી પીડા પામી છાયામાં ન જવું તથા ટાઢથી પીડા પામી અગ્નિ સળગાવવો નહિ. તેમ કંઇ વ્યાધિ થાય તો તેને મટાડવાની પણ પ્રવૃત્તિ કરવી નહિ. આ સઘળું દેહમાં મમત્વ હોય તે તદ્દન નિર્મૂળ કરવામાટે છે. બ્રહ્મચર્ય પાળવામાં યુક્ત રહેવું એટલે સ્ત્રીઓ હોય ત્યાં ઉભવું પણ નહિ અને તેસંબંધી વિચારને પણ મનમાં અવકાશ આપવો નહિ. પૃથ્વીપરજ સુઇ રહેવું અર્થાત્ પથારીવગેરે કશો પરિગ્રહ રાખવો નહિ અને રહેવાનાં સ્થાનોમાં મમતાનો ત્યાગ કરવો. એટલે જે વૃક્ષની નીચે પોતે બેઠેલ હોય ત્યાં કોઇ આવે તો અહીં હું રહેલો છું ત્યાં બીજાને કેમ રહેવા દેવાય? અથવા તે અહીં રહેશે તો આ જગા બગડશે વગેરે કોઈપણ જાતના વિચારને વશ થવું નહિ ગમે તે વૃક્ષના મૂળપાસે રહીને ચલાવી લેવું

વૃક્ષોનીચે ખરી પડેલાં ફળફુલવગેરે ન મળે ત્યારે પ્રાણધારણમાટે શું કરવું તે જણાવેછે—

**तापसेष्वेव विप्रेषु यात्रिकं भैक्षमाहरेत् ॥**
**गृहमेधिषु चान्येषु द्विजेषु वनवासिषु ॥२७॥**

વનમાં નિવાસ કરનારા તપસ્વી બ્રાહ્મણપાસેથી તથા બીજા ગૃહસ્થ દ્વિજોપાસેથી પ્રાણધારણ થાય તેટલી ભિક્ષા લાવવી. ૨૭.

ફળમૂળ ન મળ્યાં હોય તે વખતમાં ભિક્ષા માગવી પડે તો ગામમાં નહિ જતા વનમાં રહેતા તપસ્વી બ્રાહ્મણોપાસેથી માત્ર પ્રાણધારણજેટલીજ ભિક્ષા લાવવી તેમાં પણ પ્રથમ વાનપ્રસ્થો જેઓ પર્ણશાળા બાંધીને રહ્યા હોય તેઓને ત્યાં જવું અને તેઓમાંથી ન મળે તોપછી જે ગૃહસ્થ દ્વિજો વૈરાગ્યને લીધે વનમાં આવી રહેલા હોય તેઓની પાસેથી ભિક્ષા લેવી. અને તે પણ પોતાને એક વખત જોઇએ તેકરતાં વધારે લેવી નહિ

ઉપરના શ્લોકમાં જણાવ્યાપ્રમાણે ભિક્ષા ન મળી શકે તો તેવે પ્રસંગે કેમ કરવું? તે જણાવેછે—

**ग्रामादाहृत्य वाश्नीयादष्टौ ग्रासान्वने वसन् ॥**
**प्रतिगृह्य पुटेनैव पाणिना शकलेन वा ॥२८॥**

અથવા ગામમાંથી અન્નના આઠ ગ્રાસ લાવી પાંદડામાં, શરાવવગેરેના ટુકડામાં કે હાથમાંજ રાખી વાનપ્રસ્થે ભોજન કરવું ૨૮.

આઠ ગ્રાસકરતાં વધારે ભિક્ષા મેળવવાનો યત્ન કરવો નહિ અને ભિક્ષાપાત્રમાટે પ્રવાસમાં ઉતરવું નહિ, કારણકે વાનપ્રસ્થે તો જેમ બને તેમ પરિગ્રહ ઘટાડવાનો છે અને તેથી પાંદડું કે કોઇ શરાવવગેરેનો ટુકડો જે અનાયાસે મળે તેમાં લઇને ખાઇ લેવું તેપણ ન મળે તો કેવળ હાથમાંજ લઇને પરબારૂં ભોજન કરી લેવું

ઉપરપ્રમાણે પરિગ્રહ ઘટાડતા જવાનો તથા ઉગ્રતપ કરવાનો મુખ્ય ઉદ્દેશ મોક્ષ છે અને તેથી તે ઉદ્દેશ પાર પડે તેમાટે મુખ્યત્વે શું કરતા રહેવું તે જણાવેછે—

**एताश्चान्याश्च सेवेत दीक्षा विप्रो वने वसन् ॥**

**विविधाश्चौपनिषदीरात्मसंसिद्धये श्रुतीः ॥२९॥**

વાનપ્રસ્થ બ્રાહ્મણે ઉપર કહેલા નિયમોનું તથા બીજા પણ નિયમોનું સેવન કરવું અને પોતાનો જીવાત્મા બ્રહ્મરૂપ થાય તેમાટે અનેક પ્રકારના ઉપનિષદ્રૂપ શ્રુતિવાક્યોનો અભ્યાસ કરવો ૨૯

બીજાપણ નિયમો એટલે બીજી સ્મૃતિઓમાં જણાવેલા નિયમો જેઓના નિર્દેશ અહીં ન થયો હોય તેવા કે જે વાનપ્રસ્થે સેવવા લાયક હોય તેઓનું સેવન કરવું અને બ્રહ્મભાવની સિદ્ધિમાટે મોક્ષમાર્ગને બતાવનારાં ઉપનિષદ્રૂપ શ્રુતિવાક્યોનું સદા આવર્તન કરતા રહેવું

ઉપરના શ્લોકમાં નિયમસેવન તથા શ્રુતિસેવનની આજ્ઞા કરીછે તે નિયમો તથા શ્રુતિઓને પોતાના મનઃકલ્પિત માર્ગથી નક્કી નહિ કરતાં કે તેમ કરવા જતાં પરપ્રતારક પંથોના પાશમાં નહિ ફસાતાં પૂર્વના પવિત્ર ઋષિઓવગેરે જેનું સેવન કરી ગયા છે તેઓનુંજ સેવન કરવું, એમ આજ્ઞા કરેછે—

**ऋषिभिर्ब्राह्मणैश्चैव गृहस्थैरेव सेविताः ॥**

**विद्यातपोविवृद्ध्यर्थं शरीरस्य च शुद्धये ॥३०॥**

ઋષિઓએ તથા ગૃહસ્થ બ્રાહ્મણોએ વિદ્યા તથા તપની અભિવૃદ્ધિમાટે અને શરીરની શુદ્ધિમાટે જે નિયમો તથા શ્રુતિઓનું સેવન કરેલું છે તે નિયમો તથા શ્રુતિઓનું વાનપ્રસ્થે સેવન કરતા રહેવું ૩૦.

બીજાપણ નિયમો સેવવા, એમ ઉપરના શ્લોકમાં કહેવાથી બીજા એટલે કોઇ શાક્ય પાશુપતાદિના નિષિદ્ધ નિયમો નહિ પણ જે નિયમોક પૂર્વના ઋષિઓ, વાનપ્રસ્થો તથા ગૃહસ્થબ્રાહ્મણો સેવી ગયા છે તથા જેનાથી શરીરની શુદ્ધિ થાયછે તેમજ વિદ્યા અને તપની અભિવૃદ્ધિ થાયછે તેવા નિયમોજ સેવવા અને શ્રુતિઓ પણ તેવીજ સેવવી. આહારના નિયમોથી શરીરની શુદ્ધિ થાયછે. વિદ્યા એટલે વૈશ્વાનરવગેરેની ઉપાસના, તથા તપ એટલે સ્વાધ્યાય સમજવો. ઋષિઓ એટલે જ્ઞાનમાં પરાયણ યતિઓ, એવો અર્થ પણ કરવામાં આવેછે તેમ શરીરની શુદ્ધિ થાયછે એટલે પાપનો ક્ષય થાયછે. સ્થૂલશરીરના પાપોનો નાશ તથા સૂક્ષ્મશરીરની તત્વજ્ઞાનની પ્રતિબંધકવૃત્તિઓનો નિરાસ એજ ખરી શરીરશુદ્ધિ છે. ઉપર જણાવેલા સિવાયના જે નિયમો તથા શ્રુતિઓને ગૃહસ્થબ્રાહ્મણોએ તથા સંન્યાસિઓએ પણ સેવેલ હોય તે નિયમો તથા તે શ્રુતિઓ વાનપ્રસ્થને તો અવશ્ય સેવ્ય હોયછેજ બ્રાહ્મણ અને ગૃહસ્થ એ બન્નેને ઋષિનાં વિશેષણ કરી કેટલાએક એવો પણ અર્થ કરેછે કે બ્રાહ્મણઋષિ એટલે બ્રહ્મચારીઓએ તથા ગૃહસ્થઋષિ એટલે વાનપ્રસ્થે જેઓનું સેવન કરેલું છે, એવાજ નિયમો તથા એવીજ શ્રુતિઓનું સેવન કરવું

વાનપ્રસ્થે શરીરત્યાગ કેવીરીતે કરવો ઉત્તમ છે તે જણાવેછે—

## अपराजितां वास्थाय व्रजेद्दिशमजिह्मगः ॥
## आनिपाताच्छरीरस्य युक्तो वार्यनिलाशनः ॥३१॥

અથવા યોગમાં નિષ્ઠાવાળા વાનપ્રસ્થે જળનુ તથા વાયુનુ ભક્ષણ કરી મરણગતિથી, શરીર પડી જાય ત્યાંસુધી ઈશાન દિશામાં ચાલ્યા જવું ૩૧-

વાનપ્રસ્થના શરીરમાં એવો રોગ થાય કે જે કોઇ ઉપાયથી મટે નહિ તો તેવા પ્રસંગમાં છેવટ તેણે યોગમાં નિષ્ઠા રાખી જળ તથા વાયુનો આહાર કરી શરીર પડી જાય ત્યાંસુધી સીધી ગતિથી ઈશાન ખૂણાતરફ ચાલ્યા જવું આવા પ્રકારના મરણને શાસ્ત્રમાં મહાપ્રસ્થાન એવું નામ આપેલું છે અને તેને न पुरायुष स्वकामी प्रेयात् । ( આયુષ પૂર્ણ થયાપહેલાં સ્વર્ગની ઇચ્છાથી પોતાની મેળે મરવું નહિ ) આ શ્રુતિની સાથે કશો વિરોધ આવતો નથી, કારણકે એમાં અશાસ્ત્રીય મરણનો નિષેધ કરવામાં આવ્યો છે પણ શાસ્ત્રીય મરણનો નિષેધ નથી

ઉપર જણાવેલા જેવા કોઇપણ પ્રકારના મરણથી વાનપ્રસ્થને થતું ફળ દેખાડેછે—

**आसां महर्षिचर्याणां त्यक्त्वान्यतमया तनुम् ॥**
**वीतशोकभयो विप्रो ब्रह्मलोके महीयते ॥३२॥**

ઉપર કહેલી મહર્ષિઓની ચર્યાઓમાંથી કોઇપણ એક ચર્યાદ્વારા દેહનો ત્યાગ કરી શોક તથા ભયથી મુક્ત થયેલો બ્રાહ્મણ બ્રહ્મલોકમાં પૂજાય છે. ૩૨

ઉપર કહેલ તપશ્ચર્યા તથા મહાપ્રસ્થાનરૂપ મહાપદ્ધતિમાંથી હરકોઇ એક પ્રકારથી અથવા નદીપ્રવેશ, ભૃગુપતન, અગ્નિપ્રવેશ કે આહારત્યાગથી શરીરનો ત્યાગ કરવો એનું ફળ વીતશોકત્વપૂર્વક બ્રહ્મપ્રાપ્તિ છે. કેવળ કર્મ કરનારને મોક્ષ શી રીતે થાય? એ શંકાનું સમાધાન એ છે કે ૮૯ મા શ્લોકમાં જણાવ્યાપ્રમાણે અનેક ઉપનિષદ્ શ્રુતિઓના અભ્યાસથી તેને આત્મજ્ઞાન થતાં નથી છે. ત્યાએનું હેતુ એમ પણ છે - સ્વર્ગ સ્તા અધિકતાવાળા બ્રહ્મલોકની પ્રાપ્તિ થાયછે.

**વાનપ્રસ્થના ધર્મોની સમાપ્તિ કરીને હવે સન્યાસાશ્રમના પ્રકરણનો આરંભ કરેછે—**

**वनेषु च विहृत्यैवं तृतीयं भागमायुषः ॥**
**चतुर्थमायुषो भागं त्यक्त्वा सङ्गान्परिव्रजेत् ॥३३॥**

આ પ્રમાણે આયુષનો ત્રીજો ભાગ પૂર્ણ થાય ત્યાંસુધી વાનપ્રસ્થાશ્રમમાં રહીને આયુષના ચોથા ભાગમાં સર્વસંગોનો ત્યાગ કરી સન્યાસ આશ્રમનો સ્વીકાર કરવો. ૩૩

જે વાનપ્રસ્થનું ઉપર જણાવ્યાપ્રમાણે મરણ થાય નહિ તેણે પોતાના આયુષના ચોથા ભાગમાં સન્યાસી થવું. આયુષનું પ્રમાણ નિશ્ચયવાળું નથી તેથી આયુષનો ત્રીજો ભાગ પણ જાણી શકાય નહિ. માટે રાગનો પૂર્ણ ક્ષય થાય ત્યાંસુધી આયુષનો ત્રીજો ભાગ સમજવા અને તેમાં વાનપ્રસ્થાશ્રમ પાળવો. એ બાબતમાં ગૌતમ તથા વિખિનમુનિ કહેછે કે वनवासादूर्ध्वं शातस्य परिगतवयस पारिव्राज्यम् । અર્થાત્ વાનપ્રસ્થાશ્રમ કરી શાન્ત થયેલા તથા વૃદ્ધ અવસ્થાવાળા પુરૂષે સન્યાસ લેવો.' એટલે વિધિપૂર્વક કષ્ટયુક્ત તપશ્ચર્યા કરવાથી વિષયરાગની શાંતિમાટે કેટલાક વર્ષ વાનપ્રસ્થાશ્રમનું પાલન કરી, તે પછીના સમયમાં સર્વપ્રકારે વિષયભોગોનો ત્યાગ કરી પરિવ્રાજકપણાનો સ્વીકાર કરવો.

પૂર્વપૂર્વાશ્રમ છોડી ઉત્તરોત્તરાશ્રમના સ્વીકારમાં છેવટ સંન્યાસાશ્રમના ગ્રહણની પ્રશંસા કરેછે—

**आश्रमादाश्रमं गत्वा हुतहोमो जितेन्द्रियः ॥**
**भिक्षाबलिपरिश्रान्तः प्रव्रजन् प्रेत्य वर्धते ॥३४॥**

એક આશ્રમમાંથી બીજા આશ્રમમાં ગયાપછી હોમ કરવો, ઇંદ્રિયોનો જય કરવો તથા ભિક્ષા અને બલિદાનથી વિશ્રાંત થવું અને છેવટ સન્યાસ લેવો કે જેથી પરલોકમાં મોક્ષની સમૃદ્ધિ મળેછે ૩૪.

પૂર્વપૂર્વના આશ્રમથી ઉત્તરઉત્તર આશ્રમમાં જઇને છેવટ સંન્યાસાશ્રમમાં જવું બ્રહ્મચર્યાશ્રમમાથી ગૃહસ્થાશ્રમમા અને ગૃહસ્થાશ્રમમાથી વાનપ્રસ્થાશ્રમમાં જતાં તે તે આશ્રમધર્માનું અનુષ્ઠાન કરી, છોડી દીધેલા આશ્રમસંબંધી હોમ કરી ઇંદ્રિયોનો જય કરી, છેવટ ભિક્ષા તથા બલિદાનાદિક ક્રિયાનું ઘણા કાલપર્યંત સેવન કરનાથી શ્રાંત થયેલા વાનપ્રસ્થે સન્યાસનો સ્વીકાર કરવો. કે જેથી મોક્ષલાભ થવાને લીધે બ્રહ્મભૂત ઋષિનો અતિશય મળે.

ઋષિ, પિતૃ અને દેવ એ ત્રણના ઋણમાંથી છૂટીને સંન્યાસ લેવો, એ શ્રેષ્ઠ છે એમ સૂચવેછે—

**ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत् ॥**
**अनपाकृत्य मोक्षं तु सेवमानो व्रजत्यधः ॥३५॥**

ત્રણ ઋણોને દૂર કરી મોક્ષના અંતરંગસાધનરૂપ સંન્યાસઆશ્રમમા મન જોડવું એ ઋણોમાથી છૂટ્યાવગર મોક્ષમા મન લગાડનાર અર્થાત્ સન્યાસી થનારનો અધઃપાત થયછે ૩૫

ઋષિઋણ, પિતૃઋણ અને દેવઋણમાથી છૂટ્યાવગર કદી પણ મોક્ષ મેળવવાનો પ્રયત્ન સફળ થતો નથી જ્યાંસુધી એ ઋણ ચોટેલુ હોયછે ત્યાંસુધી અંતઃકરણની સ્થિતિજ કોઇ એવી અસ્થિર રહેછે કે જેમા જ્ઞાનને પેસવાનો અને સ્થિર થવાનો અવકાશ મળતો નથી અને જ્ઞાનવિના મોક્ષ નથી એ તો સર્વતંત્રસિદ્ધાંત છે જેઓને પૂર્વજન્મમાજ એ ઋણોમાનો ઘણો ભાગ છૂટી ગયા હોય અને વર્તમાન જન્મમા માત્ર થોડો ભાગ છૂટવો બાકી રહ્યો હો। તેઓને બધા આશ્રમના સ્વીકારની જરૂર પડતી નથી અને તેથી ब्रह्मचर्यादेव प्रव्रजेद्गृहाद्वनाद्वा । ( બ્રહ્મચર્યાશ્રમથીજ પ્રવ્રજ્યા લેવી એટલે સન્યાસ આશ્રમનો સ્વીકાર કરવો અથવા વાનપ્રસ્થાશ્રમમાથી કે ગૃહસ્થાશ્રમમાથી

પણ સંન્યાસઆશ્રમ લેવો ) આ શ્રુતિની સાથે કશો વિરોધ આવતો નથી. પરંતુ પૂર્વજન્મના અભ્યાસથી આવા સંસ્કારવાળા અને તીવ્ર વૈરાગ્યવાળા વિરક્ત હોયછે તેથી વિશેષ બાબતેમાટે આ શ્લોકમાં જણાવેલ ક્રમ ઉચિત છે; કારણકે મંદાધિકાર છતાં ઉતાવળ કરી આગળ વધી જનારને અશક્તિને લીધે પાછા હઠવું પડેછે અને તે તેનો અધઃપાત કહેવાયછે. તેથી મનુનું આ શિક્ષણ અવિરક્તને ઉદ્દેશીને છે જ્ઞાનનો આડંબર ધરાવનાર શુષ્ક વેદાંતીઓ તથા સંન્યાસઆશ્રમને નીચું લેખાવનારા કેટલાએક કાષાયવસ્ત્રધારીઓએ મનુના આ ઉપદેશને પોતાના કલ્યાણમાટે અવશ્ય ધ્યાનમા લેવો ઘટેછે. અને જો તે ધ્યાનમાં લેવામાં ન આવે અને અધિકારિત્વ ન છતાં આગળ પગલું ભરવામાં આવે તો તેના કહેવાપ્રમાણે તેનું ફળ નરકપાતજ છે.

ત્રણ ઋણમાંથી છૂટવાનો પ્રકાર બતાવેછે તથા તે પ્રકારવડે તેમાંથી છૂટીને મનને મોક્ષમાં જોડવું, એમ કહેછે—

## अधीत्य विधिवद्वेदान्पुत्रांश्चोत्पाद्य धर्मतः ॥
## इष्ट्वा च शक्तितो यज्ञैर्मनो मोक्षे निवेशयेत् ॥३६॥

વિધિપ્રમાણે વેદોનો અભ્યાસ કરી, ધર્મથી પુત્રોને ઉત્પન્ન કરી અને શક્તિપ્રમાણે યજ્ઞોથી દેવોનું યજન કરીને મોક્ષના સાધનરૂપ સન્યાસમાં મનને જોડવું ૩૬.

जायमानो वै ब्राह्मणस्त्रिभिर्ऋणैर्ऋणवाञ्जायते यज्ञेन देवेभ्य प्रजया पितृभ्यः स्वाध्यायेन ऋषिभ्यः । એ પ્રમાણે શ્રુતિવાક્ય છે માટે શાસ્ત્રમા બતાવેલ વિધિપ્રમાણે વેદાધ્યયન કરી ઋષિઓના ઋણમાથી છૂટવું, પર્વતિથિઓનો ત્યાગ કરી ઋતુગમનરૂપ ધર્મથી પુત્રોને ઉત્પન્ન કરી પિતૃઓના ઋણમાથી છૂટવું અને શક્તિપ્રમાણે જ્યોતિષ્ટોમવગેરે યજ્ઞો કરી દેવોના ઋણથી છૂટવુ તથા તેપછીજ મોક્ષનાં સાધનોમા અંતરંગસાધનરૂપ સંન્યાસઆશ્રમમા મનને જોડવુ

ઉક્ત ઉપદેશકરતાં ઉલટી રીતે વર્તનારને થતી હાનિ દેખાડેછે—

## अनधीत्य द्विजो वेदाननुत्पाद्य तथा सुतान् ॥
## अनिष्ट्वा चैव यज्ञैश्च मोक्षमिच्छन्व्रजत्यधः ॥३७॥

વેદોનો અભ્યાસ કર્યાવગર તેમજ પુત્રોને ઉત્પન્ન કર્યાવગર અને યજ્ઞોથી દેવોનું યજન કર્યાવગર મોક્ષસાધનરૂપ સંન્યાસની ઇચ્છા કરનાર દ્વિજ નરકમાં પડેછે. ૩૭.

. વેદોનો અભ્યાસ કર્યાવગર એટલે ઋષિઓના ઋણમાંથી છુટ્યાવગર, પુત્રોને ઉત્પન્ન કર્યાવગર એટલે પિતૃઓના ઋણમાંથી છુટ્યાવગર તથા યજ્ઞોથી દેવોનું યજન કર્યાવગર એટલે દેવોના ઋણમાંથી છુટ્યાવગર સંન્યાસગ્રહણ કરનાર અધિકારી ન છતાં ઉંચા સ્થાનપર દોડનારની પેઠે અધઃપાતને પામેછે

સંન્યાસગ્રહણનો પ્રકાર કહેછે—

प्राजापत्यां निरूप्येष्टिं सर्ववेदसदक्षिणाम् ॥
आत्मन्यग्नीन्समारोप्य ब्राह्मणः प्रव्रजेद्गृहात् ॥३८॥

બ્રાહ્મણે જેમાં સર્વસ્વ દક્ષિણા આપવામાં આવેછે એવી પ્રજાપતિ દેવતાની ઇષ્ટિ કરીને તથા અગ્નિઓનું આત્મામાં સમારોપણ કરીને ગૃહથી નિકળી જવું એટલે સન્યાસ લેવો ૩૮.

યજુર્વેદસંબધી ઉપાખ્યાનગ્રંથોમાં કહેલી અને જેમાં સર્વસ્વ દક્ષિણારૂપે આપી દેવું પડેછે એવી પ્રજાપતિદેવતાની ઇષ્ટિ કરીને તે ગ્રંથોમાંજ કહેલા વિધિપ્રમાણે આત્મામા અગ્નિઓનું સમારોપણ કરી સંન્યાસ લેવો.

સંન્યાસની પ્રશંસા કરેછે—

यो दत्वा सर्वभूतेभ्यः प्रव्रजत्यभयं गृहात् ॥
तस्य तेजोमया लोका भवन्ति ब्रह्मवादिनः ॥३९॥

જે બ્રાહ્મણ સર્વપ્રાણીઓને અભયદાન આપીને ઘરનો ત્યાગ કરી સન્યાસ લેછે તે બ્રહ્મવાદી બ્રાહ્મણ તેજોમય લોકોને પ્રાપ્ત થયછે. ૩૯

યજ્ઞમાં થતો પશુવધ તથા એવાજ સઘળા વ્યવહારોને છોડવાથી સંન્યાસ લેનારો પુરુષ સર્વપ્રાણીઓને અભયદાન આપનારો ગણાય છે

અભયદાનની પ્રશંસા કરેછે—

यस्मादण्वपि भूतानां द्विजान्नोत्पद्यते भयम् ॥
तस्य देहाद्विमुक्तस्य भयं नास्ति कुतश्चन ॥४०॥

જે દ્વિજથી સર્વપ્રાણીઓને જરાપણ ભય નથી થતો તે દ્વિજ જ્યારે દેહથી મુક્ત થાયછે ત્યારે તેને કોઇથી ભય થતો નથી. ૪૦.

કોઇથી પણ ભય થતો નથી તેનું કારણ એ કે બીજાઓને અભયદાન આપનારને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાયછે અને બ્રહ્મલોક નિત્ય તથા અભયરૂપજ છે. બીજાઓને અભયદાન દેવું, એ માત્ર સંન્યાસીનોજ ધર્મ નથી પણ મનુષ્યમાત્રનો ધર્મ છે.

સંન્યાસ લઇ કેવી રીતે બહાર નિકળવું તે જણાવેછે—

आगारादभिनिष्क्रान्तः पवित्रोपचितो मुनिः ॥
समुपोढेषु कामेषु निरपेक्षः परिव्रजेत् ॥४१॥

ઘરમાંથી બહાર નિકળેલા, પવિત્ર દંડ કમંડલવગેરેથી યુક્ત, મૌનવ્રત ધારણ કરનાર અને બીજા મનુષ્યે આપેલા વિષયોમા અપેક્ષાવગરના થઇ બ્રાહ્મણે સંન્યાસી બની ચાલી નિકળવું ૪૧

અપેક્ષાવગરના થવું, એટલે કોઇએ આપેલ મિષ્ટાન્નવગેરેમાં, અનાયાસ થતા સંગીતવગેરેમાં તથા પાસે આવેલા સ્નેહીજનોમા પણ મનની આસક્તિ થવા દેવી નહિ

સંન્યાસ લીધાપછી નિ:સંગ રહેવાની ભલામણ કરેછે—

एक एव चरेन्नित्यं सिद्ध्यर्थमसहायवान् ॥
सिद्धिमेकस्य संपश्यन्न जहाति न हीयते ॥ ४२॥

સર્વપ્રકારના સંગનો ત્યાગ કરનાર હોય તેનેજ મોક્ષપ્રાપ્તિ થાયછે, એપ્રમાણે જાણનાર સંન્યાસીએ મોક્ષનેમાટે, કોઇપણ સહાયનો ત્યાગ કરી નિત્ય એકાકી થઇનેજ ફરવુ. જેથી કોઇનો વિયોગ પોતાને થાય નહિ અને કોઇને પોતાનો વિયોગ થાય નહિ ૪૨.

એકાકી થઇનેજ ફરવું, એમ કહેવાથી પૂર્વની સર્વ વસ્તુઓનો ત્યાગ જણાવ્યો છે કોઇપણ સહાયનો ત્યાગ કરવો એટલે, પ્રથમના સેવકવગેરેનો ત્યાગ કરવો આમ કરવાથી રાગદ્વેષ છૂટી સમદષ્ટિ થાયછે. નહિ તો પૂર્વના પાસે રહેનારા સેવકવગેરેમાં આ મારો છે અને આ બીજાઓ મારા નથી, એવી બુદ્ધિ

પ્રાય એજ સંગ કહેવાયછે. મેં પુત્રાદિનો ત્યાગ કર્યો એવી કલ્પના પણ ન આવે તે સંગત્યાગ મણાયછે. આવો સંગત્યાગ થયો હોય તો તેને પુત્રાદિના વિયોગનું દુઃખ થતું નથી. જો આસક્તિ છતાં તેઓનો ત્યાગ કર્યો હોય તો અવશ્ય મહાદુઃખ થાયછે. જેમ પ્રથમના પરિચિતમાત્રથી દુર રહેવું તેમ પછીથી પણ કોઇના સંગમાં આવવું નહિ આવી રીતે રહેવાથી સંન્યાસીને કોઇના વિયોગનું દુઃખ અનુભવવાનો સમય આવતો નથી તેમ બીજાઓને સંન્યાસીઓના વિયોગનું દુઃખ પણ અનુભવવું પડતું નથી અર્થાત્ પોતાને દુઃખ થતું નથી તેમ બીજાને દુઃખ થવાના કારણરૂપ પણ બનવું પડતું નથી.

કર્મત્યાગ, ગૃહાસક્તિ અને બુદ્ધિની સ્થિરતાવિષે કહેછે—

अनग्निरनिकेतः स्याद्ग्राममन्नार्थमाश्रयेत् ॥
उपेक्षकोशंकुसुको मुनिर्भावसमाहितः ॥४३॥

સંન્યાસીએ અગ્નિ રાખવો નહિ, નિવાસસ્થાન કલ્પવું નહિ, અન્નની ભિક્ષ માટેજ ગામમાં જવું, શરીરની ઉપેક્ષા રાખવી, બુદ્ધિ સ્થિર રાખવી, બ્રહ્મવિચાર કરવો અને આત્મતત્વમાં તત્પર રહેવું. ૪૩.

અગ્નિ રાખવો નહિ એટલે લૌકિક અગ્નિ રાખવો નહિ. શાસ્ત્રીય અગ્નિનું તો આત્મામાં સમારોપણ કરવાનું અગાઉ કહેવાઇ ગયું છે. એક ઠેકાણે મકાન બાંધીને રહેવું નહિ; કારણકે તેમ કરવાથી તેમાં તેની મમતા બંધાયછે ગામમાં બનતાંસુધી જવુંજ નહિ પણ જો અન્નની ભિક્ષામાટે જવાની જરૂર પડે તોજ જવું શરીરની ઉપેક્ષા રાખવી એટલે તેને અનાત્મ ગણી તેના પાલન-પોષણ તથા ટાપટીપમા પરાયણ રહેવું નહિ અને પ્રાણધારણજેટલી પ્રવૃત્તિકરતાં આગળ વધી સ્વાદિષ્ટ અન્નાદિકમાટે ઇચ્છા પણ કરવી નહિ તેમજ કંઇ શારીર દુઃખ થાય તો તેમાંજ મનને પરોવી રાખવું નહિ અને આત્મા નિત્ય છે તથા શરીર અનિત્ય-નાશવત છે, એ સિદ્ધાંતરૂપરથી નજર ખસવા દેવી નહિ

નિઃસ્પૃહ સંન્યાસીપાસે કંઇ ચીજ હોય તો શું હોવી જોઇએ તથા તેણે મુખ્યત્વે ક્યાં અને કેવી રીતે રહેવું જોઇએ તે જણાવેછે—

कपालं वृक्षमूलानि कुचेलमसहायता ॥
समता चैव सर्वस्मिन्नेतन्मुक्तस्य लक्षणम् ॥४४॥

ભિક્ષાનું પાત્ર, વૃક્ષોના મૂલમાં નિવાસ, જીર્ણવસ્ત્ર, સહાયરહિતપણું અને સર્વમાં સમપણું, એ મુક્તનું લક્ષણ છે. ૪૪.

ભિક્ષામાટે કંઇપણ પાત્ર, નિવાસમાટે વૃક્ષોનાં મૂલ, શરીર ઢાંકવામાટે ગમે તેવું જીર્ણવસ્ત્ર, એકાકીપણું અને સર્વમાં સમાનદષ્ટિ અર્થાત્ રાગદ્વેષાદિરહિતપણું, આ સઘળાં મુક્તિનાં સાધનરૂપ હોવાથી મુક્તપુરૂષના લક્ષણ ગણાયછે. વૃક્ષો એ બહુવચન લીધેલ હોવાથી એકજ વૃક્ષની નીચે નિવાસ કરીને રહેવું નહિ એમ સૂચવેછે, કારણકે તેમ કરવાથી તે સ્થળમાં અંતઃકરણની આસક્તિબંધાવાનો સંભવ છે અને મુક્તિની ઇચ્છાવાળાએ આસક્તિથી દૂરજ રહેવું જોઇએ.

રાગદ્વેષરહિતપણે રહેવાની ભલામણ કરેછે—

**नाभिनन्देत मरणं नाभिनन्देत जीवितम् ॥**
**कालमेव प्रतीक्षेत निर्देशं भृतको यथा ॥४५॥**

સન્યાસીએ મરણની ઇચ્છા કરવી નહિ તેમ જીવિતની ઇચ્છા પણ કરવી નહિ પણ જેમ નોકરમનુષ્ય કરાવેલા નોકરીના સમયની પૂર્ણતાને ઇચ્છે તેમ પ્રારબ્ધસમાપ્તિના કાલનીજ રાહ જોયા કરવી ૪૫.

જીવિતપર દ્વેષ લાવી મરણને ઇચ્છવું નહિ તેમ મરણપર દ્વેષ લાવી જીવિતને પણ ઇચ્છવુ નહિ અથવા એ બન્નેમાથી એકનાપર પણ રાગ રાખવો નહિ માત્ર આત્મપરાયણ રહી વ્યયાપન કરવું આ શ્લોકપછી કેટલાએક ટીકાકારો નીચેના ત્રણ શ્લોકોને લેછે પરંતુ મનુસ્મૃતિના પ્રખ્યાત ટીકાકારો મેધાતિથિ અને કુલ્લૂકજેવા તેને સ્થાન આપતા ન હોવાથી જણાયછે કે તે શ્લોકો ક્ષેપક હોવા જોઇએ

ग्रैष्म्यान्हैमन्तिकान्मासानष्टौ भिक्षुर्विचक्रमेत् ॥
दयार्थं सर्वभूताना वर्षास्वेकत्र सवमेत् ॥१॥

नासूर्यं हि व्रजेन्मार्गं नादृष्टां भूमिमाक्रमेत् ॥
परिपूताभिराद्भिस्तु कार्यं कुर्वीत नित्यश ॥२॥

सत्या वाचमहिंस्रां च वदेदनपकारिणीम् ॥
कल्कापेतामपरुषामनृशंसामपैशुनाम् ॥३॥

સંન્યાસીએ શિયાળાના તથા ઉનાળાના મળીને આઠ માસસુધી જૂદાજૂદા સ્થળોમાં ફરવું પણ સર્વપ્રાણીઓપરની દયાનેલીધે તેણે ચોમાસામાં એકજ સ્થળે રહેવું. કારણકે ચોમાસામાં ભીનાશ અને કીચડનેલીધે ઘણાં સુક્ષ્મજંતુઓ વધી પડેછે તેથી તે સમયમાં જૂદેજૂદે સ્થળે ફરવાનેલીધે તેઓનો નાશ થાયછે અથવા સર્વપ્રાણીઓની દયાનેલીધે એટલે સંસારસાગરમાં ડૂબતા મનુષ્યોને જોવાથી ઉપજતી કરૂણાનેલીધે તેણે ચોમાસાના ચાર માસ-સુધી એક સ્થળે રહી, તેઓનો ઉદ્ધાર થાય એવો તેઓને ઉપદેશ આપવો. જ્યાં સૂર્યનાં કિરણો ન પડતાં હોય તેવા માર્ગમાં ચાલવું નહિ અથવા સૂર્ય વાદળાથી ઢંકાયેલો હોય ત્યારે પ્રવાસ કરવો નહિ અથવા સૂર્ય ઉગ્યાપહેલાં તથા સૂર્ય આથમ્યાપછી તેણે બહાર ફરવા નિકળવું નહિ. અજાણી પૃથ્વીનું ઉલ્લંઘન કરવું નહિ અને જળને વસ્ત્રથી ગાળીનેજ તેને સદા સર્વ જાતના ઉપયોગમાં લેવું કારણકે વગર ગળેલા જળમાં કચરો અને સૂક્ષ્મજંતુઓ હોયછે. બીજાનું દિલ દુખાય નહિ એવી, જેનાથી બીજાનો અપકાર થાય નહિ એવી, દોષ વગરની, કઠોરતાવગરની, નિર્દયતાવગરની અને ચાડીચુગલીવગરની સત્ય વાણી બોલવી આ સઘળા નિયમો સંન્યાસીએ પાળવા આવશ્યક છે.

**સંન્યાસીએ ચાલવામાં, જલપાન કરવામાં, બોલવામાં અને હરકોઇ કામ કરવામાં મુખ્યત્વે કયો કયો નિયમ જાળવવો તે જણાવેછે—**

## दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं जलं पिबेत् ॥
## सत्यपूतां वदेद्वाचं मनःपूतं समाचरेत् ॥४६॥

સંન્યાસીએ દૃષ્ટિથી શોધેલી પૃથ્વીમાં પગ મૂકવો, વસ્ત્રથી ગળેલુ જળ પીવું, સત્યથી પવિત્ર વાણી બોલવી અને મનથી જે પવિત્ર જણાય તેવું આચરણ કરવું ૪૬

કેશ તથા અસ્થિવગેરે અપવિત્ર પદાર્થોઉપર પગ ન મૂકાય એટલામાટે પ્રથમથીજ દૃષ્ટિથી પવિત્ર જણાયેલી પૃથ્વીઉપર પગ મૂકવો અથવા દૃષ્ટિથી જોઇને કોઇપણ પ્રાણીને પીડા ન થાય તેવા પ્રદેશપર મૂકવો. ક્ષુદ્રજંતુવગેરે કોઇ પદાર્થ આવી ન જાય તેમાટે વસ્ત્રથી ગળેલુ જળ પીવું. સત્યનેલીધે પવિત્ર વાણી બોલવી અને મનથી પવિત્ર જણાય એવું અર્થાત્ પરદ્રવ્યવગેરેની ઇચ્છાથી રહિત યોગ્ય આચરણ કરવું

તિતિક્ષા, સમતા અને નિર્વૈરતા રાખવાવિષે કહેછે—

**अतिवादांस्तितिक्षेत नावमन्येत कंचन ॥**
**न चेमं देहमाश्रित्य वैरं कुर्वीत केनचित् ॥४७॥**

સંન્યાસીએ અપ્રિય વચનો સહન કરવાં, કોઇનું પણ અપમાન કરવું નહિ અને આ દેહનેમાટે કોઇની સાથે વૈર કરવું નહિ. ૪૭.

કોઇ લોકો નિંદાના વચનો બોલે તો તે સહન કરવાં પણ તે સાંભળીને ક્રોધ કરવો નહિ, કોઇનો તિરસ્કાર પણ કરવો નહિ અને આ દેહ જે ક્ષણભંગુર અને વ્યાધિઓના આશ્રયરૂપ છે તેનેમાટે કોઇની સાથે વૈર બાંધવું નહિ

ક્ષોભનું કારણ છતાંપણ ક્ષુબ્ધ ન થતાં મન અને વાણીને વિમાર્ગગામી ન થવા દેવાનું કહેછે—

**क्रुध्यन्तं न प्रतिक्रुध्येदाक्रुष्टः कुशलं वदेत् ॥**
**सप्तद्वारावकीर्णां च न वाचमनृतां वदेत् ॥४८॥**

પોતાસામે કોઇ ક્રોધ કરતો હોય તોપણ તેની સામે ક્રોધ કરવો નહિ, કોઇ નિંદા કરે તોપણ તેની સામે સારી વાણી બોલવી અને સાતદ્વારોના વિષયવાળી મિથ્યાવાણી બોલવી નહિ. ૪૮.

ક્રોધ પામેલાસામે ક્રોધ કરવો નહિ બીજો કદાચ નિંદા કરે તોપણ સારી વાણી બોલવી ચક્ષુવગેરે પાંચ બહારની જ્ઞાનેંદ્રિયો તથા મન અને બુદ્ધિ, એ બે મળી કુલ સાત દ્વાર વેદાન્તદર્શનમા ગણેલા છે એ સાતે ઇંદ્રિયોએ ગ્રહણ કરેલા પોતપોતાના વિષયોમા વાણીની પ્રવૃત્તિ થાયછે તેથી એ સાતદ્વારોથી ગ્રહણ કરવામા આવતા વિષયોસંબંધી મિથ્યાવાણી બોલવી નહિ કેવળ પરમાત્માસંબંધી વાણીજ બોલવી કારણકે એ વાણી મિથ્યા નથી. અથવા સાતદ્વારોના વિષયવાળી એટલે ધર્મ, અર્થ, કામ, ધર્માર્થ, અર્થકામ, ધર્મકામ અને ધર્માર્થકામ, એ સાત, વાણીની પ્રવૃત્તિના દ્વાર ગણાયછે તેથી તેસંબંધી વાણી બોલવી નહિ પણ માત્ર મોક્ષસંબંધીજ વાણી બોલવી. અથવા સાત દ્વાર એટલે સાતભુવનસંબંધી કાઇપણ મિથ્યા વાણી બોલવી નહિ કારણકે તે ભુવનો ભેદવાળા અને વિનાશી છે તેથી અસત્ય છે માટે તેસંબંધી વાણી પણ મિથ્યાવાણી કહેવાયછે કેટલાએક સાત વિભક્તિઓને પણ વાણીના વિષયના

સાત દ્વાર કહેછે. સાતદ્વારમાં બુદ્ધિને ઠેકાણે કેટલાએક અહંકારને ગણેછે. મુખ્ય ઉપદેશ એજ છે કે બ્રહ્મભાવસિવાયની બીજી કાંઇપણ વાણી જે મિથ્યાવાણીજ કહેવાયછે તે બોલવી નહિ.

સંન્યાસીની માનસિક તથા દૈહિક પ્રવૃત્તિ મુખ્યત્વે કેવી હોવી જોઇએ તે દેખાડેછે—

**अध्यात्मरतिरासीनो निरपेक्षो निरामिषः ॥**
**आत्मनैव सहायेन सुखार्थी विचरेदिह ॥४९॥**

આત્મામાંજ પ્રીતિ રાખવી, યોગાસનથી બેસવું, અપેક્ષાનો ત્યાગ કરવો, વિષયોની ઇચ્છા છોડી દેવી અને દેહનેજ સહાયરૂપ કરીને મોક્ષ-સુખની ઇચ્છાથી જગતમાં ફરવું ૪૯.

સંન્યાસીએ સર્વદા આત્મામાંજ રૂચિ રાખવી અથવા આત્મતત્વનો બોધ મેળવવામાટે જે એકાગ્રત્વ તેને અધ્યાત્મ કહેછે, તે અધ્યાત્મમાં રૂચિ રાખવી. યોગશાસ્ત્રમાં કહેલાં સ્વસ્તિકવગેરે આસનથી બેસવું. દંડકમંડલુવગેરે પદાર્થોમાં પણ અપેક્ષા રાખવી નહિ. વિષયોને છોડી દેવા એતો મુખ્ય છે પણ તેની ઇચ્છાને પણ છોડી દેવી કારણકે મનરૂપી મત્સ્યનું આકર્ષણ કરવામાં વિષયો માંસના જેવા છે અને પોતાના દેહસિવાય બીજા કોઇને પણ સહાયમાં ન લેતાં પોતે એકલાએજ, મોક્ષસુખના અર્થી બનીને આ જગતમાં વિચરવું.

વ્યવહારોપયોગી વિદ્યાઓનો ઉપયોગ કરી ભિક્ષા પેદા કરવાનો નિષેધ કરેછે—

**न चोत्पातनिमित्ताभ्यां न नक्षत्राङ्गविद्यया ॥**
**नानुशासनवादाभ्यां भिक्षां लिप्सेत कर्हिचित् ।५०।**

ઉત્પાત તથા નિમિત્તોનુ ફળ કહેવાથી, નક્ષત્રોની તથા અંગોની વિદ્યાથી તેમજ શિખામણ આપવાથી તથા શાસ્ત્રાર્થથી કોઇ વખતે પણ ભિક્ષા લેવાની ઇચ્છા કરવી નહિ ૫૦.

ભૂકંપવગેરે ઉત્પાતોનાં તથા નેત્રસ્ફુરણવગેરે નિમિત્તોના ફળ કહીને, આજે અમુક નક્ષત્રવગેરે છે એમ જોઇ આપીને, હાથવગેરેમાં અમુક રેખાથી

અમુક ફળ થાયછે એમ કહીને, નીતિમાર્ગ આવોછે માટે આવી રીતે વર્તવું જોઇએ વગેરે વાતો કરીને તથા શાસ્ત્રવિષયમા પોતાનુ પાંડિત્ય બતાવીને ભિક્ષા મેળવવાની કદીપણ ઇચ્છા કરવી નહિ

જ્યાં ભિક્ષાવગેરેમાટે બીજા કોઇપણ ઉભેલ હોય ત્યાંપણ જવાનો નિપેધ કરેછે—

**न तापसैर्ब्राह्मणैर्वा वयोभिरपि वा श्वभिः ॥**
**आकीर्णं भिक्षुभिर्वान्यैरागारमुपसंव्रजेत् ॥५१॥**

વાનપ્રસ્થો, બીજા બ્રાહ્મણો તથા અન્યભિક્ષુકલોકો જે ઘરમા ભિક્ષા-માટે ઉભેલ હોય તેમજ ત્યા ખાવામાટે પક્ષીઓ કે શ્વાન એકાંઠાથયેલ હોંય તે ઘરમા સન્યાસીએ ભિક્ષામાટે જવુ નહિ ૫૧

સન્યાસીએ બીજા કોઇને પણ ઉપરાધ ન કરવો એ મુખ્ય આશય છે.

કેવો વેષ રાખવો, વધારેમાં વધારે શું સાધનો રાખવાં તથા વર્તનમાં મુખ્ય સાવધાની શી રાખવી તે જણાવેછે—

**क्लृप्तकेशनखश्मश्रुः पात्री दण्डी कुसुम्भवान् ॥**
**विचरेन्नियतो नित्यं सर्वभूतान्यपीडयन् ॥५२॥**

સંન્યાસીએ મસ્તકના કેશો નખ તથા શ્મશ્રુ રાખવા નહિ, પાત્ર, દંડ અને કમંડલુ રાખવા તથા સર્વપ્રાણીઓને પીડા ન થાય તેમ સાવ-ધાન થઇ સવદા વિચરવુ પર

મસ્તકના કેશ નખ તથા શ્મશ્રુ એટલે દાઢીમુછના વાળ વધારવા નહિ સન્યાસીએ ઋતુઓના સંધિમા વપન કરાવવુ એમ શ્રુતિમા કહેલુછે ભિક્ષા-પાત્ર, દંડ અને કમંડલુ રાખવા આમા પણ ભિક્ષાપાત્ર તો માત્ર ત્રિદંડી સન્યાસીએજ રાખવાનુ છે એકદંડીનેમાટે તો पाणिपात्रमुदरपात्रं वा એ શ્રુતિને-અનુસરી હાથરૂપીપાત્ર અથવા ઉદરરૂપીપાત્ર સિવાય બીજુ કંઇપણપાત્ર રાખવાનુ નથી જલપાત્ર કે અન્નપાત્ર એ કોઇપણ ધાતુનુ ન જોઇએ પણ मृत्पात्रमलाबुपात्रं दारुपात्रं च એવી શ્રુતિ હોવાથી મૃત્તિકાપાત્ર તુંબડુ કે

કંઇપણ લાકડાનું પાત્ર હોવું જોઇએ. અને ભિક્ષાવગેરેમાટે વિચરવામાં પણ કોઇપણ પ્રાણીને પીડા ન થાય તેની પૂરતી સંભાળ રાખવી જોઇએ.

પાત્રો કોઇપણ ધાતુનાં ન હોવાં જોઇએ એમ સ્પષ્ટ નિષેધ કરેછે—

**अतैजसानि पात्राणि तस्य स्युर्निर्व्रणानि च ॥**
**तेषामद्भिः स्मृतं शौचं चमसानामिवाध्वरे ॥५३॥**

સુવર્ણવગેરે ધાતુઓથી નહિ બનાવેલાં તથા છિદ્રવગરનાં પાત્રો સંન્યાસીએ રાખવાં જેમ યજ્ઞમાં ચમસોની શુદ્ધિ જલથી થાયછે તેમ તે પાત્રોની શુદ્ધિ પણ જલથીજ થાયછે એમ કહેલું છે. ૫૩.

ધાતુપાત્રના નિષેધસંબંધે યમસ્મૃતિમાં સ્પષ્ટ જણાવેછે કે सुवर्णरूप्यपात्रेषु ताम्रकांस्यायसेषु च। भिक्षां दत्वा न धर्मोऽस्ति गृहीत्वा नरकं व्रजेत् ॥ એટલે સોનું, રૂપું, ત્રાંબું, કાંસું તથા લોઢું એમાંની હરકોઇ ધાતુના પાત્રમાં સંન્યાસીને ભિક્ષા આપનારને કશો ધર્મ થતો નથી અને એમાં ભિક્ષા લેનાર સંન્યાસીનો અધઃપાત થાયછે. તેથી તેવાં પાત્રો નહિ રાખતાં તે સિવાયનાં પાત્રો કે જે હવેપછી કહેવામાં આવશે એવી જાતનાં હોવાં જોઇએ, તે છિદ્રવગરનાં જોઇએ અને તેઓની શુદ્ધિ જલમાત્રથીજ થઇ જાયછે. લેપાદિકનેલીધે જલમાત્રથી શુદ્ધિ ન થાય તો જલનીસાથે કંઈ અન્યપદાર્થનો યોગ કરી શુદ્ધિ કરવાનો પણ નિષેધ નથી.

ધાતુપાત્રનો નિષેધ કરી હવે સંન્યાસીપાસે કેવી જાતનાં પાત્રો હોવાં જોઇએ તે જણાવેછે—

**अलाबुं दारुपात्रं च मृन्मयं वैदलं तथा ॥**
**एतानि यतिपात्राणि मनुः स्वायंभुवोऽब्रवीत् ॥५४॥**

તુંબડું, કાષ્ઠનું પાત્ર, મૃત્તિકાનું પાત્ર અને વાંસમાંથી બનાવેલું પાત્ર એ પાત્રોમાંથી કોઇપણ પાત્ર યતિએ રાખવું જોઇએ એમ સ્વાયંભુવ મનુએ કહેલુંછે. ૫૪.

વાંસમાંથી બનાવેલા પાત્રનેમાટે મૂળમાં वैदल શબ્દ છે તેનો અર્થ "વૃક્ષોની છાલમાંથી બનાવેલ પાત્ર" એમ પણ કરવામાં આવેછે.

યતિએ ભિક્ષામાં આસક્તિ રાખવી નહિ એમ ભલામણ કરેછે—

**एककालं चरेद्भैक्षं न प्रसज्जेत विस्तरे ॥**
**भैक्षे प्रसक्तो हि यतिर्विषयेष्वपि सज्जति ॥५५॥**

સંન્યાસીએ એકજ વખત ભિક્ષા માગવા જવું અને એક વખતમાં પણ વિસ્તારથી ભિક્ષામાં આસક્તિ કરવી નહિ કારણકે વિશેષ ભિક્ષાના ભક્ષણમાં રુચિવાળો સંન્યાસી વિષયોમાં પણ આસક્તિ પામેછે ૫૫

પ્રાણધારણમાટે માત્ર એકવખત ભિક્ષા માગવા જવું, તેમાં પણ પ્રાણધારણકર્તા વિશેષ આગળ વધી ભિક્ષાના ભક્ષણમાં અભિરુચિ રાખવી નહિ કારણકે તેમ કરવાથી શરીરમાં પ્રધાન ધાતુની અભિવૃદ્ધિ થતાં સ્ત્રીવગેરે વિષયો તરફ અંતઃકરણનું આકર્ષણ થવાનો સંભવ રહેછે અથવા ભક્ષણનો કદાચ અતિરેક થતાં અજીર્ણાદિરોગો લાગુ પડવાનો તથા એવો વિક્ષેપ આવી પડેછે કે તેને લીધે તેની તત્વાનુસંધાનવૃત્તિ તુટી જાયછે

સંન્યાસીએ ભિક્ષા લેવામાટે ક્યારે જવું? તે જણાવેછે—

**विधूमे सन्नमुसले व्यङ्गारे भुक्तवज्जने ॥**
**वृत्ते शरावसंपाते भिक्षां नित्यं यतिश्चरेत् ॥५६॥**

જે સમયે ધૂમની નિવૃત્તિ થઇ ગઇ હોય, મુસળ ચાલતાં ન હોય, અગ્નિ ઠરી ગયો હોય લોકો ભોજન કરી રહ્યા હોય અને ઉચ્છિષ્ટ શરાવ પાત્રો ફેંકાઇ ગયાં હોય તે સમયે સર્વદા સંન્યાસીએ ભિક્ષા લેવામાટે જવું ૫૬

અભિપ્રાય એ છે કે દિવસના ત્રણ મુહૂર્ત બાકી રહે તે સમયે સંન્યાસીએ ભિક્ષામાટે જવું યાજ્ઞવલ્ક્ય પણ કહેછે કે अप्रमत्तश्चरेद्भैक्षं सायाह्नेऽनभिलक्षितः । એટલે સંન્યાસીએ ભિક્ષાને વાસ્તે કંઇ નિરંતરતાના વિચારવગરજ અર્થાત્ મારે અમુકજ રીતે અમુક પ્રકારની ભિક્ષા લાવવી છે એવા નિશ્ચિત સંકલ્પવગર વારપ્રમાણે સાંજસમયે ભિક્ષા માગવા જવું ધૂમની નિવૃત્તિ થઇ હોય ત્યારે જવું એમ કહેવાથી રસોઇ થતી હોય તે વખતે જવાનો નિષેધ છે મુસલ ચાલતાં ન હોય એમ કહેવાથી રસોઇમાટે અનાજની તૈયારી થતી હોય તે વખતે જવાનો નિષેધ છે અગ્નિ ઠરી ગયેલા હોય એમ કહેવાથી રસોઇ થઇ રહે કે તરત જવાનો નિષેધ છે, લોકો ભોજન કરી રહ્યા હોય એમ

કહેવાથી લોકો જમતા હોય તે વખતે જવાનો નિષેધ છે અને ઉચ્છિષ્ટ શરાવપાત્રો ફેંકાઇ ગયા હોય એમ કહેવાથી લોકો જમી રહ્યાપછી બીજા ભિક્ષુકોને અપાતુ હોય તે વખતે પણ જવાનો નિષેધ છે

ઉપર જણાવેલા ભિક્ષાના સમયમાં ભિક્ષાના લાભાલાભમાં હર્ષ કે ખેદ ન કરવો એમ કહેછે—

**अलाभे न विषादी स्याल्लाभे चैव न हर्षयेत् ॥**
**प्राणयात्रिकमात्रः स्यान्मात्रासङ्गाद्विनिर्गतः ॥५७॥**

ભિક્ષા ન મળે તો ખેદ કરવો નહિ અને ભિક્ષાનો લાભ થાય તો હર્ષ કરવો નહિ પ્રાણનુ ધારણ થય તેટલુ અન્ન ખાવુ અને દંડકમંડલુવગેરેમા પણ આસક્તિ રાખવી નહિ ૫૭

સન્યાસીએ કોઇ વખત ભિક્ષા ન મળે તો ખેદ કરવો નહિ કારણકે તેને પ્રણવજાપ ચલાવી લેવાની હોવાથી તેવે પ્રસગે કોઇએ ન લીધેલા ફળમૂળવગેરેથી પણ ક્ષુધાનો પ્રતિકાર કરી લેવો અને તેથી ભિક્ષા મળે તો તેનાથી તેણે રાજી પણ ન થવુ એમ ભિક્ષામા આવી રીતે આસક્તિરહિત રહેવુ તેમ દંડકમંડલુવગેરે પોતાની પાસે જે આવશ્યક ચીજો હોય તેમા પણ આસક્તિ રાખવી નહિ જો તેમા પણ આસક્તિ રહે તો તે ખરાબ થતા કે દેખાતા બીજીસારી અને સારા દેખાવની તે ચીજો મેળવવાની ખાજગડમા ઉતરવુ પડેછે અને તેમ થતા તે પોતાના મુખ્ય મનનમા શિથિલ થાયછે દંડકમંડલુવગેરેમાટે મૂળમા માત્રા શબ્દ છે તેનો અર્થ શબ્દાદિકવિષયો પણ થાયછે એટલે શબ્દાદિકવિષયોના સગથી તેણે દૂરજ રહેવુ

પોતાને આદરસત્કારપૂર્વક ભિક્ષા મળે એવી લાલસાથી સંન્યાસીએ દૂરજ રહેવું જોઇએ એમ જણાવેછે—

**अभिपूजितलाभांस्तु जुगुप्सेतैव सर्वशः ॥**
**अभिपूजितलाभैस्तु यतिर्मुक्तोपि बध्यते ॥५८॥**

પૂજાપૂર્વક ભિક્ષાના લાભનરફ સન્યાસીએ સવદા અણગમોજ રાખવો કારણકે મુક્ત થયેલો પણ સન્યાસી પૂજાપૂર્વક ભિક્ષાના લાભવડે બધનને પામેછે ૫૮.

ભિક્ષા આપવામાં તેઓએ આદરસત્કાર કરેલો હોય તેઓનાતરફ મમતા બંધાવાનેલીધે તેમજ હું આદરસત્કાર પામુંછું એવી અહંતા થવાથી, સંસારબંધન છૂટી જવાની તૈયારીમાં આવેલો સંન્યાસી પણ આગળ નિકળવાનેબદલે પાછો હઠી વિશેષ બંધનમાં આવેછે. મુક્ત થયેલ હોય તેને પાછું બંધન થતુંજ નથી અને તેથી અહીં " મુક્ત થયેલો પણ " એપ્રમાણે કહેલુંછે તેનો અભિપ્રાય "મુક્ત થવાની તૈયારીમાં હોય તે પણ" એ પ્રમાણે છે.

વિષયોતરફ તણાતાં ઇંદ્રિયોને અટકાવવાનો ઉપાય કહેછે—

**अल्पान्नाभ्यवहारेण रहःस्थानासनेन च ॥**
**ह्रियमाणानि विषयैरिन्द्रियाणि निवर्त्तयेत् ॥५९॥**

વિષયોથી ખેંચાતાં ઇંદ્રિયોને સંન્યાસીએ આહાર થોડી માત્રામાં લેવાથી અને એકાંતસ્થાનમાં રહેવાવડે પાછા વાળવાં ૫૯.

ઇંદ્રિયોનું વિષયોતરફ ખેંચાવું એ સ્વાભાવિક છે, તેથી ઇંદ્રિયોને તેતરફ ખેંચાતાં અટકાવવામાટે સંન્યાસીએ આહારલાઘવ રાખવું જોઇએ. પ્રાણધારણમાટે જોઇએ તેટલા માપકરતાં આહારમાં ન વધવું તે આહારલાઘવ કહેવાયછે. આહારલાઘવ ન હોય તો વિષયો દૂર છતાં ઇંદ્રિયો સ્વયંક્ષુબ્ધ થાયછે, કારણકે વિશેષ આહારનેલીધે તેનું પ્રાણપોષણકરતા વધેલું સત્વ ઇંદ્રિયોને પણ બળવાન બનાવી વિષયોતરફ વધવા પ્રેરેછે માટે સન્યાસીએ આહાર થોડીમાત્રામાં લેવો. આહાર થોડીમાત્રામાં લેવાતો હોય તે છતા જો રૂપાદિકવિષયોના પ્રસંગમાં અવાય તો ઇંદ્રિયો ભલે શાન્ત હોય છતા વિષયો પોતાના બળથી તેઓને પોતાનાતરફ ખેંચી લેછે એટલામાટે જ્યાં વિષયોના પ્રસંગનો સંબન્ધ ન હોય એવા એકાંતસ્થાનમા સંન્યાસીએ રહેવું આથી તે જિતેંદ્રિય રહેછે અને તેને કોઇપણ જાતના કુતૂહલનો પ્રસંગ પણ આવતો નથી. જ્યાં વિચિત્ર આભરણાદિકવાળાં સ્ત્રીપુરુષોના સમૂહ દેખાતા હોય ત્યા તો સંન્યાસીએ ક્ષણમાત્ર પણ ઉભવું નહિ. કારણકે ત્યા ઉભવાથી તેના મનમાં અનેક વિકૃતિઓને થોડેથજે અંશે પણ પેસવાનો અવકાશ મળેછે.

ઇંદ્રિયોના નિરોધવગેરેથીજ મોક્ષ મેળવવાની યોગ્યતા પ્રાપ્ત થાયછે એમ જણાવેછે—

**इन्द्रियाणां निरोधेन रागद्वेषक्षयेण च ॥**
**अहिंसया च भूतानाममृतत्वाय कल्पते ॥६०॥**

ઇંદ્રિયોનો નિરોધ કરવાથી, રાગ તથા દ્વેષનો ક્ષય થવાથી અને સર્વ-પ્રાણીઓની હિંસાનો ત્યાગ કરવાથી પુરૂષ મોક્ષપ્રાપ્તિમાટે યોગ્ય થાયછે. ૬૦.

ઇંદ્રિયોને વિષયોતરફ જતાં અટકાવવાં તે તેઓનો નિરોધ કરવો કહેવાયછે.

વિષયોમાંથી વૈરાગ્ય થવામાટે ઇંદ્રિયોને વશ કરવાના ઉપાય-રૂપ સંસારતત્વનું ચિંતન બતાવેછે—

**अवेक्षेत गतीर्नृणां कर्मदोषसमुद्भवाः ॥**

**निरये चैव पतनं यातनाश्च यमक्षये ॥६१॥**

કર્મદોષથી થતી મનુષ્યોની ગતિઓ કે જે નરકમાં પડવારૂપ તથા યમલોકમાં પીડા ભોગવવારૂપ છે તેનો વિચાર કરવો ૬૧.

શાસ્ત્રવિહિતકર્મોના ત્યાગથી તથા શાસ્ત્રનિંદિત કર્મોના આચરણથી થતા કર્મદોષનેલીધે મનુષ્યોને પશુવગેરે નીચ અવતાર ભોગવવો પડેછે, નરકની પીડાઓ ભોગવવી પડેછે અને યમલોકમાં છેદનભેદનવગેરે તીવ્ર દુઃખો સહન કરવાં પડેછે, એ પ્રમાણે શ્રુતિ તથા પુરાણોવગેરેમાં કહેલુંછે તેના વિચારમાં પ્રવૃત્ત રહેવું કારણકે આ વિચાર પણ આત્મજ્ઞાનમા ઉપયોગી છે અને તેથી પરમાર્થભાવનાથી દુઃખાત્મક સંસારનું સ્વરૂપ વિચારવાની આવશ્યકતા છે.

આ લોકમાં થતાં દુઃખો જણાવેછે—

**विप्रयोगं प्रियैश्चैव संयोगं च तथाऽप्रियैः ॥**

**जरया चाभिभवनं व्याधिभिश्चोपपीडनम् ॥६२॥**

સંસારમાં પ્રિયવસ્તુઓનો વિયોગ થાયછે, અપ્રિયનો સંયોગ થાયછે, વૃદ્ધાવસ્થાથી શરીરનો પરાભવ થાયછે અને વ્યાધિઓથી પીડા થાયછે; એવો વિચાર કરવો ૬૨

સંસારમાં વૈરાગ્ય થવામાટે તેમાં થતા દુઃખોના વિચાર કર્યા જોઇએ, કારણકે દોષવાળી વસ્તુમા પણ જ્યાંસુધી તેમાંના દોષનું દર્શન બરાબર ન થયું હોય ત્યાંસુધી તેનાથી નિવૃત્ત થવાતું નથી સત્યારી કે જે સંસારથી સર્વથા નિવૃત્ત થયો છે તેને તો સંસારના દુઃખમયપણાનો બરાબર નિશ્ચય ન થયો હોય તો તેની વૃત્તિ પાછી થવા સંભવ છે અને તેથી એ વૃત્તિનું નિયમ

[illegible] તુરે લાગવામાટે તેણે સંસારના દુખમયપણાના બરાબર નિશ્ચય કરતા રહેવું. [illegible]એ ઘણા સુખી મનુષ્યો સ્ત્રી, પુત્ર, મિત્ર તથા ધનવગેરે પ્રિયવસ્તુનો ધાતીકર વિયોગ થવાનથીજે મહાદુઃખમાં આવી પડતા જોવાયછે તેમજ દરિદ્રતા [illegible]શાનુસાર અપ્રિયવસ્તુઓથી દૂર રહેવાનો યત્ન થનો હોય અને ઘણી સુભાગ હેવાની હોય છતા તેના પાયમા પરી ઘણા મનુષ્યો દુર્દશા ભોગવતા જોવામા આવેછે, વધારે તો શુ? પણ વહાલામાં વહાલુ આ શરીર કે જેનેમાટે સર્વપ્રકારનો ભોગ આપતાથી કોઇ મનુષ્ય પાછુ હઠતુ નથી અને જેને શોભાવવા તથા બચાવવામાટે વિવિધ પ્રયત્નો કરવામા આવેછે તથા યુવાવસ્થામા રૂપ અને શક્તિના મદમા ઘેરાઇ જેનાથી અનેક કુકર્મો કરવામા આવેછે, તે શરીર વખત જતા ઘડપણનેલીધે ખરખરી જાયછે તથા કુરૂપ અને નિર્બળ બની જાયછે તેમજ શ્વાસશ્વાસઆદિ વ્યાધિઓથી મહોટી હેરાનગતિનો ભોગ થઇ પડેછે આવો સઘળો વિચાર કરતા નિશ્ચય થાયછે કે ખરીરીતે સંસારમાં શુ સુખ છે? નહિ, અને જે કાઇ સુખ માનવામા આવેછે તે સઘળુ માનીનતામાત્રજ છે સુખ નથી પણ કેવળ દુ ખજ છે એમ જ્યારે નિશ્ચય થાયછે ત્યારેજ તેનાથી નિવૃત્ત થવાનો અને નિવૃત્તજ રહેવાનો નિશ્ચય થાયછે અને તે કાયમ રહેછે

ઉપર જણાવેલાં સઘળાં દુઃખો કાંઇ એકજ જન્મમાં ભોગવી લીધાં એટલે છુટકો થયો એમ સમજવાનુ નથી પણ તે તો જ્યાં-સુધી મોક્ષ ન થાય ત્યાંસુધી અનેક જન્મોપર્યંત તે ભોગવવાં પડેછે અને ગર્ભવાસઆદિ બીજા પણ જેઓનુ વર્ણન ન થઇ શકે તેવાં દુઃખો પણ ભોગવવાં પડેછે એમ જણાવેછે—

देहादुत्क्रमणं चास्मात्पुनर्गर्भे च संभवम् ॥
योनिकोटिसहस्रेषु सृतीश्चास्यांतरात्मनः ॥६३॥

આ જીવાત્માને આ દેહનો ત્યાગ કરવો પડેછે ફરીથી ગર્ભમા ઉત્પન્ન થવુ [illegible] અને [illegible] તથા [illegible] યોનિઓના અવતાર લઇ ભટકવુ પડેછે, એ વિષયનો પણ વિચાર કરવો ૬૩

આ દેહનો ત્યાગ થતી વખતે મર્મસ્થાનોને તોડી નાખે તેવા રોગાદિકના કષ્ટો સહન કરવા પડેછે અર્થાત્ પ્રાણવિયોગની દુસહ પીડા ભોગવવી પડેછે ફરીને ગર્ભવાસમા ઇંદ્રિયોના અનુભવથી [illegible] નાના[illegible] ખાવેલા અતિશીત, ઉષ્ણ, હીન તથા અધિક આહારજન્ય દુખો ભોગવવા પડેછે એટલુજ નહિ પણ હજારો અને કરોડો યોનિઓમા અવતાર થઇ ભટકવુ પડેછે એટલે જેમ

કદાચ ઉચ્ચ ગણાતી મનુષ્યજાતિમાં અવતાર આવેછે તેમાં પણ બ્રાહ્મણવગેરે પ્રશસ્તજાતિમાં જન્મ મળેછે તેમ શૂદ્ર અને અતિશૂદ્રજાતિમાં પણ જન્મ મળેછે અને હીન કર્મોને અનુસારે તેથી પણ પશુપક્ષીવગેરેની હીનજાતિઓમાં જન્મ થતાં અનિનિંદાસ્પદ અને દયા ખાવાજોગ દશામાં જીવન ગાળવું પડેછે. માટે આ સઘળાં દુઃખોમાથી છુટવાસારૂ તત્વવિચારમાં તત્પર રહેવું એજ અતિશય આવશ્યક છે.

સઘળાં દુઃખોનું મૂળ અધર્મ છે અને અક્ષયસુખનું-મૂળ-સાધન, ધર્મથી થતો આત્મસાક્ષાત્કાર છે એમ જણાવેછે—

**अधर्मप्रभवं चैव दुखःयोगं शरीरिणाम् ॥**
**धर्मार्थप्रभवं चैव सुखसंयोगमक्षयम् ॥६४॥**

પ્રાણીઓને જે દુઃખનો યોગ થાયછે તે અધર્મથીજ થાયછે અને જે અવિનાશી સુખ મળેછે તે ધર્મથી થતા આત્મસાક્ષાત્કારથી થાયછે. એમ નિર્ણય કરવો ૬૪.

સંન્યાસીએ આ નિર્ણયઉપરજ આવવું જોઇએ કે અધર્મનેલીધેજ સઘળાં દુઃખોનો યોગ થાયછે કારણકે અધર્મનેલીધે આત્મસાક્ષાત્કાર હમેશાં વિશેષવિશેષ દૂરજ જાયછે અને તેથી આત્મસાક્ષાત્કારની નજીક લઇ જનારા ધર્મનેજ અનુસરવામા આવે તો એ દુઃખો દૂર થાયછે એટલુંજ નહિ પણ અવિનાશી શાંતિસુખ મળેછે માત્ર માની લેવાજેવાં ક્ષુદ્રસુખો કદાચ મળે તોપણ તે તત્તમા નષ્ટ થાયછે અને તે જ્યારે નષ્ટ થાયછે ત્યારે બીજું કાંઇપણ દુઃખ ન આવ્યું હોય તોપણ સુખ નષ્ટ થવાનું કલ્પિત દુઃખ ઉભું થઇને અતિશય પીડેછે એટલે ક્ષુદ્રસુખો ખરા સુખ નહિ પણ તે દુઃખરૂપજ છે. ખરૂં સુખ તો આત્મસાક્ષાત્કારથી અનંત શાંતિ મળેછે તેજ છે

સંસાર સ્વરૂપના નિર્ણયમાત્રથી અટકીને બેસી રહેવાનું નથી. તેનાથી આગળપર વધી જોવાનું છે તે જણાવેછે—

**सूक्ष्मतां चान्ववेक्षेत योगेन परमात्मनः ॥**
**देहेषु च समुत्पत्तिमुत्तमेष्वधमेषु च ॥६५॥**

યોગથી પરમાત્માના સૂક્ષ્મપણાનો વિચાર કરવો અને તેની ઉત્તમ તથા અધમ દેહોમાં ઉત્પત્તિ થાયછે તેનો પણ વિચાર કરવો. ૬૫.

વિષયોમા જતી ચિત્તવૃત્તિનો નિરોધ કરવો તે યોગ કહેવાયછે એ યોગથી એટલે સ્થિર ચિત્તવૃત્તિથી ક્ષેત્રજ્ઞઆત્માની સૂક્ષ્મતા વિચારવી જેથી શરીરાદિમા તથા પ્રાણાદિમા આત્મબુદ્ધિ થાય નહિ આત્મા સર્વવ્યાપક છતા પણ ઉત્તમ ગણાતા દેવવગેરેનાં શરીરોમા તથા અધમ ગણાતા પશુપક્ષીવગેરેના શરીરોમાં શરીરાધિષ્ઠાતૃપણાથી ફક્તાને ભોગવેછે એ શરીરાદિક અનાત્મવસ્તુઓને ઓળખી છોડતા આત્માનુ ખરૂ સ્વરૂપ જાણવાના યત્નમા તત્પર રહેવુ જોઇએ કારણકે આત્મતત્વ અતિસૂક્ષ્મ છે તેથી તેના અભ્યાસમા વચ્ચે વિચ્છેદ ન પડે તોજ છેવટ તેને સારીરીતે જાણી શકાયછે

આશ્રમને લગતા વેષકરતાં ધર્માચરણનીજ સંપૂર્ણ આવશ્યકતા છે એમ સમજાવેછે—

दूषितोऽपि चरेद्धर्मं यत्रतत्राश्रमे रतः ॥
समः सर्वेषु भूतेषु न लिङ्गं धर्मकारणम् ॥६६॥

ગમે તે આશ્રમમા રહેનો પુરુષ તે આશ્રમના નિશાનીથી રહિત થયેલ હોય તોપણ તેણે સર્વપ્રાણીઓમા સમબુદ્ધિ રાખી ધર્મનુ અનુષ્ઠાન કરવુ કારણકે આશ્રમના દંડ વગેરે જે લિંગ એટલે ચિહ્ન છે તે ધર્મનુ કારણ નથી ૬૬

બ્રહ્મચર્યાદિ પ્રત્યેક આશ્રમમા પ્રાણીઓમા સમબુદ્ધિપૂર્વક ધર્મનુ આચરણ કરવુ એજ મુખ્ય છે અને તે આશ્રમની નિશાનીઓરૂપ વેષવગેરે કાંઇ ધર્મના કારણરૂપ નથી આશ્રમને લગતો વેષ તો દંભથી પણ રાખી શકાયછે અને જ્યારે દંભથી તે તે નિશાનીઓ ધારણ કરવામા આવેછે ત્યારે તેજ નિશાનીઓ ઉલટા અધર્મ થાયછે માટે નિશાનીઓજ કાંઇ ધર્મના કારણરૂપ નથી એ નિશ્ચય છે ધર્મના કારણરૂપ તો સર્વપ્રાણીપર સમાનદૃષ્ટિ રાખી યોગ્ય આચાર પાળવો એજ છે અને તેથી સંન્યાસીએ આ બાબતનો નિશ્ચય રાખવો કે કેવળ ત્રિદંડાદિ લિંગના ધારણથીજ તેણે પોતાને સંન્યાસી માની લેવો નહિ તેણે તો મુખ્યત્વે સર્વપ્રાણીઓમા સમતા રાખવી અને રાગદ્વેષને યત્નપૂર્વક છોડી દેવા

ધર્માચરણવગર આશ્રમનુ અભિમાન વ્યર્થ છે એમ દૃષ્ટાંતની—સાથે બતાવેછે—

फलं कतकवृक्षस्य यद्यप्यम्बुप्रसादकम् ॥
न नामग्रहणादेव तस्य वारि प्रसीदति ॥६७॥

જોકે કતકનામના વૃક્ષનું ફળ મેલાજળને નિર્મળ કરનારૂં છે તોપણ તે ફળનું નામ લેવા માત્રથીજ કાંઇ જળ નિર્મળ થતું નથી ૬૭

મૂળમાં આપેલા દૃષ્ટાંતપ્રમાણે દંડવગેરે નિશાની ધારણ કરવાથી ધર્મ થતો નથી પણ વિહિત કર્મો કરવાથીજ ધર્મ થાયછે

ધર્માચરણની પ્રધાનતા સમજાવીને એ ધર્મનું સ્વરૂપ બતાવેછે—

संरक्षणार्थं जन्तूनां रात्रावहनि वा सदा ॥
शरीरस्यात्यये चैव समीक्ष्य वसुधां चरेत् ॥६८॥

રાત્રિમાં તથા દિવસમાં એટલે સર્વદા જંતુઓની રક્ષામાટે પોતાના શરીરને પીડા થાય તોપણ સારીરીતે પૃથ્વીને જોઇને તેનાઉપર ચાલવું ૬૮

શરીરને પીડા થાય તો પણ કીડીવગેરે સૂક્ષ્મપ્રાણીઓના સંરક્ષણનેમાટે રાત્રિમાં તથા દિવસમાં સર્વદા પૃથ્વીને જોઇને ફરવું પ્રથમ આવેલ दृष्टिपूतं न्यसेत्पादम् એ વાકયથી શબવગેરે પદાર્થોઉપર પગ ન મૂકવામાં મુખ્યત્વે નિષેધ ગણીને તથા આ વાકયથી હિંસાનો ત્યાગ ગણીને પુનરૂક્તિનો પરિહાર કરવામાં આવેછે

ધ્યાન રાખતાછતાં પણ કાંઇકાંઇ સૂક્ષ્મજંતુઓ કચરાઇ જવા સંભવ છે તેથી તેના પ્રાયશ્ચિત્તમાટે કહેછે—

अह्ना रात्र्या च याञ्जन्तून्हिनस्त्यज्ञानतो यतिः ॥
तेषां स्नात्वा विशुद्ध्यर्थं प्राणायामान् षडाचरेत् ॥६९॥

અજાણપણે દિવસમાં અથવા રાત્રિમાં જે જંતુઓની હિંસા થઇ જાય તેની શુદ્ધિને માટે સંન્યાસીએ સ્નાન કરી છ પ્રાણાયામ કરવા ૬૯

પ્રાણાયામનું સ્વરૂપ વસિષ્ઠ કહે છે કે सव्याहृतिं सप्रणवां गायत्रीं शिरसा सह। त्रिः पठेदायतप्राणः प्राणायामः स उच्यते ॥ એટલે સાત વ્યાહૃતિઓસહિત, ઓંકારસહિત અને શિરોમંત્રસહિત ગાયત્રીનો ત્રણવાર જપ પ્રાણને વશ કરી કરવો તે એક પ્રાણાયામ કહેવાયછે

ત્રણ પ્રાણાયામ કરવા એ પણ પરમ તપરૂપ છે એમ જણાવેછે—

**प्राणायामा ब्राह्मणस्य त्रयोपि विधिवत्कृताः ॥**
**व्याहृतिप्रणवैर्युक्ता विज्ञेयं परमं तपः ॥७०॥**

સાત વ્યાહૃતિઓ તથા ઓંકારથી યુક્ત વિધિપૂર્વક કરવામાં આવેલા ત્રણ પ્રાણાયામો પણ બ્રાહ્મણનું સર્વોત્તમ તપ છે એમ જાણવું ૭૦ ,

સાત વ્યાહૃતિઓ, દશ ઓંકારો અને શિરોમંત્રથીયુક્ત ગાયત્રીમંત્રવડે કરવામાં આવેલા પૂરક, કુંભક અને રેચક પ્રકારવાળા ત્રણ પ્રાણાયામો પણ બ્રાહ્મણના સર્વોત્તમ તપરૂપ છે પૂરક, કુંભક અને રેચકનું લક્ષણ યોગીંદ્ર યાજ્ઞવલ્ક્ય આ પ્રમાણે કહેછે કે नासिकोत्कृष्ट उच्छ्वासो ध्मातः पूरक उच्यते । कुम्भको निश्चलश्वासो मुच्यमानस्तु रेचकः ॥ એટલે નાસિકાથી ખેંચીને શ્વાસ એકઠો કરવો તે પૂરક કહેવાયછે, શ્વાસને સ્થિર રાખવો તે કુંભક કહેવાયછે અને શ્વાસને બહાર કહાડવો તે રેચક કહેવાયછે આવા ત્રણ પ્રાણાયામો તો અવશ્ય કરવા અને જો ત્રણકરતા અધિક થાય તો અધિક પાપનો ક્ષય થાયછે માટે જેમ વિશેષ થાય તેમ કરવું પ્રાણાયામ કરવા તે કેવળ સન્યાસીમાટેજ નહિ પણ સમગ્ર બ્રાહ્મણોમાટે અતિ આવશ્યક છે

પ્રાણાયામનો પ્રભાવ દેખાડેછે—

**दह्यन्ते ध्मायमानानां धातूनां हि यथा मलाः ॥**
**तथेन्द्रियाणां दह्यन्ते दोषाः प्राणस्य निग्रहात् ।७१।**

જે પ્રમાણે અગ્નિમા નાખી તપાવવાથી ધાતુઓના મળ નાશ પામેછે તે પ્રમાણે પ્રાણાયામ કરવાથી ઇંદ્રિયોના સઘળા દોષો નાશ પામેછે ૭૧

જેમ સુવર્ણ તથા રૂપુ વગેરે ધાતુઓને મૃત્તિકાના પાત્રમા રાખી અગ્નિમા તપાવવાથી તે ધાતુઓના સર્વમલો દગ્ધ થાયછે તેપ્રમાણે મનના રાગવગેરે દોષો તથા ચક્ષુવગેરે ઇંદ્રિયોના પોતાના વિષયોમા આસક્તિ પામવાવગેરે દોષો પ્રાણાયામ કરવાથી વિષયોનુ અનિ થાન નહિ થવાનેલીધે દગ્ધ થઇ જાયછે

પ્રાણાયામના પ્રસંગથી ધારણાવગેરે યોગનાં બીજાં પણ આવશ્યક અંગોનો ઉપયોગ કહેછે—

**प्राणायामैर्दहेद्दोषान्धारणाभिश्च किल्बिपान् ॥**
**प्रत्याहारेण संसर्गान् ध्यानेनानीश्वरान् गुणान् ।७२।**

પ્રાણાયામોથી દોષોને દગ્ધ કરવા, ધારણાઓથી પાપોનો નાશ કરવો, પ્રત્યાહારથી વિષયોના સંગોને છોડી દેવા અને ધ્યાનવડે, ઇશ્વરમાં નહિ રહેલા ક્રોધાદિક ગુણોને નષ્ટ કરવા. ૭૨.

પ્રાણાયામો કે જેનું સ્વરૂપ આ અધ્યાયના ૬૯ મા શ્લોકમાં બતાવવામાં આવ્યું છે તેનાથી દોષો એટલે રાગદ્વેષવગેરેને નષ્ટ કરવા. ધારણાઓથી પાપોનો નાશ કરવો પરબ્રહ્મવગેરે ઇષ્ટ પદાર્થમાં મનની સ્થિરતા કરવી તે ધારણા કહેવાયછે. કોષ્ટનો વાયુ કે જે મુખનાસિકામાં સંચાર કરેછે તેને અભ્યાસથી હૃદયાકાશમાં ધારવો તે ધારણા કહેવાય એમ પણ જણાવેલું છે. મૈત્રી, મુદિતા, કરૂણા અને ઉપેક્ષાને પણ ધારણા કહેવામાં આવેછે. મૈત્રીનો અર્થ સુહૃદ્વર્ગમાં સ્નેહ ન લેવો. કારણકે સ્નેહ બંધનકર્ત્તા છે. તેથી મૈત્રી એટલે દ્વેષનો અભાવ સમજવો વ્યાધિવગેરેથી અથવા નરકાદિભયથી પ્રાપ્ત થતા શોકપ્રસંગમાં શોકનો અભાવ તે મુદિતા કહેવાયછે, દુઃખીલોકોને જોઇને તેઓ દુઃખથી કેવી રીતે મુક્ત થાય? એવી ઇચ્છા થાય તે કરૂણા કહેવાયછે. અને અનુગ્રાહક તથા ઉપઘાતક વિષયોમા રાગદ્વેષનો અભાવ તે ઉપેક્ષા કહેવાયછે. વિષયોતરફ જતાં ઇંદ્રિયોને પાછાં વાળવા તે પ્રત્યાહાર કહેવાયછે. અને સોऽहमस्मि (તે શુદ્ધ બ્રહ્મ હું છું) એવા પ્રકારના સજાતીયજ્ઞાનના પ્રવાહને ધ્યાન કહેવામાં આવેછે. હું શુદ્ધ આત્મસ્વરૂપ છુ એવા જ્ઞાનની વચમાં બીજું કોઇ જાતનું જ્ઞાન થાય નહિ તે સજાતીયજ્ઞાન કહેવાયછે

ધ્યાનયોગવડે વિચારવાનો વિષય કહેછે—

**उच्चावचेषु भूतेषु दुर्ज्ञेयामकृतात्मभिः ॥**
**ध्यानयोगेन संपश्येद्गतिमस्यांतरात्मनः ॥७३॥**

આ જીવાત્માને ઉચા તથા નીચા અવતારોમાં જન્મ લેવો પડેછે, કે જે શાસ્ત્રસંસ્કારવગરના અંતઃકરણવાળા પુરૂષોથી જાણી શકાય તેમ નથી; તેનો ધ્યાનયોગથી વિચાર કરવો. ૭૩.

શાસ્ત્રસંસ્કારોથી જેનું અંતઃકરણ સંસ્કારવાળું ન હોય તેનાથી ન જાણી શકાય એવા ઉચાનીચા દેવપશ્વાદિ અવતારોમાં થતી જીવની ગતિનો ધ્યાનના અભ્યાસથી કારણપૂર્વક વિચાર કરવો અને વિચાર કરી અનાદિ અવિદ્યાથી, કામ્યકર્મો કરવાથી તેમજ નિષિદ્ધ કર્મોનું આચરણ કરવાથી જીવોને અનેકપ્રકારની ગતિઓ થાયછે એપ્રમાણે જાણી બ્રહ્મજ્ઞાનમાંજ નિષ્ઠા રાખવી એવો તાત્પર્યાર્થ છે.

ઉપરપ્રમાણે વિચાર કરવાનું ફળ બતાવેછે—

र्शनसंपन्नः कर्मभिर्न निबध्यते ॥
विहीनस्तु संसारं प्रतिपद्यते ॥७४॥

સ્વરૂપના અપરોક્ષ અનુભવરૂપ સમ્યગ્દર્શનવાળો પુરૂષ કોઇજાતનાં
ધાતો નથી અને સમ્યગ્દર્શનવગરનો પુરૂષ વારંવાર સંસારને
છે. ૭૪.

બ્રહ્મનો સાક્ષાત્કાર થયો હોય તે પુરૂષ, કર્મોથી બંધાતો નથી એટલે
પુનર્જન્મ દેનારાં થતાં નથી. કારણકે બ્રહ્મજ્ઞાન થવાથી પૂર્વજન્મોમાં
પુણ્યપાપોનો નાશ થઇ જાયછે. શ્રુતિ પણ તેપ્રમાણે કહેછે કે तद्यथा
पर्णा प्रोत प्रदूयेत एव ह्यास्य सर्वे पाप्मानः प्रदूयन्त उभौ ब्रह्मैव भवति।
આકડાના ઝાડમાં થતી ચકલીનું રૂ અગ્નિમા નાખવાથી બળી જાયછે
નાં સઘળાં પાપો નષ્ટ થઇ જાયછે, એટલુંજ નહિ પણ પુણ્ય તથા
બન્નેનો સંબંધ છુટી જઇ એ જ્ઞાની બ્રહ્મરૂપજ થાયછે, વળી क्षीयन्ते
णि तस्मिन् दृष्टे परावरे। એ શ્રુતિમા પણ કહેલુછે કે કાર્યકારણના
રૂપ તે બ્રહ્મનો સાક્ષાત્કાર થાય ત્યારે એ જ્ઞાનીના પ્રારબ્ધવગર બીજાં
મો ક્ષીણ થાયછે. જ્ઞાન થયાપછીના સમયમાં કદાચ દૈવયોગથી જ્ઞાનીના
પ થઇ જાય તોપણ તેને પાપ લાગતું નથી શ્રુતિ પણ તેપ્રમાણે કહેછે કે
श आपो न श्लिष्यन्त एवमेवंविदि पापकर्म न श्लिष्यत इति।
મ કમળના પત્રને જળ બાધ કરતુ નથી તેમ જ્ઞાનીને પાપકર્મ લાગતું નથી.
નાં પુનર્જન્મ દેનારાં પાપોનો તથા પુણ્યનો સબંધ સર્વથા નષ્ટ થઇ જાયછે.
ય બ્રહ્મમીમાંસા એટલે વ્યાસસૂત્ર એ નામથી પ્રસિદ્ધ ઉત્તરમીમાંસામાં
उत्तरपूर्वाघयोरश्लेषविनाशौ तद्व्यपदेशात्। એટલે તે આત્મસ્વરૂપનો
નુભવ થાય ત્યારે ઉત્તરકાલના તથા પૂર્વકાલના પાપોનો અનુક્રમથી
તથા નાશ થાયછે, કારણકે શ્રુતિમા તેવો વ્યપદેશ છે, એ સૂત્રથી
ભગવાને નિર્ણય કરીબતાવેલો છે. તેથી આમ અર્થાત્ સિદ્ધ થાયછે કે જે
પના સાક્ષાત્કારથી રહિત હોય તે જન્મમરણની પરંપરાને પામ્યા કરેછે.

રમગતિની પ્રાપ્તિના ઉપાયરૂપ મુખ્યત્વે જ્ઞાનજ છે પણ
પહેલાં અહિંસાવગેરેની પણ આવશ્યકતા જણાવેછે—

सर्वेंद्रियासङ्गैर्वैदिकैश्चैव कर्मभिः॥
श्चरणैश्चोग्रैः साधयन्तीह तत्पदम् ॥७५॥

અહિંસાથી, ઇંદ્રિયોને વિષયોમાં નહિ જવા દેવાથી, વેદમાં કહેલાં કર્મો કરવાથી અને ઉગ્ર તપશ્ચર્યા કરવાથી આલોકમાં પુરૂષો બ્રહ્મપદને સાધેછે. ૭૫.

શાસ્ત્રનિષિદ્ધ હિંસાના ત્યાગથી, ઇંદ્રિયોને વિષયસંગ નહિ થવા દેવાથી, વેદોક્ત નિત્યકર્મો કરવાથી અને શક્તિપ્રમાણે ઉપવાસ તથા કૃચ્છ્રચાંદ્રાયણવગેરે તપશ્ચર્યા કરવાથી બ્રહ્મસ્વરૂપમાં આત્યંતિક લયરૂપ અવિનાશીપદ પમાયછે. વેદોક્ત નિત્યકર્મો કરવાથી એમ કહ્યું તેથી કામ્યકર્મોનો ત્યાગ સમજવાનો છે. કારણકે કામાત્મતા ન પ્રશસ્તા એટલે કામ્યકર્મોમાં ઇચ્છા રાખવી તે શ્રેષ્ઠ નથી એમ શાસ્ત્રો જાહેર કરેછે. બ્રહ્મદર્શનથી મોક્ષ થાયછે એમ ઉપરના શ્લોકમાં જણાવી આ શ્લોકથી સમજાવ્યું કે બ્રહ્મપદની પ્રાપ્તિમાં કર્મ એ સહકારિ કારણ છે. અથવા આ શ્લોકથી પૂર્વના ત્રણે આશ્રમોમાં જો ઉત્તમકર્મો કર્યાં હોય તો સંન્યાસાશ્રમમાં જ્ઞાન મેળવવાના અધિકારી થવાયછે એવું સૂચન કરેલ છે એમ પણ કેટલાએક કહેછે અને તે આ પ્રમાણે કે બ્રહ્મચર્યાશ્રમમાં અહિંસાથી અને ઇંદ્રિયોને વિષયોમાં નહિ જવા દેવાથી યોગ્યતા મેળવી હોય, ગૃહસ્થાશ્રમમાં વેદવિહિતકર્મો કરવાથી યોગ્યતા મેળવી હોય તથા વાનપ્રસ્થાશ્રમમાં ઉગ્ર તપશ્ચર્યા કરવાથી યોગ્યતા મેળવી હોય તો છેવટ સંન્યાસાશ્રમમાં પરમપદ પામી શકાયછે.

**સંસારમાં વૈરાગ્ય થવું જે મોક્ષના અંતરંગ ઉપાયરૂપ છે તેનેમાટે બેશ્લોકથી દેહનું યથાસ્થિતરૂપ બતાવી દેહાભિમાનથીદૂર રહેવાની અથવા તેમાં જરાપણ આસક્તિ ન રાખવાની ભલામણ કરેછે—**

**अस्थिस्थूणं स्नायुयुतं मांसशोणितलेपनम् ॥**
**चर्मावनद्धं दुर्गन्धि पूर्णं मूत्रपुरीषयोः ॥७६॥**

**जराशोकसमाविष्टं रोगायतनमातुरम् ॥**
**रजस्वलमनित्यं च भूतावासमिमं त्यजेत् ॥७७॥**

અસ્થિરૂપ સ્થૂણા-ટકાવનારા સ્તંભકડીઓવાળું, નાડીઓથી યુક્ત, માંસ તથા રુધિરથી ઉપલિપ્ત કરેલું, ચર્મથી મઢેલું, દુર્ગંધવાળું, મૂત્ર તથા પુરીષથી ભરપૂર થયેલું, જરા તથા શોકથી ઘેરાયેલું, અનેકરોગોના સ્થાનરૂપ, ભયભીત, રજોગુણવાળું, અનિત્ય અને પંચમહાભૂતોના આવાસરૂપ આ શરીર છે, તેનો ત્યાગ કરવો ૭૬-૭૭.

શરીરનો ત્યાગ કરવો એટલે તેની મમતાને છોડવી અથવા ફરીથી શરીરનો સંબંધ ન થાય તેવા ઉપાયો કરવા કૃમિ, કીટ, પતંગવગેરેનાં શરીરો તો એક બાજુ રહો પણ અતિરપૃહણીય આ મનુષ્યશરીર જેમા સૌ કોઇ નિઃશંકપણે આસક્તિ ધરાવેછે તે પણ મૂત્રપુરીષવગેરેના સ્થાનરૂપ છે અને દુઃખોના મૂળરૂપ છે તેમાં જ્યાસુધી જરાપણ મમતા રહે ત્યાંસુધી પરમપદની પ્રાપ્તિ પણ દૂરજ રહેછે.

દેહાભિમાનથી છૂટે તેજ સંસારથી મુક્ત થાયછે એમ દૃષ્ટાંતસાથે દેખાડેછે—

**नदीकूलं यथा वृक्षो वृक्षं वा शकुनिर्यथा ॥**
**तथा त्यजन्निमं देहं कृच्छ्राद्ग्राहाद्विमुच्यते ॥७८॥**

વૃક્ષ જેમ નદીના કાંઠાનો ત્યાગ કરેછે અથવા પક્ષી જેમ વૃક્ષનો ત્યાગ કરેછે તેમ આ દેહનો ત્યાગ કરનાર વિદ્વાન, ગ્રાહથી જેમ મુક્ત થાય તેમ સંસારથી મુક્ત થાયછે. ૭૮.

બ્રહ્મની ઉપાસના કરનાર મનુષ્ય દેહત્યાગના સમયમા મોક્ષ પામેછે, કારણકે વર્તમાનદેહનો નાશ પ્રારબ્ધકર્મોનો ભોગ પૂર્ણ થવાથીજ થાયછે દેહના કર્મો સમાપ્ત થશે ત્યારે દેહ પડી જશે, એટલે દેહપાત કર્માધીન છે, એવો વિચાર કરનાર પુરૂષ વૃક્ષ, જેમ નદીના કાંઠાનો ત્યાગ કરેછે તેમ એટલે પડવાનું જ્ઞાન ન હોય અને અકસ્માત્ નદીના વેગથી વૃક્ષ પડી જાયછે તેમ દેહનો ત્યાગ કરેછે, અને જે પુરૂષ જ્ઞાન તથા કર્મના પ્રબંધવાળો હોય તે ભીષ્મપિતામહવગેરે યોગીઓનીમાફક મૃત્યુને સ્વાધીન રાખેછે અને તે જેમ પક્ષી પોતાની ઇચ્છાપ્રમાણે વૃક્ષનો ત્યાગ કરેછે તેમ આ દેહનો પોતાની ઇચ્છાપ્રમાણે ત્યાગ કરેછે, આ બેમાથી હરકોઇપ્રકારથી દેહત્યાગ કરનાર સન્યાસી જળમા ફરનાર ગ્રાહ એટલે મગરના મુખમાથી જેમ કોઇ છૂટે તેમ સંસારના કષ્ટમાથી મુક્ત થાયછે

બ્રહ્મજ્ઞાનીનાં સુકૃત તથા દુષ્કૃત ક્યાં જાયછે કે જેથી તે સ્વર્ગવગેરેની કે નરકવગેરેની ગતિને ન પામતાં મોક્ષ પામેછે? તે જણાવેછે—

**प्रियेषु स्वेषु सुकृतमप्रियेषु च दुष्कृतम् ॥**
**विसृज्य ध्यानयोगेन ब्रह्माभ्येति सनातनम् ॥७९॥**

બ્રહ્મજ્ઞાની પુરૂષ પોતાના હિતકારી લોકોને પોતાનું પુણ્ય આપીને તથા અહિતકારી લોકોને પાપ આપીને ધ્યાનયોગથી સનાતન બ્રહ્મને પ્રાપ્ત થાયછે. ૭૯.

શ્રુતિ પણ કહેછે કે तस्य पुत्रा दायमुपयन्ति सुहृदः साधुकृत्यां द्विषन्तः पापकृत्याम्। એટલે જ્ઞાનીનું જે કાંઇ ધનવગેરે હોય તેને તેના પુત્રો લઇ જાયછે, પુણ્યને તેના મિત્રો લઇ જાયછે અને પાપને તેના શત્રુઓ લઇ જાયછે. બીજી શ્રુતિ પણ કહેછે કે तत्सुकृतदुष्कृते विधुनुते तस्य प्रिया ज्ञातयः सुकृतमुपयन्त्यप्रिया दुष्कृतम्। એટલે જ્ઞાનીનાં સુકૃત અને દુષ્કૃત તેનાથી છૂટાં પડી જાયછે. તેના પ્રિયસબંધીઓ તેના સુકૃતને અને તેના અપ્રિયજનો તેના દુષ્કૃતને પામેછે. તાણ્ડિશ્રુતિમાં કહ્યુંછે કે અશ્વ જેમ પોતાનાં રજવાળા જીર્ણરોમોનો ત્યાગ કરેછે અને ચંદ્ર જેમ રાહુના મુખથી છૂટો પડેછે તેમ જ્ઞાનીપુરૂષ પાપોની હાનિ કરી, ચિત્તને નિર્મળ કરી, શરીરના અભિમાનને છોડી કૂટસ્થ બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થાયછે. આથર્વણીશ્રુતિમાં પણ સમજાવ્યુંછે કે બ્રહ્મજ્ઞાન થાય ત્યારે વિદ્વાનપુરૂષ પુણ્ય તથા પાપની હાનિ કરી નિરંજન થઇ સર્વોત્તમ સમતાને પામેછે. શાટ્યાયનિશ્રુતિમાં પણ જણાવ્યુંછે કે જ્ઞાનીના ધનાદિને પુત્રો ગ્રહણ કરેછે, મિત્રો પુણ્યને ગ્રહણ કરેછે અને શત્રુઓ પાપને ગ્રહણ કરેછે. કૌષીતકીશ્રુતિમાં પણ એજ કહ્યુંછે કે જ્ઞાની પુણ્ય પાપનો ત્યાગ કરેછે. તેના મિત્રો પુણ્યને અને શત્રુઓ પાપને ગ્રહણ કરેછે.

**શાશ્વતસુખોના મૂળરૂપ સર્વસંગોનો ત્યાગ છે એમ જણાવેછે—**

## यदा भावेन भवति सर्वभावेषु निस्पृहः ॥
## तदा सुखमवाप्नोति प्रेत्य चेह च शाश्वतम् ॥८०॥

જ્યારે સર્વવિષયોમાં પરમાર્થથી સ્પૃહાવગરનો થાયછે ત્યારે તે પુરૂષ આ લોકમાં પણ સુખ પામેછે અને પરલોકમાં પણ શાશ્વતસુખ પામેછે ૮૦.

પરમાર્થથી સ્પૃહાવગરનો થાય એટલે સર્વવિષયોથી મન પૂરીરીતે પાછું વળી જાય અર્થાત્ તેસંબધી કાઇ સંકલ્પ પણ ગાય નહિ ત્યારે તે શાશ્વતસુખ અર્થાત્ જીવન્મુક્તિરૂપ શાંતિને અને છેવટ વિદેહમુક્તિરૂપ અનંતસુખને પામેછે નિરાહાર રહી શારીરચેષ્ટાઓને મંદ કરી નાખી હોય છતાં જો મન 'કબજામાં ન આવ્યું' હોય તો વિષયોનો ભોગ છૂટેછે પણ તેતરફની આસક્તિ છૂટતી નથી. પણ ખરીરીતે સ્વરૂપજ્ઞાન થાય તેવખતે તે આસક્તિ પણ છૂટી જાયછે, અને એવી રીતે આસક્તિ છૂટે તેજ શાશ્વતસુખનું ખરૂં કારણ છે.

**ક્રમેક્રમે સર્વપ્રકારની આસક્તિઓને છોડનાર પુરૂષજ બ્રહ્મભાવમાં સ્થિતિવાળો થાયછે એમ કહેછે—**

अनेन विधिना सर्वास्त्यक्त्वा सङ्गाञ्छनैः शनैः ॥
सर्वद्वन्द्वविनिर्मुक्तो ब्रह्मण्येवावतिष्ठते ॥८१॥

આવીરીતે ધીમેધીમે સર્વપ્રકારના સંગોને છોડી દઇને સઘળા દ્વંદ્વધર્મોથી મુક્ત થવાને લીધે તે, બ્રહ્મસ્વરૂપમાંજ રહેછે. ૮૧.

પુત્ર, સ્ત્રી અને ક્ષેત્રવગેરે સઘળા પદાર્થાંતરની આસક્તિને ધીમે ધીમે છોડી દેવાથી સુખદુ:ખ, માનઅપમાનવગેરે દ્વંદ્વધર્મોથી રહિત થઇને જ્ઞાની પુરૂષ છેવટ બ્રહ્મસ્વરૂપમાંજ આત્યંતિક લયને પામેછે ધીમે ધીમે અથવા ક્રમે ક્રમે સર્વ સંગોનો ત્યાગ કરવો તેનો અભિપ્રાય આવો પણ છે કે આરંભમાં નિંદાદિ હોય તેજ તે પછી એકદમ થવું અને ત્યારબાદ દ્વંદ્વરહિત પરમહંસરૂપે अहं ब्रह्मास्मि એવા તત્વનિશ્ચયથી બ્રહ્મસ્વરૂપમાં સ્થિતિ કરવી અથવા ક્રમે ક્રમે એટલે આશ્રમ ધર્મો-ગુરુસેવા, સ્નાતકપણો અને તપશ્ચર્યા કરતા છેવટ સર્વ સંગોનો ત્યાગ કરતા જવું જેથી સર્વ દ્વંદ્વધર્મોથી નિર્મુક્ત થતા તેની બ્રહ્મનેવિષે સ્થિતિ થાયછે અર્થાત્ તે પોતે બ્રહ્મસ્વરૂપને પામેછે

આ સઘળું ધ્યાનસાધ્ય છે એમ જણાવેછે—

ध्यानिकं सर्वमेवैतद्यदेतदभिशब्दितम् ॥
नह्यनध्यात्मवित्कश्चित्क्रियाफलमुपाश्नुते ॥८२॥

ઉપર જે સઘળું કહેવામાં આવ્યું તે, જીવ છે એ પરમાત્મા છે એવા ધ્યાનથી સાધ્ય છે કારણ કે જ્યાંસુધી જીવાત્માના સ્વરૂપને નથી જાણ્યું ત્યાંસુધી કોઇપણ પુરૂષ ક્રિયાના ફળને પ્રાપ્ત થતો નથી ૮૨

પુત્રાદિ-માં મમતાનો ત્યાગ, માનઅપમાનનો નાશ અને બ્રહ્મસ્વરૂપમાં લીનથવાપણું એ સઘળું ધ્યાનસાધ્ય છે એટલે જીવ એ પરમાત્મારૂપ છે એવા ધ્યાનવડે સાધ્ય છે. જ્યારે જીવાત્માને પરમાત્મારૂપે જાણેછે ત્યારે સર્વ પ્રાણીઓમાં ભેદબુદ્ધિ થતી નથી અને તેથી તે પુરૂષને કોઇ પણ સ્થળે મમતા અથવા માન અને અપમાન વગેરે કશું પણ થતુ નથી તેવા પ્રકારના ધ્યાનથી પોતે બ્રહ્મસ્વરૂપ થાયછે જેપુરૂષ જીવના પરમાત્મભાવને જાણતો નથી તેમ તેનું ધ્યાન કરતો નથી તે પુરૂષ પ્રકૃત ધ્યાનક્રિયાના ફળને મેળવી શકતો નથી એટલે મમતાના ત્યાગને, માન તથા અપમાનના અભાવને અને મોક્ષને પામતો નથી જ્યાંસુધી વૈરાગ્ય જનક ભાવનાથી સર્વ અભિલાષાની નિવૃત્તિ

જેમાં યજ્ઞનો અધિકાર આવેછે એવો વેદભાગ એટલે મુખ્યત્વે શતપથાદિ બ્રાહ્મણભાગ, જેમાં દેવતાઓનો અધિકાર આવે છે એવો વેદભાગ એટલે મુખ્યત્વે મંત્રસંહિતા તથા જેમાં આત્માનો અધિકાર આવેછે એવો વેદભાગ એટલે ઉપનિષદ્ તેનો જપ કરવો. વેદાંતમાં કહેલ જે પ્રણવ-ૐકાર તેનો મુખ્યત્વે જપ કરવો. અથવા જેમાં યજ્ઞનો અધિકાર આવેછે તે કર્મકાંડ, જેમાં દેવતાઓનો અધિકાર આવેછે તે ઉપાસનાકાંડ અને જેમાં આત્માનો અધિકાર આવેછે તે જ્ઞાનકાંડ એઓનું આવર્તન કરવું અને ૐકારનો જપ કર્યા કરવો.

જેનો જપ કરવાનું કહ્યું તે વેદરૂપ બ્રહ્મનું માહાત્મ્ય કહેછે—

**इदं शरणमज्ञानामिदमेव विजानताम् ॥**

**इदमन्विच्छतां स्वर्गमिदमानन्त्यमिच्छताम् ॥८४॥**

વેદરૂપ બ્રહ્મ, અર્થ નહિ જાણનારા લોકોના શરણરૂપ છે, અર્થ જાણનારાઓના પણ શરણરૂપ છે, સ્વર્ગની ઇચ્છાવાળા લોકોના શરણરૂપ છે અને મોક્ષની ઇચ્છાવાળાઓના પણ શરણરૂપ છે ૮૪

વેદ એ અર્થ નહિ જાણનારા લોકોના શરણરૂપ છે એટલે વેદના પાઠમાત્રથી પણ પાપનો ક્ષય થાયછે અર્થ જાણનારાઓના શરણરૂપ છે એટલે પાઠમાત્રથી પણ પાપનો ક્ષય કરેછે તો પછી અર્થ જાણનારના પાપનો અત્યંત ક્ષય કરે તેમાંતો નવાઇજ શું? વળી સ્વર્ગ અને મોક્ષની ઇચ્છાવાળાઓના પણ શરણરૂપ છે એટલે તેઓના ઉપાય પણ વેદ બતાવેછે જે શબ્દબ્રહ્મમાં નિષ્ણાત હોય તે પરબ્રહ્મને પ્રાપ્ત થાયછે આ વચનપૂર્વક તેના અર્થનું જ્ઞાન ધરાવનાર તથા તેનું અનુષ્ઠાન કરનાર હોય તે નિષ્ણાત કહેવાયછે જેઓ અજ્ઞ હોય છતાં ઉપાસનામાં તત્પર હોય અને ચિત્તના સ્થૈર્યવગરના હોય તેઓને જપ આવશ્યક છે. જેઓ કર્માદિ જાણતા હોય પણ આત્મવિચારમાં મન લાગેલું ન હોય તેઓને કર્માનુષ્ઠાનથી સ્વર્ગની પ્રાપ્તિ થાયછે અને જેઓ સંગમાત્રનો ત્યાગ કરનાર, પ્રેક્ષસ્ત્રીયાદિ વિષયોના દોષોને જાણનાર તથા આત્મવિચારમાં પરાયણ હોય તેઓને મોક્ષ મળેછે આવી રીતે સર્વપ્રકારે ઇષ્ટસિદ્ધિ મેળવવામાં વેદજ શરણરૂપ છે અથવા અર્થ નહિ જાણનારા એટલે બ્રહ્મચર્યાશ્રમવાળા, અર્થ જાણનારા એટલે ગૃહસ્થાશ્રમવાળા, સ્વર્ગની ઇચ્છાવાળા એટલે વાનપ્રસ્થાશ્રમી અને મોક્ષની ઇચ્છાવાળા એટલે સંન્યાસીઓ એ સર્વને વેદજ શરણરૂપ છે બ્રહ્મચર્યાશ્રમમાં મુખ્યત્વે વેદાધ્યયન આવેછે તેથી તેમાં પાઠમાત્ર પ્રધાન હોઇ અર્થની થોડી જરૂર પડેછે, ગૃહસ્થાશ્રમમાં અગ્નિહોત્રાદિ કર્મો કરવામાં અર્થ પણ જાણવો જોઇએ કારણ કે કર્મનું અનુષ્ઠાન કરવામાં અર્થ જાણવાની જરૂર પડેછે અને

સકામવૃત્તિથી કરાતાં અગ્નિહોત્રાદિ કર્મો સ્વર્ગની પ્રાપ્તિના હેતુભૂતછે અને નિષ્કામવૃત્તિથી કરાતાં એવાં કર્મો અંતઃકરણની શુદ્ધિ કરનારાં થાયછે તેથી વાનપ્રસ્થાશ્રમી જે કર્મો કરે તે સકામવૃત્તિથી કરે તો તેને સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ થાયછે અને તેઓ નિષ્કામવૃત્તિથી કરે તો અંતઃકરણની શુદ્ધિદ્વારા તેઓને મોક્ષ મળેછે અને સંન્યાસીઓને તો આત્મવિચારમાંજ તત્પર રહેવાનું છે. અર્થ જાણનાર અને સ્વર્ગને ઇચ્છનાર એ બન્ને વિશેષણો ગૃહસ્થાશ્રમીનેજ જણાવેછે, તથા મોક્ષની ઈચ્છાવાળા એ એક વિશેષણ વાનપ્રસ્થાશ્રમી તથા સંન્યાસાશ્રમવાળા એ બન્નેને લાગેછે, એમપણ યોજના કરવામાં આવેછે. ટૂંકામાં એજ કે સર્વને પોતપોતાનો પ્રશસ્ત હેતુ પાર પાડવામાં વેદનાજ શરણની આવશ્યકતા છે.

આવીરીતે પ્રતિપાદન કરેલ સંન્યાસ આશ્રમનું ફળ કહેછે—

**अनेन क्रमयोगेन परिव्रजति यो द्विजः ॥**
**स विधूयेह पाप्मानं परं ब्रह्माधिगच्छति ॥८५॥**

જે બ્રાહ્મણ ઉપર કહેલા ક્રમયોગથી સંન્યાસ આશ્રમનો સ્વીકાર કરેછે તે લોકોમાં પાપોનો ક્ષય કરી પરબ્રહ્મને પ્રાપ્ત થાયછે. ૮૫.

ક્રમ પ્રમાણે કરેલા આ અનુષ્ઠાનથી જે બ્રાહ્મણ સંન્યાસાશ્રમનો આશ્રય કરેછે તે આ લોકમાં પાપોનો ક્ષય કરી બ્રહ્મનો સાક્ષાત્કાર થવાને લીધે, ઉપાધિરૂપ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરનો નાશ કરી બ્રહ્મની સાથે એકતાને પ્રાપ્ત થાયછે. ભેદબુદ્ધિની નિવૃત્તિ એ સંન્યાસાશ્રમનું ફળ છે.

યતિધર્મનો ઉપસંહાર કરેછે અને વેદસંન્યાસીઓમાટે કર્મયોગતરફ ધ્યાન દોરેછે—

**एष धर्मोनुशिष्टो वो यतीनां नियतात्मनाम् ॥**
**वेदसंन्यासिकानां तु कर्मयोगं निबोधत ॥८६॥**

અંતઃકરણને નિયમમાં રાખનારા સર્વ પ્રકારના સંન્યાસીઓનો આ ધર્મ તમોને કહ્યો હવે વેદસંન્યાસિકોનો જે કર્મયોગ છે તેને શ્રવણ કરો. ૮૬.

અંતઃકરણને વશ રાખનારા ચાર પ્રકારના કુટીચર, બહૂદક, હંસ અને પરમહંસ સંન્યાસીઓનો સાધારણ ધર્મ તમોને કહ્યો હવે ચાર જાતના સંન્યાસીઓમા કુટીચર નામના સંન્યાસીઓ કે જેઓ વેદોક્ત કર્મયોગ કરનારા છે તેઓનો, पुत्रैश्वर्ये सुखं वसेत् એટલે પુત્રે આપેલા અન્નાદિકથી સુખે વસવું.

એ વાક્યથી કહેવામાં આવશે એવો અસાધારણ જે કર્મસંબંધ છે તેને તમો સાંભળો. મહાભારતમાં પણ ચાર પ્રકારના સંન્યાસીઓ કહેલા છે કે—

चतुर्द्धा भिक्षवस्तु स्युः कुटीचरबहूदकौ ।

हंसः परमहंसश्च यो यः पश्चात्स उत्तमः ॥

એટલે સંન્યાસીઓ ચાર પ્રકારના થાય છે. કુટીચર, બહૂદક, હંસ અને પરમહંસ એઓમાં ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે. તેમાં પુત્રપાસેથી ભિક્ષા લઇ રહેવું એવો કુટીચરને માટે અસાધારણ કર્મનો ઉપદેશ છે આ કુટીચર એજ વેદ-સંન્યાસી કહેવાયછે કેટલાએક એમપણ કહેછે કે વેદોક્ત અગ્નિહોત્રવગેરે કર્મોનો ત્યાગ કરનાર અને જ્ઞાનમાત્રથીજ વૈદિક કર્મોનું સંપાદન કરનાર ગૃહસ્થ હોય તેજ વેદસંન્યાસી કહેવાયછે પરંતુ વેદસન્યાસી શબ્દની આ વ્યાખ્યાને ઘણા વિદ્વાનો માન્ય રાખતા નથી. કારણ કે આહિતાગ્નિ ગૃહસ્થોના અગ્નિઓનો વિનિયોગ, તે ગૃહસ્થની અંત્યેષ્ટિમા કરવામા આવેછે અને ગૃહસ્થપણાનો ત્યાગ કરીને સન્યાસી થાય ત્યારે અગ્નિહોત્રના અગ્નિઓનુ સમારોપણ પોતાના આત્મામા કરવામાં આવેછે વેદસન્યાસી કહેવાતા કોઇ ગૃહસ્થને ઉપરના બન્ને પ્રકારના ગૃહસ્થમા ગણી શકાય તેમ નથી અને તેથી જો વેદસન્યાસીને એક જાતનો ગૃહસ્થ ગણવામા આવે તો તે શાસ્ત્રની આજ્ઞાથી બહાર છે એવીજ રીતે વેદસંન્યાસી નિરાશ્રમી છે એમ કહેનારાઓ પણ મન્વાદિક ધર્મશાસ્ત્રકારોએ જે ચાર આશ્રમોની વ્યવસ્થા બાંધી છે તે વ્યવસ્થાને શિથિલ કરી નાખેછે તેથી કુટીચરનેજ વેદસન્યાસી ગણવો યોગ્ય છે. તેને આત્મચિંતનરૂપ જપવગેરે વિહિત છે

વેદસંન્યાસિકનો કર્મયોગ કહેવામાટે ઉપરના શ્લોકમાં પ્રતિજ્ઞા કરેલી છે તેથી તે કર્મયોગ તુરતજ કહેવો જાઇએ, તો પણ વેદસંન્યાસિકને કોઇ અતિરિક્ત આશ્રમવાળો ગણવો કે આશ્રમવગરનો ગણવો? એવી શંકા થતાં નિશ્ચયથી આશ્રમ ચારજ છે એમ જણાવવામાટે અગાઉ કહેલા આશ્રમોનો અનુવાદ કરેછે—

ब्रह्मचारी गृहस्थश्च वानप्रस्थो यतिस्तथा ॥

एते गृहस्थप्रभवाश्चत्वारः पृथगाश्रमाः ॥८७॥

બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી એઓના ચારે જૂદા જૂદા આશ્રમો ગૃહસ્થથી ઉત્પન્ન થનારા છે. ૮૭.

ઉપરના શ્લોકના વ્યાખ્યાનમા જણાવ્યુ કે કુટીચર એજ વેદસન્યાસી છે, આ કુટીચર વેદસન્યાસી તે કહેવાયછે કે જેની પ્રાણયાત્રા ભિક્ષાથી ચાલવાને બદલે પુત્રે આપેલા અન્નથી ચાલતી હોય આટલામાટે આ શ્લોકમા ગૃહસ્થની પ્રશંસા કરીછે અને વેદસન્યાસીનો કોઈ જૂદો આશ્રમ નથી એમપણ સિદ્ધ કર્યુંછે નૈષ્ઠિક અને ઉપકુર્વાણ એ પ્રમાણે બે પ્રકારના બ્રહ્મચારી થાયછે ગૃહસ્થ પણ કેટલાએક અગ્નિહોત્રાદિક ધર્મવાળા હોયછે અને કેટલાક તેવા ધર્મવાળા હોયછે તેમ વાનપ્રસ્થના પણ વાનખિલ્ય ફેનપ વગેરે ભેદ છે અને સન્યાસીના પણ જૂદા જૂદા બે પ્રકારના શ્લોકના વ્યાખ્યાનમા જણાવ્યા છે આવી રીતે આશ્રમોના અવાંતર ભેદ જો કે વિશેષ છે તોપણ મુખ્યત્વે આશ્રમોની ગણના ચારકરતા કંઈ પણ વધારે નથી અન્ય સન્યાસીઓ કર્મમાત્રના ત્યાગવાળા હોયછે ત્યારે આ કુટીચર સન્યાસીમાટે સર્વથા જ્યારે કર્મોનો ત્યાગ નથી સન્યાસના ચાર પ્રકારમા પહેલોજ પ્રકાર કુટીચર છે તેથી આરંભમા તે પુત્રાન્નજીવી હોય તે પણ સંભવિત છે પુત્રાન્નજીવિત્વમા ભિક્ષા લાવવાની અશક્તિ તથા અનાસક્તિની અપૂર્ણતા એ બે કારણ મુખ્ય છે એમા બીજા કારણને લીધે ચાલતુ પુત્રાન્નજીવિત્વ એ સન્યાસીની યોગ્યતા જેમ જેમ વધતી જાયછે તેમ તેમ છૂટતુ જાયછે કૂર્મપુરાણમા સન્યાસીઓના જ્ઞાનસન્યાસી વેદસન્યાસી અને કર્મસન્યાસી એમ ત્રણ પ્રકાર જણાવ્યા છે તેમા સર્વ પ્રકારની આસક્તિથી નિર્મુક્ત, દ્વંદ્વભાવથી રહિત નિર્ભય અને કેવળ આત્મામા વ્યવસ્થિતિવાળો હોય તે જ્ઞાનસન્યાસી કહેવાયછે જિતેંદ્રિય મોક્ષની ઇચ્છાવાળો, પરિગ્રહરહિત ફળની ઇચ્છાવગરનો અને નિત્ય વેદનો જપ કરનારો હોય તે વેદસન્યાસી કહેવાયછે તથા જે અગ્નિહોત્રના અગ્નિઓનુ આત્મામા આરોપણ કરી બ્રહ્માર્પણ-પરાયણ થાય તે કર્મસન્યાસી કહેવાયછે આ ત્રણેઓમા જ્ઞાનસન્યાસી શ્રેષ્ઠ ગણાયછે શ્રીભાગવતના ટીકાકાર શ્રીધરસ્વામીએ સન્યાસના ચાર ભેદના લક્ષણ આ પ્રમાણે બતાવેલ છે કે સ્વાશ્રમકર્મપ્રધાન એટલે પોતાના આશ્રમમા કર્મ-પ્રધાન હોય તે કુટીચર સન્યાસી કહેવાયછે કર્મને ગૌણસ્થાન આપી જ્ઞાન-પ્રધાન થયેલ હોય તે બહૂદક સન્યાસી ગણાયછે, જ્ઞાનના અભ્યાસમા નિષ્ઠાવાળો હોય તે હંસસન્યાસી કહેવાયછે અને જે પ્રાપ્તતત્ત્વ હોય તે પરમહંસ કહેવાયછે ધર્મસિંધુકાર પણ સન્યાસના ઉપર મુજબ ચાર પ્રકાર જણાવેછે તેના લક્ષણ તે આ પ્રમાણે કહેછે કે બહાર પર્ણકુટીમા અથવા ઘર રહેતા છતા કાષાય વસ્ત્ર ધરનારો, ત્રિદંડી, શિખા તથા યજ્ઞોપવીતથી યુક્ત છતા અને સંબંધીઓને ઘેર કે પોતાને ઘેર જમનારો છતા આત્મનિષ્ઠ હોય તે કુટીચર કહેવાયછે પુત્રાદિકનો ત્યાગ કરી સાત ઘેર ભિક્ષા માગતો અને ભગવા વસ્ત્ર વગેરે વેષ ધારણ કરનાર હોય તે બહૂદક કહેવાયછે ઉપર પ્રમાણે વેષવાળો છતા એકદંડ ધારણ કરનારો હોય તે હંસ કહેવાયછે અને શિખા તથા યજ્ઞોપવીતરહિત

એકદંડવાળો હોય તે પરમહંસ કહેવાયછે પરમહંસને વિવિદિષા દશામાં દંડધારણ આવશ્યક છે અને વિદ્વદ્ દશામાં દંડધારણ કરે તો પણ ઠીક અને ન કરે તો પણ ચાલી શકેછે. આમાનો હરકોઇ સંન્યાસ અધિકારવગર એટલે વૈરાગ્યવિના આજીવિકાવગેરેમાટે દંભથી લેવામાં આવે તો તેના સંન્યાસીને મોક્ષ તો ઘણે દૂરજ રહે છે પણ ઉલટું બંધન પ્રાપ્ત થાયછે.

શાસ્ત્રમાં કહ્યાપ્રમાણે આશ્રમધર્મનું પાલન કરનાર બ્રાહ્મણને થતી પરમગતિનો નિર્દેશ કરેછે--

सर्वेपि क्रमशस्त्वेते यथाशास्त्रं निषेविताः ॥
यथोक्तकारिणं विप्रं नयन्ति परमां गतिम् ॥८८॥

શાસ્ત્રપ્રમાણે અનુક્રમથી સેવેલા એ સર્વ આશ્રમો શાસ્ત્રોક્ત અનુષ્ઠાન કરનાર બ્રાહ્મણને પરમગતિરૂપ મોક્ષ આપનારા થાયછે ૮૮

પોતાની ઇચ્છાપ્રમાણે નહિ પણ શાસ્ત્રપ્રમાણે અને ગમે તેમ આગળ પાછળ નહિ પણ કહેલા ક્રમપ્રમાણે આશ્રમધર્મનું પાલન કરનારો બ્રાહ્મણ મોક્ષને પ્રાપ્ત થાયછે સંન્યાસ આશ્રમનો અધિકાર માત્ર બ્રાહ્મણનેજ હોવાથી અહીં બ્રાહ્મણ શબ્દ લીધો છે

પ્રકરણ વેદસંન્યાસીમાટેનું છે અને વેદસંન્યાસી પોતાના ગૃહસ્થપુત્રને આધારે રહેછે તેથી ગૃહસ્થનો ઉત્કર્ષ કહેછે—

सर्वेषामपि चैतेषां वेदस्मृतिविधानतः ॥
गृहस्थ उच्यते श्रेष्ठः स त्रीनेतान्बिभर्त्ति हि ॥८९॥

બ્રહ્મચર્યવગેરે સઘળા આશ્રમોમા ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે કારણ કે વેદમાં ઘણુંકરી ગૃહસ્થનુ નામ આવેછે, વળી તે અગ્નિહોત્રવગેરે કર્મો કરેછે અને ત્રણે આશ્રમોવાળાઓનુ પોષણ કરેછે ૮૯

વેદમા ગૃહસ્થધર્મોનુ વિશેષ વિધાન હોવાથી, અગ્નિહોત્રાદિક કર્મોનું અનુષ્ઠાન કરવાથી અને બ્રહ્મચારી, વાનપ્રસ્થ તથા સંન્યાસી એ ત્રણેને ભિક્ષા આપનાર હોવાથી પરોપકારીપણાને લીધે ગૃહસ્થાશ્રમી શ્રેષ્ઠ છે-વિશેષ ઉપયોગી છે

ગૃહસ્થાશ્રમની મહત્તા દેખાડેછે—

यथा नदीनदाः सर्वे सागरे यान्ति संस्थितिम् ॥
तथैवाश्रमिणः सर्वे गृहस्थे यान्ति संस्थितिम् ॥९०॥

જે પ્રમાણે નદી તથા નદો એ સર્વે, સમુદ્રમાં સ્થિતિ પામેછે તેજ પ્રમાણે સઘળા આશ્રમવાળાઓની સ્થિતિનો આધાર ગૃહસ્થાશ્રમઉપર છે. ૯૦

જેમ ગંગાવગેરે નદીઓ તથા શોણવગેરે નદો સમુદ્રમાં સ્થિતિને પામેછે તેમ બીજા આશ્રમવાળાઓ પોતાની પ્રાણયાત્રામાટે ગૃહસ્થાશ્રમીની પાસેજ સ્થિતિને પામેછે. અર્થાત્ જેમ સમુદ્ર સર્વ જળનો આશ્રય છે તેમ ગૃહસ્થાશ્રમ સર્વ આશ્રમોનો આધાર છે.

**ચારે આશ્રમવાળાઓને સામાન્ય ધર્મસેવનની સલામણ કરેછે—**

## चतुर्भिरपि चैवैतैर्नित्यमाश्रमिभिर्द्विजैः ॥
## दशलक्षणको धर्मः सेवितव्यः प्रयत्नतः ॥९१॥

ઉપર કહેલા ચારે આશ્રમવાળા દ્વિજોએ દશ લક્ષણવાળો ધર્મ પ્રયત્નપૂર્વક નિરંતર સેવવો જોઇએ. ૯૧

ધર્મનાં દશ લક્ષણો હવેપછીના શ્લોકમાંજ કહેશે પ્રકરણ વેદસંન્યાસિકનું હોવાછતાં પ્રસંગને લીધે બધા આશ્રમવાળાઓને આ સામાન્ય ધર્મ પાળવાની સલામણ કરવામાં આવી છે

**ધર્મનાં દશ લક્ષણો કહેછે—**

## धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ॥
## धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥९२॥

ધૃતિ, ક્ષમા, દમ, અસ્તેય શૌચ, ઇન્દ્રિયનિગ્રહ, ધી, વિદ્યા, સત્ય અને અક્રોધ એ દશ, ધર્મનાં લક્ષણ છે. ૯૨

સંતોષ રાખવો તે ધૃતિ, બીજો કોઇ અપકાર કરે તો પણ તેનો અપકાર કરવો નહિ તે ક્ષમા, વિકાર કરનાર વિષય સમીપમાં હોય છતાં પણ મનમાં વિકાર થાય નહિ તે દમ, અન્યાયથી ધનવગેરે ચોરી લેવું તે સ્તેય કહેવાય અને તે સ્તેયનો અભાવ એ અસ્તેય, શાસ્ત્રપ્રમાણે મૃત્તિકા તથા જળથી શરીરને પવિત્ર કરવું તે શૌચ, રૂપાદિક વિષયોમાંથી ચક્ષુવગેરે ઇંદ્રિયોને પાછાં વાળવાં તે ઇંદ્રિયનિગ્રહ, શાસ્ત્રવગેરેનું તત્વ જાણવું તે ધી, આત્મસંબંધી જ્ઞાન મેળવવું તે વિદ્યા, યથાર્થ વચન બોલવું તે સત્ય અને ક્રોધનું કારણ છતાં પણ ક્રોધ ન કરવો તે અક્રોધ કહેવાયછે. ટાઢ તડકોવગેરે દ્વંદ્વધર્મોને સહન કરવા તેને પણ દમ કહેવામાં આવેછે.

ઉપર જણાવેલાં ધર્મલક્ષણો બરાબર સમજવાનું તથા સમજીને તે પ્રમાણે વર્ત્તવાનું ફળ દેખાડેછે—

**दश लक्षणानि धर्मस्य ये विप्राः समधीयते ॥**
**अधीत्य चानुवर्त्तन्ते ते यान्ति परमां गतिम् ॥९३॥**

જે બ્રાહ્મણો ઉપર કહેલાં ધર્મનાં દશ લક્ષણોનું અધ્યયન કરેછે તથા અધ્યયન કરીને તે પ્રમાણે આચરણ કરેછે તેઓ પરમગતિને પ્રાપ્ત થાયછે. ૯૩

ધર્મનાં લક્ષણો જાણ્યા છતા તે પ્રમાણે વર્ત્તવામાં ન આવે તો તે જાણવું પણ નિષ્ફળજ ગણાયછે

વેદસંન્યાસ લેવાનો પ્રકાર જણાવેછે—

**दशलक्षणकं धर्ममनुतिष्ठन्समाहितः ॥**
**वेदान्तं विधिवच्छ्रुत्वा संन्यसेदनृणो द्विजः ॥९४॥**

દશ લક્ષણવાળા ધર્મનું અનુષ્ઠાન કરનાર સાવધાન અંતઃકરણવાળા બ્રાહ્મણે વિધિપ્રમાણે વેદાંતનું શ્રવણ કરી ત્રણ પ્રકારના ઋણથી મુક્ત થઇને સંન્યાસ લેવો, ૯૪

ધૃતિ, ક્ષમાવગેરેધર્મનું સેવન કરનારા સાવધાન અંતઃકરણવાળા બ્રાહ્મણે ગૃહસ્થાવસ્થામા સંન્યાસના ધર્મપ્રમાણે ગુરૂના મુખથી વેદાંત એટલે ઉપનિષદોને જાણી-અર્થથી સમજી તથા દેવવગેરેના ઋણથી મુક્ત થઈને પછી સંન્યાસ લેવો એટલે વેદાભ્યાસ તથા સંધ્યા જપ વગેરે કર્મો સિવાયનાં અન્ય કર્મોનો ત્યાગ કરવો નિયત કર્મોનો ત્યાગ અભીષ્ટ નથી પણ કામ્ય કર્મોનો ત્યાગજ અહીં અભીષ્ટ છે. काम्यानां कर्मणां न्यासं सन्यासं कवयो विदु । नियतस्य तु सन्यासः कर्मणो नोपपद्यते ॥ એટલે વિદ્વાનો કામ્ય કર્મોના ત્યાગને સંન્યાસ જાણેછે. કારણકે નિયત સંધ્યાજપાદિકર્મોનો ત્યાગ કરવો યોગ્ય નથી એ ગીતાના વચનથી એ વિષયને ટેકો મળેછે

વેદસંન્યાસ લીધાપછી કેવી રીતે વર્ત્તવું તે કહેછે—

**संन्यस्य सर्वकर्माणि कर्मदोषानपानुदन् ॥**
**नियतो वेदमभ्यस्य पुत्रैश्वर्ये सुखं वसेत् ॥९५॥**

સર્વ કર્મોનો ત્યાગ કરી કર્મદોષોનો નાશ કરતા બ્રાહ્મણે નિયમમાં રહી વેદનો અભ્યાસ કરતાં, પુત્રે આપેલી ભોજનવગેરે વૃત્તિથી સુખે રહેવું ૯૫

गृहस्थे आचरवायोग्य अग्निहोत्रवगेरे सघळां कर्मोनो त्याग करी, अज्ञानथी थयेलां जंतुवधोत्पन्नपापोने प्राणायामवगेरे साधनोथी नष्ट करी इंद्रियोनो जय करी पाठथी तथा अर्थथी उपनिषद् ग्रंथोनो अभ्यास करता रहेवुं अने पुत्रे आपेला भोजन तथा वस्त्रादिकथी आजीविका चलाववी. कुटीचर संन्यासीनो एटले वेदसंन्यासीनो आ असाधारण धर्म छे.

संन्यासप्रकरणनो उपसंहार करेछे—

## एवं संन्यस्य कर्माणि स्वकार्यपरमोऽस्पृहः ॥
## संन्यासेनापहत्यैनः प्राप्नोति परमां गतिम् ॥९६॥

ए प्रमाणे कर्मोनो त्याग करी ब्रह्मसाक्षात्काररूप पोताना कार्यमां तत्पर अने निःस्पृह सन्यासी, पोताना जे कांइ पाप होय तेनो संन्यासवडे नाश करी परमगतिने पामेछे ९६

उपर कहेवा प्रकारथी वर्त्तनार एटले अग्निहोत्रवगेरे कर्मोनो त्याग करी आत्माना साक्षात्काररूप पोताना कर्ममांज तत्पर रहेनार, अने स्वर्गादि लोको पण बंधन करनार छे एम जाणी तेओमा पण इच्छा करवाथी दूर रहेनार सन्यासी पोताना सर्व पापोनो नाश करीने ब्रह्मसाक्षात्कार थवाथी मोक्षने पामेछे

चारे आश्रम भोगववाना अधिकारी ब्राह्मणनेमाटे बीजा अध्यायथी आश्रमधर्म कहेवानो आरंभ कर्यो, ते सघळा आश्रमधर्मो कही अहीं तेनो उपसंहार करेछे अने हवे पछीना अध्यायमां वर्णसंकलनाना क्रम प्रमाणे क्षत्रियवर्ण आवेछे तेथी राजधर्म सांभळवामां मुनिओने उन्मुख करेछे—

## एषवोऽभिहितो धर्मो ब्राह्मणस्य चतुर्विधः ॥
## पुण्योऽक्षयफलः प्रेत्य राज्ञां धर्मं निबोधत ॥९७॥

ब्राह्मणनो चार प्रकारनो आ पवित्रधर्म तमोने कह्यो के जे परलोकमां अक्षय फळ आपनारो छे. हवे राजाओना धर्मने श्रवण करो ९७.

भृगुमुनि सर्व मुनिओने कहेछे के ब्राह्मणसंबंधी क्रियाओना समूहरूप आ धर्म तमोने कह्यो हवे राजाओनो धर्म सांभळो आ श्लोकमां ब्राह्मणनेज, चार आश्रमोनो उपदेश कर्यो तथा ब्राह्मण. प्रव्रजेत् । एवुं वाक्य होवाथी संन्यासनो अधिकार ब्राह्मणनेज छे एम नक्की कर्युं आवी रीते आ अध्यायमां वानप्रस्थना अने संन्यासीना धर्म कहेवामां आव्या



# माणिमनुस्मृति.

## અધ્યાય ૭ મો.

બીજા, ત્રીજા, ચોથા, પાંચમા અને છઠ્ઠા એ અધ્યાયોથી બ્રાહ્મણવર્ણના અસાધારણ ધર્મો કહ્યા. હવે ક્ષત્રિયવર્ણ-રાજાના અસાધારણ ધર્મો કહેછે અથવા પ્રતિપાદિત આશ્રમધર્મની રક્ષાનો આધાર રાજાપર હોવાથી રાજાના ધર્મો કહેવાની પ્રતિજ્ઞા કરેછે—

**राजधर्मान्प्रवक्ष्यामि यथावृत्तो भवेन्नृपः ॥**
**संभवश्च यथा तस्य सिद्धिश्च परमा यथा ॥१॥**

હવે હું રાજાના ધર્મો કહીશ અને તેમા રાજાએ કેમ વર્ત્તવું, તેની ઉત્પત્તિ કેવી રીતે છે તથા તેને ઉત્તમ સિદ્ધિ કેવી રીતે પ્રાપ્ત થાય તે જણાવીશ ૧

અહીં ધર્મ શબ્દ દૃષ્ટાદૃષ્ટ ફળવાળા કર્મનો વાચક છે કારણ કે દૃષ્ટ ફળવાળા સંધિ, વિગ્રહ યાન, આસન સમાશ્રય અને દ્વૈધીભાવ એ છ ગુણોરૂપ કર્મો પણ કહેવામા આવશે, તેઓનુ જેમ દૃષ્ટ ફળ છે તેમ તે કર્માનુ યોગ્ય રીતે પાલન કર્યું હોય તો તે અદૃષ્ટ ફળ આપનાર પણ છે જે ક્ષત્રિય અભિષેક પામી દેશનુ પાલન કરનાર હોય તે રાજા કહેવાયછે

વેદોક્ત સંસ્કારને પામેલા ક્ષત્રિયને પ્રજારક્ષણનો અધિકાર પ્રાપ્ત થાયછે એમ જણાવેછે—

ब्राह्मं प्राप्तेन संस्कारं क्षत्रियेण यथाविधि ॥
सर्वस्यास्य यथान्यायं कर्त्तव्यं परिरक्षणम् ॥२॥

યથાવિધિ બ્રાહ્મસંસ્કારને પ્રાપ્ત થયેલા ક્ષત્રિયે ન્યાયને અનુસરી પોતાના દેશમાં રહેનારા લોકોનું સંરક્ષણ કરવું જોઇએ ૨

બ્રહ્મ એટલે વેદની પ્રાપ્તિને માટે કરવામાં આવતો ઉપનયનસંસ્કાર બ્રાહ્મસંસ્કાર કહેવાયછે એ સંસ્કારને શાસ્ત્રમાં કહેલા વિધિપ્રમાણે પ્રાપ્ત થયેલા ક્ષત્રિયે ન્યાયપ્રમાણે પોતાના દેશમાં રહેતા સર્વ લોકોનું સંરક્ષણ કરવું આ વાક્યથી ક્ષત્રિય હોય તેજ રાજ્યનો અધિકારી છે પણ બીજો મનુષ્ય રાજ્યાધિકારી નથી એમ મનુનો અભિપ્રાય સ્પષ્ટ થાય છે અને એટલાજ માટે પ્રજાનું સંરક્ષણ કરવું તે ક્ષત્રિયને આજીવિકામાટે છે તથા તેના સર્વ કર્મમાં શ્રેષ્ઠ છે એમ શાસ્ત્રાર્થનું તત્વ કહેશે બ્રાહ્મણે માત્ર આપત્તિના સમયમાંજ ક્ષત્રિયના ધર્મથી પણ જીવવું એમ પણ जीवेत्क्षत्रियधर्मेण । એવા વાક્યથી કહેવામાં આવશે તેમ નારદમુનિએ પણ આપત્તિના સમયમાં આજીવિકામાટે વૈશ્ય ક્ષત્રિયના ધર્મથી વર્તવું અને શૂદ્રે વૈશ્ય તથા ક્ષત્રિયના ધર્મથી વર્તવું એમ કહેલું છે બ્રાહ્મણે આપત્તિના સમયમાં પણ શૂદ્રનું કર્મ કરવું નહિ અને શૂદ્રે આપત્તિના સમયમાં પણ બ્રાહ્મણનું કર્મ કરવું નહિ કારણકે તેમ કરવાથી તેઓ પતિત થાયછે બ્રાહ્મણને તથા શૂદ્રને મધ્યમ ધર્માને છોડી દઇ અપકૃષ્ટ તથા ઉત્કૃષ્ટ કાર્યો આપત્તિસમયે પણ ગ્રહણ કરવાના નથી આ રીતિને બીજા વર્ણોના કર્મ ગ્રહણ કરવા તે આપત્તિના સમયમાં છે તેથી પ્રજાસંરક્ષણનો અધિકાર મુખ્યપણે ક્ષત્રિયનેમાટેજ છે અને તેજ ક્ષત્રિયનું મુખ્ય તત્વ કહેવાયછે રાજા જો પ્રજાનું સંરક્ષણ કરનો હોય તો તેને પ્રજાએ કરેલા ધર્મમાથી છઠ્ઠો ભાગ મળેછે એમ પણ આગળ કહેવામાં આવશે તેની સાથે એ પણ જણાવવામાં આવશે કે પ્રજાનું સંરક્ષણ નહિ કરતા છતા પ્રજાની પાસેથી કર લેનાર રાજા અધોગામી થાયછે દુર્બલ લોકોને બલિષ્ઠ લોકોથી થતી પીડાનો નાશ અને શાસ્ત્રમર્યાદાનું અનતિક્રમણ એ સંરક્ષણનો અર્થ છે

ઈશ્વરે રાજાને કેવા હેતુથી ઉત્પન્ન કરેલ છે? તે જણાવેછે—

अराजके हि लोकेस्मिन् सर्वतो विद्रुते भयात् ॥
रक्षार्थमस्य सर्वस्य राजानमसृजत्प्रभुः ॥३॥

રાજાવગરનું આ જગત જ્યારે ચોમેરથી ભયને લીધે ચલાયમાન થવા લાગ્યું ત્યારે આ સમગ્ર એટલે સ્થાવર જંગમ જગતની રક્ષામાટે ઇશ્વરે રાજાને ઉત્પન્ન કરેલ છે ૩

રાજા વગરના દેશની દુર્દશા કેવી થાયછે તે વિષે આંગિરસ મુનિએ પોતાના પુત્રને શિખામણ આપતા કહ્યું છે કે રાજા ન હોય તો લોકો ચોર વગેરેના ઉપદ્રવથી ગાડરના સમૂહની પેઠે પીંખાઇ હેરાન થઇ જાયછે પરસ્પર એક બીજાને દુખી કરેછે, દુષ્ટ શબ્દો બોલેછે અને એક બીજાના પશુ, સ્ત્રીઓ તથા મિલકત ઉપર હાથ નાખે છે વર્ણ અને આશ્રમનો આચારમર્યાદાવાળો વેદોક્ત શ્રેષ્ઠ ધર્મ અદૃશ્ય થાયછે અને લોકો કેવળ પૈસો ભેગો કરવામા અને વિષયસુખમાજ અભિનિવેશવાળા બનતા નરજાતિના વ્યવહારને બાજુપર મૂકી વાનરજાતિના જેવા વ્યવહારમા પડી વર્ણસંકર પ્રજાને વધારનારા થાયછે લોકોના કલ્યાણની કામનાવાળા ભૃગુવગેરે મહર્ષિઓએ પૂર્વે અંગનામનો પ્રજાપતિ પોતાના દુષ્ટ પુત્ર વેનના દુખને લીધે રાજ્ય છોડી ચાલી નિકળ્યો ત્યારે રાજા ન હોયતો પ્રજાની સ્થિતિ પશુતુલ્ય થઇ જાય છે એવા વિચારથી તેના દુષ્ટ પુત્ર વેનને રાજા બનાવ્યો હતો પણ એ રાજાએ બીજા દુષ્ટોથી પ્રજાપર પડતી પીડાને અટકાવી પોતાતરફથી પીડા ચાલુ રાખી ત્યારે તેને એ મુનિઓએ દૂર કર્યો પરંતુ તે સંતાનરહિત હોવાથી ફરીને અરાજક ભય ચાલુ થયો એટલે ચોર લોકો વધી પડયા અને પ્રજા પણ અંદર અંદર એક બીજાને દુખી કરવા લાગી. જેથી તેઓના દૈવી પ્રયત્નથી પૃથુ રાજાની ઉત્પત્તિ થઇ અને તેણે પ્રજાનું સંરક્ષણ કર્યું આવી રીતે અરાજક ભયમાથી પ્રજાના સંરક્ષણને માટે પરમેશ્વરે રાજાને ઉત્પન્ન કરેલ છે તેથી પ્રજાનુ સંરક્ષણ કરવુ એજ રાજાનુ મુખ્ય કર્તવ્ય છે

રાજાનો અસાધારણ પ્રભાવ હોવામાં તેની ઉત્પત્તિમાંજ દૈવી અંશો હેતુભૂત છે એમ જણાવેછે—

**इन्द्रानिलयमार्काणामग्नेश्च वरुणस्य च ।**
**चन्द्रवित्तेशयोश्चैव मात्रा निर्हृत्य शाश्वतीः ॥४॥**

ઇંદ્ર, વાયુ, યમ, સૂર્ય, અગ્નિ, વરુણ, ચંદ્ર અને કુબેર એ દેવોના સારભૂત અંશો લઇને ઇશ્વરે રાજાને ઉત્પન્ન કરેલ છે ૪

ઇંદ્રના અંશથી ઐશ્વર્ય, વાયુના અંશથી બળ અને સર્વત્ર અપ્રતિહત ગતિ, યમના અંશથી શુદ્ધ ન્યાયની શક્તિ, સૂર્યના અંશથી પ્રતાપીપણું અને તેજસ્વીપણું તથા સમય પ્રમાણે પ્રજાની પાસેથી કર લેવાપણું અને સમય પ્રમાણે

પ્રજાના સુખને વાસ્તે ખર્ચ કરનારપણું, અગ્નિના અંશથી દુષ્ટ અને અપરાધીઓને બાળનારપણું, વરુણના અંશથી મહત્તા તથા દુષ્ટ લોકોને સર્વરીતે પાશમાં લેનારપણું, ચંદ્રના અંશથી પ્રજાને શીતળતા આપનારપણું તથા કુબેરના અંશથી ભરપૂર ભંડારવાળાપણું એ ગુણો ઇશ્વરતરફથીજ રાજાને મળેછે.

રાજામાં દેવાંશો હોવાને લીધે તે સર્વથી શ્રેષ્ઠ છે અને સર્વને નિયમમાં રાખી શકેછે એમ જણાવેછે—

यस्मादेषां सुरेन्द्राणां मात्राभ्यो निर्मितो नृपः ॥
तस्मादभिभवत्येष सर्वभूतानि तेजसा ॥५॥

આ ઇંદ્રવગેરે ઉત્તમ દેવોના અંશોમાંથી રાજાને બનાવેલો હોવાથી તે પોતાના તેજવડે સર્વ પ્રાણીઓને કબજે રાખેછે. ૫

રાજામાં ઇંદ્રઆદિ લોકપાલોના અંશો હોવાને લીધે તે તેઓના તેજથી સર્વ પ્રાણીઓને પોતાના કબજામાં રાખી ધર્મ અને નીતિને રસ્તે ચલાવેછે. કેવો કે જેઓ ધર્મના પ્રવર્તક છે તેઓના અંશોના પ્રભાવને લીધે રાજા પણ ધર્મનોજ પ્રવર્તક થાયછે અને જેઓ ધર્મનો ઉચ્છેદ કરવા તૈયાર થાયછે તેઓને તે અટકાવેછે અને ઉચ્છેદ કરનારને શિક્ષા પણ કરી ધર્મનું પાલન કરેછે.

ઉક્ત દેવાંશોમાંથી કોઇ કોઇ અંશના પ્રભાવની પ્રત્યક્ષતાનું દિગ્દર્શન કરાવેછે—

तपत्यादित्यवच्चैष चक्षूंषि च मनांसि च ॥
न चैनं भुवि शक्नोति कश्चिदप्यभिवीक्षितुम् ॥६॥

એ રાજા સૂર્યની માફક લોકોનાં નેત્રોને તથા મનને તપાવેછે પૃથ્વીપર કોઇપણ મનુષ્ય તેની સામે જોવામાટે સમર્થ થતો નથી. ૬.

રાજાના સૂર્યતુલ્ય પ્રભાવને લીધે અપરાધી લોકો તેની સામે જોઇપણ શકતા નથી અને તેનાથી વિરુદ્ધ કંઇપણ વિચાર કરવાની હિંમત પણ કરી શકતા નથી.

ઉપરના શ્લોકોમાં જણાવ્યું તેવીજ રીતે રાજા પોતાના પ્રભાવથી તે તે દેવતુલ્ય બનેછે એમ કહેછે—

सोऽग्निर्भवति वायुश्च सोऽर्कः सोमः स धर्मराट् ॥
स कुबेरः स वरुणः स महेन्द्रः प्रभावतः ॥७॥

રાજા પોતાના પ્રભાવથી અગ્નિરૂપ થાયછે, વયુરૂપ થાયછે, સૂર્યરૂપ થાયછે. ચંદ્રરૂપ થાયછે, યમરૂપ થાયછે, કુબેરનું રૂપ ધરેછે, વરૂણનુ રૂપ ધરેછે અને ઇંદ્રનું રૂપ પણ ધરેછે. ૭.

પ્રથમ કહેલા ઇંદ્રવગેરેના અંશોમાંથી થયેલ છે તેથી રાજા પોતાની શક્તિના અતિશયને લીધે અગ્નિવગેરેના રૂપને ધારણ કરેછે એટલે તે તે સમયે તેઓના જેવો થાયછે એમ કહેલું છે.

રાજાને સાધારણ મનુષ્યજેવો ગણવાની ભૂલ નહિ કરવી એમ ભલામણ કરેછે—

बालोपि नावमन्तव्यो मनुष्य इति भूमिपः ॥
महती देवता ह्येषा नररूपेण तिष्ठति ॥८॥

રાજા બાળક હોય તો પણ આ તો એક મનુષ્ય છે એમ સમજી તેનું અપમાન કરવું નહિ કારણ કે મનુષ્યરૂપને ધારણ કરનાર તે એક મહાન દેવતા છે ૮

રાજા કદાચ બાળક હોય તો પણ " આતો એક મનુષ્ય છે " એવી બુદ્ધિ કરવી નહિ કારણકે રાજા મહાન દેવતારૂપ છે અને તેથી કંઇ છુપો અપરાધ પણ કરવો નહિ,

રાજાનો અપરાધ કરનારને થતી વિપત્તિ તથા તેદ્વારા રાજાનો પ્રભાવ બતાવેછે—

एकमेव दहत्यग्निर्नरं दुरुपसर्पिणम् ॥
कुलं दहति राजाग्निः सपशुद्रव्यसंचयम् ॥९॥

જો પુરૂષ પ્રમાદને લીધે અગ્નિની અત્યંત સમીપમા જાયછે તો અગ્નિ તે સમીપમા આવનાર એકજ પુરૂષને બાળેછે પરંતુ ક્રોધ પામેલો રાજારૂપ અગ્નિ તો પશુ તથા દ્રવ્યસમૂહસહિત આખા તેના કુળને પણ બાળી દેછે. ૯.

જે મનુષ્ય પ્રમાદથી અગ્નિની અત્યંત સમીપમા જાયછે તેને એકનેજ અગ્નિ બાળેછે પણ તેના પુત્રવગેરેને બાળતો નથી પરંતુ અગ્નિતુલ્ય પ્રભાવ-વાળો રાજા તો અપરાધી મનુષ્યને પુત્ર, સ્ત્રી, ભાઇ વગેરે કુળ તથા ગાય, અશ્વ વગેરે પશુઓ અને સુવર્ણ વગેરે ધનસમૂહ એ સર્વસહિત બાળી દેછે અને તે પણ અપરાધી મનુષ્ય સમીપ હોવાને બદલે ગમે તેટલે દૂર દેશમાં હોયતોપણ [illegible] કરે છે [illegible] રીતે રાજાનો પ્રભાવ અગ્નિકરતાં પણ વિશેષ છે.

રાજાને પોતાની જાતની કોઈની સાથે શત્રુતા કે મિત્રતા હોતી નથી પણ તેને પોતાની ફરજ બજાવવાને અંગે તેવાં જૂદાં જૂદાં રૂપો ધારણ કરવાં પડેછે માટે રાજા મિત્રરૂપ છે એમ ધારીને ઉન્મત્ત કે પ્રમત્ત બનવું નહિ પણ રાજાતરફ જે નિયમોને અનુસરીને વર્તવું જોઇએ તે નિયમો કદિપણ ભૂલવા નહિ એ સૂચના કરેછે અને કાર્ય તથા સમયવગેરેને અનુસરીને તે કોઇ સમયે ઇંદ્ર તો કોઇ સમયે યમ એવી રીતે જૂદા જૂદા લોકપાલોનાં જૂદાં જૂદાં રૂપોને ધારણ કરેછે એમ જણાવેછે—

**कार्यं सोऽवेक्ष्य शक्तिं च देशकालौ च तत्वतः ॥**

**कुरुते धर्मसिद्ध्यर्थं विश्वरूपं पुनः पुनः ॥१०॥**

તે રાજા કાર્યને, પોતાની શક્તિને, દેશને અને કાળને ખરી રીતિથી જોઇને કાર્યની સિદ્ધિનેમાટે વારંવાર અનેક રૂપોને ધારણ કરેછે ૧૦.

પ્રયોજનની અપેક્ષાથી શક્તિ તથા દેશકાળને અનુસરી રાજા કોઇવખત પ્રસન્નરૂપ તો કોઈવખત ઉગ્રરૂપ ધારણ કરેછે અથવા કોઈવખતે શત્રુરૂપ તો કોઈ વખતે મિત્રરૂપ ધારણ કરેછે, અથવા કોઇવખતે સૂર્યરૂપ કે અગ્નિરૂપ તો કોઇ વખતે ચંદ્રરૂપ ધારણ કરેછે પોતાની શક્તિ ન હોય તે વખતે કદાચ રાજા સહન કરેછે પણ શક્તિ આવે ત્યારે અપરાધીને મૂળસહિત ઉખેડી નાખેછે એ પ્રમાણે તે એકજ દેશમા અને એકજ કાળમા પ્રયોજન પ્રમાણે શત્રુ થાયછે, મિત્ર થાયછે અને ઉદાસી પણ થાયછે માટે કોઈપણ માણસે હું રાજાનુ પ્રીતિપાત્ર છુ એવે ભરોસે તેનુ અપમાન કરવુ નહિ તેમ તેનો ઉપહાસ પણ કરવો નહિ પણ તેની સાથે સદા નીતિથીજ વર્તવુ કારણકે કાર્ય એટલે અનુગ્રહ અને નિગ્રહ વગેરે, શક્તિ એટલે બાલ્યાવસ્થાના બલપ્રભાવ અને યુવાવસ્થાના બલપ્રભાવવગેરે, દેશ એટલે નજીકના કે દૂરના સ્થળો અને કાળ એટલે સુકાળ દુષ્કાળ વગેરેને અનુસરી તે મિત્રતરફ પણ શત્રુરૂપ બની જાયછે અને શત્રુતરફ પણ મિત્રરૂપ બની જાયછે તાત્પર્ય એ છે કે રાજાનો પ્રભાવ અચિંત્ય છે

રાજાની અનુકૂળતા તથા પ્રતિકૂળતાથી આવતાં પરિણામો, તેનું સર્વતેજોમયત્વ દર્શાવવાદ્વારા જણાવેછે—

**यस्य प्रसादे पद्मा श्रीर्विजयश्च पराक्रमे ॥**

**मृत्युश्च वसति क्रोधे सर्वतेजोमयो हि सः ॥११॥**

રાજાની કૃપાથી મોહોટી લક્ષ્મી મળેછે, રાજાની કૃપાથી પરાક્રમ કરે તેમાં વિજય મળેછે અને રાજાનો જેનીઉપર ક્રોધ થાય તેનું મૃત્યુ થાયછે. કારણકે રાજામાં સર્વદેવોનું તેજ રહેલુ છે. ૧૧.

મૂળમાનો પદ્મા શબ્દ લક્ષ્મીનો પર્યાય છે પણ તે મહત્ત્વ અર્થની વિવક્ષાથી જોડવામા આવ્યો છે, તેથી આપ્રમાણે અર્થ કરવામાં આવેછે કે રાજાની કૃપાથી મોહોટી લક્ષ્મી મળેછે. રાજાની કૃપા હોય તોજ તેના સેવકો પરાક્રમ કરે તેમાં તેને વિજય મળેછે, અથવા રાજાના પોતાના પરાક્રમમા પણ વિજયજ રહેછે, કારણકે તેનામાં દેવપ્રસાદ રહેલો છે રાજાની પ્રતિકૂળતાનુ પરિણામ ઘણુજ માઠુ આવેછે, કારણકે તેનો ક્રોધ થાય તો મૃત્યુસુધીની પણ શિક્ષા મળેછે

રાજાનો દ્વેષ કરવાની મૂર્ખતા નહિ કરવાનું જણાવેછે—

**तं यस्तु द्वेष्टि संमोहात्स विनश्यत्यसंशयम् ॥**
**तस्य ह्याशु विनाशाय राजा प्रकुरुते मनः ॥१२॥**

જે મનુષ્ય મૂર્ખપણાનેલીધે રાજાનો દ્વેષ કરેછે તે નિઃસંશય નાશ પામેછે, કારણકે દ્વેષ કરનાર મનુષ્યના વિનાશમાટે તરત રાજાનુ મન દોડેછે. ૧૨.

બીજાનો દ્વેષ કરવાના વખતે તે અપરાધને બીજો કોઇ સહન કરેછે પણ રાજાનો દ્વેષ કરનાર તો અવશ્ય પાયમાલ થાયછે, કારણકે રાજાના મનમા તેનાપર ક્રોધ થાયછે અને તે ક્રોધના પરિણામમા મૃત્યુસુધીનો ભય દ્વેષ કરનારને માટે હમેશ થાયછે

ઉપર જણાવ્યાપ્રમાણે રાજામાં સ્વાભાવિક દેવપ્રભાવ રહેલો છે માટે તેની આજ્ઞાનું કે તેણે કરેલા નિયમનું ઉલ્લંઘન ન કરવું એમ કહેછે—

**तस्माद्धर्मं यमिष्टेषु स व्यवस्येन्नराधिपः ॥**
**अनिष्टं चाप्यनिष्टेषु तं धर्मं न विचालयेत् ॥१३॥**

માટે તે રાજા પોતાના પ્રીતિપાત્રલોકોમાં જે ઇષ્ટનિયમનુ સ્થાપન કરે તથા અનિષ્ટલોકોમા જે અનિષ્ટનિયમનુ સ્થાપન કરે તેનુ ઉલ્લંઘન કરવું નહિ, ૧૩.

રાજા સર્વ તેજોમય છે માટે તે, શાસ્ત્રમર્યાદાને અનુસરીને પોતાના ઈષ્ટ-લોકોના સંબંધમાં જે ઈષ્ટનિયમ સ્થાપિત કરે તથા અનિષ્ટલોકોના સંબંધમાં જે અનિષ્ટનિયમ સ્થાપિત કરે તેનું ઉલ્લંઘન કરવું નહિ

પ્રજાસંરક્ષણની સિદ્ધિમાં રાજાના સહાયરૂપ દંડની ઉત્પત્તિ કહેછે—

तस्यार्थे सर्वभूतानां गोप्तारं धर्ममात्मजम् ॥
ब्रह्मतेजोमयं दण्डमसृजत्पूर्वमीश्वरः ॥१४॥

રાજાની સહાયતામાટે સર્વપ્રાણીઓનું રક્ષણ કરનાર, બ્રહ્મના તેજથી બનાવેલ અને ધર્મમય એવા દંડરૂપ પુત્રને બ્રહ્માએ પ્રથમ ઉત્પન્ન કરેલો છે. ૧૪.

રાજાના પ્રયોજનની સિદ્ધિનેમાટે ઈશ્વરે દંડને ઉત્પન્ન કરેલો છે, કારણકે તેની મદદવગર રાજા પૂરતીરીતે પ્રજાસંરક્ષણ કરી શકતો નથી, એ દંડનો આત્મા ધર્મ છે,તેનું શરીર બ્રહ્મતેજોમય છે તથા તેને ઉત્પન્ન કરનાર ઈશ્વર છે તેથી તેવાવત્ દંડની મદદવાળો રાજા અવશ્ય પ્રજાસંરક્ષણ કરી પોતાના રાજત્વને દીપાવેછે

દંડનો પ્રભાવ કહેછે—

तस्य सर्वाणि भूतानि स्थावराणि चराणि च ॥
भयाद्भोगाय कल्पन्ते स्वधर्मान्न चलन्ति च ॥१५॥

સ્થાવરજંગમ સઘળાં પ્રાણીઓ તે દંડના ભયથી સુખો ભોગવી શકેછે, કારણકે પોતાના ધર્મથી ચલાયમાન થતા નથી ૧૫

સુખનું કારણ ધર્મ છે અને દુઃખનું કારણ અધર્મ છે આમ જાણવાછતાં પણ લોકોની પ્રવૃત્તિ અધર્મતરફ સહેલાઈથી થાયછે જેમ માતાપિતા કે ગુરુના અંકુશવગરનો બાળક અવળેરસ્તે ચાલવાથી દુઃખી થાયછે અને માતાપિતા કે ગુરુનો અંકુશ હોય તો તેના ભયથી તે યોગ્યરસ્તે ચાલેછે અને સુખી થાયછે તેવીજરીતે સઘળા પ્રાણીઓ દંડના ભયથી સ્વધર્મને છોડી શકતાં નથી અને સ્વધર્મને ન છોડયો હોય તેથી તેઓ અવશ્ય સુખી થાયછે 'જો દંડનો ભય ન હોય તો નિર્બલમનુષ્યનાં સ્ત્રી તથા ધનવગેરે પદાર્થોને બળવાનમનુષ્યો ખુંચવી લે, પણ જો દંડનો ભય હોય તો તેમ થતુ નથી અને સૌ સુખી રહી શકેછે. જંગમપ્રાણીઓની પેઠે સ્થાવરપ્રાણીઓ પણ દંડના ભયથીજ સુખી રહેછે, એટલે વૃક્ષવગેરેનું વિનાકારણ છેદન ભેદન પણ દંડના ભયથીજ કોઇ કરી શકતુ

નથી. અથવા દંડનો ભય હોય તોજ વૃક્ષવગેરે સ્થાવરપ્રાણીઓ ફળ, પુષ્પ તથા છાયાવગેરેથી લોકોને સુખ આપનારા થાયછે, અથવા જેમ અફળ વૃક્ષનો ઉચ્છેદ કરવામાં આવેછે તેમ અવળેરસ્તે ચાલવાથી કોઇનો પણ ઉપકાર નહિ કરી શકનાર એટલુંજ નહિ પણ અફળવૃક્ષ જેમ ખાલીજગા રોકી કોઇનો નુકસાન કરનાર થાયછે તેમ બીજાને નુકસાન કરનાર પુરૂષનો પણ દંડથીજ ઉચ્છેદ થાયછે અને તે જોઈ અન્યમનુષ્યો દંડના ભયથી યોગ્યમાર્ગને છોડતા નથી અને બીજાના હકને નુકસાન કરનાર થઈ શકતા નથી પણ યોગ્યરસ્તે રહેવાથી બીજાઓના લાભને જાળવનારાજ બનેછે દંડ ખરીરીતે જંગમપ્રાણીઓમાટેજ છે છતાં તેની સાથે સ્થાવરનું પણ ગ્રહણ કર્યુંછે તે દંડના પ્રભાવનો અતિશય બતાવવામાટે છે, અથવા તે દંડના ભયથી સ્થાવર તથા જંગમ સર્વે ભૂતો રાજાના તથા પ્રજાનાસુખનેમાટે ફળ આપનાર બનેછે, એટલે ચોરાદિકના અભાવથી ધાન્યાદિક વગરવિઘ્ને મળી શકેછે અને લોકો પણ પરસ્પર ઉપકારક બનેછે જો દંડનો ભય ન હોય તો સજ્જનો પીડા પામે તથા ધાન્યો અને ફળો વગેરે ચોરાઇ જાય અથવા સ્થાવરોને પણ દંડ થયેલો ઈતિહાસોમાં જોવામાં આવેછે, જેમકે વિન્ધ્યાચળ વધતો જતો હતો ત્યારે જગતની રક્ષામાટે અગસ્ત્યમુનિએ તેને દંડ દઇ વધતા અટકાવ્યો હતો

રાજાએ એ દંડનો ઉપયોગ કેવીરીતે અને કોનાઉપર કરવો તે કહેછે—

तं देशकालौ शक्तिं च विद्यां चावेक्ष्य तत्त्वतः ॥
यथार्हतः संप्रणयेन्नरेष्वन्यायवर्त्तिषु ॥१६॥

દેશ, કાળ, શક્તિ અને વિદ્યા એઓનો યથાર્થવિચાર કરી તે દંડનો, અન્યાય કરનારા લોકોપર યોગ્યાયોગ્યતાને અનુસરીને ઉપયોગ કરવો. ૧૬.

દેશ કાળવગેરેના વિચારવગરનો દંડ રાજાને અદૃષ્ટઅનર્થ કરનાર બનેછે અપરાધીની શક્તિનો વિચાર કરીને અને યોગ્યાયોગ્યતાને અનુસરીને એનો નાહાનોમોહોટો જેવો અપરાધ હોય તેપ્રમાણે દંડ આપવો

દંડવગર રાજા કાંઇ કરી શકતો નથી એટલામાટે દંડની શક્તિનું વર્ણન કરેછે—

स राजा पुरुषो दण्डः स नेता शासिता च सः ॥
चतुर्णामाश्रमाणां च धर्मस्य प्रतिभूः स्मृतः ॥१७॥

દંડ છે તે રાજા છે, તેજ પુરૂષ છે, કાર્યચલાવનાર પણ તેજ છે, શિક્ષા આપનાર પણ તે છે અને ચારે આશ્રમોના ધર્મના જમાનસરખો પણ તેજ છે. ૧૭.

દંડ છે તેજ રાજા છે એટલે દંડ હોય તોજ રાજાની શકિત દેખાયછે, તેજ પુરૂષ છે એટલે સ્ત્રીઓ જેમ પુરૂષના કબજામાં રહેછે તેમ સર્વલોકો દંડના કબજામાં રહેછે, એટલે તેના ભયથી ઉત્પથગામી થતાં નથી. કાર્ય ચલાવનાર પણ તેજ છે એટલે યોગ્ય કાર્યોમાં દંડના ભયથી કોઇ વિઘ્ન નાખી શકતું નથી. મૂળમાં નેતા પદ છે તેથી સૌને યોગ્યમાર્ગે ચલાવનાર પણ દંડજ છે શિક્ષા આપનાર પણ દંડજ છે અને ચારે આશ્રમોના ધર્મનો જમાન પણ તેજ છે જેમ જમાન હોય તે પોતે જેનો જમાન હોય તેનાપર દેખરેખ રાખેછે તેમ દંડ પણ ધર્મઉપર દેખરેખ રાખી તેનું રક્ષણ કરેછે

વિદ્વાનોએ દંડનેજ શાસન કરનાર, રક્ષણ કરનાર અને પ્રમાદીલોકોપર અંકુશરૂપ ધર્મતરીકે જાણ્યો છે એમ કહેછે—

**दण्डः शास्ति प्रजाः सर्वा दण्ड एवाभिरक्षति ॥**
**दण्डः सुप्तेषु जागर्त्ति दण्डं धर्मं विदुर्बुधाः ॥१८॥**

દંડ સઘળી પ્રજાને શાસન આપેછે, દંડજ તેઓનું રક્ષણ કરેછે, અન્યલોકો નિદ્રાવશ હોય ત્યારે પણ દંડજ જાગ્યા કરેછે. અને દંડ છે તેજ ધર્મરૂપ છે એમ પંડિતો જાણેછે. ૧૮

શાસન આપેછે એટલે કર્તવ્યમાં પ્રેરેછે અને અકર્તવ્યથી અટકાવેછે, રક્ષણ કરેછે એટલે ચોરવગેરે લોકોતરફથી થતી હાનિમાંથી બચાવેછે, ચોકીદારો સુઇગયા હોય તોપણ દંડના ભયથી લોકો કંઇપણ અપરાધ કરવાથી દૂર રહેછે. ધર્મના હેતુપણાથી દંડ ધર્મરૂપ છે. એમાં કારણરૂપ દંડમાં કાર્યરૂપ ધર્મનો ઉપચાર કરી દંડને ધર્મરૂપ કહ્યો છે કારણકે આ લોકસબંધી તથા પરલોકસંબંધી દંડના ભયથીજ લોકો ધર્મનું અનુષ્ઠાન કરેછે

દંડનો ઉપયોગ વિચારપૂર્વક કરવાની ભલામણ કરેછે—

**समीक्ष्य स धृतः सम्यक् सर्वा रञ्जयति प्रजाः ॥**
**असमीक्ष्य प्रणीतस्तु विनाशयति सर्वतः ॥१९॥**

તે દંડ સારીરીતે વિચાર કરીને દેવામાં આવે તો સકળપ્રજાને અનુરાગયુક્ત એટલે ખુશી રાખેછે, અને વિચારવગર દંડ કરવામાં આવે તો તે સર્વવસ્તુઓનો નાશ કરેછે ૧૯

શાસ્ત્રદ્વારા સંપૂર્ણરીતિથી વિચાર કરીને અપરાધના પ્રમાણમાં દેહ તથા ધનવગેરેસબંધે દંડ કરવામા આવે તો પ્રજા આનંદમાં રહેછે અને જો લોભવગેરે કારણોથી વિચાર કર્યાવગર કોઇને દંડ દેવામા આવે તો તેથી ધર્મ, યશ અને મનુષ્યવગેરેની હાનિ થાયછે

દંડના અભાવમાં થતી હાનિ જણાવેછે—

**यदि न प्रणयेद्राजा दण्डं दण्ड्येष्वतन्द्रितः ॥**
**शूले मत्स्यानिवापक्ष्यन्दुर्बलान्बलवत्तराः ॥२०॥**

જો રાજા દંડ દેવાલાયક લોકોને નગ્નપ્રમાદે દંડ ન આપે તો જેમ શૂળઉપર ચડાવીને મત્સ્યોને મારવમા આવેછે તેમ અધિક બળવાનલોક દુર્બળલોકોને મરી દેછે ૨૦

શ્લોકના ત્રીજાચરણમા जले मत्स्यानिवा हिंस्युः । એટલે જળમા બળવાનપ્રાણીઓ જેમ મત્સ્યોને મારછે તેમ બળવાનલોકો દુર્બળલોકોને હણેછે, એવો પાઠ પણ ચાલે છે शूल मत्स्यानिवाघ्यन् એવો પાઠ પણ કવચિત્ જોવામા આવે છે, તેનો અર્થ પણ એજ થાછે રાજાતરફથી જો યોગ્યરીતે દંડ ન થતો હોય તો બળવાન ચોરવગેરે લોકો પ્રજાને પાયમાલ કરી નાખેછે

દંડના અભાવમાં થતી ઉથલપાથલ દૃષ્ટાંતનીસાથે દેખાડેછે—

**अद्यात्काकः पुरोडाशं श्वावलिह्याद्धविस्तथा ॥**
**स्वाम्यं च न स्यात्कस्मिंश्चित्प्रवर्त्तेताधरोत्तरम् ॥२१॥**

દંડનો ભય ન હોય તો કાગડો પુરોડાશ ખાઇ જાય અને કુતરો હવિ ચાટી જાય, એવી રીતે કોઇઉપર કોઇની માલેકી ન રહે અને સઘળુ ઉલટપુલટ થઇ જાય ૨૧

યજ્ઞોના પવિત્ર પદાર્થો પુરોડાશ અને હવિષ જેઓ દેવોનેમાટેજ ગણાયછે તેઓને કાગડા અને કુતરાવગેરે અભડાવી દેવોને મળતા અટકાવી દેછે કે જો દંડનો કરો ભય ન હોય પ્રકૃતપ્રકરણમા દંડને અભાવે સાધ્વીસ્ત્રીઓ તથા ધર્મના

દંડ પ્રવર્ત્તાવવાનો અધિકાર કોને છે? તે જણાવેછે—

**तस्याहुः संप्रणेतारं राजानं सत्यवादिनम् ॥**
**समीक्ष्यकारिणं प्राज्ञं धर्मकामार्थकोविदम् ॥२६॥**

સત્યવાદી, વિચારીને કાર્ય કરનાર, બુદ્ધિમાન તથા ધર્મ. અર્થ અને કામમાં કુશળ રાજાને તે દંડ દેવામાં અધિકારી કહેલો છે. ૨૬.

આવા
સત્યવાદીવગેરે વિશેષણો દંડ દેનારની ઉત્તમતાને જણાવનારાં છે ધનવાન
ઉત્તમ રાજાના હાથથી દંડનું અન્યથા પ્રણયન થતું નથી. એટલે કોઈને અપરાધીજન
જાણી, જોઈએ તે કરતાં વધારે દંડ તેના હાથથી થતો નથી તથા નથી.
પ્રીતિપાત્ર હોય તોપણ તેને બચાવી લેવાનું અયોગ્ય કાર્ય તેનાતરફથી થતું વખત
દેશકાલાદિના બાધ્યબાધક ભાવને જાણે તે બુદ્ધિમાન કહેવાયછે. કોઇ ધર્મ.
દેશનો કાલથી બાધ થાયછે તથા કોઈ વખત કાલનો દેશથી બાધ થાયછે જેમકે
અર્થ અને કામમાં કુશળ એટલે તે તે વિષયના શાસ્ત્રોમા પ્રવીણ હોય. તત્વને
વેદ તથા સ્મૃતિથી ધર્મનું તત્વ જાણનાર હોય, નીતિશાસ્ત્રોથી અર્થના તેજ
જાણનાર હોય તથા વાત્સ્યાયન સૂત્રવગેરેથી કામના તત્વને જાણનાર હોય શકેછે.
અનેક જાતના અપરાધોસંબંધી બરાબર નિર્ણય કરીને યોગ્યરીતે દંડ આપી એમ

અયોગ્ય દંડ પ્રવર્ત્તાવનારને તે દંડજ હણી નાખેછે
અન્વયવ્યતિરેકથી દેખાડેછે—

**तं राजा प्रणयन्सम्यक् त्रिवर्गेणाभिवर्द्धते ॥**
**कामात्मा विषमः क्षुद्रो दण्डेनैव निहन्यते ॥२७॥**

દંડને સારી રીતિથી પ્રવર્ત્તાવનાર રાજા ધર્મ, અર્થ તથા કામવડે અભિવૃદ્ધિ
પામેછે અને જે રાજા કામી, ક્રોધી અને ક્ષુદ્ર હોય તે દંડથીજ હણાયછે ૨૭.
કામી, ક્રોધી તથા ક્ષુદ્ર એટલે હલકાં મનનો અર્થાત્ લોભી રાજા દંડ
પાત્રને દંડ કરી શકતો નથી અને અદંડયને દડ આપવામાં સંકોચાતો નથી.
આવી રીતે અયોગ્ય દંડ પ્રવર્ત્તાવનારની ઉપર પ્રજાની અપ્રીતિ થતાં પ્રજાપ્રીતિને-
લીધે તેને જે સુખ અને જે લાભ મળવા જોઇએ તે મળતા નથી વળી તે
ઉપરાંત તેની અપકીર્ત્તિ થાયછે અને અદૃષ્ટ દોષથી પરલોકમાં પણ સારી-ગતિ
મળતી નથી એ તેને પોતાનેજ દંડ થયો ગણાયછે, પરંતુ જે રાજા શત્રુતરફ
દ્વેષદષ્ટિવગરનો રહી તથા મિત્રતરફ રાગવગરનો રહી અપરાધના પ્રમાણમાં
યોગ્ય દડ આપનાર હોય તે પ્રતિદિવસ અભિવૃદ્ધિને અનુભવેછે

ધર્મથી ચલાયમાન થતા રાજાનો નાશ દંડના પ્રભાવથીજ થાયછે એમ જણાવેછે—

**दण्डो हि सुमहत्तेजो दुर्धरश्चाकृतात्मभिः ॥**
**धर्माद्विचलितं हन्ति नृपमेव सबान्धवम् ॥२८॥**

દંડ જે મોહોટા તેજરૂપ તથા શાસ્ત્રસંસ્કારરહિત પુરૂષોથી ન જાળવી શકાય તેવો છે તે, ધર્મથી ચલાયમાન થયેલા રાજાનેજ તેના બાંધવોસહિત હણેછે. ૨૮.

દંડનો પ્રભાવજ એવો છે કે યોગ્યતાવગરના અર્થાત્ શાસ્ત્રસંસ્કારોથી જેઓનાં અંતઃકરણ ભાવના પામેલ ન હોય તેઓનાથી તેનું ધારણ થઇ શકતું નથી અર્થાત્ યોગ્યતાવગરનો પુરૂષ દંડધારણનો અધિકાર જાળવી શકતો નથી. એવા પ્રભાવવાળો દંડ રાજાની અભિવૃદ્ધિના હેતુરૂપ છે પરંતુ રાજા જો પોતાના ધર્મથી ચલાયમાન થાય તો એ દંડજ તેને ચોડી પાડેછે એટલુંજ નહિ પણ તેના બાંધવોને પણ હેરાન કરેછે જેમ મહાતેજસ્વી અગ્નિ બીજા કામમાટે પ્રગટાવામાં આવ્યો હોય તોપણ જો તેને પ્રગટનાર પુરૂષ પ્રમત્ત હોય તો અગ્નિ તેને પણ બાળી દેછે અને તેની આજુબાજુ જે કાંઇ હોય તેનો પણ વિનાશ કરેછે. તેવીજ રીતે દંડ પણ પ્રમત્ત રાજાનો નાશ કરેછે

કબજામાં નહિ રહેલો દંડ ઉપર જણાવ્યાકરતાં પણ વિશેષ નુકસાન કરેછે તે દેખાડેછે—

**ततो दुर्गं च राष्ट्रं च लोकं च सचराचरम् ॥**
**अन्तरिक्षगतांश्चैव मुनीन्देवांश्च पीडयेत् ॥२९॥**

તે પછી એ દંડ દુર્ગને દેશને ચરાચર લોકને અને અંતરિક્ષમાં રહેના મુનિઓને તથા દેવોને પીડા પમાડેછે ૨૯

દોષવગેરે કારણો જોયાવગર જે દંડ દેવામાં આવેછે તે દંડ પ્રથમ બાંધવોસહિત રાજાનો નાશ કરી પાછળથી કિલ્લાઓનો, દેશના લોકોનો, વૃક્ષાદિકોનો, લોકોની માલમિલ્કતનો, પશુપક્ષીઓનો, વસ્તીસાથેસંબંધ નહિ રાખતા-તપસ્વીલોકોનો તથા દેવોનો પણ વિનાશ કરવાસુધી પહોંચેછે દંડાદિપીડાથી ધર્માનુષ્ઠાનો બંધ પડી જતા દેવોને હવિપૂવગેરે મળી શકતા નથી કહ્યુંછે કે

માર્ગમાં વાપરવા લાયક ધનને કાગડા તથા કૂતરાની ઉપમાને લાયક અધમલોકો અપવિત્ર કરેછે અને અધમમાર્ગે લઇ જાયછે. કોઈના પણ વાજબી હકની જાળવણ થતી નથી તથા સૌ પોતપોતાના વર્ણાશ્રમધર્મપ્રમાણે વર્ત્તવાને બદલે સ્વચ્છંદચારી બની જાયછે. સ્ત્રીઓ પતિનું માને નહિ, પુત્રો પિતાથી ઉલટા ચાલે, પતિ સ્ત્રીને દુઃખી કરે, સ્ત્રીઓ સ્વચ્છંદ બની જાય, શૂદ્રો ધર્મોપદેશઆદિ બ્રાહ્મણોનું કાર્ય કરવા લાગે અને બ્રાહ્મણો પોતાના કર્તવ્યથી ભ્રષ્ટ થઇ શૂદ્રાદિકના જેવાં કામોમાં જોડાઇ જાય એવી અવ્યવસ્થા થાયછે.

દંડના ભયથીજ સઘળું જગત સુખી રહી શકેછે એમ જણાવેછે—

**सर्वो दण्डजितो लोको दुर्लभो हि शुचिर्नरः ॥**
**दण्डस्य हि भयात्सर्वं जगद्भोगाय कल्पते ॥२२॥**

સઘળાલોકો દંડથીજ નિયમમાં રહેછે. સ્વભાવથીજ શુદ્ધ મનુષ્ય તો દુર્લભ છે. દંડના ભયથીજ સકળ જગત્ પોતપોતાનાં સુખોને ભોગવી શકેછે. ૨૨.

સ્વભાવથીજ ધર્મ, અર્થ તથા કામમાં શુદ્ધ હોય તેવો પુરૂષ તો દુર્લભ છે, બાકી સર્વલોકો કેવળ દંડના ભયથીજ શ્રેષ્ઠમાર્ગે ચાલેછે.

દેવાદિક પણ દંડસાધ્ય છે તોપછી મનુષ્યો દંડસાધ્ય હોય તેમાં શું આશ્ચર્ય? એ દેખાડવામાટે દેવાદિકનું દંડસાધ્યત્વ જણાવેછે—

**देवदानवगन्धर्वा रक्षांसि पतगोरगाः ॥**
**तेपि भोगाय कल्पन्ते दण्डेनैव निपीडिताः ॥२३॥**

દેવો, દાનવો, ગંધર્વો, રાક્ષસો, પક્ષીઓ અને સર્પો એઓ પણ દંડથીજ ભય પામીને લોકોને ભોગ દેવામાટે તત્પર થાયછે ૨૩.

ઇંદ્ર, અગ્નિ, સૂર્ય અને વાયુવગેરે દેવો તેમજ દાનવ, ગંધર્વ, રાક્ષસ, પક્ષીઓ અને સર્પો એ સઘળા પરમેશ્વરના દંડરૂપ પીડાના ભયથીજ વર્ષાદ વરસાવવાવગેરે પ્રવૃત્તિ લોકોના ઉપકારમાટે કરેછે શ્રુતિ પણ કહેછે કે— भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः । भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चमः ॥ એટલે પરમેશ્વરના ભયથીજ અગ્નિ તપેછે, સૂર્ય પણ ઇશ્વરના ભયથીજ તપેછે, ઇંદ્ર, વાયુ અને પાંચમો મૃત્યુ એઓ પણ ઇશ્વરના ભયથીજ પોતપોતાનું કાર્ય

કરેછે દાનવોવગેરે આ જગતને સર્વદા પીડિત નથી કરતા તે દંડનું માહાત્મ્ય છે, ઘરની શોભાતરીકે રાખેલા શુકસારિકાવગેરે પક્ષીઓ ઘરના બાળકોની આંખોને ચંચુવડે કહાડી નથી લેતા તથા શ્વાન ગૃધ્રવગેરે પણ છુટુંનાજ ખાઇ નથી જતા તેપણ દંડનોજ પ્રતાપ છે અને કેવળ ક્રોધી તથા વિષાત્મક સર્પો પણ સર્વલોકોને દંશ નથી કરતા તેનુ કારણ પણ દંડનોજ ભય છે

યોગ્યરીતે દંડ ન કરનાથી અથવા અન્યાયવડે દંડ કરવાથી થતી મહાહાનિ દેખાડેછે—

**दुष्येयुः सर्ववर्णाश्च भिद्येरन्सर्वसेतवः ॥**
**सर्वलोकप्रकोपश्च भवेद्दण्डस्य विभ्रमात् ॥२४॥**

અપરાધી લોકોને દંડ નહિ દેવાથી અથવા અયોગ્યરીતે દંડ દેવાથી સર્વવર્ણ દૂષિત થઇ જાય, સર્વમર્યાદ નષ્ટ થઇ જાય અને સર્વલોકોનો પ્રકોપ થાય ૨૪

યોગ્ય દંડના અભાવથી અને અયોગ્ય દંડ કરવાથી બ્રાહ્મણાદિવર્ણ પોતપોતાના ધર્મનું ભાન ભૂલી જાયછે શાસ્ત્ર બાંધેલી મર્યાદાઓ તુટી જાયછે અને લોકોમા જબરો ખળભળાટ થઇ જાયછે

યોગ્યરીતે દંડને ઉપયોગમાં લેવાથી થતુ કલ્યાણ જણાવેછે—

**यत्र श्यामो लोहिताक्षो दण्डश्चरति पापहा ॥**
**प्रजास्तत्र न मुह्यन्ति नेता चेत्साधु पश्यति ॥२५॥**

જે દેશમા શ્યામવર્ણવાળો અને રાતા નેત્રવાળો પાપને મટાડનારો દંડ ચાલતો હોયછે અને દંડ દેનારો વિચારશીલ હોયછે તે દેશમા પ્રજા કોઇપણ રીતે મુઝાતી નથી ૨૫

શ્યામવર્ણવાળો અને રાતા નેત્રવાળો એવીરીતે સ્વરૂપવર્ણન કરવાથી અપરાધી લોકોનેમાટે દંડની ભયંકરતા દર્શાવી છે અથવા દંડના અધિષ્ઠાતા દેવનુ એ સ્વરૂપવર્ણન સમજવુ અથવા શ્યામવર્ણવાળો એ વિશેષણથી તેનુ ભયહેતુત્વ અને રાતા નેત્રવાળો એ વિશેષણથી તેનુ દુઃખહેતુત્વ જણાવ્યુ છે દંડ દેનારો વિચારશીલ હોય એટલે દેશકાળવગેરેનો વિચાર કરીને દંડ આપતો હોય તો પ્રજાને કોઇપણ જાતની મુઝવણ આવતી નથી

દંડ પ્રવર્ત્તાવવાનો અધિકાર કોને છે? તે જણાવેછે—

**तस्याहुः संप्रणेतारं राजानं सत्यवादिनम् ॥**
**समीक्ष्यकारिणं प्राज्ञं धर्मकामार्थकोविदम् ॥२६॥**

સત્યવાદી, વિચારીને કાર્ય કરનાર, બુદ્ધિમાન તથા ધર્મ, અર્થ અને કામમાં કુશળ રાજાને તે દંડ દેવામાં અધિકારી કહેલો છે. ૨૬.

સત્યવાદીવગેરે વિશેષણો દંડ દેનારની ઉત્તમતાને જણાવનારાં છે આવા ઉત્તમ રાજાના હાથથી દંડનું અન્યથા પ્રણયન થતું નથી. એટલે કોઈને ધનવાન જાણી, જોઈએ તે કરતાં વધારે દંડ તેના હાથથી થતો નથી તથા અપરાધીજન પ્રીતિપાત્ર હોય તોપણ તેને બચાવી લેવાનું અયોગ્ય કાર્ય તેનાતરફથી થતું નથી દેશકાલાદિના બાધ્યબાધક ભાવને જાણે તે બુદ્ધિમાન કહેવાયછે. કોઇ વખત દેશનો કાલથી બાધ થાયછે તથા કોઈ વખત કાલનો દેશથી બાધ થાયછે ધર્મ, અર્થ અને કામમાં કુશળ એટલે તે તે વિષયનાં શાસ્ત્રોમાં પ્રવીણ હોય, જેમકે વેદ તથા સ્મૃતિથી ધર્મનું તત્વ જાણનાર હોય, નીતિશાસ્ત્રોથી અર્થના તત્વને જાણનાર હોય તથા વાત્સ્યાયન સૂત્રવગેરેથી કામના તત્વને જાણનાર હોય તેજ અનેક જાતના અપરાધોસંબંધી બરાબર નિર્ણય કરીને યોગ્યરીતે દંડ આપી શકેછે.

અયોગ્ય દંડ પ્રવર્ત્તાવનારને તે દંડજ હણી નાખેછે એમ અન્વયવ્યતિરેકથી દેખાડેછે—

**तं राजा प्रणयन्सम्यक् त्रिवर्गेणाभिवर्द्धते ॥**
**कामात्मा विषमः क्षुद्रो दण्डेनैव निहन्यते ॥२७॥**

દંડને સારી રીતિથી પ્રવર્ત્તાવનાર રાજા ધર્મ, અર્થ તથા કામવડે અભિવૃદ્ધિ પામેછે અને જે રાજા કામી, ક્રોધી અને ક્ષુદ્ર હોય તે દંડથીજ હણાયછે. ૨૭.

કામી, ક્રોધી તથા ક્ષુદ્ર એટલે હલકાં મનનો અર્થાત્ લોભી રાજા દંડ-પાત્રને દંડ કરી શકતો નથી અને અદંડયને દંડ આપવામાં સંકોચાતો નથી. આવી રીતે અયોગ્ય દંડ પ્રવર્ત્તાવનારની ઉપર પ્રજાની અપ્રીતિ થતાં પ્રજાપ્રીતિને-લીધે તેને જે સુખ અને જે લાભ મળવા જોઇએ તે મળતા નથી વળી તે ઉપરાંત તેની અપકીર્તિ થાયછે અને અદૃષ્ટ દોષથી પરલોકમાં પણ સારી ગતિ મળતી નથી એ તેને પોતાનેજ દંડ થયો ગણાયછે, પરંતુ જે રાજા શત્રુતરફ દ્વેષદૃષ્ટિવગરનો રહી તથા મિત્રતરફ રાગવગરનો રહી અપરાધના પ્રમાણમાં યોગ્ય દંડ આપનાર હોય તે પ્રતિદિવસ અભિવૃદ્ધિને અનુભવેછે.

ધર્મથી ચલાયમાન થતા રાજાનો નાશ દંડના પ્રભાવથીજ થાયછે એમ જણાવેછે—

**दण्डो हि सुमहत्तेजो दुर्धरश्चाकृतात्मभिः ॥**
**धर्माद्विचलितं हन्ति नृपमेव सबान्धवम् ॥२८॥**

દંડ જે મોહોટા તેજરૂપ તથા શાસ્ત્રસંસ્કારરહિત પુરૂષોથી ન જાળવી શકાય તેવો છે તે, ધર્મથી ચલાયમાન થયેલા રાજાનેજ તેના બાંધવોસહિત હણેછે. ૨૮.

દંડનો પ્રભાવજ એવો છે કે યોગ્યતાવગરના અર્થાત્ શાસ્ત્રસંસ્કારોથી જેઓનાં અંતઃકરણ ભાવના પામેલ ન હોય તેઓનાથી તેનુ ધારણ થઇ શકતું નથી અર્થાત્ યોગ્યતાવગરનો પુરૂષ દંડધારણનો અધિકાર જાળવી શકતો નથી. એવા પ્રભાવવાળો દંડ રાજાની અભિવૃદ્ધિના હેતુરૂપ છે પરંતુ રાજા જો પોતાના ધર્મથી ચલાયમાન થાય તો એ દંડજ તેને ચોકી પાડેછે એટલુંજ નહિ પણ તેના બાંધવોને પણ હેરાન કરેછે જેમ મહાતેજસ્વી અગ્નિ બીજા કામમાટે પ્રગટવામાં આવ્યો હોય તોપણ જો તેને પ્રગટનાર પુરૂષ પ્રમત્ત હોય તો અગ્નિ તેને પણ બાળી દેછે અને તેની આજુબાજુ જે કાંઇ હોય તેનો પણ વિનાશ કરેછે. તેવીજ રીતે દંડ પણ પ્રમત્ત રાજાનો નાશ કરેછે

કબજામાં નહિ રહેલો દંડ ઉપર જણાવ્યાકરતાં પણ વિશેષ નુકસાન કરેછે તે દેખાડેછે—

**ततो दुर्गं च राष्ट्रं च लोकं च सचराचरम् ॥**
**अन्तरिक्षगतांश्चैव मुनीन्देवांश्च पीडयेत् ॥२९॥**

ને પછી એ દંડ દુર્ગને દેશને ચરાચર લોકને અને અંતરિક્ષમાં રહેલા મુનિઓને તથા દેવોને પીડા પમાડેછે ૨૯

દોષવગેરે કારણો જોયાવગર જે દંડ દેવામાં આવેછે તે દંડ પ્રથમ બાંધવોસહિત રાજાનો નાશ કરી પાછળથી કિલ્લાઓનો, દેશના લોકોનો, વૃક્ષાદિકોનો, લોકોની માલમિલકતનો, પશુપક્ષીઓનો, વસ્તીસાથેસંબંધ નહિ રાખતા તપસ્વીલોકોનો તથા દેવોનો પણ વિનાશ કરવાસુધી પહોંચેછે દંડાદિપીડાથી ધર્માનુષ્ઠાનો બંધ પડી જતા દેવોને હવિ્ઃવગેરે મળી શકતા નથી કહ્યુંછે કે

वर्णाश्रमेभ्यः स्थित्वा तु लोकेस्मिन्यः प्रवर्त्तते। स्वर्गादौ देवयोनीनां स्थितिहेतुः स वै स्मृतः ॥ એટલે આ લોકમાં વર્ણાશ્રમપ્રમાણે જે પ્રવૃત્તિ કરેછે તેનાથીજ સ્વર્ગાદિમાં દેવોની સ્થિતિ થાયછે. પ્રથમથી આરંભીને આ શ્લોકસુધી આટલો અર્થસંગ્રહ છે કે સમાનતાથી વર્ત્તનાર ક્ષત્રિયે દેશનું સંરક્ષણ કરવું દેશનું સંરક્ષણ દંડવિના થતું નથી તેથી દેશકાલને અનુસરી શાસ્ત્રવિચારપૂર્વક દંડ આપવો, અન્યથાપ્રવૃત્તિ કરે તો તેના ઉભયલોકનો નાશ થાયછે આ સિવાય બાકીનો વિષય અર્થવાદરૂપ છે.

યોગ્યતારહિત રાજાથી દંડ જાળવવો શકય નથી એમ કહેછે—

## सोसहायेन मूढेन लुब्धेनाकृतबुद्धिना ॥
## न शक्यो न्यायतो नेतुं सक्तेन विषयेषु च ॥३०॥

સહાયવગરનો, મૂર્ખ, લોભી અને શાસ્ત્રોના સંસ્કારવાળી બુદ્ધિથી રહિત રાજા ન્યાયપ્રમાણે દંડ આપી શકતો નથી. ૩૦.

જેને સારા મંત્રીવગેરેની મદદ ન હોય, જેના મગજપર કેળવણીના સંસ્કાર ન હોય, ગમે તેમ કરીને પૈસો એકઠો કરવાપરજ જેનું ધ્યાન હોય તથા જેની બુદ્ધિને કંઇપણ શાસ્ત્રીયઉપદેશોના પટ ન લાગ્યા હોય તેનો રાજા ન્યાયપ્રમાણે દંડ દેશમાં નિષ્ફળ નિવડેછે ન્યાયપ્રમાણે એટલે શાસ્ત્રાનુસારિણી અને દેશકાલની અપેક્ષાવાળી વ્યવસ્થાપ્રમાણે સમજવું

કેવો રાજા યોગ્યરીતે દંડ આપી શકે છે તે કહેછે—

## शुचिना सत्यसन्धेन यथाशास्त्रानुसारिणा ॥
## प्रणेतुं शक्यते दण्डः सुसहायेन धीमता ॥३१॥

પવિત્ર, સત્યપ્રતિજ્ઞાવાળો, શાસ્ત્રાજ્ઞાપ્રમાણે વ્યવહાર કરનારો, ઉત્તમ સહાયવાળો, અને બુદ્ધિમાન રાજા હોય તેનાથી યથાર્થ દંડ આપી શકાયછે. ૩૧.

જે રાજા ધનવ્યવહારમાં પોતાની પવિત્રતાને બરાબર જાળવનારો હોય, સત્યપ્રતિજ્ઞાવાળો હોય, શાસ્ત્રમાં કરેલી આજ્ઞાને અનુસરીને વર્તનારો હોય, ઉંચા વિચારના કારભારીઓની સહાયતાવાળો હોય અને બુદ્ધિમાન એટલે યોગ્યાયોગ્યનો વિચાર કરવાની શકિતવાળો હોય તેજ દંડનું યથાર્થ પાલન કરી શકેછે.

રાજાએ કેવા થવું જોઇએ તેનો ટૂંકામાં ઉપદેશ કરેછે—

स्वराष्ट्रे न्यायवृत्तः स्यादृशदण्डश्च शत्रुषु ॥
सुहृत्स्वजिह्मः स्निग्धेषु ब्राह्मणेषु क्षमान्वितः ॥३२॥

રાજાએ પોતાના દેશમાં ન્યાયથી વ્યવહાર કરવો, શત્રુઓને તીક્ષ્ણ દંડ દેવો, સ્વભાવથી સ્નેહવાળા મિત્રોમાં કુટિલપણું કરવું નહિ અને બ્રાહ્મણો-ઉપર ક્ષમા રાખવી ૩૨.

પોતાના દેશમાં ન્યાય જાળવવો અને શત્રુઓને દંડ દેવો જેથી તેઓ દેશને પીડા કરી શકે નહિ ખરા સ્નેહી મિત્રોતરફ કુટિલ ન બનવું, ખોટો સ્નેહ દેખાડનારા લોકોના કપટ પાશમાં ફસાવું નહિ અને બ્રાહ્મણો કે જેઓ વિદ્યા તથા ધર્મની આજ્ઞાઓનું રક્ષણ કરનારા અને તેનો ખરો ઉપદેશ દેનારાઓ છે તેઓ વ્યવહારની અનભિજ્ઞતાથી બોલવાચાલવામાં કંઇ નિયમ જાળવી ન શકે તોપણ તેમનાપર ક્ષમા રાખવી કારણકે તેઓનું વર્ત્તન શાસ્ત્રપ્રધાન હોયછે પણ વ્યવહારપ્રધાન હોતું નથી તેથી ચાલુ રાજકીયવ્યવહારોમાં વખતે તેઓ અનભિજ્ઞ હોવા સંભવ છે

ઉત્તમ વર્ત્તનવાળા રાજાપાસે કદી વિશેષ ઐશ્વર્ય ન દેખાય તોપણ તેનું યશ પૂર્ણ વિસ્તાર પામેછે એમ જણાવેછે—

एवंवृत्तस्य नृपतेः शिलोञ्छेनापि जीवतः ॥
विस्तीर्यते यशो लोके तैलबिन्दुरिवाम्भसि ॥३३॥

એ પ્રમાણે વર્ત્તનારો રાજા કદાચ શિલોંછવૃત્તિથી જીવતો હોય તોપણ તે રાજાનું યશ જલમાં પડેલા તૈલના બિંદુની પેઠે જગતમાં વિસ્તારને પામેછે ૩૩

જેનું યશ વિસ્તાર પામે તેનાતરફ ઘણા લોકો સારી ભાવનાવાળા રહેછે અને જો કોઈપણ તેનો વિરોધ કરવા તૈયાર થાયછે તો તે વિરોધ કરનારતરફ તેઓનો અણગમો થાયછે અને તેથી યશસ્વી રાજા બને થોડી સંપત્તિવાળો હોય તોપણ અનાયાસે ઘણા લોકો તેના સહાયક બનેછે

વિપરીતવર્ત્તનવાળા રાજાના યશનો સંકોચ થવાનું કહેછે—

अतस्तु विपरीतस्य नृपतेरजितात्मनः ॥
संक्षिप्यते यशो लोके घृतबिन्दुरिवाम्भसि ॥३४॥

સદાચારથી વિપરીત ચાલનાર અને ઇંદ્રિયોને નહિ જીતનાર રાજાનું યશ જલમાં પડેલા ધૃતના બિંદુની પેઠે સંકોચને પામેછે. ૩૪.

સદાચારથી વિપરીત વર્તન થવામાં કારણરૂપ અજિતેંદ્રિયપણું છે માટે રાજાએ જિતેંદ્રિય થવું એવો અભિપ્રાય છે. જે અજિતેંદ્રિય હોય તે મોહોટે ભાગે ધનના લોભને બહુ સહેલાઈથી વશ થાયછે અને ધનના લોભને વશ થનાર પુરૂષ પોતાના કર્ત્તવ્યપર સ્થિર દૃષ્ટિ રાખી શકતો નથી. રાજ્યપર આવતી વખતે આરંભમાં યશસ્વી હોય તોપણ પાછળથી અજિતેંદ્રિયપણાને લીધે ધનલોભાદિકને વશ થાય તો તેનું યશ ઘટતું જાયછે.

જિતેંદ્રિય રાજાથીજ પોતાનું કર્ત્તવ્ય બજાવી શકાયછે તેમ સૂચવીને હવે રાજાનું કર્ત્તવ્ય ઇશ્વરતરફથી શું નિર્માણ થયુંછે તે જણાવેછે—

## स्वे स्वे धर्मे निविष्टानां सर्वेषामनुपूर्वशः ॥
## वर्णानामाश्रमाणां च राजा सृष्टोऽभिरक्षिता ॥३५॥

ક્રમપ્રમાણે પોતપોતાના ધર્મમાં વર્તનારા બ્રાહ્મણવગેરે વર્ણોના તથા બ્રહ્મચર્યવગેરે આશ્રમોના સંરક્ષણમાટે પરમેશ્વરે રાજાને ઉત્પન્ન કરેલ છે. ૩૫.

જો રાજા વર્ણાશ્રમની મર્યાદાનું રક્ષણ ન કરે તો તેને પ્રત્યવાય લાગેછે એવો આ શ્લોકનો આશય છે

ટૂંકામાં જણાવેલું રાજકર્ત્તવ્ય હવે વિસ્તારથી કહેવાનો આરંભ કરેછે—

## तेन यद्यत्सभृत्येन कर्त्तव्यं रक्षता प्रजाः ॥
## तत्तद्वोहं प्रवक्ष्यामि यथावदनुपूर्वशः ॥३६॥

પ્રજાઓનું રક્ષણ કરનાર રાજાએ પોતાના અમાત્યવગેરે ભૃત્યવર્ગસહિત જે જે કર્ત્તવ્ય છે તે યથાર્થરીતિથી હું તમોને ક્રમપ્રમાણે કહુછું. ૩૬.

રાજાએ પોતે અને તેના ભૃત્યવર્ગે પણ જે પ્રમાણે વર્તવું જોઇએ તે કહેવાનો પ્રક્રમ છે. ઈશ્વરે રાજાને વર્ણ અને આશ્રમના રક્ષણમાટે ઉત્પન્ન કરેલ છે તેથી તેનું એ મુખ્યકર્ત્તવ્ય તે કેવાં કર્મો અને કેવા ગુણોથી બજાવી શકે તે કર્મો અને તે ગુણો કહેવા અહીં આવશ્યક છે.

રાજાનું હમેશમાટેનું પ્રાતઃકૃત્ય કહેછે—

ब्राह्मणान्पर्युपासीत प्रातरुत्थाय पार्थिवः ॥
त्रैविद्यवृद्धान्विदुषस्तिष्ठेत्तेषां च शासने ॥३७॥

રાજાએ પ્રાતઃકાલમાં ઉઠીને વેદત્રયીની વિદ્યામાં કુશળ અને વૃદ્ધ વિદ્વાન બ્રાહ્મણોની સેવા કરવી તથા તેઓની આજ્ઞામાં રહેવું. ૩૭.

ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એ વેદત્રયી કહેવાયછે. અધ્યયનમાં અને વિજ્ઞાનમાં પ્રવીણ હોય તેઓ વૃદ્ધ કહેવાયછે. પ્રાતઃકાળમાં સ્નાનસંધ્યા કરી પ્રથમ બ્રાહ્મણોનું દર્શન કરવું. તેઓનું કુશળ પૂછવું અને સેવા યોગ્ય બ્રાહ્મણો કોઇનો ઉપકાર કરવાવગેરે કંઇ કહે તેના વિરુદ્ધ ગમન ન કરવું અને શ્રદ્ધાથી તેમના કહેવાને માન આપવું એ તેઓની સેવા કરી કહેવાયછે. મૂળમાં ત્રૈવિધ શબ્દ છે તેનો અર્થ વેદત્રયી વિદ્યામાં કુશળ કરવાને બદલે વેદત્રયી, દંડનીતિ તથા આત્મવિદ્યા એ ત્રણે વિદ્યામાં કુશળ એવો પણ કરવામાં આવેછે.

પવિત્ર અને વિદ્વાન વૃદ્ધ બ્રાહ્મણોનું નિત્ય સેવન કરવાની વિશેષ ભલામણ કરેછે—

वृद्धांश्च नित्यं सेवेत विप्रान्वेदविदः शुचीन् ॥
वृद्धसेवी हि सततं रक्षोभिरपि पूज्यते ॥३८॥

રાજાએ સર્વદા વેદ જાણનાર પવિત્ર વૃદ્ધ બ્રાહ્મણોની સેવા કરવી. કારણકે વૃદ્ધોની સેવા કરનાર પુરૂષ હમેશ રાક્ષસજેવાઓથી પણ પૂજાયછે. ૩૮.

વેદ જાણનારા હોય તેથી ધર્માધર્મવિવેચનામાં કુશળ હોય, પવિત્ર હોય તેથી લોભ કે લાલચને વશ થઇ આડો માર્ગ બતાવનારા ન હોય અને વૃદ્ધ હોય તેથી શાસ્ત્રીય અને વ્યાવહારિક અનુભવનો પ્રકર્ષ પામેલા હોય એવા બ્રાહ્મણોનું સેવન કરનારા રાજાનું અવશ્ય કલ્યાણ થાયછે જે રાજા આવા વૃદ્ધોનું સેવન કરતો હોય એટલે તેમનાતરફ પૂજ્યભાવ રાખી વર્તતો હોય તેનો પ્રભાવ એટલો વધેછે કે યોગ્ય મનુષ્યો તેને પૂજે તે તો ઠીક પણ રાક્ષસજેવા દુષ્ટ લોકો પણ તેના તેજમાં દબાઇને તેને પૂજેછે અર્થાત્ તેનું હિત થાય તેવી રીતે વર્તેછે.

વૃદ્ધોની સેવાનું પ્રયોજન કહેછે—

तेभ्योऽधिगच्छेद्विनयं विनीतात्मापि नित्यशः ॥
विनीतात्मा हि नृपतिर्न विनश्यति कर्हिचित् ॥३९॥

વિનીત અંતઃકરણવાળા રાજાએ પણ તે બ્રાહ્મણો પાસેથી નિરંતર વિનય શીખવો. કારણકે વિનીતઅંતઃકરણવાળો રાજા કદીપણ વિનાશ પામતો નથી. ૩૯.

સ્વાભાવિક બુદ્ધિથી તથા અર્થશાસ્ત્રાદિકના જ્ઞાનથી પોતે વિનયયુક્ત હોય છતાં પણ રાજાએ તે વૃદ્ધ બ્રાહ્મણોપાસેથી અધિક વિનય નિરંતર શીખતા રહેવું. જેમ સ્વભાવશુદ્ધ સુવર્ણ તેજઃસયોગાદિથી કરવામાં આવતા સંસ્કારદ્વારા અત્યંત ઉત્તમરૂપવાળું થાયછે તેમ સ્વભાવથીજ વિનયવાળો રાજા પણ વૃદ્ધસેવનથી વિશેષ વિનયવાળો થાયછે અને તેનો, તે ગુણ હમેશામાટે ટકી રહેછે આરંભમાં વિનયગુણનો સદ્ભાવ છતાં પણ રાજસંપત્તિના પ્રકર્ષને લીધે પાછળથી તેનો અસદ્ભાવ થઈ જવા સંભવ છે તેથીજ તે અસદ્ભાવ ન થાય અને સદ્ભાવ ટકી રહે તે માટે આ ભલામણ છે વિનયયુક્ત અંતઃકરણવાળા રાજાઓનો કદી વિનાશ થતો નથી અર્થાત્ તેઓનાપર જેમાથી ઉઠી શકાય નહિ તેથી વિપત્તિ કદીપણ આવતી નથી અને કદી સામાન્ય વિપત્તિનો તરંગ દુનિયાના સ્વભાવપ્રમાણે કોઇ વખતે આવેછે તોપણ તે ઉંડી અસર ન કરતાં તરતજ દૂર થઈ જાયછે એ વિનયનું ફળ છે વિનય એ ઇંદ્રિયજયનો મુખ્ય ઉપાય છે.

અવિનયથી થતી હાનિ અને વિનયથી થતો લાભ દેખાડે—

**बह्वोऽविनयान्नष्टा राजानः सपरिच्छदाः ॥**
**वनस्था अपि राज्यानि विनयात्प्रतिपेदिरे ॥४०॥**

ઘણા રાજાઓ અવિનયને લીધે પોતાના સૈન્ય તથા કોષવગેરે સહિત વિનાશ પામેલા છે અને જેઓને વનમા રહેવુ પડેલું હોય તેવા રાજાઓ પણ વિનયને લીધે રાજ્યોને પામ્યા છે ૪૦

પૂર્ણ સાધનો છતા પણ અવિનયનેલીધે વિપત્તિ આવેછે તથા સાધનોની ગેરહાજરી છતા પણ વિનયને લીધે ગયેલી સંપત્તિ પાછી મળેછે એ વિનયનો પ્રભાવ છે કામ, ક્રોધ, લોભ મદ, અભિમાન અને ફુલાઈ જવું એ છ દોષોને આધીન થવું તે અવિનય અને તેઓને આધીન ન થવુ તે વિનય ગણાયછે

અવિનયથી હાનિ પામેલા રાજાઓના દાખલા દેછે—

**वेनो विनष्टोऽविनयान्नहुषश्चैव पार्थिवः ॥**
**सुदाः पैजवनश्चैव सुमुखो निमिरेव च ॥४१॥**

વેન, નહુષ, પિજ્વનનો પુત્ર સુદા, સુમુખ અને નિમિ એ રાજાઓ અવિનયથી વિનાશ પામેલા છે. ૪૧.

મૃત્યુનો દૌહિત્ર વેનરાજા અભિમાન અને મદરૂપ અવિનયથી, યયાતિરાજાનો પિતા નહુષરાજા મદ અને ક્રોધરૂપ અવિનયથી, પિજ્વનનો પુત્ર સુદા નામનો રાજા પણ મદ અને ક્રોધરૂપ અવિનયથી, સુમુખ નામનો રાજા લોભરૂપ અવિનયથી અને નિમિનામનો રાજા પોતેજ પોતાનામાં માની લીધેલી મોહોટાઈરૂપ અવિનયથી નષ્ટભ્રષ્ટ થયેલ છે

વિનયથી થતો ઉત્કર્ષ દ્રષ્ટાંતોવડે દેખાડેછે—

पृथुस्तु विनयाद्राज्यं प्राप्तवान्मनुरेव च ॥
कुबेरश्च धनैश्वर्यं ब्राह्मण्यं चैव गाधिजः ॥४२॥

પૃથુરાજા તથા મનુ એઓ વિનયથી રાજ્યને પામ્યા છે, તેમજ કુબેર વિનયથી ધનનું આધિપત્ય પામ્યા છે અને ગાધિરાજાના પુત્ર વિશ્વામિત્ર વિનયથી બ્રાહ્મણપણાને પામ્યા છે ૪૨

વિનયથી રાજ્યપ્રાપ્તિ દેખાડવાના પ્રકરણમા વિશ્વામિત્રમુનિને વિનયથી બ્રાહ્મણપણું પ્રાપ્ત થયુ એ દેખાડવુ જો કે પ્રકરણસંગત નથી તોપણ વિનયનો ઉત્કર્ષ બતાવવામા સંગતિવાળુ હોવાથી લીધેલ છે એટલે શાસ્ત્રપ્રમાણે ચાલવું તથા શાસ્ત્રમાં નિષિદ્ધ કરેલા માર્ગનો ત્યાગ કરવો એવા સ્વરૂપવાળા વિનયનો એવો પ્રભાવ છે કે તેનાથી ક્ષત્રિય પણ વિશ્વામિત્રની પેઠે બ્રાહ્મણપણુ મેળવી શકેછે.

બ્રાહ્મણોપાસેથી વિનય શીખવો એ વિષયને અન્વયવ્યતિરેક દ્રષ્ટાંતથી બરાબર સમજાવીને હવે તેઓની પાસેથી ત્રયીવિદ્યાવગેરે શીખવાની પણ ભલામણ કરેછે—

त्रैविद्येभ्यस्त्रयीं विद्यां दण्डनीतिं च शाश्वतीम् ॥
आन्वीक्षिकीं चात्मविद्यां वार्त्तारम्भांश्च लोकतः॥४३॥

વેદત્રયીની વિદ્યા જાણનારા વિદ્વાનોપાસેથી વેદત્રયીની વિદ્યાનો અભ્યાસ કરવો તેમજ શાશ્વતી દંડનીતિનો, તર્કવિદ્યાનો, બ્રહ્મવિદ્યાનો અને કૃષિવગેરે વાર્તાઓનો ઉપાયોના અભ્યાસ, તે તે જાણનાર લોકોપાસે કરવો. ૪૩

રાજાએ વેદત્રયીની વિદ્યા જાણનારા પાસેથી અર્થસહિત તથા પાઠસહિત વેદત્રયીનો અભ્યાસ ચાલુ રાખવો. બ્રહ્મચર્યમાંજ વેદનો અભ્યાસ થઇ ગયાપછી સમાવર્તન કરનાર ક્ષત્રિયનેજ રાજ્યનો અધિકાર છે તેથી રાજ્ય પામ્યાપછી વેદાભ્યાસનો ઉપદેશ કંઈ જરૂરનો નથી એટલે બ્રહ્મચર્યમાં કરેલા વેદાભ્યાસનું આવર્તન ચાલુ રાખવાની આ ભલામણ છે. અર્થના યોગક્ષેમનો ઉપદેશ કરનાર દંડનીતિ પરંપરાથી પ્રાપ્ત થવાને લીધે શાશ્વતી એટલે નિત્ય છે. તેનો અભ્યાસ પણ તે જાણનારાઓપાસે ચાલુ રાખવો. પ્રાણીઓને પ્રવૃત્તિની યોજનામાં ઉપયોગી તર્કવિદ્યા જે આન્વીક્ષિકી વિદ્યા કહેવાયછે તેનો તથા બ્રહ્મવિદ્યા જે અભ્યુદયદશામાં હર્ષના વેગની શાંતિ કરવાના કારણરૂપ તથા કષ્ટદશામાં ખેદના વેગની શાંતિ કરવાના કારણરૂપ છે તેનો અભ્યાસ પણ તે તે વિદ્યા જાણનારાઓપાસેથી કરવો અને કૃષિ, વાણિજ્ય તથા પશુપાલનવગેરે વાર્તાવૃત્તિ કહેવાયછે તે જાણનારપાસેથી તેની માહિતી મેળવવી ધર્મનેમાટે વેદત્રયીનો અભ્યાસ, અપરાધો અટકાવવામાટે દંડનીતિનો અભ્યાસ, ઉહાપોહની શક્તિ મેળવવામાટે તર્કવિદ્યાનો અભ્યાસ તથા દ્રવ્યના લાભમાટે વાર્તાના ઉપાયોની માહિતી આવશ્યક છે

રાજાને જિતેંદ્રિય થવાની ભલામણ કરેછે—

**इन्द्रियाणां जये योगं समातिष्ठेद्दिवानिशम् ॥**
**जितेन्द्रियो हि शक्नोति वशे स्थापयितुं प्रजाः ॥४४॥**

રાજાએ સર્વદા પોતાનાં ઇંદ્રિયોને વશ્ય રાખવામાં યત્ન કરવો. કારણકે જે રાજા જિતેંદ્રિય હોય તેજ પ્રજાઓને નિયમમાં રાખી શકેછે ૪૪.

રાજાએ ચક્ષુવગેરે ઇંદ્રિયોની વિષયાસક્તિના નિવારણમાં સર્વદા યત્ન કરવો, કારણકે જે રાજા જિતેંદ્રિય હોય તેજ પ્રજાને સ્વાધીનમાં રાખી શકેછે જે રાજા વિષયોમાં આસક્ત હોય તે પ્રજાને નિયમમાં રાખી શકતો નથી

કામ તથા ક્રોધથી ઉપજતાં વ્યસનોનો પ્રયત્નપૂર્વક ત્યાગ કરવાનું કહેછે—

**दश कामसमुत्थानि तथाष्टौ क्रोधजानि च ॥**
**व्यसनानि दुरन्तानि प्रयत्नेन विवर्जयेत् ॥४५॥**

કામથી ઉત્પન્ન થતાં દશ વ્યસનો અને ક્રોધથી ઉત્પન્ન થતાં આઠ વ્યસનો જેઓ દુઃખ આપનારાં છે તેઓનો પ્રયત્નથી ત્યાગ કરવો. ૪૫.

વ્યસનો પ્રથમ સુખ આપનારાં દેખાયછે પણ પાછળથી વૈરસ્ય આપેછે અને દુઃખનારક નિવડેછે વ્યસની લોકો વ્યસનના પારને નહિ પામી શકતા હોવાથી તેઓ તેમાં વધતાજ રહેછે અને તેથી તેમાંથી સહેલાઈથી પાછા વળી શકતા નથી માટે તેઓનો પ્રયત્નપૂર્વક ત્યાગ કરવાનું કહેલુ છે

કામવ્યસનો તથા ક્રોધવ્યસનોનું પરિણામ કહેછે—

**कामजेपु प्रसक्तो हि व्यसनेपु महीपतिः ॥**
**वियुज्यतेर्थधर्माभ्यां क्रोधजेष्वात्मनैव तु ॥४६॥**

કામથી ઉત્પન્ન થતાં દશ વ્યસનોમા આસક્તિવાળો રાજા અર્થ તથા ધર્મથી ભ્રષ્ટ થાયછે અને ક્રોધથી ઉત્પન્ન થતા આઠ વ્યસનોવાળો રાજા દેહથી પણ વિયોગ પામેછે. ૪૬.

કામવ્યસનોકરતા પણ ક્રોધવ્યસનો વિશેષ ખરાબ છે એમ દેખાડવા "દેહથી પણ વિયોગ પામેછે" એમ જણાવ્યુ છે બન્ને જાતનાં વ્યસનોની અસર દેહપર થાયછે તોપણ ક્રોધવ્યસનોની અસર એકદમ થાયછે એમ બતાવવા તેના પરિણામમા ખાસ કરીને દેહહાનિ કહી છે

કામથી ઉત્પન્ન થતાં દશ વ્યસનોનાં નામ કહેછે—

**मृगयाक्षो दिवास्वप्नः परिवादः स्त्रियो मदः ॥**
**तौर्यत्रिकं वृथाट्या च कामजो दशको गणः ॥४७॥**

મૃગયા, જુગાર, દિવસની નિદ્રા, પરનિંદા, સ્ત્રીસેવન, મદ્યપાનથી મદ, નૃત્ય, ગીત, વાદિત્ર અને વૃથાભ્રમણ એ કામથી ઉત્પન્ન થતા દશ વ્યસનો છે ૪૭.

હિંસ્ર પ્રાણીઓનો નાશ કરી પ્રજાનુ રક્ષણ કરવુ એ નિમિત્તને છોડીને વગરનિમિત્તે માત્ર મોજશોખખાતર મૃગાદિક નિર્દોષ પશુઓનો નાશ કરવાનુ તથા જુગાર ખેલવાનુ અનર્થપણુ પ્રસિદ્ધજ છે નારાયણના અવતારરૂપ શ્રીરામચંદ્રજીના પિતા દશરથરાજા મૃગયારૂપ વ્યસનને લીધેજ મનુષ્યઘાત કરી પુત્રવિયોગમાં મરણ થવાનો શાપ પામ્યા છે અને નરના અવતારરૂપ અર્જુનના પિતા પાંડુરાજા પણ એજ વ્યસનથી એક ઋષિનો ઘાત કરી પોતાની રાણીના પ્રસંગસમયેજ મરણ થવાના શાપને પામ્યા છે ઘણે ઠેકાણે રાજાઓ મૃગયા કરતા હતા એવી વાતો આવેછે પણ તે કાંઈ ખાસ ધર્મરૂપ વિધિ નથી પરંતુ તે તેઓના વર્તનનો

અનુવાદમાત્ર છે. ધર્માવતાર યુધિષ્ઠિર રાજાની જુગારથી હેરાનગતિ થઇ તેપણ જાહેરજ છે. દિવસની નિદ્રાથી આવશ્યક કાર્યોનો પ્રતિઘાત થાયછે. પરનિંદાની ટેવને લીધે, જેઓ નિંદાપાત્ર ન હોય તેઓની પણ નિંદા થાયછે જેથી પાપ, શત્રુતાવગેરે વિનાકારણે વહોરી લેવાયછે. સ્ત્રીસેવન, મદ્યપાન, નૃત્યગીતવગેરે અને વૃથાભ્રમણ એ પણ સઘળા રાજકાર્યોમાં પૂર્ણ વિઘાતક બનેછે

ક્રોધથી ઉત્પન્ન થતાં આઠ વ્યસનો જણાવેછે—

पैशुन्यं साहसं द्रोह ईर्ष्यासूयार्थदूषणम् ॥
वाग्दण्डजं च पारुष्यं क्रोधजोपि गणोष्टकः ॥४८॥

પૈશુન્ય, સાહસ, દ્રોહ, ઇર્ષા, અસૂયા, અર્થદૂષણ, અને વાણીથી તથા દંડથી થતી કઠોરતા એ આઠ વ્યસનોનો સમૂહ ક્રોધથી ઉત્પન્ન થાયછે ૪૮.

નહિ જાણેલા દોષોનું કથન તે પૈશુન્ય, સાધુપુરૂષનો બંધનવગેરે નિગ્રહ કરવો તે અથવા મોહોટાને નીચકર્મમાં યોજવો તે સાહસ, બીજાને હાનિ કરવાની ઇચ્છા કરવી તે દ્રોહ, બીજાના ગુણોને સહન ન કરવા તે ઇર્ષા, બીજાના ગુણોમાં દોષોનું આરોપણ કરવું તે અસૂયા, પરધન લઇ લેવું કે દેવું જોઈએ ત્યાં ન દેવું તે અર્થદૂષણ, બીજાઓને ધમકાવવાને બૂમો મારવી તથા તિરસ્કારસૂચક શબ્દો બોલવા તે વાણીની કઠોરતા અને થોડે અપરાધે ઝાઝો દંડ દેવો તે દંડની કઠોરતા કહેવાયછે

આ બન્ને પ્રકારના વ્યસનસમૂહોનું મૂળ જણાવી તેને મટાડવાની ભલામણ કરેછે—

द्वयोरप्येतयोर्मूलं यं सर्वे कवयो विदुः ॥
तं यत्नेन जयेल्लोभं तज्जावेतावुभौ गणौ ४९॥

વિદ્વાન પુરૂષો કામથી તથા ક્રોધથી થતાં વ્યસનોનું કારણ લોભ છે એમ કહેછે તેથી તે લોભને યત્નવડે જીતવો કારણકે એ બન્ને જાતનાં વ્યસનોનો સમૂહ લોભથીજ ઉત્પન્ન થયેલો છે. ૪૯

લોભથી કામ થાયછે અને કામનો પ્રતિઘાત થવાથી ક્રોધ થાયછે, એટલામાટે કામ તથા ક્રોધ એ બન્નેનું તથા તેથી થતા વ્યસનોનું મૂળ લોભજ છે.

દશ કામવ્યસનોમાં ચાર વ્યસનો તો અત્યંત હાનિ કરનારાં છે તે દેખાડેછે—

पानमक्षाः स्त्रियश्चैव मृगया च यथाक्रमम् ॥
एतत्कष्टतमं विद्याच्चतुष्कं कामजे गणे ॥५०॥

કામમાંથી થનાં વ્યસનોમાં મદ્યપાન, જુગાર, સ્ત્રીસેવન અને મૃગયા એ ચાર વ્યસનો અનુક્રમે અત્યંત કષ્ટકારક છે એમ જાણવું ૫૦

વ્યસનરૂપ મૃગયામા જોકે શરીરને કસરતનો લાભ મળેછે તોપણ જીવહિંસાનું પાપ લાગેછે અને વખતે શરીરને હાનિ થવાનો પણ ભય રહેછે. જુગારમાં કદાચ ધનની પ્રાપ્તિ થઇ જાયછે પણ તેમા વૈરવગેરેની ઉત્પત્તિ તો નક્કી થાયછે, તેમ સ્ત્રીસેવનમા પણ સંતાનોત્પત્તિનો ઈષ્ટ લાભ મળેછે પરંતુ તે વ્યસનરૂપ થતા વીર્યની હાનિ થઇ રોગ અને મરણ પ્રાપ્ત થાયછે તથા મદ્યપાનમા તો સંજ્ઞા હરાઇ જાયછે, મરણનો પણ ભય રહેછે અને એવા દુષ્કર્મમા ફસાઈ જવાયછે કે લાંબીમુદત નરકવાસ પ્રાપ્ત થાયછે આવી રીતે આ ચાર વ્યસનોમા પહેલા ત્રણમાં થોડોથોડો લાભ જોવામા આવેછે પણ હાનિ તો એક બીજાકરતા વધારેવધારે રહેલી છે અને છેવટના મદ્યપાનરૂપ વ્યસનમા તો કેવળ હાનિજ રહી છે તેથી "અનુક્રમે અત્યંત કષ્ટકારક છે" એમ જણાવ્યુ છે

**આઠ ક્રોધવ્યસનોમાં ત્રણ વ્યસનો વિશેષ કષ્ટરૂપ છે તે દેખાડેછે—**

दण्डस्य पातनं चैव वाक्पारुष्यार्थदूषणे ॥
क्रोधजेऽपि गणे विद्यात्कष्टमेतत्त्रिकं सदा ॥५१॥

ક્રોધથી ઉત્પન્ન થતા વ્યસનોમા પણ દંડપાત, વાણીસંબંધી કઠોરતા તથા દ્રવ્યસંબંધી દૂષણ એ ત્રણ વ્યસનો સદા કષ્ટરૂપ જાણવા ૫૧

ક્રોધવડે કોઈને આકરો દંડ આપવો એમા નિરપરાધી પણ પાયમાલ થઈ જાયછે તેથી તેમા જબરૂ પાપ લાગેછે, વળી વાણીની કઠોરતાથી બીજાઓના મનને તરતજ અતિદુઃખ થાયછે અને દ્રવ્યસંબંધી દૂષણથી બીજાઓનુ દ્રવ્ય લઇ લેવાનું તથા બીજાઓનું વાજબી લેણુ નહિ દેવાનુ મહાપાપ થાયછે આ ત્રણે વ્યસનો વ્યવહારની સરલતાને પણ વીંખી નાખેછે

**કામનાં તથા ક્રોધનાં બધાં મળી અઢાર વ્યસનોમાં સાત વ્યસનો વિશેષ કષ્ટકારક કહીને હવે તે સાતમાં પણ વિશેષ હાનિકારકતા ક્યાક્યા વ્યસનમાં છે તે જણાવેછે—**

सप्तकस्यास्य वर्गस्य सर्वत्रैवानुषंगिणः ॥
पूर्वं पूर्वं गुरुतरं विद्याद्व्यसनमात्मवान् ॥५२॥

સર્વસ્થળે ચોટી બેસનારાં આ સાત વ્યસનોમાં પૂર્વપૂર્વનું વ્યસન વધારે-વધારે કષ્ટકારક છે એમ બુદ્ધિમાન્ રાજાએ સમજવું. ૫૨.

પચ્ચાસમા શ્લોકમાં જણાવેલાં ચાર વ્યસનો એટલે મદ્યપાન, જુગાર, સ્રીસેવન અને મૃગયા તથા એકાવનમા શ્લોકમાં જણાવેલાં ત્રણ વ્યસનો એટલે દંડની કઠોરતા, વાણીની કઠોરતા અને અર્થદૂષણ અથવા દ્રવ્યદૂષણ એ સાતે વ્યસનો જ્યાં અવકાશ મળે ત્યાં પરાણે ઘુસી જનારાં તથા ચોટીજ રહેનારાં છે અને તેઓમાં પૂર્વપૂર્વનું વ્યસન વિશેષવિશેષ હાનિ કરનારું છે એમ નક્કી સમજી રાખવું જોઈએ એટલે અર્થદૂષણથી વાણીની કઠોરતા, વાણીની કઠોરતાકરતાં દંડની કઠોરતા, દંડની કઠોરતાકરતાં મૃગયા, મૃગયાકરતાં સ્રીસેવન, સ્રીસેવનથી પણ જુગાર અને જુગારકરતાં પણ મદ્યપાન વિશેષ હાનિ કરેછે. અથવા પોત-પોતાના વર્ગમાં પૂર્વપૂર્વનું વ્યસન વિશેષ હાનિકારક છે એવો અર્થ પણ કરવામાં આવેછે. એટલે ક્રોધજ વ્યસનોમાં સર્વથી વધારે ખરાબ દંડની કઠોરતા છે અને કામજ વ્યસનોમાં સર્વથી વધારે ખરાબ મદ્યપાન છે

વ્યસનની મૃત્યુની સાથે સરખામણી કરવામાં આવે તોપણ વ્યસન વિશેષ હાનિ કરનાર છે એમ જણાવેછે—

व्यसनस्य च मृत्योश्च व्यसनं कष्टमुच्यते ॥
व्यसन्यधोधो व्रजति स्वर्यात्यव्यसनी मृतः॥५३॥

વ્યસન અને મૃત્યુ એ બન્નેમાં વ્યસન વિશેષ કષ્ટરૂપ કહેવાયછે. કારણકે વ્યસનવાળો પુરુષ વધારેવધારે હીનગતિ પામતો જાયછે અને મૃત્યુ પામેલ મનુષ્ય પણ જો વ્યસનરહિત હોય તો સ્વર્ગમાં જાયછે. ૫૩.

* મૃત્યુ આ લોકનાં સઘળાં સુખો છોડાવી દેછે પરંતુ વ્યસન તો આ લોકનાં સઘળાં સુખો છોડાવવાની સાથે પરલોકનાં સુખોથી પણ ભ્રષ્ટ કરેછે તેથી મૃત્યુ-કરતા પણ વ્યસન વધારે ખરાબ છે.

લોકસ્થિતિ જાળવવામાટે રાજાએ દંડનો યોગ્ય ઉપયોગ કરવો અને તેમ કરવાની યોગ્યતા જાળવી રાખવામાટે વૃદ્ધો અને વિદ્વા-

ઓનું સેવન કરવું તથા તેઓની પાસેથી વિનય શિખવો અને તેમાં મુખ્યત્વે વ્યસનમાત્રથી દૂર રહેવાનો નિશ્ચય રાખવો એમ ભલામણ કરીને હવે સચિવો કેવા કરવા તે જણાવેછે—

मौलाञ्छास्त्रविदः शूराँल्लब्धलक्षान्कुलोद्भवान् ॥
सचिवान् सप्त चाष्टौ वा प्रकुर्वीत परीक्षितान् ।५४।

પરંપરાથી ચાલ્યા આવતા, શાસ્ત્રોને જાણનારા, શૂર, ધારેલો ઉદ્દેશ નહિ ચૂકનારા, ઉત્તમ કુળમાં જન્મેલા અને પરીક્ષા કરેલા એવા સાત અથવા આઠ સચિવો કરવા. ૫૪.

જેઓ પોતાની વંશપરંપરાથી રાજાના કાર્યમાં જોડાયેલ હોય એવા સચિવો કરવા કોઇવખતે કારણોથી તેઓની વૃત્તિમા કદાચ ખરાબ ફેરફાર થવાનો સંભવ રહે- પનુ જો તેઓ શાસ્ત્રોને જાણનારા હોય તો પાપના ભયથી અને પુણ્યની આકાંક્ષાથી તેઓની વૃત્તિમાં કશો ફેરફાર થતો નથી સારી લાગણીવાળા છતાં બીકણ સ્વભાવના હોય તો કંઇપણ કામને પાર ઉતારી શકતા નથી એટલુંજ નહિ પણ રાજાના ખરા હકને પણ ગુમાવતા જાયછે એટલામાટે શૂર-હિંમતવાળા હોવા જોઇએ. હિંમતવાળા હોવા છતા પનુ પોતાની મોટાઇ દેખાડવાનેજ માત્ર જ્યાં ત્યાં આડા પડતા હોય તો તેઓ લાભને બદલે નુકસાનજ કરેછે અને તેથી તેઓ ધારેલા ઉદ્દેશને-નિશાનને નહિ ચૂકનારા દીર્ઘદૃષ્ટિવાળા હોવા જોઇએ. આ સઘળા ગુણો હોવા છતાં જો તે હીનકુળમા ઉત્પન્ન થયેલ હોય તો કોઈપણ વખતે મોટાની લાલચવગેરેથી અથવા કાંઇ કારણસર રાજાતરફનો યોગ્ય ઠપકો મળે તો તેવે વખતે પણ તેનું મન રાજાનું હિત ચિંતવવાને બદલે અહિત કરવાતરફ દોરાઇ જાયછે કારણકે હીનકુળ હોવાને લીધે ભલે તેની જાતમા વિદ્યાવગેરે ગુણો આવ્યા હોય પણ તે પરંપરાના ન હોવાથી પૂર્ણ જામેલા નથી હોતા અને સારા કુળમાં જન્મ હોય તો પરંપરાથી ચાલતા આવેલા ગુણો થોડે ઘણે પણ અંતઃકરણમાં પૂર્ણ જામી જાયછે તેથી રાજકાર્યનો ભાર ઉપાડનારા સચિવો કુલીન હોવા જરૂરના છે. આ સઘળા ગુણોની ખાત્રી કરી રાજાએ સચિવો નિમવા જોઇએ વગર-ખાત્રીએ કરેલી નિમણૂકમાં ભૂલ થવાનો સંભવ રહેછે.

વિશેષ સચિવો નિમવાનું કારણ દેખાડેછે—

अपि यत्सुकरं कर्म तदप्येकेन दुष्करम् ॥
विशेषतोऽसहायेन किंतु राज्यं महोदयम् ॥५५॥

જે કાર્ય સુકર એટલે કલેશવગર થઈ શકે તેવું હોય તે પણ એક મનુષ્યથી થઇ શકતું નથી ત્યારે વિશેષથી મોહોટા ફળવાળું જે રાજ્ય ચલાવવું તે વગરસહાયે ન બની શકે તેમાં નવાઇ શી? ૫૫.

ગાય દોહોવી કે પાલખી ઉપાડવીવગેરે સહેલાં ગણાતાં કામોમાં પણ એકકરતાં વધારે મનુષ્યોની જરૂર પડેછે તોપછી રાજ્ય ચલાવવાજેવું મહાગભીર કામ તો બીજાની મદદવગર કેમજ ચાલી શકે?

સચિવોની સાથે વિચારવાના વિષયો જણાવેછે—

**तैः सार्द्धं चिन्तयेन्नित्यं सामान्यं संधिविग्रहम् ॥**
**स्थानं समुदयं गुप्तिं लब्धप्रशमनानि च ॥५६॥**

રાજાએ તે સચિવોની સાથે નિત્ય સામાન્ય, સંધિ, વિગ્રહ, સ્થાન, સમુદય, ગુપ્તિ અને લબ્ધપ્રશમન એઓનો વિચાર કરવો. ૫૬.

અતિ ગુપ્ત રાખવાયોગ્ય ન હોય તો તે સામાન્ય કહેવાયછે. સામા પક્ષની સાથે સલાહ કરવી તે સંધિ, શત્રુને દબાવવાની ક્રિયા તે વિગ્રહ, ન્યાયવ્યવસ્થા અને ભંડાર સાચવવાની તથા શહેર અને દેશમાં શાંતિની ગોઠવણ કરવી તે સ્થાન, ધાન્યો અને સુવર્ણાદિ ધાતુઓની ઉત્પત્તિના સ્થાનરૂપ ક્ષેત્ર તથા ખાણવગેરેને સારી હાલતમાં લાવવાં તથા વેપાર વધે તેવી ગોઠવણ કરવી તે સમુદય, પોતાને તથા દેશને કોઈપણ હાનિ ન પહોચાડી શકે તેવી વ્યવસ્થા કરવી તે ગુપ્તિ અને મેળવેલ ધનનો સત્પાત્રે ઉપયોગ કરવો તે લબ્ધપ્રશમન કહેવાયછે અથવા જીતીલીધેલા દેશમાં પોતાની પ્રીતિથી તથા પોતાના પ્રતાપથી શાંતિ પાથરવી પણ લબ્ધપ્રશમન કહેવાયછે.

સચિવોના અભિપ્રાય જાણી રાજાએ પોતે પણ વિચાર કરવો એવી સૂચના કરેછે—

**तेषां स्वं स्वमभिप्रायमुपलभ्य पृथक्पृथक् ॥**
**समस्तानां च कार्येषु विदध्याद्धितमात्मनः ॥५७॥**

પ્રત્યેક સચિવનો પ્રથમ જૂદોજૂદો અભિપ્રાય જાણીને સઘળાઓનો એકસાથે અભિપ્રાય જાણવો અને ત્યાર બાદ રાજાએ તે તે કાર્યમાં જે પ્રકારે પોતાનું હિત થતું હોય તે પ્રકારે તે કાર્ય કરવું. ૫૭.

રાજાએ પ્રત્યેક સચિવનો જૂદોજૂદો અભિપ્રાય તેઓને એકાંતમાં તેડીજઇને જાણવો અને પછી બધાનો અભિપ્રાય સભામાં પણ જાણવો કારણકે કેટલાક પુરૂષો સભામાં બોલી શકતા નથી પણ એકાંતમાં ઘણી ચતુરાઈથી બોલી શકેછે તથા કામ કરી શકેછે વળી આવી રીતે જૂદાજૂદા અભિપ્રાય લેવાથી તેઓના અંતઃકરણના ઘણે ભાગે ખરાજ વિચારો બહાર આવેછે જૂદાજૂદા અભિપ્રાયો લેવામાં કોઈની કાંઇ ભૂલ થતી હોય તો તે, બધા ભેગા થઇને વિચાર કરે તે વખતે તે ભૂલ નિકળી જાયછે આ પ્રમાણે બધાના અભિપ્રાયો જાણ્યાપછી પણ રાજાએ પોતે તે-સબંધે ખાસ વિચાર કરવો અને પોતાનું અહિત ન થાય તેવી રીતે તે કાર્યની યોજના કરવી આથી એમ સુચવ્યું કે રાજ્યનો જોખમ જેમ મુખ્યત્વે સચિવો ઉપર છે તેમ રાજાની પોતાનીઉપર પણ છે અને તેથી રાજાએ રાજ્યસબંધી વિષયોમાં વિશેષ ધ્યાન રાખવું અને બીજું તેઓના અભિપ્રાયોમાં યોગ્યાયોગ્યનો નિર્ણય કરી શકાય તેવી યોગ્યતા શાસ્ત્રાભ્યાસ તથા વ્યવહારનિરીક્ષણવગેરેથી મેળવવી.

સચિવોમાં પણ જે વિદ્વાન બ્રાહ્મણ હોય તેના સચિવની સાથે અતિ ગુપ્ત રાખવાયોગ્ય રાજ્યની બાબતોનો વિચાર કરવાની ભલામણ કરેછે—

सर्वेषां तु विशिष्टेन ब्राह्मणेन विपश्चिता ॥
मंत्रयेत्परमं मंत्रं राजा षाड्गुण्यसंयुतम् ॥५८॥

તે સચિવોમાં ઉત્તમ અને વિદ્વાન બ્રાહ્મણની સાથે ૭ ગુણોથી યુક્ત ઉત્તમ મંત્રનો વિચાર કરવો ૫૮

રાજ્યની રક્ષા તથા રાજ્યની ચડતીમાટે જે ગુપ્ત રાખવાલાયક વિચારો હોય તે મંત્ર કહેવાયછે સંધિ, વિગ્રહ, યાન આસન, દ્વૈધીભાવ અને સમાશ્રય એ છ ગુણ કહેવાયછે આવા વિચારો જાહેર થઇ જવાથી સઘળી ગોઠવણ નિષ્ફળ થઇ પડેછે માટે તેવા વિચારો તો મંત્રીઓમાં ઉત્તમ વિદ્વાન બ્રાહ્મણ જે મંત્રી હોય તેની સાથે કરવા કારણકે ધાર્મિકપણાને લીધે તે વિશ્વાસપાત્રજ ગણાયછે મંત્રીઓના અભિપ્રાય જાણીને તેનાપર પોતે વિચાર કરવો અને તે બરાબર યોગ્ય છે કે કેમ? તેનો નિર્ણય પોતાના ગુરૂરૂપ બ્રાહ્મણમંત્રીની સાથે કરવો એમ પણ આ શ્લોકનો અભિપ્રાય નિકળેછે કારણકે બીજાઓકરતા પોતાની બુદ્ધિ સુખ કરનારી છે, અને તેનાકરતા પણ ગુરૂની બુદ્ધિ વિશેષ સુખ કરનારી છે, આ ઉપરથી એમ પણ જણાવ્યું કે પોતાના ગુરૂરૂપ વિદ્વાનબ્રાહ્મણને સઘળા સચિવોમાં શ્રેષ્ઠપદ આપવું અને એજ ગોઠવણને અનુસરીને દશરથના સુમંત્રઆદિ સઘળા સચિવો-કરતા ગુરૂવસિષ્ઠનું કહેવું વિશેષ માનસહિત માનવામાં આવતું હતું.

એવા બ્રાહ્મણસચિવઉપર વિશ્વાસપૂર્વક સર્વકાર્યોનો ભાર રાખનારની ભલામણ કરેછે—

**नित्यं तस्मिन् समाश्वस्तः सर्वकार्याणि निक्षिपेत् ॥**
**तेन सार्द्धं विनिश्चित्य ततः कर्म समारभेत् ॥५९॥**

રાજાએ સર્વદા તે વિદ્વાન બ્રાહ્મણઉપર વિશ્વાસ રાખી સઘળાં કાર્યો તેને સ્વાધીન કરવા અને તેની સાથે નિશ્ચય કર્યાપછી કાર્યનો આરંભ કરવો ૫૯.

ધર્માધર્મને જાણનાર તથા તે પ્રમાણે વર્તનાર મુખ્ય બ્રાહ્મણસચિવપર રાજાએ વિશ્વાસ રાખવો, તેને સઘળાં કાર્યો સોંપવાં, અને કોઈપણ કાર્યનો આરંભ કરતા પહેલા તેની સાથે નિશ્ચય કરવો

રાજ્યસંબંધી વિચારો કરવામાટે સાત કે આઠ સચિવો કરવાનું કહી તેઓ કેવા હોવા જોઈએ વગેરે કહ્યું. હવે વિચારપૂર્વક નક્કી કરેલાં કાર્યોના નિર્વાહમાટે બીજા પણ વિશેષ અમાત્યો કરવાનું જણાવેછે—

**अन्यानपि प्रकुर्वीत शुचीन्प्राज्ञानवस्थितान् ॥**
**सम्यगर्थसमाहर्तॄनमात्यान्सुपरीक्षितान् ॥६०॥**

રાજાએ પવિત્રબુદ્ધિવાળા, સ્થિરતાવાળા, યોગ્યપ્રકારથી ધન મેળવનારા અને ઉત્તમરીતે પરીક્ષા કરાયેલા બીજા પણ કેટલાએક અમાત્યો કરવા ૬૦.

કાર્યના નિર્વાહમાટે બીજા જે વિશેષ અમાત્યો કરવા તે પણ જો પવિત્રબુદ્ધિવાળા હોય તો લાંચની ઇચ્છા કરે નહિ અને પ્રજાનું કે રાજાનુ કાર્ય પણ બગાડે નહિ જો તેઓ સ્થિરતાવાળા હોય તો રાજ્યના હકની આડે આવનારા તથા પ્રજાને પીડનારા લુચ્ચા લોકોની લીલચાલથી નહિ ડરતા મજબૂત હાથે તેઓને દાબી શકેછે જો તેઓ યોગ્યપ્રકારથી ધન મેળવનારા હોયછે તો રાજાના ભંડારને સારી સ્થિતિમા રાખવાની સાથે તેના યશને પણ વધારે છે અને ઉત્તમરીતે પરીક્ષા કરાયેલા હોય તો તેઓનાપર પૂર્ણવિશ્વાસ રહેછે

ઉપરના શ્લોકમાં જણાવેલા કાર્યસહાયક અમાત્યો, કેટલા કરવા જોઇએ તે કહેછે—

**निवर्त्ततास्य यावद्भिरितिकर्त्तव्यता नृभिः॥**
**तावतोऽतन्द्रितान्दक्षान्प्रकुर्वीत विचक्षणान् ॥६१॥**

રાજકાર્ય જેટલાઓથી પૂરેપૂરૂં પહોચીશકાય તેટલા તે અમાત્યો કરવા કે જેઓ આળસવગરના, ઉત્સાહવાળા, તથા કાર્ય કરવાના પ્રકારને જાણનારા હોય ૬૧

જેટલા અધિકારીઓથી રાજ્યના કાર્યોને પૂર્ણરીતે પહોચી વળાય તેનાકરતાં ઓછા પણ નહિ અને વધારે પણ નહિ પરતુ બરાબર તેટલા અધિકારીઓની ગોઠવણ કરવી ઓછા રાખવાથી કાર્ય પડતર રહેછે અને વધારે રાખવાથી ખાલી ખર્ચ થાયછે તે અધિકારીઓ આળસવગરના હોય તોજ નિયમસર કાર્ય કરેછે, ઉત્સાહવાળા હોય તો કઈ મુઝવણવખતે પણ તેનો નિર્ણય કરી શકેછે અને કાર્ય કરવાના પ્રકારને જાણનારા હોય તો વખતને નકામો જવા દેતા નથી

કેવા લોકોની કેવાકેવા સ્થાનમાં નિમણુંક કરવી તેજણાવેછે—

**तेषामर्थे नियुञ्जीत शूरान्दक्षान्कुलोद्गतान् ॥**
**शुचीनाकरकर्मान्ते भीरूनन्तर्निवेशने ॥६२॥**

તેઓમા જેઓ શૂરવીર હોય, ચતુર હોય, કુલવાન હોય તથા પવિત્ર હોય તેઓને ધનની ઉત્પત્તિના સ્થાન જેવા કે સુવર્ણવગેરેની ઉત્પત્તિના સ્થાનો તથા કોઠી અને ધાન્યવગેરેના સગ્રહસ્થાનો એઓનાપર નિમવા અને જેઓ ભીરૂ હોય તેઓને ભોજનગૃહ શયનગૃહ તથા અત પુરની રક્ષાના કામમા જોડવા ૬૨

ભોજનગૃહ, શયનગૃહ તથા અત પુરની રક્ષાના કામમા ભીરૂ લોકોને જોડવાનુ કારણ એજ છે કે તેવા લોકોની વૃત્તિ કોઈ વિરૂદ્ધ પક્ષવાળાઓની શિખવણીથી બદલે તો નથી તેઓના સ્થાનો કે જ્યા ઘણે ભાગે રાજા સિવાય અન્યપુરૂષો હોતા નથી ત્યા રાજાના ઉપર સાહસ કરવાની હિમત ધરી શકતા નથી એ સ્થાનો બહારથી તો શૂરપુરૂષોથીજ સુરક્ષિત હોયછે, અદરના ભાગની રક્ષામા માત્ર અદરનીજ દેખરેખ રાખવાની હોવાને લીધે ભીરૂમનુષ્યોથી પણ કાર્યનિર્વાહ થઇ શકેછે એ ભીરૂપુરૂષો પણ પવિત્ર છે એવી ખાત્રી તો પ્રથમથી કરવીજ જોઈએ અને એટલામાટે શ્લોકમાનુ શુચિ એ પદ જેમ શૂરના વિશેષણરૂપે જાયછે તેમ ભીરૂના વિશેષણરૂપે

પણ લગાડવામાં આવેછે પવિત્ર એટલે માનસિક પવિત્રતાવાળા હોય તેઓ ધનની બાબતમાં કશું પણ કપટ કરવાથી દૂર રહેછે અને વિશ્વાસભંગ કરવાથી પણ ડરેછે

સચિવોનાં લક્ષણ કહીને હવે દૂતનાં લક્ષણવગેરે કહેછે—

**दूतं चैव प्रकुर्वीत सर्वशास्त्रविशारदम् ॥**
**इङ्गिताकारचेष्टज्ञं शुचिं दक्षं कुलोद्गतम् ॥६३॥**

રાજાએ એવા પુરૂષને દૂત કરવો કે જે સર્વશાસ્ત્રોને જાણનો હોય, ઇંગિત, આકાર અને ચેષ્ટાને સમજી જનાર હોય, પવિત્ર હોય, ચતુર હોય તથા કુલવાન હોય ૬૩.

જે પુરૂષ પ્રત્યક્ષફળવાળા તથા અપ્રત્યક્ષફળવાળા સર્વશાસ્ત્રોને જાણનાર હોય, ઇંગિત એટલે વચનવિશેષ તથા સ્વરવિશેષથી નિકળતા અભિપ્રાયને આકાર એટલે મુખની પ્રસન્નતા અથવા અપ્રસન્નતા જણાવનારા દેહધર્મને અને ચેષ્ટા એટલે કોપાદિકને સૂચવનારી હાથ ઉચાનીચા કરવાની ક્રિયાને તુરત સમજી જનાર હોય, પવિત્ર એટલે લાલચના તથા વ્યભિચારના પાશમા ફસાઈ જાય તેવો ન હોય અને કુલવાન એટલે પોતાના કુળની પ્રતિષ્ઠાને જાળવી રાખવાના આગ્રહવાળો હોય કદીપણ હીનકર્મ નહિ કરનારો હોય તેવા પુરૂષને રાજાએ દૂત કરવો જોઇએ

દૂતના સામાન્યગુણો કહી હવે તેના વિશેષગુણો જણાવેછે—

**अनुरक्तः शुचिर्दक्षः स्मृतिमान्देशकालवित् ॥**
**वपुष्मान्वीतभीर्वाग्मी दूतो राज्ञः प्रशस्यते ॥६४॥**

રાજાતરફ પ્રીતિવાળો, પવિત્ર, ચતુર, સ્મરણશક્તિવાળો, દેશ અને કાળને જાણનારો, દેખાવડા શરીરવાળો, ભયરહિત અને બોલવામા ચતુર હોય તેવો રાજદૂત શ્રેષ્ઠ ગણાયછે. ૬૪

રાજાતરફ પ્રીતિવાળો હોય તે પોતાના પગારઉપર નજર નહિ રાખતા રાજાના હિતનેમાટે પૂરી મેહેનત કરેછે પવિત્ર હોય તે સામાપક્ષવાળાના પ્રલોભનોમા ફસાતો નથી ચતુર હોય તે સામા પક્ષવાળાઓની યુક્તિઓથી છેતરાતો નથી તથા તેઓના અભિપ્રાયોને તુરત સમજી જાયછે, સ્મરણશક્તિવાળો હોય તે સદેશાઓને ઓછા કે વધુ પડતા ન કહેતા પૂરેપૂરાજ કહેછે, દેશ અને કાળને જાણનાર હોય તે એકજ વાતને પકડી ન બેસતા દેશ અને કાલને અનુસરીને વખતપર હાનિને પણ સહન કરી લેવામા લાભ સમજે છે અને વખતપર વિશેષ લાભ થવામા પણ હેતુભૂત થાયછે, દેખાવડા શરીરવાળો

હોય તેનો સામામાણુસપર પ્રભાવ પડેછે, ભયવગરનો હોય તે બીજાઓના પડકારાઓથી ડરી જતો નથી અને બોલવામાં ચતુર હોય તે ધારેલી વાત સામાપક્ષને જેવી જોઈએ તેવી સમજાવી શકેછે

સંધિ અને વિગ્રહનો આધાર દૂતની ઉપર છે એમ બીજા દાખલાઓની સાથે કહેછે—

अमात्ये दण्ड आयत्तो दण्डे वैनयिकी क्रिया ॥
नृपतौ कोशराष्ट्रे च दूते संधिविपर्ययौ ॥६५॥

દંડ સેનાપતિને આધીન છે, વિનયસંબંધી ક્રિયા દંડને આધીન છે, ખજાનો અને દેશ રાજાને આધીન છે તથા સંધિ અને વિગ્રહ દૂતને આધીન છે. ૬૫.

શત્રુઓને દંડ દેવાનું મુખ્ય કામ સેનાપતિના હાથમાં રહેછે, વિનયની ક્રિયા દંડને આધીન છે એટલે દંડની યોગ્યક્રિયાથી વિરૂદ્ધપક્ષવાળાઓ નરમ પડીને નમી જાયછે, ખજાનાની જાળવણી તથા તેનો યોગ્યઉપયોગ કરવો તેમજ દેશમાં સુવ્યવસ્થાશાન્તિ રાખવી તેનો આધાર રાજાની ઉપર છે તથા શત્રુઓ સાથે સલાહ થવી કે વિગ્રહ થવો તેનો આધાર દૂતની કુશળતાઉપર છે

સંધિ અને વિગ્રહનો આધાર દૂતઉપર છે એ બાબતને સ્પષ્ટ સમજાવેછે—

दूत एव हि संधत्ते भिनत्त्येव च संहतान् ॥
दूतस्तत्कुरुते कर्म भिद्यन्ते येन मानवाः ॥६६॥

દૂતજ જૂદા મનવાળાઓને એકમતવાળા કરેછે અને એકમતવાળા હોય તેઓને ભિન્નમતવાળા કરે છે દૂત એવું કામ કરી શકેછે કે જેથી મનુષ્યો એકસંપમાંથી છૂટા પડી જાયછે. ૬૬

પોતાનાજ દેશમાં જૂદાજૂદામતવાળા અમાત્યવગેરેને એકમતપર લાવવા હોય તો દૂત લાવી શકેછે અને રાજાની વિરૂદ્ધ એકસંપવાળા હોય તેઓમાં ભેદ કરી તેઓને છૂટાછૂટા પાડી નાખેછે વળી જ્યાં સામાપક્ષવાળાપાસે દૂતને મોકલ્યો હોય ત્યાંપણ તે ચતુર હોય તો કોઇને દ્રવ્યાદિક દાને પોતાની સાથે મેળવી લઇને અને કોઇને બિકરાભય દેખાડીને પણ એકબીજાથી છૂટા પાડી નાખી પોતાના સ્વામીનું કાર્ય સાધી શકેછે. માટે રાજાએ પોતાના કાર્યમાં યોગ્યદૂતની ગોઠવણ કરવી.

દૂતનું કર્ત્તવ્ય કહેછે—

## स विद्यादस्य कृत्येषु निगूढेङ्गितचेष्टितैः ॥
## आकारमिङ्गितं चेष्टां भृत्येषु च चिकीर्षितम् ॥६७॥

રાજાનાં કાર્યોમાં દૂતે વિરૂદ્ધપક્ષવાળાના છુપા અનુચરોના આકાર, અભિપ્રાયો અને ચેષ્ટાઓથી તેઓ શું કરવા ધારેછે તે જાણવું, વિરૂદ્ધપક્ષવાળા રાજાઓના આકાર, અભિપ્રાય અને તેઓની ચેષ્ટાથી વાકેફ થવું તથા પોતાના અનુચરોમાં તે કેવી રીતે વર્ત્તેછે તથા તેઓને કેવાં કામોમાં જોડવા માગેછે તેપણ સમજવું. ૬૭

સામાપક્ષવાળાઓની હીલચાલ તેઓએ જે બાતમીદારો ગોઠવ્યા હોય તેઓને ઓળખી કહાડી તેઓની આકૃતિ, તેઓના અભિપ્રાયો અને તેઓની ચેષ્ટા સમજવાથી ધ્યાનમાં આવેછે. વળી તે લોકોને પોતાને પણ મળતાં તેઓની બોલવાચાલવાની રીતભાત અને તેમનાતરફથી જે કામકાજ ચાલતું હોય તેઉપરથી પણ તેઓની સંધિની કે વિગ્રહની ઈચ્છા જણાઈ આવેછે તથા તેઓના નોકરોતરફ તેઓ કેવી રીતે વર્ત્તેછે ને હવે પછી કેવી રીતે વર્ત્તવાની ઇચ્છા રાખેછે તેનો પણ તપાસ કરવાથી તેના બળાબળની ખબર પડેછે માટે આ સઘળાં કાર્યો યોગ્યદૂતે સુગ્મત્વે કરવાનાં છે. આ શ્લોકનો અર્થ એવો પણ કરવામાં આવેછે કે રાજાએ પોતે પોતાનો આકાર, પોતાનો અભિપ્રાય અને પોતાની ચેષ્ટાને જણાવા નહિ દેતાં દૂતનો આકાર, તેના બોલવામાંથી નિકળતો સાર અને તેની ચેષ્ટા જોઈને જે કામમાં તેને જોડેલો છે તે કામમાં તે કેમ વર્ત્તેછે તે જાણતા રહેવું તથા એ દૂત, પોતાના નોકરો વગેરેમા કાંઇ ખટપટનો નથી કરતો તેપણ જાણતા રહેવું કારણકે દૂતમા જો વિકૃતિ થાય તો તેથી મોહોટી હાનિ થાયછે.

રાજાએ યોગ્યદૂતદ્વારા સામાપક્ષની સઘળી હીલચાલથી વાકેફ થઇને પોતાને મુશકેલી ન આવે એવા પ્રયત્નમાં રહેવાની ભલામણ કરેછે—

## बुध्वा च सर्वं तत्त्वेन परराजचिकीर्षितम् ॥
## तथा प्रयत्नमातिष्ठेद्यथात्मानं न पीडयेत् ॥६८॥

રાજાએ પ્રતિપક્ષીરાજાએ જે કાંઇ કરવા ધારેલ હોય તે સઘળું ખરીરીતે જાણીને એવા પ્રકારનો યત્ન કરવો કે જેથી પોતાને પીડા થાય નહિ. ૬૮

- યોગ્યદૂતદ્વારા શત્રુરાજાની જે કાંઈ ધારણા હોય તેનાથી બરાબર વાકેફ થઈને રાજાએ એવા યત્નમાં રહેવું કે જેથી પોતાને એટલે પોતાના રાજ્યને કશી હાનિ થાય નહિ

દૂતપ્રકરણનો ઉપસંહાર કરીને હવે રાજાએ કેવા સ્થાનમાં નિવાસ કરવો યોગ્ય છે તે જણાવેછે—

जाङ्गलं सस्यसंपन्नमार्यप्रायमनाविलम् ॥
रम्यमानतसामन्तं स्वाजीव्यं देशमावसेत् ॥६९॥

જે દેશ જાંગલ હોય, ધાન્યથી પૂર્ણ હોય, ધાર્મિક લોકોથી પૂર્ણ હોય, રોગવગેરે ઉપદ્રવોથી રહિત હોય, મનોહર હોય, આજુબાજુના નહાના નાહાના રાજાઓ નમીને રહે એવી સગવડવાળો હોય તથા શ્રેષ્ઠ આજીવિકાવાળો હોય તેમાં રાજાએ નિવાસ કરવો ૬૯

જ્યાં જલ તથા ઘાસ થોડું હોય, વાયુ અને સૂર્યનો તાપ વિશેષ બળવાન અને ધાન્યવગેરે પદાર્થો વિશેષ પ્રમાણમાં ઉત્પન્ન થતા હોય તે જાંગલ દેશ કહેવાયછે અથવા જ્યાનાં અન્નજળ હિતકારી અને સ્વાદિષ્ટ હોય તથા જ્યાં બહુ કાદવ અને ભીનાશ ન રહેતી હોય તે જાંગલ દેશ કહેવાયછે તથા ધાન્યથી પૂર્ણ એટલે કોઈપણ વખતે જ્યાં ધાન્યની તાણ ન પડતી હોય તથા ધાન્યની ઉત્પત્તિ પણ સારીરીતે થતી હોય ત્યાં નિવાસ કરવાથી મુશ્કેલીના વખતમાં પણ અગવડ આવતી નથી જે દેશમાં ઘણો ભાગ ધાર્મિકવૃત્તિવાળા લોકોનો હોય ત્યાં ઝાઝા અપરાધો થતા નથી ઘણા દેશોજ એવા હોયછે કે ખાવાપીવાના યોગ્યનિયમો જાળવવા છતાં ત્યાંના ખરાબ હવાપાણીને લીધે મનુષ્યો કંઈકંઈ રોગમાં ફસાયેલા રહેછે અને જે દેશમાં ઘણા મનુષ્યો રોગી રહેતા હોય તે દેશમાં પૂરો ઉદ્યોગ થતો નથી અને તેથી દરિદ્રતા રહેછે ક્ષેત્રો, વૃક્ષો, પર્વતોવગેરેથી જ્યાં સ્વાભાવિક મનોહરપણું હોય ત્યાં લોકોની વૃત્તિ ઉત્સાહવાળી રહેછે આજુબાજુના ગામના માલેકો વારંવાર રંજાડતા હોય તો રાજાને તેમાંજ ગુંચવાયેલું રહેવું પડેછે પણ જો પર્વતો, ઝાડીવગેરે સ્વાભાવિક રક્ષણોથી દેશ સુરક્ષિત હોય તો તેવા લોકો રંજાડી શકતા નથી એટલુંજ નહિ પણ રાજા નિશ્ચિતપણે તેઓને ઠેકાણે લાવવામાટે વધારે ધ્યાન આપી શકેછે તેથી તેઓ ડરતા રહેછે અને નમતા પણ રહેછે અને જે પ્રદેશ શ્રેષ્ઠ આજીવિકાવાળો હોય એટલે જ્યાં અનેકપ્રકારના વેપારવગેરે ચાલી શકતા હોય એવી સગવડ હોય અથવા મૂળમાં સ્વાજીવ્ય પદ છે તેનો એવો અર્થ પણ થાયછે કે જ્યાંના લોકો નોકરી કરવામાં નિમકહલાલ હોય તેવા પ્રદેશમાં વસવાથી રાજા સમૃદ્ધિયુક્ત થાયછે અને સુખી રહેછે

રાજધાનીનીં રક્ષા કેવાકેવા દુર્ગોથી કરવી તે જણાવેછે—

## धन्वदुर्गं महीदुर्गमब्दुर्गं वार्क्षमेव वा ॥
## नृदुर्गं गिरिदुर्गं वा समाश्रित्य वसेत्पुरम् ॥७०॥

રાજાએ ધન્વદુર્ગ, મહીદુર્ગ, જલદુર્ગ, વૃક્ષદુર્ગ, મનુષ્યદુર્ગ અને ગિરિદુર્ગનો આશ્રય કરીને પોતાનું નગર વસાવવું. ૭૦.

ચારે બાજુ પાંચપાંચ યોજનપર્યંત જલવગરનું મેદાન હોય તે ધન્વદુર્ગ કહેવાયછે. કારણકે કદાચ શત્રુ સૈન્ય લઇને ચઢી આવતો હોય તોપણ આવા મેદાનમાં જળ નહિ મળવાને લીધે તેનું સૈન્ય નબળું પડી જાય છે. પથ્થર અને ઇંટો વડે લગભગ બાર હાથની ઉંચાઈવાળો યોગ્ય સ્થળે દરવાજાઓવાળો લડાઇ વખતે ઉપરના ભાગમાં દરેક ઠેકાણે અંદરના માણસો સહેલાઇથી વસ્તુઓ લઇ શકે તેવો, બંદુકના મારકાવાળો, એટલે જેમાંથી શત્રુઓપર બંદુકો ફોડી શકાય તેવાં છિદ્રો હોય તેવો અને ઉપરના ભાગમાં વાનરશીર્ષ એટલે કાંગરાવાળો કિલ્લો હોય તે અથવા ઉંચી નીચી અને ઘણા ટેકરાઓવાળી જમીન હોય કે જ્યાં શત્રુનું સૈન્ય સહેલાઇથી ન આવી શકે તે મહીદુર્ગ કહેવાય છે. ફરતી મોટી ખાઈ હોય તે જલદુર્ગ કહેવાય છે ફરતી વૃક્ષોની જબરી ઝાડી હોય તે વૃક્ષદુર્ગ કહેવાયછે, મોટોટાં લશ્કરી થાણાઓ મનુષ્યદુર્ગ કહેવાય છે, અને શત્રુઓ હલ્લો ન લાવી શકે તેવી રીતે રાજધાની આડે પર્વતો આવેલા હોય તો તે ગિરિદુર્ગ કહેવાયછે.

સઘળા દુર્ગોમાં ગિરિદુર્ગની શ્રેષ્ઠતા જણાવે છે—

## सर्वेण तु प्रयत्नेन गिरिदुर्गं समाश्रयेत् ॥
## एषां हि बाहुगुण्येन गिरिदुर्गं विशिष्यते ॥ ७१ ॥

સઘળા પ્રયત્નથી ગિરિદુર્ગનો આશ્રય કરવો, કારણ કે ઉપર કહેલા સઘળા દુર્ગોમાં ઘણા ગુણેથી યુક્ત હોવાને લીધે ગિરિદુર્ગ શ્રેષ્ઠ છે. ૭૧.

બીજા દુર્ગોકરતાં ગિરિદુર્ગ એટલા માટે શ્રેષ્ઠ છે કે શત્રુઓ પર્વતપર સહેલાઈથી ચઢી શકતા નથી અને ઉપરના ભાગમાથી ફેંકાતી શિલાઓવગેરેથી તેઓને નુકશાન પામી ઘણે ભાગે પાછાજ હઠવું પડેછે. પર્વતના ઉપરના ભાગમાંજ આવેલો કિલ્લો જેમાં જવામાટે એકજ માગ હોય તથા જેની અંદર ઝરણાવગેરેથી પાણી તિ સઘવડ હોય તે મુખ્ય ભાગે ગિરિદુર્ગ કહેવાયછે.

દુર્ગના આશ્રયનું ફળ દૃષ્ટાંત દ્વારા દેખાડેછે—

**त्रीण्याद्यान्याश्रितास्त्वेषां मृगगर्त्ताश्रयाप्सराः ॥**

**त्रीण्युत्तराणि क्रमशः प्लवङ्गमनरामराः ॥ ७२ ॥**

એઓમા પ્રથમના ત્રણ દુર્ગોનો આશ્રય મૃગો, મૂષકવગેરે બિલવાસી પ્રાણીઓ તથા જલચર જંતુઓ કરે છે તથા તે પછીના ત્રણમા અનુક્રમે વાનરો મનુષ્યો અને દેવો આશ્રય કરી રહેછે ૭૨

પહેલા ધન્વદુર્ગનો આશ્રય કરનાર મૃગોના દૃષ્ટાંતથી જણાવ્યુ કે તેવા જલરહિત મેદાનમા રહેનારા મૃગો જેમ તુરત પારાધીના કબજામા નથી આવી જતા તેમ ધન્વદુર્ગના આશ્રયવાળો રાજા શત્રુથી તરત દબાઈ જતો નથી જેમ પૃથ્વીનો આશ્રય કરીને રહેતા ઉંદરવગેરે બિલવાસીઓ તેઓના શત્રુઓના હાથમા નથી આવતા તેમ મહીદુર્ગના આશ્રયવાળો રાજા બળવાન શત્રુના હાથમા પણ આવી શકતો નથી જેમ અગાધ જળમા રહેનારા જલચર જંતુઓને પકડવા જવામા મોટી મુશ્કેલીઓ નડેછે તેમ જલદુર્ગના આશ્રયવાળા રાજાપર ચડાઇ કરવાની અનેક મુશ્કેલીઓ આડે આવેછે જેમ વૃક્ષનો આશ્રય કરનારા વાનરો કોઇના હાથમા આવતા નથી તેમ વૃક્ષદુર્ગના આશ્રયવાળો રાજા શત્રુઓના દબાણમા આવતો નથી જેમ ઘણા મનુષ્યના જથ્થામા રહેલા મનુષ્ય પ્રતિપક્ષીથી પકડાતો નથી તેમ મનુષ્યદુર્ગના આશ્રયવાળો રાજા પણ પ્રતિપક્ષીથી પકડાઇ શકાતો નથી અને જેમ મેરૂઆદિ પર્વતોનો આશ્રય કરનારા દેવો મહાબળવાન દૈત્યોથી પરાજય ન પામતા પરિણામે જય મેળવતા તેમ ગિરિદુર્ગનો આશ્રય કરનારો રાજા બળવાન શત્રુથી પણ પરાજય ન પામતા પરિણામે જય મેળવેછે એમ દર જોના દૃષ્ટાંતદ્વારા ગિરિદુર્ગને સર્વથી શ્રેષ્ઠ ગણેલ છે

ઉપર જણાવેલા વિષયનું ફળ વધારે સ્પષ્ટતાથી કહેછે—

**यथा दुर्गाश्रितानेतान्नोपहिंसन्ति शत्रवः ॥**

**तथारयो न हिंसन्ति नृपं दुर्गसमाश्रितम् ॥ ७३ ॥**

ઉપર જણાવ્યા પ્રમાણે તે તે દુર્ગનો આશ્રય કરીને રહેનારા મૃગવગેરે પ્રાણીઓને જેમ તેઓના શત્રુઓ મારી શકતા નથી તેમ દુર્ગનો આશ્રય કરીને રહેનારા રાજાને પણ તેના શત્રુઓ મારી શકતા નથી ૭૩

રાજા થોડા બળવાળો હોય છતા પણ જો તેણે દુર્ગનો આશ્રય કર્યો હોય તો તે મોટા બળવાન શત્રુથી પણ સહેલાઈથી જીતી શકાતો નથી માટે દુર્ગનો આશ્રય કરવો એ રાજાને માટે આવશ્યક છે

દુર્ગનો આશ્રય કરનારના બળની અભિવૃદ્ધિ પ્રત્યક્ષ દેખાયછે તે જણાવેછે—

**एकः शतं योधयति प्राकारस्थो धनुर्धरः ॥**
**शतं दशसहस्राणि तस्माद्दुर्गं विधीयते ॥ ७४ ॥**

કિલ્લામાં રહેલો એકજ ધનુર્ધારી બહાર યુદ્ધ કરતા સેંકડો શત્રુઓ સામે ટકી રહેછે અને એવા સો ધનુર્ધારી હોય તો તેઓ દશ હજાર શત્રુઓની સામે લડી શકેછે. માટે દુર્ગ કરવાની જરૂર છે. ૭૪.

દુર્ગમાં રહીને લડનારો સુરક્ષિત હોવાને લીધે બહારથી લડતા શત્રુઓનાં આયુધોનો ભોગ થતો નથી અને બહારથી લડનારાઓ અરક્ષિત સ્થાનમાં હોવાને લીધે દુર્ગસ્થ યોધાઓનાં આયુધોના ભોગરૂપ તરત થઇ પડેછે.

દુર્ગમાં કેવી કેવી સગવડો હોવી જોઇએ તે જણાવેછે—

**तत्स्यादायुधसंपन्नं धनधान्येन वाहनैः ॥**
**ब्राह्मणैः शिल्पिभिर्यन्त्रैर्यवसेनोदकेन च ॥ ७५ ॥**

આયુધો, ધન, ધાન્ય, વાહન, બ્રાહ્મણો, કારીગરો, યંત્રો, ઘાસ અને જળ એ સઘળી સંપત્તિ દુર્ગમાં પૂર્ણ રહેવી જોઇએ. ૭૫.

હથિયારોની તાણ હોય તો ઘેરો ઘાલીને પડેલા શત્રુઓને પીડા કરી શકાતી નથી ધનનો અભાવ હોય તો આજુબાજુની મદદ તુટતી જાયછે, ધાન્ય તથા જળની તંગી પડે તો ભૂખમરો ચાલતાં બીજી સઘળી સગવડો હોય તો પણ શત્રુઓને શરણ થવું પડેછે વાહનોની સગવડ ન હોય તો જરૂરની ચીજો ઉતાવળથી એક ઠેકાણેથી બીજે ઠેકાણે પહોચાડી શકાતી નથી, બ્રાહ્મણો ન હોય તો ધાર્મિક ક્રિયાઓનો લોપ થતાં પરિણામે વિજય થતો નથી કારીગરો ન હોય તો યંત્રોની બનાવટ તથા તેનો યોગ્ય ઉપયોગ થતો નથી યંત્રો ન હોય તો થોડી મહેનતે ઘણું કાર્ય થતું નથી અને ઘાસ ન હોય તો માલ ઉપાડનારા જાનવરો દુબળા પડી કામ કરવામાં અશક્ત થાયછે.

રાજાએ પોતાનું નિવાસસ્થાન દુર્ગમાંજ કરવું એમ કહેછે અને તેની સાથે તે નિવાસસ્થાન કેવું કરવું તે પણ જણાવેછે—

**तस्य मध्ये सुपर्याप्तं कारयेद्गृहमात्मनः ॥**
**गुप्तं सर्वर्तुकं शुभ्रं जलवृक्षसमन्वितम् ॥ ७६ ॥**

રાજાએ તે દુર્ગની વચ્ચે, જુદાંજુદાં સ્થાનોવાળું, ગુપ્ત, સર્વઋતુઓમાં અનુકૂળ, ધેતરંગવાળું અને જળ તથા વૃક્ષોથી યુક્ત નિવાસસ્થાન પોતાને-માટે કરાવવું ૭૬.

એ દુર્ગની વચમા રાજાએ પોતાનું નિવાસસ્થાન કરાવવું. તે જુદાંજુદાં સ્થાનોવાળું એટલે જેમા સ્ત્રીગૃહ, દેવમંદિર, આયુધગૃહ, અગ્નિશાળા, રાજપુત્રોને રહેવાના સ્થળો, ભંડાર તથા અશ્વશાળા, હસ્તિશાળાવગેરે હોય એવું, ગુપ્ત એટલે ખાઈ તથા કિલ્લાથી સુરક્ષિત અથવા દાસીઓ અને ચોકીદારોવગેરેથી રક્ષા કરાયેલ, સર્વ ઋતુઓમા અનુકૂળ એટલે શિયાળો, ઉનાળો અને ચોમાસુ એ બધી ઋતુઓમા રહેવાની સારી સગવડ હોય એવું તથા પાણીના ટાંકા, કુવાઓવગેરે જળાશયોથી યુક્ત અને સારા ફળ પુષ્પ આપનાર વૃક્ષોના જથ્થાવાળુ હોવુ જોઇએ

રાજાએ કેવી સ્ત્રીસાથે વિવાહ કરવો તે જણાવેછે—

**तदध्यास्योद्वहेद्भार्यां सवर्णां लक्षणान्विताम् ॥**
**कुले महति संभूतां हृद्यां रूपगुणान्विताम् ॥७७॥**

રાજાએ તે નિવાસસ્થાનમા રહીને સમાનજાતિવાળી, કલ્યાણ આપનારાં લક્ષણોવાળી, ઉત્તમ કુળમા ઉત્પન્ન થયેલી, મનોહર આકૃતિવાળી અને રૂપ તથા સદ્‌ગુણવાળી સ્ત્રી પરણવી ૭૭

રાજાએ જેની સાથે વિવાહ કરવો તે સ્ત્રી તેની પોતાનીજ જાતિવાળી, કલ્યાણસૂચક લક્ષણોવાળી, ઉત્તમ કુળમા જન્મેલી, સુંદર આકૃતિવાળી, રૂપવતી અને સદ્‌ગુણવાળી હોવી જોઇએ જો અન્યજાતિવાળી સ્ત્રી હોય તો સંતાનમા વર્ણનુ સાંકર્ય થાયછે, ખરાબ લક્ષણોવાળી હોય તો ધન કે આયુષવગેરેની હાનિ થાયછે, હીનકુળમા જન્મેલી હોય તો તેની અસરથી રાજાના ઉંચા વિચારો બદલી જઈ ક્ષુદ્રવિચારો થાયછે સુંદર આકૃતિવાળી અને રૂપવતી હોય તો તેનાપર રાજાનો પ્રેમ કાયમ રહેવાથી તેનામા પારદાર્યરૂપ પાપનો પગપેસારો થતો નથી અને સદ્‌ગુણવાળી હોય તો રાજાને યોગ્ય આનંદ, સારી સલાહ તથા કિંમતી મદદ આપેછે

ધર્મકૃત્યોની વ્યવસ્થા ચાલુ રહેવામાટે પુરોહિત રાખવાની ભલામણ કરેછે—

**पुरोहितं च कुर्वीत वृणुयादेव चर्त्विजः ॥**
**तेऽस्य गृह्याणि कर्माणि कुर्युर्वैतानिकानि च ॥७८॥**

રાજાએ એક બ્રાહ્મણને પુરોહિત કરીને રાખવો તથા બીજા કેટલાએક બ્રાહ્મણોને ઋત્વિજ કરીને રાખવા તે બ્રાહ્મણે એ રાજાને કરવાનાં ગૃહ્યોક્ત કર્મો તથા વૈતરણીનાં કર્મો કરવાં ૭૮.

પુરોહિત તથા ઋત્વિજ બ્રાહ્મણોના ગુણોમાટે મેધાતિથિ કહેછે કે તેઓ અતિસ્થૂલ ન હોવા જોઈએ, અતિકૃશ ન હોવા જોઈએ, બહુ લાંબા ન હોવા, જોઈએ, બહુ ટૂંકા ન હોવા જોઈએ, બાળક ન હોવા જોઈએ અને અતિવૃદ્ધ ન હોવા જોઈએ, વળી પુરોહિત તથા ઋત્વિજોમાં બ્રાહ્મણ ન હોય કે ન હોવાની શંકા રહેતી હોય તો તે કામને માટે લાયક નથી એ બાબતમાં પણ મેધાતિથિ કહેછે કે જેની સાત પેઢીના પુરુષો વિદ્યા તથા તપથી યુક્ત હોય, પુણ્યકર્મોવાળા અને કર્મ તથા જ્ઞાનની ભાવનાવાળા હોય તેવા પ્રત્યે અબ્રાહ્મણની શંકા થતીજ નથી.

પુરોહિત તથા ઋત્વિજો રાખવાના પ્રયોજનરૂપ યજ્ઞો તથા દાનઆદિ ધર્મક્રિયાઓ કરવાનું કહેછે—

यजेत राजा क्रतुभि र्विविधैराप्तदक्षिणैः ॥
धर्मार्थं चैव विप्रेभ्यो दद्याद्भोगान्धनानि च ॥७९॥

રાજાએ ધર્મનેમાટે સંપૂર્ણ દક્ષિણાવાળા વિવિધ યજ્ઞો કરવા તથા બ્રાહ્મણોને ધન આપવું અને સુખી રાખવા ૭૯.

ધર્મ એજ અભ્યુદયનું મૂળ છે માટે અભ્યુદયની ઈચ્છાવાળા રાજાએ ધર્મોત્પત્તિમાટે પૂર્ણ દક્ષિણાવાળા અશ્વમેધાદિ યજ્ઞો કરવા અને જેઓના આશીર્વાદથી પરમ કલ્યાણ થાયછે એવા વિદ્યાવૃદ્ધ, વયોવૃદ્ધ, તપોવૃદ્ધવગેરે યોગ્યબ્રાહ્મણોને દાન દેવા એટલુંજ નહિ પણ તેઓને જે કાંઇ અગવડો હોય તે અગવડો મટાડીને સુખી રાખવા પૂર્ણ દક્ષિણાવાળા યજ્ઞો કરવા એમ કહેવામાં હેતુ એ છે કે તેવાં સઘળા ધર્મકર્મો પૂર્ણ શ્રદ્ધાથી કરવા

ધર્મક્રિયાઓ કરવામાં તથા બીજી પણ રાજ્યવ્યવસ્થા ચલાવવામાં ધનની મુખ્ય જરૂર પડેછે તેથી ધન કેવી રીતે પેદા કરવું અને તેમાં કેવી જાતની સંભાળ રાખવી તે કહેછે—

सांवत्सरिकमाप्तैश्च राष्ट्रादाहारयेद्बलिम् ॥
स्याच्चाम्नायपरो लोके वर्त्तेत पितृवन्नृषु ॥८०॥

રાજાએ યોગ્યપુરુષો દ્વારા દેશમાંથી વાર્ષિક કર ઉઘરાવી લેવો. લોકોતરફ શાસ્ત્રના નિયમોને અનુસરીનેજ વર્તવું અને પ્રજાનું પિતાની પેઠે પાલન કરવું. ૮૦.

ક્ષેત્રોમાં ઉત્પન્ન થતાં ધાન્યવગેરેઉપર છઠ્ઠા કે આઠમા ભાગરૂપ વાર્ષિક કર યોગ્ય પુરુષોદ્વારા એટલે જે પુરુષો રાજ્યના હકને નુકસાન ન કરે અને પ્રજાને પણ પીડિત ન કરે, વળી વચમાથી પોતે પણ ન ખાઈ જાય એવા ન્યાયપરાયણ અધિકારીઓદ્વારા ઉઘરાવી ભેળો કરવો. શાસ્ત્રના નિયમોને અનુસરીને લોકોતરફ વર્તવામાં આવે તો તેમાં કશો પ્રમાદ થતો નથી શાસ્ત્રમાં કહ્યુ હોય તેજ પ્રમાણે કરવગેરે ઉઘરાવવાની વ્યવસ્થા કરવી અથવા મૂળમાં આમ્નાયપદ છે તેનો શાસ્ત્ર એવો અર્થ ન કરતાં પરંપરાથી ચાલતી મર્યાદા એવો અર્થ પણ કરવામાં આવેછે અને તેથી એવો અભિપ્રાય લેવામા આવેછે કે ચાલતી આવતી પૂર્વની મર્યાદા-પ્રમાણે કર લેવો. અથવા આમ્નાય એટલે અભ્યાસ એવો અર્થ કરી એવો અભિપ્રાય લેવાય છે કે ક્યોક્યો કર ક્યારેક્યારે કેટલોકેટલો લેવાયછે એનું યત્નપૂર્વક સ્મરણ રાખવું અને પિતા જેમ પુત્રનું હિત કરવાપર દૃષ્ટિ રાખેછે તેમ પ્રજાનું હિત કરવાઉપરજ રાજાએ પોતાની દૃષ્ટિ રાખવી

જૂદાંજૂદાં ખાતાંઓમાં યોગ્યઅધિકારીઓ ગોઠવવાની ભલામણ કરેછે—

अध्यक्षान्विविधान्कुर्यात्तत्र तत्र विपश्चितः ॥
तेस्य सर्वाण्यवेक्षेरन्नृणां कार्याणि कुर्वताम् ॥८१॥

રાજાએ તે તે કર્યનાં સ્થળોમાં જૂદાજૂદા વિદ્વાન અધિકારીઓ રાખવા. તે અધિકારીઓએ સઘળા કાર્યો કરનાના લોકોપર દેખરેખ રખવી ૮૧.

જૂદાજૂદા ખાતાઓમાં તે તે બાબતને પૂર્ણ સમજનારા જૂદાજૂદા પુરુષોની રાજાએ ગોઠવણ કરવી કે જેઓ તે ખાતામા કામ કરનારા લોકોપર બરાબર દેખરેખ રાખી કોઇપણ પ્રકારની અવ્યવસ્થા થવા દે નહિ

ન્યાયની રીતે સંપાદન કરેલ ધનનો પાત્રે વિનિયોગ કરવાનું કહેછે—

आवृत्तानां गुरुकुलाद्विप्राणां पूजको भवेत् ॥
नृपाणामक्षयो ह्येष निधिर्ब्राह्मोभिधीयते ॥८२॥

ગુરુકુલથી પાછા ફરેલા બ્રાહ્મણોનો સત્કાર કરવો. કારણકે રાજાઓને માટે એ અક્ષય બ્રાહ્મનિધિ કહેવાયછે. ૮૨.

ગુરૂને ત્યાં સંપૂર્ણ વિદ્યાભ્યાસ કરીને પાછા ફરેલા બ્રાહ્મણોને મદદ કરવી. કારણકે ઘણાં વર્ષો બ્રહ્મચર્યપૂર્વક ગુરૂને ત્યાંજ રહેલા હોય અને વિદ્યાભ્યાસ કરતા હોય તેઓની પાસે ગુરૂને દક્ષિણા દેવાજેટલું પણ કંઈ દ્રવ્ય હોતું નથી. તેમજ તેઓને તેપછી ગૃહસ્થાશ્રમમાં પણ જોડાવાનું હોયછે. એવી રીતે વિદ્યાભ્યાસ કરી તૈયાર થયેલા બ્રાહ્મણોને મદદ કરવી એ રાજાના કલ્યાણનું મૂળ જણાયછે, રાજાતરફથી મદદ પામેલા બ્રાહ્મણો બીજાઓને વિદ્યાભ્યાસ કરાવી દેશમાં વિદ્યાને ફેલાવેછે એટલુંજ નહિ પણ પોતે ધર્મકર્મો કરેછે અને બીજાઓને ધર્મકર્મોનો ઉપદેશ આપેછે અને એવી રીતે પરંપરાથી વિદ્યા તથા ધર્મકર્મોનો ફેલાવો થતો રહેછે. અને તેનું પુણ્ય રાજાને મળેછે સર્વથી શ્રેષ્ઠ ધનરૂપ એ પુણ્ય બ્રાહ્મણોને દાન દેવા દ્વારા સંપાદન થતું હોવાથી તેને બ્રાહ્મનિધિ એટલે બ્રાહ્મણોદ્વારા સંપાદન થતો ભંડાર કહેવામાં આવેછે. ધનના ભંડારો દુષ્કાળવગેરે કારણો આવતાં ખૂટી જાયછે પણ બ્રાહ્મણોને મદદ આપીને રાજા જે બ્રાહ્મભંડાર પોતાને માટે ભરેછે તે કદીપણ ખૂટતો નથી

બ્રાહ્મનિધિની અક્ષયતા સ્પષ્ટપણે સમજાવેછે—

**न तं स्तेना न चामित्रा हरन्ति न च नश्यति ॥**
**तस्माद्राज्ञा निधातव्यो ब्राह्मणेष्वक्षयो निधिः ॥८३॥**

તેને ચોરલોકો કે શત્રુઓ હરી શકતા નથી તેમ તે નાશ પામતો નથી માટે રાજાએ બ્રાહ્મણોમાં એ અક્ષયનિધિ સ્થાપવો. ૮૩.

બ્રાહ્મણોમા દાનરૂપે સ્થાપેલા નિધિને ચોર તથા શત્રુઓ હરી શકતા નથી. અન્યધનનો નિધિ પૃથ્વીમાં દાટી રાખેલો હોય તોપણ સ્થાનની ભ્રાંતિથી તે હાથથી જાયછે અથવા કાળે કરીને નષ્ટ થઈ જાયછે. પણ આ બ્રાહ્મનિધિ તેવી કોઈ રીતે નાશ પામતો નથી, વળી તે ખૂટતો પણ નથી, તેથી એવો અક્ષયનિધિ બ્રાહ્મણોમા અવશ્ય રાખવો કે જે, રાજાઓના ખરા અભ્યુદયના નિમિત્તરૂપ છે

બ્રાહ્મણને દીધેલું અન્નજલ અગ્નિહોત્રથી પણ શ્રેષ્ઠ છે એમ જણાવેછે—

**न स्कन्दते न व्यथते न विनश्यति कर्हिचित् ॥**
**वरिष्ठमग्निहोत्रेभ्यो ब्राह्मणस्य मुखे हुतम् ॥८४॥**

બ્રાહ્મણના મુખમાં દેવું તે કદીપણ નીચે પડી જતું નથી, શુષ્ક થતું નથી અને નાશ પામતું નથી તેથી તે, અગ્નિહોત્રો કરતાં પણ શ્રેષ્ઠ છે. ૮૪.

અગ્નિમા હોમવામા આવનો પદાર્થ કદાચ નીચે પડી જાયછે, સુકાઇ જાયછે અને નાશ પામી જાયછે પણ બ્રાહ્મણના મુખમા હોમેલો એટલે આપેલો અન્નાદિ વગેરે કાઇપણ પદાર્થ નીચે પડતો નથી એટલે વ્યર્થ જતો નથી, સુકાતો નથી એનુ ફળ દેનાર થઇ જતો નથી અને નાશ પામતો નથી એટલે તેનુ ફળ લાબા સમયસુધી મળ્યા કરેછે મુખમા દીધેલો એટલે હાથમા આપેલો સમજવો. કારણકે બ્રાહ્મણના મુખમાજ હોજીલો દેવો એવો અર્થ નથી, પણ યાગ્યબ્રાહ્મણને કઇપણ યોગ્યપદાર્થનુ દાન દેવુ એવો અર્થ છે મનુકે કે पाण्यास्यो द्विज्ञ स्मृत । એટલે બ્રાહ્મણને હાથરૂપ મુખવાળો જણાવેલોછે આથી બ્રાહ્મણને દેવુ તે અગ્નિહોત્રાદિકકર્મના પણ વિશેષ શ્રેષ્ઠ છે અગ્નિમા હોમવુ અને બ્રાહ્મણને અન્નાદિ દેવુ એ બન્ને દેવતૃપ્તિના હેતુભૂત છે પણ તેમા ફરક એટલો છે કે ઉપર જણાવેલા કારણોથી અગ્નિમા હોમવુ તે કઇ અધિક છે અને બ્રાહ્મણને દેવુ તે અધિક છે આથી અગ્નિમા હોમની નિરૂપતા છે એમ સમજવુ નહિ પણ બ્રાહ્મણને દેવુ તેપણ ઉત્તમ છે એટલુજ સમજવુ

બ્રાહ્મણને દાન દેવાનુ માહાત્મ્ય કહેછે—

**सममब्राह्मणे दानं द्विगुण ब्राह्मणब्रुवे ॥**
**प्राधीते शतसाहस्रमनन्तं वेदपारगे ॥८५॥**

બ્રાહ્મણ ન હોય એવા પાત્ર મનુષ્યને આપેલા દાનનુ ફળ દાન જેટલુજ થાયછે માત્ર નામધારી બ્રાહ્મણને આપેલુ દાન બમણુ ફળ આપનાર છે વેદાધ્યયન કરતા બ્રાહ્મણને આપેલુ દાન લાખગણુ ફળ આપેછે અને વેદના પારને પહોચેલા બ્રાહ્મણને દીધેલુ દાન અનતફળ આપનાર થાયછે ૮૫

બ્રાહ્મણસિવાયના અન્યપાત્ર મનુષ્યને આપેલ દાનનુ તે દાનનાપ્રમાણ-માજ ફળ મળેછે તેના કરતા બ્રાહ્મણજાતિમા જન્મ છતા કાઇ નિત્ય કર્મવગેરે ન કરતો હોય તે માત્ર નામધારી બ્રાહ્મણ કહેવાયછે તેવાને પણ દીધેલા દાનનુ ફળ બમણ મળેછે પરતુ જે બ્રાહ્મણ વેદાધ્યયન કરનારો હોય તેને દીધેલા દાનનુ ફળ લક્ષગણુ મળેછે અને વેદના પારને પહોચેલ એટલે તેના તત્વને જાણનારા બ્રાહ્મણને દીધેલા દાનનુ તો અનત ફળ છે

દાન દેનારની શ્રદ્ધા તથા દાન લેનારની પાત્રતા એ બન્નેના પ્રમાણમા દાનનુ ઝાઝુ કે થોડુ ફળ મળેછે એમ જણાવેછે—

**पात्रस्य हि विशेषेण श्रद्दधानतयैव च ॥**
**अल्पं वा बहु वा प्रेत्य दानस्य फलमश्नुते ॥८६॥**

જેવું પાત્ર હોય તથા દાતાની જેવી શ્રદ્ધા હોય તે પ્રમાણે દાનનું ન્યૂન અથવા અધિકફળ પરલોકમાં મળેછે. ૮૬.

બ્રાહ્મણવગેરે દાનપાત્રમાં વિદ્યા તથા તપશ્ચર્યાવગેરે જેવા ગુણો હોય તે પ્રમાણે તથા શાસ્ત્રમાં જે કહેલું છે તે યથાર્થ છે એવા સ્વરૂપવાળી દાતાની શ્રદ્ધાના-પ્રમાણમાં દાનનું ફળ પરલોકમાં મળેછે. પાત્રની તથા શ્રદ્ધાની ન્યૂનતા હોય તો ફળ ન્યૂન મળેછે તથા પાત્રની તથા શ્રદ્ધાની અધિકતા હોય તો ફળ અધિક મળેછે. રાજાએ પાત્રે દાન કરવું એ તેના મુખ્યકર્તવ્યોની ગણનામાં આવેછે. કહ્યુંછે કે एष एव परो धर्म कृत्स्नो राज्ञ उदाहृतः। जित्वा धनानि संग्रामाद् द्विजेभ्यः प्रतिपादयेत्॥ એટલે સંગ્રામમાં વિજય કરી મેળવેલ ધન બ્રાહ્મણોને આપવું એજ રાજાઓનો સમગ્ર શ્રેષ્ઠધર્મ કહેલો છે. કારણકે ધર્મનું શ્રેષ્ઠસાધન દાન છે કહ્યુંછે કે देशकालविधानेन द्रव्यं श्रद्धासमन्वितम्। पात्रे प्रदीयते यत्तु तद्धर्मस्य प्रसाधनम्॥ એટલે દેશ તથા કાળપ્રમાણે શ્રદ્ધાથી પાત્રને જે દ્રવ્ય આપવામાં આવેછે તે ધર્મનું ઉત્તમ સાધન છે.

બ્રાહ્મણોના સત્કારનું અવાંતરપ્રકરણ સમાપ્ત કરીને ક્ષાત્ર-ધર્મરૂપ સંગ્રામસંબંધી પ્રકરણ આરંભેછે અથવા દેશમાંથી કર લઇને યજન કરવું તથા દાન દેવું એમ કહીને હવેપછી દેશને રક્ષાવ-નારાઓની સામે યુદ્ધ કરતાં પણ પાછા હઠવું નહિ એમ ભલા-મણ કરેછે—

**समोत्तमाधमै राजा त्वाहूतः पालयन्प्रजाः ॥**
**न निवर्त्तेत संग्रामात्क्षात्रं धर्ममनुस्मरन् ॥८७॥**

પ્રજાનું પાલન કરનાર તથા ક્ષત્રિયધર્મનું સ્મરણ રાખનાર રાજાએ પોતાથી અધિક, સમાન અથવા ન્યૂન રાજા જ્યારે યુદ્ધમાટે બોલાવે ત્યારે પાછા ફરવું નહિ ૮૭

રાજાએ પોતાના આ ક્ષત્રિયધર્મનું સ્મરણ રાખવું કે કોઇપણ યુદ્ધમાટે બોલાવે ત્યારે તેણે તેની સાથે યુદ્ધ કરવું તેમાં જાતિ અવસ્થા શિક્ષા કે પુરૂષાર્થની અપેક્ષા રાખવી નહિ સમાનબળવાળો કે અધિકબળવાળો હોય તેની સાથે યુદ્ધ કરવું તે તો ઠીક પણ ન્યૂનબળવાળો શત્રુ હોય તેની સાથે યુદ્ધ કરવામાં શું પ્રતિષ્ઠા? એવી શંકા કરવી નહિ કારણકે બારવટીયાવગેરે ન્યૂનબળવાળા છતાં દેશને પીડા કરેછે અને તેમ કરી તેઓ રાજાની સામે યુદ્ધ માની લેછે તેથી પ્રજાનું પાલન કરવામાટે તેઓની સાથે પણ યુદ્ધ કરી તેઓને ઠેકાણે પાડવા જોઇએ.

સંગ્રામમાં પાછું ન ફરવું એ રાજાઓને શ્રેયઃસાધક છે એમ દૃષ્ટાંતોની સાથે દેખાડેછે—

**संग्रामेष्वनिवर्त्तित्वं प्रजानां चैव पालनम् ॥**
**शुश्रूषा ब्राह्मणानां च राज्ञां श्रेयस्करं परम् ॥८८॥**

સંગ્રામોમાં પાછું ન ફરવું, પ્રજાનું પાલન કરવું અને બ્રાહ્મણોની સેવા કરવી એ સર્વગુ રાજાઓને માટે ઉત્તમ કલ્યાણ કરનાર છે. ૮૮.

પ્રજાપાલન અને બ્રાહ્મણસેવા એ પ્રકૃતવિષયના દૃષ્ટાંતરૂપ છે.

યુદ્ધરૂપ કર્ત્તવ્યપાલનનું ઇચ્છવાયોગ્ય ફળ બતાવેછે—

**आहवेषु मिथोऽन्योन्यं जिघांसन्तो महीक्षितः ॥**
**युध्यमानाः परं शक्त्या स्वर्गं यान्त्यपराङ्मुखाः ॥८९॥**

એકબીજાની સ્પર્દ્ધા કરનારા અને યુદ્ધમા એકબીજાને મરવાની ઇચ્છા રાખનારા રાજાઓ જે શક્તિપ્રમાણે યુદ્ધ કરે અને યુદ્ધમા પાછા ફરે નહિ તો સ્વર્ગની ગતિને પામેછે ૮૯.

શત્રુઓનો પરાજય તથા ધનનો લાભ એ યુદ્ધનું ઐહિકફળ છે અને સ્વર્ગસુખ એ યુદ્ધનું આમુષ્મિક ફળ છે, એ ફળ યુદ્ધમા પાછી પેની ન દેવારૂપ નિયમ પાળવાથીજ મળી શકેછે, ધર્મમર્યાદાપ્રમાણે યુદ્ધ કરવામાં આવે તો તેને પરિણામે શત્રુઓનો પરાજય થાય કે ન થાય અને ધનનો લાભ પણ મળે કે ન મળે તોપણ સ્વર્ગની ગતિનો લાભ એ તો નક્કી થાયછે

સ્વર્ગના સાધનરૂપ યુદ્ધમાં ધર્મમર્યાદાનું ઉલ્લંઘન ન થવું જોઇએ તેથી યુદ્ધમાં અધર્મરૂપ ગણાતી ક્રિયાનો નિષેધ કરેછે— Non-killer

**न कूटैरायुधैर्हन्याद्युध्यमानो रणे रिपून् ॥**
**न कर्णिभिर्नापि दिग्धैर्नाग्निज्वलिततेजनैः ॥९०॥**

શત્રુઓસાથે યુદ્ધ કરતા રાજાએ કપટવાળા આયુધોથી, કર્ણિઆકારવાળાં બાણોથી, વિષલિપ્ત બાણોથી અને અગ્નિથી તપાવેલાં બાણોવડે શત્રુઓને મારવા નહિ ૯૦

ઉપરના ભાગમાં કાષ્ઠમય હોય અને અંદરના ભાગમા તીક્ષ્ણશસ્ત્ર હોય તેવાં આયુધો કૂટ અર્થાત્ કપટવાળાં કહેવાયછે જેઓના મૂળમાં અથવા મધ્યમાં

કોઇપણ આકૃતિની ગાંઠજેવું ફળું હોય તેવાં બાણ કર્ણિઆકારવાળાં ગણાયછે. એવાં બાણ શરીરમાં પેઠાપછી કાઢતી વખતે ઘણું કષ્ટ થાયછે અને જખમ થોડા હોય તો પણ ફાડીને મોહોડો થઇ જાયછે વિષલિપ્ત એટલે જેનાં ફળાંપર ઝેર લગાવેલું હોય એવા બાણ પણ શરીરમાં પેઠાપછી તુરત પ્રાણ હરી લેછે અને અગ્નિતપ્ત બાણ લાગવાથી પણ સહન ન થઇ શકે તેવી વેદના થાયછે. માટે એવા આયુધો વાપરવા નહિ યુદ્ધ કરવાનો મૂળ હેતુ પોતે વિજય મેળવવો અને શત્રુને ઠેકાણે લાવવો એજ છે શત્રુ પરાક્રમ કરતો બંધ પડી જાય એટલે તે હેતુ પાર પડેછે હેતુ પાર પડયાપછી અશક્ત થયેલા શત્રુને બચાવવો એમાંજ વિજય મેળવનારની મહત્તા અને ઉત્તમતા છે ધર્મ અને નીતિને અનુસરીને થતાં યુદ્ધોમાં એવીજ રીતે વર્તવામાં આવેછે. અશક્ત થયેલા શત્રુને રીબાવવો કે મારી નાખવો એ તો કેવળ અધર્મ અને અનીતિજ છે.

સંગ્રામમાં કોનેકોને હણવા નહિ તે જણાવેછે—

न च हन्यात्स्थलारूढं न क्लीबं न कृताञ्जलिम् ॥
न मुक्तकेशं नासीनं न तवास्मीति वादिनम् ॥९१॥
न सुप्तं न विसन्नाहं न नग्नं न निरायुधम् ॥
नायुध्यमानं पश्यन्तं न परेण समागतम् ॥९२॥
नायुधव्यसनप्राप्तं नार्त्तं नातिपरिक्षतम्॥
न भीतं न परावृत्तं सतां धर्ममनुस्मरन् ॥९३॥

ઉત્તમ ક્ષત્રિયોના ધર્મનું સ્મરણ રાખીને યુદ્ધ કરતી વખતે રાજાએ અથવા બીજા કોઇપણ છુટા યુદ્ધ કરનારે પોતે કાંઇ વાહનપર હોય અને તેવે વખતે શત્રુ વાહનરહિત હોય પૃથ્વીઉપર ઉભેલો હોય તો તેને મારવો નહિ વળી જે નપુંસક હોય, હાથ જોડતો હોય, છુટા કેશવાળો હોય, બેસી ગયો હોય, હું તમારે શરણે છું એમ બોલતો હોય, સુઇ ગયેલો હોય, બખતરવગરનો હોય, નગ્ન હોય, આયુધવગરનો હોય, યુદ્ધ ન કરતો હોય પણ જેવા ઉભેલો હોય, બીજાની સામે યુદ્ધ કરવામાં રોકાયેલો હોય આયુધ ભાંગીતુટી જતાં લાચાર બનેલો હોય. પીડિત હોય, બહુજખમી થયેલો હોય, ભય પામેલો હોય અને યુદ્ધમાંથી પાછો વળતો હોય તેને પણ હણવો નહિ. ૯૧-૯૨-૯૩.

નપુંસક એટલે પુરૂષત્વવગરનો અથવા કાંઇપણ પરાક્રમ ન કરી શકે તેવો પુરૂષ સમજવો. જેના શરીરમાં મસ્તકવગેરે કોઇપણ ભાગ તદ્દન ખુલ્લો થઇ ગયો હોય તેને અહીં નગ્ન સમજવો અથવા વસ્ત્રહીન થઇ ગયો હોય તેનાપર પણ ઘા કરવો નહિ. કારણકે લજ્જાને લીધે તે, એ વખતે મુંઝાઇ ગયેલો હોયછે. પીડિત એટલે શોકાદિકથી ઘેરાઇ ગયેલ હોય તેને પણ મારવો નહિ. પોતાના પુત્ર અશ્વત્થામાનું મરણ સાંભળવાને લીધે દ્રોણાચાર્ય શોકપીડિત થયા હતા છતાં તેને મારવાને લીધે ધૃષ્ટદ્યુમ્ને અધર્મ કરેલો ગણાયેલો છે, જેનેમાટે અર્જુને તેને સખત ઠપકો આપ્યો હતો. સારાંશ એ છે કે જે યુદ્ધ કરવાને સમર્થ ન હોય તેનાપર રણભૂમિમાં કદીપણ ઘા કરવો નહિ.

રણસંગ્રામમાંથી ભય પામી નાસનારને થતી અદૃષ્ટહાનિ દેખાડેછે—

यस्तु भीतः परावृत्तः संग्रामे हन्यते परैः ॥
भर्त्तुर्यद्दुष्कृतं किञ्चित्तत्सर्वं प्रतिपद्यते ॥९४॥

જે પુરૂષ યુદ્ધમાં ભય પામી નાસવા લાગે અને શત્રુઓના પ્રહાર ખમે તે પુરૂષ પોતાના માલેકનુ જે કાઇ પાપ હોય તે સઘળુ ભોગવનારો થાયછે. ૯૪.

પોતાના સ્વામીને માટે યુદ્ધ કરતો કોઇપણ પુરૂષ રણભૂમિમાથી ભયને લીધે નાસવા લાગેછે તો તે વખતે શત્રુઓના પ્રહારથી તે મરણ પામે અથવા નાસીને બચી જવા પામે તોપણ તે પાપી થાયછે કારણકે તેના સ્વામીનું જે કાઇ પાપ હોયછે તે પણ તેને ચોટે છે

યુદ્ધમાંથી નાસનારના સુકૃતનું શું થાયછે? તે જણાવેછે—

यच्चास्य सुकृतं किंचिदमुत्रार्थमुपार्जितम् ॥
भर्त्ता तत्सर्वमादत्ते परावृत्तहतस्य तु ॥९५॥

રણભૂમિમાં પરાઙ્મુખ થઇને હણાયેલા પુરૂષનું પરલોકસંબંધી કલ્યાણમાટે તેણે મેળવેલુ જે કાઇ સુકૃત હોયછે તે સુકૃતને તેનો સ્વામી લઇ લેછે ૯૫.

યુદ્ધમાથી પરાઙમુખ થનાર કેવળ પાપનોજ ભોક્તા થાયછે કારણકે તેનું જે કાઇ સુકૃત હોયછે તે તો તેને છોડીને તેના સ્વામીપાસે જાયછે અને સ્વામીનું

જે કાંઈ દુષ્કૃત હોયછે તે, તેની પાસે આવેછે. એટલે તેને ભાગે તો દુષ્કૃતજ રહેછે. માટે રાજાને માટે યુદ્ધ કરતો કોઈપણ પુરુષ જો પરાઙ્મુખ થાયછે તો તેમાં તે પોતાના રાજાનું અહિત કરવાઉપરાંત પોતાનું પણ અહિત કરેછે એવો અભિપ્રાય છે.

શત્રુને જીતીને મેળવેલી ચીજોપર રાજાની પોતાની માલેકી થાયછે કે રાજાનીવતી યુદ્ધ કરનાર હોય તેઓની માલેકી થાયછે? એ પ્રશ્નનો નિર્ણય કરેછે—

**रथाश्वं हस्तिनं छत्रं धनं धान्यं पशून्स्त्रियः ॥**
**सर्वद्रव्याणि कुप्यं च यो यजयति तस्य तत् ॥९६॥**

રથ, ઘોડા, હાથી, છત્ર, ધન, ધાન્ય, પશુઓ, સ્ત્રીઓ, ગોળ લવણવગેરે દ્રવ્યો અને ત્રાંબાપીતળનાં વાસણોવગેરે તે તે ચીજ તેની ગણાયછે કે જે જે ચીજને જે પુરુષ સંગ્રામમાં વિજય મેળવીને હાથ કરેછે. ૯૬

અભિપ્રાય એવો છે કે રણસંગ્રામમાં વિજય મેળવનાર રાજાએ શત્રુના દેશની તથા અતિશય કિંમતી ગણાતી ચીજો પોતાની માલેકીમાં લેવી અને બાકીની ચીજોમાં જેણે જેણે પરાક્રમ કરીને જે જે ચીજ મેળવી હોય તેને તેને તે તે ચીજ આપવી જોઇએ આમ કરવાથી તેઓની સારી લાગણી રાજાતરફ કાયમ રહેછે.

વિજય મેળવનાર રાજાએ પોતાના સૈન્યતરફ કેવી ઉદારતા રાખવી તે જણાવીને હવે વિજય મેળવનાર સૈનિકોએ પોતાના રાજાતરફ કેમ વર્ત્તવું તે તથા ઘણા સૈનિકોએ સાથે મળીને મેળવેલી ચીજોની રાજાએ શી વ્યવસ્થા કરવી? તે કહેછે—

**राज्ञश्च दद्युरुद्धारमित्येषा वैदिकी श्रुतिः ॥**
**राज्ञा च सर्वयोधेभ्यो दातव्यमपृथग्जितम् ॥९७॥**

જીતેલા પદાર્થોમાંથી સુવર્ણવગેરે ઉત્તમ પદાર્થો રાજાને આપવા એવી વેદશ્રુતિ છે અને સાથે મળીને જીતેલા પદાર્થો રાજાએ તે સઘળા સૈનિકોને વહેંચી આપવા. ૯૭

યુદ્ધમાં જે ચીજ જે પુરુષ પોતે પરાક્રમ કરીને મેળવે તે ચીજ તેને મળવી જોઈએ એમ ઉપરના શ્લોકમાં દેખાડ્યું. પરંતુ તે ચીજોમાં પણ જે ચીજ રાજા ભોગવી શકે અથવા રાજાની પાસેજ શોભે તેવી હોય તેવી ઉત્તમ ચીજ તેઓએ રાજાને આપી દેવી જોઇએ. એ યુદ્ધ કરનારાઓનું કર્ત્તવ્ય કહ્યું અને રાજાનું કર્ત્તવ્ય એ

છે કે ઘણા પુરૂષોએ ભેગા મળીને જે કાંઇ મેળવ્યું હોય તેમાંથી પોતાને લાયક વસ્તુઓ પોતાને મળી ગયા પછી બાકીની ચીજો તે સઘળાઓ વચ્ચે વહેંચી આપવી આવા દાખલાઓ વેદમાં પણ સાંભળવામાં આવેછે કે વૃત્રાસુરની સાથેના યુદ્ધ-પછી તેમાં મેળવેલી વસ્તુઓમાંથી ઉત્તમ પદાર્થો ઇદ્રને મળ્યા હતા અર્થાત્ બાકીનું તેણે બીજાઓને વહેંચી દીધું હતું એવો અભિપ્રાય પણ કહાડવામાં આવેછે કે યોદ્ધાઓએ વિજય મેળવીને હાથ કરેલી વસ્તુઓમાંથી ઉત્તમ ધન હોય તે રાજાને નિવેદન કરવું અને તેમાંથી ઘણોભાગ રાજાએ, જે લોકો સાથે મળી લડયા હોય તેઓની વચ્ચે જેની જેવી યોગ્યતા હોય તેપ્રમાણે વહેંચી દેવો કારણકે રાજાની તો નામના થઇ એજ પૂરતુ છે કહ્યુંછે કે मृत्यभ्यो विभजेदर्थानेक. सर्वहरा भवेत। नाममात्रण तुष्यत च्छत्रण च महीपति ॥ એટલે યુદ્ધમાં મેળવેલું ધન સઘળું રાજાએજ નહિ લઈ લેવું પણ પોતાના ભૃત્યોને વહેંચી દેવું રાજાએ પોતે તો નામમાત્ર થોડું ધન લઇને સંતોષ પકડવો કારણકે તેને ઘણો લાભ તો તેની સત્તા વધવાથીજ થયો ગણાયછે

ક્ષત્રિયે યુદ્ધની ધર્મમર્યાદા ન છોડવી એમ ભલામણ કરેછે—

एषोऽनुपस्कृतः प्रोक्तो योधधर्मः सनातनः ॥
अस्माद्धर्मान्न च्यवेत क्षत्रियो घ्नन् रणे रिपून् ॥९८॥

યોદ્ધાઓનો આ અનિંદિત તથા સનાતન ધર્મ કહ્યો રણભૂમિમાં શત્રુઓને હણતા ક્ષત્રિયે આ ધર્મને છોડવો નહિ

આ અધ્યાયના ૮૭ મા શ્લોકથી યુદ્ધસબંધે જે જે માંઈ કહેવામાં આવ્યું તે સઘળું યોદ્ધાઓએ પાળવાયોગ્ય તેઓનો અનિંદિત અને સનાતન ધર્મરૂપ છે

રાજાએ બ્રાહ્મણની પેઠે સંતોષી બની કદીપણ નિષ્પ્રયત્ન નહિ બેસી રહેવું એમ જણાવેછે તથા મેળવેલ ધનની વ્યવસ્થાનો ક્રમ દેખાડેછે—

अलब्धं चैव लिप्सेत लब्धं रक्षेत्प्रयत्नतः ॥
रक्षितं वर्द्धयेच्चैव वृद्धं पात्रेषु निक्षिपेत् ॥९९॥

રાજાએ નહિ પ્રાપ્ત થયેલા પદાર્થને મેળવવાની ઇચ્છા રાખવી પ્રાપ્ત થયેના પદાર્થની પ્રયત્નપૂર્વક રક્ષા કરવી રક્ષિતપદાર્થની અભિવૃદ્ધિ કરવી અને અભિવૃદ્ધિ પામેના પદાર્થો સુપાત્રોને આપવા ૯૮

રાજાએ અપ્રાપ્ત ધન મેળવવાની ઈચ્છા રાખવી વિજય તથા કરવગેરેથી જે કાંઇ મળે તેની પ્રયત્નપૂર્વક રક્ષા કરવી અર્થાત્ અપવ્યયથીજ કે રાજાને ખબર ન પડે તેવી કોઇ બીજી રીતે અગર આડુંઅવળું સમજાવીને કે છેતરીને અન્ય લોકો તે ઉપાડી ન જાય તેની સંભાળ લેવી સાચવેલા ધનની અભિવૃદ્ધિ થાય તેવા ઉપાયો કરવા અને અભિવૃદ્ધિને પામેલ ધનનો ઉપયોગ જેઓને ખરીરીતે આશ્રય અને ઉત્તેજન આપવાની જરૂર છે તેઓને આશ્રય તથા ઉત્તેજન આપવામા કરવો ખોટું ખર્ચ કાંઇપણ કરવું નહિ

ઉપરપ્રમાણે ચાર પ્રકારના પુરૂષાર્થપ્રયોજનનું અનુષ્ઠાન કરવામાં રાજાએ હમેશાં સાવધાન રહેવું જોઇએ એમ જણાવેછે—

एतच्चतुर्विधं विद्यात्पुरुषार्थप्रयोजनम् ॥
अस्य नित्यमनुष्ठानं सम्यक्कुर्यादतन्द्रितः ॥१००॥

ઉપર કહેલા ચાર પ્રકારો પુરૂપાર્થના પ્રયોજનરૂપ છે તેથી પ્રમાદનો ત્યાગ કરી સદા તેને સારીરીતે કામે લગાડતા રહેવું ૧૦૦

સ્વર્ગવગેરે પુરૂષાર્થની સિદ્ધિને માટે આ ચારે પ્રકારોનું અનુષ્ઠાન રાજાને આવશ્યક છે

અપ્રાપ્તનું ગ્રહણવગેરે કેવી રીતે કરવું તે સમજાવેછે—

अलब्धमिच्छेद्दण्डेन लब्धं रक्षेदवेक्षया ॥
रक्षितं वर्द्धयेद्वृद्ध्या वृद्धं पात्रेषु निक्षिपेत् ॥१०१॥

નહિ પ્રાપ્ત થયેલા પદાર્થો મેળવવાની ઇચ્છા દંડથી પૂર્ણ કરવી, પ્રાપ્ત થયેલા પદાર્થોનું સંરક્ષણ તેઓઉપર દેખરેખ રાખવાથી કરવું, રક્ષણ કરાયેલા પદાર્થોને વ્યાપારવગેરે વૃદ્ધિના ઉપાયોથી વધારવા અને વૃદ્ધિને પામેલા પદાર્થો સુપાત્રોને આપવા ૧૦૧

અપ્રાપ્ત પદાર્થો શત્રુઓને અને દુષ્ટલોકોને દંડ દઈને મેળવવા પ્રાપ્તનું સંરક્ષણ તેનાપર દેખરેખ રાખવાથી કરવું કારણકે રાજાની દેખરેખ ન હોય તો અયોગ્ય અધિકારીઓવગેરે તેનો દુરૂપયોગ કરી નાખેછે સંરક્ષણ કરાયેલા ધનને વેપાર વધે, અને ખેડુતોને ઉત્તેજન મળે વગેરે કામોમા વાપરીને વધારવું તથા વધારવામા આવેલા ધનને યોગ્ય પાત્રો જોઇને અન્નદાન તથા વિદ્યાદાનવગેરેમા વાપરવું

એકંદર રાજાએ કેમ વર્ત્તવું તે ટૂંકામાં દર્શાવેછે—

## नित्यमुद्यतदण्डः स्यान्नित्यं विवृतपौरुषः ॥
## नित्यं संवृतसंवार्यो नित्यं छिद्रानुसार्यरेः ॥१०२॥

રાજાએ સર્વદા દંડમાં ઉદ્યોગી રહેવું, હમેશાં ખુલી રીતે પરાક્રમી થવું, સર્વદા સઘળા વિચારો ગુપ્ત રાખવા અને સર્વદા શત્રુઓનાં છિદ્રો શોધવાપર ધ્યાન રાખવું. ૧૦૨.

દંડના અયવસ્થ સૈનિકો તથા હાથી ઘોડાવગેરે વાહનો પણ નિયમિત કાર્ય કરવામાં શિથિલ થવા સંભવ છે. રાજાનું પરાક્રમ જોવામાં ન આવતું હોય તો શત્રુઓ, બળવાખોરો તથા છુપાગુન્હા કરનારાઓ હિંમતવાન બની પોતાનો સ્વાર્થ સાધવા તથા બીજાઓને નુકસાન કરવા તત્પર થઇ જાયછે. રાજ્યસંબંધી સઘળાવિચારો ગુપ્ત ન રહેતા હોય તો ધારેલા આવશ્યક કાર્યો પાર પડતા નથી. અને શત્રુઓના છિદ્રો ધ્યાનબહાર જતા હોય તો શત્રુની નબળાઇવગેરેના સમયનો લાભ લઇ શકાતો નથી.

દંડમાં ઉદ્યોગી રહેવાનું ફળ સ્પષ્ટતાથી સમજાવેછે—

## नित्यमुद्यतदण्डस्य कृत्स्नमुद्विजते जगत् ॥
## तस्मात्सर्वाणि भूतानि दण्डेनैव प्रसाधयेत् ॥१०३॥

સર્વદા દંડમાં તત્પર રહેતા રાજાથી સર્વપ્રાણીઓ ત્રાસ પામેછે, માટે રાજાએ સઘળાપ્રાણીઓને દંડથીજ વશ્ય કરવાં ૧૦૩.

રાજા દંડ દેવામાં શિથિલ ન હોય તો તેના પ્રતાપથીજ ડરી જઇને શત્રુઓ તેને નમી જાયછે તથા દુષ્ટજનો અપરાધ કરતા અટકી જાયછે કારણકે દંડનો સૌ કોઇને ત્રાસજ હોયછે અને એવા ત્રાસને લીધે તેઓ બીજા કોઈનું અનિષ્ટ કરવાની તથા રાજાને પણ કાઇ હાનિ કરવાની હિમત ધરી શકતા નથી.

પોતે કપટી ન બનવું પણ શત્રુઓનાં કપટથી સાવચેત રહેવું એવી ભલામણ કરેછે—

## अमाययैव वर्त्तेत न कथंचन मायया ॥
## बुध्येतारिप्रयुक्तां च मायां नित्यं स्वसंवृतः ॥१०४॥

રાજાએ કપટનો ત્યાગ કરીનેજ વર્તવું. કોઇપણ રીતે કપટથી વર્તવું નહિ. અને સર્વદા પોતાના લોકોને સાથે રાખીને શત્રુઓથી ગોઠવાતાં કપટોને જાણી લેવાં. ૧૦૪.

પોતાના અમાત્યોવગેરેની સાથે રાજાએ નિષ્કપટભાવથી વર્તવું જોઇએ. જો તેઓની સાથે કપટભાવથી વર્તવામાં આવે તો તેઓ રાજાનો વિશ્વાસ કરતા નથી અને રાજાનું હિત થાય તેની દરકાર કરવામાં પણ પાછા હઠતા જાયછે. તેમાટે તેમજ ધર્મની રક્ષામાટ તેણે કદીપણ કપટભાવ રાખવો નહિ તેની સાથે એટલી સાવચેતી તો રાખવી જોઇએ કે શત્રુલોકો અમાત્યમંડળવગેરેમાં કાંઇ ફાટફુટ કરવાની ખટપટ કરે નહિ. શત્રુએ ની તેવી કાંઇ ખટપટને તે પોતાના બાતમીદારલોકોથી તેણે જાણીજ લેવી જોઇએ. અને તેમાં પોતાના વિશ્વાસપાત્રલોકોની સહાય લેવી જોઇએ. જેને રાજાપર કોઈપણ કારણથી ક્રોધ આવ્યો હોય, જે પૈસાનો લોભી હોય, જેને રાજાનો બહુ ભય હોય અને જેનું રાજતરફથી કાંઇપણ અપમાન થયું હોય એવા લોકોને શત્રુઓ ખૂટવવાની પેરવી કરેછે. પોતાના પક્ષમાં કોઇ એવા લોકો હોય તેઓનાથી રાજાએ જાણીતા રહેવું. કારણકે વખતપર તેઓ શત્રુના હથિયારરૂપ બની જાયછે અને શત્રુના પક્ષમાં કોઇ તેવા લોકો હોય તેનાથી પણ જાણીતા રહેવું. કારણકે શત્રુઓનાં છિદ્રો જોવામાં તેવા લોકો વખતપર અતિઉપયોગી થઇ પડેછે. શ્લોકમાં સ્વસંવૃત પદ છે જેનો અર્થ પોતાના લોકોથી વીંટાયેલ અર્થાત્ પોતાના લોકોને સાથે રાખનાર એવો કરવામાં આવ્યોછે તેને બદલે કેટલાએક લોકો સુસંવૃત એવો પાઠ લઇને પોતાનાં છિદ્રોને નહિ જણાવા દેનાર એવો પણ અર્થ કરેછે. અથવા સુસંવૃત એટલે શત્રુનાં કપટો જાણી લેવાની પોતાની પેરવીને શત્રુઓના જાણવામાં નહિ આવવા દેનાર એવો અર્થ પણ થાયછે.

**પોતે શત્રુનાં છિદ્રો જાણી લેવાં પણ શત્રુ પોતાનું કોઇ છિદ્ર ન જાણી જાય તેની સંભાળ રાખવા કહેછે—**

**नास्य च्छिद्रं परो विद्याद्विद्याच्छिद्रं परस्य तु ॥**
**गूहेत्कूर्म इवाङ्गानि रक्षेद्विवरमात्मनः ॥१०५॥**

પોતાનું છિદ્ર શત્રુને નહિ જણાવા દેવું પણ શત્રુનું છિદ્ર પોતે જાણી લેવું. કાચબાની પેઠે અંગોને જાળવી લેવાં અને પોતાનું કાંઇ છિદ્ર હોય તેનો બચાવ કરી લેવો ૧૦૫.

પોતાની પ્રજામાં કે પોતાના કાર્યવ્યારિમંડળમાં કાંઇ મતભેદવગેરે હોય તે શત્રુના જાણવામાં ન આવે તેવી સાવચેતી રાખવી. શત્રુનાં છિદ્રો ગમે તેવા પ્રયત્નોથી પણ જાણી લેવાં અને કાચબો જેમ પોતાના અંગોને બરાબર જાળવી રાખેછે તથા છિદ્રને ઢાંકી દેછે તેમ રાજાએ પણ અમાત્યઆદિ પોતાનાં અંગોને દાન સન્માનઆદિથી પોતાના કબજામાં રાખવાં અથવા સૈન્ય, સલાહકારો, ભંડાર,

હાનિ અટકાવવાનો ઉપાય, દેશકાલની યોગ્યાયોગ્યતાનો ઉવટનો નિર્ણય અને કોઇપણ કાર્યપર ઉવટની બદાલી એ સઘળુ રાજાએ પોતાના અંગરૂપ સમજવુ અને તે પોતાના હાથમાં રાખવુ બીજાને વિશ્વાસે આળસુ બનવું નહિ અને પ્રજાનું વૈમનસ્યવગેરે પોતાની તરફનું કાઇપણ છિદ્ર દેખાય કે તુરત તેનો ઉપાય કરી તે બંધ કરી દેવું આવાં આવશ્યક કાર્યમા બીજાપર આધાર રાખી બેસી રહેવું નહિ અથવા બીજાનાપર વિશ્વાસ રાખી પોતે નિરધાર બની જવુ નહિ કારણકે તેમ કરવાથી વખતપર મોહોટુ નુકસાન ભોગવવું પડેછે કહ્યુછે કે न विश्वसेदविश्वस्ते विश्वस्ते नातिविश्वसेत्। विश्वासाद्भयमुत्पन्नं मूलान्यपि निकृन्तति॥ એટલે વિશ્વાસપાત્ર સાબીત ન થયો હોય તેનો તો બિલકુલ વિશ્વાસ કરવો નહિ અને જે વિશ્વાસપાત્ર જણાતો હોય તેનો પણ અતિવિશ્વાસ કરવો નહિ કારણકે એમ વિશ્વાસ કરવામાથી કદાચ જે મોટું ભય ઉત્પન્ન થાયછે તે મૂળને પણ કાપી નાખેછે અર્થાત્ અસાધારણ હાનિ કરેછે

રાજાએ કેવા વિચારતત્પર રહેવું, કેવા પરાક્રમી બનવું-વગેરે દાખલાસહિત સમજાવેછે—

चकवच्चिन्तयेदर्थान् सिंहवच्च पराक्रमेत् ॥
वृकवच्चावलुम्पेत शशवच्च विनिष्पतेत् ॥१०६॥

રાજાએ બગલાની પેઠે કાર્યોનો વિચાર કરવો, સિંહની પેઠે પરાક્રમ કરવુ, વૃકની પેઠે શત્રુના પદાર્થો હરી લેવા અને શશલાની પેઠે છટકી જવુ. ૧૦૬.

જેમ બગલો જળમા રહેતા અત્યંત ચપળ મત્સ્યોને પણ પકડવામા એકાગ્રવૃત્તિવાળો બની જાયછે તેમ રાજાએ પણ અત્યંત સુરક્ષિતસ્થાનમા બેઠેલા શત્રુને પણ પોતાના કબજામા લેવાની યુક્તિપ્રયુક્તિઓના વિચારમા એકાગ્રવૃત્તિવાળા રહેવુ એટલુજ નહિ પણ પ્રજાસંરક્ષણ અને આત્મસમુન્નતિના કાર્યવિચારમા તેણે અવિચ્છિન્ન ધ્યાન દેવુ વખત જાય તોપણ ઉતાવળ નહિ કરતા જ્યારે લાગ આવે ત્યારે બગલો મત્સ્યને પકડવામા જેમ કાંઈ વિલંબ નથી કરતો અને તેમ કરી પોતાનુ કાર્ય પાર પાડેછે તેમ મોહોટા અને મુશ્કેલીવાળા કાર્યો પાર પાડવામા કંઇ વખત જાય તો તેથી નહિ મુંઝાતા ધીરજ રાખીને જ્યારે યોગ્યસમય આવે ત્યારે રાજાએ પોતાનુ કાર્ય સિદ્ધ કરવુ અને ત્યાસુધી કાર્યસિદ્ધિપર દૃષ્ટિ રાખી તેસંબંધી વિચારમા પરાયણ રહેવુ, કે જેની ખબર કોઇને પણ પડી શકે નહિ સિંહ જેમ બળ અને હિંમતથી મોહોટા શરીરવાળા હાથીને પણ મારી દેછે તેમ રાજાએ પણ બળ અને હિંમતથી મોહોટા શત્રુને પણ વખત આવ્યે તોડી પાડવો વૃક એટલે વરૂ જેમ ગાફેલ રખેવાળના પશુને ઉપાડી લેતા વાર લગાડતો નથી

તેમ રાજાએ પણ શત્રુ જરાપણ અસાવધાન હોય તેનો લાભ લેવામાં વિલંબ ન કરવો અથવા વરૂ જેમ તેના માલેકનાં દેખતાં પશુને ઉપાડી લેછે તેમ શત્રુના દેખતાં તેની સંપતિ હરી લેવી. તથા મારવા તૈયાર થયેલાં ઘણાં પ્રાણીઓની વચમાંથી તેઓને થાપ આપીને સસલો જેમ તેઓની નજરથી દૂર ખસી જાયછે તેમ રાજાએ પણ મુશ્કેલીના વખતમાં ઘણા સત્રુઓના ઘેરામાંથી પણ યુક્તિસર છટકી જવું.

વધતા જતા રાજાએ શત્રુઓને કેવી રીતે કબજામાં રાખવા તે કહેછે—

## एवं विजयमानस्य येऽस्य स्युः परिपन्थिनः ॥
## तानानयेद्वशं सर्वान्सामादिभिरुपक्रमैः ॥१०७॥

એવી રીતે વિજય પામતા રાજાના જે કોઇ સત્રુઓ થાય તે સઘળાઓને સામવગેરે ઉપાયોથી તેણે વશ્ય કરવા. ૧૦૭.

યોગ્યવર્તનવાળા રાજાને આગળ વધતો જતો જોઇ તેનો દ્વેષ કરનારાઓ પણ ઘણા જાગેછે. એવી રીતે જે કોઈ શત્રુઓ થાય તેઓને રાજાએ સામ, દાન, ભેદ, અને દંડ એ ચાર ઉપાયોમાંથી કોઈપણ ઉપાયવડે વશ્ય કરી લેવા

દંડરૂપ ઉપાય છેવટ લેવો એમ જણાવેછે—

## यदि ते तु न तिष्ठेयुरुपायैः प्रथमैस्त्रिभिः ॥
## दण्डेनैव प्रसह्यैतांश्छनकैर्वशमानयेत् ॥१०८॥

તે વિરોધીલોકો જો કદી પ્રથમના સામવગેરે ઉપાયોથી વશ્ય થાય નહિ તો એઓને દંડથી બળાત્કારે ધીમેધીમે વશ્ય કરવા. ૧૦૮.

ધીમેધીમે વશ્ય કરવા એટલે પ્રથમ થોડો દંડ દેવો તેમ કરતાં વશ્ય ન થાય તો વધારેવધારે દંડ દઇને પણ વશ્ય કરવા. કેટલાએક શત્રુઓ થોડા દંડપછી તુરત સામ કે દાનથી ઠેકાણે આવી જાયછે એટલામાટે સાહસિક ન થતાં ધીમેધીમે દંડરૂપ ઉપાયનો ઉપયોગ કરવા કહ્યુંછે, સમજુ શત્રુ હોય તે સામથી યોગ્ય સમજ્યાથીજ શત્રુતા છોડી દેછે, જેના પક્ષમાં અંદરઅંદર મતભેદ હોય તથા જે લોભી હોય એવો શત્રુ દાનરૂપ ઉપાયથી કબજામાં આવેછે, અને જેનું મોહોટું જૂથ હોય તેવો શત્રુ ભેદરૂપ ઉપાયથી સાધ્ય ગણાયછે. આ ત્રણઉપાયોથી અસાધ્ય ઉગ્રસ્વભાવનો શત્રુ દંડવડે ઠેકાણે આવેછે.

દેશની અભિવૃદ્ધિને માટે સામ અને દંડ એ બે ઉપાયો વિશેષ ઉપયોગી છે એમ જણાવેછે—

सामादीनामुपायानां चतुर्णामपि पण्डिताः ॥
सामदण्डौ प्रशंसन्ति नित्यं राष्ट्राभिवृद्धये ॥१०९॥

બુદ્ધિમાનલોકો સામઆદિ ચારે ઉપાયોમા પણ દેશની અભિવૃદ્ધિમાટે નિત્ય સામ અને દંડનેજ વખાણેછે. ૧૦૯

સામરૂપ ઉપાયમા ધનવ્યય, સૈન્યક્ષયઆદિ કંઈપણ દોષ નથી તેથી તે અને દંડરૂપ ઉપાયમા એ દોષ હોવા છતા પણ કાર્યસિદ્ધિ તુરત થાયછે તેથી તેપણ વખાણવાયોગ્ય છે અથવા પોતાના દેશની આબાદીને માટે અંદરના શત્રુઓને સામથી અને દંડથી વશ રાખવા તેમા જેઓ સમજુ હોય તેઓને સમજાવી લેવા અને દુષ્ટ હોય તેઓને દંડ દેવો અને અન્યદેશના શત્રુઓમા દાન અને ભેદનો વિશેષ ઉપયોગ કરવો તેથી દેશમા વધારો થાયછે

રાજાએ પોતાના દેશની રક્ષા કરવી અને શત્રુઓનેજ હણવા એમ દૃષ્ટાંતની સાથે સમજાવેછે—

यथोद्धरति निर्दाता कक्षं धान्यं च रक्षति ॥
तथा रक्षेन्नृपो राष्ट्रं हन्याच्च परिपन्थिनः ॥११०॥

જેમ ક્ષેત્રમા ધાન્યને લણનારો પુરૂષ તૃણને ઉખેડી નાખેછે અને ધાન્યની રક્ષા કરેછે તેમ રાજાએ પણ પોતાના દેશની રક્ષા કરવી અને શત્રુઓને હણવા ૧૧૦.

દાખવાઉપરથી એવો પણ અભિપ્રાય નિકળેછે કે જેઓ દ્રોહી હોય તેઓનેજ હણવા પણ તે દ્રોહીઓના સંબંધવાળા છતા નિર્દોષ હોય તેઆને પીડા કરવી નહિ અથવા ધાન્યોનીવચ્ચે ઉગતા તૃણોને જેમ ઉખેડી નાખવામા આવેછે તેમ પ્રજાનીવચ્ચે જાગતા ચોરવગેરે દુષ્ટપુરૂષોને નિર્મૂળ કરવા. કારણકે જો તેઓ વધેછે તો બીજાઓને નુકસાન કરેછે.

પ્રજાને પીડા થાય તો તેથી રાજાને થતી હાનિ દેખાડેછે—

मोहाद्राजा स्वराष्ट्रं यः कर्षयत्यनवेक्षया ॥
सोऽचिराद्भ्रश्यते राज्याज्जीविताच्च सबान्धवः ॥१११॥

જે રાજા મોહથી ઉત્તમ તથા અધમમનુષ્યને નહિ ઓળખતાં પોતાના દેશને પીડેછે તે રાજા થોડાજ સમયમાં પોતાના બાંધવોસહિત રાજ્યથી અને જીવિતથી ભ્રષ્ટ થાયછે. ૧૧૧.

ધનઉપરના મોહને લીધે કે મૂઢતાથી સારામાઠા લોકોને નહિ ઓળખતાં સઘળાલોકોને શાસ્ત્રમર્યાદાનું ઉલ્લંઘન કરી વિશેષ કર લેવાવગેરેથી નિર્ધન બનાવેછે અને અયોગ્ય દંડથી દુઃખી કરેછે તેવા રાજાઉપરથી પ્રજાની પ્રીતિ ઉઠી જાયછે એટલુંજ નહિ પણ તેનાતરફ દ્વેષ થતા તેમાંના કોઈ લોકો તેને બેસવવાની ઇચ્છાથી તેના શત્રુઓના બાતમીદાર બનેછે તેમાં પરિણામે તેને રાજ્યભ્રષ્ટ થવાનો વખત આવવા સંભવ રહેછે અને વખતપર લોકો મરણીયા થઇ બળવો ઉઠાવી તેના પ્રાણ લેવાનો યત્ન પણ કરેછે જ્યારે રાજાની પોતાની આવી દુર્દશા થવાનો વખત આવેછે ત્યારે તેના બાંધવો પણ તેમાથી છુટી શકતા નથી

દેશ ઘસાઇ જતાં રાજાની સત્તાનો નાશ થાયછે એમ દૃષ્ટાંતસાથે દેખાડેછે—

शरीरकर्षणात्प्राणाः क्षीयन्ते प्राणिनां यथा ॥
तथा राज्ञामपि प्राणाः क्षीयन्ते राष्ट्रकर्षणात् ।११२।

જેમ શરીરનુ કર્ષણ કરતા પ્રાણીઓનાં પ્રાણોનો ક્ષય થાયછે તેમ દેશનું કર્ષણ કરવાથી રાજાઓના પણ પ્રાણોનો ક્ષય થાયછે ૧૧૨.

આહાર ન આપવાવગેરે કારણોથી શરીરનું શોષણ થતાં જેમ પ્રાણીઓનાં પ્રાણ ક્ષય પામેછે તેમ દેશનું શોષણ કરવાથી લોકોના પ્રકોપને લીધે રાજાઓનાં પ્રાણ પણ ક્ષય પામેછે માટે રાજાએ પોતાના શરીરની પેઠે દેશનું પાલનપોષણ કરવું.

દેશ સાચવવાના ઉપાયો કહેવાનો ઉપક્રમ કરેછે—

राष्ट्रस्य संग्रहे नित्यं विधानमिदमाचरेत् ॥
सुसंगृहीतराष्ट्रो हि पार्थिवः सुखमेधते ॥११३॥

રાજાએ પોતાના દેશના સંરક્ષણમાટે આવા (હવેપછી જણાવવામાં આવેછે તેવા) ઉપાયો કરવા. કારણકે દેશનું સંરક્ષણ કરનાર રાજા સુખપૂર્વક અભિવૃદ્ધિ પામેછે. ૧૧૩.

દેશની પાયમાલીથી રાજાની પડતી થાયછે અને દેશના સંરક્ષણથી રાજાનો અભ્યુદય થાયછે. માટે દેશનું સંરક્ષણ કરવાના ઉપાયો કહેવા આવશ્યક છે.

સંરક્ષણની યોજનામાં પ્રથમ તો બહારના શત્રુઓ કે અંદરના દુષ્ટલોકો રૈયતને પીડા કરે તેનો અટકાવ કરવાનો પ્રકાર દેખાડેછે—

द्वयोस्त्रयाणां पञ्चानां मध्ये गुल्ममधिष्ठितम् ॥
तथा ग्रामशतानां च कुर्याद्राष्ट्रस्य संग्रहम् ॥११४॥

બે, ત્રણ પાંચ કે છેવટ સોગામોની વચ્ચે યોગ્યઅધિકારીની સત્તા નીચે દેશની રક્ષામાટે થાણું સ્થાપવું. ૧૧૪.

આવશ્યકતાને અનુસરીને દેશમા કોઈ ઠેકાણે બે ગામવચ્ચે, કોઇ ઠેકાણે ત્રણ-ત્રણ ગામવચ્ચે, કોઇ સ્થળે પાચપાચવચ્ચે અથવા વધારેમા વધારે કોઇ ઠેકાણે સેકડો ગામવચ્ચે એકએક થાણુ રાખવુ, જેમા યોગ્યઅધિકારીના હાથ નીચે પૂરતી સખ્યામા રક્ષકપુરૂષો રહેતા હોય આવા થાણાઓદ્વારા રાજાએ આખા દેશની અદરથી તથા બહારથી રક્ષા કરવી અથવા બબ્બે ત્રણત્રણવગેરે ગામોની-વચ્ચે એકઅક એવું અધિકારી મડળ રાખવું કે જે ત્યાની દેખરેખ રાખે અને કર ઉઘરાવી રાજગ્રાહ્ય ધન એકઠુ કરવાનુ કામ પણ કરે

દેશમાનાં દરેક ગામની ન્યાયવગેરેની વ્યવસ્થા જાળવવાં-માટેની યોજના જણાવેછે—

ग्रामस्याधिपतिं कुर्याद्दशग्रामपतिं तथा ॥
विंशतीशं शतेशं च सहस्रपतिमेव च ॥११५॥

દરેક ગામનીઉપર એકએક અધિકારી નિમવો એવી રીતે તેનીઉપર દશ ગામમાટે એક અધિકારી નિમવો તેથી આગળ ચાલતા વીશ ગામની સત્તાવાળો અધિકારી તેના પણ ઉપરીરૂપે નિમવો તેનીઉપર સો ગામોનો અધિકારી અને તેનીઉપર હજાર ગામનો અધિકારી પણ નિમવો ૧૧૫

એકએક ગામનો અધિકારી માત્ર પોતાના ગામઉપરજ દેખરેખ રાખે અને રાજાતરફથી કરવગેરે ઉઘરાવે જે દશ ગામનો અધિકારી હોય તે એકએક ગામના દશ અધિકારીઓ જે પોતાના હાથ નીચે હોય તેનાપર સત્તા ભોગવે વીશ ગામનો અધિકારી દશ ગામવાળા અધિકારીનો ઉપરી ગણાય સો ગામનો અધિકાર ભોગવ-નાર પુરૂષ તે વીશવીશ ગામના અધિકારીઓપર દેખરેખ રાખે અને હજાર ગામનો અધિકારી હોય તે સોસો ગામપર અધિકાર ભોગવનારાઓપર આધિપત્ય ભોગવે.

એ અધિકારીઓ [illegible] કરવાના કાર્યનો [illegible]

**ग्रामदोषान्समुत्पन्नान्ग्रामिकः शनकैः स्वयम् ॥**
**शंसेद्ग्रामदशेशाय दशेशो विंशतीशिने ॥११६॥**

**विंशतीशस्तु तत्सर्वं शतेशाय निवेदयेत् ॥**
**शंसेद्ग्रामशतेशस्तु सहस्रपतये स्वयम् ॥११७॥**

એક ગામના અધિકારીએ ગામમાં થતા અપરાધો તેઓનો ફડચો પોતાથી ન થાય તેમ હોય તોપછી દશ ગામવાળા અધિકારીને જાહેર કરવા એવીજ રીતે જરૂર પડતા દશ ગામવાળાએ વીશ ગામવાળા અધિકારીને કહેવા, વીશ ગામવાળાએ સો ગામવાળા અધિકારીને નિવેદન કરવા અને સો ગામવાળા અધિકારીએ હજાર ગામવાળા અધિકારીને તે ખબર પહોચાડવા ૧૧૬-૧૧૭

નાના અપરાધોની ભાળ તે તે એકએક ગામનો અધિકારીજ કરી શકેછે અથવા ચોરાદિકતરફના અલ્પઉપદ્રવને તેવો નાહાનો અધિકારીજ દાબી શકેછે પણ તેની સત્તા પૂરી ન પડે તેવા અપરાધો થાય કે તેવા ઉપદ્રવો ઉઠે તોપછી તેણે દશ ગામની સત્તા ભોગવનારા અધિકારીને તે વાત જાહેર કરી દેવી જેથી તે પોતાની સત્તાનો ઉપયોગ કરી તેનો ફડચો કરે એ કામ જ્યારે તેનાથી પણ ન બને એવા મોટામોટા માપનું હોય ત્યારે તેણે વીશ ગામવાળા અધિકારીને, એવાજ કારણથી વીશ ગામવાળા અધિકારીએ સો ગામવાળાને અને સો ગામવાળાએ હજાર ગામવાળાને પણ કહેવું જ્યાં સો ગામ કહ્યાછે ત્યાં તેના બહુવચનરૂપે સેંકડો ગામ અને હજાર ગામ કહ્યાછે ત્યાં તેના બહુવચનરૂપે હજારો ગામ પણ રાજાની નાહાનીમોહોટી સત્તાપ્રમાણે સમજવા

એક ગામઉપર અધિકાર ભોગવનારની આજીવિકાની વ્યવસ્થા કહેછે—

**यानि राजप्रदेयानि प्रत्यहं ग्रामवासिभिः ॥**
**अन्नपानेन्धनादीनि ग्रामिकस्तानवाप्नुयात् ॥११८॥**

ગામમાં વસનારા લોકોએ અન્નપાન અને કાષ્ઠવગેરે જે પદાર્થો પ્રત્યેકદિવસ રાજાને દેવાનાછે તે પદાર્થો એક ગામઉપર અધિકાર ચલાવનારાએ પોતાની આજીવિકામાટે લેવા ૧૧૮

રાજાને જે કાઇ વાર્ષિક કર આપવાનો હોય તે નહિ પણ પ્રતિદિવસે ખાવાના પદાર્થો, પીવાના પદાર્થો અને બળતણવગેરે રાજતરફના ભાગરૂપે જે કાઇ નક્કી થયેલ હોય તે લઇને એક ગામકપર અધિકાર ભોગવનાર પુરૂષે પોતાની આજીવિકા ચલાવવી અથવા રાજાએ તેની આજીવિકા ચાલે તેમાટે એ પદાર્થો તેને મળતા રહે એવી વ્યવસ્થા કરવી તાત્પર્ય એ કે અધિકારની જોખમદારીના પ્રમાણમા તેની આજીવિકામાટે તેને એ લાભ મળવો જોઇએ

દશ, વીશવગેરે ગામોઉપર અધિકાર ચલાવનારની આજીવિકાની વ્યવસ્થા કહેછે—

## दशी कुलं तु भुञ्जीत विंशी पञ्च कुलानि च ॥
## ग्रामं ग्रामशताध्यक्षः सहस्राधिपतिः पुरम् ॥११९॥

દશ ગામના અધિકારીએ એક કુલ અને વીશ ગામના અધિકારીએ પાચકુલ ભોગવવા એરીજ રીતે સો ગામના અધિકારીએ એક ગામ અને હજાર ગામના અધિકારીએ એકપુર પોતાની આજીવિકામાટે ભોગવવુ ૧૧૯

બે હળથી ખેડાય તેટલી પૃથ્વી કુલ કહેવાયછે આઠ બળદથી, છ બળદથી, ચાર બળદથી અને ત્રણ બળદથી ચલાવી શકાય એમ હળ જુદીજુદી જાતના માપના થાયછે તેમા છ બળદથી ચલાવી શકાય એવા હળને મધ્યમહળ કહેવામા આવેછે. અહીં એવુ મધ્યમહળ લેવુ નાહાનામોહોટા ગામના અધિકારના પ્રમાણમા આઠ બળદથી ચલાવી શકાય અથવા ચાર બળદથી ચલાવી શકાય તેવા માપનુ હળ પણ લઈ શકાયછે તેવા બે હળથી ખેડાય તેટલી પૃથ્વીને અથવા એક ખેડૂત ખેડી શકે તેટલી પૃથ્વીને કુલ કહેવામા આવેછે દશ ગામના અધિકારીને રાજાએ તેની આજીવિકામાટે એક કુલ પૃથ્વી આપવી અને વીશ ગામના અધિકારીને પાચ કુલજેટલી પૃથ્વી દેવી એકસો ગામના અધિકારીને એક ગામ આપવુ જ્યા બ્રાહ્મણો અને બ્રાહ્મણોની સેવા કરનારા બીજાલોકો પણ વસતા હોય અને જેને ફરતી એકસો કુલજેટલી પૃથ્વી ખેડાની હોય તે ગામ કહેવાયછે ગામનુ આ મધ્યમપ્રમાણ ગણાયછે ગામના પ્રમાણમાટે ચાણક્યે કહેલુ છે કે એકસો કરતા વધારે અને પાચસોની અદર કુલમાપની પૃથ્વી જ્યા ખેડાતી હોય તે ગામ કહેવાયછે એક હજાર ગામ જેના તાબામા હોય એવા અધિકારીને તેની આજીવિકામાટે રાજાએ એકપુર એટલે જેમા કારીગરો તથા વેપારીઓની પણ વસતી હોય તેમજ જેમા કાપડ તથા દાણાવગેરેની બજારો હોય અને જેને ફરતો કોટ પણ બાધેલો હોય એવુ શહેર આપવુ

એક ગામ, દશ ગામવગેરેના સઘળા અધિકારીઓની ઉપર એક દેખરેખ રાખનાર અમાત્ય ગોઠવવાવિષે કહેછે—

तेषां ग्राम्याणि कार्याणि पृथक्कार्याणि चैव हि ॥
राज्ञोन्यः सचिवः स्निग्धस्तानि पश्येदतन्द्रितः ॥१२०॥

રાજાએ એક કાર્યભારી એવો રાખવો કે જે સ્નેહની લાગણીવાળો હોય. તેણે કાંઇપણ પ્રમાદ નહિ રાખતાં તેઓનાં ગામસંબંધી કાર્યો તથા બીજાપણ જૂદાંજૂદાં કાર્યો તપાસતા રહેવું. ૧૨૦.

ઉપર જણાવેલા સઘળા અધિકારીઓની ઉપર રાજાએ એક પ્રધાનની નિમણુંક કરવી. આ મોહોટા જોખમવાળી જગાપર આવનાર પુરૂષ રાજા અને પ્રજા એ બન્નેતરફ સ્નેહની લાગણીવાળો અર્થાત્ સૌનુંહિત થવા તેઓના યોગ્ય-હક્કો જાળવી રાખનારો અને ન્યાયદૃષ્ટિવાળો હોવો જોઇએ તથા પોતાનું કામ કરવામાં ભૂલ કરે નહિ એવો અને આળસવગરનો હોવો જોઈએ રાજાની સત્તા નીચેનાં સઘળાં ગામના અધિકારીઓની ઉપર તેણે દેખરેખ રાખવી ગામના લોકોમાં અંદરઅંદર કાંઇ વાંધો પડે, અધિકારીઓતરફ ગામનાં લોકોની કાંઇ ખરાબ વર્તણુક હોય અથવા ગામનાં લોકોપર અધિકારી કાંઇ જુલમ કરે કે જૂદાજૂદા ગામના અધિકારીઓવચ્ચે કાંઈ ખટપટ થાય એવાં સઘળાંકાર્યોનો નિર્ણય તે પ્રધાને કરવો અને અધિકારીઓ પોતાનાં કામ નિયમસર કરેછે કે પડતર રાખેછે વગેરેની તેણે દેખરેખ રાખવી એટલુંજ નહિ પણ જૂદાજૂદાં ગામોવચ્ચે આવવાજવાની સરલતાસારૂં સડકોવગેરેની અને જલાશયોવગેરેની ગોઠવણ પણ તેણે કરાવવી.

પ્રત્યેક મોહોટા શહેરમાં દુષ્ટલોકોને બરાબર કાબુમાં રાખી શકે એવા તેજસ્વી એકએક અમલદારને ગોઠવવાનું કહેછે—

नगरे नगरे चैकं कुर्यात्सर्वार्थचिन्तकम् ॥
उच्चैः स्थानं घोररूपं नक्षत्राणामिव ग्रहम् ॥१२१॥

પ્રત્યેક નગરમાં રાજાએ એકએક કારભારી એવો ગોઠવવો કે જે સઘળાં-કાર્યો તપાસે, પોતે કુલવાન હોય, બીજાઓપર જેનો ઉગ્રપ્રભાવ પડતો હોય તથા નક્ષત્રોમાં ગ્રહની પેઠે તેજસ્વી હોય. ૧૨૧.

પ્રત્યેક શહેરમાં રાજાએ એકએક કારભારી તો એવો રાખવો જોઇએ કે તે શહેરની તથા શહેરના તાબાના સઘળાંગામોની રાજાને લગની બધી બાબતોનો

વિચાર કરે. કુળ તથા ગુણવગેરેથી તે પુરૂષ ઉચ્ચસ્થિતિવાળો હોવો જોઇએ તેના હાથનીચે સૈન્યસામગ્રી એટલાપ્રમાણમાં હોવી જોઈએ કે દુષ્ટ્ચાલકોને તેનો ત્રાસ થાય. અથવા તેનો સ્વભાવ દયાળુ હોવા છતાં ન્યાયની રીતે દંડ આપતી વખતે એનું ઉમદાપણું ઢાંક્યું ન રહેતું હોય એવો તે હોવો જોઇએ. જેથી અપરાધીલોકો તથા શત્રુઓ તેનાથી ભય પામે અને નક્ષત્રોમાં જેમ ચંદ્રસૂર્યવગેરે કોઈપણ ગ્રહ પોતાના તેજથી દીપી નિકળેછે તેમ જનસમૂહમાં જેના તેજને લીધે બીજાઓ ઢંકાઈ જતા હોય તેવો જોઇએ.

એ કારભારીનું કર્ત્તવ્ય જણાવેછે—

**स ताननुपरिक्रामेत्सर्वानेव सदा स्वयम् ॥**
**तेषां वृत्तं परिणयेत्सम्यग्राष्ट्रेषु तच्चरैः ॥१२२॥**

તે કારભારીએ પોતાની નીચેના સર્વ કારભારીઓને સહાયતા આપવી અને રાજાએ તે સઘળા અધિકારીઓ દેશમા કેમ વર્ત્તેછે તે ખબર બાતમીદારોમારફત જાણવા. ૧૨૨.

તે કારભારીએ એક ગામ, દશ ગામવગેરેના અધિકારીઓને જરૂર પડતાં જોઇતી મદદ આપવી એક ગામનો અધિકાર ભોગવનારથી માંડી આ કારભારીસુધીના બધા અમલદારો પોતાની ફરજ બરાબર બજાવેછે કે કેમ? તે ખબર રાજાએ પોતાના છુપા બાતમીદારોમારફત બરાબર જાણતા રહેવું.

રાજાએ પોતાના અધિકારીઓમાટે, છુપા બાતમીદારો રાખવાની જરૂર છે તેનું કારણ દેખાડેછે—

**राज्ञो हि रक्षाधिकृताः परस्वादायिनः शठाः ॥**
**भृत्या भवन्ति प्रायेण तेभ्यो रक्षेदिमाः प्रजाः ॥१२३॥**

રાજાએ પ્રજાની રક્ષામાટે રાખેલા નોકરલોકો ઘણુ કરીને પરધનનુ હરણ કરનારા તથા શઠ થઈજાયછે માટે તેઓનાથી પ્રજાનુ સંરક્ષણ કરવુ. ૧૨૩.

કેટલાએક અધિકારીઓ પ્રથમ પવિત્ર રહી વિશ્વાસ બેસાડી પાછળથી પ્રજાને પીડેછે માટે રાજાએ તેઓને વિશ્વાસે ન રહેતા છુપા બાતમીદારોથી તેઓની વર્ત્તણુકથી વાકેફ રહેવું જોઇએ કારણકે તેવા દુષ્ટલોકો રાજાનું દ્રવ્ય ખાઈ જાયછે અને પ્રજાને નિર્ધન બનાવેછે

પરધનનું હરણ કરનારા અધિકારીઓને રાજાએ કેવી શિક્ષા કરવી? તે જણાવેછે—

ये कार्यिकेभ्योर्थमेव गृह्णीयुः पापचेतसः ॥
तेषां सर्वस्वमादाय राजा कुर्यात्प्रवासनम् ॥१२४॥

પાપબુદ્ધિવાળા જે અધિકારીઓ પોતાની પાસે કામને માટે આવેલા લોકોની પાસેથી અન્યાયની રીતે ધન લેછે તેઓનુ સર્વસ્વ ખુચવી લઇ રાજાએ તેઓને દેશમાથી કહાડી મૂકવા. ૧૨૪.

પ્રજાનું રક્ષા કરવા રાખેલા અધિકારીઓ પોતાની બુદ્ધિ બગાડીને જ્યારે કોઈ પણ માણસ તેની પાસે કાંઇપણ કાર્યમાટે આવે ત્યારે દબાવીને અથવા કાંઇપણ યુક્તિ કરીને તેની પાસેથી અન્યાયવડે ધન લે તેઓનું સર્વસ્વ રાજાએ લઇ લેવું અને તેઓને પોતાના દેશની હદથી દૂર કરવા કારણકે તેઓ રાજા તથા પ્રજા બન્નેને કંટકરૂપ છે.

મોહોટા અધિકારીઓની યોજના, તેઓની આજીવિકા તથા તેમનાપર દેખરેખસંબંધી કહીને હવે દાસદાસીવગેરેની આજીવિકાનો પ્રકાર કહેછે—

राजा कर्मसु युक्तानां स्त्रीणां प्रेष्यजनस्य च ॥
प्रत्यहं कल्पयेद्वृत्तिं स्थानकर्मानुरूपतः ॥१२५॥

રાજાએ પોતાનાં કાર્યોમાં નિમાયેલ સ્ત્રીઓ તથા પુરૂષવર્ગના નોકરોને તેઓની નાહાનીમોહોટી જગા તથા કામનાપ્રમાણમાં પ્રતિદિનની આજીવિકા કરી દેવી ૧૨૫

અંતઃપુરની દાસીઓ તથા બીજા નોકરોને પ્રતિદિનની આજીવિકા એટલે રોજી કરી દેવી કારણકે ટૂંકા પગારવાળાઓ જોઇતી ચીજોનો સંગ્રહ રાખી શકતા નથી અને તેથી તેઓ ઘણેભાગે એકએક બબ્બે દિવસ ચાલે તેટલીજ ચીજો ખરીદી પોતાનુ ગુજરાન ચલાવેછે તેથી તેઓને માસિક કે વાર્ષિકપગાર એકસાથે મળે તે પોસાઈ શકતુ નથી કામ થોડું છતા પણ જગા વધારે જોખમદારીવાળી હોય તો રોજની રકમ વિશેષ આપવી જોઇએ અને કામ વધારે છતા પણ તે કામની જગા થોડી જોખમદારીવાળી હોય તો રોજની રકમ ઓછી હોવી જોઇએ એ "જગા તથા કામનાપ્રમાણ"નો અભિપ્રાય છે

કોને કેટલી આજીવિકા આપવી યોગ્ય છે તેનું સામાન્યરીતે પ્રમાણ દર્શાવેછે—

**पणो देयोवकृष्टस्य षडुत्कृष्टस्य वेतनम् ॥**
**षाण्मासिकस्तथाच्छादो धान्यद्रोणस्तु मासिकः ॥१२६॥**

સાધારણકામ કરનાર નોકરને પ્રત્યેકદિવસે પગારરૂપે એક પણ આપવો. છ માસે વસ્ત્રની એકએક જોડ આપવી અને પ્રત્યેકમાસે એકએક દ્રોણ ધાન્ય દેવું તથા તેઓમાં જે ઉચ્ચસ્થાનનું કામ કરનાર નોકર હોય તેને સઘળું તેનાથી છગણું આપવું. ૧૨૬.

વાસીદું વાળનાર, પાણી ભરનારવગેરે સાધારણકામ કરનાર માણસોને પગાર તરીકે હમેશનો એક પણ આપવો. એંશી કોડીની કિંમતવાળો ત્રાંબાનો સિક્કો પણ કહેવાયછે કે જેનું વજન એક તોલાજેટલું હોયછે આ ગ્રંથના આઠમા અધ્યાયના ૧૩૬ મા શ્લોકમાં પણનું લક્ષણ જણાવ્યું છે કે तान्त्रिक कार्षिक पण । એટલે એક તોલાના વજનવાળો ત્રાંબાનો સિક્કો પણ કહેવાયછે તેઓને છછ માસે વસ્ત્રની એકએક જોડ આપવી એકએક વસ્ત્રનું પ્રમાણ સામાન્યરીતે બારબાર હાથ લંબાઇ ગણવામાં આવેછે દરમાસે તેઓને એકએક દ્રોણ ધાન્ય આપવું એકહજાર ચોવીશ તોલાનું વજન તે દ્રોણ કહેવાયછે અથવા આઠમુષ્ટિનું માપ કિંચિત્ કહેવાયછે, આઠ કિંચિત્નું માપ તે પુષ્કલ કહેવાયછે, એવા ચાર પુષ્કલનું માપ આઢક કહેવાયછે અને એવા ચાર આઢક તે એક દ્રોણ કહેવાયછે વધારે જોખમદારીવાળા ઉચ્ચવર્ગના તેવા નોકરોને તેઓના કરતા સઘળું છગણું આપવું એટલે હમેશના છ પણ રોકડા, છછ માસે વસ્ત્રની જોડ છ તથા દરમાસે છ દ્રોણ ધાન્ય દેવું આ ઉપરથી એમ પણ સમજી લેવું કે મધ્યમવર્ગના નોકરોને હમેશના ત્રણ પણ રોકડા છછ માસે વસ્ત્રની જોડ ત્રણ અને દરમાસે ત્રણત્રણ દ્રોણ ધાન્ય દેવું કેટલાએક એમ પણ કહેછે કે વધારો માત્ર પણમાંજ કરવો અને વસ્ત્રો તથા ધાન્યો તો સમાનજ દેવા એટલે ઉચ્ચવર્ગના નોકરોને હમેશના છ પણ દેવા પણ છછ માસે વસ્ત્રની જોડ તો એકજ દેવી અને દરમાસે ધાન્ય પણ એકજ દ્રોણ દેવું પરંતુ એવો અભિપ્રાય બહુધા માન્ય નથી

વ્યાપારીઓપાસેથી કેવીરીતે કર લેવો તે જણાવેછે—

**क्रयविक्रयमध्वानं भक्तं च सपरिव्ययम् ॥**
**योगक्षेमं च संप्रेक्ष्य वणिजो दापयेत्करान् ॥१२७॥**

ક્રય, વિક્રય, માર્ગ, ભક્ત, પરિવ્યય અને યોગક્ષેમ એએ નો બરાબર વિચાર કરીને વ્યાપારીઓપાસેથી કર લેવો. ૧૨૭

ખરીદી કરવી તે ક્રય કહેવાયછે અને વહેચાણ કરવું તે વિક્રય કહેવાયછે. વ્યાપારની ચીજ કેટલામૂલ્યથી ખરીદ કરવામા આવીછે અને તેનાપર કેટલો વટાવ ચડાવીને તે વહેચવામા આવેછે તેનો વિચાર કરવાથી વ્યાપારીને મૂળખરીદકરતાં વહેચવામાં કેટલો લાભ રહ્યો તે જોવામા આવેછે. માલ ખરીદ કર્યાપછી પોતાને ત્યાં લાવતા માગમા તેને મજુરી અથવા ભાડુંવગેરે શું ખર્ચ થાયછે તેપણ જોવુ જોઇએ. કારણકે તે રકમ પણ ઉપર જણાવેલા લાભમાંથી બાદ કરવી પડેછે વળી ભક્ત એટલે ખાવાની મુખ્ય ચીજો જેમકે અનાજવગેરે તથા પરિવ્યય એટલે ઘી, તેલ, સાકર- વગેરે તેનીસાથે ઉપયોગમ લેવાતા પદાર્થો ખરીદવામાં આવેલી રકમસંબધી પણ વિચાર કરવો કારણકે ધાતુઓવગેરે ચીજો ઘણી લાંબી મુદત પડતર રહેવા છતાં જેવીને તેવી રહેછે તેમજ વસ્ત્રવગેરે કેટલીક ચીજો લાંબીમુદતે બગડવા મ સત રહેછે પણ અનાજ અને ઘી તેલ શાકસરખી ચીજો ઓછીથોડીમુદતે બગડતી જાયછે તેથી તેઓના બગડી ગયેલા ભાગનુ વહેચાણ થઇ શકતું નથી અથવા બગડીજવાના ભયથી અમુકમુદતમાજ કદાચ થોડેભાવે પણ તેવી ચીજો તેઓને વહેચી નાખવી પડેછે તેથી કર નક્કી કરતી વખતે તેસંબધી વિચાર પણ કરવો જોઈએ તથા યોગ- ક્ષેમ એટલે તે ચીજો લાવવી અને જાળવવી કેટલી સહેલી છે અથવા કેટલી મુશ્કેલ છે તેપણ જોવુ જોઈએ નજીકની ખરીદી, દૂરની ખરીદી, દૂરની ખરીદમાં માલ લઇને આવતી વખતે માર્ગની સહેલાઇ કે મુશ્કેલી, ચોરોના કે લુંટારાના ભયને લીધે સાવચેતી રાખવામા પડતી મેહેનત અને થતું રક્ષણસંબધી ખર્ચ તેમજ તેનું પોતાનું તથા માણસોનું ખોરાકખર્ચ તથા દુકાનભાડું અને માલ ઓછી કે થોડી કેટલીમુદતે વહેચાયછે; આ સઘળાનો વિચાર કરીને વ્યાપારીઓની પાસેથી યોગ્ય કર લેવો જોઈએ

દરેક જાતનો કર નક્કી કરવામાં મુખ્યત્વે ધ્યાનપર લેવાની બાબત જણાવેછે—

**यथा फलेन युज्येत राजा कर्त्ता च कर्मणाम्॥**
**तथावेक्ष्य नृपो राष्ट्रे कल्पयेत्सततं करान् ॥१२८॥**

જેપ્રકારે રાજાને પણ ફળ મળે અને કામ કરનાર વ્યાપારી તથા ખેડૂ- વગેરેને પણ ફળ મળે તેપ્રકારે હમેશ બરાબર વિચારીને રાજાએ પોતાના દેશમાં કર લેવાની ગોઠવણ કરવી. ૧૨૮.

રાજા બિલકુલ કર ન લે તો તે વ્યાપાર તથા ખેતીવગેરેનું રક્ષણ ન કરી શકે અને રાજાતરફથી રક્ષણ ન મળે તો વ્યાપારીઓ તથા ખેડૂતો ઝાઝો લાભ મેળવનારા બનવા છતાં ચોર, લુંટારાઓ તથા કપટીલોકોના ભોગ બની પાયમાલ થાયછે. તેથી વ્યાપાર, ખેતીવગેરે કર્મના લાભમાંથી રાજાને પણ ભાગ મળવો જોઇએ. રાજાએ પોતાનો લાભ લેતી વખતે એ પણ જોવું જોઇએ કે જેણે કામ કરવામાં જાતમહેનત ઉઠાવી છે તેનો તેને યોગ્ય બદલો મળેછે કે નહિ? આકરા કર લેવાથી વ્યાપારી તથા ખેડૂતોવગેરેનું સામર્થ્ય હરાઇ જતા તેઓ વ્યાપાર તથા ખેતીવગેરે બરાબર કરી શકતા નથી અને તેને લીધે તે કર્મનું ફળ પણ સારૂં ન આવતાં તેઓ ઘસાતા જાયછે અને રાજાને મળતાભાગનું પ્રમાણ પણ ઘટતું જાયછે. હમેશ આવો વિચાર કરવાનું કારણ એ છે કે એક વખત નક્કી કરાયેલા દરમાં ફેરફાર કરવાની જરૂર જણાય તો તેમ પણ સમય જોઇને કરવું અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિવગેરે કારણોથી ખેતીમાં હાનિ થતી દેખાય તેમજ બીજાં કાર્યોમા પણ એવા હાનિના પ્રસંગો આવે ત્યારે કર ઓછો કરી નાખવો અથવા કદી થોડીમુદતમાટે માફ પણ કરી દેવો અને કદી દેશમાં ઝાઝી ન ફેલાવાજોગ ચીજોનો વેપાર ધનવાનવગેરે લોકોની માત્ર મોજશોખની તૃપ્તિમાટેજ ચાલતો હોય તો તેનાપર કર વધારવો અથવા જરૂર જણાય તો આકરોકર પણ લેવો એમ "હમેશ બરાબર વિચાર કરવો" તેનો અભિપ્રાય છે.

સામાન્યરીતે જરૂર જેટલા થોડામાપથી કર લેવો એજ લાભકારક છે એમ દૃષ્ટાંતો આપીને સૂચવેછે—

यथाल्पाल्पमदन्त्याद्यं वार्योकोवत्सषट्पदाः ॥
तथाल्पाल्पो गृहीतव्यो राष्ट्राद्राज्ञाब्दिकः करः॥१२९॥

જેવીરીતે જળો, વાછડું અને ભ્રમર એઓ પોતાના પોષણના પદાર્થને થોડોથોડો ચુસેછે તેવીરીતે રાજાએ દેશમાથી વાર્ષિકકર થોડોથોડો લેવો ૧૨૯.

જળોને શરીરના જે ભાગમાં ચોગડવામાં આવે ત્યાથી તે પોતાના ઉપયોગજેટલુંજ લોહી ચુસી છુટી જાયછે પણ શરીરને ઉપયોગી લોહી હોય તે ચુસતી નથી. તેવીરીતે રાજાએ પણ વ્યાપારી તથા ખેડૂતો નબળા પડી જાય તેવો કર નહિ લેતાં પોતાનો લાભ પણ જળવાય અને વ્યાપારી તથા ખેડૂતોવગેરે પણ સંપત્તિવાળા બનતા જાય તેવો કોમળકર લેવો. વાછડું ધાવતી વખતે બધુ દૂધ ચુસી જાય તો ગાયનો માલેક ગાયનું પોષણ કરવામા બેદરકાર બની જવાથી દૂધ ઘટતા વાછરડાને ફરીને પૂરૂં પોષણ મળી શકતુ નથી તેથી તે થોડું ધાવીને છુટુ પડેછે તથા ભ્રમર પણ પુષ્પમાનો થોડોથોડો રસ ચુસીને તૃપ્તિ મેળવેછે તેવીજ રીતે રાજાએ પણ દેશ દુર્બળ બની જાય તેવો કર નહિ લેતા પ્રત્યેકવર્ષે થોડોથોડો કર લેવો.

... કઇકઇ વસ્તુમાંથી કેટલેકેટલે અંશે કર લેવો તે ટૂંકામાં જણાવેછે—

पञ्चाशद्भाग आदेयो राज्ञा पशुहिरण्ययोः ॥
धान्यानामष्टमो भागः षष्ठो द्वादश एव वा॥१३०॥
आददीताथ षड्भागं द्रुमांसमधुसर्पिषाम् ॥
गन्धौषधिरसानां च पुष्पमूलफलस्य च ॥१३१॥
पत्रशाकतृणानां च चर्मणां वैदलस्य च ॥
मृन्मयानां च भाण्डानां सर्वस्याश्ममयस्य च ।१३२।

રાજાએ પશુઓ અને સુવર્ણમાંથી પચ્ચાસમો ભાગ લેવો તથા ધાન્યોમાંથી છઠ્ઠો, આઠમો કે બારમો ભાગ લેવો. અને વૃક્ષ, માંસ, મધ, ઘી, સુગંધીવસ્તુઓ, ઓષધિ, રસ, પુષ્પ, મૂળ, ફળ, પાન, શાક, ખડ, ચામડું, વાંસની ચીજો, મૃત્તિકાનાં પાત્રો અને પહાણાની ચીજો એઓમાંથી છઠ્ઠો ભાગ લેવો. ૧૩૦-૧૩૧-૧૩૨.

જણાવેલો દરેક ભાગ તે તે ચીજોની મૂળની કિંમત બાદ થતાં ઉપરના વટાવમાંથી લેવાનો છે સુવર્ણશબ્દને ઉપલક્ષણરૂપ ગણીને રૂપુંવગેરે સઘળા ધનનો સમાવેશ તેમાં કરવામાં આવેછે. પૃથ્વીની ઉત્તમતા, મધ્યમતા કે હીનતા તેમજ મહેનતની પણ ન્યૂનાધિકતાનો વિચાર કરીને ધાન્યોમાંથી છઠ્ઠો, આઠમો કે બારમો ભાગ જે લેવો યોગ્ય જણાય તે લેવો. ફળ, પત્રવગેરેનું જૂદું ગ્રહણ કરેલુંછે તેથી વૃક્ષશબ્દવડે બળતણમાટે લાકડાં સમજવાં સુગંધીવસ્તુઓમાં ચંદનકાષ્ઠ, કસ્તૂરીવગેરેનો સમાવેશ થાયછે, રસનાં ગ્રહણમાં લવણ તથા તેલવગેરેનો સમાવેશ કરવો.

... વેદવેત્તા બ્રાહ્મણ પાસેથી કંઇપણ કર લેવાનો અત્યંત નિષેધ કરેછે—

म्रियमाणोप्याददीत न राजा श्रोत्रियात्करम् ॥
न च क्षुधास्य संसीदेच्छ्रोत्रियो विषये वसन् ।१३३।

રાજાએ મરણતુલ્ય નિર્ધનતામાં પણ શ્રોત્રિયબ્રાહ્મણ પાસેથી કર લેવો નહિ. એટલુંજ નહિ પણ પોતાના દેશમાં વસનો કોઇપણ શ્રોત્રિયબ્રાહ્મણ ક્ષુધાપીડિત ન રહેવો જોઇએ એ ધ્યાન રાખવું. ૧૩૩.

વેદ જાણનાર અને વેદોક્તકર્મોનું આચરણ કરવામાં તત્પર હોય તે બ્રાહ્મણ શ્રોત્રિય કહેવાયછે

જેના દેશમાં શ્રોત્રિયબ્રાહ્મણ દુઃખી રહેતો હોય તેને થતી હાનિ દેખાડેછે—

यस्य राज्ञस्तु विषये श्रोत्रियः सीदति क्षुधा ॥
तस्यापि तत्क्षुधा राष्ट्रमचिरेणैव सीदति ॥१३४॥

જે રાજાના દેશમાં વેદાધ્યયનસંપન્ન બ્રાહ્મણ ક્ષુધાથી પીડા પામતો હોય તે રાજાનો દેશ થોડાજ કાળમાં ક્ષુધાથી સીદાયછે ૧૩૪

ક્ષુધાથી સીદાયછે એટલે દુષ્કાળવગેરેના દુઃખોથી પાયમાલ થાયછે ।

યોગ્યબ્રાહ્મણ પાસેથી કર ન લેવો એટલુંજ નહિ પણ તેના સંરક્ષણમાટે તેને આજીવિકા બાંધી આપવી એમ કહેછે—

श्रुतवृत्ते विदित्वास्य वृत्तिं धर्म्यां प्रकल्पयेत् ॥
संरक्षेत्सर्वतश्चैनं पिता पुत्रमिवौरसम् ॥१३५॥

એ બ્રાહ્મણનું શાસ્ત્રજ્ઞાન તથા સત્કર્માચરણ એ બન્નેથી વાકેફ થઇ એનો ધર્મ અવિચ્છિન્ન ચાલુ રહે તેમાટે તેને આજીવિકા બાંધી આપવી અને પિતા જેમ પોતાના ઔરસપુત્રનું સંરક્ષણ કરે તેમ સર્વપ્રકારે તેની રક્ષા કરવી ૧૩૫

રાજાતરફથી જો આજીવિકા મળતી હોય તો કુટુંબપોષણના યત્નમાં રોકાઇ રહેવું પડતું નથી અને તેથી બ્રાહ્મણ પોતાના શાસ્ત્રજ્ઞાનને વધારી શકેછે તથા સત્કર્માચરણને ચાલુ રાખી શકેછે, જેનો લાભ આખા દેશને મળેછે પોતાના પ્રિય-પુત્રની જેટલી લાગણીથી રક્ષા કરવામાં આવે તેટલી લાગણીથી તેની રક્ષા કરવી એટલે ચોરાદિકથી તેનું રક્ષણ કરવું તે તો સઘળીપ્રજાના રક્ષણની સાથે આવી જાયછે પણ અહીં તેના રક્ષણનો અભિપ્રાય એ છે કે તેની આજીવિકાને કોઇ ખેંચવી ન લે અથવા તેનો કોઇ અંશ ગમતી ન કરે તેમાટે તામ્રલેખવગેરેનો બંદોબસ્ત કરી દઇ પાછળથી પણ કોઇરીતે તેની હેરાનગતિ ન થાય તેમ કરવું

બ્રાહ્મણતરફ આટલીબધી લાગણી રાખવાનો હેતુ દર્શાવેછે—

संरक्ष्यमाणो राज्ञायं कुरुते धर्ममन्वहम् ॥
तेनायुर्वर्द्धते राज्ञो द्रविणं राष्ट्रमेव च ॥१३६॥

રાજાથી સંરક્ષણ કરાતો શ્રોત્રિયબ્રાહ્મણ પ્રતિદિન જે કાંઇ ધર્મ કરેછે તેનાથી રાજાનું આયુષ, ધન અને દેશ એઓ અભિવૃદ્ધિ પામેછે. ૧૩૬.

બીજાઓ પાસેથી કરરૂપે લેવાતી વસ્તુઓથી રાજાના ધન તથા દેશમાં વૃદ્ધિ થાયછે પણ બ્રાહ્મણોપાસેથી મળતા ધર્મરૂપ ભાગવડે રાજાના ધન તથા દેશમાં વૃદ્ધિ થવાઉપરાંત તેના આયુષમાં પણ અભિવૃદ્ધિ થાયછે તેથી ધર્મરૂપભાગ સૌથી શ્રેષ્ઠ છે, માટે બ્રાહ્મણોપાસેથી બીજી કાંઇપણ વસ્તુ કરરૂપે લેવાનો રાજાએ વિચાર પણ કરવો નહિ.

**સાધારણચીજોનો ટૂંકો વ્યાપાર કરી માંડમાંડ પોતાનું ગુજરાન ચલાવતા હોય તેઓની પાસેથી નામમાત્ર કર લઇ સંતોષ પકડવો એમ ભલામણ કરેછે—**

**यत्किञ्चिदपि वर्षस्य दापयेत्करसंज्ञितम् ॥**
**व्यवहारेण जीवन्तं राजा राष्ट्रे पृथग्जनम् ॥१३७॥**

દેશમાં નજીવી ચીજોનો વ્યાપાર કરી આજીવિકા ચલાવનારા ગરીબ પરચુરણીયા વેપારીપાસેથી રાજાએ નામમાત્ર થોડોથોડો વાર્ષિકકર લેવો. ૧૩૭.

શાકવગેરેની ફેરી કરનારા પરચુરણીયા લોકોપાસેથી વાર્ષિકકર બહુજ થોડો લેવો. કારણકે તેઓને નફો થોડો મળેછે અને તેમાંથી તેઓ પોતાનું ગુજરાન પણ માંડમાંડ ચલાવી શકેછે.

**મહેનતમજુરી કરનારા કારીગરોવગેરે પાસેથી વેઠ કેમ લેવી? તે દેખાડેછે—**

**कारुकाञ्शिल्पिनश्चैव शूद्रांश्चात्मोपजीविनः ॥**
**एकैकं कारयेत्कर्म मासि मासि महीपतिः ॥१३८॥**

કારૂક, શિલ્પી અને શારીરિક મેહેનત કરી ગુજરાન ચલાવનારા શૂદ્રો એઓની પાસે રાજાએ પ્રત્યેકમાસે એકએક વખત કામ કરાવવું. ૧૩૮

સુપડાં, સાદડીવગેરે ચીજો બનાવનારાઓ કારૂક કહેવાયછે અને કડીયા, સુતાર, લુહાર, નટ, ચિતારાવગેરે શિલ્પી કહેવાયછે તેઓની પાસેથી તથા શારીરિક મહેનત કરી ગુજરાન ચલાવનારા શૂદ્રો એટલે પદેરનાઓટવાની વસ્તુઓ તૈયાર કરનારા તથા ભાર ખેંચનારા કે ઉઠાવનારા મજુરો પાસેથી દરમાસે એકએક દિવસે વેઠરૂપે કામ કરાવવું. એટલે તેઓની પાસેથી રોકડ કંઇપણ કર લેવો નહિ.

કર લેવામાં રાજાએ એકદમ સંતોષી પણ બનવું નહિ તેમ એકદમ અસંતોષી પણ થવું નહિ એમ સૂચવેછે—

**नोच्छिन्द्यादात्मनो मूलं परेषां चातितृष्णया ॥**
**उच्छिन्दन् ह्यात्मनो मूलमात्मानं तांश्च पीडयेत् ॥१३९॥**

રાજાએ પોતાના મૂલનો ઉચ્છેદ કરવો નહિ તેમ અતિતૃષ્ણાવાળા બની પ્રજાના મૂલનો ઉચ્છેદ પણ કરવો નહિ પોતાના મૂલનો ઉચ્છેદ કરનાથી પોતે પીડાયછે અને પ્રજાના મૂલનો ઉચ્છેદ કરવાથી પ્રજાને પીડા થયછે અથવા ગમે તેનો મૂલોચ્છેદ થતા બન્નેને પીડા થાયછે ૧૩૯

વધારે પડતો સંતોષ રાખી રાજા બિલકુલ કર ન લે તો તેથી તે સામર્થ્યહીન બની અગવડમા આવી પડેછે અને વધારે અસંતોષી બની આકરા કર લેવા માડે તો પ્રજા સામર્થ્યહીન થઈ ગરીબાઇના દુખમા દબાતી જાયછે એવી રીતે સામર્થ્યહીન થયેલો રાજા પોતે દુખી થવાથી શાંત પ્રજાનુ સરક્ષણ કરી શકતો નથી અને સામર્થ્યહીન થયેલી પ્રજા રાજાને કર પૂરો પાડી શકતી નથી તથા બીજી કોઇ પણ રીતે મદદગાર થઇ શકતી નથી તેથી બેમાથી ગમે તેનો મૂલોચ્છેદ બન્નેને હાનિકારક નિવડેછે સારાશ એ છે કે રાજાએ આકરો કર ન લેવો જોઈએ અને પ્રજાએ યોગ્ય કર દેવામા આનાકાની નહિ કરવી જોઇએ

કાર્યને અનુસરી રાજાએ કોઇ વખત તીક્ષ્ણસ્વભાવવાળા અને કોઇ વખત મૃદુસ્વભાવવાળા પણ થવુ એમ ભલામણ કરેછે—

**तीक्ष्णश्चैव मृदुश्च स्यात्कार्यं वीक्ष्य महीपतिः ॥**
**तीक्ष्णश्चैव मृदुश्चैव राजा भवति संमतः ॥१४०॥**

રાજાએ કાર્યનો વિચાર કરી તીક્ષ્ણ પણ થવુ અને કોમળ પણ થવુ કારણકે જે રાજા એવી રીતે તીક્ષ્ણ પણ હોય અને કોમળ પણ હોય તે સર્વને સમ્મત થાયછે ૧૪૦

રાજામા કેવળ તીક્ષ્ણતા હોય તો યોગ્ય કાર્યોમા પણ લોકો ગભરાના કરેછે અને તેમા કેવળ કોમળતા હોય તો અયોગ્ય કાર્યો કરતા પણ કોઇ તેને ગણકારતા નથી આવી રીતે કેવળ તીક્ષ્ણ કે કેવળ કોમળસ્વભાવનો રાજા લોકોમા પ્રતિષ્ઠ

પામતો નથી. માટે, રાજાએ કોમળતા રાખવાયોગ્ય કાર્યમાં કોમળ થવું અને તીક્ષ્ણતા રાખવાયોગ્ય કાર્યમાં તીક્ષ્ણ પણ બનવું. અથવા શત્રુઓ અને અપરાધીઓને શિક્ષા કરવામાં ઉગ્ર થવું નિરપરાધ અને યોગ્ય પ્રાણીઓની રક્ષા કરવામાં દયાળુ થવું રાજાના નિર્માણમાં અગ્નિ અને સૂર્યદેવનો અંશ હોવાથી તેનામાં તીક્ષ્ણતા પણ જોઇએ તથા ચંદ્ર અને વરૂણવગેરે દેવોનો અંશ હોવાથી તેનામાં મૃદુતા પણ હોવી જોઇએ.

રાજાએ પોતે તપાસવાનાં કાર્યોમાં જરૂર પડતાં મુખ્ય અમાત્યની યોજના કરવાની છૂટ દેછે—

**अमात्यमुख्यं धर्मज्ञं प्राज्ञं दान्तं कुलोद्गतम् ॥**
**स्थापयेदासने तस्मिन् खिन्नः कार्येक्षणे नृणाम् ॥१४१॥**

પ્રજાનાં કાર્યો તપાસવામાં થાકી ગયેલા રાજાએ પોતાના તે સ્થાનપર ધર્મને જાણનાર, બુદ્ધિમાન, જિતેંદ્રિય અને કુળવાન મુખ્યઅમાત્યને સ્થાપિત કરવો. ૧૪૧.

રાજા જ્યારે પ્રજાની ફરિયાદો સાંભળવા તથા તેના નિર્ણય કરવાવગેરેમાં થાકી જાય અથવા બીજા કોઈપણ શારીરિક કે માનસિક કારણસર તે જગાપર બેસી શકે નહિ ત્યારે તેણે પોતાના તે કામપર પોતાના મુખ્યઅમાત્યને બેસાડવો. પણ આવું જોખમીકામ કરવામાં ધર્મજ્ઞતા, બુદ્ધિમાનપણું જિતેંદ્રિયતા અને કુલીનતા એ ગુણોની પૂર્ણ જરૂર છે તે વાત ધ્યાનમાં રાખવી.

સહાયસંગ્રહઆદિ પ્રજાસંરક્ષણના ઉપાયોનો ઉપસંહાર કરેછે—

**एवं सर्वं विधायेदमितिकर्त्तव्यमात्मनः ॥**
**युक्तश्चैवाप्रमत्तश्च परिरक्षेदिमाः प्रजाः ॥१४२॥**

એ પ્રમાણે રાજાએ પોતાનું સર્વ ઇતિકર્ત્તવ્ય સંપાદન કરી ઉદ્યુક્ત રહી અને આલસ્યનો ત્યાગ કરી દરેકરીતે સઘળી પ્રજાનું સંરક્ષણ કરવું. ૧૪૨.

ઉદ્યુક્ત એટલે યત્નપરાયણ રહી વગરઆળસે રાજાએ પોતાની પ્રજાનું દરેકરીતે એટલે ખરાબઅમલદારોથી, દુકાળવગેરેથી અને બહારના શત્રુઓથી સર્વદા રક્ષણ કરવું.

પ્રજાનુ સંરક્ષણ નહિ કરનાર બેદરકાર રાજાતરફ તિરસ્કાર દર્શાવેછે—

विक्रोशन्त्यो यस्य राष्ट्राद्ध्रियन्ते दस्युभिः प्रजाः ॥
संपश्यतः सभृत्यस्य मृतः स न तु जीवति ॥१४३॥

રાજા પોતે તથા તેના કાર્યભારીઓના દેખતા છતા જે રાજાના દેશમાથી દુખની બૂમો પાડતી તેની પ્રજા લૂટારાઓવગેરેથી પકડાયછે–લૂટાયછે તે મુવેલોજ છે જીવતો ગણાતો નથી ૧૪૩.

રાજા કે રાજાના માણસોના દેખતા–જાણતા છતા તેની પ્રજા સત્રુઓ અથવા ઉચ્ચાકોકોના હાથથી હેરાન થાય તો તેથી તેનો રાજા તથા તે રાજાના માણસો પોતાના જીવિતના મુખ્યકર્તવ્યરૂપ પ્રજાસંરક્ષણ નહિ કરી શકવાને લીધે મૃતતુલ્યજ ગણાયછે, એમ મનુવગેરે ધર્મશાસ્ત્રકારો માનેછે માટે રાજાએ અવશ્ય પ્રજાસંરક્ષણમા અપ્રમત્ત રહેવુ જોઇએ

પ્રજાસંરક્ષણ એજ ક્ષત્રિયજાતિનો શ્રેષ્ઠધર્મ છે એમ જણાવેછે—

क्षत्रियस्य परो धर्मः प्रजानामेव पालनम् ॥
निर्दिष्टफलभोक्ता हि राजा धर्मेण युज्यते ॥१४४॥

પ્રજાઓનુ પાલન કરવુ એજ ક્ષત્રિયનો સર્વોત્તમ ધર્મ છે અને કહેલા પ્રમાણે પ્રજાપાલનના ઉદ્દેશથીજ કરવગેરે ફળો ગ્રહણ કરનાર રાજા ધર્મને મેળવેછે ૧૪૪

પ્રજાપાલનને સર્વોત્તમધર્મ કહેલો છે તેથી રાજાએ અન્યત્તમકર્મોમા રોકાતી વખતે પણ પ્રજાપાલનનો સવાલ આવતા તુરત અવકાશ મેળવવો અને એ વખતે અન્યધર્મકર્મો અધુરા મૂકવા પડે તોપણ મૂકવા જોઇએ કર લેવાનો મૂળ હેતુ પ્રજાનુ પાલનજ છે અને એ હેતુ જાળવનાર તોજ કર લેનાર રાજા ધર્મિષ્ઠ ગણાયછે

રાજાનુ નિત્યકર્મ કહેછે—

उत्थाय पश्चिमे यामे कृतशौचः समाहितः ॥
हुताग्निर्ब्राह्मणांश्चार्च्य प्रविशेत्स शुभां सभाम् ।१४५।

રાજાએ રાત્રિના છેલ્લાપ્રહરમાં શયનનો ત્યાગ કરી શૌચકૃત્ય આટોપી સાવધાનપણે અગ્નિમાં હોમ કરી તથા બ્રાહ્મણોનું પૂજન કરીને ઉત્તમ સભામાં પ્રવેશ કરવો. ૧૪૫

વહેલા ઉઠવાથી બુદ્ધિની નિર્મળતા રહેછે, મલમૂત્રાદિના ત્યાગરૂપ શૌચકૃત્ય એ સમય જોઇએ તેવી સારી રીતે થાયછે અને તેથી પૂર્ણ શારીરશુદ્ધિ થાયછે, તથા એકાગ્રવૃત્તિ અને શ્રદ્ધાવડે અગ્નિમાં હોમ કરવાથી તથા બ્રાહ્મણોનું પૂજન કરવાથી દૈવી અંશની દૃઢતા થાયછે. આવા પ્રકારની યોગ્યતા મેળવીને રાજાએ પોતાની ઉત્તમસભામાં અર્થાત્ જ્યાં દીર્ઘદૃષ્ટિવાળા મુખ્યઅમાત્યઆદિ અધિકારીઓ અગત્યના વિચારોમાટે હાજર થયેલા હોય ત્યાં જઇ તેમાં ભાગ લેવો આમ કરવાથી સઘળા અમાત્યોનાં અંતઃકરણોપર ઘણી સારી છાપ પડેછે અને તેઓ પોતાના કર્તવ્યમાં લાગણીવાળા અને અપ્રમત્ત રહેછે પણ જો રાજા મોજશોખનાજ ભૂખ્યા સ્વાર્થીલોકોના મંડળમાં સામેલ થાયછે તો અધિકારીઓ પણ કર્તવ્યપરાયણતાને છોડી ગમે તેમ વર્તે એવો સંભવ રહેછે.

સભામાં જઇને રાજાએ કયા ક્રમથી ભાગ લેવો તે જણાવેછે—

**तत्र स्थितः प्रजाः सर्वाः प्रतिनन्द्य विसर्जयेत् ॥**
**विसृज्य च प्रजाः सर्वा मन्त्रयेत्सह मन्त्रिभिः ॥१४६॥**

રાજાએ તે સભામાં બેસી સઘળી પ્રજાનો સત્કાર કરી તેને રજા આપવી. અને સઘળી પ્રજાને રજા આપ્યાપછી મંત્રીઓની સાથે કર્તવ્યકાર્યનો વિચાર કરવો. ૧૪૬.

તે સભામાં રાજાએ પ્રથમ તો પ્રજામાના જે લોકો રાજદર્શનમાટે આવીને બેઠેલા હોય તેઓનાતરફ ધ્યાન દઈ યોગ્ય વાતચિતથી તેઓનો સત્કાર કરવો અને એવી રીતે ખુશી કરી તેઓને રજા આપવી એઓના ગયાપછી મુખ્યકારભારી તથા તે તે ખાતાના મુખ્યઅધિકારીઓની સાથે જરૂરની બાબતોનો વિચાર કરવામાં ગુંથાવું.

રાજ્યસંબંધી જરૂરની બાબતોના વિચાર ગમે તે લોકો જાણી ન જાય એવી રીતે અને એકાંતમાં કરવા જોઇએ એમ કહેછે—

**गिरिपृष्ठं समारुह्य प्रासादं वा रहोगतः ॥**
**अरण्ये निःशलाके वा मन्त्रयेदविभावितः ॥१४७॥**

રાજાએ પર્વતની પીઠઉપર, પ્રાસાદઉપર, અરણ્યમાં અથવા કોઇપણ એકાંતપ્રદેશમાં કોઇપણ જાણે નહિ તેમ મંત્રસંબંધી વિચાર કરવો. ૧૪૭.

પર્વતની પીઠવગેરે સ્થળો એકાંતના દ્દષ્ટાંતરૂપે છે. રાજ્યસંબંધી અગત્યની બાબતો મંત્ર કહેવાયછે. કર્મોના આરંભનો ઉપાય, પુરૂષ તથા દ્રવ્યની સંપત્તિ, દેશકાળનો વિભાગ, વિનિપાત મટાડવાનો ઉપાય અને કાર્યની સિદ્ધિ એ પ્રમાણે મંત્રનાં પાંચ અંગ ગણાયછે.

મંત્રભેદ ન થવાનું ફળ દેખાડેછે—

यस्य मन्त्रं न जानन्ति समागम्य पृथग्जनाः ॥
स कृत्स्नां पृथिवीं भुंक्ते कोशहीनोपि पार्थिवः ।१४८।

બીજાલોકો મળીને પણ જે રાજાના મંત્રને જાણી શકે નહિ તે રાજા ભંડારવગરનો હોય તોપણ સઘળી પૃથ્વીને ભોગવેછે. ૧૪૮.

રાજા ભલે સંપત્તિવગરનો હોય તોપણ જેના રાજ્યસંબંધી વિચારો લોકોના જાણવામાં ન આવી જતા હોય તે પોતાના કાર્યમાં સિદ્ધિ મેળવતોજ જાયછે અને તેને લીધે સમગ્રપૃથ્વીનું રાજ્ય ભોગવવાને પણ ભાગ્યશાળી થઇ શકેછે જરૂરના વિચારો ખુલ્લા થઇ જવાથી વિરોધીલોકો તે અમલમાં મેલાતા પહેલાં તેને તોડી પાડવાની અનેક પેરવીઓ કરેછે. માટે બધાલોકોના જાણવામાં ન આવી જાય તેમ તેવા વિચારો એકાંતમાં કરવા અને જેઓનીસાથે તે વિચારો કરવાના હોય તેઓ પણ કુલીન અને વિશ્વાસપાત્ર નિવડેલા હોવા જોઇએ

મંત્રવિચારવખતે મુખ્યત્વે કેવાકેવા લોકોને ખાસ દૂર કરવા જોઇએ તે જણાવેછે—

जडमूकान्धबधिरांस्तैर्यग्योनान्वयोतिगान् ॥
स्त्रीम्लेच्छव्याधितव्यङ्गान्मन्त्रकालेपसारयेत् ।१४९।

વિચાર કરવાના સમયમાં જડ, મૂગા, બહેરા, અતિવૃદ્ધ, સ્ત્રી, મ્લેચ્છ, રોગી અને વ્યંગ તેમજ પક્ષીવગેરેને પણ ત્યાંથી દૂર કરવા ૧૪૯

આ સઘળાઓથી મંત્રભેદ થવાની શંકા રહેછે જડ, મૂગાં અને બહેરાજેવા દેખાતા હોવા છતાં વખતપર તેઓની જડતાવગેરે કૃત્રિમ પણ હોય કદાચ તેઓમાં કૃત્રિમતા ન હોય તોપણ જડ હોય તે થોડું પણ સમજીને અને બહેરા હોય તે થોડું પણ સાંભળીને તે જાહેર કરી દે તો વિરૂદ્ધપક્ષના ચતુરલોકો તેપરથી સઘળી કલ્પના કરી લેછે મૂગો કદાચ બોલી શક્તો નથી તોપણ ઇસારતથી બીજાને સમજાવી શકેછે અતિવૃદ્ધ લોકો વિકળતાને લીધે, સ્ત્રીઓ કમસમજને લીધે, સારી કેળવયેલી સ્ત્રીઓ હોય તોપણ મંત્રની ગંભીરતા ન સમજી શકેલી હોય તો તેને લીધે, રોગીનું મગજ નબળું બની ગયેલું હોય તેને લીધે, મ્લેચ્છ કેળવાયેલ ન

ન હોય તેથી અથવા થોડી કેળવણીને લીધે કે અયોગ્ય આવેશવાળો હોય તેને લીધે અને હીનઅંગવાળો અયોગ્ય ચાપલ્યને લીધે મંત્રભેદ કરી દે એમ મનાયછે. વળી પોપટ તથા મેનાંસરખાં પક્ષીઓ પણ વખતપર સાંભળેલા શબ્દો પઢી જતાં બીજાલોકો તે સાંભળીને અનુમાન કરીને ચેતી જાયછે. માટે તેઓને તેવા વિચારસ્થાનમાંથી દૂર રાખવાં આ ઉપરથી મંત્રીઓ કે જેઓની સાથે વિચાર કરવાના હોય તેઓ પણ તેવા કે તેવા સ્વભાવવાળા નહિ હોવા જોઈએ.

મંત્રભેદની વિશેષ શંકાનાં પાત્રો દર્શાવેછે—

**भिन्दन्त्यवमता मन्त्रं तैर्यग्योनास्तथैव च ॥**
**स्त्रियश्चैव विशेषेण तस्मात्तत्रादृतो भवेत् ॥१५०॥**

અપમાન પામેલા લોકો, પક્ષીઓ અને સ્ત્રીઓ વિશેષથી મંત્રનો ભેદ કરેછે. માટે તેઓને તેવે વખતે દૂર કરવાનું વિશેષ ધ્યાન રાખવું ૧૫૦.

અપમાન પામેલા લોકો દ્વેષને લીધે તથા પક્ષીઓ અને હલકા સ્વભાવની દાસીઓવગેરે સ્ત્રીઓ જ્યાં ત્યાં બોલવા કરવાના સ્વભાવને લીધે સાંભળેલી વાતને જાહેર કરી દેછે.

ગમે તે વિચાર કરતાં પણ ધર્મવગેરેપર નજર રાખવી જોઇએ તેથી તે સંબંધી કહેછે—

**मध्यंदिनेर्धरात्रे वा विश्रान्तो विगतक्लमः ॥**
**चिन्तयेद्धर्मकामार्थान्सार्धं तैरेक एव वा ॥१५१॥**

રાજાએ મધ્યાહ્નસમયે અથવા અર્ધરાત્રિએ ચિત્તના ખેદને દૂર કરી અને શારીરપરિશ્રમથી નિવૃત્ત થઇ અમાત્યોસાથે અથવા પોતે એકલાએજ ધર્મ, અર્થ અને કામસંબંધી વિચાર કરવો. ૧૫૧.

કામના બોજાને લીધે મન કંટાળી ગયેલ હોય તો તે કંટાળો દૂર થયાપછી તથા જુદાંજુદાં ખાતાઓ તપાસવામાં કે બીજી પ્રવૃત્તિઓમા શરીર થાકેલું હોય તો વિશ્રાંતિ લીધાપછી ધર્મ, અર્થ અને કામસંબંધી વિચાર કરવો. બપોરવખતે આવી નિવૃત્તિ મળવાનો સંભવ રહેછે. અને અર્ધરાત્રિએ તો દરેક રીતે અવશ્ય શાંતિ મળેછે તેથી તેવે કોઇ વખતે એ વિચાર કરવાનો છે. મનની કોઈપણ જાતના વિક્ષેપવાળી સ્થિતિમાં ધર્માદિકસંબંધી યોગ્ય વિચાર થઇ શકતો નથી રાજ્યકૃત્યોસંબંધી કરેલા વિચારોને અમલમાં મૂકવાથી ધર્મ, અર્થ અને કામ એ પુરૂષાર્થોને કંઇ બાધ તો નથી આવતો? તેવો વિચાર પોતાના કારભારીઓસાથે

અથવા પોતે એકલાએ પૂર્ણ સ્વસ્થતાથી કરતા રહેવું કોઈપણ જાતના અભિનિવેશને લીધે ધર્માદિની હાનિ થવાનો સંભવ રહેછે અને રાજ્યસ બંધી વિચારોમાં ઘણીવખત અભિનિવેશના પ્રસંગો આવવાનો પણ સંભવ રહેછે માટે આ ખાસ ભલામણ આપેલી છે.

ધર્માદિના ચિંતનનો પ્રકાર તથા બીજીપણ વિચારતા રહેવાની આવશ્યક બાબતો કહેછે—

परस्परविरुद्धानां तेषां च समुपार्जनम् ॥
कन्यानां संप्रदानं च कुमाराणां च रक्षणम् ॥१५२॥
दूतसंप्रेषणं चैव कार्यशेषं तथैव च ॥
अन्तःपुरप्रचारं च प्रणिधीनां च चेष्टितम् ॥ १५३ ॥
कृत्स्नं चाष्टविधं कर्म पञ्चवर्गं च तत्त्वतः ॥
अनुरागापरागौ च प्रचारं मण्डलस्य च ॥ १५४ ॥
मध्यमस्य प्रचारं च विजिगीषोश्च चेष्टितम् ॥
उदासीनप्रचारं च शत्रोश्चैव प्रयत्नतः ॥ १५५ ॥

પરસ્પર વિરૂદ્ધ જણાતા ધર્મ, અર્થ અને કામનુ સંપાદન, પુત્રીઓનો વિવાહ, પુત્રોનું રક્ષણ, દૂતોને મોકલવાની ગોઠવણ, બાકી રહેલાં કાર્યો, અંતઃપુરમાં ચાલતી બાબતો તથા બાતમીદારોની ચેષ્ટા એ સઘળાંનો વિચાર કરવો. તેમજ અષ્ટવિધ કર્મ બરાબર વિચારવું પંચવર્ગનો વિચાર ઉંડાઉતરીને કરવો પોતાના તરફ તથા શત્રુતરફ બીજાઓની પ્રીતિ અને અપ્રીતિ, મંડળની હીલચાલ એટલે મધ્યમ, વિજિગીષુ, ઉદાસીન અને શત્રુ એઓ શું પેરવી કરેછે તેનો પણ પૂર્ણ ધ્યાન દઈને વિચાર કરવો ૧૫૨, ૧૫૩, ૧૫૪, ૧૫૫.

પરસ્પર વિરૂદ્ધ જણાતા એટલે અતિદંડથી ધન પેદા થાય એટલે અર્થની સિદ્ધિ થાય પણ તેજ ઉપાયથી ધર્મનો નાશ થાયછે. વળી શરીરશોષણથી ધર્મ થાય પણ તેજ ઉપાયથી કામરૂપ પુરૂષાર્થનો નાશ થાયછે અને સર્વસ્વદાનથી ધર્મ થાય પણ તેજ ઉપાયથી અર્થરૂપ પુરૂષાર્થનો નાશ થાયછે. એમ એકબીજાથી ઉલટા દેખાતા ધર્મ, અર્થ અને કામરૂપ પુરૂષાર્થનું એકબીજાને બાધ ન આવે એવી રીતે સંપાદન કરવાના વિચારમાં રહેવું અથવા પરસ્પર • એ બે પદોનો

અર્થ કેટલાએક એમ પણ કરેછે કે કારભારીઓ એકબીજાથી વિરૂદ્ધ હોય તોપણ તે સઘળા પોતાને (રાજાને) ચાહે તેમ તેઓને કબજે કરી રાખવાના વિચારમાં રહેવું. પુત્રીઓનો વિવાહ એવે અયોગ્ય સ્થળે ન કરવો કે જેથી ઘણાઓ શત્રુ થાય. તેની સાથે પુત્રીઓના સુખનો અને વરના કુલ, શીલ, વય, વિદ્યાવગેરેનો પણ વિચાર કરવો. પુત્રોના રક્ષણનો વિચાર કરવો એટલે તેઓને ખરાબસંગતથી બચાવવા તથા ગુણવાન બનાવવાઉપર દૃષ્ટિ રાખવી. પુત્રો વિનયવાળા અને નીતિવાળા થાય એ તેઓનું રક્ષણ ગણાયછે. સ્વાર્થીલોકો રાજપુત્રોને પડખે ચડી તેઓને બગાડવાની અનેક પેરવીઓ કરેછે અને રાજપુત્રોને કાચીબુદ્ધિને લીધે તેમાં ફસાવાનો સંભવ પણ રહેછે. સંધિ અને વિગ્રહનો આધારઆધાર દૂત મોકલવાની ગોઠવણઉપર રહેછે. માટે તેપણ અવશ્ય વિચારવાની બાબત છે-ગુપ્તલેખોઆદિ દૂતદ્વારા મોકલવા પડેછે. આરંભેલું કાર્ય કેટલું અપૂર્ણ છે અને તે કેવી રીતે પૂર્ણ થઇ શકે અને તે જેટલું થયું છે તેટલું જ બસ છે કે તેને આગળ વધારવું યોગ્ય છે વગેરે વિચારવું. અંતઃપુર એટલે જનાનાની સઘળી હીલચાલોથી વાકેફ રહેવું કારણ કે રાજા ગાફલ હોય તો વખતપર સ્ત્રીઓના દ્વેષના કારણથી કે તેઓની બુદ્ધિની ક્ષુદ્રતાના કારણથી તેને હાનિ થવા સંભવ રહેછે કોઇકોઇ સ્ત્રીઓની ચેષ્ટા અતિવિષમ હોયછે તેથી પોતાના દેહની રક્ષામાટે ત્યાં જતાં સાવચેત રહેવું. પૂર્વકાળમાં વિદૂરથ રાજાની રાણીએ અંબોડામાં છુપાવેલા હથિયારથી વિદૂરથને માર્યો હતો એવીજ રીતે પ્રેમવગરની બનેલી રાણીનાં વિષલિપ્ત ઝાંઝરો લાગવાથી કાશિરાજ માર્યો ગયો હતો, માટે હલકી સ્ત્રીઓના સહવાસમાં ન આવવું પણ કુલવાન અને વિશુદ્ધ અંતઃકરણની પટરાણી તથા તેવીજ અન્ય પરિણીત રાણીઓ હોય તેનાપર જ પ્રેમ રાખી વર્તવું. એવો અભિપ્રાય છે. ગોઠવેલા બાતમીદારો કેવી લાગણીથી કામ કરેછે તે બીજી રીતે જાણી લેવાની યોજનામાં રહેવું કારણ કે બાતમીદાર ખૂટેલ હોય તો તે મોહોટી હાનિ કરેછે. રાજાએ બરાબર વિચારવાનાં અષ્ટવિધ કર્મ શુક્રાચાર્યે આ પ્રમાણે કહેલ છે કે આદાન, વિસર્ગ, પ્રૈષ, નિષેધ, અર્થવચન, વ્યવહારદર્શન, દંડ અને શુદ્ધિ; એઓમાં કરવગેરેનું ગ્રહણ કરવું તે આદાન, ભૃત્યવગેરેને ધન આપવું તે વિસર્ગ, દૃષ્ટ તથા અદૃષ્ટ અનુષ્ઠાનોમાં કાર્યકારી લોકોને જોડવા તે પ્રૈષ, પ્રત્યક્ષથી તથા અપ્રત્યક્ષથી વિરૂદ્ધ જણાતી ક્રિયાઓમાં અમાત્યવગેરેને જતા અટકાવવા તે નિષેધ, કાર્યના સંદેહમાં નિર્ણય કરવો તે અર્થવચન, પ્રજાની ઋણવગેરે વિપત્તિમાં વ્યવહારનો તપાસ કરવો તે વ્યવહારદર્શન, વિવાદમાં પરાજય પામેલા લોકોપાસેથી શાસ્ત્રોક્ત ધન લેવું તે દંડ અને જેણે પાપકર્મ કરેલું હોય તેને પ્રાયશ્ચિત્ત દેવું તે શુદ્ધિ-કહેવાયછે અથવા અકૃતારંભ, કૃતાનુષ્ઠાન, અનુષ્ઠિતવર્દ્ધન, કર્મફલસંગ્રહ, સામ, દાન, ભેદ અને દંડ એ આઠ કર્મનું અહીં ગ્રહણ કરવામાં આવેછે. તેમાં નહિ થયેલા કામનો આરંભ તે અકૃતારંભ, આરંભેલા કાર્યને ગતિમાં મૂકવું તે કૃતાનુષ્ઠાન, ગતિમાં મૂકેલા કાર્યને યોગ્ય વેગ આપી પાર પહોંચાડવું તે અનુષ્ઠિતવર્દ્ધન અને

કરેલા કાર્યના ફલનો લાભ લેવો તે કર્મફલસંગ્રહ કહેવાયછે. સામ, દાન, ભેદ અને દંડ એઓ તો પ્રસિદ્ધ છે. અથવા વણિક્પથ એટલે વ્યાપારના રસ્તાઓ ખુલ્લા કરવા, ઉદકસેતુબંધ એટલે નેહેરો, તળાવો, પાજ, ઘાટ, પુલવગેરે બંધાવવા, દુર્ગકરણ એટલે શત્રુઓને આવવું મુશ્કેલ થઇ પડે તેવાં ખાઇ કિલ્લાવગેરે કરાવવાં, કૃતસંસ્કારનિયમ એટલે કરેલાં કામોમાં યોગ્ય સુધારાવધારામાટેના નિયમો બાંધવા, હસ્તિબંધન એટલે રાજ્યની શોભા તથા સૈન્યમાં ઉપયોગવગેરેમાટે હાથીઓવગેરે શોભાવનારાં તથા ઉપયોગી સાધનો રાખવાં, ખનિખનન એટલે ખાણો ખોદાવવી, શૂન્યનિવેશન એટલે નકામી ખાલી પડેલી જગાઓ વસાવવી તથા દારૂવનચ્છેદન એટલે નકામી રહેતી ઝાડીઓને કપાવીને ત્યાં ખેડ કરાવવી એને કામંદકે અષ્ટવિધ કર્મ કહેલ છે બાતમીદારોના જૂદા જૂદા પ્રકારરૂપ કાપટિક, ઉદાસ્થિત, ગૃહપતિ, વૈદેહિક અને તાપસ એવી રીતના વેષ ધરનારા બાતમીદારો પંચવર્ગ કહેવાયછે કપટથી બીજાના મર્મને જાણનાર ચતુર વિદ્યાર્થી કાપટિક કહેવાયછે પ્રથમ સંન્યાસ લીધો હોય પણ પાછળથી તે છોડી દઇને મઠધારી બની દ્રવ્યવગેરેનો સંગ્રહ કરતો હોય તે ઉદાસ્થિત કહેવાયછે. ક્ષીણવૃત્તિવાળો, બુદ્ધિમાન અને પવિત્ર કૃષિરૂપ આજીવિકાવાળો અહીં ગૃહપતિ કહેવાયછે. ક્ષીણવૃત્તિવાળો વ્યાપારી વૈદેહિક કહેવાયછે અને તપસ્વીનો માત્ર વેષ ધરનારો હોય તે અહીં તાપસ કહેવાયછે. આવા લોકો નાહાને મોહોટે સઘળે સ્થળે તથા શત્રુ, મિત્ર અને ઉદાસીનવર્ગમા ચાલતી છુપી વાતોનો પણ પત્તો મેળવી શકેછે. માટે તેવાઓને બાતમીદાર બનાવવા પણ તેઓ વિશ્વાસપાત્ર છે અથવા તેવા નિવડશે કે કેમ? તેનો વિચાર કરવામાં ભૂલવું નહિ. અને તે વિચાર બહુ ઉંડા ઉતરીને કરવો જોઇએ આ અધ્યાયના ૧૪૭ મા શ્લોકના વ્યાખ્યાનમા મંત્રનાં પાંચ અંગ જણાવ્યાં છે તેને પણ અહીં કેટલાક પંચવર્ગ કહેછે. અથવા મંત્રી, પુરોહિત, સેનાપતિ, યુવરાજ અને દ્વારપાળ એઓ પણ પંચવર્ગ કહેવાયછે તેઓ તથા તેઓની આજુબાજુનાં માણસોસબંધી વિચાર કરવો એપણ આવશ્યક છે કારણ કે એ સૌના હાથમાં જૂદી જૂદી જાતની જોખમી સત્તા રહેલી છે મંડલની ટીલચાલ એટલે કયો રાજા સંધિની ઇચ્છા રાખેછે? કયો રાજા વિગ્રહની ઇચ્છા રાખેછે? વગેરે જાણી તેનાપર પણ વિચાર કરતા રહેવું, પોતાનો શત્રુ રાજા તથા વિજિગીષુ એટલે જીતવાની ઇચ્છા રાખનારો રાજા એઓની અત્યંત નજીક સીમાવાળો હોય અને એઓ મળીને ચાલતા હોય ત્યાંસુધી તેઓનો અનુગ્રહ કરવામાં સમર્થ હોય તથા એઓ વિરૂદ્ધ થતા હોય ત્યારે તેઓને નિગ્રહ કરવામાં સમર્થ હોય તે મધ્યમ રાજા કહેવાયછે. બુદ્ધિ, ઉત્સાહગુણ અને અમાત્યોની યોગ્ય મદદવાળો તથા બીજાને જીતવાની ઇચ્છાવાળો હોય તે વિજિગીષુ રાજા કહેવાયછે. શત્રુ, વિજિગીષુ અને મધ્યમ એ ત્રણે જ્યાંસુધી મળીને રહેતા હોય ત્યાંસુધી તેઓના અનુગ્રહમાં અને વિરૂદ્ધ રહેતા હોય ત્યારે તેઓના નિગ્રહમાં સમર્થ હોય તે ઉદાસીન રાજા કહેવાયછે. શત્રુ રાજા ત્રણ પ્રકારના છે.

સહજ, કૃત્રિમ અને ભૂમ્યનંતર. તેઓમાં વંશપરંપરાથી અથવા અમુક પ્રકારનો પોતાનો હક છે એમ માની વૈર રાખનાર સહજ શત્રુ કહેવાયછે. સીમાદિ દબાવવાવગેરે કારણથી જેની શત્રુતા ઉભી કરવામાં આવે તે કૃત્રિમ શત્રુ કહેવાયછે અને જેની સીમાવચ્ચે બીજો કાંઇપણ અંતર ન હોય અને તેને લીધે પરસ્પર શંકા રહ્યા કરતી હોય તે ભૂમ્યનંતર શત્રુ કહેવાયછે. આ ચારે જાતના રાજાઓ અને તેના કારભારીઓ કેવા બુદ્ધિવાળા છે, કેવા ઉત્સાહવાળા છે અને તેઓની પ્રજા તેમનાતરફ કેવી લાગણીવાળી છે ? વગેરે વિચાર કરવો તે પણ રાજાને માટે આવશ્યક છે.

જેની હીલચાલ જાણવાની આવશ્યકતા ઉપરના શ્લોકમાં દેખાડી તે મંડલના મુખ્યત્વે બાર પ્રકાર જણાવેછે—

**एताः प्रकृतयो मूलं मण्डलस्य समासतः ॥**
**अष्टौ चान्याः समाख्याता द्वादशैव तु ताः स्मृताः ॥ १५६ ॥**

ઉપર કહેલી ચાર પ્રકૃતિ એટલે ચાર પ્રકારના રાજાઓ સંક્ષેપથી મંડલનું મૂલ છે એવી રીતે આઠ પ્રકૃતિઓ બીજી પણ કહેલી છે એ સઘળી મળીને બાર પ્રકૃતિઓ છે. ૧૫૬.

મધ્યમ, વિજિગીષુ, ઉદાસીન અને શત્રુ એ ચાર પ્રકારના રાજાઓ સંક્ષેપથી મંડલના મૂળરૂપ છે તે ઉપરાંત આઠ પ્રકાર બીજાપણ કહેલા છે. જેમ કે ઉપર જણાવેલા ચારે પ્રકારના રાજાઓમાં પ્રત્યેકના શત્રુ અને પ્રત્યેકના મિત્ર એમ મળીને બીજા આઠ પ્રકાર થાયછે. આવીરીતે જરા વિસ્તાર કરવામાં આવે એટલે બાર પ્રકારનું મંડળ થાયછે. અથવા પોતાના શત્રુને અત્યંત લગતી સીમાવાળો રાજા પોતાનો મિત્ર ગણાયછે. કારણ કે તેને પ્રસ્તુત શત્રુસાથે વારવાર વાંધા પડવાનો સંભવ રહેછે. એ મિત્ર ગણાતા રાજાને અત્યંત લગતી સીમાવાળો તેપછીનો રાજા તે શત્રુના મિત્રરૂપ ગણાયછે. તેપછી જેની સીમા આવતી હોય તે મિત્રના મિત્રરૂપ ગણાયછે અને મિત્રના મિત્રરૂપ રાજાની અત્યંત નજીક સીમાવાળો રાજા શત્રુના મિત્રનો મિત્ર ગણાયછે એવી રીતે મિત્રરાજા, શત્રુમિત્રરાજા, મિત્રના મિત્રરૂપ રાજા અને શત્રુમિત્રના મિત્રરૂપ રાજા એઓ ઉપર જણાવેલા મુખ્ય ચાર પ્રકારપછીના મંડલના ચાર પ્રકારો ગણાયછે. આ ચાર પ્રકારો આગળના ભાગના ગણાયછે. એવીજ જાતના ચાર પ્રકારો પાછળના ભાગના હોય તે પાર્ષ્ણિગ્રાહ, આક્રંદ, પાર્ષ્ણિગ્રાહાસાર અને આક્રંદાસાર એવાં નામોથી ઓળખાયછે. એટલે મુખ્ય ચાર પ્રકાર, આગળના ચાર પ્રકાર તથા પાછળના ચાર પ્રકાર એમ બધા મળીને મંડલના બાર પ્રકાર થાયછે.

ઉપર જણાવેલા મંડળના બાર પ્રકારોમાં પ્રત્યેકનાં પાંચ પાંચ અંગો દેખાડેછે—

**अमात्यराष्ट्रदुर्गार्थदण्डाख्याः पञ्च चापराः ॥**
**प्रत्येकं कथिता ह्येताः संक्षेपेण द्विसप्ततिः ॥१५७॥**

અમાત્ય, રાષ્ટ્ર, દુર્ગ, અર્થ અને દંડ આ પ્રમાણે તે પ્રત્યેકના બીજા પણ પાંચ પાંચ પ્રકારો કહેલા છે અને એવી રીતે મંડલના બધા મળી બોંતેર પ્રકારો ટુંકામાં થાયછે ૧૫૭

અમાત્ય, રાષ્ટ્ર, દુર્ગ, અર્થ એટલે કોશ-ભંડાર તથા દંડ એટલે સેનાવગેરે એ પાંચપાંચ પ્રકાર, ઉપરના બાર પ્રકારના ગણતાં તેઓની સંખ્યા સાઠ થાયછે તેમની સાથે મુખ્ય ચાર પ્રકાર તથા તે પછીના તેઓની શાખારૂપ આઠ પ્રકાર મેળવતાં કુલ બોંતેર પ્રકાર થાયછે જો કે આથી પણ આગળ વધતાં અનેક પ્રકારો થઇ શકેછે તોપણ ટુંકામાં આ બોંતેર પ્રકારનું મંડલ ગણાયછે તેઓની સઘળી હીલચાલ રાજાએ પોતાના ધ્યાનમાં રાખવી

શત્રુ, મિત્ર અને ઉદાસીન કોને કહેવા? તે વધારે સ્પષ્ટતાથી જણાવેછે—

**अनन्तरमरिं विद्यादरिसेविनमेव च ॥**
**अरेरनन्तरं मित्रमुदासीनं तयोः परम् ॥ १५८ ॥**

રાજાની પૃથ્વીને અત્યંત લગતો જે બીજો રાજા હોય તે, તેમજ શત્રુની સેવા કરનાર રાજા હોય તે પણ શત્રુ કહેવાયછે શત્રુ રાજાપછીનો રાજા મિત્ર કહેવાયછે અને એ બન્ને પછીનો રાજા ઉદાસીન કહેવાયછે ૧૫૮

વિજિગીષુ એટલે બીજાઓને જીતવાની ઇચ્છા રાખનાર રાજાને ચારે દિશાઓમાં અત્યંત લગતો જે બીજો રાજા હોય તે વિજિગીષુનો શત્રુ કહેવાયછે તે પ્રમાણે શત્રુતરફ જે સારી લાગણી ધરાવતો હોય તે રાજા પણ શત્રુ કહેવાયછે વિજિગીષુ રાજાના શત્રુ પછીનો રાજા એટલે શત્રુના શત્રુરૂપ રાજા વિજિગીષુ રાજાનો મિત્ર કહેવાયછે અને એ શત્રુ તથા મિત્રપછીનો રાજા વિજિગીષુ રાજાનો ઉદાસીન ગણાયછે

મંડલના આ સઘળા પ્રકારોનો વિચાર કરવાનું પ્રયોજન કહેછે—

तान्सर्वानभिसंदध्यात्सामादिभिरुपक्रमैः ॥
व्यस्तैश्चैव समस्तैश्च पौरुषेण नयेन च ॥ १५९ ॥

તે મધ્યગાઓને રાજાએ સામવગેરે જૂદા જૂદા ઉપાયોથી અથવા સમગ્ર ઉપાયોથી અથવા દંડથી અથવા સામથી વશ્ય કરવા. ૧૫૯

સામવગેરે ઉપાયોમા જે અથવા જેટલા ઉપાય જેને યોગ્ય હોય તેને માટે તે અથવા તેટલા ઉપાયો કામે લગાડીને પણ રાજાએ પોતાની મજબૂતી કરવી.

બીજાઓને પોતાના કરવામાં અથવા પોતાને વશ્ય કરવામાં વિચારવાયોગ્ય ૭ ગુણો જણાવેછે—

संधिं च विग्रहं चैव यानमासनमेव च ॥
द्वैधीभावं संश्रयं च षड्गुणांश्चिन्तयेत्सदा ॥ १६० ॥

રાજાએ સધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ અને સશ્રય એ ૭ ગુણોનો સર્વદા વિચાર કરવો ૧૬૦

પરસ્પરના ઉપકારનો ઠરાવ કરવો તે સધિ, પોતાની અધિકતા જોઈ બીજાથી વેર કરવુ તે વિગ્રહ. ચઢાઇ કરવી તે યાન, શાત થઈ બેશી રહેવું તે આસન, સ્વાર્થસિદ્ધિમાટે સૈન્યના બે વિભાગ પાડી નાખવા તે દ્વૈધીભાવ અને અધિક બળવાન અન્ય રાજાનો આશ્રય કરવો તે સશ્રય કહેવાયછે આ છ ગુણમાથી જે ગુણવડે પોતાની અભિવૃદ્ધિ અને શત્રુનો ક્ષય થાય તે ગુણનો આશ્રય કરવો

કાર્યના બલાબલનો વિચાર કરી આ ૭ ગુણો કામે લગાડવાની ભલામણ કરેછે—

आसनं चैव यानं च संधिं विग्रहमेव च ॥
कार्यं वीक्ष्य प्रयुञ्जीत द्वैधं संश्रयमेव च ॥ १६१ ॥

રાજાએ કાર્યનો વિચાર કરીને આસન, યાન, સધિ, વિગ્રહ, દ્વૈધીભાવ અને સશ્રયની યોજના કરવી ૧૬૧

પોતાની સમૃદ્ધિ તથા શત્રુની હાનિવગેરે કાર્યનો વિચાર કરી સધિને કામે લગાડી આસન કરવું અથવા વિગ્રહપૂર્વક યાન કરવુ અને દ્વૈધીભાવ તથા સંશ્રયમા કોઈની સાથે સધિ તથા કોઇની સાથે વિગ્રહસબધી વિચાર કરવો. મતલબ કે કાર્યના બલાબલનો અથવા સમયનો વિચાર કરી જે સમયે જેમ કરવું યોગ્ય જણાય તેમ કરવું

ઉપર જણાવેલ પ્રત્યેક ગુણના બબ્બે પ્રકાર છે એમ કહેછે—

**संधिं तु द्विविधं विद्याद्राजा विग्रहमेव च ॥**
**उभे यानासने चैव द्विविधः संश्रयः स्मृतः ॥१६२॥**

રાજાએ સંધિને બે પ્રકારનો એવીજ રીતે વિગ્રહને પણ બે પ્રકારનો જાણવો તથા યાન અને આસનને પણ બબ્બે પ્રકારના જાણવા તથા સંશ્રયને પણ બે પ્રકારનો કહેલ છે ૧૬૨

આમા દ્વૈધીભાવનુ ગ્રહણ નહિ છતા પણ પ્રકરણના બળથી સમજી લેવુ. કાર્ય અને સમયપરત્વે કામે લગાડવાના સંધિવગેરે છએ ગુણો બબ્બે પ્રકારના છે, જે પ્રકાર હવે પછી કહેવામા આવેછે

સંધિના બે પ્રકાર કહેછે—

**समानयानकर्मा च विपरीतस्तथैव च ॥**
**तदात्वायतिसंयुक्तः सन्धिर्ज्ञेयो द्विलक्षणः ॥१६३॥**

સમાનયાનકર્મા તથા અસમાનયાનકર્મા એ પ્રમાણે બે પ્રકારનો સંધિ છે કે જે તત્કાલફલના લાભમાટે અથવા ઉત્તરકાલમા ફલના લાભમાટે કરવામા આવેછે ૧૬૩

તરતમા લાભ મેળવવામાટે અથવા આગળઉપર લાભ મેળવવામાટે શત્રુઉપર ચડાઈ કરવાના ઉદ્દેશથી સાથે મળી કામ કરવાના ઠરાવપર બીજા રાજાસાથે મળી જવુ તે સમાનયાનકર્મા નામનો સંધિ કહેવાયછે અને એજ ઉદ્દેશથી બન્નેએ જુદા રહી જુદી જુદી બાજુએથી શત્રુને દબાવવાના ઠરાવપર બીજા રાજાસાથે મળી જવુ તે અસમાનયાનકર્મા નામનો સંધિ કહેવાયછે અથવા ચડાઈ કરવાના કામમા સમાનતા ધરાવનાર રાજાની સાથે તુરતમા કે પાછળથી લાભ લેવાના કે લાભ દેવાના ઠરાવવડે સલાહ કરવી તે સમાનયાનકર્મા નામનો સંધિ અને ચડાઈ કરવાના કામમા અસમાનતા એટલે ન્યૂનતા કે અધિકતા ધરાવનાર શત્રુપ્રતિ તુરતમા કે પાછળથી લાભ લેવાના કે લાભ દેવાના ઠરાવથી સલાહ કરવી તે અસમાનયાનકર્મા નામનો સંધિ કહેવાયછે પ્રથમ કરેલા અર્થપ્રમાણે સંધિના બે પ્રકાર બીજાને લાભ આપીને પણ શત્રુને દબાવવામાટેના છે અને પાછળથી કરેલા અર્થપ્રમાણે સંધિના બે પ્રકાર શત્રુસાથે પરબારા મળી જઈ પોતાનો લાભ મેળવી લેવામાટેના છે

વિગ્રહના બે પ્રકાર કહેછે—

स्वयंकृतश्च कार्यार्थमकाले काल एव वा ॥
मित्रस्य चैवापकृते द्विविधो विग्रहः स्मृतः ॥१६४॥

શાસ્ત્રમા જણાવેલ સમયે અથવા બીજા કોઇપણ સમયે પોતાના કાર્યમાટે કરાતો તથા કોઇ પોતાના મિત્રનો અપકાર કરે તે વખતે કરાતો એમ વિગ્રહ બે પ્રકારનો કહેલો છે ૧૬૪

યુદ્ધ કરવામાટે સામાન્યરીતે કયો સમય યોગ્ય છે તે હવે પછી આ અધ્યાયના ૧૮૨ મા શ્લોકમા કહેશે તેને શાસ્ત્રમા જણાવેલ સમય સમજવો

યાનના બે પ્રકાર કહેછે—

एकाकिनश्चात्ययिके कार्ये प्राप्ते यदृच्छया ॥
संहतस्य च मित्रेण द्विविधं यानमुच्यते ॥ १६५ ॥

શત્રુઉપર અકસ્માત્ કષ્ટ આવી પડે ત્યારે વિજિગીષુ રાજા પોતે એકલોજ યાન કરે અને મિત્રરાજાને સાથે રાખીને ચડાઈ કરે એમ બે પ્રકારનું યાન કહેવાયછે ૧૬૫

પોતે સમર્થ હોય તો પહેલ પ્રકારનુ યાન કરવુ અને અસમર્થ હોય તો મિત્રરાજાને સાથે રાખીને યાન કરવુ ઉચિત છે

આસનના બે પ્રકાર કહેછે—

क्षीणस्य चैव क्रमशो दैवात्पूर्वकृतेनवा ॥
मित्रस्य चानुरोधेन द्विविधं स्मृतमासनम् ॥१६६॥

પૂર્વજન્મમા કરેલા દુષ્કર્મથી અથવા વર્તમાન જન્મમા કરેલા કર્મથી ક્ષીણસાધનવાળો રાજા મૂગો થઈ શાન્ત બેસી રહે અથવા મિત્ર રાજાનુ કાર્ય ન બગડે તેમાટે કાંઇ ન કરતા મૂંગી રહે એવી રીતે આસન નામનો ગુણ બે પ્રકારનો છે ૧૬૬

યુદ્ધ કરવાની જરૂર છતા પણ સાધનની ક્ષીણતાને લીધે ચુપ થઈ બેસી જવુ તે આસનનો પહેલો પ્રકાર છે અને પૂર્ણસાધનસંપત્તિ છતા પણ ચડાઇ કરવા જતા પોતાના મિત્રરાજાનુ કાર્ય બગડતુ હોય તો તે કાર્યની રક્ષા કરવામાટે ચુપ થઇ જવુ તે આસનનો બીજો પ્રકાર છે

દ્વૈધીભાવના બે પ્રકાર કહેછે—

**बलस्य स्वामिनश्चैव स्थितिःकार्यार्थसिद्धये ॥**
**द्विविधं कीर्त्यते द्वैधं षाड्गुण्यगुणवेदिभिः ॥१६७॥**

કાર્યની સિદ્ધિમાટે સૈન્યની તથા રાજાની બે વિભાગથી ઉલટાસુલટી સ્થિતિ કરવારૂપ બે પ્રકારનો દ્વૈધીભાવ ષાડ્ગુણ્યના ગુણને જાણનારાઓ કહેછે ૧૬૭

સેનાના મુખ્યભાગને પોતાની સાથે રાખી સેનાપતિ એક બાજુથી શત્રુને રોકી રાખે અને સેનાનો કેટલોક નુ ટલો ભાગ લઇને રાજા બીજી બાજુથી ચડી જાય તે પહેલાપ્રકારનો દ્વૈધીભાવ છે તથા સૈન્યના કેટલાક ભાગને સાથે રાખીને રાજા એક બાજુ શત્રુઓનુ ધ્યાન રોકી રાખે તે વખતે બાકીના સૈન્યને લઇને સેનાપતિ શત્રુની નબળી બાજુપર હુમલો કરી તેને ગેરાગ પાડવાની ગોઠવણ કરે એ બીજા પ્રકારનો દ્વૈધીભાવ છે અથવા કાર્યસાધનમાટે કેવળ સેનાના બે વિભાગ કરવા તે પહેલા પ્રકારનો દ્વૈધીભાવ છે અને રાજાની સાથેના સૈન્યને એવા બે વિભાગમા વહેચી નાખવું કે જેમા કાગડાની આંખની પેઠે રાજા કોઇ વખતે એક વિભાગમા જણાવામા આવે તો કોઇ વખતે બીજા વિભાગમા જોવામા આવે અને એવી રીતે શત્રુઓ મુઝવણમા તથા ભૂલાવામા પડે આ બીજા પ્રકારનો દ્વૈધીભાવ કહેવાયછે

સંશ્રયના બે પ્રકાર કહેછે—

**अर्थसंपादनार्थं च पीड्यमानस्य शत्रुभिः ॥**
**साधुषु व्यपदेशार्थं द्विविधः संश्रयः स्मृतः ॥१६८॥**

શત્રુઓથી પીડા પામતા રાજાએ તે પીડાના નાશરૂપ કાર્યની સિદ્ધિને માટે અને ભવિષ્યમા પીડા થશે તેવો ભય હોય તો "હવે આને કઇ થઇ શકે તેમ નથી" એવી પ્રસિદ્ધિ થવામાટે યોગ્ય રાજાઓમાંથી કોઇનો પણ આશ્રય કરવો એવી રીતે સંશ્રય બે પ્રકારનો કહ્યો છે ૧૬૮

પોતાના આશ્રયમા આવેલાઓની રક્ષા કરવાનો નિશ્ચય તથા તેનુ સામર્થ્ય ધરાવનારા રાજાઓ યોગ્ય ગણાયછે તેવાઓનો આશ્રય, ચાલુ થએલી પીડા મટાડવાને કરવો તે પહેલા પ્રકારનો સંશ્રયનામનો ગુણ ગણાયછે અને ભવિષ્યમા પીડા થશે એવી શંકાને લીધે અગાઉથીજ સાવચેતી રાખી "હવે આ રાજાને પીડા કરવી સહેલી નથી" એમ લોકોમા પ્રખ્યાતિ થઈ જવામાટે તેવા રાજાનો આશ્રય કરવો તે બીજા પ્રકારનો સંશ્રય કહેવાયછે

સંધિવગેરે છ ગુણોના બબ્બે પ્રકાર દર્શાવીને હવે તે તે ગુણને ક્યારે ક્યારે કામમાં લેવા તે કહેવાનો ઉપક્રમ કરતાં સૌથી પહેલાં સંધિ ક્યારે કરવો યોગ્ય છે? તે જણાવેછે--

**यदावगच्छेदायत्यामाधिक्यं ध्रुवमात्मनः ॥**
**तदात्वे चाल्पिकां पीडां तदा संधिं समाश्रयेत् ।१६९।**

રાજા જ્યારે એમ જાણે કે ઉત્તરકાળમાં આપણું અવશ્ય આધિક્ય થશે તો તે વખતે ધનવગેરેનો થોડો ક્ષય થતો હોય તેને સહન કરીને પણ પ્રતિપક્ષિરાજાસાથે સંધિ કરવો ૧૬૯

પાછળથી વિશેષ લાભ થશે એમ જાણવામાં આવે તો ચાલુ સમયમાં શંકાવાળી સ્થિતિ ન ભોગવતાં થોડી હાનિ ખમીને પણ સંધિ કરવો.

વિગ્રહનો યોગ્ય પ્રસંગ દેખાડેછે—

**यदा प्रहृष्टा मन्येत सर्वास्तु प्रकृतीर्भृशम् ॥**
**अत्युच्छ्रितं तथात्मानं तदा कुर्वीत विग्रहम् ।१७०।**

જ્યારે પોતના અમાત્યો તથા પ્રજાના આગેવાનો પૂર્ણ ઉત્સાહવાળા છે એમ જોવામાં આવે અને પોતાની શક્તિ પણ અભિવૃદ્ધિ પામેલી હોય ત્યારે વિગ્રહ કરવો ૧૭૦

શત્રુની સામે થવામાં અમાત્યો તથા પ્રજાના આગેવાનોનો ઉત્સાહપૂર્વક મજબૂત ટેકો હોય અને પોતાનું પણ સામર્થ્ય હોય આવા પ્રભુશક્તિ, મંત્રશક્તિ અને ઉત્સાહશક્તિવડે પોતાની અભિવૃદ્ધિ જોવામાં આવે તે સમય વિગ્રહ કરવામાટે અનુકૂળતાવાળો સમજવો. તેથી તેવે વખતે સંધિ કરવાની હીલચાલ થતી હોય તોપણ કોઈ પ્રકારની યુક્તિથી સંધિને પડતો મૂકી વિગ્રહ કરવો. એટલે પોતાના વાંધાઓ મજબૂત ઉભા રાખવા અથવા લંબાવવા.

યાન એટલે શત્રુઉપર ચડાઈ કરવાનો સમય કહેછે—

**यदा मन्येत भावेन हृष्टं पुष्टं बलं स्वकम् ॥**
**परस्य विपरीतं च तदा यायाद्रिपुं प्रति ॥१७१॥**

જ્યારે પોતાનું સૈન્ય ઉત્સાહવાળું અને મજબૂત જોવામાં આવે તથા શત્રુનું સૈન્ય તેથી ઉલટીરીતનું જોવામાં આવે ત્યારે શત્રુની ઉપર ચડાઈ કરવી ૧૭૧

સૈન્યમા ચડાઈ કરવાનો ઉત્સાહ તથા શસ્ત્રાદિસાધનોની પૂર્ણ સંપત્તિ જોવામા આવે છતા શત્રુના સૈન્યમા તેથી વધારે ઉત્સાહ અને વધારે સાધનસંપત્તિ હોય તો તે ચડાઇનો સમય ગણાતો નથી પણ શત્રુના સૈન્યમા તેથી ઉલટ હોય એટલે ચડાઇનો ઉત્સાહ નરમ હોય અથવા બિલકુલ ન હોય તથા સાધનસંપત્તિ પણ કમતી હોય તેજ સમય, ચડાઇને માટે યોગ્ય ગણાયછે

આસનનો એટલે વિગ્રહ કે યાન કઇપણ ન કરતાં ગુપચુપ બેસી રહેવાનો સમય કહેછે—

यदा तु स्यात्परिक्षीणो वाहनेन वलेन च ॥
तदासीत प्रयत्नेन शनकैः सांत्वयन्नरीन् ॥ १७२ ॥

જ્યારે વાહનથી તથા સૈન્યથી પોતે ક્ષીણ થયેલ હોય ત્યારે ધીમે ધીમે શત્રુઓને શાંત કરતા થકી પ્રયત્નપૂર્વક બેસી રહેવું ૧૭૨

શત્રુની સામે ટકવામાટે પોતાની પાસે પૂરતા સાધનો ન હોય ત્યાસુધી સામ અથવા દાનરૂપ ઉપાયવડે શત્રુને શાંત કરતા રહેવું અને યોગ્યસમયની રાહ જોતા બેસી રહેવું તથા શત્રુ પોતાના ઉપર ચડી આવે નહિ તેના પ્રયત્નોમા તત્પર રહેવું

દ્વૈધીભાવનો સમય કહેછે—

मन्येतारिं यदा राजा सर्वथा वलवत्तरम् ॥
तदा द्विधा वलं कृत्वा साधयेत्कार्यमात्मनः ॥१७३॥

જ્યારે પોતાનો શત્રુ સર્વપ્રકારથી અત્યંત બળવાન છે એમ જાણવામા આવે ત્યારે રાજાએ પોતાના સૈન્યના બે ભાગ કરીને પોતાનું કાર્ય સિદ્ધ કરવું ૧૭૩

શત્રુ અતિ સમર્થ હોય અને તેથી કોઇ રીતે સમાધાન કરે તેમ નથી એવું જોવામા આવે ત્યારે રાજાએ કેટલુક સૈન્ય કિલ્લામા પોતાના બચાવમાટે રાખવું તથા કેટલુક સૈન્ય તેને રોકી રાખવામાટે તેની સામે મોકલવું અને એમ કરી મિત્રોનો સંગ્રહ કરવાવગેરે પોતાના કાર્યમા સિદ્ધિ મેળવવી આમ કરતા જો તે બળવાન શત્રુ પોતાની સામે આવેલા સૈન્યસામેજ રોકાય તો સૈન્યના બાકીના ભાગથી તેને બાજુઓવગેરેમા હેરાન કરી મુંઝવણમા નખાયછે અને જો તે પોતાના સૈન્યના મુખ્ય ભાગને કિલ્લાતરફ ચડાઇ કરવા મોકલેછે તો બાકીના ભાગને પોતાના સૈન્યનો જે ભાગ તેની સામે ગયેલો હોયછે તે પૂરો પડેછે અને કિલ્લાવાળા સૈન્યની સામે શત્રુસૈન્યનો મોહોરો ભાગ આવેલો હોય તો પણ કિલ્લાના આધારને લીધે તે સહેલાઇથી દબાવી શકતો નથી.

સંશ્રયનો સમય કહેછે—

यदा परबलानां तु गमनीयतमो भवेत् ॥
तदा तु संश्रयेत्क्षिप्रं धार्मिकं बलिनं नृपम् ।१७४।

જ્યારે શત્રુઓનાં સૈન્યો દબાવી દેશે એવું જાણવામાં આવે ત્યારે તુરતજ ધાર્મિક અને બળવાન એવા કોઇ રાજાનો આશ્રય લેવો. ૧૭૪

દ્વૈધીભાવ કરવા છતાં પોતાના માણસોના પણ દોષને લીધે અથવા નબળાઇને લીધે બચાવ ન થઇ શકે તેવું જોવામાં આવે તોપછી કોઇ વિશેષ બળવાન અને ધાર્મિક રાજાનો આશ્રય લેવો તેજ યોગ્ય છે જે રાજાનો આશ્રય લેવો તે બળવાન હોવાની સાથે ધાર્મિક પણ હોય તો તેમાં પરિણામે કદા પણ અનર્થની શંકા રહેતી નથી

કેવા બળવાન રાજાને આશ્રય કરવાને યોગ્ય ગણવો? તથા તેનું કેવી રીતે સેવન કરવું? તે કહેછે—

निग्रहं प्रकृतीनां च कुर्याद्योरिबलस्य च ॥
उपसेवेत तं नित्यं सर्वयत्नैर्गुरुं यथा ॥ १७५ ॥

જે રાજા દૂષિત અમાત્યોવગેરેનો તથા શત્રુના સૈન્યનો નિગ્રહ કરવામાં સમર્થ હોય તેની સર્વપ્રકારના યત્નોવડે ગુરુની પેઠે સર્વદા સેવા કરવી. ૧૭૫.

જ્યારે કાંઈપણ ઉપાય ન રહે ત્યારે બળવાન અને ધાર્મિક રાજાનો આશ્રય કરવો. તેમાં ધાર્મિકપણું પાછળથી તે કદી દગો ન કરે તેમાટે ઉપયોગી છે તથા બળવાનપણું કોઇના ભયથી તેનો ત્યાગ ન કરે તેમાટે ઉપયોગી છે સ્વાર્થી અમાત્યોવગેરે બીજાને રક્ષણ આપવાના કામમાં આડે આવે તો તેઓને નહિ ગણકારતાં બરાબર દબાવી શકે તથા જે શત્રુના સપાટામાંથી પોતાને શરણે આવનાર રાજાને બચાવ્યો હોય તે શત્રુના સૈન્યને પણ પોતે પૂરો પડી બરાબર શિક્ષા કરી શકે એવો તે રાજા અધિક બળવાન હોવો જોઇએ અથવા જે અમાત્યોવગેરેના દોષથી શરણે આવનાર રાજાને શત્રુઓના હાથમાં જઇ પડવાનો સંભવ ઉભો થયો હોય તે અમાત્યોવગેરેને પણ આ અધિક બળવાન રાજા શિક્ષા કરવામાં સમર્થ હોવો જોઇએ આવા રાજાની તે શરણે આવેલા રાજાએ દરેક રીતે ગુરુની પેઠે નિષ્કપટભાવથી સેવા કરતા રહેવું. વળી ગુરુની પેઠે એમ કહેવાથી પાછળથી જ્યારે પોતાનું સામર્થ્ય વધે ત્યારે પણ તેના ઉપકારનું સદા સ્મરણ રાખવું અને તેના તરફ ગુરુના જેટલી માનવૃત્તિ રાખ્યે જવી.

સંશ્રય કરવામાં પણ કાંઇ દોષ જોવામાં આવે તો શું કરવું? તે જણાવેછે—

## यदि तत्रापि संपश्येद्दोषं संश्रयकारितम् ॥
## सुयुद्धमेव तत्रापि निर्विशङ्कः समाचरेत् ॥ १७६ ॥

જો કદાચ સમર્થ રાજાના આશ્રયમાં પણ, આશ્રય કરવાથી થતો દોષ જોવામાં આવે તો નિઃસંશય થઇ તે કાળમાં શ્રેષ્ઠ યુદ્ધજ કરવું ૧૭૬.

કોઇપણ જતનો ઉપાય ન હોય ત્યારે સમર્થ રાજાનો આશ્રય કરવો પડેછે એ આશ્રય કરવામાં પણ જો કાંઇ દોષ જોવામાં આવે એટલે એ સમર્થ રાજાને ત્યાં પોતાનો તિરસ્કાર થાય અથવા પાછળથી કોઇપણ રીતે ફસાઇ જવાનો સંભવ દેખાય તો સંશ્રયને છોડી દઇ તમામ પ્રકારની શંકાઓને બાજુપર મુકી હિંમતથી યુદ્ધજ કરવું કારણ કે મરણીયા થઇને લડનારા થોડા લોકો પણ કદી મોટા સૈન્યપર વિજય મેળવના ભાગ્યશાળી નિવડેછે અને કદાચ તેમ કરતાં મરણ થાય તો સ્વર્ગપ્રાપ્તિ થાયછે જેનો આશ્રય કરવામાં આવે તે રાજાતરફથી કંઇપણ અપમાન થાય, આશ્રય કરનાર રાજાના અવગુણો ગાવામાં આવે, તેના તરફ જોવામાં પણ ન આવે અને ચાલતી વાતોમાં તેનાથી પ્રતિકૂલ ભાષણ કરવામાં આવે વગેરે, આશ્રયના દોષ ગણાયછે

સંધિવગેરેના પ્રકાર તથા સમસ્તનું વર્ણન કરીને એ સઘળાંનો મુખ્ય ઉદ્દેશ શું છે? તે જણાવેછે—

## सर्वोपायैस्तथा कुर्यान्नीतिज्ञः पृथिवीपतिः ॥
## यथास्याभ्यधिका न स्युर्मित्रोदासीनशत्रवः ॥१७७॥

રાજનીતિને જાણનારા રાજાએ સર્વઉપાયોથી તેમ કરવું કે જેમ કરવાથી પોતાના મિત્રો, ઉદાસીનો અને શત્રુઓ પોતાથી અધિક થાય નહિ ૧૭૭

શત્રુઓની અધિકતા ન થવા દેવી તેના હેતુ તો સ્પષ્ટ છે ઉદાસીન હોય તે પણ અધિક થાય તો કોઈપણ વખતે પોતાના લાભમાટે દબાણ કરવાની તેને લાલચ થાયછે અને મિત્ર પણ અધિક થાય તો મિત્રતા રાખવાની તેને કશી ગરજ રહેતી નથી ત્યારે કહ્યું છે કે—

न कश्चित्कस्यचिन्मित्रं न कश्चित्कस्यचिद्रिपुः ।
सामर्थ्ययोगाद्विज्ञेया मित्राणि रिपवस्तथा ॥

એટલે કોઇ, કોઇનો મિત્ર પણ નથી અને કોઇ, કોઇનો શત્રુ પણ નથી. મિત્રો વા શત્રુઓ તેવા તેવા સામર્થ્યને અનુસરીને થાય છે એમ જાણવું.

ચાલુ સમયનો તેમજ આગળ પાછળના સમયનો પણ વિચાર કરવાની ભલામણ કરે છે—

आयतिं सर्वकार्याणां तदात्वं च विचारयेत् ॥
अतीतानां च सर्वेषां गुणदोषौ च तत्त्वतः ॥१७८॥

રાજાએ સર્વ કાર્યોના ઉત્તરકાલનો તથા વર્તમાનકાલનો વિચાર કરવો તેમજ ભૂતકાળમાં થઇ ગએલાં સર્વ કાર્યોના ગુણોનો તથા દોષોનો પણ બરાબર વિચાર કરવો. ૧૭૮.

નાહાનાં મોહોટાં સર્વ કાર્યોનું ભવિષ્યમાં શું પરિણામ આવશે તથા વર્તમાનકાળમાં કયાં કાર્યો હાથમાં લેવા જોઇએ, કયા કાર્યો મુલતવી રાખવાં જોઇએ અને કયા કાર્યો તદ્દન છોડી દેવા જોઇએ વગેરે વિચાર કરવો. એ વિચાર કરવામાં અગાઉ કરેલાં એવાં કાર્યોનું કેવું પરિણામ આવ્યું છે? એ અનુભવ પણ બરાબર ઉપયોગી થઇ પડેછે. અર્થાત્ રાજાએ માત્ર વર્તમાનકાળના જ લાભ-હાનિપર દૃષ્ટિ ન રાખતા ભવિષ્યકાળના લાભહાનિપર પણ દૃષ્ટિ રાખી કામ કરવું અને તેમા અગાઉ થયેલા અનુભવને પણ સ્મરણમાં રાખવો. ભવિષ્યમાં જેથી હાનિ થવા સંભવ હોય તેવા કાર્યનો આરંભ જ ન કરવો. કોઇપણ કાર્યના ગુણદોષનો નિર્ણય કરવામા વૃથા સમય ગાળવો નહિ તથા જે કાર્યો જાહેર થઇ જવાથી તેની મહત્તા ઘટી જતી હોય અથવા તે નિષ્ફળ જતા હોય તેવા કાર્યો સિદ્ધ થયા પછી જ જાહેર થાય તેમ કરવું અથવા અગાઉ કરેલા કાર્યનું શું પરિણામ આવ્યુ છે અને તે કાર્ય કેટલું બાકી રહ્યું છે તે પણ ધ્યાનમા રાખવું.

ઉપરના શ્લોકમાં જણાવ્યાપ્રમાણે વિચાર કરવાનું ફળ કહેછે—

आयत्यां गुणदोषज्ञस्तदात्वे क्षिप्रनिश्चयः ॥
अतीते कार्यशेषज्ञः शत्रुभिर्नाभिभूयते ॥ १७९ ॥

જે રાજા કાર્યના ઉત્તરકાળમાં થનાર ગુણોને તથા દોષોને જાણનાર હોય, વર્તમાનકાળમાં કાર્યનો તુરતજ નિશ્ચય કરનાર હોય અને ભૂતકાળના કાર્યોમાં શુ અવશેષ રહેલ છે? તેને જાણનાર હોય તે રાજા શત્રુઓથી પરાભવ પામતો નથી. ૧૭૯.

પરિણામે શુભવાળા કાર્યનો આરંભ કરવો તથા દોષવાળા કાર્યને પડતું મૂકવું એ નિશ્ચય વર્તમાનકાળમાં કરવાનો છે અને આરંભેલા કાર્યોમાં શું કરવું બાકી રહ્યુ છે, તે પણ ધ્યાનમા રાખવાનું છે આવી રીતે સાવધાન રહેનારો રાજા શત્રુઓના દબાણમા આવતો નથી

આ સઘળા ઉપદેશની મતલબ ટૂંકામાં કહુછે—

**यथैनं नाभिसंदध्युर्मित्रोदासीनशत्रवः ॥**

**तथा सर्वं संविदध्यादेष सामासिको नयः ॥ १८० ॥**

ટુંકામાં રાજનીતિ એજ છે કે જે પ્રકારથી પોતાને મિત્રરાજાઓ, ઉદાસીનરાજાઓ અને શત્રુરાજાઓ પરાભવ પમાડી શકે નહિ, તેમ ટ તે પ્રકારથી રાજાએ સઘળો વ્યવહાર કરવો. ૧૮૦.

કોઇપણ પોતાને દબાવી ન દે તેવી રીતે સાવધાન રહેવુ એજ ટુંકામાં રાજનીતિનું સ્વરૂપ છે કે જેને માટે વિસ્તારથી સઘળો ઉપદેશ કરવામાં આવેછે.

હવે યાન એટલે શત્રુઉપર ચડાઇ કરવાનો પ્રકાર સાંભળવાતરફ લક્ષ ખેંચેછે—

**यदा तु यानमातिष्ठेदरिराष्ट्रं प्रति प्रभुः ॥**

**तदानेन विधानेन यायादरिपुरं शनैः ॥ १८१ ॥**

જ્યારે સમર્થ રાજાએ શત્રુના દેશઉપર ચડાઇ કરવી હોય ત્યારે તેણે હવે કહેવામાં આવેછે તે પ્રકારવડે ધીમે ધીમે શત્રુના નગરતરફ પ્રયાણ કરવુ ૧૮૧

આવી દ્વેષ, ક્રોધ કે અજ્ઞાનવડે ચડાઇ કરવી યોગ્ય નથી એમ જણાવવામાટે રાજાને સમર્થ એ વિશેષણ આપેલુ છે જેનામા પ્રભુશક્તિ, મંત્રશક્તિ અને ઉત્સાહશક્તિ એ સઘળું હોય તે સમર્થ કહેવાયછે, આવો સમર્થ રાજા કોઇનો નિષ્કારણ દ્વેષ કરતો નથી ક્રોધથી ઉતાવળો બની જતો નથી અને વિચારપૂર્વક કરેલા નિશ્ચયવગર આગળ પગલું ભરતો નથી પ્રયાણ કરવામા ધીમે ધીમે કહેવાનુ તાત્પર્ય એજ છે કે આગળપાછળ ધ્યાન રાખી મક્કમ પગલે આગળ વધતા જવું આંધળી દોડ કરવી નહિ

ચડાઇ કરવાનો મુખ્ય સમય કહુછે—

**मार्गशीर्षे शुभे मासि यायाद्यात्रां महीपतिः ॥**

**फाल्गुनं वाथ चैत्रं वा मासौ प्रति यथाबलम् ॥ १८२ ॥**

રાજાએ પોતાના મૂલસ્થાનમાં સંરક્ષણની ગોઠવણ કરી તેમજ શાસ્ત્ર-પ્રમાણે પ્રયાણસંબંધી વિધાન કરી પરદેશમાં ગયાપછી પોતાની સ્થિતિસંબંધી ગોઠવણ કરી ઉત્તમ પ્રકારથી બાતમીદારોને પ્રથમ મોકલી ત્રણ પ્રકારના માર્ગને સાફ કરાવી ૭ પ્રકારના બળનું પણ યોગ્યરીતિથી સંશોધન કરી સંગ્રામમાં અવ્યવસ્થા ન થાય એવા પ્રકારથી ધીમે ધીમે શત્રુના નગરઉપર ચડાઇ કરવી. ૧૮૪, ૧૮૫.

રાજાએ શત્રુના દેશઉપર ચડાઈ કરતાં પહેલાં પોતાના દેશમાં તથા કિલ્લામાં શત્રુ આવી શકે નહિ તથા દેશનું સંરક્ષણ થાય તેમાટે પ્રધાનપુરૂષોથી યુક્ત સૈન્યનો એક ભાગ આયુધો તથા અન્નવગેરેની સગવડસહિત ત્યાંજ ગોઠવી રાખવો. જો એ પ્રમાણે ગોઠવણ ન કરી હોય તો જેના પર ચડાઇ કરવામા આવે તેનાજ સૈન્યનો કોઇ ભાગ અથવા શત્રુનો કોઇપણ મિત્ર અથવા પોતાનો બીજો કોઇપણ શત્રુ પાછળથી આવી દબાવી દેછે શત્રુના દેશમા જે ઠેકાણે મુખ્ય છાવણી નાખ-વામાં આવે તે પણ મૂલસ્થાન કહેવાયછે. તથી આગળ વધતી વખતે તેનું પણ બરાબર સંરક્ષણ થાય તેવી ગોઠવણ કરવી. પ્રયાણ કરતી વખતે સ્વસ્તિવાચન વગેરે મંગલાચાર તથા સેનાના કયા ભાગને આગળ ચલાવવો તથા કયા કયા ભાગને બાજુપર કે પાછળ રાખવો વગેરે જે જે સૂચનાઓ શાસ્ત્રોમા કરી છે તેપ્રમાણે યોજના કરવી. શત્રુના દેશમા ગયાપછી બરાબર ટકી શકાય તેવી ગોઠવણ કરવી ત્યાની હકીકતો જાણવામાટે બાતમીદારો મોકલવા અને શત્રુપક્ષમાથી જે લોકો પોતાના પક્ષમાં આવી ત્યાંની માહિતી આપી શકે તવા હોય તેઓને વશ કરવાની તજવીજ કરવી ત્રણ પ્રકારના માર્ગ એટલે ઝાડી, જલપ્રદેશ તથા છુટાં જંગલોમાં ચાલતાં પોતાની સેનાને કશી નડતર ન થાય તેવીરીતે ઝાડીઓ કપાવી રસ્તો કરવો, જલપ્રવાહ ઓળગવાના આરાઓ નક્કી કરવા અથવા કામ-ચલાઉ પુલો નાખી લેવા અને છુપાં જગોમા અકસ્માત્ ઉડાવી દે તેવી ચીજો શત્રુઓએ પાથરી રાખી હોય અથવા બીજી હાનિકર બીજી ચીજો ગોઠવી દીધી હોય તેનો તપાસ કરાવવો અને એમ માવચેતીથી આગળ વધવું હાથી, ઘોડા, રથ, પાયદળ, હાથિયારો અને મજુર લોકો એ છ પ્રકારનું બળ કહેવાયછે આગે-વાનો, મજુરો, કારીગરો, સ્નેહથી જોડાયેલા સુભટો, પગારથી કામ કરતા સુભટો અને ભોમીયાઓ એ પ્રમાણે છ પ્રકારનું સૈન્ય છે એમ પણ કહેવાયછે. આવા સૈન્યમાં કોઇ શત્રુપક્ષના બાતમીદારો તો નથી મળી ગયા? તેનો તપાસ રાખવો અને દેશ તથા કાળને અનુસરીને જે પ્રકાર યોગ્ય જણાય તેપ્રકારથી એટલે આગળપાછળ તથા બાજુમાં કયા કયા ભાગને કેટલા કેટલા પ્રમાણમાં રાખવો વગેરે વ્યવસ્થાથી ઉતાવળ ન કરતાં કાંઇપણ ભૂલ ન ખવાય તેમ આગળ વધતા રહેવું.

પોતાના પક્ષનો કોઈપણ મિત્રરૂપ દેખાતો પુરૂષ છુપી રીતે શત્રુનું સેવન કરતો હોય તેનાથી, તેમજ પ્રથમ નિકળી જઈને પાછળથી નોકરીમાં દાખલ થયેલા નોકરથી બહુજ સાવચેત રહેવાની ભલામણ કરેછે—

**शत्रुसेविनि मित्रे च गूढे युक्ततरो भवेत् ॥**
**गतप्रत्यागते चैव स हि कष्टतरो रिपुः ॥ १८६ ॥**

જે પોતાનો મિત્ર હોય છતાં ગુપ્તરીતિથી શત્રુની સેવા કરતો હોય અને જે નોકર પ્રથમ નિકળી ગયો હોય અને પછી આવે વખતે ફરીને આવ્યો હોય તેનાથી બહુ સાવચેત રહેવું. કારણ કે તે ખુલ્લા શત્રુકરતાં પણ વધારે ભયંકર છે. ૧૮૬.

છુપી રીતે શત્રુની સેવા બજાવતો મિત્ર અને પ્રથમ કજેયા કરી નિકળી ગયા છતાં પાછળથી આવે વખતે ફરીને આવેલો નોકર એ બન્નેનો વિશ્વાસ કરવામાં આવે તો તેઓ થોડી મહેનતે પણ મોહોટી હાનિ કરેછે અને શત્રુને લાભ કરી આપેછે. તેથી પોતાના સૈન્યમા તેવો કોઇપણ ન હોવો જોઇએ તેમાટે સાવચેત રહેવું.

શત્રુના દેશમાં સૈન્યને કેવી ગોઠવણથી આગળ વધારતા જવું તે કહેછે—

**दण्डव्यूहेन तन्मार्गं यायात्तु शकटेन वा ॥**
**वराहमकराभ्यां वा सूच्या वा गरुडेन वा ॥१८७॥**

તેના માર્ગમાં દંડ; શકટ, વરાહ, મકર, સૂચી અથવા ગરૂડના જેવી આકૃતિનો વ્યૂહ ગોઠવીને આગળ વધવું. ૧૮૭.

સેનાધ્યક્ષ આગળના ભાગમાં, રાજા વચમાં, સેનાપતિ પાછળના ભાગમાં, હાથીઓ બન્ને બાજુપર, હાથીઓના પડખામાં ઘોડાઓ અને ઘોડાઓના પડખામાં પાયદળ રહે આવી ગોઠવણવાળી સૈન્યરચનાને દંડવ્યૂહ કહેવામા આવેછે. બધી દિશાઓમાંથી ભયની શંકા હોય તો દંડવ્યૂહથી ચાલવું ઉચિત ગણાયછે. જેનો અગ્રભાગ એકદમ ટૂંકો અને પાછળના ભાગમાં ધીમે ધીમે વધતી પોહોળાઈથી સૈન્ય સંભાળું હોય અને તેની પાછળનો ભાગ પણ પોહોળાઇમાં હોય તે શકટવ્યૂહ કહેવાયછે. પાછળના પ્રદેશથી ભયની શંકા હોય તો શકટવ્યૂહની સૈન્ય-

રચના ઉપયોગી ગણાયછે. આગળપાછળનો ભાગ સૂક્ષ્મ અને મધ્યભાગ વિસ્તારવાળો હોય તે વરાહવ્યૂહ કહેવાયછે અને વરાહવ્યૂહકરતાં જેનો મધ્યભાગ વિશેષ વિસ્તારવાળો હોય તથા આગળપાછળનો ભાગ વરાહવ્યૂહપ્રમાણે હોય તે ગરુડવ્યૂહ કહેવાયછે બાજુઓથી ભયની શંકા હોય ત્યારે વરાહવ્યૂહથી અથવા ગરુડવ્યૂહથી આગળ વધવું વરાહવ્યૂહથી ઉલટો એટલે આગળ તથા પાછળના ભાગમા વિસ્તારવાળો હોય તથા મધ્યભાગમાં અંદર પ્રેસતો હોય તે મકરવ્યૂહ કહેવાયછે આગળથી તથા પાછળથી ભયની શંકા હોય ત્યારે મકરવ્યૂહ ઉપયોગી ગણાયછે કીડીઓની પંક્તિની પેઠે આગળપાછળ સઘળે સૌ મળીને રહે અને મુખ્યત્વે આગળના ભાગમાં ચાલાક શૂરપુરુષો ગોઠવેલા હોય તે સૂચિવ્યૂહ કહેવાયછે આગળના ભાગથીજ ભયની શંકા હોય તો સૂચિવ્યૂહ લાભકારક ગણાયછે. જેના હાથનીચે દશ હાથી, દશ રથ, ત્રીશ ઘોડાઓ અને પચ્ચાસ પદાતિ હોય તેનો સેનાધિકારી પત્તિક કહેવાયછે જેના હાથનીચે એવા દશ પત્તિક હોય તે સેનાપતિ કહેવાયછે અને જેના હાથનીચે એવા દશ સેનાપતિ હોય તે સેનાધ્યક્ષ કહેવાયછે.

જુદા જુદા આકારની વ્યૂહરચના કરવાનું કારણ તથા પડાવ કેવી રીતે નાખવો તે કહેછે—

**यतश्च भयमाशङ्कत्ततो विस्तारयेद्दलम् ॥**
**पद्मेन चैव व्यूहेन निविशेत सदा स्वयम् ॥ १८८ ॥**

જે દિશાથી ભયની શંકા રહેતી હોય તે દિશાતરફ સૈન્યનો ફેલાવો કરવો અને પોતે હમેશાં પદ્મવ્યૂહથી પડાવ નાખવો ૧૮૮.

જે જે તરફથી ભયની શંકા હોય તે તે તરફ સૈન્ય વધારવું અને તેથી તેવી તેવી ગોઠવણવાળા-ઉપરના શ્લોકમા જણાવેલા વ્યૂહો ગોઠવવા અને ક્યાંય પણ પડાવ નાખતી વખતે પદ્મવ્યૂહ ગોઠવવો વચમા રાજા રહે અને ચારેબાજુ ફરતું તમામ સૈન્ય ગોઠવાઈ જાય તે પદ્મવ્યૂહ કહેવાયછે

સઘળી બાજુના બંદોબસ્તનો બોજો સેનાપતિ તથા સેનાધ્યક્ષપર હોવાનું જણાવેછે—

**सेनापतिबलाध्यक्षौ सर्वदिक्षु निवेशयेत् ॥**
**यतश्च भयमाशङ्केत्प्राचीं तां कल्पयेद्दिशम् ॥१८९॥**

રાજાએ સઘળી દિશાઓમાં સેનાપતિ તથા સેનાધ્યક્ષને રાખવા અને જે દિશાતરફથી ભયની શંકા હોય તે દિશાને પ્રાચી એટલે નામે ચાલવા-યોગ્ય દિશા સમજવી ૧૮૯

સૈન્ય ચાલતી વખતે જે બાજુતરફ ભયની શંકા થાય તેતરફ સૈન્યનું મુખ કરી તૈયારીમાં રહેવું

સૈન્યના છેડાઓપર કોઇ અચાનક હુમલો ન કરી જાય તે માટે ફરતા જૂદાજૂદા સૈન્યવિભાગો ગોઠવવાનું કહેછે—

**गुल्मांश्च स्थापयेदाप्तान्कृतसंज्ञान्समन्ततः ॥**
**स्थाने युद्धे च कुशलानभीरूनविकारिणः ॥१९०॥**

વિશ્વાસપાત્ર અધિકારીઓના હાથ નીચે સૈન્યનો એકએક વિભાગ ઓળ-ખાણમાટે કંઇકંઇ સંજ્ઞા રાખીને જૂદીજૂદી બાજુમાં ગોઠવવો એ વિભાગો શત્રુઓની સામે ટકી શકે તેવા, યુદ્ધ કરવામાં કુશળ નિર્ભય અને પ્રતિપક્ષીઓ ફોડવામાગે તોપણ વિકાર નહિ પામનારા હોવા જોઇએ ૧૯૦

કંઇકંઇ સંજ્ઞા રાખીને એટલે તે તે વિભાગને કંઇ કંઇ નામ આપીને અથવા સ્થિર રહેવું આગળ વધવું કે પાછળ હઠી જવું વગેરે જરૂરની ક્રિયાઓની ચેતવણી-રૂપે અમુક પ્રકારના વાદિત્રો વગાડવાવગેરેના સંકેત સમજાવીને તેઓની ગોઠવણ કરવી તેઓ કોઇપણ અજાણ્યા મનુષ્યોને પોતાની હદમાં પેસવા ન દે તથા હદઉપર શત્રુઓના માણસો જે કાંઈ હીલચાલ કરતા હોય તેનાપર બરાબર ધ્યાન રાખે

યુદ્ધ કરવાનો પ્રકાર કહેછે—

**संहतान्योधयेदल्पान्कामं विस्तारयेद्बहून् ॥**
**सूच्या वज्रेण चैवैतान्व्यूहेन व्यूह्य योधयेत् ॥१९१॥**

સૈનિકોની સંખ્યા થોડી હોય તો તે સઘળાને એકઠા રાખી યુદ્ધમાં ઉતારવા અને જો તેઓની સંખ્યા વધારે હોય તો ભલે તેઓનો વિસ્તાર કરવો એઓને સૂચીવ્યૂહથી અથવા વજ્રવ્યૂહથી ગોઠવી રાજાએ યુદ્ધ કરાવવું ૧૯૧

યુદ્ધ કરનારાઓની સંખ્યા થોડી હોય અને વળી જૂદાજૂદા પડી જઇ યુદ્ધ કરતા હોય તો તેઓનો પરાભવ તુરત થઇ જાયછે તથી સંખ્યા થોડી હોય ત્યારે સૌને એકસાથે રાખવા તેથી તેઓ એકબીજાને લીધે હિંમત અને ઉત્સાહમાં રહેછે વિશેષસંખ્યા હોય તો જૂદાજૂદા વિભાગ કરી મોટોદેખાવ કરવો આવીરીતે થોડીસંખ્યા હોય તો સૂચીવ્યૂહથી અને ઝાઝીસંખ્યા હોય તો વજ્ર-વ્યૂહથી યુદ્ધ કરવું અનુકૂળતાવાળું છે સૈન્યના ત્રણ વિભાગ કરી ગોઠવવા તે

વજ્રવ્યૂહ કહેવાયછે. યુદ્ધ કરાવવું એમ કહેલુ છે તેથી રાજાએ પોતે દૂર રહી જરૂર પડતી આજ્ઞાઓ કરવી અને સૈન્યને ઉત્સાહ આપવો. કારણ કે રાજા સમગ્ર દેશના પ્રાણરૂપ છે તેથી તેની રક્ષા આવશ્યક છે. અને એટલાજ માટે કહ્યુંછે કે–

द्वे शते धनुषां गत्वा राजा तिष्ठेत्प्रतिग्रहः ।

भिन्नसघातनार्थं तु न युध्येताप्रतिग्रहः ॥

એટલે રાજાએ જ્યાં યુદ્ધ ચાલતું હોય ત્યાથી બસો ધનુષ્યએટલે દૂર રહેવું અને ઘોડાપર સવાર રહી જો કદાચ સૈન્યમાં ભ ગાણ પડે તો તેને હિંમત તથા ઉત્સાહ આપી વીંખાવા ન દેવું અને કદાચ પોતાને દોડવું પડે અને યુદ્ધ કરવું પડે તો ઘોડાપર સવારી કર્યાવગર તેમ કરવુંજ નહિ

કેવાં કેવાં સ્થળમાં કેવાં કેવાં સાધનોથી યુદ્ધ કરવું તે કહેછે—

**स्यन्दनाश्वैः समे युद्ध्येदनूपे नौद्विपैस्तथा ॥**

**वृक्षगुल्मावृते चापैरसिचर्मायुधैः स्थले ॥१९२॥**

સપાટ જમીનઉપર રથોથી તથા ઘોડાઓથી, જલપ્રાયદેશમાં નૌકાથી તથા હાથીઓથી, વૃક્ષોની ઝાડીવાળા પ્રદેશમા ધનુષોથી અને નીચા ઉંચા પ્રદેશમાં ઢાલતરવારજેવાં આયુધોથી યુદ્ધ કરવું　૧૯૨

સપાટ જમીનપર રથ તથા ઘોડાઓને દોડાવવાની અનુકૂળતા આવેછે. નદીનાળા વિશેષ હોય તેવા પ્રદેશમા હાથીઓથી લડવું લાભકારક થાયછે અને અગાધ જળવાળી મહાનદીઓ તથા સમુદ્રમાં નૌકાયુદ્ધ થઈ શકેછે ઝાડીવાળા પ્રદેશમાં રથ, ઘોડા કે હાથીઓ કંઈજ કામ લાગતા નથી માટે ત્યાં તો ધનુષ્યબાણસરખાં સાધનોથી યુદ્ધ કરવું અને નીચા ઉંચા પ્રદેશોમા ઢાલતરવારભાલાં-વગેરેથી યુદ્ધ કરવું લાભદાયક નિવડેછે.

સેનાના અગ્રભાવમાં કેવા સૈનિકોને ગોઠવવા તે કહેછે—

**कुरुक्षेत्रांश्च मत्स्यांश्च पञ्चालाञ् शूरसेनजान् ॥**

**दीर्घाल्लँघूंश्चैव नरानग्रानीकेषु योजयेत् ॥ १९३ ॥**

કુરુક્ષેત્ર, મત્સ્યદેશ, પંચાલદેશ તથા શૂરસેનદેશ એઓમાં ઉત્પન્ન થયેલા તથા લાંબા શરીરવાળા અને ટૂંકા શરીરવાળા યોદ્ધાઓને સૈન્યના અગ્રભાગમા ગોઠવવા.　૧૯૩.

મત્સ્યદેશ એટલે વિરાટ દેશ જે જામપુરને લગતો કહેવાયછે પંચાલદેશ એટલે કાન્યકુબ્જ તથા આહિચ્છત્ર અને શૂરસેન એટલે મથુરાને લગતો પ્રાંત આ સઘળા પ્રદેશોવાળા પુરૂષો મોહોટાં શરીરોવાળા, બળવાન, વિશાળ છાતીઓવાળા શૂર, સ્વાભિમાનવાળા અને બીજાઓને દેખાવથીજ ત્રાસ આપનારા હોયછે પ્રાચીનસમયની પ્રસિદ્ધિપ્રમાણે આ સઘળા દેશોના નામ દૃષ્ટાન્તરૂપે છે અને તેથી દેખાવમા મોહોટા શરીરવાળા લડવૈયાઓ તથા મજબૂત અને ટૂંકા શરીરવાળાઓ પણ સૈન્યના અગ્રભાગમા ગોઠવવાલાયક છે બહુ મોહોટા શરીરવાળાઓને જોઇને સામા પક્ષવાળાઓ દબાઈ જાયછે તથા બહુ ટૂંકા શરીરવાળાઓ આયુધોના પ્રહારોમાથી બચી જવા ઉપરાંત શત્રુપક્ષમા સહેલાઇથી આગળ વધી તેઓને વિશેષ હાનિ કરી શકેછે કારણ કે તેઓમા પ્રવૃત્તિ કરવાની ચપળતા વિશેષ હોયછે પર્વતપ્રદેશવાસી લોકો પણ ઘણે ભાગે ટૂંકા શરીરવાળા હોઇ વિશેષ પરાક્રમ કરી શકે

યુદ્ધવખતે રાજાનું તથા પ્રધાનપુરૂષોનું મુખ્ય કર્તવ્ય કહેછે—

**प्रहर्षयेद्बलं व्यूह्य तांश्च सम्यक् परीक्षयेत् ॥**
**चेष्टाश्चैव विजानीयादरीन्योधयतामपि ॥ १९४ ॥**

રાજાએ સૈન્યને ગોઠવીને તેને ઉત્સાહ આપવો તેની પરીક્ષા કરવી તથા તેઓ શત્રુની સામે યુદ્ધ કરતા હોય ત્યારે પણ તેઓની હીલચાલ ધ્યાનમા રાખવી ૧૯૪

ઉત્સાહ આપવો એટલે વિજય થશે તો સંપત્તિ, કીર્તિ અને ધર્મનો લાભ થશે, કદાચ સામે પગલે ચાલતા મરણ થશે તો સ્વર્ગ મળશે અને કીર્તિ પણ થશે, પાછા હઠવાથી અથવા નાસવાથી અપકીર્તિ થશે ખરાબરીતે મરણનો ભય વિશેષ રહેશે અને છેવટ દુર્ગતિ થશે વગેરે વાક્યોથી તથા તેઓના પૂર્વજોની કીર્તિ અને તેમના પણ પરાક્રમવગેરેની યાદ આપવાવગેરેથી તેઓમા હર્ષ અને હિંમતનો આવેશ પેદા કરવો પરીક્ષા કરવી એટલે તેઓ અત્યારે હર્ષમા છે કે નરમ પડી ગયેલા છે અથવા ખરા દિલથી તૈયાર થયા છે કે પગલે પગલેં ભરેછે તે જાણવું તેમજ શત્રુસૈન્યમા પણ લોકો કેવા આવેશથી આગળ વધેછે તે પણ જોવું અને યુદ્ધ થતી વખતે પણ કોણ કેવી હીલચાલ કરેછે તે પણ ધ્યાનમા રાખવું કારણ કે શત્રુના પ્રયત્નથી કોઇપણ માણસ ફૂટેલો હોય તો તે બરાબર યુદ્ધ જામે તે વખતે ભંગાણ પાડી બીજાઓને પણ ભય અને મુંઝવણમા નાખી દઇ મોહોટી હાનિ કરેછે

કિલ્લાવગેરેથી પોતાની મજબૂતી કરી બેઠેલા શત્રુને કબજે કરવા કેવા ઉપાયો લેવા તે જણાવેછે—

**उपरुध्यारिमासीत राष्ट्रं चास्योपपीडयेत् ॥**
**दूषयेच्चास्य सततं यवसान्नोदकेन्धनम् ॥ १९५ ॥**
**भिन्द्याच्चैव तडागानि प्राकारपरिखास्तथा ॥**
**समवस्कन्दयेच्चैनं रात्रौ वित्रासयेत्तथा ॥ १९६ ॥**

શત્રુને ઘેરો ઘાલીને બેસવું, તેના દેશને પીડા કરવી, નિરંતર તેનાં તૃણ, અન્ન, જળ અને કાષ્ઠને દૂષિત કરવાં, તળાવોને તોડી નાખવાં, કિલ્લાઓ તથા ખાઇઓને તોડવા, શત્રુને કાયર કરવો તથા રાત્રિમાં પણ તેને ત્રાસ આપવો. ૧૯૫, ૧૯૬.

કિલ્લાવગેરેમાં ભરાઇ બેઠેલો શત્રુ તુરત મેદાનમાં આવે અને યુદ્ધનો તુરત છુટકો થાય તથા તેના દેશના પણ નિરપરાધ લોકો લાંબોવખત દુઃખી ન થાય તેમાટેના આ સઘળા ઉપાયો છે

યુદ્ધપહેલાં તથા યુદ્ધવખતે પણ શત્રુપક્ષતરફ કરવાના પ્રયત્નો કહેછે—

**उपजप्यानुपजपेद्बुध्येतैव च तत्कृतम् ॥**
**युक्ते च दैवे युध्येत जयप्रेप्सुरपेतभीः ॥ १९७ ॥**

જયની ઇચ્છાવાળા રાજાએ શત્રુના પક્ષવાળા લોકોને પોતાના પક્ષમાં ખેંચવા, તેઓની ચેષ્ટા જાણવી અને દૈવ અનુકૂળ હોય ત્યારે નિર્ભયપણે યુદ્ધ કરવું ૧૯૭

શત્રુરાજાના અન્ય વંશજો જેઓ રાજ્યઉપર પોતાનો હક માનતા હોય અને તેથી તેઓ રાજ્યસામે વાંધો ઉઠાવતા રહેતા હોય અથવા ભયને લીધે ચુપ બેસી રહેતા હોય તોપણ રાજાતરફ પ્રીતિવાળા ન હોય તે લોકો તથા શત્રુએ અપમાન કરાયેલા તેના કારભારીવગેરે લોકોને પોતાના પક્ષમાં ખેંચવાથી યુદ્ધ-વખતે ઉપયોગી થઇ પડે તેવી શત્રુપક્ષની નબળી બાજુઓ ધ્યાનમાં રહેછે. તેવા લોકોને પોતાના પક્ષમાં ખેંચ્યા પછી પણ તેઓની વર્તણુંકઉપર છુપી દેખરેખ રાખવી અને શુભગ્રહવગેરે દૈવની અનુકૂળતા દેખાતા યુદ્ધનો આરંભ કરવો.

**બીજા કોઇપણ પ્રકારથી શત્રુ કબજે ન થાય તોજ છેવટ યુદ્ધ કરવાની ભલામણ આપેછે—**

सान्ना दानेन भेदेन समस्तैरथवा पृथक् ॥
विजेतुं प्रयतेतारीन्न युद्धेन कदाचन ॥१९८॥

સામ, દાન અને ભેદ એ ઉપાયોમાંથી યોગ્ય જણાય તે ઉપાય કે ઉપાયોથી અથવા સઘળા ઉપાયોથી શત્રુઓને જીતવાનો યત્ન કરવો. કદીપણ યુદ્ધવડેજ જીતવાની ઇચ્છા કરવી નહિ ૧૯૮.

પ્રીતિ, આદરદર્શન અને હિતની વાતો કરવારૂપ સામથી; હાથી, ઘોડા, રથ અને સુવર્ણવગેરેના દાનથી તથા શત્રુપક્ષમાં ફાટફુટ કરાવવાથી શત્રુઓને પરાજય પમાડવા કોઇ ઉપાય કામ ન લાગે તોજ છેવટ યુદ્ધ કરવું પણ કેવળ ઉતાવળ કરી યુદ્ધમાં ઉતરી પડવાની તો કદી પણ ઇચ્છા કરવી નહિ

બનતાં સૂધી યુદ્ધ નહિજ કરવાનું કારણ કહેછે—

अनित्यो विजयो यस्माद्दृश्यते युद्ध्यमानयोः ॥
पराजयश्च सङ्ग्रामे तस्माद्युद्धं विवर्जयेत् ॥१९९॥

રણભૂમિમાં યુદ્ધ કરનારા બે પક્ષમાં અમુકનો વિજય થશે અને અમુકનો પરાજય થશે એવો નિશ્ચય થઇ શકતો નથી માટે યુદ્ધનો ત્યાગ કરવો. ૧૯૯.

જે બળવાન હોય તેનો વિજય થાય અને દુર્બળ હોય તેનો પરાજય થાય એવો કાંઇ નિશ્ચય નથી માટે બનતા સૂધી યુદ્ધનો માર્ગ લેવો નહિ

કોઇપણ ગતિ ન હોય ત્યારે યુદ્ધ કરવાની છૂટ દેછે—

त्रयाणामप्युपायानां पूर्वोक्तानामसंभवे ॥
तथा युध्येत सम्पन्नो विजयेत रिपून्यथा ॥२००॥

ઉપર કહેલા સામવગેરે ત્રણે ઉપાયોથી કાર્યની સિદ્ધિ થાય નહિ ત્યારે સઘળી તૈયારીઓસાથે એવું યુદ્ધ કરવું કે જેથી શત્રુઓનો પરાજયજ થાય ૨૦૦.

સામ, દાન કે ભેદથી કાર્ય સિદ્ધ થાય નહિ તો પછી જયપરાજયના વિચારને બાજુપર મૂકી બની શકતી સઘળી તૈયારીઓસાથે ઉત્સાહપૂર્વક યુદ્ધ કરવું અને એવી રીતે યુદ્ધ કરવાથી જય તથા કીર્તિનો લાભ થાયછે

શત્રુને જીતી લીધાપછી ત્યાં શું કરવું તે જણાવેછે—

**जित्वा संपूजयेद्देवान्ब्राह्मणांश्चैव धार्मिकान् ॥**
**प्रदद्यात्परिहारांश्च ख्यापयेदभयानि च ॥२०१॥**

રાજાએ શત્રુનો દેશ જીતી લઇ દેવોની તથા ધાર્મિક બ્રાહ્મણોની પૂજા કરી, પ્રજાને યોગ્ય લાભો આપવા અને હવે કોઇને ભય નથી એમ જાહેર કરવું. ૨૦૧

રાજાએ શત્રુનો દેશ વશ કર્યાપછી તે દેશમાં જે દેવો હોય તથા ધર્માચારવાળા બ્રાહ્મણો હોય તેઓનો પૃથ્વી તથા સુવર્ણાદિકના દાનથી સત્કાર કરવો તેઓને કઇ કઇ આજીવિકા બાંધી આપવી તથા રૈયતપરના કરમાં કાંઇ ઘટાડો કરવો અથવા અમુક જાતના કોઇ કર માફ કરી તેઓને લાભ આપવો અને સ્વામિભક્તિને લીધે જે લોકો છેવટ સુધી સામે રહી લડ્યા હોય તેઓને તેમજ સમગ્ર પ્રજાને અભય આપવું, કે જેમ કરવાથી તુરત દેશમાં શાંતિ પથરાવા લાગેછે યાજ્ઞવલ્ક્ય પણ કહેછે કે—

> नातः परतरो धर्मो नृपाणां यद्रणार्जितम् ।
> विप्रेभ्यो दीयते द्रव्यं प्रजाभ्यश्चाभयं सदा ॥

એટલે રાજાઓને માટે, સંગ્રામમાં મેળવેલ દ્રવ્યથી બ્રાહ્મણોનો સત્કાર કરવો અને પ્રજાને અભય આપવું, આના કરતાં બીજો કોઇપણ શ્રેષ્ઠ ધર્મ નથી

**જીતાયેલા રાજ્યની શું વ્યવસ્થા કરવી તે કહેછે—**

**सर्वेषां तु विदित्वैषां समासेन चिकीर्षितम् ॥**
**स्थापयेत्तत्र तद्वंश्यं कुर्याच्च समयक्रियाम् ॥२०२॥**

શત્રુઓના કાર્યભારીવગેરે લોકોના અભિપ્રાયને ટૂંકામાં જાણી લઇને શત્રુની રાજ્યગાદીઉપર શત્રુના વંશનો જે યોગ્ય પુરૂષ હોય તેને સ્થાપવો અને તેની સાથે યોગ્ય ઠરાવ કરવો. ૨૦૨

તેની સાથે યોગ્ય ઠરાવ કરવો. એટલે તમારે આવી રીતે વર્તવું અમે કહીએ ત્યારે અમારી પાસે હાજર થવું અને અમુક ખંડણી આપવી વગેરે તેની કબુલાત લેવી

**તેઓના યોગ્ય રીવાજોને માન આપવાવગેરેની ભલામણ કરેછે—**

**प्रमाणानि च कुर्वीत तेषां धर्म्यान्यथोदितान् ॥**
**रत्नैश्च पूजयेदेनं प्रधानपुरुषैः सह ॥ २०३ ॥**

તેઓના ધર્મયુક્ત શાસ્ત્રોક્ત આચારોને પ્રમાણ રાખવા તથા પ્રધાન-પુરુષોસહિત તે નવા બેસાડેલા રાજાનો રત્નસરખી વસ્તુઓથી સત્કાર કરવો. ૨૦૩.

તેના રાજ્યમાં દેવ બ્રાહ્મણોવગેરેને જે આજીવિકા મળતી હોય, વ્યાપારવગેરેની જે યોગ્ય પ્રણાલી હોય તથા પ્રજાનો જે યોગ્ય સત્કાર થતો હોય તેમાં આડે ન આવતાં તેવા યોગ્ય રીવાજો કબુલ રાખવા અને સારા કારભારીઓસહિત એ નવા બેસાડેલા રાજાનો રત્નસરખી ઉત્તમ ચીજો આપી સત્કાર કરવો.

ઉપર જણાવ્યાપ્રમાણે સત્કાર કરવાનું કારણ કહેછે—

**आदानमप्रियकरं दानं च प्रियकारकम् ॥**
**अभीप्सितानामर्थानां काले युक्तं प्रशस्यते ॥२०४॥**

ઇચ્છિતપદાર્થો લઇ લેવાથી સામા માણસને અપ્રીતિ થાયછે અને તેવા પદાર્થો દેવાથી પ્રીતિ થાયછે. આ બેમાથી ગમે તે, સમયને અનુસરીને કરવું તે વખાણવાલાયક છે. ૨૦૪.

શત્રુતા વખતે મનગમતા પદાર્થો પોતાના કબજામાં લેવા તે યોગ્ય છે પણ જ્યારે શત્રુના દેશપર પોતાની સત્તા થાય ત્યારે ત્યાંના લોકોની પ્રીતિ મેળવવા-માટે તેઓને ઇચ્છિત પદાર્થો આપવા એ યોગ્ય છે કારણ કે લોકપ્રીતિથી સત્તાને દ્દઢતા મળેછે

આવી રીતે પ્રતિપાદન કરેલા નીતિમાર્ગને અનુસરી રાજાએ ઉદ્યોગી થવું, દૈવઉપર આધાર રાખી નિરૂદ્યોગી બનવું નહિ એમ ભલામણ કરેછે— –

**सर्वं कर्मेदमायत्तं विधाने दैवमानुषे ॥**
**तयोर्दैवमचिन्त्यं तु मानुषे विद्यते क्रिया ॥२०५॥**

જે કંઇ કર્તવ્યકર્મ છે તે સઘળું દૈવ તથા મનુષ્યવ્યાપાર એઓના સ્વાધીનમાં છે. તેઓમા દૈવની કંઇ ખબર પડતી નથી તેથી જે કંઇ કરવાનુ છે તે મનુષ્યવ્યાપારપર નજર રાખીને કરવાનુ છે. ૨૦૫.

પૂર્વજન્મનાં કર્મો દૈવ કહેવાયછે તે દૈવની કશી ખબર પડતી નથી તેથી રાજાએ તેના પર આધાર રાખવાનું છોડી દઇ આ જન્મનો મનુષ્યવ્યાપાર એટલે પુરુષપ્રયત્ન કરવો. અર્થાત્ વિચાર કરી વાજબી જણાય તેવા ઉદ્યોગમાં પ્રવૃત્ત રહેવું.

ચડાઇ લઇ ગયા છતાં પોતાનું મનધાર્યું થાય તો સમાધાન કરી લેવું. યુદ્ધ કરીને શત્રુને પાયમાલ કરવાનોજ આગ્રહ રાખવો નહિ એમ સૂચવે છે—

सह वापि व्रजेद्युक्तः संधिं कृत्वा प्रयत्नतः ॥
मित्रं हिरण्यं भूमिं वा संपश्यंस्त्रिविधं फलम् ।२०६।

અથવા વિજયયાત્રાના મિત્ર, સુવર્ણ અને પૃથ્વી એ ત્રણ ફળો છે એમ જાણનારા રાજાએ જેની ઉપર ચડાઇ કરી હોય તેની સાથે યત્નપૂર્વક સંધિ કરી પોતાના દેશમા પાછા ફરવુ ૨૦૬

જેના ઉપર ચડાઇ કરવામા આવી હોય તેના દેશમા જઇને યુદ્ધના આરંભ પહેલા તેને સમજાવવાનો પ્રયત્ન કરવો યુદ્ધને પરિણામે તેનો સમગ્ર દેશ કબજે કરી લેવાના લોભને વળગી રહેવુ નહિ પ્રયત્ન કરતા જો તે રાજા સમજી જાય અને અમુક દંડ આપી નમી જાય તો તે પણ ઘણા લોકોના પ્રાણ બચવાની સાથે પોતાને લાભજ થયો ગણાયછે કદાચ એ વખતે તેના દેશનો અમુક ભાગ કે અમુક ધન ન મળે અને એવી શરતો થાય કે જેમા એ શત્રુ પાછળથી મિત્રરૂપ બની રહે અને વખતોવખત કામ લાગે તો તેપણ લાભજ ગણાયછે

એક શત્રુઉપર ચડાઇ કરવા જતાં પાછળથી કોઇ બીજો આવીને હાનિ ન કરી જાય તેના ઉપર પણ દૃષ્ટિ રાખવાનું કહેછે—

पार्ष्णिग्राहं च संप्रेक्ष्य तथाक्रन्दं च मण्डले ॥
मित्रादथाप्यमित्राद्वा यात्राफलमवाप्नुयात् ।२०७।

રાજાએ મંડળમા પાર્ષ્ણિગ્રાહ તથા આક્રંદથી સાવધાન રહી મિત્રથી અથવા શત્રુથી ચડાઇનુ ફળ મેળવવુ ૨૦૭

આ અધ્યાયના ૧૫૬ મા શ્લોકના વ્યાખ્યાનમા મંડળ, પાર્ષ્ણિગ્રાહ તથા આક્રંદ એ શબ્દોની સમજ આપવામા આવી છે પાછળના ભાગમા શત્રુ બળવાન હોય અને મિત્ર નબળો હોય તો તે શત્રુ ચડાઇ કરીને હાનિ ન ઉપજાવે તેવો બંદોબસ્ત કરીને શત્રુઉપર ચડાઇ કરવી ચડાઇ કર્યાપછી તે શત્રુને કોઇ પણ રીતે મિત્રરૂપ કરીને ચડાઇનુ ફળ મેળવવુ અને તેમ ન બને અને તે શત્રુરૂપજ રહે તો પછી યુદ્ધ કરીને ચડાઇનુ ફળ મેળવવુ

વિજયયાત્રાનાં ત્રણ ફળો ગણાવ્યાં તેમાં કયું ફળ વધારે શ્રેષ્ઠ છે તે જણાવેછે—

**हिरण्यभूमिसंप्राप्त्या पार्थिवो न तथैधते ॥**
**यथा मित्रं ध्रुवं लब्ध्वा कृशमप्यायतिक्षमम् ।२०८।**

રાજા સુવર્ણ તથા પૃથ્વીની પ્રાપ્તિથી એવી અભિવૃદ્ધિ નથી પામતો કે જેવી અભિવૃદ્ધિ, ટકી રહેનારા તથા પ્રથમ દુર્બળ દેખાતો હોય પણ ભવિષ્યમાં સમર્થ બની ઉપકાર કરી શકનારા મિત્રને મેળવીને પામેછે. ૨૦૮.

જે રાજા થોડી સત્તાવાળો દેખાતો હોય પણ ઉત્તમ ગુણો તથા ઉત્તમપ્રકારના રાજ્યપ્રબંધારણના પ્રભાવથી વધતો જતો હોય તેની સાથે મિત્રતા રાખવાથી રાજાને જેવો લાભ થાયછે તેવો લાભ શત્રુની પાસેથી ધણું ધન કે તેના દેશનો અમુક ભાગ લઇ લેવાથી કદીપણ થતો નથી. માટે ચડાઇના ફળમાં કોઇ ગુણવાન શત્રુ મિત્રરૂપ બનતો હોય તો ધન તથા પૃથ્વીના લોભી નહિ બનતાં તેની મિત્રતાને વધારે લાભકારક સમજવી.

કેવો મિત્ર વખાણવાયોગ્ય છે તે કહેછે—

**धर्मज्ञं च कृतज्ञं च तुष्टप्रकृतिकं तथा ॥**
**अनुरक्तं स्थिरारम्भं लघु मित्रं प्रशस्यते ॥२०९॥**

જે મિત્ર ધર્મજ્ઞ, કૃતજ્ઞ, કારભારીઓ તથા પ્રજાની પ્રીતિના પાત્રરૂપ, પ્રીતિયુક્ત સ્વભાવવાળો અને પાછળથી પડતું મૂકવું ન પડે એવી રીતે વિચાર કરીને કાર્યનો આરંભ કરનાર હોય તે કદાચ થોડી સત્તાવાળો હોય તોપણ વખાણવાયોગ્ય છે. ૨૦૯.

ધર્મજ્ઞ એટલે પોતાનાં કર્તવ્યોને જાણનાર, કૃતજ્ઞ એટલે કોઇએ કાંઇપણ ઉપકાર કર્યો હોય તેને નહિ ભૂલનાર, પોતાના ચાતુર્યથી તથા સારાં કામોથી કારભારીઓ તથા પ્રજાની પ્રીતિ સંપાદન કરનાર, યોગ્ય મિત્રતરફ સારી લાગણી ધરાવનાર તથા વિચારપૂર્વક આરંભેલા કાર્યમાં સ્થિર બુદ્ધિવાળો રાજા કદી થોડી સત્તાવાળો હોય તોપણ તે મિત્રરૂપ બનાવવાને યોગ્ય છે. કારણ કે તે પોતાના ગુણવાનપણાથી દિવસેદિવસે અભિવૃદ્ધિ પામતો જાયછે અને જેની સાથે મિત્રતા કરેછે તેની સાથે પાછળથી દગો નથી કરતો એટલુંજ નહિ પણ તેના હિતનેજ ઇચ્છેછે. આવા ગુણવાળા શત્રુને મિત્રરૂપ બનાવી લેવાની આ ભલામણ છે.

શ્રેષ્ઠ રાજામાથે શત્રુતા રાખવી લાભકારક નહિ પણ હાનિકારક છે એમ સૂચવેછે—

प्राज्ञं कुलीनं शूरं च दक्षं दातारमेव च ॥
कृतज्ञं धृतिमन्तं च कष्टमाहुररिं बुधाः ॥ २१० ॥

જે શત્રુ વિદ્વાન, કુલીન, પરાક્રમી, ચતુર, દાતા, કૃતજ્ઞ અને ધૈર્યવાળો હોય તેનો ઉચ્છેદ કરવો લગભગ અશક્ય છે એમ વિદ્વાનો કહેછે. ૨૧૦.

તેવા શત્રુસાથે તો સંધિ કરવો એજ શ્રેષ્ઠ છે દાતા એટલે દાન દેનાર હોય તેને હમેશ દૈવની અનુકૂળતા હોયછે અને તેના તરફ લોકલાગણી પણ હોયછે.

આ અધ્યાયના ૧૫૮ મા શ્લોકમાં વર્ણવેલો ઉદાસીન રાજા કેવા ગુણવાળો હોય તો તે, દૈવયોગે ગુણવાન શ્રેષ્ઠ શત્રુની સાથે યુદ્ધ કરવું પડે તે પ્રસંગે આશ્રય કરવાયોગ્ય છે? તે જણાવેછે—

आर्यता पुरुषज्ञानं शौर्यं करुणवेदिता ॥
स्थौललक्ष्यं च सततमुदासीनगुणोदयः ॥ २११ ॥

આર્યપણું, પુરૂષની પરીક્ષા, શૌર્ય, દયાળુપણુ અને સર્વદા ઉદારપણું એઓ ઉદાસીનના ગુણની સામગ્રીરૂપ છે ૨૧૧

જેનામા શઠતા ન હોય અને સરલતાજ હોય તે આર્ય કહેવાયછે આ પુરૂષ આશ્રય આપવાયોગ્ય છે કે આશ્રય આપવાયોગ્ય નથી એવી પરીક્ષા કરવાની જેનામાં શક્તિ હોય તે પુરૂષની પરીક્ષાવાળો ગણાયછે જે શત્રુ વિદ્વાનપણું વગેરે ગુણોથી યુક્ત હોય તેની સાથે કોઇપણ પ્રકારે સંધિ ન થતાં યુદ્ધજ કરવું પડે તો આવા ગુણવાન ઉદાસીન રાજાનો આશ્રય લેવાથી વિજય પ્રાપ્ત કરી શકાયછે.

રાજાએ પોતાના બચાવમાટે ગમે તેટલો મોહોટો ભોગ આપવો પડે તોપણ પાછા ન હઠવું એવી ભલામણ કરેછે—

क्षेम्यां सस्यप्रदां नित्यं पशुवृद्धिकरीमपि ॥
परित्यजेन्नृपो भूमिमात्मार्थमविचारयन् ॥ २१२ ॥

રાજાએ પોતાના સંરક્ષણને માટે, સાચવવામાં સહેલાઇવાળી, પુષ્કળ ધાન્ય આપનારી તથા નિત્ય પશુઓની અભિવૃદ્ધિ કરનારી પૃથ્વીનો પણ ત્યાગ કરવો પડે તો તે ત્યાગ કરી દેવો, તેમાં મુઝાવુ નહિ ૨૧૨.

ચોર લુટારાઓવગેરેને સંતાવાની સગવડવગેરે ન હોય તેથી સાચવવામાં સહેલાઇવાળી, કદી વરસાદ થોડો થાય તોપણ સારા જળાશયોની નજીકમાં હોય તેથી ચાલુ રસકસવાળી હોવાને લીધે પુષ્કળ ધાન્યદેનારી તથા ઘાસચારો ઘણો થતો હોય તેથી જ્યાં પશુઓનું પોષણ કરવામાં અગવડ ન આવતી હોય એવી પૃથ્વીનો ત્યાગ કરીને પણ રાજાએ પોતાનું સંરક્ષણ કરવું યોગ્ય છે કારણ કે પ્રજાના સંરક્ષણનો મુખ્ય આધાર ઉત્તમ રાજાની સલામતીઉપર છે

ઉપરનીજ ભલામણને વિશેષ દૃઢ કરેછે—

**आपदर्थं धनं रक्षेद्दारान्रक्षेद्धनैरपि ॥**

**आत्मानं सततं रक्षेद्दारैरपि धनैरपि ॥२१३॥**

આપત્તિના નિવારણમાટે ધનની રક્ષા કરવી ધનનો વ્યય કરીને પણ સ્ત્રીની રક્ષા કરવી અને સ્ત્રીના તથા ધનના ત્યાગથી પણ સર્વદા આત્માની રક્ષા કરવી—૨૧૩.

શ્રુતિ પણ કહેછે કે सर्वत एवात्मानं गोपायीत । એટલે હરેક રીતે આત્માનું સંરક્ષણ કરવું જેમ મચ્છરોને દૂર કરવામા ધૂમ ઉપયોગી છે તેમ આપત્તિને દૂર કરવામા ધન ઉપયોગી છે ધનને જતું કરીને પણ સ્ત્રીઓની રક્ષા કરવી સ્ત્રી-શબ્દ પોતાના પોષ્યવર્ગના ઉપલક્ષણરૂપ છે. તેથી ધનનું પ્રયોજન પોષ્યપોષણ તથા તે વર્ગનું રક્ષણ છે અને આત્માનુ સંરક્ષણ તો સર્વસ્વ ખર્ચીને પણ કરવુ એવો અભિપ્રાય છે સ્ત્રીઓને એવા આધીન ન બની જવું કે ધનની એવી રક્ષા ન કરવી કે જેમા પોતાનો નાશ થઇ જાય, નાશપ્રસંગે તો એ સઘળું પડતું મૂકીને પણ પોતાનો બચાવ કરવો

ગમે તેવી આપત્તિમાં પણ મન સ્થિર રાખીને ઉપાયો કરવાનું કહેછે—

**सह सर्वाः समुत्पन्नाः प्रसमीक्ष्यापदो भृशम् ॥**

**संयुक्तांश्च वियुक्तांश्च सर्वोपायान्सृजेद्बुधः ॥२१४॥**

વિદ્વાન રાજાએ સઘળી આપત્તિઓને સાથે ઉત્પન્ન થયેલી જોઇને સામવગેરે સર્વ ઉપાયોને એકસાથે અથવા જૂદા જૂદા કામે લગાડવા. ૨૧૪.

કદાચ દુષ્કાળવગેરે કારણથી ભંડાર ખાલી થઇ જવો, કારભારીઓ તથા રૈયતની વિરૂદ્ધતા થવી અને મિત્રપર પણ કંઇ આફત આવી પડવી વગેરે સંકટો એકસાથે આવી પડે તો પણ મુઝાઇને બેસી રહેવું નહિ. તેવેવખતે પણ સામ દાનઆદિ ઉપાયો એકસાથે અથવા છૂટા છૂટા જેમ વાજબી જણાય તેમ ઉત્સાહપૂર્વક કામે લગાડી દેવા.

કાર્યસિદ્ધિના યત્નનું સ્વરૂપ ટૂંકામાં દેખાડેછે—

**उपेतारमुपेयं च सर्वोपायांश्च कृत्स्नशः ॥**
**एतत्त्रयं समाश्रित्य प्रयतेतार्थसिद्धये ॥ २१५ ॥**

ઉપાયોને યોજનાર પુરૂષ, પ્રાપ્ત થવાયોગ્ય વસ્તુ તથા સામવગેરે સઘળા ઉપાયો એ ત્રણેનો સંપૂર્ણ આશ્રય કરીને કાર્યસિદ્ધિમાટે યત્ન કરવો ૨૧૫

ઉપાયોની યોજના કરનારનુ સામર્થ્ય કેવુ છે? પ્રાપ્ત થવાયોગ્ય વસ્તુ કેવી આવશ્યકતાવાળી છે તથા સામવગેરે ઉપાયોમાથી કયો ઉપાય કેટલે અંશે ફળીભૂત થશે? વગેરે સઘળો વિચાર કરીને કાર્યસિદ્ધિમાટે યત્નપરાયણ થવુ

આ અધ્યાયના ૧૪૬ તથા ૧૪૭ મા શ્લોકમાં મન્ત્રિઓની સાથે રાજ્યસંબંધી વિચાર કરવાની ભલામણ કરી તેનું વિસ્તૃત સ્વરૂપ સમજાવી હવે એ અવાંતર પ્રકરણનો ઉપસંહાર કરવાની સાથે પ્રસ્તુત દિનચર્યાના પ્રકરણને પાછું ગ્રહણ કરેછે—

**एवं सर्वमिदं राजा सह संमन्त्र्य मन्त्रिभिः ॥**
**व्यायम्याप्लुत्य मध्याह्ने भोक्तुमन्तःपुरं विशेत् ॥ २१६ ॥**

એ પ્રમાણે રાજાએ મન્ત્રિઓની સાથે આ સઘળુ રાજકાર્ય વિચારી શરીરથી વ્યાયામ કરી તેપછી સ્નાન કરવુ અને ત્યારબાદ મધ્યાહ્નસમયે ભોજન કરવામાટે અંતઃપુરમા પ્રવેશ કરવો ૨૧૬

મંત્રીઓની સાથે રાજકાર્યો વિચારવા પછી આયુધો ઉઠાવવા કે કવાયતવગેરેમા સ્ફૂર્તિના સાધનરૂપ કસરત કરવી અને ત્યારબાદ સ્નાન કરી ભોજનમાટે અંતઃપુરમા જવુ

ભોજનવખતે સાવચેત રહેવાની ભલામણ કરેછે—

**तत्रात्मभूतैः कालज्ञैरहार्यैः परिचारकैः ॥**
**सुपरीक्षितमन्नाद्यमद्यान्मन्त्रैर्विषापहैः ॥ २१७ ॥**

ત્યાં પોતાના આત્માતુલ્ય, સમયને જાણનારા અને કોઈથી પણ ભેદ કરવાને અશક્ય એવા પરિચારકોથી સારીરીતે પરીક્ષા કરાયેલુ અને વિષને હણનારા મંત્રોથી સસ્કૃત કરેલ અન્નવગેરે ભોજનમા લેવુ ૨૧૭

ભોજનમાટે પીરસાયેલા પદાર્થોની પરીક્ષા કરનારા માણસો રાજાના પ્રાણતુલ્ય હોય અથવા રાજાને પોતાના પ્રાણતુલ્ય ગણતા હોય તેવા જોઇએ, સમયનો વિચાર કરનારા હોવા જોઇએ એટલે ભોજનમાટેના સમયનો અતિક્રમ ન થાય અથવા રાજાને અમુક સમયમા અમુક પદાર્થો ખાવા હિતકારક છે અને અમુક પદાર્થો ખાવા હિતકારક નથી એમ જાણનારા હોવા જોઇએ અને કોઇથી પણ ભેદ કરવાને અશક્ય એટલે કોઇપણ વિરૂદ્ધપક્ષનો માણસ પૈસાવગેરેની લાલચ દઇને રાજાનુ અહિત કરવા સમજાવે તોપણ તેમ નહિજ કરનાર હોવા જોઇએ. આવમા વિષસર્ગ છે કે કેમ તે જાણવામાટેના પ્રકારો બીજે પણ ઘણે ઠેકાણે જણાવવામા આવ્યા છે, જેમ કે તેનુ અન્ન જરા સૂકાતા તેનો રંગ ફરી જાયછે, તેમાનો સુગંધ ઉડી જાયછે, તેને અગ્નિમા નાખવાથી એકદમ અત્યંત સડકોઆઇ બગડી જાયછે, તેનાપર કોકિલની દૃષ્ટિ પડતા તે મરી જાયછે, જીવંજીવક નામના પક્ષીની દૃષ્ટિ પડતા તે ગમગીન થઇ જાયછે અને ચકોરની દૃષ્ટિ પડતા તેનાં નેત્રો લાલ થઇ જાયછે વગેરે વિષને હણનારા મંત્રોવડે સંસ્કૃત કરવાથી મનોબળની અભિવૃદ્ધિ થતા તેનાપર ખરાબ અન્નની માઠી અસર સહેલાઇથી થતી નથી

એજ વિષયમાં અધિકારીઓને પણ ભલામણ કરેછે અને પ્રસ્તુત પ્રકરણમાં આગળ વધેછે— -

**विषघ्नैरगदैश्चास्य सर्वद्रव्याणि योजयेत् ॥**
**विषघ्नानि च रत्नानि नियतो धारयेत्सदा ॥२१८॥**

રાજામાટેના ભોજનયોગ્ય સર્વપદાર્થોમા વિષને હણનારા ઔષધો નાખવા વળી રાજાએ પોતે નિયમિતપણે સર્વદા વિષને હણનારા રત્નો ધારણ કરવા ૨૧૮.

રાજાને પહેરવાના વસ્ત્રોવગેરે પણ વિષપદાર્થોથી શુદ્ધ કરવા એમ પણ મૂળમાથી અભિપ્રાય નિકળેછે

રાજાની સેવા કરનારી સ્ત્રીઓ કેવી હોવી જોઇએ તે કહેછે—

**परीक्षिताः स्त्रियश्चैनं व्यजनोदकधूपनैः ॥**
**वेषाभरणसंशुद्धाः स्पृशेयुः सुसमाहिताः ॥२१९॥**

પરીક્ષા કરાયેલી અને વેષ તથા આભરણથી વિશુદ્ધ સ્ત્રીઓએ સાવધાનપણે વ્યજનથી, જળથી તથા ધૂપનથી રાજાની સેવા કરવી ૨૧૯

ભોજનવખતે રાજાને પવન નાખનારી, તેને નવરાવનારી, પીવામાટે જળ આપનારી અને પીવાના જળને સુવાસિત કરનારી તથા રાજાને પહેરવાનાં વસ્ત્રોને ધૂપથી સુગંધિત કરનારી તેમજ એવાં બીજાં કામો કરનારી સ્ત્રીઓ પરીક્ષા કરા-

સેવી તથા સ્વચ્છ વસ્ત્રો અને સ્વચ્છ આભરણોવાળી અથવા જેનાં વસ્ત્રો તથા આભરણો કોઈપણ જાતનાં કપટવગરનાં હોય તેવી હોવી જોઇએ.

વાહન, શય્યાવગેરે દરેક બાબતમાં સાવચેતી રાખવાનું કહેછે—

एवं प्रयत्नं कुर्वीत यानशय्यासनाशने ॥
स्नाने प्रसाधने चैव सर्वालङ्कारकेषु च ॥२२०॥

એ પ્રમાણે રાજાએ વાહનમાં, શય્યામાં, આસનમાં, ભોજનમાં, સ્નાનમાં, અનુલેપનમાં અને સર્વ અલંકારોમાં પ્રથમથી પરીક્ષા કરવાનો યત્ન કરતા રહેવું. ૨૨૦.

આવી કોઈપણ બાબતમાં ગાફલ રહેવામાં આવે તો વખતપર કાંઇપણ કપટવડે હાનિ થવાનો સંભવ માનવામાં આવેછે

ભોજનપછીનાં કર્ત્તવ્યો કહેછે—

भुक्तवान्विहरेच्चैव स्त्रीभिरन्तःपुरे सह ॥
विहृत्य तु यथाकालं पुनः कार्याणि चिन्तयेत् ।२२१।

રાજાએ ભોજન કર્યાપછી અંતઃપુરમાં સ્ત્રીઓની સાથે વિહાર કરવો અને સમયપ્રમાણે વિહાર કરી ફરીને રાજકીય કાર્યોનો વિચાર કરવો. ૨૨૧.

ભોજનપછી ચિત્તની વિશ્રાંતિમાટે સ્ત્રીઓસાથે થોડો સમય વિનોદ કરવો અને તેપછી ફરીને સ્વસ્થચિત્તથી રાજકીય કાર્યોના વિચારમાં જોડાવું.

ઉપર જણાવેલા સમયે જે રાજકીય કાર્યોનો વિચાર કરવાનું કહ્યું તેનો પ્રકાર બતાવેછે—

अलङ्कृतश्च संपश्येदायुधीयं पुनर्जनम् ॥
वाहनानि च सर्वाणि शस्त्राण्याभरणानि च ।२२२।

વસ્ત્રાલંકારો ધારણ કરીને પછી આયુધજીવી લોકો, હાથી, ઘોડાવગેરે વાહનો અને સઘળાં શસ્ત્રો તથા આભરણો એ સઘળું જોવું. ૨૨૨.

આયુધજીવી લોકોને દર્શન આપવું તથા વાહનોવગેરેની સ્થિતિ તપાસવી.

સાંજસમયનું કર્ત્તવ્ય કહેછે—

संध्यां चोपास्य शृणुयादन्तर्वेश्मनि शस्त्रभृत् ॥
रहस्याख्यायिनां चैव प्रणिधीनां च चेष्टितम् ।२२३।

તેપછી સાયંસંધ્યા કરી મહેલના અંદરના ભાગમાં જઇ શસ્ત્રો ધારણ કરી રહસ્ય વાર્તા કહેનારા લોકોની ચેષ્ટાઓને તથા પ્રણિધિ લોકોની ચેષ્ટાઓને સાંભળવી. ૨૨૩

રહસ્યવાર્તા કહેનારા અમાત્યઆદિ અધિકારીઓ તથા પ્રણિધિ એટલે બાતમીદારોની વાતોપર ધ્યાન આપવું અથવા છુપી વાતો લાવનારા બાતમીદારોની હકીકતો ધ્યાનપર લેવી.

સાંજના સમયપછીનું કામ કહેછે—

गत्वा कक्षान्तरं त्वन्यत्समनुज्ञाप्य तं जनम् ॥
प्रविशेद्भोजनार्थं च स्त्रीवृतोन्तःपुरं पुनः ॥ २२४ ॥

તેપછી બીજી કક્ષામાં જઇ તે લોકોને રજા આપી ફરીથી પરિચારિકા-સ્ત્રીઓની સાથે અંતઃપુરમાં ભોજન કરવામાટે જવું. ૨૨૪

બીજી કક્ષા એટલે અંદરની બીજી દોઢીમાં જવું અને ત્યાંથી બાતમીદાર વગેરે સઘળા લોકોને રજા આપી સ્ત્રીનોકરોની સાથે પોતાના અંતઃપુરમાં બીજી વખતના ભોજનમાટે પ્રવેશ કરવો.

રાત્રિભોજનપછી શયનનો ક્રમ કહેછે—

तत्र भुक्त्वा पुनः किञ्चित्तूर्यघोषैः प्रहर्षितः ॥
संविशेत्तु यथाकालमुत्तिष्ठेच्च गतक्लमः ॥ २२५ ॥

રાજાએ અંતઃપુરમાં જઇ વાદિત્રોના શબ્દોથી હર્ષિત થઇ બીજી વખતનું મિતભોજન કરી યોગ્યસમયે શયન કરવું અને યોગ્યસમયે સ્વસ્થતાથી નસનો ત્યાગ કરવો. ૨૨૫

ભોજન કરતી વખતે મન આનંદમાં હોવું જોઇએ કારણ કે મનમાં ખેદ વગેરે હોય તો અન્ન સારીરીતે પચતું નથી કહ્યું છે કે—

मात्रयाप्यभ्यवहृतं हितमन्नं न जीर्यति ।
चिन्ताशोकभयक्रोधदुःखशय्याप्रजागरैः ॥

એટલે લીધેલો ખોરાક દિનરૂપ તથા માપસર હોય તોપણ ચિંતા, શોક, ભય, ક્રોધ, સુવાની અગવડ તથા ઉજાગરા એવાં કારણોથી પચી શકતો નથી. એટલા માટે વેણુ, વીણા, મૃદંગવગેરે વાદિત્રો સાંભળવાનું કહ્યું છે કે જેથી ચિત્તને હર્ષ થાય. રાત્રિસમયનું ભોજન તરત પચી શકે એવું તથા કંઇ અલ્પમાત્રાવાળું હોવું જોઇએ. રાત્રિનો પહેલો અર્ધપ્રહર જાય તેપછીનો વખત શયન કરવામાટે તથા રાત્રિનો છેલ્લો પ્રહર અર્ધ બાકી રહે તે વખત શયનનો ત્યાગ કરવામાટે યોગ્ય છે. શરીરની અને મનની પૂર્ણ સ્વસ્થતા થવી અથવા તમામ જાતનો થાક ઉતરી જવો એ શયનનું ફળ છે.

રાજાએ પોતાની સ્વસ્થતામાં ઉપર પ્રમાણે દિનચર્યા તથા રાત્રિચર્યા રાખવી અને અસ્વસ્થતા હોય ત્યારે રાજ્યના કામનો બોજો પોતાના ઉપર ન રાખવો એવી ભલામણ કરેછે—

एतद्विधानमातिष्ठेदरोगः पृथिवीपतिः ॥
अस्वस्थः सर्वमेतत्तु भृत्येषु विनियोजयेत् ॥ २२६ ॥

જ્યારે સ્વસ્થતા હોય ત્યારે ઉપર કહ્યાપ્રમાણે રાજાએ પોતાનુ કર્તવ્ય-કર્મ કરવું અને જ્યારે રોગાદિકથી અસ્વસ્થતા હોય ત્યારે સઘળાં કાર્યોમાં પોતાને બદલે યોગ્ય અધિકારીઓને જોડવા ૨૨૬.

રાજાએ પોતે વિચારવાનાં તથા તપાસવાનાં સઘળાં કાર્યો પોતાની જાતથીજ કરવાં, પણ જ્યારે અસ્વસ્થતાને લીધે એ બોજો પોતાથી ઉઠાવી શકાય નહિ એવી સ્થિતિ હોય ત્યારે સઘળું રાજકૃત્ય મુખ્ય અમાત્યવગેરે યોગ્ય અને પ્રધાન અધિકારીઓના હાથમાં સોંપવું, કે જેઓ રાજાના પ્રતિનિધિતરીકે એ સઘળું કાર્ય કરી શકે અને અગ્નિહોત્રાદિક ધાર્મિક કાર્યો પોતાના મુખ્ય પુરોહિતને સોંપવાં એટલે તે પણ રાજાના પ્રતિનિધિતરીકેજ એ કાર્યો કરે. ઐહિક તથા પારલૌકિક અભ્યુદયને આપનારાં સઘળાં કાર્યોનું મૂળ સાધન સ્વસ્થતાજ છે અને તેથી રાજાની સ્વસ્થતા જાળવવી એ તેનું પોતાનું અને તેના મુખ્ય અમાત્યોનું પ્રથમ કર્તવ્ય છે.

ઉપર પ્રમાણે જેમાં રાજધર્મ વર્ણવવામાં આવ્યો છે એવો આ સાતમો અધ્યાય સમાપ્ત થયો.




## અધ્યાય ૮ મો.

ગયા અધ્યાયમાં પ્રજાના પાલનરૂપ રાજાની વૃત્તિ, પ્રજાપીડનના નાશમાટે તથા પોતાના યોગ્ય અધિક લાભમાટે શત્રુઓને કેમ વશ કરવા તે તથા રાજ્યસંબંધી કાર્યોની વ્યવસ્થા અને રાજાની જાતના સુખસંબંધી નિયમો કહીને હવે પ્રજામાં અંદર-અંદર વિવાદ થાય તેમાં ખરાખોટાની પરીક્ષા કરી ન્યાય આપવારૂપ વ્યવહારનું સ્વરૂપ તથા તેના નિયમો દેખાડવા આ અધ્યાયનો આરંભ કરેછે. તેમાં પ્રથમ વ્યવહારનિર્ણયમાટેની સભામાં કેવી રીતે પ્રવેશ કરવો તે કહેછે—

**व्यवहारान्दिदृक्षुस्तु ब्राह्मणैः सह पार्थिवः ॥**
**मन्त्रज्ञैर्मन्त्रिभिश्चैव विनीतः प्रविशेत्सभाम् ॥ १ ॥**

વ્યવહારોને જોવામાટે ઇચ્છા કરનાર રાજાએ વિનીત વેષ ધારણ કરી બ્રાહ્મણોની સાથે અને વિચારમાં ચતુર મન્ત્રિઓની સાથે સભામાં પ્રવેશ કરવો. ૧.

પ્રજાઓમાં પરસ્પર થયેલા વિવાદની પીડાનો નાશ કરવા માટે ઋણાદાન વગેરે અઢાર પ્રકારના વિવાદમાં પરસ્પર વિરુદ્ધ બોલનારા વાદી તથા પ્રતિવાદીનાં વાક્યો સાંભળવાથી થયેલા સંદેહનો નાશ કરી સત્ય વાતનો શોધ કરવો તે વ્યવહાર કહેવાયછે. વ્યવહાર શબ્દમાં વિ ઉપસર્ગનો અર્થ વિવિધ એ

પ્રમાણે થાયછે, અવ ઉપસર્ગનો 'અર્થ સંદેહ થાયછે અને હાર શબ્દનો અર્થ હરણ થાયછે. તેથી જૂદા જૂદા સંદેહોને મટાડવા તે વ્યવહાર કહેવાયછે. દૃષ્ટ અથવા અદૃષ્ટ એ પ્રમાણે બે પ્રકારની પીડા છે તેમાં બળવાન હોય તે દુર્બળને ધનહરણાદિકથી પીડે તે દૃષ્ટપીડા અને વિધિના ઉલ્લંઘનને લીધે થયેલા પ્રત્યવાયથી થતું પારલૌકિક દુઃખ તે અદૃષ્ટ પીડા ગણાયછે. જો પ્રજા દ્વેષ તથા મત્સરવગેરેથી પરસ્પરમાં અયોગ્ય રીતે વર્તે તથા ખરાબ રસ્તે ચાલે તે દરેક રીતે પીડાયછે અને પીડાતી પ્રજાવાળા રાજાનો નાશ થાયછે માટે શાસ્ત્રોક્ત દંડથી વ્યવહારોની વ્યવસ્થા કરવી કે જેને લીધે પ્રજા પરસ્પરમાં વિક્ષેપ ન કરે અને કોઈ પણ ખરાબ રસ્તે ચાલે નહિ પ્રજા દુઃખી હોય તો રાજાની વૃત્તિ પણ ચાલે નહિ કારણ કે તેને કરવગેરે મળી શકતા નથી; તેથી રાજ્યની સ્થિતિ માટે વ્યવહારની વ્યવસ્થા અર્થાત્ ન્યાય આપવાની ગોઠવણ કરવી તે બહુ આવશ્યક છે ન્યાયસભામાં રાજાએ વિનીત વેષ રાખવો જરૂરનો છે કારણકે જો ઉદ્ધત વેષ હોય તો વાદી, પ્રતિવાદી તથા સાક્ષી વગેરે તેનાથી દબાઇ જઈને યથાર્થ બોલી શકતા નથી યથાર્થ નિર્ણય કરવાનું કામ ઘણું ગહન છે માટે ધર્મશાસ્ત્રને જાણનારા બ્રાહ્મણો તથા દીર્ઘદૃષ્ટિવાળા અમાત્યોને રાજાએ તે કામ માટે પોતાની મદદમાં સાથે રાખવા જોઇએ

**સભામાં કેવી રીતે કયાં વ્યવહારકાર્યોનો વિચાર કરવો? તે જણાવેછે—**

**तत्रासीनः स्थितो वापि पाणिमुद्यम्य दक्षिणम् ॥**
**विनीतवेषाभरणः पश्येत्कार्याणि कार्यिणाम् ॥ २ ॥**
**प्रत्यहं देशदृष्टैश्च शास्त्रदृष्टैश्च हेतुभिः ॥**
**अष्टादशसु मार्गेषु निबद्धानि पृथक्पृथक् ॥ ३ ॥**

તે સભામાં વિનીત વેષ તથા આભરણોને ધારણ કરનારા રાજાએ આસનઉપર બેસીને અથવા ઉભા રહીને જમણો હાથ ઉંચો કરી કાર્યાર્થી લોકોનાં, અઢારપ્રકારના વ્યવહારમાર્ગમાં કહેલાં કાર્યોનો દેશદૃષ્ટ હેતુઓથી તથા શાસ્ત્રદૃષ્ટ હેતુઓથી જૂદો જૂદો વિચાર કરવો. ૨, ૩.

વેષ તથા આભરણોનું ધારણ વિનીત એટલે ઉદ્ધતપણાથી રહિત હોય તો લોકોને પાસે ઉભતાં ભય, અશ્રદ્ધા તથા અનાદરબુદ્ધિ ન થતાં તેનાપર વિશ્વાસ બેસેછે. મોટું કાર્ય હોય અને બોલવાનું ઘણું હોય તો બેસીને અને સ્વલ્પ કાર્ય હોય તથા વક્તવ્ય પણ સ્વલ્પ હોય તો ઉભા રહીને ન્યાય દેવો યદ્

શાસ્ત્રના ચાલતા ન્યાય દેવો નહિ કારણકે ચાલનાર પુરૂષ માર્ગને જોવામાં તત્પર હોવાથી વાદિપ્રતિવાદિના વચનોમાં બરાબર ધ્યાન આપી શકતો નથી અથવા તપસ્વી લોકો તથા બ્રાહ્મણ વગેરે પૂજ્ય લોકો વિવાદિ થઇને ઉભા હોય તો રાજાએ પણ ઉભા રહેવું અને તેઓ બેઠા હોય તો રાજાએ પણ બેસવું અને પ્રશ્ન વગેરમાં જમણા હાથથીજ અભિનય કરવો અઢાર પ્રકારના વ્યવહાર માર્ગના ભાગો હવે પછી તુરતજ કહેવામા આવશે તેઓનો નિર્ણય કરવો એજ સભાપ્રવેશનો ઉદ્દેશ છે કાર્યોનો વિચાર કરવામા દેશ જાતિ, કુળવગેરેમા ચાલતા રીવાજો તથા શાસ્ત્રમા આપેલા નિયમો એ બન્ને ધ્યાનમાં લેવા અને તેઓમાથી બલાબલને અનુસરી જેનાપર વિશેષ આધાર રાખવો પડે તેનાપર વિશેષ આધાર રાખી નિર્ણય કરવો

અઢાર પ્રકારનાં વ્યવહારસ્થાનો કહેછે—

तेषामाद्यमृणादानं निक्षेपोऽस्वामिविक्रयः ॥
संभूय च समुत्थानं दत्तस्यानपकर्म च ॥ ४ ॥
वेतनस्यैव चादानं संविदश्च व्यतिक्रमः ॥
क्रयविक्रयानुशयो विवादः स्वामिपालयोः ॥ ५ ॥
सीमाविवादधर्मश्च पारुष्ये दण्डवाचिके ॥
स्तेयं च साहसं चैव स्त्रीसंग्रहणमेव च ॥ ६ ॥
स्त्रीपुंधर्मो विभागश्च द्यूतमाह्वय एव च ॥
पदान्यष्टादशैतानि व्यवहारस्थिताविह ॥ ७ ॥

વિચારવાના વિષયમા પ્રથમ ઋણાદાન, તે પછી નિક્ષેપ, અસ્વામિવિક્રય, સંભૂયસમુત્થાન, દત્તાનપકર્મ, વેતનાદાન, સંવિદ્વ્યતિક્રમ ક્રયવિક્રયાનુશય, સ્વામિપાલવિવાદ, સીમાવિવાદધર્મ, વાક્પારૂષ્ય, દંડપારૂષ્ય, સ્તેય, સાહસ, સ્ત્રીસંગ્રહણ, સ્ત્રીપુંધર્મ, વિભાગ, દ્યૂત અને આહ્વય એ પ્રમાણે વ્યવહારનાં અઢાર સ્થાનો છે ૪, ૫, ૬, ૭

જે પુરૂષે જે ઠેકાણે જે ઋણ એટલે કરજ દેવાનું હોય કે ન દેવાનુ હોય તે તથા દાનગ્રહણના ધર્મો તે ઋણાદાન કહેવાયછે પોતાનુ ધન બીજાને ત્યાં થાપણરૂપે મૂકવું તે નિક્ષેપ કહેવાયછે જેનાપર પોતાની માલેકી ન હોય એવી વસ્તુ વેચી નાખવી તે અસ્વામિવિક્રય [illegible]

સંભૂયસમુત્થાન, અપાત્ર હોવાથી અથવા દ્રોધાદિકથી આપેલા ધનનું પાછું ગ્રહણ કરવું તે દત્તાનપકર્મ, નોકરને તેનો પગાર આપવો નહિ તે વેતનાદાન, કરેલા ઠરાવને ત્રોડવો તે સંવિદ્વ્યતિક્રમ, ખરીદી તથા વહેંચાણ પછી પસ્તાવો થતાં તે રદ કરવા તૈયાર થવું તે ક્રયવિક્રયાનુશય, પશુઓના માલિક તથા પશુઓનું પાલન કરનારની વચ્ચે વિવાદ થવો તે સ્વામિપાલવિવાદ, ગામ વગેરેના સીમાડા બાબતનો વાંધો તે સીમાવિવાદધર્મ, વાણીથી કોઇનો તિરસ્કાર કરવો તે વાક્પારુષ્ય, કોઇને માર મારવા વગેરે આકરો દંડ દેવો તે દંડપારુષ્ય, ચોરી કરવી તે સ્તેય, બળાત્કારે ધન વગેરેનું હરણ કરવું તે સાહસ, પરસ્ત્રીનો સ્વીકાર કરવો તે સ્ત્રીસંગ્રહણ, સ્ત્રીપુરુષે પરસ્પર યોગ્ય રીતે વર્તવાના નિયમો તે સ્ત્રીપુધર્મ, પિતાવગેરેનું ધન વહેંચી લેવું તે વિભાગ, જુગટું રમવું તે દ્યૂત, અને શરત કરીને પક્ષીઓ કે પશુઓ વચ્ચે યુદ્ધ કરાવવું તે આહ્વ કહેવાયછે. ઘણે ભાગે આ અઢાર બાબતોના વાંધાઓ ન્યાયની સભામાં આવેછે, જેનો નિર્ણય રાજાએ કરવો પડેછે.

ઉપરની બાબતોનો નિર્ણય નિષ્પક્ષપાતપણે કરવાની ભલામણ કરેછે—

**एषु स्थानेषु भूयिष्ठं विवादं चरतां नृणाम् ॥**
**धर्मं शाश्वतमाश्रित्य कुर्यात्कार्यविनिर्णयम् ॥ ८ ॥**

ઘણે ભાગે ઉપર કહેલી અઢાર બાબતોમાં વિવાદ કરનારાં મનુષ્યોનાં કાર્યોનો નિર્ણય શાશ્વતધર્મનો આશ્રય કરીને કરવો. ८.

ઉપર ગણાવેલી અઢાર બાબતોમાંથી કોઈમાંપણ કોઇ કોઇવચ્ચે વાંધાઓ પડેછે એ વાંધાઓનો નિર્ણય કરાવવા માટે તેઓ રાજાની પાસે આવેછે એ વખતે તેઓના કાર્યનો નિર્ણય, રાજાએ રાગબુદ્ધિ કે દ્વેષબુદ્ધિનો ત્યાગ કરી કેવળ અનાદિ પરંપરાથી પ્રાપ્ત નિત્ય ધર્મપર નજર રાખીને કરવો. ઘણે ભાગે એમ કહ્યુંછે તેથી અઢાર સિવાય બીજા પણ કેટલાંક વિવાદસ્થાનો કોઈકોઇ વખતે આવી પડેછે એમ સૂચવ્યું છે.

રાજાએ પોતાની ગેરહાજરીમાં ન્યાય આપવાના કામપર કોને ગોઠવવો? તે કહેછે—

**यदा स्वयं न कुर्यात्तु नृपतिः कार्यदर्शनम् ॥**
**तदा नियुंज्याद्विद्वांसं ब्राह्मणं कार्यदर्शने ॥ ९ ॥**

જ્યારે પ્રજાનાં કાર્યનો નિર્ણય રાજા પોતે કરી શકે નહિ ત્યારે તે કાર્યનો નિર્ણય કરવાના કામમાં તેણે વિદ્વાન બ્રાહ્મણની ગોઠવણ કરવી. ૯.

વ્યવહારનિર્ણય કરવામાં કુશળ હોય તેને અહીં વિદ્વાન ગણવો.

તે બ્રાહ્મણે કેવી રીતે કામ કરવું તે કહેછે—

सोस्य कार्याणि संपश्येत्सभ्यैरेव त्रिभिर्वृतः ॥
सभामेव प्रविश्याग्र्यामासीनः स्थित एव वा ।१०।

તે બ્રાહ્મણે બીજા ત્રણ સભ્યોને સાથે રાખીને સભામાં પ્રવેશ કરી બેસીને અથવા ઉભા રહીને રાજાની વતી લોકોનાં કાર્યનો નિર્ણય કરવો. ૧૦.

સભ્ય શબ્દમાં જાતિવિશેષ દેખાડેલો નથી તોપણ હવે પછીના શ્લોકમાં બ્રાહ્મણ કહેલ છે તેથી કાર્યનો નિર્ણય કરવામાં તે મુખ્ય બ્રાહ્મણે સાથે રાખવાના ત્રણ સભ્યો પણ બ્રાહ્મણ હોવા જોઇએ

ન્યાયસભાની પવિત્રતા તથા મહત્તા વર્ણવેછે—

यस्मिन्देशे निषीदन्ति विप्रा वेदविदस्त्रयः ॥
राज्ञश्चाधिकृतो विद्वान्ब्रह्मणस्तां सभां विदुः ॥११॥

જે પ્રદેશમાં વેદ જાણનારા ત્રણ બ્રાહ્મણો તથા રાજાએ અધિકાર અપાયેલો મુખ્ય બ્રાહ્મણ ન્યાય આપવા બેસેછે તે બ્રહ્માની સભા છે એમ વિદ્વાનો માનેછે ૧૧.

જેમ પવિત્ર તીર્થસ્થાનમાં થોડું પણ પાપ કરવામાં આવે તે વજ્રલેપતુલ્ય થાયછે. તેમ આવી પવિત્રતા તથા મહત્તાવાળી ન્યાયસભામાં અસત્ય ભાષણાદિ પાપ કરનારને તે પાપ વજ્રલેપતુલ્ય થાયછે.

બરાબર ન્યાય નહિ કરનારા ન્યાયસભાના સભાસદોને દોષ લાગવાવિષે કહેછે—

धर्मो विद्धस्त्वधर्मेण सभां यत्रोपतिष्ठते ॥
शल्यं चास्य न कृन्तन्ति विद्धास्तत्र सभासदः ॥१२॥

અધર્મથી પીડા પામેલો ધર્મ જે સભાની અંદર પ્રાપ્ત થાય ત્યાં એ ધર્મના શલ્યરૂપ અધર્મનો નાશ કરવામાં ન આવે તો એ અધર્મરૂપ શલ્યથી સભાસદો વીંધાયછે. ૧૨.

અસત્યરૂપ અધર્મથી પીડિત સત્યરૂપ ધર્મ જે ન્યાયની સભામાં ઉ[illegible] થાય નહિ એટલે અસત્યથી અળગો થાય નહિ તે ન્યાયની સભાવાળા અધર્મરૂપ દોષથી યુક્ત થાયછે.

સભાસદોએ સભામાં વાજબીજ બોલવું એવી ભલામણ:—

**सभां वा न प्रवेष्टव्यं वक्तव्यं वा समञ्जसम्॥**
**अब्रुवन्विब्रुवन्वापि नरो भवति किल्बिषी ॥१३॥**

પ્રથમ પક્ષમાં તો સભામાં જવું નહિ કદાચ જવું પડે તો સત્ય બોલવું કારણ કે ત્યાં કશું પણ નહિ બોલનારો અથવા વિપરીત બોલનાર પુરૂષ પાપી થાયછે. ૧૩.

સભામા જઇને વાજબી બોલવું. કારણકે ગેરવાજબી થતું હોય અને કોઇની શરમથી, કોઇના ભયથી કે બેદરકારીથી ચુપ રહે અથવા ગેરવાજબી બોલે તો પાપ લાગેછે અને સાચેસાચું કહી દેવાનું પોતાથી ન બની શકે તો સભામા જવું નહિ એ શ્રેષ્ઠ છે આથી એમ સમજાયું કે ન્યાય કરવા બેઠેલાઓએ પોતે ગેરવાજબી બોલવું નહિ અને બીજાઓ ગેરવાજબી કરતા હોય તો વાજબી બોલ્યાવગર રહેવું નહિ ને એમ ન થઇ શકતું હોય તો ન્યાય કરવાના અધિકારને સ્વીકારવોજ નહિ.

જે ન્યાયસભામાં અન્યાય થાય ત્યાં બેઠેલા સભાસદો નિષ્ફળ જીવિતવાળા ગણાયછે એમ જણાવેછે—

**यत्र धर्मो ह्यधर्मेण सत्यं यत्रानृतेन च ॥**
**हन्यते प्रेक्षमाणानां हतास्तत्र सभासदः ॥१४॥**

જે સભામાં સભાસદો જોતા હોય છતાં અધર્મથી ધર્મનો નાશ થાય તથા અસત્યથી સત્યનો નાશ થાય તે સભામાં સભાસદો પાપથી હણાયેલા બનેછે. ૧૪

જ્યાં વાદી, પ્રતિવાદી તથા સાક્ષીઓ અધર્મથી તથા અસત્યથી ધર્મનો તથા સત્યનો નાશ કરેછે ત્યાં બેઠેલા ન્યાયના અધિકારીઓ તેઓને અટકાવતા નથી તો તે અધિકારીઓ પાપથી હણાયેલા બનેછે એટલે હણાયેલ મનુષ્ય જેમ જીવતો નથી ગણાતો તેમ તેઓ પણ જીવતા મનુષ્ય ગણાતા નથી. માટે સભાસદોએ અન્યાય થવા દેવો નહિ ધર્મનું મૂળ સત્ય છે. તેથી જો સત્યનો નાશ થાય તો તેની પાછળ ધર્મનો પણ નાશ થાયછે.

ધર્મના સંરક્ષણની આવશ્યકતા કહેછે—

**धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ॥**
**तस्माद्धर्मो न हन्तव्यो मा नो धर्मो हतोवधीत् ॥१५॥**

જે પુરૂ ધર્મનો નાશ કરેછે તેનો નાશ ધર્મ કરેછે અને જે પુરૂષ ધર્મનું રક્ષણ કરેછે તેની રક્ષા ધર્મ કરેછે તેમાટે ધર્મનો નાશ કરવો નહિ નાશ કરેલો ધર્મ આપણો નાશ ન કરે એ ધ્યાન રાખવું ૧૫

વાદી અથવા પ્રતિવાદી તરફ તણાઇને જે ધર્મનો નાશ કરવામાં આવે તો તે ધર્મ પોતાનો નાશ કરનારનો નાશ કરેછે એ વખતે જેને માટે ધર્મનો નાશ કર્યો હોય તે કોઇપણ તેની રક્ષા કરી શક્તા નથી અને વાદિપ્રતિવાદિ વગેરેની દરકાર ન કરતા ધર્મનું રક્ષણ કર્યું હોય અર્થાત્ શુદ્ધ ન્યાય આપેલો હોય તો તેઓનું મનવાચું ન થયુ હોય તેતો ન્યાય કરનારનું કાઇપણ અનિષ્ટ કરી શક્તા નથી કારણકે રક્ષા કરાયેલો ધર્મ તેની રક્ષા કરેછે માટે કદીપણ ધર્મને હણવો નહિ અને હમેશા એ વાત ધ્યાનમા રાખવી કે આપણે ધર્મનો કદીપણ લોપ કરવો નહિ જેથી ધર્મ પણ આપણો લોપ કરે નહિ

ધર્મને અનાચરણ કરનારની હીનતા કહેછે—

**वृषो हि भगवान्धर्मस्तस्य यः कुरुते ह्यलम् ॥**
**वृषलं तं विदुर्देवास्तस्माद्धर्मं न लोपयेत् ॥१६॥**

મહાસમર્થ ધર્મ ઇષ્ટ વસ્તુઓને વરસાવેછે માટે તે વૃષ કહેવાયછે અને તે વૃષનો જે પુરૂ લોપ કરેછે તે વૃષલ કહેવાયછે માટે ધર્મનો લોપ કરવો નહિ ૧૬

વૃષલ એટલે શુદ્ર કહેવાયછે આમ કહી ધર્મનો લોપ કરનારની નિંદા પાત્રતા જણાવી છે ઉચી જાતિ છતા ધર્મનો લોપ કરનાર પુરૂષ, હીનજાતિની તુચ્છતા પામેછે

પરૂ હિત કરનારો ધર્મજ છે એમ કહેછે—

**एक एव सुहृद्धर्मो निधनेप्यनुयाति यः ॥**
**शरीरेण समं नाशं सर्वमन्यद्धि गच्छति ॥१७॥**

એક ધર્મજ મિત્ર છે કે જે ધર્મરૂપ મિત્ર મરણ થયાપછી પણ સાથે આવેછે બાકી સઘળું તો શરીરની સાથેજ નાશ પામી જાયછે ૧૭

આ જગતમાં પ્રાણિમાત્રનો ખરો મિત્ર એક ધર્મજ છે કારણ કે મરણ થયાપછી પણ અભીષ્ટ ફળો આપવામાટે તેજ પાછળ ચાલેછે બાકીનું એટલે સ્ત્રી પુત્રધનવગેરે સઘળું, શરીર છુટું પડવાની સાથેજ છુટું પડી જાયછે માટે સ્ત્રીપુત્રાદિકના સ્નેહથી પણ ધર્મનો ત્યાગ કરવો નહિ જયથી ધર્મનો ત્યાગ ન કરવો એમ જણાવવામાટે ૧૫ મો શ્લોક કહ્યો છે અને સ્ત્રીપુત્રાદિના સ્નેહથી પણ ધર્મનો ત્યાગ ન કરવો એ જણાવવામાટે આ શ્લોક છે કહ્યુ છે કે—

भार्या पुत्रो मित्रमर्था विचित्रा नश्यन्त्यन्ते देहनाशे नरस्य।
धर्मस्त्वेको नैनमुज्झत्यजस्रं तस्माज्जह्यात्पुत्रदारान्न धर्मम् ॥

એટલે સ્ત્રી પુત્ર મિત્ર ધનવગેરે સઘળું છેવટ દેહના નાશની સાથેજ છુટું પડેછે. એક ધર્મજ તેને નિરંતર છોડતો નથી. માટે પુત્ર સ્ત્રીવગેરેને છોડવા પડે તો છોડવાં પણ ધર્મને છોડવો નહિ

સભામાં થયેલા અધર્મનું ફળ રાજાવગેરે સર્વને મળેછે એમ કહેછે—

**पादोऽधर्मस्य कर्त्तारं पादः साक्षिणमृच्छति ॥**
**पादः सभासदः सर्वान्पादो राजानमृच्छति ॥१८॥**

અન્યાયથી થયેલા અધર્મનો ચોથો ભાગ કર્તાને પ્રાપ્ત થાયછે, ચોથો ભાગ સાક્ષિને, ચોથો ભાગ સર્વ સભાસદોને અને ચોથો ભાગ રાજાને પહોંચેછે ૧૮.

વ્યવહારની યથાર્થ પરીક્ષા નહિ થવાથી થયેલા અધર્મનો એક ચતુર્થાંશ અધર્મ કરનાર વાદીને અથવા પ્રતિવાદીને લાગેછે, અધર્મનો બીજો ચતુર્થાંશ સાક્ષીને લાગેછે, ત્રીજો ચતુર્થાંશ અધર્મને નહિ અટકાવનારા સઘળા સભાસદોને લાગેછે અને ચોથો ચતુર્થાંશ રાજાને લાગેછે

જ્યાં અપરાધીને શિક્ષા થાય ત્યાં રાજા તથા સભાસદો નિષ્પાપ રહેછે એમ જણાવેછે—

**राजा भवत्यनेनास्तु मुच्यन्ते च सभासदः ॥**
**एनो गच्छति कर्त्तारं निन्दार्हो यत्र निन्द्यते ॥१९॥**

જે સભામા નિંદા કરવા યોગ્ય વાદીની અથવા પ્રતિવાદીની નિંદા કરવામાં આવેછે ત્યા રાજા નિષ્પાપ થાયછે, અને સભાસદો પણ પાપથી મુક્ત થાયછે ૧૯

જે સભામાં અસત્ય વચન બોલવાથી નિંદાપાત્ર વાદી અથવા પ્રતિવાદી ઉત્તમપ્રકારે ન્યાયની પરીક્ષા થવાથી નિંદાયછે એટલે અસત્ય બોલનારનો તિરસ્કાર તથા સત્યવાદીનો સત્કાર કરવામાં આવેછે તે સભામાં રાજા અને સભાસદો તે પાપથી દૂર રહેછે અને સઘળું પાપ અસત્ય બોલનાર જે વાદી અથવા પ્રતિવાદી હોય તેને લાગેછે.

ધર્મનિર્ણયમાં શૂદ્રની યોજનાનો નિષેધ કરેછે—

**जातिमात्रोपजीवी वा कामं स्याद्ब्राह्मणब्रुवः ॥**
**धर्मप्रवक्ता नृपतेर्नतु शूद्रः कथंचन ॥ २० ॥**

રાજાએ ન્યાયાધીશની પદવી ઉત્તમ બ્રાહ્મણ ન મળે તો જાતિથીજ બ્રાહ્મણ હોય તેને આપવી એ શ્રેષ્ઠ છે પણ કોઇ પ્રકારે શૂદ્રને એ પદવી આપવી નહિ ૨૦.

આ અધ્યાયના ૯ મા શ્લોકમા રાજાએ પોતાની વતી વિદ્વાન બ્રાહ્મણને ન્યાય આપવાના કામમાં જોડવો એમ જણાવેલ છે, તેવો વિદ્વાન અને પોતાનાં કર્મો કરવામા કુશળ બ્રાહ્મણ ન મળે તો તેની જગાએ તેવા કોઇ શૂદ્રની યોજના કરવી નહિ, તેના કરતા તો જાતિમાત્રથીજ બ્રાહ્મણ હોય તેવાનીજ યોજના કરવી એ પણ શ્રેષ્ઠ છે. કાત્યાયન કહેછે કે—

ब्राह्मणो यत्र न स्यात्तु क्षत्रियं तत्र योजयेत् ।
वैश्यं वा धर्मशास्त्रज्ञं शूद्रं यत्नेन वर्जयेत् ॥

એટલે ન્યાય આપવાના કામમાં જ્યાં બ્રાહ્મણ ન હોય ત્યાં ધર્મશાસ્ત્રને જાણનાર ક્ષત્રિયની અથવા વૈશ્યની પણ યોજના કરવી પરંતુ શૂદ્રનો તો ત્યાગજ કરવો. જાતિમાત્રોપજીવી બ્રાહ્મણની ન્યાય આપવાના કામમા યોજના કરવાનો આ વિધિ નથી પણ શૂદ્રને તે પદવી ન દેવાની દૃઢતા દેખાડવામાટે તેના કરતાં તો આવો જાતિમાત્રોપજીવી બ્રાહ્મણ હોય જેને યોગ્ય બ્રાહ્મણ ન કહી શકાય તેવાની પણ યોજના કરવી તે ઠીક છે એમ કહ્યુ છે

ધર્મનિર્ણય કરનાર શૂદ્ર હોય તો તેથી થતી હાનિ કહેછે—

**यस्य शूद्रस्तु कुरुते राज्ञो धर्मविवेचनम् ॥**
**तस्य सीदति तद्राष्ट्रं पङ्के गौरिव पश्यतः ॥ २१ ॥**

જે રાજાના દેશમાં ધર્મનું એટલે ન્યાયનું વિવેચન શૂદ્ર કરતો હોય તે રાજાનો દેશ રાજાના દેખતાં કાદવમાં પડેલી ગાયની પેઠે સીદાયછે ૨૧.

જ્યાં શૂદ્રના હાથથી ન્યાય અપાય ત્યાં અદૃષ્ટ દોષવડે રાજાનો તે દેશ દુઃખમાં રીબાયા કરેછે

પ્રસંગને લીધે દેશમાં દુઃખ ફેલાવાનાં બીજાં કારણો પણ કહેછે—

**यद्राष्ट्रं शूद्रभूयिष्ठं नास्तिकाक्रान्तमद्विजम् ॥**
**विनश्यत्याशु तत्कृत्स्नं दुर्भिक्षव्याधिपीडितम् ।२२।**

જે દેશમાં શૂદ્રલોકો વિશેષ હોય, નાસ્તિકલોકોનું જોરાણ ઘણું હોય અને દ્વિજોનો અભાવ હોય તે સઘળો દેશ દુષ્કાલ તથા વ્યાધિથી પીડા પામી તુરત નષ્ટ થયછે ૨૨.

યજ્ઞવગેરે સત્કર્મના અભાવને લીધે યોગ્ય વૃષ્ટિ નહિ થવાથી દુષ્કાલ પડેછે અને રોગાદિ ઉપદ્રવનો નાશ કરનારા શાસ્ત્રોક્ત શાંતિકર્મો નહિ થવાથી રોગો ફેલાયછે

ન્યાય આપવાના કામમાં કોની યોજના કરવી અને કોની યોજના નહિ કરવી તથા મુખ્યત્વે કઇ કઇ બાબતોમાં લોકોને વાંધા આવેછે તે જણાવીને હવે ન્યાય આપનારે ન્યાયાસનપર બેસીને પોતાનું કર્તવ્ય કેવી રીતે બજાવવું તે કહેવાનો આરંભ કરેછે—

**धर्मासनमधिष्ठाय संवीताङ्गः समाहितः ॥**
**प्रणम्य लोकपालेभ्यः कार्यदर्शनमारभेत् ॥ २३ ॥**

ન્યાય આપવાના આસનઉપર બેસીને, વસ્ત્રાદિકથી અંગોને આચ્છાદિત કરી સાવધાન થઇ લોકપાલોને નમસ્કાર કરી પછી કાર્યદર્શન એટલે ન્યાયવિચારનો આરંભ કરવો ૨૩

ન્યાય આપતી વખતે તો ધર્મઉપરજ મુખ્ય દૃષ્ટિ રાખવી જોઇએ એટલામાટે ન્યાય આપવાના આસનને મૂળમાં ધર્માસન કહેલું છે લોકપાલ દેવોને નમસ્કાર કરવા એ અદૃષ્ટાર્થ છે અને વસ્ત્રાદિકથી અંગોને આચ્છાદિત કરવા તથા સાવધાન થવું એ દૃષ્ટાર્થ છે

પ્રત્યેક કાર્યના આરંભમાં શું જોવું તથા વિશેષ કાર્યોમાં કયું કાર્ય પ્રથમ હાથપર લેવું? તે કહેછે—

**अर्थानर्थावुभौ बुद्ध्वा धर्माधर्मौ च केवलौ॥**
**वर्णक्रमेण सर्वाणि पश्येत्कार्याणि कार्यिणाम् ।२४।**

ન્યાયના આસનઉપર બેઠેલા પુરૂષે અર્થ તથા અનર્થ એ બન્નેને તેમજ કેવળ ધર્મને તથા અધર્મને પણ જાણીને વર્ણના અનુક્રમપ્રમાણે કાર્યમાટે આવેલા લોકોના સર્વ કાર્યો જોવા. ૨૪.

પ્રજાનુ રક્ષણ કરવારૂપ અર્થ તથા પ્રજાનો ઉચ્છેદ કરવારૂપ અનર્થ જે ઘણે ભાગે આ લોકસબંધી શુભાશુભના હેતુરૂપ છે તથા ધર્મશાસ્રને અનુસરીને ચાલવું તે ધર્મ તથા તેનાથી વિપરીત ચાલવુ તે અધર્મ જે ઘણે ભાગે પરલોકમા શુભાશુભના હેતુરૂપ છે અથવા તે બન્ને વગ બન્ને લોકમા શુભાશુભના હેતુરૂપ છે, તેઓનો વિચાર કરીને એટલે અર્થ તથા ધર્મને અડચણ ન આવવી જોઇએ તથા અનર્થ અને અધર્મનો જરા પણ સસર્ગ ન થવો જોઈએ એમ નિશ્ચય કરીને, આવેલા લોકોના કાર્યો તપાસવા માડવા તેમા પણ ઘણા વર્ણો સાથે આવેલા હોય ત્યારે પ્રથમ બ્રાહ્મણ, પછી, ક્ષત્રિય, પછી વૈશ્ય અને પછી શૂદ્ર એ ક્રમપ્રમાણે તે તે વર્ણનુ કાર્ય હાથમા લેવુ તેમા પણ કાર્યોની ઓછી થોડી આવશ્યકતાપર લક્ષ રાખવુ એટલે વર્ણક્રમના અતિઆગ્રહને પકડી રાખવો નહિ

અર્થિપ્રત્યર્થિ અથવા વાદિપ્રતિવાદિવગેરેના ખરા અભિપ્રાયો જાણી લેવાનાં સાધનો કહેછે—

**बाह्यैर्विभावयेल्लिङ्गैर्भावमन्तर्गतं नृणाम् ॥**
**स्वरवर्णेङ्गिताकारैश्चक्षुपा चेष्टितेन च ॥ २५ ॥**

સ્વર, વર્ણ ઈંગિત, આકાર, ચક્ષુ અને ચેષ્ટ એ બહારની નિશાનીઓવડે મનુષ્યોના અતઃકરણનો અભિપ્રાય જાણવો ૨૫

અનુમાનથી પણ સાક્ષીઓનુ સત્યાસત્યપણુ જાણવુ એમ આ શ્લોકની મતલબ છે સ્વરવગેરેનુ ગ્રહણ તો દાખલારૂપે છે કેવળ તેનેજ વળગી રહેવાનું નથી કારણ કે સ્વરવગેરેના ફેરફારઉપરથીજ માત્ર નિર્ણય કરવાનો નથી પણ નિર્ણય કરવામા તે પણ બીજા કારણોની સાથે કારણરૂપ બની શકેછે જેમકે સત્ય હકીકત છુપાવીને અસત્ય બોલનો હોય તેમ અપરાધી હોય તેનો સ્વર ભયને લીધે ગદ્ગદ્ થઇ જાયછે તેના ચહેરાનો રગ બદલાઇ જાયછે છુપાવી રાખવા ધારેલો અભિપ્રાય દેખાઇ આવે એવી રીતે કાંઈ આડું અવળુ મોહોડું થઇ જાયછે, શરીરપર પરસેવો આવી જાયછે, અથવા મોહોડાપર મુઝવણ દેખાઇ આવેછે, આખોમા વ્યાકુળતા દેખાયછે અને વગર કારણે હાથ,હજામતવગેરેની

કાંઇપણ ક્રિયા થઇ જાયછે. ચતુર પરીક્ષકો આવી બહારની નિશાનીઓપરથી અંતઃકરણના અભિપ્રાયને જાણી શકેછે. જેઓ સત્યવાદી હોયછે તેઓ આવા સંભ્રમમાં પડતા નથી. અપરાધસિવાયનાં કારણથી પણ ઘણા ભીરૂસ્વભાવના લોકોની, ઉપર જણાવેલી સ્થિતિ કેટલીક વખત થાયછે. બીજાઓના દમામવગેરેથી અંજાઇ જવાને લીધે પણ એમ થવા સંભવ છે, દાખલાતરીકે કોઇ વખતે રાજસભામાં નહિ ગયેલા સત્યવાદી લોકો પણ જ્યારે પ્રથમ તેવા પ્રસંગમાં આવેછે ત્યારે તેમાના કેટલાક મુંઝાઇ જાયછે અને ઘણા ધૃષ્ટ અસત્યવાદી લોકો અસત્યભાષણવગેરેમા કઇ પણ મુઝાતા નથી અને પોતાના છુપાવવા ધારેલા અભિપ્રાયને પ્રકટ થવા દેતા નથી નિપુણ પરીક્ષકો તે પણ સમજી શકેછે. વળી ઘણે ભાગે ન્યાયમદિરમા સત્યવાદીઓને નિર્ભયતા અને અસત્યવાદીઓને સભયતા સ્વાભાવિક થાયછે જેથી સત્ય શોધી કહાડવામાટે સ્વરવર્ણવગેરે પણ અવશ્ય ધ્યાન આપવાયોગ્ય છે

ઉપર જણાવેલા વિષયને સ્વાભાવિક નિયમજેવો ટકાડી પુષ્ટિ આપેછે—

**आकारैरिङ्गितैर्गत्या चेष्टया भाषितेन च ॥**
**नेत्रवक्त्रविकारैश्च गृह्यतेन्तर्गतं मनः ॥ २६ ॥**

આકાર, ઇંગિત, ગતિ, ચેષ્ટા, ભાષણ અને નેત્ર તથા મુખના વિકારોઉપરથી અંતઃકરણનો અભિપ્રાય જાણી શકાયછે. ૨૬.

અસત્યવાદી હોય તેની ગતિમા એટલે ચાલવામા ફેરફાર થઇ જાયછે. વખતે અટકી, ધીમો પડી જાયછે, ઉતાવળો થઇ જાયછે કે લથડી જાયછે બોલવામાં પણ પૂર્વાપર સંબંધ ભૂલી જાયછે અપરાધી અથવા સાક્ષીની દુષ્ટતા જાણવામાટે યાજ્ઞવલ્ક્ય કહેછે કે—

देशाद्देशान्तरं याति सृक्किणी परिलेढि वा ।
ललाटं स्विद्यते चास्य मुखं वैवर्ण्यमेति च ॥
परिशुष्यत्स्खलद्वाक्यो विरुद्धं बहु भाषते ।
वाक्चक्षुः पूजयति नो तथोष्ठौ निर्भुजत्यपि ॥
स्वभावाद्विकृतिं गच्छेद्वाङ्मनःकायकर्मभिः ।
अभियोगे तथा साक्ष्ये दुष्टः स परिकीर्तितः ॥

એટલે ન્યાયાસનની સામે અપરાધીપણામા કે સાક્ષીપણામાં જબાની આપતી વખતે જે માણસ આગળ પાછળ ખસ્યા કરે, હોઠ ચાટે, જેના કપાળપર પરસેવો વળે, જેનો ચહેરો ઝાંખો પડી જાય, બોલતી વખતે મોઢું સુકાય,

જેમ ચોથરાય અથવા સબંધવિરુદ્ધ પણ બોને, જે પોતાની વાણી અને નેત્રને કબજે રાખી શકે નહિ, હોઠ ડરયા કરે અને ટુકામાં વાણી, મન, કાયા અને કર્મોવડે વિકારને પામે તેને દુષ્ટ એટલે અસત્યવાદી કહેવો છે

હવે અનાથ બાળકની મિલકતસંબંધી વાંધો પડતાં તેનું રક્ષણ કોણે કરવું તે જણાવેછે—

बालदायादिकं रिक्थं तावद्राजानुपालयेत् ॥
यावत्स स्यात्समावृत्तो यावच्चातीतशैशवः ॥ २७॥

માતાપિતાવગરનો બાળક જ્યાસુધી ગુરુને ઘેર ભણતો હોય ત્યાસુધી તથા તેની બાલ્યાવસ્થા હોય ત્યાસુધી રાજાએ તેના ધનનું સંરક્ષણ કરવું ૨૭

જે બાળક માતપિતાવગરનો હોય તેની મિલકત જ્યારે બીજાઓ પોતાના કબજામા લેવા તૈયાર થાય ત્યારે તેમ તે લોકોની વૃત્તિ બગડે હાનિ થવાનો સંભવ રહેછે માટે રાજાએ તેનું રક્ષણ કરવું અને તે બાળક ગુરુને ઘેર ગયો હોય તો ત્યાથી લાયકઉમ્મરે જ્યારે પાછો ફરે ત્યારે તેને દેવી અથવા જે બાળક ગુરુને ઘેર ન જતા પોતાને ઘેર જ રહે તો તેને તે જ્યારે લાયક ઉમ્મરનો થાય ત્યારે સોપવી સોળ વર્ષ સુધી બાલ્યાવસ્થા ગણાયછે નારદ કહેછે "बाल आषोडशवर्षात्। એટલે સોળ વર્ષસુધી બાળક કહેવાયછે

બાળકોના રક્ષણની પેઠે બીજા પણ કોના કોના રક્ષણનો બોજો રાજાની ઉપર છે તે કહેછે—

वशाऽपुत्रासु चैवं स्याद्रक्षणं निष्कुलासु च ॥
पतिव्रतासु च स्त्रीषु विधवास्वातुरासु च ॥ २८॥

એ પ્રમાણે જે સ્ત્રી વધ્યા હોય પુત્રવગરની હોય, સપિંડવગરની હોય પતિવ્રતા હોય, વિધવા હોય અને રોગિણી હોય તેના ધનનું રક્ષણ પણ રાજાએ કરવું ૨૮

જે સ્ત્રીને સંતાન થતું ન હોય તે વંધ્યા કહેવાયછે તેનો પતિ સંતાનની ઇચ્છાથી બીજી સ્ત્રી પરણે ત્યારે પ્રથમની સ્ત્રીના નિર્વાહમાટે જે ધન આપે તેનું રક્ષણ રાજાએ કરવું કારણ કે તેનો પતિ તેનાતરફ દરકારવગરનો થઇ જાયછે જે સ્ત્રી પુત્રવગરની હોય અથવા અપુત્રા એટલે અસમર્થ પુત્રવાળી હોય જેના સપિંડોમા કોઇ ન હોય જે વિધવા હોય તથા ક્ષયવગેરે રોગવાળી હોય તેની મિલકતને તે પોતે સાચવી શકે નહિ અથવા બીજા કોઇ લોકો તેની મિલકતની તેને આડુંઅવળું સમજાવી અવ્યવસ્થા કરી નાખે તો પાછળથી તે દુ:ખી થાય

માટે તેનું રક્ષણ પણ રાજાએ કરવું અને જેનું રક્ષણ પતિ કે પુત્ર ન કરી શકતા હોય એવી પ્રતિવ્રતા સ્ત્રીની મિલકતનું રક્ષણ પણ રાજાએજ કરવું અથવા આ સઘળી સ્ત્રીઓ પતિવ્રતા એટલે જીવતા કે મરી ગયેલા પતિતરફ ભક્તિભાવવાળી હોય અર્થાત્ વ્યભિચારિણી ન હોય તો તેની જાળવણ રાજાએ કરવી પરંતુ જો તે વ્યભિચારિણી થાય તો તેના રક્ષણનો બોજો રાજાની ઉપર નથી કુટુંબમાં સાતપેઢીની અંદરના હોય તેઓ સપિંડ કહેવાયછે

ઉપરના શ્લોકમાં દેખાડેલી સ્ત્રીઓની મિલકતનું અપહરણ કરનારાઓને દંડપાત્ર જણાવેછે—

**जीवन्तीनां तु तासां ये तद्धरेयुः स्वबान्धवाः ॥**

**ताञ्छिष्याच्चौरदण्डेन धार्मिकः पृथिवीपतिः ॥२९॥**

એ સ્ત્રીઓ જીવતી હોવા છતાં તેણીના જે બાંધવો તેના ધનનું હરણ કરે તેઓને ધર્મિષ્ઠરાજાએ ચોરના જેવો દંડ દેવો ૨૯

એ સ્ત્રીઓ જીવતી હોય ત્યાસુધી તેના દિયરવગેરે સબંધીઓ તેની મિલકત તેના કબજામાંથી ખુચવી લે તો તેઓ દંડપાત્ર થાયછે આમ કહી એમ દેખાડયું કે તે જીવતી હોય ત્યાસુધી તેની મિલકતપર કોઇનો હક થતો નથી પણ તેના મરણપછી જેનો હક પહોચતો હોય તેને એ મિલકત મળી શકે

જેનો કોઈ સ્વામી જોવામાં ન આવતો હોય એવું ધન પણ રાજાએજ પોતાના કબજામાં લેવું એમ કહેછે—

**प्रनष्टस्वामिकं रिक्थं राजा त्र्यब्दं निधापयेत् ॥**

**अर्वाक् त्र्यब्दाद्धरेत्स्वामी परेण नृपतिर्हरेत् ॥३०॥**

જે ધનનો સ્વામી જાણવામાં ન આવે તે ધન રાજાએ ત્રણ વર્ષસુધી પોતાની પાસે રાખી મૂકવું ત્રણ વર્ષની અંદર તેનો સ્વામી આવે તો તે લઇ જાય અને ત્રણ વર્ષ થઇ જાય તો પછી રાજાએ તે ધન પોતાનુંજ ગણી લેવું ૩૦

માલેકવગરનું મળી આવેલું ધન રાજાએ રાખવું અને તે જાહેર કરતાં ત્રણ વર્ષની અંદર તેનો માલેક આવી પોતાની માલેકી સાબીત કરે તો તે તેને સોંપી દેવું અને ત્રણ વર્ષ થઇ જવા છતા કોઇ માલેક ન મળે તો તે ધન રાજાએ લેવું

માલેકીવગરનું ધન તેના માલેકને કેવી રીતે સોંપવું તે કહેછે—

ममेदमिति यो ब्रूयादनुयोज्यो यथाविधि ॥
संवाद्य रूपसंख्यादीन्स्वामी तद्द्रव्यमर्हति ॥३१॥

જે પુરૂષ આ ધન મારૂં છે એમ કહે તેને બરાબર પૂછવું તે ધનનું રૂપ અને સખ્યાવગેરે બરાબર કહી શકે તો તે તેનો માલેક હોવાથી તે દ્રવ્યને લેવાલાયક ગણાયછે. ૩૧.

જે પુરૂષ એ ધન લેવા આવે તેને તે ધનનુ રૂપ, તેની સખ્યા, તે ક્યાં ખોવાયું હતુ? ક્યારે ખોવાયુ હતુ વગેરે પ્રશ્નો, તે ધન તેને બતાવવાગરજ કરવા અને તેમા તે ખરો પડે તો તેને માલેક ગણી તે સોપવું.

એવા ધનની જૂઠી માલેકી કરવા આવેલને શું શિક્ષા કરવી તે જણાવેછે—

अवेदयानो नष्टस्य देशं कालं च तत्त्वतः ॥
वर्णं रूपं प्रमाणं च तत्समं दण्डमर्हति ॥३२॥

જે પુરૂષ નષ્ટ થયેના ધનના દેશને તથા કાળને યથાર્થરીતિથી જાણતો હોય નહિ તેમજ રંગ, રૂપ અને પ્રમાણને પણ જાણતો હોય નહિ છતાં એ ધનનો સ્વામી થવા માગતો હોય તે, એ ધનજેટલા દંડને યોગ્ય ગણાયછે ૩૨.

રાજ્દ્વારમા ગયેલું દ્રવ્ય પોતાનુ નહિ છતા તે દ્રવ્ય પોતાનુ છે એમ કહી લેવા જાય ત્યારે તપાસમા તેનુ અસત્ય જણાઇ આવેછે આવો અપરાધ કરનારની પાસેથી તે દ્રવ્યજેટલો દંડ લેવો એજ તેને મ ટે શિક્ષા છે

માલેકીવગરનું ધન સાચવવાપછી તેનો માલેક આવે ત્યારે તેને તે સોંપી આપતી વખતે સાચવવાના બદલામાં રાજાએ શું લેવું તે કહેછે—

आददीताथ षड्भागं प्रनष्टाधिगतान्नृपः ॥
दशमं द्वादशं वापि सतां धर्ममनुस्मरन् ॥३३॥

સ્વામિવગરનું ધન જે, રાજાની પાસે પ્રાપ્ત થયેલ હોય તે, તેના સ્વામીને પાછુ સોપતી વખતે સત્પુરૂષોના ધર્મનું સ્મરણ કરનાર રાજાએ તેમાથી છઠ્ઠો, દશમો કે બારમો ભાગ લેવો ૩૩.

જો પહેલાજ વર્ષમા તે ધન તેના સ્વામીને પાછુ આપવામા આવે તો તેમાથી બારમો ભાગ લેવો. બીજા વર્ષમા દેવામા આવે તો દશમો ભાગ લેવો અને ત્રીજા વર્ષમા દેવામા આવે તો છઠ્ઠો ભાગ લેવો ધનનો સ્વામી કોણ છે? તે જોઇ તેની પાત્રાપાત્રતાપર વિચાર કરીને ઉપર પ્રમાણે ભાગ લેવો એમ પણ કેટલાએક કહેછે કહેલા ભાગકરતા વિશેષ ભાગ તો કદી પણ લેવો નહિ

રાજાની પાસે રક્ષણ કરાતા એવા દ્રવ્યની કોઇ ચોરી કરે તો તેને શિક્ષા કરવાવિષે કહેછે—

**प्रनष्टाधिगतं द्रव्यं तिष्ठेद्युक्तैरधिष्ठितम् ॥**
**यांस्तत्र चौरान्गृह्णीयात्तान्राजेभेन घातयेत् ।३४।**

કોઇપણ મનુષ્યનુ દ્રવ્ય ખોવાયેલુ હોય અને તે રાજપુરુષોના હાથમાં આવે તેની યોગ્ય અધિકારીઓના હાથનીચે રક્ષા કરવી તેમ છતા તેમા ચોરી થાય ત્યારે જે ચોરલોક પકડાય તેઓનો રાજાએ હાથીથી ઘાત કરાવવો. ૩૪

બીજાના ધનની પરબારી ચોરી કરી જાય તેઓને શિક્ષા આપવાવિષે આગળપર આવશે અહીં તો એવુ ધન રાજાના હાથમા આવ્યાપછી તેની ચોરી કરનારા ચોરલોકોને શિક્ષા આપવાવિષે કહેલુ છે

પૃથ્વી ખોદતાં ધન નિકળી આવે તો તે વખતે રાજભાગની વ્યવસ્થા કહેછે—

**ममायमिति यो ब्रूयान्निधिं सत्येन मानवः ॥**
**तस्याददीत षड्भागं राजा द्वादशमेव वा ॥ ३५ ॥**

પૃથ્વીમના ધનભડારમાટે આ ધનભડાર મારો છે એમ કોઇ મનુષ્ય સત્યતાથી કહે તો તેની પાસેથી રાજાએ છઠ્ઠો કે બારમો ભાગ લેવો ૩૫

પૃથ્વી ખોદતા કાઇ ધન નિકળી આવે ત્યારે જે મનુષ્ય આ ધન મારૂ છે એમ કહે અને તે બરાબર સિદ્ધ કરી આપતા તેની સત્યતા જણાય તો તેના તે ધનમાથી તે માણસની સગુણતા કે નિર્ગુણતાને અનુસરીને બારમા ભાગથી માંડી છઠ્ઠાભાગસુધી યોગ્ય લાગે તે ભાગ લેવો જો કે ગૌતમે કહેલુ છે કે પૃથ્વી ખોદતા ધન નિકળે તે ધન રાજાનુ ગણાય છે, પણ તેમા વિશેષ વિવેકની જરૂર છે કે જેના ઘરમાં કે ઉનની માલિકી થાય તે સઘળુ ધન રાજધન ગણાય નહિ પણ તેમાથી તો તેણે ઉપર જણાવેલો ભાગ માત્ર લેવો

પૃથ્વીમાંથી નિકળેલા ધનઉપર પોતાની ખોટી માલેકી જણાવે તેને શિક્ષા કરવાવિષે કહેછે—

अनृतं तु वदन्दण्ड्यः स्ववित्तस्यांशमष्टमम् ॥
तस्यैव वा निधानस्य संख्यायाल्पीयसीं कलाम् ॥३६॥

જે મનુષ્ય પોતનો ભંડાર હોય નહિ છતા "આ ભંડાર મારો છે" એમ અસત્ય વચન બોલે તો તેની પાસેથી તેની પોતાની મિલકત હોય તેનો આઠમો ભાગ દંડ લેવો અથવા તે ભંડારના કમતીમાં કમતી ભાગ-જેટલો દંડ લેવો. ૩૬.

ભંડારનો કમતીમાં કમતી ભાગ એટલે ૧૦૦મો ભાગ સમજવો. કેટલાએક સોમા ભાગને બદલે સોળમો ભાગ પણ કહેછે

જે ધનભંડાર વિદ્વાન બ્રાહ્મણને જડે તે તેનો હોય તો તેમાંથી રાજાએ કંઇપણ અંશ લેવાનો નથી એમ સૂચવેછે—

विद्वांस्तु ब्राह्मणो दृष्ट्वा पूर्वोपनिहितं निधिम् ॥
अशेषतोप्याददीत सर्वस्याधिपतिर्हि सः ॥३७॥

પોતાના પૂર્વજોએ રાખેલ ધનભંડાર જ્યારે વિદ્વાન બ્રાહ્મણના જોવામાં આવે ત્યારે તે સઘળો તેણે લેવો કારણ કે તે સર્વનો સ્વામી છે. ૩૭

મૂળમાં પૂર્વોપનિહિત પદનો અર્થ કેટલાએક એમ પણ કરેછે કે પ્રથમ કોઇએ પણ રાખેલો ભંડાર આ ઉપરથી જે ધનભંડાર બ્રાહ્મણના હાથમા આવે અને તેનો કોઇપણ માલેક ન હોય તો તે ભંડાર રાજાએ ન લેતા તે સઘળો તે બ્રાહ્મણનેજ લેવા દેવો એવો આ શ્લોકનો અભિપ્રાય કહાડવામા આવેછે

કોઇની પણ માલેકીવગરના ધનભંડારની રાજાએ શી વ્યવસ્થા કરવી? તે કહેછે—

यं तु पश्येन्निधिं राजा पुराणं निहितं क्षितौ ॥
तस्माद्द्विजेभ्यो दत्त्वार्द्धमर्द्धं कोशे प्रवेशयेत् ॥३८॥

પ્રાચીન કાળમાં પૃથ્વીની અંદર રખાયેલો ભંડાર જો રાજાના જોવામાં આવે તો તેમાંથી અર્ધું ધન બ્રાહ્મણોને આપીને અવશેષ રહેલું અર્ધું ધન રાજાએ પોતાના ભંડારમાં નાખવું. ૩૮.

જે ભંડાર રાજાને કે રાજાના માણસોને મળે તથા જેનાપર કોઇની પણ માલીકી સાબીત ન થાય તેને માટે આ આજ્ઞા છે.

ઉપરના શ્લોકમાં આપેલી આજ્ઞાનો હેતુ દર્શાવે છે—

निधीनां तु पुराणानां धातूनामेव च क्षितौ ॥
अर्द्धभाग्रक्षणाद्राजा भूमेरधिपतिर्हि सः ॥ ३९ ॥

પૃથ્વીમાં પ્રાચીન કાળમાં રખાયેલા ભંડારોનો તથા પૃથ્વીમાં થતા ધાતુઓનો અર્ધભાગ રાજાનો ગણાય છે. કારણ કે તે રક્ષણ કરનાર છે અને પૃથ્વીનો અધિપતિ છે. ૩૯

પૃથ્વીમાં થતા ધાતુઓ એટલે ખાણોમાંથી નિકળતું સોનું રૂપુંવગેરે તથા પર્વતવગેરેમાંથી નિકળતા શિલાજીત મનશીલવગેરે સમજવા.

ચોરલોકોપાસેથી ચોરીનું ધન રાજાની પાસે આવે ત્યારે રાજાએ તેની શી વ્યવસ્થા કરવી તે કહે છે—

दातव्यं सर्ववर्णेभ्यो राज्ञा चौरैर्हृतं धनम् ॥
राजा तदुपयुञ्जानश्चौरस्याप्नोति किल्बिषम् ॥ ४० ॥

જે લોકોનું ધન ચોરલોકોએ ચોરેલું હોય તે ધન ચોરપાસેથી લઇને રાજાએ જેઓનું હોય તેઓને તે પાછું આપવું. જો તે ધનનો ઉપયોગ રાજા પોતે કરે તો ચોરનું પાપ રાજાને લાગે છે. ૪૦.

જેમ ધનભંડારવગેરેમાંથી રાજાને અમુક ભાગ લેવાનો છે તેમ ચોરોને પકડીને મેળવેલા ધનમાંથી રાજાને કંઇપણ ભાગ લેવાનો નથી પણ તે બધું ધન તો તેના માલીકને પાછું આપવું એ રાજાનું કર્તવ્ય છે.

રાજાએ પોતાની હકુમતનો ઉપયોગ કરવામાં, પ્રજાની પાસેથી લાગા લેવામાં કે પ્રજાને લાભ દેવાવગેરેમાં પ્રજાના જાતિ-ધર્મવગેરેને ધ્યાનમાં રાખી દરેક કાર્ય કરવાની આજ્ઞા કરે છે—

**जातिजानपदान्धर्मांञ् श्रेणीधर्मांश्च धर्मवित् ॥**
**समीक्ष्य कुलधर्मांश्च स्वधर्मं प्रतिपादयेत् ॥ ४१ ॥**

ધર્મને જાણનાર રાજાએ જાતિધર્મો, દેશધર્મો, શ્રેણીધર્મો અને કુલધર્મોનો બરાબર વિચાર કરીને સ્વધર્મનું પ્રતિપાલન કરવું. ૪૧.

જાતિધર્મોવગેરે શબ્દોમાં અહીં ધર્મશબ્દનો અર્થ ઘણે ભાગે રીવાજ એવો લેવાનો છે. કેટલાએક રીવાજો બ્રાહ્મણવગેરે અમુક અમુક જાતિમાંજ છે. એક-એક જાતિનો રીવાજ બીજી જાતિમાં કદાચ નથી પણ હોતો. તેમ કેટલાએક રીવાજો અમુક અમુક દેશમાંજ હોયછે. તેથી દેશદેશના રીવાજો જુદા પડેછે. વળી કેટલાએક રીવાજો શ્રેણી એટલે અમુક જાતનોજ ધંધો કરનારા કારીગર-વગેરેના સમૂહોમાંજ હોયછે અને કેટલાએક રીવાજો અમુક કુળમાં હોયછે અને અમુક કુળમાં નથી હોતા. તેથી તે તે જાતિ, દેશ, શ્રેણી અને કુળમાં જે જે પરંપરાથી ચાલતા રીવાજો હોયછે તે રીવાજોને અનુસરીને તે તે જાતિવગેરેના લોકો પોતાનો વ્યવહાર કરેછે, તે વ્યવહારને લક્ષમાં રાખીને રાજાએ ધર્મવ્યવસ્થા કરવી એટલે ન્યાય આપવાના, કર લેવાના. પ્રજાને અમુક પ્રકારના લાભ દેવા-વગેરેના કાયદા બાંધવા. જાતિવગેરેના રીવાજોનું પ્રતિપાદન કદાચ શાસ્ત્રમાં ન હોય તોપણ તેને માન આપવું જરૂરનું છે ગૌતમ કહેછે કે आम्नायैरप्रतिषिद्धाः प्रमाणम्। એટલે જે રીવાજોનો નિષેધ શાસ્ત્રોએ ન કરેલ હોય તેને પ્રમાણ ગણવા આથી શાસ્ત્રપ્રતિષિદ્ધ રીવાજોને પ્રમાણ ન ગણવા એમ પણ સમજવું.

પોતપોતાની જાતિવગેરેના ધર્મોને જાળવનારા લોકોની પ્રશંસા કરેછે—

**स्वानि कर्माणि कुर्वाणा दूरे सन्तोपि मानवाः ॥**
**प्रिया भवन्ति लोकस्य स्वे स्वे कर्मण्यवस्थिताः ।४२।**

દૂર રહેતા છતાં પણ પોતપોતાના કર્મોને કરનારા લોકો પોતપોતાનાં કર્મોમાં સ્થિતિવાળા હોવાથી લોકોમાં પ્રીતિપાત્ર થાયછે ૪૨

પાસે રહેનાર ઉપર પ્રીતિ થાય એવો સામાન્ય નિયમ છે પરંતુ પોતપોતાની જાતિવગેરેના રીવાજોને માન આપીને વર્તવાનો એવો પ્રભાવ છે કે તે-રીવાજોને જાળવનાર મનુષ્યો કદાચ દૂર દેશમાં રહેતા હોય તોપણ તેઓ લોકોની-પ્રીતિનું પાત્ર બનેછે

૨૭ મા શ્લોકથી અહીંસુધીનો પ્રાસંગિક વિષય કહીને હવે પ્રસ્તુત પ્રકરણમાં આગળ વધેછે અને તેમાં લોકોમાં પરસ્પર વાંધા ઉઠે એવું કાંઇપણ રાજાએ કે રાજાના અધિકારીઓએ પોતાના તરફથી કરવું નહિ તેમજ ઉભા થયેલા વાંધાઓનો નિર્ણય કરવાવગર પણ રહેવું નહિ, એવી સલાહ આપે છે—

**नोत्पादयेत्स्वयं कार्यं राजा नाप्यस्य पूरुषः ॥**
**न च प्रापितमन्येन ग्रसेदर्थं कथंचन ॥ ४३ ॥**

રાજાએ અથવા રાજાના કોઇપણ પુરૂષે વિવાદ ઉઠાવવામાં પ્રેરણા કરવી નહિ તથા વાદી અને પ્રતિવાદીએ જણાવેલા વિવાદની કોઇપ્રકારે ઉપેક્ષા પણ કરવી નહિ ૪૩.

કાત્યાયનમુનિ કહેછે કે રાજાએ વિવાદ કરવા નહિ ઇચ્છતા મનુષ્યોપાસે યશ્યપણાના હેતુથી અથવા ધનના લોભથી વિવાદ કરાવવો નહિ આ ભલામણ ઋણાદાનવગેરેમાટેનીજ છે સાહસવગેરે વ્યવહારસ્થાનમાટે નથી તેમા રાજાએ કે રાજાના અધિકારીઓએ પોતેજ કોઇની પણ ફરિયાદવગરજ ચોરવગેરેને પકડીને શિક્ષા કરવી તેમજએ વળી પોતાની પાસે ન્યાયમાટે જે બાબત આવે તે બાબતપર ઢાંકપિછોડો કરવો નહિ એટલે તેનો નિર્ણય કરવાવગર તેને કદી પડતી મૂકવી નહિ

કાર્યનિર્ણયમાં રાજાએ અનુમાનથી પણ સત્યને શોધી કહાડવાનો શ્રમ લેવાનું કહેછે—

**यथा नयत्यसृक्पातैर्मृगस्य मृगयुः पदम् ॥**
**नयेत्तथानुमानेन धर्मस्य नृपतिः पदम् ॥ ४४ ॥**

જેમ પારાધી રૂધિર પડેલ હોય તેઉપરથી મૃગનો પત્તો મેળવેછે તેમ રાજાએ અનુમાનવડે ધર્મનું તત્વ જાણી લેવું. ૪૪.

બાણ લાગવાથી નાસી છૂટેલા મૃગને આંખોથી નહિ દેખવા છતાં બાણ લાગ્યું હોય તે ઠેકાણેથી નિકળતા રૂધિરની ધારા કે રૂધિરનાં બિંદુઓ પડ્યાં હોય તે રસ્તે આગળ વધતો રહીને પારાધી જેમ તે મૃગનો પત્તો મેળવેછે તેમ પોતપોતાની હકીકતને સત્ય કહેતા વાદી અને પ્રતિવાદીમાંથી કોની હકીકત સત્ય છે તેનો નિર્ણય, રાજાએ તેઓની તથા તેઓના સાક્ષીઓની જબાનીઉપરથી તથા આસપાસના સંજોગોને અનુસરીને યોગ્ય અનુમાન કરીને કરવો.

વિના નિર્ણયમાં કેવળ અનુમાનપર પણ નહિ મ્હોનાં ધ્યાનપર લેવાની બીજી બાબતો પણ કહેછે—

**सत्यमर्थं च संपश्येदात्मानमथ साक्षिणः ॥**
**देशं रूपं च कालं च व्यवहारविधौ स्थितः ॥४५॥**

વ્યવહારદર્શનમાં બેઠેલા રાજાએ સત્ય, અર્થ, આત્મા, સાક્ષી, દેશ, રૂપ અને કાળ એ સઘળુ સારીરીતે જોવુ ૪૫

લોકાના પરસ્પર વિવાદનુ સમાધાન કરવા બેઠેલા રાજાએ છળને છોડી સત્યરૂપર ધ્યાન દેવુ જેને માટે વિવાદ થયો છે તે અર્થ એટલે બાબત અથવા ચીજ કિંમતમાં કેટલા મહત્વની છે તે પણ લક્ષપર લેવુ આત્માનો વિચાર કરવો એટલે પોતે પ્રજાના પિતારૂપ છે તેને વાદી કે પ્રતિવાદી કોઇના પર દ્વેષ ન હોવો જોઇએ માત્ર જેનો અપરાધ હોય તેને દંડ દેવો અને જેને હાનિ થતી હોય તેને હાનિ ન થવા દેવી અથવા હાનિ થઇ હોય તેને તેનો બદલો અપાવવો એ પોતાનુ કર્તવ્ય છે તે સ્મરણમાં રાખવુ સાક્ષી સાચુ બોલેછે કે ખોટુ બોલેછે તે તેની બોલવાની ઢબ, જેની વતી સાક્ષી આપવા આવેલ હોય તેની સાથેનો સંબંધ, તેની પ્રતિષ્ઠા વગેરે પરથી નક્કી કરવુ જ્યાં વિવાદ થયો હોય તે દેશ, વિવાદનુ સ્વરૂપ અને વિવાદનો સમય એ પણ સઘળુ બરાબર જાણવુ આ સઘળુ બરાબર જાણેલ હોય તોજ નિર્મળ ન્યાય આપી શકાયછે

નિર્ણયની યોગ્યતા કેમ જાણવી તે કહેછે—

**सद्भिराचरितं यत्स्याद्धार्मिकैश्च द्विजातिभिः ॥**
**तद्देशकुलजातीनामविरुद्धं प्रकल्पयेत् ॥ ४६ ॥**

સત્પુરુષો અને ધાર્મિક બ્રાહ્મણોએ જે આચરેલુ હોય અને તે દેશ, કુલ અને જાતિથી વિરુદ્ધ ન હોય તો તે પ્રમાણે વ્યવહારનો નિર્ણય કરવો ૪૬.

આ વાકય સર્વજાતના વ્યવહારોમાં સાધારણરીતિથી લાગુ પાડવાનુ છે તેથી પરિભાષારૂપ ગણાયછે આ શ્લોકનો અર્થ બીજી રીતે એમ પણ થઈ શકેછે કે સત્પુરુષો અને ધાર્મિક બ્રાહ્મણોનુ જે આચરણ શ્રુતિસ્મૃતિમાં ન મળતુ હોય તે છતાં તે શ્રુતિસ્મૃતિથી વિરુદ્ધ ન હોય તો તેનુ આચરણ દેશ, કુલ તથા જાતિપરત્વે કરાવવુ

હવે અઢારપ્રકારના વ્યવહારસ્થાનમાં પ્રથમના ઋણાદાનનો અધિકાર કરી કહેછે—

अधमर्णार्थसिद्ध्यर्थमुत्तमर्णेन चोदितः ॥
दापयेद्धनिकस्यार्थमधमर्णाद्विभावितम् ॥ ४७ ॥

અધમર્ણ એટલે કરજદારપાસેથી પોતાના આપેલા ધનને પાછું લેવામાટે ઉત્તમર્ણ એટલે ધન આપનાર પુરૂષે પ્રેરણા કરાયેલા રાજાએ લેખાદિસાધનથી સિદ્ધ થાય તો કરજદારપાસેથી ઉત્તમર્ણને ધન અપાવવું ૪૭

કરજે લીધેલા પૈસા પાછા ન આપતા કરજદારપાસેથી લેખ, સાક્ષીવગેરે પ્રમાણો તપાસીને વાજબી હોય તો લેણદારને તે પૈસા રાજાએ અપાવવા —

ઉત્તમર્ણને અધમર્ણપાસેથી કેવી રીતે અપાવવું તે કહેછે—

यैर्यैरुपायैरर्थं स्वं प्राप्नुयादुत्तमर्णिकः ॥
तैस्तैरुपायैः संगृह्य दापयेदधमर्णिकम् ॥ ४८ ॥

જે જે ઉપાયોથી ઉત્તમર્ણ મનુષ્યને પોતાનુ ધન પાછુ મળે તે તે ઉપાયોથી વશ કરી અધમર્ણ મનુષ્યપાસેથી તેને તે ધન અપાવવુ ૪૮.

ઉત્તમર્ણ એટલે લેણદારને તેનુ ધન ઠરાવપ્રમાણે અધમર્ણ એટલે દેણદાર પાસેથી અપાવવાના યોગ્ય ઉપાયો લેવામા રાજાએ શિથિલતા રાખવી નહિ

લેણદારે પોતાનું લેણું મેળવવાના ઉપાયો કહેછે—

धर्मेण व्यवहारेण छलेनाचरितेन च ॥
प्रयुक्तं साधयेदर्थं पञ्चमेन बलेन च ॥ ४९ ॥

ધર્મથી, વ્યવહારથી, છલથી, આચરિતથી અને પાચમા ઉપાયરૂપ બલથી, આપેલ ધન પાછુ લેવુ ૪૯

કરજદારની આજીવિકામા અડચણ ન આવે તેમ બાધા કરીને અમુક અમુક મુદતે થોડું થોડું અમુક રકમ પાછી લેવી તે ધર્મરૂપ ઉપાયથી ધન પાછું લીધું ગણાયછે, અથવા બૃહસ્પતિના મતપ્રમાણે કરજદારને સમજાવીને ધન પાછુ લેવુ તે ધર્મ કહેવાયછે સ્નાનાદિવખતે કાનમા પેસેલા જળને જેમ બીજુ થોડું જળ નાખી તે બન્ને જળને બહાર કઢાવી લેવાયછે તેમ પ્રથમ આપેલ ધન પાછું મેળવવાને કરજદારને બીજા થોડા પૈસા વધારે આપી તેના હાથથી ધંધો કરાવી તેમાથી આગળના તથા પછી આપેલા એમ સઘળા પૈસા પાછા મેળવી લેવા તે વ્યવહાર કહેવાયછે અથવા કરજદાર ન માનતો હોય તો રાજસભાના અંદર કરીને તેની પાસેથી ધન મેળવવુ તે વ્યવહારરૂપ ઉપાય કહેવાયછે કરજદાર

ધનવાન છતાં પણ લુચ્ચાઇથી કરજ ન દેતો હોય તો કાંઈપણ બહાનાથી તેની ચીજને માગી લાવી લેણાના બદલામાં દબાવી રાખી ફંદનો કરવો તે છલરૂપ ઉપાય કહેવાયછે. કરજદારને ત્યાં લાંઘવા બેસીને ધન લેવું તે આચરિત કહેવાયછે અને કરજદારને કેદખાનામાં નખાવવારૂપ ઉપાયો કરીને ધન લેવું તે બલ કહેવાયછે.

દેણદારપાસેથી યોગ્ય ઉપાયોવડે પોતાનાં નાણાં કઢાવનાર લેણદારને અપરાધી નહિ ગણવાનું કહેછે—

**यः स्वयं साधयेदर्थमुत्तमर्णोधमर्णिकात् ॥**
**न स राज्ञाभियोक्तव्यः स्वकं संसाधयन्धनम् ॥५०॥**

જે લેણદાર પોતાના કરજદારપાસેથી પોતાની શક્તિથીજ ધન મેળવતો હોય તે પોતાનું ધન મેળવનારને રાજાએ અપરાધી નહિ ગણવો ૫૦.

રાડતા કરી કરજ નહિ આપનારપાસેથી લેણદાર પોતાના નાણા, ઉપર જણાવેલા કોઇપણ ઉપાયથી પાછા લે તે બાબતમાં "અમોને જણાવ્યાવગર તું તેને હેરાન કરી કેમ પૈસા લેછે?" આવા પ્રકારનું કાંઈ કહીને રાજાએ તેને અટકાવવો નહિ અથવા તેણે અપરાધ કર્યો છે એમ ગણવું નહિ

ખોટું બોલનાર કરજદારને, કરજ અપાવવા ઉપરાંત શિક્ષા પણ કરવાનું કહેછે—

**अर्थेपव्ययमानं तु करणेन विभावितम् ॥**
**दापयेद्धनिकस्यार्थं दण्डलेशं च शक्तितः ॥५१॥**

જે કરજદાર ધન લીધેલુંજ નથી એમ કહેતો હોય અને લેખવગેરે સાધનોથી ધન લીધેલું છે એમ સિદ્ધ થાય તો લેણદારને તેનું લેણું અપાવવા-ઉપરાંત કરજદારની શક્તિપ્રમાણે થોડો દંડ પણ કરવો ૫૧

દંડ કરવો એ તેને અસત્યભાષણની શિક્ષારૂપ છે

ઋણાદાન વ્યવહારમાં લેખ કે સાક્ષીવગેરે પ્રમાણોની જરૂર ક્યારે પડેછે? તે જણાવેછે—

**अपह्नवेधमर्णस्य देहीत्युक्तस्य संसदि ॥**
**अभियोक्तादिशेद्देश्यं करणं वान्यदुद्दिशेत् ॥५२॥**

1. ન્યાયસભામાં કરજદારને ન્યાયાધીશ કહે કે 'લેણદારનું લેણું આપી દે' એ વખતે કરજદાર કબુલ ન થાય તો લેણદારે સાક્ષી દેવો અથવા લેખવગેરે બીજું પ્રમાણ આપવું. ૫૨.

ઘણું કરી સ્ત્રી તથા મૂર્ખવગેરે લોકોના વિવાદનું સમાધાન સાક્ષીથીજ થઇ જાયછે માટે પ્રથમ સાક્ષીનો પુરાવો કહેલો છે.

વિવાદમાં પરાજય પામવાના હેતુઓ કહેછે—

अदेश्यं यश्च दिशति निर्दिश्यापह्नुते च यः ॥
यश्चाधरोत्तरानर्थान्विगीतान्नावबुद्ध्यते ॥ ५३ ॥
अपदिश्यापदेश्यं च पुनर्यस्त्वपधावति ॥
सम्यक्प्रणिहितं चार्थं पृष्टः सन्नाभिनन्दति ॥५४॥
असंभाष्ये साक्षिभिश्च देशे संभाषते मिथः ॥
निरुच्यमानं प्रश्नं च नेच्छेद्यश्चापि निष्पतेत् ॥५५॥
ब्रूहीत्युक्तश्च न ब्रूयादुक्तं च न विभावयेत् ॥
न च पूर्वापरं विद्यात्तस्मादर्थात्स हीयते ॥ ५६ ॥

જે દેશમાં કરજદાર માણસને જવાનો સંભવ ન હોય તે દેશમાં મેં ધન આપ્યું છે એમ જે લેણદાર કહે તેમજ પ્રથમ અસંભવવાળો દેશ કહી પાછળથી તે મેં નથી કહ્યું એમ જણાવે, હું પૂર્વાપરવિરુદ્ધ બોલુંછું એમ સમજે નહિ, પ્રથમ મેં આપેલ છે એમ કહી પાછળથી મારા પુત્રવગેરે કોઇ બીજાએ આપેલ છે એમ કહે એટલે પ્રથમના મુદ્દાઉપર ટકી ન રહેતાં ખસતો જાય, પ્રતિજ્ઞાપૂર્વક કહેલી બાબતમાં પ્રશ્નોનું યોગ્ય સમાધાન આપી શકે નહિ, જ્યાં સાક્ષીવગેરેસાથે ન બોલવું જોઇએ ત્યાં તેઓની સાથે વાતચિત કરે, પૂછેલી બાબતનો જવાબ આપવાનું ધ્યાન રાખે નહિ, તેવો જવાબ આપવામાં લથડ્યા કરે, જવાબ આપવાનું કહેવા છતાં બોલી શકે નહિ, કહેલી બાબતને સિદ્ધ કરી શકે નહિ તથા સાધનને અને સાધ્યને જાણી શકે નહિ તો વિવાદમાં હારી ગયો ગણાયછે. ૫૩, ૫૪, ૫૫, ૫૬.

ઉપર જણાવેલા સબળા હેતુઓથી લેણદારનું લેણું સિદ્ધ થઇ શકતું નથી.

સાક્ષીઓ આપવાનું કહી પાછળથી ન આપી શકે તેને હારી જનારો જણાવેછે—

**साक्षिणः सन्ति मेत्युक्त्वा दिशेत्युक्तो दिशेन्न यः ॥**
**धर्मस्यः कारणैरेतैर्हीनं तमपि निर्दिशेत् ॥५७॥**

મારા સાક્ષીઓ છે એમ કહે પણ જ્યારે ન્યાયાધીશ કહે કે સાક્ષીઓ આપ ત્યારે જે સાક્ષીઓ લાવી શકે નહિ તેને પણ ન્યાયાધીશે ઉપરનાં કારણો પણ ધ્યાનમાં રાખી પરાજિત થયેલો ગણવો. ૫૭.

મૂળ શ્લોકમાં मेत्युक्त्वा. ( मे-इत्युक्त्वा ) એ ઠેકાણે ઇકારનું પૂર્વરૂપ છાંદસ સંધિરૂપે છે.

ફરિયાદ કરનાર અથવા જેના ઉપર ફરિયાદ કરવામાં આવી હોય તેઓ જવાબ ન આપી શકે તો તેના સંબંધમાં શું કરવું તે જણાવેછે—

**अभियोक्ता न चेद्ब्रूयाद्बध्यो दण्ड्यश्च धर्मतः ॥**
**न चेत्त्रिपक्षात्प्रब्रूयाद्धर्मंप्रति पराजितः ॥५८॥**

જેણે ફરિયાદ કરી હોય તે અભિયોક્તા એટલે વાદી વાજબીરીતે જો ન બોલે તો તેને બાંધવો અથવા તેનો દંડ કરવો અને પ્રતિવાદી જો ત્રણ પક્ષની મુદતમાં જવાબ ન આપી શકે તો તેપણ ધર્મથી હરી જાયછે ૫૮.

ફરિયાદ કરનારે જો ખોટી ફરિયાદ કરી હોય તોપછી તે કાઇ બોલી શકે નહિ પોતાનો દાવોજ ખોટો હોય એટલે પ્રતિવાદીનો સાચો જવાબ આવતાં તેનાથી કશો ઉત્તર વાળી શકાતો નથી. આવીરીતે બીજાને ખાલી હેરાન કરનારા અસત્યવાદી વાદીને શિક્ષા કરવી જોઇએ ફરિયાદનું સ્વરૂપ જોઇને તેને બાધવો અથવા દંડ દેવો અને જેનાઉપર ફરિયાદ થઇ હોય તેને જવાબ દેવામાટે દોઢ માસની મુદત દેવી. કારણકે પોતાના પુરાવા મેળવવામાટે-તેને વખત આપવાની જરૂર છે જો તે મુદતમાં તે જવાબ ન આપી શકે તો તેને હારી ગયેલો ગણવો.

આ વિષયમાં ખરી વાત છુપાવનારને તથા મિથ્યા બોલનારને શું શિક્ષા કરવી તે કહેછે—

यो यावन्निह्नुवीतार्थं मिथ्या यावति वा वदेत् ॥
तौ नृपेण ह्यधर्मज्ञौ दाप्यौ तद्द्विगुणं दमम्।५९।

ધર્મને નહિ જાણનારો વાદી જેટલા ધનની બાબતમા ખરીહકીકત છુપાવે તથ તેવોજ પ્રતિવાદી જેટલા ધનના બાબતમા અસત્ય બોલે તે બન્નેનો રાજાએ તેટલાતેટના ધનકરતા બમણો દંડ કરવો ૫૯

આ દંડ ખરીહકીકત જાણતા છતા છુપાવે તથા ખોટુ બોલે તેનેમાટે છે પ્રમાદથી એટલે અજ્ઞાનવગેરે કારણથી ખોટુ બોલાઈ જાય તો તેનેમાટે આ દંડ નથી

દેણદાર કબુલ ન થાય તો લેણદારે પોતાનુ લેણું સાબીત કરવાને શું કરવું જોઈએ તે જણાવેછે—

पृष्टोपव्ययमानस्तु कृतावस्थो धनैषिणा ॥
त्र्यवरैः साक्षिभिर्भाव्यो नृपब्राह्मणसन्निधौ ॥६०॥

પોતાનુ ધન પાછું લેવાની ઇચ્છાવાળા લેણદારે ન્યાય મડળમાં સ્થાનમા ઉભો કરાવેલો દેણદાર તેને પૂછવામા આવે ત્યારે તે પોતાની ઉપરના અભિયોગને કબુલ કરે નહિ તો રાજાએ અધિકાર આપેલા ન્યાયાધીશ બ્રાહ્મણની પાસે ઓછામા ઓછા ત્રણ સાક્ષીઓ લાવી લેણદારે દેણદારની ઉપર પોતાનો દાવો સાબીત કરવો ૬૦

ઓછામા ઓછા ત્રણ સાક્ષીઓ જોઈએ જો ત્રણથી વધાર હોય તો વિશેષ ઠીક ગણાયછે

સાક્ષીઓ કેવા હોવા જોઈએ તથા તેઓએ કેવીરીતે સત્ય જણાવવું જોઈએ તે કહેવાનો આરંભ કરેછે—

यादृशा धनिभिः कार्या व्यवहारेषु साक्षिणः ॥
तादृशान्संप्रवक्ष्यामि यथावाच्यमृतं च तैः ॥६१॥

ઉત્તમર્ણમનુષ્યોએ વ્યવહારોમા કેવા લોકોને સાક્ષી કરવા જોઈએ તથા તે સાક્ષીઓએ જેમ સત્ય બોલવુ જોઈએ તે હવે કહીશ । ૬૧

**आप्ताः सर्वेषु वर्णेषु कार्याः कार्येषु साक्षिणः ॥**
**सर्वधर्मविदोऽलुब्धा विपरीतांस्तु वर्जयेत् ॥६३॥**

સર્વવર્ણોમાં જે લોકો યથાર્થ બોલનારા હોય, સર્વધર્મને જાણનારા હોય અને લોભી ન હોય તેઓને વ્યવહારપ્રસંગોમાં સાક્ષીઓ કરવા અને એ લક્ષણોથી રહિત હોય તેઓને છોડી દેવા. ૬૩.

ઉપરના શ્લોકમાં આપ્તજાતિનું ગ્રહણ કરેલું નથી અને આ શ્લોકમાં સર્વવર્ણ કહ્યા તેથી બહુ અગત્યના પ્રસંગમાં બ્રાહ્મણનું પણ ગ્રહણ કરવાની અનુજ્ઞા છે ગમે તે વર્ણ હોય તોપણ તેનામાં યથાર્થવાદિત્વવગેરે લક્ષણ હોય તો તે સાક્ષી યોગ્ય ગણાયછે ગૃહસ્થ હોય, સંતાનવાળા હોય અને અગ્રગણ્ય ગણાતા હોય તોપણ જો તેનામાં યથાર્થવાદિત્વવગેરે ગુણ ન હોય તો તે સાક્ષીપણાને યોગ્ય નથી

જેઓ સાક્ષીપણાને યોગ્ય નથી તેઓનું પરિગણન કરેછે—

**नार्थसम्बन्धिनो नाप्ता न सहाया न वैरिणः ॥**
**न दृष्टदोषाः कर्त्तव्या न व्याध्यार्त्ता न दूषिताः ॥६४॥**
**न साक्षी नृपतिः कार्यो न कारुककुशीलवौ ॥**
**न श्रोत्रियो न लिङ्गस्थो न सङ्गेभ्यो विनिर्गतः ॥६५॥**
**नाध्यधीनो न वक्तव्यो न दस्युर्न विकर्मकृत् ॥**
**न वृद्धो न शिशुर्नैको नान्त्यो न विकलेन्द्रियः ॥६६॥**
**नार्त्तो न मत्तो नोन्मत्तो न क्षुत्तृष्णोपपीडितः ॥**
**न श्रमार्त्तो न कामार्त्तो न क्रुद्धो नापि तस्करः ॥६७॥**

જે લોકો ધનના સંબંધવાળા હોય, મિત્રો હોય, સહાય કરનારા હોય, શત્રુ હોય, જાહેર થયેલ દોષવાળા હોય, વ્યાધિથી પીડિત હોય અને દૂષિત હોય તેઓને સાક્ષી કરવા નહિ રાજાને પણ સાક્ષી કરવો નહિ તેમજ કારુક, કુશીલવ, શ્રોત્રિયબ્રાહ્મણ, બ્રહ્મચારી, સંન્યાસી, જન્મથી દાસત્વ કર-

નારો, કંઇપણ કહેણવાળો, ક્રૂરકર્મ કરનાર, નિષિદ્ધકર્મ કરનાર, વૃદ્ધ, બાળક, એકલો, અત્યજજાતિનો, વિકલેંદ્રિય, દુઃખી, મત્ત, ઉન્મત્ત, ક્ષુધા તથા તૃષ્ણાથી પીડિત, થાકથી પીડિત, કામાર્ત્ત, ક્રોધી અને ચોર એઓને પણ સાક્ષી કરવા નહિ ૬૪, ૬૫, ૬૬, ૬૭

ધનના સબધવાળા એટલે લેણદાર તથા દેણદાર, મિત્ર અને મદદગાર એઓ તરફેણની લાગણીવાળા હોવાથી, શત્રુ વિરૂદ્ધ લાગણીવાળો હોવાથી, જાહેર થયેલા દોષવાળો એટલે અગાઉ જેણે ખોટી જુબાની અથવા એવો બીજો કાઇ અપરાધ કરેલો હોય તે, દૂષિત એટલે સુરાપાનઆદિ મહાપાપ કરનારો, કાઇપણ કહેણવાળો, ક્રૂર કર્મ કરનાર, નિષિદ્ધ કર્મ કરનાર, મત્ત, ઉન્મત્ત, કામાર્ત્ત, ક્રોધી અને ચોર એઓમા સત્યની સ્થિતિજ નહિ હોવાથી, વ્યાધિથી પીડિત, વૃદ્ધ, વિકલેંદ્રિય, દુઃખી, ભૂખ્યો તરસ્યો થાકથી પીડિત અને ક્રોધી એઓનુ મન સ્થિરતાસ્મરનુ હોવાથી, બાળ વ્યવહારમા પેડેલોજ નહિ હોવાથી, જન્મથી દાસત્વ કરનારો અને અત્યજજાતિવાળો એટલે ચાડાલવગેરે એઓ સ્વભાવથી હલકી વૃત્તિવાળા હોય તેથી, કારુ એટલે કારીગર તથા કુશીલવ એટલે નટવગેરે એઓ ઘણે ભાગે કેળવણીવગરના હોય અને પોતાના કામોમાજ વ્યગ્ર હોય તેથી, શ્રોત્રિયબ્રાહ્મણ, બ્રહ્મચારી અને સન્યાસી એઓ વ્યવહારથી દૂર અને માત્ર ધર્મકર્મા કે ધ્યાનધારણાવગેરેમાજ સલગ્ન રહેતા હોવાથી, એકજ સાક્ષી હોય તેની સચ્ચાઇને બીજા સાક્ષીઓથી પુષ્ટિ નહિ મળવાથી અને રાજાના પ્રભુત્વને લીધે તેને બીજા સાક્ષીઓની પેઠે પ્રશ્ન કરવા અયોગ્ય છે તેથી એ સઘળાએ વ્યવહારમા સાક્ષી ગણવાને યોગ્ય નથી

સામાન્યરીતે સાક્ષીઓની યોગ્યાયોગ્યતા જણાવીને હવે કોના વિવાદમાં કોણ સાક્ષી હોવા જોઇએ તે કહેછે—

**स्त्रीणां साक्ष्यं स्त्रिय. कुर्युर्द्विजानां सदृशा द्विजाः॥**
**शूद्राश्च सन्तः शूद्राणामन्त्यानामन्त्ययोनयः॥६८॥**

સ્ત્રીઓના વિવાદમા સ્ત્રીઓએ, દ્વિજોના વિવાદમા સમાન દ્વિજોએ, શૂદ્રોના વિવાદમા યોગ્ય શૂદ્રોએ અને અત્યજોના વિવાદમા અત્યજોએ સાક્ષિપણુ કરવુ ૬૮

ઉપર કહ્યા પ્રમાણે જો સજાતીય સાક્ષીઓ મળે નહિ તો બીજી જાતિવાળા પણ યોગ્ય સાક્ષીઓ થઇ શકેછે અને એટલામાટેજ યાજ્ઞવલ્ક્ય કહેછે કે— यथाजाति यथावर्णं सर्वे सर्वेषु वा स्मृता ॥ એટલે જાતિ તથા વર્ણને અનુસરીને સાક્ષીઓ જોઇએ અથવા બધી જાતિ અને બધા વર્ણોમા બધી જાતિ તથા બધા વર્ણોવાળા સાક્ષીઓ પણ આવી શકે

ગમે તે સાક્ષી ચાલી શકે તેવા પ્રસંગો કહેછે—

अनुभावी तु यः कश्चित्कुर्यात्साक्ष्यं विवादिनाम् ॥
अन्तर्वेश्मन्यरण्ये वा शरीरस्यापि चात्यये ॥६९॥

ગૃહની અંદર, અરણ્યમાં અને શરીરનો નાશ થાય એવા પ્રસંગમાં બનેલા કાર્યને નજરથી જોનાર જે કેઇ મનુષ્ય હોય તે વાદી અથવા પ્રતિવાદીનો સાક્ષી થઇ શકેછે. ૬૯

આ પ્રસંગો એવા છે કે એમા તે વખતે કોઇ માણસની હાજરી હોય કે નહિ પણ હોય, તેથી તેવા પ્રસંગોમાં તો તે વખતે જે હાજર હોય તેનેજ સાક્ષીતરીકે લાવી શકાય અને ઋણાદાનવગેરે પ્રસંગોમા તે વ્યવહારો યોગ્ય માણસોની હાજરીમા કરવાની સગવડ મળેછે તેથી તેમા વિવાદ ઉઠે ત્યારે શાસ્ત્રમાં જેઓની યોગ્યતા જણાવી છે તેવાજ સાક્ષીઓ હોય તોજ વ્યવહાર સિદ્ધ થઇ શકેછે પણ જે બનાવો ઘરની અંદર, જંગલમા કે મારામારી જેવા બન્યા હોય તેમાં તો ગમે તે સાક્ષી ચાલી શકે

ઉપરના શ્લોકમાં બતાવેલ વિષયનેજ વધારે સ્પષ્ટતાથી સમજાવેછે—

स्त्रियाप्यसंभवे कार्यं वालेन स्थविरेण वा ॥
शिष्येण वन्धुना वापि दासेन भृतकेन वा ॥७०॥

બીજો સાક્ષી ન હોય તો સ્ત્રી, બાળક, વૃદ્ધ, શિષ્ય, બંધુ, દાસ અને ભૃતક એઓની સાક્ષીથી પણ કામ ચલાવવું ૭૦

અરણ્યવગેરે પ્રદેશોમા બનેલા અચાનક પ્રસંગોમા શાસ્ત્રમાં કહેલ લક્ષણવાળા સાક્ષીઓ મળે તો તે શ્રેષ્ઠ છે, પણ તેવા મળવાનો અસંભવ વિશેષ છે તેથી તેઓ ન મળે તો સ્ત્રીઓવગેરે જેઓ શાસ્ત્રપ્રમાણે યોગ્ય સાક્ષીઓ ગણાય નહિ તેઓની સાક્ષી પણ યોગ્ય ગણાયછે

બાળકવગેરેની સાક્ષીઓમાં વિશેષ વિચાર કરવાની ભલામણ કરેછે—

वालवृद्धातुराणां च साक्ष्येषु वदतां मृषा ॥
जानीयादस्थिरां वाचमुत्सिक्तमनसां तथा ॥७१॥

બાળક, વૃદ્ધ, આતુર, મત્ત અને ઉન્મત્ત લોકો જો સાક્ષીપણામાં અસત્ય બોલતા હોય તો તેઓની વાણી અસ્થિર થઇ જાયછે એમ જાણવું. ૭૧.

આવા સાક્ષીઓની વાણી સ્થિરતાવગરની જોવામાં આવે તો તેનાપર અસત્યની આશંકાથી વિગેરે વિચાર કરવો વચનોની પરસ્પર અસંગતિ, અસ્ફુટતા અને અપરિપૂર્ણ અક્ષરોચ્ચારણ એ વાણીની અસ્થિરતા કહેવાયછે.

સાહસવગેરે પ્રસંગોમાં ગૃહસ્થવગેરેજ સાક્ષીઓ હોવા જોઇએ એ વાતને પકડી રાખવી નહિ એમ કહેછે—

साहसेषु च सर्वेषु स्तेयसंग्रहणेषु च ॥
वाग्दण्डयोश्च पारुष्ये न परीक्षेत साक्षिणः ॥७२॥

સર્વ જાતનાં સાહસ કાર્યોમાં, ચોરીમા, સ્ત્રીસંગ્રહણમાં અને વાણીના તથા દંડના અપરાધમાં સાક્ષીઓની પરીક્ષા કરવી નહિ ૭૨.

રાજાના પ્રેમપાત્રપણાથી, મોહોટા પક્ષવાળાપણાથી, પોતાના શરીરબળના આશ્રયથી અથવા બળવાનના આશ્રયથી કોઇનુ ઘર ભાંગી નાખવું. કોઇના હાથ કાપી નાખવા વગેરે અકાર્ય કરવું તે સાહસ કહેવાયછે કોઇને ગાળો દેવી અથવા ધિક્કાર દેવો તે વાણીનો અપરાધ અને માર મારવો તે દંડનો અપરાધ ગણાયછે.

સાક્ષીઓની પરસ્પર વિરૂદ્ધતામાં કોના બોલવાઉપર આધાર રાખવો? તેવિષે કહેછે—

बहुत्वं परिगृह्णीयात्साक्षिद्वैधे नराधिपः ॥
समेषु तु गुणोत्कृष्टान्गुणिद्वैधे द्विजोत्तमान् ॥७३॥

રાજાએ એકબીજાથી વિરૂદ્ધ બોલનારા સાક્ષીઓમા જે પક્ષમાં ઘણા લોકો હોય તેનુ વચન સત્ય માનવું કદાચ બન્ને પક્ષમાં સમાન સંખ્યાવાળા લોકો હોય તો ગુણની અધિકતાવાળા પક્ષના બોલવાપર આધાર રાખવો અને સઘળા સાક્ષીઓ ગુણની અધિકતાવાળા હોય તો તેઓમાં ઉત્તમ દ્વિજોનું બોલવું ગ્રહણ કરવું. ૭૩.

ઉત્તમ દ્વિજોનું બોલવું ગ્રહણ કરવું એટલે ગુણવાન સાક્ષીઓની પણ વિરૂદ્ધતામાં ઉત્તમજાતિવાળા સાક્ષીઓ જે પક્ષમાં વિશેષ હોય તેના બોલવાપર વિશેષ આધાર રહેછે.

સત્ય બોલવું એજ સાક્ષિનું સાક્ષિપણું છે એમ સમજાવેછે—

**समक्षदर्शनात्साक्ष्यं श्रवणाच्चैव सिद्ध्यति ॥**
**तत्र सत्यं ब्रुवन्साक्षी धर्मार्थाभ्यां न हीयते ॥७४॥**

પ્રત્યક્ષ જોવાથી તથા શ્રવણ કરવાથી સાક્ષિપણું સિદ્ધ થાયછે. તેમાં સત્ય વચન બોલનારો સાક્ષી ધર્મથી તથા અર્થથી ભ્રષ્ટ થતો નથી. ૭૪.

આમાં આટલુંજ વિવક્ષિત છે કે વિવાદની બાબત જેણે યથાર્થ પોતેજ અનુભવી હોય એટલે આંખોથી જોઇ હોય કે શબ્દો કાનથી સાંભળ્યા હોય તેજ સાક્ષી થઇ શકેછે એટલે સત્ય બોલવું એજ સાક્ષીનું મુખ્ય કર્તવ્ય છે. ધર્મથી તથા અર્થથી ભ્રષ્ટ થતો નથી એટલે સત્ય વચનથી તેનો ધર્મ ટકી રહેછે અને અસત્ય વચન બોલે તો પાછળથી દંડવગેરે થાય તે પણ સત્યવચનને લીધે ન થવાથી તેની પાસે અર્થની સ્થિરતા રહેછે

અસત્ય બોલનાર સાક્ષીને થતી અદૃષ્ટ હાનિ કહેછે—

**साक्षी दृष्टश्रुतादन्यद्विब्रुवन्नार्यसंसदि ॥**
**अवाङ्नरकमभ्येति प्रेत्य स्वर्गाच्च हीयते ॥७५॥**

જે સાક્ષી ઉત્તમ લોકોની સભામાં, જોયેલી તથા સાંભળેલી બાબતથી વિપરીત બોલે તે, મરણપછી નીચે મોહોડે નરકને પામેછે એટલે સ્વર્ગથી ભ્રષ્ટ થાયછે. ૭૫

સ્વર્ગ મળી શકે તેવું સુકૃત કરેલ હોય તોપણ જ્યારે મનુષ્ય સાક્ષીમાં અસત્ય વચન બોલેછે ત્યારે તેનુ તે પાપ, તેના પૂર્વના સુકૃતની આડે આવી સ્વર્ગનું પ્રતિબંધક થાયછે અને તે મનુષ્યને નરકમા ધકેલી દેછે

ઋણાદાનવગેરે વ્યવહારોમાં સાક્ષીરૂપે ગણાયેલ ન હોય તો પણ તેસબંધી જેને કાંઇ અનુભવ હોય તેને કદાચ તે પૂછવામાં આવે તો પણ તેણે સત્યજ બોલવું એમ કહેછે—

**यत्रानिबद्धोपीक्षेत शृणुयाद्वापि किञ्चन ॥**
**दृष्टस्तत्रापि तद्ब्रूयाद्यथादृष्टं यथाश्रुतम् ॥७६॥**

જે વિષયમાં જે માણસ સાક્ષીરૂપે થયેલો ન હોય તે માણસે પણ તે વિષયમાં જે કાંઇ જોયેલું હોય કે સાંભળેલું હોય તે, જો તેને પૂછવામાં આવે તો તેણે જેવું જોયેલું હોય તથા જેવું સાંભળેલું હોય તેવું કહેવું. ૭૬.

આવા સાક્ષીને અકૃતસાક્ષી એવું નામ આપવામાં આવેછે લેખવગેરેમાં સાક્ષી નામથી ન હોય તોપણ તે વ્યવહાર થતી વખતે જે કોઇ જોવામાં આવ્યુ હો તથા સાભળવામાં આવ્યુ હોય તે તે માણસે પણ સત્યજ કહેવું

બુદ્ધિની અસ્થિરતા આદિદોષોવાળા સાક્ષી ઘણા હોય તો-પણ તે સંતોષકારક ગણાતા નથી એમ જણાવેછે—

**एकोऽलुब्धस्तु साक्षीस्याद्बह्व्यः शुच्योपि न स्त्रियः॥**

**स्त्रीबुद्धेरस्थिरत्वात्तु दोषैश्चान्येपि ये वृताः ॥७७॥**

લોભી ન હોય એવો એક મનુષ્ય પણ સાક્ષી થઇ શકે છે અને પવિત્રતાવાળી ઘણી સ્ત્રીઓ હોય તો પણ સાક્ષીપણામાં કામ આવી શકતી નથી કારણ કે સ્ત્રીઓની બુદ્ધિ સ્થિર હોતી નથી તેમજ જેઓ આવા બીજા દોષોથી યુક્ત હોય તે લોકો પણ સાક્ષીપણામાં કામ આવતા નથી ૭૭

આ અધ્યાયના ૬૮ મા શ્લોકમા સાક્ષીની એકની મના માટે જે પ્રતિષેધ કરેલો છે તેનો આ પ્રતિપ્રસવ પણ ગણાયછે બીજી રીતે બુદ્ધિના અસ્થિરતા-આદિ દોષોવાળા ઘણા સાક્ષીઓકરતા ઉત્તમ સાક્ષી એક પણ વધારે ઠીક છે. એમ કહી અસ્થિરતાઆદિ દોષોવાળા સાક્ષીઓ સંતોષકારક ન ગણાય એટલુ જ વિવક્ષિત છે, આમ કહેછે કે યોગ્ય સાક્ષી એક પણ હોય તો બસ છે, જેમ કે-

शुचिक्रियश्च धर्मज्ञ साक्षी यत्रानुभूतवाक् ।

प्रमाणमेकोपि भवेत्साहसेषु विशेषत ॥

એટલે જેમા સાક્ષી પવિત્ર કર્મવાળો, ધર્મને જાણનારો અને જોયેલ સાંભળેલ હોય તે પ્રમાણેજ બોલનારો હોય તે એક હોય તોપણ પ્રમાણ ગણાયછે સાહસઆદિ વિવાદસ્થાનોમા તો આવોજ સાક્ષી જોઈએ આમા સ્ત્રીઓ પવિત્રતાવાળી હોય તોપણ તેની સાક્ષીનો નિષેધ કર્યો છે તે પર્યાલોચિત અર્થે પૂર્વાપર જેમા ઘણો વિચાર કરવો જોઇએ એવા ઋણાદાનાદિ પ્રસંગોમાટે છે પણ સાહસાદિ પ્રસંગોમાટે નથી અને તેથી આ અધ્યાયનો ૭૦ મો શ્લોક જેમા સ્ત્રીઓની સાક્ષીની પણ અનુજ્ઞા આપી છે તેની સાથે તથા એવાજ બીજા પ્રકરણોસાથે કશો વિરોધ માનવાનો નથી

સાક્ષીના સત્ય બોલવાઉપરજ આધાર રાખવાની ભલામણ કરેછે—

**स्वभावेनैव यद्ब्रूयुस्तद्ग्राह्यं व्यावहारिकम् ॥**

**अतो यदन्यद्विब्रूयुर्धर्मार्थं तदपार्थकम् ॥७८॥**

સાક્ષીઓ પોતાના સ્વભાવથી જે વચન કહે તે વચનઉપર આધાર રાખી વ્યવહારનો નિર્ણય કરવો. પણ તેવગર કંઇ બીજા કારણથી જે વચન બોલે તે વચન વ્યવહારધર્મના નિર્ણયમાં કામ આવતું નથી ૭૮.

સાક્ષીઓ સ્વાભાવિકરીને જે બોલે તેજ માન્ય છે. પણ સ્વભાવથી ભ્રષ્ટ થઇને જે બોલે તે માન્ય નથી. જે બાબત જેવી બની હોય તેવીજ રીતે કહેવું તે સ્વાભાવિક છે અને અમુકનું વચન ખોટું ન પડે તો ઠીક અથવા અમુકને મારા બોલવાથી સંતાપ કે પીડા ન થાય તો ઠીક એવી બુદ્ધિથી અથવા અમુક માણસ વિવાદમાં પાછો પડે તો ઠીક એવા અભિપ્રાયથી બનેલી બાબતકરતાં જૂદું બોલવું તે સ્વભાવથી ભ્રષ્ટ થઇને બોલવું ગણાયછે. અથવા હુશિયારી ન હોવાથી કોઇ સ્ખલિતપદવાળું વાક્ય બોલે તેટલાઉપરથીજ તે અમાન્ય નથી પણ બોલનારના સ્વભાવની પરીક્ષા કરવી કે હુશિયારી ન હોવાથી આ માણસ બોલવામાં અચકાયછે કે અન્યથા બોલવાનો યત્ન કરતાં અચકાયછે? જો હુશિયારી ન હોવાથી એવું બોલતો હોય તો તેનું બોલવું સ્ખલિતપદવાળું હોવા છતાં પણ માન્ય છે અને અન્યથા બોલવાનો યત્ન કરતાં તેવું બોલતો હોય તો અમાન્ય છે.

સાક્ષીઓને પૂછવાનો આરંભ કેમ કરવો તે કહેછે—

**सभान्तः साक्षिणः प्राप्तानर्थिप्रत्यर्थिसन्निधौ ॥**

**प्राड्विवाकोनुयुञ्जीत विधिनानेन सान्त्वयन् ॥७९॥**

'સભાની અંદર વાદી તથા પ્રતિવાદીની સમક્ષ આવેલા સાક્ષીઓને પ્રાડ્વિવાક હોય તેણે સાંત્વના કરી આ પ્રમાણે પૂછવું. ૭૯.

પ્રાડ્વિવાક એટલે ન્યાયાધીશે ન્યાયમંદિરમાં વાદી પ્રતિવાદીની હાજરીમાં સાક્ષીને ભય ન થાય તેમ ધૈર્ય આપીને પૂછવાનો આરંભ કરવો. કરડાશ વાપરવામાં આવે તો સાક્ષી દબાઇ જાય જે કાંઇ બોલવાનું હોય તે ભૂલી જાયછે, કારણ કે ભયને લીધે સ્વાભાવિક સંસ્કારોનો ઉચ્છેદ થાયછે માટે તેઓ મુંઝાય કે દબાઈ જાય તેવો કંઇ રૂવાબ બતાવ્યાવગર નીચે પ્રમાણે તેઓને કહેવું.

સાક્ષીઓને શું કહેવું તે જણાવેછે—

**यद्द्वयोरनयोर्वेत्थ कार्येस्मिंश्चेष्टितं मिथः ॥**

**तद्ब्रूत सर्वं सत्येन युष्माकं ह्यत्र साक्षिता ॥ ८० ॥**

આ વાદી પ્રતિવાદી બન્નેની વચ્ચે પરસ્પર આ કાર્યમાં જે કાંઇ ચેષ્ટા થયેલી હોય તે તમે જે પ્રમાણે જાણતા હો તે પ્રમાણે સઘળું સત્ય કહેજો. કારણ કે આ બાબતમાં તમારૂં સાક્ષીપણું છે. ૮૦.

તમારૂં આ બાબતમાં સાક્ષીપણું છે એટલે તમારા બોલવાઉપર સત્યની તથા અસત્યની વ્યવસ્થા છે આ વચન સાક્ષીઓને સત્ય બોલવામાં ઉત્સાહ આપવામાટે છે

સાક્ષીઓને સત્યનો પ્રભાવ સમજાવવામાં આવેછે—

सत्यं साक्ष्ये ब्रुवन्साक्षी लोकानाप्नोति पुष्कलान् ॥
इह चानुत्तमां कीर्त्तिं वागेषा ब्रह्मपूजिता ॥८१॥

સાક્ષીપણામાં સત્યવચન બોલનારો સાક્ષી આ લોક છોડયાપછી ઉત્તમલોકોની ગતિ પામેછે અને આ લોકમાં સર્વોત્તમકીર્ત્તિને પામેછે તેથી સત્યવાણીને વેદે પણ વખાણેલી છે ૮૧

સત્ય બોલવું એ આ લોકમાં તથા પરલોકમાં પણ સુખ આપનાર છે એ શાસ્ત્રસિદ્ધાંતને અહીં આવીરીતે સાક્ષીના ધારાકાર મૂકવામાં આવેછે

અસત્ય વચનમાં પરિણામે હાનિ છે તે બતાવેછે—

साक्ष्येऽनृतं वदन्पाशैर्बद्ध्यते वारुणैर्भृशम् ॥
विवशः शतमाजातीस्तस्मात्साक्ष्यं वदेदृतम् ॥८२॥

સાક્ષીપણામાં અસત્ય બોલનાર મનુષ્ય વરુણદેવના પાશોથી બંધાયછે અને સેંકડો જન્મપર્યંત અત્યંત પરાધીનપણું ભોગવેછે માટે સાક્ષીપણામાં સત્ય બોલવું ૮૨

વરુણદેવના પાશો જે સર્પરૂપ તથા જલોદરનામના રોગરૂપ છે તેનાથી અસત્યવાદી સાક્ષી દુઃખી થાયછે માટે સત્યજ બોલવું જોઇએ

પૂર્વનાં પાપોનો નાશ તથા ધર્મની અભિવૃદ્ધિ પણ સત્યથી થાયછે તેનું સ્મરણ આપેછે—

सत्येन पूयते साक्षी धर्मः सत्येन वर्द्धते ॥
तस्मात्सत्यं हि वक्तव्यं सर्ववर्णेषु साक्षिभिः ॥८३॥

સત્યથી સાક્ષી પવિત્ર થાયછે અને સત્યથી ધર્મની વૃદ્ધિ થાયછે એટલામાટે સર્વવર્ણોએ સાક્ષી થઇને સત્યવચનજ બોલવું ૮૩

૮૩ મા શ્લોકમાં કહ્યું છે કે સત્ય બોલનારો સાક્ષી ઉત્તમ લોકોની ગતિ પામેછે. તેના વિવરણરૂપે આ શ્લોક એવી રીતે સમજાવવામાં આવેછે કે ઉત્તમ લોકોતરફની ગતિના પ્રતિબંધકરૂપ પાપો સત્યના પ્રભાવથી નાશ પામેછે અને તે ગતિને વિશેષ ઉત્તમ રૂપમાં લાવનારો ધર્મ સત્યના પ્રભાવથી અભિવૃદ્ધિ પામેછે તેથી 'સત્ય બોલનારો સાક્ષી ઉત્તમલોકોની ગતિને પામેછે.

અસત્યથી આત્માની અવજ્ઞારૂપ પાપ થાયછે તેતરફ ધ્યાન ખેંચેછે—

**आत्मैव ह्यात्मनः साक्षी गतिरात्मा तथात्मनः**
**मावमंस्थाः स्वमात्मानं नृणां साक्षिणमुत्तमम् ॥८४॥**

પોતાના આત્માનો સાક્ષી પોતેજ છે તથા આત્માની ગતિ પણ આત્માજ છે. માટે મનુષ્યોના સાક્ષીરૂપ થયેલા પોતાના ઉત્તમઆત્માની અવજ્ઞા કરીશ નહિ ૮૪.

પોતાના કર્મોનો સાક્ષી પોતેજ છે અને સારાંમાઠાં કર્મો કરી પોતાની સારીમાઠી ગતિનો પ્રવર્તક પણ પોતેજ ગણાયછે સાક્ષીને સમજાવવું કે વસ્તુતઃ પરમાત્મારૂપ જે તારો જીવાત્મા છે તેની તું અવજ્ઞા કરીશ નહિ એટલે અસત્ય બોલી તેનું અપમાન કરીશ નહિ કારણકે ખરી બાબતને તારો આત્મા બરાબર જાણેછે, છતા જો તું અન્યથા બોલીશ તો તેથી તારા આત્માની તારાજ કૃત્યથી અવજ્ઞા થશે માટે સત્ય બોલવું એમાં તારૂં પોતાનું પણ કલ્યાણ છે. કહ્યું છે કે—

ब्राह्मणो वै मनुष्याणामादित्यस्तेजसां दिवि।
शिरो वा सर्वगात्राणां धर्माणां सत्यमुत्तमम् ॥

એટલે જેમ મનુષ્યોમાં બ્રાહ્મણ, આકાશમાં તેજસ્વી પદાર્થોમાં સૂર્ય અને શરીરના સઘળા અવયવોમાં મસ્તક ઉત્તમ ગણાયછે તેમ સઘળા ધર્મોમાં સત્ય ઉત્તમ ગણાયછે. વળી—

नास्ति सत्यात्परो धर्मो नानृतात्पातकं परम् ।
साक्षिधर्मे विशेषेण तस्मात्सत्यं विशिष्यते ॥

એટલે સત્યથી વિશેષ કોઇ ધર્મ નથી અને અસત્યથી મોહોટું કોઇ પાપ નથી એટલામાટે વિશેષે કરીને સાક્ષિધર્મમાં સત્યની આવશ્યકતા છે. તેમજ सत्यं स्वर्गस्य सोपानं पारावारस्य नौरिव ॥ એટલે સમુદ્ર ઓળંગી પાર પહોંચવામાટે વહાણ જેમ ઉત્તમ સાધનરૂપ છે તેમજ સ્વર્ગની ઉચ્ચગતિને પામવામાટે સત્ય તેના પગથીયાજેવું ઉત્તમ સાધનરૂપ છે.

સત્ય છોડીને અસત્ય બોલનાર તથા એવાંજ બીજાં પાપ કરનાર મનુષ્ય કેવી ભૂલ કરેછે તે જણાવેછે—

मन्यन्ते वै पापकृतो न कश्चित्पश्यतीति नः ॥
तांस्तु देवाः प्रपश्यन्ति स्वस्यैवान्तरपूरुषः ॥८५॥

પાપ કરનારા લોકો એમ માનેછે કે આપણને કોઇ દેખતો નથી પણ તેઓને દેવો દેખેછે અને પોતાનો અંતર્યામી પુરૂષ પણ દેખેછે ૮૫

પાપ ગમે તે પ્રકારે જાહેર થઇ જાયછે, પણ કદાચ કોઇ પાપ જાહેર ન થાય તો પણ તે પાપનું ફળ મળ્યાવગર રહેતું નથી કારણ કે ગમે તેવાં છુપાં પાપો પણ દેવોના જોવામાં આવેછે અને आत्मैव ह्यात्मन साक्षी એ શ્લોકમાં જણાવ્યાપ્રમાણે પોતાનો અંતરાત્મા પણ તે જાણેછે તેથી પરલોકમા કે પુનર્જન્મમા પણ તેનું ફળ મળ્યાવગર રહેતું નથી

પ્રાણીઓનાં શુભાશુભ કર્મોને જોનારા દેવોનું પરિગણન કરેછે—

द्यौर्भूमिरापो हृदयं चन्द्रार्काग्नियमानिलाः ॥
रात्रिः सन्ध्ये च धर्मश्च वृत्तज्ञाः सर्वदेहिनाम् ।८६।

સ્વર્ગ, પૃથ્વી, જલ, હૃદય, ચંદ્ર, સૂર્ય અગ્નિ યમ, વાયુ, રાત્રિ, બે સંધ્યા અને ધર્મ એઓ સર્વપ્રાણીઓના કર્મને જાણનારા છે ૮૬

ચંદ્ર, સૂર્ય, અગ્નિ, યમ, વાયુ, ધર્મ અને સ્વર્ગવગેરેના અધિષ્ઠાતૃ દેવો પ્રાણીઓના સઘળા શુભાશુભકર્મો છુપીરીતે થતા હોય તેને પણ દેખેછે માટે અશુભ કર્મ કરવું નહિ અને અસત્ય બોલવું નહિ

ઉપર પ્રમાણે સત્ય બોલવાની ભલામણ કરીને કયાં, કયારે અને કેવીરીતે સાક્ષી લેવાનો આરંભ કરવો તે કહેછે—

देवब्राह्मणसान्निध्ये साक्ष्यं पृच्छेदृतं द्विजान् ॥
उदङ्मुखान्प्राङ्मुखान्वा पूर्वाह्णे वै शुचिः शुचीन् ।८७।

દેવ તથા બ્રાહ્મણના સંનિધિમા પવિત્ર દ્વિજજાતિના સાક્ષીઓને પૂર્વદિશામા અથવા ઉત્તરદિશામા મુખ રહે તેમ ઉભા રાખી નિયમા પૂર્વભાગમા પોતે પવિત્ર થઇ યથાર્થપણાથી સાક્ષીને પૂછવાનું હોય તે પ્રડ્વિવાકે

સવારના ભાગમાં સ્નાન તથા આચમનથી પવિત્ર થયેલા સાક્ષીઓને એવીજ રીને પવિત્ર થયેલા પ્રાડ્વિવાક કોઇ દેવના સાન્નિધ્યમાં કે સૂર્યની સામે ઉભા રાખી વિવાદને લગતા પ્રશ્નો કરવા.

સત્ય બોલવાની ભલામણ આપવા ઉપરાંત અસત્ય બોલવાનો નિષેધ કરવાનો પ્રકાર કહેછે—

**ब्रूहीति ब्राह्मणं पृच्छेत्सत्यं ब्रूहीति पार्थिवम् ॥**
**गोबीजकाञ्चनैर्वैश्यं शूद्रं सर्वैस्तु पातकैः ॥८८॥**

બ્રાહ્મણને બ્રૂહિ એટલે કહો એમ કહી પૂછવું, ક્ષત્રિયને સત્યં બ્રૂહિ એટલે સાચું કહો એમ કહી પૂછવું, વૈશ્યને ગાય, બીજ અને સુવર્ણની ચોરીનું પાપ જણાવી પૂછવું તથા શૂદ્રને સઘળાં પાપો જણાવીને પૂછવું. ૮૮.

જે હોય તે કહો એટલુંજ કહીને બ્રાહ્મણની સાક્ષી લેવા માંડવી. સાચું બોલજો એવી ભલામણ દઇને ક્ષત્રિયની સાક્ષી લેવા માંડવી જો ખોટું બોલશો તો ગાયને દુઃખ દેવાનું, બીજનો નાશ કરવાનું તથા સુવર્ણ ચોરવાનું પાપ તમારાપર છે એમ કહી વૈશ્યની સાક્ષી લેવા માંડવી અને જો ખોટું બોલશો તો તમારાપર સઘળાં પાપો છે એમ કહી શૂદ્રની સાક્ષી લેવા માંડવી.

અસત્ય ભાષણ ન કરવામાટે સર્વપાપોનું ફળ વિશેષ રૂપમાં કેમ દેખાડવું તે જણાવેછે—

**ब्रह्मघ्नो ये स्मृता लोके ये च स्त्रीबालघातिनः ॥**
**मित्रद्रुहः कृतघ्नस्य ते ते स्युर्ब्रुवतो मृषा ॥८९॥**

આ લોકમાં બ્રહ્મહત્યા કરનારને, સ્ત્રીઘાત કરનારને, બાળહત્યા કરનારને, મિત્રદ્રોહીને અને કૃતઘ્નને માટે જે લોકો કહેલા છે તે લોકો જો તું ખોટું બોલશે તો તારેમાટે છે. ૮૯

જે નરકાદિલોકો બ્રહ્મહત્યાવગેરે પાપો કરનારને મરણપછી મળેછે તે લોકો અસત્ય ભાષણ કરનારને મળેછે અર્થાત્ સાક્ષીમા ખોટું બોલવાથી અંતે પણ દુર્ગતિ થાયછે

અસત્ય ભાષણથી પુણ્યનો નાશ પણ થશે એમ જણાવેછે—

**जन्मप्रभृति यत्किञ्चित्पुण्यं भद्र त्वया कृतम् ॥**
**तत्ते सर्वं शुनो गच्छेद्यदि ब्रूयास्त्वमन्यथा ॥९०॥**

હે ભદ્ર! જો સાક્ષીપણામાં ખોટું બોલીશ તો તેં જન્મથી આરંભી જે કંઇ પુણ્યકર્મ કરેલું હશે તે સઘળું પુણ્યકર્મ શ્વાનને જશે. ૯૦.

પુણ્યજેવી ઉપકારક વસ્તુ અસત્યભાષણથી અવળે રસ્તે ખોઇ બેસવાનું કરીશ નહિ એવી આ ભલામણ છે.

પરમાત્મા સાક્ષીરૂપે હૃદયમાંજ બેઠેલો છે માટે પણ અસત્ય બોલીશ નહિ, એમ સૂચવેછે—

एकोहमस्मीत्यात्मानं यत्त्वं कल्याण मन्यसे ॥
नित्यं स्थितस्ते हृद्येष पुण्यपापेक्षिता मुनिः ॥९१॥

હે કલ્યાણ! હું એકજ છું એમ જે તું પોતાને માનેછે તે માનીશ નહિ કારણકે તારા હૃદયમાં સર્વદા તારાં પુણ્યો તથા પાપે ને જોનાર પરમાત્મા બેઠેલા છે. ૯૧.

શ્રુતિ પણ કહેછે કે—

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।
तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्न्यो अभिचाकशीति ॥

એટલે બે પક્ષિઓ (જીવ તથા ઇશ્વર) સાથે રહેનારા તથા મિત્ર છે અને એકજ વૃક્ષમાં (શરીરમા) રહેલા છે. તેઓમા એક પક્ષી (જીવ) વૃક્ષના સ્વાદિષ્ટ ફળને (કર્મફળને) ભોગવેછે અને બીજો પક્ષી (ઇશ્વર) ફળને નથી ખાતો છતાં પણ સર્વ પ્રકારે સમર્થ છે.

અસત્ય ભાષણવગેરેથી દૂર રહી જો એ પરમાત્માને પ્રસન્ન રાખવામાં આવે તો સર્વતીર્થોમાં જવાનું ફળ પણ ત્યાં ન જવાય છતાં મળી શકેછે તે જણાવેછે—

यमो वैवस्वतो देवो यस्तवैष हृदि स्थितः ॥
तेन चेदविवादस्ते मा गङ्गां मा कुरून् गमः ॥९२॥

સર્વને નિયમમાં રાખનારા તથા દંડને દેનારા આ પરમાત્મા જે તારા હૃદયમાં રહેલા છે તેની સાથે જો તારે વિવાદ ન હોય તો પછી તારે ગંગાની યાત્રા કે કુરૂક્ષેત્રની યાત્રા કરવાની કશી જરૂર નથી. ૯૨.

સર્વને કબજે રાખનારા તથા પાપીઓને દંડ દેનારા પરમાત્મા જે તારા હૃદયમાં રહેલા છે તેની સાથે જો તું વિરોધ નહિ કરે તોપછી તારે ગંગા

કે કુરુક્ષેત્રજેવાં તીર્થપ્રતિ જવાની પણ જરૂર રહેશે નહિ -કારણ કે તું પવિત્ર રહીશ. મનમાં કંઇ હોય અને મુખથી બીજું બોલવામાં આવે તો તે અંતર્યામી પરમાત્માસાથે વિરોધ કર્યો કહેવાયછે.

સાક્ષિપણામાં અસત્ય બોલનારના આ લોકમાં કેવા હાલ થાયછે તે જણાવેછે—

नग्नो मुण्डः कपालेन भिक्षार्थी क्षुत्पिपासितः ॥
अन्धः शत्रुकुलं गच्छेद्यः साक्ष्यमनृतं वदेत् ॥९३॥

જે મનુષ્ય સાક્ષી થઇને જુઠું બોલેછે તેને નગ્નપણે, મુંડપણે, ક્ષુધા તથા તૃષાથી યુક્ત, અંધ બની ખપ્પર લઇ શત્રુને ઘેર ભિક્ષા માગવી પડેછે. ૯૩.

ખોટી સાક્ષી આપનારના આવા બૂરા હાલ થાયછે.

અસત્ય ઉત્તર આપનારની મરણપછીની દુર્ગતિ વર્ણવેછે—

अवाक्शिरास्तमस्यन्धे किल्विषी नरकं व्रजेत् ॥
यः प्रश्नं वितथं ब्रूयात्पृष्टः सन्धर्मनिश्चये ॥९४॥

ધર્મના નિશ્ચયમાટે પ્રતિવાદે પૂછાયેલો જે સાક્ષી અસત્ય વચન બોલેછે તે પાપી, ઉંધેમસ્તકે ઘોર અંધકારમાં જે નરક છે તેમાં પડેછે. ૯૪.

અસત્ય બોલનાર સાક્ષીની પેઠે ધર્મનિશ્ચયમાં પ્રશ્નનો અસત્ય ઉત્તર આપનાર બીજો પણ જે કોઇ હોય તે પણ એવીજ દુર્દશાનો ભોક્તા થાયછે.

અસત્ય બોલનાર સાક્ષી પોતાનું પણ બૂરું કરેછે એમ કહેછે—

अन्धो मत्स्यानिवाश्नाति स नरः कण्टकैः सह ॥
यो भाषतेऽर्थवैकल्यमप्रत्यक्षं सभाङ्गतः ॥ ९५ ॥

ન્યાયસભામાં આવેલો જે સાક્ષી પોતે નહિ અનુભવેલી અસત્ય વાત કહેછે તે પુરૂષ જેમ આંધળો માણસ કાંટાએ સહિત મત્સ્યોનું ભક્ષણ કરેછે તેનું આચરણ કરેછે. ૯૫.

લાંચરૂશ્વતમાં લેભાઇ અસત્ય બોલનારો પુરુષ મરાઓસહિત મત્સ્યનું ભક્ષણ કરનારા અંધપુરુષની પેઠે પરિણામે મહાદુઃખને પામેછે. તે સુખની આશાથી અસત્ય બોલેછે પણ પરિણામમાં સુખને બદલે મોટા દુઃખને પામેછે.

સત્ય બોલનારની શ્રેષ્ઠતા જણાવેછે—

यस्य विद्वान् हि वदतः क्षेत्रज्ञो नाभिशङ्कते ॥
तस्मान्न देवाः श्रेयांसं लोकेन्यं पुरुषं विदुः ॥ ९६ ॥

જે સત્ય બોલનારો હે યત્ન રે સર્વજ્ઞ જાણનારો તેનો અંતરાત્મા તેનાપર કાંઇ શંકા કરતો નથી, તેનાથી બીજા કરતા શ્રેષ્ઠ પુરુષને દેવતાઓ શ્રેષ્ઠ જાણતા નથી. ૯૬

અસત્ય બોલનારનો અંતરાત્મા નિઃશંક રહી શકતો નથી અને સત્ય બોલનારનો અંતરાત્મા નિઃશંક રહે છે જેનો અંતરાત્મા નિઃશંક રહે એવો સત્યવાદી પુરુષ સર્વથી શ્રેષ્ઠ છે એમ દેવતાઓનું પણ માનવું છે

કઇ કઇ બાબતમાં બોલાયેલું અસત્ય કેવી રીતે અને કેટલી કેટલી હાનિ કરેછે? તે બતાવવાનું પ્રકરણ આરંભેછે—

यावतो बान्धवान्यस्मिन्हन्ति साक्ष्येनृतं वदन् ॥
तावतः संख्यया तस्मिञ् शृणु सौम्यानुपूर्वशः ॥९७॥

હે સૌમ્ય! જે સાક્ષીપણામાં મિથ્યા બોલનારો પુરુષ જેટલા બાંધવોને નરકમાં પાડેછે તેમાં તેઓની તે તે સંખ્યા કહુંછું તે અનુક્રમથી શ્રવણ કર. ૯૭.

બાંધવો એટલે પિતૃપિતામહવગેરે પૂર્વજો સમજવા

પશુવગેરેના સંબંધમાં અસત્ય બોલવાનું ફળ કહેછે—

पञ्च पश्वनृते हन्ति दश हन्ति गवानृते ॥
शतमश्वानृते हन्ति सहस्रं पुरुषानृते ॥ ९८॥

પશુઓની બાબતમાં અસત્ય બોલનાર સાક્ષી પોતાના પાંચ પૂર્વજોનો, ગાયની બાબતમાં અસત્ય બોલનાર પોતાના દશ પૂર્વજોનો, અશ્વની બાબતમાં અસત્ય બોલનાર પોતાના સો પૂર્વજોનો અને મનુષ્યની બાબતમાં અસત્ય બોલનાર સાક્ષી પોતાના હજાર પૂર્વજોનો નાશ કરેછે. ૯૮.

પૂર્વજોનો નાશ કરેછે એટલે તેઓને નરકમાં નાખવાજેવું પાપ કરેછે. દુર્ગતિ પામેલા પૂર્વજો સદ્ગતિ પામે તેમ કરવું એ મનુષ્યમાત્રનું મુખ્ય કર્તવ્ય છે તેને બદલે ખોટી સાક્ષી આપનાર પુરૂષ પોતાના સદ્ગતિ પામેલા પૂર્વજોને દુર્ગતિ પમાડવાજેવું મહાપાપ કરેછે. સંખ્યાઓનું આધિક્ય પ્રાયશ્ચિત્તના આધિક્યને સૂચવનાર છે. એકે કરેલા પાપનું ફળ બીજાને ગળવું યોગ્ય નથી તેથી આ અર્થવાદનો અભિપ્રાય એવો છે કે અસત્યવાદી સાક્ષીને પોતાના તેટલા તેટલા પૂર્વજોને હણવાથી જે પાપ થાય તે પાપ લાગેછે.

સુવર્ણ અને પૃથ્વીની બાબતમાં ખોટું બોલનારવિષે કહેછે—

हन्ति जातानजातांश्च हिरण्यार्थेनृतं वदन् ॥
सर्वं भूम्यनृते हन्ति मास्म भूम्यनृतं वदीः ॥९९॥

સુવર્ણના વિષયમાં ખોટું બોલનારો સાક્ષી ઉત્પન્ન થયેલા બાંધવોને તથા ઉત્પન્ન થનારા બાંધવોને હણેછે અને પૃથ્વીસંબંધે ખોટું બોલનારા સાક્ષીને સર્વે પ્રાણીઓને મારવાનું પાપ લાગેછે. માટે તું ભૂમિસંબંધી અસત્ય કદી પણ બોલીશ નહિ ૯૯.

ભૂમિસંબંધી અસત્ય કદી પણ બોલીશ નહિ—એ વચન ભૂમિસંબંધી અસત્યનું વિશેષ પાપ દેખાડવામાટે છે પણ તેની પહેલાંના અસત્યની જરા પણ છૂટ મૂકવામાટે નથી હણેછે એટલે તેઓને નરકમાં નાખવાજેવા અથવા તેઓનો નાશ કરવાજેવા પાપને પામેછે

જળવગેરેની બાબતમાં અસત્ય ભાષણનું પાપ કહેછે—

अप्सु भूमिवदित्याहुः स्त्रीणां भोगे च मैथुने ॥
अब्जेषु चैव रत्नेषु सर्वेष्वश्ममयेषु च ॥ १०० ॥

જળની બાબતમાં ખોટું બોલવાથી પૃથ્વીની બાબતજેવું પાપ લાગેછે. સ્ત્રીઓના ઉપભોગની બાબતમાં, જળમાં થતા રત્નોની બાબતમાં અને સઘળી જાતનાં પાષાણરત્નોની બાબતમાં ખોટું બોલવાથી પણ તેવુંજ પાપ લાગેછે. ૧૦૦.

જળની બાબતમાં એટલે તળાવ કુવાવગેરે જળાશયોસંબંધી વાંધાઓમાં, જળમાં થતાં રત્નો એટલે મોતીવગેરેની બાબતોમાં અને પાષાણરત્નો એટલે હીરા-

વગેરેની બાબતમાં તેમજ સ્ત્રીઓના ઉપભોગવિષયમાં અસત્ય બોલનાર પણ સર્વ પ્રાણીઓનો વિનાશ કરવાથી જે પાપ થાયછે તેવા પાપને વહોરેછે

સાક્ષીએ અસત્ય ન બોલવું એવી ભલામણના પ્રકરણનો ઉપસંહાર કરેછે—

एतान्दोपानवेक्ष्य त्वं सर्वाननृतभापणे ॥
यथाश्रुतं यथादृष्टं सर्वमेवाञ्जसा वद ॥१०१॥

અસત્ય બોલવામાં આ સઘળા દોષો લાગેછે તે બધા ધ્યાનમાં લઈને તું સાંભળ્યા પ્રમાણે અને જોયા પ્રમાણે સઘળું યથાર્થ બોલજે ૧૦૧

સાંભળ્યા પ્રમાણે અને જોયા પ્રમાણે બોલજે એટલે અટકળે બોલીશ નહિ ૮૮ મા શ્લોકના ઉપર જણાવ્યું કે શૂદ્રને સઘળાં પાપો જણાવીને પૂછવું એટલે જો ખોટું બોલશો તો તમારા પર સઘળાં પાપો છે એમ કહી શૂદ્રની સાક્ષી લેવા માટની આની વિશેષ સ્પષ્ટતામાટે અહીંસુધીની સઘળી ભલામણ શૂદ્ર સાક્ષીને આપવાની છે કારણ કે સત્યનો પ્રભાવ અને અસત્યથી થતી હાનિ શાસ્ત્રજ્ઞાનને લીધે બીજા વર્ગોના ધ્યાનમાં ઘણું ખરું હોયછે અને શાસ્ત્રજ્ઞાનના અભાવને લીધે શૂદ્રોને તે ધ્યાનમાં ઘણે ભાગે હોતું નથી તેથી તેઓને વિસ્તાર કરીને સમજાવવાની જરૂર છે

પ્રતિષિદ્ધ વૃત્તિવાળો બ્રાહ્મણ હોય તેને તથા બીજા એવો ગોવાળવગેરેને પણ શૂદ્રની પેઠેજ પાપો સંભળાવીને પછી તેની સાક્ષી લેવી એમ કહેછે—

गोरक्षकान्वाणिजिकांस्तथा कारुकुशीलवान् ॥
प्रेष्यान्वार्धुपिकांश्चैव विप्राञ्शूद्रवदाचरेत् ॥१०२॥

ગાયોની રક્ષાનો ધંધો કરનારા તથા વેપાર કરનારાઓને, કારુઓને, નટોને દાસોને અને પ્રતિષિદ્ધવૃત્તિ બ્રાહ્મણોને પણ શૂદ્રની પેઠે પૂછવું ૧૦૨

પ્રતિષિદ્ધવૃત્તિને માટે મૂળમાં વાર્ધુષિક શબ્દ છે તેનો અર્થ વ્યાજનો ધંધો કરનાર એ પ્રમાણે થાયછે અથવા પહેલાના સઘળા વિશેષણ પણ બ્રાહ્મણને લગાડવામાં આવેછે કહ્યું છે કે—

येऽप्यतीता स्वधर्मेण परपिण्डोपजीविन ।
द्विजत्वमभिकाङ्क्षन्ति तांश्च शूद्रानिवाचरेत् ॥

એટલે બ્રાહ્મણ કહેવાતા છતાં સ્વધર્મરહિત હોય અને પરાધીની હોય તેઓના તરફ શૂદ્રની પેઠે વર્તવું અર્થાત્ તેઓ સાક્ષી થઈને આવે ત્યારે શૂદ્રની પેઠે તેઓને સોગન આપવા.

ધર્મની રક્ષામાટે વખતપર અન્યથા બોલવું પડે તો તેની છૂટ છે—

**तद्वदन्धर्मतोर्थेषु जानन्नप्यन्यथा नरः ॥**
**न स्वर्गाच्च्यवते लोकाद्दैवीं वाचं वदन्ति ताम् ।१०३।**

પુરૂષ વ્યવહારમાં જાણતો છતાં પણ ધર્મના કારણથી તે વાત અન્યથા બોલે છતાં સ્વર્ગથી ભ્રષ્ટ થતો નથી. કારણ કે તે વાણીને દૈવીવાણી કહેવામાં આવેછે. ૧૦૩

દયાવગેરે ધર્મના કારણથી અન્યથા બોલનાર સ્વર્ગભ્રષ્ટ થતો નથી. કારણ કે ધર્મરક્ષણમાટેની વાણી દૈવી વાણી કહેવાયછે આ વાક્ય ન્યાયાધીશે સાક્ષીને સંભળાવવાનું નથી. પણ ધર્મપરાયણ સાક્ષીને ધર્મસંકટજેવા પ્રસંગમાં શાસ્ત્રથી આપાયેલી આ છૂટ સમજવાની છે.

અન્યથાવચનનો પ્રસંગ દૃષ્ટાંતથી દેખાડેછે—

**शूद्रविट्क्षत्रविप्राणां यत्रर्त्तोक्तौ भवेद्वधः ॥**
**तत्र वक्तव्यमनृतं तद्धि सत्याद्विशिष्यते ॥ १०४ ॥**

જે પ્રસંગમાં સત્ય વચન બોલવાથી શૂદ્રનો, વૈશ્યનો, ક્ષત્રિયનો કે બ્રાહ્મણનો વધ થતો હોય તેવા પ્રસંગમાં અસત્ય પણ બોલવું કારણ કે તેવે પ્રસંગે તે અસત્ય સત્યકરતાં પણ શ્રેષ્ઠ ગણાયછે. ૧૦૪.

વધ એ અમંગલ હોવાથી ઉલટો ક્રમ લઈ શૂદ્રનું ગ્રહણ પ્રથમ કરેલું છે. અસત્ય બોલવાની આ છૂટ જે અપરાધીએ અજાણતા અપરાધ કરેલો હોય તેના પ્રાણ જવા સંભવ ઉભો થયો હોય તો તેને બચાવવાસાટે છે. ગૌતમે કહ્યુ છે કે જો સાક્ષીના વચનઉપર અપરાધીનું જીવન હોય તો અસત્ય વચન બોલવામા દોષ નથી પણ અપરાધીએ જાણી જોઇને પાપ કરેલું હોય તો તેના બચાવમાટે અસત્ય બોલવુ નહિ. જો કે બ્રાહ્મણ પાપી છતાં પણ તેને દેહાંતદંડનો નિષેધ છે તોપણ વખતે કોઇ ઉગ્રદંડ રાજા હોય તો ઉતાવળમાં પડી તેને પણ દેહાન્તદંડ દેવા તૈયાર થઇ જાય તો તેવે પ્રસંગે તેના બચાવમાટે બ્રાહ્મણનું પણ ગ્રહણ કરેલું છે આવા પ્રસંગમાં સત્ય બોલવાથી માત્ર અદૃષ્ટફળજ

થાયછે અને અસત્ય બોલવાથી પ્રાણીના જીવનની રક્ષા એ દષ્ટ ફળ છે અને અહિંસારૂપ ધર્મ જળવાવાથી અદષ્ટફળ પણ છે. તેથી સત્યકરતાં અસત્યને શ્રેષ્ઠ કહેલું છે યોગીશ્વર યાજ્ઞવલ્કય પણ છૂટ દેછે કે—प्राणिनां हि वधो यत्र तत्र साक्ष्यनृतं वदेत् ॥ એટલે જ્યાં પ્રાણીનો વધ થતો હોય ત્યાં સાક્ષીએ અસત્ય બોલવું.

છૂટ આપેલા પ્રસંગમાં પણ અસત્ય બોલવાથી દોષ તો લાગેજ છે અને તેથી તેવા પ્રસંગમાં અસત્ય બોલવું પડ્યું હોય તો તેનું પ્રાયશ્ચિત્ત કહેછે—

**वाग्दैवत्यैश्च चरुभिर्यजेरंस्ते सरस्वतीम् ॥**
**अनृतस्यैनसस्तस्य कुर्वाणा निष्कृतिं पराम् ॥१०५॥**

**कूष्माण्डैर्वापि जुहुयाद् घृतमग्नौ यथाविधि ॥**
**उदित्यृचा वा वारुण्या तृचेनाऽब्दैवतेन वा ॥१०६॥**

બીજાનાં પ્રાણ બચાવવાને સાક્ષીમાં અસત્ય વચન બોલનારાઓએ તે પાપમાંથી છૂટવામાટે શ્રેષ્ઠ પ્રાયશ્ચિત્તરૂપ વાગ્દૈવત્ય ચરૂઓથી સરસ્વતીનું યજન કરવું અથવા કૂષ્માણ્ડમંત્રોથી વિધિપ્રમાણે અગ્નિમાં ઘીનો હોમ કરવો અથવા उदुत्तमम् એ વરૂણદૈવતાક જે એક ઋચા છે તેથી કે વરૂણદૈવતાક ત્રણ ઋચાઓથી અગ્નિમાં ઘીનો હોમ કરવો ૧૦૫, ૧૦૬

વાગ્દૈવત્ય એટલે સરસ્વતી જેની દેવતા છે એવા ચરૂઓથી યજન કરવું. બહુવચન અસત્યનું પ્રાયશ્ચિત્ત કરનારાઓ ઘણા હોય તો તેને માટેજ છે તેથી પ્રાયશ્ચિત્ત કરનાર એક હોય તેણે તો એકજ ચરૂ કરવો. યાજ્ઞવલ્કય આ વિષયમાં કહેછે કે तत्पावनाय निर्वाप्यश्चरुः सारस्वतः । એટલે તેપાપથી છૂટવામાટે સરસ્વતીદેવતાક ચરૂથી યજન કરવું અથવા શુકલયજુર્વેદસંહિતા અધ્યાય વીશમાંના यद्देवा देव हेडनं० વગેરે ચૌદમો, પંદરમો તથા સોળમો એ ત્રણ મંત્રો કૂષ્માણ્ડમંત્રો કહેવાયછે. ભાષ્યકાર મહીધર કહેછે કે अग्निवायुसूर्यदेवत्यास्तिस्रोनुष्टुभः कूष्माण्डसंज्ञाः । એટલે यद्देवा० વગેરે આ ત્રણ અનુષ્ટુપ છંદવાળા મંત્રો જેની અગ્નિ, વાયુ તથા સૂર્ય એ દેવતાઓ છે તે કૂષ્માણ્ડ એવા નામથી કહેવાયછે આ ત્રણ મંત્રોથી ઘીવડે અગ્નિમાં હોમ કરવો અથવા વરૂણ જેની દેવતા છે એવી उदुत्तमं वरुणपाश० (ય. અ. ૧૨ મં. ૧૨) એ ઋચાથી હોમ કરવો અથવા વરૂણદેવતાવાળી ત્રણ ઋચાઓ आपो हि ष्ठामयो० (ય. અ ૧૧-મં-૫૦-૫૧-૫૨) વગેરેથી અગ્નિમાં ઘીવડે હોમ

કરવો. વેદમંત્રોના અધિકારથી રહિત હોય તેણે આ પ્રાયશ્ચિત બ્રાહ્મણદ્વારા કરવું. પ્રસ્તરણવગેરે ઇતિકર્તવ્યતા પોતપોતાના ગૃહ્યસૂત્રમાં કહ્યાપ્રમાણે કરવી.

સાક્ષી આપવાનું કહેવા છતાં જાણી જોઇને સાક્ષી ન આપે તો શું કરવું તે જણાવેછે—

त्रिपक्षादब्रुवन्साक्ष्यमृणादिषु नरोगदः ॥
तदृणं प्राप्नुयात्सर्वं दशबन्धं च सर्वतः ॥ १०७ ॥

જે સાક્ષી આરોગ્યવાળો છતાં ઋણવગેરે વ્યવહારોમાં ત્રણ પક્ષસુધી જો સાક્ષી આપે નહિ તો તેણે સઘળું કરજ દેવું પડેછે અને સઘળા કરજનો દશમો ભાગ રાજાને દંડ દેવો પડેછે. ૧૦૭

આરોગ્યવાળો એમ કહ્યું છે તેથી વ્યાધિવગેરેથી પીડિત હોય તેને આ નિયમ લાગુ પડતો નથી

પાછળથી કાંઇ નુકશાન થાય તેઉપરથી ખોટી સાક્ષી પૂરવાનું નક્કી થતાં તેવા ખોટા સાક્ષીને શું શિક્ષા કરવી તે જણાવેછે—

यस्य दृश्येत सप्ताहादुक्तवाक्यस्य साक्षिणः ॥
रोगोऽग्निर्ज्ञातिमरणमृणं दाप्यो दमं च सः ॥१०८॥

સાક્ષિ આપું કર્યાપછી જે સાક્ષીને સાત દિવસની અંદર રોગ થાય, અગ્નિથી દાઝ થાય અથવા નજીકના પુત્રવગેરે સંબંધીનું મરણ થાય તો તે સાક્ષીપાસેથી કરજદારનું કરજ અપાવવું અને દંડ પણ લેવો. ૧૦૮.

આવાં નુકશાન થાય તો એમ સમજવામાં આવેછે કે આને એ ખોટી સાક્ષી આપવાનું ફળ મળ્યું છે અને તેથી તેના દંડતરીકે કરજદારનું કરજ તેની પાસેથી અપાવવું તથા ઉપર કહ્યાપ્રમાણે રાજાએ તેની પાસેથી દંડ પણ લેવો. કારણ કે ઉપર જણાવેલાં નુકસાનો અતિ ઉગ્ર પાપોના ફળ ગણાયછે.

જેમાં કોઇ સાક્ષી ન હોય તેમાં સત્યનો નિર્ણય કેમ કરવો તે કહેછે—

असाक्षिकेषु त्वर्थेषु मिथो विवदमानयोः ॥
अविन्दंस्तत्त्वतः सत्यं शपथेनापि लम्भयेत् ॥१०९॥

જે વ્યવહારોમાં કોઇ સાક્ષી ન હોય અને વાદી તથા પ્રતિવાદી પરસ્પર વિવાદ કરતા હોય ત્યારે તેમાં શું તત્વ છે એમ જણાતું ન હોય ત્યારે શપથ (સોગન) થી તે કાર્યનો નિર્ણય કરવો. ૧૦૯.

મેં જે આ કહેલું છે તે જો અન્યથા હોય તો હું પાપી થાઉં આવા પ્રકારનું બોલવું તે શપથ કહેવાયછે. શપથથી વિમુખ રહે અથવા શપથપછી રોગવગેરેથી પરાજય પામે તો તે હાર્યો ગણાયછે.

શપથમાં પ્રમાણરૂપે પૂર્વનો સદાચાર દેખાડેછે—

महर्षिभिश्च देवैश्च कार्यार्थं शपथाः कृताः ॥
वसिष्ठश्चापि शपथं शेपे पैजवने नृपे ॥ ११० ॥

મોહોટા ઋષિઓએ તેમજ દેવોએ પણ કાર્યમાટે શપથ કરેલા છે. વસિષ્ઠ ઋષિએ પણ પિજવનના પુત્ર સુદાસનામાપાસે સોગન ખાધા હતા. ૧૧૦.

સમર્ષિઓએ તથા ઇંદ્રવગેરે દેવોએ પણ સંદેહવાળા કાર્યના નિર્ણયમાટે સોગન કરેલા છે તેમજ વિશ્વામિત્ર મુનિએ પિજવન નામના રાજાના પુત્ર સુદાસ નામના રાજાને કહ્યું કે મારા સો પુત્રોને વસિષ્ઠમુનિ ખાઇ ગયેલા છે ત્યારે વસિષ્ઠમુનિએ પોતાની શુદ્ધિમાટે તે રાજાપાસે સોગન ખાધા હતા સમર્ષિઓએ પણ સોગન ખાધા હતા કે જે તમારા પુષ્કરને હરનાર હોય તે પાપીની ગતિ પામે. અહલ્યાવિષે બ્રહ્માજીના આગળ પડેલા ઇંદ્રે પણ શાપના ભયને પ્રસંગે ઘણા સોગન ખાધા છે.

વૃથા શપથ કરવા નહિ એમ ભલામણ કરેછે—

न वृथा शपथं कुर्यात्स्वल्पेप्यर्थे नरो बुधः ॥
वृथा हि शपथं कुर्वन्प्रेत्य चेह च नश्यति ॥ १११ ॥

ડાહ્યા માણસે સ્વલ્પ કાર્યમા પણ વૃથા સોગન ખાવા નહિ કારણ કે વૃથા સોગન ખાનાર માણસ આ લોકમા તથા પરલોકમા પણ નાશ પામેછે ૧૧૧

અપકીર્તિ અને ખબર પડે તો રાજાતરફથી દંડવગેરે હાનિ થાય તે આ લોકમા નાશ થયો ગણાયછે અને નરકદુઃખવગેરે દુર્ગતિ થવી તે પરલોકમાં નાશ થયો કહેવાયછે. થોડી બાબતમા પણ ખોટા સોગન ખાવા નહિ, એમ કહી સૂચવ્યું છે કે મોહોટી બાબતમાં ખોટા સોગન ખાવામા વળી વિશેષ દોષ છે.

વૃથા સોગનથી પણ દોષ ન લાગે એવા થોડાના પ્રસંગો દેખાડેછે—

कामिनीषु विवाहेषु गवां भक्ष्ये तथेन्धने ॥
ब्राह्मणाभ्युपपत्तौ च शपथे नास्ति पातकम् ॥११२॥

સ્ત્રીઓપાસે, વિવાહની બાબતમાં, ગાયોમાટે ઘાસવગેરે ભક્ષ્યપદાર્થોના વિષયમાં, કાષ્ઠવગેરેના સંબંધમાં અને બ્રાહ્મણનો અનુગ્રહ કરવામાટે વૃથા શપથ કરવામાં પાપ મનાતું નથી ૧૧૨.

ઘણી સ્ત્રીઓવાળો પુરૂષ પોતાની એક સ્ત્રીને મનાવવામાટે કહે કે તારા સિવાય હું બીજી કોઇ સ્ત્રીપર પ્રેમ રાખતો નથી અથવા શોકરતા તું મને વધારે પ્રિય છો વગેરે કહી વૃથા શપથ કરે તેમાં તેમજ વિવાહની બાબતમાં એટલે વિવાહવખતે વિનોદને ખાતર ઉપહાસ કરવાવગેરેમાં, કોઇના ખેતરમાં ગાય ઘાસ ખાઈ ગઇ હોય તેને મારવા કે બાંધવામાટે ખેતરનો માલેક દોડે તે વખતે ગાયની રક્ષામાટેના અને એવીજ જાતના, ગાયને બચાવી લેવાના બીજા પ્રસંગોમાં, યજ્ઞકર્મમાટે કાષ્ઠવગેરે લીધાં હોય અને તેનો વાંધો ઉઠતાં તે યજ્ઞકર્મમાં વિઘ્ન ન આવે તેમાટે તે વાંધો પતાવી દેવાના પ્રસંગમાં અને બ્રાહ્મણની રક્ષામાટેના પ્રસંગમા વૃથાશપથનો દોષ ગણાતો નથી

કયા વર્ણને કેવી જાતના સોગન દેવા તે કહેછે—

सत्येन शापयेद्विप्रं क्षत्रियं वाहनायुधैः ॥
गोबीजकाञ्चनैर्वैश्यं शूद्रं सर्वैस्तु पातकैः ॥११३॥

બ્રાહ્મણને સત્યના શપથ કરાવવા, ક્ષત્રિયને વાહન તથા આયુધોના, વૈશ્યને ગાય, બીજ તથા સુવર્ણના અને શૂદ્રને સર્વપાતકોના શપથ કરાવવા. ૧૧૩

સત્યના સોગનથી બ્રાહ્મણ, વાહન તથા આયુધોના સોગનથી ક્ષત્રિય; ગાય, બીજ અને સુવર્ણના સોગનથી વૈશ્ય અને સર્વપાપો વહોરી લેવાના સોગનથી શૂદ્ર સાચો ઠરેછે

શપથમાં પણ સંદેહ પડે ત્યારે કાર્યની સત્યતા જાણવાનો ઉપાય કહેછે—

अग्निं वाहारयेदेनमप्सु चैनं निमज्जयेत् ॥
पुत्रदारस्य वाप्येनं शिरांसि स्पर्शयेत्पृथक् ॥११४॥

અથવા એની પાસે અગ્નિ ઉપડાવવો અથવા એને જળમાં નાખવો અથવા એની પાસે તેના પુત્ર તથા તેની સ્ત્રીના મસ્તકઉપર હાથ મૂકાવવો. ૧૧૪.

બન્ને હાથમાં પીપળાનાં સાત પાંદડાં રાખી તેનીઉપર પચ્ચાસ પળ એટલે બસો તોલા વજનનો તપાવેલો લોઢાનો ગોળો મૂકી સાત પગલાં ચાલવાનું કહેવું અથવા ઉંડા જળમાં તેને ડુબાવવો અથવા તેના પ્રિયપુત્રના મસ્તકઉપર કે તેની પ્રિયસ્ત્રીના મસ્તકઉપર તેનો હાથ મૂકાવવો. આ સઘળા સત્યપરીક્ષણના ઉપાયમાં તે પાછો ન હઠે અથવા તેમાં પાર પડે તો તેને સાચો માનવો આ વિષય માત્ર શૂદ્રને માટેજ છે એમ ઘણાઓનું માનવું છે તેમાં પણ થોડી અસત્યની બાબતમાં પુત્ર તથા સ્ત્રીના મસ્તકપર હાથ મૂકાવવો, તેથી વિશેષ અસત્યની બાબતમાં જળમાં ડુબાવવો અને ઘણીજ અસત્યની બાબતના પરીક્ષણવખતે હાથમાં અગ્નિ લેવરાવવો

સત્યપરીક્ષણમાં પાર ઉતર્યો ક્યારે કહેવાય તે કહેછે—

यमिद्धो न दहत्यग्निरापो नोन्मज्जयन्ति च ॥

न चार्त्तिमृच्छति क्षिप्रं स ज्ञेयः शपथे शुचिः ॥११५॥

જેને પ્રદીપ્ત અગ્નિ જેને બાળે નહિ, જળ પણ જેને ડુબાવે નહિ અને તુરતમા કોઇ મોહોટી પીડા પણ જેને થાય નહિ તે શપથમાં શુદ્ધ છે એમ જાણવું ૧૧૫

તપાવેલ લોઢાનો ગોળો નિર્દોષને બાળતો નથી અને જળ તેને ડુબાવતું નથી તથા તે સત્યવાદીને કશી પીડા થતી નથી. પણ જો દોષગ્રસ્ત હોય તો તેને દાહવગેરે થાયછે એમ પૂર્વકાળમા મનાતું હતું

ઉપરની બાબતમાં સત્યતાવિષે પૂર્વના ઇતિહાસનું દૃષ્ટાંત દેછે—

वत्सस्य ह्यभिशस्तस्य पुरा भ्रात्रा यवीयसा ॥

नाग्निर्ददाह रोमापि सत्येन जगतः स्पशः ॥११६॥

પૂર્વે વત્સઋષિને તેના કનિષ્ઠભાઇએ કહ્યું કે તું શૂદ્રનો પુત્ર છે, ત્યારે હું બ્રાહ્મણ છું એ વાતને સિદ્ધ કરવામાટે તે અગ્નિમાં પડયો. તે વખતે સત્યના બળથી જગતના ચાર રૂપ અગ્નિએ તેનું એક રૂંવાડું પણ બાળ્યું નહિ. ૧૧૬.

ચાર એટલે બાતમીદાર વોકો, જેમ છુપી રીતેથી પણ જાણીતા બનેછે તેમ જગતના ચાર રૂપ અગ્નિદેવ પ્રાણીઓના શુભાશુભ કર્મોથી જાણીતા રહેછે પૂર્વે કણ્વમુનિના પુત્ર વત્સઋષિને તેના ઓરમાન નાહાનાભાઈએ તું શૂદ્રનું સંતાન છો એમ કહેતા તેણે પોતે બ્રાહ્મણ છે એ સત્ય બતાવવા અગ્નિમા પ્રવેશ કર્યો અને અગ્નિ તેની સત્યતાને જાણતા હોવાથી તેણે તેને બાળ્યા નહતા એ વૈદિક ઉદાહરણ છે

ખોટી સાક્ષીવાળા વ્યવહારનો નિર્ણય કદાચ થઇ ગયો હોય તો તેનો ફરીને ત .સ કરી નિર્ણય કરવો એમ જણાવેછે—

यस्मिन्यस्मिन्विवादे कौटसाक्ष्यं कृतं भवेत् ॥
तत्तत्कार्यं निवर्त्तेत कृतं चाप्यकृतं भवेत् ॥११७॥

જે જે વિવાદમાં સાક્ષીઓએ ખોટી સાક્ષી આપી હોય તો તે તે કાર્ય એક વખત પૂર્ણ થઇ ગયેલ હોય તોપણ તેને પૂર્ણ નહિ થયેલુંજ ગણી ફરીવાર નિશ્ચય કરવો. ૧૧૭

જે વિવાદમાં ખોટી સાક્ષી હોય તે વિવાદ સાચો ગણાતો નથી તેથી કદાચ ખોટીસાક્ષીવડે લેણદારને લેણું મળી ગયું હોય તોપણ ફરી ખરો નિર્ણય કરી તે પાછું કઢાવવું અને ખોટીસાક્ષીથી કોઈ અપરાધીનો દંડ થઇ ગયો હોય તોપણ ફરીને ખરો નિર્ણય કરી તે દંડ તેને પાછો આપવો

ખોટીસાક્ષીના હેતુઓ જણાવેછે—

लोभान्मोहाद्भयान्मैत्रात्कामात्क्रोधात्तथैव च ॥
अज्ञानाद्बालभावाच्च साक्ष्यं वितथमुच्यते ॥११८॥

લોભથી, મોહથી, ભયથી, સ્નેહથી, કામથી, ક્રોધથી, અજ્ઞાનથી અને બાળકપણાથી સાક્ષીપણામાં ખોટું બોલાયછે. ૧૧૮.

વિપરીતજ્ઞાન તે મોહ, વિષયાભિલાષ તે કામ અને ધર્મતત્વોના જ્ઞાનનો અભાવ તે બાળકપણું અહીં કહેવાયછે અથવા સોળવર્ષની અંદરની અવસ્થાવાળો હોય તે બાળક કહેવાયછે, તેના બોલવાપર પણ સાક્ષીતરીકે આધાર રાખી શકાતો નથી આ વિષય હવેપછી કહેવાના જુદીજુદી જાતના દંડને માટે ઉપયોગી છે.

ઉપરનાં કારણોથી ખોટીસાક્ષી આપનારને જુદીજુદી જાતના દંડદેવાસંબંધી પ્રકરણનો આરંભ કરેછે—

**एषामन्यतमे स्थाने यः साक्ष्यमनृतं वदेत् ॥**
**तस्य दण्डविशेषांस्तु प्रवक्ष्याम्यनुपूर्वशः ॥११९॥**

ઉપર કહેલ લોભવગેરે કારણથી જે મનુષ્ય ખોટીસાક્ષી આપે તેને જે જે દંડ થઇ શકે તે અનુક્રમપ્રમાણે કહુંછું ૧૧૯

ખોટીસાક્ષીનું કારણ ક્ષુદ્ર હોય તો દંડ ક્ષુદ્ર કરવો તથા ભારે કારણ હોય તો દંડ ભાર કરવો એ દેખાડવામાટે જૂદાજૂદા પ્રકારના દંડ કહેવાની પ્રતિજ્ઞા છે.

ખોટીસાક્ષીમાટેના જૂદાજૂદા દંડો કહેછે—

**लोभात्सहस्रं दण्ड्यस्तु मोहात्पूर्वं तु साहसम् ॥**
**भयाद् द्वौ मध्यमौ दण्डौ मैत्रात्पूर्वं चतुर्गुणम् ॥१२०॥**
**कामाद् दशगुणं पूर्वं क्रोधात्तु त्रिगुणं परम् ॥**
**अज्ञानाद् द्वे शते पूर्णे बालिश्याच्छतमेव तु ॥१२१॥**

લોભથી ખોટીસાક્ષી આપનારને હજાર પણનો દંડ કરવો મોહથી ખોટીસાક્ષી આપનારને પ્રથમ સાહસ દંડ કરવો ભયથી ખોટીસાક્ષી આપનારને બે મધ્યમ સાહસ દંડ કરવો મિત્રભાવથી કે સ્નેહથી ખોટીસાક્ષી આપનારને ચાર પ્રથમ સાહસ દંડ કરવો કામથી ખોટીસાક્ષી આપનારને દશ પ્રથમ સાહસ દંડ કરવો ક્રોધથી ખોટીસાક્ષી આપનારને ત્રણ મધ્યમ સાહસ દંડ કરવો અજ્ઞાનથી ખોટીસાક્ષી આપનારને બસો પણનો દંડ કરવો અને બાળકપણાથી એટલે મૂર્ખપણાથી ખોટી સાક્ષી આપનારને એકસો પણનો દંડ કરવો ૧૨૦, ૧૨૧.

પણ નામના સિક્કાનું લક્ષણ આ અધ્યાયના ૧૩૬ મા શ્લોકમા કહેવામાં આવશે આ અધ્યાયના ૧૩૮ મા શ્લોકમા કહેવામા આવશે તેપ્રમાણે અઢીસેં પણનો દંડ પ્રથમ સાહસ અને પાચસો પણનો દંડ તે મધ્યમસાહસ કહેવાયછે. ભયથી અને સ્નેહથી ખોટીસાક્ષી આપનારને સરખો દંડ છે કારણકે પ્રથમ સાહસકરતા મધ્યમસાહસનું માપ બમણું છે તેથી બે મધ્યમસાહસ તેજ ચાર પ્રથમ સાહસ છે યથાર્થવાદી પુરુષ પણ કંઇ ચિત્તમોહરૂપ કારણને લીધે મુઝાઇ જઇ પ્રશ્નના ભાવાર્થને બરાબર નહિ સમજી વિપરીત બોલે તે મોહથી બોલ્યો ગણાયછે

આ પ્રમાણે દંડ કરવાનો હેતુ કહેછે—

एतानाहुः कौटसाक्ष्ये प्रोक्तान्दण्डान् मनीषिभिः ॥
धर्मस्याव्यभिचारार्थमधर्मनियमाय च ॥१२२॥

ધર્મનો લોપ ન થાય તથા અધર્મનો નાશ થાય તેમાટે ખોટીસાક્ષીમાં વિદ્વાનોએ ઉપર જણાવેલા દંડો કહ્યાછે. ૧૨૨.

દંડના ભયથી મનુષ્ય સત્યરૂપ ધર્મ છોડતોનથી અને અસત્યરૂપ અધર્મ પ્રવર્તાવતો નથી

વારંવાર ખોટીસાક્ષી આપનારમાટે દંડ કહેછે—

कौटसाक्ष्यं तु कुर्वाणांस्त्रीन्वर्णान्धार्मिको नृपः ॥
प्रवासयेद्दण्डयित्वा ब्राह्मणं तु विवासयेत् ॥१२३॥

ધાર્મિક રાજાએ સાક્ષીપણામાં ખોટું બોલનારા ત્રણે વર્ણોને દંડ કરીને પોતાના દેશથી દૂર કરવા અને બ્રાહ્મણને તો કેવળ દેશપાર કરવો. ૧૨૩.

,, કેવળ દેશપાર કરવો એટલે તેને કશો દંડ કર્યાવગર પોતાના દેશથી દૂર કરવો.

દંડ દેવાનાં દશ સ્થાન જે હવેપછી કહેવામાં આવશે તેમાંના કોઇપણ સ્થાનમાં બ્રાહ્મણને દંડ ન કરવો જોઇએ એમ, બ્રાહ્મણને કેવળ દેશપાર કરવાના હેતુરૂપે જણાવેછે—

दश स्थानानि दण्डस्य मनुः स्वायंभुवोऽब्रवीत् ॥
त्रिषु वर्णेषु यानि स्युरक्षतो ब्राह्मणो व्रजेत् ॥१२४॥

બ્રહ્માના પુત્ર મનુએ દંડના દશ સ્થાનો કહેલાં છે કે જે બાકીના ત્રણ વર્ણોને માટે છે બ્રાહ્મણને તો તે કોઇપણ સ્થાનમાં દંડ દીધાવગરજ તે જાય તેમ કરવું ૧૨૪

બ્રાહ્મણને શરીરસંબંધી દંડ અથવા ધનસંબંધી દંડ નહિ કરવો એમ મનુનું કહેવું છે બ્રહ્માના પુત્ર એમ કહી મનુનું કહેવું જો કે પ્રમાણભૂતજ છે તોપણ વિશેષ પ્રમાણભૂત ગણવું એમ સૂચવ્યું છે

દંડનાં દશ સ્થાનો કહેછે—

उपस्थमुदरं जिह्वा हस्तौ पादौ च पञ्चमम् ॥
चक्षुर्नासा च कर्णौ च धनं देहस्तथैव च ॥१२५॥

ઉપસ્થ, ઉદર, જિહ્વા, બન્ને હાથ, બન્ને પગ, ચક્ષુ, નાસિકા, બન્ને કાન, ધન અને શરીર એ દશ, દંડ દેવાના સ્થાનો છે ૧૨૫

ઉપસ્થ એટલે ગુહ્યેંદ્રિ ઉદરવગેરે જે અંગથી અપરાધ કર્યો હોય તે અંગને અપરાધના લાઘવ તથા ગૌરવને અનુસરી તાડન છેદનવગેરે કરવું તે દેહદંડ કહેવાયછે અને અપરાધના પ્રમાણમા ધન લેવું તે ધનદંડ કહેવાયછે

બરાબર વિચાર કરીને દંડ કરવાની ભલામણ કરેછે—

अनुबन्धं परिज्ञाय देशकालौ च तत्त्वतः ॥
सारापराधौ चालोक्य दण्डं दण्ड्येषु पातयेत् ।१२६।

વારંવાર અપરાધ કરવારૂપ અનુબંધ દેશ કાળ સામર્થ્ય અને અપરાધ એઓનો યથાર્થવિચાર કરીને દંડ કરવા લાયક મનુષ્યોનો દંડ કરવો ૧૨૬.

અપરાધ સાધારણ હોય તોપણ ફરીફરીને અપરાધ કરનારને ઉગ્રદંડ આપવાની પણ જરૂર પડેછે ક્યા દેશમા તથા ક્યા કાળમાઅપરાધ થયોછે તેપણ જોવું જોઇએ, કારણકે દેશ અને કાળને લઈને કેટલાએક સાધારણ અપરાધો પણ અસાધારણરૂપમા આવી જાયછે અને કેટલાએક અસાધારણ અપરાધો પણ સાધારણરૂપમા આવી જાયછે વળી જેને દંડ કરવાનો હોય તેનું સામર્થ્ય એટલે ધનસબંધી તથા શરીરસબંધી સામર્થ્ય કેવું છે તેપણ ધ્યાનપર લેવું જોઈએ અપરાધ મોહોટો છતા પણ ધનહીનને સાધારણ ધનદંડ પણ ઘણો થઇ પડેછે અને ધનવાનને સાધારણ અપરાધમા પણ મોહોટો ધનદંડ થાય ત્યારેજ તે અસરકારક થાયછે તેમજ શરીરે નબળા અપરાધીને થોડું તાડનવગેરે પણ આકરું જણાયછે અને શરીરે મસ્ત હોય તેને વિશેષતાડનથી પણ ઝાઝી અસર થતી નથી માટે સામર્થ્ય અવશ્ય વિચારણીય છે આ સઘળાની સાથે અપરાધના સ્વરૂપનો પણ વિચાર કરવો અને પછી યોગ્યતાને અનુસરીને દંડ કરવો

ઉપરના શ્લોકમાં જણાવ્યું છે તેના કરતાં ઉલટીરીતે દંડ કરવામા આવે તો તે અધર્મયુક્ત દંડ ગણાયછે તેથી તેવો દંડ કરનારને થતી હાનિ જણાવેછે—

अधर्मदण्डनं लोके यशोघ्नं कीर्त्तिनाशनम् ॥
अस्वर्ग्यं च परत्रापि तस्मात्तत्परिवर्जयेत् ॥१२८॥

અધર્મથી દંડ કરવાને લીધે લોકમાં યશ તથા કીર્તિનો નાશ થાયછે અને પરલોકમાં પણ સ્વર્ગથી ભ્રષ્ટ થવાયછે. માટે અધર્મથી દંડ કરવો નહિ ૧૨૭.

જીવતાં વખાણ તે યશ અને મરણપછી વખાણ તે કીર્તિ કહેવાયછે અથવા બીજાઓ સારા ગુણ જાણેછે તે યશ અને તે ગુણોનું વર્ણન કરે તે કીર્તિ કહેવાયછે.

નિરપરાધને દંડનાર તથા અપરાધીને નહિ દંડનારની દુર્ગતિ કહેછે—

अदण्ड्यान्दण्डयन्राजा दण्ड्यांश्चैवाप्यदण्डयन् ॥
अयशो महदाप्नोति नरकं चैव गच्छति ॥१२८॥

દંડ કરવાલાયક ન હોય તેઓને દંડ કરનાર તથા દંડ કરવાલાયક હોય તેઓને દંડ નહિ કરનાર રાજા મોહોટા અપયશને પામેછે અને નરકમાં જાયછે. ૧૨૮.

રાજાએ હમેશા નિરપરાધીના દંડનો પ્રતિષેધ તથા અપરાધીના દંડનું વિધાન સ્મરણમાં રાખી તેપ્રમાણેજ વર્તવું જોઇએ એથી ઉલટું વર્તાય તો આલોકમાં યશનો નાશ થાયછે અને પરલોકમા સારી ગતિનો નાશ થાયછે એટલુંજ નહિ પણ આ લોકમા અપયશ થઇ પરલોકમા નરક ભોગવવું પડેછે માટે લોભવગેરે કંઇપણ નિ ધકારણથી નિરપરાધને દંડવો નહિ અને અપરાધીને છોડી મૂકવો નહિ

દંડનો ક્રમ કહેછે—

वाग्दण्डं प्रथमं कुर्याद्धिग्दण्डं तदनंतरम् ॥
तृतीयं धनदण्डं तु वधदण्डमतः परम् ॥१२९॥

પ્રથમ વાણીથી દંડ કરવો, પછી ધિક્કારરૂપ દંડ કરવો, તેપછી ધનનો દંડ દેવો અને તેપછી વધરૂપ દંડ કરવો ૧૨૯.

ગુણવાનપુરૂષે પ્રથમ અપરાધ કર્યો હોય ત્યારે તેને, તમોએ આ કામ ઠીક ન કર્યું. ફરીથી આપ્રમાણે કરશો નહિ એમ વાણીથી તિરસ્કાર કરવો તેમ કર્યા છતા પણ તે માણસ જો અપરાધકર્મથી શાંત ન થાય તોપછી તેને ધિક્કારરૂપ દંડ દેવો એટલે તારા જન્મને ધિક્કાર છે, તારાજેવા પાપીનો જન્મજ ન થયો હોત તો ઠીક હતું. વગેરે વચનો કહેવાં આમ થવા છતા પણ જો તે અપરાધ કરતો ન અટકે તોપછી તેને ધનનો દંડ કરવો અને તેમ કરતાં પણ શાંત ન થાય તોપછી

વધરૂપદંડ કરવો એટલે માર મારવો અહીં વધશબ્દનો અર્થ શરીરનું તાડન કે છેદન-માત્ર છે અથવા અતિઅલ્પ અપરાધમાં વાણીદંડ, અલ્પઅપરાધમાં ધિક્કારદંડ, મોહોટા અપરાધમાં ધનદંડ અને અતિશય મોહોટા અપરાધમાં વધદંડ કરવો

વધદંડથી પણ જેને અસર ન થાય તેને છેવટ ચારેપ્રકારના દંડો એકસાથે કરવાસૂધીની ભલામણ કરેછે—

वधेनापि यदा त्वेतान्निग्रहीतुं न शक्नुयात् ॥
तदैषु सर्वमप्येतत्प्रयुञ्जीत चतुष्टयम् ॥१३०॥

એ દુરાચારી લોકો વધ કરવાથી પણ વશ થાય નહિ ત્યારે એ ચારે પ્રકારના દંડો દેવા ૧૩૦

વાણીદંડવગેરે ચારેપ્રકારના દંડો કરીને પણ દુષ્ટલોકોને અપરાધ કરતાં અટકાવવા

ચાર પ્રકારના દંડોમાં ધનદંડ કરતી વખતે તથા લેણાદેણાદિ વ્યવહારો તપાસતી વખતે સિક્કાઓનાં જૂદાંજૂદાં નામો આવે તેથી તેનાં લક્ષણો કહેવાનો આરંભ કરેછે—

लोकसंव्यवहारार्थं याः संज्ञाः प्रथिता भुवि ॥
ताम्ररूप्यसुवर्णानां ताः प्रवक्ष्याम्यशेषतः ॥१३१॥

લોકના વ્યવહારમાટે ત્રાંબાની, રૂપાની અને સુવર્ણની જે સંજ્ઞાઓ પૃથ્વીપર પ્રસિદ્ધ છે તે સઘળી કહુંછું ૧૩૧

ક્રય, વિક્રય તથા વિવાદનિર્ણયની સિદ્ધિમાટે ત્રાંબાના, રૂપાના અને સુવર્ણના સિક્કાઓના નામ તથા તેનું માપવગેરે લક્ષણ હવે કહેવામાં આવેછે આ સઘળી સંજ્ઞાઓ પ્રાચીનકાળમાં ચાલતી સમજવી

તે લક્ષણો કહેછે—

जालान्तरगते भानौ यत्सूक्ष्मं दृश्यते रजः ॥
प्रथमं तत्प्रमाणानां त्रसरेणुं प्रचक्षते ॥१३२॥

त्रसरेणवोऽष्टौ विज्ञेया लिक्षैका परिमाणतः ॥
ता राजसर्षपस्तिस्रस्ते त्रयो गौरसर्षपः ॥१३३॥

सर्षपाः षड्यवो मध्यस्त्रियवं त्वेककृष्णलम् ॥
पञ्चकृष्णलको माषस्ते सुवर्णस्तु षोडश ॥१३४॥
पलं सुवर्णाश्चत्वारः पलानि धरणं दश ॥
द्वे कृष्णले समधृते विज्ञेयो रौप्यमाषकः ॥१३५॥
ते षोडश स्याद्धरणं पुराणश्चैव राजतः ॥
कार्षापणस्तु विज्ञेयस्ताम्रिकः कार्षिकः पणः ॥१३६॥
धरणानि दश ज्ञेयः शतमानस्तु राजतः ॥
चतुःसौवर्णिको निष्को विज्ञेयस्तु प्रमाणतः ॥१३७॥

ઘરના ગોખની અંદર થઇ ઘરમાં આવેલાં સૂર્યનાં કિરણોમાં જે સૂક્ષ્મ-રજ દેખાયછે તે રજ, સઘળાં પ્રમાણોમાં પ્રથમનું પ્રમાણ ત્રસરેણુ એવા નામથી કહેવાયછે. આઠ ત્રસરેણુઓ એકઠા થાય ત્યારે, લિક્ષા એવા નામનું પ્રમાણ થયછે, ત્રણ લિક્ષાનું પ્રમાણ તે એક રાજસર્ષપ. ત્રણ રાજસર્ષપ તે એક ગૌરસર્ષપ, છ ગૌરસર્ષપ તે એક મધ્યયવ, ત્રણ મધ્યયવો તે એક કૃષ્ણલ, પચ કૃષ્ણલ તે એક માષ, સોળ માષ તે એક સુવર્ણ, ચાર સુવર્ણ તે એક પલ અને દશ પલ એકઠા થાય ત્યારે એક ધરણ કહેવાયછે. બે કૃષ્ણલને એકઠા કરવાથી એક રૌપ્યમાષ સમજવો, સોળ રૌપ્યમાષનો એક ધરણ અથવા પુરાણ થયછે. ત્રાંબાનું એક કર્ષપ્રમાણ તે કાર્ષાપણ અથવા પણ કહેવાયછે રૂપાનાં દશ ધરણ તે રૂપાનો એક શતમાન થાયછે. ચાર સુવર્ણનું પ્રમાણ તે એક નિષ્ક સમજવો. ૧૩૨, ૧૩૩, ૧૩૪, ૧૩૫, ૧૩૬, ૧૩૭.

સોળ રૌપ્યમાષનો જે ધરણ અથવા પુરાણ થાય તેપણ રૌપ્યધરણ અને પુરાણ પણ રૂપાનુંજ માપ છે એમ સમજવું. એક પલનો ચોથો ભાગ જે સુવર્ણ છે તેજ કર્ષ સમજવો.

પ્રથમસાહસવગેરેનું લક્ષણ કહેછે—

पणानां द्वे शते सार्द्धे प्रथमः साहसः स्मृतः ॥
मध्यमः पञ्च विज्ञेयः सहस्रं त्वेव चोत्तमः ॥१३८॥

અઢીસો પણનો પ્રથમ સાહસ કહ્યો છે. પાંચસો પણનો મધ્યમસાહસ અને એકહજાર પણનો ઉત્તમસાહસ જાણવો. ૧૩૮.

આ અધ્યાયના ૧૨૦ મા શ્લોકમાં પ્રથમ સાહસવગેરે શબ્દો આવ્યા છે તેનું આ વ્યાખ્યાન છે

દંડપ્રકરણમાં પરિમાણોનો પ્રાસંગિક વિષય કહીને ફરીને પ્રસ્તુતવિષય ચલાવેછે—

ऋणे देये प्रतिज्ञाते पञ्चकं शतमर्हति ॥
अपह्नवे तद्विगुणं तन्मनोरनुशासनम् ॥१३९॥

જે કરજદાર માણસ પ્રથમ ના પાડતો હોય પણ ન્યાયસભામાં પોતાનું કરજ કબુલ કરે ત્યારે તેની પાસેથી સોએ પાંચને હિસાબે દંડ લેવો અને ન્યાયસભામાં પણ નથી માગતો એમ કહે તો તેથી બમણો અને એકસોએ દશને હિસાબે દંડ લેવો એમ મનુભગવાનની આજ્ઞા છે ૧૩૯

મનુભગવાનની આજ્ઞા છે એમ કહી ભૃગુમુનિએ ઋષિઓને આ વિષયમાં ફેરફાર ન થઇ શકે એવુ છે એમ બતાવ્યુ છે.

ઉત્તમર્ણ એટલે વ્યાજે પૈસા આપનાર, અધમર્ણ એટલે વ્યાજે પૈસા લેનારને પૈસા આપતાં ક્યાંસુધી વ્યાજ લઇ શકે તે વાજબી ગણાય? તે જણાવેછે—

वसिष्ठविहितां वृद्धिं सृजेद्वित्तविवर्द्धिनीम् ॥
अशीतिभागं गृह्णीयान्मासाद्वार्धुषिकः शते ।१४०।

વસિષ્ઠઋષિના કહેવાપ્રમાણે દ્રવ્યની વૃદ્ધિ કરનાર વ્યાજ લેવુ તે વ્યાજ, વ્યાજઉપર આજીવિકા ચલાવનાર પુરૂષે સેંકડે એંશીમો ભાગ લેવુ. ૧૪૦.

સેંકડે એંશીમો ભાગ એટલે સવા ટકો વ્યાજ સમજવું

વ્યાજનો વિશેષપ્રકાર કહેછે—

द्विकं शतं वा गृह्णीयात्सतां धर्ममनुस्मरन् ॥
द्विकं शतं हि गृह्णानो न भवत्यर्थकिल्बिषी ।१४१।

સજ્જનોના ધર્મને સ્મરણમાં રાખનાર પુરૂષે પ્રત્યેકમાસે સેંકડે બે ટકા વ્યાજ લેવું સેંકડે બે ટકા વ્યાજ લેનારો પુરૂષ ધનસંબંધી પાપવાળો ગણાતો નથી. ૧૪૧.

ધનસંબંધી પાપવાળો ગણાતો નથી એટલે ગેરવાજબી વ્યાજ લેનારો મનાતો નથી.

કયા વર્ણપાસેથી વધારેમાં વધારે વ્યાજની છૂટ ક્યાંસુધી છે તે દેખાડેછે—

**द्विकं त्रिकं चतुष्कं च पञ्चकं च शतं समम् ॥**
**मासस्य वृद्धिं गृह्णीयाद्वर्णानामनुपूर्वशः ॥१४२॥**

બ્રાહ્મણવગેરે વર્ણોના અનુક્રમથી પ્રત્યેકમાસે સેંકડે બે, ત્રણ, ચાર અને પાંચ ટકા વ્યાજ લેવું ૧૪૨.

પ્રત્યેકમાસે બ્રાહ્મણપાસેથી સેંકડે બે ટકા, ક્ષત્રિયપાસેથી ત્રણ ટકા, વૈશ્યપાસેથી ચાર ટકા અને શૂદ્રપાસેથી પાંચ ટકા વ્યાજ લેવું એના કરતા વિશેષ લેવું નહિ સેંકડે એંશીમો ભાગ વ્યાજ લેવાનું કહ્યું છે તે ઉત્તમર્ણને ત્યાં અધમર્ણે પૃથ્વીવગેરે કંઇ અવેજ સોંપેલો હોય તેને માટેજ છે. અને તેપછી વ્યાજનો જે પ્રકાર કહેલો છે તે અવેજવગરના કરજને માટે છે

કરજપેટે ઉત્તમર્ણને કંઇ અવેજ સોંપેલો હોય તો તેવા વ્યવહારની વ્યવસ્થા કહેછે—

**न त्वेवाधौ सोपकारे कौसीदीं वृद्धिमाप्नुयात् ॥**
**न चाधेः कालसंरोधान्निसर्गोस्ति न विक्रयः ॥१४३॥**

જેને ભોગવટો લઇ શકાય એવા અવેજઉપર ધન આપેલું હોય તો ઉત્તમર્ણને વ્યાજ મળી શકે નહિ. તેમજ ઘણોવખત થઇ જાય તોપણ તે અવેજ ઉત્તમર્ણથી બીજાને દઇ શકાય નહિ તેમ વહેચી પણ શકાય નહિ ૧૪૩.

જેનો ભોગવટો લઇ શકાય એવો અવેજ એટલે ખેતર, બગીચા કે દુઝણીગાયવગેરે, કરજના બદલામા રાખેલ હોય તો તેનાપર વ્યાજ લઇ શકાય નહિ. કારણકે અવેજમાંથી મળનો લાભ એજ વ્યાજને ઠેકાણે છે. વળી જેનો ભોગવટો ન લઇ શકાય એવો અવેજ સુવર્ણવગેરે હોય તે લાંબોવખત જતા છતાં પણ ઉત્તમર્ણથી કોઇને આપી દેવાય નહિ તેમ તે પોતાની મેળે વહેચી પણ શકાય નહિ યાજ્ઞવલ્ક્ય કહેછે કે—

आधिं प्रणश्येद् द्विगुणे धने यदि न मोक्ष्यते।
काले कालकृतो नश्येत्फलभोग्यो न नश्यति॥

એટલે ધણો કાળ થવાથી જેનું વ્યાજ મૂળકરતાં બમણું થઇ જાય ત્યાંસુધી સુવર્ણ-વગેરે ગોપ્યઆધિ એટલે જેનો ભોગવટો ન લઇ શકાય પણ માત્ર સાચવવોજ પડે એવો અવેજ કરજદાર છોડાવે નહિ તોપછી તેનાપર કરજદારનો હક રહેતો નથી અથવા બંધણીવાળો અવેજ પણ ઠરાવપ્રમાણે બંધણીનો સમય પૂરો થઇ રહ્યા પછી ઉત્તમર્ણ કરજદારને ચેતાવીને કે ઠરાવને અનુસરીને ચેતાવ્યાવગર પણ તેની વ્યવસ્થા કરી શકેછે પરંતુ જે ભોગવટો લઇ શકાય એવો અવેજ હોય તો તેની કંઇપણ વ્યવસ્થા ઉત્તમર્ણથી થઇ શકતી નથી અને યાજ્ઞવલ્ક્યે વ્યવસ્થા કરવાનો સમય બતાવ્યો છે તેની અંદર તો ભોગવટાવગરના અવેજની પણ વ્યવસ્થા ઉત્તમર્ણથી કરી શકાતી નથી

કરજના બદલામાં રખાયેલા અવેજનો ભોગવટો પોતાની ઇચ્છાપ્રમાણે ઉત્તમર્ણથી લઇ શકાતો નથી તેવિષે કહેછે—

न भोक्तव्यो बलादाधिर्भुञ्जानो वृद्धिमुत्सृजेत् ॥
मूल्येन तोषयेच्चैनमाधिस्तेनोन्यथा भवेत् ॥१४४॥

ઉત્તમર્ણ પોતાને ત્યાં કરજના બદલામાં મૂકેલા અવેજનો બળાત્કારથી ભોગવટો લેવો નહિ જો તેનો ભોગવટો કરવામાં આવે તો તેણે વ્યાજ છોડી દેવું અથવા તે વસ્તુનું મૂલ્ય આપીને કરજદારને સંતોષ આપવો જો એમ ન કરે તો તે ઉત્તમર્ણ તે અવેજનો ચોર ગણાય છે ૧૪૪

૧. કરજદારે કરજના બદલામાં લેણદારને ત્યાં રાખેલ દાગીનો કપડાવગેરે ચીજ, વ્યાજ લેવા છતાં પોતાના ઉપયોગમાં લેવી નહિ લેણદારની મના છતાં તેનો ઉપયોગ લેવામાં આવે તો તેનું વ્યાજ ન લઇ શકાય અને લેણદારનું મન પણ મનાવવું જોઇએ તે ચીજ ઉપયોગમાં લેવાથી નિરસાર થઇ ગઇ હોય તો તેની કિંમત આપીને લેણદારને સંતોષ દેવો જોઇએ એમ કરવામાં ન આવે તો તે ચીજની ચોરી કર્યાજેવું લગભગ ગણાયછે

કરજના બદલાનો અવેજ તેના મૂળ માલેકનેજ લાભે વખતે પણ પાછો મળવો જોઇએ એમ કહેછે—

आधिश्चोपनिधिश्चोभौ न कालात्ययमर्हतः ॥
अवहार्यौ भवेतां तौ दीर्घकालमवस्थितौ ॥१४५॥

આધિ અને ઉપનિધિ એ બન્ને ઘણા કાળસુધી રહેલા હોય તો પણ તેનો સ્વામી લેવામાટે આવે ત્યારે વિલંબવગર તુરત તેને પાછા આપવા જોઇએ. ૧૪૫

આધિ એટલે ઉપાડેલી રકમના બદલાનો અવેજ અને ઉપનિધિ એટલે અવેજ ઉપાડેલી રકમકરતાં થોડો પડતો હોય તો પાછળથી વધારે આપવામાં આવતો અવેજ, એ બન્ને ઘણા કાળસુધી રહેલ હોવા છતાં તેનો માલેક છોડાવવા આવે ત્યારે તેને તુરત આપી દેવા જોઇએ ગણ્યાવગર, જેને ત્યાં રાખવામાં આવે તેને દેખાડ્યાવગર દાબડાવગેરેમાં ઉપર સીલ કરીને જે થાપણ મૂકવામાં આવેલ હોય તે પણ ઉપનિધિ કહેવાયછે. કેટલાએક આ શ્લોકનો એવો અર્થ પણ કરેછે કે આધિ તથા ઉપનિધિને માટે પાછો છોડાવવાનો જે સમય ઠરાવ્યો હોય તે સમય તેના માલેકે જવા દેવો જોઇએ નહિ. કારણ કે જો તે સમય ચાલ્યો જાય તો જેને ત્યાં તે રહેલ હોય તે પોતાને રાખી શકેછે. ધન બમણું થઇ જાય ત્યાંસૂધી આધિને છોડાવી લેવાનો સમય ગણાયછે. ત્યાંસૂધીમાં ન છોડાવાય તો તે સમય ગયો ગણાયછે.

બીજાને ઉપભોગ લેવામાટે આપેલી કેટલીક ચીજો લાંબે સમયે ભોગવટાના બળથી મૂળ માલેકનો હક ઉઠી જઇ ભોગવનારના હકની થઇ જાયછે એ વિષય હવે પછી કહેશે પણ તેની પહેલાં કયા કયા પદાર્થોઉપર લાંબા વખતનો બીજાનો ભોગવટો છતાં પણ કેવીરીતે મૂળ માલેકનો હક ઉઠતો નથી તે દેખાડેછે—

**संप्रीत्या भुज्यमानानि न नश्यन्ति कदाचन ॥**
**धेनुरुष्ट्रो वहन्नश्वो यश्च दम्यः प्रयुज्यते ॥१४६॥**

ગાય, ચાલી શકે તેવો ઉંટ, અશ્વ અને દમન કરવા યોગ્ય વૃષભ એઓ પ્રીતિથી કોઇને ઉપભોગ લેવા આપેલ હોય તો તેઓઉપરથી કોઇ વખત પણ સ્વામીનો હક જતોજ નથી. ૧૪૬.

દૂઝણી ગાય, કામમાં આવે એવા ઉંટ તથા ઘોડાઓ અને બેડના કામમાં અથવા બીજો બોજો ઉઠાવવાના કામમાં આવે એવા બળદવગેરે તેના માલેકે પ્રીતિથી ઉપભોગ લેવા આપેલ હોય તો તેના ઉપરથી તેના માલેકનો હક લાંબી મુદતે પણ નાશ પામતો નથી. હવે પછીના શ્લોકમાં જે વિષય કહેશે તેના અપવાદરૂપે આ હકીકત છે.

બીજાની પાસે રહેલા પોતાના પદાર્થોઉપરથી માલેકનો હક ક્યારે ઉઠી જાયછે તે કહેછે—

यत्किञ्चिद्दशवर्षाणि सन्निधौ प्रेक्षते धनी ॥
भुज्यमानं परैस्तूष्णीं न स तल्लब्धुमर्हति ॥१४७॥

'જે કોઇ પદાર્થને તેનો સ્વામી જોતાં છતાં બીજો મનુષ્ય દશ વર્ષસુધી ભોગવે અને તેનો સ્વામી કાંઇપણ બોલે નહિ તો તે પદાર્થઉપર તેનો હક રહેતો નથી.' ૧૪૭

પ્રીતિવગેરે કારણવગર કોઇ પણ પદાર્થ બીજો મનુષ્ય ભોગવતો હોય અને તેનો માલેક તે જોવા જાણવાછતાં દશ વર્ષસુધી કાંઇ બોલે નહિ તો તે ભોગવનારનો હક તેનાપર થાયછે અને માલેકનો હક મટી જાયછે.

ઉપરના શ્લોકમાં પોતાનો હક ગુમાવનાર માલેક જણાવ્યો તે કેવી સ્થિતિમાં હોય તો તેનો હક જાયછે તે કહેછે—

अजडश्चेदपौगण्डो विषये चास्य भुज्यते ॥
भग्नं तद्व्यवहारेण भोक्ता तद् द्रव्यमर्हति ॥१४८॥

ધનનો સ્વામી જડ ન હોય તેમજ સોળવર્ષની અંદરની અવસ્થાવાળો પણ ન હોય છતા તેની દૃષ્ટિઆગળ બીજો માણસ તેના ધનને ભોગવે તો વ્યવહારવડે માલેકના હકથી દૂર થયેલું તે દ્રવ્ય, ભોગવટો લેનારનું થાયછે. ૧૪૮.

માલેક જડ હોય અથવા બાળક હોય તો તેનો હક જતો નથી જડ તથા બાળક એઓ અસમર્થપણાના બીજા કારણોના પણ ઉપલક્ષણરૂપ છે એટલે મદ્ય, દ્યૂત, અરાજકતા, દીર્ઘરોગ, શત્રુગૃહીતતા, તપ.સ્વાધ્યાયપરત્વ, વ્યવહારમાં અનૈપુણ્ય, વાણી ઇન્દ્રિયનો અભાવ, બધિરત્વ વગેરે અસામર્થ્યનાં કારણો જેનામાં હોય તેનું ધન બીજો ઘણો કાળ ભોગવે તો પણ તેનાપરથી તે માલેકનો હક જતો નથી એટલે તે ધન ભોગવનારનું થઈ જતુ નથી. યાજ્ઞવલ્ક્ય કહેછે કે—

पश्यतोऽब्रुवतो भूमेर्हानिर्विंशतिवार्षिकी ।
परेण भुज्यमानाया धनस्य दशवार्षिकी ॥

એટલે માલેક જોતો હોય છતાં ન બોલે તો તેની પૃથ્વીનો જે ભોગવટો લેતો હોય તે વીશ વર્ષે નિકળી જતાં તેનો માલેક થઇ જાયછે. અને ધન દશ વર્ષે, ભોગવનારનું થાયછે આમાં પણ મૂળ માલેક જડ તથા બાળક ન હોવો જોઇએ જો જડ તથા બાળક હો। તો તેનું ધન ભોગવટાથી બીજાનું થતુ નથી.

કોના કોનાપર ભોગવટાથી માલેકી થતી નથી તે કહેછે—

**आधिः सीमा बालधनं निक्षेपोपनिधिः स्त्रियः ॥**
**राजस्वं श्रोत्रियस्वं च न भोगेन प्रणश्यति ॥१४९॥**

આધિ, સીમા, બાલધન, નિક્ષેપ, ઉપનિધિ, સ્ત્રીઓ, રાજાનું દ્રવ્ય અને શ્રોત્રિયનું દ્રવ્ય એઓ બીજાનો ભોગવટો છતાં પણ માલેકના હકમાંથી નિકળી જતાં નથી. ૧૪૯.

કરજના બદલામા મૂકેલી ચીજ આધિ કહેવાયછે બીજાના હકવાળી જમીનની પાસેની પોતાના ગામની જમીનનો ભાગ સીમા કહેવાયછે. યોગ્ય ઉમ્મરે ન પહોચેલ મનુષ્યનું ધન તે બાલધન ગણાયછે કોઇને ત્યા સાચવવા મૂકેલી થાપણ તે નિક્ષેપ કહેવાયછે અને એજ થાપણ પેટીવગેરેમાં રાખી તેઉપર સિલ કરીને મૂકી હોય તો તે ઉપનિધિ કહેવાયછે સ્ત્રીઓ એટલે અહીં દાસીઓ સમજવી. આ સઘળાં તથા રાજાનું ધન અને શ્રોત્રિય બ્રાહ્મણનું ધન બીજાના ભોગવટામાં હોય છતા પણ તેના ઉપરથી તેના માલેકનો હક જતો નથી.

આધિ એટલે કરજના બદલામાં મૂકેલી ચીજ જે માણસ છુપી રીતે પોતાના ઉપભોગમાં લે તે કેવી હાનિ ભોગવવાને યોગ્ય છે તે કહેછે—

**यः स्वामिनाननुज्ञातमाधिं भुंक्तेऽविचक्षणः ॥**
**तेनार्द्धवृद्धिर्मोक्तव्या तस्य भोगस्य निष्कृतिः ॥१५०॥**

જે મૂર્ખપુરૂષ, માલેકની રજા લીધાવગર આધિનો ઉપભોગ લેછે તેણે ઉપભોગના બદલામાં અર્ધું વ્યાજ છોડી દેવુ જોઇએ. ૧૫૦

માલેકની રજાવગર છુપી રીતે આધિનો ઉપભોગ લેનારે અર્ધું વ્યાજ છોડવું અને બલાત્કારે જાહેરરીતે આધિનો ઉપભોગ લેનારે તો સઘળું વ્યાજ છોડવું પડેછે એમ આ અધ્યાયના ૧૪૪ મા શ્લોકમા કહેવાઇ ગયું છે.

વ્યાજની હદ દેખાડેછે—

**कुसीदवृद्धिर्द्वैगुण्यं नात्येति सकृदाहृता ॥**
**धान्ये सदे लवे वाह्ये नातिक्रामति पञ्चताम् ॥१५१॥**

એક સાથે લેવામાં આવતુ વ્યાજ મલધનથી બમણું થાય તે પછી આગળ વધી શકતું નથી તેમ ધાન્ય, વૃક્ષોનાં ફળ, ઉન અને બળદ વગેરેનું વ્યાજ ને પદાર્થની મૂળ કિંમતકરતાં પાંચગણું થઇ જતાં વધી શકતું નથી. ૧૫૧.

મૂળધન આપ્યા પછી ચડી ચડેલું વ્યાજ ન લેતા છેવટ મૂળધનની સાથે ચડેલું સઘળું વ્યાજ લેવામા આવે તે વખતે ઉત્તમર્ણ અધમર્ણની પાસેથી મૂળ રકમ કરતા વ્યાજની રકમ બમણી થાય ત્યાસુધી તે વ્યાજ લઇ શકેછે, પણ તે કરતા વ્યાજની વધારે રકમ થાય તો તે વધારે વ્યાજ તેને મળી શકે નહિ અને ધાન્યવગેરેનું વ્યાજ એકીવખતે લેતા પાચગણાકરતા વધારે લઇ શકાતુ નથી સ્મૃત્યતરમા એમ પણ કહ્યુ છે કે हिरण्यवस्त्रधान्यानांवृद्धिर्द्वित्रिचतुर्गुणा ॥ એટલે એકસાથે પૈસાનુ વ્યાજ મૂળકરતા બમણુ, વસ્ત્રનુ ત્રણગણુ અને ધાન્યોનુ ચાર ગણુ બસ છે મૂળધન તથા વ્યાજ એકી વખતે લેવામા આવે તેમાટે આ નિયમ છે પણ વ્યાજ ચડી ચડ્યુ લેવાતુ જતુ હોય તેને માટે નથી

રીવાજકરતાં વિશેષ વ્યાજ લેવું તે નિંદિત છે એમ જણાવેછે—

**कृतानुसारादधिका व्यतिरिक्ता न सिद्ध्यति ॥**
**कुसीदपथमाहुस्तं पञ्चकं शतमर्हति ॥ १५२ ॥**

ચારે વર્ણોમાટે અનુક્રમથી પ્રથમ કહેલ વ્યાજ લેવાની હદ થી અધિક વ્યાજ લઇ શકાતુ નથી કારણ કે તે શાસ્ત્રવિરુદ્ધ છે સેંકડે પાચ ટકા વ્યાજ લેવામા આવે તેને વિદ્વાનો કુસીદપથ કહેછે ૧૫૨

આ અધ્યાયના ૧૪૦ ૧૪૧-૧૪૨ એ ત્રણ શ્લોકોમા વ્યાજ લેવામાટે જે પ્રકાર બતાવ્યો છે તેના કરતા વધારે વ્યાજ લેવુ તે વાજબી ગણાતુ નથી કારણ કે તે શાસ્ત્રવિરુદ્ધ છે સેંકડે પાચ ટકા વ્યાજ શૂદ્રપાસેથી લેવાનુ કહ્યુ છે પણ તે પ્રમાણે તેવુ વ્યાજ જો બધા વર્ણપાસેથી લેવામા આવે તો તે કુસી પથ કહેવાયછે એટને નિંદિત વ્યાજ લેવાના રસ્તો ગણાયછે અથવા સેંકડે પાચ ટકાસુધી વ્યાજ જેનો પ્રકાર શાસ્ત્રમા કહેવામા આવ્યો છે તેજ વ્યાજ લેવાની રીત છે તેના કરતા વધારે વ્યાજ લેવાની ઇચ્છા ઉત્તમર્ણ કરતો હોય તો તે તેને મળી શકે નહિ કાત્યાયન કહેછે કે—

प्रीतिदत्तं न वर्द्धेत यावन्न प्रतियाचितम्
याच्यमानं न दत्तं चेद्वर्द्धते पञ्चकं शतम् ॥

એટલે પ્રીતિથી ભોગવવા આપેલ દ્રવ્યનુ વ્યાજ દેવુ પડતુ નથી પણ તે તેનો માલેક પાછુ માગે ત્યાસુધીને માટેજ છે જ્યારે પાછુ માગવામા આવે અને એ વખતે તે દ્રવ્ય દઇ શકાય નહિ તો તેના ઉપર સેંકડે પાચ ટકાસુધીનુ વ્યાજ દેવુ પડેછે આમા પણ પાચ ટકાકરતા વધારે વ્યાજ ઉત્તમર્ણથી લઈ શકાતુ નથી

નહિ લેવાજોગાં વ્યાજના જૂદા જૂદા પ્રકારો કહેછે—

नातिसांवत्सरीं वृद्धिं न चादृष्टां पुनर्हरेत् ॥
चक्रवृद्धिः कालवृद्धिः कारिता कायिका च या ।१५३।

અતિસાંવત્સરી વૃદ્ધિ લેવી નહિ, તેમ શાસ્ત્રમાં નહિ કહેલી વૃદ્ધિ પણ લેવી નહિ એવીજ રીતે ચક્રવૃદ્ધિ, કાલવૃદ્ધિ, કારિતાવૃદ્ધિ, અને કાયિકાવૃદ્ધિ પણ લેવી નહિ ૧૫૩.

ઉત્તમર્ણ મહિના બે મહિનાનું કે તેથી વધારે વખતનું વ્યાજ ઠરાવપ્રમાણે એક સાથે વધારેમા વધારે એક વર્ષસુધીનું લઇ શકેછે. પણ એક વર્ષકરતાં વધારે વખતનું વ્યાજ તે અતિસાંવત્સરીવૃદ્ધિ કહેવાયછે. તે લેવું યોગ્ય નથી. કારણ કે કોઇપણ વખતે એક વર્ષકરતા વધારે મુદતનું વ્યાજ એક સામટું આપવું તે અધમર્ણને બહુ ભારે પડેછે તેમ અગાઉથી એક વર્ષકરતાં વધાર મુદતનું વ્યાજ કદાચ ઉત્તમર્ણ લે તેપણ અધમર્ણને હાનિકારક થાયછે, સેકડે એશીમો ભાગ તથા બ્રાહ્મણપાસેથી સેકડે બે ટકા, ક્ષત્રિયપાસેથી ત્રણ ટકા, વૈશ્યપાસેથી ચાર ટકા અને શુદ્રપાસેથી પાચ ટકા એ નિયમકરતા વધારે વ્યાજ લેવું તે શાસ્ત્રમાં નહિ કહેલું વ્યાજ ગણાયછે વ્યાજનુ વ્યાજ ગણતા જવું તે ચક્રવૃદ્ધિ, ઠરાવેલી મુદતમા વ્યાજ ન ભરી શકાય તો ઠરાવકરતાં અધિક વ્યાજ લેવુ તે કાલવૃદ્ધિ, કરજદારને દબાવીને વધારે વ્યાજ લેવું તે કારિતાવૃદ્ધિ અને શરીરથી કામ કરાવીને એટલે મહેનત મજુરી કરાવીને બદલો લેવો તે કાયિકાવૃદ્ધિ કહેવાયછે.

સમયસર પૈસા નહિ આપી શકનાર કરજદારે શું કરવું તે જણાવેછે—

ऋणं दातुमशक्तो यः कर्त्तुमिच्छेत्पुनः क्रियाम् ॥
स दत्त्वा निर्जितां वृद्धिं करणं परिवर्त्तयेत् ॥१५४॥

કરજ દેવામાટે અસમર્થ જે મનુષ્ય લેખવગેરે ક્રિયાને ફરીથી કરવાને ઇચ્છે તેણે ચડેલુ વ્યાજ આપીને ફરીથી લખી આપવુ. ૧૫૪.

વ્યાજથી બમણા થયેલા કરજને જે અસમર્થ માણસ એકસામટું ન ભરી શકે તેણે ચડેલું વ્યાજ ભરી દઇ બાકીની રકમમાટે લેણદારને નવો લેખ લખી આપવો તથા તેમા સાક્ષીઓ પણ નખાવી દેવા.

બીજો લેખ કરી આપતી વખતે કરજદાર ચડેલું વ્યાજ પણ ન દઇ શકતો હોય તો કેમ કરવું? તે જણાવેછે—

**अदर्शयित्वा तत्रैव हिरण्यं परिवर्त्तयेत् ॥**
**यावती संभवेद्वृद्धिस्तावतीं दातुमर्हति ॥ १५५ ॥**

જો ચડેલું વ્યાજ પણ ન આપી શકાય તેમ હોય તો તેજ નવા લેખમાં તે ચડેલાં વ્યાજની રકમ પણ મેળવીને માંડી દેવી અને તેનુ પણ જે વ્યાજ થાય તે આપવું જોઇએ. ૧૫૫.

ચક્રવૃદ્ધિ એટલે વ્યાજનું વ્યાજ ઉત્તમર્ણે લેવું નહિ એવો નિષેધ કરવામાં આવ્યો છે પણ જો આવીરીતે નવો લેખ થાય તો તે વખત વ્યાજની રકમ પણ મૂળ લેણી રકમમાં ઉમેરી તેનું વ્યાજ લેવામા આવે તો તેની અહીં છૂટ આપવામાં આવી છે ઉત્તરાર્દ્ધમાથી એવો પણ ભાવાર્થ કઢાડવામા આવેછે કે નવા લેખનખતે કરજદારના સામર્થ્યપર વિચાર કરીને વ્યાજનો દર કાંઇ કમતી કરવો. કારણ કે અલ્પસામર્થ્ય હોવાથી તો તેને નવો લેખ કરવાનો પ્રસગ આવેછે.

ચક્રવૃદ્ધિ ક્યારે મળી શકતી નથી તે જણાવેછે—

**चक्रवृद्धिं समारूढो देशकालव्यवस्थितः ॥**
**अतिक्रामन्देशकालौ न तत्फलमवाप्नुयात् ॥१५६॥**

દેશના તથા કાલના નિયમથી બંધ થયેલો ચક્રવૃદ્ધિનો આશ્રય કરનાર માણસ જો દેશના તથા કાલના નિયમ પ્રમાણે ન વર્ત્તે તો ઠરાવપ્રમાણે ફળને પામી શકતો નથી. ૧૫૬

ચક્રવૃદ્ધિ એટલે ઠરાવેલી મુદતપ્રમાણે વ્યાજ ન ભરી શકાય તો વ્યાજનું પણ વ્યાજ ચડે એવા ઠરાવવાળા વ્યવહારમા નાણા ભરવામાટે જે દેશ તથા જે કાળ ઠરાવેલો હોય તે દેશ સિવાય બીજા દેશમા તથા તે કાળકરતા પહેલાના કાળમાં લેણદાર ચક્રવૃદ્ધિપ્રમાણે નાણા લઇ શકતો નથી જો દેશકાળપ્રમાણે લેણદાર ન વર્ત્તે તો પછી તે શાસ્ત્રમા જે નિયમસર વ્યાજ દેખાડેલુ છે તેજ લઇ શકેછે આ શ્લોકનો અર્થ એવો પણ કરવામા આવેછે કે ચક્ર એટલે પૈડાવાળાં ગાડાંવગરે સાધનોથી ઉપાડેલા ભારનુ ભાડુ જ્યાંસૂધી અને જેટલા વખતમા તે ભાર લઇ જવાનું ઠરાવ્યુ હોય ત્યાસૂધી અને તેટલા વખતમા ન લઇ જઈ શકે તો તે, તેને મળી શકે નહિ જોકે પ્રકરણના બળથી પ્રથમ જે અર્થ કરવામા આવેછે તેજ વધારે સમ્મતિવાળો છે તોપણ હવે પછીના શ્લોકમા લેવાના વિષયપર નજર કરતા આ અર્થ પણ સમ્મતિવાળો છે એમ કબુલ રાખવામાં આવેછે કારણ કે ભાડુ પણ વૃદ્ધિના એક પ્રકારજેવુંજ છે

ધનવૃદ્ધિના પ્રકારરૂપ ભાડાની બાબતમાં વાંધો પડે ત્યારે તેનો નિર્ણય કેમ કરવો તે કહેછે—

**समुद्रयानकुशला देशकालार्थदर्शिनः ॥**

**स्थापयन्ति तु यां वृद्धिं सा तत्राधिगमं प्रति ।१५७।**

જલમાર્ગ તથા સ્થલમાર્ગના વિષયમાં કુશળ અને દેશમાં તથા કાલમાં થતા ધનલાભને જાણનારા પુરૂષો તે વિષયમાં જેટલું ભાડું આપવાનું કહે તેટલું પ્રમાણ ગણાયછે. ૧૫૭.

જે પુરૂષો સમુદ્રના રસ્તાનો તથા સ્થલમાર્ગનો અનુભવ ધરાવતા હોય તેમજ અમુક દેશમા જવાની સરલતા છે કે અગવડ છે એમ જાણનારા હોય અને પારકે સ્થળે અમુક સમયે પહોંચી શકાય કે ન પહોંચી શકાય એ વાત સમજી શકનારા હોય તેઓ ભાડાંસબંધી વાંધો પડતાં જે નિર્ણય આપે તે પ્રમાણ મનાયછે. કારણ કે ઠરાવપ્રમાણે કદાચ ન પહોંચાણું હોય તો પણ મહેનત કરનારને પહેલી મહેનતપર વિચાર કરી તેને થોડાપણો પણ બદલો તો આપવો જોઇએ. અથવા વેપારમાટે લીધેલી મુડીના વ્યાજમાં ઉપરના શ્લોકમાં જણાવ્યા પ્રમાણે વાંધો પડે ત્યારે વ્યવહારવિચક્ષણ પુરૂષો બન્નેના લાભાલાભપર નજર રાખી જે નિર્ણય આપે તેને પ્રમાણ ગણી તેટલું વ્યાજ વરતી દેવું જોઇએ. કારણ કે એવી જાતના વાંધાઓમાં દેશકાલપર નજર રાખવી વધારે અગત્યની થઇ પડેછે

**કરજની બાબતમાં કરજદારને હાજર કરવા જામીન થનાર-ઉપર શું જોખમ રહેલો છે તે દેખાડેછે—**

**यो यस्य प्रतिभूस्तिष्ठेद्दर्शनायेह मानवः ॥**

**अदर्शयन्स तं तस्य प्रयच्छेत्स्वधनादृणम् ॥१५८॥**

જે મનુષ્ય જેને હાજર કરવામાટે જામીન થયેલો હોય તે જો સમય-પ્રમાણે કરજદારને તેના લેણદારપાસે હાજર કરે નહિ તો તેણે પોતાના દ્રવ્યમાંથી તે લેણદારને કરજ ચુકવી આપવું જોઇએ ૧૫૮.

ઋણાદાનવિષયમા મુખ્યત્વે બે બાબત હોવી જોઇએ આપેલા ધનના બદલામાં કંઇ અવેજ મુકવો જોઇએ અને અવેજ ન હોય તો કોઇ જામીન હોવો જોઇએ કરજદારને તેના લેણદારપાસે હાજર કરવામાં, કરજદારમાટે ખાત્રી આપ-વામાં અને કરજદાર પૈસા ન આપે તો તેને બદલે પોતે આપવામાં બંધાતા એમ જામીન ત્રણ પ્રકારના હોયછે, કરજદારને હાજર કરવામાટે બંધાયેલો જામીન

તેને હાજર ન કરી શકે તો તેનું કરજ જામીને આપવું. આ ઉપરથી એમ પણ સિદ્ધ થાયછે કે ત્રણે તે પ્રકારનો જામીન ઉંચકે તો કરજદારને બદલે પૈસા આપવાનો જોખમદાર ઠરેછે ફરક એટલોજ છે કે કરજદારની વતી પૈસા આપવાનોજ જામીન હોય તેની પાસેથી લેણદાર કરજદારતરફ લાંબી મહેનતમાં ઉતર્યાવગરજ પોતનું 'લેણું' લઈ શકે અને બીજા પ્રકારના જામીનોપાસેથી કરજદારતરફ પૂર્ણ મહેનત લીધાપછી તે ન આપે ત્યારે પૈસા લઈ શકેછે. ઋણાદાનની પેઠે બીજા વ્યવહારોમા પણ જામીનઉપરે તે જેનો જામીન થયેલો હોય તેનાઉપરનો ઉત્તરનો સઘળો બોજો રહેછે

પિતાઉપરના કયા કયા કરજનો બોજો તેના પુત્રઉપર ગણાતો નથી તે કહેછે—

प्रातिभाव्यं वृथादानमाक्षिकं सौरिकं च यत् ॥
दण्डशुल्कावशेषं च न पुत्रो दातुमर्हति ॥ १५९ ॥

જામીન થવાથી દેવું પડે એવું દ્રવ્ય, વૃથા દાન, જુગાર રમતા થયેલું કોઇનુ લેણું, સુરાપાનમ થી કોઇનું લેણું, દંડ આપવાનો હોય તે અને દાણ દેવું બાકી રહ્યું હોય તે, એ સઘળું જે પિતાએ આપવાનું હોય તે તેના મરણપછી તેના પુત્રે આપવું યોગ્ય નથી ૧૫૯

હોડવગેરેમા હારી જવાથી દેવું પડે તે વૃથાદાન કહેવાયછે

જામીન થવાથી દેવું પડે એવું દ્રવ્ય પુત્રે આપવું નહિ એ વિષયમાં અપવાદ કહેછે—

दर्शनप्रातिभाव्ये तु विधिः स्यात्पूर्वचोदितः ॥
दानप्रतिभुवि प्रेते दायादानपि दापयेत् ॥ १६० ॥

કરજદારને હાજર કરવામાટે થયેલો જામીન મરણ પામે તો કરજદારને હાજર નહિ કરી શકવાથી જામીને તેનું જે કરજ ભરવું જોઇએ તે કરજ પૂર્વશ્લોકમા કહ્યા પ્રમાણે તેના વારસોને ભરવું પડતું નથી પણ જો કરજદારનું કરજ ભરવામાટેનો જામીન થયેલ હોય અને તે જામીન મરણ પામેલો હોય તો તેના વારસપાસેથી પણ તે કરજ અપાવવું ૧૬૦.

આ ઉપરથી જણાયું કે કરજદારનું કરજ ભરવામાટેના જામીન એટલે જેને શાસ્ત્રમા દાનપ્રતિભૂ કહેવામા આવેછે તે વધુ વધારે જોખમવાળું છે એટલે જામીન મરણ પામતા તે જોખમ તેના વારસોને પણ ઉઠાવવો પડેછે

કરજદારને હાજર કરવામાટે થયેલો જામીન તથા કરજદાર નાણાં ભરે એવો છે એવી ખાત્રી આપવામાં થયેલો જામીન એઓ મરણ પામતાં લેણદાર તેના વારસોપાસેથી કેવે પ્રસંગે પોતાનું લેણું વસુલ કરી શકે તે પ્રશ્નોત્તરરૂપે જણાવેછે—

अदातरि पुनर्दाता विज्ञातप्रकृतावृणम् ॥
पश्चात्प्रातिभुवि प्रेते परीप्सेत्केन हेतुना ॥१६१॥

निरादिष्टधनश्चेत्तु प्रतिभूः स्यादलंधनः ॥
स्वधनादेव तद्दद्यान्निरादिष्ट इति स्थितिः ॥१६२॥

હાજર કરવામાટે થયેલો જામીન અથવા વિશ્વાસમાટે થયેલો જામીન કે જેણે જામીન થતી વખતે કરજદારની પાસેથી મૂળ ધનજેટલો અવેજ લીધેલો જાણવામાં આવ્યો હોય તે મરણ પામે ત્યારે લેણદાર પોતાનું લેણું તેના વારસોપાસેથી ક્યા કારણવડે લઇ શકે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે જામીન થયેલા માણસને કરજદાર માણસે પ્રથમથી ધન આપેલું હોય અને તે જામીન સંપૂર્ણ ધનવાળો હોય તો તેના મરણપછી પણ તેના વારસે પોતાને મળેલ ધનમાંથી તે કરજ દેવું એવી શાસ્ત્રમર્યાદા છે. ૧૬૧, ૧૬૨.

કરજદારને હાજર કરવામાટે થયેલો જામીન જેને શાસ્ત્રમાં દર્શનપ્રતિભૂ કહેલો છે અને વિશ્વાસમાટે થયેલો જામીન જેને શાસ્ત્રમાં પ્રત્યયપ્રતિભૂ કહેલો છે. તેણે જામીન થતી વખતે કરજદારની પાસેથી,-લેણદારનું લેણું પતે એટલો-કાંઈ અવેજ પોતાના કબજામાં રાખ્યો હોય તો પછી તે મરણ પામે ત્યારે તેના વારસપાસેથી પોતાનું લેણું વસુલ કરી શકે કે કેમ? કારણ કે દાનપ્રતિભૂસિવાય બીજાપ્રકારના જામીનના મરણપછી તેના વારસો તે બાબતના જોખમદાર નથી એમ ૧૫૯ તથા ૧૬૦ એ બે શ્લોકોમાં સામાન્ય રીતે કહેલ છે તેથી આવો પ્રશ્ન ઉઠેછે. આના પ્રત્યુત્તરમા જણાવવામાં આવતી શાસ્ત્રમર્યાદા એવી છે કે એવા જામીનોએ જો કરજદારપાસેથી કંઇ અવેજ રાખ્યો હોય અને તેઓ ધનવાન હોય તો તેમના મરણપછી તેમના વારસોએ તે અવેજ જેટલું કરજ ભરી આપવું પડેછે.

કોણે કોણે કરેલો વ્યવહાર અસિદ્ધ ગણાયછે તે કહેછે—

मत्तोन्मत्तार्त्ताध्यधीनैर्बालेन स्थविरेण वा ॥
असंबद्धकृतश्चैव व्यवहारो न सिद्ध्यति ॥१६३॥

મત્ત, ઉન્મત્ત, પીડિત, પરતંત્ર, બાળક અને વૃદ્ધ એ લોકોએ કરેલો વ્યવહાર તથા અસંબદ્ધકૃત ઋણાદાનાદિ વ્યવહાર સિદ્ધ ગણાતો નથી. ૧૬૩.

દાન, વિક્રય અને લેખવગેરે વ્યવહાર મત્તવગેરે લોકોએ કરેલ હોય તો તે અસિદ્ધ એટલે કરેલો છતાં પણ નહિ કરેલાજેવોજ ગણાયછે. મદ્યપાનવગેરેથી મસ્ત હોય તે મત્ત, ઉન્માદયુક્ત હોય તે ઉન્મત્ત, વ્યાધિ તથા કોઇપણ પ્રાપ્ત થવાના ભયથી દબાયેલો હોય તે પીડિત; આ ત્રણે વિશેષણો મન ઠેકાણે ન હોવાનું સૂચવનારાં છે. ગર્ભદાસ, પુત્ર, શિષ્ય અને સ્ત્રી એઓ પરતંત્ર કહેવાયછે.– તેથી માલેકના હુકમવગર, ગર્ભથીજ દાસ હોય તેનો કરેલો વ્યવહાર એવી રીતે યોગ્ય ઉમ્મરે પહોચ્યાપહેલાં પિતાની આજ્ઞાવગર પુત્રે કરેલો વ્યવહાર, ગુરુની આજ્ઞાવગર શિષ્યે કરેલો વ્યવહાર અને પતિની આજ્ઞાવગર સ્ત્રીએ કરેલો વ્યવહાર પણ અપ્રમાણ ગણાયછે. જેની સ્મૃતિ ઉપહત થઇ ગઇ હોય તેવો પુરુષ વૃદ્ધ કહેવાયછે. ગૃહ ક્ષેત્રવગેરે કાંઈપણ મિલકતવગરનો હોય તે, અથવા જે ધનપર પોતાની માલેકી ન હોય તેવા ધનસંબંધી વ્યવહાર કરનારો હોય તે અસંબદ્ધ કહેવાયછે

અયોગ્ય ઠરાવ લખાયા છતાં પણ સત્ય ગણાતો નથી તે-વિષે જણાવેછે—

सत्या न भाषा भवति यद्यपि स्यात्प्रतिष्ठिता ॥
बहिश्चेद्भाष्यते धर्मान्नियताद्व्यावहारिकात् ॥१६४॥

કરેલો ઠરાવ લેખારૂઢ થયેલો હોય તો પણ તે, જો ધર્મથી તથા પરંપરાપ્રાપ્ત સદ્વ્યવહારથી વિરુદ્ધ હોય તો સત્ય ગણાતો નથી ૧૬૪.

પાંચ ટકાઉપરાંત વ્યાજ તેમજ સ્ત્રી કે પુત્રવગેરેનો વિક્રય ધર્મથી તથા પરંપરાપ્રાપ્ત વ્યવહારથી વિરુદ્ધ છે તેથી તેવા ઠરાવો લખાયા હોય તોપણ ન લખાયાજેવાજ છે.

કપટવાળો કોઇપણ વ્યવહાર ન થયા બરાબરજ છે એમ સૂચવેછે—

योगाधमनविक्रीतं योगदानपरिग्रहम् ॥
यत्र वाप्युपधिं पश्येत्तत्सर्वं विनिवर्त्तयेत् ॥१६५॥

કપટથી કરવામાં આવેલ બંધક તથા વિક્રય તેમજ કપટથી કરવામાં આવેલ દાન તથા પ્રતિગ્રહ તેમજ જે કોઇ કાર્યમાં કપટ જોવામાં આવે તે સઘળું રદ કરવું ૧૬૫.

વ્યાજ, વહેંચણ, દેવું, લેવું અને પાગણવગેરે જેમાં જેમાં કપટ કરેલું જોવામાં આવે તે સઘળું નક્કી થયેલું છતાં રદ કરવું જોઈએ.

કરજદારના વારસોપર કરજનો બોજો કયારે આવેછે તે કહેછે—

ग्रहीता यदि नष्टः स्यात्कुटुम्बार्थे कृतो व्ययः
दातव्यं बान्धवैस्तत्स्यात्प्रविभक्तैरपि स्वतः ॥१६६॥

કુટુંબના નિર્વાહમાટે જેણે ધન લીધું હોય એવો કરજદાર મરણ પામે તો પાછળથી તેના વિભક્ત થયેલા બાંધવોએ પણ પોતાના ધનમાંથી તે કરજ દેવું પડેછે. ૧૬૬.

જે કરજ કુટુંબના નિર્વાહમાટે કરવામા આવ્યું હોય તે કરજ નાણું લેનાર મત્યુ પામેલ હોય તોપણ તેના ભાઇઓવગેરે ભલે વિભક્ત થઇ ગયા હોય છતાં પણ તેઓએ ભરી આપવું પડેછે મૂળમા नष्ट પદ છે તેનો અર્થ કરજ કરનાર કયાંય નાસી ગયો હોય અથવા સંન્યાસી થઇ વ્યવહારમાથી દૂર થઇ ગયો હોય એવો પણ થાયછે.

કુટુંબના પોષણમાટે થયેલું કરજવગેરે ભલે મુખ્યમાણસે ન કરેલ હોય અને નોકરવગેરેએ કરેલ હોય તોપણ તે અપ્રમાણ ગણાતું નથી એમ કહેછે—

कुटुम्बार्थेध्यधीनोपि व्यवहारं यमाचरेत् ॥
स्वदेशे वा विदेशे वा तं ज्यायान्न विचालयेत् ।१६७

પોતાના સ્વામીની ગેરહાજરીમાં દેશમા કે પરદેશમાં સ્વામીના કુટુંબના નિર્વાહમાટે નોકર માણસ પણ જે વ્યવહાર કરે તેનો સ્વામીએ અસ્વીકાર કરવો નહિ ૧૬૭

બાઇવગેરે તો ઠીક પણ નોકરે કરેલો વ્યવહાર પણ જો કુટુંબના ઉપયોગમાટે હોય તો તે વ્યવહાર કુટુંબના મુખ્ય માણસે સ્વીકારવો જોઇએ.

બલાત્કારથી થયેલો કોઇપણ વ્યવહાર પ્રમાણ ગણાયજ નહિ એમ જણાવેછે—

'बलाद्दत्तं बलाद्भुक्तं बलाद्यच्चापि लेखितम् ॥
सर्वान्बलकृतानर्थानकृतान्मनुरब्रवीत् ॥ १६८ ॥

બલાત્કારથી આપેલું, બલાત્કારથી ભોગવેલું અને જે બલાત્કારથી લખાવેલુ હોય તે, ટુંકામાં બલાત્કારથી થયેલા સર્વ વ્યવહારો નહિ થયેલા જેવાજ છે એમ મનુએ કહેલુંછે. ૧૬૮

બાંધીને, મારીને કે ભય દેખાડીને સામા માણસની ઇચ્છા નહિ છતાં પણ પોતે તેના સંબંધમા કાંઇ કરવુ કે તેના હાથથી કાંઇ કામ કરાવવું તે બલાત્કારથી કામ કરેલુ કે કરાવેલુ કહેવાયછે

બલાત્કારવાળો કોઇપણ વ્યવહાર અપ્રમાણછે એમ કહી સાક્ષી વગેરેમાં બલાત્કારની અયોગ્યતા દેખાડેછે—

त्रयः परार्थे क्लिश्यन्ति साक्षिणः प्रतिभूः कुलम् ॥
चत्वारस्तूपचीयन्ते विप्र आढ्यो वणिङ्नृपः ।१६९।

સાક્ષી, જામીન અને કુલ એ ત્રણ પરનેમાટે ક્લેશ પામેછે અને બ્રાહ્મણ, ધનવાન, વૈશ્ય અને રાજા એ ચાર લોકો અભિવૃદ્ધિ પામેછે ૧૬૯.

વડિલે કરેલા કરજનો બોજો ઉઠાવનારો વારસ તે કુલ કહેવાયછે પોતાને કશો લાભ નહિ છતાં બીજાએ કરેલા વ્યવહારમા સાક્ષી જામીન તથા કુલ એઓ ખાલી હેરાન થાયછે માટે પરાણે કોઇની પાસે સાક્ષી કરાવવી નહિ તથા પરાણે કોઇને જામીન કરવો નહિ, વ્યવહારદર્શનમા પ્રાડ્વિવાક એટલે ન્યાયાધીશ બ્રાહ્મણ, ધનવાન એટલે બીજાને પૈસા ધીરનાર, વૈશ્ય એટલે દુકાનદાર વેપારી અને રાજા એઓ અભિવૃદ્ધિ પામેછે અર્થાત્ લાભ મેળવેછે કારણ કે વ્યવહારદર્શનમા અધિકૃત ન્યાયાધીશ રાજાની પાસેથી ધનનો લાભ મેળવેછે, બીજાને પૈસા ધીરનાર હોય તે પોતાનો દાવો સાબીત થતા વ્યાજસહિત નાણા લેછે, અને રાજાને પણ અપરાધીનો દંડ કરવાથી ભંડાર વધેછે દાખલાતરીકે વિશેષમાં જણાવેલો દુકાનદાર વેપારી જેમ ગ્રાહકોને સમજાવીને પોતાનો વેપાર વધારેછે તેમ વ્યવહારો ચાલવાથી આ ત્રણેને લાભ થાયછે પરંતુ તેમાં સાક્ષી

અને જમીનને કશો લાભ નથી. સાક્ષીને તો જો કંઇ અસત્ય બોલાય તો દંડ થાયછે અને જમીનને પણ કરજદાર છટકી જાય તો કરજ ભરી આપવું પડેછે. માટે તેઓને કદીપણ બળાત્કારથી પ્રેરવા નહિ. ધર્મને માટે વ્યવહારને જોનારો પુરુષ જેને આગેસર કહેવામાં આવેછે તે પણ કુલ કહેવાયછે તેને પણ કાંઇ લાભ નથી હોતો અને ખાલી હેરાનગતિ તે ભોગવેછે માટે તેને પણ પરાણે પ્રેરણા કરવી નહિ

બલાત્કારથી કંઇ પણ વ્યવહાર થયો હોય તેને રાજાએ રદ કરવો અને પોતે પણ કશો બલાત્કાર કરી લાભ લેવાના લોભમાં પડવું નહિ તેમ દંડ વગેરે વાજબી બાબત જતી નહિ કરવી એમ રાજાને ભલામણ કરેછે—

**अनादेयं नाददीत परिक्षीणोपि पार्थिवः ॥**
**न चादेयं समृद्धोपि सूक्ष्ममप्यर्थं मुत्सृजेत् ॥१७०॥**

પોતાની પાસે ધન ન હોય એવી સ્થિતિમાં પણ રાજાએ અગ્રાહ્ય ધન લેવું નહિ અને સમૃદ્ધિ છતાં પણ ગ્રાહ્ય ધન થોડું હોય તો પણ તે છોડી દેવું નહિ ૧૭૦

કર અને દંડ વગેરે અન્યાયથી લેવાના લોભમાં તણાવું નહિ અને ન્યાયની રીતે લેવાતા કર અને દંડ વગેરેમાં જરાપણ મિથ્યા ઉદાર બનવું નહિ

અગ્રાહ્યના ગ્રહણથી અને ગ્રાહ્યના અગ્રહણથી રાજાને થતી હાનિ દેખાડેછે.

**अनादेयस्य चादानादादेयस्य च वर्जनात् ॥**
**दौर्बल्यं ख्याप्यते राज्ञः स प्रेत्येह च नश्यति ॥१७१॥**

અગ્રાહ્યના ગ્રહણથી અને ગ્રાહ્યના ત્યાગથી રાજાની નબળાઇ જાહેર થાયછે જેથી તે આ લોકમાં અને પરલોકમાં પણ દુર્ગતિ પામેછે. ૧૭૧.

કર કે દંડ વગેરે અન્યાયથી ન લેવા જોઇએ છતાં તે લે અને યોગ્ય રીતે કર અને દંડ વગેરે લેવા જોઇએ છતાં તે ન લે તો તેમ કરવાથી રાજાની નબળાઇ જાહેર થાયછે કારણકે કોશબળ અને મંત્રબળ ન હોય ત્યારેજ એવું કરવાનું સૂઝેછે અને એનાજ પરિણામમાં આ લોકમાં તથા પરલોકમાં તેની ખરાબી થાયછે

રાજાની અભિવૃદ્ધિના હેતુઓ કહેછે—

**स्वादानाद्वर्णसंसर्गात्त्विवलानां च रक्षणात् ॥**
**बलं संजायते राज्ञः स प्रेत्येह च वर्द्धते ॥ १७२ ॥**

ન્યાયપ્રમાણે ધન લેવાથી, શાસ્ત્રોક્ત વિવાહાદિસંબંધથી અને નિર્બલ પ્રાણીઓનું સંરક્ષણ કરવાથી રાજાનું બલ અભિવૃદ્ધિ પામેછે અને આ લોકમાં તથા પરલોકમાં પણ તેનો અભ્યુદય થાયછે. ૧૭૨.

મૂળમાં વર્ણસર્ગ પદ છે, તેનો અર્થ સમાનવર્ણવાળાઓમાં પરસ્પર સંબંધ થવાથી અર્થાત્ પ્રજામાં વર્ણસંકરતા નહિ થવાથી એ પ્રમાણે કરવામાં આવેછે. તેમ એવો અર્થ પણ થાયછે કે વર્ણસંસર્ગથી એટલે રાજાએ વારંવાર પ્રજાના સંબંધમાં આવવાથી અર્થાત્ પ્રસંગે પ્રસંગે તેઓને બોલાવવાવગેરે સન્માન આપવાથી રાજાની ઉપર તેઓની પ્રીતિ વધેછે

રાજાએ કેમ વર્તવું તે દૃષ્ટાંતની સાથે દેખાડેછે—

**तस्माद्यम इव स्वामी स्वयं हित्वा प्रियाप्रिये ॥**
**वर्त्तेत याम्यया वृत्त्या जितक्रोधो जितेन्द्रियः ।१७३।**

તેમાટે રાજાએ યમરાજની પેઠે ક્રોધને તથા ઇંદ્રિયોને વશ્ય રાખી પોતાના પ્રિય તથા અપ્રિયનો ત્યાગ કરી યમરાજાની પેઠે સમાનવૃત્તિથી વર્તવું ૧૭૩.

પુણ્યવાનને સારી ગતિ આપવામાં તથા પાપીને દુર્ગતિ પમાડવામાં યમરાજા જેમ પ્રિયાપ્રિયનો વિચાર કરતા નથી પણ માત્ર ન્યાયદૃષ્ટિથીજ વર્તેછે તેમ રાજાએ પણ નિરપરાધીનું રક્ષણ કરવામાં અને અપરાધીઓને દંડ દેવામાં ન્યાયપરાયણજ રહેવું પોતાને પ્રિય હોય એવો પુરુષ પણ અપરાધ કરે તો તેને દંડ દેવો જોઇએ અને પોતાને અપ્રિય હોય એવો પુરુષ પણ નિરપરાધ હોય તો તેનું રક્ષણ કરવું આ ન્યાયવ્રત અખંડ જાળવવામાટે તેણે કદી ક્રોધને તથા ઇંદ્રિયોને વશ થવું નહિ જો ક્રોધને વશ થાય તો વખતપર નિરપરાધને પણ દુઃખી કરેછે અને ઇંદ્રિયોને વશ થાય એટલે જેવા સાંભળવાવગેરે વિષયમાં લુબ્ધ થાય તથા કામવશ હોય તો તે કર્તવ્યમાં બેદરકાર રહે અને પક્ષપાત પણ કરે માટે રાજાએ હમેશાં ક્રોધને જીતનાર તથા જિતેંદ્રિય થવું.

અન્યાયથી વર્તનાર રાજા રાજ્યભ્રષ્ટ થાયછે એમ કહેછે—

यस्त्वधर्मेण कार्याणि मोहात्कुर्यान्नराधिपः ॥
अचिरात्तं दुरात्मानं वशे कुर्वन्ति शत्रवः ॥१७४॥

જે રાજા મોહથી અધર્મવડે કાર્યો કરેછે તે દુરાત્માને થોડાજ સમયમાં શત્રુઓ વશ કરી લેછે. ૧૭૪.

અધર્મવડે કાર્યો કરનારપરથી પ્રજાની પ્રીતિ નાશ પામેછે તથા અમાત્યો-વગેરેની સારી લાગણી પણ ઉડી જાયછે જેથી રાજ્યના રક્ષણતરફ સૌ કોઇ બેદરકાર બની જતાં અવ્યવસ્થા વધેછે અને તે જોઇને તેના શત્રુઓ તેને દબાવી દેછે

ન્યાયી રાજાતરફજ પ્રજાની સારી લાગણી ચાલુ રહેછે અને કદી તેનાથી પાછી ફરતી નથી તે જણાવેછે—

कामक्रोधौ तु संयम्य योर्थान्धर्मेण पश्यति ॥
प्रजास्तमनुवर्त्तन्ते समुद्रमिव सिन्धवः ॥ १७५ ॥

જે રાજા કામને તથા ક્રોધને કબજે કરી ધર્મરીતિથી સઘળા કાર્યો કરેછે તે રાજાને, નદીઓ જેમ સમુદ્રને અનુસરેછે તેમ સઘળી પ્રજા અનુસરેછે. ૧૭૫.

નદીઓ જેમ સમુદ્રને અનુસરવાઉપરાંત પાછી ફરતી નથી તેમ કામ-ક્રોધને વશ રાખી ધર્મથી કામ કરનાર રાજાને તેની પ્રજા અનુસરવાઉપરાંત આપત્તિના સમયમાં પણ તેને છોડતી નથી પ્રજાને નદીની ઉપમા આપી જણાવ્યું છે કે નદી જેમ તેને જે તરફ વાળવામાં આવે તેતરફ વળનારી છે તેમ પ્રજા પણ તેને જેમ વાળવામાં આવે તેમ વળનારી હોયછે અને રાજાને સમુદ્રની ઉપમા આપીને જણાવ્યું છે કે સમુદ્રમાં જેમ ગાંભીર્ય, મર્યાદાનું ઉલ્લંઘન નહિ કરનારપણું અને વિવિધ રત્નોના આશ્રયરૂપપણું છે તેમ રાજામાં પણ ગાંભીર્ય, મર્યાદાનું ઉલ્લંઘન નહિ કરનારપણું અને વિવિધરત્નોના આશ્રયરૂપપણું હોવું જોઇએ.

ઋણાદાન વ્યવહારમાં કોઇને પણ બલાત્કારથી પ્રેરવા નહિ તથા રાજાએ રાગદ્વેષ છોડીનેજ કામ લેવું એમ જણાવીને હવે કરજદાર લેણદારને ખાલી હેરાન કરવામાટેજ ખોટી ફરિયાદ કરે તો તેને શું શિક્ષા કરવી તે કહેછે—

यः साधयन्तं छन्देन वेदयेद्धनिकं नृपे ॥
स राज्ञा तच्चतुर्भागं दाप्यस्तस्य च तद्धनम् ॥१७६॥

જે કરજદાર માણસ પોતાની પાસેથી પોતાની ઇચ્છાપ્રમાણે ધન લેવા ધરતા ઉત્તમર્ણ માણસને રાજાપાસે જાહેર કરે તે કરજદારનો રાજાએ કરજમેટના ધનનો એક ચતુર્થાંશ દંડ કરવો તથા ઉત્તમર્ણને તેનું લેણ ધન અપાવવું ૧૭૬

લેણદાર પોતાનું ધન લેવાની પેરવી કરતો હોય ત્યારે જે કરજદાર ખોટી નિષ્ઠાથી રાજાપાસે ફરિયાદ કરે કે આ માણસ મને ખાલી હેરાન કરેછે તો તેવખતે રાજાએ તેનો તપાસ કરી કરજદારની તેમ કહેવાની ખરાબ મતલબ નક્કી થતા લેણદારને તેનું સઘળું લેણ અપાવવું અને તે લેણાના એક ચતુર્થાંશ જેટલો દંડ તે કરજદારનો કરવો

કરજદારે ગમે તે પ્રકારે કરજમાંથી છૂટવું જોઇએ એવિષે કહેછે—

कर्मणापि समं कुर्याद्धनिकायाधमर्णिकः ॥
समोवकृष्टजातिस्तु दद्याच्छ्रेयांस्तु तच्छनैः ।१७७।

સમાનજાતિવાળા તથા ન્યૂનજાતિવાળા કરજદારે પોતાપાસે ધન હોય નહિ તો લેણદારનું કામકાજ કરીને પણ કરજમાંથી છૂટવું અને લેણદારકરતાં ઉત્તમજાતિવાળો કરજદાર હોય તેણે ધીમે ધીમે ધન આપીને છૂટવું ૧૭૭

દેણદાર નિર્ધન થઇ જાય તોપણ લેણદારના લેણામાંથી છૂટતો નથી તેથી તેણે લેણદારની નોકરી કરીને પણ કરજ ચુકાવવું જોઇએ પણ કરજદાર જો લેણદારકરતા ઉત્તમજાતિનો હોય તો તે લેણદારની નોકરી કરી શકે નહિ તેથી તે ધીમે ધીમે થોડી થોડી રકમે લેણદારનું લેણું ભરે એવી સગવડ તેને આપવી જોઇએ

ઋણાદાનપ્રકરણનો ઉપસંહાર કરેછે—

अनेन विधिना राजा मिथो विवदतां नृणाम् ॥
साक्षिप्रत्ययसिद्धानि कार्याणि समतां नयेत् ।१७८।

રાજાએ આવી રીતે, પરસ્પર વિવાદ કરતા લોકોના કાર્યનો સાક્ષી-વગેરે સાધનોથી નિર્ણય કરી, સમાધાન કરવું ૧૭૮

પરસ્પર વિવાદમાં ઉતરેલા વાદી પ્રતિવાદીઓના કાર્યો સાક્ષી સોગન તથા લેખનવગેરે પુરાવાઓથી ખરીરીતે સમજી તેનું સમાધાન કરવું એટલે

કોઇનો ખરો હક ડુબનો હોય તો તેને ડુબવા દેવો નહિ અને કોઇના છલકપટને ચાલવા દેવાં નહિ અર્થાત્ સઘળા લેણદેણના વાંધાઓનો વાજબી નિકાલ કરવો.

ઋણાદાનપછી નિક્ષેપ એટલે થાપણસંબંધી પ્રકરણનો આરંભ કરતાં, થાપણ કોને ત્યાં રાખવી યોગ્ય છે તે જણાવેછે—

**कुलजे वृत्तसंपन्ने धर्मज्ञे सत्यवादिनि ॥**
**महापक्षे धनिन्यार्ये निक्षेपं निक्षिपेद्बुधः ॥१७९॥**

બુદ્ધિમાન માણસે કુલીન, સદાચારી, ધર્મજ્ઞ, સત્યવાદી, મોહોટા પરિવારથી યુક્ત, ધનવાન અને સરલસ્વભાવવાળા પુરૂષને ત્યાં થાપણ મૂકવી ૧૭૯

આવા પુરૂષને ત્યાં મૂકેલી થાપણ જ્યારે જોઇએ ત્યારે આબાદ પાછી મળી શકેછે પણ નીચ કુલના, દુરાચારી, ધર્મને નહિ જાણનાર, ખોટું બોલનાર, પરિવારરહિત, નિર્ધન અને કપટીને ત્યાં મૂકેલી થાપણ પાછી મળી શકતી નથી. માટે તેવાને ત્યાં કદીપણ મૂકવી નહિ, તેવાને ત્યાં થાપણ મૂકનાર બુદ્ધિમાન નહિ પણ મૂર્ખજ ગણાયછે.

થાપણ જે પ્રકારથી મૂકેલી હોય તેજ પ્રકારથી પાછી લેવાવિષે કહેછે—

**यो यथा निक्षिपेद्धस्ते यमर्थं यस्य मानवः ॥**
**स तथैव ग्रहीतव्यो यथा दायस्तथा ग्रहः ॥१८०॥**

જે મનુષ્યને જેવી રીતે જે ચીજ જેણે સોંપી હોય તે ચીજ તેણે તેવીજ રીતે પાછી લેવી કારણ કે જેવી રીતે દેવી તેવીજ રીતે પછી લેવી એવો નિયમ છે. ૧૮૦.

થાપણ સીલ દઇને મૂકેલી હોય તો આબાદસીલવાળીજ તે પાછી લેવી. ગણના કર્યાવગર સોંપી હોય તો પાછી લેતી વખતે ગણના કરીને લેવાનો વાંધો ચાલી શકે નહિ કારણ કે જે પ્રકારથી મૂકી હોય તેજ પ્રકારથી પાછી લઇ શકાયછે. પોતે સિલ કરીને મૂકી ગયો હોય તે થાપણ પાછી લેતી વખતે સીલ તોડીને હવે હું તપાસી લઉં અથવા આમાં કાંઇ ઘટે તો તે તારે પૂરી કરી દેવી પડશે આવા પ્રકારનું બોલવું ચાલી શકતું નથી.

થાપણ રાખનાર, થાપણ મૂકનારને તે માગે ત્યારે પાછી ન આપે તો શું કરવું તે કહેછે—

# यो निक्षेपं याच्यमानो निक्षेप्तुर्न प्रयच्छति ॥
# स याच्यः प्राड्विवाकेन तन्निक्षेप्तुरसन्निधौ ॥१८१॥

થાપણ મૂકનાર માણસ પોતાનું ધન પાછું લેવામાટે માગણી કરે છતાં પણ થાપણ સાચવનારો માણસ તે ન આપે તો થાપણ મૂકનારની ગેરહાજરીમાં પ્રાડ્વિવાકે માગણી કરવી. ૧૮૧.

જેમ ઋણાદાનાદિમાં સાક્ષીના અભાવપછી તરતજ સોગન દેવાવગેરે બીજા ઉપાયો લેવાયછે તેમ થાપણની બાબતમા કોઇ સાક્ષી ન હોય અને જેને ત્યાં થાપણ હોય તે થાપણ પાછી આપતો ન હોય તો થાપણ મૂકનારની ગેરહાજરીમાં, ન્યાયાધીશે માગણી કરવી એટલે તેની પરીક્ષા કરવામાટે કોઇ ત્રાહિત માણસપાસે, તેને ત્યાં તે થાપણ છે કે નહિ? તેની તજવીજ કરાવવી.

જેને ત્યાં થાપણ મૂક્યાનું કહેવામાં આવેછે તેને ત્યાં થાપણ મૂકેલી હશે કે કેમ? તેની પરીક્ષાનો પ્રકાર કહેછે—

# साक्ष्यभावे प्रणिधिभिर्वयोरूपसमन्वितैः ॥
# अपदेशैश्च संन्यस्य हिरण्यं तस्य तत्त्वतः ॥१८२॥
# स यदि प्रतिपद्येत यथा न्यस्तं यथा कृतम् ॥
# न तत्र विद्यते किञ्चिद्यत्परैरभियुज्यते ॥१८३॥

થાપણની બાબતમાં કોઇપણ સાક્ષી ન હોય તો ન્યાયાધીશે યોગ્ય અવસ્થાવાળા, યોગ્ય રૂપવાળા અને અમારાઉપર રાજાનો કોપ થયો છે વગેરે બાનુ બતાવનારા ગુપ્ત ચાર લોકો પાસે તેને ત્યાં ખરેખર થાપણરૂપે કાંઇ ધન મૂકાવવુ અને પછી તેઓ પસે તેની માગણી કરાવવી તેમા તે થાપણ સાચવનાર માણસ જો જેમ મૂકેલી હોય તથા તે મૂકવામાં જેમ બનેલું હોય તે સઘળું કબુલ કરતો હોય તો જાણવુ કે તે થાપણ સાચવનારો ખરી નિટાવાળો છે અને તે થાપણ આપતો નથી એમ બોલનારો ખરો નથી, અથવા તે થાપણ આપતો નથી એમ એના બોલવાપરજ આધાર રાખી કંઇ કરવાજેવું નથી. તેને માટે વિશેષ પરીક્ષાની જરૂરરહેછે. ૧૮૨, ૧૮૩.

જે માણસે ન્યાયાધીશપાસે ફરિયાદ કરી હોય કે અમુક માણસ મારી થાપણ આપતો નથી તે માણસપાસે સાક્ષી ન હોય તોપણ તેની સત્યતા જાણવામાટે ન્યાયાધીશે આવી યુક્તિ કરવી જોઇએ કે કોઇ ત્રાહિત માણસો

જે દેખાવમાં અને અવસ્થામાં યોગ્ય હોય તેઓ, જેનાપર થાપણ ઓળવનાર તરીકે શંકા હોય તેને ત્યાં જઇને અમારાપર હાલમાં રાજ્યતરફથી કરડી નજર છે વગેરે કહીને તેની પાસે કાંઇપણ થાપણ મૂકે અને થોડા વખતપછી તેની માગણી કરે. તે વખતે થાપણ રાખનાર માણસ સરલતાથી તેની થાપણ કહાડી આપે તો ન્યાયાધીશે સમજવું કે આ માણસ થાપણ ઓળવે એવો નથી અને તેનાપર શક પેદા કરાવનાર માણસનું બોલવું પ્રમાણ માની લેવાજેવું નથી આપછી બીજી કાંઇ વિશેષ તજવીજ કરવી જોઇએ. પણ તેને તુરતજ સપડાવી શકાય નહિ.

થાપણ રાખનાર પરીક્ષામાટે મૂકાયેલી થાપણનો પણ ઇનકાર કરે તો ખરેખર તે થાપણ ઓળવનારેજ છે એમ જણાવેછે—

**तेपां न दद्याद्यदि तु तद्धिरण्यं यथाविधि ॥**

**उभौ निगृह्य दाप्यः स्यादिति धर्मस्य धारणा ॥१८४॥**

જો કદાચ થાપણ રાખનાર માણસ તેઓને પણ નિયમપ્રમાણે તે થાપણ ન આપે તો તેને પકડીને બન્ને થાપણો તેની પાસેથી તે તે થાપણ મૂકનારને અપાવવી એવો ધર્મનો નિશ્ચય છે. ૧૮૪.

પરીક્ષામાટે મૂકાયેલી થાપણ પણ, થાપણ રાખનાર ઓળવવા માગે તો સમજવું કે આગળની થાપણ પણ તેની પાસેજ છે અને પછી બન્ને થાપણ તેની પાસેથી કઢાવવી જોઇએ

થાપણ જેણે મૂકી હોય તેસિવાય બીજાને તે પાછી નહિ સોંપવાની ભલામણ કરેછે—

**निक्षेपोपनिधी नित्यं न देयौ प्रत्यनन्तरे ॥**

**नश्यतो विनिपाते तावनिपाते त्वनाशिनौ ॥१८५॥**

નિક્ષેપ તથા ઉપનિધિ એ બન્ને, મૂકનાર માણસ જીવતો હોય ત્યાંસુધી તેના પુત્રવગેરેને આપવા નહિ કારણ કે તે લેનાર પુત્રવગેરેનો જો વિનિપાત થાય તો તે નિક્ષેપ તથા ઉપનિધિ ફરીવાર આપવા પડેછે અને વિનિપાત ન થાય તો ફરીને આપવા પડતા નથી ૧૮૫

નિક્ષેપનો અર્થ થાપણ થાયછે અને તે થાપણ જો સિલ કરેલી હોય તો તે ઉપનિધિ કહેવાયછે. લેનારનો વિનિપાત એટલે તે લઇને તેમાં કાંઇ ગડબડ કરે અર્થાત્ તે મૂળ ધણીને ન આપે અથવા તો તે લેનાર પોતે મરી જાય તો

તે વખતે નજ માવેમ વાથે ઉઠાવે કે મને મારી થાપણ નથી મળી તો તે થાપણ ફરીને આપવાનો બોઝો થાપણ સાચવનારની ઉપર રહે માટે થાપણ તો જેવી મૂકી હો તેવીજ ગાપવી જોઇએ

થાપણ મૂકનાર મરી જાય ત્યારે થાપણ સાચવનાર યોગ્ય માણસે શુ કરવું તે કહેછે—

स्वयमेव तु यो दद्यान्मृतस्य प्रत्यनन्तरे ॥
न स राज्ञा नियोक्तव्यो न निक्षेप्तुश्च बन्धुभिः॥१८६॥

— નિક્ષેપ મૂ નારો મરણ મ ણ પામ્યાપછી તેના ધનને લેવાના અધિકારી પુત્રવગેરે લાભિની પાસે આવીને મરનાર ધણીએ મૂકેના ધનને સાચવનારો માણસ પોતાની મેળેજ ધન આપે તેઉપર રાજાએ તથા થાપણ મૂકનાના બધુઓએ કેઇ જાતનો આરોપ ગ્વો નહિ ૧૮૬

થાપણ મૂકનાર મ ણ પામે ત્યારે તે થાપણ તેના વ રસોને સોપી આપે તેણે કાયદાવિરૂદ્ધ કર્યું ગણાય નહિ તેમ થાપણ મૂકન રના સ બધીઓ પણ તેને કઈ કરી શકે નહિ

થાપણ પાછી દેવા આવનારના ઉપર કઇ શ ા થાય તો તેને કેમ પૂછવુ તે જણાવેછે—

अच्छलेनैव चान्विच्छेत्तमर्थं प्रीतिपूर्वकम् ॥
विचार्य तस्य वा वृत्तं साम्नैव परिसाधयेत् ॥१८७॥

થાપણ દેવા અ વેના માણસપાસે હજી વિશેષ ધન છે એમ શકા રહેતી હોય તો કોઇપણ જાતના કપટવગર પ્રીતિપૂર્વક તેને પૂછી જોવુ અથવા તે માણસની રીતભાતનો વિચાર કરીને સનાહસપથીજ તેસ બધી નિશ્ચય કરવો ૧૮૭

થાપણ સાચવનારપાસે વિશેષ ધન હતુ એવી શકા થતા તત્કાળ ફરિયાદ કરવા દોડવુ નહિ પણ કપટભાવ છોડી પ્રીતિપૂર્વક તેને પૂછીને ખુલાસો મેળવવો અને તેની રીતભાત પણ જોવી પોતાની મેળે થાપણ પાછી સોપી દેવા આવે તે માણસ ઘણે ભાગે ખરાબ ન હોય તેથી સલાહસપથી તેની સાથે એ બાબતનો નિશ્ચય કરી શકા મટાડવી અથવા કોઇને ત્યા મરનારની થાપણની કાઇ શકા હોય તો તેને કેમ પૂછવુ તેનો આ પ્રકાર છે

સીલવાળી થાપણના સંબંધમાં કહેછે—

**निक्षेपेष्वेषु सर्वेषु विधिः स्यात्त्वेष साधने ॥**
**समुद्रे नाप्नुयात्किञ्चिद्यदि तस्मान्न संहरेत् ॥१८८॥**

એ સઘળી થાપણોને પાછી લેવામાં ઉપર કહેલો પ્રકાર યોજવો અને સિલ કરેલી થાપણ પાછી લેતી વખતે તેમાંથી કાંઇ પણ કાઢી લેવામાં ન આવ્યું હોય તો થાપણ પાછી સોંપવા આવનારઉપર કશો જોખમ નથી. ૧૮૮.

થાપણ પાછી સોંપતો ન હોય, અથવા થાપણ મૂકનાર જીવતો છતાં તે તેના વારસને સોંપી આપનાર હોય અથવા થાપણ મૂકનાર મરી ગયા પછી પોતે તેના વારસને થાપણ પાછી સોંપવા જતાં શંકાપાત્ર થયો હોય તેની પાસેથી થાપણ પાછી લેવાનો પ્રકાર ઉપર કહેવામાં આવ્યો છે. હવે સિલ કરેલી થાપણ સાચવનાર પાછી આપવા આવ્યો હોય એ વખતે કંઇપણ કારણથી સિલ તુટી ગઇ હોય અને તેણે બીજી સિલ કરી હોય છતાં અંદરથી કંઇ કાઢેલ ન હોય તો તે પાછી સોંપવા આવનારઉપર કંઇ દોષ આવતો નથી.

**રાખેલી થાપણ કેવા પ્રકારથી નાશ પામે તો રાખનારપર તેનો કંઇ જોખમ નથી રહેતો તે દેખાડેછે—**

**चौरैर्हृतं जलेनोढमग्निना दग्धमेव वा ॥**
**न दद्याद्यदि तस्मात्स न संहरति किञ्चन ॥१८९॥**

ચોરોએ હરેલી, જળમાં તણાઇ ગયેલી અને અગ્નિથી બળી ગયેલી થાપણમાટે તે રાખનારને કંઇ ભરી આપવું પડતું નથી. પરંતુ આમાંથી તેણે પોતે કંઇ પણ લઇ લીધેલું ન હોવું જોઇએ ૧૮૯.

રાખેલી થાપણ ખરેખર ચોરાઇ ગઈ હોય, જળમાં તણાઈ ગઈ હોય અને આગ લાગતા તેમાં બળી ગઇ હોય તો તે થાપણ મૂકનાર કે તેના વારસો તેની પાસેથી કંઇ લઇ શકતા નથી, કારણ કે તેમાં જેને ત્યાં થાપણ હોય તેનો કશો દોષ નથી પણ થાપણ પચાવી પાડવામાટે જે ચોરાઇ ગયાવગેરેનું ખોટું કહેતો હોય તેણે તો તે ભરી આપવી પડે અથવા ખરેખર ચોરાઇ ગયેલવગેરેમાંથી કંઇ પણ અંશ તેની પાસે બચ્યો હોય તો તેપણ મૂળ માલિકને પાછો સોંપવાનો જોખમ તેનાપર રહેલો છે.

**થાપણના વિષયમાં અસત્યરીતે વર્તનારમાટે રાજાએ શું કરવું તે કહેછે—**

निक्षेपस्यापहर्त्तारमनिक्षेसारमेव च ॥
सर्वैरुपायैरन्विच्छेच्छपथैश्चैव वैदिकैः ॥ १९० ॥

થાપણને પચાવી પાડનારનો તથા નહિ મૂક્યા છતાં થાપણની માગણી કરનારનો તપાસ કરવામાં રાજાએ સામાદિ ઉપાયોની તથા વૈદિક શપથોની યોજના કરવી ૧૯૦

થાપણ રાખેલી છતાં વૃત્તિ બગડવાથી ના પાડતો હોય અને એવીજ રીતે સામો ધણી થાપણ નહિ મૂકેલી છતાં માગણી કરતો હોય એઓમાં સાચો કોણ છે તેનો નિર્ણય કરવામાટે રાજાએ સમજાવટ, લાલચ, તેઓના ઘરના માણસોને તેઓની ગેરહાજરીમાં પૂછવું તથા દંડનો ભય એ સઘળા ઉપાયો કામે લગાડવા તેમજ વેદમાં જણાવ્યાપ્રમાણે સોગન પણ આપવા

થાપણ ઓળવનારનો કે નહિ મૂકેલી છતાં થાપણ મૂકી છે એમ કહી માગણી કરનારનો અપરાધ સાબીત થાય તો શું શિક્ષા કરવી તે કહેછે—

यो निक्षेपं नार्पयति यश्चानिक्षिप्य याचते ॥
तावुभौ चौरवच्छास्यौ दाप्यौ वा तत्समं दमम् ॥ १९१ ॥

જે માણસ થાપણ પાછી આપે નહિ તથા જે માણસ નહિ મૂક્યા છતાં થાપણ માગે તે બન્નેને ચોરના જેવી શિક્ષા કરવી અથવા થાપણના જેટલોજ દંડ કરવો ૧૯૧

ચોરના જેવી શિક્ષા કરવી એટલે અંગચ્છેદવગેરે ચોરને માટે જે કાંઈ શિક્ષા કરેલી છે તે કરવી થાપણ બહુમૂલ્યવાળી હોય તો આવી ચોરના જેવી શિક્ષા કરવી અને અલ્પમૂલ્યવાળી હોય તો માત્ર દંડ કરવો અથવા અપરાધી બ્રાહ્મણ હોય તો માત્ર દંડ કરવો અને અન્યવર્ણી હોય તો ચોરના જેવી શિક્ષા પણ કરવી

ઉપનિધિ એટલે સિલવાળી થાપણ ઓળવનારની શિક્ષા-વિષે કહેછે—

निक्षेपस्यापहर्त्तारं तत्समं दापयेद्दमम् ॥
तथोपनिधिहर्त्तारमविशेषेण पार्थिवः ॥ १९२ ॥

રાજાએ નિક્ષેપનું હરણ કરનાર મનુષ્યનો તે નિક્ષેપજેટલો દંડ કરવો, તે પ્રમાણે ઉપનિધિનું હરણ કરનારનો પણ તેટલોજ દંડ કરવો. ૧૯૨.

આ શિક્ષા બ્રાહ્મણાદિ સર્વ વર્ણમાટે સમાનજ છે.

કપટવડે બીજાનું ધન હરનાર તથા તે કામમાં મદદ કરનારને આકરી શિક્ષા કરવાનું કહેછે—

**उपधाभिश्च यः कश्चित्परद्रव्यं हरेन्नरः ॥**
**ससहायः स हन्तव्यः प्रकाशं विविधैर्वधैः ॥१९३॥**

જે કોઇ પુરુષ છળકપટથી પારકું દ્રવ્ય હરેછે તેને તેના મદદગારો-સહિત જાહેરરીતે અનેક પ્રકારોથી દંડ દેવો. ૧૯૩

છળકપટથી એટલે તારાપર રાજાની કરડી નજર છે મને અમુક ધન આપ તો હું તને બચાવી લઇશ એમ ફરેબ આપીને બીજાનું દ્રવ્ય હરે અથવા મને આટલી રકમ દે તો હું રાજ્યમાં તને કોઇ મોહોટો અધિકાર અપાવીશ એમ કહી લાંચ લે અથવા અમુક સ્ત્રીની તારાપર હું પ્રીતિ કરાવીશ એમ કહી ધન લે અથવા હું તારી રક્ષા ન કરું તો ચોરલોકો તને લુંટી લેશે એમ ભય દેખાડી ધન પડાવે, અને બીજા પણ આવા પ્રકારના પ્રપંચો કરી બીજાનું ધન હરે તેને તેના મદદગારોસહિત જાહેરરીતે આકરી શિક્ષા કરવી અર્થાત્ અંગચ્છેદ-વગેરે દંડ દેવો. કારણ કે તેઓ દેશમાં કંટકરૂપ ગણાયછે, આવા કામમાં મદદ કરનારાઓ પણ તેવીજ શિક્ષાના પાત્ર થવાથી લોકોમાં બરાબર દાખલો બેસેછે. પ્રકરણને અનુસરતાં, આનો અર્થ એવો થાયછે કે છળકપટથી બીજાની થાપણ પચાવનાર અને નહિ મૂકવા છતાં છળકપટથી થાપણ માગનારને રાજાએ આકરી શિક્ષા કરવી.

સાક્ષીઓની હાજરીમાં મૂકાયેલી થાપણમાં વધઘટ બોલ-નાર દંડપાત્ર છે એમ કહેછે—

**निक्षेपो यः कृतो येन यावांश्च कुलसन्निधौ ॥**
**तावानेव स विज्ञेयो विब्रुवन्दण्डमर्हति ॥१९४॥**

જે માણસે જેટલી થાપણ સાક્ષીઓની હાજરીમાં મૂકી હોય તે થાપણ તેટલીજ સમજવી. તેમાં વધઘટ બોલનાર દંડને યોગ્ય ગણાયછે. ૧૯૪.

આવી થાપણ રાખનાર કે પાછી લેનાર કંઇ વિરુદ્ધ બોલે એટલે થાપણ રાખનાર તે પાછી આપતી વખતે આટલીજ હતી એમ કહી ઓછી આપે અને

મૂકનાર વળી તે પાછી લેતી વખતે વિશેષ હતી એમ વાંધો ઉઠાવે તો તે વખતે પ્રતિષ્ઠિત સાક્ષીઓ જે કહે તે સત્ય ગણાયછે, અને રાખનાર કે મૂકનાર એમાંથી જેણે દાનત બગાડી હોય તે દંડનુ પાત્ર થાય છે અથવા રાખનાર પુરુષ થાપણ પાછી સોંપતી વખતે તે સાચવવાના મહેનતાણાંને લીધે તેમાંથી કંઇ ભાગ કઢાવી લઇ બાકીનુંજ આપવા માગે તો તેપણ દંડપાત્ર થાયછે

સાક્ષિવગરની થાપણ કેવી રીતે પાછી સોંપવી તે જણાવેછે—

मिथो दायः कृतो येन गृहीतो मिथ एव वा ॥
मिथ एव प्रदातव्यो यथा दायस्तथा ग्रहः ॥१९५॥

જેણે એકાંતમાં થાપણ મૂકી હોય એટલે લેનારે પણ એકાંતમાંજ લીધી હોય તે થાપણ એકાંતમાંજ પાછી આપવી કારણ કે જેમ દેવાય તેમજ લેવાય ૧૯૫

સાક્ષીવગર એકાંતમાંજ મૂકાયેલી થાપણ પાછી દેતી વખતે દેનારે કોઇ સાક્ષીની હાજરીમાંજ એ થાપણ હુ પાછી આપીશ એમ કહેવુ નહિ પણ જેપ્રકારે લીધી હોય તેપ્રકારેજ તે પાછી આપી દેવી જોઇએ આ અધ્યાયનો ૧૮૦ મો શ્લોક થાપણ મૂકનારને ઉદ્દેશીને છે અને આ શ્લોક થાપણ રાખનારને ઉદ્દેશીને છે બાકી બન્ને શ્લોકનુ તાત્પર્ય એકજ છે

નિક્ષેપપ્રકરણનો ઉપસંહાર કરેછે—

निक्षिप्तस्य धनस्यैवं प्रीत्योपनिहितस्य च ॥
राजा विनिर्णयं कुर्यादक्षिण्वन्न्यासधारिणम् ॥१९६॥

આ પ્રમાણે થાપણરૂપે મૂકેલા ધનનો તથા પ્રીતિથી રાખેલા દ્રવ્યનો રાજાએ નિર્ણય કરવો તેમાં થાપણ રાખનારને ખાલી હેરાનગતિ ન થાય એ વાત ધ્યાનમાં રાખવી ૧૯૬

ગાયવગેરે પશુને પોતે ક્યાંય બહારગામ જતી વખતે અમો આવીએ ત્યાંસુધી તમે સાચવજો અને તેનો ઉપભોગ લેજો એમ કહી પ્રીતિથી રાખેલ હોય તેના સંબંધમાં પાછળથી કોઇના પણ દોષથી કે ગેરસમજથી કંઇ વાંધો પડે તેમજ સિલકરકમની કે સિલકવાળી ધનની થાપણબાબતમાં વાંધો પડે ત્યારે રાજાએ ઉપર જણાવેલા પ્રકારથી તે વાંધો પતાવવો એમાં મુખ્ય ધ્યાન એ રાખવાનુ છે કે થાપણ સાચવનારને કોઇ જાતની ખાલી હેરાનગતિ ન થવી જોઇએ કારણ કે એક તો તેણે થાપણ સાચવવાનો જોખમ ઉઠાવ્યો હોય અને પાછળથી વળી વગરકારણે તેને હેરાનગતિ ભોગવવી પડે એ દેખીતું અયોગ્ય છે.

હવે અસ્વામિવિક્રય એટલે જેનાપણ પોતાની માલેકી ન હોય એવી વસ્તુ વેચી નાખતાં જે વાંધો ઉઠે તેના નિર્ણયમાટેનુ પ્રકરણ આરંભેછે—

विक्रीणीते परस्य स्वं योऽस्वामी स्वाम्यसंमतः ॥
न तं नयेत साक्ष्यं तु स्तेनमस्तेनमानिनम् ॥१९७॥

જે માણસ પોતે સ્વામી નહિ છતા સ્વામીની રજાવગર બીજાના દ્રવ્યનો વિક્રય કરેછે તે પોતે ચોર છતા પોતાને ચોર નહિ માનનાર માણસને સાક્ષીમા લેવો નહિ ૧૯૭

સાક્ષીમા લેવો નહિ એટલે કોઇ પણ પ્રસંગમા તે માણસ સાક્ષીપણુ કરવાને યોગ્ય ગણાતો નથી કારણ કે તેનુ વર્તન પ્રામાણિક નથી અથવા આનો અર્થ એમ પણ કરવામા આવછે કે આવા ચોરને માટે સાક્ષી લેવાની પણ જરૂર નથી અર્થાત્ એ અપરાધ ચોકસ જણાતા વગરસાક્ષીએજ તેને શિક્ષા કરવી

અસ્વામિવિક્રય કરનારના દંડની વ્યવસ્થા કહેછે—

अवहार्यो भवेच्चैव सान्वयः षट्शतं दमम् ॥
निरन्वयोनपसरः प्राप्तः स्याच्चौरकिल्बिषम् ॥१९८॥

બીજાની વસ્તુને સ્વામીની રજાવગર વેચનાર માણસ જો સ્વામીનો સંબધી થતો હોય તો તેનો છસો પણ દંડ કરવો અને જો સ્વામીનો સંબધી ન હોય તથા સ્વામીના સંબધી લોકોએ તે વસ્તુ તેને આપેલી ન હોય તો તે ચોરના જેવી શિક્ષાને પામેછે ૧૯૮

સ્વામીનો સંબધી હોય તે કદાચ એમ પણ સમજતો હોય કે હુ સ્વામીનો સંબધી છુ તેથી સ્વામીની ચીજ તે મારી ચીજ ગણાય આમ ગણીને તે અપરાધ કરે તો તેનો દંડ તો કરવો જોઇએ પણ તેને ચોરની પંક્તિએ મુકાય નહિ અને સ્વામીના સંબંધવગરનો અથવા સ્વામીના કોઇ સંબંધીએ જેને તે ચીજ ન આપી હોય તેવો માણસ તેનો વિક્રય કરે તો તે તો ખરેખર ચોરજ ગણાય તેથી તેને ચોરના જેવી શિક્ષા કરવી જોઇએ પણ એટલે જેનુ લક્ષણ અગાઉ આ અધ્યાયના ૧૩૬ મા શ્લોકમા કહેવામા આવ્યુ છે તેવો ન્યાયનો સિક્કો સમજવો

માલેકીવગર જે કાંઇ વિક્રયવગેરે થાયછે તે અપ્રમાણજ છે એમ જણાવેછે—

**अस्वामिना कृतो यस्तु दायो विक्रय एव वा ॥**
**अकृतः स तु विज्ञेयो व्यवहारे यथास्थितिः ॥१९९॥**

સ્વામી ન હોય એવા મનુષ્યે જે કર્યું કરેલ હોય, જે કાંઇ દીધેલું હોય અને જે વેચાણ કરેલુ હોય તે સઘળુ નહિ કર્યાબરાબર જાણવુ એટલે વ્યવહારમા જેવી મર્યાદા છે તેપ્રમાણે તે થયેલુ ગણવુ નથી ૧૯૯

જે વસ્તુપર પોતાની માલેકી ન હોય તેવી વસ્તુના સબંધમા કાંઈપણ કરેલી ગોઠવણ અથવા તેનુ દાન કે તેનુ વેચાણ પ્રમાણ ગણાતુ નથી એટલે થએ ચૂકેલ હોય તોપણ તે રદ થાયછે

અન્ય પ્રમાણવિનાગર માત્ર ભોગવટાથીજ કોઇ વસ્તુઉપર માલેકી સિદ્ધ થતી નથી તે કહેછે—

**संभोगो दृश्यते यत्र न दृश्येतागमः क्वचित् ॥**
**आगमः कारणं तत्र न संभोग इति स्थितिः ॥२००॥**

જ્યા વસ્તુનો ભોગવટો દેખાતો હોય પણ આગમ એટલે તે મનુષ્ય પામે કેવીરીતે તે વસ્તુ આવેલ છે એવી જાતનો પુરાવો જોવામા ન આવતો હોય તો ત્યા આગમ પ્રમાણ છે પણ ભોગવટો પ્રમાણ નથી, એવી શાસ્ત્રમર્યાદા છે ૨૦૦

ગાય પૃથ્વી સુવર્ણવગેરે પદાર્થો પોતાના કબજામા રાખી કોઈ માણસ તેનો ભોગવટો લેતો હોય અને તેનો મૂળ માલેક તે પદાર્થો તેના નથી એમ કહે ત્યારે ભોગવટો લેનારો માણસ મારા કબજામા છે અને હુ તેનો ઉપભોગ લઉછુ એટલુજ જણાવી શકે પણ તે ચીજ મૂળધણી પાસેથી ખરીદ કરીને લીધી અથવા પ્રતિગ્રહથી લીધી અથવા પ્રીતિથી લીધી એવી બાબતના સાક્ષી કે લેખવગેરે કાંઇપણ પુરાવો ન આપી શકે તો માત્ર ભોગવટો કામ આવતો નથી. કારણ કે એ બાબતમા ભોગવટો નહિ પણ આગમ પ્રમાણ ગણાયછે

પોતાની માલેકીવગર વેચનારપાસેથી ખરીદ કરનારના હાથમાં ખરીદેલી ચીજ રહી શકે નહિ તો પછી તેણે તે ચીજમાટે ખરચેલાં નાણાં ક્યાંથી પાછાં મેળવવાં તે કહેછે—

**विक्रयाद्यो धनं किञ्चिद् गृह्णीयात्कुलसन्निधौ ॥
क्रयेण स विशुद्धं हि न्यायतो लभते धनम् ॥२०१॥**

વેચાણની જાહેર જગાએ સૈકડોની સમક્ષ, માલેક ન હોય એવા માણસપાસેથી વસ્તુ ખરીદનાર માણસને, તેનું જે મૂલ્ય આપેલું હોય તે મૂલ્ય માલેક નહિ છતાં જેણે વેચાણ કર્યું હોય તેની પાસેથી ન્યાયની રીતે મળવું જોઇએ. ૨૦૧

વેચનાર પોતેજ માલેક છે એમ જાણનારા ખરીદદારે જાહેરરીતે કોઈ વસ્તુ ખરીદી હોય અને પાછળથી તેનો ખરો માલેક મોઢે બોલે નિકળે ત્યારે તે વસ્તુ તે ખરા માલેકને મળવી જોઈએ અને ખરીદનારે જે મૂલ્ય જેને આપ્યું હોય તે મૂલ્ય તેની પાસેથી તેને પાછું અપાવી દેવું જોઇએ કારણ કે આમાં ખરીદનારનો કશો અપરાધ નથી.

બીજાની વસ્તુ વેચનારો ભાગી જાય કે મરી જાય તો શું કરવું તે કહેછે—

**अथ मूलमनाहार्यं प्रकाशक्रयशोधितः ॥
अदण्ड्यो मुच्यते राज्ञा नाष्टिको लभते धनम् ।२०२।**

બીજાની વસ્તુ વેચનારો માણસ ન મળી શકે તો જાહેરરીતે જેણે ખરીદી કરી હોય તે નિરપરાધ માણસને રાજાએ દંડ કર્યાવગરજ છોડી દેવો અને તે વસ્તુ તેના ખરા માલેકને સોંપી દેવી. ૨૦૨

બીજાની વસ્તુ વેચનાર માણસ હાથ ન લાગે તો જાહેર ખરીદનાર માણસનો કશો દંડ થતો નથી કારણ કે તેણે જાહેરરીતે ખરીદી કરેલી હોવાથી તેનો વ્યવહાર તો શુદ્ધજ હતો પરંતુ મૂળ માલેકની વસ્તુ તેને મળવીજ જોઇએ તેથી તે વસ્તુ તેના હાથમાં રહી શકતી નથી તે તો તેના મૂળ ધણીને પાછી મળેછે અને ખરીદનારા નાણાં જેની પાસેથી તેણે ખરીદ કરી હતી તે માણસ નહિ મળવાને લીધે જાયછે આના સબંધમાં બૃહસ્પતિ તો એમ કહેછે કે- अर्द्धं द्वयोरपहृतं तत्र स्याद्व्यवहारतः ॥ એટલે આવા પ્રસંગમાં વ્યવહારની રીતે બંનેનું અર્ધું અર્ધું મૂલ્ય લાગે અર્થાત્ મૂળધણીને તેની વસ્તુ પાછી અપાવતી વખતે નિરપરાધ ખરીદનારના અર્ધાં નાણાં તે મૂળ ધણીપાસેથી અપાવવા

**विक्रयाद्यो धनं किञ्चिद् गृह्णीयात्कुलसन्निधौ ॥**
**क्रयेण स विशुद्धं हि न्यायतो लभते धनम् ॥२०१॥**

વેચાણની જાહેર જગાએ લેકોની સમક્ષ, માલેક ન હોય એવા માણસપાસેથી વસ્તુ ખરીદનાર માણસને, તેનુ જે મૂલ્ય આપેલુ હોય તે મૂલ્ય, માલેક નહિ છતા જેણે વેચાણ કર્યું હોય તેની પાસેથી ન્યાયની રીતે મળવુ જોઇએ ૨૦૧

વેચનાર પોતેજ માલેક છે એમ જાણનારા ખરીદદારે જાહેરરીતે કોઇ વસ્તુ ખરીદી હોય અને પાછળથી તેનો ખરો માલેક કોઇ બીજો નિકળે ત્યારે તે વસ્તુ તે ખરા માલેકને મળવી જોઇએ અને ખરીદનારે જે મૂલ્ય જેને આપ્યુ હોય તેમૂલ્ય તેની પાસેથી તેને પાછુ અપાવી દેવુ જોઇએ કારણ કે એમા ખરીદનારનો કશો અપરાધ નથી

બીજાની વસ્તુ વેચનારો ભાગી જાય કે મરી જાય તો શું કરવું તે કહેછે—

**अथ मूलमनाहार्यं प्रकाशक्रयशोधितः ॥**
**अदण्ड्यो मुच्यते राज्ञा नाष्टिको लभते धनम् ॥२०२॥**

બીજાની વસ્તુ વેચનારો માણસ ન મળી શકે તો જાહેરરીતે જેણે ખરીદી કરી હોય તે નિરપરાધ માણસને રાજાએ દંડ કર્યાવગરજ છોડી દેવો અને તે વસ્તુ તેના ખરા માલેકને સોંપાવી દેવી ૨૦૨

બીજાની વસ્તુ વેચનાર માણસ હાથ ન લાગે તો જાહેર ખરીદનાર માણસનો કશો દંડ થતો નથી કારણ કે તેણે જાહેરરીતે ખરીદી કરેલી હોવાથી તેનો વ્યવહાર તો શુદ્ધજ હતો, પરંતુ મૂળ માલેકની વસ્તુ તેને મળવીજ જોઇએ તેથી તે વસ્તુ તેના હાથમા રહી શકતી નથી તે તો તેના મૂળ ધણીને પાછી મળેછે અને ખરીદનારા નાણા જેની પાસેથી તેણે ખરીદ કરી હતી તે માણસ નહિ મળવાને લીધે જાયછે આના સબંધમા બૃહસ્પતિ તો એમ કહેછે કે- अर्द्धं द्वयोरपहृतं तत्र स्याद्व्यवहारतः ॥ એટલે આવા પ્રસંગમા વ્યવહારની રીતે બન્નેનુ અર્ધું અર્ધું મૂલ્ય જાયછે અર્થાત્ મૂળધણીને તેની વસ્તુ પાછી અપાવવી અને નિરપરાધ ખરીદનારના અર્ધા નાણા તે મૂળ ધણીપાસેથી અપાવવા

પોતાની માલેકીવગરની કંઇ પણ ચીજ કોઇને વેચવી કે દેવી એ જેમ અપરાધ છે તેમ કોઇને કંઇપણ વેચવામાં કે દેવામાં કોઇપણ કપટ કરવું એ પણ અપરાધ છે. માટે તેમ પણ કરવાનો નિષેધ કરેછે—

**नान्यदन्येन संसृष्टरूपं विक्रयमर्हति ॥**

**न चासारं न च न्यूनं न दूरेण तिरोहितम् ॥२०३॥**

એક પદાર્થમાં બીજો પદાર્થ મેળવીને વેચવો નહિ તેમ સારવગરની વસ્તુને, શ્રેષ્ઠ છે એમ કહી વેચવી નહિ, તોલમાં ઓછી દેવી નહિ, પરોક્ષ વેચવી નહિ અને અસલ રૂપ છુપાવીને વેચવી નહિ. ૨૦૩

કસ્તુરી કેસરવગેરે ચીજોમા માટી કસુંબાવગેરે હલકી ચીજો મેળવીને તે ચીજો વેચવી નહિ' જુનાં કપડાં તથા જુના વાસણોવગેરેને નવાજેવાં દેખાડી નવાં કહીને વેચવા નહિ, કોઇ ચીજ કાપને તોલમા ઓછી દેવી નહિ એતર, મગનવારે'દેખાડ્યાવગર વેચવું નહિ અને ઉપર હાર ઢાકીને પણ, અંદર એ વસ્તુ છે એમ કહી વેચવું નહિ આ સઘળા કપટના પ્રકારો છે અને માલેકી-વગરની ચીજ વેચી નાખવી એ પણ કપટ છે તેથી આવા અપરાધોમાં પણ તેના જેવો દંડ થાય.

મૂલ્ય લઇને પરણાવવાની કન્યાની બાબતમાં કપટ થાય તેવિષે કહેછે—

**अन्यां चेद्दर्शयित्वान्या कन्या वोढुः प्रदीयते ॥**

**उभे त एकशुल्केन वहेदित्यब्रवीन्मनुः ॥ २०४ ॥**

પ્રથમ એક કન્યા દેખાડી વરને પાછળથી બીજી કન્યા પરણાવવામાં આવે તો વર, પ્રથમ એક કન્યામાટે ઠરાવેલ મૂલ્યથીજ તે બન્ને કન્યાઓને પરણવાનો હકદાર છે એમ મનુ ભગવાને કહ્યું છે. ૨૦૪.

પ્રથમ દેખાડવામા આવેલી કન્યામાટે જે પૈસા આપવા નક્કી થયેલા હોય તેટલાજ પૈસામા, જો કન્યાપક્ષવાળાઓ કપટથી બીજી કન્યા પરણાવે તો પહેલી કન્યાને પણ તેજ વર પરણી શકેછે અર્થાત્ તેવા કપટ કરનારા કન્યાપક્ષવાળાએ બન્ને કન્યાઓ એટલાજ મુલ્યમાં વરને પરણાવવી પડેછે

ઉન્મત્તપણું'વગેરે કન્યાના દોષો પ્રથમથી કહીને તેવી કન્યા પરણાવે તો તેમાં પરણાવનાર અપરાધી નથી એમ, પ્રસંગને લઇને કહેછે—

**नोन्मत्ता याऽन कुष्ठिन्या न च या स्पृष्टमैथुना ॥**
**पूर्वं दोषानभिख्याय प्रदाता दण्डमर्हति ॥२०५॥**

આ કન્યા ઉન્મત્ત છે, કોઢણી છે કે મૈથુનથી દૂષિત છે એ પ્રમાણે પ્રથમથી કન્યાના દોષો જાહેર કરીને આપેલી હોય તેમાં કન્યાને દેનારા માણસને દંડ થઈ શકતો નથી ૨૦૫

આ ઉપરથી સિદ્ધ થાયછે કે પ્રથમથી દોષો કહ્યાવગર તેવી કન્યા પરણાવનાર દંડપાત્ર થાયછે

સંભૂયસમુત્થાન એટલે સાથે મળી કામ કરવાના પ્રકરણને લેતાં પ્રથમ વૈદિક કાર્યસંબંધી કહેછે—

**ऋत्विग्यदि वृतो यज्ञे स्वकर्म परिहापयेत् ॥**
**तस्य कर्मानुरूपेण देयोंऽशः सह कर्तृभिः ॥२०६॥**

જો કદી યજ્ઞમાં વરાવેલો ઋત્વિજ રોગાદિકથી પોતાનું કર્તવ્ય કર્મ કરી શકે નહિ તો તેના કામપ્રમાણે, તે કરનારાઓએ તેને ભાગ દેવો ૨૦૬.

તેના કામપ્રમાણે એટલે થોડું કામ કર્યું હોય તો દક્ષિણાનો થોડો ભાગ દેવો

દક્ષિણા અપાઈ ગયા પછી અવશિષ્ટ કૃત્ય કંઈ શઠતાવગરના કારણસર ન કરી શકે તો કેમ કરવું તે કહેછે—

**दक्षिणासु च दत्तासु स्वकर्म परिहापयन् ॥**
**कृत्स्नमेव लभेतांशमन्येनैव च कारयेत् ॥२०७॥**

દક્ષિણા આપ્યાપછી જે ઋત્વિજ પોતાનું કાર્ય કરી શકે નહિ તેને પણ દક્ષિણાનો પૂરો ભાગ મળવો યોગ્ય છે પરંતુ તેણે પોતાનું અવશિષ્ટ કર્મ અન્યદ્વારા કરાવવું જોઈએ ૨૦૭

માધ્યંદિનસવનવગેરેમાં જ્યારે દક્ષિણા દેવાનો સમય આવેછે ત્યારે દક્ષિણા દેવાઈ ગયા પછી બાકીનું કર્મ કોઈ ઋત્વિજથી વ્યાધિવગેરે કારણને લીધે ન બની શકે તો, પણ દક્ષિણાનો પૂરો ભાગ તેને મળવો તે યોગ્ય જણાયછે માત્ર અવશિષ્ટ કર્મ તેણે કોઈ બીજાની મારફત પૂરું કરાવવું જોઈએ

દક્ષિણાના વિભાગની વ્યવસ્થા કહેછે—

यस्मिन्कर्मणि यास्तु स्युरुक्ताः प्रत्यङ्गदक्षिणाः ॥
स एव ता आददीत भजेरन्सर्व एव वा ॥२०८॥
रथं हरेत चाध्वर्युर्ब्रह्माधाने च वाजिनम् ॥
होता वापि हरेदश्वमुद्गाता चाप्यनःक्रये ॥२०९॥
सर्वेषामर्द्धिनो मुख्यास्तदर्द्धेनार्द्धिनोपरे ॥
तृतीयिनस्तृतीयांशाश्चतुर्थांशाश्च पादिनः ॥२१०॥

જે કર્મમાં પ્રસંગકર્મની દક્ષિણાઓ દેવામાટે કહેલી છે, તે કર્મમાં તે દક્ષિણાઓ જેને દીધેલી હોય તેણેજ રાખવી કે સૌએ વહેંચી લેવી! એ સંશય થતાં સિદ્ધાન્ત એ છે કે અગ્ન્યાધાન કર્મમા અધ્વર્યુ બ્રાહ્મણે રથ લેવો, બ્રહ્માએ વેગવાળો અશ્વ લેવો, હોતાએ અશ્વ લેવો અને ઉદ્ગાતાએ ક્રયમાં ગાડું લેવું ઋત્વિજોમા પ્રધાન ઋત્વિજોને સઘળી દક્ષિણનો અર્ધભાગ, બીજા નંબરના ઋત્વિજોને તેનો અર્ધભાગ, ત્રીજા નંબરના ઋત્વિજોને તેનો ત્રીજો ભાગ અને ચોથા નંબરના ઋત્વિજોને તેનો ચોથો ભાગ મળેછે ૨૦૮, ૨૦૯, ૨૧૦

મુખ્ય કર્મના અંગરૂપ કર્મમા જે દક્ષિણા દેવાય તે જેને આપવામા આવી હોય તેણેજ લેવી એટલે અગ્ન્યાધાનમા રથ અધ્વર્યુને અપાયછે તો તે અધ્વર્યુએજ રાખવો એવીજ રીતે અશ્વ બ્રહ્માને અપાયછે કેટલીક શાખાવાળાઓમા અશ્વ હોતાને મળેછે, સોમક્રયમા જે ગાડુ દેવાયછે તે ઉદ્ગાતાને મળેછે અધ્વર્યુ, બ્રહ્મા, હોતા અને ઉદ્ગાતા આ ચાર પ્રધાન ઋત્વિજો કહેવાયછે યજ્ઞમા સોળ ઋત્વિજો હોય તે સઘળાવચ્ચે જે દક્ષિણા દેવામા આવે તેમાથી લગભગ અર્ધભાગ આ ચાર પ્રધાન ઋત્વિજો પોતાવચ્ચે લેછે દાખલાતરીક અગ્નિષ્ટોમમા જ્યા સો ગોદાન દક્ષિણા સોળે ઋત્વિજોવચ્ચે મળેછે ત્યા એ ચાર પ્રધાન ઋત્વિજો અડતાલીશ ગોદાન પોતાના વચ્ચે લેછે તેપછી બીજા નંબરના ચાર ઋત્વિજો જેઓ મૈત્રાવરુણ, પ્રતિપ્રસ્થાતા બ્રાહ્મણાચ્છંસી અને પ્રસ્તોતા કહેવાયછે તેઓ તેનો અર્ધભાગ એટલે ચોવીશ ગોદાન પોતા વચ્ચે લેછે તેપછી ત્રીજા નંબરના ચાર ઋત્વિજો જેઓ અચ્છાવાક, નેષ્ટા, આગ્નીધ્ર અને પ્રતિહર્ત્તા કહેવાયછે તેઓ તે પ્રધાન ઋત્વિજોનો ત્રીજો ભાગ અર્થાત્ સોળ ગોદાન લેછે

**नोन्मत्ता या न कुष्ठिन्या न च या स्पृष्टमैथुना ॥**
**पूर्वं दोषानभिख्याय प्रदाता दण्डमर्हति ॥२०५॥**

આ કન્યા ઉન્મત્ત છે, કોઢવાળી છે કે મૈથુનથી દૂષિત છે એ પ્રમાણે પ્રથમથી કન્યાના દોષો જાહેર કરીને આપેલી હોય તેમાં કન્યાને દેનારા માણસનો દંડ થઇ શકતો નથી ૨૦૫

આ ઉપરથી સિદ્ધ થાયછે કે પ્રથમથી દોષો કહ્યાવગર તેની કન્યા પરણાવનાર દંડપાત્ર થાયછે

સંભૂયસમુત્થાન એટલે સાથે મળી કામ કરવાના પ્રકરણને લેતાં પ્રથમ વૈદિક કાર્યસંબંધી કહેછે—

**ऋत्विग्यदि वृतो यज्ञे स्वकर्म परिहापयेत् ॥**
**तस्य कर्मानुरूपेण देयोंशः सह कर्तृभिः ॥२०६॥**

જો કદી યજ્ઞમાં વરાવેલો ઋત્વિજ રોગાદિકથી પોતાનું કર્તવ્ય કર્મ કરી શકે નહિ તો તેના કામપ્રમાણે, તે કરનારાઓએ તેને ભાગ દેવો ૨૦૬.

તેના કામપ્રમાણે એટલે થોડું કામ કર્યું હોય તો દક્ષિણાનો થોડો ભાગ દેવો

દક્ષિણા અપાઇ ગયા પછી અવશિષ્ટ કૃત્ય કંઇ શઠતાવગરના કારણભર ન કરી શકે તો કેમ કરવું તે કહેછે—

**दक्षिणासु च दत्तासु स्वकर्म परिहापयन् ॥**
**कृत्स्नमेव लभेतांशमन्येनैव च कारयेत् ॥२०७॥**

દક્ષિણા આપ્યાપછી જે ઋત્વિજ પોતાનું કાર્ય કરી શકે નહિ તેને પણ દક્ષિણાનો પૂરો ભાગ મળવો યોગ્ય છે પરંતુ તેણે પોતાનું અવશિષ્ટ કર્મ અન્યદ્વારા કરાવવું જોઇએ ૨૦૭

માધ્યંદિનસવનવગેરેમાં જ્યારે દક્ષિણા દેવાનો સમય આવેછે ત્યારે દક્ષિણા દેવાય ગયા પછી બાકીનું કર્મ કોઇ ઋત્વિજથી વ્યાધિવગેરે કારણને લીધે ન બની શકે તો પણ દક્ષિણાનો પૂરો ભાગ તેને મળ્યો તે યોગ્ય ગણાયછે માત્ર અવશિષ્ટ કર્મ તેણે કોઇ બીજાની મારફત પૂરૂં કરાવવું જોઇએ

દક્ષિણાના વિભાગની વ્યવસ્થા કહેછે—

यस्मिन्कर्मणि यास्तु स्युरुक्ताः प्रत्यङ्गदक्षिणाः ॥
स एव ता आददीत भजेरन्सर्व एव वा ॥२०८॥
रथं हरेत चाध्वर्युर्ब्रह्माधाने च वाजिनम् ॥
होता वापि हरेदश्वमुद्गाता चाप्यनःक्रये ॥२०९॥
सर्वेषामर्द्धिनो मुख्यास्तदर्द्धेनार्द्धिनोपरे ॥
तृतीयिनस्तृतीयांशाश्चतुर्थांशाश्च पादिनः ॥२१०॥

જે કર્મમાં પ્રસંગકર્મની દક્ષિણાઓ દેવામાટે કહેલી છે, તે કર્મમાં તે દક્ષિણાઓ જેને દીધેલી હોય તેણેજ રાખવી કે સૌએ વહેંચી લેવી! એ સંશય થતાં સિદ્ધાંત એ છે કે અગ્ન્યાધાન કર્મમાં અધ્વર્યુ બ્રાહ્મણે રથ લેવો, બ્રહ્માએ વેગવાળો અશ્વ લેવો, હોતાએ અશ્વ લેવો અને ઉદ્ગાતાએ ક્રયમાં ગાડું લેવું ઋત્વિજોમાં પ્રધાન ઋત્વિજોને સઘળી દક્ષિણાનો અર્ધભાગ, બીજા નંબરના ઋત્વિજોને તેનો અર્ધભાગ, ત્રીજા નંબરના ઋત્વિજોને તેનો ત્રીજો ભાગ અને ચોથા નંબરના ઋત્વિજોને તેનો ચોથો ભાગ મળે છે ૨૦૮, ૨૦૯, ૨૧૦

મુખ્ય કર્મના અંગરૂપ કર્મમાં જે દક્ષિણા દેવાય તે જેને આપવામાં આવી હોય તેણેજ લેવી એટલે અગ્ન્યાધાનમાં રથ અધ્વર્યુને અપાયછે તો તે અધ્વર્યુએજ રાખવો એવીજ રીતે અશ્વ બ્રહ્માને અપાયછે કેટલીક શાખાવાળાઓમાં અશ્વ હોતાને મળેછે, સોમક્રયમાં જે ગાડું દેવાયછે તે ઉદ્ગાતાને મળેછે અધ્વર્યુ, બ્રહ્મા, હોતા અને ઉદ્ગાતા આ ચાર પ્રધાન ઋત્વિજો કહેવાયછે યજ્ઞમાં સોળ ઋત્વિજો હોય તે સઘળાવચ્ચે જે દક્ષિણા દેવામાં આવે તેમાંથી લગભગ અર્ધભાગ આ ચાર પ્રધાન ઋત્વિજો પોતાવચ્ચે લેછે દાખલાતરીકે અગ્નિષ્ટોમમાં જ્યાં સો ગોદાન દક્ષિણા સોળે ઋત્વિજોવચ્ચે મળેછે ત્યાં એ ચાર પ્રધાન ઋત્વિજો અડતાલીશ ગોદાન પોતાના વચ્ચે લેછે તેપછી બીજા નંબરના ચાર ઋત્વિજો જેઓ મૈત્રાવરુણ, પ્રતિપ્રસ્થાતા બ્રાહ્મણાચ્છંસી અને પ્રસ્તોતા કહેવાયછે તેઓ તેનો અર્ધભાગ એટલે ચોવીશ ગોદાન પોતા વચ્ચે લેછે તેપછી ત્રીજા નંબરના ચાર ઋત્વિજો જેઓ અચ્છાવાક, નેષ્ટા, આગ્નીધ્ર અને પ્રતિહર્તા કહેવાયછે તેઓ તે પ્રધાન ઋત્વિજોનો ત્રીજો ભાગ અર્થાત્ સોળ ગોદાન લેછે

અને ગોયા નબરના ચાર ઋત્વિજો જેઓ ગ્રાવસ્તુત્, ઉન્નેતા, પોતા અને સુબ્રહ્મણ્ય કહેવાય છે એઓ તેનો ચોથો ભાગ લેછે એટલે બાર ગાદાન લેછે

વૈદિક કાર્યોની પેરેજ સાથે મળી કરાતાં લૌકિક કાર્યોમાં પણ મહેનતના પ્રમાણમાં લાભની વિભાગવ્યવસ્થા કરવાનું કહેછે—

**संभूय स्वानि कर्माणि कुर्वद्भिरिह मानवैः ॥**
**अनेन विधियोगेन कर्त्तव्यांशप्रकल्पना ॥ २११ ॥**

લોકમા સાથે મળીને પોતાના કાર્ય કરનારા મનુષ્યોએ ઉપર કહેલા પ્રકારથી વિભાગની વ્યવસ્થા કરવી ૨૧૧

સાથે મળી કામ કરનાર કડીયા સુતારવગેરે લૌકિક કર્મકારોએ પણ એવી રીતે પોતપોતાના કામમા પડતા શ્રમ તથા જોખમદારીપ્રમાણે ધનલાભના વિભાગની વહેંચણી કરવી

દત્તાનપકર્મ નામનું વ્યવહારસ્થાન જેની સમજણ આ અધ્યાયના ૪ થા શ્લોકના વ્યાખ્યાનમાં આપી છે તેવિષે કહેછે—

**धर्मार्थं येन दत्तं स्यात्कस्मैचिद्याचते धनम् ॥**
**पश्चाच्च न तथा तत्स्यान्न देयं तस्य तद्भवेत् ॥२१२॥**

જેણે પોતાની પાસે યાચના કરવા આવેલાને ધર્મ કરવામાટે ધન આપવા કહેલું હોય તે માણસ જો તે ધનથી ધર્મ ન કરે તો તેને તે દેવું નહિ ૨૧૨

કોઇ માણસ આવીને કહેકે મારે વિવાહ કરવો છે અથવા મારે યજ્ઞ કરવો છે માટે મને કાઇ આપો તેને જે કાઇ આપવા કબુલ કર્યું હોય તે, જો તે માણસ તે ધનથી વિવાહ કરવાને કે યજ્ઞ કરવાને બદલે કાઇ બીજુ કામ કરવા માગતો હોય તો આપવુ નહિ અથવા ધન તેને અપાઇ ગયુ હોય તોપણ તે પાછુ લેવામાટે, દેનાર ધણી હકદાર છે પણ જો તે પ્રથમ કહ્યાપ્રમાણે વર્તે, તો ક્રોધ કે લોભ આદિ કારણથી પાછુ લઇ શકાય નહિ

દેવામાટે કબુલ થયેલાની પાસેથી, લેવા ઇચ્છનાર માણસ તે પરાણે લેવા માગે અથવા પ્રથમ આપેલું હોય તે પોતે ઠરાવપ્રમાણે નહિ વર્ત્તવા છતાં પાછું દેવાની ના કહે તો શું કરવું તે કહેછે—

यदि संसाधयेत्तत्तु दर्पाल्लोभेन वा पुनः ॥
राज्ञा दाप्यः सुवर्णं स्यात्तस्य स्तेयस्य निष्कृतिः ।२१३।

જો કદાચ અભિમાનથી અથવા લોભથી તે માણસ ધન પાછુ આપે નહિ અથવા દેવા કહેલ ધનને બળાત્કારથી લેવા માગે તો તેની પાસેથી રાજાએ તે ધન પાછુ અપાવવુ અથવા લેવા દેવુ નહિ અને તે ચોરસરખા પુરૂષની શુદ્ધિમાટે તેનો સુવર્ણનો દંડ કરવો ૨૧૩

અપરાધના પ્રમાણમા અલ્પ કે વિશેષ સુવર્ણ દંડ કરવો.

ઉપરના પ્રકરણનો ઉપસંહાર તથા તેપછીના પ્રકરણનો આરંભ કરેછે—

दत्तस्यैषोदिता धर्म्या यथावदनपाक्रिया ॥
अत ऊर्ध्वं प्रवक्ष्यामि वेतनस्यानपाक्रियाम् ॥२१४॥

આપેલુ દ્રવ્ય પાછુ લેવાસંબધી ધર્મયુક્ત ક્રિયા કહી હવે પછી વેતન એટલે પગાર ન આપવાસંબધી વિષય કહુંછુ ૨૧૪

અહીંથી વેતનાદાન નામના પાચમા વ્યવહારસ્થાનનો આરંભ થાયછે

નોકરને ક્યારે પગાર ન આપવો તથા તેઉપરાંત દંડ પણ કરવો તે કહેછે—

भृतो नार्त्तो न कुर्याद्यो दर्पात्कर्म यथोदितम् ॥
स दण्ड्यः कृष्णलान्यष्टौ न देयं चास्य वेतनम् ।२१५।

પગાર ઠરાવીને રાખેલો જે માણસ રોગથી પીડિત નહિ છતા અભિમાનથી ઠરાવપ્રમાણે કામ ન કરે તેનો આઠ કૃષ્ણલનો દંડ કરવો તથા પગાર આપવો નહિ ૨૧૫

કામના સ્વરૂપનો વિચાર કરીને દંડ કરવો જોઇએ તેથી ત્રાંબાના રૂપાના કે સોનાના આઠ કૃષ્ણલ વજનના સિક્કાનો જેને જેમ ઘટે તેમ દંડ કરવો.

માંદગીને લીધે બરાબર કામ ન કરી શકે તેના નોકરસંબંધી ખુલાસો કરેછે—

**आर्त्तस्तु कुर्यात्स्वस्थः सन्यथाभाषितमादितः ॥**
**स दीर्घस्यापि कालस्य तल्लभेतैव वेतनम् ॥२१६॥**

રોગથી પીડિત હોય એવો નોકર તે સ્થિતિમાં કામ કરી શકે નહિ પણ સ્વસ્થ થાય ત્યારે પ્રથમના ઠરાવપ્રમાણે બરાબર કામ કરે તો તેને દીર્ઘકાળે પણ પગાર આપવો. ૨૧૬.

રોગને લીધે કામ અધૂરું મૂકી ગયો હોય પણ સ્વસ્થ થઇને લાંબે વખતે પણ પાછો આવી તે કામ પૂરૂં કરે તો તેને ઠરાવપ્રમાણે પૂરો પગાર આપવો

કામ અધૂરૂં રાખનારને પગાર ન દેવાવિષે કહેછે—

**यथोक्तमार्त्तः सुस्थो वा यस्तत्कर्म न कारयेत् ॥**
**न तस्य वेतनं देयमल्पोनस्यापि कर्मणः ॥२१७॥**

અસ્વસ્થ હોય કે સ્વસ્થ હોય પણ જે માણસ ઠરાવપ્રમાણે કામ પૂરું ન કરે કે ન કરાવે તેને કામ થોડું પણ અપૂરું હોય ત્યાંસુધી પગાર દેવો નહિ ૨૧૭

ઠરાવપ્રમાણે કામ પૂરૂ કરનારનેજ પગાર મળી શકે પણ અધૂરૂ રઝળાવનારને મળી શકે નહિ

વેતનાદાનપ્રકરણનો ઉપસંહાર અને સંવિદ્વ્યતિક્રમ પ્રકરણનો ઉપક્રમ કરેછે—

**एष धर्मोखिलेनोक्तो वेतनादानकर्मणः ॥**
**अत ऊर्ध्वं प्रवक्ष्यामि धर्मं समयभेदिनाम् ॥२१८॥**

વેતનાદાનકર્મનો આ ધર્મ સંપૂર્ણ કહ્યો હવેપછી ઠરાવનું ઉલ્લંઘન કરનારાઓની વ્યવસ્થા કહુંછું ૨૧૮

ઠરાવનું ઉલ્લંઘન કરવુ એજ સંવિદ્વ્યતિક્રમ નામનું છઠ્ઠું વ્યવહારસ્થાન છે.

સંવિદ્વ્યતિક્રમ કરનારને દેશમાં ન રાખવાવિષે કહેછે—

**यो ग्रामदेशसंघानां कृत्वा सत्येन संविदम् ॥**
**विसंवदेन्नरो लोभात्तं राष्ट्राद्विप्रवासयेत् ॥२१९॥**

જે માણસ ગામના લોકોસાથે, દેશના લોકોસાથે અને સમુદાયસાથે સત્યતાથી કાઇપણ જાતને ઠરાવ કરી પાછળથી લોભને લીધે તેપ્રમાણે ન વર્તે તો તેને દેશમાંથી દૂર કરવો. ૨૧૯.

એક ધર્મને કે એક ધંધાવગેરેને અનુસરી જૂદા જૂદા ગામના લોકો પણ એકજ સમુદાયવાળા ગણાયછે. ઠરાવમાંથી લોભને લીધે ખસી જાય તેને માટે આ શિક્ષા છે. પણ રોગ અજ્ઞાનઆદિ કારણથી તેમ કરેલ હોય તો તેને માટે નથી.

ઠરાવપ્રમાણે નહિ વર્તનારમાટે ધનદંડ કહેછે—

**निगृह्य दापयेच्चैनं समयव्यभिचारिणम् ॥**
**चतुःसुवर्णान् षण्णिष्कांश्छतमानं च राजतम् ।२२०।**

કરેલા ઠરાવથી ભ્રષ્ટ થયેલા એ માણસને પકડીને ચાર સુવર્ણ પ્રમાણવાળા ૭ નિષ્ક અને રૂપાનું શતમાન એટલો દંડ કરવો ૨૨૦

નિષ્ક અને શતમાન એ બન્નેની સમજ આ અધ્યાયના ૧૩૭ મા શ્લોકમાં આપેલી છે. ઠરાવથી ભ્રષ્ટ થનારને દેશપાર કરવો અથવા આ પ્રમાણે દંડ કરવો. અથવા કેટલાએક આ દંડ ત્રણ પ્રકારને માનેછે એટલે ચાર સુવર્ણ, અથવા છ નિષ્ક અને એક શતમાન આમાંથી ઠરાવની ઝાઝી થોડી અગત્યના પ્રમાણમાં ઝાઝો થોડો, અમુક કે સઘળો દંડ કરવો

ઠરાવ ત્રોડનારમાટે રાજાએ ઉપર જણાવેલ દંડપ્રકાર ચાલુ રાખવો એમ ભલામણ દેછે—

**एतद्दण्डविधिं कुर्याद्धार्मिकः पृथिवीपतिः ॥**
**ग्रामजातिसमूहेषु समयव्यभिचारिणाम् ॥ २२१ ॥**

ધાર્મિક રાજાએ ગામ અને બ્રાહ્મણવગેરે જાતિસમૂહોમાં ઠરાવ ત્રોડનારાઓમાટે દંડને આ પ્રકાર રાખવો ૨૨૧

ઠરાવ કરી ફરી જનારા લોકોને દંડ ન થાય તો ઘણા અયોગ્ય લોકો તેમ કરી વ્યવહારમાં મોહોટી અવ્યવસ્થા કરી મૂકે માટે રાજાએ તેવા અયોગ્ય લોકોપુર દંડરૂપ અંકુશ રાખવો જોઇએ.

ક્રમપ્રાપ્ત ક્રયવિક્રયાનુશય નામનું વ્યવહારસ્થાન કહેછે—

**क्रीत्वा विक्रीय वा किञ्चिद्यस्येहानुशयो भवेत् ॥**
**सोन्तर्दशाहात्तद्द्रव्यं दद्याच्चैवाददीत वा ॥२२२॥**

કોઇ પદાર્થ ખરીદ કરીને અથવા વેચીને જે માણસને પસ્તાવો થાય તેણે દશ દિવસની અંદર તે પદાર્થ પાછો દઇ દેવો. અથવા પાછો લઇ લેવો. ૨૨૨.

કોઇની પાસેથી ખરીદ કરેલી વસ્તુમાટે પાછળથી એમ થાય કે આમાં હું છેતરાયો છું અથવા આ મારે કાંઇ કામની નથી. તે લીધી તે મેં ભૂલ કરી, આવી જાતનો પસ્તાવો થાય તો તે, ખરીદીપછી દશ દિવસની અંદર તેના માલેકને પાછી દઇ શકાય. અને એવીજ રીતે વેચનાર ધણીને તે દીધા પછી પસ્તાવો થાય તો તે પણ પોતાની વસ્તુ વેચાણપછી દશ દિવસની અંદર પાછી લઇ શકે. આ નિયમ પૃથ્વી પશુવગેરેને માટે કહેવાયછે. વસ્ત્રાદિને માટે નારદના કહેવામાં દશ દિવસજેટલી લાંબીમુદ્દત પોસાઇ શકે નહિ તેવી ચાલેમાટે તો—

क्रीत्वा मूल्येन यः पण्यं दुष्क्रीतमिति मन्यते ।
विक्रेतुः प्रतिदेयं तत् तस्मिन्नेवाह्न्यविक्षतम् ॥

એટલે મૂલ્ય આપીને લીધેલી ચીજ આ ખરીદી ઠીક ન થઇ એમ મનમાં થાય તો તે જરાપણ નહિ બગડેલ તથા વગરવાપરેલી હાલતમાં તેજ દિવસે, જેને ત્યાંથી લીધી હોય તેને પાછી આપવી

ઉપરનો નિયમ દશ દિવસપછી ચાલી શકતો નથી તે જણાવેછે—

**परेण तु दशाहस्य न दद्यान्नापि दापयेत् ॥**
**आददानो ददच्चैव राज्ञा दण्ड्यः शतानि षट् ।२२३।**

દશ દિવસ થઇ ગયાપછી, ખરીદેલી વસ્તુ પાછી ન દેવી તેમ વેચેલી વસ્તુ પાછી ન લેવી. આવી રીતે વસ્તુ પાછી લેનાર કે પાછી દેનારનો રાજાએ છસો પણ દંડ કરવો. ૨૨૩.

દશ દિવસ થઇ ગયાપછી વેચેલી વસ્તુ પરાણે પાછી લેવા માગે અથવા ખરીદેલી વસ્તુ પરાણે પાછી દેવા માગે તો તેનો છસો પણ દંડ કરવો.

ખરીદાયેલી ચીજમાટે પસ્તાવો થાય તો દશ દિવસની અંદર તે પાછી દઇ શકાયછે પણ લેવાયેલી કન્યા પાછળથી દોષવાળી જાણવામાં આવે તો તે તેના પિતાને પાછી સોંપી દેવાતી નથી. તેથી વરને છેતરી પોતાની દોષવાળી કન્યા આપનારનો દંડ કરવાનું કહેછે—

यस्तु दोषवर्तीं कन्यामनाख्याय प्रयच्छति ॥
तस्य कुर्यान्नृपो दण्डं स्वयं षण्णवतिं पणान् ॥२२४॥

જે મનુષ્ય દોષવાળી કન્યા, તેના દોષ કીધાસિવાય આપે તો રાજાએ પોતે તેનો છન્નુ પણ દંડ કરવો. ૨૨૪.

આ અધ્યાયના ૨૦૫ મા શ્લોકમા સામાન્યપણે કહેલો દંડ આ શ્લોકથી વિશેષપણે કહેલો છે ક્ષય ઉન્માદવગેરે દોષો કન્યામા હોય તો તેથી તેને સંતાન થવામા મોહોટો વિઘાત પડેછે.

કન્યા દોષવાળી ન હોવા છતાં દ્વેષથી તેને દોષવાળી કહે તેના દંડનો પ્રકાર કહેછે—

अकन्येति तु यः कन्यां ब्रूयाद् द्वेषेण मानवः ॥
स शतं प्राप्नुयाद् दण्डं तस्या दोषमदर्शयन् ।२२५।

જે મનુષ્ય દ્વેષને લીધે કન્યાને અકન્યા કહે અને તેનો દોષ ન દેખાડી શકે તો તેનો સો પણ દંડ કરવો ૨૨૫

કન્યાને અકન્યા એટલે પુરૂષસસર્ગવાળી કહે અને તેપ્રમાણે સાબીત ન કરી શકે તેનો સો પણ દંડ કરવો

કન્યાને દ્વેષભાવથી અકન્યા કહેવી એ તેની મોહોટામાં મોહોટી નિંદા છે એમ સૂચવેછે—

पाणिग्रहणिका मंत्राः कन्यास्वेव प्रतिष्ठिताः ॥
नाकन्यासु क्वचिन्नृणां लुप्तधर्मक्रिया हि ताः ।२२६।

પાણિગ્રહણસબધી મંત્રો કન્યાઓમાજ પ્રતિષ્ઠિત છે કદાપ પણ અકન્યાઓમા એ મંત્રો ચાલતા નથી કારણ કે તેઓમા તો ધર્મક્રિયા લુપ્ત થઇ જાયછે ૨૨૬

કન્યાને અકન્યા કહેનારનો દંડ કરવો એ યોગ્ય છે કારણ કે પાણિગ્રહણ-સબધી એટલે વિવાહને લગતી ધર્મક્રિયાના મંત્રોમા કન્યાશબ્દનુજ શ્રવણ થાયછે એટલે અકન્યાને માટે તે મંત્રો કામ આવતા નથી તેથી અકન્યાની વિવાહરૂપ ધર્મક્રિયા લુપ્તજ થઇ જાયછે" તેવી અકન્યાઓ એટલે વિવાહપહેલાં પુરૂષસસર્ગને

પામેલી સ્ત્રીને પરણવી જોઇએ નહિ, કારણ કે તે અગ્નિહોત્રાદિ ધાર્મિકક્રિયાઓમાં તથા અપત્યોત્પાદન કર્મમાં અધિકારવિનાની છે. આ ઉપરથી જે કન્યા હોય તેને અકન્યા કહેવી એ ખરેખરો અપરાધજ છે અને અપરાધીનો રાજાએ દંડ કરવોજ જોઇએ.

કન્યાનું ભાર્યાપણું ક્યારે થાયછે તે જણાવેછે—

**पाणिग्रहणिका मन्त्रा नियतं दारलक्षणम् ॥**
**तेषां निष्ठा तु विज्ञेया विद्वद्भिः सप्तमे पदे ॥ २२७ ॥**

પાણિગ્રહણમાં ઉપયોગી વૈદિક મંત્રો નિશ્ચયપણાથી ભાર્યાત્વમાં નિમિત્તરૂપ છે. તે મંત્રોની સમાપ્તિ સાતમે પગલે થાયછે એમ વિદ્વાનોએ જાણવું. ૨૨૭.

सखा सप्तपदी भव। એ મંત્રથી કન્યાને જ્યારે સાતમું પગલું મૂકાવવામાં આવેછે ત્યારેજ તેમાં ભાર્યાપણું કહેવાયછે અને વિવાહસંસ્કારના મંત્રોની સમાપ્તિ પણ ત્યાંજ છે. કન્યા રોગવાળી અથવા કાંઇ દોષવાળી હોય અને ખબર પડતાં પસ્તાવો થાય તો વર આ મંત્રો સમાપ્ત થયાપહેલાં કન્યાને પરણવું છોડી તેનો ત્યાગ કરી શકેછે અને વરમાં કાંઈ રોગદોષ જોવામાં આવે તો કન્યાનો પિતા ત્યાંસુધીમાં વિવાહ અટકાવી તે કન્યાને બીજે ઠેકાણે પરણાવી શકેછે કારણ કે સપ્તપદી પૂર્ણ થતાંજ ભાર્યાત્વ થાયછે ત્યાંસુધી કન્યાત્વ હોયછે. પણ સપ્તપદી થઇ ગયાપછી વરમાં કે કન્યામાં કાંઇ પણ દોષ જોવામાં આવવાથી આ સંબંધ અયોગ્ય થયો એમ પશ્ચાત્તાપ થાય તોપણ તે પશ્ચાત્તાપ સંબંધ છોડવામા પ્રયોજક થઇ શકતો નથી.

ક્રયવિક્રયાનુશય પ્રકરણનો ઉપસંહાર કરેછે—

**यस्मिन्यस्मिन्कृते कार्ये यस्येहानुशयो भवेत् ॥**
**तमनेन विधानेन धर्म्ये पथि निवेशयेत् ॥ २२८ ॥**

જે જે કાર્ય કર્યાપછી જે માણસને પશ્ચાત્તાપ થાય તેને ઉપર કહેલા પ્રકારથી રાજાએ ધર્મમાર્ગમાં સ્થાપવો. ૨૨૮.

[1]. કેવળ ક્રયવિક્રયની બાબતમાંજ નહિ પણ કોઇ બીજી બાબતમાં પણ તે કર્યાપછી પશ્ચાત્તાપ થાય તો ઉપર જણાવેલા એટલે દશ દિવસસુધી પાછું લેવું દેવું અથવા સપ્તપદી થયા પહેલાં વિવાહ અટકાવવોવગેરે પ્રકારથી રાજાએ તે પશ્ચાત્તાપ કરનારા લોકોને ધર્મમાર્ગમાં રાખવા.

સ્વામિપાલવિવાદ પ્રકરણનો આરંભ કરેછે—

पशुषु स्वामिनां चैव पालानां च व्यतिक्रमे ॥
विवादं संप्रवक्ष्यामि यथावद्धर्मतत्त्वतः ॥२२९॥

પશુઓના વિષયમાં માલેકોને તથા પશુઓનું પાલન કરનારાઓને પરસ્પર વાંધો પડે ત્યારે યથાર્થ ધર્મતત્વથી તે વિવાદની વ્યવસ્થા કહું છું ૨૨૯

જેઓ ઢોરને ચારવા લઇ જતા હોય તેઓની પાસેથી ઢોર ખોવાય કે તેને કાંઇ નુકસાન થાય તો તેની જોખમદારી તેનાપર છે કે તે તેના માલેકને જોખમે છે વગેરે જાતના તેઓમાં પરસ્પર વાંધા ઉઠે તો તેનો નિર્ણય હવે કહેવામાં આવેછે.

પશુઓનો જોખમ કયારે કોનાપર છે તે કહેછે—

दिवा वक्तव्यता पाले रात्रौ स्वामिनि तद्गृहे ॥
योगक्षेमेऽन्यथा चेत्तु पालो वक्तव्यतामियात् ।२३०।

દિવસનો પશુઓના યોગક્ષેમનો જોખમ પાલ એટલે ગોવાળવગેરે જે તેને ચરવા લઇ જતો હોય તેનાપર છે અને રાત્રિનો તે જોખમ જો પશુઓ ઘેર રહેલા હોય તો તેના માલેકનો છે જો રાત્રિના પણ ગોવાળવગેરેને પશુ સોંપવામાં આવ્યા હોય તો રાત્રિનો જોખમ પણ તેનાપરજ છે ૨૩૦

ઢોરને સાચવવાનો જોખમ જે વખતે તેઓ જેના કબજામાં હોય તેવખતે તેનાપર છે ગોવાળ ઢોરને ચારીને રાત્રે આવી સોંપી જાય પછી તે જોખમમાંથી છુટી જાયછે પશુઓ ઘણે ભાગે દિવસના ગોવાળના કબજામાં રહેછે અને રાત્રિના માલેકના કબજામાં રહેછે તેથી દિવસનું તેને કાંઇ નુકસાન થાય તો તેનો જવાબ ગોવાળે દેવો પડેછે

જેને બીજો કાંઇ પગાર ન અપાતો હોય એવા ગોવાળને પોતાનાપોષણ માટે શું મળવું જોઇએ તે કહેછે—

गोपः क्षीरभृतो यस्तु स दुह्याद्दशतो वराम् ॥
गोस्वाम्यनुमते भृत्यः सा स्यात्पालेऽभृते भृतिः ।२३१।

જે ગોપભૃત્ય દૂધ લઇને ગાયોને ચારનાર હોય તે ગાયોના માલેકની રજાથી દશ ગાયોમાં જે શ્રેષ્ઠ ગાય હોય તેનું દૂધ લેવું મળણું કે દૂધપણું પગારવગરના તે નોકરનો એજ પગાર ગણાયછે ૨૩૧

અન્નધનવગેરે કોઈપણ જાતનો પગાર નહિ લેનાર ગોવાળે દશ ગાયોમાં એક જે શ્રેષ્ઠ ગાય હોય તેનું દૂધ તેના માલેકની રજાથી પોતાના પગારરૂપે લેવું. અર્થાત્-દશ ગાયોને ચરાવતા અને તેનું રક્ષણ કરતાં એક ગાયનું દૂધ પોતે લેવું તેજ તેનો પગાર ગણાયછે અહીં ગાયને ઉપલક્ષણરૂપ સમજી બીજા પશુઓનું પાલન કરનારમાટે પણ આ ક્રમ લાગુ પાડવામાં આવેછે. જેમકે માલેકનાં દશ ઘેટાંનું પાલન કરનાર બીજો કાંઇપણ પગાર ન લે તો તે એક ઘેટાંની ઉન પોતાના ભાગરૂપે લે તેજ તેનો પગાર ગણાય.

**ગોવાળના કબજામાં હોય ત્યારે પણ પશુઓની કેવા પ્રકારની હાનિમાં તેનો જોખમ તેનાપર આવેછે તે કહેછે—**

**नष्टं विनष्टं कृमिभिः श्वहतं विषमे मृतम् ॥**
**हीनं पुरुषकारेण प्रदद्यात्पाल एव तु ॥ २३२ ॥**

પશુપાલ પોતાથી બનતો ઉદ્યોગ ન કરે અને પશુ ખોવાઇ જાય, કૃમિ પડવાથી મરી જાય, કૂતરાવગેરે હિંસક પ્રાણીઓથી નાશ પામે અને વિષમપ્રદેશમાં સપડાઇ નાશ પામે તો પશુપાલે તેના માલેકને નુકસાન ભરી દેવું પડેછે ૨૩૨.

સાધારણ રીતે એમજ માની શકાય કે પશુપાલ પૂરી દેખરેખ ન રાખે તો પશુ ખોવાઈ જાય, અથવા જીવડાઓ પડવાથી હેરાન થઇ મરી જાય, અથવા કૂતરાઓવગેરે તેને ફાડી ખાય અને વિષમ પ્રદેશ એટલે ખાડવગેરેમાં પડી નાશ પામે અને તેણે પોતાના પ્રમાદથી તેમ બને તો તેના માલેકને નુકશાન ભરી દેવું પડે પરંતુ તે પોતાથી બનતી રીતે તેને બરાબર જાળવતો હોય છતાં કોઇ પશુ એકદમ દોડી નાસી જાય, આ માણસ તેને અટકાવવા પાછળ દોડે તોપણ તેના હાથમાં આવે નહિ, અથવા આ માણસ અટકાવવા જાય તેની પહેલાં તો દોડીને ક્યાંક ઉંચેથી કે ખાડમાં પડીને મરણ પામે અથવા ખબર ન પડે તેવી રીતે કોઇ સર્પવગેરેના કરડવાથી મરણ પામે અથવા જેની સામે કંઇપણ ઉપાય કામ ન લાગે એવું સાવજવગેરે કોઇ વિકરાળ હિંસકપ્રાણી અચાનક આવીને મારી નાખે તો તેને માટે પશુપાલનો અપરાધ ગણાતો નથી કારણ કે એવા પ્રસંગોમાં તેણે બનતી મહેનત કરી હોયછે તેમ છતાં તેની મેહેનત કામ આવી હોતી નથી અથવા સાવજવગેરેની સામે થવું તેની શક્તિઉપરાંતનું કામ હોવાથી તેનાથી બની શકે તેવું ન હતું.

**પશુપાળનો ઉદ્યોગ કંઇપણ કામ ન આવે એવી રીતે પશુ હરાઇ જાય તો તેનો જોખમ પણ પશુપાલઉપર નથી એ જણાવેછે—**

विघुष्य तु हृतं चौरैर्न पालो दातुमर्हति ॥
यदि देशे च काले च स्वामिनः स्वस्य शंसति ।२३३।

વદિત્રના શબ્દપૂર્વક ચોરલોકો પશુને હરી જાય તો પશુપાળે તે વરતી આપવુ પડતુ નથી પરંતુ પશુઓનુ હરણ થાય તેજ વખતે તેના માલેક-પાસે જઇને અમુક પ્રદેશમા પશુનુ હરણ થયુ છે એમ પશુના માલેકને તેણે ચેતાવવુ જોઇએ ૨૩૩.

ચોર લોકો જાહેરરીતે ધાડ પાડી પશુને હરી જાય તો તેનો જોખમ પણ પશુપાળઉપર નથી કારણ કે તેમા તેનું સામર્થ્ય કાઇ કામ આવતુ નથી એ વખત તેનુ કર્તવ્ય એ છે કે તેણે તરતજ પહોચીને તેના માલેકને ખબર આપ-વામા ચકુશત કરવી નહિ

પશુ મરી જાય તે વખતનું પશુપાલનું કામ કહેછે—

कर्णौ चर्म च वालांश्च वस्तिं स्नायुं च रोचनाम् ॥
पशुषु स्वामिनां दद्यान्मृतेष्वंगानि दर्शयन् ॥२३४॥

પશુઓ મરણ પામે ત્યારે તેના કાન ચર્મ, વાળ, બસ્તિ, સ્નાયુ, રોચના અને કેટલાએક અંગો તેના માલેકોને ખાત્રી માટે લઇ જઇને દેખાડવા ૨ ૪

પશુપાલના પ્રમાદથી નહિ પણ આયુષના ક્ષયથી કોઇ પશુ મરણ પામે ત્યારે તેના કાનવગેરે નિશાનીઓ લઈ જઇને તેના માલેકને દેખાડી તેની ખાત્રી કરાવવી નાભિની નીચેનો ભાગ બસ્તિ કહેવાયછે ગાયના મસ્તક-પ્રદેશમા સુકા-યેલો પિત્તનો ભાગ રોચના કહેવાયછે

બકરાં તથા ગાડરનું પાલન કરવામાં તેઓને નુકશાન થાય તો તેમાં પશુપાલઉપર દોષ કેવે પ્રસંગે આવેછે તે જણાવેછે—

अजाविके तु संरुद्धे वृकैः पाले त्वनायति ॥
यां प्रसह्य वृको हन्यात्पाले तत्किल्बिषं भवेत् ।२३५।

બકરીઓ કે ગાડરોને વૃક એટલે નાહર નામનુ જાનવર દબાવીનો પશુપાલના નહિ આવી પહોચવાથી તેમાથી જે બકરીવગેરેને મારી નાખેછે તેનો દોષ પશુપાલઉપર આવેછે ૨૩૫

બકરાવગેરે નાદાના પશુઓને પશુપાલના પ્રમાદથી નાહરવગેરે આવીને ? મારી નાખે તો તે પશુપાલનોજ અપરાધ ગણાયછે

પશુપાલનો ઉદ્યોગ કામ ન આવે એટલી ઝડપથી નાહરવગેરે આવીને નુકશાન કરે તો તે દોષ પશુપાળઉપર નથી એમ જણાવેછે—

**तासां चेदवरुद्धानां चरन्तीनां मिथो वने ॥**
**यामुत्प्लुत्य वृको हन्यान्न पालस्तत्र किल्बिषी ।२३६।**

બકરીનું ટાળું તથા ગાડરનું ટાળું જંગલમા ફરતું હોય અને પશુપાળ તેનું પાલન કરતો હોય છતા અકસ્માત્ આવી પડીને નાહર તેમાથી કોઇને મારી નાખે તેમા પશુપાળ અપરાધી નથી   ૨૩૫

કારણ કે તેવા અકસ્માત્ થઈ જાય તેમાં પુરૂષનો પ્રમાદ ગણાતો નથી.

કેવે સ્થળે પશુઓ કોઇના ધાન્યવગેરેની હાનિ કરે તો પશુપાળ અપરાધી ગણાતો નથી તે કહેછે—

**धनुःशतं परीहारो ग्रामस्य स्यात्समन्ततः ॥**
**शम्यापातास्त्रयो वापि त्रिगुणो नगरस्य तु ॥२३७॥**
**तत्रापरिवृतं धान्यं विहिंस्युः पशवो यदि ॥**
**न तत्र प्रणयेद्दण्डं नृपतिः पशुरक्षिणाम् ॥२३८॥**

ગામને ફરતી એકસો ધનુષજેટલી અથવા લાકડી હાથમાં લઈ ફેંકતાં જેટલે જાય તેના કરતાં ત્રણગણી પૃથ્વી ખાલી રાખવી અને મોહોટું શહેર હોય તો તેનાથી ત્રણગણી પૃથ્વી ખાલી રાખવી એટલી જમીનની અંદર કોઇનું ધાન્ય હોય અને તેને ફરતી વાડ ન હોય તો કદાચ પશુઓ તે ધાન્ય ખાઇ જાય તેમાં રાજાએ પશુપાલોને દંડ કરવો નહિ.   ૨૩૭, ૨૩૮.

ચારહાથનું એક ધનુષ થતું હોવાથી એકસો ધનુષજેટલી એટલે ચારસો હાથ માપવાળી પૃથ્વી પશુઓને ચરવામાટે ખાલી રાખવી જોઇએ, અથવા એક માણસ પોતાના હાથમાની લાકડી દૂર ફેંકે અને તે જેટલે દૂર જાય તેનાકરતાં ત્રણગણી પૃથ્વી તેમાટે રાખવી સાધારણ ગામમાટે આટલી પૃથ્વી બસ છે. પણ મોહોટા શહેરને ફરતી આનાકરતા ત્રણગણી પૃથ્વી પશુઓને ચરવામાટે ખાલી રાખવી

જોઇએ તે ખેતરની અંદર કોઇ ધાન્યાદિ વાવે અને તેના રક્ષણમાટે ફરતી વાડ તેણે ન કરી હોય અને તેથી પશુઓ તેમાથી કાઇ ખાય જાય તો તે બાબત તે ધાન્યવગેરેનો માલેક ફરિયાદ કરે તોપણ પશુપાલનો રાજાએ દંડ કરવો જોઈએ નહિ કારણ કે પશુપાલ કંઇ દરેક પશુને બાંધીને પોતાના હાથમા રાખી શકતો નથી અને એ જગા પશુઓને ચરવાની હોયછે તેથી તેવી જગાના કોઇ કાઇ વાવે તો તેણે તેના રક્ષણમાટે ફરતી વાડ કરવીજ જોઇએ

વાડ કેવી કરવી તે કહેછે—

**वृतिं तत्र प्रकुर्वीत यामुष्ट्रो न विलोकयेत् ॥**
**छिद्रं च वारयेत्सर्वं श्वसूकरमुखानुगम् ॥२३९॥**

ગામની ચોમેર છાડી દેવાની જગામા કદી કાઇ વાવ્યુ હોય તો તેને ફરતી એવડી મોહાટી વાડ કરવી કે જેનુ ઉલ્લંઘન કરીને ઉંટની દૃષ્ટિ અંદર પડે નહિ અને તેમા કુતરા કે ભુંડનુ મ્હોડુ પેસી જાય એવા છિદ્રો પણ રહેવા દેવા નહિ ૨૩૯

આવી જગાઓમા જે કાઇ વાવ્યુ હોય તેને ફરતી કાટાવાળી ઉંચી અને છિદ્રોવગરની વાડ કરવી જોઈએ જેથી કોઇ પશુ તેમા પેસી શકે નહિ

ફરતી વાડવાળા ક્ષેત્રવગેરે સ્થળમા પશુઓ કંઇ નુકસાન કરે તો શુ કરવુ તે જણાવેછે—

**पथि क्षेत्रे परिवृते ग्रामान्तीयेथवा पुनः ॥**
**सपालः शतदण्डार्हो विपालान् वारयेत्पशून् ॥२४०॥**

જે ક્ષેત્ર માર્ગઉપર હોય અથવા ગામની સમીપમા હોય અને તેને ફરતી વાડ હોય તેમા સાથે પશુપાલ હોવા છતા પશુ અંદર જઇને કંઇ હાનિ કરે તો તેનો સો પણ દંડ કરવો અને જે પશુઓ પશુપાલવગરના હોય તેનો અટકાવ તો ક્ષેત્રના સ્વામીએજ કરવો ૨૪૦

સાથે પશુપાલ હોય અને હાર નુકસાન કરે તો તે દંડ પશુપાલનો કરવો અને સાથે પશુપાલ ન હોય તો તે દંડ પશુના માલેકનો કરવો અને જે પશુઓનુ પાલન કરનાર કોઇ ન હોય એવા અર્થાત્ આકેલા પશુઓ હોય તેઓને અટકાવવાનુ ધ્યાન ક્ષેત્રના સ્વામીએ પોતેજ રાખવુ જોઇએ કારણ કે તેનો દંડ કોઇના ઉપર નથી હોતો

ઉપર જણાવ્યાં તે સિવાયનાં ક્ષેત્રોમાં પશુઓ કાંઇ નુકસાન કરે તો શું કરવુ તે કહેછે—

क्षेत्रेष्वन्येषु तु पशुः सपादं पणमर्हति ॥
सर्वत्र तु सदो देयः क्षेत्रिकस्येति धारणा ॥२४१॥

ઉપર જણાવ્યાં છે તે સિવયનાં ક્ષેત્રોમાં જઇ પશુઓ નુકસાન કરે તો પશુપાલનો સવા પણ દંડ કરવો. પશુઓએ જે કાંઇ નુકસાન કર્યું હોય તે ક્ષેત્રના માલેકને પશુપાલે અથવા પશુના માલેકે ભરી આપવુ એવો નિયમ છે. ૨૪૧.

માર્ગનાં તથા ગામપાસેનાં ક્ષેત્રોકરતાં બીજાં ક્ષેત્રોમાં પશુઓને જવાનો સંભવ ઘણો ઓછો છે તેથી આ દંડ ઓછો મૂકયો છે આ દંડ રાજ્યે લેવાનો છે અને ક્ષેત્રમા જે નુકસાન થયુ હોય તે પશુપાળે અથવા પશુના માલેકેજ ભરી દેવું પરેછે અહીં પશુ શબ્દ ઘણે ભાગે ગાયને માટેજ લેવાનો છે કારણ કે ભેંસવગેરે બીજાં પશુએ કરેલાં નુકસાનમાટે બીજી સ્મૃતિઓમાં વિશેષ દંડ કહેલો છે જેમકે दश महिष्यांष्वजाविषु द्वौ। એટલે ભેંસે કરેલાં નુકસાનને માટે દશ અને બકરી કે ઘેટાંએ કરેલા નુકસાનને માટે બે પણ દંડ કરવો એમ ગૌતમ જણાવેછે

કેવાં પશુઓ નુકસાન કરે તોપણ દંડ થઇ શકે નહિ તે જણાવેછે—

अनिर्दशाहां गां सूतां वृषान् देवपशूंस्तथा ॥
सपालान्वा विपालान्वा न दण्ड्यान्मनुरब्रवीत् ॥२४२.

જેને પ્રસવ થયે દશ દિવસ ન થયા હોય એવી ગાય, આંકેલા વૃષો તથા દેવપશુઓ પશુપાલસહિત હોય કે પશુપાલવગરનાં હોય અને કોઇના ક્ષેત્રમાં જઇ ધાન્યવગેરે કાંઇ ખાઇ જાય તોપણ તે અદંડ્ય છે એમ મનુએ કહેલું છે. ૨૪૨.

ગાય વીયાએલ હોય ત્યારે થોડા દિવસ સુધી તેને સાચવવી બહુ મુશ્કેલ પરેછે, તેથી તેવા ગાય વખતે કોઇ ખેતરમાં પેસી જાય અને નુકસાન કરે તેમજ આંકેલ એટલે ચક્ર તથા ત્રિશૂળનાં ચિન્હ કરી છુટા મૂકી દીધેલા વૃષ એટલે સાંઢડા અને દેવમંદિરમાં આપી દીધેલા પશુઓ તેઓની સાથે તેનું પાલન કરનાર કોઇ હોય કે ન હોય અને તેઓ કશાય ધાન્યવગેરે ખાઇ જાય તોપણ તે અદંડ્ય છે એટલે તેસંબંધી કોઇનો કશો દંડ થઇ શકતો નથી.

પ્રસંગને લીધે ક્ષેત્રના સ્વામીના દોષથી ક્ષેત્રમાં કાંઇ નુકસાન થાય તો રાજાને પણ પોતાને મળતા ભાગમાં તેટલું નુકસાન ભોગવવું પડેછે તેથી રાજાએ તે દોષ કેમ અટકાવવો અથવા તે દોષમાટે શું દંડ કરવો તે કહેછે—

**क्षेत्रियस्यात्यये दण्डो भागाद्दशगुणो भवेत् ॥**
**ततोऽर्धदण्डो भृत्यानामज्ञानात्क्षेत्रिकस्य तु ॥२४३॥**

ક્ષેત્રસ્વામીના અપરાધથી રાજાના હકમાં જેટલી હાનિ થાય તેના કરતાં તેનો દશગણો દંડ કરવો. અને ક્ષેત્રસ્વામીને ખબર ન હોય પણ તેના નોકરોના અપરાધથી રાજાના હકમાં જેટલી હાનિ થાય તેનાકરતાં તેનો પાંચગણો દંડ કરવો. ૧૪૩

ખેતરનો ધણી વાવેલું ધાન્ય પોતાનાં ઢોરોને ખવરાવી દે અથવા બીજાં ઢોરો ખાઇ જાય તેનું ધ્યાન રાખે નહિ અથવા સમયપ્રમાણે વાવણી કરે નહિ આ સઘળા તેના અપરાધ ગણાવછે.

આ પ્રકરણનો ઉપસંહાર કરેછે—

**एतद्विधानमातिष्ठेद्धार्मिकः पृथिवीपतिः ॥**
**स्वामिनां च पशूनां च पालानां च व्यतिक्रमे ॥२४४॥**

ધાર્મિક રાજાએ પશુઓના માલેકોના અપરાધમાં, પશુઓના અપરાધમાં અને પશુપાલોના અપરાધમાં ઉપર કહ્યાપ્રમાણે વ્યવસ્થા કરવી. ૨૪૪.

વ્યવસ્થા કરવી એટલે કેવે પ્રસંગે દંડ કરવો અને કેવે પ્રસંગે દંડ નહિ કરવો તે ધ્યાનમાં રાખી તે પ્રમાણે વર્તવું.

સીમાવિવાદધર્મ નામનું વ્યહારસ્થાન કહેવાનો આરંભ કરેછે અને તેમાં સીમાડાના નિર્ણયનો સમય દેખાડેછે—

**सीमां प्रति समुत्पन्ने विवादे ग्रामयोर्द्वयोः ॥**
**ज्येष्ठे मासि नयेत्सीमां सुप्रकाशेषु सेतुषु ॥२४५॥**

બન્ને ગામને લગતા સીમાડાની બાબતમાં જ્યારે વિવાદ ઉત્પન્ન થાય ત્યારે જ્યેષ્ઠ માસ કે જેમાં સીમાડાનાં ચિન્હો બરાબર દેખવામાં આવેછે તેમાં સીમાડાનો નિર્ણય કરવો. ૨૪૫.

બહાર ન દેખાય એવી નિશાનીઓ રાખવાની પણ ભલામણ કરેછે—

उपच्छन्नानि चान्यानि सीमालिङ्गानि कारयेत् ॥
सीमाज्ञाने नृणां वीक्ष्य नित्यं लोके विपर्ययम् ।२४९।

જગતમા સીમાડા નક્કી કરવાની બાબતમા અનેક જાતની ભ્રાતિઓ ઉઠતી જોવામા આવેછે તેથી સીમાડાની, ઉપર જણાવ્યાસિવાય છુપી નિશાનીઓ પણ રાખવી ૨૪૯

નિર્ણય કરવા બેઠેલા અજાણ્યા લોકોને એવી ભ્રાતિઓ પણ ઉઠતી જોવામાં આવેછે કે વૃક્ષોવગેરે જેને સીમાડાની નિશાનીતરીકે કહેવામા આવેછે તે ખરેખર સીમાડાની નિશાનીઓ રોજ અહીં હશે કે હાલ માત્ર કહેવાના હશે અથવા સીમાડો દબાવનારાઓ તેવી જાહેર નિશાનીઓને નાબુદ કરી નાખી કોની ક્યાસુધી સીમા હશે એવી ભ્રાતિ પણ ઉભી કરેછે માટે કેટલીક છુપી નિશાનીઓ પણ રાખવી જોઇએ

છુપાં નિશાનોનો પ્રકાર કહેછે—

अश्मनोस्थीनि गोवालांस्तुपान्भस्मकपालिकाः ॥
करीषमिष्टकांगारांश्छर्करा वालुकास्तथा ॥ २५० ॥
यानि चैवंप्रकाराणि कालाद्भूमिर्न भक्षयेत् ॥
तानि संधिषु सीमायामप्रकाशानि कारयेत् ॥२५१॥

પથ્થર, અસ્થિ, બળદના વાળ, ફોતરા, રાખ, કાચના અડર્યાં, ઇટો, કોલસા, પાચીકા, વેળુ અને એવાજ બીજા પદાર્થો કે જેઓને ઘણે કાળે પણ પૃથ્વી ખાઇ જતી નથી તેઓને તે દેખાય નહિ તેમ સીમાડાના સંધિઓમા રખાવવા ૨૫૦, ૨૫૧

મોહોટા પાષાણવગરના બીજા પદાર્થો ઘડાવગેરેમા નાખી સીમાડાના મધ્ય પ્રદેશમા પૃથ્વીની અંદર દાટવા કારણ કે બૃહસ્પતિનુ કહેવુ એ પ્રમાણે છે

સીમાડાનો નિર્ણય કરવાનાં બીજા ચિન્હો પણ કહેછે—

एतैर्लिङ्गैर्नयेत्सीमां राजा विवदमानयोः ॥
पूर्वभुक्त्या च सततमुदकस्यागमेन च ॥ २५२ ॥

રાજાએ ઉપર જણાવેલાં ચિન્હો જોઇને તેમજ તેઓનો પારંપરિક ભોગવટો અને પાણીનો ચાલવાનો માર્ગ જોઇને વાંધાવાળાઓની સીમાનો નિર્ણય કરવો. ૨૫૨.

સીમાડાનો નિર્ણય કરવામાં રાજાએ આ સઘળી નિશાનીઓ, તેમજ ઘણા લાંબા વખતનો ભોગવટો તથા નદીવગેરેનો પ્રવાહ એ સઘળું ધ્યાનમાં લેવું. આ અધ્યાયના ૧૪૯ મા શ્લોકમાં જણાવ્યું છે તેપ્રમાણે થોડાસમયનો બીજાનો ભોગવટો હોય તો તેટલાઉપરથી તે સીમા તેની થઇ જતી નથી એપણ ધ્યાનમા રાખવું

નિશાનીઓમાં સંશય થાય તો સાક્ષીઓ બોલાવી નિર્ણય કરવાનું કહેછે—

यदि संशय एव स्याल्लिङ्गानामपि दर्शने ॥
साक्षिप्रत्यय एव स्यात्सीमावादविनिर्णयः ॥२५३॥

જો કદી નિશાનીઓ જોવા છતાં પણ સંશય રહે તો સાક્ષીઓથી ખાત્રી કરીને સીમાસબંધી વિવાદનો નિર્ણય કરવો. ૨૫૩.

છુપી નિશાનીઓ હોય તેના ઉપર બન્નેપક્ષ દાવો કરતા હોય અને વૃક્ષવગેરેને પણ તેમજ ગણતા હોય તોપછી એ બાબતમાં સાક્ષીઓઉપર આધાર રાખવો.

સાક્ષીઓને પ્રશ્ન કરવાવિષે કહેછે—

ग्रामीयककुलानां च समक्षं सीम्नि साक्षिणः ॥
प्रष्टव्याः सीमलिङ्गानि तयोश्चैव विवादिनोः ।२५४।

ગામના લોકો તથા વાદિપ્રતિવાદિની સમક્ષમાં સીમાડાની બાબતના સાક્ષીઓને સીમાડાની નિશાનીઓસંબંધી પૂછવું. ૨૫૪.

બન્ને ગામના જાણીતા વૃદ્ધ લોકોની અને વાદી તથા પ્રતિવાદીની હાજરીમાં એવા લોકોને સીમાડાની નિશાનીઓ વિષે પૂછવું ગામના લોકોની હાજરીનું કારણ એ છે કે તેમ હોય તો સાક્ષી અન્યથા બોલવાની ઇચ્છા હોય તોપણ તેમ બોલતાં અચકાયછે.

સાક્ષીઓના બોલવાપ્રમાણે સીમા દોરવાવિષે કહેછે—

**ते पृष्टास्तु यथा ब्रूयुः समस्ताः सीम्नि निश्चयम् ॥**
**निबध्नीयात्तथा सीमां सर्वांस्तांश्चैव नामतः ॥२५५॥**

તે સઘળા સાક્ષીઓને પૂછયાપછી તેઓ જે પ્રમાણે સીમાડાના વિષયમાં કહે તેપ્રમાણે સીમા દોરી લેવી અને તેઓના નામ પણ લખી લેવાં ૨૫૫.

એકાદ સાક્ષી નહિ પણ સઘળા સાક્ષીઓ કહે અને તેઓનો એક મત હોય તેપ્રમાણે સીમા દોરવી સાક્ષીઓમા બે મત હોય તો જેઓમા ઘણા મત હોય તેપ્રમાણે કરવું સીમા દોરી લેવી એટલે તામ્રપત્રવગેરેમા નિશાનીઓ અને તે તે સ્થળની ઓળખાણમાટે કહેવાતા નામસહિત સીમા આળેખી લેવી અને તે સીમા કહેનારાઓના નામ પણ લખી લેવા

સીમાના નિર્ણયમાં કેવીરીતે સાક્ષી દેવી તે કહેછે—

**शिरोभिस्ते गृहीत्वोर्वीं स्रग्विणो रक्तवाससः ॥**
**सुकृतैः शापिताः स्वैः स्वैर्नयेयुस्ते समंजसम् ॥२५६॥**

સીમાવિષયના સાક્ષીઓએ મસ્તકઉપર મૃત્તિકા રાખી પુષ્પોની માળા તથા રાતા વસ્ત્રો ધારણ કરી પોતાના શુભકર્માના શપથ ખાઇ સરલપણે સીમાનો નિર્ણય કરવો ૨૫૬

યાજ્ઞવલ્કયના કહેવાપ્રમાણે રાતા પુષ્પોની માળા ધારણ કરવી રાતાં પુષ્પોની માળા અને રાતા વસ્ત્રો ધારણ કરવા તે વાસ્તુપુરુષનુ રૂપ કહેવાયછે અર્થાત્ વાસ્તુપુરુષરૂપ બની પોતાના સુકૃતોના સોગનથી સીમાસબધી નિર્ણયમા સત્યજ બોલવુ

સીમાના નિર્ણયમાં સત્ય બોલનારની પ્રશંસા કરવાની સાથે ખોટું બોલનાર સાક્ષીનો દંડ કહેછે—

**यथोक्तेन नयन्तस्ते पूयन्ते सत्यसाक्षिणः ॥**
**विपरीतं नयन्तस्तु दाप्याः स्युर्द्विशतं दमम् ॥२५७॥**

યથાર્થ બોલી સીમાનિર્ણય કરનારા સત્ય સાક્ષીઓ પવિત્ર થાયછે અને અસત્યપણે સીમા બતાવનારાઓ બસો પણના દંડનુ પાત્ર થાયછે ૨૫૭.

સીમાના નિર્ણયની બાબતમાં જે સાક્ષીઓ સાચી સીમા બતાવેછે અને નિર્ણય કરવા બેઠેલા બીજાઓને સાચે રસ્તે દોરેછે તે પવિત્ર થાયછે અર્થાત તેના કઇ પૂર્વપાપો હોય તે પણ નાશ પામેછે અને જે ખોટુ બોલનારા સાક્ષી પોતે ખોટી સીમા બતાવે અથવા નિર્ણય કરવા બેઠેલાઓને ખોટે રસ્તે દોરે તેનો બસો પણુ દંડ કરવો જોઇએ

**સીમાની બાબતમાં બરાબર જાણનાર કોઇ સાક્ષી ન હોય તો કેમ કરવું તે કહેછે—**

## साक्ष्यभावे तु चत्वारो ग्रामाः सामन्तवासिनः ॥
## सीमाविनिर्णयं कुर्युः प्रयता राजसन्निधौ ॥ २५८ ॥

જો કાંઇ કોઇપણ સાક્ષી ન હોય તો આસપાસના ગામમા રહેનાર ચાર લોકોએ રાજાની સમક્ષમા બરાબર ધ્યાન દઇને સીમાનો નિર્ણય કરવો ૨૫૮

ઉપર જણાવ્યાપ્રમાણે તેજ ગામના સાક્ષી ન હોય તો આજુબાજુના ગામવાળા મુખ્ય પ્રતિષ્ઠિત ચાર પુરૂષોએ રાજાની સમક્ષમા પૂર્ણ વિચાર કરી સીમાનો નિર્ણય કરવો

**આજુબાજુના ગામવાળા એવા આગળ પડતા પુરૂષો ન હોય કે જેઓ સીમાનો નિર્ણય કહી શકે, તોપછી કોને બોલાવવા તે કહેછે—**

## सामन्तानामभावे तु मौलानां सीम्नि साक्षिणाम् ॥
## इमानप्युपयुञ्जीत पुरुषान् वनगोचरान् ॥ २५९ ॥

આસપાસના ગામોમા પરંપરાથી વસનારા તેવા કોઇ સાક્ષીઓ ન મળે તો હવેપછી કહેવમા આવશે એવા વનમા ફરનારા પુરૂષોને પણ સીમાનિર્ણયમા ઉપયોગમા લેવા ૨૫૯

આજુબાજુના ગામોમા પરંપરાથી વસતા તેવા કોઇ અનુભવી માણસો સીમાની બાબતમા કાઇ જણાવી શકતા ન હોય તોપછી જે લોકોને જંગલમા ફરવાનો પોતાના ધધાને લીધે મહાવરો હોય તેવાઓને પણ પૂછવુ જોઇએ.

**વનમાં ફરનારા લોકોનો નિર્દેશ કરેછે—**

व्यांधांश्छकुनिकान्गोपान्कैवर्त्तान्मूलखानकान् ॥
व्यालग्राहानुञ्छवृत्तीनन्यांश्च वनचारिणः ॥२६०॥

પારાધીઓ, પક્ષિઓનો શિકાર કરનારાઓ, ગોવાળો તથા ભરવાડવગેરે, મચ્છીમારો, મૂળ ખોદનારા, સર્પને પકડનારાઓ, શિલોંછવૃત્તિવાળાઓ તથા બીજા પણ વનચારી લોકોને સીમવિષે પૂછવું ૨૬૦.

આવા લોકો રાતદિવસ વનમા ફરતા હોવાથી સીમાસબધી પણ કાંઇ કાઇ જાણતા હોયછે

બે ગામવચ્ચેની સીમાના નિર્ણયસંબંધી પ્રકરણનો ઉપસંહાર કરેછે—

ते पृष्टास्तु यथा ब्रूयुः सीमासन्धिषु लक्षणम् ॥
तत्तथा स्थापयेद्राजा धर्मेण ग्रामयोर्द्वयोः ॥२६१॥

ઉપર જણાવેલા લોકો સીમાડાની બાબતમા જે પ્રમાણે નિશાનીઓ કહે તે પ્રમાણે રાજાએ બન્ને ગામના સીમાડાની વ્યવસ્થા ધર્મથી કરવી ૨૬૧.

વ્યવસ્થા ધર્મથી કરવી એટલે શુદ્ધ ન્યાયઉપર નજર રાખીને તેનો નિર્ણય કરવો

ક્ષેત્રવગેરેની સીમાના નિર્ણયવિષે કહેછે—

क्षेत्रकूपतडागानामारामस्य गृहस्य च ॥
सामन्तप्रत्ययो ज्ञेयः सीमासेतुविनिर्णयः ॥ २६२॥

ખેતર, કૂવા, તળાવ, બગીચા અને ઘર એઓની સીમાના ચિહ્નોનો નિર્ણય તે તે પ્રદેશની બાજુમા વસનારા લોકોની સાક્ષીઉપરથી કરવો ૨૬૨.

ખેતર કૂવાવગેરેની હદ તેની નજીકમા વસનારા લોકો હમેશા જોતા જાણતા હોયછે તેથી તેમા તેઓનુ બોલવુ કામ લાગેછે

જેઓના બોલવાપરથી સીમાનો નિર્ણય કરવાનો છે તેઓ જો અસત્ય બોલે તો તેના દંડનો પ્રકાર કહેછે—

सामन्ताश्चेन्मृषा ब्रूयुः सेतौ विवदतां नृणाम् ॥
सर्वे पृथक् पृथग् दण्ड्या राज्ञा मध्यमसाहसम् ।२६३।

સીમાની બાબતમાં વિવાદ કરનારા લોકોના સાક્ષી થયેલા તે પ્રદેશમાં વસનારા લોકો જો અસત્ય બોલે તો રાજાએ તે સર્વને જૂદો જૂદો મધ્યમ સાહસ દંડ કરવો. ૨૬૩.

મધ્યમ સાહસ એટલે પાંચસો પણ દંડ કરવો.

કોઇને ભય બતાવીને તેનું ઘરવગેરે દબાવનારના દંડવિષે કહેછે—

गृहं तडागमारामं क्षेत्रं वा भीषया हरन् ॥
शतानि पञ्च दण्ड्यः स्यादज्ञानाद्द्विशतो दमः ॥२६४॥

કોઇને ભય બતાવીને તેનું ઘર, તળાવ, બગીચો કે ખેતર ખુંચવી લેનાર મનુષ્યને પાચસો પણ દંડ કરવો અને અજ્ઞાનથી તેમ કરનારને બસો પણ દંડ કરવો. ૨૬૪.

અજ્ઞાનથી એટલે મારાં છે એવી ભ્રાંતિથી દબાવે તો અલ્પદંડ કહ્યોછે.

કોઇપણ રીતે સીમાસંબંધી નિશ્ચય ન થતો હોય ત્યાં શું કરવું? તે જણાવેછે—

सीमायामविपह्यायां स्वयं राजैव धर्मवित् ॥
प्रदिशेद्भूमिमेतेषामुपकारादिति स्थितिः ॥२६५॥

નિશાનીઓવગેરે કોઇપણ ઉપાયથી સીમાનો નિર્ણય ન થાય ત્યારે ધર્મને જાણનારા રાજાએ પોતેજ વિવાદ કરનારા લોકોમાં જેને વિશેષ ઉપકાર થતો હોય તેને તે ભૂમિ આપવી એવી શાસ્ત્રમર્યાદા છે ૨૬૫.

રાજાને માટે ધર્મ જાણનાર એ વિશેષણ આપેલ હોવાથી તેણે પોતે બરાબર વિચાર કરી વિવાદવાળી સીમા જેને આપવાથી તેને વિશેષ ઉપકાર થતો હોય તેના હકની ઠરાવવી અને બેઉને બન્ને વચ્ચેની નવી સીમા નક્કી કરી આપવી વિવાદવાળી પૃથ્વી જેની પાસેથી જવાથી તેનો નિર્વાહ નઇ થતો હોય અથવા બે ગામની વચ્ચેની વિવાદવાળી સીમા જે ગામવાળાપાસેથી જવાને લીધે તે ગામવાળા વિશેષ લોકોને ખરેખર અનેક અગવડો અને કષ્ટો આવવાનું જણાતું હોય અને સામાપક્ષમા તેવુ ન હોય તો તે ગામવાળાના હકની તે વિવાદવાળી હદ ઠરાવવી અને તેટલી હદ મૂકીને નવો સીમાડો કરી આપવો આ પ્રમાણે શાસ્ત્રમર્યાદા છે

સીમાનિર્ણય પ્રકરણનો ઉપસહાર તથા વાક્પારૂષ્યનિર્ણય પ્રકરણનો ઉપક્રમ કરેછે—

एषोखिलेनाभिहितो धर्मः सीमाविनिर्णये ॥
अत ऊर्ध्वं प्रवक्ष्यामि वाक्पारुष्यविनिर्णयम् ।२६६।

સીમાનિર્ણયસબધી આ સઘળો ધર્મ કહ્યો હવે વાક્પારૂષ્ય એટલે કઠોર વાણીથી કોઇનો અપરાધ કરવો તેસબધી નિર્ણય કહુંછુ ૨૬૬

કોઇનું અપમાન થાય અથવા કોઈનુ મન ચવાય એવા શબ્દોનો ઉચ્ચાર તે કઠોર વાણી કહેવાયછે

ખરાબ શબ્દો બોલી બ્રાહ્મણનુ અપમાન કરનારને શિક્ષા દેવાનો પ્રકાર કહેછે—

शतं ब्राह्मणमाक्रुश्य क्षत्रियो दण्डमर्हति ॥
वैश्योप्यर्द्धशतं द्वे वा शूद्रस्तु वधमर्हति ॥ २६७ ॥

બ્રાહ્મણને અયોગ્ય શબ્દો કહેનાર ક્ષત્રિયનો એકસો પણ અને વૈશ્યનો દોઢસો અથવા બસો પણ દડ કરવો તથા તેના શૂદ્રને તાડન કરવુ ૨૬૭

મિથ્યા આળવાટે અયોગ્ય શબ્દો કહેવાયછે

બીજા વર્ણોને અયોગ્ય શબ્દો બોલનાર બ્રાહ્મણનો શુ દડ કરવો તે કહેછે—

पञ्चाशद् ब्राह्मणो दण्ड्यः क्षत्रियस्याभिशंसने ॥
वैश्ये स्यादर्द्धपञ्चाशच्छूद्रे द्वादशको दमः ॥२६८॥

જે બ્રાહ્મણ ક્ષત્રિયને અયોગ્ય શબ્દો કહે તેનો પચ્ચાસ પણ દડ કરવો, વૈશ્યને અયોગ્ય શબ્દો કહે તેનો પચ્ચીશ પણ દડ કરવો અને શૂદ્રને અયોગ્ય શબ્દો કહે તેનો બાર પણ દડ કરવો ૨૬૮

જેમ જેમ ઉત્તમ વર્ણ તેમ તેમ તેને ખરાબ શબ્દો કહેનારનો દડ વિશેષ હોયછે

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય પોતાના સમાનજાતિવાળાને ખરાબ શબ્દો કહે તેને કેવી શિક્ષા કરવી તે જણાવેછે—

समवर्णे द्विजातीनां द्वादशैव व्यतिक्रमे ॥
वादेष्ववचनीयेषु तदेव द्विगुणं भवेत् ॥ २६९ ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈસ્ય પોતાની જાતિવાળા લોકોનો આક્ષેપ કરે તો આક્ષેપ કરનારનો બાર પણ દંડ કરવો. અને બોલી શકાય નહિ એવો આક્ષેપ કરનારનો તેથી બમણો દંડ કરવો. ૨૬૯.

બોલી શકાય નહિ એવો આક્ષેપ એટલે માતાવગેરેતરફની ગાળો દઈ અપમાન કરનારને બમણો દંડ કરવો અર્થાત્ ૨૬૭-૨૬૮ અને આ શ્લોકના પૂર્વાર્દ્ધમાં જે જે શિક્ષા કહી છે તેના કરતાં બમણી બમણી શિક્ષા કરવી.

ત્રૈવર્ણિકોનું અતિ અપમાન થાય એવી દારૂણવાણી બોલનાર શૂદ્રમાટે દંડ કહેછે—

एकजातिर्द्विजातींस्तु वाचा दारुणया क्षिपन् ॥
जिह्वायाः प्राप्नुयाच्छेदं जघन्यप्रभवो हि सः ॥२७०॥

જો શૂદ્ર દ્વિજલોકોનો દારૂણવાણીથી તિરસ્કાર કરે તો તેની જીભ કાપી લેવી જોઇએ કારણ કે તે નિકૃષ્ટ અંગમાથી ઉત્પન્ન થએલ છે. ૨૭૦.

દ્વિજલોકોનો એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યનો દારૂણવાણીથી તિરસ્કાર કરનાર શૂદ્ર વિરાટરૂપના નિકૃષ્ટ અંગથી એટલે પગથી ઉત્પન્ન થયેલ હોવાથી તેને જિહ્વાના છેદરૂપ દારૂણ શિક્ષા કહી છે.

નામ તથા જાતિના ઉચ્ચારણસાથે દ્વિજોનો તિરસ્કાર કરનાર શૂદ્રને માટે શિક્ષા કહેછે—

नामजातिग्रहं त्वेषामभिद्रोहेण कुर्वतः ॥
निक्षेप्योयोमयः शङ्कुर्ज्वलन्नास्ये दशाङ्गुलः ॥२७१॥

જો શૂદ્ર નામનું તથા જાતિનું ઉચ્ચારણ કરી દ્વિજોનો તિરસ્કાર કરે તે શૂદ્રના મુખમાં અગ્નિથી તપાવેલો દશ અંગુલપ્રમાણવાળો લોઢાનો ખીલો નાખવો. ૨૭૧.

નામ લઇને કે જાતિ કહીને ગાળો દે અથવા તેવાજ બીજા કંઇ અધમ શબ્દો બોલી બ્રાહ્મણવગેરે ત્રૈવર્ણિકનું અપમાન કરે તેવા શૂદ્રનાં મુખમાં તપેલો લોઢાનો ખીલો ખોસવો એમ કહી સમજાવ્યું છે કે ઉત્તમવર્ણનું હીનવર્ણ અપમાન કરવું

નહિ વગર કેળવાયેલ મનુષ્યો કોઈની યોગ્યતાનો વિચાર કરતા નથી અને સાધારણ શિક્ષાને દાદ પણ દેતા નથી, એપર ધ્યાન રાખીને આવી આકરી શિક્ષાઓનો તેઓને ભય બતાવવામાં આવેછે

ગર્વથી બ્રાહ્મણાદિ વર્ણને ધર્મોપદેશ કરનાર શૂદ્રને કરવાની શિક્ષા કહેછે—

**धर्मोपदेशं दर्पेण विप्राणामस्य कुर्वतः ॥**
**तप्तमासेचयेत्तैलं वक्त्रे श्रोत्रे च पार्थिवः ॥२७२॥**

જે શૂદ્ર અહંકારથી બ્રાહ્મણોને ધર્મનો ઉપદેશ કરતો હોય તે શૂદ્રના મુખમાં તથા કાનમાં રાજાએ તપાવેલું તેલ નખાવવું ૨૭૨

કાંઈથી થોડુંઘણું જાણી અથવા વાંચી વાચાલપણાથી ઉત્તમવર્ણને ધર્મનો ઉપદેશ કરનારા શૂદ્રને રાજાએ અટકાવવો કારણ કે વર્ણાશ્રમધર્મનું સંરક્ષણ કરવું એ રાજાનું કર્તવ્ય છે જૂદી જૂદી જાતિના વર્ગો અંતરંગ તથા બહિરંગ સારામાઠા સાધનોથી પોતાનીજ જાતિમાં ઉચ્ચતાને કે અધમતાને પામેછે પણ તેઓનું જાત્યંતર થતું નથી તેમ જૂદી જૂદી જાતિના મનુષ્યો પણ અંતરંગ તથા બહિરંગ સારામાઠા સાધનોના યોગથી પોતાનીજ જાતિમાં ઉત્તમતાને કે અધમતાને પામેછે પણ તેઓનું જાત્યંતર થતું નથી અને તેથી દંતધાવનાદિ આવશ્યક કાર્યોમાં ઉપયોગી ગણાતા એવા પણ બબૂલાદિ વૃક્ષો આમ્રાદિવૃક્ષોને અડચણ કરતા હોય તો તેઓને અટકાવવા જોઇએ તેમ હીનવર્ણ ડહાપણના ગર્વથી ઉત્તમજાતિનો તિરસ્કાર કરે તેનો પણ અટકાવ કરવો જોઇએ

ગમે તે વર્ણ અન્યનાં શાસ્ત્રશ્રવણ, દેશ, જાતિવગેરેને અસત્ય કહે તેવિષે શિક્ષા કહેછે—

**श्रुतं देशं च जातिं च कर्म शारीरमेव च ॥**
**वितथेन ब्रुवन्दर्पाद्दाप्यः स्याद्द्विशतं दमम्॥२७३॥**

જે કોઇ મનુષ્ય અભિમાનથી બીજાના શાસ્ત્રશ્રવણ દેશ, જાતિ અને શારીરકર્મને અસત્ય કહે તેનો બસો પણ દંડ કરવો ૨૭૩

આ વાત સમાનજાતિવાળામાટે છે એટલે પોતાનીજ જાતિવાળાને કોઇ અભિમાનથી ખોટી રીતે કહે કે તારૂં શ્રુત એટલે શાસ્ત્રશ્રવણ અસત્ય છે અથવા તું અમુક દેશમાં રહેવાનું કહેછે તે જુઠું છે. અથવા તું પોતાની જે જાતિ કહેવરાવેછે તે ખોટી છે અથવા તારૂં શારીરકર્મ એટલે શરીરના સંસ્કારરૂપ

ઉપનયનાદિ કર્મ અસત્ય છે, તો તે મનુષ્યનો બસો પણ દંડ કરવો. શારીરકર્મનો અર્થ ભારવહનવગેરે પણ કરવામાં આવેછે. એટલે કોઇએ કંઇ મહેનત કરી હોય છતાં તેં તેમ નથી કર્યું એમ કહેનાર પણ દંડપાત્ર છે. આ શ્લોકનો એવો અર્થ પણ કરવામા આવેછે કે જે મનુષ્ય ગર્વથી પોતાનું શ્રુત, પોતાનો દેશ, પોતાની જાતિ અને પોતાનું શારીરકર્મ અસત્ય કહે તેનો બસો પણ દંડ કરવો.

ખરા શબ્દો બોલીને પણ વિનાકારણે કોઇનું દિલ દુખાવનારનો દંડ કહેછે—

**काणं वाप्यथवा खञ्जमन्यं वापि तथाविधम् ॥**
**तथ्येनापि ब्रुवन्दाप्यो दण्डं कार्षापणावरम् ।२७४।**

જે પુરૂષ કાણો હોય, લંગડો હોય અથવા તેવા પ્રકારની કોઇપણ ખોટવાળો હોય તેને સત્યપણાથી પણ જે પુરૂષ ખોટવાળા નામથી બોલાવે તેનો ઓછામાં ઓછો એક કાર્ષાપણ દંડ કરવો. ૨૭૪.

* કાર્ષાપણ એ પણ, પણ નામના સિક્કાનોજ પર્યાય છે

માતાપિતાવગેરેનું અપમાન કરનારનો દંડ જણાવેછે—

**मातरं पितरं जायां भ्रातरं तनयं गुरुम् ॥**
**आक्षारयञ्छतं दाप्यः पन्थानं चाददद्गुरोः ॥२७५॥**

જે માણસ માતાને, પિતાને, સ્રીને, ભાઇને, પુત્રને અને ગુરૂને પાતકના શબ્દોથી અભિશાપ આપે અને ગુરૂને માર્ગ આપે નહિ તેનો સો પણ દંડ કરવો ૨૭૫

માતાવગેરેની ખોટી નિંદા કરી તેઓનું અપમાન કરનાર અને મન દુખાવનાર તથા પોતાના ગુરૂને માર્ગ નહિ આપનાર પુરૂષ એકસો પણ દંડને લાયક છે. આવો અર્થ પણ કરવામા આવેછે કે માતાપિતાવગેરેની સાથે ક્લેશ થાય તેવી ચાડી ચુગલી કરનારનો એકસો પણ દંડ કરવો

ભિન્ન ભિન્ન વર્ણ પરસ્પર અપમાનના શબ્દો બોલે તેના દંડની વ્યવસ્થા દેખાડેછે—

**ब्राह्मणक्षत्रियाभ्यां तु दण्डः कार्यो विजानता ॥**
**ब्राह्मणे साहसः पूर्वः क्षत्रियेत्वेव मध्यमः ॥२७६॥**

विट्शूद्रयोरेवमेव स्वजातिं प्रति तत्त्वतः ॥
छेदवर्जं प्रणयनं दण्डस्येति विनिश्चयः ॥ २७७ ॥

બ્રાહ્મણે તથા ક્ષત્રિયે એકબીજાનો આક્ષેપ કરેલો હોય તો વિદ્વાન રાજાએ બ્રાહ્મણનો પ્રથમ સાહસ દંડ કરવો અને ક્ષત્રિયનો મધ્યમસાહસ દંડ કરવો. એવીજ રીતે વૈશ્ય શૂદ્રનો આક્ષેપ કરે અને શૂદ્ર વૈશ્યનો આક્ષેપ કરે તો તેનો જિહ્વાચ્છેદવગરનો ઉપર કહ્યાપ્રમાણે યથાર્થપ્રકારથી દંડ કરવો એવો શાસ્ત્રનો નિશ્ચય છે. ૨૭૬, ૨૭૭

પરસ્પરના આક્ષેપમા બ્રાહ્મણ તથા ક્ષત્રિયની પેઠેજ વૈશ્યનો પ્રથમ સાહસ દંડ કરવો અને શૂદ્રનો મધ્યમસાહસ દંડ કરવો. ૨૭૦ મા શ્લોકમાં શૂદ્રને જિહ્વાચ્છેદ દંડ કહેલો છે તે માત્ર શૂદ્રેજ આક્ષેપ કરેલો હોય પણ સામા માણસે તેનો આક્ષેપ ન કરેલ હોય તે પ્રસંગને માટે છે અને અહીં પરસ્પર આક્ષેપનુ પ્રકરણ છે તેથી જિહ્વાચ્છેદની ના કહી છે

વાક્પારુષ્ય પ્રકરણની સમાપ્તિ કરી દંડપારુષ્ય પ્રકરણનો આરંભ કરેછે—

एष दण्डविधिः प्रोक्तो वाक्पारुष्यस्य तत्त्वतः ॥
अत ऊर्ध्वं प्रवक्ष्यामि दण्डपारुष्यनिर्णयम् ॥२७८॥

આ વાક્પારુષ્યના દંડનો પ્રકાર યથાર્થરીતે કહ્યો હવે પછી દંડપારુષ્યનો નિર્ણય કહુંછું ૨૭૮

કોઇને તાડનવગેરે કરવું તે દંડપારુષ્ય કહેવાયછે

શૂદ્ર કે અતિશૂદ્ર કોઇપણ ત્રૈવર્ણિકને પ્રહાર કરે તેની શિક્ષાનો પ્રકાર કહેછે—

येनकेनचिदङ्गेन हिंस्याच्चेच्छ्रेष्ठमन्त्यजः ॥
छेत्तव्यं तत्तदेवास्य तन्मनोरनुशासनम् ॥२७९॥

જે કોઇ અંત્યજ પુરૂષ પોતાના જે જે અંગથી ઉત્તમવર્ણના મનુષ્યને પીડા કરે તેના તે તે અંગનો છેદ કરવો એવું મનુનું અનુશાસન છે. ૨૭૯.

અંત્યજ એટલે શૂદ્ર અથવા તેથી પણ હલકી જાતિનો કોઈપણ માણસ ઉત્તમવર્ણ એટલે બ્રાહ્મણ ક્ષત્રિય કે વૈશ્યને પોતાના જે અંગવડે પ્રહાર કરે તે અંગનો છેદ કરવો એવી મનુની આજ્ઞા છે. મનુની આજ્ઞા છે એમ કહી જણાવ્યું છે કે દયાળુ રાજાએ પણ આવા પ્રસંગમાં દયાથી અપરાધીને જતો મૂકવો નહિ.

ઉપર કહેલા અર્થને દૃષ્ટાંતથી સ્ફુટ કરેછે—

**पाणिमुद्यम्य दण्डं वा पाणिच्छेदनमर्हति ॥**
**पादेन प्रहरन्कोपात्पादच्छेदनमर्हति ॥ २८० ॥**

કોપથી મારવામાટે હાથ ઉગામે કે દંડ ઉગામે તોપણ તેનો હાથ કાપવો જોઇએ અને પગવડે પ્રહાર કરે તો પગ કાપવો જોઇએ ૨૮૦.

પ્રહારના અન્યસાધનો પણ દંડ શબ્દથીજ સમજી લેવા

હીનજાતિનો પુરૂષ ઉત્તમ જાતિવાળાની સાથે એક આસને બેસવા ચાહે તેને કરવાની શિક્ષા જણાવેછે—

**सहासनमभिप्रेप्सुरुत्कृष्टस्यापकृष्टजः ॥**
**कट्यां कृताङ्को निर्वास्यः स्फिचं**
**वास्यावकर्त्तयेत् ॥२८१॥**

હીનવર્ણમાં જન્મેલો પુરૂષ ઉત્કૃષ્ટ જાતિવાળાસાથે એક આસને બેસવા ઇચ્છે તો તેના કટિપ્રદેશઉપર નિશાની કરી તેને દેશમાંથી કહાડી મૂકવો અથવા તેના કટિપશ્ચાદ્ભાગના તેટલા પ્રદેશને કપાવી નાખવો ૨૮૧

જાતિથી કેવલ ઉત્કૃષ્ટપણું બ્રાહ્મણનું છે અને કેવલ અપકૃષ્ટપણું શૂદ્રનું છે ક્ષત્રિય તથા વૈશ્યનું ઉત્કૃષ્ટપણું તથા અપકૃષ્ટપણું આપેક્ષિક છે તેથી અહીં શૂદ્ર અને બ્રાહ્મણનોજ વિષય છે એમ ગણવામાં આવેછે અને તેથી જો કોઈ શૂદ્ર અભિમાનથી બ્રાહ્મણની સાથે એક આસને બેસે તો તેને ઉપર પ્રમાણે શિક્ષા કરવી મૂળમાં બેસવા ઇચ્છે એમ છે પણ બેસવા ઇચ્છવું એ આટલી શિક્ષાને પાત્ર ન હોવાથી અહીં બેસવાનો અર્થજ લેવો એમ ગ્રહણ છે કટિપ્રદેશપર નિશાની કરવી એટલે તપાવેલ લોઢાથી ડામ દેવો.

થુંકવાવગેરેથી બ્રાહ્મણનું અપમાન કરનાર શૂદ્રને કરવાની શિક્ષાનો પ્રકાર કહેછે—

अवनिष्ठीवतो दर्पाद् द्वावोष्ठौ छेदयेन्नृपः ॥
अवमूत्रयतो मेढ्रमवशर्धयतो गुदम् ॥ २८२ ॥

અભિમાનથી બ્રાહ્મણઉપર થુંકે તેના બન્ને હોઠ રાજાએ કપાવી નાખવા અને એવીજ રીતે પેસાબ કરનારનુ ગુહ્યેંદ્રિય તથા અપાનવાયુ કરનારનું ગુદાસ્થાન કપાવી નાખવું. ૨૮૨.

અજાણતાં થઈ ગયેલા અપરાધને માટે આ શિક્ષા નથી

બ્રાહ્મણના કેશવગેરે પકડનાર શૂદ્રને કરવાની શિક્ષા જણાવેછે—

केशेषु गृह्णतो हस्तौ छेदयेदविचारयन् ॥
पादयोर्दाढिकायां च ग्रीवायां वृषणेषु च ॥२८३॥

કેશ, પગ, દાઢી, ગ્રીવા અને વૃષણ પકડનારના હાથ કઇપણ વિચારમાં પડ્યાવગરજ કપાવી નાખવા ૨૮૩

બ્રાહ્મણના કેશ પકડી તેને મારનાર શૂદ્રના હાથ કપાવી નાખવા એવીજ રીતે પગ, દાઢી, ડોક અને વૃષણ પકડીને મારનારને પણ એજ શિક્ષા કરવી. તે તે ભાગ પકડ્યા પછી મારેલ હોય કે મારેલ ન હોય તોપણ આ શિક્ષા કરવી એમ કહેવામા આવેછે

અહીંસૂધી શૂદ્રને માટે શિક્ષા કહી અને હવે પછી સમાનજાતિવાળા પરસ્પર મારામારી કરે તેને માટે કહેછે—

त्वग्भेदकः शतं दण्ड्यो लोहितस्य च दर्शकः ॥
मांसभेत्ता तु षण्णिष्कान्प्रवास्यस्त्वस्थिभेदकः॥२८४॥

ત્વચાનો ભેદ કરનારનો એકસો પણ દંડ કરવો રૂધિર કહાડનારનો પણ તેટલોજ દંડ કરવો માસનો ભેદ કરનારનો છ નિષ્ક દંડ કરવો તથા અસ્થિનો ભેદ કરનારને દેશમાથી કહાડી મૂકવો ૨૮૪

જે માણસ કોઇને મારી તેની ત્વચાનો ભેદ કરે અર્થાત્ લોહી ન નિકળે એવી રીતે ત્વચા છોલાય તોપણ તેનો એકસો પણ દંડ કરવો. માર મારી લોહી કહાડનારનો પણ તેજ દંડ કરવો માસનો ભેદ થાય એવો માર મારનારને છ નિષ્ક દંડ કરવો નિષ્કનું લક્ષણ આ અધ્યાયના ૧૩૭ મા શ્લોકમા કહેલું છે, અને અસ્થિભેદ કરનારને એટલે બીજાને માર મારી તેના હાડ ભાગનારને દેશપાર કરવો

મનુષ્યશરીરના પ્રસંગને લીધે વૃક્ષાદિહિંસાસંબંધી પણ કહેછે—

**वनस्पतीनां सर्वेषामुपभोगं यथा यथा ॥**
**तथा तथा दमः कार्यो हिंसायामिति धारणा ॥२८५॥**

સઘળા વનસ્પતિઓનો જે જે પ્રમાણે ઉપભોગ થતો હોય તે તે પ્રમાણે તેની હિંસામાં દંડ કરવો એવી શાસ્ત્રમર્યાદા છે. ૨૮૫.

વૃક્ષવગેરે અથવા ઉદ્ભિજ્જ જાતિના પદાર્થોને નુકસાન કરનાર મનુષ્યનો દંડ તે પદાર્થોના ઉપયોગીપણાના પ્રમાણમાં કરવો. કોઇ વૃક્ષ સીમ, ચોવટો, તપોવનવગેરે સ્થાનને લઇને ઓછું કે થોડું ઉપયોગી ગણાયછે, કોઈ વૃક્ષ બીજા ઉત્તમ વૃક્ષના રક્ષકપણાને લઇને ઉપયોગી ગણાયછે, કોઇ વૃક્ષ જાતિથીજ ઉપયોગી હોયછે, કોઇ વૃક્ષનાં પુષ્પ, ફળ પત્રવગેરે અમુક અમુક વિભાગોજ વિશેષ ઉપયોગી હોયછે. જેમ કે ગુલાબવગેરેનાં પુષ્પ, આંબાવગેરેનાં ફળ અને નાગરવેલનાં પાન કિંમતી ગણાયછે. આવી રીતે ઉપયોગી વૃક્ષો કે વૃક્ષના અવયવોનું નુકસાન કરનાર તેના તેના ઉપયોગીપણાના પ્રમાણમાં શિક્ષાનું પાત્ર થાયછે. વિષ્ણુ કહેછે કે જેના ફળો કામ આવે એવાં હોય તેવાં વૃક્ષોનું છેદન કરનારનો ઉત્તમ સાહસ દંડ કરવો, જેનાં પુષ્પો કામ લાગે તેવાં વૃક્ષોનું છેદન કરનારનો મધ્યમ સાહસ દંડ કરવો, વેલવગેરે કાપી નાખનારનો એકસો પણ દંડ કરવો અને ઢલકાં ખડને વાઢી નાખનારનો એક પણ દંડ કરવો.

માર મારવામાં થયેલ અને થનાર દુઃખના ન્યૂનાધિકપણાનો વિચાર કરી ન્યૂન કે અધિક દંડ કરવાની ભલામણ કરેછે—

**मनुष्याणां पशूनां च दुःखाय प्रहृते सति ॥**
**यथा यथा महद्दुःखं दण्डं कुर्यात्तथा तथा ॥२८६॥**

મનુષ્યોને કે પશુઓને દુઃખ ઉપજાવવામાટે પ્રહાર કરતાં જેટલા જેટલા પ્રમાણમાં વધારે દુઃખ થયું હોય તેટલા તેટલા પ્રમાણમાં વધારે દંડ કરવો. ૨૮૬.

શરીરના અન્ય અવયવોકરતાં મર્મસ્થાનપર પ્રહાર થાય તો વિશેષ પીડા થાયછે કે પ્રાણ પણ જાયછે, તો તેવે પ્રસંગે તેવા સ્થાનના ત્વચાભેદવગેરેને પણ મોહોટો અપરાધ ગણી, ત્વચાભેદવગેરેમાટે કહેલા દંડને વળગી ન રહેતાં દુઃખની અધિકતાનો વિચાર કરીને વિશેષ દંડ કરવો જોઇએ.

જેને પીડા કરવામાં આવી હોય તેને બદલો અપાવવાસંબંધી કહેછે—

अङ्गावपीडनायां च व्रणशोणितयोस्तथा ॥
समुत्थानव्ययं दाप्यः सर्वदण्डमथापि वा ॥२८७॥

હાથપગવગેરે અંગોની પીડા કરે, વ્રણની પીડા કરે અથવા રુધિરની પીડા કરે તેની પાસેથી, તે પીડા પામેલો માણસ પીડાવગરનો થાય ત્યાંસુધીમાં તેને તે બાબતમા જેટલું ખર્ચ કરવું પડે તેટલું ખર્ચ અપાવવું અથવા સઘળો દંડ અપાવવો. ૨૮૭.

માસનો ભેદ થવો તે વ્રણની પીડા તથા ત્વચાનો ભેદ થઇ લોહી નિકળવું તે રૂધિરની પીડા છે

શરીરસંબંધી નુકસાનવગર કોઇને બીજું કાંઇપણ નુકસાન કરવામાં આવે તેવિષે કહેછે—

द्रव्याणि हिंस्याद्यो यस्य ज्ञानतोऽज्ञानतोपि वा ॥
स तस्योत्पादयेत्तुष्टिं राज्ञे दद्याच्च तत्समम् ॥२८८॥

જે માણસ જ્ઞાનથી અથવા અજ્ઞાનથી જે માણસના દ્રવ્યોનો નાશ કરે તે માણસે તે દ્રવ્યના સ્વામીને સંતુષ્ટ કરવો અને રાજાને પણ તેટલો દંડ દેવો. ૨૮૮.

જાણતાં કે અજાણતા કોઇની ચીજોનો નાશ કરનારે તે ચીજોના માલેકનું મન મનાવવું જોઇએ અને ફરીયાદ થયાપછી તે ચીજોની કિમતજેટલો દંડ રાજાને પણ દેવો જોઇએ છીએ જાણીને નુકસાન કર્યું હોય તો ચીજોની પૂરી કિમત જેટલો દંડ અને અજાણતા નુકસાન કર્યું હોય તો ચીજોની અરધી કિમતજેટલો દંડ રાજાએ લેવો એમ કેટલાએકનો મત છે

કેવી કેવી ચીજોના નુકસાનમાં પાંચગણો દંડ થાયછે તે કહેછે—

चर्मचार्मिकभाण्डेषु काष्ठलोष्टमयेषु च ॥
मूल्यात्पञ्चगुणो दण्डः पुष्पमूलफलेषु च ॥२८९॥

ચામડું, ચામડાનાં પાત્ર, કાષ્ઠનાં પાત્ર, મૃત્તિકાનાં પાત્ર, પુષ્પ, મૂલ અને ફલ એ પદાર્થોનો નાશ કરેલો હોય તો મૂલ્યથી પાંચગણો દંડ કરવો. ૨૮૯.

ચામડું એટલે ચામડાંની દોરીઓવગેરે ચીજોનું નુકસાન કર્યું હોય તો તેઓના મૂલ્યકરતાં પાંચગણો દંડ કરવો અને તે ચીજોના માલેકને સંતોષ પણ આપવો.

નુકસાન છતાં કેટલાક પ્રસંગમાં દંડ નથી થઇ શકતો તે જણાવેછે—

**यानस्य चैव यातुश्च यानस्वामिन एव च ॥**
**दशातिवर्त्तनान्याहुः शेषे दण्डो विधीयते ॥२९०॥**

વાહન. સારથિ અને વાહનનો સ્વામી એઓને દશ પ્રકારનાં કારણોથી થયેલા અપરાધોમા દંડ દેવાતો નથી. તે કારણોવગરના અપરાધોમાં દંડ દેવાયછે. ૨૯૦

નીચે જણાવેલાં દશ કારણોથી કોઇને કાંઇ નુકસાન થાય તો તેમાં તેઓ દંડપાત્ર નથી

ઉપરના શ્લોકમાં સૂચિત કરેલાં દશ કારણો કહેછે—

**छिन्ननास्ये भग्नयुगे तिर्यक्प्रतिमुखागते ॥**
**अक्षभङ्गे च यानस्य चक्रभङ्गे तथैव च ॥२९१॥**
**छेदने चैव यन्त्राणां योक्ररश्म्योस्तथैव च ॥**
**आक्रन्दे चाप्यपैहीति न दण्डं मनुरब्रवीत् ॥२९२॥**

પશુની નાસિકામાં બાંધેલી રજ્જુ તુટી જાય, ધોંસરૂ ભાંગી જાય, આડું આડું પડી જાય, પાછું હટી જાય, ધરો ભાંગી જાય, પૈડું ભાંગી જાય, યંત્રો તુટી જાય રાશ તુટી જાય તથા હાંકનારે ખસી જાઓ એમ બૂમ પાડી હોય આ સઘળાં કારણો પછી થયેલા અપરાધમાં તેઓનો દંડ કરવો નહિ એમ મનુએ કહેલું છે ૨૯૧, ૨૯૨.

ગાડામા જોડેલા બળદની નાથ તુટી જાય વગેરે પ્રસંગોમા કંઇ અકસ્માત્ અને તો તેના હાંકનારવગેર અપરાધી ગણાતા નથી બળદની નાથની પેઠે ઘોડાના સબંધમા ચોકડું અને હાથીના સંબધમાં અંકુશ સમજી લેવું.

વાહન ચલાવતાં નહિ શીખેલા હાંકનારની ભૂલથી થયેલા નુકસાનમાં કોનો દંડ કરવો તે જણાવેછે—

यत्रापवर्त्तते युग्यं वैगुण्यात्प्राजकस्य तु ॥
तत्र स्वामी भवेद्‌ दण्ड्यो हिंसायां द्विशतं दमम्‌ ॥२९३॥

જ્યાં સારથિના અકુશળપણાથી રથાદિવાહન આડું અવળું થઇ જાય અને તેને લીધે કોઇને નુકસાન થાય તો તેમાં તેના માલેકને બસો પણ દંડ કરવો. ૨૯૩.

અયોગ્ય હાંકનારની યોજના એ માલેકનો અપરાધ છે

હાંકનારનો તથા અંદર બેઠેલાઓનો દંડ કયારે થાય તે કહેછે–

प्राजकश्चेद्भवेदाप्तः प्राजको दण्डमर्हति ॥
युग्यस्थाः प्राजकेऽनाप्ते सर्वे दण्ड्याः शतं शतम्‌ ॥ २९४ ॥

જો હાંકનારો કુશળ હોય તો હાંકનારને દંડ કરવો અને હાંકનારો કુશળ ન હોય તો વાહનમાં બેઠેલ પ્રત્યેક મનુષ્યનો એકસો એકસો પણ દંડ કરવો. ૨૯૪.

હાંકનારો પોતાના કામમાં હુશિયાર હોય અને કોઇને નુકસાન થાય તો વાહનના માલેકનો નહિ પણ તે દંડ હાંકનારનોજ કરવો અને હાંકનાર હુશિયાર ન હોય તો હાંકનારના માલેકના દંડની સાથે તેમાં જેઓ બેઠા હોય તે સઘળાઓનો દંડ કરવો આથી આવડતવગરના હાંકનારવાળા વાહનમાં બેસવું ન જોઇએ.

માર્ગમાં કાંઇ અટકાયત છતાં પણ વાહન ચલાવવાથી કોઇને નુકસાન થાય તેવિષે કહેછે—

स चेत्तु पथि संरुद्धे पशुभिर्वा रथेन वा ॥
प्रमापयेत्प्राणभृतस्तत्र दण्डोऽविचारितः ॥२९५॥

તે સારથિ રસ્તામાં કોઇપણ જાતની અટકાયત હોય છતાં આગળ વધી પોતાનાં પશુઓથી કે રથવગેરેથી પ્રાણીઓને મારી દે તો ત્યાં કંઇ લાંબો વિચાર કર્યાવગરજ સારથિનો દંડ કરવો. ૨૯૫.

માણસો કે પશુઓવગેરેથી રસ્તો રોકાયેલો હોય એમ છતા તેમાં વાહનને આગળ વધારી જાય અને પછી બળદ કે ઘોડાઓ આગળ વધી શકે નહિ તેથી

પાછા હઠે અથવા ભડકે.અને તેમાં કોઇને.તે ભૂળીઆથી, ઘોડાઓથી કે ગાંડાં-વગેરેથી મારી દે તો તે અપરાધમાં અવશ્ય સારથિનો દંડ કરવો જોઈએ. કારણ કે વાહન ચાલવાના માર્ગમાં ભીડ હોય ત્યારે તેણે થોભતું જોઇએ અને સાવધાની રાખવી જોઇએ.

એ દંડનો પ્રકાર કહેછે—

**मनुष्यमारणे क्षिप्रं चौरवत्किल्बिषं भवेत् ॥**
**प्राणभृत्सु महत्स्वर्द्धं गोगजोष्ट्रहयादिषु ॥ २९६ ॥**
**क्षुद्रकाणां पशूनान्तु हिंसायां द्विशतो दमः ॥**
**पञ्चाशत्तु भवेद्दण्डः शुभेषु मृगपक्षिषु ॥ २९७ ॥**
**गर्दभाजाविकानान्तु दण्डः स्यात्पञ्चमाषिकः ॥**
**माषिकस्तु भवेद्दण्डः श्वसूकरनिपातने ॥ २९८ ॥**

જો મનુષ્યનું મરણ થાય તો તુરતજ ચોરની માફક દડ દેવો. બળદ, હાથી, ઉંટ અને ઘોડાઓવગેરે મોહોટા પ્રાણીઓનુ મરણ થાય તો તેથી અર્ધ દંડ કરવો ક્ષુદ્રપશુઓની હિંસા થઇ જાય તો બસો પણ દંડ કરવો, શ્રેષ્ઠ એવા મૃગ તથા પક્ષિઓની હિંસા થાય તો પચ્ચાસ પણ દંડ કરવો. ગધેડા, બકરા અને ગાડરની હિંસામાં પાંચ માષા અને શ્વાન તથા સુકરની હિંસામાં એક માષો દંડ કરવો. ૨૯૬, ૨૯૭, ૨૯૮.

ચોરની માફક દડ એટલે ઉત્તમસાહસ દડ કરવો અહીં જણાવેલાં છે તે સિવાયનાં નાનાં પશુઓ ક્ષુદ્રપશુઓ સમજવા રૂરૂ અને પૃષતવગેરે જાતિવાળા મૃગો શ્રેષ્ઠ કહેવાયછે તેમજ પોપટ, હંસ અને સારસવગેરે પક્ષીઓ, પક્ષિજાતિમાં શ્રેષ્ઠ ગણાયછે દંડમા લખેલો માષ કઇ ધાતુનો હોવો જોઇએ તેનો કશો નિર્દેશ ન હોવાથી મધ્યમ કલ્પનાને અનુસરી રૂપાનો સમજવો. શ્વાનની સાથે સૂકર શબ્દ લીધો છે તેથી અહીં તે, ગામપાસે ફરતા નાહાના ભૂંડણાં સમજવાં

સ્ત્રીપુત્રવગેરેનો કાંઇ અપરાધ થાય તો તેને દંડ દેવાનો પ્રકાર કહેછે—

**भार्या पुत्रश्च दासश्च प्रेष्यो भ्राताथ सोदरः ॥**
**प्राप्तापराधास्ताड्याः स्यू रज्ज्वा वेणुदलेन वा ॥२९९॥**

સ્ત્રી, પુત્ર, દાસ, નોકર અને સહોદરભાઇ એઓ અપરાધ કરે તો તેઓને દોરડીથી અથવા વાસની મોટીથી પ્રહાર કરવો ૨૯૯

દાસ એટલે જન્મથીજ દાસત્વ કરનારો હોય તેને સમજવો સહોદરભાઇ કહ્યો છે તે પોતાનાથી નાહાનો હોવો જોઇએ કારણ કે મોહોટાભાઇથીજ શિક્ષા થઇ શકેછે બીજી માતાનો પુત્ર પોતાથી નાહાનો હોય તે તથા શિષ્યવગેરેને આમા ગણાવ્યા નથી તોપણ સમજી લેવા

સ્ત્રીવગેરેને ઉપર પ્રમાણે શિક્ષા કરવી પડે તો તેઓના શરીરના કયા ભાગપર કરવી યોગ્ય છે તે કહેછે—

पृष्ठतस्तु शरीरस्य नोत्तमाङ्गे कथञ्चन ॥
अतोन्यथा तु प्रहरन् प्राप्तः स्याच्चौरकिल्बिषम् ॥३००॥

ઉપર કહેલો દડ તેઓની પીઠઉપર દેવો કોઇપણ પ્રકારે મસ્તકઉપર દેવો નહિ આથી અન્યથા પ્રહાર કરનાર ચોરના જેવા દડને પ્રાપ્ત થાયછે ૩૦૦

મસ્તક એ શરીરના સઘળા ભાગોમા સહુથી શ્રેષ્ઠ છે માટે મસ્તકઉપર તાડન કરવુ નહિ

દંડપારૂષ્યપ્રકરણનો ઉપસંહાર અને સ્તેયપ્રકરણનો ઉપક્રમ કરેછે—

एषोऽखिलेनाभिहितो दण्डपारुष्यनिर्णयः ॥
स्तेनस्यातः प्रवक्ष्यामि विधिं दण्डविनिर्णये ॥३०१॥

આ દડપારુષ્ય નિર્ણય પૂર્ણપણે કહ્યા હવેપછી ચોરને દડ દેવાના નિર્ણયમા જે પ્રકાર છે તે કહુછુ ૩૦૧

ચોરને દડ દેવાનો નિર્ણય તે ક્રમપ્રાપ્ત સ્તેય નામનુ વ્યવહારસ્થાન છે

દયાવાળો કોઇ રાજા હિંસાનુ કામ તો ક્રૂર છે એમ ધારીને ચોરને દંડ ન આપે તો દેશને ઘણી હાનિ થાય માટે ચોરલોકોને શિક્ષા કરવામાં તત્પર રહેવાની ખાસ ભલામણ કરેછે—

परमं यत्नमातिष्ठेत्स्तेनानां निग्रहे नृपः ॥
स्तेनानां निग्रहादस्य यशो राष्ट्रं च वर्द्धते ॥३०२॥

રાજાએ ચોરલોકોનો નિગ્રહ કરવામાં બરાબર ઉદ્યોગી રહેવું. કારણ કે ચોરોનો નિગ્રહ કરવાથી રાજાના યશની અને દેશની અભિવૃદ્ધિ થાયછે. ૩૦૨.

ચોર લોકોને ચોરી કરતાં ગમે તે પ્રકારથી અટકાવવા અને તેવું કામ કરનારા બીજા લોકોને ત્રાસ થાય તેવો દાખલો બેસાડવો તે તેઓનો નિગ્રહ કરવો કહેવાયછે

ચોરવગેરેનો ભય મટાડનારા રાજાની સ્તુતિ કરેછે—

**अभयस्य हि यो दाता स पूज्यः संततं नृपः ॥**
**सत्रं हि वर्द्धते तस्य सदैवाभयदक्षिणम् ॥ ३०३ ॥**

જે રાજા અભય દેનાર હોયછે તે સર્વદા પૂજ્ય ગણાયછે. કારણ કે અભયદાનરૂપ દક્ષિણાવાળો તેનો યજ્ઞ સર્વદા વૃદ્ધિ પામ્યા કરેછે ૩૦૩.

રાજાને માટે પ્રજાનું પાલન એ સર્વદા ચાલતો યજ્ઞ છે અને એ યજ્ઞ આવી અભયદક્ષિણાને લીધેજ આગળ વધતો રહેછે.

ચોરાદિકથી પ્રજાને બચાવનાર રાજાને ધર્મરૂપ ભાગ પ્રજામાંથી મળતો રહેવાનું જણાવેછે—

**सर्वतो धर्मषड्भागो राज्ञो भवति रक्षतः ॥**
**अधर्मादपि षड्भागो भवत्यस्य ह्यरक्षतः ॥३०४॥**

પ્રજાનું સંરક્ષણ કરનાર રાજાને સર્વ લોકોના ધર્મમાંથી છઠ્ઠો ભાગ મળેછે. અને પ્રજાનું રક્ષણ ન કરે તો તેને અધર્મમાથી છઠ્ઠો ભાગ મળેછે. ૩૦૪.

પ્રજાનું રક્ષણ ન કરે એટલે ચોરલોકોનો નિગ્રહ નહિ કરી પ્રજાપરના ભયને ટાળે નહિ તો ચોરલોકોથી થતો અધર્મ તથા ભયને લીધે પ્રજા પણ પોતાનાં ધાર્મિક કૃત્યો નહિ કરી શકવાને લીધે તેમાં ઉપજતો અધર્મ એનો પણ છઠ્ઠો ભાગ રાજાના ઉપર આવેછે પણ જો ચોર લોકોનો નિગ્રહ કરે તો ધર્મનો છઠ્ઠો ભાગ વધતા વધતા પ્રમાણમા તેને મળનો રહેછે તેથી ચોરલોકોનો નિગ્રહ કરનારો રાજા ક્રૂર નહિ પણ ખરી રીતે ધાર્મિકજ કહેવાયછે અને ચોરલોકોનો નિગ્રહ નહિ કરનારો રાજા દયાળુ નહિ પણ ખરી રીતે અધાર્મિકજ બનેછે.

ધર્મનો છઠ્ઠો ભાગ મળેછે એમ કહ્યું તે વધારે સ્પષ્ટતાથી સમજાવેછે—

यदधीते यद्यजते यद्ददाति यदर्चति ॥
तस्य षड्भागभाग्राजा सम्यग्भवति रक्षणात् ॥३०५॥

મનુષ્ય જે કાંઇ અધ્યયન કરેછે, યજન કરેછે, દાન કરેછે અને પૂજન કરેછે તેનો છઠ્ઠો ભાગ રાજાને સારી રીતે રક્ષણ કરવાને લીધે મળેછે. ૩૦૫.

જે રાજા પોતાની પ્રજાનું સારી રીતે રક્ષણ કરતો હોય તેને પોતાની પ્રજામાં જે કોઇ મનુષ્ય વેદાધ્યયન કે જપરૂપ ધર્મ કરેછે, અથવા યજન કરેછે એટલે યજ્ઞયાગાદિ કરેછે, દાન આપેછે અને દેવપૂજનવગેરે કરેછે તે સઘળા ધર્મનો છઠ્ઠો ભાગ મળ્યા કરેછે.

રાજાને માટે પ્રજારક્ષણ એજ મુખ્ય યજ્ઞ છે એમ કહેછે—

रक्षन्धर्मेण भूतानि राजा वध्यांश्च घातयन् ॥
यजतेहरहर्यज्ञैः सहस्रशतदक्षिणैः ॥ ३०६ ॥

જે રાજા ધર્મથી પ્રાણીઓનુ સરંક્ષણ કરેછે તથા ચોરવગેરે દંડપાત્રોને દંડ દેછે તે રાજા પ્રતિદિન લાખોની દક્ષિણાવાળા યજ્ઞોથી યજન કરેછે એમ સમજવું ૩૦૬.

લાખોની દક્ષિણાવાળા યજ્ઞો કરવાથી જે ફળ છે તે ફળ આ પ્રમાણે કર્ત્તવ્યપરાયણ રાજાને મળેછે

કર્ત્તવ્યભ્રષ્ટ થનાર રાજાની દુર્ગતિ દેખાડેછે—

योऽरक्षन् बलिमादत्ते करं शुल्कं च पार्थिवः ॥
प्रतिभागं च दण्डं च स सद्यो नरकं व्रजेत् ॥३०७॥

જે રાજા પ્રજાનુ રક્ષણ કરતો ન હોય છતા બલિ, કર, શુલ્ક, પ્રતિભાગ અને દંડ લેછે તે તુરત નરકમા જાયછે. ૩૦૭

ધાન્યવગેરેમાંથી લેવાતો ભાગ બલિ, પૃથ્વીવગેરેપર રોકડ લેવાતી રાજભાગરૂપ રકમ તે કર, જલમાર્ગના તથા સ્થલમાર્ગના વ્યાપારીઓપાસેથી વ્યાપારની ચીજોપર લેવાતો ભાગ શુલ્ક, ફળ, પુષ્પ, શાકવગેરેમાથી લેવાતો હિસ્સો તે પ્રતિભાગ અને અપરાધની શિક્ષારૂપે લેવાતી રકમ દંડ કહેવાયછે પ્રજાનું રક્ષણ કરવાના બદલામાંજ આ સઘળુ લેવું લેઇએ છતાં રક્ષણ ન કરે અને આ સઘળો લાભ લે તો તે તુરત નરકમાં જાયછે, એટલે લાંબી આવરદા ભોગવતો નથી અને મરણપછી નરકને પામેછે.

ઉપરના શ્લોકમાં જણાવેલી રાજાની દુર્ગતિનું કારણ દર્શાવેછે—

अरक्षितारं राजानं बलिषड्भागहारिणम् ॥
तमाहुः सर्वलोकस्य समग्रमलहारकम् ॥ ३०८ ॥

જે રાજા બલિરૂપ છઠ્ઠો ભાગ લેતો હોય છતાં પ્રજાનું સંરક્ષણ કરતો ન હોય તેને સર્વલોકના સમગ્રપાપોનો ઉઠાવનાર કહેલો છે ૩૦૮.

અહીં બલિશબ્દ કર, શુલ્ક, પ્રતિભાગ, અને દંડનાં ઉપલક્ષણરૂપ હોવાથી તે સઘળા સમજી લેવા પાપોને ઉઠાવનારપણું એ નરકની પ્રાપ્તિમા હેતુરૂપ છે.

પ્રસંગને લીધે રાજાની અધોગતિના અન્ય હેતુઓ પણ વિશેષપ્રકારથી દેખાડેછે—

अनपेक्षितमर्यादं नास्तिकं विप्रलुम्पकम् ॥
अरक्षितारमत्तारं नृपं विद्यादधोगतिम् ॥ ३०९ ॥

મર્યાદાની અપેક્ષા નહિ રાખનાર, નાસ્તિક, લુટનાર, રક્ષા નહિ કરનાર અને ભક્ષણ કરનાર રાજાને અધોગતિવાળો જાણવો ૩૦૯

જે રાજા લોકમર્યાદા તથા શાસ્ત્રમર્યાદાને ગણકારતો નથી, નાસ્તિક એટલે ઇશ્વર, ધર્મ, દાનવગેરેના વિચારોને નકામા ગણી સ્વચ્છંદ વર્તેછે, લુટનાર એટલે પ્રજાના માલ મિલકત વગરવાંકે પડાવી લેછે, ચોરાદિકથી પ્રજાનુ રક્ષણ કરતો નથી તથા ભક્ષણ કરનાર એટલે બલિ, કરવગેરેનુ માપ વધારી પ્રજાને ચુસતો રહેછે તે રાજા અધોગતિ ભોગવનારો થાયછે આ શ્લોકનું ચોથુ ચરણ असत्य च नृप त्यजेत् । એમ પણ કેટલાએક બોલેછે અને તેથી આખા શ્લોકનો અર્થ એવો કરવામા આવેછે મર્યાદાને નહિ ગણકારનાર, નાસ્તિક, લુટનાર, રક્ષા નહિ કરનાર, ભક્ષણ કરનાર તથા સત્યવગરના રાજાનો ત્યાગ કરવો એટલે તેના દેશમા રહેવું નહિ શ્લોકમા विप्रलुपक પદ છે તેનો અર્થ બ્રાહ્મણોની આજીવિકા તોડનાર અથવા તેની પાસેથી પણ કરવગેરે લેનાર એમ પણ થાયછે.

આવી રીતે ચોરાદિકના નિગ્રહની આવશ્યકતા સિદ્ધ કરીને હવે તે નિગ્રહના પ્રકાર કહેછે—

अधार्मिकं त्रिभिर्न्यायैर्निगृह्णीयात्प्रयत्नतः ॥
निरोधनेन बन्धेन विविधेन वधेन च ॥ ०॥३१

રાજાએ ચોરવગેરે અધર્મી લોકોને નિરોધન, બંધ અને વિવિધ વધ એ પ્રમાણે ત્રણ પ્રકારના ઉપાયોથી પ્રયત્નપૂર્વક વશ્ય કરવા ૩૧૦.

નિરોધન એટલે કેદ, બંધ એટલે બાંધવું તથા વિવિધ વધ એટલે ફટકા મારવા, અંગચ્છેદ કરવો વગેરે

પાપીઓના નિગ્રહનું અને સાધુપુરૂષોના પરિપાલનનું ફળ જણાવેછે—

**निग्रहेण हि पापानां साधूनां संग्रहेण च ॥**
**द्विजातय इवेज्याभिः पूयन्ते सततं नृपाः ॥३११॥**

દ્વિજલોકો જેમ યજ્ઞાદિકથી પવિત્ર થાયછે તેમ રાજાઓ પાપીલોકોનો નિગ્રહ કરવાથી તથા સાધુલોકોનું સંરક્ષણ કરવાથી સદા પવિત્ર થાયછે ૩૧૧.

શાસ્ત્રપ્રમાણે વર્તનારા પુરૂષો સાધુ કહેવાયછે

રાજાએ પોતાના કર્ત્તવ્યમાં શિથિલ ન થવું તેની સાથે અમુક અમુક બાબતોમાં ક્ષમાવાળા પણ રહેવું તે કહેછે—

**क्षन्तव्यं प्रभुणा नित्यं क्षिपतां कार्यिणां नृणाम् ॥**
**बालवृद्धातुराणां च कुर्वता हितमात्मनः ॥ ३१२ ॥**

પોતાના કાર્યના પ્રયોજનવાળા લોકો, બાળકો વૃદ્ધો અને આતુર લોકો આક્ષેપના વચનો બોલે તો પણ પોતાના કલ્યાણની ઇચ્છા રાખનારા રાજાએ સર્વદા ક્ષમા કરવી ૩૧૨

કઠણ વચનો બોલનારને શિક્ષા કરવામાં રાજા સમર્થ છે તોપણ દુઃખ થવાને લીધે આતુર કે વૃદ્ધવગેરે લોકો કંઇ કઠણ વચનો બોલી જાય તો રાજાએ મોટું મન રાખી તે સહન કરવું અને તેમ કરવામાંજ તેનું કલ્યાણ છે

દુઃખિતનાં કઠણવચનો સહન કરવાનું ફળ કહેછે—

**यः क्षिप्तो मर्षयत्यार्त्तैस्तेन स्वर्गे महीयते ॥**
**यस्त्वैश्वर्यान्न क्षमते नरकं तेन गच्छति ॥३१३॥**

જે રાજા દુઃખિત લોકોના આક્ષેપને સહન કરેછે તે રાજા તે સહનશીલતાના પ્રભાવથી સ્વર્ગમાં પણ પૂજાયછે અને જે રાજા ઐશ્વર્યના અભિમાનથી તેની ક્ષમા નથી કરતો તે તેના અભિમાનને લીધે નરકમાં જાયછે. ૩૧૩.

જેનો દંડ થયો હોય અથવા થતો હોય તેઓના સંબંધીઓ દુઃખ થવાને લીધે આક્ષેપ કરે છતાં તે સહન કરી જાય અને ક્રોધ ન કરે તે રાજા ક્ષમાને લીધે સ્વર્ગમાં જાયછે અને જે રાજા મોહોટાઈના અભિમાનથી સહન ન કરતાં તે દુઃખી લોકોપર ક્રોધ કરે તે નિરપરાધ લોકોને દુઃખ દેવાને લીધે નરકનો અધિકારી થાયછે.

આવી રીતે સ્તુતિ અને નિંદાવડે રાજાને ચોર લોકોનો નિગ્રહ કરવામાં સાવધાન કરી હવે ચોરી કરનારે ચોરીના પાપમાંથી છૂટવામાટે શું કરવું જોઇએ તે કહેછે—

**राजा स्तेनेन गन्तव्यो मुक्तकेशेन धावता ॥**
**आचक्षाणेन तत्स्तेयमेवंकर्मास्मि शाधि माम् ॥३१४॥**

**स्कन्धेनादाय मुसलं लगुडं वापि खादिरम् ॥**
**शक्तिं चोभयतस्तीक्ष्णामायसं दण्डमेव वा ॥३१५॥**

ચોરી કરનારે પોતાના ખભાઉપર સાંબેલું, ખેરના લાકડાનો ધોકો, બન્ને બાજુ તીક્ષ્ણતાવાળી સાંગ અથવા લોઢાની લાકડી લઇ છુટે કેશે દોડતાં 'મેં આ પ્રમાણે ચોરી કરી છે માટે મને શિક્ષા કરો' એમ બોલતાં રાજાની પાસે જવું ૩૧૪, ૩૧૫

સ્મૃત્યંતરમાં સુવર્ણના ચોરમાટેજ આ પ્રમાણે જવાનું કહેલું છે અને તે સુવર્ણની ચોરીરૂપ મહાપાપના પ્રાયશ્ચિત્તરૂપ છે. સુવર્ણની ચોરી કરનાર ક્ષત્રિય વૈશ્ય કે શૂદ્ર હોય તેને માટે આ વિધિ છે પણ બ્રાહ્મણ હોય તો તેને માટે નથી ઘણાનું એમ પણ માનવું છે કે બ્રાહ્મણનું સુવર્ણ ચોરનારમાટેજ આ પ્રમાણે કરવાનું કહેલ છે આવી રીતે રાજાપાસે જઈ તેના દંડને પામવાથી તે ચોર પાપમુક્ત થાયછે કહ્યું છે કે—

गृहीत्वा मुसलं राजा सकृद्धन्यात्तु तं स्वयम्।
वधेन शुध्यते स्तेनो ब्राह्मणस्तपसैव वा ॥

એટલે રાજાએ તેની પાસેથી એ મુસલવગેરે લઇ તેનાથી તેને એક પ્રહાર કરવો એ પ્રહારથી ચોર પાપમુક્ત થાયછે અને એવોજ બ્રાહ્મણચોર હોય તે તપથીજ પાપમુક્ત થાયછે

રાજાએ ચોરને અવશ્ય શિક્ષા કરવી જોઇએ તેવિષે કહેછે—

**शासनाद्वा विमोक्षाद्वा स्तेनः स्तेयाद्विमुच्यते ॥
अशासित्वा तु तं राजा स्तेनस्याप्नोति
किल्बिषम् ॥ ३१६ ॥**

રાજાએ કરેલી શિક્ષાથી અથવા તેણે છોડી મૂકવાથી ચોર ચોરીના પાપમાંથી મુક્ત થયછે અને જો રાજા ચોરને શિક્ષા ન કરે તો ચોરનું પાપ રાજાને લાગેછે ૩૧૬

ચોરને શિક્ષા ન કરવાથી રાજાને તેનું પાપ લાગેછે માટે રાજાએ ચોરની ઉપેક્ષા કરવી નહિ રાજા જો ચોરની ઉપેક્ષા કરે તો તે જાણવાથી ચોરી કરવાની ઇચ્છાવાળા બીજાઓને શિક્ષાનો ભય શિથિલ થતા ચોરી કરવામાં તુરત તૈયાર થાયછે

શિક્ષા નહિ કરનાર રાજાઉપર ચોરનું પાપ આવેછે તેમાં અન્ય દૃષ્ટાંતો કહેછે—

**अन्नादे भ्रूणहा मार्ष्टि पत्यौ भार्यापचारिणी ॥
गुरौ शिष्यश्च याज्यश्च स्तेनो राजनि
किल्बिषम् ॥ ३१७ ॥**

બ્રહ્મહત્યા કરનારનું પાપ તેનું અન્ન ખાનારને લાગેછે વ્યભિચારિણી સ્ત્રીનું પાપ તેના પતિને શિષ્યનું તથા યજમાનનું પાપ ગુરૂને તથા ચોરનું પાપ રાજાને લાગેછે ૩૧૭

બ્રહ્મહત્યા કરનારવગેરેનું પાપ બીજાઓને લાગે એમ કહેવાથી તે પાપીઓ પાપમાંથી છૂટી જાયછે એમ સમજવું નહિ પણ એક વસ્તુને વળગેલો અગ્નિ પાસેની બીજી વસ્તુને પણ મૂળ વસ્તુને છોડ્યા વગરજ જેમ ચોટેછે તેમ તે પાપ મૂળ પાપીને છોડ્યાવગરજ બીજાને પણ ચોટેછે એમ સમજવું જેણે બ્રહ્મહત્યા કરી હોય તેને ત્યાં અન્ન ખાનારને પણ તેનું પાપ લાગેછે તેમ વ્યભિચારિણી સ્ત્રીનું પાપ પણ જો તેણીનો પતિ જાણી જોઇને ચલાવે જતો હોય તો તેને ચોટેછે શિષ્ય સંધ્યા તથા અગ્નિપરિચર્યાવગેરે વિહિતકર્મો ન કરે તેથી તેને જે પાપ લાગે તે પાપ તેને શિખામણ નહિ આપતા ગુરૂને પણ લાગેછે અને યજ્ઞવગેરેમાં વિધિનું ઉલ્લંઘન કરતા યજમાનને જે પાપ લાગે તે પાપ તેના ગુરૂરૂપ

જે બ્રાહ્મણ તેને યજ્ઞાદિ કરાવતો હોય તે ચેતવ્યાવગર ચલાવ્યે નય તો તેને પણ લાગેછે. એવી રીતે શિક્ષાવગર છોડી મૂકનાર રાજાને ચોરનું પાપ પણ લાગેછે માટે રાજાએ ચોરનો નિગ્રહ અવશ્ય કરવો જોઇએ.

પાપીઓ રાજદંડથી શુદ્ધ થાયછે એવિષે અર્થવાદ કહેછે—

**राजभिः कृतदण्डास्तु कृत्वा पापानि मानवाः॥**
**निर्मलाः स्वर्गमायान्ति सन्तः सुकृतिनो यथा॥३१८॥**

પાપ કરનારા મનુષ્યો રાજાએ કરેલા દંડથી નિર્મળ થઇને શુભકર્મોને કરનાર ઉત્તમ પુરૂષોની પેઠે સ્વર્ગને પામેછે. ૩૧૮.

પ્રાયશ્ચિત્તથી જેમ પાપોનો નાશ થાયછે તેમ દંડથી પણ પાપોનો નાશ થાયછે પાપો શ્રેષ્ઠગતિનાં પ્રતિબંધક છે અને જ્યારે પ્રતિબંધક દૂર થાય ત્યારે શ્રેષ્ઠગતિ પામી શકાય એ દેખીતું છે.

જલોપયોગી સાધનોની ચોરીમાટેનો દંડ કહેછે—

**यस्तु रज्जुं घटं कूपाद्धरेद्भिंद्याच्च यः प्रपाम्॥**
**स दण्डं प्राप्नुयान्माषं तच्च तस्मिन्समाहरेत्॥३१९॥**

જે માણસ કૂવાઉપર જળ કહાડવામાટે નાખેલ દોરડું તથા ઘડો ચોરે અને જે જળના પરબને ચોડે તેનો એક માષ દંડ કરવો. તથા ચોરેલી ચીજ પાછી લઇને તેના પ્રથમના સ્થાનપર મકવી. ૩૧૯.

દંડનો માષ સોનાનો સમજવો કારણ કે अनिर्दिष्टं तु सौवर्णं माषं तत्र प्रकल्पयेत्॥ એટલે માષને માટે જ્યાં તે અમુક ધાતુનો એમ સ્પષ્ટ નિર્દેશ ન કર્યો હોય ત્યાં સુવર્ણનો માષ સમજવો એમ કાત્યાયન કહેછે

ધાન્યની ચોરી કરનારમાટેનો દંડ કહેછે—

**धान्यं दशभ्यः कुंभेभ्यो हरतोऽभ्यधिकं वधः॥**
**शेषेऽप्येकादशगुणं दाप्यस्तस्य च तद्धनम्॥३२०॥**

દશ કુંભથી અધિક ધાન્યની ચોરી કરનારનો વધ કરવો અને દશ કુંભની અંદરના ધાન્યની ચોરી કરનારનો ચોરેલા ધાન્યકરતાં અગિયારગણો દંડ કરવો તથા સ્વામીને તેનું ધાન્ય પાછું અપાવવું. ૩૨૦.

આ અધ્યાયના ૧૩૫ મા શ્લોકમા પલ એવા નામનુ વજન આપ્યુ છે તેવા બસો પલ એક દ્રોણ કહેવાયછે અને વીસ દ્રોણનું માપ, તે એક કુંભ કહેવાયછે અથવા એક સાધારણ કદની કોઠીકરતા કઇ નાહાનુ પાત્ર તે કુભ કહેવાયછે. વધ કરવો એટલે અંગચ્છેદવગેરે અપરાધના પ્રમાણમા ઝાઝી કે થોડી શિક્ષા કરવી

સુવર્ણવગેરેની ચોરીમાં શિક્ષા કહેછે—

**तथा धरिममेयानां शतादभ्यधिके वधः ॥**
**सुवर्णरजतादीनामुत्तमानां च वाससाम् ॥३२१॥**

તુલાથી જોખી શકાય એવા સુવર્ણ તથા રજતવગેરે પદાર્થોની અને ઉત્તમવસ્ત્રોની ચોરીમા ચોરેલો પદાર્થ સો પલથી અધિક હોય તો ચોરનો વધ કરવો ૩૨૧

સો પલ સુવર્ણ અને સો પલ રજત એટલે રૂપાની ચોરી એ બન્નેમા સરખો દંડ સભવે નહિ તેથી સો પલજેટલા સુવર્ણના મૂલ્ય પ્રમાણે મૂલ્ય થાય તેટલા રૂપાની ચોરીમા સુવર્ણજેટલો દંડ કરવો યોગ્ય છે દેશ, કાલ તથા ચોરી કરનારની જાતિ અને તેના ગુણ એ સઘળાનો વિચાર કરી તાડન, અંગચ્છેદન, મારણવગેરે વધતી ઘટતી શિક્ષા કરવી એજ અહીં વધ સમજવો.

એકસો પલ કરતાં વધારે સુવર્ણવગેરે ઉત્તમપદાર્થોની ચોરીમાં શિક્ષા કહીને હવે એકસો પલકરતાં કમતી તેવા પદાર્થોની ચોરીમાં દંડ કહેછે—

**पञ्चाशतस्त्वभ्यधिके हस्तच्छेदनमिष्यते ॥**
**शेषे त्वेकादशगुणं मूल्याद्दण्डं प्रकल्पयेत् ॥३२२॥**

ઉપર કહેલા સુવર્ણવગેરે પદાર્થો પચ્ચાસ પલથી અધિક હોય તો તેઓની ચોરીમા ચોરના હાથ કાપવા અને પચ્ચાસ પલથી ન્યૂન હોય તો ચોરાયેલી વસ્તુના મૂલ્યથી અગિયારગણો દંડ કરવો ૩૨૨

ઉપર જણાવેલા પદાર્થ પચ્ચાસ પલસૂધી ચોરે તેની પાસેથી તેના કરતાં અગિયારગણો એટલે ચોરેલ પદાર્થના મૂલ્યકરતા અગિયારગણું મૂલ્ય થાય તેટલો દંડ લેવો પચ્ચાસ પલથી ઉપર અને સો પલની અંદર હોય ત્યાસુધી હાથ કાપવાની શિક્ષા અને તે ઉપર થાય તો વધરૂપ શિક્ષા કહી છે

મનુષ્યોના તથા રત્નોના હરણમાં દંડ કહેછે—

पुरुषाणां कुलीनानां नारीणां च विशेषतः ॥
मुख्यानां चैव रत्नानां हरणे वधमर्हति ॥३२३॥

ઉત્તમ કુળના પુરુષો તથા કુલીન સ્ત્રીઓ અને ઉત્તમ રત્નોનું હરણ કરવામાં તે હરણ કરનાર વધને યોગ્ય ગણાય છે. ૩૨૩

કુલીનપુરુષોને હરી જાય તથા ઉત્તમ રત્નોની ચોરી કરે તેનો પણ વધ કરવો. વળી કુલીન સ્ત્રીઓનું હરણ કરનારનો વધ તો વિશેષ પ્રયત્નથી કરવો અર્થાત્ તેમાં વધારે કરડાકી રાખવી. આમાં પણ જેનું હરણ કરવામાં આવ્યું હોય તેની જાતિ, તેના ગુણવગેરેપર ધ્યાન દઇ છેદનરૂપ કે મારણરૂપ વધ કલ્પવો.

મોહોટાં પશુવગેરેના હરણમાં વખતવગેરેનો વિચાર કરીને દંડ કરવાવિષે કહેછે—

महापशूनां हरणे शस्त्राणामौषधस्य च ॥
कालमासाद्य कार्यं च दण्डं राजा प्रकल्पयेत् ।३२४।

રાજાએ મોટા પશુઓની, શસ્ત્રોની અને ઔષધની ચોરી કરનારનો દંડ કાળનો તથા કાર્યનો વિચાર કરીને કરવો. ૩૨૪

હાથી, ઘોડા, ગાય એ સર્વેરે મોહોટા પશુઓની, ખડ્ગવગેરે શસ્ત્રોની અને ઉપયોગી ઓષધોની ચોરી કરનારનો દંડ કરતી વખતે રાજાએ દુકાળ સુકાળવગેરે સમયનો અને કેવા કાર્યમાટે ચોરી કરવામાં આવી છે તે ઉપર વિચાર કરી જાણી કે થોડો દંડ કરવો અને જ્યાં ક્ષમા કરવી ઘટે ત્યાં ક્ષમા પણ કરવી.

બ્રાહ્મણોની ગાયનું હરણ કરવાવગેરે અપરાધ કરનારમાટેની શિક્ષાવિષે કહેછે—

गोषु ब्राह्मणसंस्थासु छूरिकायाश्च भेदने ॥
पशूनां हरणे चैव सद्यः कार्योर्धपादिकः ॥ ३२५ ॥

બ્રાહ્મણની ગાયોનું હરણ કરે, વંધ્યાગાયની નસિકામાં છિદ્ર પાડે અને પશુઓનું હરણ કરે તેના તુરતજ અર્ધ ભાગસુધી પગ કાપવા. ૩૨૫

વધ્યા ગાયપાસે ભાર ખેંચાવવાને નાથ નાખવામાટે છિદ્ર પાડે અને યજ્ઞમાટે રાખેલ અજ તથા ઘેટાવગેરે પશુઓનું હરણ કરે તેના બન્ને પગ અર્ધા કાપી નાખવા.

સૂત્ર, કપાસવગેરેની ચોરીમાં દંડ કહેછે—

सूत्रकार्पासकिण्वानां गोमयस्य गुडस्य च ॥
दध्नः क्षीरस्य तक्रस्य पानीयस्य तृणस्य च ॥३२६॥
वेणुवैदलभाण्डानां लवणानां तथैव च ॥
मृण्मयानां च हरणे मृदो भस्मन एव च ॥३२७॥
मत्स्यानां पक्षिणां चैव तैलस्य च घृतस्य च ॥
मांसस्य मधुनश्चैव यच्चान्यत्पशुसंभवम् ॥३२८॥
अन्येषां चैवमादीनां मद्यानामोदनस्य च ॥
पक्वान्नानां च सर्वेषां तन्मूल्याद् द्विगुणो दमः ॥३२९॥

સૂત્ર, કપાસ, સુરાના બીજદ્રવ્યો, ગોમય, ગોળ, દહીં, દૂધ, છાશ, જળ, તૃણ, વાસના પાત્ર, નેતરના પાત્ર, લવણ, મૃત્તિકાના પાત્ર, મૃત્તિકા, ભસ્મ, મત્સ્ય, પક્ષીઓ, તૈલ, ઘૃત, માંસ, મધ અને બીજું પણ જે કાંઇ પશુના શરીરમાથી ઉત્પન્ન થતુ હોય તે, એવા પ્રકારના બીજા પદાર્થો, મદ્યો, ઓદન અને સઘળા પકવાન્નોની ચોરીમા ચોરેલા પદાર્થના મૂલ્ય-કરતા બમણો દંડ કરવો ૩૨૬, ૩૨૭, ૩૨૮, ૩૨૯

પશુના શરીરમાથી ઉત્પન્ન થતુ હોય તે એટલે મૃગચર્મ ગોરોચનવગેરે પદાર્થો, એવા પ્રકારના બીજા પદાર્થો એટલે મનશીલવગેર સાધારણ પદાર્થો અને ઓદન એટલે રાંધેલા ચોખા સમજવા

પુષ્પોવગેરેની ચોરીમાં શિક્ષા કહેછે—

पुष्पेषु हरिते धान्ये गुल्मवल्लीनगेषु च ॥
अन्येष्वपरिपूतेषु दण्डः स्यात्पञ्चकृष्णलः ॥३३०॥

પુષ્પો, ક્ષેત્રમા રહેલાં ધાન્યો, ગુલ્મ, લતા અને વૃક્ષો તેમજ ફુસામાથી છૂટા નહિ પાડેલા ધાન્યો એઓની ચોરીમા પાંચ કૃષ્ણલ દંડ કરવો ૩૩૦

ફુંસાંમાથી છુટાં નહિ પાડેલા ધાન્યો કે જે એક સમર્થ પુરૂષ ઉપાડી શકે તેટલાંની ચોરીમાં આ દંડ છે. પાંચ કૃષ્ણલ એટલે એક સુવર્ણમાષ.

પરિપૂત એટલે ફુંસાં કાઢી નાખેલાં ધાન્યોવગેરેની ચોરીમાં દંડ કહેછે—

**परिपूतेषु धान्येषु शाकमूलफलेषु च ॥**
**निरन्वये शतं दण्डः सान्वयेऽर्धशतं दमः ॥३३१॥**

પરિપૂત ધાન્યોની ચોરી કરે તેમજ શાક, મૂળ અને ફળની ચોરી કરે તો તે ચોરી કરનાર માલધણીનો સંબંધી ન હોય તો તેનો એકસો પણ દંડ કરવો અને તેનો સંબંધી હોય તો તેનો પચ્ચાસ પણ દંડ કરવો. ૩૩૧.

પરિપૂત ધાન્યો ખળામાં તૈયાર થયાં હોય ત્યાંથી કોઇ ચોરી જાય તેને માટે આ દંડ છે. આવાં ધાન્યો ઘેર આવ્યાં હોય અને ત્યાંથી કોઇ ચોરી જાય તેને માટે આ અધ્યાયના ૩૨૦ માં શ્લોકમાં કહેલો દંડ સમજવો.

સ્તેય અને સાહસ એમાં શું ફરક છે તે જણાવેછે—

**स्यात्साहसं त्वन्वयवत्प्रसभं कर्म यत्कृतम् ॥**
**निरन्वयं भवेत्स्तेयं हृत्वापव्ययते च यत् ॥३३२॥**

દ્રવ્યનો સ્વામી જોતાં છતાં બલાત્કારથી જે ચોરીવગેરે કર્મ કરવામાં આવે તે સાહસ કહેવાયછે અને સ્વામીના પરોક્ષમાં થાય તે સ્તેય એટલે ચોરી કહેવાયછે અને ચોરી કરીને તે છુપાવે તે પણ ચોરી કહેવાયછે. ૩૩૨.

આ અધ્યાયના ૪ થા શ્લોકમાં વ્યવહારનાં અઢાર સ્થાનો ગણાવ્યાં છે તેમા સ્તેય તથા સાહસ એ બન્નેને જૂદાં ગણવામાં આવે તો ઓગણીશની સંખ્યા થાયછે પણ સાહસ એ પણ સ્તેયનોજ ભેદ હોવાથી તેને જૂદા વ્યવહારસ્થાનરૂપ ગણવું ઉચિત નથી તેથી તે બન્નેને એકજ ગણવાથી વ્યવહારસ્થાનની અઢારની સંખ્યા કાયમ રહેછે

સૂત્ર, કપાસવગેરે પદાર્થોની ચોરીમાં ચોરેલ પદાર્થના મૂલ્યથી બમણો દંડ કહેવાયો છે પરંતુ તે પદાર્થો ઉપયોગમાટે સુધારીને તૈયાર કરેલા હોય તો તેને માટે વિશેષ પ્રકાર કહેછે—

**यस्त्वेतान्युपक्लृप्तानि द्रव्याणि स्तेनयेन्नरः ॥**
**तमाद्यं दण्डयेद्राजा यश्चाग्निं चोरयेद् गृहात् ॥३३३॥**

મંસ્કાર આપી શ્રેષ્ઠ કરેલા પદાર્થોને જે પુરૂષ ચોરે તેનો તથા જે પુરૂષ કોઇના ઘરમાંથી અગ્નિને ચોરે તેનો રાજાએ પ્રથમ સાહસ દંડ કરવો. ૩૩૩.

અગ્નિહોત્રનો અગ્નિ ચોરી જાય તેને માટે આ દંડ છે કારણ કે એ અગ્નિ ચોરાઇ જતા અગ્નિહોત્રીને ફરીથી મોહોટું ખર્ચ કરવું પડેછે

ધનદંડ કર્યાછતાં પણ જે ચોરી કરવાનું ચાલુ રાખે તેને વિશેષ ઉગ્રદંડ કરવાનું કહેછે—

**येन येन यथाङ्गेन स्तेनो नृषु विचेष्टते ॥**
**तत्तदेव हरेत्तस्य प्रत्यादेशाय पार्थिवः ॥ ३३४ ॥**

ચોર જે જે અંગથી જે જે પ્રકારે મનુષ્યોનું અપ્રિય કરે તેના તે તે અંગને રાજાએ કાપી લેવું કે જેથી તે ફરીનાર તેવું કામ કરી શકે નહિ ૩૩૪

ચોર પોતાના હાથ પગવગેરે જે અંગથી તથા ખાતની સાધવગેરેને તોડવાવગેરે જે પ્રકારથી કોઈનું દ્રવ્ય ચોરે તેના તે અંગને કાપવારૂપ શિક્ષા કરવી જેથી તે ફરીને તેવું કામ કરી લોકોને હેરાન કરી શકે નહિ રાજાતરફથી આવી ઉગ્ર શિક્ષા જાહેર થતાંજ ચોર લોકો તેના ભયથી ચોરી કરતા અટકી જાયછે

સ્વધર્મને છોડનાર નજીકનો સંબંધી હોય તોપણ રાજાએ તેનો દંડ કર્યાવગર રહેવું નહિ એમ કહેછે—

**पिताचार्यः सुहृन्माता भार्या पुत्रः पुरोहितः ॥**
**नाद्ण्ड्यो नाम राज्ञोस्ति यः स्वधर्मे न तिष्ठति ।३३५।**

પિતા, આચાર્ય, મિત્ર, માતા, સ્ત્રી, પુત્ર અને પુરોહિત એઓએ પણ સ્વધર્મનો ત્યાગ કર્યો હોય તો તેઓનો પણ રાજાએ દંડ ન કરવો એમ નથી અર્થાત્ તેઓનો પણ અવશ્ય દંડ કરવો ૩૩૫

તાત્પર્ય એ છે કે જે કોઇ સ્વધર્મથી ભ્રષ્ટ થાય તેને રાજાએ શિક્ષા કરવીજ જોઈએ

વધારે તો શું પણ અપરાધ થાય તો રાજાએ પોતે પણ દંડ ભોગવવો જોઇએ અથવા સામર્થ્યના પ્રમાણમાં દંડ ન્યૂનાધિક થવો જોઇએ એમ કહેછે—

**कार्षापणं भवेद्दण्ड्यो यत्रान्यः प्राकृतो जनः ॥**
**तत्र राजा भवेद्दण्ड्यः सहस्रमिति धारणा ॥३३६॥**

કઈ કઈ ચીજો લેવામાં ચોરી ગણાતી નથી તે જણાવેછે—

**वानस्पत्यं मूलफलं दार्वग्न्यर्थं तथैव च ॥**
**तृणं च गोभ्यो ग्रासार्थमस्तेयं मनुरब्रवीत् ॥३३९॥**

વનસ્પતિના મૂળ તથા ફળ, અગ્નિને માટે કાઠ અને ગાયને ખાવા-માટે તૃણ એ પદાર્થો લેવામાં આવે તે ચોરી ગણાતી નથી એમ મનુએ કહેલું છે ૩૩૯

આ પદાર્થો લેનારનો દંડ ન કરવો તેમ તે લેવાથી અધર્મ પણ થતો ી ઉપરના પદાર્થો ગોટી નિધાથી દૂરી લે અથવા ફરતી વાડ હોય અને દર જઈને લે તો તેને માટે આ છૂટ નથી કારણ કે अपरिवृतानाम् । ગૌતમના વચનથી આ પદાર્થો વાડવગરના સ્થાનમાંથી લેવાય તો તેનો દંડ ી એમ જણાયછે અગ્નિને માટે એટલે અગ્નિહોત્રના અગ્નિને માટે કાષ્ઠ લે તે ્રી ગણાતી નથી

ચોરની પાસેથી યજ્ઞ કરાવવાવગેરેથી દ્રવ્ય ગ્રહણ કરે તો તેવા બ્રાહ્મણને ચોરના જેવોજ ગણવાનું કહેછે—

**दत्तादायिनो हस्ताल्लिप्सेत ब्राह्मणो धनम् ॥**
**जनाध्यापनेनापि यथा स्तेनस्तथैव सः ॥३४०॥**

જે બ્રાહ્મણ ચોરની પાસેથી યજ્ઞ કરાવીને અથવા ભણાવીને પણ ગ્રહણ કરવાની ઇચ્છા કરે તે બ્રાહ્મણ પણ ચોરના જેવોજ ૪૦

યજ્ઞ કરાવીને - ભણાવીને પણ ચોરીનું ધન રાખવાની ઇચ્છા કરનાર પણ જ્યારે ચોરના જેવો ગણાય ત્યાર બીજી રીતે જાણતા છતા ચોરીનું રાખે તેવા અન્યવર્ણી ચોરના જેવા ગણાય તેમા નવાઇ શી?

પ્રવાસીને આજીવિકાની આપત્તિમાં થોડી છૂટ દેછે—

**जोध्वगः क्षीणवृत्तिर्द्वाविक्षू द्वे च मूलके ॥**
**ाददानः परक्षेत्रान्न दण्डं दातुमर्हति ॥ ३४१ ॥**

કોઇ દ્વિજ પ્રવાસ કરતો હોય અને માર્ગમાં ખાવાનો પદાર્થ ખૂટે તે વખતે કોઇના ક્ષેત્રમાંથી બે શેલડીના સાંઠા કે બે મૂળા લે તો તેથી તે દંડપાત્ર થતો નથી. ૩૪૧.

શેલડી અને મૂળા એ બે શબ્દો પ્રાણધારણના હેતુભૂત મગવગેરેની શીંગો કે બીજાં ફળોના પણ ઉપલક્ષણરૂપ છે

કોને કોને ચોરના જેવો દંડ થવો જોઇએ તે કહેછે—

**असंदितानां संदाता संदितानां च मोक्षकः ॥**
**दाताश्वरथहर्त्ता च प्राप्तः स्याच्चौरकिल्बिषम् ।३४२।**

જે મનુષ્ય બીજાનાં છૂટાં પશુઓને બાંધી મૂકે અને બાંધેલાઓને છોડી મૂકે તેમજ દાસ, અશ્વ અને રથનું હરણ કરે તેને ચોરના જેવો દંડ કરવો ૩૪૨.

ન્યૂન તથા અધિક અપરાધના પ્રમાણમાં ધનદંડ કે અંગચ્છેદવગેરે યોગ્ય લાગે તે દંડ કરવો

સ્તેય પ્રકરણનો ઉપસંહાર કરેછે.

**अनेन विधिना राजा कुर्वाणः स्तेननिग्रहम् ॥**
**यशोस्मिन्प्राप्नुयाल्लोके प्रेत्य चानुत्तमं सुखम् ।३४३।**

ઉપર કહેલા પ્રકારથી ચોર લોકોનો નિગ્રહ કરનાર રાજા આ લોકમાં યશ મેળવેછે અને પરલોકમાં સર્વોત્તમ સુખને પામેછે. ૩૪૩.

ચોરલોકોની પીડામાંથી પ્રજાને બચાવવાનું પુણ્ય એ પરલોકમાં સર્વોત્તમ સુખ મળવાના હેતુભૂત થાયછે

સાહસરૂપ વ્યવહારસ્થાનનો ઉપક્રમ કરેછે—

**ऐन्द्रं स्थानमभिप्रेप्सुर्यशश्चाक्षयमव्ययम् ॥**
**नोपेक्षेत क्षणमपि राजा साहसिकं नरम् ॥३४४॥**

ઇંદ્રના સ્થાનની ઇચ્છાવાળા તથા વિનાશ અને ઉપક્ષયરહિત યશની ઇચ્છાવાળા રાજાએ સાહસિક પુરૂષની ક્ષણમાત્ર પણ ઉપેક્ષા કરવી નહિ. ૩૪૪.

'સાહસિક એટલે બીજાઓનાં ધન, ઘર અને સ્ત્રીવગેરેને બલાત્કારે લુંટી જનારની ક્ષણમાત્ર પણ ઉપેક્ષા નહિ રાખનાર રાજા આ લોકમાં ઇંદ્રની પેઠે

ઐશ્વર્યવાળો થાયછે તથા અંતે સ્વર્ગની ગતિને પામે છે તેમજ તેનુ યશ નાશ પામતુ નથી એટલુંજ નહિ પણ ઘટતુ પણ નથી

સાહસ કરનાર વિશેષ પાપી છે એમ દેખાડેછે—

**वाग्दुष्टात्तस्कराच्चैव दण्डेनैव च हिंसतः ॥**
**साहसस्य नरः कर्त्ता विज्ञेयः पापकृत्तमः ॥ ३४५॥**

વાણીથી દુષ્ટ, ચોર અને દંડવડે હિંસા કરનાર એઓથી પણ સાહસ કરનાર પુરૂષને વિશેષ પાપ કરનાર જાણવો ૩૪૫

વાણીથી દુષ્ટ એટલે વાક્પારુષ્ય કરનાર, ચોરી કરનાર અને દંડવડે હિંસા કરનાર એટલે દંડપારુષ્ય કરનાર એ અપરાધીઓથી પણ સાહસ કરનાર અપરાધી વધારે પાપી છે એમ સમજવુ

સાહસિકને ક્ષમા કરનાર રાજાને થતી હાનિ જણાવેછે—

**साहसे वर्त्तमानं तु यो मर्षयति पार्थिवः ॥**
**स विनाशं व्रजत्याशु विद्वेषं चाधिगच्छति ॥३४६॥**

જે રાજા સાહસમા પ્રવૃત્તિ કરનારા માણસઉપર ક્ષમા રાખેછે તે રાજા તુરત વિનાશને પામેછે અને લોકોના દ્વેષનુ પાત્ર પણ થાયછે ૩૪૬.

સાહસમા પ્રવૃત્તિ કરનાર લોકપર ક્ષમા રાખવાથી તેઓ શાંત થવાને બદલે વધારે ઉત્સાહમા આવી અનર્થ કરેછે કારણ કે શુભવિચારવાળાઓઉપર કરેલી ક્ષમાજ તેઓને સારી અસર કરછે પણ અશુભવિચારવાળાઓઉપર કરેલી ક્ષમા તેઓને સારી અસર નહિ પાડુ માઠી અસરજ કરછે સાહસ કરનારા મહાપાપીજ હોયછે તેથી તેઓના કૃત્યથીજ તે ક્ષમા કરનારા રાજાનો વિનાશ થાયછે અથવા પાપીઓની ઉપેક્ષા કરવારૂપ અધર્મથીજ તેનો વિનાશ થાયછે વિનાશ થાયછે એટલે પાયમાલી થાયછે પાયમાલી થયાપછી પણ જેનાતરફ પ્રજાની સારી લાગણી હોય તેનો ફરીને અભ્યુદય થવાની આશા રહેછે પરંતુ સાહસિકને ક્ષમા કરનાર રાજા લોકોના દ્વેષનુ પાત્ર થવાને લીધે તેના ફરીને અભ્યુદયની પણ આશા રહેતી નથી

ઉપરના શ્લોકમાં જણાવેલી હાનિ થાયછે માટે રાજાએ કોઇપણ કારણથી સાહસિકને જતો મૂકવો નહિ એમ ભલામણ કરેછે—

**न मित्रकारणाद्राजा विपुलाद्वा धनागमात् ॥**
**समुत्सृजेत्साहसिकान्सर्वभूतभयावहान् ॥ ३४७॥**

સર્વપ્રાણીઓને ભય ઉપજાવનારા સાહસિક લોકોને મિત્ર હોવાના કારણથી કે પુષ્કળ ધન આવતું હોય તો તેવા કારણથી પણ કદી છોડી મૂકવા નહિ ૩૪૭

સાહસિક પોતે મિત્રરૂપ હોય અથવા પોતાના કોઈ સ્નેહીએ સાહસિકને છોડી મૂકવાની ભલામણ કરી હોય અથવા તે સાહસિક ઘણું ધન આપતો હોય તો પણ તેને શિક્ષા -પૈસાગર કદી પણ જતો મૂકવો નહિ કારણ કે તે સર્વપ્રાણીઓને માટે ભયકર છે

સાહસિક લોકો વર્ણાશ્રમધર્મનો લોપ કરનારા છે તેથી તેને અટકાવવામાટે રાજાએ તો ઉદ્યત રહેવું પરંતુ જરૂર પડે તો બ્રાહ્મણ વગેરેએ પણ તૈયાર થવું એમ કહેછે—

**शस्त्रं द्विजातिभिर्ग्राह्यं धर्मो यत्रोपरुध्यते ॥**
**द्विजातीनां च वर्णानां विप्लवे कालकारिते ।३४८।**

જે સમયમા દ્વિજાતિ એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એઓના ધર્મનો ઉપરોધ થનો હોય તથા કાળને લઇને મોહોટું કષ્ટ આવી પડ્યુ હોય તે વખતે બ્રાહ્મણ વગેરેએ પણ શસ્ત્ર ગ્રહણ કરવું ૩૪૮

સાહસિક લોકો વર્ણધર્મનો અને એવીજરીતે તે તે વર્ણને ઉચિત આશ્રમના ધર્મનો લોપ કરવા પ્રવૃત્ત થાય ત્યારે રાજાએ તેઓને પકડી શિક્ષા કરવી અને રાજાના તે કામમા જરૂર પડતા બ્રાહ્મણવગેરેએ પણ શસ્ત્ર ગ્રહણ કરી તેને મદદ આપવી બ્રાહ્મણ અને વૈશ્યને શસ્ત્રગ્રહણ વિહિત નથી તોપણ આવા પ્રસગમાં લો-સરક્ષણમાટે છૂટ છે આ સિવાય રાજાની નબળાઇને લીધે સાહસિકો વશ્ય ન થતા હોય તોપણ પ્રજાને આ ભલામણ છે આવીજ રીતે કાળને લીધે દેશમા અંધાધુધી ચાલુ થઇ હોય અને રક્ષણ ન થતુ હોય તો તે વખતે પણ શસ્ત્ર-ગ્રહણ કરવું પરેછે. અધર્મીઓની સામે શસ્ત્ર ઉઠાવી તેઓનાપર બળાત્કાર વાપરી તેમની મારફટ કરનારને રાજાએ અપરાધી ગણવા નહિ એમ પણ આ શ્લોકનો અભિપ્રાય છે

શસ્ત્ર ઉઠાવી બીજાને મારવા પડે એમ છતાં તે મારનાર અપરાધી ન ગણાય તેના બીજા પ્રસંગો પણ કહેછે—

आत्मनश्च परित्राणे दक्षिणानां च सङ्गरे ॥
स्त्रीविप्राभ्युपपत्तौ च घ्नन्धर्मेण न दुष्यति ॥३४९॥

પોતાના રક્ષણમાં, દક્ષિણામાટેના યુદ્ધમાં અને સ્ત્રી તથા બ્રાહ્મણોનું રક્ષણ કરવામાં ધર્મથી બીજાને હણનારો દોષવાળો ગણાતો નથી. ૩૪૯.

પોતાને કોઇ મારવા આવે તે વખતે પોતાનો બચાવ કરતા, યજ્ઞની દક્ષિણા કોઇ ખુચવી જતો હોય તે વખતે તેની સાથે મારામારી થાય તેમાં અને સ્ત્રી અથવા બ્રાહ્મણનો બચાવ કરવામા બીજાને હણવો પડે તે ધર્મનેમાટે હોવાથી તે હણનાર અપરાધી ગણાતો નથી અને તેથી રાજાએ તેનો કંઈ દંડ પણ કરવો નહિ.

અન્યને હાનિ કરનારો આતતાયી પુરુષ ગમે તેવો પૂજ્ય હોય કે બીજા કોઇ કારણથી મારવા યોગ્ય ન હોય તોપણ તેને હણવામાં દોષ નથી એમ દેખાડેછે—

गुरुं वा बालवृद्धौ वा ब्राह्मणं वा बहुश्रुतम् ॥
आततायिनमायान्तं हन्यादेवाविचारयन् ॥३५०॥

સામે ચડી આવેલો આતતાયી પુરુષ ભલે ગુરુ હોય, બાળક હોય, વૃદ્ધ કે બહુશ્રુત બ્રાહ્મણ હોય તોપણ તેને કંઇપણ વિચારમા ન પડતાં હણવોજ જોઇયે. ૩૫૦

વિદ્યા અને સદાચરણ વગેરેથી ઉત્કૃષ્ટપણાવાળા ગુરુવગેરે પણ જો હાથમાં કંઇ હથિયાર લઇ મારવા આવે અને ભાગી જવા વગેરે કાંઇપણ અન્યમાર્ગ ન હોય તો પછી "આ ગુરુવગેરેને પ્રહાર કેમ થાય? તેઓને મારવાથી દોષ લાગશે" વગેરે કોઇપણ જાતના વિચારમા નહિ પડતા પોતાના બચાવમાટે તેઓને હણવા. ઉશના કહેછે કે गृहीतशस्त्रमाततायिनं हत्वा न दोषः । એટલે શસ્ત્ર ગ્રહણ કરનાર આતતાયીને હણવાથી દોષ લાગતો નથી. ગુરુવગેરે આતતાયી હોય તો તેઓને પણ મારવા એમ કહી અન્ય આતતાયીઓને મારવામા દોષ નથી એ વિષયનું સમર્થન કર્યુછે પણ ગુરુવગેરેને મારવા એ વિષય વિવક્ષિત નથી. આતતાયીનું લક્ષણ આ પ્રમાણે કહ્યું છે કે—

अग्निदो गरदश्चैव शस्त्रपाणिर्धनापहः ।
क्षेत्रदारहरश्चैव षडेते ह्याततायिनः ॥

એટલે ખડની ગડીઓવગેરેમાં અગ્નિ મૂકનાર, ઝેર આપનાર, હાથમાં હથિયાર ધારણ કરનાર, ધનની હાનિ કરનાર, ખેતર દબાવનાર અને સ્ત્રીનું હરણ કરનાર એ છ પુરૂષો આતતાયી કહેવાયછે. અથવા—

उद्यतासिर्विषाग्निभ्यां शापोद्यतकरस्तथा।
आथर्वणेन हन्ता च पिशुनश्चापि राजनि॥
भार्यारिक्थापहारी च रन्ध्रान्वेषणतत्परः।
एवमाद्यान्विजानीयात्सर्वानेवाततायिनः॥

તરવાર ઉગામીને આવનાર, ઝેર આપનાર, આગ લગાડનાર, હાથ ઉંચા કરીને શાપ આપનાર, હણવામાટે મારણપ્રયોગ કરનાર, રાજાના સંબંધમાં ચાડી ચુગલી કરનાર, સ્ત્રીનું હરણ કરનાર, ધનનું હરણ કરનાર અને છિદ્રો શોધવામાં તત્પર; આવા સઘળાઓને આતતાયી જાણવા.

આતતાયીને ગમે તે રીતે હણવામાં દોષ નથી એમ કહેછે—

**नाततायिवधे दोषो हन्तुर्भवति कश्चन।**
**प्रकाशं वाऽप्रकाशं वा मन्युस्तं मन्युमृच्छति॥३५१॥**

આતતાયીને પ્રસિદ્ધપણે કે ગુપ્તપણે મારવામાં મારનાર માણસને કશો દોષ લાગતો નથી કારણ કે ક્રોધ, તે ક્રોધને પામેછે ૩૫૧.

ક્રોધ એટલે ક્રોધની અભિમાનિની દેવતા તે ક્રોધ એટલે આતતાયીના ક્રોધને પામેછે અર્થાત્ તેની સામે થાયછે એટલે આતતાયીને મારવામા મારનાર પુરૂષમાં હંતૃભાવ ગણાતો નથી

સ્ત્રીસંગ્રહણ નામના વ્યવહારસ્થાનવિષે કહેછે—

**परदाराभिमर्शेषु प्रवृत्तान्नॄन्महीपतिः॥**
**उद्वेजनकरैर्दण्डैश्छिन्नयित्वा प्रवासयेत्॥३५२॥**

રાજાએ પરસ્ત્રીગમનમાં પ્રવૃત્તિ કરનારા લોકોને ઉદ્વેગ કરનારા દંડોથી અંગચ્છેદ કરી દેશમાંથી દૂર કરવા ૩૫૨

ઉદ્વેગ કરનારા દંડોથી એટલે તીક્ષ્ણ અગ્રવાળાં શક્તિ તથા શૂલવગેરેથી પીડા થાય તેમ તેના નાસિકાવગેરે અંગોનો છેદ કરીને તેવા પરસ્ત્રીગમન કરનારા પાપીઓને દેશમાંથી કહાડી મૂકવા

પરસ્ત્રીગમન કરનારને આકરી શિક્ષા કરવાનું કારણ કહેછે—

**तत्समुत्थो हि लोकस्य जायते वर्णसङ्करः॥**
**येन मूलहरोऽधर्मः सर्वनाशाय कल्पते॥३५३॥**

પરસ્રીગમનને લીધે લોકોનો વર્ણસંકર થાયછે અને વર્ણસંકર થવાથી મૂળનો નાશ કરનારો અધર્મ થાયછે કે જે અધર્મ સર્વ નાશ કરનાર બનેછે ૩૫૩.

પરસ્રીગમનને લીધે બ્રાહ્મણાદિવંશો વિશુદ્ધ નહિ રહેતા તેઓમા વર્ણોની ભેળસેળ થાયછે. આમ થવાથી યજમાન શુદ્ધ પત્નીવાળો ન રહે એટલે યજ્ઞાદિ બંધ પડેછે અને તે બંધ પડતા વૃષ્ટિ પણ બંધ પડવાથી જગતનો વિનાશ થાયછે વર્ણસંકર પુરૂષ કદાચ યજ્ઞ કરે તોપણ તેનાથી કશું ફળ થાય નહિ. શ્રીમદ્ભગવદ્ગીતામા પણ વર્ણસંકર થવાથી હાનિ વર્ણવેછે કે—

स्त्रीपु दुष्टासु वार्ष्णेय जायते वर्णसङ्कर ।
सङ्करो नरकायैव कुलघ्नाना कुलस्य च ।
पतन्ति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रिया ॥

એટલે સ્રીઓ દૂષિત થતા વર્ણસંકર પ્રજા થાયછે એવી રીતે થયેલ વર્ણસંકર, જે લોકોએ પોતાના કુળને હણેલ હોય તેઓને તથા આખા કુળને નરકમા નાખનાર છે અને તેઓના પૂર્વજો પિંડોદકક્રિયા લુપ્ત થવાથી નરકમા પડેછે માટે પોતાની પ્રજામાથી, અધર્મરૂપ પરસ્રીગમનને રાજાએ અવશ્ય અટકાવવુ જોઇએ

ખરાબ ચાલનો પુરૂષ પરસ્રીસાથે એકાંતમાં ભાષણ કરે તો તેનો દંડ કરવાનું કહેછે—

**परस्य पत्न्या पुरुषः संभाषां योजयन्रहः॥**
**पूर्वमाक्षारितो दोषैः प्राप्नुयात्पूर्वसाहसम्॥३५४॥**

પ્રથમના સમયમા જેની ઉપર દોષોથી અભિશાપ આવેલો હોય એવો પુરૂષ પરસ્રીસાથે એકાંતમા ભાષણ કરે તો તેનો પ્રથમ સાહસ દંડ કરવો ૩૫૪.

જેની ચાલચલગત ખરાબ હોય તેવો પુરૂષ એકાંતમા પરસ્રીસાથે વાતચિત કરે તે અવશ્ય ખરાબ દાનતથીજ હોયછે અને તેથી તેનો પ્રથમ સાહસ એટલે અઢીસો પણ દંડ કરવો આવો પુરૂષ કદાચ કંઇ યોગ્ય કારણસર લોકોની હાજરીમા વાતચિત કરતો હોય તો તેને માટે કશો દંડ નથી

કોઇ યોગ્ય પુરૂષ કંઇ કારણસર પરસ્રીસાથે વાતચિત કરતો હોય તો તે અપરાધી ગણાતો નથી એમ જણાવેછે—

यस्त्वनाक्षारितः पूर्वमभिभाषेत कारणात् ॥
न दोषं प्राप्नुयात्किञ्चिन्नहि तस्य व्यतिक्रमः ॥३५५॥

પ્રથમના સમયમાં જેની ઉપર પરસ્ત્રીની પ્રર્થનાવગેરે દોષો આવેલા ન હોય એવો પુરૂષ કાંઇ કારણને લીધે પરસ્ત્રીસાથે ભાષણ કરે તેમાં તેને કશો દોષ લાગતો નથી. કારણ કે તેમ કરવામાં તેનો કંઇ અપરાધ ગણાતો નથી. ૩૫૫.

આ ઉપરથી જણાય્યું કે પરસ્ત્રીસાથે કારણસર વાતચિત કરવી પડે, તે અપરાધ નથી પણ ખરાબ નિષ્ઠાથી બોલવું તેજ અપરાધ ગણાયછે.

વિશેષે કરી કયાં કયાં સ્થળોમાં પરસ્ત્રીસાથે વાતચિત કરવી તે અયોગ્ય શંકાના કારણરૂપ થઇ દંડને લાયક ગણાયછે તે જણાવેછે—

परस्त्रियं योभिवदेत्तीर्थेरण्ये वनेपि वा ॥
नदीनां वापि संभेदे स संग्रहणमाप्नुयात् ॥३५६॥

જે પુરૂષ તીર્થમાં, અરણ્યમાં, વનમાં અને નદીઓના સંગમસ્થળમાં પરસ્ત્રીસાથે ભાષણ કરે તે સંગ્રહણને પ્રાપ્ત થાયછે ૩૫૬.

તીર્થમા એટલે જળ ભરવાના માર્ગમાં, અરણ્યમાં એટલે જંગલમાં અને વનમાં એટલે વૃક્ષોવાળા બગીચાવગેરેમાં તેમજ નદીઓના સંગમપ્રદેશમાં પરસ્ત્રીસાથે વાતચિત કરવી એ તેની ખરાબ ધારણાનેજ સૂચવનાર છે. કારણ કે આ સઘળા એકાંત પ્રદેશોજ છે પરસ્ત્રીસાથે વાતચિત કરવી એ અપરાધ છે તેવિષેનું આ પ્રકરણ ચાલેછે તેમાં અહીં ફરીને પરસ્ત્રી એ શબ્દ મૂકવાથી એમ સૂચવ્યું છે કે માતા, બેહેન અને ગુરૂપત્નીવગેરે પૂજ્ય સ્ત્રીઓની સાથે કદાચ આવા પ્રદેશમા પણ કોઇ પુરૂષ કંઇ વાતચિત કરતો હોય તોપણ તે અપરાધી ગણાતો નથી નદીઓના સંગમસ્થળને માટે મૂળમાં નદીનાં સંભેદે એ પદો છે તેનો "નદીઓના વેગથી પડી ગયેલા ખાડાઓ" એવો અર્થ પણ કરવામાં આવેછે.

સંગ્રહણ કોને કહેવાય તે જણાવેછે—

उपचारक्रिया केलिः स्पर्शो भूषणवाससाम् ॥
सह खट्वासनं चैव सर्वं संग्रहणं स्मृतम् ॥३५७॥

ઉપચારની ક્રિયા, ક્રીડા, અલંકારોનો તથા વસ્ત્રોનો સ્પર્શ અને પલંગવગેરેપર સાથે બેસવું એ સઘળું સંગ્રહણ કહેલું છે. ૩૫૭.

પુષ્પોની માળા, સુગંધી ચંદનવગેરે મોકલાવવું, કેશ ઓળવા વગેરે ઉપચારક્રિયા; પરિહાસ, આલિંગનવગેરે ક્રીડા; ધારણ કરેલ માળાઓવગેરે અને વસ્ત્રોનો સ્પર્શ તથા પલંગવગેરેપર સાથે બેસવું એ સઘળું સંગ્રહણ કહેવાયછે ટુંકામાં सम्यक् गृह्यते-ज्ञायते अनेन परस्त्रीषु गमनाभिलाष इति संग्रहणम् । અર્થાત્ પરસ્ત્રીગમનનો અભિલાષ જે જે સાધનથી જાણી શકાય તે સઘળું સંગ્રહણ કહેવાયછે.

સંગ્રહણની વિશેષ વ્યાખ્યા કરેછે—

**स्त्रियं स्पृशेददेशे यः स्पृष्टो वा मर्षयेत्तया ॥**
**परस्परस्यानुमते सर्वं संग्रहणं स्मृतम् ॥ ३५८ ॥**

જે પુરૂષ સ્પર્શ કરવાને અયોગ્ય એવા અંગમાં પરસ્ત્રીને સ્પર્શ કરે અથવા પોતાના તેવા અંગને પરસ્ત્રી સ્પર્શ કરે તેને સહન કરે તે સઘળું પરસ્પરની સંમતિમાં સંગ્રહણ કહેલું છે ૩૫૮.

જાણી જોઇને આ પ્રમાણે સ્પર્શ કરે તે અપરાધ છે પણ અજાણતાં સ્પર્શ થાય તે અપરાધ નથી એમ જણાવવા "પરસ્પરની સંમતિમાં" એ પ્રમાણે કહ્યું છે.

સંગ્રહણનું સ્વરૂપ કહ્યું. હવે તેનો દંડ કહેછે—

**अब्राह्मणः संग्रहणे प्राणान्तं दण्डमर्हति ॥**
**चतुर्णामपि वर्णानां दारा रक्ष्यतमाः सदा ॥३५९॥**

સંગ્રહણ કરવામાં શૂદ્ર પ્રાણાંત દંડને યોગ્ય ગણાયછે. કારણ કે ચારે વર્ણોને સ્ત્રીઓ હમેશાં અત્યંત રક્ષા કરવા યોગ્ય છે. ૩૫૯

મૂળમાં अब्राह्मण પદ છે તેનો અર્થ બ્રાહ્મણસિવાય અન્ય જાતિ એમ કરવો જોઇએ છતાં અહીં શૂદ્રજ લેવામાં આવ્યો તેનું કારણ મોહોટો દંડ છે તે શૂદ્રને માટેજ હોવો જોઇએ એમ ઘણા ટીકાકારોનું માનવું છે કેટલાએક એમ પણ કહેછે કે अब्राह्मण પદથી ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ત્રણેનું ગ્રહણ કરવું. ઘણાએ એમ કહેછે કે શૂદ્ર ઇચ્છાવગરની બ્રાહ્મણપત્નીનું ઉત્કૃષ્ટ સંગ્રહણ કરે તોપણ તેનો પ્રાણાંત દંડ કરવો કારણ કે ચારેવર્ણોને પોતપોતાની સ્ત્રીઓ અન્યપુરૂષવગેરેથી પણ રક્ષા કરવાયોગ્ય છે એટલામાટે તેનું ઉત્કૃષ્ટ સંગ્રહણ પણ ન થવા દેવું જોઇએ. ખરાબ દાનતથી પરસ્ત્રીસાથે ભાષણવગેરે કરવું તે ઉત્કૃષ્ટ સંગ્રહણ અને પરસ્ત્રીગમન તે અધમસંગ્રહણ કહેવાયછે

પરસ્ત્રીઓસાથે બોલવાછતાં પણ કેવા કેવા લોકો દોષવાળા ગણાતા નથી તે જણાવેછે—

**भिक्षुका वन्दिनश्चैव दीक्षिताः कारवस्तथा ॥**
**संभाषणं सह स्त्रीभिः कुर्युरप्रतिवारिताः ॥३६०॥**

ભિક્ષુકો, બંદી લોકો, દીક્ષિત અને કારીગરો પરસ્ત્રીઓસાથે વગર-અટકાવે વાતચિત કરી શકેછે. ૩૬૦

બીજાનાં વખાણ કરી પોતાનું ગુજરાન ચલાવનારાઓ બંદી કહેવાયછે. આ સઘળા લોકોને પોતાનાં આવશ્યક કાર્યમાટે તથા ધંધામાટે પરસ્ત્રીસાથે બોલવાની જરૂર પડેછે અને તેથી તેઓ તેમ કરવામાં દોષવાળા ગણી શકાતા નથી. अप्रतिवारिताः । એ મૂળ પદનો અર્થ "વગરઅટકાવે" કરવાને બદલે "જો તે સ્ત્રીઓના પતિઓએ મના કરી ન હોય" એમ પણ થાયછે. બ્રહ્મચારી અને સંન્યાસી એઓ ભિક્ષુક કહેવાયછે.

સ્ત્રીના પતિએ અટકાવ કરેલ છતાં તેવી સ્ત્રીસાથે બોલનારના દંડવિષે કહેછે—

**न संभाषां परस्त्रीभिः प्रतिषिद्धः समाचरेत् ॥ .**
**निषिद्धो भाषमाणस्तु सुवर्णं दण्डमर्हति ॥३६१॥**

સ્વામીએ નિષેધ કરેલો હોય તો પરસ્ત્રીસાથે બોલવું નહિ. નિષેધ કરેલ છતાં બોલનાર પુરૂષ એક સુવર્ણના દંડનુ પાત્ર થાયછે. ૩૬૧. .

જે પુરૂષ અયોગ્ય ન જણાતો હોય છતાં પણ-કોઇ સ્ત્રીના પતિએ પોતાની સ્ત્રીસાથે બોલવાની મનાઇ કર્યાછતાં તે સ્ત્રીસાથે વાતચિત કરે તો રાજાએ તેનો એક સુવર્ણ દંડ કરવો

હલકીજાતની સ્ત્રીઓની સાથેની વાતંચિતવગેરેના પ્રસંગમાં ઉપર જણાવ્યાપ્રમાણે દોષ ગણી શકાતો નથી એમ જણાવેછે—

**नैष चारणदारेषु विधिर्नात्मोपजीविषु ॥**
**सज्जयन्ति हि ते नारीर्निगूढाश्चारयन्ति च ॥३६२॥**

ચારણવગેરેની સ્ત્રીઓ તથા સ્ત્રીઓઉપર આજીવિકા ચલાવનારાઓના સંબંધમાં આ દંડવિધિ નથી. કારણ કે તેવા લોકો છુપીરીતે સ્ત્રીઓને તેવા કામમાં તૈયાર કરેછે અને ઇચ્છાનુસાર વર્તાવેછે. ૩૬૨.

અહીં ચારણ શબ્દ ઉપલક્ષણ કરીને પણ આજીવિકા ચલાવનારા લોકોનો વાચક છે આવી કેટલીક હલકી જાતિઓવાળાઓની સ્ત્રીઓ તથા ઉચ્ચજાતિ છતા પણ જેઓ આવી રીતે પોતાની આજીવિકામાટે સ્ત્રીઓને છુટ આપનારા હોય તેઓની સ્ત્રીઓની સાથેના સબધમા ઉપર જણાવેલો દડવિધિ નથી

ઉપર જણાવેલો દડવિધિ હલકીજાતની સ્ત્રીઓની સાથેના સબધમા નહિ હોવા છતા પણ તેવી સ્ત્રીઓની સાથેના પ્રસગો અટકાવનાની ભલામણ કરેછે—

किञ्चिदेव तु दाप्यः स्यात्संभाषां ताभिराचरन्॥
प्रैष्यासु चैकभक्तासु रहः प्रव्रजितासु च॥३६३॥

ઉપરના શ્લોકમા જણાવેલી સ્ત્રીઓની સાથે એક પુરૂષના વશમા રહેનારી દાસીઓની સાથે અને પ્રવ્રજ્યાવાળી સ્ત્રીઓની સાથે નિર્જન પ્રદેશમા ભાષણ કરનારનો અલ્પદડ કરવો ૩૬૩

આવી સ્ત્રીઓની સાથે ભાષણ કરનારનો થોડો પણ દડ તો કરવોજ જોઇએ કારણ કે જો જરાપણ દડ કરવામા ન આવે તો તેવા પ્રસગો વધી પડવાથી ઉચ્ચવર્ગમા પણ માઠી અસર થવાના સભવ રહેછે દુનિયાદારી છોડી ભગવા રંગે વસ્ત્રો ધારણ કરનારી સ્ત્રીઓ પ્રવ્રજ્યાવાળી કહેવાય છે અને તે બૌદ્ધ જૈનવગેરેમા જોવામા આવેછે

કન્યાને દૂષિત કરનારનો દડ કહેછે—

योऽकामां दूषयेत्कन्यां स सद्यो वधमर्हति॥
सकामां दूषयंस्तुल्यो न वधं प्राप्नुयान्नरः॥३६४॥

સમાનજાતિનો જે પુરૂષ ઇચ્છા વગરની કન્યાને દૂષિત કરે તો તે તરતજ વધ કરવાને લાયક છે અને ઇચ્છાવાળી કન્યાને દૂષિત કરનારો વધને લાયક થતો નથી ૩૬૪

ગમે તેવા અપરાધમા પણ બ્રાહ્મણનો વધ નિષિદ્ધ હોવાથી બ્રાહ્મણ સિવાયના વર્ણમાટે આ વધ સમજવો વધના અર્થ ગુહ્ય અવયવનું છેદન એ પ્રમાણે કરવામા આવેછે

પોતાની ઇચ્છાથી પુરૂષસબધમા આવનારી કન્યાને શું શિક્ષા કરવી તે કહેછે—

कन्यां भजन्तीमुत्कृष्टं न किञ्चिदपि दापयेत् ॥
जघन्यं सेवमानां तु संयतां वासयेद्गृहे ॥३६५॥

ઉત્તમ પુરૂષના સંબંધમાં આવનારી કન્યાને કંઇપણ દંડ કરવો નહિ પણ નીચ પુરૂષને સેવનારી કન્યાને ઘરની અંદર બંધનમાં રાખવી ૩૬૫.

પિતાનાં કુલ, જાતિ, વિદ્યાવગેરેકરતાં ઉત્તમ કુલવગેરેના પુરૂષના સંબંધમાં આવે તે કન્યા શિક્ષાપાત્ર નથી પણ કુલવગેરેથી નીચ પુરૂષના સંબંધમાં આવવા ઇચ્છતી કે આવતી કન્યાને ઘરમાં કેદ કરી રાખવી કે જેથી તે નીચ પ્રસંગમાં આવી શકે નહિ.

ઇચ્છાવાળી કન્યાને દૂષિત કરનાર હીનજાતિવાળા પુરૂષના સંબંધમાં કહેછે—

उत्तमां सेवमानस्तु जघन्यो वधमर्हति ॥
शुल्कं दद्यात्सेवमानः समामिच्छेत्पिता यदि ॥३६६॥

નીચજાતિનો પુરૂષ ઉત્તમજાતિવાળી કન્યાનું સેવન કરે તો તેનો વધ કરવો યોગ્ય છે, અને સમાનજાતિવાળી કન્યાનું સેવન કરનારે જો કન્યાના પિતાની ઇચ્છા હોય તો તેને શુલ્ક એટલે કન્યાનિમિત્ત ધન આપવું. ૩૬૬.

પિતાની ઇચ્છા ન હોય તો શુલ્કને બદલે રાજાને તેટલો દંડ તે પુરૂષે આપવો પડેછે અને કન્યાનો પિતા શુલ્ક લઇ તે કન્યા તેને પરણાવવાનું કહે તો તે કન્યા તે પુરૂષે પોતાની ઈચ્છા ન હોય તો પણ પરણવી પડેછે.

સંગસિવાય કન્યાત્વનો નાશ કરનારને માટે દંડ કહેછે—

अभिषह्य तु यः कन्यां कुर्याद्दर्पेण मानवः ॥
तस्याशु कर्त्ये अङ्गुल्यौ दण्डं चार्हति षट्शतम् ॥३६७॥

જે પુરૂષ બલાત્કાર કરી કન્યાના ગુહ્યસ્થાનમાં અંગુલિપ્રક્ષેપ કરે તેની બન્ને આંગલીઓ તુરત કાપી લેવી અને છસો પણ દંડ કરવો. ૩૬૭

આ દંડ ઇચ્છાવગરની કન્યાને દૂષિત કરનારમાટે છે કેટલાએકનું માનવું એમ છે કે હીનજાતિનો પુરૂષ હોય તો આગળી કાપવી અને સમાન કે ઉત્તમજાતિનો પુરૂષ હોય તો આંગળી ન કાપતા માત્ર છસો પણ દંડ કરવો પરંતુ શ્લોકમાં ચ.એવો અન્વય હોવાથી આ બન્ને શિક્ષા જુદા જુદાને માટે હોય એમ ગણવામાં આવતું નથી.

ઇચ્છાવાળી કન્યાના એવાજ પ્રકારના દૂષણમાં દંડ કહેછે—

सकामां दूषयंस्तुल्यो नाङ्गुलिच्छेदमाप्नुयात् ॥
द्विशतं तु दमं दाप्यः प्रसंगविनिवृत्तये ॥३६८॥

સમાનજાતિવાળો પુરૂષ ઇચ્છાવાળી કન્યાને અંગુલિપ્રક્ષેપથી દૂષિત કરે તો તેની આંગળીઓ કાપવી નહિ પણ તે ફરીને એવું કામ ન કરે તે માટે તેનો બમો પણ દંડ કરવો. ૩૬૮.

કન્યાને દૂષિત કરનાર પુરૂષના દંડનો પ્રસંગ અહીં પૂર્ણ થાયછે

કન્યાને દૂષિત કરનારી કન્યાને થતી શિક્ષા જણાવેછે—

कन्यैव कन्यां या कुर्यात्तस्याः स्याद् द्विशतो दमः॥
शुल्कं च द्विगुणं दद्याच्छिफाश्चैवाप्नुयाद्दश ॥३६९॥

કન્યાના ગુહ્યસ્થાનમાં અંગુલિપ્રક્ષેપ કરી તેને દૂષિત કરનારી બીજી કન્યાનો બમો પણ દંડ કરવો, તેને વડનાજ કે દોરડીમરખી લતાજેવાં સાધનથી દશ પ્રહાર કરવા અને તેની પાસેથી બમણું શુલ્ક લેવું ૩૬૯

દૂષિત કરનારી કન્યાના પિતાવગેરેની પાસેથી બમણું શુલ્ક લઇને તે દૂષિત થયેલી કન્યાના પિતાને અપાવવું. કારણ કે દૂષિત થયેલી કન્યાને વરાવવામાં તેને મુશકેલી પડેછે કન્યાની પાસે એકાંતમાં પણ કન્યા રહે તેમાં કોઇને કંઇ અવિશ્વાસ હોતો નથી, છતાં આવો પ્રસંગ બને તો તેને માટે આ પ્રમાણે વિશેષ દંડ કહેલો છે શિફાને બદલે શિખા એવો પાઠ પણ છે અને તેનો અર્થ તે દૂષિત કરનારી કન્યાના મસ્તકમાં દશ શિખા કરી તેનું મસ્તક વિરૂપ કરવું એમ થાયછે પરંતુ તે પાઠ બહુધા માન્ય નથી

કન્યાને દૂષિત કરનારી સ્ત્રીનેમાટે શિક્ષા કહેછે—

या तु कन्यां प्रकुर्यात्स्त्री सा सद्यो मौण्ड्यमर्हति ॥
अङ्गुल्योरेव वा छेदं खरेणोद्वहनं तथा ॥३७०॥

જે સ્ત્રી અંગુલિપ્રક્ષેપથી કન્યાને દૂષિત કરે તે સ્ત્રીના મસ્તકઉપર મુંડન કરાવવું જોઇએ, અથવા તેની બન્ને આંગળીઓ કાપવી જોઇએ અથવા તેને ગધેડાઉપર બેસાડી ફેરવવી જોઇએ ૩૭૦.

મુંડન, અંગુલિચ્છેદન તથા ગધેડાપર બેસાડવી એ ત્રણ જાતની શિક્ષા તે અપરાધની ન્યૂનાધિકતાના પ્રમાણમાં કરવાની છે. અથવા તેવો અપરાધ

કરનારી બ્રાહ્મણીને મુંડનરૂપ શિક્ષા છે, ક્ષત્રિયસ્ત્રીને ગધેડાપર બેસાડવાની શિક્ષા છે અને વૈશ્યસ્ત્રી તથા શૂદ્રસ્ત્રીને માટે અંગુલિચ્છેદરૂપ શિક્ષા છે.

વ્યભિચાર કરનારી સ્ત્રીનેમાટે શિક્ષા કહેછે—

भर्त्तारं लङ्घयेद्या तु स्त्री ज्ञातिगुणदर्पिता ॥
तां श्वभिः खादयेद्राजा संस्थाने बहुसंस्थिते ।३७१।

જે સ્ત્રી પોતાના પિતાવગેરે સબંધીઓના ગુણના અભિમાનથી પોતાના પતિની આજ્ઞામાં રહે નહિ તે સ્ત્રીનું રાજાએ ઘણા લોકોવચ્ચે શ્વાનપાસે ભક્ષણ કરાવવું. ૩૭૧.

પોતાના પિતાવગેરે સંબંધીઓ ધનવાન હોય, અધિકારવાળા હોય કે બળવાન હોય તેના ગર્વને લીધે જે સ્ત્રી પતિની આજ્ઞાનું ઉલ્લંઘન કરી વ્યભિચાર કરે તેને ઘણા લોકોના દેખતાં રાજાએ કૂતરાઓપાસે ખવરાવી દેવી.

જારકર્મ કરનાર પુરૂષમાટેની શિક્ષા કહેછે—

पुमांसं दाहयेत्पापं शयने तप्त आयसे ॥
अभ्यादध्युश्च काष्ठानि तत्र दह्येत पापकृत् ॥३७२॥

પરસ્ત્રીગમન કરનાર પુરૂષને લોઢાના તપાવેલા શયનમાં દગ્ધ કરાવવો અને તેમાં જ્યાંસુધી તે પાપી દગ્ધ થાય ત્યાંસુધી તે નીચે કાષ્ઠ નખ્યા કરવાં. ૩૭૨.

દગ્ધ કરાવવો એટલે તે કામ કરનારા માણસોપાસે તેવા વ્યભિચારીને બાળી નખાવવો બ્રાહ્મણીસાથે વ્યભિચાર કરનાર શૂદ્રને માટે આ દંડ છે.

પ્રથમ જેઓની ઉપર પરસ્ત્રીસંગનો આરોપ આવી દંડ થયો હોય છતાં ફરીને તેવો અપરાધ કરે તેના દંડવિધિ કહેછે—

संवत्सराभिशस्तस्य दुष्टस्य द्विगुणो दमः ॥
व्रात्यया सह संवासे चाण्डाल्या तावदेव तु ॥३७३॥

પ્રથમ દોષવાળો થયો હોય અને વળી પણ એક વર્ષપછી એવીજ રીતે અપરાધમાં આવે તો તેનો પ્રથમ કરેલ હોય તેના કરતાં બમણો દંડ કરવો. વ્રાત્યસ્ત્રી અને ચાંડાલીસાથેના વ્યભિચારમાં પણ તેજ પ્રમાણે સમજવું. ૩૭૩.

પરસ્ત્રીગમનના દોષવાળો થઇ દંડાયો હોય છતા એક વર્ષપછી એજ દોષમા આવે તો તેનો બમણો દંડ કરવો કેટલાએક એમ કહેછે કે એક વર્ષપર્યંત ગુપ્તરીતે જારકર્મ ચલાવ્યા કર્યું હોય અને પછી જાહેર થઈ જાય તો તેવખતે તેનો તેના અપરાધના પ્રમાણમા જે દંડ થતો હોય તેના કરતા બમણો દંડ કરવો જેનો વિવાહસમય થઈ ગયા છતા વિવાહ ન થયો હોય તથા જે રજ પ્રવૃત્તિથી દૂષિત હોય તે વ્રાત્યા કહેવાયછે તેની સાથેના જારકર્મથી અને ચાંડાળીસાથેના જાર કર્મથી એક વખત દંડ થયા છતા વળી ફરીને એક વર્ષપછી એવોજ અપરાધ કરે તેનો પણ તેના થયેલા દંડકરતાં બમણો દંડ કરવો. ઘણા પુરૂષોની સાથે ખરાબ ચાલવાળી સ્ત્રીને પણ વ્રાત્યા કહેવાયછે

ત્રિવર્ણની સ્ત્રીસાથે વ્યભિચાર કરનાર શૂદ્રના સંબંધમાં દંડનો વિશેષ પ્રકાર કહેછે—

**शूद्रो गुप्तमगुप्तं वा द्वैजातं वर्णमावसन् ॥**
**अगुप्तमङ्गसर्वस्वैर्गुप्तं सर्वेण हीयते ॥ ३७४ ॥**

સંરક્ષણમા રહેતી અથવા સંરક્ષણમા ન રહેતી દ્વિજોની સ્ત્રીઓને ભોગનાર શૂદ્રને જો તે સંરક્ષણવગરની સ્ત્રીના પ્રસંગમા આવ્યો હોય તો એકાદ અંગ તથા સર્વ ધનનો દંડ કરવો અને સંરક્ષણવાળી સ્ત્રીના પ્રસંગમા આવ્યો હોય તો શરીર તથા સર્વ ધનનો દંડ કરવો ૩૭૪

શારીર દંડ એટલે વધ સમજવો

વ્યભિચારી વૈશ્ય તથા ક્ષત્રિયને માટે શિક્ષા કહેછે—

**वैश्यः सर्वस्वदण्डः स्यात्संवत्सरनिरोधतः ॥**
**सहस्रं क्षत्रियो दण्ड्यो मौण्ड्यं मूत्रेण चार्हति ।३७५।**

વૈશ્યને એક વર્ષપર્યંત બંધનમા રાખી તેનુ સર્વસ્વ લઇ લેવુ તથા ક્ષત્રિયનો દંડ કરવો અને મૂત્રથી તેનુ મુંડન કરાવવુ ૩૭૫

હવેપછીના શ્લોકનો સંબંધ જોતા આ શિક્ષા સંરક્ષામાં રહેલી બ્રાહ્મણ સ્ત્રીનું સમાગમ કરનારને માટે છે તેના ક્ષત્રિયનો મુંડનઉપરાંત હજાર પણ દંડ કરવો

સંરક્ષણવગરની બ્રાહ્મણસ્ત્રીનું ગમન કરનાર વૈશ્ય તથા ક્ષત્રિયમાટેનો દંડ કહેછે—

ब्राह्मणीं यद्यगुप्तां तु गच्छेतां वैश्यपार्थिवौ ॥
वैश्यं पञ्चशतं कुर्यात्क्षत्रियं तु सहस्रिणम् ॥३७६॥

સંરક્ષણમાં ન રહેલી બ્રાહ્મણીનું ગમન કરનાર વૈશ્ય તથા ક્ષત્રિય એઓમાં વૈશ્યને પાંચસો પણ અને ક્ષત્રિયને હજાર પણ દંડ કરવો. ૩૭૬.

ક્ષત્રિયને રક્ષાનો અધિકાર છતાં પણ તે અપરાધ કરે તેને માટે તેનો બમણો દંડ છે શૂદ્રસ્ત્રીના ભ્રમથી નિર્ગુણબ્રાહ્મણસ્ત્રીના પ્રસંગમાં આવનાર વૈશ્યનેમાટે આ અલ્પદંડ છે પણ જો તેવો ભ્રમ ન હોય તો વૈશ્યને પણ હજાર પણ દંડ કરવો એમ પણ કેટલાએક માનેછે

સંરક્ષણમાં રહેલી અને વિશેષ ગુણયુક્ત બ્રાહ્મણસ્ત્રીનું ગમન કરનાર ક્ષત્રિય તથા વૈશ્યને માટે શિક્ષા કહેછે—

उभावपि तु तावेव ब्राह्मण्या गुप्तया सह ॥
विप्लुतौ शूद्रवद्दण्ड्यौ दग्धव्यौ वा कटाग्निना ॥३७७॥

ક્ષત્રિય તથા વૈશ્ય એ બન્ને સંરક્ષણમાં રહેલી બ્રાહ્મણીની સાથે વ્યભિચાર કરે તો તેઓને શૂદ્રના જેવો દંડ દેવો અથવા કટ નામના તૃણના અગ્નિથી બાળવા. ૩૭૭

શૂદ્રના જેવો દંડ દેવો એટલે તેનો અંગચ્છેદ કરવો અને સર્વસ્વ હરી લેવું વસિષ્ઠ કહેછે કે આવો અપરાધ કરનાર વૈશ્ય હોય તેને લોહિતદર્ભે વીંટીને અને ક્ષત્રિય હોય તેને કાંસડાનાં પત્રો વીંટીને બાળવો અપરાધની ઉગ્રતા હોય તો હાદરૂપી દંડ છે

સંરક્ષણમાં રહેલી બ્રાહ્મણીનું ગમન કરનાર બ્રાહ્મણમાટે દંડ કહેછે—

सहस्रं ब्राह्मणो दण्ड्यो गुप्तां विप्रां बलाद्व्रजन् ॥
शतानि पञ्च दण्ड्यः स्यादिच्छन्त्या सह संगतः ॥३७८॥

જે બ્રાહ્મણ સંરક્ષણમાં રહેલી બ્રાહ્મણીનું બળાત્કારથી ગમન કરે તેનો હજાર પણ દંડ કરવો અને ઇચ્છાવાળી બ્રાહ્મણીનું ગમન કરે તેનો પાંચસો પણ દંડ કરવો. ૩૭૮

ભ્રષ્ટશીલ છતા પણ પિતાએ, ભ્રાતાએ અથવા અન્ય બધુઓએ રક્ષણ કરાતી બ્રાહ્મણીના વિષયમા આ ૬૮ છે શીલવતીના સંગ્રહણમા ડાંભ દઇ દેશનિકાલ કરવો એ અધિક છે

પ્રાણાંત દંડને લાયક અપરાધ કરનાર બ્રાહ્મણને કેવી શિક્ષા કરવી તે જણાવેછે—

मौण्ड्यं प्राणान्तिको दण्डो ब्राह्मणस्य विधीयते॥
इतरेषां तु वर्णानां दण्डः प्राणान्तिको भवेत्॥३७९॥

બ્રાહ્મણને માટે પ્રાણાત દડને ઠેકાણે મુડન કરાવવુ એવી શાસ્ત્રની આજ્ઞા છે અને ક્ષત્રિયવગેરે વર્ણોને તો પ્રાણાત દડ કહ્યો હોય ત્યાં પ્રાણાંત દડજ થાયછે ૩૭૯

पुमास दाहयेत्पाप એ ૩૭૨ મા શ્લોકમા કહેલા પ્રાણાત દડસ બધી આ વિશેષ ખુલાસો છે

ગમે તેવા અપરાધવાળા બ્રાહ્મણને પણ દેહાંતદંડ આપવાનો નિષેધ કરેછે—

न जातु ब्राह्मणं हन्यात्सर्वपापेष्वपि स्थितम्॥
राष्ट्रादेनं बहिः कुर्यात्समग्रधनमक्षतम्॥३८०॥

બ્રાહ્મણ હોય તેણે સર્વ જાતના પાપો કરેના હોય તોપણ તેને કદી હણવો નહિ પરંતુ તેને પોતાની મિલકતસાથે કોઇપણ જાતની શારીરિક પીડા કર્યાવગર દેશમાથી દૂર કરવો ૩૮૦

બ્રાહ્મણને પ્રાણાતદડને ઠેકાણે મુડન કરવાના સમર્થનને માટે આ ઉપન્યાસ છે

બ્રાહ્મણને હણવાનો વિચાર કરવાનો પણ નિષેધ કરેછે—

न ब्राह्मणवधाद्भूयानधर्मो विद्यते भुवि॥
तस्मादस्य वधं राजा मनसापि न चिन्तयेत्॥३८१॥

આ લોકમા બ્રાહ્મણનો વધ કરવાથી અધિક અધર્મ બીજો કોઇ પણ નથી. તેથી રાજાએ મનથી પણ બ્રાહ્મણના વધનો વિચાર કરવો નહિ ૩૮૧.

એટલાજ માટે દેદાંત દંડને ઠેકાણે મુંડન કહેલું છે.

પ્રસંગોપાત્ત વિષય કહીને પ્રસ્તુત પ્રકરણમાં આગળ વધેછે—

**वैश्यश्चेत्क्षत्रियां गुप्तां वैश्यां वा क्षत्रियो व्रजेत् ॥**
**यो ब्राह्मण्यामगुप्तायां तावुभौ दण्डमर्हतः ॥३८२॥**

સંરક્ષણમાં રહેનારી ક્ષત્રિયસ્ત્રીનું ગમન કરનાર વૈશ્ય અને સંરક્ષણમાં રહેનારી વૈશ્યસ્ત્રીનું ગમન કરનાર ક્ષત્રિય એ બન્નેને સંરક્ષણમાં નહિ રહેનારી બ્રાહ્મણસ્ત્રીનું ગમન કરનારને માટે જે દંડ કહેલો છે તે દંડ કરવો. ૩૮૨.

આ અધ્યાયના ૩૭૬ મા શ્લોકમાં કહ્યાપ્રમાણે વૈશ્યનો પાચસો પણ દંડ કરવો તથા ક્ષત્રિયનો હજાર પણ દંડ કરવો. વૈશ્યનો અલ્પ દંડ શૂદ્રસ્ત્રીની ભ્રાંતિથી તેવું કર્યું હોય તો તેને માટે છે. તેમ ન હોય તો વૈશ્યનો પણ હજાર પણ દંડ કરવાનું કહેલું છે.

સંરક્ષણવાળી ક્ષત્રિયસ્ત્રી તથા વૈશ્યસ્ત્રીનું ગમન કરનાર બ્રાહ્મણને માટે તથા શૂદ્રસ્ત્રીનું ગમન કરનાર ક્ષત્રિય અને વૈશ્યમાટે શિક્ષા કહેછે—

**सहस्रं ब्राह्मणो दण्डं दाप्यो गुप्ते तु ते व्रजन् ॥**
**शूद्रायां क्षत्रियविशोः साहस्रो वै भवेद्दमः ॥३८३॥**

સંરક્ષણમાં રહેલી ક્ષત્રિયસ્ત્રી તથા વૈશ્યસ્ત્રીનુ ગમન કરનાર બ્રાહ્મણનો હજાર પણ દંડ કરવો અને શૂદ્રાનું ગમન કરનાર ક્ષત્રિય તથા વૈશ્યનો પણ હજાર પણ દંડ કરવો. ૩૮૩.

અહીં શૂદ્રસ્ત્રી પણ સંરક્ષણમાં રહેનારી સમજવી

સંરક્ષણમાં નહિ રહેનારી ક્ષત્રિયસ્ત્રીના ગમનમાં વૈશ્ય તથા ક્ષત્રિયમાટે શિક્ષા કહેછે—

**क्षत्रियायामगुप्तायां वैश्ये पञ्चशतं दमः ॥**
**मूत्रेण मौंड्यमिच्छेत्तु क्षत्रियो दण्डमेव वा ॥३८४॥**

અરક્ષિત ક્ષત્રિયસ્ત્રીનુ ગમન કરનાર વૈશ્યનો પાંચસો પણ દંડ કરવો અને તેવાજ ક્ષત્રિયનો પાંચસો પણ દંડ કરવો અથવા મૂત્રથી તેનું મુંડન કરાવવું. ૩૮૪.

મૂળના સામાન્ય નિર્દેશમાં ગર્ભમૂક લેવાનું કહેલું છે

અરક્ષિત ક્ષત્રિયસ્ત્રીવગેરેનું ગમન કરનારા બ્રાહ્મણને માટે દંડ કહેછે—

अगुप्ते क्षत्रियावैश्ये शूद्रां वा ब्राह्मणो व्रजन् ॥
शतानि पञ्च दण्ड्यः स्यात्सहस्रं त्वन्त्यजस्त्रियम् ॥३८५॥

અરક્ષિત ક્ષત્રિયસ્ત્રી, વૈશ્યસ્ત્રી અથવા શૂદ્રસ્ત્રીનું ગમન કરનાર બ્રાહ્મણને પાંચસો પણ દંડ કરવો તથા જો તે અંત્યજસ્ત્રીનું ગમન કરે તો તેને હજાર પણ દંડ કરવો. ૩૮૫

ચાંડાલવગેરે અંત્યજજાતિ કહેવાયછે

જે રાજાના શહેરમાં ચોર, વ્યભિચારી વગેરે ન હોય તેનો ઉત્કર્ષ દેખાડેછે—

यस्य स्तेनः पुरे नास्ति नान्यस्त्रीगो न दुष्टवाक् ॥
न साहसिकदण्डघ्नौ स राजा शक्रलोकभाक् ॥३८६॥

જે રાજાના શહેરમાં ચોર, પરસ્ત્રીગામી, વાક્પારુષ્યવાળો, સાહસિક અને દંડપારુષ્યવાળો એઓ નથી હોતા તે રાજા સ્વર્ગને ભોગવનાર ગણાયછે ૩૮૬

શહેર શબ્દ આખા દેશના ઉપલક્ષણરૂપ છે

ચોરવગેરેનો નિગ્રહ કરવાથી આ લોકમાં પણ રાજાની અભ્યુન્નતિ થવાનું કહેછે—

एतेषां निग्रहो राज्ञः पञ्चानां विषये स्वके ॥
साम्राज्यकृत्सजात्येषु लोके चैव यशस्करः ॥३८७॥

પોતાના દેશમાં એ પાંચેનો નિગ્રહ કરવાથી રાજાનું રાજવર્ગમાં સામ્રાજ્ય થાયછે અને લોકમાં યશ ફેલાયછે ૩૮૭

એ પાંચે એટલે ચોર, વ્યભિચારી, વાક્પારુષ્યવાળો, દંડપારુષ્યવાળો અને સાહસિક એઓને બરાબર શિક્ષા કરવાથી દેશમાં તેવા અપરાધીઓ નહિ રહેવાને લીધે રાજાની સત્તા દિવસે દિવસે વધતી જાયછે અને તેનું યશ ચિરકાળને પામેછે

આ અધ્યાયમાં સ્રીસંગ્રહણસુધીનાં વ્યવહારસ્થાનો કહીને બાકીનાં સ્રીપુંધર્મવગેરે ક્રમપ્રાપ્ત વ્યવહારસ્થાનો નવમા અધ્યાયમાં કહેવાઉપર રાખી અહીં દંડવગેરેના પ્રસંગને લીધે થોડું પરિશિષ્ટસરખું પ્રકરણ ચલાવેછે—

ऋत्विजं यस्त्यजेद्याज्यो याज्यं चर्त्विक्त्यजेद्यदि ॥
शक्तं कर्मण्यदुष्टं च तयोर्दण्डः शतं शतम् ॥३८८॥

જે યજમાન કર્મ કરવામા સમર્થ તથા દુષ્ટ ન હોય એવા ઋત્વિજનો ત્યાગ કરે તથા જે ઋત્વિજ, યજમાન દુષ્ટ ન હોવા છતાં તેનો ત્યાગ કરે તો તે બન્નેનો સો સો પણ દંડ કરવો. ૩૮૮

આ વિષય સંવિદ્વ્યતિક્રમ નામના વ્યવહારસ્થાનને લગતો હોવા છતાં પણ "રાજાએ પણ પરંપરાના ઋત્વિજોનો ત્યાગ ન કરવો અને તેવા ઋત્વિજોએ રાજાના કામને ન છોડવું" એમ દેખાડવાને વાસ્તે અહીં તેનું જુદુ ગ્રહણ કર્યું છે અહીંથી શરૂ થતુ પ્રકરણ સ્મૃત્યંતરમા પ્રસિદ્ધ પ્રકીર્ણનામનુ વ્યવહારસ્થાન છે એમ પણ ગણાયછે

માતા પિતાવગેરેનો ત્યાગ કરનારમાટે શિક્ષા કહેછે—

न माता न पिता न स्त्री न पुत्रस्त्यागमर्हति ॥
त्यजन्नपतितानेतान् राज्ञा दण्ड्यः शतानि षट् ॥३८९॥

માતા, પિતા, સ્રી અને પુત્ર એઓનો ત્યાગ કરવો યોગ્ય નથી એઓ પતિત ન હોય છતા તેઓનો ત્યાગ કરે તેનો રાજાએ છસો પણ દંડ કરવો ૩૮૯

માતા તો પતિત હોય તોપણ તેનો ત્યાગ કરવો યોગ્ય નથી કારણ કે न माता पुत्र प्रति पतति। એટલે પુત્રપ્રતિ માતા પતિત ગણાતી નથી એવું શાતાતપ મુનિનું વચન છે અર્થાત્ માતા ગમે તેવી હોય તોપણ પુત્રે તેનો નિર્વાહ કરવો જોઇએ ગૃહકાર્યવગેરેમા અટકાવ કરવો તે સ્રીનો ત્યાગ છે પતિત સ્રીને પણ અન્ન વસ્ર તો આપવાંજ પડેછે

રાજાએ તટસ્થ રહેવાનો પ્રસંગ દેખાડેછે—

आश्रमेषु द्विजातीनां कार्ये विवदतां मिथः ॥
न विब्रूयान्नृपो धर्मं चिकीर्षन् हितमात्मनः ॥३९०॥

પોતાના કલ્યાણની ઇચ્છાવાળા રાજાએ આશ્રમોમાં કોઇપણ કાર્યસંબંધે પરસ્પર વિવાદ કરતા દ્વિજોની વચ્ચે આવી તેઓને કાંઇ વિરુદ્ધ કહેવું નહિ. ૩૯૦.

આશ્રમોમાં એટલે તપોવનોમાં કોઇપણ કાર્યસંબંધે એટલે ધર્મસંબંધીવાદ પ્રસંગમાં નિર્ણયમાટે ભેળા મળેલા બ્રાહ્મણોમાંથી કોઇ કહે કે આ બાબતમાં શાસ્ત્રની આવી આજ્ઞા છે અને કોઇ કહે કે તેથી બીજી રીતે છે આમ પરસ્પર વિવાદ થતો હોય તેમાં રાજાએ વચ્ચે પડી તેઓને દબાવી "આ બાબતમાં અમારા કહેવાપ્રમાણેજ તમારે માનવું" એમ તેઓને કહેવું નહિ કારણ કે એવા નિર્ણયો કરવા તે બ્રાહ્મણોનુંજ કામ છે અને તેથી પોતાનું કામ નહિ છતાં વચ્ચે પડી તેમ કહેનાર રાજા વખતપર અવળા માર્ગની ફરજ પાડવાથી અકલ્યાણનો બોજો પોતાપર ખેંચી લેછે માટે તેણે તેમ કરવું નહિ. અથવા બ્રહ્મચર્યવગેરે આશ્રમોસંબંધી કાર્યોમાં બ્રાહ્મણો મતભેદવાળી બાબતમાં તકરાર ચલાવતા હોય તે વખતે રાજાએ વચ્ચે પડવું નહિ કારણ કે તેવી બાબતો ધર્મશાસ્ત્રોને લગતી હોયછે.

જરૂરી પ્રસંગે બ્રાહ્મણોની તકરારમાં વચ્ચે પડવાનો વખત આવે તો કેવી રીતે કામ લેવું તે દર્શાવેછે—

**यथार्हमेतानभ्यर्च्य ब्राह्मणैः सह पार्थिवः ॥**
**सान्त्वेन प्रशमय्यादौ स्वधर्मं प्रतिपादयेत् ॥३९१॥**

રાજાએ બીજા બ્રાહ્મણોને પોતાની સાથે રાખી એ તકરાર કરતા બ્રાહ્મણોનો તેઓની યોગ્યતાપ્રમાણે સત્કાર કરી પ્રથમ સાંત્વનાથી તેઓને શાંત કરીને પછી તેઓને સ્વધર્મનું પ્રતિપાદન કરાવવું ૩૯૧

રાજાએ પોતાની સાથે બીજા બ્રાહ્મણો એટલે પોતાના પુરોહિતવગેરેને રાખી, તે પરસ્પર વિવાદ કરનારા બ્રાહ્મણોનો યથાયોગ્ય સત્કાર કરી વિનયથી તેઓને શાંત કરી તેઓને જે ખરૂં કહેવાનું હોય તે કહેવું આમ કહીને જણાવ્યું છે કે તેઓનાપર હુકમ ચલાવવો નહિ.

પોતાને ત્યાં બ્રહ્મભોજનમાં કોને નહિ ભોજન કરાવનાર બ્રાહ્મણ કેવા દંડનું પાત્ર થાયછે તે જણાવેછે—

**प्रातिवेश्यानुवेश्यौ च कल्याणे विंशतिद्विजे ॥**
**अर्हावभोजयन्विप्रो दण्डमर्हति माषकम् ॥३९२॥**

જે ઉત્સવમાં વીશ બ્રાહ્મણોને ભોજન આપેલું હોય તેમાં પ્રાતિવેસ્યને તથા અનુવેશ્યને તેઓ યોગ્ય છતાં પણ ભોજન કરાવે નહિ તો તે બ્રાહ્મણનો એક માષો દંડ કરવો જોઇએ. ૩૯૨.

પડખાનાજ ઘરમાં રહેનારો પ્રાતિવેશ્ય અને એક ઘર છોડીને બીજા ઘરમાં એટલે પ્રાતિવેશ્યના પડખાના ઘરમાં રહેનારો અનુવેશ્ય કહેવાયછે. હવેપછીના શ્લોકમાં સુવર્ણનો માષો કહેશે તેથી અહીં રૂપાનો માષો સમજવો. प्रतिवेश्यब्राह्मणातिक्रमकारी च। એ પ્રમાણે આ વિષયનાજ વિષ્ણુસ્મૃતિના વચનમાં બ્રાહ્મણપદ લીધેલું છે તેથી અહીં પ્રાતિવેશ્ય તથા અનુવેશ્ય બ્રાહ્મણજ સમજવા. તેઓ દ્વેષ કરનારા તથા અત્યંત નિર્ગુણ હોય અથવા શ્રાદ્ધાદિકમાં કામ ન આવે એવા કુષ્ઠવગેરે રોગવાળા હોય કે તેવી કંઇ ખોડવાળા હોય તો તે યોગ્ય ગણાતા નથી

આવાજ પ્રસંગમાં વિશેષ દંડનું કારણ કહેછે—

**श्रोत्रियः श्रोत्रियं साधुं भूतिकृत्येष्वभोजयन् ॥**
**तदन्नं द्विगुणं दाप्यो हिरण्यं चैव माषकम् ॥३९३॥**

શ્રોત્રિય બ્રાહ્મણ પોતાને ઘેર ઉત્સવના પ્રસંગમાં ગુણવાન શ્રોત્રિય બ્રાહ્મણને જમાડે નહિ તો તેના દંડમાં બેગણું અન્ન તેને અપાવવું તથા એક સુવર્ણમાષ દંડ લેવો. ૩૯૩.

વિદ્યા તથા આચારવાળો શ્રોત્રિય બ્રાહ્મણ તેવાજ ગુણવાન બીજા શ્રોત્રિય બ્રાહ્મણને પોતાને ઘેર ઉત્સવ પ્રસંગે જમાડે નહિ તો તે નહિ જમાડેલા બ્રાહ્મણને તેની પાસેથી બમણું અન્ન અપાવવું અને તેની પાસેથી એક સુવર્ણમાષ દંડ લેવો. અહીં પણ તે શ્રોત્રિય બ્રાહ્મણ પ્રાતિવેશ્ય અથવા અનુવેશ્યજ હોવો જોઇએ.

રાજાએ કોની કોની પાસેથી કર લેવો નહિ તે કહેછે—

**अन्धो जडः पीठसर्पी सप्तत्या स्थविरश्च यः ॥**
**श्रोत्रियेषूपकुर्वंश्च न दाप्याः केनचित्करम् ॥३९४॥**

અંધ, જડ, પંગુ, સિત્તેરવર્ષથી અધિક અવસ્થાવાળો વૃદ્ધ અને શ્રોત્રિય બ્રાહ્મણની સેવા કરનારો એઓની પાસેથી કોઇએ પણ કર લેવો નહિ. ૩૯૪.

કોઇએ. પણ એટલે ખાલી ભંડારવાળા રાજાએ પણ તેઓનો કર લેવો નહિ

શ્રોત્રિયવગેરેની પાસેથી કર નહિ લેવો એટલુંજ નહિ પણ તેઓનો સત્કાર કરવાની ભલામણ કરેછે—

श्रोत्रियं व्याधितार्त्तौ च बालवृद्धावकिञ्चनम्॥
महाकुलीनमार्यं च राजा संपूजयेत्सदा ॥३९५॥

શ્રોત્રિય બ્રાહ્મણ, રોગી, દુખી બાળક, વૃદ્ધ, દરિદ્ર, મહાકુલીન અને આર્ય એઓનો રાજાએ સદા સત્કાર કરવો ૩૯૫

સત્કાર કરવો એટલે દાનથી, માનથી અને હિત રક્ષાવગેરેથી તેઓને સંતોષ આપવો સરલ બુદ્ધિવાળો પુરૂષ આર્ય કહેવાયછે

વસ્ત્રો બનાવનાર તથા તે સાફ કરનાર લોકો પોતાનું યોગ્ય વર્તન ન રાખે તો રાજાએ તેઓને શિક્ષા કરી ઠેકાણે લાવવા જોઇએ. કારણ કે જગતમા અન્નથી બીજે દરજ્જે આવશ્યકતા-વાળી વસ્તુ વસ્ત્રો છે. અને તેથી પ્રથમ વસ્ત્રોને સાફ કરવાના ધંધાવાળાએ કેવી રીતે વર્તવું જોઇએ તે કહેછે—

शाल्मलीफलके श्लक्ष्णे नेनिज्यान्नेजकः शनैः ॥
न च वासांसि वासोभिर्निर्हरेन्न च वासयेत् ।३९६।

વસ્ત્રો ધોનારાએ શાલ્મલિના લીસા પાટિયાપર ધીમેથી વસ્ત્રો ધોવા બીજાના વસ્ત્રોમા પોતાના વસ્ત્રો સાથી ખોવા જવું નહિ અને ધોવા આવેલા વસ્ત્રો બીજાને પહેરવા દેવા નહિ ૩૯૬

શાલ્મલિ અથવા તેવા બીજા વૃક્ષના લીસા પાટીયાપર ધોવાથી વસ્ત્ર ફાટતુ નથી બાકીની ભલામણ પણ ધોવા આવેલા વસ્ત્રોના સંરક્ષણમાટે છે આથી વિરૂદ્ધ રીતે વર્તનારો ધોબી અપરાધના પ્રમાણમા દંડનુ પાત્ર થાયછે

વસ્ત્રો તૈયાર કરનારમાટે નિયમ કહેછે—

तन्तुवायो दशपलं दद्यादेकपलाधिकम्॥
अतोन्यथा वर्त्तमानो दाप्यो द्वादशकं दमम्।३९७।

તંતુવાયે દશ પલ સૂત્ર લઇ તેમાથી વસ્ત્ર બનાવી અગિયાર પલ તોળી દેવું એથી બીજીરીતે વર્તે તો તેનો બાર પણ દંડ કરવો ૩૯૭

આર આવવાથી વસ્ત્ર તૈયાર થતાં તેનું વજન વધવું જોઇએ તેથી જો એ ઓછું વજન આપે તો તેનો બાર પણ દંડ રાજાએ કરવો અને વસ્ત્રના માલેકને થયેલી નુકસાની અપાવી તેને સંતુષ્ટ કરવો.

રાજાએ દાણવગેરે લેવાની બાબતમાં સાધારણ નિયમ કહેછે—

**शुल्कस्थानेषु कुशलाः सर्वपण्यविचक्षणाः ॥**
**कुर्युरर्घं यथापण्यं ततो विंशं नृपो हरेत् ॥ ३९८ ॥**

જે લોકો દાણ લેવાનાં સ્થાનોમાં કુશળ હોય અને સર્વ જાતના પદાર્થોના વિક્રયમાં પણ કુશળ હોય તેઓ વેચવાના પદાર્થના પ્રમાણમાં જેવું મૂલ્ય ઠરાવે તેમાંથી રાજાએ વીશમો ભાગ લેવો ૩૯૮.

જલમાર્ગે તથા સ્થલમાર્ગે ચાલતા વ્યાપારમાથી દાણ લેવાને ઠેકાણે રહી જાણીતા થયેલા અને વેચાણ કરવાની ચીજોની સારાસારતાને જાણનારા લોકો જે જે પદાર્થોનું જે જે મૂલ્ય ઠરાવે તે તે પદાર્થના વેચાણના લાભનો વીશમો ભાગ રાજાએ દાણતરીકે લેવો જોઈએ. વેચાણ એ શબ્દ હોવાથી ઘરના વપરાશ-માટે લાવેલી ચીજપર દાણ લેવું નહિ એવો અભિપ્રાય છે.

દાણમાત્ર લેવાને બદલે જોવામાં આવેલી સઘળી વસ્તુ રાજાએ કેવે પ્રસંગે લઇ લેવી તે જણાવેછે—

**राज्ञः प्रख्यातभाण्डानि प्रतिषिद्धानि यानि च ॥**
**तानि निर्हरतो लोभात्सर्वहारं हरेन्नृपः ॥ ३९९॥**

રાજાના જે પ્રખ્યાત પદર્થો હોય તથા જે પદાર્થોનો વિક્રય રાજાએ અટકાવેલ હોય તે પદાર્થોને જે માણસ લોભથી વેચવા જાય તેની પાસેથી રાજાએ તે સઘળુ લઇ લેવુ ૩૯૯

રાજસિંહાસનવગેરે રાજાના પ્રખ્યાત પદાર્થો ગણાયછે તેને અને જે પદાર્થોના વેચાણનો રાજાએ અટકાવ કર્યો હોય તે પદાર્થો લોભથી વેચવા જનાર માણસપાસેથી તે તમામ પદાર્થો રાજાએ લઇ લેવા એ સઘળું લઇ લેવું એજ તેનો દંડ છે

દાણચોરી કરનારવગેરેનો દંડ કહેછે—

**शुल्कस्थानं परिहरन्न काले क्रयविक्रयी ॥**
**मिथ्यावादी च संख्याने दाप्योऽष्टगुणमत्ययम् ॥४००॥**

દાણુ લેવાનું સ્થાન હોય તે છોડી બીજે માર્ગે જનાર, વગરસમયે ક્રયવિક્રય કરનાર અને સંખ્યામાં ખોટું બોલનાર એઓનો આઠગણો દંડ કરવો ૪૦૦.

દાણચોરી કરવામાટે જૂદે રસ્તે ચાલે, ખબર ન પડે તેવે વખતે ક્રય વિક્રય કરે તથા થોડું દાણ ચુકાવવાની ધારણાથી ઝાઝા માલને થોડો માલ બતાવે તેની પાસેથી જે દાણની રકમ થતી હોય તેનાકરતા આઠગણી રકમ દંડતરીકે લેવી.

ક્રયવિક્રયઉપર પણ રાજાને દેખરેખ રાખવાની ભલામણ દેછે—

आगमं निर्गमं स्थानं तथा वृद्धिक्षयावुभौ ॥
विचार्य सर्वपण्यानां कारयेत्क्रयविक्रयौ ॥ ४०१॥

વિક્રય કરવાયોગ્ય સર્વ વસ્તુઓના આગમ, નિર્ગમ, સ્થાન અને વૃદ્ધિ તથા ક્ષય એઓનો વિચાર કરીને તેના ક્રયવિક્રય કરાવવા ૪૦૧.

આગમ એટલે આવેલી ચીજ કેટલે દૂરથી આવેલી છે, નિર્ગમ એટલે નિકાશની ચીજ કેટલે દૂર જવાની છે, સ્થાન એટલે કેટલો સમય પડતર રહેશે, વૃદ્ધિ એટલે તેમાં કેટલો લાભ થશે અને ક્ષય એટલે તેને લાવવા, લઇજવાવગેરેમાં કેટલુ ખર્ચ થશે વગેરે સઘળી વાતનો વિચાર કરીને રાજાએ ખરીદી તથા વેચાણના નિયમ બાંધવા.

વ્યાપારની ચીજોના ભાવ ઠરાવવાની ભલામણ દેછે—

पञ्चरात्रे पञ्चरात्रे पक्षे पक्षेऽथवा गते ॥
कुर्वीत चैषां प्रत्यक्षमर्घसंस्थापनं नृपः ॥ ४०२ ॥

પાંચ પાંચ દિવસે અથવા એક એક પખવાડિયું જતા એ વ્યાપારીઓને પાસે રાખીને રાજાએ વહેચાણની ચીજોના મૂલ્યની વ્યવસ્થા બાંધી દેવી. ૪૦૨.

જે ચીજોના ભાવ તુરતાતુરત બદલે તેમ હોય તેને માટે પાંચપાંચ દિવસે અને જેના ભાવ કંઇ વધારે વખતસુધી સ્થિર રહે તેવી ચીજોમાટે પંદર પંદર દિવસે વ્યાપારકુશળ તથા પ્રામાણિક પુરૂષોની રૂબરૂમાં તેના મૂલ્યની વ્યવસ્થા બાંધવી. અર્ઘસંસ્થાપન એ પદનો "તે ચીજો સઘળી પોતાની સામે મૂકાવી તેની સારાસારતા તપાસવી "એમ પણ અર્થ કરવામાં આવેછે.

તોળવાવગેરેમાં કોઇ ગડબડ ન કરે તેનો પણ બંદોબસ્ત કરવાનું કહેછે—

तुलामानं प्रतीमानं सर्वत्र स्यात्सुलक्षितम् ॥
षट्सु षट्सु च मासेषु पुनरेव परीक्षयेत् ॥ ४०३ ॥

સર્વસ્થળે તુલામાન તથા પ્રતીમાન રાજચિન્હવાળું હોવું જોઇએ અને છ છ માસે ફરીફરીને તેની પરીક્ષા કરાવવી. ૪૦૩

સુવર્ણવગેરે તોળવાના સાધન તે તુલામાન અને પ્રસ્થ તથા દ્રોણવગેરે પ્રતીમાન કહેવાયછે એઓની ઉપર રાજતરફની છાપ હોવી જોઇએ તથા દર છ છ માસે તેઓને ઘાસોટી લાગી હોય તે વગેરેની પરીક્ષા કરાવી બદલાવવાં ઘટે તો બદલાવી દેવા મતલબ કે વ્યાપારીઓ તોળવામાં કોઇને દમની ન દે અથવા કોઇની પાસેની ખરીદવાની વસ્તુ ખોટા માપથી વધારે ન લે તેની બરાબર દેખરેખ રખાવવી

મોહોટી નદીવગેરેને સામે પાર લઇ જનારા મછવાવાળાઓનાં ભાડાનો શું ઠરાવ કરી આપવો તે જણાવેછે—

पणं यानं तरे दाप्यं पौरुषोऽर्द्धपणं तरे ॥
पादं पशुश्च योषिच्च पादार्द्धं रिक्तकः पुमान् ॥४०४॥

નૌકાદ્વારા નદીવગેરેમાં સામે પાર લઇ જાય તેનો ગાડુંવગેરે વાહન હોય તો એક પણ અપાવવો એવીજ રીતે એક પુરૂષ ઉપાડી શકે તેટલા બોજાનો અર્ધ પણ, પશુનો અને સ્ત્રીનો એક ચતુર્થાંશ પણ તથા ભારવગરના પુરૂષનો એક અષ્ટમાંશ પણ અપાવવો. ૪૦૪.

ભારભરેલા વાહનોને માટે હવેપછીના શ્લોકમાં કહેશે તેથી અહીં ખાલી વાહન સમજવું

બોજેભરેલાં વાહનોવગેરેના ભાડામાટે કહેછે—

भाण्डपूर्णानि यानानि तार्यं दाप्यानि सारतः ॥
रिक्तभाण्डानि यत्किञ्चित्पुमांसश्चापरिच्छदाः॥४०५॥

વહેંચવાની ચીજોથી ભરેલાં વાહનોને સામે પાર ઉતારવાનું ભાડું તેના બોજાના અથવા માલની શ્રેષ્ઠતાના પ્રમાણમાં અપાવવું અને ખાલી પાત્રોનું તથા દરિદ્ર મનુષ્યોનું ભાડું નામમાત્ર બહુજ થોડું અપાવવું. ૪૦૫.

જેની અંદર બીજી કંઈ ચીજ ન ભરી હોય એવા પડાઓવગેરે, ખાલી પાત્રો ગણાયછે

ભાડાંનો નિયમ નક્કી કરવામાં માર્ગ અને સગવડવગેરેનો પણ વિચાર લક્ષમાં લેવા સૂચવેછે—

**दीर्घाध्वनि यथादेशं यथाकालं तरो भवेत् ॥**

**नदीतीरेषु तद्विद्यात्समुद्रे नास्ति लक्षणम् ॥४०६॥**

લાંબા માર્ગસુધી નૌકાદ્વારા જવુ હોય તો દેશકાળનો વિચાર કરીને તારવાનુ દ્રવ્ય લેવું એ સઘળુ નદીના તીરમાટે સમજવાનુ છે પણ સમુદ્રની બાબતમા આ વિચાર નથી ૪૦૬

આ સઘળો વિચાર નદીઓને માટે છે પણ સમુદ્રને માટે નથી નદીઓમા પણ માર્ગની વિશેષતા અને સગવડ અગવડનો વિચાર કરીને ભાડાની વધઘટ ઠેરાવવી જોઇએ

વહાણનું ભાડું કોની કોની પાસેથી કંઇપણ ન અપાવવું જોઇએ તે કહેછે—

**गर्भिणी तु द्विमासादिस्तथा प्रव्रजितो मुनिः ॥**

**ब्राह्मणा लिङ्गिनश्चैव न दाप्यास्तारिकं तरे ॥४०७॥**

બે માસથી ઉપરની ગર્ભિણી સ્ત્રીનુ પ્રવ્રજ્યાવાળા ભિક્ષુનુ, વાનપ્રસ્થ મુનિનુ, બ્રાહ્મણોનુ અને બ્રહ્મચારીના, નૌકાવડે જલતારણનુ ભાડુ અપાવવું નહિ ૪૦૭

બે માસની અંદર ગર્ભિણી હોવાનો પૂર્ણ નિશ્ચય થઇ શકતો નથી તેથી બે માસઉપરની ગર્ભિણી એમ કહેલુ છે

વહાણમાં લોકોને થતા નુકસાનનો બદલો કોણ ક્યારે આપે તે જણાવેછે—

**यन्नावि किञ्चिद्दाशानां विशीर्येतापराधतः ॥**

**तद्दाशैरेव दातव्यं समागम्य स्वतोंऽशतः ॥४०८॥**

વહાણ ચલાવનારાઓના અપરાધથી વહાણમા લોકોને જે કાંઇ નુકસાન થાય તે વહાણ ચલાવનારાઓએજ મળીને પોતપોતાના હિસ્સાપ્રમાણે ભરી આપવુ ૪૦૮

વહાણમાંનો માલ વહાણવાળાઓની બેદરકારીથી, ખરાબ રસ્તે ચાલવાને લીધે અથવા પૂરતી જાળવણ નહિ રાખવાને લીધે જળમાં પડી નાશ પામે અથવા બગડી જાય તો તેથી તેના માલેકને થયેલું નુકસાન તે લોકોએ સાથે મળી પોતપોતાના અપરાધના પ્રમાણમાં ભાગે પરતું ભરી દેવું જોઇએ

વહાણ ચલાવનારા લોકોના વ્યવહારનિર્ણયનો ઉપસંહાર કરેછે—

**एष नौयायिनामुक्तो व्यवहारस्य निर्णयः ॥**
**दाशापराधतस्तोये दैविके नास्ति निग्रहः ॥४०९॥**

નૌકાથી જલમાર્ગમા જનારા લોકોની બાબતમાં નૌકા ચલાવનારા લોકોના અપરાધથી જળમા જે નુકસાન થાય તેના વ્યવહારનો આ નિર્ણય કહ્યો અને દૈવગતિથી જે નુકસાન થાય તેમાં તેઓનો દંડ થતો નથી. ૪૦૯.

દૈવગતિથી એટલે અચાનક તોફાન જાગવાવગેરેથી નુકસાન થાય તેમાં તે વહાણ ચલાવનારાઓનો કશો દંડ થઈ શક્તો નથી. કારણ કે તેમા તેઓનો અપરાધ નથી.

વૈશ્ય અને શૂદ્ર પોતપોતાના કર્મથી ભ્રષ્ટ થાય તો જગતના ચાલતા વ્યવહારોમાં વિશેષ અવ્યવસ્થા થાયછે એમ હવે પછી તરત કહેશે માટે તેઓ પોતપોતાના કર્ત્તવ્યથી ભ્રષ્ટ ન થાય તેમ કરવાની રાજાને ખાસ ભલામણ કેછે—

**वाणिज्यं कारयेद्वैश्यं कुसीदं कृषिमेव च ॥**
**पशूनां रक्षणं चैव दास्यं शूद्रं द्विजन्मनाम् ॥४१०॥**

રાજાએ વૈશ્યની પાસે વ્યાપાર, વ્યાજનો ધંધો, ખેતી અને પશુઓનું રક્ષણ એ ધંધાઓ કરાવવા તથા શૂદ્રપાસે દ્વિજોનું દાસપણું કરાવવું ૪૧૦.

વૈશ્ય અને શૂદ્રને પોતપોતાના ધંધાઓમાં પ્રેરવા અને એ ધંધાઓ બીજાઓની પાસે નહિ કરાવતાં તેઓની પાસેજ કરાવવા એવો મતલબ છે.

જેઓની આજીવિકા ન ચાલતી હોય એવા ક્ષત્રિય અને વૈશ્યને બ્રાહ્મણે મદદ આપવી જોઇએ એમ જણાવેછે—

क्षत्रियं चैव वैश्यं च ब्राह्मणो वृत्तिकर्शितौ ॥
बिभृयादानृशंस्येन स्वानि कर्माणि कारयन् ॥४११॥

આજીવિકામાટે પીડાતા ક્ષત્રિય અને વૈશ્યની પાસે પોતાનાં કામો કરાવતા બ્રાહ્મણે દયાપૂર્વક તેઓનું પોષણ કરવું ૪૧૧

બ્રાહ્મણ શક્તિવાળો હોય તો તેણે ખેતીવગેરે કામો કરાવીને પણ ક્ષત્રિય તથા વૈશ્ય જેઓ આજીવિકામાં સીદાતા હોય તેઓનું પોષણ કરવું. પોતાનાં કામો એટલે ક્ષત્રિયના રક્ષણાદિ કામો અને વૈશ્યના વ્યાપારાદિ કામો અથવા પોતાના અંગે બ્રાહ્મણના સમિધાહરણવગેરે કામો કરાવવાં

ઉપર જણાવેલા ક્ષત્રિય તથા વૈશ્યની પાસે તેઓની ઇચ્છા ન છતાં દાસકર્મ કરાવનાર બ્રાહ્મણમાટે દંડ કહેછે—

दास्यं तु कारयँल्लोभाद्ब्राह्मणः संस्कृतान् द्विजान् ॥
अनिच्छतः प्राभवत्याद्राज्ञा दण्ड्यः शतानि षट् ॥४१२॥

જે બ્રાહ્મણ લોભથી તથા પોતાના પ્રભુત્વથી, ઉપનયન સંસ્કારવાળા દ્વિજો કે જેઓ દાસપણું કરવાને ન ઇચ્છતા હોય છતાં તેઓની પાસે દાસપણું કરાવે તો તેનો રાજાએ છસો પણ દંડ કરવો ૪૧૨

લોભ તથા પ્રભુત્વના કારણથી દાસપણું કરાવવામાં દંડ છે પણ ગુરુના દાસપણામાં કશો દોષ નથી

બ્રાહ્મણે દાસકર્મ તો શૂદ્રપાસે કરાવવું એમ કહેછે—

शूद्रं तु कारयेद्दास्यं क्रीतमक्रीतमेव वा ॥
दास्यायैव हि सृष्टोसौ ब्राह्मणस्य स्वयंभुवा ॥४१३॥

શૂદ્ર ખરીદેલો હોય અથવા ખરીદેલો ન હોય તોપણ દાસપણું તો તેની પાસેજ કરાવવું કારણ કે બ્રહ્માએ બ્રાહ્મણનું દાસપણું કરવાનેજ એને ઉત્પન્ન કરેલો છે ૪૧૩

બ્રાહ્મણશબ્દ તેપછીના બે વર્ણ એટલે ક્ષત્રિય તથા વૈશ્યના પણ ઉપલક્ષણરૂપ છે. કારણ કે શૂદ્રને ત્રણેવર્ણનું દાસત્વ વિહિત છે.

દાસત્વ એ શૂદ્રને માટે સ્વભાવસિદ્ધ હોવાથી તે કોઇથી છોડાવી શકાતું નથી એમ જણાવેછે—

न स्वामिना निसृष्टोपि शूद्रो दास्याद्विमुच्यते ॥
निसर्गजं हि तत्तस्य कस्तस्मात्तदपोहति ॥४१४॥

સ્વામીએ શૂદ્રને દાસપણામાંથી મુક્ત કરેલો હોય તોપણ તે દાસપણામાંથી મુક્ત થતો નથી કારણ કે શૂદ્રનું દાસપણું સ્વાભાવિક છે તોપછી તે દાસપણાને શૂદ્રથી છુટું પાડવાનું કોનાથી બની શકે? ૪૧૪.

અભિપ્રાય એવો છે કે શૂદ્રે અદૃષ્ટ લાભ એટલે પુણ્યમાટે પણ ત્રૈવર્ણિકોની સેવા કરવી કારણ કે એ તેનો સહજ ધર્મ છે

પ્રસંગને લીધે દાસના સાત પ્રકાર કહેછે—

ध्वजाहृतो भक्तदासो गृहजो क्रीतदत्रिमौ ॥
पैत्रिको दण्डदासश्च सप्तैते दासयोनयः ॥४१५॥

ધ્વજાહૃત, ભક્તદાસ, ગૃહજ, ક્રીત, દત્રિમ, પૈત્રિક અને દંડદાસ એ સાત દાસજાતિ ગણાયછે ૪૧૫

સંગ્રામમાંથી જીતાયેલો હોય તે ધ્વજાહૃત, અન્નના લાભમાટે રહેલો હોય તે ભક્તદાસ, ઘેર કામ કરતી દાસીનો પુત્ર હોય તે ગૃહજ, મૂલ્યથી ખરીદેલો હોય તે ક્રીત, બીજાએ આપેલો હોય તે દત્રિમ, પિતાવગેરેના સમયથી દાસ હોય તે પૈત્રિક અને દંડને બદલે દાસ થયેલો હોય તે દંડદાસ કહેવાયછે આવી રીતે ધ્વજાહૃતપણુંવગેરે સાતપ્રકારો દાસપણાના કારણરૂપ છે.

દાસને જેમ ધનઉપર પોતાનું સ્વતંત્રસ્વામિત્વ નથી તેમ પતિ તથા પિતાની હાજરીમાં સ્ત્રી અને પુત્રનું પણ સ્વતંત્રસ્વામિત્વ નથી એ વિષય પ્રસંગને લીધે કહેછે—

भार्या पुत्रश्च दासश्च त्रय एवाधनाः स्मृताः ॥
यत्ते समधिगच्छन्ति यस्य ते तस्य तद्धनम् ॥४१६॥

સ્ત્રી, પુત્ર અને દાસ એ ત્રણેને ધનહીન કહેલાં છે તેઓ જે કાંઈ ધન મેળવેછે, તે ધન તેઓ જેનાં હોયછે તેનું ગણાયછે. ૪૧૬.

આ વાક્ય તેઓનું પરતંત્રપણું બતાવવામાટે છે અને તેથી સ્વામીની આજ્ઞાથી તેઓ પોતાનું ધન વાપરી શકે અને આપત્તિજેવા આવશ્યક પ્રસંગમાં સ્વામી તેઓની પાસેથી એ ધન લઇ શકે.

જરૂરના પ્રસંગમાં બ્રાહ્મણે શૂદ્રનું ધન વગરશંકાએ લેવું એમ જણાવેછે—

विस्रब्धं ब्राह्मणः शूद्रात् द्रव्योपादानमाचरेत् ॥
नहि तस्यास्ति किञ्चित्स्वं भर्तृहार्यधनो हि सः ।४१७।

દાસ હોય એવા શૂદ્રપાસેથી બ્રાહ્મણ વગરભયે તેનું દ્રવ્ય લઇ શકેછે કારણ કે તે દ્રવ્ય કંઇ તે શૂદ્રનું નથી ગણાતું અને તે શૂદ્ર ભર્તૃહાર્યધન એટલે જેનું ધન માલેક લઇ શકેછે એવો કહેવાયછે ૪૧૭

દાસશૂદ્રપાસેથી આપત્તિના સમયમાં તેનું ધન લેનાર બ્રાહ્મણનો રાજા દંડ કરવો નહિ એ આ વાક્યનો અભિપ્રાય છે

વૈશ્ય અને શૂદ્રને પોતપોતાના કર્તવ્ય પરાયણ રાખવાની ભલામણ કરેછે—

वैश्यशूद्रौ प्रयत्नेन स्वानि कर्माणि कारयेत् ॥
तौ हि च्युतौ स्वकर्मभ्यः क्षोभयेतामिदं जगत् ।४१८।

રાજાએ વૈશ્ય અને શૂદ્રપાસે તેઓની જાતિને લાગતા કાર્યો કરાવવા કારણ કે જો તેઓ પોતાના કર્મથી ભ્રષ્ટ થાય તો જગતને ક્ષોભ પમાડે ૪૧૮

બ્રાહ્મણ તથા ક્ષત્રિયકરતા વૈશ્ય અને શૂદ્ર એઓને વિધાના સંસ્કારો બહુ થોડા હોયછે તેથી તેમજ જગતનો વ્યવહાર ચાલુ રહેવામા વૈશ્યનું કર્તવ્ય વ્યાપાર, કૃષિવગેરે તથા શૂદ્રનું નઝ્ય અન્યવર્ણની સેવા એઓની ઘણી આવશ્યકતા છે તેથી તેઓ પોતાના કર્તવ્યથી ભ્રષ્ટ થતા હોય તો દંડના ભયથી પણ તેઓને પોતપોતાના કર્તવ્યમા સ્થિતિવાળા રાખવા જોઇએ

રાજાએ એકંદર હમેશ દેખરેખ રાખવાના વિષયો કહેછે—

अहन्यहन्यवेक्षेत कर्मान्तान्वाहनानि च ॥
आयव्ययौ च नियतावाकरान्कोशमेव च ॥४१९॥

રાજાએ પ્રત્યેક દિવસે, આરંભેલા કર્મોની સિદ્ધિ, વાહનો, નક્કી થયેલી આવક, તેવુંજ ખર્ચ, રત્નોવગેરેના ઉત્પત્તિસ્થાનો તથા ભંડાર એ સઘળું હમેશ જોતા રહેવું ૪૧૯

આરંભેલા કયાં કયાં કામ પાર પડ્યાં, નિષ્ફળ ગયાં કે અધૂરાં રહ્યાં, હાથી-ઘોડાવગેરે વાહનોની જાળવણ, ઉપજ, ખર્ચ, મોહોટી પેદાશના મૂળરૂપ ખાણો-વગેરે તથા ભંડાર આ સઘળું રાજાએ હમેશ ધ્યાનપર લેતા રહેવું જોઇએ

અધ્યાયના ઉપસંહારરૂપે કર્ત્તવ્યપરાયણ રાજાના કલ્યાણનો નિર્દેશ કરેછે—

**एवं सर्वानिमान्राजा व्यवहारान्समापयन् ॥**
**व्यपोह्य किल्बिषं सर्वमाप्नोति परमां गतिम् ।४२०।**

એ પ્રમાણે ઉપર કહેલા સઘળા વ્યવહારોનો નિર્ણય કરનાર રાજા સર્વ પાપોને દૂર કરીને પરમગતિને પામેછે. ૪૨૦.

શાસ્ત્રમાં જણાવ્યાપ્રમાણે કર્ત્તવ્યપરાયણ રાજામાં કશું પાપાચરણ હોતું નથી. તોપણ તેનાથી કાંઇ અજ્ઞાતપાપ થઇ ગયેલું હોય અથવા પૂર્વજન્મનાં જે કાઇ પાપ હોય તે સઘળાં આવી રીતે સદ્વર્તનને લીધે દૂર થાયછે અને તેમ થતાં પુણ્યપ્રભાવથી તે શ્રેષ્ઠગતિને પામેછે અતિ વિસ્તારના ભયને લીધે સ્ત્રીસંગ્રહણપછીનાં વ્યવહારસ્થાનોનું વર્ણન નવમા અધ્યાયપર રાખી અહીં આ અધ્યાયનો ઉપસંહાર કરવામા આવ્યો.





 मणिमनुस्मृति. 

અધ્યાય ૯ મો.

આઠમા અધ્યાયના ૪ થા શ્લોકથી ૭ મા શ્લોક સુધીમાં કહેલાં વ્યવહારસ્થાનોમાં સ્ત્રીસંગ્રહણસુધીનાં વ્યવહારસ્થાનો ગયા અધ્યાયમાં વર્ણવ્યાં. હવે તે પછીના સ્ત્રીપુંધર્મનામના વ્યવહારસ્થાનનો ઉપક્રમ કરેછે—

**पुरुपस्य स्त्रियाश्चैव धर्म्ये वर्त्मनि तिष्ठतोः ॥**

**संयोगे विप्रयोगे च धर्मान् वक्ष्यामि शाश्वतान् ॥१॥**

ધર્મના માર્ગમાં વર્તનાર પુરુષના તથા સ્ત્રીના શાશ્વતધર્મો કે જે સંયોગ હોય ત્યારે તથા વિયોગ હોય ત્યારે પાળવાના છે તે ધર્મો હવે કહુંછું. ૧.

પરસ્પરનો વ્યભિચાર ન કરવારૂપ ધર્મના માર્ગમાં ચાલનાર સ્ત્રીપુરૂષના શાશ્વત એટલે પરંપરાથી ચાલતા આવેલા ધર્મો હવે કહેવામાં આવેછે, જેમાં દંપતી સાથે રહેલાં હોય ત્યારે તેઓએ કેમ વર્તવું તથા વિયોગ હોય ત્યારે કેમ વર્તવું તેના નિયમો જણાવવામાં આવેછે.

પુરૂષોએ સ્ત્રીઓને સ્વચ્છંદ વર્તન નહિ કરવા દેતાં પોતાને વશ્ય રાખવી એમ ભલામણ કરેછે—

अस्वतन्त्राः स्त्रियः कार्याः पुरुषैः स्वैर्दिवानिशम् ॥

विषयेषु च सज्जन्त्यः संस्थाप्या आत्मनो वशे ॥ २ ॥

પતિવગેરે પુરુષોએ સ્ત્રીઓને સર્વદા સ્વચ્છંદવર્તનવગરની કરવી અને વિષયોમા લાગેલી હોય ત્યારે પણ પોતાના કબજામા રાખવી ૨

સ્ત્રીઓને ધર્માર્થકામોમા સ્વેચ્છાથી વ્યવહાર કરવા દેવો નહિ જે કંઈ ધન ધર્મવગેરેમા વાપરવુ હોય તેમા પતિવગેરે યોગ્ય અવસ્થાવાળા સ્વપુરુષોની તેણે અનુજ્ઞા લેવી સ્ત્રીની રક્ષા કરવાના અધિકારવાળા પતિ, પુત્ર, પિતાવગેરે પુરુષો સ્વપુરુષો ગણાયછે ગીતવગેરે વિષયોમા તે સ્ત્રીઓ બીજાઓની સાથે પ્રસંગ કરવા લાગે તો તેને અટકાવીને પોતાના કબજામા રાખવી સ્ત્રીને સ્વચ્છંદ વર્તન ન કરવા દેવુ એ જેમ તેના પુરુષનો ધર્મ છે તેમ પોતે સ્વચ્છંદ વર્તન ન કરવુ એ તેનો પોતાનો ધર્મ છે કે જે બાલયા વા० (અધ્યાય ૫ શ્લોક ૧૪૭) એ શ્લોકમા કહેવાઇ ગયેલ છે

કોઇપણ અવસ્થામાં સ્ત્રી સ્વાતન્ત્ર્યને યોગ્ય નથી એમ કહેછે—

पिता रक्षति कौमारे भर्त्ता रक्षति यौवने ॥

रक्षन्ति स्थविरे पुत्रा न स्त्री स्वातन्त्र्यमर्हति ॥ ३ ॥

બાલ્યાવસ્થામા પિતા રક્ષણ કરેછે, યુવાવસ્થામા પતિ રક્ષણ કરેછે અને વૃદ્ધાવસ્થામા પુત્રો રક્ષણ કરેછે આથી સ્ત્રી કદી સ્વતંત્રપણાને યોગ્ય નથી ૩

રક્ષણ કરેછે એટલે અનર્થમાથી બચાવેછે અપ્રવૃત્તિમા પડવાથી થતી ધર્મ ધન અને યશવગેરેની હાનિ તે અનર્થ છે પિતા, પતિ અને પુત્રે અમુ-અમુક અવસ્થામા સ્ત્રીનુ રક્ષણ કરવુ એ સામાન્ય નિર્દેશ છે મતલબ એજ છે કે જે સમર્થ તે જેની પાસે હોય તેમણે તેણે તેની રક્ષા કરવી

સ્ત્રીજાતિતન્ત્રના પોતાના કર્ત્તવ્યથી ભ્રષ્ટ થનાર પિતાવર્ગનુ નિંદાપાત્રપણુ જણાવેછે—

कालेऽदाता पिता वाच्यो वाच्यश्चानुपयन् पतिः ॥

मृते भर्त्तरि पुत्रस्तु वाच्यो मातुररक्षिता ॥ ४ ॥

સમય પ્રાપ્ત થયા છતા કન્યાનો યોગ્ય પતિ સાથે વિવાહ નહિ કરનાર ત્યાનો પિતા, ઋતુસમયમા પણ સ્ત્રીની પાસે નહિ જનાર પતિ અને પતિના મરણપછી માતાનુ રક્ષણ નહિ કરનાર પુત્ર એઓ નિંદાપાત્ર થયછે ૪

प्रदान प्राग्ऋतो । એ ગોતમના વચનથી કન્યાને ઋતુ આવેલ ન હોય ત્યાસુધી કન્યાદાનનો સમય ગણાયછે એ સમય સુધીમા કન્યાદાન નહિ કરનાર પિતા પરણ્યાપછી ઋતુસમય સ્ત્રીની પાસે નહિ જનાર પતિ અને પતિના મરણપછી તે સ્ત્રીનુ પાલનપોષણ નહિ કરનાર તેનો પુત્ર એઓ નિંદાનુ પાત્ર થાયછે

સ્ત્રીસંરક્ષણનુ આવશ્યક કારણ દેખાડેછે—

**सूक्ष्मेभ्योपि प्रसंगेभ्यः स्त्रियो रक्ष्या विशेषतः॥**

**द्वयोर्हि कुलयोः शोकमावहेयुररक्षिताः ॥ ५॥**

અતિ સ્વલ્પ પ્રસંગોથી પણ સ્ત્રીઓ વિશેષ કરી રક્ષા કરવા યોગ્ય છે કારણ કે જો તેઓનુ રક્ષણ કરવામા ન આવે તો તેઓ બન્ને કુલને શોક કરાવનાર થાયછે ૫

વ્યભિચારવગેરે દુરાચારની અસર કરનાર પરપુરૂષનીસાથે ભાષણ પરિભ્રમણવગેરે સ્વલ્પ પ્રસંગોથી પણ સ્ત્રીઓને અટકાવવી જોઇએ કારણ કે જો અટકાવવામા ન આવે તો તેમા આગળ વધી તે એવુ વ્યભિચાર કરેછે કે જેથી બન્ને કુળને એટલે પતિના કુળને તથા પિતાના કુળને આબરૂ જવાથી શોક કરવો પડેછે માટે સ્ત્રીઓની રક્ષા કરવી સ્ત્રી સુરક્ષિત રહેવાથી સઘળુ સુરક્ષિત રહેછે કહ્યુછે કે—

भार्याया रक्ष्यमाणाया प्रजा भवति रक्षिता।

प्रजाया रक्ष्यमाणायामात्मा भवति रक्षित ॥

એટલે સ્ત્રીનુ રક્ષણ થાય તો પ્રજા પણ સુરક્ષિત રહેછે કારણ કે બાળકો વિશેષે કરી માતાના આચારઉપર ધ્યાન દેછે પ્રજાનુ રક્ષણ થાય તો તેના સંતોષથી આત્મા સુરક્ષિત રહેછે અને પ્રજા બગડેલી હોય તો હમેશા મનમા મહાદુઃખ થયા કરેછે

સ્ત્રીસંરક્ષણ કરવાનો ઉદ્દેશ પ્રકારાંતરથી પણ જણાવેછે—

**इमं हि सर्ववर्णानां पश्यन्तो धर्ममुत्तमम्॥**

**यतन्ते रक्षितुं भार्यां भर्त्तारो दुर्बला अपि॥ ६॥**

अस्वतन्त्राः स्त्रियः कार्याः पुरुषैः स्वैर्दिवानिशम् ॥
विषयेषु च सज्जन्त्यः संस्थाप्या आत्मनो वशे ॥ २ ॥

પતિવગેરે પુરૂષોએ સ્ત્રીઓને સર્વદા સ્વચ્છંદવર્તનવગરની કરવી અને વિષયોમાં લાગેલી હોય ત્યારે પણ પોતાના કબજામા રાખવી. ૨

સ્ત્રીઓને ધર્માર્થકામોમા સ્વેચ્છાથી વ્યવહાર કરવા દેવો નહિ. જે કઇ ધન ધર્મવગેરેમા વાપરવું હોય તેમા પતિવગેરે યોગ્ય અવસ્થાવાળા સ્વપુરૂષોની તેણે અનુજ્ઞા લેવી. સ્ત્રીની રક્ષા કરવાના ઓલતવાળા પતિ, પુત્ર, પિતાવગેરે પુરૂષો સ્વપુરૂષો ગણાયછે. ગીતવગેરે વિષયોમા તે બીજાઓની સાથે પ્રસગ કરવા લાગે તો તેને અટકાવીને પોતાના કબજામાં રાખવી. સ્ત્રીને સ્વચ્છંદ વર્તન ન કરવા દેવું એ જેમ તેના પુરૂષનો ધર્મ છે તેમ પોતે સ્વચ્છંદ વર્તન ન કરવું એ તેનો પોતાનો ધર્મ છે. કે જે બાલયા વા० (અધ્યાય ૫ શ્લોક ૧૪૭) એ શ્લોકમાં કહેવાઇ ગયેલ છે.

કોઇપણ અવસ્થામાં સ્ત્રી સ્વાતંત્ર્યને યોગ્ય નથી એમ નક્કી કરેછે—

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ॥
रक्षन्ति स्थविरे पुत्रा न स्त्री स्वातन्त्र्यमर्हति ॥ ३ ॥

બાલ્યાવસ્થામા પિતા રક્ષણ કરેછે, યુવાવસ્થામા પતિ રક્ષણ કરેછે અને વૃદ્ધાવસ્થામા પુત્રો રક્ષણ કરેછે. આવી રીતે સ્ત્રી સ્વતંત્રપણાને યોગ્ય નથી. ૩.

રક્ષણ કરેછે એટલે અનર્થમાંથી બચાવેછે. અપ્રવૃત્તિમાં પડવાથી થતી ધર્મ ધન અને યશવગેરેની હાનિ તે અનર્થ છે. પિતા, પતિ અને પુત્રે અમુક અમુક અવસ્થામાં સ્ત્રીનું રક્ષણ કરવું એ સામાન્ય નિર્દેશ છે. મતલબ એજ છે કે જે સમયે તે જેની પાસે હોય તેસમયે તેણે તેની રક્ષા કરવી.

સ્ત્રીજનિતરક્ષણના પોતાના કર્તવ્યથી ભ્રષ્ટ થનાર પિતાવગેરેનું નિંદાપાત્રપણું જણાવેછે—

कालेऽदाता पिता वाच्यो वाच्यश्चानुपयन् पतिः ॥
मृते भर्त्तरि पुत्रस्तु वाच्यो मातुररक्षिता ॥ ४ ॥

સમય પ્રાપ્ત થયા છતા કન્યાનો યોગ્ય પતિ સાથે વિવાહ નહિ કરનાર કન્યાનો પિતા, ઋતુસમયમા પણ સ્ત્રીની પાસે નહિ જનાર પતિ અને પતિના મરણપછી માતાનુ રક્ષણ નહિ કરનાર પુત્ર એઓ નિંદાપાત્ર થયછે ૪

પ્રદાન પ્રાગૃતો । એ ગોતમના વચનથી કન્યાને ઋતુ આવેલ ન હોય ત્યાસુધી કન્યાદાનનો સમય ગણાયછે એ સમય સુધીમા કન્યાદાન નહિ કરનાર પિતા પરણ્યાપછી ઋતુસમયે સ્ત્રીની પાસે નહિ જનાર પતિ અને પતિના મરણપછી તે સ્ત્રીનુ પાલનપોષણ નહિ કરનાર તેનો પુત્ર એઓ નિંદાનુ પાત્ર થાયછે

સ્ત્રીસંરક્ષણનુ આવશ્યક કારણ દેખાડેછે—

सूक्ष्मेभ्योपि प्रसंगेभ्यः स्त्रियो रक्ष्या विशेषतः ॥

द्वयोर्हि कुलयोः शोकमावहेयुररक्षिताः ॥ ५ ॥

અતિ સ્વલ્પ પ્રસંગોથી પણ સ્ત્રીઓ વિશેષે કરી રક્ષા કરવા યોગ્ય છે કારણ કે જો તેઓનુ રક્ષણ કરવામા ન આવે તો તેઓ બન્ને કુલને શોક ભોગવનાર થાયછે ૫

વ્યભિચારવગેરે દુરાચારની અસર કરાવનાર પરપુરૂષનીસાથે ભાષણ પરિભ્રમણવગેરે સ્વલ્પપ્રસંગોથી પણ સ્ત્રીઓને અટકાવવી જોઇએ કારણ કે જો અટકાવવામા ન આવે તો તેમા આગળ વધી તે એવુ કર્મ કરેછે કે જેથી બન્ને કુળને એટલે પતિના કુળને તથા પિતાના કુળને આબરૂ જવાથી શોક કરવો પડેછે માટે સ્ત્રીઓની રક્ષા કરવી સ્ત્રી સુરક્ષિત રહેવાથી સઘળુ સુરક્ષિત રહેછે કહ્યુછે કે—

भार्याया रक्ष्यमाणाया प्रजा भवति रक्षिता ।

प्रजाया रक्ष्यमाणायाम त्मा भवति रक्षित ॥

એટલે સ્ત્રીનુ રક્ષણ થાય તો પ્રજા પણ સુરક્ષિત રહેછે કારણ કે બાળકો વિશેષે કરી માતાના આચારઉપર ધ્યાન દેછે પ્રજાનુ રક્ષણ થાય તો તેના સંતોષથી આત્મા સુરક્ષિત રહેછે અને પ્રજા બગડેલી હોય તો હમેશા મનમા મહાદુઃખ થયા કરેછે

સ્ત્રીસંરક્ષણ કરવાનો ઉદ્દેશ પ્રકારાંતરથી પણ જણાવેછે—

इमं हि सर्ववर्णानां पश्यन्तो धर्ममुत्तमम् ॥

यतन्ते रक्षितुं भार्यां भर्त्तारो दुर्बला अपि ॥ ६ ॥

ધનના સંગ્રહમાં, ધનના વ્યયમાં, સ્વચ્છતા જાળવવાના કામમાં, ધર્મના કામમાં, રસોઇના કામમાં અને ઘરનાં રાચરચીલાંની દેખરેખમાં સ્ત્રીની યોજના કરવી ૧૧.

પુરૂષે પોતાની કમાણીનું ધન સાચવવામાટે સ્ત્રીને સોંપવું ઘરના ઉપયોગની ચીજો લેવામાં ખર્ચ કરવાનું કામ પણ તેના હાથથી લેવું જોઇએ. આમ કરવાથી તેનું મન તેમાં પરોવાયેલું રહે અને ખરાબ વિચાર કરવાનો તેને અવકાશ મળે નહિ ઘરની સ્વચ્છતા જાળવવાના કામનો બોજો પણ તેનાપર રાખવો જોઇએ અથવા પવિત્રતા જાળવવાનું કામ પણ તેને સમજાવી રાખવું જોઇએ અને ધર્મસંબંધી કામમાં પણ તેને જોડવી જોઇએ. એટલે કોઇ વખતે કોઇને જોવાવગેરે કારણથી તેના મનમાં કાંઇ અયોગ્ય વિચાર આવે તો પણ પતિવ્રતા અને ધર્મના વિચારથી તે પોતાના મનને કબજે રાખી શકે. રસોઇનું કામ તથા ઘરનાં રાચરચીલાંઓની દેખરેખનું કામ પણ ઘરપર તેને મમતા રહે તેના કારણરૂપ બનેછે. વાસણો અને વસ્ત્રોવગેરે સાફ કરવાં એ પણ શૌચ કહેવાયછે. અને દેવપૂજનવગેરેના કામમાં સ્ત્રીને સાથે રાખવી એ તેની ધર્મના કામમાં યોજના ગણાયછે આમ થવાથી તેનામાં પરપુરૂષના અભિલાષની ઉત્પત્તિજ થતી નથી.

ઉપરના ઉપાયો કામે નહિ લગાડતાં સ્ત્રીના ઉપર કેવળ જાપતોજ રાખવો એ વ્યર્થ છે એમ જણાવેછે—

**अरक्षिता गृहे रुद्धाः पुरुषैराप्तकारिभिः ॥**

**आत्मानमात्मना यास्तु रक्षेयुस्ताः सुरक्षिताः ॥१२॥**

બગબર આજ્ઞાપ્રમાણે વર્તનારા પુરૂષોની દેખરેખનીચે ઘરમાં રોકી રાખેલી હોય તોપણ સ્ત્રીઓ સુરક્ષિત રહેતી નથી. પણ જે સ્ત્રીઓ પોતેજ પોતાની રક્ષા કરેછે તે સ્ત્રીઓજ સુરક્ષિત રહેછે. ૧૨.

મનપર સારા સંસ્કારો ન પડ્યા હોય તેવી સ્ત્રીને કેવળ દાબરેલા ઉપાયોથીજ કબજે કરવા માટે તે માણસ પોતાના તે કામમાં પાર પડતો નથી. કારણ કે દૂર રહીને પણ તે પ્રકારથી દુરાચારના માર્ગો શોધી કાઢેછે. પણ જો "ધર્મનું ફળ સ્વર્ગ છે, અધર્મનું ફળ નરક છે" વગેરે ઉપદેશ આપતા રહીને તથા કુળની પ્રતિષ્ઠા, સતીત્વનો પ્રભાવ, શુદ્ધાચારની મહત્તા વગેરેનું ભાન કરાવીને તેના મનને કેળવ્યું હોય તો તેઓ પોતાની મેળેજ સુરક્ષિત રહેછે. માટે ઉપરના શ્લોકમાં કહેલા ઉપાયો અવશ્ય કામે લગાડવાયોગ્ય છે.

સ્ત્રીઓમાટે ગણાતાં દૂષણો કહેછે—

पानं दुर्जनसंसर्गः पत्या च विरहोटनम् ॥

स्वप्नोन्यगेहवासश्च नारीसंदूषणानि षट् ॥ १३ ॥

મદ્યપાન, નીચ માણસનો સંગ, પતિથી દૂર રહેવાપણું, પરિભ્રમણ, વિશેષ નિદ્રા અને પરગૃહવાસ એ ૬ સ્ત્રીઓને માટે દૂષણરૂપ છે ૧૩

આ ૬ કારણોથી સ્ત્રીઓમા વ્યભિચારરૂપ દોષ દાખલ થાયછે માટે તેને આમાનુ કોઇપણ દૂષણ ન લાગે તેની સભાળ રાખવી

સ્ત્રીઓનુ મન મર્યાદાને છોડે તોપછી તેની સ્થિતિ કેવી થાયછે તે વર્ણવેછે—

नैता रूपं परीक्षन्ते नासां वयसि संस्थितिः ॥

सुरूपं वा विरूपं वा पुमानित्येव भुञ्जते ॥ १४ ॥

એ સ્ત્રીઓ રૂપની પરીક્ષા કરતી નથી અને અવસ્થાઉપર પણ તેનુ મન સ્થિતિ પામતુ નથી પછી તો ચાહે સુરૂપ હો કે વિરૂપ હો માત્ર પુરૂષ એટલુજ જોઇ તેના સબંધમા આવેછે ૧૪

સ્ત્રીસંરક્ષણમા બેદરકાર રહેવુ નહિ અથવા એવે ભરોસે રહેવુ નહિ કે સ્ત્રી કોઇ કુરૂપ પુરૂષ અથવા મોટી યુવાવસ્થાવગરના પુરૂષના અભિસાર નહિ કરે અથવા પોતાના સુરૂપ કે યુવાવસ્થાવાળા પતિ પર સ્નેહવૃત્તિવાળી સ્ત્રી કોઇની કામના નહિ કરે કારણ કે જેનુ મન ચલિત થાયછે તે સ્ત્રી એવો કશો વિચાર કરી શકતી નથી

પતિતરફથી સંભાળ રહેતી હોય તોપણ કઇ તેવા પ્રકારના અવકાશથી સ્ત્રીઓમાં વિકૃતિ થતી જણાવેછે—

पौंश्चल्याच्चलचित्ताच्च नैःस्नेह्याच्च स्वभावतः ॥

रक्षिता यत्नतोपीह भर्तृष्वेता विकुर्वते ॥ १५ ॥

સ્ત્રીઓની પ્રયત્નથી રક્ષા કરેલી હોય તોપણ પોતાના પુંશ્ચલીપણાને લીધે ચિત્તના ચચળપણાને લીધે અને સ્વાભાવિક સ્નેહના અભાવને લીધે તેઓ પતિથી વિરૂદ્ધ રીતિએ વર્તે છે ૧૫

નવા નવા પુરૂષોના અયોગ્ય સંસર્ગમા આવનારી સ્ત્રી પુંશ્ચલી કહેવાયછે આથી સ્ત્રીઓને પુરૂષોના વિશેષ પરિચયમા આવવા ન દેવી જોઇએ તેના

ચિત્તનું ચચળપણુ હોયછે એટલે સમજતેલ હોય છતા પણ તેના વિ ફરી જતા વિનબ થતો નથી તેથી હમેશા તેને સારી સોબતમા રાખવી તથા સારા ઉપદેશો થવો જોઇએ, અને તેનામા સ્વાભાવિક સ્નેહનો ર હોયછે તેથી યોગ્ય વસ્ત્રાદિ થી તેના મનને ખુશી રાખવુ જોઇએ અને યે માટેજ હવેપછી આ અધ્યાયના ૨૬ મા શ્લોકમા पूजार्हा । એટલે તેઓ સ્માનને યોગ્ય છે એમ કહેશે

ઉપર જણાવેલાં કારણોથી સ્ત્રીઓની વિશેષ સંભાળ ર વાની ભલામણ કહેછે—

**एवं स्वभावं ज्ञात्वासां प्रजापतिनिसर्गजम् ॥**

**परमं यत्नमातिष्ठेत्पुरुषो रक्षणं प्रति ॥ १६ ॥**

ઉપર કહેલો સ્ત્રીઓનો સ્વભાવ બ્રહ્માની સૃષ્ટિથીજ થયેલો છે જાણી પુરૂષે સ્ત્રીના રક્ષણપ્રતિ વિશેષ યત્નવાળા રહેવુ ૧૬

બ્રહ્માની સૃષ્ટિથીજ થયેલો છે એટલે મૂળથીજ છે

સ્ત્રીઓની આસક્તિના વિષયો તથા તેના સ્વભાવને વિ પતાથી કહેછે—

**शय्यासनमलंकारं कामं क्रोधमनार्जवम् ॥**

**द्रोहभावं कुचर्यां च स्त्रीभ्यो मनुरकल्पयत् ॥ १७**

સ્ત્રીઓને માટે મનુએ શય્યા, આસન, અલંકાર, કામ, ક્રોધ, સર પણાનો અભાવ દ્રોહભાવ અને નિંદિતઆચરણ કલ્પેલ છે ૧૭

શય્યા આસન તથા અલંકારમા તેઓની વિશેષ આસક્તિ હોયછે ત્ કામ અને ક્રોધવગેર તેનામા સ્વાભાવિક હોયછે માટે પોતાને ત્યાજ તે પ્રયોજનોમા તે આસક્ત રહી અન્યસ્થળે જવાની ઇચ્છા ન કરે તેવી અને તે કામ, ક્રોધવગેર હ ન ઓળગે તેવી યોજના તેને માટે કરવી જોઇએ

સ્ત્રીઓના અશુભ સ્વભાવનું કારણ કહેછે—

**नास्ति स्त्रीणां क्रिया मन्त्रैरिति धर्मे व्यवस्थितिः॥**

**निरिन्द्रिया ह्यमन्त्राश्च स्त्रियोऽनृतमिति स्थितिः॥१८॥**

સ્ત્રીઓની કોઇપણ ક્રિયા વેદમંત્રોથી થતી નથી એવી ધર્મની મર્યાદા છે વળી એ પણ મર્યાદા છે કે તેઓ પ્રમાણવગરની, મંત્રવગરની અને અસત્યવગરની હોયછે. ૧૮

જાતકર્મવગેરે સઘળી ક્રિયાઓ સ્ત્રીઓમાટે જો કરવી હોય તો વેદમંત્રોથી થઇ શકતી નથી આવી રીતે મંત્રવાળા સંસ્કારો ન થવાથી તેઓનું અંતઃકરણ મેલવગરનું હોતુ નથી તેમજ ધર્મમા પ્રમાણભૂત શ્રુતિ તથા સ્મૃતિથી રહિત હોવાને લીધે ધર્મને પણ જાણી શકતી નથી અને પાપોને દૂર કરનારા મંત્રોનો જપ કરી શકતી નથી તેથી કદાચ પાપ થઇ જાય તો તેને નષ્ટ કરી શકતી નથી. અને અસત્યની પેઠે અશુભ છે માટે તેઓની રક્ષા યત્નથી કરવી એવું તાત્પર્ય છે

સ્ત્રીઓ સ્વભાવથીજ અશુદ્ધ હૃદયવાળી છે એ વિષયમાં વૈદિક મંત્રાર્થવાક્યરૂપ વાક્યોનુ પ્રમાણ આપવાનો ઉપક્રમ કરેછે—

**तथा च श्रुतयो बह्व्यो निगीता निगमेष्वपि ॥**
**स्वालक्षण्यपरीक्षार्थं तासां शृणुत निष्कृतीः ॥१९॥**

તેમ વેદોમાં પણ સ્ત્રીઓના વ્યભિચારપણાની પરીક્ષામાટે ઘણી શ્રુતિઓ કહેલી છે તેઓમા વ્યભિચારના પ્રાયશ્ચિત્તરૂપે જે શ્રુતિઓ છે તે સાભળો ૧૯

न चैतद्विद्मो ब्राह्मणाः स्मोऽब्राह्मणा वा। એટલે બ્રાહ્મણો છીએ કે અબ્રાહ્મણ છીએ, ઇત્યાદિ ઘણી શ્રુતિઓ સ્ત્રીઓના વ્યભિચારસ્વભાવના પરિજ્ઞાનમાટે કહેલી છે તેઓમા વ્યભિચારના પ્રાયશ્ચિત્તને બતાવનારી શ્રુતિઓ પણ છે

આવી એક શ્રુતિનો અર્થ ઉદાહરણરૂપે લેછે—

**यन्मे माता प्रलुलुभे विचरन्त्यपतिव्रता ॥**
**तन्मे रेतः पिता वृङ्क्तामित्यस्यैतन्निदर्शनम् ॥२०॥**

"પરગૃહમા જનારી મારી અપતિવ્રતા માતાએ પરપુરૂષની ઇચ્છા કરી હોય તેથી દૂષિત થયેલ માતાના રજને મારો પિતા શુદ્ધ કરજો" આ શ્રુતિ સ્ત્રીઓના વ્યભિચારને જણાવનારી છે ૨૦

મન, વાણીવગેરેથી પતિવગર બીજા પુરૂષને નહિ ઇચ્છનારી સ્ત્રી પતિવ્રતા કહેવાયછે અને તેથી વિરુદ્ધવર્તનવાળી સ્ત્રી અપતિવ્રતા કહેવાયછે. મૂળ મંત્ર—

यन्मे माता प्रलुलोभ विचरन्त्यननुव्रता।
तन्मे रेतः पिता वृङ्क्तामातुरन्योवपद्यताम्॥

આ પ્રમાણે છે તેમાં થોડો ફેરફાર કરી આ શ્લોકનાં ત્રણ ચરણમાં લીધેલો છે. આવો સ્ત્રીસ્વભાવ હોયછે માટે તે રક્ષણ કરવાને લાયક છે.

ઉપર જણાવેલો મંત્ર માનસ વ્યભિચારના પ્રાયશ્ચિત્તરૂપ છે એમ કહેછે—

ध्यायत्यनिष्टं यत्किञ्चित्पाणिग्राहस्य चेतसा॥
तस्यैष व्यभिचारस्य निह्नवः सम्यगुच्यते॥ २१॥

સ્ત્રી મનથી પોતાના પતિનું જે કાંઇ અનિષ્ટ વિચારેછે તે અનિષ્ટરૂપ વ્યભિચારનું શ્રેષ્ઠ પ્રકારથી શોધન કરનારો આ મંત્ર કહેવાયછે ૨૧

ઉપરના મંત્રમાં માતા શબ્દ છે તેથી માતાના એ અપરાધનું શોધન પુત્ર કરેછે. આ મંત્રથી નક્કી થાયછે કે સ્ત્રીઓની સંભાળ યોગ્યરીતે ન રહે તો તેનાથી છેવટ માનસ વ્યભિચાર પણ થઇ જાયછે માટે તેનું સંરક્ષણ આવશ્યક છે

સ્ત્રીસંરક્ષણમાં પતિનું ગુણવાનપણું એ મુખ્ય ઉપાય છે એમ જણાવેછે—

यादृग्गुणेन भर्त्रा स्त्री संयुज्येत यथाविधि॥
तादृग्गुणा सा भवति समुद्रेणेव निम्नगा॥ २२॥

જેમ સમુદ્રની સાથે મળનારી નદી સમુદ્રજેવી થાયછે તેમ, જે સ્ત્રી વિધિપ્રમાણે જેવા પતિસાથે જોડાયછે તે સ્ત્રી તેવા ગુણવાળી થાયછે. ૨૨

મીઠા જળવાળી નદી પણ સમુદ્રસાથે જોડાતાં તેના જેવી ખારા જળવાળી બની જાયછે તેમ પતિ અયોગ્ય ગુણવાળો હોય તો સ્ત્રી પણ બગડેછે માટે પતિએ યોગ્ય ગુણવાળા થવું. પતિમાં સદ્ગુણો હોય તો સ્ત્રી પણ સદ્ગુણી બનેછે

ઉપરના શ્લોકમાં જણાવેલા વિષયમાં ઉદાહરણ દેછે—

अक्षमाला वसिष्ठेन संयुक्ताऽधमयोनिजा॥
शारङ्गी मन्दपालेन जगामाभ्यर्हणीयताम्॥ २३॥

અધમ જાતિમાં ઉત્પન્ન થયેલી અક્ષમાલા નામની સ્ત્રી વસિષ્ટ મુનિસાથે જોડાવાથી તેમજ શારંગી મંદપાલમુનિની સાથે જોડાવાથી શ્રેષ્ટપણાને પામી હતી ૨૩

મહાભારતના આદિપર્વમાં આખ્યાયિકા છે કે મંદપાલનામના મુનિ પોતાના તપોબળથી સ્વર્ગમાં ગયા પણ અપુત્ર હોવાને લીધે દેવોની સલાહથી પાછા પૃથ્વીપર આવ્યા અને પક્ષિજાતની શારંગીસાથે પરણતા તેને ચાર પુત્રો થયા એ પુત્રો સહિત વનમાં બેઠા હતા તે વખતે અગ્નિ લાગતા તેણે અગ્નિની સ્તુતિ કરી જેથી પ્રસન્ન થયેલા અગ્નિએ તેઓને બચાવ્યા હતા આ રીતે પતિના ગુણવાનપણાથી એવી હલકી સ્ત્રીજાતિ પણ શ્રેષ્ઠપણાને પામેછે

આવા દાખલાઓ ઘણા છે એમ કહેછે—

एताश्चान्याश्च लोकेस्मिन्नपकृष्टप्रसूतयः ॥
उत्कर्षं योषितः प्राप्ताः स्वैः स्वैर्भर्तृगुणैः शुभैः ॥२४॥

આ લોકમાં એ સ્ત્રીઓ તથા બીજી પણ નીચકુલમાં ઉત્પન્ન થયેલી સ્ત્રીઓ પોતપોતાના પતિઓના શુભ ગુણોવડે ઉત્કર્ષને પામેલી છે ૨૪

સત્યવતીવગેરેના બીજા પણ આવા ઘણા દાખલાઓ છે કે જેમા પતિના સદ્ગુણોને લીધે સ્ત્રીઓ શ્રેષ્ઠપણાને પામેલી છે

સ્ત્રીસંરક્ષણસંબંધી કહીને હવેપછી પ્રજોત્પાદન ધર્મનો ઉપક્રમ કરેછે—

एषोदिता लोकयात्रा नित्यं स्त्रीपुंसयोः शुभा ॥
प्रेत्येह च सुखोदर्कान् प्रजाधर्मान्निबोधत ॥२५॥

સ્ત્રી તથા પુરુષસબંધી લોકવ્યવહાર કે જે સર્વદા શ્રેષ્ઠ ગણાયછે તે તમોને કહ્યો હવે આ લોકમાં તથા પરલોકમાં સુખ આપનારા પ્રજાધર્મોનું શ્રવણ કરો ૨૫

સંતતિ ક્ષેત્રવાળાની ગણાય કે બીજવાળાની ગણાય ? ઇત્યાદિક વિચારવાળા પ્રજાધર્મો એટલે સંતાનોત્પાદનના ધર્મો હવે કહેવામાં આવેછે અથવા શ્રેષ્ઠ પુત્રો થવા તે સ્ત્રીઓની શ્રેષ્ઠતાને આધીન છે માટે સ્ત્રીઓનું સંરક્ષણ અપમાનથી નહિ પણ સન્માનથી કરવું એવા અભિપ્રાયથી આ પ્રકરણ શરૂ કરેછે

ગર્ભધારણ અને સંતતિના પોષણને લીધે માતાનું ગૌરવ જણાવવા સ્ત્રીવર્ગની પ્રશંસા કરેછે—

**प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तयः ॥**
**स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोस्ति कश्चन ॥ २६ ॥**

સ્ત્રીઓ પ્રજાની ઉત્પત્તિને માટે મોટોભાગ્ય ઉત્પન્ન કરનારી છે, સન્માન દેવાલાયક છે અને ઘરને શોભા આપનારી છે ઘરમાં સ્ત્રી તથા લક્ષ્મીમાં કોઇ જાતનો ફરક નથી ૨૬

સ્ત્રીઓના સંરક્ષણના પ્રસંગમાં તેના કારણતરીકે સ્ત્રીઓના દોષો કહેવામાં આવ્યા છે પરંતુ તે દોષોને દૂર કરવાના ઉપાયો થઇ શકેછે તેથી તેમાં દોષોનો અભાવ થાયછે અને ગૃહસ્થાશ્રમમાં તેઓનું ગૌરવ વિશેષ છે લક્ષ્મીવગર જેમ ઘર શોભતું નથી તેમ સ્ત્રીવગર પણ ઘર શોભતું નથી ખરી રીતે સ્ત્રી એજ ગૃહલક્ષ્મી છે ઘરમાં પૈસાની છત ન હોય તોપણ શ્રેષ્ઠ સ્ત્રી હોય તો ઘર શોભી નિકળેછે અગાઉ સ્ત્રીઓનું જે દોષ વર્ણન છે તે તેઓની અવજ્ઞામાટે નથી પણ તેઓના રક્ષણમાટેજ છે

સ્ત્રીની આવશ્યકતાનાં કારણો કહેછે—

**उत्पादनमपत्यस्य जातस्य परिपालनम् ॥**
**प्रत्यहं लोकयात्रायाः प्रत्यक्षं स्त्रीनिबन्धनम् ॥२७॥**

સંતાનોની ઉત્પત્તિ, ઉત્પન્ન થયેલા સંતાનોનું પરિપાલન અને પ્રતિદિન લોકવ્યવહાર એ સઘળું સ્ત્રી હોય તોજ બની શકે છે એ પ્રત્યક્ષ છે ૨૭

લોકવ્યવહાર એટલે સગાસંબંધી અને અતિથિવગેરેનો સત્કાર કરવો વગેરે કાર્યોપણ સ્ત્રી હોય તોજ વગરઅડચણે થઇ શકેછે

આ લોક ઉપરાંત પારલૌકિક કલ્યાણનો આધાર પણ સ્ત્રી-ઉપર છે એમ જણાવેછે—

**अपत्यं धर्मकार्याणि शुश्रूषा रतिरुत्तमा ॥**
**दाराधीनस्तथा स्वर्गः पितॄणामात्मनश्च ह ॥२८॥**

સંતાન, ધર્મકાર્ય, સેવા, ઉત્તમ રતિ અને પિતૃઓને તથા પોતાને સ્વર્ગની પ્રાપ્તિ એ સઘળું સ્ત્રીને આધીન છે ૨૮

સંતાનનો નિર્દેશ પ્રથમના શ્લોકમાં કરેલો હોવા છતાં અહીં તેનું મુખ્યપણું જણાવવાને ફરીને નિર્દેશ કરેલો છે અગ્નિહોત્રાદિક ધર્મકાર્યો, અતિથિની સેવા, ઉત્તમ સુખ, શ્રાદ્ધક્રિયાથી પિતૃઓની સ્વર્ગપ્રાપ્તિ અને ઉત્તમ સંતાનથી પોતાનેમાટે સ્વર્ગની પ્રાપ્તિ એ સઘળાનું મૂળ સાધન સાધ્વી સ્ત્રીજ છે

સાધ્વી સ્ત્રીનું લક્ષણ કહેછે—

**पतिं या नाभिचरति मनोवाग्देहसंयता ॥**
**सा भर्तृलोकानाप्नोति सद्भिः साध्वीति चोच्यते ।२९।**

મનને, વાણીને તથા કાયને વશ્ય રાખનારી જે સ્ત્રી કોઇપણ પ્રકારથી પતિનો વ્યભિચાર કરતી નથી તે સ્ત્રી પતિલોકને પામેછે અને સત્પુરુષો તેને સાધ્વી સ્ત્રી કહેછે ૨૯

પતિનો વ્યભિચાર કરતી નથી એટલે પતિને છોડીને પરપુરુષની ઇચ્છા કરતી નથી અને પતિલોકને પામેછે એટલે પતિની સેવા કરવાથી જે ઉત્તમલોકની પ્રાપ્તિ થવી જોઇએ તે ઉત્તમ લોકને પામેછે

સાધ્વી સ્ત્રીની પ્રશંસાના પ્રસંગને લીધે અસાધ્વી સ્ત્રીને થતી હાનિ વર્ણવેછે—

**व्यभिचारात्तु भर्त्तुः स्त्री लोके प्राप्नोति निन्द्यताम् ॥**
**सृगालयोनिं चाप्नोति पापरोगैश्च पीड्यते ॥ ३० ॥**

જે સ્ત્રી પતિનો વ્યભિચાર કરેછે તે સ્ત્રી લોકમાં નિંદાનું પાત્ર થાયછે અને બીજા અવતારમાં શૃગાલજાતિમાં જન્મેછે તથા પાપરોગોથી પીડાયછે ૩૦

જે સ્ત્રી પતિને છોડીને પરપુરુષને સેવેછે તે જગતમાં નિંદાય છે એટલુંજ નહિ પણ બીજા અવતારમાં શિયાળ જેવી નિંદિત પશુજાતિમાં જન્મેછે અને મોટા નિંદિતરોગોથી દુ:ખી થાયછે માટે સ્ત્રીએ પતિવ્રતાજ થવું જોઇએ

પુત્રને જન્મ આપનાર હોવાથી સ્ત્રીના ગુણોનો નિર્દેશ કરીને હવે ક્ષેત્રપ્રાધાન્યથી પુત્રપર માલેકી થાયછે કે બીજપ્રાધાન્યથી પુત્રપર માલેકી થાયછે વગેરે વિચારનો ઉપન્યાસ કરેછે—

**पुत्रं प्रत्युदितं सद्भिः पूर्वजैश्च महर्षिभिः ॥**
**विश्वजन्यमिमं पुण्यमुपन्यासं निबोधत ॥ ३१ ॥**

પુત્રની બાબતમાં મહાત્માઓએ અને પ્રાચીન મહર્ષિઓએ સર્વલોકોનું હિત કરનાર જે પવિત્ર વિચાર કરેલો છે તેનું તમો શ્રવણ કરો ૩૧.

દૈવયોગથી પતિનો વ્યભિચાર થતાં સ્ત્રીમાં પુત્ર ઉત્પન્ન થાય તો તેમાં ક્ષેત્રપ્રાધાન્યથી તે સ્ત્રી જેની હોય તેનો તે પુત્ર ગણાય કે બીજપ્રાધાન્યથી જે પુરૂષથી ઉત્પન્ન થયો હોય તેનો તે પુત્ર ગણાય આ બાબતનો વિચાર શરૂ કરેછે.

નિર્દિષ્ટ વિચારમાં જૂદા જૂદા મત જણાવેછે—

**भर्त्तुः पुत्रं विजानन्ति श्रुतिद्वैधं तु भर्त्तरि ॥**
**आहुरुत्पादकं केचिदपरे क्षेत्रिणं विदुः ॥ ३२ ॥**

સ્ત્રીને જન્મેલો પુત્ર તે સ્ત્રીનુ જેણે વિધિપૂર્વક પાણિગ્રહણ કરેલુ હોય તેનોજ ગણાય એમ વિદ્વાનોનુ માનવુ છે. પરંતુ પતિની બાબતમાં જ્યાં બે પ્રકારની શ્રુતિ છે ત્યા તો કેટલાએક કહેછે કે જેનુ બીજ છે તેનો પુત્ર છે અને કેટલાએક કહેછે કે જેનું ક્ષેત્ર છે તેનો તે પુત્ર છે. ૩૨.

પતિની બાબતમા જ્યા બે પ્રકારની શ્રુતિ છે એટલે જ્યા એક વિધિપૂર્વક પાણિગ્રહણ કરનાર પતિ સિવાયના અન્ય પુરૂષથી સ્ત્રીમાં પુત્રની ઉત્પત્તિ થાય ત્યારે તે પુત્રના સંબંધમા બે મત છે. કેટલાએકનું એમ માનવું છે કે તે પુત્ર વગર પરણેલા પતિનો છે અને કેટલાએકનું એમ માનવુ છે કે તે પુત્ર, તે સ્ત્રીને પરણેલા પતિનોજ ગણાયછે.

આવા મતભેદનું કારણ કહેછે—

**क्षेत्रभूता स्मृता नारी बीजभूतः स्मृतः पुमान् ।**
**क्षेत्रबीजसमायोगात्संभवः सर्वदेहिनाम् ॥ ३३ ॥**

મુનિઓએ સ્ત્રીને ક્ષેત્રરૂપ કહેલી છે અને પુરૂષને બીજરૂપ કહેલો અને ક્ષેત્ર તથા બીજનો સંયોગ થવાથી સર્વ પ્રાણીઓની ઉત્પતિ થાયછે. ૩

આમ બન્નેને કારણપણું સરખું છે અને તેથીજ આવે પ્રસંગે સંશય ઉઠવો સ્વાભાવિક છે કે તે પુત્ર કોનો ગણાય?

મતભેદનું નિરાકરણ કરેછે—

**विशिष्टं कुत्रचिद्वीजं स्त्रीयोनिस्त्वेव कुत्रचित् ॥**
**उभयं तु समं यत्र सा प्रसूतिः प्रशस्यते ॥ ३४ ॥**

કોઇ ઠેકાણે બીજ પ્રધાન હોયછે અને કોઇ ઠેકાણે સ્ત્રીરૂપ ક્ષેત્ર પ્રધાન હોયછે પણ જ્યાં બીજ તથા ક્ષેત્ર બન્ને શ્રેષ્ઠ હોય તે સંતાન શ્રેષ્ઠ કહેવાયછે ૩૪

ઋષિ(?)પતિના ક્ષેત્રમાં ચંદ્રથી ઉત્પન્ન થયેલો બુધ ચંદ્રનો પુત્ર ગણાયો એ બીજની પ્રધાનતાનો દાખલો છે. વ્યાસ અને ઋષ્યશૃંગ વગેરે પણ બીજવાળાનાજ પુત્રો ગણાય છે. વળી કોઇ ઠેકાણે ક્ષેત્રનીજ પ્રધાનતા ગણાયેલી છે અને તેથીજ વિચિત્રવીર્ય રાજાની સ્ત્રીઓમાં વ્યાસમુનીજથી ઉત્પન્ન થયેલા પાંડુ, ધૃતરાષ્ટ્ર વગેરે વિચિત્રવીર્યનાજ પુત્રો ગણાય છે. પણ જ્યાં બન્નેનું પ્રાધાન્ય હોય એટલે કે પરસ્ત્રી સ્ત્રીમાંજ તેના પતિથી ઉત્પન્ન થયેલી સંતતિ હોય તે શ્રેષ્ઠ ગણાય છે

બીજના પ્રાધાન્યનો પક્ષ લઇ તેનું સમર્થન કરેછે—

**बीजस्य चैव योन्याश्च बीजमुत्कृष्टमुच्यते ॥**
**सर्वभूतप्रसूतिर्हि बीजलक्षणलक्षिता ॥ ३५ ॥**

બીજ તથા ક્ષેત્ર એ બન્નેમાં બીજ ઉત્કૃષ્ટ કહેવાયછે કારણ કે સર્વ ભૂતોની ઉત્પત્તિ બીજનાં લક્ષણોથી ઓળખી શકાયછે ૩૫.

બીજનાં લક્ષણોથી એટલે બીજના જેવા વર્ણઆદિથી ઓળખાયછે

એજ અર્થને વધારે સ્ફુટ કરેછે—

**यादृशं तूप्यते बीजं क्षेत्रे कालोपपादिते ॥**
**तादृग्रोहति तत्तस्मिन्बीजं स्वैर्व्यञ्जितं गुणैः ॥ ३६ ॥**

કાળથી સંસ્કારવાળા ક્ષેત્રમાં જેવું બીજ વવાયછે તેવાજ પ્રકારનું બીજ પોતાના ગુણોથી વ્યંજિત થઇને તે ક્ષેત્રમાં ઉગેછે. ૩૬.

વૃષ્ટિવગેરેના સંસ્કારવાળા ક્ષેત્રમાં વ્રીહિવગેરે જે બીજ વવાયછે તે બીજ પોતાના રૂપ, આકાર વગેરે ગુણોથી તેવુંજ તેમાં પ્રકટ થાયછે માટે બીજનું પ્રાધાન્ય છે.

અન્વય પ્રકારથી બીજની પ્રધાનતા બતાવીને હવે વ્યતિરેક પ્રકારથી બીજની પ્રધાનતા જણાવેછે—

इयं भूमिर्हि भूतानां शाश्वती योनिरुच्यते ॥
न च योनिगुणान्कांश्चिद्बीजं पुष्यति पुष्टिषु ॥३७॥

આ પૃથ્વી સર્વ ભૂતોનું શાશ્વત કારણ કહેવાયછે. પણ બીજ, કારણરૂપ પૃથ્વીના કોઇ ગુણોને પોતાની અંકુરાદિ અવસ્થામાં ભજતું નથી. ૩૭.

પંચમહાભૂતોથી થતાં વૃક્ષો, ગુલ્મો અને લતાઓવગેરેનું ક્ષેત્રરૂપે આ પૃથ્વી કારણ કહેવાયછે. પણ બીજ એ પૃથ્વીરૂપ કારણના મૃત્તિકાજેવા રૂપ વગેરે કોઇ ગુણોને પોતાની અંકુર તથા શાખાવગેરે અવસ્થામાં ભજતું નથી, એટલે ક્ષેત્રના એ ગુણો બીજમાં આવતા નથી. તેથી ક્ષેત્રનું નહિ પણ બીજનું પ્રાધાન્ય છે. કાર્યમાં બીજના ગુણો આવેછે એમ કહ્યુ એ અન્વય પ્રકાર છે તથા કાર્યમા ક્ષેત્રના ગુણો આવતા નથી એમ કહ્યુ એ વ્યતિરેક પ્રકાર છે.

એકજ ક્ષેત્રમાં વવાયેલાં જૂદા જૂદા પ્રકારનાં બીજો પણ ક્ષેત્રના ગુણોને નહિ પણ પોતાનાજ ગુણોને પ્રકટ કરેછે એમ બીજપ્રાધાન્યના વિશેષ સમર્થનમાટે કહેછે—

भूमावप्येककेदारे कालोप्तानि कृषीवलैः ॥
नानारूपाणि जायन्ते बीजानीह स्वभावतः ॥३८॥

એ પૃથ્વીમાં પણ એક ક્યારામાં ખેતી કરનારા લોકોએ સમયપ્રમાણે વાવેલાં જૂદાં જૂદાં બીજો સ્વભાવથી ભિન્નભિન્ન રૂપવાળાં થાયછે ૩૮.

જો ક્ષેત્રનું પ્રાધાન્ય હોય તો ક્ષેત્રના એકપણાથી બીજ ભિન્નભિન્ન છતાં એક જાતનાજ પદાર્થો ઉગવા જોઇએ પણ તેમ નથી. ભિન્નભિન્ન બીજની જાતિપ્રમાણેજ તે પદાર્થ પણ ભિન્નભિન્ન જાતિનો ઉગેછે. માટે બીજનુંજ પ્રાધાન્ય છે.

ઉપરના શ્લોકમાં જણાવેલા વિષયને અનુસરીને થોડાએક દાખલાઓ દેછે—

व्रीहयः शालयो मुद्गास्तिला माषास्तथा यवाः ॥
यथाबीजं प्ररोहन्ति लशुनानीक्षवस्तथा ॥ ३९ ॥

વ્રીહિ, શાળ, મગ, તિલ, અડદ, યવ, લશુન અને શેલડી એ સર્વે પદાર્થો પોતપોતાના બીજપ્રમાણે ઉગેછે ૩૯

આ પ્રમાણે સઘળા પદાર્થો પોતાના બીજને અનુસરતી આકૃતિવગેરે રૂપોને મેદશ કરીનેજ ઉત્પન્ન થાયછે

બીજપ્રમાણેજ ઉત્પત્તિના સિદ્ધાંતને મજબૂત કરેછે.

अन्यदुप्तं जातमन्यदित्येतन्नोपपद्यते ॥
उप्यते यद्धि यद्बीजं तत्तदेव प्ररोहति ॥ ४० ॥

ક્ષેત્રમા વાવેલ હોય બીજુ અને ઉત્પન્ન થાય બીજુ એમ બની શકતુ નથી, પણ જેને માટે જે બીજ વાવવામા આવે તે તેપ્રમાણેજ ઉગેછે ૪૦.

વાવેલ હોય વ્રીહિ અને તેમાથી મગવગેરે અન્ય પદાર્થોની ઉત્પત્તિ થાય એમ કદીપણ બનતુ નથી કારણ કે જે ધાન્યનુ બીજ વાવ્યુ હોય તેમાથી તે ધાન્યજ ઉત્પન્ન થાયછે એવી રીતે બીજના ગુણો ધાન્યમા આવેછે એજ દાખલાઓથી મનુષ્યોમા પણ બીજનુજ પ્રાધાન્ય છે

બીજનુ પ્રાધાન્ય છતાં તે બીજ પરક્ષેત્રમાં વાવવામાં આવે તો તેમાંથી ઉત્પન્ન થતા પદાર્થ ઉપર વાવનારની માલેકીમા વાંધો ઉઠવાનો સંભવ ઉભો થાયછે માટે બીજને પોતાની માલેકીવાળા ક્ષેત્રમાંજ વાવવું એ શ્રેષ્ઠ છે એવા અભિપ્રાયને અનુસરીને પુરૂષોને ભલામણ કરે છે—

तत्प्राज्ञेन विनीतेन ज्ञानविज्ञानवेदिना ॥
आयुष्कामेन वप्तव्यं न जातु परयोषिति ॥ ४१ ॥

માટે બુદ્ધિમાન વિનયયુક્ત, વેદશાસ્ત્રને જાણનારા અને આયુષ્યની ઇચ્છાવાળા પુરૂષે કદી પણ પરસ્ત્રીમા બીજનુ આધાન કરવુ નહિ ૪૧

ડાહ્યા પુરૂષે પોતાની પરિણીત સ્ત્રીમાજ સંતાનોત્પત્તિ કરવી પણ કદી પણ પરસ્ત્રીના સંબંધમા આવવુ નહિ કારણ કે પરસ્ત્રીમા ઉત્પન્ન થયેલ સંતાન બીજનુ પ્રાધાન્ય હોવાછતા પણ ક્ષેત્રપ્રભાવથી તે અન્યના સંતાનરૂપ ગણાઇ જાયછે એટલુંજ નહિ પણ પરસ્ત્રીના સંબંધમા આવનારો પુરૂષ યોગ્યમાર્ગેથી

ભ્રષ્ટ થનાર બની પ્રતિષ્ઠાહીન થાયછે. વળી તે શાસ્ત્રવિરૂદ્ધ આચરણ કરતો હોવાથી અધર્મપાશમાં બંધાયછે અને પોતાના આયુષને કમતી કરેછે

આ બાબતમાં પ્રતિષ્ઠાવાળું પ્રમાણ આપેછે—

**अत्र गाथा वायुगीताः कीर्त्तयन्ति पुराविदः ॥**
**यथा बीजं न वप्तव्यं पुंसा परपरिग्रहे ॥ ४२ ॥**

પૂર્વના વિદ્વાનો આ બાબતમાં વાયુદેવે ગાયેલી ગાથાઓ કહેછે કે પુરૂષે પરસ્ત્રીમા બીજનું આધાન કરવુ નહિ ૪૨.

અમુક પ્રકારનું છંદોબદ્ધ વાક્ય તે ગાથા કહેવાયછે.

એ ગાથાઓ કહેછે—

**नश्यतीषुर्यथाविद्धः खे विद्धमनुविध्यतः ॥**
**तथा नश्यति वै क्षिप्रं बीजं परपरिग्रहे ॥ ४३ ॥**

જેમ બીજા પુરૂષે વીંધેલા મૃગશરીરમાં પાછળથી તેજ છિદ્રમાં બાણ નાખનારા પુરૂષનુ બાણ વ્યર્થ જાયછે તેમ પરસ્ત્રીમાં આધાન કરેલું બીજ તુરતજ નિષ્ફળ થાયછે. ૪૩.

બીજ નિષ્ફળ થાયછે એટલે તેથી થયેલું સંતાન તે સ્ત્રીના પરિણીત સ્વામીનું ગણાયછે પણ તે આધાન કરનારનું ગણાતું નથી

સ્ત્રીવગેરે ઉપર, પ્રથમ ગ્રહણ કરનારનાજ સ્વામિત્વમાં વિશેષ દૃષ્ટાંતો કહેછે—

**पृथोरपीमां पृथिवीं भार्यां पूर्वविदो विदुः ॥**
**स्थाणुच्छेदस्य केदारमाहुः शल्यवतो मृगम् ॥४४॥**

પૂર્વકાળને જાણનારા વિદ્વાનો આ પૃથ્વી પણ પૃથુરાજાની સ્ત્રી છે એમ કહેછે. વળી વૃક્ષાદિકને ઉખેડીને સાફ કરેલો પ્રદેશ તે સાફ કરનારનો છે અને વીંધાયેલો મૃગ જેનુ બાણ પ્રથમ વાગેલું હોય તેનો છે એમ કહેછે. ૪૪.

આ પૃથ્વીને અનેક રાજાઓસાથે સંબંધ થયેલો છે તોપણ પ્રથમ સંબંધ પૃથુ રાજાની સાથે થયેલો છે તેથી પૃથ્વી પૃથુ રાજાની સ્ત્રી છે એમ પૂર્વના વિદ્વાનો કહેછે. તેમજ જે માણસ વૃક્ષાદિકને ઉખેડીને ક્ષેત્રને સાફ કરેછે તે ક્ષેત્ર

તેનુ ગણાયછે અને જે પુરૂષે મૃગના શરીરપર પ્રથમ બાણ નાખેલું હોય તે મૃગ તેનો ગણાયછે એ પ્રમાણે પ્રથમ ગ્રહણ કરનાર એટલે પરણેલો પુરૂષજ સ્ત્રીનો સ્વામી છે, તેથી તે સ્ત્રીમા જે સતાન થાય તે પરણનાર પુરૂષનુંજ ગણાયછે પણ ઉત્પન્ન કરનાર પુરૂષનુ ગણાતુ નથી.

સ્ત્રી એ પુરૂષના અંગરૂપજ છે તેથી પોતાની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલું સંતાન તેના પુરૂષનુંજ ગણાયછે, એ બાબત બીજી રીતે સિદ્ધ કરેછે—

एतावानेव पुरुषो यज्जायात्मा प्रजेति ह ॥
विप्राः प्राहुस्तथा चैतद्यो भर्त्ता सा स्मृताङ्गना ॥४५॥

સ્ત્રી, સતાન અને પોતે એ સર્વ મળીને એક પુરૂષ કહેવાયછે તે પ્રમાણે બ્રાહ્મણો કહે છે કે જે પતિ છે તેજ સ્ત્રી છે ૪૫

આવોજ વિચાર વાજસનેય બ્રાહ્મણમા પણ આપ્યો છે કે—

अर्धो ह वा एष आत्मनस्तस्माद्यजाया न विन्दते।
नैताव प्रजायते असर्वो हि तावद्भवति।
अथ यदेव जाया विन्दतेऽथ प्रजायते तर्हि सर्वो भवति॥

એટલે પુરૂષ જ્યા સુધી સ્ત્રીને પરણેલો નથી ત્યાસુધી તે પોતે અર્ધો ગણાયછે તથા પ્રજારૂપે ઉત્પન્ન થતો નથી ત્યાસુધી સપૂર્ણ ગણાતો નથી, તે જ્યારે સ્ત્રીવાળો થાયછે તથા પ્રજારૂપે થાયછે ત્યારે સપૂર્ણ થાયછે આથી જેની સ્ત્રી હોય તેનુજ સંતાન ગણાય એ યોગ્ય છે કારણ કે સ્ત્રી અને પુરૂષ એ બન્નેનુ એકજ ગણાયછે

પુરૂષ પોતાની સ્ત્રીને છોડી આપે તો પણ તે તેની સ્ત્રી મટી જતી નથી એમ જણાવેછે—

न निष्क्रयविसर्गाभ्यां भर्त्तुर्भार्या विमुच्यते ॥
एवं धर्मं विजानीमः प्राक्प्रजापतिनिर्मितम् ॥४६॥

પતિ હોય તે સ્ત્રીનો વિક્રય કરે અથવા ત્યાગ કરે તેથી તેનુ સ્ત્રીપણું જતુ નથી એ પ્રમાણે પૂર્વકાળમા પ્રજાપતિએ નિર્માણ કરેલો ધર્મ અમો માનીએ છીએ ૪૬

* પરસ્રીને પૈસાથી ખરીદ કરવામાં આવે તોપણ તે કાંઇ તેના પરિણીત પતિની સ્ત્રી મટી જતી નથી અથવા પતિએ ત્યાગ કરેલી સ્ત્રી પણ તે પતિની સ્ત્રી નથી એમ ગણાતું નથી, પૂર્વના મહર્ષિઓનું આ પ્રમાણે માનવું છે તેથી તેવી સ્ત્રીમાં પણ અન્ય પુરૂષથી ઉત્પન્ન થયેલું સંતાન તે પુરૂષનું નહિ પણ તે સ્ત્રીના પરિણીત પતિનુંજ ગણાયછે

કન્યાનું એક વખત દાન થયું એટલે જીવિતપર્યંત તે સ્ત્રીનું બીજાને દાન થતુંજ નથી અને એમ હોવાથી-સ્ત્રી પોતાના પરિણીત પતિનીજ ગણાયછે, બીજા કોઇની ગણાતીજ નથી એ બાબત દૃષ્ટાંતસહિત કહેછે—

**सकृदंशो निपतति सकृत्कन्या प्रदीयते ॥**
**सकृदाह ददानीति त्रीण्येतानि सतां सकृत् ॥४७॥**

ભાઈઓનો ભાગ એકવાર પડેછે, કન્યા એકજવાર આપી શકાયછે અને દાન પણ એકજવાર અપાયછે શ્રેષ્ઠ માણસોની આ ત્રણ બાબતો એકજવાર હોયછે ૪૭

પિતાવગેરેના ધનનો વિભાગ ભાઇઓમાં એકજવાર થાયછે પછી તેમાં કંઈ ફેરફાર થઇ શકતો નથી. તેમ કન્યાનું દાન પણ એકજ વખત થાયછે એક વખત દીધાપછી તેનું દાન બીજા કોઈને થઇ શકતું નથી તેમ બીજી પણ કોઇ ચીજનું એક વખત દાન થઇ ગયા પછી બીજી વખત તેજ ચીજનું દાન થઇ શકતું નથી. આ પ્રમાણે ઉત્તમ મનુષ્યોનો વ્યવહાર છે માટે પ્રથમ જેને કન્યાનું દાન થયું તેનીજ માલેકી તે સ્ત્રીપર રહેછે એજ સ્ત્રીનું ફરીને કોઇને દાન થતુંજ નથી અને કોઇની તેનાપર તેના પતિરૂપે માલેકી થતી નથી

સંતાન ઉપર બીજવાળાની માલેકી પશુઓમાં પણ ગણાતી નથી તો પછી મનુષ્યોમાં તો ક્યાંથીજ ગણાય? એ વિષે કહેછે—

**यथा गोश्वोष्ट्रदासीषु महिष्यजाविकासु च ॥**
**नोत्पादकः प्रजाभागी तथैवान्याङ्गनास्वपि ॥४८॥**

જેમ ગાય, ઘોડી, ઉંટડી, દાસી, ભેંસ, બકરી અને ગાડર એઓમાં ઉત્પાદક હોય તે પ્રજાનો માલેક થતો નથી તેવીજ રીતે અન્યની સ્ત્રીમાં ઉત્પાદક પુરૂષ પ્રજાનો માલેક થતો નથી. ૪૮.

ઉત્પત્તિ કરનાર પશુના માલેકની તે પ્રજા ન ગણાતા ગાયવગેરેના જે માલેક હોય તેનીજ તે પ્રજા ગણાયછે તેવી રીતે મનુષ્યમા પણ સ્રીરૂપ ક્ષેત્રના સ્વામીનીજ તે સ્રીમાં થયેલાં સંતાનઉપર માલેકી ગણાયછે

એજ વિષયમાં ક્ષેત્રનું દષ્ટાંત કહેછે—

**येऽक्षेत्रिणो बीजवन्तः परक्षेत्रप्रवापिणः ॥**
**ते वै सस्यस्य जातस्य न लभन्ते फलं क्वचित् ॥४९॥**

જે પુરૂષો ક્ષેત્રના સ્વામી ન હોય પણ બીજના સ્વામી હોય એટલે પરક્ષેત્રમા બીજ વાવનારા હોય તે લોકો કયાય પણ ક્ષેત્રમા ઉત્પન્ન થયેલ ધાન્યના ફળને પામી શકતા નથી. ૪૯

બીજ બીજાનુ છતા પણ તેના ફળઉપર માલેકી ક્ષેત્રના માલેકનીજ થાયછે

એજ વિષયમાં બીજું દૃષ્ટાંત કહેછે—

**यदन्यगोषु वृषभो वत्सानां जनयेच्छतम् ॥**
**गोमिनामेव ते वत्सा मोघं स्कन्दितमार्षभम् ॥५०॥**

બીજાની ગાયોમા બીજાનો વૃષભ સેંકડો વાછડાઓને ઉત્પન્ન કરે તોપણ તે સઘળા વાછડાઓ ગાયોના માલેકનાજ ગણાયછે, વૃષભનો બીજ-નિક્ષેપ માલેકીની બાબતમા નિ'ફળ છે ૫૦

બીજનિક્ષેપ કરનાર વૃષભના સ્વામીના તે વાછડાઓ ગણાતા નથી પણ ગાયોનો જે માલેક હોય તેનાજ એ વાછડા ગણાયછે જો કે આ અધ્યાયના ૪૮ મા શ્લોકમા આ હકીકત આવી જાયછે તોપણ ઉપરના શ્લોકના દૃષ્ટાતમાટે તે ફરીને લેવામા આવી છે

ઉપરના શ્લોકમાં આપેલા દૃષ્ટાંતથી ૪૯મા શ્લોકમાં કહેલા વિષયને દૃઢ કરેછે—

**तथैवाक्षेत्रिणो बीजं परक्षेत्रप्रवापिणः ॥**
**कुर्वन्ति क्षेत्रिणामर्थं न बीजी लभते फलम् ॥५१॥**

તેજ પ્રમાણે ક્ષેત્રવગર જે પુરૂષો બીજાના ક્ષેત્રમાં બીજને વાવેછે તેઓ ક્ષેત્રના સ્વામીનુજ કાર્ય કરેછે પણ બીજ વાવનારને ફળ મળી શકતું નથી. ૫૧.

એ પ્રમાણે જે લોકો પરસ્ત્રીમા બીજનિક્ષેપ કરેછે તે લોકોને તે સતાન મળતું નથી

ક્ષેત્રપ્રાધાન્ય દર્શાવનાર પ્રકરણનો ઉપસંહાર કરેછે—

**फलं त्वनभिसन्धाय क्षेत्रिणां बीजिनां तथा ॥**
**प्रत्यक्षं क्षेत्रिणामर्थो बीजाद्योनिर्गरीयसी ॥ ५२ ॥**

ક્ષેત્રવાળાએ તથા બીજવાળાએ પ્રથમથી સતાનવિષે ઠરાવ કરેલો ન હોય તો જે સતાન થાય તે ક્ષેત્રવાળાનુજ ગણાયછે કારણકે બીજથી ક્ષેત્ર પ્રધાનછે ૫૨

બન્ને વચ્ચે કશો ઠરાવ ન થયો હોય તો બીજવાળો ફળ મેળવી શકતો નથી કારણ કે બીજનુ પહિ પણ ક્ષેત્રનુંજ પ્રાધાન્ય છે

પ્રથમથી ઠરાવ થયો હોય તો તેની વ્યવસ્થા દેખાડેછે—

**क्रियाभ्युपगमात्त्वेतद्बीजार्थं यत्प्रदीयते ॥**
**तस्येह भागिनौ दृष्टौ बीजी क्षेत्रिक एव च ॥५३॥**

ક્ષેત્રવાળાએ તથા બીજવાળાએ પ્રથમ ઠરાવ કરેલો હોય તેપછી બીજનિક્ષેપમાટે જે ક્ષેત્ર બીજને દેવામા આવે તેમા થયેલા ફળમા બીજવાળો તથા ક્ષેત્રવાળો એ બન્ન માલેક ગણાતા જોવામા આવેછે ૫૩

સતાનની બાબતમા પણ આ નિયમજ લાગુ પડેછે

ઠરાવના અભાવમાં તો ક્ષેત્રવાળાનીજ માલેકી જણાવેછે—

**ओघवाताहृतं बीजं यस्य क्षेत्रे प्ररोहति ॥**
**क्षेत्रिकस्यैव तद्बीजं न वप्ता लभते फलम् ॥ ५४ ॥**

જળના વેગથી અથવા પવનના વેગથી ખેંચાઇ આવેલુ જે બીજ જેના ક્ષેત્રમા ઉત્પન થાય તે બીજ તેનુંજ ગણાયછે વાવનારને તેનું ફળ મળતુ નથી ૫૪

આમ હોવાથી જો પોતાની સ્ત્રીની સમ્મતિથી પણ પરસ્ત્રીગમન કરેલુ હોય અને તેમા પુત્ર ઉત્પન્ન થાય તે પુત્ર તેનો નહિ પણ તે સ્ત્રીના પરિણીત પતિનોજ ગણાયછે

મનુષ્યોમાં તો ઠીક પણ પશુઓમાં પણ આ નિયમ લાગુ પડતો જણાવેછે—

एष धर्मो गवाश्वस्य दास्युष्ट्राजाविकस्य च ॥
विहङ्गमहिषीणां च विज्ञेयः प्रसवं प्रति ॥ ५५ ॥

વૃષભ, અશ્વ, દાસી, ઉંટ, બકરાં, ગાડર, પક્ષીઓ અને ભેંસ આ સઘળી જાતિમાં પણ સંતાનની બાબતમાં આ નિયમ સમજવો. ૫૫.

પશુપક્ષીઓમાં પણ ઠરાવ ન થયો હોય તો ક્ષેત્રવાળાનુંજ સંતાન ગણાયછે.

ઉક્તપ્રકરણનો ઉપસંહાર અને નવા પ્રકરણનો આરંભ કરેછે–

एतद्वः सारफल्गुत्वं बीजयोन्योः प्रकीर्त्तितम् ॥
अतःपरं प्रवक्ष्यामि योषितां धर्ममापदि ॥ ५६ ॥

આ સઘળું બીજનું તથા ક્ષેત્રનુ પ્રધાનપણુ તથા અપ્રધાનપણું તમોને કહ્યું હવે પછી આપત્તિમાં સ્ત્રીઓનો જે ધર્મ છે તે કહુછુ ૫૬.

જીવનની સ્થિતિના હેતુરૂપ અન્ન વસ્ત્રનો અભાવ તથા સંતતિનો ઉચ્છેદ એ આપત્તિ ગણાયછે.

સંતતિના ઉચ્છેદરૂપ આપત્તિસમયે નિયોગધર્મની અનુજ્ઞા આપશે. પરંતુ તેની પહેલાં ધ્યાનમાં રાખવાયોગ્ય આવશ્યક વિવેક સમજાવેછે—

भ्रातुर्ज्येष्ठस्य भार्या या गुरुपत्न्यनुजस्य सा
यवीयसस्तु या भार्या स्नुषा ज्येष्ठस्य सा स्मृता ॥५७॥

મોહોટાભાઇની જે સ્ત્રી હોય તે કનિષ્ઠભાઇની ગુરૂપત્ની ગણાયછે અને કનિષ્ઠભાઇની જે સ્ત્રી હોય તે મોહોટાભાઇની સ્નુષા ગણાયછે. ૫૭.

પુત્રપત્ની હોય તે સ્નુષા કહેવાયછે

હવેપછી કહેવાના નિયોગમાં અપવાદ જણાવેછે—

ज्येष्ठो यवीयसो भार्यां यवीयान्वाग्रजास्त्रियम् ॥
पतितौ भवतो गत्वा नियुक्तावप्यनापदि ॥ ५८ ॥

નિયોગ થયેલો છતાં પણ આપત્તિવગરના સમયમાં જો જ્યેષ્ઠબંધુ કનિષ્ઠબંધુની સ્ત્રીપ્રતિ અથવા કનિષ્ઠબંધુ જ્યેષ્ઠબંધુની સ્ત્રીપ્રતિ ગમન કરે તો તેઓ પતિત થાયછે. ૫૮.

ગુરૂજનો આજ્ઞા કરે તે નિયોગ કહેવાયછે. આપત્તિવગરના પ્રસંગમાં બધે નિયોગમાં કહેલા વિધિપ્રમાણે ગમન કરેલું હોય તોપણ તેઓ પતિત થાયછે.

સંતાનના અભાવરૂપ આપત્તિમાં સ્ત્રીનેમાટે પુત્રોત્પત્તિનો માર્ગ કહેછે—

**देवराद्वा सपिंडाद्वा स्त्रिया सम्यङ् नियुक्तया ॥**
**प्रजेप्सिताधिगन्तव्या सन्तानस्य परिक्षये ॥५९॥**

સંતાન ન હોય તો યોગ્યપ્રકારે નિયોગ પામેલી સ્ત્રીએ પોતાના દિયરથી અથવા કોઇ સપિંડથી ઇષ્ટ પ્રજા મેળવવી ૫૯.

ઈષ્ટ પ્રજા મેળવવી એમ કહ્યું તેથી એક પુત્ર થાય તે યોગ્ય કે સમર્થ ન હોય તો બીજો પુત્ર પણ નિયોગપ્રકારથી મેળવવાની છૂટ આપી છે સાત પેઢીમા આવી જતો કોઇપણ ભાયાત સપિંડ કહેવાયછે.

નિયોગ પામેલી સ્ત્રીમાં પુત્રોત્પત્તિ કરનાર પુરૂષને માટે નિયમ કહેછે—

**विधवायां नियुक्तस्तु घृताक्तो वाग्यतो निशि ॥**
**एकमुत्पादयेत्पुत्रं न द्वितीयं कथंचन ॥ ६० ॥**

નિયોગ કરાયેલ પુરૂષે પોતાના શરીરપર ઘૃતનુ લેપન કરી વાણીને નિયમમા રાખી રાત્રિસમયે વિધવાસ્ત્રીને વિષે એક પુત્ર ઉત્પન્ન કરવો કદીપણુ બીજો પુત્ર ઉત્પન્ન કરવો નહિ ૬૦

અહીં વિધવા શબ્દ સંતાનોત્પત્તિ કરવામા યોગ્ય પતિના અભાવવાળી સ્ત્રીને માટે પણ ગણવામા આવેછે કારણ કે પતિ જીવતા છતાં પણ પતિથી સંતાનોત્પત્તિ નહિ થઇ શકવાના સમયમાં નિયોગ પામેલી સ્ત્રી અન્યથી સંતાનોત્પત્તિ કરી શકેછે પાંડુરાજાવગેરેના તેવા દાખલાઓ શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે નિયોગ કરાયેલા પુરૂષે શરીરે ઘૃતલેપ કરવો તથા વાણીને નિયમમાં રાખવી એ વિધિજ જણાવી આપેછે કે આ ક્રિયા કેવળ ધર્મરૂપજ છે વિષયાભિલાષની સિદ્ધિમાટે બિલકુલ નથી. વળી એક યોગ્ય પુત્ર ઉત્પન્ન થતાં બીજા પુત્રની ઇચ્છા કરી તે સંબંધ ચાલુ રાખવામાટે પણ આથી રજા મળી શકતી નથી. દિવસના સ્ત્રીગમનનો નિષેધજ છે છતા રાત્રિમાં એમ કહ્યું તેથી દીવાવગેરેના પ્રકાશનો પણ પ્રતિબંધ સમજવો કારણ કે એ સમાગમ વિષયાસ્વાદમાટે નથી પણ કેવળ વંશરક્ષણમાટેજ છે.

વિધવાને વિષે બીજી વખત સંતાનોત્પત્તિ ક્યારે કરી શકાય? તે જણાવેછે—

द्वितीयमेके प्रजनं मन्यन्ते स्त्रीषु तद्विदः ॥
अनिर्वृतं नियोगार्थं पश्यन्तो धर्मतस्तयोः ॥ ६१ ॥

કેટલાએક આચાર્યો કે જેઓ નિયોગના પ્રકારને જાણેછે તેઓ ધર્મથી તે બંનેના નિયોગના પ્રયોજનને સંપૂર્ણ થયેલું નહિ જોવાના સમયમાં બીજી વખત પુત્રોત્પત્તિ કરવી એમ માનેછે. ૬૧.

અતિ અસમર્થ પુત્ર ઉત્પન્ન થાય તો તે નિયોગનું પ્રયોજન સંપૂર્ણ નહિ થયેલું ગણાયછે

નિયોગનું પ્રયોજન પૂર્ણ થતાં ને સ્ત્રીપુરૂષે પરસ્પર મૂળના સંબંધપ્રમાણે વર્તવું એવી આજ્ઞા કરેછે—

विधवायां नियोगार्थे निर्वृत्ते तु यथाविधि ॥
गुरुवच्च स्नुषावच्च वर्त्तेयातां परस्परम् ॥ ६२ ॥

શાસ્ત્રપ્રમાણે વિધવા સ્ત્રીમા નિયોગપૂર્વક ગમનનું ફળ થઇ જાય તેપછી પુરૂષે તે સ્ત્રીપ્રતિ ગુરૂની પેઠે અને સ્ત્રીએ તે પુરૂષપ્રતિ પુત્રવધૂની પેઠે વર્તવું ૬૨.

ગમનનું ફળ એટલે પુત્રોત્પત્તિ થયા પછી એક બીજાની કામના કરવી નહિ એટલુંજ નહિ પણ મૂળ સંબંધપ્રમાણે એટલે જ્યેષ્ઠબંધુએ કનિષ્ઠબંધુની સ્ત્રીને પુત્રવધૂપ્રમાણે ગણવી અને તે સ્ત્રીએ તેને પોતાના વડિલ-સસરાતુલ્ય માનવો. અને કનિષ્ઠબંધુએ પોતાના જ્યેષ્ઠબંધુની સ્ત્રીને ગુરૂપત્નીતુલ્ય ગણવી અને તે સ્ત્રીએ તેને પોતાના પુત્રતુલ્ય ગણી તેની કંઇ પણ કામનાનો વિચાર કરતાં અટકવું

નિયોગવિધિનું ઉલ્લંઘન કરનાર પતિત થાયછે એમ કહેછે—

नियुक्तौ यौ विधिं हित्वा वर्त्तेयातान्तु कामतः ॥
तावुभौ पतितौ स्यातां स्नुषागगुरुतल्पगौ ॥ ६३ ॥

નિયોગ કરાયેલા જે જ્યેષ્ઠ તથા કનિષ્ઠબન્ધુઓ શાસ્ત્રોક્ત વિધિનો ત્યાગ કરી પોતાની ઇચ્છાપ્રમાણે વર્તેછે તે બન્ને સ્નુષા તથા ગુરુતલ્પનું ગમન કરનારા ગણાઇને પતિત થાયછે. ૬૩.

શરીરે ઘૃતનો લેપ, મૌન તથા દીવાવગેરેના પ્રકાશનો અભાવ આ સઘળો શાસ્ત્રોક્તવિધિ સમજવો.

શ્રેષ્ઠવર્ણ સિવાયના લોકોના વ્યવહારમાં દેખાયેલા નિયોગનો પ્રકાર પોતાને ઇષ્ટ ન હોવાથી નિયમવિધિથી તેનું વર્ણન કરી શાસ્ત્રકારોને પોતાને તે ઇષ્ટ નથી એમ જણાવવા શ્રેષ્ઠવર્ણને માટે તેનો નિષેધ કરેછે—

**नान्यस्मिन्विधवा नारी नियोक्तव्या द्विजातिभिः॥**
**अन्यस्मिन् हि नियुञ्जाना धर्मं हन्युः सनातनम् ।६४॥**

દ્વિજોએ વિધવા સ્ત્રીનો પતિવગર બીજા પુરૂષસાથે ગમનમાટે નિયોગ કરવો નહિ. કારણ કે બીજા પુરૂષમાં નિયોગ કરનારા દ્વિજો સનાતન ધર્મનો નાશ કરનારા ગણાયછે. ૬૪.

સ્ત્રીએ એકજ પતિ કરવો એ તેનો સનાતન ધર્મ ગણાયછે કેટલાએક એમ પણ કહેછે કે બીજા પુરૂષસાથે એટલે નિયોગના અધિકારી દિયર તથા સપિંડસિવાયના બીજા કોઇ પુરૂષસાથે તેની યોજના કરવી નહિ. કેટલાએક એમ કહેછે કે આ નિયોગવિધિ અર્વાચીન મનુષ્યોમાં ન બની શકે તેવો છે તેથી તેનો નિષેધ છે.

નિયોગના નિષેધનું કારણ કહેછે—

**नोद्वाहिकेषु मन्त्रेषु नियोगः कीर्त्यते क्वचित् ॥**
**न विवाहविधावुक्तं विधवावेदनं पुनः ॥६५॥**

વિવાહસંબંધી વેદમંત્રોમાં ક્યાંય પણ નિયોગ કહેલો નથી અને વિવાહવિધાયક શાસ્ત્રોમાં વિધવા સ્ત્રીના ફરીને વિવાહનો વિધિ કહેલો નથી. ૬૫.

अर्यमण नु देवम् । ઇત્યાદિક વિવાહસંબંધી મંત્રોમાં કોઇ પણ શાખાની અંદર નિયોગ કરવાનું કહેલું નથી. તેમ વિવાહવિધાયક શાસ્ત્રમાં એટલે વિવાહપ્રતિપાદક બ્રાહ્મણભાગમાં વિધવાસ્ત્રીનો અન્યપુરૂષસાથે વિવાહ કરવાનો વિધિ પણ કહેલો નથી.

મૂળ શાસ્ત્રોમાં નિયોગ વિધિ નથી તોપછી તેની પ્રવૃત્તિ ક્યાંથી થઇ તે તથા તેની અયોગ્યતા જણાવેછે—

अयं द्विजैर्हि विद्वद्भिः पशुधर्मो विगर्हितः ॥
मनुष्याणामपि प्रोक्तो वेने राज्यं प्रशासति ॥६६॥

વિદ્વાન દ્વિજોએ આ પશુસંબંધી વ્યવહારને નિંદાપાત્ર ગણેલો છે. તે વ્યવહાર વેન રાજા જ્યારે રાજ્ય કરતો હતો ત્યારે તેણે મનુષ્યોમાં પણ દાખલ કર્યો હતો ૬૬

અધર્મથી ચાલનાર વેનરાજાએ આ નિયોગઆદિ પશુઓના વ્યવહારને મનુષ્યોમા ચલાવેલો છે, પણ વિદ્વાન મુનિઓ તો તેને નિંદાપાત્રજ ગણેછે.

વેનરાજાની અશાસ્ત્રીય પ્રવૃત્તિ કહેછે—

स महीमखिलां भुञ्जन्राजर्षिप्रवरः पुरा ॥
वर्णानां संकरं चक्रे कामोपहतचेतनः ॥ ६७ ॥

વેનરાજા કે જે પૂર્વે સઘળી પૃથ્વીનો અધિપતિ હતો તથા રાજર્ષિઓમા શ્રેષ્ઠ હતો તેનુ મન કામથી ઉપહત થતા તેણે વર્ણોનો સંકર કર્યો હતો ૬૭

વર્ણોનો સંકર કર્યો હતો એટલે નિયોગસરખા વ્યવહારને ચલાવીને વર્ણધર્મને ભાંખી નાખી હલકા પ્રકારની સેળભેળ કરી નાખી હતી

સત્પુરૂષો તો એ અશાસ્ત્રીય વ્યવહારની નિંદાજ કરેછે એમ કહેછે—

ततः प्रभृति यो मोहात्प्रमीतपतिकां स्त्रियम् ॥
नियोजयत्यपत्यार्थं तं विगर्हन्ति साधवः ॥ ६८ ॥

તે સમયથી જે પુરુષ મોહને લીધે, મરણ પામેલા પતિવાળી સ્ત્રીને સંતાનને માટે નિયુક્ત કરેછે તે પુરૂષની સત્પુરુષો નિંદા કરેછે ૬૮

મોહને લીધે એટલે વેનજેવા મોહોટા રાજાએ ચલાવેલ હોવાથી નિયોગ વ્યવહાર શાસ્ત્રીય હોવો જોઇએ એવા ભ્રમને લીધે વિધવાને નિયોગ વ્યવહારમાં જોડનાર પુરૂષ યોગ્ય કામ નથી કરતો માટે તેની નિંદા કરવામાં આવેછે

સ્ત્રીઓને માટે નિયોગ વ્યવહારની યોગ્યાયોગ્યતાનો વિચાર કરીને હવે પ્રસંગને લીધે કન્યાની બાબતમાં થોડુંએક કહેછે—

**यस्या म्रियेत कन्याया वाचा सत्ये कृते पतिः ॥**
**तामनेन विधानेन निजो विन्देत देवरः ॥ ६९ ॥**

વાગ્દાન કર્યાપછી જે કન્યાનો પતિ મરણ પામે તે કન્યાને હવેપછી કહેવાતા વિધિવડે તેના દિયરે પરણવી. ૬૯.

વાગ્દાનપછી અને વિવાહની પહેલાં પતિ મરણ પામે તો તે કન્યાને તેના પતિના કનિષ્ઠબંધુની સાથે પરણાવવી.

એવી કન્યાના સ્વીકારનો પ્રકાર જણાવેછે—

**यथाविध्यधिगम्यैनां शुक्लवस्त्रां शुचिव्रताम् ॥**
**मिथो भजेताप्रसवात्सकृत्सकृदृतावृतौ ॥ ७० ॥**

દિયર હોય તેણે વિધિપ્રમાણે શ્વેતવસ્ત્રવાળી તથા પવિત્રવ્રતવાળી એ કન્યાને પરણીને પછી ગર્ભાધાનપર્યંત પ્રત્યેક ઋતુના સમયમાં એક એક વખત ગમન કરવું. ૭૦.

આને કન્યાનો નિયોગધર્મ કહેવામાં આવેછે અને તેથી એ સ્ત્રીમાં થયેલું સંતાન એ કન્યા અગાઉ જેને વાગ્દાનથી અપાણી હોય તેનું ગણાયછે.

કન્યાનું એકને વાગ્દાન કરી તે બીજાને નહિ દેવાનું કહેછે—

**न दत्त्वा कस्यचित्कन्यां पुनर्दद्याद्विचक्षणः ॥**
**दत्त्वा पुनः प्रयच्छन्हि प्राप्नोति पुरुषानृतम् ॥७१॥**

વિચક્ષણ પુરૂષે એકને કન્યા આપીને ફરીથી તે બીજાને આપવી નહિ. ફરીને એ કન્યા બીજાને આપે તો તે પુરૂષાનૃતરૂપ દોષને પામેછે. ૭૧.

ઉપરના શ્લોકના સંબંધથી આ શ્લોકનો ભાવાર્થ એમ પણ નિકળેછે કે કન્યા જેને આપવામાં આવી હોય તે મરણ પામે તો તે મરણ પામનારના નાદાનાભાઇ સિવાય બીજા કોઇને આપવી નહિ છતાં જો આપે તો પુરૂષાનૃત નામનો દોષ કે જેમાં સદસહ૬ થાયછે તેને પામેછે. પણ જો મરનારનો નાદાનો

થાઇ ન હોય તો બીજાને દેવામાં દોષ નથી. કારણ કે સપ્તપદીનો વિધિ થયા-પહેલાં વરમાં દોષ દેખાય અથવા વરનું મરણ થાય તો તે કન્યાને બીજાને આપવાનું મુહૂર્તમાર્તંડ વગેરે ગ્રંથોમાં કહેલું છે. આ શ્લોકનો સ્પષ્ટ અભિપ્રાય આવો છે કે કન્યાનું જેને વાગ્દાન કરવામાં આવ્યું હોય તે વર છતો હોય અને તે યોગ્ય હોય તો ફરી તે બીજાને આપી શકાય નહિ.

કન્યા દેનારને માટે નિયમ કહીને હવે કન્યા લેનારના સંબંધમાં કહેછે—

विधिवत्प्रतिगृह्यापि त्यजेत्कन्यां विगर्हिताम् ॥
व्याधितां विप्रदुष्टां वा छद्मना चोपपादिताम् ।७२।

વિધિપૂર્વક કન્યાનું ગ્રહણ કર્યાપછી પણ તે કન્યા દુષ્ટ લક્ષણોવાળી હોય, રોગવાળી હોય, વ્યભિચારઆદિ અભિશાપવાળી હોય અને કપટથી આપેલી હોય તો તેનો ત્યાગ કરવો. ૭૨

શાસ્ત્રોક્તવિધિથી ગ્રહણ કર્યા છતા પણ તે કન્યા દુષ્ટ લક્ષણોવાળી એટલે વિધવાપણાવગેરે લક્ષણોવાળી હોય, ક્ષયવગેરે રોગોવાળી હોય, ખરાબ ચાલવાળી હોય અને ખગબ છતા કપટથી આપેલી હોય તો સપ્તપદીપહેલા તે જાણવામાં આવે તો તેનો ત્યાગ કરવામા દોષ લાગતો નથી ત્યાગ કરવોજ જોઇએ એવો વિધિ નથી પણ ત્યાગ કરવો હોય તો થઇ શકે તેમા દોષ નથી એમ આ વાક્યથી છૂટ છે

કન્યા આપવામાં કપટ કરનારનું કન્યાદાન નિષ્ફળ કરવામાં દોષ નથી તેવિષે જણાવેછે—

यस्तु दोषवतीं कन्यामनाख्यायोपपादयेत् ॥
तस्य तद्वितथं कुर्यात् कन्यादातुर्दुरात्मनः ॥७३॥

જે માણસ આ કન્યા દોષવાળી છે એમ જાહેર કર્યાવગર દાન આપે તે દુરાત્માનુ કન્યાદાન વ્યર્થ કરવુ ૭૩

કન્યાના દોષ જણાવવામા આવ્યા છતા પણ તેનું ગ્રહણ કર્યુ હોય તો દાન વ્યર્થ થાય નહિ અર્થાત્ ગ્રહણ કરનારથી તે કન્યાનો ત્યાગ થઇ શકે નહિ.

પ્રસંગોપાત્ત વિષય કહીને સ્રીસંરક્ષણસંબંધી વિષય આ-ગળ ચલાવેછે—

**विधाय वृत्तिं भार्यायाः प्रवसेत्कार्यवान्नरः ॥**
**अवृत्तिकर्षिता हि स्त्री प्रदुष्येत्स्थितिमत्यपि ॥७४॥**

કોઇપણ કાર્યનો પ્રસંગ આવે ત્યારે પુરૂષને પરદેશ જવું પડે તો તેણે સ્ત્રીને માટે આજીવિકાની ગોઠવણ કરીને પરદેશ જવું કારણ કે આજીવિકાનુ કષ્ટ હોય તો શ્રેષ્ઠ સ્ત્રી પણ દુષ્ટ થઇ જાયછે. ૭૪.

આજીવિકાની એટલે અન્નવસ્ત્રની ગોઠવણ કરીને જવું

**પતિની ગેરહાજરીમાં સ્ત્રીએ કેમ વર્ત્તવું તે કહેછે—**

**विधाय प्रोषिते वृत्तिं जीवेन्नियममास्थिता ॥**
**प्रोषिते त्वविधायैव जीवेच्छिल्पैरगर्हितैः ॥७५॥**

અન્નવસ્ત્રનો બંદોબસ્ત કરીને પતિ પરદેશ ગયો હોય તો સ્ત્રીએ નિયમોને પાળીને જીવવું તથા તેવો બંદોબસ્ત કર્યાવગર પતિ ગયો હોય તો અનિંદિત શિલ્પ કરીને જીવવું ૭૫.

પતિની ગેરહાજરીમાં શરીરની ટાપટીપ ન કરવી, કોઇ બીજાને ઘેર નહિ જવું વગેરે નિયમો કહેવાયછે અને સૂત્ર કાંતવું વગેરે અનિંદિત શિલ્પ કહેવાયછે;

**સ્ત્રીએ પરદેશ ગયેલા પતિની રાહ ક્યાંસુધી જોવી તે કહેછે—**

**प्रोषितो धर्मकार्यार्थं प्रतीक्ष्योऽष्टौ नरः समाः ॥**
**विद्यार्थं षड् यशोर्थं वा कामार्थं त्रींस्तु वत्सरान् ॥७६॥**

સ્ત્રીએ ધર્મકાર્યમાટે પરદેશ ગયેલ પતિની આઠવર્ષપર્યંત રાહ જોવી એવીજ રીતે વિદ્યામાટે અથવા યશને માટે ગયેલા પતિની ૭ વર્ષપર્યંત તથા કામમાટે ગયેલા પતિની ત્રણ વર્ષપર્યંત રાહ જોવી ૭૬

તીર્થયાત્રાવગેરે ધર્માર્થ પ્રવાસ છે કોઇ જનસમૂહનું કાર્ય પાર પાડવા વગેરે માટે જવુ તે યશમાટેનો પ્રવાસ છે અને વિષયસુખમાટે જવું તે કામાર્થપ્રવાસ છે રાહ જોવામાટે બતાવેલો અવધિ પૂર્ણ થઇ જતા પણ પતિ ન આવે તો સ્ત્રીએ પોતે પતિ જ્યાં હોય ત્યાં તેની પાસે જવું. કેટલાએકનો અભિપ્રાય એવો પણ છે કે જે વર્ગમા પતિને છોડી શકાયછે તે વર્ગની સ્ત્રીને આજીવિકાનુ કષ્ટ

હોય તો તેણે ઉપર જણાવેલા અવધિસુધી રાહ જોઇને પછી અન્ય પુરૂષનો આશ્રય કરવો. કેટલાએક એમ પણ કહેછે કે વાગ્દાન થયાપછી અને પરણવાપહેલાં પુરૂષ આ પ્રમાણે પરદેશ ચાલ્યો ગયો હોય તો તેની જણાવેલા સમયસુધી રાહ જોઇને પછી તે કન્યાને બીજે ઠેકાણે પરણાવી શકાયછે.

**પતિનો દ્વેષ કરનારી સ્ત્રીને સુધરી જવાની ક્યાંસુધી રાહ જોવી તે કહેછે—**

**संवत्सरं प्रतीक्षेत द्विपन्तीं योषितं पतिः ॥**

**ऊर्ध्वं संवत्सरात्त्वेनां दायं हृत्वा न संवसेत् ॥७७॥**

પતિએ દ્વેષ કરનારી સ્ત્રીની એક સંવત્સરપર્યંત રાહ જોવી અને સંવત્સરપછી તેની પાસેથી પોતાનુ ધન હોય તે ખુચવી લઇને પછી તેની સાથે રહેવુ નહિ ૭૭

સસારવ્યવહાર ભોગવવામા દ્વેષ કરનારી સ્ત્રીની તેના પતિએ એક વર્ષસુધી રાહ જોવી તેમ છતા પણ જો અનુકૂળ ન થાય તોપછી તેની પાસેના તેને આપેલા અલકારવગેરે લઇ લેવા અને તેની સાથે રહેવુ નહિ, પરતુ તેને અન્નવસ્ત્ર તો આપવાજ પડેછે

**પતિમાં કંઇ દોષ હોય અને સ્ત્રી જો તેની શુશ્રૂષા ન કરે તો તેના ત્યાગની વ્યવસ્થા કહેછે—**

**अतिक्रामेत्प्रमत्तं या मत्तं रोगार्त्तमेव वा ॥**

**सा त्रीन्मासान् परित्याज्या विभूषणपरिच्छदा ॥७८॥**

જે સ્ત્રી પ્રમત્ત, મત્ત અને રોગથી પીડિત પતિનો ત્યાગ કરે તો તેની પાસેથી અલંકાર તથા શય્યાવગેરેનું ગ્રહણ કરી ત્રણમાસપર્યંત તેનો ત્યાગ કરવો ૭૮.

પતિ ગમે તેવો હોય તોપણ સ્ત્રીએ સર્વદા તેને અનુસરવું જોઇએ પતિ જુગારવગેરેમા પ્રમાદવાળો હોય અથવા માદકપદાર્થોના ઉપયોગથી મત્ત થયેલો હોય અથવા રોગથી પીડિત હોય તેનું કહ્યુ ન માને અથવા રોગીની સેવા ન કરે એવી સ્ત્રીના અલકારવગેરે લઇ લેવા અને ત્રણમાસસુધી તેનો ત્યાગ કરવો એકરતા વધારે વખત તેનો ત્યાગ કરવો યોગ્ય નથી

**પતિસાથે સંસારવ્યવહાર નહિ કરનારી છતાં પણ કેવાં કારણોથી સ્ત્રીનો ત્યાગ નથી થઇ શકતો તે કહેછે—**

**उन्मत्तं पतितं क्लीवमवीजं पापरोगिणम् ॥**
**न त्यागोस्ति द्विपन्त्याश्च न च दायापवर्त्तनम् ॥७९॥**

ઉન્મત્ત, પતિત, નપુંસક, બીજરહિત અને પાપરોગવાળા પતિનો દ્વેષ કરનારી સ્રીનો ત્યાગ કરવો નહિ તેમ તેનું સ્ત્રીધન પણ પાછું લેવું નહિ. ૭૯.

ઉન્મત્ત એટલે ઘેલછાવાળો, પતિત એટલે ધર્મભ્રષ્ટ થયેલો, નપુંસક એટલે સ્રીપાસે જવામાં અસમર્થ, બીજરહિત એટલે શુક્રના અભાવવાળો તથા પાપરોગવાળો એટલે કુષ્ઠઆદિ રોગવાળો પતિ હોય અને સ્ત્રી તેની સાથે સંસારવ્યવહાર કરવાથી દૂર રહે તો તેમાં તેનો દોષ નથી. તો તેવે પ્રસંગે આ અધ્યાયના ૭૭ મા શ્લોકમાં કહ્યા પ્રમાણે તેનું સ્ત્રીધન ખુંચવી લઇ શકાય નહિ તથા તેનો ત્યાગ પણ કરવો એ ઉચિત નથી.

એક સ્રી છતાં પણ બીજી સ્રી થઇ શકે તેના હેતુ કહેછે—

**मद्यपाऽसाधुवृत्ता च प्रतिकूला च या भवेत् ॥**
**व्याधिता वाधिवेत्तव्या हिंस्रार्थघ्नी च सर्वदा ॥८०॥**

જે સ્ત્રી મદ્યપાન કરતી હોય, નીચ આચરણવાળી હોય, પ્રતિકૂળ રહેતી હોય, સર્વદા રોગિણી હોય, હિંસક હોય અને ધનનો નાશ કરનારી હોય તે સ્ત્રી જીવતી છતાં તેના પતિથી બીજી સ્ત્રી પરણી શકાયછે ૮૦.

પ્રતિકૂળ રહેતી હોય એટલે પતિના કહ્યાપ્રમાણે વર્તતી ન હોય. સર્વદા રોગિણી હોય એટલે જેનો રોગ લાંબી મુદતસૂધી મટી શકે તેવો ન હોય, હિંસક એટલે મારફૂટ કરનારી હોય તથા ધનનો નાશ કરનારી એટલે ઘરની ચીજોની પાયમાલી કરનારી હોય એવી સ્ત્રીનો પતિ તેના જીવતાં છતાં પણ બીજી સ્ત્રી કરી શકે.

ઉપરના શ્લોકમાં જણાવેલાં કુલક્ષણો ન હોય છતાં પણ બીજી સ્રી થઇ શકે તેવાં કારણો તેના અવધિસહિત કહેછે—

**वन्ध्याष्टमेऽधिवेद्याऽब्दे दशमे तु मृतप्रजा ॥**
**एकादशे स्त्रीजननी सद्यस्त्वप्रियवादिनी ॥ ८१ ॥**

જે સ્રીનો પતિ બીજી સ્ત્રી પરણેલો હોય તે સ્રી ક્રોધથી ઘરનો ત્યાગ કરી નિકળી જતી હોય તો તુરતજ તેને પકડી લેવી અથવા સંબંધીઓની હાજરીમાં તેનો ત્યાગ કરવો ૮૩.

જે સ્રી પોતાનાપર શોકય આવવાને લીધે ક્રોધથી ઘરમાંથી નિકળી જવા માગતી હોય તેને અટકાવવી અને અટકાવવા છતાં પણ માને નહિ તોપછી તે સ્રીના માવતરવગેરેને બોલાવવાં અને સમજાવવી છતાં પણ ન માને તો તેઓની હાજરીમા તેનો ત્યાગ કરવો.

નિષેધ છતાં પણ પ્રથમની સ્રી અકાર્યમાં પ્રવૃત્ત થાય તો રાજાએ તેનો દંડ કરવો એમ જણાવેછે—

**प्रतिषिद्धापि चेद्या तु मद्यमभ्युदयेष्वपि ॥**

**प्रेक्षासमाजं गच्छेद्वा सा दण्ड्या कृष्णलानि षट्॥८४॥**

જે સ્રી નિષેધ કરેલો હોય તોપણ વિવાહવગેરે ઉત્સવપ્રસંગોમા પણ મદ્યપાન કરે તથા નૃત્યવગેરે જોવાનુ હોય ત્યા લોકોના સમૂહમા જાય તો તેનો છ કૃષ્ણલ દંડ કરવો. ૮૪.

ગુરૂજનોનો નિષેધ છતા પણ જે સ્રી આ પ્રમાણે અકાર્યપ્રવૃત્ત થાય તેને માટે આ દંડ છે દ્વિજવર્ગની સ્રીમાટેનો આ વિષય નથી. કારણ કે તેમાં મદ્યપાનની શંકા પણ થઇ શકતી નથી અને તે મદ્યપાન કરે તો તેનો માત્ર આવા હલકા દંડથી છુટકો પણ થાય નહિ. માટે જે વર્ગમાં મદ્યપાન નિષિદ્ધ ન હોય તે વર્ગની સ્રીને માટે આ શ્લોકનો વિષય છે વળી ઉત્સવપ્રસંગો-સિવાયના દિવસોમાં જો તે સ્રી આવો અપરાધ કરે તો તેને માટે વિશેષ દંડ સમજવો છ કૃષ્ણલ એટલે અહીં છ રતી સુવર્ણ સમજવું

એક પુરૂષને એકકરતાં વધારે સ્રીઓ હોય તો કઇ સ્રીનું પ્રાધાન્ય ગણાય? તે કહેછે—

**यदि स्वाश्चापराश्चैव विन्देरन्योषितो द्विजाः ॥**

**तासां वर्णक्रमेण स्याज्ज्यैष्ठ्यं पूजा च वेश्म च॥८५॥**

જો દ્વિજાતિના પુરૂષો પોતાની જાતિની તથા બીજી જાતિની સ્રી પણ પરણે તો તે સ્રીઓના વર્ણક્રમપ્રમાણે તેનુ મોહોટાપણું, સત્કાર, અને ઘરની માલેકી ગણાયછે. ૮૫

એકકરતાં વધારે સ્ત્રીઓમાં પ્રથમની સ્ત્રીનુંજ પ્રાધાન્ય ગણાય અથવા અવસ્થાથી મોહોટી હોય તેનું પ્રાધાન્ય ગણાય એમ નહિ પણ ઉચ્ચવર્ણની સ્ત્રી હોય તેનું પ્રાધાન્ય ગણવું જોઇએ સત્કાર પણ તેનો વિશેષ થવો જોઇએ અને ઘરની માલેક પણ તેજ ગણાવી જોઇએ અર્થાત્ ઘરની વ્યવસ્થામા તેનુંજ પ્રાધાન્ય રહેવું જોઇએ. અથવા મુખ્ય ઘર હોય તે તેનીજ માલેકીનું ગણાવું જોઇએ.

ઘણી સ્ત્રીઓમાં પોતાનીજ જાતિની સ્ત્રીના સંબંધમાં વિશેષ કહેછે—

**भर्त्तुः शरीरशुश्रूषां धर्मकार्यं च नैत्यकम् ॥**
**सा चैव कुर्यात्सर्वेषां नास्वजातिः कथंचन ॥ ८६ ॥**

પતિના શરીરની સેવા અને નિત્યધર્મસંબંધી કાર્ય સર્વ દ્વિજોની પોતાની જાતિવાળી સ્ત્રીએજ કરવા પણ કોઇપણ રીતે બીજી જાતિવાળીએ કરવા નહિ. ૮૬

નિત્યધર્મસંબધી એટલે નિત્ય-તંત્રરૂપ શ્રાદ્ધવગેરે કાર્ય સમજવા

ધર્મકાર્ય અને શરીરશુશ્રૂષા પોતાની જાતિની સ્ત્રી છતાં અન્યજાતિની સ્ત્રીપાસે કરાવનાર પુરૂષની હીનતા જણાવેછે—

**यस्तु तत्कारयेन्मोहात्सजात्या स्थितयान्यया ॥**
**यथा ब्राह्मणचाण्डालः पूर्वदृष्टस्तथैव सः ॥ ८७ ॥**

જે દ્વિજ મોહને લીધે પોતાની જાતિવાળી સ્ત્રી હોય છતા બીજી જાતિવાળી સ્ત્રીપાસે ઉપર કહેલા કાર્યો કરાવે તેને પ્રાચીનમુનિઓએ ચાડાલજેવો કહેલો છે ૮૭

તે પુરૂષ કુત્સિત આચારવાળો બનવાથી ચાડાલની પેઠે ત્યાજ્ય ગણાયછે

એકકરતાં વધારે સ્ત્રી કરવી પડે તો તેસંબંધી નિયમોનું પ્રકરણ સમાપ્ત કરીને હવે આ અધ્યાયના ૨૨ મા શ્લોકમાં જણાવેલા વિષયનું સ્મરણ કરી કન્યાને માટે ગુણવાન વર જોવાની ભલામણ કરેછે—

उत्कृष्टायाभिरूपाय वराय सदृशाय च ॥
अप्राप्तामपि तां तस्मै कन्यां दद्याद्यथाविधि ॥८८॥

કુલવગેરેથી ઉત્કૃષ્ટ હોય, શ્રેષ્ઠ ગુણ અને રૂપવાળો હોય અને સમાન-જાતિવાળો હોય એવો વર મળી આવે તો સમય પ્રાપ્ત ન થયો હોય તો પણ તેને વિધિપૂર્વક કન્યા આપવી. ८८.

શ્રેષ્ઠ ગુણવાન વર મળી આવે તો ખાલી વખત ન કહાડવો એવો અભિપ્રાય છે

ગુણહીન વરને કન્યા આપવાનો અત્યંત નિષેધ કરેછે—

काममामरणात्तिष्ठेद्गृहे कन्यर्त्तुमत्यपि ॥
न चैवैनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित् ॥ ८९ ॥

રજોદર્શનવાળી કન્યા પણ પિતાના ઘરમાં રહે તો ભલે પરંતુ કદીપણ ગુણહીન વરને કન્યા આપવી નહિ ८९

આ ઉપરથી રજોદર્શનવાળી કન્યા પિતાના ઘરમાં રહે તો તેને દોષ નથી લાગતો એમ સમજવું નહિ પણ ગુણહીન વરને કન્યા ન આપતાં ગુણવાન વરનેજ આપવી જોઇએ એવો આગ્રહ સમજવાનો છે

યોગ્ય વરને આપવામાં ગુરૂજનો શિથિલ પ્રયત્નવાળાં હોય તો કન્યાએ ક્યાંસુધી રાહ જોવી તે જણાવેછે—

त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्यृतुमती सती ॥
ऊर्ध्वं तु कालादेतस्माद्विन्देत सदृशं पतिम् ॥९०॥

ऋतुवाળી કન્યાએ ત્રણવર્ષપર્યંત રાહ જોવી અને તેપછી તેણે પોતે યોગ્ય પતિને વરવું. ९०.

પિતાવગેરે ગુરૂજનોએ ગુણવાન પતિની સાથે કન્યાનો વિવાહ તેના રજોદર્શનપહેલાં કરી દેવો જોઇએ. પરંતુ તેમ ન થાય તો પછી કન્યાએ રજોદર્શન-પછી પણ ત્રણ વર્ષ રાહ જોવી તના કોઇ ગુણવાન પતિની સાથે પોતાનો વિવાહ ન થાય તોપછી પોતાની મેળેજ તેણીએ યોગ્ય વર શોધી તેને પરણવું.

ગુરૂજનોની સંમતિવગર કન્યા પોતાની મેળે પરણી જાય તેમાં તેને દોષ લાગે કે કેમ? એ શંકાનું સમાધાન કરેછે—

अदीयमाना भर्तारमधिगच्छेद्यदि स्वयम् ॥
नैनः किञ्चिदवाप्नोति न च यं साधिगच्छति ॥ ९१ ॥

પિતાવગેરે ગુરૂજનો સમય પ્રાપ્ત થયા છતાં પણ જો કન્યાને પરણાવે નહિ તે કન્યા જો પોતાની મેળેજ પરણે તો તેમાં કશો પણ દોષ તે કન્યાને તથા તેના પતિને લાગતો નથી ૯૧

કશો દોષ લાગતો નથી એટલે તેને કંઇ પાપ લાગતું નથી તેમ તેનો દંડ પણ થઇ શકતો નથી

પોતાની મેળે પરણનારી કન્યાનો માતાપિતાએ અગાઉ આપેલા અલંકારોપર કશો અધિકાર રહેતો નથી તેવિષે કહેછે—

अलङ्कारं नाददीत पित्र्यं कन्या स्वयंवरा ॥
मातृकं भ्रातृदत्तं वा स्तेना स्याद्यदि तं हरेत् ॥ ९२ ॥

જે કન્યા પોતાની મેળે પતિને વરે તેણે પિતા, માતા અને ભાઇએ આપેલા જે અલંકાર પોતાપાસે હોય તે પાછા આપી દેવા અને જો તે લઇ જાય તો તે કન્યા ચોરી કરનારી ગણાયછે ૯૨

માતાપિતાથી વિરૂદ્ધ થઇને પોતાની મેળે પરણેલી કન્યા માતાપિતાતરફથી પ્રથમ જે કંઇ અલંકારો મળ્યા હોય તે તેઓની સંમતિવગર પોતે લઈ જઇ શકે નહિ અને જો તેઓની સંમતિવગર લઇ જાય તો તે ચોરી કરનારી ગણાયછે માટે તે અલંકારો તેને પાછા દઇ દેવા યોગ્ય છે જો તેઓ લઇ જવાની સંમતિ આપે તો કશો દોષ નથી

આર્ષવિવાહમાં ગોમિથુન કન્યાના પિતાને વરે આપવું જોઇએ એમ અગાઉ કહેવાયું છે. પરંતુ રજોદર્શનવાળી કન્યાને પરણનારે તે શુલ્ક પણ આપવું નહિ તે બાબત કારણસહિત જણાવેછે—

पित्रे न दद्याच्छुल्कं तु कन्यामृतुमतीं हरन् ॥
स हि स्वाम्यादतिक्रामेदृतूनां प्रतिरोधनात् ॥ ९३ ॥

ઋતુવાળી કન્યાને પરણનાર પુરુષે કન્યાના પિતાને કશું પણ શુલ્ક આપવું ન જોઈએ કારણ કે ઋતુના કાર્યરૂપ સંતાનોનો પ્રતિરોધ કરવાથી તે કન્યાઉપર પિતાનો કંઈ હક રહેતો નથી. ૯૩.

કન્યાનું કન્યાપણું ઋતુદર્શન એટલે રજોદર્શનસુધીજ હોયછે તેથી કન્યાની ઉપર પિતાની માલેકી ત્યાંસુધી મનાયછે

વર તથા કન્યાની વિવાહયોગ્ય અવસ્થાનો નિર્ણય કરેછે—

त्रिंशद्वर्षो वहेत्कन्यां हृद्यां द्वादशवार्षिकीम् ॥
त्र्यष्टवर्षोऽष्टवर्षां वा धर्मे सीदति सत्वरः ॥ ९४ ॥

ત્રીશ વર્ષની અવસ્થાવાળા પુરુષે બાર વર્ષની સુંદર કન્યાને પરણવી અને ધર્મ સીદાવને લીધે ઉતાવળ હોય તો ચોવીશવર્ષના પુરુષે આઠવર્ષની કન્યાને પરણવી. ૯૪.

ધર્મ સીદાતો હોય એટલે ઘરમાથી આવસથ્યાદિનો લોપ થતો હોય વગેરે ધર્મસંબધી અડચણ આવતી હોય તો તેમ ન થવાદેવામાટે ઉતાવળ કરી વહેલુ પણ પરણવુ જોઈએ પરણતી વખતે વરની અવસ્થા કન્યાની અવસ્થાકરતાં સોળ કે અઢાર વર્ષ મોટી હોવી જોઈએ. પુરુષના પહેલી વખતના વિવાહમાટેજ આ પ્રમાણે અવસ્થાનુ ન્યૂનાધિક્ય થઈ શકેછે પુરુષની ત્રીશવર્ષની અવસ્થા અને કન્યાની બાર વર્ષની અવસ્થા એ મુખ્ય પક્ષ છે અને પુરુષની ચોવીસ વર્ષની અવસ્થા અને કન્યાની આઠ વર્ષની અવસ્થા એ ગૌણપક્ષ છે. ઉપર જણાવેલી ધર્મસબધી અડચણ કે જેમાં પુરુષના બ્રહ્મચર્યનો લોપ થવાનો વખત આવ્યા હોય અથવા કન્યા રજોદર્શનવાળી થવાનો ભય રહેતો હોય તેનો પણ સમાવેશ થાયછે તેમા તો ગૌણપક્ષનો પણ આશ્રય કરવાની છુટ આપી છે. આઠ, બાર, ચોવીશ, અને ત્રીશ એ વર્ષની સખ્યા અવસ્થાની યોગ્યતાવાળા વર્ષના ઉપલક્ષણરૂપ છે, અને તેથી રજોદર્શનપહેલા યોગ્ય કાળે કન્યાનો વિવાહ થઈ શકે તેમ વેદાધ્યયન પૂર્ણ કરી યોગ્ય અવસ્થાએ પહોચેલો પુરુષ પણ ચોવીશ કે ત્રીશ સિવાયના વર્ષોમા પણ પરણી શકે.

વિવાહનો ઉચ્ચઉદ્દેશ સમજાવેછે—

देवदत्तां पतिर्भार्यां विन्दते नेच्छयात्मनः ॥
तां साध्वीं बिभृयान्नित्यं देवानां प्रियमाचरन् ।९५।

દેવોએ આપેલી ભાર્યાને પતિ પામેછે. પણ તે પોતાની ઇચ્છાથી પામતો નથી. તેથી દેવોનું પ્રિય કરનાર પુરૂષે તે સાધ્વી સ્ત્રીનું સર્વદા પોષણ કરવું. ૯૫.

भगो अर्यमा सविता पुरंधिर्मह्यं त्वादुर्गार्हपत्याय देवाः। એ મંત્રપ્રમાણે દેવોએ આપેલી કન્યાને પતિ મેળવેછે. પણ પોતાની ઇચ્છાથી મેળવી શકતો નથી. માટે દેવોનું પ્રિય કરનારા પતિએ સાધ્વી સ્ત્રીનું અન્નવસ્ત્રઆદિથી પોષણ કરવું. ભાવાર્થ એ છે કે સતી સ્ત્રી કદાચ પ્રાતિકૂલ્ય તથા અપ્રિયવાદિત્વાદિ દોષવાળી હોય તોપણ તેનો ત્યાગ કરવો નહિ વ્યભિચાર ન હોવો એ મુખ્ય ગુણ સામે દૃષ્ટિ રાખી પતિએ તેનું પોષણ કરવું જોઇએ. જો સતી સ્ત્રીનો ત્યાગ કરવામા આવે તો ધર્મકાર્યમાં અટચણ આવેછે અને તેથી દેવોનું યજન થઇ શકતું નથી.

ધર્માચરણમાં સ્ત્રીના સાહાય્યની જરૂર વર્ણવેછે—

**प्रजनार्थं स्त्रियः सृष्टाः सन्तानार्थं च मानवाः ॥**
**तस्मात्साधारणो धर्मः श्रुतौ पत्न्या सहोदितः ।९६।**

સ્ત્રીઓને ગર્ભધારણમાટે અને પુરૂષોને ગર્ભાધાનમાટે ઉત્પન્ન કરેલ છે તેથી શ્રુતિમાં પત્નીસાથે સાધારણ ધર્મ કહેલો છે ૯૬

ગર્ભધારણ અને ગર્ભાધાનની પેઠે અગ્ન્યાધાનવગેરે ધર્મ પણ પત્નીની સાથેજ કરી શકાયછે તેથી ભાર્યાનુ પોષણ કરવું એ પૂર્વવાક્યના શેષરૂપ આ વાક્ય છે.

કન્યાસંબંધી પ્રકરણનો અવશિષ્ટ વિષય કહેલો છે—

**कन्यायां दत्तशुल्कायां म्रियेत यदि शुल्कदः,॥**
**देवराय प्रदातव्या यदि कन्यानुमन्यते ॥९७॥**

જેને માટે શુલ્ક આપવામા આવ્યું હોય એવી કન્યાને, તેનો શુલ્ક આપનાર મરણ પામે તો તે કન્યાની ઇચ્છા હોય તો તેના દિયરને આપવી. ૯૭.

यस्या म्रियेत० (અધ્યાય ૯ શ્લો. ૬૯) એ સ્થળે કહેલો વિષય નિયોગ પ્રકરણને લગતો છે અને અહીં શુલ્કના પ્રકરણમાં એજ વિષય લેવામાં આવેલો છે. જો કન્યા તેના દિયરને આપવામા આવે તો કન્યાના પિતાએ તે શુલ્ક પાછું દેવું પડતું નથી પણ કન્યાની ઇચ્છા દિયરને વરવાની ન હોય તેથી તેના

દિયરને ન આપતાં તે બીજાને દેવી પડે તો તે શુલ્ક કન્યાના પિતાએ મરણ પામેલ વરવાળાને પાછું દેવું જોઇએ કદાચ કન્યા બ્રહ્મચર્યજ પાળવા માગતી હોય તો તે પાછું આપવું પડતું નથી.

કન્યાનું શુલ્ક લેવું એવી કાંઇ શાસ્ત્રની આજ્ઞા નથી. પણ જો લેવાની ઇચ્છા હોય તો લેવું એટલી માત્ર છૂટ છે. તેથી ખરી રીતે શુલ્ક લેવું એ નિંદિત છે એમ જણાવેછે—

**आददीत न शूद्रोपि शुल्कं दुहितरं ददन् ॥**
**शुल्कं हि गृह्णन् कुरुते छन्नं दुहितृविक्रयम् ॥९८॥**

શૂદ્રે પણ કન્યા આપતી વખતે શુલ્ક ન લેવું જોઇએ. કારણ કે શુલ્ક લેનારો માણસ છુપી રીતે કન્યાનો વિક્રયજ કરેછે. ૯૮.

શાસ્ત્રને નહિ જાણનારા શૂદ્રે પણ પોતાની પુત્રી આપવા બાબત કંઇ પણ લેવું નહિ જોઇએ તોપછી શાસ્ત્રને જાણનારા બ્રાહ્મણવગેરેએ નહિજ લેવું જોઈએ તેમાં નવાઇ શી? કારણ કે શુલ્ક લેવું તે એકજાતનો કન્યાવિક્રયજ છે.

શુલ્કગ્રહણના લોભથી કન્યા એકને આપવાનું કહેવાયા છતાં બીજાને આપવાને ક્ષુદ્ર માણસો લલચાય એ સ્વાભાવિક છે માટે તેમ કરવાનો નિષેધ કરેછે—

**एतत्तु न परे चक्रुर्नापरे जातु साधवः ॥**
**यदन्यस्य प्रतिज्ञाय पुनरन्यस्य दीयते ॥९९॥**

એક માણસને કન્યા દેવાનું કબૂલ કરી પછીથી બીજા માણસને તે કન્યા આપવી એ કામ પૂર્વના શિષ્ટ લોકોએ કરેલું નથી તેમ તેપછીના સમયના યોગ્ય લોકોએ પણ કરેલું નથી. ૯૯.

એકની સાથે કન્યાનું વાગ્દાન કરીને પાછળથી પૈસાના લોભને વશ થઇને તે બીજાને પરણાવી દેવી એ નિંદાપાત્ર કામ કદીપણ શિષ્ટ લોકો કરતા નથી.

કન્યા આપવામાં કન્યાનાં માવતરે કોઇપણ રીતે વિક્રયજેવું પગલું ભરવું એ યોગ્ય નથી એમ બતાવેછે—

**नानुशुश्रुम जात्वेतत्पूर्वेष्वपि हि जन्मसु ॥**
**शुल्कसंज्ञेन मूल्येन छन्नं दुहितृविक्रयम् ॥१००॥**

પૂર્વકલ્પોમાં પણ શુલ્ક એવા નામવાળા મૂલ્યથી કોઇ શિષ્ટપુરૂષે ખરીતિથી પણ કન્યાનો વિક્રય કર્યો હોય એવું કોઇપણ વખત અમોએ સાંભળેલું નથી ૧૦૦

ગુપ્તનીતિથી કન્યાનો વિક્રય ન કર્યો હોય તોપણી જાહેરરીતે તો ક્યાંથીજ કર્યો હોય? આમ કહી જાહેરરીતે કન્યાવિક્રય કરનારાઓને ધિક્કારી કહાડ્યા છે.

દંપતીધર્મમાં સ્ત્રીપુરૂષની પરસ્પર ફરજ તથા તેના અંગરૂપ કન્યા અને તેના માવતરના સંબંધમાં પણ કેટલુંએક આવશ્યક વર્ણન કરીને હવે ટુંકામાં આખા પ્રકરણની મતલબ જણાવેછે—

अन्योन्यस्याव्यभीचारो भवेदामरणान्तिकः ॥
एष धर्मः समासेन ज्ञेयः स्त्रीपुंसयोः परः ॥ १०१ ॥

મરણપર્યન્ત પરસ્પરનો વ્યભિચાર ન કરવો એજ સ્ત્રીનો તથા પુરૂષનો સંક્ષેપથી સર્વોત્તમ ધર્મ છે એમ જાણવું ૧૦૧

ધર્મ, અર્થ તથા કામસંબંધી કાર્યોમાં પરસ્પર થી વિરૂદ્ધ ન વર્તવારૂપ જે અવ્યભિચાર છે તેજ સ્ત્રીનો તથા પુરૂષનો શ્રેષ્ઠ ધર્મ સમજવો. બેમાંથી એકનું મરણ થાય ત્યારે તેની ગેરહાજરીમાં પણ પા ... હયાત રહેલાએ તેના તરફની ફરજ પોતાના મરણપર્યન્ત બજાવવી જોઇએ એમ બતાવવામાટે મરણ પર્યન્ત એ પ્રમાણે કહેલું છે

વિવાહ થયાપછી છેવટસુધી કાંઇપણ અયોગ્ય પગલું ન ભરાય તેમાટે યત્નપૂર્વક રહેવાની ભલામણ કરેછે—

तथा नित्यं यतेयातां स्त्रीपुंसौ तु कृतक्रियौ ॥
यथा नाभिचरेतां तौ वियुक्तावितरेतरम् ॥१०२॥

વિવાહ થયાપછી સ્ત્રીએ તથા પુરૂષે સર્વદા તેવા પ્રકારથી યત્ન કરવો કે જે પ્રકારથી પરસ્પરથી છૂટા પડી પરસ્પરનો વ્યભિચાર કરે નહિ ૧૦૨.

દુસંગથી દૂર રહેવું, યોગ્ય ઉપદેશ આપનારા પુસ્તકો વાંચવા વગેરે સારા યત્નમાં પરાયણ રહી પોતાના મનને અવળે માર્ગે ન જવા દેવું અને પરસ્પરની ફરજોમાં શિથિલ ન થવું જોઇએ

આઠમા અધ્યાયના ૭ મા શ્લોકમાં જણાવેલ સ્ત્રીપુંધર્મ નામના વ્યવહારસ્થાનનું વર્ણન અહીં પૂરૂં કરીને હવે વિભાગ નામના વ્યવહારસ્થાનનો ઉપક્રમ કરેછે—

**एष स्त्रीपुंसयोरुक्तो धर्मो वो रतिसंहितः**
**आपद्यपत्यप्राप्तिश्च दायभागं निबोधत ॥ १०३ ॥**

પરસ્પરમાં પ્રીતિથી યુક્ત રહેવારૂપ આ સ્ત્રી તથા પુરુષનો ધર્મ તમોને કહ્યો તેમ આપત્તિમાં સંતાનની પ્રાપ્તિમાટે પણ કહ્યું હવે દાયભાગનું શ્રવણ કરો. ૧૦૩

આપત્તિમાં સંતાનપ્રાપ્તિવગેરે વિષયો પણ સ્ત્રીપુંધર્મના અંગરૂપેજ કહેવામાં આવ્યા છે.

પિતાની મિલકત ભાઇઓ પોતાની મેળે ક્યારે વહેંચી લઇ શકે તે જણાવેછે—

**ऊर्ध्वं पितुश्च मातुश्च समेत्य भ्रातरः समम् ॥**
**भजेरन्पैतृकं रिक्थमनीशास्ते हि जीवतोः ॥१०४॥**

માતાપિતાના મરણપછી સર્વભાઇઓએ સાથે મળીને પિતાના ધનનો વિભાગ કરવો. કારણ કે માતાપિતા જીવતા હોય ત્યાંસુધી તેઓના ધનનો વિભાગ કરી લેવાનો પુત્રોને અધિકાર નથી. ૧૦૪.

પિતાની ઇચ્છા પોતાના જીવતાજ ભાગ પાડી દેવાની હોય તો તેનો આ વાક્યથી નિષેધ થઇ શકતો નથી. યાજ્ઞવલ્ક્ય કહેછે કે विभाग चेत्पिता कुर्यादिच्छया विभजेत्सुतान। એટલે જો પિતાની ઇચ્છા હોય તો તે વિભાગ પાડી પોતાની ઇચ્છાપ્રમાણે પુત્રોને જૂદા કરી શકેછે. પિતાના ધનનો વિભાગ કરવો એમ કહ્યું છે તે, માતાના ધનપર પુત્રીનો અધિકાર છે એમ બતાવવામાટે છે.

વિભાગમાં સૌથી મોહોટાભાઇનો મુખ્ય હક દેખાડેછે—

**ज्येष्ठ एव तु गृह्णीयात्पित्र्यं धनमशेषतः ॥**
**शेषास्तमुपजीवेयुर्यथैव पितरं तथा ॥ १०५ ॥**

મોહોટો ભાઇ હોય તેણેજ પિતાનું સર્વ ધન લેવું અને બીજા ભાઇ-એએ પિતાની માફક જ્યેષ્ઠબંધુની સેવા કરીને વૃત્તિ ચલાવવી. ૧૦૫.

મોહોટો ભાઇ ધાર્મિક હોય તો તેને માટે આ પક્ષ છે.

મોહોટા ભાઇનેજ સઘળું મળવાનું કારણ જણાવેછે—

ज्येष्ठेन जातमात्रेण पुत्रीभवति मानवः ॥
पितॄणामनृणश्चैव स तस्मात्सर्वमर्हति ॥ १०६ ॥

મોહોટા પુત્રના જન્મથીજ મનુષ્ય પુત્રવાળો થાયછે અને પિતૃઓના કરજમાંથી મુક્ત થાયછે. મોહોટો પુત્રજ સર્વધનનો માલેક થવાને યેગ્ય છે. ૧૦૬.

नापुत्रस्य लोकोस्ति । એ શ્રુતિમા પુત્રવગરના મનુષ્યને સ્વર્ગનો અભાવ કહેલો છે તે અભાવ મોહોટા પુત્રના જન્મથી પુત્રવાળાપણું થવાને લીધે દૂર થાયછે. વળી પુત્ર થવાથી પિતૃઓના કરજમાથી પણ છુટાયછે માટે મોહોટો પુત્રજ સઘળી મિલ્કત લેવાને યોગ્ય ગણાયછે.

મોહોટો દીકરોજ ધર્મપુત્ર છે એમ કહેછે—

यस्मिन्नृणं सन्नयति येन चानन्त्यमश्नुते ॥
स एव धर्मजः पुत्रः कामजानितरान्विदुः ॥१०७॥

જે પુત્રની ઉત્પત્તિ થવાથી પિતા ઋણમુક્ત થાયછે અને જેથી અમૃતપણાને પામેછે તે પુત્રજ ધર્મથી થયો ગણાયછે બીજાઓને કામથી થયેલા સમજવામાં આવેછે ૧૦૭

ઋણમુક્ત થવું તથા અમૃતપણાને પામવું એટલે છેવટ સારી ગતિને પામવું કે મોક્ષને પામવું એ સઘળુ પુત્રવાનપણાઉપરજ આધાર રાખેછે. विशति यतयो वीतरागाः । એટલે વૈરાગ્યવાળા સન્યાસીઓ જે મોક્ષરૂપ પદને પામેછે. એ ગીતાના વાક્યપ્રમાણે મોક્ષના અધિકારમાટે સંન્યાસ પણ પુત્રો-ત્પત્તિપછી લઇ શકાયછે તેથી જ્યેષ્ઠપુત્ર ઉત્પન્ન થતાં તે સઘળું બની શકેછે. માટે જ્યેષ્ઠપુત્રજ ધર્મપુત્ર ગણાયછે અને તેપછીના પુત્રો-વિષયાભિલાષથી ઉત્પન્ન થયેલા મનાયછે. અથવા જે પુત્રના સારા આચરણને લીધે પિતા ઋણમુક્ત થાય તથા સારી ગતિને પામે તે પુત્રજ ધર્મપુત્ર ગણાય પછી તે ચાહે મોહોટો કે નાહાનો હોય. એમ પણ આ શ્લોકનો અર્થ થઇ શકેછે.

પિતાની સઘળી મિલકત લેનારા મોહોટા ભાઇએ નાહાના-ભાઇઓ તરફ કેવીરીતે વર્ત્તવું તથા નાહાનાભાઇએ તેનાતરફ કેવી વર્ત્તણુક રાખવી તે જણાવેછે—

पितेव पालयेत्पुत्रान् ज्येष्ठो भ्रातॄन्यवीयसः ॥
पुत्रवच्चापि वर्त्तेरन् ज्येष्ठे भ्रातरि धर्मतः ॥१०८॥

પિતા જેમ પુત્રોનું પાલન કરે તેમ મોહોટાભાઇએ નાહાના ભાઇઓનું પાલન કરવુ તથા નાહાનાભાઇઓએ પણ ધર્મથી પુત્રો જેમ પિતાતરફ વર્ત્તે તેમ મોહોટાભાઇતરફ વર્ત્તવું. ૧૦૮.

રામ જેવી રીતે પોતાના નાહાના ભાઇઓતરફ વર્ત્યા છે તેવી રીતે મોહોટાભાઇએ નાહાનાભાઈઓતરફ સ્નેહભાવ રાખવો અને ભરત તથા લક્ષ્મણવગેરે જેમ રામતરફ વર્ત્યા છે તેવી રીતે નાહાનાભાઇઓએ પોતાના મોહોટાભાઇતરફ વર્ત્તવું એટલે પૂજ્યબુદ્ધિ રાખવી.

મોહોટાભાઇઉપર કુટુંબનો કેટલો જોખમ છે તેનું દિગ્દર્શન કરાવેછે—

ज्येष्ठः कुलं वर्द्धयति विनाशयति वा पुनः ॥
ज्येष्ठः पूज्यतमो लोके ज्येष्ठः सद्भिरगर्हितः ॥१०९॥

જ્યેષ્ઠ હોય તે કુલની અભિવૃદ્ધિ કરેછે અથવા કુલનો વિનાશ પણ કરેછે. લોકમાં જ્યેષ્ઠપુત્ર વિશેષ પૂજ્ય છે અને જ્યેષ્ઠપુત્રજ સત્પુરુષોથી અનિંદિત છે ૧૦૯.

સાથે રહેતા ભાઇઓમાં મોહોટો ભાઇ જો ધર્મનિષ્ઠ હોય તો નાહાના-ભાઇઓ પણ તેને અનુસરવાથી ધાર્મિક થાયછે એટલે એવી રીતે ગુણવાન મોહોટો ભાઇ કુળની ચડતી કરેછે. પરંતુ જો તે નિર્ગુણ હોય તો અવળે માર્ગે ચાલી કુલની પડતી પણ કરેછે. માટે તેણે ગુણવાનજ થવું જોઇએ. જો તે ગુણવાન હોય તો વિશેષ પૂજ્ય ગણાયછે અને સત્પુરુષો પણ તેનામાં કાંઇ નિંદા કરવા-જેવું નહિ દેખાવાથી તેનાં વખાણ કરેછે

નાહાનાભાઇઓનો મોહોટા ભાઇતરફ વિશેષ ધર્મ કહેછે—

**यो ज्येष्ठो ज्येष्ठवृत्तिः स्यान्मातेव स पितेव सः ॥**
**अज्येष्ठवृत्तिर्यस्तु स्यात्स संपूज्यस्तु बन्धुवत् ॥११०॥**

જે જ્યેષ્ઠ ભાઈ અનુજ બંધુઓમાં પિતાની પેઠે વર્તે છે તે માતાપિતાજેવો પૂજ્ય છે. અને જે તે પ્રમાણે ન વર્તે તે પણ બંધુઓની પેઠે પૂજ્યજ છે. ૧૧૦.

યોગ્યતાવાળા નાહાનાભાઈઓની ફરજ છે કે મોટાભાઈતરફ તે ગમે તેવો હોય તોપણ પૂજ્યભાવ રાખવો.

આવી રીતે સાથે રહેવું અથવા જૂદા થઈને રહેવું. પરંતુ પરસ્પર સ્નેહભાવ રાખવો એમ ભલામણ કરીને હવે જૂદા થવાનું યોગ્ય કારણ જણાવેછે—

**एवं सह वसेयुर्वा पृथग्वा धर्मकाम्यया ॥**
**पृथग्विवर्द्धते धर्मस्तस्माद्धर्म्या पृथक्क्रिया ॥१११॥**

એ પ્રમાણે સર્વ બંધુઓએ સાથે રહેવું અથવા ધર્મની ઇચ્છાથી જૂદા રહેવું. જૂદા રહેવાથી ધર્મની વૃદ્ધિ થાયછે તેથી વિભાગ કરવો તે ધર્મને માટે છે. ૧૧૧

ભાઈઓ ભેળા હોય ત્યાંસુધી મુખ્ય હોય તે અગ્નિહોત્રવગેરે ધર્મ કરે તો દરેક ભાઈઓએ જૂદો જૂદો તે ધર્મ કરવાની જરૂર રહેતી નથી પણ જૂદા થયા પછી દરેક ભાઈએ તે ધર્મ જૂદો જૂદો કરવો જોઈએ તેથી ધર્મની વૃદ્ધિ થાયછે બૃહસ્પતિ કહેછે કે—

एकपाकेन वसतां पितृदेवद्विजार्चनम् ।
एकं भवेद्विभक्तानां तदेव स्याद् गृहे गृहे ॥

એટલે એકજ રસોડે સાથે રહેનાર ભાઈઓવચ્ચે પિતૃ, દેવ અને બ્રાહ્મણોનું પૂજન વગેરે ધર્મ એક કરે એટલેજ બસ છે અને જ્યારે તેઓ જૂદા થાય ત્યારે પ્રત્યેકના ઘરમાં તે સઘળું જૂદું થવું જોઈએ

હવે અવિભક્ત ધનના વિભાગ કેવી રીતે કરવા તે કહેછે—

**ज्येष्ठस्य विंश उद्धारः सर्वद्रव्याच्च यद्वरम् ॥**
**ततोऽर्द्धं मध्यमस्य स्यात्तुरीयं तु यवीयसः ॥११२॥**

વિભાગ પાડતી વખતે મજમુદ્રવ્યનો વીશમો ભાગ સૌથી મોહોટા ભાઇને વધારાતરીકે પ્રથમ કહાડી દેવો. અને વસ્ત્ર, પશુવગેરેમાંથી જે કાંઇ શ્રેષ્ઠ પદાર્થ હોય તે પણ તેને દેવો. મોહોટા ભાઇને એ પ્રમાણે જે દેવાય તેમાંથી અર્ધુ વચલાભાઇને અને ચોથોભાગ સૌથી નાહાના ભાઇને દેવો. ૧૧૨.

ઉપર પ્રમાણે દેવાયાપછી બાકી જે મજમુ મિલકત રહે તેના સર્વ ભાઇઓએ સરખા ભાગ વહેંચી લેવા

ઉપરના શ્લોકમાં વચલાભાઇમાટે જે વધારો દેખાડયો તેની વચલા ભાઇઓ એક કરતાં વધારે હોય તો કેવી રીતે વ્યવસ્થા કરવી તે કહેછે—

**ज्येष्ठश्चैव कनिष्ठश्च संहरेतां यथोदितम् ॥**
**येऽन्ये ज्येष्ठकनिष्ठाभ्यां तेषां स्यान्मध्यमं धनम्॥११३॥**

મોહોટાભાઇએ તથા નાહાનાભાઇએ ઉપર કહ્યા પ્રમાણે વધારાનો તે તે ભાગ લેવો અને તેઓ સિવાયના જેટલા ભાઇઓ હોય તેઓએ પોતા વચ્ચે જે ચાલીશમો ભાગ વધારારૂપે કહ્યો છે તે વહેંચી લેવો જોઇએ. ૧૧૩.

વચલા ભાઇઓની જેટલી સંખ્યા હોય તેઓમાં નાહાનામોહોટાનો વિચાર ન કરતાં સૌએ તે વધારો સરખે હિસ્સે લેવો જોઇએ

મોહોટોભાઇ વિશેષ ગુણવાન હોય તો તેનેમાટે કહેછે—

**सर्वेषां धनजातानामाददीताग्र्यमग्रजः ॥**
**यच्च सातिशयं किञ्चिद्दशतश्चाप्नुयाद्वरम् ॥ ११४ ॥**

સર્વ જાતનાં ધનોમાં જે શ્રેષ્ઠ હોય તે મોહોટાભાઇએ લેવું તથા એકજ ચીજ શ્રેષ્ઠ હોય તે પણ તેણે લેવી અને દશ પશુઓમાં શ્રેષ્ઠ પશુ હોય તે પણ તેણે લેવું. ૧૧૪.

दशतः पशूनाम्, એટલે દશ પશુઓમાંથી એક શ્રેષ્ઠ ગાયવગેરે પશુ હોય તે મોહોટાભાઇએ વધારાતરીકે લેવું એવું ગૌતમમુનિનું પણ વચન છે.

સઘળા ભાઈઓ સમાનગુણવાળા હોય તો તેઓને માટે વિભાગની વ્યવસ્થા કહેછે—

**उद्धारो न दशस्वस्ति संपन्नानां स्वकर्मसु ॥**
**यत्किञ्चिदेव देयं तु ज्यायसे मानवर्द्धनम् ॥११५॥**

સર્વ ભાઇઓ વિદ્યાવગેરે ગુણોથી સમાન હોય તો મોહોટાભાઇને વધારો દેવો નહિ પણ તેનું માન જાળવવાને કાંઇક વધારે આપવું ૧૧૫.

આ વાક્ય દશ પશુઓમાં એક શ્રેષ્ઠ પશુ મોહોટાભાઇને વધારારૂપે દેવાનું જે કહ્યું છે તેના નિષેધમાટે છે

વધારાનો ભાગ અપાઇ ગયાપછીની અવિભક્ત ધનની વ્યવસ્થા કહેછે—

**एवं समुद्धृतोद्धारे समानंशान् प्रकल्पयेत् ॥**
**उद्धारेनुद्धृतेत्वेषामियं स्यादंशकल्पना ॥ ११६ ॥**

એ પ્રમાણે વધારો કહાડી બીજેના ધનમાંથી સરખા વિભાગ કરવા, અને જેમાંથી વધારો કહાડવામાં ન આવ્યો હોય તેના વિભાગ કરવા પડે તો નીચે પ્રમાણે વિભાગની ગોઠવણ કરવી ૧૧

પિતાવગેરેની ઇચ્છા ન હોય એવા કોઇ કારણથી જ્યેષ્ઠવગેરેને વધારો આપ્યાવગરજ વિભાગ કરવા પડે તો તેમાં સમાન ભાગ પાડવાને બદલે નીચે મુજબ ભાગ પાડવા

વધારો નહિ કહાડી આપેલી અવિભક્ત મિલકતની વ્યવસ્થા બતાવેછે—

**एकाधिकं हरेज्ज्येष्ठः पुत्रोध्यर्धं ततोनुजः ॥**
**अंशमंशं यवीयांस इति धर्मो व्यवस्थितः ॥ ११७॥**

સર્વ ધનમાંથી બે ભાગ જ્યેષ્ઠ બંધુએ લેવા તેનાથી નાહાનો હોય તેણે દોઢ ભાગ લેવો અને તેથી નાહાના જેટલા ભાઇઓ હોય તેઓએ એક એક ભાગ લેવો ૧૧૭

જેટલા ભાઇઓ હોય તેમાં દોઢની સંખ્યા ઉમેરી સઘળા ધનના સરખા વિભાગ કરી પછી સૌએ એક એક ભાગ વહેંચી લેવો બાકી જે દોઢ ભાગ વધે તેમાંથી એક ભાગ સૌથી મોહોટા ભાઇને દેવો અને તેથી નાહાનો ભાઇ હોય

તેને અર્ધો ભાગ દેવો. આ વ્યવસ્થા પણ સૌથી મોહોટો અને તેથી નાહાનો એ બે ભાઇઓ કાંઇ વિશેષ ગુણવાળા તથા બાકીના નાહાના ભાઇઓ ગુણવાન ન હોય તો તેઓને માટે ગણવામાં આવેછે

વિભાગ કરી જુદા પડેલા ભાઇઓએ પોતપોતાના વિભાગમાંથી પોતાની બેહેન કે બેહેનોને અમુક અંશ આપવાનું કહેછે—

स्वेभ्योंशेभ्यस्तु कन्याभ्यः प्रदद्युर्भ्रातरः पृथक् ॥
स्वात्स्वादंशाच्चतुर्भागं पतिताः स्युरदित्सवः ॥११८॥

ભાઇઓએ પોતપોતાના ભાગમાંથી પોતાની બેહેનોને ચોથોચોથો ભાગ આપવો. જો એ પ્રમાણે ન આપે તો તેઓ પતિત થાયછે. ૧૧૮.

આ વિભાગ વગરપરણેલી બેહેનોને માટે છે. યાજ્ઞવલ્ક્ય કહેછે કે—

असंस्कृतास्तु संस्कार्या भ्रातृभिः पूर्वसंस्कृतैः ।
भगिन्यश्च निजादंशाद्दत्वांशन्तु तुरीयकम् ॥

એટલે "પ્રથમથી વિવાહસંસ્કારને પામેલા ભાઈઓએ નહિ પરણેલી પોતાની બેહેનોને પોતાના વિભાગમાંથી ચોથો ભાગ આપીને પરણાવવી" પિતા જીવતો હોય તો મૂળ ધનમાંથી પણ કન્યાઓને પરણાવેછે તેથી આ વિષય પિતાના મરણપછી ભાઇઓ જુદા થતા હોય તે વખતે વગરપરણેલી બેહેનોના વિવાહની સગવડમાટે છે.

એક ખરીવાળાં પશુઓવગેરેના વિભાગની વ્યવસ્થા દેખાડેછે—

अजाविकं सैकशफं न जातु विषमं भजेत् ॥
अजाविकं तु विषमं ज्येष्ठस्यैव विधीयते ॥११९॥

એક ખરીવાળાં પશુઓ તથા અજા અને છાગ એઓનો કોઇપણ રીતે વિષમ ભાગ પાડવો નહિ અજા અને છાગ જે વિષમ સંખ્યામાં રહે તે મોહોટાભાઇનેજ દેવા ૧૧૯.

આ પશુઓની સંખ્યાના સરખા વિભાગ કરતાં જે કાંઈ વધે તે બીજા કોઈ ભાઇને વધઘટ ન દેતાં બાકીનો વધારો મોહોટાભાઇનેજ દેવો.

વિભાગમાં મોહોટાભાઇને બદલે મોહોટાભાઇનો ક્ષેત્રજ પુત્ર હોય તો તેને વિભાગ કેવીરીતે દેવો તે કહેછે—

**यवीयाञ्ज्येष्ठभार्यायां पुत्रमुत्पादयेद्यदि ॥**
**समस्तत्र विभागः स्यादिति धर्मो व्यवस्थितः ।१२०।**

કનિષ્ઠબંધુ હોય ને જે જ્યેષ્ઠબંધુની સ્ત્રીમાં પુત્ર ઉત્પન્ન કરે તો તે પુત્રનો પણ તેના કાકાઓની સાથે સમાનવિભાગ કરવો એવી ધર્મમર્યાદા છે ૧૨૦.

જેમ મોહોટાભાઇને વધારો મળેછે તેમ મોહોટાભાઇની સ્ત્રીમા નિયોગથી ઉત્પન્ન થયેલા પુત્રને વધારો મળે નહિ પણ સમાન ભાગ મળે.

ઉપરના શ્લોકમાં જણાવેલી વ્યવસ્થાનું કારણ કહેછે—

**उपसर्जनं प्रधानस्य धर्मतो नोपपद्यते ॥**
**पिता प्रधानं प्रजने तस्माद्धर्मेण तं भजेत् ॥ १२१ ॥**

ક્ષેત્રજ પુત્ર પિતાની માફક વધારાસહિત ભાગ લઇ શકતો નથી, કારણ કે પ્રજાની ઉત્પત્તિમા પિતા પ્રધાન છે માટે ધર્મથી પ્રથમ જે ભાગ કહેલો છે તેજ તેણે લેવો ૧૨૧

ક્ષેત્રજ પુત્ર તથા ઔરસપુત્રની તુલ્યતા ઘટતી નથી મોહોટાભાઇનો ક્ષેત્રજ પુત્ર હોવા છતા પ્રજાની ઉત્પત્તિમા પિતા એટલે ઉત્પન્ન કરનાર મુખ્ય છે તેથી તેનામા જ્યેષ્ઠતાનો અંશ આવતો નથી માટે તે જ્યેષ્ઠની પેઠે વધારો લઈ શકે નહિ.

પ્રથમ પરણેલી સ્ત્રીમાં નાહાનો પુત્ર જન્મે અને પછી પરણેલી સ્ત્રીમાં મોહોટો પુત્ર જન્મે તો તેના વિભાગની વ્યવસ્થા કહેછે—

**पुत्रः कनिष्टो ज्येष्ठायां कनिष्ठायां च पूर्वजः ॥**
**कथं तत्र विभागः स्यादिति चेत्संशयो भवेत् ।१२२।**
**एकं वृषभमुद्धारं संहरेत स पूर्वजः ॥**
**ततोऽपरेऽज्येष्ठवृषास्तदूनानां स्वमातृतः ॥ १२३ ॥**

જો પ્રથમ પરણેલી સ્ત્રીમા કનિષ્ઠપુત્ર ઉત્પન્ન થાય અને પાછળથી પરણેલી સ્ત્રીમાં જ્યેષ્ઠપુત્ર ઉત્પન્ન થાય તો તેવે પ્રસંગે શી રીતિથી વિભાગ

કરવો એવો સંશય થાય તો તેનું સમાધાન એ છે કે પ્રથમની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા કનિષ્ઠપુત્રે વધારાતરીકે એક શ્રેષ્ઠભાગ લેવો અને તેપછીના બીજા શ્રેષ્ઠભાગે હોય તે પાછળથી પરણેલી સ્ત્રીના મોહોટા પુત્રોએ લેવા. ૧૨૨, ૧૨૩.

આથી માતાના વિવાહના ક્રમપ્રમાણે પુત્રોનું જ્યેષ્ઠપણું ગણાયછે.

પ્રથમ પરણેલી સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા જ્યેષ્ઠપુત્રે મોહોટાં-પશુઓની વહેંચણીનો વધારો શું લેવો તે કહેછે—

ज्येष्टस्तु जातो ज्येष्टायां हरेद्वृषभषोडशाः ॥
ततः स्वमातृतः शेषा भजेरन्निति धारणा ॥१२४॥

પ્રથમ પરણેલી સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા જ્યેષ્ઠપુત્રે પંદર ગાયો અને એક વૃષભ વધારારૂપે લેવાં અને તેપછી જે ક્રમથી પોતાની માતાઓનો વિવાહ થયેલો હોય તે ક્રમથી બીજા પુત્રોએ વિભાગ લેવો એવો નિશ્ચય છે. ૧૨૪.

જેનામાં માતાતરફનું જ્યેષ્ઠપણું અને અવસ્થાનું પણ જ્યેષ્ઠપણું હોય તે પુત્ર વિભાગવખતે પંદર ગાયો અને એક વૃષભ લઈ શકે અને તેપછીના પુત્રો પોતાની માતાના વિવાહના ક્રમપ્રમાણે ચડતો ઉતરતો પશુઓસ બધી વિભાગ લઇ શકે.

ઉપરના ત્રણ શ્લોકમાં બતાવેલો પક્ષ સર્વાંશે આદરણીય નથી એમ જણાવેછે—

सदृशास्त्रीषु जातानां पुत्राणामविशेषतः ॥
न मातृतो ज्यैष्ठ्यमस्ति जन्मतो ज्यैष्ठ्यमुच्यते ।१२५।

સમાનજાતિની સ્ત્રીઓમા ઉત્પન્ન થયેલા પુત્રોમાં કોઇ જાતનો ફરક ગણાતો નથી. તેથી તે પુત્રોમાં માતાના વિવાહના ક્રમપ્રમાણે મોહોટાપણું નથી પણ જન્મથીજ મોહોટાપણું ગણાયછે. ૧૨૫.

" સમાનજાતિની સ્ત્રીઓમાં ઉત્પન્ન થયેલા પુત્રોમાં જાતિનો વિશેષ નહિ હોવાથી શાસ્ત્રકારો તેમાં માતાના વિવાહક્રમ પ્રમાણે મોહોટાપણું માનતા નથી. એઓમાંથી અવસ્થાથી મોહોટો હોય તેજ મોહોટો ગણાયછે અવસ્થાથી મો-

હોટા ગનાના પુત્રે વીસમો ભાગ વધારારૂપે લેવો એમ અગાઉ કહેલું છે માતાના વિવાહથી મોહોટા નાહાના ગનાના પુત્રને માટે ઉપરના ત્રણ શ્લોકમાં જે વધારો કહેલો છે તેનું વિધાન પણ કર્યું અને નિષેધ પણ કર્યો તેથી વિકલ્પ સમજવો અથવા તે એકદેશીઓનો મત છે એમ સમજવું કેટલાએકનું એવું પણ માનવું છે કે આની ઉપરના ત્રણ શ્લોકમાં કહેલો વિષય છે તેનો આ શ્લોકથી નિષેધ કરેલો નથી પણ આ શ્લોકમાં જે મોહોટાપણું જણાવેલું છે તે માત્ર અભિવાદનના વિષયમાંજ લાગુ પડેછે પરંતુ એ માનીનતા પ્રકરણને અનુસરતી નથી.

જન્મથીજ જ્યેષ્ઠપણું માનવાનો પક્ષ બળવાન છે એમ બતાવેછે—

**जन्मज्येष्ठेन चाह्वानं सुब्रह्मण्यास्वपि स्मृतम् ॥**
**यमयोश्चैव गर्भेषु जन्मतो ज्येष्ठता स्मृता ॥१२६॥**

સુબ્રહ્મણ્યા મંત્રોમાં પણ જન્મથી પુત્રના જ્યેષ્ઠપણાને ગણી આહ્વાન કહેલું છે તેમજ જોડલાના ગર્ભમાં પણ જન્મઉપરથીજ જ્યેષ્ઠપણું કહેલું છે ૧૨૬.

જ્યોતિષ્ટોમયજ્ઞમાં સુબ્રહ્મણ્યા નામનો મંત્ર ઇંદ્રને બોલાવવામાટે ભણાય છે. તેમાં પ્રથમ જન્મેલા પુત્રના નામથી પિતાનું આહ્વાન એટલે અમુકનો પિતા યજ્ઞ કરેછે એમ બોલાયછે તેથી જન્મથીજ જ્યેષ્ઠપણું માનવું વધારે યોગ્ય છે આવી રીતે જોડલાના પુત્રોમાં પણ જેનો જન્મ પ્રથમ થાય તેજ મોહોટો ભાઇ ગણાયછે

પુત્રીનો પુત્ર પણ અપુત્રની મિલકતનો અધિકારી થઇ શકેછે માટે પુત્રિકાધર્મનો પ્રકાર બતાવેછે—

**अपुत्रोऽनेन विधिना सुतां कुर्वीत पुत्रिकाम् ॥**
**यदपत्यं भवेदस्यां तन्मम स्यात्स्वधाकरम् ॥१२७॥**

પુત્રવગરના પુરુષે પોતાની પુત્રીને આવા પ્રકારથી પુત્રિકા કરવી કે આ મારી પુત્રીમાં જે સંતાન થશે તે મારી ઔર્ધ્વદૈહિક ક્રિયા કરશે ૧૨૭.

આ ઠરાવ કન્યાદાનવખતે કરવાનો છે. તેમાં પુત્રીનો પિતા વરને કહેછે કે—

अभ्रातृका प्रदास्यामि तुभ्यं कन्यामलङ्कृताम् ।
अस्यां यो जायते पुत्रः स मे पुत्रो भवेदिति ॥

એટલે બાઇવગરની આ કન્યા શણગારીને હું તને આપીશ. આમાં જન્મે તે પુત્ર મારો થાય એટલે મારો પારલૌકિક ઉપકાર કરનારો થાય

આ રીવાજમાં શિષ્ટાચાર દેખાડેછે—

अनेन तु विधानेन पुरा चक्रेथ पुत्रिकाः ॥
विवृध्द्यर्थं स्ववंशस्य स्वयं दक्षः प्रजापतिः ॥१२८॥

ददौ स दश धर्माय कश्यपाय त्रयोदश ॥
सोमाय राज्ञे सत्कृत्य प्रीतात्मा सप्तविंशतिम् ।१२९।

દક્ષ પ્રજાપતિએ પોતે પૂર્વકાળમા પોતાના વંશની વૃદ્ધિમાટે આ પ્રમાણેજ પુત્રિકાઓ કરી હતી તેણે પ્રસન્ન મનથી સત્કાર કરીને દશ પુત્રીઓ ધર્મને, તેર પુત્રીઓ કશ્યપને અને સત્યાવીશ પુત્રીઓ રાજા ચંદ્રને આપી હતી ૧૨૮, ૧૨૯

દક્ષ પ્રજાપતિને પુત્ર ન હોવાથી તેણે પણ આ પ્રમાણે કરેલ હોવાથી બીજાઓથી તે પ્રમાણે કરી શકાય તેમા તો શંકાજ શી? દશવગેરે સંખ્યા દેખાડી જણાવ્યુ છે કે ઘણી પુત્રીઓને પણ પુત્રિકા કરી શકાયછે

પુત્રીની પુત્રતુલ્યતા દર્શાવેછે—

यथैवात्मा तथा पुत्रः पुत्रेण दुहिता समा ॥
तस्यामात्मनि तिष्ठन्त्यां कथमन्यो धनं हरेत् ।१३०।

જેવો પોતે છે તેવોજ પુત્ર છે અને જેવો પુત્ર છે તેવીજ પુત્રી છે માટે પોતાના આત્મારૂપ પુત્રી હોય ત્યાસુધી તે પુત્રીના પિતાનું ધન બીજો માણસ કેમ લઇ શકે? ૧૩૦

પિતાના સ્થાનમાં પુત્ર ગણાયછે. કારણ કે आत्मा वै पुत्रनामासि। એ શ્રુતિ પુત્રને પિતારૂપ કહેછે અને પુત્રી પણ પુત્રતુલ્યજ છે કારણ કે તે પણ પિતાના શરીરથીજ થયેલી છે માટે પિતાના આત્માસમાન પુત્રી હોય ત્યાંસુધી પુત્રવગરના મૃત્યુ પામેલા પિતાનું ધન પુત્રિકાવગર બીજો માણસ શારીતે લઇ શકે?

માતાનું સ્ત્રીધન તથા અપુત્ર પુરૂષની મિલકત કોને મળે? તે કહેછે—

मातुस्तु यौतकं यत्स्यात्कुमारीभाग एव सः ॥
दौहित्र एव च हरेदपुत्रस्याखिलं धनम् ॥ १३१ ॥

માતાનુ જે કઇ સ્ત્રીધન હોય તે કુમારી પુત્રીઓનોજ ભાગ છે અને પુનવગરના પુરૂષનુ જે ધન હોય તે સઘળુ તેનો દોહિત્ર હોય તેજ લઇ શકેછે ૧૩૧

માતાના સ્ત્રીધનને માતાના મ ણપછી કુમારી પુત્રીઓ લઇ શકે તેમા પુત્રોનો ભાગ નથી ગૌતમ કહેછે - स्त्रीधन दुहितॄणामदत्तानामप्रतिष्ठितानां च ॥ એટલે પરણાવેલી ન હોય અથવા પરણાવ્યાપછી જેને સતાન ન થયુ હોય એવી પુત્રીઓને મરણ પામેલી માતાનુ સ્ત્રીધન મળવુ જોઇએ, અને અપુત્ર પુરૂષનુ ધન તેણે પુત્રિકા કરેલી પુત્રીના પુત્રને મળવુ જોઇએ

પુત્રિકાનો પુત્ર માતામહની મિલકત લે તેથી તે પોતાના પિતાની મિલકત લઇ શકે કે કેમ? એ શકાનુ નિવારણ કરેછે—

दौहित्रो ह्यखिलं रिक्थमपुत्रस्य पितुर्हरेत् ॥
स एव दद्याद्द्वौ पिण्डौ पित्रे मातामहाय च ॥१३२॥

મતામહની મિલકત લેનાર દૌહિત્ર, પોતાના પિતાને બીજો પુત્ર ન હોય તો તે પિતાની તમામ મિલકત પણ લઇ શકે અને તેણેજ પિતા તથા માતામહ એ બન્નેને પિંડદાન કરવુ ૧૩૨

પુત્રિકાનો પુત્ર પોતાના માતામહનુ ધન લે તોપણ જો તેના પિતાને બીજો પુત્ર ન હોય તો તેનુ ધન પણ તે લઇ શકે અને પિંડદાનથી માતામહ તથા પિતા એ બન્નેનો ઉપકાર તે કરી શકે

પૌત્ર અને દૌહિત્રની સમાનતા જણાવેછે—

पौत्रदौहित्रयोर्लोके न विशेषोस्ति धर्मतः ॥
तयोर्हि मातापितरौ संभूतौ तस्य देहतः ॥ १३३ ॥

પોતાના પુત્રના પુત્રમા અને પોતની પુત્રીના પુત્રમાં ધર્મથી કશો પણ ફરક નથી કારણ કે દૌહિત્રની માતા અને પૌત્રનો પિતા એ બન્ને

तेना देहथीज उत्पन्न थयेल छे. १३३.

आ प्रमाणे दौहित्रथी मातामहनो पारलौकिक उपकार थाय ए विषय शास्त्र अने युक्ति ए बन्नेथी सिद्ध थायछे.

**पुत्रिका कर्यापछी पुत्रनी प्राप्ति थाय तो विभागनी व्यवस्था केम करवी ते जणावेछे—**

## पुत्रिकायां कृतायां तु यदि पुत्रोऽनु जायते ॥
## समस्तत्र विभागः स्याज्ज्येष्ठता नास्ति हि स्त्रियाः ॥ १३४ ॥

पुत्रिका कर्यापछी जो पुत्रीना पिताने पुत्र थाय तो ते बन्नेनो समान विभाग करवो. ते विभागमां पुत्रीनुं मोहोटापणुं गणवुं नहि. १३४.

जो के पुत्रिका करेली पुत्री अवस्थाए मोहोटी होयछे तोपण विभागवखते तेने कशो वधारो मळी शकतो नथी पण ते पुत्री तथा पुत्र ए बन्नेने सरखा विभागज मळी शकेछे आथी विभागवखते पुत्रिकानो पुत्र होय अने ते अवस्थाए मोहोटो होय तोपण तेने वधारो मळी शकतो नथी.

**पुत्र थयावगरज पुत्रिकानु मरण थाय तो ते पुत्रिकाना पितानी मिलकत कोण लइ शके ते जणावेछे—**

## अपुत्रायां मृतायां तु पुत्रिकायां कथंचन ॥
## धनं तत्पुत्रिकाभर्ता हरेतैवाविचारयन् ॥ १३५ ॥

जे पुत्रीने पुत्रिका करी होय ते, पुत्र थयावगरज मरण पामे तो तेनु धन ते पुत्रिकाना पतिएज निःशंकपणे लेवु १३५.

पुत्रिका पुत्रवगरज मरण पामे तो ते पुत्रिकाना पितानुं धन तेनो भाइवगेरे बीजो कोइ न लइ शके पण ते पुत्रिकानो पति होय तेज लइ शके.

**परणावती वखते ठराव न करेल होय अने मनमां मात्र पुत्रिका धारी राखी होय तोपण पुत्रिकानो पुत्र मातामहना धननो अधिकारी थइ शकेछे ए विषे कहेछे—**

अकृता वा कृता वापि यं विन्देत्सदृशात्सुतम् ॥
पौत्री मातामहस्तेन दद्यात्पिण्डं हरेद्धनम् ॥ १३६ ॥

પતિરૂપે કરેલી હોય અથવા ન કરેલી હોય એવી પત્નીમાં સમાનજાતિવાળા પતિથી જે પુત્ર થાય તેનાથી તેનો માતામહ પૌત્રવાળો ગણાય છે. તેથી તે દૌહિત્રે માતામહને પિંડ આપવો તથા તેનું ધન લેવું. ૧૩૬.

કન્યાદાનના સમયમાં જેને માટે વરની સંમતિ લઈ ઠરાવ કરેલો હોય તે કરેલી પુત્રિકા કહેવાય છે અને મનમાં ધારેલ હોય પણ વાણીથી ઠરાવ કરેલો ન હોય તે નહિ કરેલી પુત્રિકા કહેવાય છે. આવી પુત્રીના સમાનજાતિવાળા પતિથી જે પુત્ર થાય તે પૌત્રના જેવો જ ગણાય છે. આથી જણાય છે કે અસમાનજાતિવાળા પતિથી થયેલો પુત્ર યોગ્ય અધિકારી ગણાતો નથી.

દૌહિત્ર પણ પૌત્રના જેવો જ ઉપકાર કરનાર છે એમ જણાવ્યું છે તેથી પૌત્રવર્ગેથી થતા ઉપકારનું વર્ણન કરે છે—

पुत्रेण लोकाञ्जयति पौत्रेणानन्त्यमश्नुते ॥
अथ पुत्रस्य पौत्रेण ब्रध्नस्याप्नोति विष्टपम् ॥१३७॥

મનુષ્ય પુત્રના જન્મથી સ્વર્ગઆદિ ઉત્તમ લોકને પામે છે, પુત્રને ત્યાં પુત્રનો જન્મ થતાં તે લોકોમાં અનંત કાળસુધી નિવાસને પામે છે તથા પુત્રને ત્યાં પૌત્રનો જન્મ થતાં સૂર્યલોકની ગતિને પામે છે. ૧૩૭

દાયભાગના પ્રકરણમાં આ બાબત લઈને એમ પણ સમજાવ્યું છે કે પત્નીસંગ હોય તોપણ પિતાનું ધન લેવાનો અધિકાર પુત્રને છે તથા પુત્ર ન હોય તો પૌત્રને અને તેની પછી પ્રપૌત્રને તે ધન લેવાનો અધિકાર છે.

પુત્રશબ્દનો અર્થ સમજાવીને તેની ઉપકારકતા સિદ્ધ કરે છે—

पुन्नाम्नो नरकाद्यस्मात्त्रायते पितरं सुतः ॥
तस्मात्पुत्र इति प्रोक्तः स्वयमेव स्वयंभुवा ॥ १३८ ॥

દીકરો બાપનું પુત્ નામના નરકમાંથી ત્રાણ કરે છે એટલે તેને બચાવે છે તેમાટે બ્રહ્માએ પોતે તેનું પુત્ર એવું નામ કરેલું છે. ૧૩૮

જે નરકમાં અપુત્ર મનુષ્યને જવું પડે છે તે પુત્ નામનું નરક કહેવાય છે.

પુત્રની પેઠે પૌત્ર પણ ઉપકાર કરેછે અને દૌહિત્ર પણ એવો ઉપકાર કરેછે તે જણાવેછે—

**पौत्रदौहित्रयोर्लोके विशेषो नोपपद्यते ॥**

**दौहित्रोऽपि ह्यमुत्रैनं संतारयति पौत्रवत् ॥ १३९॥**

સંસારમાં પુત્રનો પુત્ર તથા પુત્રીનો પુત્ર એ બંનેમાં કશો ફેર નથી કારણ કે પુત્રીનો પુત્ર પણ પોતાની પેઠે પોતાના માતામહને પરલોકમાં તારેછે ૧૩૯

આ વચન પુત્રિકા કરેલી પુત્રીનો પુત્ર પોતાના પૌત્રજેવોજ છે એમ તથા પુત્રિકા નામની નાતાનો પુત્ર થાય તો તે પુત્રનો તથા દૌહિત્રનો સમાન વિભાગ પાડવાનુ જણાવવામાટે છે

પુત્રિકાના પુત્રે શ્રાદ્ધમાં પિંડો કયા ક્રમથી આપવા તે જણાવેછે—

**मातुः प्रथमतः पिण्डं निर्वपेत्पुत्रिकासुतः ॥**

**द्वितीयं तु पितुस्तस्यास्तृतीयं तत्पितुः पितुः ॥१४०॥**

પુત્રિકા કરેલી પુત્રીના પુત્રે પિંડદાનના સમયમાં પ્રથમ પોતાની માતાને પિંડ આપવો બીજો પિંડ માતામહને આપવો અને ત્રીજો પિંડ માતામહના પિતાને આપવો ૧૪૦

માતામહના દ્દૂરાથી કરવાના પિંડદાનનો આ ક્રમ છે પણ પોતાના પિતાનુ તેણે શ્રાદ્ધ કરવાનુ હોય ત્યારે તો પિતા પિતામહ અને પ્રપિતામહ એ ક્રમજ લેવો જોઇએ

હવે દત્તકપુત્રના વિભાગવિષે કહેછે—

**उपपन्नो गुणैः सर्वैः पुत्रो यस्य तु दत्रिमः ॥**

**स हरेतैव तद्रिक्थं संप्राप्तोऽप्यन्यगोत्रतः ॥ १४१ ॥**

જેનો દત્તક પુત્ર સર્વ સદ્ગુણોથી યુક્ત હોય તે બીજા ગોત્રથી આવેલો હોય તોપણ પિતાના ધનને ગ્રહણ કરેછે ૧૪૧

ઔરસ પુત્ર હોય તોપણ દત્તક પુત્ર ગુણવાન હોય તો તેને ભાગ મળી શકે એમ જણાવવામાટે આ શ્લોક છે તેને સમાન ભાગ મળી શકે કે ઓછો ભાગ મળી શકે એ વિષયના વિચારના ઔરસપુત્ર હોય તો ક્ષેત્રજ પુત્ર કે જેને દત્તની પહેલા ગણવામા આવ્યો છે તેને પણ છઠ્ઠો કે પાચમો ભાગ મળી શકે એમ કહેવુ છે તોપછી દત્તકને પણ તેટલો ભાગ મળી શકેછે અને ઔરસ ન હોય તો દત્તક સઘળુ ધન લઇ શકેછે

દત્તક થયેલો પોતાના જન્મ આપનાર પિતાના ગોત્રમાંથી તથા તેના ધનના વિભાગવગેરેમાંથી નિકળી જાયછે એમજણાવેછે—

**गोत्ररिक्थे जनयितुर्न हरेद्दत्रिमः क्वचित् ॥**
**गोत्ररिक्थानुगः पिण्डो व्यपैति ददतः स्वधा ॥१४२॥**

દત્તક પુત્ર હોય તે પોતાના જનક પિતાના ગોત્રને તથા ધનને પામી શકતો નથી જેના ગોત્રને તથા ધનને પામેછે તેને તે પિંડ આપી શકેછે માટે જેણે પોતાનો પુત્ર બીજાને દત્તક આપ્યો હોય તેને તે પુત્રે શ્રાદ્ધમાં આપેલો પિંડ મળી શકતો નથી ૧૪૨

પોતાના જનક પિતાના ગોત્રમાથી તથા ધનવિભાગમાથી પણ નિકળી જવાને લીધે દત્તકપુત્ર તેનું શ્રાદ્ધ કરવાનો અધિકારી રહેતો નથી કારણ કે ગોત્રવાળાએ તથા ધનવિભાગવાળાએ કરેલુ શ્રાદ્ધ જેના નિમિત્તથી કરવામાં આવ્યુ હોય તેને પહોચી શકેછે

કેવા પુત્ર વિભાગને યોગ્ય નથી તે કહેછે—

**अनियुक्तासुतश्चैव पुत्रिण्याप्तश्च देवरात् ॥**
**उभौ तौ नार्हतो भागं जारजातककामजौ ॥१४३॥**

નિયોગ નહિ કરાયેલી સ્રીનો પુત્ર અને પુત્રવાળી સ્રી હોય તેના દિયરથી તેનામા ઉત્પન્ન થયેલો પુત્ર એ બન્ને પુત્રો જારથી તથા કામથી ઉત્પન્ન થયેલા હોવાને લીધે પિતાના ધનમાથી ભાગ લેવાને યોગ્ય નથી ૧૪૩.

જેનો નિયોગ કરવામા ન આવ્યો હોય એવી સ્રીમા ઉત્પન્ન થયેલો પુત્ર જારથી ઉત્પન્ન થયેલો ગણાયછે અને પુત્ર હોવા છતા નિયોગવિધિથી ભલે પુત્ર થયો હોય તોપણ તે કામ એટલે વિષયાભિલાષથી ઉત્પન્ન થયો ગણાયછે. તેથી તેઓ જેના ક્ષેત્રમા ઉત્પન્ન થયા હોય તેના ધનમા વિભાગ લેવાને અયોગ્ય છે.

નિયોગ છતાં પણ તે નિયોગના વિધિનું ઉલ્લંઘન કરવામાં આવે અને જે પુત્રની ઉત્પત્તિ થાય તે પુત્ર પણ વિભાગને અયોગ્ય છે એમ કહેછે—

**नियुक्तायामपि पुमान्नार्यां जातोऽविधानतः ॥**
**नैवार्हः पैतृकं रिक्थं पतितोत्पादितो हि सः॥१४४॥**

નિયોગ કરાયેલી સ્ત્રીમા પણ જે પુરૂષ શાસ્ત્રીય વિધિવગર ઉત્પન્ન થયેલો હોય તે, પિતાનુ ધન લેવાને યોગ્ય નથી કારણ કે તે પતિતથી ઉત્પત્તિને પામેલો છે. ૧૪૪

શરીર ધરનો લેપ ઇત્યાદિક જે નિયોગવિધિ કહેવામા આવ્યો છે તે નિયોગવિધિનુ ઉલ્લંઘન કરીને નિયુક્તસ્ત્રીમા પુત્રોત્પત્તિ કરનાર પુરૂષ પતિત કહેવાયછે એવા પતિત પુરૂષથી ઉત્પન્ન થયેલો પુત્ર ક્ષેત્રજ છતા પણ તે જેના ક્ષેત્રમા જન્મ પામ્યો હોય તેના ધનનો વિભાગ લઇ શકતો નથી

શાસ્ત્રીય વિધિથી ઉત્પન્ન થયેલો ક્ષેત્રજ પુત્ર પિતાનું ધન લઇ શકેછે આ વચનને યુક્તિથી સિદ્ધ કરેછે—

**हरेत्तत्र नियुक्तायां जातः पुत्रो यथौरसः ॥**
**क्षेत्रिकस्य तु तद्बीजं धर्मतः प्रसवश्च सः ॥ १४५ ॥**

નિયોગ કરાયેલી સ્ત્રીમા ઉત્પન્ન થયેલો પુત્ર ઔરસ પુત્રની પેઠે ધનને ગ્રહણ કરેછે કારણ કે તેના કારણરૂપ જે બીજ છે તે ક્ષેત્રવાળાનું ગણાયછે તેથી તે પુત્ર ધર્મથી ઉત્પન્ન થયેલો છે ૧૪૫

ક્ષેત્રજ પુત્ર ગુણવાન હોય તો તે ઔરસપુત્રની પેઠે પોતાનો વધારાનો ભાગ પણ લઇ શકે અને પિતામહના ધનમા કાકાની સાથે તે સમાનભાગ લઇ શકેછે એમ સમજાવવામાટે તેની ઔરસતુલ્યતા કહેલી છે —

પુત્રવગર મરણ પામેલા ભાઇની સ્ત્રીમાં નિયોગવિધિથી પુત્રોત્પત્તિ કરનાર ભાઇએ તેની મિલકત સાચવેલી હોય તો તે સઘળી મિલકત તે પુત્રને સોંપવાવિષે કહેછે—

**धनं यो बिभृयाद्भ्रातुर्मृतस्य स्त्रियमेव च ॥**
**सोपत्यं भ्रातुरुत्पाद्य दद्यात्तस्यैव तद्धनम् ॥ १४६ ॥**

જે ભાઇએ મરણ પામેલા ભાઇના ધનને તથા નિયોગવિધિથી તેની સ્ત્રીને સાચવેલ હોય તેણે તે ભાઇના ક્ષેત્રમાં સંતાનને ઉત્પન્ન કરી ભાઇનું સઘળું ધન તેનેજ આપવું. ૧૪૬.

વિભાગ કરી જુદા પડેલા ભાઇઓમાં મોટોટો ભાઇ પુત્રવગર મરણ પામે અને નાહાનોભાઇ તે સ્ત્રીના નિયોગવિધિથી સંતાન ઉત્પન્ન કરે તો તેણે પોતાના મોટોટાભાઇની જે કાંઇ મિલકત પોતાના કબજામાં લીધી હોય તે સઘળી મિલકત પાછી તે મોટોટાભાઇના ક્ષેત્રજ પુત્રને સોપી આપવી જોઇએ. તેમાંથી તેણે પોતે કાંઇપણ ન લેવું જોઇએ.

નિયોગવિધિવગર અન્ય પુરૂષથી ઉત્પન્ન થયેલો, કંઇપણ વિભાગ લેવાનો હકદાર નથી એમ સ્પષ્ટ સમજાવેછે—

याऽनियुक्तान्यतः पुत्रं देवराद्वाप्यवाप्नुयात् ॥
तं कामजमरिक्थीयं वृथोत्पन्नं प्रचक्षते ॥ १४७ ॥

નિયોગવગરજ જે સ્ત્રી કોઇ બીજા પુરૂષથી અથવા પોતાના દિયરથી પુત્રને મેળવે તે પુત્રને શાસ્ત્રકારો વિષયાભિલાષથી ઉત્પન્ન થયેલો ગણી વૃથા જન્મેલો અને તેથી ધનમાથી વિભાગ મેળવવાને નાલાયક કહેછે ૧૪૭.

[1] વૃથા જન્મેલો એટલે તેનાથી જેનો તે પુત્ર કહેવાયછે તેનો કશો પારલૌકિક ઉપકાર બની શકે તેવું નથી

જૂદી જૂદી જાતિની સ્ત્રીઓમાં ઉત્પન્ન થયેલા ભાઇઓનાર વિભાગના પ્રકરણનો આરંભ કરેછે—

एतद्विधानं विज्ञेयं विभागस्यैकयोनिषु ॥
वह्वीषु चैकजातानां नानास्त्रीषु निबोधत ॥ १४८ ॥

ઉપર કહેલો દાયભાગનો પ્રકાર એક જાતિનાં સ્ત્રીપુરૂષથી ઉત્પન્ન થયેલા પુત્રોને માટે સમજવો. હવે એક પુરૂષથી જૂદી જૂદી જાતિની ઘણી સ્ત્રીઓમા થયેલા પુત્રોના વિભાગનો પ્રકાર સાંભળો. ૧૪૮.

બ્રાહ્મણઆદિ વર્ણવાળા પુરૂષોને પોતાની જાતિકરતાં ભિન્ન જાતિવાળી જૂદી જૂદી સ્ત્રીઓમાં પુત્રો થયા હોય તો તેના વિભાગનો પ્રકાર હવે કહેવામાં આવેછે.

પ્રથમ બ્રાહ્મણજાતિમાં તેવા ભાર્યાઓ હોય તો તેસંબંધી કહેછે—

**ब्राह्मणस्यानुपूर्व्येण चतस्रस्तु यदि स्त्रियः ॥**
**तासां पुत्रेषु जातेषु विभागेयं विधिः स्मृतः ॥१४९॥**

બ્રાહ્મણને અનુક્રમથી જો ચાર વર્ણની સ્ત્રીઓ હોય તો તે સ્ત્રીઓમાં જન્મેલા પુત્રોમાં વિભાગસંબંધી આ પ્રકાર કહેલો છે. ૧૪૯.

આ પ્રકાર એટલે હવે પછી કહેવામાં આવેછે તે પ્રકાર સમજવો.

વિભાગવખતે બ્રાહ્મણીના પુત્રને ઉદ્ધાર એટલે વધારો આપવાવિષે જણાવેછે—

**कीनाशो गोवृषो यानमलंकारश्च वेश्म च ॥**
**विप्रस्यौद्धारिकं देयमेकांशश्च प्रधानतः ॥१५०॥**

ખેતી કરનાર માણસ, સમર્થ વૃષભ, વાહન, અલંકાર, ઘર અને મુખ્ય એક ભાગ એટલું બ્રાહ્મણીના પુત્રને વધારામાં દેવું. ૧૫૦.

મુખ્ય એક ભાગ એટલે જેટલા વિભાગો કરવાના હોય તેમાંથી એક મુખ્ય ભાગ સમજવો.

વધારો અપાઇ ગયા પછી ચારે વર્ણની સ્ત્રીના પુત્રોમાટે વિભાગની કલ્પના બતાવેછે—

**त्र्यंशं दायाद्धरेद्विप्रो द्वावंशौ क्षत्रियासुतः ॥**
**वैश्याजः सार्द्धमेवांशमंशं शूद्रासुतो हरेत् ॥१५१॥**

પિતાના ધનમાંથી ત્રણ ભાગ બ્રાહ્મણીના પુત્રે લેવા, બે ભાગ ક્ષત્રિયાના પુત્રે લેવા, દોઢ ભાગ વૈશ્યજાતિની સ્ત્રીના પુત્રે લેવો અને એક ભાગ શૂદ્રાના પુત્રે લેવો. ૧૫૧.

આવી રીતે કુલ ચાર પુત્રો હોય તો વધારો દેવાઇ ગયા પછી સાડાસાત ભાગ પાડી દરેકે ઉપર કહ્યાપ્રમાણે ભાગ લઈ લેવા. પણ દાખલાતરીકે એક પુત્ર બ્રાહ્મણીનો અને એક પુત્ર ક્ષત્રિયા સ્ત્રીનો હોય તો સાડાસાતને બદલે સઘળા ધનના પાંચ પાંચ વિભાગ કરી ત્રણ ભાગ બ્રાહ્મણીના પુત્રે અને બે ભાગ

ક્ષત્રિયાના પુત્રે લેવા એટલીજ રીતે વિશેષ સંખ્યા કે ન્યૂનસંખ્યામાં વ્યવસ્થા કરી લેવી. મતલબ એટલોજ છે કે ચડતા વર્ણવાળી સ્ત્રીના પુત્રને વિશેષ, ભાગ મળવો જોઇએ

બીજા પ્રકારની અંશકલ્પના પણ જણાવેછે—

**सर्वं वा रिक्थजातं तद्दशधा परिकल्प्य च ॥**
**धर्म्यं विभागं कुर्वीत विधिनानेन धर्मवित् ॥१५२॥**

અથવા સર્વ ધનના દશ વિભાગ કરી ધર્મને જાણનારા પુરૂષે વક્ષ્યમાણપ્રકારથી ધર્મયુક્ત વિભાગ કરવો. ૧૫૨

સર્વ ધનના એટલે બ્રાહ્મણીના પુત્રને વધારો દીધા વગરજ તમામ ધનના દશ વિભાગ કરી તેની વહેંચણ કરવી

એ વહેંચણનો પ્રકાર દેખાડેછે—

**चतुरोंशान्हरेद्विप्रस्त्रीनंशान्क्षत्रियासुतः ॥**
**वैश्यापुत्रो हरेद् द्व्यंशमंशं शूद्रासुतो हरेत् ॥१५३॥**

બ્રાહ્મણીના પુત્રે ચાર અંશો લેવા, ક્ષત્રિયાસ્ત્રીના પુત્રે ત્રણ અંશ લેવા, વૈશ્યાસ્ત્રીના પુત્રે બે અંશ લેવા અને શૂદ્રાસ્ત્રીના પુત્રે એક અંશ લેવો. ૧૫૩.

ક્રમે તે જાતિની સ્ત્રીના ઝાઝા થોડા પુત્રો હોય તોપણ આ અંશકલ્પનાથી એમ થયું કે બ્રાહ્મણી સ્ત્રીના પુત્રને જેટલો અંશ મળી શકે તે અંશનો પોણો ભાગ ક્ષત્રિયાસ્ત્રીના પુત્રને, અરધો ભાગ વૈશ્યાસ્ત્રીના પુત્રને અને ચોથો ભાગ શૂદ્રાના પુત્રને મળી શકે પરંતુ થોડા પુત્રો હોવાને લીધે શૂદ્રાના પુત્રને સઘળા ધનના દશમાભાગ કરતાં વધારે ભાગ ઉપરની અંશકલ્પનાપ્રમાણે મળી શકતો હોય તોપણ તે તેને મળી શકે નહિ એમ હવે પછીના શ્લોકમાં નિષેધ કરવામાં આવેછે

શૂદ્રાપુત્રને દશમા ભાગકરતાં કંઇ વિશેષ ન આપવું એમ કહેછે—

**यद्यपि स्यात्तु सत्पुत्रो ह्यसत्पुत्रोऽपि वा भवेत् ॥**
**नाधिकं दशमाद्दद्याच्छूद्रापुत्राय धर्मतः ॥१५४॥**

બ્રાહ્મણને બ્રાહ્મણીવગેરે સ્ત્રીઓમાં પુત્રો હોય કે ન હોય તોપણ શૂદ્રાના પુત્રને ધર્મપ્રમાણે દશમા ભાગથી વિશેષ આપવું નહિ ૧૫૪.

બ્રાહ્મણને બ્રાહ્મણીનો પુત્ર ન હોય તો ક્ષત્રિયા તથા વૈશ્યા એઓમાંથી જેનો પુત્ર હોય તેણે સઘળું લેવું અને માત્ર દશમા ભાગ જેટલુંજ શૂદ્રાપુત્રને આપવું. બ્રાહ્મણીનો પુત્ર હોય તો તેણે પણ તેટલુંજ અથવા શૂદ્રાપુત્રની આજીવિકા ચાલે તેટલું ધન દેવું. પુત્ર બિલકુલ ન હોય તો તે બ્રાહ્મણની બ્રાહ્મણી ક્ષત્રિયાવગેરે સ્ત્રીઓએ તે સઘળું લેવું પણ શૂદ્રાના પુત્રને દશમા ભાગકરતાં વધારે આપવાની જરૂર નથી.

દશમા ભાગને બદલે શૂદ્રાપુત્રને શું મળી શકે તેનો બીજો પ્રકાર કહેછે અથવા માત્ર દશમો ભાગ મળી શકે તેનો હેતુ જણાવેછે—

**ब्राह्मणक्षत्रियविशां शूद्रापुत्रो न रिक्थभाक् ॥**

**यदेवास्य पिता दद्यात्तदेवास्य धनं भवेत् ॥ १५५॥**

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણેની શૂદ્રાસ્ત્રીમાં જે પુત્ર થયેલો હોય તે મિલકતનો ભાગદાર થતો નથી. તેને તો પિતા જે કાંઇ આપે તેજ તેનું ધન ગણાયછે. ૧૫૫.

શૂદ્રાના પુત્રને પ્રથમ દશમો ભાગ આપવાનું કહેલું છે અને આ સ્થળે વળી નિષેધ કર્યો તેથી વિકલ્પ પણ જણાયછે. એ વિકલ્પની વ્યવસ્થા એમ સમજવી કે શૂદ્રાનો પુત્ર ગુણવાન હોય તો તેને ભાગ આપવો અને ગુણરહિત હોય તો ભાગ ન આપતાં માત્ર આજીવિકા ચાલે તેટલીજ ગોઠવણ કરી દેવી. અથવા આવો અભિપ્રાય પણ લેવામાં આવેછે કે આ નિષેધ નહિ પરણેલી શૂદ્રાના પુત્રમાટે છે અથવા માત્ર દશમો ભાગ આપવો તેનું કારણ એ છે કે તે પિતાની મિલકતમાં બીજા પુત્રોની પેઠે હક્કદાર નથી, તેને આટલો થોડો ભાગ આપવો તે પણ પરતો છે. શંખમુનિએ કહેલું છે કે શૂદ્રાપુત્ર મિલકતનો ભાગદાર નથી. તેને તો પિતાએ જે કાંઇ આપ્યું હોય તેજ તેનું ધન ગણાયછે. અને વિભાગવખતે બીજા ભાઇઓએ તેને ભાગના નામમાત્રતરીકે એક ગાય અને એક બળદ એટલુંજ આપવું.

સમાનજાતિવાળી માતાના પુત્રોમાટે વિભાગવ્યવસ્થા કહેછે—

सु ये जाताः सर्वे पुत्रा द्विजन्मनाम् ॥
यायसे दत्त्वा भजेरन्नितरे समम् ॥१५६॥

ी समानवर्णवाळी स्त्रीओमां जे पुत्रो थयेला होय तेओए
ष्ठबंधुने काइक वधारो आपीने अवशिष्ट धननो ज्येष्ठबंधुसहित
पाडी लेवो १५६.

ुने ब्राह्मणीनो पुत्र न होय अने क्षत्रियाना अथवा वैश्यास्त्रीना
ारे पुत्रो होय तो तेओए पोताना ज्येष्ठबंधुने काइ वधारे
ीतु धन ते ज्येष्ठबंधुने साथे राखीने समानभागे वहेची लेवु.
एकज जातिनी माताना सघळा पुत्रोनाटे छे

ब्राह्मणने पोतानी जातिनी स्त्रीउपरांत बीजी त्रण
स्त्रीओ होय तेम क्षत्रियने तथा वैश्यने पण पोतानी
स्त्रीउपरांत अनुक्रमे बीजी बे तथा एक जातिनी स्त्रीओ
छे. पण शूद्रने तो पोतानी शूद्र ए एकज जातिनी
छे. कारण के पोतानाथी उंचावर्णवाळी स्त्रीसाथे कोइ
ा लग्न करी शकतो नथी. तेथी शूद्रजातिना गमे तेटला
ा तोपण तेओना विभागमां कशी वधघट न होवा-
छे—

तु सवर्णैव नान्या भार्या विधीयते ॥
जाताः समांशाः स्युर्यदि पुत्रशतं
भवेत् ॥१५७॥

ने ता पोतानी जातिनीज स्त्री थइ शके छे बीजी जातिनी स्त्री
ी नथी तेथी तेमां उत्पन्न थयेला सो पुत्रो होय तोपण
समानविभागनाभाज थाय छे १५७

उपरथी देखाडयु के तेओमां भाइने वधारो पण आपवाना आ-

ा प्रकारना पुत्रोमां, मिलकतमां हकदार केटला तथा
ना केटला ते कहे छे—

पुत्रान्द्वादश यानाह नृणां स्वायंभुवो मनुः ॥
तेषां षड्बन्धुदायादाः षडदायादबान्धवाः ॥१५८॥

સ્વાયંભુવ મનુએ મનુષ્યોના જે બાર પ્રકારના પુત્રો કહેલા છે તેમાંથી છ પ્રકારના પુત્રો બંધુરૂપ તથા મિલકતના હકદાર છે અને છ પ્રકારના પુત્રો બંધુરૂપ છે પણ મિલકતના હકદાર નથી. ૧૫૮.

બંધુરૂપ છે એટલે પિંડદાનવગેરે કૃત્ય કરી શકેછે. કેટલાએક કહેછે કે જેઓ મિલકતના હકદાર નથી તેઓ બંધુરૂપ પણ નથી. પરંતુ બૌધાયન મુનિએ કાનીનવગેરે છ પ્રકારના પુત્રો જેઓ મિલકતના હકદાર નથી તેઓ પણ બંધુરૂપ છે એમ કહેલું છે તેથી અહીં તેઓને બંધુરૂપ ગણવામાં આવ્યા છે.

બંધુરૂપ તથા મિલકતના હકદાર પુત્રોનું પરિગણન કરેછે—

औरसः क्षेत्रजश्चैव दत्तः कृत्रिम एव च ॥
गूढोत्पन्नोपविद्धश्च दायादा बान्धवाश्च षट् ॥१५९॥

ઔરસ, ક્ષેત્રજ, દત્તક, કૃત્રિમ, ગૂઢોત્પન્ન અને અપવિદ્ધ એ છ પ્રકારના પુત્રો મિલકતના હકદાર અને બાંધવ પણ કહેવાયછે. ૧૫૯.

ઔરસવગેરે છ પ્રકારના પુત્રોનાં લક્ષણ આ અધ્યાયના શ્લોક ૧૬૬ થી ૧૭૧ સુધી હવે કહેવામાં આવશે.

બંધુરૂપ છતાં મિલકતના હકદાર નથી એવા પુત્રોનું પરિગણન કરેછે—

कानीनश्च सहोढश्च क्रीतः पौनर्भवस्तथा ॥
स्वयंदत्तश्च शौद्रश्च षडदायादबान्धवाः ॥१६०॥

કાનીન, સહોઢ, ક્રીત, પૌનર્ભવ, સ્વયંદત્ત અને શૂદ્રાપુત્ર એ છ પ્રકારના પુત્રો મિલકતના હકદાર નથી પણ બંધુરૂપ ગણાયછે. ૧૬૦.

કાનીનવગેરેનું લક્ષણ પણ હવેપછી કહેવામાં આવશે.

ખરાબ પ્રકારના પુત્રોથી સારી ગતિ મળતી નથી એ વિષય દૃષ્ટાંતસહિત જણાવેછે—

यादृशं फलमाप्नोति कुप्लवैः संतरञ्जलम् ॥
तादृशं फलमाप्नोति कुपुत्रैः संतरंस्तमः ॥ १६१ ॥

અયોગ્ય નાકાવગેરે સાધનોથી જળમાંથી તરી જવા ઇચ્છતો માણસ જેવા ફળને પામેછે તેવા ફળને કુપુત્રોથી પારલૌકિક દુખોને તરી જવા ઇચ્છનો માણસ પામેછે ૧૬૧.

અયોગ્ય સાધનોથી ધારેલું કામ થવાને બદલે તેમાં નિષ્ફળ થવાયછે અથવા દુખી થવાયછે. સારો પુત્ર હોય તોજ પારલૌકિક દુખોનો નાશ થાયછે અથવા પારલૌકિક સદ્ગતિ મળેછે. અથવા ક્ષેત્રીને ઉત્પન્ન થયેલો પુત્રજ નરકમાંથી ઉગારેછે ઔરસપુત્ર સર્વથી શ્રેષ્ઠપ્રકારે ઉત્પન્ન થયેલો ગણાયછે તેથી ઔરસપુત્રથી જેવું પારલૌકિક કલ્યાણ થાયછે તેવું બીજા કોઇ પુત્રોથી થતું નથી માટે મિલકતમાં સૌથી મુખ્ય હકદાર ઔરસપુત્રજ છે

એકજ પુરૂષને ઔરસ અને ક્ષેત્રજ એ બન્ને પ્રકારના પુત્રો હોય તો તેઓ સમાન હકવાળા થાય કે કેમ? એ શંકાનું સમાધાન કરેછે—

यद्येकरिक्थिनौ स्यातामौरसक्षेत्रजौ सुतौ ॥
यस्य यत्पैतृकं रिक्थं स तद्गृह्णीत नेतरः ॥१६२॥

જો કે ઔરસ અને ક્ષેત્રજ એ બન્ને પુત્રો એક પિતાના ધનના હકદાર ભાસેછે, પણ તેમ નથી પિતાનું દ્રવ્ય ઔરસપુત્રજ લઇ શકેછે બીજો કોઇ લઇ શકતો નથી ૧૬૨

अपुत्रेण परक्षेत्रे नियोगोत्पादित सुत ।
उभयोरप्यसौ रिक्था पिण्डदाता च धर्मत ॥

એટલે અપુત્ર પુરૂષે અન્યના ક્ષેત્રમાં નિયોગધર્મથી જે પુત્રને ઉત્પન્ન કરેલ હોય તે પુત્ર બન્નેની એટલે ક્ષેત્રવાળા તથા બીજવાળા એ બન્ને પિતાની મિલકતનો હકદાર થાયછે તથા ધર્મથી તેને પિંડ દેનારો પણ થાયછે આ પ્રમાણે યાજ્ઞવલ્ક્યમુનિએ કહેલા વિષયમાં તેવા ક્ષેત્રજપુત્રપછી ક્ષેત્રવાળા પુરૂષને કંઈ ઔષધાદિ પ્રયોગના સામર્થ્યથી પુત્રોત્પાદનના અસામર્થ્યનો નાશ થતા ઔરસપુત્ર થાય તો તે પ્રસંગે તેની મિલકતનો હક્દાર તે ઔરસ પુત્ર થાયછે અને ક્ષેત્રજ પુત્ર જેના બીજથી ઉત્પન્ન થયો હોય તેની મિલકતનો હકદાર થાયછે.

ઔરસપુત્રનુંજ પ્રાધાન્ય કહેછે—

**एक एवौरसः पुत्रः पित्र्यस्य वसुनः प्रभुः ॥**
**शेषाणामानृशंस्यार्थं प्रदद्यात्तु प्रजीवनम् ॥१६३॥**

પિતાના ધનનો હકદાર એક ઔરસપુત્રજ છે તે ઔરસ પુત્રે પોતાને પાપ ન લાગે તેમાટે બીજા પુત્રોને આજીવિકાજેટલુ ધન આપવુ ૧૬૩.

બીજા પુત્રોને એટલે ક્ષેત્રજ સિવાયના બીજા પુત્રોને આજીવિકાજેટલુ આપવું ક્ષેત્રજ પુત્રને કંઇ વિશેષ આપવાનું હવેપછી કહેછે

ઔરસપુત્રે પિતાના ધનને વહેંચવાવખતે ક્ષેત્રજ પુત્રને શું દેવું તે કહેછે—

**षष्ठं तु क्षेत्रजस्यांशं प्रदद्यात्पैतृकाद्धनात् ॥**
**औरसो विभजन्दायं पित्र्यं पञ्चममेव वा ॥१६४॥**

મિલકતનો વિભાગ કરનાર ઔરસપુત્રે પિતાના ધનમાંથી ક્ષેત્રજ પુત્રને પાંચમો કે છઠ્ઠો ભાગ દેવો ૧૬૪.

ક્ષેત્રજ પુત્ર નિર્ગુણ હોય તો છઠ્ઠો ભાગ અને ગુણવાન હોય તો પાંચમો ભાગ દેવો

દત્તક અને કૃત્રિમવગેરે બીજા પુત્રોસંબંધી કહેછે—

**औरसक्षेत्रजौ पुत्रौ पितृरिक्थस्य भागिनौ ॥**
**दशापरे तु क्रमशो गोत्ररिक्थांशभागिनः ॥१६५॥**

ઔરસ તથા ક્ષેત્રજ એ બન્ને પુત્રો પિતાના ધનનો ભાગ લઇ શકેછે અને બીજા દશ પ્રકારના પુત્રો છે તેઓ તો અનુક્રમથી ગોત્રભાગી તથા રિક્થભાગી થાયછે ૧૬૫

આ ઉપરથી ઔરસ અને ક્ષેત્રજને સમાન ગણવા એવુ નથી, પરંતુ ઔરસ અને ક્ષેત્રજ એ બન્ને એકસાથે પોતપોતાને માટે ન્યાયમાણે વિભાગ લઇ શકેછે પરંતુ બાકીનાઓ પૂર્વપૂર્વના અભાવમા ગોત્રભાગી એટલે પિતામહ વગેરની મિલકતમાંથી ભાગ લેનારા તથા રિક્થ એટલે પિતાની મિલકતમાંથી ભાગ લેનારા થઇ શકેછે બાર પ્રકારના પુત્રોમા છ મિલકતના હકદાર ગણાયેલા છે અને છ હક્કવગરના છે એમા ઔરસ હોય તોપણ પૂર્વના છ ને કાંઇ કાંઇ

આપનું લેખું અને બાપીના ઠનો કાંઈજ હક નથી. પરંતુ ઔરસ ન હોય તો પોતાના અભાવમાં પાછીપાછીના પુત્રોને કાંઇ નોઇ હક મળનો જાયછે. પુત્રિકાનો પુત્ર ઔરસતુલ્ય હોવાથી તેની ગણના ઔરસમાંજ થઇ જાયછે.

હવે ઔરસપુત્રનું લક્ષણ કહેછે—

**स्क्षेत्रे संस्कृतायां तु स्वयमुत्पादयेद्धि यम् ॥**
**तमौरसं विजानीयात्पुत्रं प्रथमकल्पितम् ॥१६६॥**

જેનો પોતાની સાથે વિવાહ સંસ્કાર થયેલો હોય એવી પોતાની સ્ત્રીમાં જે પુત્રની ઉત્પત્તિ કરવામાં આવે તેને શાસ્ત્રમાં મુખ્ય ગણવામાં આવેલ ઔરસપુત્ર જાણવો. ૧૬૬.

બૌધાયન મુનિ પણ ઔરસપુત્રનું લક્ષણ કહેછે કે सवर्णायां संस्कृतायामुत्पादितमौरसपुत्रं विजानीयात् । એટલે પોતાની સાથે જેનો વિવાહસંસ્કાર કરવામાં આવ્યો હોય એવી પોતાનીજ જાતિની સ્ત્રીમાં ઉત્પન્ન થએલા પુત્રને ઔરસપુત્ર જાણવો. બૌધાયનમુનિના વચનપ્રમાણે પરંતુ ક્ષત્રિયાવગેરે સ્ત્રીમાં બ્રાહ્મણને પુત્ર થાય તે તેનો ઔરસપુત્ર ગણી શકાય નહિ પણ અહીં તેવું કંઇ ન હોવાથી ક્ષત્રિયાવગેરેના પુત્રોને પણ ઔરસ ગણી શકાયછે. કેટલાએક એમ પણ કહેછે કે પોતાની જાતિની સ્ત્રીમાં પોતાનાથી ઉત્પન્ન થયેલ ઔરસપુત્ર મુખ્ય ગણાયછે અને બીજી જાતિની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો ઔરસપુત્ર ગૌણ ગણાયછે.

ક્ષેત્રજ પુત્રનું લક્ષણ કહેછે—

**यस्तल्पजः प्रमीतस्य क्लीबस्य व्याधितस्य वा ॥**
**स्वधर्मेण नियुक्तायां स पुत्रः क्षेत्रजः स्मृतः ॥१६७॥**

મૃત્યુ પામેલા પુરૂષની સ્ત્રી, નપુસકની સ્ત્રી અને રોગીની સ્ત્રી જે સ્વધર્મથી નિયોગ કરાયેલી હોય તેમાં અન્ય પુરૂષથી જે પુત્ર ઉત્પન્ન થાય તે ક્ષેત્રજ પુત્ર કહેવાયછે. ૧૬૭.

રોગીની સ્ત્રી એટલે જેનો રોગ નહિ મટવાનો નિશ્ચય હોય અને તેનો વંશ નાશ પામવાનું નક્કી થતું હોય તેની સ્ત્રી સમજવી, અને અન્યપુરૂષથી એટલે તેના દિયરથી અથવા બીજા કોઇ સપિંડથી નિયોગધર્મમાં કહેલી મર્યાદાપ્રમાણે ઉત્પન્ન થયેલો પુત્રજ ક્ષેત્રજ ગણાયછે

દત્તકપુત્રનું લક્ષણ કહેછે—

**माता पिता वा दद्यातां यमद्भिः पुत्रमापदि ॥**
**सदृशं प्रीतिसंयुक्तं स ज्ञेयो दत्त्रिमः सुतः ॥१६८॥**

આપત્તિના સમયમા માતા અથવા પિતા પ્રીતિથી જલગ્રહણપૂર્વક સમાનજાતિના જે પુત્રને આપે તે પુત્ર દત્તક કહેવાયછે ૧૬૮

વસિષ્ઠ કહેછે કે—

शुक्रशोणितसम्भवः पुरुषो मातापितृनिमित्तकस्तस्य।
प्रदानविक्रयपरित्यागेषु मातापितरौ प्रभवतः ॥

એટલે પુરૂષની ઉત્પત્તિ શુક્ર અને શોણિતથી હોવાને લીધે તેનુ નિમિત્ત કારણ માતાપિતા છે અને તેથી તેનુ પ્રદાન, વિક્રય અથવા પરિત્યાગ એઓમા માતાપિતાનો હક છે આ પ્રમાણે વસિષ્ઠ મુનિનુ વચન છે તેને અનુસરીને જે અપુત્ર પુરૂષ માગણી કરે અને માતાપિતાની ઇચ્છા હોય તો પોતાનો પુત્ર તેને પુત્રરૂપે આપી શકે છે ભાવ બતાવવા વગેરેથી કોઇના પુત્રને લેવા એમ નહિ કરતા તેના માતાપિતાને ખુશી કરીને જલદાન વડે જે પુત્રને પોતાનો કરી લેવો તેજ દત્તક કહેવાયછે ' માતા અથવા પિતા " એમ કહ્યુ છે તેપરથી એવુ નહિ સમજવુ કે બેમાથી એક બીજાની ઇચ્છા ન હોય તોપણ આપી શકે પણ પરસ્પરની સમ્મતિથીજ બેમાથી કોઇ પણ પોતાના પુત્રને દત્તકતરીકે આપી શકેછે વસિષ્ઠ તો એમજ કહેછે કે પુત્રને દેવાનો કે લેવાનો પિતાનેજ અધિકાર છે અને તેથી તેણે પોતાની સ્ત્રીની સમ્મતિમાત્ર લેવી જોઇએ એવો અભિપ્રાય નિરૂપેછે

કૃત્રિમપુત્રનુ લક્ષણ કહેછે—

**सदृशं तु प्रकुर्याद्यं गुणदोषविचक्षणम् ॥**
**पुत्रं पुत्रगुणैर्युक्तं स विज्ञेयश्च कृत्रिमः ॥ १६९ ॥**

સમાનજાતિવાળા ગુણદોષના જ્ઞાનમા વિચક્ષણ અને પુત્રના ગુણોથી યુક્ત એવા બીજાના પુત્રને પુત્ર કરવામા આવે તે કૃત્રિમ પુત્ર કહેવાયછે ૧૬૯

સમાનજાતિવાળો એટલે એકજ જાતિનો ગુણદોષના જ્ઞાનમા વિચક્ષણ એટલે માતાપિતાની પારલૌકિક ક્રિયા કરવી એ ગુણરૂપ છે અને તે ક્રિયા ન કરવી તે દોષરૂપ છે એમ સમજનારો તથા પુત્રના ગુણોથી યુક્ત એટલે માતાપિતાનુ માન જાળવનારો તેઓની સેવા કરનારો અને કુળને ઉજ્વળ કરનારો હોય તેને પુત્રરૂપે કરેલો તે કૃત્રિમ પુત્ર કહેવાયછે

**माता पिता वा दद्यातां यमद्भिः पुत्रमापदि ॥**
**सदृशं प्रीतिसंयुक्तं स ज्ञेयो दत्त्रिमः सुतः ॥१६८॥**

આપત્તિના સમયમા માતા અથવા પિતા પ્રીતિથી જલગ્રહણપૂર્વક સમાનજાતિના જે પુત્રને આપેછે તે પુત્ર દત્તક કહેવાયછે ૧૬૮

વસિષ્ઠ કહેછે કે—

शुक्रशोणितसंभवः पुरुषो मातापितृनिमित्तकस्तस्य।
प्रदानविक्रयपरित्यागेषु मातापितरौ प्रभवतः ॥

એટલે પુરૂષની ઉત્પત્તિ શુક્ર અને શોણિતથી હોવાને લીધે તેનુ નિમિત્ત કારણ માતાપિતા છે અને તેથી તેનુ પ્રદાન, વિક્રય અથવા પરિત્યાગ એઓમા માતાપિતાનો હક છે આ પ્રમાણે વસિષ્ઠ મુનિનુ વચન છે તેને અનુસરીને કોઈ અપુત્ર પુરૂષ માગણી કરે અને માતાપિતાની ઇચ્છા હોય તો પોતાનો પુત્ર તેને પુત્રરૂપે આપી શકેછે બળાત્કાર વગેરેથી કોઇના પુત્રને લેવો એમ નહિ કરતા તેના માતાપિતાને ખુશી કરીને જલદાન કરીને જે પુત્રને પોતાનો કરી લેવો તેજ દત્તક કહેવાય છે ' માતા અથવા પિતા " એમ કહ્યુ છે તેપરથી એવુ નહિ સમજવુ કે બેમાથી એક બીજાની ઇચ્છા ન હોય તોપણ આપી શકે પણ પરસ્પરની સંમતિથીજ બેમાથી કોઇ પણ પોતાના પુત્રને દત્તકતરીકે આપી શકેછે વસિષ્ઠ તો એમજ કહેછે કે પુત્રને દેવાનો કે લેવાનો પિતાનોજ અધિકાર છે અને તેથી તેણે પોતાની સ્ત્રીની સંમતિમાત્ર લેવી જોઇએ એવો અભિપ્રાય નિકળેછે

કૃત્રિમપુત્રનુ લક્ષણ કહેછે—

**सदृशं तु प्रकुर्याद्यं गुणदोषविचक्षणम् ॥**
**पुत्रं पुत्रगुणैर्युक्तं स विज्ञेयश्च कृत्रिमः ॥ १६९॥**

સમાનજાતિવાળા, ગુણદોષના જ્ઞાનમા વિચક્ષણ અને પુત્રના ગુણોથી યુક્ત એવા બીજાના પુત્રને પુત્ર કરવામા આવે તે કૃત્રિમ પુત્ર કહેવાયછે ૧૬૯

સમાનજાતિવાળો એટલે એકજ જાતિનો, ગુણદોષના જ્ઞાનમા વિચક્ષણ એટલે માતાપિતાની પારલૌકિક ક્રિયા કરવી એ ગુણરૂપ છે અને તે ક્રિયા ન કરવી તે દોષરૂપ છે એમ સમજનારો તથા પુત્રના ગુણોથી યુક્ત એટલે માતાપિતાનુ માન જાળવનારો, તેઓની સેવા કરનારો અને પૂજ્યને પૂજ્યબુદ્ધિથી પૂજન કરનારો હોય તેને પુત્રરૂપ કરવો તે કૃત્રિમ પુત્ર કહેવાયછે

ગૂઢોત્પન્ન પુત્રનું લક્ષણ કહેછે—

उत्पद्यते गृहे यस्य न च ज्ञायेत कस्य सः ॥

स गृहे गूढ उत्पन्नस्तस्य स्याद्यस्य तल्पजः ॥१७०॥

ઘરમા રહેવી જેની સ્ત્રીમા પુત્ર ઉત્પન્ન થાય પણ તે કોનાથી થયો એમ જાણવામા ન આવે તે, ઘરમાં જે પુરૂષની સ્ત્રીમા ઉત્પન્ન થયો હોય તેનો ગૂઢોત્પન્ન પુત્ર કહેવાયછે ૧૭૦

જે પુરૂષની સ્ત્રીમા કોઇના પણ જાણવામા ન આવે એવા અન્યપુરૂષથી ઉત્પન્ન થયેલો પુત્ર તે સ્ત્રીના પતિનો ગૂઢોત્પન્ન પુત્ર કહેવાયછે

અપવિદ્ધ પુત્રનું લક્ષણ કહેછે—

मातापितृभ्यामुत्सृष्टं तयोरन्यतरेण वा ॥

यं पुत्रं परिगृह्णीयादपविद्धः स उच्यते ॥१७१॥

માતાપિતાએ બન્નેએ અથવા બેમાથી એકે છોડી દીધેલા જે પુત્રને ગ્રહણ કરવામા આવે તે અપવિદ્ધ પુત્ર કહેવાયછે ૧૭૧

માતાપિતા એ બન્નેએ છોડી આપેલો અથવા બેમાથી એકનુ મરણ થતાં બાકી રહેલા એકે ભરણપોષણના અસામર્થ્યથી છોડી આપેલો પુત્ર લઇને તેને પુત્રરૂપે રાખવામા આવે તે અપવિદ્ધ પુત્ર કહેવાયછે

કાનીનપુત્રનું લક્ષણ કહેછે—

पितृवेश्मनि कन्या तु यं पुत्रं जनयेद्रहः ॥

तं कानीनं वदेन्नाम्ना वोढुः कन्यासमुद्भवम् ॥१७२॥

પિતાના ઘરમા રહેલી કન્યા ગુપ્તપણે જે પુત્રને જન્મ આપે તે પુત્ર એ કન્યાને પરણનાર પુરૂષનો કાનીન નામનો પુત્ર કહેવાયછે ૧૭૨

આવી કન્યાના પિતાને પુત્ર ન હોય તો કાનીન પુત્ર પણ તેનો વારસ થઇ શકેછે એમ પણ બીજાઓનુ માનવુ છે

સહોઢ પુત્રનું લક્ષણ કહેછે—

या गर्भिणी संस्क्रियते ज्ञाताज्ञातापि वा सती ॥

वोढुः स गर्भो भवति सहोढ इति चोच्यते ॥१७३॥

ગર્ભવાળી કન્યાનો વિવાહસંસ્કાર કરવામાં આવે અને તે કન્યા ગર્ભવાળી છે એમ ખબર હોય કે ન હોય તો પણ તેનાથી થનારો પુત્ર તે પરણનાર પુરૂષનો સહોઢ પુત્ર કહેવાયછે. ૧૭૩.

પરણતી વખતેજ કન્યા ગર્ભિણી હોય તેનો પુત્ર, તે કન્યાને પરણનાર પુરૂષનો સહોઢ પુત્ર કહેવાયછે.

ક્રીતકપુત્રનું લક્ષણ કહેછે—

क्रीणीयाद्यस्त्वपत्यार्थं मातापित्रोर्यमन्तिकात् ॥
स क्रीतकः सुतस्तस्य सदृशोऽसदृशोपि वा ।१७४।

જે પુરૂષ સંતાનને માટે માતાપિતાની પાસેથી જેને ખરીદે તે ગુણથી સમાન હોય કે અસમાન હોય તોપણ તેનો ક્રીતક પુત્ર કહેવાયછે. ૧૭૪

પોતાને સંતાન ન હોવાથી જે પુત્રને, તેનાં માતાપિતાને દ્રવ્ય આપિ ખરીદવામાં આવે તે, એ ખરીદનાર પુરૂષનો ક્રીતક પુત્ર ગણાયછે ગુણથી સમાન હોય કે અસમાન હોય તેને બદલે જાતિથી સમાન હોય કે અસમાન હોય એવો અર્થ પણ કરવામાં આવેછે, પરંતુ યાજ્ઞવલ્ક્ય કે જે સઘળા પ્રકારના પુત્રો સમાનજાતિવાળાજ હોવા જોઇએ એમ માનેછે તેના મત પ્રમાણે અહીં ગુણની સમાનતા કે અસમાનતા લેવી એજ યોગ્ય છે.

પૌનર્ભવ પુત્રનું લક્ષણ કહેછે—

या पत्या वा परित्यक्ता विधवा वा स्वयेच्छया ॥
उत्पादयेत्पुनर्भूत्वा स पौनर्भव उच्यते ॥ १७५ ॥

જેનો પતિએ ત્યાગ કરેલો હોય અથવા જે વિધવા હોય તે સ્ત્રી પોતાની ઇચ્છાથી બીજા પુરૂષની સ્ત્રી થઇને જે પુત્રને ઉત્પન્ન કરે તે પુત્ર તે પુરૂષનો પૌનર્ભવ પુત્ર કહેવાયછે. ૧૭૫

આમાં જે બીજો પુરૂષ કહેવામાં આવ્યો છે તે પણ સમાનજાતિવાળોજ હોવો જોઇએ.

કેવી સ્ત્રીનો પુનર્વિવાહસંસ્કાર થઇ શકેછે તે પ્રસંગને લીધે કહેછે—

सा चेदक्षतयोनिः स्याद्गतप्रत्यागतापि वा ॥
पौनर्भवेन भर्त्रा सा पुनः संस्कारमर्हति ॥१७६॥

જો તે સ્ત્રી અક્ષતયોનિ હોય તો તે પાનભિવ પતિની સાથે ફરીને વિવાહસંસ્કારને યોગ્ય થાયછે. એવીજ રીતે પતિનો ત્યાગ કરીને ગયેલી અને પાછી આવેલી સ્ત્રી પણ પુનઃસંસ્કારને યોગ્ય થાયછે. ૧૭૬.

તે સ્ત્રી એટલે પતિએ ત્યાગ કરેલી અથવા વિધવા થયેલી જો પતિના સંસર્ગમાં ન આવી હોય તો બીજા પુરૂષની સાથે વિવાહસંસ્કાર કરવાને યોગ્ય થાયછે. એવીજ રીતે જે સ્ત્રી પિતાવગેરેએ જેની સાથે વિવાહસંસ્કાર કર્યો હોય તે પતિનો ત્યાગ કરી અન્ય પુરૂષનો આશ્રય કરવા ગઇ હોય અને ત્યાંથી પાછી ફરીને તેજ પુરૂષની પાસે આવે તો તે વખતે જો એ અન્ય પુરૂષના સંસર્ગવગરની હોય તો પ્રથમના પુરૂષની સાથે ફરીને વિવાહસંસ્કાર કરે ત્યારે તેને ત્યાં રહી શકેછે. કારણ કે તે બીજા પુરૂષની સાથે રહી તેના પ્રાયશ્ચિત્તરૂપે ફરીને વિવાહહોમવગેરે સંસ્કાર કરવા પડેછે

સ્વયંદત્ત પુત્રનું લક્ષણ કહેછે--

मातापितृविहीनो यस्त्यक्तो वा स्यादकारणात् ॥
आत्मानं स्पर्शयेद्यस्मै स्वयंदत्तस्तु स स्मृतः ॥१७७॥

જે માતાપિતાવગરનો હોય અને માતાપિતાએ વગર કારણે જેનો ત્યાગ કર્યો હોય તે પોતે જેનો પુત્ર થઇને રહે તેનો તે સ્વયંદત્ત પુત્ર કહેવાયછે. ૧૭૭

જેનાં માતાપિતા મરણ પામ્યા હોય અથવા વગરકારણે માતાપિતાએ કહાડી મૂકયો હોય તેથી જે પોતાની મેળે જેના પુત્રરૂપે થઇને રહે તે તેનો સ્વયંદત્ત પુત્ર ગણાયછે.

શૌદ્રપુત્રનું લક્ષણ કહેછે—

यं ब्राह्मणस्तु शूद्रायां कामादुत्पादयेत्सुतम् ॥
स पारयन्नेव शवस्तस्मात्पारशवः स्मृतः ॥१७८॥

બ્રાહ્મણ વિષયાભિલાષથી શૂદ્રજાતિની સ્ત્રીમાં જે પુત્રને ઉત્પન્ન કરે તે જીવતો હોય તોપણ મૃતતુલ્ય હોવાને લીધે પારશવ કહેવાયછે. ૧૭૮.

૧૬૦ મા શ્લોકમાં જેને શૌદ્રપુત્ર કહેવામાં આવ્યો છે તેનુંજ બીજું નામ પારશવ અહીં કહેલું છે. विप्रास्त्वेष विधिः स्मृतः । એ યાજ્ઞવલ્કયના વચનને

અનુસરીને પરણેલી શૂદ્રામાંજ બ્રાહ્મણથી ઉત્પન્ન થયેલો પુત્ર પારશવ ગણાયછે- જો - પારશવ પુત્ર પણ પિતાના ઉપકારમાટે શ્રાદ્ધવગેરે ક્રિયા કરી શકેછે તોપણ તે માતાની અયોગ્યતાને લીધે સંપૂર્ણ ઉપકાર કરી શકતો નથી તેથી તેને મૃતતુલ્ય ગણેલો છે

દાસીપુત્રને કેવી રીતે વિભાગ મળેછે તે જણાવેછે--

**दास्यां वा दासदास्यां वा यः शूद्रस्य सुतो भवेत् ॥**

**सोनुज्ञातो हरेदंशमिति धर्मो व्यवस्थितः ॥१७९॥**

દાસીમાં અથવા દાસની દાસીમાં શૂદ્રનો જે પુત્ર થાય તેને શૂદ્ર-પિતાએ ભાગ લેવાની રજા આપી હોય તો તે ભાગ લઇ શકે એવી ધર્મમર્યાદા છે ૧૭૯

આઠમા અધ્યાયના ૪૧૫ મા શ્લોકમાં ધ્વજાહૃતવગેરે જે દાસત્વના કારણો જણાવ્યા છે તેવા પ્રકારની દાસીમાં અથવા દાસની દાસીમાં શૂદ્રને જે પુત્ર થાય તેને તેના શૂદ્રપિતાએ 'તું ભાગ લેજે' એમ રજા આપી હોય તોજ તે તેની મિલકતમાંથી ભાગ લેવાનો અધિકારી ગણાયછે બ્રાહ્મણાદિકના દાસીપુત્રો તો માત્ર આજીવિકા લેવાનાજ અધિકારી છે વિભાગના અધિકારી નથી

ક્ષેત્રજવગેરે પુત્રોનું ઉપયોગીપણું કહેછે--

**क्षेत्रजादीन्सुतानेतानेकादश यथोदितान् ॥**

**पुत्रप्रतिनिधीनाहुः क्रियालोपान्मनीषिणः ॥१८०॥**

ઉપર જણાવેલા ક્ષેત્રજવગેરે અગિયારપ્રકારના પુત્રો શ્રાદ્ધવગેરે ક્રિયાનો લોપ ન થવા દેવામાટે પુત્રના પ્રતિનિધિરૂપ છે એમ વિદ્વાનોએ કહેલું છે ૧૮૦

ખરો પુત્ર તો ઔરસજ છે તે ન હોય તો પછી શ્રાદ્ધવગેરે ક્રિયાનો લોપ ન થાય તે માટે ઔરસના પ્રતિનિધિરૂપે ક્ષેત્રજવગેરે પુત્રો ઉપયોગના છે એમ ધર્મશાસ્ત્ર જાણનારાઓનું કહેવું છે દૌહિત્રનો સમાવેશ તો ઔરસપુત્રમાંજ થઇ જાયછે જો ઔરસપુત્ર અથવા દૌહિત્ર હોય તો તેઓજ મિલકત અને શ્રાદ્ધાદિ ક્રિયાના અધિકારી છે

**ક્ષેત્રજ વગેરેમાં પુત્રભાવ માનવો તે તો ઔરસ કે દૌહિત્રના અભાવરૂપ આપત્તિના સમયમાટેજ છે એમ દેખાડેછે—**

य एतेभिहिताः पुत्राः प्रसंगादन्यबीजजाः ॥
यस्य ते बीजतो जातास्तस्य ते नेतरस्य तु ॥१८१॥

પ્રસંગોપાત્ત હોનાથી બીજાના બીજથી થએલા જે આ પુત્રો કહેવામા આવ્યા છે તે જેના બીજથી ઉત્પન્ન થએલા હોય તેનાજ પુત્રો ગણાયછે બીજાના ગણાતા નથી ૧૮૧

પુત્રો ખરીરીને બીજવાળાનાજ છે તોપણી ક્ષેત્રજવગેરે અગ્યાર પુત્રો તથા તેના જેવા બીજાઓને પણ પોતાનો પુત્રો માનવા તે આપત્તિને માટેજ છે તેથી જેને ઔરસપુત્ર હોય કે આગમના જેવા દોહિત્ર અથવા ભાઇના પુત્રો હોય તેણે ક્ષેત્રજવગેરે પુત્રોની લાલસામા પડવુ ન જોઇએ બૃહસ્પતિ કહેછે કે—

आज्यं विना यथा तैलं सद्भिः प्रतिनिधिः स्मृतः ।
तथैकादश पुत्रास्तु पुत्रिकौरसयोर्विना ॥

એટલે વિદ્વાનોએ જેમ ઘીના અભાવમા તેલને તેના પ્રતિનિધિરૂપ ગણેલ છે તેમ પુત્રિકા તથા ઔરસના અભાવમા ક્ષેત્રજ વગેરે અગિયારપ્રકારના પુત્રો પુત્રરૂપ ગણાયછે

ભાઇનો પુત્ર પણ મુખ્ય પુત્રના જેવોજ છે એમ કહેછે—

भ्रातॄणामेकजातानामेकश्चेत्पुत्रवान्भवेत् ॥
सर्वांस्तांस्तेन पुत्रेण पुत्रिणो मनुरब्रवीत् ॥१८२॥

એક પિતાથી ઉત્પન્ન થએલા ભાઇઓમા જો એક ભાઇ પણ પુત્રવાળો હોય તો તે પુત્રથી સઘળા ભાઇઓ પુત્રવાળા ગણાયછે એમ મનુએ કહેલુ છે ૧૮૨

ઘણા ભાઇઓમાથી એક ભાઇને પણ પુત્ર હોય તો તેનાથીજ તે સઘળા ભાઇઓ પુત્રવાળા ગણાયછે એટલે પછી પુત્રવગરના ભાઈએ પણ ક્ષેત્રજ, દત્તકવગેરે પુત્ર મળવવાની પ્રવૃત્તિમા પડવુ એ યોગ્ય નથી ભાઇનો પુત્રજ સઘને પિંડદાન દઇ શકેછે અને સઘનો વારસ પણ થઇ શકેછે પણ એવી રીતે કે પોતાનો પુત્ર ન હોય તો માતાપિતા અને તે પણ ન હોય તો ભાઇઓ અને ભાઇઓ ન હોય તો ભાઇના પુત્રો વારસ થાયછે યાજ્ઞવલ્ક્ય પણ એમજ કહેછે

એક પિતાના પુત્રરૂપ ઘણા ભાઇઓમાંથી એક પણ ભાઇ જો પુત્રવાળો હોય તો બાકીના સઘળા ભાઇઓ પણ તેનાથીજ પુત્રવાળા ગણાયછે તેવીજ રીતે એક પતિની ઘણી સ્ત્રીઓમાંથી એક સ્ત્રી પણ પુત્રવાળી હોય તો તે પુત્રથીજ બાકીની સઘળી સ્ત્રીઓ પણ પુત્રવાળી ગણાયછે એમ કહેછે—

**सर्वासामेकपत्नीनामेका चेत्पुत्रिणी भवेत् ॥**
**सर्वास्तास्तेन पुत्रेण प्राह पुत्रवतीर्मनुः ॥ १८३ ॥**

એક પુરૂષની સઘળી સ્ત્રીઓમાં જો એક પણ પુત્રવાળી હોય તો તે સઘળી સ્ત્રીઓ તે પુત્રથી પુત્રવાળી છે એમ મનુએ કહેલ છે. ૧૮૩.

પોતાની કોઇપણ શોકયને પુત્ર હોય તો પછી બીજી કોઇપણ સ્ત્રીએ પોતે પુત્રવાળી કહેવરાવવામાટે ક્ષેત્રજ કે દત્તકવગેરે પુત્ર મેળવવાની પ્રવૃત્તિ કરવી નહિ. કારણ કે શોકયના પુત્રથીજ તે પુત્રવાળી ગણાયછે.

પૂર્વપૂર્વના મુખ્ય હકવાળા પુત્રો ન હોય તોજ પછીપછીના પુત્રો હકદાર થઇ શકેછે એમ કહેછે—

**श्रेयसः श्रेयसोऽलाभे पापीयान् रिक्थमर्हति ॥**
**बहवश्चेत्तु सदृशाः सर्वे रिक्थस्य भागिनः ॥१८४॥**

બાર પ્રકારના પુત્રોમાં પ્રથમ પ્રથમનો શ્રેષ્ટ પુત્ર ન હોય તો પછી ઉતરતા ઉતરતા નંબરનો પુત્ર પિતાનુ ધન લેવાને યોગ્ય ગણાયછે. અને જો ઘણા પુત્રો સમાન ઉત્તમતાવાળા કે સમાન હીનતાવાળા હોય તો તે સઘળાઓ પિતાના ધનમાં સમાન વિભાગવાળા થાયછે ૧૮૪.

ઔરસવગેરે પુત્રોમાં પૂર્વપૂર્વ પુત્રના અભાવમા પછીપછીનો પુત્ર દાય-ભાગ લઇ શકેછે અને પૂર્વપૂર્વનો પુત્ર હોય તેણે પછીપછીના પુત્રોનું પોષણ કરવું એમ વિષ્ણુ સ્મૃતિમાં કહ્યુ છે તેથી શૂદ્રાપુત્ર જે સહુથી છેવટનો છે તેને તેની પહેલાના ઉત્તમ પુત્રો હોય ત્યાંસુધી કઇ મળી શકતુ નથી. પૂર્વના પુત્રે ઉતરતા નબરના પુત્રનું પોષણ માત્ર કરવું એ નિયમ, અપવાદના વિષયને છોડી દઇને બાકીના સામાન્યવિષયને માટે છે. એટલે કે ક્ષેત્રજ, દત્તકવગેરેને માટે જે અગાઉ અમુક અમુક ભાગ દેવાનું કહ્યુ છે તેને એ નિયમ લાગુ પડતો નથી. વળી જ્યા સમાનકક્ષાનો ઘણા પુત્રો હોય ત્યાં તો તેઓ સમાન હકદારજ છે.

પુત્રો હોય તો ભાઇ કે પિતા વારસ થઇ શકતો નથી એમ જણાવેછે—

न भ्रातरो न पितरः पुत्रा रिक्थहराः पितुः॥
पिता हरेदपुत्रस्य रिक्थं भ्रातर एव च ॥१८५॥

પિતાને ઔરસ પુત્ર ન હોય તો પિતાના ભાઇઓ તથા તેનો પિતા કે તેના કાકાઓ તેનું ધન લઇ શકે નહિ પણ તેના ક્ષેત્રજ વગેરે જે પુત્રો હોય તે તેનુ ધન લઇ શકે પરંતુ જેને બિલકુલ પુત્ર ન હોય તેના ધનને તેનો પિતા કે તેના ભાઇઓ લઇ શકેછે ૧૮૫

મુખ્ય પુત્રને બદલે ગૌણ પુત્ર હોય તોપણ પિતા કે ભાઇઓ વારસ થઇ શકતા નથી

પુત્ર ન હોય પણ પૌત્ર કે પ્રપૌત્ર હોય તોપણ પિતા કે ભાઇઓ વારસ થઇ શકતા નથી એમ દેખાડવાને માટે ચાર પેઢીનો ચાલુ મુખ્ય સંબંધ જણાવેછે—

त्रयाणामुदकं कार्यं त्रिषु पिण्डः प्रवर्त्तते॥
चतुर्थः संप्रदातैषां पञ्चमो नोपपद्यते ॥१८६॥

પિતા, પિતામહ અને પ્રપિતામહ એ ત્રણને ઉદકદાન કરાયછે અને ત્રણેને પિંડદાન કરાયછે એઓની સાથે ચોથો પુત્ર, ઉદકદાન તથા પિંડ દાન કરનારો છે પણ પાંચમા કોઇ પુરૂષનો સંબંધ નથી ૧૮૬

પ્રપિતામહના પિતાવગેરેને પિંડ પહોચતો નથી પણ તેઓને પિંડનો લેપમાત્ર પહોચેછે તેથી પ્રપિતામહસુધીનીજ ગણના છે આથી પિતાની પેઠે પિતામહ તથા પ્રપિતામહનુ ધન પણ તેના ભાઇઓવગેરેને ન મળતા પુત્રનેજ મળવુ જોઇએ એમ જણાવ્યુ

મરણ પામનારનો પુત્ર અથવા નજીકના ભાયાત ન હોય તો પછી તેનું ધન કોને કોને મળે તે જણાવેછે—

अनन्तरः सपिण्डाद्यस्तस्य तस्य धनं भवेत्॥
अत ऊर्ध्वं सकुल्यः स्यादाचार्यः शिष्य एव वा।१८७।

સપિંડોમાં જે જે નજીક હોય તે તે ધન લઇ શકેછે અને સપિંડ બાપાત ન હોય તો સમાનોદક, તે ન હોય તો આચાર્ય અને તે પણ ન હોય તો શિષ્ય ધન લઇ શકેછે ૧૮૭.

મરનારના સપિંડમાં જે નજીકનો પુરૂષ અથવા સ્ત્રી હોય તે તેનું ધન લઇ શકેછે એટલે અપુત્ર પુરૂષની સ્ત્રી હોય તો તે તેનું ધન લઇ શકે કારણ કે સ્ત્રી અર્ધાંગના કહેવાયછે અને બૃહસ્પતિવગેરેનું તેમજ માનવું છે સ્ત્રી ન હોય તો અપુત્રિકા દુહિતા, તે ન હોય તો પિતા, તે ન હોય તો માતા, માતાપિતા ન હોય તો સહોદરભાઇ, તે ન હોય તો સહોદરભાઇનો પુત્ર, તે ન હોય તો પિતાની માતા, તે ન હોય તો જે કોઈ નજીકનો સપિંડ હોય તે, કોઇ સપિંડ ન હોય તો સમાનોદક, તે ન હોય તો આચાર્ય અને તે ન હોય તો શિષ્ય એમ અનુક્રમથી એક બીજાની ગેરહાજરીમાં વારસ થઇ શકેછે.

શિષ્યસુધીના કોઇ વારસો ન હોય તો મરનારનું ધન કોને મળે તે કહેછે—

**सर्वेषामप्यभावे तु ब्राह्मणा रिक्थभागिनः॥**
**त्रैविद्याः शुचयो दान्तास्तथा धर्मो न हीयते॥१८८॥**

સર્વના અભાવમાં વેદત્રયીને જાણનારા, પવિત્ર અને જિતેંદ્રિય બ્રાહ્મણો હોય તેઓ મરનારનું ધન લઇ શકેછે અને તેમ કરવાથી ધર્મને હાનિ પહોચતી નથી ૧૮૮

ઉપરના શ્લોકમાં કહેલા સપિંડવગેરે કોઇ ન હોય તો છેવટ વેદત્રયીને જાણનારા, બાહ્ય તથા આંતર પવિત્રતાવાળા જિતેંદ્રિય બ્રાહ્મણો તે મરનારનું ધન લઇ શકેછે કારણ કે તેમ કરવાથી તે મરણ પામેલા પુરૂષની શ્રાદ્ધવગેરે ધર્મક્રિયાની હાનિ થતી નથી, તેઓ તેને પિંડ આપે તે પહોચે છે

જેનો કોઇપણ વારસ ન હોય તેનું ધન કોણે લેવું તે કહેછે—

**अहार्यं ब्राह्मणद्रव्यं राज्ञा नित्यमिति स्थितिः॥**
**इतरेषां तु वर्णानां सर्वाभावे हरेन्नृपः॥१८९॥**

બ્રાહ્મણનું દ્રવ્ય રાજાથી લઇ શકાય નહિ એવી ધર્મની ચાલતી મર્યાદા છે બીજા વર્ણવાળાનો કોઇપણ વારસ ન હોય તો તેનું ધન રાજાએ લેવું ૧૮૯

મરનાર બ્રાહ્મણનો શિષ્યપર્યંત કોઇપણ વારસ ન હોય તો તે ગામના સારા બ્રાહ્મણોને તેનું ધન વહેંચી આપવું અથવા બીજા કોઇ તેવાજ ધર્મના કાર્યમાં તે ધન વાપરવું, પણ રાજાએ તે ધન પોતાના ભંડારમાં લેવું નહિ. અને બ્રાહ્મણસિવાયના વર્ણોનું એટલે ક્ષત્રિયવગેરેનું ધન તે મરનારનો કોઇપણ વારસ ન હોય તો રાજા લઇ શકેછે

પુરૂષ અપુત્ર દશામાં મરણ પામે પરંતુ પાછળથી તેની સ્ત્રી નિયોગધર્મથી પુત્રને જન્મ આપે તો તે પુત્રને તેનું સઘળું ધન મળવાવિષે કહેછે—

**संस्थितस्यानपत्यस्य सगोत्रात्पुत्रमाहरेत् ॥**
**तत्र यद्रिक्थजातं स्यात्तत्तस्मिन्प्रतिपादयेत् ॥१९०॥**

સંતાનવગરના મરણ પામેલા પુરૂષની સ્ત્રી, સગોત્રથી પુત્રને ઉત્પન્ન કરે તો તેનું જે કાંઇ ધન હોય તે સઘળું તેને આપવું ૧૯૦

મરણ પામેલા અપુત્ર પુરૂષનું ધન પાછળથી ઉત્પન્ન થયેલા તે પુત્રને આપવું.

એક સ્ત્રીમાં જૂદાજૂદા પુરૂષથી ઉત્પન્ન થયેલા બે પુત્રો હોય તો વાંધો પડતાં પોતપોતાના પિતાની મિલકતના હકદાર થાય તે વિષે કહેછે—

**द्वौ तु यौ विवदेयातां द्वाभ्यां जातौ स्त्रिया धने ॥**
**तयोर्यद्यस्य पित्र्यं स्यात्तत्स गृह्णीत नेतरः ॥१९१॥**

જૂદા જૂદા બે પુરૂષથી એક માતામાં ઉત્પન્ન થયેલા બે પુત્રો પોતાની માતાની પાસેનું ધન લેવામાં વિવાદ કરે ત્યારે તે બેમાંથી જેના પિતાનું ધન હોય તે લે, બીજો લે નહિ ૧૯૧

પતિ મરણ પામવા પછી પુત્ર હોવા છતાં તેની સ્ત્રી તેનું ધન લઇને બીજા પુરૂષના ઘરમાં જાય, અને તેનાથી પણ તેને પુત્ર થાય ત્યાર બાદ તે પુરૂષ પણ મરણ પામે અને પુત્ર બાળક હોવાથી તેની મિલકત પણ તે સ્ત્રીના હાથમાં આવે પછી જ્યારે બન્ને પુત્રો મોહોટા થાય અને પોતાની માતાની પાસે બન્ને પુરૂષોની મિલકત રહેલી હોય તેનો વિભાગ કરતી વખતે વાંધો પડે તો તે વખતે તે તે પુત્ર પોતપોતાના ઉત્પાદક પિતાની મિલકતનો માલેક થાય.

પિતાના ધનના વિભાગસંબંધી કહીને હવે માતાના ધનસંબંધી વિભાગનો પ્રકાર કહેછે—

**जनन्यां संस्थितायां तु समं सर्वे सहोदराः ॥**
**भजेरन्मातृकं रिक्थं भगिन्यश्च सनाभयः ॥१९२॥**

માતાના મરણપછી સર્વ સહોદર ભાઈઓએ તથા સહોદર બહેનોએ મળી માતાનુ જે ધન હોય તેનો સમાન વિભાગ પાડી લેવો ૧૯૨

અહીં કુવારી બહેનો સમજવી બૃહસ્પતિ કહેછે કે માતાના ધનનો ભાઇઓ તથા નહિ પરણેલી બહેનોએ ભાગ પાડી લેવા અને પરણેલી બહેનોનો તેમાથી માત્ર સત્કાર કરવો સમાન વિભાગ પાડવો એટલે મોહાટાભાઈને કઇ વિશેષ દેવુ નહિ માતાનુ જે સ્ત્રીધન હોય તે સિવાય જે કાઇ માતાનુ ધન હોય તે વહેચી લેવુ એમ કેટલાએકનુ માનવુ છે અને કેટલાએક એમ પણ કહેછે કે સ્ત્રીધન પણ વહેચી લેવુ

પુત્રીની પુત્રીઓને પણ કંઇ દવાનિપે કહેછે—

**यास्तासां स्युर्दुहितरस्तासामपि यथार्हतः ॥**
**मातामह्या धनात्किञ्चित्प्रदेयं प्रीतिपूर्वकम् ॥१९३॥**

તે પુત્રીઓની જે પુત્રીઓ હોય તેઓને પણ યથાયોગ્ય માતામહીના ધનમાથી પ્રીતિપૂર્વક કાઇ દ્રવ્ય દેવુ ૧૯૩

પુત્રીઓની નહિ પરણેલી પુત્રીઓને પણ તે મરણ પામે તો તેણીઓની માતામહી એટલે માતાની માતાના ધનમાથી કાઈ મળવુ જોઇએ

સ્ત્રીધન કોને કહેવું? તે જણાવેછે—

**अध्यग्न्यध्यावाहनिकं दत्तं च प्रीतिकर्मणि ॥**
**भ्रातृमातृपितृप्राप्तं षड्विधं स्त्रीधनं स्मृतम् ॥१९४॥**

વિવાહમા અગ્નિસમક્ષ મળેલુ, સાસરે જતી વખતે મળેલુ પ્રીતિકર્મમા મળેલુ માતાતરફથી મળેલુ, પિતાતરફથી મળેલુ અને ભાઇતરફથી મળેલુ એ પ્રમાણે ૬ પ્રકારનુ સ્ત્રીધન કહેવાયછે ૧૯૪

પ્રીતિકર્મમા મળેલુ એટલે પરણીને સાસરે આવ્યા પછી સાસુ સસરાવગેરેને નમન કરતી વખતે તેઓએ ખુશી થઈને આપેલુ હોય તે, અથવા ગમે ત્યારે

સુધી થઇને પતિએ આપેલું હોય તે ધન સમજવું. આ અધ્યાયના ૧૩૧ મા શ્લોકમાં માતાનું જે સ્ત્રીધન હોય તે માત્ર તેની નહિ પરણેલી પુત્રીઓનુંજ છે એમ જણાવેલું છે તે પ્રમાણે મરણ પામેલી માતાનું સ્ત્રીધન પુત્રોથી લઇ શકાતું નથી.

સ્ત્રીના ધનની વ્યવસ્થા કહેછે—

अन्वाधेयं च यद्दत्तं पत्या प्रीतेन चैव यत् ॥
पत्यौ जीवति वृत्तायाः प्रजायास्तद्धनं भवेत् ॥१९५॥

સ્ત્રીનું અન્વાધેય ધન તથા પ્રસન્ન થયેલા પતિએ આપેલું ધન પતિ છવતાં સ્ત્રીનું મરણ થાય તો તે ધન તે સ્ત્રીની પ્રજાને મળવું જોઇએ. ૧૯૫.

કાત્યાયન કહેછે કે—

विवाहात्परतो यत्तु लब्ध भर्तृकुले स्त्रिया।
अन्वाधेयं तदुक्तं तु सर्वं बन्धुकुले तथा॥

એટલે પતિના કુલતરફથી તથા સઘળા બંધુઓતરફથી જે કાંઇ ધન સ્ત્રીને મળેછે તે અન્વાધેય ધન કહેવાયછે, પતિ છવતો હોય તોપણ મરણ પામેલી સ્ત્રીનાં સંતાનોને તેનું એ સઘળું ધન મળવું જોઇએ.

સંતાન ન હોય તો સ્ત્રીધન કોને મળે તે જણાવેછે—

ब्राह्मदैवार्षगान्धर्वप्राजापत्येषु यद्वसु ॥
अप्रजायामतीतायां भर्तुरेव तदिष्यते ॥ १९६ ॥

બ્રાહ્મ, દૈવ, આર્ષ, ગાંધર્વ અને પ્રાજાપત્ય એ વિવાહોમાં જે ધન સ્ત્રીને મળેલું હોય તે, પ્રજારહિત સ્ત્રી મરણ પામે તો તેના પતિનેજ મળવું યોગ્ય છે. ૧૯૬.

ત્રીજા અધ્યાયના ૨૭, ૨૮, ૨૯, ૩૦, અને ૩૨ એ પાંચ શ્લોકોમાં અનુક્રમથી બ્રાહ્મવગેરે પાંચ વિવાહોના લક્ષણો કહેવામા આવેલા છે સ્ત્રીને પ્રજા હોય તો તે ધનઉપર તેના પતિનો હક થતો નથી

સ્ત્રીધન માતાપિતાને કેવીરીતે મળેછે તે જણાવેછે—

यत्त्वस्याः स्याद्धनं दत्तं विवाहेष्वासुरादिषु ॥
अप्रजायामतीतायां मातापित्रोस्तदिष्यते ॥१९७॥

આસુરવગેરે વિવાહોમાં સ્ત્રીને જે ધન આપેલું હોય તે ધન, જો સ્ત્રી, પ્રજાવગરની મરી જાય તો તેનાં માતાપિતા લઇ શકેછે. ૧૯૭.

આસુરવગેરે વિવાહો એટલે આસુર, રાક્ષસ અને પૈશાચ એ ત્રણ વિવાહો જેનાં લક્ષણ ત્રીજા અધ્યાયના ૩૧, ૩૩ અને ૩૪ એ ત્રણ શ્લોકોમા અનુક્રમથી કહેવામા આવ્યા છે તે સમજવા.

ઘણી શોક્યોમાંથી કોઇ મરણ પામે ત્યારે તેના ધનઉપર બ્રાહ્મણી કન્યાની માલેકી દેખાડેછે—

**स्त्रियां तु यद्भवेद्वित्तं पित्रा दत्तं कथञ्चन ॥**

**ब्राह्मणी तद्धरेत्कन्या तदपत्यस्य वा भवेत् ॥१९८॥**

સ્ત્રીને તેના પિતાએ કોઇપણ રીતે જે ધન આપેલું હોય તે ધન બ્રાહ્મણી સ્ત્રીની કન્યાએ લેવું અથવા તે કન્યાનાં સંતાને લેવું. ૧૯૮.

બ્રાહ્મણની અનેક જાતિની સ્ત્રીઓ હોય તેઓમાં સંતાન તથા પતિવગરની ક્ષત્રિયાવગેરે જે સ્ત્રી મરણ પામે તેનું ધન કે જે તેને તેના પિતાએ આપેલું હોય તે તેની બ્રાહ્મણી શોક્યની પુત્રી લઇ શકેછે અને તેની ગેરહાજરીમાં તે પુત્રીની પુત્રી પણ લઇ શકેછે

સ્ત્રીધન સિવાયના બીજા ધનઉપર સ્ત્રીનો અધિકાર નથી તેવિષે કહેછે—

**न निर्हारं स्त्रियः कुर्युः कुटुम्बाद्बहुमध्यगात् ॥**

**स्वकादपि च वित्ताद्धि स्वस्य भर्तुरनाज्ञया ॥१९९॥**

જે ધન સઘળા કુટુંબની માલેકીનું હોય તેમાંથી સ્ત્રીઓએ કંઇ લેવું નહિ અને પતિની આજ્ઞાવગર પતિના ધનમાથી પણ સંચય કરવો નહિ. ૧૯૯.

કુટુંબનું અવિભક્ત ધન, સાચવી શકે તેવી પ્રૌઢ સ્ત્રીની પાસે રહેતું હોય તેમાંથી તે સ્ત્રીએ પોતાને માટે કઇપણ લેવું નહિ તેમ પોતાના પતિનું ધન હોય તેમાથી પણ તેની રજાવગર પોતે લેવુ નહિ. કારણ કે તેના ઉપર તેનો કશો અધિકાર નથી, આવુ ધન કદાચ સ્ત્રીએ પોતાની પાસે ભેળું કરી રાખ્યું હોય તોપણ તે તેનું ગણાતુ નથી.

જૂદા થતા પુત્રોએ માતાના ક્યા અલંકારો વિભાગમાટે લઇ શકાતા નથી તે કહેછે—

पत्यौ जीवति यः स्त्रीभिरलङ्कारो धृतो भवेत्॥
न तं भजेरन्दायादा भजमानाः पतन्ति ते ॥२००॥

સ્ત્રીઓએ પતિ જીવતા જે અલંકાર ધારણ કર્યા હોય તે અલંકારનો વિભાગના સમયમાં પુત્રોએ વિભાગ પાડવો નહિ જો તેનો વિભાગ પાડે તો તેઓ પતિત થાયછે ૨૦૦

પતિ જીવતો હોય ત્યારે પતિના માનપાત્રપણાને લીધે સ્ત્રી જે અલંકાર ધારણ કરી હોય તે અલંકાર પતિના મરણપછી તે સ્ત્રીની પાસેથી તેના પુત્રોએ વિભાગમાં લઇ લેવો નહિ

હવે વિભાગમાં કેવા ભાઇઓ હક ધરાવી શકતા નથી તે જણાવેછે--

अनंशौ क्लीबपतितौ जात्यन्धबधिरौ तथा ॥
उन्मत्तजडमूकाश्च ये च केचिन्निरिन्द्रियाः ॥२०१॥

નપુંસક, પતિત, જન્મથી અંધ, બધિર ઉન્મત્ત જડ મૂક અને જે કોઇ નિરિંદ્રિય હોય તેઓ પિતાના ધનમાંથી ભાગ લઇ શકતા નથી ૨૦૧

નિરિંદ્રિય એટલે કર્મેંદ્રિયવગરના સમજવા કારણ કે આંધળા બેહેરાવગેરેને માટે જૂદો નિર્દેશ છે

વિભાગ લેવાને અયોગ્ય હોય તેઓની આજીવિકાનો માર્ગ કહેછે—

सर्वेषामपि तु न्याय्यं दातुं शक्त्या मनीषिणा ॥
ग्रासाच्छादनमत्यन्तं पतितो ह्यददद्भवेत्॥२०२॥

ઉપર કહેલા નપુંસકવગેરેને બુદ્ધિમાન માણસે શક્તિપ્રમાણે ઉચિત પર્યંત યોગ્યરીતે અન્નવસ્ત્ર આપવાં જોઇએ પણ જો ન આપે તો તે પાપી થાયછે ૨૦૨

ભાઇઓએ વિભાગ કરતી વખતે એવા લોકોના અન્નવસ્ત્રનો બંદોબસ્ત કરવો જોઇએ જો તેમ ન કરે તો તે ભાઇઓ પાપી બનેછે યાજ્ઞવલ્ક્ય પણ કહેછે કે—

क्लीबोथ पतितस्तज्जः पङ्गुरुन्मत्तको जडः।

अन्धोऽचिकित्स्यरोगार्तो भर्तव्याश्च निरंशकाः॥

એટલે નપુંસકવગેરે જેઓને વિભાગ નથી મળી શકતો તેનું ભરણપોષણ કરવું જોઇએ.

નપુંસકવગેરેના પુત્રો હોય તો તેને વિભાગ દેવાવિષે કહેછે—

**यद्यर्थिता तु दारैः स्यात्क्लीबादीनां कथंचन ॥**

**तेषामुत्पन्नतन्तूनामपत्यं दायमर्हति ॥ २०३ ॥**

જો નપુંસકવગેરેને કોઇપણ પ્રકારે સ્ત્રી પરણવાની ઇચ્છા થાય અને સ્ત્રી પરણ્યાપછી તેને પુત્ર થાય તો તે પુત્ર વિભાગ લેવાને યોગ્ય ગણાયછે. ૨૦૩.

નપુંસકને ક્ષેત્રજ પુત્ર થાય અને બીજાઓને કદાચ ઔરસ પુત્ર થાય તો તેઓ વિભાગ લઇ શકેછે. "કોઇપણ પ્રકારે" એમ કહેલ હોવાથી બનતાં સુધિ તેઓ પરણવાને અયોગ્ય છે એમ સૂચવ્યું છે. નપુંસકને પણ સ્માર્તધર્મકર્મો કરવાની ઇચ્છા થાય અને તેથી તે પરણે અને તેમ થતાં ક્ષેત્રજ પુત્રથી તેનો વંશ ચાલે તો તે ક્ષેત્રજ પુત્રને વિભાગ મળી શકેછે

જૂદા થયા પહેલાં મોહોટોભાઇ જે કાંઇ કમાય તેમાંથી પણ નાહાના ભાઇઓને વિભાગ મળવાવિષે કહેછે—

**यत्किञ्चित्पितरि प्रेते धनं ज्येष्ठोधिगच्छति ॥**

**भागो यवीयसां तत्र यदि विद्यानुपालिनः ॥२०४॥**

પિતાના મરણપછી જ્યેષ્ટ જે કાંઇ ધન મેળવેછે તેમાં કનિષ્ઠ બંધુઓનો પણ વિભાગ થાયછે. પરંતુ તે કનિષ્ઠબંધુઓ વિદ્યાનુ સેવન કરનાર હોવા જોઇએ. ૨૦૪

પિતાનું મરણ થયાપછી અવિભક્ત કુટુંબમાં મોહોટોભાઇ પોતાના પરાક્રમથી કમાતો હોય તોપણ જૂદા થતી વખતે તેમાંથી વિદ્યાવગેરે યોગ્ય ગુણોવાળા નાહાનાભાઇઓને વિભાગ મળવો જોઇએ આ ઉપરથી ગુણહીનને તે ધનમાંથી વિભાગ ન મળી શકે એમ સૂચવ્યુ છે.

અવિભક્ત સઘળા ભાઇઓની કમાણીના ભાગવિષે કહેછે—

**अविद्यानां तु सर्वेषामीहातश्चेद्धनं भवेत् ॥**

**समस्तत्र विभागः स्यादपित्र्य इति धारणा ॥२०५॥**

વિદ્યાવગરના મયળા ભાઇઓએ ખેતીવગેરે ઉદ્યોગથી જે ધન મેળ-વેલું હોય તેમાથી પિતાનુ ધન જૂદુ રાખી સર્વનો સમાન વિભાગ કરવો એવો નિશ્ચય છે. ૨૦૫

આવા પ્રકારના ધનના વિભાગમાથી કોઇને વધારો મળતો નથી

ક્યા પ્રકારનું ધન જેણે મેળવ્યું હોય તેનુજ ગણાયછે તે કહેછે—

विद्याधनं तु यद्यस्य तत्तस्यैव धनं भवेत् ॥
मैत्र्यमौद्वाहिकं चैव माधुपर्किकमेव च ॥ २०६ ॥

વિદ્યાથી મળેલુ, મિત્રતથી મળેલુ, વિવાહમા મળેલુ અને મધુપર્કથી કરેલા પૂજનમા મળેલુ ધન જેને મળ્યુ હોય તેનુજ ગણાયછે ૨૦૬

બીજાને અન્નાદિક આપીને તેની પાસેથી વિદ્યા મેળવી હોય અને તે વિદ્યાથી વિધિપ્રમાણે જે ધન મળે તે વિદ્યાથી મળેલુ ધન ગણાય એમ કાત્યાયન કહેછે શિષ્યની પાસેથી, ઋત્વિજપણુ કરવાથી, શાસ્ત્રસબધી કાંઇ પ્રશ્ન કરવાથી અને તેવા પ્રશ્નનો નિર્ણય કરવાથી મળેલુ ધન પણ વિદ્યાપ્રાપ્ત ધન કહેવાયછે

વિભાગની ઇચ્છા નહિ ધરાવનારા ભાઇને કેવી રીતે જૂદા કરવો તે કહેછે—

भ्रातॄणां यस्तु नेहेत धनं शक्तः स्वकर्मणा ॥
स निर्भाज्यः स्वकादंशात्किंचिद्दत्वोपजीवनम् ॥२०७॥

જે ભાઇ પોતાના પરાક્રમથી નિર્વાહ કરવામા સમર્થ હોય તેથી ભાઇ-ઓના ધનમાથી ભાગ લેવાની ઇચ્છા ન કરે તો તેને પોતાના અંશમાંથી કાંઇક ઉપજીવન આપી જૂદો કરવો ૨૦૭

પોતેજ ઉદ્યમ કરી ધન મેળવવા સમર્થ હોય અને અવિભક્ત મિલકતમાથી ભાગ લેવાની ઇચ્છા નહિ કરનાર હોય તેવા ભાઇને બીજા ભાઇઓએ પોતપોતાના ભાગમાથી કાંઇક આપવુ જોઇએ જેથી તે કાળાંતરે કદાચ વૃત્તિ બદલે તોપણ કાંઇ વિવાદ કરી શકે નહિ અથવા તેના પુત્રો કાંઇ વાંધો ઉઠાવી શકે નહિ

ઇચ્છા ન હોય તો પોતાની કમાણીનું દ્રવ્ય ભાઇઓના વિભાગમાં કોઇ ભાઇ ન આપે તો તે પરાણે લઇ શકાતુ નથી તેસંબંધે કહેછે—

अनुपघ्नन् पितृद्रव्यं श्रमेण यदुपार्जितम् ॥
स्वयमीहितलब्धं तन्नाकामो दातुमर्हति ॥२०८॥

જે પુરૂષ પિતાના દ્રવ્યને કાંઇપણ હાનિ પહોંચાડ્યાવગર પોતે ઉદ્યમથી જે દ્રવ્ય મેળવે તે દ્રવ્ય પોતાની ઇચ્છા ન હોય તો ભાઇઓને આપે નહિ ૨૦૮.

ઇચ્છા હોય અને આપે તો તે તેની શ્રેષ્ઠતા ગણાયછે.

પોતાની ઇચ્છા ન હોય તો કેવા ધનનો વિભાગ પિતા પોતાના પુત્રોને નહિ આપવામાં સ્વતંત્ર છે તે જણાવેછે—

पैतृकं तु पिता द्रव्यमनवाप्तमवाप्नुयात् ॥
न तत्पुत्रैर्भजेत्सार्द्धमकामः स्वयमर्जितम् ॥२०९॥

જે પિતા પોતાના પિતાથી નહિ લઇ શકાયેલાં પિતાના જે ધનને મેળવે, તે પિતાએ પોતે મેળવેલું હોવાથી ઇચ્છા ન હોય તો તે ધનનો પુત્રોસાથે વિભાગ પાડવો નહિ ૨૦૯

કોઈ પુરૂષે અશક્તિવગેરે ગમે તે કારણથી પોતાના પિતાના ધનને જતું કર્યું હોય તે ધનને તે પુરૂષનો પુત્ર મેળવે તો તે તેણે પોતે મેળવેલું ગણાયછે અને તેથી તેની ઇચ્છા ન હોય તો જ્યારે પોતાના પુત્રો જુદા થાય તે વખતે તે ધન તેઓના વિભાગમાં ન આપે તો પુત્રો પરાણે લઇ શક્તા નથી.

ભાઇઓ એક વખત જુદા થઇ ગયા પછી ફરીને સાથે રહેતા હોય તો તેઓ જુદા થતી વખતે કેવી વ્યવસ્થાથી વિભાગ પાડે તે જણાવેછે—

विभक्ताः सह जीवन्तो विभजेरन्पुनर्यदि ॥
समस्तत्र विभागः स्याज्ज्यैष्ठ्यं तत्र न विद्यते ॥२१०॥

પ્રથમ જુદા થઇ પછીથી સાથે રહી ફરીને જો જુદા થાય તો તેમાં સમાન વિભાગ પડેછે તેમાં જ્યેષ્ઠભાઇને વિશેષ ભાગ મળતો નથી ૨૧૦.

એક વખત જુદા થયા એટલે સૌ પોતાની મિલ્કત થઇ તે ભેળી કરીને ફરીથી જુદા થાય ત્યારે તે મિલ્કત પિતાની નહિ પણ સઘળા ભાઇઓનીજ ગણાવાને લીધે તેમાં ઉદ્ધાર એટલે જ્યેષ્ઠ બન્ધુને વિશેષ મળવાનું કારણ રહેતું નથી.

વિભાગમાંથી નિકળી જનારના વિભાગની વ્યવસ્થા કહેછે—

षां ज्येष्ठः कनिष्ठो वा हीयेतांशप्रधानतः ॥
म्रियेतान्यतरो वापि तस्य भागो न लुप्यते ॥२११॥

ભાઇઓમાં જ્યેષ્ઠબંધુ અથવા કનિષ્ટ બંધુ પોતાનો ભાગ છોડી આપે અથવા કોઇ ભાઇ મરણ પામે તો પણ તેનો વિભાગ નષ્ટ થતો નથી. ૨૧૧.

વિભાગ નષ્ટ થતો નથી એટલે તેનો વિભાગ તેના નજીકના સબંધવાળાને મળી શકેછે.

એ વિભાગ કોને કોને મળી શકેછે તે જણાવેછે—

सोदर्या विभजेरंस्तं समेत्य सहिताः समम् ॥
भ्रातरो ये च संसृष्टा भगिन्यश्च सनाभयः ॥२१२॥

વિભાગમાંથી નીકળી ગયેલા ભાઇના વિભાગનો તેના સહોદર ભાઇઓએ, સહોદર બેહેનોએ અને સંસૃષ્ટ ભાઇઓએ સાથે મળીને વિભાગ પાડી લેવો. ૨૧૨.

જેને પુત્ર, પત્ની, પિતા કે માતા ન હોય એવો ભાઇ સન્યાસી થઇ જાય અથવા મરણ પામે તો તેના સહોદર ભાઈબેહેનો તથા બીજી માતાના પુત્રો પણ જેઓ સાથે રહેતા હોય તે સૌએ મળીને તેનો વિભાગ સમાનઅંશે વહેંચી લેવો.

મોહોટો ભાઇ બીજાઓને હાનિકારક નિવડે તો શું કરવું તે કહેછે—

यो ज्येष्ठो विनिकुर्वीत लोभाद्भ्रातॄन्यवीयसः ॥
सोऽज्येष्ठः स्यादभागश्च नियन्तव्यश्च राजभिः ॥२१३॥

જે જ્યેષ્ઠબંધુ લોભથી કનિષ્ઠબંધુઓને છેતરે તે જ્યેષ્ઠપણાના સત્કારને પામે નહિ તથા તેને જે કાંઇ વિશેષ ભાગ મળવો જોઇએ તે પણ મળે નહિ અને રાજાતરફથી પણ તેને દંડ થવો જોઇએ ૨૧૩.

માતાપિતાની ગેરહાજરીમા અવિભક્ત કુટુંબમાં જે મોહોટોભાઇ હોય તેનોજ સઘળો કબજો હોયછે તેથી તેણે સઘળી મિલકત પવિત્ર વર્તનથી સાચવવી

જોઇએ પોતાના નાહાના ભાઇઓને કોઇપણ પ્રકારે છેતરવા ન જોઇએ છતા જે તે લોભથી તે મિલ્કતમા દાઇ ગોટાળો કરે તો તે પોતાની મોહોટાઇ ખોઇ બેસેછે.

**વિભાગ મેળવવાની અયોગ્યતાવાળા ભાઇઓનો નિર્દેશ કરેછે તથા મોહોટાભાઇને અવિભક્ત મિલકતમાંથી કાંઇપણ સ્વાર્થ નહિ તાકવાની ભલામણ કેછે—**

## सर्व एव विकर्मस्था नार्हन्ति भ्रातरो धनम् ॥

## न चादत्त्वा कनिष्ठेभ्यो ज्येष्ठः कुर्वीत यौतकम् ॥२१४॥

નિંદિત કર્મ કરનારા જેટલા ભાઇઓ હોય તે સઘળા પિતાના ધનમાથી ભાગ લેવાને યોગ્ય નથી અને મોહોટાભાઇએ નાહાના ભાઇઓને આપ્યાવગર પોતાની જૂદી મુડી કરવી નહિ ૨૧૪

નિંદિત કર્મ કરનારા એટલે વેશ્યાપ્રસંગ કરનારા જુગાર રમનારા તથા એવાજ બીજા દુષ્ટ નામો કરનારા ભાઇઓ વિભાગ લેવાને યોગ્ય નથી માટે સૌએ સારાઆચારવાળા રહેવુ જોઇએ અને જેના હાથમા ઘરનો સઘળો કારભાર હોય તેવા મોહોટાભાઇએ તેનો ખોટી રીતે લાભ લઇ પોતાની જૂદી મુડી કરતા રહેવુ નહિ કારણ કે તેમ કરે તો તે પણ મોહોટુ પાપકર્મ કરેછે એમ સમજવુ જોઇએ.

**પિતાએ ન્યૂનાધિક વિભાગ નહિ કરવાનો વિષય કહેછે—**

## भ्रातृणामविभक्तानां यद्युत्थानं भवेत्सह ॥

## न पुत्रभागं विषमं पिता दद्यात्कथंचन ॥ २१५ ॥

જે વિભક્ત નહિ થયેલા સઘળા ભાઇઓએ સાથે મળીને ધન મેળવેલુ હોય તો વિભાગના સમયમા પિતાએ કોઇપણ પ્રકારે પુત્રોમાટે વિષમ વિભાગ કરવો નહિ ૨૧૫

સઘળાઓ પોતપોતાની શક્તિપ્રમાણે કમાતા હોય તો જૂદા કરતી વખતે પિતાએ પોતાના કોઇ પુત્રને ન્યૂન કે અધિક ભાગ ન દેતા સમાનભાગજ આપવો જોઇએ

**ભાઇઓ વિભક્ત થઇ ગયાપછી જન્મેલા ભાઇને મળનારા ભાગવિષે કહેછે—**

ऊर्ध्वं विभागाज्जातस्तु पित्र्यमेव हरेद्धनम् ॥
संसृष्टास्तेन वा ये स्युर्विभजेत स तैः सह ॥२१६॥

વિભાગ ર્યાપછી જન્મેના પુત્રે પિતાના ધનનુ ગ્રહણ રવુ અથવા પિતાસાથે સ સૃષ્ટ થયેના ભાઇઓસાથે તે પુત્રે ધનનો વિભાગ લેવો ૨૧૬

પિતા જીવતા ર પુત્રો જૂ । થ ગયા પછી જે પુત્ર જન્મે તેણે પિતાના મરણપછી પિતાનુ જે ધન હોય તે લેવુ અથવા પ્રથમ જૂદા પડી ફરીથી પિતાની સાથે જે પુત્રો રહેતા હોય તેઓની સાથે તે વિભાગ લઇ શકે પણ જે પુત્ર પ્રથમ જૂદો પડી જૂદોજ રહેતો હોય તેની પાસે વિભાગ મા ી શકે નહિ તેમ તે જૂદો થઇ ગયેલો પુત્ર પિતાના મરણપછી તે ધનમાથી પોતાના તે નાહાનાભાઇની પાસેથી પણ વિભાગ માગી શ ે નહિ આથી એમ પણ જણાવ્યુ કે પિતા પુત્રોને જૂદા કરતી વખતે પોતાનો પણ વિભાગ લઈ શકેછે

જૂદો થયેલો પુત્ર સ તતિરહિત મરણ પામે તો તેના ધનની વ્યવસ્થા જણાવેછે—

अनपत्यस्य पुत्रस्य माता दायमवाप्नुयात् ॥
मातर्यपि च वृत्तायां पितुर्माता हरेद्धनम् ॥२१७॥

સતાનરહિત જે પુત્ર મરણ પામેલો હોય તેનુ ધન તેની માતાએ લેવુ અને જો માતા મરણ પામેલી હોય તો પિતાની માતાએ તેનુ ધન લેવુ ૨૧૭

આ અધ્યાયના ૧૮૫ મા શ્લોકમા पिता हरदपुत्रस्य। એ વાક્યથી પુત્ર રહિત પુત્રનુ ધન પિતાએ લવુ એમ કહ્યુ છે અને અહીં સ તતિરહિત પુત્રનુ ધન તેની માતાએ લવુ એમ કહ્યુ છે તેથી અપુત્રના ધનનો માતાપિતા બન્નેએ સમાન ભાગ લવો એમ નક્કી થાયછે પિતાની માતાએ ધન લેવુ એમા પણ તે મરનારની સ્ત્રી વગેરે ન હોય તો તે લઇ શકેછે

વિભાગ થઇ ગયા પછી ધન કે કરજ કઇ નિકળી આવે તો તેના વિભાગવિષે કહેછે—

ऋणे धने च सर्वस्मिन्प्रविभक्ते यथाविधि ॥
पश्चाद् दृश्येत यत्किञ्चित्तत्सर्वं समतां नयेत् ।२१८।

કરજનો તથા ધનનો નિયમસર વિભાગ કરી લીધાપછી પાછળથી જે કાંઇ કરજ કે ધન જોવામા આવે તે સઘળુ સરખે વિભાગે સઘળા ભાઇઓએ વહેંચી લેવું. ૨૧૮.

એમાં ન્યૂનાધિક વિભાગ કરવો નહિ જૂદા થતી વખતે બહેનોને ધનનો કઇ વિભાગ આપેલો હોય તોપણ પાછળથી કરજ નિકળે ત્યારે તે કરજ સરખેભાગે ભોગવવામા તેણીને ગણવી નહિ. યાજ્ઞવલ્ક્ય કહેછે કે—

विभजेरन्सुताः पित्रोरूर्ध्वमृक्थमृणं समम्।
मातुर्दुहितरः शेषमृणात्ताभ्य ऋतेऽन्वयः॥

એટલે માતાપિતાની પછી પુત્રોએ તેનુ ધન તથા કરજ સરખું વહેંચી લેવું અને માતાનુ જે કાંઇ બાકી ધન હોય તે પુત્રીઓએ લેવું પણ પુત્રીઓએ કરજનો બોજો ભોગવવાનો નથી આવી રીતે ધન વહેંચવાનો વખત આવે તો તે વધારાના ધનમાથી મોહોટાભાઇને વિશેષ ભાગ મળતો નથી

કઇ કઇ વસ્તુનો વિભાગ નથી કરી શકાતો તે કહેછે—

**वस्त्रं पत्रमलङ्कारं कृतान्नमुदकं स्त्रियः॥**
**योगक्षेमं प्रचारं च न विभाज्यं प्रचक्षते॥२१९॥**

વસ્ત્ર, વાહન, અલંકાર, રાધેલુ અન્ન, જળ, સ્ત્રીઓ, યોગક્ષેમ અને પ્રચાર એઓનો વિભાગ કરવો નહિ એમ મનુવગેરે વિદ્વાનો કહેછે. ૨૧૯.

બહુ મોહોંગી કિંમતનાં ન હોય એવા વસ્ત્ર, વાહન, અને અલંકારો જૂદા થયા પહેલાં જેઓ વાપરતા હોય તેઓજ વાપરે. તેનો વિભાગ કરવો નહિ રાધેલ અન્નનો વિભાગ જૂદા થતી વખતે પડાયજ નહિ સઘળાઓની માલેકીનો એક કૂવો હોય તેનો પણ વિભાગ પાડવાનુ અસંભવિતજ છે તેથી તે પણ અવિભક્તજ રહેછે. સ્ત્રીઓ એટલે કામ કરનારી દાસીઓ હોય તેઓ પણ સૌ ભાઇઓનુ કામ કરે, એવીજ રીતે યોગક્ષેમના હેતુભૂત જે પુરોહિતવગેરે હોય તે પણ સહુના વચ્ચે જેમ ચાલતા હોય તેમ ચાલે તથા પ્રચાર એટલે ઘરના ઢોરોને ચાલવાનો માર્ગ હોય તેનો પણ વિભાગ પાડી લેવો યોગ્ય નથી યોગક્ષેમમા યોગ એટલે અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ અને ક્ષેમ એટલે પ્રાપ્તવસ્તુનુ રક્ષણ એ બન્નેમાં તેઓના હેતુભૂત હોય તેઓનું ગ્રહણ કરવાનુ છે જેમકે યોગના હેતુભૂત યજમાનવગેરે છે. કારણ - તેઓની પાસેથી અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ થાયછે અને ક્ષેમના હેતુભૂત મોહોટા માણસોના ઘરને જાળવનારા તેઓની તરફ પરંપરાથી વાસ્તવી ધરાવનારા જ્ઞ સલાહકારો વગેરે છે તેઓનો સૌએ લાભ લેવો એમા પણ વિભાગ પાડી લેવો તે યોગ્ય નથી.

વિભાગ પ્રકરણનો ઉપસંહાર અને વ્યવહારસ્થાનરૂપ દ્યૂતસંબંધી પ્રકરણનો ઉપક્રમ કરેછે—

**अयमुक्तो विभागो वः पुत्राणां च क्रियाविधिः ॥**
**क्रमशः क्षेत्रजादीनां द्यूतधर्मं निबोधत ॥२२०॥**

આ ક્રમવિભાગ એટલે ક્ષેત્રજવગેરે પુત્રોએ જે પ્રકારે વિભાગ કરવો જોઈએ તે પ્રકાર તમોને કહ્યા હવે દ્યૂતધર્મપર ધ્યાન આપો ૨૨૦

દ્યૂતધર્મ એટલે રાજાએ દ્યૂતની બાબતમા પોતાની શી ફરજ બજાવવાની છે તે કહેવાનો આરંભ કરેછે

છેવટનું આહ્વય નામનું વ્યવહારસ્થાન પણ દ્યૂતના જેવુંજ છે તેથી તેને પણ દ્યૂતની સાથેજ લઈને એ બન્નેનો પોતાના દેશમાં અટકાવ કરવાની રાજાને ભલામણ દેછે—

**द्यूतं समाह्वयं चैव राजा राष्ट्रान्निवारयेत् ॥**
**राजान्तकरणावेतौ द्वौ दोषौ पृथिवीक्षिताम् ।२२१।**

રાજાએ દ્યૂતને તથા આહ્વયને પોતાના દેશમા ચાલતા અટકાવવા જોઈએ કારણ કે એ બન્ને દોષ રાજાના રાજ્યનો વિનાશ કરનારા છે ૨૨૧.

શરત કરીને પશુઓ કે પક્ષીઓવચ્ચે યુદ્ધ કરાવવુ તે આહ્વય કહેવાયછે

દ્યૂત તથા આહ્વયનું નિંદિતપણુ જણાવેછે—

**प्रकाशमेतत्तास्कर्यं यद्देवनसमाह्वयौ ॥**
**तयोर्नित्यं प्रतीघाते नृपतिर्यत्नवान्भवेत् ॥२२२॥**

જે દ્યૂત તથા આહ્વય છે તે જાહેર ચોરીજ છે માટે તેઓને ચોરી પાડવામા રાજાએ હમેશા યત્નવાળા રહેવ ૨૨૨

છુપી ચોરીને અટકાવવામા જ્યારે રાજાઓ પૂર્ણ યત્નવાળા રહેછે ત્યારે આ તો જાહેર ચોરી થતી હોય તેને તો રાજાઓએ કડકપણે અટકાવવામા પ્રવૃત્ત રહેવુજ જોઈએ

દ્યૂત તથા આહ્વય શબ્દનું વ્યાખ્યાન કરેછે—

**अप्राणिभिर्यत्क्रियते तल्लोके द्यूतमुच्यते ॥**
**प्राणिभिः क्रियते यस्तु स विज्ञेयः समाह्वयः ।२२३।**

પ્રાણીથી નહિ એટલે પાશાવગેરેથી શરત કરી રમનામા આવેછે તે, લોકમા દ્યૂત કહેવાયછે અને પ્રાણીઓવડેજ શરત કરીને રમનામા આવે તેને આહ્વય જાણવો ૨૨૩

શરત કરીને ઘટા, કૂકડાવગેરે પ્રાણીઓને સામસામે લડાવવા તે આહ્વય કહેવાયછે આ બન્ને રમતો મોહોટો અનર્થ કરનારી છે

આવી અનર્થકારક રમત ચલાવનારાઓની જડ કહાડી નાખવાવિષે કહેછે—

**द्यूतं समाह्वयं चैव यः कुर्यात्कारयेत वा ॥**
**तान्सर्वान्घातयेद्राजा शूद्रांश्च द्विजलिङ्गिनः ।२२४।**

જે માણસ દ્યૂત તથા આહ્વય પોતે કરે તથા બીજાપાસે કરાવે તે સઘળાઓનો રાજાએ ઘાત કરાવવો અને જે શુદ્રો બ્રાહ્મણોના ચિન્હોને ધારણ કરે તેઓને પણ ઉગ્ર શિક્ષા કરવી ૨૨૪

ઘાત કરાવવો એટલે અપરાધના પ્રમાણમા હસ્તચ્છેદવગેરે દંડ આપવો ઘ્યૂત તથા આહ્વય કરનારાઓની પેઠે જે શુદ્રો બ્રાહ્મણોના ચિન્હ એટલે યજ્ઞોપવીતવગેરે ધારણ કરી ખોટા વેષથી લોકોને છેતરતા હોય તેઓને પણ ઉગ્ર દંડ આપી અટકાવવા જોઇએ

આવા લોકોને કહાડી મૂકવાની ભલામણ કરેછે—

**कितवान्कुशीलवान् क्रूरान्पाखण्डस्थांश्च मानवान् ।**
**विकर्मस्थाञ्शौण्डिकांश्च क्षिप्रं निर्वास-**
**येत्पुरात् ॥ २२५ ॥**

કિતવ કુશીલવ ક્રૂર, પાખંડી વિકર્મ કરનાર અને શૌંડિક એ મનુષ્યોને રાજાએ પોતાના નગરમાથી તરત કહાડી મૂકવા ૨૨૫

કિતવ એટલે દ્યૂત તથા આહ્વય કરનારા કુશીલવ એટલે નાચનારા તથા ગાનારા, ક્રૂર એટલે નિર્દય, પાખંડી એટલે અધર્મને ધર્મજેવો મનાવનારા ઢોંગી લોકો, વિકર્મ કરનાર એટલે શાસ્ત્રવિહિત કર્મ નહિકરતા ઉલટા કર્મો કરનાર અને

શૌંડિક એટલે મધવિક્રય કરનાર, આ સઘળા લોકો પ્રજાને હાનિ કરનારા છે, માટે રાજાએ તેઓને પોતાના દેશમાંથી દૂર કરવા क्रूरान् નેબદલે केरान् એવો પાઠ છે. ત્યાં તેનો અર્થ અતિરક્ત ચેષ્ટાવાળા એમ કરવો कैलान् એવો પાઠ છે ત્યાં વિષયક્રીડા કરનારા એવો અર્થ કરવો તથા चौरान् એટલે ચોરી કરનારા એવો પાઠ પણ ચાલેછે

કિતવવગેરેની સ્થિતિથી દેશમાં થતી હાનિ વર્ણવેછે--

**एते राष्ट्रे वर्त्तमाना राज्ञः प्रच्छन्नतस्कराः ॥**
**विकर्मक्रियया नित्यं बाधन्ते भद्रिकाः प्रजाः ।२२६।**

એ લોકો કે જેઓ છુપા ચોરજેવા છે તેઓ જો રાજાના દેશમાં રહેતા હોય તો હમેશા દુષ્ટ કર્મ કરીને ભોળી પ્રજાને પીડેછે ૨૨૬.

પીડેછે એટલે ઠેગન કરેછે તથા બગાડેછે

દ્યૂતથી થતી હાનિ જણાવેછે--

**द्यूतमेतत्पुराकल्पे दृष्टं वैरकरं महत् ॥**
**तस्माद् द्यूतं न सेवेत हास्यार्थमपि बुद्धिमान् ।२२७।**

પૂર્વકાળમાં પણ દ્યૂત એ મોહોટા વૈરને ઉત્પન્ન કરનાર જોવામાં આવેલું છે તેથી બુદ્ધિમાન માણસે હાંસીતરીકે પણ દ્યૂતમાં આસક્તિ રાખવી નહિ ૨૨૭

કોઇની હાસીને માટે અથવા પોતાના આનંદખાતર પણ જુગાર રમવામાં મોહોટું વૈર ઉત્પન્ન થાયછે

દ્યૂતને માટે દંડ કહેછે—

**प्रच्छन्नं वा प्रकाशं वा तन्निषेवेत यो नरः ॥**
**तस्य दण्डविकल्पः स्याद्यथेष्टं नृपतेस्तथा ॥२२८॥**

જે મનુષ્ય ગુપ્ત અથવા પ્રસિદ્ધ જુગાર રમે તેનો દંડ રાજાએ પોતાની મરજી પ્રમાણે કરવો ૨૨૮

ગમે તે દંડ કરીને જુગારને અટકાવવો એવો અભિપ્રાય છે

જુગારમાં હારેલાઓ દંડ ન આપી શકે તો શું કરવું તે કહેછે—

**क्षत्रविट्शूद्रयोनिस्तु दण्डं दातुमशक्नुवन् ॥**
**आनृण्यं कर्मणा गच्छेद्विप्रो दद्याच्छनैः शनैः ।२२९।**

ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એઓ નિર્ધનપણાથી દંડ દેવામાટે અસમર્થ હોય તો તેઓએ કામ કરી દંડના કરજમાંથી મુક્ત થવું અને બ્રાહ્મણે ધીમે ધીમે દંડ આપીનેજ મુક્ત થવું. ૨૨૯.

કામ કરીને એટલે મજુરી કરીને પણ દંડના કરજમાથી છુટા થવું પણ બ્રાહ્મણપાસે મજુરી ન કરાવી શકાય માટે તેણે તો ધીમે ધીમે દંડ આપીનેજ મુક્ત થવું જોઇએ

સ્ત્રીઓવગેરેને માટે દંડનો પ્રકાર કહેછે—

**स्त्रीबालोन्मत्तवृद्धानां दरिद्राणां च रोगिणाम् ॥**
**शिफाविदलरज्ज्वाद्यैर्विदध्यान्नृपतिर्दमम् ॥२३०॥**

સ્ત્રી, બાળક, ઉન્મત્ત, વૃદ્ધ, દરિદ્ર અને રોગી એઓને દંડ દેવાનો પ્રસંગ આવે તે ચામખો, ખાપીયું કે દોરડીવગેરેના પ્રહારથી દંડ દેવો. ૨૩૦.

આવા લોકોએ કઇ અપરાધ કર્યો હોય તો તેઓ ધનદંડ અથવા બીજો કઇ ઉગ્ર દંડ ભોગવી શકતા નથી માટે તેઓને આવી જાતનો દંડ આપવો જોઇએ.

રાજાએ અધિકારઉપર ગોઠવેલા પુરૂષો પ્રજાને હેરાન કરે તો તેઓને દંડ કરવાની ભલામણ કહેછે—

**ये नियुक्तास्तु कार्येषु हन्युः कार्याणि कार्यिणाम् ॥**
**धनोष्मणा पच्यमानास्तान्निःस्वान्कारयेन्नृपः ।२३१।**

રાજાએ કાર્યોમાં જોડેલા જે પુરૂષો ધનની ગરમીથી વિકાર પામીને, કાર્યમાટે આવેલા લોકોના કાર્યોનો વિનાશ કરે તેઓને રાજાએ ધનવગરના કરી દેવા ૨૩૧.

આઠમા અધ્યાયમા તથા આ અધ્યાયમા અહીં સુધી જણાવેલા અઢાર પ્રકારના વ્યવહારોનો નિર્ણય કરવાના કામઉપર ગોઠવેલા તેમજ બીજા પણ રાજ્યસબંધી કામોમા રાખેલા જે અધિકારીઓ પોતાની પાસે કાર્યમાટે આ-

ચેલા લોકોની પાગેથી લાચ લઇને અથવા ગજધનમાંથી છુપી રીતે ધન લેતા રહી ધનવાન બને અને તેવી દુષ્ટ પ્રવૃત્તિથીજ લોકોનાં કાર્યો બગાડે તેઓને રાજાએ એવો દંડ આપવો જોઇએ કે તેઓ ધનરહિત થઇ જાય ये नियुक्ताः। એમાં ये अनियुक्ता। એવો પદચ્છેદ કરી એમ પણ અર્થ કરવામાં આવેછે કે રાજાએ કોઇપણ અધિકારઉપર નહિ જોડેલા છતા જે લોકો અમારા હાથમાં રાજ્યસંબધી અમુક સત્તા છે એમ દેખાડી લોકોને છેતરી ધન ભેગુ કરતા હોય તેઓનો રાજાએ સર્વસ્વદંડ કરવો.

હણી નાખવાજેવા કેટલાએક અપરાધીઓનું પરિગણન કરેછે—

कूटशासनकर्तृंश्च प्रकृतीनां च दूषकान्॥
स्त्रीबालब्राह्मणघ्नांश्च हन्याद्द्विट्सेविनस्तथा॥२३२॥

ખોટી રીતિથી રાજાની આજ્ઞા ને જાહેર કરનારાઓને, કાર્યભારિઓમાં ભેદ કરનારાઓને, સ્ત્રી, બાળક તથા બ્રાહ્મણને મારનારાઓને અને શત્રુઓનુ સેવન કરનારાઓને રાજાએ હણવા જોઇએ ૨૩૨

રાજાના નામથી ખોટા હુકમ ચલાવનારા, કાર્યભારીઓવચ્ચે ચાડીચુગલી કરી અંદર અંદર ખટપટ પેદા કરનારા, સ્ત્રીઓવગેરેની હત્યા કરનારા તથા શત્રુઓને મળતા રહેનારાઓને ભારેમા ભારે શિક્ષા કરીને પણ દાબી દેવા જોઇએ.

અધિકારીઓએ જે કાર્યનો નિર્ણય યોગ્યરીતે કર્યો હોય તેમાં ફેરફાર નહિ કરવાની ભલામણ દેછે—

तीरितं चानुशिष्टं च यत्र क्वचन यद्भवेत्॥
कृतं तद्धर्मतो विद्यान्न तद्भूयो निवर्तयेत्॥२३३॥

જે કોઇ વ્યવહારમા જે કાર્યને ધર્મથી પાર પહોચાડેલુ હોય અને યોગ્યરીતે દંડપર્યંત લઇ જવાયુ હેય તેને ધર્મથી નિર્ણીત જાણવુ એવા કાર્યને ફરીને ઉથલાવવું નહિ ૨૩૩

યોગ્ય અધિકારીએ ઋણાદાનાદિ વ્યવહારમાં જે કાર્યનો બરાબર તપાસ કરી શુદ્ધ ન્યાય કર્યો હોય તેના નિર્ણયને વિશેષ ધનદંડના લોભથી, કે રાગદ્વેષથી ફેરવવુ નહિ.

અયોગ્યરીતે કાર્ય કરનારા કાર્યભારીઓ તથા ન્યાયાધીશ-ઉપર રાજાએ પોતે તપાસ કરવાનું કહેછે--

अमात्याः प्राड्विवाको वा यत्कुर्युः कार्यमन्यथा ॥
तत्स्वयं नृपतिः कुर्यात्तान्सहस्रं च दण्डयेत् ॥२३४॥

કાર્યભારીઓ તથા ન્યાયાધીશ જે કાર્ય અન્યાયથી કરે તે કાર્ય રાજાએ ફરીથી પોતે તપાસવુ અને તે અન્યથા કય કરનારને સહસ્ર પણ દડ કરવો ૨૩૪

આ સહસ્ર પણ દડ રાગદ્વેષથી અન્યથા કાર્ય કરનારમાટે છે લાચ લઈ કાર્ય બગાડનારમાટે સર્વસ્વદડ અગાઉ કહેલો છે

મહાપાપી કોને જાણવા તે કહેછે—

ब्रह्महा च सुरापश्च स्तेयी य गुरुतल्पगः ॥
एते सर्वे पृथक् ज्ञेया महापातकिनो नराः ॥२३५॥

બ્રહ્મહત્યા કરનાર, સુરાપાન કરનાર, બ્રાહ્મણના સુવર્ણને ચોરનાર અને ગુરુપત્નીનુ ગમન કરનાર એ પ્રત્યેક માણસને મહાપાપી સમજવો ૨૩૫

બ્રહ્મહત્યા, બ્રાહ્મણના સુવર્ણની ચોરી તથા ગુરુસ્ત્રીનુ ગમન એ દરેક માણસને માટે મહાપાપ છે તથા ગૌડી, પૈષ્ટી, અને માધ્વી નામની સુરાનુ પાન એ બ્રાહ્મણને માટે મહાપાપ છે

મહાપાપીઓને દંડ કરવાવિષે કહેછે—

चतुर्णामपि चैतेषां प्रायश्चित्तमकुर्वताम् ॥
शारीरं धनसंयुक्तं दण्डं धर्म्यं प्रकल्पयेत् ॥२३६॥

એ ચારે મહાપાપીઓ જો પ્રાયશ્ચિત્ત ન કરે નહિ તો ધર્મને અનુસરી તેઓનો શારીરદંડ તથા ધનદંડ કરવો ૨૩૬

અમુક અગનો છેદ અથવા કપાળમા ડામ દેવોવગેરે શારીરદંડ કહેવાયછે અને સર્વસ્વ લઇ લેવુ વગેરે ધનદડ કહેવાયછે

મહાપાપીઓમાટે શારીરદંડની વ્યવસ્થા કહેછે—

गुरुतल्पे भगः कार्यः सुरापाने सुराध्वजः ॥
स्तेये च श्वपदं कार्यं ब्रह्महण्यशिराः पुमान् ॥२३७॥

ગુરૂપત્નીનું ગમન કરનારને આના ગુહ્ય પ્રદેશજેવી નિશાની, સુરાપાન કરનારને સુરાધ્વજની નિશાની, સુવર્ણની ચોરી કરનારને કૂતરાના પગની નિશાની અને બ્રહ્મહત્યા કરનારને મસ્તકવગરના પુરૂષની નિશાની કરવી ૨૩૭.

તે તે મહાપાપીને તે તે નિશાની તેના કપાળમા તપાવેલા લોઢાનો ડામ દઈને કરવી. સુરા વેચનારના મકાનપર જે ધ્વજ હોયછે તે સુરાધ્વજ કહેવાયછે અથવા સુરાનું પાત્ર પણ સુરાધ્વજ કહેવાયછે

મહાપાપીઓની સાથે કાંઇપણ સંબંધ નહિ રાખવો એમ ભલામણ કરેછે—

असंभोज्या ह्यसंयाज्या असंपाठ्याविवाहिनः ॥
चरेयुः पृथिवीं दीनाः सर्वधर्मवहिष्कृताः ॥२३८॥

એ મહાપાપીઓને ભોજન કરાવવું નહિ, યજન કરાવવું નહિ, વિદ્યા ભણાવવી નહિ અને તેઓની સાથે વિવાહસંબંધ બાંધવો નહિ. સર્વધર્મથી ભ્રષ્ટ થયેલા તેઓ તો રાંક બનીને પૃથ્વીમા ભટક્યા કરે ૨૩૮

असमोज्या ને બદલે असपत्तया એવો પાઠ પણ છે અને તેનો અર્થ એમ થાયછે કે તેઓને પંક્તિમા બેસવા દેવા નહિ

જ્ઞાતિ તથા સંબંધીઓને પણ તેઓનો ત્યાગ કરવાની ભલામણ કરેછે—

ज्ञातिसंवंधिभिस्त्वेते त्यक्तव्याः कृतलक्षणाः ॥
निर्दया निर्नमस्कारास्तन्मनोरनुशासनम् ॥२३९॥

જ્ઞાતિજનોએ તથા સંબંધીઓએ નિશાની કરાયેલા એ મહાપાપીઓનો ત્યાગ કરવો. તેઓનાપર દયા કરવી નહિ અને તેઓને નમસ્કાર પણ કરવા નહિ. એવી મનુની આજ્ઞા છે ૨૩૯

એવા મહાપાપીઓ દુઃખી હોય તોપણ તેઓનાપર દયા કરવી નહિ અને તેઓ અવસ્થાએ પોતાનાથી મોહોટા અથવા બીજી રીતે નમન કરવાયોગ્ય હોય તોપણ તેઓને નમન કરવું નહિ

મહાપાપીઓ શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત્ત કરે તો તેઓને માટે દંડની ન્યૂનતા જણાવેછે—

**प्रायश्चित्तं तु कुर्वाणाः सर्ववर्णा यथोदितम् ॥**
**नाङ्क्या राज्ञा ललाटे स्युर्दाप्यास्तूत्तम-**
**साहसम् ॥२४०॥**

એ લોકો પોતે કરેલા મહાપાપનું જો પ્રાયશ્ચિત્ત કરતા હોય તો રાજાએ તેઓના લલાટમાં, કહેલી નિશાનીઓ કરવી નહિ. પણ તેઓનો ઉત્તમ સાહસ દંડ કરવો. ૨૪૦.

બ્રાહ્મણવગેરે ત્રણ વર્ણો પોતાના મહાપાપનું શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત્ત કરે, તોપછી તેને શારીરદંડ ન કરતાં ઉત્તમ સાહસરૂપ ધનદંડ કરવો.

બ્રાહ્મણના સંબંધમાં થોડો અપવાદ કહેછે—

**आगस्सु ब्राह्मणस्यैव कार्यो मध्यमसाहसः ॥**
**विवास्यो वा भवेद्राष्ट्रात्सद्रव्यः सपरिच्छदः ॥२४१॥**

ઇચ્છાવગર એવું કોઇ મહાપાપ કરનાર બ્રાહ્મણનો મધ્યમ સાહસ દંડ કરવો અને ઇચ્છાપૂર્વક મહાપાપ કર્યું હોય તો તેને દ્રવ્ય તથા બીજી મિલકતની સાથે દેશમાંથી દૂર કરવો. ૨૪૧.

ઇચ્છાવગર અને ઇચ્છાપૂર્વક એ બે પદો હવે પછીના શ્લોકમાંથી અહીં ખેંચવામાં આવ્યાં છે. આ વિષય ગુણવાન બ્રાહ્મણને માટે છે.

બ્રાહ્મણસિવાય બીજા વર્ણવાળા મહાપાપીમાટે એજ વિષય કહેછે—

**इतरे कृतवन्तस्तु पापान्येतान्यकामतः ॥**
**सर्वस्वहारमर्हन्ति कामतस्तु प्रवासनम् ॥२४२॥**

બીજા લોકો જો ઇચ્છાવગર એ પાપો કરે તો તેઓનું સર્વસ્વ લઇ લેવું અને ઇચ્છાપૂર્વક મહાપાપ કરે તો તેઓને દેશમાંથી દૂર કરવા. ૨૪૨.

*-મૂળમાં પ્રવાસન પદ છે તેનો, દેશમાંથી દૂર કરવાને બદલે તેઓનો વધ કરવો એમ પણ અર્થ કરવામાં આવેછે.

મહાપાપીનું ધન રાજાએ પોતે રાખવું નહિ એમ જણાવેછે—

नाददीत नृपः साधुर्महापातकिनो धनम् ॥

आददानस्तु तल्लोभात्तेन दोषेण लिप्यते॥२४३॥

શ્રેષ્ઠ રાજાએ મહાપાપીનુ ધન ગ્રહણ કરવું નહિ. જો લોભથી તે ધનનુ ગ્રહણ કરે તો રાજાને તે દોષ લાગેછે. ૨૪૩.

તે દોષ એટલે મહાપાપનો દોષ લાગેછે

મહાપાપીના દંડનુ ધન રાજાએ ન લેવું તોપછી તેની શી વ્યવસ્થા કરવી ? તે જણાવેછે—

अप्सु प्रवेश्य तं दण्डं वरुणायोपपादयेत् ॥

श्रुतवृत्तोपपन्ने वा ब्राह्मणे प्रतिपादयेत् ॥२४४॥

મહાપાપીના દંડને જળમા નાખી વરુણદેવને અર્પણ કરવુ અથવા વેદશાસ્ત્ર તથા સદાચારથી સંપન્ન બ્રાહ્મણને તે ધન આપી દેવુ ૨૪૪.

મહાપાપીને દંડના ધનને જળમા નાખી વરુણને અર્પણ કરવુ અથવા કોઈ સુપાત્ર બ્રાહ્મણને દેવું પણ રાજાએ તે ધન પોતે લેવુ નહિ

એ ધન વરુણને અર્પણ કરવાનુ અથવા બ્રાહ્મણને દેવાનું કારણ જણાવેછે—

ईशो दण्डस्य वरुणो राज्ञां दण्डधरो हि सः ॥

ईशः सर्वस्य जगतो ब्राह्मणो वेदपारगः ॥२४५॥

દંડના ધનના સ્વામી વરુણ છે કારણ કે રાજાઓને પણ દંડ દેનારા તે છે તેમજ વેદના પારને પહોચેલો બ્રાહ્મણ પણ સર્વ જગતનો પ્રભુ છે ૨૪૫

મહાપાપીનુ ધન લઈ તેની વિશુદ્ધિ આવો બ્રાહ્મણજ કરી શકેછે યાજ્ઞવલ્ક્ય કહેછે કે—આદાતુસ્તુ વિશુદ્ધ્યર્થમિષ્ટિર્વૈશ્વાનરી મતા। એટલે એ ધન લેનારની વિશુદ્ધિમાટે વૈશ્વાનરી ઇષ્ટિ કરવી જોઈએ

રાજા મહાપાપીઓના ધનનો ત્યાગ કરે તેનું ફળ કહેછે—

यत्र वर्जयते राजा पापकृद्भ्यो धनागमम् ॥
तत्र कालेन जायन्ते मानवा दीर्घजीविनः ॥२४६॥
निष्पद्यन्ते च सस्यानि यथोप्तानि विशां पृथक् ॥
बालाश्च न प्रमीयन्ते विकृतं न च जायते ॥२४७॥

જે દેશમાં રાજા મહાપાપી લોકોના ધનનો ત્યાગ કરેછે તે દેશમાં મનુષ્યો પૂર્ણસમયે જન્મેછે અને દીર્ઘકાળપર્યંત જીવેછે. તેમજ વૈશ્યોનાં જૂદાં જૂદાં ધાન્યો વાવ્યાપ્રમાણે ઉત્પન્ન થાયછે, બાળકો મરણ પામતાં નથી તથા કોઇ પ્રાણી વિકૃત અંગવાળું થતું નથી. ૨૪૬, ૨૪૭.

મનુષ્યો પૂર્ણસમયે જન્મેછે એટલે નવ કે દશ માસકરતા ઓછા સમયમાં સ્ત્રીને પ્રસવ નથી થતો કારણ કે ઓછા સમયમા ગર્ભમાં રહેલ પ્રાણીમા શારીર અવયવોવગેરેની પૂર્ણતા થતી નથી આથી એમ પણ જણાવ્યું કે રાજા પુણ્યશાળી હોય તો પ્રજા પણ ફળવાળોને અનુભવેછે. ચોથું ચરણ विकृतं न च जायते। એનો અર્થ એમ પણ થાયછે કે વિકૃત એટલે અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, તીડોનું આવી પડવું, ઉંદરોનુ વધી પડવું, અને દેશના અંદરના તથા બહારના શત્રુઓથી દેશને પીડા થવી આ છ પ્રકારની ઈતિઓ દેશમાં થતી નથી.

બ્રાહ્મણોને હલકા વર્ણના લોકો હેરાન ન કરે તેમ વર્તવાની ભલામણ કરેછે—

ब्राह्मणान्बाधमानं तु कामादवरवर्णजम् ॥
हन्याच्चित्रैर्वधोपायैरुद्वेजनकरैर्नृपः ॥ २४८ ॥

જે શૂદ્ર ઇચ્છાપૂર્વક બ્રાહ્મણોને પીડા કરતો હોય તેને રાજાએ ઉદ્વેગકારી અનેક પ્રકારના મારવાના ઉપાયોથી મારવો. ૨૪૮.

ઉદ્વેગકારી અનેક પ્રકારના મારવાના ઉપાયો એટલે ત્રાસ બેસે એવા તીક્ષ્ણ દંડથી પીડવો. જેથી બીજાઓ તેમ કરતા અટકે.

અપરાધીને જતો કરવામાં પણ થતી હાનિ વર્ણવેછે—

यावानवध्यस्य वधे तावान्वध्यस्य मोक्षणे ॥
अधर्मो नृपतेर्दृष्टो धर्मस्तु विनियच्छतः ॥२४९॥

નહિ મારવાયોગ્ય મનુષ્યને મારવાથી રાજાને જેટલો અધર્મ થાયછે તેટલોજ અધર્મ મારવાયોગ્ય અપરાધીને છોડી દેવાથી થાયછે અને શાસ્ત્રપ્રમાણે તેઓને દંડ કરે તો ધર્મ થાયછે. ૨૪૯.

દયા એ ઉત્તમ ગુણ મનાયછે પણ અપરાધીઓપર દયા કરવી તે રાજાને માટે ગુણરૂપ નથીજ.

વ્યવહારનિર્ણય પ્રકરણનો ઉપસંહાર કરેછે—

उदितोयं विस्तरशो मिथो विवदमानयोः ॥
अष्टादशसु मार्गेषु व्यवहारस्य निर्णयः ॥२५०॥

વ્યવહારના અઢાર પ્રકારના માર્ગોમાં પરસ્પર વિવાદ કરનાર મનુષ્યોને માટે જેવો નિર્ણય આપવો જોઈએ તે આ વિષય વિસ્તારથી કહ્યો ૨૫૦.

ઋણાદાનવગેરે વ્યવહારોનો નિર્ણય અહીંસુધી વિસ્તારથી કહેવામાં આવ્યો

રાજાએ ધર્મને અનુસરીને અપ્રાપ્ત દેશની ઇચ્છા અને પ્રાપ્ત દેશનું રક્ષણ કરવું એમ આજ્ઞા કરેછે—

एवं धर्म्याणि कार्याणि सम्यक् कुर्वन् महीपतिः॥
देशानलब्धांल्लिप्सेत लब्धांश्च परिपालयेत्।२५१।

એ પ્રમાણે ધર્મયુક્ત કાર્યોને યોગ્યરીતે કરનાર રાજાએ નહિ મળેલા દેશોને મેળવવામાટે ઇચ્છા કરવી અને મળેલા દેશોનુ પાલન કરવુ ૨૫૧.

વ્યવહારનિર્ણય આદિ કરેલો ધર્મને અનુસરીને કરનારા રાજાઉપર સર્વ લોકોની પ્રીતિ થાયછે અને તેના પ્રભાવથી તે અપ્રાપ્ત દેશો મેળવવાની ઇચ્છા કર તેમા સારીરીતે પાર પડેછે તથા પ્રાપ્ત દેશોનુ સરક્ષણ પણ બરાબર કરી શકેછે

દેશને ઉપદ્રવ કરનારાઓને જડમૂળથી ઉખેડી નાખવા એ દેશના પાલનનો મુખ્ય ઉપાય હોવાથી તે જણાવેછે—

सम्यङ् निविष्टदेशस्तु कृतदुर्गश्च शास्त्रतः ॥
कण्टकोद्धरणे नित्यमातिष्ठेद्यत्नमुत्तमम् ॥२५२॥

આરી રીતે દેશને વસાવી, શાસ્ત્રપ્રમાણે કિલ્લાની ગોઠવણ રાખી સર્વદા તસ્કરવગેરે કંટકરૂપ લોકોને દૂર કરવામા ઉત્તમ યત્ન કરવો ૨૫૨.

ચોરવગેરે લોકો, દેશમા કંટકરૂપ ગણાયછે

રાજાનાં મુખ્ય બે કર્ત્તવ્ય કહેછે—

**रक्षणादार्यवृत्तानां कंटकानां च शोधनात् ॥**
**नरेन्द्रास्त्रिदिवं यान्ति प्रजापालनतत्पराः ॥२५३॥**

સદાચારવાળા મનુષ્યોનુ સંરક્ષણ કરવાથી તથા ચોરવગેરે કંટકોને દૂર કરવાથી પ્રજાપાલનમા તત્પર રહેનારા રાજાઓ સ્વર્ગની ગતિને પામેછે ૨૫૩

શાસ્ત્રવિહિત કર્મો કરવામા તત્પર અને શાસ્ત્રનિષિદ્ધ કર્મોથી દૂર રહેનાર મનુષ્ય સદાચારી ગણાયછે આવા મનુષ્યોનુ રક્ષણ કરવાથી તથા કંટકરૂપ મનુષ્યોને શિક્ષા કરવાથી પ્રજાનુ પાલન થાયછે અને પ્રજાના પાલનથી થતા, પુણ્યવડે રાજા સ્વર્ગની ગતિ મળવવાનો અધિકારી થાયછે

તસ્કરવગેરે કંટકોનુ શોધન નહિ કરનાર રાજાને એથી થતુ નુકસાન દેખાડેછે—

**अशासंस्तस्करान्यस्तु वलिं गृह्णाति पार्थिवः ॥**
**तस्य प्रक्षभ्यते राष्ट्रं स्वर्गाच्च परिहीयते ॥२५४॥**

જે રાજા તસ્કરોને શિક્ષા નહિ કરતા પ્રજાપાસેથી કર લેછે તેના દેશમા પ્રજાનો કોપ થાયછે અને તે સ્વર્ગગતિથી પણ ભ્રષ્ટ થાયછે ૨૫૪

પ્રજાની પાસેથી કર લીધા છતા તસ્કરવગેરેને દંડ દેવામા ખોટી રીતે દયાળુ બને અથવા લોભ, લાલચ કે લુચ્ચા લોકોની ખોટી સમજાવટથી તેઓને જતા કરે તો તેને આ લોક તથા પરલોક બન્નેમા નુકસાન થાયછે પ્રજામાં ખળભળાટ થાય એ આ લોકનુ નુકસાન થાયછે અને કદાચ બીજા પુણ્યોથી તે સ્વર્ગની ગતિનો અધિકારી થયો હોય તો પણ આ પાપને લીધે તે અધિકારથી ભ્રષ્ટ થાય તે પરલોકસબંધી નુકસાન છે

દેશ હુમેશાં નિર્ભય રહે એજ રાજાને માટે મોહોટો લાભ ગણાયછે એમ જણાવેછે—

निर्भयं तु भवेद्यस्य राष्ट्रं बाहुबलाश्रितम् ॥
तस्य तद्वर्द्धते नित्यं सिच्यमान इव द्रुमः ॥२५५॥

જે રાજાના બાહુબલના આશ્રયવાળો તેનો દેશ નિર્ભય રહેતો હોય તેનો તે દેશ જળસેચનથી અભિવૃદ્ધિ પામતા વૃક્ષની પેઠે દિવસે દિવસે અભિવૃદ્ધિને પામેછે ૨૫૫.

નિર્ભય રહેતો હોય એટલે તસ્કરોના ભયથી મુક્ત હોય તેવો દેશ અપ્રતિહત ઉદ્યોગ ચાલવાને લીધે વિશેષ સંપત્તિયુક્ત થતો જાયછે એ રાજાને મોહોટો લાભ છે

તસ્કરોને જાણી લેવાનો પ્રકાર કહેછે—

द्विविधांस्तस्करान्विद्यात्परद्रव्यापहारकान् ॥
प्रकाशांश्चाप्रकाशांश्च चारचक्षुर्महीपतिः ॥२५६॥

બાતમીદારરૂપ નેત્રવાળા રાજાએ પરદ્રવ્યનું હરણ કરનારા તસ્કરો જેઓ જાહેર તથા છુપા એમ બે પ્રકારના છે તેઓને જાણી લેવા ૨૫૬.

રાજાએ બાતમીદારો રાખી આવા તસ્કરોને શોધી કહાડવા જોઇએ

બન્ને જાતના તસ્કરોની ઓળખાણ આપેછે—

प्रकाशवंचकास्तेषां नानापण्योपजीविनः ॥
प्रच्छन्नवञ्चकास्त्वेते ये स्तेनाटविकादयः ॥२५७॥

તેઓમા અનેક પ્રકારના પદાર્થોના ક્રયવિક્રય કરી જીવનારા કેટલાએક લોકો જાહેર તસ્કરો હોયછે અને રાત્રિમા કોઇના ઘરમા પેસી ચોરી કરનારા તથા નિર્જન પ્રદેશમા લુટફાટ કરનારા લોકોવગેરે છુપા તસ્કરો ગણાયછે. ૨૫૭

સુવર્ણવગેરે પદાર્થો બીજાઓને આપતી તથા લેતી વખતે તોલા તથા કાટામા કપટ કરી બીજાઓને ઉતરનારા વેપારીઓ જાહેર તસ્કર છે અને ઘરમા પેસી છુપી રીતે ધન લઇ જનાર તથા જંગલવગેરે નિર્જનપ્રદેશમા લુટી જનારાઓ વગેરે લોકો છુપા તસ્કર છે.

લોકોમાં કંટકરૂપ ગણાતા લોકોનું વિશેષ પરિગણન કરેછે—

**उत्कोचकाश्चौपधिका वञ्चकाः कितवास्तथा ॥**
**मङ्गलादेशवृत्ताश्च भद्राश्चेक्षणिकैः सह ॥२५८॥**
**असम्यक्कारिणश्चैव महामात्राश्चिकित्सकाः ॥**
**शिल्पोपचारयुक्ताश्च निपुणाः पण्ययोषितः ॥२५९॥**
**एवमादीन्विजानीयात्प्रकाशांल्लोककंटकान् ॥**
**निगूढचारिणश्चान्याननार्यानार्यलिङ्गिनः ॥२६०॥**

લાચ લેનારાઓ, ભય દેખાડીને ધન લેનારાઓ, વચકો, કપટી લોકો, કલ્યાણના આદેશથી જીવનારાઓ, સદાચાર દેખાડી પાપ કરનારાઓ, રેખાઓ જોઇ જીવનારાઓ, અયોગ્ય વર્ત્તનવાળા મહાવતો, અયોગ્ય વર્તનવાળા વૈદ્ય શિલ્પોપચારથી જીવનારાઓ નિપુણ વેશ્યાઓ, ઉત્તમ વેષધારી અધમ લોકો તથા એવા બીજા પણ ગૂઢ આચારવાળા લોકોને લોકોમા જાહેર કંટકરૂપ જાણવા ૨૫૮, ૨૫૯, ૨૬૦

અધિકાર ઉપર રહીને લાચ લેનારાઓ, નિરપરાધીવગેરેને વ્યર્થ ભય બતાવીને ધન કઢાવનારાઓ, વચક એટલે ખીમીયાવગેરેના બહાનાથી લોકોને છેતરનારાઓ, કપટી એટલે જુગારીવગેરે, કલ્યાણના આદેશથી જીવનારાઓ એટલે તમને ધન મળશે તથા તમને પુત્ર આવશે વગેરે ખોટા લાભ બતાવીને ભોળા લોકોને છેતરનારાઓ, ઉપરથી સારો આચાર બતાવનારા છતા અદરખાનેથી પાપવૃત્તિવાળાઓ, હાથપગની રેખાઓ જોઇ ખોટી વાતો કરી સ્વાર્થ સાધનારાઓ, અયોગ્ય વર્ત્તનવાળા એટલે હાથીઓ જેઓ રાજ્યના શણગારરૂપ છે તેઓને ખોટીરીતે માદા બતાવી તેના ઉપચાર કરવામા પોતે પૈસાઓ ખાઇ જાય એવા મહાવતો અથવા મૂળ મહામાત્ર શબ્દ છે તેનો અર્થ કાર્યભારીઓ એમ પણ કરવામા આવેછે તેથી ખોટા કામ કરનારા કાર્યભારીઓ અયોગ્ય વર્ત્તનવાળા વૈદ્યો એટલે પોતાનામા યોગ્યતા નહિ છતા વૈદુ ચલાવી લોકોને નુકસાન પહોચાડનારા વૈદ્યો, ઉપયોગમા ન આવે એવી કારીગિરીઓ બતાવી લોકોના પૈસાને ખાઇ જનારા શિલ્પોપચારથી જીવનારા એટલે કારીગરો, પુરૂષોને કર્ત્તવ્યભ્રષ્ટ કરવામા કુશળ વેશ્યાઓ તથા ઉત્તમ જાતિનો વેષ ધરનારા અને અદરખાનેથી પાપકર્મ કરનારા અધમ લોકો જેઓ લોકોને છેતરનાર તથા ભ્રષ્ટ કરનાર હોય તેઓ, આ સઘળાઓ દેશમા કંટકરૂપ જાહેર તસ્કરો છે એમ સમજવુ

ઉપર જણાવેલા લોકોને કાબુમાં રાખવાની ભલામણ કરેછે—

**तान्विदित्वा सुचरितैर्गूढैस्तत्कर्मकारिभिः ॥**
**चारैश्चानेकसंस्थानैः प्रोत्साद्य वशमानयेत् ॥२६१॥**

સારા આચરણવાળા, ગુપ્ત ફરનારા તથા તે કર્મને કરનારા અને અનેક વેષવાળા બાતમીદારોથી તેઓને જાણી લઇને શિક્ષા કરીને કાબુમાં રાખવા. ૨૬૧

બાતમીદારો સારાં આચરણવાળા હોય તો તેઓમા વિકૃતિ થવાનો સંભવ રહેતો નથી. ગુપ્ત ફરનારા તથા અનેક વેષવાળા હોય તો તેનાથી લુચ્ચા લોકો ચેતી શકતા નથી અને તેથી છટકી શકતા નથી તથા તે કર્મ કરનારા એટલે લુચ્ચા લોકો જેવી જાતના ધંધાથી લોકોને છેતરતા હોય તેવી જાતનો ધંધો યોગ્યપણે ચલાવતા હોય તેથી તેવા લોકો તેઓના સમાગમમા તરત આવી શકેછે મૂળમાં प्रोत्साद्य ને બદલે प्रोत्साह्य એવો પણ પાઠ છે તેનો અર્થ એ લોકોને ઉત્સાહમા લાવીને એમ કરવામા આવેછે. જેથી તેઓ તુરત પકડાઈ જાયછે.

એવા લોકોના દોષો બહાર પાડી તેઓને શિક્ષા કરવાનું કહેછે—

**तेषां दोषानभिख्याप्य स्वे स्वे कर्मणि तत्त्वतः ॥**
**कुर्वीत शासनं राजा सम्यक्सारापराधतः ॥२६२॥**

રાજાએ તે લોકોએ પોતપોતાના કર્મમા કરેલા દોષોને યથાર્થરીતિથી જાહેર કરી બરોબર તેઓના અપરાધનું નાહાનું મોહોટું સ્વરૂપ જોઇ તેને અનુસરતી શિક્ષા કરવી. ૨૬૨,

આનો એવો અભિપ્રાય પણ નિકળેછે કે તે તે લોકોના કામમા અમુક અમુક દોષોને જાહેર કરી તેવા કામ કરનારને તેના તેના પ્રમાણમા અમુક અમુક પ્રકારની શિક્ષા કરવામા આવશે એવા હુકમો રાજાએ બહાર પાડવા. જેથી તેના ભયવડે તેવા લોકો અપરાધ કરતા અટકે

તસ્કરો દંડ દીધાવગર ઠેકાણે આવતા નથી એમ જણાવેછે—

**नहि दण्डादृते शक्यः कर्तुं पापविनिग्रहः ॥**
**स्तेनानां पापबुद्धीनां निभृतं चरतां क्षितौ ॥२६३॥**

પૃથ્વીપર છુપી રીતે ફરનારા પાપબુદ્ધિવાળા ચોરલોકોનાં પાપ કર્મ દંડવગર અટકાવી શકાતાં નથી ૨૬૩

આવા લોકોઉપર ઉપદેશની અસર થતી નથી કારણ કે તેઓની બુદ્ધિમાં પાપજ ભર્યું હોયછે. તેથી તેઓ તો દંડ થાય ત્યારેજ ઠેકાણે આવેછે

તસ્કરકર્મ અટકાવવાને રાજાએ કેવાં કેવાં સ્થળોમાં તપાસ રાખવી તે કહેછે—

सभा प्रपापूपशालावेशमद्यान्नविक्रयाः ॥
चतुष्पथाश्चैत्यवृक्षाः समाजाः प्रेक्षणानि च ।२६४।
जीर्णोद्यानान्यरण्यानि कारुकावेशनानि च ॥
शून्यानि चाप्यगाराणि वनान्युपवनानि च ।२६५।
एवं विधान्नृपो देशान् गुल्मैः स्थावरजंगमैः ॥
तस्करप्रतिषेधार्थं चारैश्चाप्यनुचारयेत् ॥ २६६ ॥

સભા, પાણીનુ પરબ, અપૂપશાલા, વેશ્યાનુ ઘર, મદ્ય તથા અન્નના વિક્રયનુ સ્થાન, ચોવટા, પ્રસિદ્ધ વૃક્ષો, લોકોનો સમાજ, નૃત્યગીતનુ સ્થાન, જૂના બગીચા, અરણ્ય, કારીગરોના મકાનો, શૂન્ય મકાનો, વનો ઉપવનો અને એવાજ બીજા પ્રદેશોમાં તસ્કરોના અટકાવને માટે સ્થિર કરેલા ચોકીદારોથી, ફરતા રાખેલા ચોકીદારોથી અને બાતમીદારોથી દેખરેખ રાખવી ૨૬૪, ૨૬૫, ૨૬૬

* ગામ નગરવગેરેમા લોકોને ભેગા થવાના નિયતસ્થાનરૂપ મંડપવગેરે સભા કહેવાયછે. પુડાવગેરે ખાવાના પદાર્થો વહેચવાના સ્થાન અપૂપશાલા કહેવાયછે

તસ્કરોની તપાસમાં કેવા લોકોને રોકવા તે કહેછે—

तत्सहायैरनुगतैर्नानाकर्मप्रवेदिभिः ॥
विद्यादुत्सादयेच्चैव निपुणैः पूर्वतस्करैः ॥ २६७ ॥

માત્ર તસ્કરપણાની શંકાથી કોઇ નિરપરાધ દંડાઇ જાય નહિ તેમાટે રાજાએ સંભાળ રાખવી જોઇએ એમ ભલામણ દેછે—

न होढेन विना चौरं घातयेद्धार्मिको नृपः॥
सहोढं सोपकरणं घातयेदविचारयन्॥ २७०॥

મુદ્દામાલ જોયાવગર ધાર્મિક રાજાએ ચોરને મારવા નહિ પણ જો તેની પાસેથી ચોરીનો માલ નિકળે અને ચોરી કરવાના સાધનો જોવામાં આવે તોપછી તેને વગરવિલંબે મારવો. ૨૭૦.

માત્ર શંકાઉપરથી કે પકડાય એટલાઉપરથીજ અપરાધીને શિક્ષા કરવી વાજબી નથી પણ સાબીતી થયેજ શિક્ષા કરવી જોઇએ

ચોરલોકોના મદદગારોને પણ આકરી શિક્ષાની જરૂર જણાવેછે—

ग्रामेष्वपि च ये केचिच्चौराणां भक्तदायकाः॥
भाण्डावकाशदाश्चैव सर्वांस्तानपि घातयेत्॥२७१॥

ગામમાં પણ જે કોઇ લોકો ચોર લોકોને ખાવાનું આપતા હોય, ચોરી કરવાનાં સાધનો તથા ચોરીનો માલ સાચવવાની સગવડ કરી આપતા હોય તથા સંતાવાવગેરેની સગવડ દેતા હોય તે સઘળાઓને પણ મારવા. ૨૭૧.

કારણ કે તેઓ દેશમાં ઉપદ્રવની અભિવૃદ્ધિ કરનાર છે.

દેશસંરક્ષણના અધિકારીઓ ચોર લોકોની ઉપેક્ષા કરે તો તેઓને પણ શિક્ષા કરવાનું કહેછે—

राष्ट्रेषु रक्षाधिकृतान् सामन्तांश्चैव चोदितान्॥
अभ्याघातेषु मध्यस्थान् शिष्याच्चौरानिव द्रुतम्॥२७२॥

દેશમાં સંરક્ષણના અધિકારઉપર રાખેલા લોકો તથા સીમાડાઉપર ચોકીમાટે રાખેલા લોકો ચોરીવગેરે થાય ત્યારે ઉદાસીનની પેઠે બેસી રહે તો તેઓને પણ તરત ચોરલોકોના જેવી શિક્ષા કરવી. ૨૭૨.

લોકોના રક્ષણમાટે રાખેલા લોકો ક્યાંય ચોરી થવાની ખબર પડે અને તેનો તપાસ કરવામાં બેદરકાર રહે તો તેઓને તેમજ સીમાડાજેવાં સ્થાનોપર ચોકી કરવા રાખેલા લોકો ચોરી કે મારકુટ થાય તો પણ બેઠાબેઠા જોયા કરે અને અપરાધીઓને પકડવાનો યત્ન ન કરે અથવા ક્યાંય ચોરીવગેરેના ખબર થાય તે વખતે જે જે નોકરોને તેઓની તપાસ કરવાવગેરેનો હુકમ આપવામાં આવે તે લોકો કંઇ પણ કારણથી તેમાં બેદરકાર રહે તે સઘળાઓને ચોરના જેવીજ તુરત શિક્ષા કરવી જોઇએ.

કર્ત્તવ્યભ્રષ્ટ થનારને પણ શિક્ષા કરવાની સૂચના દેછે—

यश्चापि धर्मसमयात्प्रच्युतो धर्मजीवनः ॥
दण्डेनैव तमप्योषेत्स्वकाद्धर्माद्धि विच्युतम् ।२७३।

ધર્મઉપર આજીવિકા ચલાવનારો છતાં ધર્મની મર્યાદાથી ભ્રષ્ટ થાય તેના ધર્મભ્રષ્ટને પણ દંડવડેજ પરિતાપ આપવો ૨૭૩.

જે બ્રાહ્મણવગેરે ધર્મના સ્થાનપર રહીને અથવા ધર્મકૃત્યના નિમિત્તથી આજીવિકા મેળવતો હોય તે જો ધર્મકૃત્યથી ભ્રષ્ટ થાય તો તેને પણ દંડ કરવો જોઇએ કારણ કે ધાર્મિકપણાની ખ્યાતિથી લોકો તેના વિશ્વાસમાં વિશેષ આવેછે છતાં તે જો ભ્રષ્ટ થઇને અવળુ આચરણ કરે તો લોકોને અગણ નુકસાન પહોંચાડેછે અને તેથી તે પણ ચોરના જેવોજ છે

કેટલાક પ્રસંગોમાં રાજપુરૂષો સિવાય સાધારણ લોકોની પણ ફરજ દેખાડેછે અને તે પ્રમાણે ન વર્તનારને માટે શિક્ષા કહેછે—

ग्रामघाते हिताभङ्गे पथि मोषाभिदर्शने ॥
शक्तितो नाभिधावन्तो निर्वास्याः सपरि-
च्छदाः ॥ २७४ ॥

ગામ લુંટાતુ હોય ત્યારે, જળનો સેતુ ભાંગી નાખવામાં આવતો હોય ત્યારે અને માર્ગમાં ચોર લોકો લુટતા હોય ત્યારે આસપાસના જે લોકો શક્તિપ્રમાણે રક્ષા કરવા ન દોડે તેઓને તેમની માલમિલકતસાથે દેશમાથી કહાડી મૂકવા. ૨૭૪.

/ બહારવટીયાઓવગેરે ગામ લુંટે ત્યારે, પુલવગેરે ત્રોડવામાં આવતા હોય ત્યારે અને માર્ગમાં ચોરી થતી જોવામાં આવે ત્યારે જે આજુબાજુના લોકો પોતાની શક્તિપ્રમાણે ગામવગેરેને બચાવવાનો યત્ન ન કરતાં તેની હાનિ થવા દે તેઓને પણ દેશના અહિતરૂપ ગણી દેશમાથી દૂર કરવા.

ઉમદંડને યોગ્ય ચોરજેવા બીજા અપરાધીઓને પણ દેખાડેછે—

राज्ञः कोपापहर्तृंश्च प्रतिकूलेषु च स्थितान् ॥

घातयेद्विविधैर्दण्डैररीणां चोपजापकान् ॥ २७५ ॥

રાજાના ભંડારમાં લુંટ પાડનારાઓને, રાજાની આજ્ઞાકરનાં ઉલટી રીતે વર્તનારાઓને અને શત્રુઓની પાસે છુપી વાતો પહોચાડનારાઓને વિવિધ શિક્ષાઓથી પીડવા. ૨૭૫.

• આવા સઘળા લોકો રાજ્યને નબળું પાડનારા ગણાયછે

કોઇનું ઘર ફાડીને ચોરી કરનારમાટે આકરી શિક્ષા કહેછે—

सन्धिं छित्त्वा तु ये चौर्यं रात्रौ कुर्वन्ति तस्कराः ॥

तेषां छित्त्वा नृपो हस्तौ तीक्ष्णे शूले निवेशयेत् ।२७६।

જે ચોર લોકો રાત્રિમા સધિચ્છેદ કરીને ચોરી કરતા હોય તેઓને રાજાએ તેમના હાથ કાપી તીક્ષ્ણ શૂળીઉપર ચડાવવા ૨૭૬.

સધિચ્છેદ કરીને, ભીંત ફાડીને અથવા કમાડવગેરે ત્રોડીને રાતના ચોરી કરનારના હાથ કાપવા તથા તેને શૂળીઉપર ચડાવવો

છુપી રીતે વસ્ત્રની ગાંઠો છોડી દ્રવ્ય ચોરનારને માટે શિક્ષા કહેછે--

अङ्गुलीर्ग्रन्थिभेदस्य छेदयेत्प्रथमे ग्रहे ॥

द्वितीये हस्तचरणौ तृतीये वधमर्हति ॥ २७७ ॥

જે માણસ બીજાના વસ્ત્રને છેડે બાંધેલા દ્રવ્યને ગાંઠ છોડીને ચોરી જાય તેને પહેલીવારના અપરાધમા આંગળીઓ કાપી લેવારૂપ દંડ દેવો, બીજીવારના અપરાધમા હાથપગ કાપવારૂપ દંડ દેવો અને ત્રીજીવારના અપરાધમા વધરૂપ દંડ દેવો ૨૭૭.

માંડ ઉઠાવી તેને પણ તમામ જાતની ચોરીના ઉપલક્ષણરૂપ ગણી ગમે તે જાતની ચોરી કરનારમાટે પહેલી બીજી વખતના અપરાધમાં ઉપર જણાવેલી બે પ્રકારની શિક્ષા અને ત્રીજી વખતના અપરાધમાં ૨૭૬ મા શ્લોકમાં ઉત્કટ બે શૂળીપર ચઢાવવાનું લખ્યુ છે તેનોજ આ શ્લોકમાં વધ કરવો એ શબ્દથી અનુવાદ કરેલો છે એમ પણ કહેવામાં આવેછે

ચોરી કરનારને કોઇપણ જાતની મદદ દેનારને પણ મારવાની ભલામણ કરેછે—

अग्निदान्भक्तदांश्चैव तथा शस्त्रावकाशदान् ॥
सन्निधातृंश्च मोपस्य हन्याच्चौरमिवेश्वरः ॥२७८॥

ચોર લોકોને જેઓ અગ્નિ દેતા હોય, અન્ન દેતા હોય, શસ્ત્ર દેતા હોય, રહેવાનુ સ્થાન દેતા હોય અને ચોરીનો માલ પોતાની પાસે રાખતા હોય તેઓને પણ રાજાએ ચોરની પેઠેજ મારવા ૨૭૮

૨૭૧ મા શ્લોકમાં આ વિષય આવી જાયછે તોપણ અહીં ઉપસંહારરૂપે ફરીને કહેલ છે.

જળાશયને તોડી નાખનારમાટે શિક્ષા કહેછે—

तडागभेदकं हन्यादप्सु शुद्धवधेन वा ॥
यद्वापि प्रतिसंस्कुर्याद्दाप्यस्तूत्तमसाहसम् ॥२७९॥

તળાવને તોડનાર માણસને જળમા ડુબાવીને અથવા બીજા શુદ્ધ વધથી મારવો. જો તે તળાવને ફરીને હતુ તેવુ તૈયાર કરી આપે તો પછી તેનો ઉત્તમ સાહસ દંડ કરવો ૨૭૯

જનસમાજને ઉપયોગી તળાવને તોડી નાખી નુકસાન કરનારને જળમાં ડુબાવીને મારી નાખવો અથવા શુદ્ધવધથી એટલે બીજા કોઇપણ પ્રકારથી મારવો. જો તે માણસ તળાવ ફરીને હતુ તેવુ કરી આપે તો તેને મારવો નહિ પણ તેનો ઉત્તમ સાહસ એટલે એક હજાર પણ દંડ કરવો

કોઠાર તોડનારવગેરેને માટે શિક્ષા કહેછે—

कोष्ठागारायुधागारदेवतागारभेदकान् ॥
हस्त्यश्वरथहर्तृंश्च हन्यादेवाविचारयन् ॥ २८० ॥

જેઓ રાજાના કોઠારને, આયુધશાળાને અને દેવમંદિરને તોડે તેઓને તથા હાથી, ઘોડા કે રથ હરી જનારને લાંબા વિચારમાં પડ્યા-વગરજ મારના ૨૮૦

આ સઘળા ચોરીનાજ અપરાધો છે

જળાશયને તોડયાવગર જળની આવકને બીજી રીતે લઇ લેનારને માટે શિક્ષા કહેછે—

**यस्तु पूर्वनिविष्टस्य तडागस्योदकं हरेत् ॥**

**आगमं वाप्यपां भिद्यात्स दाप्यः पूर्वसाहसम् ।२८१।**

જે માણસ પૂર્વે કોઇએ કરાવેલા તળાવના પાણીને હરી જાય અથવા તેમાં પાણી આવતુ હોય તેનો અટકાવ કરે તેનો પ્રથમ સાહસ દંડ કરવો ૨૮૧

લોકોના ઉપયોગમાટે જેમણે તળાવ બંધાવ્યુ હોય તેમાંથી માત્ર પોતાના લાભમાટે નાળ બાંધીને પાણી લઇ જાય અથવા જ્યાંથી પાણીની આવક હોય ત્યાં વચમાં બંધ બાંધીને તળાવમાં પાણી આવતુ અટકાવી દે તેવા અપરાધીનો પ્રથમસાહસ એટલે અઢીસો પણ દંડ કરવો

રાજમાર્ગને બગાડનાર અપરાધીનો દંડ કહેછે—

**समुत्सृजेद्राजमार्गे यस्त्वमेध्यमनापदि ॥**

**स द्वौ कार्षापणौ दद्यादमेध्यं चाशु शोधयेत् ।२८२।**

જે માણસ રોગાદિક કંઇપણ આપત્તિ ન હોય છતાં રાજમાર્ગમાં મૂત્રપુરીષવગેરે અપવિત્ર પદાર્થ નાખે તેણે બે કાર્ષાપણ દંડ આપવો જોઇએ તથા તુરતજ તે જગા સાફ કરી આપવી જોઇએ ૨૮૨

રોગ કે ભય જેવા કારણથી થતુ હોય તો તેને માટે આ દંડ નથી

આવા અપરાધમાં કોનો કોનો દંડ થઇ શકતો નથી તે કહેછે—

**आपद्गतोथवा वृद्धो गर्भिणी बाल एव च ॥**

**परिभाषणमर्हन्ति तच्च शोध्यमिति स्थितिः ।२८३।**

રોગાદિક કોઇપણ જાતની આપત્તિમાં આવી પડેલ મનુષ્ય અથવા વૃદ્ધ મનુષ્ય અથવા ગર્ભિણી સ્ત્રી કે બાળક જો આવો અપરાધ કરે તો તેઓને માટે માત્ર ઠપકો આપવો એટલુંજ બસ છે અને તે જગા સાફ કરાવવી આવી મર્યાદા છે ૨૮૩

કારણ કે અશક્તિ અને અાપ્તસમજ જેવા કારણથી તેઓથી આવો અપરાધ થઇ જાયછે

જ્ઞાન નહિ છતાં વૈદ્ય બની બેઠેલા લોકો તે ધંધાથી કોઇને નુકસાન કરે તો તેને માટે દંડ જણાવેછે—

चिकित्सकानां सर्वेषां मिथ्या प्रचरतां दमः ॥
अमानुषेषु प्रथमो मानुषेषु तु मध्यमः ॥ २८४ ॥

અયોગ્ય રીતિથી પશુવગેરેની ચિકિત્સા કરનારા સઘળા વૈદ્યોનો પ્રથમ સાહસદંડ કરવો અથવા મનુષ્યોની અયોગ્ય ચિકિત્સા કરે તેનો મધ્યમસાહસ દંડ કરવો ૨૮૪

માત્ર સ્વાર્થને ખાતર દ્રવ્યથી પોતાને વૈદ્ય કહેવરાવનારા લોકો ગાય ઘોડા વગેરેનું અયોગ્ય વૈદુ કરતા હોય તો તેઓનો અઢીસો પણ દંડ અને તેવા લોકો મનુષ્યોનુ અયોગ્ય વૈદુ કરતા હોય તો તેઓનો પાંચસો પણ દંડ કરવો.

જળાશયના ઘાટવગેરે તોડનારમાટે દંડ કહેછે—

संक्रमध्वजयष्टीनां प्रतिमानां च भेदकः ॥
प्रतिकुर्याच्च तत्सर्वं पञ्च दद्याच्छतानि च ॥२८५॥

જે માણસ જળાશયના ઘાટને, ધ્વજને, યષ્ટિને કે પ્રતિમાને તોડે તેણે પાંચસો પણ દંડ આપવો જોઇએ તથા જે તોડ્યુ હોય તે ફરીને હતુ તેવુ કરાવી આપવુ જોઇએ ૨૮૫

જે માણસ જળાશયના ઘાટને અથવા નદીવગેરેના પુલને તોડે, દેવમંદિર કે રાજમંદિરના ચિન્હરૂપ ધ્વજને ભાગે, જળની ઉંડાઇ માપવા રાખેલ યષ્ટિ એટલે વાંસવગેરેને કહાડી નાખે અથવા રાજ્યતરફની યષ્ટિ એટલે લાકડીને તોડે અર્થાત્ તેના હુકમનુ અપમાન કરે તથા દ્વાર, જળાશયવગેરે ઠેકાણેઉપર બેસાડેલ પ્રતિમાઓ એટલે પૂતળાઓને ભાગે તેનો પાંચસો પણ દંડ કરવો જોઇએ.

સારાં દ્રવ્યોને બગાડનાર વગેરેમાટે દંડ કહેછે—

**अदूषितानां द्रव्याणां दूषणे भेदने तथा ॥**
**मणीनामपवेधे च दण्डः प्रथमसाहसः ॥२८६॥**

અદૂષિત દ્રવ્યોના દૂષણમાં અને મણિઓના ભેદનમાં તથા અપવેધમાં પ્રથમસાહસ દંડ કરવો ૨૮૬

નાખ્ખા ધાન્યને વધારે લાભ લેવામાટે બગડેલા ધાન્યની સેળભેળ કરી બગાડી તે વેચે અથવા કેસરસરખી શુદ્ધચીજમા હલકીજાતના તૃણતતુઓ મેળવે અથવા ઘી, સુવર્ણવગેરે પદાર્થોમા ખરાબ મેળવણી કરે તેઓનો તેમજ મણિઓનો ભેદ થવાથી તેની કિંમત ઘટી જતી હોય તેવા મણિઓને ભાગી તોડી નાખે તથા મોતીવગેરેને ખરાબ રીતે વીંધી નાખે તેવા ધંધાધારીઓનો ઓછામા ઓછો પ્રથમસાહસ દંડ એટલે અઢીસો પણ દંડ કરવો

ક્રયવિક્રયમાં સમવિષમ કરનારમાટે દંડ કહેછે—

**समैर्हि विषमं यस्तु चरेद्वै मूल्यतोपि वा ॥**
**समाप्नुयाद्दमं पूर्वं नरो मध्यममेव वा ॥२८७॥**

જે પુરુષ સમાનરીતિથી મૂલ્ય આપનારા લોકોમા કોઇને સારી ચીજ આપે અને કોઇને તેજ જાતની ખરાબ ચીજ આપે અથવા એકજ જાતની વસ્તુનુ કોઇપાસે ઓછુ મૂલ્ય લે અને કોઇની પાસેથી વધારે મૂલ્ય લે તેનો અપરાધના પ્રમાણમા પ્રથમસાહસ અથવા મધ્યમસાહસ દંડ કરવો ૨૮૭

વસ્તુઓ દેવામા કે મૂલ્ય લેવામા એક જાતનીજ વસ્તુ છતા ભાવની વધઘટ કરે અથવા માલ સારો માઠો આપે તેનો અથવા એક વસ્તુને બદલે બીજી વસ્તુ લેવામા કે દેવામા છેતરે તેનો પ્રથમસાહસ અથવા મધ્યમસાહસ એટલે અઢીસોપણ કે પાંચસોપણ દંડ કરવો

લોકોનાં મનપર છાપ પડે તેમાટે કેદખાનાંઓ જાહેર રસ્તાઓપર રાખવાની ભલામણ કરેછે—

**बन्धनानि च सर्वाणि राजा मार्गे निवेशयेत् ॥**
**दुःखिता यत्र दृश्येरन् विकृताः पापकारिणः ॥२८८॥**

રાજાએ સઘળા બંધનગૃહોને જાહેરમાર્ગમા રાખવા કે જ્યા વિકૃતવેષવાળા પાપકારી લોકો દુખી થતા જોવામા આવે ૨૮૮

જે લોકો અપરાધ કરવા તૈયાર થયા હોય તેઓ પણ, અપરાધીઓ આવી રીતે દુઃખી થાયછે એમ જોવામાં આવવાથી ડર્યને લીધે અપરાધ કરતા અટકી જાયછે.

ગામનું રક્ષણ થવાનાં સાધનોને નબળાં પાડનારમાટે શિક્ષા કહેછે—

प्राकारस्य च भेत्तारं परिखाणां च पूरकम् ॥
द्वाराणां चैव भङ्क्तारं क्षिप्रमेव प्रवासयेत् ॥२८९॥

કિલ્લો તોડનારને, ખાઇ પૂરનારને અને દરવાજાઓ ભાંગનારને તરતજ દેશમાંથી કહાડી મુકવા. ૨૮૯.

આવા લોકો દેશમા રહે તો જ્યારે લાગ ફાવે ત્યારે મોહોટુ નુકસાન કરેછે માટે તેઓને દેશમા રહેવા દેવા નહિ

અભિચારપ્રયોગ વગેરે કરનાર માટેની શિક્ષા જણાવેછે—

अभिचारेषु सर्वेषु कर्त्तव्यो द्विशतो दमः ॥
मूलकर्मणि चानाप्तैः कृत्यासु विविधासु च ॥२९०॥

સઘળી જાતના અભિચારોમા, વશીકરણમા તથા વિવિધ કૃત્યાઓમાં તેનુ ફળ થયા પહેલા બસો પણ દંડ કરવો ૨૯૦

કોઈ માણસ કોઇને મારી નાખવામાટે મંત્રસાધન કે હોમરૂપ અભિચાર એટલે મારણ, ઉચ્ચાટન વગેરે પ્રયોગ કરતો હોય તો તેનો સામા માણસને તેનું ફળ મળ્યા પહેલા બસો પણ દંડ કરવો પરંતુ જો સામા માણસને તેનું ફળ મળી જાય એટલે તેનુ મરણ થાય કે તેને બીજુ નુકસાન થાય તો તે અપરાધના પ્રમાણમા તેવા મલિન પ્રયોગ કરનારને વિશેષ શિક્ષા કરવી એવીજ રીતે વ્યભિચારમાટે અથવા ધન વગેરેની લાલચ માટે વશીકરણ પ્રયોગ કરતો હોય તેનો તેમજ કોઇને રોગી કે ઉન્મત્ત વગેરે અધમ દશામા મૂકવાને જૂદી જૂદી જાતની કૃત્યાઓ સાધતો હોય તેનો બસો પણ દંડ કરવો. આમા પણ સામા માણસને તેના કૃત્યથી નુકસાન થયેલુ નક્કી થતા તે તે અપરાધના પ્રમાણમા વધારે વધારે શિક્ષા કરવી.

ખરાબ બીજ વહેંચનારવગેરેને માટે શિક્ષા કહેછે—

अबीजविक्रयी चैव बीजोत्कृष्टा तथैव च ॥
मर्यादाभेदकश्चैव विकृतं प्राप्नुयाद्वधम् ॥ २९१ ॥

જે માણસ ઉગી ન શકે તેવા બીજને શ્રેષ્ઠ બીજ છે એમ કહીને તેનો વિક્રય કરે તથા સઘળા માગ બીજમાથી ઉત્તમ ભાગ કાઢી લઇ તેમા નઠારા મેળવીને સઘળા સારા છે એમ કહીને તેનો વિક્રય કરે તેમજ સીમાડો તોડે તેઓ અંગચ્છેદરૂપ શિક્ષાને પામવા લાયક છે ૨૯૧

ક્ષેત્રમા વાવવામાટેના બીજ વહેચનારો ન ઉગે એવા અથવા પૂરા ન ઉગે એવા અથવા ખરાબ બીજે આપે તો તેનો તેમજ સીમાડો તોડે તેને કાન, નાક વગેરે અંગોના છેદરૂપ શિક્ષા કરવી જોઇએ

સુવર્ણજેના મૂલ્યવાન પદાર્થની બાબતમા લોકોને છેતર-નાર માટે દંડ કહેછે—

सर्वकण्टकपापिष्ठं हेमकारं तु पार्थिवः ॥
प्रवर्त्तमानमन्याये छेदयेल्लवशः क्षुरैः ॥ २९२ ॥

જે સુવર્ણકાર અન્યાયમા પ્રવૃત્ત હોય તેને સઘળા કંટકોમા અસત પાપી ગણી ક્ષુર જેવા તીક્ષ્ણ શસ્ત્રથી અતિશય છેદવો ૨૯૨

અન્યાયમા પ્રવૃત્ત હોય એટલે તોલના ફેરફારથી, કસોટીના કપટથી તથા સુવર્ણમા બીજી હલકી ધાતુઓ મેળવી દઇને લોકોને છેતરતો હોય તેવા સુવર્ણકારને અતિ ઉગ્ર શિક્ષા કરવી કારણકે તે સઘળા કંટકો એટલે અપરાધીઓમા મોહોટો અપરાધી ગણાયછે

ખેડના સાધનવગેરેની ચોરી કરનારમાટેની શિક્ષા સૂચવેછે—

सीताद्रव्यापहरणे शस्त्राणामौषधस्य च ॥
कालमासाद्य कार्यं च राजा दण्डं प्रकल्पयेत् ॥२९३॥

ખેડાની જમીનના સાધનોની ચોરીમા તેમજ શસ્ત્રોની અને ઔષધની ચોરીમા સમય તથા કામનો વિચાર કરીને રાજાએ દંડ કરવો ૨૯૩

ખેડાની જમીનના સાધનો એટલે હળ કોદાળીવગેરેની કોઇ ચોરી કરે તે સમયનો વિચાર કરીને દંડ કરવો એટલે કામ ચાલતુ હોય તે વખતે લઇ જાય તો ભારે દંડ કરવો અને કામ ન ચાલતુ હોય તે વખતે લઇ જાય તો કાંઇ કમતી દંડ કરવો કાર્યનો વિચાર કરીને એટલે નાહાની મોહોટી ચોરી

એઓને તેના પ્રમાણમાં દંડ કરવો. એવીજ રીતે યુદ્ધનો સમય ચાલતો હોય ત્યારે શસ્ત્રની ચોરી કરનારનો વિશેષ દંડ કરવો અને ચિકિત્સા ચાલતી હોય ત્યારે ઔષધની ચોરી કરનારનો પણ મોહોટો દંડ કરવો. શસ્ત્રો અને ઔષધ બીજાને નુકસાન કરવા નહિ પણ પોતાના બચાવની ધારણાથી ઉપાડ્યાં હોય તો તે વાત પણ લક્ષમાં લેવી અને મોહોટો દંડ કરતાં અટકવું.

રાજા અને પ્રજાઆરે કંટકરૂપ અપરાધીઓની શિક્ષાનો પ્રકાર કહીને હવે રાજ્ય ચલાવવામાં ઉપયોગી રાજધર્મ કે જે બરાબર બજાવવામાં ન આવે તો અપરાધીઓને જતા મૂકવાથી જેમ રાજ્યનો નાશ થાયછે તેવીજ રીતે રાજ્યનો નાશ થાયછે તેટલામાટે સાતમા અધ્યાયમાં કહેવાયેલ એ બાબતનો કેટલોક અવશિષ્ટ ભાગ કહેછે, અને તેમાં રાજ્યનાં મુખ્ય સાત અંગો જણાવેછે—

स्वाम्यमात्यौ पुरं राष्ट्रं कोशदण्डौ सुहृत्तथा ॥
सप्त प्रकृतयो ह्येताः सप्ताङ्गं राज्यमुच्यते ॥२९४॥

રાજા, અમાત્ય, નગર, દેશ, દ્રવ્યનો ભંડાર, ચાર પ્રકારનું સૈન્ય અને મિત્ર એ સાત પ્રકૃતિઓ કહેવાયછે. અને એ સાત પ્રકૃતિઓરૂપ સાત અંગોવાળું રાજ્ય કહેવાયછે ૨૯૪.

આ સાત અંગો બરાબર હોય તો રાજ્ય પૂર્ણ અંગોવાળું ગણાયછે. આમાં જે કોઇ પણ અંગ ખામીવાળું હોય તો રાજ્ય પણ તેટલે અંશે ખામીવાળું ગણાયછે. મંત્રી, પુરોહિત, સેનાપતિવગેરેનો અમાત્યશબ્દમાં સમાવેશ થાયછે.

ઉક્ત અંગોમાં પૂર્વપૂર્વ અંગનું ગૌરવ જણાવેછે—

सप्तानां प्रकृतीनां तु राज्यस्यासां यथाक्रमम् ॥
पूर्वंपूर्वं गुरुतरं जानीयाद्व्यसनं महत् ॥ २९५ ॥

ઉપર કહેલી રાજ્યની સાત પ્રકૃતિઓમાં અનુક્રમથી પૂર્વપૂર્વની પ્રકૃતિના નાશમાં અધિકઅધિક કષ્ટ થાયછે એમ જાણવું. ૨૯૫.

દરેક અંગની રક્ષા કરવી તેમાં પણ પૂર્વપૂર્વના અંગની વિશેષ રક્ષા કરવી યોગ્ય છે કારણકે પૂર્વપૂર્વનું અંગ ઉત્તરોત્તર અંગની અપેક્ષામાં વિશેષ હેતુભૂત છે.

સઘળાં અંગોની પરસ્પર ઉપયોગિતા દેખાડેછે—

सप्ताङ्गस्येह राज्यस्य त्रिष्टब्धस्य त्रिदण्डवत् ॥
अन्योन्यगुणवैशेष्यान्न किंचिदतिरिच्यते ॥२९६॥

આ જગતમાં રાજ્ય કે જેને સાત અંગવાળું જણાવ્યું છે તે પરસ્પરના ટેકાથી રહેલા ત્રણ દંડોની માફક પરસ્પરના ગુણવિશેષોથી ટકી રહેતું હોવાથી એમાંનું કોઇ અંગ ઓછું ઉપયોગી ગણાતું નથી. ૨૯૬.

આ ઉપરથી સઘળાં અંગોને આબાદ સ્થિતિમાં રાખવાં એમ ભલામણ કરેલી છે.

પોતપોતાનાં કાર્યોમાં સઘળાં અંગો પ્રધાનભૂતજ ગણાયછે એમ જણાવેછે—

तेषु तेषु तु कृत्येषु तत्तदङ्गं विशिष्यते ॥
येन यत्साध्यते कार्यं तत्तस्मिन् श्रेष्ठमुच्यते ॥२९७॥

તે તે કાર્યોમાં તે તે અંગોની અધિકતા થાયછે. એટલે જે અંગથી જે કાર્યની સિદ્ધિ થાયછે તે અંગ તે કાર્યમાં પ્રધાન કહેવાયછે. ૨૯૭.

એક અંગનું કાર્ય બીજું અંગ કરી શકતું નથી. તેથી જે જે ખાતાનું જે જે કામ હોય તેમા તે તે ખાતું જરૂરનું છે એમ સમજવું

રાજ્યના મુખ્ય અંગરૂપ રાજાએ સઘળી દેખરેખ રાખવી અને ઉદ્યોગમાં તત્પર રહેવું એમ ભલામણ કરેછે—

चारेणोत्साहयोगेन क्रिययैव च कर्मणाम् ॥
स्वशक्तिं परशक्तिं च नित्यं विद्यान्महीपतिः ॥२९८॥

રાજાએ બાતમીદારોમારફત, ઉત્સાહથી અને કાર્યોને ગતિમાં મૂકવાથી પોતાની શક્તિને તથા શત્રુઓની શક્તિને હમેશાં જાણ્યા કરવી ૨૯૮.

બાતમીદારોથી હકીકત જાણવી, જે કાર્ય કરવાનું હોય તે કાર્ય કરનારાઓના ઉત્સાહને વધારવો અને કાર્યને ગતિમાં મૂકવું. આથી પોતાની શક્તિ તથા સામાપક્ષની શક્તિ રાજાના ધ્યાનમાં આવ્યા કરેછે.

કોઇપણ કાર્યને ગતિમાં મૂકતાં પહેલાં તેમાં આવતાં વિઘ્નો તથા તેના ફળનો વિચાર કરવાની સૂચના દેછે—

पीडनानि च सर्वाणि व्यसनानि तथैव च ॥
आरभेत ततः कार्यं संचिन्त्य गुरुलाघवम् ॥२९९॥

રાજાએ સઘળા પીડાના પ્રકારોને તથા સઘળાં વ્યસનોને જાણી ગૌરવ લાઘવનો વિચાર કરી પછી કાર્યનો આરંભ કરવો. ૨૯૯

આરંભવાના કાર્યથી લોકોને કેવા પ્રકારની પીડા થશે તથા તે કાર્ય આરંભ્યા પછી તેમાં કાંઇ અડચણો આવશે કે કેમ? અને છેવટ તે કાર્ય પૂરું થતા લાભ છે કે કેમ? તે તપાસી સરવાળે સુખરૂપ અને લાભકારક જણાય તેવા કાર્યનો આરંભ કરવો.

યોગ્ય કાર્યોને પાર પાડતાં સૂધી નહિ કંટાળવાની ભલામણ કરેછે—

आरभेतैव कर्माणि श्रान्तःश्रान्तः पुनःपुनः ॥
कर्माण्यारभमाणं हि पुरुषं श्रीर्निषेवते ॥ ३०० ॥

શ્રાંત થયેલા રાજાએ પણ વારંવાર કાર્યના આરંભમાં પ્રવૃત્ત રહેવું કારણકે કાર્યોના આરંભમાં પ્રવૃત્ત પુરુષને લક્ષ્મી સેવેછે. ૩૦૦

કોઈ મોહોટા યોગ્ય કાર્યનો આરંભ કર્યા પછી તેને પાર પાડતાં વિલંબ થાય અને કાંઇ કારણસર થોડો વખત બંધ રાખવું પડે તોપણ યોગ્ય સમયે ફરીને તે શરૂ કરવું અને તેને પાર પાડવું અથવા એક કાર્ય પૂરૂં થઇ ગયા પછી નિશ્ચિંત થઇને બેસી જવું નહિ. રાજ રાજાની બજાવવાના તથા પ્રજાના સુખના કાર્યો એકએક પછી તેના સમય પ્રમાણે ચાલુજ રાખવા જોઇએ. કારણ એમ ઉદ્યોગમાં તત્પર રહેનારને લક્ષ્મી સેવ્યા કરેછે.

યુગપ્રમાણે કાર્યોનાં ફળ મળ્યા કરેછે એવા વિચારપર ટેકો રાખી રાજાએ ઉદાસીન બનવું નહિ, પણ સારો માઠો યુગ પ્રવર્તાવવો એ રાજાના કબજાનીજ વાત છે એમ જણાવેછે—

कृतं त्रेतायुगं चैव द्वापरं कलिरेव च ॥
राज्ञो वृत्तानि सर्वाणि राजा हि युगमुच्यते ॥३०१॥

'સત્ય, ત્રેતા,' દ્વાપર અને કલિ એ ચારે યુગો રાજાના આચરણપ્રમાણે થાયછે તેથી રાજા એજ યુગ કહેવાયછે ૩૦૧.

આ ઉપરથી એમ દેખાડ્યુ કે ઇતિહાસાદિકપરથી હાલ કલિયુગ ચાલેછે તેથી પ્રજામા દુ ખ કપટવગેરે હોય તેમા આપણો શો દોષ? એમ ધારી ઉદાસીન, નિરુત્સાહ અને નિરુદ્યોગી બની જવુ નહિ કારણ કે રાજા, જેવા યુગને પ્રવર્તાવવા ચાહે તેવો યુગ પ્રવર્તેછે.

'રાજા એજ યુગ કહેવાયછે', એ ઉપરના શ્લોકમાં આવેલા વાક્યનુ વિવરણ કરેછે—

**कलिः प्रसुप्तो भवति स जाग्रद् द्वापरं युगम् ॥**
**कर्मस्वभ्युद्यतस्त्रेता विचरंस्तु कृतं युगम् ॥३०२॥**

આળસુ થઇ પડી રહેનારો કલિયુગરૂપ થયછે, કાર્ય કરવામાટે જાગ્રત થતો હોય તે દ્વાપરયુગ, કાર્ય કરવાનો આરભ કરતો હોય તે ત્રેતયુગ અને કાર્યને પાર પાડનો હોય તે સત્યયુગરૂપ થાયછે ૩૦૨

કર્તવ્ય નહિ કરનારો રાજા કલિ, કર્તવ્યતરફ દષ્ટિમાત્ર કરનારો રાજા દ્વાપર, કર્તવ્યનો આરભ કરનારો રાજા ત્રેતા અને કર્તવ્ય પાર પાડનારો રાજા સત્યયુગ ગણાયછે કારણ કે તેની તેવી તેવી ચેષ્ટાથી દેશમાં તેવા તેવા યુગના ગુણો ફેલાયછે

રાજાએ કેવી રીતે વર્તવું તે કહેછે—

**इन्द्रस्यार्कस्य वायोश्च यमस्य वरुणस्य च ॥**
**चन्द्रस्याग्नेः पृथिव्याश्च तेजोवृत्तं नृपश्चरेत् ॥३०३॥**

રાજાએ ઇન્દ્ર, સૂર્ય, વાયુ, યમ, વરુણ ચન્દ્ર, અગ્નિ અને પૃથ્વી તેઓના પ્રભાવને અનુસરતું આચરણ રાખવુ ૩૦૩

દેવતુલ્ય આચરણ કરનારો રાજા પુણ્યશાળી, પ્રતાપી અને પ્રજાપ્રીતિપાત્ર થાયછે.

ઇંદ્રના જેવું આચરણ સમજાવેછે—

**वार्षिकांश्चतुरो मासान्यथेंद्रोभिप्रवर्षति ॥**
**तथाभिवर्षेत्स्वं राष्ट्रं कामैरिन्द्रव्रतं चरन् ॥३०४॥**

જેમ ચોમાસામાં ઇંદ્ર ચોમેર વરસેછે તેમ રાજાએ ઇંદ્રના એ વ્રતપ્રમાણે વર્તી પોતાના દેશને ઇચ્છિત પદાર્થોના અભિવર્ષણથી સુખી રાખવો ૩૦૪.

જલવૃષ્ટિ કરવી એ ઇંદ્રનું કાર્ય છે અને તેથી ચોમાસામાં જલવૃષ્ટિ કરીને ઇંદ્ર જેમ જગતને તૃપ્ત કરેછે તેમ રાજાએ પણ ઇચ્છિત પદાર્થોના દાનથી પોતાની પ્રજાને તૃપ્ત કરવી અથાત્ સુખી રાખવી રાજાનું આ ઇંદ્રવ્રત કહેવાયછે

સૂર્યના જેવું આચરણ સમજાવેછે—

**अष्टौ मासान्यथादित्यस्तोयं हरति रश्मिभिः ॥**

**तथा हरेत्करं राष्ट्रान्नित्यमर्कव्रतं हि तत् ॥ ३०५ ॥**

જેમ સૂર્ય આઠમાસ સુધી પોતાના કિરણોવડે જળને ખેંચેછે તેમ રાજાએ દેશમાંથી ચાલુ કર લેવો આ તેનું સૂર્યવ્રત કહેવાયછે ૩૦૫

સૂર્ય પોતાનાં કિરણોવડે જેમ ક્રમે ક્રમે જળને ખેંચેછે તેમ રાજાએ પણ લોકોને ભારે ન પડી જાય તેવા કરોવડે ક્રમે ક્રમે પોતાનો ભંડાર ભરવો અને સૂર્ય જેમ તે જળ ઇંદ્રદ્વારા પાછું વરસાવેછે તેમ રાજાએ પણ કરોથી મેળવેલું તે ધન યોગ્યપ્રસંગો લઇને પ્રજાહિતના કાર્યમાં પાછું ખરચવું રાજાનું આ આચરણ સૂર્યવ્રત કહેવાયછે

વાયુના જેવું આચરણ સમજાવેછે—

**प्रविश्य सर्वभूतानि यथा चरति मारुतः ॥**

**तथा चारैः प्रवेष्टव्यं व्रतमेतद्धि मारुतम् ॥ ३०६ ॥**

જે પ્રમાણે વાયુ સર્વપ્રાણીઓની અંદર પ્રવેશ કરીને પણ ફરેછે તેમ રાજાએ બાતમીદારોદ્વારા પ્રત્યેક સ્થળે પ્રવેશ કરવો એ તેનું વાયુવ્રત છે ૩૦૬.

બાતમીદારોમારફત દરેક ઠેકાણાની હકીકતોથી જાણીતા રહેવું એ રાજાનું વાયુવ્રત ગણાયછે

યમના જેવું આચરણ સમજાવેછે—

**यथा यमः प्रियद्वेष्यौ प्राप्ते काले नियच्छति ॥**

**तथा राज्ञा नियन्तव्याः प्रजास्तद्धि यमव्रतम् ।३०७।**

જેમ યમરાજ સમય આવતા પોતાના પ્રિયને કે દ્વેષપાત્રને કબજે કરી લેછે તેમ રાજાએ પ્રજાને કબજે રાખવી તે યમવ્રત છે ૩૦૭

જીવિતનો અવધિ થઇ રહેતાં ચાહે દ્વેષપાત્ર હોય કે પ્રીતિપાત્ર હોય તેનો કશો વિચાર નહિ કરતાં યમરાજા જેમ પ્રાણીઓતરફ પોતાના નિયમને અનુસરીનેજ વર્તેછે એટલે તેઓનાં કર્મપ્રમાણે સારી માઠી ગતિના ભોગવનાર બનાવેછે અર્થાત્ દ્વેષપાત્ર જેવો જણાતો હોય તોપણ તેનાં સારાં કર્મો હોય તો તેની સારી ગતિ કરેછે અને પ્રીતિપાત્રજેવો છતાં પણ તેનાં માઠાં કર્મો હોય તો તેની માઠી ગતિ કરેછે તેમ રાજાએ પણ પ્રજામાં બીજી રીતે ભલે પોતાના દ્વેષપાત્ર કે પ્રીતિપાત્ર—શત્રુમિત્ર હોય તોપણ ન્યાય કરતાં દ્વેષપાત્રની તરફેણ કરવી વાજબી લાગે તો તેને લાભ આપવો અને પ્રીતિપાત્રનો અપરાધ જણાય તો તેને શિક્ષા કરવી. એ તેનું યમવ્રત ગણાયછે

વરૂણના જેવું આચરણ સમજાવેછે—

**वरुणेन यथा पाशैर्बद्ध एवाभिदृश्यते ॥**
**तथा पापान्निगृह्णीयाद्व्रतमेतद्धि वारुणम् ॥३०८॥**

જેમ વરૂણ જેને પાશમાં લેવા ધારે તે જેમ બંધાયેલોજ દેખાયછે તેમ રાજાએ પાપી લોકોને તુરત બંધનમાં લેવા એ તેનુ વરૂણવ્રત છે. ૩૦૮.

જેનાપર વરૂણનો પાશ પડે તેને જેમ બંધાતા વિલંબ થતો નથી તેમ જે અપરાધી ઠર્યો તે રાજાના દંડબંધનમા તુરતજ આવવો જોઇએ. છટકવો ન જોઇએ આ પ્રમાણે સાવધાનપણું રાખવું તે રાજાનુ વરૂણવ્રત ગણાયછે.

રાજા ચંદ્રના જેવા આચરણવાળો ક્યારે ગણાય? તે કહેછે—

**परिपूर्णं यथा चन्द्रं दृष्ट्वा हृष्यन्ति मानवाः॥**
**तथा प्रकृतयो यस्मिन्स चान्द्रव्रतिको नृपः॥३०९॥**

જેમ પૂર્ણચંદ્રને જોઇને મનુષ્યો હર્ષ પામેછે તેમ જેને જોવાથી પ્રજા પ્રસન્ન થાય તે રાજા ચંદ્રવ્રતવાળો ગણાયછે. ૩૦૯.

જેનાથી પ્રજાની પ્રીતિ બની રહે એવું રાજાનું વર્તન તેના ચંદ્રવ્રતરૂપ ગણાયછે.

અગ્નિને અનુસરતું આચરણ સમજાવેછે—

**प्रतापयुक्तस्तेजस्वी नित्यं स्यात्पापकर्मसु ॥**
**दुष्टसामन्तहिंस्रश्च तदाग्नेयं व्रतं स्मृतम् ॥३१०॥**

રાજાએ નિત્ય પાપીઓપ્રતિ પ્રતાપયુક્ત અને તેજસ્વી થવું તથા દુષ્ટ અધિકારીઓને દંડવા આ તેનું આગ્નેયવ્રત કહેવાયછે ૩૧૦.

અપરાધીઓને અને દુષ્ટ અધિકારીઓને તપાવવા તથા બાળવા એટલે પસ્તાવો થાય તેવી શિક્ષા કરવી એ તેનું અગ્નિવ્રત ગણાયછે

પૃથ્વીને અનુસરતું આચરણ સમજાવેછે—

**यथा सर्वाणि भूतानि धरा धारयते समम् ॥**
**तथा सर्वाणि भूतानि बिभ्रतः पार्थिवं व्रतम् ॥३११॥**

જેમ પૃથ્વી સઘળાં પ્રાણીઓને સમાનરીતિથી ધારણ કરેછે તેમ સર્વ પ્રાણીઓને સમાનભાવથી ધારણ કરનાર રાજાનું પૃથ્વીના જેવું વ્રત કહેવાયછે ૩૧૧

ઉત્તમ અધમ સર્વ પ્રાણીઓ યોગ્ય રસ્તે ચાલીને સુખી થાય એમ સર્વો પ્રજાપર સમાનભાવ રાખવો અને સર્વનું હિત થવાનું તથા કરવું તે રાજાનું પૃથ્વીવ્રત [illegible] લીધો છે તે એમ સૂચવેછે આવી [illegible] પડતી મૂકવી ન જોઈએ

આ સઘળાં વ્રતોનો ફલિતાર્થ કહેછે—

**एतैरुपायैरन्यैश्च युक्तो नित्यमतन्द्रितः ॥**
**स्तेनान् राजा निगृह्णीयात्स्वराष्ट्रे परएवच ॥३१२॥**

ઉપર કહેલા ઉપાયો તથા બીજા ઉપાયોવડે યુક્ત તથા હમેશ આલસ્યરહિત રાજાએ પોતાના દેશના તથા બીજાના દેશમાંથી આવતા ચોરલોકોનો નિગ્રહ કરવો ૩૧૨

ઉપર કહેલા એટલે તે તે દેવોના ગુણને ધારણ કરનાર રાજાએ આ તથા બીજા ઉપાયો એટલે તે સિવાય પણ દંડનીતિને અનુસરતા જે ઉપાયો ધ્યાનમાં આવે તેને પણ કામે લગાડી વગર આળસે અપરાધીઓને કબજે કરવા જોઈએ જેથી પ્રજાનું સંરક્ષણ થાય

રાજાએ ગમે તેવી સ્થિતિમાં પણ બ્રાહ્મણોનો ક્રોધ થાય તેવું આચરણ ન કરવાની ભલામણ કરેછે—

परामप्यापदं प्राप्तो ब्राह्मणान्न प्रकोपयेत् ॥
ते ह्येनं कुपिता हन्युः सद्यः सबलवाहनम् ॥३१३

રાજા પ્રાય મોહોટી આપત્તિમા હોય તોપણ તેણે બ્રાહ્મણોને કોપા નહિ કારણ કે કોપ પામેના તેઓ સૈન્ય તથા વાહનોસહિત રાજાના નાશમા તરતજ હેતુભૂત થાયછે ૩૧૩

રાજાને કોઇ વખતે ધનની તાણ પડે તોપણ તેણે બ્રાહ્મણોની પા તેઓને દબાવીને ધન લેવુ નહિ તથા તેઓનુ અપમાન કરવુ નહિ મારા તેમ કરવાથી લાગતા પાપો લીધે તેનો વિનાશ થાયછે

ઉપરના શ્લોકમા કહેલી બાબતને મજબૂતી આપના બ્રાહ્મણોનો પ્રભાવ દર્શાવેછે—

यैः कृतः सर्वभक्ष्योऽग्निरपेयश्च महोदधिः ॥
क्षयी चाप्यायितः सोमः को न नश्येत्प्रकोप्य तान् ॥ ३१४

જેઓએ અગ્નિને સર્વભક્ષી બનાવ્યો અને સમુદ્રને જળપાન ક અયો ય કર્યા તેમજ ચદ્રને ક્ષયમાથી મુક્ત કર્યો તે બ્રાહ્મણોને કોપા કોણ નાશને ન પામે ૩૧૪

અગ્નિના બતાવવાથી ભૃગુ ઋષિની સ્ત્રીનુ હરણ કરનાર અસુરે ભૃગુમુનિની સ્ત્રીનુ હરણ કર્યું તેથી ભ અગ્નિને શાપ આપી સર્વભક્ષી કર્યા વડવામુખ નામના ઋષિ મે પવનપર કરતા હતા ત્યા તેને સમુદ્ર બોલાવ્યા પણ તે ન ગયા તેથી તેણે તેના જ ખારૂ કરી દીધુ આ રીતે દક્ષના તેઓને શાપ લાગવાથી ક્ષય રોગી થયેલા ચંદ્રને ફરી આરોગ્ય બતાવવાન આપવામા આવ્યા છે અને ચદ્રને ક્ષયમાથી મુક્ત કર્યો તે દ્વારા તેઓને પ્રસન્ન કરવાથી થતો લાભ દેખાડે છે

બ્રાહ્મણોનો વિશેષ પ્રભાવ કહેછે—

लोकानन्यान्सृजेयुर्ये लोकपालांश्च कोपिताः ॥
देवान्कुर्युरदेवांश्च कः क्षिण्वंस्तान्समृध्नुयात् ॥३१५

કોપ પામેના જેઓ, બીજા લોક અને બીજા લોકપાળોને ઉત્પ શકે તથા દેવોને દેવપણાથી ભ્રષ્ટ કરી શકે તેઓને પીડનાર કોણ માણ સુખી થાય ૩૧૫

વિશ્વામિત્રને ત્રિશંકુને માટે નવું સ્વર્ગ બનાવવાની તૈયારી કરી હતી. વસિષ્ઠ-
મુનિનાએ બીજો ઇંદ્ર ઉભો કર્યો હતો અને માંડવ્યમુનિએ યમદેવને શાપ
થી મનુષ્યોમાં વિદુરરૂપે જન્મ લેવરાવ્યો હતો. આવા બ્રાહ્મણોને દુઃખી
કયો માણસ સુખી રહે!

બ્રાહ્મણોને દુઃખ દેવાથી જીવિતની હાનિ થતી જણાવેછે—

तिष्ठन्ति लोका देवाश्च सर्वदा ॥

चैव धनं येषां को हिंस्यात्ताञ् जिजीविषुः॥३१६॥

સર્વ લોકો તથા દેવો જેના આશ્રયથી સર્વદા સ્થિતિવાળા રહેછે અને
જેઓનું ધન છે તેઓને જીવવાની ઇચ્છાવાળો કયો માણસ દુઃખી
? ૩૧૬

યજન યાજન તથા અધ્યયન અધ્યાપન આદિ દૈવી ગુણોને લીધે લોકો
દેવોની સ્થિતિનો આધાર બ્રાહ્મણોઉપર છે તથા સર્વ કલ્યાણના મૂળરૂપ
એજ તેઓનું ધન છે તેથી સુખ જીવિત ભોગવવાની ઇચ્છાવાળા મનુષ્યે
ઓને દુઃખી કરવા નહિ

બ્રાહ્મણ ગમે તેવો હોય તોપણ તેનું અપમાન કરવું નહિ
માં કારણ કહેછે—

अविद्वांश्चैव विद्वांश्च ब्राह्मणो दैवतं महत् ॥

प्रणीतश्चाप्रणीतश्च यथाग्निर्दैवतं महत् ॥ ३१७ ॥

અગ્નિ આધાન કરાયેલ હોય કે નહિ કરાયેલ હોય તોપણ જેમ
મોહોટા દેવરૂપ છે તેમ બ્રાહ્મણ પણ ભલે વિદ્વાન હોય કે અવિદ્વાન હોય
તોપણ મોહોટા દેવરૂપ છે. ૩૧૭

આહે યજ્ઞનો અગ્નિ હોય કે લૌકિક અગ્નિ હોય તોપણ તે જેમ દેવરૂપ
તેમ બ્રાહ્મણ પણ વિદ્વાન હોય કે અવિદ્વાન હોય તોપણ અન્યવર્ણોએ તે
પૂજ્ય છે. માટે તેની અવજ્ઞા કરી નહિ

ઉપરનાજ વિષયને સ્પષ્ટ સમજાવેછે—

श्मशानेष्वपि तेजस्वी पावको नैव दुष्यति ॥

हूयमानश्च यज्ञेषु भूय एवाभिवर्द्धते ॥ ३१८ ॥

અગ્નિ કે જે સ્વભાવથીજ તેજસ્વી છે તે સ્મશાનોમાં હોય તે બગડી જતો નથી. તે જ્યારે યજ્ઞોમાં આહુતિઓ પામેછે ત્યારે ફરીને શુદ્ધિ પામેછે." ૩૧૮.

અગ્નિની પેઠે બ્રાહ્મણ પણ સ્વભાવથીજ પૂજ્ય છે અને તે જ્યારે વગેરેથી યુક્ત બનેછે ત્યારે વિશેષ પૂજ્ય થાયછે.

આ વિષયનો ફલિતાર્થ દેખાડેછે—

एवं यद्यप्यनिष्टेपु वर्तन्ते सर्वकर्मसु ॥
सर्वथा ब्राह्मणाः पूज्याः परमं दैवतं हि तत् ॥३१

એ પ્રમાણે જો કે સર્વ અનિષ્ટ કર્મોમા પ્રવૃત્તિ કરતા હોય તો સર્વથા બ્રાહ્મણો પૂજ્ય છે કારણ કે તે પરમ દેવતારૂપ છે. ૩૧૯

સર્વ અનિષ્ટ કર્મોમા એટલે લોકોને ન ગમે તેવા કામોમા પ્રવૃત્ત હોય પણ તે પૂજ્ય છે એટલે ઉપદ્રવોને યોગ્ય નથી પણ શાસ્ત્રને અનુસરી મૃદુભાવ શિક્ષા કરી ઠેકાણે લાવવાને યોગ્ય છે. કારણ કે તેઓ સુધરતા કરીને દેવ પેઠે લોકહિત કરવામાં સામર્થ્યવાળા થાયછે

ક્ષત્રિયોએ બ્રાહ્મણોનો પરાભવ કરવા તૈયાર થવું નહિ, કારણ કે તેમ કરવા જતાં તેઓનોજ પરાભવ થાયછે એમ જણાવેછે

क्षत्रस्याति प्रवृद्धस्य ब्राह्मणान्प्रति सर्वशः ॥
ब्रह्मैव संनियंतृ स्यात्क्षत्रं हि ब्रह्मसंभवम् ॥३

બ્રાહ્મણોતરફ દરેક રીતે હદ છોડનારા ક્ષત્રિયોને છેવટ બ્રાહ્મ કબજે થવુ પડેછે કારણ કે ક્ષત્રિયોની ઉત્પત્તિ બ્રાહ્મણોથીજ છે.

બ્રાહ્મણોનો પરાભવ કરવા ઈચ્છતા ક્ષત્રિયોનોજ બ્રાહ્મણોના પરાભવ થાયછે. કારણ કે ક્ષત્રિયોનો ઉદય બ્રાહ્મણોથીજ થયો છે તેથી જેનાથી ઉદય થયો હોય તેઓને દબાવવા જતા પરિણામે તેઓનેજ નમવું પડેછે.

ઉપરના શ્લોકમાં જણાવેલી બાબતને દાખલાઓથી કરેછે—

...ત. क्षत्रमश्मनो लोहमुत्थितम् ॥
सर्वत्रगं तेजः स्वासु योनिषु शाम्यति ॥३२१॥

જળમાથી અગ્નિ, બ્રાહ્મણથી ક્ષત્રિયો અને પાષાણમાંથી લોઢું ઉત્પન્ન છે તેઓનુ તેજ બીજે બધે ઠેકાણે કામ કરી શકેછે પણ પોતાનાજ ... પરાભવ કરવા આવતા તેમા શાન્ત થઇ જાયછે ૩૨૧

અગ્નિ સર્વનો દાહ કરી શકેછે પણ જળનો દાહ કરવા જતા પોતેજ ઠરી ... છે, લોઢાના ખડ્ગ વગેરે બીજા ચીજોને કાપી શકેછે પ ... પાષાણને કાપવા જતાં તેજ ભા ... પડેછે તેમ ક્ષત્રિયો પોતાના પરાક્રમથી બીજાઓને દબાવી શકેછે ... બ્રાહ્મણોને દબાવવા જતા પોતેજ નાશ પામેછે

બ્રાહ્મણ અને ક્ષત્રિયનો પરસ્પર સુબદ્ધ સબંધ દેખાડેછે—

...ब्रह्म क्षत्रमृध्नोति नाक्षत्रं ब्रह्म वर्द्धते ॥
...ब्रह्म क्षत्रं च संपृक्तमिह चामुत्र वर्द्धते ॥ ३२२ ॥

બ્રાહ્મણવગર ક્ષત્રિયો વૃદ્ધિ પામતા નથી અને ક્ષત્રિયવગર બ્રાહ્મણો પણ ... પામતા નથી તેથી બ્રાહ્મણો અને ક્ષત્રિયો મળીને ચાલે તો તેઓ ... લોકમા સુખી થાયછે ૩૨૨

શાંતિપૌષ્ટિક કર્મ તથા વ્યવહારદર્શનવગેરેમા બ્રાહ્મણોની સહાયતાથી ... ત્રિયોનો અભ્યુદય થાયછે તથા ક્ષત્રિયના રક્ષણ ... તેથી બ્રાહ્મણો જપ તપ, અધ્યયન વગેરે કરીને અભ્યુદય મળવી શકે માટે તેઓએ પરસ્પર એક... ... ભાવ કરવુ જોઇએ ... થી આખી દુનિયાનુ ભલુ થઇ શકેછે ... ...મા બ્રાહ્મણોની પ્રશંસા આ કરવાનુ બ્રાહ્મણોને દંડ કરવાનો પ્રસંગ ... ત્યારે તેઓને મૃદુદંડ કરવો એ સૂચવવામાટે તેનામા આવ્યુ છે

રાજાનુ છેલ્લી અવસ્થાનુ કર્તવ્ય કહેછે—

...त्वा धनं तु विप्रेभ्यः सर्वदण्डसमुत्थितम् ॥
... राज्यं समासज्य कुर्वीत प्रायणं रणे ॥३२३॥

...સર્વ પ્રકારના દંડમાથી આવેલુ ધન બ્રાહ્મણોને દઇ અને પુત્રને રાજ્ય ... રાજાએ છેવટ સગ્રામમા દેહત્યાગ કરવો ૩૨૩

રણ એ પદને બદલે વ્રત એવો પણ પાઠ છે તેનો અર્થ ઉત્ત
ચાલી નીકળવું અને ત્યાં તપશ્ચરણ કરી પ્રાણત્યાગ કરવો એમ થાયછે
વસ્થા આવતાં જ્યારે પોતાને એમ જણાય કે હવે આ શરીર લાંબી
ચાલે તેમ નથી ત્યારે રાજ્યનો બોજો છોડી દેવો એટલે રાજ્ય પોતાના
પુત્રને સોંપવું અને દંડનું સઘળું ધન બ્રાહ્મણોને દાનમાં દઇ પોતે
નિકળવું, પછી કોઈ ધર્મયુક્ત યુદ્ધમાં પ્રાણત્યાગ કરવો અથવા વનમાં
ઇશ્વરના ધ્યાનમાં રહી સમય આવ્યે શાંતિથી પ્રાણત્યાગ કરવાની ઇચ્છા રાખ

સાતમા અધ્યાયથી કહેવા માંડેલ રાજધર્મરૂપ પ્રકરણ
ઉપસંહાર કરેછે—

**एवं चरन्सदा युक्तो राजधर्मेषु पार्थिवः ॥**
**हितेषु चैव लोकस्य सर्वान्भृत्यान्नियोजयेत् ॥३२**

એ પ્રમાણે સર્વદા રાજધર્મોમાં પ્રયત્નથી વર્તનારા રાજાએ લોક
કલ્યાણમાં પોતાના સઘળા ભૃત્યોને જોડવા ૩૨૪.

રાજાએ પોતે યોગ્ય રીતે વર્તવું તથા પોતાના અધિકારીઓને
યોગ્ય રીતે વર્તાવવા જોઇએ.

હવે અન્યવર્ણોના કર્ત્તવ્યસંબંધી સંક્ષિપ્ત પ્રકરણનો ઉપ
કરેછે—

**एषोखिलः कर्मविधिरुक्तो राज्ञः सनातनः ॥**
**इमं कर्मविधिं विद्यात्क्रमशो वैश्यशूद्रयोः ॥३२५**

રાજાએ આચરવાનો આ સંપૂર્ણ સનાતન કર્મવિધિ કહેવામાં આવ્
હવે વૈશ્ય તથા શૂદ્રનો પણ કર્મવિધિ ક્રમથી આ પ્રમાણે જાણવો. ૩૨

અહીં સુધી રાજકર્ત્તવ્ય કહ્યું હવે વૈશ્ય અને શૂદ્રનું કર્ત્તવ્ય કહેવા
આવેછે

વૈશ્યે કેમ વર્ત્તવું તે જણાવેછે—

**वैश्यस्तु कृतसंस्कारः कृत्वा दारपरिग्रहम् ॥**
**वार्त्तायां नित्ययुक्तः स्यात्पशूनां चैव रक्षणे ॥३२**

ઉપનયનપર્યંત સંસ્કારને પામેલા વૈશ્યે સ્ત્રીને પરણીને ખેતી, વેપાર તથા પશુરક્ષણમાં નિત્ય તત્પર રહેવું ૩૨૬

જો કે ખેતીમાં પશુરક્ષણનો સમાવેશ થઇ જાયછે તોપણ તેને જુદું પાડ્યું છે તેથી એમ સૂચવ્યું છે પશુઓનું પાલન કરવું એ વૈશ્યને માટે મુખ્ય છે.

પશુપાલન એ વૈશ્યોનો સહજ ધર્મ છે એમ દેખાડેછે—

जापतिर्हि वैश्याय सृष्ट्वा परिददे पशून् ॥
ह्मणाय च राज्ञे च सर्वाः परिददे प्रजाः ॥३२७॥

બ્રહ્માએ સૃષ્ટિ કરીને તેમના પશુઓ વૈશ્યને સાચવવા સોંપ્યાં અને ... ગી પ્રજા બ્રાહ્મણ તથા રાજાને સોંપી. ૩૨૭

પશુઓના સંરક્ષણનો અધિકાર વૈશ્યને આપ્યો અને સઘળી પ્રજાના સંરક્ષણનો અધિકાર બ્રાહ્મણ તથા રાજાને આપ્યો. આથી આદિ જગત્કર્તા ...ની આજ્ઞા થઇછે એમ સમજીને નિઃસ્વાર્થ બુદ્ધિથી જેમ બ્રાહ્મણે સદુપદેશથી અને ક્ષત્રિયે ચોરાદિકના ઉપદ્રવથી સઘળી પ્રજાને સાચવવી જોઈએ તેમ વૈશ્યે પણ ગાય બળદ વગેરે પશુઓનું પાલન કરવું જોઇએ

પશુરક્ષણરૂપ કર્તવ્યને છાડવાનો વૈશ્યે વિચાર પણ ન કરવો એમ જણાવેછે—

न च वैश्यस्य कामः स्यान्न रक्षेयं पशूनिति ॥
वैश्ये चेच्छति नान्येन रक्षितव्याः कथंचन ॥३२८॥

...હું પશુઓનું રક્ષણ ન કરું એવી ઇચ્છા વૈશ્યે કરવી નહિ અને ...વ્ય એ કામ કરવા ઇચ્છતો હોય ત્યાંસુધી બીજાએ એ કામ કરાવવું ...હિ ૩૨૮

પશુઓનું રક્ષણ ન કરવાની ઇચ્છા વૈશ્યના મનમાં થવીજ ન જોઇએ અને ...ના એ કામમાં બીજા કોઇએ આડે પણ ન આવવું જોઇએ

મણિવગેરેના વેપારની પણ ભલામણ કરેછે—

मणिमुक्ताप्रवालानां लोहानां तांतवस्य च ॥
गन्धानां च रसानां च विद्यादर्घबलाबलम् ॥३२९॥

મણિ, મોતી, પ્રવાલ, લોહ, વસ્ત્ર, સુગંધી દ્રવ્યો અને રસ એઓના મૂલ્યનું ન્યૂનાધિકપણું પણ વૈશ્યે જાણવું ૩૨૯

કારણ કે તે જાણનાર માણસજ તેનો વેપાર કરી શકે છે. લોહ એટલે સોનું રૂપું વગેરે ધાતુઓ, સુગંધી દ્રવ્યો એટલે સુખડ, કેસર, કસ્તુરીવગેરે તથા રસ એટલે ઘી તેલ વગેરે સમજવા.

વૈશ્યે જાણવાની બીજી બાબતો પણ કહેછે—

**बीजानामुप्तिविच्च स्यात्क्षेत्रदोषगुणस्य च ॥**
**मानयोगं च जानीयात्तुलायोगांश्च सर्वशः ॥३३०॥**
**सारासारं च भाण्डानां देशानां च गुणागुणान् ॥**
**लाभालाभं च पण्यानां पशूनां परिवर्द्धनम् ॥३३१॥**
**भृत्यानां च भृतिं विद्याद्भाषाश्च विविधा नृणाम् ॥**
**द्रव्याणां स्थानयोगांश्च क्रयविक्रयमेव च ॥३३२॥**

વૈશ્યે સર્વ જાતનાં બીજોને વાવવાનો વિધિ જાણવો જોઈએ. ક્ષેત્રોના દોષો તથા ગુણો જાણવા જોઈએ તેમજ તોલવાની અને માપવાની દરેક પ્રકારની ક્રિયા, વહેંચવાનાં દ્રવ્યોની ઉંચી હલકી જાતો, દેશના ગુણ દોષ, વહેંચવાની વસ્તુઓમાં લાભ તથા નુકસાન, પશુઓને ઉછેરવાનો પ્રકાર, નોકરોને પગાર આપવાની બાબત, લોકોની જૂદીજૂદી ભાષા, દ્રવ્યોનાં સ્થાન તથા યોગ અને લેવડ દેવડ એ સઘળું જાણવું જોઈએ. ૩૩૦, ૩૩૧, ૩૩૨.

વાવણી ક્યારે અને કેવી રીતે કરવી, કેવી જાતની પૃથ્વીમાં કેવા પદાર્થ સારી રીતે પેદા થાય અને કેવો પદાર્થ ન ઉગે, કેમ તોળવું ? કેમ માપવું ? વહેંચવાની ચીજોમાં કઈ ચીજો ઉંચી જાતની છે, કઈ ચીજો હલકી જાતની છે, કેવા દેશમાં કેવા પદાર્થો ખપી શકે છે, કેવા પદાર્થ નથી ખપી શકતા અથવા કયા દેશમાં કયા પદાર્થ મોંઘામોંઘા પડે છે ? કયા પદાર્થો [illegible] શું [illegible] નુકસાન છે ? [illegible] કામમાં કયા પશુઓને કેવી રીતે ઉછેરવાં ? કયું કયું કામ કરનારા નોકરને કેટલો કેટલો પગાર આપવો જોઈએ [illegible] કેટલે [illegible] જોઈએ ? આ સઘળું તથા વેપાર કરવામાટે જૂદાજૂદા દેશોમાં જવું પડે અને જૂદાજૂદા લોકોના સમાગમમાં આવવું પડે માટે જૂદીજૂદી ભાષાઓને પણ [illegible] તેની [illegible] તથા [illegible] તેની [illegible] [illegible] નથી ? એ પણ [illegible] જાણનાર વૈશ્ય [illegible]

સંપત્તિ ઇચ્છવી પણ લાલચીપણું અને દયાનું વિસ્મરણ કરવું નહિ એવી ભલામણ કરેછે—

धर्मेण च द्रव्यवृद्धावातिष्ठेद्यत्नमुत्तमम् ॥
दद्याच्च सर्वभूतानामन्नमेव प्रयत्नतः ॥३३३॥

ધર્મથી દ્રવ્યની વૃદ્ધિ કરવામાં ઉત્તમ પ્રયત્ન કરવો અને પ્રયત્નપૂર્વક સર્વપ્રાણીઓને અન્નદાન દેવું. ૩૩૩.

દ્રવ્ય વધારવામાં ધર્મઉપર નજર રાખવી અને દ્રવ્ય વધવાનું સાર્થક એજ છે કે ગરીબોને અન્નદાન દેવું. કારણ કે સર્વપ્રકારનાં દાનોમા અન્નદાન શ્રેષ્ઠ છે.

શૂદ્રનું કર્ત્તવ્ય કહેછે—

विप्राणां वेदविदुषां गृहस्थानां यशस्विनाम् ॥
शुश्रूषैव तु शूद्रस्य धर्मो नैश्रेयसः परः ॥३३४॥

વેદને જાણનારા, ગૃહસ્થ અને યશસ્વી બ્રાહ્મણોની સેવા કરવી એજ શૂદ્રને માટે કલ્યાણકારક ઉત્તમ ધર્મ છે. ૩૩૪

કલ્યાણકારક એટલે આ લોકમા સુખ અને પરલોકમા ઉત્તમ ગતિ આપનારો એજ ઉત્તમ ધર્મ છે.

શૂદ્રના પ્રશંસાપાત્ર ગુણો જણાવેછે—

शुचिरुत्कृष्टशुश्रूषुर्मृदुवागनहंकृतः ॥
ब्राह्मणाद्याश्रयो नित्यमुत्कृष्टां जातिमश्नुते ॥३३५॥

પવિત્રતાવાળો, ઉત્તમવર્ણની સેવા કરનારો, કોમળવાણીવાળો, અહંકારવગરનો અને નિત્ય બ્રાહ્મણવગેરેનો આશ્રય કરનારો શૂદ્ર શ્રેષ્ઠ જાતિને પામેછે. ૩૩૫.

જે શૂદ્ર આવા ગુણવાળો હોયછે તે ક્રમે ક્રમે જન્માતરમા ઉત્કૃષ્ટ વર્ણમાં અવતરેછે એ તેને માટે અદષ્ટફળનું વર્ણન છે.

મુખ્ય વર્ણધર્મના પ્રકરણનો ઉપસંહાર કરેછે—

**एषोऽनापदि वर्णानामुक्तः कर्मविधिः शुभः ॥**
**आपद्यपि हि यस्तेषां क्रमशस्तन्निबोधत ॥ ३३६ ॥**

આપત્તિવગરના સમયમા ચાર વર્ણોનો શ્રેષ્ઠ કર્મવિધિ આ પ્રમાણે કહ્યો હવે આપત્તિના સમયમા તેઓનો જે ધર્મ છે તે પણ ક્રમપૂર્વક સાંભળો ૩૩૬.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર એ ચાર વર્ણનુ કર્તવ્ય ઉપરપ્રમાણે કહેવામા આવ્યુ એ બીના આ શાસ્ત્રથી ચાલતા મુખ્ય પ્રકરણનુ કથન છે અને આપત્તિના સમયમા કેમ વર્તવુ તે હવે કહેવામા આવશે આ અધ્યાયમા તો આની પહેલાના અધ્યાયમા બાકી રહેલ વ્યવહાર દર્શન પૂરૂ કરીને વૈશ્ય તથા શૂદ્રના ધર્મો પણ ટૂંકામા કહેલ છે



# मणिमनुस्मृति

અધ્યાય ૧૦ મો

ગયા અધ્યાયની સમાપ્તિમાં કહ્યાપ્રમાણે બ્રાહ્મણવગેરેએ આપત્તિના સમયમાં કેમ વર્તવું ? તે હવે કહેવું જોઈએ. આપત્તિના સમયમાં પોતાનાથી ઉતરતો વર્ણ હોય તેના જેવું કામ કરીને-પણ તે સમય વ્યતીત કરવો જોઈએ. તોપછી પ્રસંગને લઈને વર્ણોના સંકીર્ણપણાને લીધે હીનજાતિના અનેક પ્રકારો દેખાડવાના ઉપક્રમમાં પ્રથમ અસંકીર્ણવર્ણવાળાના કર્તવ્યનો અનુવાદ કરેછે—

**अधीरीयंस्त्रयो वर्णाः स्वकर्मस्था द्विजातयः ॥**

**प्रब्रूयाद्ब्राह्मणस्त्वेषां नेतराविति निश्चयः ॥ १ ॥**

બ્રાહ્મણવગેરે ત્રણ દ્વિજાતિવર્ણોએ પોતાના કર્મમાં પરાયણ રહી અધ્યયન કરવું અને અધ્યાપન તો તેઓમાં બ્રાહ્મણેજ કરાવવું બીજા બે વર્ણોએ તે કરાવવું નહિ, એવો નિશ્ચય છે ૧

ત્રણ દ્વિજાતિવર્ણો એટલે બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એઓએ પોતાના અગ્નિહોત્રાદિ કર્મોમા પરાયણ રહી અધ્યયન કરવું એટલે વેદ ભણી તેનો સ્વાધ્યાય કરતા રહેવું પણ વેદનું અ ધાપન તો માત્ર બ્રાહ્મણેજ કરાવવું ક્ષત્રિયે કે વૈશ્યે એ કામ કરવાનું નથી

બ્રાહ્મણે બીજાઓને તેઓનાં કર્ત્તવ્યનો ઉપદેશ આપવામાટે તે સઘળું જાણવું જોઇએ, તેનો ઉપદેશ કરવો જોઇએ, તથા પોતે સ્વકર્ત્તવ્યપરાયણ રહેવું જોઈએ એમ જણાવેછે—

**सर्वेषां ब्राह्मणो विद्याद्वृत्त्युपायान्यथाविधि ॥**
**प्रब्रूयादितरेभ्यश्च स्वयं चैव तथा भवेत् ॥ २ ॥**

બ્રાહ્મણે સર્વવર્ણોની આજીવિકાના ઉપાયો શાસ્ત્રપ્રમાણે જાણવા, તે ઉપાયોનો તેઓને ઉપદેશ કરવો અને પોતે પણ શાસ્ત્રનિયમને અનુસરીને વર્તવું ૨

સર્વવર્ણોને એમ કહ્યું તેથી શૂદ્રને પણ તેના કર્તવ્યનો ઉપદેશ આપવો યાજન, કર, કૃષિ, સેવા વગેરે સર્વવર્ણોની આજીવિકાના ઉપાયો છે, તે બ્રાહ્મણોએ જાણવા જોઇએ કારણ કે જાણેલ હોય તોજ તેનો ઉપદેશ થઇ શકેછે. ઉપદેશ કરનાર પોતે પણ સદાચારી હોય તોજ તેના ઉપદેશની અસર બીજાઓને થાયછે માટે બ્રાહ્મણે પોતેપણ શાસ્ત્રની આજ્ઞાપ્રમાણે વર્તવું જોઇએ

ઉપદેશજેવું ઉંચામાં ઉંચુ કામ બ્રાહ્મણોનાઉપર રાખવાનું કારણ કહેછે—

**वैशेष्यात्प्रकृतिश्रैष्ठ्यान्नियमस्य च धारणात् ॥**
**संस्कारस्य विशेषाच्च वर्णानां ब्राह्मणः प्रभुः ॥ ३ ॥**

જાતિથી શ્રેષ્ઠ હોવાને લીધે, પરમાત્માના મુખથી ઉત્પન્ન થયેલ હોવાને લીધે, વેદવિહિત નિયમોનું ધારણ કરનાર હોવાથી તથા વિશેષ સંસ્કારવાળા હોવાથી બ્રાહ્મણો સર્વવર્ણોના પ્રભુરૂપ છે ૩

વિશેષ સંસ્કારવાળા એટલે શાસ્ત્રોક્ત સંસ્કારો બીજાઓના કરતા તેને માટે વિશેષ છે તેથી સર્વવર્ણોમાં બ્રાહ્મણનું પ્રાધાન્ય છે

બ્રાહ્મણદ્વારા શાસ્ત્રના ઉપદેશપ્રમાણે વર્ત્તવાને લીધે પોતાનું સ્વરૂપ જાળવી રાખનાર મુખ્ય વર્ણ તો ચારજ છે એમ હદ બાંધી દેછે—

**ब्राह्मणः क्षत्रियो वैश्यस्त्रयो वर्णा द्विजातयः ॥**
**चतुर्थ एकजातिस्तु शूद्रो नास्ति तु पञ्चमः ॥ ४ ॥**

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણ દ્વિજ કહેવાયછે. ચોથો એકજાતિવાળો શુદ્ર છે. પાચમો કોઇ વર્ણ નથી. ૪.

ઉપનયન સંસ્કાર થઇ શકતો હોવાથી દ્વિજ કહેવાયછે અને એકજાતિવાળો એટલે ઉપનયન નસ્કારવગરનો શુદ્ર એ ચતુર્થવર્ણ છે આ સિવાય પાંચમો વર્ણ નથી.

વર્ણોનું લક્ષણ દેખાડેછે—

सर्ववर्णेषु तुल्यासु पत्नीष्वक्षतयोनिषु ॥
आनुलोम्येन संभूता जात्या ज्ञेयास्त एव ते ॥५॥

ચારે વર્ણોમાં સમાનજાતિની અને પરપુરૂષના સંસર્ગમાં નહિ આવેલી પરણેલી સ્ત્રીઓમા અનુક્રમથી ઉત્પન્ન થયેલા પુત્રો તે જાતિવાળાજ ગણાયછે એમ જાણવું. ૫.

જેમકે બ્રાહ્મણથી, યોગ્ય બ્રાહ્મણીમાં ઉત્પન્ન થએલો પુત્ર પણ બ્રાહ્મણજ ગણાયછે વર્ણ એ જાઇ એવો વ્યક્તિવિશેષ નથી કે જે શારીર અવયવરચના અથવા રસગંધાદિથી પારખી શકાય તેથી તેનું લક્ષણ આ પ્રમાણેજ યોગ્ય છે. આ લક્ષણથી એમ જણાવ્યુ કે સમાનજાતિની સ્ત્રીમા પણ વ્યભિચારથી ઉત્પન્ન થયેલી પ્રજામા તે જાતિનો સમન્વય થઇ શકતો નથી અને તેથીજ કહેવામાં આવેછે કે સમાનજાતિની સ્વતંત્ર સ્ત્રીઓમા સમાનજાતિવાળા અન્યપુરૂષોથી ઉત્પન્ન થયેલા પુત્રો વ્રત તથા સંસ્કારવગરના અને બહિષ્કૃત ગણાય૦ અને તેઓને દેવલમુનિએ અવવાટ એવુ નામ આપી શુદ્ર જેવા ગણ્યાછે. આજ રીતે ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રથી પણ પોતપોતાના વર્ણની પરણેલી યોગ્ય સ્ત્રીમાં જે પ્રજા થાય તે, તે તે વર્ણની ગણાયછે

ટૂંકામાં અસંકીર્ણ વર્ણનો નિર્દેશ કરીને હવે સંકીર્ણ એટલે વર્ણની ભેળસેળવાળી પ્રજાના પ્રકારો કહેછે—

स्त्रीष्वनन्तरजातासु द्विजैरुत्पादितान्सुतान् ॥
सदृशानेव तानाहुर्मातृदोषविगर्हितान् ॥ ६ ॥

દ્વિજોએ પોતાના વર્ણપછીના વર્ણવાળી સ્ત્રીઓમા ઉત્પન્ન કરેલા પુત્રો કે જેઓ માતાની હીનતાને લીધે નિંદિત છે, તેઓને પિતાના વર્ણવાળા નહિ પણ તેના જેવા કહેલા છે. ૬.

દ્વિજો એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એઓએ અનુક્રમથી પોતાના વર્ણ-પછીના વર્ણવાળી સ્ત્રીઓમાં એટલે ક્ષત્રિયસ્ત્રી, વૈસ્યસ્ત્રી તથા શૂદ્રસ્ત્રીમાં તેનાથી શ્રેષ્ઠ વર્ણવાળા પુરૂષે ઉત્પન્ન કરેલા પુત્રો માતાની હીનતાથી ઉતરતા હોવાને લીધે પિતાના વર્ણવાળા નહિ પણ તેના જેવા તથા પિતાની શ્રેષ્ઠતાને લીધે માતાના વર્ણવાળા પણ નહિ પણ તેથી કાંઇક ઠીક છે. એટલે તે બન્ને વર્ણોની વચગાળેની સ્થિતિવાળા ગણાયછે. અર્થાત્ માતાની જાતિકરતા શ્રેષ્ઠ અને પિતાની જાતિકરતાં ઉતરતા છે યાજ્ઞવલ્ક્યવગેરેએ એઓનાં નામ પણ અનુક્રમથી મૂર્દ્ધાવસિક્ત, માહિષ્ય અને કરણ એ પ્રમાણે કહેલાં છે તથા શુક્રાચાર્યે તેઓનાં કર્મ અનુક્રમથી હાથી ઘોડાવગેરેને કેળવવા, નૃત્યગીત તથા દ્વિજસેવા એ પ્રમાણે કહેલ છે.

ઉપરના શ્લોકમાં ત્રણપ્રકારની અનુલોમજાતિ કે જે, પછી પછીના વર્ણની સ્ત્રીમાં ઉત્પન્ન થાયછે તે કહીને હવે તે સિવાય પણ બીજી તેના જેવી જાતિઓ કહેવાનો ઉપક્રમ કરેછે—

**अनन्तरासु जातानां विधिरेषः सनातनः ॥**
**द्व्येकान्तरासु जातानां धर्म्यं विद्यादिमं विधिम् ।७।**

પોતાની પછીની જાતિની સ્ત્રીઓમાં ઉત્પન્ન થતા પુત્રોના સંબંધમાં આ ચાલ્યો આવતો પ્રકાર કહ્યો. હવે પછીની એક જાતિને છોડીને તેની પછીની જાતિવાળી તથા બે જાતિ છોડીને તેની પછીની જાતિવાળી સ્ત્રીમાં થતા પુત્રોનો ધર્મશાસ્ત્રમાં દેખાડેલો આ પ્રકાર જાણવો. ૭.

પોતાની પછીની જાતિની સ્ત્રીમાં પુત્રોત્પત્તિ કરવામા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે આવી જાયછે પરંતુ વચમાં એકજાતિ છોડીને કહ્યુ તેમાં વૈશ્યનો સંભવ નથી અને બે જાતિ છોડીને કહ્યુ તેમાં ક્ષત્રિયનો પણ સંભવ નથી. માત્ર બ્રાહ્મણનોજ સંભવ છે ઉંચી જાતિના પુરૂષથી હલકી જાતિની સ્ત્રીમાં થની પ્રજા અનુલોમજાતિ તથા ઉંચી જાતની સ્ત્રીમા હલકી જાતના પુરૂષથી થની પ્રજા પ્રતિલોમજાતિ કહેવાયછે

બ્રાહ્મણથી વૈશ્યસ્ત્રી તથા શૂદ્રસ્ત્રીમાં થતા વર્ણસંકરનો પ્રકાર કહેછે—

**ब्राह्मणाद्वैश्यकन्यायामंवष्टो नाम जायते ॥**
**निषादः शूद्रकन्यायां यः पारशव उच्यते ॥ ८ ॥**

બ્રાહ્મણથી વૈશ્યજાતિની પરણેલી સ્ત્રીમાં થતો પુત્ર અમ્બષ્ઠ કહેવાયછે અને શૂદ્રજાતિની સ્ત્રીમા થયેલો પુત્ર નિષાદ કહેવાયછે અને તેને પારશવ પણ કહેવામા આવેછે. ૮

મૂળ શ્લોકમા કન્યા શબ્દ છે પણ વિપ્રાસ્વેષ વિધિ સ્મૃત । એ વાક્યથી આ વિધિ પરણેલી સ્ત્રીઓમાટેજ છે, એમ યાજ્ઞવલ્ક્ય મુનિએ સ્પષ્ટ કરેલ છે

ક્ષત્રિયથી શૂદ્રકન્યામાં થતી અનુલોમજાતિ દેખાડેછે—

क्षत्रियाच्छूद्रकन्यायां क्रूराचारविहारवान् ॥
क्षत्रशूद्रवपुर्जन्तुरुग्रो नाम प्रजायते ॥ ९ ॥

ક્ષત્રિયથી શૂદ્ર સ્ત્રીમા ક્રૂર આચાર અને ક્રૂર વિહારવાળો, ક્ષત્રિય અને શૂદ્રના જેવા સ્વભાવવાળો ઉગ્ર નામનો પુત્ર ઉત્પન્ન થાયછે ૯

તેવા પુરૂષની જાતિજ ઉગ્ર કહેવાયછે

અનુલોમજાતિના પ્રકરણનો ઉપસંહાર કરેછે—

विप्रस्य त्रिषु वर्णेषु नृपतेर्वर्णयोर्द्वयोः ॥
वैश्यस्य वर्णे चैकस्मिन् षडेतेऽपसदाः स्मृताः ॥१०॥

બ્રાહ્મણના ત્રણવર્ણોમા ક્ષત્રિયના બેવર્ણોમા અને વૈશ્યના એકવર્ણમાં થતા આ છએ પ્રકારના પુત્રો અધમ ગણાયછે ૧૦

ક્ષત્રિયસ્ત્રી, વૈશ્યસ્ત્રી તથા શૂદ્રસ્ત્રીમા બ્રાહ્મણજાતિના પુરૂષથી ઉત્પન્ન થતા ત્રણ પ્રકારના પુત્રો, વૈશ્યસ્ત્રી તથા શૂદ્રસ્ત્રીમા ક્ષત્રિયજાતિના પુરૂષથી ઉત્પન્ન થતા બે પ્રકારના પુત્રો અને શૂદ્રસ્ત્રીમા વૈશ્યજાતિના પુરૂષથી ઉત્પન્ન થતો એક પ્રકારનો પુત્ર આ પ્રમાણે છએ પ્રકારના પુત્રો સમાનજાતિની પરણેલી સ્ત્રીઓમાં ઉત્પન્ન થયેલા પુત્રોના અધમજાતિના ગણાયછે

હવે પ્રતિલોમ એટલે ઉલટાક્રમવાળી અર્થાત્ ઉંચીજાતિની સ્ત્રીમાં હીનજાતના પુરૂષથી થતી પ્રજાવિષે જણાવેછે—

क्षत्रियाद्विप्रकन्यायां सूतो भवति जातितः ॥
वैश्यान्मागधवैदेहौ राजविप्राङ्गनासुतौ ॥ ११ ॥

ક્ષત્રિયથી બ્રાહ્મણજાતિની સ્ત્રીમા ઉત્પન્ન થયેલો પુત્ર જાતિથી સૂત કહેવાયછે અને વૈશ્યથી ક્ષત્રિયજાતિની સ્ત્રીમા થયેલો પુત્ર માગધ તથા બ્રાહ્મણજાતિની સ્ત્રીમા થયેલો પુત્ર વૈદેહ કહેવાયછે ૧૧

ઉલટા ક્રમમા પરણવાનો વિધિ આવતો નથી

**શુદ્રથી થતા વર્ણસંકરોવિષે કહેછે—**

**शूद्रादायोगवः क्षत्ता चण्डालश्चाधमो नृणाम् ॥**
**वैश्यराजन्यविप्रासु जायन्ते वर्णसङ्कराः ॥ १२ ॥**

શદ્રથી વૈશ્યસ્ત્રીમા આયોગવનામનો વર્ણસંકર ક્ષત્રિયસ્ત્રીમા ક્ષત્તાનામનો વર્ણસકર અને બ્રાહ્મણસ્ત્રીમા મનુષ્યોમા અધમ ચડાળ નામનો વર્ણસકર પુત્ર ઉત્પન્ન થયછે ૧૨

આ સઘળાઓ સર્વ ધર્મોથી બહિષ્કૃત ગણાયછે

**ચડાલની અસ્પૃશ્યતા સિદ્ધ કરવામાટે બાકીનાઓની સ્પૃશ્યતા જણાવેછે—**

**एकान्तरे त्वानुलोम्यादम्बष्ठोग्रौ यथा स्मृतौ ॥**
**क्षत्तृवैदेहकौ तद्वत्प्रातिलोम्येपि जन्मनि ॥ १३ ॥**

અનુલોમજાતિમા, એકજાતિના વ્યવધાનથી અબષ્ઠ અને ઉગ્રને ગણેલા છે તેવી રીતે પ્રતિલોમજાતિમા પણ એક જાતિના વ્યવધાનને લીધે ક્ષત્તા અને વૈદેહને પણ સ્પર્શયોગ્ય માન્યા છે ૧૩

અનુલોમ જાતિમા એક જાતિના વ્યવધાનથી એટલે બ્રાહ્મણજાતિના પુરુષથી તેપછીની એક જાતિને એટલે ક્ષત્રિયજાતિને છોડીને વૈશ્યજાતિની સ્ત્રીમા થયેલો અબષ્ઠ અને ક્ષત્રિયથી શદ્રસ્ત્રીમા થયેલો ઉગ્ર એ બન્ને સ્પૃશ્ય ગણાયછે તેમ પ્રતિલોમ જાતિમા પણ શદ્રથી ક્ષત્રિયામા થતો ક્ષત્તા તથા વૈશ્યથી બ્રાહ્મણ સ્ત્રીમા થતો વૈદેહ એઓ પણ સ્પૃશ્ય ગણાયછે એક જાતિના વ્યવધાનવાળી જાતિની સ્ત્રીમા થયેલો પુત્ર સ્પૃશ્ય હોય તોપછી વ્યવધાનવગરની જાતિની સ્ત્રીમા થયેલ પુત્ર સ્પૃશ્ય ગણાય એ અર્થાત્ સિદ્ધ છે તેથી અસ્પૃશ્યતા માત્ર અતિ અધમ ચડાલનીજ ગણવામા આવી

આ અધ્યાયના છઠ્ઠા શ્લોકમાં અનંતરવર્ણવાળી સ્ત્રીમાં થયેલા પુત્રોને પિતાના વર્ણવાળા નહિ પણ તેના જેવા ગણેલા છે પરંતુ તેથી ધર્મક્રિયાના લાભમાટે કંઈપણ સંસ્કાર પિતાના વર્ણપ્રમાણે થાય નહિ. તે તો માતાના વર્ણપ્રમાણે થઈ શકે એમ જણાવવા માટે માતાની જાતિ જેવા કહેછે—

पुत्रा येऽनन्तरस्त्रीजाः क्रमेणोक्ता द्विजन्मनाम् ॥
ताननन्तरनाम्नस्तु मातृदोषात्प्रचक्षते ॥ १४ ॥

દ્વિજોના અનંતરસ્ત્રીઓથી અનુક્રમે થયેલા જે પુત્રો કહેના છે તેઓને માતાના દોષથી અનંતરનામવાળા કહેવામાં આવે છે ૧૪

જેમાં કોઈ પણ આડે અંતર ન હોય તે અનંતર કહેવાયછે જેમકે બ્રાહ્મણજાતિને ક્ષત્રિયજાતિ અનંતર છે એમ ક્ષત્રિયજાતિને વૈશ્યજાતિ અને વૈશ્યજાતિને શૂદ્રજાતિ અનંતર છે માતાના દોષરૂપ હેતુ કહેલ હોનાથી અનંતર શબ્દથી એકાંતર અને દ્વયંતર એ બંનેનું ગ્રહણ થઈ શકે છે અનંતરનામવાળા એટલે જે જે જાતિની માતા હોય તેની જાતિના નામવાળા કહેવાયછે જો કે તેઓની સંકીર્ણજાતિ જુદીજ કહેવામાં આવી છે તોપણ માતાની જાતિ જણાવી છે તે માત્ર સંસ્કારવગેરે ધર્મની પ્રાપ્તિને માટે છે

સંકીર્ણજાતિની સ્ત્રીઓમાં બ્રાહ્મણથી ઉત્પન્ન થતી અવાંતર જાતિઓ વિષે કહેછે—

ब्राह्मणादुग्रकन्यायामावृतो नाम जायते ॥
आभीरोंवष्ठकन्यायामायोगव्यां तु धिग्वणः ॥१५॥

બ્રાહ્મણથી ઉગ્રજાતિની સ્ત્રીમાં આવૃત નામનો પુત્ર ઉત્પન્ન થાયછે એવી રીતે તેનાથી અંબષ્ઠજાતિની સ્ત્રીમાં થતો પુત્ર આભીર અને આયોગવજાતિની સ્ત્રીમાં થતો પુત્ર ધિગ્વણ કહેવાયછે ૧૫

ક્ષત્રિયથી શૂદ્રસ્ત્રીમાં થતી પ્રજા ઉગ્ર, બ્રાહ્મણથી વૈશ્યસ્ત્રીમાં થતી પ્રજા અંબષ્ઠ અને શૂદ્રથી વૈશ્યસ્ત્રીમાં થતી પ્રજા આયોગવજાતિની ગણાય એમ આગળ કહેવાઈ ગયું છે.

વિપરીતક્રમથી ઉત્પન્ન થયેલા વર્ણસંકર પુત્રો પુત્રસંબંધી કંઇપણ કાર્યમાં અયોગ્યજ છે એમ દેખાડેછે—

**आयोगवश्च क्षत्ता च चण्डालश्चाधमो नृणाम् ॥**

**प्रातिलोम्येन जायन्ते शूद्रादपसदास्त्रयः ॥१६॥**

શૂદ્રથી પ્રતિલોમપણે ઉત્પન્ન થયેલા આયોગવ, ક્ષત્તા અને મનુષ્યોમાં અધમ એવો ચંડાલ એ પ્રમાણે ત્રણેજાતિના પુત્રો પુત્રનું કાર્ય કરી શકતા નથી. ૧૬.

પુત્રનું કાર્ય કરી શકતા નથી એમ જણાવવામાટે તેનું આ પુનઃકથન છે.

વૈશ્ય અને ક્ષત્રિયથી થતી પ્રતિલોમજાતિની પણ અયોગ્યતા જણાવેછે—

**वैश्यान्मागधवैदेहौ क्षत्रियात्सूत एव तु ॥**

**प्रतीपमेते जायन्ते परेऽप्यपसदास्त्रयः ॥ १७ ॥**

વૈશ્યથી થયેલ માગધ તથા વૈદેહ અને ક્ષત્રિયથી થયેલો સૂત આ બીજા ત્રણ પુત્રો પણ વિપરીતક્રમથી થયેલા હોવાથી પુત્રે કરવાનું કાર્ય કરી શકતા નથી ૧૭.

આ ત્રણ પણ ઉપર જણાવેલા શૂદ્રથી થયેલા વર્ણસંકરોની પેઠે પુત્રકાર્યથી ભ્રષ્ટ છે

મુખ્ય પ્રતિલોમજાતિઓનું પ્રસંગથી અયોગ્યપણું કહીને હવે બીજી પણ કેટલીક અવાંતર સંકીર્ણજાતિઓવિષે કહેછે—

**जातो निषादाच्छूद्रायां जात्या भवति पुक्कसः ॥**

**शूद्राज्जातो निषाद्यां तु स वै कुक्कुटकः स्मृतः ॥१८॥**

**क्षत्तृजातस्तथोग्रायां श्वपाक इति कीर्त्यते**

**वैदेहकेन त्वंबष्ठ्यामुत्पन्नो वेण उच्यते ॥ १९ ॥**

નિષાદથી શૂદ્ર સ્ત્રીમાં પુક્કસજાતિનો પુત્ર થાયછે, શૂદ્રથી નિષાદજાતિની સ્ત્રીમાં જન્મે તે કુક્કુટક કહેવાયછે એવીજરીતે ક્ષત્તાથી ઉગ્રાસ્ત્રીમાં જન્મનાર શ્વપાક અને વૈદેહથી અંબષ્ટસ્ત્રીમાં જન્મનાર વેણ કહેવાયછે. ૧૮. ૧૯.

બ્રાહ્મણથી શૂદ્રસ્ત્રીમાં નિષાદ જાતિ, શૂદ્રથી ક્ષત્રિયસ્ત્રીમાં ક્ષત્તૃજાતિ, ક્ષત્રિયથી શૂદ્રસ્ત્રીમાં ઉગ્રજાતિ, વૈશ્યથી બ્રાહ્મણીમાં વૈદેહજાતિ અને બ્રાહ્મણથી વૈશ્યસ્ત્રીમાં અંબષ્ટજાતિ ઉત્પન્ન થાયછે.

આ સઘળી જાતિઓ જેમ વર્ણબાહ્ય છે તેમ વ્રાત્ય પણ વર્ણબાહ્ય હોવાથી તેનું લક્ષણ કહેછે—

**द्विजातयः सवर्णासु जनयंत्यव्रतांस्तु यान् ॥**
**तान्सावित्रीपरिभ्रष्टान्व्रात्यानिति विनिर्दिशेत् ॥२०॥**

દ્વિજો પોતપોતાની જાતિની સ્ત્રીઓમાં ઉત્પન્ન કરેલા પુત્રો જો ઉપનયન સંસ્કારરહિત રહે તો તેઓ સાવિત્રીથી ભ્રષ્ટ થવાને લીધે વ્રાત્ય કહેવાયછે. ૨૦.

ઉપનયનમાટે અવસ્થાની જે વધારેમાં વધારે હદ બતાવી છે ત્યાંસુધી પણ તે સંસ્કારને ન પામે તેથી તેઓ વ્રાત્ય કહેવાયછે અને તે વર્ણસંકરોની પેઠે વર્ણથી બાહ્ય ગણાયછે અને પુત્રે કરવાનું શ્રાદ્ધાદિક કાર્ય કરવાના અધિકારવાળો રહેતો નથી

વ્રાત્ય બ્રાહ્મણથી ઉત્પન્ન થતી જાતિવિષે કહેછે—

**व्रात्यात्तु जायते विप्रात्पापात्मा भूर्जकण्टकः ॥**
**आवन्त्यवाटधानौ च पुष्पधः शैख एव च ॥२१॥**

વ્રાત્યબ્રાહ્મણથી પાપાત્મા ભૂર્જકંટક જન્મેછે અને તેના આવંત્ય, વાટધાન, પુષ્પધ અને શૈખ એવા નામો પણ છે. ૨૧.

ઉપરના શ્લોકમાંથી સવર્ણાસુ એ પદની અનુવૃત્તિ હોવાથી બ્રાહ્મણીમાં થયેલા પુત્રોનાં આ સઘળાં નામો છે. વધારાના નામો જૂદા જૂદા દેશને લઇને જૂદાં જૂદાં છે. કેટલાએક એમ પણ માનેછે કે ભૂર્જકંટકનો પુત્ર તે આવંત્ય, આવંત્યનો પુત્ર વાટધાન, વાટધાનનો પુષ્પધ અને પુષ્પધનો પુત્ર તે શૈખ કહેવાયછે. એમ પણ કહેવામાં આવેછે કે દેશને લીધે કે વૃત્તિને લીધે ઉતરતી ઉતરતી સ્થિતિવાળાના આ પાંચ નામો અનુક્રમે ગણવાં. એટલે વ્રાત્યથી ઉત્પન્ન થયેલો શૈખ એ હલકામાં હલકો છે

વ્રાત્ય ક્ષત્રિયથી ઉત્પન્ન થતી જાતિવિષે કહેછે—

झल्लो मल्लश्च राजन्याद्व्रात्यान्निच्छिविरेव च ॥
नटश्च करणश्चैव खसो द्रविड एव च ॥२२॥

વ્રાત્ય ક્ષત્રિયથી ક્ષત્રિયામાં થયેલો પુત્ર ઝલ્લ, મલ્લ, નિચ્છિવિ, નટ, કરણ, ખસ અને દ્રવિડ કહેવાયછે. ૨૨.

આ સઘળાં નામોમાં પણ ઉપર પ્રમાણે વ્યાખ્યા સમજવી.

વ્રાત્ય વૈશ્યથી ઉત્પન્ન થતી જાતિવિષે કહેછે—

वैश्यात्तु जायते व्रात्यात्सुधन्वाचार्य एव च ॥
कारुषश्च विजन्मा च मैत्रः सात्वत एव च ॥२३॥

વ્રાત્ય વૈશ્યથી વૈશ્યસ્ત્રીમાં થયેલો પુત્ર સુધન્વાચાર્ય, કારૂષ, વિજન્મા, મૈત્ર અને સાત્વત એ પ્રમાણે કહેવાયછે ૨૩

આ સઘળાં નામો પણ એજનાજ અથવા દેશભેદથી કે કર્મભેદથી સમજવા.

વર્ણસંકર પ્રજા થવાનાં કારણો કહેછે—

व्यभिचारेण वर्णानामवेद्यावेदनेन च ॥
स्वकर्मणां च त्यागेन जायन्ते वर्णसङ्कराः ॥२४॥

વર્ણોના વ્યભિચારથી, અવિવાહ્ય સ્ત્રીઓસાથે વિવાહ કરવાથી અને પોતપોતાના કર્મોનો ત્યાગ કરવાથી વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાયછે ૨૪

બ્રાહ્મણવગેરે વર્ણો વ્યભિચાર કરવામાં પ્રવૃત્ત થાય તેથી, સગોત્રાવગેરે સ્ત્રીઓ જેઓની સાથે વિવાહ કરવો યોગ્ય નથી તેઓની સાથે વિવાહ કરવાથી અને શાસ્ત્રમાં જે ઉપનયનસંસ્કારઆદિ કર્મો પોતાનેમાટે કહ્યા હોય તેઓનો ત્યાગ કરવાથી વર્ણસંકર પ્રજાની ઉત્પત્તિ થાયછે, કે જે ચારે વર્ણથી બાહ્ય ગણાયછે

અનુલોમ તથા પ્રતિલોમ વર્ણસંકર જાતિઓમાં પણ જે પરસ્પર ભેળસેળ થાયછે તે કહેવાનો ઉપક્રમ કરેછે—

संकीर्णयोनयो ये तु प्रतिलोमानुलोमजाः ॥
अन्योन्यव्यतिषक्ताश्च तान्प्रवक्ष्याम्यशेषतः ॥२५॥

પ્રતિલોમ તથા અનુલોમજાતિમાં પણ પરસ્પર સંબંધથી જે વર્ણસંકર જાતિઓ થાયછે તે સઘળી હવે કહુંછું. ૨૫.

આવી જાતિઓમાં પણ એકબીજાની ભેળસેળ થવાથી કેટલીએક વિશેષ જાતિઓ થાયછે.

પ્રતિલોમજાતિવાળાઓથી થતી પ્રજાવિષે કહેછે—

**सूतो वैदेहकश्चैव चण्डालश्च नराधमः ॥**
**मागधः क्षत्तृजातिश्च तथायोगव एव च ॥२६॥**
**एते षट् सदृशान्वर्णाञ्जनयन्ति स्वयोनिषु ॥**
**मातृजात्यां प्रसूयन्ते प्रवरासु च योनिषु ॥२७॥**

સૂત, વૈદેહક, મનુષ્યોમાં અધમ એવો ચડાલ, માગધ, ક્ષત્તા અને આયોગવ એ છ જાતિવાળાઓ પોતાની જાતિવાળી સ્ત્રીઓમાં, માતાની જાતિવાળી સ્ત્રીઓમાં અને માતાની જાતિકરતા બીજી ઉત્તમ જાતિવાળી સ્ત્રીઓમાં પોતાના સમાનજાતિવાળા પુત્રોને ઉત્પન્ન કરેછે ૨૬, ૨૭.

અભિપ્રાય એજ છે કે ઉપર જણાવેલા છ પ્રતિલોમ જાતિવાળાઓ પોતાની જાતિમાં, માતાની જાતિવાળી સ્ત્રીઓમા એટલે સૂતવગેરેની માતા જે જાતિની હોય તે જાતિની સ્ત્રીઓમાં કે માતાની જાતિકરતા પણ ઉત્કૃષ્ટ જાતિવાળી સ્ત્રીઓમા જે પુત્રોને ઉત્પન્ન કરે તે પુત્રો પણ તે તે પ્રતિલોમજાતિવાળાજ ગણાયછે.

શૂદ્રજાતિના સંબંધવાળા વર્ણસંકરોનું અતિ અધમપણું જણાવવાને તે સિવાયના વર્ણસંકરોની તેનાકરતાં ઉત્તમતા કહેછે—

**यथा त्रयाणां वर्णानां द्वयोरात्मास्य जायते ॥**
**आनन्तर्यात्स्वयोन्यां तु तथा बाह्येष्वपि क्रमात् ॥२८॥**

જેમ ત્રણવર્ણોમાના બે વર્ણોમાં અનુલોમતાને લીધે બ્રાહ્મણનો પુત્ર તેના જેવોજ ગણાયછે તથા પોતાની જાતિમાં પણ પોતાના જેવોજ ગણાયછે તેમ ક્રમથી ક્ષત્રિય અને વૈશ્યથી ઉત્પન્ન થયેલાઓમા પણ તેના જેવા જન્મેલા ગણાયછે. ૨૮.

ત્રણ વર્ણો એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એઓમાં બ્રાહ્મણથી ક્ષત્રિયસ્ત્રીમાં તથા વૈશ્યસ્ત્રીમાં ઉત્પન્ન થતો પુત્ર અનુલોમતાને લીધે જેમ બ્રાહ્મણજેવો

આને બદી પણ છે

નિષાદજાતિના પુરૂષથી અયોગવજાતિની સ્ત્રીમાં ઉત્પન્ન થતી જાતિવિષે કહેછે—

निषादो मार्गवं सूते दासं नौकर्मजीविनम् ॥
कैवर्त्तमिति यं प्राहुरार्यावर्त्तनिवासिनः ॥ ३४ ॥

નિષાદજાતિના પુરૂષથી અયોગવજાતિની સ્ત્રીમા માગવજાતિનો પુરુષ થાયછે જે નૌકાવ્યવહારથી આજીવિકા ચલાવનારો દાસ કહેવાયછે અને જેને આર્યાવર્ત્તનિવાસીઓ કૈવર્ત્ત એમ કહેછે ૩૪

અમરુ એને પારાધીના જેવા હિંસાકર્મ કરનારો તે માર્ગવ કહેવાયછે

ઉપરના બે શ્લોકમાં આયોગવી જાતિની સ્ત્રી હોવી જોઇએ એમ સ્પષ્ટ નથી દેખાડેલું તે આ શ્લોકથી દેખાડેછે—

मृतवस्त्रभृत्सु नारीषु गर्हितान्नाशनासु च ॥
भवन्त्यायोगवीष्वेते जातिहीनाः पृथक् त्रयः ॥३५॥

ઉપર કહેલા હીનજાતિના ત્રણે પુરૂષો શબના વસ્ત્રને ધારણ કરનારી અને નિંદિત અન્ન ખાનારી આયોગવી સ્ત્રીમા જૂદા જૂદા પિતાઓથી ઉત્પન્ન થયછે ૩૫

કેટલાએક એમ પણ કહેછે કે હવેપછી ॥ શ્લોકમા જે ત્રણ જાતિના પુરૂષો થાયછે તેને માટે આ શ્લોકમા જણાવેલું છે

ચર્મકારવગેરેની ઉત્પત્તિ કહેછે—

कारावरो निषादात्तु चर्मकारः प्रसूयते ॥
वैदेहिकादन्ध्रमेदौ बहिर्ग्रामप्रतिश्रयौ ॥ ३६ ॥

નિષાદથી ચર્મકાર કારાવરની ઉત્પત્તિ થાયછે, અને વૈદેહથી અન્ધ્ર તથા મેદ નામની જાતિ થાયછે જે ગામબહાર રહેનાર હોયછે ૩૬

૩૬ મા શ્લોકમા ઉપર वैदेह्यामेव जायते । એ પદ હોવાથી અહી એમ સમજવુ કે વૈદેહજાતિની સ્ત્રીમા નિષાદથી જન્મે તે કારાવર કહેવાયછે અને તેનો

વગેરે પોતાના મૂળવર્ણથી નીચી પેઢીએજ પંદર પ્રકારની વર્ણસંકર પ્રજાનો મુ પુરૂષ ગણાયછે અને આવી રીતે ચાર વર્ણથી થતી વર્ણસંકર પ્રજા લાખ પ્રકાર થાયછે એઓમા પણ અંદરઅંદરના વ્યભિચારથી થતી પ્રજાના પ્રકારોનો કંઈ મેળ રહેતોજ નથી વળી મૂળ ચાર વર્ણ તથા બાર પ્રકારની વર્ણસંકર જાતિ એમ કુલ સોળ જાતિની સ્ત્રીઓમા સમાન જાતિવાળી સ્ત્રીને છોડી બાકીની પં જાતિની કોઇપણ સ્ત્રીમા બહારની જાતિમા વર્તનાર પુરૂષથી ઉત્પન્ન કરવામ આવતી પ્રજા વર્ણસંકર ગણાયછે અને એ પ્રમાણે તેના ચડતા ઉતરતા પંદ પ્રકાર થાયછે એ પ્રકરણને અનુસારે પ્રથમનો અર્થ વધારે બંધબેસતો છે

હવે કેટલીએક હીનજાતિઓનાં નામ તથા કાર્યસાથે તેઓની ઉત્પત્તિ કહેછે—

प्रसाधनोपचारज्ञमदासं दासजीवनम् ॥
सैरिन्ध्रं वागुरावृत्तिं सूते दस्युरयोगवे ॥ ३२ ॥

દસ્યુજાતિનો પુરૂષ અયોગવજાતિની સ્ત્રીમા સૈરિન્ધ્ર જાતિના પુત્રને ઉત્પન્ન કરેછે કે જે કેશરચના વગેરેના ઉપચારને જાણનાર, દાસપણાથી રહિત, દાસના જેવી આજીવિકાવાળો તથા પાશબંધથી આજીવિકા ચલાવનાર હોયછે ૩૨

દસ્યુજાતિનુ લક્ષણ હવે પછી ૪૫ મા શ્લોકમા કહેવામા આવશે દાસપણાથી રહિત એટલે નિયત દાસપણુ નહિ કરનાર સમજવો હવે પછી ૩ મા શ્લોકમા કહેલી દાસનામનીજાતિ જેવુ કામ કરનારો છતા પણ તે જાતિથી જૂદો ગણાયછે એવો અર્થ પણ થાયછે

અયોગવજાતિની સ્ત્રીમાં વૈદેહજાતિના પુરૂષથી ઉત્પન્ન થતી જાતિવિષે કહેછે—

मैत्रेयकं तु वैदेहो माधूकं संप्रसूयते ॥
नॄन्प्रशंसत्यजस्रं यो घण्टाताडोरुणोदये ॥३३॥

વૈદેહજાતિના પુરૂષથી અયોગવજાતિની સ્ત્રીમા મધુર બોલનાર મૈત્રેયજાતિનો પુત્ર થાયછે કે જે અરુણોદયવખતે ઘંટાનો શબ્દ કરેછે અને મનુષ્યોના વખાણ કરેછે ૩૩

આને બદી પણ કહે છે

નિષાદજાતિના પુરૂષથી અયોગવજાતિની સ્ત્રીમાં ઉત્પન્ન થતી જાતિવિષે કહેછે—

**निषादो मार्गवं सूते दासं नौकर्मजीविनम् ॥**
**कैवर्त्तमिति यं प्राहुरार्यावर्त्तनिवासिनः ॥ ३४ ॥**

નિષાદજાતિના પુરૂષથી અયોગવજાતિની સ્ત્રીમા માગવજાતિનો પુરૂષ થાયછે જે નાવ વ્યવહારથી આજીવિકા ચલાવનારો દાસ કહેવાયછે અને જેને આર્યાવર્તના નિવાસીઓ કૈવર્ત્ત એમ કહેછે ૩૪

મૃગયુ એટલે પારાધીના જેવા હિંસાકર્મ કરનારો તે માર્ગવ કહેવાયછે

ઉપરના બે શ્લોકમાં આયોગવી જાતિની સ્ત્રી હોવી જોઇએ એમ સ્પષ્ટ નથી દેખાડેલુ તે આ શ્લોકથી દેખાડેછે—

**मृतवस्त्रभृत्सु नारीषु गर्हितान्नाशनासु च ॥**
**भवन्त्यायोगवीष्वेते जातिहीनाः पृथक् त्रयः ॥३५॥**

ઉપર કહેલા હીનજાતિના ત્રણે પુરૂષો શબના વસ્ત્રોને ધારણ કરનારી અને નિંદિત અન્ન ખાનારી આયોગવી સ્ત્રીમા જૂદા જૂદા પિતાઓથી ઉત્પન્ન થાયછે ૩૫

કેટલાએક એમ પણ કહેછે કે હવેપછીના શ્લોકમા જે ત્રણ જાતિના પુરૂષો થાયછે તેને માટે આ શ્લોકમા જણાવેલુ છે

ચર્મકારવગેરેની ઉત્પત્તિ કહેછે—

**कारावरो निषादात्तु चर्मकारः प्रसूयते ॥**
**वैदेहिकादन्ध्रमेदौ बहिर्ग्रामप्रतिश्रयौ ॥ ३६ ॥**

નિષાદથી ચમાર કારાવરની ઉત્પત્તિ થાયછે અને વૈદેહથી અંધ્ર તથા મેદ નામની જાતિ થાયછે જે ગામબહાર રહેનાર હોયછે ૩૬

૩૭ મા શ્લોકમા ઉપર वैदेह्यामेव जायते । એ પદ હોવાથી અહી એમ સમજવુ કે વૈદેહજાતિની સ્ત્રીમા નિષાદથી જન્મે તે કારાવર કહેવાયછે અને તેનો

ધંધો મરેલાં પશુઓનાં ચામડાં ઉખેડવાં વગેરે છે. શુક્રે પણ ચર્મછેદન એ કારાવર જાતિની આજીવિકા છે એમ જણાવ્યું છે વૈદેહજાતિના પુરૂષથી વૈદેહજાતિની સ્ત્રીમાં તેજ જાતિનો પુત્ર થાય તેથી અહીં તેના સંબંધમા વૈદેહજાતિની સ્ત્રી લેવી યોગ્ય નથી. એટલે પૂર્વાર્દ્ધમાં આપેલી બે જાતિ લેવી જોઇએ જેમકે વૈદેહથી કારાવરજાતિની સ્ત્રીમાં જન્મે તે અંધ્ર કહેવાય અને વૈદેહથી નિષાદજાતિની સ્ત્રીમાં જન્મે તે મેદ કહેવાય આ બન્ને જાતિઓ અસ્પૃશ્યપણાને લીધે ગામ બહાર રહેવાને યોગ્ય છે. કોઈ એમ પણ કહેછે કે વૈદેહથી બીજાના સંસર્ગ નહિ આવેલી આયોગવી સ્ત્રીમાં ઉત્પન્ન થાય તે અંધ્ર કહેવાય અને બીજાના સંસર્ગમા આવેલી આયોગવી સ્ત્રીમાં ઉત્પન્ન થાય તે મેદ કહેવાય ૩૫ મા તથા ૩૬ મા શ્લોકની આવી યોજના પણ કરવામાં આવેછે કે જે આયોગવી સ્ત્રી શબનાં વસ્ત્રોને ધારણ કરનારી તથા નિંદિત અન્ન ખાનારી હોય તેનામાં નિષાદ જાતિના પુરૂષથી ચર્મછેદનનો ધંધો કરનાર કારાવર થાયછે અને વૈદેહજાતિના પુરૂષથી અંધ્ર તથા મેદ થાયછે. તેમાં અન્યના સંસર્ગવગરની સ્ત્રીમાં થયેલો અંધ્ર તથા અન્યના સંસર્ગવાળી સ્ત્રીમાં થયેલો મેદ ગણાયછે. આ બન્ને ગામબહાર રહેનારા હોયછે

વૈદેહજાતિની સ્ત્રીમાં થતી અન્ય જાતિઓવિષે પણ કહેછે—

चण्डालात्पाण्डुसोपाकस्त्वक्सारव्यवहारवान् ॥
आहिण्डिको निषादेन वैदेह्यामेव जायते ॥३७॥

ચંડાલથી પાંડુસોપાક થાયછે જે વાંસના વ્યવહારવાળો હોયછે અને નિષાદથી વૈદેહજાતિની સ્ત્રીમાંજ આહિંડિક જન્મેછે ૩૭.

ચંડાલથી આયોગવી સ્ત્રીમા પાંડુસોપાક થાયછે એમ પણ કેટલાએક માનેછે વૈદેહસ્ત્રીમા નિષાદથી કારાવર થાયછે એમ ઉપરના શ્લોકમાં કહ્યુ અને અહીં વળી આહિંડિક થાયછે એમ કહ્યુ તે બન્નેની આજીવિકાના જૂદાપણાને લીધે જાતિના નામો જૂદા છે શુક્રે કહ્યુ છે કે બંધનસ્થાનોમા બહારની ચોકી રાખવી એથી આહિંડિકોની આજીવિકા ચાલેછે

ચંડાલથી પુક્કસજાતિની સ્ત્રીમાં ઉત્પન્ન થતી જાતિ તેનું કર્મ કહેછે—

चण्डालेन तु सोपाको मूलव्यसनवृत्तिमान् ॥
पुक्कस्यां जायते पापः सदा सज्जनगर्हितः ॥३८॥

ભલે દ્વિજોથી થયેલા હોય પણ પ્રતિલોમજાતિવાળાઓને દ્વિ૰ ... એટલે ઉપનયનસંસ્કાર થઈ શકતો નથી. બ્રાહ્મણથી બ્રાહ્મણી, ક્ષત્રિયસ્ત્રી ને વૈશ્યસ્ત્રીમાં થયેલા એમ ત્રણ પુત્રો, ક્ષત્રિયથી ક્ષત્રિયસ્ત્રી તથા વૈશ્યસ્ત્રીમાં થયેલા એમ બે પુત્રો તથા વૈશ્યથી વૈશ્યસ્ત્રીમાં થયેલો પુત્ર એવી રીતે છ પ્રકારના, ત્રોનેજ ઉપનયનસંસ્કાર થઈ શકેછે.

જાતિનો ઉત્કર્ષ તથા અપકર્ષ થવાના હેતુઓ કહેછે—

**तपोबीजप्रभावैस्तु ते गच्छन्ति युगे युगे ॥**
**उत्कर्षं चापकर्षं च मनुष्येष्विह जन्मतः ॥ ४२ ॥**

તેઓ આ સંસારમાં તે તે યુગમાં તપના પ્રભાવથી તથા બીજના પ્રભાવથી ઉત્કર્ષને પામેછે અને મનુષ્યોમા જન્મથી અપકર્ષને પામેછે. ॥

ભલે હલકી જાતિવાળા હોય તોપણ તેઓ તપના પ્રભાવથી કે બીજ પ્રભાવથી બીજા જન્મમાં ઉત્કર્ષને પામેછે એટલે ઉચ્ચવર્ણમાં અવતરેછે એવી રીતે ચડતા જાયછે. તપ અને ઉચ્ચબીજનો અભાવ થતો જાય અને મનુષ્યજાતિમાં જન્મ લેતા જાય તેઓ ક્રમે ક્રમે અપકર્ષને પામેછે એટલે ઉત જાતિમાં અવતાર લેતા જાયછે બ્રાહ્મણ છતાં પોતાનાં સત્કર્મથી હીન રહે ક્રમે ક્રમે શૂદ્ર કે તેથી પણ હલકી જાતિમાં આવી જાય. અને શૂદ્ર કે તેથી હલકી જાતિનો છતાં પોતાના અધિકારપ્રમાણે સત્કર્મ સેવન કરતો રહે તો તેથી ત ઉચ્ચવર્ણના બીજથી જન્મે તો તેથી તે ક્રમે ક્રમે એટલે અનેક જન્મે બ્રાહ્મ જેવી ઉચી જાતિસુધી પણ પહોંચી શકેછે. આમ પણ અર્થ થાયછે કે તેઓ લોકમાં તપ અને બીજના પ્રભાવથી મનુષ્યોમાં યુગે યુગે ઉચી ઉચી જાતિ જન્મ લેછે. અને હવે પછીનાં શ્લોકમાં જણાવેલાં છે તેવાં કારણોથી હલ થતા જાયછે.

ઉપરના વિષયમાં દૃષ્ટાંત દેછે—

**शनकैस्तु क्रियालोपादिमाः क्षत्रियजातयः ॥**
**वृषलत्वं गता लोके ब्राह्मणादर्शनेन च ॥ ४३ ॥**

આ ક્ષત્રિયજાતિઓ ધીમે ધીમે ક્રિયાભ્રષ્ટ થવાને લીધે તથા બ્રાહ્મ

દૃષ્ટાંતી. દૂ. ન્હેગ્રાતે. વીતે બેતરવાં, શ૰ભ્રતે, નસી. ઐ. ૪૩.

* આ એટલે નીચે કહેવામાં આવશે તે મૂળમા ક્ષત્રિય જાતિઓ ... યજ્ઞમાટે, વેદાધ્યયનમાટે અને પ્રાયશ્ચિત્તવગેરે બીજાં ધાર્મિક કાર્યોમાટે બ્રાહ્મ પાસે ન જવાને લીધે અને તેથી ઉપનયનસંસ્કારરૂપ ક્રિયાથી હીન ... ને ધીમે ધીમે શૂદ્રપણાને પામી ગઇ છે

એ જાતિઓ દેખાડેછે—

पौण्ड्रकाश्चौड्रद्रविडाः काम्बोजा यवनाः शकाः ॥
पारदापह्लवाश्चीनाः किराता दरदाः खशाः ॥४४॥

પૌંડ્રક, ચોડ, દ્રવિડ, કામ્બોજ, યવન, શક, પારદ, અપહ્લવ, ચીન, ...ત, દરદ અને ખશ આ મનુષ્યો ક્રિયાલોપથી શૂદ્રજાતિને પામેલા છે. ૪૪.

આ સઘળી જાતિઓને મૂળ ક્ષત્રિયજાતિ છતાં ધીમે ધીમે ક્રિયાલોપવગેરે ...થી શૂદ્રપણાને પામેલી જાણવામાં આવીછે

સઘળી બાહ્યજાતિઓની સાધારણ સંજ્ઞા કહેછે—

मुखबाहूरुपज्जानां या लोके जातयो वहिः ॥
म्लेच्छवाचश्चार्यवाचः सर्वे ते दस्यवः स्मृताः ॥४५॥

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એઓની જે વર્ણબાહ્ય જાતિઓ લોકમાં કહી છે તે સઘળી જાતિના લોકો મ્લેચ્છવાણીવાળા હોય કે આર્યવાણીવાળા હોય તોપણ દસ્યુ કહેવાયછે. ૪૫.

મૂળ ચાર વર્ણોસિવાયની જેટલી બાહ્યજાતિઓ છે તે સઘળી, ભાષા ગમે તે બોલતી હોય તોપણ દસ્યુ કહેવાયછે.

દ્વિજ જાતિઓમાંથી થયેલી જાતિઓનાં કર્મનો સામાન્ય નિર્દેશ કરેછે—

ये द्विजानामपसदा ये चापध्वंसजाः स्मृताः ॥
ते निन्दितैर्वर्त्तयेयुर्द्विजानामेव कर्मभिः ॥४६॥

જેઓ દ્વિજોથી અનુલોમપણે થયા હોય તથા પ્રતિલોમપણે થયા હોય તે વર્ણોએ દ્વિજસંબંધી નિંદિતકર્મોથી જીવન ચલાવવું. ૪૬.

નિંદિત એટલે દ્વિજોને માટે નિંદિત અર્થાત્ તેઓથી ન કરી શકાય તેવાં કર્મો તે હલકી જાતિવાળાઓએ પોતાની આજીવિકા ચલાવવી. આવા અશ્વ-આદિ કામોથી દ્વિજોના ઉપયોગમાં આવવું એમ જણાવવાને દ્વિજસંબંધી પ્રમાણે કહેલું છે.

ઉપરના શ્લોકમાં જે નિંદિત કર્મોનો સામાન્યનિર્દેશ કરેલો તેને માટે વિશેષનિર્દેશ કરેછે—

सूतानामश्वसारथ्यमंबष्टानां चिकित्सनम् ॥
वैदेहकानां स्त्रीकार्यं मागधानां वणिक्पथः ॥४७॥
मत्स्यघातो निषादानां त्वष्टिस्त्वायोगवस्य च ॥
मेदान्ध्रचुञ्चुमद्गूनामारण्यपशुहिंसनम् ॥ ४८ ॥
क्षत्त्रुग्रपुक्कसानां तु बिलौकोवधबन्धनम् ॥
धिग्वणानां चर्म कार्यं वेणानां भांडवादनम् ॥४९॥
चैत्यद्रुमश्मशानेषु शैलेषूपवनेषु च ॥
वसेयुरेते विज्ञानावर्त्तयन्तः स्वकर्मभिः ॥ ५० ॥
चण्डालश्वपचानां तु बहिर्ग्रामात्प्रतिश्रयः ॥
अपपात्राश्च कर्त्तव्या धनमेषां श्वगर्दभम् ॥५१॥
वासांसि मृतचेलानि भिन्नभाण्डेषु भोजनम् ॥
कार्ष्णायसमलङ्कारः परिव्रज्या च नित्यशः ॥५२॥

સૂતોનું અશ્વસારથ્ય અંબષ્ઠોનું ચિકિત્સન વૈદેહનું સ્ત્રીકાર્ય માગધોને માટે વ્યાપાર નિષાદોનેમાટે મત્સ્યઘાત, આયોગવોમાટે લાકડાં છોલવાં તે, મેદ, અંધ્ર, ચુંચુ અને મદ્ગુ એઓને માટે જંગલી પશુઓની હિંસા, ક્ષત્તા ઉગ્ર અને પુક્કસ એઓને માટે બિલમાં રહેનાર ઘો વગેરે પ્રાણીઓનો વધ તથા તેઓનું બંધન, ધિગ્વણલોકોમાટે ચર્મકાર્ય અને વેણુલોકોમાટે પાત્રો વગાડવાનું કાર્ય એ કર્મો છે આ લોકોએ પોતપોતાના કર્મોથી આજીવિકા ચલાવતાં, પોતે ઓળખાઈ શકે એવી નિશાનીઓથી જાહેરપણે ચૈત્યવૃક્ષ, સ્મશાન, પર્વત કે ઉપવનોમાં વસવું ચંડાળ તથા શ્વપચ લોકોએ ગામની બહાર વસવું જોઈએ તેઓને કોઈએ પોતાના પાત્રમાં અન્નજળ દેવું નહિ અને કૂતરા તથા ગધેડા એ તેઓની મિલ્કત ગણાય છે મરણ પામેલાનાં વસ્ત્રો એ તેઓને પહેરવાનાં વસ્ત્રો છે ભાંગેલાં વાસણોમાં તેઓએ ભોજન કરવાનું છે, લોઢાનાં બનાવેલાં ઘરેણાં પહેરવાનાં છે તથા સર્વદા ભ્રમણ કરવાનું છે ૪૭-૪૮-૪૯-૫૦-૫૧-૫૨

—

ઘોડાઓને શિક્ષણ આપવું તથા રથો ચલાવવા તે અશ્વસારથ્ય કહેવાયછે અને નાગ મગાડવાનું કામ તે ચિકિત્સન કહેવાયછે વૈદેહસ્ત્રીમા આમ્રમથી ઉત્પન્ન થનાર ચુચુ અને બ્રહિસ્ત્રીમા બ્રાહ્મણથી ઉત્પન્ન થનાર મદ્‌ગુ ગણાય એમ ઔશનસ કહેછે પગરખા શીવવા વગેરે ચામડાનું કામ તે ચર્મભાવ કહેવાયછે હાથીવા વગાડવા વગેરે પાત્રો વગાડવા ગણાયછે લોકો જેમા ભૂતાદિનો નિવાસ માનતા હોય તેવુ પ્રખ્યાત વૃક્ષ ચૈત્યવૃક્ષ કહેવાયછે ચડાલ તથા શ્વપચ લોકોને પોતાના પાત્રમા કોઇએ અન્ન જળ દેવુ નહિ કારણ કે તે પાત્રો સરસ રથી પણ શુદ્ધ થતા નથી, પરંતુ તેઓનો ત્યાગજ કરવો જોઇએ અથવા તે લોકો પોતાના હાથમા પાત્ર ઝાલી રાખે તેમા તેને કાઇ દેવુ નહિ પણ પૃથ્વીઉપર અથવા બીજે કાય અન્નાદિ જે તેને દેવાનુ હોય તે મૂકી દેવુ કે જ્યાથી તેઓ લઇ લે. પણ તેઓના પાત્રમા પ બારૂ કાઇ પણ દેવુ નહિ તેઓએ નિત્ય ભ્રમણ કરવાનુ છે અને એક ઠેકાણે સ્થિરતા કરી રહેવાનુ નથી.

તેઓની સાથે કાઇપણ વ્યવહાર કરવાની મના કહેછે—

न तैः समयमन्विच्छेत्पुरुषो धर्ममाचरन् ॥
व्यवहारो मिथस्तेषां विवाहः सदृशैः सह ॥५३॥

ધર્મનું આચરણ કરનાર પુરૂષ તેઓની સાથે કોઇ જાતનો વ્યવહાર કરવો નહિ તેઓનો વ્યવહાર તથા વિવાહ તેઓની સમાન જાતિવાળાઓની સાથેજ થાયછે ૫૩

ધર્મનું આચરણ કરનારા પુરૂષે ધર્મનું આચરણ કરવાના સમયમા તેઓની સાથે કાઇપણ વ્યવહાર કરવા નહિ એટલે સોનાવાવગરેની કાઇ ક્રિયા કરવી નહિ. તેઓનો ઋણાદાનવગરે વ્યવહાર તથા વિવાહ તેઓની જાતિવાળા લોકોની સાથેજ થાયછે

ચડાલ અને શ્વપચમાટે નિયમ કહેછે—

अन्नमेषां पराधीनं देयं स्याद्भिन्नभाजने ॥
रात्रौ न विचरेयुस्ते ग्रामेषु नगरेषु च ॥५४॥
दिवा चरेयुः कार्यार्थं चिह्निता राजशासनैः ॥
अबान्धवं शवं चैव निर्हरेयुरिति स्थितिः ॥५५॥
वध्यांश्च हन्युः सततं यथाशास्त्रं नृपाज्ञया ॥
वध्यवासांसि गृह्णीयुः शय्याश्चाभरणानि च ॥५६॥

એઓને અન્ન દેવું હોય તો બીજા માણસદ્વારા ભાંગેલા વાસણમાં દેવું. એ લોકોએ રાત્રિના સમયમાં ગામમાં તથા નગરમાં ફરવું નહિ. રાજાની આજ્ઞાવાળી કોઇપણ નિશાની પોતાની સાથે રાખીને દિવસના કામને માટે તેઓએ ગામમાં ફરવું અનાથ શબને ઉપાડીને લઇ જવું શાસ્ત્રપ્રમાણે દેહાંતશિક્ષા પામેલા લોકોને રાજાની આજ્ઞાથી મારવા, અને હમેશાં તે વધ્યલોકોનાં વસ્ત્ર, શય્યા અને આભરણો ગ્રહણ કરી ઉપયોગમાં લેવાં આ પ્રમાણે શાસ્ત્રમર્યાદા છે ૫૪-૫૫-૫૬.

એ ચંડાલવગેરેને અન્ન દેવું હોય તો કોઇ અન્ય મનુષ્ય મારફત આપવું. તેઓએ રાત્રિના ગામની અંદર ફરવું નહિ કંઇ ચીજ લેવામાટે દિવસના ગામમાં આવવું પડે તોપણ ઓળખાણમાટે રાજાએ નક્કી કરેલી કાંઇ નિશાનીસાથેજ આવવું. દેહાંતદંડ પામેલાઓનો રાજાની આજ્ઞાથી વધ કરવો. અને જેનો વધ કરવામાં આવે તેના વસ્ત્રવગેરે પોતે લેવાં

નીચ કર્મોઉપરથી જાતિની નીચતા જાણવાવિષે કહેછે—

**वर्णापेतमविज्ञातं नरं कलुषयोनिजम् ॥**
**आर्यरूपमिवानार्यं कर्मभिः स्वैर्विभावयेत् ॥ ५७ ॥**

જે માણસ વર્ણોથી બાહ્ય હોય, વર્ણસંકર હોય અને આર્ય નહિ છતાં આર્યજેવો દેખાવ રાખતો હોય તેને તેના કર્મોઉપરથી ઓળખવો. ૫૭.

વેષ ઉત્તમ છતાં પણ કર્મો દુષ્ટ હોય તો તેને દુષ્ટ જાતિવાળો ગણવો

દુષ્ટ કર્મોવગેરે સ્પષ્ટતાથી કહેછે—

**अनार्यता निष्ठुरता क्रूरता निष्क्रियात्मता ॥**
**पुरुषं व्यञ्जयन्तीह लोके कलुषयोनिजम् ॥ ५८ ॥**

અનાર્યપણું, કઠોરપણું, ક્રૂરપણું અને શાસ્ત્રવિહિત કર્મોનો ત્યાગ કરનારપણું એ લક્ષણો આ લોકમાં પુરૂષને વર્ણસંકરરૂપે જાહેર કરેછે. ૫૮.

અનાર્યપણું એટલે સરલતાથી રહિતપણું અથવા દ્વેષ અને મત્સર તેમજ સ્વાર્થમાં મચેલપણું વગેરે લક્ષણો મનુષ્યની નીચજાતિને જણાવનારાં છે. મનુષ્ય ભલે ઉચ્ચજાતિના જેવો વેષ રાખતો હોય તોપણ જો તેનામાં આવાં લક્ષણો હોય તો તે નીચજ ગણાયછે

વર્ણસંકર મનુષ્યને માતાપિતામાંનુ કોઇ શ્રેષ્ઠ હોય તેના ગુણની અસર ન લાગવાવિષે કહેછે—

**पित्र्यं वा भजते शीलं मातुर्वोभयमेव वा ॥**
**न कथंचन दुर्योनिः प्रकृतिं स्वां नियच्छति ॥५९॥**

વર્ણસંકર મનુષ્ય પિતાના, માતાના કે બન્નેના સારા સ્વભાવને અનુસરતો નથી પરન્તુ તે તો પોતાના હલકા સ્વભાવનેજ નક્કી ગ્રહણ કરેછે ૫૯

એમ પણ અર્થ થાયછે કે વર્ણસંકર મનુષ્ય પિતાના માતાના કે બન્નેના દુષ્ટ સ્વભાવને તેનો અનુસરેછે તે પોતાની સ્વાભાવિક દુષ્ટતાને છુપાવી શકતો નથી કે દાબી શકતો નથી અથવા પોતાની ઉત્પત્તિમા કારણરૂપ માતાપિતાના દુષ્ટ કર્મને છુપુ રાખી શકતો નથી

ઉત્તમકુળ છતાં પણ જેની ઉત્પત્તિમાં કંઇ કલંક હોયછે તે છુપુ નથી રહેતુ તેવિષે કહેછે—

**कुले मुख्येपि जातस्य यस्य स्याद्योनिसङ्करः॥**
**स श्रयत्येव तच्छीलं नरोल्पमपि वा बहु ॥६०॥**

મોહોટા કુળમા ઉત્પન્ન થયેલ હોય તે છતા જેની ઉત્પત્તિમા ગુપ્ત રીતિથી વર્ણોનો સંકર થયેલ હોય તે મનુષ્ય અલ્પ અથવા વિશેષ પ્રકારથી તેના સ્વભાવને અનુસરે છે ૬૦

બ્રાહ્મણવગેરે ઉચા કુળના જન્મ છતા પણ જે મનુષ્યની ઉત્પત્તિમા ગુપ્તરીતિથી એટલે વ્યભિચારથી વર્ણનો સંકર થયેલ હોય અર્થાત્ ઉતરતા વર્ણનો યોગ થયો હોય તો તે મનુષ્ય તે ઉતરતા વર્ણવાળા પિતા કે માતાના સ્વભાવને થોડીરીતે કે વિશેષરીતે અનુસરેછે

ઉતરતા પ્રકારની પ્રજાની ઉત્પત્તિને લીધે દેશનુ ખરાબ થવાવિષે કહેછે—

**यत्र त्वेते परिध्वंसाज्जायन्ते वर्णदूषकाः ॥**
**राष्ट्रिकैः सह तद्राष्ट्रं क्षिप्रमेव विनश्यति ॥६१॥**

જે દેશમાં બ્રાહ્મણવગેરે વર્ણોને દૂષિત કરનારા વર્ણસંકર લોકો થાયછે તે દેશ, ત્યાના લોકોની સાથે તુરતજ વિનાશને પામેછે. ૬૧.

આમ હોવાથી પોતાના દેશમાં વર્ણસંકર પ્રજા ન થાય તેવિષે રાજાએ ચીવટવાળા રહેવું જોઇએ

વર્ણબાહ્ય લોકોની પણ સારી ગતિ કેમ થાય? તે જણાવેછે-

ब्राह्मणार्थे गवार्थे वा देहत्यागोऽनुपस्कृतः ॥
स्त्रीबालाभ्युपपत्तौ च वाह्यानां सिद्धिकारणम् ॥६२॥

વર્ણબાહ્યલોકો પણ બ્રાહ્મણ, ગાય, સ્ત્રી અને બાળક એઓના સંરક્ષણને માટે દેહત્યાગ કરે અને તેમ કરવામા કાંઇ પણ ક્ષુદ્રફળની વાંછના ન કરે તો તેઓ સારી ગતિને પામેછે. ૬૨.

સારી ગતિને પામેછે એટલે સ્વર્ગને પામેછે અથવા બીજા અવતારમાં ઉચ્ચવર્ગમાં જન્મ લેછે.'

ઉપર પ્રમાણે અસાધારણ ધર્મ કહીને હવે સર્વ મનુષ્યોને માટે સાધારણ ધર્મ ટૂંકામાં કહેછે—

अहिंसा सत्यमस्तेयं शौचमिन्द्रियनिग्रहः ॥
एतं सामासिकं धर्मं चातुर्वर्ण्येऽब्रवीन्मनुः ॥६३॥

અહિંસા, સત્યવચન, ચોરીનો ત્યાગ, પવિત્રતા અને ઇંદ્રિયોનો નિગ્રહ એ ધર્મ સંક્ષેપથી ચારે વર્ણોમાટે છે એમ મનુ ભગવાને કહેલું છે. ૬૩.

' યાજ્ઞવલ્કયે આ વિષયમાં સર્વેષાં ધર્મસાધનમ્। એ વચનથી આ સઘળું સંકીર્ણજાતિઓસહિત તમામને માટે કલ્યાણકારક છે એમ જણાવ્યુ છે.

ઉચ્ચસંબંધથી ક્રમે ક્રમે ઉચ્ચતા પ્રાપ્ત થવાવિષે કહેછે—

शूद्रायां ब्राह्मणाज्जातः श्रेयसा चेत्प्रजायते ॥
अश्रेयाञ्श्रेयसीं जातिं गच्छत्यासप्तमाद्युगात् ॥६४॥

' શૂદ્રજાતિની સ્ત્રીમાં બ્રાહ્મણથી થયેલો હીનવર્ણ જો ઉત્તમવર્ણની સાથે જોડાઇને તેમાથી સંતતિ થતી જાય તો તે વર્ણ સાતમી પેઢીએ શ્રેષ્ઠજાતિને પામેછે. ૬૪.

શૂદ્રજાતિની સ્ત્રીમાં બ્રાહ્મણથી થયેલો પારશવનામનો વર્ણ એટલે એ વર્ણવાળી કન્યા કોઈ બ્રાહ્મણની સાથે પરણે અને તેમાં તેને જે પુત્રી થાય તે પુત્રી પણ બ્રાહ્મણની સાથે પરણે તેમાં પણ પુત્રી થાય. આવી રીતે તેની તેની કન્યાને બ્રાહ્મણપતિ મળતો જાય તો સાતમી કન્યાને જે પુત્ર કે પુત્રી થાય તે બ્રાહ્મણવર્ણ કહેવાય કારણ કે તેમા બીજની ઉત્તમતાને લીધે ક્રમે ક્રમે ક્ષેત્રની ઉત્તમતા થતી જાય ઉપર જણાવ્યું તેમ સાતમી પેઢીએ તેમા શુદ્ધ બ્રાહ્મણપણું થાયછે આજ રીતે બ્રાહ્મણથી થયેલી વૈશ્ય પ્રજા અને ક્ષત્રિય પ્રજા પણ ક્રમથી પાચમે પુરુષે અને ત્રીજે પુરુષે બ્રાહ્મણપણાને પામેછે એમજ ક્ષત્રિયથી થયેલી વૈશ્યસ્ત્રીની પ્રજા અને વૈશ્યથી થયેલી શૂદ્રસ્ત્રીની પ્રજા પણ ત્રણ ત્રણ પુરુષે ક્ષત્રિયપણાને અને વૈશ્યપણાને પામેછે

ઉપરના શ્લોકમાં કહેલા વિષયના અનુવાદપૂર્વક ઉત્કૃષ્ટવર્ણ છેક નિકૃષ્ટપણાને કેમ પામેછે તે જણાવેછે—

**शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम् ॥**
**क्षत्रियाज्जातमेवं तु विद्याद्वैश्यात्तथैव च ॥६५॥**

એ પ્રમાણે શૂદ્ર હોય તે બ્રાહ્મણપણાને પામેછે અને બ્રાહ્મણ હોય તે શૂદ્રપણાને પામેછે એજ રીતે ક્ષત્રિય તથા વૈશ્યથી થયેલાને પણ જાણવા ૬૫

શૂદ્રાસ્ત્રીમા બ્રાહ્મણથી થયેલી કન્યા બ્રાહ્મણનેજ પરણે અને તેમા પણ કન્યા થાય અને તેપણ બ્રાહ્મણનેજ પરણે અને તેમા પણ કન્યા થાય એવી રીતે માતાતરફથી થતી સાત પેઢીઓમાની કન્યાઓ બ્રાહ્મણપુરુષનેજ પરણતી રહે તો છેવટની કન્યામા બ્રાહ્મણથી થતી પ્રજા શુદ્ધ બ્રાહ્મણવર્ણ ગણાયછે તેવીજ રીતે બ્રાહ્મણવર્ણથી શૂદ્રસ્ત્રીમા થયેલો પારશવ નામનો પુરુષ શૂદ્રાસ્ત્રીને પરણે અને તેમા જે પુત્ર થાય તે પણ શૂદ્રાસ્ત્રીને પરણે એમ કરતા સાતમે પુરુષે તેનામાથી ઘટતા ક્રમથી ચાલ્યુ આવતુ બ્રાહ્મણપણુ સંપૂર્ણ વિનાશને પામી તેનુ કેવળ શૂદ્રપણુ થઇ જાયછે. તાત્પર્ય એછે કે શૂદ્રમાથી બ્રાહ્મણપણુ થવામા ક્રમે ક્રમે ઉત્કૃષ્ટ બીજનો પ્રભાવ વધતો જાયછે અને નિકૃષ્ટ ક્ષેત્રનો પ્રભાવ કમતી થતો જાયછે તેથી સાતમી પેઢીએ કેવળ ઉત્કૃષ્ટ બીજના પૂર્ણ પ્રભાવને લીધે ક્ષેત્રની નિકૃષ્ટતાનુ અસ્તિત્વ નાશ પામી જાયછે અને બ્રાહ્મણમાંથી શૂદ્રપણું થવામા ઉત્કૃષ્ટ બીજનો પ્રભાવ કમતી થતો જાયછે અને નિકૃષ્ટ ક્ષેત્રનો પ્રભાવ વધતો જાયછે તેથી સાતમી પેઢીએ પુરુષ નિકૃષ્ટ ક્ષેત્રના પૂર્ણ પ્રભાવને લીધે ઉત્કૃષ્ટ બ્રાહ્મણ-

બીજના પ્રભાવનું અસ્તિત્વ નાશ પામેછે. આ સિવાયના વર્ણોનો ઉત્કર્ષ થવાનું પૂર્વ શ્લોકમાં જે ક્રમથી જણાવેલ છે તેજ ક્રમથી તેનો અપકર્ષ થાયછે. એટલે બ્રાહ્મણની વૈશ્યપ્રજા પાંચ પેઢીએ અને બ્રાહ્મણની ક્ષત્રિયપ્રજા ત્રણ પેઢીએ ક્રમથી કેવળ વૈશ્ય અને કેવળ ક્ષત્રિય બની જાયછે. તેમજ ક્ષત્રિયની વૈશ્ય પ્રજા અને વૈશ્યની શૂદ્રપ્રજા પણ ત્રણ ત્રણ પેઢીએ કેવળ વૈશ્ય અને કેવળ શૂદ્ર બની જાયછે.

અનુલોમજાતિકરતાં પ્રતિલોમજાતિની હીનતા દાખલારૂપે પ્રશ્નોત્તરથી કહેછે—

**अनार्यायां समुत्पन्नो ब्राह्मणात्तु यदृच्छया ॥**
**ब्राह्मण्यामप्यनार्यात्तु श्रेयस्त्वं क्वेति चेद्भवेत् ॥६६॥**
**जातो नार्यामनार्यायामार्यादार्यो भवेद्गुणैः ॥**
**जातोप्यनार्यादार्यायामनार्य इति निश्चयः ॥६७॥**

દૈવયોગે બ્રાહ્મણથી શૂદ્રસ્ત્રીમાં ઉત્પન્ન થયેલો પુત્ર તથા શૂદ્રથી બ્રાહ્મણસ્ત્રીમા ઉત્પન્ન થયેલો પુત્ર એ બન્નેમાં કયો પુત્ર શ્રેષ્ઠ ગણાય? એ પ્રશ્નનું નિશ્ચયવાળું ઉત્તર એ છે કે બ્રાહ્મણથી શૂદ્રસ્ત્રીમાં ઉત્પન્ન થયેલો પુત્ર ગુણોથી ઉત્તમ થઇ શકેછે પણ શૂદ્રથી બ્રાહ્મણસ્ત્રીમા ઉત્પન્ન-થયેલો પુત્ર અનાર્યજ રહેછે અર્થાત્ ઉત્તમ થઇ શકતો નથી. ૬૬-૬૭.

બીજના પ્રાધાન્યથી નિકૃષ્ટ માતાના પુત્રો જો ગુણવડે ઉત્તમ જાતિમાં ક્રમે ક્રમે આવી શકતા હોય તો ક્ષેત્રના પ્રભાવથી ઉત્તમજાતિની માતાના પુત્રો બીજ હીન હોવા છતા પણ ક્રમે ક્રમે ઉત્તમ થાય કે નહિ? એ શંકાનું આ સમાધાન છે આ દાખલાઉપરથી અનુલોમજાતિવાળાઓ ઉત્તમ ગુણોવડે ક્રમથી ઉત્તમતાને પામી શકેછે પણ પ્રતિલોમ-જાતિવાળાઓમા તેમ થતું નથી એમ નક્કી જણાવ્યું. " દૈવયોગે " એમ કહીને સૂચવ્યું છે કે બુદ્ધિપૂર્વક અનુલોમજાતિના ઉત્પાદક થવું એ પણ શ્રેષ્ઠ નથી. સમાનજાતિની પરણેલી સ્ત્રીમા પ્રજોત્પત્તિ કરવી એજ શ્રેષ્ઠ છે. શ્લોકમાં જે आर्य તથા अनार्य એ બે પદો છે તે અહીં ક્રમથી બ્રાહ્મણ અને શૂદ્રનાંજ વાચક છે

પ્રતિલોમજાતિકરતાં અનુલોમજાતિવાળાને શ્રેષ્ઠ ગણ્યો પણ તે ઉપરથી એમ નહિ સમજી જવું કે બ્રાહ્મણથી શૂદ્રસ્ત્રીમાં ઉત્પન્ન થયેલા પુત્રને શુદ્ધ બ્રાહ્મણની પેઠે ઉપનયનસંસ્કાર થઇ શકે, એમ જણાવેછે—

तावुभावप्यसंस्कार्याविति धर्मो व्यवस्थितः ॥
वैगुण्याज्जन्मनः पूर्व उत्तरः प्रतिलोमतः ॥६८॥

ઉપર કહેના બન્ને જાતના પુત્રોને ઉપનયન સંસ્કાર થઇ શકે નહિ એવી શાસ્ત્રની મર્યાદા છે, કારણ કે બ્રાહ્મણથી શુદ્રસ્ત્રીમા થયેલા પુત્રમાં જાતિનુ વૈગુણ્ય છે અને શુદ્રથી બ્રાહ્મણસ્ત્રીમા થયેલા પુત્રમા પ્રતિલોમપણુ છે ૬૮

પ્રથમના પુત્રમા પિતાની શ્રેષ્ઠતા છતા માતા હીન જાતિની હોવાથી અને પછીના પુત્રમા માતાની શ્રેષ્ઠતા છતા પિતા હીન જાતિનો હોવાથી તે બન્નેને ઉપનયનસંસ્કાર થઇ શકે નહિ ઉપનયનસંસ્કાર બીજા પણ યોગ્ય સંસ્કારોના ઉપલક્ષણરૂપ છે

યોગ્યસંસ્કાર થવાનુ પાત્ર કોણ છે? તે જો કે આ ઉપરથી જાણી શકાયછે તો પણ આવશ્યક ઉપદેશ અંતઃકરણપર બરાબર ઠસી રહેવો જોઇએ તેથી સ્પષ્ટપણે કહેછે—

सुबीजं चैव सुक्षेत्रे जातं संपद्यते यथा ॥
तथाऽर्याज्जात आर्यायां सर्वं संस्कारमर्हति ॥६९॥

જેમ ઉત્તમબીજ ઉત્તમ ક્ષેત્રમા ઉત્પન્ન થાય તે સમૃદ્ધિવાળુ થાયછે તેમ આર્યપુરૂષથી આર્યસ્ત્રીમા ઉત્પન્ન થયેલો પુત્ર ઉપનયનઆદિ સર્વસંસ્કારો કરવાને યોગ્ય થાયછે ૬૯

ખરી રીતે આવી સંતતિ હોય તેજ વિશુદ્ધ પ્રજા કહેવાયછે

ઉક્તાવચનને મજબૂત કરવા આ બાબતમાં જૂદા જૂદા મતો કહેછે—

बीजमेके प्रशंसन्ति क्षेत्रमन्ये मनीषिणः ॥
बीजक्षेत्रे तथैवान्ये तत्रेयं तु व्यवस्थितिः ॥७०॥

કેટલાએક બીજની પ્રશંસા કરેછે, કેટલાએક વિદ્વાનો ક્ષેત્રની પ્રશંસા કરેછે અને બીજા કેટલાએક બીજ તથા ક્ષેત્ર એ બન્નેને વખાણેછે એમા વ્યવસ્થા આ પ્રમાણેછે ૭૦

જો કે આ વિષય નવમા અધ્યાયમા આવ્યો છે તોપણ પ્રસંગને લીધે અહીં ફરીને ટૂંકામા લેવામા આવ્યો છે

બીજ અને ક્ષેત્રની શ્રેષ્ઠતામાં એક બીજાની અપેક્ષા જણાવેછે—

अक्षेत्रे बीजमुत्सृष्टमन्तरैव विनश्यति ॥

अबीजकमपि क्षेत्रं केवलं स्थण्डिलं भवेत् ॥७१॥

જે ક્ષેત્ર બીજ વાવવાને યોગ્ય ન હોય તેમા વાવેલું બીજ ફલ આપ્યાવગરજ નષ્ટ થાયછે અને ક્ષેત્ર પોતે શ્રેષ્ઠ હોય તો પણ બીજવગર કેવળ ભૂમીરૂપજ રહેછે ૭૧

'ખાંગી' જમીનમા વાવેલુ ઉત્તમ બીજ પણ ફળ આપ્યાવગરજ નાશ પામેછે અને સારી જમીન પણ તેમા બીજ વવાય નહિ તો તે પડતરજ રહી ફળ આપતી નથી માટે સારૂં બીજ અને સારૂં ક્ષેત્ર એ બન્નેની આવશ્યક્તા છે

સુક્ષેત્ર અને સુબીજ એ બન્ને આવશ્યક હોવા છતાં સારાં બીજની વિશેષ આવશ્યકતા છે એમ જણાવેછે—

यस्माद्बीजप्रभावेण तिर्यग्जा ऋषयोऽभवन् ॥

पूजिताश्च प्रशस्ताश्च तस्माद्बीजं प्रशस्यते ॥७२॥

બીજના પ્રભાવથી તિર્યગ્જાતિમા જન્મેલાઓ પણ ઋષિઓ ગણાયા છે, પૂજાયેલા છે અને પ્રશંસાનું પાત્ર થયેલા છે, માટે બીજ વખણાયછે ૭૨.

ક્ષેત્રની અપેક્ષાવગરજ ઋષ્યશૃંગવગેરે મુનિઓ કેવળ બીજના પ્રભાવથી પૂજિત અને પ્રશસ્ત ઋષિ થયેલા છે

શ્રેષ્ઠતાનો આધાર બીજ અને ક્ષેત્રઉપર હોવાની પેઠે સારાં આચરણઉપર પણ છે, એવિષે કહુછે—

अनार्यमार्यकर्माणमार्यं चानार्यकर्मिणम् ॥

संप्रधार्याब्रवीद्धाता न समौ नासमाविति ॥७३॥

શૂદ્ર હોય તે દ્વિજજાતિનું કર્મ કરતો હોય અને દ્વિજ હોય તે શૂદ્રનું કર્મ કરતો હોય તો તેઓ બન્ને સમાન નથી અને અસમાનપણ નથી એમ વિચાર કરીને બ્રહ્માએ કહેલુ છે. ૭૩

સમાન નથી એમ કહેવાનો હેતુ એ છે કે શુદ્ર દ્વિજજાતિનુ કર્મ કરતો હોય છતા તે દ્વિજ થઇ શકતો નથી કારણ કે स्वे स्वे कर्मण्यभिरत संसिद्धि लभते नर । એ ભગવદ્વાક્ય સૌને પોતપોતાના વર્ણને માટે વિહિત હોય તેવા કર્મ કરવાનીજ પ્રેરણા કરછે જે કર્મ કરવાનો પોતાને અધિકાર ન હોય તે કર્મ કરવામા સિદ્ધિ મળે નહિ એ દેખીતુજ છે વ્યવહારમા પણ પોતપોતાના અધિકારને અનુસરીનેજ કામ કરનારાઓ સુખી થાયછે. વળી શુદ્ર સામાન્ય આચાર ઉત્તમ રીતે પાળતો હોય તો તેથી તે શુદ્ર મટી જતો નથી પણ તેનુ ફળ તેને જન્માતર ઉચ્ચ અવતાર આવવારૂપે મળેછે એટલે જે જન્મમા તે કર્મ કરેછે તેજ જન્મમા તે દ્વિજની સમાનતાને પામી શકતો નથી અને દ્વિજ હીનકર્મ કરતો હોય તોપણ તે શુદ્ર કહેવાય નહિ કારણ કે તેનામા ઉચ્ચસસ્કારોના બીજ હોવાથી તે તુરત સુધરી શકેછે અને પોતાના દ્વિજપણાને પ્રકાશિત કરી શકેછે હીનકર્મોથી તેનુ દ્વિજત્વ ઝાખુ પડી જાયછે અથવા જન્માતરે તે હીનજાતિમા અવતરેછે પણ તેજ જન્મમા તે શુદ્ર બની જતો નથી તેથી તે શુદ્રની સમાનતાને પામતો નથી અસમાન નથી એમ કહેવાનો હેતુ એ છે કે ઉત્તમ કર્મ કરનારો શુદ્ર દ્વિજ બની શકતો નથી પણ દ્વિજની પેઠે પ્રશસાનુ પાત્ર થાયછે અને હીન કર્મ કરનારો દ્વિજ ભલે શુદ્ર થઇ જતો નથી પણ શુદ્રની પેઠે ઉતરતો ગણાયછે અને નિંદાનુ પાત્ર થાયછે. અથવા સમાન નથી એમ કહી ઉત્તમ આચારવાળા શુદ્ર ફુલાઇ જઇ દ્વિજોનુ અપમાન કરવુ નહિ એમ જણાવ્યુ છે, અને અસમાન નથી એમ કહી હીનકર્મ કરનાર દ્વિજની નિંદા કરી છે તાત્પર્ય એ છે કે સવ મનુષ્યોએ વિહિતકર્મો કરવામા પોતાનુ શ્રેય સમજી પ્રવૃત્ત રહેવુ જોઇએ. વળી આમ પણ સમજાયછે કે કેવળ જાતિબળનો આશ્રય કરી મનુષ્યથી માનપાત્ર થવાતુ નથી ગુણોથી માનપાત્ર થવાયછે, ગુણહીનનો માત્ર જાતિથીજ બચાવ થઇ શકતો નથી. મરણ કે માન જાતિજ ગુણહીનની પણ રક્ષા કરી શકતી હોત તો પ્રાયશ્ચિત્તપ્રકરણ નકામુ થઇ પડેછે.

મ કીર્ણવર્ણને લગતો વિષય કહીને હવે આપદ્ધર્મ કહવામાટે પ્રથમ સ્વધર્મનુ સ્મરણ આપેછે—

**ब्राह्मणा ब्रह्मयोनिस्था ये स्वकर्मण्यवस्थिताः ॥**
**ते सम्यगुपजीवेयुः षट् कर्माणि यथाक्रमम् ॥७४॥**

જે બ્રાહ્મણો બ્રહ્મપ્રાપ્તિના કારણરૂપ, બ્રહ્મના ધ્યાનમા તત્પર હોય અને પોતાના કર્મોના આચરણમા પ્રીતિવાળા હોય તેઓએ ક્રમપ્રમાણે તેઓપ્રકારથી ૭ કર્મોનુ આચરણ કરવુ ૭૪

ब्रह्मयोनिस्थाः એ પદનો અર્થ બ્રાહ્મણ માતાપિતાથી ઉત્પન્ન થયેલા એવો પણ થાયછે. તેઓ પણ વ્રાત્ય હોય તો તેમને છએ કર્મનો અધિકાર નથી.

બ્રાહ્મણોનાં છ કર્મો દેખાડેછે—

**अध्यापनमध्ययनं यजनं याजनं तथा ॥**
**दानं प्रतिग्रहश्चैव षट् कर्माण्यग्रजन्मनः ॥७५॥**

અધ્યાપન, અધ્યયન, યજન, યાજન, દાન અને પ્રતિગ્રહ એ. છ કર્મો બ્રાહ્મણના છે ૭૫

પહેલા અધ્યાયના ૮૮ મા શ્લોકમાં આ વિષય આપેલો છે તેનું અહીં પ્રસંગને લીધે સ્મરણ આપ્યું છે.

એ છ કર્મોમાંથી બ્રાહ્મણની આજીવિકાના હેતુરૂપ ત્રણ કર્મોને છૂટાં પાડેછે—

**षण्णां तु कर्मणामस्य त्रीणि कर्माणि जीविका ॥**
**याजनाध्यापने चैव विशुद्धाच्च प्रतिग्रहः ॥७६॥**

આ છ કર્મોમા યાજન, અધ્યાપન અને વિશુદ્ધની પાસેથી પ્રતિગ્રહ એ ત્રણ કર્મો તેની આજીવિકારૂપ છે. ૭૬.

પ્રતિગ્રહ પણ વિશુદ્ધ અર્થાત્ દ્વિજ હોય તેની પાસેથી કરવો જોઇએ. द्विजातिभ्यो धन लिप्सेत्प्रशस्तेभ्यो द्विजः । એ વાક્યથી પણ એમ જણાવ્યું છે.

આ છ કર્મોમાંથી ઉપરના શ્લોકમાં જણાવેલાં ત્રણ કર્મો બ્રાહ્મણની આજીવિકાનાં સાધનરૂપ હોવાથી તેનો સમન્વય ક્ષત્રિયમાં થતો નથી એમ કહી બાકીનાં ત્રણ કર્મો ક્ષત્રિયથી કરી શકાયછે એમ જણાવેછે—

**त्रयो धर्मा निवर्त्तन्ते ब्राह्मणात्क्षत्रियं प्रति ॥**
**अध्यापनं याजनं च तृतीयश्च प्रतिग्रहः ॥७७॥**

અધ્યાપન, યાજન અને ત્રીજો પ્રતિગ્રહ એ ત્રણ ધર્મો બ્રાહ્મણથી ક્ષત્રિયતરફ નિવૃત્તિ પામેછે. ૭૭.

બ્રાહ્મણોને માટે કહેલાં છ કર્મોમાંથી અધ્યયન, યજન અને દાન એ ત્રણ કર્મો ક્ષત્રિયના પણ આશ્રિત છે. પરંતુ અધ્યાપન વગેરે ત્રણ કર્મો બ્રાહ્મણમાંજ રહેછે, ને ક્ષત્રિયમાં જતાં રહેતાં નથી અર્થાત્ ક્ષત્રિયને માટે વિહિત નથી પ્રકારે વેદનું અધ્યાપન ક્ષત્રિયને માટે નિષિદ્ધ છે પણ શિલ્પકળા આયુધ; શાસ્ત્ર વગેરેનું અધ્યાપન તેને માટે નિષિદ્ધ નથી.

ઉપરપ્રમાણે ક્ષત્રિયની પેઠે વૈશ્યનેમાટે પણ અધ્યાપન વગેરેનો નિષેધ કહેછે—

**वैश्यं प्रति तथैवैते निवर्तेरन्निति स्थितिः ॥**
**न तौ प्रति हि तान्धर्मान्मनुराह प्रजापतिः ॥७८॥**

તેજ પ્રમાણે વૈશ્યે પણ અધ્યાપન, યાજન અને પ્રતિગ્રહ કરવા નહિ એવી શાસ્ત્રની મર્યાદા છે કારણ કે પ્રજાપતિ મનુએ તેઓને એ ધર્મ કરવા કહ્યા નથી ૭૮.

અધ્યયન, યજન અને દાન એ ત્રણ ધર્મ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણેને માટે સમાન છે અને અધ્યાપન યાજન તથા પ્રતિગ્રહ એ ત્રણ ધર્મો કેવળ બ્રાહ્મણને માટેજ છે

ક્ષત્રિય તથા વૈશ્યને માટે આજીવિકાનાં સાધનરૂપ કર્મ કહેછે—

**शस्त्रास्त्रभृत्त्वं क्षत्रस्य वणिक्पशुकृषिर्विशः ॥**
**आजीवनार्थं धर्मस्तु दानमध्ययनं यजिः ॥ ७९ ॥**

ક્ષત્રિયે શસ્ત્રો તથા અસ્ત્રો ધારણ કરવા તથા વૈશ્યે વ્યાપાર, પશુપાલન તથા ખેતી કરવી એ તેઓની આજીવિકાને માટે છે અને દાન, અધ્યયન તથા યજ્ઞ એ ત્રણ કર્મો તેઓને ધર્મમાટે છે. ૭૯

ખડ્ગવગેરે શસ્ત્ર કહેવાયછે અને ધનુષ્યમાં ક્ષેપવા માટે જેથી યોજાય તે અસ્ત્ર કહેવાયછે અથવા હાથમાંજ પકડી રાખીને મારવાનું સાધન ખડ્ગવગેરે શસ્ત્ર તથા ફેંકીને મારવાનું સાધન બાણવગેરે અસ્ત્ર કહેવાયછે

ત્રણે વર્ણમાટે તેઓનાં પોતપોતાનાં કર્મોમાં પણ વધારે ધ્યાન દેવાયોગ્ય મુખ્ય કર્મ કહેછે—

वेदाभ्यासो ब्राह्मणस्य क्षत्रियस्य च रक्षणम् ॥
वार्त्ताकर्मैव वैश्यस्य विशिष्टानि स्वकर्मसु ॥ ८० ॥

પોતપોતાનાં સર્વકર્મોમાં બ્રાહ્મણને માટે વેદનો અભ્યાસ, ક્ષત્રિયને માટે પ્રજાનું સંરક્ષણ અને વૈશ્યને માટે વ્યાપાર તથા પશુરક્ષણ એ કર્મો મુખ્ય છે. ૮૦.

આજીવિકામાટે જે કર્મો કહેલાં છે તેમાં પણ એક એક કર્મ તે તે વર્ણમાટે વધારે શ્રેષ્ઠ છે. આથી વેદાભ્યાસ પદનો અર્થ વેદ ભણાવવો એમ કરવો જોઈએ. વેદાભ્યાસ કરાવીને આજીવિકા ચલાવનારો બ્રાહ્મણ, પ્રજાનું સંરક્ષણ કરીને આજીવિકા ચલાવનારો ક્ષત્રિય તથા વ્યાપાર અથવા પશુપાલન કરીને વ્યવહાર ચલાવનારો વૈશ્ય શ્રેષ્ઠ ગણાયછે.

પોતપોતાને માટે કહેલા આજીવિકાના ઉપાયોથી આજીવિકા ન ચાલવારૂપ આપત્તિના સમયમાં અન્ય ઉપાયોના અવલંબનની છૂટ દેછે—

अजीवंस्तु यथोक्तेन ब्राह्मणः स्वेन कर्मणा ॥
जीवेत्क्षत्रियधर्मेण स ह्यस्य प्रत्यनन्तरः ॥ ८१ ॥

ઉપર કહેલા પોતાના કર્મથી આજીવિકા ચાલે નહિ તો બ્રાહ્મણે ક્ષત્રિયના ધર્મથી આજીવિકા ચલાવવી. કારણ કે ક્ષત્રિયનો ધર્મ બ્રાહ્મણને વર્ણક્રમમાં નજીકનો છે. ૮૧.

આજીવિકા ચાલે નહિ એટલે પોતાનું તથા કુટુંબનું પોષણ ન થઇ શકે તો પછી બ્રાહ્મણે ક્ષત્રિયના ધર્મથી એટલે પ્રજાસંરક્ષણના કામમાં જોડાઇને પણ પોતાની વૃત્તિ ચલાવવી.

ક્ષત્રિયધર્મથી પણ આજીવિકા ન ચાલવારૂપ આપત્તિમાં બ્રાહ્મણે શું કરવું તે કહેછે—

उभाभ्यामप्यजीवंस्तु कथं स्यादिति चेद्भवेत् ॥
कृषिगोरक्षमास्थाय जीवेद्वैश्यस्य जीविकाम् ॥८२॥

પોતાના કર્મથી તથા ક્ષત્રિયના કર્મથી પણ આજીવિકા ન ચાલે તો બ્રાહ્મણે શું કરવું? એમ થાય તોપછી તેણે વૈશ્યની વૃત્તિરૂપ કૃષિ તથા પશુપાલનનો આશ્રય કરીને વૃત્તિ ચલાવવી. ૮૨.

બ્રાહ્મણે આપત્તિના સમયમાં પ્રથમ તો ક્ષત્રિયના કર્મનુંજ ગ્રહણ કરવું. અને તેમાં પણ આજીવિકા ન ચાલે તોજ પછી વૈશ્યકર્મ કરવું.

વૈશ્યકર્મમાં પણ બ્રાહ્મણ અને ક્ષત્રિયને માટે પશુપાલનની શ્રેષ્ઠતા જણાવવાને કૃષિ કરવાથી હેતુપુરઃસર, દૂર રહેવું એમ કહેછે—

**वैश्यवृत्त्यापि जीवंस्तु ब्राह्मणः क्षत्रियोपि वा ॥**
**हिंसाप्रायां पराधीनां कृषिं यत्नेन वर्जयेत् ॥ ८३ ॥**

બ્રાહ્મણે અથવા ક્ષત્રિયે વૈશ્યની વૃત્તિથી આજીવિકા ચલાવવામાં કૃષિ કે જે ઘણેભાગે હિંસાવાળી તથા બીજાઉપર આધાર રાખવો પડે તેવી છે તેનો તો પ્રયત્નપૂર્વક ત્યાગ કરવો ૮૩

કૃષિમાં પૃથ્વીમાંના ઘણા જંતુઓનો નાશ થાયછે તથા વરસાદઉપર તેનો મુખ્ય આધાર હોવાથી તે પરાધીન ગણાયછે

કેટલાએક કૃષિને ઠીક માનેછે પણ બ્રાહ્મણ તથા ક્ષત્રિયને માટે આપત્તિના વખતમાં પણ તે જોઈએ તેવી ઠીક નથી એમ જણાવવાને તે નિંદિત હોવાનું કારણ કહેછે—

**कृषिं साध्विति मन्यन्ते सा वृत्तिः सद्विगर्हिता ॥**
**भूमिं भूमिशयांश्चैव हन्ति काष्ठमयोमुखम् ॥८४॥**

કેટલાએક કૃષિને શ્રેષ્ઠ માનેછે પણ તે આજીવિકાને સત્પુરુષોએ નિંદાપાત્ર ગણેલી છે, કારણ કે લોહમુખ કાષ્ઠ એટલે હળવગેરે સાધનો પૃથ્વી તથા તેમાં રહેલા પ્રાણીઓનો વિનાશ કરેછે ૮૪

કૃષિ કરનારને ઘણા ધાન્યનો લાભ થાયછે તેને લીધે તે અતિથિસત્કાર વગેરે ધર્મકૃત્ય સહેલાઇથી કરી શકેછે તેથી કૃષિને કેટલાએક શ્રેષ્ઠ ગણેછે પણ તે વૃત્તિ બ્રાહ્મણો તથા ક્ષત્રિયોમાટે નિંદિત ગણાયછે કારણ કે તેના હળવગેરે સાધનોથી પૃથ્વીમાંના જંતુઓવગેરેની તેમાં ઘણી હિંસા થાયછે

બ્રાહ્મણ તથા ક્ષત્રિયે આપત્તિના વખતમાં વેપાર કરવો પડે તો કેવી રીતે કરવો તે કહેછે—

इदं तु वृत्तिवैकल्पात्त्यजतो धर्मनैपुणम् ॥
विट्पण्यमुद्धृतोद्धारं विक्रेयं वित्तवर्द्धनम् ॥ ८५ ॥

આજીવિકા નહિ ચાલવાને લીધે સ્વધર્મપરાયણતાને નહિ જાળવી શકનારા બ્રાહ્મણે તથા ક્ષત્રિયે દ્રવ્યની વૃદ્ધિમાટે નિષિદ્ધ વસ્તુનો ત્યાગ કરી વૈશ્યે વિક્રય કરવાના પદાર્થનો વિક્રય કરવો ૮૫

આજીવિકા ન ચાલતી હોય તો સ્વધર્મપરાયણતા પૂરીરીતે જાળવી શકાતી નથી માટે આજીવિકા ચાલે તેવો ઉપાય કરવો જોઇએ.

વિક્રયમાં નિષિદ્ધ ગણાતા પદાર્થો જણાવેછે—

सर्वान् रसानपोहेत कृतान्नं च तिलैः सह ॥
अश्मनो लवणं चैव पशवो ये च मानुषाः ॥८६॥
सर्वं च तान्तवं रक्तं शाणक्षौमाविकानि च ॥
अपि चेत्स्युररक्तानि फलमूले तथौषधीः ॥ ८७ ॥
अपः शस्त्रं विषं मांसं सोमं गन्धांश्च सर्वशः ॥
क्षीरं क्षौद्रं दधि घृतं तैलं मधु गुडं कुशान् ॥८८॥
आरण्यांश्च पशून् सर्वान् दंष्ट्रिणश्च वयांसि च ॥
मद्यं नीलिं च लाक्षां च सर्वांश्चैकशफांस्तथा ॥८९॥

સઘળા રસો, રાંધેલું અન્ન, તલ, પાષાણ, લવણ, પશુ, મનુષ્ય, સઘળાં તંતુઓથી બનેલાં વસ્ત્રો કે જે રંગેલા હોય, શણનું વસ્ત્ર, ક્ષૌમ (અળસીના છોડના રેસામાંથી બનાવેલું) વસ્ત્ર અને ઉનનું વસ્ત્ર એઓ રંગેલાં ન હોય તો પણ ફળ મૂળ, ઔષધી, જળ, શસ્ત્ર, વિષ, માંસ, સોમ, સઘળાજાતના સુગંધી પદાર્થો દૂધ, મધ, દહીં, ઘી, તેલ, મીણ, ગોળ દર્ભ, અરણ્યમાં રહેનારા સઘળા પશુઓ દાઢવાળા પ્રાણીઓ, પક્ષીઓ, મદ્ય, ગળી, લાખ અને એક ખરીવાળા સઘળી જાતના પશુઓ એઓનો વિક્રય કરવો નહિ ૮૬, ૮૭, ૮૮, ૮૯

"સપળા રંગે" એમ લખ્યું છે તેમાં લવણવગેરે આવી જાયછે તોપણ તેને જૂદા પાડવાનો હેતુ એ છે કે તેઓના વિક્રયમાં વધારે દોષ છે અને વધારે પ્રાયશ્ચિત કરવું પડેછે

તલના વિક્રયસંબંધે થોડો અપવાદ દેખાડેછે—

कामभुत्पाद्य कृष्यां तु स्वयमेव कृषीवलः ॥
विक्रीणीत तिलाञ्शुद्धान्धर्मार्थमचिरास्थितान् ।९०।

ખેડૂતે પોતેજ ખેતીમાં ઉત્પન્ન કરીને નવા ચોખા તલ ઇચ્છા હોય તો ધર્મને માટે વહેંચી શકાયછે. ૯૦

આથી લાંબાની આશાથી લાંબી મુદત પડતર રાખીને વહેંચવાનો તથા કાળા તલ વહેંચવાનો નિષેધ કર્યો છે તેમજ પોતે બીજે ઠ્યાંથી ખરીદીને વહેંચવાની પણ આ ઉપરથી મના કરી છે વળી જેને યજ્ઞવગેરે ધર્મકાર્યને માટે જરૂર હોય તેઓનેજ તે વહેંચી શકાયછે પણ જેઓ વેપારમાટે ખરીદતા હોય તેઓને આપી શકાતા નથી

તલનાં ઉપયોગની મર્યાદા દેખાડેછે—

भोजनाभ्यञ्जनाद्दानाद्यदन्यत्कुरुते तिलैः ॥
कृमिभूतः श्वविष्ठायां पितृभिः सह मज्जति ॥९१॥

જે મનુષ્ય ભોજન, અભ્યંગ અને દાન એ ત્રણ જાતના ઉપયોગ-સિવાય તલનો બીજો કાંઇ ઉપયોગ કરેછે તે કૃમિરૂપ બનીને પોતાના પિતૃઓસહિત શ્વાનની વિષ્ટામાં ડૂબેછે ૯૧

તિલના વિક્રયનું પ્રાયશ્ચિત્તગૌરવ જણાવવામાટેનો આ અર્થવાદ છે.

નિષિદ્ધ દ્રવ્યોનો વિક્રય કરવાનું અનિષ્ટ પરિણામ કહેછે—

सद्यः पतति मांसेन लाक्षया लवणेन च ॥
त्र्यहेण शूद्रो भवति ब्राह्मणः क्षीरविक्रयात् ॥९२॥

માંસ, લાખ અને લવણનો વિક્રય કરવાથી બ્રાહ્મણ તરતજ પતિત થાયછે અને દૂધનો વિક્રય કરવાથી ત્રણ દિવસે શૂદ્રજેવો થાયછે. ૯૨.

પતિત થાયછે એટલે બ્રાહ્મણોને માટે કરવાનાં શાસ્ત્રમાં કહેલાં કર્મો કરવાનો અધિકારી નથી રહેતો ત્રણ દિવસે એમ કહેલ છે તેની મતલબ એ છે કે ત્રણ વખત વિક્રય કરે એટલે તે શૂદ્રજેવો થાયછે

બીજા નિષિદ્ધ પદાર્થોના વિક્રયમાં થતું અનિષ્ટ ફળ કહેછે—

इतरेषां तु पण्यानां विक्रयादिह कामतः ॥
ब्राह्मणः सप्तरात्रेण वैश्यभावं नियच्छति ॥ ९३ ॥

બીજા નિષિદ્ધ પદાર્થોનો ઇચ્છાપૂર્વક વિક્રય કરવાથી બ્રાહ્મણ સાત દિવસે વૈશ્યપણાને પામેછે. ૯૩

ઇચ્છાપૂર્વક એમ કહેલ છે તેથી જો પ્રમાદવડે વિક્રય થયો હોય તો તેમાં પાપમાત્ર થાયછે પણ વૈશ્યપણાસુધી હલકી પડાતું નથી

રસ વગેરેનો વિક્રય કરવામાં દોષ છે અને આપત્તિને લઇને આજીવિકા ચલાવવામાટે તેવો વિક્રય કરવાની આવશ્યકતા ઉભી થાય તો પછી બ્રાહ્મણ અને ક્ષત્રિયે કેમ કરવું? તે વિષે ખુલાસો કરેછે—

रसा रसैर्निमातव्या न त्वेव लवणं रसैः ॥
कृतान्नं चाकृतान्नेन तिला धान्येन तत्समाः ॥९४॥

રસોને બદલે બીજા રસો આપીને તે રસો લેવા પણ લવણ આપીને બીજા રસો લેવા નહિ તેમજ બદલે કાચું અન્ન આપીને પકવાન્ન લેવું તથા ધાન્ય આપીને તેના બરોબર તલ પણ લેવા. ૯૪.

મધુરરસવાળા ગોળવગેરે પદાર્થો દઇને તેના બદલામાં અમ્લરસવાળા આમલકીવગેરે પદાર્થો ગ્રહણ કરવા અને આવીજ રીતે આપેલી ચીજપ્રમાણે યોગ્ય ચીજનો અદલોબદલો કરીને પોતાની અગવડ ટાળવી તેમાં દોષ નથી. માત્ર દીધેલી વસ્તુના મૂલ્યતરીકે પૈસા લેવા તે વિક્રય કહેવાયછે અને તેમાં ઉપર જણાવ્યાપ્રમાણે બ્રાહ્મણ તથા ક્ષત્રિયને દોષ લાગેછે.

આપત્તિના સમયમાં પોતાનાથી ઉતરતા વર્ણનું કર્મ કરી આપત્તિ તરવી પણ પોતાનાથી ઉંચ વર્ણનું કર્મ જે કરવાનો પોતે અધિકારી નથી તેનું કર્મ નહિ કરવાની ભલામણ દેછે—

जीवेदेतेन राजन्यः सर्वेणाप्यनयं गतः ॥
न त्वेव ज्यायसीं वृत्तिमभिमन्येत कर्हिचित् ॥९५॥

આપત્તિમાં આવેલા ક્ષત્રિયે ઉપર કહેલા સર્વ ઉપાયોથી આજીવિકા ચલાવવી, પરંતુ કદીપણ બ્રાહ્મણની આજીવિકાપ્રમાણે પોતાની આજીવિકા ચલાવવાનો વિચાર કરવો નહિ. ૯૫.

અતિ આપત્તિના વખતમાં જરૂર પડે તો ક્ષત્રિયે નિષિદ્ધ પદાર્થોનો વિક્રય પણ કરવો પરંતુ જે કર્મ માત્ર બ્રાહ્મણને વિહિત હોય તેવું પ્રતિગ્રહવગેરે કર્મ કરી આજીવિકા ચલાવવા તૈયાર થવું નહિ. જ્યારે ક્ષત્રિયને આવી મનાઈ આપવામાં આવી ત્યારે તેપછીના વર્ણોને માટે તો એ મનાઈ વધારે દૃઢપણે સમજવાની છે. આથી પ્રતિલોમવિવાહની પેઠે પ્રતિલોમવૃત્તિનો પણ નિષેધ કર્યો છે એમ જાણવું.

ઉત્તમવર્ણનું કર્મ કરી આજીવિકા ચલાવનારા હીનવર્ણ મનુષ્યને રાજાએ શિક્ષા કરીને અટકાવવો એમ જણાવે છે—

यो लोभादधमो जात्या जीवेदुत्कृष्टकर्मभिः ॥
तं राजा निर्धनं कृत्वा क्षिप्रमेव प्रवासयेत् ॥९६॥

અધમ જાતિનો જે માણસ લોભથી ઉત્તમજાતિવાળાનાં કર્મોવડે આજીવિકા ચલાવે તેને નિર્ધન કરી રાજાએ તરતજ દેશનિકાલ કરવો. ૯૬.

કોઈપણ વર્ણવાળાએ આપત્તિના વખતમાં પણ બ્રાહ્મણની વૃત્તિથી આજીવિકા ચલાવવા પ્રયત્ન ન થવુ એવો આ શ્લોકનો મુખ્ય આશય છે

પોતાનો વર્ણધર્મ કાંઇ અપૂર્ણ જણાતો હોય તોપણ અન્ય વર્ણના ધર્મકરતાં તે શ્રેષ્ઠ છે એમ કહી આપત્તિમાં પણ બને ત્યાંસુધી તેને નહિ છોડવાની હેતુપુરઃસર સૂચના દેછે—

वरं स्वधर्मो विगुणो न पारक्यः स्वनुष्ठितः ॥
परधर्मेण जीवन् हि सद्यः पतति जातितः ॥९७॥

સંપૂર્ણ અંગવગરનો હોય તોપણ પોતાને માટે જે શાસ્ત્રવિહિત ધર્મ હોય તેનું સારી રીતે આચરણ કરવું તે શ્રેષ્ઠ છે અને અન્યવર્ણમાટે વિહિત ધર્મ ભલે સંપૂર્ણ અંગવાળો હોય તોપણ તેનું આચરણ કરવું એ શ્રેષ્ઠ નથી કારણકે પરધર્મવડે આજીવિકા ચલાવનાર પુરૂષ તરતજ પોતાની જાતિથી પતિત થાયછે. ૯૭.

આપત્તિના સમયમાં પણ બ્રાહ્મણ આજીવિકાની સગવડખાતર ક્ષત્રિય કે વૈશ્યના કર્મમાં જોડાય તો તેથી તેની આજીવિકા કદાચ સુખે ચાલે પરંતુ તેથી તેનાં બ્રાહ્મણપણાને જાળવી રાખનારાં કર્મોનું અનુષ્ઠાન શિથિલ થવાને લીધે બ્રાહ્મણજાતિથી અમુક અંશે તે પતિત થાયછે માટે બને ત્યાંસુધી ભલે થોડી ઘણી અગવડ વેઠવી પડે તોપણ પોતાના બ્રાહ્મણકર્મથીજ આજીવિકા ચાલે ત્યાંસુધી તેને તેણે વળગી રહેવું જોઈએ અને અતિ મુશ્કેલીને લીધે કદાચ બીજી જાતિના કર્મને ગ્રહણ કર્યું હોય તોપણ પોતાના વિહિતકર્મનું અનુષ્ઠાન તેણે વિસારી મૂકવું નહિ જોઇએ. કૃષ્ણ પરમાત્મા પણ શ્રીમદ્ભગવદ્ગીતામાં—

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥

આમ કહી ઉપર પ્રમાણેજ સૂચવેછે.

વૈશ્યમાટેનો આપદ્ધર્મ કહેછે—

**वैश्योऽजीवन्स्वधर्मेण शूद्रवृत्त्यापि वर्त्तयेत् ॥**
**अनाचरन्नकार्याणि निवर्त्तेत च शक्तिमान् ॥९८॥**

પોતાનાં કર્મથી આજીવિકા ન ચાલે તો વૈશ્યે શૂદ્રની વૃત્તિથી પણ આજીવિકા ચલાવવી તેમાં અકાર્યોને છોડી દેવાં અને જ્યારે શક્તિ પ્રાપ્ત થાય ત્યારે તેનાથી અટકી જવું ૯૮.

શૂદ્રની વૃત્તિથી એટલે દ્વિજની શુશ્રૂષા કરીને આજીવિકા ચલાવવી અને અકાર્યો છોડી દેવાં એટલે ઉચ્છિષ્ટભોજનવગેરે ન કરવું કોઈપણ બીજી રીતે આજીવિકા ચલાવવાની શક્તિ હોય તો શૂદ્રવૃત્તિથી આજીવિકા ચલાવવીજ નહિ એમ જણાવવાને કહ્યું છે કે જ્યારે શક્તિ પ્રાપ્ત થાય ત્યારે તેનાથી અટકી જવું. આ ઉપરથી બ્રાહ્મણ અને ક્ષત્રિયને માટે પણ સમજવાનું છે કે જ્યારે તેઓને પણ આપત્તિ મટી જાય ત્યારે તેઓએ તુરતજ અન્યવર્ણની વૃત્તિથી આજીવિકા ચલાવવાનું છોડી દેવું. અને તે વખતે આપત્તિમુક્ત થયેલા દરેક પુરૂષે અન્યવર્ણની વૃત્તિ ધારણ કરી હોય તેને માટે પ્રાયશ્ચિત્ત પણ કરવું.

શૂદ્રમાટે આપદ્ધર્મ કહેછે—

अशक्नुवंस्तु शुश्रूषां शूद्रः कर्तुं द्विजन्मनाम् ॥
पुत्रदारात्ययं प्राप्तो जीवेत्कारुककर्मभिः ॥ ९९ ॥

જે શૂદ્ર દ્વિજોની સેવા કરવા અસમર્થ ન હોય અને પુત્ર તથા સ્ત્રીવગેરે કુટુંબ દુખી થતું હોય તો તેવે સમયે તેણે કારકના કર્મો કરીને પણ આજીવિકા ચલાવવી ૯૯

વણકરવગેરે કારીગરોને કારક કહેવાયછે

આપત્તિના સમયમાં શૂદ્રે કારકનાં કર્મો કરવાં એવી છૂટ દીધી પરંતુ તે કર્મોનો સંબંધ તેણે પોતાનાં કર્તવ્યસાથે કેવી કેવી રીતે જોડેલો રાખવો તે જણાવેછે—

यैः कर्मभिः प्रचरितैः शुश्रूष्यन्ते द्विजातयः ॥
तानि कारुककर्माणि शिल्पानि विविधानि च ।१००।

જે કર્મો કરવાથી દ્વિજોની સેવા થતી હોય તેવા જૂદીજૂદી જાતની કારીગિરીરૂપ કારકકર્મો શૂદ્ર કરવા ૧૦૦

આપત્તિનો સમયમા આજીવિકાને માટે શૂદ્રથી દ્વિજશુશ્રૂષા મુખ્ય પ્રકારથી થઇ શકે નહિ તોપણ તેને બીજો જે ધંધો કરવો પડે તે ધંધાથી પણ દ્વિજોને ઉપયોગી થઇ શકાય એમ કરવાને તત્પર રહેવું.

ઉપર પ્રમાણે શૂદ્રપર્યંતનો આપદ્ધર્મ કહીને હવે બ્રાહ્મણોના સંબંધમાં કાંઇ વિશેષ કહેછે—

वैश्यवृत्तिमनातिष्ठन्ब्राह्मणः स्वे पथि स्थितः ॥
अवृत्तिकर्षितः सीदन्निमं धर्मं समाचरेत् ॥ १०१ ॥

વૃત્તિના અભાવથી દરિદ્ર બનેલો અને દુખી થતો બ્રાહ્મણ પોતાનાજ ધર્મમા રહેવા ઇચ્છતો હોય અને તેથી વૈશ્યવૃત્તિ ગ્રહણ કરવા ન માગતો હોય તો તેણે આવા ધર્મનું આચરણ કરવું ૧૦૧

આવા ધર્મનું એટલે હવેપછીના શ્લોકના કહેલે તેવા પ્રકારનું કર્મ કરવું.

અન્યવર્ણની વૃત્તિસિવાયનો બ્રાહ્મણનો આપદ્ધર્મ કહેછે—

**सर्वतः प्रतिगृह्णीयाद्ब्राह्मणस्त्वनयं गतः ॥**
**पवित्रं दुष्यतीत्येतद्धर्मतो नोपपद्यते ॥ १०२ ॥**

આપત્તિમાં પડેલા બ્રાહ્મણે સર્વેની પાસેથી દાન લેવું. કારણ કે પવિત્ર હોય તે દૂષિત થાય એ વાત શાસ્ત્રપ્રમાણે ઘટતી નથી. ૧૦૨.

સર્વપાસેથી એટલે નિંદિતમનુષ્યની પાસેથી પણ આપત્તિસમયે દાન લઈને પોતાની આજીવિકા ચલાવવામાં અડચણ નહિ. બ્રાહ્મણની સ્વાભાવિક પવિત્રતા આમ આપત્તિના સમયમાં અસત્પ્રતિગ્રહ કરવાથી નાશ પામતી નથી. ગંગાનો પવિત્ર પ્રવાહ કોઇ ખરાબ પ્રદેશમાં અપવિત્ર વસ્તુઓના સંબંધમાં આવી જાય.તોપણ જ્યારે તે એ પ્રદેશ છોડીને આગળ વધેછે ત્યારે પછી તેની અપવિત્રતા ગણાતી નથી તેમ આપત્તિમાં કરેલા અસત્પ્રતિગ્રહવડે બ્રાહ્મણની અપવિત્રતા થઇ જાયછે એમ સમજવું નહિ

એજ વિષયને જરા આગળ વધારેછે—

**नाध्यापनाद्याजनाद्वा गर्हितांद्वा प्रतिग्रहात् ॥**
**दोषो भवति विप्राणां ज्वलनांबुसमा हि ते ॥१०३॥**

નિંદિત અધ્યાપનથી, યાજનથી અને દાનથી બ્રાહ્મણોને દોષ લાગતો નથી. કારણ કે તેઓ અગ્નિ તથા જળના જેવા છે. ૧૦૩.

અગ્નિ તથા જળ જેમ સ્વભાવથીજ પવિત્ર છે એટલે કે અગ્નિ કંઈ અપવિત્ર પદાર્થને બાળવાથી અભડાતો નથી તેમજ જળનો પ્રવાહ પણ અપવિત્ર પદાર્થોનું ક્ષાલન કરતો જતો હોવા છતાં અપવિત્ર ગણાતો નથી તેમ આપત્તિના સમયમાં નિંદિત અધ્યાપનવગેરેથી બ્રાહ્મણને દોષ લાગતો નથી. આ ઉપરથી આપત્તિવગરના સમયમાં પણ આવા પ્રકારની છૂટ મળેછે એમ સમજવું નહિ.

પ્રાણરક્ષણમાટે વિશેષ છૂટ આપેછે—

**जीवितात्ययमापन्नो योऽन्नमत्ति यतस्ततः ॥**
**आकाशमिव पङ्केन न स पापेन लिप्यते ॥ १०४ ॥**

અન્નવગર જીવિતનો નાશ થવાની તૈયારી હોય તો તે વખતે જે પુરુષ જ્યાંથી મળે ત્યાંથી લઇ અન્નનું ભક્ષણ કરે તે કાદવથી નહિ લેપાતા આકાશની પેઠે પાપથી લેપાતો નથી. ૧૦૪.

ચમાં હોવાથી તેમને પાપ લાગેલું નથી વામદેવ અને વિશ્વામિત્રે પણ અનુચિતભક્ષણની તૈયારી કરી હતી તેપણ ભૂખથી પ્રાણ જવાજેવા સમયમાં હોવાથી તેઓ પાપલિપ્ત થયા નથી અને મહાતપસ્વી ભરદ્વાજ જેવા ઋષિએ પણ આપત્તિના સમયમાં અસત્પ્રતિગ્રહ કર્યો હતો છતાં તેઓને દોષ લાગેલો મનાવામાં આવ્યો નથી આ સઘળું કહી એમ જણાવ્યું છે કે આપત્તિના સમયમાં અસત્પ્રતિગ્રહવગેરે કરીને પણ પ્રાણ બચાવવામાં દોષ નથી

યોગ્ય પ્રતિગ્રહવગેરેથી આજીવિકા ચાલે ત્યાં સુધી આપત્તિમાં પણ અસત્પ્રતિગ્રહ કરવો નહિ એમ સૂચવેછે—

**प्रतिग्रहाद्याजनाद्वा तथैवाध्यापनादपि ॥**

**प्रतिग्रहः प्रत्यवरः प्रेत्य विप्रस्य गर्हितः ॥ १०९ ॥**

પ્રતિગ્રહથી, યજ્ઞ કરાવવાથી અને અધ્યયન કરાવવાથી પણબ્રાહ્મણને માટે અસત્પ્રતિગ્રહ બહુ ખરાબ એટલે પરલોકમાં નરક દુઃખના હેતુરૂપ છે. ૧૦૯.

આ ઉપરથી એમ સૂચવ્યું કે આજીવિકાને માટે કોઇપણ માર્ગ ન રહે ત્યારેજ અસત્પ્રતિગ્રહ કરીને આપત્તિ તરવી પરંતુ બીજી કોઈ રીતે આજીવિકા ચલાવી શકાય તેવું હોય તો અસત્પ્રતિગ્રહ કરવો નહિ

અધમજાતિપાસેથી પ્રતિગ્રહ કરવાની બાબતમાં જેમ ઉપરના શ્લોકમાં અને ત્યાંસુધી તે નહિ કરવાની ભલામણ આપી તેમ અધમને યજન એટલે યજ્ઞ કરાવવાની બાબતમાં તથા અધ્યાપન એટલે વેદ ભણાવવાની બાબતમાં ભલામણ નહિ આપવાનું કારણ કહેછે—

**याजनाध्यापने नित्यं क्रियेते संस्कृतात्मनाम् ॥**

**प्रतिग्रहस्तु क्रियते शूद्रादप्यन्त्यजन्मनः ॥ ११० ॥**

યજન અને અધ્યાપન તે સર્વદા ઉપનયન સંસ્કારવાળાનેજ કરી શકાયછે અને પ્રતિગ્રહ તો શૂદ્ર કે ચંડાલ જેવા પાસેથી પણ કરવો હોય તો કરી શકાયછે. ૧૧૦.

આપત્તિના વખતમાં પણ યાજન અને અધ્યાપન તો બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણ કે જેઓને ઉપનયન સંસ્કાર થઇ શકેછે તેઓ સિવાયના કોઇપણ પુરુષને કરી શકાવાનો સંભવજ નથી માટે જેમ પ્રતિગ્રહના સંબંધમાં ભલામણ આપી છે તેમ યાજન અને અધ્યાપનના સંબંધમાં ભલામણ દેવાની જરૂર નથી. પ્રતિગ્રહ કરવામાં હદ છોડવી માટે તો શૂદ્ર તો શું

પણ અગ્રાહ્યની પાસેથી પ્રતિગ્રહ કરવાનું પણ મન થાય એમાં કંઈ અસંભવિત નથી. માટેજ પ્રતિગ્રહની બાબતમાં વધારે સાવચેતીની સલાહ આપવામાં આવી છે

. યાજન તથા અધ્યાપનની બાબતમાં લાગેલું પાપ જપહોમાદિથી તથા પ્રતિગ્રહની બાબતમાં લાગેલું પાપ ત્યાગાદિથી મટી શકે છે એમ જણાવે છે—

जपहोमैरपैत्येनो याजनाध्यापनैः कृतम् ॥
प्रतिग्रहनिमित्तं तु त्यागेन तपसैव च ॥१११॥

અસત્ યાજનથી તથા અધ્યાપનથી થયેલું પાપ જપથી તથા હોમથી નાશ પામે છે અને અસત્પ્રતિગ્રહથી થયેલું પાપ તો તે પ્રતિગ્રહના ધનનો ત્યાગ કરવાથી તથા તપથી નાશ પામે છે ૧૧૧

આ કારણથી પણ પ્રતિગ્રહની બાબતમાં વિશેષ સંભાળની જરૂર છે

બ્રાહ્મણ આપત્તિના સમયમાં શિલોંછવૃત્તિથી આજીવિકા ચાલી શકે તો પ્રતિગ્રહથી આજીવિકા ચલાવવામાં પડવું નહિ એમ જણાવવા શિલોંછવૃત્તિવિષે કહે છે—

शिलोञ्छमप्याददीत विप्रोऽजीवन्यतस्ततः ॥
प्रतिग्रहाच्छिलः श्रेयांस्ततोप्युञ्छः प्रशस्यते ॥११२॥

બ્રાહ્મણે વૃત્તિ ન ચાલતી હોય ત્યારે જ્યાંત્યાંથી પણ શિલોંછનું ગ્રહણ કરીને વૃત્તિ ચલાવવી કારણ કે પ્રતિગ્રહકરતાં શિલ શ્રેષ્ઠ છે અને શિલકરતાં પણ ઉંછ શ્રેષ્ઠ છે ૧૧૨

દાણા છૂટા પાડવામાં ન આવ્યા હોય એવા ડુંડાંવગેરે તેના માલેકની રજાથી લેવા તે શિલવૃત્તિ કહેવાય છે અને માલેક છાની દીધેલી તેજ, પરંતુ તેની રજાવગર લેવી તે ઉંછવૃત્તિ કહેવાય છે અથવા ડુંડાંવગેરે લેવા તે શિલ અને વેરાયેલા દાણાઓ વીણી લેવા તે ઉંછ કહેવાય છે માટે ઉંછથી આજીવિકા ચાલે ત્યાંસુધી શિલવડે આજીવિકા ચલાવવી નહિ શિલથી આજીવિકા ચાલે ત્યાંસુધી અધ્યાપનવડે આજીવિકા ચલાવવી નહિ, અધ્યાપનથી આજીવિકા ચાલે ત્યાંસુધી યાજનવડે આજીવિકા ચલાવવી નહિ, યાજનથી આજીવિકા ચાલે ત્યાં સુધી અસત્પ્રતિગ્રહવડે આજીવિકા ચલાવવી નહિ અને અસત્પ્રતિગ્રહથી પણ આજીવિકા ચાલે ત્યાંસુધી અપરવર્ણની વૃત્તિવડે આજીવિકા ચલાવવી નહિ એવો આ પ્રકરણનો મતલબ છે

બ્રાહ્મણે રાજાની પાસે ક્યારે યાચના કરવી તે જણાવેછે—

**सीदद्भिः कुप्यमिच्छद्भिर्धनं वा पृथिवीपतिः ॥**
**याच्यः स्यात्स्नातकैर्विप्रैरदित्संस्त्यागमर्हति ॥११३॥**

સીદાતા અથવા અન્નવસ્ત્રાદિક કે ધનની ઇચ્છાવાળા સ્નાતક બ્રાહ્મણોએ રાજાની પાસે યાચના કરવી પણ જો યાચના કર્યાછતાં કાંઇપણ દેવાની તેની ઇચ્છા ન જણાય તો તેનો ત્યાગ કરવો ૧૧૩.

તેનો ત્યાગ કરવો એટલે પછી તેની પાસે વધારે વધારે દીનતા કરવી નહિ. કેટલાએક એમ પણ કહેછે કે આવી રીતે સ્નાત- બ્રાહ્મણને પણ ન આપતો હોય તોપછી સ્નાતક બ્રાહ્મણોએ તેવાના દેશનો ત્યાગ કરવો. સ્નાતક બ્રાહ્મણે યજ્ઞાદિકમાટે ધનની ઈચ્છા કરવી પણ લોભને વશ થઇ ધનની ઇચ્છા કરવી એ યોગ્ય નથી

બ્રાહ્મણે પ્રતિગ્રહ કરવાના પદાર્થોમાં દોષનું તારતમ્ય કહેછે—

**अकृतं च कृतात्क्षेत्राद्गौरजाविकमेव च ॥**
**हिरण्यं धान्यमन्नं च पूर्वं पूर्वमदोषवत् ॥११४॥**

જેમાં ધાન્ય વાવેલું હોય એવા ક્ષેત્રસંબંધી પ્રતિગ્રહથી જેમાં ધાન્ય વાવેલું ન હોય તેનો પ્રતિગ્રહ કરવો તે અલ્પ દોષવાળો છે. એવીજરીતે ગાય, બકરી, ઘેટાં, સુવર્ણ, ધાન્ય અને પક્વાન્ન એઓમાં પૂર્વપૂર્વ પદાર્થનો પ્રતિગ્રહ પછીપછીના પદાર્થના પ્રતિગ્રહકરતા અલ્પદોષવાળો છે. ૧૧૪.

આથી એમ જણાવ્યું કે પૂર્વપૂર્વ પદાર્થોનું દાન ન મળે તોજ આવશ્યકતાને અનુસરીને ઉત્તર ઉત્તર પદાર્થોનું દાન લેવું.

જેઓમાં ધર્મની હાનિ નથી થતી એવા સાત પ્રકારના ધનપ્રાપ્તિના માર્ગો પ્રસંગને લઇને દેખાડેછે—

**सप्त वित्तागमा धर्म्या दायो लाभः क्रयो जयः ॥**
**प्रयोगः कर्मयोगश्च सत्प्रतिग्रह एव च ॥११५॥**

દાય, લાભ, ક્રય, જય, પ્રયોગ, કર્મયોગ અને સત્પ્રતિગ્રહ એ પ્રમાણે ધનપ્રાપ્તિના સાતપ્રકારો ધર્મયુક્ત છે. ૧૧૫

વરાપર પરાના દૃથી મળતો ભાગ તે દાર નિધિવગેરેથી તથા મિત્રતા વગેરેથી મળે તે લાભ, અને પોતાની ચીજ વેચીને નફો મેળવવુ તે ક્રય. આ ત્રણ પ્રકારો ચારે વર્ણમાટે ધર્મયુક્ત છે શત્રુઉપર વિજય મેળવીને સંપત્તિ હાથ કરવી તે ક્ષત્રિયને માટે છે આજવગેર પ્રયોગથી અને ખેતી કે વ્યાપારવગેર કર્મયોગથી ધન મેળવવાનો પ્રકાર વૈશ્યને માટે છે અને સત્પ્રતિગ્રહથી ધન મેળવવુ તે કેવળ બ્રાહ્મણને માટે છે આવા ધર્મપ્રયોગોથી આજીવિકા ન ચાલવારૂપ આપત્તિના સમયમાજ બીજા પ્રયોગથી આજીવિકા ચલાવવી

આપત્તિના સમયમાટે આજીવિકાનાં સાધનો બતાવેછે—

**विद्या शिल्पं भृतिः सेवा गोरक्ष्यं विपणिः कृषिः ॥**
**धृतिर्भैक्ष्यं कुसीदं च दश जीवनहेतवः ॥ ११६ ॥**

વિદ્યા, શિલ્પ, ભૃતિ, સેવા, ગોરક્ષ્ય, વિપણિ, કૃષિ, ધૃતિ, ભૈક્ષ્ય, અને કુસીદ એ દશ આજીવિકાના હેતુરૂપ છે ૧૧૬

આપદ્ધર્મનુ પ્રકરણ હોવાથી આમા જે જે સાધનને આપત્તિવગરના સમયમા જે જે વર્ણમાટે નિષિદ્ધ કહેલ હોય તે તે સાધન પણ તે તે વર્ણને માટે આપત્તિના સમયે ઉપયોગમા લઇને આજીવિકા ચલાવવામા દોષ નથી એમ આ શ્લોકની મતલબ છે અહીં વિદ્યાશબ્દથી ભૂતવિદ્યા, તંત્રવિદ્યાવગેરે સમજવી શિલ્પ એટલે ચિત્રકર્મવગેર, ભૃતિ એટલે પગાર લઇને નિયમિત કામ કરવુ સેવા એટલે અનિયત લાભના હેતુરૂપે અન્યના ચિત્તને પ્રસન્ન કરવાની પ્રવૃત્તિ, ગોરક્ષ્ય એટલે બીજાના પશુઓને સાચવવા વિપણિ એટલે વેપાર, કૃષિ એટલે ખેડ, ધૃતિ એટલે થોડે લાભે પણ સતોષ ભૈક્ષ્ય એટલે ભીખ માગવી અને કુસીદ એટલે વ્યાજનો ધધો ધનવાન બનવામાટે નહિ પણ માત્ર આપત્તિ તરી જવામાટે આમાના જે જે પ્રકાર પોતાને માટે નિષિદ્ધ હોય તેપણ આપદ્ધર્મરૂપે ગ્રહણ કરવામા અડચણ નથી

વ્યાજના ધધાવિષે કંઇ વિશેષ કહેછે—

**ब्राह्मणः क्षत्रियो वापि वृद्धिं नैव प्रयोजयेत् ॥**
**कामं तु खलु धर्मार्थं दद्यात्पापीयसेल्पिकाम् ॥ ११७ ॥**

બ્રાહ્મણ તથા ક્ષત્રિયે વ્યાજનો ધધો કરવો નહિ પણ શૂદ્ર-જેવાને ધર્મને માટે ધન જોઇતુ હોય તો થોડા વ્યાજથી આપવાની છૂટ છે ૧૧૭

યુદ્ધજેવાને ધર્મના કામમાટે ધન દેવુ પડે તો થોડું વ્યાજ લેવાની છૂટ આપીને એમ દેખાડ્યુ છે કે ધર્મસરકારવાળા દ્રવ્યવર્ણપાસેથી થોડું વ્યાજ પણ લેવુ નહિ જે વાઇ છૂટ આપી છે તે આપત્તિના સમયમાટે છે.

આપત્તિના સમયમાં રાજાએ પ્રજાપાસેથી કંઇ વિશેષ ભાગ લેવાની અનુજ્ઞા દેછે—

चतुर्थमाददानोपि क्षत्रियो भागमापदि ॥
प्रजा रक्षन् परं शक्त्या किल्बिषात्प्रतिमुच्यते ॥११८॥

ક્ષત્રિય આપત્તિના સમયમા ધાન્યાદિકના ચોથા ભાગનું ગ્રહણ કરે તો પણ જો શક્તિને અનુસરીને પ્રજાનુ સંરક્ષણ કરતો હોય તો તે પાપથી મુક્ત થાયછે ૧૧૮

સાતમા અધ્યાયના ૧૩૦ મા શ્લોકમા જણાવ્યુ છે કે ધાન્યમાથી બારમો, આઠમો કે છઠ્ઠો ભાગ લેવો. પરંતુ યુદ્ધવગેરેના પ્રસંગને લઇને જરૂર પડતા ચોથા ભાગસૂધી લે તોપણ અડચણ નહિ પરંતુ આ છૂટ નાત આપત્તિના પ્રસંગમાટેજ છે

કોઇની હિંસા કરવી એ અધર્મ છે પરંતુ પ્રજાસંરક્ષણને માટે યુદ્ધ કે જેમાં ઘણાં પ્રાણીઓનો વિનાશ કરવો પડેછે તે કરવુ પડે તોપણ તેમાં રાજાને દોષ નથી એમ જણાવેછે તથા યુદ્ધ કરતાં થયેલા ખર્ચને કેમ પહોંચી વળવુ તે પણ કહેછે—

स्वधर्मो विजयस्तस्य नाहवे स्यात्पराङ्मुखः ॥
शस्त्रेण वैश्यान् रक्षित्वा धर्म्यमाहारयेद्बलिम् ॥११९॥

વિજય મેળવવો એ રાજાનો સ્વધર્મ છે તેથી તેણે યુદ્ધમા પરાઙ્મુખ થવુ નહિ અને શસ્ત્રથી વૈશ્યોની રક્ષા કરીને તેઓની પાસેથી ધર્મયુક્ત કર, લેવો ૧૧૯

પ્રજાસંરક્ષણ કરવુ એ રાજાનો મુખ્ય ધર્મ છે [illegible] આ વખતે જો રાજા હિંસાના ભયથી બાઇપણે ઉદ્યોગ ન કરતા બેસી રહે તો તેથી રાજાની પોતાની પાયમાલીની સાથે પ્રજાની પણ પાયમાલી થઇ જાયછે માટે રાજાએ યુદ્ધમાં પરાઙ્મુખ થવુ નહિ પ્રજામા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને એ ચારે વર્ણો આવી જાયછે તોપણ અહીં માત્ર વૈશ્યનું ગ્રહણ કર્યું છે તે હેતુ એ છે કે કદાચ શત્રુઓ જીતે તો બ્રાહ્મણો કે જેઓ ધર્મકર્મોમાં

હોવાથી તેઓની પાસેથી તેમજ શૂદ્રો કે જેઓ મજુરવગેરે હોયછે તેઓની પાસેથી કાંઈ ઝાઝો લાભ મેળવી શકાતા નથી પરંતુ વૈશ્યો જેઓ વ્યાપારઆદિથી સમૃદ્ધિવાળા હોયછે તેઓની પાસેથી વિશેષ લાભ મેળવી શકેછે અને તેથી તેઓના રક્ષણમાટે ખાસ જ કાળજી કરી છે અને એ પ્રમાણે વિચારે તો રક્ષણના બદલામાં તેઓની પાસેથી વિશેષ કર લેવો એમપણ ન્યાય્ય છે

મુશ્કેલીના વખતમાં વિશેષ કર લેવાનો પ્રકાર કહેછે—

**धान्येऽष्टमं विशां शुल्कं विंशं कार्षापणावरम् ॥**
**कर्मोपकरणाः शूद्राः कारवः शिल्पिनस्तथा ॥१२०॥**

વૈશ્યોપાસેથી ધાન્યનો આઠમો ભાગ કર લેવો અને સુવર્ણથી માંડી કાર્ષાપણ સુધીનો વીશમો ભાગ કર લેવો શૂદ્ર કારૂ અને શિલ્પી એઓની પાસે કર લેવાને બદલે કામ કરાવવું જોઈએ ૧૨૦

શૂદ્રવગેરે જેઓ કર આપી શકતા નથી તેઓની પાસે તેઓનાથી બને તેવી જાતનું કામ કરાવવું કે જેને વેઠ કહેવામાં આવેછે

શૂદ્રને માટે આપદ્ધર્મનો ભેદ કહેછે—

**शूद्रस्तु वृत्तिमाकांक्षन् क्षत्रमाराधयेद्यदि ॥**
**धनिनं वाप्युपाराध्य वैश्यं शूद्रो जिजीविषेत् ॥१२१॥**

જો શૂદ્રને આજીવિકાની તાણ પડે તો તેણે ક્ષત્રિયનું આરાધન કરીને અથવા ધનવાન વૈશ્યની નોકરી કરીને આજીવિકા ચલાવવી

બ્રાહ્મણનું આરાધન કરવાથી શૂદ્રને આજીવિકા તથા ધર્મ એ બન્નેનો લાભ થાયછે પણ તેમાં જો શૂદ્રની આજીવિકા ન ચાલી શકે તો તેણે આજીવિકાને માટે ક્ષત્રિય કે વૈશ્યનું આરાધન કરવું

અને ત્યાંસૂધી બ્રાહ્મણનું સેવન ન છોડવાનું કારણ કહેછે—

**स्वर्गार्थमुभयार्थं वा विप्रानाराधयेत्तु सः ॥**
**जातब्राह्मणशब्दस्य सा ह्यस्य कृतकृत्यता ॥१२२॥**

" સ્વર્ગની પ્રાપ્તિને માટે અથવા સ્વર્ગ તથા આજીવિકા એ બન્નેને માટે શૂદ્રે બ્રાહ્મણનીજ આરાધના કરવી કારણ કે આ શૂદ્ર બ્રાહ્મણની સેવા કરનાર છે એવી પ્રખ્યાતિથી તે કૃતાર્થ થાયછે.

કૃતાર્થ થાયછે એટલે તેનું જન્મવું સફળ થાયછે.

શૂદ્રે બ્રાહ્મણનીજ સેવા કરવી તેનું વિશેષ કારણ કહેછે—

**विप्रसेवैव शूद्रस्य विशिष्टं कर्म कीर्त्यते ॥**

**यदतोऽन्यद्धि कुरुते तद्भवत्यस्य निष्फलम् ॥१२३॥**

'બ્રાહ્મણની સેવા કરવી તેજ શૂદ્રને માટે ઉત્તમ કર્મ કહેવાયછે. તે-વગર જે કાંઇ બીજું કર્મ તે કરેછે' તે તેનું કર્મ નિષ્ફળ થાયછે ૧૨૩.

નિષ્ફળ થાયછે એટલે સ્વર્ગપ્રાપ્તિ જેવું ઉત્તમ ફળ આપતું નથી કારણ કે આપત્તિના વખતમાં ક્ષત્રિય કે વૈશ્યની સેવા કરવાથી આજીવિકાજેવું સામાન્ય ફળ મળેછે એ તો પ્રત્યક્ષ છે

" સેવા કરનારા શૂદ્રની આજીવિકાની ગોઠવણ કરી દેવાની ભલામણ દેછે—

**प्रकल्प्या तस्य तैर्वृत्तिः स्वकुटुंबाद्यथार्हतः ॥**

**शक्तिं चावेक्ष्य दाक्ष्यं च भृत्यानां च परिग्रहम् ॥१२४॥**

તે બ્રાહ્મણવગેરેએ સેવા કરનારા શૂદ્રની શક્તિ, ચતુરપણું અને પોષ્યવર્ગનું પ્રમાણ એઓનો વિચાર કરીને પોતાના કુટુંબમાંથી યોગ્ય રીતે આજીવિકા કરી દેવી ૧૨૪.

જેને ત્યાં શૂદ્ર ચાકરી કરતો હોય તેણે તેની કામ કરવાની શક્તિ, કામ કરવાની તેની ચતુરાઇ અને તેનાપર તેના કુટુંબનો બોજો એ સઘળાનો વિચાર કરી તેનુ ગુજરાન ચાલે તેવી રીતે ગોઠવણ કરી દેવી

ઉપરના શ્લોકમાં કહ્યું કે પોતાની સેવા કરનારા શૂદ્રની આજીવિકાની ગોઠવણ કરી દેવી. તેથી હવે તે ગોઠવણ કેમ કરવી તે જણાવેછે—

**उच्छिष्टमन्नं दातव्यं जीर्णानि वसनानि च ॥**

**पुलाकाश्चैव धान्यानां जीर्णाश्चैव परिच्छदाः ॥१२५॥**

બાળી વધેલો ખોરાક, જૂનાં વસ્ત્રો, ધાન્યોનો સારવગરનો ભાગ અને જૂનો સરસામાન એ પદાર્થો તેઓને આપવા ૧૨૫

ધાન્યોના સમુદમાથી ઉત્તમ ભાગ તારવી લીધા પછી બાકી જે કાંઈ હલકો ભાગ રહે તે સારવગરનો ભાગ ગણાયછે અને જૂનો સરસામાન એટલે જૂના શય્યા આસન વગેરે સમજવા

ત્રૈવર્ણિકકરતાં શૂદ્રની નિકૃષ્ટતા દેખાડેછે—

न शूद्रे पातकं किञ्चिन्न च संस्कारमर्हति ॥
नास्याधिकारो धर्मेस्ति न धर्मात्प्रतिषेधनम् ।१२६।

શૂદ્રને પાપ લાગતું નથી તે સંસ્કારને યોગ્ય નથી અને તેને ધર્મમાં અધિકાર નથી તથા ધર્મથી તેનો પ્રતિષેધ પણ નથી ૧૨૬

લશુનભક્ષણજેવા વિશેષ નિષેધો જે બ્રાહ્મણવગેરે માટે છે તેઓને ન ગણતા શૂદ્ર લશુનભક્ષણવગેરે કરે તો તેવિષેનું તેને કંઈ પાપ લાગતું નથી. પણ આથી સામાન્ય નિષેધોવાળા બ્રહ્મહત્યાવગેરેનું પણ પાપ તેઓને લાગે નહિ એમ સમજવું નહિ શૂદ્રને ઉપનયનવગેરે સંસ્કારો થઇ શકતા નથી અગ્નિહોત્રવગેરે વિશેષ ધર્મકૃત્યો કરવાનો તેઓને અધિકાર નથી પણ સામાન્ય ધર્મકૃત્યો તેઓને માટે જે બતાવેલા છે તે કરવાની તેઓને માટે મના નથી

શૂદ્રને ધર્મમાં અધિકાર નથી એ પ્રમાણે ઉપરના શ્લોકમાં જણાવેલું વાકય જેનો ખુલાસો વ્યાખ્યાનમાં આપવામાં આવ્યો છે તે વાક્યના અવળા અભિપ્રાયમા કોઇ ખેંચાઇ જાય નહિ તેમાટે કહેછે—

धर्मेप्सवस्तु धर्मज्ञाः सतां वृत्तमनुष्ठिताः ॥
मन्त्रवर्ज्यं न दुष्यन्ति प्रशंसां प्राप्नुवन्ति च ॥१२७॥

જે શૂદ્રો ધર્મપ્રાપ્તિની ઇચ્છાવાળા હોય, ધર્મને જાણનારા હોય અને સત્પુરુષોના આચારપ્રમાણે વર્તતા હોય તેઓ વેદમન્ત્રવગરના કર્મો કરવામા દોષને પામતા નથી પણ પ્રશંસાને પામેછે ૧૨૭

ઉપવાસ, દેવપૂજા, ગુરુ તથા બ્રાહ્મણોને નમસ્કારવગેરે સત્કર્મો વેદમન્ત્રો વગર કરનારો શૂદ્ર ઉત્તમગતિને પામેછે

એજ વિષયને વધારે દૃઢ કરવામાટે કહેછે—

यथा यथा हि सद्वृत्तमातिष्ठत्यनसूयकः ॥
तथा तथेमं चामुं च लोकं प्राप्नोत्यनिन्दितः ।१२८।

બીજાના ગુણોમાં દોષબુદ્ધિ નહિ કરનાર શૂદ્ર જેમ જેમ સદાચારનો આશ્રય કરતો રહેછે તેમ તેમ તે લોકનિંદાથી મુક્ત થઇને આ લોક તથા પરલોકનો લાભ મેળવેછે. ૧૨૮.

આ લોકનો લાભ એટલે યશવગેરે મેળવેછે તથા પરલોકનો લાભ એટલે સદ્ગતિને મેળવેછે

થોડી સમજવાળાઓને ધનનો મદ તરત ચડેછે તેથી શૂદ્રને યોગ્ય ભલામણ કરેછે—

शक्तेनापि हि शूद्रेण न कार्यो धनसंचयः ॥
शूद्रो हि धनमासाद्य ब्राह्मणानेव बाधते ॥१२९॥

શૂદ્ર પોતે સમર્થ હોય તોપણ તેણે ધનનો સંચય કરવો નહિ કારણ શૂદ્ર જો ધનવાન થાય તો બ્રાહ્મણોનેજ પીડા કરેછે. ૧૨૯

શાસ્ત્રાધ્યયનના અભાવને લીધે જેઓની મનોવૃત્તિ સારા સંસ્કારને નથી પામતી તેઓ ધનવાન થઇને બીજાઓને પીડવાની પ્રવૃત્તિ કરેછે, જેમાં તેઓનું પોતાનું પણ અકલ્યાણ થાયછે માટે કલ્યાણની ઇચ્છાવાળા શૂદ્રે પોતાની સ-ત્પ્રવૃત્તિપર વિશેષ ધ્યાન રાખવું જોઇએ બ્રાહ્મણોનેજ પીડા કરેછે એટલે તેઓની શુશ્રૂષા કરતા નથી એટલુંજ નહિ પણ કેટલાએકને ધનની લાલચમાં નાખીને અસત્પ્રતિગ્રહવગેરેથી પતિત પણ કરેછે

આપદ્ધર્મપ્રકરણનો ઉપસંહાર કરેછે—

एते चतुर्णां वर्णानामापद्धर्माः प्रकीर्त्तिताः ॥
यान्सम्यगनुतिष्ठन्तो व्रजन्ति परमां गतिम् ॥१३०॥

ચારે વર્ણોના આપદ્ધર્મો ઉપરપ્રમાણે કહ્યા, જેઓનું સારીરીતે આચરણ કરવાથી તેઓ ઉત્તમ ગતિને પામેછે. ૧૩૦.

આપત્તિના સમયમાં જીવનનો વ્યાઘાત ન થાય તે માટે વધારેમાં વધારે જેટલી છૂટ આપવામાં આવી છે તેમાંની જરૂરજેટલીજ છૂટ માત્ર આપત્તિ હોય

ધાસુધીજ લેનાર અને આપત્તિ દૂર થતાં પોતાના મુખ્ય ધર્માચારનેજ અનુ-
ષ્ઠાન કરવામાં તત્પર રહેનાર માણસ સદ્ગતિને પામેછે.

મુખ્ય-પ્રકરણરૂપ ચાતુર્વર્ણ્યધર્મનો ઉપસંહાર અને હવે પછી કહેવાના પ્રાયશ્ચિત્તપ્રકરણના ઉપક્રમનો નિર્દેશ કરેછે—

**एष धर्मविधिः कृत्स्नश्चातुर्वर्ण्यस्य कीर्त्तितः॥**
**अतः परं प्रवक्ष्यामि प्रायश्चित्तविधिं शुभम् ॥१३१॥**

ચારે વર્ણોનો ધર્મસબંધી જે વિધિ હતો તે સંપૂર્ણપ્રકારથી ઉપર-પ્રમાણે કહ્યો હવે પછી પ્રાયશ્ચિત્તનો શુભવિધિ કહીશ. ૧૩૧

થઇ ગયેલાં પાપો મટાડવાનો ઉપાય તે પ્રાયશ્ચિત કહેવાયછે.

આ પ્રમાણે આ દશમા અધ્યાયમાં મુખ્યત્વે જુદી જુદી જાતિઓ અને આપદ્ધર્મનુ વર્ણન કરવામા આવ્યુ છે.



#  मणिमनुस्मृति 

## અધ્યાય ૧૧ મો

પ્રાયશ્ચિત્તપ્રકરણમાં દાન તથા તપવગેરેનું પ્રાધાન્ય છે. કારણ કે દાન અને તપવગેરેથી પાપનો નાશ થાયછે તથા પુણ્યની અભિવૃદ્ધિ થાયછે. નાહાનાં મોહોટાં સત્કર્મોની સંપૂર્ણતા સત્પાત્રને દાન દેવાથીજ થાયછે અને તેથી દાન દેવામાટે યોગ્યપાત્ર કોણ-કોણ છે તે જણાવેછે—

सान्तानिकं यक्ष्यमाणमध्वगं सर्ववेदसम् ॥
गुर्वर्थं पितृमात्रर्थं स्वाध्यायार्थ्युपतापिनौ ॥१॥
नवैतान्स्नातकान् विद्याद्ब्राह्मणान् धर्मभिक्षुकान् ॥
निःस्वेभ्यो देयमेतेभ्यो दानं विद्याविशेषतः ॥२॥

વિવાહની ઇચ્છાવાળો, યજ્ઞ કરવાની ઇચ્છાવાળો પાંથ સર્વસ્વ આપીને વિશ્વજિત્ યજ્ઞ કરનારો, ગુરુમાટે તથા માતાપિતામાટે ધનની ઇચ્છાવાળો અને રોગી એ ધર્મભિક્ષુક નવ બ્રાહ્મણોને સ્નાતક જાણવા એઓ જો નિર્ધન હોય તો તેઓને વિદ્યાના પ્રમાણમાં દાન દેવું ૧, ૨

પાંથ એટલે તીર્થયાત્રાએ નિકળેલો હોય ને માગમાં અન્નાદિકવગર દુ:ખી થતો હોય તો તેને અવશ્ય આપવું અને એવીજ રીતે બીજા પણ તે તે પાત્રભૂત યાચકોને તેઓની વિદ્યાવગેરેની યોગ્યતાને અનુસરીને અન્નધનવગેરેનું દાન દેવું. આપત્તિને લઇને આવા પાત્રો ભિક્ષા માગવા આવેલ હોય તેઓને કદીપણ ના કહેવીજ નહિ

ઉપર જણાવેલાં પાત્રોની ઉત્તમતા જણાવનારાં તેઓને દાન આપવાસબંધી પ્રકાર કહેછે—

**एतेभ्यो हि द्विजाग्र्येभ्यो देयमन्नं सदक्षिणम् ॥**
**इतरेभ्यो बहिर्वेदि कृतान्नं देयमुच्यते ॥ ३ ॥**

એ નવ શ્રેષ્ઠ બ્રાહ્મણોને વેદીની અંદર દક્ષિણાસહિત અન્ન આપવું અને બીજા બ્રાહ્મણોને વેદીની બહાર પકવ અન્ન આપવું એમ કહેલું છે ૩

વેદીની અંદર એટલે યજ્ઞના સમયમા પણ અને વેદીની બહાર એટલે યજ્ઞસિવાયના સમયમા આપવુ આ નિયમ અન્નદાનમાટે છે પણ ધનમાટે તેવો કાઇ ખાસ નિયમ નથી પરિપક્વ અન્નના સંબંધના તો અવસ્ય ક્ષુધિત પાત્રમા અન્ન દેવાનું પાત્ર તો જે કોઈ ભૂખ્યો માણસ હોય તે ગણાયછે એમ કહી દેખાડયુ છે કે રાંધેલુ અનાજ ગમે ત્યારે અને ગમે તેને દેવુ

સર્વેનર્યોને વાસ્તે સ્વર્ગાદિ ફળને માટે પુરૂષાર્થસાધનમાં ઉપયોગી દાનસબંધી સામાન્ય હકીકત કહીને હવે દાનને માટે રાજાના સબંધમાં વિશેષ નિયમ કહેછે—

**सर्वरत्नानि राजा तु यथार्हं प्रतिपादयेत् ॥**
**ब्राह्मणान् वेदविदुषो यज्ञार्थं चैव दक्षिणाम् ॥ ४ ॥**

રાજાએ તો વેદ જાણનારા બ્રાહ્મણોને તેઓની યોગ્યતાપ્રમાણે સર્વ પ્રકારના રત્નો દાનમા દેવા અને યજ્ઞને માટે દક્ષિણા પણ આપવી ૪

વેદ જાણનારા બ્રાહ્મણોની વિદ્યા તથા સત્કર્મની યોગ્યતાપ્રમાણે રાજાએ તેઓને મદદ આપવી એમ કહ્યુ તેથી તેઓને યજ્ઞને માટે દક્ષિણા દેવાનું જુદું ન કહ્યુ હોત તો ચાલત છતા વિશેષ આગ્રહમાટે જુદું કહ્યુ છે

દાન દેવાના ઉત્તમ પાત્રોની ગણનામા વિવાહની ઇચ્છાવાળા બ્રાહ્મણને ગણ્યો છે તેના સબંધમા વિશેષ કહેછે—

**कृतदारोऽपरान्दारान् भिक्षित्वा योधिगच्छति ॥**
**रतिमात्रं फलं तस्य द्रव्यदातुस्तु सन्ततिः ॥ ५ ॥**

જે બ્રાહ્મણ એક વખત પરણેલો છતા ભિક્ષા માગીને બીજી સ્ત્રી પરણે તેને રતિમાત્રજ ફળ મળેછે પણ જે સંતાન થાય તે તો જેણે પરણવામાટે તેને દ્રવ્ય આપ્યું હોય તેનુંજ ગણાયછે ૫

કામનાથી બીજી સ્ત્રી પરણવામાટે ઇચ્છા કરનારે ભિક્ષા માગવી નહિ એમ આ શ્લોકનો અભિપ્રાય છે. એક સ્ત્રી હોવા છતાં બીજી સ્ત્રી પરણવામાટે ધન માગવા આવેલો બ્રાહ્મણ પહેલા બે શ્લોકમાં જે ધર્મભિક્ષુક નવ ઉત્તમ પાત્રો ગણાવેલા છે તેની ગણનામાં આવતો નથી તેથી તેને દાન અવશ્ય આપવુંજ જોઇએ એવો આગ્રહ પણ નથી

સંસારની લુબ્ધતાવગરના વેદ જાણનારા બ્રાહ્મણોને યથાશક્તિ મદદ દેવાની ભલામણ કરેછે—

धनानि तु यथाशक्ति विप्रेषु प्रतिपादयेत् ॥
वेदवित्सु विविक्तेषु प्रेत्य स्वर्गं समश्नुते ॥ ६ ॥

વેદ જાણનારા અને સંસારમાં બહુ આસક્તિ નહિ રાખનારા બ્રાહ્મણોને પોતાની શક્તિપ્રમાણે ધન આપવું કારણ કે તેથી પરલોકમાં સારી ગતિ મળેછે ૬

વેદ જાણનારા શાંતવૃત્તિવાળા કુટુંબી બ્રાહ્મણો જેઓને મદદની જરૂર છે તેઓને પોતાની શક્તિને અનુસરી ગાય, સુવર્ણ, ધનવગેરેનું દાન દેનાર મનુષ્ય ઉત્તમગતિને પામેછે

બીજાઉપર આજીવિકાનો આધાર રાખનાર અથવા સંકુચિત આજીવિકાવાળા બ્રાહ્મણે સોમયાગજેવાં મોહોટાં સત્કર્મો કરવાનો લોભ રાખવો નહિ. કારણ કે તેથી તેને પોતાની આજીવિકામાટે વધારે સીદાવું પડેછે અને કુટુંબને પણ સીદાવું પડેછે તેમજ સોમયાગજેવું સત્કર્મ ઉક્ત કારણને લીધે શ્રદ્ધાના પૂર્ણયોગવગરનું થાયછે તેથી તેનમાટે નિયમ કહેછે—

यस्य त्रैवार्षिकं भक्तं पर्याप्तं भृत्यवृत्तये ॥
अधिकं वापि विद्येत स सोमं पातुमर्हति ॥ ७ ॥

જેની પાસે પોષ્યવર્ગને ત્રણ વર્ષસુધી પૂરૂં પડી શકે તેટલું અથવા તેથી પણ અધિકસમયસુધી પૂરૂં પડી શકે તેટલું અન્ન હોય તે દ્વિજ સોમનું પાન કરવાને યોગ્ય છે ૭

આ નિષેધ કામ્ય સોમયાગમાટે છે પણ નિત્ય સોમયાગમાટે નથી નિત્યકર્મ તો કરવાંજ જોઇએ અને કામ્યકર્મ તો શક્તિ અને શ્રદ્ધાને અનુસરીને કરવાં જોઇએ. કામ્યસોમયાગમાં દ્વાદશગત જેવી દક્ષિણા આપવી તે કાંઈ સંકુચિત આજીવિકાવાળાથી બની શકે નહિ.

વગર અધિકારે સોમયાગ કરનારની નિષ્ફળતા કહેછે—

**अतः स्वल्पीयसि द्रव्ये यः सोमं पिबति द्विजः ॥**
**स पीतसोमपूर्वोऽपि न तस्याप्नोति तत्फलम् ॥ ८ ॥**

માટે જે દ્વિજ પોતાની પાસે બહુ થોડું દ્રવ્ય છતાં સોમયાગ કરેછે તેને પ્રથમના સોમયાગનું ફળ પણ મળતું નથી. ૮.

પ્રથમ સોમયાગ કર્યો હોય અને પાછળથી દ્રવ્યની અલ્પતા છતાં સોમયાગ કરે તેને અગાઉના સોમયાગનું ફળ પણ મળતું નથી કારણ કે ઓછી શક્તિ છતાં મોહોટી ખાય બીડવાને લીધે પાછળથી તેનો પોષ્યવર્ગ દુ:ખી થાયછે તેનો દોષ આવી પડેછે.

બીજાઓને દેવામાં સમર્થ છતાં સ્વજનોને દુ:ખી થવા દેતો હોય તેવો પુરુષ ખરો ધાર્મિક નથી એમ જણાવેછે—

**शक्तः परजने दाता स्वजने दुःखजीविनि ॥**
**मध्वापातो विषास्वादः स धर्मप्रतिरूपकः ॥ ९ ॥**

જે સમર્થ માણસ પોતાના માતાપિતાવગેરે સ્વજનો દુ:ખી થતાં હોય તેનાતરફ ધ્યાન ન આપે અને બીજાઓને ધન આપતો હોય તેનો તે દાનધર્મ ઉપરથી મધુર છતાં પરિણામમા વિષજેવો હોવાથી ધર્મ નહિ પણ ધર્માભાસ કહેવાયછે. ૯.

જેઓનું પોષણ અવશ્ય કરવું જોઇએ તેઓનું પોષણ ન કરતાં અને તેઓ દુ:ખી થાય તેના તરફ ધ્યાન ન દેતાં કીર્તિના લોભથી કે બેવકૂફીથી જે ધનવાન માણસ બીજાઓને ધન આપે તેનું તે આપવું દાનધર્મરૂપ નથી તે આપવાનું તેને કાંઇપણ યોગ્ય ફળ મળતુ નથી પણ ઉલટું પોષ્યવર્ગનું પોષણ નહિ કરવાને લીધે દોષ લાગવાથી ખરાબ પરિણામ ભોગવવું પડેછે. તેથી ગરવાતમાં સ્વાર્થી લોકોનાં વખાણ સાંભળતી વખતે તે પોતાને સુખી તથા શ્રેષ્ઠ માનેછે પણ પરિણામમાં દુ:ખી થાયછે કારણ કે તે ધર્મને અનુસરતો નથી પણ ધર્માભાસ કે જે અધર્મનીજ શાખા છે તેમાં ફસાયછે

પોષ્યવર્ગને દુઃખી કરી પારલૌકિક હિતબુદ્ધિથી કરાતું કૃત્ય પણ સારૂં પરિણામ ન આપતાં માઠુંજ પરિણામ આપેછે એમ કહેછે—

भृत्यानामुपरोधेन यत्करोत्यौर्ध्वदेहिकम् ॥
तद्भवत्यसुखोदर्कं जीवतश्च मृतस्य च ॥ १० ॥

પોષણ કરવાયોગ્ય લોકોનું પોષણ નહિ કરતા જે કંઈ પરલોકના ઉદ્દેશથી દાનવગેરે ધર્મ કરવામા આવેછે તે, જીવતા અને મરણપછી પણ દુ:ખરૂપ પરિણામ આપેછે ૧૦

પ્રથમના શ્લોકમા કીર્તિવગેરેના લોભથી બીજાને આપે અને પોતાના પોષ્યવર્ગનું પોષણ ન કરે તેને માટે તથા આ શ્લોકમા પારલૌકિક હિતના લોભથી બીજાને આપે અને પોતાના પોષ્યવર્ગનું પોષણ ન કરે તેને માટે અશુભ બતાવ્યો છે પોષ્યવર્ગ કોને ગણવો તે વિષે કહેલુ છે કે—

वृद्धौ च मातापितरौ साध्वी भार्या शिशुः सुतः ।
अप्यकार्यशतं कृत्वा भर्तव्या मनुरब्रवीत् ॥

એટલે વૃદ્ધ માતાપિતા સાધ્વી સ્ત્રી અને બાળકપુત્ર એઓનું સેંકડો અકાર્ય કરીને પણ ભરણપોષણ કરવુ એમ મનુએ જણાવેલુ છે સેંકડો અકાર્ય કરીને પણ એની મતલબ પાપકર્મ કરીને પણ એમ નથી પરંતુ શ્રમવગેરેના લીધી પોતાને કરાય ન ગમતા હોય તેવા સેંકડો કાર્ય કરીને પણ ભરણપોષણ કરવુ એની મતલબ છે

યજ્ઞાદિ ધર્મકૃત્યો કે જેમાં અમુક સંખ્યાના ધનની જરૂર પડે તેવાં કૃત્યો જેઓની શક્તિ હોય તેણે કરવાં પણ વગર શક્તિએ તેવાં કૃત્યો આદરી બેસવાં નહિ. કારણ કે તેમ કરવાને લીધે પોતે અને પોતાનું કુટુંબ આજીવિકાને માટે હેરાન થવા ઉપરાંત બીજાઓની પાસેથી પ્રતિગ્રહ કરવાની જરૂર પડેછે. માટે ઉપર પ્રમાણે ભલામણ આપીને હવે કોઈ સાત્વિક બ્રાહ્મણે કંઈ યજ્ઞ આદરી દીધો હોય અને તેની પૂરતી શક્તિ ન હોવાને લીધે અધવચ અટકવાજેવું થાય તો એ વખતે બીજાઓનું શું કર્તવ્ય છે તે જણાવેછે—

यज्ञश्चेत्प्रतिरुद्धः स्यादेकेनाङ्गेन यज्वनः ॥
ब्राह्मणस्य विशेषेण धार्मिके सति राजनि ॥ ११ ॥
यो वैश्यः स्याद्बहुपशुर्हीनक्रतुरसोमपः ॥
कुटुम्बात्तस्य तद्द्रव्यमाहरेद्यज्ञसिद्धये ॥ १२ ॥

યજ્ઞ કરનાર દ્વિજના યજ્ઞમાં તેમાં પણ વિશેષે કરીને બ્રાહ્મણના યજ્ઞમાં એકાદ અંગની ખામી હોવાથી યજ્ઞ જો અપૂર્ણ રહેતો હોય તો ઘણા પશુવાળા, પાકયજ્ઞનગરના તથા સોમયાગનગરના વૈશ્યના કુટુંબમાંથી તે યજ્ઞને પૂર્ણ કરવામાટે દ્રવ્ય ગ્રહણ કરવું પણ આમ કરવામાં એ જરૂરનું છે કે તે દેશનો રાજા ધાર્મિક હોવો જોઈએ ૧૧, ૧૨

દેશનો રાજા જો ધર્મને ન સમજતો હોય તો યજ્ઞને માટે તેના મનમાં કશી દરકાર ન હોય અને તેમ હોવાથી યજ્ઞ પૂર્ણ કરવામાટે તેવા વૈશ્યને ત્યાંથી દ્રવ્ય ગ્રહણ કરવાની બાબતમાં તેની સંમતિ મળી શકે નહિ અને રાજા ધર્મને સમજતો હોય તો યજ્ઞ પણ થવો જોઈએ એવી બુદ્ધિથી તે પોતેજ મદદ આપે અથવા પોતાના ભંડારમાં પૂરતી સગવડ ન હોય તો બીજાપાસેથી મદદ અપાવે

દક્ષિણારૂપ એકાદ અંગ અપૂર્ણ રહેવાને બદલે બે ત્રણ અંગ અપૂર્ણ રહેવાનો પ્રસંગ આવ્યો હોય તો વૈશ્યકરતાં પણ ઉતરતી જાતવાળા શૂદ્રને ત્યાંથી પણ દ્રવ્ય લઈને યજ્ઞ પૂર્ણ કરવાનું કહેછે—

आहरेत् त्रीणि वा द्वे वा कामं शूद्रस्य वेश्मनः ॥
नहि शूद्रस्य यज्ञेषु कश्चिदस्ति परिग्रहः ॥ १३ ॥

યજ્ઞમાં જો ત્રણ અંગોની કે બે અંગોની ખામી રહેતી હોય તો ઇચ્છાપ્રમાણે શૂદ્રના ઘરમાંથી દ્રવ્ય લઈને પણ તે અંગોની પૂર્તિ કરવી કારણ કે શૂદ્રને કંઈ યજ્ઞોમાં સંબંધ હોતો નથી ૧૩

શૂદ્રોને યજ્ઞોમાં સંબંધ હોતો નથી એટલે તેઓને યજ્ઞ કરવાનો અધિકાર નથી તેથી તેઓને દ્રવ્યનો કંઈ સંકોચ થતો પણ અવશ્ય અટકી રહેતું પરંતુ નથી શૂદ્રની પાસેથી યાચના કરી ધન મેળવીને યજ્ઞનો આરંભ કરવાનો નિષેધ છે પણ યજ્ઞનો આરંભ થઈ ગયાપછી છેવટ થોડામાટે અટકતું હોય તો તેની પાસેથી લેવાનો નિષેધ નથી

યજ્ઞ પૂર્ણ કરવામાટે કદાચ વૈશ્ય કે શુદ્ર ઉપર જણાવ્યા તેવા ન હોય તોપછી અમુક અપવાદ નાખી અગ્નિહોત્રીજેનાનુ દ્રવ્ય લઇને પણ કાર્યની સમાપ્તિ કરવાવિષે કહેછે—

**योऽनाहिताग्निः शतगुरयज्वा च सहस्रगुः ॥**

**तयोरपि कुटुम्बाभ्यामाहरेदविचारयन् ॥ १४ ॥**

જે અગ્નિહોત્રી ન હોય અને સો ગાયો જેટલા ધનવાળો હોય અને જે અગ્નિહોત્રી હોવા છતા સોમયાજી ન હોય અને હજાર ગાયો જેટલા ધનવાળો હોય તે બન્નેના કુટુંબમાંથી પણ દ્રવ્ય લઇને યજ્ઞમા બે કે ત્રણ અંગની ખામી હોય તેને દૂર કરવી ૧૪ ૯

અગ્નિહોત્રી ન હોય તે સો ગાયોજેટલા ધનવાળો છતા પણ તેની પાસેથી દ્રવ્ય લેતા તેને ધર્મકાર્યની તાણ પડતી નથી કારણકે તે અગ્નિહોત્રી નથી અને અગ્નિહોત્રી હોય તોપણ જો હજાર ગાયજેટલા ધનવાળો હોય તો તેને અગ્નિહોત્રનુ ખર્ચ હોવાછતા તે વિશેષ સામર્થ્યવાળો હોવાથી યજ્ઞની સંપૂર્ણતા માટે તેની પાસેથી ધન લેવામા આવે તેથી તેનેપણ કશી તાણ પડતી નથી

યજ્ઞની સંપૂર્ણતા જેટલા ઉત્તમ-ક્રમમાં ક્ષત્રિયવગેરે કોઇ ન મળીશકે અને બ્રાહ્મણનુ ધન લેવુ પડે તો તે બ્રાહ્મણ કેવો હોવો જોઇએ તે કહેછે—

**आदानित्याच्चादातुराहरेदप्रयच्छतः ॥**

**तथा यशोस्य प्रथते धर्मश्चैव प्रवर्द्धते ॥ १५ ॥**

જે બ્રાહ્મણપાસે દાનવગેરેથી હમેશ ધન આવતુ હોય અને તેમછતા પોતે યજ્ઞવગેરે કાંઇ ધર્મકૃત્ય ન કરતો હોય તો તેનાપાસેથી યજ્ઞના બેત્રણ અંગની પૂર્તિનેમાટે ધન લેવુ તેમ કરવાથી રાજાને દોષ નથી લાગતો એટલુજ નહિ પણ તેનુ યશ થાયછે અને ધર્મ અભિવૃદ્ધિને પામેછે ૧૫

આ શ્લોક માત્ર બ્રાહ્મણમાટેજ નહિ પણ સામાન્યરીતે સર્વવર્ણને માટે છે એમ પણ કહેવામા આવેછે મતલબ એ છે કે સારી આવક છતા સત્કર્મમા કાંઇપણ ખર્ચ ન કરતો હોય તો રાજા તેની પાસેથી ધન કઢાવી કોઇના સત્કર્મને પાર પાડે તેમા રાજાને દોષ લાગતો નથી. પણ પુણ્ય થાયછે

આરંભેલા યજ્ઞમાં આપત્તિ આવે તો તેને માટે રાજાનું કર્ત્તવ્ય કહીને હવે ભૂખમરાજેવા સમયમાં પુરૂષે શું કરવું તે જણાવે છે—

**तथैव सप्तमे भक्ते भक्तानि षडनश्नता ॥**
**अश्वस्तनविधानेन हर्त्तव्यं हीनकर्मणः ॥ १६ ॥**

તેવીજરીતે જેને ૭ ટંકસુધી-ખાવાનું ન મળ્યું હોય તેણે સાતમે ટંકે તે દિવસે પોતાને ભોજનમાં જોઇએ તેટલું અન્ન હીનકર્મવાળાપાસેથી પરાણે પણ લઇ લેવું તેમાં દોષ નથી ૧૬.

હીનકર્મ એટલે શૂદ્ર અથવા કર્મહીનજેવાપાસેથી તે ન આપે તો છેવટ પરાણે પણ, ત્રણ દિવસના અપવાસથી દુઃખી થયેલો માણસ ચોથે દિવસે પણ એજ હાલત ઉભી રહેવાના ભયમાં હોય ત્યારે એક દિવસ ચાલે તેટલું ભોજન લે તો તે દોષવાળો કે અપરાધી નથી. અને તેની તે હાલતપર વિચાર કરીને રાજાએ તેને શિક્ષા પણ કરવી જોઇએ નહિ.

ઉપરના વિષયમાં વિશેષ છૂટ દેછે—

**खलात्क्षेत्रादगाराद्वा यतो वाप्युपलभ्यते ॥**
**आख्यातव्यं तु तत्तस्मै पृच्छते यदि पृच्छति ॥१७॥**

ત્રણ દિવસસુધી જેને ખાવાનું ન મળ્યું હોય તેવા માણસે ચોથે દિવસે પણ તેવો.જ ભય ઉત્પન્ન થતા ઉપર જણાવ્યા તેવા માણસના ખળ-માંથી, ખેતરમાંથી કે ઘરમાંથી જ્યાંથી મળે ત્યાંથી એકદિવસ ખાવાનું ચાલે તેટલું લઇ લેવું અને તે લેતી વખતે જો માલેક પૂછે તો તેને તે જવાબ દેવો ૧૭.

તે જવાબ દેવો એટલે અન્નવગર મારા પ્રાણ જતાછે તેથી મેં આપ્રમાણે લીધેલ છે. આમછતા તે રાજાપાસે હજર કરે તો રાજાએ તેને ગુન્હેગાર માનવો નહિ

ક્ષુધાથી થયેલી આપત્તિમાં પડેલા ક્ષત્રિયનેમાટે કહેછે—

**ब्राह्मणस्वं न हर्त्तव्यं क्षत्रियेण कदाचन ॥**
**दस्युनिष्क्रिययोस्तु स्वमजीवन्हर्त्तुमर्हति ॥ १८ ॥**

ક્ષત્રિયે કદીપણ બ્રાહ્મણનું ધન લેવું નહિ પણ આજીવિકા ન ચાલતી હોય તો દસ્યુ અને નિષ્ક્રિયનું ધન લેવું. ૧૮.

દસ્યુ એટલે ચોરી કરનાર તથા નિષ્ક્રિય એટલે પોતાના વર્ણાશ્રમધર્મને લગતાં કર્મો નહિ કરનાર આ બન્નેની પાસેથી પરાણે ધન લઇને ક્ષત્રિયે પોતાનાં આવશ્યક ધર્મકર્મ પાર પાડવાં અને જેની રક્ષા કરવી યોગ્ય હોય તેની રક્ષા કરવી.

અસાધુઓનું દમન કરી સાધુઓનું સંરક્ષણ કરવાવિષે કહેછે—

योऽसाधुभ्योऽर्थमादाय साधुभ्यः संप्रयच्छति ॥
स कृत्वा प्लवमात्मानं संतारयति तावुभौ ॥१९॥

જે માણસ અસાધુ પુરુષોપાસેથી ધન લઇને સાધુપુરુષોને આપેછે તે પોતાને નૌકારૂપ કરી ને બન્નેને સારીરીતે તારેછે. ૧૯.

હીનકર્મ કરનાર મનુષ્યપાસેથી ધન લઇને સત્કર્મ કરનાર મનુષ્યને તે ધન આપનાર મનુષ્ય તે બન્નેને તારનાર નૌકારૂપ ગણાયછે કારણકે પહેલો માણસ ધન જવાથી હીનકર્મ કરતો અટકેછે તેથી તરેછે અને બીજો માણસ પોતાને આવશ્યક મદદ મળવાથી સત્કર્મપરાયણ રહેછે તેથી તરેછે.

યોગ્ય ધનની પ્રશંસા અને અયોગ્ય ધનની નિંદા કરેછે—

यद्धनं यज्ञशीलानां देवस्वं तद्विदुर्बुधाः ॥
अयज्वनां तु यद्वित्तमासुरस्वं तदुच्यते ॥ २० ॥

યજ્ઞ કરવાની રુચિવાળા લોકોનું જે ધન છે તેને વિદ્વાનો દેવધનરૂપ જાણેછે અને યજ્ઞાદિસત્કર્મ નહિ કરનારા લોકોનું જે ધન છે તે આસુર-ધન કહેવાયછે. ૨૦.

આની મતલબ એજ છે કે જેઓ સન્માર્ગમાં ધન ખર્ચતા હોય તેઓની પાસેથી પરાણે ધન લેવું નહિ એટલુંજ નહિ પણ તેઓને તે કામમાં મદદ પણ દેવી અને જેઓ સારે માર્ગે પૈસો નહિ વાપરતાં સંચીજ રાખે અથવા ખરાબમાર્ગે ખરચતા હોય તેઓની પાસેથી જરૂર પ્રસંગે રાજા પરાણે ધન લે તો તેમાં દોષ નથી. કારણ કે ઉપરના શ્લોકમાં જણાવ્યું તેમ અયોગ્યની પાસેથી લઇ યોગ્યને મદદ દેવા તેમાં બન્નેને યોગ્યમાર્ગે ચડાવ્યા ગણાયછે.

આવી યોજના કરનાર કોઇ અન્ય મનુષ્ય દંડને યોગ્ય નથી એમ પણ કહેછે—

**न तास्मिन्धारयेद्दण्डं धार्मिकः पृथिवीपतिः ॥**
**क्षत्रियस्य हि बालिश्याद्ब्राह्मणः सीदति क्षुधा ॥२१॥**

ધાર્મિક રાજાએ તેનો દંડ કરવો નહિ કારણકે ક્ષત્રિયના પ્રમાદથીજ બ્રાહ્મણને ભૂખમરો વેઠવો પડેછે ૨૧

ધર્મને માર્ગ ચાલનાર રાજાએ તેનો એટલે જે બ્રાહ્મણ ક્ષુધાથી સીદાતો હોય અથવા જેનુ યજ્ઞાદિસત્કર્મ શક્તિના અભાવથી અટકી પડતુ હોય તેને અન્યકોઇ મનુષ્ય જેના ધનનો કશો સારો ઉપયોગ ન થતો હોય તેનીપાસે પરાણે મદદ અપાવે અથવા તેવો બ્રાહ્મણ તેને નડીને તેની પાસેથી પરાણે મદદ લે તેનો દંડ કરવો નહિ કારણ કે રાજાતરફથી બરાબર સંભાળ રહેતી હોય તો બ્રાહ્મણ દુખી ન થવો જોઇએ અને તેનછતા તે દુખી થતો હોય તો તેને અન્યકોઇ મનુષ્ય આવો યોગ્ય સગવડ કરી આપે તો તેમા તે દંડપાત્ર ગણાય નહિ

આવા પ્રસંગ ન આવે તેમાટે રાજાનું કર્ત્તવ્ય કહેછે—

**तस्य भृत्यजनं ज्ञात्वा स्वकुटुम्बान्महीपतिः ॥**
**श्रुतशीले च विज्ञाय वृत्तिं धर्म्यां प्रकल्पयेत् ॥ २२ ॥**

રાજાએ તે બ્રાહ્મણના પોષ્યવર્ગઉપર ધ્યાન આપી તથા તેનુ શાસ્ત્રશ્રવણ તથા તેનો સદાચાર જાણીને પોતના કુટુમ્બમાથી તેની ધર્મયુક્ત આજીવિકા ઠરાવી આપવી ૨૨

યોગ્ય બ્રાહ્મણ ભૂખે ન મરતા પોતાના ધર્મકર્મ યોગ્યરીતે કરીશકે તેમાટે રાજાએ પોતાના તરફથીજ તેની ધર્મયુક્ત આજીવિકા બાંધી આપવી ધર્મયુક્ત આજીવિકા બાંધી આપવી એમ કહેવાથી સૂચવ્યુ કે એ આજીવિકાના બદલામા તેના પાસેથી નોકરીજેવુ કઇ કામ લેવુ નહિ પણ પોતાને ધર્મ-પુણ્યનો લાભ મળે એનેજ પૂરતો બદલો ગણવો

એજ વિષયને સ્પષ્ટરીતે કહેછે—

**कल्पयित्वास्य वृत्तिं च रक्षेदेनं समन्ततः ॥**
**राजा हि धर्मषड्भागं तस्मात्प्राप्नोति रक्षितात् ।२३।**

રાજાએ બ્રાહ્મણને માટે આજીવિકાની વ્યવસ્થા કરીને સર્વપ્રકારે તેની રક્ષા કરવી. કારણ કે રક્ષણ કરાયેલા તે બ્રાહ્મણની પાસેથી રાજાને તેના ધર્મનો છઠ્ઠો ભાગ મળેછે. ૨૩.

ધર્મકર્મપરાયણ બ્રાહ્મણને જેના તરફથી આજીવિકા મળતી હોય તથા જેના તરફથી તેનું રક્ષણ થતું હોય તેને તેના ધર્મમાંથી છઠ્ઠો ભાગ મળેછે.

યજ્ઞમાટે શૂદ્રના પાસેથી યાચના કરી ધન લેવાનો નિષેધ કરેછે—

न यज्ञार्थं धनं शूद्राद्विप्रो भिक्षेत कर्हिचित् ॥
यजमानो हि भिक्षित्वा चण्डालः प्रेत्य जायते ॥२४॥

બ્રાહ્મણે યજ્ઞને માટે કદીપણ શૂદ્રની પાસેથી ધનની ભિક્ષા લેવી નહિ. આવી રીતે ભીખીને યજ્ઞ કરનારો બ્રાહ્મણ મરણ પામ્યાપછી ચંડાલ જન્મેછે. ૨૪

મોહોટું અનિષ્ટ પરિણામ દેખાડી આવી યાચનાનો અતિ નિષેધ કર્યો છે એમ સમજવું.

યજ્ઞના ઉદ્દેશથી શૂદ્રસિવાયના અન્ય શ્રેષ્ઠવર્ણોની પાસેથી ધન મેળવીને તે ધનવડે યજ્ઞ ન કરે તો તેથી થતી દુર્ગતિ દેખાડેછે—

यज्ञार्थमर्थं भिक्षित्वा यो न सर्वं प्रयच्छति ॥
स याति भासतां विप्रः काकतां वा शतं समाः ॥२५॥

જે બ્રાહ્મણ યજ્ઞમાટે ભિક્ષા માગી, આવેલું સઘળું ધન યજ્ઞમાં આપે નહિ તે બ્રાહ્મણ સો વર્ષપર્યંત ભાસપક્ષીનો અથવા કાગડાનો અવતાર ભોગવેછે. ૨૫

યજ્ઞને માટે શૂદ્રની પાસે યાચના કરવાનો તો નિષેધજ છે પણ બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય એઓની પાસેથી યજ્ઞના ઉદ્દેશવડે ધનની ભિક્ષા માગી તે ધન યજ્ઞમાટે નહિ વાપરતા બીજાં કામમાં વાપરે તો તે બ્રાહ્મણ દુર્ગતિને પામેછે. ભાસ એ ગૃધ્રની જાતિ છે.

દેવધન કે બ્રાહ્મણધનનું અપહરણ કરનારની વિશેષ દુર્ગતિ દેખાડેછે—

**देवस्वं ब्राह्मणस्वं वा लोभेनोपहिनस्ति यः ॥**
**स पापात्मा परे लोके गृध्रोच्छिष्टेन जीवति ॥ २६ ॥**

જે પુરૂષ લોભથી દેવદ્રવ્યનું કે બ્રાહ્મણના દ્રવ્યનું અપહરણ કરેછે તે પાપી પરલોકમાં ગૃધ્રના ઉચ્છિષ્ટવડે પોતાનું જીવન ચલાવેછે. ૨૬.

દેવદ્રવ્ય એટલે યજ્ઞના નિમિત્તનું દ્રવ્ય અથવા દેવપ્રતિમાવગેરેના ઉપયોગમાટેનું દ્રવ્ય તેમજ બ્રાહ્મણનું દ્રવ્ય હરીલેનાર પાપી ગૃધ્રના ઉચ્છિષ્ટવડે પોતાનું જીવન ચલાવેછે એવી તેની મોહોટી દુર્ગતિ થાયછે.

અશક્તિને લીધે નિત્યરૂપે વિહિત પશુ તથા સોમયાગ ન થઇ શકે તો, પ્રત્યવાય ન લાગે તેમાટે શું કરવું તે જણાવેછે—

**इष्टिं वैश्वानरीं नित्यं निर्वपेदब्दपर्यये ॥**
**कॢप्तानां पशुसोमानां निष्कृत्यर्थमसंभवे ॥ २७ ॥**

વર્ષ પૂર્ણ થાય ત્યારે અગ્નિહોત્રી બ્રાહ્મણે, કરવામાટે કહેલા પશુયાગ તથા સોમયાગ ન થયા હોય તો તેના પ્રાયશ્ચિત્તમાટે વૈશ્વાનરી ઇષ્ટિ કરવી. ૨૭.

અસામર્થ્યને લીધે પશુયાગ તથા સોમયાગ ન થાય તો પછી વર્ષ પૂરું થાય ત્યારે એટલે ચૈત્ર સુદિ ૧ ને દિવસે વૈશ્વાનરી ઇષ્ટિ તેના પ્રાયશ્ચિત્તરૂપે કરવી. વૈશ્વાનરી ઇષ્ટિનું સ્વરૂપ પોતાના ગૃહ્યસૂત્રઉપરથી જાણવાનું છે.

લોભ કે આલસ્યથી આપત્તિના સમયની પેઠે જે મનુષ્ય ધર્મકાર્યનો સંકોચ કરેછે તેને કરેલા ધર્મનું કશું ફળ નથી મળતું એવિષે કહેછે—

**आपत्कल्पेन यो धर्मं कुरुतेऽनापदि द्विजः ॥**
**स नाप्नोति फलं तस्य परत्रेति विचारितम् ॥ २८ ॥**

જે દ્વિજ આપત્તિ ન હોય છતાં આપત્તિમાં આચરવાજેવો ધર્મ કરે તે, પરલોકમાં ધર્મના ફળને પામતો નથી એમ શાસ્ત્રકારોનો નિર્ણય છે. ૨૮.

આપત્તિમાજ મુખ્ય ધર્મને બદલે ગૌણધર્મનું અનુષ્ઠાન કરવાની છૂટ છે. પણ કોઇ પુરૂષ આપત્તિવગરના સમયમાં પણ લોભ કે આલસ્યથી તેમ કરવા માગે તો તેનેમાટે છૂટ નથી: તેથી તેવા સમયમાં તો તેને મુખ્ય ધર્મ ન કરવાને લીધે જે પ્રત્યવાય લાગેછે તે પ્રત્યવાય તેવા નિષ્કારણ ગૌણધર્મના અનુષ્ઠાનથી ટળી શકતો નથી.

મુખ્ય વિધિના પ્રતિનિધિરૂપ ગૌણધર્મનું વિધાન કોણે અને શામાટે કર્યું છે તે, ઉપરના શ્લોકમાં કહેલા વિષયની પુષ્ટિમાટે જણાવેછે—

विश्वेश्च देवैः साध्यैश्च ब्राह्मणैश्च महर्षिभिः ॥
आपत्सु मरणाद्भीतैर्विधेः प्रतिनिधिः कृतः ॥२९॥

મરણથી ભય પામેલા વિશ્વેદેવો, સાધ્યો, બ્રાહ્મણો અને મહર્ષિઓએ આપત્તિઓમા મુખ્ય વિધિને બદલે પ્રતિનિધિ કરેલા છે ૨૯

મરણથી ભય પામેલા એટલે સોમપાનવગેરે મુખ્યવિધિ નહિ કરવાને લીધે મરણપછીના નરકયાતનાવગેરેથી ભય રાખનારા વિશ્વેદેવાવગેરે મહાત્માઓએ દયાળુપણાથી, જેઓ આપત્તિના સમયમા સોમયાગવગેરે મુખ્યવિધિ ન કરી શકે તેઓનેજ માટે પ્રતિનિધિરૂપ ગૌણવિધિ કર્યા છે પણ જેઓને કશી આપત્તિ ન હોય તેઓનેમાટે એ ગૌણવિધિ નથી

અઠ્ઠાવીશમા શ્લોકમાં કહેલો વિષયજ ઉપરના શ્લોકના ફલિતાર્થરૂપે પ્રકારાંતરથી કહેછે—

प्रभुः प्रथमकल्पस्य योऽनुकल्पेन वर्त्तते ॥
न सांपरायिकं तस्य दुर्मतेर्विद्यते फलम् ॥३०॥

જે માણસ મુખ્યકર્મ કરવામાં સમર્થ છતાં પ્રતિનિધિરૂપ ગૌણકર્મ કરેછે તે દુર્બુદ્ધિને તે કર્મનું પારલૌકિક ફળ મળતું નથી ૩૦

કદાચ આ લોકમા કીર્તિરૂપ ફળ મળેછે પણ પ્રયાસના નાશરૂપ પારલૌકિક ફળ મળતું નથી

મુખ્ય ધર્મકર્મોમાં વિઘ્નના નિમિત્તભૂત શત્રુતરફથી થતી પીડારૂપ આપત્તિના સમયમા તે આપત્તિ મટાડવામાટે બ્રાહ્મણના સ્વતંત્ર સામર્થ્યનો નિર્દેશ કરેછે—

न ब्राह्मणो वेदयेत किंचिद्राजनि धर्मवित् ॥
स्ववीर्येणैव तान् शिष्यान्मानवानपकारिणः ॥३१॥

ધર્મ જાણનારા બ્રાહ્મણે પોતાના અપકારસંબંધી કાંઇપણ, રાજાપાસે નિવેદન નહિ કરતા પોતાના પ્રભાવથીજ તે અપકાર કરનારાં મનુષ્યોનો નિગ્રહ કરવો ૩૧.

પોતાના ધાર્મિક કર્તવ્યમાં કોઇ નીચ મનુષ્ય વિરોધ કરે તેને અભિચાર પ્રયોગવગેરેથી પરાસ્ત કરવામાં બ્રાહ્મણને કશો દોષ નથી એમ આ શ્લોકનો અભિપ્રાય છે આથી આવે પ્રસંગે અભિચાર પ્રયોગ કરવો એવો વિધિજ છે અથવા રાજાને તે વાત નિવેદન નહિજ કરવી એવો નિષેધ છે એમ સમજવુ નહિ.

બ્રાહ્મણે પોતાના પ્રભાવથીજ શત્રુને પરાસ્ત કરવો તેમાં કારણ કહેછે—

स्ववीर्याद्राजवीर्याच्च स्ववीर्यं बलवत्तरम् ॥

तस्मात्स्वेनैव वीर्येण निगृह्णीयादरीन् द्विजः॥३२॥

પોતાનુ સામર્થ્ય તથા રાજાનુ સામર્થ્ય એ બન્નેમાં પોતાનુ સામર્થ્ય અતિ બળવાન છે, માટે બ્રાહ્મણે પોતાના સામર્થ્યથીજ શત્રુઓનો નિગ્રહ કરવો ૩૨.

રાજા કદાચ નિપુણ ન હોય તો શત્રુનો નિગ્રહ કરે નહિ પણ પોતે જો સમર્થ હોય તો અવશ્ય શત્રુનો નિગ્રહ કરે માટે પોતાના સામર્થ્યને પ્રબળ કહ્યુ છે અથવા રાજસામર્થ્યનું સાહાય્ય ધનવગેરેની અપેક્ષાવાળું છે અને આત્મ-સામર્થ્ય તેવી અપેક્ષાવગરનું છે માટ તેને પ્રબળ ગણ્યુ છે.

બ્રાહ્મણે આત્મસામર્થ્યથી શત્રુઓને પરાસ્ત કરવાનો પ્રકાર દેખાડેછે—

श्रुतीरथर्वाङ्गिरसीः कुर्यादित्यविचारयन् ॥

वाक् शस्त्रं वै ब्राह्मणस्य तेन हन्यादरीन् द्विजः॥३३॥

અથર્વવેદની જે આંગિરસી શ્રુતિઓ છે તેઓમા જે અભિચાર પ્રયોગો છે તે વગરસંશયે કરવા કારણ કે વાણી એજ બ્રાહ્મણનુ શસ્ત્ર છે, તેનાથી તેણે શત્રુઓને હણવા. ૩૩.

અહીં વાણી એટલે અભિચારમંત્રરૂપ વાણી સમજવી.

બ્રાહ્મણે જેમ આત્મસામર્થ્યથી આપત્તિને તરવી તેમ અન્ય વર્ણોએ પણ કેવાં કેવાં સાધનથી આપત્તિને તરવી તે પણ પ્રસંગને લઇને જણાવેછે—

क्षत्रियो बाहुवीर्येण तरेदापदमात्मनः ॥
धनेन वैश्यशूद्रौ तु जपहोमैर्द्विजोत्तमः ॥ ३४ ॥

ક્ષત્રિયે પોતાના બાહુબળથી, વૈશ્યે અને શૂદ્રે ધનથી તથા ઉત્તમ બ્રાહ્મણે જપ તથા હોમથી આપત્તિને તરી જવું. ૩૪.

આવેલી આપત્તિને દૂર કરવામાં ક્ષત્રિયનેમાટે જેમ તેનું પોતાનું બાહુબળ મુખ્ય સાધન છે અને વૈશ્ય તથા શૂદ્રનેમાટે તેનું ધનબળ મુખ્ય સાધન છે તેમ બ્રાહ્મણનેમાટે જપ તથા હોમરૂપ તેનું આત્મબળ મુખ્ય સાધન છે.

ઉપર પ્રમાણે બ્રાહ્મણનો પ્રભાવ દેખાડી હવે બ્રાહ્મણનું અપમાન નહિ કરવાની ભલામણ દેછે—

विधाता शासिता वक्ता मैत्रो ब्राह्मण उच्यते ॥
तस्मै नाकुशलं ब्रूयान्न शुष्कां गिरमीरयेत् ॥ ३५ ॥

બ્રાહ્મણ વિહિત કર્મોનું અનુષ્ઠાન કરનાર, શાસન કરનાર, વક્તા અને મૈત્ર કહેવાયછે. માટે તેમને ખરાબ વચનો કહેવાં નહિ તથા તેની સામે લુખી વાણી બોલવી નહિ ૩૫

શાસન કરનાર એટલે પુત્રોને તથા શિષ્યોને સન્માર્ગમાં ચલાવનાર, વક્તા એટલે પ્રાયશ્ચિત્તવગેરે ધર્મનો ઉપદેશ આપનાર અને મૈત્ર એટલે સર્વ પ્રાણીઓની સાથે મિત્રભાવથી વર્તનાર. આ પ્રમાણે આત્મસામર્થ્યવાળો બ્રાહ્મણ હોય તેને ખરાબ વચનો જેવાં કે " તું શું કરીશકે તેમ છે ? " " તારાથી અભિચાર પ્રયોગ થતો હોય તો કરી લે " વગેરે વાક્યો કહેવાં નહિ તથા જેથી તેનું દિલ દુખાય એવી લુખીવાણી તેની સામે વાપરવી નહિ.

બ્રાહ્મણે પોતાના પ્રભાવથીજ આપત્તિને તરવી એ વિષયમાં બ્રાહ્મણનો પ્રભાવ દેખાડવામાં આવ્યો. હવે કોનાકોનાથી અગ્નિહોત્રમાં હોમ નથી થઇ શકતો અથવા અગ્નિહોત્રીને આપત્તિના સમયમાં અગ્નિહોત્રની બાબતમાં પ્રતિનિધિ કરવાનો સમય આવે ત્યારે કોનેકોને પ્રતિનિધિ કરી ન શકાય તે જણાવેછે—

न वै कन्या न युवतिर्नाल्पविद्यो न बालिशः ॥
होता स्यादग्निहोत्रस्य नार्त्तो नासंस्कृतस्तथा ॥३६॥

કન્યા, યુવાવસ્થાવાળી સ્ત્રી, અલ્પવિદ્યાવાળો પુરુષ, મૂર્ખ, રોગી અને ઉપનયનસંસ્કારનો પુરુષ એઓ અગ્નિહોત્ર હોમી શકતા નથી ૩૬

* આ લોકો સર્વાંશસાજ શ્રૌત હોમ કરવાના અધિકારી નથી તેથી તેઓને આપત્તિના સમયમા અગ્નિહોત્ર હોમવાના પ્રતિનિધિતરીકે રોકવા નહિ આથી એમ દેખાડયુ કે આપત્તિમા અગ્નિહોત્ર હોમવાનુ કામ અધિકારી હોય તેના હાથથીજ કરાવવુ જોઈએ પણ અયોગ્યના હાથથી કરાવવુ જોઈએ નહિ કન્યા અને યુવાવસ્થાવાળી સ્ત્રી એમ કહેવાથી પુત્રની માતા થયેલી સ્ત્રી હોમ કરી શકેછે એમ જણાવ્યુ છે કહ્યુ છે કે—

असामर्थ्ये शरीरस्य व्रते च समुपस्थिते ।
कारयेद्धर्मपत्न्या वा पुत्रं वा विनयान्वितम् ॥

આમા ધર્મપત્નીમાટે છૂટ આપી તેમા પણ જે સ્ત્રી તરુણી હોય તેનો નિષેધ છે પુત્રોત્પત્તિપછી તેણીમા તરુણીત્વ ગણાતુ નથી અને પુત્રમાટે છૂટ આપી છે તેમા પણ જે પુત્ર અનુપનીત હોય તેનેમાટે નિષેધ છે

જેઓનો નિષેધ કરેલો છે તેઓના હાથથી હોમકાર્ય કરાવવાનું પરિણામ કહેછે—

नरके हि पतन्त्येते जुह्वतः स च यस्य तत् ॥
तस्माद्वैतानकुशलो होता स्याद्वेदपारगः ॥३७॥

કન્યાઆદિક જો અગ્નિહોત્રનો હોમ કરે તો તેઓ *નરકમા પડેછે તથા જેનુ તે અગ્નિહોત્ર હોમેછે તે પણ નરકમા પડેછે, માટે જે બ્રાહ્મણ શ્રૌતકર્મમા કુશળ તથા વેદના પારને પામેલો હોય તે હોતા થઈ શકેછે ૩૭

* જેનુ અગ્નિહોત્ર હોય તે એટલે યજમાન અયોગ્યના હાથથી હોમ કરાવવાને લીધે તે હોમ કરનારની સાથે પોતેપણ નરકમા પડેછે.

અગ્ન્યાધાન કર્યાં છતા દક્ષિણા નહિ આપવી તે સાધારણ નથી એમ એકાદ દૃષ્ટાંતથી બતાવેછે—

प्राजापत्यमदत्त्वाश्वमग्न्याधेयस्य दक्षिणाम् ॥
अनाहिताग्निर्भवति ब्राह्मणो विभवे सति ॥३८॥

અગ્નિહોત્રનું ગ્રહણ કરતી વખતે સંપત્તિ હોય છતાં દક્ષિણારૂપે પ્રજાપતિ દેવતાના ઉદ્દેશથી એક અશ્વનું દાન નહિ કરનાર બ્રાહ્મણ અગ્નિહોત્ર લીધા છતાં તેના ફળને પામતો નથી. ૩૮

પંચાગ્નિરૂપ વિરાટ્ તેજ અહીં પ્રજાપતિ દેવના શબ્દે વાચ્ય છે. "સંપત્તિ હોય છતાં" એમ કહેવાથી આપત્તિમાં કદાચ તે દક્ષિણા ન દઇ શકાય તો દોષ નથી એમ સૂચવ્યું છે

શક્તિ ન હોય તો જપાદિક અન્ય પુણ્યકૃત્યો કરવાં પણ મોટા-ઇના લોભથી પ્રસિદ્ધ યજ્ઞો કરવા પ્રવૃત્ત થવું અને તેમાં દક્ષિણા દેતીવખતે સંકોચ કરવો એમ નહિ કરવાની ભલામણ દેછે—

पुण्यान्यन्यानि कुर्वीत श्रद्दधानो जितेन्द्रियः ॥
न त्वल्पदक्षिणैर्यज्ञैर्यजेतेह कथंचन ॥ ३९ ॥

શ્રદ્ધાવાળા જિતેંદ્રિય પુરુષે બીજાં પુણ્યકર્મો કરવાં પણ અલ્પદક્ષિણા-વાળા યજ્ઞોથી કોઇપણ પ્રકારે યજન કરવું નહિ ૩૯.

યજ્ઞ કરવો તેમાં શાસ્ત્રમાં કહ્યાકરતાં ઓછી દક્ષિણા દેવી નહિ. ઓછી દક્ષિણાવાળો યજ્ઞ કરવાકરતાં બીજાં પુણ્યકર્મો કરવાં એટલે તીર્થયાત્રાદિક સત્કર્મો કરવાં એ શ્રેષ્ઠ છે

અલ્પદક્ષિણાવાળો યજ્ઞ કરવાથી થતી હાનિ દેખાડેછે—

इन्द्रियाणि यशः स्वर्गमायुः कीर्त्तिं प्रजाः पशून् ॥
हन्त्यल्पदक्षिणो यज्ञस्तस्मान्नाल्पधनो यजेत् ॥४०॥

યજ્ઞ અલ્પદક્ષિણાવાળો હોય તો તે ઇંદ્રિયોને, યશને, સ્વર્ગને, આયુષ્યને, કીર્તિને, પ્રજાને અને પશુઓને હણી નાખેછે માટે અલ્પધનવાળાએ યજ્ઞ કરવો નહિ. ૪૦.

એક દિશામાં ફેલાયેલી પ્રખ્યાતિ કીર્તિ અને સઘળી દિશાઓમાં ફેલાયેલી પ્રખ્યાતિ યશ કહેવાયછે કહ્યું છે કે—एकदिग्गामिनी कीर्त्तिः सर्वदिग्गामुकं यशः ॥ સામાન્યરીતે આ બન્ને શબ્દો પ્રખ્યાતિને માટે છે પણ જ્યાં તેઓ એક પ્રકરણમાંજ સાથે આવે ત્યાં તેઓની વ્યવસ્થામાટે કાંઈ ભેદ બતાવવો પડેછે. એમ પણ વ્યવસ્થા કરવામાં આવેછે કે જીવતાં જે પ્રખ્યાતિ હોય તે યશ

કહેવાયછે અને મરણપછી જે પ્રખ્યાતિ તે કીર્તિ કહેવાયછે. જો અલ્પ ધનવાળો પુરૂષ યજ્ઞ કરે તો તે દક્ષિણા દેવામાં જરૂર કાંઇ સંકોચ કરે અને તેથી યજ્ઞમાં તેટલી ખામી આવેલી ગણાય. યજ્ઞજેવું સત્કર્મ ખામીવાળું થાય તો તે લાભને બદલે હાનિકર્ત્તા થાયછે. કહ્યુ છે કે—

अन्नहीनो दहेद्राष्ट्रं मन्त्रहीनस्तु ऋत्विजः ।
दीक्षितं दक्षिणाहीनो नास्ति यज्ञसमो रिपुः ॥

એટલે યજ્ઞ જો અન્નવગરનો થાય અર્થાત્ તેમાં અન્નાદિકની વ્યવસ્થામાં ખામી રહે તો જે દેશમાં યજ્ઞ થતો હોય તે આખા દેશને કાંઇ હાનિ કરનાર નિવડેછે. જો યજ્ઞમાં મંત્રોની ખામી રહે તો તેથી ઋત્વિજોને હાનિ થાયછે અને જો દક્ષિણાની ખામી રહે તો યજ્ઞમાં દીક્ષા લેનાર યજમાનને પોતાને હાનિ થાયછે. આ પ્રમાણે જે યજ્ઞ સ્વર્ગફળ આપનાર છે તેજ યજ્ઞ જો કાંઇ ખામીવાળો થાય તો શત્રુરૂપ બની હાનિકર્ત્તા નિવડેછે માટે સાધનહીન પુરૂષે યજ્ઞ કરવા પ્રવૃત્ત ન થવું પણ તેના બદલામાં જપતપવગેરે કે જેમાં પૈસાવગેરે બાહ્યસાધનોની જરૂર પડતી નથી તેમાં પ્રવૃત્ત થવું તે વધારે શ્રેયસ્કર છે.

**કંઇ પણ આપત્તિ ન હોય છતાં વિહિત કર્મનો ત્યાગ કરવામાં પાપ લાગેછે અને તેથી પ્રાયશ્ચિત્ત કરવું પડેછે એમ પ્રાસંગિક દૃષ્ટાંતથી દેખાડેછે—**

## अग्निहोत्र्यपविध्याग्नीन्ब्राह्मणः कामकारतः ॥
## चान्द्रायणं चरेन्मासं वीरहत्यासमं हि तत् ॥ ४१ ॥

અગ્નિહોત્રી બ્રાહ્મણ જો ઇચ્છાપૂર્વક અગ્નિઓનો ત્યાગ કરે તો તેણે એકમાસસુધી ચાંદ્રાયણ કરવું જોઇએ. કારણકે ઇચ્છાપૂર્વક અગ્નિઓનો ત્યાગ કરવો એ કામ પુત્રહત્યા જેવું છે. ૪૧.

અગ્નિહોત્રવાળો બ્રાહ્મણ કંઈપણ આપત્તિ નહિ છતાં જાણી જોઇને સવાર સાંજ અગ્નિમાં હોમ કરવાનું છોડી દે તો તે કામ જ્યેષ્ઠપુત્રની હત્યા કરવાજેવું પાપરૂપ છે. જ્યેષ્ઠપુત્રને માટે મૂળમાં વીર શબ્દ છે તે શબ્દનો અર્થ દેવ અથવા ક્ષત્રિય પણ થાયછે વીરશબ્દનો અર્થ ક્ષત્રિય લેવામાં આવે તો યુદ્ધ નહિ કરતા ક્ષત્રિયની હત્યાજેવું આ પાપ જણાય. કારણ કે યુદ્ધમાં મારવાનો દોષ નથી. એક માસસુધી ચાંદ્રાયણવ્રત કરવું તે આ પાપની શુદ્ધિને માટે છે "ઇચ્છાપૂર્વક" એમ કહ્યુ તેથી આપત્તિને લઈને ત્યાગ થાય તો દોષ નથી એમ સમજવું.

બ્રાહ્મણે આપત્તિમાં પણ શૂદ્રની પાસેથી ધન લઇને અગ્નિહોત્રનું ઉપાસન કરવું નહિ એમ કહેછે—

ये शूद्रादधिगम्यार्थमग्निहोत्रमुपासते ॥
ऋत्विजस्ते हि शूद्राणां ब्रह्मवादिषु गर्हिताः ॥४२॥

જે બ્રાહ્મણો શૂદ્રપાસેથી ધન લઇને અગ્નિહોત્ર હોમેછે તેઓ શૂદ્રના ઋત્વિજો કહેવાયછે અને વેદવાદિબ્રાહ્મણોમાં નિંદિત ગણાયછે ૪૨

શૂદ્રપાસેથી ધનની યાચના કરીને તે ધનથી અગ્ન્યાધાન કરવુ નહિ. કારણ કે તેમા ફજેતરીકે બ્રાહ્મણોના ઉચ્ચવર્ગમા તેઓની હલકાઇ થાયછે, પણ આત્મકલ્યાણનો ઉચ્ચહેતુ પાર પડતો નથી

તેવા બ્રાહ્મણોની હલકી સ્થિતિનું નિદર્શન કરાવેછે—

तेषां सततमज्ञानां वृषलाग्न्युपसेविनाम् ॥
पदा मस्तकमाक्रम्य दाता दुर्गाणि संतरेत् ॥४३॥

તે મૂર્ખ બ્રાહ્મણો કે જેઓ શૂદ્રને માટે અગ્નિહોત્રનુ ઉપાસન કરનારા છે, તેઓના મસ્તકઉપર પગ દઇને તે શૂદ્ર જે તેને ધન આપનાર છે તે સર્વદા પારલૌકિક દુઃખોથી મુક્ત થાયછે ૪૩.

શૂદ્રપાસેથી ધન લઇને અગ્નિહોત્રી બનનારને પોતાને કશુ ઉત્તમ ફળ મળતુ નથી એ તો જેવુ ધન હોય તેનેજ મળેછે.

આવીરીતે પ્રાયશ્ચિત્તપ્રકરણની પહેલાં કેટલાએક પ્રાસંગિક વિષયો કહીને હવે પ્રાયશ્ચિત્તનાં નિમિત્તો કહેછે—

अकुर्वन्विहितं कर्म निन्दितं च समाचरन् ॥
प्रसक्तश्चेन्द्रियार्थेषु प्रायश्चित्तीयते नरः ॥ ४४ ॥

જે પુરૂષ વિહિત કર્મ ન કરતો હોય, નિંદિત કર્મ કરતો હોય અને ઇંદ્રિયના વિષયોમા ઘણી આસક્તિ રાખતો હોય તે પુરૂષ પ્રાયશ્ચિત્ત કરવાને લાયક ગણાયછે ૪૪.

સંધ્યોપાસનવગેરે નિત્યકર્મો તથા શબસ્પર્શવગેરેમાં સ્નાનસરખાં નૈમિત્તિકકર્મો જે કરવાની ધર્મશાસ્ત્રોની આજ્ઞા છે તે વિહિતકર્મો કહેવાયછે. હિંસાવગેરે કર્મો નિંદિત કહેવાયછે. જે માણસ ઇંદ્રિયના વિષયો એટલે શબ્દસ્પર્શઆદિમાં ઘણી આસક્તિ રાખતો હોય તે જરૂર પાપકર્મ કરેછે, માટે એ પુરૂષો પ્રાયશ્ચિત્ત કરવાના અધિકારી થાયછે. અર્થાત્ આવાં મનુષ્યોએ નિષ્પાપ થવામાટે પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. જો તે પ્રાયશ્ચિત્ત ન કરે તો તેની દુર્ગતિ થાયછે યાજ્ઞવલ્ક્ય કહેછે કે—

विहितस्याननुष्ठानान्निन्दितस्य च सेवनात् ।
अनिग्रहाच्चेन्द्रियाणां नरः पतनमृच्छति ॥

એટલે વિહિતકર્મ નહિ કરવાથી, નિંદિતકર્મનું સેવન કરવાથી, તથા ઇંદ્રિયોને કબજે નહિ રાખવાથી મનુષ્ય પતિત થાયછે.

જાણી જોઇને નહિ કરેલાં તથા જાણી જોઇને કરેલાં પાપોમાટે પ્રાયશ્ચિત્તની બાબતમાં મતભેદ જણાવેછે—

**अकामतः कृते पापे प्रायश्चित्तं विदुर्बुधाः ॥**
**कामकारकृतेप्याहुरेके श्रुतिनिदर्शनात् ॥ ४५ ॥**

પાપ અજાણતાં થયેલું હોય તો તેમાં પ્રાયશ્ચિત્ત છે એમ વિદ્વાનો માનેછે કેટલાએક પંડિતો શ્રુતિના નિદર્શનઉપરથી, જાણતાં છતાં કરેલાં પાપમાં પણ પ્રાયશ્ચિત્ત છે એમ પણ કહેછે ૪૫.

અજાણતાં કરેલું પાપ પ્રાયશ્ચિત્તથી મટેછે એમ સામાન્ય માનવું છે. આથી એમ ઠરેછે કે જે પાપ જાણી જોઈને કરેલું હોય તે પ્રાયશ્ચિત્તથી મટે નહિ પણ તે તો ભોગવવાથીજ મટે પરંતુ શ્રુતિનિદર્શન એટલે કેટલાએક વૈદિક દાખલાઓ એવા છે કે જેમા જાણી જોઇને કરેલાં પાપો પણ પ્રાયશ્ચિત્તથી મટ્યાં હોય. જેમકે ઇંદ્રે જાણીજોઇને અમુક તપસ્વીઓને મારી નાખ્યા છતાં બ્રહ્માએ તેને માટે પ્રાયશ્ચિત્ત જણાવ્યું હતું આ ઉપરથી જાણીજોઇને કરેલાં પાપોમાં પણ પ્રાયશ્ચિત્ત થાયછે પણ તેવાં પ્રાયશ્ચિત્તો ઘણાં ભારે હોવાં જોઇએ; કારણ કે જાણીજોઇને કરેલું પાપ પણ ભારે ગણાયછે.

પ્રાયશ્ચિત્તના લાઘવગૌરવની વ્યવસ્થા દેખાડેછે—

**अकामतः कृतं पापं वेदाभ्यासेन शुद्ध्यति ॥**
**कामतस्तु कृतं मोहात्प्रायश्चित्तैः पृथग्विधैः ॥४६॥**

બુદ્ધિપૂર્વક નહિ કરેલુ પાપ વેદના અભ્યાસથીજ નાશ પામેછે અને મોહને લીધે બુદ્ધિપૂર્વક કરેલુ પાપ જુદીજુદી જાતના પ્રાયશ્ચિત્તોથી નાશ પામેછે ૪૬

અભિપ્રાય એજ છે કે બુદ્ધિપૂર્વક કરેલા પાપના પ્રાયશ્ચિત્ત-રના અબુદ્ધિપૂર્વક થયેલ પાપનુ પ્રાયશ્ચિત્ત થોડું હોયછે કારણ કે તે પાપ થોડા બળવાળું ગણાયછે તેથી વેદપાઠ અને તેવા અલ્પપ્રાયશ્ચિત્તોથીજ તે નાશ પામેછે અને વિષયોના મોહને લીધે જાણીજોઇને કરેલા પાપોમાટે વધારે કઠણ પ્રકારના તે તે પાપને અનુસરતા જુદાજુદા પ્રાયશ્ચિત્તો કરવા પડેછે

પાપ કરનાર મનુષ્ય પ્રાયશ્ચિત્ત કર્યાવગર ઉત્તમ મનુષ્યોના સંસર્ગમાં આવવાને યોગ્ય ગણાતો નથી તેવિષે કહેછે—

## प्रायश्चित्तीयतां प्राप्य दैवात्पूर्वकृतेन वा ॥
## न संसर्गं व्रजेत्सद्भिः प्रायश्चित्तेऽकृते द्विजः ॥४७॥

જે દ્વિજ દૈવયોગથી અથવા પૂર્વના પાપથી પ્રાયશ્ચિત્તનો અધિકારી થયો હોય તેણે પ્રાયશ્ચિત્ત કર્યાપહેલા સત્પુરૂષોસાથે સંસર્ગ કરવો નહિ ૪૭

આથી એમ જણાવ્યુ કે જો પ્રાયશ્ચિત્ત કર્યાપહેલા સત્પુરૂષોસાથે સંસર્ગ કરેછે તો તે વિશેષ પાપી થાયછે દૈવયોગથી એટલે અજાણતા પાપ કરવાથી પ્રાયશ્ચિત્તનો અધિકારી થયેલ હોય અથવા પૂર્વકૃત પાપોથી આ જન્મમા કુષ્ઠવગેરે રોગો તે પાપરૂપે પ્રકટ થયેલા હોય તેવી દશામા બીજાઓના સંસર્ગમા તેણે આવવુ નહિ દ્વિજ એમ કહ્યુ છે તે આ ઉપદેશ તરત સમજી શકવાનુ અધિકારીપણુ જણાવવામાટે છે સંસર્ગ કરવો નહિ એટલે યજ્ઞ કરાવવાવગેરે વ્યવહારથી સંબંધમા આવવુ નહિ

કરેલાં પાપો કેવી રીતે પ્રકટ થાયછે તે જણાવેછે—

## इह दुश्चरितैः केचित्केचित्पूर्वकृतैस्तथा ॥
## प्राप्नुवन्ति दुरात्मानो नरा रूपविपर्ययम् ॥ ४८ ॥

કેટલાએક દુષ્ટ લોકો આ જન્મમા કરેલા પાપોથી તથા કેટલાએક લોકો પૂર્વજન્મમા કરેલા પાપોથી ખરાબરૂપને પામેછે ૪૮

કેટલાએક પાપો આ જન્મનાજ ખરાબ ફળ આપનારા છે અને કેટલાંએક પાપો બીજા જન્મમા ખરાબ ફળ આપેછે પણ કરેલુ પાપ જો તેનુ પ્રાયશ્ચિત્ત કરવામા ન આવે તો ફળ આપ્યાસિવાય રહેતુ નથી માટે કરેલા પાપોનું

પ્રાયશ્ચિત્ત અવશ્ય કરવું. પણ કેટલાએક એમ પાપો એવાં હોય છે કે પ્રાયશ્ચિત્તને પણ ગણકારતાં નથી. રોગને માટે જેમ ઔષધોપચાર છે તેમ પાપને માટે પ્રાયશ્ચિત્ત છે. જેમ કેટલાએક રોગો ઔષધોપચારથી છેક નાશ પામી જાય છે, કેટલાએક રોગો ઔષધોપચારથી દબાઇ જાય છે પણ ઔષધોપચારની અસર કમતી થતાં પાછા પાછા ઉઠવા પામે છે અને કેટલાએક રોગો ઔષધોપચારને ગણકારતા નથી તેમ કેટલાએક પાપો પ્રાયશ્ચિત્તથી છેક નષ્ટ થાય છે. કેટલાએક પાપો પ્રાયશ્ચિત્તથી એક છેક નાશ પામતાં નથી પણ નબળાં પડી જાય છે અને અતિ ઉગ્ર પાપો પ્રાયશ્ચિત્તને પણ ગણકારતાં નથી. આમ છતાં જેમ રોગીએ ઔષધોપચાર કરવા એમાંજ તેનું હિત છે તેમ પાપ કરનારે પણ પ્રાયશ્ચિત્ત કરવું એમાંજ તેનું હિત છે.

"પાપોથી ખરાબ રૂપને પામે છે" એમ ઉપન્ના શ્લોકમાં કહ્યું તે હવે વધારે સ્પષ્ટતાથી સમજાવે છે—

सुवर्णचौरः कौनख्यं सुरापः श्यावदन्तताम् ॥
ब्रह्महा क्षयरोगित्वं दौश्चर्म्यं गुरुतल्पगः ॥ ४९ ॥
पिशुनः पौतिनासिक्यं सूचकः पूतिवक्रताम् ॥
धान्यचौरोऽङ्गहीनत्वमातिरेक्यं तु मिश्रकः ॥५०॥
अन्नहर्त्तामयावित्वं मौक्यं वागपहारकः ॥
वस्त्रापहारकः श्वैत्र्यं पङ्गुतामश्वहारकः ॥ ५१ ॥
एवं कर्मविशेषेण जायन्ते सद्विगर्हिताः ॥
जडमूकान्धबधिरा विकृताकृतयस्तथा ॥ ५२ ॥

સુવર્ણની ચોરી કરનાર ખરાબ નખવાળો, મદિરા પીનારો કાળા દાંતવાળો, બ્રહ્મહત્યા કરનાર ક્ષયરોગવાળો ગુરૂપત્નીગમન કરનાર દૌશ્ચર્મ્યવાળો, ચાડી કરનાર દુર્ગંધ નાસિકાવાળો, ખોટી ચાડી કરનાર દુર્ગંધમુખવાળો, ધાન્યની ચોરી કરનાર હીન અંગવાળો, ધાન્યોની ભેળસેળ કરનાર અધિક અંગવાળો રાંધેલા અન્નની ચોરી કરનાર મંદજઠરાગ્નિવાળો, વાણીની ચોરી કરનાર મુંગો, વસ્ત્રની ચોરી કરનાર શ્વિત્રવાળો અને અશ્વની ચોરી કરનાર

સુધી ચાલે. આવી રીતે જેવાં કર્મ હોય તેપ્રમાણે જડ, મુંગા, આંધળા, બહેરા અને વિકારયુક્ત આકૃતિવાળા થાયછે કે જેઓ સારાં માણસોમાં નિંદિત ગણાય છે. ૪૯, ૫૦, ૫૧, ૫૨.

પરંતુ પરિણામકરે પ્રકટેલા રોગો ઔષધોપચારને પણ ગણકારતા નથી. કારણ કે ઔષધોપચાર વાતપિત્તાદિ શારીરિકદોષોના પ્રકોપને શાંત કરવાનું સામર્થ્ય ધરાવેછે પણ કર્મપ્રકોપને શાંત કરવાનું સામર્થ્ય ધરાવતા નથી. જેમ ઔષધોપચારને અને વાતાદિદોષપ્રકોપ એઓને ઉપાયોપેય સંબંધ છે તેમ ઔષધોપચાર અને દુષ્કર્મોનો પ્રકોપ એઓને ઉપાયોપેય સંબંધ નથી, પણ સત્કર્મ પ્રભાવ અને દુષ્કર્મપ્રકોપ એઓને ઉપાયોપેય સંબંધ છે. તેથીજ દુષ્કર્મપ્રકોપથી પ્રકટેલારોગો ઔષધોપચારથી ન મટતાં સત્કર્મપ્રભાવથી મટી શકછે એમ માનવામાં આવ્યું છે. જનનેંદ્રિયપરની તમામ ત્વચા સડીસડીને નાશ પામી જાય તે વિકાર અથવા કોઢ દોશખ્ય કહેવાયછે. ચાડી કરનાર એટલે કોઇની છુપી વાત જાહેર કરી તેને નિંદનાર અથવા નુકશાનમાં ઉતારનાર અને ખોટી ચાડી કરનાર એટલે જેની હયાતીજ ન હોય એવા દોષો ખોટી બીજાને નિંદનાર અથવા નુકસાનમાં ઉતારનાર દુર્ગંધિનાસિકાવાળો તથા દુર્ગંધિ મુખવાળો થાયછે. ગુરૂની પાસે નહિ પણ ચોરીથી ભણનાર હોય તે અથવા પુસ્તકની ચોરી કરનાર હોય તે વાણીની ચોરી કરનાર કહેવાયછે. આવીજ રીતે બીજાં પણ તેવાં તેવાં પાપોપ્રમાણે જૂદાજૂદા વિકારો થાયછે જેમકે દીવાની ચોરી કરનાર આંધળો થાયછે વગેરે.

પાપોનાં પરિણામો ઉપર જણાવ્યાપ્રમાણે આવેછે માટે પ્રાયશ્ચિત્તની આવશ્યકતા છે એમ કહેછે—

**चरितव्यमतो नित्यं प्रायश्चित्तं विशुद्धये ॥**
**निन्द्यैर्हि लक्षणैर्युक्ता जायन्तेऽनिष्कृतैनसः ॥५३॥**

એટલામાટે પાપમાથી મુક્ત થવાને અવશ્ય પ્રાયશ્ચિત્ત કરવું. કારણ કે પાપનું પ્રાયશ્ચિત્ત નહિ કરનારાં મનુષ્યો નિંદ્યલક્ષણોથી યુક્ત થાયછે. ૫૩.

પાપનું પ્રાયશ્ચિત્ત નહિ કરનારા મનુષ્યો પરલોકમાં ભોગવતા બાકી રહેલાં પાપથી નિંદા કરવાલાયક લક્ષણોવાળા એટલે ખરાબરૂપવાળાવગેરે થાયછે. જેને પોતાનાં પાપનો ક્ષય કરવાની ઇચ્છા હોય તે પ્રાયશ્ચિત્ત કરવાનો અધિકારી ગણાયછે.

પાપોને નબળાં પાડવાં અથવા પાપોનો નાશ કરવો એ પ્રાયશ્ચિત્તનું કામ છે તેથી હવે પાપોનું પરિગણન કરેછે—

ब्रह्महत्या सुरापानं स्तेयं गुर्वङ्गनागमः॥
महान्ति पातकान्याहुः संसर्गश्चापि तैः सह ॥५४॥

બ્રહ્મહત્યા, સુરાપાન, ચોરી, ગુરૂપત્નીનું ગમન તથા તે પાપ કરનારાઓની સાથે સંસર્ગ એ પાંચ મહાપાપ કહેવાયછે ૫૪

બ્રાહ્મણના પ્રાણનો ઘાત કરનારી ક્રિયા બ્રહ્મહત્યા કહેવાયછે તે ક્રિયા પોતે કરલી હોય કે બીજાપાસે કરાવી હોય તોપણ તે પાતકરૂપ છે શાતાતપમુનિ કહેછે કે—

गोभूहिरण्यग्रहणे स्त्रीसम्बन्धकृतेपि वा ।
यमुद्दिश्य त्यजेत्प्राणांस्तमाहुर्ब्रह्मघातकम् ॥

એટલે ગાય, પૃથ્વી તથા સુવર્ણના હરણને લીધે અથવા સ્ત્રીસંબંધમાટે જેના ઉદ્દેશથી બ્રાહ્મણ પ્રાણનો ત્યાગ કરે તે માણસ બ્રહ્મહત્યા કરનાર ગણાયછે વળી પણ કહ્યું છે કે—

रागाद्द्वेषात्प्रमादाद्वा स्वतः परत एव वा ।
ब्राह्मणं घातयेद्यस्तु तमाहुर्ब्रह्मघातकम् ॥

એટલે રાગથી, દ્વેષથી તથા પ્રમાદથી જે માણસ પોતે બ્રાહ્મણનો ઘાત કરે અથવા બીજાપાસે ઘાત કરાવે તેને બ્રહ્મહત્યા કરનાર કહેલ છે બ્રાહ્મણના સુવર્ણની ચોરી એજ મહાપાપ ગણાયછે ગુરૂપત્નીનું ગમન એમાં ગુરૂશબ્દથી મુખ્યપણે પિતાનું ગ્રહણ કરવું

જેઓને બ્રહ્મહત્યાસરખાં ગણવામાં આવેછે તેવાં પાપોવિષે કહેછે—

अनृतं च समुत्कर्षे राजगामि च पैशुनम् ॥
गुरोश्चालीकनिर्बन्धः समानि ब्रह्महत्यया ॥५५॥

જાતિની ઉત્તમતામાટે ખોટું વચન, રાજાના સંબંધમાં પૈશુન અને ગુરૂઉપર ખોટો આરોપ એ પાપો બ્રહ્મહત્યાસરખાં છે ૫૫

બ્રાહ્મણ નહિ છતાં હું બ્રાહ્મણ છું એમ હલકી જાતિનો માણસ જૂઠું બોલે તે, કોઇનું અનિષ્ટ કરવામાટે રાજાની પાસે પૈશુન કરવું એટલે ચાડી કરવી તે અને ગુરૂને દુષ્ટ-ખોટાં વચનો સંભળાવવાં એ ત્રણ પાપો બ્રહ્મહત્યાના જેવાંજ ગણાયછે.

જે પાપો સુરાપાનસરખાં ગણાયછે તેઓનું પરિગણન કરેછે—

ब्रह्मोज्झता वेदनिन्दा कौटसाक्ष्यं सुहृद्वधः ॥
गर्हितानाद्ययोर्जग्धिः सुरापानसमानि षट् ॥५६॥

વેદનો ત્યાગ, વેદની નિંદા, ખોટી સાક્ષી, મિત્રનો વધ અને નિંદિત વસ્તુનું તથા અભક્ષ્યવસ્તુનું ભક્ષણ એ ૭ પાપો સુરાપાનસમાન છે ૫૬.

વેદ ભણ્યાપછી નિત્યસ્વાધ્યાય છોડી દેવાને લીધે તેનું વિસ્મરણ થાય તે અથવા વેદ ભણવો આવશ્યક છતાં તે ભણવામાં ન આવે અથવા અન્ય કુત્સિત શાસ્ત્રો ભણવામાં પરાયણ રહી વેદાધ્યયનને બાજુપર મૂકવામાં આવે તે વેદનો ત્યાગ ગણાયછે. પાખંડવિચારોને અનુસરીને વેદને માટે અયોગ્ય શબ્દો ઉચ્ચારવામાં આવે તે વેદની નિંદા કહેવાયછે. અહીં બ્રાહ્મણસિવાય અન્યજાતિવાળા મિત્રનો વધ સમજવો. કારણ કે બ્રાહ્મણમિત્રનો વધ તો બ્રહ્મહત્યામાંજ આવી જાયછે. તો પણ મિત્રબ્રાહ્મણનો વધ કરવાથી અધિક યા વિશેષ નરકયાતનાના કારણભૂત બનેછે. લશુનવગેરે નિંદિતપદાર્થો તથા અતિશ્રદ્ધાન્નવગેરે અભક્ષ્યપદાર્થોનું ભક્ષણ આ સઘળું સુરાપાનના જેવું પાપરૂપ છે

સુવર્ણની ચોરીની સમાનતાવાળાં પાપોવિષે કહેછે—

निक्षेपस्यापहरणं नराश्वरजतस्य च ॥
भूमिवज्रमणीनां च रुक्मस्तेयसमं स्मृतम् ॥५७॥

થાપણ ઓળવવી, તેમજ મનુષ્યનું, અશ્વનું રૂપાનું, પૃથ્વીનું, હીરાનું તથા મણિનું અપહરણ કરવું તે સઘળું સુવર્ણની ચોરીસરખું ગણાયેલું છે. ૫૭.

પુત્રીનું વાગ્દાન કરી પાછળથી વરમાં કશો દોષ નહિ છતાં તેને બીજે ઠેકાણે પરણાવી દેવી તેમાં મનુષ્યહરણની સમાનતા માની સુવર્ણની ચોરીસરખું પાપ કહેલું છે

ગુરુપત્નીગમનની બરોબરી કરનારાં પાપો ગણાવેછે—

रेतःसेकः स्वयोनीषु कुमारीष्वन्त्यजासु च ॥
सख्युः पुत्रस्य च स्त्रीषु गुरुतल्पसमं विदुः ॥५८॥

સહોદર ભગિની કુમારી, ચંડાલસ્ત્રી, મિત્રની સ્ત્રી અને પુત્રની સ્ત્રીનું ગમન કરવું તે ગુરુપત્નીગમન જેવું છે એમ જાણેલું છે ૫૮.

જે પાપને જે મહાપાપજેવું ગણવામાં આવ્યું છે તે પાપનું પ્રાયશ્ચિત્ત તે મહાપાપના પ્રાયશ્ચિત્ત જેવું હોયછે

હવે ઉપપાતકોવિષે કહેછે--

गोवधोऽयाज्यसंयाज्यपारदार्यात्मविक्रयाः ॥
गुरुमातृपितृत्यागः स्वाध्यायाग्न्योः सुतस्य च ॥५९॥
परिवित्तितानुजेनूढे परिवेदनमेव च ॥
तयोर्दानं च कन्यायास्तयोरेव च याजनम् ॥६०॥
कन्याया दूषणं चैव वार्धुष्यं व्रतलोपनम् ॥
तडागारामदाराणामपत्यस्य च विक्रयः ॥ ६१ ॥
व्रात्यता बान्धवत्यागो भृत्याध्यापनमेव च ॥
भृत्या चाध्ययनादानमपण्यानां च विक्रयः ॥६२॥
सर्वाकरेष्वधीकारो महायन्त्रप्रवर्त्तनम् ॥
हिंसौषधीनांस्त्र्याजीवोऽभिचारो मूलकर्म च ॥६३॥
इन्धनार्थमशुष्काणां द्रुमाणामवपातनम् ॥
आत्मार्थं च क्रियारम्भो निन्दितान्नादनं तथा ॥६४॥
अनाहिताग्निता स्तेयमृणानामनपक्रिया ॥
असच्छास्त्राभिगमनं कौशीलव्यस्य च क्रिया ॥६५॥
धान्यकुप्यपशुस्तेयमद्यपस्त्रीनिषेवणम् ॥
स्त्रीशूद्रविट्क्षत्रवधो नास्तिक्यं चोपपातकम् ॥६६॥

ગોવધ, યજ્ઞ કરાવવાયોગ્ય ન હોય તેને યજ્ઞ કરાવવો, પરસ્ત્રીનું ગમન, પોતે વહેંચાવું, ગુરૂનો, માતાનો તથા પિતાનો ત્યાગ; સ્વાધ્યાયનો, અગ્નિનો અને પુત્રનો ત્યાગ, પ્રથમથી નાહાનાભાઇનો વિવાહસંસ્કાર થતાં મોહોટા-ભાઇને પ્રાપ્ત થતું પરિવિત્તિપણું', મોહોટાભાઇના વિવાહપહેલાં વિવાહ કરવાથી

મલ વગેરેને નહિં સુંઘવાયોગ્ય પદાર્થો સમજવા -સરલમનુષ્યોની સાથે -આડાઇવાળો વ્યવહાર કરવો તે વક્રપણું ગણાયછે આમાંનું એક એક કર્મ પણ મનુષ્યને તેની જાતિથી ભ્રષ્ટ કરનારું છે.

સંકર જાતિની તુલ્યતા આપનારાં કર્મોવિષે કહેછે—

खराश्वोष्ट्रमृगेभानामजाविकवधस्तथा ॥
सङ्करीकरणं ज्ञेयं मीनाहिमहिषस्य च ॥ ६८ ॥

ગધેડાને, ઘોડાને, ઉંટને, મૃગને, હાથીને, બકરાને, ઘેટાંને, મત્સ્યને, સર્પને અને પાડાને મારવા તેને સંકરીકરણ પ.પો જાણવાં. ૬૮.

ઉચ્ચ જાતિવાળાઓની સંકર જાતિવાળાઓસાથે તુલ્યતા કરનારું આ પ્રત્યેક કર્મ સંકરીકરણ કહેવાયછે.

સત્પાત્રપણું મટાડી દે એવાં કર્મોવિષે કહેછે—

निन्दितेभ्यो धनादानं वाणिज्यं शूद्रसेवनम् ॥
अपात्रीकरणं ज्ञेयमसत्यस्य च भाषणम् ॥ ६९ ॥

નિંદિતલોકોની પાસેથી ધન લેવું, વ્યાપાર કરવો, શૂદ્રની સેવા કરવી અને અસત્ય બોલવું એ અપાત્રીકરણ છે એમ જાણવું. ૬૯.

સ્વધર્મપરાયણ બ્રાહ્મણ કે જેને કાંઈપણ દાન દેવાથી તે દાન દેનારને યોગ્ય ફળ મળેછે તે બ્રાહ્મણ સત્પાત્ર કહેવાયછે આવો બ્રાહ્મણ પણ જો જે લોકોની પાસેથી દાન લેવું યોગ્ય નથી તેવા નિંદિતકર્મવાળા અથવા હલકી જાતિવાળા ગમે તે લોકોની પાસેથી લોભવડે દાનથી કે ગમે તે રીતે ધન લેવા માટે, વ્યાપાર કરવામાં ગુંથાય, શૂદ્રોનું સેવન કરે અને અસત્ય ભાષણ કરનારો થાય તો સત્પાત્ર મટી જાયછે. તેથી આવું પ્રત્યેક કર્મ અપાત્રીકરણ કહેવાયછે.

મલિનતા કરનારાં પાપરૂપ કર્મોનો નિર્દેશ કરેછે—

कृमिकीटवयोहत्या मद्यानुगतभोजनम् ॥
फलैधःकुसुमस्तेयमधैर्यं च मलावहम् ॥ ७० ॥

કૃમિઓને, કીડાઓને અને પક્ષીઓને મારવાં, મદ્યમસંગવાળું ભોજન કરવું, ફલ, કાષ્ઠ અને પુષ્પોની ચોરી કરવી તથા ધૈર્યનો ત્યાગ કરવો તે મલિનીકરણ કહેવાયછે. ૭૦.

, ક્ષુદ્રજંતુઓ કૃમિ કહેવાયછે અને તેથી જરા મોટાં હોય તે કીડાઓ કહેવાયછે જેને મધનો સ્પર્શ થઇ ગયો હોય અથવા જે કહાડી નાખેલ મધના પાત્રમાં મૂકેલુ હોય અથવા જેની નજીકમાં મધ રહેલું હોય તે મધસ સર્ગવાળું ગણાયછે આમાનુ પ્રત્યેક કર્મ મલિનીકરણ એટલે અપવિત્રતા કરનારું છે

મહાપાપ, મહાપાપના જેવાં ગણાતાં પાપો, જાતિભ્રંશકર પાપો, સંકરીકરણ પાપો, અપાત્રીકરણ પાપો અને મલિનીકરણ પાપો આવીરીતે પાપોના જુદા જુદા પ્રકારો બતાવી હવે પ્રાયશ્ચિત્તોનો ઉપક્રમ કરેછે—

**एतान्येनांसि सर्वाणि यथोक्तानि पृथक् पृथक् ॥**
**यैर्यैर्व्रतैरपोह्यन्ते तानि सम्यङ् निबोधत ॥७१॥**

ઉપર કહેલા એ બધા જુદા જુદા પાપો જે જે વ્રતો કરવાથી નાશ પામેછે તે બધા વ્રતો યોગ્યરીતે શ્રવણ કરો ૭૧

ઉપર કહેલા સઘળા પાપો પ્રાયશ્ચિત્ત કરવાના નિમિત્તરૂપ છે એ પાપોના વિનાશ કરવાની ઇચ્છાવાળા પુરુષે તે તે પાપને મટાડવાની શક્તિ ધરાવનાર તે તે વ્રતરૂપ પ્રાયશ્ચિત્ત કરવુ જોઇએ

બ્રહ્મહત્યાના પ્રાયશ્ચિત્તવિષે કહેછે—

**ब्रह्महा द्वादश समाः कुटीं कृत्वा वने वसेत् ॥**
**भैक्ष्याश्यात्मविशुद्ध्यर्थं कृत्वा शवशिरोध्वजम् ॥७२॥**

બ્રહ્મહત્યા કરનાર મનુષ્યે પોતાની શુદ્ધિને માટે ભિક્ષાનુ અન્ન ખાઇ શબના મસ્તકની નિશાની કરી વનમા ઝુંપડી બાંધી બારવર્ષપર્યંત રહેવુ ૭૨.

જે બ્રાહ્મણે અજાણતા બ્રાહ્મણની હત્યા કરી હોય તેને માટે આ પ્રાયશ્ચિત્ત છે તેણે ભિક્ષાનુ અન્ન ખાવુ યમસ્મૃતિમા કહ્યુ છે કે—

सप्तागाराण्यपूर्वाणि यान्यसंकल्पितानि च ।
प्रविशेत्तानि शनकैर्विधूमे भुक्तवज्जने ॥
अभिशस्तं वदन् भैक्षमेनो विख्याप्य संचरेत् ।
एककालं चरेद्भैक्ष्यं तदलब्ध्वोदकं पिबेत् ॥

એટલે પ્રતિદિન પ્રથમ નહિ ધારી રાખેલા નવીન સાત ઘરોપ્રત્યે ત્યાં જ્યારે ધુમાડો મટી ગયો હોય તથા લોકોએ જમી પણ લીધુ હોય ત્યારે ધીમે ધીમે જવુ અને જઈને 'હું જે બ્રહ્મહત્યા કરનાર છું તેને ભિક્ષા આપો ' એમ પોક

તાનું પાપ જાહેર થાય તેમ કહીને ફરવું આ રીતે એકત્ર આઠ ભિક્ષા લાવવી કોઈ દિવસ ખાવાનું ન મળે તો જળપાન કરીને પણ ચલાવી લેવું શબના મસ્તકની નિશાની રાખવી એટલે હાથમાના દંડપર મસ્તકની નિશાની રાખવી જેથી લોકો સમજી શકે કે આ માણસે બ્રહ્મહત્યા કરી છે આ પ્રાયશ્ચિત્ત બ્રાહ્મણે અજ્ઞાનથી બ્રાહ્મણની હત્યા કરી હોય તેને માટે છે ભવિષ્યપુરાણમા કહ્યુ છે કે ક્ષત્રિયોને માટે બમણું વૈશ્યોને માટે ત્રણગણું અને શૂદ્રોને માટે ચારગણું પ્રાયશ્ચિત્ત કહેવામાટે મહાત્માઓની સભા કરવી અને પછી તેના કહેવા પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરવું આથી અહીં બતાવેલું આ પ્રાયશ્ચિત્ત બ્રાહ્મણમાટેજ છે જો ઈચ્છાપૂર્વક બ્રહ્મહત્યા કરી હોય તો બારને બદલે ચોવીશ વર્ષ ગણવા કારણ કે અંગિરામુનિ તેમજ કહેછે

ઇચ્છાપૂર્વક બ્રહ્મહત્યા કરનાર ક્ષત્રિયને માટે પ્રાયશ્ચિત્ત કહેછે—

**लक्ष्यं शस्त्रभृतां वा स्याद्विदुषामिच्छयात्मनः ॥**
**प्रास्येदात्मानमग्नौ वा समिद्धे त्रिरवाक्शिराः ॥७३॥**

અથવા પોતાની ઇચ્છાથી, જાણનારા શસ્ત્રધારી લોકોના નિશાનરૂપ થવું અથવા જાજ્વલ્યમાન અગ્નિમા ઉંધે માથે ત્રણવાર પોતાના દેહને નાખવો ૭૩

આ શ્લોક કહેછે કે અગ્નિમા શરીરને એવી રીતે નાખવું કે જેથી તે સળગી જાય આ પ્રાયશ્ચિત્ત ગુણવાન બ્રાહ્મણના વધમાટે છે

નિર્ગુણ બ્રાહ્મણના વધનું પ્રાયશ્ચિત્ત ક્ષત્રિયને તથા અન્યવર્ણોને માટે કહેછે—

**यजेत वाश्वमेधेन स्वर्जिता गोसवेन वा ॥**
**अभिजिद्विश्वजिद्भ्यां वा त्रिवृताग्निष्टुतापि वा ॥७४॥**

અથવા અશ્વમેધ યજ્ઞ કરવો અથવા સ્વર્જિત્, ગોસવ અભિજિત્, વિશ્વજિત્ અથવા ત્રણવાર અગ્નિષ્ટોમ યજ્ઞ કરવો ૭૪

અશ્વમેધ યજ્ઞ કરવારૂપ પહેલું પ્રાયશ્ચિત્ત ક્ષત્રિયે જાણી જોઇને નિર્ગુણ બ્રાહ્મણની હત્યા કરી હોય તેને માટે છે અને તેપછીના પાપો અજાણતા બ્રાહ્મણની હત્યા કરનાર બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યને માટે છે સ્વર્જિત્ યજ્ઞથી માંડી ત્રણવાર અગ્નિષ્ટોમયજ્ઞ કરવા સુધીના વિકલ્પો શક્તિની ન્યૂનાધિકતામાટે છે

એટલે હે કાર્તિકેય! વેદાભ્યાસવગરનો અને અગ્નિહોત્રવગરનો બ્રાહ્મણ જ્યારે અતિમાત્ર બ્રાહ્મણને હણે ત્યારે તેણે તે પાપમાંથી છૂટવાને આ પ્રાયશ્ચિત્ત કરવું એટલે જેને દાન દેવું હોય તેની આજીવિકા ચાલે તેટલું ધન અથવા પશુ, સુવર્ણ અને ધનધાન્યથી ભરેલું આખું ઘર તેને આપી દેવું.

નિર્ગુણબ્રાહ્મણને જાણીજોઇને મારી નાખનાર બ્રાહ્મણને માટે પ્રાયશ્ચિત્ત કહેછે—

हविष्यभुग्वानुसरेत्प्रतिस्रोतः सरस्वतीम् ॥
जपेद्वा नियताहारस्त्रिर्वै वेदस्य संहिताम् ॥७७॥

અથવા હવિષ્યાન્ન ખાવું અને સરસ્વતીના પ્રવાહની સામે ચાલ્યા જવું. અથવા નિયત આહારવાળા રહી ત્રણવાર વેદની સંહિતાનો જપ કરવો. ૭૭.

પહેલો પક્ષ વેદાભ્યાસવગરના બ્રાહ્મણને માટે છે તથા પછીનો પક્ષ વેદાભ્યાસવાળા બ્રાહ્મણને માટે છે. શ્યામાકનીવારવગેરે મુનિધાન્ય તથા દુધઘીવગેરે હવિષ્યાન્ન કહેવાયછે. જ્યાંત્યાં સરસ્વતી નદી કહેવાતી હોય તે સઘળી નદીઓના પ્રવાહના મુખપાસેથી તીરપર ચાલી મૂળપર્યંત પહોચવું.

બ્રહ્મહત્યાના પ્રાયશ્ચિત્તરૂપે આ અધ્યાયના ૭૨ મા શ્લોકમાં જે બારવર્ષનું પ્રાયશ્ચિત્ત કહ્યું છે તેના સંબંધમાં વિશેષ કહેછે—

कृतवापनो निवसेद् ग्रामान्ते गोव्रजेपि वा
आश्रमे वृक्षमूले वा गोब्राह्मणहिते रतः ॥७८॥

મુંડન કરાવી, ગાયો તથા બ્રાહ્મણોના હિતમાં પ્રીતિ રાખી ગામના સમીપમાં, ગાયોને બેસવાના પ્રદેશમાં, કોઇ પવિત્ર આશ્રમમાં અથવા કોઇ વૃક્ષની નીચે નિવાસ કરીને રહેવું ૭૮.

જેટલાં પ્રાયશ્ચિત્તવ્રતો ઉપર કહેવામાં આવ્યાં તેઓમાંના અમુક એક સ્થળે રહીને કરવાનાં જે જે વ્રતો છે તે સઘળામાટે આ સાધારણધર્મ છે એમ પણ મનાયછે. દ્વાદશવાર્ષિક વ્રતમાં ઝુંપડી બાંધીને રહેવાનું કહ્યું છે અને અહીં વૃક્ષની નીચે પણ કહ્યું તેથી એ બન્નેનો વિકલ્પ સમજવો એટલે ઝુંપડી બાંધીને રહેવું અથવા વૃક્ષની નીચે રહેવું

બ્રહ્મહત્યાના પ્રાયશ્ચિત્તરૂપ વ્રતનો આરંભ કર્યાપછી તેની સમાપ્તિ ન થઇ હોય છતાં અધવચ પણ જે જે કર્મવડે તે પાપનો ક્ષય થઇ જાયછે તે જણાવેછે—

ब्राह्मणार्थे गवार्थे वा सद्यः प्राणान् परित्यजेत् ॥

मुच्यते ब्रह्महत्याया गोप्ता गोर्ब्राह्मणस्य च ॥७९॥

બ્રહ્મહત્યા કરનાર મનુષ્ય બ્રાહ્મણમાટે અથવા ગાયોમાટે પ્રાણનો ત્યાગ કરે તે બ્રહ્મહત્યાથી તુરતજ મુક્ત થાયછે એવીજ રીતે ગાયનું તથા બ્રાહ્મણનું રક્ષણ કરનાર પણ મુક્ત થાયછે ૭૯

અગ્નિ વગેરે દિસકો તેઓથી દબાયેલ ગાયનું કે બ્રાહ્મણનું રક્ષણ કરતાં પોતાના પ્રાણ છોડનાર તેઓનું રક્ષણ ન કરી શકેલ હોય તોપણ બ્રહ્મહત્યાથી છૂટેછે અને ગાય તથા બ્રાહ્મણને બચાવી લેનાર કદાચ જીવતો રહ્યો હોય તો પણ બ્રહ્મહત્યાથી તુરત છૂટેછે પ્રાયશ્ચિત્તવ્રત ભલે પૂર્ણ ન થયું હોય તોપણ તે છૂટી જાયછે

બ્રહ્મહત્યાથી તુરત છૂટવાનો બીજો પ્રકાર પણ કહેછે—

त्रिवारं प्रतिरोद्धा वा सर्वस्वमवजित्य वा ॥

विप्रस्य तन्निमित्ते वा प्राणालाभे विमुच्यते॥८०॥

બ્રાહ્મણનેમાટે તેનું સર્વસ્વ હરાઇજતું હોય તે વખતે તે હરીજનારને ત્રણ વખત અટકાવનારો અથવા તો સર્વસ્વ જીતી લઇને પાછું લાવી દેનારો અથવા તે વિપત્તિમાં પોતાના પ્રાણ છોડનારો પણ બ્રહ્મહત્યાથી મુક્ત થાયછે ૮૦

બ્રાહ્મણના સર્વસ્વને ચોરવગેરે કોઇ હરીજતા હોય તે વખતે બ્રાહ્મણના તરફથી તે ચોરવગેરેની સામે થઇ ત્રણ વખત તેઓને પોતાની શક્તિપ્રમાણે પૂર્ણ પ્રયત્નથી અટકાવે આમ કરવામાં છેવટ તે સફળ ન થાય તોપણ બ્રહ્મહત્યાના પાપથી છૂટેછે ત્રણ વખતને બદલે એકાદ વખતમાં ચોરવગેરેની સામે થઇ બ્રાહ્મણનું સર્વસ્વ પાછું લાવી આપનાર હોય તેપણ તે પાપથી છૂટી જાયછે- અને તેવો પ્રયત્ન કરતાં તે કદાચ મરણ પામે તોપણ બ્રહ્મહત્યાથી છૂટી જાયછે

પ્રાણાલાભે ને બદલે પ્રાણલાભે એવો પણ પાઠ છે તેનો અર્થ એ થાયછે કે બ્રાહ્મણનું સર્વસ્વ હરાઇ જતુ હોય તે વખતે બ્રાહ્મણ પોતે પ્રાણસંશયમાં જતો હોય તેને અટકાવી તેનુ જેટલુ ધન ગયુ હોય તેટલુ ધન પોતાની પાસેથી દઈ તેના પ્રાણ બચાવે તે પણ બ્રહ્મહત્યાથી છુટેછે આ બાબતમા મુનિ યાજ્ઞવલ્ક્ય કહેછે કે–

ब्राह्मणस्य परित्राणाद्गवा द्वादशकस्य वा ।
तथाश्वमेधावभृथस्नानाद्वा शुद्धिमाप्नुयात् ॥
दीर्घतीव्रामयग्रस्तं ब्राह्मणं गामथापि वा ।
दृष्ट्वा पथि निरातङ्कं कृत्वा वा ब्रह्महा शुचिः ॥
आनीय तस्य सर्वस्वं हृतं घातित एव वा ।
तन्निमित्तं क्षतः शस्त्रैर्जीवन्नपि विशुद्ध्यति ॥

એટલે બ્રાહ્મણ તથા બાર ગાયોનુ રક્ષણ કરવાથી અથવા અશ્વમેધયજ્ઞમા અવભૃથસ્નાન કરવાથી અથવા લાંબા સમયના દીર્ઘ રોગમા બ્રાહ્મણને કે માર્ગમા તેવી ગાયને દેખતા બચાવી લેવાથી, બ્રાહ્મણનુ સર્વસ્વ બચાવવા જતા મરણતોલ માર ખાવાથી કે શસ્ત્રોવડે ઘાયલ થવાથી બ્રહ્મહત્યાવાળો જીવતા પણ બ્રહ્મહત્યાના પાપથી છુટેછે ગુણવાન ક્ષત્રિયે નિર્ગુણ બ્રાહ્મણની હત્યા કરી હોય તેમાથી છુટવામાટેના આ પ્રકાર છે

દ્વાદશવર્ષના પ્રાયશ્ચિત્તની સમાપ્તિ પહેલાં પણ બ્રહ્મહત્યાથી છુટવાના પ્રકારો કહીને હવે તેવા પ્રકારોથી છુટવાનુ કાંઇ નિમિત્ત ન મળે તો પછી તે પ્રાયશ્ચિત્ત સમાપ્ત થતાં છુટાય છે એમ જણાવેછે—

**एवं दृढव्रतो नित्यं ब्रह्मचारी समाहितः ॥**
**समाप्ते द्वादशे वर्षे ब्रह्महत्यां व्यपोहति ॥ ८१ ॥**

એ પ્રમાણે મનને સ્વાધીન રાખી સતત દૃઢ વ્રતવાળો અને બ્રહ્મચર્ય પાળનારો માણસ બાર વર્ષ પૂરા થતા બ્રહ્મહત્યાના પાપથી મુક્ત થાયછે ૮૧

દૃઢવ્રતને બદલે દૃઢમતિ એવો પણ પાઠ આવેછે તેના આરિતમુદિને લીધે જેમ તેવા નિશ્ચયો તો પોતાના વ્રતને નહિ છોડનાર એમ અર્થ કરવામા આવેછે

બ્રહ્મહત્યાના પ્રાયશ્ચિત્તસબંધી કેટલો પક્ષ કહેછે—

शिष्ट्वा वा भूमिदेवानां नरदेवसमागमे ॥
स्वमेनोवभृथस्नातो हयमेधे विमुच्यते ॥ ८२ ॥

અથવા જેમા બ્રહ્મણો અને રાજાઓ ભેળા થયછે એવા અશ્વમેધ-યજ્ઞમા પોતાનુ પાપ પોતેજ જાહેર કરીને પછી અવભૃથસ્નાન કરે એટલે પ્રાયશ્ચિત્તથી છૂટેછે ૮૨

યજ્ઞની સમાપ્તિમા યજમાન મોહોટા ઉત્સવથી નદીવગેરેમા સ્નાન કરેછે તે અવભૃથસ્નાન કહેવાયછે, એ વખતે તેની સાથે જે અન્યમનુષ્યો સ્નાન કરેછે તેઓ પણ પાપથી મુક્ત થાયછે

બ્રાહ્મણો અને ક્ષત્રિયોની આગળ પોતાનું પાપ જાહેર કરવાનો હેતુ કહેછે—

धर्मस्य ब्राह्मणो मूलमग्रं राजन्य उच्यते ॥
तस्मात्समागमे तेषामेनो विख्याप्य शुद्ध्यति ॥८३॥

બ્રાહ્મણ ધર્મનુ મૂળ છે અને ક્ષત્રિયો ધર્મનુ અગ્ર છે માટે તેઓ ભેગા થયા હોય તેમા પાપ જાહેર કરીને પાપી શુદ્ધ થાયછે ૮૩

ઉપદેશ કરવાને લીધે બ્રાહ્મણો ધર્મરૂપ વૃક્ષનુ મૂળ છે અને તેનુ પાલન કરવાને લીધે ક્ષત્રિયો ધર્મનુ અગ્ર છે માટે તેઓની પાસે પાપ જાહેર કરવાથી તે પાપ નાશ પામેછે

બ્રાહ્મણો નિર્ણય આપે તે પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ તેથી તે બાબતમાં બ્રાહ્મણોની યોગ્યતા જણાવેછે—

ब्राह्मणः संभवेनैव देवानामपि दैवतम् ॥
प्रमाणं चैव लोकस्य ब्रह्मात्रैव हि कारणम् ॥८४॥

બ્રાહ્મણ ઉત્પત્તિમાત્રથીજ દેવોના પણ દૈવત છે અને લોકને માટે પ્રમાણભૂત છે આ બાબતમા વેદ એજ કારણ છે ૮૪

દેવોના પણ દૈવત છે એટલે તેઓને પણ પૂજ્ય છે તોપછી મનુષ્યને પૂજ્ય હોય તેમા નવાઇ શી? અને તેને લીધે લોકોના ધર્મનિર્ણયમા તે પ્રમાણભૂત છે તે દેવોને પૂજ્ય છે તથા લોકોને ધર્મનિર્ણયમા પ્રમાણભૂત છે તેનું કારણ એજ છે કે તેનામા વેદ હોયછે એટલે તેના બાપદાદાઓ વેદ ભણેલા

હોયછે તથા તે પોતે પણ વેદ ભણનાર હોયછે, આમ પારંપરિક ઉચ્ચ શાસ્ત્ર-સંસ્કારોથી તથા પોતે પણ વેદનું અધ્યયન કરેછે તેથી તેનામાં વેદ જળવાઇ રહેછે. દેવપૂજન તથા ધર્મપાલનને તેમજ, દેવ અને ધર્મના સ્વરૂપને સમજાવનાર વેદજ છે અને તે વેદને ધારણ કરનાર બ્રાહ્મણ છે માટે બ્રાહ્મણ દેવોને પણ પૂજ્ય અને લોકોને પણ ધર્મનિર્ણયવગેરેમાં પ્રમાણભૂત છે

પ્રાયશ્ચિત્તના નિર્ણયનો પ્રકાર બતાવેછે—

**तेषां वेदविदो ब्रूयुस्त्रयोऽप्येनःसु निष्कृतिम् ॥**
**सा तेषां पावनाय स्यात्पवित्रं विदुषां हि वाक् ॥८५॥**

તે બ્રાહ્મણોમાંથી વેદને જાણનાર ત્રણ બ્રાહ્મણો પણ પાપના નાશ-માટે જે પ્રાયશ્ચિત્ત કહે તેથી પાપી લોકો પાવન થાયછે કારણકે વિદ્વાનોની વાણી પવિત્ર કરનારી છે. ૮૫

..જાહેરમાં પ્રાયશ્ચિત્તને માટે આવીરીતે વેદ જાણનારા ઓછામાં ઓછા ત્રણ બ્રાહ્મણોની પરિષદ્ કરવી અને તેઓ જે પ્રાયશ્ચિત્ત કહે તે કરવું. ઓછામાં ઓછા ત્રણ નો જોઇએ. કારણકે ધર્મનિર્ણય એ ગહન બાબત છે અને તેમા એકાદનો કદાચ પ્રમાદ થાય પણ ત્રણ હોય તો તે ત્રણેનો પ્રમાદ થાય નહિ આ પ્રકાર રહસ્ય પ્રાયશ્ચિત્તને માટે નથી. કારણ કે રહસ્ય એ શબ્દજ જણાવેછે કે તેનેમાટે આવો પ્રસિદ્ધ પ્રકાર હોય નહિ

બ્રહ્મહત્યારૂપ મહાપાપ સગુણ નિર્ગુણ બ્રાહ્મણના વધથી અથવા અજાણતાં થયેલા વધથી એમ અનેક પ્રકારે લાગતું હોવાથી તે તે પ્રકારને અનુસરતાં ભારે કે હલકાં પ્રાયશ્ચિત્તો કહી છેવટ પ્રાયશ્ચિત્તના સૂક્ષ્મ નિર્ણયમાં વેદ જાણનારા બ્રાહ્મણો ઉપર આધાર રાખવાની ભલામણ કરી બ્રહ્મહત્યાના પ્રાયશ્ચિત્ત-ના પ્રકરણનો ઉપસંહાર કરેછે—

**अतोन्यतममास्थाय विधिं विप्रः समाहितः ॥**
**ब्रह्महत्याकृतं पापं व्यपोहत्यात्मवत्तया ॥ ८६ ॥**

ઉપર કહેલાં પ્રાયશ્ચિત્તોમાંથી પાપના પ્રકારને અનુસરતું કોઇપણ એક પ્રાયશ્ચિત્ત કરનાર સાવધાન મનવાળા અને આત્મિક શુદ્ધિવાળા બ્રાહ્મણાદિ વર્ણો બ્રહ્મહત્યાના પાપથી મુક્ત થાયછે. ૮૬.

મૂળમાં त्रि શબ્દ છે તે સઘળા વર્ણોના ઉપલક્ષણરૂપ અહીં લેવામાં આવ્યો છે મૂળમાં आत्मवत्तया પદ છે જેની મતલબ આસ્તિકબુદ્ધિવાળા એમ દેખાડવાનાં આવી છે તે પદ એમ સૂચવે છે કે પ્રાયશ્ચિત્ત કરનાર પુરૂષ આત્મવાન્ હોવો જોઇએ એટલે શાસ્ત્રે કહેલી બાબતમાં દૃઢ વિશ્વાસવાળો હોવો જોઇએ નાસ્તિકપણે કરવામાં આવતી કોઇપણ ક્રિયાનું યોગ્ય ફળ મળતું નથી અહીં જે પ્રાયશ્ચિત્તવિધાન કર્યું છે તે એક વખત કરેલા પાપને માટે છે પણ એમ કરતાં વધારે વખત કરવામાં આવતા પાપને માટે પ્રાયશ્ચિત્તની પણ આવૃત્તિ કરવી પડે છે ગૌતમ કહે છે કે—

> विधि प्रथमेष्वादस्मात् द्वितीये द्विगुणं स्मृतम्।
> तृतीये त्रिगुणं प्रोक्तम्॥

એટલે પ્રથમના પાપમાં જે પ્રાયશ્ચિત્તવિધિ કહ્યો હોય તેનાકરતાં બમણો વિધિ બીજી વખતના પાપમાં કહ્યો છે અને ત્રીજી વખતના પાપમાં ત્રણગણું પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ વૃદ્ધહારીતમેરે કારણથી એકદમ અનેક બ્રાહ્મણના વધમાં ભવિષ્યપુરાણમાં એક પ્રાજાપત્ય પ્રાયશ્ચિત્ત કરવાનું કહેલ છે તેમાં જેમ પાપની આવૃત્તિ નથી તેમ પ્રાયશ્ચિત્તની પણ આવૃત્તિ નથી

બ્રહ્મહત્યાના પ્રાયશ્ચિત્તનેજ લાયક છે એવાં પાપો જણાવેછે—

## हत्वा गर्भमविज्ञातमेतदेव व्रतं चरेत् ॥
## राजन्यवैश्यौ चेजानावात्रेयीमेव च स्त्रियम् ॥८७॥

## उक्त्वा चैवानृतं साक्ष्ये प्रतिरुध्य गुरुं तथा ॥
## अपहृत्य च निक्षेपं कृत्वा च स्त्रीसुहृद्वधम् ॥८८॥

અવિજ્ઞાત ગર્ભને ઘાત કરનાર ક્ષત્રિયને તથા વૈશ્યને અને આત્રેયી સ્ત્રીને હણનારે તેમજ સાક્ષીમાં ખોટું બોલનારે ગુરૂને મિથ્યા અભિશાપ આપનારે અને કોઇની થાપણ ઓળવનારે અને સ્ત્રી તથા મિત્રનો વધ કરનારે પણ બ્રહ્મહત્યાનુંજ પ્રાયશ્ચિત્ત કરવું ૮૭, ૮૮

સ્ત્રીપણાથી કે પુરૂષપણાથી નક્કી નહિ જણાયલે ગર્ભ અવિજ્ઞાત કહેવાય છે મૂળમાં आत्रेयी પદ છે તેનો, आत्रेयी च वधात्रम। એ યમસ્મૃતિના વાક્યને આધારે બ્રાહ્મણી એવો અર્થ કરવામાં આવેછે रजस्वलामृतुस्नातामात्रेयीम्। એ વસિષ્ઠના વાક્યને આધારે રજસ્વલા થઇને ઋતુસ્નાતા થયેલી સ્ત્રી આત્રેયી

કહેવાયછે. અથવા ગર્ભિણી સ્ત્રી આત્રેયી કહેવાયછે. સ્ત્રીવધ કહો તેમાં બ્રાહ્મણી પણ આવી જાયછે તોપણ જૂદો નિર્દેશ કરવાથી તેનો વધ વિશેષ પાપરૂપ છે એમ જણાવેછે.

ઉપરનાં પ્રાયશ્ચિત્તો કેવા પ્રકારના પાપીમાટે કહ્યાં તે જણાવેછે—

**इयं विशुद्धिरुदिता प्रमाप्याकामतो द्विजम् ॥**
**कामतो ब्राह्मणवधे निष्कृतिर्न विधीयते ॥८९॥**

અજ્ઞાનથી બ્રાહ્મણનો વધ કર્યો હોય તેને માટે આ પ્રાયશ્ચિત્તો કહ્યાં. પણ જાણી જોઇને બ્રાહ્મણનો વધ કર્યો હોય તેને માટે એ નથી. ८९.

જાણીને બ્રાહ્મણનો વધ કરેલ હોય તો તેને માટે એ પ્રાયશ્ચિત્ત નથી એટલે એટલુંજ પ્રાયશ્ચિત નથી પણ વિશેષ એટલે બમણું, ત્રણગણું વગેરે પ્રાયશ્ચિત્ત છે. પ્રાયશ્ચિત્ત નથીજ એમ નહિ

બ્રાહ્મણ મદ્યપાન કરે તેનું પ્રાયશ્ચિત્ત કહેછે—

**सुरां पीत्वा द्विजो मोहादग्निवर्णां सुरां पिबेत् ॥**
**तया स काये निर्दग्धे मुच्यते किल्बिषात्ततः ॥९०॥**

જે બ્રાહ્મણ મોહથી સુરાનું પાન કરે તેણે અગ્નિવર્ણ સુરાનું પાન કરવું. જેનાથી શરીર નિર્દગ્ધ થતાં તે પાપમાથી છૂટેછે. ९०.

પૈષ્ટી, ગૌડી, અને માધ્વી એમ ત્રણ જાતની સુરા કહેવાયછે. અહીં સુરા શબ્દ મુખ્યત્વે પૈષ્ટીને માટે છે ભવિષ્યપુરાણમાં કહ્યું છે કે सुरा च पैष्टी मुख्योक्ता न तस्यास्त्वितरे समे। એટલે પૈષ્ટી સુરા મુખ્ય કહેવાયછે. બીજી બે તેના સમાન નથી મોહથી એટલે અજ્ઞાનથી નહિ પણ સ્વાદથી એમ સમજવું. અગ્નિવર્ણ એટલે તે સુરાને એવી ઉકાળવી કે જેથી અગ્નિજેવી લાલ બની જાય અને તેવી ઉકળતીજ પીવી જેથી શરીર સળગી ઉઠે બૃહસ્પતિ સ્પષ્ટ કહેછે કે—

सुरापाने कामकृते ज्वलन्तीं तां विनिक्षिपेत्।
मुखे तया स निर्दग्धो मृत शुद्धिमवाप्नुयात् ॥

એટલે ઇચ્છાથી સુરાપાન કરવામાં આવ્યું હોય તો તે ઉકળતી સુરા મુખમાં નાખવી. જેનાથી બળી ગયેલો અને મરણ પામેલો તે, એ પાપમાથી છૂટેછે કેટલાએક એમ પણ કહેછે કે પૈષ્ટી સુરાનું પાન કરનાર દ્વિજ એટલે બ્રાહ્મણ,

ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણેને માટે આ પ્રાયશ્ચિત્ત છે કારણ કે મૂળમાં દ્વિજ શબ્દ છે અને બ્રાહ્મણને માટે તો ત્રણે જાતની સુરાના પાનમાં આ પ્રાયશ્ચિત્ત સમજવું.

ઉપરના પ્રાયશ્ચિત્તનો વિકલ્પ કહેછે—

**गोमूत्रमग्निवर्णं वा पिबेदुदकमेव वा ॥**
**पयो घृतं वा मरणाद्गोशकृद्रसमेव वा ॥ ९१ ॥**

અથવા અગ્નિજેવું ઉકાળેલું ગોમૂત્ર, જળ, દૂધ, ઘી કે ગાયના છાણનો રસ એઓમાંથી એક પદાર્થ મરણ થાય ત્યાંસુધી પીવો ૯૧.

આમાંનો કોઇપણ પદાર્થ અત્યંત ઉકાળેલોજ હોવો જોઇએ સુરા સ્રીઓને પણ પ્રતિષિદ્ધ છે. વસિષ્ઠે કહ્યુ છે કે—

ब्राह्मणी सुरापी भवति न तां देवाः पतिलोकं नयन्ति।
इहैव सा भ्रमति क्षीणपुण्या लोके प्रेत्य वाप्सु च जलशुकभवति ॥

એટલે બ્રાહ્મણી જો સુરાપાન કરે તો દેવો તેને પતિલોકમાં લઇ જતા નથી. તે આ લોકમાજ અભાગણી બનીને ભમેછે અને મરણ પામ્યાપછી જળમાં જલચર જાતિ બનીને જલઉપર આજીવિકાવાળી થાયછે

અજાણતાં કરેલ સુરાપાનનું પ્રાયશ્ચિત્ત કહેછે—

**कणान्वा भक्षयेदब्दं पिण्याकं वा सकृन्निशि**
**सुरापानापनुत्त्यर्थं वालवासा जटी ध्वजी ॥ ९२ ॥**

અથવા એક વર્ષસુધી કાચા દાણા કે ખોળ રાત્રિમા એક વખત ખાઇને રહેવું. અને સુરાપાનના પાપને નષ્ટ કરવામાટે વાળના વસ્ત્રો પહેરવાં, જટા રાખવી અને સુરાપાત્રને ધ્વજમાં રાખવુ ૯૨

આ પ્રાયશ્ચિત્ત અજ્ઞાનથી કરેલા ગૌણસુરાપાનનુ છે અથવા પ્રાણ જાય એવા વ્યાધિમાં ઔષધમાટે સુરાનો ઉપયોગ થયો હોય તેમાટે છે મુખ્ય સુરાપાનમાટે પ્રથમ જે પ્રાયશ્ચિત્ત કહેલ છે તેના વિકલ્પમાટે નથી કેટલાએક એમ પણ કહેછે કે અજાણતા પૈષ્ટી સુરાનું પાન કર્યુ હોય તેનું તથા જાણીજોઇને ગૌડી તથા માધ્વીસુરાનું પાન કર્યું હોય તેનું આ પ્રાયશ્ચિત્ત છે

સુરાપાન ન કરવામાં હેતુ કહેછે—

**सुरा वै मलमन्नानां पाप्मा च मलमुच्यते ॥**
**तस्माद्ब्राह्मणराजन्यौ वैश्यश्च न सुरां पिबेत् ॥ ९३ ॥**

સુરા એ અન્નનો મલ છે અને મલ એ પાપરૂપજ કહેવાયછે. માટે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એઓએ સુરાપાન કરવું નહિ. ૯૩.

તંદુલના પિષ્ટ (લોટ)માંથી સુરા થાયછે તેથી તે પૈષ્ટી કહેવાયછે. એ સુરા અન્ન એટલે તંદુલના મળરૂપ છે અને મળ છે તેજ પાપ છે માટે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે સુરા પીવી નહિ અને જે શૂદ્રો પોતાની શ્રેષ્ઠતા જાળવવા ઇચ્છતા હોય તેઓએ પણ પીવી નહિ.

સુરાના ભેદ તથા બ્રાહ્મણોમાટે તેનો વિશેષ નિષેધ કહેછે—

**गौडी पैष्टी च माध्वी च विज्ञेया त्रिविधा सुरा ॥**
**यथैवैका तथा सर्वा न पातव्या द्विजोत्तमैः ॥ ९४ ॥**

ગૌડી, પૈષ્ટી અને માધ્વી એમ ત્રણ પ્રકારની સુરા છે. જેવી એક છે તેવીજ સઘળી છે માટે બ્રાહ્મણોએ સુરા પીવી નહિ. ૯૪.

મુખ્યત્વે ગોળથી થતી સુરા ગૌડી, પિષ્ટથી થતી સુરા પૈષ્ટી અને મધુ એટલે મહુડાથી થતી સુરા માધ્વી કહેવાયછે. શેરડીના રસથી થતી સુરા પણ ગૌડી કહેવાયછે, મધ અને દ્રાક્ષના રસથી થતી સુરા પણ માધ્વી કહેવાયછે. જેવી એક એટલે મુખ્ય પષ્ટી સુરા છે તેવીજ બાકીની બે પણ સમજવી માટે બ્રાહ્મણોએ એમાંની કોઇપણ સુરા પીવી નહિ. મૂળમાં દ્વિજોત્તમ શબ્દ છે તે એમ સૂચવેછે કે ક્ષત્રિય તથા વૈશ્યે પણ તે પીવી નહિ.

સુરા તથા તેનાજેવા અન્ય પદાર્થોની નિંદા કરેછે—

**यक्षरक्षःपिशाचान्नं मद्यं मांसं सुरासवम् ॥**
**तद्ब्राह्मणेन नात्तव्यं देवानामश्नता हविः ॥ ९५ ॥**

મદ્ય, માંસ, સુરા અને આસવ એ પદાર્થો યક્ષ, રાક્ષસ અને પિશાચ એઓનું અન્ન છે, માટે દેવસંબંધી હવિષ્યનું ભક્ષણ કરનારા બ્રાહ્મણે તે પદાર્થો ખાવાપીવા નહિ. ૯૫.

દેવોની પેઠે બ્રાહ્મણો પણ સત્વગુણપ્રધાન આહાર કરનારા છે માટે તેણે રાજસ અને તામસ આહાર કરવા નહિ. રાજસ તથા તામસ આહાર કરનારા તો યક્ષ, રાક્ષસ અને પિશાચ છે. સુરાની પેઠે મદ્ય અને માંસનો પણ તેણે ઉપયોગ કરવો નહિ પાનક, વાર્દ, માધૂક, ખાર્જૂર, તાલ, ઐક્ષવ, માક્ષિક, ટાંક, માધ્વીક, મૈરેય અને નારિકેલજ એ પ્રમાણે મદ્યના અગિયાર ભેદ કહેલા છે.

સુવર્ણની ચોરી કરનારમાટે પ્રાયશ્ચિત્તનો પ્રકાર કહેછે--

**सुवर्णस्तेयकृद्विप्रो राजानमभिगम्य तु ॥**
**स्वकर्म ख्यापयन् ब्रूयान्मां भवाननुशास्त्विति ॥९९॥**

સુવર્ણની ચોરી કરનારા બ્રાહ્મણે રાજાપાસે જઈ પોતાનું કર્મ જાહેર કરીને કહેવું કે આપ મને શિક્ષા કરો. ૯૯.

બ્રાહ્મણની પેઠે સુવર્ણની ચોરી કરનારા અન્યવર્ણના પુરૂષે પણ આવીજ રીતે રાજાપાસે જઈ પોતે કરેલી ચોરી જાહેર કરીને તેને શિક્ષાસંબંધી કહેવું.

સુવર્ણની ચોરી કરનાર માણસ રાજાપાસે આવે ત્યારે રાજાએ શું કરવું? તે કહેછે--

**गृहीत्वा मुसलं राजा सकृद्धन्यात्तु तं स्वयम् ॥**
**वधेन शुद्ध्यति स्तेनो ब्राह्मणस्तपसैव तु ॥१००॥**

રાજાએ પોતે તેની પાસેથી મુસલ લઈને એકવાર તેને પ્રહાર કરવો. એટલે તે વધવડે, ચોરી કરનારો તે પાપમાંથી છૂટેછે. અને બ્રાહ્મણ હોય તો તો તપશ્ચર્યાથીજ પાપમુક્ત થાયછે.

આઠમા અધ્યાયના ૩૧૫ મા શ્લોકમાં કહ્યુંછે કે ચોરી કરનારે પોતાના ખભાપર મુસલ અથવા ખેરનો દંડ લઈને રાજાપાસે જવું. આથી અહીંપણ ચોરે રાજાપાસે પોતાનું પાપ જાહેર કરવા જતી વખત મુસલ વગેરે લઈ જવું અને રાજાએ તેજ મુસલવગેરે તેની પાસેથી લઈને તેને એકવાર પ્રહાર કરવો. તે પ્રહાર કરતાં તે મરી જાય અથવા જીવતો રહે તોપણ તે પાપથી છૂટી જાયછે આમાં જો બ્રાહ્મણ ચોરને પણ સાથે લેવામાં આવે તો આઠમા અધ્યાયના ૩૮૦ મા શ્લોકમાં કહ્યુંછે કે બ્રાહ્મણ ગમે તેવો પાપી હોય તોપણ તેને મારી નાખવો નહિ. એ વાક્યની સાથે વિરોધ આવેછે તેથી આ ગણનામાં બ્રાહ્મણ ન આવી જાય તેટલામાટે આ શ્લોકના ચોથા ચરણથી જણાવ્યું કે બ્રાહ્મણ હોય તે તો તપશ્ચર્યાથીજ પાપમુક્ત થાયછે. ભવિષ્યપુરાણમાં એટલેસુધી કહ્યુંછે કે સુવર્ણની ચોરી કરનાર ક્ષત્રિયવગેરે પણ તપશ્ચર્યાથી પાપમુક્ત થાયછે. બ્રાહ્મણનેમાટે તો પ્રાયશ્ચિત્તરૂપે તપશ્ચર્યાજ છે અને બીજાઓને માટે તપશ્ચર્યાનો વિકલ્પ છે. શ્લોકમાં છેવટ તુ અવ્યય છે તેને બદલે વા અવ્યય મૂકીને એમ પણ જણાવવામાં આવેછે કે તપશ્ચર્યાથી અથવા ગાયત્રીના જપથી પણ પાપમુક્ત થાયછે. ભટ્ટોજિદીક્ષિતના "ચતુર્વિંશતિમત" માં જણાવેછે કે--

गायत्र्यास्तु जपन्कोटिं ब्रह्महत्यां व्यपोहति ।
लक्षाशीतिं जपेद्यस्तु सुरापानात्प्रमुच्यते ॥
पुनाति हेमहर्तारं गायत्र्या लक्षसप्तति ।
गायत्र्या लक्षषष्ट्या तु मुच्यते गुरुतल्पग ॥

એટલે ગુરૂપત્નીનું ગમન કરનાર સાઠલાખ ગાયત્રીનો જપ કરવાથી, સુવર્ણની ચોરી કરનારો સિત્તેરલાખ ગાયત્રીનો જપ કરવાથી, સુરાપાન કરનાર એશીલાખ ગાયત્રીનો જપ કરવાથી અને બ્રહ્મહત્યા કરનાર એક કરોડ ગાયત્રીનો જપ કરવાથી તે તે પાપથી છુટેછે.

સુવર્ણની ચોરીનું પાપ તપશ્ચર્યાથી મટાડવાનો પ્રકાર દેખાડેછે—

**तपसाऽपनुनुत्सुस्तु सुवर्णस्तेयजं मलम् ॥**
**चीरवासा द्विजोऽरण्ये चरेद्ब्रह्महणो व्रतम् ॥१०१॥**

સુવર્ણની ચોરીના પાપને તપશ્ચર્યાથી નષ્ટ કરવાની ઇચ્છા રાખનારા દ્વિજે ફાટેલા વસ્ત્રો પહેરી અરણ્યમાં જઇ બ્રહ્મહત્યા કરનારમાટે જે વ્રત કહેલું છે તે વ્રત કરવું ૧૦૧

બ્રહ્મહત્યામાટે જે બારવર્ષનું પ્રાયશ્ચિત્ત કહેલું છે તે વ્રત અહીં સમજવું

સુવર્ણની ચોરીના પ્રાયશ્ચિત્તપ્રકરણનો ઉપસંહાર અને ગુરૂસ્ત્રીગમનના પ્રાયશ્ચિત્તપ્રકરણનો ઉપક્રમ કરેછે—

**एभिर्व्रतैरपोहेत पापं स्तेयकृतं द्विजः ॥**
**गुरुस्त्रीगमनीयं तु व्रतैरेभिरपानुदेत् ॥ १०२ ॥**

ઉપર કહેલા વ્રતે વડે દ્વિજે ચોરીના પાપને મટાડવું હવે ગુરૂસ્ત્રીગમનના પાપને નીચે કહીએ છીએ તે વ્રતોથી નષ્ટ કરવું ૧૦૨

માતા એ મુખ્યત્વે ગુરૂસ્ત્રી ગણાયછે અને પિતાની સ્ત્રીવગેરે અતિદેશથી એટલે માતા જેવી માનવાયોગ્ય હોવાથી ગુરૂસ્ત્રી ગણાયછે

ગુરૂસ્ત્રીગમનનું પ્રાયશ્ચિત્ત કહેછે—

**गुरुतल्प्यभिभाष्यैनस्तप्ते स्वप्यादयोमये ॥**
**सूर्मीं ज्वलन्तीं स्वाश्लिष्येन्मृत्युना स विशुद्ध्यति१०३**

ગુરૂપત્નીનું ગમન કરનારા પુરૂષે પોતાનું પાપ જાહેર કરી અગ્નિથી તપાવેલા લોઢાના શયનમાં સુવું તથા અગ્નિથી તપાવેલી લોઢાની સ્ત્રીનું આલિંગન કરવું, જેમ કરતાં મરણ થાય એટલે તે પાપથી મુક્ત થાય છે. ૧૦૩

ભાભીજીઇને અને પોતાની કદાચ બીજી માતા હોય તોપણ તે સમાન જાતિવાળી હોય તેના ગમનમાં થયેલા પાપનું આ પ્રાયશ્ચિત્ત છે

**આ મહાપાપના પ્રાયશ્ચિત્તરૂપે મરણનો બીજો પ્રકાર કહેછે—**

# स्वयं वा शिश्नवृषणावुत्कृत्याधाय चाञ्जलौ ॥
# नैर्ऋतीं दिशमातिष्ठेदानिपातादजिह्मगः ॥ १०४ ॥

અથવા ગુરૂપત્નીનું ગમન કરનાર પુરૂષે પોતાના જનનેંદ્રિયને તથા વૃષણોને કાપી પોતાના બન્ને હાથમાં ધારણ કરી પડી જવાય ત્યાંસુધી નૈર્ઋત દિશામાં સીધા ચાલ્યા જવું. ૧૦૪

સીધા ચાલ્યાં જવું એટલે ખાડો કે કુવો આવે તોપણ બાજુપર ન વળતાં તેમાં પડાય તેની પણ દરકાર કરવી નહિ

**અજાણતાં એટલે પોતાની સ્ત્રી છે એવી ભ્રાંતિથી થયેલા ગુરૂસ્ત્રીગમનના પાપમાં અથવા પોતાની બીજી માતા જે પોતાની જાતિકરતાં ઉતરતી જાતિની હોય તેની સાથે થયેલા ગમનના પાપમાં પ્રાયશ્ચિત્ત કહેછે—**

# खट्वाङ्गी चीरवासा वा श्मश्रुलो विजने वने ॥
# प्राजापत्यं चरेत्कृच्छ्रमब्दमेकं समाहितः ॥ १०५ ॥

અથવા ખટ્વાંગને ધારણ કરી ફાટેના વસ્ત્રો પહેરી, હજામત પણ નહિ કરાવી એક વર્ષપર્યંત નિર્જનવનમાં સાવધાનપણે પ્રાજાપત્ય નામનું વ્રત કરવું. ૧૦૫

પ્રાજાપત્યવ્રતનું સ્વરૂપ આ અધ્યાયના ૨૧૧ મા શ્લોકમાં કહેવામાં આવશે ખટ્વાંગ એટલે ખાટલાનો ઉસવગેરે અથવા કોઇ પ્રાણીના બરડાનું હાડકું પણ કહેવાયછે

**સામાન્યપણે ગુરૂસ્ત્રીજેવી ગણાતી સ્ત્રીઓના ગમનમાં પ્રાયશ્ચિત્ત કહેછે—**

चान्द्रायणं वा त्रीन्मासानभ्यसेन्नियतेन्द्रियः ॥
हविष्येण यवाग्वा वा गुरुतल्पापनुत्तये ॥ १०६ ॥

અથવા ગુરૂપત્નીગમનના પાપનો નાશ કરવામાટે ઇંદ્રિયોને વશ કરી ત્રણ માસપર્યંત હવિષ્યાન્નથી અથવા યવાગૂથી ચાંદ્રાયણવ્રત કરવું ૧૦૬

ચાંદ્રાયણવ્રતનું સ્વરૂપ આ અધ્યાયના ૨૧૬ મા શ્લોકમાં કહેવામાં આવશે. નીવારવગેરેની રાબ યવાગૂ કહેવાયછે

મહાપાપોનાં પ્રાયશ્ચિત્તસબંધી પ્રકરણનો ઉપસંહાર કરવાની સાથે હવે પછી ઉપપાતકોના પ્રાયશ્ચિત્તસબંધી પ્રકરણનો ઉપક્રમ કરેછે—

एतैर्व्रतैरपोहेयुर्महापातकिनो मलम् ॥
उपपातकिनस्त्वेवमेभिर्नानाविधैर्व्रतैः ॥ १०७ ॥

મહાપાપી લોકો આ ઉપર જણાવેલા વ્રતોવડે પોતાના પાપોને મટાડી શકેછે અને ઉપપાતકવાળાઓ હવે પછી કહેવામાં આવેછે તે જૂદી જૂદી જાતના વ્રતોવડે પોતાના પાપને દૂર કરી શકેછે ૧૦૭

પ્રાયશ્ચિત્તના ભાર હલકા પ્રકારો તે તે પાપ જેવા જેવા સંજોગોને લઇને થયુ હોય અને તેથી તેનું ભારેપણુ કે હલકાપણુ જેટલું હોય તેને તેને માટે વિચારબુદ્ધિ વાપરીને સમજવાના છે

ગોવધનું પ્રાયશ્ચિત્ત કહેછે—

उपपातकसंयुक्तो गोघ्नो मासं यवान् पिबेत् ॥
कृतवापो वसेद्गोष्ठे चर्मणा तेन संवृतः ॥ १०८ ॥
चतुर्थकालमश्नीयादक्षारलवणं मितम् ॥
गोमूत्रेणाचरेत्स्नानं द्वौ मासौ नियतेन्द्रियः ॥१०९॥
दिवानुगच्छेद्गास्तास्तु तिष्ठन्नूर्ध्वं रजः पिबेत् ॥
शुश्रूषित्वा नमस्कृत्य रात्रौ वीरासनं वसेत् ॥११०॥

तिष्ठन्तीष्वनुतिष्ठेत्तु व्रजन्तीष्वप्यनुव्रजेत् ॥
आसीनासु तथासीनो नियतो वीतमत्सरः ॥१११॥
आतुरामभिशस्तां वा चौरव्याघ्रादिभिर्भयैः ॥
पतितां पङ्कलग्नां वा सर्वोपायैर्विमोचयेत् ॥ ११२ ॥
उष्णे वर्षति शीते वा मारुते वाति वा भृशम् ॥
न कुर्वीतात्मनस्त्राणं गोरकृत्वा तु शक्तितः ॥११३॥
आत्मनो यदि वान्येषां गृहे क्षेत्रेथवा खले ॥
भक्षयन्तीं न कथयेत्पिबन्तं चैव वत्सकम् ॥११४॥
अनेन विधिना यस्तु गोघ्नो गामनुगच्छति ॥
स गोहत्याकृतं पापं त्रिभिर्मासैर्व्यपोहति ॥ ११५ ॥

ગોવધ કરનાર ઉપપાતકવાળા મનુષ્યે એક માસ યવ પીવા અને વપન કરાવી ગાયનુ ચામડું ઓઢી ગોષ્ઠમાં વસવુ, દિવસના ચોથા ભાગમા ક્ષાર તથા લવણવગરનો મિતાહાર લેવો અને બે માસસૂધી ઇંદ્રિયોને નિયમમાં રાખી ગોમૂત્રવડે સ્નાન કરવુ, દિવસમાં તે ગાયોની પ છળી ફરવુ અને ઉભા રહી ગાયોના પગથી ઉડતી રજ ગળાંમાં જાય તેમ કરવું, રાત્રિમાં ગાયોની સેવા કરી તથા નમસ્કાર કરી વીરાસનવડે રહેવું એટલે ભીંતવગેરે કશાને અઢેલ્યાવગર સાવધાનપણે તેઓના સંરક્ષણમાં તત્પર રહેવું, ગાયો ઉભી હોય ત્યારે ઉભા રહેવું, જતી હોય ત્યારે પાછળ જવુ અને બેઠી હોય ત્યારે તેની પાસે બેસવુ, નિયમ છોડવો નહિ, મત્સર રાખવો નહિ, ચોર કે વ્યાઘ્રવગેરેના ભયથી આતુર બનેલી, રોગાદિકથી પીડિત થયેલી, પડી ગયેલી કે કાદવમાં ફ્સી પડેલી ગાયને દરેક ઉપાય કામે લગાડી ભય તથા પીડાથી મુક્ત કરવી, તડકો પડતો હોય, વરસાદ પડતો હોય, ટાઢ પડતી હોય અને પવન અસત ફૂકતો હોય ત્યારે શક્તિપ્રમાણે ગાયનુ સંરક્ષણ કર્યાવગર પોતાનુ રક્ષણ કરવું નહિ અને પોતાના કે બીજાના ઘરમાં, ખેતરમાં કે ખળામાં ગાય કાંઇ ખાતી હોય તો કહેવું નહિ તેમજ વાછડું તેને ધાવતું હોય તોપણ કહેવું નહિ.

જે ગોહત્યા કરનાર આપ્રમાણે ગાયને અનુસરેછે તે ત્રણ માસમા ગોહત્યાના પાપમાથી મુક્ત થાયછે ૧૦૮, ૧૦૯, ૧૧૦, ૧૧૧, ૧૧૨, ૧૧૩, ૧૧૪, ૧૧૫.

યવપીના એટલે જવના લોટની રાબ કરીને પીવી, ભોજનમા ક્ષાર અને લવણનો નિષેધ છે પણ તેલનો નિષેધ નથી, જેનાથી તૃપ્તિ ન થાય પણ શરીરની સ્થિતિ ટકે તે મિતાહાર કહેવાયછે કેટલાએક કહેછે કે એક માસસુધી પીવામાટે જે જવના લોટની રાબ કરવી તે જવથી નહિ પણ ગોમૂત્રમાજ કરવી અને પહેલો મહિનો પૂરો થાય ત્યાસુધી રાબ પીવી અને પછીના બે મહિનાસુધી બતાવેલો મિતાહાર કરવો चतुर्थकालमश्नीयात् । તેનો અર્થ દિવસના ચોથાભાગમાં આહાર કરવો એમ નહિ પણ ચોથે ટકે જમવુ, અર્થાત્ દિવસના બે વખત ભોજન કરવાનો વિધિ છે તેથી એ દિવસ ઉપવાસ કરવાથી બે ટક ખાલી જાય અને બીજે દિવસે બપોર પહેલા ન જમવાથી તે ટક પણ ખાલી જાય એમ ત્રણ ટક છોડીને ચોથે ટકે એટલે બીજે દિવસે સાજના જમવુ આવીરીતે એક દિવસ ઉપવાસ અને બીજે દિવસ સાજના જમવુ એમ પણ કેટલાએક માનેછે

ઉપર જણાવેલું વ્રત પૂર્ણ થાય ત્યારે શું કરવુ તે કહેછે—

**वृषभैकादशा गाश्च दद्यात्सुचरितव्रतः ॥**
**अविद्यमाने सर्वस्वं वेदविद्भ्यो निवेदयेत् ॥११६॥**

ઉપરપ્રમાણે યથાવિધિ વ્રત ક્યાપછી દશ ગાયો તથા એક વૃષભનુ દાન કરવુ અને તેટલુ દાન કરવાનુ સામર્થ્ય ન હોય તો જે કાઇ પોતાનુ સર્વસ્વ હોય તે વેદ જાણનાર બ્રાહ્મણોને દઇ દેવુ ૧૧૬

કેટલાએક આ શ્લોકને ઉપરના શ્લોકોની સાથે સબધ ધરાવતો ગણવાને બદલે અલગ ગણીને એવી વ્યવસ્થા કરેછે કે ઉપરના શ્લોકોમા બતાવેલો વિધિ બ્રાહ્મણની ગાયની હત્યા કરનારમાટે છે અને દશ ગાયો તથા એક વૃષભનુ દાન કરવાનો વિધિ બ્રાહ્મણ સિવાયના વર્ણની ગાયની હત્યા કરનારને માટે છે તથા અજાણતા ગોહત્યા કરનારને માટે સર્વસ્વદાનનો વિધિ છે सुचरितव्रत । એ પદનો અર્થ જેણે વ્રત ઉપવાસ કર્યા હોય તે, એપ્રમાણે કરેછે

ગોવધની પેઠે અન્ય ઉપપાતકોમા એજ પ્રાયશ્ચિત્ત છે એમ થોડા અપવાદની સાથે બતાવેછે—

**एतदेव व्रतं कुर्युरुपपातकिनो द्विजाः ॥**
**अवकीर्णिवर्ज्यं शुद्ध्यर्थं चान्द्रायणमथापि वा ॥११७॥**

અવકીર્ણી સિવાયના બીજા ઉપપાતકવાળા દ્વિજોએ પોતાના પાપને મટાડવાને માટે એજ પ્રાયશ્ચિત્ત કરવુ અથવા ચાદ્રાયણ કરવુ ૧૧૭

એજ પ્રાયશ્ચિત્ત એટરે ગોવધનુ પ્રાયશ્ચિત્ત કરવુ અને ઉપપાતક લાઘવવાળુ હોય તો ચાદ્રાયણ કરવાથી પણ તે મટેછે અથવા જાણીજોઇને ઉપપાતક કરનારમાટે ગોવધનુ પ્રાયશ્ચિત્ત છે અને અજાણતા ઉપપાતક કરનારમાટે ચાદ્રાયણવ્રત છે બ્રહ્મચર્યવ્રતવાળો સ્ત્રીગમન કરી બ્રહ્મચર્યનો લોપ કરે તે અવકીર્ણી કહેવાયછે

અવકીર્ણીને માટે પ્રાયશ્ચિત્ત કહેછે—

**अवकीर्णी तु काणेन गर्दभेन चतुष्पथे ॥**

**पाकयज्ञविधानेन यजेत निर्ऋतिं निशि ॥ ११८ ॥**

અવકીર્ણી હોય તેણે ચોવટામા રાત્રિમભરે પાકયજ્ઞના વિધાનપ્રમાણે કાણા ગર્દભવડે નિર્ઋતિ દેવતાનુ યજન કરવુ ૧૧૮

પાકયજ્ઞવિધાન ગૃહ્યસૂત્રથી જાણી લેવુ

આ પ્રસગમા હોમનો પ્રકાર બતાવેછે—

**हुत्वाग्नौ विधिवद्धोमानन्ततश्च समेत्यृचा ॥**

**वातेन्द्रगुरुवह्नीनां जुहुयात्सर्पिषाहुतीः ॥ ११९ ॥**

અગ્નિમા વિધિપ્રમાણે હોમ કરી અતમા સમાસિચન્તુ૰ એ ઋચાથી વાયુ ઇ બ્રહસ્પતિ અને અગ્નિ એઓને માટે ઘીની આહુતિઓ હોમવી ૧૧૯

આખી ઋચા આપ્રમાણે છે કે—

समासिञ्चन्तु मरुत सामिन्द्र सबृहस्पति ॥
सचायमग्नि सिञ्चतु प्रजया च धनेन च ।

વ્રતનો અતિક્રમ થતો હોવાથી અવકીર્ણ બનવુ એ અયોગ્ય છે એમ જણાવેછે—

**कामतो रेतस• सेक व्रतस्थस्य द्विजन्मनः ॥**

**अतिक्रम व्रतस्याहुर्धर्मज्ञा ब्रह्मवादिन• ॥ १२० ॥**

જે દ્વિજ બ્રહ્મચારી હોય છતા ઇચ્છાપૂર્વક વીર્યનો પાત કરે તેના બ્રહ્મચર્યવ્રતનો અતિક્રમ થાયછે એમ ધર્મને જાણનારા બ્રહ્મવાદી વિદ્વાનો કહેછે ૧૨૦

આથી રોગાદિ કારણવડે વીર્યપાત થઇ જાય તો તે દોષરૂપ નથી એમ જણાવ્યુ

અવકીર્ણીનુ બ્રાહ્મતેજ કયાં જાયછે તે કહેછે—

**मारुतं पुरुहूतं च गुरुं पावकमेव च ॥**

**चतुरो व्रतिनोभ्येति ब्राह्मं तेजोवकीर्णिनः ॥ १२१ ॥**

અવકીર્ણી બ્રહ્મચારીનુ બ્રહ્મતેજ વાયુ, ઇંદ્ર, બૃહસ્પતિ અને અગ્નિ એ ચાર દેવોને પ્રાપ્ત થાયછે ૧૨૧

વેદાધ્યયન તથા નિયમો પાળવાથી થયેલુ બ્રહ્મતેજ જ્યારે પુરૂષ અવકીર્ણી થાયછે ત્યારે તે તેનામાથી હટી જઇ ઉપર જણાવેલા ચાર દેવોને જઇ મળેછે અને એજવાસ્તે ૧૧ મા શ્લોકમા કહ્યાપ્રમાણે તેઓને ઘીની આહુતિઓ આપવી

પ્રાયશ્ચિત્તને અંગે અવકીર્ણીએ પાળવાના નિયમો કહેછે—

**एतस्मिन्नेनसि प्राप्ते वसित्वा गर्दभाजिनम् ॥**

**सप्तागारांश्चरेद्भैक्षं स्वकर्म परिकीर्त्तयन् ॥ १२२ ॥**

એ અવકીર્ણ નામનુ પાપ પ્રાપ્ત થાય ત્યારે ગધેડાનુ ચર્મ ઓઢીને પોતાના પાપને પ્રસિદ્ધ કરતા કરતા સાત ઘરથી ભિક્ષા માગવી ૧૨૨

૧૧૮મા શ્લોકમા કહ્યા પ્રમાણે જે ગધેડો મારવમા આવ્યા હોય તેનુજ ચામડુ ઓઢી " હુ અવકીર્ણી છુ " એમ જાહેર કરતા કરતા દરેક ઘેરથી ભિક્ષા માગવી

ઉપર પ્રમાણે કેટલાસમયસુધી વર્તવુ તે જણાવેછે—

**तेभ्यो लब्धेन भैक्षेण वर्त्तयन्नेककालिकम् ॥**

**उपस्पृशंस्त्रिषवणं त्वब्देन स विशुद्ध्यति ॥ १२३ ॥**

તે સાત ઘરમાથી મળેલ ભિક્ષાના અન્નવડે દિવસમા એક વખત ભોજન કરવુ અને ત્રણે સમયમા સ્નાન કરવુ આની રીતે એક વર્ષ પૂરૂ થતા તે પાપમુક્ત થાયછે ૧૨૩

ત્રણે સમયમા એટલે સવારે, બપોરે અને સાંજે એમ ત્રણે વખત નહાવું

૬૭મા શ્લોકમાં જાતિભ્રંશ કરનાર કર્મ કહેલ છે તેનું આયશ્ચિત્ત જણાવેછે—

जातिभ्रंशकरं कर्म कृत्वान्यतममिच्छया ॥
चरेत्सान्तपनं कृच्छ्रं प्राजापत्यमनिच्छया ॥ १२४ ॥

જે મનુષ્યે જાતિભ્રંશ કરનારાં કર્મોમાંથી ગમે તે એક કર્મ કરેલું હોય અને તે જાણી જોઇને કરેલું હોય તો તેણે સાંતપનકૃચ્છ્ર કરવું અને અજાણતાં કરેલું હોય તો પ્રાજાપત્ય કરવું. ૧૨૪.

૧ પ્રાજાપત્ય અને સાંતપનકૃચ્છ્રમાટે આ અધ્યાયના શ્લોક ૨૧૧ તથા ૨૧૨માં કહેવામાં આવશે.

સંકરીકરણ, અપાત્રીકરણ તથા મલિનીકરણ નામનાં પાપકર્મો જેની વ્યાખ્યા આ અધ્યાયના શ્લોક ૬૮, ૬૯ તથા ૭૦માં આવી ગયેલ છે તેનું પ્રાયશ્ચિત્ત કહેછે—

सङ्करापात्रकृत्यासु मासं शोधनमैन्दवम् ॥
मलिनीकरणीयेषु तप्तःस्याद्यावकैस्त्र्यहम् ॥ १२५ ॥

સંકરીકરણ તથા અપાત્રીકરણ કર્મ કરનાર મનુષ્યે એક માસસુધી ચાંદ્રાયણ કરવું એ તેનેમાટે શોધનરૂપ છે તથા મલિનીકરણ કર્મ કરનાર મનુષ્ય ત્રણ દિવસ તપાવેલી યવાગૂ પીવાથી શુદ્ધ થાયછે. ૧૨૫

ચાંદ્રાયણ વ્રત કોને કહેવું ? તે આ અધ્યાયના ૨૧૬મા શ્લોકમાં કહેવામાં આવશે. જવના લોટની ગોમૂત્રમાં ઉકાળીને કરેલી રાબ એ અહીં યવાગૂ ગણાયછે.

બ્રહ્મહત્યાની પેઠે ક્ષત્રિયવગેરે વર્ણની હત્યાના દોષની ન્યૂનાધિકતા કહેછે—

तुरीयो ब्रह्महत्यायाः क्षत्रियस्य वधे स्मृतः ॥
वैश्येऽष्टमांशो वृत्तस्थे शूद्रे ज्ञेयस्तु षोडशः ॥ १२६ ॥

સદાચારી ક્ષત્રિયના વધમાં બ્રહ્મહત્યાનો ચોથો ભાગ, સદાચારી વૈશ્યના વધમા બ્રહ્મહત્યાનો આઠમો ભાગ અને સદાચારી શૂદ્રની હત્યામાં બ્રહ્મહત્યાનો સોળમો ભાગ કહેલો છે. ૧૨૬.

સદાચારી ક્ષત્રિયનો વધ કરવામાં આવ્યો હોય તો બ્રહ્મહત્યાનો ચોથો ભાગ જાણવો એટલે એ દોષ એનાથી ચોથા ભાગનો છે તેથી તેનુ પ્રાયશ્ચિત્ત પણ ચોથા ભાગનુ કરવુ અર્થાત્ બ્રહ્મહત્યાને માટે બાર વર્ષનું જે વ્રત આ અધ્યાયના

૭૨ મા શ્લોકમાં કહેલું છે તેને બદલે ત્રણ વર્ષસુધી તે નિયમો પાળવા વૈશ્યના વધમાં ૧૮ માસ અને શૂદ્રના વધમાં ૯ માસ તે નિયમો પાળવા આ પ્રાયશ્ચિત્ત જાણીજોઇને કરેલા વધને માટે છે.

અજાણતાં ક્ષત્રિયનો વધ થાય તેનું પ્રાયશ્ચિત્ત કહેછે—

अकामतस्तु राजन्यं विनिपात्य द्विजोत्तमः ॥
वृषभैकसहस्रा गा दद्यात्सुचरितव्रतः ॥ १२७ ॥

જે શ્રેષ્ઠ દ્વિજ અજાણતાં ક્ષત્રિયનો વધ કરે તેણે એક હજાર ગાય તથા એક વૃષભ એઓનુ દાન કરવુ એટલે તે પાપમુક્ત થાયછે. ૧૨૭.

યાગ કરતા ક્ષત્રિયને અજાણતા મારવાનુ આ પ્રાયશ્ચિત્ત છે

ઉપરપ્રમાણે દાન કરવાની શક્તિ ન હોય તો ત્રણ વર્ષનું વ્રત કહેછે—

त्र्यब्दं चरेद्वा नियतो जटी ब्रह्महणो व्रतम् ॥
वसन् दूरतरे ग्रामाद्वृक्षमूलनिकेतनः ॥ १२८ ॥

અથવા ત્રણ વર્ષસુધી નિયતપણે જટાનુ ધારણ કરી ગામથી અત્યંત દૂર કોઇ વૃક્ષની નીચે નિવાસ રાખી બ્રહ્મહત્યામાટે જે વ્રત કહેલુ છે તે કરવુ ૧૨૮.

જાણી જોઇને ક્ષત્રિયનો વધ કરનારે કરવાના ત્રણ વર્ષના વ્રતમાં મુંડન કરાવવુ જોઈએ કે જેમ કરવામાટે આ અધ્યાયના ૭૮મા શ્લોકમા કહ્યુછે અને અજાણતા ક્ષત્રિયવધ કરનારે શબમસ્તકનુ ધારણ વગેરે ન કરતા ઘણે દૂર કોઈ વૃક્ષનીચે રહી જટા રાખીને બાકીના નિયમો પાળવા એટલો એ બન્નેમા ફરક છે

અજાણતાં વૈશ્યનો વધ થાય તેનેમાટે પ્રાયશ્ચિત્ત કહેછે—

एतदेव चरेदब्दं प्रायश्चित्तं द्विजोत्तमः ॥
प्रमाप्य वैश्यं वृत्तस्थं दद्याच्चैकशतं गवाम् ॥१२९॥

બ્રાહ્મણવગેરે વર્ણ જો સદાચારવાળા વૈશ્યનો વધ કરે તો તેણે એક વર્ષપર્યંત ઉપર જણાવેલુજ વ્રત કરવુ અથવા એક વૃષભસહિત એકસો ગાયોનુ દાન દેવું ૧૨૯.

ઉપર જણાવેલું એટલે ૧૨૮મા શ્લોકમાં કહેલું વ્રત ત્રણ વર્ષ નહિ પણ એકવર્ષપર્યંત કરવું

અજાણતાં શૂદ્રનો વધ થઇજાય તેનું પ્રાયશ્ચિત્ત કહેછે—

एतदेव व्रतं कृत्स्नं षण्मासान् शूद्रहा चरेत् ॥
वृषभैकादशा वापि दद्याद्विप्राय गाः सिताः ॥१३०॥

શૂદ્રનો વધ કરનારે એજ સઘળું વ્રત છ માસપર્યંત કરવું અથવા એક વૃષભ અને દશ શ્વેતવર્ણવાળી ગાયોનુ દાન બ્રાહ્મણને દેવુ ૧૩૦.

મૂળમાં સિતા એ પદ છે જેનો અર્થ સામાન્યરીતે શ્વેતવર્ણવાળી એવો થાયછે તેનો અર્થ કેટલાએક,વિશેષપણે એમ કરેછે કે ઘણું દૂધ આપનારી શ્રેષ્ઠ ગાયો દેવી.

મીંદડાં, નોળિયાં વગેરેની હત્યાનું પ્રાયશ્ચિત્ત કહેછે—

मार्जारनकुलौ हत्वा चाषं मण्डूकमेव च ॥
श्वगोधोलूककाकांश्च शूद्रहत्याव्रतं चरेत् ॥ १३१ ॥

મીંદડા, નોળિયાં, બપૈયા, દેડકુ, કુતરૂં, ઘો, ઘુવડ અને કાગડો એઓની હત્યા કરનારે શૂદ્રહત્યાનુ વ્રત કરવુ ૧૩૧

૬૬મા શ્લોકમાં શૂદ્રહત્યાને ઉપપાતકમાં ગણેલ છે અને ૧૧૭મા શ્લોકમાં સઘળાં ઉપપાતકોનેમાટે,ઉલટ ચાંદ્રાયણ કરવુ એમ કહેલુ છે તેથી અહીં શૂદ્રહત્યાનુ વ્રત તે ચાંદ્રાયણ સમજવુ કારણકે આ પ્રકરણમા સદાચારી શૂદ્રના વધરૂપ જાણી જોઇને કરેલા પાપમાટે નવમાસપર્યંત બ્રહ્મહત્યાનું વ્રત તથા અજાણતા કરેલા પાપનુ છમાસપર્યંત બ્રહ્મહત્યાનુ વ્રત એ પ્રાયશ્ચિત્ત આ પાપોને માટે ઘણું ભારે પડતું છે. જાણી જોઇને કરેલા પાપનેમાટે આ પ્રાયશ્ચિત છે.

અજાણતાં કરેલાં ઉપરનાંજ પાપનેમાટે પ્રાયશ્ચિત્ત કહેછે—

पयः पिबेत्त्रिरात्रं वा योजनं वाध्वनो व्रजेत् ॥
उपस्पृशेत्स्रवन्त्यां वा सूक्तं वाब्दैवतं जपेत् ॥१३२॥

અથવા ત્રણ રાત્રિસુધી દૂધ પીને રહેવું અથવા ત્રણ દિવસસુધી એક એક યોજન ચાલવુ અથવા ત્રણ દિવસસુધી નદીમાં સ્નાન કરવું અથવા વરુણસૂક્તનો જપ કરવો. ૧૩૨.

દૂધપીવાનું ન બને તો એક યોજન એટલે ચાર ગાઉનો પથ કરવો તેમ કરવાને સામર્થ્ય ન હોય તો ત્રણ દિવસલગી નદીમાં સ્નાન કરવું અને તેપણ બની શકે તેમ ન હોય તો વરુણસૂક્ત એટલે શુક્લ યજુ સહિતાના અધ્યાય ૨૧ના આપો૦ વગેરે ૫૦-૫૧-૫૨ એ ત્રણ મંત્રોનો જપ કરવો. કેટલાએક એમ પણ કહેછે કે એઓની ઘણીવાર હિંસા કરવામાં આવી હોય તો ૧૩૧માં શ્લોકમાં કહેલું પ્રાયશ્ચિત્ત છે. એકવખત હિંસા કરેલી હોય તો તેને માટે આ પ્રાયશ્ચિત્ત છે.

સર્પહત્યા તથા નપુંસકહત્યાનું પ્રાયશ્ચિત્ત કહેછે—

**अभ्रिं कार्ष्णायसीं दद्यात्सर्पं हत्वा द्विजोत्तमः ॥**
**पलालभारकं षण्ढे सैसकं चैकमापकम् ॥ १३३ ॥**

સર્પહત્યા કરનાર ઉત્તમ દ્વિજે ખરા લોઢાની કોદાળીનું દાન કરવું તથા નપુંસકની હત્યા કરનારે કડબનો એક ભારો તથા એક માસો સીસુ એઓનું દાન કરવું ૧૩૩

એક ભારો પાંચ મણ ( આઠ હજાર તોલા ) નો સમજવો.

વરાહ, તિત્તિરિ, પોપટ અને ક્રૌંચ પક્ષી એઓને મારવાના પાપનું પ્રાયશ્ચિત્ત કહેછે—

**घृतकुम्भं वराहे तु तिलद्रोणं तु तित्तिरौ ॥**
**शुके द्विहायनं वत्सं क्रौंचं हत्वा त्रिहायनम् ॥१३४॥**

વરાહની હિંસા કરનારે ઘીના ઘડાનું, તેતરની હિંસા કરનારે એક દ્રોણ તલનું, પોપટની હિંસા કરનારે બે વર્ષના વાછડાનું અને ક્રૌંચપક્ષીની હિંસા કરનારે ત્રણ વર્ષના વાછડાનું દાન કરવું ૧૩૪

ઘીનો ઘડો એમાં ઘડો એ શબ્દ વાસણ અને વજન એ બન્ને વાત સમજાવેછે એકહજાર અને બાવીશ તોલાનું વજન તેને ઘટ ( ઘડો ) કહેવામાં આવેછે એટલાજ વજનને દ્રોણ પણ કહેવામાં આવેછે

હંસવગેરેના વધનું પ્રાયશ્ચિત્ત જણાવેછે—

**हत्वा हंसं बलाकां च बकं बर्हिणमेव च ॥**
**वानरं श्येनभासौ च स्पर्शयेद्ब्राह्मणाय गाम् ॥१३५॥**

હંસ, બગલી, બગલો, મયૂર, વાનર, શ્યેન અને ભાસપક્ષી એઓનો વધ કરનારે બ્રાહ્મણને ગાયનું દાન દેવું ૧૩૫

બગનો ઉલ્લેખ છે છતાં બગલીને પણ આ ગણનામાં લીધીછે તેથી હંસવગેરેની પણ સ્ત્રીજાતિનું ગ્રહણ કરી લેવું.

અશ્વવગેરેના વધનું પ્રાયશ્ચિત્ત દેખાડેછે—

वासो दद्याद्धयं हत्वा पञ्च नीलान्वृषान्गजम् ॥
अजमेषावनड्वाहं खरं हत्वैकहायनम् ॥ १३६ ॥

અશ્વનો વધ કરનારે વસ્ત્રનું દાન દેવું, હાથીનો વધ કરનારે પાંચ નીલવૃષોનું દાન કરવું, બકરાને તથા ઘેટાને મારનારે બળદનું દાન કરવું અને ગધેડાને મારી નાખનારે એક વર્ષના વાછડાનું દાન કરવું ૧૩૬

બળદને માટે મૂળમાં વાપરેલો अनड्वह् શબ્દ ગાડાને ખેંચવામાં સમર્થ હોય એવા બળદનો બોધ કરેછે

માંસાહારીવગેરે પ્રાણીઓના વધનું પ્રાયશ્ચિત્ત કહેછે—

क्रव्यादांस्तु मृगान् हत्वा धेनुं दद्यात्पयस्विनीम् ॥
अक्रव्यादान्वत्सतरीमुष्ट्रं हत्वा तु कृष्णलम् ॥१३७॥

માંસાહારી પશુઓનો વધ કરનારે દુઝણી ગાયનું દાન દેવું અહિંસક પશુઓનો વધ કરનારે વાછડીનું દાન કરવું અને ઉંટનો વધ કરનારે એક કૃષ્ણલનું દાન કરવું

એક કૃષ્ણલ એટલે એક રતી સોનાનું દાન કરવું

યોગ્યતાવગરની સ્ત્રીને હણવાથી થતા પાપનું પ્રાયશ્ચિત્ત કહેછે—

जीनकार्मुकवस्तावीन् पृथग्दद्याद्विशुद्धये ॥
चतुर्णामपि वर्णानां नारीर्हत्वानवस्थिताः ॥१३८॥

ચારે વર્ણોની સ્ત્રીઓ જે વ્યભિચાર દોષવાળી હોય તેઓને મારનારે પાપમુક્ત થવામાટે ચર્મપુટ, ધનુષ, બકરો અને ઘેટો એઓનું દાન કરવું ૧૩૮

વ્યભિચારિણી બ્રાહ્મણીનો વધ કરનારે ચર્મપુટ એટલે કુવામાથી પાણી ખેચવાના ચામડાના કોશનુ દાન કરવુ એવીજ ક્ષત્રિયસ્ત્રીનો વધ કરનારે ધનુષ્ય, વૈશ્યસ્ત્રીનો વધ કરનારે બકરાનુ અને શૂદ્રસ્ત્રીનો વધ કરનારે ઘેટાનું દાન કરવુ

૧૩૩મા શ્લોકથી ૧૩૮મા શ્લોકસુધી તે તે પાપના પ્રાયશ્ચિત્તરૂપે જેજે દાનો કરવાનુ કહ્યુ તે તે દાન અસામર્થ્યને લીધે નહિ કરી શકનારા પાપીએ બીજા કયા પ્રકારથી પાપમુક્ત થવુ? તે કહેછે—

दानेन वधनिर्णेकं सर्पादीनामशक्नुवन् ॥

एकैकशश्चरेत्कृच्छ्रं द्विजः पापापनुत्तये ॥ १३९ ॥

સર્પવધવગેરેના પાપને દૂર કરવાને દાન નહિ કરી શકનાર દ્વિજે તે તે પાપના નાશમાટે એકએક કૃચ્છ્ર કરવુ ૧૩૯

અહીં કૃચ્છ્ર એટલે પ્રાજાપત્યવ્રત સમજવુ

હાડકાંવાળાં અને હાડકાંવગરના ક્ષુદ્રપ્રાણીઓની હિંસાનું પ્રાયશ્ચિત્ત કહેછે—

अस्थिमतां तु सत्त्वानां सहस्रस्य प्रमापणे ॥

पूर्णे चानस्यनस्थ्नां तु शूद्रहत्याव्रतं चरेत् ॥१४०॥

અસ્થિવાળા હજાર પ્રાણીઓની હિંસા કરનારે અને એક ગાડુ ભરાય તેટલા અસ્થિવગરના પ્રાણિઓની હિંસા કરનારે શૂદ્રહત્યાનુ વ્રત કરવુ ૧૪૦

શૂદ્રહત્યાનુ વ્રત એટલે ઉપપાતકના સામાન્ય પ્રાયશ્ચિત્તરૂપે ચાન્દ્રાયણ કરવુ કારણ કે શૂદ્રની હત્યાને ૬૭મા શ્લોકમા ઉપપાતકની અંદર ગણી છે અથવા શૂદ્રવધમાં ૧૩૦મા શ્લોકમા કહેલુ છ માસપર્યંત બ્રહ્મહત્યાના પ્રાયશ્ચિત્ત રૂપ વ્રત કરવુ અથવા દશ ગાયો અને એક વૃષભનુ દાન કરવુ હિંસાના લાઘવ, ગૌરવને અનુસરીને આ સઘળા વિકલ્પોની વ્યવસ્થા કરવી

ઉપરના શ્લોકમા જણાવેલ પ્રાણીઓમાં ઉક્તપરિમાણથી ન્યૂનપરિમાણની હિંસામાટે પ્રાયશ્ચિત્ત કહેછે—

किञ्चिदेव तु विप्राय दद्यादस्थिमतां वधे ॥

अनस्थ्नां चैव हिंसायां प्राणायामेन शुद्ध्यति॥१४१॥

અસ્થિવાળાં પ્રાણીઓની હિંસા કરનારે બ્રાહ્મણને કાંઇક દાન આપવું અને અસ્થિવગરનાં પ્રાણીઓની હિંસા કરનાર પ્રાણાયામવડે શુદ્ધ થાયછે. १४१

સ્મૃતિકાર સુમંતુમુનિના મતપ્રમાણે અસ્થિવાળાંમાં એકપણ ક્ષુદ્ર પ્રાણીની હિંસા કરનારે એક પણનું દાન કરવું. પણનું લક્ષણ આઠમા અધ્યાયના એકસો છત્રીશમાં શ્લોકમાં કહેલું છે અને અસ્થિવગરના એટલે મસલાં, જુંવગેરે, એકપણ જીવની હિંસા કરનારે પ્રાણાયામ કરવો જોઇએ. આઠ મુઠી ભરીને દાણા દેવા તેપણ કાઇક દાન ગણાયછે. કહ્યુછે કે—

अष्टमुष्टिर्भवेत्किंचित्किंचिच्चत्वारि पुष्कलम् ।
पुष्कलानि च चत्वारि पूर्णपात्रं विधीयते ॥

એટલે આઠ મુષ્ટિ એ કિંચિત્ નામનું માપ કહેવાયછે ચાર કિંચિત્ એ પુષ્કળ નામનું માપ કહેવાયછે અને ચાર પુષ્કળ એ પૂર્ણપાત્ર કહેવાયછે

ફલ આપનારાં વૃક્ષોવગેરેના છેદનરૂપ પાપનું પ્રાયશ્ચિત્ત જણાવેછે.

**फलदानां तु वृक्षाणां छेदने जप्यमृक्शतम् ॥**
**गुल्मवल्लीलतानां च पुष्पितानां च वीरुधाम् ॥१४२॥**

ફળ આપનારા વૃક્ષોનું છેદન કરે તેણે અને ગુલ્મ, વલ્લી, લતા અને પુષ્પવાળી, વીરૂધ એઓનુ છેદન કરે તેણે સો ઋચાઓનો જપ કરવો. १४२

આંબોવગેરે ફળ આપનાર વૃક્ષો છે. થડ તથા શાખાના વિભાગવગરના અને જથ્થાબંધ એકસાથે ઉગનારા વારાવગેરે ગુલ્મ કહેવાયછે કોળાંવગેરેના વેલાઓ જે વૃક્ષના આશ્રયવગરના હોય તે વલ્લી અને જે વેલાઓ વૃક્ષના આશ્રયવાળા હોય તે લતા કહેવાયછે. ઘણે દૂરસધી ફેલાનારી લતા વીરૂધ કહેવાયછે. ઋચા એટલે સામાન્યરીતે ગાયત્રી સમજવી

અન્નરસવગેરેમાં ઉત્પન્ન થયેલાં જંતુઓના વધનું પ્રાયશ્ચિત્ત કહેછે—

**अन्नाद्यजानां सत्त्वानां रसजानां च सर्वशः ॥**
**फलपुष्पोद्भवानां च घृतप्राशो विशोधनम् ॥१४३॥**

અન્નાદિકમાં થયેલાં પ્રાણીઓની હિંસામાં, રસોમાં થયેલાં પ્રાણીઓની હિંસામાં અને ફળમાં તથા પુષ્પમાં થયેલાં પ્રાણીઓની હિંસામાં ઘીનું આશન કરવાથી શુદ્ધિ થાયછે. १४३.

માત્ર ઘીનું પ્રાશન કરીને એક દિવસ રહેવું. ભોજન કરવું નહિ. કેટલાએક એમપણ કહેછે કે ઘીનું પ્રાશન કરવું તેથી કાંઇ ભોજનનો નિષેધ સમજવો નહિ.

વગરપ્રયોજને ઔષધિનું છેદન કરનારમાટે પ્રાયશ્ચિત્ત જણાવેછે—

कृष्टजानामोषधीनां जातानां च स्वयं वने ॥
वृथालम्भेनुगच्छेद्गां दिनमेकं पयोव्रतः ॥ १४४ ॥

પૃથ્વી ખેડીને ઉત્પન્ન કરેલી ઔષધીઓનું તથા વનમાં પોતાનીમેળે ઉત્પન્ન થયેલી ઔષધીઓનું વૃથા છેદન કરનારે એક દિવસસુધી માત્ર દૂધ પીવું અને ગાયની પાછળ ફરવું. ૧૪૪.

જાણી જોઇને આ પ્રમાણે છેદન કર્યું હોય તો આખા દિવસનેમાટે આ પ્રાયશ્ચિત્ત છે અને અજાણતાં કરેલ હોય તો અરધા દિવસમાટેજ આ પ્રાયશ્ચિત્ત કરવું.

હિંસાસંબંધી પ્રાયશ્ચિત્તોના પ્રકરણનો ઉપસંહાર અને અયોગ્ય ખાનપાનના પ્રાયશ્ચિત્તપ્રકરણનો ઉપક્રમ કરેછે—

एतैर्व्रतैरपोह्यं स्यादेनो हिंसासमुद्भवम् ॥
ज्ञानाज्ञानकृतं कृत्स्नं शृणुतानाद्यभक्षणे ॥ १४५ ॥

જાણીને કે અજાણતાં કરેલી હિંસાનું સઘળું પાપ આ ઉપર કહેલાં વ્રતોથી નાશ પામેછે હવે નહિ ખવાય પીવાય એવા પદાર્થો ખાવાપીવાથી થતાં પાપોવિષે પ્રાયશ્ચિત્તો કહીએછીએ તે સાંભળો ૧૪૫

હવેપછીના ૫૨ શ્લોકોપર્યંત કહેવાનાં પ્રાયશ્ચિત્તપ્રકરણપર વિશેષ ધ્યાન એટલામાટે જોઇએ કે મનુષ્યની સ્વાદવૃત્તિ પાપપુણ્ય તથા હિતાહિતનો વિવેક ભૂલાવી દેછે માટે એ પ્રમાણે વધારે ધ્યાનથી સાંભળવું જોઇએ

હલકીજાતના મદ્યપાનના પ્રાયશ્ચિત્તવિષે કહેછે—

अज्ञानाद्वारुणीं पीत्वा संस्कारेणैव शुद्ध्यति ॥
मतिपूर्वमनिर्देश्यं प्राणान्तिकमिति स्थितिः ॥१४६॥

અજાણતાં મદિરાનું પાન કરનાર ફરીને સંસ્કાર કરવામાં આવે ત્યારેજ શુદ્ધ થાયછે અને જાણી જોઇને વારૂણીમદિરાનું પાન કર્યું હોય તો તે અનિર્દેશ્ય હોવાથી પ્રાણાંતિક પ્રાયશ્ચિત્ત કરવું એવી શાસ્ત્રની મર્યાદાછે. ૧૪૬

આ અધ્યાયના ૯૦ મા શ્લોકથી ૯૮ શ્લોકસુધી મહાપાપરૂપ સુરાપાનનું જે પ્રાયશ્ચિત્ત કહેલું છે તે અહીં ફરીને યાદ કરવું જોઇએ. મહાપાતકના પ્રકરણ પછી કેટલોક બીજો વિષય કહીને અહીં આપેલું આ પ્રાયશ્ચિત મુખ્ય પૈષ્ટીસુરાના પાનમાટે નથી. બ્રાહ્મણને માટે તો ગૌડી અને માધ્વીસુરા પણ પૈષ્ટીજેવીજ છે. એટલે એ ત્રણ સિવાયની બાકીની કોઇપણ જાતની મદિરાના સંબંધમાં આ પ્રાયશ્ચિત્ત છે એમ કેટલાએકનું માનવું છે પણ ગૌતમે કહ્યું છે કે—

अमत्या मद्यपाने पयो घृतमुदकं वायुं प्रत्यहं तप्तकृच्छ्रस्ततोऽस्य संस्कारः ।

અજાણતાં મધપાન કરનારને ત્રણત્રણ દિવસ દૂધ, ઘી, જળ અને વાયુનું ભક્ષણ કરવારૂપ તપ્તકૃચ્છ્ર કરાવીને પછી પુનઃસંસ્કાર કરવો. આમાં અજાણતાં ગૌડી અને માધ્વી સુરા કદાચ પીવાઇ જાય તો તેનું આ પ્રાયશ્ચિત્ત છે એમ ભવિષ્ય પુરાણમાં પણ કહ્યું છે. જેમ કે—

अकामतः कृते पापे गौडीमाध्व्योर्नराधिप ।
तप्तकृच्छ्रविधानं स्याद्गौतमेन यथोदितम् ॥

એટલે હે રાજા! ગૌડી અને માધ્વી સુરાનું પાન કરવારૂપ પાપ અજાણતાં કરાયું હોય તો ગૌતમે કહેલું છે તે પ્રમાણે તપ્તકૃચ્છ્રનું વિધાન કરવું. ક્ષત્રિય અને વૈશ્ય અજાણતાં ગૌડી તથા માધ્વી સુરાનું પાન કરે અને બ્રાહ્મણ પૈષ્ટી, ગૌડી તથા માધ્વી સિવાયનું કોઇપણ જાતનું મદ્ય અજાણતાં પીએ તો તેને માટે પુનઃસંસ્કાર છે. એ વ્યવસ્થા વિશેષ હૃદયંગમ છે, અને જાણી જોઇને પીએ તો તેનું પ્રાયશ્ચિત અનિર્દેશ્ય એટલે બીજું કાંઇ બતાવી શકાય તેવું નથી, માટે પ્રાણાંતિક એટલે મરણરૂપ પ્રાયશ્ચિત્ત સમજવું. આમાંપણ મતભેદ છે. એટલે જ્યારે મુખ્ય ટીકાકારો જાણી જોઇને મધપાન કરનારમાટે મરણરૂપ પ્રાયશ્ચિત્ત બતાવેછે ત્યારે બીજા ટીકાકારો प्राणान्तिकम् अनिर्देश्यम् એવી યોજના કરીને જણાવેછે કે જાણીને કરેલાં પૈષ્ટીસિવાયની મદિરાના પાનમા પ્રાણાંતિક પ્રાયશ્ચિત્ત બતાવવું નહિ. અને તેના ટેકામા ભવિષ્ય પુરાણનું વચન લેવામા આવેછે કે—

मत्या पाने त्वसुरयोः कृते वै ज्ञानतो गुह ।
कृच्छ्रातिकृच्छ्रौ भरत पुनः संस्कारमर्हति ॥

એટલે જાણી જોઇને ગૌડી તથા માધ્વીનુ પાન કરવામાં આવે તો હે કાર્તિકેય! તપ્ત અને અતિકૃચ્છ્ર એ બન્ને કરવાં તથા પુનઃસંસ્કાર પણ કરવો યોગ્ય છે. પુનઃસંસ્કાર એટલે ફરીને ઉપવીતસંસ્કાર કરવો.

**મદ્યના પાત્રમાંનું જળ પીવામાં આવે તેનું પ્રાયશ્ચિત્ત કહેછે—**

अपः सुराभाजनस्था मद्यभाण्डस्थितास्तथा ॥
पञ्चरात्रं पिबेत्पीत्वा शङ्खपुष्पीश्रितं पयः ॥१४७॥

સુરાના પાત્રમાં રહેલું તથા મદ્યના પાત્રમાં રહેલું જળ પીવામાં આવે તો પાંચ દિવસસુધી શંખપુષ્પી નાખીને ઉકાળેલું જળ પીવું. ૧૪૭

સુરા એટલે પૈષ્ટીસુરા સમજવી. પૈષ્ટીસુરાસિવાય અન્ય મદ્યના પાત્રમાંનું જળ પીનાર બ્રાહ્મણ તથા પૈષ્ટીસુરાના પાત્રમાંનું જળ પીનાર ક્ષત્રિય તથા વૈશ્યે શંખપુષ્પી નાખીને ઉકાળેલ જળ પાંચ દિવસસુધી પીવું કેટલાએક જળને બદલે દૂધ પણ કહેછે

મદિરાના સ્પર્શવગેરેનું પ્રાયશ્ચિત્ત કહેછે—

स्पृष्ट्वा दत्त्वा च मदिरां विधिवत्प्रतिगृह्य च ॥
शूद्रोच्छिष्टाश्च पीत्वापः कुशवारि पिबेत्त्र्यहम् ॥१४८॥

મદિરાનો સ્પર્શ કરીને, મદિરા આપીને અને વિધિપૂર્વક મદિરાનો પ્રતિગ્રહ કરીને તથા શૂદ્રનું ઉચ્છિષ્ટ જલ પીને ત્રણ દિવસ દર્ભનો ઉકાળો પીવો. ૧૪૮.

પ્રતિગ્રહ કરીને એમ કહ્યું છે તેથી પ્રતિગ્રહ કરવાનો અધિકાર તો માત્ર બ્રાહ્મણનેજ હોવાથી આ પ્રાયશ્ચિત્ત મુખ્યત્વે આવું પાપ કરનાર બ્રાહ્મણનેજ માટે છે દક્ષિણાની લાલચથી કદાચ કોઇ સંકલ્પપૂર્વક મદિરાનું દાન લેવા તૈયાર થાય તેમજ જાણીજોઇને કોઇને ખુશી કરવા તેવી મંડલીમાં મદિરાનો સ્પર્શ કરે અને અજાણતાં શૂદ્રનું ઉચ્છિષ્ટ જળ પીએ તેણે ત્રણ દિવસસુધી દર્ભ નાખીને ઉકાળેલું જળ પીવું, ભોજન કરવું નહિ.

સુરાપાન કરનારનો ગંધ લેનાર બ્રાહ્મણને માટે પ્રાયશ્ચિત્ત કહેછે—

ब्राह्मणस्तु सुरापस्य गन्धमाघ्राय सोमपः ॥
प्राणानप्सु त्रिरायम्य घृतं प्राश्य विशुद्ध्यति ॥१४९॥

સોમપાન કરનાર બ્રાહ્મણને જો સુરાપાન કરનાર મનુષ્યના મુખનો ગંધ આવી જાય તો તે, જળમાં ત્રણ પ્રાણાયામ કરી ઘૃતનું પ્રાશન કરવાથી શુદ્ધ થાયછે. ૧૪૯.

જે બ્રાહ્મણ સોમપાન કરનાર ન હોય તેને જો સુરાપાન કરનાર મનુષ્યનો મુખગંધ આવે તો તે માત્ર જળમાં પ્રાણાયામ કરવાથીજ શુદ્ધ થાયછે. સોમપાન કરનાર બ્રાહ્મણને માટે ઘૃતનું પ્રાશન વિશેષમાં છે.

અતિનિંદિત પદાર્થના ભક્ષણનું પ્રાયશ્ચિત્ત કહેછે—

**अज्ञानात्प्राश्य विण्मूत्रं सुरासंस्पृष्टमेव च ॥**
**पुनः संस्कारमर्हन्ति त्रयो वर्णा द्विजातयः ॥१५०॥**

દ્વિજાતિ ત્રણ વર્ણો અજાણતાં વિષ્ટા અને મૂત્રનું અથવા સુરાના સ્પર્શવાળા પદાર્થનું ભક્ષણ કરે તો તેઓ પુનઃસંસ્કાર કરવાલાયક થાયછે. ૧૫૦.

દ્વિજાતિ ત્રણવર્ણો એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એઓ અજાણતાં મનુષ્યના વિષ્ટામૂત્ર કે સુરાના સંસર્ગવાળા પદાર્થનું ભક્ષણ કરે તો તેઓને પુનઃસંસ્કાર એટલે ફરીને ઉપનયનસંસ્કાર કરવો જોઇએ મૂત્ર એમ કહેવાથી વીર્યનો પણ તેમાં સમાવેશ થઇ જાયછે

પુનઃસંસ્કારનું સ્વરૂપ કહેછે—

**वपनं मेखलादण्डौ भैक्ष्यचर्या व्रतानि च ॥**
**निवर्त्तन्ते द्विजातीनां पुनःसंस्कारकर्मणि ॥ १५१ ॥**

વપન, મેખલા, દંડ, ભિક્ષાચરણ અને વ્રતો એ સઘળું દ્વિજોને પુનઃસંસ્કારકર્મમાં નિવૃત્ત થાયછે. ૧૫૧.

સાયં પ્રાતઃ સમિદાધાનવગેરે નિયમોને અહીં વ્રતરૂપે ગણવા.

જેઓનું અન્ન ખાવાને યોગ્ય ગણ્યું નથી તેઓનું અન્ન ખાવાવગેરેનું પ્રાયશ્ચિત્ત જણાવેછે—

**अभोज्यानां तु भुक्त्वान्नं स्त्रीशूद्रोच्छिष्टमेव च ॥**
**जग्ध्वा मांसमभक्ष्यं च सप्तरात्रं यवान् पिबेत् ॥१५२॥**

જેઓનુ અન્ન નિષિદ્ધ છે તેઓનુ અન્ન ખાવામાં આવે, સ્ત્રી અને શૂદ્રનું ઉચ્છિષ્ટ ખાવામાં આવે તથા અભક્ષ્યમાંસ ખાવામાં આવે તો સાત દિવસસુધી યવ પીવા. ૧૫૨.

ચોથા અધ્યાયના नाश्रोत्रियतते यज्ञे० એ ૨૦૫ મા શ્લોકથી આરંભી નિષિદ્ધ અન્નવાળા ગણાવ્યા છે તેઓનું અન્ન ખાવામાં આવે તેમજ પાંચમા અધ્યાયના क्रव्यादाञ्छकुनान्० એ શ્લોકથી આરંભી જેઓનો નિર્દેશ કર્યો છે તેઓનું

માંસ અભક્ષ્ય ગણાયછે. યવ પીવા એટલે યવને સાથવો કરી પાણીસાથે મેળવીને પીવો. પાચમા અધ્યાયના વીશમા શ્લોકમાં અભક્ષ્યમાંસનું પ્રાયશ્ચિત્ત કહ્યું છે તેની સાથે આ પ્રાયશ્ચિત્તનો કર્તાની શક્તિના વિચારપૂર્વક વિકલ્પ સમજવો.

શુક્તવગેરે પીવાની અયોગ્યતા દર્શાવેછે—

**शुक्तानि च कषायांश्च पीत्वा मेध्यान्यपि द्विजः ॥**
**तावद्भवत्यप्रयतो यावत्तन्न व्रजत्यधः ॥ १५३ ॥**

જેનો નિષેધ કરવામાં ન આવ્યો હોય એવા શુક્ત અને કષાય પીને પણ તે નીચે ઉતરે નહિ ત્યાંસુધી દ્વિજ અપવિત્ર થાયછે. ૧૫૩.

જે પદાર્થો સ્વભાવથી મધુરવગેરે રસવાળા હોય પણ કેટલોક સમય જતાં તેની અંદરના જળના પરિણામવગેરે કારણોથી ખાટા થઇ જાય તે અવસ્થામાં તેઓ શુક્ત કહેવાયછે તે અને બેહેડાવગેરે તુરા રસવાળા પદાર્થોના ઉકાળાઓ એઓનો ભલે શાસ્ત્રમાં નિષેધ ન કર્યો હોય તોપણ તે પીધાપછી તેઓ નીચે ઉતરે નહિ અર્થાત્ પચી જાય નહિ ત્યાંસુધી તે પીનાર દ્વિજ અપવિત્ર ગણાયછે.

ભુંડણુંવગેરેનાં મૂત્રપુરીષના ભક્ષણનું પ્રાયશ્ચિત્ત કહેછે—

**विड्वराहखरोष्ट्राणां गोमायोः कपिकाकयोः ॥**
**प्राश्य मूत्रपुरीषाणि द्विजश्चान्द्रायणं चरेत् ॥१५४॥**

ભુંડણના, ગધેડાના, ઉંટના, શિયાળના, વાનરના તથા કાગડાના મૂત્ર તથા પુરીષનું ભક્ષણ કરનાર દ્વિજે ચાંદ્રાયણવ્રત કરવું. ૧૫૪.

અજાણતાં પણ જો આ અતિનિંદિત પદાર્થનું પાન કે ભક્ષણ થયું હોય તો તેને માટે ચાંદ્રાયણ કરવું જોઈએ

ઉપરના શ્લોકમાં જણાવેલ પ્રાયશ્ચિત્તનોજ વિશેષ વિષય કહેછે—

**शुष्काणि भुक्त्वा मांसानि भौमानि कवकानि च ॥**
**अज्ञातं चैव सूनास्थमेतदेव व्रतं चरेत् ॥ १५५ ॥**

શુષ્ક થયેલાં માંસોનું, પૃથ્વીઉપર થયેલાં છત્રાકોનું, અજ્ઞાત માંસનું અને હિંસાના સ્થાનમાં રહેલા માંસનું ભક્ષણ કરનારે એજ એટલે ઉપરના શ્લોકમાં કહેલું પ્રાયશ્ચિત્તજ કરવું. ૧૫૫.

છત્રાક કે જેને બીંદડાના ટોપ અથવા બીંદડાની બળી કહેછે તે પૃથ્વીઉપર ઉગેલ હોય તો તેના ભક્ષણમાટેનું આ પ્રાયશ્ચિત્ત છે. આ માંસ ભક્ષ્ય છે કે અભક્ષ્ય છે અથવા આ માંસ કયા પ્રાણીનું છે એમ જેના સંબંધમાં ખબર ન હોય તે અજ્ઞાતમાંસ કહેવાયછે. શુષ્કમાંસ એટલે સૂકાઇ ગયેલાં મત્સ્યો, ભૌમ એટલે પૃથ્વીપર થયેલ છત્રાકો અને કવક એટલે વૃક્ષપર થયેલ છત્રાક એમ પણ કેટલાએક કહેછે. યમસ્મૃતિમાં તો છત્રાકને માટે એટલેસુધી કહ્યુ છે, કે "પૃથ્વીપર થયેલ તેમજ વૃક્ષઉપર થયેલ છત્રાકનું ભક્ષણ કરનાર બ્રહ્મહત્યા કરનારના જેવો ગણાયછે"

કાચું માંસ ખાનાર વ્યાઘ્રવગેરેના માંસનું ભક્ષણ કરનારમાટે પ્રાયશ્ચિત્ત કહેછે—

**क्रव्यादसूकरोष्ट्राणां कुक्कुटानां च भक्षणे ॥**
**नरकाकखराणां च तप्तकृच्छ्रं विशोधनम् ॥ १५६ ॥**

કાચું માંસ ખાનાર પ્રાણીઓનું, વરાહનું, ઉંટનું, કુકડાનું, મનુષ્યનું, કાગડાનું અને ગધેડાનું માંસ ખાનાર તપ્તકૃચ્છ્ર કરે ત્યારે પવિત્ર થાયછે. ૧૫૬.

તપ્તકૃચ્છ્રનું લક્ષણ આ અધ્યાયના ૨૧૪ મા શ્લોકમાં કહેવામાં આવશે.

માસિકશ્રાદ્ધમાં ભોજન કરનાર બ્રહ્મચારીને માટે પ્રાયશ્ચિત્ત કહેછે—

**मासिकान्नं तु योश्नीयादसमावर्त्तको द्विजः ॥**
**स त्रीण्यहान्युपवसेदेकाहं चोदके वसेत् ॥ १५७ ॥**

સમાવર્ત્તન સંસ્કાર થયાપહેલાં જે દ્વિજ માસિકશ્રાદ્ધમાં ભોજન કરે તેણે ત્રણ દિવસસુધી ઉપવાસ કરવા અને એક દિવસ જળમાં રહેવું. ૧૫૭.

વેદાભ્યાસમાટે ગુરૂની પાસે રહેલ હોય અને સમાવર્ત્તનસંસ્કાર ન થયેલ હોય એવો દ્વિજ એટલે બ્રહ્મચારીજ સમજવો. સપિંડીકરણશ્રાદ્ધ થયાપહેલાં જે એકોદ્દિષ્ટશ્રાદ્ધ થાયછે તેને માટે માસિકશ્રાદ્ધ એ ઉપલક્ષણરૂપ છે જળમાં એક દિવસ રહેવું તે એક દિવસ ઉપવાસના ત્રણ દિવસોમાનોજ એક સમજવો એમ કેટલાએકનું માનવું છે અને કેટલાએક એમ પણ માનેછે કે તે દિવસ ઉપવાસના ત્રણ દિવસોથી જુદો માનવો.

મધ તથા માંસભક્ષણમાં બ્રહ્મચારીને માટે પ્રાયશ્ચિત્ત કહેછે—

**ब्रह्मचारी तु योऽश्नीयान्मधु मांसं कथञ्चन ॥**
**स कृत्वा प्राकृतं कृच्छ्रं व्रतशेषं समापयेत् ॥१५८॥**

જે બ્રહ્મચારી બ્રાહ્મણ પ્રમાદે મધ કે માંસનુ ભક્ષણ કરે તેણે પ્રાજ્ઞપત્યકૃચ્છ્ર કરીને અવશેષ રહેલા વ્રતની સમાપ્તિ કરવી ૧૫૮

સમાવર્તન કર્યાપછી પણ જે વ્રતના અંગમા બ્રહ્મચર્ય પાળનાર હોય તેપણ જો મધનુ કે માંસનુ ભક્ષણ કરે તો તેણે પણ આપ્રમાણે પ્રાયશ્ચિત્ત કરીને પછી પોતાનુ વ્રત પૂરૂ કરવુ એમ પણ કેટલાએક માનેછે

બીલાડાવગેરેનુ ઉચ્છિષ્ટ તથા બગડેલુ ભોજન કરનારમાટે પ્રાયશ્ચિત્ત કહેછે—

विडालकाकाखूच्छिष्टं जग्ध्वा श्वनकुलस्य च ॥
केशकीटावपन्नं च पिबेद्ब्रह्मसुवर्चलाम् ॥ १५९ ॥

બીલ્લુ, કાગડો, ઉંદર, કૂતરૂં કે નોળિયુ એઓએ ઉચ્છિષ્ટ કરેલુ તેમજ જેમા કેશ કે કીડા પડેલા હોય એવુ ભોજન કરનારે બ્રહ્મસુવર્ચલા ઓષધિ જળની સાથે પીવી ૧૫૯

બ્રહ્મસુવર્ચલા એટલે બ્રાહ્મી જળની સાથે વાટીને અથવા જળમા ઉકાળીને પીવી

અયોગ્ય અન્ન ખાનારમાટે સામાન્યશુદ્ધિ જણાવેછે—

अभोज्यमन्नं नात्तव्यमात्मनः शुद्धिमिच्छता ॥
अज्ञानभुक्तं तूत्तार्यं शोध्यं वाप्याशु शोधनैः ॥१६०॥

પોતાની પવિત્રતાની ઇચ્છાવાળા મનુષ્યે અભોજ્યઅન્ન ખાવુ નહિ જો અ તણના ખવાઇ જાય તો પાછળથી વમન કરવુ અથવા બીજા શુદ્ધિના પ્રકારોથી તરત તેનુ શોધન કરવુ ૧૬૦

વમન ન થઇ શકે તો બ્રહ્મસુવર્ચલાપાન કે પ્રાણાયામ કે વિરેચનવગેરે અન્ય શુદ્ધિના પ્રકારો તુરત કરવા વમન કર્યાપછી પણ લઘુપ્રાયશ્ચિત્ત કરવુ પડેછે

અભક્ષ્ય ભક્ષણના પ્રાયશ્ચિત્તપ્રકરણના ઉપસંહારનીસાથે ચોરી કરનારમાટેના પ્રાયશ્ચિત્તપ્રકરણનો ઉપક્રમ કરેછે—

एषोनाद्यादनस्योक्तो व्रतानां विविधो विधिः ॥
स्तेयदोषापहर्तॄणां व्रतानां श्रूयतां विधिः ॥१६१॥

અભક્ષ્યભક્ષણના પ્રાયશ્ચિત્તરૂપ વ્રતોનો જૂદો જૂદો વિધિ કહ્યો હવે ચોરીના દોષને મટાડનારા વ્રતોનો વિધિ સાંભળો ૧૬૧

બ્રાહ્મણના સુવર્ણની ચોરી એ મહાપાપમાં આવી જાયછે. તેનું પ્રાયશ્ચિત્ત આ અધ્યાયના ૯૯-૧૦૦-૧૦૧ એ ત્રણ શ્લોકોમાં કહ્યુંછે તેથી અહીં તે સિવાયની ચોરીઓના દોષ મટાડવામાટેનું પ્રકરણ સમજવું.

ધાન્યવગેરેની ચોરી કરી હોય તો તેમાટેનું પ્રાયશ્ચિત્ત કહેછે—

**धान्यान्नधनचौर्याणि कृत्वा कामाद् द्विजोत्तमः ॥**
**स्वजातीयगृहादेव कृच्छ्राब्देन विशुद्ध्यति ॥ १६२॥**

જે બ્રાહ્મણ જાણી જોઇને બ્રાહ્મણના ઘરમાથીજ ધાન્યની, અન્નની અને ધનની ચોરી કરેછે તે એક વર્ષપર્યંત પ્રાજાપત્ય કરે ત્યારે શુદ્ધ થાયછે. ૧૬૨.

વ્રીહિવગેરે ધાન્ય, રાંધેલ અન્ન અને ધન જેનાથી તેની આજીવિકા ચાલતી હોય, જેમકે બ્રાહ્મણની આજીવિકાના સાધનરૂપ પુસ્તકવગેરે તથા ક્ષત્રિયની આજીવિકાના સાધનરૂપ બાણવગેરે એઓની ચોરી કરનાર બ્રાહ્મણ એક વર્ષપર્યંત પ્રાજાપત્ય કરવાથી શુદ્ધ થાયછે મૂળમાં દ્વિજ શબ્દ હોવાથી બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય એ ત્રણેનું પણ ગ્રહણ થઇ શકેછે

મનુષ્યહરણવગેરેનું પ્રાયશ્ચિત્ત કહેછે—

**मनुष्याणां तु हरणे स्त्रीणां क्षेत्रगृहस्य च ॥**
**कूपवापीजलानां च शुद्धिश्चान्द्रायणं स्मृतम् ॥१६३॥**

પુરૂષો, સ્ત્રીઓ, ક્ષેત્ર, ગૃહ, કૂવાનું જળ અને વાવનું જળ એઓનું હરણ કરવામાં ચાંદ્રાયણ કરવાથી શુદ્ધિ થયછે. ૧૬૩.

અહીં દાસરૂપ પુરૂષ તથા સ્ત્રી સમજવાં કૂવાનું તથા વાવનું જળ બીજાનાં વાડીખેતરમાથી પોતાનાં વાડીખેતરમાં ખેંચી જઇ બીજાને નુકસાનમાં ઉતારે તેનેમાટે આ પ્રાયશ્ચિત્ત છે અને કૂવો અને વાવ પોતાના ન હોય છતાં તેનાપર પોતાનો હક છે એમ કહે તેનેમાટે પણ આ પ્રાયશ્ચિત્ત છે.

હલકીજાતનાં દ્રવ્યોની ચોરી કરનારમાટે પ્રાયશ્ચિત્ત કહેછે—

**द्रव्याणामल्पसाराणां स्तेयं कृत्वाऽन्यवेश्मतः ॥**
**चरेत्सान्तपनं कृच्छ्रं तन्निर्यात्यात्मशुद्धये ॥ १६४॥**

બીજા માણસના ઘરમાંથી અલ્પમૂલ્યવાળા પદાર્થોની ચોરી કરનારે, ચોરીના પાપમાંથી છૂટવામાટે તે ચોરેલ પદાર્થ પાછો આપી દઇ સાંતપનનામનું કૃચ્છ્રવ્રત કરવું. ૧૬૪.

અલ્પમૂલ્યવાળા એટલે નહિજેવી કિંમતના અથવા થોડા રૂપયોની જેમકે ...નાં વાસણ, ફાનસવગેરેની ચોરી કરનાર તે ચીજ તેના માલેકને પાછી આપી ...થા સાંતપન કૃચ્છ્ર કે જેનું લક્ષણ આગળપર આવશે તે કરે ત્યારે તે ...પમાંથી છૂટેછે

ભક્ષ્યવગેરેની ચોરીમાં પ્રાયશ્ચિત્ત જણાવેછે—

**...क्ष्यभोज्यापहरणे यानशय्यासनस्य च ॥**
**...पमूलफलानां च पञ्चगव्यं विशोधनम् ॥१६५॥**

ભક્ષ્ય, ભોજ્ય, વાહન, શય્યા, આસન, પુષ્પ, મૂલ અને ફળ એમાના ...પણ પદાર્થના અપહરણમાં પંચગવ્ય એ શોધનરૂપ છે ૧૬૫

લાડુવગેરે ભક્ષ્યપદાર્થો, દૂધપાકવગેરે ભોજ્યપદાર્થો અથવા ફલવગેરે ભક્ષ્ય...ર્થો અને સાથવો વગેરે ભોજ્યપદાર્થો તેમજ વાહન, શય્યાવગેરેની ચોરી ...નાર મનુષ્ય પંચગવ્ય એટલે ગાયનું દૂધ, દહીં, ઘી, છાણ અને મૂત્ર એઓનું ...શન કરે ત્યારે શુદ્ધ થાયછે

તૃણવગેરેની ચોરીમાં પ્રાયશ્ચિત્ત કહેછે—

**...णकाष्ठद्रुमाणां च शुष्कान्नस्य गुडस्य च ॥**
**...ैलचर्मामिषाणां च त्रिरात्रं स्यादभोजनम् ॥१६६॥**

તૃણ, કાઠ, વૃક્ષ, શુષ્કઅન્ન, ગોળ, વસ્ત્ર, ચામડું અને માસ એઓની ...રી કરનાર ત્રણ રાત્રિપર્યંત ઉપવાસ કરવાથી શુદ્ધ થાયછે. ૧૬૬.

* ગોળ જેમ કહેવાથી ખાંડ તથા સાકર પણ આવી જાયછે

મણિવગેરેની ચોરીમાં પ્રાયશ્ચિત્ત કહેછે—

**...मणिमुक्ताप्रवालानां ताम्रस्य रजतस्य च ॥**
**...यःकांस्योपलानां च द्वादशाहं कणान्नता ॥ १६७॥**

મણિ, મોતી, પ્રવાલ, ત્રાંબુ, રૂપુ, લોઢું, કાસું અને પથ્થર એઓની ...રીમાં બાર દિવસસુધી કાચા દાણા ખાઇને રહેવું ૧૬૭.

આ સર્વ પદાર્થોની ચોરીમાં તે પદાર્થનું મૂલ્ય, તેનું ઉપયોગીપણું, એક વખતનીજ ચોરી, અનેક વખતની ચોરી તથા દેશકાલવગેરેનો વિચાર કરીને એક વખત અથવા વધારે વખત અથવા કઇ વધઘટ સાથે આ પ્રાયશ્ચિત્તની વ્યવસ્થા કરવી.

સૂતરવગેરેની ચોરીનું પ્રાયશ્ચિત્ત દેખાડેછે—

कार्पासकीटजोर्णानां द्विशफैकशफस्य च ॥
पक्षिगन्धौषधीनां च रज्ज्वाश्चैव त्र्यहं पयः ॥१६८॥

સૂતરાઉ, રેશમી કે ઉનના વસ્ત્રો, બે ખરીવાળા કે એક ખરીવાળાં જાનવર, પક્ષી, સુગંધ પદાર્થ, ઔષધી અને દોરી એઓની ચોરીમાં ત્રણ દિવસસુધી માત્ર દૂધ પીને રહેવું ૧૬૮.

આપત્તિના સમયમાં આ પદાર્થોની ચોરી થોડા પ્રમાણમાં કરી હોય તેને માટે આ પ્રાયશ્ચિત્ત છે.

ચોરીના પ્રાયશ્ચિત્તપ્રકરણનો ઉપસંહાર કરવાનીસાથે અગમ્યાગમનના પ્રાયશ્ચિત્તપ્રકરણનો ઉપક્રમ કરેછે—

एतैर्व्रतैरपोहेत पापं स्तेयकृतं द्विजः ॥
अगम्यागमनीयं तु व्रतैरेभिरपानुदेत् ॥ १६९ ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યે આ ઉપર કહેલા વ્રતોથી ચોરીને લીધે થયેલા પાપને મટાડવું અને અગમ્યાગમનથી થયેલા પાપને આ વ્રતોથી મટાડવું. ૧૬૯.

આ વ્રતોથી એટલે હવે કહીએ છીએ તે વ્રતોથી અગમ્યાગમનનું પાપ મટેછે.

આ અધ્યાયના ૫૮મા શ્લોકમાં જે જે અગમ્યાગમનને ગુરૂપત્નીગમનજેવું જણાવેલ છે તેનું પ્રાયશ્ચિત્ત કહેછે—

गुरुतल्पव्रतं कुर्याद्रेतः सिक्त्वा स्वयोनिषु ॥
सख्युः पुत्रस्य च स्त्रीषु कुमारीष्वन्त्यजासु च ॥१७०॥

સહોદર બેહેન, મિત્રની સ્ત્રી, પુત્રની સ્ત્રી, કન્યા અને ચંડાલની સ્ત્રી એઓનું ગમન કરનાર પુરૂષે ગુરૂપત્નીના ગમનવિષે જે પ્રાયશ્ચિત્ત કહેલું છે તે પ્રાયશ્ચિત્ત કરવું ૧૭૦.

ગુરૂપત્નીગમનનુ પ્રાયશ્ચિત્ત આ અધ્યાયના શ્લોક ૧૦૩થી ૧૦૬ સુધી જૂદી જૂદી જાતનુ કહ્યુ છે તેમાથી જાણતા કે અજાણતાવગેરે ભેદોથી પાપની ગુરૂતા તથા લઘુતાને અનુસરીને તે તે જાતનુ ચડતુ ઉતરતુ પ્રાયશ્ચિત્ત કરવુ

ફઇ, માશી તથા મામાની પુત્રીસાથેના ગમનનુ પ્રાયશ્ચિત્ત કહેછે—

पैतृष्वस्रेयीं भगिनीं स्वस्रीयां मातुरेव वा ॥
मातुश्च भ्रातुस्तनयां गत्वा चान्द्रायणं चरेत् ॥१७१॥

ફઇની દીકરી બેહેન માતાની બેહેનની દીકરી તથા માતાના ભાઇની દીકરીની ગમન કરનારે ચાદ્રાયણ કરવુ ૧૭૧

અજાણથી કરેના એક વખતના ગમનમાટે આ પ્રાયશ્ચિત્ત છે કારણકે પ્રાયશ્ચિત્ત લાઘવવાળુ છે

ઉપરના શ્લોકમા કહેલી ફઇની પુત્રીવગેરેની સાથે પરણવાનો નિષેધ કરેછે—

एतास्तिस्रस्तु भार्यार्थे नोपयच्छेत्तु बुद्धिमान् ॥
ज्ञातित्वेनानुपेयास्ताः पतति ह्युपयन्नधः ॥ १७२ ॥

બુદ્ધિમાન પુરૂષે એ ત્રણને ગૃહસ્થાશ્રમ કરવામાટે પરણવી નહિ કારણકે તે ત્રણે જ્ઞાતિપણાથી એટલે બેહેનપણાના સબધવાળી હોવાથી પરણવાને યોગ્ય નથી તેથી તેઓમાની કોઇને પણ પરણનારો પુરૂષ નરકમા પડેછે ૧૭૨

ત્રીજા અધ્યાયના ૫ મા શ્લોકમા આવી જાતના વિવાહનો નિષેધ જણાવેલો છે તેની પ્રસગને લઇને અહીં વિશેષ કહતા કરી છે

પશુજાતિવગેરેમાં ગમનનુ પ્રાયશ્ચિત્ત કહેછે—

अमानुषीषु पुरुष उदक्यायामयोनिषु ॥
रेतः सिक्त्वा जले चैव कृच्छ्रं सान्तपनं चरेत् ॥१७३॥

અશ્વાવગેરે અમાનુષી સ્ત્રીજાતિમા રજસ્વલામા સૃષ્ટિક્રમવિરૂદ્ધ અને જળમા વીર્યનો પાત કરનાર પુરૂષે સાતપનકૃચ્છ્ર કરવુ ૧૭૩

અમાનુષી સ્ત્રીજાતિમાં અન્ય પશુઓની ગણનાસાથે ગાયની ગણના કરવી નહિ. કારણકે ગાયના સંબંધમાં તેવું નિંદ્યકર્મ કરનારમાટે શંખ તથા લિખિતવગેરે સ્મૃતિકારોએ વર્ષપર્યંત પ્રાજાપત્યરૂપ ગુરૂપ્રાયશ્ચિત્ત કહેલ છે.

પુરૂષગમનવગેરેનું પ્રાયશ્ચિત્ત કહેછે—

मैथुनं तु समासेव्य पुंसि योषिति वा द्विजः ॥
गोयानेऽप्सु दिवा चैव सवासाः स्नानमाचरेत् ॥१७४॥

જે દ્વિજ, પુરૂષની સાથે ગમન કરે તેમજ વૃષભ જોડેલ વાહનમાં, જળમાં કે દિવસના સ્ત્રીની સાથે ગમન કરે તેણે તે વસ્ત્રસહિત સ્નાન કરવું. ૧૭૪.

ગમનપછી તુરત તે સઘળાં વસ્ત્રોસહિત સ્નાન કરવું જોઇએ.

ચંડાલવગેરેની સ્ત્રીનું ગમનવગેરે કરવાથી બ્રાહ્મણની થતી દુર્ગતિ દેખાડેછે—

चण्डालान्त्यस्त्रियो गत्वा भुक्त्वा च प्रतिगृह्य च ॥
पतत्यज्ञानतो विप्रो ज्ञानात्साम्यं तु गच्छति ॥१७५॥

જે બ્રાહ્મણ, ચંડાલસ્ત્રીનું તથા મ્લેચ્છસ્ત્રીનું અજાણતાં ગમન કરે, તેનું અન્ન ખાય અને તેની પાસેથી પ્રતિગ્રહ કરે તે પતિત થાયછે અને જાણીજોઇને એ સઘળું કરે તો તેઓની સમાનતાને પામેછે. ૧૭૫

પતિત થાયછે એમ કહ્યુ તેથી પતિતનું પ્રાયશ્ચિત્ત કરવું અને તેઓની સમાનતાને પામેછે એટલે તેના જેવોજ થઈ જાયછે. આ વાક્ય પ્રાયશ્ચિત્તના ગૌરવને માટે છે. ચાંડાલીગમનનુ પ્રાયશ્ચિત્ત હવેપછી તુરત કહેશે.

વ્યભિચાર કરનારી સ્ત્રીને માટે પ્રાયશ્ચિત્ત કહેછે—

विप्रदुष्टां स्त्रियं भर्ता निरुंध्यादेकवेश्मनि ॥
यत्पुंसः परदारेषु तच्चैनां चारयेद्व्रतम् ॥ १७६ ॥

વ્યભિચાર દોષવાળી સ્ત્રીને તેના પતિએ એક મકાનમાં રોકી રાખવી અને પરસ્ત્રીગમન કરનાર પુરૂષે જે પ્રાયશ્ચિત્ત કરવાનું છે તે પ્રાયશ્ચિત્ત તેની પાસે કરાવવુ. ૧૭૬.

વ્યભિચારિણી સ્ત્રીને એક મકાનમાં રોકી રાખવી, બહાર જવા ન દેવી તેમજ તેના હાથમાં કશો અધિકાર રાખવો નહિ અને સજાતીય પરસ્ત્રીના ગમનમાં પુરૂષને માટે જે પ્રાયશ્ચિત્ત છે તે પ્રાયશ્ચિત્ત તેને કરાવવું. સ્ત્રીઓને પુરૂષકરતાં

અર્ધપ્રાયશ્ચિત્ત હોવાવિષે વસિષ્ઠે કહ્યું છે તે વગરઇચ્છાએ વ્યભિચારદોષમાં આવેલી સ્ત્રીને લાગુ પડેછે

ફરીને વ્યભિચારદોષમાં આવનારી સ્ત્રીને માટે પ્રાયશ્ચિત્ત કહેછે—

**सा चेत्पुनः प्रदुष्येत्तु सदृशेनोपयन्त्रिता ॥**

**कृच्छ्रं चान्द्रायणं चैव तदस्याः पावनं स्मृतम् ।१७७।**

તે સ્ત્રી જો બીજીવાર પણ સ્વજાતીયપુરૂષની અભ્યર્થનાથી તેની સાથે વ્યભિચાર કરે તો તે સ્ત્રીએ પોતાની પવિત્રતા થવાને પ્રાજાપત્ય અને કૃચ્છ્ર ચાંદ્રાયણ કરવું ૧૭૭

પુરૂષની અભ્યર્થનાથી એમ કહ્યું એટલે સ્ત્રીની પોતાની સ્વતંત્ર ઇચ્છા ન હોય છતાં પણ આ દોષમાં પડે તોપણ તેણે આ પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ

શૂદ્રસ્ત્રીની સાથે વ્યભિચાર કરનાર બ્રાહ્મણને માટે પ્રાયશ્ચિત્ત કહેછે—

**यत्करोत्येकरात्रेण वृषलीसेवनाद्द्विजः ॥**

**तद्भैक्षभुग्जपन्नित्यं त्रिभिर्वर्षैर्व्यपोहति ॥ १७८ ॥**

શૂદ્રસ્ત્રીનું ગમન કરતાં બ્રાહ્મણને એક રાત્રિમાંજ જે પાપ લાગેછે તે પાપ તે ત્રણ વર્ષપર્યંત ભિક્ષાનું અન્ન ખાઇને રહેવાની સાથે સર્વદા ગાયત્રીનો જપ કરતો રહે ત્યારે નાશ પામેછે ૧૭૮

મૂળમાં વૃષલી શબ્દ છે તેનો અર્થ શૂદ્રસ્ત્રી થાયછે તોપણ પ્રાયશ્ચિત્ત ગુરૂ હોવાથી અહીં શૂદ્રસ્ત્રી નહિ પણ ચંડાલસ્ત્રી સમજવી એમ પણ ઘણાઓનો મત છે અને કેટલાએક એમ કહેછે કે શૂદ્રસ્ત્રીમાં ગર્ભાધાન કરનાર બ્રાહ્મણમાટે આ પ્રાયશ્ચિત્ત છે

સંસર્ગથી પાપી બનનારાઓમાટેના પ્રાયશ્ચિત્તપ્રકરણનો ઉપક્રમ કરેછે—

**एषा पापकृतामुक्ता चतुर्णामपि निष्कृतिः ॥**

**पतितैः संप्रयुक्तानामिमाः शृणुत निष्कृतीः ॥१७९॥**

ચારે પ્રકારના પાપીઓને માટે તેમાંથી છૂટવાનો આ ઉપાય કહ્યો હવે પતિત લોકોની સાથે સંસર્ગમાં આવનારાઓમાટેનાં આ પ્રાયશ્ચિત્તો સાંભળો. ૧૭૯

ચારે પ્રકારના પાપીઓ એટલે હિંસા કરનારા, અભક્ષ્યભક્ષણ કરનારા, ચોરી કરનારા અને અગમ્યાગમન કરનારા જેઓ પોતેજ પાપ કરીને પતિત બનેછે, એવા પતિતલોકોની સાથે કાંઇપણ સંબંધમાં આવનારા લોકોને પણ દોષ લાગેછે.

**પતિતના સંબંધમાં આવનાર કેવીરીતે પતિત થાયછે તે જણાવેછે—**

**संवत्सरेण पतति पतितेन सहाचरन् ॥**
**याजनाध्यापनाद्यौनान्न तु यानासनाशनात् ॥१८०॥**

એક વર્ષપર્યંત પતિતમાણસની સાથે એક વાહનઉપર જવાથી, એક આસને બેસવાથી અને એક પંક્તિમાં ભોજન કરવાથી બીજો માણસ પણ પતિત થાયછે પરંતુ પતિતને યજ્ઞ કરાવવાથી, અધ્યયન કરાવવાથી અને તેની સાથે વિવાહસંબંધ બાંધવાથી તેમ થતું નથી અર્થાત્ એક વર્ષે પતિત થવાતું નથી પણ તરતજ પતિત થઇ જવાયછે. ૧૮૦.

દેવલમુનિ તાતરત પતિત થવાનાં કારણોમાં એકપંક્તિભોજનને પણ ગણેછે તે કહેછે કે—

याजनं योनिसंबंधं स्वाध्यायं सहभोजनम् ।
कृत्वा सद्यः पतन्त्येते पतितेन न संशयः ॥

એટલે પતિતને યજ્ઞ કરાવનાર તથા વેદાધ્યયન કરાવનાર અથવા તેને ગાયત્રીનો ઉપદેશ આપનાર, પતિતની સાથે વિવાહસંબંધ બાંધનાર અને પતિતની સાથે ભોજન કરનાર એઓ તરતજ પતિત થાયછે એમાં સંશય નથી.

**સંસર્ગથી પતિત થનારમાટે પ્રાયશ્ચિત્તનો સામાન્ય ક્રમ કહેછે—**

**यो येन पतितेनैषां संसर्गं याति मानवः ॥**
**स तस्यैव व्रतं कुर्यात्तत्संसर्गविशुद्धये ॥ १८१ ॥**

જે મનુષ્ય એ પતિતોમાંના જેવા પ્રકારના પતિતની સાથે સંસર્ગ કરે તે મનુષ્યે તે પતિતસંસર્ગના દોષમાંથી મુક્ત થવામાટે તે પતિતને માટે જે પ્રાયશ્ચિત્ત હોય તેજ પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. ૧૮૧.

જે જે પાપીને માટે જેવું જેવું પ્રાયશ્ચિત્ત કહેલું હોય તેવું તેવું પ્રાયશ્ચિત્ત તેના સંસર્ગીએ પણ કરવું જોઇએ. સંસર્ગીએ એ પ્રાયશ્ચિત્ત એક ચતુર્થાંશ ઓછું કરવું; કારણકે વ્યાસ કહેછે કે—

यो येन संसृजेद्वर्षं सोपि तत्साम्यतामियात् ।
पादन्यूनं चरेत्सोपि तस्य तस्य व्रतं द्विज. ॥

જે દ્વિજ જે પાપીની સાથે એકવર્ષ સંસર્ગમાં રહે તે દ્વિજ તે પાપીના જેવો બનેછે. તેથી તેણે તે તે પાપીને માટે જે પ્રાયશ્ચિત્ત કહેલ હોય તે પ્રાયશ્ચિત્ત પાદન્યૂન એટલે એકચતુર્થાંશ કમતી કરવું

પતિત થનારના સંબંધીઓએ તેની સાથેનો સંબંધ કેમ છોડી આપવો તે જણાવેછે—

**पतितस्योदकं कार्यं सपिण्डैर्बान्धवैर्बहिः ॥**
**निन्दितेऽहनि सायाह्ने ज्ञात्यृत्विग्गुरुसन्निधौ ॥१८२॥**

સપિંડોએ તથા બાંધવોએ નિંદિતદિવસે સાયંકાળે જ્ઞાતિની, ઋત્વિજની તથા ગુરૂઓની હાજરીમાં ગામથી બહાર જઇ પતિતની ઉદકક્રિયા કરવી. ૧૮૨.

પતિત થયેલ માણસ જીવતો હોય તોપણ તેને મૃતતુલ્ય ગણી તેના સંબંધીઓએ જ્ઞાતિવગેરેની હાજરીમા ગામબહાર નિંદિતદિવસે એટલે રિક્તાતિથિરૂપ નવમીમાં સાયંકાળે તેનું નાહી નાખવું અને સંબંધ છોડી દેવો. સાતપેઢીની અંદરના ભાયાતો સપિંડ કહેવાયછે તથા તે સિવાયના સંબંધીઓ બાંધવ કહેવાયછે.

પતિતની ઉદકક્રિયાનો વિશેષવિધિ જણાવેછે—

**दासी घटमपां पूर्णं पर्यस्येत्प्रेतवत्पदा ॥**
**अहोरात्रमुपासीरन्नशौचं बान्धवैः सह ॥ १८३ ॥**

દાસીએ જળથી ભરેલા ઘડાને દક્ષિણમાં મુખ રાખી પગથી ફેંકી દેવો અને પછી બાંધવોએ એક રાત્રિદિવસપર્યંત આશૌચ પાળવું. ૧૮૩.

પતિતના સંબંધીઓએ એક દાસીને દક્ષિણતરફ મુખ રખાવી તેનાજ પગથી જળના ઘડાને ફેંકાવી દેવો જેથી તે ઘડો ફૂટી પડે આમ કરવાથી પતિતસાથેનો સંબંધ તેના જીવતા છતાજ છૂટી જાયછે. આ ઘડો જૂનો લેવરાવવો. કારણકે ૧૮૯મા શ્લોકમા બીજો નવો ઘડો આવેછે તેથી અહીં જૂનો ઘડોજ સમજાયછે. આમ કર્યાપછી એક દિવસ અને એક રાત્રિ એમ તેનું આશૌચ પાળવું.

ઉપર પ્રમાણે કરવાનો મુખ્ય હેતુ સમજાવેછે—

**निवर्त्तेरंश्च तस्मात्तु संभाषणसहासने ॥**
**दायाद्यस्य प्रदानं च यात्रा चैव हि लौकिकी ॥१८४॥**

પતિતની સાથે ભાષણ કરવું નહિ, તેની સાથે બેસવું નહિ, તેને દાયભાગ આપવો નહિ અને તેની સાથે કશો લૌકિકવ્યવહાર પણ કરવો નહિ. ૧૮૪.

दायायस्य प्रदानं એમાં વારસાનો ભાગ દેવો નહિ એમ કહ્યું છે તે ઉપરાંત તેમાં આય શબ્દ છે તેથી તે ખરેખર મરી ગયાંપછી તેને પિંડપ્રદાન કરવાની પણ જરૂર નથી એમ અભિપ્રાય નિકળેછે

પતિત પુરૂષ પોતાના ભાઇઓમાં સૌથી મોહોટા હોય તો તે વારસામાંથી નિકળી જતાં મોહોટાભાઇને મળવાના વિશેષભાગની શું વ્યવસ્થા થાય? તે જણાવેછે—

**ज्येष्ठता च निवर्त्तेत ज्येष्ठावाप्यं च यद्धनम् ॥**
**ज्येष्ठांशं प्राप्नुयाच्चास्य यवीयान् गुणतोधिकः॥१८५॥**

પતિતનું જ્યેષ્ઠપણું નિવૃત્ત થાયછે તથા જ્યેષ્ઠપણાથી મળીશકનારૂં ધન પણ તેને મળી શકતું નથી તેથી તેનાથી નાહાનો ભાઇ જે ગુણથી અધિક હોય તેને એ જ્યેષ્ઠનો ભાગ મળવો જોઇએ. ૧૮૫

પતિતનું જ્યેષ્ઠપણું નિવૃત્ત થાયછે એટલે તેનાથી તેના નાહાના ભાઇઓ વગેરેએ તેના પ્રત્યે અભિવાદનવગેરે કશો ઉપચાર કરવો નહિ. પતિત હોય તે વારસામાથીજ બાતલ થઇ જાયછે તો પછી જ્યેષ્ઠપણાને લીધે વધારાનો ભાગ તો તેને ક્યાંથીજ મળી શકે? તોપણ તે જ્યેષ્ઠનો હક તેનાથી નાહાનો ભાઇ હોય તેને મળવામાટે અહીં તેનો અનુવાદ કરવામાં આવ્યો છે.

પતિત થયેલો પુરૂષ પ્રાયશ્ચિત્ત કરી પવિત્ર થાય ત્યારે તેના સ્વીકારનો વિધિ કહેછે—

**प्रायश्चित्ते तु चरिते पूर्णकुम्भमपां नवम् ॥**
**तेनैव सार्द्धं प्रास्येयुः स्नात्वा पुण्ये जलाशये॥१८६॥**

પતિત થયેલો પુરૂષ જ્યારે પ્રાયશ્ચિત્ત પૂર્ણ કરે ત્યારે તેના સપિંડવગેરેએ તેને સાથે રાખીને પવિત્ર જળાશયમાં સ્નાન કરીને જળથી ભરેલા નવા ઘડાને તે જળાશયમાં નાખવો. ૧૮૬.

પવિત્ર જળાશય એટલે ગંગાવગેરે તીર્થરૂપ ગણાતી નદી કે તેવાં કોઇ સરોવરો સમજવાં આ પ્રમાણે ઘડો નાખવાની ક્રિયામાં તે પ્રાયશ્ચિત્ત કરનારે પોતે પણ સામેલ રેહેવું.

પ્રાયશ્ચિત્ત કરી પવિત્ર થનારનો સંબંધ પાછો ચાલુ થવા-વિષે કહેછે—

**स त्वप्सु तं घटं प्रास्य प्रविश्य भवनं स्वकम् ॥**
**सर्वाणि ज्ञातिकार्याणि यथापूर्वं समाचरेत् ॥१८७॥**

પ્રાયશ્ચિત્ત કરનાર તે પુરૂષે જળમાં તે ઘડો નાખ્યાપછી પોતાને ઘેર આવી અગાઉની પેઠે સઘળા જ્ઞાતિકાર્યો કરવા. ૧૮૭

જ્ઞાતિકાર્યો એટલે સંબધીઓની સાથેના સઘળા વ્યવહારમાર્ગો કરવાં

પતિત બનેલી સ્ત્રીઓના સંબધમાં કર્તવ્ય કહેછે—

**एतमेव विधिं कुर्याद्योषित्सु पतितास्वपि ॥**
**वस्त्रान्नपानं देयं तु वसेयुश्च गृहान्तिके ॥ १८८ ॥**

પતિત થએલી સ્ત્રીઓનેમાટે પણ આ વિધિજ કરવાનો છે એવી સ્ત્રીઓને ઘરનીજપાસે રાખવી અને વસ્ત્ર તથા અન્નપાન દેવા ૧૮૮

આ વિધિજ કરવાનો છે એટલે પતિત થએલી સ્ત્રીમાટે પણ ઉદકક્રિયા પતિત પુરૂષને માટે થતી ઉદકક્રિયા જેવીજ કરવી વિશેષમા એટલુ કે તેને ઘરની પાસે જૂદી કોટડીમા રાખવી અને વસ્ત્ર તથા અન્નપાન દેવા જોઇએ

પાપ કરનારાઓનીસાથે તેણે પ્રાયશ્ચિત્ત કર્યા પહેલાં તથા પ્રાયશ્ચિત્ત કર્યાપછી સામાન્યરીતે કેમ વર્તવું તે જણાવેછે—

**एनस्विभिरनिर्णिक्तैर्नार्थं किञ्चित्सहाचरेत् ॥**
**कृतनिर्णेजनांश्चैव न जुगुप्सेत कर्हिचित् ॥ १८९ ॥**

પાપ કરનારા મનુષ્યોએ જ્યાસુધી પ્રાયશ્ચિત્ત કરેલુ ન હોય ત્યાંસુધી તેઓની સાથે કાઇપણ વ્યવહાર કરવો નહિ અને પ્રાયશ્ચિત્ત કર્યાપછી કોઇ વખત પણ તેઓની નિંદા કરવી નહિ ૧૮૯

પ્રાયશ્ચિત્ત કરીને પવિત્ર થએલ હોય તેવા માણસને તેના પૂર્વના પાપની યાદી આપી તેનુ મન દુખાવવુ નહિ

પ્રાયશ્ચિત્ત કરેલું હોય તોપણ કેવીકેવી જાતના પાપીઓ સંગ કરવાને યોગ્ય નથી તે ઉપરના શ્લોકના અપવાદરૂપે જણાવેછે—

**बालघ्नांश्च कृतघ्नांश्च विशुद्धानपि धर्मतः ॥**
**शरणागतहन्तॄंश्च स्त्रीहन्तॄंश्च न संवसेत् ॥ १९० ॥**

જેઓ બાળહત્યા કરનારા હોય, કરેલા ઉપકારને હણનારા હોય, શરણે આવેલાને મારનારા હોય અને સ્ત્રીહત્યા કરનારા હોય તેઓએ પ્રાયશ્ચિત્ત કર્યું હોય તોપણ તેઓની સાથે રહેવું નહિ. ૧૯૦.

તેઓની સાથે રહેવું નહિ એટલે તેઓના કશા સંબંધમાં આવવું નહિ

જે દ્વિજોને ઉપનયનસંસ્કાર યોગ્યસમયે ન થયો હોય તેઓનેમાટે પ્રાયશ્ચિત્ત કહેછે—

**येषां द्विजानां सावित्री नानूच्येत यथाविधि ॥**
**तांश्चारयित्वा त्रीन्कृच्छ्रान्यथाविध्युपनाययेत् ॥१९१॥**

જે દ્વિજોને વિધિપ્રમાણે ગાયત્રીનો ઉપદેશ ન થયો હોય તેઓને ત્રણ પ્રાજાપત્ય કરાવી વિધિપ્રમાણે ઉપનયનસંસ્કાર કરવો. ૧૯૧.

દ્વિજ એ શબ્દમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણ સમજવાં. તેઓને ગૌણકાળમાં પણ ઉપનયનસંસ્કાર ન થઈ શક્યો હોય તો ત્રણ પ્રાજાપત્યરૂપ પ્રાયશ્ચિત્ત કરાવીને તેપછી વિધિપ્રમાણે ઉપનયનસંસ્કાર કરવો. યાજ્ઞવલ્ક્યે વ્રાત્યસ્તોમવગેરે જે પ્રાયશ્ચિત્ત કહેલ છે તેનીસાથે આ પ્રાયશ્ચિત્તનો વિકલ્પ સમજવો એટલે દોષના ગૌરવલાઘવનો વિચાર કરીને તેમ નહિ અને શક્તિવગેરેનો પણ વિચાર કરીને વિકલ્પની વ્યવસ્થા કરવી

પ્રતિષિદ્ધ આચરણ કરનારા તથા સ્વાધ્યાયરહિત રહેનારા દ્વિજોનેમાટે પ્રાયશ્ચિત્ત જણાવેછે—

**प्रायश्चित्तं चिकीर्षन्ति विकर्मस्थास्तु ये द्विजाः ॥**
**ब्रह्मणा च परित्यक्तास्तेषामप्येतदादिशेत् ॥ १९२ ॥**

પ્રતિષિદ્ધ કર્મોનું આચરણ કરનારા તથા વેદાધ્યયન નહિ કરનારા જે દ્વિજો તેનું પ્રાયશ્ચિત્ત કરવાની ઇચ્છા કરે તેઓને પણ આ પ્રાયશ્ચિત્ત જણાવવું. ૧૯૨

શૂદ્રસેવાવગેરે પ્રતિષિદ્ધ આચરણ કરનારા તથા સ્વાધ્યાયરૂપ વેદાધ્યયન નહિ કરનારા દ્વિજો પ્રાયશ્ચિત્ત કરવાની ઇચ્છાથી પૂછવા આવે તો તેઓને પણ ઉપરના શ્લોકમાં જણાવેલ ત્રણ પ્રાજાપત્ય કરવારૂપ પ્રાયશ્ચિત્ત કરવાનું કહેવું

નિંદિતકર્મથી ધન મેળવનારા બ્રાહ્મણોમાટે શુદ્ધિનો પ્રકાર

—

हैतेनार्जयन्ति कर्मणा ब्राह्मणा धनम् ॥
त्सर्गेण शुद्ध्यन्ति जप्येन तपसैव च ॥१९३॥

બ્રાહ્મણો નિંદિત કર્મવડે જે ધન મેળવેછે તે ધનનું દાન કરી દેવાથી જપથી અને તપશ્ચર્યાથી તેઓ પવિત્ર થાયછે ૧૯૩

નીચની પાસેથી પ્રતિગ્રહ તથા નિષિદ્ધ ક્રયવિક્રયરૂપ નિંદિતકર્મવડે મેળ . આવેલ ધનનું દાન કરી દેવાથી તથા ગાયત્રીના જપ કરવાથી તથા તપ કરવાથી એટલે ઉપરના પ્રકરણમા જણાવેલ ત્રણ પ્રાજાપત્ય કરવાથી બ્રાહ્મણ થાયછે આમાનુ એકએક નહિ પણ આ બધું કરવા તેજ પ્રાયશ્ચિત્તરૂપ છે

અસત્પ્રતિગ્રહના પ્રાયશ્ચિત્તનો વિશેષ પ્રકાર જણાવેછે—

त्वा त्रीणि सावित्र्याः सहस्राणि समाहितः ॥
गोष्ठे पयः पीत्वा मुच्यतेऽसत्प्रतिग्रहात् ।१९४।

જેણે અસત્પ્રતિગ્રહ કર્યો હોય તે સાવધાન થઈને ત્રણહજાર ગાયત્રીનો કરે તથા એકમાસપર્યંત ગોષ્ઠમા રહીને દૂધ પીએ એને પાપથી મુક્ત ૧૯૪

ગોષ્ઠ એટલે ગાયોના નિવાસસ્થાનમા રહીને એકમહિનાસુધી માત્ર દૂધ અને હમેશ એકસોએકસો ગાયત્રીનો જપ કરે જેથી મહિનો પૂરો થતા ત્રણ ગાયત્રી જપાય એટલે અસત્પ્રતિગ્રહનો દોષ મટેછે કેટલાએકનુ માનવુ પણ છે કે હમેશ ત્રણત્રણહજાર ગાયત્રી જપવી અસત્પ્રતિગ્રહ એ શબ્દમા ન બીજાનુ દાન અને અયોગ્ય માણસપાસેથી લીધેલું ગમે તે દાન એ બ- સમાવેશ થાયછે

અસત્પ્રતિગ્રહ કરનાર માણસ ગોષ્ઠમાથી જયારે પાછો ફરે તેનો સ્વીકાર કેમ કરવો ? તે જણાવેછે—

वासकृशं तं तु गोव्रजात्पुनरागतम् ॥
तं प्रतिपृच्छेयुः साम्यं सौम्येच्छसीतिकिम् १९५

ઉપવાસને લીધે કૃશ થયેલા, ગોષ્ટમાથી પાછા આવેલા અને પ્રણામ કરનારા તે પુરૂષને "હે સૌમ્ય! અમારી સાથે સમાનતાને તું ઇચ્છેછે કે કેમ?" એમ પૂછવું ૧૯૫.

એકમાસસુધી કેવળ દૂધ પીવાને લીધે દૂબળો બની ગયેલો તે પુરૂષ જ્યારે પાછો આવે અને પોતાના સબંધી બ્રાહ્મણોને નમન કરે ત્યારે તે બ્રાહ્મણોએ તેને પૂછવું કે "તું હવે અમારાજેવો રહેવા ઇચ્છેછે?"

ઉપરના પ્રશ્નનો માનસહિત જવાબ ક્યા પ્રકારે દેવો તે તથા તે જવાબ આપ્યાપછી તે પુરૂષને પોતાના મંડળમાં ભેળવવાનું જણાવેછે—

**सत्यमुक्त्वा तु विप्रेषु विकिरेद्यवसं गवाम् ॥**
**गोभिः प्रवर्तिते तीर्थे कुर्युस्तस्य परिग्रहम् ॥ १९६॥**

પ્રશ્ન કરનારા બ્રાહ્મણોપાસે સત્યવચન કહીને ગાયોને ઘાસ નાખવું, પછી ગાયોએ તીર્થરૂપ કરેલા પ્રદેશમાં તે પુરૂષનો સ્વીકાર કરવો. ૧૯૬.

સત્યવચન એટલે હવે હું અસત્પ્રતિગ્રહ નહિ કરૂં એમ ખરીરીતે કહીને તેણે ગાયોને ઘાસ નાખવું આમ થયાપછી જે સ્થળ ગાયો બેસવાથી અથવા ચાલવાથી પવિત્ર તીર્થરૂપ થયું હોય તે સ્થળે અથવા જે જળાશયમા જે ભાગઉપર થઇને ગાયો તેમા પાણી પીવાને ઉતરતી હોય તે જળાશયના તે ભાગઉપર ઉભાને સોએ તે પુરૂષનો સ્વીકાર કરવો એટલે તેની સાથે બોલવાચાલવાવગેરેનો સઘળો વ્યવહાર ચાલુ કરવો કેટલાએક એમ પણ કહેછે કે તે પુરૂષ ગાયને ઘાસ નાખે અને ગાયો તે ઘાસ ખાય તો તે પુરૂષનો સ્વીકાર કરવો અને ગાયો ઘાસ ન ખાય તો આ પુરૂષ પાપમુક્ત થયો નથી એમ જાણી તેનો સ્વીકાર ન કરવો

વ્રાત્યોને યજ્ઞ કરાવનારવગેરેને માટે પ્રાયશ્ચિત્ત કહેછે—

**व्रात्यानां याजनं कृत्वा परेषामन्त्यकर्म च ॥**
**अभिचारमहीनं च त्रिभिः कृच्छ्रैर्व्यपोहति ॥ १९७॥**

જે પુરૂષ વ્રાત્યોને યજ્ઞ કરાવે, બીજાઓની ઉત્તરક્રિયા કરે, અભિચારપ્રયોગ કરે અને અહીનનામનો યાગ કરે તે પુરૂષ ત્રણ કૃચ્છ્ર કરે ત્યારે દોષમુક્ત થાયછે. ૧૯૭.

વ્રાત્યનું લક્ષણ બીજા અધ્યાયના ૩૯ મા શ્લોકમાં આપેલું છે આવા વ્રાત્યોને યજ્ઞ કરાવે, પિતા તથા ગુરૂસિવાય બીજાઓની નિષિદ્ધ ઉત્તરક્રિયા કરે,

અભિચારપ્રયોગ કરે એટલે શત્રુવગેરેને મારી નાખવામાટે શ્યેનયાગનેવું કર્મ કરે અને અભિચારકર્મ કરવાયોગ્ય ન હોય તેવા મનુષ્યની ઉપર અભિચારરૂપ અને ત્રણરાત્રિએ થઇ શકે એવો અહીનનામનો યાગ કરે તે પુરુષ ત્રણ કૃચ્છ્રવ્રત કરવાથી પાપમુક્ત થાયછે.

શરણાગતનો ત્યાગ કરનારવગેરેને માટે પ્રાયશ્ચિત્ત કહેછે—

शरणागतं परित्यज्य वेदं विप्लाव्य च द्विजः ॥
संवत्सरं यवाहारस्तत्पापमपसेधति ॥ १९८ ॥

શરણે આવેલાનો ત્યાગ કરે અને વેદને ડુબાવે તે દ્વિજ એકવર્ષપર્યંત યવનો આહાર કરીને રહે ત્યારે તે પાપમાંથી છૂટેછે. ૧૯૮

પોતાની શક્તિ છતાં જે પુરુષ શરણે આવેલાનું રક્ષણ ન કરે તથા વેદને ડુબાવે એટલે ભણાવવાને અયોગ્ય હોય તેવા શિષ્યને વેદ ભણાવે અથવા વેદનું અન્યથા વ્યાખ્યાન કરે તે એકવર્ષપર્યંત યવનો આહાર કરે ત્યારેતે પાપથી મુક્ત થાયછે.

જેઓને કૂતરાંવગેરેનો દંશ થાય તેઓને માટે પ્રાયશ્ચિત્ત કહેછે—

श्वसृगालखरैर्दष्टो ग्राम्यैः क्रव्याद्भिरेव च ॥
नराश्वोष्ट्रवराहैश्च प्राणायामेन शुद्ध्यति ॥ १९९ ॥

કૂતરું, શિયાળ, ગધેડું, ગામમાં રહેનારા માંસાહારી પ્રાણીઓ, નર, અશ્વ, ઉંટ અને વરાહ એઓ જેને દંશ કરે તે પુરુષ પ્રાણાયામ કરવાથી શુદ્ધ થાયછે. ૧૯૯

ગામમાં રહેનારા કાચું માંસ ખાનારા પ્રાણીઓ તે બીંદડાવગેરે સમજવાં પ્રાણાયામ જળમાં હળીને કરવો.

ભોજનપંક્તિમાં બેસવાને અયોગ્ય હોય તેવાઓને માટે પ્રાયશ્ચિત્ત કહેછે—

षष्ठान्नकालता मासं संहिताजप एव वा ॥
होमाश्च शाकला नित्यमपाङ्क्त्यानां विशोधनम् २००

જે લોકો પંક્તિમાં બેસવાને યોગ્ય ન હોય તેઓ એકમાસસુધી ત્રીજા ત્રીજા દિવસના સાયંકાળે ભોજન કરવાથી, વેદસંહિતાનો જપ કરવાથી તથા શાકલહોમ કરવાથી પવિત્ર થાયછે. ૨૦૦.

ત્રીજા અધ્યાયના ૧૬૭ મા શ્લોકમાં પૂરા થતા પ્રકરણની અંદર જેઓનું પરિગણન કરાવેલું છે તેવા ચોર, પતિતવગેરે લોકો ભોજનપંક્તિમાં બેસવાને યોગ્ય નથી શાકલહોમ એટલે देवकृतस्यैनसोवयजनमासि स्वाहा । इदं देवेभ्यः ॥ વગેરે આઠમંત્રોથી થતો હોમ સમજવો.

ઉંટ તથા ગધેડાની ઉપર બેસનાર તથા વગરવસ્ત્રે સ્નાન કરનાર બ્રાહ્મણને માટે પ્રાયશ્ચિત્ત કહેછે—

**उष्ट्रयानं समारुह्य खरयानं तु कामतः ॥**

**स्नात्वा तु विप्रो दिग्वासाः प्राणायामेन शुद्ध्यति २०१**

જે બ્રાહ્મણ ઇચ્છાપૂર્વક ઉંટવાળા કે ગધેડાવાળા વાહનમાં બેસે તે તથા કંઇપણ વસ્ત્ર પહેર્યાવિગર સ્નાન કરે તે બ્રાહ્મણ પ્રાણાયામ કરવાથી પવિત્ર થાયછે. ૨૦૧.

જેમાં ઉંટ કે ગધેડો જોડેલ હોય એવાં વાહનપર અથવા ઉંટ કે ગધેડાની પીઠપર બેસનારે તેમજ નગ્નપણે સ્નાન કરનાર બ્રાહ્મણે પ્રાણાયામરૂપ પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ.

જલમાં મલમૂત્રનો ત્યાગ કરનારે તથા મલમૂત્રના ત્યાગપછી જળવડે શુદ્ધિ નહિ કરનારે શું પ્રાયશ્ચિત્ત કરવું? તે જણાવેછે—

**विनाद्भिरप्सु वाप्यार्त्तः शारीरं सन्निवेश्य च ॥**

**सचैलो वहिराप्लुत्य गामालभ्य विशुद्ध्यति ॥२०२॥**

જે રોગી અથવા મલમૂત્રના વેગથી દબાયેલ માણસ જળમાં મલમૂત્રનો ત્યાગ કરે અથવા મલમૂત્રનો ત્યાગ કર્યાપછી જળવડે શુદ્ધિ ન કરે તે, પહેરેલાં સઘળાં વસ્ત્રોસહિત ગામબહાર જળાશયમાં સ્નાન કરી ગાયનો સ્પર્શ કરે ત્યારે શુદ્ધ થાયછે. ૨૦૨.

વગર આપત્તિએ આપ્રમાણે કરે તેણે વિશેષ પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ એમ જણાવવામાટે રોગી અથવા મલમૂત્રના વેગથી દબાયેલ એમ કહેલ છે.

નિત્યકર્મવગેરેનો લોપ કરનારમાટે પ્રાયશ્ચિત્ત કહેછે—

**वेदोदितानां नित्यानां कर्मणां समतिक्रमे ॥**

**स्नातकव्रतलोपे च प्रायश्चित्तमभोजनम् ॥ २०३ ॥**

વેદમાં કહેલાં નિત્યકર્મોનો લોપ થાય ત્યારે અને સ્નાતકનાં વ્રતોનો લોપ થાય ત્યારે તે લોપ કરનારે એક ઉપવાસરૂપ પ્રાયશ્ચિત્ત કરવું. ૨૦૩.

વેદમાં કહેલાં જે નિત્યકર્મના લોપનું વિશેષ પ્રાયશ્ચિત્ત ન કહેવું હોય તે નિત્યકર્મના લોપનું સામાન્ય પ્રાયશ્ચિત્ત એક ઉપવાસ કરવો તે છે સ્નાતકનાં વ્રતો ચોથા અધ્યાયમાં કહેવામાં આવેલ છે

બ્રાહ્મણવગેરેનું અપમાન કરનારમાટે પ્રાયશ્ચિત્ત કહેછે—

हुङ्कारं ब्राह्मणस्योक्त्वा त्वङ्कारं च गरीयसः ॥
स्नात्वानश्नन्नहःशेषमभिवाद्य प्रसादयेत् ॥ २०४ ॥

જે મનુષ્ય બ્રાહ્મણની સામે હુંકાર કરે અને વૃદ્ધમાણસને તુંકારો કહે તેણે સ્નાન કરી દિવસના બાકીના ભાગમાં ભોજનનો ત્યાગ કરવો અને અભિવાદન કરી તેને પ્રસન્ન કરવા. ૨૦૪.

બ્રાહ્મણ કે પોતાનાકરતાં મોહોટી અવસ્થાવાળો હોય તેની સામે તોછડાઇથી વર્તનારે સ્નાન કરવું, સ્નાન કર્યાપછી તે દિવસના બાકીના ભાગમાં જમવું નહિ અને જેનું અપમાન કરેલ હોય તે બ્રાહ્મણ કે વૃદ્ધને પગે લાગીને અથવા પોતાનાકરતા ઉતરતી જાતિનો વૃદ્ધ હોય તો તેને કોઇ બીજીરીતે સમજાવીને પ્રસન્ન કરવા

બીજી કોઇપણ રીતે બ્રાહ્મણનું અપમાન કરનારમાટે તેનું પ્રાયશ્ચિત્ત કહેછે—

ताडयित्वा तृणेनापि कण्ठे वाऽवध्य वाससा ॥
विवादे वा विनिर्जित्य प्रणिपत्य प्रसादयेत् ॥ २०५ ॥

બ્રાહ્મણને તૃણથી પણ પ્રહાર કરે અથવા કંઠમાં વસ્ત્રનો પાશ નાખે અથવા વિવાદમાં પરાજિત કરે તેણે તેને પ્રણામ કરીને પ્રસન્ન કરવો ૨૦૫.

વિવાદ એટલે અહીં શુષ્કવાદવિવાદ સમજવો.

બ્રાહ્મણને મારવા તૈયાર થનાર કે મારનારને માટે ખરાબ પરિણામ બતાવેછે—

अवगूर्य त्वब्दशतं सहस्रमभिहत्य च ॥
जिघांसया ब्राह्मणस्य नरकं प्रतिपद्यते ॥ २०६ ॥

બ્રાહ્મણને મારવાની ઇચ્છાથી જે મનુષ્ય દંડ ઉગામેછે તે સોવર્ષપર્યંત નરકમાં દુઃખી થાયછે અને જે મનુષ્ય તેને પ્રહાર કરેછે તે હજારવર્ષપર્યંત નરકમાં દુઃખી થાયછે. ૨૦૬.

મારવાની ઇચ્છાથી એમ કહ્યું છે તેથી-મશ્કરી કરતાં દંડ ઉગામે કે વખતે પ્રહાર કરી લે તેને માટે આ ખરાબ પરિણામ નથી

બ્રાહ્મણને પ્રહાર કરીને રૂધિર કહાડનારને થતું દુષ્ટ ફળ કહેછે-

**शोणितं यावतः पांसून् संगृह्णाति महीतले ॥**
**तावन्त्यब्दसहस्राणि तत्कर्त्ता नरके वसेत् ॥२०७॥**

બ્રાહ્મણને પ્રહાર કરવાથી નિકળેલું રૂધિર પૃથ્વીઉપર જેટલા રજકણોને ભીંજવેછે તેટલાં હજારવર્ષોસુધી, તે રૂધિર કહાડનારો નરકમાં રહેછે. ૨૦૭.

રૂધિર ન નિકળે, તેવા પ્રહારનું ફળ ઉપરના શ્લોકમાં બતાવ્યું છે અને રૂધિર નિકળે તેવા પ્રહારનું ફળ આ શ્લોકથી દેખાડયું છે.

ઉપરના બન્ને શ્લોકોમાં જણાવેલ પાપોનું પ્રાયશ્ચિત્ત કહેછે—

**अवगूर्य चरेत्कृच्छ्रमतिकृच्छ्रं निपातने ॥**
**कृच्छ्रातिकृच्छ्रौ कुर्वीत विप्रस्योत्पाद्य शोणितम् २०८**

જેણે બ્રાહ્મણને મારવાની ઇચ્છાથી દંડ ઉગામેલો હોય તેણે કૃચ્છ્ર કરવું, જેણે બ્રાહ્મણને પ્રહાર કરેલો હોય તેણે અતિકૃચ્છ્ર કરવું અને જેણે પ્રહાર કરી બ્રાહ્મણને રૂધિર કહાડેલું હોય તેણે કૃચ્છ્ર અને અતિકૃચ્છ્ર એ બન્ને કરવાં. ૨૦૮.

બ્રાહ્મણને મારવામાટે દંડ ઉગામે, બ્રાહ્મણને પ્રહાર કરે અને બ્રાહ્મણના શરીરપર પ્રહાર કરી રૂધિર કહાડે તેણે ક્રમપ્રમાણે કૃચ્છ્ર, અતિકૃચ્છ્ર અને તે બન્ને એકસાથે એમ પ્રાયશ્ચિત્ત કરવું

પ્રાયશ્ચિત્તનેમાટે સામાન્ય વિચાર કહેછે—

**अनुक्तनिष्कृतीनां तु पापानामपनुत्तये ॥**
**शक्तिं चावेक्ष्य पापं च प्रायश्चित्तं प्रकल्पयेत् ॥२०९॥**

જે પાપોને માટે પ્રાયશ્ચિત્ત કહેલાં નથી તે પાપોના નાશને માટે પાપ કરનારની શક્તિ તથા તે પાપનો પ્રકાર જોઇને પ્રાયશ્ચિત્ત આપવું ૨૦૯.

પાપનો પ્રકાર કેવો છે તે ભારે છે કે હલકું છે તે વિચારને અનુસરીને તથા પાપીના સામર્થ્યનો વિચાર કરીને યોગ્ય પ્રાયશ્ચિત્ત બતાવવું જોઇએ.

પ્રાયશ્ચિત્તમાં જે જે વ્રતો બતાવવામાં આવ્યાં છે તે તે વ્રતોનાં સ્વરૂપ જણાવનારૂં પ્રકરણ શરૂ કરેછે—

**यैरभ्युपायैरेनांसि मानवो व्यपकर्षति**

**तान्वोभ्युपायान्वक्ष्यामि देवर्षिपितृसेवितान्॥२१०॥**

મનુષ્ય જે ઉપાયો કરવાથી પોતાના પાપોનો નાશ કરેછે તે ઉપાયો તુ-મને હું કહીશ કે જે ઉપાયો દેવોએ, પિતૃઓએ તથા ઋષિઓએ સેવેલા છે ૨૧૦.

પરંતુ કેટલાંક અત્ર પ્રાજાપત્ય વગેરે વ્રતો નામમાત્રથી જણાવેલ છે, તે વ્રતો કેમ કરવાં? વગેરે વિસ્તાર નિરૂપણ કરવામાં આવેછે

પ્રાજાપત્ય વ્રતનું સ્વરૂપ દેખાડેછે—

**त्र्यहं प्रातस्त्र्यहं सायं त्र्यहमद्यादयाचितम् ॥**

**त्र्यहं परं च नाश्नीयात्प्राजापत्यं चरन् द्विजः ॥२११॥**

જે દ્વિજ પ્રાજાપત્ય કરતો હોય તેણે ત્રણ દિવસ પ્રાતઃકાળમાં ભોજન કરવું, ત્રણ દિવસ સાયંકાળે ભોજન કરવું ત્રણ દિવસ અયાચિત ભોજન કરવું તથા ઉપરના ત્રણ દિવસ ઉપવાસ કરવા ૨૧૧

અયાચિત એટલે માગ્યાવિના જે કાંઇ પીરસાય તેજ અને તેટલુંજ ભોજન કરવું ભોજનમાં કેટલા ગ્રાસ લેવા તેને માટે પરાશરમુનિ ખુલાસો કરેછે કે પ્રાતઃકાળના ભોજનમાં છવીશ ગ્રાસ સાયંકાળના ભોજનમાં બાવીશ ગ્રાસ અને અયાચિત ભોજનમાં ચોવીશ ગ્રાસ લેવા મુખમાં સુખે સમાઇ શકે એવડો ગ્રાસ લેવો તે ગ્રાસનું પ્રમાણ છે અયાચિત ભોજન કહ્યું છે તેથી માગ્યા સિવાય કંઇ ભોજન ન મળે તો ઉપવાસ પણ કરવા પરંતુ માગી લઇને ભોજન કરવું નહિ નવ દિવસસુધી હવિષ્યાન્ન જમવું

સાંતપનકૃચ્છ્ર કેમ કરવું તે જણાવેછે—

**गोमूत्रं गोमयं क्षीरं दधि सर्पिः कुशोदकम् ॥**

**एकरात्रोपवासश्च कृच्छ्रं सान्तपनं स्मृतम् ॥२१२॥**

ગોમૂત્ર, ગોમય દૂધ દહીં ઘી અને દર્ભનું જળ એ પદાર્થો છ દિવસ લઇ સાતમે દિવસે ઉપવાસ કરવો તે સાંતપન કૃચ્છ્ર કહેવાયછે ૨૧૨.

ગોમૂત્રવગેરે છ પદાર્થો મેળવીને છ દિવસસુધી થોડાથોડા ખાવા અને સાતમે દિવસે ઉપવાસ કરવો એ સાંતપનકૃચ્છ્ર કહેવાયછે યાજ્ઞવલ્ક્ય એમ પણ કહેછે કે ઉપર જણાવેલા છ પદાર્થોમાંથી ક્રમથી હમેશ એક એક પદાર્થ લેવો. અને સાતમે દિવસે ઉપવાસ કરવો તે મહાસાતપનકૃચ્છ્ર કહેવાયછે દૂધ, દહીં અને ઘી એ ત્રણે ગાયનાંજ સમજવાં.

અતિકૃચ્છ્રનું સ્વરૂપ કહેછે—

**एकैकं ग्रासमश्नीयात् त्र्यहाणि त्रीणि पूर्ववत् ॥**
**त्र्यहं चोपवसेदन्त्यमतिकृच्छ्रं चरन् द्विजः ॥ २१३ ॥**

અતિકૃચ્છ્ર કરનારા દ્વિજે પ્રથમનીપેઠે ત્રણ દિવસ પ્રાતઃકાળમાં એક ગ્રાસ ખાવો, ત્રણ દિવસ સાયંકાળે એક ગ્રાસ ખાવો. ત્રણ દિવસ અયાચિતપણે એક ગ્રાસ ખાવો અને છેવટ ત્રણ દિવસ ઉપવાસ કરવા. ૨૧૩.

સમયની વ્યવસ્થા પ્રાજાપત્યની પેઠેજ છે માત્ર ગ્રાસમાં ફેરફાર છે. ગ્રાસનો અર્થ અહીં હાથમાં સમાઇશકે તેટલું ભોજન એમપણ થાયછે

તપ્તકૃચ્છ્રનું સ્વરૂપ કહેછે—

**तप्तकृच्छ्रं चरन् विप्रो जलक्षीरघृतानिलान् ॥**
**प्रतित्र्यहं पिबेदुष्णान् सकृत्स्नायी समाहितः॥२१४॥**

તપ્તકૃચ્છ્ર કરનાર બ્રાહ્મણે એકવાર સ્નાન કરી સાવધાનપણે ત્રણ દિવસ ઉષ્ણજળનું, ત્રણદિવસ ઉષ્ણ દૂધનું, ત્રણદિવસ ઉષ્ણ ઘીનું અને ત્રણદિવસ ઉષ્ણ પવનનું પાન કરવું. ૨૧૪.

પરાશર મુનિએ એ પદાર્થોનું માપ આ પ્રમાણે કહેલું છે કે જળ છ પળજેટલું, દૂધ ત્રણ પળજેટલું અને ઘી એક પળજેટલું પીવું.

પરાકકૃચ્છ્રનું સ્વરૂપ કહેછે—

**यतात्मनोऽप्रमत्तस्य द्वादशाहमभोजनम् ॥**
**पराको नाम कृच्छ्रोऽयं सर्वपापापनोदनः ॥ २१५ ॥**

જિતેંદ્રિય બની કંઇપણ પ્રમાદ કર્યાવગર બાર દિવસ ઉપવાસ કરવા તે પરાકકૃચ્છ્ર કહેવાયછે, કે જે સર્વ પાપોનો નાશ કરનાર છે. ૨૧૫.

જિતેંદ્રિયપણું અને અપ્રમાદ એ સઘળાં વ્રતોના અંગરૂપ છે.

ચાંદ્રાયણનું સ્વરૂપ કહેછે—

एकैकं ह्रासयेत्पिण्डं कृष्णे शुक्ले च वर्द्धयेत् ॥
उपस्पृशंस्त्रिषवणमेतच्चान्द्रायणं स्मृतम् ॥ २१६ ॥

કૃષ્ણપક્ષમાં એકએક ગ્રાસ ઓછો કરવો અને શુક્લપક્ષમાં એકએક ગ્રાસ વધારવો તથા ત્રણેસમય સ્નાન કરવું એ ચાંદ્રાયણ કહેવાયછે. ૨૧૬.

ચાંદ્રાયણ કરનારે સવારે, બપોરે અને સાંજે એમ ત્રણવખત નહાવું, તથા પૂર્ણિમાને દિવસે પંદરગ્રાસ જમવા. બીજા દિવસથી એકએક ગ્રાસ કમતી કરતાં ચતુર્દશીને દિવસે એકગ્રાસ જમવો અને અમાવાસ્યાને દિવસે ઉપવાસ કરી શુક્લપક્ષના પડવાથી એકએક ગ્રાસ વધારવો જેથી પૂર્ણિમા આવે તે દિવસે પંદરગ્રાસ જમવા. આ ચાંદ્રાયણ પિપીલિકામધ્ય એવા નામથી પ્રસિદ્ધ છે

યવમધ્યમનામના ચાંદ્રાયણનું સ્વરૂપ કહેછે—

एतमेव विधिं कृत्स्नमाचरेद्यवमध्यमे ॥
शुक्लपक्षादिनियतश्चरंश्चान्द्रायणं व्रतम् ॥ २१७ ॥

શુક્લપક્ષના આરંભથી સાવધાનપણે ચાંદ્રાયણવ્રત કરનારે યવમધ્યમનામના ચાંદ્રાયણમાં પણ સઘળો એજ વિધિ કરવો ૨૧૭

એજ વિધિ એટલે સવારે, બપોરે અને સાંજે એમ ત્રણવખત નહાવું. શુક્લપક્ષના પડવાથી એકએક ગ્રાસ વધારવો એટલે પૂર્ણિમાને દિવસે પંદરગ્રાસ થાય અને પછી કૃષ્ણપક્ષના પડવાથી એકએક ગ્રાસ કમતી કરતા જવો જેથી ચતુર્દશીને દિવસે એક ગ્રાસઉપર આવી જવાય એટલે અમાવાસ્યાને દિવસે ઉપવાસ આવે. આ ચાંદ્રાયણ યવમધ્યમ કહેવાયછે

યતિચાંદ્રાયણવિષે કહેછે—

अष्टावष्टौ समश्नीयात्पिण्डान्मध्यंदिने स्थिते ॥
नियतात्मा हविष्याशी यतिचान्द्रायणं चरन् ॥२१८॥

યતિચાંદ્રાયણ કરનારે જિતેંદ્રિય રહી મધ્યાહ્નસમયે હવિષ્યાન્નના આઠઆઠ ગ્રાસ લેવા ૨૧૮

કૃષ્ણપક્ષના આરંભથી કે શુક્લપક્ષના આરંભથી એક માસપર્યંત આપ્રમાણે વ્રત કરવું તે યતિચાંદ્રાયણ કહેવાયછે

શિશુચાંદ્રાયણવિષે કહેછે—

चतुरः प्रातरश्नीयात्पिण्डान्विप्रः समाहितः ॥
चतुरोऽस्तमिते सूर्ये शिशुचान्द्रायणं स्मृतम् ॥२१९॥

બ્રાહ્મણે સાવધાનપણે પ્રાતઃકાળમાં ચારગ્રાસ લેવા અને સૂર્ય અસ્ત થયા પછી ચારગ્રાસ લેવા, તે શિશુચાંદ્રાયણ કહેવાય છે. ૨૧૯.

આમાં પણ એકમાસપર્યંત આ વ્રત કરવું એમ સમજવું.

ચાંદ્રાયણનો છેવટનો પ્રકાર કહે છે—

यथाकथञ्चित्पिण्डानां तिस्रोऽशीतीः समाहितः ॥
मासेनाश्नन्हविष्यस्य चन्द्रस्यैति सलोकताम् ॥२२०॥

જે મનુષ્ય સાવધાન થઇ એકમાસમાં ગમેતેમ કરીને હવિષ્યાન્નના બસોચાળીશ ગ્રાસ લે, તે ચંદ્રલોકની ગતિને પામે છે. ૨૨૦.

કોઇ કોઇ દિવસે વિશેષ, કોઇ દિવસ થોડા અને કોઇ દિવસે ઉપવાસ એમ પોતાની અનુકૂળતાપ્રમાણે કરી આખા માસમાં એટલે ત્રીશ દિવસે હવિષ્યાન્નના એકંદર બસોચાળીશ ગ્રાસ લે તેનું પણ તે ચાંદ્રાયણ કહેવાય છે અને તે પણ ચંદ્રલોકની ગતિને પામે છે.

ચાંદ્રાયણનો મહિમા કહે છે—

एतद्रुद्रास्तथादित्या वसवश्चाचरन् व्रतम् ॥
सर्वाकुशलमोक्षाय मरुतश्च महर्षिभिः ॥ २२१ ॥

રુદ્રોએ, આદિત્યોએ, વસુઓએ, મરુતોએ અને મહર્ષિઓએ સર્વ અવતનાં પાપોના નાશને માટે આ ચાંદ્રાયણવ્રત કરેલું છે. ૨૨૧.

દેવો અને મહર્ષિઓ જેવાએ પણ આચરણ કરેલું છે એમ દેવાથી મનુષ્યો કે જેઓ જાણતા કે અજાણતાં પાપના પાશમાં પડી વખતે કદાચ જ બંધાય તેઓએ તો તે અવશ્ય કરવું જોઇએ એવો અભિપ્રાય છે.

ઉપર જણાવેલાં વ્રતોમાં પાળવાના વિશેષ નિયમો કહે છે—

महाव्याहृतिभिर्होमः कर्त्तव्यः स्वयमन्वहम् ॥
अहिंसा सत्यमक्रोधमार्जवं च समाचरेत् ॥२२२॥

આ વ્રતસંબંધનું હોય ત્યારે ગોતિ પ્રતિદિન મહાવ્યાહૃતિઓ વડે હોમ કરવો તથા અહિંસા, સત્ય, અક્રોધ અને સરલતા એઓને આચારમાં રાખવાં. ૨૨૨.

ભૂઃ ભુવઃ અને સ્વઃ એ ત્રણ મહાવ્યાહૃતિઓ કહેવાયછે. आज्यं हविरनादेशे जुहोतिषु विधीयते । એટલે જ્યાં બીજા કોઇપણ પદાર્થનું નામ ન લીધું હોય ત્યાં હોમની અંદર ઘીજ સમજવું. એ વાક્યથી અહીં પણ ઘીનો હોમ સમજવો. અહિંસાવગેરે ગુણો નિત્ય આચારમાં રાખવાના છે તોપણ અહીં આ વ્રતના અંગરૂપે તેઓનો નિર્દેશ કર્યો છે.

સ્નાન તથા ભાષણસંબંધી કહેછે—

**त्रिरह्नस्त्रिर्निशायां च सवासा जलमाविशेत् ॥**
**स्त्रीशूद्रपतितांश्चैव नाभिभाषेत कर्हिचित् ॥ २२३ ॥**

વ્રત કરનાર મનુષ્યે ત્રણવાર દિવસમાં તથા ત્રણવાર રાત્રિમાં સચેલસ્નાન કરવું અને કોઇપણ વખતે સ્ત્રી, શૂદ્ર અને પતિત એઓની સાથે ભાષણ કરવું નહિ. ૨૨૩.

દિવસ તથા રાત્રિના આદિ, મધ્ય અને અંતના એમ ત્રણત્રણ વખત નદીવગેરેના જળમાં વસ્ત્રસહિત સ્નાન કરવું. ચાંદ્રાયણના પહેલા બેપ્રકારે જે પિપીલિકામધ્ય તથા યવમધ્યનામના છે તેઓમાં રાત્રિસ્નાનની જરૂર નથી. કારણકે ૨૧૯ મા શ્લોકમાં સવાર, બપોર અને સાંજના સ્નાનનું કહ્યું છે અને તેપછી ૨૨૦ મા શ્લોકમાં એજ વિધિ લેવાને કહેલ છે, તેથી તે સિવાયના બીજા વ્રતોને માટે રાત્રિસ્નાન સમજવું. સ્ત્રીસાથેના ભાષણના નિષેધમાં માતા, મોહોટીબેહેન વગેરેની સાથે જરૂર જેટલી વાતચિત કરવાનો નિષેધ સમજવો નહિ. [illegible]

વ્રતનાં વિશેષ અંગો કહેછે—

**स्थानासनाभ्यां विहरेदशक्तोऽधः शयीत वा ॥**
**ब्रह्मचारी व्रती च स्याद्गुरुदेवद्विजार्चकः ॥ २२४ ॥**

વ્રત કરનારે ઉભવું, બેસવું અને અશક્ત હોય તેણે પૃથ્વીઉપર શયન કરવું, બ્રહ્મચર્ય પાળવું તથા ગુરુ, દેવ અને બ્રાહ્મણોનું પૂજન કરવું. ૨૨૪.

ઉભવું બેસવુંવગેરે કહેવાનો હેતુ એ છે કે વ્રત કરનારે દિવસને આળસુ બની દિવસના સૂવાં કરવું નહિ. બ્રહ્મચર્ય તથા ગુરુદેવવગેરેનું પૂજન એ વ્રતના મુખ્ય અંગોરૂપ છે.

ગાયત્રીવગેરેનો જપ કરવાની પણ ભલામણ કરેછે—

सावित्रीं च जपेन्नित्यं पवित्राणि च शक्तितः ॥
सर्वेष्वेव व्रतेष्वेवं प्रायश्चित्तार्थमादृतः ॥ २२५ ॥

ગાયત્રીનો જપ કરવો તથા યથાશક્તિ અઘમર્ષણવગેરે મંત્રોનો જપ કરવો. પ્રાયશ્ચિત્તને માટે આદરયુક્ત થયેલા પુરુષે સઘળાં વ્રતોમાં આ નિયમો પાળવા ૨૨૫.

ચાંદ્રાયણની પેઠે પ્રાજાપત્યવગેરે કૃચ્છ્રોમાં પણ બ્રહ્મચર્યવગેરે આ સઘળા નિયમો પાળવાના છે.

પ્રકટપાપવાળાઓને માટે ઉપરપ્રમાણે પ્રાયશ્ચિત્તો કહીને હવે ગુપ્તપાપવાળાઓના સંબંધમાં કહેછે—

एतैर्द्विजातयः शोध्या व्रतैराविष्कृतैनसः ॥
अनाविष्कृतपापांस्तु मन्त्रैर्होमैश्च शोधयेत् ॥ २२६ ॥

જેઓ પોતાનાં પાપોને જાહેર કરે એવા દ્વિજોને ઉપર કહેલાં વ્રતોથી શુદ્ધ કરવા તથા જેઓ પોતાનાં પાપોને જાહેર ન કરનારા હોય અને શુદ્ધ થવા માગતા હોય તેઓને મંત્રોથી તથા હોમોવડે શુદ્ધ કરવા. ૨૨૬.

પોતાનાં પાપને જાહેર કરનારને પ્રાયશ્ચિત્ત આપનારી પરિષદે ઉપર કહ્યા-પ્રમાણે પ્રાયશ્ચિત્તો કરાવી પવિત્ર કરવા અને પોતાના પાપોને ગુપ્ત રાખનારાઓને મંત્રોનો જપ તથા હોમ કરાવીને પવિત્ર કરવા પાપોને ગુપ્ત રાખનારાઓએ પણ "કોઇએ અમુક પ્રકારનું પાપ કર્યું હોય તેણે શું પ્રાયશ્ચિત્ત કરવું?" એમ તો પરિષદને પુછવું પડેછે, પણ તેમાં "મેં અમુક પાપ કર્યું છે." એમ સ્પષ્ટ જણા-વાતું ન હોવાથી તેણે પોતાનું પાપ જગતમાં જાહેર નથી કરાતું પરિષદનું સ્વરૂપ બારમા અધ્યાયના એકસોદશમા શ્લોકથી જાણવું.

પાપમાંથી છુટવાના અન્ય પ્રકારો પણ જણાવેછે—

ख्यापनेनानुतापेन तपसाऽध्ययनेन च ॥
पापकृन्मुच्यते पापात्तथा दानेन चापदि ॥ २२७ ॥

પાપ કરનાર મનુષ્ય પાપને જાહેર કરવાથી, પશ્ચાત્તાપ કરવાથી, તપ કરવાથી અને વેદાધ્યયનથી તથા આપત્તિમાં દાન કરવાથી પાપમાંથી છૂટેછે. ૨૨૭.

આપત્તિ એટલે તપશ્ચર્યા કરવાની અશક્તિ હોય તો દાન કરવાથી પણ તેજ રીતે મોટે ફેલવાએ નુ નામ પણ માનવું છે કે આપત્તિના સમયમાં ગોણુ માર્ગ ન બની ગયો હોય તો આ સરલ ઉપાયોથી પણ પાપોનો નાશ થાયછે

પોતાનાં પાપને જાહેર કરનારો પુરૂષ ક્રમેક્રમે પાપમુક્ત થાયછે તેવિષે કહેછે—

**यथा यथा नरोऽधर्मं स्वयं कृत्वानुभापते ॥**
**तथा तथा त्वचेवाहिस्तेनाधर्मेण मुच्यते ॥ २२८ ॥**

પાપ કરનાર મનુષ્ય જેમજેમ પોતાના મુખથી કરી તે પાપને જાહેર કરી દેછે તેમતેમ સર્પ જેમ કાચળીથી મુક્ત થાયછે તેમ પોતાના પાપથી મુક્ત થાયછે ૨૨૮

બેશરમ બની શઠપણાથી પોતાના પાપને જાહેર કરનારો પાપથી મુક્ત થતો નથી પણ અંતઃકરણની ખરી લાગણીથી પોતાના પાપ માટે પસ્તાવો કરી પાપને જાહેર કરનારો પુરૂષ પાપથી મુક્ત થાયછે એમ સમજવું

મનવડે પાપને ધિક્કારનારને થતું ફળ દેખાડેછે—

**यथा यथा मनस्तस्य दुष्कृतं कर्म गर्हति ॥**
**तथा तथा शरीरं तत्तेनाधर्मेण मुच्यते ॥ २२९ ॥**

જેમજેમ પાપ કરનાર મનુષ્યનું મન થયેલા પાપકર્મને ધિક્કારે છે તેમતેમ તેનુ શરીર તે પાપથી મુક્ત થાયછે ૨૨૯

અહીં શરીરશબ્દ જીવાત્માનો બોધ કરેછે

પશ્ચાત્તાપ અને ફરીથી પાપ નહિ કરવાનો નિશ્ચય એ બન્નેનુ ફળ કહેછે—

**कृत्वा पापं हि संतप्य तस्मात्पापात्प्रमुच्यते ॥**
**नैव कुर्यां पुनरिति निवृत्त्या पयते तु सः ॥ २३० ॥**

પાપ કરીને પાછળથી જે માણસ પશ્ચાત્તાપ કરેછે તે, તે પાપથી મુક્ત થાયછે અને હવે ફરીને આપ્રમાણે નહિ કરૂં એવી નિવૃત્તિ કરે એટલે તે પવિત્ર થાયછે ૨૩૦

નિવૃત્તિ કરે એટલે ફરીને પાપનો વિચાર કરતાં પણ અટકે-એવો નિશ્ચય જ્યારે આવે ત્યારે તે પવિત્ર થાયછે. પશ્ચાત્તાપ અને ફરીને પાપ નહિ કરવાનો સંકલ્પ એ બન્ને પ્રાયશ્ચિત્તના અંગરૂપ છે. પ્રાયશ્ચિત્ત કરે છતાં પણ કરેલા પાપનો પસ્તાવો તથા ફરીને પાપ નહિ કરવાનો નિશ્ચય નહિ થાય તો તે પ્રાયશ્ચિત્ત નિષ્ફળ જ ગણાયછે.

**પાપકર્મનું ફળ મરણ પામ્યાપછી પણ ભોગવવું પડેછે માટે શુભકર્મ કરવાની ભલામણ કરેછે—**

**एवं संचिन्त्य मनसा प्रेत्य कर्मफलोदयम् ॥**
**मनोवाङ्मूर्त्तिभिर्नित्यं शुभं कर्म समाचरेत् ॥२३१॥**

પરલોકમા શુભકર્મનુ ફળ શ્રેષ્ઠ છે તથા અશુભકર્મનુ ફળ ખરાબ છે એમ મનવડે વિચાર કરીને મનથી, વાણીથી અને શરીરથી સર્વદા શુભકર્મ કરવુ. ૨૩૧.

કરેલા પાપકર્મો જો તેનુ પ્રાયશ્ચિત્ત કરવામા ન આવે તો પરલોકમા પણ દુઃખ આપનારા થાયછે અને પ્રાયશ્ચિત્ત કરવામા આવે તો પ્રાયશ્ચિત્ત પોતે પણ કષ્ટરૂપ છે માટે અશુભકર્મો ન કરતા શુભકર્મોમાજ પ્રવર્ત્ત રહેવું.

**ફરીને પાપ ન થાય તેને માટે બહુ સાવચેત રહેવાની ભલામણ આપેછે—**

**अज्ञानाद्यदि वा ज्ञानात्कृत्वा कर्म विगर्हितम् ॥**
**तस्माद्विमुक्तिमन्विच्छन् द्वितीयं न समाचरेत् ॥२३२॥**

અજાણતા કે જાણીને નિંદિતકર્મ એકવખત થઇ ગયા પછી તેમાંથી છૂટવાની ઇચ્છાવાળા પુરુષે બીજુ નિંદિતકર્મ કરવુ નહિ. ૨૩૨.

ઘણાં મનુષ્યો પોતાનુ કોઇપણ પાપ છુપાવવાને માટે અસત્યભાષણવગેરે બીજુ પાપ પણ કરેછે અને એમ પાપરૂપ ઝેરી પુષ્પોની માળાને મોહોથી કંઠના નીચે બાંધી ફરેછે, તેમા તેઓને વિશેષવિશેષ હાનિ ભોગવવી પડેછે માટે થયેલા પાપને સંતાડવુ-અને બીજું પાપ થવા દેવુ નહિ, અથવા એકવખત થઇ ગયેલા પાપને પ્રાયશ્ચિત્ત કરીને મટાડવુ તથા ફરીને પાપ ન થાય તેમાટે સાવધાન રહેવું. ફરીથી પાપ કરી ફરીથી પ્રાયશ્ચિત્ત કરીશુ અને પાપથી છૂટી જઇશુ એવે ભરોસે રહેવું નહિ.

**પાપના નિઃશેષ નાશમાટે તપની જરૂરીયાત જણાવેછે—**

यस्मिन्कर्मण्यस्य कृते मनसः स्यादलाघवम् ॥
तस्मिंस्तावत्तपः कुर्याद्यावत्तुष्टिकरं भवेत् ॥ २३३ ॥

પાપ કરનાર મનુષ્યનું મન જે પ્રાયશ્ચિત્તકર્મ કરતાં છતાં પાપના ભારમાંથી પૂરેપુરૂં ન જણાય તો મનઉપરથી તે બોજો છેક ઉતરી ગયો જણાય અર્થાત્ મનની પૂર્ણ પ્રસન્નતા થાય ત્યાંસુધી તે પ્રાયશ્ચિત્તકર્મને તપરૂપે કર્યા કરવું. ૨૩૩

તપરૂપે કર્યા કરવું એટલે તે પ્રાયશ્ચિત્તકર્મની આવૃત્તિઓ કરવી જ્યાંસુધી મન પાપના બોજાથી છેક છૂટી જાય.

પાપના પરિણામરૂપ દુઃખમાંથી છૂટી સુખ મેળવવાની ઇચ્છાવાળાએ તપ કરવામાં આદરવાળા થવું જોઇએ. કારણકે સુખની ઉત્પત્તિ, સુખની સ્થિતિ તથા સુખનો અવધિ એનો આધાર તપની ઉપરજ છે, તેથી તપનો પ્રભાવ વર્ણવેછે—

तपोमूलमिदं सर्वं दैवमानुषकं सुखम् ॥
तपोमध्यं बुधैः प्रोक्तं तपोन्तं वेददर्शिभिः ॥ २३४ ॥

વેદ જાણનારા વિદ્વાનોએ કહ્યું છે કે દેવ અને મનુષ્યોને જે આ સઘળું સુખ જોવામાં આવેછે તેનું મૂળ તપ છે. તેની સ્થિતિનો આધાર તપની ઉપર છે અને તેનો અવધિ પણ તપથીજ બંધાયછે. ૨૩૪.

તપના પ્રભાવથીજ સુખો મળેછે, તપના પ્રભાવથીજ તે ટકેછે અને તપના પ્રભાવથીજ તેનો અવધિ નક્કી થાયછે અર્થાત્ તપના લીધેજ સુખના પાશમાંથી છૂટી મોક્ષ મેળવવાના અધિકારી થવાયછે.

અમુક અમુક નિમિત્તને લઇને પ્રાજાપત્યકૃચ્છ્રવગેરે જે કરવામાં આવેછે તે તપનાં વિશેષરૂપ છે ત્યારે તપનું સામાન્યસ્વરૂપ શું તે વર્ણવીને સમજાવેછે—

ब्राह्मणस्य तपो ज्ञानं तपः क्षत्रस्य रक्षणम् ॥
वैश्यस्य तु तपो वार्त्ता तपः शूद्रस्य सेवनम् ॥ २३५ ॥

જ્ઞાન એ બ્રાહ્મણનું તપ છે, પ્રજાસંરક્ષણ એ ક્ષત્રિયનું તપ છે, કૃષિવગેરે એ વૈશ્યનું તપ છે અને બ્રાહ્મણનું સેવન એ શૂદ્રનું તપ છે. ૨૩૫.

યથાર્થરીતે વેદાર્થ જાણવો તે જ્ઞાન સમજવું.

દૃષ્ટાંત દઇને તપનો પ્રભાવ દેખાડેછે—

ऋषयः संयतात्मानः फलमूलानिलाशनाः ॥
तपसैव प्रपश्यन्ति त्रैलोक्यं सचराचरम् ॥ २३६ ॥

અંતઃકરણને નિયમમાં રાખનારા અને ફળ મૂળ તથા વાયુનો આહાર કરીને રહેનારા ઋષિઓ તપના પ્રભાવથી સચરાચર ત્રૈલોક્યને દેખેછે ૨૩૬.

આર્ષદૃષ્ટિ અતીન્દ્રિયજ્ઞાનરૂપ અતિશયની પ્રાપ્તિ પણ તપના બળથીજ થાયછે

અનેક પ્રકારની સિદ્ધિઓનું મૂળ પણ તપ છે એમ જણાવેછે—

औषधान्यगदो विद्या दैवी च विविधा स्थितिः ॥
तपसैव प्रसिध्यन्ति तपस्तेषां हि साधनम् ॥२३७॥

ઔષધો, આરોગ્ય, વિદ્યા અને અનેકપ્રકારની શ્રેષ્ઠ સ્થિતિ એ સઘળું તપથીજ સિદ્ધ થયછે કારણકે તપ તેઓનું સાધન છે ૨૩૭

અનેક પ્રકારની શ્રેષ્ઠ સ્થિતિ એટલે આ લોકમાં ઉત્તમ અધિકાર, સત્કીર્તિ વગેરે તથા પરલોકમાં સારી ગતિ સમજવી

દરેક મુશ્કેલી તપનેલીધે દૂર થતી જણાવેછે—

यद्दुस्तरं यद्दुरापं यद्दुर्गं यच्च दुष्करम् ॥
सर्वंतु तपसा साध्यं तपो हि दुरतिक्रमम् ॥२३८॥

જે દુસ્તર હોય જે દુષ્પ્રાપ્ય હોય જે દુર્ગમ્ય હોય અને જે દુષ્કર હોય તે સઘળું તપથી સાધ્ય થાયછે કારણકે તપનો પ્રભાવ દુર્લંઘ્ય છે ૨૩૮

સમુદ્રવગેરે દુસ્તર હોયછે તે પણ તપના પ્રભાવથી પાર કરી શકાયછે વિશ્વામિત્રમુનિ ક્ષત્રિય હોવા છતા દુષ્પ્રાપ્ય એવા બ્રાહ્મણપણાને પામી શક્યા હતા, ન પહોંચી શકાય એવા સ્થાનમાં પણ તપના પ્રભાવથી પહોંચી શકાયછે અને ન બની શકે એવું કાર્ય પણ તપના પ્રભાવથી થઇ શકેછે જેમકે અગસ્ત્યમુનિ સમુદ્રનું પાન કરી ગયા હતા ગમેતેવી મુશ્કેલી હોય પરંતુ તે તપની સામે ટકી શકતી નથી

પાપને દૂર કરનારું તપનું સામર્થ્ય દેખાડેછે—

महापातकिनश्चैव शेषाश्चाकार्यकारिणः ॥
तपसैव सुतप्तेन मुच्यन्ते किल्बिषात्ततः ॥ २३९ ॥

મહાપાપ કરનાઓ તથા બાકીના પણ અકાર્ય કરનારાઓ સારીરીતે તપ કરવાથીજ તે પાપમાથી છુટેછે  ૨૩૯

બ્રહ્મહત્યાવગેરે મહાપાપ કરનારાઓ તથા તે સિવાય બીજાં ઉપપાતક વગેરે અકાર્ય કરનારાઓ જો યોગ્યરીતે તપ કરે તો પાપના પાશમાથી છુટેછે.

પશુપક્ષીજેવાં ક્ષુદ્ર પ્રાણીઓને પણ સ્વર્ગમાં લઇ જવાનું તપનું સામર્થ્ય જણાવેછે—

कीटाश्चाहिपतङ्गाश्च पशवश्च वयांसि च ॥
स्थावराणि च भूतानि दिवं यान्ति तपोबलात् ॥ २४० ॥

કીડા, સર્પ, પતગ પશુઓ, પક્ષિઓ અને સ્થાવર એટલે વૃક્ષોવગેરે એઓપણ તપના બળથી સ્વર્ગની ગતિને પામેછે  ૨૪૦

જ્યારે આવા હીનજન્મવાળાઓ પણ તપનુ ઉત્તમ ફળ મેળવી શકેછે ત્યારેપછી મનુષ્યો તપના પ્રભાવથી ઉત્તમ ફળ પામે તેમા નવાઇ શી? ઇતિહાસાદિ ગ્રંથોમા પક્ષિઓ પણ અગ્નિપ્રવેશરૂપ તપ વડે ઉત્તમ ગતિને પામ્યા છે એમ જોવામા આવેછે ઐરાવત હાથીરૂપ પશુ ગરુડ પક્ષી અને કલ્પવૃક્ષરૂપ સ્થાવર એ સઘળાઓ ઉચ્ચ અધિકારને પામેલ છે તેટલું તપજ છે,

તપની પાપદહનશક્તિ વર્ણવેછે—

यत्किञ्चिदेनः कुर्वन्ति मनोवाङ्मूर्त्तिभिर्जनाः ॥
तत्सर्वं निर्दहन्त्याशु तपसैव तपोधनाः ॥ २४१ ॥

લોકો મનથી, વાણીથી અને શરીરથી જે કાઇ પાપ કરેછે તે સઘળું તપસ્વી પુરૂષો તપવડેજ તુરત બાળી નાખેછે  ૨૪૧

પાપને બાળી નાખેછે એટલે પાપને પોતાનુ ફલ આપવામા શક્તિવગરનુ બનાવી દેછે.

દેવતાઓ તપસ્વીનોજ અનુગ્રહ કરેછે તેવિષે જણાવેછે—

तपसैव विशुद्धस्य ब्राह्मणस्य दिवौकसः ॥
इज्याश्च प्रतिगृह्णन्ति कामान् संवर्द्धयन्ति च॥२४२॥

તપશ્ચર્યાથી વિશુદ્ધ થયેલા બ્રાહ્મણે આપેલા હવિપનેજ દેવતાઓ ગ્રહણ કરેછે અને તેના અભીષ્ટ મનોરથોને પૂર્ણ કરેછે ૨૪૨.

યોગ્યતા પ્રાપ્ત કર્યાસિવાય યજ્ઞયાગ કરનારને તેનું ફળ મળતું નથી અને તેવી યોગ્યતા તપશ્ચર્યાથીજ પ્રાપ્ત થાયછે.

દુષ્કર કૃત્ય પણ તપવડેજ સિદ્ધ થાયછે એમ જણાવેછે—

प्रजापतिरिदं शास्त्रं तपसैवासृजत्प्रभुः ॥
तथैव वेदानृषयस्तपसा प्रतिपेदिरे ॥ २४३ ॥

મહા સમર્થ પ્રજાપતિએ તપવડેજ આ શાસ્ત્ર કરેલુ છે અને ઋષિઓ પણ તપોબળથીજ વેદોને પ્રાપ્ત થયાછે ૨૪૩

પ્રજાપતિ એટલે બ્રહ્મા મહાસમર્થ હતા આ તેણે માનવધર્મશાસ્ત્ર એટલે તેના મૂળરૂપ વેદને પોતાના તપોબળથીજ પ્રકટ કરેલછે કે જે ઉપરથી મનુએ આ માનવધર્મશાસ્ત્ર કહ્યુછે અથવા પ્રજાપતિ એટલે સ્વાયંભુવ મનુએ તપોબળથીજ આ માનવધર્મશાસ્ત્ર કે જેની રચના મહા દુષ્કરછે તે તપોબળથીજ કરીછે અને વસિષ્ઠ આદિ બીજા મુનિઓ પણ પોતાના તપોબળથીજ મન્ત્રબ્રાહ્મણાત્મક વેદોના જ્ઞાતા થયાછે તેથી પ્રતિષ્ઠિત ગ્રંથની રચના કરવાની ઇચ્છાવાળા પુરૂષોમા પણ જો તપનો પ્રભાવ હોય તોજ તેઓની તે કામના પૂર્ણ થાયછે

તપની સ્તુતિના પ્રકરણનો ઉપસંહાર કરેછે—

इत्येतत्तपसो देवा महाभाग्यं प्रचक्षते ॥
सर्वस्यास्य प्रपश्यन्तस्तपसः पुण्यमुत्तमम् ॥२४४॥

સર્વ પ્રાણીવર્ગને ઉત્તમ જન્મની પ્રાપ્તિ તપશ્ચર્યાથીજ થાયછે એમ જાણનારા દેવોએ ઉપર પ્રમાણે તપશ્ચર્યાનુ માહાત્મ્ય કહેલુછે ૨૪૪.

મનુષ્યો તો શું પણ તપના પ્રભાવને દેવો પણ વખાણેછે બ્રહ્મચર્ય, જપ, હોમ, પવિત્ર અને અલ્પ ભોજન તથા રાગ દ્વેષ અને લોભનો ત્યાગ એ તપનું સામાન્ય સ્વરૂપ છે.

વેદાભ્યાસવગેરેની પ્રશંસા કરેછે—

वेदाभ्यासोऽन्वहं शक्त्या महायज्ञक्रिया क्षमा ॥
नाशयन्त्याशु पापानि महापातकजान्यपि ॥२४५॥

પ્રતિદિન યથાશક્તિ વેદાધ્યયન, પંચમહાયજ્ઞ અને ક્ષમા એઓ મહાપાતકથી થયેલા દોષોનેપણ તુરતજ નષ્ટ કરેછે ૨૪૫.

જે પાપનું પ્રાયશ્ચિત્ત કહેલું ન હોય અથવા જે પાપનુ સ્વરૂપ ધ્યાનમાં ન રહેલું હોય અને તેથી કયુ પ્રાયશ્ચિત્ત કરવુ એવી શંકા થાય ત્યારે વેદાભ્યાસવગેરે ઉક્ત સાધનોથી, ભલે મોહોટા પાપ હોય તેનો પણ નાશ થાયછે.

જ્ઞાનની પ્રશંસા કરેછે—

यथैधस्तेजसा वह्निः प्राप्तं निर्दहति क्षणात् ॥
तथा ज्ञानाग्निना पापं सर्वं दहति वेदवित् ॥२४६॥

જેમ પ્રાપ્ત થયેલા કાષ્ઠને અગ્નિ પોતાના તેજવડે ક્ષણમાત્રમા બાળી દેછે તેમ વેદવેત્તા પુરૂષ જ્ઞાનરૂપ અગ્નિવડે સમગ્ર પાપને બાળી નાખેછે ૨૪૬.

શ્રીકૃષ્ણ ભગવાન પણ જ્ઞાનની પ્રશંસા કરેછે - જેમ પ્રજ્વલિત અગ્નિ કાષ્ઠોને ભસ્મ કરેછે તેમ જ્ઞાનરૂપ અગ્નિ કર્મોને બાળી દેછે એટલે ફળ દેવામા અસમર્થ બનાવી દેછે

ઉક્ત પ્રકરણના ઉપસંહારની સાથે રહસ્ય પાપોના પ્રાયશ્ચિત્તનો ઉપક્રમ કરેછે—

इत्येतदेनसामुक्तं प्रायश्चित्तं यथाविधि ॥
अत ऊर्ध्वं रहस्यानां प्रायश्चित्तं निबोधत ॥२४७॥

એ પ્રમાણે પાપોનુ આ પ્રાયશ્ચિત્ત યથાવિધિ કહ્યુ હવેપછી રહસ્ય પાપોનું પ્રાયશ્ચિત્ત સાભળો ૨૪૭

કેટલેક ઠેકાણે આ શ્લોક મૂળ ગ્રંથમાંનો ગણેલો નથી

છુપા પાપરૂપ બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કહેછે—

सव्याहृतिप्रणवकाः प्राणायामास्तु षोडश ॥
अपि भ्रूणहणं मासात्पुनन्त्यहरहः कृताः ॥२४८॥

વ્યાહૃતિ તથા પ્રણવસહિત હમેશ કરવામાં આવેલા સોળસોળ પ્રાણાયામો એક મહિને બ્રહ્મહત્યાવાળાને પણ પાવન કરેછે ૨૪૮.

વ્યાહૃતિ અને ઓંકાર તેમજ સિરોમંત્રસહિત ગાયત્રીમંત્ર ભણીને પૂરક, કુંભક અને રેચક એવા અનુક્રમથી પ્રતિદિન કરવામાં આવેલા સોળ સોળ પ્રાણાયામો એક માસમાંજ બ્રહ્મહત્યા કરનારને પણ પાપરહિત કરેછે, "બ્રહ્મહત્યા કરનારને પણ" એમ કહેવાથી તેના કરતા હલકા પાપોનો નાશ કરે તેમાં તો નવાઇ શી? એમ જાણવું છે આ પ્રાયશ્ચિત્ત દ્વિજોને માટેજ છે. સ્ત્રી તથા શુદ્રોને માટે નથી કારણ કે તેઓને મંત્રનો અધિકાર નથી.

છુપા પાપરૂપ સુરાપાનનું પ્રાયશ્ચિત્ત કહેછે—

**कौत्सं जप्त्वाप इत्येतद्वासिष्ठं च प्रतीत्यृचम् ॥**
**माहित्रं शुद्धवत्यश्च सुरापोपि विशुद्ध्यति॥ २४९॥**

કુત્સ ઋષિ જેના દૃષ્ટા છે એવા अपन शोशुचदघम। એ સૂક્તનો, વસિષ્ઠ ઋષિ જેના દૃષ્ટા છે એવી प्रतिस्तोम०। એ ઋચાનો, महित्रीणामवोस्तु० એ માહિત્ર સૂક્તનો અને एतोन्विन्द्रं०। એ શુદ્ધવતી ઋચાઓનો જપ કરવાથી સુરાપાન કરનાર પણ શુદ્ધ થાયછે. ૨૪૯

माहित्रं ને બદલે माहेन्द्रम એવો પાઠ પણ છે. અને તેમાં महा इन्द्रो એ સૂક્ત સમજવું

છુપા પાપરૂપ સુવર્ણની ચોરીનું પ્રાયશ્ચિત્ત કહેછે—

**सकृज्जप्त्वास्य वामीयं शिवसंकल्पमेव च ॥**
**अपहृत्य सुवर्ण तु क्षणाद्भवति निर्मलः ॥ २५० ॥**

વામીયસૂક્ત અને શિવસંકલ્પનો હમેશ એક વખત જપ કરવાથી બ્રાહ્મણના સુવર્ણની ચોરી કરનાર મનુષ્ય તુરતજ પવિત્ર થાયછે ૨૫૦.

अस्य वामस्य पालतस्य० એ વામીય સૂક્ત તથા यज्जाग्रतो० એ છ મંત્રરૂપ શિવસંકલ્પનો જપ કરવાથી સુવર્ણનો ચોર એકમાસે પાપમુક્ત થાયછે

છુપા પાપરૂપ ગુરુસ્ત્રીગમનનું પ્રાયશ્ચિત્ત કહેછે—

**हविष्यन्तीयमभ्यस्य न तमंह इतीति च ॥**
**जपित्वा पौरुषं सूक्तं मुच्यते गुरुतल्पगः ॥ २५१ ॥**

हविष्यन्तीय એ નામથી પ્રસિદ્ધ ઓગણીશ ઋચાઓના જપથી તેમજ नतमंह । એ આઠ ઋચાઓના જપથી અથવા इतिवा इति એ સૂક્તના જપથી અથવા પુરુષસૂક્તના જપથી ગુરૂપત્નીનુ ગમન કરનાર પુરૂષ પાપમુક્ત થાયછે. ૨૫૧.

हविष्यन्तमजरं स्वर्विदाम् એ ઋચાથી ૧૯ ઋચાસુધીનો જપ કરવાથી, न तमंहो न दुरितम् વગેરે આઠ ઋચાઓના જપથી, इति वाइति मे मन निवसक्न्य० એ સૂક્તના જપથી તેમજ सहस्त्रशीर्षा० એ પૌરૂષ સૂક્તના જપથી ગુરૂતલ્પ ગમનનુ પાપ મટેછે 'આ જપ એક માસપર્યંત સમજવો.

સર્વ પાપોને માટે સાધારણ પ્રાયશ્ચિત્ત કહેછે—

**एनसां स्थूलसूक्ष्माणां चिकीर्षन्नपनोदनम् ॥**
**अवेत्यृचं जपेदब्दं यत्किंचेदमितीति वा॥ २५२॥**

મોહોટા પાપો તથા નાહાના પાપોના નાશની ઇચ્છાવાળા પુરૂષે એક વર્ષપર્યંત अव० એ ઋચાનો અથવા यत्किंचेदम्० એ ઋચાનો જપ કરવો અથવા इतिवा० એ સૂક્તનો જપ કરવો ૨૫૨

अव ते हेडो वरुण नमोभि । એ ઋચાનો અથવા यत्किंचेदवरुणदैव्येजने० એ ઋચાનો અથવા इति वा इति मे मन । એ સૂક્તનો એક વર્ષપર્યંત જપ કરનાર નાહાના મોહોટા તમામ પાપોમાથી છૂટે છે આ જપ આખા વર્ષસુધી હમેશા એકએક વખત કરવો જોઇએ

નિષિદ્ધ પ્રતિગ્રહ તથા નિષિદ્ધ ભોજન કરનારમાટે જપરૂપ પ્રાયશ્ચિત્ત કહેછે—

**प्रतिगृह्याप्रतिग्राह्यं भुक्त्वा चान्नं विगर्हितम् ॥**
**जपंस्तरत्समंदीयं पूयते मानवस्त्र्यहात् ॥ २५३ ॥**

જેણે પ્રતિગ્રહ કરવાને અયોગ્ય હોય એવી વસ્તુનો પ્રતિગ્રહ કર્યો હોય તથા નિંદિત અન્નનુ ભક્ષણ કર્યુ હોય તે, तरत्समंदी ઇત્યાદિ ઋચાઓનો ત્રણ દિવસ જપ કરવાથી પવિત્ર થાયછે ૨૫૩.

तरत्समंदी धावति० ઇત્યાદિ ચાર ઋચાઓનો જપ કરવો.

ઘણા પાપવાળા પુરૂષને માટે જપરૂપ પ્રાયશ્ચિત્ત કહેછે—

सोमारौद्रं तु बह्वेना मासमभ्यस्य शुद्ध्यति ॥
स्रवन्त्यामाचरन्स्नानमर्यम्णामिति च त्र्यृचम् ॥२५४॥

ઘણા પાપોના જે પુરુષ એક માસપર્યંત નદીમાં સ્નાન કરે અને સોમારૌદ્ર० એ મન્ત્રનો જપ કરે અથવા अर्यमण वरुण मित्र च० એ ત્રણ ઋચાઓનો જપ કરે તો તેથી પવિત્ર થાયછે ૨૫૪

જૂદીજૂદી જાતના ઘણા પાપોમા પણ કોઇ સ્થળે એકજ પ્રાયશ્ચિત્ત હોયછે તેનો આ દાખલો છે

સઘળાં પાપોના પ્રાયશ્ચિત્તરૂપે જપ તથા આચારવિષે કહેછે—

अब्दार्द्धमिन्द्रमित्येतदेनस्वी सप्तकं जपेत् ॥
अप्रशस्तं तु कृत्वाप्सु मासमासीत भैक्षभुक् ॥२५५॥

પાપ કરનારા દ્વિજે ૭ માસપર્યંત इन्द्र मित्रम् । ઇત્યાદિક સાત ઋચાઓનો જપ કરવો અને જેણે અપ્રશસ્ત કરેલ હોય એટલે જળમા મળમૂત્રનો ઉત્સર્ગ કરેલ હોય તેણે એક માસપર્યંત ભિક્ષાનું અન્ન ખાઇને રહેવું ૨૫૫

ભિક્ષાનું અન્ન ખાઇને રહેવાની, સાથે ગાયત્રીનો જપ કરતા રહેવું

પ્રાયશ્ચિત્તરૂપે જપની સાથે હોમનો પણ પ્રભાવ કહેછે—

मन्त्रैः शाकलहोमीयैरब्दं हुत्वा घृतं द्विजः ॥
सुगुर्वप्यपहन्त्येनो जप्त्वा वा नम इत्यृचम् ॥२५६॥

એક વર્ષપર્યંત શાકલ હોમના મન્ત્રોથી ઘી હોમનાર અથવા नम । એ ઋચનો જપ કરનાર દ્વિજ મોહોટા પાપને પણ હણેછે ૨૫૬

देवकृत स्य । ઇત્યાદિ શાકલહોમના મન્ત્રોવડે એક વર્ષપર્યંત ઘીની આહુતિઓ કરનાર અથવા नम इन्द्रश्च । એ ઋચાનો એક વર્ષપર્યંત જપ કરે તે પુરુષ મોહોટા પાપથી પણ મુક્ત થાયછે જપમા नमा इद्रात्र तवस्त वर्द्देन । એ નામ લેવાનું પાઠ બતાવ્યો કહેછે

ગાયની શુશ્રૂષા, ભિક્ષાના અન્નનો આહાર અને પાવમાની ઋચાઓના જપની, મહાપાપનો પણ નાશ કરવાની શક્તિ જણાવેછે—

महापातकसंयुक्तोऽनुगच्छेद्गाः समाहितः ॥
अभ्यस्याब्दं पावमानीर्भैक्षाहारो विशुद्ध्यति॥२५७॥

મહાપાતકયુક્ત પુરુષે સાવધાનપણે ગાયોની પાછળપાછળ ફરવું એટલે તેની સેવા કરવી અને તેની સાથે ને, પાવમાની॰ ઋચાઓનો જપ કરી, ભિક્ષાન્નનું ભોજન કરે તો તેથી શુદ્ધ થાયછે. ૨૫૭.

યઃ પાવમાની રધ્યેતિ । ઈત્યાદિ ઋચાઓ પાવમાની કહેવાયછે.

વેદસંહિતાનું પારાયણ કરવાનું ફળ કહેછે—

अरण्ये वा त्रिरभ्यस्य प्रयतो वेदसंहिताम् ॥
मुच्यते पातकैः सर्वैः पराकैःशोधितस्त्रिभिः ॥२५८॥

અથવા અરણ્યમાં રહી, સાવધાનપણે ત્રણ પરાકવ્રતવડે શુદ્ધ થયેલો પુરુષ ત્રણ વખત વેદસંહિતાનો પાઠ કરવાવડે સમગ્ર પાપોથી મુક્ત થાયછે. ૨૫૮.

પરાકકૃચ્છ્રનું લક્ષણ આ અધ્યાયના ૨૧૫મા શ્લોકમાં કહેલું છે તે પ્રમાણે ત્રણ પરાકકૃચ્છ્ર કરનાર પુરુષ મંત્રબ્રાહ્મણાત્મક વેદસંહિતાના ત્રણ પારાયણ કરવાથી સમગ્ર પાપોથી છૂટેછે

ઉપવાસ, સ્નાન અને અઘમર્ષણ સૂક્ત એઓની ઉત્તરોત્તર ત્રણત્રણ આવૃત્તિનું ફળ દેખાડેછે—

त्र्यहं तूपवसेद्युक्तस्त्रिरह्नोऽभ्युपयन्नपः ॥
मुच्यते पातकैः सर्वैस्त्रिर्जपित्वाघमर्षणम् ॥ २५९ ॥

જિતેંદ્રિયપણે ત્રણ દિવસ ઉપવાસ કરવાથી, પ્રત્યેક દિવસે ત્રણ વખત સ્નાન કરવાથી અને પ્રત્યેક સ્નાનમાં ત્રણ વખત અઘમર્ષણસૂક્તનો જપ કરવાથી પુરુષ સઘળાં પાપોથી મૂકાયછે ૨૫૯

સ્નાન કરતી વખતે જળાશયની અંદર રહી જપવાનો ऋतं च सत्यं એ મંત્ર અઘમર્ષણ કહેવાયછે.

અઘમર્ષણસૂક્તનો પ્રભાવ દૃષ્ટાંતથી દેખાડેછે—

यथाश्वमेधः क्रतुराट् सर्वपापापनोदनः ॥
तथाघमर्षणं सूक्तं सर्वपापापनोदनम् ॥ २६० ॥

જેમ અશ્વમેધ નામનો મહાયજ્ઞ સર્વ પાપોનો નાશ કરનાર છે તેમ અઘમર્ષણસૂક્ત સર્વ પાપોનો નાશ કરનાર છે. ૨૬૦

અશ્વમેધયજ્ઞ બ્રહ્મહત્યાવગેરે પાપોનો નાશ કરનારછે એમ અગાઉ જણાવેલ છે. તે વિષય અહી, અન્ય વિષયમાં દૃષ્ટાંતરૂપે લેવાથી વધારે દૃઢ થાયછે.

**સર્વપાપોના નાશમાટે વેદસંહિતાના પાઠવિષે અગાઉ કહેલું છે તેમાંપણ અન્યવેદની સંહિતાઓકરતાં ઋગ્વેદસંહિતાનું પ્રાથમ્ય દેખાડેછે—**

**हत्वा लोकानपीमांस्त्रीनश्नन्नापि यतस्ततः**

**ऋग्वेदं धारयन्विप्रो नैनः प्राप्नोति किंचन ॥ २६१ ॥**

ઋગ્વેદને ધારણ કરનારો બ્રાહ્મણ ત્રણે લોકોનો નાશ કરીને તથા જ્યાં ત્યાંથી ખાઇ લઇને પણ કંઇપણ પાપને પામતો નથી. ૨૬૧.

ઋગ્સંહિતાનું પારાયણ કરવાથી ગમે તેવાં પાપનો નાશ થાયછે એજ મતલબ છે

**અન્ય સંહિતાઓના પાઠનું પણ એવુંજ ફળ જણાવેછે—**

**ऋक्संहितां त्रिरभ्यस्य यजुषां वा समाहितः ॥**

**साम्नां वा सरहस्यानां सर्वपापैः प्रमुच्यते ॥ २६२ ॥**

સાવધાન બ્રાહ્મણ ત્રણવાર ઋગ્વેદની સંહિતાનો પાઠ અથવા યજુર્વેદની સંહિતાનો પાઠ કરે અથવા ઉપનિષદ્સહિત સામવેદની સંહિતાનો પાઠ કરે તો સર્વ પાપોથી મુક્ત થાયછે. ૨૬૨

આ અધ્યાયના ૨૫૮મા શ્લોકમાં કહેલા વિષયનેજ આ શ્લોકથી વિશેષ સ્ફુટ કરેલ છે

**વેદાભ્યાસથી પાપોનો નાશ થવામાં દૃષ્ટાંત કહેછે—**

**यथा महाह्रदं प्राप्य क्षिप्तं लोष्टं विनश्यति ॥**

**तथा दुश्चरितं सर्वं वेदे त्रिवृति मज्जति ॥ २६३ ॥**

જેમ ઢેફું મૃત્તિકાનું ઢેફું મોટાઘરાની અંદર નાશ પામી જાયછે તેમ ત્રિવૃત્ વેદમાં સઘળું પાપ નષ્ટ થાયછે ૨૬૩.

મૃત્તિકાનું ઢેફું મોટાઘરા જળાશયમાં પડી ઓગળાઇ છે નાશ પામી જાયછે તેમ વેદપાઠથી સમગ્ર પાપો સંપૂર્ણ નાશ પામી જાયછે.

ઉપરના શ્લોકમાં આવેલ ત્રિવૃત્ વેદ કહેલ છે તેનો ખુલાસો કરેછે—

**ऋचो यजूंषि चान्यानि सामानि विविधानि च ॥**
**एष ज्ञेयस्त्रिवृद्वेदो यो वेदैनं स वेदवित् ॥ २६४ ॥**

ઋગ્વેદ, યજુર્વેદ અને અનેક પ્રકારના સામ તથા મંત્ર બ્રાહ્મણો એ સર્વ મળીને ત્રિવૃત્વેદ કહેવાયછે એને જે જાણે તે વેદવિત્ કહેવાયછે ૨૬૪.

ઋગ્વેદના મંત્રો, યજુર્વેદના મંત્રો, બૃહદ્રથંતરવગેરે અનેક પ્રકારના સામવેદના મંત્રો અને એ ત્રણેના જૂદાજૂદા મંત્ર બ્રાહ્મણો તે સર્વ ત્રિવૃત્ વેદ કહેવાયછે અને તેને જાણનાર પુરૂષ વેદવિત્ કહેવાયછે

ત્રિવૃત્ વેદ એ શબ્દની વ્યાખ્યાનો બીજો પ્રકાર પણ કહેછે—

**आद्यं यत्त्र्यक्षरं ब्रह्म त्रयी यस्मिन्प्रतिष्ठिता ॥**
**स गुह्योन्यस्त्रिवृद्वेदो यस्तं वेद स वेदवित् ॥२६५॥**

જેમાં ત્રણે વેદો સમાયેલાછે એવું જે ત્રણ અક્ષરવાળું આદ્ય બ્રહ્મ છે તે ગુહ્ય એવો અન્ય ત્રિવૃત્ વેદ છે તેને જે જાણેછે તે પણ વેદવિદ્ કહેવાયછે ૨૬૫

અકાર, ઉકાર અને મકાર એ ત્રણ અક્ષરવાળું ઓંકારરૂપ આદ્ય બ્રહ્મ એટલે સમગ્રવેદનું આદિરૂપ અથવા વેદપાઠવખતે આદિમાં ભણવાયોગ્ય પ્રણવ જેમા ત્રણેવેદો સમાયેલા છે તે પણ ત્રિવૃત્વેદ કહેવાયછે તે વેદમંત્ર પરમાર્થનો વાચક હોવાથી તેનું ધારણ કરવાથી તથા તેનો જપ કરવાથી પાપનો નાશ કરવાઉપરાંત મોક્ષ પણ આપેછે સ્વરૂપદ્વારા તથા અર્થદ્વારા તેને જાણનાર પુરૂષ વેદવિત્ કહેવાયછે.





# मणिमनुस्मृति.

## અધ્યાય ૧૨ મો.

અહીંસુધી ચારે વર્ણોનાં કર્ત્તવ્ય કર્મો સાભળીને અને નિષિદ્ધ કર્મો થયા હોય તો તેના પાપમાંથી છૂટવાનો પ્રકાર સાંભળીને હવે શુભાશુભકર્મોનાં ફળની પ્રાપ્તિનો પ્રકાર સાંભળવાને સઘળા મુનિઓ ભૃગુમુનિની પાસે વિજ્ઞપ્તિ કરેછે—

**चातुर्वर्ण्यस्य कृत्स्नोऽयमुक्तो धर्मस्त्वयानघ ॥**
**कर्मणां फलनिर्वृत्तिं शंस नस्तत्त्वतः परामू ॥ १ ॥**

હે નિષ્પાપ ભૃગુમુનિ! ચારે વર્ણોનો આ સમગ્ર ધર્મ તમોએ કહ્યો હવે અમોને યથાર્થ રીતથી કર્મોના ફળની પ્રાપ્તિ પાછળના સમયમા થાયછે તે કહો ૧

પાછળના સમયમા એટલે જન્માંતરના થતી શુભાશુભકર્મોના ફળની પ્રાપ્તિ કહો.

પ્રશ્નનો નિર્ણય આપવાનુ આરંભેછે—

**स तानुवाच धर्मात्मा महर्षीन्मानवो भृगुः ॥**
**अस्य सर्वस्य शृणुत कर्मयोगस्य निर्णयम् ॥ २ ॥**

ધર્માત્મા મનુના પુત્ર ભૃગુમુનિએ તે મહર્ષિઓને કહ્યું કે આ સમગ્ર કર્મયોગના નિર્ણયને સાંભળો. ૨.

કર્મયોગનો નિર્ણય એટલે કર્મોના કેવાકેવા પ્રકારો છે, કેવી રીતે તેના ફળની પ્રાપ્તિ થાયછે વગેરે ખુલાસો કહેવામાં આવેછે

કર્મોના પ્રકાર તથા શુભાશુભ ગતિનો આધાર કર્મોનેલીધે છે તેવિષે કહેછે—

**शुभाशुभफलं कर्म मनोवाग्देहसंभवम् ॥**
**कर्मजा गतयो नृणामुत्तमाधममध्यमाः ॥ ३ ॥**

શુભાશુભ ફળને દેનારૂં કર્મ મનથી, વાણીથી અને શરીરથી થાયછે અને મનુષ્યોની ઉત્તમ, મધ્યમ તથા અધમ ગતિ કર્મથીજ ઉત્પન્ન થાયછે. ૩.

ધર્મકર્મથી ઉત્તમગતિ, પાપકર્મથી અધમગતિ અને મધ્યમપ્રકારનાં કર્મથી મધ્યમગતિ થાયછે

કર્મનું પ્રવર્તક કોણછે તે જણાવેછે—

**तस्येह त्रिविधस्यापि त्र्यधिष्ठानस्य देहिनः ॥**
**दशलक्षणयुक्तस्य मनो विद्यात्प्रवर्त्तकम् ॥ ४ ॥**

દેહધારીનું તે કર્મ કે જે ત્રણ પ્રકારનું, ત્રણ આશ્રયવાળું અને દશલક્ષણોથી યુક્ત છે તેને પ્રવર્તાવનારૂં મન છે એમ જાણવું ૪.

ઉત્તમ, મધ્યમ અને અધમ એ પ્રમાણે કર્મના ત્રણ પ્રકાર છે, મન, વાણી અને શરીર એ ત્રણ તેના આશ્રય છે કર્મનાં દશ લક્ષણ હવેપછી કહેશે. તેને પ્રવર્તાવનાર મન છે, કારણકે પ્રથમ મનથી સંકલ્પ થાયછે પછી તે પ્રમાણે બોલાયછે અને કરાયછે. તૈત્તરીય ઉપનિષદ્માં કહ્યુંછે કે—तस्माद्यत्पुरुषो मनसाभिगच्छति तद्वाचा वदति तत्कर्मणा करोति । એટલે તેથી પુરૂષ જે કાંઇ મનવડે સંકલ્પ કરેછે તે વાણીવડે બોલેછે અને કર્મવડે કરેછે પ્રાયશ્ચિત્તપ્રકરણની પછી તરતજ આ વિષય ચાલેલો હોવાથી અહીં કર્મનાં જે દશ લક્ષણ કહેવાનાં છે તે પાપકર્મનાંજ સમજવાં

માનસિક પાપકર્મના ત્રણપ્રકાર કહેછે—

परद्रव्येष्वभिध्यानं मनसानिष्टचिन्तनम् ॥
वितथाभिनिवेशश्च त्रिविधं कर्म मानसम् ॥५॥

મનવડે પરદ્રવ્ય લઇ લેવાનું ધ્યાન, અનિષ્ટચિંતન અને મિથ્યા અભિનિવેશ એમ ત્રણ પ્રકારનું માનસિક કર્મ છે ૫

બીજાનું દ્રવ્ય હું કેવી રીતે પડાવી લઉં એવી ઇચ્છા, બ્રહ્મહત્યાવગેરે નિષિદ્ધ કર્મ કરવાના વિચાર અને ખોટો આગ્રહ રાખવો તે એટલે નાસ્તિકપણું, એમ માનસિક અશુભકર્મના ત્રણ પ્રકાર છે

વાચિક અશુભ કર્મના ચાર પ્રકાર કહેછે—

पारुष्यमनृतं चैव पैशुन्यं चापि सर्वशः ॥
असंबद्धप्रलापश्च वाङ्मयं स्याच्चतुर्विधम् ॥ ६ ॥

,અપ્રિય વચન, અસત્ય વચન, અન્યના દૂષણ બોલવા તથા અસંબદ્ધ પ્રલાપ એ ચાર વાણીસબંધી અશુભકર્મના પ્રકાર છે ૬

બીજાનું મન કચવાય તેવું બોલવું, ખોટું બોલવું, ઈર્ષ્યાથી - કાની નિંદા કરવી અને નિરર્થક બોલ્યા કરવું એ વાચિકઅશુભકર્મના ચાર પ્રકાર સમજવા

શારીરિક અશુભકર્મના ત્રણ પ્રકાર કહેછે—

अदत्तानामुपादानं हिंसा चैवाविधानतः ॥
परदारोपसेवा च शारीरं त्रिविधं स्मृतम् ॥ ७ ॥

નહિ આપેલા પદાર્થોનું ગ્રહણ, શાસ્ત્રવિરુદ્ધ હિંસા અને પરસ્ત્રીનું સેવન એ ત્રણ પ્રકારનું શારીર અશુભ કર્મ કહેવાયછે ૭

નહિ આપેલા પદાર્થોનું ગ્રહણ એટલે ચોરી, જેનું શાસ્ત્રમાં વિધાન કરેલું ન હોય એવી હિંસા તથા વ્યભિચાર એ ત્રણ શારીરિક અશુભકર્મ કહેવાયછે આથી ઉલટા માનસિક, વાચિક અને શારીરિક દશ કર્મો શુભ સમજવા.

જેવી રીતે જે કર્મ કરેલું હોય તેવી રીતે તે કર્મ ભોગવવું પડેછે એમ જણાવેછે—

मानसं मनसैवायमुपभुंक्ते शुभाशुभम् ॥
वाचा वाचाकृतं कर्म कायेनैव च कायिकम् ॥८॥

પુરૂષ, મનથી કરેલા શુભ તથા અશુભકર્મના ફળને મનથીજ ભોગવે છે. એવીજ રીતે વાણીથી કરેલા શુભાશુભ કર્મને વાણીથી ભોગવેછે. અને શરીરથી કરેલા શુભાશુભકર્મને શરીરથી ભોગવેછે. ૮.

મનથી જે કાંઇ દુષ્કર્મ કરવામાં આવ્યું હોય તેનું શોકાદિરૂપ ફળ તે પ્રાણી આ જન્મમાં કે અન્ય જન્મમાં મનથીજ ભોગવેછે એમજ વાણીથી કરેલા અશુભકર્મના ફળને બીજાઓતરફથી થતા તિરસ્કારવચનઆદિરૂપે ભોગવેછે. અથવા પોતે વિકળ વાણીવાળો થાયછે અને શરીરથી કરેલા અશુભકર્મના ફળરૂપ રોગાદિકને શરીરવડે ભોગવેછે એમજ શુભકર્મોનાં શુભ ફળોને ભોગવેછે.

ત્રણે પ્રકારનાં અશુભકર્મોથી જન્માંતરમાં પ્રાપ્ત થતી જૂદીજૂદી જાતિનું વર્ણન કરેછે—

**शरीरजैः कर्मदोषैर्याति स्थावरतां नरः ॥**
**वाचिकैः पक्षिमृगतां मानसैरन्त्यजातिताम् ॥ ९ ॥**

પુરૂષ શરીરથી કરેલાં પાપોને લીધે વૃક્ષઆદિકનો અવતાર પામેછે. વાણીથી કરેલાં પાપોને લીધે પક્ષિના તથા મૃગના અવતારને પામેછે અને મનથી કરેલાં પાપોને લીધે ચંડાલવગેરેના અવતારને પામેછે. ૯

જો કે પાપીમનુષ્યમાં ત્રણે પ્રકારના પાપોનો સંભવ હોયછે તોપણ જે પ્રકારના પાપની અધિકતા હોય તે પ્રમાણના પાપને લાગતું ફળ તેને મળેછે. મૃગ શબ્દ સામાન્ય પશુજાતિને માટે વપરાયેલો છે જે જન્મમાં પાપ કરેલ હોય તે જન્મમાં તે પાપ ભોગવતાં છતાં પણ અવશેષ રહેલ હોય અથવા મરણપછી નરકાદિકેરે દુઃખ ભોગવ્યા પછી પણ બાકી રહેલ હોય તો અન્ય જન્મમાં આવા હીન અવતારો ભોગવવા પડેછે

આ પ્રમાણે અશુભકર્મોનું અશુભફળ ભોગવવું પડેછે માટે અશુભકર્મોથી દૂર રહેવાને વાણી, મન અને શરીરને પોતાના કબજામાં રાખવાં તે શ્રેષ્ઠ છે એમ જણાવેછે—

**वाग्दण्डोऽथ मनोदण्डः कायदण्डस्तथैव च ॥**
**यस्यैते निहिता बुद्धौ त्रिदण्डीति स उच्यते ॥१०॥**

જેની બુદ્ધિમાં વાગ્દંડ, મનોદંડ અને કાયદંડ રહેલા છે તે ત્રિદંડી કહેવાયછે. ૧૦.

સર્વ પ્રાણીઓનો સહજ અંતરાત્મા કે જેનું જીવ એવું નામ છે તે જીવદ્વારા સર્વ જન્મોમાં સઘળું સુખ તથા દુઃખ અનુભવાયછે. ૧૩.

અહીં જીવશબ્દ લિંગશરીરનો વાચક છે, જે લિંગશરીર સત્તર તત્વોનું બનેલું છે.

ક્ષેત્રજ્ઞ તથા લિંગશરીરની સ્થિતિ કહેછે—

तावुभौ भूतसंपृक्तौ महान् क्षेत्रज्ञ एव च ॥

उच्चावचेषु भूतेषु स्थितं तं व्याप्य तिष्ठतः ॥१४॥

પંચભૂતોથી સંપૃક્ત એવા તે મહાન્ તથા ક્ષેત્રજ્ઞ બન્ને ઉત્તમ અધમ સર્વ પ્રાણીઓમાં વ્યાપીને રહેલા પરમાત્માનો આશ્રય કરીને રહેછે. ૧૪.

મહાન્ એટલે મહત્તત્વથી થયેલ તે લિંગશરીર જે પંચમહાભૂતોના તંખંધવાળું છે તે તથા ક્ષેત્રજ્ઞ એ બન્ને તે વ્યાપક પરમાત્માનો આશ્રય કરીને રહેછે.

સંસારપ્રવાહનું મૂળ તથા તેની સ્થિતિ દેખાડેછે—

असंख्या मूर्त्तयस्तस्य निष्पतन्ति शरीरतः ॥

उच्चावचानि भूतानि संततं चेष्टयन्ति याः ॥१५॥

તે પરમાત્માના શરીરમાંથી ( સ્વરૂપમાંથી ) અસંખ્ય મૂર્ત્તિઓ ( જીવો ) નિકળેછે, કે જે મૂર્ત્તિઓ ઉંચાંનીચાં સર્વ પ્રાણીઓને સર્વદા ચેષ્ટા કરાવેછે. ૧૫.

તે પરમાત્મામાંથી અસંખ્ય મૂર્ત્તિઓ એટલે જીવો કે જે, ઉપર ક્ષેત્રજ્ઞ શબ્દથી કહેલા છે તથા લિંગશરીરથી અવચ્છિન્ન છે તેઓ. વેદાન્તમાં કહ્યા પ્રમાણે જેમ અગ્નિમાંથી તણખાઓ નિકળે તેમ નિકળે અને તેઓ દેવમનુષ્યાદિરૂપે પરિણામ પામેલા સર્વ પ્રાણીઓને સર્વદા કર્મોમાં પ્રેરેછે

કર્મનું ફળ મરણપછી પણ ભોગવવું પડેછે અને મરણ થતાં સ્થૂલ શરીરનો તો નાશ થઈ જાયછે તો પછી કર્મનું ફળ કેવી રીતે ભોગવાયછે તેનો ખુલાસો કરેછે—

पञ्चभ्य एव मात्राभ्यः प्रेत्य दुष्कृतिनां नृणाम् ॥

शरीरं यातनार्थीयमन्यदुत्पद्यते ध्रुवम् ॥ १६ ॥

દુષ્ટ કર્મો કરનારાં પ્રાણીઓનાં મરણપછી તેઓને પીડા ભોગવવા-માટે પંચમહાભૂતોમાંથી એક બીજું મજબૂત શરીર ઉત્પન્ન થાયછે. ૧૬.

કરેલાં દુષ્કર્મોનું ફળ મરણપછી ભોગવવામાટે જે યાતનાશરીર ઉત્પન્ન થાયછે તે શુક્રશોણિતવગરનું અને પંચમહાભૂતોવાળું અને મજબૂત એટલે અલૌકિક દાહપાતઆદિને સહન કરી શકે એવું હોયછે.

એ યાતનાશરીરનો અવધિ કહેછે—

तेनानुभूय ता यामीः शरीरेणेह यातनाः ॥
तास्वेव भूतमात्रासु प्रलीयन्ते विभागशः ॥ १७ ॥

તે નવીનશરીરથી યમલોકસબંધી પીડાઓનો અનુભવ કરીને પ્રાણીઓ તે ભૂતોના ભાગોમાજ વિભાગપ્રમાણે લીન થઇને રહેછે. ૧૭.

ને નવીન શરીર એટલે યાતનાશરીરવડે યમલોકસંબધી પીડાઓ ભોગ વાઇ રહ્યાપછી તે પ્રાણીઓ તે શરીરની ઉત્પત્તિના હેતુભૂત પચમહાભૂતોના સૂક્ષ્મ અંશોમાં લીન થાયછે અર્થાત્ તેઓનું તે યાતનાશરીર છૂટી જાયછે,

યાતનાશરીર છૂટ્યાપછી કેવી ગતિ થાયછે તે કહેછે—

सोऽनुभूयासुखोदर्कान् दोषान् विषयसङ्गजान् ॥
व्यपेतकल्मषोऽभ्येति तावेवोभौ महौजसौ ॥१८॥

તે જીવ, વિષયસંગથી થયેલા અને પરિણામમા દુ:ખ દેનારા દોષોનો અનુભવ કરીને નિષ્પાપ થતા મહાપ્રભાવવાળા તે મહત્ તથા પરમાત્માને પામેછે ૧૮.

કરેલા પાપોનું ફળ ભોગવવાથી તે પાપ નાશ પામ્યાપછી જીવ મહા પ્રભાવવાળા તે મહત્ તથા પરમાત્મા કે જેઓનું વર્ણન ૧૪મા શ્લોકમા કરવામાં આવ્યુ છે તેને પ્રાપ્ત થાયછે.

ત્યાં પ્રાપ્ત થવાનું ફળ કહેછે—

तौ धर्मं पश्यतस्तस्य पापं चातन्द्रितौ सह ॥
याभ्यां प्राप्नोति संपृक्तः प्रेत्येह च सुखासुखम् ॥१९॥

ને મહત્ તથા પરમાત્મા સાથે મળીને કંઇપણ પ્રમાદવગર તે જીવના પુણ્યને તથા પાપને વિચારે છે, કે જે પુણ્યપાપોથી યુક્ત જીવ આ લોકમાં તથા પરલોકમાં સુખને અને દુ:ખને ભોગવેછે. ૧૯

पुण्यथी युक्त होय तो सुख भोगवेछे तथा पापथी युक्त होय तो दुःख भोगवेछे

धर्मनु आचरण विशेष करवामां आव्युं होय तेनु फळ कहेछे—

**यद्याचरति धर्मं स प्रायशोऽधर्ममल्पशः ॥**
**तैरेव चावृतो भूतैः स्वर्गे सुखमुपाश्नुते ॥ २० ॥**

जो तेणे धर्मनु आचरण विशेष करेल होय अने अधर्मनु आचरण थोडु करेल होय तो ते भूतोथीज युक्त थइने स्वर्गमा सुखनो अनुभव करेछे २०

मनुष्यावतारमा जेनु धर्माचरण विशेष अने अधर्माचरण थोडु होय ते मरण पछी तेज पंचभूतोए आरंभेला देवशरीरवडे स्वर्गमा जइ सुखने अनुभवेछे

अधर्मनु आचरण विशेष करवामां आव्युं होय तेनु फळ कहेछे—

**यदि तु प्रायशोऽधर्मं सेवते धर्ममल्पशः ॥**
**तैर्भूतैः स परित्यक्तो यामीः प्राप्नोति यातनाः ॥२१॥**

जो ते घणुजे अधर्मनु सेवन करे अने धर्मनु सेवन घणु थोडु करे तो ते ते भूतोथी छूटो पडी यमलोकनी पीडाओने पामेछे २१

ते भूतोथी ओटले मनुष्यशरीरना हेतुभूत पंचभूतोथी छूटो पडी यातना शरीर धरी यमलोकनी पीडाओने भोगवेछे

संसारचक्रमां थतु परिभ्रमण देखाडेछे—

**यामीस्ता यातनाः प्राप्य स जीवो वीतकल्मषः ॥**
**तान्येव पञ्चभूतानि पुनरप्येति भागशः ॥ २२ ॥**

ते यमलोकनी पीडाओ भोगववाथी पापरहित थयेलो ते जीव ते पंचभूतोना भागोनेज फरीथी प्राप्त थायछे २२

यमलोकनी पीडाओ भोगवीने फरीथी मनुष्यलोकमा पंचभूतोथी थता मनुष्य शरीरने ते जीव फरीथी प्राप्त थायछे अर्थात् ते भूतोना भागोने फरीथी

આ કર્મભૂમિમાં પ્રાપ્ત થાય છે આવી રીતે પુણ્યના ફળ ભોગવીને સ્વર્ગમાંથી પડેલો જીવાત્મા પણ આ મનુષ્યલોકમાં આવે છે

ઉપરના પ્રકરણનો ફલિતાર્થ કહે છે—

**एता दृष्ट्वास्य जीवस्य गतीः स्वेनैव चेतसा ॥**

**धर्मतोऽधर्मतश्चैव धर्मे दध्यात्सदा मनः ॥ २३ ॥**

ધર્મથી અને અધર્મથી આ જીવની એ ગતિઓને પોતાનાજ ચિત્તથી વિચાર કરીને સદા ધર્મમાં મન રાખવું   ૨૩

ધર્મથી શ્રેષ્ઠ ગતિ થાય છે અને અધર્મથી દુર્ગતિ થાય છે એમ પોતાનાજ મનથી બરાબર વિચારીને મનને હમેશા ધર્મમાં તત્પર રાખવુ

ધર્મનું સારૂં ફળ છે અને અધર્મનું માઠું ફળ છે એ દેખીતું છે તો પછી લોકો ધર્મને છોડી અધર્મમાં પણ પ્રવૃત્તિ કરે છે તેનું કારણ ગુણપારતન્ત્ર્ય હોવાથી ગુણવિષે સમજણ આપે છે—

**सत्त्वं रजस्तमश्चैव त्रीन्विद्यादात्मनो गुणान् ॥**

**यैर्व्याप्येमान् स्थितो भावान् महान् सर्वानशेषतः॥२४॥**

સત્વ રજ અને તમ એ ત્રણને આત્માના ગુણો જાણવા કે જે ગુણોથી મહાન્ આ સઘળા પદાર્થોમાં સમગ્રપણે વ્યાપીને રહેલો છે   ૨૪

મહાન્ એટલે મહત્ અભિમાની જીવાત્મા સમજવો

જે પ્રાણીમાં જે ગુણની અધિકતા હોય તે પ્રાણી તે ગુણને અનુસરતી ચેષ્ટા કરે છે એમ કહે છે—

**यो यदैषां गुणो देहे साकल्येनातिरिच्यते ॥**

**स तदा तद्गुणप्रायं तं करोति शरीरिणम् ॥ २५ ॥**

જ્યારે એ ત્રણ ગુણમાંનો જે ગુણ સમગ્રપણાથી જેના દેહમાં અધિક હોય છે ત્યારે તે ગુણ તે દેહીને તે ગુણના વિશેષ લક્ષણોવાળો કરે છે   ૨૫

દેહમાં એટલે લિંગદેહમાં જે ગુણની અધિકતા હોય તે ગુણના લક્ષણો પ્રમાણે તે પ્રાણી કર્મો કરે છે

સત્વવગેરે ત્રણે ગુણોનાં લક્ષણ કહે છે—

सत्वं ज्ञानं तमोऽज्ञानं रागद्वेषौ रजः स्मृतम् ॥
एतद्व्याप्तिमदेतेषां सर्वभूताश्रितं वपुः ॥ २६ ॥

જ્ઞાન છે તે સત્વગુણનું લક્ષણ છે, અજ્ઞાન છે તે તમોગુણનુ લક્ષણ છે અને રાગદ્વેષ છે તે રજોગુણનુ લક્ષણ છે. એ ગુણોનું એ લક્ષણ સર્વ પ્રાણીઓમાં વ્યાપીને રહેલુ છે. ૨૬.

યથાર્થપ્રકાશ કરનારૂં જે જ્ઞાન છે તે સત્વગુણનું લક્ષણ છે. તેથી વિપરીત જે અજ્ઞાન છે તે તમો ગુણનુ લક્ષણ છે અને રાગ તથા દ્વેષ એએ રજોગુણનું લક્ષણ છે પ્રાણી માત્રમા આ લક્ષણો વ્યાપીને રહેલ છે.

હવે સત્વગુણનું સ્વરૂપ કહેછે—

तत्र यत्प्रीतिसंयुक्तं किञ्चिदात्मनि लक्षयेत्
प्रशान्तमिव शुद्धाभं सत्वं तदुपधारयेत् ॥२७॥

તેઓમા અંતકરણની અંદર જે કંઇ જ્ઞાન પ્રીતિયુક્ત, અત્યંત શાંત અને શુદ્ધ પ્રકાશવળુ જોવામાં આવે તેને સત્વગુણ જાણવો. ૨૭.

સુખ, શાંતિ અને પ્રકાશ એ સત્વ ગુણ જાણવો.

રજોગુણનું સ્વરૂપ કહેછે—

यत्तु दुःखसमायुक्तमप्रीतिकरमात्मनः ॥
तद्रजो प्रतिपं विद्यात्सततं हारि देहिनाम् ॥२८॥

જે જ્ઞાન દુઃખવાળું, અંતઃકરણને અપ્રીતિ કરનારૂં અને સર્વદા પ્રાણીઓને વિષયોનરફ ખેંચનારૂ હોય તેને સત્વગુણનો પ્રતિપક્ષી રજોગુણ જાણવો. ૨૮.

સુખાદિકને બદલે દુઃખાદિકથી યુક્ત હોવાથી રજોગુણ એ સત્વગુણનો પ્રતિપક્ષી છે.

તમોગુણનું સ્વરૂપ કહેછે—

यत्तु स्यान्मोहसंयुक्तमव्यक्तं विषयात्मकम् ॥
अप्रतर्क्यमविज्ञेयं तमस्तदुपधारयेत् ॥ २९ ॥

જે જ્ઞાન મોહવાળું હોય, સ્પષ્ટ રીતિથી ભાસતું ન હોય, વિષયાકાર હોય, તર્કમાં ન આવે એવું હોય અને જાણી શકાય એવું ન હોય તેને તમોગુણ જાણવો. ૨૯.

વસ્તુની યોગ્યતા કે અયોગ્યતા ધ્યાનમાં ન આવવી તે મોહ કહેવાયછે.

ત્રણે ગુણનાં કાર્યો કહેવાની પ્રતિજ્ઞા કરેછે—

त्रयाणामपि चैतेषां गुणानां यः फलोदयः ॥
अग्र्यो मध्यो जघन्यश्च तं प्रवक्ष्याम्यशेषतः ॥ ३० ॥

એ ત્રણે ગુણનાં ફળરૂપે ઉત્તમ મધ્યમ અને અધમ કાર્યો જે થતાં દેખાયછે તે સમગ્રપણે કહુંછું ૩૦.

ઉત્તમ કાર્યો સત્વગુણના ફળરૂપ છે, મધ્યમ પ્રકારનાં કાર્યો રજોગુણના ફળરૂપ છે અને અધમ પ્રકારના કાર્યો તમોગુણના ફળરૂપ છે.

પ્રથમ સત્વગુણનું કાર્ય કહેછે—

वेदाभ्यासस्तपो ज्ञानं शौचमिन्द्रियनिग्रहः ॥
धर्मक्रियात्मचिन्ता च सात्विकं गुणलक्षणम् ॥३१॥

વેદાભ્યાસ, તપશ્ચર્યા, જ્ઞાન, પવિત્રતા, ઇંદ્રિયોનો નિગ્રહ, ધર્મનું અનુષ્ઠાન અને આત્મવિચાર એ સઘળાં સત્વગુણનાં કાર્યો છે. ૩૧.

વેદનો અભ્યાસ, પ્રાજાપત્ય વગેરે વ્રતોનું અનુષ્ઠાન, શાસ્ત્રોના અર્થનું જ્ઞાન, મૃત્તિકાથી તથા જળથી શરીરની શુદ્ધિ ઇંદ્રિયોને વિષયોતરફ સ્વચ્છંદ ગતિ કરતાં અટકાવવા તે, દાનાદિક ધર્મનું અનુષ્ઠાન અને આત્મજ્ઞાનસંબંધી વિચાર એ સર્વ સત્વગુણનું કાર્ય છે

રજોગુણનું કાર્ય કહેછે—

आरम्भरुचिताऽधैर्यमसत्कार्यपरिग्रहः ॥
विषयोपसेवा चाजस्रं राजसं गुणलक्षणम् ॥३२॥

કર્મોના આરંભમાં રૂચિ, ધૈર્યનો ત્યાગ, અસત્કાર્યનો સ્વીકાર અને નિરંતર વિષયોની સેવા એ સર્વ રજોગુણનાં કાર્યો છે. ૩૨.

કામ્ય કર્મોના આરંભમાં રૂચિ, સાધારણ બાબતોમાં પણ ધૈર્ય નહિ રહી શકવું, અસત્કાર્યનો પણ સ્વીકાર અને શબ્દાદિક વિષયોમાં આસક્તિ એ સર્વ રજોગુણનું કાર્ય છે.

તમોગુણનું કાર્ય કહેછે—

**લોભઃ સ્વપ્નોઽધૃતિઃ ક્રૌર્યં નાસ્તિક્યં ભિન્નવૃત્તિતા ॥**
**યાચિષ્ણુતા પ્રમાદશ્ચ તામસં ગુણલક્ષણમ્ ॥૩૩॥**

લોભ, નિદ્રા, બીકણપણું, ક્રૂરપણું, નાસ્તિકપણું, આચારનો લોપ, યાચના કરવાનો સ્વભાવ અને પ્રમાદ એ તમોગુણનું કાર્ય છે. ૩૩.

ધર્મતરફ આદર ન રાખવો તે પ્રમાદ કહેવાયછે.

હવે ત્રણે ગુણોનાં લક્ષણવગેરે ટૂંકામાં કહેવાનો આરંભ કરેછે—

**ત્રયાણામપિ ચૈતેષાં ગુણાનાં ત્રિષુ તિષ્ઠતામ્ ॥**
**ઇદં સામાસિકં જ્ઞેયં ક્રમશો ગુણલક્ષણમ્ ॥૩૪॥**

ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળમાં રહેનાર એ ત્રણે ગુણોનુ સક્ષેપથી લક્ષણ અનુક્રમે આપ્રમાણે જાણવું. ૩૪

આ પ્રમાણે જાણવું એટલે હવેપછી કહેવામાં આવશે તે પ્રમાણે જાણવું

તમોગુણવાળા કર્મનું લક્ષણ ટૂંકામાં કહેછે—

**યત્કર્મ કૃત્વા કુર્વંશ્ચ કરિષ્યંશ્ચૈવ લજ્જતિ ॥**
**તજ્જ્ઞેયં વિદુષા સર્વં તામસં ગુણલક્ષણમ્ ॥ ૩૫ ॥**

જે કર્મ કર્યાપછી, અથવા કરવાના વખતમાં કે કર્યા પહેલાં એટલે કરવાનો વિચાર કરતાં પણ મનુષ્ય લજ્જા પામે તે કર્મ તમોગુણનું કાર્ય છે એમ ડાહ્યા માણસે જાણવું ૩૫.

આ કામ મેં શામાટે કર્યું? હવે સારા માણસોના આગળ મારાથી કેમ જવાશે? એવા પ્રકારનો ચિત્તમા ખેદ થાય તે અહીં લજ્જા સમજવી

રજોગુણવાળા કર્મનું લક્ષણ ટૂંકામાં કહેછે—

**યેનાસ્મિન્કર્મણા લોકે ખ્યાતિમિચ્છતિ પુષ્કલામ્ ॥**
**ન ચ શોચત્યસંપત્તૌ તદ્વિજ્ઞેયં તુ રાજસમ્ ॥ ૩૬ ॥**

મનુષ્ય જે કર્મ કરવાથી જગતમાં મોહોટી પ્રખ્યાતિ પામવાની ઇચ્છા કરે અને કદાચ તે કર્મનું ફળ ન થાય તોપણ તે વિષે શોક કરે નહિ તે કર્મ રજોગુણનું કાર્ય છે એમ જાણવું. ૩૬.

પારલૌકિક કલ્યાણના ઉદ્દેશથી નહિ પણ પોતાની પ્રખ્યાતિના ઉદ્દેશથીજ તપસ્યા, તીર્થસેવન અને શાસ્ત્રવ્યાખ્યાનવગેરે કર્મ કરે તે કર્મ રજોગુણનું કાર્ય ગણાયછે પારલૌકિક કલ્યાણના ઉદ્દેશથી કરવામાં આવતાં કર્મના આનુષંગિક ફળરૂપે પ્રખ્યાતિ થતી હોય તો તેમાં દોષ નથી વળી કામ સિદ્ધ ન થાય તો અટકીને બેસી રહે નહિ પણ ફરીફરીને ઉદ્યોગમાં લાગ્યો રહે એવા માણસનું તે કામ રજોગુણનું કાર્ય સમજવું

સત્વગુણી કર્મનું લક્ષણ ટુંકામાં કહેછે—

यत्सर्वेणेच्छति ज्ञातुं यन्न लज्जति चाचरन् ॥
येन तुष्यति चात्मास्य तत्सत्वगुणलक्षणम् ॥३७॥

મનુષ્ય જે વેદોક્ત કર્મને સર્વ પ્રકારથી જાણવા ઇચ્છા કરેછે, જે કર્મનું આચરણ કરતાં લજ્જા પામતો નથી અને જેથી તે કર્મ કરનારનું અંતઃકરણ સંતોષ પામેછે તે કર્મ સત્વગુણનું કાર્ય છે ૩૭

જે કર્મ કરતી વખતે તેમજ જે કર્યા પછી પણ સંકોચ ન થાય તથા અંતઃકરણને સંતોષ થાય તે કર્મ સત્વગુણનું કાર્ય ગણાયછે,

ત્રણે ગુણનું જાદું જાદું એક એક મુખ્ય મુખ્ય લક્ષણ કહેછે—

तमसो लक्षणं कामो रजसस्त्वर्थ उच्यते ॥
सत्वस्य लक्षणं धर्मः श्रैष्ठ्यमेषां यथोत्तरम् ॥३८॥

કામ એ તમગુણનું લક્ષણ છે અર્થ એ રજોગુણનું લક્ષણ છે અને ધર્મ એ સત્વગુણનું લક્ષણ છે એઓમાં પછીપછીના ગુણની શ્રેષ્ઠતા છે. ૩૮.

પશુની પેઠે કેવળ કામ એટલે વિષયભોગમાજ લીનતા રાખવી તે તમોગુણનું લક્ષણ છે, કેવળ અર્થ એટલે ધન સંપત્તિ મેળવવામાં લીન રહેવું તે રજોગુણનું લક્ષણ છે અને ધર્મપરાયણ-કર્તવ્યપરાયણ રહેવું તે સત્વગુણનું લક્ષણ છે, તમોગુણકરતાં રજોગુણ શ્રેષ્ઠ છે અને રજોગુણકરતા સત્વગુણ શ્રેષ્ઠ છે તેમ કામકરતા અર્થ શ્રેષ્ઠ છે કારણકે કામની સિદ્ધિનો આધાર અર્થની ઉપર છે અને કામ તથા અર્થ એ બન્નેની સિદ્ધિનો આધાર ધર્મઉપર હોવાથી તે બન્નેકરતા ધર્મ શ્રેષ્ઠ છે

કયા કયા ગુણથી સંસારમાં કેવી કેવી જાતિ પ્રાપ્ત થાયછે તે કહેવાની પ્રતિજ્ઞા કરેછે—

**येन यस्तु गुणेनैषां संसारान्प्रतिपद्यते ॥**

**तान्समासेन वक्ष्यामि सर्वस्यास्य यथाक्रमम् ॥३९॥**

એ ગુણોમાં જેજે ગુણને લીધે મનુષ્ય જેવા અવતારો પામેછે તે અવતારો કે જે સમગ્ર જગતને થાયછે તે હું અનુક્રમથી ટૂંકામાં કહીશ. ૩૯.

અનુક્રમથી એટલે પ્રથમ શ્રેષ્ઠ ગણાતા સત્વગુણથી થતા અવતારો, તે પછી મધ્યમ ગણાતા રજોગુણથી થતા અવતારો અને તે પછી હીન ગણાતા તમોગુણથી થતા અવતારો ટૂંકામાં કહીશ

ઉપરના શ્લોકમાં કરેલી પ્રતિજ્ઞાને અનુસરીને તે તે ગુણને લીધે થતા અવતારો કહેછે—

**देवत्वं सात्विका यान्ति मनुष्यत्वं च राजसाः ॥**

**तिर्यक्त्वं तामसा नित्यमित्येषा त्रिविधा गतिः॥४०॥**

સત્વગુણવાળાઓ દેવપણાને પામેછે, રજોગુણવાળાઓ મનુષ્યપણાને પામેછે અને તમોગુણવાળાઓ પશુપક્ષિપણાને પામેછે એ પ્રમાણે નિત્ય આ ત્રણ પ્રકારની ગતિ છે. ૪૦.

જન્માતરમાં સાત્વિક પ્રાણી દેવપણાને, રાજસપ્રાણી મનુષ્યપણાને અને તામસ પ્રાણી પશુપક્ષીપણાને પામેછે. બીજીરીતે વર્તમાન જન્મમા સાત્વિકપ્રાણી દેવતુલ્ય અર્થાત્ ઉત્તમકક્ષામાં, રાજસપ્રાણી મનુષ્યતુલ્ય અર્થાત્ મધ્યમકક્ષામાં અને તામસ પ્રાણી પશુપક્ષીતુલ્ય અર્થાત્ હીન કક્ષામા ગણાયછે.

ઉપરના શ્લોકમાં વર્ણવેલી ત્રણ પ્રકારની ગતિઓમાંની પ્રત્યેક ગતિના ત્રણ ત્રણ પ્રકાર જણાવેછે—

**त्रिविधा त्रिविधैषा तु विज्ञेया गौणिकी गतिः ॥**

**अधमा मध्यमाऽग्र्या च कर्मविद्याविशेषतः ॥४१॥**

એ ત્રણ પ્રકારની ગતિ કે જે, ગુણરૂપ કારણથી થાયછે તે કર્મના તથા વિદ્યાના ભેદથી અધમ, મધ્યમ અને ઉત્તમ એમ ત્રણ ત્રણ પ્રકારની જાણવી. ૪૧.

ઉત્તમ, મધ્યમ અને હીન એ ત્રણ ગતિઓ કે જે અનુક્રમે સત્વગુણ, રજોગુણ અને તમોગુણથી થાયછે તે એક એક ગતિ પણ પોતાનાં ઉત્પાદક કર્મ તથા વિદ્યા એટલે જ્ઞાન અર્થાત્ સમજણના ભેદને લીધે સારી, સાધારણ અને માઠી એમ ત્રણત્રણ પ્રકારની થાયછે

ઉપરથી ઉતરવાના નહિ પણ નીચેથી ચડવાના ક્રમને અનુસરીને પ્રથમ તમાગુણથી થતી હીન ગતિનો અધમ પ્રકાર દેખાડેછે—

स्थावराः कृमिकीटाश्च मत्स्याः सर्पाः सकच्छपाः ॥
पशवश्च मृगाश्चैव जघन्या तामसी गतिः ॥ ४२ ॥

વૃક્ષાદિક કૃમિ અને કીટ, મત્સ્યો સર્પો, કાચબાઓ પશુઓ અને મૃગો એઓ તમો ગુણથી થતી હીનગતિમા પણ અધમ પ્રકારની ગતિ છે ૪૨.

બહુ નાહાના જે કૃમિ તથા તેથી જરા મોહાટા તે કીટ અર્થાત્ કીડા જાણવાછે તમોગુણથી થતી હીન ગતિઓમા પણ આ ગતિ વિશેષ હીન ગણાયછે

તમોગુણથી થતી ગતિનો મધ્યમ પ્રકાર દેખાડેછે—

हस्तिनश्च तुरङ्गाश्च शूद्रा म्लेच्छाश्च गर्हिताः ॥
सिंहा व्याघ्रा वराहाश्च मध्यमा तामसी गतिः ॥४३॥

હાથી, ઘોડા, શુદ્ર મ્લેચ્છો નિંદિત અન્ય જાતિઓ સિંહો વ્યાઘ્રો અને વરાહો એઓ તમો ગુણથી થતી હીનગતિઓમા મધ્યમ ગતિવાળાઓ છે ૪૩

તમોગુણથી થતા અવતારોમા આ અવતારો મધ્યમ પ્રકારના ગણાયછે

તમોગુણથી થતી ગતિનો ઉત્તમ પ્રકાર દેખાડેછે—

चारणाश्च सुपर्णाश्च पुरुषाश्चैव दाम्भिकाः ॥
रक्षांसि च पिशाचाश्च तामसीषूत्तमा गतिः ॥४४॥

ચારણો સુપર્ણો દાંભિક પુરૂષો રાક્ષસો અને પિશાચો એઓ તામસીગતિઓમા ઉત્તમ અવતારવાળા છે ૪૪

તમોગુણથી થતા અવતારો જે હીન ગણાયછે તેઓમા આ અવતારો ઉંચા પ્રકારના ગણાયછે સુપર્ણ એટલે ઉંચા જાતના પક્ષીઓ સમજવા

રજોગુણથી થતી ગતિનો હીન પ્રકાર દેખાડેછે—

झल्ला मल्ला नटाश्चैव पुरुषाः शस्त्रवृत्तयः ॥
द्यूतपानप्रसक्ताश्च जघन्या राजसी गतिः ॥४५॥

. ઝલ, મલ્લ, નટ, શસ્ત્રપર આજીવિકા ચલાવનારા લોકો. જુગારીઓ અને મદ્યપાન કરનારાઓ, એઓ રજોગુણથી થતી ગતિમા પણ હીનપ્રકાર ની ગતિવાળાઓ છે. ૪૫.

લાકડીઓવડે બીજાને પ્રહાર કરનારા ઝલ્લ કહેવાયછે અને બાહુયુદ્ધ કરનારાઓ મલ્લ કહેવાયછે દશમા અધ્યાયના ૨૨ મા શ્લોકમા ઝલ્લ અને મલ્લ જાતિની ઉત્પત્તિ કહેવામા આવી છે

રજોગુણથી થતી ગતિનો મધ્યમ પ્રકાર દેખાડેછે—

राजानः क्षत्रियाश्चैव राज्ञां चैव पुरोहिताः

वादयुद्धप्रधानाश्च मध्यमा राजसी गतिः ॥ ४६ ॥

રાજાઓ, ક્ષત્રિયો, રાજાઓના પુરોહિતો અને વાદપ્રધાન પુરૂષો તથા યુદ્ધપ્રધાન પુરૂષો એઓનો અવતાર રજોગુણથી થતા અવતારોમાં મધ્યમ પ્રકારનો ગણાયછે. ૪૬

વિધિપૂર્વક રાજ્યાભિષેકને પામેલા રાજાઓ, ક્ષત્રિયો, રાજાના પુરોહિતો, વાદપ્રધાન પુરૂષો એટલે વગરકારણે પણ શાસ્ત્રાર્થનો ક્લેશ ચાલુ રાખવામા પોતાની મહત્તા માનનારાઓ તથા વગરકારણે પણ યુદ્ધ કરવાની ઇચ્છા રાખનારાઓ એ સઘળાઓની ગતિ રજોગુણથી થતી ગતિઓમા મધ્યમ પ્રકારની ગણાયછે.

રજોગુણથી થતી ગતિનો ઉત્તમ પ્રકાર દેખાડેછે—

गन्धर्वा गुह्यका यक्षा विबुधानुचराश्च ये ॥

तथैवाप्सरसः सर्वा राजसीषूत्तमा गतिः ॥ ४७ ॥

ગંધર્વો, ગુહ્યકો, યક્ષો, દેવોના અનુચરો અને અપ્સરાઓ આ સઘળા અવતારો રાજસ અવતારોમા ઉત્તમ પ્રકારના ગણાયછે. ૪૭.

દેવજાતિમાં ગાવાબજાવવાવાળાઓ ગંધર્વ કહેવાયછે, બાળકવગેરેની હિંસા કરનારા અને છળકપટવાળાઓ ગુહ્યક કહેવાયછે અને ધનની રક્ષા કરનારાઓ યક્ષ કહેવાયછે, વિદ્યાધર વગેરેનો દેવોના અનુચરોમા સમાવેશ થાયછે.

સત્વગુણથી થતી ગતિઓમાં પહેલી ગતિ દેખાડેછે—

तापसा यतयो विप्रा ये च वैमानिका गणाः ॥

नक्षत्राणि च दैत्याश्च प्रथमा सात्विकी गतिः॥४८॥

તપસ્વીઓ, યતિઓ, બ્રાહ્મણો, વિમાનમાં બેસીને ફરનાર ગણો, નક્ષત્રો, અને દૈત્યો એઓની ગતિ સાત્વિક ગતિઓમાં પહેલી ગતિ ગણાયછે. ૪૮

તપસ્વીઓ એટલે અહીં વાનપ્રસ્થો સમજવા અને દૈત્યો તે બલિવગેરે સત્વગુણી દૈત્યો સમજવા

સત્વગુણથી થતી બીજા પ્રકારની ગતિ કહેછે—

**यज्वान ऋषयो देवा वेदा ज्योतींषि वत्सराः ॥**
**पितरश्चैव साध्याश्च द्वितीया सात्विकी गतिः॥४९॥**

યજ્ઞ કરનારાઓ, ઋષિઓ, દેવો, વેદો, ધ્રુવવગેરે સંવત્સરો, પિતૃઓ અને સાધ્યો એઓની ગતિ સાત્વિક ગતિઓમાં બીજી ગણાયછે. ૪૯.

સ્વર્ગવગેરે ફળની ઇચ્છાથી યજ્ઞ કરનારાઓ, જ્ઞાની ઋષિઓ, દેવો, ધ્રુવવગેરે તથા ચંદ્રસૂર્યવગેરે તેજોમય દેવો, સંવત્સરોની અધિષ્ઠાત્રી દેવતાઓ, સોમપવગેરે પિતૃઓ અને સાધ્ય દેવો એઓની સાત્વિક ગતિ બીજા પ્રકારની ગણાયછે એટલે પહેલા પ્રકારની ગતિ કરતાં ઉચ્ચપ્રકારની છે વેદોની ગતિ સાત્વિક ગતિઓમાં બીજા પ્રકારની છે એટલે વેદના અભ્યાસી પુરૂષો આવી બીજા પ્રકારની સાત્વિક ગતિને પામેછે

સત્વગુણથી થતી ઉત્તમ પ્રકારની ગતિ દેખાડેછે—

**ब्रह्मा विश्वसृजो धर्मो महानव्यक्तमेव च ॥**
**उत्तमां सात्विकीमेतां गतिमाहुर्मनीषिणः ॥ ५० ॥**

બ્રહ્મા, પ્રજાપતિઓ, ધર્મ, મહત્તત્વ અને અવ્યક્ત એઓની સાત્વિકી ગતિને વિદ્વાનો ઉત્તમ કહેછે ૫૦

મહત્તત્વ અને અવ્યક્ત એટલે અહંકાર એઓની અધિષ્ઠાત્રી દેવતાઓ સમજવી

ઉપર કહેલા પ્રકરણનો ઉપસંહાર કરેછે—

**एष सर्वः समुद्दिष्टस्त्रिःप्रकारस्य कर्मणः ॥**
**त्रिविधस्त्रिविधः कृत्स्नः संसारः परिकीर्त्तितः॥५१॥**

ત્રણ પ્રકારના કર્મોથી થતો ત્રણ ત્રણ પ્રકારનો સંસાર કે જે સર્વ પ્રાણીઓમાં વ્યાપક છે તે સઘળો કહ્યો ૫૧

સંસાર એટલે સસારમાં થતી ગતિઓ કહી કાયિક, વાચિક અને માનસિક એ ત્રણ પ્રકારના કર્મથી સત્વગુણ, રજોગુણ અને તમોગુણના ભેદને લીધે ત્રણ પ્રકારનો તથા પ્રથમ, મધ્યમ અને ઉત્તમ એવા ભેદને લીધે તે એક એક પ્રકાર પણ ત્રણ ત્રણ પ્રકારનો થાયછે તે કહ્યો જેઓના નામ નથી આપ્યા એવી સમગ્ર ગતિઓ પણ આમાંના તે તે ગતિના યોગ્યપ્રકારમા આવી જાયછે એમ સમજવું

સંસારમાં દુર્ગતિને પામવાના હેતુઓ જણાવેછે—

**इन्द्रियाणां प्रसङ्गेन धर्मस्यासेवनेन च ॥**
**पापान्संयान्ति संसारानविद्वांसो नराधमाः ॥५२॥**

મૂઢ અધમ પુરૂષો ઇંદ્રિયોના વિષયોમા આસક્તિને લીધે અને ધર્મનું આચરણ નહિ કરવાને લીધે નિંદિત અવતારોને પામેછે. ૫૨.

નિંદિત અવતારોરૂપ દુર્ગતિઓના હેતુરૂપે ધર્માચરણનો અભાવ તથા વિષયપ્રસંગ છે

જીવાત્મા જેવાં જેવાં કર્મોથી જેવી જેવી ગતિ પામેછે તે સાંભળવાના ઋષિઓને ઉન્મુખ કરેછે—

**यां यां योनिं तु जीवोऽयं येन येनेह कर्मणा ॥**
**क्रमशो याति लोकेऽस्मिंस्तत्तत्सर्वं निवोधत ॥५३॥**

આ જીવ આ જગતમાં જે જે કર્મથી જે જે અવતારમાં જાયછે તે તે સઘળું ક્રમપ્રમાણે શ્રવણ કરો. ૫૩.

જે જે પાપકર્મ કરવાથી જીવાત્માને જેવા જેવા અવતારો લેવા પડેછે તેને પાપકર્મથી થતા તેવા અવતારો હવેપછી જણાવવામા આવેછે.

પાપના ફળરૂપ આ સંસારમાં થતા અવતારો કહેવાના છે એટલે સંસારમાં તેવા અવતારો લેવાની યોગ્યતા પ્રાપ્ત થયા પહેલાં નરકદુઃખ ભોગવવાં પડેછે તે આરંભમાંજ જણાવેછે—

**बहून्वर्षगणान्घोरान्नरकान्प्राप्य तत्क्षयात् ॥**
**संसारान्प्रतिपद्यन्ते महापातकिनस्त्विमान् ॥५४॥**

મહાપાપી લોકો ઘણા વર્ષોપર્યંત મહા ભયંકર નરકોમાં રહી તે પાપોનો ભોગદ્વારા ક્ષય કરીને હવે કહેવામા આવેછે તેના અવતારોને પામેછે. ૫૪.

ભયંકર નરકોમા દુઃખ ભોગવી તે પાપોનો ક્ષય થતા આવે ત્યારે અવશિષ્ટ રહેલા દુષ્કૃતથી તે પ્રાણી એમ આ લોકમાં નિંદિત અવતારોને પામેછે.

બ્રહ્મહત્યા કરનારના અવતારોવિષે કહેછે—

श्वसूकरखरोष्ट्राणां गोजाविमृगपक्षिणाम् ॥
चण्डालपुक्कसानां च ब्रह्महा योनिमृच्छति ॥५५॥

બ્રહ્મહત્યા કરનાર મનુષ્ય શ્વાનની સૂકરની, ગધેડાની, ઉંટની, બળદની, બકરાંની, ઘેટાની, મૃગની, પક્ષિની, ચંડાળની અને પુક્કસની જાતિમાં અવતરેછે ૫૫.

નરકદુઃખ ભોગવ્યાપછી અવશેષ રહેલ પાપ વિશેષ હોય તો સઘળા અવતારો લેવા પડેછે અને અલ્પ રહેલ પાપ અલ્પ હોય તો તેના પ્રમાણમા થોડા અવતારો લેવા પડેછે. તેમા પણ આરંભમા નિંદિત અવતારો લેવા પડેછે અને જેમ જેમ પાપનું બળ ઘટતુ જાયછે તેમતેમ તેનાથી ચડિયાતા અવતારો પ્રાપ્ત થાયછે નિષાદ પુરુષથી શૂદ્રાસ્ત્રીમા જન્મેલ જાતિ પુક્કસ કહેવાયછે

સુરાપાન કરનાર બ્રાહ્મણને લેવા પડતા નિંદિત અવતારો દેખાડેછે—

कृमिकीटपतङ्गानां विड्भुजां चैव पक्षिणाम् ॥
हिंस्राणां चैव सत्वानां सुरापो ब्राह्मणो व्रजेत् ॥५६॥

જે બ્રાહ્મણ સુરાપાન કરનાર હોય તે કૃમિ, કીટ, પતંગ, વિષ્ઠાનુ ભક્ષણ કરનારા પક્ષીઓ અને હિંસક પ્રાણીઓની જાતિમા અવતરેછે. ૫૬.

કાગડાઓવગેરે વિષ્ઠાનુ ભક્ષણ કરનારા પક્ષીઓ છે અને વીંછી, સર્પ, વાઘવગેરે હિંસક પ્રાણીઓ છે.

સુવર્ણની ચોરી કરનાર બ્રાહ્મણને લેવાના નિંદિત અવતારો જણાવેછે—

लूताहिसरटानां च तिरश्चाम्बुचारिणाम् ॥
हिंस्राणां च पिशाचानां स्तेनो विप्रः सहस्रशः ॥५७॥

સુવર્ણની ચોરી કરનારો બ્રાહ્મણ કરોળિયાના, સર્પના, કાંકીડાના, પક્ષીઓના, જળચર પ્રાણીઓના, હિંસક પ્રાણીઓના અને પિશાચોના અવતારને હજારોવાર પામેછે. ૫૭.

બ્રાહ્મણના સુવર્ણની ચોરી કરનાર મહાપાપી ગણાયછે અને આ પ્રકરણ મહાપાપીઓમાટેનુંજ છે. જો મહાપાપી બ્રાહ્મણની આ દશા થાયછે તો પછી તેવું મહાપાપ કરનાર અન્યવર્ણની તેનાકરતાં પણ અધમ દશા થાય તેમાં આશ્ચર્ય શું.

ગુરુસ્ત્રીગામીમાટેના અવતારો કહેછે—

**तृणगुल्मलतानां च क्रव्यादां दंष्ट्रिणामपि ॥**
**क्रूरकर्मकृतां चैव शतशो गुरुतल्पगः ॥ ५८ ॥**

ગુરુપત્નીનું ગમન કરનાર પુરુષ તૃણ, ગુલ્મ, લતા, માંસાહારીપ્રાણીઓ, દાઢવાળાં પ્રાણીઓ તથા ક્રૂર કર્મ કરનારાં પ્રાણીઓના અવતારોને સેંકડો વખત પામેછે. ૫૮.

માંસાહારીપ્રાણીઓ ગીધવગેરે, દાઢવાળાપ્રાણીઓ સિંહવગેરે અને ક્રૂરકર્મ કરનારાં પ્રાણીઓ નિરંતર અન્ય પ્રાણીઓનો વધ કરવામાજ આસક્ત વ્યાઘ્રવગેરે સમજવાં

હિંસકવગેરેને લેવા પડતા અવતારોવિષે કહેછે—

**हिंस्रा भवन्ति क्रव्यादाः कृमयोऽभक्ष्यभक्षिणः ॥**
**परस्परादिनः स्तेना प्रेतान्त्यस्त्रीनिषेविणः ॥ ५९ ॥**

હિંસક હોય તે કાચા માંસને ખાનારા પ્રાણીઓના, અભક્ષ્યભક્ષણ કરનાર હોય તે કૃમિઓના, ચોરી કરનાર હોય તે એક બીજાને ખાઇ જનાર મત્સ્યો વગેરેના અને ચંડાળવગેરેની સ્ત્રીનું ગમન કરનાર હોય તે પ્રેતના અવતારને પામેછે. ૫૯.

अन्त्यस्त्रीने બદલે अन्यस्त्री એવો પણ પાઠ છે અને તેનો અર્થ પરસ્ત્રીનું સેવન કરનાર પ્રેતના અવતારને પામેછે એમ થાયછે પ્રેતા. અને अन्त्या० એમ બંને પદોની સંધિ થઇ શકતી નથી તોપણ આર્ષ પ્રયોગની રીતે ત્યાં સંધિ કરી દઇ प्रेतान्त्यस्त्री० એમ કરવામાં આવ્યું છે, કારણકે સ્મૃતિઓ પણ શ્રુતિતુલ્ય છે.

પતિતોનો સંયોગ, પરસ્ત્રીનું ગમન અને બ્રાહ્મણના ધનનું હરણ એઓનું ફળ કહેછે—

**संयोगं पतितैर्गत्वा परस्यैव च योषितम् ॥**

**अपहृत्य च विप्रस्वं भवति ब्रह्मराक्षसः ॥ ६० ॥**

પતિત લોકોનો સંસર્ગ કરવાથી, પરસ્ત્રીનું ગમન કરવાથી અને બ્રાહ્મણનું ધન ચોરવાથી મનુષ્ય બ્રહ્મરાક્ષસના અવતારને પામેછે. ૬૦.

જેટલા સમયસુધી પતિત લોકોનો સંગ કરવાથી મનુષ્ય પતિતપણાને પામેછે તેટલા સમયસુધી જે મનુષ્ય બ્રહ્મહત્યા કરનારવગેરે ચાર મહાપાપી લોકોનો સંસર્ગ કરે તે બ્રહ્મરાક્ષસ થાયછે. એવીજરીતે પરસ્ત્રીનો સંયોગ કરવાથી અને બ્રાહ્મણના ધનનું હરણ કરવાથી પણ બ્રહ્મરાક્ષસનો અવતાર લેવો પડેછે.

મણિમુક્તા વગેરેની ચોરી કરનારમાટેનો અવતાર દેખાડેછે—

**मणिमुक्ताप्रवालानि हृत्वा लोभेन मानवः ॥**

**विविधानि च रत्नानि जायते हेमकर्तृषु ॥ ६१ ॥**

જે મનુષ્ય લોભથી મણિ, મોતી પ્રવાલ અને અનેક પ્રકારના રત્નોની ચોરી કરેછે તે હેમકર્તૃ નામના પક્ષીના અવતારને પામેછે. ૬૧.

હેમકર્તૃનો અર્થ સુવર્ણકાર નામની મનુષ્યજાતિ થાયછે પરંતુ અહીં પૂર્વાપર સંબંધ જોતાં કાંઇ મનુષ્યજાતિ નહિ પણ નિંદિત એવી મનુષ્યેતરજાતિનો નિર્દેશ છે

ધાન્યવગેરેની ચોરી કરનારને ભોગવવા પડતા અવતારોવિષે કહેછે—

**धान्यं हृत्वा भवत्याखुः कांस्यं हंसो जलं प्लवः ॥**

**मधु दंशः पयः काको रसं श्वा नकुलो घृतम्॥६२॥**

ધાન્યની ચોરી કરનાર ઉંદરના અવતારને પામેછે એવીજ રીતે કાંસાની ચોરી કરનાર હંસ, જળની ચોરી કરનાર પ્લવપક્ષી, મધની ચોરી કરનાર દંશ, દૂધની ચોરી કરનાર કાગડો, રસની ચોરી કરનાર કૂતરો અને ઘીની ચોરી કરનાર નોળિયો થાયછે. ૬૨.

પ્લવપક્ષી એટલે જલકુકડી સમજવી અને બળદવગેરેને હેરાન કરનારી ડાંસ નામની માંખીઓની જાત એ દંશ કહેવાયછે.

માંસવગેરેની ચોરી કરનારને લેવા પડતા અવતારો જણાવેછે-

मांसं गृध्रो वपां मद्गुस्तैलं तैलपकः खगः ॥
चीरीवाकस्तु लवणं बलाकाशकुनिर्दधि ॥ ६३ ॥

માંસની ચોરી કરનાર ગૃધ્રપક્ષી થાયછે, વપાને ચોરનાર મદ્ગુ નામનો બગલો થાયછે, તેલની ચોરી કરનાર તૈલપાયિક નામનો પક્ષી થાયછે, લવણની ચોરી કરનાર ચીરીવાક નામનો કીડો થાયછે અને દહીંની ચોરી કરનાર મનુષ્ય બગલીના અવતારને પામેછે

ચીરીવાકનામના કીડાને તમરાં કહેવામાં આવેછે

રેશમવગેરેની ચોરી કરનારાઓને પ્રાપ્ત થતા અવતારો વિષે કહેછે—

कौशेयं तित्तिरिर्हृत्वा क्षौमं हृत्वा तु दर्दुरः ॥
कार्पासतान्तवं क्रौञ्चो गोधा गां वाग्गुदो गुडम् ।६४।

જે મનુષ્ય રેશમની ચોરી કરે તે તિત્તિરિ પક્ષી થાયછે, ક્ષૌમવસ્ત્રની ચોરી કરનાર દેડકાના અવતારને પામેછે, કપાસના વસ્ત્રની ચોરી કરનાર ક્રૌંચપક્ષી થાયછે, ગાયની ચોરી કરનારને ઘોનો અવતાર આવેછે અને ગોળની ચોરી કરનાર વાગ્ગુદ નામનું રાત્રિમાં ફરનાર પક્ષી થાયછે. ૬૪.

ક્ષુમા એટલે અળશીના છોડવાના તંતુઓમાથી બનાવેલું વસ્ત્ર તે ક્ષૌમ વસ્ત્ર કહેવાયછે

સુગંધી પદાર્થવગેરેની ચોરી કરનારાઓને પ્રાપ્ત થતા અવતારો જણાવેછે—

छुच्छुन्दरिः शुभान्गन्धान्पत्रशाकं तु बर्हिणः ॥
श्वाविक्कृतान्नं विविधमकृतान्नं तु शल्यकः ॥६५॥

સુગંધી પદાર્થોને ચોરનાર છછુંદર થાયછે, પાન તથા શાકની ચોરી કરનાર મયૂરનો અવતાર પામેછે, અનેક પ્રકારનાં રાંધેલાં ધાન્યને ચોરનાર શેઢાપ્રાના અવતારને પામેછે અને કાચા અન્નની ચોરી કરનાર શેળાનો અવતાર પામેછે. ૬૫

કસ્તૂરી વગેરે સુગંધી પદાર્થો, તાંબૂલવગેરે પાન, શાક, રાંધેલી ચીજો અને કાચાદાણા એઓની ચોરી કરનારાઓ છછુંદરવગેરેના અવતારોને પામેછે.

અગ્નિવગેરેનું હરણ કરનારમાટેના અવતારો કહેછે—

वको भवति हृत्वाग्निं गृहकारी ह्युपस्करम् ॥
रक्तानि हृत्वा वासांसि जायते जीवजीवकः ॥६६॥

અગ્નિની ચોરી કરીને મનુષ્ય બગલો, ઘરની ઉપયોગી ચીજોની ચોરી કરીને ભમરી તથા રંગેલાં વસ્ત્રોની ચોરી કરીને ચકોર પક્ષી થાયછે. ૬૬.

સુપડું સાંબેલું વગેરે ઘરની ઉપયોગી ચીજો ગણાયછે.

મૃગવગેરેની ચોરી કરનારને પ્રાપ્ત થતા અવતારો કહેછે—

वृको मृगेभं व्याघ्रोऽश्वं फलमूलं तु मर्कटः ॥
स्त्रीमृक्षः स्तोकको वारि यानान्युष्ट्रः पशूनजः॥६७॥

મૃગ અને હાથીની ચોરી કરનાર વરૂ થાયછે, અશ્વની ચોરી કરનાર વાઘ થાયછે, ફળની તથા મૂળની ચોરી કરનાર વાનર થાયછે, સ્ત્રીની ચોરી કરનાર રીંછ થાયછે, જળની ચોરી કરનાર બપૈયો થાયછે, વાહનની ચોરી કરનાર ઉંટ થાયછે અને બીજા પશુઓની ચોરી કરનાર બકરો થાયછે. ૬૭.

બાસઠમા શ્લોકમા જળની ચોરી કહીછે તે પીવાના જળની સમજવી અને અહીં ક્ષેત્રમાંના ધાન્ય તથા વૃક્ષવગેરેને પાવાના જળની ચોરી સમજવી.

સામાન્ય રીતે પરદ્રવ્યના અપહરણનું પરિણામ કહેછે—

यद्वा तद्वा परद्रव्यमपहृत्य बलान्नरः ॥
अवश्यं याति तिर्यक्त्वं जग्ध्वा चैवाहुतं हविः ॥६८॥

જે પુરૂષ બલાત્કારથી જે કાંઇ અન્યનું દ્રવ્ય ચોરેછે તે તથા નહિ હોમેલા હવિષ્નું ભક્ષણ કરેછે તે અવશ્ય પશુપણાને કે પક્ષિપણાને પામેછે ૬૮.

હોમવામાટે તૈયાર કરેલ પુરોડાશ, ચરૂવગેરે હવિષ કહેવાયછે.

ઉપર જણાવેલાં પાપો કરનારી સ્ત્રીઓને માટે કહેછે—

स्त्रियोऽप्येतेन कल्पेन हृत्वा दोषमवाप्नुयुः ॥
एतेषामेव जन्तूनां भार्यात्वमुपयान्ति ताः ॥ ६९ ॥

સ્ત્રીઓ પણ ઉપર કહ્યાપ્રમાણે ચોરી કરે તો તે દોષને પામેછે અને તે સ્ત્રીઓ ઉપર કહેલાં તે તે જંતુઓની ભાર્યાના અવતારને પ ગેછે. ૬૯.

ઉક્ત પ્રકરણમાં જણાવેલા નિંદિત અવતારો તથા તેમાં થતાં દુઃસહ દુઃખોથી દૂર રહેવામાટે પ્રત્યક મનુષ્યે તે તે પ્રકારનાં પાપથી પોતે દૂર રહેવું જોઇએ

નિષિદ્ધ આચરણોથી થતાં ફળો કહીને હવે શાસ્ત્રવિહિત કર્મો નહિ કરવાને લીધે થતાં ફળો કહેછે—

**स्वेभ्यः स्वेभ्यस्तु कर्मभ्यश्च्युता वर्णा अनापदि ॥**
**पापान्संसृत्य संसारान्प्रेष्यतां यान्ति शत्रुषु ॥७०॥**

આપત્તિવગર પોતપોતાના વિહિત કર્મોથી ભ્રષ્ટ થનાર બ્રાહ્મણવગેરે વર્ણો નિંદિત જાતિઓમા અવતરીને શત્રુઓનુ દાસપણુ ભોગવેછે ૭૦

शत्रुषु ને બદલે दस्युषु એવોપણ પાઠ છે અને તેનો અર્થ ચોરવગેરે ઘાતકી લોકોમા દાસપણાને પામેછે એમ થાયછે

પોતપોતાના ધર્મકર્મથી ભ્રષ્ટ થયેલા બ્રાહ્મણની તથા ક્ષત્રિયની જન્માંતરમાં થતી દુર્દશા દેખાડેછે—

**वान्ताश्युल्कामुखः प्रेतो विप्रो धर्मात्स्वकाच्च्युतः ॥**
**अमेध्यकुणपाशी च क्षत्रियः कटपूतनः ॥ ७१ ॥**

સ્વધર્મથી ભ્રષ્ટ થયેલો બ્રાહ્મણ વમન કરેલા પદાર્થોનુ ભક્ષણ કરનાર ઉલ્કામુખ નામનો પ્રેત થાયછે તથા સ્વધર્મથી ભ્રષ્ટ થયેલો ક્ષત્રિય વિષ્ટાનું તથા શબનું ભક્ષણ કરનાર કટપૂતન નામનો પ્રેત થાયછે. ૭૧

જેના મુખમાંથી જ્વાળાઓ નિકળતી હોય એવો પ્રેત ઉલ્કામુખ કહેવાય અને દુર્ગંધયુક્ત નાસિકાવાળો પ્રેત કટપૂતન કહેવાયછે. સ્મશાનભૂમિનું સેવન કર ર એવો અદૃશ્ય ભૂતવિશેષ પ્રેત કહેવાયછે

પોતપોતાના ધર્મકર્મથી ભ્રષ્ટ થયેલા વૈશ્યની અને શૂદ્રની જન્માંતરમાં થતી દુર્ગતિ દેખાડેછે—

**मैत्राक्षज्योतिकः प्रेतो वैश्यो भवति पूयभुक् ॥**
**चैलाशकश्च भवति शूद्रो धर्मात्स्वकाच्च्युतः॥७२॥**

સ્વધર્મથી ભ્રષ્ટ થયેલો વૈશ્ય પરનું ભક્ષણ કરનાર મૈત્રાક્ષજ્યોતિક નામનો પ્રેત થાયછે અને સ્વધર્મથી ભ્રષ્ટ થયેલો શુદ્ર ચૈલાશક નામનો પ્રેત થાયછે. ૭૨.

મહાદ્વારમાંથી દુર્ગંધ પદાર્થનું ભક્ષણ કરનાર અથવા પુવડ સરખી પ્રેતની જાતિ મૈત્રાક્ષજ્યોતિક અને મેલા વસ્ત્રમાંની જુઓનું ભક્ષણ કરનાર પ્રેતની જાતિ ચૈલાશક કહેવાયછે.

વિષયસેવનથી થતું બંધન જણાવેછે—

**यथायथा निषेवन्ते विषयान्विषयात्मकाः ॥**
**तथा तथा कुशलता तेषां तेषूपजायते ॥ ७३ ॥**

વિષયભિલાષી પુરુષો જેમ જેમ વિષયોનું સેવન કરતા રહેછે તેમ તેમ વિષયોમાં તેઓની કુશલતા થતી જાયછે ૭૩.

કુશલતા થતી જાયછે એટલે તેઓના વિષયાભિલાષના સંસ્કારો દૃઢ થતા જાયછે અને તેઓ તેમાં વધારે વધારે બદ્ધવૃત્તિ થતા જાયછે, તેથી વૃદ્ધાવસ્થામાં પણ તેઓની વિષયલાલસા મટતી નથી

વિષયલાલસાનું જન્માંતરમાં પણ થતું ફળ જણાવેછે—

**तेऽभ्यासात्कर्मणां तेषां पापानामल्पबुद्धयः ॥**
**संप्राप्नुवन्ति दुःखानि तासु तास्विह योनिषु ॥७४॥**

અલ્પબુદ્ધિવાળા તે પુરુષો તે પાપકર્મોના ચાલુ સેવનથી આ સંસારમાં તે તે અવતારો લઇને દુખોને ભોગવ્યા કરેછે ૭૪

વિષયલાલસાને લીધે સ્વધર્મસેવન છુટી જાયછે અને તેથી તે તે પાપકર્મોનું સેવન ચાલુ રહેતાં જન્માંતરમાં પણ નિંદિત જાતિઓમાં જન્મ લઇને દુખો ભોગવવા પડેછે

મરણપછી ભોગવવાં પડતાં પાપકર્મનાં વિશેષ પરિણામો દેખાડેછે—

**तामिस्रादिषु चोग्रेषु नरकेषु विवर्त्तनम् ॥**
**असिपत्रवनादीनि बन्धनच्छेदनानि च ॥ ७५ ॥**
**विविधाश्चैव संपीडाः काकोलूकैश्च भक्षणम् ॥**
**करम्भवालुकातापान्कुम्भीपाकांश्च दारुणान् ॥७६॥**

संभवांश्च वियोनीषु दुःखप्रायासु नित्यशः ॥
शीतातपाभिघातांश्च विविधानि भयानि च ॥७७॥
असकृद्गर्भवासेषु वासं जन्म च दारुणम् ॥
बन्धनानि च काष्टानि परप्रेष्यत्वमेव च ॥ ७८ ॥
बन्धुप्रियवियोगांश्च संवासं चैव दुर्जनैः ॥
द्रव्यार्जनं च नाशं च मित्रामित्रस्य चार्जनम् ।७९।
जरां चैवाप्रतीकारां व्याधिभिश्चोपपीडनम् ॥
क्लेशांश्च विविधांस्तांस्तान्मृत्युमेव च दुर्जयम् ।८०।

વિષયાસક્ત મનુષ્યો તામિસ્રવગેરે મહાભયંકર નરકોમાંનાં કષ્ટોને, અસિપત્રવનવગેરે નરકોમાં બંધનને તથા છેદનને, વિવિધપીડાઓને, કાગડા તથા ઘુવડાથી થતા ભક્ષણને, તપેલ કાષ્ઠ અને તપેલ વેળુના તાપોને, દારણ કુંભીપાક નરકના દુઃખોને, નિત્ય ઘણાં દુઃખોવાળી પશુપક્ષીની જાતિઓમાં અવતારોને, ટાઢ, તડકો, પ્રહાર તથા વિવિધ ભયોને, વારંવાર ગર્ભવાસને, જન્મની વખતે થતાં દારણ દુઃખને, ખાસે બંધન પામવાનાં દુઃખને, બીજાનું દાસપણું ભોગવવાના દુઃખને, બાંધવોના અને પ્રિયજનોના વિયોગને, દુર્જનોની સાથે સહવાસને, દ્રવ્ય મેળવવામાં કષ્ટને, દ્રવ્યનાશના દુઃખને, મિત્રપ્રાપ્તિમાં કષ્ટને, શત્રુની પ્રાપ્તિને, જેનો ઉપાય ન થઇ શકે એવાં વૃદ્ધાવસ્થાના દુઃખને, વ્યાધિઓથી થતી પીડાઓને અને આવાંજ બીજા અનેક પ્રકારના ક્લેશોને અને છેવટ કોઇથી પણ નહિ જીતી શકાતા મૃત્યુને પામ્યા કરેછે. ૭૫, ૭૬, ૭૭, ૭૮, ૭૯, ૮૦.

દ્વેષ મોહ વગેરેનો ક્લેશોમાંજ સમાવેશ થાયછે.

કર્મનું ફળ ભોગવવાનો પ્રકાર ટુંકામાં દેખાડેછે—

यादृशेन तु भावेन यद्यत्कर्म निषेवते ॥
तादृशेन शरीरेण तत्तत्फलमुपाश्नुते ॥ ८१ ॥

પુરૂષ જેવા ભાવથી જે જે કર્મ કરેછે તેવા પ્રકારના શરીરથી તે તે કર્મનું ફળ ભોગવેછે. ૮૧.

જેવા પ્રકારના ભાવથી એટલે સાત્વિક ભાવથી, રાજસભાવથી કે તામસ ભાવથી જે જે કર્મ કરેછે તે તે કર્મનું ફળ સાત્વિક શરીરથી, રાજસ શરીરથી કે તામસ શરીરથી ભોગવેછે દેવયોનિના શરીરો સાત્વિક, મનુષ્યશરીર રાજસ અને પશુપક્ષીવગેરેનાં શરીરો તામસ ગણાયછે

કર્મોના ફળની પ્રાપ્તિના પ્રકરણનો ઉપસંહાર અને મોક્ષ-સાધનના પ્રકરણનો ઉપક્રમ કરેછે—

**एष सर्वः समुद्दिष्टः कर्मणां वः फलोदयः ॥**

**नैःश्रेयसकरं कर्म विप्रस्येदं निबोधत ॥ ८२ ॥**

એ પ્રમાણે કર્મોના ફળોની પ્રાપ્તિ આ સઘળી તમોને કહેવામાં આવી. હવે બ્રાહ્મણને માટે જે નૈશ્રેયસને કરનારૂ આ કર્મ છે તે સાંભળો ૮૩.

નૈશ્રેયસ એટલે મોક્ષ તેને કરનારૂં એટલે તેના સાધનરૂપ જે કર્મ છે તેનું શ્રવણ કરો.

મોક્ષના સાધનરૂપ કર્મો કહેછે—

**वेदाभ्यासस्तपो ज्ञानमिन्द्रियाणां च संयमः ॥**

**अहिंसा गुरुसेवा च निःश्रेयसकरं परम् ॥ ८३ ॥**

વેદાભ્યાસ, તપશ્ચર્યા, જ્ઞાન, ઇન્દ્રિયોનો સંયમ, અહિંસા અને ગુરુસેવા એઓ કલ્યાણનાં એટલે મોક્ષના ઉત્તમ સાધનો છે ૮૩

વેદાભ્યાસ એટલે ઉપનિષદ્ વગેરે વેદનો પાઠદ્વારા તથા અર્થવિચાર દ્વારા અભ્યાસ, કૃચ્છ્રવ્રતાદિરૂપ તપશ્ચર્યા જ્ઞાન-આત્મસ્વરૂપ જાણવામાટે વેદાર્થનું ખરૂ જ્ઞાન, ઇંદ્રિયોનો સંયમ, અહિંસા, અને ગુરૂની સેવા આ સઘળા મોક્ષ મેળવવામાટેના ઉત્તમ સાધનો ગણાયછે.

ઉપર જણાવેલાં સાધનોમાં પણ સર્વોત્તમ સાધન શું છે? એમ મુનિઓ ભૃગુમુનિને પૂછેછે—

**सर्वेषामपि चैतेषां शुभानामिह कर्मणाम् ॥**

**किञ्चिच्छ्रेयस्करतरं कर्मोक्तं पुरुषं प्रति ॥ ८४ ॥**

આ સઘળાં શ્રેષ્ઠ કર્મોમાં અહીં શ્રેષ્ઠ એવું કર્મ છે કે જે પુરુષનું અત્યંત કલ્યાણ કરી શકે! ૮૪

અત્યંત કલ્યાણ એટલે મોક્ષનું નજીકમાં નજીકનું સાધન કયું છે એવો પ્રશ્ન છે.

**મોક્ષનું નજીકમાં નજીકનું એટલે મુખ્ય સાધન દેખાડે છે—**

**सर्वेषामपि चैतेषामात्मज्ञानं परं स्मृतम् ॥**
**तद्ध्यग्र्यं सर्वविद्यानां प्राप्यते ह्यमृतं ततः ॥८५॥**

ઉપર કહેલા સર્વ સાધનોમાં આત્મજ્ઞાનને ઉત્તમ સાધન કહેલ છે કારણકે સર્વ વિદ્યાઓમાં તે પ્રધાન છે અને તેનાથી મોક્ષની પ્રાપ્તિ થાયછે ૮૫

આત્મજ્ઞાન બે પ્રકારનું છે તેમાં દેહ ઇંદ્રિય અને બુદ્ધિવગેરેથી વ્યતિરિક્ત કર્તૃત્વ ભોક્તૃત્વના આધારરૂપ અહંપ્રત્યયથી પ્રમેયતાને લીધે વિષય પ્રતીતિમાં અંતર્ગત ક્ષેત્રજ્ઞ ને વિજ્ઞાનવગેરે પર્યાયોવાળો જીવાત્મા શરીરના નાશમાં પણ નષ્ટ ન થતા કર્મોના ફળો કે જેઓ સ્થૂલદેહના નાશ પછી પણ રહેછે તેઓનો ભોક્તા છે એવું જ્ઞાન પહેલા પ્રકારનું આત્મજ્ઞાન છે અને સર્વ જગતના જન્માદિનું કારણ પરમાત્મા છે તે પરમાત્મા નિત્ય સત્ તથા એકતા અનાદિ અવિદ્યાવાસનાના કલ્પિત અધ્યાસથી વિવિધરૂપવાળો જણાયછે તેનું મનુષ્યાદિ સર્વપ્રાણીઓમાં એક દર્શન કે જે આત્મા વાઽરે દ્રષ્ટવ્ય શ્રોતવ્યો મન્તવ્યો નિદિધ્યાસિતવ્ય ઇત્યાદિ શ્રુતિઓએ પ્રદર્શિત છે તે બીજા પ્રકારનું આત્મજ્ઞાન છે પહેલા પ્રકારનું આત્મજ્ઞાન એટલે જીવાત્માનું જ્ઞાન કર્મકાંડમાં ઉપયોગી છે કેમકે દેહાદિવ્યતિરિક્ત આત્મા ન હોય તો આ દેહ પડી ગયા પછી આમુષ્મિક ફળનો ભોક્તા કોણ થાય ? તથા સ્વર્ગકામનાવાળા વેદવાક્યો પણ વ્યર્થ થઇ જાય અને તેમ થવાથી કર્મકાંડમાં કોઇ પ્રવર્તે નહિ માટે દેહવ્યતિરિક્ત આત્મા છે એમ જાણવું એ કર્મકાંડોપયોગી છે હવે પરમાત્માનું જ્ઞાન કે જે એક શુદ્ધ બુદ્ધ મુક્ત આનંદરૂપ નિત્ય અને અવિનશ્વર છે તે સર્વ વિદ્યાઓમાં અગ્રગણ્ય છે તથા તેથીજ નાશ પ્રાપ્ત થાય જેની પ્રાપ્તિપછી જન્મમરણાત્મક ગતિ ન થાય તે મોક્ષ કહેવાયછે પહેલા પ્રકારનું એટલે ક્ષેત્રજ્ઞનું જ્ઞાન કર્મોપયોગી થઇ પરંપરાથી મોક્ષનું કારણ થાયછે અને બીજા પ્રકારનું એટલે પર આત્મસ્વરૂપનું જ્ઞાન મોક્ષનું સાક્ષાત્ કારણ છે આવી રીતે વેદાંતમાં ઉપદિષ્ટ અને સમસ્ત દ્વૈતવિષય આત્મકલ્પિત છે અને એક આત્માજ સત્ય છે એવું જ્ઞાન એ બધીને આત્મજ્ઞાન છે

૮૩મા શ્લોકમાં કહેલાં છ કર્મો કલ્યાણ કરનારાં છે, એમ સામાન્ય રીતે કહ્યાપછી ઋષિઓના પૂછવાથી તે સર્વમાં આત્મ-

જ્ઞાન શ્રેષ્ઠ કહ્યું, પણ અંતઃકરણની શુદ્ધિવગર આત્મજ્ઞાન થતું નથી માટે જેનાથી અંતઃકરણની શુદ્ધિ થાય તેવા કર્મની પ્રશંસા કહેછે—

**षण्णामेषां तु सर्वेषां कर्मणां प्रेत्य चेह च ॥**
**श्रेयस्करतरं ज्ञेयं सर्वदा कर्म वैदिकम् ॥ ८६ ॥**

આ સઘળાં-છએ કર્મોમા વૈદિક કર્મ છે ને સર્વદા આ લોકમા તથા મરણપછી પણ અત્યંત કલ્યાણ કરનારૂં છે એમ જાણવું ૮૬.

વેદાભ્યાસવગેરેથી માંડ્યું થએલાં અને નિત્યકર્મોવગેરે વૈદિક કર્મો કે જે અંતઃકરણની શુદ્ધિદ્વારા આત્મજ્ઞાનના હેતુભૂત છે તે આ લોકમા અત્યંત કલ્યાણ કરનારાં છે એટલે જીવન્મુક્તિપર્યંતના શ્રેષ્ઠ સુખોને આપનારાં છે અને મરણપછી એટલે શરીર છૂટી ગયાપછી વિદેહમુક્તિ આપનારાં છે માટે વૈદિક કર્મજ શ્રેષ્ઠ છે ઉપરના શ્લોકમા જે પહેલા પ્રકારનું આત્મજ્ઞાન દેખાડેલું છે તે જ્ઞાન થવાથી અંતઃકરણની શુદ્ધિરૂપ મુખ્ય હેતુથી વૈદિક કર્મો થાયછે અને તેનાથી અંતઃકરણની શુદ્ધિ થતા अहं ब्रह्मास्मि એવા પ્રકારનું આત્મજ્ઞાન થાયછે.

હવે આત્મજ્ઞાન છે તેજ ઐહિક તથા પારલૌકિક કલ્યાણોનું સાધન છે એ વિષયને સ્પષ્ટ કરી બતાવેછે—

**वैदिके कर्मयोगे तु सर्वाण्येतान्यशेषतः ॥**
**अन्तर्भवन्ति क्रमशस्तस्मिंस्तस्मिन् क्रियाविधौ ॥८७॥**

ઉપર કહેલા કલ્યાણના સર્વ સાધનોનો વેદોક્ત કર્મયોગમા-તે તે ઉપાસનાના વિધિમા અનુક્રમથી સમગ્રપણે અંતર્ભાવ થાયછે ૮૭

પરમાત્માની ઉપાસનારૂપ વેદોક્ત કર્મયોગમા અથવા પરમાત્માના જ્ઞાનમાં વેદાભ્યાસવગેરે સાધનો અંગ રૂપથી અંતર્ભાવને પામેછે.

વૈદિકકર્મના બે પ્રકાર કહેછે—

**सुखाभ्युदयिकं चैव नैःश्रेयसिकमेव च ॥**
**प्रवृत्तं च निवृत्तं च द्विविधं कर्म वैदिकम् ॥८८॥**

સુખને તથા અભ્યુદયને આપનારૂં પ્રવૃત્ત કર્મ અને મોક્ષને આપ-નારૂં નિવૃત્ત કર્મ એમ વૈદિક કર્મ બે પ્રકારનું છે. ૮૮.

જ્યોતિષ્ટોમાદિક વૈદિક કર્મ સ્વર્ગાદિક સુખ આપનાર હોવાને લીધે સંસારમાં પ્રવૃત્તિ કરાવનારપણાથી પ્રવૃત્ત કર્મ કહેવાયછે અને નિષ્કામ કર્મ તથા આત્મજ્ઞાન એઓ મોક્ષ આપનાર હોવાને લીધે સંસારની નિવૃત્તિ કરનાર હોવાથી નિવૃત્ત કર્મ કહેવાયછે

**પ્રવૃત્ત તથા નિવૃત્તકર્મની વિશેષ સમજણ દેછે—**

**इह चामुत्र वा काम्यं प्रवृत्तं कर्म कीर्त्यते ॥**
**निष्कामं ज्ञानपूर्वं तु निवृत्तमुपदिश्यते ॥ ८९ ॥**

આ લોકના ફળની ઇચ્છાથી તથા પરલોકના ફળની ઇચ્છાથી કરવામા આવતું કર્મ પ્રવૃત્ત કહેવાયછે અને ફળની ઇચ્છાવગર જ્ઞાનપૂર્વક કરવામાં આવતુ કર્મ નિવૃત્ત કહેવાયછે ૮૯

આ લોકમાં વૃષ્ટિવગેરેની ઇચ્છાથી કારીરી ઇષ્ટિવગેરે કર્મો કરવામાં આવેછે તથા સ્વર્ગાદિ ફળમાટે જ્યોતિષ્ટોમવગેરે કરવામા આવેછે તે પ્રવૃત્ત કર્મ કહેવાયછે, કારણકે કામનાપૂર્વક કરેલ કર્મથી સંસારમા ફરવું પડેછે અને આ લોક તથા પરલોકસંબધી સર્વ ફળોની ઇચ્છાવગર કરવામા આવતું બ્રહ્મજ્ઞાનના અભ્યાસસહિત જે કર્મ છે તે સસારની નિવૃત્તિ કરેછે માટે નિવૃત્ત કર્મ કહેવાયછે

**પ્રવૃત્ત તથા નિવૃત્ત કર્મનું ફળ સ્પષ્ટરીતે દેખાડેછે—**

**प्रवृत्तं कर्म संसेव्य देवानामेति साम्यताम् ॥**
**निवृत्तं सेवमानस्तु भूतान्यत्येति पञ्च च ॥९०॥**

મનુષ્ય પ્રવૃત્તકર્મનું સેવન કરીને દેવોની સમાનતાને પામેછે અને નિવૃત્ત કર્મનું સેવન કરતો પુરુષ અવશ્ય પંચભૂતોનું ઉલ્લંઘન કરેછે. ૯૦

પંચભૂતોનું ઉલ્લંઘન કરેછે એટલે પંચભૂતોના સંબંધવાળા શરીરને નહિ પામતા મોક્ષનેજ પામેછે

**મોક્ષના સાધનભૂત આત્મજ્ઞાનને શ્રેષ્ઠ કહ્યું છે તો હવે તેનું સ્વરૂપ, તેનો અધિકારી અને તેનું ફળ ટૂંકામાં દેખાડેછે—**

**सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि ॥**
**समं पश्यन्नात्मयाजी स्वाराज्यमधिगच्छति ॥९१॥**

સર્વ સ્થાવર જંગમ ભૂતોમાં પોતાનો આત્મા રહેલો છે અને પોતાના આત્મામા સર્વ સ્થાવર જંગમ ભૂતો રહેલાં છે એમ સમાનપણે જે મનુષ્ય

જાણેછે અને જે કર્મ કરે તે બ્રહ્માર્પણ બુદ્ધિથી કરેછે તે મનુષ્ય સ્વારાજ્યને પામેછે. ૯૧

સ્વારાજ્ય એટલે પરમાત્મભાવ અર્થાત્ મોક્ષને પામેછે

આત્મજ્ઞાનમાટે બ્રાહ્મણને ભલામણ કરેછે—

यथोक्तान्यपि कर्माणि परिहाय द्विजोत्तमः ॥
आत्मज्ञाने शमे च स्याद्वेदाभ्यासे च यत्नवान्॥९२॥

શ્રેષ્ઠ બ્રાહ્મણે શાસ્ત્રોક્ત કેટલાએક કર્મોનો ત્યાગ કરીને પણ આત્માના જ્ઞાનમાં, શમમાં અને વેદાભ્યાસમા યત્નવાળા થવુ ૯૨.

શાસ્ત્રોક્ત કર્મો કરવાથી શ્રેષ્ઠતાને પામેલા બ્રાહ્મણે અંતઃકરણની શુદ્ધિના સાધનોરૂપ તે કર્મોનો અંતઃકરણની શુદ્ધિ થયાપછી ત્યાગ કરીને આત્માના જ્ઞાનને માટે યત્નવાળા થવુ આત્માનુ જ્ઞાન થવામાં શમદમાદિસંપત્તિની આવશ્યક્તા છે માટે શમદમાદિસંપત્તિ મેળવવામા યત્નવાળા થવું અને, તે તે સર્વમા પ્રથમ વેદાભ્યાસની જરૂર છે, માટે વેદાભ્યાસમા યત્નવાળા રહેવુ

આત્મજ્ઞાન મેળવવાથીજ કૃતકૃત્યતા થાયછે એ સિદ્ધાંત કહી બતાવેછે—

एतद्धि जन्मसाफल्यं ब्राह्मणस्य विशेषतः ॥
प्राप्यैतत्कृतकृत्यो हि द्विजो भवति नान्यथा ॥९३॥

આ આત્મજ્ઞાનવગેરેને પામીનેજ દ્વિજ કૃતાર્થ થાયછે બીજી કોઇ રીતે કૃતાર્થ થતો નથી તેમા પણ વિશેષે કરીને બ્રાહ્મણનુ જન્મસાફલ્ય તો એજ છે ૯૩

દ્વિજ શબ્દથી ક્ષત્રિય તથા વૈશ્યને પણ આ મહત્ત્વમા અધિકાર દેખાડેલો છે જેના દાખલામા જનક વગેરે છે બ્રાહ્મણ તો મુખ્યત્વે વેદાભ્યાસદ્વારા આત્મજ્ઞાન મેળવીનેજ કૃતાર્થ થાયછે કારણ મોક્ષથી અધિક બીજો કોઇ પુરુષાર્થ નથી મૂળ મતલબ એવી છે કે ક્ષત્રિયવગેરે આત્મજ્ઞાનમા તત્પર રહી જન્માંતરમા બ્રાહ્મણદેહને પામીને આત્મજ્ઞાનરૂપ સાક્ષાત્ સાધનથી મોક્ષ મેળવી શકેછે અને બ્રાહ્મણ તો આત્મજ્ઞાનથી પોતે તેજ જન્મમા મોક્ષ મેળવેછે

આત્મજ્ઞાનની પ્રાપ્તિ વેદથીજ થાયછે એમ દેખાડવાને વેદની પ્રશંસા કરેછે—

**पितृदेवमनुष्याणां वेदश्चक्षुः सनातनम् ॥**
**अशक्यं चाप्रमेयं च वेदशास्त्रमिति स्थितिः ॥९४॥**

વેદ એ પિતૃઓનુ દેવોનુ અને મનુષ્યોનુ સનાતન ચક્ષુ છે અને એ વેદશાસ્ત્ર અશક્ય તથા અપ્રમેય છે એવો સિદ્ધાંત છે ૯૪

પિતૃઓ દેવો તથા મનુષ્યોને માટે હવ્ય કવ્ય અને અન્નના દાનમા વેદજ ચક્ષુની પેઠે પ્રવર્તક હોવાથી તે સનાતન ચક્ષુ છે કેમકે તે વિષયમા કેવળ વેદનુજ પ્રામાણ્ય છે અપ્રત્યક્ષ ફળવાળા હવ્ય, કવ્યનાં દાનવગેરેમા વેદવગર બીજાં પ્રમાણોને અવકાશજ નથી તેમજ તે વેદશાસ્ત્ર અશક્ય છે એટલે કોઈથી બની શકે તેવુ નથી અર્થાત્ વેદ અપૌરૂષેય છે એ વાત સિદ્ધ છે વળી મીમાંસાદિ ન્યાયનો આશ્રય લીધાવગર વેદનો અર્થ સમજાતો નથી તેથી તે અપ્રમેય છે

વેદથી વિરૂદ્ધતા ભરાવનારાં શાસ્ત્રોને અનુસરવાનું અનિષ્ટ ફળ દેખાડેછે—

**या वेदबाह्याः स्मृतयो याश्च काश्च कुदृष्टयः ॥**
**सर्वास्ता निष्फलाः प्रेत्य तमोनिष्ठा हि ताः स्मृताः ॥९५॥**

જે કાઇ સ્મૃતિઓ વેદબાહ્ય હોય કે જે કોઇ દર્શનો વેદવિરૂદ્ધ હોય તે સ્મૃતિઓ તથા તે દર્શનો પરલોકમા નિષ્ફળ થાયછે કારણ કે તેઓના આશ્રયથી નરકપાત થાયછે એમ મન્વાદિકોએ કહેલ છે ૯૫

વેદમૂલક ન હોય એવી સ્મૃતિઓ તથા એવા દર્શનો જે નાસ્તિક લોકોના હાથથી લખાયેલા હોય તેનાથી પરલોકમા ઉત્તમ ગતિ થતી નથી એટલુજ નહિ પણ સ્વધર્મત્યાગને લીધે તે નરકપાતના હેતુભૂત થાયછે કારણકે તેવા શાસ્ત્રો પૌરૂષેય હોવાથી ભ્રમ પ્રમાદ, વિપ્રલિપ્સાવગેરે પુરૂષના દોષોના સ્વભાવથી અવળે રસ્તે ચડાવનારા હોયછે

ઉપર જણાવેલાં વેદબાહ્ય શાસ્ત્રોની નિષ્ફલતાવગેરે હેતુસહિત જણાવેછે—

**उत्पद्यन्ते च्यवन्ते च यान्यतोऽन्यानि कानिचित् ।**
**तान्यर्वाक्कालिकतया निष्फलान्यनृतानि च ॥९६॥**

વેદવગરના જેઓના મૂળ છે એવા જે કોઇ શાસ્ત્રો છે તેઓ ઉત્પન્ન થાયછે અને નાશ પામેછે અને અર્વાચીન કાળમા થવાને લીધે નિષ્ફળ

તેમજ મિથ્યા છે ૯૬

જે શાસ્ત્રોનું મૂળ વેદમાં ન હોય એવા કેટલાએક શાસ્ત્રો પુરૂષે રચેલા હોવાથી જેમ ઉત્પન્ન થાયછે તેમ નષ્ટ પણ તુરત થાયછે અને તે શાસ્ત્રો આધુનિક હોવાથી નિષ્ફળ તથા અસત્ય છે

ચાતુર્વર્ણ્ય વગેરે સઘળુ અન્યશાસ્ત્રોથી નહિ પણ વેદથીજ પ્રસિદ્ધ થાયછે એમ દેખાડેછે—

**चातुर्वर्ण्यं त्रयो लोकाश्चत्वारश्चाश्रमाः पृथक् ॥**
**भूतं भव्यं भविष्यं च सर्वं वेदात्प्रसिद्ध्यति ।९७।**

ચાર વર્ણો, ત્રણ લોકો, જૂદાજૂદા ચાર આશ્રમો, ભૂત, વર્તમાન અને ભવિષ્ય ઇત્યાદિ સઘળુ વેદથીજ પ્રસિદ્ધ થાયછે ૯૭

ब्राह्मणोऽस्य मुखमासीत् । ઇત્યાદિ શ્રુતિઓથીજ બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારવર્ણ પ્રસિદ્ધ થાયછે તેમજ વેદનો આશ્રય કરવાને લીધે સ્વર્ગાદિ લોક પણ વેદથીજ જાણવામાં આવેછે બ્રહ્મચર્યવગેરે આશ્રમોનુ મૂળ પણ વેદજ છે, વળી ભૂત ભવિષ્ય તથા વર્તમાન છે તે સઘળુ अग्नौ प्रास्ताहुतिः । એ ન્યાયથી વેદથીજ પ્રસિદ્ધ થાયછે આ સઘળુ વ્યવહારાદિથી સ્વતંત્રપણે જાણી શકાય તેવુ નથી,

ઉપરના શ્લોકમાં કહેલા વિષયનોજ વિસ્તાર કરેછે—

**शब्दः स्पर्शश्च रूपं च रसो गन्धश्च पञ्चमः ॥**
**वेदादेव प्रसूयन्ते प्रसूतिगुणकर्मतः ॥ ९८ ॥**

ઉત્પત્તિ, ગુણો અને કર્મસહિત શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને પાચમો ગધ એઓ પણ વેદમાથીજ નિકળેછે ૯૮

એટલે એ સઘળુ વેદથીજ જાણી શકાયછે

વેદની પ્રશસાના પ્રકરણનો ઉપસહાર કરેછે—

**बिभर्त्ति सर्वभूतानि वेदशास्त्रं सनातनम् ॥**
**तस्मादेतत्परं मन्ये यज्जन्तोरस्य साधनम् ॥ ९९ ॥**

સનાતન વેદશાસ્ત્ર સર્વભૂતોનુ ધારણ કરેછે માટે જીવોને પુરૂષાર્થના ઉત્તમ સાધનરૂપ એ વેદશાસ્ત્રજ છે એમ હુ માનુછુ ૯૯

યજ્ઞાદિકકર્મના સ્વરૂપનો ઉપદેશ આપી તેમા પ્રવર્ત્તાવી આ જગતનું ધારણ કરનાર વેદજ છે અને સ્વર્ગાદિ સુખો અને મોક્ષના સાધન બતાવનાર પણ વેદજ છે તેથી વેદનેજ સર્વશ્રેષ્ઠ માનવામા આવેછે

હવે વેદશાસ્ત્રને જાણનારની ઉત્કૃષ્ટતા દેખાડેછે—

**सेनापत्यं च राज्यं च दण्डनेतृत्वमेव च ॥**

**सर्वलोकाधिपत्यं च वेदशास्त्रविदर्हति ॥ १०० ॥**

વેદશાસ્ત્રને જાણનાર પુરૂષ સેનાપતિપણાને રાજ્યને, દંડનેતાપણાને અને સર્વલોકોના અધિપતિપણાને પણ પામવાને યોગ્ય છે ૧૦૦

મતલબ કે વેદશાસ્ત્રને જાણનાર પુરૂષ સર્વથી શ્રેષ્ઠ તથા વિશેષ યોગ્યતાવાળો મનાયછે

દોષોનો નાશ કરવામાં વેદશાસ્ત્ર જાણનારનો પ્રભાવ જણાવેછે—

**यथा जातबलो वह्निर्दहत्यार्द्रानपि द्रुमान् ॥**

**तथा दहति वेदज्ञः कर्मजं दोषमात्मनः ॥ १०१ ॥**

જેમ બળવાન અગ્નિ લીલા વૃક્ષોને પણ બાળી દેછે તેમ વેદવેત્તા પુરૂષ પોતાના કર્મથી થએલા પાપોને બાળી દેછે ૧૦૧

વેદવેત્તા પુરૂષથી અજાણતા કંઇ પાપ થઇ જાય તો તે તેના વેદાભ્યાસના પ્રભાવથી નાશ પામી જાયછે આ રીતે વેદ એ અહિતનિવૃત્તિના હેતુરૂપ પણ છે આ ઉપરથી વેદવેત્તાએ જાણી જોઈને કંઇ પાપકર્મ કરવું એવો આશય બિલકુલ નથી. કહ્યું છે કે—

न वेदबलमाश्रित्य पापकर्मरतिर्भवेत् ।

अज्ञानाच्च प्रमादाच्च दह्यते कर्म नेतरत् ॥

પુરૂષે "હું વેદના બળથી પાપોને નષ્ટ કરી નાખીશ" એવા વિચારમા તણાઇને પાપકર્મમા રૂચિવાળા થવું નહિ. કારણકે અજ્ઞાનથી કે પ્રમાદથી થએલા પાપકર્મને વેદ બાળી દેછે પણ જાણી જોઇને કરેલા પાપને બાળતો નથી તેનું ફળ તો તેના કર્તાને ભોગવવુંજ પડેછે

વેદવેત્તાને ગમે તે આશ્રમમાં સિદ્ધિ મળીશકવાવિષે કહેછે—

**वेदशास्त्रार्थतत्त्वज्ञो यत्रतत्राश्रमे वसन् ॥**

**इहैव लोके तिष्ठन्स ब्रह्मभूयाय कल्पते ॥ १०२ ॥**

વેદશાસ્ત્રના અર્થ તથા તત્વને જાણનાર પુરૂષ ગમે તે આશ્રમમાં વસનો હોય તો પણ અને આ લોકમાંજ રહેતાં તે બ્રહ્મસ્વરૂપને પામવાને સમર્થ થાયછે. ૧૦૨.

જે પુરૂષ વેદવેત્તા છે તે બ્રહ્મચર્ય આદિ ગમે તે આશ્રમનો વસનો હોય જ્યાં આ લોકમાંજ એટલે દેહ છૂટી ગયા પહેલા પણ મુક્તજ છે અર્થાત્ જીવન્મુક્તજ છે એમ સમજવું

શાસ્ત્રીય સદાચાર પાળનાર બ્રાહ્મણની સર્વોત્તમતા કહેછે—

**अज्ञेभ्यो ग्रन्थिनः श्रेष्ठा ग्रन्थिभ्यो धारिणो वराः॥**
**धारिभ्यो ज्ञानिनः श्रेष्ठा ज्ञानिभ्यो व्यवसायिनः१०३**

અલ્પશાસ્ત્રને ભણનારાઓ કરતાં સમગ્રશાસ્ત્રને ભણનારાઓ શ્રેષ્ઠ છે, સમગ્રશાસ્ત્રને ભણનારાઓકરતા તે ભણેલા શાસ્ત્રોને નહિ ભૂલનારાઓ શ્રેષ્ઠ છે, ભણેલાં શાસ્ત્રોને નહિ ભૂલનારાઓકરતા ભણેલા શાસ્ત્રોના અર્થને જાણનારાઓ શ્રેષ્ઠ છે અને ભણેલા શાસ્ત્રોના અર્થને જાણનારાઓકરતા શાસ્ત્રોમા કહેલા અર્થપ્રમાણે વર્તનારાઓ શ્રેષ્ઠ છે ૧૦૩

તત્વ સમજી તે પ્રમાણે વર્તે તેજ શ્રેષ્ઠ ગણાયછે સમજ્યા છતાં આચરણ ૬૧૮ હોય તો તે નહિ સમજેલાકરતા પણ વધારે ખરાબ છે

બ્રાહ્મણને માટે તપ અને વિદ્યાનું ફળ કહેછે—

**तपो विद्या च विप्रस्य निःश्रेयसकरं परम् ॥**
**तपसा किल्बिषं हन्ति विद्ययाऽमृतमश्नुते ॥१०४॥**

તપશ્ચર્યા અને વિદ્યા એ બન્ને, બ્રાહ્મણનું ઉત્તમ કલ્યાણ કરનાર છે કારણ કે બ્રાહ્મણ તપવડે પાપનો નાશ કરેછે અને વિદ્યાવડે મોક્ષને પામેછે ૧૦૪.

તપ स्वधर्मवृत्तित्वम् । એ મહાભારતના વચનપ્રમાણે વર્ણ અને આશ્રમને અનુસરીને પોતાના ધર્મમા વર્તવુ એ તપ કહેવાયછે તે તપ અને વિદ્યા એટલે આત્મવિદ્યા એ બન્નેથી બ્રાહ્મણનુ પરમ કલ્યાણ થાયછે કારણકે તપથી તેના અંતઃકરણના મલ આવરણાદિ દોષો નાશ પામેછે અને આત્મવિદ્યાવડે તે મોક્ષને પામેછે

**યથાર્થ ધર્મ જાણવાથી બ્રાહ્મણનું પોતાનું કલ્યાણ છે અને એવો બ્રાહ્મણજ બીજાઓને યથાર્થ ધર્મનો ઉપદેશ કરી શકેછે તેથી**

યથાર્થ ધર્મને જાણવાનાં સાધનો દેખાડેછે તથા તે સાધનો બરાબર જાણવાની ભલામણ કરેછે—

**प्रत्यक्षं चानुमानं च शास्त्रं च विविधागमम् ॥**
**त्रयं सुविदितं कार्यं धर्मशुद्धिमभीप्सता ॥ १०५ ॥**

ધર્મશુદ્ધિને જાણવાની ઇચ્છાવાળા પુરૂષે પ્રત્યક્ષ, અનુમાન અને અનેક પ્રકારના આગમોવાળું શાસ્ત્ર એ ત્રણે પ્રમાણોને યથાર્થ જાણવાં જોઇએ. ૧૦૫.

ધર્મના તત્વને જાણવાની ઇચ્છાવાળા પુરૂષે પ્રત્યક્ષ પ્રમાણ તથા અનુમાન પ્રમાણ યથાર્થરીતિથી જાણવું જોઇએ. તેમજ ધર્મના સાધનરૂપ દ્રવ્યો, તેઓની જાતિ તથા ગુણ, એઓનું તત્વ જાણવામાટે તથા ધર્મનુંસ્વરૂપ જાણવા માટે વેદમૂલક અનેક પ્રકારનાં સ્મૃતિવગેરે શાસ્ત્રો જેઓને આગમ કહેવામાં આવેછે તેસહિત વેદશાસ્ત્ર પણ જાણવું જોઈએ. આ પ્રમાણે મનુને પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ એ ત્રણ પ્રમાણોજ અભીષ્ટ છે. કારણકે ઉપમાન તથા અર્થાપત્તિવગેરે બીજાં પ્રમાણો અનુમાનમા આવી જાયછે. ધર્મમાં મુખ્ય પ્રમાણ શબ્દ એટલે વેદ છે અને તેમાં સમજવામા ભૂલ ન થાય તેમાટે પ્રત્યક્ષ તથા અનુમાન પ્રમાણ ઉપયોગી છે

ધર્મનો યથાર્થ નિર્ણય કેમ થાય! તેવિષે કહેછે—

**आर्षं धर्मोपदेशं च वेदशास्त्राविरोधिना ॥**
**यस्तर्केणानुसंधत्ते स धर्मं वेद नेतरः ॥ १०६ ॥**

જે પુરૂષ વેદનો તથા વેદાનુયાયિ સ્મૃત્યાદિગ્રંથોનો, વેદશાસ્ત્રને વિરોધ ન કરે એવા તર્કથી વિચાર કરે તે પુરૂષજ ધર્મને જાણેછે, બીજો કોઇ જાણી શકતો નથી. ૧૦૬.

ઋષિઓએ દૃષ્ટ હોવાથી આર્ષ એટલે વેદનો અને વેદમૂલક સ્મૃતિવગેરે ગ્રંથોમાં કહેલા ધર્મોપદેશનો વેદશાસ્ત્રથી અવિરૂદ્ધ, એવા મીમાંસાદિ ન્યાયથી જે વિચાર કરેછે તેજ ધર્મને જાણેછે માટેજ ધર્મને જાણવામાં સાધન વેદ છે અને ઇતિકર્તવ્યતાના સ્થાનમાં મીમાંસા છે.

ઉક્તપ્રકરણનો ઉપસંહાર કરેછે અને આ સમગ્ર માનવધર્મશાસ્ત્રના ઉપસંહારરૂપ પ્રકરણનો ઉપક્રમ કરેછે—

नैःश्रेयसमिदं कर्म यथोदितमशपेतः ॥
मानवस्यास्य शास्त्रस्य रहस्यमुपदिश्यते ॥ १०७॥

નિઃશ્રેયસ' એટલે મોક્ષ આપનાર જે કર્મ હતુ તે સમગ્ર યથાર્થ પ્રમ રથી કહ્યું હવે મનુએ તેના આ શાસ્ત્રનું જે રહસ્ય છે તેનો ઉપદેશ કરુ છુ ૧૦૭

રહસ્ય એમ કહીને ધર્મના નિર્ણયની બાબતમા આ વિષય પૂર્ણ લક્ષમા રાખવાયોગ્ય છે એમ જણાવ્યુ છે

આ શાસ્ત્રમાં ધર્મનું નિરૂપણ સમગ્રપણાથી કહેલુ નથી એવી શંકા કરનારને નીચેના સામાન્ય વાકયથી સમગ્રધર્મોનો ઉપદેશ આ શાસ્ત્ર કરેછે એ પ્રમાણે બોધ આપેછે—

अनाम्नातेषु धर्मेषु कथं स्यादिति चेद्भवेत् ॥
यं शिष्टा ब्राह्मणा ब्रूयुः स धर्मः स्यादशङ्कितः ॥१०८॥

વિશેષપણાથી નહિ કહેના ધર્મોમા શી રીતિથી વ્યવસ્થા કરવી ? એવી શકા થયતો શિષ્ટ બ્રાહ્મણો જેને ધર્મ કહે તે શંકારહિત ધર્મજ છે એમ સમજવુ ૧૦૮

સામાન્યપણાથી કહેના હોય પણ વિશેષપણાથી કહેના ન હોય એવા ધર્મસબધી વિષયોમા મુઝવણ આવે ત્યારે શિષ્ટબ્રાહ્મણો જેમ કહે તેમ કરવુ કારણ કે તેઓ ધર્મને જાણનારા હાયછે તેથી તેના કહેવાપણામાં શંકા કરવી નહિ

શિષ્ટબ્રાહ્મણો કોને કહેવા ? તે જણાવેછે—

धर्मेणाधिगतो यैस्तु वेदः सपरिबृंहणः ॥
ते शिष्टा ब्राह्मणा ज्ञेयाः श्रुतिप्रत्यक्षहेतवः ॥१०९॥

જે બ્રાહ્મણો ધર્મપ્રમાણે અંગવગેરે શાસ્ત્રોસહિત વેદને ભણેલા હોય તેઓ શ્રુતિને પ્રત્યક્ષ રવામા હેતુરૂપ હોવાથી શિષ્ટબ્રાહ્મણો છે એમ જાણવુ ૧૦૮

શાસ્ત્રોક્ત બ્રહ્મચર્યવગેરે ધર્મને પાળી જેઓ વ્યાકરણ વગેરે અંગો અને મીમાંસા, ધર્મશાસ્ત્રો તથા પુરાણવગેરે શાસ્ત્રોસહિત વેદને જાણીને અર્થના

ઉપદેશદ્વારા વેદને પ્રત્યક્ષ કરવામાં કારણરૂપ હોય અર્થાત્ અધ્યયનની પરંપરા ચલાવનારા હોય તે બ્રાહ્મણો શિષ્ટ કહેવાયછે.

ઉપર કહ્યાપ્રમાણે શિષ્ટબ્રાહ્મણોનો સમૂહ હોય તે ધર્મનો નિર્ણય કરનારી પરિષદ્ કહેવાયછે, તો એવી પરિષદ્‌માં તેવા બ્રાહ્મણોની સંખ્યાનો નિયમ કહેછે—

दशावरा वा परिषद् यं धर्मं परिकल्पयेत् ॥
त्र्यवरा वापि वृत्तस्था तं धर्मं न विचालयेत् ॥११०॥

ઓછામાં ઓછા દશ શિષ્ટબ્રાહ્મણો અથવા છેવટમાં છેવટ સદ્‌વૃત્તમાં સ્થિતિવાળા ત્રણ શિષ્ટબ્રાહ્મણો જેમાં હોય એવી પરિષદ્ (સભા) જેને ધર્મ ઠરાવે તેને અપ્રમાણ માનવાનો વિચાર પણ કરવો નહિ. ૧૧૦.

ઘણા શિષ્ટબ્રાહ્મણોનો સમૂહ ધર્મનિર્ણય કરવામાં ભેળો ન થઇ શકે તો પછી ઓછામાં ઓછા દશ બ્રાહ્મણો અને તેટલા પણ ભેળા ન થઇ શકે તો પછી છેવટમાં છેવટ તેવા ત્રણ બ્રાહ્મણ જેને ધર્મ ઠરાવે તેને ધર્મરૂપે કબુલ રાખવો. તેમાં કશી શંકા કરવી નહિ.

દશ બ્રાહ્મણોની પરિષદ્‌નો પ્રકાર કહેછે—

त्रैविद्यो हेतुकस्तर्की नैरुक्तो धर्मपाठकः ॥
त्रयश्चाश्रमिणः पूर्वे परिषत्स्याद्दशावरा ॥ १११ ॥

ત્રણ વેદોને જાણનારા ત્રણ બ્રાહ્મણ, ન્યાયશાસ્ત્રને જાણનાર, મીમાંસા જાણનાર, નિરુક્ત જાણનાર, ધર્મશાસ્ત્રોને જાણનાર અને બ્રહ્મચારી, ગૃહસ્થ તથા વાનપ્રસ્થ, એમ દશ બ્રાહ્મણો મળે ત્યારે તે ઓછામાં ઓછા દશ બ્રાહ્મણોની પરિષદ્ કહેવાયછે. ૧૧૧

ધર્મસંશયનો નિર્ણય કરવામાં જ્યારે દશ બ્રાહ્મણોની પરિષદ્ થાય ત્યારે તેમાં ઉપર જણાવ્યા પ્રમાણે બ્રાહ્મણો લેઇએ

ત્રણ બ્રાહ્મણોની પરિષદ્ કેવી હોવી જોઇએ? તે કહેછે—

ऋग्वेदविद्यजुर्विच्च सामवेदविदेव च ॥
त्र्यवरा परिषज्ज्ञेया धर्मसंशयनिर्णये ॥ ११२ ॥

ધર્મસંશયના નિર્ણયમાં ઋગ્વેદ જાણનાર, યજુર્વેદ જાણનાર અને સામવેદ જાણનાર એક બ્રાહ્મણ હોય તે ઓછામાં ઓછી ત્રણ બ્રાહ્મણોની પરિષદ્ જાણવી ૧૧૨.

ઋગ્વેદવગેરેને અર્થસહિત જાણનાર ત્રણ બ્રાહ્મણોની પરિષદ્ એ ધર્મનિર્ણયમાં દશ બ્રાહ્મણોની પરિષદ્ ન હોય ત્યારે નિર્ણય કરવામાટે ઉપયોગની છે.

ધર્મનિર્ણય કરવામાં મુખ્યત્વે વેદ જાણનારનીજ જરૂર છે એમ કહેછે—

**एकोऽपि वेदविद्धर्मं यं व्यवस्येद्द्विजोत्तमः ॥**
**स विज्ञेयः परो धर्मो नाज्ञानामुदितोऽयुतैः ॥११३॥**

વેદ જાણનારો એક બ્રાહ્મણ પણ જેને ધર્મ છે એમ નિશ્ચયથી કહે તેજ ઉત્તમ ધર્મ છે એમ જાણવું પણ ભલે દશહજારજેટલા મૂર્ખ લોકો સાથે મળ્યા હોય અને તેઓ સાથે મળીને જે કાંઇ કહે તેને ધર્મરૂપે મનાય નહિ. ૧૧૩

વેદના અર્થને તથા ધર્મને જાણનાર એક બ્રાહ્મણ પણ જેને ધર્મ ઠરાવે તે સર્વોત્તમ ધર્મ છે એમ સમજવું પણ વેદ નહિ જાણનારા દશહજારજેટલા લોકો મળીને કહે કે અમુક ધર્મ છે તેને ધર્મરૂપે મનાય નહિ અહિં વેદવિત્ શબ્દ છે તેનો અર્થ વેદોના અર્થ તથા ધર્મ જાણનાર એવો થાયછે આ વાક્ય શ્રેષ્ઠ બ્રાહ્મણના ઉપલક્ષણમાટે છે એટલે સ્મૃતિ, પુરાણ મીમાંસા અને ન્યાયશાસ્ત્ર એઓને જાણનાર હોય અને ગુરૂપરંપરાના ઉપદેશથી ધાર્મિક વિષય જાણતો હોય એવો એક બ્રાહ્મણ પણ ધર્મનો નિર્ણય કરી શકેછે. આવી રીતે ત્રણ બ્રાહ્મણોની પરિષદ્ થઇ શકે તેમ ન હોય તો છેવટ એક વેદવેત્તા બ્રાહ્મણે આપેલો ધર્મનિર્ણય પણ પ્રમાણ ગણાશે

યોગ્યતાવગરના હજારો બ્રાહ્મણો ભેળા થાય તોપણ ધર્મનિર્ણય કરવામાં તેઓને અધિકાર નથી એમ જણાવેછે—

**अव्रतानाममन्त्राणां जातिमात्रोपजीविनाम् ॥**
**सहस्रशः समेतानां परिषत्त्वं न विद्यते ॥ ११४ ॥**

વ્રતવગરના, વેદમંત્રવગરના અને જાતિમાત્રથીજ બ્રાહ્મણ કહેવાતા હોય તેઓ હજારોની સંખ્યામાં સાથે મળે તોપણ તેઓની મંડળી ધર્મનિર્ણય આપનારી પરિષદ્ ગણાતી નથી. ११४.

કારણ કે ધર્મનિર્ણય આપવાનું સામર્થ્ય તેઓમાં હોતું નથી.

ધર્મસંબંધી નિર્ણય કરવાની યોગ્યતાવગરના હોવા છતાં તેવા ગહનવિષયમાં માથું મારનારાઓને થતી હાનિ દેખાડેછે—

**यं वदन्ति तमोभूता मूर्खा धर्ममतद्विदः ॥**
**तत्पापं शतधा भूत्वा तद्वक्तॄननुगच्छति ॥११५॥**

ઘણા તમોગુણવાળા અને ધર્મને નહિ જાણનારા મૂર્ખ લોકો જેને પ્રાયશ્ચિત્તવગેરે ધર્મ કહેછે તે ધર્મ નહિ પણ પાપજ સેંકડોગણું થઇને તે મિથ્યાધર્મ કહેનારાઓને પ્રાપ્ત થાયછે.

વિશેષ તમોગુણવાળા અને ધર્મમાં પ્રમાણભૂત જે વેદ છે તેના અર્થને નહિ જાણનારા અને તેથીજ પૂછવામાં આવેલા ધર્મને નહિ સમજનારા જે બ્રાહ્મણો જે પાપી મનુષ્યને પ્રાયશ્ચિત્ત કહેછે તે પાપી મનુષ્યનું પાપ સેંકડોગણું થઇને તે મિથ્યાધર્મ કહેનારા બ્રાહ્મણોને પ્રાપ્ત થાયછે માટે વગરસમજ્યે કદીપણ ધર્મનો નિર્ણય કોઇને કહેવો નહિ

ભૃગુમુનિ આ ધર્મશાસ્ત્રનો ઉપસંહાર કરતાં મુનિઓને કહેછે—

**एतद्वोऽभिहितं सर्वं निःश्रेयसकरं परम् ॥**
**अस्मादप्रच्युतो विप्रः प्राप्नोति परमां गतिम् ॥११६॥**

આપ્રમાણે પરમ કલ્યાણ કરનારું જે ધર્માદિક કૃત્ય હતું તે સઘળું તમોને કહ્યું. એથી ભ્રષ્ટ નહિ થયેલો બ્રાહ્મણ પરમગતિને પામેછે. ११६.

પ્રથમ અધ્યાયના બીજા શ્લોકમાં સર્વવર્ણોના ધર્મસંબંધી પ્રશ્ન હતો તેના પ્રત્યુત્તરરૂપે આ સમગ્રશાસ્ત્ર કહેવામાં આવ્યું આ શાસ્ત્રમાં કહેલાં કર્તવ્યોમાં પરાયણ રહેનાર બ્રાહ્મણ સર્વોત્તમગતિને પામેછે. કારણ કે તેવો બ્રાહ્મણજ અન્ય સર્વમનુષ્યોને કર્તવ્યપરાયણ રહેવાનો ઉપદેશ આપી તેઓને પણ સદ્ગતિના અધિકારી કરી શકેછે. છેવટના વિષયમાં આત્મજ્ઞાનનો ઉપદેશ કરવામાં આવ્યો છે અને તે પછી કાંઇ કર્તવ્ય રહેતું નથી એટલે પોતપોતાના વર્ણ અને આશ્ર-

મના અધિકારપ્રમાણે વિહિતકર્મો કરી આત્મજ્ઞાન મેળવે એટલે તે મોક્ષરૂપ પરમ કલ્યાણને પ્રાપ્ત થાયછે

**આ ધર્મશાસ્ત્રની પ્રવૃત્તિ લોકોના હિતને માટેજ છે એમ સમજાવેછે—**

## एवं स भगवान्देवो लोकानां हितकाम्यया ॥
## धर्मस्य परमं गुह्यं ममेदं सर्वमुक्तवान् ॥ ११७ ॥

આવી રીતે ઐશ્વર્યાદિગુણવાળા અને જ્ઞાનનો પ્રકાશ કરનારા મનુભગવાને લોકોનુ કલ્યાણ કરવાની ઇચ્છાથી આ સઘળુ ધર્મનું પરમ ગુપ્ત તત્વ મને કહેલુ છે ૧૧૭

ગુપ્ત રાખવાયોગ્ય એટલે નાસ્તિક દાંભિકવગેરેને નહિ કહેવાયોગ્ય તત્વ હુ જે તેમનો શિષ્ય છુ તેને લોકોનુ કલ્યાણ થાય એ હેતુથી મનુભગવાને કહેલુ છે અને તે મે તેમોને કહ્યુ આ પ્રમાણે આ શાસ્ત્રની ઉત્તમ ગુરૂપરંપરા દર્શાવી ધર્મનો વિષય કહેવામા સ્વચ્છંદ કલ્પનાઓ ચલાવવી નહિ પણ ગુરૂના મુખથી તત્વ સમજીને પછી બીજાને ઉપદેશ કરવો એમ દેખાડેલુ છે વળી આ શાસ્ત્ર પોતાની પ્રતિષ્ઠાની આશાથી કે તેવી બીજી કાઇ સ્વાર્થ બુદ્ધિથી કહેવામા આવ્યુ નથી પણ લોકોપકારબુદ્ધિથીજ કહેલુ છે અને તેથી તેવા મહાત્માપુરૂષનુ કથન સપૂર્ણ સત્યજ માનવુ જોઇએ કારણ કે નિ સ્વાર્થ બુદ્ધિથી થતા સત્કાર્યમા અસત્યઆદિ દોષો આવી શકતા નથી

**એ પ્રમાણે શાસ્ત્રનો ઉપસંહાર કરીને મહર્ષિઓના કલ્યાણમાટે પ્રથમ સામાન્ય કહેલા આત્મજ્ઞાનને ઉત્તમ મોક્ષપ્રાપ્તિમાં ઉપકાર કરનાર હોવાથી જાદુ પાડીને વિશેષથી કહેછે—**

## सर्वमात्मनि संपश्येत्सच्चासच्च समाहितः ॥
## सर्वं ह्यात्मनि संपश्यन्नाधर्मे कुरुते मनः ॥११८॥

પુરૂષે સાવધાનપણાથી સ્થૂલસૂક્ષ્મ જે કાઇ પદાર્થો છે તે સર્વ આત્મામાજ રહેલા છે એમ જાણવુ કારણ કે સર્વ આત્મામાજ રહેલુ છે એ પ્રમાણે જાણનાર હોય તે પોતાના મનને અધર્મમા પ્રવૃત્તિ કરવા દેતો નથી ૧૧૮

સદ્ભાવ તથા અસદ્ભાવ એટલે સ્થૂલ સૂક્ષ્મરૂપ અથવા કાર્યકારણરૂપ સમગ્ર જગત બ્રહ્મસ્વરૂપ છે અને તે આત્મામાંજ સ્થિત છે એમ જાણનાર બ્રાહ્મણ એકાગ્ર મનવાળો થઇ ધ્યાનના પ્રકર્ષથી સર્વનો પોતામાંજ સાક્ષાત્કાર કરેછે. કારણ કે સઘળું આત્મામાંજ અન્તર્ગત છે એમ જાણનાર રાગદ્વેષના અભાવને લીધે પોતાના મનને અધર્મમાં જવા દેતો નથી જે કંઇ દ્વૈતપદાર્થ ભાસેછે તે સર્વ અનાદિ કલ્પિત અજ્ઞાનથીજ પોતામાં ભાસેછે પણ તે સર્વ મિથ્યા છે. આત્મા એકજ છે. તે ઉપાધિને લીધે ભિન્ન તથા સવિકાર ભાસેછે પણ સ્વરૂપથી તે નિર્વિકાર અને એક છે આવા જ્ઞાનથી મન અધર્મમાં જતું નથી. આત્મામાં સ્થિતિવાળું થયેલું મન બીજે ક્યાંય જતું નથી અથવા ધારણ કરવાને લીને ધર્મ એટલે બ્રહ્મ અનેતે સિવાયનું સઘળું જે કાંઇ ભાસેછે તે અધર્મ એટલે અનાત્મ પદાર્થો તેમાં મન જતું નથી. જ્ઞાનનું મુખ્ય ફળ મોક્ષ છે અને આનુષંગિક ફળ મનની ચંચળતા મટી જવી તે છે.

એ વિષયનેજ સ્પષ્ટ કરી બતાવેછે—

**आत्मैव देवताः सर्वाः सर्वमात्मन्यवस्थितम् ॥**
**आत्मा हि जनयत्येषां कर्मयोगं शरीरिणाम् ।११९।**

સર્વ દેવતાઓ આત્મસ્વરૂપ છે, સઘળું જગત આત્મામાંજ રહેલું છે અને આત્માજ એ શરીરાભિમાની જીવોને કર્મોનો સંબંધ કરાવેછે. –૧૧૯.

ઈંદ્રાદિક સર્વ દેવો પરમાત્માજ છે કારણ કે સર્વનો આત્મા પરમાત્મા રૂપજ છે. સઘળું જગત આત્મામાંજ રહેલું છે. કારણ કે તે પરમાત્માને લીધેજ ભાસેછે વળી પરમાત્માજ એ ક્ષેત્રજ્ઞવગેરે શરીરાભિમાનીને કર્મોનો સંબંધ કરાવેછે શ્રુતિ પણ એમજ કહેછે કે—

एष ह्येव साधु कर्म कारयति यमूर्ध्व निनीषति ।
एष एवासाधु कर्म कारयति यमधो निनीषति ॥

એટલે જેને ઉંચી ગતિએ લઇ જવાની ઈચ્છા કરેછે તેની પાસે એ સારાં કર્મ કરાવેછે અને જેને અધોગતિએ પહોંચાડવા ઇચ્છેછે તેની પાસે ખરાબ કર્મ કરાવેછે. આવી રીતે યાગાદિ ક્રિયાઓ તથા તેની દેવતાઓ આત્મામાંજ અંતર્ગત છે એમ જોતું જે અગ્નિવગેરે દેવતા છે તે આત્માજ છે તેથી ભિન્ન નથી. एकात्मा बहुधा श्रूयते એટલે એકજ આત્મા બહુ પ્રકારે સંભળાયછે. એ અર્થમાં કહ્યું છે. તથા एकं सद्विप्रा बहुधा वदन्ति । એટલે સત્પદાર્થ જે એક છે તેને બ્રાહ્મણો બહુ પ્રકારે કહેછે. વેદ પણ એમજ જણાવેછે. તેથી કર્મોના દેવતા

ત્રુ આત્માજ દર્પિત છે આ મત્રાનીને દેવતાદિથી કૃત્ય રહેતુ નથી તેને આ-
મસ્વરૂપના જ્ઞાનથીજ સિદ્ધિ છે

કાર્યનો કારણમાં લય થતાં છેવટ આત્માજ રહેછે અને તેથી આત્માજ સત છે અને તે સિવાય જે કાંઇ ભાસેછે તે અસત્ છે એમ દેખાડવામાટે તથા કાર્યનો કારણમાં લય કરવાદ્વારા ચિત્તની આત્મામા સ્થિરતા કરવામાટે દેહસબન્ધી આકાશવગેરેમા બાહ્ય આકાશવગેરેનો લય કરવો એમ જણાવેછે—

खं संनिवेशयेत्खेपु चेष्टनस्पर्शनेऽनिलम् ॥
पक्तिदृष्टयोः परं तेजः स्नेहेऽपो गां च मूर्त्तिपु ।१२०।
मनसीन्दुं दिशः श्रोत्रे क्रान्ते विष्णुं बले हरम् ॥
वाच्यग्निं मित्रमुत्सर्गे प्रजने च प्रजापतिम् ॥१२१॥

બાહ્ય આકાશનો હ્રદયવગેરેના શારીર આકાશમા લય કરવો, બાહ્ય વાયુનો ચેષ્ટા તથા સ્પર્શ કરનારે શારીર વાયુમા લય કરવો, બાહ્ય તેજનો ઉદરના તથા ચક્ષુના તેજમા લય કરવો, બાહ્ય જળનો શારીર જળમા લય કરવો અને બાહ્ય પૃથ્વીનો શારીર પૃથ્વીમા લય કરવો, એવીજ રીતે ચન્દ્રનો મનમા દિશાઓનો શ્રોત્રમા વિષ્ણુનો પાદ ઇંદ્રિયમા, હરનો બળમા, અગ્નિનો વાણીમા, મિત્રદેવનો પાયુ ઇંદ્રિયમા અને પ્રજાપતિનો ઉપસ્થ ઇંદ્રિયમા લય કરવો - ૧૨૦, ૧૨૧

તેમા લય કરવો એટલે તેની તેની સાથે એકત્વની ભાવના કરવી ચન્દ્ર-વગેરે મનવગેરેની દેવતાઓ છે

આવી ભાવનાથી મનની એકાગ્રતા થતાં પરમાત્માનુ ધ્યાન કરવાવિષે કહેછે—

प्रशासितारं सर्वेपामणीयांसमणोरपि ॥
रुक्माभं स्वप्नधीगम्यं विद्यात्तं पुरुपं परम् ॥१२२॥

સર્વના નિયંતા, સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ, શુદ્ધ સુવર્ણસમાન તેજવાળા અને સ્વપ્નના જેવી બુદ્ધિથી જાણી શકાય એવા પરમાત્માનુ ધ્યાન કરવુ ૧૨૨.

વનુ આત્મામાંજ કલ્પિત છે આત્મજ્ઞાનીને દેવતાદિથી કૃત્ય રહેતું નથી. તેને આત્મસ્વરૂપના જ્ઞાનથીજ સિદ્ધિ છે

કાર્યનો કારણમાં લય થતાં છેવટ આત્માજ રહેછે અને તેથી આત્માજ સત્ છે અને તે સિવાય જે કાંઇ ભાસેછે તે અસત્ છે એમ દેખાડવામાટે તથા કાર્યનો કારણમાં લય કરવાદ્વારા ચિત્તની આત્મામાં સ્થિરતા કરવામાટે દેહસંબંધી આકાશવગેરેમાં બાહ્ય આકાશવગેરેનો લય કરવો એમ જણાવેછે—

खं संनिवेशयेत्खेषु चेष्टनस्पर्शनेऽनिलम् ॥
पक्तिदृष्टयोः परं तेजः स्नेहेऽपो गां च मूर्त्तिषु ।१२०।
मनसीन्दुं दिशः श्रोत्रे क्रान्ते विष्णुं बले हरम् ॥
वाच्यग्निं मित्रमुत्सर्गे प्रजने च प्रजापतिम् ॥१२१॥

બાહ્ય આકાશનો હૃદયવગેરેના શારીર આકાશમા લય કરવો, બાહ્ય વાયુનો ચેષ્ટા તથા સ્પર્શ કરવનાર શારીર વાયુમાં લય કરવો, બાહ્ય તેજનો ઉદરના તથા ચક્ષુના તેજમા લય કરવો, બાહ્ય જલનો શારીર જલમાં લય કરવો અને બાહ્ય પૃથ્વીનો શારીર પૃથ્વીમાં લય કરવો, એવીજ રીતે ચંદ્રનો મનમાં, દિશાઓનો શ્રોત્રમાં, વિષ્ણુનો પાદ ઇંદ્રિયમા, હરનો બળમાં, અગ્નિનો વાણીમાં, મિત્રદેવનો પાયુ ઇંદ્રિયમાં અને પ્રજાપતિનો ઉપસ્થ ઇંદ્રિયમા લય કરવો. ૧૨૦, ૧૨૧.

તેમાં લય કરવો એટલે તેની તેની સાથે એકત્વની ભાવના કરવી. ચંદ્રવગેરે મનવગેરેની દેવતાઓ છે.

આવી ભાવનાથી મનની એકાગ્રતા થતાં પરમાત્માનું ધ્યાન કરવાવિષે કહેછે—

प्रशासितारं सर्वेषामणीयांसमणोरपि ॥
रुक्माभं स्वप्नधीगम्यं विद्यात्तं पुरुषं परम् ॥१२२॥

સર્વના નિયંતા, સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ, શુદ્ધ સુવર્ણસમાન તેજવાળા અનેસ્વપ્નના જેવી બુદ્ધિથી જાણી શકાય એવા પરમાત્માનું ધ્યાન કર ૧૨૨

બ્રહ્માથી આરંભી સ્તંબપર્યંત ચેતનઅચેતન સર્વે પદાર્થજાતિના નિયંતા પરમાત્મા છે. એટલે અગ્નિવગેરેમાં ઉષ્ણતાવગેરેનો જે નિયમ છે, સૂર્યવગેરે ગ્રહનક્ષત્રોમાં ભ્રમણ કરવાવગેરે જે નિયમ છે અને કર્મોનાં નિયત ફળનો જે નિયમ છે તે સઘળું પરમાત્માને આધીન છે. આ વિષયમાં एतस्यैवाक्षरस्य प्रशासने गार्गि । એટલે હે ગાર્ગિ! સૂર્યચંદ્ર પરમાત્માની આજ્ઞામાંજ રહેછે. ઇત્યાદિ ઉપનિષદે પ્રમાણ છે. તેમજ—

भयादग्निस्तपति भयात्तपति सूर्यः ।
भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चमः ॥

એટલે પરમાત્માના ભયથી અગ્નિ તથા સૂર્ય તપેછે તથા ઇંદ્ર, વાયુ અને પાંચમો મૃત્યુ એઓ પણ પોતપોતાનાં કામ કરેછે. ઇત્યાદિ શ્રૌતવાક્યો પણ પ્રમાણરૂપ છે. વળી પરમાત્મા સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છે. કેમકે સર્વના આત્મારૂપ છે. શ્રુતિ પણ કહેછે કે—

वालाग्रशतभागस्य शतधा कल्पितस्य च ।
भागो जीवेति विज्ञेयः स चानन्त्याय कल्पते ॥

એટલે વાળના અગ્રભાગના સો ભાગ કર્યા હોય તેમાંના એક ભાગ જેવડો જીવ છે અને અનંત છે મતલબ એજ છે કે ચર્મચક્ષુથી જીવ જોઈ શકાય તેમ નથી તોપછી પરમાત્મા તો ક્યાંથીજ જોઈ શકાય? માટે પરમાત્મા સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છે. જો કે अशब्दमस्पर्शमरूपमव्ययम् । એટલે પરમાત્માનું રૂપ શબ્દવગરનું, સ્પર્શવગરનું અને આકૃતિવગરનું છે. ઈત્યાદિ ઉપનિષદ્ તેનું રૂપ નથી એમ કહે છે તોપણ ઉપાસનાપ્રકરણમાં આ પ્રમાણે રૂપનું ધ્યાન કરવું. એટલામાટેજ છાંદોગ્ય ઉપનિષદ્‌માં સુવર્ણમય પુરુષનું વર્ણન કરેલું છે કે य एषोऽन्तरादित्ये हिरण्मयः । એટલે સૂર્યમંડળમાં જે પુરુષ છે તે હિરણ્મય છે. વળી પરમાત્મા સ્વપ્નસમાન બુદ્ધિથી ગમ્ય છે આ વિશેષણ દર્શાવવામાટે છે કે જેમ ચક્ષુરાદિ બાહ્ય ઇંદ્રિયોના ઉપરામમાં કેવળ મનથીજ સ્વપ્નબુદ્ધિ થાયછે તે પ્રમાણે આત્મબુદ્ધિ પણ બાહ્ય ઉપરામ થાય ત્યારે થાયછે બાહ્ય ઇંદ્રિયોથી આત્મસ્વરૂપ જાણી શકાતું નથી. શ્રુતિ પણ કહેછે કે—

नैवासौ चक्षुषा ग्राह्यो न च शिष्टैरपीन्द्रियैः ।
मनसा तु प्रसन्नेन गृह्यते सूक्ष्मदर्शिभिः ॥

એટલે પરમાત્મા ચક્ષુથી જોઇ શકાતા નથી તેમ અન્ય ઇંદ્રિયોથી પણ પોતપોતાના વિષયરૂપ કરી શકાતા નથી કેવળ નિર્મળમનવડે સૂક્ષ્મદર્શીપુરુષો તેને જાણી શકેછે.

નામરૂપનો ભેદ જણાતાં છતાં પણ તે પરમાત્મા એકજ છે અને સર્વવ્યાપક છે. તેનાવગર 'બીજું' કશું' નથી એમ કહેછે—

एतमेते वदन्त्यग्निं मनुमन्ये प्रजापतिम् ॥
इन्द्रमेके परे प्राणमपरे ब्रह्म शाश्वतम् ॥ १२३ ॥

એ પરમાત્માને કેટલાએક અગ્નિ કહેછે, કેટલાએક મનુરૂપ પ્રજાપતિ કહેછે, કેટલાએક ઇન્દ્ર કહેછે, કેટલાએક પ્રાણ કહેછે અને કેટલાએક શાશ્વત બ્રહ્મ કહેછે ૧૨૩

યાજ્ઞિક લોક એ પરમાત્માની અગ્નિરૂપથી ઉપાસના કરેછે એટલે એતમગ્નિમ્ । ઇત્યાદિ વાક્યથી અગ્નિરૂપે ઉપાસના કરેછે બીજા લોકો, સર્જક હોવાથી મનુ નામના પ્રજાપતિરૂપ તેની ઉપાસના કરેછે, કેટલાએક ઐશ્વર્યવાળા હોવાથી ઇન્દ્રરૂપ તેની ઉપાસના કરેછે કેટલાએક પ્રાણરૂપે ઉપાસના કરેછે કેમકે— સર્વાણિ भूतानि इमानि भूतानि प्राणमेवाभिसंविशन्ति प्राणमभ्युज्जिहते । એટલે પ્રાણનો લાભ કરનારના પ્રાણમાજ પૃથ્વીઆદિ આ સઘળા સૂક્ષ્મ ભૂત ને પદાર્થો લય પામેછે ઇત્યાદિ શ્રુતિમાં પ્રાણને મુખ્ય કહેલ છે વળી જ્ઞાની લોકો સર્વથા પ્રપંચરહિત, સદા આનંદસ્વરૂપ પરમાત્મારૂપે તેની ઉપાસના કરેછે આમ મૂર્ત તથા અમૂર્તસ્વરૂપ બ્રહ્મમાં સર્વ ઉપાસનાઓ શ્રુતિપ્રસિદ્ધ છે

આ સંસારના પ્રવર્તક માયાના સંબંધથી એ પરમાત્માજ એમ દેખાડેછે—

एष सर्वाणि भूतानि पञ्चभिर्व्याप्य मूर्त्तिभिः ॥
जन्मवृद्धिक्षयैर्नित्यं संसारयति चक्रवत् ॥ १२४ ॥

એ પરમાત્મા શરીરારંભક પૃથિવ્યાદિ પંચમહાભૂતોદ્વારા સર્વ ભૂતોમાં વ્યાપ્ત થઈને જન્મ, વૃદ્ધિ અને ક્ષય કરવાથી સર્વદા તેઓને ચક્રની પેઠે સંસારમાં ફેરવેછે. ૧૨૪

એ પરમાત્મા પટમાં તંતુઓની પેઠે વ્યાપ્ત થઈને અંતર્યામીપણાથી સર્વ પ્રાણીઓને ઉત્પત્તિઆદિથી આ સંસારમાં ભ્રમણ કરાવેછે. સત્કર્મના પરિપાકવડે જ્યારે પ્રાણી પરમાત્મસ્વરૂપના જ્ઞાનને પામેછે ત્યારે મોક્ષ થતાં તેનું ભ્રમણ બંધ થાયછે.

ઉપરપ્રમાણે પરમાત્માના ધ્યાન અને જ્ઞાનનું ફળ કહેછે-

एवं यः सर्वभूतेषु पश्यत्यात्मानमात्मना ॥
स सर्वसमतामेत्य ब्रह्माभ्येति परं पदम् ॥१२५॥

એ પ્રમાણે જે પુરુષ સર્વપ્રાણીઓમાં રહેલા આત્માને આત્મા એટલે પોતાની બુદ્ધિથી જાણેછે તે પુરુષ સર્વમા સમાનપણાને પામીને પરમ પદરૂપ બ્રહ્મસ્વરૂપને પામેછે. ૧૨૫

આત્મજ્ઞાનથી બ્રહ્મસાક્ષાત્કારથી પુરુષ બ્રહ્મસ્વરૂપજ થાયછે

આ શાસ્ત્રના પઠનનું ફળ કહી ઉપસંહાર કહેછે—

इत्येतन्मानवं शास्त्रं भृगुप्रोक्तं पठन्द्विजः ॥
भवत्याचारवान्नित्यं यथेष्टां प्राप्नुयाद्गतिम् ॥१२६॥

એ પ્રમાણે ભૃગુમુનિએ કહેલા આ મનુસ્મૃતિરૂપ શાસ્ત્રને ભણનાર દ્વિજ સર્વદા સદાચારવાળા થાયછે અને જે ઇષ્ટગતિની ઇચ્છા હોય તેને ઇષ્ટગતિને પામેછે ૧૨૬

શાસ્ત્રવિહિત આચારનું ગ્રહણ કરવાથી અને શાસ્ત્રનિષિદ્ધ આચારના ત્યાગ કરવાથી સદાચારીપણું કહેવાયછે ઇષ્ટગતિ એટલે સત્કર્મોથી સ્વર્ગની ગતિને પામેછે અને સત્કર્મોથી અંતઃકરણની શુદ્ધિ થતા આત્મજ્ઞાન થાય તો મોક્ષને પામેછે

